# ACT NO. XIV OF 1882.

# सीवील प्रोसीजरकोड.

## સન ૧૮૮૨ નો આકટ ૧૪ મો.

## (દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો.)

[સન ૧૮૮૮ના ૬, ૭ અને ૧૦ માના સુધારા

તથા

ટીકા અને ઇનડેક્ષ સાથે.]

રા. ગોવીંદલાલ બાલાજી સ્માલકાજકોર્ટના વકીલે રચ્યો

તે

છપાવી પ્રસિદ્ધ કરનાર

લલ્લુભાઈ મુળચંદ.

અમદાવાદ

પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં "એંગ્લો વર્નાક્યુલર પ્રિંટીંગ પ્રેસમાં"

[illegible] છાપ્યો.

સંવત ૧૯૪૫. સન. ૧૮૯૦

કિંમત રૂ૦ [illegible]

## નોટીસ.

આ ચોપડી કાયદા પ્રમાણે રજીસ્ટર કરાવી તેના ગ્રંથ સ્વામીત્વના તમામ તરેહના હક્ક પ્રસિદ્ધ કરનારે રાખ્યા છે, માટે જે કોઈ અમારી સહી કર્‍યા વિનાની નકલ લેશે તે અગર હક્ક ભંગ કરશે તે ગુન્હેગાર થશે.

અમારી સહીને બદલે અમારા ચી. વાડીલાલની તે વિષેની સર્ટિફીકેટ રૂપે સહી કરી હશે તો તે પણ ચાલશે. એમાંથી એકેની સહી નહી હોય તો એ નકલ ચોરાથી મળી છે એમ ગણવામાં આવશે.

લલ્લુભાઈ [illegible]

ઠે. આસ્તોડીયાની સડક ઉપર અમદાવાદ સમાચાર આફીસ.

નંબર. 30

તમોને આ ચોપડી કીંમત લેઇ અમોએ વેચાણ આપી છે.

તા૦ માહે . સન ૧૮૯

# अर्पण पत्रिका.

મેહેરબાન સ્વદેષ પ્રેમી,

દીવાન બહાદુર મણિભાઈ જસભાઈ

દિવાન—વડોદરા રાજ્ય.

નામદાર સાહેબ.

આપ વિદ્યાના વિલાસી છો; કાયદાનાં સારાં પુસ્તક રચાતાં જોવા, તથા ગુર્જ્જર ભાષા અને પ્રજાની ઉન્નત્તિ માટે એક સરખા યત્નવાન અને આતુર રહો છો; ન્યાયમાં અતિ નિપુણ-રાજ્યનીતિજ્ઞ પુરૂષરત્ન છો; વિદ્યા, બુદ્ધિ, લક્ષ્મી એ ત્રિપુટી વિભુષિત દીવ્ય દેવાંશી ગુણીજન છો; દેશી રાજ્યવેતાઓમાં આપ અગ્રણી છો, ઔદાર્ય એ આપનો નિત્યક્રમ છે, પરોપકાર એ આપની અચળ ઈચ્છા છે, દયા, ક્ષમા, મમતા એ આપનું સૌજન્ય છે, અને એટલા માટે ગુર્જ્જર અગ્રેસર આપને સમજી, ગુર્જ્જર સાક્ષર આપને માની, પ્રજાના પ્રતિનિધિ-હિતચિંતક અને રાજ્યના સ્તંભ-સલાહકાર જાણી આ પુસ્તક આપ નામદારને નમ્રભાવે સમર્પણ કરૂં છું, તે સ્વિકારી આભારી કરશો.

લી. સેવક,

લલ્લુભાઈ સુરચંદ

# પ્રસ્તાવના.

ઇંગ્રેજી રાજ્યમાં આપણી દિવાની કોર્ટોને સારૂ અગાઉ દિવાની કાયદો સન ૧૮૨૭ નો ૪ થો હતો, અને તે પછી સન ૧૮૫૯ નો ૮ મો આકટ થયો; અને તે પછી લોકોની સ્થીતીમાં દીનપરદીન ફેરફાર થવાથી તે સુધારવાને અને નવો આકટ પસાર કરવાને સારૂ સન ૧૮૬૪ માં તેનું પેહેલ વેહેલું બીલ પ્રસિદ્ધ કરવામાં આવ્યું, બાદ એજ વર્ષના નવંબર માસમાં તે હિંદુસ્તાનની કાયદા બાંધનારી કૌંસીલમાં દાખલ કરવામાં આવ્યું, અને તે કૌંસીલે એક કમીટી ઠરાવી, તેને તપાસવાને તે બીલ સોંપ્યું. તે કમીટીએ સુચવેલા સુધારા વધારા સાથે સન ૧૮૬૫ માં તે બીલ પ્રસિદ્ધ કરવામાં આવ્યું, અને હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરીસાહેબને તે મોકલી દેવામાં આવ્યું. તેમણે તે હિંદુસ્તાનના 'લા' કમીશનરોને અભિપ્રાય માટે મોકલ્યું. તે કમીશનરોએ એવો અભિપ્રાય આપ્યો કે હાલ એ બીલ પસાર ન કરવું, અને જરૂર પડે જે કાયદો ચાલુ છે તેમાં સુધારો, વધારો કરતા જવું જોઇએ, એ વધારે સારૂં છે. સેક્રેટરી આફ સ્ટેટ તેમના સન ૧૮૬૭ ના ફેબ્રુઆરીની તા૦ ૨૫ મીના ડીસપાચમાં તે કમીશનરોનો અભિપ્રાય પસંદ કરી હિંદુસ્તાનની સરકાર ઉપર તે બીલ મોકલી દીધું, પણ તે વિચારમાં પડ્યું, તે પાછું સન ૧૮૭૫ માં તે વાત સજીવન થઇ; અને તે વર્ષમાં સન ૧૮૬૫ ના બીલમાં સુધારો વધારો કરી એક બીલ પ્રસિદ્ધ કરવામાં આવ્યું. તે ઉપરથી હિંદુસ્તાનમાંના કેટલાક જડજો, વકીલો વગરે તરફથી તેમાં ઘણા સુધારા વધારા કરવાનું સુચવવામાં આવ્યું. તે સુધારા વધારા કરવાની યોગ્ય સુચનાઓ ધ્યાનમાં લેઇ સન ૧૮૭૬ માં તે બીલ પ્રસિદ્ધ કરવામાં આવ્યું. અને તે સીલેકટ કમીટીને તેમાં સુધારો વધારો કરવાની સુચના સાથે રીપોર્ટ કરવાને સોંપવામાં આવ્યું. તેમણે કરેલા રીપોર્ટ ઉપરથી પછી છેવટ હિંદુસ્તાનની કાયદા બાંધનારી કૌસીલમાં તા૦ ૨૮, ૨૯ અને ૩૦ મી માર્ચ સન ૧૮૭૭ ને રોજ એ કાયદો પસાર કરવાનાં શું શું કારણો છે, અને તેમાં જે જે સુધારો વધારો કરવામાં આવ્યો છે તે કેવો ઉપયોગી છે તે વિષે તે કૌંસીલના સભાસદોએ ઘણા સુભાષીત ભાષણો કરયાં. અને તા૦ ૩૦ માર્ચ સન ૧૮૭૭ ને રોજ ગ્રેટબ્રીટન અને આયરલાંડના જોડાએલા રાજ્યની રાણી અને હિંદુસ્તાનની નામદાર સેહેનશાહ બાનુ વિકટોરીયાના આ હિંદુસ્તાનના રાજ્યના પ્રતિનિધી લાર્ડ લીટન, જે તે વખતના ગવરનર જનરલ હતા તેમણે આ કાયદો દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત તરીકે ચાલુ કરવાને પોતે મંજુરી આપી.

તે પછી સદરહુ કાયદો સુધારીને સન ૧૮૮૨ નો આકટ ૧૪ મો થયો, અને તેમાં સુધારો કરવાના હેતુથી સન ૧૮૮૨ નો ૧૫ મો તથા સન ૧૮૮૬ નો ૪ થો અને ૧૦ મો થયો, તે પછી સન ૧૮૮૭ નો આકટ ૭ મો, અને તે પછી સન ૧૮૮૮ ના ૬ઠ્ઠા ૭ મા અને ૧૦ માથી તેમાં ઘણોક સુધારો થયો છે, એ બધા સુધારા જોવા તપાસવાની હરકત મટાડવાના હેતુથી આ પુસ્તકમાં સુધારા વધારા મુજબ કલમો સુધારી તૈયાર કરીને આ કાયદો પ્રસિદ્ધ કરયો છે.

દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીતી બાબતના આવા ઉપયોગી કાયદાની ટીકા બાહાર પાડવી એ કામ કઠણ છે. આ કામ અગાઉ યુરોપીયન બારીસ્ટરો વગરે ઇંગ્રેજીમાં કરતા, પણ હવે દેશીઓએ પણ એવા પ્રયત્ન કરી તેમના દેશની જેટલી સેવા બજી શકે

તેટલી બજાવી પોતાનો જન્મ સફળ કરવો જોઇએ, એ દરેક સ્વદેશાભિમાની દેશીની ખાસ ફરજ છે, એમ તેઓ શિખતા જાય છે, માટે અમારી ફરજ બજાવવા અમે પણ આ પ્રયત્ન કરેલો છે.

આવાં મહત્વનાં પુસ્તકો સારી મેહેનત લીધા વગર જેવાં જોઈએ તેવાં ઉપયોગી થઈ શકતાં નથી, તેથી અમે બનતી મેહનત લેવામાં કસુર રાખી નથી. આ ગ્રંથ તૈયાર કરવામાં કેટલાક પુસ્તકોની મદદ લીધી છે, ને તેમાંથી દરેક કલમ ઉપર પ્રીવીકૌંસીલે તથા હિંદુસ્તાનની જુદી જુદી હાયકોર્ટોએ સન ૧૮૮૯ આખર સુધી જે જે ફેંસલા કરેલા છે તે સારાંશમાં બતાવેલા છે એટલુંજ નહી, પણ જે ફેંસલાઓ જુના દિવાની કાયદાની કલમો ઉપર થએલા તે પણ બતાવેલા છે. વળી તે ફેંસલા દરેક કલમની બાબતના તે કલમ નીચે ટાંકવામાં આવ્યા છે. એટલા હેતુથી કે કાયદાની મદદથી ધંધો કરનારાઓને દરેક વાત શોધી કાહાડવાને સુગમ પડે.

વળી જેમ હાથા વગરનું ઓજાર બાંડુ માલમ પડે તેમ બાબતવાર ઇનડેક્ષ વગરનુ પુસ્તક પણ બાંડુ માલમ પડે, તેથી તે અડચણ મટાડવાને સારૂ આ સાથે એક વિસ્તીર્ણ ઇનડેક્ષ છપાને બાબતવાર અક્ષરાનુક્રમ સાંકળીયું પણ દાખલ કરવામાં આવ્યું છે.

આટલું કર્યા છતાં પણ તેમાં કાંઇ ભુલ ચુક, દોષ કિંવા વિરૂદ્ધતા હોય તો, વાંચનાર ગ્રહસ્થો મને મેહેરબાનીરાહે ક્ષમા કરશે, અને તે લખી જણાવશે તો તેમનો હું ઘણોજ ઉપકાર માનીશ એટલુંજ નહી, પણ બીજી આવૃતિ બાહાર પાડતી વખતે તેમની એ સુચના બનતાં સુધી વિચારમાં લેઇ સુધારીશ. આ ટીકાનુંપુસ્તક બાહાર પાડવામાં મ્હારૂં આ ત્રીજું પ્રયત્ન છે.

આ પુસ્તક વડોદરા રાજ્યના દિવાન બાહાદુર રા. રા. મણીભાઇ જસભાઈ સાહેબ જેવો વિદ્યાવૃદ્ધિ પાછળ ઘણી મેહેનત લે છે, અને સારા ગ્રંથકારોને ઉત્તેજન આપવાને હમેશ ખંતીલા છે, તેથી આ ટીકા સહિતનું પુસ્તક તેઉ સાહેબને અર્પણ કરવાને વિનંતી કરવામાં આવી, અને તેઉ સાહેબે અમારી માગણી મેહેરબાની કરીને સ્વીકારી અને તેમ થવા દેવાને પોતાની મુબારક પરવાનગી આપી, તેથી આ જગોએ મ્હારે તેમનો મ્હોટો ઉપકાર માનવાની શુભ તકનો લાભ લેવો જોઇએ, અને કેહેવાને માટે ભુલવું નહી જોઇએ કે કાઠીયાવાડ અને બીજા દેશી રાજાઓએ અમોએ કરાર, પુરાવની ટીકાઓનાં ઉમદાં પુસ્તકો હમણાં છપાવી બાહાર પાડયાં છે તેને ઘટતી મદદ આપી છે, તેમજ આ ઉપયોગી કાયદાના ગ્રંથને ઉત્તેજન આપી તેમની ઉદારતા અને કેળવણીને જેબ આપવાને નહી ચુકશે.

આ ગ્રંથ રચવામાં સ્માલકાજકોર્ટના વકીલ રા. ગોવિંદલાલ બાલાજીની કેવળ મદદ છે, તેથી હું તેમનો મ્હોટો ઉપકાર માનું છું. આ કાયદાની ટીકા અમદાવાદમાં કસ્તુર વીરચંદે તથા સમશેર બાહાદુરે અગાઉ બાહાર પાડેલી હતી, પણ તે કરતાં આ પુસ્તકમાં અશમાન જમીનનો ફેર માલમ પડશે. જો કે કદમાં, મતલબમાં અને ઉપયોગમાં પણ આ પુસ્તક ઘણું મ્હોટું અને ઉપયોગી છે, તોપણ આ ગ્રંથ તૈયાર કરવાની મેહેનતના પ્રમાણમાં અમોએ આ ગ્રંથની કીમત સર્વને લેવાને બની આવે, તેથી બહુજ સસ્તી રાખી છે.

અમદાવાદમાં આસ્તોડીયાની સડક ઉપર અ. સ. આફીસ.

શેવક. લલુભાઇ સુરચંદ,
અમદાવાદ સમાચારનો માલેક.

## આ કાયદામાં આધાર બતાવવાને વપરાએલા ટુંકા શબ્દોનો ખુલાસો નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| આગ્રા. | નાર્થ વેસ્ટ પ્રાવીન્સની આગ્રા હાયકોર્ટમાં ચુકેલા ફેંસલા. |
| અલ્હા. | નાર્થ વેસ્ટ પ્રાવીન્સની અલ્હાબાદ હાયકોર્ટમાં ,, |
| અલ્હા. હા. રી. | અલ્હાબાદ હાયકોર્ટ રીપોર્ટ. |
| બં. લા. રી. | બંગાળા લા રીપોર્ટ. |
| બં. લા. રી. એફ. બી. | બંગાળ લા રીપોર્ટસ, ફુલબેંચ. |
| મું. હા. રી. | મુંબઈ હાયકોર્ટ રીપોર્ટ. |
| બોલન. લા. રી. | બોલનોઈસ લા. રીપોર્ટ. |
| ક. લા. રી. | કલકત્તા લા રીપોર્ટ. |
| કાર. અગર કોરીટ. | કોરીટન્સ રીપોર્ટ. |
| ઈ. જ્યુ. | ઇંડયન જ્યુરીસ્ટ. |
| ઈ. જ્યુ. (એન. એસ). | ઈંડિયન જ્યુરીસ્ટ. નવી સીરીઝ. |
| ઈ. જ્યુ. (ઓ. એસ). | ઈંડીયન જ્યુરીસ્ટ જુની સીરીઝ. |
| ઈ. લા. રી. ક. | ઈંડિયન લા રીપોર્ટ કલકત્તા. |
| ઈ. લા. રી. મું. | ,, મુંબાઈ. |
| ઈ. લા. રી. મ. | ,, મદ્રાસ. |
| ઈ. લા. રી. અ. | ,, અલ્હાબાદ. |
| માર્શ. | મારસેલ્સ રીપોર્ટ. |
| મુર. ઇ. અ. | મુર્સ ઈંડિયન અપીલ્સ. |
| સેલ. રી. | સીલેક્ટ રીપોર્ટ. |
| સ. દિ. અ. | સદર દિવાની અદાલત. |
| સ. દિ. અ. નાં. વે. | સદર દિવાની અદાલત નાર્થ વેસ્ટ પ્રાવીન્સ. (વાવ્યપ્રાંત). |
| ટી. અને બી. | ટેલર અને બેલ્સ રીપોર્ટ. |
| સ. વી. રી. | સધરલંડ વીકલી રીપોર્ટ. |
| સ. વી. રી. ફુ. બે. | સધરલંડ વીકલી રીપોર્ટ, ફુલબેંચ. |
| ક. વી. રી. વા. | કલકતા વીકલી રીપોર્ટ, વાલ્યુમ. |
| વા. | વાલ્યુમ. |
| લા. રી. ઈ. અ. | લા રીપોર્ટ ઇંડ્યન અપીલ્સ. |
| લા. જ. ઈ. અ. | લા જર્નલ ઈંડ્યન અપીલ્સ. |
| મ. જ્યુ. વા. | મદ્રાસ જ્યુરીસ્ટ વાલ્યુમ. |
| સી. અને પી. | ક્યારીંગટન અને પેનીસ રીપોર્ટ. |
| કાર. અને એમ. | ક્યારીંગટન અને માર્સમેન રીપોર્ટ. |

| | |
|---|---|
| બી. અને સી. | બાર્નવાલ એન્ડ ક્રેસવેલ રીપોર્ટ. |
| એમ. અને આર. | મુડી અને રાબીનસન રીપોર્ટ. |
| સ્ટાર્ક. | સ્ટાર્કીસ રીપોર્ટ. |
| એમ. અને એસ. | માલ અને સેલવીન. |
| એમ. અને. ડબલ્યુ. | મીશન અને વેલ્સબી. |
| એમ. અને એમ. | મુડી અને માલકીન્સ રીપોર્ટ. |
| ક્યામ્પ. | ક્યામ્પબેલ્સ રીપોર્ટ. |
| એ. અને ઈ. | આડોલફ્સ એલીસ રીપોર્ટ. |
| લા. જે. પી. | લા જર્નલ પ્રોબેટ કેસસ. |
| બી. અને એ. | બાર્નવાલ અને આલડરસન્સ રીપોર્ટ. |
| ટાન્ટ. | ટાન્સ રીપોર્ટ. |
| લા. જ. એકસ. | લા જર્નલ એકસચેકર. |
| લા. જ. સી. પી. | લા જર્નલ કામન પ્લી. |
| એમ. અને જી. | મેનીંગ અને ગ્રેનજર્સ રીપોર્ટ. |
| એચ. અને સી. | હર્લસ્ટોન અને કોર્ટમ્યાન. |
| ચે. ડી. | ચેંબર ડીવીઝન. |
| ઈ. કો. ડા. | કોવેલ ઈંડયન ડાયજેસ્ટ. |
| ઇક્વી. ચે. ડી. | ઈક્વીટી ચેંબર ડીવીઝન. |
| એકસ. ચે. ડી. | એક્સચેકર ચેંબર ડીવીઝન. |
| આર્ચ. | આર્ચબોલ્ડનું પુસ્તક. |
| વી. રી. | વીકલી રીપોર્ટ. |
| મ. હા. રી. | મદ્રાસ હાયકોર્ટ. |
| સ્પે. અ. | સ્પેશીઅલ અપીલ. |
| લા. રી. ઈ. અ. | લા રીપોર્ટ ઈંડિયન અપીલ્સ. |



# ઇનડેક્ષ.

ઇયાને

## મુળાક્ષરાનુક્રમ પ્રમાણે બાબતવાર સાંકળીયું.

### અ.

## ખ.

**ઝ.**



**ટ.**

## દ.

## ધ.



## ન.

## પ.

## ફ.

## બ.



## ભ.



## મ.

## ર.



## ય.

## લ.

## વ.

## શા.

## સ.

## હ.

# અનુક્રમણિકા.



# ACT NO. XIV. OF 1882.

## THE CODE OF CIVIL PROCEDURE.

## સને ૧૮૮૨ નો આકટ ૧૪ મો.

### સન ૧૮૮૮ ના આકટ ૬, ૭ અને ૧૦ માના સુધારા સાથે

## દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો.

ઈંડિયાના ગવરનર જનરલ ઈન કૌંસીલનો હેઠળ લખેલો આકટ, ગવર્નર
જનરલસાહેબે સન ૧૮૮૨ ના માર્ચ મહીનાની ૧૭ મી
તારીખે મંજુર કર્યો, તે સઘળા લોકોને જાણુ થવા
સારૂ છાપીને પ્રસિદ્ધ કર્યો છે.

## દિવાની ન્યાયાધિકારી કોર્ટોનું કામ ચલાવવાની રીતના કાયદા એકત્ર કરવાનો તથા સુધારવાનો આકટ.

ઉદ્દેશ. દિવાની ન્યાયાધિકારી કોર્ટોનું કામ ચલાવવાની રીતના કાયદા એકત્ર કરવા તથા સુધારવા યોગ્ય છે; માટે નીચે પ્રમાણે કાયદો કરયો છે:—

### પ્રારંભનો વિષય.

ટુંકુ નામ તથા શરૂઆત. ૧. આ આકટને "દીવાની કામ ચલાવવાની રીતનો કાયદો" કેહેવો, અને તે સન ૧૮૮૨ ના જુન માસની પેહેલી તારીખે અમલમાં આવશે.

સ્થાનિક વ્યાપ્તિ. **આ કલમ અને ૩ જી કલમ આખા બ્રિટીશ ઈંડિયાને લાગુ છે. બાકીની કલમો, સન ૧૮૭૪ ના ૧૪ મા આકટમાં જે સેડયુલ્ડ ડિસ્ટ્રીકટ ઠરાવેલા છે તે શિવાયના, આખા બ્રિટિશ ઈંડિયાને લાગુ છે.**

**ટીકા**—હિંદુસ્થાનમાં ઈંગ્રેજી રાજ્યમાં હરકોઈ નવો પ્રાંત મેળવવામાં આવે તો, તેનો સમાસ થાય છે (ઓકીનીયલીસાહેબની ટીકા પાનું. ૧ લું.)

શીડયુલ્ડવાળા જીલ્લાઓ મુંબાઈ ઈલાકામાં નીચે પ્રમાણે છેઃ—

૧. સીંધ પ્રાંત.

૨. પંચમાહાલ.

૩. એડન.

૪. નીચેના મેવાશી ઠાકોરોનાં ગામો.—

(૧) કાઠીનું પારવી (૨) નાળીનું પારવી (૩) સીંગપુરનું પારવી (૪) ગાઓહલીનું વાલવી (૫) ચીખલીનું વાંસદા (૬) નવલપુરનું પારવી.

આ શિવાય મદ્રાસમાં ૨૬, બંગાળામાં ૫, વાવ્યપ્રાંતમાં ૬, પંજાબમાં ૮, સેંટ્રલ-પ્રાવીન્સસમાં ૫૪, શેડયુલ્ડ ડીસ્ટ્રીકટો છે. વળી તે શિવાય દુર્ગઆન્ડેમાન, જાકોબાર, અજમેર, મેરવાડા, આસામના ચીફકમીશનરના તાબાનો સઘળો પ્રદેશ, આરાકાનના ડુંગરનો પ્રદેશ, માનપુર પ્રગણું, મોસરની છાવણી એ સઘળા પ્રદેશો પણ શેડયુલ્ડ ડીસ્ટ્રીકટોમાં ગણાએલા છે.

જે દાવામાં તકરારી મીલકત રૂ. ૧૦૦૦) કરતાં વધારે કીમતની હોય, તે તમામ દિવાની કામમાં સોંથલ પ્રગણાના ઠરાવ ઉપર હાયકોર્ટમાં અપીલ ચાલે છે. (ઈ. લા. રી. ૧૦ ક. પાનું ૭૬૧).

શબ્દાર્થ. **૨. વિષયમાં અથવા પુર્વાપર સબંધમાં કાંઈ બાધ ન આવે તો, આ આકટમાં નીચેના શબ્દોનો અર્થ નીચે પ્રમાણે કરવોઃ-**

"બાબ." **"કલમ, પરીશીષ્ટ તથા બાબ" એટલે, આ કાયદાની કલમ, પરીશીષ્ટ તથા બાબ સમજવાં.**

"ડિસ્ટ્રીકટ." "ડિસ્ટ્રીકટ કોર્ટ." **"ડિસ્ટ્રીકટ" એટલે, અવલ હકુમતવાળી મુખ્ય દિવાની કોર્ટ (જેને આ આકટમાં આગળ ડિસ્ટ્રીકટ કોર્ટ એવું નામ આપ્યું છે), તેની હકુમતની સ્થાનીક હદ સમજવી, અને તેમાં હાઇકોર્ટની સાધારણ અવલ દિવાની હકુમતની સ્થાનીક હદનો સમાવેસ થાય છે. ડિસ્ટ્રીકટ કોર્ટથી હલકા દરજ્જાની દરેક કોર્ટને તથા પ્રત્યેક સ્માલકાજ કોર્ટને, આ કાયદાના કામ સારૂ હાઇકોર્ટના અને ડિસ્ટ્રીકટ કોર્ટના તાબાની કોર્ટ ગણવી.**

**ટીકા**—મુંબાઈ ઈલાકામાં હાલ નીચે પ્રમાણે ડીસ્ટ્રીકટો છે.

૧ અમદાવાદ, ખેડા, પંચમાહાલ, ભરૂચ, સુરત, થાણા, કોલાબા, નાશીક, ખાનદેશ, અમદનગર, પુના, રત્નાગીરી, સતારા, સોલાપુર, બેલગામ, ધારવાડ, કલાદગી, રકને,, ા કરાંચી, હૈદ્રાબાદ, સીકારપુર, થર અને પારકર, અપરસીંધ ફ્રાન્ટીઅર.

આ ડીસ્ટ્રીકટોની હદમાં વખાવખ ફેરફાર કરી બીજી ડીસ્ટ્રીકટમાં તેમાંનાં ગામો નાંખવા તથા નવી ડીસ્ટ્રીકટ બનાવવા મુંબઈ સરકારને અખત્યાર છે.

હિંદુસ્તાનમાં બે જાતની કોર્ટો છે. (૧) બાદશાહી સનદથી સ્થાપેલી (૨) બાદશાહી સનદથી નહી સ્થાપેલી.

સન ૧૮૬૮ ના આકટ ૧ લાની કલમ ૨ ની રકમ ૧૧ પ્રમાણે હાઈકોર્ટ એટલે ઊંચામાં ઊંચી દરેક ઠેકાણેની અપીલની દિવાની કોર્ટ છે.

"પ્લીડર". **"પ્લીડર" એટલે, કોર્ટમાં બીજાને વાસ્તે હાજર થવાનો અને તેનો પક્ષ લેઇને બોલવાનો જેને હક્ક મળ્યો હોય, તેવો દરેક સખસ સમજવો, અને તેમાં હાઇકોર્ટના અટર્ની, વકીલ અને આડવોકેટનો સમાવેસ થાય છે.**

"સરકારી પ્લીડર." **"સરકારી પ્લીડર" એમાં, આ કાયદામાં જે કામો સરકારી પ્લીડરે કરવાં, એમ સ્પષ્ટ રીતે કહેલું હોય, તેવાં બધાં અથવા તેમાંનાં કાંઇ કામ કરવા સારૂ સ્થાનીક સરકારે કોઇ અમલદારને નીમ્યો હોય, તેનો પણ સમાવેશ થાય છે.**

**ટીકા**—પ્લીડરો કરતાં આડવોકેટનો વધારે હક્ક છે. તેઓ હાયકોર્ટની અપીલ બાજુમાં હાજર થઈ તકરાર કરીશકેછે. ઈ. લા. રી. ૬ ક. પાનું ૫૮૫. પણ તેઓ રજીસ્ટ્રારની ઓફીસમાં કાંઇ અપીલ અગર અરજી ફાઈલ હરી શકતા નથી. ૧૩, વી. રી. પાનું ૬૦. વકીલ દરમિયાન હોવા શીવાય બારોબર તેઓ અસીલ પાસેથી હકીકત સમજી શકે છે. (૨૪. વી. રી. ૧૫); તેઓ પોતાની ફી બાબત બંધનકાર્ક કરાર કરી શકતા નથી, દાવો કરી શકતા નથી, અગર તે બાબત તેમના ઉપર દાવો ચાલતો નથી. ૩ અ. પાનું ૮૩ તથા ઈ. લા. રી. ૩ મ. પાનું ૧૩૮. જે બારીસ્ટર એડવોકેટ નથી તેમની બાબતમાં બીજી રીતે છે. ફીશ્નારાવ વિ. મતું કીસ્તના, ૪ મ. પાનું ૨૪૪.

ઈંગ્લાંડમાં કોનસલનો મુકરદમા ઉપર સંપુર્ણ અખત્યાર હોય છે, એટલે તે કેવી રીતે ચલાવવો તથા તેને લગતુ જે જરૂરીયાત હોય તે તમામ કરવા બાબતમાં, જેમકે કામના કાગળો ખેંચી લેવા, જ્યુરરો પાછા બોલાવવા, સાક્ષીને બોલાવવો નહી અને તેવીજ બીજી બાબત મુકરદમાનો બંદોબસ્ત રાખવા સબંધી તથા તપાસ ચલાવવા સબંધીમાં હોય છે. ૨૯ લા. જ. ૩૯૭. માટે કોનસલ જુરરને પાછો બોલાવે, એટલે અસીલે સમાધાનમાં પોતાની કબુલાત આપી નથી, એ હકીકત તેજ વખતે સામા પક્ષકારને જણાવવામાં આવી નથી, અને જોપણ તે સમાધાન એ અસીલને બંધનકાર્ક છે, અને તે બાબતમાં જે કરાર થયેલો હોય તેજ કરાર રદ કરવાને પુક્ત કારણ ના હોય, તોપણ ફક્ત ભુલના કારણ શિવાય કબુલતના આધારથી કરેલો હુકમ રદ થઈ શકતો નથી. પરંતુ જો ખોટા વિચારથી તે કબુલત આપવામાં આવેલી હોય અથવા ખોટી હકીકત કેહેવા ઉપરથી અથવા જોઈતું સાધન નહી હોવાથી અથવા કોનસલ પોતાની કબુલત આપે તે વખતે કોનસલની રૂબરૂ જે જે હકીકત હોવી જોઈએ તે તમામ હકીકત ના હોય તો, તે કબુલત અસીલને બંધનકાર્ક નથી. હોલ્ટ વિરૂદ્ધ જેસી. ૩ ચ. ડી. ૧૭૭.

હિંદુસ્થાનમાં અમુક બાબતનો ફેંસલો હોય અને તે ફેંસલા ઉપર અપીલ કરવી નહી એવો કોનસલે કરાર કર્યો હોય તો, તે અસીલને બંધનકાર્ક છે. મુનસી અમીરઅલી વિ. મહારાણી ઈંદરજીતસીંગ. ૧૪ મુર. ૨૦૭.

વકીલોએ પોતાના અખત્યારની અંદર શુદ્ધ અંતઃકરણથી જે કામ કરેલાં હોય તે પક્ષકારોને બંધનકારક છે, અને ફક્ત સમજની ચુક કરવાથી તે ફ્લો દૂર થઈ શકતાં નથી. પરંતુ જે ખાસ બાબતમાં વકીલને રાખવામાં આવેલા હોય તે બાબતમાં તેઓને સામાન્ય રીતનો જે અધિકાર હોય તે અધિકાર આ આધારથી વકીલ જે હકીકત કહે તે ઉપરથી કોર્ટ ચાલતા પેહેલાં ઘણી સાવધગીરી રાખવી જોઈએ. એકાદો વકીલ એક કામ ચલાવતો હોય અને તે દરમિયાનમાં વસુલ આપ્યાની બાબત તથા પક્ષકારો વચ્ચેના હિસાબની સ્થીતીની કબુલત આપે તો તે તેના અસીલને બંધનકારક છે. માટે વકીલે કબુલત લખેલી હોય તો જ્યાં સુધી તે કબુલત વિરૂદ્ધ કોઈ વકીલ આફીડેવીટ કરી કાંઈ હકીકત કેહે નહી ત્યાં સુધી તે લખેલી હકીકત સાચી માનવી જોઈએ. તેમજ જો તે કબુલત જબરજે ખોટી માનેલી ના હોય તો તે સાચી માનવીજ જોઈએ. ૧૬ વી. રી. ૧૦૭. પરંતુ એકાદા વકીલને સાક્ષી તરીકે તપાસવામાં આવે તો તેની આપેલી શાહેદી કબુલત તરીકે ગણાતી નથી. ૨, સેવ. ૮૮. મોઘમ શબ્દોથી વકીલાતનામું આપવામાં આવેલું હોય તો તેથી વકીલને દાવો ખેંચી લઈ પોતાના અસીલને બંધનમાં લાવવાને અખત્યાર છે. ૫ વી. રી. ૮૮. પરંતુ તેમના સામાન્ય રીતના અધિકાર પ્રમાણે જે દાવામાં તે વકીલ હોય તે દાવાનું સમાધાન કરવાને અખત્યાર નથી, અથવા હમેશની રીતી પ્રમાણે પ્રતીવાદીના બચાવનું કામ ચલાવવાને બદલે વાદી સોગન લે તે ઉપરથી પોતાના અસીલને બંધનમાં લાવવાને તેને અખત્યાર નથી, અગર તકરારી મીલકતનો ભાગ આપવાને પણ અખત્યાર નથી. અથવા અટર્ની અગર કોનસલને ઉડાઊ ભરેલી ફી આપવાને અથવા બીજી મીલકત ઉપર હુકમનામું થવા દેવાને અથવા હુકમનામું ચડાવી આપવાને તેમને અખત્યાર નથી. સ્ટોરી આન એજન્સીનો ગ્રંથ આ બાબતમાં જુઓ.

કલકત્તાની હાઈકોર્ટના વકીલોને કલકત્તાની સ્માલકાજકોર્ટમાં કામ કરવાનો હક્ક છે. ૭ વી. રી. ૨૨૮. પરંતુ મુંબાઈની હાઈકોર્ટના વકીલોને તે હક્ક નથી; ઈ. લા. રી. ૮ મું. પાનું ૧૦૫. તેમ બંગાળાની જીલ્લાકોર્ટના વકીલોને પણ તે હક્ક નથી, ૧૦. વી રી. ૮૨. અમુક વકીલનો કેઈ કોર્ટમાં કામ કરવાનો હક્ક છે તેનો આધાર તેના સર્ટીફીકટના શબ્દો ઉપર છે. સન ૧૮૭૯ ના આકટ ૧૮ મા ( લીગલ પ્રાકટીસનર )ની કલમ ૧૦ અને પરીશીષ્ટ ૨ જું જુઓ.

જુના વકીલ હોય તેનો મુકરદમા ઉપર તમામ અખત્યાર છે, માટે તેમણે જે બાબતો અપીલમાં છોડી દીધેલી હોય તે બાબતોની તકરાર કરવાને તેમની પાછળથી થએલા વકીલને પરવાનગી આપી શકાતી નથી. ૧૨ વી. રી. પાનું ૩૭૫. તકરાર કરતાની દરમિયાનમાં વકીલ અઘટીત શબ્દો વાપરે તો તે બંધ કરવા જોઈએ. ૧૪ વી. રી. પાનું ૫૩, અને જો તે ખોટી વર્તણુંક ચલાવે છે તો તેને સાંભળવાને કોર્ટ ના કેહેવાને મુખત્યાર છે; પરંતુ જે કામમાં તે વકીલ હોય તે કામના ગુણદોષ ઉપરથી તપાસ કર્યા શિવાય તે કામ કોર્ટ કાહાડી નાંખી શકતી નથી. ૪ વી. રી. પાનું ૬૭. વકીલને અસીલ તરફથી જે હકીકત મળેલી હોય તે રજુ કરવાને તેને ફરજ પાડવી નહીં જોઈએ, કારણ કે જે કાંઈ હકીકત તે કેહે છે તે બાબત તે જવાબદાર છે. સન ૧૮૭૨ ના પુરાવ આકટની કલમ ૧૪૯ અને ૧૫૦ જુઓ.

એકાદો વકીલ હાયકોર્ટમાં અપીલ કરે તો તે પોતે પોતાનાં અપીલનાં કારણો વિશે

સર્ટીફીકટ આપી શકતો નથી. ૧૪ વી. રી. ૧૬૮. જો એકાદો વકીલ અપીલની યાદદાસ્ત ઉપર સહી કરે, અને પછી તે અપીલમાં તકરાર કરવાને હું તૈયાર નથી તે કારણથી ના કેહે, તો તેણે વકીલ તરીકે પોતાનું કામ કરવાને કસુર કરી તે વિશે કોર્ટ વ્યવસ્થા કરી શકે છે. ૧૫ વી. રી. પાનું ૧૪૩.

વકીલ પોતાની ફી બાબત કરાર કરી શકે છે અને તે વિશે દાવો પણ કરી શકે છે, અને તે કરારની શરતો વકીલાતનામામાં દાખલ કરવામાં આવી હોય તો, મુખજુબાની નો પુરાવ લેઈ શકાતો નથીઃ ઈં. લા. રી ૫ મું. પાનું ૨૫૮. પરંતુ તે પ્રસંગે તે વકીલાતનામા ઉપર કરાર પ્રમાણે સ્ટાંપ જોઈએ. ૪ આગ્રા પાનું. ૨૮૬.

વકીલ કામ કબુલ કરે તે પેહેલાં અગર તે વખતે કામ જીતે તો વધારે ફી આપવી એવો કરાર કરવામાં આવે તેમાં કાંઈ ખોટું નથી. ઈ. લા. રી. ૮ મું. ૪૧૩. પરંતુ અમુક મુકરદમાનું વકીલાતનામું તે કબુલ કરે અને ત્યાર પછી હમેશની રીતી પ્રમાણેની ફી કરતાં વધારે ફી કામ જીતવાથી આપવામાં આવે એવો કરાર કરેલો હોય તો, તે અવેજ વિનાનો છે. ઈં. લા. રી. ૨ મું. પાનું ૩૬૨.

દાવાની રકમમાંથી અમુક હિસ્સો ઈનામ બદલ મળવાને કરાર કરવામાં આવેલો હોય, અને જો વકીલ એમ બતાવે નહી કે તે વ્યાજબી છે અને તેમણે પોતાના અસીલનો અઘટીત રીતે ફાયદો લીધો નથી, તો તે કરારનો અમલ કરવો નહીં જોઈએ. ૧ અ. પાનું. ૧ તથા ઈં. લા. રી. ૩ મ. ૬૩૮. અને જો વકીલ પોતાના અસીલના એજંટ તરીકે અગર કાયદેસર સલાહ આપનાર તરીકે કામ કરતો હોય તો, તેમની વચ્ચમાં કોઈ કરાર થએલો હોય તેનું વ્યાજબીપણું બતાવવાનો બોજો વકીલને શીર છે. ૨ વી. રી. ૩૦૭ તથા ૪ વી. રી. પાનું. ૮૬. વાબ્યપ્રાંતમાં વકીલ દાવો ચલાવવાવે અથવા દાવામાં બચાવ કરવાને ફી લે એટલે તે છેવટ સુધી કામ ચલાવવાને તથા બીજી ફી લીધા શિવાય બજાવણી બાબત તમામ દરખાસો કરવા બંધાએલો છે, માટે જો અસલ નીમેલો વકીલ તે દરખાસો કરી શકે તેવું નથી એમ બતાવવામાં ના આવે તો, તે દરખાસોની બીજી ફી અપાવી શકાતી નથી. ૧ અ. પાનું ૧૨૩. વકીલે સંપુર્ણ રીતે દાવો ચલાવવામાં પોતાની ફરજ બજાવી ના હોય અગર તેના અસીલે તેને છોડી દીધો હોય તો, ફીના દાવા બાબત દાવાનું કારણ ઉત્પન્ન થતું નથી. ૬ મ. પાનું. ૨૬૫, અને ૭ મું. પાનું. ૧૩૨ ખોટીવર્તણુંક અથવા પોતાના કામમાં કસુર કર્યા શિવાય ફોજદારી ગુન્હામાં વકીલને ખશેડી શકાતો નથી. ૧ મું. પાનું. ૧૩૬.

વકીલ પોતાના અસીલનું હુકમનામું ખરીદ કરે તે બરોબર નથી. ૨ અ. પાનું. ૪૬, અને જે કોર્ટમાં તે કામ કરતો હોય તે કોર્ટની હકુમતની અંદર કાંઈ દાવો કરવા લાયક દાવો ખરીદ કરવાને તેને મનાઈ કરવામાં આવી છે. સન ૧૮૮૧ ના આકટ ૪ થાની કલમ ૧૩૬, તેમ પોતાના અસીલના મુખત્યારને અસીલની માહેતી વિના વિશેશે કરીને ફી લેતા પેહેલાં પોતાની ફી ઉપર કાંઈક ટકા આગી શકતો નથી. ૧૧ બં. લા. રી. પાનું ૩૧૨ ૧૭ વી. રી. પાનું. ૩૩૮ અને ૪૦૫.

જે ખરચ ખરી રીતે લેહેણું થયેલું હોય તે ખર્ચના વ્યાજબી દરના વ્યાજ સુધાંતના જાંમીન અટર્ની પોતાના અસીલ તરફથી લે તેમાં અટકાવ થતો નથી. ઈ. લા. રી. ૩ ક.

પાનું ૪૭૩. પરંતુ હવે પછી જે ખર્ચ થાય તેના જામીન તે લેઈ શકતા નથી. ૨ ડી. એફ. અને જે. ૧૦૫. પરંતુ આ નિયમ જીલ્લામાં જે અટર્ની જીલ્લાનું કામ કરતો હોય તેને અગર જીતવામાં આવે તો ફી આપવી એવો કરાર હોય તેને લાગુ છે કિંવા નહી, તે એક સવાલ છે, ૧ ચ. ડી. ૫૭૩. પરંતુ જો અટર્ની જીલ્લાની અંદરની કોર્ટોમાં વકીલ તરીકે કામ કરે તો, તેને વકીલની માફકજ ફી મળવાનો હક્ક છે, પરંતુ જે કામ જીલ્લાની અંદર તેમણે કરેલું હોય તેનો વકીલના કામની અંદર સમાસ થતો ના હોય તો, તેની અટર્ની માફક વ્યવસ્થા કરવામાં આવશે. ફેંસલો થયા પછી તેમને દાવાનું સમાધાન કરવાને અખત્યાર નથી અને તેનો ફક્ત અખત્યાર પોતાના અસીલને જેમ બને તેમ તે ફેંસલાનો ફાયદો મેળવી આપવાનો છે. લોવગ્રોવ વિ. વાઈટ. લા. રી. ૬ શી. પી. પાનું. ૪૪૦.

એકાદા સોલીસીટરને તેમના અસીલે છોડી દીધો હોય તો, જેમ તેમનો બીજા દસ્તાવેજો ઉપર હક્ક સબંધ છે તે પ્રમાણેજ તરજુમા ઉપર તેમનો હક્ક સબંધ છે, માટે કપટથી જે શરતોથી તે બચે તેવી શરતો ના હોય તો તેમને તે રજુ કરવાની ફરજ પાડી શકાતી નથી. ઈ. લા. રી. ૪ મું. પાનું. ૩૫૩.

જે અટર્ની પોતાના અસીલનું કામ પોતાની મેળે છોડી દે તે પોતાના અસીલના કાગળો ઉપરનો હક્ક ખુએ છે. ઇ. લા રી. ૬ ક. પાનું ૧, અને તે સામા પક્ષકાર તરફથી દાવામાં કામ કરી શકતા નથી. ઈ. લા. રી. ૬ ક. ૭૯. જે મીલકતનો કોર્ટથી વહિવટ થતો હોય તે મીલકતના કાગળો ઉપર અટર્નીનો ખર્ચ બદલ કાંઇ હક્ક સબંધ નથી. લા. રી. ૯ ચ. ૯૧૩. જ્યારે અસીલ બાળક હોય ત્યારે અટર્ની કેટલાક કામમાં પોતાનું ખર્ચ જરૂરીયાત ખર્ચ તરીકે વસુલ કરી શકે છે. ઈ. લા. રી. ૭ ક. પાનું ૧૪૦.

આ કલમ તથા ૩૬, ૩૯ અને ૩૬૫ કલમો એકઠી વાંચતાં કોર્ટના રોલ ઉપર જે એડવોકેટ હોય, તે એક વકીલ દાવો કરનાર તરફથી જે કામ કરી શકે છે તે તમામ કામ પણ કરી શકે છે, પરંતુ વકીલાતનામાની બાબતમાં તેને મારી છે, અને તેની બાબતમાં હાયકોર્ટ જે કાંઈ નિયમો કરે તે તેને લાગુ છે. આવો કાંઈ વિરૂદ્ધ નિયમ કરવામાં આવ્યો નથી, તેથી તે એડવોકેટ પક્ષકાર તરફથી બારોબાર હકીકત મેળવી શકે છે, અને તે કાયદાના કારણસર પોતાના અસીલ તરફથી કામ કરી શકે છે ઈ. લો. રી. ૯ અ. પાનું ૬૧૭.

"કલેકટર" **"કલેકટર" એટલે, જમીનના મેહેસુલના કલેકટરનું કામ કરનાર દરેક અમલદાર સમજવો.**

"હુકમનામું" **"હુકમનામું" એટલે, દીવાની કોર્ટમાં કાંઈ હક્ક માગ્યો હોય તે બાબત અથવા ઉતર પક્ષ બતાવ્યો હોય તે બાબત પદ્ધતિ પ્રમાણે કરેલા જે ઠરાવથી, ઠરાવ કરનારી કોર્ટ પુરતો, ફરીયાદ અથવા અપીલનો નીકાલ થાય એવો ઠરાવ સમજવો. ફરીયાદ અરજી નામંજુર કર્યાનો હુકમ અથવા હીસાબ લેવાનું ફરમાવ્યાનો હુકમ અથવા જે તકરાર ૨૪૪ મી કલમમાં કહેલી કે તેમાં હવાલો આપેલી હોય, પણ ૫૮૮ મી કલમમાં જણાવેલી ન હોય, તેવી કોઈ તકરાર નક્કી કર્યાનો હુકમ આ વ્યાખ્યામાં આવી જાય છે. ૫૮૮ મી કલમમાં બતાવેલો કોઇ હુકમ આ વ્યાખ્યામાં આવી જતો નથી.**

ટીકા—આ કાયદાની કલમ ૨૦૬ નીચેની નોટ જુઓ.

દાવો એ શબ્દમાં હરકોઈ પ્રોસીડીંગ કે જેમાં છેવટે હુકમનામાનો સમાવેશ થાય છે, જેમકે બજાવણીના કામમાં કલમ ૨૪૪ પ્રમાણે હુકમ કરવામાં આવે છે, તે આ કલમ પ્રમાણે દાવો ઇઆને મુકરદમો છે. ઈ. લા. રી. ૬ મું. પાનું. ૫૪; અને આવા કામમાં જે અસલ દાવાની શરૂઆતમાં તે પ્રોસીડીંગ ચાલેલું હોય તે સદરહુ અસલ દાવાના પક્ષકારોને બંધનકાર્ક છે. ઇ. લા. રી. ૬ અ. પાનું ૨૬૯. મુદતના આકટોની બાબતમાં સંક્ષેપ અને રેગ્યુલર એ પ્રમાણે દાવાના વિભાગ કરવામાં આવેલા હોય છે. ઈ. લા. રી. ૧૦ મ. પાનું ૧૧૯ તથા ઈ. લા. રી. ૬ મું. પાનું ૫૪.

આ કાયદાની કલમ ૫૪૫ પ્રમાણે હુકમનામાની બજાવણી બંધ રાખવાને જીલ્લા જડજે ના કહી હોય તો, તે હુકમ આ કલમ પ્રમાણે હુકમનામું છે, માટે તે ઉપર અપીલ ચાલી શકે છે. ઈ. લો. રી. ૧૨ મું પાનું. ૨૭૯.

અર્માન ઉપર અમુક હિસ્સાની વેહેચણ કરી દાવાના પક્ષકારોને તે હિસ્સા આપવા એવું કમીશન કાહાડવાનો ઠરાવ કરેલો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે તે હુકમનામું થાય છે. ઇ. લો. રી. ૧૨ ક. પાનુ. ૨૦૯.

આ કાયદાની કલમ ૩૯૬ પ્રમાણે હુકમ કરી વેહેચણના દાવામાં પક્ષકારોનો હક્ક ઠરાવવામાં આવેલો, પણ તેઓના હિસ્સા હુકમનામાની બજાવણીમાં નક્કી કરવાના હતા, તે હુકમ આ કાયદા પ્રમાણે હુકમનામું છે, માટે તે ઉપર અપીલ ચાલી શકે છે ઈ. લો. રી. ૧૨ ક. પાનું ૨૭૩.

વેહેચણ કરવાના દાવામાં પ્રોસીડીંગ ચાલતાની દરમિયાનમાં એક હુકમ કરવામાં આવ્યો, તેથી દાવાના કેટલાક પક્ષકારોની સ્થીતી નક્કી કરવામાં આવી, પણ હરેક પક્ષકારના બરોબર હક્ક બાબત ઠરાવ કરવામાં આવ્યો નહી હતો, તો તે હુકમ તે હુકમનામું નથી, માટે તે ઉપર અપીલ ચાલતી નથી. ઈ લા. રી. ૧૨ ક. પાનું ૨૭૫.

હુકમનામું બજાવવું બંધ રાખવાનો હુકમ આ કાયદાની કલમ ૨૪૩ પ્રમાણે કરેલો હોય તો, તેથી આ કાયદાની કલમ ૨૪૪ મી પ્રમાણે હુકમનામાની બજાવણીના સવાલનો નિર્ણય કર્યો થાય છે, માટે આ કલમ પ્રમાણે તે હુકમનામું છે, સબબ તે ઉપર અપીલ ચાલે છે. ઈ. લા. રી. ૧૩ ક. પાનું ૧૧૧.

આ કલમમાં દાવાની અરજી રદ કરવી એવા શબ્દો છે, તે ફકત આ કાયદાની કલમ ૫૩–૫૪ માં ઠરાવેલી બાબતને લાગુ છે, એમ નથી. ઈ. લા. રી. ૧૩ ક. પાનું ૧૮૯.

ફુલબેંચે ઠરાવ્યું છે કે આ કાયદાની કલમ ૩૮૧ મી પ્રમાણે ખર્ચના જામીન આપવાને વાદીએ કસુર કરવાથી દાવો કાહાડી નાંખ્યાનો હુકમ છે તે હુકમનામુ છે, માટે તે ઉપર અપીલ ચાલી શકે છે, સબબ આ કાયદાની કલમ ૬૨૨ પ્રમાણે હાયકોર્ટ તે હુકમની ફેરતપાસ કરી શકતા નથી. ઈ. લો. રી. ૮ અ. પાનું ૧૦૮.

કોર્ટ ફી જોઇયે તેટલી નથી તેથી પુરાવ લેઈને, પણ કામનો ગુણદોષ જોયા વિના અસલકોર્ટ દાવા કાહાડી નાંખે તો તે ફેંસલો કલમ ૫૪ પ્રમાણે ગણવો જોઈએ. સબબ આ કલમના હેતુ પ્રમાણે આ હુકમનામું છે. ( ઈ. લા. રી. ૧૧ અ. ૯૧. )

"હુકમ" **"હુકમ" એટલે ઉપરની વ્યાખ્યા પ્રમાણે હુકમનામું નહી હોય, એવો દીવાનીકોર્ટનો કોઈ નિર્ણય પદ્ધતિ પ્રમાણે લખ્યો હોય તે.**

**ટીકા**—દાવાની અરજી દાખલ કરવી. ૧૭ વી. રી. પાનું ૬૬૪. આ કાયદાની કલમ ૯૭ પ્રમાણેનો હુકમ. ઈ. લા. રી. ૯ ક પાનું ૧૬૩. પ્રથમના દાવામાં ખર્ચ નહીં ભરવાના કારણથી દાવામાં ચાલતું પ્રોસીડીંગ અટકાવવાની ના કેહેવાનો હુકમ. હાઈડ પાનું ૨૧૨. દાવામાં પક્ષકાર વધારવાને ફરમાવવાનો હુકમ. ૩ બં. લા. રી. પાનું. ૧૧૩. ઈસ્યુ કાહાડીને એવો ફેંસલો આપેલો કે પ્રતીવાદીએ અમુક હીયાનામા ઉપર આધાર રાખેલો છે, તે બળવાન નથી. ઈ. લા. રી. ૪ ક. પાનું ૫૩૧. તથા ૩ ક પાનું ૩૧૧. શરતનો અમલ કરવામાં આવે ત્યારે હુકમનામૂં કરવું જોઇએ, તે એક હુકમ છે. ઈ. લા રી. ૯ મું. પાનું ૧૫૪. લવાદનો ફેંસલો ફાઈલ કરવાને ફરમાવ્યાનો હુકમ. ઈ. લા. રી. ૨ અ. પાનું ૪૭૧. અગર તે ફાઈલ કરવાની ના કેહેવાનો હુકમ. ઈ. લા. રી. ૫ અ. પાનું ૩૩૩. તથા વાલ્યુમ ૬ પાનું ૧૮૬. દાવો ખેંચી લેવાની પરવાનગી આપ્યાનો હુકમ. ઈ. લા. રી. ૬ અ. પાનું. ૨૧૧. સીનીયર જડજે કરેલા ફેંસલા સાથે જુનીયર જડજ મળતા આવેલા નહીં, તે ફેંસલાની ફરી તપાસની અરજી કાહાડી નાખ્યાનો હુકમ. ૪ બં. લા. રી પાનું. ૧૦: દસ્તાવેજને તપાસવાનો હુકમ. ૯ મું. ૩૯૮. પ્રીવીકાંઉસીલ ખાતામાં મહારાણીની કાંઉસીલમાં અપીલ કરવા લાયક અયોગ્ય મુકરદમો છે, એવું સર્ટીફીકટ આપવાનો હુકમ. ઈ. લા. રી. ૧ ક. પાનું ૧૧૨; અગર તેવું સર્ટીફીકટ આપવાની ના કેહેવાનો હુકમ. ઈ. લા. રી. ૭ ક. પાનું ૩૩૯.

"ફેંસલો." **"ફેંસલો" આ શબ્દનો અર્થ, કોઇ હુકમનામાનાં અથવા હુકમનાં કારણ દાખલ જડજે કરેલું બ્યાન એવો સમજવો.**

"જડજ." **"જડજ" એટલે, કોર્ટનો અધ્યક્ષસ્થાને બેસનાર અમલદાર સમજવો.**

**ટીકા**—પીનલકોડની કલમ ૧૯ મીમાં જે વાખ્યા આપવામાં આવેલી છે તે સાથે આ વાખ્યાનો મુકાબલો કરો. સન ૧૮૬૯ ના આકટ ૮ માની કલમ ૧૧૨ ના હેતુ પ્રમાણે જે વધારાનો જડજ નીમવામાં આવ્યો હોય તે જીલ્લા જડજ છે. માટે તે કલમમાં બતાવેલા પ્રકારના કામોમાં જીલ્લા જડજના ફેંસલા ઉપર અપીલ ચાલે તે કરતાં તે વધારેના જડજના ફેંસલા ઉપર કાંઈ વધારે અપીલ ચાલતી નથી. ૨૧. વી. રી. પાનું ૩૨૦.

જ્યુડીશીયલ પ્રોસીડીંગ આ શબ્દોની વાખ્યા આ કાયદામાં કરવામાં આવેલી નથી, પરંતુ ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪ માં તે વિશે એવું વર્ણન કરવામાં આવ્યું છે કે, હરકોઈ પ્રોસીડીંગ ચાલતાની દરમિયાનમાં પુરાવ લેવામાં આવે અથવા કામમાં દાખલ કરેલા પુરાવ ઉપરથી કાંઈ ફેંસલો, શીક્ષાનો હુકમ, અગર આખરનો હુકમ કરવામાં આવે તે છે.

"હુકમનામાનો દેણદાર." **"હુકમનામાનો દેણદાર" એટલે, જેની વિરૂદ્ધ હુકમનામું અથવા હુકમ થયો હોય તેવો કોઇ સખસ સમજવો.**

"હુકમનામાવાળો." **"હુકમનામાવાળો" એટલે, બજાવી શકાય તેવું હુકમનામું કે તેવો હુકમ જેની તરફમાં થયો હોય એવો કોઇ સખસ સમજવો; અને એમાં, તે હુકમનામું અથવા હુકમ જે સખસના નામ ઉપર ચઢાવી આપ્યો હોય, તે સખસનો સમાવેશ થાય છે.**

"લેખી." **"લેખી" એમાં, છાપેલાનો અને શીળાથી છાપેલાનો સમાવેશ થાય છે, અને "લેખ" એમાં, છાપ તથા શીળા છાપનો સમાવેશ થાય છે.**

"સહી કરેલું." "સહી કરેલુ" એમાં નિશાની કરનારો સખસ પોતાનું નામ લખી શકે એવો ન હોય ત્યારે "નિશાની કરેલુ" એનો તથા જે સખસ વિશેનો મજકુર હોય તે સખસના નામની સ્ટાંપ (શિક્કા) મારેલું એનો પણ સમાવેશ થાય છે.

"પરરાજ્યની કોર્ટ" "પરરાજ્યની કોર્ટ" એટલે, જેની સત્તા બ્રિટિશ ઇંડીયામાં ન હોય, અને જે ગવરનર જનરલ ઇન કૌન્સિલે સ્થાપેલી ન હોય, એવી બ્રિટિશ ઈંડિયાની હદ્દ બાહારની કોર્ટ સમજવી.

"પરરાજ્યનો ફેંસલો." "પરરાજ્યનો ફેંસલો" એટલે, પરરાજ્યની કોર્ટે કરેલો ફેંસલો સમજવો.

ટીકા—આ કલમ હાયકોર્ટને તેમજ જીલ્લાની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

પરરાજ્યની કોર્ટની વાખ્યામાં પ્રીવીકાંઉસીલનો સમાસ થતો નથી; કારણ કે તેમનો અખત્યાર હિંદુસ્થાન માંહેના રાજ્યની અંદર છે. તેમાં ઈંગ્લાંડ માંહેની તમામ કોર્ટોનો સમાસ થાય છે, તોપણ ૧૩ મા જોર્જના ૩ જા બાબની ૬૩ અને મદ્રાસ રેલવે કંપની વિરૂદ્ધ કાવાના જમીનદારના કામમાં પ્રીવીકાંઉસીલના નામદારસાહેબોએ બતાવેલા વિચારમાં જુઓ.

"સરકારી અમલદાર" "સરકારી અમલદાર" એટલે, નીચે લખેલા પ્રકારો પૈકી કોઇ પણ પ્રકારમાં સમાવેશ થાય એવો કોઇ સખસ સમજવો, એટલે:—

દરેક જડજ;

મલીકામાઆઝમાનો દરેક સનંદી નોકર;

મલીકામાઆઝમાની જમીનપરની અથવા દરીયાઈ ફોજમાંનો હરેક સનંદી અમલદાર, સરકારના હુકમ તળે નોકરી કરતો હોય ત્યાં સુધી;

ન્યાયની કોર્ટનો હરેક અમલદાર જેનું કામ, પોતાના હોદ્દાને લીધે, કાયદાની અથવા હકીકતની કોઈ બાબત ઉપર તજવીજ કરવાનું કે રિપોર્ટ કરવાનું હોય, અથવા કોઈ લેખ કરવાનું કે તે લેખના ખરાપણા વિશે સહી કરવાનું કે તે લેખ રાખવાનું હોય; અથવા કાંઈ મિલકત પોતના હવાલામાં લેવાનું કે તેની વ્યવસ્થા કરવાનું હોય, અથવા ન્યાયની બાબતોની કાંઇ પ્રોસેસો બજાવવાનું હોય, અથવા કાંઇ સોગન આપવાનું, કે અર્થ સમજાવવાનું હોય, અથવા કોર્ટમાં બંદોબસ્ત રાખવાનું હોય, તે તથા તે કામો માંહેનું કોઈ પણ કામ કરવાને કોઇ ન્યાયની કોર્ટે મુદ્દામ અખત્યાર આપેલો હરકોઇ સખસ;

કોઈ સખસને કેદ કરવાનો અથવા કેદમાં રાખવાનો અધિકાર જે હોદ્દાને લીધે મળે તેવો હોદ્દો ધરાવનાર હરકોઈ સખસ;

સરકારનો હરેક અમલદાર જેનું કામ, પોતાના હોદ્દાને લીધે, ગુન્હા અટકાવવાનું, ગુન્હાની ખબર આપવાનું, ગુન્હેગારોને તેઓનો ઇન્સાફ થવા સારૂ કોર્ટોમાં હાજર કરવાનું, અથવા લોકોની તંદુરસ્તી, સલામતી કે અનુકુળતા સંભાળવાનું હોય તો;

હરએક અમલદાર, જેનું કામ પોતાના હોદ્દાને લીધે, સરકારની વતી કાંઈ મિલકત લેવાનું, સ્વીકારવાનું, રાખવાનું કે ખરચવાનું હોય, અથવા

**સરકારની વતી કાંઇ કરાર કરવાનું, માપણી કરવાનું, કે જમાબંદી કરવાનું હોય, અથવા મેહેસુલ બાબતની કાંઈ પ્રોસેસો બજાવવાનું હોય, અથવા સરકારના પૈસા સબંધી લાભની કાંઇ બાબતની તજવીજ કરવાનું કે તે વિશે રિપોર્ટ કરવાનું હોય, અથવા સરકારના પૈસા સબંધી લાભ બાબતનો કાંઇ લેખ કરવાનું, તેના ખરાપણા વિશે સહી કરવાનું તે લેખ રાખવાનું હોય, અથવા સરકારના પઇસા સબંધી લાભની સંભાળને માટે કરેલા કોઇ કાયદા તોડાતા અટકાવવાનું હોય, તે અને હરએક અમલદાર જે સરકારની ચાકરી કે પગારમાં હોય, અથવા જેને કાંઇ સરકારી કામ કરવા સારૂ ફી કે કમિશન મળતું હોય તે.**

"સરકાર" **અને, જ્યાં આ કાયદાનો અમલ ચાલે એવા બ્રિટીશ ઈંડિયાના કોઈ ભાગમાં "સરકાર" એમાં સ્થાનિક સરકાર તેમજ હીંદુસ્તાનની સરકારનો સમાવેશ થાય છે.**

**ટીકા—**આ કલમના હેતુ પ્રમાણે ઓફીશીયલ ટ્રસ્ટી તે સરકારી અમલદાર છે. ઇ. લા. રી. ૧૨ મ. પાનું ૨૫૦.

બંગાળાના ઓફીશીયલ ટ્રસ્ટી તે એક પબ્લીક ઓફીસર છે. ઈ. લા. રી. ૭ ક. પાનું ૪૫૯. સન ૧૮૬૩ ના આકટ ૫ માની કલમ ૬ પ્રમાણે બોર્ડ ઓફ રેવન્યુએ નીમેલો સુપર ન્યુમરરી સીપાઇ તે એક પબ્લીક ઓફીસર છે. ૧૬ વી. રી. ક્રિ. ઠરાવ પાનું ૨૭; તેમજ જેલના નિયમો પ્રમાણે જે કેદીના વાર્ડરો નીમવામાં આવેલા હોય અને જેમનું કામ કેદીઓને કેદમાં રાખવાનું છે, તે પણ પબ્લીક ઓફીસર છે, ૭ વી.રી. ક્રિ. પાનું ૯૯ નાયબ નાજર એક પબ્લીક ઓફીસર છે. ૨ અ. પાનું ૨૯૮: તેમજ દેખીતી રીતે એક પટવારી પણ છે. ૨ અ. પાનું ૧૪૮.

આ કાયદામાં પબ્લીક ઓફીસરની જે વાખ્યા છે તે પીનલકોડની કલમ ૨૧ મીમાં સરકારી નોકરની જે વાખ્યા છે તે પ્રમાણે બરોબર છે. પરંતુ તેમાંથી કેટલીક બાબત છોડી દેવામાં આવી છે.

**દસમું**—હરએક અમલદાર જેનું કામ પોતાના હોદ્દાને લીધે કોઈ ગામ, શેહેર કે જીલ્લાના કાંઈ સામાન્ય લૈકિક કારણ માટે કાંઈ મીલકત લેવાનું, કબુલ કરવાનું, રાખવાનું, કે ખરચ કરવાનું, અથવા કાંઈ તપાસ કે માપણી કે રકમબંદી કરવાનું, અથવા કાંઈ વેરો કે કર વસુલ કરવાનું, અથવા કોઈ ગામ, શેહેર, કે જીલ્લાના લોકોના હક્ક મુકરર કરવા સારૂ કાંઈ લેખ કરવાનું, તેના ખરાપણા વિશે સહી કરવાનું, અથવા તે લેખ પોતાના હવાલામાં રાખવાનું હોય તે.

**દ્રષ્ટાંત.**

મ્યુનિસિપલ કમિશનર સરકારી નોકર છે.

**ખુલાસો ૧ લો**—ઉપર લખેલા બયાનો માંહેના કોઈ પણ બ્યાનમાં દાખલ થાય તે સખસો સરકારી નોકર છે એમ સમજવું, પછી તેઓને સરકારે મુકરર કર્યા હોય કે નહી તોપણ.

**ખુલાસો ૨ જો**—જે જે ઠેકાણે "સરકારી નોકર" એ શબ્દો આવે, તે તે ઠેકાણે તે શબ્દો જે માણસ સરકારી નોકર માફક હોદ્દો ચલાવતો હોય તેને વિશે સમજવા; પછી તે માણસના તે હોદ્દો ચલાવવા બાબતના અખ્તિયારમાં કાયદા સબંધી ગમે તે ખામી હોય તોપણ.

આ ઉપરથી એમ જણાય છે કે મ્યુનશીપાલ કમીશનર અગર ઈંજીનીયર જે મ્યુનીસીપાલેટીનાં નાણાં લે છે અગર આપે છે, તે જો કે એઉ સરકારી નોકરો છે, તોપણ તે પબ્લીક ઓફીસર નથી. રાણિ વિ. નારીતમરામ ઉતારામ. ૬ મું. ફોજદારી ઠરાવ પાનું ૬૪.

ન્યાયનીકોર્ટની વાખ્યા આ કોર્ટમાં આપવામાં આવેલી નથી. પરંતુ તે વાખ્યા પીનલ કોડની કલમ ૨૦ મીમાં નીચે પ્રમાણે છે

"ઈનસાફની કોર્ટ" એ શબ્દોવડે જે જડજને કાયદાથી એકલો રહીને ઈનસાફનું કામ કરવાનો અખ્તિયાર મળ્યો હોય, અથવા જે જડજોને કાયદાથી એકઠા રહીને ઈનસાફનું કામ કરવાનો અખ્તીયાર મળ્યો હોય, તે જડજ અથવા જડજો સમજવા; પણ જ્યારે તે જડજ અથવા જડજો ઈનસાફનું કામ કરતા હોય ત્યારે.

### દ્રષ્ટાંત.

મદ્રાસના કાયદાના પુસ્તક માંહેલા સન ૧૮૧૬ ના ૭ મા કાયદા મુજબ કામ કરનારી પંચાયત, જેને મુકદમાઓની તજવીજ કરીને ફેંસલા કરવાનો અખ્તીયાર છે, તે એક ઈનસાફની કોર્ટ છે.

સન ૧૮૬૮ના આકટ ૧ લાની કલમ ૨ જીની રકમ ૮—૯—૧૦માં હિંદુસ્થાનમાં ઈંગ્રેજી રાજ્યનો અર્થ બતાવેલો છે. માટે તે કલમોનો તરજુમો નીચે પ્રમાણે છે.

રકમ ૮—"બ્રીટીશ ઈંડયા" એટલે હિંદુસ્તાનનો રાજકારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આકટ, એ નામનો વિકટોરીયા રાણીના રાજના ૨૧ મા અને ૨૨ મા વર્ષમાં ૧૦૬ બાબ ઠરયા છે, તે પ્રમાણે પ્રીન્સ આફ વેલ્સ, આયર્લંડ, શિંગાપુર અને મલાકા એ સંસ્થાન સિવાય જેટલો મુલક રાણીસાહેબને હાથ આવ્યો હોય, તેટલો મુલક સમજવો.

રકમ ૯—"હિંદુસ્તાનની સરકાર" એ શબ્દોવડે ઈંડિયાના ગવરનર જનરલ ઈનકાંઉસીલ અથવા હિંદુસ્તાનના ગવરનર જનરલ પોતાની કાંઉસીલથી ગેરહાજર હોય તે દરમિયાનમાં પ્રેસીડેન્ટ ઈન કાઉંસીલ, અથવા એકલા હિંદુસ્તાનના ગવરનર જનરલ સમજવા, તે તેઓ અથવા જે જે અખત્યાર પ્રમાણે કાયદા મુજબ અમલ કરી શકે તે તે અખત્યારને સબંધે સમજવા.

રકમ ૧૦—"ઠેકાણા ઠેકાણાની સરકાર" આ શબ્દો જે આકટમાં હોય તે આકટ બ્રીટીશ ઈંડ્યાના જે ભાગમાં અમલમાં આવશે તે ભાગમાં હકુમત ચલાવવાનો અધિકાર કાયદા પ્રમાણે જે માણસને છે, તે માણસ ઠેકાણા ઠેકાણાની સરકાર આ શબ્દોનો અર્થ જાણવો, અને તે શબ્દોમાં ચીફકમીશનરનો સમાસ થાય છે, એવું સમજવું.

કાયદા અને આકટ રદ કરવા તે.

**૩. આ આકટને જોડેલા પેહેલા પરીશિષ્ટમાં બતાવેલા કાયદાને આકટ, તેજ પરિશીષ્ટના ત્રીજા આસનમાં કહ્યા છે તેટલા પુરતા આ આકટથી રદ્દ કરયા છે, પરંતુ તેવા કોઇ કાયદા કે આકટ પ્રમાણે જે જાહેર ખબરો પ્રસિદ્ધ થઇ હશે, ઠરાવો તથા નિયમો કર્યા હશે, જગાઓ નીમી હશે, કરાર દાખલ કરયા હશે, દર ઠરાવ્યા હશે, તથા નમુના (ફારમ) તૈયાર કર્યા હશે, તે તમામ આ કાયદાની સાથે મળતા આવતા હોય તેટલા પુરતા, આ કાયદા પ્રમાણે અનુક્રમે પ્રસિદ્ધ કરેલા,**

કરેલા, નીમેલા, દાખલ કરેલા, ઠરાવેલા, અને તૈયાર કરેલા ગણવા.

પ્રથમના આક્ટના હવાલા.

અને આ કાયદા અમલમાં આવે તે તારીખ પેહેલાં પાસ થએલા અથવા પ્રસિદ્ધ કરેલા કોઇ આકટમાં, રેગ્યુલેશનમાં કે જાહેરનામામાં, સન ૧૮૫૯ ના ૮ મા આકટનો, સન ૧૮૬૧ ના ૨૩ મા આકટનો અથવા દીવાની કામ ચલાવવાની રીતના કાયદાનો અથવા ૧૮૭૭ ના ૧૦ મા આકટનો, અથવા આ આકટથી રદ્દ થએલા કોઇ, બીજા આકટનો હવાલો આપ્યો હોય તો તે હવાલો, બને તેટલો આ કાયદા ને અથવા આ કાયદાના તેને મળતા ભાગને લાગુ પડે છે એમ વાંચવો.

સન ૧૮૮૨ ના જુન માસની ૧ લી તારીખ પેહેલાં માંડેલી ફરીયાદોમાં કામ ચલાવવાની રીત કાયમ રાખવી.

સન ૧૮૮૨ ના જુન માસની ૧ લી તારીખની અગાઉ કોઈ ફરીયાદ માંડી હશે અથવા અપીલ કરી હશે તેમાં હુકમનામું થતાં પેહેલાં ચાલવાના કામમાં, અથવા હુકમનામા પછી જે કામ શરૂ થયું હશે અને તે તારીખે ચાલુ હશે તે કામમાં, ૯૯ અ. કલમમાં ઠરાવ્યું છે તે શિવાયની, આ આકટમાં કહેલી કોઈ વાત લાગુ પડશે નહીં.

સન ૧૮૭૯ ના જુલાઇ માસની ૨૯ મી તારીખે ચાલુ હોય એવી પ્રત્યેક અપીલ, જો તે અપીલ આપતી વખતે આ કાયદો અમલમાં હોત તો તે ચાલી શકત એવી હોય તો, તે આપ્યાની તારીખે જાણે આ કાયદો અમલમાં હોય અને જે રીતે સાંભળીને નીકાલ થાય તે રીતે તેનો સંભળીને નીકાલ કરવો; અને તે તારીખ પેહેલાં કલમ ૩૨૦ પ્રમાણે કલેકટરને કોઇ કામ મોકલવાને કરેલો પ્રત્યેક હુકમ કાયદા પ્રમાણે કર્યો છે, તથા તેજ તારીખ પેહેલાં ૩૬૦ કલમ પ્રમાણે પ્રસિદ્ધ કરેલી જાહેર ખબર કાયદા પ્રમાણે પ્રસિદ્ધ કરી છે, એમ ગણવું.

**ટીકા**—આ કલમ હાયકોર્ટોને તેમજ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે. વાલરના કામનો ઠરાવ જુઓ. (ઈં. લા. રી. ૬ મ પાનું ૪૩૦)

ઉપરની કલમ ૯૯ અ. શિવાયની બાબતમાં જે ઠરાવ કરવામાં આવ્યો છે તે બાબતના હેતુ વિશે રસ્તમજી બરજોરજી વિ. કેશવજી નાયક. ( ઈં. લા. રી. ૩ મું. પાનું ૧૬૧.) નો ઠરાવ જુઓ.

પ્રોસીડીંગને આ કાયદો લાગુ છે એમ એલાહીબક્ષ વિ. મારૂચો, ઇ. લા. રી. ૪ ક. ૮૨૫ ના કામમાં ઠરાવવામાં આવ્યું છે, અને ચીંતો જોશી વિ. ત્રીશ્નાજી નારાયણ, ઈ. લા. રી. ૩ મું. પાનું-૨૧૪ ના કામમાં સન ૧૮૫૯ નો આકટ ૮મો લાગુ થાય છે, એમ ઠરાવેલું છે.

આ ઠરાવથી આ કાયદો અમલમાં આવતા પેહેલાં જે કામો શરૂ થયેલાં હોય તેને હરકત થતી નથી. સન ૧૮૬૮ના આકટ ૧ લાની કલમ ૬ તથા ઈ. લા. રી. ૩ ક. પાનું ૭૨૭, ઈ. લા. રી. ૬ ક. પાનું ૫૦૮ અને ઈ. લા. રી. ૬ મું. પાનું ૧૬૬. તથા મું. વા. ૮ પાનું ૨૮૭ જુઓ.

આ કલમ ઉપર લક્ષ રાખતાં ખુલ્લુ છે કે સન ૧૮૭૭ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨ જાની આર્ટીકલ ૧૭૧ બં. માં કોડ એવો શબ્દ છે, તે હાલના કાયદાને લાગુ થાય છે, અને આ કાયદાની કલમ ૩૬૮ મીમાં પ્રતીવાદી શબ્દ છે તે કલમ ૫૮૨ સાથે વાંચતાં તે શબ્દમાં અપીલના પ્રતીવાદીનો સમાસ થાય છે, એમ ઠરાવવું જોઈએ. (ઈં. લા. રી. ૧૧ ક. પાનું ૬૯૪.)

અયોધ્યા, પંજાબ, મધ્ય પ્રાંત, અને બ્રહ્મદેશને લગતા કેટલાક આકટો કાયમ રાખવા.

**૪. ત્રીજી કલમના બીજા પારેગ્રાફમાં ઠરાવેલું છે તે શિવાય, આ આકટમાં કહેલી કોઇ પણ વાતથી નીચેના આકટને કાયદામાં કાંઈ કમી જાસ્તી થએલું ગણાશે નહી; (એટલે):—**

**સન ૧૮૬૫ નો મધ્યપ્રાંતની કોર્ટોનો આકટ:**
**સન ૧૮૭૫ નો બ્રહ્મદેશની કોર્ટોનો આકટ.**
**સન ૧૮૭૭ નો પંજાબની કોર્ટોનો આકટ.**
**સન ૧૮૭૯ નો અયોધ્યાની દીવાની કોર્ટોનો આકટ.**

**અથવા, જેમાં જમીન ધારણ કરનારા તથા તેમના ખેડુતો કે મુખત્યારો વચ્ચેની ફરિયાદનું કામ ચલાવવાની વિશેશ રીત બતાવી હોય તેવો, સન ૧૮૬૧ ના ઈંડિયાની કાંઉન્સીલ વિશેના આકટ પ્રમાણે, ગવર્નર ઇન કાંઉન્સીલે અથવા લેફ્ટેનન્ટ ગવર્નર ઈન કાંઉન્સીલે આજ સુધી કરેલો અથવા તેઓ હવે પછી કરે તે કાયદો.**

**અથવા સ્થાવર મિલકતની વેચાણને વાસ્તે જેમાં ઠરાવ કર્યો હોય તેવો સન ૧૮૬૧ ના ઈંડિયાની કાંઉન્સીલ વિશેના આકટ પ્રમાણે ગવર્નર ઈન કાંઉન્સીલે અથવા લેફ્ટેનન્ટ ગવર્નર ઇન કાંઉન્સીલે આજ સુધી કરેલા અથવા તેઓ હવે પછી કરે તે કાયદો.**

**અને. સદરહુ આકટો પૈકી કોઇ પણ આકટ પ્રમાણે કમિશનર તથા ડિપ્યુટી કમિશનરને સમ વ્યાપી (એકજ વખતે સરખી) દિવાની હકુમત આપી હોય ત્યારે, તે અમલદારો પૈકી કોને આ કાયદાના કામને સારૂ ડીસ્ત્રીકટ કોર્ટ ગણવો, એ ઠરાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.**

સદરહુ કાયદો રેવિન્યુ કોર્ટોને લાગુ પાડતા તેમાં ફેરફાર કરવાની સત્તા.

**"૪ અ. (૧) રેવિન્યુ કોર્ટોને લાગુ હોય એવા કોઇ પણ ખાસ કાયદામાં કામ ચલાવવાની કોઇ બાબતો વિશે મુદત ઠરાવ ન હોય અને તે બાબતોમાં દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના ઠરાવો સદરહુ કોર્ટોને લાગુ હોય ત્યારે, સ્થાનિક સરકાર, ગવર્નર જનરલ ઈન કૌંસિલની પ્રથમ મંજુરી લઇને, સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરી એમ ફરમાવવા મુખ્ત્યાર છે કે, સદરહુ ઠરાવોના અમુક ભાગ સદરહુ કોર્ટોને લાગુ પડશે નહીં, અથવા તે સ્થાનિક સરકાર ઉપર કહ્યા મુજબ મંજુરી લઇને મુકરર કરે એવા ફેરફારો સહિત ફક્ત લાગુ પડશે.**

**"(૨) પેટા કલમ (૧) માં રેવિન્યુ કોર્ટ' એ શબ્દોનો અર્થ ખેતીના કારણ માટે વપરાતી જમીનના ભાડા, મેહેસુલ, અથવા ઉપજ સબંધી ફરિયાદો દાખલ કરવાની કોઈ પણ સ્થાનિક કાયદાની રૂઇયે જેને હકુમત હોય એવી કોર્ટ થાય છે, પરંતુ એવી ફરિયાદોનો ઇનસાફ દિવાની પ્રકારની ફરિયાદો તરીકે કરવાની આ કાયદાની રૂઇયે જેને અસલ હકુમત છે તથા વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇ આકટથી તે ફરિયાદો સાંભળવાની જેને મના કરી નથી, એવી કોઇ દિવાની કોર્ટનો સમાવેશ સદરહુ શબ્દોમાં થતો નથી.**

**ટીકા**—રેવીન્યુકોર્ટો આ કાયદાના હેતુ પ્રમાણે દિવાનીકોર્ટો છે. [ ઈ. લા. રી. ૯ ક. પાનું ૨૯૫ ], અને આ કાયદાના ઠરાવો વાવ્યપ્રાંતમાં જે સાંથ બાબતના આકટમાં કાંઈ ઠરાવ નથી તેને લાગુ છે. ( ઈ. લા. રી. ૫ અ. પાનું. ૪૦૬ તથા ૬ અ. પાનું ૧૭૦ )

મુફસીલની સ્મૉલકાજ કોર્ટોને કલમો લાગુ પડે છે તે.

**૫. આ આકટને જોડેલા બીજા પરિશીષ્ટમાં આ કાયદાના જે બાબ અને કલમો બતાવેલી છે તે, (તે લાગુ પડે તેટલે સુધી) સન ૧૮૬૫ ના આકટ ૧૧ પ્રમાણે સ્થાપેલી સ્મૉલકાજ કોર્ટોને તથા સ્મૉલકાજ કોર્ટનો અધિકાર ચલાવનારી (કલકત્તા, મદ્રાસ અને મુંબાઇની સ્મૉલકાજ કોર્ટો શિવાયની) બીજી સઘળી કોર્ટોને લાગુ પડે છે. આ કાયદાના બીજા બાબ અને કલમો એવી કોર્ટોને લાગુ નથી.**

**ટીકા**—આ કલમમાં સન ૧૮૬૫ નો આકટ ૧૧ મો બતાવેલો છે. તે ફક્ત જીલ્લાની સ્મૉલકાજકોર્ટને લાગુ છે, પરંતુ તે કાયદો રદ કરી સન ૧૮૮૭ માં આકટ ૯ મો કરેલો છે. ઈલાકાની સ્મૉલકાજકોર્ટોને આ આકટ કેટલો લાગુ થાય છે, તે વિશે આ કાયદાની કલમ ૮ મીમાં બતાવેલું છે.

સન ૧૮૬૯ ના આકટ ૧૪ માની કલમ ૨૮ મી પ્રમાણે સબાર્ડીનેટ જડજોની કોર્ટોને સ્મૉલકાજ કોર્ટના જડજની હકુમત આપવામાં આવેલી, તેથી તે કાંઈ સન ૧૮૬૫ ના આકટ ૧૧ મા મુજબ સ્મૉલકાજકોર્ટો થતી નથી. તેઓ તો ફક્ત તેવીજ હકુમત વાપરે છે, માટે જેઓને હકુમત આપવામાં આવે છે તેમના ઠરાવ આખરના થાય છે. પરંતુ તે ઉપરથી એમ નીકળતું નથી કે સન ૧૮૬૫ ના આકટ ૧૧ મા પ્રમાણે સ્થાપેલી કોર્ટોને માટે જે સ્પષ્ટ રીતે જુદી જુદી કામ ચલાવવાની રીતી ઠરાવેલી છે, તે રીતી જે કોર્ટોને જુદા આકટ પ્રમાણે સ્થાપવામાં આવી છે, અને જેને જુદી હકુમત મળી શકે છે તેને લાગુ થાય. સબાર્ડીનેટ જડજની કોર્ટ સ્મૉલકાજકોર્ટના અખત્યાર વાપરે ને દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા [ સન ૧૮૮૨ ના આકટ ૧૪ મા ] ની કલમ ૫ પ્રમાણે સ્મૉલકાજ કોર્ટની હકુમત બીજી કોર્ટો વાપરે છે, તેમાંની તે એક કોર્ટ છે. માટે સન ૧૮૬૫ ના આકટ ૧૧ માં જે જુદો ઠરાવ છે તે શિવાય દિવાની કામ ચલાવવાની રીતીનો કાયદો તેને લાગુ થાય છે. દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૨૩ ( ક ) પ્રમાણે જે કોર્ટ પોતાની સ્મૉલકાજકોર્ટની હકુમત વાપરતી હુકમનામું કરેલું તે દફતરમાં પાકું કારણ લખી તેજ કોર્ટની બીજી શાખા તરફ જેમ જુદી કોર્ટમાં મોકલી શકે તેમ મોકલી શકે છે. આ કારણસર સબાર્ડીનેટ જડજની કોર્ટની બે બાજુઓ અગર શાખાઓ જુદી જુદી કોર્ટો ગણાય છે. ઇ. લા. રી. મુ. વા. ૮ પાનું ૨૩૦

(અ) મિલીટરી કોર્ટ આફ રિકવેસ્ટની.

૬. (अ) મિલિટરી કોર્ટ આફ રિકવેસ્ટની;

(બ) મુંબાઈમાં ન્હાની ફરીયાદોની ચોકશી કરવાને નીમેલા અમલદારોની.

(ब) મુંબાઇ ઇલાકાના લશ્કરના થાણાના તથા કાંપના લશ્કરી બજારમાં ન્હાની ફરિયાદો ચુકવવા સારૂ તે ઇલાકામાં યોગ્ય રીતે નીમેલા એક અમલદારની;

(ક) મદ્રાસમાં ગામના મુનસફ અને ગામની પંચાયતોની.

(क) મદ્રાસના કાયદાના ઠરાવ પ્રમાણે ગામના મુનસફોની અથવા ગામની પંચાયતોની; અથવા

(ડ) નાદારી કોર્ટ તરીકે બેસે ત્યારે રંગુનના રિકારડરની.

(ड) રંગુન. મોલમેન, અકયાબ અથવા બસીનમાં નાદારી કોર્ટ તરીકે બેસે ત્યારે રંગુનના રિકાર્ડરની;

હકુમત અને કામ ચલાવવાની રીત કાયમ રાખવી.

એમની હકુમત અથવા કામ ચલાવવાની રીતમાં, આ કાયદામાં કહેલી કોઈ વાતથી કંઈ કમી જાસ્તી થતું નથી,

અથવા કોઇ કોર્ટની સાધારણ હકુમતની પૈસા સબંધી મર્યાદા (જો હોય તો તે) કરતાં કોઈ ફરીયાદના વિષયની રકમ કે કીંમત વધી જતી હોય. તો તેવી ફરીયાદો ઉપર તે કોર્ટને આ કાયદાની કોઇ કલમથી હકુમત મળવાની નહીં.

**ટીકા**—સન ૧૮૮૦ ના આકટ માંથી માલમ પડશે કે કેનટોનમેન્ટ માજીસ્ટ્રેટને સ્માલકાજકોર્ટનો અખત્યારૂ આપવામાં આવે છે. તે અખત્યારને આ કાયદાથી કોઈ રીતની હરકત થતી નથી, એવું આ કલમ ઉપરથી જણાઈ આવે છે.

મુંબાઈના કેટલાક કાયદા કાયમ રાખવા.

૭. (अ) મુંબઇના સન ૧૮૩૦ ના ૧૩ મા રેગ્યુલેશનમાંના તથા સન ૧૮૪૦ ના ૧૫ મા આકટમાંના ઠરાવોને આધારે, તે રેગ્યુલેશન તથા આકટમાં કહેલા મુકદ્દમાઓમાં અધિકાર મળેલા અમુક જાગીરદારો તથા બીજા અધિકારીઓ જે હકુમત ચલાવતા હોય તેમાં, અને

(ब) આ આકટને જોડેલા ત્રીજા પરિશિષ્ટમાં બતાવેલા કાયદા તથા આકટમાં જે તરેહના મુકદ્દમા કહેલા છે તે મુકદ્દમામાં,

આવા મુકદ્દમાઓમાં અને તે ઉપર દિવાની કોર્ટોમાં અપીલ ચાલે

**એવું હોય તેવી અપીલોમાં, કામ ચલાવવાની રીત આ કાયદામાં જે નિયમ ઠરાવ્યા છે તે પ્રમાણે સમજવી, પરંતુ આ કલમમાં કહેલા અથવા હવાલો આપેલા કાયદા અને આક્ટના કોઈ વિશેષ ઠરાવથી એ નિયમો વિરૂદ્ધ હોય તો, તેમ ન સમજવું.**

**ટીકા**—આ કાયદામાં તાબાની કોર્ટોના ઠરાવ ઉપર અપીલ કરવાના જે ઠરાવો છે, તે સિવાયના ઠરાવો સન ૧૮૪૧ ના આક્ટ ૧૧ મા પ્રમાણે મીલીટરી કોર્ટ ઓફ રીક્વેસ્ટ આક્ટ પ્રમાણે ચાલેલા કામોને લાગુ થતા નથી. ધનસામદાસવિ. મુલ્તાનમલ, ૨ અ પાનું ૧૯૨.

ઈલાકાના મુખ્ય શેહેરોની સ્માલકાજ કોર્ટો.

૮. **કલકત્તા, મદ્રાસ, અને મુંબાઈ, એ શેહેરોમાં સ્થપાએલી કોઈ સ્માલકાજ કોર્ટની કોઈ ફરીયાદમાં અથવા કામમાં, કલમ ૩, ૨૫, ૮૬, ૨૨૩, ૨૨૫, ૩૮૬, અને બાબ ૩૯ માં જે ઠરાવો છે, તે શિવાયનો આ કાયદો લાગુ પડશે નહીં.**

**ટીકા**—સન ૧૮૮૨ ના આક્ટ ૧૫ માથી આ સન ૧૮૮૨ ના આક્ટ ૧૪ માની આ કલમનો બીજો ભાગ જે રદ કરવામાં આવેલો, અને તે રદ કરેલો છે, એવું મદ્રાસ હાયકોર્ટે ઠરાવેલું હતું. ઈ લા, રી. ૬ મ. પાનું ૪૩૧. વાલરનું કામ જુઓ. અને તેજ પ્રમાણે આ કલમનો બીજો ભાગ સન ૧૮૮૮ ના આક્ટ ૭ માથી આ કલમમાંથી કમી કરવામાં આવેલો છે.

કાયદાનાભાગ.

૯. **આ કાયદાના નીચે પ્રમાણે દસ ભાગ કર્યા છે:—**

૧ **લો ભાગ:** સામાન્ય રીતે ફરિયાદો.
૨ **જો ભાગ:** પ્રસંગોપાત ઉત્પન્ન થનારાં કામ.
૩ **જો ભાગ:** ખાસ પ્રસંગની ફરિયાદો.
૪ **થો ભાગ:** ચાલુ ગરજ પુરતા ઇલાજ.
૫ **મો ભાગ:** વિશેષ કામો.
૬ **ઠ્ઠો ભાગ:** અપિલો.
૭ **મો ભાગ:** હાઈકોર્ટને તકરાર મોકલવાની તે, તથા હાઇકોર્ટે તપાસણી કરવી તે.
૮ **મો ભાગ:** ફેંસલાની ફરીતપાસ.
૯ **મો ભાગ:** સનંદી હાઇકોર્ટ બાબત વિશેષ નિયમ.
૧૦ **મો ભાગ:** કાંઇ પરચુરણ બાબતો.

**ટીકા**—આ કલમ હાયકોર્ટોને તેમજ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે. આ કલમના ઠરાવથી ખાસ કાયદો હોય, જેમકે ન્હાની ઉમરનાની જાત અને મીલકતની સંભાળને માટે કાયદો છે તેને હરકત થતી નથી. ૨ અ. પાનું ૭૯.

મહારાણી સરકારની નોકરીમાંના કોઇ સોલજર ઉપરનો દાવો ગમે તેટલો હલકો હોય, તોપણ દિવાની કોર્ટમાં તે ફેંસલો થતાં સુધી ચાલે છે. ઈ.લા.રી. ૧૦ મું. પાનું ૨૧૮.



# ભાગ ૧ લો.

## સામાન્ય રીતે ફરિયાદો વિશે.

## બાબ ૧ લો.

### કોર્ટોની હકુમત તથા નિશ્ચિત વાત (રેસજ્યુડિકેટા) વિશે.

---

જન્મભુમીના અથવા કુળના સબબથી કોઈ સખસ હકુમતબહારનથી.

**૧૦. કોઈ દિવાની કામમાં જન્મભુમિના સબબથી અથવા કુળના સબબથી કોઇ સખસ કોઇ પણ કોર્ટની હકુમત બાહાર છે, એમ સમજવું નહી.**

સુદામ મનાઈ કરી હોય તે શીવાયની બધી દીવાની ફરીયાદોની કોર્ટે ચોકશી કરવી.

**૧૧. જે વખતે જે તે કાયદા અને આકટ અમલમાં હોય, તેમાં જે ફરીયાદો સાંભળવાની કોર્ટોને મનાઈ કરી હોય, તે સિવાયની બધી દિવાની ફરિયાદોનો (આ આકટમાં જે નિયમો ઠરાવ્યા છે તેને અનુસરીને) ઇનસાફ કરવાની કોર્ટોને હકુમત છે.**

**ખુલાસો:—જે ફરિયાદમાં મિલકતના અથવા કામ કરવાના હક્ક વિશે તકરાર હોય તે દિવાની ફરિયાદ કેહેવાય:-પછી તે હક્કનો તમામ આધાર ધર્મ સબંધી ક્રિયા અથવા વિધિ બાબતની તકરારોના નિર્ણય ઉપર હોય તેની ચિંતા નહીં.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧ લીના જેવી આ કલમ છે. આ કલમ હાઇકોર્ટને લાગુ થય છે.

**નીમનોકો તથા પેનશન**—પેનશન વિગરેની બાબતમાં દાવા કેટલે દરજ્જે ચાલે તે વિશે ઇ. લા. રી. ૨ મું. પાનું ૩૭૦ તથા ૩૭૫, વાલ્યુમ ૪ પાનું ૨૫૪, વાલ્યુમ ૬ પાનું ૮૨૯, જુઓ. અને પેનશનની બાબતમાં લા. રી. ૪ ઈ. અ. પાનું ૧૧૯, ઈ. લા. રી. ૧ મું. ૨૦૬, વાલ્યુમ ૬ પાનું ૭૩૭, અને ૨૩ વી. રી. પાનું ૩૭૮ જુઓ.

વતનના હિસ્સા બાબત દાવો ચાલી શકે છે, ઈ. લા. રી. ૫ મું. પાનું ૫૭૮; ઈ. લા. રી. ૪ મ. પાનું ૩૪૧, અથવા વતનદાર છું એવું ઠરાવવાને દાવો ચાલી શકે છે. ઈ. લા. રી. ૮ મું. પાનું ૨૫. પરંતુ જાતીકા અગર રાજ પ્રકરણી પ્રકારનાં જે ઈનામો હોય તે બાબતના દાવા ચાલતા નથી. ઈ. લા. રી. ૭ મ. પાનું ૧૯૧.

પેનશન આકટ પ્રમાણેના દાવા ચાલવાને મંજુરી હોવાની જરૂર છે; **પરંતુ હુકમનામું** થતા પેહેલાં તે મંજુરી મેળવવામાં આવે તો તે અસલ ખામી દુરસ્ત થાય છે. ઈ. લા. રી. ૮ ક. પાનું ૪૨૨.

પેનશન આકટ પ્રમાણે પેનશનનો અસાઈની દાવો કરી શકતો નથી. ઈ. લા. રી. ૬ અ. પાનું ૬૩૧.

**ખરચ**—સન ૧૮૬૪ નો મુંબાઈનો આકટ ૫ મો છે, તે પ્રમાણે કબજાના દાવામાં જવાબ આપવાના ખર્ચનો દાવો ચાલતો નથી. ૮ મું. પાનું ૨૯. તેમ આ કાયદાની કલમ ૨૭૮, ૨૮૦, ૨૮૧ પ્રમાણેના દાવામાં સામી તકરાર કરવા સારૂ થયેલા ખર્ચનો પણ દાવો ચાલતો નથી. ૩ મ. પાનું. ૩૪૧.

**કરાર**—કીશબણને પોતાનો ધંધો ચલાવવા રેહેવાને જાણી બુજીને ઘર આપેલું હોય તો, તેનું ભાડુ લેવાને દાવો ચાલતો નથી. ૯ બ. લા. રી. પાનું ૩૭, ૧૮ વી. રી. ૪૪૫, તોપણ હિંદુશાસ્ત્ર પ્રમાણે તેણીનો ધંધો કાયદેસર છે. ૨ મ. પાનું ૫૬. તેમ એક જડજે સન ૧૭૯૩ ના કાયદા ૩૮ માના ઠરાવ વિરૂદ્ધ પોતાની ઓફીસના એક દેશી નોકરને નાણાં ધીર્યાં હોય તો, તે વસુલ કરવાનો દાવો ચાલતો નથી, તેમ કાયદેસર ધંધો, વેહેપાર અગર કોઈક પ્રકારનું કામ હોય, તેનો કેટલોક ભાગ નહી કરવાને કોઈ સખસે કરાર કરેલો હોય તો, તે કરારની રૂઈએ દાવો ચાલતો નથી. ઈ. લા. રી. ૧ મ. પાનું ૧૩૪; પરંતુ સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૭૪ નું દ્રષ્ટાંત વ જુઓ, તેમ પ્રતીવાદીની નાત સિવાય બીજા કોઈની મદદથી વેહેપાર ચલાવવો નહી, એવા કરારની રૂઈએ પણ દાવો ચાલતો નથી. ઈ. લા. રી. ૨ મ. પાનું ૪૪.

**લગ્ન**:—હિંદુઓએ એવો કરાર કરેલો હોય કે અમુક હકીકત બને એટલે લગ્ન રદ બાતલ થાય તો, તે કરારની રૂઇએ તે દાવો ચાલતો નથી. ૧૧ બ. લા. રી. ૧૨૯, પરંતુ એક મુસલમાને પોતાની પેહેલી ઓરત સાથે એવો કરાર કર્યો હોય કે મારે બીજી ઓરત કરવી નહીં તો તે કાયદા વિરૂદ્ધ નથી. ફ્લનટન પાનું ૩૬૧. તેમ તે ફરીથી પરણે અગર લગ્નના કરારની કાંઈ શરત તોડે તો, તેને તલાક આપવાનો અખત્યાર આપેલો હોય તે પણ કાયદા વિરૂદ્ધ નથી. ઈ. લા. રી. ૮ ક. પાનું ૩૨૭. તોપણ ફતવા અલીમગીરી વા. ૧ પાનું ૩૮૪ તથા ફતવા કાજીખાન વા. ૧ પાનું ૨૭૮ જુઓ. તેમ લગ્ન કરવાના કરારનો ખાસ અમલ કરવાનો દાવો ચાલતો નથી. ૭ મું. પાનું ૨૦ તથા ૨૪ વી. રી પાનું ૩૮૦.

**ફોજદારી પ્રોસીડિંગો**—જે કરારથી ન્યાયની રીતીને હરકત થાય, જેમકે એક પોલીસ અમલદારના કબજામાં એક બદમાશ હોય અને તે બદમાશને છોડાવવાને તે પોલીસ અમલદારને મારી નાંખવો, તો તેવા કરારની રૂઈએ દાવો ચાલતો નથી. ૯ બ. લા. રી. પાનું ૩૮. તેમ કામ છુપાવીને અવેજ બાબત ફોજદારી ફરીઆદ દબાવી રાખવાનો દાવો ચાલતો નથી. વીકલી રીપોર્ટ વા. ૧૭ પાનું ૮૪ તથા મદ્રાસ વા. ૨ પાનું ૧૮૭ તેમ બીજી રીતે કાયદા પ્રમાણે સમાધાન થઈ શકે એવું ન હોય, તેવા કામમાં ફરીયાદ નહીં ચલાવવાને કરાર કરેલો હતો તો, તે કરાર માજીસ્ટ્રેટે ચાલવા દીધો હતો. ૮ વી રી. પાનું ૪૧૨. આ દેશમાં જે ગુન્હો થએલો હોય અને દેશના કાયદા પ્રમાણે તે વેહેવાર થઈ શકે એવો હોય તો ફ્રદેશમાં તે વિશેના ફોજદારી કામનું સમાધાન કરવાનો કરાર ચાલી શકતો નથી. ૪ મ. પાનું ૧૪.

**ચાંપર્ટી અને મેનન્ટીન્સ**—ઈગ્રેજી લૉ પ્રમાણે કેહેવામાં આવે છે તે, જે કરારનાં ઈગ્રેજી લૉ પ્રમાણે આવા ગુણ રહેલા હોય કે જેથી સુનિતી તથા ન્યાય વિરૂદ્ધ બીનજરૂરીઆત કજીયા વધે, અને કાયદા પ્રમાણે અનિતીનો હેતુ હોય અને તે હેતુ પ્રમાણે તે ખોટો મતલબ થવાને જરર હોય તો, તેવા કરારની રૂઈએ દાવો ચાલતો નથી. ૮ મુર. પાનું ૧૭૦, ઈ. લા. રી. ૬ મું. પાનું ૬૩, અને તે કજીયામાં ફક્ત પોતાનું હિત મેળવવાને શુદ્ધ અંતઃકરણથી કરવામાં આવેલું ન હોય, પણ ગેરવ્યાજબી અને અઘટીત બદ-

હારો કે જેથી કુટંબોની સલાહ સાંતીને હરકત થાય તેવા કજીયા ચાલે અને તે ચલાવવા માં ખોટો અને અયોગ્ય હેતુ હોય તો, તેવા કરારની રૂઈએ પણ દાવો ચાલતો નથી. લા. રી. ૧ ઈ. અ. ૨૪૧, ૨૨ વી. રી. ૧૪૮ અને ૭ મ. ૧૨૮. અમુક મીલકતનો માલેક મરણ પામ્યો, અને ત્યાર પછી તેના નજીકના વારસો બીનફરજંદે મરણ પામ્યા, તેથી તેના નજીકના સગા अ. એ તે મરનારની મીલકત લેવાને પ્રયત્ન કરયો. પણ તેમાં સામી હરકત થવાથી સન ૧૮૪૧ ના આકટ ૧૯ મા પ્રમાણે દાવો કરયો; અને ત્યાર પછી તેણે પોતાનો નીમ્મે હક્ક સબંધ જેની કીંમત રૂ ૭૫૦૦૦) ની બાંધવામાં આવેલી હતી તે ब. ને રૂ. ૫૦ ) માટે આપ્યો, અને તેણે તે દાવો ચલાવવામાં તથા તેનો વહિવટ કરવામાં તથા તેનું ખરચ કરવામાં મદદ તથા મેહેનત કરવી એવો કરાર કરેલો હતો. તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. પછી ब. એ પોતાનો હક્ક સબંધ જે મેળવેલો હતો તે રૂ. ૧૭૦૦) અગાઉથી લેઈ સદરહુ કામમાં વાપરેલા હતા, તે બદલ ટી ને વેચાણ આપ્યો; અને તે હક્ક સબંધની કીંમત રૂ. ૨૧૮૦૦૦ ) ની ગણવામાં આવી. ટી એ જે સખસના કબજામાં મીલકત હતી તેના ઉપર તથા अ. ઉપર દાવો કરયો. તેમાં ઠરાવ્યું કે તે કરાર સુનિતી વિરૂદ્ધ છે. માટે તે રદ બાતલ છે—૨૦ વી. રી. ૪૪૬ તથા ૧૩ વી. રી. ૪૨૬ જુઓ. તેમજ દૂપ તથા ખોટું દાસ ત્રીજા પક્ષકારના વિરૂદ્ધ હોય તે કારણથી તે ત્રીજા પક્ષકારના વિરૂદ્ધ બીજાને મદદ કરવાને મુકરદમો ચલાવવા કરાર કરેલો હોય તો, તે સુનિતી વીરૂદ્ધ છે. ૧૦ વી રી. ૧૪૦, પણ મીલકત વસુલ થએ તેમાંનો ભાગ લેવાના અવેજ બદલ એક દાવો ચલાવવાનું ખરચ પૂરૂં પાડવાનો જે કરાર કરવામાં આવ્યો હોય તે વ્યાજબી નથી. ઈ. લા. રી. ૨ ક. ૨૩૩, ૧૩ બં. લા. રી. પાનું ૫૩૦, ૧૨ વી. રી. ૧૩૩, અને ૯ વી. રી. ૨૪૩, ૮ મું. પાનું ૧, અગર જ્યાં અવેજ મીલકતના હીસ્સાનો ન હોય; પણ મીલકત પટે આપવાનો હોય તો, તે પણ વ્યાજબી નથી. ૧ મ. પાનું ૧૫૩.

પરંતુ એક હિંદુ વીધવાએ પોતાના અટર્ની તરીકે એક સખસને દાવાવાળી મીલકતનો આઠઆની ભાગ પોતાની ખોરાકી પોશાકી તથા દાવો ચલાવવાને સારૂ અસાઈન અથવા અસાઈનીયો વ્યાજબારાહ આપે તેના અવેજમાં અસાઈન કર્યો, અને બીજો આઠ આની ભાગ તે અસાઈની અથવા અસાઈનીઓ તે દાવો ચલાવવામાં તથા તે દાવાનો બંદોબસ્ત રાખવામાં જે મેહેનત અને તસ્દી લે તેના મેહેનતાણા તરીકે આપ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પેહેલો આઠઆની ભાગ જેટલે દરજ્જે તે અસાઇની અથવા અસાઈયોએ અગાઉથી નાણાં આપ્યાં હોય અને ખર્ચ કરેલો હોય તેટલે દરજ્જે તે આપેલો, તે તે વિધવાની પાછળ થનાર વારસોને બંધનકાર્ક છે. પરંતુ બીજો આઠઆની ભાગ તેણીએ અસાઈન કરેલો છે તે પાછળથી થનાર વારસોને બંધનકાર્ક નથી, તે જો ચાંપર્ટીના કારણથી નહી તો તે સમજ વિનાનો વ્યવહાર નથી તે કારણથી તે બંધનકાર્ક નથી, અને જો કે તે જુગારનો કરાર નથી, તોપણ ચીંતા નથી. ૪ બં. લા. રી. (અસલબાજુ) પાનું. ૧.

એકાદા અજ્ઞાન દાવાના પક્ષકારને પોતાનો દાવો જાય એવી તેના પોતાના અટર્નીએ જુઠો દેખાવ બતાવવાથી ધાસ્તી પડેલી, પરંતુ તે અટર્નીએ પોતાને વધારે માફક આવેલા અસીલની સાથે વ્યવહાર કરવાને ખરી જરૂરી છે એવું બતાવ્યું, તોપણ તે વ્યવહાર ઘણાજ જુલમ ભરેલા પ્રકારનો છે, કેમકે જે ફંડ વસુલ થવુંજ જોઇએ તેના વંહે-

ચણુ કરવા સબંધીનો તે છે, અને તે વિશે તે અટર્ની ખરી રીતે જાણતો હતો કે તેમાં કાંઈ જોખમ નથી, પરંતુ વાદીએ ખરી રીતે જોખમ રાખેલું તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કરાર જે શુદ્ધ અંતઃકર્ણથી અગાઉથી નાણાં ધીરવામાં આવેલાં છે તે કરતાં વધારે ચાલી શકે તેવો નથી. ७ મ. પાનું १२५.

વાદીએ પોતાના દીકરાને ઠગવાને સારૂ અમુક મીલકત પ્રતીવાદીને આપી. તે આપવું વાદીના લેહેણદારોમાંના એક લેહેણદારની કરેલી જમીનો હેતુ પાર નહી પાડવાને બસ હતું, તોપણ તે વ્યવહાર કેવા પ્રકારનો છે તે બતાવતાં તે મીલકત લેવાનો તેનો હક્ક હતો. ઈ. લા. રી. १ અ. પાનું ४०३. વંશપરંપરાના કામ બાબતમાં ઈ. લા. રી. ९ મું. પાનું २५. વા. ६. પાનું १२९, અને ઈ. લા. રી. ७ મ. પાનું २०६ જુઓ.

**કાયદેસર વારસ**—મરનાર દેણદારના વારસ વકીલના કબજામાં મરનારની મીલકત આવી છે, એવું શાબેત કરયા વિના તે કાયદેસર વારસ વકીલ ઉપર દાવો કરવાને વાદીનો હક્ક છે. જો મીલકત હોય અને તે તેના કબજામાં આવે તેવું હોય તો બસ છે. ઈ. લા. રી. ८ મું. પાનું ३०९.

**બોટોમરી બોંડ**—બોટોમરી તરીકે વાંહાણ સાનમાં આપી માલેકની આબરૂ જોખમમાં નાંખવાને માસ્તરને અધિકાર નથી, માટે માસ્તરે કરી આપેલા બોટોમરી ખતની રૂએ વાંહાણના માલેક ઉપર દાવો થઈ શકતો નથી; તેમ જે કોર્ટને 'એડમીરાલીટી' હકુમત નથી, તે કોર્ટમાં એકાદા બોટોમરી બોંડની રૂઈએ કાંઇ દાવો થઈ શકતો નથી. २४ વી. રી. પાનું ५०.

**ખુશીથી વસુલ આપવું**—ખુશીથી આપેલા વસુલથી કાંઇ દાવાનું કારણ થતું નથી. માટે બીજા ઊપરના હુકમનામાં બંધ પાડવાને अ. એ પોતાના નામથી નાણાં આપ્યાં છે તો, તે પાછાં લેઇ શકતા નથી. २ વી. રી. २. સન १८४८ નો આકટ १० મો. અને ब. નો હક્ક ખરીદકરનાર अ. હતો તેના ઉપર च. ની બાકી દેવી લેવાને પાછળથી દાવો કરવામાં આવ્યો, તેથી તે પટાવાળી જમીન વેચાણમાંથી બચાવવાને अ. એ નાણાં વસુલ આપ્યાં. તેમાં ઠરાવવામાં આવ્યું કે ब ઊપર તે બાબત તે દાવો કરી શકતો નથી. १ વી. રી. પાનું ४४६. પરંતુ કરાર આકટની કલમ ७० મી જુઓ. તેમજ સન १८५९ ના આકટ ११ માની કલમ १३ પ્રમાણે કસુર કરનાર સહહિસ્સેદારનો જુદો હિસાબ હોય તેની તરફથી એક ભાગીદારે ખુશીથી નાણાં ભરયાં તો, તે કસુર કરનાર તરફથી તે નાણાં પાછાં લેવાને દાવો રાખી શકાતો નથી. ७ વી. રી. પાનું ३६५. अ. એ બજાવણીમાં ब નો હક્ક સબંધ મેળવી क. ઊપરની બીજી બજાવણીમાં નાણાની અમુક રકમ ભરી, તે બજાવણીમાં ब. નો તથા क. ના દીકરાનો હક્ક જપ્ત કરાવવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે अ. એ ખુશીથી વસુલ આપેલું હતું, માટે कના દેવા માટે ब કેવી રીતે જવાબદાર થાય તેવું બતાવવાને કાંઇ પણ નથી, તેથી તે ब પાસેથી વસુલ કરી શકાતો નથી. १० વી. રી. ४००. अ. એ क. અને ड. ઉપર હુકમનામું મેળવ્યું, પણ એક સગીરના વાલી તરીકે क. એ અમુક રકમનું अ. ઊપર હુકમનામું મેળવેલું, તેથી अ એ તે રકમ અનામત મુકેલી, પરંતુ તેણે જ્યારે क. અને ड. ઉપર હુકમનામું બજાવ્યું ત્યારે તે બજાવણીમાં તે રકમ ઉપાડી લીધી. ત્યાર પછી क. એ ड. ઉપર ફાળા પડતો ભાગ લેવા દાવો કરયો, એવા કારણથી કે अ. એ લીધેલી રકમ તેણીએ પોતાના સગીર દીકરાને પાછી આપેલી છે. તેમાં ઠરાવવા આમાંવ્યું કે તે ખુશીથી વસુલ આપવામાં આવી છે. २ બં. લા. રી. પાનું २८१.

હમણાંજ જે બે કામો બતાવવામાં આવ્યાં છે, એટલે બંગાલ લા રીપોર્ટ વા. ૧ પાનું ૨૧ અને વીકલી રીપોર્ટ વા. ૧૦ પાનું ૨૯ મે છે, તેનો સંપૂર્ણ રીતે વિચાર કરી ઠરાવવામાં આવ્યું છે કે તે લાગુ થતો નથી. તે કામમાં अ. ના ધણી ઉપરના હુકમનામાની રૂઈએ કુટંબી મીલકત વેચાવવાની હતી. તે મીલકત ઉપર अ. નો પોતાની મેહેરનો હક્ક હતો, માટે તે મીલકત વેચવાને સામી તકરાર કરી તે નિષ્ફળ ગયા બાદ પ્રોટેસ્ટની સાથે તે હુકમનામાની રકમ કોર્ટમાં અનામત મુકી, અને તે વેચાણનો હુકમ રદ કરવાને રેગ્યુલર દાવો કરવાનું કહીને તે મુકવામાં આવેલી: પરંતુ તેણીએ કબુલ કર્યું કે તે રકમ હુકમનામાવાળાને આપવી જોઈએ તેમાં ઠરાવવામાં આવ્યું કે अ. ના હક્કને હરકતકાર્ક જે લીલામ થાય તે લીલામ અટકાવવાને તે નાણાની રકમ કોર્ટમાં અનામત મુકવામાં આવી છે, અને તેની તરફથી બુદ્ધિપૂર્વક કૃત્ય ફક્ત એટલુંજ થએલું છે કે, કોર્ટમાં તે નાણાં રાખવાને બદલે પક્ષકારોના હક્કના નિર્ણય કરતાં સુધી તેમને તે આપવાની તેણે કબુલત આપી હતી, માટે તે કાંઇ ખુશીથી આપેલી એમ થતું નથી. આ કામનો આધાર મસામત આસબીબન વિ. રામપ્રસાદ દત્ત ૧ સોમ. ૭૫ ના કામમાં ગણવામાં આવ્યો નથી; પરંતુ આ પાછલ્યા કામનો આધાર ઘણો અંદેશા ભરેલો છે, અને પ્રીવીકાઉન્સીલમાં દુલીચંદ વિ. રામકીશનસીંગ લા. રી. ૮ ઈં. અ. પાનું ૯૩ ના કામનો ઠરાવ થોડી મુદતપર થએલો તેના વિરૂદ્ધ છે. જો કે ગીરોરાખનારે સાંથની ચડેલી બાકી બદલ થતા લીલામમાંથી પોતાનું રક્ષણ થવાને ગીરોખતમાં ઠરાવ દાખલ કરાવેલો છે, તોપણ તે બાકીને સારૂ થતું લીલામ નહી થવા સારૂ ગીરોરાખનારે અમુક સાંથ વસુલ આપી છે; તેથી તે ખુશીથી વસુલ આપ્યું થતું નથી. ઈં. લો. રી. ૪ ક. પાનું ૫૩૯. ખુશીથી વસુલ આપ્યાની બાબતમાં ઈં. લા. રી. ૪ ક. પાનું ૮૦૭ જુઓ. તથા ૧૨ વી. રી. પાનું ૪૬૨ જુઓ. अ. એ क. ને હિસાબે ब. ને ખુશીથી નાણાં વસુલ આપ્યાં. ત્યાર પછી ब. એ क. ઉપર દાવો કરી લેહેણું વસુલ કરયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ब. ઉપર अ. દાવો કરી શકતો નથી. પરંતુ સદરહુ દાવામાં अ. એ આપેલા વસુલ બાબત क તકરાર કરી શકતો હતો, માટે તે હુકમનામું રદ કરી તે નાણાં લેવાને દાવો કરી શકે છે. જોયતારા દાસી વિ. હરીકીશન ડે. સ. દી. અ. તા. ૧ લી ફેબ્રુઆરી સન ૧૮૬૦.

**કબજો**—હક્કની રૂહાએ કબજો લેવાનો દાવો ફક્ત પ્રથમના કબજાના આધારથી ચાલતો નથી. ઈં. લો. રી. ૮ મું. પાનું ૩૭૧.

**ન્યાત**—નાતમાં પાછા લેવાને સારૂ તથા તે પાછા લેવાને થએલા ખરચની નુકશાની ઈઆને કંપનસેશન લેવાનો પ્રતીવાદીએ વાદીના ઉપર વ્યભીચારનો આરોપ રાખવાથી કરેલો દાવો ચાલી શકે છે. ૭ વી. રી. ૨૯૯. તેમજ ફક્ત નાતમાં ફરીથી દાખલ કરવાનો દાવો ચાલી શકે છે; પણ જો કે નાતમાં દાખલ થવાને અગર ધર્મની મંડળીના અંગભૂત થવાને દાવો દાખલ થઈ શકે છે, તોપણ કોઈ હિંદુની ખુશી વિરૂદ્ધ બીજાઓને પોતાને ઘેર આવી જમવાનું કેહેવાની ફરજ પાડવાનો દાવો ચાલી શકતો નથી. ૬ વી. રી. પાનું ૩૨૫; તેમ અમુક સમાજના બીજા મેંબરોએ મને મેંબરપણામાંથી કાહાડેલો છે, પણ તે કાહાડવાથી તે નાતમાંથી બાતલ થએલો ના હોય તેમ મીલકત ઉપરના તેના હક્કને કાંઈ હરકત થએલી ના હોય તો, પોતે મેંબર થવાનો હક્ક ઠરાવવાને દાવો કરી શકતો નથી. ૩ બં. લા. રી. ૯૧ તથા ૧૧ વી. રી. પાનું ૪૫૭, તથા તેમાં બતાવેલા ઠરાવો જુઓ. વળી અ-

મુક રીવાજ અગર કાયમ થએલા સીરસ્તા પ્રમાણે અમુક હજામોએ પોતાની નોકરી કરવી જોઈએ, માટે તે પ્રમાણે તે નોકરીનો અમલ કરવાનો દાવો ચાલી શકતો નથી. ૧ વી. રી. ૩૫૧, અને બંગલકોટની લીંગાયત જાતના ચાલવાડી થવાનો દીવાની કોર્ટમાં દાવો ચાલતો નથી. ઈ. લા. રી. ૨ મું પાનું ૪૭૦. તેમજ નાત્યના આગેવાન તરીકે ફી લેવાના હક્કનો નિર્ણય દિવાની કોર્ટમાં થઈ શકતો નથી. ૬ મું પાનું. ૧૭

**ધર્મની ક્રીયાઓ:**—જે કામમાં કોઈ રીતનો દિવાની હક્ક હોય નહી, પરંતુ ધર્મની ક્રિયાઓ કરવાને અગર કરાવવાનો હક્ક ઠરાવવાનો દાવો સાંભળવાને દીવાની કોર્ટને કાંઈ હકુમત છે કિંવા નહી, એ શક ભરેલું છે. ૩ મુર. ૩૫૯, અથવા પૂજારીને અમુક રૂતુમાં દેવને શણગાર કરવાને ફરજ પાડવાને દાવો ચાલી શકે તે વિશે પણ અંદેશા ભરેલું છે. ઈ. લા. રી. ૫ મું પાનું ૮૦; અગર તેની પટ્નીને ધર્મની અમુક ક્રિયાઓ પ્રમાણે ચાલવાનો દાવો ચાલે તે વિશે અંદેશા ભરેલું છે. ૧ મ. ૩૦૧ તથા ઈ. લા. રી. ૭ મ. ૯૧. પરંતુ હિંદુમંદીરમાં ધર્મની પૂજાનો અમુક ભાગ કરવાને તથા અમૂક ધર્મની શેવા કરવા બાબત જે ખુશીથી અર્પણ કરવામાં આવે તે નહીં, પણ તે બદલ જે લેહેણું થતું હોય તે લેવાને સ્વતંત્ર હક છે, એવું ઠરાવવાને દાવો ચાલી શકે છે; અને જો તે હક્કનો નિર્ણય કરવાનો હોય તો તેને લગતી અમૂક ધર્મની શેવા કરવાના હક્કની બાબત નિર્ણય કરવાની જરૂર છે, સબબ કોર્ટને તે પ્રમાણે કરવાની હકુમત છે, ઈ. લા. રી. ૨ મ. ૬૨, તથા ૫ મ. ૩૧૩. પણ અમુક દીવશે એક પોકીઓ ચલાવવાનો હક્ક ઠરાવવાનો દાવો ચાલતો નથી. ઈ. લા. રી. ૬ મું. પાનું ૧૧૬ તથા પાનું ૧૨૨, તોપણ કોઈ સખસને તેના પંચની જાહેરાત પૂજામાં ભાગ લેવાને અટકાવવામાં આવે તો તે નુકશાન લેઈ શકે છે. ઈ. લા. રી. ૬ મ. પાનું ૧૫૩. એક હિંદુ પોતાની સગીર દીકરીના વાલી તરીકે એવું ઠરાવવાને દાવો કરે કે તે દીકરીનું પ્રતીવાદી સાથે જે લગ્ન કેહેવામાં આવેલું છે, તે રદ બાતલ છે, તો તે દાવો દીવાની પ્રકારનો છે માટે તે દીવાની કોર્ટમાં ચાલી શકે છે. ૧૪ વી. રી. ૧૩૨ તથા પાનું ૪૦૩ અને ૧૩ બં. લા. રી. પાનું ૧૦૯. એક સખસને કાજીનો કીતાબ હોય તે અમુક ક્રિયા પોતે કરાવી શકતો હતો, પણ તેને તે કરવાને બોલાવેલો નહી ને બીજા પક્ષકાર પાસે તે ક્રિયા કરાવ્યા બદલ ખુશીથી ફી આપવામાં આવેલી, તે ફી સદરહુ કાજી લેઈ શકતો નથી, અને જે કામમાં ચાલવાડીના કામ સાથે હક્કના આધારથી ફી જોડાએલી ન હોય, પરંતુ તેને અમસ્તી આપી શકાતી હોય તો તે કામ બીજા સખસે વચ્ચમાં આવી કરયું હોય, અને તેને ફી લીધી હોય તો તે તેનાં પાસેથી લેવાને દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૨ મું. ૪૭૦. તેમ નાતના બંધારણમાં તે સવાલનો નિર્ણય કોર્ટો કરે, તેથી હરકત થતી હોય તો તેવી ફી થતી નથી. મુરારી વિ સુબા, ઈ. લા. રી. ૬ મું. ૭૨૫.

અમુક પુરોહીતથી કામ લેવાની યજમાનને ફરજ પાડવાને દાવો ચાલતો નથી, તોપણ અમુક પુરોહીતો રાખવામાં આવેલા હોય તેમાંનો એક અગર તેમાંનો વારસ, બાકીનાઓ ઉપર તે કામથી થએલો નફો ભોગવવાનો મારો હક્ક છે એવો દાવો કરી શકે છે. આગ્રા ૮૦, ૧૦ વી. રી. પાનું ૧૧૪ તથા વા. ૫ પાનું ૨૨૨ અને ૮ બં. લા. રી. પાનું ૫૦. જો તેવો દાવો કરાર અગર લાંબા અને બીનહરકતે પડેલા રીવાજના ભોગવટાની રૂઈનો હોય તો તે ચાલે છે. ૨ મ. ૩૩૦ તથા ૯ મુર. ૩૫૪. મંદીરના અમુક ભાગમાં ઠરાવેલા દીવશે દહીનું વાસણ ભાગવાનો હક્ક ઠરાવવાનો દાવો ચાલી શકે છે. ૯ મું. પાનું

૪૧૩, અગર વંશપરંપરાનું કીર્તન ગાવાનું કામ હોવાથી પવીલ નૈવેદ લેવાનો દાવો ચાલી શકે છે. ૬ મ. પાનું ૪૪૯, અને મુંબાઈમાં પરાયો માણસ આવી ગામગોરને તેના કામમાંથી બાતલ કરે તો, તે ગામગોરનો નુકશાનીનો દાવો ચાલી શકે છે. ૧૧ મું. પાનું ૬૩; અગર જજમાને અમુક ક્રિયા કરવાને બીજા સખસને રાખેલો હોય અને વાદીને બોલાવવામાં આવેલો હોત તો, જે ફી વાદીને મળત તે ફી બીજા સખસને આપી હોત તો તે ફી લેવાનો જજમાન ઉપરનો દાવો ચાલી શકે છે. ઈ. લા રી. ૩ મું. પાનું ૯, અને મદ્રાસમાં તેથી વિરૂદ્ધ છે. ઈ. લા. રી. ૭ મ. પાનું ૪૨૮. એકાદા ગામમાં વતનદાર જોશી હોય અને તે જોશીને જે ફી મળવા જોગ હોય, તે ફી બીજા સખસે આવીને લીધી હોય તો, તે બીજા સખસ ઉપર તે જોશીનો નુકશાનીનો દાવો ચાલી શકે છે, પરંતુ તે બીજા સખસને તે કામ કરતાં અટકાવવાને તાકીદ હુકમ આપી શકાતો નથી. ઈ. લા. રી. ૩ મું પાનું ૨૩૨.

વાદીનો કામ કરવાનો હક્ક નહીં, પરંતુ ફક્ત ફી, નફો, અથવા મેહેનતનો બદલો હોવા શિવાય આબરૂ ભોગવવાનો દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૨ મું. પાનું ૪૭૬. અમુક સખસ પુજારીનું કામ કરવા તથા મંદીરમાંથી થતો નફો લેવા પોતાનો હક્ક ઠરાવવા દાવો કરી શકે છે. ૧ મું. પાનું. ૧૨. 'મોરોસી મીલકત' અથવા વંશપરંપરાની મીલકત હોવાના કારણથી અમુક મંદીરોમાં જે અર્પણ કરવામાં આવે તે બાબતનો દાવો ચાલી શકે છે. ૩ વી. રી. પાનું ૩૩. વાદી અને પ્રતીવાદી બેહારમાં અમુક ગામોમાં કેટલીક ધર્મની ક્રિયા કરતા હતા, તેથી તેમને બીટમહાબ્રાહ્મણીના નામથી ઓળખાતી ફી મળેલી તેનો હિસ્સો લેવાનો દાવો ચાલી શકે છે. સદરદિવાની અદાલત વા. ૪ પાનું ૮૯. સારાંશમાં પાગોડાના વહિવટ અને કાનુનો સાથે સબંધ રાખનારનો કામ કરવાનો હક્ક કબુલ કરવા તથા તેનો અમલ કરવા દિવાની કોર્ટો મુખત્યાર છે, એમાં કાંઈ શખ નથી. માટે આવું કામ કરનારનો પોતાની ચાકરી બદલ પગાર અગર બીજી રીતે મેહેનતાણું મળવાનો હક્ક હોય, અને તે મેહેનતાણું અઘટીત રીતે બંધ કરવામાં આવ્યું હોય તો. તેના તે બાબત દાવો ચલાવવાનો દિવાનીરાહે હક્ક છે. તેમજ પાગોડાના ધર્મ કરતા તરીકે થવાને અયોગ્ય અને લાયક સખસો કોણ છે તેનો તપાસ કરી નિર્ણય કરવાના સાધારણ રીતે દાવા સાંભળવામાં આવે છે. આવા કામોમાં એમ માલુમ પડવું જોઈએ કે તે કામો સાથે ધર્મની ફરજો જોડવામાં આવેલી છે, તોપણ તે સંસારીક રૂપમાં છે, તે કામ કરનાર પાગોડાની મીલકત અને ફંડના ટ્રસ્ટી ઈઆને વહિવટદાર તરીકે કામ કરનારા છે, અગર સાધારણ રીતે તે કામ બરોબર ચાલે છે એ વિશે નીગેહબાની રાખનારા છે, માટે તે વિશે દિવાની હક્કો અને જવાબદારીઓ છે તેથી તે વિશે દીવાની દાવો યોગ્ય રીતે ચાલી શકે છે: પરંતુ વાદી તદન ધર્મ ગુરૂનું કામ કરતો હોય તો તેમની બાબતમાં આવું કાંઈ કહી શકાતું નથી. કેટલાક સખસો પોતાની જાતના અથવા પંથના બંધાઈ ગએલા રીવાજ પ્રમાણે અમુક ધર્મની ક્રિયાઓ કરે તે કરવાની તેમની ફરજ વિશે જો કાંયદેસર કાંઈ ઠરાવ અગર સ્વીકાર ના હોય તો, તે એક નીતીના પ્રકારનું અપૂર્ણ બંધન છે, અને તે કાંઇ દિવાની હક્ક નથી. માટે આવા બંધોનોની તપાસ હાલની દિવાની કોર્ટો કરી શકતા નથી. ૧ મ. પાનું. ૩૦૧. સ્માર્તવપંથના એક સ્વામી અગર મુખ્ય ગુરૂની જગોએ પૂર્વે થઈ ગએલા સ્વામીને સરકારે ઈનામ આપેલું, તેથી અમુક ક્રિયાની વખતે

તેમને પાલખીમાં બેસાડી લેઈ જવાનો સ્વતંત્ર હક્ક છે, તે વિશે તે સ્વામીએ દાવો રાખ્યો. તેમાં પ્રીવીકૌંસીલના નામદાર સાહેબોને જે પક્ષકાર તેવો હક્ક ધરાવતો હતો તેના ઉપર તે દાવો ચલાવી શકે છે કે નહી, એવો શક પડેલો છે, ૬ વી. રી. પાનું ૩૯. દેવને જે નૈવેદ ધરાવવામાં આવ્યું હોય તે નૈવેદ તે મંદીરનો એક નોકર લેતો હોય, તેથી ઈનામદાર હમેશની રીતી પ્રમાણે અર્પણ ન કરે તો તે બાબતની નુકશાનીનો દાવો તે નોકર કરી શકતો નથી. ઈ. લા. રી. ૬ મું. પાનું ૧૨૨. બજારની જગો વાપરવાને બદલે ખુશીથી વાદીને ફી આપેલી તે ફી લેવાનો અમુક સખસનો હક્ક છે, પણ તેવો હક્ક ઠરાવવાનો દાવો ચાલી શકતો નથી. આગ્રા વા. ૨ પાનું ૭૧; તેમ હોડીઓ મેળવવા બાબતમાં પણ તેવો દાવો ચાલી શકતો નથી. ૧ અ. પાનું ૨૯૧.

**ખાસ ઈલાજ**—જો કાયદા કરનારે અમુક કામ કરવાની ફરજ રાખેલી હોય તેમ છતાં તે કરવામાં ના આવે તો, તે બાબત દાવો ચાલી શકે છે. ૩ મ. ૩૫, પરંતુ તેથી અમુક ખાસ રીતે તેનો અમલ કરવાને બંધન ઉત્પન્ન થતું હોય તો સામાન્ય નિયમ તરીકે બીજી કોઈ રીતે તેનો અમલ થઇ શકતો નથી. (વાલવર હામટન વોટર વર્કસ કંપની વિ. હાકસફોર્ડના કામનો કલાવ સ્મીથ્સ લીડીંગ કેસને પાને ૧૫૬ મે આસબી વિ. વાઈટના કામની નોટમાં બતાવેલો છે તે જુઓ), માટે સરકારને ખાનગી હોડી સાર્વજનીક ઠરાવવાથી જે નુકશાન થએલું હોય તે નુકશાનના કંપનસેશન બાબત તેનો સીવીલ કોર્ટમાં દાવો ચાલી શકતો નથી. ૭ વી. રી. ૧૯૧, તેમ તે હોડીની બાબતમાં પણ દાવો ચાલી શકતો નથી. સદર દિવાની અદાલત વા. ૭ પાનું ૫૮૩.

**ધોરી રસ્તો**—તેવીજ રીતે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદામાં ખાસ કામ ચલાવવાની રીતી ઠરાવેલી છે, માટે વાદીએ રસ્તો લોકોને અર્પણ કરેલો હોય અને તેને ખાસ હરકત થએલી ના હોય તો, તે સાર્વજનીક રસ્તાને હરકત કરવા બાબત દાવો ચાલી શકતો નથી. ૨૧ વી. રી. પાનું ૪૬૨ તથા વા. ૧૮ પાનું ૫૮ તથા વાલ્યુમ ૧૨ પાનું ૧૬૦ અને વા. ૧૧ પાનું ૪૪૫. ઈ. લા. રી. ૨ મું પાનું ૪૫૭. પરંતુ વાદીને જે કામમાં ખાસ નુકશાન થએલું હોય તે કામમાં જુદી રીતે છે. ઈ. લા. રી. ૩ ક. ૨૦, સન ૧૮૬૧ ના આકટ ૨૫ માની કલમ ૧૮૫ પ્રમાણે જે મીલકતનું લીલામ કરેલું હોય તે લીલામ રદ કરવાને દાવો ચાલતો નથી. ૮ વી. રી. પાનું ૨૦૭.

**ગુન્હેગારી**—એકાદા કાયદામાં ગુન્હેગારીનો અમલ કરવાને અમુક રીતી ઠરાવેલી હોય તો, તે વિશે દાવો કરી અમલ થઈ શકતો નથી. ૪ શા. પી. ડી. ૧૧૮. પરંતુ પ્રથમ તે બાબત દાવો ચાલતો હાય અને કાયદામાં નવી રીતી ઠરાવવામાં આવે તો, તેને દાવો કરવાના હક્કને હરકત થતી નથી, તોપણ ખર્ચના સવાલ બાબત તેથી અસર થાય છે, ૧ ઈ. લા. રી. ૨ મ. પાનું. ૩૮૯.

સરકારના સેંટલમેંટથી આપેલી એક હોડીના માલેકનો કોઈ સખસ તેજ જગોએ ફક્ત પોતાને તથા પોતાના નોકરોને માટે હોડી વાપરતો ના હોય તો, તે સખસના ઉપર દાવો કરવાનો હક્ક છે. ઈ. લા. રી. ૪ ક. પાનું ૫૯૯. દાવાની અરજીમાં કહેલું છે કે વાદી ઘણા વર્ષથી પોતાની જમીન ઉપર એક હાટ રાખતો હતો, તે દીવશે એવુંજ હાટ પ્રતીવાદીએ રાખ્યું, અને વાદીના હાટમાં જતા સખસોને અટકાવવાને કોશીશ કરી, તેથી માજીસ્ત્રેટે વાદીને તે હાટ ખોલવાની મનાઈનો હુકમ કરવાથી તેને નુકશાન થયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે દાવાનું કારણ પાકું ઉત્પન્ન થયું છે. ઈ. લા. રી. ૫ ક. પાનું ૭.

**હુકમનામું**—હુકમનામાં બજાવવા સબંધી ઠરાવો કરવામાં આવેલા છે, માટે જ્યારે તે હુકમનામાવાળો તે ઠરાવો પ્રમાણે કામ ચલાવી શકે છે ત્યારે તે રેગ્યુલર દાવો કરી શકતો નથી. સબબ બજાવણીની દરમિયાનમાં એક રીસીવ્હર નીમવામાં આવ્યો હોય તો, તેના ખર્ચ બાબત દાવો ચાલી શકતો નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું ૨૪૭. તેમજ નાણાં સબંધી હુકમનામું મેળવી તે હુકમનામાની બાકીની રકમ ब. પાસેથી લેવાને अ. એ દાવો કર્યો. એવું કહીને કે હુકમનામાના મરનાર દેણદારની મીલકત તેના કબજામાં આવેલી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામું તે મીલકત વેચાવી અગર જપ્ત કરી તથા રીસીવ્હર નીમી બજાવવું જોઈતું હતુ, તેથી તે રેગ્યુલર દાવો ચાલી શકતો નથી લા. રી. ૩ ઈ. અ. ૨૪૧. વળી વી. રી. સન ૧૮૬૪ પાનું ૩૭૬ જુઓ, અને જો વાદી હુકમનામાની મુદત જાય ત્યાં સુધી હુકમનામું બજાવવાને કસુર કરે તો, પછી તેનો રેગ્યુલર દાવો કરવાનો ફરીથી હક્ક થતો નથી. ૩ અ. પાનું ૬૨. ઈ. લા. રી. ૪ અ. પાનું ૪૮૧; પરંતુ ઈ. લા. રી. ૭ મ. પાનું ૪૨૩. તથા વા ૭. પાનું ૮૦ જુઓ; પણ જો હુકમનામું બજાવવા લાયક ન હોય, જેમકે પરરાજ્યનું હુકમનામું અગર ફક્ત હક્ક ઠરાવવાનું હુકમનામું હોય તો બીજી રીતે છે. ઈ. લા. રી. ૫ મું. પાનું ૨૨૩. તથા વા ૮. પાનું ૨૯૮. ૧૦ બં. લા. રી. પાનું ૩૫. ઈ. લા. રી. ૯ મું. પાનું ૧૦૮. ઈ લા. રી. ૪ મ. પાનું ૨૧૮, અગર હુકમનામું થોડુંક હક્ક ઠરાવ્યા બાબતનું હોય તો તેટલા ભાગ બાબત દાવો ચાલી શકે છે. ઈ. લા. રી. ૭ મ. પાનું ૮૦; પરંતુ દિવાની કોર્ટના હુકમનામાની રૂઈએ સ્માલકાજ કોર્ટમાં દાવો ચાલી શકતો નથી. ૬ મું પાનું ૨૩૧; તેમ રેવન્યુ કોર્ટના સાંથના હુકમનામાની રૂઈએ રેગ્યુલર દાવો ચાલી શકતો નથી. બં. લા. રી (ફૂ. બ.) પાનું ૧૮; તેમ સ્માલકાજ કોર્ટના હુકમનામાની રૂઈએ મુંબઈની હાઈકોર્ટમાં દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૮ મું પાનું ૧; સન ૧૮૮૨ના આકટ ૧૫માની કલમ ૯૮, તેમ કલકતામાં પણ ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૫ ક. ૨૯૫.

કલકતામાં હાયકોર્ટના હુકમનામાની રૂઈએ દાવો ચાલી શકે છે. ઇ. લા. રી. ૭ ક. પાનું ૭૪. પરતુ મુંબાઈમાં તેવો દાવો ચાલતો નથી. ઇ. લા. રી. ૬ મું. પાનું ૭. મદ્રાસમાં દેશી કોર્ટના હુકમનામાની રૂઈએ દાવો ચાલે છે. ઇ. લા. રી. ૭ મ પાનું ૧૦૫ તથા ૧૬૪. પણ મુબાઈમાં બીજી રીતે છે. ઈ. લા. રી. ૮ મું. પાનું ૫૯૩. પ્રતીવાદીના બાપ ઉપર સરદારોના એજંટની કોર્ટમાં હુકમનામું થએલું તે હુકમનામાની રૂઇએ દિવાની કોર્ટમાં દાવો ચાલે છે; એવું ઠરાવવામાં આવેલું છે, કારણ કે તે પૈસા બાબતનું હુકમનામું હક્કતા બંધી હતું, અને પ્રતીવાદીનો બાપ મરણ પામવાથી તે બજાવવા લાયક રહેલું નહીં હતું, કારણ કે પ્રતીવાદી સરદાર નથી. ઇ. લા. રી. ૩ મું. પાનું ૧૯૩.

એકાદા મકાનના ગીરોરાખનારે ગીરોઆપનાર તથા તેની પાસેથી પાછળથી ખરીદ કરનાર ઉપર હુકમનામું મેળવ્યું હોય, બાદ તે ખરીદદારે ઘરનો સામાન લેઈ જઈ જામીની કમી કરી હોય તો, તે વિશે તે ખરીદદાર ઉપર દાવો ચાલી શકે છે. ૪ ક. લા. રી. પાનું ૨૯૧.

**પ્રોબેટ વિગેરે**—સન ૧૮૬૦ ના આકટ ૨૭ મા પ્રમાણે આપેલું સર્ટીફીકટ રદ કરવાને દાવો ચાલતો નથી. ૨૨ વી. રી. પાનુ ૩૧૨; તોપણ તે સર્ટીફીકટ ખેંચી લેવાનું માગવાનું કારણ થવાને હક્ક ઠરાવવાનો દાવો ચાલી શકે છે. વી. રી. પાનું ૩૦૧, તેમજ વીલનું પ્રોબેટ આપવાનો હુકમ રદ કરવાનો રેગ્યુલર દાવો ચાલતો નથી, કારણ કે તે હુકમ રદ કરવાની બાબત પ્રોબેટ કોર્ટમાં અરજી કરી તકરાર કરવી જોઇએ. ૨ અ. પાનું ૨૬૮;

પરંતુ જો કપટ અથવા હકુમતની ખામીના કારણથી હોય તો તે ચાલે છે. ઈ. લા. ૪ ક. પાનું ૩૬૦. ૪ ક. લા. રી. પાનું ૧૭૫. પછી હુકમનામાવાળાએ જપ્તી કરેલી હોય તોપણ ઈ. લા. રી. ૬ ક. પાનું ૪૨૯. અથવા નજીકમાં નજીક સગાનો ગીરોરાખનાર હોય તોપણ. તે પ્રોબેટ આપ્યાના હુકમ બાબત તકરાર કરી શકે છે. લા. રી. ૬ ક. ૪૦૦, તોપણ લા. રી. ૧૦ ઈ. અ. પાનું ૮૦. ઈ. લા. રી. ૧૦ ક પાનું ૧૯ તથા પાનું ૪૩૩ જુઓ. પરંતુ જે સખસે પ્રોબેટના કામમાં ભાગ લીધો હોય તે સદરહુ પ્રમાણે કરી શકતો નથી. તેનો ઇલાજતો તે ફેંસલાની ફરીતપાસ કરાવવાનો છે. ઈ. લા. રી. ૫ મું. પાનું ૬૩૮, પણ સન ૧૮૬૦ ના આકટ ૨૭ પ્રમાણેના વીલના બળવાનપણા બાબતના દાવામાં ફેંસલો થવાથી તેના તે પક્ષકારોની વચમાં હરકત થતી નથી. ૧૧ વી. રી. પાનું ૧૨૭, પરંતુ પ્રીસ્ટમેન વિ. થોમસ ૯ પી. ડી. પાનું ૨૧૦.

**કાયમ હુકમનામું**—હુકમનામું અથવા ફેંસલો જ્યાં સુધી ફેરવવામાં અથવા રદ કરવામાં આવે નહીં ત્યાં સુધી બળવાન છે, એમ ગણવું જોઈએ. માટે જ્યારે ફેંસલા અથવા હુકમનામાની રૂઈએ નાણાં વસુલ કરવામાં આવ્યાં હોય, ત્યારે જ્યાં સુધી તે હુકમનામું અથવા ફેંસલો ચાલુ હોય ત્યાં સુધી તે પાછાં વસુલ થઇ શકતાં નથી; પણ જ્યારે કોર્ટના હુકમ પ્રમાણે એકાદા દાવામાં નાણાં અનામત મુકવામાં આવેલાં હોય તો તે લેવાને જુદો દાવો ચાલતો નથી. ૭ સ. દી. અ. સેલ. ૧૭૫. જમીનદારના ગુમાસ્તાને નાણાં આપેલાં હોય ત્યાર પછી રેવન્યુકોર્ટના હુકમનામાથી તે રકમ તે જમીનદારને પાછી આપવામાં આવે તો, તે લેવાને દાવો ચાલતો નથી. ૩ બં. લા. રી. પાનું ૧૧૪.

પરંતુ અમુક હુકમનામાની રૂઈએ પ્રતીવાદીએ કબજો લીધો હોય પણ તે હુકમનામું અપીલમાં ફેરવવામાં આવેલું હોય તો, તે જમીનમાંથી કરશણ કાપી લેઇ જવામાં આવેલું હોય તેથી થતા નુકશાનનો દાવો ચાલતો નથી. ઈ. લા. રી ૪ ક. પાનું ૬૨૫. અને જ્યારે સાંથના ઉત્તરોતર હુકમનામાં મેળવવામાં આવેલાં હોય અને પેહેલું જે હુકમનામું થએલું તેના ઉપર દરેકનો આધાર હોય, અને તે પેહેલું હુકમનામું અપીલમાં પાછળથી ફેરવવામાં આવે તો, તે બીજા હુકમનામાથી જે નાણાં વધારાનાં આપવામાં આવેલાં હોય, તે લેવાનો દાવો ચાલે છે. ઈ. લા. રી. ૩ ક. પાનું ૩૦.

જે જમીન સાર્વજનિક કારણસર લેવામાં આવી હોય તે જમીન ઉપર થઈ જવા આવવાના રસ્તા બાબત દાવો ચાલતો નથી. ૬ બં. લા. રી. પાનું ૪૭, ૧૪ વી. રી. પાનું ૭૨. પરંતુ સન ૧૮૭૨ ના આકટ ૧૦ માની કલમ ૫૧૮ મી પ્રમાણે માજીસ્ત્રેટે કરેલો હુકમ રદ કરવાને દાવો ચાલે છે. ૬ અ. પાનું ૧૦૪, ઈ. લા. રી. ૫ ક. પાનું ૭. પરંતુ સાર્વજનિક રસ્તો ઠરાવ્યાનો હુકમ રદ્દ કરવાનો દાવો ચાલતો નથી. ૪ બં. લા. રી. પાનું ૨૪. પરંતુ જે સખસના વિરૂદ્ધ તેવો હુકમ કરવામાં આવ્યો હોય તે સખસને એકાદ દાવામાં તે તેની મીલકત છે, એમ બતાવવાને હરકત નથી. ૮ મું. પાનું ૯૪.

સન ૧૮૪૮ના આકટ ૧૩ માથી અમૂક કામોમાં સર્વેના કરેલા ઠરાવ બાબત થોડીક મૂદત થયા પછી તે દિવાનીકોર્ટોમાં દાવો ચાલી શકતો નથી, તે ઠરાવનો જાણે તે દિવાનીકોર્ટનું હુકમનામું હોય તે પ્રમાણે સંપુર્ણ રીતે અમલ કરવામાં આવે છે. ૨૩ વી રી. પાનું ૧૭૩.

અપીલ ચાલુ હોય તે દરમિયાનમાં હુકમનામાની રૂઈએ નવો દાવો ચાલે તે વિશે અંદેશા ભરેલું છે. ૫ વી. રી. પાનું ૨૭૬, અગર તે હુકમનામાની મૂદત ગએલી હોય તો

તેની રૂઈએ દાવો ચાલે કિંવા નહી એ અંદેશા ભરેલું છે ઈ. લા. રી. ૬ મુ. ૭; અને ૫ ક. પાનું ૨૯૪, ૭ ક. પાનું ૭૪ વાદીએ વેચાણના કરારની રૂઇએ કબજો લેવા દાવો કરયો અને તેને વેચાણ આપનાર ગીરોદારે પોતાનો હક્ક સબંધ વેચાણ આપેલો હતો તેના ઉપર હુકમનામૂં મેળવ્યું. વાદીએ તે હુકમનામું બજાવ્યું નહી, અને ત્રણ વર્ષ કરતાં વધારે મૂદત વીત્યા પછી તેણે ગીરોથી છોડાવવાને દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ખરીદીના દસ્તાવેજ તથા હુકમનામાની રૂઈએ વાદીનો હક્ક છે, તોપણ તેનો તે બજાવણી કરી અમલ કરી શકાતો નથી, માટે દાવો ચાલી શકે છે. ૧ અ. પાનું ૧૫૪, અને જ્યાં બજાવણીના કામમાં તે બજાવણીમાં થએલા લીલામમાંથી ખરીદ કરનારના અસાઈનીને કબજો અપાવવામાં આવેલો ના હોય ત્યાં તે મીલકત બાબત તેને દાવો કરવા દેવામાં આવે છે. ઈ. લા. રી. ૮ ક. ૬૦૨ એકાદા હુકમનામાની રૂઈએ લેહેણી થએલી અમુક રકમ વસુલ કરેલી હોય અગર અઘટીત રીતે વસૂલ કરેલી હોય તો તે નાણા હુકમનામું બજાવનારી કોર્ટને અરજ કરી વસૂલ કરી શકાય છે, અને રેગ્યુલર દાવો કરી વસુલ કરી શકાતાં નથી. ઈ. લા. રી. ૧ અ. ૬૧. જો કે સન ૧૮૬૧ના આક્ટ ૨૩ માની કલમ ૧૧ મીમાં "દાવાનો પક્ષકાર" એવા શબ્દો છે, તોપણ વાદી દાવામાં પક્ષકાર હતો, પણ હુકમનામામાં પક્ષકાર થએલો નથી, માટે રેગ્યુલર દાવો કરવાનો હક્ક કોઈ રીતે જતો નથી. ૧૦ વી. રી. ૧૯૧.

**સગીરો**—સગીર સબંધી સન ૧૮૬૧ના આક્ટ ૯ મા પ્રમાણેના દાવા જીલ્લાની મુખ્ય દિવાની કોર્ટમાં તપાસ કરવા લાયક છે. મુનસફને તે દાવાની તપાસ કરવાની હકુમત નથી. ૨૩ વી. રી. પાનું ૩૪૦.

**કપટ**—કપટના કારણથી હુકમનામું રદ કરવાનો દાવો ચાલી શકે છે. ૨૦ વી. રી. ૮૬ મુદતના આક્ટના ૨,જા પરીશીષ્ટની કલમ ૯૫. પરંતુ હુકમનામું થયા પછી અસલ, કોર્ટમાં વાદીએ કપટની તકરાર કરી હોય, અને તેમાં નિષ્ફળ થયા છતાં તે ઉપર અપીલ ચાલતા છતાં અપીલ કરેલી ના હોય તો, તે દાવો ચાલી શકતો નથી. ૧૭ વી. રી. ૪૧૩, અગર બજાવણીના કામમાં એક પક્ષકારે તે કપટ કરેલું હોય તો ચાલતો નથી. ઇ. લા. રી. ૬ મું. ૧૪૮. અને જો પક્ષકાર સીધી રીતે હુકમનામું રદ કરવાને દાવો ના કરે તો તે આડી રીતે તે ઉપર દોષ મુકી શકતો નથી, સબબ તેનો અમલ કરવો જોઈએજ. વી. રી. સન ૧૮૬૪. પાનું ૧૫૮. આવો દાવો ચાલતો નથી એવું મેવાલાલ થાકુર વિ. ભુજ હનજા (૨૨ વી. રી. ૨૧૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે. વળી બચાવમાં કપટની તકરાર થઈ શકે છે. ઈ. લા. રી. ૬ મું. ૭૦૩. પરંતુ સ્થાવર મીલકત વેચાવવાના હુકમનામાની બજાવણીમાં તે વેચવાની ના કેહેવાને કોર્ટ મુખત્યાર નથી, કારણ કે તે દાવામાં ના હોય તેવા ત્રાહીત સખસના કબજામાં તે મીલકત હોય અને તે હુકમનામા ઉપર કપટના કારણથી દોષ મૂકતો હોય તો, તેણે દાવો કરી તાકીદ હુકમ મેળવવો જોઈએ. ઈ. લા. રી. ૮ મું. ૫૩૨; અને તમામ કપટના કામોમાં દાવાની અરજીમાં જે અમુક કૃત્ય કેહેવામાં આવેલું તે બતાવવું જોઈએ ઈ. લા. રી. ૬ મું. પાનું ૩૦૯.

જ્યારે દસ્તાવેજ કપટના કારણથી રદ કરવામાં આવે ત્યારે અગાઉથી આપેલા નાણાં સબંધી વ્યાજ બાબત રાજા અજીતસીંગ વિ. રાજા બીજાઈનો ઠરાવ લા. રી. ૧૧ ઈ અ. પાને ૨૧૭ મે છે, તે જુઓ.

**હક્ક**—ઓરીસમાં જે શબ્દો જડજ બોલે તે બાબત તેઉ જવાબદાર નથી. સીમન વિ.

**નેષર કલીફ્ટ ૧ સી. પી. ડી. ૫૪૦,** તથા તેમાં બતાવેલા ઠરાવો જુઓ; અને તેવોજ **હક્ક આ દેશમાં જડજો હાયકાર્ટમાં જે પત્રો** મોકલે તે બાબતમાં છે. સ. દી. વાવ્યપ્રાંત. **સન ૧૮૫૩** ને પાને ૩૧૩ મે જુઓ. તેમજ ઈંગ્લાડમાં કોનસલ જે શબ્દો બોલે તે બાબતમાં તેમનો કુલ હક્ક છે. પરંતુ તે નિયમ હિંદુસ્થાનમાં લાગુ થાય છે કિંવા નહી તેનો નિર્ણય થએલો હોય એમ જણાતું નથી. ૨ અ ૪૦૩. પ્લીડર અથવા મુખત્યાર પોતાના અસીલના કેહેવા ઉપર આધાર રાખી શુદ્ધ અંતઃકરણથી પોતાની તકરારમાં આબરૂને નૂકશાનકાર્ક બોલે તો, તે જવાબદાર નથી. પુરાવ આકટની કલમ ૧૪૮–૧૫૦ જુઓ.

ન્યાયની રૂઈએ કામ ચાલતાં આબરૂને હરકતકારક શબ્દો પક્ષકારે વાપરેલા હોય તો તે બાબત દાવો ચાલી શકતો નથી, ૭ સ. દી. અ. સેલ. ૩૩, અને ૨ આગ્રા ૩૩. ઈંગ્લાંડમાં ઓફીસની અંદર પક્ષકાર, સાક્ષી, કોનસલ, જ્યુરી અગર જડજ જે શબ્દો બોલેલા હોય તે બાબત દિવાની અગર ફોજદારીરાહે જવાબદાર કરી શકાતા નથી. ૧ લોફ્ટ, ૫૫. સબબ એક સાક્ષીએ કહેલું કે તે વીલ જુઠું બનાવેલું છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કેહેવું હક્કનું છે, અને જોપણ જ્યુરીના અભિપ્રાયમાં આવેલું છે કે પ્રતીવાદીએ સાક્ષી તરીકે કહેલા શબ્દો શુદ્ધ અંતઃકર્ણથી કહેલા નથી, અને તે ખુશીથી પોતાના હેતુથી દ્વેષબુદ્ધિથી બોલેલો છે, તોપણુ તે બાબત દાવો ચાલતો નથી. ૧. સી પી. ડી. ૫૪૦, **અને ૨ સી. પી. ડી. ૫૩,** અને તેમાં બતાવેલા ઠરાવો છે તે જુઓ; પણ જો કે એવું ઠરાવવામાં આવ્યું છે કે એકાદા સાક્ષીના શબ્દો અગર હકીકત કામની સાથે સીધી રીતે લાગતી છે તેથી તે હક્કવાળી છે, તોપણુ જ્યારે તે હદ્દપર ઘણો જાય અને શુદ્ધ અંતઃકર્ણથી વર્તે નહી, ત્યારે તે આબરૂના ઉપર હુમલો કર્યા બાબત જવાબદાર થાય છે. ૨ વી. રી. ૩૬, ૩ વી. રી. ૪૫; પરંતુ ગણેશદત્ત વિ. મગનીરામનો ઠરાવ ૧૧ બં. લા. રી. પાને ૩૨૧ મે છે તે જુઓ. પરંતુ જે પક્ષકાર તકરારી બાબતને લાગતી નહી તેવી આબરૂને હરકતકાર્ક હકીકતની તકરાર કરે અને તે તકરાર અપ્રતીત હોય તો, તે આબરૂને હુમલો કર્યા બાબત જવાબદાર થાય છે. સ. દી. વાવ્ય. પ્રાંત સન ૧૮૬૪ પાનું ૪૮૬. એક કામમાં એક પક્ષકારે એવી અરજ કરેલી કે મુનસફનું દીલ મારી બાબત સારૂ નથી, માટે તે કામ તેમને ત્યાંથી ટ્રાન્સફર ઈયાને બીજી કોર્ટમાં મોકલવું જોઈએ, પછી તે અરજીમાં આગળ વધીને કહ્યું કે તે મારા સામાવાળા પાસેથી નાણાં કરજે લે છે, અને બીજા કામમાં જુઠો પુરાવ કરે છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે દાવો ચાલે છે. ૩ વી. રી. ૧૯૮. ગમે તેમ હોય પણુ તે હક્ક ન્યાયની રૂઈના કામમાં લાગુ થાય છે. ૧ આગ્રા, પાનું ૩૩.

**આબરૂને નુકશાન**—બાવલુ બનાવ્યાથી નુકશાન બાબતનો દાવો ચાલી શકે છે. ઈ. લા. રી. ૨ અ. પાનું ૪૩૫; અગર ફક્ત ગાળો દેવાથી તેના દાવો ચાલી શકે છે. ૧૬ વી. રી. ૮૩, ૬ બં. લા. રી. પાનું ૯૯, ૭ મું. ૧૭, ૧ વી. રી. પાનું ૧૯. પરંતુ ૩ ક. લા. રી. પાનું ૧૮૧ જુઓ. મરૂયારા કુટુંબમાંના એક મરનાર અંગભૂતની આબરૂને નુકશાન થાય તેવું કર્યા બાબતની નુકશાનીનો દાવો તે કુટુંબના હયાત સખસો કરી શકતા નથી. ઈ. લા. રી. ૫ મું. ૫૮૦. હિંદુસ્થાનમાં ફોજદારી કાયદા પ્રમાણે દિવાની કાયદામાં ચાલવામાં આવેલું છે.

**મદદ યાને ફાળો**—ફાળો ઈયાને હિસ્સા પ્રમાણે હિસ્સેદાર પાસેથી લેવાનો નિયમ છે, તે કાયદા પ્રમાણે સરખાપણું હોવાની જરૂર છે, તેવા ઈક્વીટીના નિયમ પ્રમાણે છે,

એક બીજાઓને માટે બોજો સહન કરવો નહી જોઈએ. ૭ વી. રી. ૩૭૭, માટે તમામ મીલકતનું મેહેસુલ એક સહહિસ્સેદાર ભરે તો, બાકીના સહહિસ્સેદારો ઉપર તેનો ફાળા પડતો ભાગ લેવાનો દાવો ચાલી શકે છે, તેમજ જે સખસ ગીરોરાખનાર હોય અને ગીરોથી છોડાવાનો હક્ક બંધ થએલો હોય તો, તે ગીરોરાખનાર ઉપર પણ તેવો દાવો ચાલી શકે છે. ૨૧ વી. રી. ૨૫૫, અગર એક હુકમનામાના દેણદારે પોતાના તથા પ્રતીવાદી ઉપર થએલા હુકમનામાથી રકમ આપેલી હોય તો, તે હુકમનામાના દેણદારનો દાવો ચાલી શકે છે. ૧ મ. પાનું ૪૧૧. જે સખસના કબજામાં ગીરોવાળી અડધી જમીન હોય તે નીમ્મે કરજ આપવાને જવાબદાર થાય છે. ૧૮ વી. રી પાનું ૬૧૦; પરંતુ જો વાદીએ પોતાના વહીવટનો ખુલાસો કરેલો ના હોય તો, આવા મજીઆરા દેવાનો દાવો હિંદુકુટુંબના અંગભૂત ઉપર ચાલતો નથી. ૧૭ વી. રી. ૩૩૬. પરંતુ એક અંગભૂતનો બીજા અંગભૂત ઉપર મજીયારા દેવાના ભાગ બાબત દાવો ચાલે છે. ફુલટન પાનું ૪૦૧, તોપણ વસુલ આપ્યાવિના ફક્ત હુકમનામું હોય તેથી દાવાને પુષ્ટી કરવાને તે બસ નથી. ૧૧ બં. લા. રી. પાનું ૭૬. પણ જો પ્રતીવાદી એમ બતાવી શકે કે દાવામાં વાસ્તવિક રીતે મારો હક્ક સબંધ છે તો મજીયારા હુકમનામાનાં જે નાણું આપેલાં હોય તે બાબત દાવો ચાલી શકતો નથી. ૨૦ વી. રી. ૨૪૨, તેમ જો વાદીના જાણવામાં હોય કે હું કાયદા વિરૂદ્ધ કામ કરૂં છું તો, તે અપકૃત્ય કરનાર વાદીનો દાવો બીજા ઉપર ચાલતો નથી; પરંતુ તે કામ ફક્ત કાયદા વિરૂદ્ધ હોય તેથી તે બસ નથી. ૭ વી. રી. ૩૮૪, ૧૦ મુર. પાનું ૫૬૨, ૨૦ વી. રી. ૨૩૫, ૨૩ વી. રી. પાનું ૨૨૬, ૫ ઈ. લા. રી. પાનું ૭૨૦, ઈ. લા. રી, ૭ મ. પાનું ૮૯. આ નિયમ હમેશાં વિચારમાં રાખવામાં આવ્યો નથી. હરનાથ વિ. હરીસીંગ. (૪ અ. ૧૧૬) ના કામમાં કાંઈ પણ શરત વિના એવો બોહોળો નિયમ ઠરાવવામાં આવ્યો છે કે મજીયારા હુકમનામાની રૂઈએ ફાળા બાબત એક પ્રવેશ કરનાર તેવા બીજા પ્રવેશ કરનાર ઉપર દાવો કરી શકતો નથી. પરંતુ કલકત્તામાં આવાજ દાવામાં વારંવાર હુકમનામાં કરવામાં આવેલાં છે. ૨૩ વી. રી. ૩૦૩, ૬ વી. રી. પાનું ૨૩૦, અને ૧૬ વી. રી. પાનું ૨૯૪.

અપીલકોર્ટના હુકમનામામાં દરમિયાન ઉપજ અપાવવામાં આવી નથી, પરંતુ બજાવણીમાં અસલકોર્ટે વાદી પાસેથી વસુલ કરેલી. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદી પોતાના સહપ્રતીવાદીઓ પાસેથી તેમનો હિસ્સો લેવા દાવો કરી શકતો નથી, કારણ કે તે દરમિયાન ઉપજ આપવાનો તે હુકમનામામાં ઠરાવ નહી હતો. ૨૫ વી. રી. ૨૬૯. હિસ્સો લેવાના દાવામાં જે પક્ષકારોનું હિત હોય તેમને પક્ષકાર કરવા જોઇએ. ૧૦ વી. રી. ૧૦, અને દાવાની અરજીમાં દરેકે જે પક્ષકાર ઉપર દાવો કરેલો હોય તે દરેકની પાસેની લેહેણી રકમ બતાવવી જોઈએ. માટે જો એમ બતાવવામાં આવેલું ના હોય તો, તે રદ કરવી જોઇએ. ૧૪ વી. રી. પાનું. ૩૭૩.

જુદી કેદ—જુદી કેદ થવાને તમામ અટકાવ થવો જોઇએ, અને અમુક બાજુના થોડાક ભાગનો થવો નહી જોઇએ. બર્ડ વિ. જોન્સ, કયુ બી. ૭૪૨. પીનલકોડની કલમ ૩૪૦; પરંતુ તે અટકાવને વાસ્તવિક રીતના બળનો પરીણામ થવાની જરૂર નથી, માટે એકાદો અમલદાર એકાદા સખસને એમ કેહે કે તમારે મારી સાથે આવવુંજ જોઇએ તો, તે બસ છે. ૪ બી. એન. એસ. ૧૮૦.

પોલીસે કરેલી કેદ બાબત હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૩૪૨ નીચેની નોટ જોવી.

જેલરે કરેલી કેદની બાબતમાં ભીમોટી વિ. કોલવીલ (લા. રી. ૪ સી. પી. ડી. ૮૩૬) ના કામનો ઠરાવ જોવો.

દિવાની કોર્ટના વારંટથી કેદની બાબતમાં ફીશર વિ. પીયર્સનો ઠરાવ, ઈ. લા. રી. ૯ મું. પાનું ૧ તથા કલમ ૪૨૩ નીચેના ઠરાવો જોવા.

**જુઠો આરોપ**—જુઠા આરોપ અને ગેરકાયદે કેદની વચમાંના ભેદની બાબત આસ્ટન વિ. ડાવલીંગ, લા. રી. ૫ સી. પી. પાનું ૫૩૪. કૈસરે હિંદ વિ. લક્ષ્મણ. ઈ. લા. રી. ૨ મું. પાનું ૪૮૭

દાવો ચાલી શકતા પેહેલાં એમ બતાવવુંજ જોઈએ કે તે આરોપના પરીણામ ઉપરથી તે આરોપ મુકવાને કારણ નહી હતું એમ જણાએલું છે. લા. રી. ૨ સી. પી.૬૮૪, માટે એકાદા સખસને નાદાર ઠરાવવામાં આવેલો હોય અને તે ઠરાવ જ્યાં સુધી કાયમ હોય ત્યાં સુધી તે એવો દાવો કરી શકતો નથી કે, અરજદારે મને જુઠી રીતે દ્વેષબુદ્ધીથી નાદાર કરેલો છે. લા. રી. ૧૦ અ. કે. પાનું ૨૧૦.

તે આરોપ વ્યાજબી અગર સંભવિત કારણ વિના મૂકેલો જોઈએ. માટે અસલકોર્ટે તે આરોપમાં જો પુષ્ટી કરેલી હોય તો, આ નિયમ મજબુત રીતે નહી જેવો થાય છે. પછી તે ઠરાવ અપીલમાં રદ થઈ શકે તેની ચીંતા નહી. ૩ મ પાનું ૨૩૯. વળી વાદીએ પોતાની જાતને, આબરૂને અથવા મીલકતને નુકશાન કરેલું, એવું શાબેત થવું જોઈએ.

**વેહેચણ**—જે મીલતક સરકારને મેહેસુલ ભરનારી હોય તેની વેહેચણ કરવાનો દાવો જે સખસ કરતો હોય તેનો હક્ક તે મીલકત ઉપર સંપૂર્ણની હોય, પણ તેથી ઓછો હોય એટલે જેમકે તેનો હયાતી સુધીનો હક્ક હોય તો, તેનો વેહેચણ કરાવવાનો દાવો ચાલી શકતો નથી. તેમ મીલકતની વેહેચણ જ્યારે કરવામાં આવી હોય ત્યારે સરકારમાં ભરવાના મેહેસુલની વેહેચણી થવી નહી જોઈએ. ૧૫ વી. રી. ૪૭૧. તથા ૬ વી. રી. ૧૫; તેમ જો સરકારને બંધનમાં લાવવાને માગવામાં આવેલું હોય તો, તે જમીન વેહેચવામાં આવી હોય તોપણ તે મેહેસુલની વેહેચણ થવી નહી જોઈએ. ૧૧ ક. લા. રી. ૫૫૦. પરંતુ જો તે શીકમી તાલુક તરીકે મીલકત ના હોય તો, બીજી રીતે છે. ૬ વી. રી. ૧૯૨, અગર જો તે લાખીરાજ જમીન હોય તો, બીજી રીતે છે. ૧૩ વી. રી. પાનું ૭૪, લા. ૧૭ પાનું ૧૩૭, અગર ટ્રસ્ટના કબજામાં ખાનગી મીલકત હોય તો બીજી રીતે છે. ઈ. લા. રી. ૪ ક. પાનું ૫૬, અગર જે મીલકતમાંથી તે નીકળેલી હોય તેની વેહેચણ થએલી હોય, અને મેહેસુલના ભાગ પાડેલા હોય, અને વધારાની મીલકતની વેહેચણી કરાવવાનું માગેલું હોય. વી. રી વા ૨૦. પાનું ૧૮૨, અગર પ્રથમની વેહેચણમાં જમીનનો કડકો મળવારો રાખવામાં આવ્યો હોય. ૨૨ વી. રી. ૨૪૫, અથવા જમીનદારના પક્ષકાર હોય અને સહમાલેકના હિસ્સાના ફક્ત ભાગનો મોકરરીદારે દાવો કરેલો હોય તો બીજી રીતે છે, ઈ લા. રી. ૭ ક. પાનું ૫૭૭. પરંતુ મીલકતના નક્કી કરેલા ભાગની વેહેચણ બાબત દાવો ચાલી શકે છે. ઈ. લા. રી. ૭ ક. ૧૫૩; પરંતુ રામજોય ઘોસ વિ. રામ રંનજનનો ઠરાવ ક. લા. રી વા. ૮ ને પાને ૩૬૭ મે છે તે તથા પરઓતિચરણ વિ. પ્રાણકીસ્તોનો ઠરાવ ૯ ક. લા. રી. પાને ૧૯૦ મે છે તે જુઓ. કલેકટરે કરેલી વેહેચણ રદ કરવાને અગર ઠરાવેલું ક્ષેત્રફળ તથા આકાર દુરસ્ત કરવાને દાવો ચાલતો નથી; પરંતુ વેહેચણ કરવાથી હિસ્સેદારોના જે પરસ્પર દીવાની હક્કો છે તે લેઈ લેવામાં આવતા નથી, માટે એકાદા દાવામાં જે સખસ પક્ષકાર ના હોય તેના ઉપર એક

હીસ્સેદાર એવો દાવો કરી શકે છે કે જે બીજાના ભાગમાં મીલકત આપવામાં આવી છે તેમાં મારો હિસ્સો છે, એવું ઠરાવી આપો. ૧૬ વી. રી. ૧૯૦ તથા ૧૫ વી. રી પાનું ૨૯૧, અથવા તેને જે હિસ્સો આપવામાં આવ્યો છે તે કરતાં મારો વધારે હિસ્સો છે. ૧૫ વી. રી. પાનું ૪૭૧, પરંતુ જો તે કલેકટરની રૂબરૂ ચાલેલા કામમાં પક્ષકાર હોય તો, તે ચાલતો નથી. ૧ વી. રી. ૩૨૩, ૨ બં લા. રી. ૪૦. જુદી જુદી મીલકતો જે તમામ નામની મારા ભાગમાં આવી ગએલી તેની વેહેચણને તે કાયદો લાગતો નથી. ૨૧ વી. રી. પાનું ૨૭૨. તેમ જુદી જુદી મીતકત શેળભેળ થએલી હોય અને જુદા જુદા માલેકોના અમુક ભાગોનો કબજો હોય તેને લાગુ થતો નથી. ૭ વી. રી. પાનું ૫૧; તેમાંથી એકેમાં વેહેચણ કરવાને કલેકટરને ફરજ પાડી શકાતી નથી.

વેહેચણ કરી જુદા થવાનો દાવો બાકીની મેહેસુલ ભરનારી મીલકતથી તે ઉપરના મેહેસુલની વેહેચણી કરવાના દાવા સુધાંતનો છે, તે દિવાની કોર્ટમાં ચાલતો નથી. ૨૨ વી. રી. પાનું ૩૩૩, ૨૪ વી. રી. પાનું ૨૪૩ તથા ૧૮ વી. રી. પાનું ૧૪૭ જુઓ અવિભક્ત મીલકતના અપૂર્ણ હિસ્સાના માલેકનો કબુલીયત બાબતનો દાવો ચાલી શકે છે. ૧૫ વી. રી. ૨૧

વાવ્યપ્રાંતમાં વેહેચણ બાબતનો કાયદો સન ૧૮૬૩ નો આકટ ૧૯ મો છે, અને તેની રૂઈએ વેહેચણ બાબતના દાવા કલેકટર એકલાને ફક્ત તપાસવા લાયક છે. તેમણે વેહેચણ કરવા તથા હક્કના સવાલની તપાસ કરવાની અરજી નામંજુર કર્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. વાવ્યપ્રાંત સ. દી. અ. સન ૧૮૬૪ પાનું ૩૩. આગ્રા વા. ૨ પાનું ૧૮૨ પરંતુ જે પક્ષકારનો હક્ક યોગ્ય હકુમતવાળી કોર્ટથી નક્કી થએલો હોય તે પક્ષકારને વેહેચણ કરી આપવાને રેવન્યુ અધિકારીઓ બંધાએલા છે. વાવ્યપ્રાંત સ. દિ અ. સન ૧૮૬૫ પાનું ૨૦૧. જે બગીચા ગામના આકારના ભાગને પાત્ર નથી તેની વેહેચણ કરવાનો દાવો સન ૧૮૬૩ ના આકટ ૧૯ મા પ્રમાણે ચાલતો નથી. ૨ આગ્રા. પાનું ૨૪૧.

એક જંગલનું ઈનામ જ્યાં સુધી તેના તમામ ઠરાવો પ્રમાણે પૂર્ણ થએલું ના હોય ત્યાં સુધી તેનો હિસ્સેદાર દાવો કરી શકતો નથી. વાવ્યપ્રાંત સ. દી. અ. સન ૧૮૬૧ પાનું ૩૪૪. જ્યારે અમુક ગામમાં એક સખસે પોતાના હિસ્સા છે એવુ ઠરાવી તેની વેહેચણ કરવાનું હુકમનામું દિવાની કોર્ટથી મેળવ્યું, પરંતુ તે તેણે બજાવ્યું નહી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેનો તે આકટ પ્રમાણે વેહેચણ કરવાનો હક્ક નથી. ૨ આગ્રા. ૨૭૨. માટે સામાન્ય રીતે જ્યારે ખાનગી વેહેચણ કરવામાં આવી હોય અને તે પ્રમાણે ચાલવામાં આવેલું હોય અને કાંઈ જાતીકુ વ્યાજબીપણું બતાવવામાં આવેલું ના હોય તો, તે વાત શાબેત કરવાનો દાવો તે અવલ ચાલી શકતો નથી. ૨ આગ્રા. પાનું ૨૭૭ તેમ નવી વહેચણ કરવાનો દાવો પણ ચાલતો નથી. વાવ્યપ્રાંત સ. દી. અ. સન ૧૮૫૧ પાનું ૧૪૫, ૧૫ વી. રી. ૧૬૫. જ્યારે જમીન થોડીક વેહેંચી હોય તો બાકીની જમીનની વેહેચણનો દાવો ચાલી શકે છે. વાવ્યપ્રાંત સ. દી. અ. સન ૧૮૬૪ પાનું ૪૪૧, પરંતુ ફક્ત મજીયારી અવિભક્ત મીલકતના ભાગની વેહેચણ બાબત દાવો ચાલતો નથી. ૭ મું. પાનું. ૪૬, ૪ આગ્રા ૨૭૬, ઈ. લા. રી. ૭ ક. પાનું ૫૭૭ પરંતુ તમામ મીલકતની વેહેચણ કર્યા વિના એક મીલકતની વેહેચણનો દાવો ચાલી શકે છે. ૬ બં. લા. રી. પાનું ૧૩૪. હિંદુઓમાં વેહેચણના નિયમ બાબત સરજુમોની ડોશી વિ. દીનોબંધુ મલીક, ૧ બુલનોઈસ ૨૨૮, ૨૮૭ જુઓ; અને મજીયારી વિધવાઓના કામ બાબત જાનકીનાથ વિ. મથુરાના-

થના કામનો ઠરાવ જુઓ. ઈ. લા. રી. ૯ ક. પાનું ૫૮૦.

**ખોરાકી પોશાકી**—સસરાની પાસે વડીલોપાર્જીત મીલકત ના હોય તો સસરા ઉપર વિધવાનો ખોરાકી પોશાકીનો હક્ક નથી. ઈ. લા. રી. ૭ મું. ૧૨૭; પરંતુ મા અને દીકરીની ખોરાકી પોશાકી ધણી અને બાપની મીલકતમાંથી આપવી જોઈએ, અને તે મીલકત ઉપર તેની જવાબદારી ઠરવી જોઈએ. ઈ. લા. રી. ૬ અ. પાનું ૬૧૭. વળી મુંબઈ વા. ૧ પાનું ૧૮, વા. ૨ પાનું ૩૨૩, વા. ૫ પાનું ૧૨, વા. ૯ પાનું ૨૮૩, વા. ૧૦ પાનું ૪૦૩, ઈ લા. રી. ૨ મું પાનું ૧૫, ૧ મ. પાનું ૩૭૨, ૩૭૫, ૨ મ. પાનું ૩૩૭, ૫ મ. પાનું ૧૫૮, ૮ બં. લા. રી. પાનું ૨૨, ૪ અ. પાનું ૧૫૩.

તારવાડમાં રેહેનાર તારવાડનો અંગભૂત ખોરાકી પોશાકી બાબત દાવો કરી શકતો નથી, ઈ લા. રી. ૭ મ. પાનું ૨૨૩.

**ભાગીદારી**—કરાર આકટની કલમ ૨૬૫ મી ફક્ત તેથી થઈ શકે તેવી કલમ છે, અને ભાગીદારીનો હિસાબ લેવાને જે દિવાની કોર્ટને હકુમત હોય છે તેમાંની હરકોઈ દિવાની કોર્ટમાં દાવો કરવાનો હક્ક છે તે લેઈ લેવામાં આવ્યો નથી. ઈ. લા. રી. ૬ ક. પાનું ૫૨૧, ઈ. લા. રી. ૬ મું. પાનું ૧૪૫, ઈ. લા. રી. ૭ ક પાનું ૧૫૭ જુઓ.

**ભાગીદારીના દાવા**—આ દાવામાં રીવાજ, તકરારો અને કામ કરવાની જે રીતી પ્રમાણે ચાલવું જોઈએ તે વિશે સંપૂર્ણ અને કીમતી વાદવિવાદ કરવામાં આવેલો છે, તે બાબતમાં ઇ. લા. રી. ૭ ક. પાનું ૪૨૮, ૯ ક. લા. રી. પાનું ૧૫૭ જુઓ.

**હિસાબ**—હિસાબ લેવામાં યોગ્ય રીતે કામ ચલાવવાની રીતી પ્રમાણે ચાલવાનું છે, તે વિશે ૮ ક. લા. રી. પાનું ૩૨૧ જુઓ, અને કેવી રીતે તે દાવા ઘડવા જોઈએ તે વિશે ગોબીંદમોહન ચકરબતી વિ શેરીફનો ઠરાવ ઈ. લા. રી. ૭ ક. પાનું ૧૬૯ મે છે તે, ૮ ક. લા. રી. પાનું ૮, ઈ. લા રી. ૭ ક. પાનું ૮૯ અને ૬૫૪ જુઓ. હિંદુ કુટંબના કરતા ઉપર હિસાબ બાબત ક્યારે દાવો ચાલે તે વિશે ક્રોશ્ન વિ. શુભાના ઈ. લા. રી. ૭ મ. પાનું ૫૬૪ મે ઠરાવ છે તે જુઓ.

**જમીનના ઉપભોગના હકકો**—એકાદો સખસ ખુશીથી કાયમ ચડાવી આપવા લાયક જમીનના ઉપયોગનો હક્ક લાંબી મુદતનો હતો તે ખુશીથી છોડી દે તો, તેણે છોડી દીધેલો છે એમ ગણવુંજ જોઈએ, અને તે પાછો લેઈ શકતો નથી. ચંદ્રમોનીન્યા વિ. શંભોચંદ્ર, વી. રી. સન ૧૮૬૪ પાનું ૨૭૦—જમીનદારની કબુલત વિના આવો હક્ક છોડી દેઈ શકાતો નથી. ઇ. લા. રી. ૯ ક. પાનું ૬૭૧.

પાછળથી થનાર વારસ—એક હિંદુ વિધવાને એક દીકરા વિનાની દીકરી હતી અને તે વિધવાના કબજામાં તેણીના ધણીની મીલકત હતી, માટે તે દીકરાના મરણ પછી પાછળથી થનાર વારસ તે પોતાને પાછળથી વારસ થવાને હરકત થાય તેવી રીતે સદરહુ મા તથા દીકરીને મીલકત બીજાને આપતાં અટકાવવાનો દાવો કરી શકે છે. ઇ. લા. રી. ૨ અ. પાનું ૪૧. પરંતુ મા અને દીકરીની વચમાં તે પાછળથી થનાર વારસ કપટ શાબેત કરી શકે નહી તો, તે દાવો ચાલતો નથી. ઈ. લા. રી. ૬ અ. ૪૨૮, તથા લા. રી. ૮ ઈં. અ. પાનું ૧૪. બંગાળામાં કેવો કાયદો છે તે બાબત, ઈ. લા. રી. ૧૧ ક. પાનું ૧૧૦૨ જુઓ.

**સેટલમેંટ કરાવવાનો હકક**—જે સખસ એમ કેહે તો હોય કે મારો પાછી લીધેલી જમીનનો કાયમ સેટલમેંટ કરાવવાનો હક્ક છે, તેને કોર્ટમાં જઈ તે હક્ક શાબેત

ઠરાવવાની પરવાનગી આપવી એ હમેશાંનો રીવાજ છે, અને તે ઠરાવેલા હક્ક પ્રમાણે સેટલમેંટ કરીને અથવા તેમાં ફેરફાર કરીને તે હક્ક સરકારે હમેશાં કબુલ કરેલો છે. ૮ બં. લા. રી. પાનું ૫૨૪. પરંતુ કોઈ સખસ પોતાની સાથે ઠરાવ કરવાને સરકારને ફરજ પાડી શકે કિંવા નહી તે વિશે ખુલ્લુ નથી; ૭ વી. રી. ૪૬૫; તેમ રેવન્યુ અધિકારીઓએ જે આકાર તથા બીજા ઠરાવો કર્યા હોય તે કબુલ કરવા ઉપરથી હંગામી સેટલમેંટ કરી પ્રથમનો હક્ક કબુલ કરવામાં આવે તોપણ તે હંગામી સેટલમેંટ કર્યા પછી જમીનદાર સાથે કલેકટરે કરાર કરવો એવું કલેકટરને ફરમાવવાને દિવાનીકોર્ટ મૂખત્યાર નથી. ૬ સ. દી. અ. સેલ. પાનું ૨૦૮, ૧૦ વી. રી. પાનું ૩૯૫; પરંતુ જે જીલ્લામાં કાયમ ઠરાવ ના હોય તે જીલ્લામાં પક્ષકારોનો તે સેટલમેંટમાં ભાગ છે એવો પક્ષકારોનો હક્ક દિવાનીકોર્ટ ઠરાવી શકે છે. ઈ. લા. રી. ૭ ક. પાનું ૪૩૭. વળી સન ૧૮૪૭ ના આકટ ૯ મા પ્રમાણે બોર્ડ ઓફ રેવન્યુના જે હુકમથી જમીનનો આકાર ઠરાવવામાં આવે તે હુકમ વિરૂદ્ધ દાવો ચાલી શકે છે, પછી જે જમીન ઉપર આકાર ઠરાવવામાં આવ્યો હોય તે ફરીથી જુની જમીન હતી તેજ નક્કી રાખવામાં આવી હોય તેની ચીંતા નહીં. ૧૮ વી. રી. ૬૪, ૧૯ વી. રી. ૧૨; પરંતુ જે પક્ષકાર ખરા માલેકને તે કબજામાંથી બાતલ રાખે, તે સરકાર હોય કે ત્રાહીત સખસ હોય પણુ તેની પાસેથી ખરો માલેક લેઈ શકતો નથી કે શું તે વિશે નક્કી નથી. ૨૩ વી. રી. પાનું ૩૮.

**દાવો કરવાનો હકક**—નુકશાની બાબત ફક્ત દાવો કરવાના હકના અસાઈનીને દાવાનું કારણુ નથી. ઈ. લા. રી. ૫ અ. પાનું ૨૦૭–માટે દરમિયાન ઉપજ બાબત દાવો કરવાના હક્કનો ખરીદદાર તે બાબત દાવો કરી શકતો નથી. ઈ. લા. રી. ૯ ક. પાનું ૬૯૭

**બજાર**—અમુક દીવશે એકાદો સખસ બજાર ભરી શકે કિંવા નહિ તેનો નિર્ણય કરવાનો દાવો દિવાનીકોર્ટોમાં ચાલી શકે છે. ૫ અ. પાનું ૮, પરંતુ એક સખસ પોતાનીજ જમીન ઉપર નવું બજાર કરે તો, તે દાવો કરવા લાયક નથી. ૬ અ. પાનું ૧૦૪; પરંતુ એકાદો સખસ નવુ હાટ માંડી જુના હાટમાં બીજાઓને જતાં અટકાવે અને તેથી તોફાન થાય અને પરીણામે માજીસ્ટ્રેટ જુના હાટવાળાને હુકમ કરે કે તારે હમેશાંની રીતી પ્રમાણેના દીવશોએ તે હાટ ભરવું નહી, અને તેથી તેને નુકશાન થાય તો, હમેશાંની રીતી પ્રમાણેના દીવશોએ પોતાનું હાટ ખોલવાનો હક્ક ઠરાવવાનો જુના હાટના માલેકનો દાવો ચાલી શકે છે. ઈ. લા. રી. ૫ ક. પાનું ૭.

**મુસલમાની શરેહ**—જ્યારે ફક્ત એક વારસના કબજામાં તમામ મીલકત હોય, ત્યારે લેહેણુદારનો ફક્ત તે એક વારસ ઉપર દાવો કરવાનો હક્ક છે. ઈ. લા. રી. ૧ અ. પાનું ૩૬૬–પરંતુ જો વારસોએ તે મીલકત વેહેચી લીધી હોય તો, તે દરેક વારસના હિસ્સા પ્રમાણે દરેકની પાસેથી વસુલ કરી શકે છે. ઈ. લા. રી. ૪ અ. પાનું ૩૬૧. પરંતુ ઈ. લા. રી. ૮ ક. પાનું ૩૭૦ જુઓ.

**વાપર**—ફક્ત વાપરથી સ્વતંત્ર કબજાના દાવાને પુષ્ટી થતી નથી. ઈ. લા. રી. ૬ અ. પાનું ૩૯.

**અગ્રક્રિયાધિકાર**—આ બાબતના દાવામાં તમામ મીલકત આપવી જોઈએ. ઈ. લા. રી. ૬. અ. પાનું ૪૨૩.

રજીસ્ટર—એકાદો દસ્તાવેજ નોંધાવવા સારૂ બંગાળામાં દાવો ચાલતો નથી. ૧૧ ક. લા. રી. પાનું ૪૪૦, ૧૨ ક. લા, રી. પાનું ૫૨૭, અગર મદ્રાસમાં પણ ચાલતો નથી. ઈ. લા. રી. ૭ મ. પાનું ૫૩૫ અગર વાવ્યપ્રાંતમાં ચાલતો નથી. ઈ. લા. રી. ૩ અ. પાનું ૩૯૭.

વાદીએ નિંદા કરયા બાબત થએલી નુકશાની લેવાને દાવો કરેલો હતો, તેમાં એમ માલુમ પડેલું કે પ્રતીવાદીને કોર્ટે સવાલ પુછવા દીધેલા, એમ સમજીને કે તે કામને લગતા છે, તે સવાલના જવાબમાં તે હકીકત કહેલી હતી. ઠરાવવામાં આવ્યું કે આ દાવો કરવાને કાંઇ કારણ ઉત્પન થતું નથી. ઈ. લા. રી. ૧૫ ક. પાનું ૨૫૪.

એક ગવાઈઆનો વંશપરંપરાનો હક્ક શાબેત કરવાને આ કલમ પ્રમાણે દાવો ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૫ ક. પાનું ૧૫૯.

અમુક દેવાલયમાં અમુક તેહેવારને દીવશે અમારો અમુક સખસને મુગટ તથા જળ બક્ષીસ કરવાનો હક્ક છે, તેમાં પ્રતીવાદીઓ હરકત કરે નહી એવો તાકીદ હુકમ આપવાને વાદીએ દાવો કરેલો છે, તે આ કલમ પ્રમાણે દિવાની કોર્ટમાં ચાલવા લાયક છે. ઈ. લા. રી. ૧૧ મ. પાનું ૪૫૦.

જો કે કામ ધર્મ સબંધી હોય, અને તે વિષે કાંઈ કાયમ ઠરાવેલી રીતી ના હોય, તોપણ તે કામ બાબત આ કલમ પ્રમાણે દાવો ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૩ મું. પાનું ૪૨૯.

ચાલુ ફરિયાદો.

**૧૨. કોઈ ફરિયાદમાં જે તકરારી બાબત હોય તેજ પ્રત્યક્ષ અને વસ્તુતઃ તકરારી બાબત કોઈ પેહેલાં માંડેલી ફરિયાદમાં હોય, અને તે પેહેલાં માંડેલી ફરિયાદ તેના તેજ પક્ષકારો વચ્ચે અથવા જે પક્ષકારો તરફથી તેઓ અથવા તેઓમાંનો કોઈ પોતાને હક્ક મળેલો કેહેતો હોય તેમની વચ્ચે, તેની તેજ દાદને વાસ્તે,—તેજ કોર્ટમાં, અથવા તે દાદ અપાવવાની હકુમત હોય તેવી બ્રિટિશ ઈંડિયામાંની બીજી કોઈ વરિષ્ટ કે કનિષ્ટ પ્રતિની કોર્ટમાં, અથવા બ્રિટિશ ઈંડીયાની હદની બાહાર ગવર્નર જનરલ ઇનકૌંસિલે સ્થાપેલી અને તેવી હકુમતવાળી કોઈ કોર્ટમાં, અથવા મલીકામાઆઝમા એઓની કૌંસિલની રૂબરૂ,—ચાલુ હોય તો, પછીની ફરિયાદનો કોર્ટે ઈનસાફ કરવો નહી. પરંતુ કલમ ૨૦ પ્રમાણે જ્યાં કોઇ ફરિયાદ બંધ કરી હોય ત્યાં એમ ન સમજવું.**

**ખુલાસો:—કોઇ દાવાના કારણને આધારે કરેલી ફરિયાદ પરરાજ્યની કોર્ટમાં ચાલુ હોય, તેટલા ઉપરથી તેજ દાવાના કારણને આધારે કરેલી ફરિયાદનો ઈનસાફ કરવાની બ્રિટિશ ઈંડિયાની કોર્ટોને મનાઈ નથી.**

ટીકા—આ કલમ હાયકોર્ટને તથા જીલ્લાની સ્માલકાજ કોર્ટોને લાગુ થાય છે.

હિંદુસ્થાનમાં ઈંગ્રેજી રાજ્યની અંદરની એકાદી કોર્ટમાં હુકમનામું મેળવવામાં આવેલું હોય, તે હુકમનામાની રૂઈએ પરરાજ્યની કોર્ટમાં ફેંસલો મેળવ્યો, તેથી અસલ હુકમનામું બજાવવાને હરકત થતી નથી. ઈ. લા. રી. ૭ ક. પાનું ૮૨.

અમુક જમીનનો કબજો કાયમ રેહેવાનો તથા અમુક ઉપજ જે પ્રતીવાદી લેઈ ગયો કેહેવામાં છે તે ઉપજ લેવાનો દાવો અપીલમાં આખર સુનાવણીમાં ચાલવાનો હતો, તે દરમિયાનમાં

વાદીએ તે કબજો કાયમ કરવા તથા પેહેલો દાવો કર્યા પછી જે બીજી ઉપજ પ્રતીવાદી લેઈ ગએલો તે લેવાને ફરીથી દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે બીજો દાવો ચાલી શકતો નથી. બીશેશરસીંગ વિ. ગણપતસીંગ. ૮ ક. લા. રી. પાનું ૧૧૩.

હુકમનામાની બજાવણીમાં થએલા વેચાણના ખરીદદારને આ કલમના નિયમ લાગુ પડતા નથી. વળી ફરીયાદ ચાલતી હોય ત્યારે પક્ષકારો માંહેનો કોઈ પણ પક્ષકાર હુકમનામું વેચી દેઈ શકે નહી. ઈ. ડા. પાનું ૪૫૮.

એક દાવાની અગષ્ટ તથા નવેંબર સન ૧૮૮૬ ના માસમાં તપાસ ચાલતી હતી, તે વખતે તે પક્ષકારોની વચ્ચે પ્રથમના કજીઆમાં હાયકોર્ટની રૂબરૂ બીજી અપીલ ચાલતી હતી, તેથી આ કલમ પ્રમાણે તે દાવાની તપાસને હરકત થતી નથી. ઈ.લો. રી. ૧૧ અ. પાનું ૧૪૮.

નિર્ણિત વાત. **૧૩. એકજ હક્કથી વાદ ચલાવનારા તેના તેજ પક્ષકારોની દરમ્યાન અથવા જે પક્ષકારોની તરફથી તેઓ કે તેઓમાંનો કોઈ પોતાનો હક્ક મળેલો કેહેતો હોય, તેમની દરમ્યાન પેહેલાં ચાલેલી કોઇ ફરિયાદમાં જે બાબત પ્રત્યક્ષ અને વસ્તુત: તકરારી હોય, તેજ બાબત કોઇ પાછળની ફરીયાદમાં અથવા મુદ્દામાં પ્રત્યક્ષ અને વસ્તુત: તકરારી હોય, અને તે પાછળની ફરિયાદ અથવા જે ફરીયાદમાં તે મુદ્દો પાછળથી નિકળ્યો હોય તે ફરીયાદ સાંભળવાના યોગ્ય અખતિયારવાળી કોર્ટે તે પ્રથમની ફરીયાદની ચોકસી કરી આખરનો નિકાલ કર્યો હોય, તો તેવી પાછળની ફરીયાદની અથવા તેવા પાછળના મુદ્દાની કોઈ કોર્ટે તજવીજ કરવી નહી.**

**ખુલાસો ૧—ઉપર બાબત દર્શાવી તે પ્રથમની ફરિયાદમાં એક પક્ષકાર છે, એમ કેહેવી જોઇએ, અને સામા પક્ષકારે સ્પષ્ટ રીતે કે ગર્ભિત રીતે તે કબુલ અગર નાકબુલ કરવી જોઇએ.**

**ખુલાસો ૨.—તેવી પ્રથમની ફરિયાદમાં દાવો માગવાના અથવા જવાબ આપવાના એક કારણ તરીકે જે બાબત બતાવી સકાત અને જે બતાવવી જોઇતી હતી, તે બાબત તે ફરિયાદમાં પ્રત્યક્ષ અને વસ્તુત: તકરારી બાબત છે, એમ સમજવું.**

**ખુલાસો ૩—ફરિયાદ અરજીમાં જે દાદ માગી હોય, પણ હુકમનામામાં સ્પષ્ટ રીતે ન અપાવી હોય, તે દાદ આ કલમના કારણ સારૂ આપવાની ના પાડી છે, એમ સમજવું.**

**ખુલાસો ૪—કોઇ ઠરાવ એવી રીતનો હોય કે, તે ઠરાવ કરનારી કોર્ટ બંને પક્ષકારો પઈકી ગમે તેની અરજ ઉપરથી (ફરીતપાસ કર્યા શિવાય) તે ફેરવી શકે નહી, અથવા પોતાની મેળે તે ફરી વિચારમાં લેઇ શકે નહી, ત્યારે આ કલમના અર્થ પ્રમાણે તે આખરનો ઠરાવ સમજવો. જેના ઉપર અપીલ થઇ શકે તેવો ઠરાવ અપીલ ન થાય ત્યાં સુધી આ કલમના અર્થ પ્રમાણે આખરનો ઠરાવ ગણાય.**

**ખુલાસો ૫—પોતાનો અને બીજાઓનો મળીને એકઠો દાવો રાખેલા કોઇ ખાનગી હક્ક વિશે કોઇ સખસો શુદ્ધબુદ્ધિથી કોર્ટમાં વાદ ચલાવતા હોય,**

**ત્યારે તે હક્કની સાથે લાગતા વળગતા બધા સખસો, આ કલમના કારણ સારૂ, તે વાદ ચલાવનારા સખસો તરફથી હક્ક રાખનાર સખસો છે, એમ ગણવું.**

**ખુલાસો ૬—પરરાજ્યના ફેંસલા ઉપર આધાર રાખવાનો હોય, ત્યારે ખરાપણાના યોગ્ય દાખલા સહિત તે ફેંસલો હાજર કર્યો એટલે તે લેખ ઉપરથી વિરૂદ્ધ પ્રકાર નજરે ન આવે તો, તે ફેંસલો કરનારી કોર્ટને યોગ્ય હુકુમત હતી એવું અનુમાન કરવું. પરંતુ કોર્ટને હુકુમત ન્હોતી એ વાત શાબીત કરીને તે અનુમાન રદ્દ થઇ શકશે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને તથા જીલ્લાની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

દીનોબંધુ ચોઊદ્રી વિ ક્રીસ્તોમોની ડોશી (ઈ. લા. રી. ૨ ક. પાનું ૧૫૨) માં ચીફ જસ્ટીસ ગાર્થસાહેબે ઈંગ્લાંડમાં એક વખત નિર્ણય થઈ ગયા બાબતનો સામાન્ય નિયમ નીચે પ્રમાણે ઠરાવેલો છે:—"એક દાવામાં ન્યાય થઇ ગએલો હોય તેથી વાદી બીજા દાવામાં કામ ચલાવે તો તે કામ ચાલવાને હરકત થવાને પ્રથમ એવું બતાવવું જોઈએ કે બેઉ દાવામાં પક્ષકારો તેના તેજ છે, બીજું એવું બતાવવું જોઈએ કે જે વસ્તુ માગવામાં આવી છે તેની તેજ છે, ત્રીજું એમ બતાવવું જોઈએ કે જે કારણોના ઉપર દાવાનો આધાર છે તે કારણો તેનાં તેજ છે, અને ચોથું એવું બતાતવું જોઈએ કે જે રૂપમાં પક્ષકારેએ દાવો કર્યો છે અગર જે રૂપમાં તેમના ઉપર દાવો થયો છે, તે તેનું તેજ છે." તોપણ તે કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જે કારણોના આધારથી દાવો કરવામાં આવેલો છે તે તેનો તેજ હોય કિંવા નહીં; તોપણ પક્ષકારો તેનાં તેજ હોય, જે વસ્તુ માગવામાં આવી હોય તે પણ તેની તેજ હોય, અને જે રૂપમાં પક્ષકારોએ દાવો કર્યો હોય અગર તેમના ઉપર દાવો કર્યો હોય તે તેનો તેજ હોય તો, પ્રથમના દાવામાં થએલા ફેંસલાથી બીજો દાવો ચાલવાને હરકત થાય છે, પરંતુ પ્રથમના દાવામાં પક્ષકારોએ જે કારણો ઉપર આધાર રાખેલો હોય તેજ કારણોથી બીજો દાવો તે કરી શકતા હતા, એવું હોવું જોઈએ. લીગટ બિ. ગ્રેટ નોરધર્ન રેલવે કંપનીના કામમાં (૧. ક્યુ. બી. ડી. ૬૦૨). જસ્ટીસ કેવનસાહેબે કહ્યું છે કે "જો દાવાનું કારણ તેનું તેજ હોય કિંવા નહીં, પણ જો ઈશ્યુ તેનો તેજ હોય અને પક્ષકારો પણ એકજ હોય તો, જ્યુરીએ કરેલો ઠરાવ નિશ્ચેકાર્ક છે."

ફોસફેટ કંપનીએ સ્કાટલંડના નાદાર એક લોસનના ટ્રસ્ટી મોલેસન ઉપર ચાન્સરીની ઈંગ્રેજી કોર્ટમાં અમુક નાણાં વસુલ થવાને દાવો દાખલ કર્યો. તે દાવો તા. ૩ માર્ચ સન ૧૮૭૪ ના રોજ દુરસ્ત કરવામાં આવ્યો, પરંતુ તેમાં અસલ જે દાદ માગેલી તે કાયમ રાખવામાં આવેલી અને તેમાં કાંઈ મુદ્દાનો ફેરફાર કરવામાં આવેલો નહીં હતો. તા૦ ૨૮ જુન સન ૧૮૭૩ ના રોજની અગાઉ તે કંપનીએ સ્કોટલંડમાં તે નાદારીનું પ્રોસીડીંગ શાબેત કરવાને દાવો રાખ્યો હતો, જે પૂરાવ તેમાં ગુજારવા માંડેલો તે ચાન્સરીમાંના દાવાની એક નકલ હતી; તે દાવો રદ કરવામાં આવ્યો હતો. સન ૧૮૭૭ માં તે કંપનીએ તા૦ ૩ માર્ચ સન ૧૮૭૪ ના રોજ દાવો દુરસ્ત કરવામાં આવેલો તે પ્રમાણે દુરસ્ત કરેલા દાવાની પોતાના દાવાની શાબેતીમાં નકલ ગુજારવા માંડી, અને તે શાબેત કરવાને ફરીથી દાવો રાખ્યો. તે ટ્રસ્ટીએ એક વખત નિર્ણય થઈ ગએલાના કારણથી તે પુરાવ નામંજુર કર્યો. હાઊસ આફ લોર્ડસમાં અપીલ કરવામાં આવી, તેમાં લોર્ડ ચાન્સલર, અર્લ કેરન્સસાહેબે કહ્યું છે કે: "એક વખત નિર્ણય થયા સબંધી કાયદો અ-

મારા સમજવામાં છે, તે પ્રમાણે જે પક્ષકાર એક વખત મુકરદમામાં હારેલો હોય તે પક્ષકાર ફક્ત એમ કહે કે, પ્રથમનો મુકરદમો થયા પછી આગળ કહેલી હકીકત પ્રમાણે બીજી બરોબર તેવીજ હકીકત થએલી છે કે, જેથી મેં પ્રથમ દાદ માગેલી તેજ દાદ હું માગી શકું, પરંતુ જે હકીકત મેં કહેલી તે હકીકતમાં વધારેની તે બીના છે, માટે નવો દાવો કરવાના આધાર તરીકે ગણવાને હાલ પરવાનગી મળવી જોઈએ, અને આ વધારેની હકીકત ફક્ત કહેવામાં આવેલી છે તેથી નવો દાવો ચલાવવાનું શરૂ કરવાને મને પરવાનગી મળવી જોઈએ, તેથી તે ફરીથી દાવો ચાલવાને હરકત થતી નથી. મારા નામદાર સાહેબો તે હકીકત ફક્ત ક્યારે કબુલ કરી શકાય છે કે જ્યારે કજીયાનો પક્ષકાર એમ કહેવા તૈયાર થયો હોય કે પ્રથમ અયોગ્ય તત્પરતા રાખ્યા છતાં તે બાબત નક્કી થયેલી નહીં હતી, અને થઈ શકતી પણ નહીં હતી, ત્યારે તે કબુલ થઈ શકે છે. * * * "ફક્ત કાંઈ વધારેની હકીકત હોવાથી તે બસ થતી નથી, કારણ કે પક્ષકારો બીજી રીતે હક્કદાર નથી હતા. પરંતુ આ વિશે વધારે કહેવાની જરૂર નથી, કારણ કે પ્રથમના કામમાં વધારેની બીના વખતસર રજુ કરી શકે એમ કંપની જાણતી હતી, એ સંપૂર્ણ રીતે ખુલ્લું છે." ફોસફેટ સીવેજ કંપની વિ. મોલેસન. ૪ અ. કે. પાનું ૮૦૧.

વખતે પેહેલી રકમ સિવાય આ કલમ ફક્ત સન ૧૮૫૯ ના આકટ ૮ મામાં હતી તેવીજ છે. ઈ. લા રી. ૩ મું. ૩, અને કાયદાનો અમુક નિયમ છે તે નિયમને અનુસરતો છે, એમ તેનો અર્થ કરવો જોઈએ. લો. રી. ઈ. અ. પાનું. ૨૧૨, ૨૦ વી. રી. ૩૭૭, ૧૨ બં. લા. રી. પાનું ૩૦૪ અને આ નિયમની બાબતમાં દાવાના રૂપ કરતાં દાવાના મતલબ સબંધી દાવાના કારણનો અર્થ કરવો જોઈએ. લા. રી. ૨ ઈ અ. પાનું ૨૮૩, તથા લા. રી. ૧૨ ઈ. અ. ૨૦. પરંતુ સામાન્ય નિયમ પ્રમાણે વાદીએ મીલકત ઉપરનો પોતાનો તમામ હક્ક એકદમ કહેવો જોઈએ, એવી જરૂર નથી. અને તે નિયમ પ્રથમના દાવામાં જે હક્ક કહેવામાં આવ્યો હોય તેનો તેજ હક્ક બીજા દાવામાં ન હોય તો, તે બીજા દાવાને લાગુ થતો નથી. ઈ. લા. રી. ૨ મ. પાનું ૩૫૨, ૧૧ મુર ૫૫૧, ૧૪ મુર. ૧૮૭ અને ઈ. લા. રી. ૬ અ. પાનું ૩૫૮. તેમજ એક કૃત્યથી કોઈ સખસને નુકશાન થાય તે વિશે છે. ૧૪ ક્યુ. બી. ડી. પાનું ૧૪૧.

એકસરખા હક્ક બેઊ દાવામાં હોય તેના આધારથી દાવાનું કારણ હોય અગર કેટલીક હકીકતથી તે હક્ક તોડવામાં આવેલો હોય તો, તે બાબત ઈ. લા. રી. ૩ મું. પાનું ૧૩૭, અગર જો ઈશ્યૂ તેનો તેજ હોય, પછી દાવાનું કારણ જુદું હોય તોપણ બીજો દાવો ચાલવાને હરકત છે. લા. રી. ૧૨ ઈ. અ. પાનું. ૧૧૬ તથા ઈ. લા. રી. ૮ મ. પાનું ૨૧૯.

જે કામમાં પક્ષકાર તેના તે હોય અને હક્ક પણ તેનો તેજ હોય, પરંતુ જે જમીન બાબત દાવો કરવામાં આવ્યો હોય તે જમીન જુદી જુદી હોય તો, તે બીજો દાવો એક વખત નિર્ણય થઈ ગયાના કારણથી ચાલી શકતો નથી. ૯ ક. લા. રી. પાનું ૨૧૬. વળી લો. રી. ૧૨ ઈ. અ. પાનું ૧૮ જુઓ.

**કપટ:**—જે કામમાં એક પક્ષકારના કપટને લીધે હુકમનામું મેળવવામાં આવેલું હોય તો, જ્યાં સુધી તે હુકમનામું અમલમાં હોય ત્યાં સુધી તે પક્ષકારો તથા તેમની સાથે સબંધ રાખનારાઓ તથા પક્ષકારો તરફથી હાજર થનારાઓને બંધનકારક છે, પરંતુ જો કપટ શાબેત થાય તો તે કપટનો દોષ કાહાડી તે રદ થઈ શકે છે. જો તે બેઉ પક્ષકારોના

કપટથી હુકમનામું મેળવવામાં આવેલું હોય, તોપણ તે પક્ષકારો સાથે સબંધ રાખનારા સખસના ફાયદા સારૂ જે કામમાં કાયદો ઠરાવેલો હોય, તે કાયદાના ઠરાવ વિશે કપટ હોય તે સિવાય પક્ષકારો અને તેઓની સાથે સબંધ રાખનારાઓને તે બંધનકાર્ક છે. પરંતુ જે સખસોની તરફથી પક્ષકારો હાજર થએલા હોય, પણ પક્ષકારો તરફથી દાવો રખનારા તે સખસો ના હોય તો, પછી તે વાદી હોય કિંવા પ્રતીવાદી હોય, તોપણ પાછળના કામમાં તે વિશે હરકત લેઈ શકે છે. ઈ લા. રી ૬ મું. પાનું ૭૦૩. ઈ. લા. રી. ૭ મ. પાનું ૪૧૩.

**કાયદાનો સવાલ**—કાયદાની બાબતમાં ભૂલ ભરેલો ઠરાવ કરવામાં આવેલો હોય, તેથી પાછળના દાવામાં તેજ બાબતનો નિર્ણય કરવાને હરકત થતી નથી. ઈ. લા. રી. ૫ મ. પાનું ૩૦૪. પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે કે કાયદાની બાબતમાં તેમજ સ્ટાટ્યુટના અર્થ વિશે હાઉસ ઓફ લોર્ડસનો ઠરાવ પાછળના કામમાં તે હાઉસને બંધનકાર્ક છે. લા. રી. ૭ હા. લા. ૧, અને તે ફક્ત પાર્લામેંટના આકટથી ફેરવી શકાય છે. લા. રી. ૪ અ. ૫૫. ૮ હા. લા કે. ૩૬૯. અને ખતના અર્થ બાબત ફેંસલો થએલો હોય તો તેથી પણ એક વખત નિર્ણય થઈ ગએલો થાય છે. લા. રી. ૪ અ. પાનું ૫૫.

**ઈશ્યુની બાબત**—તેની વાખ્યા એવી રીતે થઈ શકે છે કે, જે બાબત ઉપરથી અગર બીજી બાબતના સબંધમાં કોઈ દાવા અગર પ્રોસીડીંગમાં તે કેહેવામાં આવેલી હોય અગર ઈનકાર કરવામાં આવેલી હોય તે છે, અગર નથી, અગર તે કેવા પ્રકારની અને કેટલા હક્કની અથવા જવાબદારી કિંવા જે અશક્તી હોય તે છે ( પુરાવ આકટની કલમ ૩ ). એક વખત નિર્ણય થઈ ગયાની બાબતનો ખરો અવસ્યનો મુદ્દો એવો જોવાનો છે કે પ્રથમ ઈશ્યુ શો હતો, અને દાવાની બાબત જોવાની નથી, માટે એક ફેંસલાથી હક્તાબંદી ખતનો ખુલાસો કરવામાં આવેલો હોય તો, તે ફેંસલાથી પાછળના હક્તા બાબતના દાવાને એક વખત નિર્ણય થઇ ગયાની હરકત કરે છે. ઈ. લા. રી. ૪ અ. પાનું ૫૫ તથા પાનું ૬૫. પરંતુ અમુક કારણસર જે ઇસ્યુનો તપાસ કરેલો હોય તે નિશ્ચેકાર્ક થાય તોપણ બીજા કારણોસર જે દાવાની સ્થીતીમાં ફેરફાર થએલો હોય, અને અસલની મુદ્દાની હકીકત રહેલી ન હોય તો તે નિશ્ચેકાર્ક નથી. ઇ. લા. રી. ૫ અ. ૧૧૮, અગર જુદા હેતુથી તે પ્રમાણે ના હોય. માટે મીલકત ઉપરના હક્કના પુરાવાથી તે મીલકતના કબજા બાબત अ. અને ब. ની વચ્ચમાંના દાવામાં अ. એ છેવટના માલેકનો હું વારસછું, એવા કુટંબના રીવાજ બાબત તકરાર કરી, પણ તે નિષ્ફળ થયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે ब. ની હયાતીમાં તે મીલકત ઉપર હક્ક થવાનું બતાવવાને अ. તે રીવાજની તકરાર કરી શકતો નથી, તોપણ તેઓની વચ્ચમાંના દાવામાં પાછળથી હું વારસછું એવું બતાવવાને તે રીવાજની તકરાર કરી શકે છે. લા. રી. ૫ ઈ. અ. ૧૪૯. વળી ઈ. લા. રી. ૬ અ. પાનું ૩૫૯ જુઓ. તેમજ દીકરાએ બાપ તથા ભાઈના ઉપર વેહેચણ કરાવવાને દાવો કરેલો તે દાવો કાહાડી નાંખ્યાનો ફેંસલો થયો હોય, તેથી બાપના મરણ પછી ભાઈઓની વચ્ચમાં પાછળથી વેહેચણને માટે દાવો થાય તેમાં હરકત થતી નથી. ઈ. લા. રી. ૫ મું. ૪૮, લા. રી. ૭ ઈ. અ. પાનું ૧૮૧. પરંતુ તેના તે પક્ષકારોની વચમાં એકાદા સખસના દત્તવિધાની બાબતમાં ઈશ્યુ ઉઠાવેલો હોય અને તેનો નિર્ણય કરવામાં આવેલો હોય તો, જુદી મીલકતની બાબતમાં તેના તે પક્ષકારોની વચમાં પાછળથી દાવો થાય તેમાં સદરહુ ફેંસલો તે પક્ષકારોને બંધનકાર્ક છે. લા. રી. ૧૨ ઈ. અ. પાનું ૧૬. પ્રથમનું દેવું આપ-

વાને જે વચન કહેવામાં આવેલું છે તેની રૂઇએ અ. એ બ. ઉપર દાવો કરયો, તેમાં અ. નિષ્ફળ ગયો, એવા કારણથી કે જે વચન કહેવામાં આવ્યું છે તે લખેલા કરારના આધારનું જે કરજ છે તેની ફકત કબુલત છે, અને તે કરાર રજુ કરવામાં આવ્યો નથી. પછી અ. એ બ. ઉપર તે કરારની રૂઇએ દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવો ચાલવાને હરકત નથી. ઈ. લા. રી. ૪ મ. પાનું ૨૯૬.

પ્લીડીંગમાં જે ઈસ્યુ ઉઠાવવામાં આવેલો નહી તે બાબત લાગતો ઠરાવ—૫ ક. લા. રી. પાનું ૨૫૧. અથવા દાવાની બાબત જોતાં ઈસ્યુનું રૂપ અને ફેંસલા ઉપરથી તે ઈસ્યુ લાગતો અને મુખ્ય ઈસ્યુના પેટાનો છે. લા. રી. ૧૨ ઈ. અ. પાનું ૩૮, માટે તે ઠરાવ બંધનકાર્ક નથી.

હુકમનામાથી નિર્ણય થાય છે—સ્માલકાજકોર્ટમાં તપાસવા લાયક દાવામાં આવા ઠરાવથી હક્કનો તપાસ કરવાના દાવામાં તેનો તે ઈસ્યુ ઉઠાવવાને પક્ષકારોને પ્રતીબંધ થતો નથી. ઈ. લા. રી. ૨ અ. પાનું ૯૭, કારણ કે હક્કની બાબતમાં હુકમનામું કરવાને તે કોર્ટને અખત્યાર નથી, અને હુકમનામું તે આખરનો ઠરાવ છે, ઈ. લા. રી. ૩ મ. પાનું ૧૯૨, અને જડજ પોતાના ફેંસલામાં કેહે તે નહી, પણ હુકમનામાથી જે ઠરાવ કરવામાં આવે તે છે. ઈ, લા. રી. ૨ અ. ૮૪૩; ૧૨ બં. લા. રી. પાનું ૩૦૪ થી ૩૦૮, પરંતુ તે હુકમનામાથી ખરી રીતે શું ઠરાવવામાં આવ્યું છે તેનો નિર્ણય કરવા સારૂ પક્ષકારોની વચમાં શા હક્કની તકરાર હતી અને કિયા હક્ક કેહેવામાં આવ્યા હતા તે જોવાની અવસ્ય છે. રોબીનસીંગ વિ. ધુલીપસીંગ ૧૧ ચ. ડી. ૯૭૮. જો કે એકાદા ઈસ્યુ ઉપરનો ઠરાવ હુકમનામામાં લખવામાં આવ્યો ના હોય તોપણ તેથી પક્ષકારો બંધનમાં છે. ઈ. લા. રી. ૬ ક. પાનું ૩૧૯. પરંતુ તે હુકમનામાનો આધાર તે પ્રમાણે નિર્ણય કરેલા ઈસ્યુ ઉપર હોવો જોઈએ. લા. રી. ૧૨ ઈ. અ. ૩૪, તથા ઈ. લા. રી. ૭ મ. ૧૪૫, ઇ. લા. રી. ૭ મું. ૪૬૪, ઈ. લા. રી. ૪ મ. પાનું ૧૩૪. વળી ઈ. લા. રી. ૫ ક. ૮૩૨, લા. રી. ૨ ઈ. અ. પાનું ૨૮૩ જુઓ.

કારણો—હકીકતનો ઠરાવ કરવામાં જે કારણોથી કોર્ટ પોતાનો ઠરાવ કરવાને લલચાયા હોય, તે કારણનો કોઇ ભાગ અમુક ઠરાવ કરવાના કારણ શિવાય પક્ષકારોની વચમાં બંધનકાર્ક થતો નથી. ૧૫ વી. રી. પાનું ૫૨૭. તેમજ પ્રથમના દાવાના ફેંસલામાં લાગતી હકીકતની રીતે જે વિરૂદ્ધ અભિપ્રાય બતાવવામાં આવ્યો હોય તેથી પાછળના દાવાને હરકત થતી નથી. ૧૩ વી. રી. ૨૩૯, ૨૧ વી. રી. પાનું ૮૯. એકાદ કામમાં વાદીનો હક્ક મોઘમ શબ્દોથી કબુલ કરવામાં આવેલો હોય, અને તે હક્કોનો આધાર કેટલેક દરજ્જે દસ્તાવેજો ઉપર હોય, તેથી તે દસ્તાવેજના ખરાપણા બાબતનો સવાલ તેના તે પક્ષકારોની વચમાંના પાછળના દાવામાં ઉત્પન થાય, તેમાં અટકાવ થતો નથી. ૧૨ વી. રી. પાનું ૫૨૫.

ગેરસીરસ્તે—કામ ચલાવવાની રીતીની તપાસમાં કાંઈ ગેરશીરસ્તે થએલું હોય તેથી કાંઈ આખરના ફેંસલાનો અમલ કરવામાં હરકત થતી નથી. લા. રી. ૨ ઈ. અ. ૨૮૩ તથા વા. ૫ પાનું ૧૫૫.

લવાદનો ઠરાવ—લવાદના ઠરાવ પ્રમાણે અયોગ્ય કોર્ટે ફેંસલો આપેલો હોય તો તેથી લવાદના તે ફેંસલામાં જે મુદ્દા બાબત નિર્ણય કરવામાં આવ્યો હોય તે તમામ મુદ્દા બાબતનો નીકાલ કોર્ટના ફેંસલામાં થએલો થાય છે, અને જેમ કોર્ટના સાધારણ ફેંસલાઓનો અસર એક વખત નિર્ણય થઈ ગયા બાબતનો થાય છે તે પ્રમાણે આ ફેંસલામાં પણ થાય છે. ઈ. લા. રી. ૭ ક. ૭૨૭, ૯ ક. લા. રી. પાનું ૩૭૭.

**પ્રથમના દાવામાં જવાબ અગર હુમલ્લાનાં કારણો**—પ્રથમના દાવામાં જે બાબતની તકરાર ઉઠાવવામાં આવી શકતી હતી અગર ઉઠાવવી જોઈતી હતી, તે બાબતનો વિચાર કરી નિર્ણય કરવામાં આવ્યો છે, એમ ગણવામાં આવ્યું છે. લા. રી. ૫ ઈ. અ. પાનું ૧૪૯. અમુક જપ્ત થએલી મીલકત ઉપર મ. એ પોતાનો હક્ક ઠરાવવાને બ. ઉપર દાવો કર્યો તે દાવો ચાલતો હતો તે દરમિયાનમાં તે મીલકત પોતાના દીકરાઓને સોંપી તે મરણ પામ્યો, તેથી તે દીકરાઓએ તેના વુઈલની રૂઇએ તે મીલકત ઉપર દાવો રાખ્યો. નીચેની કોર્ટે તે મીલકત મ. ના માલેકપણાની ઠરાવી. બીજી અપીલમાં બ. એ તકરાર કરી કે મ.ની મીલકતના ચોથા હિસ્સાનો મારો દેણદાર વારસ છે, તેમાં તે જીત્યો. તે દીકરાઓએ વુઈલ બતાવ્યું નહીં. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દેણદારના ચોથા હિસ્સાનો બજાવણીમાં જે ખરીદદાર થાય તેના વિરૂદ્ધ તે દીકરાઓ સદરહુ વુઈલ બતાવી શકતા નથી. ઈ લો. રી. ૪ અ. ૨૧, તથા ૧૧ મુર. પાનું ૫૦ જુઓ. વેંહેચણ થયા પછી બ. એ એક સાંથેરાખનારા ઉપર સાંથ બાબત દાવો કર્યો, તેમાં વચ્ચમાં આવી ક. એ એવો દાવો રાખ્યો કે તે સાંથ લેવાનો હક્ક મારો છે. પરંતું વેંહેચણના કામનો સવાલ ઉઠાવ્યો નહીં. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કામની રૂઈએ તે પાછળથી દાવો કરી શકતો નથી. ઈ. લો. રી. ૩ ક. પાનું ૭૦૫, અને આ નિયમ નાણા સબંધી માગણીને લાગુ થાય છે. ઇ. લો. રી. ૩ ક; પાનું ૨૩. અ ના ધણીએ મીલકત પોતાની દીકરીને આપેલી તેથી તે દીકરીના મરણ પછી તે બક્ષીસપત્ર રદ કરી તે મીલકત લેવાને અ એ દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે પોતાની દીકરીના વારસ તરીકે તે મીલકત બાબત ફરીથી દાવો કરી શકતી નથી. ઈ. લો. રી. ૨ ક. પાનું ૧૫૨. જે સખસો કબજાના હુકમનામામાં વચ્ચમાં આવી એવો દાવો રાખે કે તે કબજાવાળી જમીન ઉપર મારો હક્ક છે, પરંતુ તેઓ પોતાના દાવાનો આગ્રહ કરે નહીં; તોપણ તે દાવાના કોઈ પક્ષકાર વિરૂદ્ધ દાવો કરે તો, સદરહુ કબજાના હુકમનામાથી તે દાવો ચાલવાને હરકત થાય છે, ૭ ક. લા. રી. ૬૯ તથા ઈ. લા. રી. ૬ ક. પાનું ૫૧. માટે એક સખસે 'ટાવરીર' તરીકે જમીનનો કબજો લેવા દાવો કરેલો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તેજ બાબત તે પોતાના તાલુકના ભાગ તરીકે પાછળથી દાવો કરી શકતી નથી; ૧૧ બં. લા. રી. ૧૫૮, ૧૮ વી. રી. પાનું ૧૬૨. પરંતુ મદ્રાસમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે પ્રથમના દાવામાં જે હક્ક બાબત તકરાર કરવામાં આવી હોય તે હક્ક દાવાવાળી દાદથી જુદો છે, અને તે વિશે આ ખુલાસો છે. માટે જ્યાં દાવો કરવાને જુદા જુદા સ્વતંત્ર કારણો હોય, તે જો કે દાવાનું કારણ થવાને હક્ક સબંધી હુમલ્લો કરવાના કારણ તરીકે તમામ કોર્ટની રૂબરૂ રજુ કરવાને બંધાએલો છે; તોપણ એક દાવામાં તે એકઠા કરવા બંધાએલો નથી. સબબ અ. એ બ. ઉપર પોતાના સાંથેરાખનાર તરીકે દાવો કર્યો, અને તેમાં તે નિષ્ફળ થયો, તોપણ તેને માલેક તરીકે દાવો કરવાને પરવાનગી આપવામાં આવી હતી. ઈ લો. રી. ૪ મ. પાનું ૩૦૮, તેમજ અ. એ બ ઉપર જમીન બાબત દાવો કર્યો, એવું કહીને કે તે જમીન બ. ના કબજામાં એક કરારથી છે, પણ તે કરાર તેને તોડેલો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે તારવાડ તરીકે ફરીથી દાવો કરી શકે છે. ઈ. લો. રી. ૭ મ. ૨૬૪. વળી ૨૦ વી. રી. પાનું ૪૫૦ જુઓ. બીજી બાજુ તરફ એવું ઠરાવવામાં આવ્યું છે કે એક વખત નિર્ણય થઈ ગયાની તકરાર ફક્ત દાવાની તપાસને લાગુ થાય છે,

એટલુંજ નહીં, પણ ઈસ્યુના તપાસને પણ લાગુ થાય છે, માટે તેના તેજ હક્કની રૂ-ઈએ તકરાર હોય એવા શબ્દોનો અર્થ તેનું તેજ દાવાનું કારણ છે, એમ થતું નથી.

પરંતુ પક્ષકારોએ તેના તેજ હક્ક અગર તેના તેજ રૂપથી દાવો કરવો જોઈએ, અ-ગર તેમના ઉપર દાવો થવો જોઈએ ઇ. લો. રી. ૫ મ. ૨૩૯, લા. રી. ૧૨ ઈ. અ. પાનું ૧૬. ભાગીદારી બંધ કરવાના દાવામાં એવું ઠરાવવામાં આવેલું કે ભાગીદારી હતી નહી, તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રથમના દાવામાં જે મુદતની અંદર ભાગીદારીના હિસાબની રૂઈએ નાણાં બતાવવામાં આવેલાં તે નાણાં બાબત પાછળના દાવાને સદરહુ ઠરાવથી હરકત થાય છે. ઈ. લો. રી. ૫ મ. પાનું ૪૭.

વાદીનો દાવો કાહાડી નાંખવામાં આવ્યો, પરંતુ જે કારણો અસલકોર્ટમાં તે બતાવી શકતો હતો તે કારણો તેણે બતાવેલાં નથી, માટે તે કારણો તે અપીલમાં બતાવી શકતો નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે પાછળના દાવાનો આધાર તે કારણો ઉપર છે, માટે તે વિશે એક વખત નિર્ણય થઈ ગયાના કારણથી તે દાવાને હરકત છે. ઈ. લા. રી. ૩ મું. પાનું ૧૩૭. પરંતુ ઈ. લા. રી. ૮ મું પાનું ૧૭૫ જુઓ. જો અસલકોર્ટને કારણો બતાવેલાં હોય અને તેનો નીકાલ કરેલો હોય, તેમ છતાં તે કારણો અપીલકોર્ટે સાંભળવાને ના કહી હોય તો બીજી રીતે છે. ૩ ક. લો. રી. પાનું ૪૪૭.

**ખુલાસો પેહેલો**—વાદી પોતાના દાવાની અરજીમાં અમુક બાબત અદલ બદલ રાખવાને કોશીસ કરે, પરંતુ• પ્રતીવાદીએ તે વિશે ઈનકાર કરેલું હોય અને તે ઈસ્યુનો તપાસ થએલો હોય તો, તે ઠરાવ એક વખત નિર્ણય થઈ ગયા બાબતનો છે. ઈ. લા. રી. ૫ અ. પાનું ૫૧૪. તોપણ ઈ. લા. રી. ૭ અ. પાનું ૨૪૭ જુઓ. પરંતુ જ્યાં વાદીએ ફારકતીની રૂઈએ અમુક જમીન ઉપર દાવો રાખેલો હોય અને તે ફારકતી નાબુદ ઠરાવવામાં આવી હોય તો હિંદુ કુટંબના એક અંગભૂત તરીકે વેહેચણ કરાવવાનું માગવાને બીજા દાવામાં તેને હરકત થતી નથી. ઇ. લા. રી. ૫ મું. ૫૫૯; તથા પાનું ૨૭. એક પટાની રૂઈએ કબજો છોડાવવાને દાવો કરેલો હોય. તેથી માલેક તરીકે બીજો દાવો કરવાને હરકત થતી નથી. ઈ. લા. રી. ૮ મું. પાનું ૧૭૪. એક હુકમનામાની રૂઈએ મીલકત વેચાવવાનો દાવો કરવામાં આવેલો હોય, તેથી તેની તે મીલકત બીજા હુકમનામાથી વેચાવવાને બીજો દાવો કરવાને હરકત થતી નથી. ઇ. લા. રી. ૬ ક. પાનું ૫૫૯, ૮ ક. લા. રી. પાનું ૧૦.

આ રકમનો હેતુ એવો છે કે તે એકાદા સખસને હુમલ્લો કરવાની અગર જવાબ આપવાની બાબત હોય અને તે બાબત બતાવે નહી તો, જાણે તેને તે બતાવી હોય અને તે હુકમનામાથી બંધનમાં હોય તે પ્રમાણે તે હુકમનામાથી બંધનમાં છે, માટે તે બાબત તે દાવો કરી શકતો નથી. તેથી **અ.** એ **બ.** ઉપર એક કરારની રૂઈએ માંથ બાબત દાવો કરયો, અને તેમાં **બ.** એ તે કરાર ઈનકાર કરયો, અને તકરાર કરી કે કબજો રાખવાનો મારો હક્ક છે, પછી તે કરારનો પુરાવ નહી હોવાને લીધે તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદી પાસેથી કબજો છોડાવવાને દાવો કરવામાં આવેલો હોય, તેમાં પ્રતીવાદી કબજો રાખવાનો મારો હક્ક છે એમ તકરાર કરી શકે છે. ઈ. લા. રી. ૫ ક. ૯૨૩. ૬ ક. લા. રી. પાનું ૫૩૭. વળી ૨૦ વી. રી. પાનું ૧૪૪. વા. ૧૨ પાનું ૫૫. વા. ૧૩ પાનું ૨૦૯. વા. ૧૫. પાનું ૧૬૮, ૧૧ મુ ૨. પાનું ૫૫૧.

૨૨ વી. રી, પાનું ૪૬૪, ૧૧ મુ ૨ પાનું ૫૦, ૭૩. ૭ અ. પાનું ૧૭. ૧૪ વી. રી. ૨૭૨ અને ૮ વી. રી. પાનું ૩૦૭ જુઓ.

તોપણ એવું ઠરાવવામાં આવ્યું છે કે વિધવાએ પોતાના મરનાર ધણીના વુઈલની રૂઈએ અમૂક મીલકત લેવાને દાવો કરેલો હોય, તેથી તે વિધવા પોતાના મરનાર ધણીના વારસ તરીકે દાવો કરે તેને હરકત થતી નથી. ૭ અ. પાનું ૬૦, અને એક વેચાણખત ની રૂઈએ દાવો કરવામાં આવેલો તેથી ગીરોની રૂઈના બીજા દાવાને હરકત થતી નથી. વી. રી. સન ૧૮૬૪. જે દાવામાં જે કારણો ઉપર આધાર રાખવામાં આવેલો હોય તે કારણ પેહેલા દાવામાં બતાવેલું હોય, પરંતુ તે પેહેલા દાવામાં ઘણુંજ મોડું બતાવવામાં આવેલું હોય કે જેથી કાંઈ દાખલ થઇ શકે નહી તો, તે બીજો દાવો ચાલવાને હરકત નથી. ૭ અં. પાનું ૨૫૧. તેમજ એક બાબત સવાલ ઉઠાવવામાં આવેલો હોય પરંતુ તેનો નિર્ણય કરવામાં આવેલો ન હોય તો, બીજો દાવો ચાલવાને હરકત નથી. ઈં. લા. રી. ૩ક. પાનું ૫૦૦ અને ખુલાસો બીજો જુઓ.

પ્રથમના દાવામાં વાદીએ પ્રતીવાદી ઉપર ખતની રૂઈએ દાવો કરેલો હતો, પરંતુ વાદી તે ખત લખી આપ્યાની બાબત શાબેત કરી શકયો નહીં, તેથી તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો, પછી તેટલીજ રકમનો દાવો ખાતાની રૂઈએ કરવામાં આવ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવાને હરકત નથી ૧૩ વી રી. ૯૭. अ. એ ब. ઉપર ગળી મોકલેલી, પછી ब એ જે નાણાં અગાઉથી મોકલેલાં તેની બાકી લેવાને માટે अ ઉપર દાવો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે બાકી લેહેણી શાબેત થએલી નથી, માટે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. પછી તે ગળીની ઉપજેલી રકમ લેવાને अ. એ દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ બાકીનો દાવો કાહાડી નાંખવાથી આ દાવાને હરકત થતી નથી. પંચામન રોય વિ. મદ્દોસુદન રોય, વી. રી. ૧૮૬૪ પાનું ૨૪૫.

વળી ઠરાવવામાં આવ્યું છે કે અમુક જવા આવવાના રસ્તાના હક્ક બાબતનો દાવો કાહાડી નાંખવામાં આવેલો છે, એવા કારણથી કે વાદીની પોતાની હકીકત પ્રમાણે તે રસ્તો સાર્વજનિક છે, પછી તેજ વાદીએ પ્રતીવાદી ઉપર તે રસ્તે થઇ જવા આવવાનો ખાનગી હક્ક છે એવું ઠરાવવાને દાવો કરયો, તેમાં ઠરાવ્યું કે પ્રથમના દાવાથી આ દાવાને હરકત થતી નથી, ૨૫ વી. રી. પાનું ૨૦૮; અને જે દાવામાં અમુક પાણી જવાના રસ્તામાંથી પાણી લેવાના હક્કનો સવાલ હતો, તેથી ત્યાર પછીના દાવામાં પ્રતીવાદીનો પાળ બાંધવાનો હક્ક નથી, એવી તકરાર કરવાને હરકત થતી નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું ૧૬૭. अ. નો કબજો હતો તેમ છતાં अ. એ ब. ઉપર પોતાનો હક્ક ઠરાવવાને દાવો કરયો, અને તેનો દાવો કાહાડી નાખવામાં આવ્યો, એવા કારણથી કે તેણે જે ગીરો ઉપર આધાર રાખેલો છે તે ગીરો શાબેત કરયું નથી, અને તે ગીરોનો દસ્તાવેજ સ્ટાંપ વગરનો છે, માટે તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. પછી ब એ अ. ઉપર કબજા બાબત દાવો કરયો, અને તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. આ દાવામાં अ. એ પોતાના ગીરો દસ્તાવેજ ઉપર સ્ટાંપ લગાડયો, પરંતુ તે ઘણો મોડો ફાઇલ કરવામાં આવ્યો હતો, માટે તેનો ઉપયોગ થઇ શકતો નથી. પછી ब. એ તે ગીરો છોડાલવાને દાવો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવો ચાલવાને હરકત નથી. ૧૧ મુંબાઈ પાનું ૨૨૪.

અમુક જમીન વાદીની "માલ" જમીન છે, અને પ્રતીવાદીની લાખીરાજ જમીન ન-

થી, માટે તેથી કબજો છોડાવવાને તથા ખાસ કબજાનો પાછળથી દાવો કરવામાં આવ્યો હોય તેને હરકત થતી નથી. ૧૮ વી. રી. પાનું ૯૯; અને ખાસ કબજાના દાવાથી પાછળના સાંથના દાવાને હરકત થતી નથી. ૨૩ વી. રી. પાનું ૨૫૩.

જે કામમાં બીજા દાવાની બાબત પેહેલા દાવાની બાબતનો ફક્ત ભાગ હોય, તેથી પેહેલા દાવાના કારણથી હરકત થતી નથી. ૨૧ વી. રી. પાનું ૫૭. જ્યારે વાદી પાસેથી જુદી જુદી તારીખોએ એકના એક પક્ષકારે બે મીલકતોનો કબજો લેઇ લીધો હોય, અને તેના તેજ હક્કની રૂહએ તે બે મીલકત ઉપર વાદી દાવો રાખતો હોય, તોપણ એક મીલકત લેવાને પેહેલાનો દાવો નિષ્ફળ જવાથી બીજી મીલકત લેવાના બીજા દાવાને હરકત થતી નથી. ૧૧ વી. રી. પાનું ૩૮૨. વાદીએ પ્રતીવાદી ઉપર પ્રવેશ કરનાર તરીકે દાવો રાખ્યો, પરંતુ તે સાંથેરાખનાર છે એમ માલુમ પડ્યું, તેથી તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે બીજો દાવો કબજો છોડાવવાને કરવામાં આવેલો છે તેને પ્રથમના દાવાથી હરકત થતી નથી. ૨૨ વી. રી. પાનું ૧૧૫. તોપણ વી. રી. સન ૧૮૬૪ પાનું ૮૨ જુઓ. વાદીએ અમુક મીલકત ખરીદ કરેલી તે મીલકત લેવાના દાવામાં તે મીલકતના એક ભાગ પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીએ ખરીદ કરેલો તે બાબત તેનીપાસે વેચાણનું સર્ટીફીકટ છે, તેથી તે ભાગ બાબતનો દાવો નિષ્ફળ થયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેચાણ રદ કરવાને પાછળથી બીજો દાવો ચાલી શકે છે. ૧૩ વી. રી. પાનું ૩૪૩.

અમુક જમીન સબંધીના દાવામાં કાંઈ પુરાવ ગુજારવા માંડેલો નહી અગર તે વિશે ઈશ્યુ ઠરાવવામાં આવેલ નહી, તે દાવો કાહાડી નાંખવાથી તે દાવામાં પ્રતીવાદીઓ જે રીતસર હતા તેમના ઉપર તે જમીન લેવાને દાવો કરવાને હરકત થતી નથી. ૩ ક. લા. રી. ૨૬૫, ઈં. લા, રી: ૨ મ. ૨૩, લા. રી. ૫ ઈં. અ. ૨૦૬; પરંતુ ૧ શૌમ પાનું ૨૪૪ જુઓ. વાદીએ પોતાના પટનીદાર ઉપર સાંથનો પટો પુરો થએલો છે, તે કારણથી કબજો છોડાવવાને દાવો કરયો. આ કામમાં વાદીની અપીલ પ્રીવીકૌંસીલમાં ચાલતી હતી તે દરમિયાનમાં તેણે કબજા ભોગવટા બાબત દાવો કર્યો. તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો, એવા કારણથી કે વાદીએ તે પટાની રૂઈએ દાવો કરવો જોઈતો હતો, તોપણ એવું ઠરાવેલું છે કે પ્રીવીકૌંસીલે તે અપીલ કાહાડી નાંખી એટલે વાદીએ જેટલી મુદતના કબજા ભોગવટા બાબત પ્રથમ દાવો કરેલો હતો તેટલી મુદતનું ભાડુ તે પટાની રૂઈએ લેવા વાદી દાવો કરી શકે છે. ઈં. લા. રી. ૩ ક. પાનું ૬.

અમુક જમીનનો કબ્જો તથા દરમીયાન ઉપજ લેવા એક દાવો કરવામાં આવ્યો, તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો, તેથી વાદીએ ફક્ત કબજો મળવાના હક્ક બાબત અપીલ કરી, અને અપીલકોર્ટમાંથી હુકમનામું મેળવ્યું. પછી તેણે દરમિયાન ઉપજ બાબત દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવાને સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨ અથવા ૭ અથવા ૧૯૬ મીથી હરકત નથી, તેમ સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૧૧ મીથી હરકત થતી નથી, કારણ કે તે કલમ ફક્ત દરમિયાન ઉપજની રકમને લાગુ થાય છે, પણ તે લેવાને લાગુ થતી નથી. ૪ બં. લા. રી. (ફુ. બેં.) પાનું ૧૧૩. ૧૨ વી. રી. (ફુ. બેં.) પાનું ૧૫.

કબજાના દાવામાં દરમિયાન ઉપજનો સવાલ ઉઠાવવામાં આવેલો ના હોય અથવા તેનો નિર્ણય કરવામાં આવેલો ના હોય તો, તે કબજાના દાવા પછી દરમિયાન ઉપજનો

દાવો ચાલી શકે છે. ૩ બં. લા. રી. પાનું ૮૧. દરમિયાન ઉપજ સાથે કબજો લેવાના દાવામાં તે દાવો દાખલ કર્યાની તારીખથી ફક્ત કબજો લીધાની તારીખ સુધીની દરમિયાન ઉપજનું હુકમનામું કરવામાં આવ્યું હતું. માટે પેહેલો દાવો કરતા પેહેલાંની મુદતની દરમિયાન ઉપજનો બીજો દાવો ચાલી શકતો નથી. જો વાદીની નજરમાં એમ આવેલું હતું કે વધારે દરમિયાન ઉપજ મને મળવી જોઈએ તો તેણે પ્રથમનું હુકમનામું રેહેવા દેવું જોઈતું નહી હતું. માર્સ પાનું ૯૩.

જે કામમાં કબજો કાયમ થવાનો તથા હક્ક ઠરાવવાનો દાવો આખરની અપીલમાં કાહાડી નાંખવામાં આવ્યો હોય, એવા કારણથી કે વાદીએ પોતાનો કબજો શાબેત કરેલો નથી તો, પ્રથમના દાવામાં પ્રતીવાદીએ જમીન લેવાને દાવો કરેલો તેમાં હક્કનો સવાલ હજુ ખુલ્લો છે. ૯ ક. લા. રી. ૩૪, ઇ. લા. રી. ૪ અ પાનું ૨૬૧.

સન ૧૮૬૧ ના આકટ ૨૭ માના ઠરાવ પ્રમાણે એકાદા વીલના બળવાનપણા બાબતનો ઠરાવ હોય, તેથી તે વીલના બળવાનપણા બાબત પ્રોબેટ કોર્ટમાં તેના તેજ પક્ષકારોની વચ્ચે તકરાર કરવાને દાવો કર્યો હોય તેને હરકત થતી નથી. ૧ વી. રી. પાનુ ૧૨૭. अ. એ ब. ઉપર દાવો કર્યો, તેમાં ब વારસ નથી એવું કેહેવા ઉપર આધાર ગખવામાં આવ્યો હતો. પછી अ એ પોતાનો દાવો શાબેત કર્યો નથી તે કારણથી તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. પછી ब. એ अ ઉપર દાવો કર્યો, એવા કારણથી કે હું વારસ છું. તેમાં ઠરાવવામાં આવ્યું કે પેહેલા દાવામાં થએલું હુકમનામું તે "વારસની હકીકત બાબતમાં નિશ્ચયકારક પુરાવ નથી. ૨૪ વી. રી. પાનું ૧૬૧.

જે કામમાં એક વખત નિર્ણય થઈ ગયાથી દાવો ચાલવાને હરકત છે એવી તકરાર રદ કરી જડજે દાવો દાખલ કરેલો હોય; તે કામમાં તે જડજની જગોએ થનાર જડજને તે સવાલની ફરીતપાસ કરવાને કાંઈ અખત્યાર નથી, પરંતુ ગમે તે હકીકત હોય તોપણ ગુણદોષ ઉપર તેમણે પોતાનો અભિપ્રાય લખવો જોઈએ. ૧૬ વી. રી. પાનું ૭૫.

કેટલાક કામોમાં હુકમનામું થયા પછી કાંઈ હકીકત બનવાથી તે હુકમનામું બજાવવાને દાવો ચાલી શકે છે. પરંતુ હુકમનામું બજાવવાને દાવો એવા કારણથી ચાલતો નથી કે જે હકીકત બનેલી તે જે હુકમનામામાં વાદી પક્ષકાર હતો તે હુકમનામું કહી બતાવવામાં આવ્યું ત્યાર પેહેલાં બનેલી છે. વી. રી. વા. ૧૮ પાનું ૨૬૧.

કાયદાના ઠરાવ પ્રમાણે ગુન્હેગારીના ફેંસલાથી પાછળથી તેની તે ગુન્હેગારી બાબત વાદી દાવો કરે, અને જો એમ જણાય કે પેહેલો ફેસલો પ્રતીવાદીઓની ખાયસથી તેમના રક્ષણને માટે કરવામાં આવેલો છે તો, તે પાછળના દાવાને હરકત નથી. ગર્ડલસ્ટન વિ. બ્રીટન. આકવારીમ કંપની ૪ એકસ ચે. ડી. ૧૦૭ अ. એ પોતાના દાવાની અરજીમાં જે જમીનનો દાવો કરેલો તે જમીનના ભાગ બાબત ब ઉપર હુકમનામું મેળવ્યું. ब એ अ સાથે એવો કરાર કરવાને માગ્યુ કે જો अ તે હુકમનામા ઉપર અપીલ ના કરે તો, હુકમનામામાં જે ભાગ અપાવવામાં આવેલો છે તે કરતાં વધારે જમીન अ ને હું આપું. તે કરાર अ. એ કબુલ કર્યો, તોપણ अ. એ અપીલ કરી અને હુકમનામુ મેળવ્યું, તેની રૂઈએ સદરહુ કરારથી જે જમીન આપવાનો કરાર હતો તે કરતાં વધારે જમીનનો કબજો મળ્યો, તેમા ઠરાવવામાં આવ્યું કે તે કરાર બળવાન છે, અને તે કરારના કરતાં વધારે

જમીન લેવાને પાછળથી દાવો કરવામાં આવેલો છે તેને એક વખત નિર્ણય થઈ ગયાના કારણથી હરકત થતી નથી. ૩ ક. લા. રી. પાનું ૫૭૪.

**પ્રથમના દાવા સાંભળી નિર્ણય થએલો—**

યોગ્ય રીતે નિર્ણય થએલો નહી.—કોર્ટે પોતાના ન્યાયની રૂઈના વિચારનો અમલ કરી એવો નિશ્ચે કરવો જાઈએ કે એક બાજુ ખરી છે, અને તે પ્રમાણે નિર્ણય કરવો જોઈએ. પક્ષકારોના કરાર ઊપરથી કોર્ટ ચાલે તો એક વખત નિર્ણય થયો થતુ નથી. લા. રી. ૧ હા. લા. કલમ ૧૧૭, અગર હિંદુસ્થાનના સોગનના આક્ટના ઠરાવ પ્રમાણે એક સખસે સોગન ખાવા ઉપર અમુક ઠરાવનો આધાર હોય તેથી પણ એક વખત નિર્ણય થયો થતું નથી. ઈ. લા. રી. ૫ મ. પાનું ૨૫૯. એકાદા સખસના ઉપર ગુન્હેગારી બાબત તેની કબુલત સાથે દાવો કરવામાં આવેલો હોય, કે જેથી બેઊ પક્ષકારો એક હોય અથવા ફક્ત સાજસથી પ્રતીવાદીનું રક્ષણ કરવાને ફૅસલો મેળવવામાં આવેલો હોય તો, તેથી ગુન્હેગારી બાબત બીજાને દાવો કરવાને હરકત થતી તથી. ૪ એકસ ચે. ડી. ૧૧૭. ઈ. લા. રી. ૬ મું. પાનું. ૭૦૩. વળી ઉપર બતાવેલો લા. રી. ૫ ઈ. અ. પાનું ૨૧૬ નો ઠરાવ જુઓ. જે ફૅસલામાં જે ઈસ્યુ કાહાડવામાં આવેલો હોય તેનો નિર્ણય કરવામાં આવેલો ના હોય તે. ૧૧ ક. લા. રી. પાનું ૨૨, પછી તે ઉપર જડજે પોતાનો અભિપ્રાય આપ્યો હોય તોપણ ચીંતા નહી. ૧૩ ક લા. રી. પાનું ૮૩, અગર જેનો ઈરાદો તેનો નીકાલ કરવાનો ના હોય. લા. રી. ૮ ઈ. અ. પાનું ૨૩૭, ૨૪ વી. રી. પાનું ૨૩, અથવા જેમાં સ્પષ્ટ રીતે બાબત અદબદ રાખવામાં આવી હોય, ૧૮ વી. રી. પાનું ૬૧, ઈ. લા રી. ૭ ક. પાનું ૨૧૪, અથવા સ્પષ્ટ રીતે બાતલ કરવાથી તેનો નિર્ણય કરવાને પાછળના દાવાને હરકત થતી નથી. ઈ. લા. રી. ૬ ક. ૭૭૭, ઈ. લા. રી ૫ મ ૯, ઈ. લા. રી. ૭ ક. પાનું ૪૦૬. તોપણ ઈ. લા. રી. ૮ મ. પાનું ૭૬ જુઓ માટે આગળ બતાવેલી કલમ ૩૮૧ મી પ્રમાણે જ્યારે ખર્ચના જામીન નહી આપવાથી જે સખસનો દાવો કાહાડી નાંખવામાં આવ્યો હોય તેના ઉપર દાવો કરવામાં આવે, ત્યારે પ્રથમના દાવાની માફક તેની તે બાબત તે બતાવી શકે છે. ઈ. લા. રી. ૬ મું. પાનું ૪૮૨.

ગુણદોષ ઉપર નિર્ણય થએલો તે—જે ઈસ્યુ પ્રતક્ષ વાસ્તવિક રીતે હોય તે બાબત આખરનો ઠરાવ થયો હોય તો, તે પેહેલાના દાવાથી અટકાવ થાય લા. રી. ૨ ઈ. અ પાનું ૨૮૩, ૨૫ વી. રી. પાનું ૧, ૧૨ બં. ૩૦૪; ૨૧ વી રી. ૩૭૭, ૨ સેવ. ૭૩૮, ૧૩ વી. રી. ૬૪, ઈ. લા. રી. ૬ ક. પાનું ૭૧૫, પછી પ્રતીવાદીની કબુલત શિવાયના ઠરાવનો કાંઈ વધારે આધાર ના હોય તોપણ. ૧૧ ક. લા. રી. પાનું ૪૮૩. પછી ફક્ત જો દાવો ચાલતો હોય નહી તોપણ, ૧ ટેલર. પાનું ૪૧૮. પાછળના દાવામાં જે બાબત ઊપર આધાર રાખવામાં આવેલો હોય તે બાબત પ્રથમના દાવાના ઈસ્યુમાં હોય તે પણ છોડી દેવામાં આવી હોય તો, તે પાછળનો દાવો ચાલી શકતો નથી. તેમજ પ્રથમના દાવામાં તેની તે અને બીજી મીલકત બાબત હુકમનામું કરવામાં આવેલું તેમાંથી મીલકત બાતલ કરવામાં આવેલી તેથી બીજો દાવો ચાલી શકતો નથી. ૧૨ વી. રી. પાનું ૧૮૨. પ્રથમના દાવાના ફૅસલામાં એક પક્ષકારનો દાવાવાળી દાદ મળવાનો હક્ક હોય, પણ તે દાદ હુકમનામામાં અપાવવામાં આવેલી ના હોય, તોપણ પાછળથી તેજ દાદ બાબતનો દાવો ચાલી શકતો નથી. ૭ અ. પાનું ૭.

એક વખત દાવામાં હુકમનામું કરવામાં આવ્યું એટલે તેના તે કારણથી ફરીથી દા-

વો આલને નથી, પછી તે હુકમનામું બજાવવામાં આવેલું ના હોય તેની ચીંતા નહી. પરંતુ જો તે હુકમનામું બજી શકે તેવું ના હોય એટલે હક્કનું હુકમનામું હોય તો જુદી રીતે છે. ૨ અ. પાનું ૩૮૨ તથા તેમાં બતાવેલા ઠરાવો જુઓ લીલામ રદ કરવાનો દાવો પુરાવ નહી હોવાના કારણથી કાહાડી નાંખવામાં આવેલો, પરંતુ કોર્ટે તેમાં વાદી અગર બીજો કોઈ સખસ કામ ચલાવે તો હરકત નથી, એવો હક્ક રાખેલો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પ્રમાણે કોર્ટે હક્ક રાખવાથી કાંઈ ફાયદો થતો નથી, અને તેની તે બાબતનો તેજ પક્ષકારોની વચમાં ચાલુ કાયદા પ્રમાણે દાવો ચાલી શકતો નથી. ૧૩ મુર્સ પાનું ૧૬૧. ૩ ક. લા. રી. પાનું ૪૪૭ તથા ૫ વી. રી. પાનું ૫૭૩.

અમુક મીલકતમાં વિધવાનો હક્ક વાદીઓએ ખરીદ કરી તે ખરીદ કરેલા હીસ્સા બાબત વેહેચણ કરાવવા બાબત દાવો કર્યો. પ્રતીવાદીએ કબુલ કર્યું કે તે વિધવાનો કેટલેક દરજ્જે હક્ક છે, પરંતુ તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો, એવા કારણથી કે વાદીઓ વેહેચણ કરાવે ત્યાર પેહેલાં પોતાનો હક્ક કેટલે દરજ્જે છે, અને પોતાનું લીધેલું વેચાણ બળવાન છે, એમ શાબેત કરવું જોઈએ. વાદીઓએ બીજો દાવો કરયો તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવો તેના તેજ પક્ષકારો વચ્ચે તેની તેજ મીલકત બાબત અને તેજ દાવાના કારણથી કરવામાં આવેલો છે, માટે સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨ પ્રમાણે તે ચાલી શકતો નથી, અને પ્રતીવાદીઓએ કરેલી કબુલાત જો કે વાદીઓના લાભની છે, તોપણ તેથી કાંઈ નવું દાવાનું કારણ થતું નથી, અને પ્રથમના દાવામાં કોર્ટની રૂબરૂ તમામ તકરારી બાબત હતી તેમ છતાં કોર્ટેએ તેનો નિર્ણય કરયો નથી, માટે નવો દાવો કરી તેઓના ફેંસલાની ફરીતપાસ થઈ શકતી નથી; ૧ આગ્રા પાનું. ૧૪૨.

દાવાની સુનાવણી વખતે પ્રતીવાદી હાજર થાય અને કસૂરના કારણથી દાવો કાહાડી નાંખવામાં આવે તો, પછી ફરીથી દાવો થઇ શકતો નથી. ૨૩ વી. રી. પાનું ૫૮.

૧. જુદા જુદા ઇસ્યુઓ—બે તકરારો હોય તેમાં જો પેહેલી તકરાર નામંજુર કરવામાં આવે તો, બીજી ફકત ઉપયોગમાં આવે તેવી હતી. કોર્ટે બેઉ તકરારો મંજુર રાખી અને પેહેલી તકરાર ઉપરથી દાવો કાહાડી નાંખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે બીજી તકરારમાં પણ એક વખત નિર્ણય થઇ ગયો છે ઇ લાૅ. રી ૧ અ. ૪૮૧. સાંથના દાવામાં દાવાની રકમ કબુલ કરવામાં આવી, પરંતુ જે જમીન પટે આપવામાં આવેલી તે જમીન કેટલી છે તે વિશેનો ઈસ્યુ ઉત્પન્ન થએલો અને તે બાબત વાદીના લાભમાં ઠરાવ કરવામાં આવેલો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીએ પોતાના [illegible] જમીન છે તે વિશે દાવો કરેલો છે, તે સદરહુ ઠરાવના કારણથી ચાલી શકતો નથી ૮ ક. લા. રી. પાનું ૧, પરંતુ ઈ. લા. રી. ૩ ક. પાનું ૭૮૯ જુઓ.

૨. દાવાનું જ્યારી કારણ—જ્યારે [illegible] કાયમ [illegible] કરવામાં આવો હોય, ત્યારે પટો જ્યારી હોય તે [illegible] નથી. ઇ. લા. રી. ૧ ક. ૨૮૨. [illegible]

પણ જે કામમાં દાવાનું કારણ જ્યારી હોય એટલે કબજાવાળા ગીરોરાખનારને હિસાબ આપવા સારૂ ફરજ પાડવાને દાવો કરવામાં આવે તો, તે દાવાને પ્રથમના દાવાથી હરકત થતી નથી. ૨૨ વી. રી. પાનું ૧૭૨, અને નોટીસની ખામીના કારણથી ચડતા દ-

રની સાંથની બાકી લેવાનો દાવો કાહાડી નાંખવામાં આવ્યો હોય, તેથી તે બાબતે બીજા દાવાને હરકત થતી નથી. ૧૪ વી. રી. પાનું ૪૧૨.

૩. મજીયારો કરાર:—જ્યાં મજીયારા ખતની રૂઇએ તે ખત લખી આપનારની ઉપર એક પક્ષકાર હુકમનામૂં મેળવે, તો પછી તે ખતમાં જે પક્ષકારો હોય તે સિવાય બીજાઓના ઉપર એવા કારણથી દાવો કરી શકાતો નથી કે, તે પક્ષકારો તે બીજાના એજંટ છે. ૧૮. વી. રી. પાનૂં ૪૫૮. અને કેટલાક મજીયારા વચન આપનારાઓમાંના એક ઉપર એક નોટની રૂઇએ દાવો કરવામાં આવે તો તેથી બાકીના સખસો ઉપર પાછળથી દાવો આલી શકતો નથી. ઈ. લા. રી. ૩ ક. પાનું ૩૫૩; અને તેજ નિયમ મજીયારે અપકૃત્ય કરનારાઓને લાગુ થાય છે; ૭ સી પી. ૫૪૭; પરંતુ આ નિયમ જ્યાં મજીયારી જવાબદારી નથી હતી ત્યાં લાગુ થતો નથી, જેમકે એક મુખ્ય બે એજંટો ઉપર નાણાનો હિસાબ લેવાને જુદા જુદા દાવા કરે, અને તે બેઉ દાવામાં એકની એક રકમ આવી ગએલી હોય તો, પેહેલું જે હુકમનામૂં થાય તેથી બીજા દાવાને હરકત થતી નથી. પરંતુ તે પ્રસંગે તે રકમ વસુલ થએલી હોવી નહીં જોઇએ. ઈ. લા. રી. ૭ ક. પાનું ૬૨૭; તેમ જ્યાં એકામ તે એકાજુતે જવાબદારી હોય ત્યાં પણ તે નિયમ લાગુ થતો નથી. ઈ. લો. રી. ૫ ક. પાનું ૨૯૧, ૪ ક. લા. રી. પાનું ૫૦૧.

આરંભના મુદ્દા ઉપરથી નિર્ણય કરવામાં આવેલો—જે કામમાં પ્રથમના દાવામાં અપીલમાં ફક્ત બારીકાઈના સવાલ ઉપરથી નિર્ણય કરવામાં આવેલો હોય, પણ અસલ કોર્ટમાં તે પ્રથમના દાવાનો નીકાલ ગુણદોષ ઉપર કરવામાં આવેલો હોય તોપણ તેના તેજ દાવાના કારણથી બીજો દાવો ચાલવાને હરકત થતી નથી. ૧૫ વી. રી. પાનું ૨૧૮. ખોટી રીતે દાવા એકઠા કરવાના કારણથી અગર ઘણા જુદા જુદા દાવા હોવાના કારણથી પ્રથમનો દાવો કાહાડી નાંખવામાં આવ્યો; ૨૧ વી. રી. પાનું ૧૧૫; અગર તમામ અયોગ્ય પક્ષકાર દાવામાં દાખલ કરવામાં આવેલા નહીં તે કારણથી દાવો કાહાડી નાંખવામાં આવેલો. ૨૧ વી. રી પાનું ૨૭૨; અગર પ્રતીવાદીઓમાંનો એક પ્રતીવાદી કોર્ટની હકુમતની અંદર નહીં હતો, તેથી તે દાવો કાહાડી નાંખવામાં આવેલો, ૨૨ વી રી. પાનું ૨૯૧, અગર વાદી તેમ પ્રતીવાદી હાજર નહીં હોવાના કારણથી દાવો કાહાડી નાંખવામાં આવેલો, ૧૪ વી. રી. પાનું ૮૨, અગર દાવાની અરજીમાં ને વાદીવા કેહેવામાં તફાવત પડવાથી દાવો કાહાડી નાંખવામાં આવેલો, વી. રી. સ. ૧૮૬૪ પાનું ૧૬૩. આવી રીતે દાવા કાહાડી નાંખવામાં આવેલા હોય તેથી ફરીથી દાવો ચાલવાને હરકત થતી નથી, તેમજ એક દાવો જે વખતે કરવો જોઈએ તે વખત પેહેલાં કરેલો હોય અને કોર્ટની હકુમત ન હોય તે કારણથી કાહાડી નાંખવામાં આવેલો હોય તો, બીજો દાવો ચાલવાને હરકત નથી. ઈ. લા. રી. ૫ મું. પાનું ૪૯, અને પાછળના દાવામાં જે હકીકત ઉપર આધાર રાખવામાં આવેલો હોય તે હકીકતનો પ્રથમના દાવામાં નિર્ણય કરવામાં આવ્યો હોય, પરંતુ તે હકીકત પ્રથમના દાવામાં અયોગ્ય રીતે ઈસ્યુમાં ના હોય તો, બીજો દાવો ચાલવાને હરકત થતી નથી. ૨૫ વી. રી. ૩૯૩, ૧૬ વી. રી. ૮૫. માટે વેહેચણમાં વાદીને અમુક જમીન મળેલી એમ કહી તે જમીન બાબત વાદીએ દાવો કરેલો, પરંતુ વેંહેચણ શામેલ નહીં થવાથી તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે પાછળથી વેંહેચણ બાબત દાવો કરવાને સદરહુ ઠરાવથી હરકત થતી નથી. ઈ. લા. રી. ૫ મું પાનું ૨૯

તથા પ્રથમના દાવામાં જવાબ અગર હુમલાના કારણ ઉપર જે ઠરાવો બતાવવામાં આવેલા છે તે જુઓ.

દાવો અગર બજાવણીની દરખાસ્ત મુદતના કારણથી ભુલ ભરેલી રીતે કાહાડી નાંખવામાં આવી હોય, તેથી ફરીથી દાવો અગર દરખાસ્ત ચાલવાને હરકત થતી નથી. ૪ ક. લો. રી. ૪૪૩; તથા ઈ. લો. રી. ૩ ક. પાનું ૪૭. વાદીએ સન ૧૮૭૧ ના આકટ ૨૩ મા પ્રમાણે સર્ટીફીકેટ રજુ નહી કરવાના કારણથી દાવો કહાડી નાંખવામાં આવેલો હોય તો, તેથી પાછળના દાવાને હરકત થતી નથી. ઈ લો. રી. ૩ મું. પાનું ૨૨૬ તથા ૫ મ. પાનું ૪૧૯.

પક્ષકારો તેના તેજ હોવા જોઈએ—પ્રથમના દાવામાં જે અસલ પક્ષકારો હોય તેના તેજ પાછળના દાવામાં હોવા જોઈએ, એવી જરૂર નથી. જો હરકત થવાથી અગર બીજી રીતે તેઓ એક બીજા વિરૂદ્ધ થયા હોય અને તેમની વચ્ચમાં હકીકતનો તપાસ થઈ નિર્ણય થઈ ગયો હોય તો, તેથી તે બાબત બીજો દાવો ચાલવાને હરકત છે. લા. રી. ૨ ઈ અ. ૨૮૩, ૨૫ વી. રી. પાનું ૧, પણ જો એમ ન હોય તો જુદી રીતે છે. ૨૫ વી. રી. પાનું ૪૧૬, અને બીજા દાવામાં નવા પક્ષકારો દાખલ થવાથી એક વખત નિર્ણય થઈ ગયા બાબતનો નિયમ છે તેને હરકત નથી. ૧૨ ક. લા. રી. પાનું ૩૮. ઇજમાલી ઠરાવવાનો દાવો કાહાડી નાંખવામાં આવેલો હોય તો તેથી તેના વાદીએ પ્રતીવાદીઓ વિરૂદ્ધ બટવારા બાબત દાવો કર્યો હોય તેમાં હરકત થતી નથી. ૧૪ વી. રી. પાનું ૧૯૫. પરંતુ अ. એ પોતાની પાસેથી સાંથેરાખનાર ब. ઉપર જમીનનો કબજો લેવા દાવો કર્યો તેમાં ब. પાસેથી સાંથેરાખનાર क. ને પક્ષકાર કરવામાં આવેલો હતો. क. એ એવો દાવો રાખ્યો કે હું ड. તરફથી કબજેદાર છું. તેમાં ઠરાવ્યું કે क. નો કબજો ब. તરફથી નથી. પછી अ. એ ड. અને ब. ઉપર દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રથમના દાવાથી આ દાવાને હરકત થતી નથી. ઈ. લો. રી. ૫ મ. પાનું ૯. એક સીબાઈત ઉપર હુકમનામું મેળવવામાં આવેલું તે તેના વારસોને બંધનકારક છે. ૨૦ વી. રી. ૮૬ તથા ૨ મુ. પાનું ૨૧૪. એક હિંદુ વિધવાના વિરૂદ્ધ એવો ઠરાવ કરવામાં આવ્યો કે તેણીના ધણીની જાતીફી મેળવેલી અમુક મીલકત નથી, તેથી તે વિધવા પછી થનાર વારસને હરકત થાય છે. ઈ. લા. રી. ૧ અ. પાનું ૨૮૩; અને સામાન્ય રીતે એક મીલકત તરફથી હાજર થનારના વિરૂદ્ધ ઠરાવ કરવામાં આવેલો હોય તો, તે ઠરાવ પાછળથી તે મીલકત જે લે તેમને બંધનકારક છે. લા. રી ૧૧ ઈ અ. પાનું ૨૦૭ બેનામદારના નામથી દાવો કરવામાં આવેલો હોય તેના પરીણામથી જે ફાયદો લેનાર માલેક હોય તે બંધનમાં આવે છે. ઈ. લા. રી. ૩ અ. પાનું ૮૧૨. ઈ લા. રી. ૧૦ ક. પાનું ૬૯૭. પરંતુ ૧૯ વી. રી. પાનું ૪૩૪ જુઓ. તોપણ પટેરાખનારના દાવાના પરીણામથી પટોઆપનાર બંધનમાં આવતો નથી. ૧૧ ક. લા. રી. પાનું ૧૨૨.

ગીરોની તારીખ પછી ગીરોઆપનાર ઉપરના દાવામાં મેળવેલા હુકમનામાથી ગીરોના હુકમનામાની રૂઈએ જે ખરીદદાર થયો હોય તે બંધનમાં આવતો નથી. ઈ. લા. રી. ૪ ક. પાનું ૬૯૨; અને રેવન્યુ લીલામમાંથી ખરીદ કરનાર ખરીદ કરેલી જમીન સબંધી પ્રથમના માલેકની વિરૂદ્ધ જે હુકમનામાં થએલાં હોય તેથી બંધનમાં આવતો નથી. ૩ ક. લો. રી. પાનું ૧૫૧.

अ. ના ઉપર સાંથનો દાવો કરવામાં આવેલો તેમાં ब. ને નામનો પ્રતીવાદી તરીકે દાખલ કરવામાં આવેલો, તેથી ब. ના ઉપર अ. ના જામીન તરીકે પાછળથી દાવો ચાલવાને હરકત થતી નથી. ૧૧ વી રી. પાનું ૪૦૭. એક કુટંબના એક અંગભૂત ઉપર પ્રથમ હુકમનામું થએલું, પછી તે અંગભૂત અમુક મીલકતનો હિસ્સો લેવાને માટે દાવો કરે, તેથી આખા કુટંબના નામથી રીસીવ્હર તમામ મીલકત લેવાને દાવો કરે તેને હરકત થતી નથી. ૧૨ વી. રી. ૧૧૭, તેમ તે કુટંબનો બીજો અંગભૂત દાવો કરે તેને પણ હરકત થતી નથી. ૪ મુર. પાનું ૩૬૭. તેમ બાપના ઉપર ખોરાકીપોશાકીનો દાવો કરવાથી બાપના મરણ પછી વડીલ ભાઈના ઉપર બીજો દાવો કરવાને હરકત નથી. ઈ. લા. રી. ૯ ક. ૯૪૫. બીનફરજંદની વિધવાના ઉપર પાછળથી થનાર વારસો એ દાવો કરેલો હોય તેથી તેના તે વાદીઓએ તે વિધવાના મરણ પછી પ્રતીવાદી કે જે તે વિધવાનો દત્ત લીધેલો છોકરો કેહેવામાં આવેલો છે તેની પાસેથી તેની તે જમીનનો કબજો લેવાને દાવો કરે તેને હરકત થતી નથી. ૧૪ વી. રી. પાનું ૭૩ વાદીના ટીકાદારે પ્રતીવાદી ઉપર સાંથ બાબત દાવો કરેલો તેમાં જે પટો સાચો છે એવું ઠરાવવામાં આવેલું તે પટો જુઠો બનાવટનો છે. માટે રદ કરવો જોઈએ એવો દાવો ચાલવાને હરકત નથી. ૨૪ વી. રી. ૧૨૮. જે કામમાં વચમાં હરકત લેનારનું નામ કાહાડી નાંખવાને હુકમ કરવામાં આવેલો હોય, પરંતુ ભુલથી તે કાહાડી નાંખવામાં આવ્યું ન હોય તો પાછળથી તે હરકત લેનારને દાવો કરવાને હરકત થતી નથી. ૧૮ વી. રી. ૨૯, તેમજ જે હુકમનામામાં હરકત લેનાર અને વાદીની વચ્ચમાંના તમામ સવાલો અધ્ધર રાખવામાં આવેલા હોય તે બાબત પાછળથી બીજો દાવો ચાલવાને હરકત થતી નથી. ૧૮ વી. રી. ૬૧. એક કામમાં એવું ઠરાવવામાં આવેલું છે કે પ્રથમ વાદી ન્હાની ઉમરનો હતો તે વખતે વાદીના બાપના વિરૂદ્ધ ફેંસલો થએલો અને તે બાપના ઉપર તે કામમાં તેની જાત ઉપર દાવો કરવામાં આવેલો, તેથી બીજો દાવો ચાલવાને હરકત થતી નથી, કારણ કે તે પેહેલા દાવામાં વાદી પક્ષકાર નહીં હતો, તેમ તેની તરફથી કોઈ પ્રતીનીધી પણ નહીં હતો. ૨૧ વી. રી. પાનું. ૧૦૯.

अ. એ અમુક જમીનનો કબજો લેવા ब. ઉપર દાવો કર્યો, તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો, પરંતુ તે ઠરાવ હાયકોર્ટે ફેરાવ્યો. ब. એ પ્રીવીકાંઉસીલમાં અપીલ કરી. આ અપીલ ચાલતી હતી તે દરમિયાનમાં હરકત લેનાર क. એ કહ્યું કે મેં अ. નો હક્ક સબંધ ખરીદ કરેલો છે, માટે અપીલના પ્રતીવાદી તરીકે દાખલ કરવો જોઈએ. પ્રીવીકાંઉસીલે क. ને અપીલના પ્રતીવાદી તરીકે દાખલ કર્યો. અને સુનાવણી વખતે હાયકોર્ટનો ઠરાવ ફેરાવી તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. પાછળથી કરેલા દાવામાં ઠરાવવામાં આવ્યું કે क. અને अ. ના વારસ વકીલોની વચમાં જમીનના હક્ક સબંધી એક વખત નિર્ણય થઈ ગએલો છે. ૭ ક. લા. રી. પાનું ૩૦૮.

પ્રતીવાદી—એક દાવામાં ઠરાવ કરવામાં આવ્યો હોય, તેથી તે દાવાના પ્રતીવાદીઓની વચ્ચમાં કાંઈ સવાલનો નિર્ણય થતો નથી. ૧૨ વી. રી. ૫૨૪, વા. ૧૧ પાનું ૪૬૨, વા. ૧૬ પાનું ૧૨૮, વા. ૧૫ પાનું ૩૦૯, ૭ બં. લા. રી. પાનું ૩૮, ૨૫ વી. રી. પાનું ૪૬, પરંતુ તે એક બીજા વિરૂદ્ધનો ફેંસલો હોય તો તેમ થાય છે. ૯ મુર. પાનું ૫૩૯, અગર વેહેંચણ બાબતના દાવામાં પણ તે પ્રમાણે થાય છે. ઈ. લો. રી. ૩ ક. પાનું ૫૫૧;

પણ ઈ. લા. રી. ૪ અ. પાનું ૯૨ અને ઈ. લો. રી. ૯ ક. પાનું ૧૨૦ જુઓ.

ખાસ આકટો—સન ૧૮૭૦ ના આકટ ૧૦ મા પ્રમાણે કંપનસેશનની વેંહેચણી કરવાનો ઠરાવ આખરનો છે, અને જે પક્ષકારોની રૂબરૂ તે કરવામાં આવેલો હોય તેમને બંધનકાર્ક છે. ૩ ક. લા. રી. ૨૧૧- સન ૧૮૭૪ ના આકટ ૨, જાની કલમ. ૬૩ પ્રમાણે અરજી કાહાડી નાંખવામાં આવી હોય તો પાછળથી બીજી અરજી ચાલી શકતી નથી. ઈ. લો. રી. ૩ ક. પાનું ૩૪૦, પરંતુ સન ૧૮૬૦ ના આકટ ૯ મા પ્રમાણેની અરજીની બાબતમાં તેથી વિરૂદ્ધ. ઈ. લા. રી. ૧ અ. પાનું ૪૨૮.

**યોગ્ય હકુમતની કોર્ટ**—એક વખત નિર્ણય થઈ ગયા બાબતની હરકતને પુષ્ટી કરવાને નાણા સબંધી તથા દાવાના પ્રકાર સબંધી બેઉ કોર્ટોની એકસરખી હકુમત હોવી જોઇએ. લા. રી. ૯ ઈ. અ. પાનું ૧૯૭, ઈ. લો. રી. ૯ ક. પાનું ૪૩૯; અને હકુમત કેટલ દરજ્જે છે તેનો આધાર અસલકોર્ટની હકુમતના ઉપર છે. ઇ. લા. રી. ૮ ક. પાનું ૪૭૧. વળી ઈ. લા. રી. ૯ મું. પાનું ૭૫ જુઓ. પરંતુ જે વખતે તે દાવો કરવામાં આવેલો હોય તે વખતની તે હકુમત હોવી જોઈએ. ઈ. લા. રી. ૧૦ ક. પાનું ૯૬૭, ઈ. લો. રી. ૧૧ ક. પાનું ૧૫૩. માટે આન્સરીમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હોય કે અમુક વુઈલ જુઠું બનાવટનું છે, તો પ્રોબેટ કોર્ટમાં તેના તેજ પક્ષકારોની વચ્ચમાં એક વખત નિર્ણય થઈ ગયો થાય છે. પ્રીસ્ટમ્યાન વિ. થામસ. ૯ પી. ડી. પાનું ૨૧૦.

જો તેના તેજ પક્ષકારોની વચ્ચમાં યોગ્ય હકુમત ન હોય, તેવી કોર્ટમાં ઈશ્યુવાળી બાબતનો પ્રથમના દાવામાં નિર્ણય થએલો હોય તો, પાછળથી દાવો ચાલવાને હરકત થતી નથી. ૨૨ વી. રી. ૩૪૯; ૧૨ વી. રી. ૨૯૦, ૬ અ. ૭૭, તથા વા. ૭ પાનું ૯૯. ઊતરતા દરજ્જાની કોર્ટને પોતાની રૂબરૂના તમામ કામોમાં જરૂરીયાત બાબતોની તપાસ કરવાને હકુમત છે, પછી તેમાં વધારેમાં વધારે કીંમતનો હક્ક હોય કે ઓછામાં ઓછી કીંમતનો હક્ક હોય, પરંતુ તે ઠરાવ તે કોર્ટની નાણા સબંધી હકુમતની અંદરનો જેટલો હોય તેટલોજ ફક્ત આખરનો છે. લા. રી. ૯ ઈ. અ. પાનું ૧૮૭, વા. ૧૨ પાનું ૩૭, લા. રી. ૮ મ. પાનું ૮૩. જો કોર્ટને હકુમત ના હોય તો તે કોર્ટને હકુમત નહી હોવાની ખામી વાદીની કસુરથી થએલી હોય, તોપણ પાછળથી બીજો દાવો ચાલવાને હરકત થતી નથી. ઈ. લા. રી. ૩ મું. પાનું ૨૨૩. તેજ પ્રમાણે જો દાવાને મુદતની હરકત થએલી હોય તો તે ઠરાવ બંધનકાર્ક નથી. ઇ. લા. રી. ૫ ક. પાનું ૨૪૬. કોર્ટની રૂબરૂ જે બીજી હકીકતની તકરાર ના હોય તેવી બીજી હકીકતનો નિર્ણય આખરનો નથી. ૧૩ વી. રી. પાનું ૧૨૯. સાંથનો દાવો અગર પ્રવેશ કરવાથી નુકશાનીનો કરેલો દાવો રમાલકાજકોર્ટમાં કાહાડી નાંખવામાં આવ્યો હોય, તેથી પાછળથી હક્ક બાબતનો દાવો ચાલવાને હરકત થતી નથી. ઈ. લા. રી. ૨ અ. પાનું. ૯૭.

**બજાવણીનાં કામ**—મરનાર વાદી તરફથી કોણે હાજર થવું જોઈએ એ વિશે કલમ ૩૬૭ મી પ્રમાણે જે ઠરાવ કરવામાં આવ્યો હોય તે રેગ્યુલર દાવામાં બંધનકાર્ક નથી. લા. રી. ૪ ઈ. અ. પાનું ૬૬. કલમ ૨૩૨ મી નીચેની નોટ જોવી. બજાવણીના કામમાં બજાવવાની દરખાસ્તની તપાસ કરવાને ના પાડયાનો કોર્ટે હુકમ કર્યો હોય, તેથી તે એક વખત નિર્ણય કરયો થતુ નથી. લા રી. ૪ ઈ. અ. પાનું ૧૨૭, ૧૩૧; ૭ ક. લા. રી. પાનું ૬૧, પરંતુ જો ઠરાવ એવો કરવામાં આવ્યો હોય કે દરખાસ્તને મુદતની હરકત ન-

થા તે આખરનો છે, પછી તે ભૂલથી કરવામાં આવ્યો હોય તોપણ ચીંતા નહીં. લા. રી. ૮ ઈ. અ. પાનું ૧૨૩, ઈં લા. રી. ૬ મું. પાનું ૫૫, પરંતુ ઇ. લા. રી. ૩ અ. પાનું ૧૪૧ જુઓ; અને બજાવણીમાં હુકમનામાનો જે અર્થ કરવામાં આવેલો હોય તે બંધનકાર્ક નથી. ૬ ક. લા. રી. પાનું ૨૧૫, વા. ૭ પાનું ૬૧, ઈં. લા. રી. ૬ અ. પાનું ૨૬૯, લા. રી. ૧૧ ઈં. અ. પાનું ૩૭, અને પ્રોસીડીંગ ચાલતાં છેવટની વખતે તે રદ થઈ શકતું નથી. લા. રી. ૧૧ ઈ. અ. પાનું ૧૮૧, ઈં. લા. રી ૭ અ. પાનું ૧૦૨, અને જો એક જડજ લીલામનું સર્ટીફીકટ આપે તો, પાછળથી બીજા જડજ તે હુકમ કાયદા વિરૂદ્ધ છે એમ ઠરાવી શકતા નથી ઈં લા. રી. ૬ મું પાનું ૫૮૬, તેમજ તેઉએ મજીયારા હુકમનામાવાળાઓને જુદી બજાવણી કરવાની પરવાનગી આપી હોય તો, પાછળથી તે દેણદાર તે હુકમ બાબત તકરાર કરી શકતો નથી. ઈં. લા. રી. ૭ અ. પાનું ૨૮૨.

**ફોજદારી કોર્ટો**—કલમ ૧૧ નીચેની નોટ જુઓ. ફોજદારી કોર્ટે એવું ઠરાવ્યું હોય કે अ. ब. ને ફોસલાવીને લેઈ ગયો છે તો, તે ઠરાવ अ. અને ब. ના બાપની વચમાં દિવાની દાવામાં તેજ સવાલ ઉત્પન્ન થાય તેમાં બંધનકાર્ક થતો નથી. ઇ. લા. રી. ૪ અ. પાનું ૯૭. માજીસ્ટ્રેટે એવો ઠરાવ કરયો કે અમુક મેહેલ્લો તે ધોરી રસ્તો છે, તો તેથી તે મેહેલ્લો ખાનગી છે એવું ઠરાવવાને રેગ્યુલર દાવો ચાલવાને હરકત નથી. ૬ કચું. બી. ડી. ૩૦૦, પરંતુ ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૩૦ મી પ્રમાણે કબજા બાબત તેમનો ઠરાવ આખરનો છે. ઈં. લા. રી. ૫ મું. પાનું ૩૮૭.

**રેવન્યુકોર્ટો**—જે નિયમના આધારથી આ કલમ છે તે નિયમ સામાન્ય રીતની ઈકવીટીનો છે, માટે સન ૧૮૫૯ ના આકટ ૧૦ મા પ્રમાણેના દાવાને આ નિયમો લાગુ થવા જોઇએ. ૧ અ. પાનું ૧૧૯. સન ૧૮૫૯ ના આકટ ૧૦ માની કલમ ૧૫ પ્રમાણેની અરજી તે દાવો નથી, અને તેથી પાછળના દાવાને હરકત થતી નથી. ૧૮ વી. રી. પાનું ૨૦૮. સન ૧૮૫૯ ના આકટ ૧૦ મા પ્રમાણેની રેવન્યુકોર્ટો, તે સાંથ વસુલ કરવાને સંક્ષેપ રીતના દાવા તપાસવાની હકુમતની કોર્ટો છે, માટે હક્કના સવાલની બાબતમાં નિર્ણય કરી તે નિર્ણય બંધનકાર્ક કરી શકતા નથી. ૨૪ વી. રી. પાનું ૧૫૪; માટે જ્યારે કલેકટરે એવું ઠરાવેલું હોય કે જે જમીન પ્રતીવાદીએ લાખીરાજ કહેલી હોય તેની સાંથ ઠરાવવાને વાદીનો હક્ક છે તો, સન ૧૮૬૯ ના આકટ ૮ મા પ્રમાણે તેના તે પક્ષકારો વચ્ચેના દાવાને તે નિશ્ચેકાર્ક નથી, અને તેથી તે બીજો દાવો ચાલવાને હરકત નથી. ૧૫ બં. લા. રી. પાનું ૨૩૮. अ. એ ब. ઉપર સાંથનો દાવો કરયો, એવું કહીને કે તે ब. મારી 'ઉટબંધી' રૈયત છે, અને સાંથનું હુકમનામું મેળવ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે ब. નો દિવાની કોર્ટમાં એવું ઠરાવવાને દાવો છે કે, મેં તે જમીન જમીનદાર પાસેથી પટે રાખેલી છે, અને अ. પાસેથી રાખેલી નથી, તે દાવાને સદરહુ હુકમનામાથી હરકત થતી નથી. ૯ વી. રી. પાનું ૩૦૬.

સન ૧૮૭૩ ના આકટ ૧૮ માની કલમ ૯૫ પ્રમાણેની અરજી ઉપરથી રેવન્યુકોર્ટના ઠરાવથી પાછળથી હક્કનો તપાસ કરવાનો દાવો કરવામાં આવ્યો હોય તો તેને હરકત છે. આ બાબતમાં અલ્હાબાદ હાયકોર્ટની ફુલબેંચના અભિપ્રાય એકસરખી રીતે જુદા જુદા પડયા હતા. ઈં. લા. રી. ૨ અ. ૨૦૦. સેટલમેંટની બાબતમાં સન ૧૮૪૭ ના આકટ ૯ મા પ્રમાણે જે ઈલાજ કરવામાં આવ્યો હોય તે જો કે આખરનો છે, તોપણ માલેક

દિવાની કોર્ટમાં એવો દાવો કરે કે તે મીલકત મારા એકલાના કબજામાં રાખવાનો હક્ક છે, તો તે દાવાને તેથી હરકત થતી નથી. ૩ ક. લા. રી. પાનું ૧૫૧.

જ્યારે સાંથના દાવાના કારણથી રેવન્યુકોર્ટ એમ ઠરાવે કે વાદીએ જે કબુલત કહેલી છે તે સાચો દસ્તાવેજ છે, તેથી પક્ષકારોની વચમાં હક્કના સવાલની બાબતનો દિવાની કોર્ટમાં દાવો કરવામાં આવે તેને હરકત થતી નથી. માટે તે કારણુસર તે કબુલાતના સાચાપણાની તથા બળવાનપણાની તપાસ થઈ શકે છે. ૧૫ વી. રી. પાનું ૩૨. તથા ૧૮ વી. રી. પાનું ૩૧. તેમજ રેવન્યુકોર્ટનો ઠરાવ અમૂક પક્ષકાર સાંથ આપવાને જવાબદાર છે એવો હોય, તેથી તે પક્ષકારને હક્ક ઠરાવવાને હરકત થતી નથી. ૯ વી. રી. પાનું ૩૫૯. જમીનદારે અમૂક દરથી સાંથેરાખનારના ઉપર પોતાની કબુલત બાબત દાવો કરે, અને તેમાં સાંથેરાખનાર ખાસ કરારની તકરાર કરે તો, તેમાં રેવન્યુકોર્ટના ઠરાવથી તે કરારનો ખાસ રીતે અમલ કરવાને હરકત થતી નથી. ઈ. લા. રી. ૭ મ. પાનું ૬૧. તોપણુ હક્કના સવાલનો નિર્ણય કરવાને કેટલાક કામમાં રેવન્યુકોર્ટને અખત્યાર છે ૨ અ. પાનું ૫૩.

એક રૈયતે જમીનદારના ઉપર કબજા બાબત દાવો કર્યો અને તે દાવો મોરાસી પટાની રૂઈએ હતો, અને ડીપુટી કલેક્ટરે તે પટો સાચો છે એવું ઠરાવી તે કબજાના હક્ક બાબત નિર્ણય કર્યો. પછી પાછળથી તે મોરાશી પટો બનાવટનો છે એવું ઠરાવવાને તેના તે પક્ષકારો વચ્ચે દાવો થયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ડીપુટી કલેક્ટરનો સદરહુ ઠરાવ નિર્ણયકારક નથી. ૧૧ બં. લા. રી. ૪૩૪, ૧૯ વી. રી. પાનું ૩૨૨. પછી ઈકરારનામાના સાચાપણાના કારણથી સાંથના દાવામાં ઠરાવ કરવામાં આવ્યો હોય તો, તે ઠરાવ પાછળથી તેના તે પક્ષકારોની વચમાં દિવાનીકોર્ટમાં દાવો થાય તેમાં બંધનકારક નથી. ૭ બં. લા. રી. ૬૭૩, ૧૨ વી. રી. પાનું ૨૮૪, અને તેમજ સાંથના દાવામાં મુકરરી હક્કનો નિર્ણય કલેક્ટરે કરેલો હોય તો, તે નિશ્ચેકાર્ક નથી. ૧૫ બં. લા. રી. પાનું ૨૪૨. તેમજ સન ૧૮૭૩ ના આકટ ૧૮ મા પ્રમાણે વાયવ્યપ્રાંતમાં છે. ઈ. લા. રી. ૨ અ. પાનું ૪૨૮. આવા ઠરાવો પુરાવ આકટની કલમ ૧૧ અને ૧૫ મી પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક છે. જે કામમાં જમીનદાર અને સાંથેરાખનારનો સબંધ સ્પષ્ટ રીતે ઇનકાર કરવામાં આવ્યો હોય તે કામમાં એનામી તથા વ્યાજબીરાહાની જવાબદારીના સવાલનો નિર્ણય કરવાને રેવન્યુકોર્ટો મુખત્યાર નથી, એવું ઠરાવવામાં આવેલું છે. ૧૮ વી. રી. પાનું ૩૬ અને ૧૨૫.

સન ૧૮૬૯ ના આકટ ૮ મા પ્રમાણે દિવાનીકોર્ટે કરેલો ફેંસલો તેના તેજ પક્ષકારો વચ્ચે નિશ્ચેકાર્ક છે. માટે સાંથના દાવામાં કોર્ટે ઠરાવ્યું છે કે તે જમીન લાખીરાજ નથી, પણ માલની છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે હક્કની બાબતમાં આ ઠરાવ આખરનો છે. ૧૫ બં. લા. રી. પાનું ૨૫૧. અને સાંથના દાવામાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે વચ્ચમાં હરકત લેનારનો સાંથ લેવાનો હક્ક નથી, તેથી પાછળથી હક્કનો તપાસ કરવાને દાવો કરવામાં આવે તેમાં હરકત થતી નથી. ઇ. લા. રી. ૩ ક. ૭૦૫, તથા ૧૪૫, ૧ ક. લા. રી. પાનું ૩૫. તેજ પ્રમાણે अ. એ क. ઉપર જમીન બાબત દાવો કરયો, अ. ને પટેઆપનાર ब. ને પ્રતીવાદી કરવામાં આવેલો હતો, અને क. અસલ કામમાં હારયો, તેથી તેણે અપીલ કરી, તેથી તેને अ. અને ब. ને અપીલના પ્રતીવાદી કરેલા હતા, પરંતુ તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો, એવા કારણથી કે क. માલેક છે,

તેથી क. ઉપર अ. ને દાવો કરવાને તે ઠરાવથી હરકત છે. ઈ. લા. રી. ૯ ક. પાનું ૧૨૦.

કબજો છોડાવવાના દાવામાં પ્રતીવાદીએ એવી તકરાર કરી કે મારો અમુક હક્ક છે, અને તે બાબતના ઇસ્યુ વિશે તેના વિરૂદ્ધ ઠરાવ કરવામાં આવ્યો છે, માટે ફરીથી તે તકરાર ઉત્પન્ન કરી શકતો નથી. ૪ ક. લા. રી. પાનું ૫૯૯. તેમજ એક સાંથેરાખનારાએ સાંથના દાવામાં આઠ વીઘા જમીન કબજે રાખવાનો દાવો રાખ્યો, અને તેમાં ઠરાવવામાં આવ્યું કે તેનો ફક્ત ચાર વીઘા કબજે રાખવાનો હક્ક છે, તેથી તે ઠરાવ એક વખત નિર્ણય થઇ ગયાનો થાય છે. ૪ ક. લા. રી. પાનું ૧. ચડતા દરની સાંથ લેવાના દાવામાં સાંથેરાખનારે એવી તકરાર કરી કે મને નોટીસ આપવામાં આવી નથી, અને મારા પટાવાળી જે જમીન છે તે ઉપર સાંથ વધારે ઠરાવી શકાતી નથી, પરંતુ તે દાવો નોટીસની ખામીથી કાહાડી નાંખવામાં આવ્યો, અને તે હુકમનામામાં વધારે સાંથ લેવાની જવાબદારી બાબત કાંઇ કેહેવામાં આવેલું નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે પાછળના બીજા દાવામાં પ્રતીવાદી વધારે સાંથ નહી આપવાની જવાબદારી બાબત કાંઇ સવાલ ઉઠાવી શકતો નથી. ઈ. લા. રી. ૬ ક. પાનું ૩૧૯, ૭ ક. લા. રી પાનું ૨૨૭; પરંતુ સન ૧૮૬૯ ના આકટ ૮ માની કલમ ૨૭ પ્રમાણે દાવો કાહાડી નાંખવામાં આવ્યો હોય, તેથી પ્રતિબંધ થતો નથી. ૪ ક. લા. રી. ૪૪૩. अ એ ब ઉપર સાંથ લેવા દાવો કર્યો. क. એ વચ્ચમાં હરકત કરી, એવા કારણથી કે તે સાંથ લેવાનો મારો હક્ક છે; પરંતુ તે પોતાનો દાવો શાબેત કરી શક્યો નહી. તેથી ઠરાવવામાં આવ્યું કે क. પોતાનો હક્ક ઠરાવી કબજે લેવા દાવો કરે તે ચાલી શકતો નથી ઇ. લા; રી. ૩ ક; પાનુ ૧૪૫; તથા પાનું ૪૧૬; પરંતુ ચડેલી સાંથ લેવાનો દાવો કરવાથી સાંથેરાખનાર તે બંધ પાડવાને દાવો કરે તેને હરકત થતી નથ.. ૮ ક. લા. રી. પાનું ૩૯૩.

**ખુલાસો ૩.**—એક મીલકતમાં ખરીદદારે મીલકત લેવા દાવો કર્યો. તેમાં તેણે વેચાણનું સર્ટીફીકટ ફાઈલ કર્યું નહી હતું, તેથી જે રૂપમાં દાવો કરવામાં આવેલો તે રૂપમાં તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે બીજો દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૫ અ. પાનું ૫૯૫.

**આખરનો ઠરાવ, ખુલાસો. ૪.**—જ્યાં સુધી એકતરફી હુકમનામું પક્ષકારોની અરજ ઉપરથી કોર્ટ દુરસ્ત કરી શકે તેવું હોય, ત્યાં સુધી તે હુકમનામું આખરનું નથી. ૮ ક. લો. રી. પાનુ ૨૫૭, ઈ. લો. રી. ૭ ક. પાનું ૨૩. તથા વા. ૮ પાનું ૨૭૫; પણ પ્રીવીકાઉંસીલે એકતરફી સુનાવણી કરી અપીલમાં કામ પાછું મોકલેલું હોય, અને જે ઠરાવ કરવામાં આવે તે ઠરાવ કરતા પેહેલાં જે જે તકરારો ઉઠાવી શકાતી હતી, અને તેનો નિર્ણય કરી શકાતો હતો, તે તમામની બાબતમાં એક વખત નિર્ણય થયો થાય છે. ૬ ક. લા. રી. ૧૨૧. અમુક ઈસ્યુ બાબત અપીલ કરવામાં આવી હોય તેથી કોર્ટનો તે વિશે જે ફેંસલો થએલો હોય તે અપીલ ચાલતાની દરમિયાનમાં નિર્ણયકારક નથી, માટે જો અપીલકોર્ટ તે ઈસ્યુનો નીકાલ કરવાને ના પાડે અને બીજા કારણોથી કામનો નીકાલ કરે તો, તે ઈસ્યુ વિશે અસલકોર્ટનો જે ફેંસલો છે તેથી હરકત થતી નથી. ઈ. લા. રી. ૬ મું. પાનું ૧૧૦. હકૂમત વિના હુકમનામું કરવામાં આવેલૂં હોય તેના અસર વિશે. ૨૭ વી. રી. પાનું ૬૯૭. તથા ઈ. લા. રી ૮ મું. પાનું ૨૬૦ જુઓ.

**ખુલાસો ૫.**—આ ખુલાસો ફક્ત જે કામોમાં કેટલાક સખસો એકસરખા હક્કથી

દાવો રાખતા હોય તેને લાગુ થાય છે. માટે ब. એ अ. ઉપર એવો દાવો કરયો કે અમુક નીક ઉપર મારો દીવાલ બાંધવાનો હક્ક છે, એવું ઠરાવી આપો, તેમાં તેણે પોતાનો વાપરનો ભાગવટો બતાવેલો તે શાબેત કરી શકયો નહીં; તેમાં ઠરાવવામાં આવ્યું કે क. એ પોતાના ઘરબારની જમીન બાબત વાપરના ભોગવટાનો હક્ક ઠરાવવાને પાછળથી ब. ઉપર દાવો કરેલો છે તેને હરકત થતી નથી. ઈ. લા. રી. ૬ ક. પાનું ૪૯. અને આ ખુલાસાથી અમુક મીલકતના એક સહભાગીયા વિરૂદ્ધ ફેંસલો કરવામાં આવેલો હોય તેથી તે ફેંસલો બીજા સહભાગીયાઓને બંધનકાર્ક થતો નથી. ઈ. લા. રી. ૬ ક. પાનું ૩૧, ઈ. લા. રી. ૫ મું. પાનું ૪૫૬; પરંતૂ આ કલમની કલમ ૩૦ મીથી આ કાયદાની મર્યાદા બાધવામાં આવી નથી, માટે મલબાર તારવાડના કારનાવાન ઉપર હુકમનામું થએલું હોય, અને તેમાં તે તારવાડના બીજા અંગભુતો પક્ષકાર ના હોય, તોપણ તેમાં કપટ અગર સાજસ ના હોય તો, તે બીજાઓને બંધનકાર્ક છે. ઈ. લા. રી. ૨ મ. પાનું ૩૨૮. अ. એ ब. ઉપર જમીન વિશે દાવો કરયો અને હુકમનામું મળવ્યું, અને ત્યાર પછી ब. ના ભત્રીજા क. અને ड. એ પોતાના હિસ્સા લેવા अ. અને ब. ઉપર દાવો કરયો, એવું કહીને કે પ્રથમના દાવામાં સાજસ હતું, અને એવું માલમ પડેલૂં છે કે ब. તથા क. અને ड. અવિભગત હિંદુકુટંબના અંગભુતો તરીકે એકઠાં રેહતા હતા, તેમાં ઠરાવવામાં આવ્યું કે સાજસની હકીકત શાબેત થએલી નથી, તેમ પ્રથમના દાવામાં સગીરપણાની વાત કેહેવામાં આવી નથી, માટે પ્રથમના દાવામાં क. અને ड. ની તરફથી તેઓના કરતા ब. સંપુર્ણ રીતે હાજર હતો, માટે તે ફેંસલો નિશ્ચેકાર્ક છે. ઇ. લા. રી. ૫ મું. પાનું ૬૮૫. વળી ૧૪ મુ૨. પાનું ૩૭૯ જુઓ.

ગીરોરાખનારે ગીરોથી છોડાવવાના દાવામાં પોતાનો વેચાણ કરાવવાનો હક્ક સાચવવાને જો મરજી રાખી હોય તો, તેમાં મીલકત વેચાવવાનો ઠરાવ કરાવી શકત અગર કરાવવો જોઈતો હતો, તેમ છતાં તે કરાવવાને કસુર કરેલી હોય તો, આ કલમના ખુલાસા બે પ્રમાણે ફેંસલાથી તે વિશે નકારનો ઠરાવ કરેલો છે, એમ સમજવાનું છે. ઈ. લો. રી. ૧૩ મું. પાનું ૫૬૭.

એક ત્રાહીત સખસે રેલવેના કારણસર જમીન લીધેલી, તેના કંપનસેશન દાખલ ટ્રેઝરીમાં અનામત નાણાં મૂકેલાં, તેથી પક્ષકારોમાંના એકને તે નાણાં તે જમીન ઉપરના હક્કના આધારથી આપવાનું હુકમનામું કરવામાં આવેલું, તેમાં તે પક્ષકારોની વચમાં પ્રતક્ષ અને વાસ્તવિક રીતે હક્કનો ઈસ્યુ હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે હક્કની તકરાર આ કલમ પ્રમાણે નિશ્ચેકાર્ક છે. ઈ. લા. રી. ૧૨ ક. પાનું ૪૮૪

અમુક મીલકતનું ભાડુ તથા કબજો લેવાના દાવામાં હક્કનો ઇસ્યુ કાહાડીને છેવટે તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે એક વખત નિર્ણય થઇ ગયાના કારણથી બીજો દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૧૨ ક. પાનું ૫૬૩.

अ. એ અમુક મીલકત क. પાસેથી ભાડે રાખનાર તરીકે તે મીલકત સબંધી ब. ઉપર દાવો કરયો. તેમાં क ને પણ પ્રતીવાદીમાં દાખલ કરવામાં આવેલો, તેથી આ દાવાના ગુણ દોષ ઉપર ब. ના લાભમાં ફેંસલો કરવામાં આવ્યો. પછી क. એ ब. ઉપર તેજ મીલકત લેવાને દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે આ દાવો ચાલતો નથી. ઈ. લા. રી. ૧૨ ક. પાનું ૫૮૦.

એક પટાની રૂઈએ જમીનદારે સાંથેરાખનાર ઉપર દાવો કરયો હતો, તેમાં તે સાંથેરાખનારની તકરાર ઉપરથી તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ બાબતનો બીજો દાવો ચાલી શકતો નથી, કારણ કે તેઓની વચ્ચે પ્રથમ નિર્ણય થઈ ગએલો છે. ઈ. લા. રી. ૧૩ ક. પાનું ૧૭.

ઠરાવવામાં આવ્યું કે સાંથનો દાવો કાહાડી નાંખવામાં આવેલો છે તેમાં હક્કનો સવાલ હતો, માટે જમીનદાર પાસેથી ખરીદકરનારે દાવો કરેલો છે તે ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૧૫ ક. પાનું ૭૫૬ તથા ૮૦૮.

જો કે એક વિવા હાલના દાવાની માફક પોતાના ધણીની વિધવા તરીકે પ્રથમના દાવામાં પક્ષકાર હતી, તોપણ બેઉ દાવામાં જે વાસ્તવિક રીતે મુદ્દો હતો તે તદન એક બીજાથી જુદો છે, માટે હાલના દાવાને આ કલમ પ્રમાણે હરકત થતી નથી. ઈ. લા. રી. ૧૩ મું. પાનું ૨૪૨ તથા ઈ. લા. રી. ૧૬ ક પાનું ૯૮.

પ્રથમના દાવામાં એક વુઈલના તમામ ઠરાવોના બળવાનપણા વિશે નિર્ણય કરીને તમામ વીલ મંજુર રાખવામાં આવેલું, અને વશીયત કરનારની તમામ મીલકત દેવ શેવામાં અપાવેલી ને કુટંબના અંગભૂતોનો હક્ક સાચવવામાં આવેલો છે, માટે તે બાબતનો બીજો દાવો આ કલમ પ્રમાણે ચાલી શકતો નથી. ઇ. લો. રી ૧૬ ક પાનું ૧૦૩.

પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદી ઉપર દાવેદારે હુકમનામું મેળવેલું, તેમાં હાલના દાવાવાળી જમીન બાતલ કરવામાં આવી હતી. ઠરાવવામાં આવ્યું કે હાલ જે બાબતની તકરાર છે તે વિશે પ્રથમના દાવાઓમાં કાંઈ વાસ્તવિક રીતે ઈસ્યુ નહી હતો, માટે આ કલમ પ્રમાણે હાલનો દાવો ચાલવાને હરકત નથી. ઈ. લા. રી. ૧૬ ક. પાનું ૧૭૮.

બે દાવા એકઠા ચાલતા હોય અને તેમાંના એક દાવામાં એક ઈસ્યુ વિશે ઠરાવ કરવામાં આવ્યો હોય, તેથી બીજા દાવામાં કરેલા ઠરાવ ઉપર અપીલમાં આ કલમ પ્રમાણે એક વખત નિર્ણય થઈ ગયો છે એમ ગણી શકાતું નથી ઈ. લો. રી. ૧૬ ક. પાનું ૨૩૩.

કુટંબ મજીયારે હતું કિંવા નહી તેનો પ્રથમના દાવામાં પ્રતીવાદીઓની વચ્ચે નિર્ણય થએલો નથી. પરંતુ ફકત વાદી વિરૂદ્ધ થએલો છે. માટે એક વખત તેનો નિર્ણય થઈ ગયેલો છે તેવી હકીકત વાદી અને તેની તરફથી દાવો રાખનાર વિરૂદ્ધ ચાલી શકે છે. ઈ. લા. રી. ૮ અ. પાનું ૯૧.

એક હુકમનામાની બજાવણીમાં સ્થાવર મીલકત ખરીદકરનારે તે મીલકતનો કબજો લેવાને દાવો કરયો, તે દાવો કોર્ટફી આકટ (સન ૧૮૭૭ના ૭ મા) ની કલમ ૧૦ પ્રમાણે ઓછો આંક બાંધવાના કારણથી તથા ઠરાવેલી મુદતની અંદર કોર્ટ ફી આપવાને વાદી ચુકયો, તેથી કાહાડી નાંખવામાં આવેલો હતો. પછી તે ખરીદદારે બીજો દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રથમનો દાવો કાહાડી નાંખવાથી આ બીજા દાવાને એક વખત નિર્ણય થઈ ગયાની આ કલમ પ્રમાણે હરકત થતી નથી ઈ. લા. રી. ૮ અ. પાનું ૨૮૨.

પ્રથમના દાવામાં વાદીનો નવો દાવો કરવાનો કોર્ટે હકક રાખેલો નથી, માટે આ કલમ પ્રમાણે આ દાવાને હરકત છે. ઈ. લો. રી. ૯ અ. પાનું ૧૫૫.

હિંદુમાં દીકરાનો મજીયારા કુટુંબમાં પોતાના જન્મની વખતથી પોતાના હક્કથી એવો હક્ક થાય છે કે, તે પોતાના બાપના વિરૂદ્ધ તેનો અમલ કરી શકે છે; માટે આ કલમ પ્રમાણે તે પોતાના બાપના હક્કથી દાવો રાખતો નથી. ઈ. લા. રી. ૧૦ અ. પાનું ૪૧૧.

ઇ. લા. રી. ૧૧ અ. પાનું ૧૪૮ નો ઠરાવ કલમ ૧૨ નીચે છે તે જુઓ.

ફુલબેંચે ઠરાવેલું છે કે પ્રથમના દાવામાં દાવો કાહાડી નાંખ્યાનું હુકમનામું કરવામાં આવેલું, તેમાં કાંઈ અદબદ બાબત રાખવાને અથવા હુકમ કરવાને કોર્ટને અખત્યાર નહી હતો, અને તે હુકમનામા ઉપર અપીલ કરવામાં આવેલી નહી તેથી તે હુકમનામાની અંદરનો જે હુકમ કેવળ રદ બાતલ છે તેનો કાંઈ અમલ થઇ શકતો નથી, અને પ્રથમના દાવામાં હાલ જે ત્રીજા હીસ્સા બાબત દાવો કરેલો છે તેનું હુકમનામું મેળવી શકાતું હતું, સબબ તમામ બાબતનો તે કામમાં દાવો કાહાડી નાંખેલો છે, માટે આ કલમના હેતુ પ્રમાણે તે કામમાં કરેલું હુકમનામું તે ફેંસલો છે, તેથી એક વખત નિર્ણય થઈ ગયાના કારણથી આ દાવો ચાલી શકતો નથી ઈ. લા. રી ૧૧ અ. પાનું ૧૮૭.

સાદુ અને વાપર સાથેના ગીરોની વચ્ચમાં જે ભેદ છે તે ઉપર લક્ષ રાખીને ઠરાવવામાં આવ્યું છે કે, પ્રથમના કામમાં જે હુકમનામું કરવામાં આવ્યું છે તેમાં એવું ઠરાવેલું છે કે ગીરોવાળી મીલકત ગીરોથી છોડાવીને કબજે લેવાને ગીરોઆપનારે ગીરોરાખનારનું જે લેહેણું નીકળતું હોય તે આપવુ જોઈએ, માટે ગીરોરાખનારે પાછળથી જે નફો લીધેલો હોય તે બાબતનો બીજો દાવો ચાલવાને તેથી હરકત થતી નથી. ઈ. લો. રી. ૧૧ અ. પાનું ૩૮૬.

પ્રથમના દાવામાં થએલું હુકમનામું વાસ્તવિક રીતે બરોબર નથી, એવું શાબેત કરવા ઉપરથી વાદીનો અમુક જમીન લેવાનો હક્ક છે માટે તે જમીન લેતા પેહેલાં પ્રથમના દાવામાં કારનાવનો શુદ્ધ અંતઃકરણથી ચાલેલા નથી એવુ શાબેત કરવાને તેઓને બંધન નથી. ઈ. લા. રી. ૧૦ મ. પાનું ૭૯.

પ્રથમના દાવામાં જો કે વાદી તથા પ્રતીવાદીઓ એ બેઉ પક્ષકારો પ્રતીવાદીઓ હતા, તોપણ તે દાવામાં જે હક્કનો નીકાલ થએલો તે હક્ક બાબત આ કલમ પ્રમાણે બીજો દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૧૧ મ. પાનું ૨૦૪.

પાંચ ટ્રસ્ટીઓને અમુક દેવાસમ ઉપરનો જુદાજુદા ઈલમો તરફથી ઈરીમાં હક્ક આપેલો. અને તેથી તેમાંના એક ટ્રસ્ટીએ એવો દાવો કરેલો કે બીજા ત્રણ ટ્રસ્ટીઓએ અમુક મીલકત ગેરકાયદે ત્રાહીત સખસને આપેલી છે તે અપાવો તે દાવો કહાડી નાંખવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવાના હુકમનામાથી પાંચ ટ્રસ્ટી જો કે પ્રથમના દાવામાં પક્ષકાર નહી હતા તોપણ તેણે તેજ કારણસર કરેલો બીજો દાવો ચાલી શકતો નથી, કારણ કે આ કલમના પાંચમા ખુલાસાના હેતુ પ્રમાણે પ્રથમના દાવાના વાદીઓની તરફથી તે દાવો કરે છે એમ ગણવું જોઈએ. ઈ લા રી. ૧૧ મ. પાનુ ૧૯૧.

સન ૧૮૭૬ માં એક હિંદુ વિધવાએ હવે પછી અમુક દરથી દર વર્ષે ખોરાકીપોશાકી મળવાનું હુકમનામું મેળવ્યું, પરંતુ તે હુકમનામામાં તે કેઈ તારીખે લેહેણી થાય તે બતાવવામાં આવેલું નહીં હતુ. આ હુકમનામાની રૂઈએ ઠરાવેલા દર પ્રમાણે ચડેલી ખોરાકીપોશાકી લેવાને તેણીએ સન ૧૮૮૭ માં દાવો કર્યો, તેમાં ઠરાવવામાં આવ્યું છે કે આ દાવો ચાલી શકતો નથી. ઈ. લો. રી. ૧૨ મ. પાનું ૧૮૩.

બે બાબતના હક્ક ઠરાવવાને મુનસફની કોર્ટમાં દાવો કરવામાં આવેલો, તેમાં દાવાનો આંક મુનસફની નાણા સબંધીની હકુમત કરતાં વધારે બાંધવામાં આવ્યો હતો. એવી

તકરાર કરવામાં આવી છે કે મુનસફની કોર્ટમાં કરેલા હુકમનામાથી એક વખત નિર્ણય થઈ ગએલો છે. દાવાના આંક બાબત સબાર્ડીનેટ કોર્ટમાં કાંઈ હરકત લેવામાં આવી નહીં હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે એક વખત નિર્ણય થયાની તકરાર ચાલી શકતી નથી. ઇ. લા. રી. ૧૨ મ. પાનું ૨૨૩.

એક સખસે પોતાના કામને લીધે પોતાના કામને લગતી જમીન લેવાને દાવો કરેલો હોય, તે દાવો કાહાડી નાખવામાં આવ્યો હોય તો, પછી તે કામ ઉપર જે બીજો સખસ આવે, તેનો તેજ જમીન બાબત બીજો દાવો ચાલી શકતો નથી ઈ. લો. રી. ૧૨ મ. પાનું ૨૩૫.

એક દેવસ્થાનના ધર્મ કરતા ઉપર થએલા હુકમનામાની બજાવણીમાં અમુક જમીન જપ્ત કરી વેચાવવામાં આવી. તે હુકમનામાના દેણદારની જગોએ થએલા એક કાયદેસર સખસે ખરીદદાર ઉપર હાલ એવો દાવો કરયો છે કે તે લીલામ બળવાન નથી એવું ઠરાવવું જોઈએ. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદી ધર્મ કરતાપણાનો પોતાનો હક્ક એક દાવામાં તે કામ ઉપર એક બીજો સખસ દાવો રાખતો હતો તે વિરૂદ્ધ શાબેત કરી શકયો નહી હતો, પણ પ્રતિવાદી તેમાં પક્ષકાર નહી હતો, માટે તે શાબેત નહી કરી શકયાના પૂરાવ ઉપરથી આ દાવો કાહાડી નાંખવો નહીજોઇએ. ઈ. લા. રી. ૧૨ મ. પાનું ૩૧૨.

બ્રિટિશ ઈંડિયામાં ફરીયાદો કરવાને પરરાજ્યના ફેંસલા ક્યારે પ્રતિબંધન કરે.

**૧૪ પરરાજ્યનો કોઈ ફેંસલો નીચે પ્રમાણે હોય તો, તેને લીધે બ્રિટિશ ઈંડિયામાં ફરીયાદ કરવાને પ્રતિબંધ થશે નહી, એટલે:–**

**(अ) કામના ગુણદોષ તપાસીને તે ફેંસલો નહી આપ્યો હોય તો;**

**(ब) કામના કાગળ જોતાંજ એમ જણાય કે દેશ દેશના અરસ્પરસ વ્યવહારના કાયદાની (ઈન્ટર નેશનલ લાના), અથવા બ્રિટિશ ઈંડિયા માંહેના કોઈ ચાલુ કાયદાની ભુલ ભરેલી સમજથી તે ફેંસલો કરેલો છે તો,**

**(क) જે કોર્ટની રૂબરૂ તે આણયો હોય તેના અભિપ્રાયમાં એમ આવે કે, વાસ્તવિક ન્યાયથી તે ઉલટો છે તો,**

**(ड) તે કપટથી મેળવેલો હોય તો,**

**(इ) બ્રિટીશ ઈંડિયામાં ચાલતો કોઈ કાયદો તોડીને તેને આધારે કરેલો દાવો તેમાં શાબીત ઠરાવ્યો હોય તો,**

**મલિકામાઆઝમાનાં અથવા માલિકામાઆઝમાની પેહેલાં જે કોઇ ગાદીનશીન હોય તેના લેટર્સપેટંટની રૂયે સ્થાપેલી કોઈ કોર્ટ ઓફ રેકોર્ડ અથવા માલિકામાઆઝમા દર ઇજલાસે કૌંસિલના હુકમની રૂયે સ્થાપેલી કોઇ સુપ્રીમ કોન્સુલર કોર્ટ શિવાય, એશિયા અથવા આફ્રિકામાંની કોઇ પણ પરરાજ્યની કોર્ટના ફેંસલા ઉપર બ્રિટિશ હિંદુસ્થાનમાં કોઈ ફરિયાદ કરી હોય ત્યારે જે કોર્ટમાં સદરહુ ફરિયાદ કરવામાં આવી હોય તે કોર્ટને, જે કામમાં સદરહુ ફેંસલો અપાયો હોય તે કામના ગુણદોષ વિશે ચોકસી કરતાં હરકત થશે નહીં.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લાની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

હિંદુસ્થાનમાં ઈંગ્રેજી રાજ્યની અંદર થએલા હુકમનામાની રૂઈએ પરરાજ્યની કોર્ટનો ફેંસલો થએલો હોય, તેથી અસલ હુકમનામું બજાવવાને હરકત થતી નથી. ઈ. લા. રી. ૭ ક. પાનું ૮૨.

આ દેશમાં દાવો દાખલ કરવામાં આવે તે વખતે પરરાજ્યની કોર્ટમાં દાવો ચાલુ હોય તેથી કાંઈ હરકત થતી નથી. ૧ ટેલર પાનું ૪૧૮, ફક્ત નમુનાની બાબતમાં પરરાજ્યનો ફેંસલો થએલો હોય તેથી આ દેશમાં ગુણદોષ બાબતના દાવાને હરકત થતી નથી, તેમ હિંદુસ્થાનના ઈંગ્રેજી રાજ્યના દેશી ઉપરતું એકતરફી હુકમનામું થવાથી હિંદુસ્થાનના ઈંગ્રેજી રાજ્યની અંદર જે દાવાનું કારણ ઉત્પન્ન થએલું હોય તે વિશે હરકત થતી નથી. ઈ. લા. રી. ૪ મ. પાનું ૩૫૯. પરરાજ્યની કોર્ટના હુકમનામાની રૂઈએ જે હુંડી લખનાર પરરાજ્યનો રેહેવાશી થએલો ના હોય તેમ ત્યાં તેની મીલકત પણ ના હોય, અને ત્યાં અકસ્માત્ જઈ પોતાના લેહેણદારની દેવી રકમની હુંડી લખે, તેથી તેના ઉપર પરરાજ્યની કોર્ટના હુકમનામાની રૂઈએ દાવો ચાલી શકતો નથી. ઈ. લો. રી. ૧ મ. પાનું ૧૯૬

સ્ટોરીના ગ્રંથમાં એવો નિયમ છે કે પરરાજ્યના ફેંસલા બંધનકારક થવાને તે ફેંસલાથી તકરારી બાબતનો નીકાલ આખરી થવો જોઈએ, અને તેમાં ખરી રીતે ગુણદોષ ઉપરથી ન્યાય થવો જોઈએ. તે ફેંસલાની બાબતમાં એવા કારણથી હરકત લેઈ શકાય છે કે પરરાજ્યની કોર્ટને તે દાવા બાબત અગર દાવાવાળી બાબત ઉપર અગર પક્ષકારો ઉપર હકુમત નહીં હતી, અગર પ્રતીવાદીને જવાબ દેવાને સમન કરવામાં આવેલો નહીં હતો, અગર તેને જવાબ દેવાને લાગ આપવામાં આવેલો નહીં હતો: અથવા ફેંસલો કપટથી મેળવવામાં આવેલો છે. આ નિયમ કલકત્તા હાયકોર્ટે પસંદ કરેલો છે. ૧૫ વી. રી. પાનું ૫૦૦ તથા ૪ વી. રી. પાનું ૧૦૮. માહીમાં ફ્રેંચ કોર્ટમાં પ્રતીવાદીઓ ઉપર દાવો કરવામાં આવ્યો હતો, પરંતુ તેઓએ કોર્ટની હકુમત બાબત હરકત લીધી નહીં, પણ હાજર થઈ દાવાનો જવાબ આપ્યો; અને તે દાવામાં તેમના ઉપર હુકમનામું કરવામાં આવ્યું. ફ્રેંચ કોર્ટના આ હુકમનામાની રૂઈએ દાવો કરવામાં આવ્યો. તેમાં પ્રતીવાદીઓએ તકરાર કરી કે તે કોર્ટને હકુમત નહી હતી, તેમ છતાં તે ફેંસલો કરેલો છે; કારણ કે અમે ઈંગ્રેજ સરકારના મુલકમાં હમેશાં રહીએ છીએ. તેમાં મદ્રાસ હાયકોર્ટે ઠરાવ્યું છે કે પ્રતીવાદીઓએ પોતાના લાભમાં ફેંસલો કરાવવાને લાગ લીધો હતો, અને જો તે ફેંસલો પોતાના લાભમાં થયો હોત તો તમામ જવાબદારીમાંથી તેઓ બચત, માટે પાછળથી હકુમતની ખામી વિશે તકરાર વ્યાજબીરાહે કરવાને તેમને પ્રતીબંધ છે. ૮ મ. પાનું ૧૪ તથા ઈ. લો. રી. ૨ મ. પાનું ૩૩૭; પરંતુ એકાદા પક્ષકાર ઉપર પરરાજ્યની કોર્ટને હકુમત નહીં છતાં તે કોર્ટમાં દાવો કરવામાં આવે, અને તે પક્ષકાર કોર્ટની હકુમત બાબત સામી તકરાર કરે, પછી તેણે અસલકોર્ટના ફેંસલા ઉપર પોતાની તે તકરાર અપીલમાં બતાવ્યા સિવાય અપીલ કરેલી હોય તો, તે કોર્ટને તે ખુશીથી શરણ થયો એમ થતું નથી. અને તે ફેંસલાની રૂઈએ હિંદુસ્થાનમાં ઈંગ્રેજી રાજ્યની અંદર દાવો ચાલી શકતો નથી. ઇ. લા. રી. ૨ મ. પાનું ૪૦૭; અને જો કે પરરાજ્યમાં થએલા વેહેવાર ઉપરથી દેશીઓની તથા પરરાજ્યના રેહેનારાઓની વચ્ચમાં મુકરદમા ઉત્પન્ન થતા હોય તેની તપાસ કરવાને એકાદી કોર્ટને હકુમત હોય, તોપણ કોર્ટની સ્થાનીક સીમાની અંદર દાવાનું કારણ ઉત્પન્ન થએલું ના હોય, તેમ દાવો કરતી વખતે પ્રતીવાદી રેહેતો ના હોય તો, તે ફેંસલાથી હરકત થતી નથી. ઈ. લો. રી. ૪ મ. પાનું ૩૫૯.

દેશી સ્વસ્થાનની કોર્ટના ફેંસલાની રૂઈએ દાવો ચાલી શકતો નથી. તેવા ફેંસલાનો અમલ ફક્ત આ કાયદાની કલમ ૪૩૪ પ્રમાણે થઈ શકે છે. ઈં. લા. રી. ૬ મું. ૨૫૨.

પરરાજ્યના કાયદા વિરૂદ્ધ ફોજદારી ગુન્હાનું સમાધાન કરેચા બાબતના કરારોના અસર વિશે. ૪ મ. પાનું ૧૪ જુઓ. પરરાજ્યમાં કામ ચલાવવાની રીતી અગર મુદતની બાબતમાં ગેરસીરસ્તે થએલું હોય તે વિશે. ઈં. લા. રી. ૨ મ. પાનું ૪૦૦ જુઓ.

---

## બાબ ૨ જો.

## ફરિયાદ કરવાનાં ઠેકાણા વિશે.

---

કઈ કોર્ટમાં ફરીયાદ કરવીતે. **૧૫. પ્રત્યેક ફરિયાદ, તેમો ઇન્સાફ કરવાનો સઉથી નીચેના દરજ્જાની જે કોર્ટને અખ્તીયાર હોય, તે કોર્ટમાં કરવી.**

**ટીકા**—આ કલમ અસલ સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૬ હતી તેવી છે. આ કલમ હાયકોર્ટને તેમજ જીલ્લા અકંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

**નીચામાં નીચા દરજ્જાની મુખત્યાર કોર્ટ**—વાદી જે દાવો કરે તેના આંક ઉપરથી અગર દાવાવાળી બાબત ઉપરથી પ્રથમ દર્શનીક રીતે હકુમતનો નિર્ણય થાય છે. ઈં. લા. રી. ૮ મું. પાનું ૩૧. સ્ટાંપ ફીની બાબતમાં જુદો નિયમ લાગુ ઈં. ઇ. લા. રી. ૮ ક. પાનું ૭૬૭. અને ઈં. લા. રી. ૪ મું. પાનું ૫૧૫.

લેટર્સપેટંટની કલમ ૧૨ મીથી કલકત્તાની હાયકોર્ટને જે કામમાં લેહેણું, નુકશાન અગર મીલકતની કીંમતનો દાવો રૂ ૧૦૦) કરતાં વધારે ના હોય તો, તે કામમાં હકુમત નથી. અને ઠરાવવામાં આવ્યું છે કે દાવો શુદ્ધ અંતઃકર્ણના પ્રકારનો છે, તેથી હકુમતનો નિર્ણય થાય છે, અને હુકમનામાથી હકુમતનો નિર્ણય થતો નથી. એક સખસે શુદ્ધ અંતઃકરણથી રૂ. ૮૪૩) નુકશાનના લેવાને હાયકોર્ટમાં દાવો કરયો, પરંતુ ખામી ભરેલા પુરાવનેલીધે રૂ. ૭૫) કરતાં વધારે રકમ મેળવી શકયો નહીં, તેમાં ઠરાવવામાં આવ્યું કે હાયકોર્ટને હકુમત હતી. ૧ હાઈડ પાનું ૨૭૨; પરંતુ આવા કામમાં જે રકમ વસુલ કરી શકાતી ના હોય તે રકમનો દાવો વધારી કોઈ સખસ કોર્ટની હકુગતમાં દાવો લાવી શકતો નથી, પરંતુ તેવી રકમ દાવો હકુમતમાં લાવવાને વધારવામાં આવેલી તેથી તેને તે કોર્ટની હકુમત મળતી નથી. ૧૯. વી. રી. પાનું ૨૦, અગર દાવાનો આંક વધારે બાંધવાથી જે કોર્ટમાં દાવો કરવામાં આવેલો હોય તે કોર્ટની હકુમત જતી નથી, પણ તે વધારેનો આંક શુદ્ધ અંતઃકર્ણથી બાંધેલો જોઇએ, અને તેથી અપીલકોર્ટની હકુમતમાં ફેરફાર થાય, એવું નહીં જોઈએ. ઈં. લા. રી. ૫ ક. પાનું ૧૮૮. તથા ઈં. લા. રી. ૭ મું. પાનું. ૪૪૮.

દાવો ચાલ્યા પછી દરેક વખતે કોર્ટોની હકુમત જે નક્કી કરવામાં આવે છે, તે અસલ દાવાના પૈશા બાબતના આંક ઉપર આધાર રાખીને કરવામાં આવે છે, અને જે બાબતની તકરાર હોય તે બાબતની કીંમત ઉપરથી તે નક્કી થતી નથી. ૧૮ વી. રી. પાનું ૨૬૨. સબબ એકાદા સખસે દરમાસે રૂ. ૫૦૦) ના હફતાથી વસુલ આપવાના ખતની રૂઈએ એક હફતો લેવાને દાવો કરવામાં આવ્યો. પરંતુ તે ખતમાં રૂ. ૫૦૦૦૦)ની

ગુન્હેગારી ઠરાવવામાં આવેલી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવો કલકત્તાની સ્માલ કાજકોર્ટમાં ચાલી શકે છે. ગ્યારસપર પાનું ૧૪૫. અમૂક જમીનની કીંમત જો કે વધારે છે તોપણ તે જમીન ઉપર રૂ. ૧૦૦૦) કરતાં વધારેની જવાબદારી રાખવામાં આવેલી નથી, અને તે જમીન મુનસફની હકુમતની અંદર છે. માટે રૂ. ૧૦૦૦) નો દાવો સાંભળવાને મુનસફને હકુમત છે, ઈ. લા. રી. ૨ અ. પાનું ૬૯૮. તથા પાનું ૭૭૮. તથા બા. ૩ પાનું ૮૨૨. તોપણ ઇ. લો. રી. ૮ મ. પાનું ૩૩૮ જુઓ.

જીલ્લાની અંદર કોપીરાઈટ તોડચાના તમામ દાવા જીલ્લા જડજની કોર્ટમાં થવા જોઇએ, ક. લો. રી. વા. ૭ પાનું ૪૭૧.

**દાવાનો આંક**—સન ૧૮૭૧ ના આકટ ૬ ઠ્ઠાની કલમ ૧૯ અને ૨૦ થી જીલ્લાજડજો તથા સબાર્ડીનેટજડજોને સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૬ જે આ કલમના જેવી હતી તેની શરતોની સાથે તમામ અસલ દાવા સાંભળવાને હકુમત આપવામાં આવેલી છે, અને મુનસફને રૂ. ૧૦૦૦) સુધીની તકરાર સાંભળવાને હકુમત આપેલી છે, અને કલમ ૨૨ પ્રમાણે રૂ. ૫૦૦૦) સુધીની અપીલ સાંભળવાને જીલ્લા જડજને અખત્યાર આપેલો છે. સ્ટાંપના કારણસર દાવાનો આંક અને કોર્ટની હકુમતનો નિર્ણય કરવાને દાવાનો આંક ઠરાવવો તે બે જુદા જુદા છે. માટે સ્ટાંપના કારણસર રૂ. ૫૦૦૦) કરતાં દાવાનો આંક ઓછો બાંધેલો હોય અને જીલ્લા જડજે પક્ષકારોની કબુલત સાથે પેહેલી અપીલ સાંભળેલી હોય, તોપણ રૂ. ૫૦૦૦) કરતાં વધારે કીંમતની મીલકતનું હુકમનામું હોય, અને તે વિરૂદ્ધ જીલ્લાજડજને અપીલ કરવામાં આવેલી હોય તો, તે સ્પેશીયલ અપીલમાં રૈદ થઇ શકે છે. ૪ ક. લા. રી. પાનું ૪૯૧.

**દાવાનો આંક વધારે બાંધવો**—વધારાના આંકની બાબતમાં આ કલમમાં ફકત કામ ચલાવવાની રીતી બતાવેલી છે, અને તેથી કોર્ટોના રીવાજને નિયમમાં રાખવામાં આવેલો છે, પરંતુ જે હકુમત કોર્ટને બીજી રીતે હોય તે હકુમતમાંથી કોઈ કોર્ટ બાતલ થતી નથી. માટે આ કલમના વિરૂદ્ધ એક સબાર્ડીનેટ જડજે દાવો સાંભળ્યો. તેમાં હાયકોર્ટે ઠરાવ્યું કે તે ફકત ગેરસીરસ્તે થએલું છે, કારણ કે તેથી અપીલવાળાને કાંઈ હરકત થએલી નથી. માટે કઈ કોર્ટમાં તે દાવો કરવો જોઇતો હતો તેનો નિર્ણય કરવાને દાવાના આંકનો સવાલ જોવાને કોર્ટે ના પાડી. ૨૨ વી. રી. પાનું ૩૦૧. તેમજ પેહેલી અપીલકોર્ટે દાવાનો આંક રૂ. ૧૦૦૦) કરતાં ઓછી રકમનો છે તે કારણથી દાવો કાહાડી નાંખેલો. કારણ કે તે દાવો મુનસફની કોર્ટમાં કરવો જોઇતો હતો, અને સબાર્ડીનેટ જડજે તેનો તપાસ કરેલો છે; તે હકુમત વિના કરેલો છે. તેમાં હાયકોર્ટે ઠરાવ્યું કે સન ૧૮૭૧ ના આકટ ૬ ઠાની કલમ ૧૯ પ્રમાણે સબાર્ડીનેટ જડજને હરકોઈ કીમતનો દાવો તપાસવાને અખત્યાર છે, અને તે દાવો રૂ. ૧૦૦૦) કરતાં ઓછી રકમનો છે, એવું તેમણે માલમ પડવાથી તે મુનસફ તરફ મોકલવો જોઈતો હતો. તોપણ તેમણે તે દાવાનો તપાસ કરેલો છે તો, તેથી સ્પેશીયલ અપીલમાં કાંઈ ભૂલનું કારણ બનતું નથી, ૨૫ વી. રી. પાનું ૨૧૯. તેવીજ રીતે સબાર્ડીનેટ જડજે રૂ. ૧૦૦૦) થી ઓછી રકમનો દાવો મુનસફ કોર્ટમાં તપાસવા લાયક હતો, તેમ છતાં તેમાં હુકમનામું કરેલું તેથી તે દાવો કાહાડી નાંખવાને કારણ નથી; પરંતુ ઊતરતા દરજ્જાની કોર્ટમાં વાદીએ દાવો કર્યો હોત, અને જે ખર્ચ તેને મળત તે કરતાં વધારે ખર્ચ મળવાનો તેનો હક નથી. ૨૪ વી. રી. પાનું ૧૩૭, ઈ. લો. રી. ૬ ક. ૬. તથા ઈ. લો. રી. ૭ અ. પાનું ૨૩૦.

**દાવાનો આંક ઓછો બાંધવો**—પરંતુ જો દાવાનો આંક ઓછો બાંધવામાં આવેલો હોય, અને તે દાવો અયોગ્ય કોર્ટમાં કરવામાં આવેલો ના હોય તો જુદી રીતે છે. ૨૨ વી. રી. પાનું ૩૦૧. પરંતુ તે વિશે હરકત લેનારને વ્યાજબીરાહે પ્રતીબંધ થયો હોય, અગર તે હરકત લેવાને તેને ઢીલ કરેલી હોય તો તેમ નથી. વાદીએ નાદારીમાં દાવો કરવાને સબાર્ડીનેટ જડજને અરજ કરી, તેમાં એવી તકરાર કરવામાં આવી કે દાવાનો આંક વધારે બાંધવામાં આવેલો છે, અને સબાર્ડીનેટ જડજે પણ ઠરાવ્યું કે તે વધારે બાંધેલો છે. તેથી તે અરજ તેમણે સાંભળી નહીં. પછી તેણે મુનસફની રૂબરૂ હુકમનામું મેળવ્યું, અને તે ઉપર પ્રતીવાદીએ અપીલ કરતાં દાવાના આંકની હરકત લીધી, તેથી તે દાવો મુનસફને સાંભળવા લાયક નહીં હતો તે કારણથી કાહાડી નાંખવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ઠરાવ ખોટો છે, કારણ કે તેણે સામી તકરાર કરવા ઉપરથીજ અસલ અરજી નામંજુર કરવામાં આવેલી હતી. માટે તે ફરીને મુનસફની હકુમત વિશે તકરાર કરી શકતો નથી. ૨૨ વી. રી. પાનું ૧૨૦. વાદીનો દાવો મુનસફે પોતાની હકુમત ઉપરાંતનો ઠરાવી કાહાડી નાંખેલો, તેથી તે ઉપર તેણે અપીલ કરી, અને અપીલકોર્ટે મુનસફનો ઠરાવ ફેરાવ્યો, અને તે દાવાનો તપાસ કરવાને મુનસફને હુકમ કર્યો. મુનસફે તપાસ કરી તે દાવો કાહાડી નાંખ્યો. પરંતુ અપીલમાં વાદીએ હુકમનામું મેળવ્યું. સ્પેશીયલ અપીલમાં પ્રતીવાદીએ ફરીથી તે સવાલ ઉઠાવ્યો. પરંતુ એવું ઠરાવવામાં આવ્યું કે તેનો તે હક્ક નથી. કોર્ટે ઠરાવ્યું કે હકુમત બાબતની હરકત મુકરદમામાં આ વખતે લેઈ શકાતી નથી, તેથી તા. ૧૪ મી જુન સન ૧૮૭૨ ના રોજ હુકમ કરવામાં આવ્યો છે તે હુકમ ઉપર સ્પેશીયલ અપીલ કરી વાદીને અહીયાં આવવાનો હક્ક હતો. આ હકુમતના સવાલને કામના ગુણદોષ સાથે કાંઈ સબંધ નથી, અને દાવો કેવા રૂપમાં કરવો જોઈએ તે સાથે ફક્ત તેનો સબંધ છે. ૨૨ વી. રી. પાનું ૧૦૧.

**સ્માલકાજકોર્ટ**—જ્યારે સન ૧૮૭૧ ના આકટ છઠા પ્રમાણે મુનસફને રૂ. ૫૦) સુધીનો અખત્યાર આપવામાં આવેલો હોય, અને ત્યાં સન ૧૮૬૫ ના આકટ ૧૧ મા પ્રમાણે રૂ. ૫૦૦ ) ની હકુમત સાથેની સ્માલકાજકોર્ટ હોય તો, જો દાવો રૂ ૫૦ ) ઉપરનો ના હોય તો, તે મુનસફનીકોર્ટમાં કરવો જોઈએ. ૨૨ વી. રી પાનું ૪૫૭.

**કોર્ટ બંધ થઇ**—સન ૧૮૭૭ ના મુદતના આકટની કલમ ૫ પ્રમાણે કોઈ દાવાની, અપીલની, અથવા અરજીની, મુદત જે દીવશે કોર્ટ બંધ હોય તે દીવશે પૂરી થાય તો, તે દાવો, અપીલ, અગર અરજી જે દીવશે કોર્ટ ફરીથી ખુલે તે દીવશે દાખલ થઈ શકે છે.

**સ્માલકાજ કોર્ટોની હકુમત**—જે પ્રકારની દાદ માગવામાં આવી હોય, તેથી કોર્ટની હકુમત નક્કી થાય છે, અને દાવાના જવાબના પ્રકારથી અથવા પૂરાવ ઉપરથી નક્કી થતી નથી, અને વાદીને જે દાદ મળવાનો હક્ક ના હોય તે દાદ અમુક દાદ નહી તો તે મળવી જોઈએ, એમ માગવાથી કોર્ટની હકુમત જતી નથી. ૧ બં. લા. રી. પાનું ૮૧. પ્રતીવાદીઓ અમુક જમીન ઉપરનો હક્ક વેચાવે નહી તેથી વાદીએ નાણાં આપેલાં તે નાણાં લેવાનો દાવો સાંભળવાને સ્માલકાજકોર્ટને હકુમત છે. ઈ. લા. રી. ૪ ક. પાનું ૫૮૫, ૩ ક. લા. રી. પાનું ૧૭૭, અથવા ગુમાસ્તાએ ભાડું વસુલ કરેલું તે કરતાં ખર્ચ વધારે થએલું તે બાબત દાવો કરેલો હોય, પછી તેમાં પ્રતીવાદીએ જે પ્રકારનો જવાબ આપેલો હોય તે પ્રકાર ઉપરથી "મહાલ" નો હિસાબ તપાસવાની જરૂર થાય, તોપણ તે

સાંભળવાને સ્માલકાજકોર્ટને હકુમત છે; ૭ વી. રી. પાનું ૪૨૨, પછી હકુમત ઉપરાંતની રકમોની તપાસ કરવાની જરૂર પડે તોપણ હિસાબની બાકીનો દાવો સાંભળવાને હકુમત છે. ૪ મું. પાનું ૧૩૩, અગર ખત કોર્ટની હકુમત ઉપરાંતનું હોય, પણ તે ખતની રૂઈએ લેવાનો દાવો કોર્ટની હકુમતની અંદર હોય તો, તે સાંભળવાની હકુમત છે. વી. રી. વા. ૬ રેફરન્સ પાનું ૬, અથવા બાકી લેહેણી કોર્ટની હકુમત ઉપરાંતની હોય પણ વસુલ આપવાથી બાકી રહેલું લેહેણું કોર્ટની હકુમતની અંદર હોય તો, તે બાબત દાવો સાંભળવાની હકુમત છે. ગ્યાસ્પર. ૧૭; અગર પ્રતીવાદીના જવાબ ઉપરથી અસાઈનમેંટની રૂઈએ આપેલી રકમ નક્કી કરવાની જરૂર હોય તોપણ હકુમત છે. ૯ વી. રી. રેફરન્સ પાનું ૧૯, અગર સાથના બદલે દાણા આપવાના હોય તેમાં અવલથી આખર સુધી તમામ રકમ હકુમત ઉપરાંતની હોય, તોપણ લેહેણા થયેલા દાણા બાબત દાવો ચાલી શકે છે. ૨ મ. પાનું ૪૪૦. ઈં. લા, રી. ૩ અ. પાનું ૩૭, અગર હકુમત ઉપરાંતની રકમનો અસલ કરાર હોય તોપણ માલ ફરીથી વેચવાથી જે નુકશાન થએલું હોય તે બાબતનો દાવો સાંભળવાને કોર્ટને હકુમત છે. ૩ મ. પાનું ૧૭૦, અથવા ગીરોખતની રૂઈએ નાણાં લેવાનો દાવો ચાલી શકે છે. ૧૨ વી. રી. પાનું ૩૬૭, પછી વસુલ આપવાને કસુર કરવામાં આવે તો, ગીરોથી છોડાવવાનો હક્ક બંધ પડી વેચાણ થવાની દાદ વાદીએ માગી હોય તેની ચીંતા નહીં. ૧ બં. લા. રી. પાનું ૨૭. પરંતુ તે સ્થાવર મીલકતથી લેહેણું પ્રથમ લેવાને માગેલું હોવું નહી જોઈએ. ૨ મું. પાનું ૧, અગર બાપે લખી આપેલા ખતની રૂઈએ દીકરા ( હિંદુઓ ) ઉપરનો દાવો સાંભળી શકે છે. ઈં. લા. રી. ૪ મ. પાનું ૨૩૬. અગર નુકશાની લેવા અથવા પોલાણ પુરાવાનો હુકમ થવાને માગેલું હોય, પણ પાછળની માગેલી દાદનું કાંઈ કારણ ના હોય તો તે સાંભળી શકે છે. ૧૦ વી. રી. પાનું ૧૩૦, ૧ બં. લા. રી. ૯૧, અગર જ્યારે પ્રતીવાદીએ ખરીદ કરવાની તકરાર કરી હોય અને વાદીએ જવાબ આપ્યો હોય કે હિંદુ વીધવાએ જરૂર વિના વેચાણ કરેલું છે, પણ દીવાલ ભાગી નાંખવાથી નુકશાનીનો દાવો હોય તો તે સાંભળવાને હકુમત છે, ૧૩ વી. રી. પાનું ૧૦૫.

મદ્રાસમાં જુદો નિયમ ચાલુ છે, અને જડજને વ્યાજબીરાહે એમ માલુમ પડે કે હક્કનો શુદ્ધ અંતઃકરણથી સવાલ ઉત્પન્ન થયો છે, પણ તે મારી હકુમતની અંદર નથી તો, તે દાવો કાહાડી નાખવાને બંધાએલો છે. ૪ મ. પાનું ૧૮૪; પરંતુ ઈં. લા. રી. ૩ મ. પાનું ૧૨૭ જુઓ.

તેમજ ભાડુ લેવાના દાવામાં પ્રતીવાદીએ એવી તકરાર કરી કે ભાડાનો કગર થયો ત્યાર પછી જમીન ઉપરનો વાદીનો હક્ક બીજાને મળેલો છે, તો તે દાવો હકુમતની ખામીને લીધે કાહાડી નાંખવો જોઈએ. ૫ મ. પાનું ૬૪. (પરંતુ પુરાવ આકટ સન ૧૮૭૨ નો ૧ લો છે તેની કલમ ૧૧૬ નો ઠરાવ આ ફેંસલાથી વિરૂદ્ધ જણાય છે, તે જોઈ લક્ષમાં લેવા લાયક છે.)

કાયદા વિરૂદ્ધ રીતીએ કરસણ ખશેડવાથી થએલી નુકશાનીનો દાવો સ્માલકાજકોર્ટને સાંભળવાને હકુમત છે. ૩ અ. પાનું ૧૦૧, ૮ વી. રી. પાનું ૩૩૬. અમુક મીલકતમાંથી જે નાણાં વાદીને આપવાના બંધન સાથે વસુલ કરવામાં આવેલાં હોય તે લેવાનો દાવો સ્માલકાજકોર્ટ સાંભળી શકે છે. ૨૨ વી. રી. પાનું ૨૯૨, તેમજ ઝાડનો નાશ કર્યો હોય તો ઝાડની કીંમત લેવાને અથવા તળાવમાંથી માંછલાં લીધાં હોય તેની કીંમત લેવાનો દાવો તે કોર્ટ સાંભળી શકે છે. ૫ અ. પાનું ૨૪, અગર કપટથી ખોટું સમજાવી નાણાં લીધાં

હોય તે લેવાનો દાવો તે સાંભળી શકે છે. ૮ વી. રી. પાનું ૧૨૮; અગર હુકમનામા ઉપરથી વસુલ આપવામાં આવેલું હોય તેમ છતાં હુકમનામાવાળો કપટથી તે વસુલ કોર્ટમાં નોંધાવવાને કસુર કરે, તેથી થએલી નુકશાનીનો દાવો તે સાંભળી શકે છે. ૯ વી. રી. પાનું ૨૧૦ (આ ફેંસલો વિચારમાં લેતાં આ કાયદાની કલમ ૨૫૭ અથવા ૨૫૮ મી લક્ષમાં લેવાની છે), તેમજ જમીન ઉપરનો હક્ક પુર્ણ કરવાને તે વેચનાર કસુર કરે તો નુકશાની તરીકે આપેલી કીંમત લેવાનો દાવો તે સાંભળી શકે છે. ૯ વી. રી. પાનું ૪૯૮, અગર ખાસ કરારની રૂઈએ ખોરાકી પોષાકીનો દાવો તે સાંભળી શકે છે. ૫ મ. પાનું ૪૩૨, અને ઈ. લા. રી. ૨ મું. પાનું ૬૨૪ તથા ૬૩૨, અગર જે સખસ જમીન છોડવાને અગર ભાડુ આપવાને ના પાડે તેની પાસેથી નુકશાની લેવાને દાવો ચાલી શકે છે. ૧૭ વી. રી. પાનું ૬૯; પરંતુ ઇ. લા. રી. ૬ મું. પાનું ૭૯ જુઓ. (તેમજ સ્માલકાજકોર્ટ આકટ સન ૧૮૮૭ ના ૯ માના પરીશીષ્ટ ૨ જાની કલમ ૧૫ જુઓ), અગર આબરૂને હરકત કરવાથી ખરી રીતે નાણાનું નુકશાન થએલું હોય તો, તે લેવાનો દાવો ચાલી શકે છે. ૧૩ વી. રી. પાનું ૪૩૪, અગર કોપીરાઈટ આકટ પ્રમાણે નુકશાની લેવાનો દાવો તે સાંભળી શકે છે. ગ્યાસ્પર ૧૮૫, અગર ઝાડનાં ફળ અથવા તે બદલ નુકશાન બાબતનો દાવો ચાલી શકે છે. ઈ લા. રી. ૩ અ. પાનું ૧૬૮. અગર દ્વેષથી ફોજદારી ફરીયાદ કર્યાથી નુકશાનનો દાવો સાંભળી શકે છે. ઈ. લા. રી. ૩ અ. પાનું ૭૪૭. પરંતુ સન ૧૮૮૭ નો આકટ ૯ મો સ્માલકાજકોર્ટ સબંધી છે, તેના પરીશીષ્ટ ૨, જાની કલમ ૧૫ જુઓ અગર ગેરકાયદે કર લીધા બાબતનો દાવો તે સાંભળી શકે છે ૧૦ મુ. પાનું ૩૦૬, અગર મામલતદારના હુકમની રૂઈએ ભાડુ લેવાનો દાવો તે સાંભળી શકે છે. ઈ. લા. રી. ૮ મું. પાનું ૩૮૮, અથવા નુકશાની તરીકેના દાવા પણ તે સાંભળી શકે છે. ઈ. લા. રી. ૪ અ. પાનું ૧૯.

જાતને ઇજા થવાથી ખરી રીતે નાણા સબંધી નૂકશાન થએલું હોય, તે લેવા જે સખસ દાવો કરે, તેમાં જે નુકશાનીનો દાવો સ્માલકાજકોર્ટને સાંભળવાને હકુમત નથી તે નુકશાનનો દાવો સામેલ કરવાનો તે સખસનો હક્ક છે. ૧૯ વી. રી. પાનું ૩૯૫, ૧૩ વી. રી. પાનું ૪૩૪.

એક હોડીનો હિસ્સો લેવાને સ્માલકાજકોર્ટ દાવો સાંભળી શકે છે. ૨૧ વી. રી. પાનું ૪૧૩, અગર જપ્તીના હુકમથી જંગમ મીલકત તેના માલેકના કબજામાંથી ગએલી હોય તો તે મીલકત લેવાને દાવો સાંભળવાને તે કોર્ટને હકુમત છે. ૫ મ. પાનું ૧૯૧, ૩ અ. પા. ૧૫૫, ઈ. લા. રી. ૭ ક. પાનું ૬૦૮, અગર ઘરથી જુદું પડેલું છાપરૂં લેવાનો દાવો તે સાંભળી શકે છે. ૧૫ વી. રી. પાનું ૪૫૯. બે મજીયારા ભાગીદારોમાંનો એક જો બીજાની કબુલત વિના મજીયારી મીલકત વેચે તો, તે બીજો ભાગીદાર તે ખરીદદાર ઉપર પોતાના હિસ્સાની કીંમત લેવાને સ્માલકાજકોર્ટમાં દાવો કરી શકે છે. ૨ વી. રી. પાનું ૩૭. એજંટની પાસે જે હિસાબ આપ્યા વિનાની બાકી રહેલી હોય તે લેવાનો દાવો સ્માલકાજકોર્ટ સાંભળી શકે છે. ૨૦ વી. રી. પાનું ૪, અગર વાદીના હક્કનાં ત્રીજા સખસ પાસે નાણાં હોય તે લેવાનો દાવો પણ તે કોર્ટ સાંભળી શકે છે. ૧૮ વી. રી. પાનું ૧૦૪ અને ૩ બં. લા. રી. પાનું ૯૬; અગર હુકમનામું પતાવવામાં નાણા ઉપયોગમાં લેવાને આપેલાં હોય, પરંતુ હુકમનામાવાળાએ તેવી રીતે તે નાણાનો ઉપયોગ કરેલો ના હોય તો, તે નાણાં લેવાનો દાવો તે કોર્ટ સાંભળી શકે છે. ૨ વી. રી. રેફરન્સ પાનું ૫, અગર યોગ્ય હિસ્સા કરતાં નાણાં વધારે આપવામાં આવેલાં તે લેવાનો દાવો તે સાંભળી શકે છે. ૨ વી. રી. પાનું ૧૩૪ (પરંતુ ૭ વી. રી.

પાનું ૩૭૭ જુઓ ), અગર દરમિયાન ઉપજ લેવાનો દાવો તે કોર્ટ સાંભળી શકે છે. ૮ મું. પાનું ૯૬, અગર લવાદનો ઠરાવ ફાઈલ કરવાનો દાવો પણ તે કોર્ટ સાભળી શકે છે. ૧૦ મું. પાનું ૫૪, ૧૦ વી રી. પાનું ૮૫, અગર યુરોપીયન ઈંગ્રેજી રૈયતને અપકૃત્ય કર્યા બાબતનો દાવો તે કોર્ટ સાભળી શકે છે. ૧૪ વી. રી. પાનું ૪૨૮. બજાવણીમાં થએલા લીલામમાંથી ઉપજેલી રકમમાંથી હિસ્સો લેવાને એક સહહુકમનામાવાળો દાવો કરે તો તે દાવો તે કોર્ટ સાભળી શકે છે. ઈ. લા. રી. ૩ અ. પાનું ૫૯; પરંતુ જો તે દાવામાં ભાગીદારીના હિસાબનો સવાલ હોય તો, તે દાવો તે કોર્ટ સાભળી શકતી નથી. ઈ. લા રી. ૬ ક. પાનું ૫૫૧.

પરરાજ્યના ફેંસલા ઉપરથી સ્માલકાજકોર્ટ દાવો સાંભળી શકતા નથી, ઈ. લા. રી. ૬ મ. પાનું ૧૯૧. મીલકત જેઓના હવાલામાં હોય તેઓએ બચેલી મીલકત છોડી દીધેલી હોય, તોપણ વાંહાણમાં તે મીલકત બચાવવાને ઈનામ દાખલ આપવાનો દાવો ચાલી શકતો નથી. ૯ વી. રી પાનું ૨૫૨; તેમ હુકમનામાના દેણદારની મીલકત છે એવો હક્ક ઠરાવી તે વેચાવવા બાબતનો દાવો ચાલી શકતો નથી. ઈ. લા રી. ૭ ક. પાનું ૬૦૮, ૩ અ. ૧૫૬, ૧૦ વી. રી. ૧૪૧, ૩ અ. ૧૫૫, ૧૩ વી. રી ૯૯, ૬ મું ૨૭: અગર હક્કનું હુકમનામું ઠરાવવાનો દાવો ચાલી શકતો નથી. ઈ લા. રી. ૮ ક. પાનું ૩૯૯ ( પરંતુ બજાવણીમાં જપ્ત કરેલી જંગમ મીલકતમાં વાદીનો હક્ક ઠરાવવાનો ત્રીજા પક્ષકાર ઉપરનો દાવો તે કોર્ટમાં ચાલી શકે છે. ૫ મ. ૧૯૧, ઈ. લા. રી. ૮ ક પાનું ૩૯૯); તેમ ખતની રૂઈએ નાણું લેવાનો અને ગીરોવાળી મીલકત ઉપર વાદીનો હક્ક સબંધ છે, એવું ઠરાવવાનો દાવો ચાલી શકતો નથી. ૬ બં. લા. રી. પાનું ૩૯, તેમ ગીરોની રૂઈએ કેટલું લેહેણું છે તે નક્કી કરી તે વસુલ કરવાને મીલકત ઉપયોગમાં લેવાનો દાવો ચાલી શકતો નથી ૯ વી. રી. પાનું ૧૩૬, તેમ જે રકમ દેવી નક્કી કરવામાં આવી હોય તે વસુલ આપી ગીરોવાળી મીલકત લેવાનો દાવો ચાલી શકતો નથી. ૧૬ વી. રી. પાનું ૫૮; તેમ પોતાનો જાતીકો વારસ તરીકેનો હક્ક ઠરાવી છેવટની દાદ અપાવવાનો દાવો પણ તે કોર્ટમાં એટલે સ્માલકાઝકોર્ટમાં સાંભળી શકાતો નથી. ૩ અ. પાનું ૧૦૫; તેમ વશીયત કર્યા વિનાની મીલકતમાંથી હિસ્સો લેવાનો દાવો તે સાંભળી શકતા નથી. ૧૭ વી. રી પાનુ ૪૬ તથા ૫૨૦; તેમ ઉભું ઝાડ લેવાનો દાવો તે સાંભળી શકતા નથી. ૩ મ. પાનું ૨૩૭; તેમ સ્થાવર મીલકત ઉપરના હક્કનો દાવો ચાલી શકતો નથી, એટલે કે વંશપરંપરાના કામ સબંધીનો દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૬ મું. પાનું ૫૧૨; તેમ હુકમનામાની રૂઈએ ઉભાં ઝુંપડાં ખરીદ કરેલાં હોય તેનો દાવો ચાલી શકતો નથી. ૧૦ વી. રી. પાનું ૨૫૮; તેમ ચડેલી સાંથ બદલ વાદીની જમીન વેચાતાં અટકાવવાને નાણું આપવામાં આવેલાં હોય, અને વાદી કહેતો હોય કે મારે કાંઈ સાંથ દેવી નહીં હતી, તેથી તે આપેલાં નાણાં લેવાનો દાવો સ્માલકાજકોર્ટમાં ચાલી શકતો નથી ૫ મ. પાનું ૧૭૯; તેમ આબરૂ ઉપર હુમલો કરવાથી નાણાનું નુકશાન થએલું ના હોય તો તે બાબતનો દાવો તે કોર્ટમાં ચાલી શકતો નથી. ૧૩. વી. રી. પાનું ૧૧૮, અગર નાણાં સબંધી નુકશાન થએલું છે એવી તકરાર કરવામાં આવી ના હોય, તો તેવો દાવો પણ ચાલી શકતો નથી. ૭ વી. રી. પાનું ૭. તેમ જુઠી ફરીયાદથી નુકશાનીનો દાવો પણ ચાલી શકતો નથી. ૧૦ વી. રી. પાનું ૧૧૫; પણ જ્યારે ખાસ રીતે તેથી નાણાનું નુકશાન થએલું હોય તો તે બાબતનો દાવો ચાલી શકે છે. ૨ મ. પાનું ૨૫૪. તથા ઈ. લા. રી. ૫ ક. પાનું ૯૨૫

તેમ જ્યાં કોર્ટ આફ રીકવેસ્ટ ના હોય ત્યાંની લશ્કરી છાવણીમાં લશ્કરી અમલદાર ઉપર દાવો ચાલી શકતો નથી. ૨ મ. પાનું ૪૩૯, પછી સોલજર હોય તેજ કારણથી દાવો ચાલવાને હરકત થતી નથી ૬ મ પાનું ૮૩. જે કામમાં કરારની રૂઈએ નાણાં આપવાનું બંધન ના હોય, પરંતુ ખોરાકી પોશાકીના કામમાં જેમ કુટુંબનો નિયમ નાણાં આપવાનો હોય છે, તો તેવો દાવો પણ ચાલતો નથી. ઈ. લા. રી ૭ મું. પાનું ૫૩૭; તેમ કોર્ટના હુકમથી નાણાં આપવામાં આવેલાં હોય તો તે લેવાનો દાવો તે કોર્ટમાં ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૫ ક. પાનુ ૪૯૪; તેવીજ રીતે બ. નું દેવું છતાં અ. ભૂલથી નાણાં આપે તો તે લેવાનો દાવો તે કોર્ટમા ચાલી શકતો નથી. ૨૫ વી. રી. પાનું ૭૩. આ ઠરાવથી મદ્રાસમાં વિરૂદ્ધ ઠરાવ છે ૫ મ પાનુ ૨૦૦ તથા પાનું ૪૬૨, તેમ હિંદુ વિધવાનો ખોરાકી પોશાકીનો દાવો ચાલી શકતો નથી. ૨૪ વી રી. પાનું ૪૭૪, તથા વા. ૫ રેફરન્સ પાનું ૫, પણ ખાસ કરારની રૂઇએ ખોરાકી પોશાકી આપવાનું બંધન હોય તો તેની રૂઈએ દાવો ચાલી શકે છે. ઇ. લો. રી. ૨ મું. પાનું ૬૨૪, પરંતુ તે ખાસ કરાર દાવાની અરજીમાં બતાવવો જોઈએ. ઈ. લા. રી. ૨ મું. પાનું ૬૩૨; તેમ લવાદના ફેંસલાની રૂઇએ તે કોર્ટમા ખોરાકી પોશાકીનો દાવો ચાલી શકતો નથી, ૭ અલ્હા. ૩૨૯, તથા વા. ૩ પાનું ૧૧૭, અગર કોર્ટના હુકમનામાથી તે ઠરાવવામાં આવી હોય તોપણ તે કોર્ટમાં દાવો ચાલી શકતો નથી. ૬ અ. ૯૧, ૯ વી. રી. ૨૧૪, તથા વા. ૫ પાનું ૫; તથા વા. ૯ પાનું ૨૧૪. પરંતુ ૬ વી. રી. પાનું ૨૮૬ જુઓ. તેમ મુખ્યનો પોતાના એજંટ ઉપર હિસાબ નક્કી કરવાનો દાવો ચાલી શકતો નથી. ૨૧ વી. રી. પાનું ૨૮૩; તેમ કરારનો વિશેશ રીતે અમલ કરાવવાનો દાવો ચાલી શકતો નથી. ૬ વી રી. પાનું ૩૨૨. અમુક ખત વસુલ થઈ ગએલું છે, માટે તેનો અમલ કરવા લાયક નથી, એવું ઠરાવવાનો દાવો તે કોર્ટમા ચાલી શકતો નથી. ૨૪ વી. રી. પાનું ૧૯૦; તેમ તેવી કોર્ટના હુકમનામાની બાકી વસુલ થએલી ન હોય તો તે લેવાનો દાવો ચાલી શકતો નથી. ૯ વી રી. પાનું ૩૫૯, તેમ કોર્ટનું હુકમનામું કાયદા વિરૂદ્ધ તથા સાજસનું છે તેથી તે રદ કરાવવાનો દાવો તે કોર્ટમાં ચાલી શકતો નથી. ૧૦ વી. રી. પાનું ૩૫૨, તેમ વાદીના ગીરો હક્કના બોજાની સાથે પ્રતીવાદીએ લીલામમાંથી મીલકત ખરીદ કરેલી તેથી પ્રતીવાદીની જાત મીલકત ઉપર અમુક ઘરના ગીરોની રૂઈએ થએલું હુકમનામું બજાવવું જોઈએ, એવો હુકમ મેળવવાનો દાવો કરવામાં આવેલો, પરંતુ તે કામમાં પ્રતીવાદીએ તે ઘરનું ઉપરદલ પાછળથી ખશેડેલું અને તેથી વાદી પોતાના હક્ક સબંધમાંથી બાતલ થએલો, તો તે દાવો સ્માલકાજકોર્ટમાં ચાલવા લાયક નથી. ૪ ક. લા. રી. પાનું ૨૯૧.

**હકુમત બાબત હરકતો**—જ્યારે કાયદાથી હકુમત નવી આપવામાં આવી હોય, એટલે તે હકુમત પ્રમાણે બરોબર અમલ કરવો જોઈએ, સબબ જે કામમાં કોર્ટની હકુમત ના હોય તે કામમાં કોર્ટ તપાસ કરી શકતા નથી, તેમ છતા જો તે તપાસ કરે તો તે એક ખાનગી લવાદ તરીકે છે, અને તેથી કાંઈ વધારે અમલ થતો નથી. ઈ. જ્યુ. પાનુ ૩૧૯. પ્રતીવાદીએ તકરારનો નીકાલ કરવાને સોંપેલું હોય તેથી ફેંસલો રદ કરવાની અપીલકોર્ટની હકુમત જતી નથી. ૨૪ વી. રી. પાનું ૨૦૫, ૯ મુ પાનું ૨૪૨, ૪. ક. લા. રી. પાનું ૪૯૧; પરતુ ઇંગ્લાંડમાં એમ ઠરાવવામાં આવેલું છે કે જ્યાં જડજ કંમુલતની સાથે કાયદા વિરૂદ્ધ કાંઈ કામ કરે તો, તે ઉપર અપીલ ચાલતી નથી. લા. રી. ૧ હા લા. કલમ ૭૦; પછી તે ઠરાવથી જે સબ-

અને હરકત થએલી હોય તે સખસ પેહેલી અપીલમાં જીતે તો, તે બીજી અપીલમાં હરકત લેઈ શકતો નથી. લા. રી. ૧ હા. લા. કલમ ૪૭.

જ્યારે હકુમતની બાબતમાં હરકત લેવામાં આવી હોય અને તે કામની શરૂઆતમાં મંજુર રાખવામાં આવી હોય તો, યોગ્ય કોર્ટમાં દાવાની અરજી આપવાને તે પાછી આપવી જોઈએ. ૨ આગ્રા પાનું ૨૮૦; પછી તે દાવો રજીસ્ટર કરવામાં આવ્યો હોય તોપણ હરકત નથી. ૫ મું. પાનું ૨૧૨. તથા વા. ૧ પાનું ૧૧૩. જો હકુમત વિશે અંદેશા ભરેલું હોય અને કામ ચાલતાં છેવટ સુધી તે વિશે હરકત લેવામાં આવી ના હોય તો, તે દાવાનો તપાસ કરી નિર્ણય કરવો એ યોગ્ય રસ્તો છે. ૧ હાઈડ પાનું ૨૮૪. અસલકોર્ટની હકુમત વિશે અપીલના કારણોમાં હરકત લેવામાં આવેલી ના હોય, તેથી તે વિશેની તકરાર સાંભળવાને પેહેલી અપીલકોર્ટ ના પાડે તો તે બરોબર નથી, અને તે હરકતનો વિચાર કરી નિર્ણય કરવો જોઈએ. ૨ મું. પાનું ૪૦. આવી હરકતો જેમ બને તેમ જલદી લેવી જોઈએ, અગર જો જલદી લેવામાં ના આવે તો જે પક્ષકારને તે હરકત લેવાની હોય તેને તે લેવાને વ્યાજબીરાહે પ્રતિબંધ થઈ શકે છે. એક હુકમનામાથી બજાવણીમાં જપ્તી કરવા ઉપરથી તે હુકમનામાના દેણદારે મુદત માગી, અને પોતાની અરજીમાં કબુલ કરયું કે અમુક બતાવેલી મુદતમાં જો હું દેવું ના આપું તો મીલકત વેચી શકાય, તેથી ઠરાવવામાં આવ્યું કે અપીલમાં હકુમતનો સવાલ તે ઉઠાવી શકતો નથી. ૨૪ વી. રી પાનું ૩૬૩.

જ્યારે સ્પેશીયલ અપીલવાળાએ નીચેની કોર્ટમાં અપીલનો નિર્ણય બીનહરકતે થવા દીધો હોય તો, તે સ્પેશીયલ અપીલમાં હકુમત વિશે હરકત લેઈ શકતો નથી. ૧૮ વી. રી. પાનું ૩૬. તેમજ સ્પેશીયલ અપીલવાળાએ અસલકોર્ટમાં હકુમતની હરકત લીધી હોય, પણ રેગ્યુલર અપીલમાં તે હરકત લીધી ના હોય તો હાયકોર્ટની રૂબરૂ તે વિશે હરકત લેઈ શકતો નથી. ૨ બં. લા. રી. પાનું ૪૨. તેમજ વાદીએ ભાડા બાબત દાવો કરેલો અને તેનું થોડુંક હુકમનામું થયું અને તેથી તે ઉપર તેને અપીલ કરી, તેમાં ઠરાવવામાં આવ્યું કે દિવાનીકોર્ટને જો કે હકુમત નહીં હતી તોપણ તે કોર્ટની હકુમત વાદીએ કબુલ રાખી છે, માટે તે હુકમનામું કાયમ રહી શકે છે. ૧ વી. રી. પાનું ૨૭૯. આજ પ્રમાણે જે કામમાં હુકમનામું થએલું હોય અને રેવન્યુકોર્ટમાં તે બજાવવામાં આવ્યું હોય, અને બજાવણીમાં લેહેણદારે પોતાના દેણદારની મીલકત ખરીદ કરેલી હોય, તેથી હુકમનામાનો લેહેણદાર તે કામ કલેકટર અને કમીશનરની રૂબરૂ અપીલમાં લેઈ જાય તો, રેવન્યુકોર્ટની હકુમતની ખામીના કારણથી લીલામ રદ કરવાનો દાવો ચાલી શકતો નથી. ૧૩ વી. રી પાનું ૨૯૨, તેમજ બજાવણીના કામમાં કેટલાક વર્ષો સુધી કામ ચાલ્યા પછી તે કામમાં થએલી ભૂલો દુરસ્ત કરવાને દાવો કરવામાં આવે, તેમાં તે બજાવણીનું કામ ચલાવવાને કોર્ટને હકુમત હતી કિંવા નહીં, એ વિશેનો ઈસ્યુ કાહાડવાને કોર્ટ વ્યાજબીરાહે ના પાડી શકે છે. ૪ ક. લા. રી. પાનું ૩૫૩.

વ્યાજ વિના અમુક રકમનું હુકમનામું થએલું હોય અને ત્યાર પછી વ્યાજ સાથે તે હુકમનામાની રકમ હફતે આપવાને કીસ્તબંદી ફાઈલ કરી હુકમનામાના દેણદારે કબુલ કરયું હોય, અને કેટલાંક વર્ષો સુધી હુકમનામાના દેણદારે પોતાની વર્તણુંકથી તે હુકમનામા તરીકે ગણ્યું હોય તો, તે કીસ્તબંદીનો અમલ કરવાને કોર્ટની હકુમતની ખામી વિશે તકરાર કરી રેગ્યુલર દાવો કરવાનો આગ્રહ તે દેણદાર કરી શકતો નથી. ૧૪ બં. લા. રી. પાનું ૨૮૭.

ખર્ચની બાબતમાં સ્પેશીયલ અપીલમાં હકુમતની તકરાર ક્યારે મંજુર થાય છે, તે વિશે. ૧૫ વી. રી. પાનું ૪૮ જુઓ.

જો તકરારો ઉપરથી અગર પક્ષકારોની કબુલત ઉપરથી હકુમતની ખામી ખુલ્લી રીતે નીકળતી ના હોય, અને તે વિશે નીચેની કોર્ટોમાં તકરાર કરવામાં આવી ના હોય તો, તે હકુમતની ખામી વિશેની તકરાર સ્પેશીયલ અપીલમાં ઘણું કરીને સાંભળવામાં આવતી નથી. ૧૨ વી. રી. પાનું ૧૪૦, ૩ બં. લા. રી. પાનૂં ૨૮૩. પરંતુ જો એકાદો પક્ષકાર હકુમત વિરૂદ્ધ તકરાર કરે તો તે તકરાર કરીને બંધ પડવાને બંધાએલો નથી, પણ તે તકરારની શરતની સાથે તે કામમાં પેશી શકે છે. ૬ કયુ. બી. ડી. પાનું ૬૩. હકુમત અને ગેરસીરસ્તેની બાબતમાં જે ભેદ છે તે ડેલના મુકરદમામાં બતાવવામાં આવેલો છે. ૬ કયુ. બી. ડી. ૩૭૬.

**પ્રતીબંધ**—બીલકુલ હકુમત ના હોય તેમાં અને હકુમત ગેરસીરસ્તે વાપરવાથી તકરાર કરવાને બ્યાજબીરાહે પ્રતીબંધ થાય તે વચ્ચેનો ભેદ કલકત્તા હાયકોર્ટે કેટલાક કામોમાં જોયો નથી. ૧૪ બં. લા. રી. પાનું ૨૮૮, તથા પાનું ૨૯૧, ૨૩ વી. રી. પાનું ૧૨૯, તથા વા. ૨૪ પાનું ૨૦૫. ઓંકારીસીંગ વિ. બીજયનાથ ચતોપાધ્યાના કામમાં (બં. લો. રી. વા. ૪ પાનું ૧૧૪) જસ્ટીસ માર્કબીસાહેબે કહ્યું છે કે:—ઓછામાં ઓછો જે બાબતમાં અમને શક પડેલો છે તે બાબત ફક્ત એ છે કે, પાછળના દાવામાં પ્રતીવાદીએ એવુ ધારેલું છે કે નહીં, કે પ્રથમના દાવામાં જે દરમિયાન ઉપજ આપવામાં આવેલી તેથી કોઇ રીતે પક્ષકારોની સ્થીતીને હરકત થાય છે, કારણ કે અમારા વિચાર પ્રમાણે તેણે તેવું ધારેલું એમ ખુલ્લું આવે છે. પરંતુ વિચાર કરતાં અમારી નજરમાં આવે છે કે તેમ થઈ શકતું નથી. અમારી નજરમાં આવે છે કે ખાસ કરારથી અગર પક્ષકારો પોતાની કાંઇ વર્તણુંકથી બજાવણીમાં કોર્ટનો હુકમ માગી શકતા નથી, એ ખુલ્લો કાયદાનો નિયમ છે. કોર્ટના પોતાનાજ કૃત્યથી બજાવણીનો હુકમ કોર્ટે કાહાડયો જોઈએ, અને તેજ નિયમના આધારથી અમારી નજરમાં આવે છે કે પક્ષકારો કરાર અગર પોતાની વર્તણુંકથી કોર્ટનો હુકમ ફરીથી માગી શકતા નથી, તેમજ જે દાદ કોર્ટે આપવાને પસંદ કરેલું હોય તે દાદમાં વધારો કરવાને તેઓને મનાઈ કરવામાં આવેલી છે, સબબ જે કામમાં પક્ષકારોએ કોર્ટનું હુકમનામું બજાવવાને માનેલું હોય તે કામમાં હુકમનામાનો અસર કેટલો છે તેનો વિચાર કરવામાં પક્ષકારોની વર્તણુંક બાબતના તમામ સવાલો અગત્યના નથી એમ અમારા અભિપ્રાયમાં આવે છે.

સદાસીવ પીલાઇ વિ. રામલીંગા પીલાઇ. (૧૫ બં. લા. રી. પાનું ૩૮૩) ના કામમાં પ્રીવીકાંઉસીલના નામદાર સાહેબોએ એક હુકમનામાની રૂઇએ દરમિયાન ઉપજનો સવાલ જોઇ ઠરાવ્યું છે કે, મદ્રાસમાં સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૧૧ ચાલુ છે, તેનો જેવો અર્થ થાય છે તેવો અર્થ થતાં પણ બજાવણીમાં અપીલવાળાની જમીનની દરમિયાન ઉપજનો અમલ થઈ શકે છે, તોપણ આ દાવામાં તે વિશે હિસાબ આપવાને અપીલના પ્રતીવાદીને બંધન છે, એવું નામદાર સાહેબોના અભિપ્રાયમાં આવ્યું છે. તેઓના વિચારમાં આવે છે કે તે કલમના છેવટના ભાગના અર્થ પ્રમાણે આ જવાબદારીથી હુકમનામાની બજાવણી સબંધીના સવાલનો ખુલાસો થાય છે પરંતુ જો તે ખુલાસો થતો ના હોય તોપણ પ્રતીબંધના સામાન્ય નિયમ પ્રમાણે તેઓ સાહેબની નજરમાં આવે છે કે અપીલનો પ્રતીવાદી તે હુકમનામાથી જે દરમિયાન ઉપજ મળવા જોગ થએલી છે, તે મળવા જોગ થતી

નથી એવી તકરાર કરે તો, તેની તે તકરાર હાલ સાંભળી શકાતી નથી, તેમ મી. જસ્ટીસ માર્કબીસાહેબે ૪ બં. લા. રી. પાનું ૧૧૩ ના ઠરાવનો રીપોર્ટ કરેલો છે, તેમાં બતાવેલા વિચારેથી અમને ફરજ છે એમ અમને લાગતુ નથી. તે હકુમત અમુક રીતે ખોટી ગેરસીરસ્તે વાપરવામાં આવી હોત, તોપણ દાવાવાળી બાબત વિશે કોર્ટને સામાન્ય હકુમત હતી. માટે પિશાની વિ. આટર્ની જનરલ આફ જીબ્રાલ્ટરના કામમાં થોડીક મુદત ઉપર આ કમીટીએ જે નિયમ ઠરાવી તેનો અમલ કરેલો છે તેમાં તેનો સમાસ થાય છે. લા. રી. ૫ પી સી. ૫૧૬, ઈ. લા. રી. ૬ ક. પાનું ૨૫૧. પરરાજ્યની સાર્વજનિક મીલકતમાં હાથ ઘાલવાને કોર્ટને હકુમત નથી, પછી તે પરરાજ્યની સરકારે પોતાને મીલકત મળવાને સારૂ કોર્ટની હકુમત કબુલ કરી હોય તોપણ ચીંતા નહીં. ૯ ચ. ડી. પાનું ૩૫૧.

રીવેલ વિ. બલેકના કામમાં ઈંટરપ્લીડરનો દાવો એવી રીતનો હતો કે, જે ન્યાય કરવામાં આવેલો છે તે હકુમત વિનાનો છે, માટે તે રદ કરવો જોઈએ. તેમાં કાંઊંટીકોર્ટે એક મ્યાકસવેલને નાદાર ઠરાવેલો હતો. તે કામમાં અરજીમાં તે મ્યાકસવેલ કોર્ટની હકુમતની અંદર રેહે છે, અને લંડનની નાદાર દેવાદારની કોર્ટની અંદર તે કામ ધંધો કરતો નથી એવું તેનું વર્ણન કરેલું હતુ, કારણ કે તેમ ના હોય તો સન ૧૮૬૯ ના નાદાર દેવાદારના આકટની કલમ ૫૯ પ્રમાણે આ છેવટ કહેલી કોર્ટ ફકત તેનો ન્યાય કરી શકે. પાછળથી એમ માલમ પડયું કે તે મ્યાકસવેલ સદરહુ લંડનની નાદાર દેવાદારની કોર્ટની હકુમતની અંદર લંડન મધે ખરી રીતે કામ ધંધો કરતો હતો (પણ તે વાતની અરજ કરનાર લેહેણદારને અને કેંટ કાંઊંટીકોર્ટને ખબર નહી હતી ), તેથી સવાલ એટલો હતો કે આ હકીકતથી કેંન્ટ કાંઊંટીકોર્ટના ઠરાવને શો અસર થાય છે. તેમાં ઘણા મતથી ઠરાવવામાં આવ્યું કે તે ઠરાવ બરોબર છે, અને લંડનમાં તે નાદાર ધંધો કરતો નથી એવો તે કોર્ટે નિશ્ચે કરેલો, તેથી તે ઠરાવ રદ બાતલ થતો નથી.

જ્યાં ફરીયાદનો વિષય હોય ત્યાં ફરીયાદ કરવી.

**૧૬. કોઈ કાયદામાં પૈસાની અથવા બીજી મર્યાદા ફરમાવેલી હોય, તે ઉપર નજર રાખીને:—**

**(अ) સ્થાવર મિલકત લેવાની ફરીયાદ,**

**(ब) સ્થાવર મિલકતની વેહેંચણ કરવાની ફરીયાદ,**

**(क) ગીરો મુકેલી સ્થાવર મિલકત ઉપરનો ધરાણીયો હક્ક છોડાવવાની અથવા ધરાણીયું છોડાવવાનો હક્ક બંધ કરવાની ફરીયાદ.**

**(ड) સ્થાવર મિલકતમાંનો અથવા તે બાબત બીજો કોઇ હક્ક અથવા સબંધ નક્કી કરવાની ફરીયાદ,**

**(ई) સ્થાવર મિલકતને કરેલી નુકશાનીનો બદલો લેવા બાબતની ફરીયાદ.**

**(फ) કરજને બદલે ખરેખર કબજ કરેલી અથવા ટાંચ મારેલી જંગમ મિલકત પાછી લેવાની ફરીયાદ.**

**એ ફરીયાદો, જે કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે મિલકત હોય, તે કોર્ટમાં કરવી.**

**પરંતુ, પ્રતિવાદીના કબજામાંની અથવા તેની વતી બીજાના કબજામાં**

હોય તેવી સ્થાવર મિલકત સબંધી કાંઇ દાદ મેળવવાની, અથવા તે સ્થાવર મિલકતને કરેલી નુકશાનીનો બદલો લેવાની ફરીયાદો કરવાની હોય તે, જો માગેલી દાદ કોર્ટના હુકમ પ્રમાણે પ્રતીવાદી જાતે વર્તવાથી તમામ મળી શકે એમ હોય તો, જે કોર્ટની હુકુમતની સ્થાનીક હદમાં તે મિલકત હોય તે કોર્ટમાં કરી શકાય, અથવા જે કોર્ટની હુકુમતની સ્થાનીક હદમાં તે પ્રતિવાદી ખરેખર ને આપ ખુશીથી રેહેતો હોય કે ધંધો ચલાવતો હોય કે કમાઇને વાસ્તે જાતે કામ કરતો હોય તે કોર્ટમાં કરી શકાય.

જે પ્રસંગે કોર્ટોની હકુમતની સ્થાનિક હદ અનિશ્ચિત હોય તે પ્રસંગે ફરિયાદ કઈ જગાએ કરવી તે બાબત.

૧૬ अ. (૧) ફલાણી સ્થાવર મિલકત બે અથવા વધારે કોર્ટોમાંની કઈ કોર્ટની હુકમતની સ્થાનિક હદમાં છે એ વાત અનિશ્ચિત હોવાનું જ્યારે કેહેવામાં આવે ત્યારે, જો સદરહુ કોર્ટોમાંની કોઈ પણ કોર્ટની એવી ખાત્રી થાય કે એ પ્રમાણે કેહેવામાં આવેલા અનિશ્ચિતપણા વિશે કાંઇ આધાર છે, તો તે મતલબનો મજકુર નોંધવાનો તથા ત્યાર પછી સદરહુ મિલકત સબંધી કોઈ પણ ફરીયાદ દાખલ કરવાનો તથા તેનો નિકાલ કરવાનો તે કોર્ટને અધિકાર છે, અને સદરહુ ફરિયાદમાં તે કોર્ટનું હુકમનામું, જો તે મિલકત તેની હુકુમતની સ્થાનિક હદમાં હોય તો જેવી રીતે અમલમાં આવે તેવી રીતે અમલમાં આવશે.

પરંતુ સદરહુ ફરિયાદ એવી હોવી જોઇએ કે તેનો પ્રકાર તથા કિંમત જોતાં તેના સબંધમાં સદરહુ કોર્ટ હકુમત ચલાવવાને યોગ્ય હોય.

(૨) જ્યારે પેટા કલમ (૧) ની રૂયે મજકુર નોંધવામાં આવ્યો ન હોય, અને સદરહુ મિલકત જ્યાં આવેલી છે તે ઠેકાણે હકુમત ધારણ નહીં કરનારી કોર્ટે તે મિલકત સબંધી ફરીયાદમાં હુકમનામું અથવા હુકમ કર્યો છે, એવી હરકત અપીલકોર્ટ અથવા રિવિશ*કોર્ટ રૂબરૂ લેવામાં આવી હોય ત્યારે, જો સદરહુ અપીલ અથવા રિવિશનકોર્ટના અભિપ્રાયમાં એમ આવે કે સદરહુ ફરીયાદ કરતી વખતે, સદરહુ મિલકતના સબંધમાં કઇ કોર્ટને હકુમત છે, તે બાબત અનિશ્ચિતપણું હોવાનો વ્યાજબી સબબ હતો તો, તે કોર્ટ સદરહુ હરકત ચાલવા દેશે નહીં.

ખુલાસો:—આ કમમમાં "મીલકત" એનો અર્થ બ્રિટીશ ઈંડિયામાં હોય તેવી મિલકત એમ સમજવો.

**ટીકા**—આ કલમ જીલ્લાની અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

સન ૧૮૮૮ ના આકટ ૭ માથી આ કલમની રકમ अ વધારવામાં આવી છે, તેનો અર્થ કાંઈ અંદેશા ભરેલો નથી, એટલે હવે તે વિષે વધારે લખવાની જરૂર નથી.

**સ્થાવર મીલકત**—સન ૧૮૬૫ ના ચાર્ટરની કલમ ૧૨ મીથી હાયકોર્ટની અસલ બાજુની સ્થાનીક હકુમતની અંદર જે જમીન અગર સ્થાવર મીલકત હોય, તે બાબતના દાવા સાંભળવાને હાયકોર્ટને હકુમત આપવામાં આવી છે, અને આ કલમ પ્રમાણે ગીરોથી જમીન છોડાવવાના હક્ક બંધ થવાના અગર તે ગીરોથી છોડાવવાના દાવા છે એવું ઠરાવવામાં આવ્યું છે. ૧ ઈ. જે. ન સ. ૪૦, તેમજ ગીરો ઉપરનું લેહેણું તથા લેહેણું વસુલ આ-

પવામાં કસુર કરવામાં આવે તો ગીરોવાળી જમીન વેચાવવાના દાવા. ૯ બં. લા. રી. પાને ૧૭૧ મે ઠરાવ છે તે પ્રમાણે જમીન બાબતના દાવા ઠરાવ્યા છે. તેમજ ગીરોરાખનારે ગીરોથી છોડાવવાનો હક્ક બંધ કર્યો હોય ત્યાર પછી રીસીવ્હરના કબજામાં જમીન હોય અને તે રીસીવ્હરના ઉપરનો હિસાબ લેવા તથા ગીરોથી છોડાવવાનો દાવો જમીન બાબતનો ગણવામાં આવ્યો છે. ૧ હાઈડ પાનું ૧૪૧. अ. એ પોતાની તથા ब. ની તરફથી એક ટ્રસ્ટનો દસ્તાવેજ લખી આપેલો તે દસ્તાવેજનો ઠરાવનો અમલ કરવાને તથા કલકત્તા બાહારની જમીનના વેચાણની ફરજ પાડવાને ટ્રસ્ટીઓ ઉપર દાવો કરવામાં આવેલો, તેમાં ब. એ પોતાની તરફથી अ. ના અખત્યાર બાબત ઈનકારીયત કરેલી છે, તે પણ જમીન બાબતનો દાવો ગણવામાં આવ્યો છે. ઈં. લા રી. ૧ ક. પાનું ૨૮૯ અને ૨૫ વી. રી. પાનું ૨૭૨.

કલકત્તા બાહારની મીલકતના લેખી દસ્તાવેજને લેવાનો દાવો લેટર્સપેટંટની કલમ ૧૨ ના હેતુ પ્રમાણે જમીન સબંધી દાવો નથી. ઈં. લા. રી. ૪ ક. પાનું ૩૨૨, અને ૩ ક. લા. રી. પાનું ૩૭૫.

સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૫ પ્રમાણે જમીન અગર સ્થાવર મીલકત બાબતના દાવા જે કોર્ટની હકુમતની અંદર તે મીલકત હોય તે કોર્ટમાં કરવા જોઈતા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે ગીરો ઉપરનું લેહેણું ગીરોવાળી મીલકત વેચાવી લેવાના દાવા તે સદરહુ કલમ પ્રમાણે જમીન બાબતના દાવા નથી, કારણ કે જે દાવામાં જમીનનો કબજો માગવામાં આવેલો હોય તે જમીન બાબતનોં દાવો છે. ૯ મું. પાનું ૧૨. બંગાળામાં તેથી વિરૂદ્ધ જણાય છે. ૧૮ વી. રી. પાનું ૨૬૯, ૯ બં. લા. રી. પાનું ૧૭૧, તેમાં જસ્ટીસ માર્કબીસાહેબે કહેલું છે કે "ગીરો ઉપરનું દેવું વસુલ કરવાને દાવામાં ગીરોવાળી મીલકત વેચાવવાને માગેલું હોય તો દિવાની કાયદાની કલમ ૫ મી હકુમતની બાબતમાં છે, તે પ્રમાણે તે "જમીન બાબતનો દાવો" છે. મી. બ્રાનસને એવી તકરાર કરી છે કે આ શબ્દો એવી રીતે વાંચવા જોઈએ કે, જેથી તેનો અર્થ એવી રીતે થાય કે જે દાવામાં જમીન પ્રતક્ષ રીતે લેવાને માગવામાં આવેલું હોય તે દાવાજ ફક્ત તેવા છે. એમ કબુલ કરવામાં આવ્યું છે કે હાયકોર્ટના ચાર્ટરના તેવાજ શબ્દોનો મી. જસ્ટીસ મેકફર્સને ઘણો બોહોળો અર્થ કરેલો છે. તે વિદ્વાન જડજે ઠરાવ્યું છે કે ગીરોરાખનાર ગીરોથી છોડાવવાનો હક્ક બંધ થવાને દાવો કરે તે જમીન બાબતનો દાવો છે. (ઈંડીયન જ્યુરીસ્ટ વા. ૧ પાનું ૪૦). તેમજ ગીરોથી છોડાવવાનો દાવો પણ જમીન બાબતનો છે (ઈં. જ્યુરીસ્ટ વા. ૧ પાનું ૩૧૯), પરંતુ એવી તકરાર કરવામાં આવી છે કે આ ઠરાવો બરોબર નથી. તેમ ધારવાને અમારે કાંઈ કારણ નથી. અમારા જાણવા પ્રમાણે તે વિશે કાંઈ વાંધો લેવામાં આવ્યો નથી. પરંતુ તેથી વિરૂદ્ધ કોર્ટની અસલબાજુમાં એક સરખો રીવાજ તે ઠરાવો પ્રમાણે ચાલુ છે." પરંતુ ચીફજસ્ટીસ ગાર્થસાહેબે જે વિચાર દીલ્હી અને લંડન બેંક વિ. વર્ડીના કામમાં બતાવેલા છે તે જુઓ. ઈં. લા. રી. ૧ ક. પાનું ૨૫૭.

કોર્ટની હકુમતની અંદરની ગીરોવાળી મીલકતનું હુકમનામું કરવાને કોર્ટને અખત્યાર છે, પછી તેમાં જે મીલકત ગીરોથી છોડાવવાને માગવામાં આવેલું હોય તેમાં કોર્ટની હકુમતની બહાર મીલકત હોય તેની ચીંતા નહી. ઈં. લા. રી. ૧ અ. પાનું ૪૩૧; અને ઈં. લા. રી. ૫ ક. પાનું ૯૨૮ જુઓ.

પરંતુ જો પક્ષકારો કલકત્તામાં રેહેતા ના હોય તો, જીલ્લા અંદરની ગીરોવાળી જ-

મીનનો કરાર ખાસ રીતે અમલમાં લાવવાને હાયકોર્ટ હુકમનામું કરી શકતા નથી. ઈં. લા. રી. ૫ ક. પાનું ૮૨, તેમ કુટંબી મીલકતની વેહેંચણમાં જંગમ મીલકત હકુમતની અંદર હોય અને સ્થાવર મીલકત હકુમતની બાહાર હોય તો, તે હુકમનામું કરી શકતા નથી. ઈં. લા. રી. ૪ મું. પાનું ૪૮૨.

**સ્થાવર મીલકતમાં હક્ક સબંધ**—એક પાણીના રસ્તાનો કબજો લેવા તથા ખોલવા બાબતનો દાવો સ્થાવર મીલકતમાં હક્ક સબંધનો દાવો છે. ૪ વી. રી. પાનું ૧૦૭. તેમજ અમુક નાણાં કરજે આપવામાં આવેલાં તે પાછાં વસુલ ત્રણ વર્ષની અંદર આપવામાં ના આવે તો, સાનમાં મુકેલી અમુક જમીન તે સાનમાં રાખનારની થાય, તે સાનનો અમલ કરવાનો દાવો સ્થાવર મીલકતના હક્ક સબંધી છે. ૨ મ. પાનું ૫૧ તથા ૩ મ. પાનું ૯૨. તેજ પ્રમાણે સાદા કરારની જવાબદારી તરીકે મુદ્દલ અને વ્યાજ બાબત સ્થાવરમીલકત જામીની તરીકે આપવામાં આવી હોય તો, તે કરારનો અમલ કરવાનો દાવો સ્થાવર મીલકતના હક્ક સબંધ બાબત છે. ૨ મ. પાનું ૩૦૭. તેમજ જમીન ગીરો આપવામાં આવેલી છે અગર તેના ઉપર કરની જવાબદારી છે માટે તે બજાવણીમાં વેચાવવી જોઈએ, એવું ઠરાવવાનો દાવો પણ સદરહુ પ્રકારનો છે. ૯ વી. રી. પાનું ૧૭૦ તથા ૨, આગ્રા પાનું ૨૪૪. તથા ૧૫ વી. રી. પાનું ૨૭૭. તેમજ વાદીએ દાવામાં એમ માગેલું હોય કે અમુક નાણાં પ્રતીવાદીની જાતથી તથા સાનવાળી મીલકતથી અપાવવાં જોઈએ, તોપણ તે તેવો દાવો છે. ૧૦ વી. રી. પાનું ૨૭૯, અને તેજ પ્રમાણે સાંથ લેહેણી થએલી ના હોય, પરંતુ તે અસાઈન કરવામાં આવેલી હોય તો તે અસાઈનમેંટનો વાદીના લાભમાં અમલ કરવાનો દાવો પણ તેવોજ છે. ૧૦ ચ. ડી. ૬૧૫ અને ગીરોની રૂઈએ તથા નાણા સબંધી ખતની રૂઈએ જે જીલ્લામાં મીલકત ના હોય તે જીલ્લામાં દાવો કરવામાં આવે તો, તે કોર્ટોને ફક્ત પૈસા બાબતનું હુકમનામું કરવાની હકુમત છે, માટે તે હુકમનામું ગીરોવાળી મીલકત જે જીલ્લામાં હોય તે જીલ્લાની કોર્ટમાં તે હુકમનામું બજાવવા સારૂ રાખવાનું છે. ૨૩ વી. રી. પાનું ૧૨૩. વળી ૨ અલ્હા. પાનું ૧૯ જુઓ.

જમીન મેળવવાના આકટ પ્રમાણે જમીનની કીંમતનાં નાણાં લેવામાં આવેલાં હોય તો, તે નાણાં તે જમીન ઉપર જેનો ગીરોહક્ક હોય તે લેવાને દાવો કરે તો, તે દાવો સ્થાવર મીલકતના હક્ક સબંધી નથી. ઈં. લા. રી. ૬ મ. પાનું ૩૪૪.

**ખરી રીતે ખુશીથી રેહેવું**—કલકતા, મદ્રાસ અને મુંબાઈની સુપ્રીમકોર્ટોને તમામ જાતના દાવા તે શેહેરોના રેહેવાશીઓ ઉપરના સાંભળવાને અખત્યાર છે. ૨ સ્ટ. પાનું ૨૮૯; પરંતુ કલકતામાં હમેશાં નોકરી હોય અને કલકતા બાહાર રેહેતો હોય, પણ સવારમાં આવતો હોય અને સાંજરે જતો હોય, તોપણ તેનો સદરહુ દાવામાં સમાસ થતો નથી. ૨ માર્ટન ૧૪૮; પરંતુ જ્યારે તે વારંવાર કલકતામાં પોતાના બાપને ઘેર સુતો હોય ત્યારે જુદી વાત છે. ૧ માર્ટન. ૧૬૦. તેમજ કલકતામાં તે તમામ દીવશ પોતાનો ધંધો ચલાવતો અને પોતાનો ગુજારો પેદા કરતો હોય, પરંતુ રાત્રે હકુંમતમાં નહીં આવવાના ઈરાદાથી બીજી જગોએ સુતો હોય, તોપણ જુદી રીતે છે. ૧ માર્ટન. પાનું ૧૬૧–૧૬૬

રેહેવાશી થવાને કાંઈ લાંબી મુદતની જરૂર નથી. માર્ટન. ૧૪૯, માટે એક માણસ કલકતામાં કાંઈ નક્કી હેતુથી આવેલો નહી, પરંતુ ત્યાં તે સુતો હતો, અને દાવાની અરજી તે કલકત્તામાં હતો તે દરમીયાનમાં દાખલ કરવામાં આવી, સબબ તે દાવા બાબત ત્યાંની કો-

ર્ટની હકુમત છે. માર્ટન ૧૪૫, પરંતુ તે રેહેવું ખુશીપૂર્વક હોવું જોઈએ માર્ટન. ૧૪૫ એકા- દા સખસને બ્યાજબી કારણ શીવાય જીલ્લામાંથી એક દાવામાં પકડીને કેદ કરવામાં આવેલો, પરંતુ તે કામ ચલાવવામાં ખામી હોવાના કારણથી તેને છોડી દેવામાં આવ્યો, તો તે ત્યાંનો રેહેવાશી નથી એમ ગણવામાં આવ્યું. માર્ટન ૧૪૭ પણ જો તેને કાયદેસર રીતે કેદ કરવામાં આવ્યો હોત એટલે કે ખોટી વર્તણુક શાબેત થવાથી કેદ કરવામાં આવ્યો હોય તો જુદી રીતે છે. માર્ટન. ૧૫૫. આગળ સન ૧૮૧૦ માં સદરદીવાની અદાલતે ઠરાવ્યું છે કે સરકારના એકાદા કેદીએ પરરાજ્યમાં દેવું કરેલું હોય, પરંતુ જે જીલ્લામાં તે રેહેતો હોય તે જીલ્લાની દીવાનીકાર્ટની હકુમતને તે દેવા બદલ તે જવાબદાર છે ૧ સ. દિ. અ. સેલ. ૪૧૦, પણ મદ્રાસ હાયકોર્ટે એવું ઠરાવ્યું છે કે જે સખસોને બીજાના ઈજાકાર્ક કૃત્યોથી પ્રેસીડેન્સીમાં ઈનસાફ માગવો પડતો હોય, તે સખસો તથા જે સખસો પ્રેશીડેન્સીમાં સરકારી કામે આવેલા હોય અને ત્યાં તે બીજા કોઈ કારણસર રેહેતા ના હોય તો, ત્યાંની હકુમતમાંથી તેઓને માફી મળે છે. ૧ સ્ટ. ૨૧૦. મુંબાઈની કોર્ટે ઠરાવ્યું છે કે કરારની વખતે અગર દાવાની શરૂઆતમાં જો રેહેઠાણ હોય તો બસ છે. માર્ટન. ૧૫૩. એક ખત લખી આપનાર કલકતાનો હતો, માટે તે ત્યાંનો રેહેવાશી છે એમ પ્રથમ દર્શનિક થાય છે. માર્ટન. પાનું ૧૨૧

હાયકોર્ટોની સામાન્ય હકુમતની અંદર દાવાની વખતે પ્રતિવાદી રેહેતો હોય તો, તે કોર્ટોના ચાર્ટરો પ્રમાણે તે કોર્ટોની હકમત છે. એક સખસ કલકત્તાની બાહાર કાયમ રેહેતો હતો, પરંતુ દાવો ચલાવવાને સારૂ કલકત્તામાં આવતો હતો, માટે તે કલકત્તામાં રેહે છે એમ થતું નથી. ઈશ્રીતલાલ વિ. ક્રીડ (૨ હાર્ડ. ૧૧૭) ના કામમાં જસ્ટીસ લેવીંઝસાહેબે કહ્યું છે કે, "ઈંગ્રેજીમાં રેહેવાના અર્થ બાબત 'ડવેલ' એ શબ્દ છે, તેનો અર્થ તેજ અર્થને સારૂ 'રીસાઈડ' એ શબ્દ કરતાં ઘણો વધારે બોહોળો અર્થ છે, અને તેનો અર્થ ફક્ત થોડી મુદતનું રેહેઠાણ થતું હોય તે વિરૂદ્ધ કાયમ રેહેઠાણ થાય છે. એકાદો મુસાફર એક હોટલ ઈઆને વીસીમાં રેહેતો હોય તો, તે ત્યાં રેહે છે એમ એક રીતે કહી શકાય, પરંતુ હકુમત મળવાને જ્યાં તે સામાન્ય રીતે કાયમ રેહેતો હોય ત્યાંજ તેનું રેહેવું કેહેવાય." માટે મુંબાઈ સ્ટાફકોર્ટનો એક અમલદાર પ્રતીવાદી છે તેની સીધમાં નોકરી છે, તે ૧૦ દીવશની રજા ઉપર મુંબાઈ આવ્યો, તે દરમિયાનમા તેના ઉપર દાવાની અરજી દાખલ કરવામાં આવી, અને તેના ઉપર સમન્સ બજાવવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે થોડી મુદતનું રેહેવું ચાર્ટરના હેતુ પ્રમાણે રેહેવું થતું નથી. ૧ મું. પાનું ૧૧૩. આ ઠરાવનો પરીણામ એવો જણાય છે કે એકાદા સખસનું કાયમ રેહેઠાણ હોય તો થોડી મુદતના કારણસર જ્યાં તે રેહેતો હોય ત્યાં ચાર્ટરના હેતુ પ્રમાણે તે રેહે છે એમ થતું નથી. પણ જો તેનું કાયમ રેહેઠાણ ના હોય તો જુદી રીતે છે. માટે પ્રતીવાદીનું માર્ચથી અકટોબર મહીના સુધી મસુરીમાં મકાન હતું, તેથી તેણે પોતાની ઓરત તથા છોકરાંને ત્યાં મુકેલાં અને પોતે બાહાર ગામ શરતો થતી હતી ત્યાં ગયેલો, અને થોડી મુદતને સારૂ ખુશીના કારણસર તે કલકત્તે ગએલો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કલકત્તામાં રેહેતો હતો તે દરમિયાનમાં દાવો ફાઈલ કરવામાં આવેલો છે, તેથી તે દાવાનો જવાબદાર છે, અને તેથી તે મસુરીમાં રેહે છે એમ કહી શકાતું નથી, કારણ કે જો કે મસુરીમાં તેણે પોતાના છોકરાં વિગરે સારૂ ઈસ્ટાબ્લીશમેન્ટ રાખેલું હતું,

તોપણ જે વખતે દાવો કર્યો તે વખતે તેનું પોતાનું ઘર નહીં હતું, અને શીયાળાના મહીનામાં તે કોઈ દીવસ ત્યાં રહેતો નહી હતો. બોર્ક પાનું ૧૨૮, તથા કોરીંટન પાનું ૧૫૨. એક પક્ષકાર પોતાનો વખત વારાફરતી જીલ્લામાં તથા કલકત્તામાં ગાળતો હતો, પણ દાવાની અરજી દાખલ કરતા પેહેલાં કેટલાક દીવશથી અને તે દાખલ કર્યાના દીવશે કલકત્તામાં હતો, માટે હકુમતના કારણસર તે કલકત્તામાં રેહે છે એમ ઠરાવવામાં આવ્યું, કોરીંટન પાનું ૨૪.

બીજા આકટોમાં 'ડવેલ' શબ્દ છે, તેનો તેવોજ અર્થ કરવામાં આવેલો છે. જેમકે એક હોફીસર સાહાજાનપુરની પલટણમાં નોકર હતો, પણ તેની બે વર્ષની રજા ગેઝીટમાં છપાઈ ચુકી હતી, પછી તે મીરતમાં શરતમાં આવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે જો તે રજા ઉપર ના હોત, પરંતુ મીરતમાં ફક્ત આવ્યો હોત તો મીરતની સ્માલકાજકોર્ટની હકુમતમાં તે રેહેતો હોત એમ થાત નહીં. જો તે ફરલોની રજા લેઈ તેણે પોતાનું કાયમ રેહેઠાણ શાહાજાનપુર રાખ્યું હોત, અને ફક્ત મીરત થોડા દીવશને માટે ગયો હોત તો, તે વિશે અંદેશો છે. પરંતુ જો તેણે તે ફરલોની રજા પાળી હોય અને સાહાજાનપુરમાં અગર બીજી કોઈ જગોએ કાયમ રેહેવાની જગો રાખેલી ના હોય, અને શરતો પુરી થયા પછી જવાના ઇરાદાથી તે શરતોમાં ગએલો હોય તો, તે હકુમતની અંદર રેહે છે એમ થાય છે ૪ અ. પાનું ૨૫. તેમજ જ્યારે એક સખસ એકજ જગોએ રેહેતો હોય પરંતુ અકસ્માત તે બીજી જગોએ આવ્યો હોત અગર થોડી મુદતને માટે કોર્ટની હકુમત અંદર રેહેવાના ઇરાદા શિવાય રેહેઠાણ લીધું હોય તો, સ્માલકાજકોર્ટના આકટના હેતુ પ્રમાણે રેહેવું થતું નથી. ૨ મ. ૩૦૪ તથા ૩ અ. પાંનૂં ૧૨૧. એકાદા નોકરનું ઘર નદીઆમાં હોય અને તે પોતાના સેઠની સાથે માનગીરમાં રેહેતો હોય, અને તેનો જલદીથી પાછો ઘેર આવવાનો ઇરાદો ના હોય તો, તે નદીઆમાં રેહેતો નથી, પણ તે માનગીરમાં રેહે છે, એમ ઠરાવવામાં આવ્યું છે. ૭ વી. રી. પાનું ૪૧૭, ૧૦ મું. પાનું ૪૦૯. જે સખસો કેદખાનામાં હોય તેઓ પોતાને ઘેર રેહે છે કિંવા નહીં તેનો આધાર કેદની મુદત પુરી થએ, તેમનો પોતાના અસલ રેહેઠાણમાં પાછો આવવાનો ઇરાદો છે કે નહીં તે ઉપર છે. ૭ વી. રી. પાનું ૩૪૯. એક નોટ લખી આપનાર તથા લખાવી લેનાર છે અને તે નોટ ઉપર તા૦ ૨૭ ડીસંબર સન ૧૮૬૦ ના રોજની તારીખ મદ્રાસની નાંખી મદ્રાસમાં તે વાદીને આપવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ઉપરથી હાયકોર્ટની હકુમતની અંદર રેહેઠાણ છે એમ પ્રથમ દર્શનિક પૂરાવ થાય છે. ૧ મ પાનું ૨૦૨, ૪૩૬.

ઇંગ્લાંડમાં કાંઉન્ટી કોર્ટોના ઠરાવો આવીજ મતલબના છે. માટે એકાદા સખસનું કાયમ રેહેઠાણ એક જગોએ હોય અને ફક્ત થોડી મુદતના કારણસર તે બીજી જગોએ રેહેતો હોય તો, તે બીજી જગોએ રેહે છે એમ થતું નથી. ૨૧ લા. જ. (શી. પી.) પાનું ૨૭. ફક્ત કોઈ સખસ મળવા આવે તે ઉપરથી તે મળવાની જગોએ રેહેઠાણ થતું નથી. ૨૮ લા. જ. (શી. પી.) ૨૯૨; પરંતુ જે સખસને રેહેવાને કાયમ રેહેઠાણ ના હોય પણ થોડી મુદતને માટે જ્યાં રેહેતો હોય ત્યાં તે રેહે છે એમ થાય છે. લા. રી ૧ એકસચેકર પાનું ૧૩૩.

આ આકટમાં રેહેવાના અર્થને માટે 'ડવેલ' શબ્દને માટે 'રીસાઈડ' વાપરેલો છે. માટે તે શબ્દના હેતુનો સવાલ દરેક કામની હકીકત ઉપર છે. આ બેઉ શબ્દો ઉપરથી એક જ વિચાર જણાઈ આવે છે. ઈ. લા. રી. ૩ મું. પાનું ૨૨૭. ૧૧ અને ૧૨. વીકટ. બાબ ૨૧ કલમ ૫ પ્રમાણે કોઈ પણ નાદાર સખસની બાબતમાં હકુમત, જ્યારે તે સખસ કો-

ઈ પણ હાયકોર્ટની હકુમતની અંદર રેહેતો હોય ત્યારે મળે છે. અરજદાર કેટલીક મુદતથી કાનપુર રેહેતો હતો, ત્યાં તેણે પોતાની ઓરતને મુકી અને કાનપુરથી આવી ૮ દીવશ હોટલમાં રહી નાદારીની અરજી ફાઈલ કરી. તેમાં ઠરાવ્યું કે તે અરજી ફાઈલ કરવા આવેલો છે અને રેહેવા આવેલો નથી, માટે તે કોર્ટની હકુમતમાં નથી. પછી તેણે પોતાની અરજીમાં કહેલું હોય કે મારો રેહેવાનો ઈરાદો છે તેથી કાંઈ ફાયદો થતો નથી. ૧ બં. ૮૪, લા. રી. ૨ પી. અને ડી. પાનું ૨૨૩. એક સખસના કુટંબનું ભાગલપુરમાં રેહેઠાણ હતું, તે હુકમનામાની બજાવણીમાં વેચાઈ ગયું, અને તે તે જીલ્લામાં પોતાનું કુટંબ મુકીને મે એથી સપ્ટંબર મહીના સુધી કલકતે રેહેવા આવ્યો, અને સપ્ટંબર માસમાં જે નાદારીની અરજી પોતે જુલાઈ મહીનામાં ફાઈલ કરેલી તે કામ ચલાવવાના ખર્ચને સારૂ ફંડ લેવાને તેણે કલકત્તા છોડયું, પછી તે નવંબરમાં પાછો આવી આગળ માફક રહયો, તોપણ ઠરાવવામાં આવ્યું કે તે કોર્ટની હકુમતની અંદર રેહેતો નથી. ૮ ક. લા. રી. પાનું ૧૪. એક ગુમાસ્તાની મારફતે એક સખસ કલકત્તામાં કામ ધંધો કરતો હતો, તો તે સખસ કલકત્તામાં રેહે છે એમ ઠરાવવામાં આવ્યું. ઈ. લો. રી. ૫ ક. પાનું ૬૦૫

કરાર આકટની કલમ ૨૬૫ નો ઠરાવ છે, તેમ છતાં પ્રતીવાદીઓ જે કોર્ટની હકુમતની અંદર રેહેતા હોય તે હકુમતની અંદર ભાગીદારી સમેટવાનો દાવો ચાલી શકે છે. ઈ. લો. રી. ૧ મ. પાનું ૩૪૦.

**કામ ધંધો ચલાવવો**—ચીનામલ વિ. તાલુકાનાતામ્વલનો ઠરાવ ૩ મ. પાનું ૧૪૬ મે છે, તેમાં ઠરાવ્યું છે કે જીલ્લાની અંદરનો એક વેહેપારી હમેશાં મદ્રાસમાં એક સખસ ઉપર જુદા જુદા સખસો પોતાના આરતીયા તરીકે માલ વેચવાને મોકલતો હતો, તેમ તેને પણ હમેશાં અનાજ મદ્રાસ વેચવા સારૂ મોકલતો હતો, અને કોઈ કોઈ વખતે તે માલની સાથે જો કે તે ત્યાં જતો હતો, તોપણ તે હાયકોર્ટની હકુમતની અંદર કામ ધંધો કરે છે એમ થતું નથી.

ચીફજસ્ટીસ સ્કોટલંડસાહેબે કહ્યું છે કે "સુબરાયા મુદાલી વિગરે વિ. સરકારના કામનો આ કોર્ટનો ઠરાવ મદ્રાસ હાયકોર્ટ રીપોર્ટ વાલ્યુમ. ૧ પાને ૨૮૬ મે પ્રસિદ્ધ કરવામાં આવેલો છે. તેમાં બતાવ્યા પ્રમાણે કામ ધંધો ચલાવવો એ શબ્દોનો અર્થ તેના ઘણા સામાન્ય હેતુ પ્રમાણે કરવોજ જોઇએ, એમ ઈરાદો રાખી શકાએલો નથી. તે ઠરાવના બીજા શબ્દોનો યોગ્ય રીતે અમલ કરતાં અમારી નજરમાં આવે છે કે. મીચલ વિ. હીંડર (૨૩ લા. જ. કવીન. બેં. ૨૭૩) ના કામ પ્રમાણે સદરહુ કલમ મુજબ દાવાની શરૂઆત વખતે કોર્ટની સ્થળ સીમાની અંદર પ્રતીવાદીએ જાતે કાંઇ કામ ધંધો ચલાવવો જોઇએ, અગર કામ ધંધાની આફીસમાં અથવા બીજી ઠરાવેલી જગોમાં પોતે જાતે અગર કલાર્કો અગર પ્રતીવાદીએ રાખેલા નોકર હોય અને તેમના ઉપર પોતાનો ખાનગી રીતે અથવા ભાગીદારીના હકથી દાબ હોય તેવા કલાર્કો અગર નોકરોની મારફતે તે કામ ધંધો ચલાવતો જોઇએ. આ કામમાં પ્રતીવાદીને મદ્રાસમાં કામ ધંધો ચલાવવાની જગો નથી, અને ખરીદદારો પાસેથી કમીશન લેઈ સામાન્ય દલાલ તરીકેના ધંધાથી અગર સ્વતંત્ર વેહેપારથી નારાયણે તે વેચાણ કરેલાં છે. કારબેટ વિ. ધી જનરલસ્ટીમ નાવીગેશન કંપની તથા માઈનર વિ. ધી. લંડન અને નાર્થ વેસ્ટર્ન રેલવે કંપની (૧ સી. બી. ન. સી. ૩૨૫)ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, જે પ્રતીવાદીઓના કામોમાં કાઉન્ટી કોર્ટના આકટના હેતુ પ્રમાણે તે પ્રતી-

વાદીઓ જે જગોએ પોતાની તરફથી સામાન્ય આરતીયા રાખતા હોય તે જગોએ પોતે કામ ધંધો કરતા ના હોય તો, તેઓ પોતે કામ ધંધો કરે છે એમ થતું નથી, અને આ કામમાં અમારી નજરમાં આવે છે કે નારાયણને વેચવા સારૂ જે 'પાડી' મોકલવામાં આવેલી તે સદરહુ કલમના હેતુ પ્રમાણે તે નારાયણજ ફક્ત તે બાબતમાં કામ ધંધો ચલાવે છે, એમ થાય છે. આ કારણોથી અમારી નજરમાં આવે છે કે તે દાવો સાંભળવાને આ કોર્ટને હકુમત નથી. આ ફેંસલામાં જે કાંઈ બતાવવામાં આવેલું છે તે ઉપરથી અમારા વિશે એમ સમજવું નહી કે સાએલ વિ. ધી ગ્રેટ સધર્ન રેલવે કંપનીનો ઠરાવ સુબરાયા મુદાલી વિગરે વિ. સરકાર વિગરેના કામમાં કામ ધંધો ચલાવવો એ શબ્દોનો અર્થ, રેલવે કંપની વિગરે ભંડોળ સમુદાયોની દેશમાં ઘણીક ઓફીસો તથા સ્ટેશન હોય છે તેને લાગુ કરવા સબંધી આધાર તરીકે બતાવવામાં આવેલો છે, તે વિશે અમે કીંચીત્ત પણ અંદેશો રાખીએ છીએ.

પરચુરણ વેચનારનું કામ ચલાવવાની અજમાશ તે વેચાણ છે, અને યુરોપીઅન માલ પરચુરણ વેચનાર હોય અને તે ઊતરના સ્ટેશનમાં રહી પોતાનો કામ ધંધો ચલાવવતો હોય તો, તે મુંબાઈની હાયકોર્ટની હકુમતમાં ફક્ત એવા કારણથી આવી શકતો નથી કે તેને પોતાના ધંધામાં વાપરવાનો માલ મુંબાઈમાં ખરીદ કરવાને તથા તે માલ મંગાવવાને તેનો એક આરતીયો અગર એજંટ છે. ૧ મું. પાનું ૨૨૦, અને ઈંગ્રેજી પેહેડી કે જે મુંબાઈમાં કમીશન એજંટ તરીકે એક પેહેડીને પોતાનો કામ ધંધો ચલાવવાને રાખે તેથી તે સ્થાનિક હકુમતની અંદર કામ ધંધો ચલાવે છે એમ થતું નથી. મુંબાઈ વા. ૮ પાનું. ૧૦૨. તેમજ એકાદો સખસ એક કમીશન એજંટ ઉપર જે જગોએ માલ મોકલતો હોય, તેથી તે કમીશન એજંટ જે જગોએ રેહેતો હોય તે જગોની સ્થાનિક કોર્ટની હકુમતની અંદર તે કામ ધંધો કરે છે, એમ થતું નથી. અને તેમજ એકાદો સખસ દુરની જગોએ રેહેતો હોય અને તે પોતે જાતે કામ ધંધો ચલાવતો હોય, પરંતુ સ્થાનિક હકુમતની અંદર એક ગુમાસ્તા અગર એજંટની મારફતે કામ ધંધો કરતો હોય અગર વખતે વખતે તે ફક્ત આવતો હોય તો, દાવાનું કારણ કેઈ જગોએ ઊતપન થએલું છે તે લક્ષમાં રાખ્યા વિના વાદી પોતાની નજરમાં આવે તો હાયકોર્ટમાં દાવો કરી શકે છે, એવો ઈરાદો રાખી શકાતો નથી. ૧ મ. પાનું ૨૮૬, તોપણ ચીંત્તામલનો જે મુકરદમો છે તેનો આ કામ સાથે મુકાબલો કરતાં ચીફજસ્ટીસ સ્કોટલંડસાહેબે પોતાનો અભિપ્રાય કેટલોક દુરસ્ત કરેલો છે, અને મદ્રાસમાં ઠરાવેલું છે કે હકુમતને સારૂ એકાદો સખસ જાતે કામ ધંધો ચલાવતો જોઈએ એવી જરૂર નથી. ઈં. લા. રી. ૪ મ. પાનું ૨૦૯. ખરી રીતે રેહેવાની સાથે ધંધો કરવાના કારણથી અર્થાર્થ રેહેવું થતું હોય, તેથી સુપ્રીમકોર્ટની હકુમત થએલી છે.

**નફાને સારૂ જાતે કામ કરવું**—જો કે એકાદો સખસ સ્થાનિક હકુમતની બાહાર રેહેતો હોય પણ તે હકુમતની અંદર નફાને સારૂ કામ કરતો હોય તો, કોર્ટોને હકુમત મળવા સારૂ આ શબ્દો દાખલ કરવામાં આવેલા છે. એક સખસ કલકત્તાની બાહાર હુસરીમાં રેહેતો હોય પણ કલકત્તામાં આવી કરાર કરતો હોય, અને તેથી કંટ્રાકટર તરીકે પોતાનું કામ ચલાવતો હોય તો, તે સ્થાનિક હકુમતની અંદર નફા સારૂ કામ ધંધો કરે છે એમ થાય છે. ૨ હાઈડ. પાનું ૭૯. હાયકોર્ટનો એકાદો આડવોકેટ સ્થાનિક હકુમતની

બાહાર રેહેતો હોય પણ હાયકોર્ટમાં પોતાનું કામ કરવાને તૈયાર રહી જ્યારે પોતાને કામ આવે ત્યારે તે કોર્ટમાં જાતે જતો હોય તો, સ્થાનિક હકુમતની અંદર કામ ધંધો કરે છે, એમ થાય છે, ૬ અલ્હા. પાનું. ૪૩.

આ કલમના હેતુ પ્રમાણે કામ ધંધો નફાને સારૂ સરકાર પણ કરે છે એમ કહી શકાતું નથી, માટે સરકાર ઉપર તો જ્યાં દાવાનું કારણ ઉત્પન્ન થયું હોય ત્યાંજ ફક્ત દાવા ચાલી શકે છે. ૧ હાઈડ. પાનું. ૩૭ અને ૧ મ. પાનું. ૨૮૬.

જ્યાં પ્રતિવાદીઓ રેહેતા હોય અથવા દાવાનું કારણ ઉત્પન્ન થાય ત્યાં ફરીયાદો કરવી.

**૧૭. ઉપર કહેલી મર્યાદા ઉપર નજર રાખીને બીજી બધી ફરિયાદો એવી કોર્ટમાં કરવી કે, જેની હકુમતની સ્થાનિક હદમાં—**

(अ) **દાવાનું કારણ ઉત્પન્ન થયું હોય; અથવા**

(ब) **ફરીયાદ શરૂ થતી વખતે બધા પ્રતીવાદીઓ ખરેખરા અને આપ ખુશીથી રેહેતા હોય, અથવા ધંધો ચલાવતા હોય, અથવા કમાઇને વાસ્તે જાતે કામ કરતા હોય, અથવા**

(क) **ફરીયાદ શરૂ થતી વખતે પ્રતીવાદીઓ પૈકી કોઇ પ્રતિવાદી ખરેખરો અને આપ ખુશીથી રેહેતો હોય, અથવા ધંધો ચલાવતો હોય, અથવા કમાઇને વાસ્તે જાતે કામ કરતો હોય; પરંતુ આવી ફરીયાદ કરવાને કોર્ટની પરવાનગી મળવી જોઇએ, અથવા જે પ્રતિવાદીઓ ઉપર કહ્યા પ્રમાણે રેહેતા ન હોય, કે ધંધો ચલાવતા ન હોય, કે કમાઇને વાસ્તે કામ કરતા ન હોય, તેમની તે ફરિયાદ માંડવામાં માન્યતા હોવી જોઇએ.**

**ખુલાસો ૧ લો:—જ્યારે કોઈ પણ માણસને કાયમનું રેહેવાનું ઘર એક ઠેકાણે હોય, અને માત્ર કંઈ હંગામી કામ સારૂ બીજે ઠેકાણે પણ મુકામ હોય, ત્યારે તેનો હંગામી મુકામ હોય ત્યાં કંઇ દાવાનું કારણ ઉત્પન્ન થાય તેની બાબતમાં તે બંને ઠેકાણે રેહે છે એમ ગણવું.**

**ખુલાસો ૨ જો:—કોઇ કારપોરેશન અથવા કંપની, બ્રિટિશ ઈંડિયામાંની પોતાની એકની એક અથવા મુખ્ય આફીસમાં ધંધો ચલાવે છે એમ ગણવું, અથવા જે ઠેકાણે તેના તાબાની આફીસ પણ હોય તે ઠેકાણે ઉત્પન્ન થતા દાવાના કારણની બાબતમાં તેવે ઠેકાણે ધંધો ચલાવે છે, એમ ગણવું.**

**ખુલાસો ૩:—કરાર ઉપરથી ઉત્પન્ન થએલી ફરિયાદોના સબંધમાં, આ કલમના અર્થ પ્રમાણે દાવાનું કારણ લખેલી જગાઓ પૈકી કોઈ પણ જગાએ ઉત્પન્ન થાય છે એમ સમજવું, એટલે:—**

**(૧) જ્યાં કરાર કર્યો હોય તે જગાએ;**

(૨) જ્યાં કરાર અમલમાં લાવવાનો હોય, અથવા તે અમલમાં લાવવાનું કામ પુર્ણ કરવાનું હોય તે જગાએ;

(૩) કરાર અમલમાં લાવવા માટે, જે નાણાં સબંધી ફરીયાદ હોય, તે નાણાં જ્યાં આપવાનાં સ્પષ્ટ રીતે અથવા ગર્ભિત રીતે ઠરાવ્યાં હોય, તે જગાએ.

દૃષ્ટાંતો.

(अ) अ. કલકત્તામાં એક વેહેપાર કરનારો છે, ब. દિલ્હીમાં ધંધો ચલાવે છે. ब. પોતાના કલકત્તાના આડતીયાની મારફતે अ. ની પાસેથી માલ ખરીદ કરે છે, અને તે માલ ઇસ્ટ ઈંડિયા રેલવે કંપનીને સ્વાધીન કરવાને अ. ને કેહે છે. अ. તે પ્રમાણે કલકત્તામાં માલ સ્વાધીન કરે છે. अ. માલની કીમતને વાસ્તે ब. ના ઉપર, જ્યાં દાવાનું કારણ બન્યું છે ત્યાં એટલે કલકત્તામાં, અથવા જ્યાં ब. ધંધો ચલાવેછે ત્યાં, એટલે દીલ્હીમાં ફરિયાદ કરી શકે.

(ब) अ. સિમલામાં, ब. કલકત્તામાં અને क. દીલ્હીમાં રેહેછે. अ, ब, क, એ બનારસમાં એકઠા થયા, ત્યાં ब. અને क. એ, જ્યારે ધણી માગે ત્યારે એકમતે દેવા, એવી વાયદાચીઠી (પ્રોમીસરી નોટ) લખી આપીને તે अ. ને સ્વાધીન કરી. अ. જ્યાં દાવાનું કારણ બન્યું ત્યાં એટલે બનારસમાં ब. અને क. ના ઉપર ફરીયાદ માંડી શકે. વળી તે જ્યાં રેહે છે ત્યાં એટલે કલકત્તામાં, અથવા જ્યાં क. રેહે છે ત્યાં એટલે દીલ્હીમાં, તેમના ઉપર ફરીયાદ માંડી શકે. પરંતુ તે બંને પ્રસંગે, તે ઠેકાણે ન રેહેનારો પ્રતીવાદી હરકત લે તો, કોર્ટની રજા વગર ફરીયાદી ચલાવી શકાય નહીં.

**ટીકા—દાવાનું કારણ.**—આ કાયદાના મુસદામાં દાવાનું કારણ એ શબ્દોની વાખ્યા એવી કરવામાં આવેલી હતી કે, દાવો કરવાને હક્ક છે, એવું બતાવવાને સારૂ વાદીએ તમામ હકીકત બતાવવી જોઈએ. આ વાખ્યા ડીસોઝા વિ. કોલ્સનો ફેંસલો જસ્ટીસ બીટલસ્ટનનો કરેલો છે. ( ૩ મ. પાનું ૩૮૪ ) તે પ્રમાણે છે, તે ફેસલામાં તેઉ સાહેબે ઠરાવ્યું છે કે ઇંગ્રેજી ઠરાવો ઉપરથી નીચેના નિયમો વિશે અનુમાન થઈ શકે છેઃ—૧ લો કે "દાવાના કારણનો અર્થ તમામ દાવાનું કારણ છે, અને ચાર્ટરમાં સ્થાનિક હકુમતની અંદર તમામ અથવા થોડુંક દાવાનું કારણ ઉત્પન થયું હોય એવું બતાવેલું છે, માટે નિર્ભયતાથી એમ કહી શકાય છે કે જે દાવાના કારણ બાબત કેહેવામાં આવેલું છે તે કેટલાક ભાગોનું છે, અને તે ભાગો જુદી જુદી જગાઓએ પણ ઉત્પન થાય. બીજો કે તમામ દાવાના કારણમાં દાવા ચલાવનારને જે હકીકત અવશ્યની હોય તે તમામ હકીકતનો સમાસ થાય છે. અને દરેક હકીકત જુદી હોય તોપણ તે દાવાના કારણનો એક ભાગ છે. અને જો કે જસ્ટીસ હાલોવેસાહેબની હરકત છતાં આ અભિપ્રાય હિંદુસ્થાનમાં ચાલું છે એમ જણાય છે. હરજીવનદાસ વિ. ભગવાનદાસ, ૭ બં. લા. રી. ૧૦૨, ૫૩૫, મથુર મોહનરાય વિ. જદૂમોની દાસી, ૧૦ બં. લા. રી. ૧૨૨, કારતીકચર્ણ સેટી. વિ. ગોપાળકાસ્તો. પાલીટ. ઈ. લા. રી. ૩ ક. ૨૬૪, પરંતુ આ વિચારથી મદ્રાસના પાછળના ઠરાવમાં વિરૂદ્ધ ઠરાવવામાં આવેલું છે. તેમાં જસ્ટીસ કીંડર્સલીસાહેબે વાઘન વિ. વેલડનનો ઠરાવ જોઈને

તથા ગોપાળકીશ્ન ગોસામી વિ. નીલકોમલ બાનરજીનો ઠરાવ (૧૩ બં. લા. રી. ૪૬૧) પ્રમાણે ચાલીને ઠરાવેલું છે કે, કરાર તોડવાથી થએલા નુકશાનના દાવામાં તમામ દાવાનું કારણ મદ્રાસમાં ઉત્પન થએલું છે–મહમદ અબદુલ કાદર વિ. ઈસ્ટ ઈંડિયા રેલવે કંપની, ઈ. લા. રી. ૧ મ. પાનું ૩૭૫, અને લાલજીલાલ વિ. હરદેનારણ (૧૧ ક લા રી. ૧૨૫). પરંતુ બીસુનાથ વિ. ઈલાહીબક્ષનો ઠરાવ (ઈ. લા, રી. ૫ અ. ૨૭૭) જુઓ.

કોર્ટને હકુમત મળવાને જો કે એમ કેહેવામાં આવેલું છે કે, જે તમામ બાબતો ઉપરથી દાવાનું કારણ થાય છે તે કોર્ટની હકુમતની અંદર બનેલી હોવી જોઈએ, તોપણ એવા ખુલાસાની સાથે તે માનવી જોઈએ કે એકાદા સખસના પોતાના કૃત્યથી તેના ઉપર દાવો કરવામાં આવે તેમાં અને તેની જગોએ તેના પ્રતીનીધી ઉપર દાવો કરવામાં આવે તેમાં ખુલ્લી રીતનો ભેદ છે. આ પાછલી બાબતમાં જે કોર્ટની હકુમતની અંદર દાવાનું કારણ મરનાર સખસ સાથે ઉત્પન થએલું હોય, તે કોર્ટમાં તેના વારસ વકીલ ઉપર દાવો કરી શકાય છે. કાલેબ લ્યાડ વિ. પારબતી દાસી. ૨ હાઈડ પાનું ૧૮.

ચાન્સરી કોર્ટના હુકમની રૂઈએ તે હુકમની બજાવણીની તારીખથી ૪ દીવશની અંદર કોનટ્રીબ્યુટરીઓએ નાણાં આપવાં એવો હુકમ કરેલો, તેની રૂઈએ મુંબાઈમાં દાવો કરવામાં આવ્યો. તે હુકમ મુંબાઈમાં પ્રતીવાદી કે જે હકુમત બાહાર રેહેતો હતો તેના ઉપર બજાવવામાં આવ્યો. ઠરાવવામાં આવ્યું કે આ દાવો સાંભળવાને હાયકોર્ટને હકુમત નથી, કારણ કે તે હુકમની બજાવણી તે દાવાનું કારણ પુરૂં કરવાને બસ નથી. લંડન, મુંબાઈ અને મેડીટરેનીયન બેંક વિ. બાદુબીબી, ઈ. લા. રી. ૫ મું. પાનું ૪૨

પરરાજ્યની અંદર એકાદી હુંડી લખી આપવામાં આવી હોય, તેથી તે હુંડીની રૂઈએ દાવો સાંભળવાને તે સ્વસ્થાનથી કોર્ટને અખત્યાર મળતો નથી. માલયાપી ચેટી વિ. ચેલા પા ચેટી. ઈ. લા. રી. ૧ મ. પાનૂં ૧૯૬. જ્યાંહાં તે વસુલ આપેલી ના હોય ત્યાંહાં તે દાવો કરવો જોઈએ. જમુનાપ્રસાદ વિ. ઝાબુ નીસા, ૫ ક. લા. રી. પાનું ૨૬૮.

સ્થાનિક હકુમતની બાહાર પ્રતીવાદીએ હુંડીઓ લખી, પણ કલકતે મોકલેલી અને વાદીએ તે કબુલ કરીને વસુલ આપેલી તેની રૂઈએ નાણા લેવાના દાવામાં ઠરાવવામાં આવ્યું કે, તમામ દાવાનું કારણ કલકત્તાની અંદર ઉત્પન થયું છે. જોનમલ વિ. મનુલાલ ૧ ઈંગ્લીશ જ્યુરીસ્ટ પાનું ૨૦૯. તેજ પ્રમાણે અપર પ્રોવીન્સમાં રેહેનાર સખસે કલકત્તામાં अ ઉપર ક વેચવાને મોકલેલું, અને તે ઉપર કલકત્તામાં નાણાં આપવા જોગની હુંડીઓ લખેલી, પછી તે હુંડિઓ પેહેલી વેચવામાં આવી તે પછી કલકત્તામાં अ. ના ગુમાસ્તાએ કબુલ કરી નાણાં આપ્યાં. अ. એ તે હુંડિયોની રૂઈએ નહી પણ હિસાબની બાકી બાબત દાવો કરયો તેમાં ઠરાવવામાં આવ્યું કે તે બીલોનાં નાણાં કલકત્તામાં આપવા જોગ છે, અને ત્યાંહાં દેખાડવામાં આવ્યાં હતાં, માટે ગર્ભિત કરારથી તે નાણાં પાછાં વસુલ આપવાની જવાબદારી થએલી છે, અને તમામ દાવાનું કારણ કલકત્તામાં થએલું છે. ધનરાજ વિ. ગોબીંદરામ, ૧ બં. લા. રી. પાનું ૭૬.

તેજ પ્રમાણે વકીલે પોતાના અસીલો તરફથી નાણાં લીધાં, તે તેના એજંટને તેને આપવા સારૂ આપ્યાં, પણ તે એજંટે આપ્યાં નહી, તેથી દીવાનીકોર્ટે તે વકીલને ફરીથી આપવાની ફરજ પડી. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીને જે જગોએ નાણાં આપવાને ફરજ પાડેલી તે જગોએ દાવાનું કારણ ઉત્પન્ન થયું છે. પેનુંબાલી વિ. બીમરાજા રામાયા ૨. મ. પાનું ૨૧.

કલકત્તામાં રેહેનાર સખસને નાણાં લેવાનાં તે બાબતની પ્રામીસરીનોટ કલકત્તામાં

કરી આપેલી, તેની રૂઈએ કરેલા દાવામાં હાયકોર્ટને હકુમત છે. રામગોપાળ લા. વિ. રીચર્ડઅન્લાકેર. ૧ બં. લા રી. ૩૫, અને તે હકુમતની અંદર આપવા જોગ કરેલી હોય અને હકુમતની અંદર આપવામાં આવી હોય તો, હાયકોર્ટને હકુમત છે. વીંટર વિ. રાઉન્ડ, ૧ મ. પાનું ૨૦૨; પરંતુ સ્થાનીક હકુમત બાહાર તે લખી આપવામાં આવી હોય અને તે ખતમાં ઠરાવ મોઘમ હોય અને અમુક જગા બતાવેલી ના હોય તો તેમ થતું નથી. રાજેંદ્રરાવ શામરાવ, ૧ મ. પાનું ૪૩૬ (મહારાણી વિ. ડાનસર ૬ ટી. આર. ૨૪૨ ના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યું). આ કામમાં વાર્કલ્ડ વિ. શેરીદાનના કામના ઠરાવ પ્રમાણે ચાલીને ઠરાવેલું છે કે મદ્રાસમાં કરાર કરવામાં આવેલો નથી, માટે તે હાયકોર્ટની હકુમત થતી થથી.

એક પ્રામીસરીનોટ કલકત્તામાં લખી આપવામાં આવેલ નહી, પણ કલકત્તામાં તેનાં નાણાં આપવાનાં હતાં. આ પ્રામીસરીનોટની રૂઈએ દાવો દાખલ કરતા પેહેલાં પરવાનગી લેવામાં આવી નહી હતી, તેથી ઠરાવવામાં આવ્યું કે હાયકોર્ટને હકુમત નથી. મથુરમોહનરાય વિ. જદુમોનીદાસી, ૧૦ બં. લા. રી. પાનું ૧૨૨, હરજીવનદાસ વિ. ભગવાનદાસ, ૭ બં. લા. રી. ૧૦૨, ૫૩૫, તોપણ લાલજી વિ. હરદેનારણ, ઈં. લા. રી, ૯ ક. પાનું ૧૦૫ નો ઠરાવ જુઓ.

અમુક જમીન કલકત્તાની બાહાર હતી તે જમીનનું ગીરોખત કલકત્તામાં લખી આપવામાં આવેલું છે. પછી તે બાબતનાં નાણાં આપવાના કરારની રૂઈએ ધીરેલાં નાણાં લેવાને હાયકોર્ટની અસલબાજુમાં દાવો કરવામાં આવ્યો. પણ તે દાવો કરવાની પરવાનગી લેવામાં આવી નહી હતી, તેથી તે હકુમતની ખામીના કારણથી કાહાડી નાંખવામાં આવ્યો. કનૈયાલાલ દત્ત વિ. પ્રીન્સસાહેબ આલમ (તા૦ ૧ માર્ચ સન ૧૮૮૦–જસ્ટીસ વીલસન સાહેબનો ઠરાવ.) બીજી બાજુ તરફ એક કામમાં પરવાનગી લેવામાં આવી હતી, તેમાં ઠરાવવામાં આવ્યું કે કલકત્તાની બાહાર કામ ધંધો કરનાર તથા રેહેનાર સખસ ઉપર દાવો ચાલી શકે છે, કારણ કે ગુન્હા અથવા કપટથી તેને ત્યાં માલ ગીરો મુકેલો તે વાદી પાસેથી લેવામાં આવેલો છે, માટે કલકત્તાની હાયકોર્ટમાં દાવો ચાલી શકે છે, કેમકે કપટનો ગુન્હો ફકત હકુમતમાં બનેલો છે. ઈં. લા. રી. ૩ ક. પાનું ૨૬૪. કપટના કારણથી કબુલતથી મેળવેલું હુકમનામું રદ કરવાને દાવો કરવામાં આવેલો હતો, તે જો કે તમામ પ્રતીવાદીઓ હહકૂમતની બાહાર રેહેનારા છે તોપણ પ્રથમ પરવાનગી લીધા વિના દાવો કરી શકાય છે. બીબી સોલેમન વિ. અબદુલ આઝીઝ. ૪ ક. લા. રી. પાનું ૨૬૬.

માલ વેચીને સ્વાધીન કરવામાં આવેલો તે બાબતના દાવામાં પ્રતીવાદી હાયકોર્ટની સ્થાનિક હકુમતની અંદર રહેલો નહી હતો. તેમાં દાવાનું કારણ એટલે માલ વેચીને સ્વાધીન કરવામાં આવેલો તે હકુમતની અંદર બનેલું છે એમ માનવું જોઇએ. આ પ્રમાણે अ. એ મદ્રાસમાં માલ વેચેલો તે બાબત ब. ઉપર દાવો કરયો. તે માલ પૈકી થોડોક દરીયા માર્ગે મોકલવામાં આવ્યો હતો, અને થોડોક ટપાલથી अ. પોતાના જોખમથી ब. જ્યાં સ્થાનીક હકુમતની બાહાર રેહેતો હતો ત્યાં મોંકલેલો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે મોકલનારના જોખમથી મોકલવામાં આવ્યો હતો, માટે તે ब. ને સ્વાધીન કરયો થતું નથી. માટે સ્થાનિક હકુમતની અંદર દાવાનું કારણ ઉત્પન્ન થએલું નથી. વિંટર વિ. વે, ૧ મ. પાનું ૨૦૦. જો પ્રતીવાદીના જોખમથી મોકલવામાં આવ્યો હોત તો જુદી વાત હતી. ડીસોઝા વિ.

કોલ્સ, ૩ મ. પાનું ૪૦૫-૬. વાદીઓ મદ્રાસમાં રેહેતા હતા તેમણે બીમલીપટમના રે-હેનાર પ્રતીવાદી સાથે કરાર કરયો કે તે પ્રતીવાદી બીમલીપટમમાં જે માલ વાંહાણ ઉપર ચડાવે તેમાં જો તે જોખમ માથે રાખે તો તેનો નીમ્મે ભાગ મળવાનો હક્ક થાય. પ્રતીવાદીએ બીમલીપટમમાં તે માથે રાખ્યું. તેથી થએલા નુકશાન બાબત દાવો કરવામાં આવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે હાયકોર્ટને હકુમત નથી. ડીસોજા વિ. કોલ્સ ૩ મ. પાનું ૩૮૪ તેજ પ્રમાણે વાદી તથા પ્રતીવાદીએ લખેલો કરાર સીકંદ્રાબાદમાં હેદ્રાબાદની નજીક બાકારામાં અમુક ભાગીદારીનો ધંધો ચલાવવાને કરયો, અને તે કરારની શરતો પ્રમાણે મદ્રાસમાં વાદીને ઇંગ્લાંડમાં વેચવાને વાંહાણ ઉપર ચડાવવાને ચામડાં મોકલેલાં હતાં, અને તેથી જે માલ મોકલવામાં આવેલો તે બાબત વાદી ઉપર મદ્રાસ હુંડીયો લખવામાં આવી હતી, અને વાદીએ તે નાણાં આપ્યાં હતાં, અને તે ભાગીદારીનો હિસાબ આઠ દીવશમાં એકવાર મોકલવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સ્થાનિક હકુમતની અંદર દાવાનું કારણ ઉત્પન્ન થતું નથી. જસ્ટીસ બીટલસ્ટને કહેલું છે કેઃ—" આવી જાતના દાવામાં તો એવું માલુમ પડે કે ભાગીદારીનું કામ એક કરતાં વધારે જગાએ ચાલેલું છે તો, આપણા ચાર્ટરની કલમ ૧૨ ના હેતુ પ્રમાણે દાવાનું કારણ થોડું થોડું દરએક જગોએ ઉત્પન્ન થાય છે. આધારોનું વજન પણ આ પ્રમાણે ઠરાવવાના લાભમાં છે, એમ અમને જણાય છે, લછમીચંદ વિ. જોરાવરમલનો ૮ મુર. પાને ૨૯૧ મે જે ઠરાવ છે તે જુદો છે, એમ અમારી નજરમાં આવે છે, કારણ કે તે કામનો ઠરાવ એવા કારણથી કરવામાં આવ્યો છે કે, ભાગીદારી ખરી રીતે એક જગોએ ચાલતી હતી, એટલે મથુરામાં ચાલતી હતી, અને જે કોર્ટમાં તે દાવો કરવામાં આવ્યો છે તે કોર્ટની હકુમતની અંદર તે મથુરાં છે. તે કામની હકીકત ઉપરથી જણાય છે કે તે ભાગીદારીના હિસાબના ચોપડા મથુરામાં રાખવામાં આવેલા હતા, અને મથુરામાં નાણાં વાદી પુરાં પાડતો હતો, અને તે ભાગીદારીના કામમાં તેઓનો એજંટ અફીણ ખરીદ કરવામાં વાપરતો હતો, અને તે અફીણ મુંબાઈ તથા ચીન વેચવાને મોકલવામાં આવતું હતું, અને તે વેચાણનો હિસાબ તથા ઉપજેલી રકમ મથુરા મોકલવામાં આવતી હતી, અને મથુરામાંજ હિસાબ બંધ કરીને દાવાવાળી બાકી કાહાડવામાં આવી છે." બાજીમીયાંસાહેબ વિ. ખાજીમીયાંસાહેબ ૪ મ. પાનું ૨૧૮.

કલકત્તાના રેહેનાર વાદીએ, મુંબાઈના રેહેવાસી પણ કલકત્તામાં તેનો ગુમાસ્તો ધંધો ચલાવતો હતો તે ह ઉપર તથા બીજા મુંબાઈના રેહેવાસીઓ હતા તેમના ઉપર મુંબાઈ મધેની કેટલીક મીલકતની કલકત્તામાં ફારકતી લખી આપેલી તે રદ કરવાને દાવો કરયો હતો, ઠરાવવામાં આવ્યું કે તે દાવાનું કારણ તમામ કલકત્તામાં ઉત્પન્ન થયું નથી, પણ તે દાવાના કારણમાં મુંબાઈ મધેની મીલકત ઉપર સદરહુ ફારકતીનો થતો અસર આવી ગએલો છે. હાજીઈસ્માયલ વિ. હાજીઅહમદ હાજીજુસબ, ૧૩ બં. લા. રી. પાનું ૯૧.

કોર્ટ ઓફ કવીન્સબેંચના ફેંસલાની રૂઈએ રાંગુનના રીકોરડરની કોર્ટમાં વાદીએ દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે દાવાનું કારણ સ્થાનિક હકુમતની અંદર ઉત્પન્ન થએલું નથી. સીત્રફીંગ ડરપ વિ. ફ્રેક, ૯ વી. રી. પાનું ૨૧૫.

એક લ આગ્રામાં રેહે છે અને આગ્રામાં કામ ધંધો કરે છે. તેની પેહેડી તથા ક્ષ રતળામ વિગરેમાં રહી કામ ધંધો ચલાવે છે તેની પેહેડીની વચમાં પરરાજ્યની અંદરનું રતળામ છે, ત્યાં અફીણ વેચાણ લેવા તથા તે વેચવાની ભાગીદારીનો કરાર થયો. આ ભાગીદારીનું

મુખ્ય કામ આગ્રામાં ચાલતું હતું, અને તે વેહેપાર ત્યાં ચલાવવામાં આવતો હતો તે ल. ની પેહેડીએ ધીરેલા નાણાથી ચલાવવામાં આવતો હતો. અને ત્યાંહાં ભાગીદારીના ચોપડા રાખવામાં આવતા હતા. તે ભાગીદારી બંધ પડતી વખતે તેમાં ખાધ ગએલી હતી, અને આગ્રામાં બાકી કાહાડવામાં આવેલી હતી, તેથી ल. ની પેહેડીનું ज्ञ. ની પાસે લેહેણું નીકળતું હતું. ल. ની પેહેડીએ ज्ञ. ની પેહેડી ઉપર તે બાકીનું લેહેણું લેવાને આગ્રામાં દાવો કરયો. તેમાં ज्ञ. એ તકરાર કરી કે તે કરાર રતળામમાં થએલો હતો, ત્યાંહાં તે પેહેડી રેહે છે, માટે આગ્રા કોર્ટને હકૂમત નથી. એવું ઠરાવવામાં આવ્યું કે દાવાનું કારણ આગ્રામાં ઉત્પન્ન થએલું છે, માટે તે કોર્ટની હકુમતની અંદર છે, કારણ કે તે ભાગીદારીની કાયમ ઠરાવેલી જગા આગ્રા હતી, અને ત્યાં ચોપડા રાખવામાં આવતા હતા, અને લેહેણાની બાકી પણ ત્યાં કાહાડી આપવામાં આવી છે, માટે ત્યાં લેહેણું થએલું છે. લખમીચંદ વિ. જોરાવરમલ. ૮ મુર. પાનું ૨૯૧.

એવું ઠરાવવામાં આવ્યું છે કે સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૫ માં "દાવાનું કારણ" એવા શબ્દો છે, તેનો હેતુ તમામ દાવાનું કારણ નથી, માટે જ્યાં ગળીની કીમત પ્રતીવાદીએ આપવાની ના કહી પણ વાદીની રેહેવાની જગોએ નાણાં આપવાં જોઈતાં હતાં, માટે જે જીલ્લામાં વાદી રેહે છે તે જીલ્લાની કોર્ટની હકૂમતની અંદર દાવાનું કારણ ઉત્પન થએલું છે, કારણ કે ત્યાં તે કરાર પૂરો કરવાની ઉમેદ હતી. હીલ્સ વિ. કલેર્ક, ૨૩ વી. રી. ૬૩. તેમજ સારનપૂરમાં એક ખત લખી આપવામાં આવેલું, પરંતુ તે ખતનો અવેજ ડેહેરામાં ઉત્પન થયો હતો, અને ત્યાં પ્રતીવાદીએ ખત લખી આપવાને કબુલ કરેલુ હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ફક્ત ખત સાહારનપૂરમાં લખી આપવામાં આવ્યું તેથી ત્યાં દાવાનું કારણ ઉત્પન થવાને બસ નથી. પરંતુ તે રકમ આપવામાં આવી નહી તેથી દાવો કરવાનો હક્ક થએલો છે, માટે ડેહેરામાં દાવાનું કારણ ઉત્પન થએલું છે. પ્રેમસુખ વિ. ભીખો, ૩ આગ્રા. ૨૪૨. તેમજ પારોલામાં પ્રતીવાદીએ એવો કરાર કરયો કે વાદીને પાદશાહામાં માલ વેચાણ આપ્યો, અને તે બાબત તેણે અગાઉથી નાણાં આપેલાં હતાં, અને જો તે માલ સ્વાધીન કરવાને કસૂર કરવામાં આવે તો, તે માલની કીમત પારોલામાં બજાર ભાવ હોય તે પ્રમાણે આપવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે માલ નહી આપવા બાબત દાવાનું કારણ પાદશાહામાં ઉત્પન થએલું છે, અને પારોલામાં ઉત્પન થએલું નથી. ચુનીલાલ માણેકલાલભાઈ વિ. મહીપતરાવ, ૫ મું. પાનું ૩૩. પરંતુ क्ष. માં રેહેનાર अ. એ ब. ની મારફતે य. માલ વાંહાણમાં ચડાવી મોકલ્યો, અને તે માલ ઉપર ब. એ નાણાં ધીરયાં, અને તેમાં એવો કરાર કરવામાં આવ્યો કે તે માલ ધીરેલા નાણાના કમીશન તથા ખર્ચ કરતાં પરદેશમાં કમી કીંમતથી વેચવામાં આવે તો, अ. એ તે નાણાં માગે એટલાં આપવાં, પણ કેઈ જગોએ આપવાં તે બતાવવામાં આવેલું નથી. ઠરાવવામાં આવ્યું કે તમામ દાવાનું કારણ य. માં ઉત્પન થયું છે. હરોગા વિ. પરશોતમ, ઈં. લા. રી ૪ મ. પાનું ૫૭૩, અને પ્રતીવાદી अ. તે क्ष. માં રેહેતો હતો, અને એક એજંટની મારફત य. માં કામ ધંધો કરતો કતો. તેણે કાગળ લખી વાદીને એવો અખત્યાર આપ્યો હતો કે क. य, માં પ્રતીવાદીની પેહેડી છે તે ઉપર હુંડીઓ લખે, એટલે क्ष. માં क. ને નાણાં આપવાં. તે હુંડીઓ શીકાર કરી નાણા य. માં આપવાની હતી. ઠરાવવામાં આવ્યું કે તે હુંડીયોની રૂઈએ દાવો क्ष. માં કરવો જોઈએ. જમુના વિ. લકમુનનીસા

૫ ક. લા. રી. પાનું ૨૫૮. क्ष. માં એક દસ્તાવેજ રજીસ્ટર કરાવવાની ફરજ ब. ને પાડવાને દાવો કરેલો અને પ્રતીવાદી य. માં કાયમ રેહેતો હતો. ઠરાવવામાં આવ્યું કે તે દાવો क्ष. અથવા य. માં ચાલી શકે છે, સામી આયનગર વિ. ગોપાળ આયનગર. ૭ મ. પાનું ૧૭૬. अ. સીરામપૂરમાં રેહેતો હતો, ત્યાં તેની સાથે ब. એ મુખજુબાનીથી કરાર કર્યો કે अ. ના છોકરાની સાથે કલકત્તામાં વાણીયાનો ધંધો કરવો, અને अ. એ કબુલ કરયું કે તેમાં જે નાણાં જોઈશે તે હું આપીશ; એવી શરતથી કે અમુક તારીખની અંદર તે આપેલાં નાણાં વ્યાજ સાથે પાછાં આપવાં. તે કઈ જગોએ પાછાં આપવાં તે ઠરાવેલું નહીં હતું. તે નાણામાંનાં કેટલાંક નાણાં સીરામપુર આપવામાં આવ્યાં હતાં, અને કેટલાંક કલકત્તામાં આપવામાં આવેલાં હતાં. પછી ब ચંદ્રનગર રેહેવા ગયો. अ. એ તે ધીરેલા નાણાની બાકી પાછી લેવાને હુગ્લીની કોર્ટમાં દાવો કરયો. તેમાં જડજે ઠરાવ્યું કે અમને તે દાવો સાંભળવાને હકુમત નથી, કારણ કે દાવાનું કારણ કલકત્તામાં ઉત્પન્ન થએલું છે. ઠરાવવામાં આવ્યું કે કરાર કરનારા પક્ષકારો કરાર કરતી વખતે જે પ્રગણામાં હોય તે પ્રગણામાં તેઓનું રેહેઠાણ અથવા ધંધો ના હોય એવું જો ના હોય તો, તમામ કામોમાં જે જગોએ કરાર થએલો હોય તે જગોએ દાવો કરી શકે, માટે હુગ્લીની કોર્ટને હકુમત છે, અથવા જે જગોએ કરારનો અમલ કરવાનો હોય તે જગોએ દાવો ચાલી શકે છે, અને નાણા સીરામપુરમાં આપવાનાં હતાં. માટે તે કોર્ટની હકુમત હતી. ( હીલ્સ વિરૂદ્ધ કલેર્ક, ૨૩ વી. રી. ૬૩. લખમીચંદ વિ. જોરાવરમલ. ૮ મુર, ૨૯૧ જુઓ ). અને જો કરારનો અમલ કરવાની જગો વિશે કરાર કરેલો ના હોય અથવા કામની હકીકત પ્રમાણે કરારનો અમલ કરવાને અમુક જગોની જરૂર પડતી ના હોય તો, પક્ષકારોએ જે જગોએ અમલ કરવાનો ઈરાદો રાખ્યો હોય તે જગોએ દાવો કરવો જોઈએ. ગોપીકીશન ગોસામી વિ. નીલકોમલ બાનરજી. ૧૩ બં. લા. રી. ૪૬૧, ૨૨ વી. રી. પાનું ૭૯ ના ઠરાવો છે; અને મહમદ અબદુલ કાદર વિ. ઈસ્ટ ઈંડયા રેલવે કંપનીના કામમાં ઈ. લા. રી. ૧ મ. પાનું ૩૭૫, અને હરીમોહન મલીક વિ. ગોવરધનદાસ, ૩ ક. લા. રી. પાનું ૪૫૯. એ બેઉ ઠરાવો પ્રમાણે ચાલવામાં આવેલું છે, અને તે બેઉ કામોમાં ઠરાવેલું છે કે જે જગોએ કરાર તોડેલો હોય તે જગોએ તે તોડેલા કરારથી થએલા નુકશાન બાબત દાવો ચાલી શકે છે. લાલજી વિ. હરદેશ નારાયણ, ઈ. લો. રી. ૯ ક. પાનું ૧૦૫, તેમાં એક પ્રામીસનરી નોટની રૂએ જે જગોએ નાણાં ધીરવામાં આવેલાં તે જગોએ દાવો કરવામાં આવેલો હતો, અને તે જગોએ નાણા વસુલ આપવાનાં હતાં. અને બીસુનાથ વિ. ઈલાઈબક્ષનો ઠરાવ ઈ. લા. રી. ૫ ક. પાનું ૨૭૭ મે છે, તેમાં ઠરાવેલું છે કે કરાર તોડયાની રૂએ જે જગોએ કરાર કરેલો હોય તે જગોએ અથવા જે જગોએ કરાર તોડયો હોય તે જગોએ દાવો ચાલી શકે છે.

દરીયામાં ૩ માઈલની અંદર દાવાનું કારણ ઉત્પન થયું હોય તે વિશે, ઈ. લા. રી. ૨ મું. પાનું ૧૯ મે બાતન મયાચા વિ. હાજુ ધ્રોનચાનો ઠરાવ જુઓ.

જાતને અથવા જંગમ મિલકતને કરેલી નુકશાનીનો બદલો

**૧૮. જાતને અથવા જંગમ માલને કરેલી નુકશાનીના બદલાને વાસ્તે ફરીયાદ કરવી હોય, અને તે નુકશાન એક કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં કર્યું હોય, તથા પ્રતિવાદી બીજી કોર્ટની હકુમતની સ્થાનીક હદમાં રેહેતો હોય કે ધંધો ચલાવતો હોય કે કમાઈને વાસ્તે જાતે કામ કરતો હોય, તો**

લેવાની ફરિયાદો. વાદી તે કોર્ટો પૈકી પોતાની નજરમાં આવે એ કોર્ટમાં ફરીયાદ કરી શકે.

દૃષ્ટાંતો.

(अ) अ. દીલ્લીનો રેહેનાર છે, તે ब. ને કલકત્તામાં મારે છે, તો अ. ના ઉપર ब. દીલ્લીમાં અથવા કલકત્તામાં ફરીયાદ કરે.

(ब) अ. દીલ્લીનો રેહેનાર છે. તે ब. ની આબરૂને હાની પોહોંચે એવો મજકુર કલકત્તામાં પ્રસિદ્ધ કરે છે. अ. ના ઉપર ब. કલકત્તામાં અથવા દીલ્લીમાં ફરિયાદ કરી શકે.

(क) એક રેલવે કંપનીની મુખ્ય આફીસ હોરામાં છે. તે કંપનીની લાઇન ઉપર મુસાફરી કરતાં, જે ગફલતનો દોષ કંપની ઉપર મુકી શકાય એવી ગફલતને લીધે, અલ્લાહાબાદ આગળ તે ઉથલી પડ્યો, અને તેને ઇજા થઇ. કંપની ઉપર તે ગમે તો હોરામાં કે ગમે તો અલ્લાહાબાદમાં ફરીયાદ કરી શકે.

**ટીકા**—આ કલમના સબંધમા જાતને અગર જંગમ મીલકતને કરેલા નુકશાન માટે કરવાની ફરીયાદ, ગમે તો જ્યાં નુકશાન થયું હોય ત્યાંની કોર્ટમાં અથવા ગમે તો પ્રતીવાદી જ્યાં રેહેતો હોય ત્યાંની કોર્ટમાં કરી શકાય.

જાતનું તથા જંગમ મીલકતનું નુકશાન કોને કેહેવું, તે વિશે નીચે થોડીક હકીકત જણાવવામાં આવે છે.

સર વુલીયમ બ્લાકસ્ટન કેહે છે કે “ જાતના હક્ક” માં પોતાના જીવનો, શરીરના અવયવનો, સૂખાકારીનો, અને આબરૂનો વગર હરકતે નીરંતર ભોગવટો કાયદાસર રીતે કરવો એ વાત છે. અને તે દરેક બાબતને માટે સ્વભાવિક જન્મથી ઉત્પન થએલો હક્ક છે, અને એનો વગર કારણે નાશ કરવો, ભંગ કરવો, અગર અટકાવ કરવો એથી વાસ્તવિક કાયદેસર જે છુટાપણું છે તેનો દેખીતો ભંગ થયા વગર રેહેતો નથી, ને તે ઘણાખરા કામોમાં નુકશાનની ફરીયાદ માંડવાનો આધાર થઇ પડે.

હવે જગંમ મીલકત તે શું અને તેને નુકશાન તે શું, તેનું વર્ણન કરવામાં આવે છે.

જંગમ મીલકત એટલે જે ચીજો સ્થીર નથી, અને માલેકની જાત સાથે જોડાએલી છે, અને એક જગોએથી બીજી જગોએ લેઇ જવી હોય તો તે લેઇ જવાય એવી છે, જેવી કે જાનવરો, ઘરનો સામાન, પૈસા, ઘરેણું, અનાજ, લુગડાં અને બીજી જે ચીજો કે જે એક જગોએથી બીજી જગોએ ફેરવી શકાય તેવી તમામ ચીજો.

જંગમ મીલકતનું નુકશાન, એટલે આ ઉપર લખેલી ચીજોનો નાશ કરીને તેમને નકામી કરીને અથવા પચાવી પડીને જે નુકશાન કરવામાં આવે છે તે.

હવે જાતને તથા જંગમ મીલકતને નુકશાન કર્યા બાબત હિંદુસ્તાનની નામદાર હાયકોર્ટોએ જે ફેંસલા કર્યા છે, તે આ જગોએ એવાજ કીસમના કેસો માંડવામાં અને તેમના ફેંસલા કરવામાં ઉપયોગી થઇ પડશે, એવું ધારી થોડા નીચે બતાવવામાં આવે છે.

ગાળ દીધાને માટે નુકશાનની ફરીયાદ દિવાની કોર્ટમાં થઇ શકે છે, સ. વી. રી. વા. ૧૬ પાનું ૮૩.

પ્રતિવાદીએ વાદી ઉપર લખેલા બે કાગળોમાં જે ગેરઆબરૂની બાબત હોય, ને તે

બીજી કોઇ રીતે પ્રસિદ્ધ થઇ ન હોય ને તેથી વાદીની લાગણીને ઇજા થઇ હોય તો, તેના નુકશાનની ફરીયાદ ચાલે નહી. ને. વે. પ્રા. રી વા. ૬ પાનું ૩૮.

બાપ પોતાના ન્હાના છોકરાની જાતને ઇજા થઇ હોય તેનું નુકશાન મળવા તેના વાલી તરીકે દાવો બાંધી શકે છે. સ. વી. રી. વા. ૯ પાનું ૩૨૭.

હંગામા અને ખુનના ગુન્હામાં મદદગારી કર્યાનું તોહમત આધાર રહીત અને દ્વેષવાળું હોય તેને માટે નુકશાન મળી શકે નહી. ૫ વી. રી. પાનું ૧૩૪.

માત્ર ગાળ કે ધમકી દીધી હોય તેને માટે નુકશાનની ફરીયાદ મંડાય નહી. ૧૨ વી. રી. પાનું ૩૬૯.

કોઇ સખસની આબરૂને ઇજા થઇ હોય તેને માટે નુકશાન મળી શકે છે. ૭ વી. રી. પાનું ૧૧૭

કોઇ વાદી કાંઈ ઇજા માટે નુકશાનની ફરીયાદ કરવા કોર્ટમાં આવે, તે જો થએલી ઇજાનું વર્ણન મીઠું મરચું ભભરાવી હદથી જાદે કરે તો. તેને થોડીક ઇજા થઇ છે એવું કોર્ટને જણાય, તોપણ તેનો દાવો તદન કાહાડી નાંખવો એજ વ્યાજબી છે. ૮ સ. વી. રી. ૪૭૬.

ब. એ મારી મીલકત ચોરેલી છે એમ માનવાને अ પાસે વ્યાજબી સબબો હોય તેથી કરીને તે ब. ઉપર ચોરીનું કામ ચલાવે. હવે જો ब. ઉપરનો કેસ શાબીત ન થાય તો તેથી કરીને ब. ને નુકશાન મળવા अ ઉપર ફરીયાદ ચાલેજ નહી. સ. વી. રી. વા. ૬ પાનું ૨૪૫.

વાદીને નુકશાન અપાવવાનો આંકડો નીચેની કોર્ટે ઘણોજ જાદે ઠરાવ્યો, તેથી અપીલમાં એનો દાવો રદ થયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે નુકશાન મળવા વાદીનો હક્ક શાબીત થઈ ચુક્યો હોય, તે ઠેકાણે એનો દાવો નીચેની અપીલકોર્ટે રદ કરવો જોઇતો નહી હતો. સ. વી. રી. વા. ૮ પાનું ૪૪.

નુકશાન અપાવવામાં એમ જોવું કે પ્રતિવાદીના અપકૃત્યથી વાદીને કાંઇ ઈજા થઈને નુકશાન નીપજ્યું છે. ૩ આગ્રા. પાનું ૧૨૭.

આબરૂની ફરીયાદમાં મોંઢે બોલેલા અગર લખેલા મજકુરમાં કાંઈ તફાવત નથી. સ. વી. રી. ફો. વા. ૩ પાનું ૪૫.

આબરૂ લીધા બાબતની ફરીયાદમાં એવો પુરાવો હોય કે જે કાગળમાં નીંઘારૂપ આબરૂને હરકતકાર્ક મજકુર છે, તે કાગળ ડાગમાં કોઈ પગણામાં મોકલ્યો હતો. પગણામાં નીંધા પ્રગટ કરવાનો બરોબર પુરાવ છે. સ. વી. રી. ફો. વા. ૫ પાનું ૪૪.

પ્રતિવાદીએ કરેલું કૃત્ય કાયદાસર રીતે કર્યું એમ ઠરયું હોય, અને તેની ગફલતથી નૂકશાન પોહોચ્યું ન હોય તો, નુકશાન મેળવવા વાદીને હક્ક નથી સ. વી. રી. વા. ૨ પાનું ૪૩.

નુકશાનનો આકાર કામની તમામ હકીકત ધ્યાનમાં લેઈ બાંધવાનો છે. જો ફકત શાહેદીઓના કેહેવા ઉપરથી સરાસરી કરી આકાર ઠરાવવામાં આવે તો, તે વ્યાજબી કેહેવાય નહી. સ. વી. રી. સન ૧૮૬૪ પાનું ૩૬૩.

નુકશાનના આંકડામાં વાંધો લેવાનો હોય તો નીચેની કોર્ટમાં લેઈ શકાય છે. સ્પેશિયલ અપીલમાંજ પ્રથમ લેઈ શકાતો નથી. સ. વી. રી. વા. ૨ પાનું ૨૮૭.

કોઈ ફરીયાદી કોઈ ગુન્હાનું તોહમત જે પોતે વગર કપટે ખરૂં માનતો હોય તે શાબીત કરવામાં માલ નિષ્ફળ થાય તો, તેથી કરીને તેની ઉપર આબરૂને નુકશાન કર્યાની ફરીયાદ માંડી શકાય નહી. ૫ વી. રી. પાનું. ૨૮૨.

ખરેખરૂં નુકશાન અગર ઈજા થયા વિના પણ માત્ર મોંઢેથી ગાળ દીધી હોય તો,

તેનું નુકશાન મળવા માટે દિવાની કોર્ટમાં ફરીયાદ થઈ શકે છે. ૧ વી. રી. પાનું ૧૯.

થએલી ઈજાથી કાંઈ ખરેખરૂં પૈસાનું નુકશાન થયું ન હોય તો, જાતને થએલી ઈજા માટે નુકશાન મળવાનો દાવો સ્માલકાજકોર્ટમાં થઈ શકે છે. ૧૨ વી. રી. પાનું ૪૭૭.

ગાળ દીધાથી માણસની લાગણીને અસર થાય અને તેથી તેને નુકશાન મળી શકે. ૬ વી. રી. પાનું ૧૫૧.

પ્રીનસીપાલ સદરઅમીનના વકીલની આબરૂ માટે સદરઅમીનના વકીલ કરતાં વધારે નુકશાન અપાવવાની જરૂર નથી. ૬ વી. રી. પાનું ૨૫.

મોઢાની નીંદામાં અને હુમલાના કેસમાં ખાસ નુકશાન થયાની શાબીતી લાવવાની જરૂર નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું ૩૭૨.

ક્રોધ ઉત્પન્ન કર્યા વગર કરેલા હુમલાનું નુકશાન મળવા કરેલી ફરીયાદમાં, જો કે જાતને કાંઈ ઘણું નુકશાન થયું ન હોય, તોપણ પ્રતીવાદીએ જે ઈજા અને કંટાળો આપ્યો હોય તેના પ્રમાણમાં નુકશાન અપાવવું જોઇએ. વી. રી. સન ૧૮૬૪ પાનું ૩૭૦.

નુકશાનના આંકડા બાબતની તકરારનો નિર્ણય કરવો એ જ્યુરીનું કામ છે, અને એમનો અખત્યાર છે, તેમાં હાયકોર્ટ કાંઈ વિશેષ સબબ વિના હાથ ઘાલતી નથી. ૧૦ વી. રી. ૧૬૪.

પાળ કાપી નાંખવાથી જે નુકશાન અપાવવું તે ફક્ત જમીનનું ભાડું હોય તે અપાવવું એટલુંજ નહી, પણ ખેતીથી જે નફો થવાનો હોય, તે પણ નુકશાનીના આંકડામાં અપાવવો જોઇએ. વી. રી. સન ૧૮૬૪ પાનું ૨૫૧.

પ્રતિવાદીના અપકૃત્યથી વાદીને નુકશાન થયું હોય, તેટલું નુકશાન અપાવવું. ૧૦ વી. રી. પાનું ૨૦૨.

જો જડજે તમામ હકીકત ઉપર તથા પુરાવ ઉપર નજર રાખી નુકશાનનો આકાર બાંધ્યો હોય, તો તેમાં હાથ ઘલાતો નથી. ૧ વી. રી. પાનું ૨૩૮.

કોર્ટના વારંટથી જપ્તી થઈ હોય તો, તેથી થતા નુકશાનના જવાબદાર કોઈ થતું નથી. ૭ વી. રી. પાનું ૩૫૫.

જ્યારે બે પક્ષકાર આ દેશમાં દાવા લડતા હોય, તે દરમિયાન કોર્ટમાં જે અરજીઓ દાખલ કરે છે તેમાં સખત અને ભારે શબ્દો વાપર્યા હોય તો, તેથી કાંઈ એક બીજાની આબરૂને લાંબુ નુકશાન થતું નથી. ૨ વી. રી. પાનું ૧૬૩.

ઝાડ કાપી લઈ ગયાની બાબતમાં ઠરાવવામાં આવ્યું છે કે નુકશાનીનો જવાબદાર ઈજારદાર અને તેનો જામીન છે, પણ જેણે ઝાડ ખરીદ કર્યાં તે નથી. ૧ વી. રી. પાનું ૧૫૬

એકજ ડિસ્ટ્રીક્ટમાં પણ જુદી જુદી કોર્ટોની હકુમતમાં આવેલી સ્થાવર મિલકતની ફરીઆદ.

**૧૯. એક ડીસ્ટ્રીક્ટની હદમાં પણ જુદી જુદી કોર્ટોની હકુમતમાં આવેલી સ્થાવર મિલકત બાબતની અથવા સ્થાવર મિલકતને કરેલા નુકશાનીનો બદલો લેવાની ફરીયાદ હોય તો, તે ફરીયાદ, જે કોર્ટની હકુમતમાં તે મિલકતનો કાંઇ ભાગ આવેલો હોય, તે કોર્ટમાં થઇ શકે, પરંતુ ફરીયાદના વિષયની કીંમત બાબતનો તમામ દાવો તે કોર્ટ સાંભળી શકે એવો હોવો જોઇએ.**

જુદા જુદા ડિસ્ત્રીકટમાંના સ્થાવર મિલકત બાબતની ફરીયાદો.

જો સ્થાવર મિલકત જુદા જુદા ડિસ્ત્રીકટની હદમાં આવેલી હોય તો, ઈનસાફ કરવાને બીજી રીતે લાયક હોય એવી જે કોર્ટની હકુમતમાં તે મિલકતનો કાંઈ ભાગ આવેલો હોય. તે કોર્ટમાં તે ફરીયાદ થઇ શકે.

**ટીકા**—આ કલમમાં જે ઠરાવ છે તે સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧ અને ૧૨ માં હતો. આ કલમ બજાવણીના કામને લાગુ થાય છે. સરૂપચંદ વિ. અમીરનીસા, ઈ. લા રી. ૮ ક. પાનું ૭૦૩.

આ કલમ પ્રમાણે પરવાનગીની જરૂર નથી, પરંતુ વિરૂદ્ધ પક્ષકાર કલમ ૨૦ વિરૂદ્ધ કામ ચલાવવાને મુખત્યાર છે. પ્રથમના રીવાજ બાબતમાં ગોરસુંદરી ડેબીયા વિરૂદ્ધ શંભુચંદ્ર મોજુમદાર ૧૨ વી. રી. પાનું ૩૨૮, બલાખીલાલ વિ. ઠાકુર પરતાપસીંગ, ઈ. લા. રી. ૫ ક. ૯૨૮, ૬ ક. લા. રી. પાનું ૩૭૧ જુઓ.

વાદીએ એક રાજેસાઈ મધેની અને બીજી નદીયા મધેની મીલકત મારા ધણીની છે એમ કરીને તે ઉપર દાવો કર્યો છે, એવું કહીને કે પ્રતીવાદીઓએ તે મારા કબજામાંથી લેઈ લીધી છે, તેણીનું રાજેસાઈ મધેની જમીનનું રાજેસાઈમાં હુકમનામું થયું, પછી તેણીએ નદીયા મધેની મીલકત બાબત દાવો કર્યો; એવું કહીને કે પ્રથમના દાવાથી દાવાનું કારણ જુદુ ઉત્પન્ન થએલું છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ બેઉ દાવાનો હેતુ વાદીયણના ધણીનો હક્ક શાબેત કરવાનો તથા તે ધણીની વિધવા અને વારસ તરીકે તે મીલકતનો કબજો લેવાનો છે. માટે તેથી કબજો છોડાવ્યાનાં જુદાં જુદાં કૃત્યો કેહેવામાં આવેલાં છે તે દાવાને હરકત થતી નથી, કારણ કે તે તમામ કૃત્યો પેહેલો દાવો કરવામાં આવ્યો ત્યાર પેહેલાનાં છે. માટે તેણીએ આ કલમ પ્રમાણે ચાલવું જોઈતું હતું, તેથી સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭ પ્રમાણે તેણીના દાવાને હરકત છે. જમુનીદાસી ચોધ્રાણી વિ. બામાસુંદ્રી દાસી ચોધ્રાણી, ૨ વી. રી. પાનું ૧૪૮. પરંતુ મદ્રાસમાં તેવોજ દાવો ચાલ્યો હતો, તેમાં હાયકોર્ટે ઠરાવેલું છે કે તે દાવાને હરકત નથી, કારણ કે આ કલમ પ્રમાણે તે ચાલી શકે છે, અને દાવાવાળી તમામ મીલકત લેવાને એક દાવો કરવાને વાદીની મરજી ઉપર રાખેલું છે, પરંતુ જે દરેક કોર્ટની હકુમતની અંદર જે મીલકતનો ભાગ છે તે કોર્ટની હકુમતને તે લાગતુ નથી. સુબારાવ વિ. રામરાવ, ૩, મ. પાનું ૩૭૬.

એકાદો સખસ વેંહેચણ કરાવવાને દાવો કરે તો, તેણે જુદા જુદા જીલ્લાઓની અંદર મીલકત હોય તોપણ તે તમામ મીલકતનો દાવો કરવો જોઈએ, માટે વેંહેચણનો બીજો દાવો ચાલી શકતો નથી. હરીનારાયણ વિ. દાજી, ઈ. લા, રી. ૭ મુ. પાનું ૨૭૨.

થોડીક મીલકત કલકત્તામાં છે અને થોડીક જીલ્લાની અંદર છે, તે મીલકત ગીરોથી છોડાવવાનો હક્ક બંધ થવાના દાવા કરવામાં આવેલા. ખેતરમોહનદાસ વિ. ચંદરમોની ડેબી, કોરીંટન પાનું ૧૨૫. હુકમનામાના દેણદારનો જુદા જુદા જીલ્લાની અંદરની જમીન ઉપર હક્ક શાબેત કરીને તે જમીન વેચાવવાને કરેલા દાવાનો આ કલમમાં સમાસ થાય છે. અસરફ હુસેનખાન વિ. દાકતર લાઝારસ, સ. ડી. ના. વે. સન ૧૮૬૧ પાનું ૫૮૮.

આ કલમના ઠરાવ પ્રમાણે કરેલા દાવામાં એક હુકમનામું મેળવવામાં આવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ગીરોમાં બતાવેલી મીલકત વેચવી, અને તેની ઉપજ તે ગીરોનું

દેવું વસુલ કરવામાં આપવી. રાજેસાઈની કોર્ટથી તે મીલકત વેચવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમમાં આપેલા અખ્ત્યારમાં તે મીલકત વેચવાના અખ્ત્યારનો સમાસ થાય છે. ઈ. લા. રી. ૧૪ ક. પાનું ૬૬૧.

થોડી સ્થાવર મીલકત હાયકોર્ટની અસલ હકુમતની અંદર હોય અને થોડી સ્થાવર મીલકત તે હકુમતની બાહાર હોય તો, ચાર્ટરની કલમ ૧૨ પ્રમાણે તે સ્થાવર મીલકત સબંધી દાવો કરવાને હાયકોર્ટની પરવાનગી મેળવવાની જરૂર નથી. ઈ. લા. રી. ૩ ક પાનું ૩૭૦

હકુમતમાં બધા પ્રતીવાદીઓ રેહેતા ન હોય ત્યારે મુકદમો આગળ ચાલતો બંધ કરવાનો અધિકાર.

**૨૦. એક કરતાં વધારે કોર્ટોમાં માંડી શકાય એવી ફરીયાદ એવી કોર્ટમાં માંડી હોય, કે જેની હકુમતની સ્થાનિક હદમાં પ્રતિવાદી અથવા બધા પ્રતિવાદીઓ ખરેખરા અને આપખુશીથી રેહેતા ન હોય કે ધંધો ચલાવતા ન હોય કે કમાઇને વાસ્તે જાતે કામ કરતા ન હોય તો, પ્રતિવાદી અથવા પ્રતિવાદીઓમાંનો કોઈ, મુકદમો ચાલતો બંધ કરવા સારૂ કોર્ટને અરજ કરવાનો પોતાનો ઈરાદો છે એવી બીજા પક્ષકારોને લેખી નોટીસ આપ્યા પછી, તે પ્રમાણે કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે.**

**અને જે પક્ષકારોને કાંઈ કેહેવાની મરજી હોય તેમનું સાંભળ્યા પછી કોર્ટની ખાત્રી થાય કે, કોઈ બીજી કોર્ટમાં ફરિયાદ માંડવાથી વધારે સારી રીતે ઈનસાફ થાય તેમ છે તો, આખરનો હુકમ કરીને અથવા બીજો હુકમ થતાં સુધી મુકદમો ચાલતો બંધ કરવાને, અને પક્ષકાર અથવા તેમાંના કોઇને તે વખત સુધી ખરચ થઇ ગએલું હોય તે વિશે પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**આવે પ્રસંગે, મુકદમો ચાલતો બંધ કર્યાના હુકમનો શેરો ફરીયાદ અરજી ઉપર લખીને તે મને પાછી આપો, એમ વાદી માગે તો કોર્ટ તે રીતે કરીને ફરીયાદ અરજી પાછી આપવી.**

અરજ ક્યારે કરવી.

**આવી દરેક અરજ બની શકે તેટલી વેહેલામાં વેહેલી જોગવાઇએ કરવી જોઇએ, અને તે હમેશાં મુદા ઠર્યા પેહેલાં થવી જોઇએ; અને કોઈ પ્રતિવાદી એ રીતે અરજ નહી કરે તો, ફરિયાદ માંડવામાં તેની માન્યતા છે એમ ગણાશે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ થાય છે, અને આ કલમની છેલ્લી રકમ સિવાય તે જીલ્લાની અંદરની સ્માલકાજકોર્ટોને પણ લાગુ છે.

બીજા પક્ષકારોને નોટીસ આપવી જોઇએ, કારણ કે જો ફક્ત એક પ્રતીવાદી અરજ કરે તો બીજા પ્રતીવાદી ઉપર નોટીસ બજાવવાને તે બંધએલો છે. માટે જે કામમાં કેટલાક પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીએ બીજા પ્રતીવાદીઓને નોટીસ આપેલી ના હોય, અને તે બીજા પ્રતીવાદીઓએ અરજ કરી ના હોય તો, તે અરજ કરનાર પ્રતીવાદીની અરજી તે બીજા પ્રતીવાદીઓને નોટીસ આપતાં સુધી બંધ રાખવી જોઇએ. એક પ્રતીવાદીએ કરેલી અરજી ઈનકાર કરવામાં આવેલી હોય, તેથી બીજા જે પ્રતીવાદી ઉપર પાછળથી સમન્સ બજાવવામાં આવેલો હોય તે બીજા પ્રતીવાદીનો તેવી અરજી કરવાનો હક્ક છે, તેને હરકત થાય છે.

જુદી જુદી કોર્ટોમાં એકજ બાબતના બે દાવાઓ ચાલતા હોય તો કીયો દાવો ચાલવા દેવો જોઈએ, તેનો નિર્ણય કરવાને તેમાંનો કીઓ દાવો પેહેલો થએલો છે તે જોવું બરોબર છે મેકજી બેતસી વિ. દેવીચંદ. ૪ ક. લા. રી. પાનું ૨૮૨. अ. ને ब. ના એજંટ તરીકે રાખવામાં આવેલો, તેથી તેણે કાલીકટની કોર્ટમાં જુલાઈ સન ૧૮૭૮ ના માસમાં હિસાબની બાકી બાબત ब. ઉપર દાવો કર્યો. ડીસંબર સન ૧૮૭૮ ના માસમાં ब. એ अ. ઉપર હિસાબ લેવા તથા તેની જે કસુર કેહેવામાં આવેલી છે તે કસુરથી થએલું નુકશાન લેવા કલકત્તામાં દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યુ કે આ પાછલ્યો દાવો બંધ રાખવો જોઇએ.

પ્રથમના દાવામાં પરરાજ્યની કોર્ટમાં ખર્ચ અપાવવામાં આવેલું નહીં તે કારણથી હિંદુસ્થાનની કોર્ટોમાં ચાલતુ કામ બંધ પડતું નથી. બાકિન્સ વિ. બાકિન્સ, ઈ. લા. રી. ૮ મું. પાનું ૫૭૧

આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલે છે.

આ કાયદા પ્રમાણે જે અરજીઓ લખીતવાર કરવાની નથી, તેને કોર્ટ ફી આકટની કલમ ૬ લાગુ નથી, ને તેને માટે સ્ટાંપની જરૂર નથી. બં. ના. વે. પ્રા. સન ૧૮૭૦ પાનું. ૪૧૮. તોપણ જો લખીતવાર કરવામાં આવે તો તે ઉપર સ્ટાંપ જોઈએ.

આ કલમ પ્રમાણે કામ ચલાવવાને બંધ રાખવાનો હુકમ કર્યો હોય, તે ઉપર અપીલ ચાલી શકે છે. વળી આ પ્રમાણે મુકદમો ચાલતો બંધ થવામાં જે વખત જાય છે તેને મુદતના આકટની કલમ ૧૫ મીથી બાધ લાગતો નથી.

આ કલમનો હેતુ એટલોજ છે કે કોર્ટની નજરમાં આવે કે આ ફરીયાદ બીજી કોર્ટમાં મંડાવવાથી ઈનસાફ વધારે સુગમતાથી થશે તો, તે પ્રમાણે પ્રતીવાદીની અરજ ઉપરથી કોર્ટ હુકમ કરી શકે છે.

બીજી કોર્ટમાં ફરીયાદ માંડવાનો હુકમ થાય ત્યારે વાદીએ બીજી કોર્ટ ફી આપવી નહી જોઈએ, અને મુકદ્દમો ચાલતો બંધ રાખવામાં તથા ફરીયાદ બીજી કોર્ટમાં માંડતાં જે વખત જાય તે એ ફરીયાદને લાગુ પડતા મુદતના નિયમથી બાતલ કરવો જોઈએ, એવું સીલેકટ કમીટીએ તા. ૮ મી માર્ચ સન ૧૮૭૫ ને રોજ ઠરાવ્યુ છે.

મુંબાઈ ગેજીટમાં એક નોટીસ પ્રસિદ્ધ કરવામાં આવેલી તેમાં આબરૂને હરકતકર્તા લખવામાં આવેલું છે, એમ કહી તે બાબત મુંબાઈ હાયકોર્ટમાં દાવો કરવામાં આવ્યો. તેમાં પ્રતીવાદીએ તકરાર કરીકે હું અથવા વાદી મુંબાઇમાં રેહેતા નથી તેમ મુંબાઈમાં કામ ધંધો કરતા નથી. (૨) અમો પ્રતીવાદીના તમામ સાક્ષીઓ વરધામાં રહે છે, અને (૩) અમુક દાવો વરધામાં ચાલે છે, માટે તે દાવામાં જે હુકમનામું કરવામાં આવે તેથી આ દાવાનો પણ નીકાલ થશે. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીનો મુંબાઇમાં દાવો કરવાનો હક્ક છે. ઇ. લા. રી. ૧૩ મું. પાનું. ૧૭૮.

જ્યારે ફરીયાદ બીજી કોર્ટમાં માંડવામાં આવે ત્યારે કોર્ટ ફીની માફી.

**૨૧. જ્યારે કલમ ૨૦ પ્રમાણે કોર્ટ મુકદમો ચાલતો બંધ કરે, અને વાદી બીજી કોર્ટમાં ફરી ફરીયાદ માંડે, ત્યારે તે ફરીયાદ અરજી ઉપર કાંઈ કોર્ટ ફી લેવામાં નહી આવે; પરંતુ પેહેલી કોર્ટમાં ફરીયાદ માંડતી વખતે યોગ્ય ફી ભરેલી હોય અને તે ફરીયાદ અરજી તે કોર્ટે પાછી આપી હોય તો તેમ કરવું.**

**ટીકા**—એકની એક બાબત માટે બે વખત શી લેવી એ ઉલટું છે. બીજી ફરીયાદ માંડે તે અરસામાં મુદતની હરકત નડે તો તે કેમ કરવું તે બાબત આ કલમમા કાંઈ ઠરાવ નથી, પણ મુદતની હરકત ન આવે એવું ઉપલી ૨૦ મી કલમ ઉપર કરેલી ટીકામાં સીલેકટ કમીટીના મેંબરોના રીપોર્ટના છેલ્લા શબ્દોથી જણાય છે.

જે કોર્ટોમાં ફરીયાદ થઈ શકે તે એકજ અપીલકોર્ટના તાબાની હોય ત્યારે કામ ચલાવવાનીરીત.

**૨૨. એક કરતાં વધારે કોર્ટોમાં ફરીયાદ થઇ શકે એમ હોય અને તે કોર્ટો એકજ અપીલકોર્ટના તાબાની હોય તો, બીજી કોર્ટમાં ફરીયાદ મોકલવા સારૂ અપીલકોર્ટને અરજી કરવાનો પોતાનો ઇરાદો છે એવી લેખી નોટીસ બીજા પક્ષકારોને આપ્યા પછી, કોઇ પણ પ્રતીવાદી તે પ્રમાણે અરજ કરી શકે; અને અપીલકોર્ટે, બીજા પક્ષકારો કાંઇ જણાવવાનું કેહે તો તેમનું સાંભળ્યા પછી હકુમતવાળી કોર્ટો પૈકી કઈ કોર્ટમાં તે ફરીયાદ ચલાવવી એનો નિર્ણય કરવો.**

જ્યારે તે પ્રમાણે તાબાની કોર્ટો ન હોય ત્યારેકામ ચલાવાની રીત.

**૨૩. તે કોર્ટો જુદી જુદી અપીલકોર્ટોના તાબાની પણ એકજ હાઇકોર્ટના તાબાની હોય તો, હકુમતવાળી બીજી કોર્ટમાં ફરિયાદ મોકલવા સારૂ હાઇકોર્ટને અરજી કરવાનો પોતાનો ઇરાદો છે એમ બીજા પક્ષકારોને લેખી નોટીસ આપ્યા પછી, કોઇ પણ પ્રતિવાદી તે પ્રમાણે અરજ કરી શકે. જો ડીસ્ત્રીકટ કોર્ટના તાબાની કોઇ કોર્ટમાં ફરીયાદ આણી હોય તો, તે કોર્ટ જે ડિસ્ત્રીકટ કોર્ટના તાબાની હોય તેની મારફતે તે અરજી તથા બીજા પક્ષકારોએ કાંઈ હરકતો દાખલ કરી હોય તો તે હરકતો મોકલવી. બીજા પક્ષકારોની કાંઈ હરકતો હોય તો તે વિચારમાં લેઇને હકુમતવાળી કોર્ટો પૈકી કઇ કોર્ટમાં ફરિયાદ આગળ ચલાવવી એનો નિર્ણય કરવાને હાઇકોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

આ કલમ પ્રમાણે ખરચ અગર સગવડ કિંવા બીજા કોઈ પાકા કારણથી અરજી એ કરવાની છે તો, તે આરીડેવીટની સાથે કરવાની છે. ખાતીઆ વિ. તારકચંદ્ર, ૧૩ કલકત્તા લૉ રીપોર્ટ ૧૮૨. ઈ. લૉ. રી. ૯ કલકતા પાનું ૯૮૦.

પ્રતીવાદીઓએ જે કોર્ટમાં ફરીયાદ કરી હોય તે કોર્ટની હકુમત બાહાર તે રેહેતા ના હોય તો, ફરીયાદની મીલકત જુદા જુદા પ્રગણાઓમાં છે, એટલાજ ફકત સબબથી આ કલમ નીચે હવાલો કરેલા કેસોમાં કારણ બતાવવાને પ્રતીવાદીઓને હક્ક આપવામાં આવ્યો છે, એમ અર્થ કરવાનો નથી. અ. સ. ક. હા. કો. પાનું ૨૨.

જ્યારે તે જુદી જુદી હાઈકોર્ટોનાતાબાની કોર્ટો હોય ત્યારે કામ ચલાવવાની રીત.

**૨૪. સદરહુ કોર્ટો જુદી જુદી હાઇકોર્ટોના તાબાની હોય તો કોઇ પણ પ્રતિવાદી, જે કોર્ટમાં ફરીયાદ આણી હોય તે કોર્ટ જે હાઇકોર્ટની હકુમતમાં હોય તે હાઇકોર્ટને અરજી કરવાનો પોતાનો ઇરાદો છે, એમ બીજા પક્ષકારોને લેખી નોટીસ આપ્યા પછી, તે પ્રમાણે અરજી કરી શકે.**

**ડીસ્ટ્રીકટ કોર્ટના તાબાની કોઈ કોર્ટમાં ફરીયાદ આણી હોય તો, તે કોર્ટ જે ડીસ્ટ્રીકટ કોર્ટના તાબાની હોય તેની મારફતે અરજી તથા બીજા પક્ષકારોએ કાંઇ હરકતો દાખલ કરી હોય તો, તે હરકતો મોકલવી.**

**અને બીજા પક્ષકારોની કાંઈ હરકતો હોય તો તે વિચારમાં લેઇને હકુમતવાળી કોર્ટો પૈકી કઇ કોર્ટમાં ફરિયાદ ચલાવવી, એનો તે હાઇકોર્ટે નિર્ણય કરવો.**

ટીકા—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૧૩ માં હતો, અને તે હાયકોર્ટને લાગુ છે.

આ કલમથી દાવો ટ્રાન્સફર કરવાનો અખત્યાર હાયકોર્ટને આપેલો નથી, પણ કોઈ કોર્ટમાં દાવો ચાલવો જોઈએ તેનો ઠરાવ કરવાને અને જો જરૂર હોય તો પોતાની હકુમતની અંદરનું કામ બંધ રાખવાને હાયકોર્ટને અખત્યાર છે. તાબારામ વિ. હરજીવન ( ઈ. લા. રી. ૫ અ. પાનું ૬૦ )

ઈલાકાના મુખ્ય શેહેરોની સ્માલકાજકોર્ટો કાંઈ સ્વતંત્ર અથવા હાયકોર્ટોના અખત્યાર જેટલા અખત્યારવાળી નથી, પણ તે નીચેના દરજ્જાવાળી છે, અને હાયકોર્ટના તાબાની છે. ઇ. લા. રી. ૧ ક. પાનું ૮૪—૮૬.

*એક કોર્ટમાંથી બીજી કોર્ટમાં ફરીયાદો મોકલવા બાબત.*

**૨૫. પક્ષકારો પૈકી કોઇની અરજી ઉપરથી, પક્ષકારોને નોટીસ આપીને તથા તેમનામાંથી જેમને કાંઇ જણાવવાનું હોય તેમનું સાંભળીને, અથવા પોતાનીજ મેળે તેવી નોટીસ આપ્યા શીવાય, હાઇકોર્ટ અથવા ડિસ્ટ્રીકટ કોર્ટ પોતપોતાના તાબાની કોઇ કોર્ટમાં,—પછી તે તાબાની કોર્ટ અવલ કોર્ટ હોય કે અપીલ કોર્ટ હોય જે હોય તેમાં,-ચાલતી ફરીયાદ કાઢી લેઇને તે પોતેજ ચુકવવાને અથવા બીજી કોઇ તાબાની કોર્ટમાં ઇનસાફ કરવા સારૂ સ્થળાંતર કરીને મોકલવાને મુખત્યાર છે, પરંતુ તે બીજી તાબાની કોર્ટ એવી હોવી જોઇએ કે જેને તેવા પ્રકારની તથા તેના વિષયની રકમ અથવા કીંમતની ફરીયાદનો ઈનસાફ કરવાનો અખત્યાર હોય.**

**આ કલમમાં કહેલા કામને વાસ્તે, વધારાના ( એડિશનલ ) જડજોની, અને આસિસ્ટંટ જડજોની કોર્ટો, ડિસ્ટ્રીકટ કોર્ટના તાબાની છે એમ ગણવું.**

**આ કલમ પ્રમાણે સ્માલકાજકોર્ટમાંથી કાઢી લીધેલી કોઈ ફરિયાદનો ઈનસાફ કરનારી કોર્ટ, તે ફરિયાદની બાબતમાં સ્માલકાજકોર્ટ છે એમ ગણવું**

ટીકા—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૬ માં હતો. અને તે હાયકોર્ટ, પ્રેસીડેન્સી સ્માલકાજકોર્ટ અને જીલ્લાઅંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો અસલકોર્ટને દાવો સાંભળવાની હકુમત ના હોય તો, તે દાવો બીજી કોર્ટમાં ટ્રાન્સફર કરવાથી તે ખામી પક્ષકારોની કબુલત વિના દુરસ્ત થતી નથી—પાંચેની વિ. ઈલાહીબક્ષ ઈ. લા. રી. ૪ અ. ૪૭૮, ઈ. લા. રી. ૫ અ. ૩૭૧, તોપણ ઈ. લા. રી. ૪ અ, ૪૩૭ તથા ઈ. લો. રી. ૮ મું. પાનું ૮૭ જુઓ.

**કેવા કારણોથી દાવા ટ્રાન્સફર કરવા જોઇએ.**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૬ માં એવી મતલબનો ઠરાવ હતો કે, જ્યારે જીલ્લાકોર્ટને દાવો ખેંચી લેવાને યુક્ત કારણ માલમ પડે, ત્યારે તે ખેંચી લેઈ શકાય છે. આ કલમ પ્રમાણે એવું ઠરાવવામાં આવેલું

છે કે તાબાની કોર્ટમાંથી દાવા ખેંચી લેવાને જીલ્લાકોર્ટને અખત્યાર આપેલો છે, તે કારણ બતાવવા ઉપરથીજ ફક્ત વાપરવો જોઈએ, અને સાધારણ રીતે તે સવાલ વિશે દાવાના પક્ષકારોને તકરાર કરવાનો લાગ આપ્યા વિના વાપરવો નહી જોઈએ. જીલ્લાકોર્ટ જે કોર્ટને તાબે હોય તે કોર્ટના હુકમથી તાબાની કોર્ટે જે દાવા લીધા હોય તે દાવા જે કોર્ટને તે તાબે હોય તે કોર્ટ કામ પાછું મોકલવાને હુકમ ના કરે, કે જેથી પરીણામે એક નવો દાવો થાય તો જીલ્લાકોર્ટ પોતાના તાબાની કોર્ટોમાંથી તે પાછા ખેંચી શકતા નથી. મહમદ જાહુરઅલી વિ. ઠાકુરણી રતનકુંવર. ૨ અ. ૪૮૧, તોપણ તારકનાથ મુકરજી વિ. ગૌરીચરણ મૂકરજી, ૮ વી. રી. પાનું ૧૪૭ જુઓ.

જે કોર્ટને દાવાની તપાસ કરવાની હકુમત હોય તે કોર્ટના જડજને અરજી કરેલી ના હોય, તેમ વાદીને કાંઇ નોટીસ પણ આપેલી ના હોય તો, તે કોર્ટમાંથી તે કામ ટ્રાન્સફર કરવાને હાયકોર્ટને અખત્યાર નથી. ક્રીસ્તોદાસ કુંડુ વિ. ઈશરચંદ્ર ચોધ્રી, ૧૧ વી. રી. ૧૮૯. જે દાવા ગફલતથી જે કોર્ટ સાંભળવાને મુખત્યાર ના હોય તે કોર્ટમાં કરયો હોય તો, તે કોર્ટને તે દાવાનો ફેંસલો કરવાને હાયકોર્ટ અખત્યાર આપી શકતા નથી. પ્યારીલાલ મોજુમદાર વિ. કોમાલ કાશોર ટેરીયા. ઈં. લો. રી. ૬ ક. પાનું ૩૦.

કલકત્તા હાયકોર્ટના સન ૧૮૬૫ ના લેટર્સપેટંટની કલમ ૧૩ મીથી જે દાવો ટ્રાન્સફર કરવાને પક્ષકારોએ કબુલ કરેલું હોય ત્યારે અથવા ઈનસાફના ખાતર સદરહુ પ્રકારની કબુલત ના હોય, તોપણ એમ બતાવેલું હોવું જોઈએ કે અસલ જે કોર્ટમાં દાવો દાખલ કરવામાં આવેલો છે તે કોર્ટ તે દાવાની તપાસ કરશે તો, તપાસ સંતોશકારક રીતે થવાની નથી. માટે જો આ પ્રમાણે બતાવવામાં આવે તોજ તપાસ કરવાને સારૂ દાવો ટ્રાન્સફર કરવાનો હુકમ કરવાને હાયકોર્ટને અખત્યાર છે. હાયકોર્ટમાં દાવો તપાસવાથી થોડું ખર્ચ થશે એવી ફક્ત હકીકત ઉપરથી કામ ટ્રાન્સફર કરવાને હાયકોર્ટને બસ થતું નથી. રાજાઓજુદેરામ ખાન વિ. શ્રીમતી નોબીન મોની ડેશી. ૧ ઈં. જુ. ન્યુ. સી. પાનું. ૩૯૬; પરંતુ તે ટ્રાન્સફર કરવાની અરજી ઉપરથી એમ માલમ પડે કે પક્ષકારો તથા સાક્ષીઓ કલકત્તામાં રેહે છે, અને તેથી ત્યાં તે દાવાની તપાસ કરવાને સસ્તુ પડશે, અને તે અરજી ઉપરથી હાજર થએલા પક્ષકારોએ કબુલ કરેલું છે, માટે કામ ટ્રાન્સફર કરવાને હુકમ કરવામાં આવેલો છે. પેન વિ. એડમીનીસ્ટ્રેટર જનરલ, ઇ. લો. રી. ૫ કં. ૭૬૮. કામ ટ્રાન્સફર કરવાનો હુકમ ભૂલ ભરેલા વિચારથી કરવામાં આવેલો હોય, તેથી આ કલમ પ્રમાણે ટ્રાન્સફર કરેલા કામની તપાસ કરવાને કાંઈ હરકત થતી નથી. રામબક્ષ વિ. ગીરધારીલાલ. ૨ આગ્રા, પાનું. ૧૭૮.

**કેઈ વખતે દાવો ટ્રાન્સફર કરી શકાય છે**—જે કામ શરૂ થયું હોય અને સાંભળવામાં આવેલું હોય તે કામ ટ્રાન્સફર કરવાને આ કલમથી અખત્યાર આપવામાં આવેલો નથી; માટે તાબાની કોર્ટની ફાઇલ ઉપરથી બજાવણીનું કામ જીલ્લા જડજ પોતાની ફાઈલ ઊપર મંગાવે એવો તેમને અખત્યાર નથી. મોલવી અબદુલ હાય વિ. મ્યાકરે, ૨૩ વી. રી. પાનું ૧, લછમીપત ડોકર વિ. માહારાજા જગતઈંદર બનવારીલાલ, માર્સ ૧૯૫. તે વિરૂદ્ધ ગયાપ્રસાદ વિ. ભુપસીંગ, ૧ અ. પાનું ૧૮૦, બાલાજી રણછોડદાસ વિ. મોહનલાલ, ઈં. લા. રી. ૫ મું. પાનું ૬૮૦. હીરાલાલ વિ. બદરીદાસ, ઈં. લા. રી. ૨ આ. પાનું ૭૯૬. આ અભિપ્રાય વધારે સારો જણાય છે. તેમ તે કોર્ટ તે ટ્રાન્સફર પણ કરી શકતા ન-

થી. સેખ હમીદુદીન વિ. ભાડે શાહુ, ૧૮ વી. રી. પાનું ૩૪૫. આણંદમોહન તાલુકદાર વિ. સુરત્નકાંત લાહુરી; ૧૩ વી. રી. પાનું ૪૨૨, તેમ તાબાની કોર્ટમાં પુરાવ લીધા પછી જડજ પોતાની ફાઇલ ઉપર કામ મંગાવી શકતા નથી. ડમરૂશાહુ વિ. જગધારી. ૧૩ વી.રી. પાનું ૩૯૮, રાણી આસ્મદકુંવર વિ. ડબલ્યુ. ટેલર, વી. રી. (સન ૧૮૬૪) પાનું ૧૪, સૈયદ કોરસદઅલી વિ. ડબલ્યુ. ટેલર. વી.રી. (સન ૧૮૬૪) પાનું ૧૫, (તોપણ બંધુનાયક વિ. લખી કુંવર ઈ. લા. રી. ૭ અ. પાનું ૩૪૨ જુઓ ). પરંતુ કબુલતથી ગેરસીરસ્તે થએલું દુરસ્ત થાય છે—યાકુબઅલી વિ. લછમણદાસ ૬ અ. પાનું ૮૦, અને કામ થોડુંક ચાલેલું હોય અને તે ટ્રાન્સફર કરવામાં આવેલું હોય તો પેહેલી કોર્ટમાં લીધેલા પુરાવ ઉપરથી તે કામનો ફેંસલો થઇ શકતો નથી—બંધુનાયક વિ. લખીકુંવર, ઈ. લા. રી. ૭ અ. પાનું ૩૪૨. જીલ્લા જડજની કોર્ટથી હુકમનામું કરવામાં આવેલું હોય તે હુકમનામાની બજાવણીનું કામ ફેંસલ કરવા સારૂ સબાર્ડીનેટ જડજની ફાઇલ ઉપર તે મોકલી શકતા નથી—ચોધ્રી હરમેદુલ્લા વિ. મતીઊનીસા બીબી, ૧૫ વી. રી. ૫૭૪, કેદારનાથ માહાતા વિ. બંસીધર રાય, ૧૭ વી. રી. પાનું ૪૫.

જે હુકમનામા ઉપર અપીલ સાંભળવાને સીનીઅર આસીસ્ટંટ જડજને અખત્યાર નથી, તે હુકમનામાની બજાવણીમાં કરેલા હુકમ ઉપર અપીલ સાંભળવાને તે મુખત્યાર નથી. નરભેરામ કીસનદાસ વિ. નવનીધરામ કસીરામ, ૫ મું. પાનું ૪૬.

દરેક દાવો ટ્રાન્સફર કરવાને સારૂ જુદી અરજી હોવી જોઈએ; ૨ અ. પાનું ૧૪૭.

એક જડજને સ્માલકાજકોર્ટ લાયક મુકરદમો સાંભળવાનો અખત્યાર આપેલો હતો, તેમની રૂબરૂ તેવો દાવો દાખલ કરવામાં આવ્યો. પછી તે નોકરી છોડી ગયા પછી તેમની જગોએ જે જડજ આવ્યા તેમને સ્માલકાજકોર્ટની હકુમત નહી હતી, તેમ છતાં તે દાવાની તપાસ કરવાને જીલ્લા જડજે તેમને ફરમાવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ હુકમ આ કલમ પ્રમાણે કરવામાં આવેલો છે, એમ સમજવું જોઈએ, સબબ તે ફેંસલા ઉપર જીલ્લાકોર્ટમાં અપીલ ચાલી શકતી નથી. કનસાર વિ. ડોસમહમદ. ઈ. લા રી. ૫ અ. પાનું ૨૭૪, વળી નાજી રેડી વિ. રામાના, ઈ. લા. રી. ૭ મ. પાનું ૫૯૨ જુઓ.

આખરના હુકમનામા ઉપર જો અપીલ ચાલતી હોય તો, ફરીતપાસમાં આ કલમ પ્રમાણે હુકમ થઈ શકતો નથી. ફેરી વિ. દુલાસી, ઈ. લા. રી. ૬ અ. પાનું ૨૩૩.

એક પ્રીન્સીપાલ સદરમીનનીકોર્ટ રજાના દીવસથી બંધ હતી, તેથી દીસ્ત્રીકટ કોર્ટના જડજે એક ફરીયાદ જે પ્રીન્સીપાલ સદરમીનની કોર્ટમાં થવી જોઈતી હતી તે લેઈ પોતાના રજીસ્ટરમાં નોંધી, અને તેની તજવીજ કરવા માટે આસીસ્ટંટ જડજ પાસે મોકલી, તેમાં ઠરાવ્યું કે એમ થાય નહીં, કારણ કે તે ફરીયાદ પ્રથમ પ્રીન્સીપાલ સદરઅમીનની કોર્ટમાં થવી જોઇતી હતી, અને ત્યાર પછી ત્યાંથી સ્થળાંતર કરી દીસ્ત્રીકટ જડજે તજવીજને માટે આસીસ્ટંટ જડજને ત્યાં મોકલવી જોઈતી હતી. મોતીલાલ રામદાસ વિ. જમનાદાસ ઝવેરદાસ, ૨ મું. હા. રી. પાનું ૪૦.

પૂરાવ લીધા પછી કોઈ કોઈ કેસ સ્થળાંતર કરી શકાય નહીં, એવો જે પ્રતિબંધ છે તે પક્ષકાર છોડી દેઈ શકે છે. ભુખણદાસ વિ. નારૂશંકર ચંદ્રશંકર વગેરે, ૪મું. હા. રી. પાનું ૯૮.

એક ફરીયાદ પ્રીન્સીપાલ સદરઅમીનની કોર્ટમાં મંડાઈ હતી, જેણે મુદા મુકરર કરયા હતા અને શાક્ષીઓની જુબાની પણ લીધી હતી. જડજે તે કેસ પોતાની ફાઈલપર લીધો,

તેમાં ઠરાવવામાં આવ્યું કે જડજનીકોર્ટ અવલ હકુમતવાળી કોર્ટ હતી, માટે તેણે શાક્ષીઓને બોલાવી તે કેસનો પુરાવ ફરીથી લેવો હતો. મસામત અનપુર્ણા વિ. હરવલભસંગ, ૮ વી. રી. પાનું ૪૬૫.

હિંદુસ્થાતની કંપનીઓના સન ૧૮૮૨ ના આક્ટ ૬ ઠામાં, અગર હાયકોર્ટ આક્ટ, અગર લેટર્સપેટંટમાં એવું કાંઈ નથી કે જેથી કંપનીઓના આક્ટ પ્રમાણે કંપની સમેટવાનું કામ ચલાવવાના કાગળો મંગાવી પોતાની ફાઈલ ઉપર લેવાને હાયકોર્ટને અટકાવ થાય, આવો અખત્યાર આ કાયદાની કલમ ૬૪૭ સાથે આ કલમ વાંચતાં હાયકોર્ટને આપવામાં આવ્યો છે. ઈં. લા. રી. ૯ અ. પાનું ૧૮૪.

---

## બાબ ૩ જો.

### પક્ષકાર અને તેમનું હાજર થવું, તેમની અરજો, અને તેમણે કરવાનાં કામ, એ વિશે.

---

વાદીઓ તરીકે કોણ સામીલ થઈ શકે તે.

**૨૬. દાવાના એકજ કારણની બાબતમાં માગેલી દાદનો હક્ક જે સખસોનો છે એમ કેહેવામાં આવતું હોય, તે બધાને વાદી તરીકે સામીલ કરી શકાય; પછી તે હક્ક ગમે તો બધાનો એકત્ર હોય, કે પૃથક પૃથક હોય, કે એકનો નહી તો બીજાનો એમ હોય, તેની ચીંતા નહીં. અને ફરિયાદ અરજીમાં કંઇ દુરસ્તી ન કરતાં, વાદીઓ પઈકી એક અથવા વધારે જેઓ કંઈ દાદના હક્કદાર માલમ પડે તેની અથવા તેમની તરફમાં, તે અથવા તેઓ જેટલી દાદના હક્કદાર ઠરે, તેટલી દાદનો ફેંસલો આપી શકાય. પરંતુ, ફરિયાદના ખરચની વ્યવસ્થા કરવામાં કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, દાદનો હક્કદાર ન માલમ પડે એવા સખસને આવી રીતે સામીલ કરવાથી પ્રતિવાદીને જે ખરચ થયું હોય તે લેવાનો તે, જો હારે તોએ હક્કદાર થશે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા ઈલાકાની તથા જીલ્લાની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

**તેના તેજ દાવાના કારણ સબંધી વાદીઓ**—'તેનું તેજ દાવાનું કારણ' એ શબ્દોનો હેતુ ફક્ત જે કૃત્ય બાબત ફરીયાદ કરવામાં આવેલી હોય તે કૃત્ય છે, એટલુંજ નહી પણ જે હક્ક તોડવામાં આવેલો હોય તે પણ છે, પણ તેવાજ શબ્દોથી આ નિયમને મળતો નિયમ ઈંગ્લાંડમાં છે, તેની મર્યાદા રાખેલી નથી, નસરવાનજી વિ. ગોર્ડન, ઈં. લા. રી. ૬ મું. ૨૭૫. વળી આ કલમ તે કલમ ૪૫ સાથે વાંચતાં એમ જણાય છે કે જે સ્પષ્ટ દાવાના કારણ સાથે અમુક સખસોનું હિત હોય નહીં અને તેઓનું તદન વિરૂદ્ધ હિત હોય તેમને વાદીમાં સામેલ કરવાને આ કાયદાથી અખ્ત્યાર આપેલો નથી. જે દાવાના કારણ ઉપરથી અમુક સખસના દાવા કરવાના હક્ક વિશે શક હોય તે કામને એક નહીં તો બીજો એ શબ્દો લાગુ થાય છે—લીગામલ વિ. વેંકટમલ, ઈં. લા. રી. ૬ મ. પાનું ૨૩૯ તથા ૨૪૩, અલ્લીસેરંગ વિ. બીડન. ઈં. લો. રી. ૧૧ ક. પાનું ૫૨૪. માટે એક કંપની તથા તેના કંટ્રાકટરોની વચ્ચમાં દાવામાં તે કંટ્રાકટરોમાંના બે કંટ્રાકટરો શેરહોલડરો

હતા, તેથી તે બે શેરહોલ્ડરોને કરારની રૂઈએ ઉત્પન્ન થએલા દાવાના કારણથી કરેલા દાવામાં સામેલ કરવાને સદરહુ કંટ્રાકટરોને પરવાનગી આપવામાં આવેલી નથી—નસરવાનજી વિ. ગોર્ડન, ઈ. લો. રી. ૬ મું. ૨૦૫. એક દાવામાં એક હિંદુ વિધવા તથા તેના દત્ત છોકરાએ વાદીઓમાં સામેલ થઈ કુટુંબની મીલકત લેવાને દાવો કરેલો હતો, પણ તે દાવો અપાવવામાં આવ્યો નહીં, કારણ કે તે મા દીકરાનું હિત એક બીજા વિરૂદ્ધ હતું. લીગામલ વિ. ચીના. ઈ. લો. રી. ૬ મ. ૨૩૯. વળી નરસીંગ વિ. મંગળ, ઇ. લો. રી. ૫ અ. ૧૬૯ જુઓ.

સરકાર સેક્રેટરી આફ સ્ટેટના નામથી આ દેશની કોર્ટોમાં દાવો કરી શકે છે, અને તેમના નામથી સરકાર ઉપર દાવો ચાલી શકે છે.

**ધર્માદા ફંડ**—આ ફંડના વહિવટ બાબત હાયકોર્ટમાં કરેલા તમામ દાવા ચલાવવાનો તથા જો તે બીજા પક્ષકારે કરેલો હોય તો સરકાર તરફથી તેમાં હાજર થવાને એડવોકેટ જનરલનો હક છે. અટર્ની જનરલ વિ. બ્રોડી ૪ મુર, પાનું ૧૯૦. એડવોકેટ જનરલ વિ. દામોદર, સદરહુ પુસ્તકનું ૫૨૬, પંચકોરીમલ વિ. ચંદરલાલ, ઈ લો. રી. ૩ ક. ૫૬૩ જુઓ.

**પરરાજ્યના સ્વસ્થાનો**—આ દેશની સરકારે જે કબુલ કરેલા હોય તે જે નામથી કબુલ થએલાં હોય તે નામથી દાવો કરી શકે છે. લા. રી. ૨ ચ. અ. ૫૮૨. એક રાજાના માલેકપણાની મીલકત બાબતનો દાવો પોલીટીકલ એજંટસાહેબના નામથી થઈ શકતો નથી. ગીરધારીદાસ વિ. પાવલેટ, ઈ. લો. રી. ૨ અ. પાનું ૬૯૦.

**મજીઆરૂં કુટુંબ**—મજીયારા કુટુંબના તમામ અંગભુતોએ દાવો કરવો જોઈએ. માટે જેઓ દાવામાં સામેલ થવાને ના કેહેતા હોય તેમને પ્રતીવાદી કરવા જોઈએ. રાજારામ-તેવારી વિ. લછમણપ્રસાદ, ૧૨ વી. રી. પાનું ૪૭૮.

**કરાર**—જે સખસોએ કરાર કરેલો હોય, પછી તે સખસો મીતાક્ષરા પ્રમાણે ચાલનારા મજીયારા કુટુંબના હોય, તોપણ તે તમામ સખસોને વાદીઓ કરવા જોઈએ—રામસીબક વિ. રામલાલ કુંડુ, ઈ. લા. રી. ૬ ક. પાનું ૮૧૫, કાળીદાસ વિ. નથુ, ઈ. લા. રી. ૭ મું. પાનું ૨૧૭, પણ જો એકના નામથીજ કરાર હોય તો તે દાવો કરી શકે છે. બનસીસીંગ વિ. સુદીસ્તલાલ, ૧૦ ક. લા. રી. પાનું ૨૬૩, અગર જો તે કરતા હોય તો તે દાવો કરી શકે છે. અરૂણાચેલા વિ. વીથીઆલીંગા, ઈ. લા. રી. ૬ મ. પાનું ૨૭, પણ કરાર જોતાંજ તે કુટુંબ તરફથી કામ કરે છે, એવું કાંઈ માલમ પડતું ના હોય તો, તે બાબત જોગાબાઈ વિ. રૂસ્તમજી, ઈ. લા. રી. ૮ મું. પાનું ૩૧૧ નો ઠરાવ છે આ બાબત ઈંગ્લાંડમાં એવો નિયમ છે કે જે સખસનું મજીઆરૂં હિત હોય તે તમામ સખસોએ કાયદા પ્રમાણે દાવો કરવામાં સામેલ રેહેવું જોઈએ. પરંતુ ઈકવીટી પ્રમાણે દાવામાં હિત રાખનારા તમામ સખસો કોર્ટની રૂબરૂ વાદીના રૂપમાં અગર પ્રતીવાદીના રૂપમાં હોય તો તે બસ છે. વીલકીન્સ વિ. ફ્રાંય,૧ મર. પાનું ૨૬૨, સાનડીસ વી. દબ ટ્રામવે કંપની, ૧૨ લા. રી. ઈ. ૨૦૬, અને કેટલાક ગીરોરાખનારાઓ અથવા ટ્રસ્ટીઓમાંના કેટલાક વાદીમાં સામિલ થવાને નાખુશી હોય અથવા તેમણે એવું કૃત્ય કરેલું હોય કે જેથી તેઓ સામેલ થઈ શકતા ના હોય તો, તેમાંનો એક દાવો કરી શકે છે. લ્યુક વિ. સાઉથ કેનહોટ કંપની, ૭ ચ. ડી. ૭૮૯, કાળીદાસ વિ. નથુ, ઈ. લા. રી. ૭ મું. ૨૭૦. હિંદુસ્થાનની કોર્ટો ઈકવીટીના રીવાજ પ્રમાણે ચાલે છે–યુની વિ. ચેકર. ઈ. લા. રી.૪ મ. પાનું ૧૪૧, ઓમાસુંદ્રી વિ. હાલદર, ૯ ક. લા. રી. પાનું ૧૩

જે દસ્તાવેજ ઉપરથી મજીઆરૂં બંધન ઉત્પન થતું હોય, તે દસ્તાવેજની બાબતમાં તમામ પક્ષકારોએ દાવો કરવો જોઈએ. ૧૦ વી. રી. ૪૧૧, અને ૫ વી. રી. પાનું ૬૮.

એકાદા ખતની રૂઈએ દાવો કરવાનો હોય તેમાં એક સખસ મુખજુબાનીના પુરાવથી જો એમ બતાવી શકે કે, તે ખત જો કે બીજાના નામનું છે, તોપણ તે ખતનાં નાણાં મેં ધીરેલાં છે, તો તે સખસ દાવો કરી શકે છે. દેવરાવ વિ. વીણાતેસા આચાર્ય. ૧ મ. પાનું ૪૫૨, પરંતુ એક ગળીના વેહેપારના પ્રથમના વહિવટદાર સાથે કરાર થએલો હોય તો, બીજો વહિવટદાર પોતાના નામથી દાવો કરી શકતો નથી, કારણ કે તેમાં તેનું જાતીકું હિત નથી. ગ્લાસકોટ વિ. ગોપાળ સેખ. ૯ વી રી. પાનું. ૨૫૪

**સાંથ**—અવિભક્ત સાંથના ભાગ બાબત કરેલા દાવામાં બીજા સહભાગીદારોને પક્ષકાર કરવા જોઇએ.—ગોપાળ વિ. મ્યાકનાટન, ઇ. લો. રી. ૭ ક. ૭૫૧, ૧૦ ક. લા. રી. ૩૩૧, અને ઈ. લા. રી. ૮ ક. પાનું ૨૭૭.

**કારપોરેશન**—કારપોરેશને પોતાના નામથી દાવો કરવો જોઇએ. અને તેના ઉપર દાવો થવો જોઇએ. રામદાસ સેન વિ સ્ટીફનસન, ૧૦ વી. રી. ૩૯૬. તે પોતાના એજંટની મારફતે દાવો કરી શકતા નથી—નોબીનચંદ્ર પાલ વિ. સ્ટીફનસન, ૧૫ વી. રી. ૫૩૪. તેમજ જમીનદાર વિરૂદ્ધ હક્ક ઠરાવવાના દાવામાં જમીનદારને પક્ષકાર કરવો જોઇએ, અને તેના 'કરીંદા'ને કરવો નહીં જોઈએ. માધવરાવ આપા વિ. ઠાકરપ્રસાદ, ૩ આગ્રા પાનું ૧૨૭.

કારપોરેશન ના હોય અગર રજીષ્ટર થયા વિનાની કંપની હોય તો, અંગભૂતો ખાસ દાવો કરી શકે છે અને તેમના ઉપર દાવો ચાલી શકે છે, પણ જો વાદી તે સખસોનાં નામ જાણતો ના હોય તો તે સખસો જે નામથી ધંધો ચલાવતા હોય તે નામથી દાવો કરી શકે છે, પણ તે વખતે દાવાની અરજીમાં તેણે એવું બતાવવું જોઈએ કે વધારે સારૂ વર્ણન હું બતાવવાને શકતીવાન નથી—કૈલાસચંદ્ર રોય વિ. એલીસ, ૮ વી. રી ૪૫. આવી કંપની પોતાના સેક્રેટરીની મારફતે પોતાના નામથી દાવો કરી શકતા નથી—ધી મહમદન આસક વિ. બક્ષરામ, ઈ. લા. રી. ૬ અ. પાનું ૨૮૪.

**અસાઈની**—ઇગ્લાંડમાં દાવો કરવાનો હક્ક કામન લા પ્રમાણે બીજાને આપી શકાતો નથી, કે જેથી અસાઈની પોતાના નામથી દાવો કરી શકે, પણ આ દેશમાં દાવાનું કારણ તે પ્રમાણે અસાઈન થઈ શકે છે, એટલુંજ નહીં પણ દાવાની જવાબદારી પણ અસાઈન કરી શકે છે. એક ગળીના કારખાનાનો ખતકો अ. એ ब. ને આપેલો અને તે બાબતના દસ્તાવેજમાં એવું લખ્યું હતું કે તા૦ ૩૦ સપ્ટંબર સન ૧૮૫૬ ના રોજ તે કારખાનાનો જે હિસાબ છે તે ब. લે. क. એ अ. તથા ब. ઉપર જે જમીન ઉપર તે કારખાનું હતું તે જમીનનું ભાડું એક પટાની રૂઈએ લેવાને દાવો કર્યો. ઠરાવવામાં આવ્યું કે આ દેશના કાયદા પ્રમાણે લેહેણું વસુલ કરવાને દાવો કરવાનો બીજાને કાયદેસર રીતે હક્ક અસાઈન થઈ શકે છે, અને તેથી અસાઈની કાયદા પ્રમાણે દાવો કરી શકે છે, અને દેણદારની જવાબદારી પણ શાવાસ્તે અસાઈન ના થાય તેનું કારણ કાંઈ જોવામાં આવતું નથી. અને તે કરારની રૂઈએ अ. તથા ब. ઉપર એકઠો દાવો કરવાને क. ને હક્ક મળેલો છે, માટે તે બેમાંથી કોના ઉપર દાવો કરવો તે પસંદ કરવાને તે બંધાએલો નથી. કીરનસ વિ. ભવાનીચરણ મીત્તર—બં. ફુ. બેં. રી. પાનું ૫૪. વળી પટો લખાવી લેનારનો દાવો કરવાનો હક્ક છે, તે બાબતમાં તાયરી વિ. ક્રીસ્તોધન બોજ, લા રી. ૧ ઈ.અ. ૭૬,

ઈ. લા. રી. ૧ ક. ૨૯૭, પરંતુ મીલકત ચડાવી આપવાનો આકટ સન ૧૮૮૨ ના ચોથાની કલમ ૧૩૬ માં ઠરાવવામાં આવ્યું છે કે કોઈ જડજ, વકીલ, મુખત્યાર, કલાર્ક, બેલીફ, અગર બીજો કોઈ અમલદાર જેને ઈનસાફની કોર્ટ સાથે સબંધ હોય અને જે કોર્ટમાં તે પોતાનું કામ કરતો હોય તે કોર્ટની હકુમતની અંદર ચાલવા લાયક દાવો ખરીદ કરી શકતો નથી.

**વેહેચણ બાબત પક્ષકાર**—મજીયારા માલેકપણાના તમામ કામોમાં દરેક પક્ષકારનો વેહેચણનો અમલ કરાવવાનો હક છે મીતાકંથ અધિકારી વિ. નીરંજન અધિકારી, ૧૪ બં. લા. રી. ૧૬૬. ૬ બં. લા. રી. ૧૩૪. ૧૪ બં. લા. રી. પાનું ૧૬૭. અને મજીયારી મીલકતના તમામ શેરહોલડરો કોર્ટની રૂબરૂ લાવવા જોઈએ–પ્રલ્હાદસીંગ વિ. લછમણ બઠી, ૧૨ વી. રી. ૨૫૬. અવિભક્ત હિંદુકુટંબના મજીયારાના રેહેવાના ઘરનો તે કુટુંબના એક અંગભૂતનો હિસ્સો ખરીદ કરનારની બાબતમાં કુનવર બીજે કેસબ રોય વિ. શામાસુંદ્રી ડોશી. ૨ વી. રી. પરચુરણ પાનુ ૩૦ મેં ઠરાવ છે. મજીયારા હિંદુકુટંબનો દરેક અંગભુત પછી સગીર હોય, પણ જો તેનું હિત તેના સહભાગીદારોના હાથમાં રેહેવા દેવામાં આવતાં તેને હરકત થાય એવું હોય તો, તે જે દાવો કરે તે બાબતમાં કમાક્ષી અમાલ વિ. ચીદાબારા રેડી, ૩ મ. પાનું ૯૪ નો ઠરાવ છે. દીકરાનો દીકરો દાદા ઉપર દાવો કરે તે બાબત નાગાલીંગા મુદાલી વિ. સુબીરાણ્યા મુદાલી, ૧ મ. ૭૭ નો ઠરાવ છે. અમુક મીલકતના ભાગની વેહેચણ કરવા બાબત પાર્બતીચરણ ડેબ વિ. એનુંદીન, ઈ. લા. રી. ૭ ક. ૫૭૭ જુઓ.

બાપના મુવા પછી હોરમાન ભાઈઓ વચ્ચેની વેંહેચણમાં માઓને પક્ષકાર કરવી જોઈએ. ટોરીટ આધોરસન વિ. તારાપ્રોસોનો, ૪ ક. લો. રી. પાનું ૧૧.

વિશેશ રીતે કરારનો અમલ કરવાના દાવામાં જે સખસ તે કરારમાં પક્ષકાર ના હોય તેમાં તેને પક્ષકાર કરવો નહીં જોઈએ,—સેખુનાસી ઉકરડા વિ. ફાજુલા, ઈ. લા. રી. ૫ મું. પાનું ૧૭૪.

કોઈ હિંદુ વિધવાએ કોઈ દાવો કર્યા પછી દત્ત લીધો હોય તો, તે દત્તને સહવાદી કરી શકાય છે. ૧ મ. હા. રી. પાનું. ૧૯૭.

વાદીનું નામ કાઢી નાંખી ખરીદદાર બેનામી છે એવા આધારથી વાદીને બદલે ખરીદદારનું નામ દાખલ કરી શકાય નહી. ૫ વીક્સ. રી પાનું. ૨૭૩.

ઘરાણે રાખનાર અને ઘરાણે લેનાર વચ્ચે એક કેસ ચાલતો હતો. તેમાં ત્રીજા સખસે આવી એવી અરજ કરી કે, એ ઘરાણીજી મારા હિતને પ્રતિકુળ અને કપટવાળું છે, તેમાં તેને પક્ષકાર કરવામાં આવ્યો હતો. ૭ વી. રી. પાનું ૩૧૫.

ઈકવીટીનો એક સાધારણ નિયમ છે કે જેમનું કોઈ દાવાવાળી મિલકતમાં અથવા તે દાવાના પરીણામમાં કોઈ કાયદા અથવા ઈનીટી પ્રમાણે હિત રહેલું હોય, તેમને પક્ષકાર કરવા જોઇએ. સ્ટોરી ઈકવીટી જુરીસ્ટ પૃડન્સ પાનું. ૯૯૩.

કોઇ પક્ષકારનું હિત વાદીઓ સરખું હોય તે વાદી તરીકે સામેલ થવા ના પાડે તો, તેને પ્રતીવાદી તરીકે સામેલ કરવો. ૧૦ વી. રી. પાનું. ૧૦૯.

એક જણને માટે કોઈ બીજા જણે કાંઈ મીલકત ખરીદ કરેલી હોય, તે કબજે લેવા બાબતના દાવામાં ખરેખરા ખરીદદાર હોય, તેને પક્ષકાર કરવા જોઈએ. ૧૯ વી. રી. પાનું ૪૩૫.

ફરિયાદ કરનાર વાદીને

**૨૭. જે સખસને વાદી કરવો ન જોઇએ તેનું વાદી તરીકે નામ દાખલ કરીને ફરિયાદ કરી હોય, અથવા ખરેખરા વાદીના**

બદલે વાદી દાખલ કરવાને અથવા તેમાં સામેલ કરવાને કોર્ટ મુખત્યાર છે.

**નામથી ફરીયાદ કરી છે કે નહી એનો સંશય હોય ત્યારે, વ્યાજબી જણાય એવી શરતો કરીને, કોઈ બીજા સખસ અથવા સખસોને તેની અથવા તેમની સમતીથી વાદીને બદલે વાદી કે વાદીઓમાં દાખલ કરવાનો, અથવા તેમનામાં સામીલ કરવાનો હુકમ ફરીયાદનું કામ ચાલતા કોઇ પણ વખતે કરવાને કોર્ટ મુખતિયાર છે, પરંતુ ટંટાની ખરેખરી બાબતનો નિર્ણય કરવાને તેમ કરવું જરૂરનું છે, તથા શુદ્ધબુદ્ધિથી ભુલ થઇને એ રીતે ફરિયાદ માંડવમાં આવી છે, એમ કોર્ટની ખાત્રી થાય તો એ રીતે હુકમ કરવો.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા ઈલાકાની તથા જીલ્લાની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

આ કલમ ઉપરથી ફરીથી નવું પ્રોસીડીંગ કરવાને હદ વિનાનો અખત્યાર કોર્ટને આપવામાં આવ્યો નથી. ૪ કયુ. બી. ડી. પાનું ૨૮૦. તેનો હેતુ એવો નથી કે એકાદા પક્ષકારે કરેલો દાવો એવી રીતે ઘડવો જોઈએ કે તેમાં તે ફતે મેળવી શકે, પણ તે એવી રીતે ઘડવો જોઈએ કે તેનો નિર્ણય કોર્ટ કરી શકે તેવો હેતુ છે લોંગ વિ. ક્રોસબી, ૧૩ ચ. ડી પાનું. ૩૮૮. વળી સ્મીથ વિ. હેસલટીન, ડબલ્યુ. એન. ૧૮૭૫ પાનું ૨૫૦ નો ઠરાવ જુઓ. તોપણ વાલડી કાવર્સ કંપની વિ. લંડન ટ્રામવે કંપની, ૪૮ લા. જ. સી. પી. પાનું ૩૧૨ નો ફેંસલો પણ જોવો જોઈએ.

જે કામમાં શુદ્ધ બુદ્ધિથી ભુલ થએલી હોય, તે કામમાંજ આ કલમ પ્રમાણે વાદી વધારી શકાય છે. અમુક સખસોની ફક્ત આશા હોય અને હિત ના હોય તે વહિવટ બાબત દાવો કરે, તેમાં જે સખસોનું પ્રતક્ષ રીતે હિત હોય અને તેઓ દેખીતી રીતે હરકત લેતા હોય તો, આ કલમ લાગુ થતી નથી. ક્લાર્કસ વિ. લીલીઆર્ડ, ૪ ચ. ડી. પાનું ૪૧૩. તે ભુલ કાયદાની હકીકતની હોય તેની ચીંતા નહીં.

જે કામમાં આ કલમ પ્રમાણે એક સખસને વાદી કરવામાં આવેલો હોય તો તે સખસજ પોતાનું નામ કાહાડી નંખાવવાને અરજ કરે છે. દકેટ વિ. ગોવર, ૬ ચ. ડી. પાનું ૮૨, અને ૯ વી. રી. પાનું ૩૮૯. અમુક ગીરો રદ કરવાના દાવામાં એક ટ્રસ્ટી વાદી હતો તેને કાહાડી નાંખી ત્રણ સગીરોને વાદીઓ કરવાને તથા વાદીને પ્રતીવાદી કરવાને એકતરફી અરજી કરવામાં આવી હતી. ઠરાવવામાં આવ્યું કે ત્રણે સગીરો વાદીઓમાં સામેલ થઈ શકે છે, પણ એકતરફી અરજી ઉપરથી વાદીને પ્રતીવાદી કરી શકાતો નથી, અને પક્ષકારોમાં ફેરફાર થઈ શકતો નથી—તીલડસ્લી વિ. હારપર, ૩ ચ. ડી. પાનું ૨૭૭.

પ્રતિવાદીઓ તરીકે સામીલ કરાય તે સખસો.

**૨૮. એકજ બાબતમાં માગેલી દાદનો હક્ક-બધાનો મળીને અથવા પૃથક પૃથક અથવા એકનો નહી તો બીજાનો એ રીતે-જેમની વિરૂદ્ધ કેહેવામાં આવતો હોય તે બધાને પ્રતીવાદી તરીકે સામેલ કરી શકાય. અને ફરિયાદ અરજીમાં કાંઈ દુરસ્તી ન કરતાં, જે એક અથવા વધારે પ્રતિવાદીઓ જવાબદાર માલમ પડે તેમની વિરૂદ્ધ તેમની પોત પોતાની જવાબદારી પ્રમાણે ફેંસલો આપી શકાય.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા ઈલાકાની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ સદરહુ કલમ ૨૯ ની સાથે વાંચતાં પરીણામે જે સખસો દાવો કરે અગર જે સખસોના ઉપર દાવો કરવામાં આવ્યો હોય તેવો વાદીઓ અગર પ્રતીવાદીઓ થઈ શકે છે, અને એક અગર વધારે પ્રતીવાદીઓની પોત પોતાની જવાબદારી પ્રમાણે તેમના ઉપર એક અગર વધારે વાદીઓના લાભમાં હુકમનામું થઈ શકે છે. જ્યારે બે અગર વધારે વાદીઓ એકઠો દાવો કરે, ત્યારે તે દરેક સખસના વિરૂદ્ધ નકી થએલી રકમનો સામો દાવો પ્રતીવાદી કરી શકે છે. ઈ. લા. રી. ૭ ક. પાનું ૭૩૦, ૭૪૫. જે કામમાં કેટલાક સખસો પોતાનો મજીયારો હક્ક બતાવે અને તેમાંનો ફક્ત એક સખસ પોતાનોજ હક્ક શાબેત કરે તો, તે દાવો કાહાડી નાંખવાનો આપણી કોર્ટોનો આજ સુધી રીવાજ છે, તે પ્રમાણે હવે ચાલવું કે નહીં એ શક ભરેલું છે—રામકાગલ ચકરબતી વિ. નંદરામ કુલાલ. ૧૦ વી. રી. પાનું ૨૬૨. કામ ચાલતા શરૂઆતમાંજ જે સખસોનો હક્ક ના હોય તે સખસોને કાહાડી નાંખીને તમામ મુસ્કેલી દુર કરવી જોઈએ. શ્રીરામ હજરા વિ. ગયારામ હાતી, ૧૧ વી. રી. પાનું ૫૦૭. છ સખસોના ઉપર દાવો કરવામાં આવેલો તેમાં વાદીએ અમુક જથાના ચોથા હિસ્સાનો ખાસ કબજો લેવાને અથવા તેમ નહીં તો તજવીજ કરતાં જે પ્રતીવાદીઓ જવાબદાર માલમ પડે તેમના ઉપર ચડેલી સાંથનું હુકમનામું કરવું જોઈએ, એવું માગેલું છે. ફક્ત એક પ્રતીવાદીએ વાદીનો કબજો લેઈ લીધો હતો અને જો તેનો ચડેલી સાંથનું હુકમનામું મેળવવાનો હક્ક થાય તો, બીજો પ્રતીવાદી ફક્ત એક ભાગ બાબત જવાબદાર હતો. ઠરાવવામાં આવ્યું કે આ દાવો બરોબર ઘડવામાં આવ્યો છે. જાનકીનાથ મુકરજી. વિ. રામરંજન ચકરબતી, ઈ. લા. રી. ૪ ક. પાનું ૯૪૯. તેમજ વાદીએ અમુક જપ્ત થએલી મીલકત પોતાની ખરીદ કરેલી મીલકત છેએવો દાવો કરયો, પણ તે દાવો નામંજુર કરવામા આવ્યો, તેથી તે મીલકતના પાંચ લાટ કરી વેચવામાં આવી અને પાંચ સખસોએ ખરીદ કરી, તેથી તે પાંચે સખસો ઉપર એકઠો દાવો કરવાને વાદીને પરવાનગી આપવામાં આવી; હીરાલાલ વિ. પ્રસનો, ઈ. લા. રી. ૧૨ ક. પાનું ૫૫૬. એક માલેકના એજંટ સાથે ચાર્ટરપાર્ટીનો કરાર થએલો, તેથી તે કરારની રૂએ તે માલેક તથા માસ્તર ઉપર તે કરાર કરનાર દાવો કરી શકે છે. હસનભાઇ વિ. કલાપતરામ, ઈ. લા. રી, ૭ મું. પાનું ૫૧. પરંતુ એકાદા દાવામાં પ્રતીવાદીઓ તરીકે દાખલ કરવાનો અખત્યાર જેવો ઈંગ્રેજી રીતીએ બોહોળો છે તેવો બોહોળો નથી, માટે એક કરારની બાબત સિવાય તેઓ સામેલ થઈ શકતા નથી, અગર જે કામમાં એકજ બાબતની તમામ પ્રતીવાદીઓ વિરૂદ્ધ દાદ માગવામાં આવી હોય તે બાબત નરસીંગ વિ. મંગળ, ઈ. લા. રી. ૫ અ. પાનું ૧૬૩ નો ઠરાવ છે. વળી ભગવતી વિ. બીંદેસરી. ઈ. લા. રી. ૬ અ. ૧૦૬ જુઓ.

બીજા પ્રતીવાદીની વિરૂદ્ધ દાદ માગવામાં આવી હોય તેને અનુસરતી નહીં એવી દાદ માગીને એકાદા સખસને પ્રતીવાદી રીતે સામેલ કરી શકાય છે. ચાઇલ્ડ વિ. સ્ટીનીંગ, ૫ ચ. ડી. ૬૯૫. બદરીદાસ વિ. હોરમીલર અને કંપની, ઈ. લા. રી. ૮ ક. પાનું ૧૭૦, એક અગર વધારે પ્રતીવાદીઓ વિરૂદ્ધ એક નહી તો બીજી દાદ બાબત દાવો થઇ શકે છે. ઈ. લા. રી. ૮ ક. પાનું ૯૬૨.

એક કંપનીએ अ. તથા ब. ઉપર દાવો કર્યો, તેમાં દાવાની અરજીમાં કહ્યું છે કે ब. એક अ. નો એજંટ છે એમ બતાવે છે, અને ખરી રીતે તે એજંટ છે તેથી अ. એ

ब. ની મારફતે વાદી કંપનીના કેટલાક ડીબેંચરો લેવાને કરાર કર્યો, તે કરાર અમલમાં લાવવાને अ. એ કસુર કરી, અને તે કરાર કરવાને તેણે ब. ને અખત્યાર આપ્યો હતો. એ વાત ઈનકાર કરી. તેથી વાદીએ તે કરારનો વિશેશ રીતે અમલ કરાવવાને અથવા નુકશાન બાબત अ. ઉપર દાવો કર્યો, અગર જો એમ જણાય કે ब. ને अ. ના એજંટ તરીકે કામ કરવાનો અખત્યાર નહી હતો તો તે કરારનો વિશેશ રીતે અમલ કરવાને તથા નુકશાન લેવાને ब. ઉપર દાવો કર્યો છે. ब. એ પોતાના લાભમાં ફેંસલો આપવાને પ્રતીવાદી તરીકે પોતાનું નામ દાખલ છે તે કાહાડી નાંખવવાને અરજ કરી; તેમાં ઠરાવવામાં આવ્યું કે ઉપર કહેલી હકીકત પ્રમાણે अ. તથા ब. ને પ્રતીવાદીઓમાં દાખલ કરવાને વાદીઓનો હક્ક છે, તથા આ કલમ પ્રમાણે એક નહીં તો બીજી દાદ તેમના વિરૂદ્ધ તે માગી શકે છે. હંદુરાસ કંપની વિ. ટકર. ૨ એકસચેકર ડી. પાનું ૩૦૧.

ગીરોથી છોડાવવાનો હક્ક બંધ થવાના દાવામાં જે પક્ષકારોનો હક્ક હોય તે તમામ ને નોટીસ મળવી જોઈએ, અને તેમને પ્રતીવાદી કરવા જોઈએ. ૨૨ વી. રી. પાનું ૪૭૫. ઇં. લો. રી. ૮ મું. ૧૬૮, ૧૧ વી. રી. પાનું ૫૪૮.

જમીન વેચવામાં આવી અને વેચાણની કીમત આપવામાં આવી તેથી વેચાણ આપનાર કબજો આપવાને અથવા નાણાં પાછાં આપવાને અશક્ત હોવાથી તે રકમનાં તેણે ખત લખી આપ્યાં. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે જમીનના બીજા માલેક ભાગીદારો તે ખત બાબત જવાબદાર નથી, તેમ તે વેચાણ આપનારને તેઓની તરફથી તથા પોતાની તરફથી તે ખતો લખી આપેલાં છે એમ સમજી શકાતું નથી. રામલાલ ભગત વિ. કલાબતી કુનવારી. માર્સ પાનું ૯.

એક પટો લખાવી લેનારે એક બીજા સખસ ઉપર જમીન બાબત દાવો કર્યો હોય, તેમાં પટોઆપનારાઓને પક્ષકારો તરીકે દાખલ કરવાની જરૂર નથી. ૧૧ વી. રી. પાનું ૧૩૭, પરંતુ જો વાદી એમ માગતો હોય કે પ્રતીવાદીને પટેઆપનારાઓનો હક્ક જુઠા બનાવટના પટાની રૂહએ છે તો, તેઓને પક્ષકાર, કરવા જોઇએ. ૧૨ વી. રી. પાનું ૨૪૭.

એક દાવામાં પ્રતીવાદીની ઓરત એવો દાવો રાખે છે કે, મ્હારા આગવા નાણાથી જમીન ઉપર મ્હારા ધણીએ ઈમારત ચણાવેલી છે, તો તેણીને પક્ષકાર કરવી જોઇએ. ગોર ગોપાળ દત્ત વિ. ભીસાનાથ ગોઋ; કોરીંગટન પાનું. ૪૧.

સન ૧૮૭૭ ના આકટ ૩, બની કલમ ૭૭ પ્રમાણે રજીષ્ટર કરવાના દાવામાં રજીસ્ટ્રારને પક્ષકાર કરવાની જરૂર નથી. ઇં. લા રી. ૮ મું. પાનું. ૨૬૯

अ. એ એક જમીન ब. ને સાત વર્ષની મુદતે પટે આપી, પછી તે જમીન વેચી, પછી તે ખરીદદારે તે પટેરાખનારા ઉપર સાંથ લેવાને દાવો કર્યો. તેથી તેણે કહ્યું કે મેં તમામ સાંથ અગાઉથી તે વેચાણ અપનારને આપેલી છે, તેથી તે વેચાણ લેનારે વેચાણ આપનાર ઉપર તથા પટેરાખનાર ઉપર દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવો હરકત ભરેલી રીતીએ લખેલો નથી, અને નીચેની કોર્ટે હકીકત માલમ પડી છે તે પ્રમાણે તે વેચાણ આપનાર ઉપર હુકમનામું કરવું જોઇએ. ઈ. લા. રી. ૧૨ ક. પાનું ૫૫૫.

વાદીઓએ અમુક જમીનનો કબજો લેવાને હુકમનામું મેળવ્યું, અને તે જમીનનો રીતસર કબજો લીધો. પછી વાદીઓએ તે જમીન ઉપર જુદા જુદા હક્ક રાખનારા ૮૬ સખસો ઉપર દાવો કર્યો, એવું કહીને કે તે પ્રતીવાદીઓએ અમને હરકત કરવાને વિચાર

કરેલો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કામની હકીકત અને આ કલમ પ્રમાણે તે જુદા જુદા દાવા થતા નથી. ઈ. લા. રી. ૧૩ ક. પાનું ૧૪૭.

સ્થાવર મીલકત કબજે લેવાને દાવો કરેલો તેમાં તે મીલકત પૈકી કેટલીક નંબર. ૧ ના પ્રતીવાદીએ નંબર. ૨ ના પ્રતીવાદીને વાપર સાથે ગીરો આપેલી હતી. વાદીએ કહ્યું છે કે પેહેલા પ્રતીવાદીનો આ પ્રમાણે ગીરો આપવાનો કાંઈ હક્ક નથી; પણ બેઉ પ્રતીવાદીઓ તે હક્કનો દાવો રાખે છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે નંબર. ૧ ના પ્રતીવાદી તરફથી નંબર ૨ ના પ્રતીવાદીને હક્ક મળેલો છે, અને નંબર. ૧ ના પ્રતીવાદી ઉપર વાદીનો દાવો જો ચાલી શકે તો તે હક્ક રેહેતો નથી, અને જો ના ચાલી શકે તો રેહે છે, માટે દાવાનાં બે કારણો નથી. પણ ફક્ત એકજ છે, એટલે નંબર. ૧ ના પ્રતીવાદીએ વાદીનો હક્ક તોડેલો છે. સબબ દાવાનાં કારણો ખોટી રીતે એકઠાં કર્યાના કારણોથી આ દાવો બરોબર નથી, એવું થતું નથી. ઈ. લા. રી. ૧૧ અલહા. પાનું ૩૩.

એકજ કરારથી જવાબદાર થતા પક્ષકારોને સામીલ કરવાનું.

**૨૯. કોઇ પણ એક કરારથી કંઈ સખસો પૃથક પૃથક અથવા એકમતે અને પૃથક પૃથક જવાબદાર થતા હોય, ત્યારે વાદીની મરજીમાં આવે તો તે બધાને અથવા તેમાંના કોઇને એકજ ફિરિયાદમાં પક્ષકાર તરીકે સામીલ કરવાને વાદી મુખત્યાર છે, એક કરારથી પૃથક પૃથક અથવા એકમતે અને પૃથક પૃથક જવાબદાર થતા સખસોમાં, બિલ આફ એકસચેંજ હુંડી તથા વાયદાચીઠી (પ્રામીસરીનોટ) ના પ્રકારનો સમાવેશ થાયછે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા ઇલાકાની તથા જીલ્લા અંદરની સ્માલકાજ કોર્ટોને લાગુ થાય છે.

એવું ઠરાવવામાં આવેલું છે કે જો કે એક બીલના કેટલાક પક્ષકારો ઉપર એકઠો દાવો થઈ શકે છે, તોપણ ભાગીયારા દેણદારો પ્રમાણે તેઓ સાથે જવાબદાર થતા નથી, અને એકાદી પ્રોમીસરીનોટ ઉપર શેરો કરનારના ઉપર અને તેના એકઝીક્યુટર ઉપર દાવો થઈ શકે છે, પછી તે કરી આપનાર દાર હોય તેની ચીંતા નહી. તોપણ તેમના ઉપર જુદાં જુદાં હુકમનામાં કરવાં જોઈએ. વળી ઠરાવવામાં આવ્યું છે કે નોટની રૂઈએ કરેલા દાવામાં પાછળના શેરો કરનારને જે નાણાં આપવા પડેલાં તે લેવાને પ્રથમના શેરો કરનાર પાસે માગેલું હોય તો, તે દાવો પ્રતીવાદીના ઊપયોગ સારૂ આપેલા નાણા બાબત નો છે; અને નોટની રૂઈએ દાવો નથી, માટે તે ચાલી શકતો નથી. (બુરહીજ ૧૦ મી આવૃતિ, પાનું ૧૦૮). તોપણ આ કાયદો હિંદુસ્થાનમાં નથી. મોહિંદ્રલાલ બોજ વિ. જાગબ પ્રશનશીંગ, ૧૪ વી. રી. પાનું ૫.

એક હુંડી લેનાર દાવો કરે. તેમાં તે લખી આપનારને તથા શીકારનારને પ્રતીવાદીમાં સામેલ કરી શકે છે. પેસ્તનજી એદળજી વિ. મીરજાંમહમદઅલી. ઈ. લા. રી. ૩ ક. પાનું ૫૪૧.

એકજ સબંધવાળા બધા પક્ષકારોની વતી, તેમાંનો કોઈ એક પક્ષકાર ફરિયાદ

**૩૦. એકજ સબંધવાળા ઘણા પક્ષકારો હોય ત્યારે, કોર્ટની પરવાનગી લેઇને, તેવા સબંધવાળા બધા પક્ષકારોની વતી વાદી અથવા પ્રતિવાદી થવાને અથવા જવાબ કરવાને, તે પક્ષકારોમાંનો કોઈ એક અથવા વધારે પક્ષકાર મુખત્યાર છે. પણ આવે પ્રસંગે વાદીના ખરચથી તે ફરિયાદ માંડયાની નોટીસ તે બધા પક્ષકારોને આપવી, એવી રીતે કે પ્રત્યેક કામમાં કોર્ટ**

માંડી શકે અ- થવા જવાબ દેઈ શકે. ફરમાવે તે પ્રમાણે દરેકને તે નોટીસ હાથો હાથ પોચાડવી, અથવા (પક્ષકારોની સંખ્યા કે બીજા કોઈ કારણને લીધે તે રીતે નોટીસ પોચાડવાનું વ્યાજબી રીતે જોતાં બને તેમ ન હોય તો) પ્રસિદ્ધ જાહેરખબર આપવી.

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા ઈલાકાની તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

સન ૧૮૭૭ નો આકટ ૧૦મો થતા પેહેલાં નાલો બાબત જે કાયદો હતો તે બાબત આણંદરાવ વિ. સંકરના કામનો ફેંસલો ઈ. લો. રી. ૭ મું. પાને ૩૨૩ મે છે. તે જુઓ.

આ કલમથી જીલ્લાની કોર્ટોની અંદર કામ ચલાવવાની નવી રીતી દાખલ કરવામાં આવેલી છે. સામાન્ય નિયમ એવો છે કે દાવાવાળી બાબતમાં જે સખસો હિત રાખતા હોય તે તમામ સખસોને પક્ષકાર કરવા જોઇએ, પણ જે કામમાં એકનું એક હિત મ્હોટા વર્ગના લોકોનું હોય તે કામમાં કોર્ટ સુગમતાને સારૂ તે વર્ગમાંના એકને પોતાની તરફથી તથા બીજાઓની તરફથી હાજર થવાને પરવાનગી આપે છે. કોકબર્ન વિ. થામસન, ૧૬ વીસી પાનું ૩૨૫.

જો કોર્ટની પરવાનગી પ્રથમથી મેળવવામાં આવેલી ના હોય તો દાવો કાહાડી નાંખવામાં આવે છે—જાનઅલી વિ. અટાઉરરેહમાન, ૯ ક. લા. રી. પાનું ૪૩૩, ૧૩ ક. લા. રી પાનું. ૧૪૨, ઈ. લા. રી., ૯ ક. પાનું ૬૦૪; અને પરવાનગી સિવાય સગીર તરફથી જો દાવો કરવામાં આવેલો હોય, અને ઈન્ટમીત્ર કોર્ટની એવી ખાત્રી કરે નહીં કે તે દાવો સગીરના ફાયદા સારૂ છે તો, ખર્ચ આપવાને તેને ફરજ પાડવી જોઇએ—ગીરીબાલા વિ. ચંદ્રકાંત, ઇ. લો. રી. ૧૧ ક. પાનું. ૨૧૩.

ઘણા પક્ષકારો હોય તોપણ તે પક્ષકારો કરવાની અવશ્ય છે. ૨૦ પણ બસ થતા નથી. હારીસન વિ. સ્ટુઅર્ડસન; ૨ હેર, પાનું ૫૩૦, વાદીઓ અગર પ્રતીવાદીઓએ સ્પષ્ટ રીતે બતાવવું જોઇએ કે તમામ નિસ્બત રાખનારા પક્ષકારો તરફથી અમારો દાવો કરવાનો હક્ક છે અગર અમારા ઉપર દાવો થવાનો હક્ક છે. બોલ્ડવીન્સ વિ. લોરેન્સ, ૨, સીમ. અને એસ. પાનું ૬૨૯. એક કામમાં ૮૦ ખલાસીયા હતા, તેમાંથી ૬૪ ખલાસીયાઓએ પોતાની તરફથી દાવો કરવા બે એજંટો નીમ્યા, અને બાકીના ૧૬ ને કોર્ટની રૂબરૂ લાવવામાં આવ્યા નહીં હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે બાકીના ૧૬ ને કોર્ટની રૂબરૂ લાવ્યા વિના તે દાવામાં માગ્યા મુજબ હિસાબ લેઈ શકાતો નથી. ૨ વીસી. ૩૧૨.

ઈગ્લાંડમાં જે સખસોની તરફથી એક સખસ દાવો કરતો હોય તે સખસોનાં નામ તથા ઠેકાણાં છોડી દેવાને વાદીને ફરજ પાડી શકાતી નથી. લીથલી વિ. બ્યાક એનદરૂ અને કંપની, વીકલી નોટસ ૧૮૭૫ પાનું ૨૫૯. જે સખસોની તરફથી વાદી દાવો કરતો હોય તે સખસોમાંનો કોઈ એમ ધારે કે મારી તરફથી તે સખસ હાજર થઈ શકતો નથી તો, તે કામમાં દાખલ થવાને અરજ કરી શકે છે, અને પછી જે હુકમ પોતાને ઈજાકાર્ક થએલો હોય તે કામ રદ કરાવવાને અગર વાદી દાવો ચલાવતો હોય તે વાદી પાસેથી લેઈ લેવાને અરજ કરી શકે છે. વાટસન વિ. કેવ. ૧૭ ચ. ડી પાનું ૧૯.

પક્ષકારોનું તેનું તે હિત હોવું જોઈએ, માટે મરનારના લેહેણદારોની તરફથી એક લેહેણદાર દાવો કરી શકે છે, કારણ કે દરેક લેહેણદારનું હિત મરનારની મીલકત જેમ

અને તેમ વધારે બતાવવાનું છે:—વરાકર વિ. પ્રીયર, ૨ ચ. ડી. પાનું ૧૦૯; અને એક ટ્રસ્ટડીડની રૂઈએ એક લેહેણુદાર લેહેણું વસૂલ કરવાને દાવો કરી શકે છે, પણ તે એકલો દાવો કરી શકતો નથી. ઈ. લા. રી, ૪ મ. પાનું ૪૦૪.

એક કોરપોરેશનનો એક અંગભુત પોતાની તરફથી તથા બીજાઓની તરફથી જે કૃત્ય કાયદા વિરૂદ્ધ હોય તે કૃત્ય થતું અટકાવવાને દાવો કરી શકે છે—બ્લોકશમ વિ. મેટ રેલવે કંપની વિગરે, લા. રી. ૩ ચ ૩૩૭, અગર જો એક ડાયરેકટરને પોતાના નામથી પોતાને ડાયરેકટર તરીકે કામ કરતાં ખોટી રીતે બીજાઓ અટકાવ કરતા હોય તો તે બાબત દાવો કરી શકે છે. લા. રી, ૫ ઈકવી. ૪૬૪. પરંતુ ઈંગ્લાંડમાં કોરપોરેશનનો એક હેતુ ઘણા દાવા થતાં અટકાવવાનો છે, માટે તમામ કામોમાં કંપનીએ દાવો કરવો જોઈએ. ગ્રે વિ. લેવીસ, લા. રી. ૮ ચ. અ. પાનું ૧૦૫૧.

જો પક્ષકારોનું તેનું તે હિત ના હોય તો, આ પ્રમાણે કામ ચલાવવાની રીતી પસંદ થઈ શકતી નથી.

લવાજમ આપનારાઓ અથવા દેવના પુજારીઓ અથવા શેવકો વિસસ્વાસઘાત બાબત ફરીયાદ કરતા હોય તેને આ કલમ લાગુ થતી નથી. ઈ. લો. રી. ૮ મું. ૪૩૨, ઈ. લો.રી. ૫ અ. પાનું ૪૯૭. તેમ જે કામમાં એક સખસનો હક્ક તોડવામાં આવેલો હોય અને તે દાદ માગવામાં ઘણા સખસોનું હિત ના હોય તો તેને આ કલમ લાગુ થતી નથી, ઈ. લો. રી. ૭ અ. ૧૭૮, તોપણ જાનઅલી વિ. રામનાથ, ઈ. લો. રી. ૮ ક. ૩૨ તથા લુતફુનનીસા વિ. નાઝરણ, ઈ. લા. રી. ૧૧ ક પાનું. ૩૩ જુઓ. તેમ મજીયારી મીલકતનો કબજો કેટલાક સહહિસ્સેદારો સ્વતંત્ર રીતે રાખતા હોય તે રાખતાં અટકાવવાને તે સહહિસ્સેદારમાંનો એક દાવો કરે તેને આ કલમ લાગુ થતી નથી ઈ. લા. રી. ૫ અ. પાનું ૬૦૨.

પ્રતીવાદીએ પોતાનું ખર્ચ મળવાને સારૂ બીજા સખસોને વાદીમાં દાખલ કરવાને અરજ કરી ઠરાવવામાં આવ્યું કે તે કામમાં જે સવાલો રહેલા હતા તે સવાલોનો સંપૂર્ણ રીતે ન્યાય કરવાને બીજા નામોની જરૂર છે એમ બતાવવામાં આવ્યું નથી, અને ખર્ચ બાબત કોર્ટ હાથ ઘાલીને જમાન લેઇ શકે છે —ડીહાર્ટ વિ. સ્ટીવનસન, ૧ કયુ. બી. ડી. ૩૧૩.

વાદીઓની માફક પ્રતીવાદીઓ પણ ઘણાજ હોવા જોઈએ, અને દાવાની અરજીમાં એમ બતાવવું જોઈએ કે તે દાવો તેઓની જાત ઉપર તથા બીજાઓની તરફથી તેમના ઉપર કરવામાં આવેલો છે, ૫ મ. પાનું ૧૩. પ્રતીવાદીની સંખ્યા એટલી બધી હોવી જોઈએ કે વ્યાજબીરાહે એમ કહી શકાય કે તેઓની વચ્ચમાં તથા વાદીઓની વચમાંના કાયદેસર હક્કની વ્યાજબી અને પ્રમાણીક રીતે તપાસ થઈ શકે છે. આદેર વિ. ન્યુરીવર કંપની, ૧૧ વીસી ૪૪, અને વાદી વિરૂદ્ધનો દરેક હક્ક બતાવવો જોઈએ. ક્રામર વિ. બર્ડ. લા. રી. ૬ ઈકવી. ૧૪૩. એક કામમાં ૧૫૦૦ સખસોનો દાવો ખર્ચ બાબત એક માણસના ઉપર હતો, અને તેમાં અમુક સર્ટીફીકેટોના બળવાનપણા વિશે એકનો એક સવાલ હતો તે ઉપર તેનો આધાર હતો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવાનું બળવાનપણું ઠરાવતાં સુધી સદરહુ દાવો બંધ રાખવો જોઇએ, એવો દાવો કેટલાકના ઉપર તે કરી શકે છે. લા. રી. ૨, ચ. અ. પાનું ૮.

જે કામોમાં આ પ્રમાણે કામ ચલાવવાની રીતી મુજબ ચાલવામાં આવેલું નથી તે કામોમાં તમામ હિતવાળા સખસો કોર્ટની રૂબરૂ હાજર હતા, તે કામો નીચેનાં છે. ગીરોથી છોડાવવાનો હક્ક બંધ થવાના અથવા વેચનારના હક્ક સંબંધનો અમલ કરવાના દાવા

બાબત—૧ વી. રી. ૧૭૫, ૧૬ વી. રી. ૧૩૩, વેંહેંચણના દાવા બાબત ૧૨ વી. રી. ૨૫૬, ફાળો પડતો ભાગ લેવાના દાવા બાબત, ૭ વી. રી. ૧૯૪, અને ૧૧ વી. રી. ૫૩૮

મલબારમાં તારવાડ તરફથી કારનાવાનને દાવો કરવાનો તથા તેની તરફથી તેના ઉપર દાવો કરવાને પરવાનગી આપવાનો રીવાજ ચાલે છે, માટે તેવા કામોની વ્યવસ્થા આ કલમ પ્રમાણે કરવી જોઇએ. ઇ. લા. રી. ૭ મ. પાનું ૮૭.

મુસલમાન આસોશીએશને પોતાના નામથી તે આસોશીએશનના સેક્રટેરીની મારફતે દાવો કર્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આવી આસોશીએશનને કાયદા પ્રમાણે દાવો કરવાનો અખત્યાર નથી, માટે તે દાવો કાહાડી નાંખ્યો. ઈ. લા. રી ૬ અ પાનું. ૨૮૪.

આ કલમનો ઈરાદો સાર્વજનિક લોકો તરફથી ખાનગી અમુક સખસો દાવો કરી શકે તેવો નથી, પરંતુ અમુક વર્ગમાં કેટલાક હોય તે બાકીનાઓનું હિત બતાવી શકે તેવો છે. ઈ. લો. રી. ૯ મ. પાનું ૪૬૩.

જે કામમાં એકલા વાદીને દાવો કરવાનું કારણ ઉત્પન્ન થતું ના હોય, તે કામમાં તે એકલો વાદી દાવો કરી શકતો નથી. ઈ. લો. રી. ૧૧ અ. પાનું ૧૮.

ખોટી રીતે પક્ષકાર કરવાને લીધે ફરીયાદ નિષ્ફળ જવાની નહી.

**૩૧. ખોટી રીતે પક્ષકાર સામેલ કરવાને લીધે કોઇ ફરિયાદ નીષ્ફળ જવાની નહી, અને દરેક ફરીયાદમાં પોતાની આગળ ખરેખરા જે પક્ષકાર હોય તેમનો હક્ક સબંધ ટટાના વિષયને જેટલો લાગુ પડે તેટલા પુરતુ કામ ચલાવવાને કોર્ટ મુખત્યાર છે.**

**દાવાનાં જુદાં જુદા કારણો હોય તેવા વાદીઓ એક ફરીયાદમાં સામેલ થાય એવું આ કલમની કોઈ વાતથી સમજવું નહી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

દાવામાં પક્ષકારો ખોટી રીતે દાખલ કરવામાં આવેલા છે એવી હરકત અસલકોર્ટમાં લેવામાં આવી ના હોય તો, સ્પેશીયલ અપીલ કરવાને પાકું કારણ થતું નથી. ૩ મુર. ૨૨૯, ૨૦ વી. રી. ૨૪૦, ૧૨ વી. રી. પાનું ૫૦૪, અને કામના ગુણદોષને હરકત થાય તેવી વાસ્તવિક ઈજા અથવા ભૂલની શામેલી હોય તો તે બાબત ૧ વી. રી. ૧૧૪, ઈ. લો. રી. ૪ અલ્હા. ૧૬૪ ના ઠરાવો છે, અગર જો હકુમતને હરકત થતી હોય તો તે બાબત ૨ અલ્હા. ૪૪૩ નો ઠરાવ છે, તેમ તે રેગ્યુલર અપીલ કરવાને પણ કારણ થતું નથી. ૧૩ વી. રી. ૧૭૬, ૧૧ વી. રી. પાનું ૨૭૩. બીજી બાજુ તરફ જો તે હરકત અસલકોર્ટમાં લેવામાં આવી હોય અને અઘટીત રીતે નામંજુર કરવામાં આવી હોય, પણ પાછળથી રેગ્યુલર અપીલમાં મંજુર રાખવામાં આવી હોય તો સ્પેશીયલ અપીલ ચાલતી નથી. ૨૦ વી. રી. ૧૪૭.

જે દાવાની અરજીઓમાં જુદા જુદા પ્રતીવાદીઓ વિરૂદ્ધ. જુદુ જુદુ દાવાનું કારણ ઉત્પન થએલું હોય, અને તે સાથે તમામ પ્રતીવાદીઓને એકઠી નિસ્બત ના હોય તો, તે દાવાની અરજીઓ કોર્ટે રદ કરવી જોઈએ. ૮ વી. રી. ૧૩ તથા પાનું ૬૪.

જો આવી દાવાની અરજી ગફલતથી દાખલ કરવામાં આવી હોય તો ઈશ્યુ કાહાડતી વખતે સામા પક્ષકારનો તે વખતે હરકત લેવાનો હક્ક છે, અગર અરજ કરવા ઉપરથી તે ફાઈલ ઉપરથી દુર કરવાની છે. ૧૧ વી. રી. ૨૭૩; અથવા કલમ ૩૨ પ્રમાણે અરજ કરવાથી તે પ્રમાણે થઈ શકે છે. પરંતુ જો તે કામ અસલકોર્ટમાં ચાલી ગએલું હોય તો અપીલકો-

ટે બની શકે તો કાહાડી નાંખવું નહીં જોઈએ, પણ જુદા જુદા પક્ષકારો વિરૂદ્ધના દાવાની તપાસ કરવી જોઈએ. ૨૪ વી. રી. ૨૧૭, ૪ વી. રી. ૧૦૯, ૧૧ વી રી. ૨૮૦.

એક જરીફના ફેંસલાથી ૪ મીલકતના માલેકોનો કબજો લેઈ લેવામાં આવ્યો હતો, તેમને એકઠો દાવો કરવાની પરવાનગી આપેલી હતી ૨ વી. રી ૨૧૯. બીજી બાજુ તરફ એમ ઠરાવવામાં આવેલું છે કે જે અપકૃત્ય કેહેવામાં આવેલાં હોય તે સ્પષ્ટ અને જુદા પાડવા લાયક હોય અને તે જુદા જુદા સખસોએ કરેલાં હોય, અને એકઠાં મળીને કરેલાં ના હોય તો, વાદીના હક્ક સિવાય તે અપકૃત્યો કરનારાઓ ઉપર જુદા જુદા દાવા થવા જોઈએ. માટે જે કામમાં કેટલાક ગામો ઉપર વાદીએ પોતાનો હક્ક ઠરાવ્યાનું હુકમનામું મેળવ્યું હતું, તેમાં ઠરાવવામાં આવ્યું કે ખોટી રીતે જે સખસોનો કબજો હતો તે સખસોના કબજાની દરમિયાનમાં તે જુદી જુદી મીલકતની દરમિઆન ઉપજ સારૂ તમામ સખસો ઉપર તે એક દાવો કરી શકતો નથી. ૩ અલ્હા. ૮૬, વળી ૮ વી. રી. પાનું ૪૧૯ જુઓ. એક કરારની રૂઈએ ત્રણ સખસોએ એક કંપની ઉપર દાવો કર્યો. તેમાંના બે સખસો શેરહોલ્ડરો હતા, તેમણે તે કંપની ઉપર કાયદા વિરૂદ્ધ કામ કર્યા બાબત દાવો કરવાની મરજી રાખી હતી, પણ તેઓને એકઠો દાવો કરવાને માટે પરવાનગી આપવામાં આવી નહીં. ઈ. લા. રી. ૬ મું. પાનું ૨૬૬.

એક મુસલમાન વિધવાએ તથા તેની બે દીકરીઓએ પોત પોતાના હિસ્સા લેવાને માટે એકઠો દાવો કરેલો, અને તે દાવો એકઠો અપાવવામાં આવેલો હતો, તેમાં ઠરાવેલું છે કે આ એક ફક્ત ભૂલ એવી છે કે જેથી કામને હરકત થતી નથી. ૬ મું. પાનું ૧૭૭.

બે જમીનના પટાની રૂઈએ સાંથ બાબત કરેલો દાવો નીચેની કોર્ટોએ કાહાડી નાંખેલો, પણ તે અપાવવામાં આવેલો છે. ૧૩ વી. રી. પાનું ૨૮૪, તેમજ ૩ જુદી જુદી જમીનના પટામાં વધારો કરવાને ૪ પ્રતીવાદીઓ ઉપર એક દાવો કરલામાં આવેલો, પણ પેહેલી અપીલકોર્ટે જુદી જુદી તપાસ કરવાનો હુકમ કરેલો હતો. ૨૪ વી. રી. પાનું ૨૧૭, પરંતુ એક વખતે બે સખસોએ જુદાં જુદાં કાટનાં લાકડાં ખરીદ કરેલાં તેથી તેની કીમત લેવાને એક દાવો કરવામાં આવેલો, તે અસલકોર્ટે કાહાડી નાંખેલો, તેમાં તે તકરાર મંજુર કરવામાં આવેલી છે. ૨૧ વી. રી. પાનું ૨૦૬. એક દાવો જમીનદારો તથા ખરીદદારો ઉપર પાંચ પટણી તાલુકાનું વેચાણ રદ કરવાને કરેલો હતો, તે તમામ પુરાવા લેઈને ખોટી રીતે પક્ષકારો દાખલ કરવાના કારણથી અસલકોર્ટે કાહાડી નાખ્યો હતો. ૧૮ વી. રી. ૨૮૮. બે ખરીદદારો ઉપરનો એક દાવો ગુણદોષ ઉપરથી કાહાડી નાંખવામાં આવ્યો હતો, એથી વાદીએ અપીલ કરી, તેમાં સામસામી અપીલો થવાથી ખોટી રીતે પક્ષકારો દાખલ કરવાની હરકત લેવામાં આવી હતી. ૨ અલ્હા પાનું ૨૨૧. अ. એ ब. ઉપર એક ખતની રૂએ દાવો કર્યો, અને ब. તથા क. ઉપર કપટથી થએલા નુકશાન બાબત દાવો કરચો હતો, તે અસલકોર્ટે કાહાડી નાંખેલો હતો. તેમાં રેગ્યુલર અપીલમાં ખોટી રીતે પક્ષકારો દાખલ કરવાની હરકત મંજુર રાખવામાં આવી હતી. ૫ અલ્હા. પાનું ૨૫. ૪૦ સાંથેરાખનારાઓ ઉપર સાંથ બાબતનો એક દાવો કરવામાં આવેલો, તેમાં અસલકોર્ટમાં તે વિશેની હરકત લેવામાં આવેલી નહી હતી, તોપણ અસલકોર્ટે તે દાવો કાહાડી નાંખેલો છે તે બરોબર છે, એમ ઠરાવવામાં આવેલું છે. ૧૬ વી. રી. પાનું ૧૫૫.

કરારની રૂઈએ કરેલા દાવાઓમાં પ્રતીવાદીઓ યોગ્ય વખતે હરકત લે તો, એવી હ-

રકત લેવાનો હક્ક છે કે જે સખસોની સાથે મેં કરાર કરેલો છે તે તમામ સખસોને વાદીમાં દાખલ કરવા જોઈએ, ઈ. લા. રી. ૬ ક. પાનું ૮૧૫.

બે રૈયતે કબજા બાબત એક દાવો કરેલો હતો, તેમાં તેઓનો અસલ કબજો એકઠો હતો પણ લાંબી મુદતથી તે જુદા થઈને તેમનો જુદો જુદો કબજો થએલો હતો; માટે ખોટી રીતે પક્ષકારો દાખલ થવાના કારણથી તે દાવો રદ કરવો જોઈતો હતો. ૨ અલ્હા. પાનું ૩૦૬. ત્રણ જુદી જુદી મીલકતોના માલેકોએ હદ નક્કી કરાવવાને સારૂ એકઠો દાવો કરેલો તે બરોબર નથી. ૮ વી. રી. પાનું ૬૪, તેમજ એક હિંદુએ પોતાના બાપે કેટલાક સખસોને જુદી જુદી મીલકત આપેલી તે આપવું રદ કરવાને સારૂ સદરહુ તમામ સખસોને એક દાવામાં સામેલ કરયા તે બરોબર નથી. ૮ વી. રી. ૧૫,૧૨ વી રી. પાનું ૪૭૮. તેમજ પાંચ પ્રતીવાદીઓ ઉપર દરેક પ્રતીવાદી વિરૂદ્ધ ઘણાજ પરચુરણ પ્રકારના જુદા જુદા દાવા એકઠા કરીને એક દાવો કરેલો, તે વિષે અસલકોર્ટમાં હરકત લેવામાં આવેલી, માટે તે કારણથી સ્પેશીઅલ અપીલમાં તે દાવો કાહાડી નાંખવામાં આવેલો. ૨ બં. લા. રી. પાનું ૩૪૧. अ. એ ब. ને જુદા જુદા પટાઓની રૂઈએ પાંચ માહાલો આપેલા તે મેહેસુલની બાકી સારૂ બે જુદી જુદી તારીખોએ વેચવામાં આવ્યા, અને क. તથા ड. એ ખરીદ કરયા. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગેરસીરસ્તે થયાના કારણથી આ તમામ ત્રણે સખસો ઉપર ब. દાવો કરી શકતો નથી. ૯ બં. લા. રી. પાનું ૨૪૧. તેમ દરેક પ્રતીવાદીના કબજામાં જુદો જુદો ભાગ હતો, માટે સન ૧૮૬૧ ના ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ• ૩૧૮ પ્રમાણે જુદા જુદા સખસો ઉપર એક દાવો ચાલી શકતો નથી. ૨૩ વી. રી. પાનું ૩૮૯; તેમજ ત્રણ હિસ્સા જુદા જુદા સખસોને વેચવામાં આવેલા તેથી તે હિસ્સા ઉપરના અગ્રક્રિયાધિકારના હક્ક બાબત વેચાણ આપનાર તથા વેચાણ લેનારના ઉપર એક દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૬ અલ્હા. ૧૦૬,૭ અલ્હા. ૧૮૮.

ત્રણ હિંદુ વિધવાઓએ પોતાના ધણીના બે ભાઈઓ ઉપર તથા તેમની પાસે જુદી જુદી વખતે મિલકત ખરીદ કરનારા ત્રણ સખસો ઉપર વેચાણ રદ કરવાને દાવો કરેલો તે બરોબર નથી, એમ ઠરાવવામાં આવ્યું. ૮ વી. રી. પાનું ૪૬૧.

કલકત્તા હાયકોર્ટનો આ વિશે જેવો વિચાર છે તેવો વાવ્યપ્રાંતની હાયકોર્ટનો નથી. ત્યાં કલકત્તાની માફક ખોટી રીતે પક્ષકારો દાખલ કરવાના કારણથી જુદી જુદી તારીખોએ મીલકત વેચાણ આપવામાં આવેલી, તે વેચાણ રદ કરવાને ખ રીદદારો ઉપર એકઠો કરેલો દાવો રદ કરવામાં આવે છે. ૨ અલ્હા. પાનું ૨૨૧; ૮ વી. રી. ૧૩, પણ ઈ. લા. રી. ૯ ક. પાનું ૭૬૩ જુઓ. તેમજ જુદી જુદી વખતે જુદા જુદા સખસોને એક હિંદુ વાલીએ જુદી જુદી મીલકત આપેલી તેને પક્ષકાર નહી કરતાં તે આપવું રદ કરવાને દાવો ચાલતો નથી. ૧ અલ્હા. પાનું ૧૨૮. પરંતુ જો વાલી ઉપર દાવો કરવામાં આવેલો હોય અને તેના વિરૂદ્ધ તથા બીજા પક્ષકારોની વિરૂદ્ધ વધારે દાવા કરવા ન પડે, તે હેતુથી દાવાનાં કારણો એકઠાં થઈ શકે તેવું હોય તો તે ચાલી શકે છે, તેમજ એક મરનાર મુસલમાનની વિધવાએ પોતાના ધણીની મીલકત બીજાને આપેલી તેમાં તમામ સખસો ઉપર એક દાવો થઈ શકે છે, એવું કોર્ટે ઠરાવેલું જણાય છે.

આ પ્રમાણેજ વીઠુ વિ. નારાયણ ડાભલકર, ૫ મું. ૩૦ નો ઠરાવ છે, તેમાં મુંબાઈ હાયકોર્ટે આવોજ અભિપ્રાય બતાવેલો છે, તેમાં એવું ઠરાવવામાં આવેલું છે કે એક

સહમાલેક જુદી જુદી મીલકત આપેલી હોય તો, તે આપવું રદ કરવાનું દાવાનું કારણ તે સહમાલેકના વિરૂદ્ધ ફક્ત એક છે, માટે તેના ઉપર તથા તે લેનારાઓ ઉપર એક દાવો કરવો જોઈએ, અથવા તે લેનારાઓ ઉપર તથા સહમાલેક ઉપર જુદા જુદા દાવા કરવા જોઈએ. પરંતુ એક હિંદુ વિધવા તથા કેટલાક મીલકતો લેનારા ઉપર એક દાવો કરવામાં આવેલો, તેમાં પક્ષકારો ખોટી રીતે દાખલ કરવામાં આવેલા એમ ઠરાવેલું છે. ઈ. લા. રી. ૭ મું. પાનું ૨૮૯.

મદ્રાસમાં મીલકત આપનાર અને તમામ લેનારાઓના ઉપર અથવા મરનાર સખસ ની પાસેથી મીલકત લેનારા તમામ સખસો ઉપર એકઠો દાવો ચાલી શકે છે. ૭ મ. ૨૬૦ અને ૨૯૦. તોપણ એક હિંદૂએ પોતાના કુટુંબના અંગભૂતો ઉપર તથા પોતાના બાપની પાસેથી મીલકત લેનારાઓ ઉપર વેંહેંચણ કરાવવાને એકઠો દાવો કરેલો હતો, તેમાં ઠરાવવામાં આવ્યું કે કલમ ૪૫ પ્રમાણે જુદી જુદી તપાસ કરવી જોઈએ. ઈ લા. રી. ૮ મ. ૭૫. આવો દાવો બંગાળામાં ચાલતો નથી તોપણ રેવન્યુ કમીશનરે વાદીની જમીન લેઈને કેટલાક સખસોને સાંથે આપી હતી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે જમીનનો કબજો લેવાનો દાવો તે સખસો ઉપર ચાલી શકે છે. ૧૪ વી. રી. પાનું ૩૮૧

ગીરોઆપનારા, કેટલાક પેટા ગીરોરાખનારા અને પાછળથી ખરીદ કરનારા અને હુકમનામાના દેણદારના વારસ તથા કેટલાક મીલકત રાખનારા કે જે નહી જેવા માણસો ઠરાવેલા છે, તેમના ઉપર એક હુકમનામાની મીલકત જવાબદાર ઠરાવવાને ગીરોરાખનારનો દાવો ચાલી શકે છે. ૧૩. વી. રી. પાનું ૨૭૧. અથવા મુસલમાન વિધવાઓની ઉપર મરનારની મીલકતનો વારસાની રૂઈએ અમુક હિસ્સો લેવા તથા મેહેર બદલ બે બક્ષીસ પત્રો કરી આપેલા તે રદ કરાવવાનો દાવો ચાલી શકે છે. ૧૨ વી. રી. ૧૧. ૨૨ વી. રી. પાનું ૫૩૨. અને ફક્ત તે વિધવા પાસેથી પાછળથી મીલકત રાખનારાઓ ઉપર દાવો ચાલી શકે છે. ૨૫ વી. રી. પાનું ૬૦. પરંતુ ગીરોરાખનાર તથા કબજાવાળા સખસોના ઉપર ગીરોથી છોડાવવાનો દાવો ગીરોરાખનારના ઉપર નુકશાનીનો દાવો કરવામા આવે તેના એકઠો ચાલી શકતો નથી. ૪ અલહા પાનું ૭૦. જો તેના તેજ હક્કની રૂઈએ જુદી જુદી મીલકતનું સેટલમેન્ટ રદ કરવાનો દાવો કરવામાં આવેલો હોય તો તે જુદા જુદા દાવા નથી. પછી જુદી જુદી વખતે તે મીલકતોનું સેટલમેન્ટ કરવામાં આવેલું હોય તેની ચીંતા નહી. ઠાકુરાયા વિ. બકતાવરસીંગ. સ. દી. ન્યુ. સી. પાનું ૬૧૫.

કેટલાક સખસોએ એકઠા મળીને એક જુઠો દસ્તાવેજ બનાવ્યો, અને તે આધાર તરીકે કરીને વાદીનો કબજો લે તો તે સખસો ઉપર દાવો ચાલી શકે છે. ૧૯ વી. રી. પાનું ૨૦૩, અને એકઠા મળીને હુમલો કરનારા સખસો ઉપર એક દાવો ચાલી શકે છે. ૧૪ વી. રી. પાનું ૪૧૯, અને સાથે પ્રવેશ કરનારાઓ ઉપર પણ એકઠો દાવો ચાલી શકે છે. ૪ ક. લા. રી. પાનું ૪૫૫.

આ કલમ તથા કલમ ૫૩ મીના ઠરાવ ઉપર લક્ષ રાખતાં કોર્ટનો યોગ્ય હુકમ તે દાવાની અરજી રદ કરવાનો થવો જોઈતો હતો, અને પક્ષકારોને એકઠા સામેલ કરવામાં આવેલા છે તે બરોબર નથી, તે કારણથી દાવો રદ કરવાનો હુકમ કરવો જોઈતો નહી હતો. ઈ. લા. રી. ૧૪ ક. પાનું ૪૩૫.

અમુક તળાવ ઉપર ઢોર ચરાવવાનો હક્ક છે, તેમાં હરકત કરવામાં આવે નહી એવો તાકીદ હુકમ કાહાડવાને **અ.** એ દાવો કરેલો હતો, ગામની બીજી રૈયતનો પણ તેવો હક્ક હતો, તેથી તેમને વાદીમાં અસલ દાખલ કરેલા હતા. પરંતુ આ કાયદાની કલમ ૫૩ પ્રમાણે દાવાની અરજી દુરસ્ત કરીને તેઓનાં નામ ફાઇલ ઉપરથી દુર કરયાં હતાં. **અ.** એ કાંઈ ખાસ નુકશાન કરયું નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવો હક્ક ગામની બીજી રૈયતનો હોવાથી **અ.** જો ખાસ નુકશાન શાબેત ન કરે તો દાવો ચાલે નહીં, એવો અ. નો સાર્વજનિક હક્ક થતો નથી, અને અ. નો બીજી રૈયતની સાથે જેવો મળીયારો હક્ક છે તેવોજ આગવો હક્ક છે. માટે આ કલમ અથવા કલમ ૫૩ ના ઠરાવ વિરૂદ્ધ દાવાની અરજી દુરસ્ત કરવામાં આવી નથી. ઈ. લા. રી. ૧૧ મ. પાનું ૪૨.

કોર્ટ પક્ષકાર કાઢી નાંખવાને અથવા સામીલ કરવાને મુખત્યાર છે.

**૩૨. પેહેલી સુનાવણી વખતે અથવા તે અગાઉ બેમાંથી એક પક્ષકારની અરજ ઉપરથી, કોર્ટને વ્યાજબી જણાય એવી શરતો કરીને, વાદી અથવા પ્રતિવાદી તરીકે અયોગ્ય રીતે સામીલ કરેલા કોઈ પક્ષકારનું નામ કાઢી નાંખવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**અને કોઇ પણ વખતે તેવી અરજ ઉપરથી કે તે અરજ સિવાય કોર્ટને વ્યાજબી લાગે એવા શરતો કરીને, કોર્ટ એવો હુકમ કરે કે,—કોઇ વાદીને પ્રતિવાદી કરવો, અથવા કોઇ પ્રતિવાદીને વાદી કરવો, તથા, ફરીયાદમાં નિકળેલી બધી તકરારોનો પુર્ણ રીતે અને કાર્ય સાધક ચોકસી કરીને નિર્ણય કોર્ટથી થઇ શકે એટલા સારૂ, કોર્ટની રૂબરૂ જેની હાજરીની જરૂર જણાય તેનું અથવા વાદી કે પ્રતિવાદી તરીકે જેનું નામ દાખલ કરવું જોઇતું હતું તેનું, નામ સામીલ કરવું.**

વાદી તરીકે અથવા ઈષ્ટ મિત્ર તરીકે સામેલ કરેલા શખસની સમતી.

**કોઇ પણ સખસને તેની પોતાની સમતી શિવાય, વાદી તરીકે અથવા વાદીના ઇષ્ટ મિત્ર તરીકે સામીલ કરવો નહીં.**

કલમ ૩૦ પ્રમાણે ફરીયાદો કરી હોય અથવા જવાબ આપ્યા હોય તેમાંના પક્ષકાર.

**કલમ ૩૦ પ્રમાણે જે સખસની વતી ફરીયાદ કરી હોય અથવા ફરીયાદમાં ઉત્તરપક્ષ ચલાવ્યો હોય તે સખસ, તે ફરિયાદમાં મને પક્ષકાર કરો, એવી કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે.**

સામીલ પ્રતિવાદીઓને સમન પોચા-

**ઉપર પ્રમાણે જેમનાં નામ પ્રતિવાદી તરીકે સામીલ કરવામાં આવે તે બધા પક્ષકારોને, આ કાયદામાં આગળ કહ્યું છે તે રીતે સમન પોચાડવો, અને ( હિંદુસ્તાનના સન ૧૮૭૭ ના**

ડવો. **મુદતના આકટની કલમ ૨૨ ના ઠરાવને બાધ ન આવે તેમ) એ સમન પોંહોચે ત્યારથીજ તેમની વિરૂદ્ધ કામ શરૂ થયું એમ ગણવું.**

ફરીયાદ ચલાવવાનું કામ. **પોતાને યોગ્ય જણાય તે વાદીને ફરીયાદ ચલલાવવાનું કામ સોંપવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને તથા રેવન્યુકોર્ટોને લાગુ થાય છે. ઈ. લા. રી. ૨ અ. પાનું ૨૬૪

આ કલમ સ્થાવર તેમજ જંગમ મીલકતને લાગુ થાય છે. ૧૪ વી. રી. પાનું ૨૮૫.

વાદી વધાર્યા શિવાય દાવો ચાલી શકતો ના હોય તે બાબત, ૨૨ વી. રી. ૩૫ તથા ૨૨૯, અને ઈ. લા. રી. ૬ ક. ૮૧૫ ના ફેંસલાઓ છે, અથવા તેની ગેરહાજરીમાં સંપૂર્ણ ન્યાય થઈ શકતો ના હોય તો તે બાબત, ૮ ઈ. અ. પાનું ૧૩૫ નો ઠરાવ છે. જો તેને પ્રતીવાદી કરવો જોઈતો ના હોય તો દાવો કાહાડી નાંખવો જોઈએ. ૨૨ વી. રી. પાનું ૨૨૯, ૧૦ વી. રી. પાનું ૧૦૯.

એવું ઠરાવવામાં આવેલું છે કે એકાદા સખસને સહવાદી નીમવામાં આવે ત્યારે તેના વિરૂદ્ધ મુદત બાબતનું કામ અસલ દાવાની અરજી જે તારીખે ફાઈલ કરી હોય તે તારીખે શરૂ થાય છે. ૬ વી. રી. પાનું ૧૭૨. મુદતના સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની કલમ ૨૨ જુઓ. જે વાદીના હક્કને મુદતની હરકત હોય તેને વાદીમાં વધારવો નહીં જોઈએ, પણ પાછળથી એવું ઠરાવવામાં આવેલું છે કે મજીયારા કરારની રૂઈના દાવામાં તમામ પક્ષકારોને સામેલ કરવા જોઈએ. પછી તેમના વિરૂદ્ધ દાવાની મુદત ગએલી હોય કિંવા નહી. ઈ. લા. રી. ૬ ક. પાનું ૮૧૫. अ. તથા તેના ત્રણ ભાઈઓનું મજીયારૂં એક હિંદુ કુટંબ છે. अ. એ તે ભાઈઓની કબુલત સાથે મજીયારા લેહેણા બાબત દાવો કર્યો. તેથી તે ભાઈઓને નહી દાખલ કર્યા બાબત જ્યારે હરકત લેવામાં આવી ત્યાર તેઓને સહવાદીમાં દાખલ કરવાને ઘણું મોડું થઈ ગએલું હતું, તેથી દાવો કાહાડી નાંખ્યો. ઈ. લા. રી. ૭ મું. પાનું ૨૧૭, તોપણ ૯ ક. લા. રી. ૧૩ તથા ઈ. લા. રી. ૯ મું. પાનું ૩૧૫ જુઓ. અગ્રક્રિયાધિકાર બાબતના દાવામાં વેચાણ આપનાર અથવા ખરીદદારના વિરૂદ્ધ મુદત ગએલી હોય તો, તે દાવો કાહાડી નાંખવો જોઈએ. ઈ. લા. રી. ૪ અ. ૧૪૫, પણ ઈ. લા. રી. ૭ ક. પાનું ૨૪૨ જુઓ.

જો એકાદો સખસ દાવામાં પક્ષકાર હોય પણ તેમાં થએલા ફેંસલા ઉપર કરેલી અપીલમાં પક્ષકાર ન હોય તો, અપીલની મુદત વીતી ગયા પછી પણ તેને પક્ષકારમાં સામેલ કરી શકાય છે. ૧૧ ક. લા. રી. પાનું ૪૩૦.

स. એ र. અને न. ઉપર નાણાં લેવાને એકઠો દાવો કર્યો. અસલકોર્ટે न. ઉપર હુકમનામું કર્યું. અને र ઉપરથી દાવો કાહાડી નાંખ્યો. न. એ અપીલ કરી, પણ स. એ અપીલ કરી નહીં. પેહેલી સુનાવણી વખતે र. ને તે અપીલમાં અપીલના પ્રતીવાદી તરીકે દાખલ કરવામાં આવ્યો, પણ તે વખતે स. ને અપીલ કરવાની મુદત હતી તે વીતી ગએલી છે. અપીલકોર્ટે તે દાવો न. ઉપરથી કાહાડી નાંખ્યો. અને र. ઉપર स. નું હુકમનામું કર્યું. ઠરાવવામાં આવ્યું કે र. ઉપર स. નું હુકમનામું કરવાને તે કોર્ટ મુખત્યાર નહી હતી, કારણ કે स. એ યોગ્ય મુદતની અંદર અપીલ કરેલી નથી. ઈ. લા. રી. ૨ અ. ૪૮૭.

મુદત બાબત જે વિશેશ ઠરાવ છે તે દાવો દાખલ કરયા પછી વાદીએ પોતાના એકલાનો હક્ક બીજાને અસાઈન કર્યો હોય તેને લાગુ થતો નથી. ૬ ક. લા. રી પાનું ૬૨

**સામાન્ય નિયમ**—તે એવો છે કે દાવાના હેતુમાં જે સખસોનું હિત હોય અને જેઓની ગેરહાજરીમાં દાવાનો સંપૂર્ણ રીતે તપાસ કરી ફેંસલો થઈ શકતો ના હોય તે સખસોને પક્ષકાર કરવા જોઈએ, માટે તેઓની વચ્ચમાં અગર તેમાંના કોઈ અને ત્રીજા પક્ષકારની વચ્ચમાં તે સવાલો ફરીથી ઉત્પન્ન થઈ શકતા નથી. ઈ. લા. રી. ૫ મ. પાનું ૫૨, અને જે સખસનો એવો હક્ક ના હોય કે જેના વિરૂદ્ધ કાંઈ દાદ અપાવી શકાય નહી તો તેને પક્ષકાર કરવો નહીં જોઈએ. ૧૨ વી. રી. ૪૩૬, ૧૩ વી. રી. પાનું ૪૪૩. વળી જે સખસોનું દાવાનું કારણ બીજા વાદીઓનું જે દાવાનું કારણ હોય તેનું તેજ ના હોય તો તે સખસોને સહવાદીમાં સામેલ કરવા નહીં જોઈએ. ૨ વી. રી. પાનું ૨૮૦. માટે જે સખસ વાદી તથા પ્રતીવાદી વિરૂદ્ધ દાવો રાખતો હોય તે સખસને પક્ષકાર કરવો નહીં જોઇએ. ૭ વી. રી. પાનું ૨૦૨. આ કલમનો હેતુ જે સખસને દાખલ કરવાને ખાએસ રાખવામાં આવેલી હોય તે સખસને અરજી કરવાનો નથી, પણ જે સખસ કામમાં પક્ષકાર થએલો હોય તેને અરજી કરવાની છે. ઈ. લા. રી. ૫ ક. ૮૮૨, ૨૯ વી. રી. ૧૨૭, ૨૭ વી. રી. પાનું ૧૭૬.

વાદીની બાબત સ્પષ્ટ કબુલતની જરૂર છે. ૯ ક. લા. રી. પાનું ૧૩; પરંતુ જે સખસને વાદીમાં સામેલ કરવાને કેહેવામાં આવેલું હોય તે સખસની લખેલી કબુલત હોવી જોઈએ, એવી આ કલમ પ્રમાણે જરૂર નથી. તેની તરફથી કોઈ સોલીસીટર કબુલત આપે તો તે બસ છે. કોક્ષ વિરૂદ્ધ જેમ્સ. ૧૯ ચ. ડી. પાનું ૫૫.

આ કલમ પ્રમાણે બીજાને સહવાદી કરવાને વાદી અરજ કરે તો દાવાનું કારણ ઉત્પન થએલું હોવું જોઇએ. એક કંપનીએ પોતાની તમામ મિલકત સર સામાન અને તમામ જમીનીના ફાયદા સુદ્ધાંત એક નવી કંપનીને ગીરો આપ્યું. આ આપ્યાની તારીખે આ ગીરો સબંધી વીસ્વાસઘાત બાબત દાવો કરવાને જુની કંપની હક્ક રાખતી હતી. નવી કંપનીએ દાવો કર્યો; તેમાં ઠરાવવામાં આવ્યું કે દાવો કરવાનો હક્ક તેમને મળેલો નથી. માટે જુની કંપનીને સહવાદીમાં તેઓ દાખલ કરી શકતા નથી. ૧૫ વી. રી. ૪૩૨;વળી ઈ. લા. રી. ૬ ક. ૩૭૦ તથા ઈ. લા. રી. ૨. અ. ૨૯૬ જુઓ. એક બેનામીદાર તે ખરો ખરીદદાર નથી, માટે તેનો કરેલો દાવો ચાલી શકતો નથી. ૧૦ વી. રી. પાનું ૪૬૯, પણ ન્યુવેસ્ટ મીનીસ્ટર બ્રેવરી વિ. લાનાના ઠરાવ પ્રમાણે ખરા ખરીદદારને સહવાદીમાં સામેલ કરવો જોઇએ એમ તે માગી શકતો નથી. ૩ ક. લા. રી. ૧૦૨, પણ ૫ ક. લા. રી. ૧૦૩ તથા ઈ. લા. રી. ૧૦ ક. પાનું ૬૯૭ જુઓ.

એક સાંથ બાબતના દાવામાં પ્રતીવાદીએ તકરાર કરી કે હું બેનામીદાર છું, માટે જવાબદાર નથી, અને દાવાવાળું જોટ अ. નું છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે अ. ની પોતાની અરજ ઉપર તેને પ્રતીવાદી કરવો જોઇતો નહી હતો. ૨૫ વી. રી. પાનું ૧૭.

જુના કાયદા પ્રમાણે પક્ષકારને કાહાડીને તેની જગોએ બીજાને દાખલ કરી શકાતો નહી હતો; પણ એકાદું નામ વધારી શકાતું હતું. ૯ વી. રી. ૩૦૯, અને જો એક પક્ષકારને કાહાડીને તેની જગોએ બીજાને દાખલ કરવામાં આવે તો તે પક્ષકારની માફક અ-

પીસ કરી શકતો નહીં હતો, અથવા કામ ચલાવી શકતો નહી હતો. ૯ વી. રી. ૪૮૭, પણ જો સામા પક્ષકારની કબુલત હોય તો તે પ્રમાણે તે કરી સકે છે. ૧૨ વી. રી. પાનું ૮૭; પણ હાલ તે પેહેલી સુનાવણી વખતે અથવા તે પેહેલાં એક અરજી થઈ શકે છે. એક બાંધનારે પટો કરી આપનાર તથા પટો લખાવી લેનાર ઉપર કરેલા કામ તથા મેહેનત બાબત દાવો કરયો. તે પટો કરી આપનારે કહ્યું કે તે દાવામાં મ્હારૂં કંઈ હિત નથી. માટે તેણે પોતાનું નામ કાહાડી નાંખવાને અરજ કરી. તે જવાબદારી બાબત પટો કરી આપનાર અને પટો કરાવી લેનારની વચ્ચમાં તકરાર હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ સવાલનો નિર્ણય સંક્ષેપ રીતે થઈ શકતો નથી, માટે તે પટો કરી આપનારનું નામ કાયમ રેહેવું જોઇએ. સન ૧૮૭૫ ની વીકલી નોટ પાનું ૨૦૩. એક ગામનો હિસ્સો વાપર સાથે ગીરો આપેલો હતો, તે હિસ્સેદાર ઉપરની બજાવણીમાં થએલા લીલામમાંથી ખરીદ કરવામાં આવ્યો, અને તે લીલામમાંથી ખરીદ કરનારે વાદીને વેચ્યો. તેથી વાદીએ વેચનારા ગીરોઆપનાર અને ગીરોરાખનારના ઉપર કબજા બાબત દાવો કર્યો, એવા કારણથી કે તે ગીરો ઉપરનું દેવું વસુલ આપેલું છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે લીલામમાંથી ખરીદ કરનારનું નામ કાહાડી નાંખવું જોઇએ. ૬ અ. પાનું ૨૦૮. अ. એ ब. ઉપર દાવો કરયો, તેથી क. વચ્ચમાં આવ્યો અને તેને પક્ષકાર કરવામાં આવ્યો, પણ અપીલમાં क. નું નામ કાહાડી નાંખીને તે કામ તપાસ થવા સારૂ પાછું મોકલ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે क. એ જે પુરાવ ગુજારેલો છે તે કામમાંથી દુર કરવો જુઇએ. ૧૫ વી. રી. ૫૭૨. એક મરનાર સખસના લેહેણદારે એડમીનીસ્ટ્રેટર જનરૈલના ઉપર દાવો કરયો, અને જે બીજા સખસો મરનારની મિલકત ઉપર દાવો રાખતા હતા તેમને પક્ષકાર કરવામાં આવ્યા, એવું કહીને કે તેઓએ મરનારની મીલકત કબજે લીધેલી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ સખસો મરનારના એક એકઝીક્યુટર અથવા વહિવટદાર અથવા ભાગીયા છે, એવું બતાવવાને કાંઈ પણ નથી, અને એડમીનીસ્ટ્રેટર જનરલ તેમના ઉપર દાવો કરી શકતા નથી એવું કાંઈ નથી, અને એડમીનીસ્ટ્રેટર જનરલની જોડે તેઓના ઉપર દાવો કરવો જોઇએ એવી કાંઈ બીજી હકીકત નથી, માટે તેઓને ખોટી રીતે પક્ષકાર કરવામાં આવેલા છે, સબબ દાવો કાહાડી નાંખવો જોઇએ. ૧૫ બ. લા. રી. પાનું ૨૯૬.

પક્ષકારોની ફકત ખામીના કારણથી કોર્ટોએ દાવો કાહાડી નાંખવો નહી જોઇએ, પરંતુ આ કલમ પ્રમાણે તેમને જે કુલઅખત્યાર આપવામાં આવેલો છે તે તેમણે વાપરવો જોઇએ. ૨ આગ્રા. પાનું ૧૪૭, ૨૧ વી. રી. પાનું ૧૮૭.

એક હિંદુ વિધવાએ પોતાના મરનાર ધણીનો હક્ક વારસામાં લીધેલો તે સબંધી તેણીએ દાવો કરયો, ત્યાર પછી તેણીએ એક છોકરો દત્ત લીધો, તો તે છોકરાને સહવાદીમાં દાખલ કરવો જોઈએ. ૧ મ. ૧૯૭. એક સગીરના નામથી તેના વાલીએ દાવો કરેલો, પણ વાદીને સર્ટીફીકટ મળેલું નહી તે કારણથી તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો સ્પેશીયલ અપીલમાં તે સગીર પાકી વયનો થએથી પોતાનું નામ દાખલ કરાવવાને અરજ કરી તેથી તેને પરવાનગી આપવામાં આવી. ૧૨ વી. રી. પાનું ૧૦૨. એક હિંદુએ કુટંબમાંની મીલકતમાંથી પોતાનો હિસ્સો લેવાને પોતાના ભાઈઓ ઉપર દાવો કર્યો, તેમાં તેના છોકરાને સહવાદીમાં દાખલ કરેલા હતા. ઈ લા. રી. ૬ મ. પાનું ૩૩૧. એક દાવાની ઉપજેલી રકમમાંથી એક હિસ્સો વાદીએ અસાઈન કરેલો છે, અને તે કરાર રદ બાતલ નથી, માટે પ્રતીવાદી

અસાઈનીને પક્ષકાર કરવાને અરજ કરી શકે છે. ૧૩ બં. લા. રી. પાનું ૫૩૦. પણ દાવાનો પ્રકાર બદલાતો નથી, એવી સંભાળ લેવી જોઈએ. વાદીએ મરનાર સખસની મીલકતનો હિસ્સો લેવાને દાવો કરેલો, તેમાં ઠરાવવામાં આવ્યું કે કોર્ટ પક્ષકારો વધારી શકતા નથી, અને તે દાવો એક સામાન્ય રીતે વહિવટ સબંધીનો થાય છે, એમ કરી શકતા નથી, ૧૦ વી. રી. ૮૬. અને તેમજ એક સખસ પોતાની તરફથી અથવા બીજાઓની તરફથી દાવો કરે તો, જે પક્ષકારોનું મજીયારૂં હિત હોય તેમનાં નામ વધારી શકાતાં નથી. વીકલી નોટ સન ૧૮૭૬ પાનું ૮૩.

વેહેચણના દાવામાં વાદી પાસેથી ગીરોરાખનારને પક્ષકાર કરવાની જરૂર નથી. ઇ. લા. રી. ૫ ક. ૮૮૨. એક શેરહોલ્ડર જો જુદા જુદા સાંથના હિસ્સા વસૂલ કરવાને કરાર થયેલો ના હોય તો તે સાંથનો અપૂર્ણ ભાગ લેવાને દાવો કરી શકતો નથી. ૧૯ વી. રી. ૧૬૮, ૨૦ વી. રી. ૭૬. અને તેણે પોતાના સહહિસ્સેદારોને સહવાદીઓ કરવા જોઇએ. ૨૨ વી. રી. પાનું ૩૯૪; તેઓને પ્રતીવાદી કરીને તે પોતાના હિસ્સા બદલ દાવો કરી શકે. બીહારી લાલદાસ વિરૂદ્ધ. રાધાનાથદાસ. વી. રી. ૨૨૯; અને તેવીજ હકીકતથી એક સહહિસ્સેદાર સાંથમાં વધારો કરી શકતો નથી. ૧ અલ્હા. પાનું. ૨૩૬; પણ ઈ. લા. રી. ૨ ક. પાનું ૪૭૪, ૨૫ વી. રી. પાનું ૨૨૧, ઈ. લા. રી. ૮ ક. પાનું ૩૫૩ જુઓ, તેમ તે માપી શકતો નથી. ૧૯ વી. રી. પાનું ૨૮૦; તેમ તે કબજો લેવા દાવો કરી શકતો નથી. ૧૨. ક. લા. રી. પાનું ૨૨૩; તેમ મજીયારા કુટંબનો એક અંગભૂત પોતાની તથા બીજાની મિલકત બાબત દાવો કરી શકતો નથી. ૨૦ વી. રી. પાનું ૧૩૮; એક પૈસા બાબતનું ખત લખાવી લેનાર મરણ પામે તો તેનો એક વારસ પોતાના હિસ્સા બાબત દાવો કરી શકતો નથી. ઈ. લા. રી. ૭ અ. ૩૧૩, અને મલબાર તારવાડનો એક અંગભૂત બીજા અંગભૂતોને પક્ષકાર કર્યા વિના ખોરાકી પોશાકી સારૂ કારનાવાન ઉપર દાવો કરી શકતો નથી. ઈ. લા. રી. ૭ મ. પાનું ૪૨૮, અને જો તમામ માલીકોને સામેલ કરવામાં ના આવ્યા હોય તો, એક મજીયારે સાંથેરાખનાર પાસેથી કબજો છોડાવવાનો દાવો ચાલતો નથી, ૪ ક. લા. રી. પાનું ૬૩, અને ગીરોથી છોડાવવાના દાવામાં હિતવાળા તમામ પક્ષકારો કરવા જોઈએ. ઈ. લા. રી. ૯ મું. પાનું ૧૨૮.

अ. એ ब. ઉપર એક જમીન સારૂ દાવો કરયો- क. એ તે જમીન મ્હારી છે એમ કહીને વચ્ચમાં આવી દાવો રાખ્યો, તો તે क. ને તે દાવામાં પક્ષકાર કરવો નહી જોઇએ. ૧૫ વી. રી. ૫૭૨; ૭ વી. રી. ૨૦૨, ૧૦ વી. રી. ૫૨. अ. એ ब. ની વિધવા ઉપર એવો દાવો કરયો કે ब. ની મિલકતમાં બારઆની મિલકતનો હું હકદાર છું, એવું ઠરાવી આપો તથા તે વિધવાઓએ સર્ટીફીકટ લીધેલું છે તે રદ કરો. क. એ વચ્ચમાં આવીને તે મિલકતના એક ભાગ ઉપર વારસ તરીકે દાવો કરયો, તેથી નિચેની કોર્ટે તેને પ્રતીવાદી કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેમ કરવા દેવું જોઈતું નહીં હતું. ૧૦ વી. રી. ૩૬૯. પક્ષકારો વચ્ચેના એક દાવામાં દરેક પક્ષકારે એવી તકરાર કરી કે હું હુકમનામાનો લેહેણદાર છું, માટે તેમાં હુકમનામાના દેણદારને પક્ષકાર કરવાની જરૂર નથી. ૧૨ વી. રી. પાનું ૪૩૬. આ વિચાર વિરૂદ્ધ ફેંસલાઓ છે. ૧૫ વી. રી. ૯૭, ૧૩ વી. રી. પાનું ૧૬૯; ૧૬ વી. રી. પાનું ૧૦૧. સાંથ બાબતના દાવામાં એક વચ્ચમાં આવનારને પક્ષકાર કરવો કે નહીં એ વિશે તદન નક્કી ઠરાવ થયો નથી. છેવટમાં છેવટ ઠરાવ એવી મતલબનો છે

કે તેને પક્ષકાર કરવો નહી જોઈએ. ઈ. લા. રી. ૮ ક. ૨૪૦, અને સાંથ બાબતના દાવામાં વચ્ચમાં આવનારને ક્યારે પક્ષકાર કરવો જોઇએ એ વિશે પ્રથમથી ઘણું કરીને ઠરાવ થઈ શકતો નથી.

'દાવામાં જે સવાલો રહેલા હોય' એ શબ્દોનો અર્થ જે સખસોનું પક્ષકારો સાથે અરસપરસ હિત હોય તે સખસોનું અસલ દાવાના કારણમાં હિત હોય, અને તે કારણ ઉપરથી પ્રતક્ષ રીતે અથવા લગતી રીતે જે સવાલો ઉત્પન્ન થતા હોય તે છે. ઈ. લા. રી. ૨ અલ્હા. ૭૩૮, ૨૫ વી. રી. ૨૯, પણ ૨૦ વી. રી. ૩૮૩, ૧૯ વી. રી. ૨૪૮, ૧૪ વી. રી. ૩૩૪, ૧૩ વી. રી. ૭૩ તથા ૨૬૨ જુઓ, અને દાવાનું કારણ નવું દાખલ કરવું નહીં જોઈએ. ૪૭ એલ. ટી પાનું ૩૪૯. માટે એવું ઠરાવવામાં આવ્યું છે કે જે સખસના વિરૂદ્ધ વાદીએ દાદ માગેલી ના હોય તે સખસને દાખલ કરવાની પરવાનગી આપવાને કોર્ટ મુખત્યાર નથી; તેમ આવા સખસ પાસેથી લાવેલી હકીકત લેવાને અથવા સુનાવણી વખતે તેને હાજર થવાની પરવાનગી આપવાને કોર્ટને કાંઈ અખત્યાર નથી ૨૫ વી. રી. પાનું ૧૭. એક માલનો નમુનો જોઈને ખરીદ કરનારે નુકશાની બાબત દાવો કરયો, તેમાં વેચનારે એવી અરજ કરી કે તે નમુનાથી જે સખસ પાસેથી અમે તે માલ ખરીદ કરેલો છે તે સખસને પક્ષકાર કરવો જોઈએ, પણ તે અરજ નામંજુર કરવામાં આવી. ઈ. લા. રી. ૪ ક. પાનું ૩૫૫.

સન ૧૮૬૦ ના આકટ ૨૭ મા પ્રમાણે મરનારની મીલકતના હિસ્સા બાબત ब. એ સર્ટીફીકટ લીધેલું હતું; તેથી તે ब ઉપર अ. એ પોતાના સહવારસ તરીકે તે મિલકતના પોતાના હિસ્સા બાબત દાવો કરયો. તપાસમાં એમ માલમ પડયું કે ब. ના એજંટના કબજામાં તે મીલકત છે; માટે તે એજંટને પક્ષકાર કરવામાં આવ્યો. ૧૩ વી. રી. ૪૪૩, વળી ૧૫ બં. લો. રી. પાનું ૨૯૬ જુઓ. એક કંપનીએ પોતાના એજંટની મારફતે દાવો કરેલો પણ તે કંપની તરીકે નહી, માટે તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવાના પરીણામથી તે કંપનીને હરકત થઈ શકતી નથી, સબબ તેને પક્ષકાર કરવાની અરજી ના મંજુર કરવામાં આવી છે તે બરોબર છે ૧૫ વી. રી. ૫૩૪, પણ જે કામમાં માજીસ્ટ્રેટના ઉપર સેક્રટેરી આફ સ્ટેટને બદલે દાવો કરવામાં આવેલો તેમાં દુરસ્ત કરવાની સ્પેશીયલ અપીલમાં પરવાનગી આપેલી હતી. ઈ. લો. રી. ૬ મું. પાનું ૬૭૧. એક સગીરની બાબતમાં કોર્ટમાં ભારે કપટ કરવામાં આવેલું હોય તો, તે કપટ શાબેત કરવાને જે સખસ હાજર થઈ માથે રાખતો હોય તેને સાંભળવો જોઈએ, ૧૦ વી. રી. પાનું ૩૭૨. વાદીએ પ્રતીવાદીના એજંટ તરીકે अ. ड. એ કરેલા કરારની રૂએ નાણાં સબંધી અમુક સખસો ઉપર દાવો કરયો. પણ પ્રતીવાદીઓએ તે એજન્સીની વાત ઈનકાર કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે अ. ड. નું નામ દાખલ થઈ શકે છે, અને દાવાની અરજી એવી રીતે દુરસ્ત થઈ શકે છે કે જેથી તે એજંટ વિરૂદ્ધની દાદ પણ માગી શકાય. ઈ. લો. રી. ૮ ક. ૧૭૦.

હિસાબ બાબતના એક ભાગીદારીના દાવામાં ૨૧ પ્રતીવાદીઓ હતા, તેમાંથી ઘણા ખરાની સાથે વાદીએ ફેંસલો કરીને દાવો કાહાડી લેવાની મરજી રાખી. તેમાંના બે પ્રતિવાદીઓએ અરજ કરી કે અમને વાદીઓ કરવા જોઈએ, અને વાદીને પ્રતીવાદી કરવો જોઈએ આ અરજ મંજુર રાખવામાં આવી. ઈ. લો. રી. ૭ મું. પાનું ૧૬૭.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭૩ માં દાવાની કોઈ સુનાવણી વખતે એવા શબ્દો છોડી દેવામાં આવ્યા છે, માટે આ કલમ પ્રમાણે સુનાવણી પેહેલાં હાલ અરજ થઈ શકે છે. સદરહુ આકટ ૮ માની કલમ ૭૩ પ્રમાણે એવું ઠરાવેલું છે કે જે કામમાં અપીલમાં જડજની નજરમાં એવું આવે કે અમુક પક્ષકારને અપીલનો પ્રતીવાદી કરવાની જરૂર હતી, તો તેમણે આ કલમ પ્રમાણે તે કરવું જોઈએ, અને દાવો કાહાડી નાંખવો નહી જોઈએ. વી. રી. સન ૧૮૬૪ પાનું ૧૩૬; અને એક કામમાં દાવો યોગ્ય રીતે કાહાડી નાંખ્યા પછી હાયકોર્ટે સ્પેશીયલ અપીલમાં પક્ષકાર વધારેલો હતો. ૧૨ વી. રી. પાનું ૧૦૨. એક મીલકતના રીસીવ્હરે કોર્ટની પરવાનગીથી અને મીલકતમાં હિત રાખનારાઓની તરફથી ભૂલથી પોતાના નામથી દાવો કરયો, તે અપીલમાં ઠરાવવામાં આવ્યું કે રીસીવ્હરને તે દાવો કરવાને સંપૂર્ણ અખત્યાર હતો, અને તે હરકત અસલકોર્ટમાં લેવામાં આવી નથી. માટે તે ભૂલ હિતવાળા સખસોની કબુલત વિના દુરસ્ત થઈ શકે છે, અને અપીલની નોટીસ આપવાની કાંઈ જરૂર નથી. ૧૨ વી. રી. પાનું ૧૧૭; અને કમીશનર તરફ હિસાબ લેવાને તથા મીલકત વેચવાને કામ મોકલવાનું હુકમનામું કરેલું, તેમાં કોર્ટે ઠરાવ્યું છે કે તે દાવામાં નવા પક્ષકારો વધારવાને કોર્ટને અખત્યાર છે. ૮ મું. પાનું ૯૬; પણ જીલ્લાજડજે જે દાવો ખર્ચ સાથે કાહાડી નાંખેલો હોય અને અપીલની તજવીજ ઉપરથી તેમને એમ માલમ પડે કે તે દાવામાં બીજા સખસોનું હિત છે, તેથી તે ખર્ચના હુકમનામામાં તે સખસોનાં નામ વધારવાને હુકમ કરવામાં આવે તો તે રદ કરવો જોઈએ. ૨૦ વી. રી. ૧૨૩. પાછળથી એક કામમાં એવો શક રાખવામાં આવ્યો છે કે, અપીલમાં જે સખસોને પક્ષકારમાં વધારવાના હોય, તેઓની કબુલત વિના વધારી શકાય કે નહીં. ૨૨ વી. રી. પાનું ૩૫. સ્પેશીયલ અપીલમાં એવો સાધારણ રીવાજ છે કે સગીરના કામમાં નામો કાહાડી નાંખી તેમાં ફેરફાર કરવો, અથવા કામ પાછું મોકલીને તેવો ફેરફાર કરવાનો હુકમ કરવો. ૨૦ વી. રી. ૪૮૮, ૨૩ વી રી. પાનું ૩૪૮. પણ એક નિયમ તરીકે કામની છેવટની વખતે દુરસ્ત કરવાની પરવાનગી આપવી નહી જોઈએ. ઈ. લા. રી. ૨ મું. પાનું ૧૧૬

એક કામમાં અરજદારનો દાવાવાળી મીલકતમાં આઠઆની હિસ્સો હતો, તેથી હુકમનામું કરયા પછી તેનું નામ વધારવામાં આવ્યું. ઈ. લા. રી. ૬ મ. પાનું ૨૨૭; મીલકત તરફથી હાજર થનાર એક હિંદુ વિધવા ઉપરના હુકમનામાની બજાવણીમાં એક દત્ત લીધેલા છોકરા તરફથી દાવો રાખવાંમાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેને પક્ષકાર કરવો જોઈએ. ઈ. લા. રી. ૧૧ ક. પાનું ૪૫.

આ કલમ પ્રમાણે વાદી અગર પ્રતીવાદીમાંથી કોઈ સખસનું નામ કાહાડી નાંખવાને અગર કોઈ સખસનું નામ તેમાં વધારવાને હુકમ કરવામાં આવેલો હોય તે ઉપર અપીલ ચાલી શકે છે, પરતું પક્ષકાર કરવાને ના કહેલી હોય તે ઉપર અપીલ ચાલી શકતી નથી. ઈ. લો. રી. ૨ અલ્હા. ૯૦૪. કાહાડી નાંખવાનો હુકમ જો કાયદા વિરૂદ્ધ ના હોય તો ચાર્ટર આકટ પ્રમાણે જેવો ઈલાજ થઈ શકતો હતો તેવો હાલ થઈ શકતો નથી. ૯ વી. રી. ૩૦૯. ૧૬ વી. રી. ૧૮૩. જો અસલ અથવા પેહેલી અપીલકોર્ટમાં કાંઈ હરકત લેવામાં આવી ન હોય તો તે હુકમ ઉપર સ્પેશીઅલ અપીલ ચાલી શકતી નથી. ૧૨ વી. રી. ૪૪૫ તથા ૮૭. ૧૮ વી. રી. ૧૧૨, અને તે હુકમ વિશે

જો પ્રથમ તકરાર લેવામાં આવી ના હોય તો રેગ્યુલર અપીલમાં તકરાર ચાલી શકતી નથી. ૧૨ વી. રી. ૩૩૪. જે કામમાં કામ ચલાવવાને અથવા હુકમ કરવાને કોર્ટ ના કહે તો, દેખીતી રીતે કાંઈ અપીલ ચાલતી નથી, માટે આવા કામમાં આખરના ફેંસલા ઉપર અપીલ કરવામાં આવે ત્યારેજ ફક્ત હાથ ઘાલવાનો કોર્ટને કુલઅખત્યાર છે. (કલમ ૫૯૧), ૪ મ. પાનું. ૨૨; ૨ વી. રી. ૧૫૮, ઈં લો. રી. ૭ કલકતા. ૧૪૮, અને જો તે હુકમથી ગુણુ દોષની બાબતમાં અથવા કોર્ટની હકુમતની બાબતમાં તે ફેંસલાને હરકત થએલી હોય તોજ હાથ ઘાલી શકે છે. ૧૪ વી. રી. ૯૦, ૩ બં. લા. રી. ૧૧૩ માટે પક્ષકારોની ખામીના કારણથી જેમકે કેટલાક મજીયારા કંટ્રાકટરો હોય તેમાંના એકની ખામીના કારણથી દાવો ચાલી શકતો ના હોય તો, તે બાબત ઈ. લા. રી. ૬ ક, ૮૧૫ છે, અગર વાદી અથવા પ્રતીવાદીની ગેરહાજરીમાં સંપુર્ણ ન્યાય થઈ શકે તેવું ના હોય તો તે બાબત ઈ. અ. ૧૩૫ નો ફેંસલો છે, માટે તે દાવો હરકોઈ વખતે કાહાડી નાંખી શકાય છે, તોપણ ઈ. લા. રી. ૭ ક. પાનું ૨૪૨ જુઓ.

સાંથના દાવામાં પ્રતીવાદીએ કહ્યું છે કે જે સખસ પક્ષકાર નથી તેનું વાદી સાથે હિત છે, તેથી તેનું નામ વાદીની મરજી વિરૂદ્ધ તે કામમાં દાખલ કરાવ્યું. તેમાં સ્પેશીઅલ અપીલમાં ઠરાવવામાં આવ્યું કે જો તેને વધારવામાં આવ્યો હોય તો તેને પ્રતીવાદીમાં સામેલ કરવો જોઈએ. ઈ. લા. રી. ૭ ક. પાનું ૧૪૮.

વાવ્યખુણાના પ્રાંતોની હાયકોર્ટ સરક્યુલર આર્ડર ૩ સન ૧૮૭૬ માં કહે છે કે ફરીયાદ અરજી એકદમ દુરસ્ત કરવી જોઈએ, અને તે ઉપર જડજે પોતાની સહી કરવી જોઈએ. ક. ૫૩.

આ કાયદામાં કોઈ પક્ષકારને સહઅપીલવાળો કરવાને અખત્યાર નથી. આ કલમથી તથા કલમ ૫૮૨ થી અપીલકોર્ટને પક્ષકારનું નામ કાહાડી નાંખવાને અથવા દાવામાં વાદી અથવા પ્રતિવાદી તરીકે નવો પક્ષકાર વધારવાનો હુકમ કરવાને ફક્ત અખત્યાર છે. ઈ. લો. રી ૧૦ મું. પાનું ૨૨૭.

દાવાની અરજી રજીસ્ટર કરયા પછી પક્ષકાર વધારવામાં આવે, ત્યારે દાવાની અરજીને અરજીના રજીસ્ટરમાં તેની સતરોની વચમાં શોધ મૂકી તે ઠેકાણે જડજની સહી સાથે દુરસ્ત કરવું જાઈએ. મુ. હા. સરક્યુલર બુક પેરેગ્રાફ. ૪ થો.

એકાદ કામમાં પક્ષકારને પ્રતીવાદી તરીકે દાખલ કરવાને કોર્ટના અખત્યાર સબંધી મુદતનો સવાલ ઉત્પન થતો નથી. ઇ. લા. રી. ૧૨ ક. પાનું ૬૪૨.

આ કલમનો અર્થ કરવામાં ભુલ કરેલી હોય, પણ જડજે પોતાની હકુમત વાપરવામાં કસુર કરેલી હોય તો તે ભૂલના કારણનો આ કાયદાની કલમ ૬૨૨ મીમાં સમાસ થતો નથી. વળી આ કલમ પ્રમાણે કોર્ટ કુલઅખત્યાર વાપરે તો તે પોતાની ખાયસ ઉપરથી દાવામાં પક્ષકાર વધારવાને મુખત્યાર છે. ઇ. લા. રી. ૧૩ ક. પાનું ૯૦.

આ કલમ પ્રમાણે પક્ષકાર થવાની અરજી નામંજુર કરવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૧૩ ક. પાનું ૧૦૦.

આ કલમ એવી રીતે લાગુ થતી નથી કે જેથી નીચેની કોર્ટને અપીલના પ્રતીવાદી તરીકે અમુક સખસને સામેલ કરવાને અખત્યાર મળે બીજી ફક્ત કલમ કે જે પ્રમાણે તેની અંદર દાખલ થઈ શકત તે કલમ ૩૬૫ મી છે, પણ જે કામમાં કલમ ૩૬૫ મી લાગુ થાય છે એમ ધારીએ, તોપણ તે સખસને પ્રતીવાદી તરીકે દાખલ કરવાનો અખત્યા-

ર નથી. પરંતુ કલમ ૩૬૭ માં બતાવ્યા પ્રમાણે મરનાર વાદીનો કાયદેસર વારસ કોણ છે તેનો નિર્ણય થઈ શકે છે ઈ. લો. રી. ૯ અલ્હાબાદ પાનું ૪૪૭

ભાગીદારી બંધ પાડવાના દાવામાં દાવાનો આંક રૂ. ૨૦૦૦) નો બાંધવામાં આવેલો હતો, તેમાં એવી દાદ માગવામાં આવેલી કે ભાગીદારીનો હિસાબ લેતાં વાદીની જે બાકી લેહેણી નીકળે તે આપવી જોઈએ, અને તે દિવાની કાયદાની કલમ ૩ ના હેતુ પ્રમાણે પૈસા બાબતનો દાવો છે. સબબ આવા દાવામાં સામા દાવાની તકરાર થઈ શકે છે, અને આવી તકરારને લીધે અસલકોર્ટ પ્રતીવાદીના લાભમાં રૂ. ૫૦૦૦) કરતાં વધારે રકમનું હુકમનામું કરે છે. સબબ તે હુકમનામા ઉપર હાયકોર્ટમાં તે કાયદાની કલમ ૨૧૬ ની ૨ જી રકમ પ્રમાણે અપીલ ચાલી શકે છે, અને જીલ્લાકોર્ટમાં ચાલી શકતી નથી ઈ. લા. રી. ૧૦ અ. પાનું ૫૮૭

પ્રતિવાદી સામીલ કરવામાં આવે ત્યારે ફરીયાદ અરજી દુરસ્ત કરવી.

**૩૩. ફરીયાદ અરજી પેહેલેથીજ દાખલ કરી હોય અને પછી પ્રતિવાદી સામીલ કરવામાં આવે ત્યારે, જો કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જરૂર હોય તે રીતે તે ફરીયાદ અરજી દુરસ્ત કરવી, અને સમનની દુરસ્ત કરેલી નકલ નવા પ્રતિવાદીને તથા મુળ પ્રતિવાદીઓને પોંહોચાડવી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પક્ષકાર સામીલ નથી કર્યા અથવા ખોટી રીતે સામીલ કર્યા છે તેવી હરકતો લેવાનો વખત.

**૩૪. જોઈએ તેટલા પક્ષકારો કરેલા નથી, અથવા ફરિયાદમાં જેમનો સબંધ નથી તેમને પક્ષકારમાં સામીલ કર્યા છે, અથવા સહ-વાદી કે સહ-પ્રતિવાદી તરીકે ખોટી રીતે સામીલ કર્યા છે, એવી જેટલી હરકતો લેવાની હોય તેટલી બધી બની શકે તેટલા વેહેલામાં વેહેલા પ્રસંગે અને હમેશાં પેહેલી સુનાવણી પેહેલાં લેવી, અને તેવી કોઇ હરકત એ રીતે નહી લીધી હોય તો પ્રતિવાદીએ તે દુર કરી છે, એમ સમજવું.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પક્ષકારોની ખામીની હરકત જેમ બને તેમ વેહેલી અને પેહેલી સુનાવણી પેહેલાં લેવી જોઈએ. ઈ. લા. રી. ૭ ક. પાનું ૫૯૪. પણ ઈ. લા. રી. ૫ મું. ૬૦૯, અને ૨ મું. ૧૧૬ જુઓ. વળી કલમ ૩૨ નીચેની નોટ જુઓ.

અગ્રક્રિયાધિકારના હક્કનો અમલ કરવાના દાવામાં વેચાણ આપનારને પક્ષકાર કરવામાં આવ્યો નહી હતો, તેમાં ઠરાવવામાં આવ્યું કે સ્પેશીયલ અપીલમાં આ હરકત લેઈ શકાતી નથી. ઈ લા. રી. ૬ અ. પાનું ૫૭. તેમજ જ્યારે મા તથા તેણીનાં બે છોકરાનું ખોરાકી પોશાકીનું એકઠું હુકમનામું કરવામાં આવેલું હોય, પછી સ્પેશીયલ અપીલમાં એવી હરકત લેવામાં આવી કે ત્રણ દાવાનાં કારણો જુદાં જુદાં જુદી જુદી રકમો બાબત ઉત્પન્ન થએલાં છે તેનો નિર્ણય કરવો જોઈતો હતો, પણ તે હરકત રદ કરવામાં આવી. ઈ લા. રી. ૬ અ. પાનું ૬૩૩; પરંતુ બાકુ વેહેચી લેવા બાબતના દાવામાં તમામ હિસ્સેદારોને પક્ષકારો કરવા જોઈએ, માટે જો તે પ્રમાણે પક્ષકારો કરવામાં આવેલા ના હોય તો તે દાવો ચાલી શકતો નથી. ઈ લા. રી. ૮ ક. પાનું ૨૭૭.

ઘણાએક વા

**૩૫. એક કરતાં વધારે વાદીઓ હોય ત્યારે તેમાંનો કોઇ**

દી અથવા પ્રતિવાદીઓમાંનો પ્રત્યેક પોતામાંના કોઈ બીજાને પોતાની તરફથી હાજર થવા વગેરેનો અખત્યાર આપી શકે.

પોતામાંના કોઇ એક અથવા વધારેને, આ કાયદા પ્રમાણે ચાલતા કોઇ કામમાં પોતાની તરફથી હાજર થવાનો, પોતાનો પક્ષ લેઈને બોલવાનો, અથવા પોતાની તરફથી કામ કરવાનો અખત્યાર આપી શકે; અને તેજ પ્રમાણે એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય ત્યારે તેમાંનો કોઇ પોતામાંના કોઇ એક અથવા વધારેને સદરહુ પ્રમાણે કોઇ કામમાં પોતાની તરફથી હાજર થવાનો, પોતાનો પક્ષ લેઇને બોલવાનો, અથવા પોતાની તરફથી કામ કરવાનો અખત્યાર આપી શકે.

અખત્યાર સહી સુધાંતનો લેખી, અને કોર્ટમાં દાખલ કરેલો જોઈએ.

તે અખત્યાર, અખત્યાર આપનાર પક્ષકારની સહી સુધાંતનો લખેલો જોઇએ, અને તે કોર્ટમાં દાખલ કરવો જોઇએ.

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૫ માં હતો. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

એક હુકમનામાવાળાએ પોતાની તરફથી તથા પોતાના ભત્રીજાની તરફથી એજંટ તરીકે જે હુકમનામું પોતાના તથા તે ભત્રીજાના બાપના લાભમાં થએલું તે બજાવવાને દરખાસ્ત કરી. આ દરખાસ્ત નામંજુર કરવામાં આવી, એવા કારણથી કે (૧) તે હુકમનામું બજાવવાને અખત્યાર આપ્યા બાબતનું મુખત્યારનામું જો કે તેણે રજુ કરયું છે, તોપણ તે ખાસ અને આઠઆનાના સ્ટાંપ ઉપર છે, અને સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭ ની રકમ ૧ પ્રમાણે તે કુલમુખત્યારનામું નથી. (૨) અને તે મુખત્યારનામું તે દરખાસ્તની સાથે રજુ કરવામાં આવ્યું નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે કુલમુખત્યારનામું હોવાથી આ કલમ પ્રમાણે જરૂર નથી; અને જડજે હુકમ કર્યો તે પેહેલાં સદરહુ મુખત્યારનામું ફાઇલ કરેલું છે, માટે તે દરખાસ્ત કબુલ કરવી જોઇતી હતી. ૨ મુંબાઈ પાનું ૧૦૩.

સન ૧૮૬૫ ના આકટ ૨૦ માની કલમ ૪૦ પ્રમાણે કોઈ દાવો કરનાર પોતાની સાથે દાવો કરનારની તરફથી કોઇ પણ દાવામાં હાજર થઈ તકરાર કરી શકે છે, અને કામ પણ ચલાવી શકે છે, અગર અપીલમાં પણ તે પ્રમાણે કરી શકે છે, પરંતુ તે કાંઈ ફી અગર ઈનામ વસુલ કરી શકતો નથી

## કબુલ કરેલા મુખતિયારો અને પ્લીડરો.

હાજર થવા વગેરેનું કામ જાતે અથવા કબુલ કરેલા મુખત્યાર મારફત અથવા પ્લીડર માર-

૩૬. કોઈ કોર્ટમાંની ફરિયાદના અથવા અપીલના કોઇ પક્ષકારને તે કોર્ટમાં હાજર થવાની, કામ કરવાની, અથવા તેને અરજ કરવાની કાયદા પ્રમાણે જરૂર હોય, અથવા અખત્યાર મળ્યો હોય તે હાજર થવાનું, અરજ કરવાનું અને કામ કરવાનું, જે તે વખતના ચાલુ કોઇ કાયદામાં બીજી રીતે સ્પષ્ટપણે ન ઠરાવ્યું હોય ત્યારે, પક્ષકાર પોતે જાતે, અથવા પોતાના કબુલ કરેલા મુખત્યાર મારફત, અથવા પોતાની વતી

થઈ શકે. **કામ કરવાને યોગ્ય રીતે નીમેલા કોઇ પ્લીડર મારફત કરી શકે. પરંતુ પક્ષકારને જાતે હાજર થવાને કોર્ટ ફરમાવે તો, તેમ પક્ષકારે જાતે હાજર થવું પડશે.**

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આાકટ ૮ માની કલમ ૧૬ માં હતો; પણ તેમાં છેલ્લી રકમ નવીછે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

**કબુલ કરેલો એજંટ**—આ કલમ પ્રમાણે મુખ્ય તરફથી કબુલ કરેલો એજંટ અરજી ફાઈલ કરી શકેછે, અથવા તે હાજર થઈશકેછે, પણતે પોતાના નામથી દાવો દાખલ કરી શકતોનથી, અથવા દાવાનો બચાવ કરી શકતો નથી, ૧૩. વી. રી. ૩૪૪; તેમ પોતે પોતાની તરફથી જેમ હાયકોર્ટને તકરાર જાહેર કરી શકે તેવી રીતે તકરાર જાહેર કરી શકતો નથી. ૩ વી. રી. ૧૦૮.

**અખત્યારવાળો એજંટ**—બાજલુલ રહીમ વિ. રામગોપાળ માનાના કામમાં એવું ઠરાવવામાં આવેલું છે કે, ચાર્ટરની કલમ ૧૦ જોતાં સદરહુ આકટ ૮ ની કલમ ૧૭ જે નીચેની કલમ ૩૭ ને મળતી હતી, તે પ્રમાણે હાયકોર્ટની અપીલબાજુમાં અપીલ ફાઇલ કરી શકતો નહી હતો .૧૪ બં. લો. રી. પાનું ૧૦૬

દાવાની અરજી કબુલ કરેલા મુખત્યારે ફાઈલ કરેલી હોય તે કારણથી પેહેલી અપીલ કોર્ટે તે દાવો કહાડી નાંખેલો ના હોય, આવી ભૂલથી કામના ગુણ દોષને હરકત થતી નથી. ૧૫ વી. રી. પાનું ૨૪૫.

**પ્લીડર**—લેટર્સપેટંટ પ્રમાણે દાવો કરનારાઓ તરફથી એડવોકેટ, વકીલ, અને અટર્નિ હાજર થઈ તકરાર કરી શકે છે, અથવા કામ ચલાવી શકે છે; એડવોકેટ ફકત હાજર થઈ તકરાર કરી શકે છે, સબબ એમ ઠરાવવામાં આવેલું છે કે હાયકોર્ટની અપીલબાજુમાં રજીષ્ટ્રારની હાફીસમાં અરજી ફાઇલ કરવાનો એડવોકેટનો હકક નથી. ૧૩ વી. રી. પાનું ૬૦.

પ્લીડર હિંદુસ્તનના સોગંદ બાબતના આકટની કલમ ૯ મુજબ મુચલકો લખી આપવા મુખ્ત્યાર છે, પણ આ કલમ કેસ લવાદને સુંપવાને સત્તા આપતી નથી, એવુ પંજાબની ચીફકોર્ટે ઠરાવ્યું છે.

જો પ્લીડર કોઈ ફરીયાદ ચલાવતાં તેના અસીલ તરફથી કબુલાતો કરે તો, તે કબુલાતોથી અસીલ બંધાય છે, એ વાત ખુબ ધ્યાનમાં રાખવી જોઈએ. ના. વે. પ્રા. સન ૧૮૭૩ પાનું ૨.

**નાદારી દાવા**—આ કલમ નાદારીમાં કરેલા દાવાઓને લાગુ નથી. (કલમ ૪૦૪ જુઓ ) ૪ મું. પાનું ૯૧.

ઈ. લો. રી. ૯ અ. પાનું ૬૧૭ નો ઠરાવ કલમ ૨ નીચેની નોટમાં જુઓ.

કબુલ કરેલા મુખત્યારો. **૩૭. પક્ષકારોના જે કબુલ કરેલા મુખત્યારોથી સદરહુ પ્રમાણે હાજર થવાનું, અરજ કરવાનું અને કામ કરવાનું કરી શકાય તે નિચે પ્રમાણે:—**

કોર્ટની હકુમત બાહાર જે પક્ષકારો હોયતેમનાંમુખત્યારનામાં **(अ). જે કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં હાજર થવાનું, અરજ કરવાનું કે કામ કરવાનું હોય, તે કોર્ટની હકુમતની સ્થાનીક હદમાં રેહેનાર ન હોય, એવા પક્ષકારોએ પોતાની વતી હાજર થવાનો, અરજો કરવાનો અને કામ કરવાનો અખત્યાર જેમાં આપ્યો હોય, તેવાં કુલમુખત્યાર**

જેમની પાસે હોયતેસખસો. નામાં જેમની પાસે હોય તે;

દાખલાવાળા મુખત્યાર. (ख.) જે તે વખતે જે કાયદો અમલમાં હોય તે કાયદા પ્રમાણે જેને યોગ્ય રીતે દાખલો મળ્યો હોય, અને કાયદા પ્રમાણે મુખ્યની વતી મુખત્યાર જે કામ કરી શકે, તે કામ મુખ્યની વતી કરવાનો અખત્યાર જેમાં હોય, તેવાં ખાસ મુખત્યારનામાં જેમની પાસે હોય તે મુખત્યારો;

કોર્ટનીહકુમતબાહારના પક્ષકારોની વતીવેપારધંધો ચલાવનારાસખસો. (ग.) કોર્ટની હકુમતની જે સ્થાનિક હદમાં હાજર થવાનું, અરજ કરવાનું કે કામ કરવાનું હોય, તે હદમાં રેહેતા ન હોય એવા પક્ષકારોની વતી અને તેમને નામે વેહેપાર અથવા ધંધો ચલાવનારા સખસો, તે વેહેપાર અથવા ધંધાને લગતી બાબતમાંજ, અને તે પણ સદરહુ હાજર થવાનો, અરજ કરવાનો અને કામ કરવાનો અખ્તિયાર મુદ્દામ બીજા કોઇ મુખત્યારને આપ્યો ન હોય ત્યારે.

પંજાબ, અયોધ્યા અને મધ્ય પ્રાંતના કબુલ કરેલા મુખત્યાર. પંજાબના લેફટેનન્ટ ગવર્નરના અને અયોધ્યા તથા મધ્ય પ્રાંતના ચિફ કમીશનરોના કારભાર નીચે હાલ જે મુલક છે તેને આ કલમના પેહેલા ભાગની કંઇ વાત લાગુ પડતી નથી. પરંતુ તે મુલકોમાં પક્ષકારોના જે કબુલ કરેલા મુખત્યારોની મારફત હાજર થવાનું, અરજ કરવાનું અને કામ કરવાનું થઈ શકે તે મુખત્યારો, સ્થાનિક સરકાર એ બાબતમાં વખતે વખતે સરકારી ગેઝીટમાં જાહેર ખબર આપીને જેમને ઠરાવે, તેઓ ગણાશે.

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭ માં હતો. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**કબુલ કરેલા એજંટ,**—તે કલમ ૪૦૪ પ્રમાણે નાદારીમાં દાવો કરવાની અરજીઓ કરી શકતો નથી. ૪. મુ. ૯૧. કબુલ કરેલો એજંટ પોતાના નામથી દાવો કરી શકતો નથી, અથવા હાજર થઇ શકતો નથી, ૫ બં. લા. રી. ૧૧. ૨ અ. ૧૭૫, ૪. અ. ૫૮

કુલમુખત્યારનામા ઉપર સ્ટાંપની જરૂર છે. સન ૧૮૭૯ ના આકટ ૧ લાની કલમ ૫૦ જુઓ. પ્રતીવાદીના અટર્નીને તેનું એક વારંટ કોઈ અમુક નાણાં લેવાને દાવો કરેલો તેમાં સોગનનામું અગર દાવાની અરજી લેવા સારૂ આપેલું તથા તે દાવો કબુલ કરવો અથવા તેમાં હુકમનામું થવા દેવું અથવા તે કરવાને કબુલત આપવી અથવા કસુર કરીને તે પ્રમાણે થવા દેવું અથવા બીજી કોઈ રીતે પ્રતીવાદી વિરૂદ્ધ હુકમનામું થવા દેવું એવું હોય, તેથી આ કલમના હેતુ પ્રમાણે પ્રતીવાદી તરફથી બજાવણી કબુલ કરવાને તથા હાજર થવાને તે અટર્નીને અખત્યાર છે. બોર્ક પાનું. ૨૪૪.

વકીલાતનામાં મુખ્યોએ અથવા તેઓના અટર્નીઓએ અથવા એજંટોએ લખી આપેલાં હોય, અને જે મુખત્યારનામાના આધારથી વકીલાતનામાં લખી આપેલાં હોય તે ઉપર પ્રતીજ્ઞા કરવાની જરૂર નથી. તેના સાચાપણાની જવાબદારી વકીલોને માથે છે. મુખત્યારનામા ઉપર શીક્કો હોય, તે મુખત્યારનામામાં સહી બરોબર છે. ૭ વી. રી. ૪૭૫.

આ કલમથી અમુક કામ કરવાને માણસ શકતીવાન થાય છે, માટે તેના શબ્દે શબ્દનો અર્થ કરવો જોઈએ. અ. ૪૦ વર્ષ સુધી પેનમાં રહયો, પછી એક એજંટને કુલમુખત્યારનામું આપીને પોતાના વતનના ગામમાં પોતાની બેહેનોને પરણાવવા સારૂ પાછો આવ્યો. તે ચાર માસ ગેરહાજર હતો. ઠરાવવામાં આવ્યું કે તે પેનનો રહેવાશી નથી, અને તેનો મુખત્યાર કબુલ કરેલો એજંટ છે. ઈ. લો. રી. ૬ મું. પાનું ૧૦૦.

વળી રેહેવાશી એ શબ્દોના અર્થ વિશે આ કાયદાની કલમ ૧૬ નીચેની નોટ જોવી.

જે સખસની પાસે હાજર થઈ દાવાનો જવાબ આપવાને અખત્યાર આપ્યાનું મુખત્યારનામું હોય, તે મુખત્યારનામાની રૂઈએ પોતાની ખુશીમાં આવે તો કામ કરે કે ના કરે, માટે સમન્સની બજાવણી કબુલ કરવાની ના કેહેવાને તે મુખત્યાર છે. ઈ. લા. રી. ૮ ક. ૩૧૭.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭ માં જે કામમાં સ્પષ્ટ રીતે બીજો કોઈ એજંટ નીમવામાં આવેલો ના હોય એવા શબ્દો છે, તે ઉપરથી ગર્ભીત રીતે એમ નિકળે છે કે જે સખસો જે પક્ષકારો કોર્ટની હકુમતની અંદર ના હોય તેની તરફથી કોર્ટની હકુમત અંદર કામ ધંધો ચલાવતા હોય તો, તે તદન એજંટો છે, માટે પક્ષકારોના નામથી અથવા તેમની તરફથી ધંધો અથવા કોર્ટની હકૂમતની અંદર કામ ચલાવવું એ શબ્દો ગુમાસ્તા અથવા એજંટને લાગુ થાય છે; અને ભાગીયાને લાગુ થતા નથી. ૧ હાઈડ. ૯૭. આ ઠરાવ વિરૂદ્ધ ચાલવામાં આવ્યું હતું. ૭ બં. લા. રી. ૫૮. માટે તે બાબત હજુ નિર્ણય થએલો નથી, એમ ગણવું જોઈએ. આ ફેંસલાઓ કેવા સવાલની બાબતમાં થએલા છે કે પેહેડી ઉપરના દાવામાં એક ભાગીયા ઉપર સમન્સની બજાવણી કરેલી હોય તે બસ છે કે નહી. હાલ તે બસ છે; આગળ કલમ ૭૪ જુઓ. પરંતૂ તે બજાવણી કામ કરવાની જગોએ થવી જોઈએ. ૧૧ બં. લા. રી. પાનું ૨૬.

આ કલમની રકમ (સી) અને કલમ ૭૬ નો અર્થ એકઠો કરવાનો છે, અને તેનો અમલ જે દાદનો આધાર એવા વિચાર ઉપર રહેલો છે કે મુખ્યની જગોએ હકુમતની અંદર એકાદો એજંટ હોય તો, તે મૂખ્યની જગોએ તે ધંધા અગર કામમાંથી ઉત્પન થતા કાયદેસર પ્રોસીડીંગમાં એક એજંટ છે તે દાદનો અમલ કરવાનો ઈરાદો રાખેલો છે. જે વહિવટદાર અગર એજંટ આ કાયદાના હેતુ પ્રમાણે હોય તે જે કુલઅખત્યારવાળો હોય તે છે. પછી તેને કેવી રીતે ચાલવું તે વિશેના નિયમો તથા સામાન્ય હુકમો હોય તે પ્રમાણે ચાલવાનું હોય તેની ચીંતા નહી. ફક્ત હુકમનો અમલ કરવાને નોકર હોય અથવા દલાલ અગર કમીશન એજંટ હોય, અને તે કેઇ પેઢી તરફથી કામ કરે છે તે ઓળખાતું ના હોય તો, તે આવો એજંટ નથી. ઈ. લા. રી. ૪ મું. પાનું ૪૧૬.

ઈંગ્લાંડનો રેહેવાશી એક વાંહાણના માલેકોએ તે વાંહાણ મુંબાઈ આવતું હતું, માટે અમુક મુસાફરી સારૂ મુંબઈની પેહેઢીને પોતાનું કામ કરવા નીમેલી, તેથી સાધારણ હકીકત પ્રમાણે તે માલેકોના નામથી કામ ધંધો ચલાવે છે એમ ગણી શકાતું નથી, અને આ કલમના હેતુ પ્રમાણે તે અખત્યાર પામેલા એજંટો છે એમ ગણવું નહીં જોઈએ. ૮ મું. ૧૫૯. વળી મુંબાઈ હાયકોર્ટ રીપોર્ટ વાલ્યુમ ૭ ને પાને ૧૧૧ મે નોટમાં જે ફેંસલાનો રીપોર્ટ કરેલોછે તે જુઓ.

જ્યાં સુધી મુખ્ય હકુમતની અંદર હોય ત્યાં સુધી એજંટ આ કલમ પ્રમાણે કામ કરી શકતો નથી. માટે હકુમતની અંદર એક પેહેડીનો ભાગીયો હતો અને તેના વહિવટદારે અમુક નાણાં લેવાને દાવો દાખલ કર્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે એજંટ તથા તે ભા-

ગીયાઓએ સાથે રહીને તે દાવાની અરજી આપવી જોઈતી હતી, અગર વકીલ નીમવો જોઈતો હતો, પરંતુ તેવી રીતે ગેરસીરસ્તે થવાથી કામના ગુણદોષને હરકત થએલી ના હોય તો, તે કારણથી અપીલકોર્ટે તે દાવો કાહાડી નાંખવો નહીં જોઈએ. ૬ મું. પાનું ૧૫૯.

. એક પેહેડી બંધ થાય એટલે તે પેહેડીનો ગુમાસ્તો કબુલ થએલા એજંટ તરીકે બંધ થાય છે ૧૩ વી. રી. ૩૪૪; પરંતુ જે પેહેડી કામ ચલાવતી બંધ થએલી હોય તે પેહેડીની મીલકત વસુલ કરવાને તથા તેનું કામ સમેટવાને જે મુનમ રાખેલો હોય તે સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭ની રકમ ૨ ના હેતુ પ્રમાણે તે પેહેડીના માલેકનો કબુલ થએલો એજંટ છે, માટે તે પેહેડીના કામ સબંધી દાવો ચલાવવાને અથવા દાવામાં બચાવ કરવાને પોતાના મુખ્યની ગેરહાજરીમાં કામ ચલાવી શકે છે. ૯ મુંબાઈ પાનું ૪૨૭.

મઢોલના ચીફની મીલકતનો વહિવટ કરવાને સરકારે પોલીટીકલ એજંટને નીમેલા, તેથી આ કલમની રકમ (સી) ના હેતુ પ્રમાણે તે પોલીટીકલ એજંટ કબુલ કરેલા મુખત્યાર થતા નથી. ઈં. લા. રી. ૧૧ મું. પાનું ૫૩.

એજંટે જે હુકમનામું એજંટ તરીકે મેળવેલું હોય તે હુકમનામું બજાવતાં તેને અટકાવી શકાતો નથી. આખરનું હુકમનામું થતા પેહેલાં દાવો ચાલતાં હરકોઈ વખતે પ તરફથી તે એજંટને હાજર થવાના હક્ક બાબત તકરાર લેવામાં આવેલી નથી, માટે તે હરકત લેવાનો હક્ક ખોએલો છે, એમ સમજવું જોઈએ. માટે પ્રતીવાદીઓને જીતવાનો લાગ મળ્યા પછી તે હરકત લેઈ શકાતી નથી. ઈં. લા. રી. ૧૨ મુંબાઈ પાનું ૬૮.

કબુલ કરેલા મુખત્યારોનેપ્રોસેસ પોંહોચાડવાનું.

**૩૮. ફરિયાદના અથવા અપીલના પક્ષકારના કબુલ કરેલા મુખત્યારને જે પ્રોસેસો પોંહોચાડવામાં આવે તે, કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જાણે તે પક્ષકારને હાથો હાથ પોહોચાડી છે, એમ સમજવું.**

**ફરીયાદના પક્ષકારને પ્રોસેસ પોંહોચાડવાને આ કાયદામાં જે ઠરાવો કરેલા છે તેજ તેના કબુલ કરેલા મુખત્યારને પોચાડવામાં લાગુ પડશે.**

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭ માં હતો. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

આ કલમથી પક્ષકારોની જાત ઉપર નોટીસ બજાવવાને હરકત નથી. વી. રી. સન ૧૮૬૪ પરચુરણ પાનું ૨૧.

જે હુકમ અટર્નીના ઉપર બજાવવાને માટે ફરમાવેલુ હોય, તે અટર્નીના કલાર્ક ઉપર બજાવવામાં આવે તે બરોબર નથી. ૨ હાઈડ. પાનું ૧૧૬.

જે સખસને મુખત્યારનામું આપવામાં આવેલું હોય તે સખસ સમન્સની બજાવણી કબુલ કરવાને ના કહી શકે છે. ઈં. લા. રી. ૮ ક. પાનું ૩૨૬.

પ્લીડર કરવાનું.

**૩૯. સદરહુ પ્રમાણે હાજર થવા સારૂ, અરજ કરવા સારૂ અથવા કામ કરવા સારૂ, પ્લીડર નીમવો તે લેખથી નીમવો અને તે લેખ કોર્ટમાં દાખલ કરવો.**

**તે લેખ દાખલ થયો એટલે, અસીલની સહીનો બીજો લેખ કોર્ટમાં દાખલ કરીને કોર્ટની પરવાનગીથી તે પેહેલો લેખ રદ્દ થાય ત્યાં સુધી, અથવા અસીલ કે પ્લીડર ગુજરી જાય ત્યાં સુધી, અથવા અસીલ વિશેના ફરીયાદના**

**બધા કામનું છેવટ આવે ત્યાં સુધી, તે અમલમાં છે એમ સમજવું.**

**પાદશાહી સનંદથી સ્થાપન થએલી કોઇ હાઇકોર્ટના આડવોકેટને, પોતાને કામ કરવાનો અખત્યાર આપ્યાનો કંઇ લેખ હાજર કરવાની જરૂર નથી.**

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮ માં હતો, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

વકીલાતનામા ઉપર સ્ટાંપની જરૂર છે. તે મુખ્ય અગર કુલમુખત્યારવાળો હરકોઈ સખસ, પછી તે રોલમાં દાખલ થએલો મુખત્યાર હોય કે નહીં તે લખી આપી શકે છે. ૭ વી. રી. ૪૮૧; અને જે મુખત્યારનામાની રૂઈએ વકીલાતનામું લખી આપવામાં આવેલું હોય તે મુખત્યારનામા ઉપર અથવા વકીલાતનામા ઉપર સોગન ઉપર પ્રતિજ્ઞા કરવાની જરૂર નથી; આવા તમામ દસ્તાવેજો યોગ્ય રીતે લખી આપવામાં આવ્યા છે તેની જવાબદારી વકીલોને શીર છે ૭ વી. રી. પાનું. ૪૭૫.

વકીલાતનામું કાંઈ પણ શરત વિના તમામ કામોમાં કબુલ કરેલું હોવું જોઈએ, ૧૪ વી. રી. પાનું. ૭ જ્યાં સુધી અસીલ કોર્ટની પરવાનગી સાથે લખીને તે રદ કરે નહીં ત્યાં સુધી તે જારી છે. ઈ. લા. રી. ૬ મું. પાનું. ૪૧૬.

હુકમનામું થયા પછી કોઈ પણ કામમાં એટલે પ્રીવીકાંઊસીલમાં અપીલ કરવાને નવા વકીલાતનામાની જરૂર નથી. ૮ વી. રી. પાનું ૯૨, અથવા કોઈ સ્માલકાજકોર્ટ પાસે નવી તજવીજ કરાવવા માટે અરજી આપવામાં આવે ત્યારે અસલ કેસમાં તેજ વકીલ હોય તો પછી નવા વકીલાતનામાની જરૂર નથી. ૧૨ વી. રી. પાનું. ૪૬૫, તેમ હુકમનામું બજાવવાને અથવા સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૬ પ્રમાણે ટાંચ ઉઠાવવા કરેલા દાવાનો જવાબ આપવાને નવા વકીલાતનામાની જરૂર નથી. ૫ મું. ૮૩; તેમ પાછું મોકલેલા કામમાં હાજર થવાને નવા વકીલાતનામાની જરૂર નથી. ૪ મ. પાનું. ૬૩.

હુકમનામું બજી રેહે ત્યાંહાં સુધી દરેક કેસના વકીલે જરૂર પડતી અરજી વગરે સઘળું કામ કરવું, એ તેની ફરજ છે. ૩ નો. વે. હા. રી. પ્રા. પાનું. ૬૯.

વકીલાતનામામાં કાંઈ સ્પષ્ટ ઠરાવ ન હોય તો, તેના અસીલની રજા વગર કોઈ વકીલ પોતે લીધેલા કેસનું રાજીનામું આપી શકે નહી. ૩ બં. લા. રી. પાનું. ૧૫

જે દાવાનું કામ ચાલતું હોય અથવા જેનું હુકમનામું થયું હોય તેમાં કોઈ સાધારણ વકીલાતનામાવાળો વકીલ તેના અસીલના દાવાનો કાંઈ ભાગ મુકી દેઈ શકતો નથી, અને જો એવો કાંઈ ભાગ મુકી દે તો તેના અસીલને તે બંધનકાર્ક નથી. ૧૨ વી. રી. પાનું ૨૮૦

જો જનરલ વકીલાતનામું હોય તો બંધનકાર્ક છે. ૫ વી. રી. પાનું. ૮૦

જ્યારે કોઈ વકીલ કાયદાના ભુલ ભરેલા વિચારથી તેને મળેલી સલાહ છાંડીને કામ કરે તો, તેની ભુલ ભરેલી કબુલત તેના અસીલને બંધનકાર્ક નથી. ૧૬ વી. રી. પાનું. ૨૪૬

જ્યારે કોઈ ફેંસલામાં જાણી જોઈને વકીલની કબુલત નોંધી હોય ત્યારે જ્યાંહાં સુધી સોગનનામાથી તેને ખોટી પાડવામાં આવે અથવા જડજ પોતે એવું કબુલ કરે કે કબુલત નોંધેલી છે તે ખોટી છે, ત્યાંહાં સુધી તે ખરી છે એવું ગણાય છે. ૧૬ વી. રી. પાનું ૧૦૮.

એક કામ ચાલતાની દરમિયાન વકીલે કબુલત કરી હોય તો, તે કબુલત કાયદાસર પુરાવ છે, અગર એ કબુલત મારા દાવાને રદ કરે તેવી નથી એવું તેનો અસીલ કેહેવાને મુખત્યાર છે, તોપણ. ૯ વી. રી. પાનું. ૩૭૫.

જે કામમાં કોઈ વકીલ રહયો હોય તે કામમાં ઉપજેલી રકમમાંથી વકીલને કોઈ ઈનામનો કરાર કરી આપવામાં આવ્યો હોય, તે કરારનાં નાણાં કોર્ટ અપાવી શકતી નથી. વકીલે આવો ઈનામનો કરાર કરાવી લીધો હોય તો તે યોગ્ય સ્ટાંપ ઉપર હોવો જોઈએ. ૪ અ. હા. રી. પાનું. ૨૮૬.

જે કામમાં પોતે વકીલ રહ્યો હોય તે કામનાં હુકમનામાં બજાવવા માટે કોઈ વકીલે તે હુકમનામાં વેચાતાં લેવાં તે વ્યાજબી નથી. ૨ નો. વે. પ્રા. હા રી. પાનું. ૪૬

એક વકીલને કોઈ કોર્ટ છોડી બીજી કોર્ટમાં વકીલાત કરવા જવાની ફરજ પાડવાને જીલ્લા જડજને કાંઈ પણ અધિકાર નથી. ૧૦ વી. રી. પાનું. ૩૩૨.

વકીલ ગેરચાલ ચાલ્યો હોય અથવા તેની ઉપર કાંઈ ફોજદારી તોહમત શાબેત થયું હોય અથવા તેણે પોતાના કામમાં ગફલત કરી હોય, તે શિવાય કોઈ વકીલને જે કોર્ટમાં તે વકીલાત કરતો હોય, તે કોર્ટમાંથી ખશેડી શકાતો નથી. ૧ મું. હા. રી. પાનું. ૧૩૬.

કોઈ વકીલ પોતાના અસીલનું હુકમનામું સ્થળાંતર કરી શકે નહી. ૨ નો. વે. પ્રા. હા. રી. પાનું. ૧૯૫.

સીલ કરીને કોઈ મુખત્યારનામું આપ્યું હોય તો, તે સહી કર્યા બરોબર ગણાય.

વકીલાતનામામાં સહી કરી છે તે ખરી છે એ માટે વકીલ જવાબદાર છે. કોર્ટ તે માટે કાંઈ તજવીજ કરવાની નથી. ૭ વી. રી. પાનું. ૪૭૫.

ઈ. લા. રી. ૯ અ. પાનું ૬૧૭ નો ઠરાવ કલમ ૨ નીચેની નોટમાં જુઓ.

પ્લીડરને પ્રોસેસ પોહોંચાડવાનું.

**૪૦. કોઈ ફરીયાદ અથવા અપીલ સબંધી કાંઈ પ્રોસેસો, પછી તે પક્ષકારને જાતે હાજર થવા સારૂ હોય કે નહી તોએ તે પક્ષકારના પ્લીડરને પોંચાડી હોય અથવા તે પ્લીડરની આફીસમાં કે હમેશના રેહેવાના ઘરમાં મુકી હોય તો, જે પક્ષકારનો તે પ્લીડર છે તે પક્ષકારને તે યોગ્ય રીતે પોંચાડી તથા જણાવી છે એમ અનુમાન કરવું; અને તે ફરિયાદ અથવા અપીલ બાબતના બધા કામ સારૂ, કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, તે પ્રોસેસો જાણે તે પક્ષકારને હાથો હાથ આપી છે અથવા પોંહોચાડી છે એમ સમજવું.**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮ માં આ ઠરાવ હતો, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

હવેથી અપીલમાં પણ પ્રોસેસ વગેરે વકીલને પોહોચાડી શકાશે.

અપીલના પ્રતીવાદીના વકીલ ઉપર અપીલની નોટીસ બજાવવામાં આવે તો, તે બજાવણી બરોબર છે. ૧૫ વી. રી. પાનું ૨૯૦. તેમજ એકાદા પક્ષકારને હાજર થઇ સાક્ષી આપવાનો સમન્સ હોય, તે સદરહુ રીતે બજાવેલો હોય તો બરોબર છે. ૬ મું. ૧૪૧; અને છેડા છુટકો કરવાના કામમાં કારણ પૂછવાનું હુકમનામું કરયા પછી કામમાં જે અટર્નીઓ હોય તેમના ઉપર બજાવણી કરી હોય તો, તે પણ બરોબર છે. ઈ.લા.રી. ૬મું. ૪૧૬.

પ્રોસેસો લેવાના મુખત્યાર.

**૪૧. કલમ ૩૭ માં કબુલ કરેલા મુખત્યાર લખ્યા છે તે શિવાય, કોર્ટની હકુમતમાં રેહેનાર કોઇ પણ સખસને પ્રોસેસો લેવા સારૂ મુખત્યાર નીમી શકાય.**

તેની નીમણુ

**એ નીમણુક કુલમુખત્યારની અથવા ખાસ મુખત્યારની**

**થઇ શકે, અને તે મુખ્યની સહી સુધાંતના લેખી દસ્તાવેજથી કરવી જાઇએ, અને તે દસ્તાવેજ અથવા, જો તે કુલમુખત્યારનામું હોય તો, તેની બરોબર સહી સુધાંતની નકલ કોર્ટમાં દાખલ કરવી.**

ક લખેલી હોવી જોઈએ અને તે કોર્ટમાં દાખલ કરવી.

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૫૦, ૫૧ માં હતો, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હવેથી પ્રોસેસ વિગરે લેવાને કુલમુખત્યારનામાં આપ્યાં હોય, તેની નકલ કોર્ટમાં દાખલ કરવી જોઇએ.

દસ્તાવેજોમાં સહી કરી છે તે ખરી છે એને માટે મુખત્યાર જવાબદાર છે. કોર્ટે તે માટે કાંઇ તજવીજ કરવાની નથી. સ. વી. રી. વા. ૭ પાનું ૪૭૫

---

## બાબ ૪ થો.

### ફરિયાદ તૈયાર કરવા વિશે.

---

ફરિયાદ શી રીતે તૈયાર કરવી.

**૪૨. પ્રત્યેક ફરિયાદ બને ત્યાં સુધી, એવી રીતે તૈયાર કરવી કે તેથી ટંટા બાબતો ઉપર આખરનો ઠરાવ કરવાનું કારણ મળી આવે, અને તેથી તે બાબતોનો વધારે વાદ ચાલતો અટકે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

સન ૧૮૭૭ ના આકટ ૧૦ માની કલમ ૪૨ પ્રમાણે બીજી અપીલનો નીકાલ કરતાં વાદીને દાવાનું કારણ ઊત્પન્ન થયું છે કિંવા નહી, તે બાબત તે અપીલ કરનાર પ્રતીવાદીએ નીચેની કોર્ટમાં સવાલ ઉઠાવ્યો ના હોય, અગર બીજી અપીલની યાદદાસ્તમાં ઉઠાવેલો ના હોય, પણ અપીલની સુનાવણી વખતે ઊઠાવ્યો હોય તો તેનો વિચાર કરવાને હાયકોર્ટ મુખત્યાર છે. ઈ. લા. રી. ૨ અલ્હા. પાનું. ૮૮૪.

તમામ દાવો ફરિયાદમાં આવવો જોઈએ.

**૪૩. પ્રત્યેક ફરિયાદમાં દાવાના કારણ સબંધી જે દાવો માગવાનો હક વાદીનો હોય તે તમામ દાવો આવવો જોઇએ. પરંતુ કોઇ કોર્ટની હકુમતમાં ફરિયાદ લાવવાને માટે પોતાના દાવાનો કંઈ ભાગ છોડી દેવાને વાદી મુખત્યાર છે.**

દાવાનો કાંઈ ભાગ છોડી દેવાનું.

**જો વાદી પોતાના દાવાના કંઇ ભાગ વિશેની ફરિયાદ કરવી રેહેવા દે અથવા તે ભાગ બુદ્ધિપુર્વક છોડી દે તો, એ પ્રમાણે રેહેવા દીધેલા અથવા છોડી દીધેલા ભાગ વિશેની ફરિયાદ પછીથી ચાલી શકશે નહીં.**

ઘણા ઈલાજોમાંથી એક ઈલાજની ફરિયાદ કરવી છોડી દીધી હોય તો.

**એકજ દાવાના કારણની બાબતમાં એક કરતાં વધારે ઇલાજ મેળવવાનો જેને હક હોય તે, પોતાના બધા ઇલાજ અથવા તે પઇકી કોઈ પણ ઇલાજ મેળવવા વિશે ફરિયાદ કરવાને મુખત્યાર છે. પરંતુ તે ઇલાજો પઇકી એકાદો ઇલાજ માગવાની ફરિયાદ કરવાનું વાદી (પેહેલી સુનાવણી પેહેલાં કોર્ટની**

પરવાનગી લીધા વગર) છોડી દે તો, એ છોડી દીધેલા ઇલાજ બદલ તેની પછીથી ફરિયાદ ચાલશે નહીં.

આ કલમના કારણ સારૂ ખત, અને તે પ્રમાણે વર્તવાને પેટા તારણ તરીકે જે કરી આપ્યું હોય, તે દાવાનુ માત્ર એકજ કારણ છે એમ સમજવું.

દ્રષ્ટાંત.

દર સાલ રૂ ૧૨૦૦) ભાડુ કરીને अ. એ ब ને ઘર આપ્યું. સન ૧૮૮૧ અને સન ૧૮૮૨ એ બે સાલનું ભાડુ લેહેણું થયા છતાં તે મળ્યું નહીં. ફક્ત સન ૧૮૮૨ની સાલના ભાડા બદલ अ. એ ब. ઉપર ફરિયાદ કરી, તો પછીથી સન ૧૮૮૧ ની સાલના ભાડા બદલ ब. ઉપર अ. ની ફરીયાદ ચાલનાર નહીં.

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭ માં હતો, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટ અને વાવ્યપ્રાંતની રેવન્યુકોર્ટોને લાગુ છે. ઈ. લા. રી. ૫ અલ્હા ૪૦૬. છેલ્લી રકમની બાબતમાં મીલકત ચડાવી આપવાના આકટ (સન ૧૮૮૨ ના ૪ થા) ની કલમ ૫૯ જુઓ.

કામ પેહેલી રજુવાતે લેવામાં આવે તે વખતે કોર્ટની પરવાનગી મેળવી શકાય છે. ઈ. લા. રી. ૫ મું. પાનું. ૪૬૩.

એવાં કામો હોય છે કે જેમાં જે કૃત્યો બાબત ફરીયાદ કરવામાં આવી હોય તે તમામ સાથે થએલાં ના હોય, તોપણ તે ઉપરથી ફક્ત એક દાવાનું કારણ ઉત્પન્ન થાય છે. આ બાબતમાં મુખ્ય ઠરાવ સમસુનીસાબેગમ વિ. બાજલુલ રહીમ, માર્સ ૨૮૬ નેઃ છે. તેમાં વાદીએ અમુક બતાવેલી તારીખે પ્રતીવાદીને સરકારી કાગળનો એક કડકો આપેલો તે બાબત દાવો કરેલો હતો; અને તેમાં એવી તકરાર કરવામાં આવી હતી કે જે ખોટો ઉપયોગ કરયાનું કૃત્ય કેહેવામાં આવ્યું છે તે પછી વાદીએ પ્રતીવાદીને સોંપેલી મીલકત લેવાને દાવો કરયો હતો. માટે આ દાવો પણ તેના એકઠો કરવો જોઈતો હતો. હાયકોર્ટના વિચારમાં આવ્યું કે તે જુદા જુદા દાવાનાં કારણો છે, તેથી દાવાનું હુકમનામું કરયું. આ ફેંસલો પ્રીવીકૌસીલમાં ફેરાવવામાં આવ્યો. નામદાર સાહેબોના અભિપ્રાયમાં આવ્યું છે કે જો હાયકોર્ટનો ફેંસલો કાયમ રહી શકતો હોય તો ફક્ત જે કારણ અંદેશા સાથે જડજોએ નીચેના વાક્યમાં બતાવેલું છે તે છેઃ—"તેમ અમારી નજરમાં એમ આવતું નથી કે કામની હકીકત પ્રમાણે પ્રતીવાદીને અમુક તારીખે કાગળનો કડકો આપેલો તે લેવાનો જુદુ સ્પષ્ટ દાવાનું કારણ ઉત્પન્ન થાય છે, એમ વાદી વ્યાજબીરાહે તકરાર કરી શકે નહી" નામદારસાહેબોની નજરમાં આવે છે કે આ પ્રકારના તમામ કામોમાં ખરી અજમાશ એવી છે કે પ્રથમના દાવાનો આધાર જે હતો તેથી નવા દાવાનો આધાર જુદો છે કે નહીં. માટે તે કારણથી હાલનો દાવો ચાલી શકે છે કે નહીં એ વિશેનો તેઓએ વિચાર કરેલો છે. પરંતુ અપીલના પ્રતીવાદીએ પ્રથમ જે દાવો કરેલો તેમાં દાવાનું કારણ ધણીએ મીલકત્ત પાછી આપવાને ના કહેલી અથવા પોતાની ઓરતની મીલકતનો ખોટો ઉપયોગ કરેલો એ હતું, અને વાદીયણ કહે છે કે મેં તે મીલકત તેને સોંપી હતી. વાદીયણે જે મીલકત અનામત સોંપેલી અને પ્રથમનો દાવો કરીને લીધેલી છે, તેથી અમુક કંપનીનો કાગળ અનામત આપવામાં આવેલો તે જુદો છે, એવું કાંઈ નથી. એતો એક ફક્ત તેણીની તરફથી માગણી હતી, અને હાલના દાવાની અરજી જોતાં પ્રથમ જે અપૂર્ણું કારણ કેહેવામાં આવેલું છે તે સિવાય

બીજા કાંઈ કારણ વિના તે છોડી દેવામાં આવ્યો હતો, એમ કબુલ કરેલું છે. ને આ અમુક રૂ. ૧૦૦૦૦ ) ના કંપનીના કાગળ બાબત તે વ્યાજબીરાહે જુદો દાવો કરી શકે તો, 'મીલકત બાબત' ના દાવામાં કંપનીના જે કાગળો હતા તે દરેક કાગળ બાબત એક પછી એક જુદો દાવો થઈ શકે. નામદાર સાહેબોના અભિપ્રાયમાં આવે છે કે આ બાબત જીલ્લા જડજનો ઠરાવ છે તે બરોબર છે. માટે તે દાવો અયોગ્ય રીતે કાહાડી નાંખવામાં આવ્યો છે." ૧૧ મુર ૬૦૪, ૮ વી. રી. પી. સી. ૧૨, માર્સ ૨૮૬ વળી લા. રી. ૧૨ ઈ. અ. પાનું ૧૧૬ જુઓ. આ ઠરાવ ઉપરથી એવો નિયમ થાય છે કે જે કામમાં પક્ષકારો તેના તેજ હોય અને જુદી જુદી વખતે કેટલીક શીકયુરીટીઓનો ખોટો ઉપયોગ કર્યા જેવું એક કૃત્ય હોય તો ફક્ત દાવાનું કારણ એક છે. આ ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે હતો તે કાયદાથી હાલનો કાયદો જુદો છે, કારણ કે આ કાયદાથી દાવા જુદા પાડવાની ફક્ત મનાઈ કરવામાં આવી છે, એટલુંજ નહીં પણ ઈલાજો જુદા પાડવા નહી એવી પણ મનાઈ કરવામાં આવી છે. ઈ. લા. રી. ૮ ક. ૮૧૯. વળી દાદ અને દાવાનું કારણ તેની વચ્ચમાં જે ભેદ છે એ વિશે. ઇ. લા. રી. ૫ અલ્હા. ૩૪૬ જુઓ.

પ્રતીવાદીએ એક મછયારા કુટંબના વહિવટદાર તરીકે નાણાનો ખોટો ઉપયોગ કરેલો, તેથી તે નાણું લેવાને દાવો કરવામાં આવ્યો હતો. માટે તેજ પ્રતીવાદીએ અનાજ અથવા બીજા નાણાનો ખોટો ઉપયોગ કર્યો હોય તે બાબત બીજો દાવો ચાલી શકતો નથી. ૧૨ વી. રી. ૭૯, ૩ બું. લા. રી. ૨૬૫, અને ગેરકાયદે જાનવર લીધા બાબત અગર તેઓની કીમત બાબત દાવો કરવામાં આવે તો તેવા કૃત્યથી થએલું નુકશાન લેવાનો દાવોપણ તેના એકઠો કરવો જોઈએ. ૧૮ વી. રી. ૩૩૭, ૪ વી. રી. રેફરન્સ પાનું ૨૦; એક હોડી અટકાવવાથી ડીમરેજ બાબત દાવો કરેલો હોય તો, તેમાં તમામ ડીમરેજ જે લેહેણું થએલું હોય તેનો દાવો કરવો જોઈએ. ૧૪ વી. રી. ૨૫૩. દરમિયાન ઉપજ બાબત અથવા તળાવમાંથી લીધેલી માંછલીની કીમત બાબત દાવો કરવાથી તે દાવાની તારીખ પેહેલાંની દરમિયાન ઉપજ લેવાને બીજો દાવો ચાલી શકતો નથી. ૨૧ વી. રી. ૨૨૩, ૨૨ વી. રી. ૪૨૬; અને દક્ષણના ખેડૂતોના બચાવના આકટ પ્રમાણે ગીરોરાખનારે હિસાબ બાબતના દાવામાં ગીરોથી છોડાવવાને પણ માગવું જોઈએ. ઈં લા. રી. ૭ મું. પાનું ૩૭૭.

વાદીએ વેચાણના કરારનો અમલ કરવાને દાવો કરેલો, તેમાં તે જીત્યો. પછી અગાઉથી વેચાણની કીંમતનાં નાણું આપેલાં તે ઉપર દર સેંકડે આઠ ટકા પ્રમાણે નુકશાન લેવાને પાછળથી દાવો કર્યો. ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭ પ્રમાણે તે દાવો ચાલી શકતો નથી, અને સદરહુ આકટની કલમ ૧૦ ના હેતુ પ્રમાણે તે દરમિયાન ઉપજનો દાવો છે. એમ ગણી શકાતું નથી. ૧૫ વી. રી. પાનું. ૪૦૮.

ગીરોવાળી મીલકત ઉપરનો પોતાનો હક્ક શાબેત કરવાને ગીરોઆપનાર ઉપર દાવો કરેલો હોય તેથી તે ગીરોઆપનારના લેહેણદારો દાવો કરનારે તે મીલકત જપ્ત કરાવવાથી તે લીલામ થઈ અને જે કીમત ઉપજેલી હોય તેની વધારાની બાકી પેહેલા દાવાની તારીખ પેહેલાં કલેકટર પાસે હોય તે ઉપર પોતાનો હક્ક ઠરાવવાને દાવો કરે તે દાવાને હરકત થતી નથી. ઈ. લા. રી. ૬ ક. પાનું ૧૪૨; પરંતુ વેચાણની ઉપજેલી કીમતનો વધારો લેવાને દાવો કરવાથી પ્રતીવાદીએ સાંથ ભરવાને કસુર કરેલી તે બાબત વેચાણની કીમતમાંથી જે કાપી લેવામાં આવ્યું હોય તે વિશે પાછળથી દાવો ચાલી શકતો નથી. ૧૩

વી. રી. ૨૬૧; અને જે સખસોના કબજામાં ખોટી રીતે પટની તાલુક હોય તે બાબતની વેચાણમાંથી ઉપજેલી રકમ બાબત દાવો કરવાથી દરમિયાન ઉપજ અથવા કંપનસેશન બાબત પાછળથી તે સખસ ઉપર દાવો ચાલી શકતો નથી. ૧૩ વી. રી. ૨૦૩. એક પટનીદારે પોતાને ખોટું સમજાવી એક તાલુક લેવાને લલચાવ્યો, તેથી જમીનદાર ઉપર નુકશાનની બાબત દાવો કર્યો. અને વેચાણની કીમતનો ભાગ અને નફાના નુકશાન બદલ કંપનસેશન લીધું, તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે પટાની રૂઈએ જે સાંથ વધારે આપેલી હોય તે લેવાને પાછળથી દાવો કરી શકતો નથી, કારણ કે પેહેલા દાવામાં પોતાને થએલા તમામ નુકશાનનો તેણે દાવો કરવો જોઈતો હતો. ૯ વી. રી પાનું. ૧૨૧.

કબજા બાબત તથા વેંહેચણ બાબત એકાદા પક્ષકારે હુકમનામું મેળવ્યું હોત તો, તે હુકમનામું થતા પેહેલાંની દરમિયાન ઉપજ બાબત તે એક નવો દાવો કરી શકે છે. ૧૪ વી. રી. ૯૨, અને ૬ મું. ૧૦૯. દરમિયાન ઉપજ બાબત દાવો કરવાથી પાછળથી કબજો લેવા દાવો કરવાને હરકત થતી નથી. ઇં. લા. રી. ૯ ક. પાનું. ૨૮૩.

મીલકતનો કબજો લેવાને દાવો કરવાથી જમીન મેળવવાના આકટ પ્રમાણે પેહેલો દાવો દાખલ કરયા પછી કંપનસેશન તરીકે જે નાણું પ્રતીવાદીને આપેલાં હોય, તે લેવાને બીજો દાવો કરવાને હરકત થતી નથી. ઈં. લા. રી. ૫ ક. પાનું. ૫૯૭

કેટલાક સખસોએ એકઠા મળીને એક સખસની આબરૂને નુકશાન કરેલું, તેથી તે સખસે તેમાંના એકની ઉપર નુકશાન બાબત દાવો કર્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે બીજા નુકશાન કરનાર સખસ ઉપર આવો દાવો વાદી કરી શકતો નથી. ૪ અલહા. પાનું. ૧૪૨.

જે કોર્ટોમાં કેટલાક મીલકત લેનારાઓ ઉપર વારસને દાવો કરવાની પરવાનગી આપવામાં આવે છે, તેમાં એ સવાલ ઉત્પન્ન થઈ શકે છે કે, એક મીલકત લેનાર ઉપર દાવો છોડી દેવાથી તેના ઉપર પાછળથી દાવો થઈ શકે છે કે નહીં, અથવા જો કે તે બધાના ઉપર દાવો કરી શકતો હોય તોપણ તે પ્રમાણે કરવાને તે બંધાએલો નથી કે કેમ. તે બંધાએલો નથી એ વિચાર બરોબર જણાય છે. માટે વાદીએ ૧૭ ગામો ઉપર પોતાનો હક ઠરાવવાને તથા તેનો કબજો લેવાને તથા કેટલાંક વેચાણ તથા બક્ષીસપત્રો રદ કરવાને દાવો કરેલો હતો, પણ તેમાં તે ગામોના ત્રણ ગામોના ગીરોરાખનારાઓને દાખલ કરેલા નહી હતા, અથવા તે ગીરોના દસ્તાવેજો રદ કરવાને દાવો કરેલો નહી હતો. પાછળથી તે કરવાને તેણે નવો દાવો કરયો. વાવ્યપ્રાંતની સદરકોર્ટના ઘણા મતથી ઠરાવવામાં આવ્યું કે થોડી મુદત સારૂ અથવા કાયમ મીલકત બીજાને આપવાથી તેના પેહેલા દાવામાં તેઓને સામેલ કરવા અથવા તેમાંથી બાતલ કરવા એ તેની મરજી ઉપર નથી; દરેક મીલકત કાયમ અગર બીજી રીતે આપવામાં આવેલી તે પ્રથમ દર્શનિક એકસરખી રીતે કાયદા વિરૂદ્ધ હતી, માટે દાવાનું એક કારણ થાય છે. પરંતુ જ્યારે વાદીએ તમામ મીલકત બાબત એકદમ દાવો કરવાને પસંદ કરયું અને જે મીલકતો આપેલી તે રદ કરવાને માગ્યું, ત્યારે તમામ મીલકત જે સખસોને આપેલી તે રદ કરવાનો દાવો કરવાને તે બંધાએલો હતો, કારણ કે તેથી એકસરખું એક દાવાનું કારણ થાય છે. આ ઠરાવ પ્રીવીકાંઉસીલે રદ કરેલો છે, નામદાર સાહેબોએ કહેલું છે કે:—રાવધુલીપસીંગની વિધવા તથા માએ અમુક મીલકતો આપેલી છે, અને આગળ બતાવ્યા પ્રમાણે જુદા જુદા પ્રતીવાદીઓ ઉપર તે રદ કરવાને પેહેલો દાવો કરયો હતો. હાલ જે દાવાની વ્યવસ્થા કરવાની છે તે

જે ગીરો તે ઓરતોએ અપીલના પ્રતીવાદીના વડીલોને બીજા દાવાવાળી મીલકત આપવામાં આવેલી તે પેહેલાં આપેલી હતી તેની છે. બેશક પેહેલા દાવામાં મીલકતના વર્ણનમાં હાલના ત્રણ તકરારી ગામો ગીરો આપેલાં છે તે અને ગીરોરાખનારનું નામ બતાવેલું હતું એમ જણાય છે, પરંતુ નામદારસાહેબોના અભિપ્રાયમાં આવે છે કે આ બેઉ કામમાં દાવાનાં કારણો અવશ્યે કરીને જુદાં જુદાં છે.

સદર દિવાની અદાલત વાવ્યપ્રાંત સન ૧૮૬૬ પાનું ૮૮, ૧૪ મુર ૧૯૬. આ કામમાં એવો નિયમ ઠરાવેલો છે કે આ કલમ યોગ્ય રીતે અમુક કામને લાગુ કરવાને ખરી અજમાશ એ છે કે, દાવાનું કારણ તોડી નાંખવામાં આવ્યું છે કે નહીં, અને તેનો નિર્ણય કરવાને કોર્ટોએ દાવાનો હેતું અને તેમાં ઉત્પન્ન થયેલા ઈસ્યુ ઉપર આધાર રાખવો જોઈએ. ૧૪ મુર. ૧૯૭, ૧૯૮. તેમજ એક વેંહેંચણના દાવામાં ગીરોરાખનારના કબજામાં એક ખેતર હતું, તે સામેલ કરેલું નહી હતું. પાછળથી સામા પક્ષકારે તે ગીરોથી છોડાવ્યું. ઠરાવવામાં આવ્યું કે તે દાવાને કલમ ૭ પ્રમાણે હરકત નથી કારણ કે જે વખતે પેહેલો દાવો કરયો તે વખતે ગીરોવાળી જમીનની વેહેચણ થાય તેવું નહી હતું. ૧૨ મું. ૧૪૮. જો તે જમીન વેંહેચાયેલી હોય તો તે બાબત ઈ. લા. રી. ૭ મું. ૧૮૩ નો ઠરાવ છે. તેમજ એક ગીરોખતની રૂઈએ ગીરોઆપનારા ઉપર દાવો કરેલો હોય, તેથી પાછળથી ગીરોરાખનારા ઉપર ગીરોહકનો અમલ કરવાને બીજો દાવો ચાલવાને હરકત થતી નથી. ૧૦ ક. લા. રી. પાનું. ૨૬૩.

એક મુસલમાન વિધવાએ બે જુદા જુદા દસ્તાવેજો કરીને જુદી જુદી વખતે જુદા જુદા સખસોને પોતાના ધણીની મીલકત આપી, તે મરનારના વારસોએ બે દાવા કરયા તેમાં પેહેલો દાવો બીજી વખત મીલકત આપેલી તે રદ કરવાને કરયો, અને બીજો દાવો પેહેલી વખતે મીલકત આપેલી તે રદ કરવાને કરયો. તેમાં એવી તકરાર કરવામાં આવી કે કલમ ૭ પ્રમાણે બીજો દાવો ચાલી શકતો નથી. ફુલબેંચે ઠરાવ્યું કે દાવાનું કારણ એ શબ્દોનો બોહોળો હેતુ છે, માટે તેમાં દાવો ચાલી શકવાને માટે જે જે હકીકત બતાવવાની જરૂર હોય તે આવવી જોઈએ. તેથી આવી દરેક હકીકત તે દાવાના કારણનો ભાગ છે. બીજી રીતે દાવાનું કારણ એ શબ્દો એક હકીકત કે જે ઉપરથી વાદીને દાવો કરવાનો હક થાય તે હકીકતને લાગુ કરવા જોઈએ, એમ હોય, અને વખતે વધારે સખતાઈની રીતે છે, પણ ગમે તે હેતુ પ્રમાણે તે શબ્દોનો અર્થ કરતાં અમારા અભિપ્રાયમાં આવે છે કે અમારી રૂબરૂ હાલ જે કામ છે તેમાં વિધવા અને તેણીની પાસેથી મીલકત રાખનારના ઉપર વાદીને દાવો કરવાનું કારણ એકજ છે, એમ યોગ્ય રીતે કહી શકાતું નથી. ૧ આગ્રા, ૧૦૯. પાછળથી આ નિયમમાં થોડોક વધારો કરવામાં આવેલો છે. ब. એ પોતાના મ્હોટા ભાઈના નામથી ખરીદ કરેલી જમીનમાંથી આઠઆનીનો ભાગ લેવાને દાવો કરયો, એવા કારણથી કે તેઓ મજીયારા હિંદુ કુટુંબના છે. પાછળથી म. એ પોતાની તરફથી તથા ब.ના વારસ તરીકે બારઆની હિસ્સો લેવાને માટે, એટલે જે બીજી જમીન न. ના નામથી ખરીદ કરવામાં આવેલી તેમાંથી ચારઆની પોતાનો અને આઠઆની ब. નો હિસ્સો લેવાને દાવો કરયો. તેમાં પ્રતીવાદીઓ, વાદીઓ અને પ્રતીવાદીઓ હતા. તેમાં એવી તકરાર કરવામાં આવી કે ब. એ પોતાના દાવામાં આ જમીન માગેલી નહી હતી, માટે म. ના વારસ તરીકેના હકને હરકત છે. નામદારસાહેબોએ ઠરાવ્યું કે તે હરકત નથી. તેઉ સાહેબોએ

કહ્યું છે કેઃ—" હવે બળરામે પોતાના ભાઈ ગીરધરમંડલના નામથી ખરીદ કરેલી મીલકત કે જે મજીયારી છે એવો તે દાવો રાખે છે, અને તેમાં તેનો હિસ્સો લેવાનો હક છે તે વિશે દાવો કરયો હતો. પરંતુ હાલનો દાવો બીજી મીલકત જુદી વખતે મુકંદરામના નામથી ખરીદ કરવામાં આવેલી તે બાબત છે, માટે દાવાનું કારણ તેનું તે નથી, અને ગીરધરના નામથી જે મીલકત ખરીદ કરવામાં આવી છે તે મીલકત સબંધીના દાવાના કારણનો ભાગ મુકંદરામના નામથી ખરીદ કરેલી મીલકત સબંધીનો દાવો થતો નથી. ૨૦ વી. રી. પાનું. ૪૫૦.

अ. એ વાદીના વાલી તરીકે એક ગામમાં આઠઆની ભાગ હતો તે म. ને વેચ્યો, પછી अ. એ તથા म. ના ધણી ड. એ તે ગામમાંની કેટલીક જમીન ઉપર પ્રવેશ કરનારાઓ ઉપર દાવો કરયો, અને હુકમનામું મેળવ્યું. અપીલમાં अ. એ સોલેનામું ફાઈલ કરયું. પરંતુ अ. ને જે દરમિયાન ઉપજ અપાવવામાં આવેલી તે સિવાય તે હુકમનામું બાહાલ રાખવામાં આવ્યું. સન ૧૮૬૭ માં म. એ તે બજાવ્યું, અને જમીનનો કબજો લીધો. તે દરમિયાનમાં સન ૧૮૬૨ માં વાદી પાકી વયનો થયો, તેથી તેણે પોતાના વાલી તથા म. ઉપર તે વેચાણ રદ કરાવવાને દાવો કરયો, અને તેમાં તે જીત્યો. પછી म. એ બજાવણીમાં જે જમીનનો કબજો લીધેલો તે જમીનમાંથી પોતાનો હિસ્સો લેવાને તેણે દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવો ચાલવાને હરકત નથી, કારણ કે અમુક મીલકત આપવામાં આવેલી હતી તે રદ કરવાને પેહેલો દાવો કરવામાં આવેલો હતો. ૫ અ. ૧૭૨

એક ગીરોખતની રૂઈએ નાણાં સબંધી अ. એ હુકમનામું મેળવ્યું, પછી એક ભાગના ખરીદ કરનાર ઉપર પોતાના હકનો અમલ કરાવવાને દાવો કરયો. પછી બાકીના ભાગના ખરીદદાર ઉપર તેણે બીજો દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તમામ મીલકત બાબત તે એક દાવો કરી શકતો હતો, પરંતુ તે એક દાવો કરવાને બંધાયેલો નથી, કારણ કે જુદા જુદા લેખી દસ્તાવેજોની રૂઈએ તે મીલકત જુદા જુદા સખસોના કબજામાં છે. ૧૫ વી. રી. ૪૮૬. વળી ૮ વી. રી. પાનું ૧૫ જુઓ. તોપણ ૧૨ ક. લા. રી. ૫૫૬ નો ઠરાવ જોયો. જો કે એક મરનાર સખસના લેહેણાની તે મરનારની મીલકત જુદા જુદા સખસના કબજામાં હોય તોપણ તે મીલકત ઉપર જવાબદારી ઠરાવવાનો લેહેણદારનો હક છે, પણ તે તમામ મીલકત બાબત તમામને એક દાવામાં સામેલ કરવાને બંધાએલો નથી. ૨ આગ્રા. ૩૨૩. પાછળથી એક કામમાં કલકત્તા હાયકોર્ટે તે નિયમનો વધારે અમલ કરેલો છે. એક પટેરાખનારે પોતાના પટાની રૂઈએ અમુક જમીનના માલેક તરફથી જમીન પાછી લીધી, અને પટો પુરો થયા પછી પોતાના કબજામાં રાખી, અને તેને જે જમીન પટે આપેલી હતી તેનો અમુક બીજો ભાગ પણ પોતાના કબજામાં રાખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો તે ઉપર એકજ હક છે, પણ તે જમીન લેવાના દાવાનું કારણ એક નથી. એક બાબતમાં જમીન પાછી લેવામાં આવેલી તેનો ફાયદો પટેલેનાર પટેઆપનારને આપવાને બંધાયેલો છતાં તે આપેલો નથી, અને તે પાછી લીધેલી જમીન બીજાને હરકત થાય તે પ્રમાણે રાખેલી છે, અને બીજી બાબતમાં પટે આપેલી જમીન તેણે અઘટીત રીતે રાખેલી છે, માટે એક દાવો કરવાથી બીજો દાવો ચાલવાને હરકત થતી નથી. ૨૪ વી. રી. ૨૧૨

એક લીલામમાંથી ખરીદ કરનારને ચલણી નાણા લેવાનો હક હતો, તેણે બીજાં ચલણી નાણાં લેવાને દાવો કરયો. તેથી ગાળાનાં નાણાં લેવાને દાવો કરવાને હરકત છે, એવું ઠરાવેલું છે. ૫ વી. રી. ૯ પાનું. ૫૦.

સાંથનો દરેક હફ્તો જુદું દાવાનું કારણ છે. ૨૪ વી. રી. ૩૨૬, ૧૭ વી. રી. ૩૮૦, ૨ વી. રી. ૩૧; અથવા ખતની રૂઈએ લેહેણાં નાણાં તે જુદું દાવાનું કારણ છે. ૭ વી. રી. ૩૦૯; પરંતુ સાંથ વધારવાનો દાવો કરવાથી ૧૨ ક. લા. રી. ૫૯૯, અથવા સાંથના હફ્તા બાબતના દાવાથી તે દાવાની અરજી ફાઈલ કરતા પેહેલાં જે હફ્તો લેહેણો થયેલો હોય તે બાબત પાછળથી દાવો ચાલી શકતો નથી, પરંતુ જમીનના માલેકે પોતાના હક્કનો પોતાની પાસેથી સાંથેરાખનાર મીલકત ઉપર અમલ કરવાને દાવો કરે તેને હરકત થતી નથી. ઈં. લા. રી. ૪ અલ્હા. ૧૮૦. ઈં. લા. રી. ૬ ક ૭૫૧, ૧૨ ક. લા. રી. પાનું. ૩૪

એક ખતની રૂઈએ દાવો કરવાથી બીજા ખતનું લેહેણું તે દાવાના ખતનું લેહેણું જે તારીખે થએલું હોય તેજ તારીખે થએલું હોય, તોપણ જ્યારે જુદા જુદા કરારોથી થએલું હોય તો બીજા ખતની રૂઈએ દાવો કરવાને હરકત નથી. ૩ અલ્હાબાદ પાનું. ૨૦ એકજ લેણદેણ ઉપરથી બે ખતો થએલાં હોય, તોપણ બેઉ ખતોની રૂઈએ દાવો કરવાને વાદી બંધાએલો નથી. ઈં. લા. રી. ૭ મું. પાનું ૧૩૨. ભાડાની બાબતમાં મદ્રાસમાં જુદો નિયમ ચાલું છે, એમ જણાય છે. એક મુખત્યુઆનીના કરારથી પ્રતીવાદી પંડીના ૩૦ કાનો અકટોબર સન ૧૮૬૬ માં, અને ૨૦ કાનો ફેબ્રુઆરી સન ૧૮૬૭ માં અને ૨૦ કાનો ફેબ્રુઆરી સન ૧૮૬૮ ના માસમાં વાદીને આપવાને બંધાએલો હતો, અને તેના અવેજમાં વાદીએ એપ્રીલ સન ૧૮૬૬ થી તે માર્ચ સન ૧૮૬૮ સુધી પ્રતીવાદીના કબ-જામાં અમુક જમીન રેહેવા દેવાની હતી. તે કરારની રૂઈએ अ. એ દાવો કર્યો. પ્રતી-વાદીએ તકરાર કરીકે ચાર જુદા જુદા દાવાનાં કારણો થએલાં છે. હાયકોર્ટે ઠરાવ્યું કે ફક્ત એક દાવાનું કારણ થએલું છે, તેમાં જડજોએ કહેલું છે કે:—દરેક વસુલ આપવાની જુદી જુદી તારીખ છે તેથી લેહેણું થાય છે, પરંતુ તે રકમોનું એકંદર થવાથી એક દા-વાનું કારણ થાય છે. ૪ મ પાનું ૩૩૪. આ કામનો રીપોર્ટ થએલો છે તે પ્રમાણે એમ જણાતું નથી કે જો એક રકમ વસુલ આપવામાં ના આવે તો તે બીજી સાથે જોડવી, એવો પક્ષકારોનો ઈરાદો છે, અને તે પ્રમાણે હમેશાં બંગાળામાં ચાલવામાં આવતું નથી. ૧૭ વી. રી. ૩૮૦. વળી ૧૨ બં. લા. રી. પાનું ૩૭ જુઓ. અને જો તે જોડવાની બાબત વા-દીની મરજી ઉપર હોય તો તે પોતાની ખુશીમાં આવે તો તેનો અમલ કરે અથવા ના કરે; ઈં. લા. રી ૭ મું. પાનું ૪૪૮. પરંતુ તમામ દાવા બાબત દાવાનું કારણ એકજ હોય તો બે દાવાઓ એકજ વખતે દાખલ થઈ શકતા નથી, એટલે અમુક તારીખ સુધી સાંથનો એક દાવો અને બીજો ત્યાર પછીની સાંથનો દાવો એમ દાખલ થઈ શકતી નથી. સૈયદ અહમદઅલી વિ. હે, સુપ. સ્માલકાજકોર્ટ રેફરન્સ ૬૩; પણ જ્યાંહાં આ પ્ર-માણે કરવામાં આવેલું હોય અને બેઉ દાવાનો એકંદર આંક કોર્ટની હકુમત કરતાં વધારે હોય તો, એક દાવો યોગ્ય કોર્ટમાં કરવા સારૂ તે કાહાડી લેવાની પરવાનગી આપવામાં આવે છે.

ધીરેલા નાણા બાબત એક પોહોચ ગીરો આપેલી તે લેવા દાવો કરવાથી પક્ષકારો વચ્ચેના હિસાબની રૂઈએ લેહેણું બાકી હોય તે લેવાનો બીજો દાવો ચાલવાને હરકત થતી નથી. ૧ અલ્હા પાનું ૭૦; તેમજ સામ સામો હિસાબ થએલો હોય તેની રૂઈએ કરેલા દાવાથી તેજ તારીખે કરેલી ભાગીદારી સમેટવાનો દાવો ચાલવાને હરકત નથી, ઈં. લા. રી. ૬ મ. પાનું ૪૯.ગીરોથી છોડાવવાને કરેલા દાવાથી તે દાવાની તારીખ અને હુકમનામાની બજાવણીની વ-ચમાં થએલી દરમિયાન ઉપજ બાબતના દાવાને હરકત થતી નથી. ૭ વી. રી. પાનું

**૩૬૪. પરંતુ ગીરોનાં નાણું ગીરોરાખનારને વધારે વસુલ આપવાથી ગીરોથી છોડાવવાને દાવો કરેલો હોય, તો વધારે વસુલ આપેલા નાણા બાબતનો દાવો ચાલી શકતો નથી. ૬ મું. ૯૭.**

દરમિયાન ઉપજ તથા કબજા બાબત વાદીએ દાવો કર્યો, પણ તેનો દાવો કાહાડી નાંખ્યો, તેથી તેણે ફક્ત કબજા બાબત અપીલ કરી, અને હુકમનામું મેળવ્યું. ઠરાવવામાં આવ્યું કે દરમિયાન ઉપજ તથા કબજા બાબત દાવો કરવાને તે બંધાએલો નહી હતો, માટે તે પાછળથી દરમિયાન ઉપજ બાબત દાવો કરવાને આ કલમથી હરકત થતી નથી. સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨ નો હેતુ સ્પષ્ટ રીતે કોર્ટે બાતલ કરેલો છે. ૪ બં. લા. રી. પાનું. ૧૧૩.

વાદીએ જમીન બાબત દાવો કરયો તેમાં તે હારયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદી બીજો દાવો ફક્ત એમ કહીને કરી શકતો નથી કે પ્રથમના દાવામાં જે હુકમ રદ કરવાને માગેલું, તે હુકમથી આ દાવામાં કલેકટરનો જે હુકમ રદ કરવાને માગેલું છે તે જુદી તારીખનો અને જુદી જાતનો છે. ૨ આગ્રા. ૩૦૫, તેમજ વાદીએ જમીન બાબત દાવો કરેલો તેમાં તે હારયો, પછી એક માસે બીજો દાવો કરયો, તેમાં પેહેલા દાવામાં તેણે એવું કહેલું હતું કે બે વિધવાઓ મરણ પામેલી છે, અને બીજામાં એવું કહેલું છે કે તેમાંની એક હયાત છે. પણ તે ખોટી ચાલની હોવાથી વારસો લેવાને લાયક નથી, અને અમુક કબાલો જુઠો બનાવટનો છે, તેમાં ઠરાવ્યું કે બીજો દાવો ચાલી શકતો નથી. ૩ બં. લો. રી. પાનું ૪૨૧. એક સખસે ब. ના વારસ ઉપર अ. ના અસાઈની તરીકે મીલકત બાબત દાવો કરયો, અને પછી क. ના વારસે अ ના અસાઈની તરીકે દાવો કરયો, તે કાહાડી નાંખવામાં આવ્યો. ઈ. લા. રી. ૪ અલહા. પાનું. ૧૭૧.

વાદીના બાપે મજીયારી મીલકતમાંથી ત્રીજો હિસ્સો લેવાને દાવો કરયો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીના બાપના દાવામાં જે મીલકત આવેલી નથી તે મીલકત બાબત વાદી પાછળથી દાવો કરી શકતો નથી. ૩ વી. રી. ૨૫; પણ ઉપર બતાવેલો ૨૦ વી. રી. ૪૫૦ નો ફેંસલો જુઓ. અને વેંહેચણ બાબતનો દાવો કરવાથી તેજ પક્ષકારોની વચ્ચેની બીજો દાવો ચાલી શકતો નથી. ઇ. લા. રી. ૭ મું. ૧૮૩. તેના તેજ પક્ષકારોની વચ્ચેની અજમાશ એ છે કે કબજો લેઈ લીધાનાં જે કૃત્યો છે તે જુદાં જુદાં છે કે નહીં, પછી બેઉ દાવામાં હક્ક એકનો એકજ હોય તેની ચીંતા નહીં. ૨૦ વી. રી. ૧૦૩, ૧૦ વી. રી. ૧૯૬, ઈ. લા. રી. ૬ અ. પાનું ૬૧૬. વાદીએ પોતાના ધણીની બે પ્રગણાની બે મીલકતો બાબત દાવો કરયો, એવું કહીને કે મુખ્ય પ્રતીવાદીએ તથા તેની તરફથી દાવો રાખનારાઓએ કબજો લેઈ લીધો છે તેનું એ પ્રગણાની અંદરની જમીનનું હુકમનામું થયું, પછી તે પ્રગણાની અંદરની જમીન બાબત બીજો દાવો કરયો, એવું કહીને કે બીજા દાવામાં કબજો લેઈ લીધાનું કૃત્ય છે તે જુદું છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે દાવાનું કારણ એક છે, કારણ કે તેનો હેતુ વાદીના ધણીનો હક્ક ઠરાવવાનો તથા તેના વારસ તરીકે તે જમીનનો કબજો લેવાનો છે, અને જુદો જુદો કબજો લેઈ લીધાનાં કૃત્યો કેહેવામાં આવેલાં છે તેથી તે કામને હરકત થતી નથી, કારણ કે તે કબજો લેઈ લેનારનાં તમામ કૃત્યો પેહેલો દાવો દાખલ કરતા પેહેલાંનાં છે, અને જ્યાં સુધી તેના તે સખસોએ કરેલાં છે અને એકજ તકરારનો ભાગ છે, ત્યાં સુધી જુદા જુદા કારણો થતાં નથી. ૨ વી. રી. ૧૪૮, ૩ વી. રી. પાનું ૨૫. આ ઠરાવ પ્રમાણે મદ્રાસમાં ચાલવામાં આવતું નથી, અને એવું

ઠરાવેલું છે કે જુદા જુદા પ્રગણાઓ અંદરની મીલકત બાબત જુદા દાવા ચાલી શકે છે, કારણ કે આ કલમનો ઈરાદો જ્યારે જે સામાન્ય હકુમતની કોર્ટમાં પ્રથમ દાવો કરેલો હોય તે દાવામાંથી ઉત્પન થતો તમામ દાવો હોય ત્યારે બીજો દાવો કરવાની મનાઈ કરવાનો છે. ૩ મ. ૩૭૬. મજીયારા કુટંબની મીલકતની અમુક ઈનામી જમીન બાબત अ. એ ब. ઉપર દાવો કરયો. તેમાં એવી તકરાર કરવામાં આવી કે તે દાવાને હરકત છે, કારણ કે વાદીએ પ્રથમ મજીયારી મીલકત બાબત દાવો કરેલો હતો, તેમાં આ ઈનામીજમીન દાખલ કરેલી નહી હતી. તે જમીન બાબત દાવો કરતા પેહેલાં સરકારની પરવાનગીની જરૂર હતી કે નહી, એ સવાલ ઉત્પન થઅલો હતો, માટે આ કલમ લાગુ થાય છે. ૫ મ. ૪૧૯, ૬ મ. જ્યુરીષ્ટ પાનું. ૧૫.

સદરહુ ફેંસલાઓનો પરીણામ એવો છે કે (૧) જે કામના મુખ્ય ઈસ્યુ સબંધીવાદીઓ તથા પ્રતીવાદીઓ તરીકે સબંધ વિનાના તમામ પક્ષકારોનું એકસરખું હિત હોવાથી દાખલ થઈ શકે છે. (૨) જે સખસોને પ્રતીવાદીઓ સાથે કાંઈ સબંધ ના હોય અગર તેમની તરફથી કબજો રાખતા ના હોય તે સખસોને પ્રતીવાદી તરીકે વધારવાને વાદી બંધાએલો નથી. (૩) જો જુદા જુદા હક્કો તોડવામાં આવેલા ના હોય તો તમામ દાવો એકઠો કરવો જોઈએ, પણ પક્ષકારો તેના તે હોવા જોઈએ, અને કૃત્ય જેમકે, ખોટો ઉપયોગ, ગેરકાયદે કબજો રાખવો એવું એકજ હોવું જોઈએ. બ્રસડન વિ. હંફ્રી. ૧૪ ક્યુ. બી. ડી. પાનું ૧૪૧. (૪) જો પણ પક્ષકારોનો હેતુ એકજ હોય અને તે એકના એકજ હોય, તોપણ જુદા જુદા વ્યવહારો હોય તો, આ કલમ લાગુ થતી નથી.

આ કલમમાં એવો વિચાર રહેલો છે કે વાદીને દાવો કરતા પેહેલાં અમુક વખતે દાવાની અથવા જે હકીકતથી દાવાનું કારણ થાય તેની ખબર હતી. ઈં. લા. રી. ૬ મ. પાનું ૩૪૪, અને તેણે તે દાવાના કારણમાંથી ઉત્પન થતા દાવાનો કાંઈ ભાગ છોડી દીધો છે, માટે તે દાવો કરી શકતો નથી. તેનો એવો હેતુ નથી કે વાદીએ દરેક દાવાનું કારણ અને દરેક દાવો જે તેને કરવાનો હોય તે દાવો એક દાવામાં કરવો જોઈએ. ૧૨ ઈં. અ. પાનું ૧૧૬. ખરી અજમાશ એવી છે કે નવો દાવો તેના તેજ દાવાના કારણથી છે કે જુદા કારણથી છે. ૧૧ મુર. પાનું ૫૫૩. તેમાં અકસ્માત રીતે અથવા નાખુશીથી છોડી દીધેલાં કૃત્યો, તેમજ જાણી બુજીને છોડી દીધેલાં કૃત્યો આવી જાય છે. ૮ વી. રી. પાનું ૧૨, ૧૭ વી. રી. ૧૨૨, ૩ અલ્હા. ૨૭, તેમાં એવું કહેલું જણાય છે કે વાદી પોતાનો દાવો ફાઈલ કરયા પછી દાવાવાળી મીલકત સબંધી બીજું દાવાનું કારણ ઉત્પન થયેલું હોય, તેમ છતાં તે સામેલ કરવાને દાવાની અરજી દૂરસ્ત કરે નહી તો તેનું કોર્ટમાં ચાલતું નથી. દાવાની અરજીમાં એમ કેહે કે છોડી દીધેલા ભાગ બાબત બીજો દાવો કરવાનો અમારો ઈરાદો છે તો, તેમ કેહેવાથી ફરીથી દાવો કરવાનો હક્ક વાદી રાખી શકતો નથી. ૨ અલ્હા. પાનું. ૯૦.

આ કલમથી ફક્ત બીજા દાવાને હરકત થાય છે, પણ પેહેલા દાવાને હરકત થતી નથી. ૧ આગ્રા. ૫૫, ૨ અલ્હા. પાનું ૯૦. માટે જો પેહેલા દાવામાં એમ ઠરાવવામાં આવ્યું હોય કે દાવાનું કારણ ઉત્પન થયું નથી, તો બીજો દાવો ચાલી શકતો નથી. ૧૭ વી. રી. ૩૮૦

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭ ઈલાજને લાગુ નથી, પણ ફક્ત દાવાના કારણને લાગુ છે. ઈં. લા. રી. ૮ ક. ૮૧૯. ઈં. લા. રી. ૫ અલ્હા. પાનું ૩૪૬. વાદીએ

એ રજીષ્ટર ગીરોખતની રૂઇએ ગીરોવાળી મીલકત ઉપર જવાબદારીનો અમલ કરાવવાને દાવો કરયો, પણ ફક્ત પૈસા બાબતનું એકતરફી હુકમનામું કરવામાં આવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગીરોવાળી જમીન ખરીદદારના કબજામાં છે. તે ઉપર પોતાના હક્કનો અમલ કરવાને તેને હરકત થતી નથી. ૨ અલ્હા. ૨૯. એક ફંડ ઉપર હક્ક ઠરાવવાને તથા તેની વેહેચણી કરાવવાને દાવો કરવાથી તે ફંડના હિસ્સા બાબતના દાવાને હરકત થતી નથી. ૧ વી. રી. ૧૯૯; તોપણ વિશેશ રીતે અમલ કરવાની કસુરના કારણથી જે નુકશાન થએલું હોય તે બાબતનો દાવો ચાલી શકતો નથી. ૧૫ વી. રી. ૧૦૮. બંગાળામાં હમેશાં એવો નિયમ છે કે દેવા બદલ મીલકત સાનમાં આપવામાં આવેલી હોય તો, તે મીલકત ઉપર પોતાના હક્કનો અમલ કરવાને દાવો કરવામાં આવતો નથી, પણ ફક્ત પૈસા બાબતનું હુકમનામું મેળવવામાં આવે છે, પછી તે હુકમનામું પાછળથી શુદ્ધ બુદ્ધીથી થએલા ખરીદદાર વિરૂદ્ધ બજાવી શકાતું નથી, પણ જુદો દાવો કરી પોતાના હક્કનો અમલ કરી શકે છે. ૧ વી. રી. પાનું ૩૧૫, ૯ વી. રી. ૮૨, ૧૫ વી. રી. ૨૭, ૫ વી. રી. ૧૧૫, ૬ વી. રી. ૩૧૨, ૧૦ વી. રી. ૨૭. વળી ૧૪ બં. લા. રી. ૪૦૮, ઈ લા. રી. ૪ મું. ૫૭, ઈ. લા. રી. ૪. અલ્હા. ૨૫૭ જુઓ. નવા કાયદા પ્રમાણે આ કામ ચલાવવાની રીતી ક્યાં સુધી ચાલી શકે તે નક્કી નથી. ૨૨ વી. રી. ૩૦૮. પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે ગીરોરાખનાર પોતાના લેહેણાનું હુકમનામું કરાવે તેથી આ દેશમાં પોતાનો હક્ક ખોતો નથી. ઈ. લો. રી. ૭ ક. ૭૧૪, ૮ ક. ૭૦૦. જો ગીરોઆપનાર વાદી કસુરથી અથવા બીજા કારણથી દાવાના જે ભાગથી ગીરોવાળી મીલકત ઉપર જવાબદારી થતી હોય તે ભાગનો દાવો કરવો છોડી દે, અથવા દાવો કર્યા છતાં ફક્ત પૈસા બાબતનું હુકમનામું કબુલ કરે તો, પાછળથી જમીનની જવાબદારી ઠરાવવાનો તેનો દાવો ચાલી શકતો નથી. ૨ અલ્હા. ૨૯; ઇ. લા. રી. ૨ અલ્હા. ૩૪૫ તથા ૮૩૯, અને સામાન્ય નિયમ એવો છે કે એકજ વખતે અને એકજ બાબત સબંધી જે દાવાનાં કારણો ઊતપન થએલાં હોય તે તમામ વાદીએ સામેલ કરવાં જોઇએ. ૨ અલ્હા. ૮૪૯. પૈસા બાબતના હુકમનામા સબંધી કલમ ૨૦૬ નીચેની નોટ જોવી, પણ ઈ. લા. રી. ૭ મ. ૧૧૧ જુવો.

જીલ્લાની અંદર એજંટના ઉપર હિસાબ માગવાનો હક્ક ઠરાવવાને દાવો કરેલો હોય તો, પાછળથી જે રકમ લેહેણી માલમ પડે તે બાબત દાવો ચાલવાને હરકત નથી, ઇ. લા. રી. ૭ ક. ૧૬૯, ઈ. લા. રી. ૮ ક પાનું. ૪૮૩.

એક સાનખતની રૂઇએ તમામ ઈલાજો સબંધી દાવો કરેલો અને હુકમનામું મેળવ્યું, પણ જમીન સબંધી કોર્ટની હકુમતની ખામી હોવાથી તે રદ ગયું હતું, માટે તે હુકમનામાના રદ થએલા ભાગનો ત્રીજા પક્ષકાર વિરૂદ્ધ અમલ કરવાને બીજો દાવો કરી શકે છે. ૨૨ વી. રી. પાનું ૩૦૮, અને ૧૦ ક. લા. રી. પાનું ૨૬૩ જુઓ.

જે પક્ષકાર લવાદનો ફેંસલો ફાઈલ કરવાને અરજ કરતો હોય તેના કામને આ કલમ લાગું થાય છે. ૨૦ વી. રી. ૫૬, અને રેવન્યુ દાવાને પણ લાગુ થાય છે. ૧ અલ્હા. પાનું ૧૧૯, ૧૭ વી. રી. પાનું. ૩૮૦.

અમુક જમીન ઉપર હક્ક ઠરાવવા તથા પોતાનો કબજો મંજુર રાખવા કરેલો દાવો કાહાડી નાંખવામાં આવે, એવા કારણથી કે તે દાવો દાખલ કરતી વખતે વાદીનો કબજો નહી હતો, તેથી પાછળથી તેજ હક્કથી કબજો લેવા દાવો કરવામાં આવે તો, તેને આ કલમ પ્રમાણે હરકત થતી નથી ઈ. લા રી. ૧૨ ક. પાનું. ૨૫૧.

કરાર પ્રમાણે માલ કબુલ નહી કરવાથી નુકશાની લેવાને દાવો કરયો હોય, તેથી માલ વેચીને તેની કીંમત લેવાના દાવાનું કારણ જુદા પ્રકારનું છે. માટે જો કે તે એકજ કરારની રૂઈએ દાવો છે, તોપણ તેનાં કારણ આ કલમ પ્રમાણે જુદાં જુદાં થઈ શકે છે. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૩૩૯.

આ કલમ પ્રમાણે એવું ઠરાવવામાં આવેલું છે કે પેહેલો દાવો દાખલ કર્યાનીતારીખે જેટલો નફો થએલો છે તેટલો નફો વાદી લેઈ શકતો નહી હતો, કારણ કે તે નફાની બાબતમાં જ્યારે તે દાવો દાખલ કરયો ત્યારે બે વર્ષ પુરાં થઈ ગએલાં હતાં, માટે તે બે વર્ષના નફાનો દાવો થઈ શકતો હતો. તે વિશે બીજો દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૧૨ ક. પાનું ૪૮૨.

આ કલમની બાબતમાં ઠરાવવામાં આવ્યું છે કે અમુક કામ ચાલતાની દરમિયાન વ્યવહાર બાબતના નિયમ ઉપર દાવામાં જે મિલકત ખરી રીતે માગેલી હોય તે બાબત વાદીના હક્કના રક્ષણની બાબતમાં આધાર રાખી શકાય છે. ઈ. લા. રી. ૯ મ. પાનું. ૯૨

અમુક જમીનનો કબજો ભોગવટો જુદો જારી રાખવાનો હક્ક મેળવીને વાદીઓએ તેજ જમીનની વેહેંચણ બાબત આગળના પ્રતીવાદીઓ ઉપર ફરીથી દાવો કરયો. ઠરાવવામાં આવ્યું કે તે દાવો જરૂરીયાત નથી, માટે તે કાહાડી નાંખવો જોઈએ. આ કલમમાં દાવો અને ઉપાય જે પ્રથમના દાવાના કારણ બાબત તકરાર હતી તે બાબત છે. ઈ. લા. રી. ૧૦ મ. પાનું. ૩૪૭.

વાદીએ ખોરાકીપોશાકીની માસીક રકમ લેવાને પ્રતીવાદી ઉપર પેહેલો દાવો કરેલો, અને પાછળથી પોતાની ખોરાકીપોશાકીની જવાબદારી અમુક જમીન ઉપર છે એવું ઠરાવવાને દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે બેઉ દાવા એકજ દાવાના કારણમાંથી ઉત્પન્ન થએલા છે, માટે બીજો દાવો આ કલમ પ્રમાણે ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૧૧ મ. પાનું ૧૨૭.

अ. એ સન ૧૮૮૨ ની સાલમાં ત્રણ વર્ષની ઉપજ લેવાને દાવો કરેલો, પરંતુ જમીનનો કબજો લેવાને દાવો કરયો નહી હતો. સદરહુ દાવો આરંભના મુદ્દા ઉપરથી કાહાડી નાંખવામાં આવ્યો. પછી अ. એ તે જમીનનો કબજો તથા દરમિયાન ઉપજ લેવાને દાવો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રથમના દાવાથી આ કલમ પ્રમાણે આ દાવાને હરકત થતી નથી. ઈ લા. રી. ૧૧ મ. પાનું. ૨૧૦

જમીન લેવાને દાવો કરેલો પણ તે દાવાની અરજીની તારીખ પેહેલાંની જે દરમિયાન ઉપજ મળેલી તે બાબત દાવો કરયો નહી હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દરમિયાન ઉપજનો પાછળનો દાવો આ કલમ પ્રમાણે ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૧૧ મ. ૧૫૧.

अ. એ તકરારી જમીન ગીરોથી છોડાવવાને ब. ઉપર દાવો કરયો, એવું કહીને કે તે ब. ને ગીરો આપવામાં આવેલી છે અને ગીરો ઉપરનું દેવું હતું તે કરતાં વધારે વસુલ આપેલું છે, માટે તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. તે ઉપરથી अ. એ ब. ઉપર કબજો છોડાવવાને દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કબજો છોડાવવાનો દાવો ચાલવાને આ કલમ પ્રમાણે હરકત થતી નથી. ઈ. લા. રી. ૧૩ મું. પાનું. ૩૨૯.

એક ઓરતે પોતાનાં ધણી ઉપર ખોરાકીપોશાકીનું હુકમનામું મેળવીને એવું કહેલું હતું, કે મારો ખોરાકીપોશાકીનો દાવો નિષ્ફળ કરવાના હેતુથી મારા ધણીએ પોતાની કેટ-

લીક મીલકત બીજાને આપી છે, તેથી તેણીએ જે મીલકત તેણીના ધણીએ બીજાને આપેલી નહીં તે મીલકતને પોતાની ખોરાકીપોશાકી બાબત જવાબદાર ઠરાવવાને દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવો કરવાનું કારણ કાંઈ બતાવવામાં આવેલું નથી. ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૨૮૫.

એક મરનાર ભાઈના વારસ તરીકે પ્રતીવાદી ઉપર દાવો કરવામાં આવેલો, તેમાં થએલા હુકમનામાની બજાવણીમાં તે પ્રતીવાદીએ આ કાયદાની કલમ ૨૪૪ પ્રમાણે અમુક જમીનની જપ્તીમાં હરકત લીધી એવું કહીને કે તે જમીન મ્હારી માલકીની છે. આ હરકત નામંજુર કરવામાં આવી, તેથી તેણીએ લીલામ રદ કરાવવાને દાવો કરયો, અને હુકમનામું મેળવ્યું, પણ તે ઉપર અપીલ કરવામાં આવેલી નથી. હાલ તે કબજા બાબત દાવો કરે છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે કલમ ૨૪૪ પ્રમાણે હુકમ થએલો છે, તોપણ આ દાવો ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૨ મ. પાનું ૨૨૮.

જમીન લેવાની ફરિયાદમાં અમુક દસ્તાવેજ માત્ર સામીલ કરવા.

**૪૪. નિયમ अ:—સ્થાવર મિલકત લેવાની અથવા સ્થાવર મિલકત ઉપરનો હક્ક ઠરાવવાની ફરિયાદમાં કોર્ટની રજા વગર બીજા કોઇ દાવાનું કારણ સામીલ કરવું નહીં; પરંતુ—**

**(अ). દાવાવાળી મિલકત સબંધી ચડેલા ભાડાના અથવા તે સબંધી દરમ્યાન ઉપજના દાવા, તથા**

**(ब). જે કરારની રૂઈએ તે મિલકત કે તેનો કંઇ ભાગ તાબામાં હોય તે કરાર તોડયાથી થએલા નુકશાનના દાવા, તથા**

**(क) ધરાણીયાને આધારે પોતાના જે ઈલાજો હોય તે પઇકી કાંઇ ઇલાજ અમલમાં લાવવાને ધરેણે લેનાર કરે તે દાવા, તેમાં સામીલ કરવાને હરકત નથી;**

મૃત્યુપત્ર ચલાવનારે મૈયતની મિલકતના વહીવટકરનારે અથવા વારસે કરેલા અથવા તેમના ઉપર કરવાના દાવા.

**નિયમ ब.—મૃત્યુપત્ર ચલાવનાર તરીકે અથવા મૈયતની મિલકતનો વહીવટ કરનાર તરીકે અથવા વારસ તરીકે કોઈ દાવો કરે અથવા તે તરીકે તેના ઉપર દાવો થાય, તેમાં પોતાના જાતીકા હક્કથી કરે તે અથવા તે હક્કથી તેના ઉપર કરવામાં આવે, તે દાવા સામીલ કરવા નહીં. પરંતુ મૃત્યુપત્ર ચલાવનાર તરીકે અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનાર તરીકે અથવા વારસ તરીકે જે ઇસ્ટેટ વિશે વાદીએ ફરિયાદ કરી હોય કે પ્રતિવાદીના ઉપર ફરિયાદ થઈ હોય, તે ઇસ્ટેટના સબંધમાં છેલ્લા કહેલા દાવા ઉત્પન્ન થયા છે એમ કેહેવામાં આવતું હોય, અથવા જે મૈયતનો તે વારસ વકીલ હોય. તેની સાથે મળીને તે હકકદાર થાય કે તેના ઉપર જવાબદારી પડે, એવા તે (છેલ્લા કહેલા) દાવા હોય, તો તે સામીલ કરી શકાય.**

ટીકા—આ કલમ હાયકોર્ટને લાગુ થાય છે, અને આ કલમના अ. નિયમ શિવાય બીજો બધો ઠરાવ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

દાવાનાં કારણો ખોટી રીતે ઉત્પન કરવામાં આવેલાં છે, એવી હરકત અસલકોર્ટમાં લેવી જોઈએ. ઈ. લા. રી. ૫ મું. પાનું. ૨૩૪.

દાવાની અરજી ફાઈલ કરતા પેહેલાં પરવાનગી મળવાની અરજી કરવી જોઇએ, તો-પણ પાકું કારણ બતાવવાથી પાછળથી પરવાનગી આપી શકાય છે. પ્લીચર વિરૂદ્ધ હીંડસ. ૧૧ ચ. ડી. ૪૯૨. તથા મસગ્રેવ વિ. સ્ટીવન્સ. ડબલ્યુ. એન. સન ૧૮૮૧ પાનું. ૧૬૩.

આ કલમનો ઍ. નિયમ જે કામમાં વાદીએ પોતાનો જે હક્ક હોય તે હક્ક ઠરાવવાને અથવા કબજા બાબત તે હક્કની રૂઈએ દાવો કરેલો હોય તે સબંધી છે. ૫ ક. લા. રી. ૪૮૭, ઇ. લા. રી. ૬ ક. ૩૨૮. સ્થાવર મીલકત લેવાને કેટલાક દાવાનાં કારણો એકઠાં કરવાને તેથી અટકાવ થતો નથી, પણ દાવાનાં આવાં કારણો જુદા પ્રકારના દાવાના કા-રણો સાથે ફક્ત એકઠાં થઈ શકે છે. ઈ. લા. રી. ૫ મ. ૧૬૧, ઈ. લા. રી. ૬ અ. ૩૫૮.

એક મકાનનો હિસ્સો વેચવાને કરાર કરેલો હોય તેનો વિશેશ રીતે અમલ કરવાનો દાવો પ્રામીસરીનોટની રૂઇએ પ્રતીવાદી પાસે લેહેણું થએલા નાણા લેવાના દાવા સાથે એકઠો થઈ શકે છે. ૭ ક. લા. રી. ૧૭૧, ઈ. લા. રી. ૬ ક. પાનું. ૩૨૮.

સ્થાવર મીલકત તથા જંગમ મીલકત બાબત એકજ દસ્તાવેજ હોય, ત્યારે તે મીલ-કત એકઠી સામેલ કરવાને પરવાનગી આપી શકાય છે.

જુના દિવાની કાયદાના કરાર પ્રમાણે રકમ લેવાને તથા જબરજસ્તીથી ફીસ્તખંદી લખાવી લીધેલી તે રદ કરવાને તથા તે ફીસ્તબંદી બાબત નાણાં અનામત મુકેલાં તે લેવાને એકઠો દાવો ચાલવા દેવામાં આવ્યો હતો. ૩ વી. રી. પાનું. ૧૨૮.

આ કલમના ब. નિયમનો અર્થ એવો છે કે એક એકઝીક્યુટર અથવા વહિવટદાર-ના ઉપર દાવો કરવામાં આવે, ત્યારે વારંવાર એવો સવાલ ઊત્પન થાય છે કે તેના ઉ-પર કાયદેસર વારસ તરીકે દાવો કરવો જોઇએ કે તેની જાત ઉપર દાવો કરવો જોઇએ, તેથી તે નિયમ ઘડનારાઓનું લક્ષ આસબી વિ. આસબી, ૭ બી. અને સી. પાનું ૪૪૪ ના ઠરાવ ઉપર તથા તેવાજ બીજા ઠરાવો ઉપર ગએલું હતું. ફરહાલ વિ. ફરહાલ લા. રી. ૭ ચ. ૧૨૩ ના કામમાં એકઝીક્યુટર અથવા વહિવટદાર મીલકતની વ્યવસ્થા કરતા હતા, અથવા વહિવટની દરમિયાનમાં કરાર કરતા હતા, અને તે યોગ્ય રીતે અને વ્યાજબીરાહે એકઝીક્યુટર અથવા વહિવટદાર તરીકે કામ કરતા હતા. તેમાં એવો સવાલ ઉત્પન થયો હતો કે તેના ઉપર કાયદેસર વારસ તરીકે દાવો કરવો જોઇએ કે તેની જાત ઉપર દાવો કરવો જોઇએ. આ મુશ્કેલી દુર કરવાને સારૂ તે નિયમનો હેતુ છે. તે નિયમ કેટલાક ફેં-સલાઓ પ્રમાણે જુદા જુદા દાવાનાં કારણો એકઠાં થઈ શકે છે, અને તે બાબત કેટલીક મર્યાદા રાખવામાં આવી છે, તે ફેંસલાઓમાંનો એક ફેંસલો છે.

વારસ તરીકે એ શબ્દોનો અર્થ વાદી ફક્ત પોતાના દાવાનો આધાર એવું કહીને રાખતો હોય કે, હું એક બીજા સખસનો વારસ છું, અને મ્હારો પ્રતીવાદી વિરૂદ્ધ હક્ક છે. ઈ. લા. રી. ૬ મું. પાનું. ૩૯૦.

દરમિયાન ઉપજ લેવાની ફરીયાદ, એં જમીન કબજે લેવાના દાવામાં આગળ જેઓ ગેરવ્યાજબી કબજે રાખવાવાળા માલમ પડ્યા હોય, તેમની ઉપરજ થઈ શકે, અને વાદી-એ દરમિયાન ઉપજના દાવામાં જેઓ હુકમનામાના દેણદાર એકઠા હોય તેમાંના એક અ-થવા વધારે ઉપર દાવો કરી શકે નહી. ૧૪ વી. રી. પાનું. ૭૬.

સ્થાવર મીલકત લેવાના દાવામાં દાવાનું કારણ જોડવાની પરવાનગીની અરજી, આ કલમના ઍ. નિયમ પ્રમાણે રદ કરવાના હુકમ ઉપર કલમ ૫૮૮ ના કોઈ ઠરાવ પ્રમાણે અપીલ ચાલતી નથી. ઇ. લા. રી. ૮ અ. પાનું. ૧૫૧.

આ કલમના નિયમ (બી)ના શબ્દો પ્રમાણે ખોટી રીતે પક્ષકારો સામેલ કરવાની બાબતમાં તે ખોટી રીતે સામેલ કરવામાં આવ્યા હોય, તોપણ અસલકોર્ટે તે દાવાનો તપાસ કરેલો છે, અને દાવાની અરજી નામંજુર કરી નથી, અગર દુરસ્ત કરવા પાછી આપી નથી અથવા દુરસ્ત કરેલી નથી, તેથી તેના ગુણદોષ ઉપર તપાસ કરવી જોઇતી હતી, અને વાદીએ આપેલી રકમમાં ઍ. નો કેટલો હિસ્સો હતો તે નક્કી કરવું જોઇતું હતું, અને પ્રતીવાદીઓના કબજામાં જે મીલકત આવેલી છે તે કેટલી રકમની છે તેનો નીકાલ કરવો જોઇતો હતો. ઇ લા. રી. ૯ અ. પાનું ૨૨૧.

વાદી દાવાનાં ઘણાં કારણ એકજ ફરિયાદમાં સામીલ કરી શકે.

**૪૫. બીજા બાબમાં અને કલમ ૪૪ માં કહેલા નિયમોને બાધ ન આવે તેવી રીતે એકજ ફરિયાદમાં વાદી તેના તેજ પ્રતિવાદી વિરૂદ્ધ અથવા તેના તેજ પ્રતિવાદીઓ મળીને તેઓની વિરૂદ્ધ દાવાનાં ઘણાં કારણ એકત્ર કરી શકે; અને જે ફરિયાદમાં તેના તેજ પ્રતિવાદી વિરૂદ્ધ અથવા તેના તેજ પ્રતિવાદીઓ મળીને તેઓની વિરૂદ્ધ જે કોઇ વાદીઓનો સમાઇક હકક સબંધ હોય તે વાદીઓ તેવા દાવાનાં સદરહુ પ્રકારનાં કારણ એકત્ર કરી શકે;**

કોર્ટ તેમનેજુદા પાડવાનો હુકમ કરે.

**પરંતુ તે દાવાના કારણની એકઠી ચોકશી કે નીકાલ કરવો સોઇત્તાર નથી, એમ કોર્ટને જણાય તો પોતાની મેળે અથવા કોઇ પણ પ્રતિવાદીની અરજ ઉપરથી, પેહેલી સુનાવણી પેહેલાં કોઈ પણ વખતે, અથવા પક્ષકાર કબુલ થાય તો, ત્યાર પછી ફરીયાદનું કામ આગળ ચાલતાં કોઇ પણ વખતે, તે દાવાનાં કાંઈ કારણોની જુદી ચોકશી કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખ્તીયાર છે, અથવા તેમનો જુદો નીકાલ લાવવાને જરૂર કે યોગ્ય જણાય તેવો બીજો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**દાવાનાં કારણ એક ફરિયાદમાં એકત્ર કર્યાં હોય ત્યારે, તે ફરિયાદ કર્યાની તારીખે ફરિયાદના વિષયોની એકંદર કીમત અથવા રકમ ઉપર, તે ફરિયાદ સાંભળવાને કોર્ટની હકુમત છે કે નહી તેનો આધાર રેહેશે. પછી આ કલમના બીજા પારેગ્રાફ પ્રમાણે હુકમ થયો હોય કે નહીં તેની ચીતા નહીં.**

ટીકા—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

આ કલમનો હેતુ જે કામમાં કેટલાક પ્રતીવાદીઓ હોય અને તેઓનું હિત મુખ્ય સવાલની બાબતમાં એકત્ર હોય તેને લાગુ થાય છે. ઈ લા. રી ૬ અ. ૧૦૬. દાવાનાં કારણો એકઠાં કરવાનો જે અખત્યાર છે તે ખોટી રીતે વાપરવામાં આવે તો દાવો કાહાડી નાંખવામાં આવે છે. ઈ. લા. રી. ૭ મું. પાનું ૨૮૯, અગર આ કલમ પ્રમાણે જુદી તપાસ કરવાને હુકમ કરવામાં આવે છે, અથવા કલમ ૪૬ અને ૪૭ પ્રમાણે દાવાનાં કારણો કાહાડી નાંખવામાં આવે છે. પરંતુ કલમ ૩૨ પ્રમાણે જે પક્ષકારોનાં નામ વધારેલાં હોય તે પક્ષકારોનાં નામ જડજ કાહાડી નાંખી શકતા નથી. ઈ. લા. રી. ૮ મું પાનું. ૬૧૬.

સન ૧૮૫૯ ના આક્ટ ૮ મા પ્રમાણે જે કામમાં દાવાનાં કારણો તેના તેજ પક્ષકારોને ઉત્પન્ન થયેલાં હોય, અને તેના તેજ પક્ષકારો વિરૂદ્ધ ઉત્પન્ન થએલાં હોય, તે કામોમાં જુદી તપાસ કરવામાં આવતી હતી, તેથી હાલની કામ ચલાવવાની રીતી જુદી છે. ૪ અ. ૪૦, ૧૨ વી. રી. પાનું. ૭૦.

વાદીએ એક દાવો अ. ઉપર કરેલો, તેમાં अ. ब. અને क. ના ઉપર એક કેવળ જુદો દાવો હતો તે પણ કરેલો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ ત્રણે સખસો ઉપરનો દાવો છે તેનો તપાસ કરવો, અને अ. ઉપરનો દાવો છે તેનો વિચાર નહી કરવો એ યોગ્ય રસ્તો છે. ૨૦ વી. રી. ૪૮૨. કેટલાક પક્ષકારો ઉપર વાદીએ કબજા બાબત હુકમનામું મેળવ્યું હોય, અને તે પક્ષકારોનો કબજો જુદો જુદો હોય. તો પછી દરમિયાન ઉપજબાબત પાછળથી દાવો કરવામાં આવે, તેમાં તે પક્ષકારોને પ્રતીવાદી તરીકે એકઠા સામેલ કરી શકાતા નથી. ૩. અ. ૮૬; પણ જો કેટલાક પક્ષકારોનો મજીયારો કબજો હોય તો તેમને એકઠા સામેલ કરી શકાય છે. ૧૪. વી. રી. ૭૬, ૩ બેં લો. રી. પાનું. ૪૯.

કેટલાક પ્રતીવાદીઓ ઉપર કબજો લેઈ લીધા બાબતની હકીકત કહી દાવો કરેલો, પરંતુ તે કામમાં જુદા જુદા પ્રતીવાદીઓએ જુદી જુદી તારીખોએ કબજો છોડાવેલો તેથી તે જુદા જુદા દાવા છે, એવા કારણથી કે તે દાવો જડજે કાહાડી નાંખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જડજે તે બરોબર કરેલું છે, અને જુદી જુદી તપાસ કરવાને તેમને ફરજ પાડી શકાતી નથી. ૩૧ વી. રી. ૧૭૭.

જે કરારનો વિશેશ રીતે અમલ કરવાને માગેલું હોય, તે કરારમાં પક્ષકાર ના હોય તેવા સખસને દાવામાં પક્ષકાર કરી શકાતો નથી. ઈં. લા. રી. ૫ મું. પાનું. ૧૭૭.

વાદીએ એક પરગનો સાતઆની ભાગ ખરીદ કર્યો, અને પછી સાંથ વધારવાને દાવો કરયો. પછી તેણે બાકીનો નવઆની ભાગ ખરીદ કરયો, અને તે ભાગની સાંથ વધારવાને એક બીજો દાવો કરયો. આ કામોની સુનાવણી ઠરાવવાનો દીવશ ઠરાવવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે નીચેની કોર્ટીએ તે બે દાવાઓની એક દાવા પ્રમાણે એકઠી તપાસ કરેલી છે તે બરોબર છે. ૧૫ વી. રી. પાનું ૩૯૫.

વાદીએ એક મકાનનો કબજો લેવા તથા ભાડુ લેવા દાવો કરયો, તેથી આ બે દાવાનાં કારણો યોગ્ય રીતે એકઠાં થઈ શકે છે. ૩ બં. લા. રી. પાનું. ૭૭

કેટલાક વાદીઓએ એકજ બાબત સબંધી તેના તે પ્રતીવાદી ઉપર જુદા જુદા દાવા કસ્યા, તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીની અરજ પ્રમાણે તે દાવાઓ એકઠા તપાસવા એ બરોબર છે, અથવા દરેકની ગુણ દોષ ઉપર જુદી જુદી તપાસ કરવી, પણ એક કામની તપાસ કરી અને તે બીજા દાવાઓને લાગુ કરવી તે બરોબર નથી. ૧૫ વી. રી. પાનું. ૧૧૦.

આ કલમ પ્રમાણે જે કામની જુદી તપાસ કરવામાં આવેલી હોય, તે દરેકમાં વાદીએ દાવાની અરજીઓ જુદી જુદી આપવી જોઈએ, એવી જરૂર નથી, માટે આવો હુકમ થવો નહી જોઇએ. ૨ અલહા. પાનું. ૧૫૩.

સન ૧૮૬૧ ના આક્ટ ૨૩ માની કલમ ૩૭ પ્રમાણે અપીલકોર્ટને રેગ્યુલર અપીલમાં જુદી જુદી તપાસ કરવાનો હુકમ કરવાનો અખત્યાર હતો. ૪ વી. રી. પાનું ૧૦૯, અને તે અખત્યાર યોગ્ય રીતે આ આક્ટ પ્રમાણે છે. કલમ ૫૮૨ જુઓ.

જે કામમાં જુદી જુદી તપાસ કરવાને હુકમ કરવામાં આવ્યો હોય, તેમાં દરેક કામમાં જુદો દાવો કરવામાં આવેલો હોય તે પ્રમાણે તે હુકમ ગણવો જોઈએ. માટે જે કોર્ટમાં તે દાવા ઉપર અપીલ ચાલે તે કોર્ટની હકુમતનો આધાર દરેક તપાસમાં તકરારી રકમ હોય તે ઉપર છે. ૧૫ વી. રી. ૩૧, ૨ અલ્હાબાદ પાનું. ૧૫૩.

સ્ટાંપની બાબતમાં કોર્ટ ફી આકટની કલમ ૧૭ તથા ઈં લા. રી. ૨ અલ્હા. ૬૭૬ તથા ૬૮૨ અને ૧૦ ક. લા. રી. પાનું. ૮૫૯ જુઓ.

ખોટી રીતે દાવાનાં કારણો એકઠાં કરવાના કારણથી અપીલકોર્ટ હુકમનામું ફેરાવે તો, તે દાવાની અરજી દુરસ્ત કરવાને પાછી આપી શકે છે. ઈં. લા. રી. ૬ મ. ૨૩૯. કલકતામાં દાવાની અરજી રદ કરવાનો રીવાજ છે; જો આ પ્રમાણે કરવામાં આવેલું ના હોય અને લખેલી હકીકતમાં હરકતો લેવામાં આવી હોય તો, જરુરજે તે બાબતનો ઈશ્યુ કાહાડી તે વિશે નિર્ણય કરવો જોઈએ. ૮ વી. રી. ૧૫, અથવા શક ભરેલા કામોમાં ખોટી રીતે દાવાનાં કારણ એકઠાં કરવાનો ઈસ્યુ બીજા ઈસ્યુની સાથે કાહાડી શકાય છે, અને પછી પુરાવો લેઈને બીજા ઈશ્યુ ઉપર ઠરાવ લખ્યા શિવાય ખોટી રીતે દાવાનાં કારણો એકઠાં કરવાના કારણથી દાવો કાહાડી નાંખી શકાય છે. ૯ બં. લા. રી. ૨૪૧, અથવા કીયા પ્રતીવાદી ઉપર દાવો ચલાવવો છે એવું વાદીને પુછી શકાય છે. ૮ વી. રી. ૪૬૧. વળી ઈં. લા. રી. ૭ મુંબાઈ પાનું. ૨૮૯ જુઓ.

હુકમનામું થયાથી એકજ બાબત મળવાની હોય, પણ દાવાનાં કારણ જુદાં જુદાં હોય તો, તેની જુદી જુદી ફરીયાદ કરવી જોઈએ. ૪ વી. રી. પાનું. ૨.

જમીન કબજે લેવાની ફરીયાદમાં દરમિયાન ઉપજ લેવાનો દાવો ભેળો થઈ શકે, પણ દરમિયાન ઉપજની જુદી ફી ભરવી જોઈએ. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૩૨૭.

કોઈ વાલીએ સગીરની કેટલીક મીલકત બીજાઓને વેચી દીધી હોય, તો તે દરેક મીલકતના વેચાણ બાબત જુદી જુદી ફરીયાદ કરવી જોઈએ ૮ વી. રી. પાનું. ૩૬૪.

કેટલાક પ્રતીવાદીઓ ઉપર જુદી બદગોઈની ફરીયાદ એકઠી કરી શકાય નહી. દરેકની ઉપર જુદી જુદી કરવી જોઈએ. બં. લા. રી વા. ૧૫ પાનું ૧૬૧, પણ જો બોલેલા શબ્દો જાતે દાવો કરી શકાય તેવા ન હોય પણ જો બધા પ્રતીવાદીઓના એકઠા કૃત્યથી નીપજેલા ખાસ નુકશાનના સબબથીજ ફક્ત દાવો કરવા લાયક થતા હોય તો, આ ફરીયાદ કેટલાક પ્રતીવાદીઓ ઉપર એકઠી લાવી શકાય. બં લા. રી. વા. ૧૫ પાનું. ૧૬૬.

મલબાર તારવાડના જુનીઅર અંગભુતોએ કારનાવાન તથા તારવાડના બીજા અંગભુતો તથા કેટલાક સખસો કે જેમને તારવાડની કેટલીક મીલકત કારનાવાને આપેલી હતી, તેમના ઉપર તે આપવું તારવાડને બંધનકાર્ક નથી, એવું ઠરાવવાને દાવો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવાને આ કલમ પ્રમાણે હરકત નથી. ઈં. લા. રી. ૧૨ મ. પાનું ૨૬૪, ઈં. લા. રી. ૧૧ અ. પાનું. ૩૩ નો ઠરાવ કલમ ૨૮ નીચે જુઓ.

ફરિયાદમાંથી ડાં દાવાનાં કારણ રાખવાને પ્રતિવાદી અરજ કરી શકે.

**૪૬. એક ફરિયાદમાં સોઇવાર નિકાલ ન લેવાય એવા દાવાનાં ઘણાં કારણ વાદીએ તેજ ફરિયાદમાં એકત્ર કર્યાં છે, એમ કોઇ પ્રતિવાદીનું કેહેવું હોય તો, એક ફરિયાદમાં સોઇવાર જેટલાં દાવાનાં કારણોનો નિકાલ થઇ શકે તેટલાં તે ફરિયાદમાં રાખવાનો હુકમ કરાવવા સારૂ પેહેલી સુનાવણી પેહેલાં કોઈ**

**પણ વખતે, અથવા મુદ્દા ઠર્યા હોય તો કંઇ પુરાવો દફતરમાં દાખલ કર્યા પેહેલાં, કોને અરજ કરવાને તે પ્રતિવાદી મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કાયદાની કલમ ૪૪ મી નીચેની નોટ તથા (ઇં. લા. રી. ૭ અ પાનું ૭૯ તથા ૧૦૦ અને ઈં લા. રી. ૮ મું ૬૧૬) ના ઠરાવો જોવા.

અરજ સાંભળ્યા પછી કોર્ટ કેટલાંક કારણ કમી કરે અને દુરસ્તકરવાનો હુકમ કરે.

**૪૭. સદરહુ અરજ સાંભળ્યા પછી કોર્ટને એમ જણાય કે બધા દાવાનાં કારણ એક ફરિયાદમાં સોઇવાર નિકાલ થાય તેવાં નથી, તો તેમાંનાં કાંઇ દાવાનાં કારણ બાતલ કરવાનો હુકમ કરવાને, અને તે પ્રમાણે ફરિયાદ અરજી દુરસ્ત કરવાનું ફરમાવવાને, તથા ખરચ વિશે વ્યાજબી હોય તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**આ કલમ પ્રમાણે કરેલી પ્રત્યેક દુરસ્તી ઉપર જડજે સહી કરવી.**

---

# બાબ ૫ મો.

## ફરિયાદો માંડવા વિશે.

---

ફરિયાદ અરજીથી ફરિયાદ માંડવી.

**૪૮. પ્રત્યેક ફરિયાદ, ફરિયાદ અરજી કોર્ટને આપીને અથવા કોર્ટ તે બાબતને વાસ્તે નીમે તે અમલદારને આપીને માંડવી.**

**ટીકા**—સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૨૯ માં આ કલમનો ઠરાવ હતો. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એક દાવાની અરજી તા. ૨૯ મીના રોજ આપવામાં આવેલી અને તે ઉપર એવો શેરો કરવામાં આવેલો કે તે તા. ૩૧ મીએ કબુલ કરેલી છે, તેમાં તે તા. ૨૯ મી દાખલ કરેલી છે. એમ ગણવામાં આવ્યું. ૧૯ વી. રી. પાનું. ૧૫૯.

દાવાની અરજી રવીવારે અથવા બીજા કોઈ તેહેવારને દીવશે લેઈને દાખલ થઈ શકે છે. ૧૬ વી. રી. ૨૩૦, પરંતુ તે પ્રમાણે કરવાની જરૂર નથી; કારણ કે મૂદતના કાયદા પ્રમાણે જ્યારે કોર્ટ બંધ હોય ત્યારે મુદત જતી હોય તો જે દીવશે કોર્ટ ફરીથી ઉઘડે તે દીવશે દાવો દાખલ થઈ શકે છે. એક દાવાની અરજી સ્માલકાજકોર્ટના કલાર્કના ખાનગી રેહેવાના ઘેર આપેલી હતી, તે યોગ્ય રીતે ફાઈલ કરવામાં આવી છે, એમ ઠરાવવામાં આવેલું છે. સ્માલકાજકોર્ટ રેફરન્સ. ૩૬.

સ્માલકાજકોર્ટના નાજરને દાવાની અરજી લેવાનો અખત્યાર નથી, માટે તેને તેઓ ફાઈલ કરી શકતા નથી. ૧૮ વી. રી. પાનું. ૨૭૨.

દાવાની અરજી ફાઈલ કરવામાં આવેલી હોય, પણ તે દુરસ્ત કરવાને પાછી આપવામાં આવે અને તે ફરીથી પાછી આપવામાં આવી હોય અથવા બીજી કોર્ટમાં ફાઈલ કરવામાં આવી હોય તો, તે દાવાની તારીખ તે દાવાની અરજી અસલ જે તારીખે ફાઈલ કરવામાં આવેલી તે તારીખ ગણવી જોઈએ. ૨૩ વી. રી. ૪૪૭, ૧૬ વી. રી. ૩૭, અને તેમજ દાવાની અરજી ઉપર યોગ્ય સ્ટાંપ ના હોય તેથી યોગ્ય સ્ટાંપ લગાડવાને પાછી આપી હોય

અને તે પાછી ફાઈલ કરવામાં આવે તો અસલ જે તારીખે તે ફાઈલ કરેલી હતી, તે તારીખ દાવો કર્યાની ગણવી જોઈએ. ૬ અલ્હા. પાનું. ૧૩૯. વળી ઈ. લા. રી. ૨ અલ્હા. ૨૪૧, ઈ. લા. રી. ૫ ક. ૮૧૦, ઈ. લા. રી ૪ અ. પાનું. ૩૭ જુઓ.

સબાર્ડીનેટ જડજની કોર્ટ થોડી મુદતને સારૂ બંધ હોય તો, અસલ દાવો ફાઈલ કરવાને સારૂ જીલ્લા જડજની કોર્ટ તે અસલકોર્ટ થતી નથી. ૨ મું. પાનું ૪૦. ૧૦ મું, ૪૫૯ અને કલમ ૫. નીચેની નોટ જુઓ.

ફરિયાદ અરજીની ભાષા.

**૪૯. ફરિયાદ અરજી કોર્ટની ભાષામાં સ્પષ્ટ રીતે લખવી જોઈએ. પરંતુ કોર્ટની ભાષા અંગ્રેજી ન હોય તો (કોર્ટની પરવાનગીથી) ફરિયાદ અરજી અંગ્રેજીમાં પણ લખી શકાય; પણ તેવે પ્રસંગે ફરિયાદ અરજીનો કોર્ટની ભાષામાં તરજુમો કરીને તે કોર્ટમાં દાખલ કરો એમ પ્રતિવાદી કેહે તો, તે પ્રમાણે કરવું.**

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૬ માં હતો, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

દાવાની અરજી કોર્ટની ભાષામાં લખી ના હોય તો, તે દાખલ થાય નહી. સ. વી. રી. ૪૯૫.

દાવાની મતલબનો ઘણો ભાગ સ્ટાંપના કાગળ ઉપર લખવો જોઈએ, એવી કાંઈ અગત્ય નથી. ૧૮ વી. રી. પાનું. ૩૨૬.

તમામ મીલકતનું વેચાણ રદ કરવાને એક હિસ્સેદારે દાવો કરો હતો, માટે તમામ મીલકતની કીમતનો સમાસ થાય તેટલો સ્ટાંપ જોઈએ ૨૧ વી. રી. પાનું. ૬૮

દાવાની અરજીમાં એકાદો દસ્તાવેજ બતાવવામાં આવેલો હોય તો, તે અવસ્ય કરીને દાવાની અરજીનો ભાગ નથી. ૧ બોર્ક. પાનું. ૨૭૩.

ફરિયાદ અરજીમાં લખવાની વિગતો.

**૫૦. ફરિયાદ અરજીમાં નીચેની વિગતો આવવી જોઈએ.**

**(अ). જે કોર્ટમાં ફરિયાદ આણવાની હોય તે કોર્ટનું નામ;**

**(ब). વાદીનું નામ, વર્ણન અને રહેવાનું ઠેકાણું;**

**(क). નિશ્ચય થઇ શકે ત્યાં સુધી પ્રતિવાદીનું નામ, વર્ણન તથા રેહેવાનું ઠેકાણું**

**(ड). જે હકીકતથી દાવાનું કારણ બનતું હોય તે હકીકતનું તથા તે કારણ ક્યાં અને ક્યારે ઉત્પન્ન થયું તેનું સ્પષ્ટ અને ટુંકામાં વર્ણન.**

**(इ). વાદી દાવો રાખતો હોય તે દાદની માગણી; અને**

**(फ). જો વાદીએ સામો દાવો મજરે આપ્યો હોય અથવા પોતાના દાવાનો કંઈ ભાગ છોડી દીધો હોય, તો તે મજરે આપેલી અથવા છોડી દીધેલી રકમ.**

પૈસા બાબતની ફરિયાદમાં.

**વાદી પૈસા વસુલ કરવાનું માગતો હોય તો કજીયાના સ્વરૂપ પ્રમાણે બની શકે તેટલી ખરેખરી રકમ ફરિયાદ અરજીમાં જણાવવી જોઇએ.**

**દરમ્યાનની ઉપજની ફરિયાદમાં, તથા વાદી પ્રતિવાદી વચ્ચે**

રજુઆત થએલો હિસાબ નક્કી કરીને જે બાકી લેહેણી નિકળે તે લેવાની ફરિયાદમાં, ફરિયાદ અરજીની અંદર માત્ર દાવાની રકમનો અજમાશથી પાસે પાસેનો આંકડો લખ્યો, એટલે બસ થયું.

વાદી વકીલ તરીકે ફરિયાદ કરે ત્યારે. વારસ વકીલ તરીકે વાદી ફરિયાદ કરે ત્યારે, દાવાના વિષયમાં તેને ખરેખરો ચાલુ સબંધ છે, એમ ફરિયાદ અરજીમાં દર્શાવવું જોઇએ, એટલુંજ નહિં પરંતુ તે બાબતની ફરિયાદ માંડવાને જે જરૂરની તજવીજ કરવી જોઈએ તે તેણે કરી છે, તે પણ દર્શાવવું જોઇએ.

દૃષ્ટાંતો.

(अ). ब નું મૃત્યુપત્ર ચલાવનાર તરીકે अ. ફરિયાદ કરે છે, ત્યારે ફરિયાદ અરજીમાં દર્શાવવું જોઈએ કે अ. એ ब. નું મૃત્યુપત્ર શાબીત કર્યું છે.

(ब). क. ની મિલકતના વહીવટદાર તરીકે अ. ફરિયાદ કરે છે ત્યારે ફરિયાદ અરજીમાં દર્શાવવું જેઇએ કે क. ની મિલકતનો વહિવટ अ. ને મળેલો છે.

(क). ड. એક ન્હાની ઉમ્મરનો મુસલમાન છે. તેના પાલન કરનાર તરીકે अ. ફરિયાદ કરે છે. મુસલમાની શરેહ અને રીવાજ પ્રમાણે ड. નો પાલન કરનાર अ. નથી, ત્યારે ફરિયાદ અરજીમાં જણાવવું જોઇએ કે अ. ને ड. નો મુદામ પાલન કરનાર નીમેલો છે.

પ્રતિવાદીનો સબંધતથા જવાબદારીજણાવવી જોઈએ. ફરિયાદ અરજીમાં એમ દર્શાવવું જોઇએ કે પ્રતિવાદીનો દાવાના વિષયમાં સંબંધ છે, અથવા તેમાં મારો સબંધ છે એમ પ્રતિવાદી કેહે છે, અને વાદીની માગણીનો તેની પાસેથી જબાપ લેવાને તે પાત્ર છે.

દૃષ્ટાંત.

પોતાના મૃત્યુપત્ર ચલાવનાર ब. ને, મૃતલેખદાન લેનાર क. ને, અને પોતાની ઈસ્ટેટના દેણદાર ड. ને મુકીને अ. ગુજરી જાય છે. ड. ના ઉપર क. ફરિયાદ કરે છે, એવી રીતની કે क. ના મૃતલેખદાનને પેટે ड. ને તેનું કરજ આપવાની ફરજ પાડવી. ત્યારે ફરિયાદ અરજીમાં એમ દર્શાવવું જોઇએ કે ब. એ વિના કારણ ड. ના ઉપર ફરિયાદ કરવાને ના પાડેલું છે, અથવા क. ને દગો દેવાને ब. ને ड. મીલાપી થયા છે, અથવા જેથી क. નો જબાપદાર ड. થાય એવી બીજી કંઈ હકીકતો બનેલી છે.

મુદતનો કાયદો લાગુ ન પાડવાનાં કારણ. દાવાનું કારણ ઉત્પન્ન થયા પછી ફરિયાદ કરવાને કોઇ કાયદામાં સાધારણ રીતે જે મુદત કહી હોય તે મુદત વીતી ગયા પછી ફરિયાદ કરી હોય તો, તે કાયદો લાગુ ન પાડવાનું કારણ ફરિયાદ અરજીમાં બતાવવું.

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૬ માં હતો, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**વાદી**—કારપોરેશને પોતાની નામથી દાવો કરવો જોઈએ. ૧૦ વી. રી. પાનું ૩૬૬. રજીષ્ટર થયા વિનાની કંપનીએ દાવો કરતી વખતે પોતાના ભાગીયાનાં નામો બતાવવાં જોઈએ. ૮ વી. રી. ૪૫, પરંતુ જે ભાગીયા સગીર હોય તે દાવો કરી શકતા નથી, તેમ તેઓના નામથી તેમને સહવાદી તરીકે દાખલ કરી શકતા નથી. ૧ ટેલર. ૨૭૫૦.

**અ. બ.** એક સગીર વાદી છે, તે કલકતા શેહેરમાં ચીતપુરના રસ્તા ઉપર રેહે છે, એવું વર્ણન કરેલું હોય તો, આ કલમ પ્રમાણે તેના રેહેઠાણનું પુક્ત વર્ણન કરેલું છે એમ થતું નથી, તેમ પ્રતીવાદી પ્રથમ કલકતાસાં હતો એવું કહેલું હોય, પણ વધારે નક્કી રીતે તેને રેહેવાની જગો વાદી નક્કી કરી શકયો નથી, અને એવું બતાવવામાં આવેલું ના હોય તો તે પુક્ત વર્ણન નથી. ૪ ક. લા. રી. પાનું. ૩૬૬.

જ્યારે એકાદો સખસ કુલમુખત્યારનામાની રૂઈએ દાવો કરે ત્યારે જે સખસ તરફથી તે દાવો કરતો હોય તે સખસનું નામ વાદીમાં બતાવવું જોઈએ. ૧ અ. પાનું ૨૭૭. મીલકત બાબતના દાવામાં ખરા માલેકનું નામ આપવું જોઈએ; ૨૦ વી. રી. ૭૨, અને ગીરોથી છોડાવવાના દાવામાં તમામ ગીરોઆપનારાને પક્ષકારો કરવા જોઈએ. ૨૧ વી. રી. ૪૨૮.

એકાદો દાવો ચાલતાની દરમિયાનમાં વાદીએ પોતાનો હક વેચ્યો હોય તો, તે ખરીદદારનું નામ વાદીની જગોએ દાખલ કરવું, એ ગેરસીરસ્તે છે, પણ તે ખામી પ્રતીવાદીની કબુલતથી દુરસ્ત થઈ શકે છે. ૧૨ વી. રી. ૮૭, ૩ બં. લા. રી. પાનું ૨૧૪. દાવો કરવાની નાલાયકાઈની ખામી દુરસ્ત થઈ શકતી નથી. માટે સ્પેશીયલ અપીલમાં મુખજુબાનીથી પેહેલ વેહેલી તે હરકત લેવામાં આવેલી હોય, તોપણ તે વિશેનો કોર્ટ વિચાર કરવાને બંધાએલા છે. ૧ આગ્રા. પાનું. ૧૭૫.

**પ્રતિવાદીઓ**—આ કાયદાના હેતુ પ્રમાણે વર્ણનમાં પક્ષકાર જે કીતાબથી સામાન્ય રીતે ઓળખાતો હોય તે કીતાબનો સમાસ થાય છે, માટે કોઈ સામો પક્ષકાર તે કીતાબ નહી લખી અપમાન કરવાને માગતો હોય તો, તેમ કોર્ટે થવા દેવું નહી જોઈએ. ૩ મદ્રાસ. ૩૧, ૧૮ વી. રી. ૩૦૧. એક કામમાં રાય બાહાદુર એ શબ્દો દાખલ કરવાને આગ્રહ કરેલો તે કલકત્તા હાયકોર્ટે નામંજુર કરેલો છે. ૧૨ વી. રી. પાનું. ૪૫૦.

**કારપોરેશન**—ઉપર તેના નામથી દાવો થવો જોઇએ. માટે તેના એજંટ ઉપર દાવો કરેલો હોય તો તે બરોબર નથી, ૧૫ વી. રી. ૫૩૪, ૯ વી. રી. ૨૦૬, ૪ આગ્રા. ૧૨૭ રજીષ્ટર થયા વિનાની કંપની હોય તો તે કંપનીના ભાગીયાઓનાં નામ પ્રતીવાદીમાં બતાવવાં જોઈએ, પરંતુ વાદીને તે નામો માલમ પડી શકતાં ના હોય તો તે માલમ પડી શકતાં નથી એવું કહીને કંપની જે નામથી કામ ચલાવતી હોય, તે નામથી કંપની ઉપર દાવો થવો જોઇએ. ૨૫ વી. રી. પાનું. ૧૧૭.

ગીરોરાખનાર પોતાના હક્કનો અમલ કરવાને દાવો કરે તો, જે સખસોનો કબજો હોય તે દરેક સખસોને પક્ષકાર કરવા જોઈએ. ૧૬ વી. રી પાનું. ૯૮.

એક ચરનો સેટલમેન્ટ કરવાને તથા કબજા સાથે પોતાનો હક ઠરાવવાને તથા પ્રતિવાદી સાથે કરેલો સેટલમેન્ટ રદ કરવાને દાવો કર્યો હતો, તેમાં ઠરાવવામાં આવ્યું કે સરકારને પક્ષકાર કરવા જોઈએ. ૨૨ વી. રી. ૫૨, ૨૧ વી. રી. પાનું. ૩૨૭.

**દાવાનાં કારણો**—દાવાની અરજીમાં જે દાવાનાં કારણોથી વાદી જીતી શકે તે તમામ દાવાનાં કારણો આવવાં જોઈએ. ૨૦ વી.રી. ૪૮૨, ઈ. લો. રી. ૨ ક. ૧૫૨. જુદા

જુદા હક્કો એક નહીં તો બીજો એમ બતાવવા જોઈએ, કારણ કે જો એમ બતાવવામાં ના આવે તો જે બતાવવામાં આવ્યા હોય તે વિશે ઈસ્યુ નીકળે, અને જો વાદી હારે તો તેનો બીજો દાવો ચાલતો નથી. ૨૧ વી. રી. ૨૦૯, પણ એક નહી તો બીજો એવા હક્કો એક બીજા વિરૂદ્ધ બતાવી શકાતા નથી. માટે એકાદો સખસ ગીરો અને વેચાણખતની રૂઈએ દાવો કરી શકે છે. ૨૦ વી. રી. ૭૩, અથવા વંશપરંપરાના હક્કથી તથા કબજાના હક્કથી દાવો કરી શકે છે ૨૧ વી. રી. પાનું. ૧૨. પરંતુ વાદી પોતાની મીલકત તરીકે દાવો કરે તેમાં ભોગવટાથી દાવો રાખે તે એક બીજા વિરૂદ્ધ છે, માટે કીયા હક્કથી વાદી દાવો રાખવાને પસંદ કરે છે તે કોર્ટે પુછવું જોઈએ. ૧૬ વી રી. ૧૯૮, ૧૪ વી. રી ૪૯.

હદ ઠરાવવાને સારૂ દાવો કરવામાં આવે તો એમ બતાવવું જોઇએ કે તે હદ તોડવામાં આવી છે. ૨૨ વી. રી. પાનું. ૧૩૪.

નુકશાની બાબતના દાવામાં તપાસ કરવાનો પ્રકાર બતાવવો જોઇએ. ૧૩ વી. રી. ૨૪૮, અને હક્કનું હુકમનામું કરવાના દાવામાં તે ઠરાવવાને જરૂરીયાત હકીકત બતાવવી જોઇએ. ૩ અલ્હાબાદ. પાનું. ૨૬૨.

કબજો લેવાના દાવામાં કબજો ગયાની જેમ બને તેમ ચોકસ તારીખ બતાવવી જોઇએ. ૧૧ વી. રી. ૨૩૮, અને દરેક દાવામાં મુદતના કાયદાની અંદર ઠરાવેલી મુદતમાં દાવાનું કારણ ઉત્પન થએલું છે એમ બતાવવું જોઈએ. લવાદનો ફેંસલો રદ કરવાની દાવાની અરજીમાં સામા પક્ષકારે કાંઈ કપટ અગર ખોટું કરેલું છે, એમ નક્કી બતાવવું જોઈએ. ૧ ઈંડીયન જુરીસ્ટ પાનું. ૧૨.

**પ્રતિનીધીનો અધિકાર**—એકાદો હિંદુ મજીયારા કુટુંબના પ્રતીનીધી તરીકે દાવો કરતો હોય તો તે દાવાની અરજીમાં કેહેવું જોઈએ. ઈ. લા. રી. ૭ મુંબાઈ, ૪૬૭, તેમજ મરનારના ધણીની વિધવા ઉપર વારસ તરીકે દાવો કરવામાં આવે તો તેણીનું તે પ્રમાણે વર્ણન કરવું જોઈએ. ઈ. લા. રી. ૮ મું ૩૦૯. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૧૪૪.

કેટલાક મુસલમાન એકઝીક્યુટરો હોય અને તેમાંનો એક ફક્ત દાવો કરવાની મરજી રાખતો ના હોય તો, દાવો કરતા પેહેલાં તેમણે પ્રોબેટ લેવાની જરૂર નથી, પણ હિંદુ વીલ આકટ પ્રમાણે હિંદુ એકઝીક્યુટરની બાબતમાં જુદી રીતે છે. ઈ. લા. રી. ૬ મું. ૭૩ તથા ૮ મુંબાઈ પાનું. ૨૪૧.

વર્ણનની ખામી બાબતની હરકતો જેમ બને તેમ વેહેલી અને પેહેલી સુનાવણી પેહેલાં લેવી જોઈએ. ઈ. લા. રી. ૭ ક. ૫૯૪. એક હિંદુના એકઝીક્યુટરોએ એક કરારની રૂઈએ દાવો કરયો, પણ તેમાં વારસોને દાખલ કરવા જોઈએ એવી હરકત લેવામાં આવી, તે નામંજુર કરવામાં આવી, તેથી વાદીઓએ વારસ તરીકે હુકમનામું મેળવ્યું. ૮ એં. લા. રી. પાનું. ૨૯૮.

એક સખસને સન ૧૮૬૫ નો હિંદુસ્થાનના વારસા બાબતનો આકટ ૧૦ છે તે લાગુ થતો હતો, પછી તેના મરણ પછી વાદીએ તેના ભાઈ તથા કાકી ઉપર વારસ તરીકે દાવો કરયો, અને હુકમનામું મેળવીને મરનારની મીલકત વેચાવી. ત્યાર પછી મરનારની મીલકતના વહિવટ બાબત ત્રીજા પક્ષકારે સર્ટીફિકેટ મેળવ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ વેહેચાણમાંથી ઉપજેલી રકમ સદરહુ સર્ટીફિકેટ લેનારની છે, માટે તે વાદીને આપી શકાતી નથી. ઈ. લા રી. ૪ ગ. ૧૯૨. વળી ઈ. લા. રી. ૯ મુંબાઈ પાનું. ૮૯ જુઓ.

**મોઘમ દાદ**—મોઘમ દાદ માગવાથી તાકીદ હુકમ મળવાને પુષ્ટી થાય છે. ઈં. લા. રી. ૬ ક. પાનું. ૪૮૫.

વાદીઓએ કહ્યું છે કે અમુક તળાવની કેટલીક જમીન પ્રતીવાદીઓએ દબાવીને તેનો ફીનારો ઊંચો કરયો છે અને તે ઉપર વાવેતર કરયું છે, તેથી અમોને જે પાણી આવતું હતું તે આવતું બંધ થયું છે. માટે પ્રતીવાદી પાસેથી તે જમીનનો કબજો છોડાવીને મને મળતા પાણીમાં હરકત કરે નહી એવું હુકમનામું કરી આપો. એવો દાવો કરેલો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પ્રમાણે હુકમનામું કરવાને આ કાયદાની કલમ ૫૩ પ્રમાણે કોર્ટને હરકત નથી, પરંતુ વાદીને પાણી મળવાને જેટલું વાવેતર કાહાડવાની જરૂર પડે તે કરતાં વધારે પ્રતીવાદીઓને જે વાવેતર કરવાનો હક્ક છે, તેમાં હરકત થવી નહી જોઈએ. ઈ. લા. રી. ૧૧ મ. પાનુ. ૮૪.

ફરિયાદ અરજી ઉપર સહીકરવી, તથા તેના સાચાપણા બાબતએકરાર કરવો.

**૫૧. ફરિયાદ અરજી ઉપર વાદીએ તથા તેના પ્લીડરે પણ [જો પ્લીડર હોય તો] સહી કરવી, અને તેની નીચે વાદીએ અથવા બીજો કોઈ સખસ મુકદમાની હકીકતથી વાકેફ છે એમ કોર્ટની ખાત્રી લાયક શાબીત થાય તો, તે સખસે તે ફરિયાદ અરજીના સાચાપણા વિશે એકરાર કરવો.**

**પણ એવું ઠરાવ્યું છે કે, ગેરહાજરીના સબબથી અથવા બીજા મજબુત કારણથી ફરિયાદ અરજી ઉપર વાદીથી સહી ન થઈ શકે તો, તે કામ સારૂ તેણે યોગ્ય રીતે અધિકાર આપેલો કોઈ સખસ તેના ઉપર સહી કરવાને મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૭ મીમાં હતો. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

હાયકોર્ટની અસલ બાજુમાં જુના રીવાજ પ્રમાણે પેહેડીના એક મેંબરને પેહેડી તરફની દાવાની અરજી ઉપર પ્રતિજ્ઞા કરવાની પરવાનગી આપેલી હતી. ૫ બં. અ. ૮૯; પરંતુ આ ઠરાવ રદ કરવામાં આવેલો છે, અને જો હકીકત કબુલ કરેલી ના હોય તો, વધારેલા સહવાદીએ દાવાની અરજી ઉપર પ્રતિજ્ઞા કરવી જોઈએ. ૧ બં. લા. રી. પાનું ૧૦૦.

જ્યારે વાદી કપટની હકીકત બતાવે અને તે પોતાની જાત માહેતી ઉપર તે વિશે આધાર રાખતો હોય તો, તેણે દાવાની અરજી ઉપર પ્રતિજ્ઞા કરવી જોઈએ. ઈ. લા. રી. ૯ ક. ૮૮૫.

એક દાવાની અરજી ઉપર અખત્યારવાળા એજંટે સહી કરેલી હતી. ૩ ક. લા. રી. ૧૫, ૫૭૯. અથવા કુલમુખત્યારે વાદીની તરફથી સહી કરેલી હતી તો, આ કલમના વિશેશ ઠરાવ પ્રમાણે તે યોગ્ય રીતે સહી કરેલી થાય છે ઈ લા. રી ૪ મું. પાનું. ૪૬૮.

વાદી પ્રતીવાદીનાં નામ લખવામાં કાંઈ તેમને ખેતાબ હોય તે નહી લખવાથી અરજી નામંજુર થાય નહી. પક્ષકાર ઓળખાય તેટલું નામ લખ્યું હોય તો બસ છે. ૩ મ. હા. રી. ૩૩

કોઈ પેઢી તરફથી ફરીયાદ કરવાની હોય, તેમાં પેહેડીના સઘળા ભાગદારોનાં નામ લખવાં જોઈએ, પણ કોઈ રજીષ્ટર થયા વગરની કંપની ઉપર દાવો કરવાનો હોય અને તે કંપનીમાં કોણ કોણ છે તે ન જણાય તો, જેમના નામથી કામકાજ ચાલતું હોય તેનું નામ લખાય તો બસ છે.

સેક્રેટરી આફ સ્ટેટ ઉપરની ફરીયાદમાં "હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઈન કૌંસીલ" એ શબ્દો લખવા. જુઓ કલમ ૪૧૮.

લવાદનો ફેંસલો રદ કરાવવાની ફરીયાદમાં જીતેલા પક્ષકારે પુરાવો ગેરવ્યાજબી રીતે દબાવી રાખ્યો, અથવા કાંઈ પણ ગેરચાલ ચલાવી એવું સ્પષ્ટ રીતે લખવું જોઈએ. ઈ. જુ. ૧૨

કોઈ વાદી પાસેથી પ્રતીવાદીએ કાંઈ મીલકતનો કબજો લેઈ લીધો હોય તો, તેના કબજા માટે ફરીયાદ કરતાં તેની ઉપજ માટે ફરીયાદ કરી શકે છે. ૩ વી. રી. પાનું. ૧૪૭.

મુકદમાના ગુણદોષની તજવીજના દરમિયાન દાવાનું કારણ જણાતું હોય તો, ફરીયાદ કરતી વખતે દાવાનું કારણ ન જણાયાથી તે ફરીયાદ કાઢી નંખાય નહી. ૨૫ વી. રી. ૨૦૪.

સાચાપણાના એકરારની મતલબ.

**૫૨. સાચાપણાનો એકરાર કરનારે તે એવી મતલબનો કરવો કે, તે મારા જાણવા પ્રમાણે તે મજકુર સાચો છે. પરંતુ મેળવેલી માહીતીથી તથા માનવા ઉપરથી જે મજકુર લખ્યો હોય તે બાબતનો એકરાર એવી મતલબનો કરવો કે, તે સાચો છે એમ હું માનું છું.**

સાચાપણાના એકરાર ઉપર સહી કરવી.

**સાચાપણાના એકરાર ઉપર તે એકરાર કરનાર સખસે સહી કરવી.**

***ટીકા***—સન ૧૮૫૯ ના આકટ ૮ ના કલમ ૨૭ તથા ૨૮ મીમાં આ કલમનો ઠરાવ હતો. અને તે હાયકોર્ટને તથા જીલ્લાકોર્ટને લાગુ થાય છે.

વાદીઓએ દાવાની અરજીઓ ઉપર પ્રતિજ્ઞા કરેલી છે, એવું જોવાને કોર્ટો બંધાએલી છે, પરંતુ જો વાદી ગેરહાજર હોય તેથી અથવા બીજા પાકા કારણથી તે પ્રતિજ્ઞા કરી શકતો ના હોય તો, તે ઉપર યોગ્ય સખસને પ્રતિજ્ઞા કરવાની પરવાનગી આપવી જોઈએ. ૬ વી. રી. ૨૧૩, ૭ વી. રી. ૧૬૮, ૨૪ વી. રી. ૨૧૫; અને જો વાદી શિવાય બીજા સખસે દાવાની અરજી ફાઈલ કરેલી હોય તો, પ્રતિજ્ઞા ઉપર ખરી રીતે વાદીએ સહી કરેલી છે એમ જોવાનું છે. માર્સ. પાનું ૧૭૬.

જે સખસો પ્રતિજ્ઞા કરવાને અશક્ત હોય તેમના લાભની અરજીઓ વિશે તકરાર કરવી જોઈએ, વિચાર કરવો જોઈએ અને તેનો દરેક કામમાં નિર્ણય કરવો જોઈએ. ૫ વી. રી. પરચુરણ પાનું ૩૩. માર્સ ૧૭૬. ૬ વી. રી. પરચુરણ પાનું ૫૯. તે વિશેની નોટીસ બીજી બાજુને આપવી જોઇએ; પરંતુ તે પ્રમાણે કરવાની અવસ્ય નથી. જે સખસે કોર્ટને એવું બતાવેલું ના હોય કે દાવાની અરજી ઉપર પ્રતિજ્ઞા કરવાને હું લાયક છું; તેવા સખસની પ્રતિજ્ઞાથી કોર્ટ પોતાની ફાઈલ ઉપરથી તે અરજી દુર કરી શકે છે. ૧ ઈ. જ્યુ. ન્યુ. સી. પાનું. ૩૯; પરંતુ એક વખતે એજંટે કરેલી પ્રતિજ્ઞા મંજુર રાખેલી હોય તો કોર્ટ પોતાની ખાયસ ઉપરથી પોતાની મેળે પાછળથી હરકત લેઈ શકતા નથી. ૧૨ વી. રી. ૪૬૫; પરંતુ અપીલકોર્ટ તે છોડી દીધેલી બાબત બરોબર કરાવી શકે છે. માર્સ. પાનું. ૩૪૪.

એક પેઢુડી દાવો કરે તો, હાયકોર્ટના રીવાજ કેવો છે તે બાબત. ૧૨ મું. ૩૫ જુઓ.

વાદી સિવાય બીજા સખસે દાવાની અરજી ઉપર સહી કરીને પ્રતિજ્ઞા કરેલી હોય તો, પ્રતિવાદીને નોટીસ આપવી જોઈએ. પરંતુ જે સખસે તે પ્રતિજ્ઞા કરેલી હોય તે બીજી રીતે જો લાયક હોય તો, દાવાની અરજી દાખલ કરવાની અરજીની પુઠીમાં નોટીસ આપીને

કાંઈ રીતસર કરવાની જરૂર નથી. ૧ ઈ. જ્યું. ન્યુ. સી. પાનું. ૨૨૬.

તમામ કામમાં દાવાની અરજીયોની કેઈ કલમોની તેની જાત માહેતી છે. અને બીજાના જોવા ઉપરથી કોઈ કલમો તે સાચી માને છે તે પ્રતિજ્ઞા કરનાર સખસે બતાવવું જોઈએ. ઈ. લા. રી. ૬ ક. પાનું. ૬૭૫.

જ્યારે કહેલી બાબતની પ્રતિજ્ઞા કરનારને દાવાની અરજી વિશે જાત માહેતી ના હોય ત્યારે, અને ખબર મળવા ઉપરથી તથા માનવાથી કરેલી છે એમ કેહેવામાં આવેલું ના હોય તો, તે પ્રતિજ્ઞા આ કલમ પ્રમાણે નથી. ૪ ક. લા રી. પાનું. ૩૬૬.

વાદી શિવાયના સખસે દાવાની અરજી ઉપર પ્રતિજ્ઞા કરેલી હોય તો, તે દાવાની હકીકત સાથે જાણીતો છે એવી કોર્ટે ખાત્રી કરવી જોઈએ; પરંતુ જનરલ મુખત્યારે અથવા બીજા કબુલ કરેલા મુખત્યારે પ્રતિજ્ઞા કરેલી હોય તો, ઘણાજ સખ્ત પુરાવ બાબત કોર્ટે આગ્રહ કરવો નહી. ઈ. લા. રી. ૪ મું. પાનું. ૪૬૮.

આ કલમ પ્રમાણે કોર્ટના અમલદારની રૂબરૂ પ્રતિજ્ઞા કરવાની જરૂર નથી, પરંતુ વાદી શિવાયના સખસે પ્રતિજ્ઞા કરી હોય તો તેને કામની હકીકતની માહેતી છે એવી કોર્ટને ખાત્રી કરવા સારૂ જો તે સખસને હાજર નહી થવાને યુક્ત કારણ છે, એવી કોર્ટને ખાત્રી ના થાય તો, તે સખસે કોર્ટની રૂબરૂ હાજર થઈ પ્રતિજ્ઞા કરવી એ દુરસ્ત છે. ઈ. લા. રી. ૪ મું. પાનું. ૪૬૮

પ્રતિવાદી લખેલી હકીકત ફાઈલ કરે તે પેહેલાં પ્રતિજ્ઞા બાબતની હરકતો લેવી જોઈએ; ત્યાર પછી કામના ગુણદોષ ઉપર નીકાલ કરવો જોઈએ; અને જુદી પ્રતિજ્ઞાના કારણથી દાવો કાહાડી નાંખવો નહી જોઈએ. ૨૪ વી. રી. ૭૧; અને જો પ્રતિજ્ઞામાં કાંઈ રીતસર ના હોય તો દાવો કાહાડી નાંખવો નહી જોઈએ; પરંતુ દાવાની અરજીમાં જે કહેલું હોય તેજ લખેલી હકીકતમાં કહેલું હોય તો તે ઉપરથી કામ ચલાવવું જોઈએ. બોર્ક. ૧૬૨. જો તેમ ના હોય તો જરૂર તે કાહાડી નાંખતાં પેહેલાં પ્રતિજ્ઞા કરાવવી જોઈએ. માર્સ. ૩૮૪.

સાચાપણાનો ઈકરાર કરે એટલે પછી તે અરજી વાદી વિરૂદ્ધ પુરાવ છે, એટલે કૃ પછી વાદીથી તે અરજીમાં લખેલી હકીકત વિરૂદ્ધ બોલાય નહી. ૨ મું. હા. રી. પાનું. ૩૪૧.

જે સખસોને તેમના હોદાને લીધે કોર્ટમાં હાજર થવાની માફી આપવામાં આવી હોય, તેઓ તેમની ફરીયાદ અરજી ઉપર તથા લખેલી હકીકત ઉપર સાચાપણાનો ઈકરાર કરવાની ફરજથી બાતલ છે, એવું સમજવું નહીં. ૨ વીમ્સ. રી. પાનું. ૨૫૩.

હુંડી ઉપર મથાળુ કરનારના વિરૂદ્ધ દાવાનું કારણ જે જગ્યાએ તે ઉપર મથાળું કરેલું તે જગ્યા ઠરાવવામાં આવી. ૯ મું. હા. રી. પાનું. ૨૭૦.

ફરિયાદ અરજી ક્યારે નામંજુર કરવી, દુરસ્ત કરવા સારૂ પાછી આપવી અથવા દુરસ્ત કરાવવી.

"૫૩. કોર્ટની નજરમાં આવે તો, ફરિયાદ અરજી—

**(અ). મુદ્દા ઠરાવતી વખતે, અથવા તે પેહેલાં કોઈપણ વખતે, જો તેના ઉપરથી દાવાનું કારણ જણાતું ન હોય તો, નામંજુર કરવાનો અધિકાર છે.**

(ज). જો.

(૧) પાછળ કહ્યા પ્રમાણે તેના ઉપર સહી તથા સાચાપણાના એકરાર કર્યા ન હોય.

(૨) આ કાયદામાં પેહેલાં કહી છે તે વિગતો બરાબર અને વગર લંબાણે તેમાં ન લખી હોય, અથવા જે વિગતો ઉપર કહ્યા પ્રમાણે લખવી જોઈએ તે શિવાય બીજી વિગતો તેમાં લખી હોય,

(૩) જેને પક્ષકાર કરવો જોઇએ તેને પક્ષકારમાં સામીલ ન કરવાને લીધે, અથવા ખોટી રીતે પક્ષકારોને સામીલ કરવાને લીધે ફરિયાદ અરજી ખોટી રીતે ઘડાઈ હોય, અથવા એકજ ફરિયાદમાં દાવાનાં જે કારણ સામીલ ન કરવાં જોઈએ તે તેમાં સામીલ કર્યાં હોય અથવા.

(૪) કલમ ૪૨ માં કહ્યું છે તે પ્રમાણે તે તૈયાર કરી ન હોય,

તો દુરસ્ત કરવાથી થતા ખરચની બાબતમાં કોર્ટ યોગ્ય ધારે તે શરતો કરીને કોર્ટ ઠરાવે તે મુદતમાં દુરસ્ત કરવા સારૂ મુદ્દા ઠરાવતી વખતે અથવા તે પેહેલાં ગમે તે વખતે પાછી આપવાનો અધિકાર છે;

[क]. ખરચની બાબતમાં કોર્ટ યોગ્ય ધારે તે શરતો કરીને ફેંસલાની આગમચ કોઈ પણ વખતે કોર્ટને દુરસ્ત કરવાનો અધિકાર છે.

"પરંતુ એક જાતની ફરિયાદ મટીને બીજી અને વિરૂદ્ધ જાતની થાય એવી રીતે ફરિયાદ અરજી જે પક્ષકારને દુરસ્ત કરવા સારૂ તે પાછી આપી હોય તે પક્ષકારથી, અથવા કોર્ટથી, દુરસ્ત થઈ શકે નહીં.

"જ્યારે ફરિયાદ અરજી આ કલમની રૂયે દુરસ્ત કરવામાં આવે ત્યારે દુરસ્તી ઉપર જડજે સહી કરવી.

ટીકા—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૯ વિગેરેમાં આ કલમનો ઠરાવ હતો, અને તે હાયકોર્ટ તથા છલ્લા અંદરની સ્માલકાકોર્ટોને લાગુ છે.

દાવાની અરજીનો હેતુ પક્ષકારોની વચ્ચે જે તકરારી બાબત હોય તે કોર્ટની રૂબરૂ રજુ કરવાનો છે, પરંતુ ઈશ્યુ કાહાડવામાં આવે એટલે ખરા સવાલની તપાસ કરવાને શો સવાલ છે તે જડજે નક્કી કરવાનો છે, અને સુનાવણી વખતે કાહાડેલા ઈશ્યુ ઉપરથી અથવા દુરસ્ત કરેલા ઈશ્યુપરથી તે સવાલ નક્કી થાય, એટલે તેમણે તપાસ કરવી જોઈએ. માટે એક કામમાં દાવાની અરજીમાં એમ કેહેવામાં આવ્યું હતું કે અમુક બી ખરીદ કરવાને પ્રતિવાદીએ વાદીઓ સાથે કરાર કર્યો હતો, પરંતુ વાદીને તપાસતાં એમ માલમ પડ્યું કે તેવા કરાર કરવામાં આવ્યો નથી પરંતુ વાદીએ પ્રતીવાદી તરફથી તેના એજંટ તરીકે ખરીદ કરવાને કબુલ કર્યું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવો કાહાડી નાંખવો નહી જોઈએ, પણ કામના ગુણદોષ ઉપર તેની તપાસ કરવી જોઈએ, ૬ બેં, હા. રી, ૨૭૩, ૧૪ વી. રી. પાનું. ૧૮૧.

પુરાવ ઉપરથી દાવાની અરજીમાં બતાવેલી રકમ કરતાં વધારે રકમ લેવાનો વાદીનો હક્ક માલમ પડ્યો, પણ તેને દાવાની અરજીમાં બતાવેલી રકમ અપાવવામાં આવી. ૧ કોરીંટન, ૧૦૮. વળી ૨ મુર. પાનું. ૧૧૩ જુઓ.

જડજે દાવાની અરજી દાખલ કરવી કે નામંજુર કરવી તેનો વિચાર કરવાને સારૂ જે

દસ્તાવેજો અગર હકીકત દાવાની અરજીમાં બતાવેલી ના હોય, અથવા તે સાથે જોડેલી ના હોય તે જોવી નહી જોઇએ, તેમ વાદીને સવાલ પણ પુછવા નહી જોઈએ, પણ દાવાની અરજીમાં જે હકીકત લખેલી હોય તેજ જોવી જોઈએ. ૧૦ મું. પાનું, ૧૮૨

દાવાની અરજીમાં દાવાના કારણની ખોટી તારીખ બતાવેલી હોય, પણ દાવાને મુદતની હરકત થએલી ના હોય તો તે અરજી નામંજુર કરવી નહી જોઈએ, પણ તે દુરસ્ત કરવી જોઈએ. ૭ અલ્હા. ૩૫૪. તેમ જોઈતો સ્ટાંપ આપવાને વાદીને લાગ આપવામાં આવ્યો ના હોય તો તે રદ કરવી નહીં જોઈએ; તેમ જે કોર્ટમાં તે આપવી જોઈએ તે કોર્ટમાં આપેલીના હોય તો તે રદ કરવાની નથી, પણ તે પાછી આપવી જોઈએ. ૫ મું. પાનું. ૨૧૨; તેમ કબુલત બાબતના દાવામાં કબુલત શરૂ થયાની તારીખ બતાવેલી ના હોય તો, તે દુરસ્ત કરવાને પાછી આપવી જોઇએ. ગુલામ મહમદ વિ. અસમતઅલી. બી. એસ. એન. પાનું. ૯૭૪. તેમ જો ખરી રીતે ચોકસ ભાષા વાપરવામાં આવી ના હોય તો તે રદ કરવાની નથી. વી. રી. ફુ. બે. ૧૫૯ તેમ જરૂર વિનાની હકીકત લખેલી હોય અગર નહીં લગતી હકીકત લખેલી હોય તો, તે રદ કરવાની નથી. ૮ વી. રી. ૨૯૬, તેમ પ્રથમના દાવા સબંધી ખર્ચ આપેલું ના હોય તો તેથી તે રદ કરવાની નથી. ૭. ઇ. જ્યુ. ૧૧૭; તેમ જે દસ્તાવેજની રૂઇએ વાદીએ દાવો કરયો હોય તે દસ્તાવેજ દાવાની અરજી સાથે ફાઈલ કર્યો ના હોય, તેથી તે રદ કરવાની નથી. ૨ મું. પાનું. ૩૬૯.

દાવાની હકીકત કેહેવામાં આવી હોય તે ઉપરથી તપાસ કરવાનો વ્યાજબી સવાલ ઊત્પન થતો હોય તો, વાદીને જીતવાનો સંભવ નથી, એવા કારણથી તે રદ કરવી નહીં જોઇએ. ૧ મ. ૨૪૦, અને જો દાવાની અરજીમાં જમીન ઉપર હક્ક ઠરાવવાને તથા ભાડુ લેવાને માગેલું અને તે સન ૧૮૬૬ માં ફાઈલ કરવામાં આવેલી, પણ સન ૧૮૪૫ પછી માલેકપણાનું કાંઈ ખાસ કૃત્ય કેહેવામાં આવેલું ના હોય, પણ પુરાવો લેવો પડે એવી મોઘમ હકીકત કહેલી હોય તો, દાવાની અરજી રદ કરવી નહીં જોઇએ. ૧ મ. પાનું ૩૨૨; પણ ૨ મ. ૫૨ અને ૧૨ સુર. ૨૭૫ તથા ૧૨ વી. રી ૧૮ જુઓ. તેમાં પ્રીવીકૌંસીલના નામદાર સહેબોએ એવું ઠરાવેલું જણાય છે કે સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨ પ્રમાણે વાદીના દાવો કરવાના હક્કને હરકત નડેલી નથી, એવું બતાવવાની વાદીને કોર્ટ વ્યાજબીરાહે ફરજ પાડી શકતા નથી. ૨ મું. ૧૬૨. જે કામમાં દાવાની અરજી ઉપરથી દાવાનું કારણ માલમ પડતું ના હોય તે કામમાં કોર્ટ વ્યાજબીરાહે બેઉ બાજુના વકીલોને તપાસી શકે છે, અને તે તપાસ ઉપરથી નીકળેલી હકીકતથી ખરો ઇસ્યુ કાહાડીને કામના ગુણદોષ ઉપર ઠરાવ કરી શકે છે. ૧૬ વી. રી પાનું. ૨૧૮.

ફાળા પડતી રકમ લેવાને અસલ કોર્ટે હુકમનામું કરયું, પણ નીચેની અપીલકોર્ટે તે દાવો કાહાડી નાંખ્યો; એવા કારણથી કે દાવાની અરજીમાં દરેક પ્રતીવાદી કેટલી રકમ આપવાને જવાબદાર છે એવું બતાવ્યું નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવો કાહાડી નાંખતા પેહેલાં પુરાવ ઉપરથી તે નક્કી કરવાને જરુર તપાસ કરવી જોઈતી હતી. ૧૧ વી. રી. પાનું. ૧૩૧.

જો દાવાની અરજી ઈરાદા પુર્વક સમજાય તેવી ના હોય તો તે રદ થઈ શકે છે. ૨૦ વી. રી. ૧૪૭, અગર જો તેમાં જુદા જુદા પ્રતીવાદીઓ ઉપર જુદા જુદા દાવાનાં કારણો ઉત્પન્ન થએલાં હોય અને તે કારણો એકઠાં રાખવામાં આવ્યાં હોય તો, તે રદ થઈ

શકે છે. ૮ વી. રી. ૧૫, ૧ બં. લા. રી. ૭૩૧, ૧૮ વી રી. ૨૮૮, ૨ અલ્હા. ૫૩, અગર જુદા દસ્તાવેજ બાબત પ્રતીવાદીના ઉપર ફરીયાદ ચલાવવાને દાદ માગી હોય તો તે રદ થઈ શકે છે. ૮ વી. રી. ૨૯૬, અગર જો બે પ્રકારના દાવા કરેલા હોય તેમાં પેહેલા દાવામાં પરીશીષ્ટ જોયા વિના દાવાની હકીકત માલમ પડતી ના હોય, અને બીજા દાવા ઉપરથી વાદીનો હક્ક માલમ પડતો ના હોય તો તે રદ થઈ શકે છે. ૨ ઈ. જુ. ન્યુ. સી. ૧૧૭, અગર ગીરોઆપનાર ઉપર ફક્ત પૈસા બાબતનું હુકમનામું માગેલું હોય, અને ફક્ત ગીરોવાળી મીલકત જવાબદાર હોય તો તે અરજી રદ થઈ શકે છે. ૬ બં. લા. રી. ૧૧૭, અને જો એકાદા સખસને નામનો પ્રતીવાદી કરવામાં આવેલો હોય અને કોર્ટને હુકુમત મળે તે પ્રમાણે તેના વિરૂદ્ધ કાંઈ દાદ માગેલી ના હોય તો. કોર્ટે દાવાની અરજી રદ કરવી જોઈએ, અથવા તે પ્રતીવાદીનું નામ વાદી કાહાડી નાંખે અને દાવાની અરજી દુરસ્ત કરે તો, તેનો તપાસ કરવા સારૂ નીચામાં નીચા દરજ્જાની અસલકોર્ટમાં તે આપવા સારૂ પાછી આપવી જોઈએ. ૧૦ મું. પાનું. ૧૭.

પેહેલી સુનાવણી વખતે અથવા તે પેહેલાં એ શબ્દો ફક્ત બતાવનારા છે, અને હુકમ તરીકે નથી, માટે પેહેલી સુનાવણી પછી જો દાવાનું અસલ રૂપ ફેરવવામાં ના આવે તો દાવાની અરજી દુરસ્ત થઈ શકે છે. ઇ. લા. રી. ૫ મું. ૬૦૯, ઈ. લા. રી. ૬ ક. ૩૩૨ તથા ૬૨૬, ઈ. લા. રી. ૬ મ. ૨૩૪, અગર પ્રીવીકૌંસીલના નામદાર સાહેબોની રૂબરૂ પણ કામ ઘણું ચાલી ગએલું હોય તોપણ તે દુરસ્ત થઈ શકે છે. ૬ મુર. પાનું. ૪૮૭. પરંતુ અલ્હાબાદમાં આવો રીવાજ નથી. ઈ. લા. રી. ૭ અલ્હા. ૭૯. વળી ઈ. લા. રી. ૨ અલ્હા. ૬૬૯ તથા ૬૭૫, અને ૨ ક. લા. રી. પાનું ૪૦૯ જુઓ.

દાવાની અરજી રજીષ્ટર કરયા પછી પણ તે રદ થઈ શકે છે. આ કલમથી આ વાત ખુલ્લી છે. ૨ મ. પાનું ૫૧ જુઓ. તોપણ ઈ. લા. રી. ૮ ક. ૧૯, અને ઈ. લા. રી. ૨ મ. પાનું ૩૦૮ ના ઠરાવો જોવા.

આ કાયદા પ્રમાણે દાવાની અરજી નામંજુર કરયાનો હુકમ એક હુકમનામા તરીકે ગણાય છે. કલમ ૨ જોવી. દાવાની અરજી દુરસ્ત કરવાને અગર યોગ્ય કોર્ટમાં આપવાને હુકમ કરેલો હોય તે હુકમનામું નથી, પણ તે ઉપર કલમ ૫૮૮ પ્રમાણે અપીલ ચાલી શકે છે; કલમ ૫૪ નીચેની ટીકા જુઓ. એક અરજી પાછી આપવાનો આ કલમ પ્રમાણે હુકમ કરેલો હોય તો તે હુકમનામું નથી; અને તેના ઉપર બે વખત અપીલ ચાલી શકતી નથી. ૧૦ ક. લા. રી. ૧૪૬, અને જે કામમાં અસલકોર્ટે દાવાની અરજી પાછી આપવાને ઠરાવેલું હોય અને અપીલકોર્ટે અપીલનું હુકમનામું કરયું હોય, અને પછી વધારાનો એવો હુકમ કરયો હોય કે ફરીતપાસ થવા સારૂ કામ પાછું મોકલવું, તો તે હુકમનામું નથી, માટે તે ઉપર બીજી અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૩ અલ્હા. પાનું ૮૫૫.

દાવાની અરજી દુરસ્ત કરવાને ના કહ્યાના હુકમો ઉપર અપીલ ચાલતી નથી. સરસતી વિરૂદ્ધ કુંજબીહારી, ઈ. લા. રી. પાનું. ૩૪૫ થી ૩૫૬.

દાવાની અરજી નામંજુર કરયાનો હુકમ રદ કરવાને સ્માલકાજકોર્ટ મુખત્યાર નથી. ૫ મું. ૯૭, ઈ. લા. રી. ૫ ક. પાનું. ૬૫૯.

જે દાવાની અરજી ઉપરથી દાવાનું યોગ્ય કારણ માલમ પડતું હોય, પણ કાંઈ વાસ્તવિક ખામીને લીધે નહી પણ ફક્ત નમુનાની ભૂલથી તે નામંજુર કરવામાં આવી હોય,

અને તેજ પ્રતીવાદી ઉપર બીજા રૂપમાં તેજ દાવો વાદી બરોબર ચલાવી શકે તેવું હોય તો, દાવાની અરજી ઉપર લગાવેલો સ્ટાંપ અરજી કરવા ઉપરથી જે જીલ્લામાં તે કોર્ટ હોય તે જીલ્લાના કલેકટરે તે દાવાની અરજી જે બાબતે નામંજુર કરી હોય તેમના સર્ટીફીકેટ સાથે પાછો આપવો, એવું ઠરાવીને કે સદરહુ બતાવેલી હકીકતથી તે નામંજુર કરવામાં આવી હતી, અને તેમના અભિપ્રાય પ્રમાણે સ્ટાંપની કીમત પાછી આપવી જોઈએ છીએ. ફીન નોટ સન ૧૮૭૬ ૨૭૪૮. જે દાવો મુનસફની કોર્ટમાં ફાઈલ કરવામાં આવેલો તે મુનસફના અખત્યાર ઉપરનો હોય તો, વાદીએ સ્ટાંપ ખોવો નહી જોઈએ, પણ દાવાની અરજી તેને પાછી આપવી જોઈએ. ૧૩ વી. રી. ૩૫૮, ૧૧ વી. રી. પાનું. ૫૪૨ ૮ વી. રી. પાનું. ૪૭.

વાદીએ તા૦ ૨૦ સપટંબરના રોજ બરોબર સ્ટાંપ લગાડયા વગર દાવાની અરજી આપી, તેથી જોઈનો સ્ટાંપ પુરો કરવાને તે પાછી આપી, પણ તે હુકમનો અમલ કેટલી મુદતમાં કરવો તે બતાવવામાં આવ્યું નહી હતું. માટે જો કે દાવાની મુદત તા૦ ૫ અકટોબરના રોજ પૂરી થએલી હતી, તોપણ તે તા૦ ૪ થી નવંબરના રોજ પાછી કબુલ કરવામાં આવી હતી. ૬ અલહા. પાનું ૧૩૯. વળી ૧ મ. ૪૨૭ જુઓ. દાવાની અરજી દુરસ્ત કરવાને પાછી આપેલી હોય તો કેટલી મુદતમાં તે દુરસ્ત કરવી જોઈએ તે હુકમમાં બતાવવું જોઈએ. ઈ. લા. રી. ૨ અલહા. ૮૭૫, ૧ મ. ૪૨૭, અને પ્રથમ તે દાવાની અરજી આપવામાં આવી હોય તે તારીખ સુધી મુદત ગણવી જોઇએ, અને તે હુકમનો અમલ કરવાની તારીખ સુધી ગણવી નહી જોઈએ. ઈ. લા. રી. ૪ અલહા. ૩૭, ઈ. લા. રી. ૨ અલહા. ૮૩૨, અને ૩ અલહા. પાનું. ૨૦૨.

વાદીએ અગ્રક્રિયાધિકારના હક્કનો અમલ કરવાને ખરીદદાર ઉપર દાવો કરયો, પછી એમ માલમ પડયું કે વાદી સગીર છે તેથી તે દાવામાં વાલી નીમવાને તથા દાવાની અરજી દુરસ્ત કરવા હુકમ કરાવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જે તારીખે પ્રથમ તે અરજી આપેલી તે તારીખે ખરીદદાર ઉપર કાયદેસર રીતે દાવો કરવામાં આવ્યો હતો. ઈ. લા. રી. ૪ અલહા. પાનું. ૩૭.

આ દેશની કોર્ટોને ઈનસાફી તથા શુદ્ધ અંતઃકરણ પ્રમાણે ફેંસલા કરવાના છે, માટે કામનો મતલબ અને ગુણ દોષ લક્ષમાં રાખવાનો છે. અને દાવાની અરજીના શબ્દો ફક્ત લક્ષમાં લેવાના નથી, પણ જે ઈસ્યુઓ તપાસ કરવાને નક્કી કરેલા હોય તે લક્ષમાં રાખવાના છે, અને જો તપાસ કરવામાં આવી હોય તો જે રીતે કાયદાની વ્યવસ્થા નીચેની કોર્ટે કરેલી હોય તે જોવી જોઈએ. ૧૧ ઈ. અ. ૧૫૦, ૧૫૫. ઈસ્યુના શબ્દે શબ્દો લક્ષમાં લેવાના નથી, પણ મતલબ લેવાનો છે, અને જો ગફલતથી અથવા બીજા કારણથી જે ઈસ્યુ લખવામાં આવેલા હોય તે ઉપરથી ગુણ દોષ ઉપર તમામ કામની તપાસ કોર્ટ કરી શકે તેવું ના હોય તો, તે દુરસ્ત કરવાને લાગ આપવો જોઈએ, અને જો જરૂર પડે તો ખરી તકરારી બાબતનો નિર્ણય કરવાને કામ બંધ રાખવું જોઈએ. ૬ મુર. ૪૧૦; પરંતુ તે દુરસ્ત કરવું તે તકરારમાં હોવું જોઈએ, અથવા અસલ હકીકત જે રીતે બતાવેલી હોય તેને તે અનુસરતુ હોવું જોઈએ, અને હકીકતની સ્થીતી; વ્યાજબીપણું અને દાદનું કારણ અસલ કહેવામાં આવેલું હોય, પણ તે તકરાર કરેલી હોય તેનાથી જુદું હોવું નહી જોઇએ. ૧૧ મુર. ૭, ઈ. લા. રી. ૮ ક. ૮૭૧, અને આ નિયમ પ્રમાણે ચાલતાં

આ દેશની કોર્ટોએ સ્પેશીયલ અપીલમાં દાવાની અરજી તથા ઈસ્યુઓ દુરસ્ત કરવાની પરવાનગી આપેલી છે ૨૫ વી. રી. ૪૨૫. હાલના કાયદા પ્રમાણે પેહેલી સુનાવણી વખતે અથવા તે પેહેલાં દુરસ્ત થવું જોઈએ કે નહી એ શક ભરેલું છે, તોપણ કોઈ પણ ભૂલ ઈસ્યુ દુરસ્ત કરીને ખશેડી શકાય છે. ૧૪ વી. રી. પાનું. ૧૧.

સામાન્ય નિયમ એવો છે કે પક્ષકારે પોતાના દાવાની અરજીમાં જે હકીકત કહેલી હોય તે હકીકતનેજ તેણે વળગી રેહેવું જોઇએ. ખરી રીતે તે પોતાના દાવાની શરૂઆતમાં પોતાના દાવાની અરજીમાં એક નહી તો બીજી હકીકત બતાવે, અને પ્રતીવાદીને એવી ખબર મળે કે મારે એક કરતાં વધારે હકીકતનો જવાબ આપવાનો છે. અને તેને અચબો લાગે નહી, પણ જો વાદી આ પ્રમાણે હકીકત બતાવે નહી તો તેને પોતાના દાવાની અરજી દુરસ્ત કરવાની છે, અને તેમાં પોતાની હકીકત બરોબર બતાવવાની છે. માટે જો કોર્ટના વિચારમાં એમ આવે કે વાદીએ ખોટી હકીકત બતાવાથી અથવા કાયદાના અથવા હકીકતના અજ્ઞાનપણાથી અથવા ભૂલથી અથવા દસ્તાવેજનો ખોટો અર્થ કરવાથી પોતાના દાવાનો આધાર ખોટા કારણોપર રાખેલો છે તો, કોર્ટ દુરસ્ત કરવાને પરવાનગી આપી શકે છે; પરંતુ એક સામાન્ય નિયમ તરીકે વાદીએ પોતાના દાવાની અરજી પ્રમાણે ચાલવું જોઇએ, અને કામ તપાસ ઉપર આવે ત્યાર પછી તે પોતાની કહેલી હકીકત છોડી દેઈ શકતો નથી, અને પ્રતીવાદીની કહેલી હકીકત પસંદ કરીને દાદ માગી શકતો નથી. ઈ. લા. રી. ૫ ક. ૬૦૨. પણ જો દાવાની અરજીમાં પોતાની જાતીકી માહીતીથી હકીકત કહેલી હોય તો તે વિશે ઈ. લા. રી. ૭ ક. ૪૫૫ માં ઠરાવ છે. જે કામમાં ખાસ હક કેહેવામાં આવેલો હોય પણ શાબેત થએલો ના હોય, અને વાદી ૧૨ વર્ષના વિરૂદ્ધ કબજા ઉપર આધાર રાખીને જીતવાને માગતો હોય તો, તે અસલકોર્ટમાં તે સવાલ ઉઠાવવો જોઇએ, એવી ખુલ્લી રીતે કે તેનો સામો પક્ષકાર સમજી શકે કે વાદી તેનો આધાર રાખવાને ઈરાદો રાખે છે ઈ. લા. રી. ૭ ક. ૫૪૦; પરંતુ આ નિયમનો અર્થ ઘણી શખતાઈથી કરવો નહી જોઈએ, કારણ કે જે કામમાં વાદીએ બેગારાથી ઈજમેંટનો દાવો રાખ્યો હતો, તેમાં પ્રીવીકૌંસીલના નામદાર સાહેબોએ સ્પેશીયલ અપીલ તરીકે વ્યવસ્થા કરતાં હક્કનું અનુમાન કરી દાવાનું હુકમનામું કર્યું છે. ઈ. લા. રી ૬ ક. પાનું. ૩૯૪, અને આ ઠરાવ પ્રમાણે બીજા કામોમાં હાયકોર્ટ ચાલેલા છે. ઈ. લો. ૬ મું. ૨૦, ઈ. લો. રી. ૭ ક. ૧૩૨ અને જો વાદી કહેલા હક્કના ઉપર સામાન્ય રીતે આધાર રાખી દાવો રાખતો હોય અને વળી ૧૨ વર્ષનો કબજો પણ બતાવતો હોય તો, તેના કબજાના દાવામાં તેનો જીતવાનો હક્ક છે. ઈ. લા. રી. ૩. ક. ૨૨૫, ઈ. લા. રી. ૪. ક. ૬૯૯. આ સિવાયના સામાન્ય નિયમોને કોર્ટ પસંદ કરે તો જુઠા સોગન અને જુઠા દસ્તાવેજને ઉત્તેજન થાય, ૯ મું. ૧, માર્સ ૭૦, ૧ મ. ૪૭૧, ૨૫ વી. રી. ૩૧૫, ૨૦ વી. રી. પાનું. ૧૦૪ જુઓ.

વાદીએ દાવાની અરજીમાં જે કહેલું હોય તે જો તે શાબેત ન કરે તો, દાવાનું રૂપ ફેરવવાથી એમ થતું નથી કે વાદી જીતી શકે નહીં. ઈ. લા. રી. ૪ મું. પાનું ૫૮૪.

વાદીની પ્રમાણીક હકીકત હોય અને ભૂલથી અગર ખોટા વિચારથી કોર્ટની રૂબરૂ બરોબર હકીકત મુકી શકયો ના હોય તો, તે દુરસ્ત કરવાની પરવાનગી આપવી જોઇએ, તે સિવાય આપવાની નથી. ૧૬ વી. રી. ૧૨૩, ઈ. લા. રી. ૮ ક ૮૭૧, તેમ જો ત્રીજા પક્ષકારના હક્કને તેથી હરકત થતી હોય તો તે દુરસ્ત કરવાની પરવાનગી આપી શકાતી

નથી. ૨૦ વી. રી. ૧૭, તેમ તદન નવું દાવાનું કારણ વધારવામાં આવે તો તે પ્રમાણે તે દુરસ્ત થઈ શકતી નથી. ૧ અલ્હા. ૧૭૧. દ્વેષ બુદ્ધિથી ફરીયાદ ચલાવ્યા બાબત નુકશાનીના દાવાની અરજી એક દિવસ બાકી રહ્યો હોય, અને તે ફાઈલ કરી હોય, અને તે ખામીના કારણથી રદ કરી તે દુરસ્ત કરવાની ના કેહેવામાં આવી હોય તો, તે બરોબર છે. ૧૦ મું. ૧૮૨. તેમજ એક વુઈલ બળવાન નથી માટે તે રદ કરવું જોઈએ એવો દાવો કરવામાં આવે તો, પછી તે દાવો તેમાં એક એવી કલમ વધારવામાં આવતાં એવી રીતે દુરસ્ત થઈ શકતો નથી કે જો તે વુઈલ બળવાન હોય તોપણ વશિયત કરનારની તમામ મીલકતની બ્યવસ્થા થએલી નથી. ઈં. લા. રી. ૭ મું. પાનું. ૧૫૫

દુરસ્ત કરવાની હકીકત તે કોર્ટના કુલઅખત્યાર પૈકી છે, માટે તે વિશે ના કેહેવાથી સ્પેશીયલ અપીલનું કારણ થતું નથી. ૧૦ વી. રી, પાનું. ૮૭.

પક્ષકારો કાહાડીને તેમની જગોએ બીજા દાખલ કરવા એ પ્રમાણે દુરસ્ત કરવાની અરજીની પુષ્ટીમાં કેવા કારણથી તે અરજી કરવામાં આવી છે, તે વિશેના આફીડેવીટ કરવાં જોઇએ. ૭ બં. લા. રી. ૬૫. અરજી કરવી એ હમેશાંનો રીવાજ છે, પણ જરૂર છે એમ નથી. ૭ બં. લા. રી. પાનું. ૩૩૩.

કરારની રૂઈએ ભાડું લેવાના દાવામાં કબજા ભોગવટાનો દાવો છે, એમ ફેરફાર થઈ શકતો નથી. ૨૨ વી. રી. ૩૪૭, ૨૧ વી. રી. ૨૦૮. ભાર ભરવાની હોડીઓના ભાડાનો દાવો હોય તે એજંટ તરીકે હિસાબ લેવાનો દાવો છે, એમ ઠરાવી ફેરવી શકાતો નથી. ઈં લા. રી. ૫ ક. ૬૦૨, અને ब. ને અખત્યાર વિના આપેલા નાણાસબંધી એજંટ તરીકે હિસાબ લેવાનો દાવો હોય તે કસુરથી થએલા નુકશાનનો દાવો છે, એમ ફેરફાર થઈ શકતો નથી. ઇ. લા. રી. ૫ અલ્હા. ૪૫૬, તેમ વુઈલની રૂઈએ જમીન ઉપર દાવો રાખવામાં આવેલો હોય તે વારસ તરીકે દાવો છે, એમ થઈ શકતું નથી. ૧૧ વી. રી. ૧૭૩. તેમ દત્ત તરીકે દાવો કરેલો હોય તે વારસ તરીકે દાવો થઈ શકતો નથી. ૧૮ વી. રી. ૧૨. તેમ અનૌરસપણાના કારણથી મીલકત બીજાને આપેલી તે રદ કરવાનો દાવો કરેલો હોય તો, તે બીજા વારસોની કબુલાત વિના આપેલી છે એવો દાવો થઈ શકતો નથી. ૧૪ વી. રી. ૩૮૯, અથવા અનિતીનું કરજ આપવાને તે આપવામાં આવી હતી, અને મીતાક્ષરા પ્રમાણે બાપ તે પ્રમાણે કરી શકતો નહી હતો, એમ થઈ શકતુ નથી. ૧૧ વી. રી. ૧૦. ૨ અલ્હા. ૪૦૭, તેમ ખાસ કરારની રૂઈએ એક મીલકતના બાર આનીના ભાગ બાબત એક પટા બાબત દાવો કરેલો હોય, એવા કારણથી કે તેમણે કબુલાત લીધેલી છે, તો પછી તે દાવો ફેરવીને કબજેદાર ખેડુત તરીકે વાદીઓ છે, માટે વ્યાજબી સાંથનો પટો મળવાનો તેઓનો હક્ક છે, એમ થઈ શકતું નથી. ૨૦ વી. રી. પાનું. ૭૫.

મીરાસદાર તરીકે જમીન ઉપર દાવો કરયો હોય તે કબજે રાખવાને ખેડુત તરીકે દાવો છે, એમ થઇ શકતું નથી. ૧૨ વી. રી. ૮૦, આ ઠરાવથી ૧૦ વી. રી. ૩૬૧, ૮ વી. રી. ૩૭૪ ના જે ઠરાવો પ્રથમના છે તે રદ કરવામાં આવ્યા છે. તેમ अ. ના વારસ તરીકે દાવો કરેલો હોય તે ब. ના વારસ તરીકે છે એમ થઈ શકતું નથી. ૨૩ વી. રી. ૧૭૨. જે એવો નિયમ છે કે એક પક્ષકાર અમુક હક્ક બતાવતો હોય તે તેણે શાબેત કરવો જોઈએ, માટે તે શાબેત કરવાના સાધન સાથે તે મેળવી દેવો નહી જોઈએ; સબબ એક ઈનામની રૂઈએ એક સખસ કબજે રાખવાને દાવો રાખતો હોય અને તે પુરાવના ઈનામમાં એક સનંદ હોય અને

તે સનંદ શાબેત કરી શકે નહી તો, તે ઈનામ બીજા સાધનોથી શાબેત કરી શકે છે. ૧૧ વી. રી. પાનું. ૪૬૫. કબજા બાબત તથા દરમિયાન ઉપજ બાબત દાવો કરેલો હોય તે જમીન પાછી લેવાને દાવો કરયો છે, એમ થઈ શકતું નથી. ૬ વી. રી. ૨૧૧, તેમ એક સખસે પોતાની મીલકત ઉપરથી એક ઈમારત તોડી નાંખવાને દાવો કરયો હોય તો સહ માલેકની કબુલત સિવાય મઝીયારી મીલકત ઉપરથી તે તોડી નાંખવાનો દાવો છે, એમ થઈ શકતો નથી. ૧૨ વી રી ૬૯. તેમ ખાસ રીતે કબજે લેવાને દાવો કરેલો હોય તે તમામ અગર થોડો નીશાન તરીકે કબજે લેવાનો દાવો છે, એમ થઈ શકતું નથી. ૨૧ વી. રી. ૪૨૨, ૧૮ વી. રી ૫૦૭. પરંતુ આ વિરૂદ્ધ ૧૨ વી. રી. ૧૦૭ જુઓ. અને કબજો લેઈ લીધાના કારણથી એકાદો સખસ દાવો કરે તો તેણે પોતાનો હક્ક બતાવવાની જરૂર નથી, પણ જો તે બતાવે તો તે તદન જુદા આધારથી જીતી શકવો નહી જોઈએ. ૧૧. વી. રી. ૫૫૦. એક સખસ પોતાની મીલકત તરીકે જમીન ઉપર દાવો કરે અને પછી તે ઉપર ઈજમેંટનો દાવો રાખે તો તે વિશે. ૨ મું. ૧૭૬; અગર નજીક અને જુદા માલકીપણાથી અગ્રક્રિયાધિકારનો દાવો કરતો હોય અને પાછળથી અગ્રક્રિયાધિકાર અને મઝીઆરા માલેક તરીકે દાવો કરે તો તે બાબત ૧૧ વી. રી. ૧૬૯, ૨૪ વી. રી. ૧૨૫. તેમ જરીપેસગી રદ કરવાને દાવો કરેલો હોય તો તે હક્કનું હુકમનામું કરવાને દાવો થઈ શકતો નથી. ૧૯ વી. રી. ૩૨. તેમ अ. પાસેથી ખરીદ કરવાથી આખા માલેક તરીકે દાવો કરેલો હોય તો, તે એક વારસ અથવા મઝીયારા ખરીદ કરનાર તરીકે દાવો છે એમ થઈ શકતું નથી. ૧૮ વી. રી. ૬૭૪, અને એક દાવો કબાલાની રૂઈએ કબજા બાબત કરવામાં આવ્યો હતો, માટે જો કે તે વ્યવહાર ખરી રીતે ગીરોનો હતો તોપણ પ્રતિવાદી પાસેથી વારેલાં નાણાં પાછાં અપાવવાને પ્રીવીકોંસીલે ના કહી છે. ૧૨ મુર. ૨૭૫. અને જ્યાં अ એ ગીરો રાખનાર તરીકે દાવો કરીને કહેલું હતું કે મેં મારા પોતાનાં નાણાં ધીરેલાં છે, પછી તેણીએ એવું બતાવવાને અરજ કરી કે તે નાણાં મારા ધણી તરફથી મળેલાં હતાં; અને તે વ્યવહાર બક્ષીસ તરીકેનો અગર મારા વાસ્તે કરેલા બંદોબસ્ત તરીકેનો હતો તો, તે અરજ સાંભળવાને નામદાર સાહેબોએ ના કહી છે. ૧૩ મુર. ૩૫૨; અને એક ગીરો છોડાવવાને દાવો કરેલો હોય તો તે બીજું ગીરો છોડાવવાને દાવો છે, એમ થઈ શકતું નથી. ઈં. લા. રી. ૮ મું. પાનું. ૫૪૨.

વાદીઓએ કહ્યું છે કે र. મારો ધણી છે તે શીબેત નીમાએલો છે; પણ તે કામ અમે કરીએ છીએ, માટે અમારા ધણીએ અમુક મીલકત ગીરો આપેલી અને તે ગીરો રાખનારે વેચેલી છે તે હેવની મીલકત છે. એમ ઠરાવી આપવાને દાવો કર્યો. તેમાં તેઓએ ધણીને પક્ષકાર કર્યો નહી હતો ઠરાવવામાં આવ્યું કે તે દાવાની અરજીમાં એવો ફેરફાર થઈ શકતો નથી કે જેથી ધણીને પક્ષકાર કરી શકાય. ૨૨ વી. રી. ૭૭. વાદીએ કંપનીના નામથી દાવો કરવાને બદલે તેના એજંટ ઉપર દાવો કર્યો હોય તો, પછી તે કંપનીને સામેલ કરી શકાતી નથી. ૧૫ વી. રી. ૫૩૪. અને તેમજ વાદીએ સેક્રેટરી, આફ સ્ટેટ ઉપર દાવો કર્યો, તેમાં તે હારી તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવો કાહાડી નાંખવા જોઈતો હતો, અને બીજા પક્ષકારને દાખલ કરીને તે દુરસ્ત કરવો જોઈતો નહી હતો. ૧ અલહા. પાનું. ૨૦૪.

સન ૧૮૬૬ ના આક્ટ ૫ મા પ્રમાણે પ્રામીસરીનોટોની રૂઈએ એક દાવો કરવામાં આવ્યો, તેમાં પ્રતીવાદીઓને હાજર થઈ બચાવ કરવાને પરવાનગી આપી, પણ તે દાવો

કાહાડી નાંખવામાં આવ્યો, એવા કારણથી કે તે નોટોના અવેજનો ભાગ કાયદા વિરૂદ્ધ છે, સબબ દાવાની અરજી એવી રીતે દુરસ્ત કરવામાં આવેલી છે કે જેટલો અવેજ કાયદા વિરૂદ્ધ નથી તેટલો અવેજ વસુલ કરી શકાય. ૧૮ વી. રી. ૪૨૪. ત્રીજા હિસ્સાનો ખાસ કબજો લેવાને દાવો કરવામાં આવેલો, તે મજીયારો કબજો લેવાનો દાવો છે, એમ ફેરફાર કરવાની પરવાગી લેવામાં આવી. ૧૯ વી. રી. પાનું ૧૯૫, (૧૨ વી રી, ૨૪૮ નો ફેંસલો પસંદ કરવામાં આવ્યો, પણ ૨૧ વી. રી. ૪૨૨ નો ફેંસલો જુઓ). સાંથ બદલ દાણા લેવાને દાવો કરેલો, તે સાંથનાં નાણાં લેવાને દાવો થઈ શકે છે. ૨૧ વી. રી. ૪૩૮, અને એક કામમાં अ. તથા ब. એ દાવો કર્યો તેમાં એમ માલમ પડયું કે એકલા अ. નો હક છે, તેથી ब. નું નામ કાહાડી નાંખવાનો હુકમ કરવામાં આવ્યો, અને તે દાવો ચલાવવામાં આવ્યો. ૧૧ વી. રી. ૫૩૭, પણ એક બીજા કામમાં તમામ દાવો કાહાડી નાંખવામાં આવ્યો હતો. ૨૦ વી. રી. પાનું. ૩૬૪.

કબજો કાયમ કરવાને દાવો કરેલો તે કબજો લેવાને દાવો છે, એમ ગણવામાં આવેલું છે, ૧૬ વી. રી. ૨૭, ૧૧ ક. લા. રી. ૪૪૩ તથા ૪૫૧, ૨૪ વી. રી. ૩૦૧, ૨૫ વી. રી. ૧૬૮, પણ ૧૫ વી. રી. ૨૮૬, ૨૫ વી. રી. ૬, અને ઈ. લા. રી. ૪ ક. ૪૬ ના ઠરાવોમાં તે પ્રમાણે નથી. કુટંબના રીવાજની રૂઈએ કરેલો દાવો સામાન્ય નિયમ પ્રમાણે દાવો છે, એમ ગણવામાં આવેલું છે. ઈ. લા. રી. ૭ અલ્હા. પાનું ૧; લા. રી. ૧૧ ઈ. અ. પાનું ૧૫૫. કબજા બાબતનો દાવો તે ગીરોથી છોડાવવાનો હક બંધ કરવાનો દાવો છે, એમ ગણેલું છે. ઈ. લા. રી. ૬ મું. ૪૯૫. કબજો કાયમ કરવાને તથા દસ્તાવેજો રદ કરવાનો દાવો કરેલો, તેમાં જો કે કબજો કાયમ કરવાની ના કેહેવામાં આવેલી હોય, તોપણ તે દસ્તાવેજો રદ કરવામાં આવેલા છે. લા. રી. ૧ ઇ. અ પાનું ૧૯૨. કબજો કાયમ કરવાને દાવો દાખલ કરયા પછી વાદીનો કબજો ગએલો હોય તો, તે કબજો મળવાની દાદ વધારી શકે છે. ઈ. લા. રી. ૨ મ. ૨૯૫. અમુક હકની રૂઈએ કબજો કાયમ ઠરાવવાને દાવો કરેલો હોય તો, નિયમ તરીકે તે હકમાં ફેરફાર થઈ શકતો નથી, પણ જ્યારે તે દાવો કબજા બાબત હોય તો તેમાં પણ તેમ થતું નથી. ૧૬ વી. રી. ૨૧૮, ઈ. લા. રી. ૪ ક. ૬૯૯; અને વાદીએ પોતાનો અમુક હક છે એમ કહેલું હોય તો તે શાબેત કરવાને બંધાએલો છે. ૧૯ વી. રી ૧, અને તે પોતાનો કબજો શાબેત કરવાને બંધાએલો છે. લા. રી. ૧ ઈ. અ. પાનું ૧૯૨, ઈ. લા. રી. ૪ ક. ૪૬; પણ માફી જમીન કબજે રાખવાનો હક છે, એવું ઠરાવવાને સારૂ ૧૨ વર્ષનો વિરૂદ્ધ કબજો બસ છે. ઇ- લા રી ૫ ક. પાનું. ૯૪૯.

જે કામમાં પ્રતીવાદીનું વર્ણન ખોટી રીતે કરવામાં આવેલું હોય તેમાં તે દુરસ્ત કરવાની પરવાનગી આપવામાં આવે છે. ૧૨ બં, લા. રી ૪૪૩, અગર પક્ષકારોમાં ફેરફાર કરેલો હોય તોપણ તેવી પરવાનગી આપવામાં આવે છે, ૭ બં. લા. રી.૬૫, ઈ. લા.રી. ૬ ક. ૬૨૬, અને ૧૦ મું. પાનું. ૧૭.

સન ૧૮૬૯ ના આકટ ૮ મા પ્રમાણે કરેલો દાવો સામાન્ય રીતે દિવાની દાવો છે, એવો ફેરફાર થઈ શકે છે. ૧૯ વી. રી. પાનું ૬૧.

આ કાયદાની કલમ ૨, માં દાવાની અરજી રદ કરવી એવા શબ્દો છે, તે ફક્ત આ કલમની બાબતમાં લાગુ છે એમ નથી. ઈ. લા. રી. ૧૩ ક. પાનું. ૮૯.

ઈ. લા. રી. ૧૪ ક. પાનું ૪૩૫ નો ઠરાવ કલમ ૩૧ નીચેની ટીકામાં જુઓ.
ઈ. લા. રી. ૧૧ મ. પાનું ૪૨ નો ઠરાવ કલમ ૩૧ નીચેની ટીકામાં જુઓ.
ઈ. લા. રી. ૧૧ મ. પાનું ૯૪ નો ઠરાવ કલમ ૫૦ નીચેની ટીકામાં જુઓ.
ઈ. લા. રી. ૧૩ મું. પાનું ૧૭૮ નો ઠરાવ કલમ ૨૦ નીચેની ટીકામાં જુઓ.

એક સખસે હક્ક ઠરાવવાને દાવો કરયો હોય, અને વિશેશ ન્યાયના આકટની કલમ ૪૨ પ્રમાણે કબજો લેવાને દાવો કરવો છોડી દીધો હોય તો, આ કલમ પ્રમાણે વાદી પોતાના દાવાની અરજી દૂરસ્ત કરી શકતો નથી, અને કબજા બાબત દાવો પણ કરી શકતો નથી. ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૧૩૬.

ફરિયાદ અરજી કયારેનામંજુર કરવી. **૫૪. નીચેને પ્રસંગે ફરિયાદ અરજી નામંજુર કરવી:—**

**(अ). માગેલી દાદની કમી કીંમત બાંધી હોય, અને કોર્ટે ઠરાવેલી મુદતમાં કીંમતનો આંકડો દુરસ્ત કરી આપવાનું કહ્યા છતાં વાદી તેમ ન કરે તો;**

**(ब). માગેલી દાદની બરોબર કીંમત બાંધી હોય, પણ કમી સ્ટાંપ મારેલા કાગળ ઉપર ફરિયાદ અરજી લખી હોય, અને કોર્ટે ઠરાવેલી મુદતમાં જોઈતો સ્ટાંપ કાગળ પુરો કરી આપવાનું કહ્યા છતાં વાદી તેમ ન કરે તો;**

**(क) ફરિયાદ અરજીમાં લખેલા મજકુર ઉપરથી એમ જણાય કે કાયદાના કોઈ સ્પષ્ટ નિયમથી ફરિયાદ ચાલવાને પ્રતિબંધ થાય છે તો;**

**(ड). કોર્ટે ઠરાવેલી મુદતમાં ફરિયાદ અરજી દુરસ્ત કરવા સારૂ વાદીને આપ્યા છતાં વાદી તે મુદતમાં દુરસ્ત ન કરે તો.**

ટીકા—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૧ તથા ૩૨ માં હતો, અને તે જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે, અને તેની अ. તથા ब. રકમો શિવાય તે હાયકોર્ટને લાગુ છે.

દાવાની અરજી રજીષ્ટર કરયા પછી જડજ નામંજુર કરી શકતા નથી. ઈ. લા. રી. ૮ ક. ૧૯૨; ઈ. લા. રી. ૨ મ. ૩૦૮, અથવા પ્રતીવાદીને નોટીસ આપ્યા શિવાય પ્રીન્સીપાલ સદરઅમીનની કોર્ટમાંથી કામ પોતાની કોર્ટમાં મોકલેલું હોય તો, તે નામંજુર કરી સકતા નથી. સદર દીવાની અદાલત વાબ્યપ્રાંત સન ૧૮૬૧ પાનું ૩૨૫. તોપણ કલમ ૫૩ નીચેની ટીકા જુઓ.

આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલે છે. ઈ. લા. રી. ૬ કલકતા ૨૪૫, ૧૨ કલકતા. લો. રી. ૧૪૮, પણ ઇ. લો. રી. ૮ કલકતા ૧૯૨ તથા કલમ ૫૮૮ અને કલમ ૨ જુઓ.

આ કલમ પ્રમાણે કામ ચલાવવાની રીતી છે તે મુજબ અપીલોમાં ચાલવામાં આવે છે, માટે અપીલ ઉપર યોગ્ય સ્ટાંપ ના હોય તેમ છતાં તે ફાઈલ કરવામાં આવી હોય તો, તે કામ જડજે એકદમ કાહાડી નાંખવું નહી જોઈએ, પણ યોગ્ય સ્ટાંપ આપવાને અપીલવાળાને લાગ આપવો જોઈએ. ૧૧ વી. રી. પાનું ૫૪૧. યોગ્ય રીતે દાવો કાહાડી નાં-

ખવાનો નહી, પણ નામંજુર કરવાનો હુકમ કરવાનો છે. એક મૂનસફની કોર્ટમાં એક દાવામાં ઈસ્યુ કાહાડીને કેટલોક પુરાવો લીધા પછી એવું માલમ પડયું કે દાવાનો આંક ઓછો બાંધવામાં આવ્યો છે, માટે જો તે આંક બરોબર બાંધવામાં આવ્યો હોય તો તે દાવો તે કોર્ટની હકુમત ઉપરાંતનો થાય, સબબ ઠરાવવામાં આવ્યું કે તે દાવાની અરજી નામંજુર કરવી એ યોગ્ય હુકમ છે, અને તે પાછી આપવી કે જેથી વાદી વધારાનો સ્ટાંપ આપીને યોગ્ય કોર્ટમાં દાવો કરી શકે. ૧૧ વી. રી. ૧૭૭, અને આ ઠરાવથી ૮ વી. રી. ૪૭ નો ઠરાવ નાપસંદ કરવામાં આવ્યો છે.

કોર્ટફી આકટની કલમ ૧૨ પ્રમાણે દાવાની અરજી અથવા અપીલની યાદદાસ્ત ઉપર કોર્ટફીની રકમનો નિર્ણય કરવાને દાવાના આંક સબંધી દરેક સવાલ જે કોર્ટમાં તે ફાઈલ કરવામાં આવેલી હોય તે કોર્ટે ચુકવવાનો છે; અને તે ઠરાવ આખરનો છે. ઈં. લા. રી. ૯ મું. પાનું. ૬૫૫ જુઓ.

દાવાનો આંક બાંધવામાં ચુક થવાથી હકુમતને હરકત થતી ના હોય તો, તે એવી ભૂલ નથી કે જે ઉપરથી અપીલ ચાલે. ૧ મુંબાઈ. ૬૩. માટે તે વિશે અસલકોર્ટમાં હરકત લેવામાં આવી ના હોય તો તે સાંભળવી ના જોઈએ. ૨૨ વી. રી. ૪૩ અપીલનો પ્રતીવાદી દાવાના આંક સબંધી સવાલ ઉઠાવી શકે છે ૨ અલહા. ૪૩૩, અને તે સવાલથી જો અસલકોર્ટની હકૂમતને હરકત થતી હોય તો અપીલકોર્ટ તે ઉઠાવી શકે છે. ૫ બં. લા. રી. ૧૭, અને તે દાવો કાહાડી નાંખી શકે છે. ૧૪ વી. રી. ૧૯૫, ૮ વી રી. ૪૭, પછી તે કાહાડી નાંખવાની જરૂર ના હોય તો દાવાની અરજી નામંજુર કરી શકે છે. ૧૩ વી. રી. પાનું. ૩૫૮.

આ રકમ અને કોર્ટ ફી આકટની કલમ ૧૦ ની લખ્યમાં જે તફાવત છે તે વિશે ઈં. લા. રી. ૨ મ. પાનું ૩૦૮ જુઓ.

હુકમનામું થયા પછી દાવાની અરજી ઉપર વધારાનો સ્ટાંપ જરૂર માગી શકે છે. ઈં. લા. રી. ૭ અલહા. પાનું. ૫૨૮.

સન ૧૮૭૦ ના આકટ ૭ મા પ્રમાણે દાવાનો આંક તે ફી સબંધી છે, અને હકુમત સબંધી નથી. ૧૮ વી. રી. ૧૦૯, ૨૦ વી. રી. ૩૩, અને હકુમતની બાબતમાં તે નીશ્ચેકારક નથી. ૭ મુર. ૪૨૮. કલમ ૧૬ નીચેની ટીકા જુઓ.

દાવાનો આંક વધારે બાંધવાથી વધારાનો સ્ટાંપ આપવામાં આવેલો હોય તો તે પાછો આપવો જોઈએ. ૧૪ વી. રી. ૪૭; પ્રતીવાદી તે આંક વધારે બાંધ્યાનું કહેતો હોય તો, તે શાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ૧૩ વી. રી. પાનું. ૩૨૬.

દાવો મુદતની અંદર છે, એવી કોર્ટની ખાત્રી કરવાને વાદી બંધાએલો છે. ૧૨ મુર. પાનું. ૩૩૭.

આ કાયદાની કલમ ૨ માં દાવાની અરજી રદ કરવી એવા શબ્દો છે, તે ફકત આ કલમની બાબતમાં લાગુ છે. એમ નથી. ઈ. લા. રી. ૧૩ ક. પાનું. ૧૮૯

દાવાની અરજી ઉપરથી જે હકીકત માલમ પડે તે જે હકીકત ઉપરથી હુકમનામું કરવામાં આવેલું હોય તેનાથી અવસ્યની બાબત જુદી હોય તો, પેહેલી સુનાવણી પછી દાવાની અરજી દુરસ્ત કરવાને પરવાનગી આપવી બરોબર નથી, અને જો આપી હોય તો તે ઉપર અપીલ ચાલવી જોઈએ. ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૧૦૬, ઈ. લા. રી. ૧૧ અ. પાનું ૯૧ નો ઠરાવ કલમ ૨ નીચે જુઓ.

ફરિયાદ અરજી નામંજુર કરવામાંઆવે ત્યારે શી રીતે કરવું.

**૫૫. ફરિયાદ અરજી નામંજુર કરવામાં આવે ત્યારે, તેવી મતલબનો હુકમ તથા તે હુકમ કરવાનાં કારણ જડજે પોતાને હાથે લખી રાખવાં.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કોર્ટનો અમલદાર દાવાની અરજી નામંજુરકરી શકતો નથી, પણ તે કોર્ટે પોતે કરવી જોઈએ.

ફરિયાદ અરજી નામંજુર કરી હોય તો તે ઉપરથી નવી ફરિયાદકરવાને ક્યારે હરકત ન થાય.

**૫૬. પાછળ કહેલા કોઈપણ કારણને લીધે ફરિયાદ અરજી નામંજુર કરી હોય તો, તેટલાજ ઉપરથી તેજ દાવાના કારણની બાબતમાં નવી ફરિયાદ અરજી આપવાને વાદીને હરકત નથી.**

આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૬ ના જેવો છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. ૧૪ વી. રી. પાનું. ૨૮૯

સન ૧૮૭૬ ના આકટ ૩ જા (મુંબઈ) ની કલમ ૧૩ પ્રમાણે દાવાની અરજી નામંજુર કરેલી હોય તો, તેને એક વખત નિર્ણય થયાનો નિયમ લાગુ થાય છે. ઈ. લા. રી. ૬. મું. ૪૭૭

યોગ્ય કોર્ટમાં આપવા સારૂફરિયાદ અરજી ક્યારે પાછી આપવી.

**૫૭. નીચેને પ્રસંગે ફરિયાદ અરજી યોગ્ય કોર્ટમાં આપવા સારૂ પાછી આપવી.**

**(अ). ફરિયાદ કરવાની કોર્ટમાં પસંદ કરવાનું કાયદામાં મરજી ઉપર રાખેલું ન હોય, અથવા ફરિયાદનો ઈનસાફ કરવાની મુખત્યાર કોર્ટ વિદ્યમાન હોય, તે છતાં તેનાથી વરિષ્ઠ અથવા કનિષ્ઠ પ્રતિની કોર્ટમાં ફરિયાદ કરી હોય તો;**

**(ब). કલમ ૧૬ નો વિશેષ ઠરાવ લાગુ ન પડે તેવી રીતની સ્થાવર મિલકત સબંધી ફરિયાદમાં જે કોર્ટને ફરિયાદ અરજી આપી હોય, તે કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે મિલકતનો કંઇ ભાગ નથી એમ જણાય તો;**

**(क), બીજા કોઇ મુકદમામાં એમ માલમ પડે કે, તે સ્થાનીક હદમાં, દાવાનું કારણ બન્યું નથી, તથા પ્રતિવાદીઓ પઈકી કોઈપ્રતિવાદી રેહેતો નથી, અથવા ધંધો ચલાવતો નથી, અથવા કમાઇને વાંસ્તે જાતે કામ કરતો નથી તો,**

ફરીયાદ અરજી પાછી આપતી વખતે શું કરવું

**ફરિયાદ અરજી પાછી આપતી વખતે જડજે તેના ઉપર પોતાને હાથે શેરો કરવો, તેમાં ફરિયાદ અરજી કોણે આપી, તે કઇ તારીખે આપી તે કઇ તારીખે પાછી આપી, એ અને તે પાછી આપવાનાં કારણ ટુંકામાં લખવાં.**

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૫૦ ના જેવો છે, અને તે જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કલમ ૫૩ માં "પેહેલી સુનાવણી વખતે અથવા તે પેહેલાં" એવા શબ્દો છે, તે આ કલમમાં નથી. ઈં. લા. રી. ૭ અ. પાનું ૨૩૦ થી ૪૪૫.

આ કલમ પ્રમાણેનો રીવાજ એકસરખો નથી. મુજરઅલ્લી વિ. મસામત બાબુ (૮ વી. રી. ૪૭) ના કામનો ઠરાવ છે, તેમાં નીચેની અપીલકોર્ટે સુનાવણી કર્યા પછી મુનસફનું કરેલું હુકમનામું ફેરાવ્યું છે, એવા કારણથી કે વધારાનો સ્ટાંપ પુરો પાડવાને તેને વધારે વખત આપવો જોઈએ. સ્પેશીયલ અપીલમાં હાયકોર્ટે ઠરાવેલું છે કેઃ "અમારી નજરમાં આવે છે કે નીચેની અપીલકોર્ટનો હુકમ બરોબર નથી, અને મુનસફે કરેલું હુકમનામું બરોબર છે. દાવાના આંક વિશેનો સવાલ દાવાની અરજી જોતાંજ ઉત્પન્ન થયો નથી, માટે દાવાની અરજી ફાઈલ કરતી વખતે તે સવાલ ઉઠાવવામાં આવ્યો નથી. તેમ સમન્સ પાછો આવે યોગ્ય રીતે પેહેલી સુનાવણી કરવામાં આવી ત્યાં સુધી તે ઉઠાવવામાં આવ્યો નથી. માટે સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૦, ૩૧, ૩૨ ના ઠરાવો છે, તે દાવાની અરજી પેહેલી આપવામાં આવે અને ફાઈલ કરવામાં આવે તે વિશેના છે, માટે આ કામને તે બીલકુલ લાગુ થતા નથી; અને મુનસફને સુનાવણી વખતે એવું માલુમ પડ્યું કે તેમને દાવાની ખરી કીમત સબંધી હકુમત નથી, માટે તેમણે સખતાઈની રીતે હકુમતના કારણથી તે દાવો કાહાડી નાંખવો જોઈતો હતો. પરંતુ મુનસફે તે પ્રમાણે નહી ચાલતાં સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૧ મીના હેતુ પ્રમાણે કરેલું છે, અને વાદીને પોતાની ભુલ દુરસ્ત કરવાને લાગ આપ્યો છે. આ લાગ વાદીયણે લીધો નહી, તેથી પછી મુનસફે તે દાવો કહાડી નાંખ્યો. આ પ્રમાણે હકીકત હતી તો મુનસફ બીજું કેવી રીતનું હુકમનામું કરી શકે તે અમારા વિચારમાં આવી શકતું નથી." લાલુજી કેસુજી વિ. રાજસંગ જાલમસંગજી (૨ મું. ૧૬૨) ના કામમાં ચીફજસ્ટીસ કૌચસાહેબે એવો વિચાર કર્યો છે કે "પ્રતિવાદીને પોતાનો જવાબ આપવાને કેહેતાં પેહેલાંના ફક્ત કામને સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨ મી લાગુ થાય છે." પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે કે દાવાની અરજી પાછી આપવી અને અસલકોર્ટે પુરાવ લીધા પછી દાવો કાહાડી નાંખવો નહી જોઈએ. ૧૧ વી. રી. ૧૭૭, ૨૩ વી. રી. ૨૬, ઈં. લા. રી. ૨ અલ્હા. પાનું ૩૫૭. તેમ પેહેલી અપીલકોર્ટમાં અથવા હાયકોર્ટમાં તપાસ કર્યા પછી તે કાહાડી નાંખવો જોઈએ નહીં. ૧૩ વી. રી. ૩૫૮, ઈં. લા. રી. ૭ ક. પાનું ૧૫૭. એવું ઠરાવવામાં આવ્યું છે કે દાવાની અરજી ઉપરથી દાવાનું કારણ માલુમ પડતું ના હોય તો તે નામંજુર કરવી જોઈએ, અને પાછી આપવી નહી જોઈએ. ઈં. લા. રી. ૩ અલ્હા. પાનું ૭૯૬, પરંતુ આવું કારણ પુરાવ ઉપરથી શાબેત થએલું નથી એવી કોર્ટને ખાત્રી થયા વિના ફક્ત આ કારણથી અપીલકોર્ટ હુકમનામું ફેરાવી શકતા નથી. ઈં. લા. રી. ૭ કં. પાનું. ૩૪૩

મુંબાઈમાં તે રીવાજ નથી. તપાસ બંધ થયા પછી પણ અપીલ બાજુમાં અને જીલ્લાની અંદર દીવાની અરજી જો કોર્ટને હકુમત ના હોય તો પાછી આપવામાં આવે છે. ઈં. લા. રી. ૮ મું. ૩૧૩. બીજી અપીલમાં પણ તે પાછી આપવામાં આવે છે ઈં. લા. રી. ૯ મું. પાનું ૨૬૭; પરંતુ અસલ બાજુમાં તેમ નથી. ઇ. લા. રી. ૮ મું. પાનું. ૩૮૦.

મદ્રાસમાં મુંબાઈની જીલ્લાકોર્ટોના રીવાજ જેવો રીવાજ છે. ઇ. લા. રી. ૭ મ. ૧૭૧. ઇ. લા. રી. ૮ મ. ૬૩. કલકતામાં વેહેલાનાં વેહેલો ફેંસલો તેવીજ મતલબનો છે. ઇ. લા. રી. ૮ ક. પાનું. ૮૩૪. વાવ્યપ્રાંતમાં પણ આવોજ રીવાજ જણાય છે. ઈ. લા. રી. ૨ અલ્હા. પાનું. ૩૫૭.

જે કામમાં હકૂમતની ખામી માલમ પડતી હોય તે કામમાં ગમે તેવી હકીકત હોય, તોપણ અપીલકોર્ટ દાવાની અરજી પાછીઆપવાને બંધાએલા નથી. ઇ. લા રી. ૧૧ મ. ૪૮૨.

ફરીયાદ અરજી મંજુર કરવામાં આવે તો શી રીતે કરવું.

**૫૮. વાદીએ ફરિયાદ અરજીની સાથે દસ્તાવજો હાજર કર્યા (હોય તો) તેની યાદનો શેરો તેણે ફરિયાદ અરજી નિચે લખવો; અથવા તે યાદ ફરિયાદ અરજી સાથે જોડવી. અને ફરિયાદ અરજી મંજુર કરવામાં આવે તો, જેટલા પ્રતિવાદીઓ હોય તેટલી ફરિયાદ અરજીની નકલો સાદા કાગળો ઉપર વાદીએ આપવી. પરંતુ ફરિયાદ અરજી લંબાણ હોવાના સબબથી અથવા પ્રતિવાદીઓ ઘણા હોવાના સબબથી, અથવા બીજા કોઈ પુરતા કારણને લીધે તેવી નકલોને બદલે, દાવો કર્યો હોય તેવા પ્રકારની અથવા ફરિયાદમાં માગેલી દાદની કે ટુંકી હકીકતની પ્રતિવાદીઓ હોય તેટલી નકલો હાજર કરવાની વાદીને કોર્ટ રજા આપે તો, વાદીએ તેવી ટુંકી હકીકતની નકલો હાજર કરવી.**

ટુંકીહકીકતો.

**વારસ વકીલ તરીકે વાદીએ ફરિયાદ કરી હોય, અથવા તે તરીકે પ્રતિવાદી કે પ્રતિવાદીઓ પૈકી કોઈ ઉપર ફરીયાદ થઇ હોય, ત્યારે શા સબંધથી વાદીએ ફરીયાદ કરી છે અથવા પ્રતિવાદી ઉપર ફરીયાદ થઇ છે, તે એ હકીકતમાં જણાવવું.**

**ટુંકી હકીકત ફરીયાદ અરજીની સાથે મળતી કરવાને માટે કોર્ટની રજાથી વાદી તે હકીકત દુરસ્ત કરવાને મુખત્યાર છે.**

**કોર્ટના મુખ્ય કારભારીને તે યાદ અને નકલો અથવા હકીકત તપાસતાં એમ માલમ પડે કે તે બરાબર છે, તો તેણે તેમના ઉપર સહી કરવી.**

ફરિયાદોનું રજીષ્ટર.

**દિવાની ફરિયાદોનું રજીષ્ટર એ નામની એક બુક રાખીને તેમાં કલમ ૫૦ માં કહેલી વિગતો કોર્ટે નોંધાવવી; પ્રત્યેક વર્ષે રજીષ્ટરમાં ફરિયાદ અરજીઓના તે મંજુર થાય તે અનુક્રમ પ્રમાણે નંબર પાડવા.**

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૮ મીના જેવો છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

વાદીએ દાવાની અરજીમાં તથા સારાંશની હકીકતમાં તાકીદ હુકમ તથા "રીસીવ્હર." બાબતનો દાવો; જો તે દાવાનો વાસ્તવિક ભાગ હોય તો બતાવવો જોઈએ. ૧ ચ. ડી. ૬૮૦

જે દસ્તાવેજની રૂઈએ ફરિયાદ કરતો હોય તે હાજર કરવા.

**૫૯. પોતાના કબજામાં અથવા અખત્યારમાં હોય તેવા દસ્તાવેજ ઉપરથી વાદી ફરિયાદ કરે તો, ફરિયાદ અરજી આપતી વખતે તેણે તે દસ્તાવેજ કોર્ટમાં હાજર કરવો, અને તેજ વખતે ફરિયાદ અરજી સાથે દાખલ કરવા સારૂ તે દસ્તાવેજ અથવા તેની નકલ તેણે આપવી.**

દસ્તાવેજ અથવા નકલ આપવી.

બીજા દસ્તાવેજોની યાદ.

**પોતાના દાવાની પુષ્ટીમાં પુરાવા તરીકે કોઈ બીજા દસ્તાવેજો ઉપર ( પછી તે તેના કબજામાં અથવા અખત્યારમાં હોય કે ન હોય) વાદી આધાર રાખતો હોય તો, ફરિયાદ અરજીમાં સામીલ કરવાનીઅથવા તેની સાથે જોડવાની યાદમાં તેવા દસ્તાવેજોબતાવવા.**

**ટીકા**—આ કલમનો ઠરાવ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૯ ની ૧ લી ના રકમ જેવો છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા માંહેની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ જે કલમ આ કલમને મળતી છે તેના અર્થ વિષે કોર્ટો એક બીજા સાથે મળતા નથી. પ્રેમસુખચંદ્ર વિ. રાજ કીસ્તો મીત્રનો, હાઈડ. ૧૪૫ મે ઠરાવ છે, તેમાં જસ્ટીસ વેલ્સસાહેબે ઠરાવેલું છે કે " દાવાની અરજી ફાઈલ કરતી વખતે જે દસ્તાવેજ વાદીએ ફાઈલના કરયો હોય અથવા લીસ્ટમાં દાખલ કરયો ના હોય તેનો ઊપયોગ કરતાં તેને અટકાવ કરવામાં આવે છે, પરતું એસ. એમ. કામીનીદાસી વિ. એસ એમ. હરેમોતીદાશી ૧૫૧ મે જસ્ટીસ ફીયરસાહેબે ઠરાવ્યું છે કે જે દસ્તાવેજો ફક્ત દાવાના મતલબના હોય તે દસ્તાવેજોને તથા દાવાની અરજીના આધારવાળા દસ્તાવેજોને તે કલમ લાગુ થાય છે. પ્રથમનો અર્થ વધારે બ્યાજબી જણાય છે, અને અપીલ બાજુમાં કોર્ટને તેની પુષ્ટી મળે છે. રાણી રોશન જાન વિ. ઈનાયત હુસન ( માર્સ ૧૨૭ )ના કામમાં ચીફ્જસ્ટીસ પીકોકસાહેબે કહેલું છે કે "સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૯ પ્રમાણે વાદીએ પોતાની દાવાની અરજી સાથે જે દસ્તાવેજો ઉપર તે પોતે પોતાના દાવાના પુરાવાનો આધાર રાખતો હોય, તે દસ્તાવેજો ફાઈલ કરવી જોઈએ, અને જે દસ્તાવેજ દાવાની અરજી સાથે રજુ કરવામાં આવેલો ના હોય તે પાછળથી કોર્ટની પરવાનગી વિના પુરાવમાં દાખલ થઈ શકતો નથી. વાદીએ પોતાના દાવાના આધારમાં જે દસ્તાવેજો રજુ કર્યા હોય તે દસ્તાવેજોની સંખ્યા બાબત જડજ જવાબદાર નથી. જે દસ્તાવેજો પક્ષકારો એ રજુ કરયા હોય તે દાખલ કરવા જોઈએ. પણ તે કાયદાની કલમ ૧૨૯ મી પ્રમાણે કોર્ટ તે દસ્તાવેજ નામંજુર કરી તે દુર કરવાને મૂખત્યાર છે. કલમ ૬૩ ઉપરની ટીકા જોવી.

પટા તથા લેખી દસ્તાવેજોની રૂઈએ દાવા કરવામાં આવ્યા હોય તો તે, તે કલમના હેતુ પ્રમાણે છે. વી. રી. સન ૧૮૬૪ પાનું ૨૭૧ અને ૧૪. વી. રી. પાનું. ૯૫.

રજીસ્ટર થએલું સર્ટીફીકટ જો કે વેચાણ મંજુર થયા પછી ૩ વર્ષ પછી આપવામાં આવ્યું છે, તોપણ તે બળવાન છે, અને પુરાવમાં દાખલ કરવા લાયક છે. વળી કલમ ૫૯ મી પ્રમાણે દાવાની અરજી સાથે તે સર્ટીફીકટ રજુ કરવામાં આવ્યું નથી, માટે તે કાયદાની કલમ ૬૩ પ્રમાણે તે પુરાવમાં દાખલ કરવાને ના કેહેવામાં આવી છે, તે બરાબર નથી, કારણ કે દાવાની તારીખે તે હતું એમાં કાંઈ શખ નથી. ઈ. લા. રી. ૮ મું. પાનું. ૩૭૭.

દાવાવાળા દસ્તાવેજની નકલ ફરીયાદ દાખલ કરતી વખત ચુકથી દાખલ કરવી રહી ગઈ હોય, પણ કોર્ટે દાવાવાળા અસલ દસ્તાવેજ ઉપર દાવો દાખલ કરતી વખતે નીશાની કરી હોય તો અસલ પુરાવમાં નહી લેવાની અથવા દાવો કાઢી નાંખવો એ બ્યાજબી સબબ નથી. ૩ મું. હા. રી. પાનું. ૬૭

જે દસ્તાવેજ ઉપરથી વાદી દાવો કરતો હોય, તે દસ્તાવેજ ફરીયાદ અરજીની સાથે રજુ કરયો ન હોય, એટલા માટે તે અરજી નામંજુર કરવાનો કોર્ટને અખત્યાર નથી. ૨ મું હા. રી. પાનું. ૩૬૯.

દસ્તાવેજો પોતાના કબજામાં અથવા અખત્યારમાંન હોય તો શું જણાવવું.

**૬૦ તેવો કોઇ દસ્તાવેજ વાદીના કબજામાં કે અખત્યારમાં ન હોય, ત્યારે બની શકે તો તેણે જણાવવું કે તે કોના કબજામાં અથવા અખત્યારમાં છે.**

**ટીકા**—આ કલમ નવી છે. આ કલમ હાયકોર્ટને તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

વેચાય એવા દસ્તાવેજો ખોવાયા હોય તેમની રૂઇએ કરેલી ફરિયાદો.

**૬૧. વેચાય એવા દસ્તાવેજની રૂઇએ કરેલી કોઈ ફરિયાદમાં, તે દસ્તાવેજ ખોવાયો છે, એવું શાબીત કરવામાં આવે અને તે દસ્તાવેજ ઉપરથી બીજા કોઇ સખસનો દાવો ઠરે તેને નુકશાનીની ભરી આપવાની કોર્ટની ખાત્રી લાયક વાદી હામી આપે તો, ફરિયાદ અરજી આપતી વખતે વાદીએ તે દસ્તાવેજ કોર્ટમાં હાજર કર્યો હોત તથા તેની નકલ ફરિયાદ અરજી સાથે દાખલ થવા આપી હોત, ત્યારે જે રીતે કોર્ટ હુકમનામું કરત તે રીતે હુકમનામું કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૬૬ ના આકટ ૫ માની કલમ ૧૪ ના ઠરાવ જેવો આ કલમમા ઠરાવ છે, આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એક ચેક ખોએલો તે બદલ નવો ચેક આપવાને શેરો કરી આપનારે ના કહી હોય, અને તે કારણથી તે ચેકનાં નાણાં પાછાં લેવાને દાવો ચાલી શકે છે, પણ તે લખી આપનારને પક્ષકાર કરવો જોઈએ. (ઈ. લા, રી. ૨ અ. પાનું ૭૫૪).

દુકાનનો ચોપડો હાજર કરવાનું.

**૬૨. જે દસ્તાવેજ ઉપરથી વાદી ફરિયાદ કરે તે દુકાનના ચોપડામાં અથવા બીજા ચોપડામાં લખેલો મજકુર હોય, અને તે ચોપડો તેના કબજામાં અથવા અખત્યારમાં હોય, તો ફરિયાદ અરજી દાખલ કરતી વખતે તે ચોપડો હાજર કરવો; અને તેની સાથે જે લખેલા મજકુર ઉપર વાદી આધાર રાખતો હોય તેની નકલ તેણે હાજર કરવી.**

અસલ લેખ ઉપર નિશાની કરીને તે પાછો આપવો.

**કોર્ટે અથવા આ કામને વાસ્તે કોર્ટ નીમે તે અમલદારે, તે લેખની ઓળખ રેહેવા સારૂ લાગલીજ તેના ઉપર નિશાની કરવી. અને નકલ તપાસીને અસલ સાથે મુકાબલ કરયા પછી, તથા તે નકલ બરાબર છે એમ જણાય તો તે ઉપર સહી કર્યા પછી વાદીને ચોપડો પાછો આપવો, અને નકલ દાખલ કરાવવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૯ ના જેવો આ ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે કોર્ટને દસ્તાવેજ તપાસવાની જરૂર નથી, પણ જડજ અગર અમલદારે તે ઓળખવા સારૂ ફક્ત નીશાન કરવાનું છે. ૩ મુંબાઈ. પાનું. ૯૨.

હિસાબના ચોપડા એ લગતી હકીકત છે, પણ તેને ટેકો આપવાને બીજો પુરાવ ન હોય તો, તે ચોપડા ઉપરથીજ કોઈ ઉપર જવાબદારી ઠરાવાય નહી. ૫ મુસ. ઈ. અ. ૪૩૨.

એક લેહેણાના દાવામાં વાદીના હિસાબના ચોપડા પ્રતીવાદીએ ખરા છે એવું કહ્યું તેથી બીજા કાંઈ પણ પુરાવ વગર વાદીના લાભમાં ઠરાવ કર્યો. ૬ મુસ. ઈ. અ. પાનું. ૮૮.

ફરિયાદ અરજી દાખલ કરતી વખતે હાજર કર્યા ન હોય તે દસ્તાવેજ પુરાવામાં ન લેવાય.

**૬૩. ફરિયાદ અરજી આપતી વખતે વાદીએ જે દસ્તાવેજ કોર્ટમાં હાજર કરવો જોઇએ, અથવા ફરિયાદ અરજીમાં સામીલ કરવાની કે ફરિયાદ અરજી સાથે જોડવાની યાદમાં તે દાખલ કરવો જોઇએ, તે તેણે તે પ્રમાણે હાજર કર્યો ન હોય અથવા દાખલ કર્યો ન હોય તો પછી ફરિયાદની સુનાવણી વખતે કોર્ટની રજા સિવાય તેની તરફના પુરાવામાં તે લેવામાં નહી આવે.**

**પ્રતીવાદીના સાક્ષીઓની ઉલટ તપાસણીને વાસ્તે હાજર કરેલા અથવા પ્રતિવાદીએ કંઇ તકરાર બતાવી હોય તેના જવાપમાં હાજર કરેલા અથવા સાક્ષીની ફક્ત યાદદાસ્ત તાજી કરવાને વાસ્તે તેના હાથમાં આપેલા દસ્તાવેજોને આ કલમની કોઈ વાત લાગુ પડતી નથી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૯ જેવો આ કલમમાં ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૯ પ્રમાણે ઈસ્યુ કાહાડતી વખતે અથવા પેહેલી સુનાવણી વખતે વાદીએ પોતાના દસ્તાવેજો ફાઈલ કરવા, અને પોતાના દાવાની અરજી સાથે તે ફાઈલ નહી કરવા એવી પરવાનગી આપવાને કોર્ટને અખત્યાર નહી હતો. ૧ હાઈડ. પાનું. ૨૮૭.

કાયદાના શબ્દો ઉપરથી ફરજ પડે તેવું છે. ૧ ઈ. જુ. ન્યુ. સી. ૧૨૫, માટે વાદીએ જે દસ્તાવેજ રજુ કરયો ના હોય અગર દાવાની અરજી ફાઈલ કરતી વખતે ઈઆદમાં દાખલ કરેલો ના હોય તો, તેનો ઉપયોગ કરવાને વાદીને મનાઈ કરેલી છે. ૧ હાઈડ ૧૪૫, પણ જો કોર્ટ પોતાનો કુલઅખત્યાર વાપરે તો તે પ્રમાણે આ કલમ મુજબ કરી શકે છે. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૬૭.

પરંતુ દાવો દાખલ કરતી વખતે દસ્તાવેજ રજુ કરવો રહી ગએલો હોય તો, દાવાની અરજી રદ કરવાને તે પાકું કારણ નથી. ૨ મુંબાઈ. પાનું. ૩૬૯.

દાવાના ખરા મતલબના 'ખુસરા' કાગળો હતા, તે ઠરાવેલી મુદતની અંદર દાવાની અરજી સાથે ફાઈલ કરવામાં આવેલા નહી હતા અથવા રજુ કરવામાં આવેલા નહી હતા, તેથી અસલકોર્ટે પાછળથી જ્યારે તે પુરાવમાં રજુ કરવામાં આવ્યા ત્યારે તે નામંજુર કરેલા છે તે વ્યાજબી છે, એમ ઠરાવવામાં આવ્યું. ૧૮ વી. રી. પાનું. ૫૧૫. ફક્ત સાક્ષીની યાદદાસ્ત તાજી કરવાને એક દસ્તાવેજ રજુ કરવામાં આવ્યો હોય તો, તે પુરાવમાં લેવાતો નથી. ૧ મદ્રાસ. પાનું. ૧૬૮.

આ કલમ પ્રમાણે એકાદો દસ્તાવેજ દાખલ કરવાને જે વખતે દાવાની અરજી ફાઈલ કરી તે વખતે એ દસ્તાવેજ છે, એવું વાદી જાણતો નહી હતો તો, તે બસ હકીકત છે. ૧ ઈ. જુ. જુ. સી. ૧૨૫; અથવા તે શુદ્ધબુદ્ધિના પ્રકારનો છે અને ભરૂંસો રાખવા લાયક છે એવી કોર્ટની ખાત્રી થાય તો, તે વિશે.વી. રી. સન ૧૮૬૪ પાનું ૨૭૧ નો ઠરાવ છે, અને દાવાની તારીખે દસ્તાવેજ હતો એ વિશે કાંઈ શક ના હોય, તો તે દાખલ કરવો જોઈએ. ઈ. લા. રી ૮ મું. પાનું ૩૭૭.

કલમ ૫૯ મી પ્રમાણે પુરાવામાં દસ્તાવેજ રજુ કરવામાં આવેલો ના હોય, તે પુરાવમાં દાખલ કરવાથી જે કોર્ટે તે દાખલ કરેલો હોય તે કોર્ટના છેવટ ઠરાવ ઉપર તે કારણથી અપીલ ચાલતી નથી. ૧૩ મુર. ૮૩. પાછળથી તે નામંજુર થઈ શકતો નથી. ૧ વી. રી. પાનું. ૧૨.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૯ માં કોર્ટની પરવાનગી એવા શબ્દો છે, માટે જે કામમાં દસ્તાવેજો એક અમીનને તપાસવાને આપેલા હોય, અને તે ઉપરથી કોર્ટ છેવટ ચાલેલા હોય તો, તે મંજુરીની પુષ્કળ શાબેતી છે. ૧૩ મુર, પાનું. ૮૩.

પાછળથી કોર્ટની પરવાનગી સાથે પુરાવ દાખલ કરવામાં આવેલો હોય, તેથી અપીલ કરવાનું કારણ થતું નથી. ૩ બં. રી. પાનું ૩૪, ૧૩ મુર. ૮૩, તેથી કામના ગુણદોષને હરકત થતી નથી. ૧૩ મુર. ૧૯૮. કલમ ૧૩૮—૧૪૫ ઉપરની ટીકા જોવી. પણ તે દાખલ કરવાને ના કેહેવાથી સારૂ કારણ બને છે. ઈ. લા. રી. ૪ મ. ૪૧૭, ઈ. લા. રી. ૮ મુંબાઈ. પાનું. ૩૭૭.

---

## બાબ ૬ ઠો.

### સમન કાઢવા તથા પોંહોચાડવા વિશે.

### સમન કાઢવા વિશે.

---

સમન. ૬૪. ફરિયાદ અરજી રજીષ્ટરમાં નોંધ્યા પછી, તથા કલમ ૫૮ પ્રમાણે જોઇએ તે નકલો અથવા ટુંકી હકીકતો ગુજાર્યા પછી, પ્રત્યેક પ્રતિવાદીને સમન કાઢવો. તે સમનમાં પ્રતિવાદીને હાજર થઇને જવાબ આપવાનો એક દિવસ ઠરાવીને એમ લખવું કે:-તમારે,

(अ) જાતે, અથવા

(ब) કામની બરાબર સમજણ પાડેલા તથા ફરિયાદ બાબત જરૂરી આત સવાલના જવાબ દેઈ શકે તેવા પ્લીડરની મારફતે, અથવા

(क) તેવા બધા સવાલના જવાબ દેઈ શકે એવા કોઈ બીજા સખસને પ્લીડર સાથે રાખીને તે પ્લીડરની મારફતે, સમનમાં જણાવેલે દીવશે હાજર થઇને દાવામા જવાબ આપવો

આવા દરેક સમન ઉપર જડજે અથવા તેણે નીમેલા અમલદારે સહી કરવી, તથા કોર્ટના શિક્કાથી શિક્કો કરવો.

પરંતુ ફરિયાદ અરજી આપવામાં આવે તે વખતેજ પ્રતિવાદી હાજર થઇને વાદીનો દાવો કબુલ કરે તો, સદરહુ સમન કાઢવો નહી.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૪૧ જેવો આ ઠરાવ છે, અને તે **હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.**

**દાવાની અરજી ફાઈલ કરતા પેહેલાં પ્રતીવાદી ગુજરી ગએલો હોય તો, તે કામ ચાલી શકતું નથી. ૧૨ વી. રી. પાનું. ૪૫**

**પેહેલો સમન્સ કોર્ટમાં પાછો આવતા સુધી ફરીથી નવો સમન્સ કરવાની અરજ કરવી નહી જોઈએ. ૧૪ વી. રી. ૩૩૬, ૧ ઈ. જુ. ન્યુ. સી. ૨૮૩, અને તેની પુષ્ટીમાં એવી અરજી કરવી જોઈએ કે વાદી તરફથી પેહેલો સમન્સ બજાવવાને મેહેનત કરવામાં આવેલી પણ તે નિષ્ફળ ગએલો છે, અને તેની કસુરથી તે કાંઈ નિષ્ફળ ગએલો નથી. ૧ ઈ. જુ. ન્યુ. સી. ૨૨૪,** પરંતુ ૧ હાઈડ ૧૫૭ નો કેસ જુઓ. તે કામમાં કાંઈ પણ અરજી કર્યા સિવાય બજાવણી જોઈતી રીતે થઈ નથી એવી હરકત લેવામાં આવી હતી, તે ઉપરથી નવો સમન્સ કાહાડવામાં આવ્યો હતો. જે કામમાં એકાદો પક્ષકાર બાર માસ સુધી અપીલના પ્રતીવાદી ઉપર અપીલની નોટીસ બજાવી શકયો નહી હતો, તેમાં બીજી નોટીસ કરવાને ના કેહેવામાં આવી હતી. ૨૦ વી. રી ૬૨. પ્રતીવાદીઓ ઉપર આ કલમ પ્રમાણે સમન્સ કરવામાં આવેલા, પણ તે હાજર થયા નહી, અને જોઈએ તેવા કારણો બતાવ્યાં નહીં. પછી ફેંસલો કરતી વખતે બે વકીલો હાજર હતા; પણ જડજે તે કામમાં હાજર થવાને તેમને પરવાનગી આપી નહી, અને તે કામનો ફેંસલો એકતરફી કરયો, તે તેમણે બરોબર કરેલું છે. ૧૨ વી. રી. પાનું. ૨૦૭.

જો પ્રતીવાદી ખુશીથી હાજર થાય તો સમન્સ કાહાડવાનું કાંઈ કારણ જણાતું નથી. આ પ્રમાણે દાવાની અરજી દાખલ કરતી વખતે એક નાદાર પ્રતીવાદી હાજર થયો, અને લેહેણદારોમાંના એક લેહેણદારે દાવો કરેલો તેમાં હુકમનામું કરવાને તેણે કબુલ કર્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે જડજને વાદીનું હુકમનામું કરયા સિવાય બીજો કાંઈ ઈલાજ નહીં હતો, પણ તે પ્રતીવાદીઓજ છે અથવા તેઓની તરફથી જે એડવોકેટ હાજર થએલો હોય તેને જોઈતી હકીકત કહેલી છે, એવી જડજની ખાત્રી થવી જોઈએ. ૩ બં. લા. રી. પાનું. ૪૦૩.

સબાર્ડીનેટ જડજની કોર્ટ થોડી મુદત સુધી બંધ રેહેવાની હતી તેથી વાદીએ ડીસ્ત્રીકટકોર્ટને અરજી આપી. તેમાં ઠરાવ્યું કે ડીસ્ત્રીકટ કોર્ટ ફરીયાદ લેવાને અખ્ત્યારવાળી પેહેલા દરજ્જાની કોર્ટ નથી. ૧૦ મું. હા. રી. પાનું. ૪૯૫.

સમન સાથે નકલ કે ટુંકી હકીકત જોડવી.

**૬૫. કલમ ૫૮ માં કહેલી નકલો અથવા ટુંકી હકીકતો પૈકી એક નકલ કે ટુંકી હકીકત સદરહુ પ્રત્યેક સમન સાથે જોડવી.**

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પ્રતિવાદી કે વાદીને જાતે હાજર થવાને કોર્ટ હુકમ કરે.

**૬૬. પ્રતિવાદીને જાતે હાજર રાખવાનું કોર્ટને કારણ જણાય તો, સમનમાં લખેલે દિવશે પ્રતિવાદીએ જાતે કોર્ટમાં હાજર થવું; એમ સમનમાં ફરમાવવું.**

**તેજ દિવશે વાદીને જાતે હાજર રાખવાનું કોર્ટને કારણ જણાય તો, તે પ્રમાણે હાજર થવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૪૨ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ઈસ્યુ ઠરાવવાને દીવશે વાદીનો વકીલ હાજર થયો, ત્યાર પછી વાદીને જાતે હાજર થવાને હુકમ કરવામાં આવ્યો. તે હુકમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૪૨ પ્રમાણે અગર તે આકટની કલમ ૧૧૭ ને લાગુ થાય તેવો ગણવામાં આવ્યો નહી હતો, તોપણ સદરહુ આકટની કલમ ૧૨૭ અથવા ૧૬૬ પ્રમાણે તે થઈ શકતો હતો. વળી જે પક્ષકારોને હાજર થવાને હુકમ કરેલો હોય તે પક્ષકારો હાજર નહી થાય તો, કાયદામાં સખ્ત શીક્ષા ઠરાવેલી છે, માટે જાતે હાજર થવાનો હુકમ કરવામાં ઘણી સાવધગીરી અને ડાહાપણથી અખ્ત્યાર વાપરવો જોઈએ. સદર દિવાની અદાલત વાવ્યપ્રાંત સન ૧૮૬૫ પાનું. ૩૭૧

ઈ. લો. રી. ૮ અલ્હાબાદ પાનું ૨૦ નો ઠરાવ આ કાયદાની કલમ ૫૮૮ નીચેની ટીકામાં જુઓ.

પચાસ મૈલની અંદર અથવા આગગાડીનો રસ્તો હોય તો ૨૦૦ મૈલની અંદર રેહેતો ન હોય તે પક્ષકારને જાતે હાજર થવાનો હુકમ કરવો નહી.

**૬૭. (अ) કોર્ટની સાધારણ અવલ હકુમતની સ્થાનિક હદમાં, અથવા**

**(ब) તે હદની બાહાર પણ કોર્ટના મકાનથી ૫૦ મૈલ કરતાં થોડા અંતર ઉપર, અથવા પક્ષકારને રેહેવાનું ઠેકાણું અને કોર્ટ બેસે છે તે ઠેકાણું એ બેની વચ્ચે જે અંતર હોય તેના પાંચ–શષ્ઠાંશ અંતરમાં આગ ગાડી ચાલતી હોય તો, કોર્ટના મકાનથી ૨૦૦ મૈલ કરતાં થોડા અંતર ઉપર.**

**જે પક્ષકાર ન રેહેતો હોય તેને જાતે હાજર થવાનો હુકમ કરવો નહી.**

**ટીકા**—સન ૧૮૫૯'ના આકટ ૮ માની કલમ ૪૨ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે પક્ષકારો ઉપર અમુક છેટા ઉપરની જગોએ સમન્સ કરવાને મનાઈ કરેલી છે તે સાંથ બાબતના દાવાને લાગુ છે. જો અઘટીત રીતે સમન્સ થએલો વાદી હાજર થવાને કસુર કરે, અને તેનો દાવો કાહાડી નાંખવામાં આવે તો તેને સમન્સ કરવો નહી જોઈતો હતો, તેનું કારણ તથા કોર્ટનો હુકમ ખામી ભરેલો છે, એવું બતાવીને તે દાવો તાજો કરવાને તેણે અરજ કરવી જોઈએ. ૩ વી. રી. પાનું. ૧૬૨.

મુદ્દા ઠરાવવાનો કે આખર નિકાલનો સમન થાય.

**૬૮. સમન કાઢવો તે માત્ર મુદ્દાજ ઠરાવવા સારૂ કે ફરિયાદનો આખર નિકાલ કરવા સારૂ કાઢવો, એ વાતનો સમન કરતી વખતે કોર્ટે ઠરાવ કરવો, અને તે ઠરાવ પ્રમાણે સમનમાં જણાવવું.**

પરંતુ સ્માલકાજકોર્ટો સાંભળી શકે એવી પ્રત્યેક ફરિયાદમાં, ફરિયાદના આખર નિકાલનો સમન કરવો.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૪૧ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સ્માલકાજકોર્ટો સિવાયની બીજી કોર્ટોમાં સમન્સમાં હમેશાં એવું બતાવવું જોઈએ કે, તે ઈસ્યુ કાહાડવાનો છે કે આખર ફેંસલો કરવાનો છે. માર્સ. પાનું. ૩૦૭

સમન મુદ્દા નક્કી કરવાનો હતો. પરંતુ એક જડજે પક્ષકારની કાંઈ પણ હકીકત સાંભળ્યા વગર તેમજ તેમનો પુરાવો લીધા વગર ફેંસલો કરયો, તે રદ્દ કરવામાં આવ્યો. ૧ આ. રી. પાનું. ૩૮.

પ્રતિવાદીને હાજર થવાનો દિવસ ઠરાવવા બાબત.

**૬૯. કોર્ટમાં ચાલુ કામ કેટલું છે, પ્રતિવાદીને રેહેવાનું ઠેકાણું કેટલે દુર છે, અને તેને સમન પોંહોંચાડવાને કેટલી મુદ્દત લાગશે, એ બધું લક્ષમાં લેઇને પ્રતિવાદીને હાજર થવાનો દિવશ કોર્ટે ઠરાવવો; અને તે એવી રીતે ઠરાવવો કે ઠરાવેલે દિવશે હાજર થઇને જવાબ આપવાને પ્રતિવાદીને પુરતો વખત મળે.**

**કેટલા વખતને પુરતો વખત ગણવો તેનો નિર્ણય તે કામની હકીકત ઉપર લક્ષ દેઇને કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૪૫ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કોર્ટોએ જોવું જોઈએ કે પ્રતીવાદીને હાજર થઈને પોતાની લખેલી હકીકત ફાઈલ કરવાને જોઈતી મુદ્દત આપેલી છે. ૫ વી. રી. ૩૯, અને જો તે આપેલી મુદ્દત ગેરવ્યાજબી રીતે ટુંકી હોય તો કોર્ટ હાથ ઘાલી શકે છે. ૩ મ. ૧૬૭. જે મુદ્દત એક કામમાં જોઈએ તેટલી થાય તે બીજા કામમાં બીલકુલ જોઈએ તેટલી થાય નહી માટે વ્યાજબી કેટલી મુદત આપવી જોઈએ તેનો નિર્ણય કરવાને કામમાં હક્કોના જે પ્રકાર હોય તે, દાવાનું અગત્યપણું, કોર્ટોથી પક્ષકારો કેટલે દુર છે અને વારંવાર જુદી જુદી બીજી હકીકતો અવશ્ય કરીને તેમાં જોવાની છે. મુસલમાની શરેહ પ્રમાણેના સવાલો એક કામમાં રહેલા હતા, અને ૬૦૦૦ હજાર રૂપૈઆનો દાવો હતો, તેમાં બે દીવશની મુદ્દત બસ નથી, એમ ગણવામાં આવેલું છે. ૮ મ. પાનું. ૧૬૭.

તા૦ ૧૭ મીના રોજ સમન્સની નકલ ચોહોડીને તે બજાવવામાં આવ્યો હતો, અને દાવાની સુનાવણી તા૦ ૧૯ મીની ઠરાવેલી હતી, અને પ્રતીવાદીઓ પુનામાં ગેરહાજર હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ આકટ ૮ માની કલમ ૧૧૩ પ્રમાણે તે કામની સુનાવણી બંધ રાખવાને સબાર્ડીનેટ જડજ બંધાએલા હતા. ૭ મુંબાઈ પાનું. ૧૩૮.

દિવાની કોર્ટમાં હાજર થવાને સખસને માફી હોય તો, તેના ઉપર આ કલમ પ્રમાણે સમન્સ થઈ શકતો નથી. માર્સ પાનું. ૮૨૭.

પ્રતીવાદીને હાજર થવા સારૂ ઠરાવેલી મુદ્દત વિશેષ કારણ શિવાય કોઈ પણ પ્રસંગે સમનની બજાવણીની તારીખથી ૭ દીવશ કરતાં ઓછી હોવી ન જોઈએ, અને કોઈ વિશેષ પ્રસંગે ઓછી કરવામાં આવે ત્યારે તેનાં કારણો તે કામમાં લખવાં જોઈએ. મુંબાઈ, પાનું. ૧૦.

વાદીને જો-ઇએ તે અ-થવા પ્રતિવાદી પોતે જેના ઉ-પર આધાર રાખે તે દસ્તા-વેજ હાજર કરવાને પ્ર.ત-વાદીને સમન-માં ફરમાવવું

**૭૦. હાજર થઇને જવાબ આપવાના સમનમાં પ્રતિવાદીને એમ ફરમાવવું કે, વાદીના મુકદ્દમાના ગુણ દોષ બાબત પુરાવો જેમાં હોય તેવો, અથવા તમે તમારા પોતાના મુકદ્દમાની પુષ્ટીમાં જેના ઉપર આધાર રાખવા ધારતા હો તેવો, જે દસ્તાવેજ તમારા કબજામાં અથવા અખત્યારમાં હોય તે તમારે હાજર કરવો.**

**ટીકા**—સંન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૪૩ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. કલમ ૬૩ નીચેની ટીકા જુઓ.

સમનમાં લખ્યા વગર પ્રતીવાદીના વકીલને આવો દસ્તાવેજ હાજર કરવાનો મોઢાનો હુકમ કરયો હોય તો, તે પુરતો સબબ નથી. વી. રી. સન ૧૮૬૪.

આખરનીકાલનો સમન કાઢતી વખતે પ્રતિવાદીને તેના સાક્ષી હાજર કરવાને ફરમાવવું.

**૭૧. ફરિયાદના આખર નિકાલનો સમન કર્યો હોય તો તેમાં પ્રતિવાદીને એમ ફરમાવવું કે, તમારા મુકદ્દમાની પુષ્ટીમાં જે સાક્ષીઓની સાહેદી ઉપર તમે આધાર રાખવા ધારતા હો તે સાક્ષીઓને તમારે હાજર થવાનો જે દિવશ ઠરાવ્યો છે, તે દિવશે હાજર કરવા.**

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પ્રતિવાદી ઉપર સમન્સ બજાવવાને આપ્યા પછી, કલમ ૧૫૯ પ્રમાણે પ્રતીવાદી પોતાના શાક્ષીઓ ઉપર સમન્સ કરવાને દરખાસ્ત કરી શકે છે.

---

## સમન પોહોચાડવાનું.

પોંચાડવા સારૂ સમન કોને આપવો અથવા કોને મોકલવો.

**૭૨. (૧) જે કોર્ટમાં ફરિયાદ માંડી હોય તે કોર્ટની હકુમતમાં પ્રતિવાદી રેહેતો હોય તો, અથવા સદરહુ હકુમતમાં રેહેનાર કોઇ જણને સમન લેવાનો અખત્યાર આપી તેનો મુખત્યાર નિમ્યો હોય તો, પોંહોચાડવા સારૂ સમન કોર્ટના યોગ્ય અમલદારને મામુલ પ્રસંગે આપવો અથવા મોકલવો. તે સમન તેણે જાતે અથવા તેના હાથ નીચેના કોઇ નોકરે પોંહોચાડવો.**

**(૨) સદરહુ યોગ્ય અમલદાર જે કોર્ટમાં ફરિયાદ માંડી હોય તે શિવાયની બીજી કોઇ કોર્ટનો અમલદાર હોઈ શકે, અને તે સદરહુ પ્રકારનો અમલદાર હોય ત્યારે સદરહુ સમન, આ અર્થે હૈકોર્ટ જે કોઇ પણ કાનુનો કરે તેને અનુસરીને, ટપાલની મારફત અથવા કોર્ટ ફરમાવે તેવી બીજી કોઇ રીતે તેને મોકલવાનો અધિકાર છે.**

ટીકા—આ કલમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૪૭ જેવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સાગોરદત્ત વિ. રામચંદ્ર મીત્તર (૧ હાઈડ. ૧૩૬) ના કામમાં જસ્ટીસ વેલ્સસાહેબે ઠરાવ્યું છે કે "સન ૧૮૫૯ ના આકટ ૮ માનો તમામ હેતુ તથા ઈરાદો અમુક સીમાની અંદર દરેક કોર્ટની હકુમત છે, બીજી દરેક કોર્ટોની હકુમતથી તે જુદી છે, અને તેના ઠરાવો આવી હકુમતવાળી કોર્ટોને ફક્ત લાગુ થાય છે, એવી ધારણા ઉપર છે, માટે આ પ્રમાણે ચાલતાં તેમણે ઠરાવ્યું છે કે હાયકોર્ટ પોતાની અસલ દિવાની હકુમતમાં પોતાનું પ્રોસેસ પોતાની સ્થાનીક હકુમતની બાહાર બજાવી શકતા નથી. કોઈ કોર્ટનો કોઈ અમલદાર તે કોર્ટની સ્થાનીક હકુમત બાહાર પ્રોસેસ બજાવી શકતો નથી. ૧૦ વી. રી. ૩૪૯, ૨ બં. ૫૯.

સાધારણ રીતે સમન્સ બજાવવાને ખાસ બેલીફ નીમી શકાતો નથી.

કલમ ૮૫ માં બજાવણીની રીતી બતાવેલી છે તેને બદલે હકુમતની બાહાર સમન્સ બજાવવાને ખાસ બેલીફ નીમવામાં આવે તો, તે બજાવણી રદ થતી નથી. ૯ મુર. ૨૬૮, ૧૧ બં. પાનું. ૧.

સમન્સ બજેલો નથી એવા બેલીફના શેરા ઉપર નાજરે સહી કરેલી હોય, તે તારીખથી એક વર્ષની અંદર નવો સમન્સ કરવાને અરજ કરવામાં આવી હોય તો, તે આ કાયદાની કલમ ૯૯ અ. પ્રમાણે મુદતની અંદર છે. ઈ. લા. રી. ૧૩ મું. પાનું. ૫૦૦.

પોંહોચાડવાની રીત. **૭૩. સમન પોંહોચાડવો તે એવી રીતે કે, જડજની અથવા તે કામને વાસ્તે જડજે નીમેલા, અમલદારની સહીવાળી તથા કોર્ટના શિક્કાથી શિક્કો કરેલી સમનની નકલ પ્રતિવાદીને આપવી, અથવા આપવા માંડવી.**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૪૮ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ સન ૧૮૭૨ ના આકટ ૧૦ માની કલમ ૧૫૪ ના જેવી છે, તેથી એમ માલમ પડે છે કે તોહમતવાળાને સમન્સ આપવા માંડ્યા શિવાય અથવા એક નકલ આપ્યા સિવાય ફક્ત એક નકલ બતાવવામાં આવે તો, તે બજાવણી બરોબર નથી. ૫ મુંબાઈ. ફોજદારી પાનું. ૨૦.

ઘણા પ્રતિવાદીઓને સમન પોહોચાડવાનું. **૭૪. એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય ત્યારે પ્રત્યેક પ્રતિવાદીને સમન પોંહોચાડવો.**

**પરંતુ પ્રતિવાદીઓ પાંતીદાર હોય અને ફરિયાદ પંત્યાળા વ્યવહાર બાબતની હોય, અથવા જે નુકશાનીને વાસ્તે દાવો ચાલી શકે અને પેઢી પાસેથી દાદ માગી શકાય એવી નુકશાનીની ફરિયાદ હોય ત્યારે, કોર્ટ બીજી રીતે નફરમાવે તો.**

**(અ). ગમે તો, એક પ્રતિવાદીને તેને પોતાને વાસ્તે અને બીજા પ્રતિવાદીઓને વાસ્તે સમન પોંહોચાડવો; અથવા.**

**(બ). કોર્ટની સાધારણ અવલ દિવાની હકુમતની સ્થાનિક હદમાં પંત્યાળાનું કામ ચલાવવાનું જે મુખ્ય ઠેકાણું હોય, તે ઠેકાણે પંત્યાળાનો વહિવટ જેના હાથમાં હોય તે સખસને સમન પોંહોચાડવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૪૮ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ભાગીદારી સબંધીના દાવામાં તે ભાગીદારીનો એક ભાગીઓ અથવા વહિવટદાર ગેરહાજર ભાગીયા અથવા મુખ્યો તરફથી એક એજંટ છે, પણ બીજા કામોમાં તેમ નથી. આ વિશે વિરૂદ્ધ ઠરાવો જોવા. ૧ હાઈડ. ૯૭, ૭ બં. લા. રી. ૫૮. વળી કલમ ૩૭ નીચેની ટીકા જોવી. એક ભાગીયા ઉપર બજાવણી કરવાથી બીજા ભાગીયાના ઉપર બજાવણી બરોબર થએલી છે, એવું સમજવાને તે બજાવણી જે જગોએ ભાગીદારીનું કામ ચાલતું હોય તે જગોએ કરવી જોઈએ. ૧૧ બં. લા. રી. પાનું. ૨૬.

બને ત્યાં સુધી પ્રતિવાદીનેજ તે,અથવાતેના મુખત્યારને સમનપોંચાડવો-

**૭૫. બની શકે ત્યાં સુધી પ્રતિવાદીને હાથો હાથ સમન પોંહોચાડવો, પરંતુ તેણે સમન લેવાનો અખત્યાર આપીને કોઈ મુખત્યાર નીમ્યો હોય ત્યારે તે મુખત્યારને સમન પોંહોચાડયો એટલે બસ છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૪૯ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ગુમાસ્તા અને મુખત્યારો પ્રતીવાદીનું કામ સંભાળતા હોય તે સાધારણ રીતે અખત્યાર પામેલા નથી, (૧૭ વી. રી. ૩૩). વળી કલમ ૩૭ નીચેની ટીકા જોવી.

જેની મારફત પ્રતિવાદી ધંધોચલાવતો હોય તે મુખત્યારને સમન પોંહોચાડવો.

**૭૬. કાંઈ ધંધા અથવા કામ સબંધી કોઈ સખસ ઉપર ફરિયાદ હોય, અને જે કોર્ટમાંથી સમન કાઢવામાં આવે તે કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે સખસ રેહેતો ન હોય ત્યારે, સમન પોંહોચાડતી વખતે તે હદમાં તે સખસની વતી તે ધંધો જાતે ચલાવનાર અથવા કામ કરનાર જે વહિવટદાર કે મુખત્યાર હોય, તેને સમન પોંહોચાડવાથી તે સમન બરોબર પોંહોચ્યો એમ સમજવું.**

**આ કલમના કામને વાસ્તે વાંહાણનો માસ્તર તેના માલેકનો અથવા નોરે માંડનારનો મુખત્યાર ગણાય.**

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજ કોર્ટોને લાગુ થાય છે.

આ કલમ પ્રમાણે જે સમન્સની બજાવણી યોગ્ય રીતે થએલી ના હોય, પણ પ્રતીવાદીઓ તરીકે જે સખસોનું ખરી રીતે હિત હોય તે સખસોને તે બજાવણી બાબત ખબર થએલી હોય, તોપણ તે અસરકારક નથી. વળી એજંટ ઉપર સમન્સની બજાવણી કરવાની શરતો પુરી પાડવાને અમુક સખસ કોર્ટની સ્થાનીક હકુમતની બાહાર રેહેનાર હોવો જોઈએ. પરંતુ તે હકુમતની અંદર વહિવટદાર અથવા એજંટથી તે કામ ધંધો ચલાવે છે અથવા કામ ધંધાનો ભાગ ચાલે છે, એવું હોવું જોઈએ. ઇ. લા. રી. ૪ મું. ૪૧૬.

એક વાંહાણના એજંટને એક વાંહાણ સોંપેલું તેના ઉપર બજાવણી કરવામાં આવી, તેમાં ઠરાવેલું છે કે તે વાંહાણના કામમાં તેના ઉપર કરેલી બજાવણીથી માલેક ઉપર બજાવણી કરી, એમ બરોબર રીતે થાય છે. ૭ મુંબાઈ. પાનું. ૯૭.

સ્થાવર મિલકતની ફરિયાદોમાં જે મુખત્યારના હવાલામાં મિલકત હોય તેને સમન પોંચાડવા.

૭૭. સ્થાવર મિલકત સંબંધી દાદ મેળવવાની અથવા સ્થાવર મિલકતને કરેલા નુકશાનનો બદલો લેવાની ફરિયાદમાં, જો પ્રતિવાદીને હાથો હાથ સમન પોંહોચાડી શકાતો ન હોય, અને સમન લેવાનો અખત્યાર આપીને પ્રતિવાદીએ કોઇ મુખત્યાર નીમ્યો ન હોય તો, તે મિલકત પ્રતિવાદીના જે મુખત્યારના હવાલામાં હોય, તેને સમન પોંહોચાડી શકાય.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૬૧ માં જેવો ઠરાવ હતો તેવો આ કલમમાં છે, અને તે હાયકોર્ટને લાગુ છે.

ગીરોઆપનાર તથા જે બે ટ્રસ્ટીઓને મીલકત આપેલી, તેમના ઉપર ગીરોથી છોડાવવાનો હક્ક બંધ કરવાનો દાવો કરવામાં આવ્યો હતો, તેમાં તે ટ્રસ્ટીના જે એજંટના હવાલામાં તે મીલકત હતી તેના ઉપર બજાવણી કરવામાં આવેલી, તે યુક્ત બજાવણી છે. ૧૩ ક. લા રી. પાનું. ૧૬૧.

પ્રતિવાદીના કુટંબના મરદને સમનઆપવા પોંચાડાય.

૭૮. કોઇ ફરિયાદમાં પ્રતિવાદી મળતો ન હોય અને પોતાની વતી સમન લેવાનો અખત્યાર આપીને તેણે કોઈ મુખત્યાર નીમ્યો ન હોય તો, તેની સાથે રેહેનારા તેના કુટંબમાંના કોઇ પાકી ઊંમરના મરદને સમન પોંહોચાડી શકાય.

ખુલાસો—આ કલમના અર્થ પ્રમાણે ચાકર એ કુટંબનો માણસ ગણાય નહી.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૫૩ ના જેવો આ ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પાકી ઉમરના મરદ માણસ ઉપર સમન બજાવતાં પેહેલાં કોર્ટે ખાત્રી કરી લેવી જોઈએ કે, પ્રતીવાદી મળી શકતો નથી. હાયકોર્ટ હુકમ તા. ૨૪ એપ્રીલ સન ૧૮૬૫.

જેને સમન પોંચાડયો હોય તેણે સમન પોહોચ્યાની સહી કરવી.

૭૯. સમન પોંહોચાડનાર અમલદાર સમનની નકલ પ્રતીવાદીને હાથો હાથ અથવા તેની વતી કોઇ મુખત્યારને કે બીજા સખસને આપે અથવા આપવા માંડે, ત્યારે તેને અસલ સમન પાછળ સમન પોંહોચ્યાનો શેરો લખીને તે ઉપર, જેને નકલ આપી અથવા આપવા માંડી હોય તેની સહી માગવી.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૫૪ ના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ફક્ત સમન્સ બતાવવાથી બસ થતું નથી. ૫ મું. ફોજદારી પાનું. ૨૦.

પ્રતિવાદી સમન લેવાની ના પાડે તો,

૮૦. પ્રતિવાદી અથવા બીજો સખસ સમન પોહોચ્યા બાબતના શેરા ઉપર સહી કરવાની ના કેહે તો,

અથવા ન મળે.

અથવા સમન પોંહોચાડવા જનાર અમલદારને પ્રતિવાદી જડે નહી, અને તેની વતી સમન લેવાને અખત્યાર આપેલો તેનો કોઇ મુખત્યાર ન હોય, તેમ જેને સમન પોંહોચાડી શકાય તેવો કોઇ બીજો સખસ ન હોય તો,

ત્યારે શી રીતે કરવું. સમન પોંહોચાડવા જનાર અમલદારે, પ્રતિવાદી હમેશ જે ઘરમાં રેહતો હોય તે ઘરને બાહારને બારણે સમનની એક નકલ ચોંહડવી, અને પછી અસલ ઉપર શેરો લખીને અથવા અસલ સાથે શેરો જોડીને તે અસલ સમન જે કોર્ટે કાઢયો હોય તે કોર્ટમાં પાછો મોકલવો, તે શેરામાં સદરહુ રીતે નકલ ચોંઢી છે તે વાત તથા જે હકીકતોને લાધે તેણે તેમ કર્યું હોય તે હકીકતો જણાવવી.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૫૫ જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો સમન્સ પક્ષકારે કબુલ કરયો ના હોય અથવા ખરી રીતે તેના ઉપર બજ્યો ના હોય તે સમન્સની નકલ તે પક્ષકાર જે મકાનમાં સાધારણ રીતે રેહતો હોય તે મકાનના આગલે બારણે ચોડવી જોઈએ. તે સમન્સ પાછો આવે એટલે કોર્ટે કલમ ૮૨ પ્રમાણે કામ ચલાવી એવો નિર્ણય કરવો જોઈએ કે, સમન્સ યોગ્ય રીતે બજેલો છે કે નહીં; અને જો નથી બજ્યો તો નવો સમન્સ કાહાડવો કે બીજી રીતે બજાવવો. ૬ વી. રી. ૧૩; પરંતુ પેહેલો સમન્સ પાછો આવે ત્યાં સુધી બીજો સમન્સ કાહાડવો નહી જોઈએ. ૧ ઈ. જ્યુ. ન્યુ. સી. ૨૮૩, ૧૪ વી. રી. ૩૩૬, અને કલમ ૧૦૦ રકમ ૨ જુઓ.

પ્રતીવાદી અમુક મકાનમાં એવી રીતે રેહેનારો જોઈએ કે સમન્સ તેને પોંહોચ્યો છે એવું તેને જાણુવાનું સંભવિત થાય. ૫ મ. પાનું. ૧૦૧. પ્રતીવાદીને કામ ધંધો કરવાની જગોના બારણા ઉપર સમન્સની નકલ ચોડવામાં આવે તો તે બસ નથી. ૭ મુંબાઈ ૧૩૮; તેમ તેણે પોતાનું મકાન છોડીને બે વર્ષ અગાઉ તે ગામ પણ છોડેલું હોય તો, તે મકાન ઉપર ચોડવાથી બસ થતું નથી. ૫ મદ્રાસ. પાનું. ૧૦૧

આ કલમના શબ્દ પ્રમાણે એટલે તે 'સાધારણ રીતે તે ઘરમાં રેહે છે.' એવું રીટને થવું જોઈએ. સન ૧૮૫૯ ના આકટ ૮ મામાં 'પ્રતીવાદી જે ઘરમાં રેહતો હોય' એવા શબ્દો હતા, તેથી એમ ઠરાવવામાં આવ્યું હતું કે 'બાટી' અગર 'મકાન' ઉપર સમન ચોડવાથી બસ થતું નથી, કારણ કે પ્રતીવાદીના કેટલાંક 'મકાનો' પણ હોય. ૧ હાઈડ, ૧૩૨ પરંતુ ૧૭ વી. રી. ૩૬૨ ના ઠરાવમાં બાટી એ શબ્દનો અર્થ રેહેવાનું મકાન એવો કરેલો છે.

સમન્સના કારણસર સદરહુ આકટ ૮ પ્રમાણે રેલવે કંપનીની બાબતમાં તે મુખ્ય હાફીસમાં રેહે છે, એમ ઠરાવેલું છે. ૧ હાઈડ, પાનું ૧૯૭, પરંતુ હાલ કલમ ૧૭ નો ખુલાસો ૨, જુઓ.

મુંબાઈની ફોજનો માણસ ૧૦ દીવસની રજા લેઈ મુંબાઈ આવ્યો હતો, તે સિંધમાં નોકર હતો. સિંધમાં જે દાવાનું કારણ ઉત્પન્ન થયું હતું તે માટે તેની ઉપર મુંબાઈની કોર્ટમાં ફરીયાદ કરી મુંબાઈમાં તેના ઉપર સમન બજાવવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ચાર્ટરની કલમ ૧૨ પ્રમાણે તે મુંબાઈનો રેહેનાર ગણાય નહી, અને તેની ઉપર મુંબાઈમાં સમન્સ બજી શકે નહી. મું. હા. રી. વા. ૧ પાનું. ૧૧૩

સમન પોંહોચાડવાની રીત તથા વખતનો શેરો. ૮૧. કલમ ૭૯ પ્રમાણે સમન પોંહોચાડયો હોય તેવે બધે પ્રસંગે, સમન પોંહોચાડનાર અમલદારે, સમન ક્યારે પોંહોચાડયો અને તે શી રીતે પોંહોચાડયો એ વિશેનો શેરો અસલ સમન ઉપર કરવો કે બીજા પાસે કરાવવો, અથવા તે શેરો અસલ સાથે જોડવો કે જોડાવવો.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૫૬ ના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

નાજર રીટર્ન કરે તે બજાવણીની પુકત શાબેતી નથી. ૩ વી. રી. પરચુરણ પાનું. ૧૧ અને ૧૨ વી. રી. પાનું. ૩૬૫.

સમન પોંહોચાડવા જનાર અમલદારની જબાની.

**૮૨. કલમ ૮૦ પ્રમાણે સમન પાછો આવે ત્યારે, જો સદરહુ કલમની રૂઈયે કરેલા શેરાના ખરાપણા વિશે સમન પોંહોચાડવા જનાર અમલદારે સોગનનામા ઉપર એકરાર કર્યો ન હોય તો, સમન પોંહોચાડવા જનાર અમલદારની તેણે કરેલા કામ સબંધી કોર્ટે સોગન ઉપર જબાની લેવી, અથવા બીજી કોર્ટ પાસે એવી રીતે તે જબાની લેવડાવવી, અને જો તે શેરાના ખરાપણા વિશે સદરહુ રીતે એકરાર કાર્યો હોય તો, સદરહુ કોર્ટને સદરહુ પ્રમાણે જબાની લેવાનો અથવા બીજી કોર્ટ પાસે લેવડાવવાનો અધિકાર છે. અને તે બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવી વધારે તપાસ કરવાને કોર્ટ મુખત્યાર છે, અને પછી સમન બરોબર રીતે પોંહોચ્યો છે એમ કોર્ટે જણાવવું, અથવા પોતાને યોગ્ય લાગે તે રીતે સમન પોંહોચાડવાને હુકમ કરવો.**

સમન પોંહોચાડવાને બદલે બીજી રીત કરવી તે.

**કોર્ટની ખાત્રી થાય કે,-પોતાને સમન ન પોંહોચે એ હેતુથી પ્રતિવાદી ચુકવા ચુકવી કરે છે; અથવા બીજા કોઈ સબબથી હમેશની રીતે સમન બજી શકે તેમ નથી, એમ માનવાનું કારણ છે,-તો-સમનની એક નકલ કોર્ટના મકાનમાં કોઈ પ્રસિદ્ધ ઠેકાણે ચોડવી, અને એક નકલ, પ્રતિવાદી છેલ્લો કયા ઘરમાં રેહેતો હતો એ જાણ્યામાં હોય તો, તે ઘરને કોઈ પ્રસિદ્ધ ઠેકાણે પણ ચોઢવી એવો, અથવા કોર્ટની નજરમાં બીજી જે રીતે યોગ્ય જણાય તે રીતે સમનપોંહોચાડવાનો કોર્ટે હુકમ કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૫૭ જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજ કોર્ટોને લાગુ છે.

જે કામમાં દાવો કરતી વખતે અપીલના પ્રતીવાદીની રેહેવાની જગો લખેલી હોય, તે જગોએ તે અપીલનો પ્રતીવાદી અપીલવાળાને માલમ પડી શકતો ના હોય તો, તે અપીલના પ્રતીવાદી ઉપર અપીલની નોટીસ બજાવવાને આ કલમ તથા કલમ ૮૦ માં જે કામ ચલાવવાની રીતી ઠરાવેલી છે તે લાગુ કરવામાં આવેલી છે. ૧૧ વી. રી. ૪૯૬.

જ્યાં સુધી કોર્ટની એવી ખાત્રી થાય નહી કે પ્રતીવાદી સમન્સને નહીં મળવાના હેતુથી નાસતો ફરે છે; અને તે બાબતનાં કારણો કામમાં લખવામાં આવે નહી ત્યાં સુધી બીજી રીતે બજાવણી કરવાનો હુકમ કરવો નહીં જોઈએ. ૫ ક. ૩૯૭, ૧૯ વી. રી. ૩૫૬ અને તે સમન્સ સાધારણ રીતે બજી શકતો નથી. ૩ વી. રી. ફો. ઠરાવ પાનું. ૬૩.

પ્રતીવાદી સમન્સને નહી મળવાને સારૂ નાસતો ફરે છે એવી કોર્ટની ખાત્રી થવાને બદલે ફક્ત પ્રતીવાદી મળી શકતો નથી, એમ કામમાં લખવામાં આવે તો તે બસ નથી. ૬ વી. રી. ફો. ઠરાવ પાનું. ૭૩, ૭૯.

આર્ટીકલ્સ આફ્ આસોશીએશનમાં વારંવાર એવો ઠરાવ કરવામાં આવેલો હોય છે, કે તે તેના એક ભાગીયા ઉપર તેના રજીષ્ટર થએલા ઠેકાણે બજાવણી કરવામાં આવે તો તે બરોબર છે. પરંતુ તેની તે છેવટની રેહેવાની જગો ના હોય તો તે બજાવણીથી કાયદેસર રીતે બજાવણી થતી નથી. લા. રી. ૧૦ ચ. અ. પાનું. ૨૨૫.

સમન્સ ઉપર કરેલું રીટર્નજ પુક્ત છે, એમ શાબેત થએલું નથી. જડજના હાથથી એવી હકીકત કેહેવામાં આવેલી નથી કે સમન્સનો યોગ્ય રીતે અમલ કરવામાં આવેલો છે, અને પ્રતીવાદીના ઘરના બારણા ઉપર તે ચોહોડવામાં આવેલો તે ઉપરાંત કાંઈ કરેલું જણાતું નથી. આ કલમ પ્રમાણે સ્થાનીક કોર્ટે તે ચોહોડવાની પરવાનગી આપેલી નહી હતી. ફક્ત કલમ ૮૦ પ્રમાણે તે સમન્સ ચોહોડવામાં આવ્યો છે, અને તે કલમ ૮૨ મંજુર રાખવામાં આવે નહી ત્યાંસુધી બસ નથી. ઈ. લા. રી. ૧૦ મું. ૨૦૨.

બીજી કોઈ રીતે સમન પોહોચાડયો હોય અને પ્રતીવાદી હાજર થયો ના હોય, અને કોર્ટ તેની ગેરહાજરીમાં કેસ ચલાવી એકતરફી ફેંસલો આપે તો, પછી મને તે કેસની ખબર ન્હોતી એવું પ્રતીવાદી કહી તે હુકમનામું ફેરાવી શકે નહીં. ઓર્ક. રી. પાનું.૨૫.

પ્રતીવાદી જ્યાં હોય ત્યાં તેને ખબર મળે તેવી પુક્ત મુદત આપવી જોઈએ. માટે જો કે વાદી એકતરફી હુકમનામું મેળવે અને કોર્ટની એવી ખાત્રી થાય કે જે મુદત આપવામાં આવી હતી તે બસ નહી હતી તો, કોર્ટે તે હુકમનામું ફેરાવવું. ઈ. લા. રી.૨ મું.૪૫.

સમન પોંહોચાડ્યાને બદલે બીજી રીત કરી હોય તેનું પરિણામ.

**૮૩. કોર્ટના હુકમથી સમન પોંહોચાડ્યાને બદલે બીજી રીતે કરવામાં આવે, તે જાણે પ્રતિવાદીને હાથોહાથ સમન પોંહોચાડયો હોય એમ ગણવામાં આવશે.**

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાઈકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજ કોર્ટોને લાગુ છે.

બીજી રીતે બજાવણી કરવામાં આવે તે પ્રતીવાદીની જાત ઉપર બજાવણી કરયા બરોબર છે. એક પ્રતીવાદી ઉપર બીજી રીતે સમનની બજાવણી કરવામાં આવેલી તેમાં તે હાજર નહી થવાથી તેણે પોતાના ઉપર થએલું હુકમનામું રદ કરવાને અરજ કરી, એવા કારણથી કે મને નોટીસ પોંહોચી નથી, અને દાવામાં મ્હારો બચાવ કરવાનું પાકું કારણ છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામું રદ થઈ શકતું નથી. ઓર્ક પાનું. ૨૭.

આ પ્રમાણે બજાવણી કરવાનો હેતૂ વાદીઓને વધારે જલદીથી દાદ મળી શકે તેવો છે, અને તકરાર કરવામાં મૂસ્કેલી પડે તેમાંથી બચાવાનો નથી. જે કામોમાં જાત ઉપર બજાવણી થઈ શકતી હોય તે કામોમાં બીજી રીતે બજાવણી થઈ શકે છે. પરંતુ જે કામમાં જાત ઉપર બજાવણી થઈ શકતી ના હોય તેમાં બીજી રીતે બજાવણી કરવાનો ઇરાદો રાખેલો નથી, કારણ કે જે પક્ષકારો ઉપર વાદી દાવો કરવાને માગતો હોય તે પક્ષકારોનું વર્ણન કરવાને વાદી જાણીતો નથી હતો. ૧ સી. પી. ડી. પાનું ૫૬૩.

જે કામમાં જાતીકી બજાવણી કરવામાં આવી હોય અગર કલમ ૮૦ પ્રમાણે સમન્સ પાછો આવ્યો હોય તેમાંજ ફક્ત શેરો કરવાની જરૂર છે. જે કામોમાં બીજી રીતે બજાવણી કરવામાં આવી હોય તેમાં દેખીતી રીતે શેરો કરવાની જરૂર નથી. ૫ ચ. ડી. ૫૧૨.

સમન પોંહોચાડવાને બદલે બીજી રીત કરવાનું કહ્યું હોય ત્યારે હાજર થવાની મુદત ઠરાવવી.

૮૪. સમન પોંહોચાડ્યાને બદલે બીજી રીત કરવાનો કોર્ટ હુકમ કરે તો, તે પ્રસંગે પ્રતિવાદીને હાજર થવા સારૂ જોઇએ તેટલી મુદત કોર્ટે ઠરાવવી.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૫૮ ના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

બીજી રીતે બજાવણી કરવામાં આવેલી હોય તો પ્રતીવાદી જે જગોએ હોય તે જગોએ પ્રતીવાદીને તેની ખબર પોહોચે એવી પુક્ત મુદત આપવી જોઈએ, માટે જો કે વાદી એકતરફી હુકમનામું મેળવે અને કોર્ટની એવી ખાત્રી થાય કે જે મુદત આપવામાં આવી હતી તે બસ નહી હતી તો, કોર્ટે તે હુકમનામું ફેરાવવું જોઈએ. ઈ. લા. રી. ૨ મું. પાનું. ૪૪૯.

પ્રતિવાદી બીજી કોઈ કોર્ટની હકુમતમાં રેહેતો હોય અને સમન લેવાને તેનો કોઈમુખત્યાર ન હોયત્યારે સમન શીરીતે પોંહોચાડવો.

૮૫. જે કોર્ટમાં ફરિયાદ માંડી હોય તે શિવાયની બીજી કોઈ કોર્ટની હકુમતમાં પ્રતિવાદી રેહેતો ન હોય, અને ફરિયાદ થએલી કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં રેહેનાર હોય એવો સમન લેવાના અખત્યારવાળો તેનો મુખત્યાર ન હોય ત્યારે, પ્રતિવાદીને રેહેવાનું ઠેકાણું, હાઇકોર્ટ શિવાયની બીજી જે કોર્ટની હકુમતમાં હોય અને જે કોર્ટ વગર અડચણે સમન બજાવી શકે, તે કોર્ટમાં ફરિયાદ થએલી કોર્ટે પોતાના કોઇ અમલદાર સાથે અથવા ટપાલ મારફતે સમન મોકલવો, અને પ્રતિવાદીને હાજર થવા સારૂ તે પ્રસંગે જોઇએ તેટલી મુદત ઠરાવવી.

જે કોર્ટને સમન મોકલવામાં આવે તે કોર્ટે સમન પોંહોચે એટલે, જાણે પોતેજ તે સમન કાઢયો હોય તેવી રીતે તજવીજ કરવી, અને પછી આ પારેગ્રાફ પ્રમાણે જો કાંઈ લખાણ થયું હોય તો, તે સહીત સમન, પ્રથમ જે કોર્ટે તે કાઢયો હોય તે કોર્ટમાં પાછો મોકલવો.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૫૯ ના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. કલમ ૭૨ નીચેની ટીકા જુઓ.

આ કલમ મુજબ કાઢેલા સમનો સાધારણ રીતે જે દીસ્ત્રીકટમાં તે બજાવવાના હોય તે દીસ્ત્રીકટના જડજને ન મોકલવા, પણ જે કોર્ટ ઘણી સગવડથી તે બજાવી શકે તે કોર્ટને મોકલવા. એટલે કે પ્રતીવાદી અથવા સાહેદ જે મુનસફની હકુમતમાં રેહેતો હોય તે મુનસફને મોકલવા. ક. સ. આ. સન ૧૮૭૨ નંબર ૧૭ તા. ૧૪ મેએ.

ડીસ્ત્રીકટ જડજોએ હમેશ હાયકોર્ટ તરફથી આવેલા રીટ ઉપર તે પોંહોચ્યાની તારીખ લખવી, અને પાછા મોકલતી વખતે તે બજાવવાને સારૂ ઠરાવેલી મુદત ઉપરાંત ઢીલ થઈ હોય તો, તે શા કારણથી થઈ તે લખવું. મુ. હા. સ. આ. ૯.

મુફસીલની કોર્ટોએ કાઢેલી

૮૬. કલકત્તા, મદ્રાસ, મુંબઇ, અને રંગુન એ શેહેરોની હદની બાહાર સ્થપાએલી કોઇ કોર્ટે કાઢેલી કોઈ પ્રોસેસ સદ-

પ્રોસેસ રંગુન અને ઈલાકાના શેહેરોમાંશીરી તેપોંહોચાડવી. — રંગુ કોઇ શેહેરમાં પોંહોચાડવી હોય, ત્યારે જે સ્માલકાજકોર્ટની હકુમતમાં તે પ્રોસેસ પોંહોચાડવી હોય, તે સ્માલકાજકોર્ટને તે મોકલવી.

અને તે સ્માલકાજકોર્ટ જાણે તે પ્રોસેસ પોતેજ કાઢી હોય, તે રીતે તેની તજવીજ કરવી.

અને પછી જે કોર્ટે તે પ્રોસેસ કાઢી હોય તે કોર્ટને તે પાછી મોકલવી.

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા ઈલાકાની તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જેલમાંહોયતે પ્રતીવાદીને પોંહોચાડવાનું. — **૮૭.** પ્રતિવાદી જેલમાં હોય ત્યારે, જે જેલમાં તેને કેદ રાખ્યો હોય તે જેલ જેના તાબામાં હોય તે અમલદારને સમન આપવો, અને તે અમલદારે પ્રતિવાદીને સમન પોંહોચડાવવો.

સમન ઉપર સમન પોંહોચ્યાનો શેરો કરીને પ્રતિવાદી અને જેના તાબામાં જેલ હોય તે અમલદાર એ બંનેએ સહી કરવી, ને સમન જે કોર્ટે કાઢયો હોય તે કોર્ટને પાછો મોકલવો.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૧૫ માની કલમ ૧૫ ના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે શેરો કર્યાથી સમન્સની બજાવણી કર્યાનો પુરાવ થાય છે, અને તે નાજરના રીટર્ન કરતાં ચઢતા દરજ્જાનો પુરાવ છે. લા. રી. ક પી. અને ડી. પાનું. ૨૩૩.

હિંદુસ્થાનમાં જન્મટીપનો કેદી હોય તે દિવાનીરાહે મરણ પામેલો ગણાતો નથી. સદર દિવાની અદાલત વાબ્યપ્રાંત સન ૧૮૫૩ પાનું. ૭૫૯.

બીજા ડિસ્ટ્રીકટમાં જેલ હોય ત્યારે શી રીતે કરવું. — **૮૮.** પ્રતિવાદીને કેદ રાખેલો હોય તે જેલ, જે ડીસ્ટ્રીકટમાં ફરિયાદ કરી હોય તે ડિસ્ટ્રીકટમાં ન હોય, તો તે જેલ જેના તાબામાં હોય તે અમલદારને ટપાલ મારફતે અથવા બીજી રીતે સમન મોકલી શકાય, અને તે અમલદારે પ્રતિવાદીને સમન પોંહોચડાવવો; અને પછી સમન ઉપર સમન પોહોચ્યા બાબત શેરો કરીને તથા કલમ ૮૭ માં ઠરાવ્યા પ્રમાણે સહીઓ લઇને, જે કોર્ટે તે કાઢયો હોય તે કોર્ટને પાછો મોકલવો.

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પ્રતિવાદી બ્રિટીશ ઈંડિયાની બહાર રેહેતો હોય અને સમન લેવાને તેનો કોઈ મુખત્યાર ન હોય ત્યારે તેશીરીતે પોંહોચાડવો. — **૮૯.** પ્રતિવાદી બ્રિટિશ ઈંડિયાની બાહાર રેહેતો હોય, અને સમન લેવાને અખત્યાર આપેલો કોઇ તેનો મુખત્યાર બ્રિટિશ ઈંડિયામાં ન હોય ત્યારે, પ્રતિવાદી રેહેતો હોય તે ઠેકાણાનું સરનામું કરીને તેને સમન મોકલવો અને તે ઠેકાણું તથા કોર્ટ બેસતી હોય તે ઠેકાણું એ બેની વચ્ચે ટપાલનો સબંધ હોય તો, તે સમન ટપાલ મારફતે રવાને કરવો.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૬૦ ના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સન ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે એવું ઠરાવવામાં આવ્યું છે કે જે જગોએ પોસ્ટઓફીસમાં રજીષ્ટર કરેલો કાગળ જતો ના હોય, તે જગોએ ટપાલની મારફતે સમન્સ મોકલી શકાતો નથી; પરંતુ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૬૬ ઉપર જે ઠરાવ થએલો તે આ કલમમાંથી બાતલ કરવામાં આવ્યો છે, અને એવા શબ્દો વધારવામાં આવ્યા છે કે "જે જગોએ કોર્ટ હોય તે જગો તથા આવી જગોની વચ્ચમાં ટપાલથી વ્યવહાર ચાલતો હોય તો." ૧૦ વી. રી. ૩૪૯. પરંતુ કલમ ૯૫ જુઓ.

રીવાજ પ્રમાણે રજીષ્ટર કરાવેલા પાકીટથી સમન્સ મોકલવામાં આવે છે, અને જો તે પક્ષકાર હાજર ના થાય તો જે જગોએ સમન્સ મોકલવામાં આવેલો હોય, તે જગોએ તે પક્ષકાર છે અથવા થોડી મુદતથી રેહે છે એવી પ્રતિજ્ઞા ઉપર હકીકત આપવી જોઇએ. ૧૫ વી. રી. પાનું. ૩૧. જે સખસ રજીષ્ટર કરાવીને મોકલેલો કાગળ લે નહીં, તે સખસ તે કાગળના મજકુરની અજ્ઞાનતા વિશે તકરાર કરી શકતો નથી. ૧૬ વી. રી. ૨૨૩.

બ્રિટિશ રેસિડંટ અથવા કોર્ટ મારફત પારકા મુલકમાં પોંહોચાડવા બાબત.

**૯૦. જે મુલકમાં પ્રતિવાદી રેહેતો હોય તે મુલકની અંદર અથવા તે મુલકને વાસ્તે બ્રિટિશ રેસિડંટ અથવા એજંટ, અથવા બ્રિટિશ સરકારે નિમેલો સુપ્રિન્ટેન્ડેટ અથવા ગવર્નર જનરલ ઇન કૌંસિલના અધિકારની રૂએ સ્થાપેલી અથવા ચાલુ રાખેલી કોઈ કોર્ટ હોય તો, તે રેસિડંટ, એજંટ, સુપ્રિન્ટેડેંટ, અથવા કોર્ટ ઉપર પ્રતિવાદીને પોંહોચાડવા સારૂ ટપાલ મારફતે અથવા બીજી રીતે સમન મોકલી શકાય; અને આ કાયદામાં પાછળ બતાવી છે તે રીતે પ્રતિવાદીને સમન પોંહોચાડેલો છે એવો પોતાની સહી સુદ્ધાંનો શેરો લખીને તે રેસીડંટ, એજંટ સુપ્રિન્ટેડેંટ અથવા તે કોર્ટનો જડજ સમન પાછો મોકલે તો, તે શેરો સમન પોંહોચ્યાનો પુરાવો ગણવો.**

**ટીકા**—આ કલમ નવી છે,અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પરરાજ્યમાં કોઇ પ્રોસેસ બજાવવાનું હોય તો, બેલીફની સ્પેશીયલ નીમનોક કરી તે પ્રોસેસ મોકલી શકાતું નથી. ૨ બેં. લા રી. પાનું. ૫૯.

સમનનેબદલે પત્ર લખવો.

**૯૧ કોર્ટના અભિપ્રાયમાં એમ આવે કે સમનને બદલે પત્ર લખવો જોઇએ એવો પ્રતિવાદીનો મરતબો છે તો, આ આકટમાં પાછળ ગમે તેમ કહ્યું હોય તે છતાંએ, જડજની અથવા તે કામને વાસ્તે જડજ નીમે તે અમલદારની સહી સુધાંતનો પત્ર સમનને બદલે મોકલવાને કોર્ટ મુખત્યાર છે.**

**સમનમાં જે જે વિગતો લખવી જોઇએ તે બધી પત્રમાં લખવી, અને કલમ ૯૨ માં ઠરાવ્યું છે તેને અનુસરીને બધી રીતે તે પત્ર સમન તરીકે ગણવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૬૪ ના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

તે પત્ર મોકલવાની રીત.

**૯૨. સમનને બદલે સદરહુ પ્રમાણે પત્ર લખવામાં આવે ત્યારે તે, ટપાલ મારફતે અથવા કોર્ટ પસંદ કરે તે સુદામ માણસની**

**માણસની સાથે અથવા કોર્ટને યોગ્ય લાગે એવી બીજી કોઈ રીતે, પ્રતિવાદીને મોકલવો; પણ સમન લેવાનો અખત્યાર આપેલો પ્રતિવાદીનો કોઈ મુખત્યાર હોય તો, તે મુખત્યારને પણ આપવાને અથવા મોકલવાને હરકત નથી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૬૫ ના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પરરાજ્યમાં દિવાની પ્રોસેસ બજાવવાને ખાસ માણસ મોકલી શકાતું નથી. ૨ બં. લા. રી. પાનું. ૫૯ અને ૧૦ વી. રી. પાનું. ૩૪૯.

---

## પ્રોસેસ પોંહોચાડવાનું.

જે પક્ષકાર પ્રોસેસ કઢાવે તેને ખરચે તે પોંહોચાડવી.

**૯૩. આ કાયદા પ્રમાણે કાઢેલી પ્રત્યેક પ્રોસેસ, કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જે પક્ષકારની તરફથી તે કાઢી હોય તે પક્ષકારને ખરચે પોંહોચાડવામાં આવશે.**

પોંહોચાડવાનું ખરચ.

**પોંહોચાડવાને વાસ્તે જે કોર્ટ ફી લાગવી જોઇએ, તે પ્રોસેસ નિકળ્યાં પેહેલાં કોર્ટ નીમે તે વખતની અંદર લેવામાં આવશે.**

**ટીકા**—સન ૧૮૬૪ ના આક્ટ ૨૩ માની કલમ ૨ ના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

"આ પ્રોસેસ કાહાડનારી કોર્ટ જે મુદત ઠરાવે તેની અંદર" એવા શબ્દો છોડી દેવામાં આવ્યા છે. સન ૧૮૬૧ ના આક્ટ ૨૩ મા પ્રમાણે દાવાની અરજી અથવા અપીલની યાદદાસ્ત આવે, એટલે તે રજીષ્ટર કરીને કામની સુનાવણીનો દીવસ કોર્ટે ઠરાવવો જોઈએ, અને વળી અસલ પ્રતીવાદી ઉપર અથવા અપીલના પ્રતીવાદી ઉપર સમન્સ અથવા નોટીસની બજાવણીનું ખર્ચ ભરવાની કોર્ટે મુદત ઠરાવવી જોઈએ, તે વ્યાજબી મુદત ઠરાવવી જોઈએ. અને જો તે ખર્ચ ભરવાને કસુર કરવામાં આવે તો, જરૂર પડે તો કલમ ૫ માં ઠરાવેલી કોર્ટ ગુન્હેગારી ઠરાવવી જોઈએ. જે કામમાં મુદત ઠરાવવામાં આવી ના હોય અને ચાર મહીના સુધી પ્રોસેસો બજાવેલાં ના હોય, અને વાદીએ પોતાના દાવાની પુષ્ટીમાં પુરાવ નહી કરવાથી કોર્ટે દાવો કાહાડી નાંખ્યો હોય તો, તેવાં કામ પાછાં મોકલવામાં આવે છે, ૩ બં. લા. રી. ૨૫, ૧૧ વી. રી. પાનું. ૨૯૦. આ કાયદા પ્રમાણે તે મુદત ઠરાવવાની જરૂર નથી, પરંતુ જેવો રીવાજ સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૩ માં ચાલતો હતો તેવો ચાલુ છે. અને પક્ષકારને ફી ભરવાને પુષ્કળ લાગ મળ્યા છતાં તે ભરે નહીં તો, કલમ ૯૭ પ્રમાણે દાવો કાહાડી નાંખી શકાય છે.

લેખી નોટીસો અને હુકમો શી રીતે પોંહોચાડવા તે.

**૯૪. આ કાયદા પ્રમાણે કોઈ પણ સખસને જે નોટીસોને હુકમો આપવાના અથવા પોંહોચાડવાના હોય તે નોટીસો અને હુકમો લખેલા હોવા જોઇએ, અને સમન પોંહોચાડવાને આ આક્ટમાં પાછળ કહેલ છે તે રીતે તે પોંહોચાડવા.**

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હિંદુસ્તાનમાં ઈંગ્રેજી રાજ્યની બાહાર રેહેનાર સખસ પાસે લેહેણું હોય તો, તે જમે કરવા વિષે. ઈં. લા. રી. ૫ મું. પાનું. ૨૪૯.

## ટપાલ ખરચ.

ટપાલખરચ. **૯૫. આ કાયદા પ્રમાણે કોઈ નોટીસ, કાગળ કે સમન કાઢીને ટપાલ મારફતે મોકલવામાં આવે, તેમાં ટપાલ ખરચ બેસે તેમ હોય તો, તે ખરચ તથા તે નોટીસ, સમન કે કાગળ રજીષ્ટર કરવાની ફી, લખોટો રવાને થાય તે પેહેલાં કોર્ટ નીમે તે વખતની અંદર આપવાં.**

**પરંતુ એવું ઠરાવ્યું છે કે ગવરનર જનરલ ઈનકાંઉસીલની પ્રથમ મંજુરી લેઇને, તે ટપાલ ખરચ અથવા ફી અથવા બંને વાનાં માફ કરવાને કે તેને બદલે કોર્ટ ફી લેવાનો દર ઠરાવવાને, સ્થાનિક સરકાર મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવીછે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હિંદુસ્તાનમાં ટપાલખાતાના અધિકારીઓ હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરીની હકુમત બાહાર રેહેનારા સખસો ઉપર કાગળો રજીષ્ટર કરવા કે તેની પોહોંચ આપવા ના પાડે છે, એટલા માટે આવે ઠેકાણે જ્યાં સમન્સ મોકલવાનો હોય ને રજીષ્ટર કાગળ જઇ શકતો ના હોય, ત્યાં આ કલમ મુજબ સમન મોકલી શકાય નહીં. ૧૦ સ. વી. રી. પાનું. ૩૪૯.

પરરાજ્યમાં કોઈ સાધારણ દિવાની પ્રોસેસ બજાવવાનું હોય તો, સ્પેશીઅલ બેલીફ મોકલી શકાય નહીં. ૨ બં. લા. રી. પાનું. ૫૯.

## બાબ ૭ મો.

### પક્ષકારોએ હાજર થવા વિશે તથા ન હાજર થવાના પરિણામ વિશે.

પ્રતિવાદી હાજર થઇને જવાબ આપવા સારૂસમનમાં ઠરાવેલે દિવશે પક્ષકારોએહાજર થવું. **૯૬. પ્રતિવાદીને હાજર થઇને જવાબ દેવાનો સમનમાં જે દિવશ ઠરાવ્યો હોય, તે દિવશે પક્ષકારોએ જાતે અથવા પોતપોતાના પ્લીડરોની મારફતે કોર્ટના મકાનમાં હાજર રેહેવું; અને આગળનો એક દિવશ ઠરાવીને તે દિવશ ઉપર મુકદમાની સુનાવણી કોર્ટ મુલતવી ન રાખે તો, તેજ દિવશે તેની સુનાવણી થશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૦૯ ના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

વાદી તેના તેજ વકીલ અથવા વકીલોની મારફતે હાજર થવો જોઈએ, અને સામાન્ય રીતે જુદા જુદા વકીલોની મારફતે હાજર થઈ શકતો નથી, ૮ મું. પાનું. ૨૪૧. કલમ ૧૭૯ મી નીચેની ટીકા જોવી.

પક્ષકારોએ જાતે અથવા તેઓના વકીલોની મારફતે હાજર થવાની બાબતમાં કલમ ૧૦૦ નીચેની ટીકા જુઓ.

માત્ર વકીલાતનામું દાખલ કરવાથી જાતે અથવા વકીલ મારફતે હાજર થયાનું ગણાય નહી. ૭ વી. રી. પાનું. ૮૧.

સમન કાઢવાનીફી વાદી એ નઆપવાથી સમન નપોહોંચાડયો હોયત્યારેફરિયાદકાઢીનાંખવી.

**૯૭. પ્રતિવાદીને હાજર થઇને જવાબ દેવાનો જે દિવશ સદરહુ રીતે ઠરાવ્યો હોય તે દીવશે એમ માલમ પડે કે, સમન પોંહોચાડવાને જે કોર્ટ ફી લાગવી જોઈએ તે ભરવાને વાદી ચુકયો તેથી સમન પ્રતિવાદીને પોહોડયો નથી, તો તે ફરિયાદ કાઢી નાંખવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

વિશેષઠરાવ.

**પરંતુ, પ્રતિવાદીને હાજર થઈને જવાબ આપવાનો જે દિવશ ઠરાવ્યો હોય, તે દિવશે પ્રતિવાદી જાતે અથવા મુખત્યારની મારફતે હાજર થવાની તેને પરવાનગી હોય ત્યારે, મુખત્યાર મારફતે હાજર રેહે તો, તેના ઉપર સમન બજ્યો ન હોય તોએ, સદરહુ પ્રકારનો હુકમ કરવો નહીં.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૫ જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ હુકમનામાની બજાવણીના કામને લાગુ છે. ઈં. લા. રી. ૯. ક. ૧૬૧. ૧૧ ક. લા. રી. પાનું. ૪૦૯

જ્યારે અસલ પ્રતીવાદી અથવા વધારેલા પ્રતીવાદીના ઉપર સમન્સ બજેલો ના હોય અને તે હાજર થાય નહી તો, જો અકસ્માત રીતે વાદીને ખર્ચ ભરવું રહી ગયેલું હોય તો નવો સમન્સ કાહાડવાને તે અરજ કરી શકે છે; અથવા સદરહુ કારણથી દાવો કાહાડી નાંખવામાં આવે તો નવો દાવો કરે. ૫ મું. પાનું ૧૧૮. પરંતુ સુનાવણીનો દીવશ ઠરાવેલો હોય તે પેહેલાં એકકે કામનો નીકાલ કરવો નહી જોઈએ. ઈં. લા. રી. ૨ અ. પાનું. ૩૧૮.

સમન્સમાં ઠરાવેલા વખત પેહેલાં પ્રતીવાદી હાયકોર્ટમાં હાજર થાય તો જનરલ કામોના લીસ્ટમાં તે કામ રાખવાને હાયકોર્ટને અખત્યાર છે, અને રજીસ્ટ્રારે તે પ્રમાણે કરવું જોઈએ, અથવા ચેંબર્સમાં જડજને તેમણે પુંછવું જોઈએ કે તેમ કરવું કે નહી. ૪ બં. લા. રી. અ પાનું. ૭૫

એક અપીલ તા. ૮ માર્ચને રોજ દાખલ કરવામાં આવી, તેનો તા. ૯ એપ્રીલના રોજ સુનાવણી કરવાનો દીવશ ઠરાવવામાં આવ્યો. પરંતુ તે દીવશે તે સુનાવણીપર લેવામાં આવી નહી, તેથી અપીલવાળાએ અપીલના પ્રતીવાદી ઉપર બજાવણીનું ખર્ચ મળવાને તા. ૧૯ મીને રોજ અરજ કરી, પરંતુ તે અરજ નામંજુર કરવામાં આવી. કોર્ટે તે કામ કાહાડી નાંખ્યું, એવું લખીને જવાબ આપવામાં આવેલો છે કે તે પક્ષકારે વકીલ કરવો જોઈતો હતો, અને આવી ભુલ શુદ્ધ અંતઃકર્ણથી થયેલી છે એવું ખુલ્લું ના હોય તો, આવી ભુલ જવા દેવી નહી જોઇએ. ૧૧ વી. રી. પાનું. ૪૧૭.

**અપીલ**—પ્રથમ એવો વિચાર કરવામાં આવેલો છે કે આ કલમ પ્રમાણે જે હુકમ

કરવામાં આવે છે તેવો કરેલો હુકમ તે ફેંસલો નથી. ૪ વી. રી. આકટ ૧૦ પાનું ૪૫, ૪ વી. રી. ૮૫, અને આવો અભિપ્રાય ચીફજસ્ટીસ કૌસસાહેબનો છે. ૫ મૂ. ૧૧૮ વિરૂદ્ધ અભિપ્રાય ૩. વી. રી. પરચુરણ પાને ૨૩ મે ઠરાવ છે તેમાં બતાવેલો છે, અને તે પ્રમાણે ચાલીને, ૭ વી. રી. ૩૩૮ નો ઠરાવ કરેલો છે; પરંતુ આ ઠરાવો બાબત જસ્ટીસ શીવરસાહેબનો અભિપ્રાય ૧૦ વી. રી. ૧૬૦ મે છે તે જુઓ. આ કાયદા પ્રમાણે તે હુકમ તે હુકમનામું નથી, એમ જણાય છે. ઈ. લા. રી. ૯ ક. ૬૨૭, ૧૨ ક. લા. રી. પાનું. ૪૮૪.

જો કોઈ પક્ષકાર હાજર ન થાય તો ફરીયાદ કાઢી નાંખવી.

**૯૮. પ્રતિવાદીને હાજર થઇને જવાબ દેવાનો જે દિવશ ઠરાવ્યો હોય તે દિવશે, અથવા ત્યાર પછીના બીજા જે દિવશ ઉપર ફરિયાદની સુનાવણી મુલત્વી રાખી હોય તે દિવશે એમાંથી કોઇ પણ પક્ષકાર હાજર ન થાય, અને દફતરમાં કારણ લખીને તે ઉપર પોતાની સહી કરીને જડજ બીજી રીતે ન ફરમાવે તો, ફરિયાદ કાઢી નાંખવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૦ ના ઠરાવ જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે કામોમાં સુનાવણી સારૂ ઠરાવેલા દીવશે બેઉ પક્ષકારો ગેરહાજર હોય તેને આ કલમ લાગુ છે. જે કામમાં પક્ષકાર હાજર હોય પણ કોર્ટ રાખેલી જરૂર પ્રમાણે નોટીસ બજાવેલી ના હોય તેને આ કલમ લાગુ થતી નથી. ૧૪ વી. રી. ૪૦૧. તે પરચુરણ કામોને લાગુ છે. ૪ અ. ૧૦, અને બજાવણીના કામોને પણ લાગુ છે. ૩ બેં. લા. રી. પાનું. ૧૭.

કમાલમલ વિ, રંગસ્વામી આયંગર ( ૪ મ ૫૬ ) ના કામમાં હાયકોર્ટે સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૦ સબંધી કહ્યું છે કે " કલમ ૧૧૦ માં પ્રતીવાદીને હાજર થઈને જવાબ દેવાને સારૂ ઠરાવેલા દીવશે પક્ષકારો હાજર ના થાય અગર બીજે કોઇ દીવશે કામ બંધ રાખવામાં આવેલું હોય તે દીવશે તે હાજર ના થાય તો, તે વિશે ઠરાવ કરેલો છે, માટે કલમ ૧૪૭ પ્રથમ દર્શનિક જરૂરની નથી; પરંતુ એમ જણાય છે કે આ કલમ અને કલમ ૧૧૧ થી ૧૧૪ સુધીની કલમો દાવાની પેહેલી સુનાવણી સબંધી છે. પછી તે પેહેલી સુનાવણી સમન્સમાં ઠરાવલી તારીખે હોય કે જે દીવશને વાસ્તે તે કામ બંધ રાખવામાં આવેલું હોય તે દીવશે હોય તેની ચીંતા નહી. "

કલમ ૫૪૯ પ્રમાણે કરેલા હુકમને આ કલમ લાગુ છે, ઈ. લા. રી. ૭ અલ્હા. પાનું. ૫૪૨.

એકે પક્ષકાર હાજર નહી હોવાથી જીલ્લા મુનસફે પોતાની ફાઈલ ઉપરથી દાવો કાહાડી નાંખ્યો. વાદીઓએ પાછળથી અરજ કરી, તે ઉપરથી તે કામ પાછું ફાઈલ ઉપર લેવામાં આવ્યું. જીલ્લા જડજે તે પાછું ફાઈલ ઉપર લીધાનો હુકમ ફેરાવ્યો. ઠરાવવામાં આવ્યું કે તે કાહાડી નાંખ્યાનો હુકમ કાયદા વિરૂદ્ધ છે, અને ધારીએ કે તે કામ કાહાડી નાંખવામાં આવ્યું છે, તોપણ જીલ્લા જડજનો હુકમ હકુમત વિનાનો છે, માટે તે કાહાડી નાંખ્યાના હુકમ ઉપર જીલ્લા જડજની રૂબરૂ અપીલ ચાલી શકતી નથી. ઈ. લા. રી. ૧૦ મ. પાનું. ૨૭૦ અને ૨૯૦ જુઓ.

એક કામમાં બેઉ પક્ષકારો હાજર નહી થયાથી કોર્ટે કેસ કાઢી નાંખ્યો હતો. પક્ષકારોએ સોગનનામાથી કોર્ટની ખાત્રી કરી આપી કે એ દીવશે કેસ મુલત્વી રાખ્યો હતો, એ-

વું માની તેઓ હાજર થયા નહી હતા, તેથી કોર્ટે તે કેસ ચલાવવાનો ફરી સમન કાઢયો હતો. ૨ હાઈક. રી. પાનું. ૨૧૬.

કાઢી નાંખેલી ફરીયાદ ફરી દાખલ કરતી વખતે મુદતની હરકત ના હોય તો, ૩૦ દીવશમાં એવી ફરીયાદ થઇ શકે છે. ૩ બં. લા. રી. અ. પાનું. ૧૪૦.

આવે પ્રસંગે વાદી નવી ફરી યાદ આણે.

**૯૯. કલમ ૯૭ અથવા ૯૮ પ્રમાણે ફરિયાદ કાઢી નાંખવામાં આવે ત્યારે (મુદતના કાયદાનો બાધ ન આવે તો) વાદી નવી ફરિયાદ આણી શકે, અથવા ફરિયાદ કાઢી નાંખ્યાના હુકમની તારીખથી ૩૦ દિવશની મુદતમાં જો વાદી કોર્ટની ખાત્રી કરે કે,—સમન પોંહોચાડવાને વાસ્તે આપેલા વખતમાં જરૂરની કોર્ટ ફી ન ભરવાનો કે, ગેરહાજર રહ્યો હોય તો, હાજર ન થવાનો પુરતો સબબ હતો;—તો તે કાઢી નાંખ્યાનો હુકમ રદ કર્યો છે એમ કોર્ટે ફરમાવવું, અને ફરિયાદનું કામ આગળ ચલાવવાનો દિવશ નીમવો.**

અથવા કોર્ટ ફરિયાદ પાછી ફાઈલ ઉપરલે.

બજ્યા વગર સમન પાછો આવ્યા પછી એકવર્ષ સુધી વાદીનવો સમ નકાઢવા વિશે ની અરજી કર વાને ચુકે તો ફરીયાદકાહાડી નાંખવી.

**૯૯. અ. કોઈ સમન, (પછી તે સન ૧૮૮૨ ના જુન મહીનાની પેહેલી તારીખ અગાઉ હોય કે ત્યાર પછી હોય), પ્રતિવાદી ઉપર અથવા ઘણા પ્રતિવાદીઓ પૈકી એક પ્રતિવાદી ઉપર કાઢયો હોય ને તે બજ્યા સિવાય પાછો આવે, અને સમન પાછો આવ્યાથી એક વર્ષ સુધી વાદી નવો સમન કાઢવા સારૂ અરજ ન કરે, તથા જે પ્રતિવાદીને સમન બજ્યો ન હોય તે પ્રતિવાદીનું રેહેવાનું ઠેકાણું શોધિ કહાડવાની પોતાથી બની તેટલી કોસીસ કરી છે. અથવા સદરહુ પ્રતિવાદી પ્રોસેસ (સમન) ની બજાવણી ચુકાવે છે, એવી કોર્ટની ખાત્રી ન કરે તો સદરહુ પ્રકારના પ્રતિવાદી ઉપરનો દાવો કાહાડી નાંખવાને કોર્ટ મુખત્યાર છે.**

**એવે પ્રસંગે (મુદતના કાયદાને અનુસરીને) નવો દાવો કરવાને વાદી મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૦ તથા સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૭ જોવો. આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પરચુરણ કામો જે બજાવણીમાં હોય તેને પણ લાગુ છે. ૪ અલહા. ૧૦, ૩ બં. લા. રી. પાનું ૧૭, વળી કલમ ૬૨૭ જુઓ.

'વાદીને હાજર થતાં જોઈતા કારણથી અટકાવ થયો હતો' એવી કોર્ટની ખાત્રી કરવાને તેણે એમ બતાવવું જોઈએ કે શુદ્ધબુદ્ધિથી ભુલ થએલી છે, અને તે ગેરવ્યાજબી નહી હતી. ૩. મુ. પાનું. ૬૦.

સુનાવણીનો દીવશ ઠરાવતા પેહેલાં ફી ભરવાને કસુર કરવાથી જો એકાદો દાવો કાહાડી નાંખવામાં આવ્યો હોય તો, આ પ્રમાણે જડજની તરફથી ગેરસીરસ્તે કરવામાં આવે, આ કલમ પ્રમાણે નવો દાવો કરવાને વાદીનો હક્ક છે, તેમાંથી તે બાતલ થતો નથી. ઈં. લા. રી. ૨. અલહા. પાનું. ૩૧૮.

**અપીલ**—દાવો કહાડી નાંખ્યાનો હુકમ રદ કરવાને ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. માટે ફક્ત નવો દાવો કરવાને ઈલાજ રાખેલો છે. ૭ વી. રી. ૩૩૮, વી. રી. સન ૧૮૬૪ પરચુરણ પાનું ૨૦, માર્સે, ૬૩. વાવ્યપ્રાંતમાં જુદી રીતનોરીવાજ છે. ૪. અલ્હા. પાનું. ૧૦.

ઈ. લા. રી. ૧૦ મ. પાને ૨૭૦ અને ૨૯૦મે જે ઠરાવ છે તે ઉપરની ક. ૫૮મી નીચે જુઓ.

ફક્તવાદીજ હાજર થાય તો કામ ચલાવવાની રીત.

**૧૦૦. વાદી હાજર થાય અને પ્રતિવાદી હાજર ન થાય તો, નિચે પ્રમાણે કામ ચલાવવું:—**

જ્યારેબરોબ રીતે સમનપોહોચ્યો હોય ત્યારે.

**(अ) સમન બરોબર રીતે પોંહોચ્યો છે .એમ સાબીત થાય તો એકતરફી કામ ચલાવવાને કોર્ટ મુખત્યાર છે.**

જ્યારેસમન બરોબર રીતે ન પોહોચ્યો હોય ત્યારે.

**(ब) સમન બરોબર રીતે પોંહોચ્યો છે એમ શાબીત ન થાય તો, પ્રતિવાદી ઉપર બીજો સમન કાઢીને તે પોંહોચાડવાનું કોર્ટે ફરમાવવું.**

સમન પોહોચ્યો હોય પણ યોગ્ય મુદતની અંદરન પોહોચ્યોહોયત્યારે.

**(क). પ્રતીવાદીને સમન પોહોચ્યો પણ સમનમાં ઠરાવેલે દિવશે હાજર થઈને જવાબ આપાવાને જેટલી જોઈએ તેટલી મુદતની અંદર તે પોંહોચ્યો નથી એમ સાબીત થાય તો, કોઈ આગળનો દિવશ ઠરાવીને તે દીવશ ઉપર ફરીયાદની સુનાવણી કોર્ટે મુલત્વી રાખવી, અને તે દિવશની નોટીસ પ્રતિવાદીને આપવી એમ ફરમાવવું.**

**વાદીની કસુરને લીધે પ્રતિવાદીને પુરતા વખતમાં સમન ન પોંહોચ્યો હોય તો, સદરહુ મુલત્વી રાખવાથી થએલું ખરચ વાદીએ આપવું, એમ કોર્ટે હુકમ કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૧, ૧૧૨ અને ૧૧૩ ના ઠરાવો જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જ્યારે વાદી હાજર થાય અને પ્રતીવાદી હાજર ના થાય, તોપણ આ કલમ પ્રમાણે ચાલવું જોઈએ; પછી પ્રતીવાદી ઉપર કરેલો સમન્સ તેને હાજર થઈને ફક્ત જવાબ દેવાનો હોય કે તેની સાથે હાજર થઈને પુરાવ આપવાનો હોય. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૩૫૩.

જે કામમાં સમન્સની બજાવણી સંતોષકારક રીતે શાબેત કરવામાં આવે નહીં, ત્યાં સુધી તે કામની એકતરફી તપાસ કરવી નહીં જોઈએ. ૨૩ વી. રી. ૪, પરંતુ પ્રતીવાદી સાક્ષી તરીકે હાજર થાય તે વિશે તમામ ઇલાંજ કરેલો હોવો જોઇએ, એવી જરૂર નથી. માટે સમન્સની બજાવણીની શાબેતી બસ છે, અને જો તે શાબેતી આપવામાં આવે તો રકમ ब. અને क. માં ઠરાવેલી એક અગર બીજી રીતી પ્રમાણે જરૂરે ચાલવું જોઇએ. ઈ. લા. રી. ૫ ક. ૩૫૩, અને જો કામમાં સમન્સની બજાવણીનો કાંઇ પુરાવ લખી

લીધેલો ના હોય તો, એકતરફી હુકમનામું કાયદેસર અસર વિનાનું છે. ૧૨ વી. રી. ૨૧૧. ફક્ત પ્રતીવાદી ગેરહાજર હોય તે ઉપરથી દાવો ચાચો છે, એવું વ્યાજબીરાહે અનુમાન થતું નથી, કોર્ટ ઓછામાં ઓછું એટલું જોવાને બંધાએલા છે કે દાવો પ્રથમ દર્શનિક રીતે શાબેત થએલો છે. ૧૫ વી. રી. પાનું. ૫૦૩.

**એકતરફી**—જે કામમાં પક્ષકારને જાતે હાજર થવાને સમન્સ કરવામાં આવેલો હોય, તેમ છતાં તે જાતે હાજર નહી થતાં વકીલની મારફતે હાજર થાય તો, તે બાબત સદર દીવાની અદાલત વાવ્યપ્રાંત સન ૧૮૬૩ પાનું ૩૭ નો ઠરાવ છે, અગર જો યોગ્ય રીતે નીમેલા વકીલની મારફતે હાજર થાય, પરંતુ તેને જવાબ દેવાને હકીકત બતાવેલી ના હોય અગર બીલકુલ જવાબ દેવો નહીં એમ કહેલું હોય તો તે વીશે. ૪ મું. ૨૦૬ નો ઠરાવ છે. ( આ ઠરાવ પ્રમાણે બંગાળામાં ચાલવામાં આવ્યું નથી. ૨૦ વી. રી. ૫૩ ), અગર એકાદો કાનસલ પક્ષકારની તરફથી હાજર થઈને કામ બંધ રાખવાને અરજ કરે, પણ તે ના મંજુર કરવાથી કામ વિશે પોતાને માહીતી નહી મળવાના કારણથી તે હાજર ના થાય તો, આ કલમ પ્રમાણે તે પક્ષકાર હાજર નથી. ૬ બં, લા. રી. પાનું ૬૮૮, તેમજ ફક્ત વકીલાતનામું ફાઇલ કરવામાં આવેલું હોય, પણ પક્ષકાર જાતે કે વકીલની મારફતે સુનાવણી વખતે હાજર થાય નહી તો, તે પક્ષકાર હાજર નથી. ૭ વી.રી. ૮૧; તેમ આવી હકીકતથી લખેલી હકીકત તેણે રજુ કરી છે એમ થતું નથી. ૧ અલ્હા. ૧૫૪. તેમજ પ્રતીવાદીએ વકીલાતનામું ફાઇલ કરેલું હોય અને ફેંસલો થતા પેહેલાં જપ્તી આપવામાં હરકત લીધી હોય અને પછી સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩ ની છેલ્લી રકમ પ્રમાણે જવાબમાં તકરાર કરવાને વકીલની મારફતે અરજ કરી હોય, તેમ છતાં તેની અરજી નામંજુર કરવામાં આવે છે, અને તેના વિરૂદ્ધ ફેંસલો આપવામાં આવે છે. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે પ્રતીવાદીની આ વર્તણુંકથી હાજર થયા થતું નથી, માટે તે દાવો એકતરફી ફેંસલ કરવામાં આવ્યો. ૮ વી. રી. પાનું. ૪૦૦.

**એકતકફી નહી**—પ્રતીવાદીએ લખેલી હકીકત આપી હોય નહી–તેમ મુખજુબાનીથી હકીકત કહેલી ના હોય, તોપણ પ્રતીવાદી જાતે કે વકીલની મારફતે હાજર થયો હોય તો, તે કામ એકતરફી નથી. માર્સ ૩૨, ૭ વી. રી. ૨૯૫. જે વખતે કામ શીરૂ થયું તે વખતે પ્રતીવાદી જો કે ગેરહાજર હતો, તોપણ ફેંસલો લખતા પેહેલાં તે હાજર થયો અને પુરાવ આપ્યો. ૧૦ વી. રી. ૧૬૯, અને જે કામમાં એક સખસને સહપ્રતીવાદી તરીકે વધારવામાં આવ્યો, અને તેણે જો કે તકરાર કરીકે મને મારો જવાબ તૈયાર કરવાની મુદત મળેલી નથી, તોપણ તે એકતરફી કામ છે એમ ઠરાવવામાં આવેલું છે. ૩ બં. ૧૧૩. એક સોલેનામાની રૂઇએ હુકમનામું કરાવવામાં આવ્યું. પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીએ હાજર થઈને કહ્યું કે મારા ઉપર નોટીસ બજેલી નથી, અને સોલેનામું જુઠું બનાવટનું છે, માટે તપાસ કરીને દાદ અપાવવી જોઈએ, એવી અરજ કરી. ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામું એક તરફી નથી. ૧૪ વી. રી. પાનું. ૨૯૯.

પ્રતીવાદી ગેરહાજર રેહેવાથી કસુર કરેલી હોવી જોઇએ. તેના ઉપર તે હાજર છતાં હુકમનામું કરવામાં આવેલું હોય, એવા કારણથી કે વાદીની હકીકત નાશાબેત કરવાને સાક્ષીઓ અથવા પુરાવ નથી તો; આ કલમ લાગુ થતી નથી.

બીજો સમન્સ કાહાડતા પેહેલાં પેહેલો સમન્સ પાછો આવેલો હોવો જોઈએ. કલકત્તા

હાયકોર્ટના મે સન ૧૮૭૫ ના રૂલ ૧૨મા પ્રમાણે બીજો સમન્સ આપવાને જડજનો કુલઅખત્યાર છે, માટે જે હકીકતથી તે વિશે અરજ કરેલી હોય તે હકીકત વિશે તેઓ તપાસ કરવાને બંધાયલા છે, માટે જે કામમાં ઘણી વાર લાગેલી હોય અને તે વિશે કાંઇ ખુલાસો કરવામાં આવેલો ના હોય તો, તેમણે તે અરજ નામંજુર કરવી જોઈએ. ૧૫ બં. લા. રી. ૧૨.

પ્રતીવાદી હાજર થઈ શકે તેવી યોગ્ય મુદતમાં તેના ઉપર સમન્સ બજાવવામાં આવેલો ના હોય તો, કોર્ટ બીજા દીવશને વાસ્તે કામ બંધ રાખવાને બંધાએલા છે, અને આ નિયમથી એક કામમાં પ્રતીવાદીના ઉપર સવારમાં દસ વાગે તેજ દીવશે ૧૨ વાગે હાજર થવાનો સમન્સ બજાવવામાં આવ્યો હતો, અને તે હાજર થયો હતો, માટે તેને વાસ્તે તે કામ બંધ રાખવું જોઇતું હતું, ૧૮. વી. રી. ૧૪૧. એક પ્રતીવાદી હાજર થયો નથી, તેના વિષે એમ કેહેવામાં આવેલું છે કે તે દીવાનો છે, તેથી જડજે દાવો કાહાડી નાંખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે જડજે બરોબર કરેલું નથી, પણ સન ૧૮૫૮ ના આકટ ૩૫ મા પ્રમાણે તેમણે તપાસ કરવી જોઇતી હતી. ૨ વી. રી. પરચુરણ પાનું. ૭.

જો દાવો મુદતની અંદર થઈ શકે તેવું હોય અથવા સામાન્ય કાયદા પ્રમાણે ફરી તપાસ કાંઈ વ્યાજબી મુદતની અંદર કરાવી શકતો ના હોય તો, કલમ ૧૦૮ પ્રમાણે પ્રતીવાદી અરજ કરી શકે છે. ૨૨ વી. રી. ૨૧૩, ૨૦ વી. રી. પાનું ૩. પરંતુ જો હકીકત ખુલ્લી રીતે બતાવેલી હોય તો, "ફરીતપાસ" એ સાંકીત શબ્દથી આ કલમ પ્રમાણે કરેલો હુકમ જોવાને કોર્ટોને અટકાવ થતો નથી. ૧૫ વી. રી ૪૩૧. કલમ ૧૦૮ પ્રમાણે ઈલાજ કરયા વિના પ્રતીવાદી એકતરફી હુકમનામા ઉપર પણ અપીલ કરી શકે છે. ઈ. લા. રી. ૮ ક. પાનું. ૨૭૨.

આ કલમને સન ૧૮૭૯ નો આકટ ૧૭ મો દક્ષણના ખેડુતોના બચાવ બાબત છે, તેથી અસર થાય છે. ઈ. લા. રી. ૫ મું. પાનું. ૧૮૪.

એક પ્રતીવાદી ઉપર એકતરફી હુકમનામું કરવામાં આવેલું, પણ તેણે આ કાયદાની કલમ ૧૦૮ મુજબ કાંઇ કામ ચલાવેલું નહી, પણ તે હુકમનામા ઉપર કલમ ૫૪૦ પ્રમાણે અપીલ ચાલી શકે છે. ઈ. લા. રી. ૯ ગ. પાનુ. ૪૪૫.

મુલતવી રાખેલીસુનાવણી ને દિવશે પ્રતિવાદીહાજર થાય અને પ્રથમ હાજરનથવાનુ મજબુતકારણ બતાવેત્યારે શી રીતે કરવું.

**૧૦૧. કોર્ટે ફરિયાદની એકતરફી સુનાવણી અમુક દીવશ ઉપર મુલતવી રાખી હોય, અને તે સુનાવણીની વખતે અથવા તે પેહેલાં પ્રતિવાદી હાજર થઇને પોતાને પ્રથમ ગેરહાજર રહેવાનું મજબુત કારણ બતાવે તો, ખરચ અથવા બીજી રીતની કોર્ટ ફરમાવે તે શરતો કરીને, તેને હાજર થવાને ઠરાવેલે દીવશે તે હાજર થયો હોત ત્યારે તેનો જવાબ જે રીતે સાંભળ્યો હોત, તે રીતે ફરિયાદનો જવાપ તેની પાસેથી સાંભળી શકાય.**

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૧ ના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને તે લાગુ છે.

પેહેલી સુનાવણી બાબત નીચેની તારીખ પછી લગભગ એક માસ સુધી પ્રતીવાદી હાજર થયો નથી, પછી તેણે પોતાનો જવાબ આપવાને પોતાના વકીલ મારફતે અરજ

કરી છે. પ્રથમ શા કારણથી તે હાજર થયો નથી તે બરોબર તે બતાવી શક્યો નથી, તેથી તેના વિરૂદ્ધ ફેંસલો આપવામાં આવ્યો. ઠરાવવામાં આવ્યું કે (૧) તે ફેંસલો એકતરફી છે, (૨) અસલકોર્ટ ફરી સુનાવણી કરે તેજ ફકત ઇલાજ છે, અને (૩) તે હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ૧૮ વી. રી. ૪૦૦. આ કાયદા પ્રમાણે આવા હુકમ ઉપર અપીલ ચાલતી નથી. (કલમ ૫૮૮)

ઈં. લા. રી. મદ્રાસવા. ૯ પાનું ૪૪૫ નો ઠરાવ કલમ ૧૦૦ નીચેની નોટમાં છે, તે જુઓ.

જ્યારે ફક્ત પ્રતીવાદીહાજરથાયત્યારેકામ ચલાવવાનીરીત.

**૧૦૨. પ્રતિવાદી હાજર થાય અને વાદી હાજર ન થાય તો કોર્ટે ફરિયાદ કાઢી નાંખવી. પરંતુ પ્રતિવાદી દાવો અથવા તેનો કાંઇ ભાગ કબુલ કરે તો, તે કબુલત ઉપરથી પ્રતિવાદી વિરૂદ્ધ કોર્ટે હુકમનામું કરવું, અને દાવાનો માલ એક ભાગ કબુલ કર્યો હોય ત્યારે બાકીના ભાગ પુરતી ફરિયાદ કાઢી નાંખવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૪ મીના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકોજકોર્ટોને લાગુ છે.

આ કલમ બજાવણીના કામને લાગુ છે. ૩ બં. લા. રી. ૧૭. કલમ ૬૪૭ જુઓ. હુકમનામાના દેણદારોએ હાજર થઈ હુકમનામાની બજાવણીમાં હરકત લીધી, અને કોર્ટે તપાસ કરીને હુકમનામાવાળાની ગેરહાજરીમાં હુકમ કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે તે નારાજી થયો હોય તો, સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૯ પ્રમાણે ફરીતપાસ કરવવાને અરજ કરી શકે છે. ૧૨ વી. રી. ૪૨૮. જે કામમાં સ્થાનિક તપાસ કરવાને કમીશન કાહાડવામાં આવેલું હોય અને કમીશનરને પક્ષકારો હાજર રાખવાની જરૂર હોય તો, પછી પ્રતીવાદી નીમેલે દીવશે હાજર થાય અને વાદી હાજર ના થાય તો, આ કલમ પ્રમાણે કમીશનર દાવો કાહાડી નાંખી શકે છે, માર્સ. પાનું. ૧૩૯.

સાક્ષીઓ હાજર નહીં થવાના કારણથી દાવો આ કલમ પ્રમાણે કાહાડી નાંખી શકાતો નથી. ૫ અલ્હાબાદ. પાનું. ૭૪.

**ફેંસલો**—દાવો કાહાડી નાંખવો જોઈએ અથવા તેમાં હુકમનામું કરવું જોઇએ, માટે દાવો ફાઇલ ઉપરથી 'કાહાડી નાંખવો' તે કામનો નીકાલ કરવાની યોગ્ય રીતી નથી, તેથી તેનો કાયદેસર અસર થતો નથી. માટે પ્રતીવાદીએ એવી તકરાર કરી હતી કે આના આજ દાવાના કારણથી પ્રથમનો દાવો આ કલમ પ્રમાણે કાહાડી નાંખવામાં આવેલો છે, અને આખરનો હુકમ "નંબર ખેરીજ" તરીકે કરવામાં આવેલો, તેમાં ઠરાવવામાં આવ્યું કે કાંઈ ફેંસલો આપવામાં આવ્યો નથી, માટે એક વખત નિર્ણય થયાની તકરાર ચાલવી નહી જોઈએ ૧૭ વી. રી. ૨૧૯; પરંતુ ખરા શબ્દો વાપરવાને અપીલકોર્ટે દાવો 'દુર કરયો' એવા શબ્દો વાપરયા હોય તો, ઠરાવેલું છે તે ખરી રીતે એકતરફી ફેંસલો કરવામાં આવેલો છે, ૧૦ વી. રી. પાનું. ૩૪૮

**અપીલ**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૯ મીથી ઠરાવવામાં આવ્યું છે કે "વાદીની ગેરહાજરીથી તેના વિરૂદ્ધ કરેલાં ફેંસલા ઉપર અપીલ ચાલશે નહી." આ શબ્દો હાલના કાયદામાં નથી, અને વાદી ફક્ત અપીલ કરી શકતો નથી એટલુંજ નહી, પણ બંગાળા, મદ્રાસ અને મુંબાઇમાં જે રીવાજ કલમ ૧૦૩ પ્રમાણે જે કામ ચલાવવાની રીતી ચાલુ છે તેનો ફાયદો પણ લેઈ શકતો નથી. ઇ. લા. રી. ૮ ક. પાનું ૨૭૨; ઈં. લા. રી.

૨ મું. ૬૪૪, ઈ. લા. રી. ૨ મ. ૭૫, પરંતુ વાબ પ્રાંતમાં તે પ્રમાણે નથી. ઈ. લા. રી. ૪ અલ્હાબાદ, પાનું. ૩૮૭

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૪ પ્રમાણે અઘટીત રીતે દાવો ફેંસલ ક૰રવામાં આવ્યો હોય, અને તે કલમ ૧૪૮ પ્રમાણે ફેંસલ કરવાને પાછો મોકલવામાં આ૰વ્યો હોય તો, એવું ઠરાવવામાં આવેલું છે કે નવો પુરાવ લેઈ શકાતો નથી, પરંતુ જે કા૰ગળો હોય તે ઉપરથી ફેંસલો કરવો જોઇએ. ૩ બં. લા. રી. પાનું. ૯૧

વકીલ નીમ્યો હોય પણ દાવાનો જવાબ કેમ દેવો તે બાબત વકીલને કાંઈ સમજુત આપી ન હોય તો, તે હાજર થયું કેહેવાય નહી. ૭ વી. રી. ૮૧, ૪ મું. હા. રી. પાનું. ૨૦૬

પ્રતીવાદીએ કોર્ટે ઠરાવેલી મુદતમાં લખેલી કેફીયત દાખલ નહીં કરવાથી તે લેવા ના પાડી, અને પ્રતીવાદીના વકીલ રૂબરૂ મુદ્દા નક્કી કરયા. પ્રતીવાદીના વકીલને વાદીના શાક્ષી૰ઓની ઉલટ તપાસણી કરવા દીધી, અને વાદીના લાભમાં હુકમનામું કરયું, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામું એકતરફી કેહેવાય નહી. ઈ લા. રી ૧ મુ. પાનું. ૨૧૭. આ૰વાજ ઠરાવ ૧૯ વી. રી. ૪૧૭ અને ૨૫ વી. રી. ૨૦૫ માં પણ થયા છે.

આ કલમ પ્રમાણે જે હુકમનામાના દેણદારની પોતાની મીલકતનું લીલામ રદ કરા૰વવાની અરજી કાહાડી નાંખવામાં આવી હોય, તે હુકમનામાના દેણદારને આ કાયદાની ક૰લમ ૬૪૭ તે કલમ ૫૮૮ ની રકમ ૮ સાથે વાંચતાં અપીલ કરવાનો હક આપેલો નથી. ઈ. લા રી. ૧૦ મું. પાનું. ૪૩૩

આ કલમ પ્રમાણે દાવો કાહાડી નાંખવામાં આવ્યો હોય તો, તેનો ઈરાદો પ્રતીવાદી ના લાભમાં એક વખત નિર્ણય થઇ ગયા પ્રમાણે અમલ કરવાનો નથી. ઈ. લા. રી.૧૬ ક. ૯૮.

વાદીનીગેરહાજરીથીતેનાવી રદ હુકમનામું થાય તો પછી નવી ફરીયાદ ચાલશે નહી.

**૧૦૩. જ્યારે કલમ ૧૦૨ પ્રમાણે તમામ ફરીયાદ અથવા તેનો કાંઈ ભાગ કાઢી નાંખવામાં આવ્યો હોય, ત્યારે દાવાના તેજ કારણ સબંધી વાદીની નવી ફરીયાદ ચાલશે નહીં. પ૰રંતુ કાઢી નાંખ્યાનો હુકમ રદ કરાવવા સારૂ અરજ કરવાને વાદી મુખત્યાર છે; અને ફરિયાદ સુનાવણીને વાસ્તેનીકળી ત્યારે કોઈ પુરતા કારણને લીધે વાદીથી હાજર થવાનું બન્યું નહી, એમ શાબીત થાય તો કોર્ટે, ખરચ અથવા બીજી રીતની પો૰તાને યોગ્ય લાગે તે શરતો કરીને, કાઢી નાંખ્યાનો હુકમ રદ કરવો, અને ફરિયાદનું કામ આગળ ચલાવવાનો દિવશ નીમવો.**

**આ કલમ પ્રમાણે કરવાનો હુકમ, વાદીએ પોતાની અરજી વીશેની લે૰ખી નોટીસ પ્રતિવાદીને પોંહોચાડી ન હોય તો, કરવો નહીં**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૯ ના જેવો આ કલમનો ઠરાવ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સાંથ લેવાને આ દાવો કરેલો હતો તે કસુર કરવાથી કાહાડી નાંખ્યો, તેથી કબજા બાબતનો દાવો કરવાને હરકત થતી નથી. ૧૨ ક. લા. રી. ૨૯, ઈ. લા. રી. ૯ ક. ૪૨૬

આ કલમ પરચુરણ કામોને લાગુ છે. ૫ અલ્હાબાદ, ૧૬૪, ૧૨ વી. રી. ૪૨૮, ૧૮ વી. રી. ૨૦૭; તે વિશેષ ન્યાયના આકટની કલમ ૯ પ્રમાણેના પ્રોસીડીંગને પણ લાગુ છે. ઈ. લા. રી. ૪ મ. ૨૧૭; પરંતુ ફકત અસલ કામોને લાગુ છે. વી. રી. સન ૧૮૬૪

પરચુરણ પાનું ૨૧, અને અપીલના કામોને લાગુ નથી. ઈ. જુ. જુ. સી. ૬૮, ૭ વી રી. ૪૨૫, ૩ મદ્રાસ, ૧૦૯, ૨૨ વી. રી. ૫૩૭, કલમ ૫૫૫ મી વિગરેમાં અપીલો સાંભળવાને જે ખાસ કામ ચલાવવાની રીતી ઠરાવેલી છે તે જુઓ.

આ કલમ અને પરીણામે કલમ ૧૦૨ જે દીવશે કામ બંધ રાખેલું હોય તેને લાગુ છે કે ફક્ત પેહેલી સુનાવણીને લાગુ છે તે વિશે હજુ નક્કી નિર્ણય થયેલો નથી. એક કામ સ્થાનિક તપાસ કરવાને કમીશનરની તરફ મોકલવામાં આવેલું હતું, પણ વાદી હાજર નહી થવાથી તે કાહાડી નાંખવામાં આવ્યું હતું. તેમાં અપીલમાં એવી તકરાર કરવામાં આવી હતી કે સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૧૪ (જે કલમ ૧૦૨ ના જેવી હતી) લાગુ થતી નથી, કારણ કે જડજની કોર્ટમાં પક્ષકારો પોત પોતાના વકીલોની મારફતે હાજર હતા. કોર્ટે તે હરકત નામંજુર કરી, અને ઠરાવ્યું કે તે કલમ લાગુ છે. ૪ મદ્રાસ. ૫૯. મદ્રાસ હાયકોર્ટે ઠરાવ્યું છે કે કલમ ૧૧૪ મી ફક્ત દાવાની પેહેલી સુનાવણીને લાગુ છે, પછી તે સમન્સમાં ઠરાવેલો દીવશ હોય કે જે દીવશને માટે સુનાવણી બંધ રાખવામાં આવી હોય તેની ચીંતા નહી ખરી રીતે તે સવાલ ઉત્પન્ન થએલો નથી, કારણ કે તે કામમાં પક્ષકાર ગેરહાજર નહી હતો, પરંતુ પુરાવ રજુ કરવાને કસુર કરવામાં આવી હતી. કલમ ૧૫૭ મી હાલની કામ ચલાવવાની રીતી હરકોઈ દીવશને માટે કામ બંધ રાખવામાં આવ્યું હોય તે દીવશને માટે લાગુ થાય છે, પરંતુ જે સખ્સ મુદત લે અથવા કસુર કરે તેના કામને લાગુ થતી નથી. તેનો કલમ ૧૫૮ મીમાં સમાસ થાય છે. ઈ. લા. રી. ૭ મદ્રાસ પાનું. ૪૧.

આ કલમ પક્ષકાર ગેરહાજર સિવાય બીજા કારણથી દાવા કાહાડી નાખવામાં આવ્યા હોય તેને લાગુ થતી નથી. એક કામ તા. ૧૬ નવંબરના રોજ પ્રથમ સુનાવણીપર લેવામાં આવ્યું હતું, અને તેની આખરની સુનાવણીનો દીવશ તા૦ ૨૨ જાન્યુએરીનો ઠરાવેલો હતો, અને તા૦ ૨૩ મીના રોજ વાદીના વકીલે કહ્યું છે કે મ્હારા સાક્ષીઓ હાજર નથી, માટે હું તે કામ ચલાવી શકતો નથી, તેથી તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. ઠરાવવામાં આવ્યું કે તે કાહાડી નાંખ્યાની હકીકત કલમ ૧૧૯ પ્રમાણે નથી, પણ કલમ ૧૪૮ (જે કલમ ૧૫૮ ના જેવી હતી) પ્રમાણેનો તે હુકમ છે. ૪ મદ્રાસ, ૫૬, ૫ અલ્હા. ૭૪, ૭ અલ્હા પાનું. ૭૭. અને એક દાવો ચલાવવાને કસુર કરવાથી કાહાડી નાંખવામાં આવ્યો હતો, તે એવા કારણથી કે વાદીએ ભથુ ભરવાને કસુર કરેલી છે. આ હુકમ આ કલમ પ્રમાણે નથી, એમ વિચારવામાં આવેલું છે. ૭ અલ્હા. પાનું. ૧૨૬, તેમજ વાદી કીંવા તેનો વકીલ તકરારો સાંભળવાને ઠરાવેલા દીવશે હાજર થયો નહી, તેથી દાવો કાહાડી નાંખવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ લાગુ થતી નથી. ઈ લા. રી. ૩ અલ્હા. ૨૫૨. આવા કામોમાં આ કલમ પ્રમાણે ફરીતપાસ મંજુર રાખી શકાતી નથી, પણ ફેંસલાની ફરીતપાસ કરવાને જે સામાન્ય નિયમ છે તે મુજબ તે મંજુર રાખી શકાય છે, ૭ અલ્હાબાદ પાનું. ૧૨૬.

**અપીલ**—જે દાવામાં અપીલ ચાલી શકે છે તે જે દાવો કાહાડી નાંખ્યાનો હુકમ રદ કરવાને ના કહ્યાનો હુકમ છે તે ઉપર ચાલી શકે છે (કલમ ૫૮૮), પરંતુ તે દાવો ફરીથી ફાઈલ ઉપર લેવાને હુકમ કરેલો હોય તે ઉપર અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૫ ક. ૭૧૧. વળી હુકમનામા ઉપર અપીલ ચાલે છે. ઈ. લા. રી. ૮ ક. પાનું. ૨૭૨.

જાતે અથવા વકીલ મારફત હાજર થયો હોય, પણ લખેલી હકીકત અથવા જવાબ દાખલ કરયો ન હોય, તોપણ તે હાજર થયો ગણાય છે, અને તેની વિરૂદ્ધ થયેલું હુકમનામું એકતરફી ગણાય નહી. માસ. રી. પાનું. ૩૨.

હાજર નહી થઈ શકવાનું વ્યાજબી કારણ બતાવે તો, તે વગર કપટે હાજર થયો ન્હોતો, એવું ગણવું જોઈએ. ૩ મું. હા. રી. પાનું. ૬૦.

પક્ષકાર એમ કેહેકે મને નોટીસ પોહોચી ન્હોતી, તેથી હું હાજર થયો ન્હોતો. જડજે નાજરના રીપોર્ટ ઉપરથીજ ખાત્રી માનવી નહી જોઈએ. બજાવનાર અમલદારની પ્રતિજ્ઞા ઉપર જુબાની લેવી જોઈએ. ૪ વી. રી. પાનું. ૪.

સન ૧૮૭૯ માં વાદીએ એક બાબજી પાસેથી તકરારી જમીન ખરીદ કરેલી, અને તે વખતે એક રામચંદ્રના કબજામાં ગીરોરાખનાર તરીકે હતી. બાબજીએ તે ગીરો આપવાને માથે રાખેલું હતુ, પણ તેણે તે આપ્યું નહીં. સન ૧૮૮૧માં વાદીએ ગીરોથી છોડાવવાનો દાવો કરયો, અને તે વાદી હાજર નહી થવાના કારણથી સન ૧૮૭૭ ના આક્ટ ૧૦ માની કલમ ૧૦૨ પ્રમાણે કહાડી નાખવામાં આવ્યો. તેથી તેણે પાછળથી જમીનનો કબજો લેવાને બાબજી તથા રામચંદ્ર ઉપર દાવા કરયો. પ્રતીવાદીએ તકરાર કરી કે આ કલમ પ્રમાણે દાવો ચાલતો નથી. ઠરાવવામાં આવ્યું કે બે દાવાઓમાં દાવાનું કારણ જુદુ જુદુ છે, અને આ દાવો ચાલતો નથી. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૨૮.

હુકમનામાના જે દેણદારની કલમ ૧૦૨ પ્રમાણેની અરજી કાહાડી નાંખેલી હોય, તે કાહાડી નાંખ્યાનો હુકમ રદ કરવાની અરજી આ કલમ પ્રમાણે નામંજુર કરેલી હોય, તે આ કાયદાની કલમ ૬૪૭, તે કલમ ૫૮૮ની રકમ ૮ સાથે વાંચતાં તેને અપીલ કરવાનો હક્ક આપતી નથી. ઈ. લા. રી. ૧૦ મું. પાનું ૪૩૩.

ઈ. લા. રી. ૮ અલ્હા. પાને ૨૦ નો ઠરાવ આ કાયદાની કલમ ૫૮૮ નીચેની ટીકામા જુઓ.

બેઉ કામોમાં ગીરોથી છોડાવવાનો હક્ક ઈનકાર કરવામા આવેલો હતો, પછી દાદ જુદી જુદી રીતે માગવામાં આવેલી હોય તો તેથી તેના તેજ દાવાના કારણને હરકત થતી નથી. ઇ. લા. રી. ૧૫ ક. પાનું. ૪૨૨.

ઈ. લા. રી. ૧૦ અલ્હા. પાનુ ૧૧૯ નો ઠરાવ કલમ ૬૨૨ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૬ ક. પાનું ૯૮ નો ઠરાવ ઉપરની કલમ ૧૦૨ નીચે છે, તે જુઓ.

બ્રિટીશ ઈંડિયાનીબાહાર રેહેનાર પ્રતિવાદી હાજર ન થાય ત્યારે કામ ચલાવવાની રીત.

**૧૦૪ બ્રિટીશ ઈંડિયાની બાહાર રેહેનારા પ્રતિવાદી ઉપર ફરિયાદ હોય, અને સમન લેવાનો અખત્યાર આપેલો તેનો મુખત્યાર ન હોય ત્યારે, ફરિયાદની સુનાવણીને વાસ્તે જે દિવશ ઠરાવ્યો હોય તે દિવશે અથવા જે દિવશ ઉપર તે સુનાવણી મુલત્વી રાખવામાં આવી હોય તે દિવશે, પ્રતિવાદી હાજર ન થાય તો, પોતાની ફરિયાદનું કામ આગળ ચલાવવાની પરવાનગી સારૂ વાદી કોર્ટને અરજ કરી શકે. અને કોર્ટને યોગ્ય લાગે તે શરતોથી તથા તે રીતે વાદીને પોતાની ફરિયાદ ચલાવવાની છુટ છે, એમ ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.**

ટીકા—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૫૦ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ઘણા વાદીઓ પઈકી એક અથવા વધારે ગેરહાજર રહે ત્યારે કામ ચલાવવાની રીત.

**૧૦૫.** એક કરતાં વધારે વાદીઓ હોય અને તે પઈકી એક અથવા વધારે હાજર થાય અને બાકીના ન થાય તો, હાજર થયેલા વાદી અથવા વાદીઓની અરજ ઉપરથી, જાણે બધા વાદીઓ હાજર થયા હોય તે રીતે ફરિયાદનું કામ આગળ ચલાવવાની પરવાનગી આપવાને તથા પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૧૬ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ઘણા પ્રતિવાદીઓ પઈકી એક અથવા વધારે ગેર હાજર હોય ત્યારે કામચલાવવાની રીત.

**૧૦૬.** એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય અને તે પઇકી એક અથવા વધારે હાજર થાય અને બાકીના ન થાય તો, મુકદ્દમાનું કામ આગળ ચલાવવું, અને હાજર ન થયા હોય તે પ્રતિવાદીઓની બાબતમાં ફેંસલો કરતી વખતે, પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કોર્ટે કરવો.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૧૬ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એક કામમાં તમામ પ્રતીવાદીઓ હાજર નહી હતા, તેથી આ કલમ પ્રમાણે કામ ચલાવવામાં આવ્યું, અને તમામ પ્રતીવાદીઓ ઉપર સાધારણ રીતે હુકમનામું કરવામાં આવ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ગેરહાજર પ્રતીવાદી ઉપરનું હુકમનામું એકતરફી નથી. ૧૨ વી. રી. પાનું. ૩૭૯.

જાતે હાજર થવાને જે પક્ષકારને હુકમ કર્યો હોય તે પુરતુ કારણ બતાવ્યા વગર ગેરહાજર રહે તો તેનું પરિણામ.

**૧૦૭.** કોઇ વાદી અથવા પ્રતિવાદીને કલમ ૬૬ અથવા ૪૩૬ ના ઠરાવ અન્વય જાતે હાજર થવાનો હુકમ કર્યો હોય, તે જાતે હાજર ન થાય, અથવા તે પ્રમાણે હાજર ન થવાનું કોર્ટની ખાત્રી લાયક પુરતુ કારણ ન બતાવે, તો હાજર ન થનારા વાદી તથા પ્રતિવાદી પ્રત્યેકને લાગુ પડે એવા જે નિયમ પાછળ ગયેલી કલમોમાં લખેલા છે તે, બધા તે વાદીને અથવા પ્રતિવાદીને અનુક્રમે લાગુ પડશે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૧૭ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એક સખસ જાતે હાજર થવાનો સમન્સ નહી માનતાં હાજર થયો નહી, પણ તેનો વકીલ હાજર હતો, તોપણ તેના ઉપર એકતરફી હુકમનામું કરવામાં આવ્યું. સદર દિવાની અદાલત વાવ્યપ્રાંત સન ૧૮૬૩ પાનું. ૩૭.

ઈ. લા. રી. અલ્હાબાદ. વા. ૮ પાને ૨૦ નો ઠરાવ, આ કાયદાની કલમ ૫૮૮ નીચેની ટીકામાં જુઓ.

---

## એકતરફી હુકમનામાં રદ કરવાં વિષે.

પ્રતિવાદી વિરૂદ્ધ એકતરફી થએલું હુકમનામું રદ કરવાનું.

૧૦૮. કોઇ કામમાં પ્રતિવાદીની વિરૂદ્ધ એકતરફી હુકમનામું થયું હોય તો, તે રદ કરવાનો હુકમ કરવા સારૂ તે હુકમનામું કરનારી કોર્ટને પ્રતિવાદી અરજ કરવાને મુખત્યાર છે.

**અને સમન યોગ્ય રીતે બજ્યો ન્હોતો, અથવા ફરિયાદ સુનાવણીને વાસ્તે નીકળી તે વખતે કોઇ પુરતા સબબને લીધે પોતાથી હાજર થઈ શકાયું નહી, એમ પ્રતિવાદી કોર્ટની ખાત્રી કરે તો, ખરચ વિશે, કોર્ટમાં રકમ ભરવા વિશે, અથવા બીજી રીતની કોર્ટને યોગ્ય લાગે તે શરતો કરીને, હુકમનામું રદ કરવાનો કોર્ટે હુકમ કરવો, અને ફરિયાદનું કામ આગળ ચલાવવાનો દિવશ નિમવો.**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૯ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે કરેલી એક અરજી નામંજુર કરવામાં આવી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે નામંજુર કરવાના હુકમ ઉપર અપીલ ચાલી શકે છે–કલમ ૮૮ (૯), પરંતુ બીજી અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૯ ક. ૮૩૨. એકતરફી હુકમનામાની ફરી તપાસ થઈ શકે છે. ઈ. લા. રી. ૫ અલ્હા. ૬૫. ૧૩ ક. લા. રી. ૨૫૪, અને વળી તે ઉપર કલકતામાં અપીલ ચાલી શકે છે, પણ અલ્હાબાદમાં ચાલતી નથી. ઇ. લા. રી. ૪ અલ્હા. પાનું ૩૮૭.

એકતરફી હુકમનામા ઉપર અપીલ કરવા બાબત કલમ ૧૦૨ નીચેની ટીકા જુઓ.

જે દીવશ ઉપર કેસ મુલતવી રાખ્યો હોય તે દીવશે પ્રતીવાદી હાજર ન થાય તે માટેની આ કલમ નથી. આ કલમ તો પ્રતીવાદી કોઈ દીવશ સમન મુજબ હાજર થયો ન હોય તે માટે છે. ૩ બં. લા. રી. પાનું. ૧૨૧.

એકતરફી હુકમનામું રદ કરાવવા માટે જે મુદતમાં અરજ કરવી જોઇએ તે મુદતમાં અરજ નહી કરયા છતાં કોર્ટે એ એકતરફી હુકમનામું ફેરવવાનો હુકમ કરયો હોય તો, તે હુકમ ઉપર અપીલ ચાલશે. ૩ વી. રી. ૩૦૦, અને તે એકતરફી હુકમનામું રદ કરાવવાની અરજી ઉપર આઠ રૂપીયાનો કોર્ટફી સ્ટાંપ જોઈએ. ૪ સ. વી. રી. પાનું. ૧૫.

વકીલ કિંવા બારીસ્ટર કાંઈ પાકા કારણને લીધે હાજર થઈ શકયો ના હોય તો, તેને પણ આ કલમ પ્રમાણે રાહેત મળે છે. ૨ મુ. હા. રી. પાનું. ૨૮૨.

એક કામમાં પ્રતીવાદી હાજર નહી હતો, પણ તેનો વકીલ હાજર હતો, પણ તે વકીલને પોતાના અસીલ તરફથી કાંઈ હકીકત મળી નહી હતી, માટે તેમાં કરેલું હુકમનામું આ કલમ પ્રમાણે એકતરફી છે. ઇ. લા. રી. ૮ અ. પાનું. ૧૪૦.

ઈ. લા. રી. મદ્રાસ વા. ૯ પાનું ૪૪૫ નો ઠરાવ કલમ ૧૦૦ નીચેની ટીકામાં જુઓ.

એકતરફી હુકમનામું રદ કરવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૧૬ ક. પાનું. ૪૨૬.

સાંથના ઠરાવ બાબત સ્પેશીયલ જડજે હુકમ કરેલો હોય તો, તે ઉપર બીજી અ-

પીલ સાંભળવાને અથવા કલમ ૬૨૨ પ્રમાણે તેમાં હાથ ઘાલવાને હાયકોર્ટને હકુમત નથી. ઈ. લા. રી. ૧૬ ક. પાનું. ૫૯૬.

વિરૂદ્ધ પક્ષ કારને નોટીસ કર્યા વગર હુકમનામું રદ કરવું નહી.

**૧૦૯. સદરહુ પ્રકારની કોઈ અરજ ઉપરથી, તે બાબતની લેખી નોટીસ વિરૂદ્ધ પક્ષકારને પોંહોચાડયા વગર સદરહુ રીતે કોઈ હુકમનામું રદ કરવું નહી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**બજાવણી**—આ કલમ બજાવણીના કામોને લાગુ છે. ૩ બં. લા. રી. ૧૭, ૪ અ. ૧૦, ૧૨ ક. લા. રી. પાનું. ૪૪૯.

સન ૧૮૭૭ ના આકટ ૧૦ માની કલમ ૮ માં એવા શબ્દો હતા કે "કલમ ૧૦૦ માં પ્રતીવાદી ઉપર એકતરફી હુકમનામું કરવામાં આવેલું હોય, એવા કોઈ કામમાં" પણ તે કલમ જે કામમાં કામ બંધ રાખેલું હોય તે બંધ રાખેલા દીવશે હુકમનામું કરવામાં આવેલું હોય તેને લાગુ છે કે નહી, અથવા તેનો અમલ ફક્ત પેહેલી રજુવાતને લાગુ છે કે કેમ, એ વીશે સફાઈ નથી. તે કલમ જેવી સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ હતી, તે ફક્ત પેહેલી સુનાવણીને લાગુ છે, એમ ઠરાવવામાં આવેલું છે. ૪. મ. ૫૬, પરંતુ તે વિશેનો સવાલ તે કામમાં ઉત્પન્ન થયો નહી હતો. આવોજ એક બીજો ઠરાવ કરેલો છે. ૩ બં. લા. રી. ૧૨૧ બીજી બાજુ તરફ હરકોઇ કારણથી જે કામોનો એકતરફી ફેંસલો કરવામાં આવેલો હોય, તે તમામ કામોને સન ૧૮૫૯ ના આકટ ૮ માની આવી કલમ હતી તે લાગુ છે, એમ ઠરાવામાં આવ્યું છે, પરંતુ તે કલમમાં બંધ રાખેલે દીવશે જો પક્ષકાર હાજર ના થાય તો એવા સ્પષ્ટ શબ્દો હતા. સન ૧૮૭૭ ના આકટ ૧૦ માં તે છોડી દેવામાં આવ્યા છે, તેથી પ્રતીવાદીને અપીલ કરવાને હરકત નહી હતી. ૬ વી. રી. ૮૬. એવું ઠરાવવામાં આવેલું છે કે સામા પક્ષકારના કપટને લીધે છેલ્લે દીવશે પ્રતીવાદી હાજર થઈ શકયો નહી, તોપણ તે પેહેલી સુનાવણી વખતે હાજર હતો, તેમ છતાં આ કલમ પ્રમાણે તે એકતરફી ફેંસલો છે. આધારોનું વજન તથા કલમ ૧૫૭ માં જેમ એવી તકરાર છે કે, પ્રતીવાદીની ગેરહાજરીમાં જે કામોમાં ફેંસલો કરવામાં આવેલો હોય તે તમામ કામોને કલમ ૧૦૮ લાગુ છે તે, તે તકરારના લાભમાં છે. કલમ ૧૦૦ પ્રમાણે હાલના આકટમાં તે શબ્દો છોડી દેવામાં આવેલા છે, માટે આ કલમોના યોગ્ય અર્થ વિશે બીલકુલ શક રહ્યો નથી. ૧૮ વી. રી. પાનું. ૪૫૭.

પરંતુ જે કામમાં પક્ષકાર ગેરહાજર રેહેવાના કારણથી નહી. પણ બીજા કોઈ કારણથી દાવો કાહાડી નાંખવામાં આવેલો હોય તેને આ કલમ લાગુ નથી. માટે સુનાવણીના ઠરાવેલા દીવશે અમુક દસ્તાવેજ મેળવવાને તથા લખેલી હકીકત આપવાને પ્રતીવાદીના વકીલે કામ બંધ રખાવ્યું, પણ તેમાંથી એકકે તે કરી શકયો નહી, અને ઠરાવેલા દીવશે વાદીના લાભમાં હુકમનામું કરવામાં આવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ હુકમનામું સન ૧૮૫૯ ના આટક ૮ માની કલમ ૧૪૮ પ્રમાણે છે (કલમ ૧૫૮). અને તે આકટની કલમ ૧૧૯ પ્રમાણે નથી, ૪. મ. પાનું ૨૫૪.

**પુક્તા કારણ**—શુદ્ધબુદ્ધિથી જે ભુલ થયેલી હોય અને તે ગેરવ્યાજબી ના હોય તો, કામ ફરી ફાઈલ ઉપર લેવાને પુક્તા કારણ છે. ૩ મું. ૬૦. એક કામમાં

એક આટર્નીના ક્લાર્કનું દરરોજ સાંજરે આવતી કાલનાં કામ પાટીઆ ઉપર તપાસીને પોતાના શેઠને જાહેર કરવાનું કામ હતું, પણ તે ક્લાર્કે પોતાના કામમાં કસુર કરી, તેથી કોઈ હાજર થયું નહી, માટે કસુરના કારણથી તે કામનો ફેંસલો કરવામાં આવ્યો, પણ સુનાવણીનું ખર્ચ આપવાથી તે ફરી ફાઈલ ઉપર લેવામાં આવેલું હતું. ૨ મું. ૨૯૭, અને એક કામમાં પ્રતીવાદીના સોલીસીટરને કામ બીજા જડજ તરફ મોકલવામાં આવેલું તેની ખબર નહી હતી, તે પ્રતીવાદી તપાસ વખતે હાજર થયો નહી આ ઉપરથી એકતરફથી ફેંસલો આપવામાં આવેલો તે તે દીવસનું ખર્ચ આપવાથી રદ કરવામાં આવ્યો. ૯ ચ. ડી. ૧. એકાદો સગીર એમ બતાવે કે મ્હારા વાલીની કસુર છે તો તે બસ છે. ૬ ક. લા. રી. ૬૯, પરંતુ કાનસલ અગર વકીલ બીજા કોઈ કામમાં રોકાએલો હોય તો તે બસ નથી. ૨૪ વી. રી. ૧૪૧. ગેરહાજર સાક્ષી ઘણો માંદો હોવાથી પક્ષકારોની વચ્ચમાં એવી સમજુત થએલી કે કામ બંધ રાખવું, તેથી ગેરહાજર રેહેવાના મતલબની આફીડેવીટ કરવાથી તે ફરી ફાઈલ ઉપર લેવામાં આવ્યું હતું. ૨ હાઈડ ૨૧૬, અગર ગેરહાજર પક્ષકારને તે કામ ક્યારે એકતરફી ચાલવાનું છે તેની ખબર નહો હતી, તે બાબતમાં ૨ મુંબાઈ ૩૮૧ નો ઠરાવ છે, અને તેમજ જો પ્રતીવાદી એમ શાબેત કરે કે મારા ઉપર બીલકુલ સમન્સ બજાવવામાં આવ્યો નથી. ૧૩ વી. રી. ૨૩૭, અથવા હાજર થવાને યુક્ત મુદત આપેલી નથી. ૧૮ વી. રી. ૧૪૧, અથવા અઘટીત રીતે સમન્સ બજાવવામાં આવેલો છે. ૭ મું. ૧૩૮. એક કામમાં એવું બતાવવામાં આવ્યું હતું કે ફક્ત એક સમન્સ હતો, અને તે બજાવનાર અમલદારે પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીની જાત ઉપર બજાવવાને કોશીસ કરયા શિવાય તેના બારણા ઉપર તે ચોડ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તમામ પ્રતીવાદીઓનો તે કામ ફરી ફાઈલ ઉપર લેવરાવવાનો હક્ક છે. ૨૫ વી. રી. ૩૯૪, પણ એક પ્રતીવાદીના ઉપર યોગ્ય રીતે સમન્સ બજાવવામાં આવેલો હોય તો, તેમ નથી. ૩ બં. લા. રી. ૭

તા૦ ૨૮ ડીસંબરના રોજના હુકમથી તપાસ કરવાને સારૂ એક કામ પાછું મોકલવામાં આવ્યું, તે કસુરના કારણથી તા૦ ૮ જાન્યુએરીના રોજ કાહાડી નાંખવામાં આવ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે તારીખ એવી હતી કે ઘણા હિતવાળો પક્ષકાર હાજર થઇ શકે નહી, અને તે પક્ષકારના વારસ વકીલ તરીકે અરજદારે પોતાનું નામ તે પક્ષકારની જગોએ દાખલ કરાવવાને અરજ કરી હતી, તે મંજુર રાખવી જોઇતી હતી. ૧૪ વી. રી. ૪૦૧.

અરજદારના સોગન ઉપરથી અથવા તેણે આફીડેવીટની સાથે અરજી આપી તેથી યુક્ત કારણ શાબેત કરેલું હતું. ૨ હાઈડ ૨૨૬, ૩ મુંબાઈ ૬૦, ૧૩ વી. રી. ૨૩૭. અને જો તે કલમનો અમલ કરવામાં આવેલો હોય તો, જે અસલ કામ ઉપરથી હાલનું કામ ઉત્પન્ન થએલું હોય, તે અસલ કામમાં અરજદારના વડીલો પક્ષકારો હતા, એવા બીજા કારણથી તે અરજી નામંજુર થઇ શકતી નથી. ૫. વી. રી. પરચુરણ પાનું. ૧૧.

પુરાવનો બોજો અરજદારને શીર છે. ૨૪ વી. રી. ૨૬૨, પરંતુ જો તે પ્રથમ દર્શનિક શાબેત કરે તો સામા પક્ષકારે તે રદ કરવું જોઇએ. ૨૨ વી. રી. પાનું. ૪૨૩.

**મુદત**—મુદતના આકટના ૨ જા પરીશીષ્ટની આર્ટીકલ ૧૬૪ માં ફેંસલો બજાવ્યાના હુકમની તારીખથી ૩૦ દીવસમાં તે અરજી કરવી જોઈએ. આ ૩૦ દીવસની મુદત હરકોઈ પ્રોસેસ પેહેલ વેહેલું ખરી રીતે સંપૂર્ણ બજાવવામાં આવે તે તારીખથી શરૂ થાય છે. ૭ વી. રી. ૩૭૫, ઈ. લા. રી. ૯ ક. પાનું ૮૬૯, ઈ. લા. રી. ૪ અ. ૧૪૪. પ્રતીવાદીની જાત

કે મીલકત ઉપર બજાવવામાં આવે, ૬ વી. રી. પરચુરણ પાનું ૫૧, અને દેણદારની જાત ઉપર પ્રોસેસ બજાવવાની જરૂર નથી. ૧ અલ્હબાદ પાનું ૧૩૩. માટે તેની રૂઈએ વેચાણ કરવામાં આવે તે સિવાય જપ્તી પણ બસ છે. ૯ વી. રી. ૨૩૬, અને તેથી ૭ વી. રી. ૧૯૮ નો ઠરાવ રદ કરવામાં આવેલો છે. તેમ દેણદારના ઉપર પ્રોસેસની ખબર હોવાની જરૂર નથી. ૧૩ વી રી. ૪૩૬, કારણ કે કાયદા પ્રમાણે એવું અનુમાન થાય છે કે તેણે તે વિશે જણાવુંજ જોઈએ. ૧૫ વી. રી. ૩૧૫. પરંતુ બજાવણીની ફકત નોટીસ તે પ્રોસેસ નથી અને તે બસ નથી. ઈ. લો. રી. ૨ ક. પાનું. ૧૨૩.

જ્યારે દાવો શરૂ થયો તે વખતે પ્રથમ અરજદાર ઉપર નોટીસ બજાવેલી છે કે નહી એ વિશેની જડજ તપાસ કરવી શરૂ કરી શકે, તે પેહેલાં તેમણે એવું નકી કરવું જોઈએ કે ફરીસુનાવણીની અરજી મુદતની અંદર કરવામાં આવી છે કે નહી. ૧૧ વી. રી. ૩૧૦

તે મુદત ફેંસલાનો અમલ કરવાના પ્રોસેસથી ૩૦ દીવશની છે, અને તેનો હેતુ હુકમનામાના દેણદારની જાત અથવા મીલકત ઉપર બજાવ્યાનો છે, માટે જો તેની જાત ઉપર પ્રોસેસ બજેલું ના હોય તો જ્યાં સુધી તેની મીલકતને હરકત થાય નહી ત્યાં સુધી મુદત શીરૂ થતી નથી. માટે જો હુકમનામાનો દેણદાર એમ બતાવે કે જે મીલકત જપ્ત કરવામાં આવી છે તે મારી નથી તો, તે જપ્તી કર્યા પછી ૩૦ દીવશ કરતાં વધારે મુદત થયા પછી તેને અરજ કરવાને હરકત નથી. ૬ વી. રી. પરચુરણ પાનું ૫૧. ૧૫ વી. રી. ૨૧૦, ૧૫ બં. લા. રી. ૪૪૭. પરંતુ આથી ઓછો પુરાવ બસ નથી. જ્યારે પ્રતીવાદી એવી અરજ કરે કે મારે મારૂં ગામ છોડવાની જરૂર પડી હતી, અને ૨૪ માઈલ દુર જઈ રહેલો હતો, અને જે જમીન ઉપર પ્રોસેસ કાહાડવામાં આવ્યું છે તે મારી નથી તો, તે અરજીની પણ તપાસ કરવામાં આવે છે. ૨૫ વી. રી. પાનું. ૭૨.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૯ પ્રમાણે ફેંસલો રદ કરવાનો હુકમ આખરનો નથી, અને હાલની કામ ચલાવવાની રીતી પ્રમાણે અપીલ ચાલતી નથી. તેનો હેતુ હકુમતની અંદર હુકમ કરવામાં આવેલો તેવો છે, અને કાયદામાં બતાવેલી શરતો પ્રમાણે છે. જો ૩૦ દીવશ પછી અરજી કરવામાં આવી હોય ને જાણે તે કરવામાં આવ્યો હોય તે પ્રમાણે છે, અને કોર્ટને જે હકુમત નથીતે કોર્ટે વાપરી છે તેમ થાય છે. જોપણ ચાર્ટર પ્રમાણે અરજ કરવા ઉપરથી તે હુકમ રદ કરી શકાય છે, તોપણ તે ઉપર અપીલ ચાલતી નથી. ૨૩ વી. રી. ૧૪૭; અથવા જે જડજે હુકમ કરેલો હોય તે જડજને ફરીતપાસ કરવાના પ્રકારની અરજી કરેલી હોય, તે વિશે ૨૩ વી. રી. ૨૩૨ નો ઠરાવછે. વળી ૪ અલ્હા. પાનું. ૭૪ જુઓ.

જો કે યોગ્ય રીતે કરેલો હુકમ એટલો બધો આખરનો છે કે તે ઉપર અપીલ ચાલતી નથી, તોપણ તેની યોગ્યતા બાબત હુકમનામા ઉપર અપીલ કરવામાં આવે ત્યારે તકરાર થઈ શકે છે. માટે ૩૦ દીવશ પછી ફરીસુનાવણીની અરજી દાખલ કરવામાં આવી હતી, તોપણ તે દાખલ કરવાના હુકમ પછી જે કામ ચલાવવામાં આવેલું તે આખરના હુકમનામા ઉપર અપીલ કરવાથી રદ કરવામાં આવ્યું. ૨૫ વી. રી. ૩૦૪, ૨૨ વી. રી. પાનું ૫. પરંતુ એક બીજા કામમાં ત્રણ જડજોએ આવા હુકમથી હકુમતને હરકત થતી નથી એમ વિચારેલું હતું, પણ તે ફકત ગેરશીરસ્તે થએલું છે, એવી રીતે કે કામમાં કારણો લખ્યા વિના અપીલમાં પુરાવ લેવામાં આવે, અને પછી એવું ઠરાવવામાં આવે કે કામમાં

જે પુરાવ છે તે ઉપરથી ફેંસલો કરવો. ૧૫ વી. રી. ૩૧૫, ૮ બં. લા. રી. ૭૮. માટે એમ ઠરાવવામાં આવ્યું છે કે જો તે હરકત પેહેલી કોર્ટમાં લીધેલી ના હોય તો, પછી તેજ કામમાં અપીલમાં તે હરકત લેવી તે વખતસર નથી, અને જ્યારે કેટલાક પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીએ કામની ફરીતપાસ કરાવી હોય અને બીજા જે પ્રતીવાદીઓ વખતસર હાજર થએલા નહી તેમને દાવો કાહાડી નાંખવામાં આવેલો તેનો ફાયદો આપવામાં આવ્યો હતો, તેમાં ઠરાવ્યું કે પાછળના પ્રતીવાદીની બાબતમાં નીચેની કોર્ટનો ફેંસલો અપીલકોર્ટે રદ કરયો છે તે બરોબર નથી, કારણ કે તે પાછળના પ્રતીવાદીઓ વખતસર હાજર થયા નહી હતા. ૧૧ વી. રી. પાનું ૧૮.

**ફરીતપાસનો અસર**—એક સહપ્રતીવાદીની અરજી ઉપરથી એક કામની ફરી તપાસ કરવાની હોય, અને તે અરજીમાં લીધેલી હરકત એકસરખી રીતે તમામ પ્રતીવાદીઓને લાગુ હોય તો, તે કામની તપાસ તમામ પ્રતીવાદીઓ ઉપરના કામ બાબત થાય છે. ૨૦ વી. રી. ૨૮૬. અને કોર્ટને કાંઈ શરત ઠરાવવાનો અખત્યાર નથી. ૬ બં- લા. રી. ૬૮૮. માર્ક ૩૨. अ. ब. અને क. ઉપરના સાંથ બાબતના દાવામાં એકતરફી ફેંસલો કરવામાં આવ્યો હતો, પછી क. એ સન ૧૮૫૯ ના આકટ ૧૦ મા પ્રમાણે ફરીતપાસની અરજી કરી, અને એવું શાબેત કર્યું કે મારે તે મીલકત સાથે સબંધ નથી, તેથી તે હુકમનામું अ. તથા ब. ઉપર કાયમ રાખવામાં આવ્યું. ૧ વી. રી. ૨૨૨, તેમજ ब. તથા क. ને મુખ્ય દેણદાર તથા જામીન તરીકે જવાબદાર ઠરાવેલા હતા, તેમાં क. એ ફરીસુનાવણી કરવાને અરજ કરી, તેથી તેની ફરીથી સુનાવણી કરવાને દિવશ ઠરાવવામાં આવ્યો. તે તારીખે બેઉ પક્ષકારો હાજર નહી રેહેવાથી દાવો કાહાડી નાંખવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ब. ઉપર હુકમનામું જારી છે, પણ क. ઉપર જારી નથી. ૧૨ વી. રી. ૪૦૬.

ફરીતપાસ કરવાની અરજી દાખલ કરીને એકતરફી હુકમનામું રદ કરવામાં આવ્યું હોય તો, તે હુકમનામાની રૂએ બજાવણીમાં કાહાડેલાં તમામ પ્રોસેસો પણ રદ કરવામાં આવ્યાં. માટે अ. એ ब. ના ઉપર એકતરફી હુકમનામું કરાવેલું અને તેણે ब. ની મીલકત જપ્ત કરી. પછી તે મીલકત ब. એ क. ને વેચાણ આપી, અને પછી આ કલમ પ્રમાણે અરજ કરીને ફરીતપાસ કરવાનો ઠરાવ કરાવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ વેચાણ રદ બાતલ નથી, અને તે કામ તાજુ કરવાથી એવો અસર થએલો કે તે વખત સુધી હુકમનામું બળવાન રીતે થએલું નહી હતું. ૧ બં. લા. રી. ૭૧. આ ફેંસલાને તમામ રીતે મદદ કરવી મુસ્કેલ છે, કારણ કે જો ब. એ અરજ કરી નહી હોત તો, તે ઠરાવ આખરનો થાત, અને એક કામમાં अ. એ र. વિગરેના ઉપર હુકમનામું મેળવ્યું, અને અમુક જમીન બાબતની મીલકતમાં र. નો હક્ક હતો તે બજાવણીમાં વેચાવ્યો. પછી र. એ તે કામની ફરીતપાસ કરાવી. તેમાં ઠરાવ્યું કે તે વેચાણ રદ બાતલ છે, એમ ઠરાવી શકાતું નથી. ૧૯ વી. રી. પાનું. ૪૧૬. આ ઉપરથી જણાય છે કે તે હુકમનામું નાબુદ થએલું નહી હતું.

પ્રતીવાદીએ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૯ પ્રમાણે અરજી કરેલી તે નામંજુર કરવામાં આવી. તેણે અપીલ કરી. તેમાં તે દાવો પાછો મોકલવામાં આવ્યો, અને અસલકોર્ટે તે અરજી દાખલ કરી. પછી વાદીએ અપીલ કરી. તેમાં તે હુકમ ફેરવવામાં આવ્યો. પછી બેઉ પક્ષકારો મુનસીફની કોર્ટમાં ગયા, ત્યાંહાં તેમણે અસલ હુકમ

કાયમ રાખ્યો. તે દરમિયાનમાં અપીલકોર્ટનો બીજો હુકમ સ્પેશીયલ અપીલમાં રદ કરવા-માં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ફેંસલાનો હેતુ જે હુકમ ઉપર અપીલ કરવા-માં આવી છે તે હુકમ કર્યા પછી જે કામ ચાલેલું તે રદ કરવાનો છે, અને ફરીતપાસ દાખલ કરવાનો અસલકોર્ટનો હુકમ છે તે મંજુર રાખવાનો છે. ૧૨ વી. રી. પાનું. ૩૭૪.

**રીવાજ**—કોર્ટના અધિકારીઓ ફરે પણ કોર્ટ તો તેની તેજ રેહે છે, માટે પુર્વાધિકા-રીએ જે દાવાની તપાસ કરી હોય તે દાવાનો તપાસ જડજ ફરીથી કરી શકે છે. ૧૦ વી. રી. પાનું. ૧૫૬.

જ્યારે એકાદું કામ ફરી ફાઈલ ઉપર લેવામાં આવ્યું હોય તો, વાદીને પોતાના સા-ક્ષીઓ ફરીથી બોલાવવાને અગર બીજા સાક્ષીઓ બોલાવવાને પરવાનગી આપવી જોઇએ, અને પ્રતિવાદીને તેમની ઉલટ તપાસ કરવાની પરવાનગી આપવી જોઇએ, કારણ કે પ્રતી-વાદીની ગેરહાજરીમાં લીધેલો પુરાવ તેના વિરૂદ્ધ ઉપયોગમાં લેઇ શકાતો નથી. ૧૨ વી. રી. પાનું. ૧૩૦. તોપણ તમામ સાક્ષીઓ ઉપર નવા સમન્સો કાહાડવાનું તથા બજાવ-વાનું ખર્ચ વાદીને સીર નાંખવું કે નહી એ શક ભરેલું છે. ૨૦ વી. રી. પાનું. ૩.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૧૯ પ્રમાણે નામંજુરીના હુકમ ઉપરની અપીલમાં વાદીએ આરીડેવીટ કરી, એવો ખુલાસો કરવાને કે નીચેની કોર્ટમાં જે અમારી વર્તણુંક છે તે સદરહુ આકટની કલમ ૨૫૫ મી પ્રમાણે પુરાવ છે, પણ તે નામંજુર કરવામાં આવી ૧૭ વી. રી. પાનું. ૩૯૦

સન ૧૮૫૯ ના આકટ ૪ માની કલમ ૧૦૩, આ કલમને લાગુ નથી, પરંતુ સા-ધારણ ફરીતપાસને લાગુ છે. ૧૬ વી. રી. પાનું. ૭૧.

---

## બાબ ૮ મો.

### લેખી કેફીયતો તથા સામા દાવા વિષે.

---

લેખીકેફીયતો. **૧૧૦. ફરિયાદની પેહેલી સુનાવણી વખતે અથવા તે પે-હેલાં કોઇ વખતે પક્ષકારો પોત પોતાના મુકદમાની લેખી કેફી-યતો આપવાને મુખત્યાર છે, અને કોર્ટે તે કેફીયતો લઇને દફતરમાં દાખલ કરવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૦ ના જેવી આ કલમ છે, અ-ને તે હાયકોર્ટને લાગુ છે.

જે વાદી અથવા પ્રતીવાદીએ લખેલી હકીકત ફાઈલ કરવાને કસુર કરેલી હોય તેની તરફથી તે ફાઈલ કરવાને ત્રીજા પક્ષકારને પરવાનગી આપવામાં આવતી નથી. બોર્ક. ૧૫૩. બીજી બાજુ તરફ જો પ્રતીવાદી જાતે અથવા વકીલની મારફતે હાજર હોય તો પ્રતીવા-દીએ લેખી હકીકત ફાઈલ કરેલી ના હોય તે ફક્ત કારણથી દાવાની એકતરફી તપાસ કરવાને કારણ થતું નથી. ૨ મ. પાનું. ૩૧૧.

પેહેલી સુનાવણી વખતે અથવા તે પેહેલાં જે લખેલી હકીકત ફાઈલ કરવામાં આ-વે તે ઉપર સ્ટાંપની જરૂર નથી. ઈ. લા. ૫ મું. ૪૦૦, ૧૨ ક. લા. રી. ૩૬૭. પેહેલી સુનાવણી (તે કરવાની મુદત પક્ષકારોને હાજર થવાને તથા તૈયાર કરવાને યોગ્ય મુદત

આપવી જોઈએ ) પછી તે લેવી નહી જોઈએ. ૫ વી. રી. આકટ ૧૦ પાનું ૩૯. પણ કલમ ૧૧૧ અને ૧૧૨ માં જે બીનાનું વર્ણન કરવામાં આવેલું હોય તે બાબત તથા કોર્ટે માગેલી લખેલી હકીકતના જવાબમાં તે લેઈ શકાય છે.

જુના પ્રોસીજર કાયદામાં "દાવાની પેહેલી સુનાવણી વખતે" એવા શબ્દો હતા, માટે એવું ઠરાવેલું છે કે જુદી જુદી તારીખોએ લખેલી હકીકત દાખલ કરેલી હોય તો, તે બરોબર નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૪૪.

ખોટી રીતે કાહાડી નાંખેલા દાવામાં જો પ્રતીવાદીની મરજી એવી હોય કે વાદીને કાહાડી મુકવામાં આવ્યો છે તે વ્યાજબી છે, અને તે મેં લખેલી હકીકત ફાઈલ કરયા પછી મારા જાણવામાં ખાસ હકીકત આવી છે, તે વિશે મારે પુરાવ આપવો છે તો, તેણે પેહેલી સુનાવણીના પેહેલાં તે વિશેની પુરવણી લખેલી હકીકત ફાઈલ કરવી જોઈએ. ઈ. લા. રી. ૪ મું. પાનું ૫૭૬.

સામા દાવાની વીગત લેખી કેફીયતમાં લખવી.

**૧૧૧. પઇસા લેવાની ફરીયાદમાં, વાદી પાસેથી પ્રતિવાદી કાયદા પ્રમાણે લેઇ શકે તેવી નક્કી કરેલી પઈસાની કોઈ રકમનો, વાદીની માગણી સામે પ્રતિવાદી સામો દાવો કરવા માગતો હોય, અને વાદીએ કરેલી ફરિયાદમાં બંને પક્ષકારોનું જે સ્વરૂપ હોય તેજ વાદી ઉપરના પ્રતિવાદીના આ દાવામાં બંને પક્ષકારોનું સ્વરૂપ હોય તો, ફરિયાદની પેહેલી સુનાવણી વખતે, સામા દાવામાં માગવાના લેહેણાની વિગત સુદ્ધાંતની લેખી કેફીયત આપવાને પ્રતિવાદી મુખત્યાર છે. પરંતુ કોર્ટ પરવાનગી ન આપે તો પેહેલી સુનાવણી પછી તેવી કેફીયત આપવાને પ્રતિવાદી મુખત્યાર નથી.**

ચોકશી.

**પછી તે બાબતમાં ચોકશી કરવાથી જો કોર્ટને એમ જણાય કે,—આ કલમના પેહેલા ભાગમાં જે ફરમાવેલું છે તે પ્રમાણે તે મુકદમા છે, અને સામા દાવામાં માગેલી રકમ કોર્ટની હુકુમતની પઇસા સબંધી મર્યાદાની બાહાર જતી નથી, તો કોર્ટે એક કરજ બીજા કરજમાં મજરે અપાવવું.**

સામા દાવાથી થવાનું કાર્ય.

**સામી ફરિયાદમાં ફરિયાદ અરજી હોય તે રીતે તે સામા દાવાથી કાર્ય થશે, એટલે તેથી એકજ ફરિયાદમાં મુળ દાવાનો અને સામા દાવાનો આખર ફેંસલો. કોર્ટથી આપી શકાશે; પરંતુ હુકમનામાથી કોઇ પ્લીડરને જે ખરચ મળવા જેવું થતું હોય તે બાબત તે પ્લીડરના હુકમનામું કરેલી રકમ ઉપરના હક્ક ( લીયન ) ને તેથી હરકત થશે નહી.**

દ્રષ્ટાંતો.

**(अ). अ. ૨૦૦૦ રૂપિઆનું મૃતલેખાર્પિત દાન ब. ને કરે છે, અને क. ને બાકીનું મૃતલેખાર્પિતદાન લેનાર તથા મૃત્યુપત્ર ચલાવનાર નીમે છે. ब. ગુજરી જાય છે અને ब. ની માલમિલકતનો વહિવટ કરવાનું ड. સર્ટીફીકેટ લેછે. જામીનદાર તરીકે ड. ને વાસ્તે ૧૦૦૦**

રૂપીઆ क. આપે છે. પછી મૃતલેખાર્પિતદાનને વાસ્તે क. ઉપર ड. ફરિયાદ કરે છે. ત્યારે મૃતલેખાર્પિતદાનની ફરિયાદમાં ૧૦૦૦ રૂપીઆના લેહેણાનો સામો દાવો क. કરી શકે નહીં; કારણ કે ૧૦૦૦ રૂપિઆ આપવાની બાબતમાં क. નું તથા ड. નું સ્વરૂપ છે તેજ સ્વરૂપ તેમનું મૃતલેખાર્પિતદાનની બાબતમાં નથી.

(ब). अ. મૃત્યુપત્ર કર્યા વગર અને ब. નો કરજદાર રહીને ગુજરી જાય છે. अ. ની માલમિલકતનો વહીવટ કરવાનું સર્ટીફીકેટ क. લે છે. અને તે માલમિલકતનો કંઈ ભાગ क. ની પાસેથી ब. ખરીદ કરે છે. ब ના ઉપર क. ખરીદીના પઈસાની ફરિયાદ કરે, તેમાં ब. પોતાના લેહેણાનો સામો દાવો ન કરી શકે; કારણ કે क. નાં જુદાં જુદાં બે સ્વરૂપ છે; એક તો ब. ને વેચાણ આપનાર તરીકે જે સ્વરૂપથી તે ब. ના ઉપર દાવો કરે છે, અને બીજું अ. ના વારસ વકીલ તરીકે.

(क). अ. બિલ આફ એકસચેંજ ઉપરથી ब. ના ઉપર ફરીયાદ કરે છે. ब. એમ કહે છે કે મારા માલનો વીમો ઉતારવાને अ. એ ગેરવ્યાજબી રીતે ગફલત કરી છે, અને તે નુકશાનીના બદલાનો જવાબદાર છે. તે નુકશાનીના બદલાને વાસ્તે હું સામો દાવો કરૂં છું. આમાં રકમ નક્કી કરેલી નથી તેથી તેનો સામો દાવો ચાલી શકે નહીં.

(ड). अ. બીલ આફ એકસચેંજ ઉપરથી ब. ના ઉપર રૂ. ૫૦૦ ની ફરિયાદ કરે છે. ब. ની પાસે अ. ના ઉપર મેળવેલો રૂ.૧૦૦૦ નો ફેંસલો છે. બંને દાવા નિશ્ચિત પઈસાની માગણીના છે, માટે તે સામ સામા અપાવી શકાય.

(इ). હુકક અથવા સત્તા વગર ब. એ પ્રવેશ કર્યા બદલ તેના ઉપર નુકશાનીના બદલાની ફરિયાદ अ. કરે છે. अ. એ લખી આપેલી રૂ. ૧૦૦૦ ની પ્રામીસરીનોટ (વાયદા ચીઠી) ब. ની પાસે છે, તે રકમ સદરહુ ફરિયાદમાં અને જે રકમ મળે તેમાં ब. મજરે માગે છે. ब. એ રકમ મજરે લેઈ શકે. કારણ કે अ. ને નુકશાનીનો બદલો મળે એટલે બંનેની પઈશા સબંધી માગણી નકકી થાય છે.

(फ). अ. ને ब. રૂ. ૧૦૦૦ ની ફરિયાદ क. ના ઉપર કરે છે. ત્યારે ફક્ત अ. ની પાસે માગતો હોય તે લેહેણાનો, क. સામો દાવો ન કરી શકે.

(ग). अ. રૂ. ૧૦૦૦ ની ફરીયાદ ब. ને क. ઉપર કરે છે. તેમાં अ. પાસે ब. એકલો માગતો હોય તે લેહેણાનો ब. થી સામો દાવો ન થાય.

(ह). ब. ને क. ની પંત્યાળાની પેઢીમાં अ. ને રૂ. ૧૦૦૦ દેવું છે. क. ને પાછળ મુકીને ब. ગુજરી જાય છે. જુદા સ્વરૂપથી क. પાસે अ. ના રૂ.૧૫૦૦ લેહેણા છે, તેને વાસ્તે क. ઉપર अ. ફરિયાદ કરે છે, આમાં क. થી રૂ. ૧૦૦૦ ના લેહેણાનો સામો દાવો થઈ શકે.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૧ ના જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કાયદા પ્રમાણે સામા દાવાનો આધાર સ્ટાટયુટની રૂઈએ હોય છે, અને થતા સામા દાવા અટકાવવાને માટે છે. જે હક્કોનો એક દાવામાં અમલ થઈ શકે તેવું હોય તે હક્કોનો અમલ કરવાને સેહેલાઈ મળે તે શિવાય નવા હકકો આપવાને ઈરાદો રાખેલો નથી; સબબ હમેશાં એવું ઠરાવવામાં આવ્યું છે કે જ્યારે તેના તેજ લેહેણા બાબત દાવો ચાલી શકે તેવો હોય, ત્યારે સામા દાવા વિશે ફક્ત ફતેહ ભરેલી રીતે તકરાર થઈ શકે છે. ૧ ક્વી. બે. ડી. પાનું. ૪૬૦

'કાયદેસર વસુલ' કરવા લાયક બાબત ઈ. લા. રી. ૯ ક. પાનું ૫૧૪ જુઓ.

સામુ લેહેણું લેવાનો સામો દાવો તે વસુલની તકરાર સાથે મેળવી દેવો નહી જોઈએ. અ. એ બ. ઉપર સાંથની ચડેલી બાકી બાબત દાવો કરયો. બ. એ કહ્યું છે કે મ્હારા પટાની જમીનનો કેટલીક મૂદતથી કલેકટર વહિવટ કરે છે, અને તેમણે બીજી માગણીઓની સાથે તે સાંથ વસુલ કરેલી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ વસુલની તકરાર છે, અને સામા દાવાની નથી. ૪ ક. લા. રી. પાનું. ૨૯૬.

સન ૧૮૫૯ ના ૮ મા આકટની આવી કલમો વિશે મદ્રાસ હાયકોર્ટે કહ્યું છે કે "આ ઠરાવો એક કાયદાનું કામ ચલાવવાની રીતી ફક્ત નિયમમાં રાખવા સબંધીના છે, અને અમારી નજરમાં આવે છે કે સામા દાવાનો હક્ક વધારવાનો હેતુ જે ભાષા વાપરવામાં આવી છે તે ઉપરથી નથી. પણ તેની સાથે અમારે કેહેવું જોઈએ કે અમારા હાલના અભિપ્રાય પ્રમાણે કાયદાના આ ઠરાવો શિવાય સામા દાવાનો કાયદેસર અથવા બ્યાજબી રાહે જે હક્ક હોય તે લેઈ લેવાને પ્રોસીજરકોડનો ઈરાદો નથી, માટે સામા સામી લેણુ દેણુની બાબતમાં ફક્ત સામો દાવો કરવાનો હક્ક છે, એટલુંજ નહી પણ એકજ વ્યવહાર ઉપરથી સામ સામું લેહેણું થતું હોય અગર તે લેણુ દેણુનો પ્રકાર અને હકીકત એવી રીતે જોડાએલી હોય કે વાદી પોતાનું લેહેણું વસુલ કરે, અને પ્રતીવાદીને પોતાનું લેહેણું વસુલ કરવાને બીજો દાવો કરતાં તે ગેરવ્યાજબી કેહેવાય તો, તેમાં પણ સામો દાવો કરવાનો હક્ક છે". ૨ મ. ૨૯૬. આ ઠરાવ પ્રમાણે ઈ. લા. રી. ૧૧ ક. ૫૫૭, ૭ અલહા. ૧૫૭, ઈ. લા. રી ૪ મું. ૪૦૭, અને ઈ. લા. રી. ૭ અલ્હા. ૨૮૪ ના ઠરાવો પ્રમાણે ચાલવામાં આવ્યું છે, અને આજ નિયમ ઉપરથી એમ ઠરાવેલું છે કે એક કરારની રૂઈએ કરેલા દાવામાં દાવાવાળો કરાર વાદીએ તોડવાથી પ્રતીવાદીને જે નુકશાન થએલું તે પ્રતીવાદીઓએ શાબેત કરેલું છે, અને પક્ષકારોનો તેવો ઈરાદો હતો તો તે નુકશાનીની રકમ બાબત સામો દાવો કરવાનો પ્રતીવાદીઓનો હક્ક છે. ૪ મ. ૧૨૦, અને અ. એ એક કરારની રૂઈએ પોતે પુરા પાડેલા લાકડાની કીંમત બાબત દાવો કરેલો, તેમાં તે કરાર તોડવાથી થએલા નુકશાનનો સામો દાવો મંજુર રાખવામાં આવ્યો હતો. એવા કારણથી કે તે કરારમાં એવો ઠરાવ હતો કે જો તે કરાર પુરો પાડવાને કસુર કરવામાં આવે, અને તેથી પ્રતીવાદીને કાંઈ નુકશાન થાય તો તે પ્રતીવાદીને ભરી આપવું. ઈ. લા. રી. ૭ અલ્હા. ૨૮૪, ઈ. લા. રી. ૪ મું. ૪૦૭, અને તેજ પ્રમાણે તેના તેજ વ્યવહાર ઉપરથી સામો દાવો કરવાનો હક્ક ઉત્પન્ન થતો હોય, અને હુકમનામાની બજાવણીમાં દાવાની વ્યવસ્થા થઈ શકતી હોય તો, તે પક્ષકારને રેગ્યુલર દાવો કરવાને હાંકી કાહાડવો તે વ્યાજબી

નથી. ૨૦ વી. રી. ૪૧૦, ઈ. લા. રી. ૬ મું. ૧૩૪, ઈ. લા. રી. ૫ ક. ૭૫૯. ૬ ક. લા. રી. ૨૯૪, ૨ ક. લા. રી. ૪૧૪, ઈ. લા. રી. ૩ અલ્હા. ૫૨૩. ખોટી રીતે કાહાડી મુકયા બાબત अ. એ ब. ઉપર કંપનસેશન લેવાને દાવો કરયો. ब. એ ખોટી રીતે કાહાડી મુકયાની બાબત ઈનકાર કરી, પણ એવો સેટાફ કરયો કે अ. મ્હારી નોકરીમાં હતો તે દરમિયાનમાં મ્હારે તથા अ. ને કેટલોક મજીયારો ધંધો ચાલેલો, તેમાં બાકી લેહેણા રૂ. ૩૬૦૦૦) મ્હારા अ પાસે છે તે અપાવો. अ. એ તે હિસાબના ખરાપણા બાબત તકરાર કરી. કોર્ટે अ. ના દાવાના લાભમાં ઠરાવ કરી अ. તથા ब. ની વચ્ચમાં ચાલેલા મજીયારા ધંધાનો હિસાબ લેવાને હુકમ કરયો, અને ફરમાવ્યું કે તે હિસાબ લેતાં ब. નું अ. પાસે જે લેહેણું પડે તે अ. ના હુકમનામાની રકમમાં સામા દાવા તરીકે ગણવું જોઈએ. આ ઠરાવ તા૦ ૧ મે સન ૧૮૮૪ ને રોજ કલકત્તા હાયકોર્ટમાં જસ્ટીશ કનીંગહામસાહેબે સન ૧૮૮૩ ના નંબર ૩૬ ના કામમાં કરેલો છે.

એક કબજા સાથેનો ગીરોરાખનાર એક જરીપેસગી પટાની રૂઈએ હતો, તેના ઉપર ગીરોઆપનારે હિસાબ બાબત દાવો કરયો. તેમાં ગીરોરાખનારે જે સાંથ આપેલી નહી હતી તેને જોકે મુદત ગએલી હતી તોપણ ગીરોઉપરના લેહેણા વિરૂદ્ધ સામા દાવા તરીકે ગણવામાં આવી હતી. ઈ. લા. રી ૫ ક. ૩૩૩, અને કબજો છોડાવ્યા પછી સુધારા વિરૂદ્ધ સાંથની ચડેલી બાકીના સેટાફ વિશે ઇ. લા. રી. ૭ મ. પાનું ૫૪૫ નો ઠરાવ છે.

દાવો—સન ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે લેહેણા બાબતનો દાવો હોવો જોઈએ. ૫ વી. રી. ૧૬૦, પણ હાલના કાયદા પ્રમાણે તે મુજબ નથી. દ્રસ્ટાંત ઈ. જુઓ.

એક હિંદુ વિધવાએ એક લેહેણા બાબત દાવો કરયો હોય તો પ્રતીવાદી તેણીના મરનાર ધણી પાસે જે લેહેણું હોય તેનો સેટાફ કરી શકે છે. ૧૬ વી. રી. ૨૨૪, ૧ વી. રી. પ્રચુરણ ૨૩. પરંતુ વહીવટદાર તરીકે જે લેહેણું હોય તેનો જાતીકી જવાબદારી વિરૂદ્ધ સામો દાવો થઈ શકતો નથી. ઈ. લા. રી ૫ અલ્હા. ૨૯૯. ખરીદદારો તથા અસાઈનીઓ જે હકીકતની ખબર સાથે ના હોય તેઓ વેચનારાઓ તથા અસાઈન કરનારાઓની તરફ છે, માટે अ. એ જરીપેશગીના એક દસ્તાવેજથી અમુક દેવાની જમાની તરીકે ब. ને અમુક જમીન સાંથી, અને ब. એ દર વર્ષે અમુક રકમ આપવાને કરાર કરયો. ब. એ તે આપવાને કસુર કરવાથી લેહેણી રકમ લેવાને अ. એ હુકમનામું મેળવ્યું- પછી એક હુકમનામાની બજાવણીમાં ब. નો ધીરેલી રકમ ઉપર જે હક્ક હતો તે क. એ ખરીદ કરયો, પછી તે લેહેણું લેવાને अ. એ દાવો કરયો. ઠરાવવામાં આવ્યું કે अ. પોતાના હુકમનામાનો સેટાફ क. વિરૂદ્ધ કરી શકે છે. ૨ બં. લા. રી. પાનું. ૮૪.

अ. એ પોતાનો તથા પોતાના ન્હાનાભાઈ તથા ભત્રીજાનો હિસ્સો ગીરો આપીને એક ખતથી क. પાસેથી નાણાં કરજે લીધાં, અને એવો કરાર કરયો કે જે ગીરોવાળા હિસ્સાની સાંથ આવે તે સાંથ વ્યાજમાં જમે કરવી. अ. એ તથા બીજા સખસોએ સાંથ લેવાને દાવો કરયો. તેમાં क. એ વ્યાજના સામા દાવા વિશે તકરાર કરી. કોર્ટના અભિપ્રાયમાં આવ્યું કે તે ખત ફક્ત अ. વિરૂદ્ધ શાબેત થયું છે, માટે ફક્ત તેના વિરૂદ્ધ સામો દાવો ચાલી શકે છે, પણ બીજા સખસોની વિરૂદ્ધ સામો દાવો ચાલી શકતો નથી. ૧૫ વી. રી. ૩૭, પરંતુ अ. તથા ब. ની વચ્ચમાં જુદી જુદી લેણુદેણુ થએલી હોય તેમાં ब. એક લેણુદેણુ બાબત કરેલા દાવામાં બીજી લેણુદેણુ બાબતનો સામો દાવો ચાલી શકતો નથી. ૧ ઈ. ન્યુ. જ્યુ. સી. પાનું. ૩૫૪

કાંટ્રીબ્યુટરીના ઉપર કંપની સમેટતી વખતે કોલ કરવામાં આવેલો હોય તો, તે કંપની વિરૂદ્ધ પોતાના લેહેણાનો સેટાફ કરી શકતો નથી. ૧૨ ચ. ડી. પાનું. ૭૫૫.

નક્કી થયા વિનાની એક રકમ વિશે બીજાના ઉપર દાવો કરવામાં આવે તો, તેના આધારથી હુકમનામું થઈ શકતું નથી. ૧૭ વી. રી. ૧૧૩. જે રકમ બાબત સેટાફ કરવામાં આવે તે નક્કી થએલી રકમ હોવી જોઈએ, અને નક્કી થયા વિનાનું નુકશાન હોવું નહી જોઈએ. ઈ લા. રી. ૭ અલ્હા. પાનું. ૨૮૪. સાંથની બાકી બાબતના દાવામાં પ્રતીવાદી એક ખતની રૂઈએ નક્કી થએલી રકમ બાબત સામો દાવો કરી શકે છે. ૧૬ વી. રી. ૨૨૪, પરંતુ જે ફાળાની રકમ નક્કી થએલી ના હોય તે બાબત દાવો કરી શકતો નથી. ૨૨ વી. રી. ૧૫, તેમજ જે ખરચ અપાવવામાં આવેલું ના હોય તે વિશે સામો દાવો ચાલી શકતો નથી. ૧૬ વી. રી. પાનું. ૩૦૮.

હુંડીઓની રૂઈએ કરેલા દાવામાં જે માલનો તે હુંડીઓ સાથે સબંધ ના હોય તે માલનો વીમો ઉતારવાને વાદીએ કસુર કરેલી, તેથી થએલી નુકશાનીનો સામો દાવો ચાલી શકતો નથી. ૨ મ. ૨૯૬, તેમજ પક્ષકારોની વચ્ચે થએલો કરાર તોડીને હુંડીઓ લેવાને જે માલ ગીરો આપેલો તે માલ વેચવાથી થએલું નુકશાન લેવાને દાવો ચાલી શકતો નથી. ૪ આગ્રા, ૪૩; તેમ વાપર સાથેના ગીરો ઉપર ધીરેલા નાણા બાબત કરેલા દાવામાં ગીરોવાળી મીલકત બરબાદ કર્યાથી થએલું નુકશાન લેવાનો દાવો ચાલી શકતો નથી. ૨ અલ્હાબાદ પાનું. ૨૫૨.

માલ લેઈ જવા બાબતના હિસાબની રૂઇએ નાણા સંબંધી દાવો કરવામાં આવેલો, તેમાં માલને થએલા નુકશાન બાબત સામો દાવો ચાલી શકતો નથી. ૧૦ વી. રી. ૨૯૫. લવાદે કરેલા ફેંસલાની રૂઈએ કરેલા દાવામાં અમુક લેહેણું જે તે ફેંસલા પ્રમાણે લેહેણું થએલું, તે વિશે પ્રતિવાદીએ સામો દાવો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે સામો દાવો ચાલી શકે છે, પણ દરેક લેહેણી રકમ બાબત કોર્ટે તપાસ કરવી જોઈએ. ૭ અલ્હા. ૧૫૭, પરંતુ જે કામમાં લેહેણું નક્કી થએલું ના હોય, પણ જુદા હિસાબની રૂઈએ નક્કી થયા વિનાની બાકી હોય તો તે વિશેનો દાવો ચાલી શકતો નથી. ૧૭ વી. રી. ૧૭૭. આ છેલ્લા ઠરાવમાં તે દાવો તદન બીજા પ્રકારનો હતો. એ ઉપર ઘણું જોર રાખવામાં આવ્યું હતું, પરંતુ દ્રષ્ટાંત (ઈ) જોતાં આ કાયદા પ્રમાણે તે હરકત ભાગ્યેજ બળવાન છે, તોપણ ઈ. લા. રી. ૫ અ. પાનું ૩૦૧ જુઓ.

વાદી કેટલાક સહહિસ્સેદારમાંનો એક સહહિસ્સેદાર છે, તેણે મીલકતના ભાગના એક પટેરાખનાર ઉપર પોતાના હિસ્સાની સાંથ બાબત દાવો કરયો, તે દાખલ કરવામાં આવ્યો. પરંતુ પ્રતીવાદીએ સામા દાવા તરીકે તકરાર કરી કે વાદીના હિસ્સાનું ચરેલું સરકાર મેહેસુલ હતું તે પેટે મેં તેજ મુદતે નાણું વસુલ આપેલાં છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કાયદાની કલમ ૧૨૧ પ્રમાણે તે સામો દાવો ચાલી શકતો નથી. પણ તે વિશે જુદો દાવો કરવો જોઈએ, અને તેમાં બીજા હીસ્સેદારોને સામેલ કરવા જોઈએ. તદન જુદા જુદા રૂપના બે દાવાઓનો એકઠો તપાસ કરવાને કલમ ૧૨૧ નો કોઈ દીવસ ઈરાદો નથી. ૨૨ વી. રી. ૧૩, બં. લા. રી. ૪૪૦. તે કાયદા ઉપરથી એમ જણાય છે કે આવી માગણીની ના કેહેવાને કોર્ટનો કાંઈ કુલઅખત્યાર નથી. ૧૨ ક. લા. રી. પાનું. ૫૩૪ જુઓ.

તે રકમ કાયદેસર રીતે વસુલ કરવા લાયક હોવી જોઇએ. અખત્યાર વિના એક મકાન

ઉપર મરામત કરાવેલું હોય તો, તેમાં ખરચેલી રકમનો પ્રતીવાદી સેટાફ્ કરી શકતો નથી. ૬ વી. રી રેફ્રન્સ.૨૬. અથવા જે માગણી કાહાડી નાંખવામાં આવેલી હોય તે બાબત તે સામો દાવો કરી શકતો નથી. ૧૫ વી. રી. ૨૫૨, અથવા મુદત ગએલા લેહેણા બાબત સામો દાવો કરી શકતો નથી ૨ વી. રી. ૨૯૬, અથવા એક સગીરના લેહેણા બાબત સામો દાવો કરી શકતો નથી. ૧૨ બી. ડી ૪૬૧, અથવા જે હુકમનામું બજાવવા લાયક ના હોય તેની રૂઈએ સામો દાવો કરી શકતો નથી ૧૬ વી. રી ૩૦૮, તેમ એકની એક રકમ બાબત બે જુદા જુદા દાવામાં સામો દાવો ચાલી શકતો નથી. સ. દિ. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૪ પાનું. ૨૭૬.

સામા દાવાનો પ્રકાર તથા રકમ કોર્ટની હુકુમતની અંદરની હોવી જોઈએ. ૩ અલ્હાબાદ ૧૧૪, ૧ વી. રી પાનું. ૨૬

સન ૧૮૭૩ ના જ્યુડીકેચર આકટની કલમ ૮૯ અને ૯૦ પ્રમાણે મર્યાદાવાળી હકુમતની કોર્ટ સામા દાવા તરીકે દાવો સાંભળી શકે છે, પછી તે દાવો કોર્ટની સ્થાનિક હકુમતની બહાર ઉત્પન થયેલો હોય અને અસલ દાવા તરીકે કરી શકાતો ના હોય તેની ચીંત્તા નહીં. ૩ સી. પી. ડી. પાનું. ૨૨૮. આવો અખત્યાર આ કાયદા પ્રમાણે આપેલો નથી. પરતું સેટાફ્ના દાવામાં જે દાવો કરવામાં આવેલો હોય તે દાવાની રકમ વાદીના દાવા જેટલી નથી એ કાંઈ જવાબ નથી. અથવા દાવાની અરજીની તારીખ પેહેલાં તે દાવો ઉત્પન થયો નથી તે પણ કાંઈ જવાબ નથી. માટે દેખીતી રીતે જ્યારે દાવો એકઠો•હોય ત્યારે દરેક વાદીએ વિરૂદ્ધ પ્રતીવાદી જુદો જુદો સેટાફ્ કરી શકે છે. ૨ એકસચેકર. ડી. પાનું. ૨૪૩.

**સેટાફ્નો અસર**—સેટાફ્ કરવાનો હેતું સામા દાવા તરીકે ગણવાનો છે. માટે પ્રતીવાદી તે વાદીનો દાવો ઈનકાર કરે તોપણ તે પોતાના સામા દાવાની તકરાર કરીને હુકમનામું મેળવી શકે છે. પછી વાદીની કાંઈ રકમ લેહેણી માલમ પડેલી ના હોય તેની ચીંતા નહી ૬. મું. ૧૫૧. પણ ૫. વી. રી. પ્રચુરણ પાનું. ૩૨ જુઓ. જેમ જુદો દાવો કરવામાં આવ્યો હોય અને જે કોર્ટમાં અપીલ ચાલે તેજ કોર્ટમાં અપીલ ચાલે છે. ૩ અલ્હાબાદ ૧૧૪. આ ઠરાવથી ૧ અલ્હાબાદ ૨૦૩ નો ઠરાવ રદ કરવામાં આવ્યો છે. આખરના ફેંસલાથી અસલ તથા સામો દાવો બેઉનો નિર્ણય થવો જોઈએ, પણ જે બાકી લેહેણું નીકળે તે લેવાનું હુકમનામું ફકત કરવાનું છે. કલમ ૨૧૬ જુઓ. વસુલની તકરાર અને સેટાફ્ની તકરારમાં જે ભેદ છે તે વિશે. ૪ ક. પાનું. ૨૯૬ જુઓ.

**અટર્નીનો હક**—ગીરોથી છોડાવવાના દાવામાં ગીરો ઉપરના નાણા વિરૂદ્ધ વાદી અટર્ની તરીકેનો પોતાનો હક સબંધ ખર્ચ બાબત રાખી શકે છે. ઈ. લા. રી ૪ ક. ૭૪૨, અને સામાન્ય નિયમ એવો છે કે ખર્ચ બાબત સોલીશીટરનો સામાન્ય જે હક છે તેથી સેટાફ્ના હક વિશે હરકત થતી નથી.

એક સોલીસીટરને તેના અસીલે છોડી દીધો હોય, તોપણ તેને સોંપેલા કાગળો ઉપર પોતાના ખર્ચ બાબત તેમનો હક છે, અને તેજ પ્રમાણે સોલીશીટરના ખર્ચથી કોર્ટના ઈંટરપ્રીટરે જે તરજુમા કરેલા હોય, તે તરજુમા ઉપર બીજા દસ્તાવેજોની માફક તેમનો તેવોજ હક છે, માટે તે રજુ કરવાને તેમને ફરજ પાડવામાં આવશે નહી. ઈ. લા. રી. ૪ મું. ૩૫૩.

**હુકમનામાની બજાવણી**—ખરીદીની કીમતની વિરૂદ્ધ હુકમનામાના સામા દાવા વિશે. ૫ ક. લા. રી. ૧૮૧ તથા ઈ. લા. રી. ૬ અ. ૧૩૫ નો ઠરાવ છે, અને હુકમના-

માવાળા વિગેરે ઉપર પ્રથમ હુકમનામું મેળવેલું હોય તેના સામા દાવા વિશે ઈ. લા. રી. ૯ ક. પાનું. ૪૭૯ નો ઠરાવ છે.

પહેલી સુનાવણીપછીલેખી કેફીયત લેવી નહી. **૧૧૨. ગઇ છેલ્લી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય ફરિયાદની પેહેલી સુનાવણી પછી કોઇ લેખી કેફીયત લેવી નહીં.**

વિશેશ ઠરાવ. **પરંતુ કોઇ પણ વખતે કોઇ પણ પક્ષકાર પાસેથી લેખી કેફિયત માગવાતે અથવા એક છતાં બીજી લેખી કેફિયત માગવાને, અને તે હાજર કરવાનો વખત ઠરાવવાને કોર્ટ મુખત્યાર છે.**

**વળી એવું ઠરાવવામાં આવ્યું છે કે, સદરહુ પ્રમાણે કોર્ટ માગવાથી આપેલી લેખી કેફીયતોના જવાબને વાસ્તે, લેખી કેફીયત અથવા એક છતાં બીજી લેખી કેફીયત કોર્ટની પરવાનગીથી કોઈ પણ વખતે લેઈ શકાય.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૨ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટને લાગુ છે.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૩ માં આખરનો ફેંસલો થતા પેહેલાં હરકોઈ વખતે એવા શબ્દો હતા, અને તે વિશે એવો ઠરાવ કરવામાં આવેલો છે કે લખેલી હકીકતો ફેંસલો આપતા પેહેલાં અસલકોર્ટ ફકત માગી શકે છે. ૫. વી. રી. ૫૦ પરંતુ જો તે કોર્ટે માગેલી ના હોય અગર કલમ ૧૧૧ પ્રમાણે ફાઈલ કરેલી ના હોય તો, પેહેલી સુનાવણી થયા પછી તે દાખલ થઈ શકતી નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૪૪.

કલકત્તા હાયકોર્ટમાં એવો રીવાજ છે કે પક્ષકારોમાંનો એકાદો પક્ષકાર લખેલી હકીકત ફાઈલ કરવાને કસુર કરે તો, તેના બચાવના કારણો બાબત તેને તપાસવો. અને જો તેણે લખેલી હકીકત ના આપી હોય તો તેણે જે હકીકત કહેલી હોય તે વિશે તેની બાબતમાં તપાસ કરવી. પણ જો તેણે લખેલી હકીકત આપવાને દુરસ્ત ધારેલું હોય તો તેના ખર્ચથી કામ તેહકુબ રાખવું. ૨ હાઈડ. પાનું ૮૯.

શ્રીમતીદાસ મણીદાસી વિ. શ્રીનાથ ગોઝના કામમાં બે હરકતો ઉઠાવવામાં આવેલી હતી. પેહેલી એવી કે કોર્ટે લખેલી હકીકત માગી નથી, અને બીજી એવી કે અસલ લખેલી હકીકત આપેલી છે તેથી વિરૂદ્ધ છે. કોર્ટે તે અરજ બાબતનું ખર્ચ આપવાથી તે દાખલ કરી, પણ તેની સાથે એવું કહ્યું કે આવી વધારાની હકીકત વાદી પાસેથી કબુલ કરવામાં આવશે નહીં. ૩ બં. લા. રી. અ. ૧૧. પરંતુ હાલ તે કલમ હાયકોર્ટને લાગુ છે, માટે તેવી હકીકત કબુલ કરી શકાય કે નહી એ શક ભરેલું છે.

કોર્ટે દાવાની અરજી વિરૂદ્ધ લખેલી હકીકત માગવી નહી જોઇએ, પરંતુ વાદીના દાવામાં વધારો કરવાના અથવા ફેરફાર કરવાના ઈરાદાથી નહીં, પણ દાવાની અરજીમાં જે છોડી દીધેલું હોય તે પુરૂં પાડવાના ઈરાદાથી કોર્ટ વ્યાજબીરાહે તેવી હકીકત માગી શકે છે. ૧૧ વી. રી. ૭૧. એક દાવામાં વેચાણનો દસ્તાવેજ થયા પછી સમાધાનની ગોઠવણ થએલી તેની રૂઇએ વાદીએ જમીન ઉપર દાવો કરયો. પ્રતીવાદીએ તે વેચાણ તથા ગોઠવણ ઈનકાર કરી, અને તે વેચાણના દસ્તાવેજની સાથે વધારાની હકીકત લીધી, કારણ કે વાદીએ એમ નક્કી કહ્યું હતું કે પ્રતીવાદી મ્હારો હક્ક તદન ઈનકાર કરશે, એમ પ્રથમથી મેં ધાર્યું નહી હતું. ૨૨. વી. રી. પાનું. ૨૭૭.

પુરતું કારણ સિવાય કોર્ટ લખેલી હકીકત માગે તે ફક્ત ગેરસારસ્તે થવાથી સ્પેશીયલ અપીલ કરવાને કારણ થતું નથી. પણ અપીલવાળાને તેથી હરકત થએલી હોવી જોઈએ. ૨૨. વી. રી. પાનું. ૩૭૭.

લેખી કેફીયતમાં જે હકીકત લખવી તે ખરી અને પુરતી લખવી, તેમાં કાંઇ અગત્યની હકીકત લખવી અથવા લખવી નહી, એ પક્ષકારની મરજી ઉપર નથી. ૧ હાઈડ રી. પાનું. ૩૦

લેખી કેફીયત એવી રીતે લખવી કે મુદ્દા મુકરર કરતી વખતે શાક્ષીઓની જરૂર ન રેહે. ૧ હાઈડ. રી. પાનું. ૧૪૭.

કોર્ટ લેખી કેફિયત માગે અને પક્ષકાર તે ન આપે ત્યારે શું કરવું.

**૧૧૩. જે પક્ષકાર પાસેથી સદરહુ પ્રમાણે લેખી કેફીયત માગી હોય તે પક્ષકાર કોર્ટે ઠરાવેલી મુદતમાં તે કેફિયત આપવાને કસુર કરે, તો તેનાં વિરૂદ્ધ હુકમનામું કરવાને અથવા ફરીયાદની બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૦૬ ના જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટને લાગુ છે.

એક કામમાં પ્રતીવાદીને પુષ્કળ લાગ મળ્યા છતાં તેણે લખેલી હકીકત આપવાને કસુર કરી, તેમાં જસ્ટીસ પીટરસને કહેલું છે કે હવે પછી પ્રતીવાદીને શાહેદીમાં બોલાવી તેના પોતાના બચાવનાં કારણો બાબત તપાસવો જોઇએ; અને તેને તપાસતાં એમ જણાય કે લખેલી હકીકત આવે તે દુરસ્ત છે તો, તે કસુર કરનાર પક્ષકારના ખર્ચથી તે કારણસર કામ બંધ રાખવું જોઈએ. ૨ હાઈડ ૮૯. પ્રતીવાદીને લખેલી હકીકત આપવાનો હુકમ કર્યા પછી તે કલકત્તામાં એક માસ રહ્યો, અને પછી તે યાત્રા ગયો. તેના છોકરાએ લખેલી હકીકત ફાઈલ કરવાને પરવાનગી માગી, પણ તેની તે અરજી નામંજુર કરવામાં આવી, એવા કારણથી કે તેના બાપે કલકત્તા છોડીને જતા પેહેલાં તે શાવાસ્તે ફાઈલ કરી નથી તેનું કારણ બતાવેલું નથી. ૧ બોર્ક પાનું. ૧૫૩.

લેખી કેફિયત કેમ તૈયાર કરવી.

**૧૧૪. લેખી કેફિયત મુકદમાના સ્વરૂપ પ્રમાણે બની શકે તેટલી ટુંકામાં હોવી જોઈએ, અને તે વિવાદ રૂપે લખવી નહી, પણ જે પક્ષકાર લેખી કેફીયત આપે અથવા જેની તરફથી તે આપવામાં આવે તે પક્ષકારને મુકદ્દમામાં જે બીના અગત્યની લાગે, અને જે બીના તે કબુલ કરતો હોય અથવા તે શાબીત કરી શકશે એમ માનતો હોય, તેજ માત્ર બની શકે તેટલા સાદા વર્ણનમાં લખવી.**

**સદરહુ પ્રત્યેક કેફીયતના અનુક્રમે નંબર પાડીને પારેગ્રાફ કરવા, અને પ્રત્યેક પારેગ્રાફમાં ઘણું કરીને બને તેટલી જુદી બાબત લખવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૩ ના જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટને લાગુ છે.

દાવાની અરજી દુરસ્ત કરવાને અથવા તેમાં વધારો કરવાને લખેલી હકીકત ઉપરથી દાવાના પ્રકારની સફાઈ કરવાને પેહેલું સાધન મળે છે. જો દાવાની અરજીની હકીકતમાં દાવાનો મજકુર હોય અને તે ઉપર રીતીસર પ્રતિજ્ઞા કરવામાં આવી હોય તો, તે લખેલી હકીકત ઉપર કામ ચલાવી શકાય છે. બોર્ક પાનું. ૧૨૨.

લખેલી હકીકત તે એક્કે પ્રકારની તકરાર ઈયાને "પ્લીડીંગ" નથી, માટે તે સામા પક્ષકારની હકીકત તપાશીને અથવા તેના પ્રતીઉત્તર તરીકે તે લખવી નહી જોઈએ. ૫ વી. રી. ૫૬. કામની હકીકત શુદ્ધ અંતુઃકર્ણથી તેમાં બતાવેલી હોવી જોઈએ, અને તેથી વધારે કાંઈ હોવું નહી જોઈએ. ૩. બં. લા. રી. ૧૨. તકરાર અથવા પુરાવના રૂપમાં અથવા હકીકત ઉપરથી કાયદાના થતા નિશ્ચયની તકરાર કરવામાં આવે તો તે દાખલ કરવા લાયક નથી. ૧૨ ચ. ડી. ૭૮૭. એક વેચાણખત જુઠું છે એમ કહીને તે રદ કરવાને દાવો કરેલો, તેમાં બીજી હકીકત સાથે એવું કેહેવામાં આવ્યું છે કે "કપટ ભરેલા જુઠા બનાવટના વેચાણના દસ્તાવેજ ઉપરથી જણાય છે કે, નંબર એકના પ્રતીવાદીએ વાદીઓની પાસે તેમાં એમ કેહેવરાવ્યું છે કે જે અવેજ તરીકે રૂ. ૬૫૦૦) તેમાંથી પટોવા (અથવા ગીરો) ના ह.અને કંપનીના રૂ. ૫૪૮-૪-૦ લેહેણા છે, તે અનામત રાખેલા છે, અને રૂ. ૫૯૫૧-૧૨-૦ મસામત અંનારકોલી કુવરનું લેહેણું આપવાને તથા બીજું ખર્ચ કરવાને રોકડા લેવામાં આવ્યા છે. પરંતુ આ મજકુર ઘણીજ ખરાબ યુક્તિથી લખાવેલો છે. ह. ના લેહેણાના ગીરોનાં નાણું રૂ. ૫૪૮-૪-૦ પટોવાના વાપરમાંથી જો આપવાના હોય તો, તે મીલકત વેચવાનું શું કારણ હતું? કોઈ સખસ પોતાનું "પટોવા દેવું" આપવાને પોતાની મીલકત વેચે એવું ધારવું બીલકુલ ખોટું છે. મસામત અંનારકોલી કુંવરનું દેવું હતું તે વાદીઓએ પોતાના નાણામાંથી આપેલું છે. સદરહુ લખાણ તે વેચાણખતમાં છે તે ઘણીજ ખોટી યુક્તિથી થએલું છે, અને કપટ ભરેલો હેતુ પાર પાડવાને તે લખાણ તેમાં દાખલ કરેલું છે." આ તમામ કાહાડી નાંખવું જોઈતું હતું. ૮ વી. રી. પાનું ૨૯૬. ખોટી તકરારોના દાખલા તરીકે આ ઠરાવ જોવો.

લખેલી હકીકતોનો હેતુ પક્ષકારોની વચ્ચે ખરેખરી શી બાબતની તકરાર છે તે શોધી કાહાડવાનો અને તેથી જુઠો પુરાવ બનતો અટકાવવાનો અગર જરૂર વિનાનો પુરાવ રજુ કરતાં અટકાવવાનો છે, માટે તે ઘણીજ સંભાળ અને વિચારથી એવી રીતે ઘડવી જોઈએ કે ઈશ્યુ કાહાડતી વખતે મુખજુબાનીની હકીકતની જરૂર પડે નહી ૧ હાઈડ, ૧૪૭. હકીકત સંપૂર્ણ હોવી જોઈએ. શ્રીનાથ મલીક વિ. બ્રાજોલાલપીન અને દુરગાપ્રસાદ શીલ, ૧ હાઈડ. ૩૩ ના કામમાં વાદીએ એક પ્રામીસરીનોટની રૂઈએ દાવો કરયો. વાદીના મુખ્ય શાક્ષીની ઉલટ તપાસમાં પ્રતીવાદીએ એક પોહોચ ઉપર તેમજ પ્રામીમરીનોટ ઉપર સહી કરી છે એમ નીકળી આવ્યું. લખેલી હકીકતમાં આ વિશે કાંઈ કેહેવામાં આવ્યું નહી હતું. જસ્ટીસ વેલ્સસાહેબે પોતાના ફેંસલામાં કહેલું છે કે "જો કે એક અગત્યનો દસ્તાવેજ છે તોપણ તે વિશે લખેલી હકીકતમાં કાંઈ કેહેલું નથી. સન ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે લખેલી હકીકતમાં કામની સંપુર્ણ અને સાચી હકીકત હોવાની જરૂર હતી, અને દાવાવાળા નાણા બાબત પોહોચ લખી આપ્યા જેવી અગત્યની બાબત તેમાં કેહેવી કે નહી એ વિશે કુલ સત્તા એકાદા પક્ષકારને આપી શકાતી નથી." કલમ ૧૪૭ મી નીચેની ટીકા જુઓ.

જે પક્ષકારે લખેલી હકીકત આપેલી હોય તેના શિવાય બીજા કોઈ પક્ષકારના વિરૂદ્ધ તે વાંચી શકાતી નથી, અગર જેઓ તે કબુલ કરવાથી બંધાએલા હોય તેમના વિરૂદ્ધ વાંચી શકાતી નથી. ૫ વી. રી. પાનું ૫૦. પરંતુ હીંદુસ્થાનમાં તકરાર (પ્લીડીંગ)નો અર્થ સકતાઈથી કરવો નહી જોઈએ. લા. રી. ૧૧ ઈ. અ. ૧૮૬, ૧૯૨, અને જે વાત ઈન-

કાર કરવામાં આવી હોય તે કબુલ કરવામાં આવી છે, એમ ગણી શકાતું નથી. ઈ. લા. રી. ૬ અલ્હા. પાનું. ૪૦૬.

**પુરાવ**—જમીનના કબજાના દાવામાં એક સહહિસ્સેદારની લખેલી હકીકત બીજાઓના વિરૂદ્ધ ઉપયોગમાં લેઈ શકાતી નથી. ૭ વી. રી. ૪૯૩, ૧૨ વી રી. ૩૯, માટે अ. એ ब. તથા क. ઉપર સ્થાવર મીલકત બાબત દાવો કરયો, અને ब. એ अ. ના લાભમાં દાવો રાખ્યો નહી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કાંઈ क. ના વિરૂદ્ધ પુરાવ નથી. ઈ. લા. રી. ૬ અ. પાનું. ૬૯૫.

કબુલત કરનારની વિરૂદ્ધ પણ કબુલત તરીકે એક તકરાર ગણી શકાતી નથી, અને તે રદ કરવાથી વિરૂદ્ધ પક્ષકાર તેની કબુલત તરીકેને ફાયદો લેઈ શકે છે, અને બાકીની તેને શાબેત કરવાની રેહે છે. તેને એક ચાન્સરીમાં એક જવાબ જેવો છે, માટે જો કે તે તમામ માનવાની જરૂર નથી તોપણુ જો તે પુરાવમાં રજુ કરવામાં આવે તો તે તમામ વાંચવી જોઇએ. ૯ વી. રી. ૧૯૦. તોપણુ વી. રી. સન ૧૮૬૪ પાનું ૩૦૫ જુઓ. સાંથ વધારવાના દાવામાં પ્રતીવાદીએ જમીનની નીપજમાં વધારો થયાનું કબુલ કરયું છે, પરંતુ તેની એજન્સી શીવાય બીજી રીતે નહી હતું. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે તે હકીકત શરતી છે, માટે તેના પેહેલા ભાગનો ઉપયોગ બીજો ભાગ શાબેત કરવાનો બોજો પ્રતીવાદીના ઉપર નાંખ્યા વિના થઇ શકતો નથી. ૧ વી. રી. પાનું. ૨૪.

સારાંશમાં નિયમ એવો છે કે જે કામમાં હકીકત શરતી હોય, તે તમામ પુરાવમાં રજુ કરવી જોઈએ. માટે કોર્ટની નજરમાં યોગ્ય લાગે તેટલું તે ઉપર અથવા તેના ભાગ ઉપર તે વજન રાખી શકે છે. ૯ વી. રી. પાનું. ૨૯૦.

પણ જો એક પક્ષકારે કેટલીક સ્વતંત્ર અને શરત વિનાની હકીકતો કહેલી હોય તો, તે હકીકતોનો ઉપયોગ તે પક્ષકારના વિરૂદ્ધ થઈ શકે છે. શરતી હકીકતોની બાબતમાં જે ઉપર નિયમ કેહેવામાં આવ્યો છે, તેથી ફક્ત એટલુંજ ઠરાવેલું છે કે જે સખસે તે કહેલી હોય તેના વિરૂદ્ધ તેનો ઉપયોગ એવી રીતે કરવો નહી જોઈએ કે જે હકીકત કબુલ કરવાને તેણે ઈરાદો રાખેલો ના હોય તે હકીકત તેણે કબુલ કરેલી થાય, અને તેથી કાંઈ વધારે ઠરાવેલું નથી. જમીન બાબતના દાવામાં પ્રતીવાદીએ બે જુદી જુદી હકીકતો કહેલી હતી. ( ૧ ) વાદીના વડીલનો અમુક તારીખ સુધી કબજો હતો, અને ( ૨ ) તે તારીખે તેણે તે જમીન છોડી દીધી, અને તે પ્રતીવાદીને આપેલી છે. પેહેલી હકીકત તે પ્રતીવાદીના વિરૂદ્ધ કબુલત તરીકે માનવામાં આવેલી હતી, પરંતુ બીજી શાબેત કરવાને તેને કેહેવામાં આવ્યું હતું. ૧ બં. લા. રી. ૧૩૩. માટે એક ખતની રૂઈના દાવામાં વસુલ આપ્યાની હકીકત લખવામાં આવી હતી. તેમાં જો પ્રતીવાદી તે લખી આપ્યાનું કબુલ કરે, પણ વસુલ આપ્યાનું ઈનકાર કરે તો તે શાબેત કરવાનો બોજો તે પ્રતીવાદીને શીર છે. ૧ બં. લા..રી. ૯૨.

પ્રતીવાદી એક લખેલી હકીકતનો ઉપયોગ પોતાના લાભમાં પુરાવ તરીકે કરી શકતો નથી. આ પ્રમાણે કરવાને શેખ શોકુરાજ મોલ્લા વિરૂદ્ધ શેખ ધનુ ૧૬ વી.રી.૨૫૭ ના કામમાં કોશીસ કરેવામાં આવી હતી. જસ્ટીસ એન્સ્લીએ કહેલું કેઃ—સન ૧૮૫૯ના આક્ટ ૮ મા પ્રમાણે પક્ષકારોની વચ્ચે કીયા ઈસ્યુની તકરાર છે તે જોવાને લખેલી હકીકતો તપાસવાની તથા ઈસ્યુ કાહાડવાની અને તે ઈસ્યુ ઉપર ગુજારેલો પુરાવ લેઈને વિચાર કરવાની કોર્ટની ફરજ છે, પરંતુ જે હકીકત ઉલટાવવામાં આવેલી ના હોય તે હકીક્ત શાબેત કરવાને પુરાવ રજુ

કરી કોર્ટનો વખત ગાળવામાં આવે તેમ કોર્ટ કરવા દેતા નથી. માટે જો એમ ઠરાવવામાં આવે કે જ્યારે વાદીની લખેલી હકીકતમાં કહેલી એક હકીકત પ્રતીવાદી કબુલ કરે અને તે બાબતનો સ્વતંત્ર પુરાવ બાતલ કરે તો વાદીએ પોતાની હકીકત ઉપર પોતાના પુરાવા તરીકે આધાર રાખેલો છે, માટે તે તમામ પોતાના લાભમાં પુરાવ તરીકે વાંચી શકાય છે, એવો તે દાવો રાખી શકે છે, તે નિયમ ચાલી શકતો નથી.” ઉપર બતાવેલા કામોમાં જે ભેદ બતાવ્યો છે તે સાથે આ નિયમ ઘણો ખુલી રીતે બતાવવામાં આવ્યો છે.

પેટંટ આકટની કલમ ૨૩ અને ૩૪ પ્રમાણે તે પેટંટ લેનારના સ્વતંત્ર હકક બાબત જો પક્ષકારોની લખેલી હકીકતોમાં અમુક કારણો ના હોય તો, તેના બળવાનપણા વિશે પેટંટ તોડ્યાની તપાસમાં કાંઈ પુરાવ દાખલ કરવામાં આવતો નથી. ઈ. લા. રી. ૨ અલહા. પાનું. ૩૬૮. અને ખોટી રીતે કાહાડી મુક્યાના દાવામાં પ્રતીવાદીએ વાદીની અમુક ખોટી વર્તણુંક બાબત પોતાની લખેલી હકીકતમાં કાંઈ બતાવેલું નહી હતું, પણ પેહેલી રજુઆત પેહેલાં તે જાણવામાં આવી હતી, તોપણ તે બાબત પુરાવમાં પેસવાને પ્રતીવાદીને પરવાનગી આપેલી નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે પુરવણી હકીકત ફાઈલ કરવી જોઈતી હતી. ઈ. લા. રી. ૪ મું. પાનું. ૫૭૬.

ફરીયાદ અરજીમાં વાદીએ જે હકીકત લખી હોય તે શાબીત કરી શકે નહીં તો, તેની દાદ ગમે તેવા નિઃપક્ષપાત હોય, તોપણ તેને કાંઈ દાદ મળે નહીં. ૨૫ સ. વી. રી. પાનું. ૩૧૫.

જે હક પ્રતીવાદીએ નીચેની કોર્ટમાં બચાવ તરીકે મુકો ન હોય, તે ઉપર અપીલ કોર્ટ ફેંસલો આપી શકે નહી. ૨૫ સ. વી. રી. પાનું. ૧૧.

અરજીના લખેલા મુખ્ય મજકુર બાબત પ્રતીવાદી વાંધો લે નહી તો, તે વાત તે કબુલ રાખે છે એમ સમજવું. ૧ મું. હા. રી. પાનું. ૮૬.

લેખી કેફીયતો ઉપર સહી કરવી તથા તેના સાચાપણાનો એકરાર કરવો.

**૧૧૫. ફરિયાદ અરજી ઉપર સહી કરવાના તથા તેના સાચાપણાના એકરાર કરવાના આ આકટમાં પેહેલાં જે નિયમ કહ્યા છે, તે પ્રમાણે લેખી કેફીયત ઉપર સહી કરવી તથા તેના સાચાપણાનો એકરાર કરવો, અને તે પ્રમાણે સહી તથા એકરાર કર્યા વગરની કોઈ લેખી કેફીયત લેવામાં આવશે નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૩ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટને લાગુ છે.

જે સખસને દિવાની કોર્ટમાં હાજર થવાની માફી આપવામાં આવી હોય, તે સખસોને પોતાની લખેલી હકીકત ઉપર સહી કરીને પ્રતિજ્ઞા કરવાને સારા કારણ શિવાય માફી નથી, અને તે વખતે પણ પ્રતિજ્ઞા કરનાર પક્ષકારને કામની સારી માહીતી છે, એવી સંભાળ લેવી જોઈએ, અને જે સખસ પ્રતિજ્ઞા કરવાનો ઢોંગ કરતો હોય તે સખસ એવો નોકર હોવો નહી જોઈએ કે તેને કાંઈ હકીકતની માહેતી હોઈ શકે નહી. ૨ વુ. પાનું. ૨૫૩

જ્યારે એકાદી અરજી એવી રીતે કરવામાં આવી હોય કે પક્ષકારનો અટર્ની તે ઉપર પ્રતિજ્ઞા કરે તો સામી બાજુને નોટીસ આપવી દુરસ્ત છે, પણ કેવળ જરૂર છે એમ નથી. ૧ ઈ. જુ. ન્યુ. સી. પાનું ૩૯. આ પ્રમાણે અટર્નીએ લખેલી હકીકત ઉપર પ્રતિજ્ઞા કરી શકે કે નહી, એ કાયદા પ્રમાણે શક ભરેલું છે.

જો પ્રતિજ્ઞા વિનાની હકીકત બીનહરકતે કામમાં દાખલ કરવામાં આવે તો, તેમાં કહેલી બીના લક્ષમાં લેવી જોઈએ, અને તે પ્રમાણે ઈશ્યુ કાહાડવા જોઈએ. ૧૩ વી. રી. ૩૪૨.

વીવાદ રૂપ, લંબાણ વાળી અથવા નકામી લેખી કેફીયતો વિશે કોર્ટનં. અખત્યાર.

**૧૧૬. કોર્ટના માગવા ઉપરથી આપેલી અથવા પક્ષકારે પોતાની મેળે આપેલી લેખી કેફીયત વીવાદરૂપે છે, અથવા તેમાં અમસ્તુ લંબાણ છે, અથવા ફરિયાદને લાગુ ન પડે એવી બાબત તેમાં લખેલી છે, એમ કોર્ટને જણાય તો. ખરચ અને બીજી રીતની કોર્ટને યોગ્ય જણાય તે શરતો કરીને,—જે પક્ષકારે તે આપી હોય તે પક્ષકારને કોર્ટ ઠરાવે તે મુદતમાં તે દુરસ્ત કરવા સારૂ પાછી આપવાને, કે તે કેફીયત ત્યાંને ત્યાં તેજ વખતે દુરસ્ત કરવાને, અથવા તેના ઉપર હુકમ લખીને તે નામંજુર કરવાને કોર્ટ મુખત્યાર છે.**

દુરસ્તી ઉપર સહી.

**આ કલમ પ્રમાણે કાંઈ દુરસ્તી કરવામાં આવે ત્યારે, જડજે તે ઉપર પોતાની સહી કરવી.**

નામંજુર કરવાનું પરિણામ.

**આ કલમ પ્રમાણે કોઇ કેફીયત નામંજુર કરવામાં આવે ત્યારે કોર્ટે મુકામ માગ્યા વિના અથવા રજા આપ્યા વિના, તે આપનાર પક્ષકારથી બીજી લેખી કેફીયત અપાશે નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૪ ના જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટને લાગુ છે.

દ્વેષબુદ્ધિવાળી, વાદવિવાદવાળી અથવા લગતી નહી તેવી હકીકત હોવાના કારણથી તે ફાઈલ ઉપરથી કાહાડી નાંખવાની અરજ કરવાને હાયકોર્ટમાં રીવાજ ચાલુ છે, અને જો અરજદાર ફતેહ મેળવે તો એવો હુકમ કરવામાં આવે છે કે ઠરાવેલી મુદતમાં એટલે ઘણુંકરીને એક અઠવાડીઆમાં નવી લખેલી હકીકત આપવાની પરવાનગી સાથે સદરહુ હકીકત ફાઈલ ઉપરથી દુર કરવામાં આવી છે. અને હારનાર પક્ષકારે તે અરજીનું ખર્ચ આપવું. ૩. બં. લા. રી. ૧૨. જે વકીલે લખેલી હકીકત ફાઈલ કરી હતી તે વકીલનો રૂ. ૧) દંડ કરીને તે હકીકતમાંનો ઘણો ભાગ કાહાડી નાંખવાને ફરમાવેલું હતું. એવો હુકમ બરોબર નથી. ૭. વી. રી. પાનું ૨૧૨.

લખેલી હકીકત ફાઈલ કરયા પછી જેમ બને તેમ જલદીથી તે ફાઈલ ઉપરથી દુર કરવાને અરજીઓ કરવી જોઈએ. હાયકોર્ટની અસલબાજુમાં ૨૮ મા નિયમ પ્રમાણે ચાલીને ફાઈલ ઉપર લખેલી હકીકત ચાર દીવસ રહેલી હોય તો, દાવો સુનાવણીને સારૂ પાકો થાય ત્યારે તે કહાડી નાંખી શકાતી નથી. ૧ કોરીંગટન. ૩૯; તેમાં ૧ માર્સ ૧૨૭ નો ઠરાવ બતાવેલો છે, અને જો પુરાવ લેવામાં આવેલો હોય તો અરજદારને કેટલીક રીતે હરકત થએલી છે, એવુ બતાવવાને તે અરજદાર બંધાએલો છે ૨૨ વી. રી. પાનું. ૩૭૭.

મુંબાઈમાં એવો નિયમ છે કે દાવાની સુનાવણી વખતે લખેલી હકીકત રજુ કરવામાં ના આવે તો તે લગતી નથી, એવા કારણથી ફાઈલ ઉપરથી દુર કરવાને હાયકોર્ટને સત્તા છે. લખેલી હકીકત ફાઈલ કરવામાં આવે તેથી અવશ્યે કરીને તે કામના કાગળોનો ભાગ થતો નથી. પરતું જવાબ કેવા પ્રકારનો છે તેની વાદીને ખબર મળવાને ફકત તે છે. ૧૦ મુંબઈ. ૪૨૫

જે કામોમાં લખેલી હકીકતો નામંજુર કરવામાં આવેલી, તે ઉપર કલમ ૧૧૪ ઉપરની ટીકા જુઓ.

## બાબ ૯ મો.
## કોર્ટે પક્ષકારોની જબાની લેવા વિશે.

ફરિયાદ અરજીનો તથા લેખી કેફીયત નો મજકુર કબુલ છે કે ના કબુલ તે નક્કી કરી લેવું.

૧૧૭. ફરિયાદની પેહેલી સુનાવણી વખતે, પ્રતિવાદીથી અથવા તેના પ્લીડરથી કોર્ટે નક્કી કરવું કે, ફરિયાદ અરજીમાં જણાવેલી હકીકતની બાબતો તેને કબુલ છે કે ના કબુલ છે. તેમજ કોઈ પક્ષકારે (જો કોઈ) લેખી કેફીયતમાં હકીકતની બાબતો જણાવેલી હોય, અને જે પક્ષકારની વિરૂદ્ધ તે બાબતો હોય તે પક્ષકારે સ્પષ્ટ રીતે અથવા અર્થ ઉપરથી અવશ્ય સમજાય એ રીતે તે કબુલ અથવા નાકબુલ કરી ન હોય,—તો તે બાબતો વિરૂદ્ધ પક્ષકારને કબુલ છે કે નાકબુલ છે, એ વાત તે વિરૂદ્ધ પક્ષકારથી અથવા તેના પ્લીડરથી કોર્ટે નક્કી કરી લેવી. આ પ્રમાણેની કબુલતો અથવા નાકબુલતો કોર્ટે દફતરમાં લખવી.

**ટીકા**—આ કલમ નવી નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલ કાજકોર્ટોને લાગુ છે.

પક્ષકારની અથવા તેની કે તેના પ્લીડરની સાથે આવેલા માણસની મુખ જબાની.

૧૧૮. જે પક્ષકાર જાતે હાજર થયો હોય અથવા જે કોર્ટમાં હાજર હોય તેની, અથવા ફરિયાદની બાબતના કોઈ જરૂરના સવાલના જવાબ દેઇ શકે તેવો કોઈ સખસ તે પક્ષકારની સાથે કે તેના પ્લીડરની સાથે આવ્યો હોય તેની, ફરિયાદની પેહેલી સુનાવણી વખતે અથવા ત્યાર પછીની કોઈ સુનાવણી વખતે, મોઢાના સવાલ કરીને જબાની લેવાને કોર્ટ મુખત્યાર છે. અને કોર્ટને યોગ્ય લાગે તો, તે જબાની લેતાં કોઈ પણ પક્ષકાર સુચવે તે સવાલ કરવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૫ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમનો હેતુ જે કામમાં પક્ષકાર યોગ્ય વખતે હાજર હોય તે વિશેનો છે, માટે એક કામમાં પ્રતીવાદીઓ ઉપર હાજર થવાને સમન્સ કરવામાં આવ્યા હતા, પણ તેઓ હાજર નહી થતાં તેમણે હાજર નહી થવાનાં બાહાનાં બતાવ્યાં તે જોઈએ તેવાં નહી હતાં, એમ ગણવામાં આવ્યું, પછી એક દીવશે તેઓના વકીલો હાજર હતા તોપણ તે દાવાનો એકતરફી ફેંસલો કરવામાં આવ્યો, તેમાં ઠરાવ્યું કે તે ફેંસલો બરોબર છે. ૧૨ વી. રી. ૨૦૭. બીજી બાજુ તરફ જો પક્ષકાર બરોબર રીતે હાજર થાય તો તેમને તપાસીને ઈસ્યુ કાહાડવાની કોર્ટની ફરજ છે, અને લખેલી હકીકત રજુ કરવામાં ના આવે એથી દાવાની એકતરફી તપાસ કરવાને વ્યાજબી થતું નથી. ૨ મ. પાનું. ૩૧૧. એકતરફી ફેંસલા બાબત કલમ ૧૦૦ નીચેની ટીકા જોવી. પક્ષકારોને એક બીજાને સવાલ કરવાનો હક નથી.

કોર્ટ કોઈ વાદીના એજંટની જુબાની લે તો, પછી વાદીના શાક્ષી તરીકે જુબાની આપવાનો પ્રતીવાદીનો હક જતો નથી. ૪ સ. વી. રી. પાનું. ૫૦

જબાનીનો મતલબ લખવો. **૧૧૯. તે જબાનીનો મતલબ જડજે લખી લેવો, અને તે દફતરનો એક ભાગ ગણવો.**

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૫ ના શબ્દો પ્રમાણે "જો વકીલને તપાસવાનો ના હોય, તોપણ કાયદા પ્રમાણે સોગન ઉપર અથવા પ્રતિજ્ઞા ઉપર અથવા બીજી રીતે જેમ સાક્ષીઓને તપાસવામા આવે છે તેમ પક્ષકારોને તપાસવામાં આવતા," પણ તે શબ્દો છોડી દેવામાં આવેલા છે માટે સોગન અથવા પ્રતિજ્ઞા શિવાય પણ તે તપાસ થઈ શકે છે.

**અર્થ**—વકીલે કહેલી હકીકતોનો સકતાઈથી અર્થ કરવો નહી જોઈએ, પણ તમામ હકીકતનો વિચાર કરવો જોઈએ. ઈ. લા. રી ૬ અલ્હાબાદ પાનું. ૪૦૬

પ્લીડર જવાબ દેવાની ના કેહે અથવા દેઈ શકે નહી ત્યારે શું કરવું. **૧૨૦. જે પક્ષકાર પ્લીડરની મારફતે હાજર થયો હોય તેનો પ્લીડર ફરિયાદ સબંધી કોઇ જરૂરના સવાલનો જવાબ આપવાની ના કેહે, અથવા તેનાથી જવાબ ન આપી શકાય, અને કોર્ટના અભીપ્રાયમાં એમ આવે કે,—જે પક્ષકાર તરફથી તે પ્લીડર છે તે પક્ષકારે તે સવાલનો જવાબ આપવો જોઇએ, અને તે પક્ષકારને જાતે પુછવાથી તે જવાબ આપી શકશે એવું સંભવે છે,—તો ફરિયાદની સુનાવણી આગળના એક દીવશ ઉપર મુલત્વી રાખીને તે દિવશે તે પક્ષકારે જાતે હાજર થવું, એમ ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.**

**આ પ્રમાણે ઠરાવેલે દિવશે તે પક્ષકાર, કાયદેસર કારણ વિના જાતે હાજર ન થાય તો, તેના વિરૂદ્ધ હુકમનામું કરવાને અથવા ફરિયાદની બાબત માં પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૭ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**અગત્ય**—આ કલમ પ્રમાણે ચાલતાં પેહેલાં જડજે એવી ખાત્રી કરવી જોઈએ કે સવાલ અગત્યનો છે. ૨૧ વી રી ૪૪, અને પોતાની ખાત્રીનાં કારણો કામમાં લખવાં જોઈએ. અને સવાલ પુછવો જોઈએ. ૧૭ વી. રી. ૫૦૭. એક કામમાં સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૬ પ્રમાણે દાવો કાહાડી નાંખવામાં આવ્યો હતો; પરંતુ અગત્યના સવાલનો જવાબ દેવાને પક્ષકારે ના કહેલી એવું બતાવવાને કામમાં કાંઈ નહી હતું, તેથી તે ફેસલો રદ કરવામાં આવ્યો હતો. ૨ મુંબાઈ પાનું. ૩૪૦.

**કાયદેસર માફી**—કારણ કાયદેસર છે કે નહી તેનો આધાર દરેક કામના પ્રકાર ઉપર રેહે છે, ૧૮ વી. રી. ૬૩, અને ગેરહાજર રહેલા સખસની વિરૂદ્ધ હુકમનામું કરતા પેહેલાં તે જે કેહેતો હોય તે સાંભળીને કારણ યુક્ત છે કે નહી તેનો જડજે નિર્ણય કરવો જોઈએ. ૨૪ વી. રી. ૩૧૪, ૧૫ વી. રી. પાનું. ૨૬૯.

જો પક્ષકાર કલમ ૧૭૦ માં કહેલી હદ ઉપરાંત રેહેતો હોય તે કારણથી હરકત લે તો તે કાયદેસર કારણ છે. ૩ વી. રી. આકટ ૧૦ પાનું ૧૬૨, અગર તે આ કાયદા પ્રમાણે માફી પામેલો છે. માર્સ. ૬૨૭, અગર તેને હાજર થવાને યુક્ત વખત નહી હતો.

૩ મ. ૧૫૭, અગર ઠરાવેલી તારીખે સરકાર નોકરી ઉપર જવાથી ગેરહાજર હતો. ૧૮ વી. રી. ૧૭; પરંતુ જે કામમાં વાદીનો મુખ્ત્યાર ઈસ્યુ કાહાડવાને સારૂ જરૂરીઆત આગુક સવાલોનો જવાબ દેઈ શકે તેવો ના હોય, અને વાદીને દીવાની કોર્ટમાં હાજર થવાની જરૂર હોય તેમ છતાં તેને હાજર થવાને બોલાવવામાં આવેલો હોય, અગર જવાબ દેઈ શકે તેવા કોઈ સખસને મોકલવાને ફરમાવેલું હોય, પણ તે તે બેમાંનું એકે કરે નહી તો, ૨ વી. રી. ૧૬૧ નો ઠરાવ છે, અથવા તેણે હાજર થવાને વચન આપેલું પણ તે હાજર થયો નહી; અને શાવાસ્તે હાજર થઈ શકયો નહી તેનાં કારણ બતાવ્યાં નહીં. ૧૮ વી. રી. ૬૩, અથવા સંસારીક કારણોથી એટલે પોતાની સ્થીતીના સખસને કોર્ટમાં હાજર થવાને હરકત છે. ૧૮ વી. રી. ૪૫, માર્સ ૧૭૬. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કામ તેના વિરૂદ્ધ ફેંસલ કરવામાં આવ્યું છે તે બરોબર છે.

જે પક્ષકાર હાજર થયો ના હોય તેના વિરૂદ્ધ હુકમનામું કરવાને કોર્ટ બંધાએલ નથી. માટે કોર્ટ પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરી શકે છે. ૩ મદ્રાસ ૧૬૧. ૨ અલ્હાબાદ, ૬૭. જેમકે કોર્ટ કામની સુનાવણી કરી શકે છે. ૧૧ વી. રી. ૫ સામાપક્ષકારે કાંઈ પુરાવ આપેલો ના હોય તો કોઈ કામ કસુરના કારણથી કાહાડી નાંખી શકાતું નથી, અથવા તેમાં હુકમનામું થઈ શકતુ નથી. ૧૨ વી. રી. ૨૪૨, તથા ૩૬૯ ૧૪ વી. રી. ૫૯, ૧૫ વી રી. ૨૫૩, અને તેજ નિયમથી વાદી જો વ્યાજબી દાવાનું કારણ બતાવે નહીં તો, દાવાનું હુકમનામું કરવું નહી જોઈએ, અગર પ્રતીવાદી સારો જવાબ બતાવે નહી તો આ કલમ પ્રમાણે દાવો કાહાડી નાંખવો જોઈએ નહી. ખરો નિયમ એવો જણાય છે કે એકાદા વાદી ઉપર હાજર થવાને સ્પષ્ટ હુકમ કરવામાં આવેલો છે અને તે વાદી ઉપર બજાવવામાં આવેલો છે, અથવા તેની ખબર તેને થએલી છે, અને તેમ છતાં જાણી બુજીને તે હુકમનું તેણે માન્ય કર્યું નથી, અને જે પુરાવ આપવાને તેની પાસે માગેલું હતું તે અગત્યનો હતો, એવું ના હોય તો, ગેરહાજરીના કારણથી દાવો કાહાડી નાંખવો નહી જોઈએ. ૧૭ વી. રી. ૧૪૦, ૨૦ વી. રી. પાનું. ૧૬૫

પ્રતીવાદી હાજર હતો, પણ તેની પાસે લખેલી કેફીયત તૈયાર ન્હોતી, એટલાજ માટે કોર્ટે એકતરફી હુકમનામું કર્યું તે ગેરવ્યાજબી ઠરાવવામાં આવ્યું. ૨ મ. હા. રી. પાનું. ૧૧

---

## બાબ ૧૦ મો.

### દસ્તાવેજોની શોધ લાવવા વિશે તથા તે કબુલ કરવા, જોવા, હાજર કરવા, અટકાવી રાખવા, ને પાછા આપવા વિશે.

---

સવાલનામું આપવાનો અખત્યાર.

**૧૨૧. વિરૂદ્ધ પક્ષકારને અથવા, વિરૂદ્ધ પક્ષકાર એક કરતાં વધારે હોય ત્યારે, તે પઇકી એક કે વધારેને પુછવા સારૂ કોઇ પણ પક્ષકાર કોર્ટની રજા લેઇને કોઇ પણ વખતે લખેલા સવાલ કોર્ટ મારફતે આપવાને મુખત્યાર છે. અને ઘણા પક્ષકારોને પુછવા સારૂ સવાલ આપવા હોય તો તે પક્ષકારો પઇકી દરેકે કયા કયા સવાલનો જવાબ દેવાનો છે, એ તે નિચે ટીપમાં જણાવવું.**

**પરંતુ, કોર્ટની પરવાનગી સિવાય એકજ સખસને એક કરતાં વધારે સવાલનામાં કોઈ પક્ષકારે આપવાં નહીં; અને પ્રતિવાદીએ પ્રથમ લેખી કેફિયત આપી ન હોય તથા તે કેફિયત લેઇને દફતરમાં દાખલ કરવામાં આવી ન હોય તો, પ્રતિવાદીથી વાદીને પુછવા સારૂ સવાલનામું અપાશે નહીં.**

ટીકા—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ચીતભ્રમ અગર સગીરના કામમાં ઇષ્ટમીત્ર અગર કોઈ સખસ દેખીતી રીતે હકીકતથી વાકીત હોય, તેણે જવાબ દેવો જોઇએ. ૧૦ ચ. ડી. પાનું. ૨૩૫

આ કલમના હેતુ પ્રમાણે સવાલપત્ર આપવાની પરવાનગી કોર્ટની જોઈએ. અને તે સવાલોની બજાવણી કોર્ટની મારફતે થવી જોઈએ. અરજદારને સામા પક્ષકારને પૂછવાના સવાલ આપવાની પરવાનગી આપવી કીંવા નહી તે નક્કી કરવાનું કામ કોર્ટનું છે, પરંતુ તે વખતે કોર્ટે એમ નક્કી કરવાનું નથી કે કીયા સવાલનો જવાબ દેવાની પક્ષકારને ફરજ પાડવી જોઈએ. જ્યારે ચેંબરમાં સવાલપત્ર આપવાની પરવાનગી એકતરફી આપવામાં આવી હોય, પણ કામની હકીકત એવી હોય કે જેમાં સવાલ આપવાની પરવાનગી આપવી નહી જોઈએ, તો તે સામા પક્ષકારનો તે પરવાનગી આપ્યાનો હુકમ રદ કરાવવાને હક છે. જ્યારે સવાલ આપવાનો હુકમ યોગ્ય રીતે કરવામાં આવ્યો હોય અને જે સવાલ પુછવાના હોય તેને તે બાબતમાં હરકત હોય તો તે સવાલના જવાબ તેને દેવાનો હોય તે પોતાના જોખમથી ના દે, પણ વધારે રસ્તો તેને એ છે કે તેને જે સવાલોના જવાબો દેવાની હરકત હોય તે હરકતો આફીડેવીટ કરી લખી આપવી. જ્યારે કાંઈ સવાલ નીધા ભરેલા અગર કોર્ટના હુકમને તિરસ્કાર કરે તેવા હોય તો, કોર્ટ હરકોઈ વખતે તેમાં હાથ ઘાલી શકે છે. ખરેખરા જરૂરના કામ શિવાય કલમ ૩૬ મી પ્રમાણે આપેલો અખત્યાર કોર્ટે વાપરવો નહી જોઈએ. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૭૦૭.

સવાલનામું પોહોચાડવાનું. **૧૨૨. કલમ ૧૨૧ પ્રમાણે આપેલા સવાલ, જે પક્ષકારને તે પુછવાના હોય તે પક્ષકારનો જો કોઈ પ્લીડર હોય તો, તે પ્લીડરને પોંહોચાડવા; અથવા સમન બજાવવાને વાસ્તે આ આકટમાં પેહેલાં જે નિયમ ઠરાવેલા છે તે પ્રમાણે તે પોંહોચાડવા; અને આ બીજી રીતે પોહોચાડવામાં આવે ત્યારે કલમ ૭૯, ૮૦, ૮૧, તથા ૮૨ ના ઠરાવો લાગુ પડી શકે તેટલા લાગુ પાડવા.**

ટીકા—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

શોધ ઉપરથી કામાની વ્યવસ્થા કરતાં કામ ચલાવવાની રીતીમાં જે ભેદ છે તે લક્ષમાં રાખવાનો છે. ઈંગ્રેજી કામોમાં દાવો સમન્સથી શીરૂ થાય છે, અને તેની સાથે દાવો કેવી પ્રકારનો છે તેની હકીકતનો અથવા માગેલી દાદનો શેરો કરવામાં આવે છે, અને તે પ્રતીવાદીના ઊપર બજાવવામાં આવે છે. પછી વાદી પોતાના દાવાની હકીકત પ્રતીવાદીને આપે છે, અને તે ઊપરથી પ્રતીવાદી પોતાનો જવાબ ફાઈલ કરે છે. હિંદુસ્થાનમાં દાવા, દાવાની અરજીથી શીરૂ થાય છે, અને તે અરજીની નકલ પ્રતીવાદીને હમેશાં મોકલવામાં આવે છે, પરંતુ કેટલાંક કામોમાં દાવાની અરજીની નકલને બદલે ઈંગ્રેજી પ્રમાણે સમન્સ ઉપર જેમ શેરો કરવામાં આવે છે તેમ એક હકીકત મોકલવામાં આવે છે, અને બીજું કાંઈ મોકલવામાં આવતું નથી, અને તે સમન્સની સાથે મોકલવાની જરૂર છે.

માટે આ દેશમાં કામ ચલાવવાની બે રીતીઓ છે. એક ઈંગ્રેજી જેવી છે, અને બીજી તેવી નથી. પરંતુ સારાંશમાં હકીકત મોકલવામાં આવે તેના કરતા દાવાની અરજી- થી ઘણી વધારે હકીકત જાણવામાં આવે છે.

કામ ચાલતાની દરમિયાનમાં સવાલપત્ર એવી વખતે આપવામાં આવે કે તે બરો- બર નથી એવી હરકત લેવા લાયક થતાં, વાદી જો યુક્ત કારણ બતાવે નહી તો, પ્રતીવા- દી કલમ ૧૨૫ મી પ્રમાણે તે સવાલોનો જવાબ આપવાને ના કેહે. ૧ ક્વી. બેં. ડી. પાનું. ૪૪૨. પરંતુ આ ફેંસલાના સબંધમાં ૯ ચ. ડી. પાનું. ૬૧૬ નો ઠરાવ જુઓ.

પ્રતીવાદી પોતાની લખેલી હકીકત ( કલમ ૧૨૧ ) ફાઈલ કરે ત્યાં સુધી શોધ કર- વાનો હુકમ તે કરાવી શકતો નથી, માટે જો તે શોધની મદદ લેવાને આતુર હોય તો, તે- ણે પોતાની લખેલી હકીકત જેમ બને તેમ જલદીથી ફાઈલ કરવી, અને પછી સવાલો આપવા. ૨ ચ. ડી. ૭૮૪. સવાલપત્રો આપવાની સારામાં સારી વખત લખેલી હકીકતો ફાઈલ કરવામાં આવે ત્યારે, પણ ઈસ્યુ કાહાડતા પેહેલાની છે.

આવીજ કામ ચલાવવાની રીતી હુકમનામું કરયા પછી પરચુરણ કામોમાં પસંદ કરી શકાય છે. ચાલુ હિસાબ વિશે અથવા ફેંસલાઓ ઉપયોગમાં લેવા બાબત અથવા દર- મિયાન ઉપજના કામોમાં મીલકતનો કેવી રીતે વહિવટ કરવામાં આવે છે તે શોધી કાહા- ડવાને સવાલપત્રો આપવાની પરવાનગી આપવામાં આવી હતી, અને આ કાયદા પ્રમાણે કાંઈ અંદેશો રેહેતો નથી. દિવાની દાવામાં સવાલ પત્રો ફક્ત આપી શકાય છે, અને તે સામા પક્ષકારને આપી શકાય છે અને જેને કેટલાક પક્ષકારો હોય તો દરેકને પોતાના કામ સબંધી જે સવાલો હોય તે શિવાયના સવાલોનો જવાબ આપવાની ફરજ પાડી શકાતી ન- થી. વીગ્રામ. પાનું. ૭૦. એક દાવામાં વાદીમાં એક કોર્પોરેશન હોય તો, પ્રતીવાદી તે કા- ર્પોરેશનના પ્રથમના અમલદારો જે પક્ષકારો ના હોય તેમને પૂછવાના સવાલપત્રો પ્રતી- વાદી આપી શકતો નથી. લા. રી. ૩ ઈક્વી. પાનું. ૮૯.

ચાલુ દાવામાં કોર્ટની જે સખસો ઉપર પ્રતક્ષ હકુમત ના હોય તે સખસો વિરૂદ્ધ શો- ધ કરવાને કોર્ટ પરવાનગી આપતા નથી. આગળ ઈક્વીટી કોર્ટોમાં જે સખસ દાવામાં પક્ષકાર ના હોય તેની પાસેથી વાદીને શોધ માગવાની જરૂર પડે તો તેને પ્રતીવાદીમાં દા- ખલ કરવામાં આવતો હતો. બેશક આ કામ ચલાવવાની રીતી પ્રમાણે આ દેશમાં આવો યત્ન કરવામાં આવશે. માટે ચડતા દરજ્જાની કોર્ટો અસલકોર્ટોને જે સખસ દાવામાં યો- ગ્ય રીતે પક્ષકાર ના હોય તેને દાવામાંથી દૂર કરવાને ફરજ પાડવાને હુંશીયાર નહી રેહે તો, આ કલમોથી ઘણી પ્રકારની હરકતો ઉત્પન થશે. એવો રીવાજ થઈ ગએલો છે કે દાવામાં હિત ના હોય તેવા સખસોને કામમાં પક્ષકાર તરીકે સામેલ કરવામાં આવે છે, માટે તે- ઓ સાક્ષી તરીકે હાજર થાય છે કે વાદીના લાભમાં હકીકતો ફાઈલ કરે છે, તે વિશે સા- વધગીરી રાખવાની છે.

આ કલમ પ્રમાણેની અરજીયો ચેંબર્સમાં કરવી જોઈએ, અને એવો હુકમ કરવાનો છે કે "વાદીને સવાલો પુછવાની પરવાનગી આપવી જોઈએ." આ હુકમ વિશે પાછળથી કોર્ટમાં વાદવિવાદ કરી શકાય છે. પછી સવાલો નક્કી કરીને તે ઉપર કોનસલ સહી કરે છે, અને પછી તે સામા પક્ષકારને આપવા સારૂ જડજ અથવા રજીસ્ટ્રારની રૂબરૂ તે લેઇ જવામાં આવે છે. કોર્ટની ફરજ સામા પક્ષકારને અપીલવાળાને સવાલ પુછવાની પરવાનગી

આપવી કે નહી તેનો નિર્ણય કરવાની છે, પરંતુ જે સવાલો પુછવામાં આવે તેમાંથી કીયા સવાલોનો સામા પક્ષકારે જવાબ આપવો તેનો નિર્ણય કરવાની નથી. જો તે સવાલો નીંદા ભરેલા અથવા કોર્ટના હુકમનો તિરસ્કાર થાય તેવા હોય તો, કોર્ટ દાવો ચાલતાની દરમિયાનમાં હરકોઈ વખતે તે બાબતમાં હાથ ઘાલી શકે છે. બીજા કામોમાં જે પક્ષકારને સવાલો પુછવામાં આવ્યા હોય તેના જવાબ દેવાની તેને હરકત હોય તો, તેના જોખમથી તેના જવાબ તે ના આપે. પછી સવાલ પુછનાર પક્ષકાર કોર્ટને કલમ ૧૨૭ પ્રમાણે એવી અરજ કરી શકે છે કે, જેને સવાલ પુછવામાં આવ્યા છે તેને જડજ ફરમાવે તો આફીડેવીટ ઉપર અથવા મુખજુબાનીથી જવાબ આપવાનો હુકમ કરવો જોઈએ, અથવા જે પક્ષકારને સવાલ પુછવામાં આવ્યા હોય તે વધારે સાવધાની ભરેલી રીતે ચાલે, એટલે કે તેને જે સવાલોનો જવાબ દેવાને હરકત હોય, તે હરકત આફીડેવીટ ઉપર બતાવે અને તે સવાલ પુછનાર પક્ષકાર તેથી સંતોષ ના થાય તો, કલમ ૧૨૭ પ્રમાણે અરજ કરી શકે છે. ૫ ક. લા. રી. ૫૦૯, ઈ. લા. રી. ૫ ક. પાનું. ૭૦૭.

સવાલનામું આપવું ઘટારત હતું કે નહી તેની તજવીજ.

**૧૨૩. ફરિયાદના ખરચની વ્યવસ્થા કરવામાં, કોઈ પણ પક્ષકારની અરજ ઉપરથી, કોર્ટે તજવીજ કરવી અથવા કરાવવી કે સદરહુ રીતે સવાલો આપવા ઘટારત હતા કે નહી અને જો કોર્ટને એમ લાગે કે,—તે સવાલ વિના કારણ અથવા હેરાન હેરાન કરવા સારૂ અથવા અમસ્તું લંબાણ કરીને આપ્યા છે— તો સદરહુ સવાલોને લીધે તથા તેમના જવાબોને લીધે જે ખરચ થાય તે, જેનો દોષ હોય તે પક્ષકારે સોસવું પડશે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કલમ ૧૨૧ મી પ્રમાણે કોર્ટની પરવાનગી વિના સવાલપત્રો આપી શકાતા નથી. સન ૧૮૫૪ ના કામન લા પ્રોસીજર આકટની કલમ ૫૧ જેવી આ કલમ છે, રીવાજ પ્રમાણે જડજ ચેંબર્સમાં પરવાનગી આપે છે, અને તે વખતે તે સવાલપત્રો આપવાની યોગ્યતા બાબત જડજ તજવીજ કરે છે, અને જો તે હરકત ભરેલું હોય તો જડજ ખર્ચ સાથે તે અરજી નામંજુર કરે છે. "જ્યુડીકેચર"ના નિયમ પ્રમાણે "પ્લીડીંગ" બંધ થતા પેહેલાં સવાલપત્રો આપવાને કોર્ટની પરવાનગી આપવાની જરૂર નહી હતી, પરંતુ આ કલમના જેવો (૩૧-૨) નિયમ સવાલ પુછનાર પક્ષકાર ઉપર દાબ રાખવાને કરેલો હતો. માટે આપણી કામ ચલાવવાની રીતી સન ૧૮૫૪ ના કામન લાની નથી, તેમ સન ૧૮૭૫ ની પણ નથી, પણ તે બેઉ મીશ્ર કરવામાં આવી છે. જડજે પૂછેલા સવાલો બાબત પરવાનગી આપી હોય અને તે પરવાનગી આપવી જોઈએ એવો હેતુ ના હોય તો, તે સવાલપત્રોનું ખર્ચ પક્ષકારે શાવાસ્તે આપવું તે સમજવામાં આવતું નથી.

કાર્પોરેશન અથવા કંપનીના અમલદારને સવાલનામું પોહોચાડવાનું.

**૧૨૪. સંસ્થાપિત મંડળી ( બાડી કાર્પોરેટ ) અથવા જાઈંટસ્ટાક કંપની—પછી તે સંસ્થાપિત હોય કે નહી—અથવા જેને પોતાને નામે કે કોઈ અમલદારને કે બીજા સખસને નામે વાદી પ્રતિવાદી થવાનો કાયદા પ્રમાણે અખત્યાર હોય તેવી બીજી કોઈ માણસોની મંડળી એ ફરિયાદનો કોઈ પક્ષકાર હોય, તો તે કાર્પોરેશનના, કંપનીના અથવા મંડળીના કોઈ મેમ્બરને**

**અથવા અમલદારને સવાલનામું આપવાની પરવાનગીનો હુકમ મેળવવા સારૂ કોઇ પણ નિરૂદ્ધ પક્ષકાર કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે. અને તે પ્રમાણે હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લાઅંદરની સ્લામકાજકોર્ટોને લાગુ છે.

**મેમ્બર અગર ઓફિસર**—પ્રથમ કાર્પોરેશનના અંગભૂતો દાવામાં પક્ષકારો ના હોય તો તેમને પૂછવાના સવાલપત્રો આપી શકાતા નહી હતા. લા. રી ૨૦ ઈકવી. ૧૪૦. આ કાયદા પ્રમાણે તેમ નથી. ૯ ચ. ડી. ૫૫૩. જો એમ બતાવી આપવામાં આવે કે સેક્રેટેરી જેવા અમલદારને હકીકતની જોઇતી માહેતી છે તેવા લાયક અમલદાર તે કાર્પોરેશન તરફથી જવાબ દેવાને છે તો, કાર્પોરેશનના અંગભુતને જવાબ દેવાનો હુકમ કરવાનો સાધારણ રીવાજ ઘણુંકરીને થશે નહી. ડબલ્યુ એન. સન ૧૮૮૩ પાનું. ૧૦૦, ૧૩ ચ. ડીવ. પાનું. ૯૭.

**રીવાજ**—કંપની ઉપરની અરજી ચેમ્બર્સમાં કરવી જોઈએ, અને જો કાંઇ હરકત હોય તો કંપની તરફથી સોલીસીટર હાજર થવો જોઈએ, અને તેના અમલદારે હાજર થવું નહી. જે અમલદારને પક્ષકારે પસંદ કરેલો હોય તેને હકીકતની બરોબર માહેતી છે અને જવાબ દેવાનું સાધન છે, એવી જડજની ખાત્રી થવી જોઈએ. ૧૩ ચ. ડીવ. પાનું. ૯૭.

**ખરચ**—કંપનીના જે અંગભૂત અથવા અમલદારને જવાબ દેવાને હુકમ કરવામાં આવ્યો હોય તેની તરફથી તે કંપનીના સોલીસીટરે કામ કરવુ જોઈએ, અને જવાબ તૈયાર કરવો જોઈએ, અને તેનું ખર્ચ કંપની પાસેથી લેવાને ઠરાવવું જોઈએ. ૯ ચ. ડીવ. ૬૪૩, અને ૧૩ ચ. ડીવ. પાનું. ૯૭.

જો સવાલપત્રો હરકત ભરેલા હોય તો હુકમ કરવો નહી જોઈએ. એક પાલીસીની રૂઈએ કરેલા દાવામાં પ્રતીવાદી કંપનીના અમલદારને સવાલપત્રો આપવાનો હુકમ કરવાને અરજી કરવામાં આવી હતી, તે સવાલપત્રો બાબત પ્રતીવાદી તરફથી હરકત લેવામાં આવી, તેથી વાદી તરફથી એવી તકરાર કરવામાં આવી કે તે સવાલપત્રો કેવી રીતના છે તે વિશે દાવાનો આ વખતે તપાસ થઈ શકતો નથી, પરંતુ પ્રતીવાદી હરકત લેઈ શકે છે (કલમ ૧૨૫), ઠરાવવામાં આવ્યું કે જ્યારે કોર્ટના હુકમની જરૂર હોય ત્યારે તે હુકમની અરજી કરવા ઉપરથી તે સવાલપત્રો જોવા જોઇએ, અને તેવો હુકમ અલબત કરવો નહી જોઈએ વીકલી નોટસ સન ૧૮૭૫ પાનું. ૨૧૯.

**પરરાજ્ય**—પરરાજ્યનું સરકાર તે બની શકે ત્યાં સુધી કાર્પોરેશન તરીકે ગણવું જોઈએ. ૧ ચ. ડીવ. પાનું ૧૭૧ થી ૧૭૪.

લાગુ નથી એ વગેરે કારણથી સવાલના જવાબ આપવાંની ના કેહેવાનો અખત્યાર.

**૧૨૫. સવાલના જવાબ તમારે જાતે આપવા અથવા સદરહુ પ્રમાણે કોઇ મેમ્બરે કે અમલદારે આપવા એમ કોઇ પક્ષકારને કેહેવામાં આવ્યું હોય તો,—કોઇ સવાલ નકામો છે, અથવા તે શુદ્ધબુદ્ધિથી ફરિયાદના કામ સારૂ કરયો નથી, અથવા ફરિયાદની જે પાયરીએ તે સવાલ કરયો છે તે પાયરીએ પુછેલી બાબત જોઇએ તેટલી જરૂરની નથી,—એ સબબથી અથવા બીજા કોઈ તેવાજ સબબથી તે સવાલનો જવાબ દેવાની ના પાડવાને તે પક્ષકાર મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

શોધ કરવાની બાબતમાં વાદીને તપાસવાના સવાલપત્રો તે પ્રતીવાદીને તપાસવાના સવાલપત્રોથી જુદા હોય છે, માટે જો કે વાદી અગર પ્રતીવાદીનો પોતાના સામા પક્ષકારની હકીકતનો શોધ કરવાનો હક્ક નથી, તોપણ પ્રતીવાદી પોતાના વાદીની હકીકતનો નાશ થાય એવો કોઇ સવાલ પુછી શકે છે. લા. રી. ૪ ચ પાનું ૬૭૩, લા. રી. ૧૫ ઈકવી. પાનું. ૩૦૨.

એકાદા પક્ષકારે કાંઈ હકીકત કબુલ કરેલી હોય અને તેથી પોતાના સામા પક્ષકારના દાવાને પુષ્ટી થતી હોય તો તે પક્ષકારને સવાલ પુછી શકાય છે. લા. રી. ૯ કયુ. બી. ૭૯, અને તે શોધ કરવાને એવા કારણથી હરકત લેઈ શકતો નથી કે સામા પક્ષકારનો નોકર અગર એજંટ કે જેને સાક્ષી તરીકે બોલાવી શકાતો હોય તેને વાતચીતમાં તે કબુલત કરવામાં આવી હતી. ૧ સી. બી. ન્યુ. સી. ૩૦૮. તોપણ એટલું લક્ષમાં રાખવું જોઈએ કે સન ૧૮૭૨ ના પૂરાવ આકટ ૧ લાની કલમ ૨૩માં એવું ઠરાવવામાં આવ્યું છે કે દીવાની કામમાં જો કોઈ કબુલત એવી સ્પષ્ટ શરતથી કરવામાં આવી હોય કે, તે વિશેનો પુરાવ આપવામાં આવશે નહી, અગર એવી હકીકત આપવામાં આવી હોય કે જે ઉપરથી કોર્ટ એવું અનુમાન કરી શકે કે પક્ષકારોએ એવો કરાર કરેલો છે કે તે વિશેનો પુરાવ આપવામાં નહીં આવે તો, તેવી કોઈ કબુલત લાગતી કબુલત નથી. પરંતુ કાંઈ ગેરકાયદે કારણસર કાંઈ હકીકત કાયદાના સલાહકારને કેહેવામાં આવેલી હોય અગર કાયદાના સલાહકાર તરીકે કાંઈ કપટ ભરેલા કૃત્યની હકીકત જાણવામાં આવેલી હોય તો, તે વિશેની સાહેદી આપવાને કાયદાના સલાહકારને બારી મળતી નથી.

તે આકટની કલમ ૨૨માં ઠરાવેલું છે કે "એકાદો પક્ષકાર એકાદા દસ્તાવેજનો મજકુર શાબેત કરવાને માગતો હોય તો" આવા કામોમાં કામ ચલાવવાની રીતીના નિયમો છે તે પ્રમાણે "જ્યાં સુધી એમ બતાવે નહી કે મારો બીજા દરજાનો પુરાવ તે મજકુર વિશે આપવાનો હક્ક છે ત્યાં સુધી, અગર તે દસ્તાવેજના ખરાપણા બાબત તકરાર હોય તો દસ્તાવેજના મજકુર વિશે મુખજુબાનીની કબુલતો તે લગતી કબુલતો નથી" આવોજ નિયમ ઈંગ્રેજી ક્ષામાં છે, માટે કોર્ટો તે પ્રમાણે ચાલીને દસ્તાવેજના મચકુર સબંધી જે સવાલો હોય અથવા દસ્તાવેજને ઉલટાવવાને જે સવાલો હોય, તેવા સવાલવાળા કામોમાં શોધ કરવાનો હુકમ કરતા નથી. ૨ સી. બી. ન્યુ. સી. પાનું. ૬૮૦

જે કામોમાં પ્રતીવાદીનો હેતુ કોર્ટમાં નાણું આપવાનો હોય પણ વાદીને જે નુકશાન થએલું હોય તે નુકશાન કેટલું થએલું છે તેને વિષે તે સવાલ પૂછવાને પ્રતીવાદીને કોર્ટ પરવાનગી આપી શકે છે. ઈ. લા. રી. ૧૦ ક. પાનું. ૮૦૮ જુઓ.

આ કલમ પ્રમાણે એકાદો પક્ષકાર સવાલનો જવાબ આપવાને ના કેહે અને તે જો લગતો ના હોય તો પછી તે સવાલ પુછનાર પક્ષકારે કલમ ૧૨૭ પ્રમાણે સંપૂર્ણ રીતે અરજ કરેલી હોય, તોપણ તે સવાલનો જવાપ દેવાને તે બંધાએલો નથી. ઈ. લા. રી. ૧૪ ક. ૭૦૩.

સવાલના જવાબમાં સોગનનામું ગુજારવાની મુદત.

**૧૨૬. સવાલના જવાબ સોગનનામા (આફિડેવિટ) થી આપવા, અને તે સોગનનામું સવાલ પોહોચે ત્યારથી ૧૦ દિવશમાં અથવા જડજ રજા આપે તેટલી વધારે મુદતમાં કોર્ટમાં દાખલ કરવું.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સોગનનામાં પ્રથમ પુરૂષમાં લખાય છે, અને તેમાં જે બાબતો લખનારના જાણવામાં

તથા માનવામાં હોય તેજ લખાય છે, તથા પોતાની જાણુ નહી છતાં બીજી રીતે જે ખબર અને બાળ મળી હોય તે તથા એ કેવી રીતે મળી તે બધું લખવું જોઈએ.

યોગ્ય અધિકારીની રૂબરૂ જે આફીડેવીટ ઉપર સોગન ખાવામાં આવ્યા ના હોય, તે આફીડેવીટ સામી બાજુની કબુલત સાથે દાખલ થઈ શકે છે. લા. રી ૧૭ ઈકવી. ૪૩૯; અને જો તે આફીડેવીટ સોગન ઉપર આપેલા ના હોય અને જે સખસની રૂબરૂ તે કરવામાં આવેલ હોય તે સખસ તે વિશેનું સર્ટીફીકટ આપે તો, તે ફાઈલ થઈ શકે છે. વીકલી નોટસ સન ૧૮૭૬ પાનું. ૨૫૨.

બીજી મુદત મળવાને કરેલી અરજી એક હક તરીકે મંજુર કરવામાં આવતી નથી, પણ તેની પુષ્ટીમાં આફીડેવીટ જોઈએ. ૧૧ બીવ. પાનું ૯૨, અને વીકલી નોટસ સન ૧૮૬૯ પાનું. ૭૪ નો ઠરાવ જુઓ.

કોઈ પક્ષકાર પુરતી રીતે જવાબ ન આપે ત્યારે શી રીતે કરવું.

**૧૨૭. જેને સવાલ પુછેલા હોય તે સખસ કોઇ સવાલનો જવાબ દેવો છોડી દે, અથવા જવાબ દેવાની ના પાડે, અથવા અધુરો જવાબ દે તો, તું જવાબ દે અથવા પુરો જવાબ દે એમ જે પ્રસંગ હોય તે પ્રમાણે હુકમ કરાવવા સારૂ કોર્ટને અરજ કરવાને સવાલ કરનારો પક્ષકાર મુખત્યાર છે. અને સોગનનામાથી અથવા મોહાની જબાનીથી, જડજ જે ફરમાવે તે રીતે તારે જવાબ આપવો અથવા પુરો જવાબ આપવો એમ હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. પરંતુ જડજની નજરમાં એમ આવે કે કલમ ૧૨૫ પ્રમાણે કોઈ સવાલનો જવાબ આપવાની જરૂર નથી તો, તે સવાલનો જવાબ જડજે માગવો નહી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો સવાલપત્રો નીંધા ભરેલા હોય અગર કોર્ટનો તિરસ્કાર કરે તેવા હોય તો, કોર્ટ હરકોઈ વખતે તેમાં હાથ ઘાલી શકે છે બીજા કામોમાં જે પક્ષકારને સવાલ પુછવામાં આવેલા હોય તે જવાબ દે નહીં અગર તે જવાબ દેવાને પોતાની જે હરકતો હોય તે હરકતો વિશે જવાબમાં આફીડેવીટ ફાઈલ કરે પછી સવાલ પુછનાર પક્ષકાર આ કલમ પ્રમાણે સામા પક્ષકારને જેવી હકીકત હોય તે પ્રમાણે મુખજુબાનીથી અગર આફીડેવીટથી જવાબ દેવાને અગર વધારે જવાબ દેવાને હુકમ કરે તે સારૂ અરજ કરી શકે છે. ઈ. લા. રી. ૫ ક. ૭૦૭, ૫ ક. લા. રી. પાનું. ૫૦૯

**રીવાજ**—જે પક્ષકારની ખાએસથી સવાલપત્રો આપવામાં આવેલા હોય, તે પક્ષકાર જો સુનાવણી વખતે તેનો ઉપયોગ કરવાને મરજી રાખતો હોય તો, તેણે પોતાના પુરાવના ભાગ તરીકે જવાબો રજુ કરવા જોઈએ. ઈ. લા. રી. ૪ ક. ૮૩૬. ૪ ક. લા. રી. પાનું ૧૬૪.

વાદીની કંપનીએ કહ્યું હતું કે પ્રતીવાદીઓ ડાયરેકટરો હતા. અને જે મીલકતમાં તેમનું હિત છે તે મીલકત તેમણે વેચી છે, માટે તે વેચાણમાંથી પ્રતીવાદીઓને જે નફો થએલો તેનો હિસાબ લેવાને વાદીએ માગ્યું. પ્રતીવાદીઓ હાજર થયા, અને ઈશ્યુ મુકરર કરવામાં આવ્યા. પછી તેઓએ એવા કારણથી જવાબ દેવાને ના કહી કે કંપનીએ ઇશ્યુ સામેલ કરેલો છે, અને તકરાર બંધ થએલી છે, અને જે ઈશ્યુ ઉતપન થએલા છે તેમાંના કોઈ ઇશ્યુ સબંધી તે સવાલપત્રો નથી, પરંતુ તે હરકત રદ કરવામાં આવી અને સંપૂર્ણ જવાબ દેવાને હુકમ કરવામાં આવ્યો. વીકલી નોટસ ૧૮૭૬ પાનું. ૨૦૪

સવાલપત્રોના જવાબમાં જે હકીકત માગેલી હોય તેમાં અપમાન ભરેલી અગર બીજી રીતે હરકત ભરેલી બાબત હોય તે જોઈએ તેવા વાજબી નથી, એમ થાય. લા. રી. ૯સી. પી. પાનું. ૯,

ઈ લા. રી. ૧૪ક. પાનું ૭૦૩ નો ઠરાવ કલમ ૧૨૫ નીચેની ટીકામાં જુઓ.

દસ્તાવેજોના ખરાપણા વિશે કબુલત માગવાનો અખત્યાર.

**૧૨૮.** ફરિયાદના કામમાં કોઇ અગત્યનો દસ્તાવેજ હોય તો (તે દસ્તાવેજ પુરાવામાં લેવાને જે વ્યાજબી હરકતો હોય તે બધી કાયમ રાખીને) તે દસ્તાવેજનું ખરાપણું કબુલ કરો એ પ્રમાણે, સુનાવણી પેહેલાં દસ દિવસથી ઓછી નહી એવી યોગ્ય મુદતમાં, સામા પક્ષકારને કોર્ટ મારફત નોટીસ આપીને બેમાંથી ગમે તે પક્ષકાર પુછવાને મુખત્યાર છે.

તે દસ્તાવેજના ખરાપણાની કબુલત પણ લખેલી હોવી જોઇએ; અને તેના ઉપર તે સામા પક્ષકારે અથવા તેના પ્લીડરે સહી કરીને તે કોર્ટમાં દાખલ કરવી.

ઉપર પ્રમાણે નોટીસ આપી ન હોય ત્યારે, જડજ બીજી રીતે ન ફરમાવે તો, તે દસ્તાવેજ શાબીત કરવાનું ખરચ આપવામાં નહી આવે.

ઉપર પ્રમાણે નોટીસ પોંહોચ્યા પછી ચાર દિવસમાં તે દસ્તાવેજનું ખરાપણું કબુલ કરવામાં ન આવે, અને ખરાપણું કબુલ કરવું જોઇતું હતું, એ વાત જડજને વ્યાજબી જણાય, તો ફરિયાદનો નિકાલ ગમે તેવો થાય તોપણ,તે દસ્તાવેજ શાબીત કરવાનું ખરચ નાકબુલ કરનાર પક્ષકાર ઉપર નાંખવું.

ટીકા—આ કલમ સન ૧૮૫૯ ના સીવીલ પ્રોસીજર આક્ટની કલમ ૧૧૭ જેવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે પક્ષકાર દસ્તાવેજ શાબેત કરવાને નિષ્ફળ જાય અને જો તે નોટીસ બજાવનાર હોય તો, જે પક્ષકાર કબુલ કરવાને માટે ના કેહેતો હોય તે પક્ષકાર હારેલી કોશીસને માટે ખર્ચનો જવાબદાર થતો નથી. લા. રી. ૩ એકસચેકર પાનું. ૨૮૧

દસ્તાવેજની શોધ લગાડવાનો હુકમકરવાનો અખત્યાર.

**૧૨૯.** કોઈ ફરિયાદ ચાલુ હોય તે દરમ્યાન કોઇ પણ વખતે, તે ફરિયાદની કોઇ તકરારી બાબત સબંધી જે દસ્તાવેજો ફરિયાદના કોઈ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં હાલ અથવા પેહેલેથી હોય, તે બધા સોગનનામાથી જણાવવાનો તે પક્ષકારને હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. તેમજ તેવો હુકમ કરાવવા સારૂ પેહેલી સુનાવણી પેહેલાં કોઈ પણ વખતે ફરિયાદનો કોઇ પણ પક્ષકાર કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે.

એ હુકમના જવાબનું સોગનનામું.

આ કલમ પ્રમાણે કરેલા પ્રત્યેક સોગનનામામાં જે દસ્તાવેજો લખ્યા હોય તે પૈકી જો કોઈ દસ્તાવેજ હાજર કરવાને સોગનનામું કરનારને હરકત હોય તો, કયો દસ્તાવેજ હાજર કરવાને હરકત છે, અને તે હરકતનાં કારણ શાં છે, એ તે સોગનનામામાં બતાવવું.

ટીકા—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ઈંગ્લાંડમાં જે પક્ષકાર શોધ કરવાને માગતો હોય તેણે સામાન્ય નિયમ તરીકે આ-

ફીડેવીટ ઉપર આધાર રાખવો જોઈએ. તે તે ઉપર ઉલટ તપાસ કરી શકતો નથી, તેમ તે ઉલટાવવાને પુરાવ ગુજારી શકતો નથી. પણ જો તકરારો ઉપરથી આફીડેવીટ બતાવે અગર તેમાં બતાવેલા દસ્તાવેજો ઉપરથી એમ બતાવે કે, દાવામાં અગત્યના અથવા લગતા બીજા દસ્તાવેજો તેના કબજામાં અથવા અખત્યારમાં છે તો, કોર્ટ બીજા આફીડેવીટ કરવાને ફરજ પાડી શકે છે. પણ બીજી રીતે કરી શકતા નથી. ઈ લા. રી ૧ ક. પાનું. ૧૭૮

આ કલમ પ્રમાણે કરેલા હુકમો સબંધી યુક્ત ઈલાજ કરેલો છે કે નહી, તે સવાલ જોયા વિના કલમ ૧૩૬ પ્રમાણે ઠરાવ થઈ શકતો નથી. ઈ. લા. રી. ૮ બ પાનુ. ૨૬૫

દાવો ચાલતાં દસ્તાવેજો હાજર કરવા વિશે હુકમ કરવાનો અખત્યાર.

**૧૩૦. કોઈ ફરિયાદ ચાલુ હોય તે દરમ્યાન કોઇ પણ વખતે, તે ફરિયાદમાં અગર કામમાં જે તકરારી બાબત હોય તે સબંધી જે દસ્તાવેજો ફરિયાદના કોઇ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં હોય, તે પૈકી જે દસ્તાવેજો તે પક્ષકારે હાજર કરવા વ્યાજબી છે એમ કોર્ટને જણાય, તે દસ્તાવેજો હાજર કરવા સારૂ તે પક્ષકારને હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. અને તે દસ્તાવેજો હાજર કરવામાં આવે એટલે પોતાને વ્યાજબી જણાય તે રીતે તેમનો ઉપયોગ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે

હાયકોર્ટમાં જ્યારે દસ્તાવેજો રજુ કરનાર પક્ષકારનો તેમાંના કેટલાક ઉપર શીક્કો કરવાનો હક્ક છે. એ વિશે તકરાર કરવામાં આવે, ત્યારે કોર્ટ એક અમલદાર નીમી શકે છે, અને તેને વાદી ભરૂસાથી કહી શકે છે કે શીક્કાવાળા દસ્તાવેજોમાનો કોઈ ભાગ શાવાસ્તે તેને તપાસવાનો છે, માટે તે અમલદાર તે દસ્તાવેજને જોઇને એવો રીપોર્ટ કરે છે કે જે ભાગ ઉપર શીક્કો કરવામાં આવે છે તે કેવી રીતે કરવામાં આવે છે અથવા જે ભાગ ઉપર શીક્કો કરવાને મરજી રાખેલી છે તે સામા પક્ષકારની હકીકતને કેવો અગત્યનો છે ઈ. લા. રી. ૪ ક. પાનું. ૮૩૫.

એકાદા પક્ષકારના કબજામાં દસ્તાવેજો હોય તે ઈસ્યુને લગતા હોય અને તે જો હક્કવાળા ના હોય તો, તેને તે રજુ કરવાની પરવાનગી આપવાની ના કેહેવાનો જડજનો કુલ અખત્યાર નથી. ઈ. લા. રી. ૨ મું. પાનું. ૫૫૩.

કાનસલની રૂબરૂ કાયદેસર સલાહ સારૂ જે હકીકત રજુ કરી હોય તે હક્કવાળી છે. ઈ. લા. રી. ૪ મું. પાનું ૬૩૧, વળી ૨ અ. ડીવ. પાનું ૬૫૮ વગેરે ઠરાવો જુઓ.

દાવો કરવાનો વિચાર થતા પેહેલાં, પણ દાવાવાળી તકરારી બાબતને લગતા સવાલો સબંધી પક્ષકાર અથવા તેની જગોએ થઈ ગએલા હક્કવાળા સખસની તથા સોલીસીટરની વચમાં જે કાગળપત્રોનો વ્યવહાર ચાલેલો હોય તે પણ હક્કવાળો છે. લા. રી. ૮ ચ. અ. પાનું. ૩૬૧. માટે બે વાદીઓના એક સાલીસીટરે ત્રીજા વાદીના સાલીસીટરને કાગળ લખેલો તેનો આ નિયમમાં સમાસ થાય છે. ઈ. લા. રી ૪ મું. પાનુ. ૬૩૧ પરંતુ જે કામમાં એકાદા સખસ ઉપર તેની તથા તેના સોલીસીટરની વચ્ચમાં થએલા કપટના વ્યવહાર સબંધી આરોપ રાખેલો હોય તો આવો કાંઈ હક્ક નથી, તેમ એક પક્ષકારે બીજાના વિરૂદ્ધ તમામ પક્ષકારોની તરફથી ખબર કરેલી હોય તો આવો હક્ક નથી. માટે એક એજંટે દાવાવાળી બાબત ઉપર કાગળ લખેલો હોય તો તે હક્કવાળો નથી, પછી તે ઉપર

ખાનગી અને ભરૂસાનું નીશાન કરવામાં આવ્યું હોય તેની ચીંતા નહી. અને દાવો થવાને ઘણું સંભવિતપણું હોય તોપણ ચીંતા નહી. ઈ. લા. રી. ૨ મું. પાનું. ૪૫૩.

એજંટનો કબજો તે મુખ્યનો કબજો છે. માટે પક્ષકારના સોલીસીટરે અથવા તેના એજંટે ફક્ત પોતાના મુખ્યને સારૂ તે રજુ કરાવવાને અમલ કરવો હોય તો, તે અમલ કરી શકે છે. ૧ મ્યાક. અને જી. પાનું. ૬૨૭. વળી પુરાવ આકટની કલમ ૧૩૧ જુઓ.

પુરાવ આકટની કલમ ૧૬૩ પ્રમાણે એકાદો પક્ષકાર કોઇ દસ્તાવેજ મંગાવે અને તે કાર્ટમાં રજુ કરવાથી તપાસવામાં આવે તો, તે રજુ કરાવનાર પક્ષકારને તે પુરાવમાં રજુ કરવાને તે રજુ કરનાર પક્ષકાર ફરજ પાડી શકે છે, અને સદરહુ આકટની કલમ ૧૬૪ થી એકાદો પક્ષકાર દસ્તાવેજ રજુ કરવાને ના કેહે તો પાછળથી તે મંગાવનાર પક્ષકારની કબુલત વિના તે દસ્તાવેજનો પૂરાવમાં ઉપયોગ કરી શકતો નથી.

દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૮૭ પ્રમાણે જે સાક્ષીઓની કમીશનથી સાક્ષી લેવાની દરખાસ્ત અગર આ કલમ પ્રમાણે દસ્તાવેજો રજુ કરવાને ફરમાવવાની દરખાસ્ત દરમિયાન હુકમ કરી તે નામંજુર કરવામાં આવી હોય તો, તેનો સદરહુ કાયદાની કલમ ૬૨૨ પ્રમાણે ફરીતપાસ થઈ શકતો નથી. ઇ. લા. રી. ૯ મ. પાનું. ૨૫૬.

ફરિયાદ અરજી વગેરેમાં હવાલો આપેલા દસ્તાવેજને જોવા સારૂ હાજર કરવા બાબત નોટીસ.

**૧૩૧. કોઇ પક્ષકારને કોઈ બીજો પક્ષકાર ફરિયાદની સુનાવણી વખતે અથવા તે પેહેલાં કોઇ પણ વખતે કોર્ટની મારફતે નોટીસ આપી શકે છે; એવી રીતની કે, નોટીસ આપનાર પક્ષકારને અથવા તેના પ્લીડરને જોવા સારૂ તથા તે પક્ષકારને કે પ્લીડરને નકલ કરી લેવા સારૂ કોઇ અમુક દસ્તાવેજ, તમારે હાજર કરવો.**

તે નોટીસ અમાન્ય કરવાનું પરિણામ.

**સદરહુ નોટીસ જે પક્ષકાર માન્ય ન કરે તેને તે ફરિયાદમાં પોતાની તરફથી તે દસ્તાવેજ પુરાવામાં આપવાની પછીથી છુટ મળશે નહીં. પણ જો તે કોર્ટની ખાત્રી કરે કે તે દસ્તાવેજ માત્ર તેના પોતાનાજ હક્ક વિશે છે, અથવા તે નોટીસ માન્ય ન કરવાનું બીજું કાંઈ પુરતુ કારણ હતું તો છુટ મળશે.**

**ટીકા**—પુરાવ આકટની કલમ ૧૬૪ જુઓ. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે પક્ષકારના ઉપર નોટીસ બજાવવામાં આવી હોય, તે પક્ષકારે કલમ ૧૩૨ માં ઠરાવેલી રીતી પ્રમાણે જવાબ દેવો જોઈએ, અને જો તેના વિચારમાં એમ આવતું હોય કે મારે તે રજુ કરવો નહી જોઈએ તો, તે રજુ કરવાને તેણે હરકત લેવી જોઇએ, અને તેથી તે કલમ ૧૩૩ પ્રમાણે તપાસવાનો હુકમ કરે ત્યાર પેહેલાં તે હુકમ મેળવવાને જે પક્ષકાર અરજ કરે તેણે આ કલમ પ્રમાણે આરંભનો ઇલાજ કરવો જોઈએ. ઈ. લા. રી. ૧૦ ક. ૫૬.

આ કલમ પ્રમાણેની નોટીસનો જવાબ જ્યારે કલમ ૧૩૨ મી પ્રમાણે આપવામાં ના આવે, ત્યારે જે પક્ષકાર દસ્તાવેજો તપાસવાને માગતો હોય તે કલમ ૧૩૩ પ્રમાણે અરજ કરવાને મુખત્યાર છે; અને તેની અરજીની પુષ્ટીમાં આફીડેવીટ હોવા જોઇએ, સબબ કલમ ૧૩૪ ના ઠરાવ પ્રમાણે સખતાઈથી ચાલવામાં ના આવે તો, કલમ ૧૩૬ મી પ્રમાણે હુકમ કરવાને કોર્ટને હકુમત નથી. ઇં. લા. રી. ૧૪ ક. પાનું. ૭૬૮.

અને તે નોટીસ મળે તે પક્ષકારે ક્યારે અને ક્યાં તે દસ્તાવેજ જોવા તેમળશેએ બાબત સામીનોટીસ આપવી.

૧૩૨. જે પક્ષકારને તેવી નોટીસ આપી હોય તે પક્ષકારે નોટીસ પોંહોચે ત્યારથી દસ દિવશમાં તે નોટીસ આપનાર પક્ષકારને કોર્ટની મારફતે સામી નોટીસ આપવી તેમાં એમ લખવું કે, તે દસ્તાવેજો અથવા તે પૈકી જે દસ્તાવેજો હાજર કરવાને તેને હરકત ન હોય તેવા દસ્તાવેજો તેના પ્લીડરની આફીસમાં અથવા બીજે કોઈ સુગમ પડે તેવે ઠેકાણે આ નોટીસ પોંહોચ્યા પછી ત્રણ દિવશમાં અમુક વખતે જોવા મળશે. અને કોઈ દસ્તાવેજ હાજર કરવાને તેને હરકત હોય તો, કયો દસ્તાવેજ હાજર કરવાને હરકત છે તથા તે હરકતનાં કારણ શાં છે, એ પણ તે નોટીસમાં જણાવવું.

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કરારના પક્ષકારોએ એવો ઇરાદો રાખેલો હોય કે અમુક જગોએ અથવા તેની નજીકમાં પક્ષકાર પોતાનો કામ ધંધો ચલાવતો હોય અને ચોપડા રાખતો હોય, ત્યાં તેનો અમલ કરવાનો છે, પછી જો તે પક્ષકાર ઉપર કરેલા દાવામાં તે ચોપડા તપાસવાને માગવામાં આવેલું હોય અગર જો તે પ્રતીવાદીને તે જોઈતા હોય તો, તે ચોપડાનો તપાસ સાધારણ રીતે તે ચોપડા જ્યાં રાખવામાં આવતા હોય ત્યાં થવો. જોઈએ. ઈ. લા. રી ૫ મું. ૪૯૭

જોવા દેવાનો હુકમ કરાવવાની અરજ.

૧૩૩. કલમ ૧૩૧ પ્રમાણે જે પક્ષકારને નોટીસ પોહોચાડી હોય તે પક્ષકાર કલમ ૧૩૨ પ્રમાણે સામી નોટીસ ન આપે, અથવા દસ્તાવેજ જોવા દેવામાં હરકત લે, અથવા તે જોવા સારૂ ગેરસોઈનું ઠેકાણું નીમે, તો જે પક્ષકારને તે દસ્તાવેજ જોવાની મરજી હોય તે પક્ષકાર તે દસ્તાવેજ જોવા દેવાનો હુકમ કરાવવા સારૂ કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે.

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કલમ ૧૩૧ પ્રમાણે નોટીસ બજાવવામાં આવેલી ના હોય તો, કાંઈ હુકમ થતો નથી. ઈ. લા. રી. ૧૦ ક. પાનું. ૫૬.

તે અરજ સોગનનામાને આધારેકરવી.

૧૩૪. તેવી અરજ સોગનનામાને આધારે કરવી જોઇએ, અને તે સોગનનામામાં (अ) કયા દસ્તાવેજો જોવાને જોઇએ છીએ તે, (ब) અરજ કરનાર પક્ષકારને તે જોવાનો હક્ક છે તે, તથા (क) જે પક્ષકારની વિરૂદ્ધ અરજ કરવામાં આવે તે પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં તે દસ્તાવેજો છે, એ વાત જણાવવી જોઇએ, પરંતુ ફિરિયાદ અરજીમાં, લેખી કેફીયતમાં, અથવા જે પક્ષકારની વિરૂદ્ધ અરજ કરવામાં આવે તેના સોગનનામામાં જે દસ્તાવેજોનો હવાલો આપ્યો હોય તેમની બાબતમાં, અથવા દસ્તાવેજો વિશે તે પક્ષકારે કરેલા સોગનનામામાં જે દસ્તાવેજો બાહાર પડયા હોય તેમની બાબતમાં, સોગનનામું કરવાની જરૂર નથી.

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે દસ્તાવેજો પ્રથમ દર્શનિક રીતે તપાસવાને પક્ષકારને હક્ક હોય, તે દસ્તાવેજો વિશે

આ કલમથી ફક્ત હક્ક આપવામાં આવેલો છે, અને જે સામાન્ય નિયમ છે તે વધારેલો નથી. વીકલી નોટ સન ૧૮૭૫ પાનું. ૨૦૧.

શોધ કાઢવાનો હક્ક જે તકરારી બાબત અથવા મુદ્દા ઉપર આધાર રાખતો હોય તે તકરારી બાબત અથવા મુદ્દાનો પ્રથમ નિર્ણય કરવા વિશે ફરમાવવાનો અખત્યાર.

૧૩૫. જે પક્ષકાર પાસેથી કોઇ જાતના દસ્તાવેજનો શોધ કાઢવાનું અથવા તે જોવાનું હોય, તે પક્ષકાર તે તમામ અથવા તેના કંઈ ભાગનો શોધ કાઢવાની કે તે જોવા દેવાની હરકત લે, અને કોર્ટની એવી ખાત્રી થાય કે, તે શોધ કાઢવાનો અથવા જોવાનો હક્ક ફરિયાદમાંની કોઈ તકરારી બાબત અથવા મુદ્દા ઉપર આધાર રાખે છે; અથવા એવી ખાત્રી થાય કે બીજા કોઈ કારણને લીધે શોધ કાઢવાના કે જોવાના હક્ક વિશે ઠરાવ કર્યા પેહેલાં તે તકરારી બાબત કે મુદ્દાનો નિર્ણય કરવો જોઇએ છીએ; તો—પ્રથમ તે તકરારી બાબત અથવા મુદ્દાનો નિર્ણય કરવો અને શોધ કાઢવા અથવા જોવા વિશેની વાતનો નિકાલ બાકી રાખવો, એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

ટીકા—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

તપાસમાં જે પુરાવનો ઉપયોગ કરવાનો હોય તે પુરાવનો શોધ કરવાના હક્ક બાબત ફક્ત નિર્ણય કરવાને ઈશ્યુ કાહાડી તેનો ફેંસલો કરવાને કામની સુનાવણી થતા પેહેલાં કોર્ટને અખત્યાર આપવાનો આ કલમનો હેતુ છે. આ ઈશ્યુ વિશે જે જડજ ઠરાવ કરે તેમણે કારણ સાંભળવું જોઈએ. ઈ. લા. રી. ૬ મું. ૫૭૨. સમન્સ ઉપરથી કામ ચલાવવું એ હમેશાંની રીતી પ્રમાણે છે. ઈ. લા. રી. ૬ મું. પાનું. ૭૦૩.

જવાબ ન દે અથવા જોવા ન દે તેનું પરિણામ.

૧૩૬. આ બાબ પ્રમાણે લેખી સવાલોના જવાબ દેવા સારૂ, શોધ લગાડવા સારૂ, હાજર કરવા સારૂ, અથવા જોવા દેવા સારૂ કોઇ પક્ષકારને કરેલો હુકમ તેને યોગ્ય રીતે પોંહોચાડયા છતાં તે માન્ય ન કરે ત્યારે, જો તે પક્ષકાર વાદી હોય તો, તે કામ ચલાવતો નથી એમ ગણીને તેની ફરિયાદ કાઢી નાંખવાને તે પાત્ર થશે; અને જો તે પ્રતિવાદી હોય તો, તેણે કંઈ જવાબ આપ્યો હોય તે બાતલ કરવાને, તથા હાજર થઇને જવાબ ન આપ્યો હોય, ત્યારે તે જે સ્થિતીમાં હોત તે સ્થિતીમાં રેહેવાને પાત્ર થસે;

અને જે પક્ષકારે સવાલ કર્યા હોય અથવા જે શોધ કાઢવા હાજર કરવા કે જોવા માગતો હોય, તે પક્ષકાર તે પ્રમાણે હુકમ થવા સારૂ કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે, અને કોર્ટ તે પ્રમાણે હુકમ કરવાને મુખત્યાર છે.

સવાલોના જવાબ આપવા સારૂ, શોધ લગાડવા સારૂ, હાજર કરવા સારૂ, અથવા જોવા દેવા સારૂ આ બાબ પ્રમાણે કાઢેલો કોઈ હુકમ કોઇ પક્ષકારને હાથો હાથ પોહોચાડયો હોય, અને તે પક્ષકાર તે માન્ય ન કરે, તો તે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૮૮ માં કહેલા ગુન્હાનો ગુન્હેગાર પણ ગણાશે.

ટીકા—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે કોર્ટને જે અખત્યાર આપવાનો છે, તે કોઈકજ કામમાં જેમાં તે-મ કર્યા વગર ચાલે નહીં, તેમાંજ વાપરવો જોઈએ. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૭૦૭.

આ કલમ પ્રમાણે હુકમનામા ઉપર અપીલ ચાલી શકે છે. કલમ ૧૦૮ ના હેતુ પ્રમાણે તે એકતરફી હુકમનામું નથી. ઈ. લા. રી. ૭ અ. પાનું. ૧૫૯.

છેવટના ઈલાજ તરીકે ના હોય તો દાવો કાહાડી નાંખવો નહીં અથવા જવાબ રદ કરવો નહી જોઈએ. લા. રી. ૭ કલી. બેં. ડી. પાનું. ૫૫૩. પરંતુ એક કામમાં પ્રતીવાદીએ સવાલોના જવાબ આપવાને કસુર કરી, તેથી તેને બીજા એક અઠવાડયાની છુટ આપવામાં આવી, તોપણ તેણે જવાબ આપ્યો નહીં. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ નિયમનો પ્રથમનો ધારેલો વિચાર અટકાવવાનો છે, માટે ૨૪ કલાકની અંદર તે જવાબ કાહાડી નાંખવો. વીકલી નોટસ સન ૧૮૭૫ પાનું. ૨૨૯, ઇ. લા. રી. ૯ ક. ૯૨૩, ઈ. લા. રી. ૧૦ ક. ૫૦૫

अ. તથા તેની ઓરત બારો અને કંપનીના નામથી વેહેપાર કરતા હતા, તેમણે क. ઉપર દાવો કરવાથી क. એ રજુ કરવાનો હુકમ તેઓના ઉપર બજાવ્યો. ब. એકલીએ દસ્તાવેજો બાબત આફીડેવીટ કરયા, તે દરમિયાનમાં अ. નાશી ગયો. આ દાવો કાહાડી નાંખવાને અરજી કરતાં વાઈસ ચાન્સલરે ઠરાવ્યું કે આ કલમથી દાવો કાહાડી નાંખવાને અવશ્યે કરીને જરૂર નથી, માટે તે ઓરત ब. ને દાવો ચલાવવાની પરવાનગી આપવામાં આવી. વીકલી નોટસ સન ૧૮૭૬ પાનું. ૧૯૩

જે પક્ષકારના વિરૂદ્ધ હુકમ કરવામાં આવેલો હોય તે, તે રદ કરવાને અરજ કરી શકે છે. ઈ. લા. રી. ૯ ક. પાનું. ૯૨૩

હાયકોર્ટમાં જે પક્ષકારે દસ્તાવેજ તપાસવાને તથા શોધ કરવાનો હુકમ માન્ય કરયો નહી તે પક્ષકારને તિરસ્કાર બાબત કમીટ કરી શકાય છે. ઈ. લા. રી. ૭ મું. ૧ તથા ૯.

કલમ ૧૨૯ પ્રમાણે કરેલા હુકમ સબંધી જોઈતો ઈલાજ કરવામાં આવ્યો છે કે નહી, તે જોયા વિના આ કલમ પ્રમાણે ઠરાવ થઈ શકતો નથી. ઈ. લા. રી. ૮ અ. પાનું. ૨૬૫.

ઈ. લા. રી. ૧૪ ક. પાનું. ૭૬૮ નો ઠરાવ આ કાયદાની કલમ ૧૩૧ નીચેની ટીકામાં જુઓ.

કોર્ટ પોતાના દફતરમાંથી અથવા બીજી કોર્ટોમાંથી કાગળ મંગાવ.

**૧૩૭. કોર્ટ પોતાની મેળે, અથવા ફરિયાદના કોઇ પક્ષકારની અરજ ઉપરથી પોતાની અરજીમાં આવે તો, પોતાના દફતરમાંથી અગર બીજી કોઈ કોર્ટમાંથી બીજી કોઇ ફરિયાદના અથવા કામના કાગળ મંગાવીને જોવાને મુખત્યાર છે.**

**આ કલમ પ્રમાણે કરેલી પ્રત્યેક અરજને (કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો) અરજદારે અથવા તેના પ્લીડરે સોગનનામું કરીને પુષ્ટી આપવી. તે સોગનનામામાં—જે ફરિયાદમાં અરજ કરી હોય તે ફરિયાદમાં તે કાગળો શી રીતે જરૂરના છે, તથા તે કાગળોની કે તે પઈકી અરજદારને જોઇએ તેટલા તેના ભાગની યોગ્ય રીતે સહી સુધાંતની નકલો ઘણી ઢીલ અથવા ખરચ કર્યા વગર મળે તેમ નથી, અથવા ઇનસાફ થવા સારૂ અસલ હાજર કરવાની જરૂર છે,—એ લખવું.**

**હિંદુસ્તાનના સન ૧૮૭૨ ના પુરાવાના આક્ટ પ્રમાણે જે દસ્તાવેજ ફરિયાદમાં અગ્રાહ્ય થતા હોય, તે દસ્તાવજ કોર્ટ પુરાવામાં વાપરી શકે એમ આ કલમની કોઈ પણ વાતથી સમજવું નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૩૮ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા ઈલાકાની તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ અપીલકોર્ટોને લાગુ છે. ૧૫ વી. રી. પાનું. ૧૭૩.

કામના કાગળો મંગાવવાને કોર્ટ હાલ બંધાએલ નથી. આ આગળના કાયદા પ્રમાણે આ વિશે નક્કી ઠરાવ નહીં હતો. ૭ વી. રી. પાનું. ૧૯, ૧૦૯

જડજને જે કુલઅખત્યાર આપવામાં આવેલો છે તે વાપરતાં તેમણે એવો નિર્ણય કરવો જોઈએ કે જે દસ્તાવેજ મંગાવવામાં આવે છે તે કોઇ બીજી કોર્ટમાં થએલા દાવા અગર પ્રોસીડીંગમાંનો છે કે કેમ. જુના કાયદા પ્રમાણે જેમ સરકારી ઓફીસમાંથી સરકારી કાગળ જેમ તે મંગાવી શકતા હતા, તેમ તે મંગાવી શકતા નથી. ૧૫ વી. રી. ૧૭૩; અને આવા કાગળો રજુ કરાવવાનો અમલ કરવાને યોગ્ય અમલદાર ઉપર ફક્ત સમન્સ કરવાનો ઈલાજ છે. ૧૫ વી. રી. ૧૫૦. પછી તેમણે જોવું જોઈએ કે અરજદારને જે દસ્તાવેજ જોઈએછીએ તે દસ્તાવેજ મેળવવાને અરજદાર જે ઈલાજ કરી શકતો હતો તે તમામ ઈલાજ તેણે કરેલા છે કે નહીં, તોપણ જડજના અભિપ્રાયમાં ફક્ત એમ આવે કે તપાસ પુરી થતા પેહેલાં તે દસ્તાવેજ રજુ થઈ શકે તેવું નથી, તો તે કારણથી તે દરખાસ્ત નામંજુર કરી શકતા નથી. ઈં. લા. રી. ૭ ક, ૫૬૦. વાદીએ એવા કારણથી અપીલ કરી કે નીચેની કોર્ટે એક બીજા દાવામાં અસલ દસ્તાવેજો ફાઈલ થએલા તે મારા દાવાને અવસ્યના છે, તેમ છતાં નીચેની કોર્ટે તે અસલ દસ્તાવેજો મંગાવેલા નથી માટે તેમની ભૂલ છે, કારણ કે તે દસ્તાવેજોની નકલો ઉપરથી તે ઉપર સાહેદીઓ કરનાર સાક્ષીઓને તપાસી શકાતા નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૩૬ પ્રમાણે જો જરૂર હોય તો કામમાં બરોબર સહીઓવાળી નકલો રાખી જે કોર્ટના કબજામાં તે દસ્તાવેજ હોય તે કોર્ટ તરફ પાછા મોકલવાને આ કલમ પ્રમાણે અરજ કરતા પેહેલાં તે અરજ કરી શકતો હતો. ૧૮ વી. રી. ૧૩, વળી ૧૪ વી. રી. પાનું ૩૦૨ જુઓ.

આ કલમ પ્રમાણે કોર્ટ આફ્ વોર્ડસ એક કોર્ટ છે કે નહી, એ એક સવાલ છે. ૧૫ વી. રી. ૧૫૦

જડજે તે દરખાસ્ત ઉપર સ્પષ્ટ હુકમ કરવો જોઈએ, માટે 'નથીસામેલ પેશ' એ શબ્દો બસ નથી. ૬ વી. રી. ૭૯; કારણ કે જો દસ્તાવેજો અગત્યના હોય અને દરખાસ્ત નામંજુર કરવામાં આવી છે અથવા તે મંગાવવામાં આવ્યા હતા, અને તે વિચારમાં લેવામાં આવ્યા છે, એવું બતાવવાને કાંઈ પણ ના હોય તો, કામ પાછું મોકલી શકાય છે. ૧૮ વી. રી. પાનું ૧૨૭; પરંતુ અમુક દસ્તાવેજો મંગાવવાને અ. એ કોર્ટને અરજ કરી હતી, તેથી કોર્ટે એવો હુકમ કરયો હતો કે સૂનાવણી વખતે તે બાબતનો નીકાલ કરવો અને પછી બીજી દરખાસ્ત કરવામાં આવી નહી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કાગળો મંગાવવામાં આવેલા નથી એ કારણથી અરજદારનો અપીલ કરવાનો હક્ક થતો નથી. ૧૨ ક. લા. રી. પાનું. ૮૧

પુરાવ આક્ટ પ્રમાણે જે દસ્તાવેજો દાખલ કરવા લાયક ના હોય તે દસ્તાવેજો મંગાવનાર જડજ તેનો પુરાવમાં ઉપયોગ કરી શકતા નથી. ૨ મું. ૩૪૧; તેમ તે તમામ કામના

કાગળો તેમને મંગાવવાની જરૂર નથી. પરંતુ દરખાસ્તમાં જે કાગળો મંગાવેલા હોય તેજ મંગાવવા જોઈએ. વી. રી. સન ૧૮૯૪ પાનું ૨૭૨; અને તમામ કામોમાં જે પક્ષકારના ફાયદા સારૂ દસ્તાવેજો પુરાવામાં લેવા લાયક હોય, તે દસ્તાવેજોની નકલો પક્ષકાર પાસે કામમાં ફાઈલ કરાવવી જોઈએ. ૨ મુંબાઈ. પાનું. ૩૪૧.

આ કલમ પ્રમાણે જે કાગળો માગેલા હોય તે મંગાવવાની ના કહેવાને કોર્ટનો કુલઅખત્યાર નથી. ૪ ક. લા. રી. પાનું. ૩૬

બીજી કોઇ કોર્ટમાં ચાલતા મુકદમા માટે કોઈ ઇનસાફની કોર્ટના હસ્તકમાંથી દસ્તાવેજો મળવાની અરજીના આધારમાં જે જે સોગનનામાં આપવામાં આવે, તેમાં એ કેસને કેવી રીતે એ દસ્તાવેજ જરૂરના છે તે બતાવવું જોઈએ. ઈ. જી ન્યુ. સી. પાનું. ૨૮૩

દસ્તાવેજી પુરાવો પેહેલી સુનાવણી વખતે તૈયાર રાખવો.

**૧૩૮. પક્ષકારોના કબજામાં અથવા અખત્યારમાં હોય એવા દરેક પ્રકારના જે દસ્તાવેજી પુરાવા ઉપર આધાર રાખવાનો તેમનો ઈરાદો હોય, અને જે પુરાવો કોર્ટમાં પ્રથમ દાખલ થઈ ગયો ન હોય તે તમામ દસ્તાવેજો, તથા પેહેલી સુનાવણી પેહેલાં કોઈ પણ વખતે જે દસ્તાવેજો હાજર કરવાને કોર્ટે હુકમ કર્યો હોય તે સર્વ દસ્તાવેજો, પક્ષકારોએ અથવા તેમના પ્લીડરોએ ફરિયાદની પેહેલી સુનાવણી વખતે પોતાની સાથે આણવા, અને કોર્ટ માગે તે વખત હાજર કરવા સારૂ તે તૈયાર રાખવા.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કલમ ૫૯ પ્રમાણે જો વાદી એક દસ્તાવેજ ઉપર આધાર રાખી દાવો કરે તો તેણે દાવાની અરજી સાથે તે રજુ કરવો જોઈએ, અથવા દાવાની અરજીમાં જોડેલી યાદમાં તે દાખલ કરવો જોઈએ. કલમ ૬૩ થી જે દસ્તાવેજ રજુ કરવામાં આવેલો ના હોય અથવા સદરહુ યાદમાં દાખલ કરેલો ના હોય તો, તે કોર્ટની પરવાનગી શિવાય પુરાવમાં દાખલ કરી શકાતો નથી. ૧ હાઈડ ૧૪૫, માર્સ ૧૨૭; અને આ કલમ પ્રમાણે પક્ષકારો જે દસ્તાવેજો ઉપર પોતે આધાર રાખતા હોય, તે જો પોતાના અખત્યારની અંદર હોય તો, પેહેલી સુનાવણી વખતે પોતાની પાસે તૈયાર રાખવા જોઈએ, અને ઈશ્યુ નક્કી થયા પછી જરૂર પડે તો ફાઈલ કરવા જોઈએ. જો તે માગવામાં ના આવે તો તે વખતે ફાઈલ કરવાને તેઓ બંધાએલા નથી, ૧ બં. લા. રી. ૧૨૦, પરંતુ તપાસ ચાલતાની દરમિયાનમાં કાંઈ નવી હકીકત જાણવામાં આવતાં તેથી વધારાનો ઈશ્યુ કાહાડવામાં આવે તો, સામા પક્ષકારે પાકું કારણ બતાવ્યા સિવાય પેહેલી રજુવાત વખતે જે કીંમતી પુરાવના સાચાપણા વિશે શક રાખી શકાતો ના હોય તે પુરાવ આણેલો નહી હતો, એટલા ફક્ત કારણુથી તે કીમતી પુરાવ રજુ કરવાને અટકાવ કરવાનો હક્ક થતો નથી. ૨૩ વી. રી. પાનું. ૨૯ તેમજ જે દસ્તાવેજ દાવાની અરજી સાથે ફાઈલ કરવામાં આવેલો ના હોય, પણ જો તેના સાચાપણાની ખાત્રી થાય તો પછી તે સ્ટાંપ ઉપર ના હોય તોપણ કોર્ટ તે પુરાવમાં દાખલ કરી શકે છે. વી. રી. સન ૧૮૯૪ પાનું. ૨૭૧.

પેહેલી રજુવાત પછી વધારાનો પુરાવ ફક્ત દાખલ કરવામાં આવ્યો હોય, તેથી અપીલ કરવાનું કારણ કાંઈ થતું નથી. ૧૨ વી. રી. ૩૨; તેમ અસલકોર્ટે ઠરાવેલા વખત પછી પક્ષકારે દસ્તાવેજ દાખલ કરયા છતાં મંજુર કરયો હોય તો, અપીલકોર્ટ તે રદ કરી

શકતી નથી. ૪ આગ્રા. ૧૪૮, પરંતુ બીજો પક્ષકાર જ્યારે આખરના હુકમનામા ઉપર અપીલ કરવામાં આવે ત્યારે તે દાખલ કરવાના હુકમની યોગ્યતા બાબત હરકત લેઈ શકે છે. ૧ વી. રી પાનું. ૧૯૮.

પ્રથમના કાયદામાં અગત્યનો ફેરફાર થએલો છે કલમ ૧૨૮ કલમ ૪૦, ૪૩, ૧૦૭, ૧૫૩, ૧૭૦ ઉપરથી એમ જણાય છે કે દસ્તાવેજી પુરાવ ખુલ્લી કોર્ટમાં રજુ કરવો જોઈએ, અને જેમ બને તેમ જલદીથી રજુ કરવો જોઇએ, અને કોર્ટની ખાસ પરવાનગી શિવાય અથવા પાકું કારણ બતાવ્યા શિવાય પાછળથી રજુ થઈ શકતો નથી, માટે જે પક્ષકારને તે રજુ કરવાનો હોય તે પક્ષકાર શિવાય બીજા પક્ષકારને તે રજુ કરવાનો હોય તો, તે પુરાવ રજુ કરાવવાને યોગ્ય મુદતમાં દરખાસ્ત કરવા ઉપરથી મદદ આપવાને કોર્ટ બંધાએલા છે, અને કોર્ટોને જે સબંધ છે તે પ્રમાણે આ નિયમો પ્રમાણે ચાલવામાં આવેલું છે, તે વિશે સંભાળ લેવાને તમામ જડજોની ફરજ છે ૭ વી રી. પાનું. ૪.

દસ્તાવેજો હાજર ન રાખવાનું ફળ. **૧૩૯. કોઇ પણ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં હોય તેવો દસ્તાવેજી પુરાવો કલમ ૧૩૮ ના ઠરાવ પ્રમાણે હાજર કરવો જોઇતો હતો એવું છતાં તે હાજર કર્યો ન હોય તો, તે ન હાજર કરવાનું કોર્ટની ખાત્રી લાયક કારણ બતાવ્યા વગર તે કામની પછીની કોઇ સુનાવણી વખતે તે દસ્તાવેજો પુરાવામાં લેવાશે નહી. અને આવો કોઈ પુરાવો જડજ લેતો તેણે તેમ કરવાનાં પોતાનાં કારણ લખી રાખવાં.**

ટીકા—આ કલમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૮ જેવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ઈશ્યુ નક્કી થયા પછી જો પક્ષકારના કબજામાં અગર અખત્યારમાં દસ્તાવેજી પુરાવ હોય તો, તેવો નવો દસ્તાવેજી પુરાવ ગુજારવાને પક્ષકારોનો હક્ક નથી; પરંતુ તેઓ તે રજુ કરી શકે છે, એવું કહીને કે વેહેલો રજુ નહી કરવાને યુક્ત કારણો હતાં. પછી તે જડજ દાખલ કરે કે નામંજુર કરે, પરંતુ તે દરેક બાબતમાં જડજે કામમાં કારણો લખવાં જોઇએ, અને જો પુરાવ દાખલ કરવામાં આવે તો તે પ્રમાણે કેહેવું જોઈએ. ૯ વી. રી. ૨૯૪. આ કલમ પ્રમાણે દરખાસ્તોની વ્યવસ્થા કરવામાં એટલું લક્ષમાં રાખવું જોઇએ કે તપાસની દરમિયાનમાં જે ઉમેદ નહી રાખેલ તેવા સવાલો કોઈ કોઇ વખતે ઉત્પન્ન થાય છે તેનો ખુલાસો આપવાને પુરાવ જુઠો બનતા અટકાવવાનો હેતુ છે, અને તે હેતુ જે દસ્તાવેજો પક્ષકારોના કબજામાં અગર અખત્યારમાં હોય તે સબંધીજ છે, અને પેહેલી સુનાવણી વખતે જે દસ્તાવેજી પુરાવ ફાઈલ કરવામાં આવેલો હોય તે સિવાય કોર્ટની પરવાનગી સિવાય વધારે દસ્તાવેજી પુરાવ રજુ કરવાની પરવાનગી આપવાને ઈરાદો રાખેલો નથી. ૨૧ વી. રી. ૪૨, પરંતુ કોર્ટે પક્ષકારો પાસે તે રજુ કરવાને માગવું જોઈએ, અથવા જો તેમ ના હોય તો નીચેની કલમોના જે સખત ઠરાવો છે તેનો અમલ થાય નહી. જે કામમાં કોર્ટે પક્ષકારની પાસે તે રજુ કરવાને માગેલું ના હોય તેમ છતાં ઈશ્યુ કાહાડયા પછી બીજે દીવશે તે રજુ કરવામાં આવે, અને લખેલી હકીકતમાં ઈશ્યુ કાહાડતી વખતે કાંઈ દસ્તાવેજ માગવામાં આવ્યો હતો એવું કાંઈ ના હોય તો, તે પુરાવ દાખલ થઈ શકે છે. ૧ બં. લા. રી. પાનું. ૧૨૭

કોર્ટે દસ્તાવેજો લેવા. **૧૪૦. પેહેલી સુનાવણી વખતે પક્ષકારોએ પોત પોતે હાજર કરેલા દસ્તાવેજો કોર્ટે લેવા. પરંતુ પ્રત્યેક પક્ષકારે હાજર**

**કરેલા દસ્તાવેજોની સાથે તેમની બરાબર યાદ, હાઇકોર્ટ વખતે વખતે ફરમાવે તેવા નમુનામાં તઇયાર કરીને આપી હોય તો, તે લેવા.**

લાગુ ન પડે તેવા અથવા અગ્રાહ્ય દસ્તાવેજો નામંજુર કરવા.

**ફરિયાદની કોઇ પણ સુનાવણી વખતે કોર્ટની નજરમાં એમ આવે કે કોઇ દસ્તાવેજ લાગુ પડતો નથી, અથવા બીજી રીતે પુરાવામાં લેવાય એવો નથી, તો તે દસ્તાવેજ નામંજુર કરવાને કોર્ટ મુખત્યાર છે, પણ તે નામંજુર કરવાનાં કારણ લખીને તેમ કરવું.**

*ટીકા*—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૨૯ ના જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જડજે પક્ષકારો પાસે દસ્તાવેજી પુરાવ માગ્યો હોય તો, પક્ષકાર જે દસ્તાવેજ રજુ કરે તે દરેક દસ્તાવેજ કોર્ટે લેવો જોઈએ, અને તે તપાસીને જે નહી લગતો માલમ પડે અથવા દાખલ કરવા લાયક નહી એવો માલમ પડે તો, તે પાછો આપવો જોઈએ. માર્સ ૧૨૭; અગર વખત નહી હોવાથી જડજ તે તપાસી શકે નહી, અગર તે વિશે વિચાર કરી શકે નહીં તો, તે ફાઈલ કરવાને તેઓ પરવાનગી આપી શકે છે, અને પછી તપાસીને નામંજુર કરી શકે છે. ૧૧ વી. રી. ૩૫૦. કોર્ટે જે દસ્તાવેજ રાખેલો હોય તે યોગ્ય રીતે શાબેત કરવામાં આવે અથવા કલમ ૧૪૧ પ્રમાણે કબુલ કરવામાં આવે ત્યાં સુધી તે પુરાવમાં વાપરી શકાતો નથી.

દસ્તાવેજો નામંજુર કર્યાના હુકમ ઉપર અપીલ ચાલી શકતી નથી, તેમ ચાર્ટર આકટ પ્રમાણે તેમાં હાથ ઘાલી શકાતો નથી. ૧૮ વી. રી. ૫૧૧; પરંતુ આખરના હુકમનામા ઉપર કરેલી અપીલમાં તે વિશે વાંધો લેઈ શકાય છે.

દસ્તાવેજ મંગાવવાને જે કાંઈ કરવું જોઈએ તે જે પક્ષકારને જોઈતું હોય તે પક્ષકારે કરવું જોઈએ, માટે તારખાતાનો એક અમલદાર પોતાની આફીસમાં આવેલા એક તારનો મતલબ કેહે તે વિશે સરકારની જે મંજુરી જોઈએ તે પક્ષકારે મેળવવાની છે, અને કોર્ટે મેળવવાની નથી. ૨ અલ્હાબાદ, પાનું. ૨૧૦.

પુરાવામાં લીધેલા દસ્તાવેજો ઉપર શેરા કરવા બાબત.

**૧૪૧. (૧) ફરિયાદની અંદર પુરાવામાં લીધેલા દરેક દસ્તાવેજ ઉપર આની નિચેની પેટાકલમના ઠરાવોને અનુસરી હેઠળ લખેલી વિગતનો શેરો કરવો, એટલે:—**

**(अ) ફરિયાદનો નંબર તથા સરનામું.**

**(ब) દસ્તાવેજ હાજર કરનાર સખસનું નામ,**

**(क) તે હાજર કર્યાની તારીખ,**

**(ड) તે સદરહુ રીતે પુરાવામાં લીધા બાબતનો દાખલો.**

**અને તે શેરા ઉપર જડજે સહી કરવી.**

**(૨) જો સદરહુ રીતે પુરાવામાં લીધેલો દસ્તાવેજ ચોપડામાં, ખાતામાં અથવા દફતરમાં લખેલો મજકુર હોય અને નિચેની કલમ મુજબ અસલને બદલે તેની નકલ રજુ કરવામાં આવી હોય તો, તે નકલ ઉપર સદરહુ વિગતનો શેરો કરવો અને તે શેરા ઉપર જડજે સહી કરવી.**

ચોપડા, ખાતાં તથા દફતર માંહેના પુરાવામાં લીધેલા મજકુરની નકલ ઉપરશેરા.

૧૪૧ અ. (૧) ફરિયાદની અંદર પુરાવામાં લિધેલો દસ્તાવેજ દુકાનના ચોપડામાં અથવા ચાલુ ઉપયોગમાં હોય એવા બીજા ખાતામાં લખેલો મજકુર હોય તો, જે પક્ષકારની તરફથી તે ખાતું હાજર કરવામાં આવ્યું હોય તે પક્ષકાર તે લખેલા મજકુરની નકલ આપવાને મુખત્યાર છે.

(૨) જો સદરહુ પ્રકારનો કોઇ દસ્તાવેજ સરકારી કચેરીમાંથી અથવા સરકારી અમલદારે હાજર કરેલા સરકારી દફતરમાં લખેલો મજકુર હોય, અથવા કોઈ ચોપડામાં અથવા ખાતામાં લખેલો મજકુર હોય અને તે ચોપડો અથવા ખાતું જે પક્ષકાર તરફથી હાજર કરવામાં આવ્યું હોય તે પક્ષકાર શિવાયનો બીજો કોઇ સખસ તેનો ધણી હોય તો, તેની નકલ.

(૧) જ્યારે સદરહુ દફતર, ચોપડો અથવા ખાતું એકાદા પક્ષકાર તરફથી હાજર કરવામાં આવ્યું હોય ત્યારે તે પક્ષકારે, અથવા.

(૨) જ્યારે સદરહુ દફતર, ચોપડો અથવા ખાતું સદરહુ કોર્ટે પોતાની મેળે કાઢેલા હુકમ પ્રમાણે હાજર કરવામાં આવ્યું હોય ત્યારે બેમાંના એક પક્ષકારે અથવા કોઇ પણ પક્ષકારે.

આપવી એવું ફરમાવવાને સદરહુ કોર્ટ મુખત્યાર છે.

"(૩) આ કલમના ઉપર કહેલા ઠરાવોની રૂએ એકાદા મજકુરની નકલ આપવામાં આવી હોય ત્યારે, સદરહુ કોર્ટે, કલમ ૬૨ માં કહેલી રીત પ્રમાણે સદરહુ નકલ તપાસાવ્યા પછી, (અસલ સાથે) મુકાબલ કરાવ્યા પછી અને તે ઉપર સહી કરાવ્યા પછી, સદરહુ મજકુર ઉપર નિશાની કરવી, અને જે ચોપડામાં, ખાતામાં અથવા દફતરમાં તે લખેલો હોય તે હાજર કરનાર સખસને તે ચોપડો, ખાતું અથવા દફતર પાછું અપાવવું.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૯૨ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે દસ્તાવેજ ઉપર એવો શેરો કરવામાં આવેલો ના હોય કે તે કોણે રજુ કરેલો છે, તે સમજી શકાય તો તે ફાઈલ કરવો નહી જોઇએ. ૬ વી. રી. ૧. ચોપડાની બાબતમાં કલમ ૬૨ માં જે મુલઅખત્યાર છે તે વિરૂદ્ધ આ કલમ જણાય છે. આ કલમના શબ્દો અને કલમ ૬૨ ના શબ્દો ચોપડો પાછો આપવાની બાબતના છે, તે અવશ્યના છે, અને કલમ ૬૨ પ્રમાણે રકમની નકલને બદલે ચોપડો ફાઈલ કરવાને આપે એમ પક્ષકારની મરજી ઉપર રાખેલું નથી. ૭. વી. રી. ૭. આ ઠરાવ પ્રીવીકાંઉસીલે પસંદ કરેલો છે. ૨૦. વી. રી. પાનું. ૯૫.

નામંજુર કરેલા દસ્તાવેજો પાછા આપવાને જડજે મુદત ઠરાવવી જોઈએ; એમ ૨૧ વી. રી. ૧૧૨ ના ઠરાવ ઉપરથી જણાય છે.

દસ્તાવેજી પુરાવની બ્યવસ્થા કરવામાં જે ખરા નિયમો ઉપર પુરાવનું સાચાપણું તથા કીમત રહેલી છે, તે નિયમો પ્રમાણે જડજે ચાલવું જોઈએ. ૧૪ મૂર. ૫૮૮. જેમકે અસલ પુરાવ શાવાસ્તે રજુ કરવામાં આવ્યો નથી તેનું પુક્ત કારણ બતાવ્યા. સિવાય

બીજા દરજ્જાનો પુરાવ તેમણે કબુલ કરવો નહી જોઈએ. ૧૪ મૂર. ૪૬૧. ૩ મૂર ૧૫૬. તેમ સામા પક્ષકારે દસ્તાવેજો ઈનકાર કરેલા ના હોય તો તે શાબેત થએલા છે, એમ ગણવું નહી જોઈએ. બં. લા. રી. ૬૫૯, ૧૨ વી. રી. ૨૬૭, અને જો દસ્તાવેજો શાબેત કરવામાં આવેલા ના હોય પણ જેમ જીલ્લાની અંદર વારંવાર બને છે તેમ ફક્ત ફાઈલ કરવામાં આવેલા હોય તો, જો કે સામા પક્ષકારના વકીલની ફરજ તે દસ્તાવેજો કામમાં રેહેવા નહી જોઇએ એવો આગ્રહ કરવાની છે, તોપણ જડજ તે શાબેત થએલા નથી એમ ગણીને ચલાવી શકે છે. ઈ. લા. રી ૫ ક. પાનું. ૩૧૭

પરંતુ જો સામા પક્ષકારને પૂછતાં એમ કેહેવામાં આવે કે તે દસ્તાવેજોના સાચાપણા વિશે ઈનકાર કરવાને હું તૈયાર થયો નથી, તો રીતસર પૂરાવ વિના તે કબુલ થઇ શકે છે, એમ જણાય છે. ૧૨ વી. રી. ૩૫૦; અને જો દાવાની અરજી તથા ઈસ્યુમાં એમ ધારવામાં આવેલું હોય કે, અમુક દસ્તાવેજ લખી આપવામાં આવેલો છે અને તે ધારણા ઉપરથી ફક્ત સવાલો ઉઠાવવામાં આવે તો, તે શાબેત કરવાની કે ફાઈલ કરવાની જરૂર નથી. ઈ. લા. રી. ૫ મું. ૧૪૩. સ્ટાપ વગરના દસ્તાવેજો અગર તેનો બીજા દરજ્જાનો પુરાવ સ્ટાંપ તથા પેનલટી આપ્યા સિવાય દાખલ કરવો નહી જોઈએ. ૨૦ વી. રી. ૬૩; પરંતુ જો આવો પુરાવ અસલકોર્ટમાં દાખલ કરેલો હોય તો તે અપીલકોર્ટ નામંજુર કરી શકતા નથી, તેમ સ્પેશીયલ અપીલ કરવાને પાકું કારણ થતું નથી. કલમ ૧૪૦ નીચેની ટીકા જુઓ.

જે રજીષ્ટર થયા વિનાનો દસ્તાવેજ વેચાણખત તરીકે થતો ના હોય, તે વિશેશ રીતે અમલ કરવાના દાવામાં દાખલ કરવા લાયક છે. ઈ. લા. રી. ૫ મું. પાનુ. ૧૪૩.

જો દસ્તાવેજમાં ફેરફાર કરેલો જણાતો હોય તો તેનું સાચાપણું શાબેત કરવાનો બોજો જે પક્ષકાર તેની રૂઇએ દાવો રાખતો હોય તેના ઉપર છે જો તે એમ બતાવી શકે કે તે દસ્તાવેજ અસલ સ્થીતીના જેવો છે, અને ફેરફાર કરવાનો ખુલાસો આપે તો, તે પુરાવમાં દાખલ કરવા લાયક છે.

જ્યારે એકાદા દેશી ભાષામાં લખેલા દસ્તાવેજનો તરજુમો કરવાને ઘણું ખર્ચ થતું હોય, અને પ્રથમથી માલમ પડે નહી તેવી હકીકતથી તેના તરજુમાની જરૂર પડે તો હાયકોર્ટ કોઈ કોઈ વખત ઈન્ટરપ્રીટરને મુખજુબાનીથી તરજુમો કરવાને પરવાનગી આપી શકે છે. ફુલટન પાનું. ૨૨.

ખોટી રીતે કાહાડી મુકયાના દાવામાં પ્રતીવાદીએ પોતાની લખેલી હકીકતમાં ખોટી વર્તણુંક બાબતના દાખલા બતાવેલા ના હોય તો, તે વિશે પ્રતીવાદીને પુરાવ આપવાને પરવાનગી આપવામાં આવતી નથી. તેણે લખેલી પુરવણી હકીકત પેહેલી સુનાવણી પેહેલાં આપવી જોઈએ. ઈ. લા. રી. ૪ મુંબાઈ. પાનું. ૫૭૬.

પુરાવામાં લેવા લાયક નથી એમ ગણીને નામંજુર કરેલા દસ્તાવેજો ઉપર શેરા કરવા બાબત.

**૧૪૨. બેમાંથી કોઈ પણ પક્ષકારે પુરાવા તરીકે જેના ઉપર આધાર રાખ્યો હોય એવો દસ્તાવેજ પુરાવામાં લેવા લાયક નથી એમ કોર્ટની નજરમાં આવે ત્યારે, કલમ ૧૪૧ ની પેટા કલમ (૧) ની રકમો (अ), (ब) તથા (क) માં કહેલી વિગતનો તથા તે નામંજુર કર્યા વિશેના મજકુરનો તેના ઉપર શેરો કરવો, અને તે શેરા ઉપર જડજે સહી કરવી.**

લીધેલા દસ્તાવેજો દફતરમાં દાખલ કરવા તથા નામંજુર કરેલા દસ્તાવેજો પાછા આપવા બાબત.

**૧૪૨. અ. (૧) પુરાવામાં લીધેલો દરેક દસ્તાવેજ, અથવા જ્યારે કલમ ૧૪૧ અ. મુજબ અસલને બદલે નકલ રજુ કરવામાં આવી હોય ત્યારે તે નકલ, ફરિયાદના દફતરમાં દાખલ થશે.**

**(૨) પુરાવામાં નહીં લીધેલા દસ્તાવેજો દફતરમાં દાખલ થશે નહી, અને જે જે પક્ષકારે તે હાજર કર્યા હશે તેને તે પાછા આપવામાં આવશે.**

**ટીકા**—આ કલમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૩૪ ના જેવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કોઈ દસ્તાવેજ અટકાવી રાખવાનો કોર્ટ હુકમ કરે.

**૧૪૩. કલમ ૬૨, કલમ ૧૪૧ અ પેટા કલમ (૩) અથવા કલમ ૧૪૨ અ પેટા કલમ ૨ માં ગમે તે ઠરાવ હોય તોએ, જો કોર્ટને પુરતુ કારણ જણાય તો, કોર્ટની રૂબરૂ કોઇ પણ ફરિયાદમાં હાજર કરેલો કોઇ દસ્તાવેજ અથવા ચોપડો કોર્ટને યોગ્ય લાગે તેટલી મુદત સુધી અને તેવી શરતોથી અટકાવીને કોર્ટના કોઈ અમલદારના હુવાલામાં રાખવો, એમ ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૩૪ ના જેવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કલકતા હાયકોર્ટે ઠરાવ્યું છે કે દિવાની કોર્ટોને જ્યારે જ્યારે એમ માલમ પડે કે તેમની આગળ રજુ થયેલા દસ્તાવેજ ઉપર કાયદા વિરૂદ્ધ દસ્તાવેજ બનાવ્યા પછી સ્ટાંપ લગાડયો છે, તો તેમણે મેહેસુલ ખાતાના અધિકારીઓ જ્યારે જરૂર હોય ત્યારે ફરીયાદ માંડે, એવા ઈરાદાથી સરકારી પ્લીડરને તેમના ઠરાવની નકલ આપવી. અ. સ. ઓ. પાનું. ૩૮.

પુરાવામાં દાખલ કરેલો દસ્તાવેજ ક્યારે પાછો અપાય.

**૧૪૪. જે ફરિયાદો ઉપર અપીલ થઇ શકતી નથી તે ફરિયાદોમાં ફરિયાદનો નીકાલ થયા પછી, અને જે ફરિયાદો ઉપર અપીલ થઈ શકે તેમાં હુકમનામા ઉપર અપીલ કરવાની મુદત વીતી ગયા પછી, અથવા અપીલ થઇ હોય તો અપલીનો નીકાલ થયાં પછી, ફરિયાદના દફતરમાં દાખલ કરેલો કોઇ દસ્તાવેજ, ફરિયાદના પક્ષકારે અથવા બીજા કોઇએ જેણે હાજર કર્યો હોય તેની તે દસ્તાવેજ પાછો લેવાની મરજી હોય, અને કલમ ૧૪૩ પ્રમાણે તે દસ્તાવેજ અટકાવી રાખ્યો ન હોય તો, તે દસ્તાવેજ પાછો લેવાને તેનો હક્ક છે.**

ઠરાવેલી મુદત પેહેલાં દસ્તાવેજ ક્યારે પાછો આપી શકાય.

**પરંતુ દસ્તાવેજ પાછો લેવાની અરજ કરનાર સખસ તે દસ્તાવેજની સહી સુધાંતની નકલ અસલ દસ્તાવેજને ઠેકાણે મુકવા સારૂ યોગ્ય અમલદારને આપે તો, અપીલની મુદત વીત્યા પેહેલાં અથવા અપીલનો નીકાલ થયા પેહેલાં કોઈ પણ વખતે તે દસ્તાવેજ પાછો આપી શકાય.**

અમુક દસ્તાવેજ પાછા આપવા નહી.

વળી એવું ઠરાવ્યું છે કે, હુકમનામું થવાથી જે દસ્તાવેજ રદ અથવા નકામો થયો હોય, તે પાછો આપવો નહી.

પાછા આપેલા દસ્તાવેજની પોહોચ આપવી.

જે દસ્તાવેજ પુરાવામાં દાખલ કર્યો હોય તે પાછો આપતી વખતે, તે કામને સારૂ રાખેલી પાવતી બુકમાં પાછો લેનાર સખસે પોહોચ આપવી.

**ટીકા**—આ કલમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૩૫-૧૩૭ ના જેવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે

જ્યારે કામ ચાલુ હોય ત્યારે આ કલમ પ્રમાણે ફક્ત નકલો લેવી જોઈએ. અરજદાર પારબતીચરણ રોય તા. ૮ સપ્ટેબર સન ૧૮૬૦.

દસ્તાવેજો વિશેના ઠરાવ સાકાર પદાર્થોને લાગુ કરવા.

૧૪૫. દસ્તાવેજો સબંધી આ કાયદામાં જે ઠરાવો છે તે, પુરાવા તરીકે હાજર કરી શકાય. એવા બીજા બધા સાકાર પદાર્થોને બને તેટલા લાગુ કરવા.

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે

જે દસ્તાવેજ કોર્ટમાં રજુ કરી શકાય તે દસ્તાવેજને માટે, દસ્તાવેજ ખુદને હાજર કરવા સબંધીના સઘળા ઠરાવ લાગુ કરવા, એટલે કે કોઇ મકાનમાં કોઇ લેખ હોય જે કે હાજર કરી શકાય નહી, તેવા દસ્તાવેજને આ ઠરાવ લાગુ નથી આવા હાજર કરી શકાય નહી તેવા દસ્તાવેજનો દાયમ પુરાવો આપી શકાય છે. જુવો પુરાવ આકટની કલમ ૬૫ ની રકમ (ई)

## બાબ ૧૧ મો.

### મુદ્દા ઠરાવવા વિશે.

મુદ્દા કાઢવાનું.

૧૪૬. હકીકતનો અથવા કાયદાનો કોઈ જરૂરનો વિચારમાં લેવાનો મજકુર એક પક્ષકાર ખરો છે એમ કેહે, અને બીજો તે નાકબુલ કરે, ત્યારે મુદ્દા નીકળે

ફરિયાદ કરવાનો હક્ક બતાવવાને વાસ્તે કાયદાના અથવા હકીકતના જે વિચારમાં લેવાના મજકુરો વાદીએ સ્પષ્ટ રીતે કેહેવા જોઇએ, તે જરૂરના વિચારમાં લેવાના મજકુરો સમજવા કોઈ જરૂરનો વિચારમાં લેવાનો મજકુર એક પક્ષકાર ખરો છે એમ કેહે, અને બીજો તે નાકબુલ કરે, ત્યારે તેવા પ્રત્યેક જરૂરના વિચારમાં લેવાના મજકુરને વાસ્તે જુદા મુદ્દા ઠરાવવો.

મુદ્દા બે જાતના હોય છે: (अ) હકીકતનો મુદ્દો, (ब) કાયદાનો મુદ્દો.

ફરિયાદની પેહેલી સુનાવણી વખતે ફરિયાદ અરજી, તથા લેખી કેફીયત હોય તો તે વાંચીને તથા જરૂર જણાય તે પ્રમાણે પક્ષકારોની જબાની લેઈને કોર્ટે નકી કરવું કે હકીકતના અથવા કાયદાના કયા જરૂરના વિચારમાં લેવાના મજકુર વિશે પક્ષકારોમાં તફાવત છે, અને, પછી જે મુદ્દા ઉપર મુકદમાના

ખરા નીવેડાનો આધાર કોઇને જણાતો હોય તે મુદ્દા કાઢીને દફતરમાં નોંધવા.

એકજ ફરિયાદમાં કાયદા તથા હકીકત બનેના મુદ્દા નીકળતા હોય અને કોર્ટની નજરમાં એમ આવે કે માત્ર કાયદાના મુદ્દા ઉપરથીજ મુકદમાનો નીકાલ થાય તેમ છે, તો કોર્ટે પ્રથમ કાયદાના મુદ્દાની ચોકશી કરવી, અને તેમ કરવાને વાસ્તે જો યોગ્ય જણાય તો, કાયદાના મુદ્દાનો નિર્ણય થઈ રેહે ત્યાં સુધી હકીકતના મુદ્દા ઠરાવવાનું મુલત્વી રાખવાને કોર્ટ મુખત્યાર છે.

ફરીયાદની પેહેલી સુનાવણી વખતે પ્રતીવાદી કાંઈ જવાબ ન આપે તો, કોર્ટે મુદ્દા કાઢીને નોંધવા જોઈએ, એમ આ કલમમાં કહેલી કોઈ વાતથી સમજવું નહી.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૩૯ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટોને લાગુ છે.

ઈસ્યુ કાહાડવામાં આવે એટલે સામા પક્ષકારને સાહેદી આપવા સારૂ કાયદા પ્રમાણે તેના ઉપર સમન્સ કાહાડવાને અખત્યાર નથી. ૧ હાઈડ પાનું. ૧૪૭.

મુદ્દા કાઢતી વખતે પક્ષકારોના વકીલો મોઢાની હકીકત જાહેર કરે, તે પણ કોર્ટે ધ્યાનમાં લેવી જોઈએ. ૮ સ. વી. રી પાનું. ૧૬૨.

નીચલી કોર્ટે મુદ્દા કાઢી તે ઉપર શેરો કરયો હોય કે પક્ષકારોના વકીલો મુદ્દા મંજુર રાખે છે. આવો શેરો હોય તો પછી નીચલી કોર્ટે અગત્યનો મુદ્દો મુકી દીધો છે, એવી સ્પેશીઅલ અપીલમાં તકરાર થઈ શકતી નથી. માર્સ. રી. પાનું. ૫૧૯.

મુદ્દાઓમાં પક્ષકારો વચેની તકરારની બાબતો ચોખી જણાવવી જોઈએ. ૮ મ. હા. રી. ૧૧૪.

જો ખરીદદાર લીલામ બાજબી હતું એમ બતાવી શકે નહીં તો, વાદીનો જીતવાનો હક્ક છે. જે એવો નિયમ છે કે જે હકીકત કેહેવામાં આવી હોય અને શાબેત કરવામાં આવી હોય તે પ્રમાણે હુકમનામું કરવું જોઈએ, તેનો ઇરાદો થતો અન્યાય અટકાવવાનો છે, અને પ્રતીવાદીના વિરૂદ્ધ કરેલો ફેંસલો તેની પોતાનીજ કબુલતને લીધે કરવામાં આવેલો હોય તો, તેને તે નિયમ લાગુ થતો નથી. ઈં. લા. રી. ૧૧ મ. પાનું. ૩૬૭.

શા ઉપથી મુદ્દા કાઢવા તે. **૧૪૭. નીચેનાં બધાં અથવા તેમાંના કોઇ એક સાધન ઉપરથી મુદ્દા કાઢવાને કોર્ટ મુખત્યાર છે:—**

(अ) **પક્ષકારોએ અથવા તેમની વતી હાજર હોય તે સખસોએ સોગન ઉપર કહેલી હકીકત, અથવા તે પક્ષકારોના કે સખસોના પ્લીડરોએ કહેલી હકીકત;**

(ब) **ફરિયાદ અરજીમાં કહેલી હકીકત, અથવા ફરિયાદમાં જો કાંઇ લેખી કેફિયતો આપવામાં આવી હોય તો તેમાં કહેલી હકીકત, અથવા ફરિયાદમાં સવાલ આપેલા હોય તેના જવાબમાં કહેલી હકીકત;**

(क) **બેમાંથી કોઇ પક્ષકારે હાજર કરેલા દસ્તાવેજોના મજકુર.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૩૯ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટને લાગુ છે.

બેઉ પક્ષકારો હાજર થાય તેથી તકરારી બાબતો વિશે તેમનાથી નક્કી થાય, એટલે ઈસ્યુ કાહાડવા જોઈએ; પરંતુ જો તેઓ હાજર ના થાય તો કેઈ હકીકત કબુલ છે અને કેઈ હકીકત બાબત તકરાર છે, એ વિશે નિર્ણય કરવો અશક્ય છે, માટે ઈસ્યુ કાહાડી

શકાતા નથી. ૧૫ વી. રી. ૧૪૫. જે કામમાં હક્ક બતાવવામાં આવેલો હોય અને તે ઈનકાર કરવામાં આવ્યો ના હોય તો, તેથી તે ઈનકાર નહી કરનાર પક્ષકારે તે હક્ક હાલ કબુલ કર્યો છે, એમ જણાય છે. ૧૨ વી. રી. ૪૬૯. વાદીએ અમુક ગીરોની રૂઈએ દાવો કરેલો; પ્રતીવાદીએ ફક્ત એટલુંજ કહ્યું છે કે તે ખતો ઉપરથી જે ગીરો ઉત્પન્ન થએલાં છે તે જોઈએ તેટલાં નથી અને ગેરવ્યાજબી છે, પણ તે ગીરોના સાચાપણા વિશે ઈસ્યુ કાહાડવાને કોર્ટને અરજ કરી નહીં, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ગીરોનો વ્યવહાર શુદ્ધ બુદ્ધિનો છે ચીફજસ્ટીસ કૌચસાહેબે કહ્યું છે કે "જો પ્રતીવાદી ખરી રીતે લખેલી હકીકતના આ ભાગ ઉપરથી આવો ઇસ્યુ કાહાડવાને ઈરાદો રાખતો હતો તો, તે નીચેની કોર્ટને તે વિશેનો ઈસ્યુ કાહાડવાને અરજ કરી શકતો હતો, અને તેથી તેવો ઈસ્યુ કાહાડવાની વાદીને ખબર મળત, અને તે વિશે તે પુરાવ ગુજારત અને કોર્ટની ખાત્રી કરત કે તે ગીરો શુદ્ધ બુદ્ધિનાં છે, પણ પેહેલી સુનાવણી વખતે તેવો ઇસ્યુ કાહાડવામાં આવ્યો નથી, માટે અમારે એમ માનવું જોઈએ કે પ્રતીવાદીએ એવી હકીકત બતાવી નથી કે જેથી તે વિશે પુરાવ આપવાની વાદીને જરૂર પડે. જુડીશીઅલ કમેટીએ દિવાની કાયદો થતા પેહેલાં એક કામની તપાસ કરેલી, તેમાં કહ્યું છે કે (૨ વી. રી પી સી. ૧૯. ૯ મુર. ૩૦૧.) જે કહેલી હકીકત વિશે ખુલાસો આપવામાં આવેલો ના હોય તે કબુલ કરેલી છે. એવો સક્ત નિયમ અમે લાગુ કરી શકતા નથી, પણ આ કાયદા પ્રમાણેના દાવામાં ઈસ્યુ કાહાડવામાં આવેલા હોય, તેમ છતાં જે હકીકત કહેલી હોય તે ઉપર ઈસ્યુ કાહાડવામાં આવેલો ના હોય તો તે હકીકત કબુલ કરેલી છે, એમ માનવું જોઈએ, કારણ કે ઈસ્યુ કાહાડતા પેહેલાં કાયદા અગર હકીકતના કીઆ સવાલ બાબત પક્ષકારો વચ્ચે ઈસ્યુ કાહાડવો જોઈએ તેનો તપાસ કરીને નક્કી કરવાને કોર્ટને ફરમાવેલું છે." ૧૮ વી. રી. ૨૮૭, અને સામાન્ય રીતે એવું ઠરાવી શકાય છે કે જે હકીકત કેહેવામાં આવેલી હોય તે દાવાના કારણને પુષ્ટી કરતી હોય, અને પ્રતીવાદીએ ઈનકાર કરેલી હોય અથવા તકરારને પુષ્ટી કરતી હોય, અને વાદીએ ઈનકાર કરી હોય તો, ફક્ત તે હકીકત બાબત ઈસ્યુ કાહાડવો જોઈએ. ૩ અલ્હા. ૩૦૩; પણ ૧૪ વી. રી. પાનું. ૫૫ જુઓ

હુકમનામું થતા પેહેલાં હરકોઈ વખતે દાવાની અરજીમાં હકીકતનો સમાસ થતો ના હોય, પરંતુ તેમાં લખેલી હકીકતથી અથવા માગેલી દાદથી વિરૂદ્ધ ના હોય તો, તે વિશે કોર્ટ વધારાનો ઈસ્યુ કાહાડી શકે છે. ઈ. લા. રી. ૫ મું. પાનું, ૬૦૯.

દાવાની અરજી અને લખેલી હકીકતો એ મુકરદમામાં તકરારો છે, માટે તે ઉપરથી ઇસ્યુ કાહાડી શકાય છે. ૧ ઈ. જુ. ન્યુ. સી. ૩૬૪; પરંતુ જે કામમાં ખરી તકરારી બાબતો વારંવાર ખોટો મુસદો કરવાથી રહી ગએલી હોય છે તે કામમાં તેમાં કહેલી હકીકતો સખતાઈથી જોવાને કોર્ટો બંધાએલા નથી. ઈ. લા. રી. ૩ મું. ૨૧૦, પરંતુ પક્ષકારોએ મુખજુબાનીથી અથવા બીજી રીતે જે હકીકતો કહેલી હોય, તે ઉપરથી ઈસ્યુ કાહાડી શકાય છે. સ. દી. વાબ્યપ્રાંત સન ૧૮૦૩ પાનું ૬૨૨; અથવા તેઓના વકીલોએ કહેલી હકીકત ઉપરથી તે કાહાડી શકાય છે. સ. દી. વાબ્યપ્રાંત સન ૧૮૬૫ પાનું ૧, ૮ વી રી. ૧૬૨, અને ઈ. લા. રી. ૧૧ ક. ૪૦૭, અગર . મુદ્દાની હકીકત કહાવવાને કોર્ટે જે સવાલો પુછેલા તેના જવાબો ઉપરથી કાહાડી શકાય છે. ૪ વી. રી. આકટ ૧૦ પાનું. ૪૩. લા. રા. ૫ મું. ૬૧૪. પછી દાવાની અરજી ઉપરથી દાવાનું કારણ જણાતું ના હોય તેની ચીંતા નહી.

૧૬. વી. રી. ૨૧૮, ૧૫ વી. રી. ૨૮૬, અથવા દાવાની અરજીમાં અથવા લખેલી હકીકતોમાં કહેલી હકીકતોથી ખરી હકીકત જુદી હોય અથવા તેમાં તે જણાતી ના હોય. ૧૨ વી. રી. ૫૧૨. ૨૧ વી. રી. ૪૦૭; પણ હકીકત અને વ્યાજબીપણું જે બતાવવામાં આવેલું હોય તે તકરારો વિરૂદ્ધ હોવું નહી જોઈએ. ૨ ઈ જુ. ન્યુ. રી. ૧૧૮, ૧૧ મુર. ૭, ૧૧ વી. રી. ૭૨, પરંતુ ફક્ત દાવાની અરજીના શબ્દો ઉપરથી કામની વ્યવસ્થા કરવી જોઈએ એવો હેતુ નથી. પણ જે તપાસતાં ઈસ્યુ નક્કી કરવામાં આવેલા હોય તથા કોર્ટે જે રીતીએ તપાસ કરેલી હોય તે ઉપરથી વ્યવસ્થા કરવાની છે. ૧૧ ઈ. અ. ૧૫૫; ઈ. લા. રી. ૭ અ. ૧, અને ૧૧ ઈ. અ. પાનું. ૧૦૯, ૧૨૦.

પક્ષકારોની વચ્ચે જે હક્ક બાબત બરોબર ઈસ્યુ હોય તે હક્ક ઉપરાંત એકાદી કોર્ટ જાય તો, તે કોર્ટનું હુકમનામું રદ બાતલ છે. ૧૧ ચ. ડીવ. પાનું ૮૧૩. અમુક ઇસ્યુ પ્રમાણે ઠરાવ કરવાને બેઉ પક્ષકારે કબુલ કરયું હોય તો તેથી તેઓ બંધાએલા છે. ૧૩ વી. રી. ૨૦૫, ૧૧ વી. રી. ૨૦, ૨૭૭, માટે જ્યારે એક પ્રતીવાદી મુદતની તકરારનો આધાર ૧૨ વર્ષના કબજા ઉપર રાખતો હોય તો, પછી તે સ્પેશીયલ અપીલમાં એમ કહી શકતો નથી કે મુદતના સવાલનો તે ઉપરથી નીકાલ થતો નથી. ૧૦ વી. રી. પાનું. ૩૮૯.

**ઇસ્યુ**—જ્યારે વાદીએ એક પટા ઉપર આધાર રાખ્યો હોય અને તે પટાના સાચાપણા વિશે તકરાર કરવામાં આવી હોય તો તે પટો ખરા પ્રકારનો છે કે નહીં, એવો ઈસ્યુ કાહાડવો જોઈએ. ૫ વી. રી. ૧૫૭. જમીનના પચીસ કટકાની કબુલત બાબતના એક દાવામાં પ્રતીવાદીએ કહ્યું કે મ્હારા કબજામાં ફક્ત ત્રણ કટકા છે, અને તે વાદીની રૈયત તરીકે નથી. તેમાં એવા ઈસ્યુ ઠરાવવામાં આવ્યા કે (૧) તે રૈયતના કબજામાં ફક્ત ત્રણ કટકા છે કે તકરારી જમીનમાંના વધારે કટકા છે, અને (૨) તે કટકાઓમાંના કોઈ કટકાની અથવા તમામ કટકાની કબુલત લેવાને વાદીનો હક્ક હતો કે નહી; ૧૧ વી. રી. ૩૬૬; એક ખેડુતે જમીનના માલેક ઉપર સબકલેકટરે અ. નીશાનમાં ઠરાવેલા આકાર કરતાં ઓછી સાંથ આપવાને તથા વધારે આપેલી પાછી લેવાને દાવો કરયો, તેમાં જડજે એવો ઇસ્યુ કાહાડયો કે અ ની શાનના હુકમમાં બતાવેલા દરથી પ્રતીવાદીને સાંથ લેવાનો હક્ક છે કે નહીં, અને તેમાં ઠરાવવામાં આવ્યું કે સાંથનો વ્યાજબી દર શો છે એવો ઈસ્યુ કાહાડવો એ બરોબર છે. ૩ મદ્રાસ. ૨૫. એક સાંથ બાબતના દાવામાં પ્રતીવાદીએ તકરાર કરીકે મ્હારો લાખીરાજનો હક્ક છે, તેમાં પ્રતીવાદીનો હક્ક પાકો છે કે નહી એ ઇસ્યુ નથી. પરંતુ વાદીએ કોઈ દીવશ સાંથ લીધી છે કે નહીં એ ઈસ્યુ છે. ૧૪ વી રી. ૧૯૯.

એક સાંથ બાબતના દાવામાં પ્રતીવાદીએ વાદી તરફથી. મ્હારો કબજો નથી એવી તકરાર કરી, અને કહ્યું કે તે જમીન બે સખસોની હતી. તેમાંથી એકનો હક્ક સબંધ એક હુકમનામાથી થએલા વેચાણમાંથી મેં ખરીદ કરેલો છે, અને પછી બીજા હિસ્સેદાર પાસેથી પેટા પટો લીધો છે, માટે હું તેને આપવાને જવાબદાર છું, અને વાદીને આપવાને જવાબદાર નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કામમાં ઈસ્યુ એવા કાહાડવા જોઈએ કે (૧) પ્રથમ સાંથેરાખનારના પછી પ્રતીવાદીએ કબજો કરેલો છે કે તે જમીન ખરી રીતે બે સખસોની છે. (૨) જો તે પ્રમાણે હોય તો તે સખસોમાંના એકના ઉપર થએલા હુકમનામાની રૂઈએ તે એકલા સાંથેરાખનારનો હક્ક સબંધ વેચી શકાતો હતો, અને તે વેચેલો છે કે નહીં (૩) અને તેથી પ્રતીવાદીએ તે જમીન તમામ મેળવેલી છે

કે ફક્ત તેનો ભાગ મેળવેલો છે, અને જો તે તમામ જમીન તેના કબજામાં હોય તો તે જવાબદાર થાય છે. ૧૭ વી. રી. પાનું. ૫૦૪.

કબજા સાથેના ગીરોરાખનારે કરેલા દાવામાં ખરો ઈસ્યુ એ છે કે જો મુદતની તકરાર ઉઠાવવામાં આવેલી ના હોય તો ગીરોની શરતો વિશે ઈસ્યુ કાહાડવો જોઇએ, અને પ્રથમના કબજા વિશે કાહાડવાનો નથી. સ. દી. વાવ્યપ્રાંત ૧૮૬૨ પાનું. ૮૭. એક દાવામાં હિસાબ સાચો છે એમ કબુલ કરવામાં આવેલું, તો પછી તેમાં એવો ઈસ્યુ છે કે હિસાબ કબુલ કરેલો છે કે નહી, અને તે ખરો ઈસ્યુ છે એવો ઈસ્યુ નથી. સ. દી વાવ્યપ્રાંત સન ૧૮૬૩ પાનું ૩૦૦. अ તથા ब ઉપર તેમના મુખ્ય તરફથી એજંટ તરીકે નાણાં લીધેલાં તે બાબત દાવો કરવામાં આવેલો, તેમાં તેમણે વસુલની તકરાર કરી, તેમાં એવો ઈસ્યુ છે કે તેઓએ વસુલ આપ્યું છે કે નહીં. ૧૭ વી. રી. ૧૪૯. એક બીજા સખસ ઉપર દાવો કરેલો તે દાવામાં એવો ઈસ્યુ હતો કે પ્રથમના ફરિયાદીએ દ્વેષબુદ્ધિથી અને સંભવિત કારણ શિવાય કામ કરેલું છે કે નહી. ૧૭ વી. રી. ૧૦૧. જો કપટ કેહેવામાં આવ્યું હોય તો તે વિશે ઇસ્યુ કાહાડવો જોઈએ. ૧૫ વી. રી. ૪૩૬. એક પ્રતીવાદી ઉપર મરનારના વારસ તરીકે દાવો કરવામાં આવેલો તેમાં નીચેની કોર્ટે ઠરાવ્યું કે તે દાવાવાળી રકમ દેવી છે; પરંતું પ્રતીવાદીઓએ મરનાર સખસની કાંઈ મીલકત કબજામાં લીધેલી નહીં હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કોર્ટે વધારાના એવા ઈસ્યુનો નીકાલ કરવો જોઈતો હતો કે મરનારના, પ્રતીવાદીઓ કાયદેસરસર વારસ વકીલો છે કે નહી, અને તેની મીલકત લેવાનો તેઓનો હક્ક છે કે નહીં. ૨. મદ્રાસ. પાનું. ૪૨૩.

ભોગવટાથી ઈજમેંટ શાબેત કરવાને દાવો કરેલો હોય, અને તેમાં સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની કલમ ૨૬ પ્રમાણે મુદતની તકરાર કરેલી હોય તો, તે દાવામાં યોગ્ય ઈસ્યુ કાહાડવા વિશે ઈ. લા. રી. ૬ ક. ૮૧૨ જુઓ, અને જે કામમાં ઇનામતનું અનુમાન કરવામાં આવેલું હોય તે વિશે. ઈ. લા. રી. ૬ ક. ૩૯૪ તથા ઈ. લા. રી. ૬ મું. પાનું ૨૦ જુઓ.

સહપ્રતીવાદીઓની વચ્ચમાં કાંઈ ઈસ્યુ કાહાડી શકાતો નથી. ૨ વી. રી. ૪૫. વાદી અને બે પ્રતીવાદીઓ સામ સામા હક્કનો દાવો રાખતા હોય તેઓની વચ્ચમાં કાહાડેલા ઈ. સ્યુ ઉપર કરેલો ફેંસલો તે પ્રતીવાદીઓની વચ્ચમાં નિર્ણયકારક નથી. ૧૧ વી. રી. પાનું. ૪૬૨

ઈસ્યુ કાહાડવા રહી ગયેલા હોય પણ જો એમ જણાય કે જરૂરીયાત બાબતોની તકરાર ઉઠાવવામાં આવેલી છે, અને તે વિશે વિચાર કરેલો છે તો તેથી દાવાની તપાસને હરકત થતી નથી, ૧૨. મુર. ૪૯૫. તે કામમાં બેઉ પક્ષકારરોએ તકરારો ઉપરથી ઉઠેલા સવાલો બાબત કોર્ટના ઠરાવ માગેલો અને તે સવાલ વિશે વિચાર કરવામાં આવેલો હોય તો, પછી તમામ સવાલ આવી જાય એવો ઈસ્યુ નહી કાંહાડવાથી તે ફેંસલો કાયદા વિરૂદ્ધ થતો નથી. ૨૦ વી. રી. ૩૭૭, અને તેજ પ્રમાણે જો પક્ષકારો સારીપેઠે જાણતા હોય કે અમારી વચ્ચે ખરો સવાલ શું છે, અને તપાસ ચલાવવાને તેથી પુરાવ લેવામાં આવે તો તે ભૂલ હરકતકારક નથી. ૧૩ મુર. ૫૭૩, ૧૫ વી. રી. ૧૫, અને વિશેશે કરીને જ્યારે બીનહરકતે આ કામ ચલાવવાની રીતી પસંદ કરેલી હોય છે, ત્યારે તે બાબત ૨૨ વી. રી. ૪૪૮ નો ઠરાવ છે. પરંતુ જો મુકરદમો ઘુચવણ ભરેલો હોય અને ઈસ્યુ કાહાડવાને જરૂર છે એમ વિચારમાં આવતુ હોય તો, અપીલમાં ઈસ્યુ કાહાડીને નવી તપાસ કરવાને સારૂ કામ પાછું મોકલી શકાય છે. ૧૧ મુર. ૨૫. ૨ અલ્હાબાદ. ૧૮૩ અને ૧ મદ્રાસ. પાનું. ૧૩૧.

જો અસલકોર્ટે ખોટા ઈસ્યુ કાહાડીને તપાસ કરી હોય અને તે ઉપરથી કરેલો ઠરાવ પક્ષકારોએ કબુલ કરેલો ના હોય તો, અપીલકોર્ટે યોગ્ય ઈસ્યુઓ કાહાડવા જોઈએ. ૧૧ વી. રી. પાનું ૨૦.

જે કામમાં નવો અને જુદો ઇસ્યુ ઉઠાવવામાં આવે, તેમાં એવી રીતે કરવું જોઈએ કે તે ઉપર પુરાવ આપવાને પક્ષકારોને સંપુર્ણ લાગ મળે, કારણ કે અસલ કોર્ટમાં કાહાડેલા ઈસ્યુ ઉપરથી પક્ષકારો પુરાવ નહી આપવાને લલચાએલા હતા. એવું જો કાંઈપણ સંભવિતપણું હોય તો પુરાવાની ખામીના કારણથી તેમના વિરૂદ્ધ ઠરાવ કરવો તે બરોબર નથી. ૧૭ વી. રી. ૩૬૧. ૧૮ વી. રી. ૨૯૭, અને ખરી રીતે કેહેતાં કેટલેક દરજજે જડજે રીતીસર ઈસ્યુ કાહાડીને કામમાં લખવું જોઈએ, એમ પક્ષકારોએ પુરાવ આપવાની મરજી બતાવી છે કે નહીં, તે લખવું જોઈએ; પણ આ પ્રમાણે કરેલું હોય કે નહી, તોપણ પુરાવ આપવાને પરવાનગી આપી શકાય છે, એવી અરજ અપીલકોર્ટને કરવાને વકીલોએ સંભાળ રાખવી જોઈએ. જો તેમ ના થાય તો હારનાર પક્ષકાર સ્પેશીયલ અપીલમાં એવી તકરાર બતાવી શકતો નથી કે, અસલકોર્ટમાં કાહાડેલા ઈસ્યુ ઉપરથી હું આડો દોરવાએલો હતો. ૧૧ વી. રી. ૬૧, તોપણ ૧૭ વી. રી. ૩૬૨ જુઓ. જમીનના કબજા બાબતના એક દાવામાં વાદીએ પોતાનું વર્ણન ब. નો હું દીકરો છું એ પ્રમાણે કરેલું હતું, અને પ્રતીવાદીએ કહ્યું છે કે તે જમીન ब. ને કોઈ દીવશ મળેલી નથી, પણ તે દેવના નામથી મળેલી છે. અને स. ના કબજામાં હતી, અને તે स. પાસેથી એક પટા તથા ગીરોખતની રૂઇએ મ્હારો કબજે થએલો છે. પછી તે કામમાં જે દીવશે આખર ફેંસલો કરવામાં આવ્યો તે દીવશે વાદીએ કોર્ટને અરજ કરી કે હું स. નો દીકરો છું. માટે મ્હારી દાવાની અરજી દુરસ્ત કરવાની મને પરવાનગી આપવી જોઈએ. તેમાં ઠરાવવામાં આવ્યું કે કોર્ટે તે કામનો તે દીવશે ફેંસલો કરવો જોઈતો નહી હતો, પણ ઈસ્યુઓ કાહાડીને પ્રતીવાદીને પુરાવ ગુજારવાનો દરેક લાગ આપવો જોઈતો હતો. ૨૩ વી. રી. પાનું. ૧૭૨.

કોઈ કામમાં અપીલકોર્ટે જે બાબત અવસ્યની છતાં તે વિશે સવાલ ઉઠાવેલો ના હોય તો, તે વિશે ઈસ્યુ કાહાડીને યોગ્ય ઠરાવ કર્યા સિવાય નીચેની કોર્ટનો ફેંસલો કરવો નહી જોઈએ. ૨૦ વી. રી. પાનું. ૪૦૧.

મુદ્દા કાઢ્યા પેહેલાં કોર્ટ સાક્ષી અથવા દસ્તાવેજ તપાસે.

**૧૪૮. કોર્ટની રૂબરૂ હાજર ન હોય એવા કોઈ સખસની જબાની લીધા શિવાય, અથવા ફરિયાદમાં હાજર કર્યો ન હોય એવો કોઇ દસ્તાવેજ જોયા વગર મુદ્દા બરોબર રીતે કાઢી શકાશે નહીં, એમ કોર્ટની નજરમાં આવે તો, કોઈ આગળનો દીવશ ઠરાવીને તે ઊપર મુદ્દા કાઢવાનું બંધ રાખવાને તથા (હિંદુસ્તાનના પુરાવાના આકટમાં કહેલા નીયમોને બાધ ન આવે તે રીતે) સમન અથવા બીજી પ્રોસેસ કાઢીને કોઈ સખસને હાજર રેહેવાની જરૂર પાડવાને, અથવા જેના હાથમાં કોઈ દસ્તાવેજ હોય તેને તે હાજર કરવાની જરૂર પાડવાને, કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૪૦ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટને લાગુ છે.

મુદ્દા વધારવાનો દુરસ્ત કરવાનો, અને કમી કરવાનો અખત્યાર.

૧૪૯. હુકમનામું કરતા પેહેલાં કોઇ પણ વખતે, કોર્ટને યોગ્ય જણાય તે શરતો કરીને, મુદ્દા દુરસ્ત કરવાને અથવા જાસ્તી મુદ્દા કાઢવાને કોર્ટ મુખત્યાર છે, અને પક્ષકાર વચ્ચેની તકરારનો નિર્ણય કરવાને મુદ્દામાં દુરસ્તી કરવી અથવા જાસ્તી મુદ્દા કાઢવાની જરૂર હોય તો સદરહુ રીતે દુરસ્તી કરવી અથવા જાસ્તી મુદ્દા કાઢવા

કોઇ મુદ્દા ખોટી રીતે કાઢયા છે અથવા દાખલ કર્યા છે એમ હુકમનામુ કરતાં પેહેલાં કોઈ પણ વખતે કોર્ટને જણાય તો, તે મુદ્દા રદ કરવાને પણ કોર્ટ મુખત્યાર છે.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૪૧ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટને લાગુ છે.

આ કલમ પ્રમાણે ઈસ્યુ દુરસ્ત કરવાનો અખત્યાર જેવો ઈંગ્લાંડમાં સન ૧૮૫૨ ના કામન લા પ્રોસીજર આકટની કલમ ૨૨૨ પ્રમાણે જડજોને આપેલો છે, તેવો અખત્યાર છે. ૪ ક. લા. રી. ૩૫૩, ઇ. લા. રી. ૫ ક. પાનું. ૬૪.

દાવાની અરજીમાં કાંઈ ભુલ હોવાથી દાવો કાહાડી નાંખવાને બદલે જ્યારે એમ જણાય કે પક્ષકારોની વચ્ચેના વાંધાના ખરા સવાલો ઈસ્યુ દુરસ્ત કરવાથી ઉત્પન્ન થશે તો, તે ઈસ્યુ દુરસ્ત કરવા એ બરોબર રીતી છે. ૧૪ વી. રી. ૧૧, ૬ વી. રી. આકટ ૧૦ પાનું ૧૦૫; અને જે કામમા એક• પક્ષકારોનો પુરાવ લેવામાં આવેલો હોય, અને મુખ્ય પ્રતીવાદી દુરસ્ત કરેલી લખેલી હકીકત ફાઈલ કરવાને અરજ કરે, અને તેથી નવો જવાબ થતાં પક્ષકારો વચ્ચેના ખરા સવાલમાં તેનો સમાસ થતો હોય તો, કોર્ટ તે નવી હકીકત લેવાને તથા ઈસ્યુ દુરસ્ત કરવાને બંધાએલા છે. ૨૦ વી. રી. ૨૦૮; પણ કોરીંગટન ૮ જુઓ. અને વળી ૫ મુર. ૨૯૦ જુઓ. જે કામમાં તકરારો ઉપરથી એકાદી બાબતનો કાયદા તરીકે ઈસ્યુ કાહાડવાને માલમ પડતુ ના હોય તો, પછી તે હકુમતની બાબત હોય તોપણ તે કાહાડવાને જડજ બંધાએલા નથી. ૪ ક. લા. રી. ૩૫૩.

જે રીતીએ દાવાની અરજી ઘડવામાં આવેલી હોય તે રીતીએ કામની તપાસ કરવાને કોર્ટ બંધાએલા નથી, કારણ કે દાવાની અરજીનો ફકત હેતુ કોર્ટની રૂબરૂ પક્ષકારો વચ્ચેની ખરી તકરારી બાબત રજુ કરવાનો છે, પરંતુ ઈસ્યુ કાહાડ્યા પછી જડજે તે સવાલ નક્કી કરવાનો છે. ૧૪ વી. રી. ૧૮૧; તોપણ જો• દાવાની અરજી તથા તેની શાબેતી ઉપરથી અમુક ઈસ્યુઓ નીકળતા હોય, પણ તે વિશે પ્રતીવાદીને અચંબો લાગે તેવું ના હોય તો, કોર્ટ તે ઈસ્યુ કાહાડીને દાદ આપવાને બંધાએલા છે. ૨ હાઈડ. ૨૬૩, ૧૬ વી. રી. ૪૪; પરંતુ તેનો જો તકરારોની અંદર વ્યાજબીરાહે સમાસ થતો હોય તો. ૪ આગ્રા. ૨૪૬. ૧૬ વી. રી. ૪૪, પણ ૧ આગ્રા ૪૭ જુઓ, અથવા તે તકરારોની વિરૂદ્ધ ના હોય તો, ૬ વી. રી. પી. સી. ૫૭, ૨૦ વી. રી. ૨૭૨, અને ૧ મદ્રાસ ૪૭૧, તથા ૧૦ મુર. ૫૫૨ ના ઠરાવો છે. વધારાનો• ઈસ્યુ કહાડવાને કોર્ટનો ઈરાદો છે એ વિશે કોર્ટને પ્રોસીડીંગ લખવાની જરૂર નથી. અને ફેંસલો આપતી વખતે તે ખરી રીતે કાહાડવાનો ઈરાદો રાખી શકતા નથી. ૧૫ વી. રી. ૧૫૧; તેથી વિરૂદ્ધ તેમણે ઈસ્યુ ઠરાવીને પક્ષકારોને પોતાનો પુરાવ ગુજારવાને સેહેલાઈ મળે તે વાત ધ્યાનમાં લઈને તપાસ કરવાનો સુગમ દીવસ ઠરાવવો જોઈએ. ૧૦. વી. રી. પાનું. ૧૬૯.

જ્યારે ઈસ્યુ કાહાડતી વખતે અમુક ઈસ્યુ કાહાડવાને જડજે ના કહી હોય, ત્યારે તે સવાલ બાબત તપાસ વખતે તે વખતના જડજે તે સવાલનો ફરીથી વિચાર કરવો નહીં જોઈએ. ઈ. લા. રી. ૪ ક. ૫૭૨, ૪ ક. લા. રી. ૩૫૩, અને ઈ. લા. રી. ૫ ક. પાનું. ૬૪.

દાવાની અરજીમાં લખેલી હકીકતમાં અથવા અસલકોર્ટના ઈસ્યુઓમાં અથવા પેહેલી અપીલના કારણોમાં જો સવાલ ઉઠાવવામાં આવેલો ના હોય, અને તે વિશે પુરાવ ગુજારવામાં પણ આવેલો ના હોય તો, તે સવાલ સ્પેશીયલ અપીલમાં ઉઠાવવો નહી જોઈએ. લા. રી. ૨ ઈ. અ. ૮૭; પરંતુ જો કામમાં ઈસ્યુ કાહાડવામાં આવેલો ના હોય અને કામ ધુચવણ ભરેલું હોય, ૧૧. મુર. ૨૫. અગર તે ઈસ્યુમાં મુખ્ય સવાલનો સમાસ થતો હોય પણ તે હકીકતના મુખ્ય સવાલ ઉપર પક્ષકારોનું લક્ષ યુક્ત રીતે જાય તેવું ના હોય, અને એકાદો પક્ષકાર પુરાવ આપવાને અટકેલો હોય; લા. રી. ૧ ઈ. અ. ૨૬૮; ૧૪ બં. લા. રી. ૧૧૫ તો તેવા કામોમાં પ્રીવીકાંઊસીલે નવા ઇસ્યુઓ કાહાડીને તપાસ થવા સારૂ કામ પાછાં મોકલેલાં છે. દાવાની અરજી દુરસ્ત કરવા વિશે કલમ ૫૭ ઉપરની ટીકા જુઓ.

દાવાની અરજીમાં જે બાબતનો બ્યાજબીરાહે સમાસ થતો હોય અને જો તે પક્ષકારોની વચ્ચે ખરા ઇસ્યુ વિશે ફેંસલો કરવાને અગત્યની હોય તો, તે વિશે ઇસ્યુ કાહાડવો જોઇએ, માટે વાસ્તવિક ન્યાય કરવાને તથા નવો દાવો કરવાને તે કાહાડવાની પક્ષકારને ફરજ પડે તે સારૂ કોર્ટોના ઉપર છે, માટે અ. એ નક્કી થએલા હિસાબની રૂઈએ દાવો કરયો, પણ તે નક્કી હિસાબ થયાની વાત શાબેત કરી શકયો નહી તો, તે દાવો કાહાડી નાંખવો નહી જોઈએ, પણ જે રકમો મુદત બાહાર ના હોય તે હિસાબની રકમો બાબત ઈસ્યુઓ કાહાડવા જોઈએ, અને ગુણ દોષ ઉપર ફેંસલો આપવો જોઈએ. ૧ આગ્રા. ૪૭; ૬ મુર. ૮૮, ૨ હાઈડ. ૨૬૩, અને વાદીઓએ ભાગીયા તરીકે દાવો કરયો હતો, તેમાં એવું માલમ પડયું કે જે વખતે દાવાનું કારણ ઉત્પન થયું હતું તે વખતે તેમાં ફક્ત બે ભાગીયા હતા, તેથી નીચલી કોર્ટે બીજાં નામ કાહાડી નાંખ્યાં. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ બરોબર નથી, અને તે ઈસ્યુઓ દુરસ્ત કરીને વાદીઓ ભાગીયા હતા કે નહી એવો સવાલ ઉઠાવવો જોઈતો હતો. અને જો દુરસ્ત કરેલા ઈશ્યુ ઉપરથી એમ ઠરાવવામાં આવે કે દાવાનું કારણ ઉત્પન્ન થતી વખતે તેમાંના બે ફક્ત ભાગીયા હતા તો, તેમના લાભમાં હુકમનામું કરવું જોઈએ. ૧૪ વી. રી. ૧૧, અને જો બે સખસો ઉપર એક દાવો કરવામાં આવ્યો હોય તો તેમાંનો એક ફક્ત જવાબદાર છે કે નહી એવો ઈસ્યુ કાહાડી શકે છે, અને જો એકલો જવાબદાર માલમ પડે તો તેના ઉપર હુકમનામું થઈ શકે છે. ૧૫ વી. રી. ૬૯. કબજા બાબતના એક દાવામાં પ્રતીવાદીએ મુદતની તકરાર કરી, પરંતુ તેના સાક્ષીએ ઓચીંતુ એવું કહ્યું કે તે ગીરોરાખનાર છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે ગીરોની હકીકત માલમ પડી માટે તે વિશે ઈસ્યુ કાહાડવાની કોર્ટની ફરજ હતી. ૧૬ વી. રી. ૪૪. એક કામમાં ખરીદદાર તરીકે એક સખસે દાવો કરયો, પણ પ્રતીવાદીએ તે વાત ઈનકાર કરી, અને મુખજુબાનીના પુરાવ ઉપરથી ગીરોનો વ્યવહાર શાબેત થયો તો તે વિશે ઇસ્યુઓ દુરસ્ત કરીને તપાસ કરવાને કોર્ટ બંધાએલા છે. ૧૯ વી. રી. પાનું. ૩૩૩.

તકરારો ઉપરથી નહીં, પણ ઠરાવેલા ઈસ્યુઓ ઉપરથી પૂરાવ રજુ કરવાની બાબતમાં પક્ષકારોએ ચાલવું જોઈએ. ૫ વી. રી. આકટ ૧૦ પાનું ૭૨. ગમે તે અનુક્રમ પ્રમાણે જડજ ઈસ્યુઓનો નીકાલ કરી શકે છે. ૨૮ વી. રી. ૫૪; પણ જો બની શકે તો તે નીકાલ જુદો જુદો કરવો જોઈએ. ૩ વી. રી. પાનું. ૨૨૬.

હકીકતની અથવા કાયદાનીબાબતોપક્ષકારો એકમત થઈને મુદ્દાના આકારમાં લખી આપે.

૧૫૦. ફરિયાદના પક્ષકારો, પોતાની વચ્ચે હકીકતની અથવા કાયદાની અમુક બાબતનો ઠરાવ કરવાનો છે, એમ એકમત થાય તો તેઓ તે એક મુદ્દાના આકારમાં જણાવે, અને એવું લખેલું કરારનામું કરે કે:—

(अ) તે મુદ્દાનો કોર્ટ હા કે નાનો ઠરાવ કરેથી કરારનામામાં બતાવેલી અથવા કોર્ટ ઠરાવે તે અથવા કોર્ટ ફરમાવે તે રીતે ઠરાવેલી રકમ એક પક્ષકારે બીજા પક્ષકારને આપવી, અથવા તેમાંના એકને કરારનામામાં બતાવેલી કાંઇ જવાબદારી અથવા હક્ક છે એમ ઠરાવવું.

(ब) તેવો ઠરાવ કરેથી કરારનામામાં બતાવેલી તથા ફરિયાદમાંની તકરારી મિલકત પક્ષકારો પઈકી એક પક્ષકારે બીજા પક્ષકારને અથવા તે બીજો પક્ષકાર ફરમાવે તે રીતે આપવી, અથવા

(क) તેવો ઠરાવ કરેથી, કરારનામામાં બતાવેલું તથા તકરારી બાબતને લગતુ કોઇ વિશેષ કામ એક અથવા વધારે પક્ષકારે કરવું કે કરવાથી દુર રેહેવું.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૪૨ જેવી આ કલમ છે, અને તે હાયકોર્ટને લાગુ છે.

જ્યારે ઈસ્યુ પસંદ કરીને પક્ષકારોએ કા[illegible]રેલા હોય તો તેના રૂપ બાબત અપીલ ચાલતી નથી. સ. દી. વાવ્યપ્રાત સન ૧૮૫૧ પાનું. ૩૩૫.

કરારનામું શુદ્ધ બુદ્ધિથી કરેલું છે એમ કોર્ટની ખાત્રી થાય તો કોર્ટ ફેંસલો આપે.

૧૫૧. પોતાને યોગ્ય જણાય તેવી તપાસ કર્યા પછી કોર્ટની ખાત્રી થાય કે,—

(अ) પક્ષકારોએ યોગ્ય રીતે કરારનામું કરેલું છે,

(ब) સદરહુ એકમત થએલી બાબતનો ઠરાવ થવામાં તેમનો ખરેખરો સબંધ છે, અને

(क) તે ચોકશી કરીને ઠરાવ થવા લાયક છે,—

તો તે મુદ્દો દફતરમાં દાખલ કરીને તેની ચોકશી કરવાને, તથા જાણે તે મુદ્દો પોતેજ કાઢયો હોય તે રીતે તેના ઉપર પોતાનો ઠરાવ કે અભિપ્રાય લખવાને કોર્ટ મુખત્યાર છે.

અને તે મુદ્દાના ઠરાવ અથવા ચુકાદા ઉપરથી કરારનામાની શરતો પ્રમાણે ફેંસલો કહી સંભળાવવાને કોર્ટ મુખત્યાર છે.

અને આ રીતે આપેલા ફેંસલા ઉપરથી હુકમનામું કરવું, અને તે ફેંસલો જાણે બેતરફી તકરારી ફરિયાદમાં થયો હોય ત્યારે તે હુકમનામું જે રીતે બજે તે રીતે તે બજાવાય.

**ટીકા**—આ કલમ સ. ૧૮૫૯ ના આક્ટ ૮ ની કલમ ૧૪૩ જેવીછે, અને તે હાયકોર્ટને લાગુછે.

## બાબ ૧૨ મો.
## પેહેલી સુનાવણી વખતે ફરિયાદનો નિકાલ.

કાયદાની અથવા હકીકતની કોઈ બાબતમાં પક્ષકારોને તકરાર ન હોય તો.

**૧૫૨.** ફરિયાદની પેહેલી સુનાવણી વખતે એમ જણાય કે, કાયદાની અથવા હકીકતની કોઇ બાબતમાં પક્ષકારોને તકરાર નથી, તો એકદમ ફેંસલો કહી સંભળાવવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૪૪ જેવો આ કલમ છે. આ કલમનો ઠરાવ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો પ્રતીવાદીઓ કોર્ટમાં ખુશીથી હાજર થાય અને ફેંસલો કબુલ કરે તો, તેમને હાજર થવાના સમન્સની જરૂર નથી અને કોર્ટે વાદીના લાભમાં એકદમ હુકમનામું કરવું જોઇએ. ૩ બં. લા. રી. ૪૦૩; ૧૨ વી. રી. પાનું. ૪૭૨.

જ્યારે વાદી ખરા સખસ ઉપર દાવો કરે, પરંતુ તેવાજ નામના એક બીજા સખસ ઉપર સમન્સ બજાવે અને તે હાજર થઇને જવાબદારી ઇનકાર કરે તો, દાવો ખર્ચ સાથે કાહાડી નાંખવો જોઈએ. ઈં. લા. રી. ૪ મું. પાનું. ૬૧૯.

ઘણા પ્રતિવાદીઓ પૈકી કોઈને વાદી સાથે તકરાર ન હોય તો.

**૧૫૩.** એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય અને તેમાંના કોઇને વાદી સાથે કાયદાની અથવા હકીકતની કોઈ બાબતમાં તકરાર ન હોય, તો તે પ્રતિવાદીની તરફેણમાં અથવા વિરૂદ્ધમાં એકદમ ફેંસલો કહી સંભળાવવાને કોર્ટ મુખત્યાર છે, અને પછી ફરિયાદ માત્ર બાકીના પ્રતિવાદી વિરૂદ્ધજ ચાલશે.

**ટીકા**—આ કલમ નવી છે, તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કાયદાની અથવા હકીકતની બાબતોમાં પક્ષકારોને તકરાર હોયતો.

**૧૫૪.** જ્યારે કાયદાની અથવા હકીકતની કોઇ બાબત વિશે પક્ષકારો વચ્ચે તકરાર હોય, અને આ આકટમાં પાછળ ઠરાવ કરયા છે તે રીતે કોર્ટે મુદા કાઢયા હોય ત્યારે, જો કોર્ટની ખાત્રી થાય કે,—ફરિયાદનો ફેંસલો કરવાને બસ થાય તેટલા મુદા ઉપર જે પુરાવો અથવા દલીલો પક્ષકારો એકદમ આપે તે કરતાં વધારે જોઇતી નથી. તથા તેજ વખતે ફરિયાદ આગળ ચલાવવાથી ગેરઈનસાફ થાય તેમ નથી, તો તે મુદાનો ઠરાવ કરવાને કોર્ટ મુખત્યાર છે.

કોર્ટ મુદા ઉપર ઠરાવ કરે અને ફેંસલો કહીસંભળાવે.

અને તે મુદા ઉપરનો ઠરાવ નિકાલ કરવાને વાસ્તે બસ હોય તો તે પ્રમાણે ફેંસલો કહી સંભળાવવાને કોર્ટ મુખત્યાર છે; પછી ગમે તો માત્ર મુદા ઠરાવવાને વાસ્તે સમન કાઢયો હોય કે ફરિયાદના આખર નિકાલને વાસ્તે કાઢયો હોય, તેની ચીંતા નહી.

પરંતુ, માત્ર મુદા ઠરાવવાને વાસ્તે સમન કાઢયો હોય ત્યારે, પક્ષકારો અથવા તેમના પ્લીડરો હાજર હોય અને તેમાંનું કોઇ હરકત ન લે તો, સદરહુ પ્રમાણે ફેંસલો આપવો.

**જો તે ઠરાવ નિકાલ કરવાને બસ ન હોય તો કોર્ટે ફરિયાદની આગળ-ની સુનાવણી મુલતવી રાખવા, અને મુકદ્દમામાં જોઇએ તેવો વધારે પુરાવો અથવા તેવા વધારે દલીલો હાજર કરવાને એક દિવશ મુકરર કરવો**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૪૫ ના જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

દાવાની અરજીમાં કહેલી હકીકત ઉપરથી કોર્ટો કામ ચલાવવાને બંધાએલા છે, અને ગુણ દોષ ઉપરથી હકીકતના ઈસ્યુની તપાસ કરવાને એવા કારણથી ના કહી શકતા નથી કે, તે હકીકતનો કાયદેસર અસર અમુક છે, પરંતુ જો ફક્ત એવી ધારણા થઈ શકે અને તે શાબેત થઈ શકે છે, અને તે શાબેત થઈ છે તો તે ના કહી શકે છે. ૧૦ મુર. પાનુ. ૫૪૦.

ફક્ત ઇસ્યુ કાહાડવાને માટે સમન્સ કાહાડવામાં આવેલો હોય તો આ કલમમાં કહેલી હકીકત શિવાય જડજે કામ ચલાવીને તપાસ કરવી નહી જોઈએ, કારણ કે જો તેમ ના થાય તો એકાદા પક્ષકારને પોતાની હકીકતની પુષ્ટીમા પુરાવ ગુજારવાનો અટકાવ થાય. ૧ અલ્હા. ૧૪૭, પરંતુ જે પુરાવ ગુજારવામાં આવેલા હોય તે જો તકરારી બાબત વિશે નિર્ણયકાર્ક હોય, અને જો પક્ષકારોમાનો કોઈ પક્ષકાર હરકત લેતો ના હોય, અને પોતાની હકીકતની પુષ્ટીમાં પુરાવ રજુ કરવાને મુદત માગતો ના હોય તો, જડજ તે કામનો ફેસલો કરી શકે છે. ૨૨. વી. રી. પાનું. ૪૨૬.

વધારે પુરાવો જોઇએ છીએ એવું ખુલ્લું દેખાતુ હોય, અને વાદી વ્યાજબી કારણથી તે પુરાવા રજુ કરી શકયો નથી એવી જડજની ખાત્રી થાય તો, તે પુરાવો રજુ થતાં સુધી કેસ મુલતવી રાખવો જોઈએ. સ. વી. રી. વા ૭ પાનું ૮૪.

બેમાંથી એક પક્ષકાર પોતાનો પુરાવો હાજર ન કરે તો કોર્ટ ફેંસલો કહીસંભળાવે,

**૧૫૫ ફરિયાદના આખર નિકાલને વાસ્તે સમન કાઢયો હોય, અને બેમાંથી એક પક્ષકાર, પોતે જે પુરાવા ઉપર આધાર રાખતો હોય તે પુરાવો, પુરતા કારણ શિવાય હાજર કરવાને ચુકે તો, એકદમ ફેંસલો કહી સંભળાવવાને કોર્ટ મુખત્યાર છે.**

અથવા ફરિયાદ મુલતવી રાખે.

**અથવા કોર્ટને યોગ્ય લાગે તો, કલમ ૧૪૬ પ્રમાણે મુદ્દા કાઢીને દફતરમાં દાખલ કર્યા પછી, તે મુદ્દા ઉપર પોતાનો ઠરાવ કરવાને વાસ્તે જરૂર હોય તે પુરાવો હાજર કરવા સારૂ ફરિયાદ મુલતવી રાખવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૪૫ જેવી આ કલમ છે. આ કલમનો ઠરાવ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે, પણ આ કલમની બીજી રકમ તે સ્માલકાજકોર્ટોને લાગુ થતી નથી.

વાદીએ એક ખતની રૂઈએ નાણાં લેવા દાવો કર્યો. તેણે લખેલી હકીકત ફાઈલ કરી નહી, અને કામ આખરનો ફેંસલો કરવાને માટે તા. ૨૩ મી એપ્રીલના રોજને માટે રાખવામાં આવ્યું. તે દીવશે પ્રતીવાદીએ ખત લખી આપ્યાની વાત કબુલ કરી, અને કહ્યું કે નાણા કરજે લેવાને સારૂ તથા તે ખાસ કામમાં વાપરવા સારૂ જામીની તરીકે મેં તે ખત લખી આપેલું છે, અને તેમાંનું મેં કાંઈ કર્યું નથી. આ ઉપરથી વાદીના વકીલે કહ્યું કે આ

જવાબથી મને અચંબો લાગેલો છે, અને કેવી રીતે મારે તેનો બચાવ કરવો તે વિશેની હકીકત મને મળેલી નથી, માટે કામ બંધ રાખવું જોઈએ, પણ તે અરજ નામંજુર કરવામાં આવી. ઠરાવવામાં આવ્યું કે તે કામ બંધ રાખવું જોઈતું હતું. ૭ વી. રી. પાનું. ૮૪.

સમન્સ મુદ્દા કાહાડવાનો હતો, પણ જડજે પક્ષકારોની તકરાર સાંભળ્યા વગર તેમજ તેમનો કાંઈ પુરાવો લીધા વગર કેસનો ફેંસલો કર્યો, તે ગેરવ્યાજબી ગણવામાં આવ્યું છે. ૧. આ. રી. પાનું. ૩૮.

## બાબ ૧૩ મો.
## મુલત્વી રાખવા વિષે.

કોર્ટ મુદત આપે અને સુનાવણી મુલત્વી રાખે.

**૧૫૬. ફરિયાદની કોઇ પણ સુનાવણી વખતે પુરતુ કારણ દેખાડવામાં આવે તો, પક્ષકારોને અથવા તેમાંના કોઇને મુદત આપવાને તથા ફરિયાદની સુનાવણી વખતે વખતે મુલત્વી રાખવાને કોર્ટ મુખત્યાર છે.**

મુલત્વી રાખવાનું ખરચ.

**આમ કરવામાં આવે ત્યારે કોર્ટે ફરિયાદની આગળ સુનાવણી કરવાનો દિવસ ઠરાવવો અને મુલત્વી રાખવાને લીધે જે ખરચ થાય તેની બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**પરંતુ એક વખત પુરાવો સાંભળવાનું કામ શરૂ થયું એટલે, કોર્ટમાં હાજર હોય તે બધા સાક્ષીઓની જબાની લેવાઇ રેહે ત્યાં સુધી, ફરિયાદની સુનાવણી પ્રત્યેક દિવશે ચાલુ રાખવી. પણ સુનાવણી મુલત્વી રાખવાની જરૂર છે એમ કોર્ટને જણાય તો, તેમ કરવાનાં કારણ જડજ પોતાને હાથે દફતરમાં લખીને, તે સુનાવણી મુલત્વી રાખી શકે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૪૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાઝકોર્ટોને લાગુ છે.

હવે પછી કોઇ દીવશે સાક્ષીઓને હાજર થવા સારૂ તેમના મુચરકા લેવાને દિવાની કોર્ટ મુખત્યાર નથી, તોપણ કલમ ૧૭૩ જુઓ.

સન ૧૮૫૯ ના આક્ટ ૮ મા પ્રમાણે કોર્ટે મુખજબાનીથી સાક્ષીઓને અમુક દીવશે હાજર થવાને હુકમ કર્યો હોય, અને તે પ્રમાણે તે હાજર થાય નહી તો તેઓને પકડવાને વ્યાજબીરાકે વારંટ થઇ શકતું નહીં હતું. ૫ મદ્રાસ ૧૩૨. પરંતુ હાલના કાયદામાં કલમ ૧૭૩–૧૭૪ જુઓ.

**પુરતું કારણ**—ઈંગ્લાંડમાં એક મુદ્દાના સાક્ષીની સાહેદી લેવાને કમીશન કાહાડવા સારૂ વાદીઓએ ચેંબર્સમાં અરજ કરી, અને તે અરજીની પુષ્ટીમાં પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીનાં આફીડેવીટ ઉપયોગમાં લીધાં. તે જડજે તે અરજી કોર્ટમાં મોકલી, અને કોર્ટમાં તે અરજી ફરીથી રજુ થતાં ચેંબર્સમાં જે હકીકત બનેલી હતી તે લક્ષમાં રાખવાને ના કહી, અને તે અરજી નામંજુર કરી, કારણ કે તે આફીડેવીટ કોર્ટમાં કરેલાં નહી હતાં, અને તેથી તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે આફીડેવીટ રજુ કરવાને જડજે મુદત આપવી જોઈતી હતી, અને તે કારણથી કામ બંધ

રાખવાને તેમણે ના કેહેવી જોઈતી નહી હતી. ૭ મું. ૫૫. એક સખસે ખતની રૂઈએ દાવો કર્યો, પ્રતીવાદીએ તે ખત કબુલ કરીને તકરાર કરી કે નાણાં કરજે લેવાને તથા અમુક રીતે તે વાપરવાને જમાની તરીકે તે ખત મેં લખી આપેલું છે, તેથી વાદીના વકીલે કહ્યું કે મને અચંબો લાગે છે, અને તે વિષે મને હકીકતની ખબર નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેને એક બીજો દીવશ આપવો જોઇતો હતો. ૭ વી. રી. ૮૪; અને તેમજ હરકતની એક અરજી આપવામાં આવેલી તે તા० ૫ મીના રોજ ફાઇલ કરેલી, પરંતુ તે ઠરાવેલા દીવશે કામ સુનાવણી ઉપર લેવામાં આવ્યું નહી, કારણ કે તા. ૮ મીના રોજ અનીશ્રીત મુદતને માટે તે કોર્ટના જડજે સબાર્ડીનેટ જડજને તે કોર્ટનો ચાર્જ આપીને તે સ્ટેશન છોડયું. પછી જ્યારે તે જડજ પાછા આવ્યા ત્યારે સુનાવણીને માટે દીવશ ઠરાવેલો નહી હતો, તેથી હરકત લેનારે એવી અરજ કરી કે મને મારા દસ્તાવેજો ફાઇલ કરવાને મુદત આપવી જોઇએ, તેમ છતાં તેમણે કામનો ફેંસલો આપ્યો. તેમાં એવો વિચાર કરવામાં આવેલો છે કે તે કામ બંધ રાખવાને તે હરકત લેનારે પુક્ત કારણ બતાવ્યું હતું. ૧૮ વી. રી. પાનું. ૩૨૫.

**અયોગ્ય કારણ**—કેટલીક મુદત અગાઉથી પ્રતીવાદીને ખબર હતી કે મ્હારૂં કામ ચાલવાનું છે. તે કામની સુનાવણી પેહેલાં ૧૦ અગર ૧૨ દીવશ અગાઉ તે ઘણો માંદો થયો, પણ કમીશન માગવાને બદલે તેણે દાક્તરનું સર્ટીફીકટ એવી રીતનું રજુ કર્યું કે તે અમુક દરદથી માંદો છે, માટે તપાસ વખતે હાજર થઈ શકતો નથી. માટે ઠરાવવામાં આવ્યું કે તે કામ બંધ રાખવાની અરજીની પુષ્ટીમાં તે પુક્ત કારણ નથી. ૨૪ વી. રી.૨૦૨.

**હુકમ**—ઠરાવેલા દીવશની પક્ષકારોને ખાસ નોટીસ આપવી જોઈએ. કામ બંધ રાખ્યાનું જાહેરનામું કરવું એ ગેરસીરસ્તે છે. ૬ સ. હા. રી. ૨૯. કામ બંધ રાખવાને એક વખત હુકમ કરવામાં આવ્યો એટલે સામા પક્ષકારની રૂબરૂમાં સારૂ અને પુક્ત કારણ બતાવવામાં આવે નહીં તો, ફરીતપાસમાં તે હુકમ રદ થઈ શકતો નથી. ૨૦ વી. રી. ૩. આ કલમ પ્રમાણે કરેલા હુકમો ઉપર અપીલ ચાલતી નથી; પરંતુ તેની યોગ્યતા બાબત આખરના હુકમનામા ઉપર કરેલી અપીલમાં સવાલ ઉઠાવી શકાય છે. (કલમ ૫૯૪), ૨૦ વી. રી. ૩. જડજોને કામ બંધ રાખવાની અગર નહીં બંધ રાખવાને જે કુલઅખત્યાર છે તે અખત્યાર નીચેની કોર્ટો વાપરે તેમાં હાથ ઘાલવાને અપીલમાં જડજો મરજી રાખતા નથી. ૨૪ વી. રી. પાનું. ૨૦૨.

મુકદ્દમા મુલતી રાખવાનું વારંવાર ઘણાજ જુજ કારણો સારૂ મંજુર કરવામાં આવે છે, અને તે એટલે સુધી કે કેટલીક કોર્ટોમાં તો દરેક બેતરફી મુકદ્દમા ફેંસલા થતા સુધીમાં વારે વારે મુલતી રાખેલા હોય. તેમ જણાય છે. જીલ્લા જડજોને સૂચના કરવામાં આવે છે કે જે સબાર્ડીનેટ જડજોને હમેશાં જુજ કારણથી મુકદ્દમા મુલત્વી રાખવાનું મંજુર કરવાની ટેવ હોય તેની સખ્ત ચોકસાઈ રાખી તેઓની વર્તણુંક હાયકોર્ટને જણાવવી. મુ. હા. સરકયુલર બુક. પેરા. ૧૮ પાનું. ૪.

ઠરાવેલે દિવશે પક્ષકારો હાજર ન થાય તો શી રીતે કરવું.

**૧૫૭. જે દિવશ ઉપર ફરિયાદની સુનાવણી મુલત્વી રાખી હોય તે દિવશે પક્ષકારો અથવા તેમાંના કોઇ હાજર થવાને ચુકે તો, ૭ મા બાબમાં તેવે પ્રસંગે જે રીતો ફરમાવેલી છે તેમાંની એક રીતે ફરિયાદનો નીકાલ કરવાને, અથવા પોતાને યોગ્ય જણાય તેવો બીજો કોઇ હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૪૭ ના જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કલમ ૧૫૬ પ્રમાણે સુનાવણીનો દીવશ ઠરાવવામાં આવેલો ના હોય તો આ કલમ લાગુ થતી નથી. ૧૮ વી. રી. ૩૨૫. અને અસલ ઠરાવેલા દીવશે જે સુનાવણી થએલી ના હોય તો તે કામની સુનાવણી કરવાને એક દીવશ ઠરાવ્યા શિવાય કોઈ પક્ષકારની ગેરહાજરીમાં કામનો ફેંસલો કરવો એ કાયદા વિરૂદ્ધ છે. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૫ પાનું. ૧૫૭.

આ કલમ અને કલમ ૧૫૮ની વચ્ચમાં એવો તફાવત છે કે કામ જે દીવશને માટે બંધ રાખવામાં આવેલું હોય તે દીવશે પક્ષકારો તથા તેના વકીલો હાજર ન થાય તો, આ કલમ પ્રમાણે હુકમનામું થઈ શકે છે, અને પછી કલમ ૧૦૩ પ્રમાણે તે કામ પાછું તાજુ થઇ શકે છે. પરંતુ જે કામમાં પક્ષકારોમાંના કોઈને કાંઇ કામ કરવાની મુદત આપેલી હોય અને તે કામ કરવાને તે કસુર કરે તો કલમ ૧૫૮ પ્રમાણે હુકમ થઇ શકે છે. માટે તે કામ તાજુ થઈ શકતું નથી. પરંતુ ફરીતપાસમાં તે જોઈ શકાય છે, અથવા તે ઉપર અપીલ ચાલી શકે છે. ઈં. લા. રી. ૭ મદ્રાસ. ૪૧., ૬ મદ્રાસ. પાનું. ૨૬૨.

એક પ્રતીવાદી પેહેલી સુનાવણીની તારીખે હાજર થયો. કેટલાક દસ્તાવેજ મેળવી લખેલી કેફીયત આપવા માટે એ કેસ મુલત્વી રાખવામાં આવ્યો. તે મુલત્વી રાખેલે દીવશે પ્રતીવાદી જાતે કે વકીલની મારફતે હાજર થયો નહી, જેથી તેના ગેરલાભમાં હુકમનામું થયું, તેમાં ઠરાવવામાં આવ્યું કે એ હુકમનામું એકતરફી નથી, અને તેથી અપીલ ચાલી શકે છે. ૪ મ. હા. રી. પાનું. ૧૫૪.

ઈં. લા. રી. ૮ અલ્હા. પાનું. ૧૪૦ મે જે ઠરાવ છે, તે કલમ ૧૦૮ નીચેની ટીકામાં જુઓ.
ઈં. લા. રી. ૧૦ મ. પાને ર૭૦ મે ઠરાવ છે, તે કલમ ૯૮ નીચેની ટીકામાં જુઓ.

બેમાંથી એક પક્ષકાર પોતાનો પુરાવો આણવા વગેરેને માટે કસુર કરે તોએ કોર્ટ ફરિયાદ ચલાવે.

**૧૫૮. ફરિયાદના જે પક્ષકારને મુદત આપી હોય તે, જેને વાસ્તે મુદત આપી હોય તે કરવાને—એટલે પોતાનો પુરાવો હાજર કરવાને અથવા પોતાના સાક્ષીઓને હાજર રાખવાને અથવા ફરિયાદ આગળ ચલાવવાને જરૂરનું હોય એવું બીજું કાંઈ કૃત્ય કરવાને કસુર કરે. તો તે કસુર છતાં એ લાગલોજ ફરિયાદનો ચુકાદો કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૧૪૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ અને જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એક સાક્ષી ઉપર સમન્સ કરવાને અગર સાક્ષી તરીકે તપાસવાને કમીશન કાહાડવાને દરખાસ્ત કરવામાં આવે, એટલે સમન્સ બજી શકે એવું છે કે નહી, અગર કમીશન એવી રીતે બજી શકે એવું છે કે જેથી સુનાવણીના ઠરાવેલા દીવશે કોર્ટની રૂબરૂ એ સાક્ષી હાજર થઇ શકે, અગર તેની તપાસ થઈ શકે તે વિશેનો વિચાર કરવાને કોર્ટનું કામ છે. આ બાબતમાં કોર્ટની મદદ લેવાને પક્ષકારનો કાયદેસર હક્ક છે, અને તે કોર્ટ અલબત તે હક્ક આપવો જોઇએ. તેની દરખાસ્ત ઉપરથી તેને ફાયદો મળી શકે નહી એ પક્ષકારને વિચાર કરવાનો છે, અને કોર્ટને વિચાર કરવાનો નથી. જો તે તેણે એટલી બધી વાર લગાડેલી હોય કે તે પુક્ત વખતમાં તે પ્રોસેસ બજાવી શકે નહી તો, અલબત તેણે તે કરેલી વાર-

થી થતો પરીણામ સહન કરવાનો છે. માટે તેની કસુર દુરસ્ત કરવાને કોર્ટ કામ બંધ રાખે નહી. પ્રોસેસ બજવું ફક્ત અસંભવિત છે એટલુંજ નહી, પણ તે અશક્ય છે, એવું ખુલ્લું જણાય નહીં તો, તે દરખાસ્ત મંજુર કરવી નહી જોઈએ. એક પક્ષકાર ફક્ત તે પ્રોસેસ કાહાડવાથી પોતાને ફાયદો થશે એવી ઉમેદથી ખરચ કરે તો, તેને અટકાવવો નહી જોઇએ. ફક્ત તે વિશે એટલી સંભાળ રાખવાની છે કે તે મોડું પ્રોસેસ કઢાવવાથી કામની આખરની સુનાવણી બંધ રાખવાને તે એક બાહાનું થાય નહી. ૧૫ વી. રી. ૪૪૭, કલમ ૧૫૯ નીચેની ટીકા જુઓ.

જે કામમાં પુરાવ રજુ કરવાને અથવા સાક્ષી હાજર કરવાને પક્ષકારે સ્પષ્ટ રીતે મુદત લીધી હોય અને તે કરવાને તે કસુર કરે તો, તેને વિશે આ કલમનો હેતુ છે કોર્ટે પોતાની ખાએસથી કામ બંધ રાખ્યાં હોય તે વિશે આ કલગ નથી. ૧૯ વી. રી. ૩૫. પરંતુ જે કામમાં પ્રતીવાદીના વકીલે અમુક દસ્તાવેજો રજુ કરાવવાને મુદત લીધી હોય અને તે કસુર કરે, અને જે વખતે કામ સુનાવણી ઉપર લેવામાં આવે તે વખતે વાદીનું હુકમનામું કરવામાં આવે તો, તે ફેંસલાનો આ કલમમાં સમાસ થાય છે, અને કલમ ૧૫૬ માં થતો નથી. ૪ મદ્રાસ. ૨૫૪, અને ઈ. લા. રી. ૭ મ. ૪૧ જુઓ; અને તેમજ વાદીનો વકીલ બીજી રજુવાતે એક સાક્ષી ઉપર સમન્સ કરવાને અરજ કરે, અને કામ સુનાવણી ઉપર લેતાં પોતાના સાક્ષીની ગેરહાજરીને લીધે તે ચલાવવાને તૈયાર ના હોય, તેથી તે કામ કાહાડી નાંખવામાં આવે તો તે ફેંસલો આ કલમ પ્રમાણે છે. ૪ મ. પાનું.૫૬.

પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીને વાદીએ સાક્ષી તરીકે બોલાવ્યો પરંતુ તેને તપાસવાની દરખાસ્ત સન ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે નામંજુર કરવામાં આવે, અને જે દીવશને માટે સુનાવણી બંધ રાખવામાં આવેલી હોય તે દીવશે બીજો કોઈ સાક્ષી રજુ કરે નહી તો, તે અપૂર્ણ કારણથી વાદી તે પ્રતીવાદીને સાક્ષી તરીકે તપાસી શકેલો ના હોય તેથી તેણે કલગ ૧૪૮ પ્રમાણે કસુર કરી થતું નથી, માટે તે દાવો યોગ્ય રીતે સાંભળીને ફેંસલો કરવામાં આવેલો છે, એમ થતું નથી. આવો હુકમ રદ કરવામાં આવ્યો હતો, અને કામ પાછું મોકલવામાં આવ્યું હતું. ૬ મદ્રાસ પાનું. ૨૯૮.

એક દાવામાં ઇશ્યુ કાહાડવામાં આવેલા અને આખરનો ફેંસલો કરવાને કામ બંધ રાખીને દીવશ ઠરાવવામાં આવેલો હતો, પણ તે તારીખે વાદી હાજર થયો નહી, તેથી સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૪૮ પ્રમાણે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. ઠરાવવામાં આવ્યું કે જો કે કોર્ટ તે આકટની કલમ ૧૪૭ પ્રમાણે (આ કાયદાની કલમ ૧૫૮) તે દાવો કાહાડી નાંખી શકતા હતા, તોપણ આ હુકમ બરોબર નથી; માટે વાદીનો તે આકટની કલમ ૧૧૯ પ્રમાણે અરજ કરવાનો હક્ક હતો. (આ કાયદાની કલમ ૧૦૩) ઈ. લા. રી. ૧ મદ્રાસ પાનું. ૨૮૭.

આ કલમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૪૮ થી જુદી છે, કારણ કે તેના શબ્દો પ્રમાણે કામના કાગળો ઉપરથી કોર્ટ ફેંસલો કરવાને બંધાએલા હતા. આ શબ્દોનો હેતુ જો કે અપીલકોર્ટ કામના ગુણદોષ ઉપરથી તપાસ કરવાને કામ પાછું મોકલ્યા પછી નીચેની કોર્ટ કાંઈ પુરાવ લેઈ શકતા નથી. પરંતુ કામ પાછું મોકલતી વખતે કામમાં જે કાગળો હોય તે ઉપરથી ફેંસલો આપવાને બંધાએલા છે. ૧૩ વી. રી. ૪૬૪, ૧૨ વી. રી. ૨૩. હાલની કામ ચલાવવાની રીતી પ્રમાણે કોર્ટ તે પ્રમાણે બંધાએલા નથી.

ઈ. લા. રી. ૧૦ મ. પાને ૨૭૦ મે ઠરાવ છે, તે કલમ ૯૮ મી નીચેની ટીકામાં જુઓ.

## બાબ ૧૪ મો.

### સાક્ષીઓને સમન કરવા તથા તેમણે હાજર રેહેવા વિશે.

શાહેદી પુરવા સારૂ અથવા દસ્તાવેજો હાજરકરવા સારૂ હાજર રેહેવાનો સમન.

**૧૫૯. પ્રતિવાદી ઉપરનો સમન ગમે તો ફકત મુદ્દા ઠરાવવાનો હોય કે ગમે તો ફરિયાદના આખર નિકાલનો હોય, પણ તે સમન પ્રતિવાદીને પોહોચાડવા સારૂ આપ્યા પછી અથવા મોકલ્યા પછી મુદ્દા ઠરાવવાનો કે નિકાલનો-જેનો હોય તેનો જે દિવશ ઠરાવ્યો હોય તે પેહેલાં, કોર્ટને અથવા આ બાબતને વાસ્તે કોર્ટ નીમે તે અમલદારને અરજ કરીને, શાહેદી આપવાને અથવા દસ્તાવેજ હાજર કરવાને જે સખસોની હાજરીની જરૂર હોય, તેમના ઉપર સમન કઢાવવાને પક્ષકારો મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૪૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટને લાગુ છે.

કામ બંધ રાખવું અને સાક્ષીઓ ઉપર સમન્સ કરવા એ જુદી બાબતો છે. સુનાવણી થતા પેહેલાં હરકોઈ વખતે દરખાસ્ત થઈ શકે છે. ૩ બં. લા. રી. ૩૮, ઈં લા. રી. ૬ મું. ૭૪૨. ઈં. લા. રી. ૭ ક. ૪૯૩. જ્યારે સમન્સ કાહાડવાને અરજ કરવામાં આવે ત્યારે અલબત કોર્ટ તે કાહાડવાને બંધાએલા છે. ૨૨ વી. રી. ૨૯૬, ૫ વી. રી. ૧૧૧; પરંતુ આટલી બધી સંખ્યા ઉપર સમન્સ કડાવવામાં આવેલા હોય અગર એવી રીતે કડાવવામાં આવેલા હોય કે જે ઉપરથી ઈનસાફના રસ્તામાં હરકત પડે એવી હેરાનગતી ભરેલી મરજી માલમ પડે તો, તે પ્રમાણે કરવાને કોર્ટ બંધાએલા નથી. ૧૪ વી. રી. ૬૬, અથવા દરખાસ્ત એવી વખતે કરવામાં આવે કે તે દરખાસ્ત કરનાર પક્ષકાર પોતાનું કામ બંધ કરતા પેહેલાં સાક્ષીને તપાસવાને સારૂ તે હાજર થવો કેવળ અશક્ય હોય તો તે બંધાએલા નથી. ૩ ક. લા. રી. ૫૬૯. ૨૫ વી. રી. ૭૧, ૯ વી. રી. ૫૩૦ ૧૪ વી. રી. ૫૬૦; પણ જો સાક્ષીઓ તપાસ વખતે હાજર ન થાય અને સમન્સ કહાડેલા હોય તોપણ કામ બંધ રાખવાને અરજ કરવામાં ના આવે તો કોર્ટ કામ ચલાવી શકે છે. ૧૧ વી રી. ૭૯, અને જો પાકું કારણ બતાવવામાં ના આવે તો તે વખતે પણ કામ બંધ રાખવાને કોર્ટ બંધાએલા નથી. ૨૪ વી. રી. ૨૯૦, કલમ ૧૫૮ નીચેની ટીકા જોવી.

**રીવાજ**—જે પક્ષકારોને કાયદેસર સલાહનો લાભ હોય તો કોર્ટ તરફથી હરકત થયા સિવાય તેમને પોતાના કામોનો બંદોબસ્ત કરવા દેવા જોઈએ. જે કામમાં એક સાક્ષીની શાહેદીની જરૂર હોય અગર દસ્તાવેજ રજુ કરાવવાની જરૂર હોય, અને જો તે વાદીની તરફમાં જરૂર હોય તો તે બાબત જરૂરીઆત ઈલાજ લેવાને કોર્ટને અરજ કરવી તે વાદીનું કામ છે, અને જો કે કોર્ટના હુકમનો તિરસ્કાર કરવામાં આવેલો હોય તેથી કોઈ સખસને હરકત થએલી હોય તો, તે સખસ તે બાબત કોર્ટની નજરે લાવી શકે છે, પણ ફક્ત સાક્ષી ઉપર સાહેદી આપવાનો સમન્સ કરવામાં આવેલો હોય તો તે હુકમ રદ કરવાને અરજ કરવાનો તે સાક્ષીનો હક્ક નથી. ૧૨ ચ. ડીવ. પાનું. ૮૨.

સમન કાઢવાની અરજ

**૧૬૦. સમન કરેલા સખસને જે કોર્ટમાં બોલાવવો હોય તે કોર્ટ સુધી તેને આવવાના તથા ત્યાંથી પાછા જવાના તથા એક**

કરવામાં આવે એટલે સાક્ષીઓનું ખરચ કોર્ટમાં ભરવું.

દિવશ હાજર રેહેવાના વાટ ખરચ તથા બીજા ખરચને સારૂ જેટલી રકમ કોર્ટની નજરમાં બસ જણાય તેટલી રકમ, સમનને વાસ્તે અરજ કરનાર પક્ષકારે સમન નીકળ્યા પેહેલાં અને કોર્ટ ઠરાવે તે મુદતની અંદર કોર્ટમાં ભરવી.

ખરચનો દર.

હાઇકોર્ટના તાબાની તે કોર્ટ હોય તો, સદરહુ ખરચનો દર ઠરાવવામાં યોગ્ય અધિકારીએ કરેલા (જો કંઈ નિયમ હોય તો તે) નિયમ ઉપર ધ્યાન રાખવું.

**ટીકા**—આ કલમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૫૧ જેવી છે. આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

માત્ર વખત જવા માટે સાક્ષીને કાંઈ રૂપીઆ મળવાનો હક થતો નથી. ૨ હાઈડસ. રી. પાનું. ૨૩૬.

કેટલો ખરચ આપવો વ્યાજબી છે તે કોર્ટે ઠરાવ્યા વગર પક્ષકારો ખરચ ભરવાને બંધાએલા નથી. ૯ વી. રી. પાનું. ૧૨૮.

મુંબાઈ ઈલાકાની હાયકોર્ટના નામદાર જડજોએ તાબાની કોર્ટોમાં સાક્ષીઓને ભથું અને મુસાફરી ખરચ કેટલું આપવું તે બાબતના નિયમ તા. ૧ લી અકટોબર સન ૧૮૭૭ ને રોજ મંજુર કર્યા છે, અને તે નિયમ તા. ૪ થી અકટોબર સન ૧૮૭૭ ના સરકારી ગેઝીટને પાને ૮૭૫ મે ઈંગ્રેજીમાં છપાયા છે.

ખરચ સાક્ષીને આપવા માંડવું.

**૧૬૧.** સદરહુ પ્રમાણે કોર્ટમાં ભરેલી રકમ જો સમન હાથો હાથ પોહોચાડી શકાય તો, જેના ઉપર સમન કાઢેલો છે તે સખસને સમન બજાવતી વખતે આપવા માંડવી.

**ટીકા**—આ કલમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૫૨ જેવી છે. આ કલમ હાયકોર્ટ અને જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ભરેલી રકમ પુરતી ન હોય ત્યારે શી રીતે કરવું.

**૧૬૨.** કોર્ટની અથવા આ બાબતમાં કોર્ટ નીમે તે અમલદારની નજરમાં એવું આવે કે, કોર્ટમાં ભરેલી રકમ સદરહુ ખર્ચ પુરૂં પાડવાને બસ નથી, તો તે કારણસર જરૂર જણાય તેટલી વધારે રકમ સમન કરેલા સખસને આપવી એવું, ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે; અને તે આપવામાં કસુર થાય તો, સમન કઢાવનાર પક્ષકારની જંગમ મિલકત જપ્ત કરી વેચીને તે રકમ વસુલ કરવાનું, અથવા સમન કરેલા સખસને શાહેદી લીધા વગર રજા આપવાનું, અથવા સદરહુ પ્રમાણે વસુલ કરવું તથા સાક્ષીને સદરહુ પ્રમાણે રજા આપવી એ બંને વાનાં ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

એક કરતાં વધારે દિવશ સાક્ષીને ખોટી કરયો હોય ત્યારે તેનું ખરચ.

સમન કરેલા સખસને એક દિવશ કરતાં વધારે મુદત રાખવાની જરૂર પડે તો, જે પક્ષકારની અરજ ઉપરથી સમન કાઢયો હોય તેને તે વધારે મુદત સુધી રેહેવાનું ખર્ચ પુરૂં પડે તેટલી રકમ ભરવાનું, વખતે વખતે ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે; અને તે રકમ ભરવામાં કસુર થાય તો જે પક્ષકારની અરજથી તેને સમન કાઢયો હોય, તેની જંગમ મિલકત જપ્ત કરી

**વેચીને તે રકમ વસુલ કરવાનું, અથવા સમન કરેલા સખસની શાહેદી લીધા વગર તેને રજા આપવાનું, અથવા સદરહુ પ્રમાણે વસુલ કરવું તથા શાક્ષીને રજા આપવી એ બંને વાનાં, ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૫૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

શાક્ષીને જ્યારે એક દાહાડા કરતાં વધારે દાહાડા રોકી રાખવામાં આવે ત્યારે જે પક્ષકારે તેને બોલાવ્યો હોય તેણે રકમ આપવી, પણ તે કોર્ટે ઠરાવવી જોઇએ. કોર્ટ વ્યાજબી રકમ શી છે તે ઠરાવે નહી ત્યાં સુધી પક્ષકારે કાંઈ રકમ ભરવાની જરૂર નથી. ૯ વી. રી. ૧૨૮. અને જે રકમ ઠરાવવામાં આવે તે મુસાફરીનું તથા તેવુંજ બીજું ખર્ચ ધ્યાનમાં રાખી ઠરાવવી જોઈએ. માટે જો સાક્ષીએ મુસાફરીમાં કાંઈ ખર્ચ કરેલું ના હોય અને વખત જવાથી કંપનસેશન માગેલું હોય તો તે અરજી નામંજુર કરવાની છે. ૨ હાઇડ. ૨૩૬. કોર્ટમાં આવવાનું તથા ત્યાંથી જવાનું ખર્ચ તથા એક દીવશ હાજર રેહેવાનું ખર્ચ થાય તેટલી રકમ ઠરાવવામાં આવે તો બસ છે. ૫ વી. રી. રેફરન્સ. પાનું. ૬. આવા ખર્ચ બાબત જુદો દાવો ચાલતો નથી. ૫ વી. રી. રેફરન્સ પાનું. ૬.

સાક્ષીઓની યાદ તથા તેમના ઉપરીની બજાવણીનું ખર્ચ કોર્ટમાં આપ્યા પછી કોર્ટના અમલદારો તે બજાણીના તથા તેના રીટર્નના જવાબદાર છે, અને પક્ષકાર જવાબદાર નથી. ૧૫ વી. રી. ૮૮. પરંતુ દફતર ઉપરથી તે ખર્ચ ભરવામાં આવેલું છે એમ જણાતું ના હોય અને સાક્ષીને મુસાફરી ખર્ચ નહી આપવાથી શાક્ષી હાજર ના થાય તો, જે પક્ષકારનો તે વાંક હોય તે પક્ષકારે સોસવાનું છે ૧૮ વી. રી. પાનું. ૧૬.

જે પક્ષકારની ખાયસથી સાક્ષીને બોલાવેલો હોય, તે પક્ષકાર પાસેથી સાક્ષી પોતાનું ખર્ચ લેવાને હકદાર છે. પછી તેણે સાક્ષી આપતા પેહેલાં તે ખર્ચ બાબત અરજ કરેલી ના હોય તેની ચીંતા નહી. ઈ. લા. રી. ૪ મું. પાનું. ૬૧૯.

આ કલમ પ્રમાણેના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. (કલમ ૫૮૮), જુના કાયયદાની બાબતમાં ૧૨ વી. રી. પાનું. ૪૩૦ જુઓ.

*હાજર રેહેવાનો વખત, ઠેકાણું, અને કામ એ સમનમાં લખવું.*

**૧૬૩. શાહેદી પુરવા સારૂ અથવા દસ્તાવેજ હાજર કરવા સારૂ હાજર રેહેવાના પ્રત્યેક સમનમાં તેણે કયારે અને કયે ઠેકાણે હાજર રેહેવું એ લખવું. વળી શાહેદી પુરવા સારૂ તેણે હાજર રેહેવાનું છે કે દસ્તાવેજ રજુ કરવા સારૂ છે, કે તે બંને કામને વાસ્તે તેણે હાજર રેહેવાનું છે, એ પણ લખવું તથા સમન કરેલા સાક્ષીને કોઇ અમુક દસ્તાવેજ હાજર કરવા બોલાવવો હોય તો, તે દસ્તાવેજનું સમજાય એમ બરોબર વર્ણન સમનમાં લખવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૫૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે પક્ષકાર પાસેથી અમુક દસ્તાવેજ રજુ કરાવવાનો હોય, તે દસ્તાવેજનું સ્પષ્ટ વર્ણન કરીને તે પક્ષકાર ઉપર લખેલો સમન્સ કડાવવો જોઈએ. તેના વકીલને મુખજુબાનીથી હુકમ આપવામાં આવેલો હોય તો તે કાયદાના હેતુ પ્રમાણે સમન્સ નથી, અને તે બસ નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૧૬૪.

સાક્ષી લેવાનો જે દીવસ ઠરાવ્યો હોય તે દીવસ પેહેલાં સાક્ષી ગેરહાજર હોવાથી ગમે તેટલા સાક્ષી લીધા હશે, તોપણ તેમની સાક્ષી ઉપર ભરૂંસો રાખવામાં નહી આવે, એવા આધાર ઉપરથી કોઈ કેસ ચુકવાય નહી. ૬ વી રી. પાનું. ૬૦.

દસ્તાવેજ હાજર કરવાનો સમન

**૧૬૪. કોઇ પણ સખસને, શાહેદી પુરવાનો સમન ન કરતાં દસ્તાવેજ હાજર કરવાનો સમન થઇ શકે; અને જે સખસને માત્ર દસ્તાવેજ હાજર કરવાનો સમન કરયો હોય, તે જાતે આવીને દસ્તાવેજ હાજર ન કરતાં બીજા પાસે હાજર કરાવે, તો તેણે સમન માન્ય કરયો એમ સમજવું.**

**ટીકા**—આ કલમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૫૨ જેવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કોર્ટમાં હાજરહોય એવા સખસને શાહેદી પુરવાનું કેહેવાનો અખત્યાર.

**૧૬૫. કોર્ટમાં હાજર હોય એવા કોઈ સખસને શાહેદી પુરવાનું કેહેવાને, અથવા તેજ વખતે અને તેજ ઠેકાણે તેના ખરેખરા કબજામાં કે અખત્યારમાં હોય તેવા દસ્તાવેજ હાજર કરવાનું કેહેવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજ કોર્ટોને લાગુ છે.

સમનશીરીતે પોહોચાડવો.

**૧૬૬. કોઈ સખસને શાહેદી પુરવા સારૂ અથવા દસ્તાવેજ હાજર કરવા સારૂ સમન કરેલો હોય તે પ્રત્યેક સમન, પ્રતિવાદીને સમન પોંહોચાડવાને આ આકટમાં પાછળ જે રીત કહી છે તે રીતે બને ત્યાં સુધી પોહોચાડવો અને પોહોચ્યાની શાબીતી વિશે ૬ ઠ્ઠા બાબમાં જે નિયમો કહ્યા છે તે આ કલમ પ્રમાણેપોહોચાડેલા બધા સમનને વાસ્તે લાગુ પડશે.**

**ટીકા**—આ કલમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૫૪-૧૫૭ ના જેવી છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

૬ વી. રી. ૧૨૬ મે પ્રેમચંદ રાયચંદ વિ. બચ્ચારામ મુકરજીનો ઠરાવ જુઓ.

સમન પોહોચાડવાનો વખત.

**૧૬૭. સમન કરેલા સખસને હાજર રેહેવાને સમનમાં જે વખત લખ્યો હોય, તેનાથી હમેશાં એટલી મુદત પેહેલાં આ સમન પોહોચાડવો, કે તેથી તેને તેયારી કરવાનો તથા જે જગાએ હાજર રેહેવાનું હોય તે જગાએ જવાનો પુરતો વખત મળે.**

**ટીકા**—આ કલમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૫૪ જેવી છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

નાસ્તાફરતા સાક્ષીની મિલકત જપ્ત કરવાનું.

**૧૬૮. શાહેદી પુરવાને અથવા દસ્તાવેજ હાજર કરવાને હાજર રેહેવા સારૂ કોઇ સખસને સમન કરયો હોય, તે બજતો નથી એમ સમન પોહોચાડનાર અમલદાર કોર્ટને લખી મોકલે તો, સમન ન પોહોચ્યાની બાબતમાં જો સમન પોહોચાડનાર અમલદારે તેના સર્ટિફીકટના ખરાપણા વિષે સોગનનામા ઉપર**

એકરાર કર્યો ના હોય તો, કોર્ટે તે સમન પોહોચાડનાર અમલદારની સોગન ઉપર જુબાની લેવી, અથવા બીજી કોર્ટ પાસે લેવરાવવી. અને જો તે સર્ટીફીકટના ખરાપણા વિષે સદરહુ રીતે એકરાર કરયો હોય તો સદરહુ કોર્ટને સદરહુ પ્રમાણે જબાની લેવાનો અથવા બીજી કોર્ટ પાસે લેવરાવવાનો અધિકાર છે.

અને તેની શાહેદી લેવી અથવા દસ્તાવેજ હાજર થવો જરૂરનો છે એ વિશે, તથા જે સખસને હાજર રેહેવાને સમન કાઢેલો હોય તે સખસ સમન ન પોહોચે એ હેતુથી નાસ્તો ફરે છે, કે ચુકવા ચુકવી કરે છે એ વિશે, કોર્ટની ખાત્રી કરવામાં આવે તો અમુક દિવશે અને અમુક જગાએ શાહેદી પુરવા અથવા દસ્તાવેજ હાજર કરવા તમારે હાજર રેહેવું, એમ જાહેરનામામાં લખીને જાહેરનામું કાઢવાને કોર્ટ મુખત્યાર છે, અને તે જાહેરનામાની નકલ તે સખસ હમેશ રેહેતો હોય તે ઘરને બાહારને બારણે ચોડવી.

તે જાહેરનામામાં કહેલી વખતે અને જગાએ તે હાજર ન રેહે તો, જે પક્ષકારની દરખાસ્ત ઉપરથી સમન કાઢયો હોય તે પક્ષકારે અરજ કરવાથી કોર્ટની નજરમાં આવે તો, જેને હાજર રાખવાની જરૂર હોય તેની કોર્ટની નજરમાં યોગ્ય આવે તેટલી મિલકત જપ્ત કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. પણ જપ્તીનું ખર્ચ તથા કલમ ૧૭૦ પ્રમાણે દંડ કરવામાં આવે તેની રકમ, એ કરતાં વધારે મિલકત જપ્ત કરવી નહી.

પરંતુ કોઇ સ્માલકાજકોર્ટે સ્થાવર મિલકતની જપ્તીનો હુકમ કરવો નહી;

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૫૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો બજાવનાર અમલદાર સમન્સ બજી શકતો નથી તે કારણથી પાછો આપે તો, તે નહી બજાવવા વિશે દરેક કામમાં તે અમલદારને સોગન ઉપર તપાસવાને કોર્ટ બંધાએલા છે. કોઈ નાસતા ફરતા શાક્ષીને કોર્ટ કાંઈ દંડ કરી શકે નહી .૧ બે. લા. રી. પાનું. ૧૮૬.

નાસતા ફરતા સાક્ષીને કોર્ટ હાજર ના રાખે તો, તેમણે તે બાબતમાં કારણ લખવાં જોઈએ, અને તે કારણ યોગ્ય અને કાયદાસર હોવાં જોઇએ. ૫ વી. રી. પાનું. ૨૨૨.

જે પક્ષકારને જાહેરનામું કરાવવાનું હોય તે પક્ષકારે કોર્ટને અરજ કરવી તે તેની ફરજ છે. ૧૧ વી. રી. ૯૯, તે જાહેરનામું કોર્ટ કાહાડે તે પેહેલાં કોર્ટની ખાત્રી થવી જોઈએ, અને પોતાની ખાત્રીનાં કારણો કામમાં લખવાં જોઈએ ૫ વી. રી. આકટ ૧૦ પાનું ૬ (પછી તેવી તદન જરૂર છે એમ નથી ૬ વી. રી. ૬૫) સાક્ષીની સાહેદીની અગત્ય હોય અને તે સમન્સને નહી મળવાના ઈરાદાથી નાસ્તો ફરતો હોય તો. ૧૩ વી. રી. ૪૧૬ નો ઠરાવ છે. અથવા સતાઈ રેહેતો હોય તો ૧૫ વી રી. ૧૫૬ નો ઠરાવ છે. આ બેઉ શરતો પુરી પાડવી જોઈએ. ૯ વી. રી ૨૩૫; અને જે કામમાં તે શરતો પુરી પાડેલી હોય અને કોર્ટને એમ માલુમ પડતું ના હોય કે તે સાક્ષી નાસ્તો ફરે છે તેમાં તેણે મદદ કરેલી છે, અગર તેણે જાણેલું નહી તે જાણેલું કરેલું છે, અગર તે પોતાની મેળે એવી સ્થીતીમાં આવેલો છે કે તેની દરખાસ્ત મંજુર કરવી તે વ્યાજબી નથી, એમ કોર્ટને માલમ પડે તે સિવાય કોર્ટે જમિને માટે તેની અરજી નામંજુર કરવી નહી જોઈએ. ૧ વી. રી. ૨૬. તપાસને દીવશે રીટર્ન કરવામાં આવેલું હોય તો તે સાક્ષીની સાહેદી અ-

ગ્રસની છે, એવું શાબેત કરવાને પક્ષકારને કાંઈ મુદત આપવી જોઇએ, એવું વિચારવામાં આવેલું છે. ૬ વી. રી. પાનું. ૧૨૬

જાહેરનામાની મુદત પુરી થએ જો પક્ષકારની મરજી સાક્ષીને હાજર કરવાના તમામ સાધનો પુરાં કરવાની હોય તો, જપ્તી કરવાને માટે અરજ કરવી એ તે પક્ષકારની ફરજ છે. ૨૫ વી. રી. ૧૫૪. દરખાસ્ત ઉપરથી જડજ ચાલવવાને બંધાએલા નથી. તેમને કુલ અખત્યાર છે, પણ તે કુલઅખત્યાર વ્યાજબી રીતે વાપરવો જોઈએ. ૮ વી. રી. ૫૦૫, અને જો જપ્તીનો હુકમ કાહાડવાને તેઓ ના કેહે તો, તેમણે પોતાનાં ના કેહેવાનાં કારણો કામમાં લખવાં જોઈએ. ૯ વી. રી. આકટ ૧૦ પાનું ૬, તોપણ દેખીતી રીતે તે પ્રમાણે કરવાને બંધાએલા નથી. ૬ વી. રી. પાનું. ૬૫

કોઈ મીલકત જપ્ત કરવાનો હુકમ કરવાને જો તે મીલકત જે સખસોને હાજર થવાનું હોય તે સખસોની છે એમ માલમ પડે નહી તો, તે કરવાને જડજને અખત્યાર નથી; અને ત્રીજા પક્ષકારના કબજાને હરકત થાય નહી એવી તેમણે ઘણી સંભાળ રાખવી જોઈએ. તેની સાથે જપ્ત થએલી મીલકત ઉપર ત્રીજા પક્ષકારનો દાવો હોય તેની જડજને તપાસ કરવા બાબત કાયદામાં કાંઈ ઠરાવ કરેલો નથી, માટે તે કરવાને તે ના કેહેનો તે કાંઈ ભૂલ નથી. લીલામ થવાથી દાવેદારને કાંઈ હરકત થતી નથી, અને તે દીવાનીકોર્ટમાં દાવો કરી શકે છે. ૭ વી રી. પાનું. ૩૫

આ કલમ પ્રમાણે મીલકત જપ્ત કરવા વિશે જે હુકમ કરયો હોય તે ઉપર અપીલ ચાલી શકે. ( જુઓ આ કાયદાની કલમ ૫૮૮ ની રકમ હ. )

સાક્ષી હાજર થાય તો જપ્તી ખશેડી શકાય.

**૧૬૯. મિલકત જપ્ત થયા પછી તે સખસ હાજર થઇને કોર્ટની ખાત્રી કરી આપે કે સમન ન બજે એ હેતુથી હું નાશી ગયો ન્હોતો, અથવા ચુકવા ચુકવી કરતો ન્હોતો, અને જાહેરનામામાં લખેલે વખતે તથા ઠેકાણે હાજર થઈ શકું એટલી વેળાસર મને જાહેરનામાની ખબર પડી ન્હોતી—તો તે મિલકત ઉપરથી જપ્તી ખશેડવાને કોર્ટે હુકમ કરવો, તથા જપ્તીના ખર્ચ બાબત યોગ્ય જણાય તેવો હુકમ કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૬૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમનો હેતુ કોર્ટે તપાસવાનો છે, અને તે ઉપરથી ગર્ભિત રીતે એમ થાય છે કે તે સખસ નાસ્તો ફરતો હતો તે વિષેનો તથા તે ગુન્હેગાર નથી તે વિશેનો પુરાવ તેની રૂબરૂ સાંભળવો જોઈએ, અને તે નાસ્તો ફરતો હતો કે નહીં અથવા સમન્સ બજે નહી એ પ્રમાણે તે પ્રયત્ન કરતો હતો કે નહીં એ વિશેનો નિર્ણય કરવાનો છે. ૩ વી. રી. ૬૩. એક માજીસ્ટ્રેટે આવી કલમ પ્રમાણે મીલકત ઉપરથી જપ્તી ખશેડવાને ના કહીં, અને પક્ષકારને કારણ બતાવવાને પરવાનગી આપ્યા શિવાય કામનો નિકાલ કર્યો. તે ઠરાવ રદ કરવામાં આવેલો છે. ૫ વી. રી. ૮. વળી ૧ વી. રી. પાનું. ૨૭ જુઓ.

સાક્ષીહાજર ન થાય તો શી રીતે કરવું.

**૧૭૦. જો તે સખસ હાજર ન થાય, અથવા હાજર થયા છતાં,—સમન ન પોહોચે એ હેતુથી હું નાશી ગયો ન્હોતો કે ચુકવા ચુકવી કરતો ન્હોતો, અને જાહેરનામામાં લખેલે વખતે તથા ઠેકાણે હાજર રેહેવા સારૂ જાહેરનામાની મને વેળાસર**

ખબર પડી ન્હોતી—એવી કોર્ટની ખાત્રી ન કરે, તો તેની સંસારી હાલત તથા મુકદ્દમાની બધી હકીકત ઉપર ધ્યાન રાખીને ૫૦૦ રૂપીઆ કરતાં વધારે નહી એવો કોર્ટને યોગ્ય લાગે એટલો તેનો દંડ કરવાને કોર્ટ મુખત્યાર છે. તથા સદરહુ રીતે દંડ થયો હોય તો તે રકમ અને જપ્તીને લીધે થએલો બધો ખરચ વસુલ કરવા સારૂ જપ્ત કરેલી મિલકત અથવા તેનો કાંઇ ભાગ વેચવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

પરંતુ જેની હાજરીની જરૂર હોય તે સખસ સદરહુ દંડ તથા ખરચની રકમ કોર્ટમાં ભરે તો, તે મિલકત ઉપરથી જપ્તી ખશેડવાનો કોર્ટે હુકમ કરવો.

ટીકા—સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૧૬૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે એકાદા સખસનો જડજ દંડ કરે, અને તેની મીલકત લીલામ કરવાનો હુકમ કરે તે પહેલાં તેમણે સંભાળ રાખીને જોવું જોઈએ કે જાહેરનામું તથા જપ્તીના હુકમો કાહાડતી વખતે કાયદા પૂર્વક તમામ રીતીસર કરવામાં આવેલું છે કે નહી, કારણ કે તે કરવામાં જો કાંઇ ભારે ભુલ થઈ હોય તો સદરહુ લીલામનો હુકમ રદ કરવાને બસ છે. ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા ઉપર થયેલા ફેંસલાઓ જોતાં તે શાહેદી અગત્યની છે, એવી કેવા કારણોથી ખાત્રી થયેલી અને તે પક્ષકાર પોતાના ઉપર બજાવણી ન થાય તે સારૂ નાસતો ફરતો હતો અથવા છુપાતો ફરતો હતો એ વિશે દફતરમાં લખ્યા શિવાય જાહેરનામું તથા જપ્તીના હુકમો જડજે કહાડેલા હોય તો, દંડ તથા લીલામનો હુકમ રદ થાય, એમ સંભાવત જણાય છે. ૩ વી. રી. ફોજદારી ૬૩, અગર જો જાહેરનામુ યોગ્ય રીતે કાહાડવામાં આવેલું છે કે નહી એ વિશે શક હોય અને તેમા ઠરાવેલી મુદતમા પક્ષકાર હાજર થયેલો નથી એવો પુરાવ ના હોય તો. ૬ વી. રી. ફોજદારી ૭૩ નો ઠરાવ છે. ગુન્હાની શાબેતીના ઠરાવ કરવાને આધાર તરીકે નાજરનો રાપોર્ટ કાયદેસર પુરાવ નથી. વી. રી. પરચુરણ સન ૧૮૬૪.

રવીવારને દાવશે તપાસ કરવાને ઠરાવેલું હોય તો, શાક્ષી હાજર થવાને બંધાએલો નથી. ૮ બં. લા. રી. પાનું. ૧૨.

આ કલમ પ્રમાણે લીલામ રદ કરવાને દાવો ચાલતો નથી. ૮ વી. રી. ફો. ૨૦૭; પરંતુ દાવેદારને તે લીલામથી હરકત થતી નથી, અને ખરીદદાર ઉપર તે મીલકત ઉપર પોતાનો હક્ક ઠરાવવાને દાવો કરી શકે છે. ૭ વી. રી. ફોજદારી પાનું. ૩૫.

ફરિયાદના પક્ષકાર શિવાયના સખસોને સાક્ષીઓ તરીકે કોર્ટ પોતાની મેળે સમન કાઢે.

**૧૭૧.** હાજર થવા તથા હાજર રેહેવા વિશે આ કાયદામાં જે નિયમ કહ્યા છે તેને તથા હિંદુસ્તાનના સન ૧૮૭૨ ના પુરાવાના આકટમાં જે ઠરાવ છે તેને બાધ ન આવે તે રીતે, ફરિયાદના પક્ષકાર સિવાય બીજા કોઇ સખસની જબાની લેવાની કોઇ પણ વખતે કોર્ટને જરૂર જણાય, અને ફરિયાદના કોઈ પક્ષકારે તેનું નામ સાક્ષીમાં આપ્યું ન હોય તો, પોતાની મેળે, તે સખસને સાક્ષી તરીકે સાહેદી પુરવા સારૂ અથવા તેના કબજામાંનો દસ્તાવેજ હાજર કરવા સારૂ એક દિવશ ઠરાવી તે દિવશનો સમન કઢાવીને સાક્ષી તરીકે તેની જબાની લેવાને અથવા તે દસ્તાવેજ હાજર કરવાનું તેને કેહેવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—સન ૧૮૬૧ ના આક્ટ ૨૩ માની કલમ ૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

દાવાનો કોઇ પણ પક્ષકાર કોર્ટે બોલાવેલા શાક્ષીની ઉલટ તપાસણી કરી શકે છે. ૩ બે. લા. રી. પાનું. ૧૪૫.

બોલાવેલા શાક્ષીને તપાસી તેની ઉલટ તપાસણી કરવામાં આવે, એટલે બીજા સાક્ષીની માફકજ તેને ગણવો જોઈએ. ૧૧. વી. રી. પાનું ૪૬૮.

સાહેદી પુરવા સારૂ અથવા દસ્તાવેજ હાજર કરવા સારૂ જે સખસોને સમન થયો હોય તેમની ફરજ.

**૧૭૨ ઉપરની છેલ્લી કલમમાં બતાવેલા નિયમ તથા ઠરાવ ઉપર નજર રાખીને, ફરિયાદમાં હાજર થઇને શાહેદી પુરવાનો જેને સમન થયો હોય, તેણે તે કામને વાસ્તે સમનમાં લખેલે ઠેકાણે અને વખતે હાજર રેહેવું અને દસ્તાવેજ હાજર કરવાને જેના ઉપર સમન થયો હોય તેણે સદરહુ વખતે તથા ઠેકાણે તે હાજર કરવા સારૂ હાજર રેહેવું અથવા બીજા પાસે હાજર કરાવવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૬૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

તેમણે ક્યારે જવું.

**૧૭૩. સદરહુ રીતે સમન થયેલા તથા હાજર રહેલા કોઇ પણ સખસે—(अ) તેની જબાની લેવાઇ રેહે અથવા દસ્તાવેજ હાજર કરે અને કોર્ટ ઉઠી જાય તે વગર અને ત્યાં સુધી, અથવા, (ब) જતા રેહેવાને કોર્ટની રજા મળે તે વગર અને ત્યાં સુધી,—જતા રેહેવું નહી.**

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એસ. વેંકટ આપા વિ. પાપામા, ૫ મ. ૧૩૨ નો ફેંસલો છે, તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે સાક્ષીઓને તપાસતા પેહેલાં વધારે સુનાવણી કરવાને સારૂ કામ બંધ રાખવામાં આવેલું છે, માટે ફરીથી હાજર થવાને કોર્ટ તેઓને બંધનમાં રાખી શકતા નથી, તેથી જે મુશ્કેલી લાગેલી તે આ કલમથી દુર થાય છે.

સમન અમાન્ય કરવાનાં પરિણામ.

**૧૭૪. શાહેદી પુરવાનો અથવા દસ્તાવેજ હાજર કરવાનો સમન જે સખસને પોહોચાડયો હોય તે સખસ સમન અમાન્ય કરે, અથવા સદરહુ રીતે સમન થએલો અને હાજર રહેલો કોઈ સખસ કલમ ૧૭૩ થી ઉલટી રીતે જતો રેહે, તો તેને પકડીને કોર્ટની રૂબરૂ આણવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**પરંતુ સદરહુ પ્રમાણે કસુર કરવાનો કસુર કરનાર સખસને કાયદાસર સબબ હતો, એમ માનવાનું કોર્ટને કારણ હોય તો સદરહુ પ્રમાણે હુકમ કરવો નહી.**

**સદરહુ પ્રમાણે કોર્ટની રૂબરૂ આણેલો સખસ, સમન અમાન્ય કરવાનો કાયદેસર સબબ હતો એવી કોર્ટની ખાત્રી ન કરે તો, પાંચસે રૂપીયા સુધી તેને દંડની શિક્ષા કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ખુલાસો:—કલમ ૧૬૦ માં કહેલું ખરચ કરવાને પુરતી રકમ ન ભર-**

**વામાં આવે અથવા તે રકમ લ્યો એમ ન કેહેવામાં આવે તો, તે આ કલમના અર્થ પ્રમાણે કાયદાસર સબબ ગણવો.**

પકડાએલો સાક્ષી શાહેદી નપુરીશકે અથવાદસ્તાવેજ હાજર ન કરી શકે ત્યારે શું કરવું.

**સદરહુ પ્રમાણે પકડીને કોર્ટની રૂબરૂ આણેલો કોઇ સખસ પક્ષકારોની અથવા તે પૈકી કોઈની ગેરહાજરીને લીધે, સમન પ્રમાણે શાહેદી ન પુરી શકે, અથવા દસ્તાવેજ હાજર ન કરી શકે તો, કોર્ટને યોગ્ય લાગે તે જગાએ ને તે વખતે હાજર થવા સારૂ યોગ્ય જામીન અથવા બીજી હામી આપવાનું ફરમાવવાને તથા તે જામીન કે હામી આપેથી તેને છુટો કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ **૧૬૯** જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમનો હેતુ એકાદા સખસ ઉપર સમન્સ બજેલો હોય અને તે હાજર થાય નહી તે વિશેનો છે, પણ જે સખશના ઉપર સમન્સ બજેલો ના હોય તે વિશેનો નથી. જ્યારે સાક્ષીઓ હાજર થાય નહી ત્યારે કોર્ટને અરજ કરવી એ પક્ષકારોની ફરજ છે. ૧૩ વી. રી. ૩૨૪, અને જો કે કોર્ટનો કુલઅખત્યાર છે તોપણ સાક્ષીને હાજર થવું પડે નહીં, એવું સાક્ષીને કરવા દેવાને કોર્ટે પરવાનગી આપવી નહી જોઈએ. ૫ વી. રી. આકટ ૧૦ પાનું. ૪૯, ૬; અને જો તે સાક્ષીઓ અગત્યના હોય, તેમ છતાં દરખાસ્ત કરનારે તેઓ નાસતા ફરે છે તેમાં મદદ કરેલી છે, અથવા આંખ આડા કાન કરેલા છે, અથવા તે પોતાની મેળે એવી સ્થાતીમાં આવેલો છે કે તેની દરખાસ્ત મંજુર કરવી એ ગેરવ્યાજબી થાય, એવું માનવાને કાંઈ કારણ ના હોય તો, તે દરખાસ્ત મંજુર કરવી જોઈએ. ૧ વી. રી. ૨૬, અને તેજ પ્રમાણે તેઓના ઉપર સમન્સ કરવામાં આવેલો હોય અને તેમની ગેરહાજરી બાબત ખુલાસો આપવાને કોઈ સખસ હાજર ના હોય તો, આ કલમ પ્રમાણે ઈલાજ કરવાને કોર્ટે ના કેહેવી નહી જોઈએ. ૩ વી. રી. ૯૭, ૫ મ. ૧૦૪. પક્ષકારના કામને તે સાક્ષીઓથી ફાયદો થવાનો નથી, એવો જડજનો અભિપ્રાય હોય, ૫ વી. રી. આકટ ૧૦ પાનું. ૬, અથવા તેની ગેરહાજરીના કારણથી સાક્ષીઓને શીક્ષા કરવાને જડજને પસંદ ના હોય તો, તેના કેહેવાને બળવાન કારણ થતું નથી ૬ વી. રી. ૧૪. તેજ કારણથી જો કામનો ખુલ્લી રીતે તે કલમમાં સમાસ થતો હોય તો ફરીથી સમન્સ કાહાડવો નહીં જોઈએ. ૩ વી. રી. પાનું. ૨૧.

દરખાસ્ત ઉપર આ કલમ પ્રમાણે કાંઈ હુકમ કરવાને કોર્ટ બંધાએલા છે. ૫ વી. રી. ૨૨૨.

જે કારણથી વ્યાજબીરાહે સાક્ષી સાહેદી આપવાને અથવા દસ્તાવેજ રજુ કરવાને ના કેહે તો, તે કાયદેસર કારણ છે. ૧ અલ્હાબાદ પાનું. ૨૪૧.

કોઈ સખસને આ કલમ પ્રમાણે શીક્ષા કરવાને યોગ્ય રીતે નોટીસ પોહોચાડી છે એમ શાબેત થવું જોઈએ. ૧૧ સ. વી. રી. પાનું. ૧૧.

સાક્ષી ઉપર સમન્સ બજ્યાછતાં તે હાજર થએલો ના હોય, તેથી તેને પકડી કોર્ટની રૂબરૂ રજુ કરવામાં આવ્યો હોય તો, આ કલમ પ્રમાણે તેને શીક્ષા કરવાને કોર્ટને હકુમત છે. આવો એક સાક્ષી કોર્ટમાં હાજર થએલો, પણ દસ્તાવેજ રજુ કર્યો નહીં, અને સોગન ઉપર કહ્યું કે તે મ્હારા કબજામાં નથી, તેનું તે કેહેવું માનવામાં આવ્યું નહીં, તેથી કો-

ટે તેના રૂ. ૭૫ ) દંડ કરયા. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દંડ કાયદા વિરૂદ્ધ રીતે કરવામાં આવેલો છે. ઈ. લા. રી. ૧૨ મું. પાનું. ૬૮.

શાક્ષી નાસતો ફરે ત્યારે શું કરવું

**૧૭૫. આવી રીતે સમન અમાન્ય કરનારો કોઇ સખસ, તેને કોઇ પકડીને કોર્ટની રૂબરૂ ન આણે એટલા માટે, નાશી જાય કે ચુકવા ચુકવી કરે તો, ૧૬૮, ૧૬૯ ને ૧૭૦ એ કલમો પ્રસંગ પ્રમાણે જરૂરનો ફેરફાર કરીને લાગુ પાડવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૬૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ અને જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જાતે હાજર રેહેવાને બંધાએલા સખસો.

**૧૭૬. (अ) કોર્ટની સાધારણ અવલ હુકુમતની સ્થાનિક હદમાં, અથવા**

**(ब) તે હદની બહાર પણ કોર્ટના મકાનથી ૫૦ મૈલ કરતા ઓછા અંતર ઉપર કોઈ ઠેકાણે, અથવા (તેને રેહેવાનું ઠેકાણું અને કોર્ટ બેસે છે તે ઠેકાણું એ બે વચ્ચે જે અંતર હોય તેના પાંચ સપ્તાંશ અંતરમાં આગગાડી ચાલતી હોય તો ) કોર્ટના મકાનથી ૨૦૦ મૈલ કરતાં ઓછે અંતરે—**

**જે સખસ રેહેતો ન હોય, તે કોર્ટમાં શાહેદી પુરવા કે જબાની આપવા સારૂ જાતે હાજર રેહેવાને બંધાએલો નથી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સમન્સથી કોર્ટમાં જતાં અથવા હાજર રહેલા હોય તે વખતે અથવા પાછો આવતો હોય તે વખત તેમને પકડવાથી બાતલ કરેલા છે. જુઓ આગળ કલમ ૬૪૨.

કોર્ટે કોઈ પક્ષકારને સાહેદી પુરવાનું કહ્યા છતાં તે ના પાડે તેનું પરિણામ.

**૧૭૭. કોર્ટમાં હાજર હોય એવા ફરિયાદના કોઈ પક્ષકારને, સાહેદી પુરવાનુ અથવા ત્યાં ને ત્યાં તેજ વખતે તેના ખરેખરા કબજામાં કે અખત્યારમાં હોય એવો કોઇ દસ્તાવેજ હાજર કરવાનું કોર્ટ ફરમાવે; અને કાયદાસર સબબ વિના, તે તેમ કરવાને ના પાડે ત્યારે, કોર્ટની નજરમાં આવે તો તેના વિરૂદ્ધ હુકમનામું કરવાને કે, ફરિયાદની બાબતમાં પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૨૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પક્ષકાર કોર્ટમાં હાજર હોવો જોઈએ, અને તેણે કયદેસર કારણ વિના ના કહેલી હોવી જોઈએ, અને દસ્તાવેજ તે વખતે ત્યાં ખરી રીતે તેના કબજામાં અથવા અખત્યારમાં હોવો જોઈએ તે વખતે પણ કોર્ટ પોતાનો કુલઅખત્યાર વાપરી શકે છે, માટે તેના વિરૂદ્ધ હુકમનામું કરવાને કોર્ટ બંધાએલા નથી, પરંતુ એકાદો પક્ષકાર શુદ્ધબુદ્ધિથી તથા વાસ્તવિક કારણથી એક બીજા સખસની સાહેદી લેવરાવવાને માગતો હોય તો, તે સાહેદી આપતા સુધી સાધારણ હકીકત પ્રમાણે તેના વિરૂદ્ધ હુકમનામું કરવું નહી જોઈએ. ૨૪ વી. રી. ૭૨. જો એકાદા પક્ષકાર ઉપર (ભાગીદારીના હિસાબ) તેને લગતો હિસાબ રજુ કરવાને

સાક્ષી તરીકે સમન્સ કરવામાં આવેલો હોય, તે છતાં તે રજુ કરવાને ના કેહે તો તે વિશે ૪ મદ્રાસ ૧૪૨ નો ઠરાવ છે, અથવા અગત્યના સવાલનો જવાબ દેવાને ના કેહે, અને પોતાનો તિરસ્કાર દુર કરવાને પ્રયત્ન કરે નહી તો, દાવો કાહાડી નાંખી શકાય છે. ૩ મ.૨૯૯.

દરેક કામની હકીકત ઉપર કાયદેસર કારણનો થોડો આધાર છે. એક કામમાં પ્રતીવાદીએ જો કે એમ કહ્યું હતું કે હું હાજર થવાને ખુશી છું, પણ તે હાજર થયો નહી, અને તે હાજર નહી થવાનું સારૂ કારણ બતાવ્યું નહી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તેનો તે કલમમાં સમાસ થાય છે. ૧૮ વી. રી. ૬૩. આ કલમ ઘણુંકરીને પુરાવ આકટ પ્રમાણે શાહેદી આપવાને અથવા દસ્તાવેજો રજુ કરવાને જે કારણથી વ્યાજબીરાહે ના કહી શકાય છે તે કારણ સબંધી છે. કલમ ૧૨૦ નીચેની ટીકા જુઓ.

**પ્રોબેટ**—આ કલમ પ્રોબેટના કામોને લાગુ થાય છે, પરંતુ વુઈલ નહી લખી આપ્યાનો પુરાવ વ્યાજબીરાહે જડજો લે નહી, એમ તેથી થતું નથી. ઇ. લા. રી. ૯ મું. પાનું.૪૨૧.

આ કલમથી કોર્ટને જે મુખત્યારી આપવામાં આવે છે, તે કોર્ટે ઘણા સંકોચથી વાપરવાની છે. ૪ મ. હા. રી. પાનું. ૧૪૨.

જો કોર્ટને એમ માલમ પડે કે પક્ષકાર તેની શાહેદી આપવાથી તેના કેસને ધોકો પોહોચે તેવું છે, એમ સમજી નાસ્તો ફરે છે, તો તે પક્ષકારની ગેરહાજરીનો તેના વિરૂદ્ધ ઉપયોગ કરવાને તે કોર્ટ મુખત્યાર છે. ૧૩ બં. લા. રી. પાનું. ૨૪૭.

ઘણા પ્રતીવાદી માંહેલો એક પ્રતીવાદી હાજર ના થાય તો, તેના એકલાનીજ વિરૂત્ત આ કલમ પ્રમાણે અમલ કરવો. ૧ સ. વી. રી. પાનું. ૨૫.

આ કલમ પ્રમાણે નાપાડનાર પક્ષકાર વિરૂદ્ધ ફેંસલો કરવો કે બીજો કાંઈ હુકમ કરવો, તે કોર્ટની મરજી ઉપર છે. ૧૦ વી. રી. પાનું. ૧૭૪.

કલમ ૬૪૭ પ્રમાણે પરચુરણ કામ ચાલતું હોય તેમાં પણ પ્રતીવાદી આ કલમમાં કહેલી કસુર કરે તો, તેને આ કલમના નિયમ લાગુ પડે. ૮ વી. રી. પાનું. ૬૪.

સાક્ષીઓ બાબતના નિયમ સમન કરેલા પક્ષકારોને લાગુ છે.

**૧૭૮. ફરિયાદના કોઈ પક્ષકારને શાહેદી પુરવા કે દસ્તાવેજ હાજર કરવા સારૂ કેહેવામાં આવે ત્યારે, આ કાયદામાં સાક્ષીઓ વિશે જે નિયમ કહ્યા છે તે, તેને જેટલા લાગુ પડી શકે તેટલા પાડવા.**

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની રમાલકાજ કોર્ટોને લાગુ છે.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭૦ માં જે ઠરાવ હતો તે ફરીથી કરવામાં આવેલો નથી, માટે કલમ ૧૭૭ અને ૧૨૦ માં બતાવેલા કામો સિવાય પક્ષકાર હાજર થવાનો હુકમ માન્ય કરે નહી, તે કારણથી તેના વિરૂદ્ધ ફેંસલો આપી શકાતો નથી. ઓકીનીયલીસાહેબની ટીકા પાનું ૨૦૧

કોઈ પક્ષકારને સાહેદી પુરવા માટે કોર્ટે બોલાવેલો હોય ત્યારે કોર્ટે પુછેલા સ્વાલનોજ તેણે જવાબ દેવો એમ નહી, પણ સામો પક્ષકાર તેની ઉલટ તપાસણી કરી શકે છે, કેમકે કોઈ સખસે કહેલી હકીકત વિષે સામા પક્ષકારને ઉલટ તપાસણી કરવાની તક મળી ના હોય તો, પુરાવામાં લેવાતી નથી. ૧૧ વી. રી. પાનું. ૧૧૦

## બાબ ૧૫ મો.

## ફરિયાદની સુનાવણી તથા સાક્ષીઓની જબાની વિશે.

શરૂવાત કરવાનો હક્ક જે પક્ષકારને હોય તેણે પોતાનો મુકદમો કહીને પુરાવો હાજર કરવો.

૧૭૯. ફરિયાદની સુનાવણીને વાસ્તે જે દિવશ ઠરાવ્યો હોય તે દિવશે, અથવા શુનાવણી જે દિવશ ઉપર મુલ્તવી રાખી હોય તે દિવશે, શરૂવાત કરવાનો જે પક્ષકારને હક્ક હોય ને પક્ષકારે પોતાનો મુકદ્દમો કહી બતાવવો; અને જે મુદ્દા શાબીત કરવાને તે બંધાએલો હોય તેની પુષ્ટીમાં તેણે પોતાનો પુરાવો હાજર કરવો.

શરૂવાત કરવાના હક્ક વિશે નિયમો.

ખુલાસો—શરૂવાત કરવાનો હક્ક વાદીનો છે. પરંતુ વાદીએ કહેલી હકીકતો કબુલ કરીને પ્રતિવાદી એવી તકરાર લે કે,—કાયદાની કાંઇ બાબતને લીધે અથવા પોતે જણાવેલી વધારે હકીકતોને લીધે, વાદી માગે છે તેમાંની કાંઈ દાદ તેને મળવાનો હક્ક નથી,—તો શરૂવાત કરવાનો હક્ક પ્રતિવાદીનો થાય છે.

**ટીકા**—ટેલરકૃત્ય પ્રમાણશાસ્ત્રની કલમ ૩૫૦, ૩૫૩, ૩૫૬ જેવી આ કલમ છે.
આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

દરમિયાન ઉપજ સબંધીના દાવામાં પૂરાવનો બોજો પ્રતીવાદીઓને શીર છે, એવો હમેશાંનો નિયમ નથી. ૯ ક. લા. રી. પાનું. ૧

અમુક મીલકત તથા ધીરધારના ધંધાની વેહેંચણના દાવામાં પ્રતીવાદીએ અસલ મજીયારી મીલકત કેવી રીતે ઉત્પન્ન થએલી તે કબુલ કરયું, અને કામ પોતે શરૂ કરવાને દાવો રાખ્યો. ઠરાવવામાં આવ્યું કે દાવાની અરજીમાં કહેલી તમામ અગત્યની હકીકતો પ્રતીવાદી કબુલ કરે નહી તો વાદીઓને તે કામ શરૂ કરવાનો હક્ક છે. ૭ ક. લા. રી. ૨૭૪.

વાદીઓ તરફથી એક વકીલ અથવા વકીલો હોવા જોઈએ, પરંતુ જુદા જુદા વાદીઓ જુદા જુદા વકીલોની મારફતે હાજર થઈ શકતા નથી. ૮ મુંબાઈ પાનું. ૨૪૧

અસલ દરખાસ્તો તથા અરજીઓ વિરૂદ્ધ પ્રથમ કાંઈ કારણ બતાવેલું ના હોય તો તેની પુષ્ટીમાં એક કરતાં વધારે કાનસલ અથવા વકીલને સાંભળવાનો રીવાજ નથી. ૭ બં. લા. રી પાનું. ૬૦૯

સામા પક્ષકારે પોતાનો મુકદ્દમો કહીને પુરાવો આણવો.

૧૮૦. પછી સામા પક્ષકારે પોતાનો મુકદ્દમો કહી બતાવવો, અને પોતાનો કાંઈ પુરાવો હોય તો તે આણવો.

શરૂવાત કરનાર પક્ષકારનો પ્રત્યુતર.

પછી શરૂવાત કરનાર પક્ષકારને પ્રત્યુત્તર આપવાનો હક્ક છે.

**ઘણા મુદ્દા હોય અને તેમાંના કેટલાક શાબીત કરવાનો બોજો સામા પક્ષકાર ઉપર હોય ત્યારે શરૂવાત કરનાર પક્ષકાર, પોતાની નજરમાં આવે**

**તો, તે મુદ્દા ઉપર પોતાનો પુરાવો આણે, કે નહી તો સામો પક્ષકાર જે પુરાવો આણે તેના જવાબ તરીકે તે રાખી મુકે. જો તે પુરાવો રાખી મુકે તો, સામા પક્ષકારે પોતાનો બંધો પુરાવો આણ્યા પછી તે મુદ્દા ઉપર શરૂવાત કરનાર પક્ષકાર પુરાવો આણવાને મુખત્યાર છે; અને પછી શરૂવાત કરનાર પક્ષકારે આવી રીતે જે પુરાવો આણ્યો હોય તે ઉપર સામો પક્ષકાર વિશેષ ઉત્તર આપે; પરંતુ શરૂવાત કરનાર પક્ષકારનો પછીથી સામાન્ય રીતે આખા મુકદ્દમા ઉપર પ્રત્યુત્તર આપવાનો હક્ક થશે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કામ શરૂ કરવાના હક્ક વિશે કામન લા પ્રમાણે જે રીવાજ છે તે મુજબ હાયકોર્ટો હમેશાં ચાલે છે કોરીંટન ૨૫, અને જે કામમાં પક્ષકાર પુરાવમાં પેહેલો ના હોય, પણ તેને તે પ્રમાણે કરવાનું નથી એવો તેણે ઈરાદો બતાવ્યો ના હોય તો, સામા પક્ષકારનો જવાબ આપવાનો હક્ક છે. ૧ મદ્રાસ પાનું. ૩૭૭.

સન ૧૯૫૯ ના આકટ ૮ માની કલમ ૨૩૪ પ્રમાણે મનાઈ હુકમથી કેટલોક કાટ જપ્ત કરવામાં આવ્યો હતો, તે ઉપર ત્રીજા પક્ષકારે તે કાયદાની કલમ ૨૪૬ પ્રમાણે દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવેદારને કામ શરૂ કરવાની ફરજ પાડી શકાય છે. ૨ બં. લા. રી. પાનું. ૯૧.

**સાક્ષીઓની તપાસ**—કીઆ સાહેદીઓની શાક્ષી આપવી છે તે નક્કી કરવાનું કામ કોર્ટનું નથી, પણ પક્ષકારે તેમને પસંદ કરવા જોઈએ, અને તેમના ઉપર સમન્સ કઢાવવા જોઈએ, અને જો તેઓ હાજર ન થાય તો તેઓને હાજર કરાવવાને સારૂ પક્ષકારોએ કોર્ટને અરજ કરવી જોઈએ. ૧૧ વી. રી. ૯૯, અને જ્યારે તેઓ હાજર હોય ત્યારે જે સાહેદીઓની શાહેદી તેઓ આપે તે સાક્ષીઓને તપાસવાને કોર્ટ પાસે માગવું જોઈએ. ૬ વી. રી. ૨૩૧. ૨૧ વી. રી. ૪૦૭, પછી તે સાક્ષીઓ હાજર છે એવો નાજરે રીપોર્ટ કરેલો હોય તેની ચીંતા નહીં. ૧૩ વી. રી. ૧૮૫. બીજી બાજુ તરફ જે સાહેદી આપવામાં આવે તે દરેક સાહેદીને તપાસવાને જડજની ફરજ છે, પછી તેના ઉપર સમન્સ કરાવવામાં આવેલો ના હોય અગર ઈઆદમાં તેનું નામ દાખલ કરેલું ના હોય તેની ચીંતા નહીં. ૧૨ વી. રી. ૪૫૫, પરંતુ ન્યાયમાં વાર લગાડવાનો અગર હરકત કરવાનો સાક્ષી રજુ કરનાર સખસનો ઇરાદો છે, એવું ખુલ્લુ જણાતું હોય તો જડજની તેવી ફરજ નથી. ૧૭ વી. રી. ૧૭૨. અમુક સંખ્યા તપાસવાને તેમણે પસંદ કરવું નહી જોઈએ. ૬ બં. લા. રી. ૧૦, તેમ એક બાજુ તરફ અમુક સંખ્યા તપાસવામાં આવી છે તેટલી સંખ્યા બીજી બાજુ તરફ તપાસવામાં આવી છે, તે કારણથી બીજા સાક્ષીઓને પાછા મોકલવા નહી જોઈએ. ૧૨ વી. રી. ૨૨૯, અથવા તેઓની સાહેદી વધારે ઉપયોગી ના હોય એવું તેમના ધારવામાં આવે તો તે કારણથી તે ન લે એમ થઈ શકતું નથી. ૮ વી. રી. ૩૬૪. ઈં. લા. રી. ૯ મું. ૧૪૬, અથવા જે પુરાવ કામમાં દાખલ થએલો હોય તેવી જડજની ખાત્રી થએલી હોય તે કારણથી તે પ્રમાણે તે કરી શકતા નથી, ૨૩ વી. રી. ૬૩, પરંતુ તે સાક્ષીઓ અગત્યતા નથી તે કારણથી અગર પક્ષકારને તે પ્રમાણે કેહે અને પક્ષકાર તે સાક્ષી આપે નહી તો, અપીલકોર્ટના જડજે તે હકીકત તેમની નજરે આણ્યા છતાં તે સાક્ષીઓને સાંભળ્યા વગર કામનો ફેંસલો કરવો જોઇએ. ૧૬ વી. રી.

૧૦૯, ૨૦ વી. રી. ૨૦૩, ૩ વી. રી. આકટ ૧૦ પાનું. ૧૩૩, ૬ વી. રી. આકટ ૧૦ પાનું. ૮૩, પણ જો તેમની એવી ખાત્રી થાય કે સાક્ષીઓ હાજર હતા, અને શુદ્ધબુદ્ધિથી તેઓને તપાસવાને અરજ કરવામાં આવી હતી તો, તે બાબત ૬ વી. રી. ૨૧૩. ૨ અલ્હાબાદ ૨૦૯ ના ઠરાવો છે; અને સામાન્ય રીવાજ જોતાં અરજીની તથા તપાસવાને ના કહ્યાની નકલ રજુ કરીને તે શાબેત કરી શકાય છે, અને આફીડેવીટથી શાબેત થઇ શકતું નથી. ૧૪ વી. રી ૪૧૯, ૧૨ વી. રી. ૩૬૩; પણ ઈ. લા. રી. ૬ ક. પાનું ૬૧૧ જુઓ. પરંતુ પેહેલી અપીલ જડજની રૂબરૂ આવી હરકત લેવામાં આવેલી ના હોય તો, પછી બીજી અપીલમાં તે હરકત ચાલવા દેવાને એવું બતાવવું જોઈએ કે તે સાક્ષીઓ કામમાં અગત્યના થઈ પડત. ૬ વી. રી. ૩૨૪, ૧૫ વી. રી ૮૭.

એક પક્ષકાર પોતાનું કામ બંધ કરે ત્યાર પછી બીજાને પુરાવ આપવાને પરવાનગી આપવી તે અસલકોર્ટની કુલ મરજી ઉપર છે. ૧૨ વી. રી. ૪૫૫, પણ પાકા કારણ સિવાય તે પરવાનગી આપવી નહી જોઈએ. ૮ વી. રી પાનું. ૪૬૧.

પ્રતીવાદી તરફથી વાદી ઉપર સમન્સ કરાવેલો હોય અને તે હાજર થએલો ના હોય તો, રદ કરવાનો પુરાવ ગુજારવાને મને લાગ નહી હતો એવી ફરીયાદ કરવાનો વાદીનો હક્ક નથી. ૮ વી. રી. ૪૬૧; અને જે કામમાં આવો પુરાવ આપવા દીધો હોય તેમાં પક્ષકાર જે બાબત ઉલટાવવાને માગતો હોય તે બાબતનોજ તે હોવો જોઇએ. ૬ મુંબાઇ, પાનું. ૯૩

જ્યારે વાદી તરફથી સાક્ષીને તપાસવામાં આવેલો હોય તો, પેહેલી તપાસ પુરી થતી વખતે જો તેણે રજા લીધેલી ન હોય તેથી તેને પ્રતીવાદી તરફથી સાક્ષી તરીકે ફરીથી બોલાવી શકાતો નથી. ૨ ઈ. જ્યુ. ન્યુ. સી. પાનુ. ૧૬૦.

શાક્ષીઓની શાહેદી લેવામાં આવતી હોય તે દરમિયાનમાં મુખ્ય પક્ષકારોને કોર્ટની બાહાર જવાની ફરજ પાડવાને મજબુત કારણો હોવાં જોઈએ. બીજા સાક્ષીઓએ કોર્ટ બાહાર રેહેવું જોઇએ. ૨ હાઇડ પાનું. ૨૪૯.

હાયકોર્ટના નિયમો પ્રમાણે જે હીસાબના ચોપડાના તરજુમા કરવામાં આવેલા ના હોય, તે કોર્ટની ખાસ પરવાનગી સિવાય અપીલમાં જોઈ શકાતા નથી. ૧૯ વી. રી. પાનું. ૧૨૬.

ખુલ્લી કોર્ટમાં શાક્ષીઓનીજ બાની લેવી. **૧૮૧. જે સાક્ષીઓ હાજર હોય તેમની સાહેદી ખુલ્લી કોર્ટમાં જડજની રૂબરૂ જડજ પોતે ફરમાવે એ રીતે અને તેની નિધેબાની નીચે મોહોના સવાલ પુછીને લેવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પડદા સ્ત્રીઓ કલમ ૬૪૦ પ્રમાણે મારી બાબત દાવો રાખતી ના હોય તો, તેઓ શાહેદી આપે તે દરમિયાનમાં તેમને કોર્ટમાં તેમની પાલખીમાં રેહેવા દેવાં જોઇએ. ૧ બં. લા. રી. અ. ૧; અને જે સ્ત્રીઓ પડદા ઓરતો ના હોય પણ જાહેરાંત લોકોમાં જવાનો તેમનો રીવાજ ના હોય તો, તેમને પણ તેજ હક્ક આપવો જોઇએ. ૨ હાઈડ. ૮૮.

તિરસ્કારના કામો બાબત એકતરફી પક્ષવેમેતીના કામનો ઠરાવ ૨ મદ્રાસ ૩૧૯ મે છે, તે તથા ૧ અલ્હાબાદ. ૨૪૧ મે ઠરાવ છે, તે જુઓ.

એક શાક્ષી વાદી તરફથી શાક્ષી આપી ગયો હોય તો, પછી પ્રતિવાદી તરફથી તેને શાક્ષીમાં બોલાવાતો નથી. તેમ કરવું હોય તો પેહેલી તેની શાક્ષી લેવાણી તે પુરી થઇ રેહે ત્યારે એ પ્રમાણે રજુ કરવાની કોર્ટની પરવાનગી મેળવવી જોઇએ. ૨ ઈ. જુ. ન્યુ. સી. ૧૬૦.

અપીલ થઈ શકે એવા કામમાં શાહેદી શી રીતે લેવી.

**૧૮૨. અપીલ થઈ શકે એવા મુકદ્દમાઓમાં પ્રત્યેક સાક્ષીની સાહેદી કોર્ટની ભાષામાં જડજે અથવા જડજની રૂબરૂ તેના પોતાના ફરમાવ્યા મુજબ અને તેની નિઘેબાની નિચે લખી લેવી તે ઘણુંકરીને સવાલ જવાબના રૂપમાં નહી, પણ એક હકીકતના રૂપમાં લખી લેવી. અને તે પુરી થઇ રેહે એટલે જડજની તથા સાક્ષીની રૂબરૂ તથા પક્ષકારો કે તેમના પ્લીડરોના દેખતાં વાંચી સંભળાવવી, અને જરૂર પડે તો જડજે તે સુધારવી, તથા તેના ઉપર સેહી કરવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭૨ ના વાકય ૨ જેવી આ કલમ છે. આ કલમ સન ૧૮૭૦ ના આકટ ૧૦ માના કામ સબંધી છે.

પુરાવ લેવાનો હુકમ અવસ્યનો છે. જે કામમાં આ કલમના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવલું ના હોય, જેમકે શાહેદી વાંચી સંભળાવી તે ઉપર સહી કરેલી ના હોય તો, તમામ કામ ગેરશીરસ્તે છે, માટે તે પુરાવ અપીલમાં વાંચી શકાતો નથી. ૭ બં. લા. રી. ૭૫, ૫ મું. ૬૩, અથવા તેની રૂઇએ જુઠા સોગન હોય તો તે દાખલ કરવામાં આવે છે, તે બાબત ઈ. લા. રી. ૬ ક. ૭૬૨, ૮ ક. ૨૯૨, તેમજ સામા પક્ષકારની ગેરહાજરીમાં પુરાવ લખી લેવામાં આવ્યો હોય અને તે બાબત જો હરકત લેવામાં આવે તો તે નામંજુર કરવામાં આવે છે. ૯ મુર. ૨૩૨; વળી ૮ વી. રી. ૬૩ જુઓ. જો રેગ્યુલર અપીલમાં હરકત લેવામાં આવી હોય તો, પુરાવ યોગ્ય રીતે દાખલ કરવાને કામ સ્પેશીયલ અપીલમાં પાછું મોકલવામાં આવે છે. ૧૮ વી. રી. પાનું. ૧૧૨

જુબાનીઓમાં જે અમલદારો દુરસ્ત કરે તેમણે પોતાનું નીશાન કરવું જોઇએ. ઓફીશીયલી સાહેબની ટીકા પાનું. ૨૦૪.

જબાનીનું ભાષાંતર ક્યારે કહી બતાવવું.

**૧૮૩. જે ભાષામાં સાક્ષીએ સાહેદી પુરી હોય તેનાથી જુદી ભાષામાં કલમ ૧૮૨ પ્રમાણે તે લખી લીધી હોય, અને જે ભાષામાં તે લખી લીધી હોય તે ભાષા સાક્ષી સમજતો ન હોય તો, લખી લીધેલી સાહેદી, જે ભાષામાં તે આપી હોય તે ભાષામાં તેને સમજાવવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭ ની રકમ ૩ જેવી આ કલમ છે.

જડજે સાહેદી ન લખી લીધી હોય તો ટિપણ કરવું.

**૧૮૪. જે મુકદ્દમાઓમાં જડજ પોતે શાહેદી લખી ન લે તે મુકદ્દમાઓમાં પ્રત્યેક સાક્ષીની સાહેદી લેવાતી જાય તેમ તે સાક્ષીની જબાનીની મતલબનું એક ટીપણ જડજે કરવું જોઇએ, અને તે ટિપણ જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી તથા તેને દફતરનો એક ભાગ ગણવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮. માની કલમ ૧૭૨, વાકય ૮ જેવી આ કલમ છે.

જો જડજ ઈંગ્રેજી ભાષા પુક્ત રીતે જાણતા હોય તો, જડજે ઈંગ્રેજીમાં અગર દેશી ભાષામાં દરેક સાહેદીને તપાસતી વખતે સાક્ષી લખી લેવી જોઈએ, અને તેમાં મુખ્ય તપાસમાં કરેલા તમામ અગલના સવાલોના તથા ઉલટ તપાસમાં કરેલા સવાલોના તથા જડજે કરેલા સવાલોના જવાબ હકીકતના રૂપમાં આવવા જોઇએ. ૬ વી. રી. પાનું. ૧૧૨.

દેશી ભાષામાં જે કાગળો હોય તે સાક્ષીની જુબાની તરીકે ગણવાની છે, અને જડજે લખેલી યાદદાસ્ત ગણવાની નથી, માટે જ્યાંહાં તફાવત હોય ત્યાંહાં દેશી ભાષામાં લખેલ હોય તે પ્રમાણે ચાલવું જોઈએ. ૧૫ વી. રી ૩૭૫. દિવાની કોર્ટની રૂબરૂ કહેલી હકીકત ઉપરથી જુઠા સોગનના કામમાં સેસન જડજે ઠરાવેલું છે કે જડજે સાક્ષીની જુબાનીની યાદદાસ્ત લખેલી નથી, માટે તે કામ ચાલી શકતું નથી; પરંતુ હાયકોર્ટે દેશી ભાષામાં લખેલા કાગળો ઉપરથી કેદીની તપાસ કરવાને તેમને ફરમાવ્યું. ૯ વી. રી. ફોજદારી પાનું. ૬૯.

અંગ્રેજીમાં સાહેદી ક્યારે લેઈ શકાય. **૧૮૫. કોર્ટની ભાષા ઈંગ્રેજી ન હોય તોએ, જો જાતે હાજર થએલા ફરિયાદના બધા પક્ષકાર તથા પ્લીડરની મારફતે હાજર થએલા પક્ષકારોના પ્લીડરો, ઈંગ્રેજી ભાષામાં પુરેલી શાહેદી ઈંગ્રેજીમાં લખી લેવાને હરકત ન લે તો, જડજ પોતાને હાથે તે અંગ્રેજીમાં લખી લેવાને મુખત્યાર છે.**

શાહેદી અંગ્રેજી ભાષામાં દફતરે દાખલ કરવીએમ ફરમાવવાની સ્થાનીક સરકારની સત્તા. **૧૮૫. અ. (૧) સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને જાહેરનામામાં જે જડજે સદરહુ જાહેરનામામાં નિર્દિષ્ટ કરેલો હોય, અથવા જેને તેમાં કરેલું વર્ણન લાગુ પડતું હોય તેવા કોઇ પણ જડજના સબંધમાં સ્થાનિક સરકાર એવું ફરમાવવાને મુખત્યાર છે કે અપીલ થઇ શકે એવા મુકદમાઓમાં સાહેદી ઉપરની કલમોમાં મુકરર કરેલી રીત મુજબ લખી લેવાને બદલે સદરહુ જડજે પોતાને હાથે અંગ્રેજી ભાષામાં લખી લેવી.**

**(૨) પેટા કલમ (૧) મુજબના ફરમાન પ્રમાણે ચાલવાને કોઇ પણ પુરતા કારણથી જડજ અટકયો હોય ત્યારે, તે કારણ તેણે દફતરમાં લખવું, તથા જડજ મોઢેથી બોલે તેમ બીજો લખે એવી રીતે બીજા પાસે સદરહુ શાહેદી ખુલ્લી કોર્ટમાં લખાવવી.**

**(૩) પેટા કલમ (૧) અથવા પેટા કલમ (૨) પ્રમાણે લખી લીધેલી શાહેદી કલમ ૧૮૨ માં કહેલા રૂપમાં હોવી જોઇયે, અને જાણે તે સદરહુ કલમ પ્રમાણે લખી લીધેલી શાહેદી હોય તે પ્રમાણે વાંચી સંભળાવવી તથા તે ઉપર સહી કરવી, અને પ્રસંગ પ્રમાણે જરૂર હોય તો, તે સમજાવવી તથા સુધારવી.**

**(૪) પેટા કલમ [૧] પ્રમાણે જાહેર કરેલું ફરમાન સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને રદ કરવા તથા તેમાં ફેરફાર કરવા સ્થાનીક સરકાર મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭૨ વાકય ૪ થા જેવી આ કલમ છે.

કોર્ટે વિશેષ સવાલ જવાબ લખી લેવાય. **૧૮૬. કોઇ મુકરર સવાલ જવાબ, અથવા કોઈ સવાલ ઉપરની કંઈ હરકત લખી લેવાનું અથવા લખાવી લેવાનું કંઇ વિશેષ કારણ જણાય તો, પોતાનીજ મેળે, અથવા કોઇ પક્ષકારની કે તેના પ્લીડરની અરજ ઉપરથી તે લખી લેવાને અથવા લખાવી લેવાને કોર્ટ મુખત્યાર છે.**

ટીકા—૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૭૨ વાક્ય ૫ મા જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

હરકત લીધા છતાં કોર્ટે પુછવા દીધેલા સવાલ.

**૧૮૭. સાક્ષીને કોઇ સવાલ પુછવાની કોઇ પક્ષકાર અથવા તેનો પ્લીડર હરકત લે, અને કોર્ટ તે સવાલ પુછવા દે તો, તે સવાલ, જવાબ, હરકત, હરકત કરનાર સખસનું નામ તથા તે ઉપરનો કોર્ટનો ઠરાવ એ બધુ જડજે લખી લેવું.**

ટીકા—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૭૨ વાક્ય ૬ જેવી આ કલમ છે.

પૂરાવ વિશે હરકત જે અસલકોર્ટમાં લેઈ શકાય એવું હોય, તે અસલકોર્ટમાં લેવી જોઈએ, માટે જો તે અસલકોર્ટમાં લેવામાં ના આવે તો અપીલમાં સાંભળવાની નથી. ૧૨ વી. રી. ૧૩, ૬ મુર. ૨૩૨; અને જો નીચેની કોર્ટમાં બીનહરકતે પુરાવ દાખલ કરવામાં આવ્યો હોય તો, અપીલકોર્ટે તેનું વજન કરવું જોઈએ, અને રદ કરવું નહી જોઈએ. ૧૩ મુર. ૫૨૯, ૭ મુર ૧૩૭, ૪ મુર. ૨૮૫. વળી કલમ ૧૪૧ નીચેની ટીકા જુઓ.

સાક્ષીની વર્તણુંક વિશેનો શેરો.

**૧૮૮. કોઈ સાક્ષીની જબાની આપતી વખતની વર્તણુંક વિશે જરૂર જણાય તેવો શેરો દફતરમાં લખવાને કોર્ટ મુખત્યાર છે.**

ટીકા—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૭૨ વાક્ય ૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

અપીલ ન થઈ શકે એવા કામમાં સાહેદીનું ટિપણુ કરવું.

**૧૮૯. જે મુકદ્દમાઓ ઉપર અપીલ થઇ શકે નહી તે મુકદ્દમાઓમાં સાક્ષીઓની સાહેદી લંબાણથી લખી લેવાની જરૂર નથી. પણ પ્રત્યેક સાક્ષીની શાહેદી લેવાતી જાય તેમ તે સાક્ષીની જબાનીની મતલબનું ટીપણુ જડજે કરવું. અને તે ટિપણ જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી તથા તેને દફતરનો એક ભાગ ગણવું.**

ટીકા—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૭૨, વાક્ય ૯ જેવી આ કલમ છે. આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે

જુબાનીની યાદદાસ્ત જડજે પોતાની ભાષામાં અથવા જો તે પુક્ત રીતે ઈંગ્રેજીભાષા જાણતા હોય તો ઈંગ્રેજી ભાષામાં વાંચી શકાય તેવી રીતે લખવી જોઈએ, અને તે ઉપર જડજે સહી કરીને તારીખ નાંખવી જોઈએ. ઓકીનીયલી સાહેબની ટીકા પાનું. ૨૦૬.

જડજથી એ ટિપણુ ન થઈ શકે તો તે ન થવાનું કારણ તેણે લખવું.

**૧૯૦ આ બાબ પ્રમાણે સદરહુ મુજબ કરવાનું ટીપણ જડજથી ન થઇ શકે તેમ હોય તો, તે ન થઇ શકવાનું કારણ તેણે દફતરમાં લખાવવું, અને જડજ મોઢેથી બોલે તેમ બીજો લખે એવી રીતે બીજા પાસે તે ટિપણ ખુલ્લી કોર્ટમાં લખાવવું.**

**આ પ્રમાણે કરેલા પ્રત્યેક ટીપણને દફતરનો ભાગ ગણવો.**

ટીકા—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૭૨ જેવી આ કલમ છે. આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમનો હેતુ જનતીકી કાંઈ અશકતીનો જણાય છે. જો ખાસ હકીકત ના હોય

તો, વધારે કામ હોય તે કારણ તરીકે કોઇ અમલદારને તે યાદદાસ્ત લખવાને અશકતી હતી એવું માનવાને કબુલ કરવું નહી જોઈએ. ગોકાનીવલી સાહેબની ટીકા પાનું. ૨૦૫.

બીજા જડજે લખી લીધેલી શાહેદી ઉપયોગમાં લેવાનો અધિકાર

**૧૯૧. ( ૧ ) આ બાબ પ્રમાણે કોઈ પણ શાહેદી લખી લેનાર અથવા કોઇ પણ ટીપણ કરાવી લેનાર જડજ, મરણથી, બદલીથી અથવા બીજા કારણથી તે ફરિયાદનો ઇનસાફ પુરો કરતો અટકે તો, સદરહુ જડજ પછી થનાર નવા જડજે જાણે પોતેજ તે શાહેદી લખી લીધી હોય અથવા તે ટીપણ કરાવ્યું હોય તેવી રીતે તે ઉપયોગમાં લેવાને તથા માજી જડજે ફરિયાદનું કામ જયાં આગળ છોડયું હોય ત્યાં આગળથી અગાડી ચલાવવાને તે મુખત્યાર છે.**

**( ૨ ) પેટા કલમ ( ૧ ) ના ઠરાવો કલમ ૨૫ પ્રમાણે સ્થળાંતર કરીને મોકલેલી ફરિયાદને જેટલે લગી લાગુ પાડી શકાશે તેટલે લગી લાગુ પડશે.**

**પરંતુ સદરહુ કલમ પ્રમાણે ફરિયાદ સ્થળાંતર કરીને મોકલનારી કોર્ટને યોગ્ય લાગે તો તેને, જે કોર્ટને સદરહુ ફરિયાદ સ્થળાંતર કરીને મોકલવામાં આવી હોય તે કોર્ટે જેઓની જબાની લેવાઇ હોય એવા સઘળા અથવા કોઇ પણ સાક્ષીની શાહેદી પુરવા પાછા બોલાવવા અને તેમની શાહેદી નવેસરથી લેવી, એમ ફરમાવવાનો અધિકાર છે.**

*ટીકા*—આ કલમ નવી છે, અને તે ઇલાકા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે, ૧૩ વી. રી. પાનું. ૭૬ જુઓ.

સામાન્ય નિયમ એવો છે કે બીજી કોર્ટમાં લેવાએલા પુરાવ ઉપર જડજ આધાર રાખી શકતા નથી, પણ તે પોતે પુરાવ લખી લઇ તે ઉપરથી ફેંસલો કરવાને બંધાએલા છે. ૧૨ વી. રી. ૪૭૭. શાક્ષીઓને પોતાની પ્રથમની જુબાનીઓ વાંચી બતાવવી અને તેમને પુછવું કે તે સાચી છે કે નહીં, એ કાયદા વિરૂદ્ધ છે, ૨ અલહા. ૧૦૧; પરંતુ દીવાની મુકરદમાઓમાં જે સખસે પ્રથમના કામમાં જુબાની આપેલી હોય તે જુબાનીઓ જો પક્ષકારો કબુલ કરે તો, તે સખસોને તપાસવાની જરૂર રહી શકતી નથી. ૧૩ વી. રી. ૧૮૪, અને તેજ પ્રમાણે જો પક્ષકારોએ પ્રથમના કામના કાગળો હાલના કામમાં દાખલ કરયા હોય અને તે પક્ષકારો તે ગેરરીરસ્તે થવાની બાબત છોડી દે તો હરકત નથી. ૧ વી. રી. ૩૧૦. અને જે કામમાં આ પ્રમાણે કબુલ કરવામાં આવેલું હોય તે કામમાં સારૂ કારણ બતાવ્યા સિવાય સાક્ષીઓને ફરીતપાસવાના નથી. ૧૫ વી. રી. પાનું. ૩૪૮.

એક કામમાં ફેંસલો લખતા પેહેલાં જડજ મરણ પામ્યો, પણ તેમણે એક બુકમાં તે દાવાનું હુકમનામું કરવામાં આવ્યું છે એવું લખેલું છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે જડજની જગોએ થનારા જડજે તે કામની ફરીતપાસ કરી હતી તે તેમણે હકુમત વિના કરી નથી. ૩ બં. લા. રી. ૧૦૫; ઈ. લા. રી. ૮ અલહા. પાનું. ૫૭૬.

જ્યારે જડજ ગુજરી ગયેલો હોય અથવા તે જગોએથી ખશેડેલો હોય તો, આ કલમથી આ સામાન્ય નિયમ કાંઈક નરમ રાખેલો છે; પરંતુ જે કામમાં કામ ટ્રાન્સફર કરવામાં આવ્યું હોય તેમાં તે પ્રમાણે નથી. ૪ મુંબાઇ પાનું. ૯૮.

આ કલમ પ્રમાણે પક્ષકારોને પોતાનું કેહેવું જુદી રીતે શાબેત કરવાની પરવાનગી આપવામાં આવે, તે સિવાય સામાન્ય રીતે તપાસ ચાલવી જોઈએ નહી. ઈં. લા. રી. ૯ મ. ૭૫.

સાક્ષીની જ-બાની લાગલી જ લેવાનો અખત્યાર. ૧૯૨. કોઇ સાક્ષી કોર્ટની હકુમતની બાહાર જવાનો હોય, અથવા તેની સાહેદી લાગલીજ લેવાનું બીજું પુરતુ કારણ કોર્ટની ખાત્રી લાયક બતાવવામાં આવે તો, ગમે તે પક્ષકારની કે સાક્ષીની અરજ ઉપરથી, ફરિયાદ થયા પછી કોઈ પણ વખતે પાછળ ઠરાવેલી રીતે તે સાક્ષીની સાહેદી લેવાને કોર્ટ મુખત્યાર છે.

સદરહુ સાહેદી પક્ષકારોના દેખતાં લાગલીજ ન લેવાય તો જબાની લેવા સારૂ દિવશ ઠરાવીને તે દિવશની કોર્ટને યોગ્યલાગે તેવી નોટીસ પક્ષકારોને આપવી.

આ રીતે લીધેલી શાહેદી સાક્ષીને વાંચી સંભળાવવી, અને તે શાહેદી બરાબર છે એમ તે કબુલ કરે તો તે ઉપર તેણે સહી કરવી, અને પછી તે ફરિયાદની કોઇ પણ સુનાવણી વખતે વાંચી શકાય.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭૩ જેવી આ કલમ છે. આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. અને આ કલમની છેલ્લી રકમ સિવાય તે ઈલાકાની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે તપાસ કરવામાં આવેલી હોય તે જેમ મુકદ્દમામાં તપાસ કરવામાં આવે છે તે પ્રમાણે છે, માટે તે તપાસ કાનસલે ચલાવવી જોઇએ. કોરીંટન. રી. ૭, અને કોર્ટની રૂબરૂ ચલાવવી જોઇએ; અને કમીશનરની રૂબરૂ ચલાવવાની નથી. ૫ બં. લા. રી. ૨૫૨.

સાક્ષીને પાછો બોલાવીને સવાલ કરવાને કોર્ટ મુખત્યારછે. ૧૯૩ જેની જુબાની લેવાઈ હોય અને જે કલમ ૧૭૩ પ્રમાણે જતો રહયો ન હોય તેવા કોઇ સાક્ષીને ફરિયાદ ચાલતાં કોઇ પણ વખતે શાહેદી પુરવા પાછો બોલાવવાને કોર્ટ મુખત્યાર છે. તથા (સન ૧૮૭૨ ના પુરાવાના આકટને બાધ ન આવે તે રીતે) કોર્ટને યોગ્ય લાગે તેવા સવાલ તેને કરવાને કોર્ટ મુખત્યાર છે.

કલમ ૧૯૧ પ્રમાણે એકાદી ફરિયાદ ચાલુ રાખનારી કોર્ટ ૧૭૩ મી કલમ પ્રમાણે જતા રહેલા કોઈ સાક્ષીને શાહેદી આપવા પાછો બોલાવવા તથા તેની ફરી જબાની લેવા મુખત્યાર છે.

**ટીકા**—આ કલમ નવી છે, તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

## બાબ ૧૬ મી.

## સોગનનામા (આફિડેવિટ) વિશે.

સોગનનામાથી કોઈ વાત શાબીત કરવાનો હુકમ થઈ શકે. ૧૯૪. કોઇ પણ વખતે પુરતું કારણ હોય તો, કોર્ટને યોગ્ય જણાય તે શરતો કરીને, કોઈ વિશેષ હકીકત અથવા હકીકતો સોગનનામાથી (આફિડેવિટથી) શાબીત કરવી અથવા કોઈ સાક્ષીનું સોગનનામું સુનાવણી વખતે વાંચવું, એવો હુકમ કરવાને કોઈ પણ અવલકોર્ટ તથા કોઈપણ અપીલકોર્ટ મુખત્યાર છે.

પરંતુ કોર્ટને એમ જણાય કે, બેમાંથીએક પક્ષકાર શુદ્ધબુદ્ધિથી કોઇ શાક્ષીને ઉલટ તપાસણી કરવા સારૂ બોલાવવા માગે છે, અને તે શાક્ષી હાજર કરાય તેમ છે, તો તે શાક્ષીને સોગનનામાથી શાહેદી આપવાનો અખત્યાર મળે તેવો હુકમ ન કરવો.

ટીકા—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

કોર્ટના હુકમ સિવાય આફીડેવીટનો ઉપયોગ થઈ શકતો નથી, તેમ જો સામો પક્ષકાર શાક્ષીની ઊલટ તપાસ કરવાને સાક્ષીને રજુ કરાવવાની મરજી રાખતો હોય તો, તેનો બીલકુલ ઉપયોગ થઈ શકતો નથી. ૭ ચ. ડીવ. પાનું. ૬૮.

કલમ ૧૮૦ નીચેની ટીકા જુઓ.

ઉલટતપાસ ણીસાર સોગનનામું કરનારે હાજર રેહેવું. એમ હુકમ કરવાનો અખત્યાર.

**૧૯૫.** કોઈ પણ અરજ ઉપર સોગનનામું કરીને સાહેદી આપી શકાય; પરંતુ સોગનનામું કરનારની ઉલટ તપાસણી કરવા સારૂ તેને હાજર રાખવાની બેમાંથી કોઇ પક્ષકાર અરજ કરે, તો તે પ્રમાણે હાજર રેહેવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

કોર્ટમાં જાતે હાજર રેહેવાની આ કાયદા પ્રમાણે સોગનનામું કરનારને માફી ન મળી હોય, અથવા કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, તેણે સદરહુ પ્રમાણે કોર્ટમાં હાજર રેહેવું.

ટીકા—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

સોગનનામામાં લખવાની બાબતો.

**૧૯૬.** સોગનનામું કરનાર પોતાની જાતીકી માહીતીથી શાબીત કરી શકે તેટલીજ હકીકતો સોગનનામામાં લખવી, પરંતુ ફારયાદ ચાલતાની દરમિયાનની અરજોમાં, પોતે માનતો હોય તે મજકુરનાં જો યોગ્ય કારણ બતાવવામાં આવે તો તેવો મજકુર દાખલ થઈ શકે.

જે સોગનનામામાં અમસ્તી સાંભળેલી બાબતો લખી હોય, અથવા દલીલ ભરેલી બાબત લખી હોય, અથવા દસ્તાવેજની નકલો કે તેમાંના ઉતારા લખ્યા હોય તેવા પ્રત્યેક સોગનનામાનું ખરચ (કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો) તે હાજર કરનાર પક્ષકારે આપવું.

ટીકા—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

જે આફીડેવીટ રીતી વિરૂદ્ધ હોય તે ફાઇલ કરવાને અપીલકોર્ટમાંથી રજા મળી શકતી નથી. વીકલી નોટસ સન ૧૮૭૬ પાનું. ૧૫૭.

સોગનનામું કરનારને સોગન કોણે આપવા.

**૧૯૭.** આ કાયદા પ્રમાણે કોઇ પણ સોગનનામું કરવાનું હોય તો તેમાં:—

(अ) કોઈ કોર્ટ અથવા માજીસ્ટ્રેટ અથવા.

(ब) તે કામને વાસ્તે હાયકોર્ટ નીમે એવો કોઈ અમલદાર અથવા.

(क) સ્થાનિક સરકારે સામાન્ય રીતે કે વિશેષ રીતે તે કામને વાસ્તે અમલદાર નીમવાનો અધિકાર જે બીજી કોર્ટને આપ્યો હોય તે કોર્ટે નીમેલો કોઈ અમલદાર.

સોગનનામું કરનારને સોગન આપી શકે.

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

## બાબ ૧૭ મો.

## ફેંસલા અને હુકમનામા વિશે.

ફેંસલો ક્યારે કહી સંભળાવવો.

**૧૯૮. યોગ્ય રીતે પુરાવો લીધા પછી તથા પક્ષકારો અથવા તેમના પોત પોતાના પ્લીડરો કે કબુલ કરેલા મુખત્યારો કેહે તે સાંભળ્યા પછી, કોર્ટે તેજ વખતે અથવા કોઈ આગળને દિવશે, ખુલ્લી કોર્ટમાં ફેંસલો કહી સંભળાવવો. જો આગળને દિવશે ફેંસલો કહી સંભળાવવો હોય તો તે દિવશની યોગ્ય ખબર પક્ષકારોને અથવા તેમના પ્લીડરોને આપવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૮૩ જેવી આ કલમ છે. આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે,

આ કલમનો હેતુ એવો છે કે જડજે જે પુરાવ પોતે કામમાં દાખલ કરયો હોય તે પુરાવ ઉપરથી ફેંસલો આપવો જોઇએ, અને જો બીજા સખસની રૂબરૂ પુરાવ લેવામાં આવ્યો હોય અને તે કલમ ૩૮૨, ૩૯૧ અને ૧૯૧ પ્રમાણે સુનાવણી વખતે દાખલ કરવા લાયક ના હોય તો, તે પુરાવ ઉપરથી ફેંસલો આપવો નહીં જોઈએ. ૪ મું. ૧૦૨; પરંતુ પક્ષકારો જો તે કબુલ કરે તો તે ગેરરીરસ્તે રેહેતું નથી, માટે જો અપીલવાળાને તેથી હરકત થયેલી જણાતી ના હોય તો સ્પેસીયલ અપીલમાં તે ફેરવવાને પાકું કારણ થતું નથી. ૭ વી. રી. ૪૮૧, ૧૩ વી. રી. ૭૬. ફેંસલો ખુલ્લી કોર્ટમાં આપવો જોઈએ; પરંતુ જડજે સ્થાનિક તજવીજ કરી હોય અને તે જગોએ પુરાવ લીધો હોય અને કોર્ટમાં પાછા નહી આવતાં તથા ફેંસલો આપ્યો હોય તો તે થયેલી ગેરરીરસ્તે હકીકતથી અપીલ કરવાનું સારૂં કારણ થતુ નથી. મારી પાનું ૩૨૭.

મુકરદમાની સુનાવણી બંધ થાય એટલે જડજ જે ફેંસલો લખી આપવાનો ઈરાદો રાખતા હોય, તે મુખજુબાનીથી એકદમ કહી બતાવી શકે છે. પણ તે ફેંસલો થતો નથી, માટે પાછળથી તેમણે પોતાનો લખેલો ફેંસલો ખુલ્લી કોર્ટમાં આપવો જોઈએ. ૫ મ. રૂ. ૮, અને એવું ઠરાવવામાં આવેલું છે કે હાયકોર્ટના જે જડજોએ કામની સુનાવણી કરેલી હોય તેમણે પોતાનો અભિપ્રાય લખેલો હોય, પણ ફેંસલો આપતા પેહેલાં તેઓ જડજ તરીકે બંધ થયા હોય તો, તે લખેલો અભિપ્રાય ફક્ત મીનીટ તરીકે ગણી શકાય છે, અને ફેંસલા તરીકે ગણી શકાતો નથી. ૯ વી. રી. પાનું. ૧.

જે દીવશે કોર્ટ બંધ હોય તે દીવશે ફેંસલો આપે તો તે રદ ગણાય. નો. વે. પ્રા. હા. રી. ૫૮૯

વાદીની દાદ કરતાં વધારે રકમનો ફેંસલો કોર્ટે કરવો નહી. ૫ વી. રી. ૬૦ અને ૨, મદ્રાસ પાનું. ૩૯૪.

જ્યારે કોર્ટ વાદીનો દાવો તદન નાંશાબીત કરે તેમાં પ્રતીવાદી વિશે કાંઈ પ્રતિકુળ અભિપ્રાય બતાવવાથી આગળ ઉપર એના એ પક્ષકાર વચેના કાંઈ વાંધામાં પ્રતીવાદીના હક્કને એ પ્રતિકુળ અભિપ્રાયથી કાંઈ હરકત આવતી નથી. ૧૩ વી. રી. પાનું. ૨૩૯

માજી જડજે

**૧૯૯. પોતાની પેહેલાં થઇ ગએલા જડજે ફેંસલો લખ્યો**

ફેંસલો કહી સંભળાવવાનો અખત્યાર.

**લખી રાખેલો હોય પણ તે કહી સંભળાવ્યો ન હોય તો, તે ફેંસલો કહી સંભળાવવાને જડજ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમનો ઠરાવ ૧૭ વી. રી. ૪૭૫ ના ફેંસલા પ્રમાણે કરવામાં આવેલો છે, અને તે જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એક સબાર્ડીનેટ જડજે પોતે ચલાવેલા કેસનો ફેંસલો લખ્યો, પણ તે સંભળાવ્યા અગાઉ તેની બદલી થઈ તેથી તેની જગોએ આવનાર જડજે તે ફેંસલો ખુલ્લી કોર્ટમાં વાંચી સંભળાવ્યો. તે ઉપરથી સ્પેશીઅલ અપીલમાં એવો વાંધો ઉઠાવવામાં આવ્યો કે આવી રીતે આગલા જડજે લખી રાખેલો ફેંસલો તેની જગોએ આવનાર જડજ વાંચી સંભળાવે તે દિવાની કાયદાથી ઉલટું છે, તેથી ઠરાવવામાં આવ્યું કે એ પ્રમાણે કરવામાં કાંઈ હરકત નથી, અને તેથી તે ફેંસલો રદ થાય નહી. ૧૭ વી. રી. પાનું. ૪૭૫.

ફેંસલાની ભાષા.

**૨૦૦. કોર્ટની ભાષામાં, અથવા ઈંગ્રેજીમાં અથવા જડજની સ્વભાષામાં ફેંસલો લખવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૪ જેવી આ કલમ છે. આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સન ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે જડજે દેશીભાષામાં અથવા ઈંગ્રેજી ભાષામાં ફેંસલો લખવાનો હતો, પણ આ કલમમાં કોર્ટની ભાષામાં એવા શબ્દો વધારવામાં આવેલા છે. આ બાબત વિશે કલમ ૬૪૫ જુઓ. જે ભાષા બરોબર ના હોય તે ભાષામાં ફેંસલો લખવાથી તે ફેંસલાના બળવાનપણાને હરકત થતી નથી. ૧૭ વી. રી. પાનું ૩૫૨.

ફેંસલાનો તરજુમો.

**૨૦૧. કોર્ટની ભાષા શિવાય બીજી કોઇ ભાષામાં ફેંસલો લખ્યો હોય ત્યારે, જો કોઇ પણ પક્ષકાર કોર્ટની ભાષામાં તેનો તરજુમો માગે તો, કોર્ટની ભાષામાં તેનો તરજુમો કરવો, અને તે તરજુમા ઉપર જડજે અથવા તે કામને વાસ્તે જડજ નીમે તે અમલદારે સહી કરવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૫ જેવી આ કલમ છે. આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ફેંસલા ઉપર તારીખ નાંખીને સહી કરવી.

**૨૦૨. ફેંસલો કહી સંભળાવતી વખતે ખુલ્લી કોર્ટમાં જડજે તે ઉપર તારીખ નાંખીને સહી કરવી, અને શાબ્દિક ચુકો દુરસ્ત કરવા સિવાય અથવા મુકદ્દમાના કોઇ અગત્યના ભાગને હરકત ન આવે એવી કોઈ અણધારી અપુર્ણતા પુરી પાડવા સિવાય અથવા ફેરીતપાસ સિવાય તે ફેંસલામાં કંઇ ફેરફાર કરવો નહીં કે કંઇ વધારવું નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૫ જેવી આ કલમ છે. આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**ફેંસલાની તારીખ**—જે તારીખે ફેંસલો આપવામાં આવેલો હોય તે. ઈ. લા. રી. ૭ ક. ૧૨૭. ઈ. લા. રી. ૫ કલકતા પાનું ૭૨૧.

આ કલમથી જડજને તેમના ફેંસલામાં વધારો કરવાને મનાઈ કરવામાં આવેલી છે. આક્ટ ૮ મા પ્રમાણે કલકતા હાયકોર્ટે ઠરાવ્યું છે કે, ફેંસલો એક વખત આપવામાં આવ્યો એટલે ફેંસલાના કોઈ વધારે કારણો અથવા કાંઈ વધારો ફેંસલામાં લખવાને તે કાયદા પ્રમાણે અખત્યાર નથી, તોપણ તે વિશે સ્પષ્ટ રીતે મનાઈ કરેલી નથી, માટે જડજે પોતે જે ફેંસલો કરયો હોય તે બરોબર છે એવું બતાવવાને વધારાનાં કારણો કાયદેસર રીતે વધારી શકે છે, પરંતુ તે બીજા કારણોથી પ્રથમ જે કારણોથી ફેંસલો આપવામાં આવેલો હોય તે કારણોમાં ફેરફાર થવો નહી જોઈએ. ૭ વી. રી. ૨૮૬. આ પ્રમાણે કેટલીક વખત અસલ બાજુમાં કરેલું છે, પણ પ્રીવીકાંઉસીલ આવી કામ ચલાવવાની રીતી કબુલ કરે કે નહીં તે અંદેશા ભરેલું જણાય છે. લા. રી. ૫ પી. સી. પાનું. ૪૮૧.

ઈંગ્લંડમાં છેવટ હુકમ લખવામાં આવે ત્યાં સુધી જડજ પોતાના ફેંસલાનો હમેશાં વિચાર કરી શકે છે. ૧૨ ચ. ડીવ. પાનું. ૯૧.

જે કામ જે કોર્ટમાં શરૂ થયું હોય તે કોર્ટમાં ફેંસલો આપવામાં આવે, એટલે તેકામ પુરૂં થાય છે. ઈ. લા. રી. ૭ મું. પાનું. ૫૧૮.

ફેંસલો જોતાંજ અપીલકોર્ટને એવું જણાય કે એ ફેંસલો જેવી રીતે લખેલો છે તેવી રીતે નહી લખતાં બીજી રીતે લખવો જોઈતો હતો, તો અપીલકોર્ટ તે ફેંસલો દુરસ્ત કરી લખી શકે છે. ઈ લા. રી. ૧ મું. પાનું. ૬.

સ્માલકાજ કોર્ટનાફેંસલા. **૨૦૩. સ્માલકાજકોર્ટોના ફેંસલામાં, નિર્ણય કરવાની બાબતો તથા તેઉપરનો ઠરાવ, એ કરતાં વધારે લખવાની જરૂર નથી.**

બીજી કોર્ટોના ફેંસલા. **બીજી બધી કોર્ટોના ફેંસલામાં મુકદ્દમાની સંક્ષેપમાં હકીકત, નિર્ણય કરવાની બાબતો, તે ઉપરના ઠરાવ, અને તે ઠરાવનાં કારણ, એટલું આવવું જોઈએ.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૮૫ જેવી આ આ કલમ છે. આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

**ફેંસલો**—જ્યારે કોર્ટના એક કરતાં વધારે જડજો હોય અને તે જડજોએ જુદી જુદી નોંધો કરેલી હોય તો, તે એક ફેંસલો થતો નથી, માટે જડજો એકઠા મળી તે બાબત વાદવિવાદ કરી એકમત થાય ત્યારે તે ફેંસલો અથવા ઠરાવ આપવો જોઇએ. ૬ વી. રી. ૨૬૯, ઈ. લા. રી. ૬ અ. ૪૬૮. અને જે જડજોએ કામની સુનાવણી કરેલી હોય તે જડજોના અભિપ્રાય જો તે જડજો ફેંસલો આપતા પેહેલાં જડજ. તરીકે બંધ થયા હોય તો તે ફેંસલો નથી, પણ ફક્ત મીનીટો છે. ૯ વી. રી. પાનું. ૧.

એક કામના ફેંસલા ઉપરથી બીજા કામમાં બેઊ પક્ષકારોની કબુલત વિના જડજે ચાલવા દેવું નહી જોઇએ, પછી તકરારી બાબત તેની તે હોય અને પુરાવ પણ તેનોજ હોય તેની ચીંતા નહી. ૧૫ વી. રી. ૩૪૨. આવા ફેંસલાઓ બીજા પક્ષકારોને અટકાવ કરતા નથી, માટે તેમના વિરૂદ્ધ પુરાવમાં લેવા નહી જોઇએ. ઇ. લા. રી. ૬ ક. ૧૭૧. જો તે કામ કાહાડી નાંખવામાં આવે તો એવું કેહેવામાં આવેલું છે કે પ્રતિવાદી વિરૂદ્ધ કાંઈ કેહેવામાં આવેલું હોય તો, તેજ પક્ષકારોની વચમાં હવે પછી જે કામ આવે તેમાં તે પ્રતીવાદીના હક્કને હરકત થતી નથી. ૧૩ વી. રી. ૨૩૯. પરંતુ તે એક ભૂલ છે. ઈ. લા. રી. ૬ ક. ૩૧૫. તોપણ ઈ. લા. રી. ૭ અલ્હાબાદ. પાનું. ૬૦૬ જુઓ.

સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૫૯ મીમાં ઠરાવેલું છે કે, ફેંસલામાં નિર્ણય કરવાની બાબત અથવા બાબતો, તે ઊપર કરેલો ફેંસલો, અને તે ફેંસલાનાં કારણો બતાવવાં જોઇએ, અને તેથી એવું ઠરાવેલું છે કે જડજે તે કલમ પ્રમાણે જે બાબતોનો ફેંસલો કરવાનો હોય તે બાબતો, અને દરેક બાબત ઊપર પોતાનો ઠરાવ, અને તેનાં કારણો લખવાં જોઇએ. ૯ મુર. ૫૦૩, ૧ વી. રી. ૨૩૮, ૬ વી. રી. આક્ટ. ૧૦ પાનું. ૧૧૫, ૧૫ વી. રી. ૧૩૦; અને હકીકતના સવાલો બાબત નીચેની કોર્ટે તે પ્રમાણે જે ઠરાવ લખેલો હોય તે સ્પેશીયલ અપીલમાં હાયકોર્ટને બંધનકારક છે. ૪ મ. ૬૩. ૧૨ મુર. પાને ૫૦૩ જે ફેંસલો છે તેમાં હાયકોર્ટના જડજે પોતાના ફેંસલા સારૂ કાંઇ કારણો બતાવેલાં નથી, પ્રીવીકૌંસીલના નામદાર સાહેબોએ કહ્યું છે કેઃ "નામદાર સાહેબોએ આ કામનો વિચાર કરેલો છે, માટે પ્રથમ જે હાયકોર્ટના ઠરાવ ઉપર અપીલ કરેલી છે તે હાયકોર્ટે પોતાના ફેંસલામાં કારણો બતાવેલાં નથી, તેથી અમારે દીલગીરી બતાવવી જોઇએ. હાયકોર્ટના ચાર્ટરની કલમ ૪૨ મી પ્રમાણે જડજોએ પોતાના ફેંસલાનાં કારણો લખીને આ કોર્ટને ખબર થવા મોકલવાની જરૂર છે, અને તેમાં જે કામ નામદાર સાહેબોની રૂબરૂ એકતરફી આવે છે, તે કામમાં ફેંસલામાં ઠરાવનાં કારણો ના હોય એ ઘણી દીલગીરીની વાત છે. પરંતુ જ્યારે આવી હકીકત નથી ત્યારે આ હાલના કામના કાગળો ઊપરથી જેમ માલુમ પડે તેવી રીતે તેની વ્યવસ્થા કરવી જોઇએ; ઈ. લા. રી. ૨ મ. પાનું. ૭૦. ઈ. લા. રીઃ ૨ મ. ૯૧. અને એક બીજા કામમાં તેઓએ ઠરાવેલું છે કે તમામ અપીલ કરવા લાયક કામોમાં કાઢાડેલા ઠરાવ ઉપર નીચેની કોર્ટોએ ફેંસલો કરવો જોઇએ, કારણ કે તે પ્રમાણે કરવા દેવાથી જે કામો બીજી રીતે અપીલમાં આખરે ફેંસલ કરવામાં આવે તે કામો પાછાં મોકલવાને વારંવાર જરૂર પડે છે. ૫ વી. રી. પી. સી. પાનું. ૬૩.

એક કામમાં અપીલકોર્ટનો ફેંસલો નીચે પ્રમાણે હતોઃ એક મકાન આગળની છુટી જમીન વાદીના કબજામાં છે તે કોની છે તે વિશેની આ તકરાર છે. પુરાવ એક બીજા વિરૂદ્ધ છે. નીચેની કોર્ટે ઠરાવેલું છે કે તે વાદીની છે, એમ ઘણુંજ માનવાલાયક છે. અને તેથી તેમના લાભમાં હુકમનામું કરેલું છે. પ્રતીવાદીઓએ ગુણ દોષ ઉપર અપીલ કરી છે. નીચેની કોર્ટના ઠરાવની યોગ્યતા બાબત વાંધો લેવાને કાંઇ કારણ અમારા જોવામાં આવતું નથી. માટે અપીલ કહાડી નાખવામાં આવી છે." એવું ઠરાવવામાં આવેલું છે કે કોર્ટના ફેંસલાનો પરીણામ ફક્ત લખવામાં આવે એવી રીતે કે નીચેની કોર્ટના ફેંસલાની યોગ્યતા વિશે વાંધો લેવાને કાંઇ કારણ જણાતું નથી, એ બસ નથી, કારણ કે તે કલમ પ્રમાણે ઠરાવ કરવાની બાબતો, ઠરાવ અને ઠરાવનાં કારણો લખવાં જોઇએ. ૨ આગ્રા ૭૩. તેજ પ્રમાણે એક બીજા કામમાં દાવો તથા જબાબ બતાવેલો અને કહેલું છે કે "મુનસીફી કામમાં હુકમનામું કરેલું છે તે ઉપર પ્રતીવાદી અપીલ કરે છે. હવે અમારે જોવાનું છે કે કોનું ખરીદવું સાચું છે, અને કબજો જતા પેહેલાં કોનો કબજો હતો. વાદીના રજીસ્ટર થએલા કબાલા, ચીતા, કબુલત અને સાક્ષીઓ ઉપરથી શાબેત થએલું છે કે, વાદી ખરો ખરીદદાર છે, અને તેનો કબજો હતો, અને પ્રતીવાદીએ પોતાનો કબાલો રજીસ્ટર કરાવ્યો ત્યારે મહમદે પોતે કેટલાક માસ પછી તે કબાલો રજીસ્ટર કરાવેલો છે. વળી પ્રતીવાદીએ બક્ષીસ શાબેત કરવાને આ કોર્ટમાં દીપુટી કલેકટરનો 'રૂબકારી' ફાઈલ કરેલો છે, તે ઉપરથી બક્ષીસ જણાય છે, પરંતુ વાદીનો કબાલો પ્રતીવાદીના કબાલા પેહેલાંનો છે, તેથી તે

પ્રમાણે જણાતું નથી. તેથી અપીલ ખર્ચે સાથે કાહાડી નાંખવામાં આવી છે." ઠરાવવામાં આવ્યું કે વાદીના પુરાવ ઉપરથી વાદીનો દાવો શાબેત થએલો છે, એટલુંજ તેમણે કહેવું જોઈતું નહી હતું, પરંતુ શો પુરાવ છે તે તેમણે કહેવું જોઈતું હતું, અને કેવી રીતી એ, શા કારણોથી વાદીના દાવો શાબેત થયેલો છે તે પણ બતાવવું જોઈતુ હતુ. ૩ વી રી ૧૭૬. એજ પ્રમાણે જડજે એક કામમાં કહેલું છેઃ " માટે બીજા ઈસ્યુ વિષે ઠરાવ લખવાની જરૂર નથી, પરંતુ જો જરૂર હોય તો કામમાં જે પુરાવ છે તે ઉપરથી એવું શાબેત થયેલું છે કે, તે જમીન અપીલના પ્રતીવાદીની નથી, અને પારવતીબાઈનો તે ગીરો આપવાનો હક્ક છે એમ અમે ઠરાવી એ છીએ." તેમાં તે ઇસ્યુ વિશે નીર્ણય કરવાને તેમને ફરમાવેલું હતું. ઈ. લા. રી. ૮ મું. ૩૬૮. તેમજ એક કામમાં નીચેના શબ્દો લખીને જડજે ફેંસલો કર્યો હતો. "પ્રતીવાદીનું વેચાણખત લખી આપ્યાની વાત શાબેત થઈ છે અને તેમાં છોલેલું છે એવું મુનસફે કહ્યું છે તે ભૂલ ભરેલું છે." ૧૧ વી. રી. ૫૫૯, અગર પોતાનાં કારણો બતાવ્યા શિવાય તે સાક્ષીઓ ઉપર ભરૂંસો રાખતા નથી, કારણ કે "તેમની નજરમાં પટો શાબેત થએલો આવ્યો છે, કારણ કે જે સાક્ષીઓની રૂબરૂ તે લખવામાં આવેલું તે સાક્ષીઓની મુખજુબાનીની શાહેદી શિવાય કાંઈ પ્રસંતરી પુરાવ નથી." ૨ અલહા. ૧૭૯, અગર ફક્ત એવું કહેલું હતું કે "દાવો બરોબર નથી" અગર ફક્ત એવું કહેલું હોય કે "કાંઈ વ્યાજબી દાવાનો પુરાવ નથી." માર્સ ૩૩૩, અગર બચાવ લેખવા લાયક છે અગર કારણો બતાવ્યા શિવાય તે બરોબર નથી, એવું કહેલું હોય, ૬ વી. રી. આકટ ૧૦ પાનું. ૨૧, અગર બીલકુલ અભિપ્રાય નહી બતાવતાં અસલકોર્ટ સાથે મળતા છે, એવું કહેલું હોય. ૧ વી. રી. ૨૯૫, ૨ વી. રી. ૭, અગર ફક્ત એવું કહ્યું હોય કે મુનસફનો ઠરાવ બરોબર તથા વ્યાજબી નથી, એમ અમારી નજરમાં આવે છે. આ તમામ કામોમાં ફેંસલો અપુર્ણ છે, એમ ગણવામાં આવેલું છે. ૫ મ. રી. પાનું. ૧૭૪.

જ્યારે એકાદો ફેંસલો ખામી ભરેલો હોય અને તેના તે જડજ કામ ઉપર હોય તો, તે કામ પાછું મોકલીને તેમણે પોતાનો ઠરાવ લખવો એવું ફરમાવવું, એ બરોબર રીતી છે, ૧૫ વી. રી. ૧૩૧. ઇ. લા. રી. ૮ મું. ૩૬૮. પણ જો જડજે તે જીલ્લો છોડેલો હોય તો કામ પાછું મોકલવાની જરૂર છે, અને પુરાવ કામમાં દાખલ થયેલો હોય તોપણ નવી તપાસ કરવાને ફરમાવવું જોઈએ. ૧૨ વી. રી. ૨૫૪; પરંતુ ૧૨ મુર. ૫૦૩ જુઓ. સદરહુ બતાવેલા કામમાં હાયકોર્ટે તે કામ પાછું મોકલીને એવો હુકમ કરયો હતો કે, જડજે બરોબર ફેંસલો લખવો, પરંતુ તે જડજની બદલી થવાથી તેમની જગોએ આવનાર જડજે તે કામનો ફરીતપાસ કરીને ફેંસલો લખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે પ્રથમનો ફેંસલો ખામી ભરેલો છે તોપણ તેનો અમલ કરવો જોઈતો હતો ૫ મદ્રાસ પાનું. ૭૪.

દરેક જડજની એવી ફરજ છે કે પોતાની કોર્ટના રીવાજ પ્રમાણે પોતે કાંઈ હુકમ બેખીકરાઈથી કરેલો હોય તો તે પાછો મંગાવીને રદ કરવો. ૭ બં. લા. રી. ૧૮૬, ૧૪ મુર. ૪૦. આ બાબત ઈ લા. રી. ૨ અલહા. પાનું ૫૦૫ જુઓ.

સાહેદી આપ્યા શિવાય જડજે કાંઈ હકીકત પોતાની જાતીકી માહીતી વિશે પોતાના ફેંસલામાં લખવું નહી જોઈએ ૩ ઈ. અ. ૨૮૬. એક કામમાં મુખ્ય મુદ્દો એવો હતો કે વાદી ઔરસ છોકરો છે કે નહીં, અને જડજ તેના બાપને ઓળખતા હતા, માટે તે બાપની સાથે તે છોકરાનો ચેહેરો મળતો છે એવો તેમને અસર થયો હતો. તેમાં ઠરાવવામાં

आव्युं के जडजे ते मळतापणानी वात बाबत जे ठराव करेलो छे ते अपीलकोर्ट कबुल करी शकता नथी, अगर ते प्रमाणे चाली शकता नथी. ३ मुर. २४५, वळी ११ मुर. २१३ जुओ. पण एक काममां जडजे एवुं ठराव्युं हतुं के अमुक सखसो भरुसो राखवा लायक नथी, कारण के तेओ साक्षीओ आपवानो धंधो करे छे, एम अमे जाणीए छीए, एवुं जडजे ते ठरावमां कहेलुं हतुं. माटे सदर दीवानी अदालतना जडजोए आवो विचार बताव्या बाबत तेमने ठपको आप्यो, तेथी प्रीवीकांउसीलना नामदार साहेबोए कह्युं छे के "नामदार साहेबोनी नजरमां आवे छे के ते ठबका विशे अमे बीलकुल मळता नथी. पक्षकारोनी चाल चलगत जडजे जाणवी जोईए, ए घणी अगत्यनी वात छे, अने जे पक्षकारोने साक्षीओ तरीके रजु करवामां आवेला ते पक्षकारोने जडज ओळखता होय, अने तेमने सांभळी तेमना उपर घटतो भरुंसो राखीने अभिप्राय बांधे तो, ते कामना फेंसलामां घणुं फायदा भरेलुं छे. ७ मुर. पानुं. २०३.

फेंसलामां छेवटे जे ठराव करेलो होय ते ठराव साथे फेंसलाना उपरना भागमां जे हकीकत होय ते मळती समजवाने जो मुश्केली होय तो, ते फेंसलानो अर्थ करवा सारु ते भाग रद करवो जोईए. १९ वी. री. १०४, १५ वी. री. पानुं. १३०.

कोर्टे प्रत्येक मुद्दा उपर पोतानो ठराव लखवो. अपवाद.

**२०४. मुद्दा काढवामां आव्या होय तेवी फरियादोमां प्रत्येक जुदा मुद्दा उपर कोर्ट पोतानो ठराव अथवा निवेडो तथा तेनां कारणो लखवां. परंतु फरियादना निवेडाने वास्ते एक अथवा वधारे मुद्दा उपरनो ठराव बस होय तो, बधा मुद्दाओ उपर ठराव तथा कारण लखवानी जरुर नथी.**

**टीका**—सन १८५९ ना आकट ८ मानी कलम १८९ जेवी आ कलम छे.

दावानो फेंसलो करवाने सारु बस थाय एवा शब्दो उपरथी दावामां उत्पन्न थयेला तमाम ईस्युनो फेंसलो करवाने जडजने अटकाव थतो नथी. इ. ला. री. ४ म. पानुं. १३४

तमाम अपील चालवा लायक कामोमां नीचेनी कोर्टे बने त्यां सुधी तमाम अगत्यनी बाबतो विशे अभिप्राय बताववो जोईए, कारण के जो ते प्रमाणे करवामां ना आवे तो हायकोर्टमां अथवा प्रीवीकांउसीलमां अपील करवा उपरथी काम पाछुं मोकलवामां आवे, पण जो अभिप्राय बतावेलो होय तो अपीलमां आखरनो फेंसलो थई शके. ५ वी. री. पानुं. ९२.

काममां तकरार अथवा जे हकीकत होय ते साथे मळतो आवे तेवो फेंसलो थवो जोईए. ११ मुर. ७. ६ वी. री सी. पी. पानुं. ५७.

जे ठराव आ कलम मुजब तेना कारणो बताव्या वगरनो होय, ते हकीकतनी बाबतमां बीजी अपीलनी कोर्टने निश्चेकारक नथी. इ. ला. री. ८ मुं. पानुं. ३६८.

मुद्दाना पुरावामां जे पुरावो रजु थयो होय ते उपरथीज जडजे फेंसलो आपवो जोईए. ए काम संबंधी पोते कांइ खानगी माहेती धरावतो होय तो, ते उपरथी तेणे ते मुद्दानो फेंसलो आपवो नही. २ स. वी. री. पानुं. २९.

हुकमनामानी तारीख.

**२०५. जे तारीखे फेंसलो कही संभळाव्यो होय ते तारीख हुकमनामा उपर नांखवी. तथा फेंसला प्रमाणे हुकमनामुं लखेलुं छे एवी पोतानी खात्री करीने जडजे ते हुकमनामा उपर सही करवी.**

ટીકા—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૮૯ જેવી આ કલમ છે. આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સન ૧૮૫૯ ના આક્ટ ૮ મા પ્રમાણે જો કે જડજે હુકમનામામાં સ્પષ્ટ રીતે તે નક્કી બતાવવાને બંધાએલા છે, તોપણ તે ફેંસલાઓ પ્રમાણે હુકમનામાં લખવામાં આવેલાં છે, એ જોવાને વકીલો બંધાએલા હતા, પરંતુ આ કલમથી આ મેહેનત જડજને સીર નાંખેલી છે. ૧૦ વી. રી. પાનું. ૯૬.

કલમ ૨ અને કલમ ૫૪૦ નીચેની ટીકા જુઓ.

હુકમનામામાં લખવાનો મજકુર.

**૨૦૬. હુકમનામું ફેંસલાની સાથે મળતું આવવું જોઇએ. રજીસ્ટરમાં લખ્યા પ્રમાણે ફરિયાદનો નંબર, પક્ષકારોનાં નામ તથા વર્ણન, અને દાવાની વીગત તેમાં આવવી જોઇએ, તથા જે દાદ અપાવી હોય તે અથવા ફરિયાદનો જે બીજો ચુકાદો કર્યો હોય તે તેમાં સ્પષ્ટ રીતે લખવો.**

**ફરિયાદમાં થયેલા ખરચની રકમ, તથા તે ખરચ કયા પક્ષકારે શા પ્રમાણમાં આપવું, એ પણ હુકમનામામાં લખવું.**

હુકમનામું દુરસ્ત કરવાનો અખત્યાર.

**ફેંસલાથી ઉલટું હુકમનામું છે એમ માલમ પડે, અથવા હિસાબ ગણવાની કે હસ્ત દોષની કાંઇ ચુક હુકમનામામાં માલમ પડે, તો કોર્ટે પોતાની મેળે અથવા કોઈ પક્ષકારની અરજ ઉપરથી ફેંસલાની સાથે મળતું આવે એવી રીતે હુકમનામું દુરસ્ત કરવું, અથવા ચુક હોય તે સુધારવી, પરંતુ જે દુરસ્તી કરવાનો વિચાર હોય તેની યોગ્ય નોટીસ પક્ષકારોને અથવા તેમના પ્લીડરોને આપીને તેમ કરવું.**

ટીકા—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૮૯ જેવી આ કલમ છે. આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

દુરસ્ત કરવાને ના કહ્યાના હુકમની કલમ ૬૨૨ પ્રમાણે ફરીતપાસ થઈ શકે છે. ઈ. લા. રી. ૬ અલ્હા. પાનું. ૧૨૫, ૧૨ ચ. ડીવ. પાનું. ૮૮.

**દુરસ્ત કરવાની સત્તા**—ત્રણ વર્ષની અંદર દુરસ્ત કરવાની અરજી કરવી જોઈએ, એમ જણાય છે. ઇ. લા. રી. ૪ અલ્હા. ૨૩. જો કેટલાક કારણોથી ફરીતપાસની અરજી કરવામાં આવેલી હોય અને તેમાંનું એક કારણ લખનારની ભુલ હોય તો, આ કલમ પ્રમાણે તે લખનારની ભુલ દુરસ્ત કરવાની અરજ કરવાની પરવાનગી સાથે તે ફરીતપાસની અરજી નામંજુર કરવી જોઈએ; પરંતુ જો આ પ્રમાણે તે કરવામાં આવેલું ના હોય અને ફરી તપાસમાં લખનારની ભુલ દુરસ્ત કરવામાં આવી હોય અને હુકમનામું લખવામાં આવ્યું હોય તો, તે હુકમનામું આખરનું છે, અને જો મુદતની અંદર તે ઉપર અપીલ કરવામાં આવી હોય તો તે અપીલ ચાલે છે, ઈ. લા. રી. ૬ ક. ૨૨, ઈ. લા. રી. ૭ ક. ૪૧૧, તોપણ ઇ. લા. રી. ૭ અલ્હા. ૨૭૬, અને ઇ. લા. રી. ૭ અલ્હા. પાનું. ૭૫૫ જુઓ. હુકમનામાની તારીખ કલમ ૨૧૧ પ્રમાણે તજવીજ પૂરી થાય અને દરમિયાન ઉપજ નક્કી કરવામાં આવે ત્યાં સુધી હુકમનામું આખરનું થતું નથી. ઈ. લા. રી. ૪ ક. ૬૨૯. માટે એક ગીરોથી છોડાવવાના હુકમનામામાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે બજાવણી વખતે

ગીરોરાખનારે મરામત ખર્ચ કરેલું તેનો નિર્ણય કરવો અને તે ખરચ કાપી લેવું, તો જે તારીખે આ પ્રમાણે કરવામાં આવે તે તારીખનું તે હુકમનામુ છે. ઈ. લા. રી. ૮ મ. પાનું. ૧૩૭.

**પુરાવ**—જો કે એવાદ હુકમનામું તકરારી બાબત વિશે નિર્ણયકારક ના હોય, તોપણ તેના તે પક્ષકારો વચ્ચે દાખલ થઈ શકે છે. ૧૨ ઈ. અ. ૨૩, અને તકરારી મીલકતનો કબજો જે સખસનો હોય તે સખસનો હક્ક કેવો છે તે બતાવવાને તેના તે પક્ષકારો વચ્ચે નહી એવા કામમાં તે પુરાવમાં દાખલ થઇ શકે છે. ૬ ઈ અ. ૩૩; પરંતુ ઈ. લા. રી. ૬ ક. પાનું. ૧૭૧ જુઓ.

**ક્યારે રદ**—હુકમનામાથી પક્ષકારો વચ્ચેનો હક્ક નક્કી થઈ શકે છે; માટે હુકમનામાથી ખરી રીતે શી બાબતનો નિર્ણય કરવામાં આવેલો છે એ નક્કી કરવાને સારૂ પક્ષકારોની વચ્ચે કીઆ હક્ક બાબત તકરાર હતી અને તેમની વચ્ચમાં શું કેહેવામાં આવેલું હતું તે જોવાની વારંવાર જરૂર પડે છે, કારણ હુકમનામાથી જે હક્કો બાબત યોગ્ય રીતે ઈસ્યુ નથી હતા તેવો હક્ક આપવામાં આવેલો હોય તો, તે રદ બાતલ છે. ૧૧ સ. ડી. પાનું. ૮૨૩

**હુકમનામું**—ફેંસલો થયા પછી હુકમનામું લખવું જોઇએ, અને તમામ દાવામાં તે એક કામનો છેવટનો ભાગ છે. ઈ. લા. રી. ૫ અલહા. ૫૨૦. તે હુકમથી જુદુ છે. હુકમનામું તે ન્યાયની રૂઈના કામનો પરીણામ બતાવે છે, અને હુકમથી કામ ચાલતાની દરમિયાનમાં જે હુકમો કરવામાં આવે છે અને જેથી કામનો આખરે ફેંસલો થતો નથી તે છે. સન ૧૮૬૫ ના લેટર્સપટંટની કલમ ૧૫ પ્રમાણે એક જડજના ફેંસલા ઉપર અપીલ ચાલે છે, અને હાયકોર્ટના બે અથવા વધારે જડજોના અભિપ્રાય સરખી સંખ્યાનો જુદા જુદા થયા હોય, તેમના ઠરાવ ઉપર પણ અપીલ ચાલી શકે છે. માટે તે કલમ પ્રોસીજરકોડની કલમ સાથે સુસંગત કરતા ફેંસલો એટલે કાંઈ હક્ક અગર જવાબદારી નક્કી કરવાનો ઠરાવ છે, એમ ઠરાવેલું છે. ૮ બં. લા. રી. ૪૩૩. જે હુકમથી પક્ષકારો વચ્ચેના સવાલનો નિર્ણય કરવાને ફક્ત કામ ચલાવવાને ફરમાવેલું હોય તે ફેંસલો ગણી શકાતો નથી. ૩ ઈ. અ. ૨૨૧. સન ૧૮૭૧ ના રજીસ્ટ્રેશન આકટ પ્રમાણે રજીષ્ટર કરવાની અરજી નામંજુર કરવાનો હુકમ સન ૧૮૫૯ ના આકટ ૮ માના હેતુ પ્રમાણે એક પ્રકારનું હુકમનામું છે. કામ હીંદુસ્તાનમાં પરચુરણ હોય અગર સંક્ષેપ રીતનું હોય, પરંતું તેમાં કરેલા હુકમથી પક્ષકારો વચ્ચેની તકરારનો નીકાલ થાય છે. માટે પછી તે ઉપર અપીલ ચાલતી હોય કે નહી, પણ તે હુકમ કરનારી કોર્ટ સબંધી તો તે પક્ષકારોની વચ્ચેનો નિર્ણય કરવાનો આખરનો હુકમ છે

આ કલમ ૬૪૭ થી તમામ પરચુરણ કામોને કાયદો લાગુ કરેલો છે: માટે જે ન્યાયની રૂઈના કોઈ હુકમથી પક્ષકારો વચ્ચે આખરનો નીકાલ કરવામાં આવેલો હોય તે એક હુકમનામું છે. ઈ. લા. રી. ૪ મદ્રાસ પાનું. ૨૯૫.

**અપીલનું હુકમનામું**—જે હુકમનામા ઉપર અપીલ કરવામાં આવેલી હોય તે હુકમનામામાં જે બાબતો ફક્ત ભુલ ભરેલી હોય તે બાબતજ અપીલના હુકમનામાથી ફેરફાર થઈ શકે છે, એટલુંજ નહી પણ જે બાબતો પાછળથી માલમ પડેલી હોય અને તે કબુલ કરેલી હોય તો તે વિશે પણ ફેરફાર થઈ શકે છે. ઈ. લા. રી. ૬ મું. ૧૧૩, પણ ભુલ ભરેલા ભાગ ઉપર અપીલ કરેલી હોવી જોઈએ. ઈ લા. રી. ૯ ક. પાનું. ૬૩૫.

તેમાં અપાવેલી દાદ અપાવવી જોઇએ. અપીલનું હુકમનામું કરવામાં આવ્યું છે એવું લખવામાં આવે તો તે બસ નથી. ૨ અલ્હા. ૪૧૫. અપીલમાં થયેલું હુકમનામું આખરનું

છે, અને તે થયા પછી ફક્ત તે હુકમનામું બજાવવા લાયક છે. ૫ મ. ૨૧૫, પછી નીચેની કોર્ટમાં કરેલું હુકમનામું દુરસ્ત કરવામાં, ફેરવવામાં અગર બાહાલ રાખવામાં આવ્યું હોય તેની ચિંતા નહી. ૭ બં. લા. રી. ૭૪૦, ૧૪ વી. રી. ૨૮૮. ઈ. લા. રી. ૬ ક. ૨૨, ૬ ક. લા. રી. ૫૭૫, અને નીચેની કોર્ટનું હુકમનામું જેટલું બાહાલ રાખવાને ઇરાદો રાખેલો હોય તેટલું સ્પષ્ટ રીતે તે હુકમનામામાં લખેલું છે, એવી સંભાળ રાખવી જોઈએ, કારણ કે રદ થએલા હુકમનામામાં જોવાની જરૂર પડે નહી. ૧૦ બેં. લો. રી. ૧૦૧. કીઆ હુકમનામાં બજી શકે છે એ વિશે કલમ ૨૨૩ જોવી.

જ્યારે બેઉ પક્ષકારો સામ સામી અપીલો કરે ત્યારે તે પક્ષકારોની વચ્ચે ફક્ત એક આખરનું હુકમનામું થવું જોઇએ. ૨૦ વી રી. ૨૯૪. વાદીનો દાવો નીચેની કોર્ટમાં કાહાડી નાંખવામાં આવેલો તેથી તેણે અપીલ કરી, અને દાવાના એક ભાગનું ખર્ચ સાથે તેણે હુકમનામું મેળવ્યું, અને જેટલો દાવો રદ કરવામાં આવેલો તેટલા દાવાનું ખર્ચ અપીલના પ્રતીવાદીને અપાવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે અપીલનો પ્રતીવાદી પોતાના ખર્ચ વિશે હુકમનામું બજાવી શકતો નથી, કારણ કે ફક્ત એક હુકમનામું થએલું છે, અને જે રકમ તેને અપાવવામાં આવેલી હોય તે બાદ કરીને બાકી રેહે તે બાબત ફક્ત તે બજાવી શકે છે. ૧૨ વી. રી. ૩૦૮, ૧૮ વી. રી. પાનું. ૨૮૬.

ભાડાના હુકમનામાની બજાવણીમાં થએલું ખર્ચ તે હુકમનામામાં એવી રીતે વધારવું નહી જોઈએ, કે સન ૧૮૬૯ ના આકટ ૮ માની કલમ ૫૮ પ્રમાણે તે ઉપર અપીલ ચાલે. ઈ લા. રી. ૬ ક. પાનું. ૫૯૪.

અપીલના હુકમનામાની નીચેની કોર્ટ ફરીતપાસ કરી શકતા નથી. ૧૪ વી. રી. પાનું. ૨૬૭, ૨૮૮.

છેવટની અપીલની મુદત પુરી થતાં સુધી અથવા જે કામમાં અપીલ થએલી હોય તેમાં છેવટની અપીલકોર્ટ ફેંસલો આપે ત્યાં સુધી હુકમનામું આખરનું થતું નથી. ઈ. લા. રી. ૧ અલ્હા. ૧૩૨. ૮ બં. લા. રી. ૪૩૩, ૧૭ વી રી. ૩૬૪, તે ઉપર જોઇતો સ્ટાંપ નથી, એવા કારણથી પણ અપીલ કરવામાં આવેલી હોય તોપણ ચીંતા નહી. ૬ ક. લો. રી. ૫૬૭, ઈ. લા. રી. ૬ ક. ૨૪૯. તોપણ ઈ. લા. રી. ૮ ક. ૧૯૨ જુઓ. બજાવણીમાં કોર્ટની બાહાર નાણાં આપવાનો હુકમ કરેલો હોય. ૬ બં. લા. રી. ૭૪૭. દાવો સાંભળવાની ના કેહેવાનો હુકમ કરેલો હોય. ૩ વી. રી. આકટ ૧૦ પાનું ૧૭. અપીલને મુદત ગયાના કારણથી નામંજુર કર્યાનો હુકમ કરેલો હોય. ઈ. લા. રી. ૭ અલ્હા. ૪૨, લેટર્સપેટંટની કલમ ૧૨ પ્રમાણે રજા નહી આપવાને હુકમ કરેલો હોય. ૧૩ બં. લા. રી. ૯૧. આડમીનીસ્ટ્રેટર જનરલના આકટ પ્રમાણે તે અમલદારને કમીશન આપવા સારૂ કમીશન નક્કી કરીને હાયકોર્ટના એક જડજે હુકમ કેરેલો હોય. ઈ. લા. રી. ૧ મ. ૧૪૮. પક્ષકારોની વચ્ચે હિસાબ લેવાને કામ કમીશનર તરફ મોકલવાનો હુકમ કરેલો હોય. ૧૨ મું. ૧૩૨; પ્રીવીકાંઉસીલ ખાતામાં બજાવણી સારૂ કરેલી દરખાસ્ત નામંજુર કર્યાનો હુકમ- ઇ. લા. રી. ૬ ક. ૫૯૪. હુકમનામાના અસાઈનીએ બજાવણી કરેલી હોય તેમાં હુકમનામાના દેણદારે લીધેલી હરકતો નામંજુર કર્યાનો હુકમ. ઈ. લા. રી. ૨ અલ્હા. ૯૧. હુકમનામામાં અમુક ઈમારતો આવી ગએલી છે, માટે તે ખશેડવી જોઈએ એવો હુકમ. ઇ. લા. રી. ૨ અલ્હા. ૭૪, અને સગીરને તેના વાલીને સોંપવાનો હુકમ. ૨ ક. રી. ૫૮૩. આ

તમામ હુકમો તે હુકમનામાં છે. વળી ઈ. લા. રી. ૩ મું. પાનું ૧૬૧ જુઓ.

**હુકમનામાનો નમુનો**—તમામ અગત્યના ઠરાવ હુકમનામામાં લખવા જોઈએ. ઈ. લા. રી. ૬ ક. ૩૧૯; એવી રીતે કે જે ફેંસલો કરવામાં આવ્યો હોય તેને પુષ્ટી થાય. લા. રી. ૧૨ ઈ. અ. પાનું. ૩૪

હુકમનામું તે ફેંસલા સાથે મળવું જોઈએ; અને છેલ્લી કલમ પ્રમાણે જડજ તે ઉપર સહી કરે તે પેહેલાં તે પ્રમાણે મળતું છે એવી ખાત્રી કરવી જોઇએ. જે દાદ અપાવવામાં આવે તે કામમાં કરેલી દાવાની અરજી તથા તકરારો સાથે મળતી હોવી જોઈએ. ૧૧ મુર. ૭, ૬ વી. રી. ૫૭. વાદીએ જે માગેલું હોય તેના કરતાં તેને વધારે મળવું નહી જોઈએ. ઈ. લા. રી. ૬ મું. ૩૯૪ તોપણ આ શરતની સાથે જે હકીકત પાછળથી બનેલી છે તે હકીકત કબુલ કરેલી હોય તો, તે પ્રમાણે અપીલકોર્ટ તેમાં ફેરફાર કરી શકે છે. ઈ. લા. રી. ૬ મું. ૧૧૩. જે કામમાં કોર્ટે દરમિયાન ઉપજની રકમની તપાસ કરી તે નક્કી કરવાની હોય તે કામમાં વાદીને માટે દાવાની અરજીમાં બતાવેલી રકમની હદ નથી. ઇ. લા. રી. ૮ ક. ૨૯૫. કલમ ૨૧૨ નીચેની ટીકા જુઓ. જો તેણે જમીનના દર વીઘે ૩૧–૮–૦ સાંથના ઠરાવેલા હોય તો, તેને હુકમનામાથી દર વીઘે ૩૨) અપાવવા નહી જોઇએ. ૫ વી. રી. ૧૦. એક અવિભક્ત કુટુંબની વિધવા પાસેથી લીધેલા વેચાણની રૂઈએ જો તે કબજો લેવાને માગતો હોય તો તેને તે જમીન ઉપરના પ્રથમના ગીરોની રકમ ઠરાવી આપવાનું હુકમનામું મળી શકતુ નથી. પછી તે ગીરો અવેજનો ભાગ હોય તેની ચીંતા નહી. ૨ મ. ૩૯૪. જે કામમાં વાદીએ એક પટાની રૂઈએ જમીન લેવા દાવો કરેલો, પરંતુ તે જમીનનું હુકમનામું એવા કારણથી કરવામાં આવ્યું કે તે જમીનનું વેચાણ કરી આપવામાં આવ્યું છે, તોપણ તે વિશે યોગ્ય પક્ષકારોએ કબુલત આપી નથી, માટે તે બળવાન નથી. ઠરાવવામાં આવ્યું કે વેચાણ બાબત ઈસ્યુ કાહાડવામાં આવ્યો નથી, અને વાદીનો દાવો બીજા કારણોના આધારથી છે તે નિષ્ફળ થએલો છે, માટે દાવો કાહાડી નાંખવો જોઈતો હતો. ૨ મ. ૪૪૧. એકાદા સખસના કબજામાં તમામ હક્કો હોય તો પછી તે હક્ક ઠરાવવાને માગતો હોય તો, તેનું હુકમનામું થઈ શકતું નથી. ૨ મ. ૩૩૩. દાવાનું રૂપ બદલવાની બાબત કલમ ૧૧૨ જુઓ.

મીલકતનો કબજો લેવાના દાવામાં જે પટાની રૂઇએ દાવો કરેલો તે પટાની મુદત દાવો કરયા પછી પુરી થએલી હતી, માટે વાદીને તે મુદત પુરી થયા પછી કબજો મળવાનો હક્ક નથી. પરંતુ તે મુદત પુરી થતાં સુધી તેને કબજો મળવાનો હક્ક થાય છે. ૭ વી. રી. ૨૪૮. સાનનો કરાર અમલમાં લાવવાનું હુકમનામું હોય તેમાં એમ બતાવવું જોઇએ કે જો દેણદાર વ્યાજ સાથે નાણાં વસુલ નહી આપે તો તે મીલકત વેચાવવામાં આવશે. ૨ મદ્રાસ. ૫૫. ૪ ક. લા. રી. ૧૧. બે મીલકતોના એક ગીરોરાખનારે એક મીલકતનો ગીરોથી છોડાવવાનો હક્ક ખરીદ કરયા પછી બીજી મીલકત ઉપર પોતાના ગીરોની જવાબદારીનો અમલ કરાવવાને દાવો કરયો હોય તો, તે હુકમનામામાં તે મીલકતના હિસ્સા પ્રમાણે જે કીંમત થતી હોય તેનું હુકમનામું કરવું જોઇએ, અને ફક્ત તેટલે દરજ્જે તે ગીરોનો અમલ કરવો જોઇએ. ૨૫ વી. રી ૩૮૮. ગીરોથી છોડાવવાના હુકમનામામાં ગીરો ઉપરની જે રકમ લેહેણી નીકળતી હોય તે અમુક ઠરાવેલી મુદતમાં વસુલ આપે એટલે વાદી ગીરોવાળી મીલકત લે એવું ઠરાવવું જોઇએ. ૨૨ વી. રી. ૨૬૯. બીજા ગી-

રેરાખનારે ત્રીજા ગીરેરાખનાર તથા ગીરે આપનારના ઉપર હિસાબ બાબત તથા વેચાણ સારૂ દાવો કરયો હોય તો, તે હુકમનામામાં ગીરેરાખનારનું તથા વાદીનું કેટલું લેહેણું છે તે બતાવવું જોઇએ. ઈ. લા. રી. ૫ ક ૧૦૧; અને જો વાદી બે અથવા વધારે હક્કો બાબત દાવો કરે, અને ફક્ત એક હક્કમાં જીતે તો જે હક્ક બાબત તે હારેલો હોય તે વિશેનો ઠરાવ પણ હુકમનામામાં આવવો જોઇએ. ૨૦ વી. રી. ૯૪. ફાળા પડતી ભાગની રકમ લેવાને દાવો કરેલો હોય તો, જો બની શકે તો દરેક પ્રતિવાદીની જવાબદારી હુકમનામામાં ઠરાવવી જોઇએ. ૨૩ વી. રી. ૪૨૧. મજીઆરૂં હુકમનામું કરવું નહી જોઇએ. ૨૪ વી. રી ૨૫૦. ગુમાસ્તા ઉપર હિસાબ લેવાને દાવો કરેલો હોય તો વાદીને પ્રતિવાદીએ નીકાશના કાગળો આપવા એવું હુકમનામું કરવું, એ બસ નથી. કોર્ટની રૂબરૂ જે કાગળો રજુ કરેલા હોય તે તપાસીને પક્ષકારોની વચ્ચે તે હિસાબ બરોબર છે કે નહીં એ નક્કી કરવાનું કામ કોર્ટનું છે. ૨૨ વી. રી. ૧૯૧, પછી કલમ ૩૯૪ અને ૩૯૫ માં ઠરાવેલી રીતી પ્રમાણે અગર સીધી રીતે તે કરવામાં આવે તેની ચીંતા નહીં, ઈ. લા. રી. ૬ ક. ૭૫૪, અને કાયદેસર વારસ ઉપર કરેલા દાવામાં વારસ તરીકે પ્રતીવાદી ઉપર હુકમનામું છે એમ હુકમનામામાં બતાવવું જોઈએ ઈ. લા. રી. ૮ મું. ૩૦૯. ઈ. લા. રી. ૮ મ- ૨૦૮; અને ખોરાકી પોશાકીના હુકમનામામાં હવે પછી કેટલી રકમ આપવી તે ઠરાવવું જોઈએ, ઈ. લા. રી. ૯ મું. ૧૦૮; પરંતુ જો તે પ્રમાણે રકમ ઠરાવેલી હોય અને હુકમનામાને મુદતની હરકત થએલી હોય તો નવો દાવો ચાલે છે. ઈ. લા. રી. ૭ મ. ૮૦. જો હકીકતની તકરાર ઉપરથી દાવો કાહાડી નાંખવામાં આવ્યો હોય તો હકુમતની ખામીને લીધે દાવો કાહાડી નાંખેલો છે,એમ હુકમનામામાં બતાવવું જોઈએ. ઈ.લા.રી.૬ ક. ૪૧૮

ચોથા પરીશીષ્ટમાં બતાવેલા એક અગર બીજા નમુના પ્રમાણે હુકમનામું લખવું જોઈએ. ફેંસલાની નકલ અને તેમાં ખર્ચ બતાવેલું હોય તો તે બસ નથી. ૧૫ વી. રી. ૩૨૬, હુકમનામામાં એકાદા સખસનું નામ બતાવેલું હોય તોપણ તે હુકમના ભાગમાં જે અપાવવામાં આવેલું ના હોય તે લેઈ શકતા નથી. ૧૫ વી. રી. ૧૨૬. જો આપનારનું નામ સ્પષ્ટ રીતે બતાવેલું ના હોય તો કાંઈ આપી શકાતું નથી. ૧૫ વી. રી. ૪. ઈ. લા. રી. ૮ ક. ૬૮૭. જે આપવા તથા લેવામાં આવેલું હોય તે બતાવવું જોઈએ. પછી ફેંસલામાં કહેલું હોવ કે ખર્ચ આપવું જોઈએ તોપણ ચીંતા નહીં. ૧૧ વી. રી. ૨૩, ૧૮ વી. રી. ૧૧૧. ૧૬ વી. રી. ૧૧૯, અથવા દરમિયાન ઉપજ, ૧ અલ્હા. ૨૪૬, અથવા વ્યાજ અથવા દરમિયાન ઉપજ, ૨૨ વી. રી. ૫૩૩. પ્રીવીકૌંસીલે સ્પષ્ટ રીતે ઠરાવેલું ના હોય તોપણ બજાવણીમાં તે અપાવી શકાતું નથી, ૨૪ વી. રી. ૩૮૭. ૧૮ વી. રી. ૨૫૩; પરંતુ અપીલના હુકમનામામાં ખર્ચની જે રકમ થતી હોય તે ખાસ રીતે બતાવવાની જરૂર નથી. ૧૭ વી. રી. ૪૪૫, અને ૧૮ વી. રી. ૨૮૬; અને ખર્ચ ઉપર વ્યાજ લેવાનો કાંઈ અપવાદ નથી. લા. રી. ૪ ઈ. અ પાનું ૧૩૭.

જીલ્લાની કોર્ટોમાં જે સખસને જવાબદાર ઠરાવેલો હોય તે સખસ કામનો પક્ષકાર હોવો જોઈએ, પછી હાયકોર્ટની અસલ બાજુમાં વખતે જુદી રીતે હોય. ૧૪ વી રી. ૧, બોર્ક. ૪૪. વળી હુકમનામું થતી વખતે તે હયાત હોવો જોઈએ. માર્સ ૬૧૧, આથી વધારે તે નિયમ જતો નથી. અને ઘણું કરીને એક પ્રતીવાદીએ બીજા પ્રતીવાદીનું ખર્ચ આપવું એવો ઠરાવ થવો નહી જોઈએ. ૧૦ વી. રી. ૧૯૪, પણ જો તે વાદીની સાથે મળી જા-

ય અને વાદીની પાસે પોતાના ફાયદા સારૂ દાવો કરાવે અને તેનું ખર્ચ આપે તો, તેની પાસેથી તે પ્રમાણે ખર્ચ અપાવવું જોઇએ. માર્સ ૬૦૮; अ. એ ब ઉપર તથા ब. નો હક્ક ગીરોરાખનાર ઉપર દાવો કરયો. તેમાં ગીરોરાખનાર તે મીલકત ब. ની છે એમ શુદ્ધબુદ્ધિથી માનતો હતો, માટે પ્રતીવાદીએ વાદીનું ખર્ચ આપવું અને ગીરોરાખનારે ब. પાસેથી પોતાનું ખર્ચ લેવું એવો હુકમ કરવો તે બરોબર છે. ૪ મુંબાઇ પાનું ૪૩

**અપુર્ણ હુકમનામું**–હુકમનામાવાળો જે હુકમનામામાં લખેલું હોય તે લેઈ શકે છે, અને જો હુકમનામાનો ઠરાવ એવો અનિશ્ચીત હોયકે શી બાબતનું હુકમનામું કરેલું છે તે નક્કી થઈ શકાતું ના હોય તો, તે હુકમનામાનું અનિશ્ચીતપણું દુરસ્ત કરવાનો પાછળથી પુરાવ લેઈ શકાતો નથી. બજાવણીમાં અમુક બાબતો નક્કી કરવાને કાયદામાં સ્પષ્ટ પરવાનગી આપેલી છે, માટે તે ઉપરાંત શી બાબતનું હુકમનામું કરવાનું તે જડજનો ઈરાદો હતો તે વિશે બજાવણીમાં નક્કી કરવાને કોર્ટને માટે રાખ્યા શિવાય હુકમનામું બજાવવા લાયક બરોબર છે, એવી સંભાળ રાખવાની જડજની ફરજ છે. ૩ બં. લા. રી. અલહા. ૧૨૮, ઇ. લા. રી. ૮ ક. ૯૭૫, અને બજાવણીમાં હુકમનામાનો ફેરફાર થઈ શકતો નથી. ૬ વી. રી. પરચુરણ ૧૦૯; ૨ ઈ. લા. રી. અ. ૧૧૯; લા. રી. ૪ ઇ. અ. ૧૩૭, લા રી. ૫ ઈ. અ. પાનું. ૭૮

સાંથ નક્કી કરયા શિવાય યોગ્ય સાંથ આપવામાં આવે એટલે પ્રતિવાદીને કબજો રાખવાનો હક્ક છે, એવું હુકમનામું ખામી ભરેલું છે. ૨૩ વી. રી. ૨૨૮; અને તેજ પ્રમાણે પ્રતીવાદીએ કબુલ કરેલા દરથી દરમિયાન ઉપજ અપાવેલી હોય અને બજાવણીમાં વધારે દર શાબેત થાય તો વધારે દરમિયાન ઉપજ આપવી તે પણ ખામી ભરેલું છે. ૧૧ વી. રી. ૨૪. ખુંટ નક્કી કરયા શિવાય જમીનના અમુક જથાનો કબજો આપવો તે ખામી ભરેલું છે, ઈ. લા. રી. ૪ ક. ૬૪, અથવા મરનાર સખસના ઉપર હુકમનામું કરેલું હોય, માર્સ, ૬૧૧, અથવા હુકમનામાના દેણદારોના ફક્ત કબજામાં જમીન ના હોય અને જુદા જુદા ભાગીયાઓના હિસ્સા પણ ઠરાવેલા ના હોય. ૧૮. વી રી. ૪૩, અથવા તમામ દાવાવાળા ગામો અપાવેલાં હોય, પણ દાવાની અરજીમાં કે હુકમનામામાં કોઈ ગામ બતાવેલું ના હોય, ઇ. લા. રી. ૬ અલહા. ૩૦. તેમ પક્ષકારોએ વખતે વખતે દેવનો કબજો લેવાનો હક્ક છે એવું ઠરાવેલું હોય, પણ દરેકે કેટલી મુદત પુજા કરવી તે ઠરાવેલું ના હોય અને દેવને પાછા લઈ જવાને પણ ઠરાવ કરેલો ના હોય તો, તે ખામી ભરેલું છે. ૧૬. વી. રી. ૨૮, અને ખોરાકી પોશાકીની ચડેલી રકમ હવે પછી અમુક શરતથી આપવાનું હુકમનામું કરવું એ બરોબર નથી, પણ વધારેમાં વધારે. હક્ક ઠરાવ્યાનું હુકમનામું થઇ શકે છે. ૬ અલહા. પાનું. ૪૩.

એકાદા હુકમનામાના અર્થ વિશે કાંઈ શક પડે તો જે અમલદારે ફેંસલો આપ્યો હોય તે અમલદારે અર્થ કરવો એ બરોબર છે. ૪ વી. રી. પરચુરણ ૧૩. અને જ્યારે હુકમનામું દુરસ્ત કરાવવાની જરૂર હોય ત્યારે જે પક્ષકારે તે કરાવવું હોય તે પક્ષકારે હુકમનામું કરનારી કોર્ટને અરજ કરવી જોઈએ. ૨૧ વી. રી. ૪૧. જ્યારે હુકમનામું વકીલોને બતાવવામાં આવે અને તેઓ તેની વિગત બાબત કાંઈ હરકત લે નહી તો તે દુરસ્ત કરવાની અપીલ સાંભળી શકાતી નથી. ૧૮ વી. રી. ૩૦૩. જો હુકમનામું અપુર્ણ હોય અને તે ફેંસલો કરનાર જડજે તે જીલ્લો છોડેલો હોય અને ફેંસલા ઉપરથી હુકમનામું લખી શકાય તેવું ના હોય તો, ફરીતપાસનો હુકમ કરવો. એ શિવાય બીજો કોઇ ઈલાજ નથી. ૧૯ વી. રી. પાનું. ૨૬૭.

**તરજુમો**—જેવું હુકમનામું હોય તેવો તેનો અર્થ કરવો જોઈએ અને તેમાં ફેરફાર અગર વધારો કરવો નહી જોઇએ. ૪ વી. રી. પરચુરણ ૨૦, અથવા દાવાની અરજી પ્રમાણે તેનો અર્થ કરવો જોઈએ. ૧૭ વી. રી. ૧૯, અથવા હુકમનાગામાં જે નકશા બતાવેલા ના હોય તે નકશા ઉપરથી અર્થ કરવો જોઈએ. ૧૮ વી. રી. ૧૭૦; પરંતુ ૧૦ વી. રી. ૯૬, અને ૧૯ વી. રી. ૩૪૬ જુઓ, અને વધારે સારો અભિપ્રાય એ છે કે તકરારો તથા ફેંસલા પ્રમાણે હુકમનામાનો અર્થ કકવો જોઈએ. ઈ. લા. રી. ૨ અ. પાનું. ૪૯૭

'ખતવાળી તમામ રકમનું હુકમનામું' કરવામાં આવેલું હોય તો, મુદત તથા બતાવેલું વ્યાજ લેવાનું તે હુકમનામું થાય છે. ૧૮ વી. રી. ૨૭૭. એક 'વસુલાત સાથે કબજો' લેવાના હુકમનામાની દાવાની અરજીમાં ખુંટ બતાવેલા ના હોય તો, અવિભકત મીલકતનો હિસ્સો લેવાનું તે હુકમનામું છે, અને ખાસ જમીન બાબતનું નથી. ૧૦ વી. રી. ૯૬૦; પુર્ણ કાયદેસર દરથી વ્યાજ સાથે વાદીનું તેના નીમ્મે હિસ્સાનું હુકમનામું થવું જોઇએ, અને નીચેની કોર્ટનું ખર્ચ અપાવવું જોઇએ, એવા શબ્દો ઉપરથી વાદીને દાવાવાળો નીમ્મે હિસ્સો અપાવેલો થાય છે, એટલે તે લેહેણી રકમ કેહેવામાં આવેલી હોય તે તથા તે વસુલ થતાં સુધીનું વ્યાજ અપાવેલું થાય છે. ૧૯ વી. રી. ૪૧. અમુક રકમ લેહેણી છે એવું ઠરાવાને ખર્ચ તથા વ્યાજ બાબત જડજે હુકમનામું કરેલું હોય તો, હુકમનામાની રકમ ઉપર વ્યાજ અપાવેલું થતું નથી. ૧૭ વી. રી. ૧૭૫; અને જો ખર્ચ બાબત સામો દાવો કરેલો હોય તો સામા દાવા બાબતની રકમ કાપતાં જે રકમ રેહે તે રકમ ઉપર વ્યાજ અપાવવું જોઈએ. ૧૩ વી. રી. ૧૩૮. પ્રીવીકૌંસીલમાં નામદાર સાહેબોએ ખર્ચની રકમ તથા ઈંગ્લાંડમાં અપીલ કર્યાના ખર્ચની રકમ અથવા નીચેની કોર્ટના ખર્ચની રકમ એ પ્રમાણે અપાવેલું હોય તો, છેવટના ઠરાવમાં અપીલના કાગળોના તરજુમાનું ખર્ચ તથા તે મોકલતાં જે ખર્ચ થાય છે તેનો સમાસ થાય છે. ૨૩ વી. રી. ૪૬૩; ૧૮ વી. રી. ૮૯, ૨૫૩ તથા ૨૩ વી. રી. ૪૬૩. એક કામમાં ખાસ રીતે 'વ્યાજ' બતાવેલુ નહી હતું તેમ છતાં દર વર્ષે દર સેંકડે છ ટકા પ્રમાણે વ્યાજ અપાવેલું હતું. ૨૧ વી. રી. ૪૧૧. તેમજ જો ફક્ત 'વ્યાજ'નું હુકમનામું કરેલું હોય તો વ્યાજબી રકમ અપાવવી એમ જણાય છે. ૧૯ વી. રી. ૪૭, પણ જો જે રકમ લેહેણી થએલી હોય તે રકમ ઉપરથી કેટલા દરનો ઈરાદો રાખેલો છે એમ જણાતું હોય તો, તે દર પ્રમાણે અપાવવું જોઇએ. ૧૭ વી. રી. પાનું ૪૧૪.

**હુકમનામાનો અમલ**—એક વેહેચણના દાવામાં એવું કરારનામું ફાઈલ કરવામાં આવ્યું હતું કે અમુક નક્કી કરેલી મીલકત ફાળા પડતી વેહેચી આપવી, અને જે બીજી મીલકત નક્કી કરેલી નથી તે પણ તેજ પ્રમાણે વેહેંચવી. કોર્ટે ઠરાવ્યું કે તે કરારનામાના હુકમનામા પ્રમાણે વેહેચવી જોઇએ. ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામું ફક્ત નક્કી કરેલી મીલકત ઉપર બજી શકે છે, અને નક્કી થયા વિનાની બીજી મીલકત બાબત તે ફક્ત હક્ક ઠરાવ્યાનું હુકમનામું છે. ૪ ફ. લા. રી. પાનું. ૯૭.

એક નિયમ તરીકે હુકમનામું ફક્ત પક્ષકારો તથા તેના વારસ વકીલોની વચ્ચે બંધનકાર્ક છે, અને હુકમનામું થયા પછી વારસો અસલ કામ ફરીથી શરૂ કરી શકતા નથી. ૨૩ વી. રી ૧૨૭; અને હુકમનામું થતા પેહેલાં જે હક્ક હોય તે હક્ક રદ કરીને તેથી નવું બંધન ઉત્પન્ન થાય છે. ઈ. લા. રી. ૮ મું. ૩૦૩, ઈ. લા. રી. ૭ મું. ૩૩૦. જે કામમાં હુક-

મનામું એકામતે એકાજુતેનું હોય તેમાંનો એક દેણદાર હક્તાનો પોતાનો હિસ્સો આપે ને બીજો દેણદાર તે આપવાને કસુર કરે તો, સદરહુ આપનારની જવાબદારી દુર થતી નથી. ૨ આથા. પરચુરણ પાનું. ૧૪.

એક મરનાર મુસલમાનના એક વારસ ઉપર હુકમનામું કરેલું હોય તો, તેના બીજા વારસો બંધનમાં આવી શકતા નથી. ઈ. લા. રી. ૪ કલકતા પાનું. ૧૪૨.

**હિંદુ પ્રતીનીધી**—જો કે અમુક કામોમાં હુકમનામાનું રૂપ જાતીકું હુકમનામું છે એવું હોય તોપણ મજીયારા અવિભક્ત હિંદુ કુટુંબના અંગભુતો તરફથી તે હુકમનામાનો દેણદાર છે, એમ ગણવામાં આવે છે. ૧૪ મુર. ૩૭૬; ૨૦ વી. રી. ૩૯, ઈ. લા. રી. ૭ મ. ૫૮૬; અને હુકમનામામાં તે જાતીકું છે કે પ્રતીનીધી તરીકે ફક્ત તે બંધનકાર્ક છે તે બતાવવું જોઈએ. ઈ. લા. રી. ૫ ક. ૧૪૪. પરંતુ તકરારમાં તેમ હુકમનામામાં તે વારસ વકાલ છે એમ બતાવેલું ના હોય તો, તે વિશે જે હકીકત પ્રમાણે દાવો કરેલો હોય તે પ્રમાણે તે ફેંસલા વિશે નિર્ણય કરવો જોઈએ. લા. રી ૧૫ ઇ. અ. ૬૬. અગર મીલકત વેચવાને ઠરાવ કરેલો હોય તો તે બાબત ૧૨ ક. લા. રી. ૨૫૫. લા. રી. ૫ ઈ. અ. ૨૩૩. ઇ. લા. રી. ૮ મ. ૨૦૮, ઈ. લા. રી. ૫ મ. પાનુ ૩૭ ના ઠરાવો છે.

એક હિંદુ ઉપર અથવા તેના મરણ પછી જેનો કબજો હોય તેના ઉપર લેહેણા બાબત હુકમનામું કરેલું હોય તો, તે મરનારના દીકરાઓ વિરૂદ્ધ તે હુકમનામાથી મીલકત બંધનમાં આવે છે. ઈ. લા. રી. ૭ મ. ૫૮૬, અને હુકમનામાની રૂઈએ થએલો ખરીદદાર હોય તેના બાપના ઉપર હુકમનામું થએલું હતું; અને મીલકત વેચવા લાયક હતી એટલું જોવાનું છે. ઈ. લા. રી. ૪ મ. ૯૬; ૧૪ બં. લા. રી. ૧૮૭, ૨૩ વી. રી. ૨૬૦; પરંતુ ઇ. લા. રી. ૮ મું. ૪૮૧ જુઓ; અને બાપના દેવા સારૂ છોકરા ઉપર હુકમનામું કરવામાં આવેલું હોય અને તે દેવું અનિતીના કારણસર ના હોય તો તે હુકમનામાનો તેવો અસર છે. ૧૫ બં. લા. રી. ૨૬૫, લા, રી. ૧ ઈ. અ. ૧૨૮, લા. રી. ૬ ઈ. અ. ૮૮, લા. રી. ૯ ઈ. અ. ૧૨૮, ઈ. લા. રી. ૭ મ. ૩૩૯, લા. રી. ૯ ઈ. અ. ૨૭, અને તે હુકમનામું ગીરોની રૂઇએ હોય અને ગીરોનો કરાર થતા પેહેલાં તે પાકી વયનો થએલો હોય અને દાવામાં પક્ષકાર ના હોય. ઈ. લા. રી. ૪ અલ્હા. ૩૦૯, પરંતુ ઈ. લા. રી. ૭ મ. ૩૯ જુઓ; અને મુંબઈમાં જો બાપ દાવાની તારીખે જુદો થએલો હોય તો તે દીકરાઓ તરફથી હાજર થઈ શકતો નથી. ઈ. લા. રી. ૮ મું. ૪૮૧, અને ઈ. લા. રી. ૪ મ. ૧ જુઓ. નાચને માટે કરજ કરેલું હોય તે અનિતીનું અથવા કાયદા વિરૂદ્ધ નથી. ૨૩ વી. રી. ૨૬૦, ૩૯૫, ૨૪ વી. રી. પાનું. ૨૩૧.

**કર્તા**—કુટુંબના કર્તા ઉપર અથવા સગીરના વહિવટદાર ઉપર જ્યારે હુકમનામું હોય અને તે કરજ મીલકતના ફાયદાને સારૂ ડાહ્યો માણસ જે પ્રમાણે કરે તેવું હોય, ૬ મુર. ૩૯૩, અને વહિવટદારના કામમાં તેને કોઇ કાયદાથી સ્પષ્ટ રીતે અખત્યાર આપેલો હોય તેથી વધારે તેણે કરેલું ના હોય. ૨૫ વી. રી. ૪૪૯. વળી ઇ. લા. રી. ૧ ક. ૪૭૦, અને ૧ મું, ૫૧ તથા ૭૧ જુઓ. માટે ઠરાવવામાં આવેલું છે કે એ કર્તા ઉપર જમીનના કબજા બાબતનું હુકમનામું કરેલું હોય તો, તે હુકમનામું તેની સાથે પાકી વયના રેહેનાર ભત્રીજા ઉપર બંધનકાર્ક છે. ઈ. લા. રી. ૫ મું. ૬૮૫. બંગાળામાં પણ વેહેપારનો વહિવટદાર પોતાના કુટુંબના અંગભૂતોને બંધનમાં લાવી શકે છે. ઈ. લા. રી. ૫ ક.

૭૯૨; પણ મદ્રાસમાં વેહેપારના દેવા બાબતના કોઈ દાવામાં તેઓને પક્ષકાર કરવા જોઈએ, પછી તેઓ છોકરા હોય અને કરજ બાપે કાહાડેલું હોય તેની ચીંતા નહી. ઈ. લા. રી. ૫ મ. ૩૭; ઈ. લા. રી. ૭ મ. ૩૨૮. પરંતુ જે કામમાં વહિવટદારે દરમિયાન ઉપજ આપવાને હુકમનામું કરેલું હોય, પણ હુકમનામા ઉપરથી તેના ઉપર વહિવટદાર તરીકે દાવો કરેલો એવું જણાતું નથી, અને તેની સાથે બીજા બે કુટુંબના માણસોને સામેલ કરેલા હતા તેમને મુક્ત કરવામાં આવેલા છે, તો તે હુકમનામું કુટુંબને બંધનકાર્ક નથી. ઈ. લા. રી. ૭ મ. પાનું ૨૦૧.

**વિધવા**—ધણીની મીલકત ઉપર જે કામમાં જવાબદારી ઠરાવવાનો અથવા તે મીલકત લેવાનો હેતુ હોય, તે કામમાં તે ધણીની વિધવા પ્રતીવાદી તરીકે તે દાવામાં પોતાના ધણીનું અને પોતાનું જે પાછળથી થનાર વારસ તરીકેનું હિત હોય તેની સંભાળ રાખવાને હાજર થઈ શકે છે, ૮ વી. રી પી. સી. ૧૭, ૮ મું. ૩૭, ઇ. લા. રી. ૧૧ મ. ૧૯૭ માટે જ્યારે વિધવા ઉપર તેણીના ધણીના દેવા બાબત દાવો કર્યો હોય ત્યારે હુકમનામામાં તે ધણીના વારસ તરીકે છે, અગર તેના સગીર છોકરાની વાલી તરીકે છે એવું ના હોય, તોપણ તે મરનારની મીલકત ઉપર બજી શકે છે. માર્સ. ૫૧૪. તેજ પ્રમાણે ગૌરીપ્રસાદના સગીર દીકરા હરીપ્રસાદની મા અને વાલી તરીકે સામત ચુહારકુઅરના ઉપર ગૌરીપ્રસાદની હયાતીના ભાડાના હુકમનામા વિરૂદ્ધ તેની મીલકત બંધનમાં આવે છે. ૧૦ બં. ૨૯૫, અને તેણીના ધણીના ઉપર થએલું હુકમનામું તેણીના ઉપર બજાવવામાં આવ્યું હોય તેનો પણ તેવોજ અસર છે. ઈ. લા. રી. ૫ મ. ૫. આવી જાતના કામમાં જોવાનું ફક્ત એટલુંજ છે કે તે સ્ત્રી વારસ તરીકે હોય તે સિવાય કોના દેવા બાબત તે હુકમનામું કરેલું છે. ૨૪ વી. રી. ૧૦૯. પરંતુ આ નિયમ સારો કાયદો ગણી શકાનો નથી. ૧ ઈ. કલકત્તા. ૨૨૬. ચડેલી બાકી બાબત થતા લીલામમાંથી મીલકત બચાવવા સારૂ નાણાં ધીરેલાં તે બાબત ફાળો લેવાને એક વિધવાએ દત્ત લીધો હતો, તે વિધવાના ઉપર હુકમનામું કરાવ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે મીલકત તેથી બંધનમાં આવી શકે છે. ૧વી. રી. ૧૫૧.

વિધવાએ પોતાના વિધવાપણામાં મીલકત ઉપર નાણાં લીધાં હોય તો એટલું યાદ રાખવું જોઈએ કે તેણીનો ફક્ત મીલકત બીજાને આપવાને મર્યાદા સાથેનો અખત્યાર છે. ૨૪ વી. રી. ૧૬૮. તેણીની જાત ઉપર હુકમનામું હોય અને મીલકતને તેથી જવાબદાર ઠરાવેલી ના હોય અને વિધવાપણામાં કરજ કાહાડેલું હોય તો તેથી મીલકત બંધનમાં આવતી નથી, પણ ફક્ત તેની હયાતી સુધીનો હક્ક બંધનમાં આવે છે. ૬. વી. રી. ૩૦૪. પછી તે કરજની જવાબદારી તે મીલકત ઉપર ઠરાવી શકાતી હોય તોપણ ચીંતા નહી. ૨૪ વી. રી, ૩૦૭, કારણ કે આવા કામોમાં વિધવાના ઉપર તેના પોતાના કરજ સારૂ દાવો હોય છે, માટે તે પોતાની મીલકત સબંધી બચાવ કરે છે, એમ કહી શકાતું નથી, પણ તે પોતાના હિતનો બચાવ કરે છે. ૧૫ બં લા. રી. ૧૬૦. આ ઠરાવથી ૧૨ વી. રી. ૫૦૪ અને ૨૩ વી. રી. ૪૦૪ ના ઠરાવો. રદ કરવામાં આવ્યા છે. વળી એકાદી હીંદુ સ્ત્રી મીલકતનું રક્ષણ કરવાને બદલે ચડેલા મેહેસુલની બાકી બાબત મીલકત વેચાવીને તેનો નાશ કરવાને માગે, અને એક ત્રીજા સખસને આવી ખબર થવાથી તે બચાવે તો પાછળથી થનારા વારસોને પક્ષકારો કર્યા સિવાય તથા તે મીલકત છોડાવવાને તેમને લાગ આપ્યા સિવાય કોઇ પ્રકારના હુકમનામાથી તે મીલકતને બંધનમાં લાવી શકાતી નથી. ૮

વી. રી. પી. સી. ૨૧, તેમજ બરોબર તપાસ થયા વિના તે હુકમનામું થવા દે તો તેવોજ પરીણામ છે. ઈ. લા. રી. ૨ કલકત્તા પાનું. ૨૨૨.

તેજ નિયમને લીધે એક વિધવાએ જેટલાં નાણાં કરજે લેવાં જોઈએ તે કરતાં વધારે કરજે લે તો, હુકમનામાથી તે મીલકતનો તે નાશ કરી શકતી નથી. વી. જરી. સન ૧૮૬૪ પાનું. ૪૦, અને જે રકમ ઘણુંકરીને તે કરજે કાહાડી શકતી હતી તે વ્યાજ સાથે વસુલ આપીને પાછળથી થનારા વારસોને કબજે મળવો જોઈએ. ૯ વી. રી. ૧૦૮, પછી આવા કામમાં મીલકત બીજાને આપેલી હોય અથવા તે ઉપર જવાબદારી કરેલી હોય તેની ચીંતા નહી. ૨૦ વી. રી. ૧૮૭, અને જે કામમાં જવાબદારીનો એક ભાગ બરોબર હોય તે કામમાં તેવી રીતનું હુકમનામું કરવું તે વિશે ૪ બં. લા. રી. ૧૧૮; લા. રી. ૩ ઈ. અ. ૨૭, ઈ. લા. રી. ૧ ક. ૨૨૯. અને ઈ. લા. રી. ૫ ક. ૭૯૨ ના ઠરાવો છે. મછલીપટણના કલેકટર વિરૂદ્ધ કાવાલી વેંકટ નારાયણ આપાનો. ૮ મુર. ૬૨૧ મે પાને ઠરાવ છે, તે વિશેષે કરીને ધ્યાનમાં લેવા લાયક છે. તે કામમાં એક વિધવાના ઉપર મીલકત બંધનમાં આવે તેવા કરજ સારૂ હુકમનામું કરવામાં આવ્યું હતું, અને તેમાં તે વેચાણ કરવાને ઠરાવ કરેલો હતો. ત્યાર પછી તે વખતે તે વેચાણ અટકાવવાને ગીરોરાખનારને મુદ્દલ તથા વ્યાજ વસુલ આપવામાં આવે ત્યાં સુધી તે મીલકત તેણીએ ગીરો આપી. આ સમાધાન લખી લેવામાં આવ્યું, અને બજાવણી બંધ રાખવામાં આવી, પરંતુ કોર્ટના એક હુકમથી ગીરોરાખનારને કબજો મળ્યો નહીં. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ સમાધાનથી ફક્ત એક નવાઈની હકીકત થએલી છે. માટે ગીરોની રકમ બાબત તે લેહેણદારોનો તે મીલકત ઉપર ફક્ત હક્ક સબંધ છે. અમે ઉપર બતાવ્યું છે તે પ્રમાણે આ તમામ નિયમનો આધાર મીલકત સબંધી વિધવા હાજર છે એવી ધારણા ઉપર છે, અને વિધવા જાતે આવી સ્થીતિમાં ના હોય અને જો તે વારસ ના હોય, પણ તેણીનો ફક્ત ખોરાકી પોશાકીનો હક્ક હોય તો તેણીના ઉપર થએલા કોઇ હુકમનામાથી પાછળથી થનારા વારસો બંધનમાં આવી શકતા નથી.

**પૈસાનું હુકમનામું**—ગીરોરાખનાર અગર સાન રાખનાર મીલકત ઉપરનો હક્ક છોડી દેઈ ફક્ત પૈસા બાબત દાવો કરે છે, તે કાંઈ અસાધારણ નથી. ૧૪ વી. રી. ૨૦૯, પરંતુ જો કરારથી તેનો અખત્યાર ગએલો હોય તો તે પ્રમાણે કરી શકતો નથી. ૧૪ વી. રી. ૨૧૪. આવા હુકમનામાના હેતુ વિશે નક્કી ઠરાવ થએલો નથી. પરંતુ એવું માલુમ પડે છે કે તેથી ફક્ત જાત ઉપર ઈલાજ આપવામાં આવે છે. લા. રી. ૨ ઈ. અ. ૨૭૫, ૧૫ વી. રી. ૩૧૩, ૩ વી. રી. પરચુરણ ૧૬; અને બજાવણીમાં ગીરોવાળી મીલકત ઉપર કાંઈ જવાબદારી ઠરાવી શકાતી નથી. ૧૮ વી. રી. ૫૦૩, તોપણ ૧૭ વી. રી. ૬૨ જુઓ. તેમ તે મીલકત ઉપર તે હુકમનામું બજી શકતું નથી, પણ જુદો દાવો કરી હક્ક સબંધનો અમલ કરી શકાય છે. ૨૧ વી. રી. ૧૫૦, ૧૬ વી. રી. ૧૧૯, ૧૩ વી. રી. ૪૫૩, લા. રી. ૭ ક. ૭૧૪, ૪૫૩. એ ઠરાવો વેચાણ અથવા ગીરોથી છોડાવવાનો હક્ક બંધ થવા બાબતના છે. બીજો દાવો કાયદા પ્રમાણે ચાલી શકે કે નહી એ વિશે સફાઈ નથી. ૨ અલ્હા. ૨૯, ઈ. લા. રી. ૨ અલ્હા. ૩૪૫. વળી સન ૧૮૮૨ ના મીલકત ચડાવી આપવાના આકટની કલમ ૯૯ જુઓ.

પૈસા બાબતના હુકમનામાની તથા હક્ક સબંધ ઠરાવ્યાના હુકમનામાની વચ્ચમાં તફાવત

છે, તે વિશે, ઈં. લા. રી. ૩ અલ્હા. ૭૭૫, તથા ૩૮૮ ના ઠરાવો જુઓ. અમુક રકમ વસુલ આપે એટલે કબજો લેવાનો વાદીનો હક્ક છે, એવો ઠરાવ કરવામાં આવ્યો હોય તો તે રકમ બાબત તે પૈસા બાબતનું હુકમનામું છે. ૫ ક. લા. રી. પાનું. ૧૭૬.

કીસ્તબંદીથી અસલ દેવું અથવા હક્ક સબંધ જતો નથી. ૧૧ વી. રી. પાનું ૪૮૧.

**ટ્રસ્ટી**—એકાદો સખસ જો કાયદા સાથેનો માલેક ના હોય તેની પાસે ટ્રસ્ટમાં કાંઈ મીલકત હોય તો, તે મીલકતને તેની જાત ઉપર હુકમનામું થવાથી હરકત થતી નથી. ૧૯ વી. રી. પાનું. ૨૨૬.

**હુકક**—કોર્ટને સ્થાવર મીલકત બંધનમાં લાવવાને જો હકુમત ના હોય તો, કોઈ હક્ક સબંધ ઉત્પન્ન થઈ શકતો નથી, માટે તે પ્રમાણે સ્માલકાજકોર્ટોની બાબતમાં થાય છે. ૨ અલ્હા. ૭૦, અગર કામ એવી રીતે ચલાવવામાં આવ્યું હોય કે જે ઉપરથી કોઈ સબંધ ઉત્પન્ન થાય છે એવો વિચાર થતો ના હોય. સન ૧૮૬૦ ના આકટ ૨૦ માની કલમ ૫૩ પ્રમાણે કાંઈ જવાબદારી ઠરાવી શકાતી નથી. ૧૯ વી. રી. પાનું. ૨૫૧.

**ખોરાકી પોશાકી**—આ બાબત ઈં. લા. રી. ૬ ક. ૬૮૧ અને ઈં. લા. રી. ૨ અલ્હા. ૭૭૭ જુઓ. અને ચડેલી બાકી બાબત જો દાવો કરેલો હોય તો, ૨ અલ્હા. ૧૭૯, અને ૬ અલ્હાબાદ. પાનું. ૪૧ જુઓ.

**કબજો**—જમીનના કબજા બાબતના હુકમનામાથી તે ઉપરની ઈમારતો પણ આવી જાય છે, માટે જે સખસનો કબજો લેવામાં આવે તે સખસના હક્ક વિશે ઘટતી સંભાળ અને સાવધગીરીથી તે ઈમારતો બાંધેલી છે એવું જો બતાવે નહી તો, તે ખશેડવાને તેને પરવાનગી આપી શકાતી નથી. ૨ વી. રી. પાનું. ૧૨૩.

આ કલમ પ્રમાણે હુકમનામામાં થએલી ભૂલ દૂરસ્ત કરવાની અરજીનો સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨, જાની આર્ટીકલ ૧૭૮ ના હેતુમાં સમાસ થતો નથી, અને તેને માટે કાંઇ મુદત નથી, માટે હરકોઈ વખતે ભૂલ માલમ પડે તે વખતે તે અરજી થઈ શકે છે. ઈં. લા. રી. ૧૧ મ. પાનું ૨૮૪, તથા ઈં. લા. રી. ૯ અં. પાનું. ૩૬૪ તથા ઇં. લા. રી. ૧૦ મ. પાનું. ૫૧.

હાયકોર્ટના હુકમનામાના મતલબમાં ફેરફાર કરવાનો હેતુ ના હોય તથા ખરી રીતે દાવાવાળી મીલકતને અસર કરવાનો ના હોય તો, તે દુરસ્ત કરવું કાયદા વિરૂદ્ધ નથી. ઈં. લા. રી. ૧૦ અ. પાનું. ૫૧.

જ્યારે અપીલમાં હુકમનામું બાહાલ રાખવામાં આવ્યું હોય ત્યારે આ કલમ પ્રમાણે જે હુકમનામું બજાવવાનું હોય તે દુરસ્ત થઈ શકે છે, અને અપીલકોર્ટનું હુકમનામું બજાવવાનું છે અને અસલકોર્ટનું રદ થએલું બજાવવાનું નથી, તોપણ જો જરૂર પડે તો અપીલકોર્ટનું હુકમનામું બજાવવાને અસલકોર્ટનું હુકમનામું જોઈ શકાય છે. ઈં. લા. રી. ૧૧ અ. ૨૬૭.

સ્થાવર મિલકત લેવાનું હુકમનામું. **૨૦૭. ફરિયાદનો વિષય સ્થાવર મિલકત હોય, અને તે મિલકત ચતુ:સીમાથી અથવા જમાબંદીના કે મોજણીના દફતરમાંના નંબરથી ઓળખાવી હોય, તો તે ચતુ:સીમા અથવા નંબર હુકમનામામાં લખવા.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૯૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

લાંબા કબજાના કારણથી બચાવમાં અમુક હક બતાવેલો હોય, તોપણ જો કબજો માલમ પડે તો પ્રતીવાદીના લાભમાં હુકમનામું થઇ શકે છે. ૭ ક. લા. રી. પાનું ૧૦૩.

હુકમનામાથી જે મીલકતને અસર થતો હોય તે જોતાંજ તે મિલકત સ્પષ્ટ અને ચોકસાઈથી જણાય એ પ્રમાણે તેમાં બતાવવું જોઈએ. ૨૪ વી. રી. ૪૭૯; તેથી જમીન અપાવેલી હોય તો તે બતાવવું જોઈએ. સ. દિ. અ વાવ્ય પ્રાંત સન ૧૮૫૩ પાનું ૨૭૭, અને એક હુકમનામામાં વાદીને તેની જમીન પાસેની જમીન મળે એવું લખ્યું હોય, પણ તેની હદ લખી ના હોય તો તે હુકમનામું અપુર્ણ કેહેવાય. ૨૫ વી. રી. ૩૯. માટે અમુક જમીન પૈકીની જમીન ખુંટ શિવાય અપાવેલી હોય તો તે હુકમનામું બજી શકતું નથી. ૨૩ વી. રી. ૨૮૫, ૧૯ વી. રી. પાનું. ૮૧.

**અમલ**—એક પક્ષકારે કબજા બાબતનું હુકમનામું મેળવ્યું હોય ને તે બજાવ્યા પછી દાવાનું કારણ ઉત્પન થયું ના હોય તો, તેજ મીલકત બાબત પ્રતીવાદી ઉપર બીજો દાવો તે પક્ષકાર કરી શકતો નથી. ૨૦ વી. રી. પાનું. ૪૧૩.

હિંદુ વીધવાની પાછળ થનારા વારસોએ તે વિધવા પાસેથી ખરીદ કરનારા ઉપર દાવો કર્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદી તે ઈમારતો ઉપર દાવો રાખી શકતો નથી, કારણ કે હિંદુ વિધવા પાસેથી ખરીદ કરનાર તરીકે અગર તેવા ખરીદ કરનાર પાસેથી ખરીદ કરનાર તરીકે તેની પેહેલી એવી ફરજ હતી કે તે વિધવાને વેચવાના હક બાબત એકાદો સાધારણ ડાહ્યો માલેક ખાત્રી કરે એવી ખાત્રી કરવી જોઇએ. ૨ વી. રી. ૧૨૭. ઈં. લા. રી. ૮ ક. પાનું. ૫૮૨.

વડીલોપાર્જીત જમીન ઉપર મજીઆરા હિંદુકુટુંબનો એક અંગભૂત ઈટોથી એક મકાન બાંધે, અને પછી તેના સહહિસ્સેદારો વેહેંચણ કરાવવાને દાવો કરે તો, તેઓ તે મકાનની મીલકત ઉપર દાવો રાખી શકતા નથી, અને તેટલીજ રકમની બીજી તેવી જમીન ફકત તે માગી શકે છે. ૧ સેલ. રી. પાનું ૩૫.

'કબજા તથા વસીલાત' ના હુકમનામામાં ફક્ત જમીન બતાવેલી ના હોય, અને દાવાની અરજીમાં ખુંટ બતાવેલા ના હોય તો, તે હુકમનામું અવિભક્ત હિસ્સાના કબજાનું છે. ૧૦ વી. રી. પાનું. ૯૬.

અમુક જમીનનો ત્રીજો હિસ્સો લેવાને વાદીએ દાવો કર્યો; પરંતુ મૂનસફે તે દાવાનું રૂપ બદલીને તે હકની રૂઈએ તમામ જમીનના ત્રીજા હિસ્સાનું હુકમનામું કર્યું, પણ તે જમીન પૈકી થોડીક જમીન વાદીના કબજામાં હતી, માટે તે હુકમનામાની બજાવણીમાં પ્રતીવાદીએ એવી હરકત લીધી કે વાદીએ પોતાના કબજાની તે જમીન સબંધી તે હુકમનામું પ્રથમ બજાવવું જોઈએ; પણ એવું ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીના કબજાની તમામ જમીન ઉપર તે હુકમનામું બજી શકે છે. ૧૩ વી. રી. પાનું. ૯.

• વાદીએ જે હકથી દાવો કર્યો હોય તે હક તે શાબેત કરી શકે નહી તો, કબજા બાબતનું હુકમનામું તેના લાભમાં થાય નહી. ઈ. ડા. પાનું. ૯૨૫.

જંગમ મિલકત આપવાનું હુકમનામું. **૨૦૮. જંગમ મિલકત બાબત ફરિયાદ હોય, અને તે મિલકત આપવાનું હુકમનામું થાય ત્યારે, તે મિલકત ન આપી શકાય તો તેને બદલે આપવાની પૈસાની રકમ પણ તેમાં લખવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૯૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જંગમ મીલકતની વેંહેચણના દાવામાં વાદીએ તે મીલકતની જે ઇયાદ રજુ કરી હતી તે બરોબર નથી એવી પ્રતીવાદીએ હરકત લીધી, પણ તે વિશેનો નિર્ણય નહી કરતાં દાવાનું હુકમનામું કર્યું, અને ઠરાવ્યું કે જે ચીજો બાબત હરકત હશે તે હુકમનામાની બજાવણીમાં સાંભળવામાં આવશે. તેમાં ઠરાવવામાં આવ્યું કે જડજે તે બાબતનો ઈશ્યુ કાહાડવો જોઈતો હતો, અને તેનો નિર્ણય કરીને હુકમનામું કરવું જોઈતું હતું. ૭ અલ્હા. ૭૫

હુકમનામાની રૂઈએ મીલકત આપી શકાતી ના હોય તો, નાણાં અપાવવાનો ઈલાજ છે. ૧૬ વી. રી. ૨૪૦. જે રકમ ઘણુંકરીને અપાવવામાં આવે છે તે મીલકતની કીંમત તથા જેટલી મુદત વાદીનો કબજો ગએલો હોય તેટલી મુદતમાં થએલું નુકશાન હોય તે છે. ૧૯ વી. રી. ૧૨૩, અને ૧૬ વી. રી. પાનું. ૨૪૦.

પૈસાની ફરિયાદમાં મુદલ રકમ ઠરાવીહોય તે ઉપર કાંઇ વ્યાજ આપવાનું હુકમનામામાં ફરમાવી શકાય.

**૨૦૯. [૧] રૂપીયા આપવાનું હુકમનામું હોય ત્યારે, જે મુદલ રકમ આપવાનો ઠરાવ કર્યો હોય તેનું ફરિયાદ માંડ્યા પેહેલાનું કાંઇ પણ મુદતનું વ્યાજ અપાવ્યા ઉપરાંત, ફરિયાદની તારીખથી હુકમનામાની તારીખ સુધીનું કોર્ટને વ્યાજબી લાગે તે દરથી તે મુદલનું વ્યાજ આપવાનો હુકમનામામાં હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે; વળી તેની સાથે આ પ્રમાણે કુલ રકમ ઠરાવવામાં આવે તેનુ હુકમનામાની તારીખથી વસુલની તારીખ સુધીનું, અથવા તેનાથી પેહેલાંની કોર્ટને યોગ્ય લાગે તે તારીખ સુધીનું, કોર્ટ વ્યાજબી ધારે તે દરથી વ્યાજ આપવાનો હુકમનામામા હુકમ કરવાને પણ કોર્ટ મુખત્યાર છે.**

**(૨) ઉપર કહ્યા પ્રમાણેની કુલ રકમનું હુકમનામાની તારીખથી વસૂલની તારીખ સુધીનું અથવા તેનાથી પહેલાંની બીજી કોઇ તારીખ સુધીનું વધારે વ્યાજ આપવા સબંધી જ્યારે સદરહુ પ્રકારના હુકમનામામા ઠરાવ ન હોય ત્યારે, તે કોર્ટે એવું વ્યાજ અપાવ્યું નથી એમ સમજવું, અને તેને માટે જુદી ફરિયાદ ચાલશે નહીં.**

**ટીકા**—સન ૧૮૬૧ ની આકટ ૨૩ માની કલમ ૧૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ અને જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**વ્યાજનો કરાર**—જ્યારે એક પક્ષકારે અમૂક દરથી બીજા પક્ષકારને વ્યાજ આપવાનો કરાર કરેલો હોય ત્યારે દાવાની તારીખથી તે હુકમનામાની તારીખ સુધી કેટલા દરથી વ્યાજ અપાવવું તે ઠરાવવાને કોર્ટને આ કલમથી કુલઅખત્યાર આપેલો નથી. ૨ હાઇડ ૧૦૬. હુકમનામાની તારીખ સુધી કરાર પ્રમાણેના દરથી વ્યાજ અપાવવું જોઈએ. ૨૩ વી. રી. ૩૦૯, ૧૫ વી. રી. ૩૯૬, ૧૦ મુર ૨૫૧, ૬ વી. રી. ૨૫૪, ૨ વી. રી. રેફરન્સ ૧, પછી વ્યાજનું વ્યાજ હોય. સદર દીવાની અદાલત વાવ્યપ્રાંત સન ૧૮૬૨ પાનું. ૬૦, ઈ. લા. રી. ૩ મ. ૧૨૫, તોપણ ઈ. લા. રી. ૩ મું. ૨૦૨ જુઓ, પણ જો કપટ શાબેત થાય તો ૧૧ મુર. ૧૨૭, અગર કરાર કરેલો દર સમજ વિનાનો હોય, જેમકે

દર માસે દર સેંકડે ૧૨ાા ટકાના દરનું વ્યાજ હોય તો, ૬ અ. ૩૫૯. (દર વર્ષે ૭૫ ટકા તેનો દર નથી. ૧૨ બં. લા. રી. ૪૭૭) અથવા પેનલટી થતી હોય એટલે કસુરથી વધારે દર નું વ્યાજ હોય તો, ૭ અ. ૧૦૮, ૨૦ વી. રી. ૩૧૭, ૨૨ વી રી. ૪૭૪, ૧૯ વી. રી. ૨૭૧, ૧૧ બં. લા. રી. ૧૩૫, ૧૨ બં. લા. રી. ૪૫૬, અને જે તારીખે કસુર કરવામાં આવે તે તારીખથી ચડતા દરનું વ્યાજ તેવું નથી. ઈ. લા. રી. ૯ ક ૬૮૯, પણ જો ખતની તારીખથી ચડતા દરનું હોય તે પ્રમાણે છે. ઈ લા. રી. ૮ ક. ૬૧૫, અથવા મૂદલ કરતાં વ્યાજ વધારે હોય અને વાદી મદ્રાસનો હિંદુ હોય, ૧ મ. ૫, ૩ મું. ૨૩, પણ બંગાળામાં જુદી રીતે છે, ૨૪ વી. રી. ૧૦૬, ૬ અલ્હાબાદ પાનું. ૩૫૮.

હુકમનામામાં એવી શરત ઠરાવેલી હોય કે હરકોઈ બે હફતા પડે એટલે તમામ રકમ લેહેણી થાય તે, અને ચડતા દરજ્જાનું વ્યાજ એકદમ વસૂલ કરે તે પેનલટી નથી. ૭ ક. લા. રી. ૮૨

પરંતુ હુકમનામું થયા પછી કરાર બંધ પડે છે અને તેનો હુકમનામામાં સમાસ થાય છે, માટે લેહેણદારને પોતાના હુકમનામાની જામીની હોય અને તેના લેહેણા ઉપર જેટલું વ્યાજ અપાવવાનો કોર્ટનો રીવાજ હોય તેટલું અપાવવામાં આવે છે. ૧૧ વી. રી. ૪૫૫, તોપણ ૧૭ વી. રી. ૪૩૧ જુઓ. તેમાં આ ભેદ લક્ષમાં રહેલો નથી એમ જણાય છે. જે વ્યાજ હુકમનામાની રકમ ઉપર હોય તે વિશે એવા કારણથી વાંધો લેઈ શકાતો નથી કે, તે વ્યાજનું વ્યાજ છે. ૬ વી. રી. પરચુરણ ૧૫૭, ૨૦ વી. રી. પાનું. ૧૮૯.

હુકમનામું થયા પછી નાણાં આપવા માંડ્યાં હતાં એ બતાવવાને જોઈએ તેટલું શું છે, તે વિશે ઈ. લા. રી ૯ કલકત્તા પાનું. ૩૩ જુઓ. •

જ્યારે વ્યાજ બાબત હુકમનામામાં કાંઈ ઠરાવ ના હોય ત્યારે દાવાની તારીખ અને હુકમનામાની તારીખ વચેની મુદત બાબત વ્યાજ અપાવી શકાતું નથી. પરંતુ હવે પછી નું વ્યાજ બીજો દાવો કરી લઈ શકાય છે. ઈ. લા. રી. ૩ ક. ૬૦૨, પરંતુ ક. લા. રી. પાનું. ૫૨૩ જુઓ.

એક કામમાં એક સખસના વિરૂદ્ધ વ્યાજ વિનાનો હિસાબ લેવાને પ્રીવીકૌંસીલે હુકમનામું કરેલૂં, તેમાં ઠરાવવામાં આવ્યું કે ચડેલી દરમિયાન ઉપજ ઉપર વ્યાજ આપવાનું નથી, પરંતુ હુકમનામાની તારીખથી વસુલ થયાની તારીખ સુધીનું વ્યાજ હુકમનામાની રકમ ઉપર અપાવવાને તે ફૂલઅખત્યારથી અટકાવ થતો નથી. ૧૫ વી. રી. પાનું. ૪૬૯.

**વેહેપારીનો રીવાજ**—જ્યારે વ્યાજ આપવાનો સ્પષ્ટ કરાર ના હોય ત્યારે મુંબાઈમાં વેહેપારનું દેવું જે ચોપડાના હિસાબથી હોય છે તે ઉપર સેંકડે ૯ ટકાનું વ્યાજ અપાવવાનો રીવાજ છે. ૫ મુર. ૧૩૬. કલકત્તામાં બીજી રીતે છે. ૧૬ વી. રી. ૧૪૮, ૯ મુર. ૨૫૬. મુર્સીદાબાદમાં દેખાડ કર્યા પછી ૧૧૧ દિવશે નાણાં આપવાની હુંડીઓ હોય છે, તે ઊપર વ્યાજ ચડે છે. ૪ વી. રી. પાનું. ૮૫.

**લેહેણું થયા પછી વ્યાજ**—જે કામમાં વસુલ થતાં સુધીને માટે વ્યાજનો દર ઠરાવેલો ના હોય, પણ અમુક મુદત સુધીનો ઠરાવ્યો હોય, અને ઠરાવેલે દિવશે જો નાણાં આપવામાં ના આવે તો તે દિવશે મુદલ તથા વ્યાજ એક દેવું થાય છે, માટે તે કાયદા પ્રમાણે જ્યારે વસુલ કરવામાં આવે ત્યારે કોર્ટની મરજીમાં આવે તો તે કરાર તોડવાથી તેમાં વધારે પેનલટી અપાવે, પરંતુ તેના તે દરનું વ્યાજ જારી રેહે છે તેવો ગર્ભીત કરાર થતો નથી. ઇ. લા. રી. ૨ ક. ૪૧, ૨૫ વી. રી. ૩૧૮, નાણાં જે તારીખે લેહેણાં થાય

ત્યાર પછી જો દેણદાર તે દરથી વ્યાજ આપે જાય તો લેહેણદારને જે નુકશાન થાય તે બાબતમાં તે દર વ્યાજબી છે એવું ઠરાવવાની પુષ્ટીમાં તે પુરાવ થાય છે. ૧૫ વી. રી. ૨૮૪. પરંતુ જો કાંઈ મુકરર કરેલો દર ના હોય અને કરારવાળો દર ઘણોજ વધારે હોય તો જે તારીખે નાણું લેહેણું થાય તે તારીખ પછી કોર્ટ વ્યાજબી દરનું વ્યાજ ફક્ત અપાવી શકે છે. ૧૪ વી. રી. પાનું. ૪૫૦

સન ૧૮૩૯ ના આકટ ૩૨ માં વ્યાજ બાબત ઠરાવ કરેલો છે. તે આકટ પ્રમાણે વ્યાજ અપાવી શકાય છે. માટે તે આકટ પેહેલાં જે કામોમાં વ્યાજ અપાવવામાં આવતું હતું તે કામોમાં તે અપાવવાને કોર્ટને અટકાવ થતો નથી. માર્સ ૨૩૯. જેમકે ફાળા પડતો ભાગ લેવાને વાદી પોતાનો હક્ક છતાં સુઈ રહેલો ના હોય તો, તે બાબતના દાવામાં વ્યાજ હમેશાં અપાવવામાં આવે છે. ૧૯ વી. રી. ૮૯. ૧૭ વી. રી. પાનું. ૧૭૯.

તે આકટ કરજોને તથા અમુક નક્કી કરેલી રકમોને લાગુ છે, પરંતુ નક્કી થયા વિનાના બાકી લેહેણાને લાગુ નથી. તેમજ રકમ બાબત તથા મુદત બાબત શરત હોય તેવા કરજને લાગુ નથી. ૭ મુર. ૨૬૩. તેમ કરારથી પક્ષકારોએ વ્યાજની રકમ નિયમમાં રાખી હોય તો મુદતની માફક તે આપવાનું છે, તેને લાગુ થતો નથી. માર્સ ૫૪૪; ૧૦ મુર, ૨૨૯; પરંતુ જે કામોમાં મુદત અથવા હકીકતની બાબતમાં તારીખ નક્કી કરેલી હોય અને દસ્તાવેજમાં વસુલ આપવાની તારીખ બતાવવાની જરૂર ના હોય, તો તેને તે આકટ લાગુ છે. લા. રી. ૧૦ કવી. બેં. ૩૭૧. તોપણ બીજી બાજુ તરફ એવું ઠરાવેલું છે કે માગે ત્યારે આપવા એવી નોટ હોય તો તેનો તેમાં સમાસ થતો નથી. ૧ બં. લા. રી. ૪૧.

સમન્સ કરવામાં આવે છે તે આકટ પ્રમાણે એક ઉઘરાણી છે. લા. રી. ૧૫ ઈકવી. ૩૯૪, માટે જે કામમાં પ્રથમ માગણી કરવામાં આવેલી ના હોય તે કામમાં વ્યાજ દાવાની તારીખથી ફક્ત અપાવી શકાય છે. ૬ વી. રી. ૨૮૮. ૨૪ વી. રી. ૪૫૭. વ્યાજની રકમ તે જડજના કુલઅખત્યાર પૈકીની છે. ૧૧ વી. રી. ૬૮. માટે અપીલમાં હાથ ઘાલવો નહી જોઈએ, પણ જો નીચેની કોર્ટ વિરૂદ્ધ ઢીલથી અથવા ખોટું સમજ્યાથી ગેરઈનસાફ કરેલો હોય તો, તે વખતે પણ પ્રીવીકાંઉસીલના અભિપ્રાયમાં આવ્યું છે કે તેણે તે બાબત નવી તપાસ કરવાને ફરમાવી શકે છે. ૯ મુર. ૨૬૩, ૨૮૨; અને દેખીતી રીતે સ્પેશીયલ અપીલમાં હાયકોર્ટમાં ખુલ્લી રીતનું કામ છે.

**અપાવેલું વ્યાજ**—બજાવણીમાં હુકમનામાની રકમ લેતાં વાદીને હરકત કરવાથી તે વાદીને વ્યાજ અપાવવામાં આવેલું છે. વી. રી. સન ૧૮૬૪ પાનું ૧૭૪. હુકમનામા વિરૂદ્ધ ભાડું લેવાથી તે રકમ અનામત મુકવાને હુકમ કરેલો, પણ તે રકમ હુકમની તારીખે અનામત મુકેલી નહી તે ઉપર વ્યાજ અપાવવામાં આવેલું છે. ૧૬ વી. રી. ૨૫૭. સરકારી પ્રામીસરી નોટો ખોટી રીતે રાખવામાં આવેલાં હોય તે ઉપરથી વ્યાજ અપાવવામાં આવે છે. ૩ વી. રી. ૧૪૭; અને જો કે દસ્તાવેજમાં વ્યાજ બાબત કાંઈ કહેલું ના હોય પણ પક્ષકારોએ તે વિશે વ્યાજ આપવાનું છે, એવું ગણેલું, માટે જે પક્ષકારે તે આપેલું હોય તે પક્ષકાર તે લેહેણું થએલાની બાબત ઈનકાર કરી શકતો નથી. ૧ વી. રી. ૧૩૬. બીજી બાજુ તરફ એક હુકમનામાની રૂઈએ એકાદા સખસનો વ્યાજ લેવાનો હક્ક હોય તો તે હક્કતેથી લે, માટે તે લેવાનો હક્ક તે ખોતો નથી ૬ વી. રી. પરચુરણ ૧૨૧. માટે જે કામમાં દર વર્ષે દર સેંકડે પાંચ ટકા વ્યાજ આપવાનો કરાર હોય અને પછી આઠ

ટકાના દરથી વ્યાજ આપવાને કરાર કરેલો હોય તો, ઠરાવવામાં આવ્યું કે આઠ ટકાના દરથી વ્યાજ વસુલ થઈ શકતું નથી, કારણ કે તે કરાર અવેજ વિનાનો છે. ૧૧ મુર. ૧૨૯, ૬ વી. રી. પાનું. ૫૯.

નજીકમાં નજીકના સગા તરીકે પ્રતીવાદીએ સગીરની મીલકત કબજામાં લીધી, અને તેનું સરાફી કામ તેના નાણાથી ચલાવ્યું અને તેનો નફા તથા નુકશાનનો બરોબર હિસાબ રાખ્યો. ઠરાવવામાં આવ્યું કે તે સગીરનો તે પુંજી ઉપર વ્યાજ લેવાનો હક નથી, પરંતુ જે નફો થએલો હોય તે ફક્ત લેવાનો હક છે, અને કમીશન લેઈ શકાતું નથી. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૨ પાનું. ૨૧૨.

હુકમનામામાં વ્યાજનો દર બતાવેલો ના હોય તો, તે હુકમનામું કરતી વખતે હમેશાંની રીતીના દર પ્રમાણે કોર્ટ વ્યાજ અપાવે છે. ૬ ક. લા. રી. પાનું. ૨૩૧.

**નહીં અપાવેલું વ્યાજ**—એક ખતમાં જો સ્પષ્ટ રીતે એમ કેહેવામાં આવેલું ના હોય કે જે તારીખે રકમ લેહેણી થઈ તે તારીખ પછી વ્યાજ ચડે તો, ખાસ રીતે નોંધાવેલા ખતની રૂઈએ વ્યાજ અપાવવામાં આવેલું નથી. તેનો અમલ હુકમનામા તરીકે કરવાનો છે. ૧૦ વી. રી. ૧૭૫. તેમ થોડા અવેજથી લેહેણું અથવા દાવો ખરીદ કરવામાં આવેલા હોય તેની રૂઈએ જો તે અદબદ રેહેવા દીધો હોય તો, વ્યાજ અપાવી શકાતું નથી, તેમ પેહેલા અને બીજા વેચાણની કીંમતમાં જે ગાળો હોય તે ઉપર કાયદા પ્રમાણે કસુર કરનાર ખરીદદાર પાસેથી વ્યાજ અપાવી શકાતું નથી. ૯ વી. રી. ૫૦૦. જે કામમાં દાવો અઘટીત અથવા હેરાનગતી ભરેલો ના હોય તે કામમાં હુકમનામું પાછળથી ફેરાવવામાં આવેલું ના હોય તો, તે હુકમનામાની રૂઈએ અનામત મુકેલા નાણાં ઉપર વ્યાજ અપાવવામાં આવતું નથી. ૬ વી. રી. ૨૮૫.

દેવા પૈકી રકમ આપવા માંડવાથી વ્યાજ બંધ પડતું નથી. ૭ વી. રી. ૨૦, તેમજ ફેંસલો થતાં સુધી જામીની દાખલ જે નાણાં કોર્ટમાં ભરેલાં હોય, પણ વાદી લેઈ શકતો ના હોય તે ઉપર વ્યાજ અપાવી શકાતું નથી. લા રી. ૩ મ. ૩૭૭. જો લેહેણદારે લેહેણા પેટે વસુલ લેવાને પ્રથમ ના કહેલી ના હોય અને જે અનામત વ્યાજબીરાહે મુકી શકાતું હોય તેવું અનામત ના હોય તો, કોર્ટમાં અનામત રકમ ભરવાથી વ્યાજ બંધ પડતું નથી. ૩ બં. લા. રી. ૧૦૫. દેણદારે એવી શરતથી નાણાં આપવાને માંડેલાં કે જો તે પોહોંચ્યાની પોહોચ આપવાનો યોગ્ય અખત્યાર બતાવે તો તે આપવામાં આવે. ૧ મ. ૧૨૪, અથવા નોટીસમાં અનામત ભરીને સામા પક્ષકારને નોટીસ આપે તો વધારાનું વ્યાજ માગી શકાતું નથી. ૧૬ વી. રી. ૩૦૪. પરંતુ હાલના કાયદાને સારૂ કલમ ૩૬૭-૩૬૮ જુઓ.

જે કામમાં હુકમનામામાં અમુક મીલકત દેવું પ્રથમ આપવાને જવાબદાર છે એવું ઠરાવેલું હોય તો, માલેક અથવા તેના વારસોના જામીનોને મુક્ત રાખવાને સારૂ પોતાનો બચાવ કરવાને નાણાં કોર્ટમાં ભરવાનો સંપુર્ણ હક છે; માટે જો નાણાં કોર્ટમાં ભરવામાં આવ્યાં હોય તો, માલેક અથવા વારસો પાસેથી મળેલા અખત્યાર પ્રમાણે ભરવામાં આવેલાં છે કે નહી, તેનો તપાસ કરવાને કોર્ટને જરૂર નથી. ૧૨ વી. રી. પાનું. ૫૦૫.

એક હાથદસકતની ચીઠીથી દર સેંકડે ૫ ટકાના વ્યાજથી નાણાં વસુલ આપવા એવું વચન આપેલું, પણ દર માસે કે દર વર્ષે એ કાંઈ બતાવેલું નહી હતું. ઠરાવવામાં આવ્યું કે આ અંદેશો પક્ષકારોની વચ્ચે પ્રથમ થયેલી લેણદેણ તથા રીવાજ ઉપરથી દૂર થઈ શકે છે. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૩૭૯.

વાદી મીલકત લીલામમાં મુકી શકે અગર તેણે મુકવી જોઈએ, અને જો મુકવાથી તમામ રકમ વસુલ કરી શકત એવું હોય તો, તે મુદત પછી વ્યાજ અપાવવું નહી જોઈએ. પી. સી. નવંબર ૧૮૭૮.

ગીરોઆપનાર પાસેથી ગીરોની ખબર શિવાય શુદ્ધ અંતઃકરણથી ખરીદદાર થએલો હોય તો, દાવો દાખલ થયા પછીની મુદત સારૂ ગીરોમાં ઠરાવેલા દરથી ગીરોરાખનારને વ્યાજ નહી અપાવવાને કોર્ટ મુખત્યાર છે. ઈ. લા. રી. ૩ મુંબાઈ ૨૦૨.

**હિંદુશાસ્ત્ર**—ચડેલું વ્યાજ મુદતથી બમણા કરતાં વધારે હોય તો હીંદુશાસ્ત્ર પ્રમાણે વસુલ થઈ શકતું નથી. ૭ ક. લા. રી. ૨૦૪, અને તે પ્રમાણે ગીરોની બાબતમાં પણ છે. ઈ. લા. રી. ૩ મું. ૩૧૨. બંગાળામાં કલકતાની બાહાર જુદી રીતે છે. ઈ. લા. રી. ૯ ક. ૮૭૧, તથા ૮૨૫. જે કામમાં પ્રતીવાદી હિંદુ ના હોય તે કામમાં આ નિયમ લાગુ થતો નથી. ઈ. લા. રી. ૩ મું. પાનું. ૧૩૧.

દાવાવાળા ખતની અંદર વસુલ થતાં સુધી ઠરાવેલા દરનું વ્યાજ આપવાનું લખેલુ હોય, તોપણ દાવાની તારીખ પછીના વ્યાજ બાબતમાં કોર્ટને કુલઅખત્યાર છે. ઇ. લા. રી. પાનું. ૫૬૯.

હુકમનામું કરનારી કોર્ટે વ્યાજ બાબત કાંઈ ઠરાવ કરયો ન હોય તો, તે બજાવનારી કોર્ટ વ્યાજ અપાવી શકતી નથી. ૩ મ. હા. રી. પાનું. ૪૨૧.

એક દાવામાં કોર્ટે વાદીના લાભમાં વ્યાજ સાથે રૂપીયા મળવાનું હુકમનામું કરયું, પણ તે દાવા પેટે પ્રતિવાદીએ આપેલા રૂપીયા શાબેત થયા તેટલા બાદ કરયા, તેથી તે બાદ કરેલા રૂપીયા માટે વાદીએ અપીલ કરી. તેમાં ઠરાવ્યું કે આ બાદ કરેલી રકમ ઉપર પણ તેને વ્યાજ મળી શકે. ૮ વી. રી. પાનું. ૧૬૩.

ખરચ ઉપર વ્યાજ મળવા માટે આ કાયદાની કલમ ૨૨૨ જોવી.

હફ્તાથી પૈસા આપવાનું હુકમનામામાં ફરમાવીશકાય

**૨૧૦. રૂપીયા આપવાનાં બધાં હુકમનામામાં પુરતુ કારણ હોય તો, વ્યાજ સાથે અથવા વગર વ્યાજે હફ્તાથી રૂપીઆ આપવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

હુકમનામુંથયા પછી હફ્તાથી રૂપીયા આપવાનો હુકમ.

**અને એવું કોઈ હુકમનામું થયા પછી, હુકમનામાના દેણદારની અરજ ઉપરથીતથા હુકમનામાવાળાની સમતીથી—વ્યાજ આપવા વિશે, પ્રતિવાદીની મિલકત જપ્ત કરવા વિશે, અથવા તેની પાસેથી જામીન લેવા વિશે, અથવા બીજી કોઇ બાબત, કોર્ટને યોગ્ય લાગે તે શરતો કરીને,—હુકમનામું થએલી રકમ હફ્તાથી આપવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**આ કલમમાં તથા કલમ ૨૦૬ માં ફરમાવ્યું છે તે શિવાય પક્ષકારોના કેહેવાથી કોઇ પણ હુકમનામામાં ફેરફાર કરવો નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૯૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટાને લાગુ છે.

**નાણાં આપવા બાબત હુકમનામાં**—એવી સુચના કરવામાં આવી છે કે આ કલમ ફક્ત પૈસા બાબતના હુકમનામાને લાગુ છે; પણ તે કબુલ કરવામાં આવી નથી. અને આ

કલમ સન ૧૮૭૫ ના આકટ ૮ માની કલમ ૫૮ માં બતાવેલા કામોને લાગુ છે. ઈ. લા. રી. ૭ ક. ૧૨૭, ૮ ક. લા. રી. ૪૦૫, તે સ્થાવર મીલકતનું વેચાણ કરાવીને ખતનું લેહેણું વસુલ કરવાના દાવાને લાગુ થતી નથી. ઈ. લા. રી. ૨ અ. ૩૨૦. તેમ વારસના ઉપરના હક્ક સબંધનો અમલ કરવાને લાગુ થતી નથી. ઈ. લા. રી. ૨ અ. ૬૪૫, ઈ. લા. રી. ૭ મુંબાઈ, પાનું. ૩૩૩.

જે ખતમાં હફ્તેથી નાણાં આપવાનો કરાર સ્પષ્ટ રીતે કરેલો હોય તે હફ્તા બરોબર ભરવાને કસુર કરવાથી જે પરીણામ થાય તેમાંથી કરારના પક્ષકારોને બચાવવાને કોર્ટોને આ કલમથી અખત્યાર આપેલો નથી. ઈ. લા. રી. ૪ મુંબાઈ, પાનું. ૯૬.

**હફ્તેથી આપવું**—જો ફક્ત કારણ બતાવવામાં આવે તો કોર્ટ હફ્તેથી હુકમનામાની રકમ આપવાનો ઠરાવ કરી શકે છે. પરંતુ પ્રતીવાદી પોતાના દેવાનો કાંઈક વ્યાજબી ભાગ એકદમ આપીને જો પોતાની શુદ્ધબુદ્ધિ બતાવે તો આ પ્રમાણે ચાલવું જોઈએ. ૧ હાઈડ, ૫૮, અગર પ્રતીવાદીને તે નહી આપવાની અશક્તી દિવાની રાહાની હરકતોથી થએલી હોય અને વેહેપારમાં સાધારણ ફેરફાર થાય તેથી થએલી ના હોય તો, તે પ્રમાણે થઇ શકે છે. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૩ પાનું. ૪૮૯. પણ જો હુકમનામાનો દેણદાર પોતાનો સામાન્ય રીતે કરેલો કરાર પુરો કરવાને કસુર કરે તો, પ્રથમ દર્શનીક કાંઈ પણ વધારે વિચાર કરવા લાયક નથી. ૨ આગ્રા. ૨૭૦. પરંતુ હુકમનામું થયા પછી ભુલ દુરસ્ત કરવાની ના હોય તો આવો ઠરાવ થઇ શકતો નથી. ૨ વી. રી. ૩ રેફરન્સ ૩, અગર તે હુકમ ભુલથી કરવો રહી ગયો હોય અથવા ઈનસાફના ખાતર તેની ફરી તપાસ કરવાને બીજી રીતે જરૂર હોય, અથવા પક્ષકારોએ કબુલ કરેલું હોય તો તે પ્રમાણે થઈ શકે છે. ૪ મું. ૭૭. ૧ વી. રી. પરચુરણ ૬. તેમજ એક હુકમનામાના દેણદારે જમાન આપીને હુકમનામાવાળાની કબુલત શિવાય હુકમનામું દુરસ્ત કરવાનો એકતરફી હુકમ હફ્તેથી રકમ આપવાનો મેળવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ હુકમનો આ કલમમાં સમાસ થાય છે. લા. રી. ૩ અ. પાનું. ૮૧૨.

લેહેણદારના તથા દેણદારના હિતનો ઘટતો વિચાર કરીને આ કલમ પ્રમાણે આપેલો અખત્યાર વાપરવો જોઈએ. માટે રૂ. ૪૪૦)નું એક દેવું વસુલ આપવાને નવ વર્ષની મુદત આપેલી હતી, તે સ્પેશીયલ અપીલમાં ફેરવવામાં આવી, અને ૪॥ વર્ષની મુદત રાખવામાં આવી. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૧ પાનું. ૬૫૬, અને તેજ પ્રમાણે રૂ. ૪૦૮) વસુલ આપવાને દર વર્ષે રૂ. ૫૦) નો હફ્તો કરવામાં આવ્યો; તે ફેરાવીને દર વર્ષે રૂ. ૭૦) ઠરાવવામાં આવ્યા, અને તેની સાથે એવો ઠરાવ કરયો કે બે હફ્તા પડે તો તમામ લેહેણું હુકમનામાવાળો એકદમ વસુલ કરી લે. ૧ આગ્રા. પાનું. ૧૧૬.

હફ્તાનું હુકમનામું કરવામાં ઠરાવેલા દરે વ્યાજ આપવું એવો હુકમ કરવાને કોર્ટ બંધાએલા નથી. ઈ. લા. રી. ૩ મું. પાનું. ૨૦૨.

• જે હુકમનામાં હફ્તેથી વસુલ આપવાને ઠરાવેલું હોય તે હુકમનામું જે હફ્તા મુદત બાહારના હોય તે હફ્તા બાબત બજાવી શકાય છે. ૨૩ વી. રી. ૪૧. ૧૧ વી. રી. ૫૭૦ અને જો તેમાં એવો ઠરાવ હોય કે જો હફ્તો પડેતો તે હુકમનામાવાળો એકદમ બજાવે, અગર જેમ હફ્તો ચડે તેમ વસુલ કરે તો, તે પાછલી રીતીએ વસુલ કરવાને પણ મુખત્યાર છે. ૧૪ વી. રી. ૪૧૪, પરંતુ એક કામમાં કબુલતથી હફ્તા આપવામાં આવેલા હતા, તેમાં

સન ૧૮૭૧ ના આક્ટ ૯ માની કલમ ૨૩ લાગુ છે, એવું ઠરાવેલું હતું, અને એક હફ્તો પડે તો તમામ રકમ લેહેણી થાય, એવો ઠરાવ હતો, માટે જો તે વસુલ કરેલી ના હોય તો તેને મુદતની હરકત છે. તેમજ હફ્તેથી આપવાનો કરાર હુકમનામું બજાવનારી કોર્ટે મંજુર રાખેલો, પણ ત્રણ વર્ષની અંદર બજાવણી કરવામાં આવી નહી, માટે તે હુકમનામાને મુદતની હરકત થએલી હતી. ઇ લા. રી. ૧ અલ્હા. ૩૫૦; અને ઈ. લા. રી. ૭ ક. ૫૬, અને ઈ. લા. રી. ૨ મું. ૩૫૬ જુઓ. પરંતુ ઈ. લા. રી. ૩ મ ૨૫૭, ૭ મદ્રાસ ૨૯૩, ૨ ક. લા. રી. ૧૬૭, અને ઇ. લા. રી. ૩ ક. ૬૧૯ પણ જુઓ. તેમાં એવું ઠરાવવામાં આવેલું છે કે કસુર કરવામાં આવે તો જે ઠરાવ કરેલો છે તે વચન લેનારના ફાયદા માટે છે, માટે તે ઠરાવનો હક્ક તે છોડી દેઈ શકે છે. આ ઠરાવો ઉપરથી એવું જણાય છે કે તેના કાયદેસર હેતુનો આધાર તે ઠરાવના બરોબર શબ્દો ઉપર છે.

એક હુકમનામાના દેણદારને હફ્તેથી નાણાં આપવાને હુકમ કરેલો, પરંતુ પાછળથી કોર્ટમાં તેણે તે રકમ ભરી, તેમ છતાં લેહેણદારે તે હુકમનામું બજાવ્યું. ઠરાવવામાં આવ્યું કે ફરીથી હફ્તો ભરવાને કસુર કરવામાં આવે ત્યાં સુધી તે બજાવી શકતો નથી. ૫ અલ્હા. ૧૮. એક હુકમનામાવાળાએ પાંચ હફ્તા પોહોચેલા છે એમ કબુલ કર્યું, અને હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી. તે મંજુર રાખવામાં આવી, તો પાછળથી દેણદાર એમ કહી શકતો નથી કે મેં તે હફ્તા ભરેલા નહી હતા, માટે હુકમનામાને મુદતની હરકત છે. ઇ. લા. રી. ૭ અલ્હા. પાનું. ૩૭૩.

એક નિયમ તરીકે હફ્તા ઉપર વ્યાજ અપાવવું જોઈએ, પરંતુ જો તેવો ઈરાદો હોય તો તે સ્પષ્ટ રીતે બતાવવો જોઈએ, પણ બીજી રીતે બજાવણી વખતે તે અપાવી શકાતું નથી. પછી કોઈ વખતે તે માગેલું હોય અને અપાવેલું હોય તો તેની ચીંતા નહી. ૧૪ વી. રી. ૩૨૪; પણ જો વ્યાજ અપાવેલું હોય અને કસુર કરવામાં આવે તો કોર્ટે પ્રતીવાદીની મીલકત અથવા તેની જામીની વેચવી જોઈએ, અને રીસીવ્હરની મારફતે વસુલ કરવાની કંટાળા ભરેલી રીતી પસંદ કરવી નહી જોઈએ. ૧૪ વી. રી. પાનું. ૩૨૪.

**હફ્તા**—તમામ હુકમનામું વસુલ આપવાને બંધ રાખવામાં આવ્યું હોય તો, આ કલમમાં તેનો સમાસ થાય છે કે નહી તે એક સવાલ છે. ઇ. લા. રી. ૨ અલ્હા. ૬૪૯. તોપણ ઈ. લા. રી. ૭ મ. ૧૫૨ જુઓ. હફ્તાના અર્થ બાબત ૧૩ ક. લા. રી. ૨૪૩ તથા ઈ. લા. રી. ૭ ક. પાનું ૫૬ જુઓ.

કબુલતથી હુકમનામું દુરસ્ત કરવાને પક્ષકારોને જે અખત્યાર છે તે વિશેના ફેંસલા એકસરખા નથી. બંગાળામાં એક બીજા વિરૂદ્ધ ફેંસલા થએલા છે. ૧૩ વી. રી. ૪૪. ૪ બં. લા. રી. ૧૦૧. તે કામમાં હુકમનામાવાળાએ તથા દેણદારે હુકમનામું થયા પછી ઘણા વર્ષે એક કીસ્તબંદી ફાઇલ કરી, તેમાં તેઓએ એવું કબુલ કર્યું હતું કે હુકમનામાની રકમ હફ્તેથી આપવી. પેહેલો હફ્તો લેહેણો થયા પછી ત્રણ વર્ષે પણ છેવટ ચાલેલા કામ પછી ત્રણ વર્ષ કરતાં વધારે મુદતે હુકમનામાવાળાએ હુકમનામું બજાવવાને માગ્યું, તેમાં તે હુકમનામાને મુદતની હરકત છે, એમ ઠરાવવામાં આવ્યું. ઈ. લા. રી. ૧ અલ્હા. ૩૫૯; પણ કરાર તોડવાથી થએલા નુકશાનના દાવાને કાયદાનો ફાયદો મળતો નથી. ૫ સુર. ૪૩.

હુકમનામાનો હેતુ કેવો છે તેનો વિચાર કરવાને જ્યારે પક્ષકારો હુકમનામું બજાવવાને માગે ત્યારે પક્ષકારોની વર્તણુંક વિશેના તમામ સવાલો અગત્યના નથી. તે નિયમથી

એવું ઠરાવવામાં આવ્યું છે કે ફીસ્તબંદીના આધારથી કોર્ટ હુકમનામું બજાવી શકતા નથી, પણ ફક્ત અસલ હુકમનામું બજાવી શકે છે. ૧૫ વી. રી. ૫૪૨. ૨૩ વી. રી. ૧૨૯. તોપણ આ વિરૂદ્ધ ઠરાવો છે. લા. રી. ૧ હા. લા. ૪૭. એક હફતાનું ખત નીચેની કોર્ટોમાં લખી આપવામાં આવેલું, તેમાં સ્પેશીયલ અપીલમાં હરકત લેવામાં આવી, તે હાયકોર્ટે નામંજુર કરી. ૧૨ વી. રી. ૭૧, પણ આ ઠરાવોથી ફુલબેંચનો જે એવો નિયમ છે કે પક્ષકારો કબુલતથી મુદતનો કાયદો ઓલંગન કરીને મુદત વધારી શકતા નથી. ૨૪ વી. રી. ૨૮૩, એક હુકમનામાના દેણદારે હુકમનામું ના બજે તે સારૂ તેમાં અપાવેલા દર કરતાં વધારે દરનું વ્યાજ આપવાને કબુલ કર્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે પાછળથી બજાવણીમાં હુકમનામા ઉપરાંત વધારે દરનું વ્યાજ અપાવી શકાતું નથી. એવી હરકત તે લેઈ શકતો નથી. ૪ ક. લા. રી. પાનું. ૨૯

એક સમાધાનનો સંક્ષેપ રીતે અમલ કરવાનો ઠરાવ કરવામાં આવેલો છે, પરંતુ અલ્હાબાદમાં ઠરાવવામાં આવેલું છે કે પક્ષકારો વચ્ચે થએલો કોઈ કરાર બીનહરકતે હુકમનામા તરીકે બજેલો હોય તોપણ કોર્ટે તે બજાવવો નહી જોઈએ. ઈ. લા. રી ૩ અલ્હા. ૫૮૬, ઈ. લા. રી. ૬ અલ્હા. ૬૨૩, અને ૧૩ વી. રી. ૧૨૮. આ ઠરાવો ઈ. લા. રી. ૬ અલ્હા. ૧૬ ના ઠરાવ સાથે મળતા નથી. ઈ. લા. રી. ૬ અલ્હાબાદ પાનું. ૨૨૮.

એક હુકમનામાની બજાવણીમાં એવો કરાર ફાઈલ કરવામાં આવ્યો હતો કે હુકમનામાની રકમ અમુક હફતેથી આપવી, અને તે કસુર કરે તો તમામ રકમ વસુલ કરવી જોઈએ. પછી તે આપવાને કસુર કરવામાં આવી, તેથી વાદીએ ૧૨ વર્ષ પછી તે હફતા વિશે દાવો કર્યો, પણ તે હફતાની તારીખથી ૧૨ વર્ષની અંદર હતો, તો તે દાવાને મુદતની હરકત નથી, અને હફતો પડે તો તમામ રકમ વસુલ થાય એ ઠરાવ ફક્ત બજાવણીને લાગુ છે, અને રેગ્યુલર દાવાને નથી. ૨૫ વી. રી. પાનું. ૨૭૮.

જો કે હુકમનામું ફેરવવામાં આવેલું ના હોય, તોપણ જો ખાનગીરાહે હફતાનો કરાર કરેલો હોય અને તે પ્રમાણે વસુલ આપ્યું હોય તો, તે હફતાના કરારથી હુકમનામું પુરૂં કરવાનો પક્ષકારોનો ઈરાદો છે, એવું ખુલ્લું જણાતું ના હોય તો તે વસુલ હુકમનામાની રૂઈએ ગણવામાં આવે છે. ૧૫ વી. રી. ૪૫૯. ૧૧ વી. રી. પાનું ૨૩૩.

પક્ષકારોની કબુલત શિવાય કોર્ટની બાહાર કરેલું સમાધાન હુકમનામું બજાવનારી કોર્ટ લક્ષમાં લેઈ શકતા નથી, માટે જે પક્ષકારને હરકત થએલી હોય તે પક્ષકાર રેગ્યુલર દાવો કરી પોતાનો જે હક્ક હોય તે શાબેત કરી શકે છે. ૩ આગ્રા. પાનું. ૮૧.

**કબુલતનો પુરાવ**—કેટલાક કામોમાં સમાધાનનો પરીણામ અરજીમાં લખવામાં આવેલો હોય તો તે કરાર તરીકે ગણવામાં આવતો નથી, પણ પ્રથમ મુખજુબાનીનો કરાર કરેલો હતો એ વિશેનો ફક્ત પુરાવ થાય છે. ઈ. લા. રી. ૨ અલ્હાબાદ પાનું. ૪૮૧.

એક દેણદારે હફતેથી આપવાને માટે ગોઠવણ કરી, તેથી તેને વસુલ આપવાની બે માસની મુદત મળી. તે અરજી રજીષ્ટર કરવામાં આવી, અને બજાવણીનું કામ ફાઈલ ઉપરથી કાહાડી નાંખવામાં આવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ હુકમ આ કલમની બીજી રકમ પ્રમાણે છે. ઈ. લા. રી. ૧૧ ક. ૧૪૫, અને એક દેણદારે વસુલ આપવાની મુદત મળવાને અરજ કરી તેથી હુકમનામાવાળા ઉપર નોટીસ બજાવવામાં આવી, પણ તેણે હરકત લીધી નહી, તેથી તે હુકમ કાયમ રાખવામાં આવ્યો, ઈ. લા. રી. ૭ મદ્રાસ પાનું. ૧૫૨.

હુકમનામું બજાવવાની દરખાસ્ત કરવામાં આવે અને હુકમનામાનો દેણદાર હફ્તા કરવાને અરજ કરે, તેથી બેઉ પક્ષકાર કબુલ કરી હફ્તા કરાવે, તોપણ આ કલમ પ્રમાણે તે વખતે હુકમ કરવાને કોર્ટને અખત્યાર નથી. ઈં. લા. રી. ૧૪ ક. પાનું. ૩૪૮.

જમીન વિશેની ફરીઆદોમાં વ્યાજ સાથે દરમ્યાનની ઉપજ આપવાનું હુકમનામું કરવાને કોર્ટ મુખત્યાર છે.

**૨૧૧. ભાડુ કે બીજી ઉપજ મળે તેવી સ્થાવર મિલકત પાછી કબજામાં લેવા વિશે ફરિયાદ હોય ત્યારે, ફરિયાદ થયાની તારીખથી તે જેના લાભમાં હુકમનામું થયું હોય તે પક્ષકારને કબજો મળે ત્યાં સુધીની અથવા હુકમનામાની તારીખથી ત્રણ વર્ષ સુધીની (બેમાંથી પેહેલો જે બનાવ બને ત્યાં સુધીની) તે મિલકતની દરમ્યાનની ઉપજ અથવા ભાડુ અને તેની સાથે તેના ઉપર, કોર્ટને યોગ્ય જણાય તે દરથી, વ્યાજ આપવાનો હુકમનામામાં ઠરાવ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ખુલાસો—મિલકતની "દરમ્યાનની ઉપજ" એટલે, તે મિલકતનો ગેરવ્યાજબી કબજો રાખનાર માણસને તેથી ખરેખરી ઉપજ મળી હોય તે, અથવા સાધારણ ઉદ્યોગથી તે જે ઉપજ મેળવી શકત તે, તથા તે ઉપજનું વ્યાજ.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૯૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

દરમિયાન ઉપજ લેવાનો દાવા તે જમીન અથવા બીજી મીલકતનું ભાડું મળે તેવો દાવો નથી, માટે તે આ કલમ પ્રમાણે થઈ શકતો નથી. ૯ મુંબાઈ ૭, તેમજ એક હુકમનામાથી અમુક ધંધામાંથી હિસ્સો લેવાને વાદીનો હક્ક છે, એવું ઠરાવવામાં આવેલું હોય તો તેમાં હિસાબ આપવાને ફરમાવવું જોઈએ, જો તેમ ના હોય તો બજાવણી ખાતામાં કાંઈ પણ થઈ શકતું નથી. ૪ ક. લા. રી. પાનું. ૯૭.

**હુકમનામાનો તરજુમો**—દાવો ફાઈલ કરયા પછીની દરમિયાન ઉપજ બાબત હુકમનામામાં કાંઈ ના હોય તો, દરમિયાન ઉપજ બજાવણીમાં અપાવી શકાતી નથી. ૨૫ વી. રી. ૨૧૫; ૨૪ વી.રી. ૧૯૩. ૨ ઈ. અ. ૨૧૯; ૨૨ વી. રી. ૧૬૦ (પણ ૧૬ વી. રી. ૨૫ જુઓ); માટે જો હુકમનામાથી દાવો દાખલ કરયા સુધીની દરમિયાન ઉપજ અપાવેલી હોય તો, ત્યાર પછીની કોઈ મુદતની દરમિયાન ઉપજ બજાવણીમાં વાદી લેઈ શકતો નથી. ૧૫ વી. રી. ૨૯૨. કબજા બાબતનું હુકમનામું તથા દાવાની તારીખથી વસુલાત અપાવેલી હોય, પરંતુ કેઈ મુદતથી ગણત્રી કરવી તે બતાવેલું ના હોય તો, તે કબજો આપતાં સુધીનું હુકમનામું છે. ૮ ઈં. અ. ૧૯૭; પણ ઈં. લા. રી. ૫ ક. ૫૬૩; ૨૨ વી. રી. ૩૨૮; ૨ અલ્હા. ૩ જુઓ. બીજો કોઈ દસ્તાવેજ જોયા સિવાય એકાદા હુકમનામાનો અર્થ થઈ શકતો હોય, અને દેખીતી રીતે અમુક કલમમાં તેનો સમાસ થતો હોય એમ થઈ શકે છે, પણ કોઈ બીજા દસ્તાવેજ સબંધી તેનો અર્થ કરવાનો હોય તો તે એક બીજી કલમ પ્રમાણે હુકમનામું કરેલું છે એમ ગણવું જોઈએ, અને પેહેલા અર્થ પ્રમાણે અર્થ કરવો જોઇએ. ૧૩ વી. રી પાનું. ૩૪૭.

કેટલાક કામોમાં દાવાની તારીખ પેહેલાંની દરમિયાન ઉપજ અપાવી શકાતી નથી. ઈં. લા. રી. ૩ ક. ૬૪૫. લા. રી. ૩ ઈં. અ. ૧૫૪, ઈં. લા. રી. ૬ ક. ૭૯૪, ૧૪ બં. લા. રી. પાનું. ૩૮૬

**દાવાની તારીખ**—દરમિયાન ઉપજનો તમામ દાવો કરવાને વાદી બંધાએલો છે,

માટે વાદીએ કબજા બાબત તથા દાવો દાખલ કર્યા તારીખથી કબજો મળતાં સુધી દરમિયાન ઉપજનો દાવો કરી હુકમનામું મેળવ્યું, ત્યાર પછી દાવો દાખલ કરતાં પહેલાંની મુદત સારૂ દરમિયાન ઉપજ લેવાને દાવો કર્યો, તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. ૨૫ વી. રી. પાનું. ૧૧૩.

**દરમિયાન ઉપજનો નિર્ણય**—આ કલમ પ્રમાણે દરમિયાન ઉપજનો દાવો કરવો એ હુકમનામાનો અવશ્યનો ભાગ છે, અને તે કામ તપાસનારી કોર્ટે કરવો જોઇએ; માટે તે બીજી કોર્ટને એટલે હુકમનામું બજાવનારી કોર્ટને માટે રાખી શકાતું નથી. ૨૫ વી. રી. ૨૭૦; તેમ તે કામ અમીનને સોંપી શકાતું નથી. ૨૧ વી. રી. ૨૬૯. સારાંશમાં પક્ષકારોની વચ્ચે તે દાવો જ્યારી રેહે છે, માટે તે બંધ થતાં સુધી અપીલ કરવાને આખરનું હુકમનામું થતું નથી. ઈ. લા. રી. ૪ ક. ૬૨૯; અને તેને મુદતની હરકત થતી નથી; પણ જો એકાદા પક્ષકારને હાજર થઇને કામ ચલાવવાનો સમન્સ કરવામાં આવેલો હોય અને તે કરવાને તે કસુર કરે તો, કોર્ટે કસુરના કારણથી દાવો કાહાડી નાંખવો જોઈએ, અને તે કામ ફરીથી ચલાવવું નહી જોઈએ. ૨૧ વી. રી. ૨૧૨, અગર તે બાબત એકતરફી હુકમનામું કરવું જોઇએ. ૧૪ વી. રી. ૧૬૦. દરમિયાન ઉપજ ખોવાથી વાદીને જે નુકશાન થયું હોય તેનો પ્રથમ દર્શનિક પુરાવ આપીને વાદી કામ શરૂ કરે ત્યાં સુધી પ્રતીવાદીઓનો જવાબ માગવો નહી જોઈએ. વાદીએ પ્રતીવાદીની જવાબદારી તથા જે રકમને માટે તે જવાબદાર હોય તે રકમ નક્કી કરવી જોઈએ. ૨૧ વી. રી. ૨૬૯. એક વખતે અપીલકોર્ટમાં પક્ષકારની જવાબદારી નક્કી ઠરાવવામાં આવે એટલે નીચેની કોર્ટે નુકશાન નક્કી કરવાને ફક્ત તજવીજ કરવી જોઇએ. ૨૨ વી. રી. પાનું. ૪૬૧.

હુકમનામું બજાવતી વખતે દરમિયાન ઉપજ નક્કી કરવાનું હુકમનામું કરનારી કોર્ટે ઠરાવ્યું ન હોય તો, દરમિયાન ઉપજ માટે જુદો દાવો થઈ શકે છે. ૭ વી. રી. પાનું. ૩૬૪

હુકમનામું કરનારી કોર્ટે દરમિયાન ઉપજ ઠરાવી ના હોય તથા બજાવણી વખતે નક્કી કરવાનું પણ રાખ્યું ન હોય તો, પછી બજાવનારી કોર્ટ તે બાબત કાંઈ પણ તજવીજ કરી શકતી નથી. ૨૫ વી. રી. પાનું. ૨૧૫. ૩૨૭.

ક્યા દર પ્રમાણે દરમિયાન ઉપજ આપવી તે ઠરાવવાનું કામ હુકમનામું કરનારી કોર્ટનું છે, બજાવનારી કોર્ટનું નથી. ૨૧ વી. રી. પાનું. ૨૭૧.

ફરિયાદ પેહેલાંની દરમ્યાનની ઉપજની રકમનો કોર્ટ નિર્ણય કરે અથવા તે વિશેની ચોકશી બાકી રાખે.

**૨૧૨. સ્થાવર મિલકતનો કબજો પાછો મળવા બાબત તથા ફરિયાદ થતાં પેહેલાંનો કોઇ મુદતની તે સ્થાવર મિલકતની ચઢેલી દરમ્યાનની ઉપજ બાબત ફરિયાદ હોય, અને તે ઉપજની રકમને વાસ્તે તકરાર હોય તો કોર્ટ ગમે તો, હુકમનામામાંજ તે રકમનો નિર્ણય કરે કે નહી તો તે મિલકતનું હુકમનામું કરે, અને દરમ્યાનની ઉપજની રકમ બાબત ચોકશી કરવાનું ફરમાવીને તેનો બીજા હુકમથી નીકાલ કરે.**

**ટીકા**—સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૧૯૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

ઉપરની છેલ્લી કલમ પ્રમાણે આ કલમ ફક્ત દરમિયાન ઉપજ તથા સ્થાવરમીલકતના

દાવાને લાગુ છે, અને તે સામાન્ય રીતના નુકશાનીના દાવા સબંધી નથી. ૧ અલ્હા. ૨૨, ૧૦ વી. રી. ૨૯૯, અને દાવો દાખલ કરતા પેહેલાં જે દરમિયાન ઉપજ થએલી હોય અને સ્પષ્ટ રીતે કબુલ કરેલી ના હોય તેને ફક્ત લાગુ છે. ૧૨ વી. રી. પાનું. ૭૫.

**રકમ અપાવવી**–૧૪ વી. રી. ૮૨ ના ઠરાવમાં કોર્ટથી આક્ટનોજે અર્થ કરવામાં આવેલો છે તેથી ૧૮ વી. રી. ૬૧ ના ઠરાવમાં જુદું ઠરાવવામાં આવ્યું છે. તે કામમાં એવું ઠરાવેલું છે કે દાવો કેટલી મુદત ચાલશે અગર દાવો ચાલતાની દરમિયાનમાં શું વસુલ થશે એ જાણવાને વાદીને સાધન ના હોય તે વિશે ફક્ત કલમ ૧૧ માં ઠરાવ કરેલો છે, અને દાવામાં જે નુકશાન માગેલું હોય તેના કરતાં વધારે નુકશાન મળવાને વાદીનો હક્ક થતો નથી, એવો જે સામાન્ય નિયમ છે તે નિયમને તેથી હરકત થતી નથી. ૭ વી. રી. ૧૪૦. એક વાદીએ કબજો તથા દરમિયાન ઉપજ લેવાને દાવો કરી કબજા બાબત હુકમનામું મેળવ્યું, અને તે હુકમનામા બાબત દરમિયાન ઉપજ વિષે કાંઈ પણ ઠરાવ કરવામાં આવ્યો નહી હતો, પણ તે શાવાસ્તે અપાવવી નહી તેનું કારણ માલમ પડતું નહી હતું, તેથી હાયકોર્ટે બજાવણીમાં દરમિયાન ઉપજ અપાવી. ૨૨ વી. રી પાનું. ૪૦૬.

કબજા બાબતનું અસલ હુકમનામું થયા પછી દરમિયાન ઉપજની રકમ નક્કી કરવાને જે કામ ચાલેલું હોય તે મતલબમાં દાવો જ્યારી છે એ પ્રમાણે થાય છે, માટે જ્યાં સુધી તે કામ બંધ પાડવામાં આવે નહી અને દરમિયાન ઉપજ નક્કી કરવામાં આવે નહી ત્યાં સુધી અમુક નાણાની રકમ બાબત કાંઈ હુકમનામું એવી રીતનું થએલું છે કે જે બાબત તે બજાવવાને દરખાસ્ત થઈ શકે, એમ કહી શકાતું નથી. ઈ લા. રી. ૪ ક. ૬૨૯.

**દરમિયાન ઉપજની વ્યાખ્યા કેવી કરવી.**—કલમ ૨૧૧ માં દરમિયાન ઉપજની જે વાખ્યા છે તે ૮ વી. રી. ૧૦૩ તથા ૧ આગ્રા, પરચુરણ ૧૭ ના ઠરાવો પ્રમાણે છે, પણ ૩ વી. રી. ૨૧ જુઓ, માટે એક સખસ ખરી રીતે ખેડતો ના હોય પણ સાંથ લેતો હોય તો, જે રકમો તેણે ખરી રીતે વસુલ કરી હોય તે બાબત તે જવાબદાર છે, એટલુંજ નહી પણ કેટલી રકમ તે વસુલ કરી શકે તેવું હતું એમ વ્યાજબીરાહે ધારી શકાતું હોય તો, તે બાબત પણ તે જવાબદાર છે. ૨૨ વી. રી. ૧૨૭, ૪ ક. લા. રી. ૬૦, ઈ લા. રી. ૪ ક ૮૮૨; અને હમેશાંનો નિયમ એવો છે કે તે જમીનનો કાયદા વિરૂદ્ધ કબજો અપકૃત્ય કરનારનો રહેલો હોય તે મુદતની દરમિયાનમાં જો તે જમીન એકાદા સાંથેરાખનારને સાંથી હોત, તો વ્યાજબીરાહે સાંથ કેટલી આવત એ નક્કી કરવાનું છે. ૧ આગ્રા, પરચુણ ૧૭, અને ખરેખાત જે કામોમાં ખોટી રીતે કબજો રાખનાર સખસે પોતે કબજો રાખી તે જમીન પોતે ખેડેલી હોય તો, આ નિયમ પ્રમાણે ચાલવામાં આવે છે. ઈ. લા. રી. ૨ અલ્હાબાદ ૬૫૧, અને તેમાં વિશેશે કરીને જો ઘણા જોખમની સાથે ખેડેલી હોય તો ૧૩ વી. રી. ૩૭ નો ઠરાવ છે. પરંતુ બીજા કામોમાં જે સખસનો ખોટી રીતે કબજો લેઈ લીધો હોય તેથી તે લેનારનો જેટલી મુદત કબજો રહેલો હોય તેટલી મુદત સાધારણ હુંશીઆરીની સાથે તે લેનાર કેટલી ઉપજ લેઈ શકત તે ઠરાવવામાં આવે છે. ૨૩ વી. રી. ૧૦૮; ૧૭ વી. રી. ૧૫૬. પછી તે ખેડુતનો કબજો હોય તોપણ ચીંતા નહી. ૧૯ વી. રી. ૧૨૫; ૧૬ વી. રી. ૨૧. ૨૪ વી. રી. ૨૭૧, ૧૫ વી. રી. ૪૨૮. ૧૦ વી. રી. ૪૬૩. તે જમીનનો માલેક હોય કે જમીનદાર હોય. ૧૭ વી. રી. ૨૫૭, પણ ૧૪ વી. રી. ૨૯૪ જુઓ; અને જે વર્ષમાં કબજો લેઈ લેવામાં આવ્યો હોય તે પેહેલાંના વર્ષોમાં અથવા તે પછીના વર્ષોમાં જે ઉપજ થએ-

સી હોય તે દરમિયાન ઉપજની રકમ નક્કી કરવાને બતાવવી એ બસ છે. ૧ અલ્હા. ૨૭૩. જે કામોમાં સાંથ અજમાશ તરીકે લેવામાં આવી હોય અને સાંથેરાખનારના પટામાં સાંથ હફતેથી આપવાને ઠરાવ કરેલો ના હોય તો, તે સાંથ આપવાને કસુર કરવાથી તે માગ્યા છતાં ના આપે તો દર વર્ષે, વર્ષ પુરૂં થએથી તે લેહેણું થાય છે. ૨૨ વી. રી. ૧૨૬, ૧૭ વી. રી. ૨૦૮, ૧૦ વી. રી. ૪૮૬, કારણ કે જો વાદીનો કબજો લેઈ લેવામાં આવ્યો ના હોત તો, વાદી જે તારીખે તે લેત તે તારીખથી તે લેવાનો હક્ક ઉત્પન્ન થાય છે. ૧૪ વી. રી પાનું. ૮૨.

એક સખસને દરમિયાન ઉપજ મળેલી ના હોય અને સરકાર વહિવટ છોડી દેવાથી પાછળથી તે મીલકતનો કબજો લીધો હોય તો, તે ફક્ત ખરી રીતે જે રકમો તેને મળી હોય તે બાબત જવાબદાર થાય છે. ઈ. લા રી ૧૦ ક. પાનું. ૭૮૫.

**જરૂરીયાત શાબેતી**–બજાવણીમાં હુકમનામાં તથા બજાવણીના કામની ઉપરાંત જમીન નક્કી કરવાને કોર્ટ કાંઈ કરી શકતા નથી. ૪ વી. રી. પરચુરણ ૭, ૧૪ વી રી. ૭૬. એક લીલામમાંથી ખરીદ કરનારનું વચાણ નામુદ ઠરાવવામાં આવ્યું. ૪ આગ્રા ૨૧૬, તેમ પ્રતીવાદીનો કબજો હોવો જોઇએ, એવી જરૂર નથી, પણ વાદીનો કબજો થાય નહી તે પ્રમાણે તે કામ કરે ગયો હોય તો બસ છે. ૨૧ વી. રી. ૨૪૬, માટે એકાદો પટેઆપનાર પટેલેનાર ખેડુતોને સાંથ આપતાં અટકાવે તો તે જવાબદાર છે. ૧૫ વી. રી. ૧૯૬ (તોપણ ૧૨ વી. રી. ૩૫૪ જુઓ); માટે ગીરોરાખનારે ગીરોથી છોડાવવાનો હક્ક બંધ કરી હુકમનામું મેળવ્યું, ત્યાર પછી ગીરોઆપનાર પાસેથી ગીરો રાખનારે કબજો લીધો નહી, તેમ પોતાની પાસેથી પટેલેનારે તેને સાંથ આપવી એવું કહ્યું નહી, તો તે દરમિયાન, ઉપજ બાબત જવાબદાર છે. ૨૨ વી. રી. પાનું. ૫૩૯.

તોપણ વાદીને બદલે પ્રતીવાદીએ દરમિયાન ઉપજ લીધેલી છે, એવું બતલાવવાને વાદીને જરૂર નથી. પણ વાદીનો કબજો ભોગવટો થાય નહી એમ પ્રતીવાદી કામ કરે ગયો છે, એટલું બતાવવામાં આવે તો તે બસ છે. જો તેણે તે પ્રમાણે કર્યું હોય અને તે ખોટી રીતે કર્યું હોય તો છેવટના પરીણામે જે નુકશાન થાય તે આપવાને જવાબદાર છે, પછી તે જમીનના કબજાથી તેને કાંઈ નફો થએલો હોય કે નહી તેની ચીંતા નહી. ૨૧ વી. રી. પાનું ૨૪૬.

**દરમિયાન ઉપજના હુકમનામાનો અમલ**–જે ઠરાવોથી હુકમનામામાં જે જવાબદારી ઠરાવેલી હોય તેને લગતી હકીકતો એક સરખી છે. વાદીને કબજો ન મળે એવું કામ કરયા બાબત કેટલાક સખસો ઉપર નુકશાનીનો દાવો કરયો હોત તો, તે તમામ સખસો વાદીને એકસરખી રીતે જવાબદાર છે, માટે તેમાંનો કોઈ સખસ મારી પાસે ફક્ત આટલી જમીન છે તેના પ્રમાણમાં હું જવાબદાર છું એવી હદ બાંધી શકતો નથી. ૧૯ વી. રી. ૨૮, અને જો તેઓ એમ જાણતા હોય કે વાદીનો કબજો છોડાવવો એ કાયદા વિરૂદ્ધ છે તો, તેથી થતા નુકશાનનો ફાળો પડી શકતો નથી. ૧૧ બં. લા રી. ૩૪૫; પણ જો તેમાંના કોઈ સખસ ઉપર વાદી દાવો કરવો છોડી દે તો બીજા સખસો ઉપર હુકમનામું થવાથી તે છોડી દીધેલા સખસ ઉપર ઘણુંકરીને નવો દાવો ચાલી શકતો નથી. ૧ ક. લા. રી. ૬૧. પરંતુ કેટલાક અપકૃત્ય કરનારાઓ હોય તો તેઓની વચ્ચે ફાળો પાડી શકાય છે. એવાં કેટલાંક આગળનાં કામો છે. ૧૪ વી. રી. ૭૬, ૬ વી. રી. ૧૧૩; અને જો કે હુકમનામામાં આવી કાંઈ હ-

દ બાંધવામાં આવેલી ના હોય તોપણ આ નિયમ પ્રમાણે ચાલવામાં આવેલું છે, કારણ કે એકાદા સખસની પાસે જેટલો કબજો હોય તેટલા કબજા કરતાં વધારે જવાબદારી ઠરાવવી નહી એ વ્યાજબી છે. ૨ વી. રી. ૫રચુરણ ૫૨, ૧૪ વી રી. પાનું. ૧૭૫.

એક સખસે એક હિંદુના મંદીરના સીએટ તરીકે જમીન ઉપર દાવો રાખેલો, તેથી તે જમીનની દરમિયાન ઉપજ તે મંદીરના ખજાનામાં ગએલી, માટે તે દરમિયાન ઉપજ બાબત થએલું હુકમનામું સીએટની જાત ઉપર નથી પણ તે મંદીરની મીલકતમાંથી વસુલ આપવાનું તે સીએટ ઉપર થએલું છે. ૫ વી. રી. ૨૦૨. જેટલી મુદત વાદીનો કબજો ગએલો હોય તેટલી મુદતની દરમિયાન ઉપજ આપવી જોઈએ, માટે તે મુદત હુકમનામામાં બતાવવી એ અવશ્યની વાત છે, કારણ કે જો તે બતાવવામાં ના આવે તો હુકમનામું બજાવનારી કોર્ટને દરમિયાન ઉપજ ઠરાવવાને અખત્યાર નથી. ૧૧ વી. રી. ૨૦૦, પણ એક બીજા કામમાં હુકમનામામાં રકમ કે મુદત ઠરાવેલી નહી હતી, તોપણ એવું ઠરાવેલું છે કે બધી બાબત બજાવણી વખતે નક્કી કરવાની છે, માટે મુદતની અંદર જે દરમિયાન ઉપજ હોય તે લેવાને વાદીનો હક્ક છે. ૧૭ વી. રી. ૨૦૯. સામાન્ય નિયમ એવો છે કે દર વર્ષે જે તારીખે તે લેહેણી થાય તે તારીખે તે માગી શકાય છે. ૩ વી. રી. ૩૮. સબબ દરેક રકમથી જુદુ જુદુ દાવાનું કારણ ઉત્પન થાય છે. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૧૬૩. આ બાબતમાં બે અપવાદો છે (૧) કીંમતી અવેજ આપીને વાદીના હક્કની ખબર શિવાય એકાદા સખસે મીલકત ખરીદ કરી હોય અને વાદીએ કસુર કરી હોય તો, દાવો દાખલ કરતા પેહેલાંની મુદતની દરમીયાન ઉપજ બાબત તે ખરીદદાર જવાબદાર થતો નથી. ૧૪ બં. લા. રી. ૩૮૬. પછી તે જવાબદારી ખરીદનારને શેહેજ વાર લાગી હોય તો તે બસ નથી. ૨૨ વી. રી. ૪૦૬, અને એકાદા ફેંસલાથી એકાદા સખસનો કબજો લેઈ લીધો હોય અને તે ફેંસલો પાછળથી ફેરવવામાં આવ્યો હોય તો, તમામ મુદતની દરમિયાન ઉપજ બાબત તે ફેરવ્યાની તારીખથી દાવો કરી શકે છે. ૫ વી. રી. ૧૨૫; પછી તે નવો દાવો કરે અગર બજાવણીમાં સંક્ષેપ રીતે માગે. ૩ વી. રી. પી. સી. ૧૧. તે નવો દાવો કરવાને બંધાએલો નથી. ૨૩. વી. રી. ૪૪૧; તેણે ફક્ત બજાવણીમાં કામ ચલાવવું જોઈએ, અને દાવો ચાલતો નથી. ૧૦ વી. રી. ૧૩૧, ૧૦ મુંબાઈ ૨૯૭, ૨૨ વી રી. ૪૩૫, ૨૦ વી. રી. ૨૩૮, અને આ અભિપ્રાય વધારે સારો જણાય છે, ( કલમ ૨૪૪—૫૮૩ ). એવું ઠરાવવામાં આવ્યું છે કે આ વિચારોમાંનો ગમે તે વિચાર બરોબર હોય, પણ જો હુકમનામાથી એકાદા પક્ષકારનો વાવેતર લેવાનો હક્ક થયો હોય, તેમ છતાં બીજો પક્ષકાર તે લેઈ જાય તો તેની પાસેથી તે લેવાનો દાવો કરવાને તેને હરકત થતી નથી. ઈં. લા. રી. ૪ ક. ૬૨૫. જે સખસ તે પાછું આપે તે જેને લેવાનો હક્ક હોય તે લેનારને તમામ પાછું આપવું જાઈએ, અને તે બીજા સખસનો હક્ક બતાવી શકતો નથી. ૧૭ વી. રી. પાનું. ૨૩૨.

**વ્યાજ**—દરમિયાન ઉપજ તથા તે ઉપર વ્યાજની વચમાં ભેદ છે, એ વિશે લા. રી. ૯ મ. ૧, ઈં. લા. રી. ૮ ક. પાનું ૩૩૭ ના ઠરાવો છે.

મુંબાઈમાં કલમ ૨૧૧ પ્રમાણેના કામોમાં વસુલાત ઉપર વ્યાજ અપાવવામાં આવે છે. ૯ મું. ૭, ૪ મુંબાઈ ૫૫. પ્રીવીકૌંસીલે એવું ઠરાવેલું છે કે મુંબાઈમાં જે રકમ દરમિયાન ઉપજ તરીકે લેહેણી માલમ પડે તે હુકમનામાનું લેહેણું છે, એમ ગણવામાં આવે છે, માટે તે ઉપર વ્યાજ અપાવવામાં આવે છે તે ગેરવ્યાજબી નથી, તેમ ગેરકાયદે પણ નથી. આ ઠ-

રાવ મુંબઈના સદરહુ ફેંસલામાં જોવામાં આવ્યો નથી. પણ તે નક્કી કર્યા તારીખથી દરમિયાન ઉપજ બાબત બંગાળામાં વ્યાજ અપાવવામાં આવેલું છે, પણ કેટલાંક વર્ષોની તે લેહેણી થએલી હોય તેની જુદી જુદી રકમો ઉપર તે અપાવવામાં આવતું નથી. ૨૨ વી. રી. ૪૮૪, પણ જો નફો કોયલાની ખાણના પ્રકારનો ના હોય, અને દાવો દાખલ કરતા પેહેલાં અથવા હુકમનામું થતા પેહેલાં પણ નક્કી થઈ શકે તેવો ના હોય માર્સ ૧૦૫, ૧૧ વી. રી. ૨૫, પરંતુ વ્યાજ લેતાં વાદીને અટકાવ થાય એવો કાયદાનો કાંઈ નિયમ નથી. ૧૭ વી. રી. ૨૨૮, અને એક ખરીદદારને ૨૦ વર્ષ કરતાં વધારે મુદત સુધી મુંબઈમાં તોડાગ્રાસનો હક્ક થાય છે, તે દર વર્ષે મળતાં અટકાવ થએલો તેથી પ્રીવીકૌંસીલના નામદાર સાહેબોએ દર વર્ષે જે રકમ લેહેણી થએલી તે ઉપર વ્યાજ અપાવેલું છે. ૮ મુર. ૧. આ નિયમ પ્રમાણે બંગાળામાં ચાલવામાં આવેલું છે. ૧૪ વી. રી. ૧૫૧: ૩ ક. લા. રી. ૫૧૭, અને પાછળના ઠરાવોમાં પણ તે પસંદ રાખવામાં આવેલો છે, એવા કારણથી કે વાદીને ખરી રીતે જે નુકશાન થએલું હોય તે નુકશાનનો બદલો, એટલે દરમિયાન ઉપજ અને તે વાર્ષિક રકમ ઉપર વ્યાજ મળવું જોઈએ. ૨૩ વી. રી. ૪૪૯. વસુલાત નાણાથી અથવા બીજી કોઈ રીતે આપવામાં આવેલી હોય, તો તેની વચમાં વ્યાજ વિશે કાંઈ તફાવત ગણવો નહી જોઈએ. ૧૪ વી. રી. ૨૦૯, અને બંગાળામાં સામાન્ય નિયમ એવો છે કે હુકમનામાની તારીખથી વ્યાજ અલબત અપાવી શકાય છે. પણ જો તે પેહેલાંની મુદતથી અથવા તે પાછળની મુદતથી જો તે અપાવેલું હોય તો ખાસ કારણો બતાવવાં જોઈએ. ઈ. લા. રી. ૩ ક. ૬૫૪, અને ૪ ક. લા. રી. ૬૦ જુઓ. અને પ્રીવીકાંઉસીલે છેવટે એવો ઠરાવ કરેલો છે કે વ્યાજ અપાવવાને કોર્ટને ફરજ પાડવી એવો નિયમ નથી, પણ દરેક કામની હકીકત પ્રમાણે તે અપાવવું કે નહી તે કુલઅખત્યારની વાત છે, તે પ્રમાણે આ ઠરાવ છે. ૪ ઈ. અ. ૮૮; ઈ. લા. રી. ૧૦ ક. ૭૮૫. જો હુકમનામામાં વ્યાજ વિશે કાંઈ ના હોય તો બજાવણીમાં વ્યાજ અપાવી શકાતું નથી. ૯ ઈ. અ. પાનું. ૧.

હુકમનામામાં એવો ઠરાવ હોય કે દરમિયાન ઉપજ નક્કી કરવામાં આવે તે તારીખથી દરમિયાન ઉપજ ઉપર વ્યાજ અપાવવું તો, તે કોર્ટ નક્કી કરે તે તારીખથી અપાવવું જોઈએ, અને અમીન નક્કી કરે તે તારીખથી અપાવવું નહી જોઈએ. ૧૦ વી. રી. પાનું. ૩૯૧.

વહિવટની ફરિયાદો.

**૨૧૩. કોઇ મિલકતનો હીસાબ લેવાની તથા કોર્ટના હુકમનામા પ્રમાણે તે મિલકતનો યોગ્ય વહિવટ કરવાની ફરિયાદ હોય ત્યારે, હુકમનામું કરતા પેહેલાં કોર્ટે તે હીસાબ લેવાનો તથા ચોકશી કરવાનો હુકમ કરવો, તથા પોતાને યોગ્ય લાગે તેવા બીજા હુકમો કરવા.**

**આ કાયદો અમલમાં આવે ત્યાર પછી મઇયત થએલા કોઇ સખસની મિલકતનો વહિવટ કોર્ટ મારફત થતો હોય તેમાં, તે સખસનું કરજ અને જવાબદારી પુરેપુરી અદા કરવાને માટે તે મિલકત અપુરતી જણાય તો–જામીનગીવાળા અને વગર જામીનગીવાળા લેહેણદારોના પોતપોતાના હક્કો વિશે, તથા જે દેવું અને જવાબદારી શાબીત થઈ શકે તેવા દેવા અને જવાબદારી વિશે, અને વર્ષાસન તથા ભાવી અને અવલંબી જવાબદારીઓની અનુક્રમે કીંમત કરવા વિશે, નાદાર ઠરેલા સખસોની ઈસ્ટેટને વાસ્તે જે તે વખતે જે નીયમ ચાલુ હોય,-તે નીયમ પ્રમાણે કામ કરવું.**

**અને આવા કોઈ પણ કામમાં, તે મિલકતમાંથી પૈસા મળવાનો જે સખસોનો હક્ક ઠરયો હોય તે તમામ સખસો તે મિલકતના વહીવટના હુકમનામા ઉપર આધાર રાખીને, આ કાયદાની રૂહએ પોતપોતાનો જે હક્ક હોય તે માગી શકે.**

**સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના કરાર આકટની કલમ ૨૬૫ પ્રમાણે કરેલી અરજો આ કલમના અર્થ પ્રમાણે કરેલી ફરિયાદો છે, એમ સમજવું**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

. કરાર આકટની કલમ ૨૬૫ મી નીચે પ્રમાણે છેઃ—

"જ્યારે પંત્યાળું ભાગ્યા બાબતનો દાવો કરવાનો હક્ક કોઈ પંત્યાળાનો હોય, અથવા પંત્યાળું સમાપ્ત થયું હોય ત્યારે જો બીજી રીતનો કોઈ કરાર ન હોય તો, પંત્યાળાનો ધંધો આટોપીને બંધ કરવાનો, તથા તેનું કરજ અદા કરવાની તજવીજ કરવાનો, તથા જે ફાજલ રેહે તે પંત્યાળાઓના હિસ્સા મુજબ તેઓને અનુક્રમે વેહેંચી આપવાને કોર્ટને અધિકાર છે.

"**ખુલાસો**—જે ડીસ્ત્રીકટ જડજના અધિકારની સ્થાનિક મર્યાદાની અંદર પેઢીનો ધંધો ચલાવવાની જગ્યા કિંવા મુખ્ય જગ્યા હોય, તે ડીસ્ત્રીકટ જડજની કોર્ટ કરતાં કનિષ્ટ પંક્તીની ન હોય, તેવી કોર્ટને આ કલમના અર્થ મુજબની કોર્ટ સમજવી"

જે મીલકત ખાસ રહેલી હોય તે જડજની મંજુરીની સાથે વેચવી, અને જે તેમાંથી ઊપજે તે કોર્ટમાં જમે રાખવું. પેંબરટન પાનું. ૧૬૫.

**સ્ટાંપ**—આવી અરજી બાબતના સ્ટાંપ વિશે. ઈ. લા. રી. ૭ મું. ૧૨૫, અને ઈ. લા. રી. ૭ મું. પાનું. ૫૩૫ જુઓ.

**રીવાજ**—આવી અરજી બાબતના રીવાજ વિશે. ઈ. લા. રી. ૮ મું. ૨૭૨ તથા ઈ લા. રી. ૮ મું. પાનું. ૪૯૪.

અગ્રક્રિયાધિકારનો હક્ક અમલમાં લાવવાની ફરિયાદ.

**૨૧૪. મિલકતના કોઈ અમુક વેચાણમાં અગ્રક્રિયાધિકારનો હક્ક અમલમાં લાવવાની ફરિયાદ હોય, અને કોર્ટ વાદીની તરફેણમાં ઠરાવ કરે ત્યારે, જો ખરીદીની રકમ કોર્ટમાં ભરી ન હોય તો, હુકમનામામાં એક દિવશ જણાવીને લખવું કે તે દિવશ પેહેલાં અથવા તે દિવશે તે રકમ ભરવી. વળી હુકમનામામાં એવો ઠરાવ કરવો કે-હુકમનામામાં વાદીના ઉપર ખરચ નાંખ્યું હોય તો તે ખરચ સુધાંત તે ખરીદીની રકમ આપે ત્યારે વાદીએ મિલકતનો કબજો લેવો, પરંતુ તે રકમ તથા ખરચ સદરહુ પ્રમાણે ન ભરે તો ફરિયાદ ખરચ સુધાં કાઢી નાંખેલી ગણવી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે. કલમ ૨૨૧ નીચેની ટીકા જોવી.

**રીવાજ.**—એકના એકજ દાવામાં કરાર અને રીવાજ એ બે કારણોથી અગ્રક્રિયાધિકારના દાવા બતાવવા દેવાનો રીવાજ કોર્ટોનો છે. ૨ અલ્હાબાદ પાનું. ૨૨૨.

બજાવણીનું કામ ચલાવી જે જમીન અગ્રક્રિયાધિકારના હકકથી બંધનમાં હોય તેનો એકાદ પક્ષકાર કબજો લે તો, તે અગ્રક્રિયાધીકારવાળાને જે નાણાં વેચાણની કીમતનાં આપવાનાં હોય તેનો તેને ફાયદો મળવો જોઈએ. ૨૦ વી. રી. ૨૧૬, અને જો તે હકક કરારની રૂઈએ હોય અને કરાર કરનાર પક્ષકારે વેચાણ કરેલું ના હોય, પણ એકાદા હુકમ

નામાની કઈએ ત્રીજા સખસે કરેલું હોય તો, તે હક્ક ઉત્પન થતો નથી. ૧૫ વી. રી. ૪૫૫

એક સહહિસ્સેદારનો બીજા સહહિસ્સેદાર ઉપર અગ્રક્રિયાધિકારનો હક્ક નથી. ઈ. લા. રી. ૪ ક. પાનું. ૮૩૧

**નાણાં આપવાં**—અગ્રક્રિયાધિકારનો અમૂક જમીન ઉપર હક્ક છે, એવું એકાદા સખસે હુકમનામું મેળવીને તે હુકમનામામાં એક માસની અંદર વેચાણની કીમતનાં નાણાં આપવાં એવો હુકમ કરાવેલો હતો. તેણે તે નાણાં કોર્ટમાં ભરીને તેજ વખતે એવી અરજ કરી કે સરકારના રજીસ્ટરમાં મ્હોબદલો કરવામાં આવે ત્યાંહાં સુધી તે નાણાં પ્રતીવાદીને આપવાં નહીં. આ અરજી મંજુર રાખવામાં આવી. પછી તે નાણા પ્રતીવાદીએ લેવાને ના કહી, એવા કારણથી કે તે નાણાને એક શરતથી હરકત કરેલી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે તે અરજીમાં મ્હોબદલો થતાં સૂધી તે નાણાં અનામત રાખવાં એવું માગેલું હતું, તોપણ મ્હોબદલો થતા પેહેલાં તે નાણાં આપતાં અટકાવવાં એવી તેથી શરત થતી નથી, માટે તે હરકત ચાલી શકતી નથી. ૬ અલ્હાબાદ પાનું. ૪૬

કીમત અનામત મુકવાને સારૂ આપેલી મુદત અપીલકોર્ટ વધારી શકે છે. ઈ. લા. રી. ૨ અલ્હાબાદ પાનું. ૭૪૪

વેચાણની કીમત મુદતની અંદર વાદીએ આપેલી છે કે નહી એ સવાલ કલમ ૨૪૪ મી પ્રમાણે હુકમનામાની બજાવણી બાબતનો નથી. ઈ. લા. રી. ૧૪ અલ્હાબાદ, પાનું. ૪૨૦

**હુકમનામાનો નમુનો**—એકજ વેચાણની બાબતમાં એકસરખા અગ્રક્રિયાધિકારના હક્કવાળા સખસો પોતાના હક્કનો અમલ કરાવવાને આવે, તે અગ્રક્રિયાધિકારવાળાનો બીજા કરતાં ચડતા દરજ્જાનો હક્ક હોય તો, તે બાબત આ કલમથી હુકમનામાનો નમુનો ઠરાવવામાં આવ્યો નથી, પણ એક આવા દાવાનું હુકમનામુ ખરીદદાર ઉપર કરવું જોઈએ, પરંતુ થોડા જોરવાળો હક્ક હોય તો તેમાં એમ બતાવવું જોઈએ કે, જો ચડતા દરજ્જાના હક્કવાળા પોતાના હુકમનામાવાળાના હક્કનો અમલ કરે તો, તેના એટલે કમજોરવાળા હક્કદારના હુકમનામાનો અમલ થવો નહી જોઈએ. ઈ. લા. રી. ૬ અલ્હા. પાનું. ૩૭૧, ઈ. લા. રી. ૬ અ. પાનું. ૪૫૫.

ખરીદીના પૈસા અમુક મુદતમાં આપવા એવું હુકમનામું કરનારી કોર્ટ હુકમનામામાં ફરમાવી શકે છે. જો હુકમનામાવાળો આ બાંધેલી મુદતમાં પૈસા ન ભરે તો, હુકમનામાનો સઘળો ફાયદો તે ખોઈ બેસશે. ઈ. લા. રી. ૧ અ. પાનું. ૧૩૨, ૨૯૪.

**અપીલ**—અપીલની મુદત જે તારીખે પુરી થતી હોય તે તારીખે કોર્ટ બંધ હોય તો, કોર્ટ જે દીવશે ઉઘડે તે દીવશે અપીલ ફાઈલ થઈ શકે છે. ઈ. લા. રી. ૭ અ. ૧૦૭.

**બજાવણી**—અગ્રક્રિયાધિકારનો હક્ક જાતીકો છે, માટે તે હક્કવાળો સખસ દાવાના હેતુ વિરૂદ્ધ રીતે મીલકત બીજાને ચડાવી આપે તો તેનો દાવો કાહાડી નાંખવો જોઈએ. ઈ. લા. રી. ૫ અલ્હા. ૧૮૦, અને અગ્રક્રિયાધિકારનો હક્ક લેનાર હુકમનામું બજાવી શકતો નથી. ઈ. લા. રી. ૭ અલ્હા. ૧૦૯; પરંતુ હુકમનામું થયા પછી મીલકતના ખરીદદારના ફાયદા સારૂ તે હક્કવાળો સખસ હુકમનામું બજાવી શકે છે. ઈ. લા. રી. ૭ અલ્હા. પાનું. ૧૦૭.

અગ્રક્રિયાધિકારના દાવામાં અસાઈની તે વાદી તરફનો પ્રતીનીધી છે, માટે કલમ ૨૪૪ મીના હેતુ પ્રમાણે વાદીનો દાવો ચાલતો નથી. ઈ. લા. રી. ૧૦ અ. પાનું. ૩૫૪.

હુકમનામું બહાલ રાખવામાં આવેલું હોય તો તે અપીલકોર્ટના હુકમનામામાં અસલ કોર્ટનું હુકમનામું આવી ગએલું છે, એમ સમજવું જોઈએ, માટે અગ્રક્રિયાધિકારના દાવા-

માં વેચાણની કીંમત આપવાને એક માસની મુદત આપવામાં આવી હોય તો, તે એકમાસ અપીલકોર્ટના હુકમનામાની તારીખથી ગણી શકાય છે. ઈ. લા. રી. ૧૧ અ. પાનું. ૩૪૯.

પંત્યાળુ તોડવાની ફરીયાદ. **૨૧૫. પંત્યાળુ તોડવાની ફરિયાદ હોય ત્યારે, હુકમનામું કરતા પેહેલાં, એક દિવશ ઠરાવીને તે દિવશે પંત્યાળું તુટયું એમ ગણવાનો, અને પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે હિસાબ લેવાનો તથા બાજાં કૃત્ય કરવાનો, હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

મુખ્ય તથાતેના મુખત્યારની વચેના હિસાબ બાબતની ફરિયાદ. **૨૧૫. અ. મુખ્ય તથા તેના મુખત્યારની વચે પૈસા સબંધી લેણદેણનો હિસાબ લેવાની ફરિયાદમાં, તથા જે ફરિયાદો વિશે આ કાયદામાં પાછળ ઠરાવ કરવામાં આવ્યો ન હોય એવી તમામ ફરિયાદોમાં, કોઇ પક્ષકારને મળવાની કે કોઈ પક્ષકાર પાસેથી મળવાની રકમ નક્કી કરવા સારૂ હિસાબ લેવાની જરૂર હોય ત્યારે, કોર્ટે હુકમનામું કરતા પેહેલાં પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે હિસાબ લેવાનો હુકમ ફરમાવવો.**

**ટીકા**—આ કલમ નવી છે. અને તે હાયકોર્ટને લાગુ છે; આ કલમ પ્રમાણેનો દાવો તે કરાર આકટની કલમ ૨૬૫ પ્રમાણેના દાવાથી જુદો છે. ઈ. લા. રી. ૭ અ. પાનું. ૨૨૭.

કોઇ ભાગીદારે ભાગીદારી ઈનકાર કરી હિસાબ આપવામાં સામી તકરાર કરી હોય, અને તેથી દાવો કરવાની જરૂર થઈ હોય તો, તેને સુનાવણી સુધીનું ખરચ હમેશાં આપવું પડે છે. ઈ. લા. રી. ૭ ક. પાનું. ૪૨૮.

સામો દાવો અપાવ્યો હોય ત્યારે હુકમનામું. **૨૧૬. વાદીના દાવાની સામે પ્રતીવાદીએ કરેલો સામો દાવો મંજુર રાખ્યો હોય તો, વાદીના કેટલા રૂપીયા લેહેણા છે તથા પ્રતીવાદીના (જો કંઈ હોય તો) કેટલા રૂપીયા લેહેણા છે એ હુકમનામામાં લખવું, અને બેમાંથી જે પક્ષકારનું જેટલું લેહેણું જણાય તેણે તે વસુલ કરવાનું હુકમનામું કરવું.**

**સદરહુ સામો દાવો કલમ ૧૧૧ પ્રમાણે કે બીજી રીતે કબુલ કરવા લાયક છે, તોપણ આ કલમના ઠરાવો લાગુ પડશે.**

પ્રતિવાદીને અપાવેલી રકમની બાબતમાં હુકમનામાનું ફળ. **હુકમનામામાં કોઈ રકમ કોર્ટે પ્રતીવાદીને અપાવી હોય તો, અપીલ અથવા બીજી બાબતોને વાસ્તે જાણે પ્રતીવાદીએ વાદીની ઉપર જુદી ફરિયાદ કરીને તે રકમનો દાવો કરયો હોય તે પ્રમાણે તે હુકમનામાની અસર થશે અને તેજ નિયમો તેને લાગુ પડશે.**

**ટીકા**—સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૧૯૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ જે કામોમાં પ્રતીવાદીને સામો દાવો અપાવેલો હોય તે કામોને લાગુ છે; અને દરમિયાન ઉપજ બાબત પ્રતીવાદીની જવાબદારી નક્કી કરવાની હોય તેમાં ખેતીનું અથવા વસુલ કરવાનું ખર્ચ બાદ કરવાનું હોય તેને લાગુ થતી નથી. ૨૫ વી. રી. પાનું. ૨૭૫

હુકમનામું કોઇએ ખરીદ કર્યું હોય તો તેની બજાવણી વખતે પ્રતીવાદીને મુળ વા-

દી ઉપર સામા હુકમનામાનો જે હક્ક હોય, તે એ હુકમનામું ખરીદ કરનાર સામે લાવી શકાય છે. ૧૦ સ. વી. રી. પાનું. ૩૨. ૧૯ વી. રી. પાનું. ૮૭.

જ્યારે હુકમનામાનો દેણદાર વારસાના કાયદાથી એજ મીલકત બાબતના હુકમનામાના લેહેણદારો માંહેલો એક થાય તો, એનું ફળ એ થાય કે હુકમનામાનો એટલો ભાગ રદ થાય. ૨૫ સ. વી. રી. પાનું. ૩૪૩.

ફેંસલાની તથા હુકમનામાની સહી સુધાંતની નકલો આપવી

**૨૧૭. પક્ષકારો કોર્ટને અરજ કરે તો તેમને ખરચેથી ફેંસલાની તથા હુકમનામાની સહી સાથેની નકલો આપવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૯૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પક્ષકારોનો ફેંસલાની નકલો લેવાનો હક્ક છે, અને ફક્ત તેનો તરજુમો લેવાનો હક્ક નથી. ૧ મુંબાઈ. પાનું. ૧૬૫.

યોગ્ય સ્ટાંપ આપવામાં આવે, એટલે ખર્ચ વિના નકલો આપવાનો રીવાજ હતો, તે રદ કરવામાં આવ્યો છે. ૨૦ વી. રી. પાનું. ૪૦૫.

---

## બાબ ૧૮ મો.
### ખર્ચ વિશે.

---

અરજોનું ખર્ચ.

**૨૧૮. આ કાયદા પ્રમાણે કોઈ અરજનો નીકાલ કરતી વખતે તે અરજનું ખરચ કોર્ટ એમાંથી ગમે તે પક્ષકારને અપાવે, અથવા કામની કોઇ આગળની સુનાવણી સુધી તે ખરચનો વિચાર કરવાનું રેહેવા દે.**

**ટીકા**—આ કલમ નવી છે.

દરમિયાન ચાલેલા કામો ફેંસલ કરવામાં આવે તે બાબતના ખર્ચનો ઠરાવ કરવામાં આવ્યો હોય તો, દાવામાં સામાન્ય રીતે ખર્ચ કરવામાં આવે તેથી તે દરમિયાનના હુકમને હરકત થતી નથી. ૧૦ ઈ. આ. ૧૧૩, ઈ. લા. રી. ૯ ક. પાનું. ૭૬૭.

**અપીલ**—જ્યાં નિયમની તકરાર હોય ત્યાં જે હુકમો ઉપર અપીલ ચાલતી હોય, તે હુકમો સબંધી ખર્ચ વિશેની અપીલ ફક્ત ચાલી શકે છે. ઇ. લા. રી. ૧૧ ક. ૬૫૯. જો હુકમ ઉપર અપીલ ચાલે તેવું હોય તો પછી તે કોર્ટની હકુમત સબંધી હોય કે કામના ગુણદોષ સબંધી હોય તો, તે હુકમનો જે ભાગ ખર્ચ સબંધી હોય તે વિશે અપીલ ચાલી શકે છે. ઈ. લા. રી. ૮ મું. ૩૬૮, ઈ. લા. રી. ૮ ક. પાનું. ૯૧.

જ્યારે હકુમતની ખામીને માટે ફરીયાદ કાઢી નાંખી હોય તો, કોર્ટ ખરચ અપાવી શકે છે. ૧ ઈ. જુ. પાનું. ૩૮.

કોણે કેટલું ખરચ આપવું તે બતાવ્યા વગર એકલું ખર્ચ લખવું એ ગેરવ્યાજબી છે. ૧૫ સ. વી. રી. પાનું. ૪.

ખરચ કોણે આપવું એ ફેંસલામાં ફરમાવવું. **૨૧૯. પ્રત્યેક પક્ષકારનું ખરચ,-તેણે પોતે કે ફરિયાદના કોઈ બીજા પક્ષકારે-કોણે સોસવું, અને તે બધું કે કેટલો ભાગ કે શા પ્રમાણમાં સોસવું એ ફેંસલામાં ફરમાવવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

કીયા પક્ષકારે ખર્ચ આપવું તે વિશે ઠરાવ કરવાને કોર્ટ બંધાએલા છે; પણ હવે પછી જે દાવો દાખલ કરવાનો હોય તેમાં હારેલા પક્ષકારે ખર્ચ આપવું એવો ઠરાવ કોર્ટ કરી શકતા નથી. ૨૩ વી. રી. ૮૯. આ કાયદા પ્રમાણે ફક્ત પક્ષકારો જવાબદાર થઈ શકે છે, ૧૪ વી. રી. ૧, પણ ફક્ત આ હદ્દો અને જો કે સાધારણ રીતે એક પ્રતીવાદી પોતાના સહપ્રતીવાદીના ખર્ચ વિશે જવાબદાર થઈ શકતો નથી, તોપણ જો તેણે વાદી સાથે મળી જઈને દાવો કરાવેલો હોય તો તેને પોતાના સહપ્રતીવાદીનું ખર્ચ આપવું પડે છે. ૧૦ વી. રી. ૧૫૪. કેટલાક પક્ષકારો ઉપર દાવો કરવામાં આવેલો હોય તેમાંના કેટલાકે દેવું તથા ભાગીદારી કબુલ કરી હોય અને બીજાઓએ ઈનકાર કરી હોય તો, જે પ્રતીવાદીઓએ દાવા વિશે તકરાર કરી હોય તે પ્રતીવાદીઓએ દાવો કબુલ કરનાર પ્રતીવાદીનું ખર્ચ આપવું. ઈં લા. રી. ૬ ક. પાનું ૮૧૧.

મીલકતના ફાયદાને સારૂ શુદ્ધબુદ્ધિથી જે દાવો કરવામાં આવેલો હોય તે દાવાના ખર્ચ વિશે મીલકત જવાબદાર છે, અને વહીવટદાર જવાબદાર નથી. ૧ વી. રી. પરચુરણ ૧; પણ સન ૧૮૫૮ ના આકટ ૪૦ મા પ્રમાણે સર્ટીફીકેટ મળવાને મરનાર માલીકની વિધવાએ અરજ કરી હોય અને તેણીએ એમ કહ્યું હોય કે તેની તમામ મિલકત મારા કબજામાં છે, અને મ્હારી મીલકતમાં અમુક પ્રગણું છે, તો તેણીએ તે પ્રગણાની બાબત સર્ટીફીકેટ આપવા સબંધી જે પક્ષકારે હરકત લીધી હોય તેનું ખર્ચ આપવું જોઈએ. પછી તે પ્રગણા બાબત તેણીએ સર્ટીફીકેટ માગેલું ના હોય તેની ચીંતા નહી. ૯ વી. રી. ૪૫૯. મજીઆરા હુકમનામાનું ખર્ચ એક સખસે પોતાના હિસ્સા કરતાં વધારે આપેલું હોય તો, તે વધારાનાં નાણાં લેવાને દાવો ચાલી શકે છે. ૭ વી. રી. પાનું. ૩૦૦.

ન્યાયની રૂઈએ જુદા થવાને તથા છેડાછુટકો થવાને કરેલા દાવામાં કોણે ખર્ચ આપવું એ વિશે ઈં લા. રી. ૪ ક. ૨૬૦, ઇં લા. રી ૫ ક. પાનું. ૩૫૭ જુઓ.

ટ્રસ્ટીનું ખર્ચ એ દાવાનું ખર્ચ નથી. ૮ ચ. ડીવ. ૪૯૨. ૧૯ ચ. ડી. ૧૪૦ જુઓ.

ગીરોથી છોડાવવાના દાવામાં જે નાણાં આપવામાં આવે તે પ્રતીવાદીએ લેવાને ના કહેલી ના હોય, અથવા દાવો ચાલતાની દરમીયાનમાં તે ખોટી રીતે ચાલ્યો ના હોય તો, પ્રતીવાદીને ખર્ચ મળવું જોઈએ. ઈં. લા. રી. ૮ મું. ૧૯૦. અર્ટીની તથા અસીલની વચ્ચમાં જે પ્રમાણે હોય છે તે પ્રમાણે થવું જાઈએ. ૮ ક લા. રી. પાનું. ૪૩૭.

એક દાવામાં પ્રતીવાદી જીતેલો હોય તો તેમાં થએલા ખર્ચ બાબત તે વાદી ઉપર દાવો કરી શકતો નથી. જ્યારે હુકમના ભાગ તરીકે ફક્ત ખર્ચ હોય ત્યારે પક્ષકાર તે વસુલ આપવાનો અમલ કરી શકે છે, અને તે પણ ફક્ત બજાવણીમાં કરી શકે છે. ૩ મદ્રાસ પાનું. ૩૪૧.

હાયકોર્ટમાં એક કરારની રૂઈએ દાવો કરવામાં આવેલો હોય અને જે રકમનું હુક-

મનાઈ કરવામાં આવ્યું હોય તે સ્માલકાજકોર્ટની હકુમતની અંદર હોય, તે દાવો હાયકોર્ટમાં કરવા લાયક હતો એવું સર્ટીફીકટ જડજ આપે નહી તો, વાદી ખર્ચ લેઈ શકતો નથી. ૧ મદ્રાસ ૧૧૫; પરંતુ એક ગીરોની રૂઈએ મુદલ તથા બ્યાજ લેવાને દાવો કરેલો હોય તો તેમાં તે પ્રમાણે થઈ શકતું નથી; કારણ કે તેવા કામમાં સ્માલકાજકોર્ટને હકુમત નથી ૧ ઈ. જ્યુ. ન્યુ. સી. ૯૫ જુઓ. વળી આ બાબત ૧ ક. લા. રી. ૪૭૦ જુઓ.

ખરચ વિશે કોર્ટનો અખત્યાર. **૨૨૦. પ્રત્યેક અરજનું અને ફરિયાદનું ખરચ પોતાને યોગ્ય જણાય તે રીતે અપાવવાનો તથા વેંહેચી આપવાનો પુરણ અખત્યાર કોર્ટને છે, અને મુકદ્દમાનો ઇનસાફ કરવાની હકુમત કોર્ટને ન હોય એટલા ઉપરથી આ અખત્યારનો અમલ કરવાને હરકત નથી.**

**પરંતુ કોઈ અરજનું અથવા ફરિયાદનું ખરચ તેના નિકાલને અનુસરતી રીતે ન આપવાનું કોર્ટ ફરમાવે તો, કોર્ટે પોતાનાં કારણ લખવાં.**

**આ કાયદા પ્રમાણે ખરચ બાબત કરેલો દરેક હુકમ, હુકમનામાનો ભાગ ન હોય ત્યારે, જાણે તે પૈસા બાબતનુંજ હુકમનામું હોય એ રીતે તે બજાવી શકાય.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**હુકમનામામાં લખેલું**—હુકમનામામા કોણે અને કેટલું ખર્ચ આપવું તે વિશે ઠરાવ કરવો જોઈએ, માટે જો તે પ્રમાણે કરવામાં આવેલું ના હોય તો ફરીતપાસ કરાવી તે દુરસ્ત થઈ શકે છે. ૧૫ વી. રી. ૪૧૪, પણ અરજદારે વધારે વાર સુધી એટલે જેમકે ૩ા વર્ષ સુધી બેશી રેહેવું નહી જોઈએ. ૧૭ વી. રી. ૩૫૮, અથવા ફેસલા ઉપર અપીલ કરેલી ના હોય અને ઉપરી કોર્ટે આખરનુ હુકમનામું કરેલું હોય. સદર દિવાની અદાલત વાબ્યપાંત સન ૧૮૬૧ પાનું. ૪૬૦. બંગાળા તથા મુંબાઈમાં જો હુકમ ગેરકાયદે કરવામાં આવેલો ના હોય તો રેગ્યુલર અપીલ થવી જોઈએ, કારણ કે તે વિશે સ્પેશીયલ અપીલ ચાલતી નથી. ૬ વી. રી ૧૮૭; ઈ. લા. રી. ૧ ક. ૨૮૫ ૧ આગ્રા. ૯૦ (આ ઠરાવોથી ૨૪ વી. રી. ૬૯, ૨૫ વી. રી. ૨૨, ૪ મુંબાઈ ૪૧, ૩ મદ્રાસ ૨૭૯ ના ઠરાવ રદ કરવામાં આવ્યા છે), પણ મદ્રાસમાં બીજી રીતે છે. ૩ મદ્રાસ ૧૧૩, અને ૫ વી. રી. ૫૯ જુઓ. દાવામાં ખર્ચ અપાવલું હોય તો તે ખર્ચની રકમ્ બાબત હુકમનામાની બજાવણીમાં હરકત લેઈ શકાતી નથી. ૫ વી રી. પરચુરણ ૪ જો હુકમનામામાં ખર્ચ ઉપર બ્યાજ અપાવેલું ના હેય તો, બજાવણીમાં તે અપાવી શકાતુ નથી ઈ લા. રી ૩ ક ૧૬૧

**સામાન્ય નિયમ**—સામાન્ય નિયમ એવો છે કે દાવાની અરજીમાં જેટલી રકમનો દાવો કરયો હોય તે રકમ કરતાં વાદી કમી રકમ વસુલ કરે તો, તે વસુલ કરેલી રકમના પ્રમાણમાં તેને ખર્ચ અપાવવું જોઈએ. ૧૦ મૂર. ૫૬૩, એટલે કામના પરીણામ પ્રમાણે જો વિરૂદ્ધ વ્યાજબી કારણો ના હોય તો ખર્ચ અપાવવું જોઈએ. સ. દી. અ. વાબ્યપ્રાંત સન ૧૮૪૭ પાનું ૩૪૩, ૩ મદ્રાસ ૧૧૩. માટે એકાદા સખસને ખોટી રીતે પક્ષકાર કર્યો હોય તો, સ. દી અ. વાબ્યપ્રાંત સન ૧૮૫૩ પાનું ૬૯૮, તથા સન ૧૮૬૧ પાનું. ૩૩૩. અગર અપીલનો પ્રતીવાદી ખોટી રીતે કર્યો હોય તો તેને ખર્ચ મળવું જોઈએ. સ. દી. અ. વાબ્યપ્રાંત સન ૧૮૬૩ પાનું. ૧; અને તેમજ જે પક્ષકારે વાદીના સાગી તકરાર કરી ના

હોય. ૩ વી. રી. ૨૩, ૧૧ વી. રી. ૪૮૧, અગર દાવામાં હિત ના હોય તેમ છતાં પક્ષકાર કરેલો હોય તો. ૨ વી. રી. ૩૩, અને જો તે હાજર થયો ના હોત તો તેને હરકત થાત એવું હોય. ૧૨ વી. રી. ૪૪૪. અને સામાન્ય રીતે પક્ષકારને ખર્ચ આપવાને હુકમ કરવો કે નહીં તેનો આધાર કામની હકીકત ઉપર અથવા પક્ષકારોની વર્તણુંક ઉપર છે. પણ કાનસલ જે રીતે તકરાર કરે તે ઉપર અગર કાનસલનો હક્ક હોય તે કરતાં વધારે માગે તે ઉપર નથી. ૮ ચ ડીવ. પાનું. ૩૭૨; પણ જો એક પક્ષકારે વાદીને દાવો કરવાને લલચાવ્યો હોય તો તે પક્ષકારને ખર્ચ મળતું નથી. ૧ ઈ. જ્યુ. ન્યુ. સી. ૩૯૦. અથવા જે બચાવ ઉપરથી પક્ષકાર જીતે તે જવાબ સ્પેશીયલ અપીલ કરતાં સુધી આપેલો ના હોય તો, તેવા કામમાં ખર્ચ અપાવી શકતું નથી. ૭ વી. રી. પાનું. ૪૯૦.

**પ્રમાણનો નિયમ**—તેજ નિયમ પ્રમાણે વાદી થોડો હારયો હોય અને થોડો જીત્યો હોય તો જેટલી બાબત દરેક પક્ષકાર જીતેલો હોય તેટલી બાબત દરેક પક્ષકારને ખર્ચ અપાવવું જોઈએ, માર્સ ૭૯: ૭ વી. રી. ૧૨૭; સ. દિ. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૨ પાનું. ૩૩૪; અને વાદીને હિસ્સા રસીદ ખર્ચ અપાવવું તેનો આ હેતુ છે ૪ વી. રી. પરચુરણ ૯. માટે રૂ. ૧૩૪) ના દાવામાંથી રૂ. ૪૦) નું વાદીનું હુકમાનામું થાય અથવા તેના માગ્યા કરતાં ચોથા હિસ્સાનું તેનું હુકમનામું થાય તે હુકમનામાની રકમ જેટલું ખર્ચ અપાવવું જોઈએ. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૧ પાનું. ૩૪૬, તથા ૫૫૯, પરંતું જેટલી બાબત જીતવામાં અથવા હારવામાં આવેલું હોય તે દાવા પ્રમાણે ઘણું કરીને હોય તો તમામ ખર્ચ અપાવવું અથવા નહી અપાવવું. ૯ વી. રી. ૬૧, તથા ૧૦૩. માટે જ્યારે દાવો ગીરોથી છોડાવવાનો તથા દરમિયાન ઉપજનો કરેલો હોય અને ગીરોથી છોડાવવાનો હક્ક ઠરાવેલો હોય, પણ દરમિયાન ઉપજનો થોડોજ ભાગ અપાવેલો હોય તો, તમામ ખર્ચ અપાવવામાં આવે છે. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૧ પાનું ૬૮; અને જે કામમાં પક્ષકાર દ્વેષબુદ્ધિથી તથા ખોટા દીલથી વર્તેલો હોય તે ફક્ત દિવાનીરાહાનો હક્ક વાપરતાં જે મુશ્કેલાઈ છે તેથી જુદુ છે. ૧૮ વી. રી. ૧૪, સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૧ પાનું ૫૬૯, અગર જો બચાવ જુઠો અને એશીકરાઈ ભરેલો હોય તો ખર્ચ અપાવવામાં આવતું નથી. કોરીંટન ૧૨૬. જે કામમાં વાદીએ લાંબો હેરાનગતી ભરેલો કજીયો ચલાવીને ફક્ત નામનું હુકમનામું મેળવેલું હોય તેમાં હિસ્સા રસીદ ખર્ચ અપાવવાના નિયમ પ્રમાણે ચાલવું નહી જોઈએ. ૨૪ વી. રી. ૬૯. જે કામમાં હકુમત નથી એવી તકરાર સ્પેશીયલ અપીલમાં પેહેલ વેહેલી લીધી હોય તે કામમાં દરેક પક્ષકારે પોત પોતાનું ખર્ચ આપવાનો હુકુમ કરવામાં આવેલો હોય છે. ૭ વી. રી. ૪૯૦ અમુક કામોમાં ખર્ચ બીલકુલ અપાવવામાં આવતું નથી. જ્યારે સ્માલકાઝકોર્ટનું હુકમનામું પતાવવાને પ્રતીવાદી પાસે જોઈએ તેટલી જંગમ મીલકત ના હોય, અને વાદી તમામ હુકમનામું બજાવી શકે નહી, તેથી હાયકોર્ટમાં દાવો કરે તો વાદીને ખર્ચ મળતું નથી, તે બાબતમાં ૧ ઈ. જ્યુ. ન્યુ. સી. ૨૨૦ નો ઠરાવ છે; તેમ જે કામમાં કોર્ટની મંજુરી સિવાય વાદી ફેંસલો થતા પેહેલાં દાવો કાહાડી લે તો, પ્રતીવાદીને ખર્ચ મળતું નથી. ૧ મ. પાનું. ૨૪૭. પરંતુ હાલ કલમ ૩૭૩ મી જોવી.

હાયકોર્ટની અસલ બાજુમાં પ્રતીવાદી જ્યારે નાણાં ભરે અને વાદી તે નાણાં કોર્ટમાંથી લે તો, તે નાણાં ભરતા પેહેલાં જે ખર્ચ થએલું હોય તે વાદીને લેવાનો હક્ક છે. ૧ મુંબાઈ. પાનું. ૭૦.

**જુદુ ખર્ચ**—જ્યારે પક્ષકારોનું હિત જુદુ જુદુ હોય તો દરેક પક્ષકારને ખર્ચ મળવું જોઈએ. ૧૨ વી. રી. ૧૦. માટે જ્યારે પ્રતીવાદીએ એવી તકરાર કરી હોય કે દાવાવાળી મીલકત સાથે અમારે કાંઈ નિસ્બત નથી, અને તે વાત જુદો વકીલ કરી તેણે શાબેત કરી પોતાનો બચાવ કરેલો હોય તો, તેનો ખર્ચ મળવાનો હક છે ૧૧ વી. રી. ૧૯; અને જો પ્રતીવાદીઓ જમીનદાર તથા પટણીદાર હોય અને દાવો જમીનના કબજા બાબત હોય. ૧૧ વી. રી. ૩૬; અથવા પ્રતીવાદીઓ ઉપર મીલકતનો ખોટી રીતે ઉપયોગ કર્યા નો આરોપ રાખેલો હોય. ૬ વી. રી. ૩૨૪, અથવા ગમે તેમ હોય તોપણ જો તે પોતાનાં જુદાં જુદાં હિત બતાવે, અને એક બીજાથી એવી રીતે અલગ રેહે કે જેથી બધા એકજ વકીલ નીમે, એવી વ્યાજબીરાહે ઊમેદ રાખી શકાય નહી તો, જુદુ જુદુ ખર્ચ અપાવવું જોઈએ. સ. દિ. અ. વાવ્યપ્રાંત સન ૧૮૫૯ પાનું. ૧; પરંતુ જ્યારે બધા પ્રતીવાદીઓનો જવાબ એક હોય, ૧૭ વી. રી. ૧૮૮, અગર જાણે તેઓ મઝીયારા કબજેદારો હોય અને તેઓનું એકજ હિત હોય, ૧ વી. રી. ૧૩૯, અગર જો તેઓ એક ગીરો રાખનારના પ્રતીનીધીઓ હોય, ૧૨ મુર ૧૫૭, અગર જો તેઓ એકજ કુટુંબના અંગભૂતો હોય અને એક જગોએ રેહેતા હોય, અને એકજ જવાબ આપતા હોય અને તેઓના મઝીયારા કૃત્યથી થએલા નુકશાનનો દાવો હોય. ૨ વી. રી. ૬૦, અગર જો તેઓ મઝીયારા દાવાના કારણથી જુદા જુદા દાવા કરનાર સહહિસ્સેદારો હોય, અને પ્રથમથીજ તે દાવાઓનો એકઠો તપાસ કરવામાં આવેલો હોય. ૧૧ વી. રી. ૨૭૦, અથવા દેખીતી રીતે જરૂર વિના કોઈ કારણથી પ્રતીવાદીઓ જુદા જુદા જવાબ ફાઈલ કરે તો ફક્ત એક ખર્ચ અપાવવું જોઇએ. સ. દિ. અ. વાવ્યપ્રાંત સન ૧૮૫૯ પાનું. ૩૪૯.

**અપીલમાં**—જ્યારે અપીલકોર્ટ અપીલનું હુકમનામું કરી પોતાની કોર્ટનું ખર્ચ અપાવે તો, તે હુકમનામામાં અસલકોર્ટના ખર્ચનો સમાસ થવો જોઇએ. ૧૬ વી. રી.૨૬૯ અને હમેશાંનું ખર્ચ તથા વ્યાજનું હુકમનામું કરવામાં આવ્યું હોય તો તેનો હેતુ દાવાની શરૂઆતથી તે આખર હુકમનામું કરવામાં આવે તે તારીખ સુધી અને હુકમનામાની તારીખથી દર સેંકડે ૭ ટકાના દરના વ્યાજ સાથે જીતનાર પક્ષકારે જે ખર્ચ કરેલું હોય તે છે, અને નીચેની કોર્ટમાં અપીલવાળાએ જે ખર્ચ કરેલું હોય તે અપીલના પ્રતિવાદીઓએ આપવું જોઈએ, એવો ઠરાવ હુકમનામામાં હોય તો, તેનો હેતુ જે હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તે હુકમનામામાં અપીલવાળાઓએ કરેલું ખર્ચ બતાવેલું હોય તે છે. ૧ સોમ, ૧૪૩. હુકમનામાની રૂઈએ ખર્ચ વસૂલ કરવામાં આવેલું હોય અને અપીલમાં તે હુકમનામું ફેરવવામાં આવ્યું હોય તો તે ખર્ચ વ્યાજ સાથે પાછું આપવાને સ્પષ્ટ હુકમ હોવાની જરૂર છે. ૨૦ વી. રી. ૪૯, અને વ્યાજ અપાવવું જોઈએ. ૧૫ વી. રી. ૭૪; ઈ. લા. રી. ૪ ક. ૨૨૯; પરંતુ આ ઠરાવો પ્રીવીકૌંસીલના ફેંસલાઓ વિરૂદ્ધ છે. લા. રી. ૪ ઈ. અ. પાનું. ૧૩૭.

જો કે ખર્ચની બાબત કોર્ટના કુલઅખ્ત્યારમાં છે, તોપણ પ્રીવીકૌંસીલે એવો નિયમ કર્યો છે કે જીતનાર અપીલવાળાને એક નિયમ તરીકે તેનું ખર્ચ મળવું જોઈએ. ઈ. લા. રી. ૩ ક. ૪૭૩. અપીલમાં હાયકોર્ટમાં ખર્ચ બાબત હુકમ કરેલો હોય તેને ત્રણ વર્ષ પછી મુદતની હરકત થાય છે. ૨૧ વી. રી. પાનું. ૩૯૧.

એક કામમાં અપીલવાળાઓએ પોતે પોતાને મળવાનો જે હક હતો તે કરતાં ઘણી

વધારે બાબત અપીલની અરજીમાં તકરાર કરી હતી, તેમાં હાઉસ આફ લોડર્સે ખર્ચ અપાવ્યું નથી. ઈ. લા. રી. ૬ ક. ૩૯૪. અને એક કામમાં જે ઠરાવ ઉપર અપીલ કરવામાં આવેલી તે ઠરાવ નીચેની કોર્ટે જે કારણો ઉપર આધાર રાખી કરેલો તે જુદા કારણોથી બાહાલ રાખવામાં આવ્યો હતો, તેથી અપીલ ખર્ચ સાથે કાહાડી નાંખવામાં આવી હતી. ૮ મુર. ૧૭૦. વળી ૧૦ મુર ૨૨૯ જુઓ.

કલમ ૧૧૧ પ્રમાણે સામા દાવાના કામોમાં ખર્ચ વિશે. ઈ. લા રી. ૪ ક. ૭૪૨ જુઓ.

**અપાવેલું ખર્ચ**—જે કામોમાં હિસાબ તપાસવાને કમીશનર નીમવામાં આવેલા હોય, તેમાં અપાવેલી રકમોમાં એક અગર બે હિસાબી કારકુનનો પગાર અપાવેલો. ૨ હાઈડ ૮૯. પ્રતીવાદીની મીલકત જપ્ત કરવાથી જે ખર્ચ તથા નુકશાન થએલું હોય તે વિશે જ્યારે દાવો કાહાડી નાંખવામાં આવ્યો હોય ત્યારે, સ. દિ. અ. વાવ્યપ્રાંત સન ૧૮૫૬ પાનું. ૫૧૪ નો ઠરાવ છે, અને એક કામમાં હાઈકોર્ટે કામ પાછું મોકલેલું એવા હુકમની સાથે કે પેહેલી બે રજુવાતોનું ખર્ચ વાદી આપે તો, વાદીને દુરસ્ત કરવાની પરવાનગી આપવી, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ હુકમમાં દાવાની અરજી ઉપરના સ્ટાંપનો સમાસ થાય છે. ૧૪ વી. રી. પાનું. ૧૪૩.

એક હુકમનામાની રૂએ **अ.** એ **ब.** ની મીલકતનો કબજો લીધો, અને **ब.** ના એજંટે શરૂ કરેલો કજીઓ ચલાવ્યો, પણ તેમાં તે હાર્યો તેથી તેનું ખર્ચ ગએલું હતું. પછી અપીલમાં **ब.** ને તે મીલકત મળી. તેમાં ઠરાવવામાં આવ્યું કે **ब.** ને ખર્ચ બાબત **अ.** જવાબદાર ઠરાવી શકતો નથી. ૬૦વી. રી. પરચુરણ પાનું. ૧૨૪.

વકીલ તથા અસીલની વચ્ચમાં જે ખાનગી ગોઠવણ થએલી હોય તે શિવાય ધારા પ્રમાણે વકીલની ફી ગણવી જોઈએ. ૬ વી. રી. પરચુરણ ૩૫. પ્રતીવાદી ઉપર વાદીએ જે રકમનો દાવો કરયો હોય તે રકમ ઉપર તે ગણવામાં આવે છે. ૯ વી. રી. ૨૮૯, અને જ્યારે એક કામમાં જુદા જુદા પ્રતીવાદીઓ ઉપર જુદા જુદા દાવા કરવામાં આવેલા હોય તો, દરેક પ્રતીવાદી ઉપરના દાવાનું ખર્ચ અપાવવા વિશેનો આધાર તે દાવા ઉપર રેહે છે. ૧૩ વી. રી. ૩૨૦; પરંતુ જે સખસોનું જુદું જુદું હિત હોય તેઓને પ્રતીવાદી કરવામાં આવેલા હોય અને તે તેમનો હક પુરો કરવાને તથા હુકમનામું કબુલ કરવાને પ્રતીવાદી કરેલા હોય તો તે વિશે કાંઈ ઠરાવ કરવામાં આવેલો નથી, માટે તેઓને હાજર થવાને જે ખર્ચ થયું હોય તે ફક્ત અપાવવું જોઈએ. ૧૪ વી. રી. ૯૪. જે કામમાં ખર્ચ બાબત નિયમ અને સ્પષ્ટ કરાર ના હોય તો, વકીલને પોતાની મેહેનતનો વ્યાજબી બદલો મળવાનો હક છે. ૬ વી. રી. પાનું. ૧૦૮.

જો બે વકીલો બસ હોય તો ત્રણ વકીલોનું ખર્ચ વાદીને શીર નાંખવું નહી જોઈએ. સ. દિ. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૧ પાનું. ૩૩૩.

આ કાયદાની કલમ ૬૨૦ પ્રમાણે હાયકોર્ટને રેફરન્સ કરવાના ખર્ચની વ્યવસ્થા જુદી થઈ શકતી નથી, પરંતુ જ્યારે દાવાનું ખર્ચ અપાવવામાં આવે ત્યારે તેની વ્યવસ્થા કરવી જોઈએ. તોપણ તે વિશે કોર્ટના કુલઅખત્યાર ઉપર છે, માટે અવશ્યે કરીને દાવાના પરીણામ પ્રમાણેજ તેનો નિર્ણય થવો જોઈએ, એમ જરૂર નથી. ઈ. લા. રી. ૧૫ ક. ૫૦૭.

જે રકમ કબુલ હોય અથવા

**૨૨૧. એક પક્ષકારને બીજા પક્ષકારે ખરચ આપવાનું હોય, અને તે બીજા પક્ષકારની પહેલા પક્ષકાર પાસે કાંઈ રકમ લે-**

લેહેણી માલમ પડે તેમાં ખરચ મજરે અપાવી શકાય. **હેણી છે એવી કબુલત હોય, અથવા એમ ફરિયાદમાં માલમ પડયું હોય, તો તે લેહેણામાં ખરચનો સામો દાવો મજરે અપાવવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો ફેંસલામાં કાંઈ ખામી હોય અગર હુકમનામું બરોબર લખાવવામાં અપીલવાળાની કસુર હોય તો, ખર્ચ અપાવવામાં આવતું નથી, સબબ બજાવણીમાં કાંઈ સામો દાવો થઈ શકતો નથી. ૧૬ વી. રી. પાનું. ૩૦૮

અગ્રક્રિયાધિકારના દાવામાં વાદીના હુકમનામામાં જે ખર્ચ ચડેલું તે કાપીને વેચાણની કીંમત વાદીએ કોર્ટમાં ભરી, અને કબજો માગ્યો તે અપાવેલો છે. ઈ. લા. રી. ૬ અલ્હા. ૩૫૧.

કલમ ૧૧૧ નીચેની ટીકા જોવી.

ખરચ ઉપર વ્યાજ. **૨૨૨. ખરચ ઉપર દર વર્ષે દર સેંકડે છ ટકા સુધીના દરનું વ્યાજ અપાવવાને કોર્ટ મુખત્યાર છે, અને તે ખરચ, વ્યાજ**

વિષયમાંથી ખરચ વસુલ. **સાથે અથવા વગર વ્યાજે ફરિયાદના વિષયમાંથી વસુલ કરવું અથવા તેનો બોજો ફરિયાદના વિષય ઉપર રાખવો, એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ખર્ચ ઉપરનું વ્યાજ તેમજ દરમિયાન ઉપજ ઉપરનું વ્યાજ જે હોય છે તેને એકજ નિયમ લાગુ થાય છે, માટે જો તે હુકમનામામાં સ્પષ્ટ રીતે અપાવેલું ના હોય તો બજાવણીમાં અપાવી શકાતું નથી. ૧૫ વી. રી. ૪૧૫, ૨૫ વી. રી. ૨૧૫; ૨૪ વી. રી. ૧૯૩; ૧૫ બં. લા. રી. ૩૮૩. પછી તે પ્રીવીકૌંસીલનું હુકમનામું હોય તેની ચીંતા નહીં. ૩ અલ્હા. ૩૧૯, ૪ ઈ. અ. ૧૩૭. હુકમનામું થયા પછીના ખર્ચ ઉપરના વ્યાજ વિશે જુદો દાવો થઇ શકે છે. લા. રી. ૨ ઈ. અ. ૨૧૯, પણ બજાવણીમાં સમાધાન તરીકે જો તે અપાવેલું હોય તો, અપીલકોર્ટ હાથ ઘાલતા નથી. ઈ. લા. રી. ૩ ક. ૬૦૨, વળી. લા. રી. ૪ ઈ. અ. પાનું ૧૩૭ જુઓ.

વશિયતના અર્થ વિશે વ્યાજબી શક હોય તો વુઈલના અર્થનો નિર્ણય કરવાને કરેલા દાવામાં વધારાની જંગમ મીલકતમાંથી હમેશાં ખર્ચ અપાવવામાં આવે છે. લા. રી. ૫ ચ. ૫૭૦. કોર્ટથી મીલકત અગર ફંડનો વહિવટ કરવામાં આવતો હોય તો તમામ જરૂરીઆત પક્ષકારોનું ખર્ચ પ્રથમ અપાવવું જોઈએ. ૨૧ બીવ. પાનું. ૪૨૬.

જો હુકમનામામાં ખર્ચ વ્યાજ સાથે છે એમ સાફ લખ્યું નહી હશે તો, ખર્ચ ઉપર વ્યાજ મળશે નહી, અને જ્યાં પ્રીવીકાંઉસીલે ફક્ત હુકમનામું બાહાલ રાખ્યું હોય તેમાં ખરચ ઉપર વ્યાજનો સમાસ થતો નથી. ૧૩ બં. લા. રી. પાનું. ૪૪.

---

## બાબ ૧૯ મો.

## હુકમનામાની બજાવણી વિશે.

### અ.—કઇ કોર્ટથી હુકમનામાં બજી શકે તે વિશે.

---

જે કોર્ટથી **૨૨૩. કોઇ પણ હુકમનામું, જે કોર્ટે તે કર્યું હોય તે**

હુકમનામું બ- જી શકે તેકોર્ટ કોર્ટથી, અથવા આ આકટમાં હવે પછી જે ઠરાવો કરેલા છે તે પ્રમાણે જે કોર્ટને તે બજાવવા સારૂ મોકલ્યું હોય તે કોર્ટથી બજી શકે.

ટીકા—હુકમનામું કરનારી કોર્ટની હકુમત બંધ થએલી હોય તો, બજાવવાની દરખાસ્ત તે કોર્ટને અથવા જે કોર્ટને તે કામની તપાસ કરવાને હકુમત હોય તે કોર્ટને થઈ શકે છે. ઈ. લા. રી. ૬ ક. પાનું. ૫૧૩.

હુકમનામું કરનારી કોર્ટ, હુકમનામાવાળાની અરજ ઉપરથી, નીચે લખેલે પ્રસંગે તે હુકમનામું બીજી કોર્ટને બજાવવા સારૂ મોકલવાને મુખત્યાર છે.

(अ) જેના ઉપર હુકમનામું થયું હોય તે સખસ તે બીજી કોર્ટની હકુમતની સ્થાનીક હદમાં ખરેખર અને આપ ખુશીથી રેહેતો હોય કે ધંધો ચલાવતો હોય કે કમાઇને વાસ્તે જાતે કામ કરતો હોય તો, અથવા.

(ब) હુકમનામું કરનારી કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે હુકમનામું પુરૂં થાય એટલી તે સખસની મીલકત ન હોય, અને તે બીજી કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તેની મિલકત હોય તો, અથવા.

(क) હુકમનામું કરનારી કોર્ટની હકુમતની સ્થાનીક હદની બહારની સ્થાવર મિલકત વેચવાને હુકમનામામાં ફરમાવ્યું હોય તો, અથવા.

(ड) હુકમનામું કરનારી કોર્ટને બીજા કોઇ કારણથી એમ લાગે કે તે બીજી કોર્ટે હુકમનામું બજાવવું જોઇએ તો: પરંતુ આમાં જે બીજા કારણથી તેમ લાગ્યું હોય તે કારણ કોર્ટે પોતે દફતરમાં લખવું જોઇએ.

હુકમનામું કરનારી કોર્ટ પોતાને મનથી તે હુકમનામું બજાવવા સારૂ પોતાના તાબાની કોઇ કોર્ટને મોકલવાને મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે બજાવણી સારૂ જે કોર્ટને હુકમનામું મોકલ્યું હોય તે કોર્ટે, તે બજાવ્યાની વાત, અથવા તે બજાવવાનું ન બને તો જે હકીકતોને લીધે તે બજાવવાનું ન બન્યું હોય તે હકીકતો, હુકમનામું કરનારી કોર્ટને લખી જણાવવી.

ટીકા—સર્ટીફીકટ પાછું આવતા પેહેલાં અસલ જીલ્લામાં હુકમનામું બજાવવું જોઈએ, એવું હુકમનામાવાળો માગતો હતો. અસલકોર્ટ તે પ્રોસીડીંગ પાછું મંગાવી શકે છે. ઇ. લા. રી. ૬ ક. ૫૦૪. બીજી બાજુ તરફ જો હુકમનામાના દેણદારે હુકમનામું બીજી કોર્ટમાં બજાવવાને મોકલ્યા પછી પણ તે ખરી રીતે બજાવવાને દરખાસ્ત કરતા પેહેલાં તે હુકમનામાની થોડીક રકમ વસુલ આપી હોય તો, જે કોર્ટ તરફ તે હુકમનામું મોકલેલું હોય તે કોર્ટથી તે વસુલ નોંધાવવું જોઈએ, એવો હુકમ હુકમનામાવાળા ઉપર કરાવી શકાય છે. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૪૪૮.

ફરિયાદ અરજીમાં લખ્યા પ્રમાણેની જેની કીંમત બે હજાર રૂપિઆ કરતાં વધારે ન હોય, અને જે, તેનો વિષય જોતાં, વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કાયદાની રૂયે પ્રેસિડેન્સી સ્માલકાજકોર્ટના અથવા જીલ્લા સ્માલકાજ કોર્ટના સાંભળવામાંથી બાતલ કરી ન હોય એવી ફરિયાદમાં હુકમનામું થયું હોય, અને કલકતા, મદ્રાસ, મુંબાઇ અથવા રંગુનમાં તે બજે એવી હુકમનામું કરનારી કોર્ટની મરજી હોય, તો કલમ ૨૨૪ ની રકમ (अ) (ब) [क] માં અનુક્રમે કહેલી નકલો અને સર્ટીફિકેટ, કલકતા, મદ્રાસ, મુંબાઇ

**અથવા રંગુન ( જે હોય તે ) ની સ્માલકાજ કોર્ટને મોકલવાને તે હુકમનામું કરનારી કોર્ટ મુખત્યાર છે. અને તે પ્રમાણે મોકલવામાં આવે એટલે તે સ્માલકાજ કોર્ટે જાણે તે હુકમનામું પોતેજ કર્યું હોય અને જે રીતે બજાવે તે રીતે તે બજાવવું.**

**હુકમનામું કરનારી કોર્ટ અને જે કોર્ટમાં તે બજાવવા મોકલવું હોય તે કોર્ટ એ બંને એકજ ડિસ્ત્રિકટમાં હોય તો, પેહેલી કોર્ટ બીજી કોર્ટને હુકમનામું પરભાર્યું મોકલવું. પરંતુ જે કોર્ટને હુકમનામું બજાવવા મોકલવું છે તે જુદા ડિસ્ત્રિકટમાં હોય તો, જે ડિસ્ત્રિકટમાં હુકમનામું બજવવું હોય તે ડિસ્ત્રિકટના ડિસ્ત્રિકટ કોર્ટને હુકમનામું કરનારી કોર્ટે હુકમનામું મોકલવું.**

**ટીકા**—આ કલમનો કેટલોક ભાગ નવો છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલલકાજકોર્ટોને લાગુ છે. વળી તે ભાડા બાબતના હુકમનામાઓને લાગુ છે. ઈં. લા. રી. ૯ ઇ. અ. પાનું. ૧૭૪.

નીચેની કોર્ટનું હુકમનામું ફેરવવામાં આવ્યું હોય, દુરસ્ત કરવામાં આવ્યું હોય અગર બાહાલ રાખવામાં આવ્યું હોય, તોપણ અપીલકોર્ટનું કરેલું હુકમનામું આખરનું છે, માટે તેવા હુકમનામા તરીકે તે ફક્ત બજાવવા લાયક છે. ૬ બં. લા. રી. ૫૨, માટે જેટલું હુકમનામું બાહાલ રાખવામાં આવ્યું હોય તેટલું બતાવવું જોઇએ કે જેથી અસલકોર્ટનું હુકમનામું જોવાની જરૂર રેહે નહી. ૧૦ બં. લા. રી. ૧૦૧. અપીલકોર્ટના હુકમનામાથી રૂ.૧૯૫) તથા ખર્ચ અપાવેલું, પણ અસલકોર્ટના હુકમનામા ઉપરથી રૂ.૧૬૧) જણાતા હતા, માટે અસલકોર્ટના હુકમનામા પ્રમાણે બજાવણી કરવામાં આવી. ઇ. લા. રી. ૪ અલ્હા. ૩૭૬; તોપણ ૧૧ મું. ૨૦૬ જુઓ. પરંતુ જે કામમાં અપીલકોર્ટનું હુકમનામું પુર્ણ ના હોય તે કામમાં પ્રથમનું હુકમનામું જોવું જોઈએ. માટે છેવટના હુકમનામામાં નીચેની કોર્ટનો હુકમ બાહાલ રાખવામાં આવ્યો છે, અને અપીલ કાહાડી નાંખવામાં આવી છે, અને અપીલવાળાએ ખર્ચ આપવું એવો ઠરાવ કરવામાં આવ્યો હતો, તેથી અસલ કોર્ટના હુકમનામામાં જે ખર્ચ બતાવવામાં આવેલું તે વસુલ કરવામાં આવ્યું. ઈ.લા. રી. ૫ અલ્હા. ૫૮૯, તથા ઈ. લા. રી. ૬ અલ્હા. ૪૮. વળી ઈ. લા. રી. ૭ અલ્હા. ૩૬૬ જુઓ.

આ કલમની अ. રકમમાં જે શબ્દો વાપરેલા છે તે કલમ ૧૭ (ब) માં વાપરેલા છે.

આ કલમની ब. રકમમાં બતાવ્યા પ્રમાણે ચાલતા પેહેલાં કોર્ટે સોગન ઉપર આપેલી શાહેદીથી અથવા આફીડેવીટથી ખાત્રી કરવી જોઈએ કે તેની હકીકત છે. જે કામમાં હુકમનામું કરનારી કોર્ટ શિવાય બીજી કોર્ટ હુકમનામું બજાવે તો તે હુકમનામું કરનારી કોર્ટની હકુમતમાં હુકમનામાના દેણદારની મીલકત છે તે જપ્ત કરી વેચાવી શકાતી હતી, એવું બતાવીને હુકમનામાના ખરીદદારનો હક્ક રદ કરી શકાતો નથી. ૧૯ વી. રી. પાનું. ૪૩૫.

આ કલમની **સી**. રકમ પ્રમાણે જે જીલ્લામાં હુકમનામું કરનારી કોર્ટ હોય તેજ જીલ્લાની અંદર સ્થાવર મિલકત હોય તે વેચવાને હુકમ કરવામાં આવેલો હોય, પણ તે કોર્ટની સ્થાનીક હકુમત બાહારની બાબતમાં હકુમતવાળા જડજની કોર્ટમાં તે કામ મોકલવું એવો હુકમ કરવો તે બરોબર છે. ઈ. લા. રી. ૭ ક. પાનું ૪૧૨.

જે ગામો બાબત હુકમનામું હોય તે ગામોનો ઘણો ભાગ એક જીલ્લામાં હોય તો બજાવણીના કારણસર તમામ ગામો તે જીલ્લામાં છે, એમ ગણી શકાય છે. ૧૯ વી. રી.

૪૩૪; પરંતુ એકાદો તાલુકો વેચવાનો હોય અને જો તે તાલુકાનો ભાગ મુનસફની સ્થાનિક હકુમતની બાહાર હોય તો મુનસફ તે તાલુકો વેચાવી શકતા નથી. ૨ ક. લા. રી. પાનું. ૩૩૪.

**એકસરખી બજાવણી**—અરદવાન જીલ્લામાં એક હુકમનામું કરવામાં આવેલું, અને બની શકે તેટલું તે ત્યાં બજાવવામાં આવ્યું હતું. પછી તે હુકમનામાવાળાએ બીજા ત્રણ જીલ્લાઓમાં બજાવવાને કોર્ટને અરજ કરી, અને અમુક બતાવેલી મીલકત ત્યાં જપ્ત કરવી જોઈએ એવું માગ્યું, પણ એક અમુક જીલ્લા અંદરની મીલકત પ્રથમ વેચવી જોઈએ, અને જો હુકમનામું વસુલ થતાં બાકી રેહે તો બીજા જીલ્લા અંદરની મીલકત વેચવી જોઈએ, તેથી કોર્ટે આ કાયદાની કલમ ૨૨૪ પ્રમાણે જેવાં સર્ટીફીકટોની જરૂર છે તેવાં સર્ટીફીકટો આ ત્રણ જીલ્લાની કોર્ટો ઉપર આપ્યાં, અને મીલકત જપ્ત કરવામાં આવી. પછી એવો સવાલ ઉત્પન થયો કે આ જપ્તીઓ કાયદા પ્રમાણે બળવાન છે કે નહી, તેથી તેનો તપાસ કરીને પ્રીવીકાંઉસીલે ઠરાવ્યું કે આ જપ્તીઓ બરોબર છે, અને કોર્ટ પોતાનો કુલ અખત્યાર વાપરતાં તે પ્રમાણે કરવાને યોગ્ય ધારે તો તે પ્રમાણે કરી શકે છે. નામદાર સાહેબોએ કહ્યું છે કેઃ—"તે અખત્યાર પ્રમાણે કુલઅખત્યારનો જે હક્ક છે તે ઘણા કામોમાં નહી વાપરવો, અને એકસરખી બજાવણી કેટલીક જગોએ કરવાને ના કેહેવી એ બેશક બરોબર છે, માટે જ્યારે કોર્ટે તે અખત્યાર પ્રમાણે કરેલું હોય તો તમામ જપ્તીઓની રૂઈએ વેચાણ એકદમ કરવું નહી જોઈએ, એવો હુકમનામાવાવાળાને હુકમ કરવો એ બરોબર છે. ૧૭ વી. રી ૨૮૯, ૧૦ બં. લા. રી. ૨૬૪, ૧૪ મુર. પાનું. ૫૨૯.

**સ્માલકાજકોર્ટ**—હુકમનામાવાળાની અરજ ઉપરથી આ કલમમાં કહેલા કારણોમાંના એક કારણસર અથવા હુકમનામું કરનારી કોર્ટ પોતાની મેળે બીજી કોર્ટમાં બજાવવાને સારૂ હુકમનામું મોકલી શકે છે. પછી તે સ્માલકાજકોર્ટનું હુકમનામું હોય તોપણ હરકત નહી. કલમ ૨ માં જીલ્લો અને જીલ્લાકોર્ટ એ શબ્દોની વાખ્યા કરવામાં આવેલી છે, તે જોતાં એમ જણાય છે કે આ પ્રમાણે જીલ્લાકોર્ટ અથવા હાયકોર્ટ યોગ્ય રીતે હુકમનામું મોકલી શકે છે, અને સબાર્ડીનેટ જડજ મુનસફ તરફ મોકલી શકતા નથી. આ કલમથી સન ૧૮૬૫ ના આકટ ૧૧ માની કલમ ૨ દુરસ્ત કરેલી નથી, માટે સ્માલકાજકોર્ટના જડજને સબાર્ડીનેટ જડજનો અખત્યાર આપવામાં આવેલો હોય અને સ્માલકાજકોર્ટના જડજની હકુમત કરતાં તે સબાર્ડીનેટ જડજની સ્થાનિક હકૂમત વધારે ના હોય તો, સ્માલકાજકોર્ટના હુકમનામાની બજાવણીમાં સ્થાવર મીલકત વેચાવી શકે છે, અથવા બજાવવાને સારૂ જે મુનસફને હકૂમત હોય તે મુનસફ તરફ મોકલી શકે છે. ઈ. લા. રી. ૧ અ. ૬૨૪, ઈ. લા. રી. ૯ મું. ૨૩૭, ઈ લા. રી. ૮ મું. ૨૩૦, અથવા તેણે જે મુનસફનો બજાવણીનો અધિકાર હોય તેની પાસે મોકલવું. ઇ. લા. રી ૮ મ. ૮. સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૪ પ્રમાણે જે કોર્ટમાં હુકમનામું થએલું હોય તે કોર્ટ બજાવવાને નિષ્ફળ ગએલા ના હોય તો, તે હુકમનામું બજાવવાને સારૂ બીજી કોર્ટ તરફ મોકલી શકાતું નહી હતું. હાલના કાયદા પ્રમાણે આવો ઠરાવ નથી એમ જણાય છે. ૧૧ બં. લા. રી. પાનું. ૫૬.

સ્માલકાજકોર્ટ પોતાનું હુકમનામું પોતાની સ્થાનિક હકૂમતની બાહાર જે જંગમ મીલકત હોય તે પકડ પણ બજાવી શકતા નથી, તેમણે તો આ કલમ પ્રમાણે તે હુકમનામું બીજી કોર્ટ તરફ મોકલવું જોઈએ. ઇ. લા. રી. ૬ અલહા. પાનું. ૨૪૩.

આ કલમ પ્રમાણે જે અરજી કરવામાં આવે તે હુકમનામું અમલમાં લાવવાને અ-

ગર ચાલુ રાખવાને તે અરજી છે. ઈ. લા. રી. ૧ અલ્હા. ૫૨૫, ૫૮૨ તથા ૨ અ. ૨૮૪, ઈ. લા. રી. ૩ ક. ૨૩૮, અને ઈ. લા. રી. ૫ મદ્રાસ પાનું. ૧૪૨

**કીંમત**—જે હુકમનામું મુનસફ તરફ મોકલવામાં આવેલું હોય તે ગમે તેટલી રકમનું હોય તોપણ તે બજાવી શકે છે, અને તેમને પોતાની સામાન્ય હકુમતની મર્યાદા રાખવાની નથી. ઈ. લા. રી. ૭ મદ્રાસ પાનું. ૩૦૭.

ઈ. લા. રી. ૧૪ ક. પાનું ૬૧૧ નો ઠરાવ કલમ ૧૯ મી નીચેની ટીકામાં જુઓ.

જીલ્લાની અંદર સબાર્ડીનેટ જડજની કોર્ટમાં સ્માલકાજકોર્ટ લાયક દાવામાં વાદીએ હુકમનામું મેળવેલું, તેથી જીલ્લાના મુનસફની હકૂમતમાં હુકમનામાના દેણદારની સ્થાવર મીલકત ઉપર તે હુકમનામું બજાવવાને જીલ્લા સ્માલકાજકોર્ટ આકટની કલમ ૨૦ પ્રમાણે તેને સર્ટીફીકટ આપવામાં આવેલું હતું, તેથી તેણે આ કાયદાની કલમ ૨૪૭ પ્રમાણે જીલ્લા મૂનસફને દરખાસ્ત કરી, પણ તે કાહાડી નાંખવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જીલ્લાકોર્ટમાં અપીલ ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૧૩૦.

આ કાયદાની કલમ ૬ ના ઠરાવ ઉપર લક્ષ રાખતાં જ્યારે દાવો કોર્ટની સાધારણ નાણાં સબંધી હકુમત કરતાં વધારે હોય, અને તેમાં હુકમનામું કરવામાં આવેલું હોય તો, જે કોર્ટ તરફ આ કલમ પ્રમાણે તે બજાવવાને મોકલવામાં આવે, તે કોર્ટને હકુમત નથી. ઈ. લા. રી. ૧૬ ક. પાનું. ૪૫૭, ૪૬૫

પોતાનું હુકમનામું બીજી કોર્ટે બજાવવું એમ કોર્ટ ફરમાવત્યારે કામ ચલાવવાની રીત.

**૨૨૪. કલમ ૨૨૩ પ્રમાણે બજાવવા સારૂ હુકમનામું મોકલનારી કોર્ટે નીચે લખેલા કાગળો મોકલવા:—**

**[अ] હુકમનામાની નકલ:—**

**[ब] હુકમનામું કરનારી કોર્ટની હકુમતમાં બજાવણી કરીને હુકમનામું પુરૂં થયું નથી, અથવા થોડું હુકમનામું બજ્યું હોય તો હુકમનામું કેટલું પુરૂં થયું છે, અને તેનો કેટલો ભાગ બજાવ્યા વગરનો છે, એ વિશેનું સર્ટીફીકેટ તથા.**

**[क] હુકમનામું બજાવવા સારૂ કરેલા કોઇ હુકમની નકલ, અને તેવો કોઇ હુકમ ન કરયો હોય તો તેવી મતલબનું સર્ટીફીકેટ.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કાયદાના ચોથા પરીશીષ્ટમાં નબંર ૧૩૪ નો સર્ટીફીકેટોનો નમુનો છે.

જે કોર્ટમાં હુકમનામું બજાવવામાં આવે તે કોર્ટને જાણે પોતે તે હુકમનામું કરેલું હોય તે પ્રમાણે તે બાબત અખત્યાર છે, માટે બજાવવાને મુદતની હરકત છે કે નહી તેનો તે નિર્ણય કરી શકે છે. ઈ. લા. રી. ૫ ક. ૮૯૭. કલમ ૨૨૮ જુઓ.

કલમ ૨૨૩ નીચે સ્માલકાજકોર્ટના હુકમનામાં બીજી જગોએ બજાવવાને સારૂ તે મોકલવાને સ્માલકાજકોર્ટોને અખત્યાર છે, તે વિશે છેલ્લા ભાગમાં નોટ છે તે જુઓ.

**હુકમનામાની નકલ**—એક બીજા જીલ્લામાં એક હુકમનામું બજાવવાને મોકલાવમાં આવેલું, તેમાં સર્ટીફીકટની સાથે હુકમનામાની નકલ મોકલવામાં આવી છે કે નહી એ વિશે તે હુકમનામાથી થએલી જપ્તી બળવાન છે કે નહી એવી પક્ષકારોની વચ્ચે તકરાર હતી. તેમાં પ્રીવીકૌંસીલે ઠરાવ્યું છે કે જે જપ્તી થએલી છે, તે બરોબર થએલી છે. એવું અનુમાન કરવું જોઈએ (હિંદુસ્થાનના પુરાવ આકટની કલમ ૧૧૪ જુઓ).

માટે જે પક્ષકાર હકીકત ઈનકાર કરતો હોય તો તેના ઉપર પુરાવનો બોજો છે. ૧૭ વી. રી. ૨૮૯, ૧૦ બં. લા. રી. પાનું. ૨૧૪.

આ કલમની રકમ (સી) માં "હુકમનામું બજાવવાને સારૂ કોઈ હુકમની નકલ" એવા શબ્દો છે. તેનો અર્થ હાલનો જે હુકમ કાયમ હોય તે છે ઈં. લા. રી. ૧૩ મું. ૩૭૧.

જે કોર્ટને હુકમનામું બજાવવા સારૂ મોકલવામાં આવેલું હોય, તે કોર્ટને તે બજાવવા બાબતજ ફકત હકુમત છે, આવી કોર્ટોને સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૫, ૨૮૬ પ્રમાણે હુકમનામું બીજી કોર્ટમાં મોકલવા સારૂ સર્ટીફીકટ આપવાની હકુમત નથી. જે કોર્ટને હુકમનામું યોગ્ય રીતે બજાવવા સારૂ મોકલવામાં આવે તે કોર્ટે તે બજાવણીનું કામ કાહાડી નાંખ્યું હોય તો બીજી કોર્ટમાં તે બજાવવા સારૂ મોકલવાની અરજ અસલ તે હુકમનામું કરનારી કોર્ટને કરવી જોઈએ. ઈં. લા. રી. ૩ ક. પાનું. ૪૧૨.

હુકમનામા વગેરેની નકલો જે કોર્ટને મળે તે કોર્ટે શાબીતી વગર તે દાખલ કરવી.

**૨૨૫. જે કોર્ટને સદરહુ પ્રમાણે હુકમનામું મોકલ્યું હોય તે કોર્ટે, હુકમનામાની કે બજાવવાના હુકમની, અથવા તેની નકલોની, કે તે કરનારી કોર્ટની હકુમતની બીજી કંઈ શાબીતી વગર, તે નકલો અને સર્ટીફીકેટ દાખલ કરવાં. પરંતુ કંઈ વિશેષ કારણો જડજની સહી સાથે દફતરમાં લખીને તે કારણોને લીધે જેને હુકમનામું મોકલ્યું છે તે કોર્ટ તેવી શાબીતી માગે તો તે નકલો ને સર્ટીફીકેટ વગર શાબીતીએ દાખલ ન કરવાં.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હુકમનામું બજાવવું તેથી નકલો તથા સર્ટીફીકટ ફાઇલ કરવું એ તદન જુદું છે, માટે તે વિશે રીતસર અરજી કરવી જોઇએ. કલમ ૨૪૫ જુઓ.

જે કોર્ટને હુકમનામું મોકલ્યું હોય તેની ફરજ એટલીજ છે કે તેણે બતાવેલું કામ કરવું; તે કોર્ટ તે હુકમનામું તપાસી શકતી નથી. હુકમનામું કરનારી કોર્ટ તેમાં ફેરફાર કરી શકે છે. ૧૦ મું. હા. રી. પાનું. ૧૦૩.

બજાવવા માટે આવેલા હુકમનામાને મુદતની હરકત છે, તે બજાવનારી કોર્ટ જોઈ શકે છે. ૭ વી. રી. પાનું. ૧૯.

જે કોર્ટને હુકમનામું અથવા હુકમ મોકલ્યો હોય તે કોર્ટે તે બજાવવાનું.

**૨૨૬. તે નકલો ઉપર પ્રમાણે દાખલ થાય એટલે, હુકમનામું કે હુકમ જે કોર્ટને મોકલ્યો હોય તે ડિસ્ટ્રીકટ કોર્ટ હોય તો, તે હુકમનામું અથવા હુકમ તે ડિસ્ટ્રીકટ કોર્ટ બજાવે, અથવા તે ડિસ્ટ્રીકટ કોર્ટ પોતાના તાબાની જે કોર્ટને તે બજાવવાનું ફરમાવે તે કોર્ટ બજાવે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

ગાજીપુરના જડજની તરફ પ્રીવીકાંઉસીલનું એક હુકમનામું બજાવવાને સારૂ મોકલેલું, તેથી તે જડજે સબાર્ડીનેટ જડજ તરફ મોકલ્યું. આ અમલદારને એવું માલમ પડયું કે તકરારી જમીન શાહાબાદ જીલ્લામાં જોડાએલી છે, માટે તેમણે તે કામ પરબારૂં તે જીલ્લાના જડજ તરફ મોકલ્યું, અને તે જીલ્લા જડજે પોતાના તાબાના સબાર્ડીનેટ જડજ તરફ મોકલ્યું. ઠરાવવામાં આવ્યું કે આ પ્રોસીડીંગ બરોબર છે. લા. રી. ૮ ઈ. અ. પાનું. ૧૬૫.

જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટ જીલ્લા જડજને તાબે છે. કલમ ૨ માં જીલ્લાકોર્ટની વાખ્યા છે તે જુઓ.

સ્માલકાજકોર્ટો પોતાની હકુમતમાં પ્રતીવાદીની જંગમ મીલકત હોય તે ઉપરજ વાદીનું હુકમનામું બજાવી શકે છે. પણ જ્યાં દિવાની કાયદો અમલમાં હોય તેવી કોર્ટમાં પોતે કરેલું હુકમનામું કોઈ સ્માલકાજકોર્ટ બજાવવા મોકલે, ત્યારે તે બજાવનારી કોર્ટ સ્થાવર મીલકત ઉપર પણ તે હુકમનામું બજાવી શકે છે. ૮ વી. રી. ૩૮; ઇ. લા રી. ૧ મું. ૮૬.

બીજી કોર્ટે મોકલેલું હુકમનામું હૈકોર્ટે બજાવવાનું.

**૨૨૭ જે કોર્ટને બજાવવા સારૂ હુકમનામું મોકલ્યું હોય તે હાયકોર્ટ હોય તો, જાણે તે કોર્ટે પોતાની સાધારણ અવલ દિવાની હકુમત ચલાવતાં તે હુકમનામું કર્યું હોય, તે રીતે તે કોર્ટે તે હુકમનામું બજાવવું.**

**ટીકા**—આ કલમ નવી છે. અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જ્યારે કામ સ્માલકાજકોર્ટને તપાસ કરવા લાયક ના હોય, ત્યારેજ ફક્ત હુકમનામું સાધારણ રીતે હાયકોર્ટમાં બજાવવા સારૂ મોકલી શકાય છે, કારણ કે સ્માલકાજકોર્ટ લાયક કામમાં તે સ્થાનીક સ્માલકાજકોર્ટમાં મોકલવાનું છે. કલમ ૨૨૩ જુઓ.

બજાવવા સારૂ બીજી કોર્ટો ના આવેલાં હુકમનામાં બજાવવામાં કોર્ટનો અખત્યાર તે હુકમનામાં બજાવવામાં કરેલા હુકમો ઉપર અપીલ.

**૨૨૮ આ બાબ પ્રમાણે જે કોર્ટને હુકમનામું બજાવવા સારૂ મોકલ્યું હોય, તે કોર્ટનો તે હુકમનામું બજાવવામાં, જાણે તે મોકલેલું હુકમનામું પોતેજ કર્યું હોય તો, તે બજાવવામાં પોતાને જે અખત્યાર હોય, તેજ અખત્યાર ગણાશે. હુકમનામું બજાવવામાં હરકત કરનારા અથવા હુકમ ન માનનારા સખસોને તે કોર્ટ, જાણે તે હુકમનામું પોતેજ કર્યું હોય તે રીતે, શિક્ષા કરશે. અને તે હુકમનામું બજાવવામાં તે કોર્ટના હુકમોને, જાણે તે હુકમનામું પોતેજ કરયું હોય તેવી રીતે, અપીલ સબંધી નિયમો લાગુ પડશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**કોર્ટનો બજાવવાનો અધિકાર**—જે કોર્ટ તરફ હુકમનામું મોકલવામાં આવ્યું હોય તે કોર્ટમાં તે હુકમનામું બજાવવાને દરખાસ્ત કરવી જોઈએ ( કલમ ૨૩૦—૨૩૪ જુઓ ), અને જાણે તે હુકમનામું તે કોર્ટે પોતે કર્યું હોય તે પ્રમાણે બજાવવાને કામ ચલાવવું જોઈએ. બીજી કોર્ટોનાં હુકમનામાં બજાવવા સબંધી કોર્ટનું જે કામ છે તે ન્યાયની રૂઈનું છે, અને પ્રધાનીક નથી. ૭ મુંબાઈ ૪૧, અને તે કામ બજાવણી તથા બજાવણીના કામ ઉપરથી જે હકીકત ઉત્પન્ન થાય તે સબંધી છે. ૬ બં. લા. રી. ૬૬. માટે

જે કોર્ટ તરફ હુકમનામૂં મોકલેલું હોય તે કોર્ટે તે હુકમનામાના ઠરાવ પ્રમાણે તે બજાવવું જોઈએ. ઈ. લા. રી. ૮ ક. ૬૮૭, અને તે હુકમનામાના ઠરાવમાં કાંઈ ફેરફાર અથવા વધારો કરી શકાતો નથી. ૨ અલ્હાબાદ ૧૮૪, ઇ. લા. રી ૪ મ. ૩૨૪; ઈ. લા. રી. ૪ અલ્હા. ૫૩. ભૂલ્યો દુરસ્ત કરવાને પણ તેમ થઈ શકતું નથી. ૧ અલ્હા. ૧૬૮; તેમ હુકમનામાના શબ્દ વિરૂદ્ધ હફતેથી વસુલ આપવામાં આવે તો તે કબુલ કરી શકતા નથી. ૨ અલ્હા. પાનું. ૫૯.

પક્ષકારોની વચ્ચે હુકમનામું મોકલવાની તારીખ પેહેલાં જે કાંઈ વસુલ થવું જોઇતું હતું અથવા ઠરાવવું જોઈતું હતું તે વિષેનો તેમણે નિર્ણય કરવો નહી જોઈએ. માટે હુકમનામાનું અસાઈનમેંટ કરવાને તેમણે પરવાનગી આપવી નહી જોઈએ. ઈ. લા. રી. ૨ અલ્હા. ૨૮૩, ૬ અલ્હા. ૬૯: તેમ તે હુકમનામું મોકલતાં પેહેલાં એક વર્ષ કરતાં વધારે મુદત થઈ ગઈ હોય તો તે હુકમનામું શાવાસ્તે નહી બજાવવું તેનું કારણ બતાવવાને પ્રતીવાદી ઉપર હુકમનામાવાળાની દરખાસ્ત ઉપરથી નોટીસ કરવી નહી જોઈએ, કારણ કે આવા તમામ કામોમાં તે અરજ અસલકોર્ટને કરવી જોઈએ. ૬ બં. લા. રી. ૬૬, ૭ મુંબઈ ૬૨; પરંતુ બજાવણી ચાલતાની દરમિયાનમાં કોર્ટની રૂબરૂ જે હકીકત યોગ્ય રીતે હોય તે ઉપરથી જે હકીકતના સવાલનો નિર્ણય કરવાનો હોય તે જુદી હકીકત છે. માટે હુકમનામું કરયાની તારીખથી એક વર્ષની અંદર તે મોકલવામાં આવેલું હોય પણ એક વર્ષ થયા પછી તે બજાવ્યા વિના રહેલું હોય તો જે કોર્ટ તરફ તે મોકલવામાં આવ્યું હોય તે કોર્ટ કારણ બતાવવાની પ્રતીવાદી ઉપર નોટીસ કાહાડી શકે છે. ૧૧ મું. ૧૯ (પણ કલમ ૨૪૮ જુઓ); અને વળી કલમ ૨૨૪ માં બતાવેલા દસ્તાવેજો તે કોર્ટમાં ફાઈલ કરેલા રહ્યા હોય ત્યાં સુધી બજાવણીનું કામ કાહાડી નાંખ્યાના હુકમની તે ફરીતપાસ કરી શકે છે. ૧ બં. લા. રી. ૯૧. આ પાછલી કોર્ટ દરખાસ્તને મુદતની હરકત છે કે નહી તેનો નિર્ણય કરી શકે છે, ૧૩. બં. લા. રી. ૨૭, ઈ. લા. રી. ૫ ક. ૮૯૭, ૨ અલ્હા. ૩૯૯, અને તે કોર્ટે જપ્ત કરેલી મીમકત ઉપર કરેલા દાવાનો તપાસ પણ કરી શકે છે. ઈ. લા. રી. ૬ મું. ૫૮૪.

બે કોર્ટોમાં મુદતના કાયદા જુદા જુદા હોય તો જે કોર્ટ તરફ હુકમનામું બજાવવાને મોકલેલું હોય, તે કોર્ટનો કાયદો તે હુકમનામાની બજાવણીના કામને લાગુ છે. બં. લા. રી (ફુ. બે.) ૯૭૦.

જે કોર્ટ તરફ હુકમનામું બજાવવા મોકલેલું હોય તે કોર્ટ તે હુકમનામું બજેલું છે અગર તે બજાવી શક્યા નથી તેની હકીકત સાથે હુકમનામું કરનારી કોર્ટને તેનું સર્ટીફીકટ મોકલવાને બંધાએલા છે. કલમ ૨૨૩ જુઓ. આ પ્રમાણે આવેલું હુકમનામું ત્રીજી કોર્ટમાં મોકલવાના અખત્યારનો તે 'બજાવનારી' એ શબ્દોમાં સમાસ થતો નથી. માટે કલમ ૨૨૬ અને ૨૨૭ માં જે ઠરાવ છે તે શિવાય જે કોર્ટ તરફ તે મોકલેલું હોય તે કોર્ટ બીજી કોર્ટ તરફ મોકલી શકતા નથી. માટે હુકમનામાવાળાએ હુકમનામું કરનારી કોર્ટને અરજ કરવી એ યોગ્ય રસ્તો છે. ઈ. લા રી. ૩ ક. પાનું. ૫૧૨.

જ્યારે હુકમનામું બીજા જીલ્લામાં બજાવવાને મોકલેલું હોય તે જીલ્લામાં બજાવણીમાં જે મીલકત જપ્ત કરેલી હોય તે મીલકત ઉપર ત્રીજા પક્ષકારના દાવાનો નિર્ણય કરવાને અસલકોર્ટને અખત્યાર નથી, કારણ કે આવા દાવાનો નિર્ણય જે જીલ્લામાં તે બજાવણી થએલી હોય તે જીલ્લામાં થવો જોઈએ. ૧૧ વી. રી. ૫૫૭, ૩ બં. લા. રી. ૧૮૧. બીજી બાજુ તરફ દેણદારે અસલકોર્ટમાં નાદાર થવાને અરજ કરી હોય, અને તે વિશેનું હુ-

હુકમનામું બજાવનારી કોર્ટ તરફ સરર્ટીફીકટ મોકલવામાં આવે તો, તે અરજીનો ઈનસાફ કરતાં સુધી તે કોર્ટે તે કામ બંધ રાખવું જોઈએ. ઈ. લા. રી. ૮ મું. ૫૮૪. અને કલમ ૨૨૩ નીચેની ટીકા જુઓ.

હુકમનામું બજાવનારી કોર્ટને તે કામ પાછું અસલકોર્ટમાં મોકલવાને અરજ કરેલી હોય, તે બજાવણીમાં મદદ કરવા જેવો એક ઈલાજ છે. ઈ. લા. રી. ૬ મદ્રાસ પાનું. ૮૧.

હુકમનામું કરનારી કોર્ટ હુકમનામું બજાવનારી કોર્ટના હુકમની આડે આવી શકતી નથી. ૨ સ. વી. રી. પાનું. ૧૭.

ઈ. લા. રી. ૧૧ મ. પાનું ૧૩૦ નો ઠરાવ કલમ ૨૨૩ નીચેની ટીકામાં જુઓ.

ઇ. લા. રી. ૧૧ મ. પાનું ૩૦૧ નો ઠરાવ કલમ ૩૪૪ નીચેની ટીકામાં જુઓ.

*હિંદુસ્થાનની સરકારે દેશીસંસ્થાનોમાં સ્થાપેલી કોર્ટોનાં હુકમનામાં.*

**૨૨૯. પરરાજ્યના અથવા સંસ્થાનના મુલકમાંની ગવરનર જનરલ ઇનકાંઉસીલના હુકમથી સ્થપાએલી અથવા ચાલુ રાખવામાં આવેલી કોઈ કોર્ટનું હુકમનામું, તે કરનારી કોર્ટની હકુમતમાં બજી શકે નહી તો, આ બાબમાં ઠરાવ્યું છે તે રીતે બ્રિટિશ ઈંડિયાની કોઇ કોર્ટની હકુમતમાં બજાવી શકાય.**

*બ્રિટિશ હિંદુસ્તાનમાંની કોર્ટના હુકમનામાં દેશી સંસ્થાનમાંનીબ્રિટિશ કોર્ટમાં મોકલવાવિશે.*

**૨૨૯ अ. આ બાબની ઉપરની કલમોમાંના જે ઠરાવોથી એક કોર્ટને પોતાનું હુકમનામું બીજી કોર્ટને બજાવવા સારૂ મોકલવાનો અધિકાર આપ્યો છે, એ ઠરાવોથી, કોઇ પણ પરરાજ્યના અથવા સંસ્થાનના મુલકોમાંની ગવરનર જનરલ ઇન કૌંસિલના હુકમથી સ્થપાએલી અથવા ચાલુ રાખવામાં આવેલી કોઇ પણ કોર્ટને ગવરનર જનરલ ઈન કૌંસિલે, ઇંડિયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, આ કલમ લાગુ પાડી હોય તે કોર્ટને હુકમનામું બજાવવા સારૂ મોકલવાનો અધિકાર બ્રિટીશ હિંદુસ્તાનમાંની કોઇ કોર્ટને મળે છે, એવો સદરહુ ઠરાવોનો અર્થ કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે અરજદારોએ બતાવવું જોઈએ કે હુકમનામું કરનારી કોર્ટ તે કલમમાં બતાવેલી કોર્ટોમાંની એક અગર બીજી કોર્ટ છે. માટે કુચબીહારના આહીકર (દિ)વાનની કોર્ટ તે પરરાજ્યમાં ગવરનર જનરલસાહેબના હુકમથી સ્થાપેલી છે, અગર ઈંગ્રે(જી) સરકારના મુલકમાં છે, એવું શાબેત થએલું નથી; સબબ ઠરાવવામાં આવ્યું છે કે તે કોર્ટનું હુકમનામું રાજસાહીના જડજ બજાવી શકતા નથી. ૪ બં. લા. રી. પાનું ૧૩૪. ૫ણ કલમ ૪૩૪ જુઓ.

## (ब). બજાવણીની દરખાસ્ત વિષે.

*બજાવણીસારૂ દરખાસ્ત*

**૨૩૦. હુકમનામાના માલીકની તે હુકમનામું અમલમાં લાવવાની ઇચ્છા હોય તો, હુકમનામું કરનારી કોર્ટને અથવા, તે કામને વાસ્તે જો કોઇ અમલદાર નીમ્યો હોય તો તે અમલદારને તેણે દરખાસ્ત કરવી; અથવા પાછળ થએલા ઠરાવો પ્રમાણે બીજી કોર્ટને હુકમનામું મોકલ્યું હોય તો, તે કોર્ટને કે તેના યોગ્ય અમલદારને દરખાસ્ત કરવી.**

ટીકા—હુકમનામું કરનારી કોર્ટ શિવાય બીજી કોર્ટને તે હુકમનામું બજાવવાનું હોય તો, તે કલમ ૨૨૩–૨૨૪ માં ઠરાવ્યા પ્રમાણે રીતીસર તે મોકલવામાં આવ્યું હોય તોજ, બજાવી શકાય છે.

મનબજારના મુનસફે ગીરો બાબતનું એક હુકમનામું કરેલું, ત્યાર પછી થોડી મુદતે તે હુકમનામાવાળી જમીન કાતરાના મુનસફની હકુમતમાં સોંપી, અને મનબજારના મુનસફનું સ્ટેશન ત્યાંથી ખશેડીને બરાબજારમાં કર્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામું બજાવવાની દરખાસ્ત બરાબજારની કોર્ટમાં કે કાતરાની કોર્ટમાં થઈ શકે છે. (કલમ ૬૪૯ જુઓ), ૭ ક. લા. રી. પાનું ૫૨૧.

હુકમનામું બજાવવાની દરખાસ્તમાં કલમ ૨૩૫, ૨૩૮ માં બતાવેલી વિગત આવવી જોઈએ, અને કલમ ૨૫૬ પ્રમાણે પૈસા બાબતનું હુકમનામું હોય અને રૂ.૧૦૦૦) કરતાં વધારે રકમનું ના હોય તો તે સિવાયના કામમાં તે દરખાસ્ત લખેલી હોવી જોઈએ. સદરહુ કલમ ૨૫૬ પ્રમાણે હુકમનામું કરતી વખતે હુકમનામાવાળાની મુખજુબાનીની અરજ ઉપરથી તરત બજાવણી કરવાને કોર્ટને અરજ કરી શકે છે, પણ કોર્ટની સ્થાનિક હકુમતની અંદર દેણદારની જાત અથવા જંગમ મીલકત ફક્ત હોય તેના ઉપરજ તે બજાવણી થઈ શકે છે.

જો કામના કાગળોનો નાશ થએલો હોય તો બીજા દરજ્જાના પુરાવથી હુકમનામું શાબેત થઈ શકે છે. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૩૭૮, અને ઈ. લા. રી. ૬ ક. ૫૯૫. તથા ઈ. લા. રી. ૫ ક. પાનું. ૫૬૮ જુઓ.

**કોર્ટની નજરમાં આવે તો હુકમનામાના દેણદારની જાત અને મિલકત બંને ઉપર એકજ વખતે બજાવણીનો હુકમ કરવાની ના પાડવાને કોર્ટ મુખત્યાર છે.**

**પૈસા આપવાનું અથવા બીજી મિલકત સ્વાધીન કરવાનું હુકમનામું બજાવવાને આ કલમ પ્રમાણે દરખાસ્ત કરી હોય ને તે મંજુર થઇ હોય તો, તેજ હુકમનામું બજાવવાની ત્યાર પછીની કોઇ દરખાસ્ત નીચેની કોઇ તારીખથી એટલે:—**

**(अ) જેનો અમલ કરવા માગ્યો હોય તે હુકમનામાની તારીખથી, અથવા તે હુકમનામું બહાલ રાખનારા અપીલના (જો કોઇ હોય તો) હુકમનામાની તારીખથી, અથવા.**

**(ब) હુકમનામામાં અથવા ત્યાર પછીના કોઇ હુકમમાં એમ ફરમાવ્યું હોય કે ફલાણી તારીખે પૈસાનું કાંઈ ભરણું કરવું અથવા કાંઈ મિલકત સ્વાધીન કરવી, તો દરખાસ્ત કરનાર જે પૈસાને અથવા મિલકતને વાસ્તે હુકમનામું અમલમાં લાવવા માગતો હોય, તે પૈસાનું ભરણું કરવાને અથવા તે મિલકત સ્વાધીન કરવાને ચુકયાની તારીખથી—**

**બાર વર્ષ થઇ ગયા કેડે મંજુર કરવી નહી.**

ટીકા—ફીરતબંદીના ઠરાવ પ્રમાણે હુકમનામું કરવાને અરજી ફાઈલ કરવાનો હુકમ કરેલો હોય, તે નાણાં વસુલ આપવાનો હુકમ નથી. ઈ. લા. રી. ૪ અલ્હાબાદ. પાનું. ૧૫૫.

**દરખાસ્તની તારીખ પેહેલાંના લાગલાજ બાર વર્ષમાં કોઇ પણ વખ-**

**તે હુકમનામાના દેણદારે દગાથી અથવા બળજોરીથી હુકમનામાની બજાવણી થવા દીધી ન હોય, તો સદરહુ બાર વર્ષ વીતી ગયા પછી હુકમનામાની બજાવણીની દરખાસ્ત મંજુર કરવાને આ કલમમાં કહેલી કોઇ વાતથી કોર્ટને અટકાવ થશે નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૭ જેવો આ કલમનો ભાગ છે, અને આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**હુકમનામાનો ભાગ**—અમુક કામોમાં હુકમનામાના એક ભાગ બાબત બજાવણી થઈ શકે છે; જેમકે હુકમનામાવાળો જમીનના કબજા બાબત તથા બજાવણી વખતે દરમિયાન ઉપજ નક્કી કરવા બાબત હુકમનામું મેળવે તો, બજાવણીમાં દરમિયાન ઉપજ નક્કી કરવામાં આવે ત્યાં સુધી તે ઉપજનું હુકમનામું બજી શકતું નથી, માટે હુકમનામાનો જે ભાગ સંપૂર્ણ અને બજાવવા લાયક હોય તે બજાવવાને લેહેણદારને અટકાવ થતો નથી, તેથી હુકમનામાવાળી જમીનનો કબજો લેવાને હરકત નથી. પરંતુ જે કામમાં હુકમનામું તમામ બજી શકે તેવું હોય, એટલે દરમિયાન ઉપજ નક્કી કરવામાં આવી હોય તો, પછી હુકમનામાવાળો એક વખત દરમિયાન ઉપજ બાબત, બીજી વખત ખર્ચ બાબત અને ત્રીજી વખત ખર્ચનું વ્યાજ લેવા બાબત હુકમનામું બજાવે, એમ થઈ શકતું નથી. ૧૧ બી. રી. ૪૮૮; ૩ બં. લા. રી. ૧૧૪

**બજાવવાની દરખાસ્ત**—એટલે કલમ ૨૩૫ પ્રમાણેની અરજી અગર જેથી બજાવણીનું કામ શરૂ થાય તે છે, અને તે કામ ચાલતાની દરમિયાનમાં કાંઈ લગતી અરજી આપવી પડે તે નથી. ઈં. લા. રી. ૩ ક. ૨૩૫. જેમકે જમીનું કામ ચલાવવાને અરજી આપવી પડે. ઈં. લા. રી. ૨ મ. ૧. જે દરખાસ્ત રીતી પૂર્વક ના હોય અને તે કામમાં રેહેવા દીધી હોય તો તે ફાઈલ કર્યા પછી ત્રણ વર્ષ કરતાં વધારે મુદતે તે દુરસ્ત થઈ શકે છે. ૧૨ ક. લા. રી. ૨૭૯ અને ૪ દિવશની અંદર દુરસ્ત કરવાનો હુકમ કરવામાં આવેલો, પણ તેનો અમલ કરેલો નહી અને તે રેહેવા દીધેલી; તે પાછળથી દુરસ્ત કરવાને પરવાનગી આપી હતી. ઈં. લા. રી. ૧૦ ક. પાનું. ૫૪૧.

**અમુક તારીખ**—એકાદા હુકમનામામાં દર વર્ષે અગર દર માસે વસુલ આપવાનો ઠરાવ હોય તો, આ કલમના હેતુ પ્રમાણે અમૂક તારીખે વસુલ આપવાનો ઠરાવ કરેલો છે, એવું તે હુકમનામું નથી. ઇ. લા. રી. ૭ મ. ૮૩, ઈં. લા. રી. ૭ મ. પાનું. ૮૦

દરખાસ્ત કરવા ઉપરથી કલમ ૨૪૮ પ્રમાણે નોટીસ કાહાડેલી પણ વધારે કાંઈ કરેલું નહીં, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે મંજુર રાખવામાં આવી નથી. ઈં. લા. રી. ૬ મ. ૧૭૨. મંજુર રાખેલી દરખાસ્ત કાહાડી નાંખ્યાના અસર વિશે ૧૧ ક. લા. રી. ૭. ઈં. લા. રી. ૧૦ ક. ૪૧૬, ૧૩ ક. લા. રી. પાનું. ૧૭૬ જુઓ.

**મુદત**—સન ૧૮૭૭ નો આકટ ૧૫ મો મંજુર થયો ત્યારથી તે આકટ પ્રમાણે મુદત ગણવામાં આવે છે. ઈં. લા. રી. ૧૧ ક. ૫૫, ઇ. લા. રી. ૭ મું. ૪૫૯, ઈં લા. રી. ૧૦ ક. ૭૪૮, અને તે આકટની કલમ ૧૯ મી કલકત્તામાં બજાવણીની દરખાસ્તોને લાગુ છે, ઈં. લા. રી. ૯ ક. ૭૩૦. અને અલ્હાબાદમાં પણ લાગુ છે. ઈં. લા. રી. ૩ અલ્હા. ૨૪૭. ઇ. લા. રી. ૫ મ. પાનું. ૧૫૧.

આ કલમની છેલ્લી રકમ મુદત વિશેની છે; ઇ. લા. રી. ૨ અલ્હા. પાનું. ૨૮૧.

દરખાસ્તની તારીખથી બાર વર્ષ કરતાં વધારે મુદત ઉપર હુકમનામું થએલું હોય તે

બજાવવાને હુકમનામાવાળો માગતો હોય, તે વિશે ઈ. લા. રી. ૬ મ. ૩૫૯ નો ઠરાવ છે. પણ આ કાયદાના પેહેલાં જે કાયદો અમલમાં હતો તે પ્રમાણે હરકત નહી હતી. ઈ. લા, રી. ૬ અલ્હા. ૩૮૮, તેને બજાવવાનો ફક્ત એક લાગ આપવામાં આવે છે. ઈ. લા. રી. ૭ ક. ૫૫૬, ઈ લા. રી. ૬ અલ્હા. ૧૮૦. ૧૨ વર્ષની અંદર દેણદારે કપટથી અથવા જોરથી હુકમનામું બજતાં અટકાવેલું ના હોય તો, પાછળથી દરખાસ્ત મંજુર થઈ શકતી નથી. ઈ લા. રી ૬ ક. ૫૦૪, ઈ લા. રી. ૪ મ. ૨૫૨; અને જો દેણદાર પકડાય નહી તેવો યત્ન કરે તો તે કપટ થવાને બસ છે. ઈ. લા. રી. ૬ મ. પાનું. ૩૬૫.

વેંહેચણના હુકમનામાથી તમામ પક્ષકારોના હક્કનો નિર્ણય થાય છે, માટે જો એક પક્ષકાર બજાવણી કરવાને દરખાસ્ત કરે તો બીજા પક્ષકારને દરખાસ્ત કરવાની જરૂર નથી. ઈ. લા. રી. ૩ ક. ૫૫૧, પરંતુ મૂદતની બાબતમાં તે મજીયારૂં હુકમનામું ગણવું જોઈએ. ઇ. લા. રી. ૮ ક. પાનું. ૫૬૮.

**કોણ દરખાસ્ત કરી શકે**—મુખત્યાર દરખાસ્ત કરી શકતો નથી. ૨૪ વી. રી. ૨૩૩, પરંતુ તે દરખાસ્ત પાછી આપેલી ના હોય તો પાછળથી આ કારણથી હરકત થઈ શકતી નથી. ઈ. લા. રી. ૪ ક ૬૦૫. બેનામીદાર દરખાસ્ત કરી શકતો નથી. ૧૨ ક. લા. રી. ૧૪૬, તોપણ ઈ. લા. રી. ૭ અલ્હા. પાનું. ૧૦૭ જુઓ.

**એકવખત નિર્ણય**—બજાવણીમાં કોર્ટે ફેંસલો કરેલો હોય તે પક્ષકારોને બંધનકાર્ક છે. ઈ. લા. રી. ૮ ક. ૧૪૫, માટે જ્યાંહાં મુદતની હરકતથી દરખાસ્ત નામંજુર કરવામાં આવી હોય ત્યાંહાં પાછળથી કરેલી દરખાસ્ત મંજુર થઈ શકતી નથી. ૧૧ ક. લા. રી. ૧૪૫, ઈ. લા. રી. ૯ ક. ૬૫. વળી ૧૧ ક. લા. રી. પાનું. ૨૭૭ જુઓ.

પ્રથમની દરખાસ્તો વિશે, ઈ. લા. રી. ૩ ક. ૪૭; લા. રી. ૮ ઈ. અ. ૧૨૩, ઈ. લા. રી. ૬ મું. ૫૪, અને ઈ. લા. રી. ૬ ક. પાનું. ૨૦૩ જુઓ.

**અખત્યાર**—એકજ વખતે હુકમનામાના દેણદારની જાત અને મીલકત ઉપર હુકમનામું બજાવવાની ના કેહેવાને કોર્ટનો કુલઅખત્યાર છે. તે વાપરતાં પડદા ઓરતોની બાબતમાં જ્યાં સુધી હુકમનામાવાળો એવી ખાત્રી કરે નહી કે મ્હારે મ્હારૂં હુકમનામું બજાવવાને બીજું સાધન નથી, ત્યાં સુધી તેવી ઓરતોની જાત ઉપર વારંટ કાહાડવાની ના કેહેવી જોઈએ. ૧૦ વી. રી. ૨૧. હુકમનામાની બજાવણી નામંજુર કર્યાનો હુકમ તે એક હુકમનામું છે, માટે કોર્ટે યોગ્ય રીતે પોતાનો કુલઅખત્યાર વાપર્યો છે કે નહી તેનો નિર્ણય કરવાને તે ઉપર અપીલ ચાલી શકે છે. ઈ. લા. રી. ૭ મું. પાનું. ૩૦૧.

નદીઆ જીલ્લામાં ब. ઉપર अ. એ હુકમનામું મેળવ્યું, તેથી તેની બજાવણીમાં બીરભુમ જીલ્લામાં ત્રીજા પક્ષકાર ઉપર ब. એ હુકમનામું મેળવેલું, તે હુકમનામા ઉપરનો ब. નો હક્ક સબંધ अ. એ વેચાવ્યો, અને બીરભૂમની કોર્ટમાં તે હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી. ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામું વેચવાને નદીઆ કોર્ટની હુકમત હતી. અને બીરભૂમની કોર્ટમાં તે બજાવવાને દરખાસ્ત કરેલી છે તે બરોબર છે. ૧૦ વી. રી. ૩૫૭. ૨ બં. લા. રી. પાનું. ૬૫.

**તત્પરતા**—સંપુર્ણ રીતે હુકમનામું પુરતુ વસુલ કરવાને યોગ્ય તત્પરતા વાપરેલી હતી, એવી જો કોર્ટની ખાત્રી ના થાય તો, સન ૧૮૭૭ ના આકટ ૧૦ મા પ્રમાણે બજાવણી કાહાડી શકાતી નહી હતી. આ આકટ હાલ રદ થયેલો છે માટે મુદતની અંદર

હુકમનામાના લેહેણુદારે જોઈતી તત્પરતાથી કામ કરેલું ના હોય તો તે બજાવવાનો તેનો હક્ક છે, તેમાંથી તેને કોર્ટ બાતલ કરી શકે છે કે નહી એ ઘણું શક ભરેલું છે. ૧ ક. લા. રી. ૪૭૬. સન ૧૮૭૭ ના આકટ ૧૦ માના આ ભાગ સાથે કામ ચલાવવાની રીતી જે ઠરાવવામાં આવેલી છે તે આ કલમ પ્રમાણે જ્યારે દરખાસ્ત મંજુર રાખેલી હોય ત્યારેજ લાગુ થઈ શકે છે. ઈ. લા. રી. ૫ મું. ૨૪૫; ૯ ક. લા. રી. ૨૯૭; ૧૦ ક. લા. રી. ૧૧૧, ઈ. લા. રી. ૮ કલકતા ૨૯૭; ઈ. લા. રી. ૨ અલ્હા. ૩૮૪; અને હુકમનામાનો લેહેણુદાર ઘટતી રીતે તત્પર હતો એવી કોર્ટની ખાત્રી કરી શકે નહી. ઈ. લા. રી. ૧ મ. ૪૦૩, ઈ. લા. રી. ૬ ક. ૫૦૪, ઈ. લા. રી. ૨ અલ્હા. ૨૭૫; અને બીજી દરખાસ્ત તે પેહેલી ફકત દુરસ્ત કરવાને આપેલી નહી હતી. ૯ ક. લા. રી. ૩૩૪; સંપુર્ણ રીતે હુકમનામું વસુલ થવાને તત્પરતા ભરેલો યત્ન કરવામાં આવેલો હોય તો પછી તે પાર પડે નહી તોપણ તે બસ છે. ૬ વી. રી. પરચુરણ ૯૮. ૪ મ. ૨૭૫, પણ સન ૧૮૫૯ ના આકટ ૧૪ માની કલમ ૨૦ પ્રમાણે દેખીતી રીતે નથી. કબજા બાબત દરમિયાન ઉપજ અને ખર્ચ બાબત મેળવેલું હુકમનામું તેમાંની એક બાબત વિશે બજાવેલું હોય તો તે બસ નથી. ૮ વી. રી. ૨૭૪, ૮ વી. રી. પાનું. ૯૯.

એક દરખાસ્ત કરનારે ફક્ત દર વર્ષે દરખાસ્તો કરેલી પણ બીજો કાંઈ ઈલાજ કરેલો નથી, તો તે તત્પરતા વાપરવામાં આવેલી છે, એમ ગણી શકાતું નથી. ૮ વી. રી. ૩૦૬, ૨ વી. રી. પરચુણ ૧૦, ૬ વી. રી. પરચુરણ ૩૭. તેમ એક હુકમનામાવાળો એક વર્ષ થઈ ગયા પછી હુકમનામું બજાવવાને માગે, પણ નોટીસ બજાવે નહી તો, તેમ ગણી શકાતું નથી. ૮ વી. રી. ૨૬૮; અને જો હુકમનામાવાળો ૩ વર્ષની અંદર દરખાસ્ત કરે અને નોટીસ કડાવીને બજાવે, પણ કાંઈ આગળ ઈલાજ કરે નહી, તોપણ તેણે યોગ્ય તત્પરતા રાખેલી છે એમ ગણી શકાય નહી, એવું સંભવિત છે. ૧૩ વી. રી. ૪૦. તેમ બીજી બાજુ તરફ હુકમનામાના લેહેણુદારના વારસો અથવા પ્રતીનીધીઓને સન ૧૮૬૦ ના આકટ ૨૭ મા પ્રમાણે સર્ટીફીકટ રજુ કરવાને કોર્ટે સ્પષ્ટ હુકમ કરેલો ના હોય તો, તે સર્ટીફીકટ લીધા વિના જો હુકમનામું બજાવે તો ફક્ત તે કારણથી તત્પરતામાં ખામી છે, એમ ઠરાવી શકાતું નથી. ૧૧ વી. રી. ૨૦૪, ૩ બં. લા. રી. ૧૪૨; ૨ બં. લા. રી. ૧૯૮.

**હાયકોર્ટ**—જે તારીખે ગવરનર જનરલસાહેબે આ આકટની મંજુરી આપી તે તારીખે તે મંજુર થયો ગણવો જોઈએ. ઈ. લા. રી. ૭ મું. પાનું. ૨૧૪. સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨ જાની આર્ટીકલ ૧૮૦ ની આ કલમથી મર્યાદા બાંધેલી નથી, માટે હાયકોર્ટે કરેલા હુકમનામાને તે લાગુ થતી નથી. ઈ લા. રી. ૬ મું. ૨૫૮, ઈ. લા. રી. ૭ મ. ૫૪૧.

દિવાની કાયદા પ્રમાણે નોટીસ કર્યા પછી હાયકોર્ટની અસલ બાજુમાં બજાવણીનો હુકમ કરેલો હોય તો, તેનો ફેંસલો તાજો રાખ્યાનો અસર થાય છે. ૮ ક. લા. રી. પાનું. ૨૩

આ કલમ પ્રમાણે બજાવણીની પ્રથમ દરખાસ્ત કરવામાં આવેલી નહી, માટે મુદતનો સામાન્ય ઠરાવ સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની આર્ટીકલ ૧૭૯ મીમાં કરેલો છે, તે લાગુ થાય છે. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૩૪૮.

**તા૦ ૨૯ જુલાઈ સન ૧૮૮૧ ના રોજ સન ૧૮૭૭ ના કાયદા પ્રમાણે દરખાસ્ત કરવામાં આવેલી અને તે મંજુર રાખવામાં આવેલી, પણ હુકમનામાની તારીખથી ૧૨ વર્ષ ૧૮૮૫ ના જુન માસ પેહેલાં પૂરાં થતાં હતાં, માટે હાલની દરખાસ્તને મુદતથી હરકત છે, અને**

આ કમલની છેવટની રકમથી તેને કાંઈ ફાયદો થતો નથી. ઇ. લા. રી. ૧૧ મું. પાનું. ૫૨૪.

જે હુકમનામાવાળાઓ પોતાનાં હુકમનામાં બજાવવાને મરજી રાખતા હોય તેમણે આ કલમ પ્રમાણે બજાવવાની દરખાસ્ત કરવી જોઈએ, અને કલમ ૪૯૦ પ્રમાણે જે કામો ઉત્પન્ન થાય તે કામોનો અપવાદ થતો નથી. ઈ લા. રી. ૧૨ મું. પાનું. ૪૦૦

હુકમનામું થએ ૧૨ વર્ષ થઈ ગયા પછી એક વર્ષ કરતાં વધારેવાર બજાવવાને આ કલમ પ્રમાણે મનાઈ કરવામાં આવી છે, એટલે તે કામના ઠરાવ પ્રમાણે પ્રથમની દરખાસ્ત જો મંજુર રાખવામાં આવી હોય તોપણ તે બજાવવાની દરખાસ્ત મંજુર રાખવી નહી જોઈએ. ઇ. લા. રી. ૮ અ. પાનું. ૩૦૧.

સન ૧૮૭૩ નું એક હુકમનામું સન ૧૮૮૬ માં બજાવવાની દરખાસ્ત કરી. સન ૧૮૭૯ ના અકટોબર મહીનામાં હુકમનામાવાળાએ બજાવવાની દરખાસ્ત કરવા ઉપરથી હુકમનામાના દેણદારને પકડવામાં આવ્યો હતો, પણ બજાવણીનું કાંઈ કામ આગળ ચલાવેલું નહી હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે સન ૧૮૮૬ ની દરખાસ્તને મુદતની હરકત છે. ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૧૩૨.

એક હુકમનામાના દેણદારને હુકમનામાની બજાવણીમાં પકડવામાં આવ્યો, તે ઉપરથી તેણે એવી અરજી આપી કે મને હુકમનામાની રકમ આપવાને માટે ૧૫ દીવશની મુદત આપવી જોઈએ. હુકમનામાવાળાઓએ તે વાત કબુલ કરી, તેથી કોર્ટે હુકમ કરયો કે અરજી ફાઈલ કરવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમના હેતુ પ્રમાણે અમુક તારીખે નાણાં આપવાનો આ હુકમ નથી. ઈ. લા. રી. ૧૬ ક. પાનું. ૧૬.

એકઠા હુકમનામાવાળાની દરખાસ્ત.

**૨૩૧ એક કરતાં વધારે સખસોની તરફેણમા એકઠું હુકમનામું થયું હોય, તો તે બધાના હિતને વાસ્તે, અથવા તેમાંનો કોઈ મરી ગયો હોય તો, બાકીના જીવતા તથા મઇયતના હક્ક સબંધવાળા વારસ વકીલના હિતને વાસ્તે, તેમાંના કોઇ એક સખસ અથવા વધારે સખસો અથવા તેના કે તેઓના વારસ વકીલો આખું હુકમનામું બજાવવાની દરખાસ્ત કરવાને મુખત્યાર છે.**

**આ પ્રમાણે કરેલી દરખાસ્ત ઉપરથી હુકમનામું બજાવવા દેવાનું પુરતુ કારણ કોર્ટને જણાય તો, જે સખસો દરખાસ્ત કરવામાં સામીલ થયા ન હોય તેમના હક્ક જાળવવા સારૂ જરૂર જણાય તેવો હુકમ કોર્ટ કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**બધું હુકમનામું**—હુકમનામું બજાવવાની દરખાસ્તમાં સાધારણ રીતે તમામ હુકમનામાવાળાઓએ સામેલ થવું જોઈએ. ૭ ક. લા. રી. ૧૧૭, પરંતુ જે કામમાં કેટલાક મજીયારા હુકમનામાવાળા હોય અને કાંઈ ખાસ શરત એવી ના હોય કે તેમાંના કેટલાક તે હુકમનામું એકલા બજાવી શકે નહી તો, તેમાંના કેટલાક હુકમનામું બજાવવાને દરખાસ્ત કરે તે ઉપરથી કોર્ટ બજાવણી કાહાડી શકે છે. ૧ ઇ. લા. રી. ૬ અ. ૬૯, ૧ એ. લા. રી. ૬૨, ૨ એં. લા. રી. ૪૭, અને જે હુકમનામાવાળાઓમાંનો એક બજાવવાની મરજી રાખતો હોય તેને આ પ્રમાણે ચાલવાનું છે. ૧૫ વી. રી. ૧૫૯. તે દરખાસ્ત તમામ હુ-

હુકમનામા બાબત હોવી જોઈએ, અને તેના કાંઇ ભાગ ઉપર અરજદારનો હક્ક હોય તે બાબત હોવી નહી જોઈએ. ૪ અ. ૮૦, ૭ વી. રી. ૧૦, ઈ. લા. રી. ૫ અ. ૨૭, પરંતુ આવો હમેશાં નિયમ નથી. ઈ. લા. રી. ૯ ક. પાનું. ૪૮૨.

કેટલાક સહ હુકમનામાવાળાઓમાંના બે સખસોએ પોતાના તે હુકમનામાના હિસ્સા બાબત તે હુકમનામું બજાવવાને જડજની કોર્ટમાં દરખાસ્ત કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામું એવું નથી કે જે ઉપરથી કોઈ બજાવણી કરી શકે, અને અપીલમાં તે દરખાસ્ત તમામ હુકમનામું બજાવવાની દરખાસ્ત છે, એમ થઈ શકતું નથી. ૩ બં. લા. રી. ૨૧; અને જે કામમાં ગફલતથી જુદા હિસ્સા બાબત બજાવણી કરેલી હોય તેમાં ખર્ચ અપાવવામાં આવતું નથી. ૬ વી. રી. પરચુરણ ૬૫. હુકમનામાવાળાએ પોતાના હિસ્સાનો દાવો રાખ્યો હોય તે વિશે પ્રતીવાદી હરકત લેઈ શકતો નથી, અને કોર્ટમાં તમામ રકમ ભરવાને તેથી ના કહી શકતો નથી. ૫ વી. રી. પરચુરણ. ૫૮. મજીઆરા હુકમનામાવાળાઓમાંના એક સખસે કોર્ટની બાહાર સમાધાન કરેલું હોય અથવા વસુલ લીધું હોય તો, તે કૃત્યથી બીજા સહહુકમનામાવાળો બંધાએલો નથી. ૧ આગ્રા. પરચુરણ ૧૬. મજીઆરૂં હોય અથવા તેઓનો કબુલ કરેલો હિસ્સો ના હોય તો દેણદાર વસુલ ના આપે તેમાં તેનું ડાહાપણ છે, ૨ બં. લા. રી. ૪૩. એક સહહુકમનામાવાળાને પોતાના હિસ્સા કરતાં વધારાની દેણદારને પોહોંચ આપવાનો અખત્યાર નથી. ૪ ક. લા. રી. ૭૦; પણ ૧૦ મું. ૧૦૬, અને ઈ. લા. રી. ૯ ક. ૮૩૧ જુઓ. મજીઆરા લેહેણદારે પોહોચ આપેલી હોય તે જો કપટ ભરેલી ના હોય તો બરોબર છે, અને જો તે હુકમનામું એવા પ્રકારનું હોય કે તેના હિસ્સા કરી તે પુરૂં કરી શકાય તેવું ના હોય, જેમકે તે એક દીવાલ તોડી નાંખવા બાબતનું હોય તો, એક હુકમનામાવાળો તે બજાવી શકે છે. પછી બીજા હુકમનામાવાળાઓએ પ્રતીવાદીની સાથે સમાધાન કરેલું હોય તેની ચીંતા નહીં. ૫ અલ્હાબાદ પાનું. ૧૯.

**ગેરવ્યાજબી દરખાસ્ત**—એક હુકમનામાનો ભાગ બજાવવાની દરખાસ્ત જો કે રીતીપુર્વક ના હોય તોપણ તે ઉપર કામ ચલાવેલું હોય તો, તમામ હુકમનામું બજાવ્યા પ્રમાણે તેનો અસર થાય છે, માટે તે સારૂ અને બળવાન છે. ૨૨ વી. રી. ૩૫૪. તોપણ ઈ. લા. રી. ૪ અલ્હા. ૭૨, અને કલમ ૨૩૫ નીચેની ટીકા જુઓ. એક હુકમનામું अ. તથા ब. ના લાભમાં કરવામાં આવેલું અને તેથી દરેક નીમ્મે ભાગનો દાવો રાખતા હતા. પછી अ. એ તે બજાવવાની દરખાસ્ત કરી, એવું કહીને કે ब. તેમાં સામેલ થઈ શકતો નથી. ब. એ કબુલ કર્યું છે કે દેણદાર પાસેથી મેં નીમ્મે ભાગ કરતાં વધારે લીધું છે, પરંતુ કોર્ટે આ કેહેવું નહી માનતાં તમામ રકમનું હુકમનામું બજાવવાને પરવાનગી આપી. તેમાં ઠરાવ્યું કે કોર્ટ ફક્ત નીમ્મે ભાગની રકમ બાબત તે હુકમનામું બજાવી શકતા હતા. ૩ ક. લા. રી. ૫૧૩; અને બે હુકમનામાવાળાઓમાંથી એકે પોતાનો હિસ્સો દેણદારને વેચાણ આપ્યો, અને બજાવવાને સારૂ પ્રીવીકૌંસીલના હુકમનામાની દાખલાવાળી નક્કલ આપી. પછી બીજા સખસે તે હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી, તેમાં ઠરાવવામાં આવ્યું કે હુકમનામાવાળાનો બાકીનો હિસ્સો બજાવણીમાં કલમ ૨૪૪ મી પ્રમાણે નક્કી કરવાને સારૂ રાખીને બજાવણી કાહાડવી જોઈએ. ઇ. લા. રી. ૬ ક. પાનું. ૫૯૫.

માટે કેટલાક હુકમનામાવાળાઓમાંનો એક હુકમનામાનો ઘણો ખરો ભાગ વસુલ થયો છે

એવું કલમ ૨૫૮ મી પ્રમાણે નોંધાવે તો, હાયકોર્ટે ઠરાવેલું છે તે પોતાના હિસ્સાની બરોબર છે, અને બાકીનાઓની બાબતમાં કોર્ટે ઠરાવેલું છે કે તે વસુલ શુદ્ધ બુદ્ધિનું છે કે નહી તેનો તપાસ કરવો. ૧૨ ક. લા. રી. ૫૬૭, ૧ ઈ. લા. રી. ૯ ક. પાનું. ૩૮૨.

આ કલમની પેહેલી રકમના છેવટના શબ્દો. ૧૦ વી. રી. ૯૫ નો ઠરાવ છે તે પ્રમાણે છે. ૧ બં. લા. રી ૬૨. મરનાર હુકમનામાના લેહેણદારનો વારસ વકીલ હુકમનામું બજાવી શકે તે સારૂ સાધારણ રીતે સન ૧૮૬૦ ના આકટ ૨૭ મા પ્રમાણે સર્ટીફીકટ હોવું જોઈએ; અને જો તે વારસ સગીર હોય તો સન ૧૮૫૮ ના આકટ ૪૦ મા પ્રમાણે તેના વાલીપણાનું પણ સર્ટીફીકટ હોવું જોઈએ. પરંતુ આ કાયદાની કલમ ૪૫૬ મી તે કલમ ૬૪૭ મીથી પરચુરણ કામોને લાગુ કરેલી છે, માટે તે કલમ ૪૫૬ મી પ્રમાણે કોર્ટ દાવાને માટે વાલી નીમી શકે છે, અથવા મરનારનો કાયદેસર વારસ સગીર ના હોય તો તેનું નામ કોર્ટ કામમાં તે મરનારની જગોએ દાખલ કરી શકે છે. જો તે મરનાર હુકમનામાવળો સખસ એવો હોય કે જેને હિંદુસ્થાનના વારસાનો (સન ૧૮૬૫ નો આકટ ૧૦ મો ) લાગુ થાય છે, તો તે આકટની કલમ ૧૭૯ પ્રમાણે વહિવટપત્ર લેવું જોઈએ. ઈ. લા. રી. ૩ મદ્રાસ. પાનું. ૭૯.

આ કલમના સબંધમાં હુકમનામાની બજાવણી સબંધી મુદતના આકટ ( સન ૧૮૭૭ ના ૧૫ મા ) નો એક બાગ બતાવવાની જરૂર છે. એક કરતાં વધારે સખસના લાભમાં હુકમનામું હોય અને તેમાં દરેકના હિસ્સા પાડવામાં આવેલા હોય તો, જે સખસે દરખાસ્ત કરેલી હોય તેના લાભમાં તેનો અમલ થાય છે, એવો સદરહુ આકટના ૨ જા પરીશીષ્ટની આર્ટીકલ ૧૭૯ નો પેહેલો ખુલાસો છે. પરંતુ એક કરતાં વધારે સખસોના લાભમાં મજીયારૂં હુકમનામું હોય અને તેમાંનો એક દરખાસ્ત કરે તો તે તમામના લાભમાં છે, એમ માનવી જોઈએ. ૧૬ વી. રી. ૨૯. અને બે મજીયારા હુકમનામાવાળાઓમાંના એકે પોતાના હિસ્સાનું તે હુકમનામું બજાવવાને દરખાસ્ત કરેલી હતી તો, તે હુકમનામું તાજુ રાખવાને બસ નથી. ઈ. લા. રી. ૪ અલ્હાબાદ, પાનું. ૭૨.

એક મુખત્યારે બજાવવાની દરખાસ્ત કરી, તે જડજે દાખલ કરીને હુકમનામાના દેણદાર ઉપર નોટીસ કાહાડવાનો હુકમ કર્યો. ઠરાવવામાં આવ્યું કે નોટીસ કાહાડ્યા પછી અને બીજી દરખાસ્ત વખતે આવી દરખાસ્ત રદ થઈ શકતી નથી. ૨ બં. લા. રી ૧૮, ઈ. લા. રી. ૪ ક. ૬૦૫. માટે એક હુકમનામાવાળાએ રીતી પ્રમાણે અરજ કરવાને બદલે ફક્ત નોટીસ કાહાડવાને અરજ કરેલી હતી. તેમાં ઠરાવ્યું છે કે દેણદાર તે અરજી બાબત તથા મુદત બાબત તકરાર કરયા પછી તેના રૂપ બાબત તે હરકત લેઈ શકતો નથી ૧ સોમ ૧૮; અને તે કામમાં દરખાસ્ત ગેરસીરસ્તે હોય અને દુરસ્ત કરવાને પાછી આપી હોય પણ કાંઈ કરેલું ના હોય, તોપણ તેથી નવી મુદત શીરૂ થાય છે, એમ ઠરાવેલું છે. ઈ. લા. રી. ૬ મ. પાનું ૨૫૦.

**પુક્ત કારણ**—કેટલાક હુકમનામાવાળાઓમાંનો એક સખસ કોર્ટની એવી ખાત્રી કરે નહીં કે મારે એકલાને તે હુકમનામું બજાવવાને પુકત કારણ છે તો, તેને તે બજાવવાનો દાવો રાખવાનો હક્ક નથી. અને તે ખાત્રી બીજા હુકમનામાવાળાઓને પુછ્યા વિના થઈ શકતી નથી. માટે તેમને નોટીસ આપવી જોઈએ, અને તેમની રૂબરૂ તે અરજીનો નીકાલ કરવો જોઈએ. ૨૧ વી. રી. ૩૧. જો તે દરખાસ્ત મંજુર રાખવામાં આવે તો જેઓએ દરખાસ્ત કરેલી ના હોય તેઓનો હક્ક સાચવવાની જરૂર હોય તેવો હુકમ કરવાને જડજ બંધા-

એલા છે. હમેશાંની રીતી પ્રમાણે તે હુકમ બજાવણીમાં જે ઉપજે તેમાંથી તેઓનો પોતાનો હિસ્સો લેવાનો હક્ક છે, એવો ઠરાવ કરવામાં આવે છે. ૧ બં. લા. રી. ૨૮. જ્યારે બે હુકમનામાવાળાની ખાયસથી એક હુકમનામાના દેણદારને પકડવામાં આવે અને કોર્ટના સ્પષ્ટ હુકમ વિરુદ્ધ તેમાંનો એક કોર્ટના સીપાઈને તેને છોડવાને મદદ કરે તો, એવું ઠરાવવામાં આવ્યું છે કે તે પ્રમાણે કામ કરનારો હુકમનામાવાળો હુકમનામાવાળાની રકમનો જવાબદાર છે. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૦ પાનું. ૪૫૭.

કેટલાક હુકમનામાવાળાઓમાંના એકની અરજી મીલકતની યાદ અધુરી હોવાથી દુરસ્ત કરવાની જરૂર હોય તો, તે જરૂરીયાત દૂરસ્ત કરતા પેહેલાં પાછળથી એક બીજો સહ હુકમનામાવાળો દરખાસ્ત કરે તેથી તે પેહેલી દરખાસ્ત રદ થઈ શકતી નથી. ૭ ક. લા. રી. ૫૩૭.

**અપીલ**—જે મીલકત વસુલ થએલી હોય તેની વેહેંચણ કરવાને સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૭ પ્રમાણે કરેલા ઠરાવ ઉપર અપીલ ચાલે છે. ૧ બં. લા. રી. ૨૮; પણ કેટલાક મજીઆરા હુકમનામાવાળાઓમાંના એકને બજાવવાની પરવાનગી આપવામાં ના આવે તો, તે હુકમનામા ઉપર અપીલ ચાલતી નથી. ૧૭ વી. રી. ૪૧૫; કલમ ૫૮૮ જુઓ.

હુકમનામાનીમાલકીજેને મળેતેણે કરવાની દરખાસ્ત.

**૨૩૨. પોતાનો હક્ક બીજાને આપી દેવાના લખત (અસાઇન્મેન્ટ)થી અથવા કાયદાના અમલથી, કોઈ હુકમનામાની માલકી હુકમનામાવાળા પાસેથી બીજા કોઈ સખસને મળે તો, જેને તે મળે તે સખસ હુકમનામું કરનારી કોર્ટને તે બજાવવાની દરખાસ્ત કરવાને મુખત્યાર છે; અને તે કોર્ટને યોગ્ય લાગે તો, જાણે તે હુકમનામાવાળાએ દરખાસ્ત કરી હોય તે રીતે અને તેજ શરતોથી તે હુકમનામું બજી શકે.**

**પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે કે:—**

**(અ) પોતાનો હક્ક બીજાને આપી દેવાના લખત (અસાઇન્મેન્ટ)થી હુકમનામું બીજાને આપ્યું હોય, ત્યારે તે આપનારને તથા હુકમનામાના દેણદારને તે દરખાસ્ત વિશેની લખેલી નોટીસ આપવી. અને આ બજાવણીને વાસ્તે તેમની હરકતો (જો કંઇ હોય તો) કોર્ટ સાંભળે ત્યાં સુધી તે હુકમનામું બજાવવું નહી**

**(બ) ઘણાએક સખસો ઉપરનું પૈસા બાબતનું હુકમનામું હોય, અને તે તેઓમાંના એકને આપ્યું હોય તો તે બાકીનાઓ ઉપર બજાવવું નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**જો હુકમનામું ચડાવી આપવામાં આવે તો**—હુકમનામું થતા પેહેલાં જે કાંઇ હક્ક હોય તેથી તેના માલેકને બાતલ કરવાનો છે, એમ જણાય છે. ઇં. લા. રી. ૭ ક. ૪૦૩. પરંતુ ઈ. લા. રી. ૯ મું. પાનું ૧૪૧ નું કામ જુઓ.

**બંધપડવું**—બજાવણીમાં કામ બંધ પડે તેવો કાયદામાં કાંઈ સ્પષ્ટ ઠરાવ નથી. જ્યારે જડજને એવી ખબર થાય કે હુકમનામાનો લેહેણદાર મરણ પામેલો છે તો, કસુરના કારણથી તે કામ કાઢાડી નાંખવું જોઈએ, અને કાયદેસર વારસને મુ-

દતની અંદર દરખાસ્ત કરવાને રાખવું જોઈએ. ઈ. લા. રી. ૩ અ. ૭૫૯. હાલના કાયદા પ્રમાણે બળવાન અસાઈનમેન્ટ લખેલું હોવું જોઈએ, પરંતુ તે રજીસ્ટર કરાવવાની જરૂર નથી. સન ૧૮૭૭ ના આકટ ૩ જાની કલમ ૧૭ (જે).

**બેનામીદાર**—બેનામીદારનો આ કલમ પ્રમાણે હક્ક નથી. જે સખસને ફાયદો થવાનો હોય તે ચડાવી લેનારો છે. ૫ ક. લા. રી. પાનું. ૨૫૩.

**જે કોર્ટે કર્યું હોય તે**—હુકમનામાનો અસાઈની ફક્ત તે હુકમનામું કરનારી કોર્ટને તે બજાવવાની દરખાસ્ત કરી શકે છે, અને જે કોર્ટમાં તે બજાવવા મોકલ્યું હોય તે કોર્ટને કરી શકતો નથી. ૧૪ વી. રી ૬૫, ૫ બં. લા. રી. ૪૯૭, ૯ મું. ૪૬ અને ૪૯; પરંતુ એટલું મનમાં યાદ રાખવું જોઈએ કે હુકમનામાવાળો એ શબ્દમાં હુકમનામું અથવા હુકમ કોઈ સખસને ચડાવી આપવામાં આવેલા હોય તેનો સમાસ થાય છે. કલમ ૨.

હુકમનામાવાળાને બદલે અઈસાઈનીનું નામ ખરી રીતે દાખલ કરવામાં આવે તો, તે બજાવણીના કામના બળવાનપણાને જરૂરનું નથી. અસાઈનમેન્ટની રૂઇએ હુકમનામું બજાવવાની દરખાસ્ત કાયદા પ્રમાણે ફક્ત અસાઈનીએ કરવાની છે. ૧૯ વી. રી. ૨૫૫, પરંતુ તેનું નામ કામમાં દાખલ કરવું જોઈએ. ૪ અ. ૯૦, પરંતુ ઈ. લા. રી. ૫ ક. ૮૬ તથા ૯૧ જુઓ. ત્રાહીત પક્ષકારને હુકમનામું તેના ફાયદા સારૂ અસાઈન કરેલું હોય, પણ તે બીજા સખસના નામથી અસાઈન કરેલું હોય તો, જે દેખીતો હુકમનામાવાળો હોય તેના નામથી તે બજાવવાને હરકત થતી નથી. ૪ બં. લા. રી. અ. ૪૦. અને તે હુકમનામું ત્રીજા પક્ષકારને અસાઈન કરી આપેલું છે એવી હરકત જ્યાંહાં સુધી તેમાંના પક્ષકારે તે અસાઈનમેન્ટની વાત કોર્ટને જાહેર કરેલી ના હોય અને કબુલ કરેલું ના હોય, ત્યાંહાં સુધી હુકમનામાનો દેણદાર લેઇ શકતો નથી. ૧૧ વી. રી. પાનું ૨૭૨.

**જો કોર્ટ વ્યાજબી ધારે તો**—હુકમનામું ચડાવી લેનારની હુકમનામું બજાવવાની દરખાસ્ત કોર્ટ પોતાના કુલઅખત્યાર પ્રમાણે મંજુર અથવા નામંજુર કરવાને મુખત્યાર છે. ૪ બં. લા. રી. ૨૦૦, ૨૪ વી. રી. ૨૮૬, અને અસલ હુકમનામાવાળાની માફક હક્ક તરીકે તેનો હક્ક નથી. ૧૫ વી. રી. ૨૮૩. ઈ. લા. રી. ૯ મું. ૧૭૯ જો કાંઈ તકરાર ના હોય તો કોર્ટ એકદમ તેને કબુલ કરી શકે છે, અથવા તકરાર એવી હોય કે તેનો કોર્ટ તપાસ કરી શકે તેવું હોય તો તે બાબતનો તે નિર્ણય કરી શકે છે, અને તપાસના પરીણામ પ્રમાણે તે મંજુર અથવા નામંજુર કરવામાં આવે છે. ૧૩ વી. રી. ૨૦૭. આવા હુકમનામાની બજાવણીની દરખાસ્ત ઉપરથી કોર્ટે દેણદાર ઉપર નોટીસ કાહાડવી જોઈએ, અને વ્યાજબી હરકત બતાવવામાં આવે તો, તે દરખાસ્ત કોર્ટે નામંજુર કરી પોતાને અસાઈન કરનાર વિરૂદ્ધ અસાઈની ઈલાજ કરે તેમ રાખવું જોઈએ. ૨૨ વી. રી. ૨૩૫; ૧૩ બં. લા. રી. ૪૮૯. સામ સામી હુકમનામાં થએલાં હોય તેમાંનું એક અસાઈન કરેલું હોય, તે નહી કબુલ કરવાને સારૂ કારણ થાય છે. ૮ વી. રી. ૨૦૨. તોપણ તે હુકમનામાં એવાં જોઈએ કે તે સામ સામી છે એ પ્રમાણે તેની વ્યવસ્થા કરી શકાય. એક હુકમનામું અસાઈન કર્યા પછી બીજું હુકમનામું થાય તો, તે સામું હુકમનામું નથી. ૧૫ વી. રી. ૧૨૭; પરંતુ જો આવી હરકત ના હોય, અને હુકમનામું ચડાવી આપવામાં આવેલું હોય અને હુકમનામાવાળાએ તે ચડાવી આપ્યાની બાબત કબુલ કરી હોય તો, દેણદાર હુકમનામાવાળાને વસુલ

આપેલું છે એ તકરાર શિવાય તે ચડાવી લેનારના તે બજાવવાના હક્ક બાબત તકરાર કરી શકતો નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૩૨૩.

જો દરખાસ્ત મંજુર રાખવામાં આવે તો હુકમનામું ચડાવી લેનાર હુકમનામાવાળાના તમામ હક્ક થાય છે, અને જાણે અરજદારે દરખાસ્ત કરેલી હોય તે પ્રમાણે તે હુકમનામું બજાવવાનો તેનો હક્ક થાય છે. ૭ વી. રી. ૨૦૫; ૧૯ વી. રી ૮૭; ૨૨ વી રી. ૨૩૫

બીજા કોઈ હુકમનામા કરતાં સાંથ બાબતનું હુકમનામું અસાઈન કરવામાં આવે, તે વિરૂદ્ધ વધારે કાંઈ મનાઈ અગર કાયદાના નિયમ નથી. ૧૪ વી રી. પાનું. ૨૧૫.

**ચડાવી લેનાર**—હુકમનામાવાળાએ હુકમનામું બીજા કોઈ સખસને ચડાવી આપવું જોઈએ. अ. એ એક દાવો કરયો, પણ તેમા ફેંસલો થતા પેહેલાં તે મરણ પામ્યો, તેથી તેના વારસ તરીકે તેની ઓરત क. એ તે દાવો ચલાવી હુકમનામુ મેળવ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે अ. ના વારસ તરીકે ड. દાવો રાખે છે, પણ જ્યાં સૂંધી क. હયાત છે ને તેણીએ પોતાનો હક્ક ड. ને આપેલો નથી, ત્યાં સુધી अ. તે હુકમનામું બજાવી શકતો નથી. લા. રી. ૪ ઇ. અ.૭૩. એક હુકમનામું ब. ના નામથી अ. ને તેના ફાયદા સારૂ અસાઈન કરેલું, તેમાં દેખીતો માલેક ब. હતો, તેને તે બજાવવાની પરવાનગી આપવામાં આવેલી હતી. ૪ બં. લા. રી. ૪૦, અને स. એ ड. ઉપર હુકમનામું મેળવેલું, પછી ज. એ એક દાવામાં स. ઉપર કબુલતથી હુકમનામું મેળવ્યું, તો ज. એ स. ઉપરનું હુકમનામું બજાવવું જોઈએ. માટે આ કલમના હેતુ પ્રમાણેજ હુકમનામું ચડાવી લેનાર છે. સ. દી. અ. વાબ્યપ્રાંત સન ૧૮૬૯ પાનું ૩૪. તમામ હુકમનામું નહી પણ તેનો એક ભાગ ચડાવી આપેલો હોય તો તેને આ કલમ લાગુ છે કે નહી, એ શક ભરેલું છે. ૨૪ વી. રી. ૧૧, ૧૧ વી. રી. ૪૮૮, ૩ બં. પાનું ૧૧૪.

વારસને હુકમનામુ બજાવવાની પરવાનગી આપતાં દરેક કામમા સન ૧૮૬૦ના આકટ ૨૭ મા પ્રમાણે તેણે સર્ટીફીકટ મેળવવું જોઈએ, એવું અવસ્ય નથી. ૭ વી. રી. ૩૯૪. ઈ લા. રી. ૫ અ. પાનું ૨૧૨.

અપીલમાં દાવો ચાલતાની દરમીયાનમાં જે મરનાર મરણ પામેલો હોય, અને જો હુકમનામું બજાવવાને દરખાસ્ત કરવામાં આવેલી હોય તો, જે સખસોને મરનારની જગોએ અપીલમાં દાખલ કરેલા હોય તે સખસોનાં નામ તેમાં દાખલ કરવાને તે દરખાસ્ત પ્રથમથી દુરસ્ત કરવી જોઇએ. ૨૦ વી. રી. પાનુ. ૫૧

**હુકમનામાના દેણદારને ચડાવી આપવું**—આ કલમનો છેવટનો વિશેશ ઠરાવ છે, તે ફક્ત પૈસા બાબતના હુકમનામાને લાગુ છે. ઈ લા. રી ૧૧ ક. ૩૯૩, અને ૧૩ ક. લા. રી. ૨૭૨. ૯ વી. રી. ૨૩૦ ના ફેંસલામાં કલકત્તા હાયકોર્ટની ફુલબેંચે ઠરાવ કરેલો છે તથા ૧૫ વી. રી ૩૭૩ ના ફેંસલામાં તે કોર્ટની ડીવીઝનબેંચે જે ઠરાવ કરેલો છે તે પ્રમાણે ઠરાવ કરેલો છે, તેથી તે મુજબ ચાલવામાં આવેલું છે. હુકમનામું વસુલ આપવામાં આવે તે પ્રમાણે હુકમનામું વેચાણ લીધું હોય એમ થતું નથી. ૧ સોમ, ૧૮૭. ખરો રસ્તો ફાળા પડતો હિસ્સો લેવાને દાવો કરવાનો છે. ૨૫ વી. રી. પાનું. ૩૪૩.

જે કામમાં તમામ હુકમનામું ચડાવી આપવામાં આવેલું ના હોય, પણ ફક્ત એક ભાગ ચડાવવામાં આવેલો હોય તો, તેટલે દરજ્જે તે ફેંસલો કાયમ રેહેતો નથી. માટે ફક્ત બાકીના ભાગ બાબત બજાવણી કરવી જોઈએ. ઈ. લા. રી. ૫ મ. પાનું. ૨૭.

**ગીરોનું હુકમનામું**—એક ગીરોઆપનારની પાસે કબજો હતો, અને તે મીલકતમાં પોતાના હક્કનો બે આની ભાગ હતો, તે अ. ને વેચ્યો, અને બાકીના ૧૪ આની ભાગનો પટો કરી આપ્યો. પછી अ. એ ગીરોરાખનારનું હુકમનામું ખરીદ કર્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામું તે બજાવી શકે છે. ૩ ક. લા. રી. ૨૩૭, અને ગીરો ઉપરના લેહેણા બાબત ગીરોનું હુકમનામું તે ગીરોથી છોડાવવાના હક્કનો એક ભાગ જેને અસાઈન કરવામાં આવ્યો હોય તેને ચડાવી આપી શકાય છે. ૪ ક. લા. રી. પાનું. ૧૫૬.

**નોંધવું**—રજીષ્ટર થયા વિનાના દસ્તાવેજની રૂઈએ ગીરોનું હુકમનામું અસાઈન કરવામાં આવેલું, પણ તે દસ્તાવેજ રજીસ્ટર થવો જોઈતો હતો, માટે તેવા અસાઈનીનો ફક્ત પૈસા બાબતના હુકમનામા તરીકે ગણવાનો હક્ક છે. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૮૩૫.

એક સખસ હુકમનામાના અસાઈની તરીકે દાવો રાખતો હતો, તેથી તેણે તે હુકમનામું વસુલ કર્યું, અને પછી તેનો હક્ક નાબુદ છે એમ ઠરાવવામાં આવ્યું, તો જ્યાં સુધી દેણદાર એમ બતાવે નહી કે આ વ્યવહારથી હું કોઈ રીતે ઠગાએલો છું અથવા વસુલ લેનાર સખસ તે હુકમનામાનો અસાઈની નહી હતો, તેથી મારી તથા હુકમનામાવાળાની વચ્ચે તે હુકમનામું વસુલ આપેલું થતું નથી, ત્યાં સુધી તે આપેલાં નાણાં પાછાં લેવાને તે દેણદાર દાવો કરી શકતો નથી. તે અસાઈનમેંટ મંજુર રાખવામાં ડીપોટી કલેકટરની કોર્ટે કાયદા વિરૂદ્ધ કરેલું હોય, તેથી દાવાનું કારણ ઉત્પન્ન થતું નથી. ૨૦ વી રી. પાનું ૪૦૬.

**રીવાજ**—હુકમનામું ચડાવી લેનાર હુકમનામું બજાવે તેમાં દેણદારે લીધેલી હરકતો નામંજુર કર્યાનો આ કલમ પ્રમાણે હુકમ કરેલો હોય તે એક હુકમનામું છે, માટે દેણદાર તે ઉપર અપીલ કરી શકે છે. ઈ. લા. રી. ૨ મ. ૯૧; પરંતુ હુકમનામું ચડાવી લેનાર દાવો રાખતો હોય અને તેને બજાવણી કરવાની ના કેહેવામાં આવી હોય તો તે અપીલ કરી શકતો નથી. ઈ. લા. રી. ૩ ક. ૩૭૧ તથા ૭૦૮; અને ઘણુંકરીને હુકમનામાવાળાની તથા હુકમનામું ચડાવી લેનારની વચ્ચેની તકરાર ઉપર કરેલા ફેંસલા ઉપર અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૫૯૨.

આ કલમ પ્રમાણે કરેલા ફેંસલા કામ ચલાવવાની રીતીના કારણસર ફક્ત સંક્ષેપ રીતના છે, અને જે બે પક્ષકારો હુકમનામું ચડાવી લેનાર તરીકે દાવો રાખતા હોય તે બેઉની વચ્ચે દિવાની હક્ક બાબત તે ફેંસલા નિર્ણયકારક નથી. આવા કામમાં રેગ્યુલર દાવા ચાલી શકે છે. ૪ લા. રી. ઈ. અ. ૭૩; અને તે પ્રમાણે બજાવણી અટકાવવાને તાકીદ હુકમ આપી શકાય છે. ઈ. લા. રી. ૪ ક. ૩૮૦, ૪ ક. લા. રી. ૩૮૦ અને ઇ. લા. રી. ૫ ક. પાનું. ૮૬.

હુકમનામાનું અસાઈનમેન્ટ યુક્ત રીતે કરેલું ના હોય તે વિશે. ૬ ક. લા. રી. પાનું. ૫૩૩ નો ઠરાવ છે, તે જુઓ.

એક હુકમનામું સન ૧૮૩૯ માં એક સખસે સરદારના એજંટની કોર્ટમાં મેળવેલું, અને તે એજંટની કોર્ટમાં સન ૧૮૬૮ માં દેણદાર મરણ પામ્યો ત્યાં સુધી તે બજાવવામાં આવેલું હતું. તે દેણદાર સરદાર હતો, પણ તેનો દીકરો સરદાર નહી હતો, તેથી તે હુહુકમનામું અહમદનગરના પેહેલા વર્ગના સબાર્ડીનેટ જડજ તરફ બજાવવાને મોકલવામાં આવ્યું. તેમાં કેટલીક હરકતો લેવામાં આવી, પણ તે એજંટનું હુકમનામું ફક્ત સાધારણ દિવાની કોર્ટ તરફ મોકલવાથી બજી શકતું નથી. એવી કાંઈ હરકત લેવામાં આવી નહી હતી, અને તે કામ હાયકોર્ટમાં બે વખત ગયું, અને હાયકોર્ટના હુકમથી તે દેણદારના વા-

રસો ઉપર કેટલાક વર્ષો સુધી બજાવવામાં આવ્યું. સન ૧૮૮૫ માં તે હુકમનામાવાળાના વારસોએ પોતાનો તે હુકમનામા ઉપરનો હક्क क. તથા ड. ને અસાઈન કર્યો. તે ઉપરથી क. તથા ड. એ તે હુકમનામું ચડાવી આપનારની જગોએ પોતાનું નામ દાખલ કરવાને અહમદનગરના પેહેલા વર્ગના સબાર્ડીનેટ જડજને અરજ કરી તે નામંજુર કરવામાં આવી, એવા કારણથી કે તે હુકમનામું ચડાવી આપવાની બાબત અમે કબુલ કરી શકતા નથી. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે આ કલમ પ્રમાણે તે અસાઈનમેન્ટ બરોબર છે, માટે क. તથા ड. ને તે હક્ક મળેલો છે. વળી સાધારણ દિવાની કોર્ટમાં તે એજંટનું હુકમનામું ફક્ત મોકલવાથી બજાવણીનું કામ ઘણા વર્ષ ગેરસીરસ્તે ચાલેલું છે, તોપણ જો તે દાવો તે કોર્ટમાં કરવામાં આવ્યો હોત તો તે કોર્ટને તે દાદ અપાવવાની હકુમત હતી; અને તે ગેરસીરસ્તે થયેલી હકીકત બાબત કાંઈ વાંધો લેવામાં આવ્યો નથી. માટે પ્રથમ બજાવણીમાં ચાલેલું કામ રદ થતું નથી. એકાદી બાબત હકુમત હોય અને તે ખરે રસ્તે માગવાની હોય, તેમ છતાં જે પક્ષકાર ખોટી રીતે માગવાને અરજ કરે અથવા ખોટી રીતે વાપરવા દે તો, પછી તે પ્રોસીડીંગના કાયદેસરપણા વિશે વાંધો લેઈ શકાતો નથી. પણ જો તે બાબત હકુમત ના હોય તો પક્ષકારોએ વાંધો નહી લેવાથી હકુમત ઉત્પન્ન થઈ શકતી નથી. હુકમનામું જ્યારી અમલમાં હોય અને તે વસુલ કરવાનું કામ દરેક વર્ષે ચાલતું હોય તો, તે દરેક વર્ષે કામ ચલાવવાની રીતીનો જે કાયદો ચાલુ હોય તે પ્રમાણે તે હુકમનામું બજાવવું જોઈએ. ઈ. લા. રી. ૧૧ મું. પાનું. ૧૫૩.

સન ૧૮૨૭ ના કાયદા ૮ માની કલમ ૭ પ્રમાણે જે સખસને સર્ટીફીકટ મળેલું હોય તે આ કલમના હેતુ પ્રમાણે મરનારનું હુકમનામું કાયદા પ્રમાણે ચડાવી લેનાર થાય છે, ઈ. લા. રી. મું. વા. ૧૧ પાનું. ૩૨૮

એક વશીયત કરનારના એક્ઝીક્યુટરોએ એક સખસને તમામ મીલકત અસાઈન કરી પણ તે મીલકત બાબત એક દાવો ચાલતો હતો તે દાવામાં પક્ષકાર તરીકે તેને દાખલ કરેલો નહી, પણ તે દાવામાં હુકમનામું કરવામાં આવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમના હેતુ પ્રમાણે તે અસાઈની તે હુકમનામું ચડાવી લેનાર છે. ઈ. લા. રી. ૧૧ મું. ૫૦૬.

હુકમનામાનો દેણદાર મરણ પામ્યા પછી હુકમનામું અસાઈન કરેલું હોય તો તે ચડાવી આપ્યા બાબતની નોટીસ આ કલમ પ્રમાણે હુકમનામાના દેણદારના કાયદેસર વારસ ઉપર બજાવી શકે છે. હુકમનામાનો દેણદાર મરણ પામવાથી તે ચડાવી આપેલું હુકમનામું બજાવવાને નાલાયક થતું નથી. ઈ. લા. રી. ૧૧ મું. પાનું. ૭૨૭.

ઈ. લા. રી. ૧૨ ક. પાનું ૧૦૫ ના ઠરાવનો મતલબ કલમ ૨૪૪ નીચેની ટીકામાં જુઓ.

આ કલમ પ્રમાણે હુકમનામું ખરીદ કરનારે તે બજાવવાની પરવાનગી મળવાને અરજ કરેલી. તેમાં બે દેણદારોએ તકરાર કરી કે તે વેચાણ બીજા દેણદારને માટે બેનામી છે, અને અસલ હુકમનામાવાળાને તેનાં નાણાં અમે આપેલાં છે. તેમાં તે હુકમનામું બજાવવાની પરવાનગી આપેલી છે. તેમાં આ ઠરાવ કલમ ૨ તથા કલમ ૨૪૪ પ્રમાણે હુકમનામું છે, માટે તે ઉપર અપીલ ચાલે છે. ઈ લા. રી. ૧૨ ક. પાનું. ૬૧૦

અરજદારે જેને હુકમનામું ચડાવી આપેલું છે તેને નોટીસ આપેલી નથી, એવી તકરાર કરવાનો હુકમનામાવાળાનો હક્ક છે, એમ ધારીએ તોપણ તે સવાલમાં તેનું હિત નથી, સબબ તે હુકમ કરવાથી તેને કાંઈ હરકત થઈ શકતી નથી, અને હુકમ એવો નથી

કે જેના આધારથી હુકમનામાની બજાવણી થઈ શકે. માટે આ કલમ પ્રમાણે તે ચડાવી આપનારને તે બતાવવામાં આવ્યો નથી, એવી હકીકત વાસ્તવિક રીતની નથી. ઈં લા રી. ૯ અ. પાનું. ૪૬.

આ કલમ પ્રમાણે અસાઈનીને હુકમનામું બજાવવાની પરવાનગી આપવી તે વ્યાજબીરાહે આપવી જોઇએ. હુકમનામું અસાઈન કરનારના ઉપર હુકમનામાના દેણદારનું સામું લેહેણું હોય તેથી અસાઈની બજાવવાને દરખાસ્ત કરે તે નામંજુર કરવાનું કાંઈ કારણ નથી ઈં લા. રી. ૧૫ ક. પાનું. ૪૪૬

સગીર હુકમનામું બજાવે તેવી સ્થીતીમાં હતો, માટે તેના બાપની મીલકતનો વારસો તેને મળવાથી અથવા આ કલમના હેતુ પ્રમાણે કાયદાના અમલથી તેને મીલકત મળી તો, તે બરોબર છે. ઈ. લા. રી. ૧૬ ક. પાનું. ૩૪૭.

મુળ હુકમનામાવાળા ઉપર અમલમાં લવાય તેવા જે હક્ક હોય તે હુકમનામું ચઢાવી લેનાર ઉપર રેહેશે.

**૨૩૩. મુળ હુકમનામાવાળા ઉપર હુકમનામાનો દેણદાર જે કંઈ હક્ક (ઇકવીટીઝ) (હોયતો તે) અમલમાં લાવત, તે હક્ક સુદ્ધાંત, તે હુકમનામું તે ચઢાવી લેનારને હુકમનામું મળ્યુ છે, એમ ગણાશે.**

**ટીકા**—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

અસલ હુકમનામાવાળા વિરૂદ્ધ જે જવાબદારીઓનો અમલ થઈ શકે તે જવાબદારીઓ સાથે બજાવણીમાં હુકમનામું ચડાવી લેનાર તે હુકમનામું રાખે છે, માટે જેમ સાધારણ ખરીદકરનાર અર્થાથ નોટીસથી બંધાએલો છે તે પ્રમાણે તે ચડાવી લેનાર બંધાએલો છે. ૧ ક. લા. રી. ૨૯૬, અને હુકમનામાના દેણદારનું સામું હુકમનામું હોય તે વિશેના તેના હક્ક બાબતની જવાબદારી સાથે તે ચડાવી લેનાર રાખે છે. ૧૦ વી. રી. પાનું. ૩૨.

એક બીજા હુકમનામાની રૂઈએ ગીરોઆપનાર વિરૂદ્ધની બજાવણીમાં જે હક્ક સંબંધો બે ગામ ઉપરના હતા, તે જો ગીરોરાખનારે ખરીદ કરેલા હોય તો જે ગામ વેચ્યા વગરનું હોય તે ગામ ઉપર તમામ લેહેણાનો તે બોજો નાંખી શકતો નથી. ૪ ક. લા. રી. ૨૯૪.

અમુક સખસ ઉપર એક હુકમનામું મેળવેલું તેમાં अ. નો જે હક્ક સબંધ હતો તે તેણે ब. ને અસાઈન કર્યો, પછી તે હુકમનામું રદ કરવામાં આવ્યું; અને તે દાવાની ફરીથી સુનાવણી થઈને अ. ના ભાગમાં ફરીથી તે હુકમનામું કરવામાં આવ્યું. પછી ड. નું अ. પાસે લેહેણું હતું તેથી ड. એ તે હુકમનામું જપ્ત કરાવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ब. ના કરતાં ड. નો પ્રથમ હક્ક છે. ૬ ક. લા. રી. પાનું. ૪૯૮.

अ. ब. એ क. તથા ट. ઉપર એક હુકમનામું મેળવ્યું, તે હુકમનામું થોડુંક વસુલ થયા પછી अ. ब. એ તે ड. ને અસાઈન કરયું, અને તે અસાઈનમેન્ટની તારીખ પેહેલાં क. તથા ट. એ अ. ब. અને ड. ઉપર દાવો કરેલો હતો, તેનું બેઉ ઉપર છેવટે હુકમનામું થયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ड. ને જે હુકમનામું અસાઈન કરવામાં આવેલું છે તે હુકમનામાનો જે ભાગ બજેલો નથી તે ભાગ વિરૂદ્ધ क. તથા ट. ને પોતાના હુકમનામાનો સેટાફ કરવાનો હક્ક છે. ઈ. લા. રી. ૧૬ ક. પાનું. ૬૧૯.

બજાવણી પે-હેલાં હુકમના-માનો દેણદાર મરી જાય તો તેના વારસ વ કીલ ઉપર દર ખાસ્ત થાય.

**૨૩૪. હુકમનામું પુરેપુરૂં બજે તે પેહેલાં હુકમનામાનો દેણદાર ગુજરી જાય તો, મઇયતના કાયદેસર વારસ વકીલ ઉપર તે બજાવવા સારૂ હુકમનામાનો માલેક હુકમનામું કરનારી કોર્ટને દરખાસ્ત કરવાને મુખત્યાર છે.**

**તે વારસવકીલના હાથમાં આવેલી મઇયતની જેટલી મિલકતની યોગ્ય વ્યવસ્થા કરી નહી હોય, તેટલી મિલકત પુરતોજ તે જવાબદાર થશે; આ જવાબદારી નક્કી કરવા સારૂ હુકમનામું બજાવનારી કોર્ટ, પોતાને મનથી અથવા હુકમનામાવાળાની અરજ ઉપરથી પોતાને યોગ્ય લાગે તેવો હિસાબ તે વારસ વકીલ પાસે હાજર કરાવવાને મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૧૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

અસલ દેણદારના મરણ પછી પણ વારસને કામમાં દાખલ કરતા પેહેલાં જે વેચાણ થએલું હોય તે આ કલમથી થાય છે કે નહી એ એક સવાલ છે, ઈં લા. રી ૬ અ. ૨૫૫. તે રદ થાય છે. ઈં. લા. રી. ૬ મ. પાનું. ૧૮૦.

પણ વારસને કામમાં દાખલ કરવામાં આવે ત્યારે ને દાવામાં પક્ષકાર થાય છે, માટે તેની તથા વાદીની વચ્ચમાં ઉત્પન થએલી તકરારોનો નિર્ણય કલમ ૨૪૪ પ્રમાણે કરવો જોઇએ. ઈં લા. રી. ૭ મ. પાનું. ૨૫૫.

**કાયદેસર વારસ**—પ્રતિવાદી હુકમનામું થયા પછી મરણ પામે ત્યારેજ તેના કાયદેસર વારસ ઉપર હુકમનામું બજી શકે છે. જ્યારે દાવાનો ફેંસલો થતા પેહેલાં એકાદો પક્ષકાર મરણ પામે અને તેના ઉપર હુકમનામું કરવામાં આવે તો તે બજવા લાયક નથી. ૧૦ વી. રી. ૪૫૬, ૧૪ બં. લા. રી. પાનું. ૩૩૪.

આ કલમોમાં કાયદેસર વારસનાં લક્ષણો શાં છે તે કાયદા કરનારાઓએ ઠરાવ્યું નથી. ઈં. લા. રી. ૪ ક. ૮૯૭, તથા ૯૦૮, ૪ ક. લા. રી. ૧૫૩. જે કામોમાં વારસાનો આકટ તથા હિંદુ વીલ આકટ લાગુ થાય છે તે કામોમાં એકઝીક્યુટર અથવા વહિવટદાર ફક્ત કાયદેસર પ્રતીનીધી છે, એ ખુલ્લુ છે. સન ૧૮૬૫ ના આકટ ૧૦ માની કલમ ૧૭૯. ઇ. લા. રી. ૩ ક. ૭૦૮; અને સન ૧૮૮૧ ના આકટ ૫ મા પ્રમાણે એકઝીક્યુટર પ્રોબેટ લે તે પેહેલાં કાયદેસર પ્રતીનીધી છે. ઈં લા. રી. ૮ મું. ૨૪૧. જ્યાં સુધી કામમાં કાયદેસર વારસ હોય ત્યાં સુધી એકાદા સખસના કબજામાં મીલકત હોય તે ફક્ત કારણથી તે સખસ કામમાં દાખલ થઈ શકતો નથી. માટે એવા સખસના કબજામાં દેણદારની મીલકત હોય અને કાયદેસર વારસના કબજામાં મીલકત ના હોય તો, તે કાયદેસર વારસની મારફત સિવાય બજાવણીમાં હુકમનામાનો લેહેણદાર તે મીલકત લેઈ શકતો નથી. ૩ ક. લા. રી. ૪૩૭, ૧ સોમ. ૮૨, તોપણ સન ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે તે કરી શકતો હતો. ૧૫ વી. રી. ૪૭૬. હુકમનામાના લીલામમાંથી ખરીદદારની તરફથી અથવા કલમ ૫૦૩ પ્રમાણે વહિવટદાર તરફથી હુકમનામાવાળો દાવો કરતો ના હોય તો, તેનો દાવો જે સખસના કબજામાં મીલકત હોય તેના ઉપર ચાલતો નથી. ૩. ઇં. અ. પાનું.૨૪૧—૨૪૫

જે હુકમનામામાં હિંદુ વિધવા પોતાના ધણીના વારસ તરીકે પ્રતીવાદી હોય, તે હુકમનામામાં તેણીના ધણીના વારસો તેણીના કાયદેસર વારસો છે. ઈ. લા. રી.૬ ક. ૪૭૯.

**હિંદુ**—એવું ઠરાવવામાં આવેલું છે કે એક હિંદૂએ વુઈલ કરેલું, પણ તેનું પ્રોબેટ આપવામાં આવેલું નહી; માટે તે હિંદુના મરણ પછી જે સખસ તેની મીલકતનો કબજો લે તે દાવેદાર હાજર થાય ત્યાં સુધી તેનો વારસ છે, એમ ગણવું જોઇએ. ઈ. લા. રી. ૪ ક. ૩૪૩. પરંતુ ૧ મુર. ૪૪૪ ના ઠરાવમાં જે નિયમ ઠરાવેલો છે તે નિયમના આધારથી કામનો જે ફેંસલો થાય તે ફેંસલાની બાબત આ વાત ઘણી અગત્યની નથી.

વડીલોપાર્જીત હિંદુ કુટુંબની મીલકત હોય અને તે મીતાક્ષરા પ્રમાણે ચાલનારૂં હોય તો, બાપના મરણ પછી બાપના દેવા બદલ છોકરાની મીલકત જવાબદાર છે; પરંતુ બાપે તે કરજ ગેરકાયદે અથવા અનિતીના કારણસર કાહાડેલું નહીં જોઇએ. ૨૨ વી. રી. ૫૬, ૧૪ બં. લા. રી. ૧૮૭. લા. રી. ૧ ઈ. અ. ૩૨૧: પરંતુ રેગ્યુલર દાવો કરીને સાધારણ રીતે અસર થઈ શકે છે. માટે એકાદો સખસ એક હિંદુ ઉપર હુકમનામું મેળવે અને બાપની હયાતીમાં બાપનો હક્ક જપ્ત કરાવે નહી તો, તેના મરણ પછી તે હક્ક તેના છોકરાઓને મળે છે, અને બાપની મીલકત રેહેતી નથી. માટે હુકમનામાવાળો હુકમનામું બજાવી શકતો નથી, પણ તેણે તે દાવો કરવો જોઈએ. ઈ લા. રી. ૫ મ. ૨૩૨; ઈ. લા. રી. ૭ મ. ૩૨૮; પરંતુ જો હુકમનામું કરાવીને જપ્તી કરાવી લીલામનો હુકમ કરાવેલો હોય, અથવા સાનવાળી મીલકત વેચવાને ઠરાવ કરેલો હોય તો બજાવણી ચાલી શકે છે. ઈ. લા. રી. ૭ મ. ૨૩૯, અને જુદો દાવો ચાલતો નથી. ઈ. લા. રી. ૭ મ. ૨૫૫. પરંતુ ખોરાકી પોશાકીનું હુકમનામું બાપના ઉપર કરવામાં આવ્યું હોય અને તેના ઉપર વારસ તરીકે દાવો કરેલો હતો એમ જણાતું ના હોય તો, દીકરાના કબજામાં મરનારની જે મીલકત હોય તે ઉપર હુકમનામું બજી શકે છે. પરંતુ તેમાં મજીયારી મીલકતમાં બાપનો જે હક્ક હોય તેનો સમાસ થતો નથી. ઈ લા. રી. ૫ મ. પાનું. ૨૩૪.

**વારસો**—મુસલમાનો તથા હિંદુઓની બાબતમાં જો વારસે શુદ્ધ અંતઃકરણથી ખરીદ કરનારને પોતાને વારસામાં મળેલી મીલકત વેચેલી હોય તો, તે ખરીદારના કબજામાંથી લેહેણદાર મીલકત લઈ શકતો નથી. પરંતુ તે વારસને તે વેચાણમાંથી જે રકમ ઉપજેલી હોય તેટલી રકમ બાબત તે જવાબદાર છે. ૧ આગ્રા. ૭૧; ૨ વી. રી. ૨૯૬; માર્સ. ૫૦૯. ફુલટન. ૩૩, ઈ. લા. રી. ૪ ક. ૪૦૨, અને તેમજ એકાદા મૂસલમાનનો એકઝીક્યુટર મરનારનું દેવું આપવાને મરનારની મીલકત વેચી શકે છે. વી. રી. સન ૧૮૬૪ પાનું ૯૯, ૬. બં. લા. રી. ૫૪. વારસાની બાબતમાં જીલ્લાની અંદર સામાન્ય રીતે જે કાયદો છે તે વિશે ફુલટન, ૪૨૦ નો ઠરાવ જુઓ.

**રીવાજ**—આ કલમ પ્રમાણે જ્યારે દરખાસ્ત કરવામાં આવે ત્યારે જે સખસને કાયદેસર વારસ કેહેવામાં આવેલો હોય તેના ઉપર હુકમનામું શાવાસ્તે બજાવવું નહી જોઈએ, એવી પ્રથમ તેને નોટીસ આપવી જોઈએ, પણ જો પ્રથમની દરખાસ્તમાં તેના ઉપર બજાણી કરેલી હોય તો નોટીસની જરૂર નથી. કલમ ૨૪૮; ૬ વી. રી. પ્રસ્થુરણ. ૬૧, ૭ વી. રી. ૩૬૮. જો કોર્ટના વિચારમાં એમ આવે કે તે કાયદેસર વારસ છે, તો પછી તેની પાસે મીલકત છે કે નહી તેનો તપાસ કરયા સિવાય તેને કામમાં દાખલ કરવો જોઈએ. ૬ બં. લા. રી. ૧૦૦, ૨ મ. ૪૨૩, ૧૧ બં. લા. રી. ૧૫૫; ૧૨ બં. લા. રી. ૬૬, ૧૦ની

રી. ૧૯૯, પણ ઇ. લા. રી. ૫ ક. ૮૬ તથા ૯૧ જુઓ. માટે મરનારની મીલકતનો હુકમનામાવાળાએ પ્રથમ શોધ કરવાનો છે, અને જો તેવી મીલકત માલમ પડી શકે નહી તો વારસના કબજામાં મરનારની કેટલીક મીલકત આવેલી હતી, એવું તેને શાબેત કરવાનું છે, અને જો તે શાબેત થાયતો તે મીલકતની બરોબર વ્યવસ્થા કરવામાં આવેલી છે એ બતાવવાનો બોજો વારસને શીર છે, અને જો તે શાબેત ન કરી શકે તો તેટલે દરજ્જે તે જાતે જવાબદાર થાય છે. ૮ વી. રી. ૧૯૫, ૧૧ બં. લા. રી. ૧૫૫. પછી તે એવી તકરાર કરતો હોય કે તે દેણદાર ફક્ત બેનામી કબ્જેદાર હતો તેની ચીતાં નહી. ૮ વી. રી. ૧૦૧. પણ તેની જવાબદારી તે કરતાં વધારે થતી નથી. ૮ વી. રી. ૧૬૧. સબબ મરનારની મીલકતની ભરકીમત આપવામાં આવે તેટલું જો વારસે વસુલ આપ્યું હોય તો પછી હુકમનામાવાળો એમ શાબેત કરે કે મરનારના અસલ માલેકપણાની મીલકત તેના કબજામાં હતી, તેમ છતાં તે જવાબદાર થતો નથી. ૧૨ વી. રી. ૧૭૭. દરમિયાન ઉપજનો હિસાબ લેવામાં જે ભાડુ વસુલ કરેલું હોય તે અથવા મરનારની મીલકતમાંથી આવેલા નાણા ઉપરનું વ્યાજ હોય તેનો હિસાબ લેવો જોઈએ. એક કામમાં તેવો હિસાબ આપવામાં આવ્યો નહી, માટે કોર્ટે ઠરાવ્યું કે જેટલે દરજ્જે મીલકત વારસના કબજામાં આવી હોય, તેટલે દરજજે હુકમનામું બજાવી શકાય છે. ૧૫ વી. રી. પાનું. ૨૮૫.

**અપીલ**—હુકમનામાના લેણદારે કાયદેસર વારસ તરીકે જે સખસને કામમાં દાખલ કરેલો હોય, તે સખસની અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૩ ક. ૭૦૯; પરતું તે કામની ફરીતપાસ કરાવીને તે હુકમ રદ કરાવી શકાય છે. ઈ. લા. રી. ૩ ક. પાનું. ૭૦૯, અગર રેગ્યુલર દાવો કરીને રદ કરાવી શકાય છે. ઈ. લા. રી. ૨ ક. ૩૨૭; અગર આ વિશે મુદતની હરકત હોય તો તાકીદ હુકમ કડાવી બજાવણી અટકાવી શકાય છે. ઈ. લા. રી. ૫. ક. પાનું. ૮૬.

**મીલકત સંબધી દાવા**—જે કામમાં એક સખસ એમ કેહેતો હોય કે હુકમનામાની બજાવણીમાં જે મીલલત જપ્ત કરાવેલી છે તે મ્હારી મીલકત છે; અને મરનાર હુકમનામાના દેણદારના કાયદેસર વારસ તરીકે તે મીલકત નથી, તો તેનો તે કામ ચાલતાની દરમિયાનમાં નિર્ણય કરવો જોઈએ, અને પક્ષકારોને રેગ્યુલર દાવો કરવાની ફરજ પાડવી નહી જોઈએ. ૧૨ બં. લા. રી. ૬૫. એક સખસ પાછળથી થનાર વારસ હતો તેણે હુકમનામાના દેણદારનો હું વારસ નથી એવી તકરાર કરી, અને એક હિંદુ વિધવાએ કામમાં તેને દાખલ કરેલો હતો, તેમાં જડજે તે તકરાર સાંભળવાને ના કહી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામામાં ફક્ત વિધવાના હિતનો સમાસ થાય છે, એવું પાછળથી તે સખસને બતાવવાને હરકત થતી નથી. ઈ. લા. રી. ૬ ક. ૭૭૭. કલમ ૨૪૪ નીચેની ટીકા જુઓ.

એક હુકમનામાના દેણદારની મીલકત આફીશીયલ અસાઈનીને સોંપવામાં આવેલી, તેથી તે આફીશીયલ અસાઈનીનો હક્ક સદરહુ નાદાર કરતાં વધારે થતો નથી. જે વખતે વેસ્ટીંગઆર્ડર કરવામાં આવ્યો તે વખતે હુકમનામાની બજાવણીમાં તે નાદારની મીલકત જપ્ત કરવામાં આવેલી તે મીલકત વેચવાનો હુકમ કરવામાં આવ્યો હતો, માટે જો કે તે વેસ્ટીંગઆર્ડર થએલો હતો, તોપણ તે વેચાણનો હુકમ કાયદેસર છે, અને વેચાણ બળવાન છે. ૫ બં. લા. રી. ૬૯૧, અને ઈ. લા. રી. ૧૦ ક. પાનું ૧૫૦ જુઓ.

એક બંધ પડેલા દાવામાં દરમિયાત હુકમોનું જે ખર્ચ થયું હોય તે વિશે મરનાર વાદીનો વારસ જવાબદાર છે. ઓર્ક. પાનું. ૧૫૪.

આ કલમ પ્રમાણે મરનાર હુકમનામાના દેણદારનો કાયદેસર વારસ, જે મીલકત તેણે ખરી રીતે લીધી હોય તે બાબતમાંજ ફક્ત તે સંક્ષેપ રીતે જવાબદાર થાય છે. ઈ. લા. રી. ૧૧ મું. પાનું. ૭૨૭.

એક સખસના છોકરાંઓએ બજાવણીમાં થએલું લીલામ રદ કરવાને દાવો કરયો, એવા કારણથી કે અમારામાંના કેટલાક તેમાં પક્ષકાર નહીં હતા. અને કેટલાક સગીર હતા, અને તેમની તરફથી કોર્ટે કોઈ વાલી નીમ્યો નહી હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે લીલામ બળવાન છે. ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૯૦

મુનસફની કોર્ટમાં એક હુકમનામાવાળાએ પોતાના હુકમનામાની બજાવણીમાં તા. ૨૦ અગષ્ટના રોજ જમીનનો કબજો મળવાનો હુકમ કરાવ્યો, અને તેજ તારીખે હુકમનામાનો દેણદાર મરણ પામ્યો. તા. ૨૮ અગષ્ટના રોજ કબજો આપવામાં આવ્યો, પછી જે સખસોનો કબજો ગએલો હતો તે સખસોએ કલમ ૩૩૨ પ્રમાણે તે કબજો લેવાનો અમારો હક્ક છે, માટે અમને અપાવવો જોઈએ એવી અરજ કરી, એવા કારણથી કે હુકમનામાના દેણદાર તરફથી કામમાં કોઇ હાજર નથી. જીલ્લા જડજે અપીલમાં હુકમ કરેલો તે ઉપર અપીલ કરવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે હુકમનામાનો દેણદાર મરણ પામ્યો તે પેહેલાં કબજા બાબતનો હુકમ કરેલો છે એમ ધારીએ, તો તે હુકમની તારીખ અને તે હુકમનો અમલ કરવાની તારીખની વચમાં કોઈ બીજા સખસને કામમાં દાખલ કરવાને હુકમનામાવાળાને જરૂર નહી હતી ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૨૧૧

હુકમનામું બજાવવાની દરખાસ્તનો મજકૂર.

**૨૩૫. હુકમનામું બજાવવાની દરખાસ્ત લખેલી કરવી, અને અરજદારે અથવા જે સખસને કામની હકીકતની માહિતગારી છે એમ કોર્ટની ખાત્રી લાયક શાબીત થયું હોય તેવા કોઇ બીજા સખસે તે દરખાસ્તના સાચાપણાનો એકરાર કરવો, તથા તેમાં નીચેની વિગતો એક પત્રકના રૂપમાં લખવી:—**

(अ) **ફરિયાદનો નંબર;**

(ब) **પક્ષકારોનાં નામ;**

(क) **હુકમનામાની તારીખ.**

(ड) **હુકમનામા ઉપર કંઇ અપીલ થઇ છે કે નહી તે;**

(इ) **હુકમનામા પછી તકરારી બાબત વિશે પક્ષકારો વચ્ચે માંહો માંહે કંઇ ગોઠવણ થઇ છે કે નહી, અને થઇ હોય તો શી થઈ છે તે;**

(फ) **હુકમનામું બજાવવાને વાસ્તે પેહેલાં કાંઈ દરખાસ્તો કરી છે કે નહી, કરી હોય તો શી શી અને તેમનું પરિણામ શું થયું તે;**

(ग) **હુકમનામાની રૂઇએ લેહેણાની અથવા નુકશાનીના બદલાની મળવાની રકમ, વ્યાજ અપાવ્યું હોય તો તે સુદ્ધાંત થાય તે, અથવા હુકમનામામાં બીજી જે દાદ અપાવી હોય તે;**

(ह) **કાંઈ ખર્ચ અપાવ્યું હોય તો તેની રકમ;**

(आइ) **જેના ઉપર હુકમનામું અમલમાં લાવવું હોય તે સખસનું નામ; અને**

(ज) **કોર્ટની મદત કઇ રીતે જોઇએ છીએ તે, એટલે કંઈ વિશેષ મિલકતજ સ્વાધીન કરવાનું હુકમનામું હોય તો, તે મિલકત સ્વાધીન કરાવવી; દરખાસ્તમાં લખેલા સખસને પકડીને કેદ કરવો; કે તેની મિલકત જપ્ત કરવી; અથવા માગવાની દાદના સ્વરૂપ પ્રમાણે બીજી રીતે જે જોઇએ તે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૧૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**દરખાસ્ત**—હુકમનામું કરનારી કોર્ટને હુકમનામું બજાવવાની દરખાસ્ત કરવામાં આવે ત્યારે હુકમનામાની નકલ આપવાની જરૂર નથી. ૧૬ વી. રી ૨૫, ૯ વી. રી. ૩૬૨, ૧૧ વી. રી. ૨૭૧. ૧૦ વી. રી. ૧૪૪, પરંતુ એ પ્રમાણે નકલ આપવાનો હમેશાંનો રીવાજ છે; પરંતુ જો એક બીજી કોર્ટની મારફતે હુકમનામું બજાવવાને હુકમનામા વાળો પરવાનગી મેળવે તો, જે કોર્ટે હુકમનામું કરેલું હોય તે કોર્ટે તે કોર્ટ તરફ તે હુકમનામાની રકમ મોકલવીજ જોઈએ; અને તે નકલ હમેશાં હુકમનામાવાળાના ખર્ચથી તૈયાર કરવામાં આવે છે. હુકમનામાના કેટલાક લેહેણદારોમાંનો એક દરખાસ્ત કરે તો આ કલમમાં બતાવેલી વિગત તેણે બતાવવી જોઈએ, અથવા જો તેમ કરવામાં ના આવે તો મુદતની હરકત થાય નહી તેવી તે દરખાસ્ત થતી નથી. ૯ વી. રી. ૩૯૦, અને હુકમનામું ચઢાવી લેનાર વેચાણની રૂઈએ દરખાસ્ત કરતો હોય, અને તે ચડાવી આપ્યાની હકીકત શાબેત કરી શકે નહી તો, તેની દરખાસ્ત તેવીજ ગણવામાં આવે છે. ૧૦ વી. રી. ૪૨૮; પરંતુ કેટલાક વારસોમાંનો એક વારસ હુકમનામું બજાવવાની દરખાસ્ત કરે તો, તેમાં ઠરાવેલું છે કે બીજા વારસો પાસેથી તેને મુખત્યારનામું હોવાની જરૂર નથી. ૨ મુંબાઈ ૧૦૩: અને જે કામમાં હુકમનામાવાળાઓ પોતે દરખાસ્ત કરતા ના હોય ત્યારે તે દરખાસ્ક કરનારે બતાવવું જોઈએ કે હું તેઓમાંના કેટલાકનો પ્રતીનીધી છું. માટે સગીરે પોતાના વાલીની તથા ઈષ્ટમીત્રની મારફતે દાવો કરેલો હોય અને હુકમનામું મેળવ્યું હોય અને તે મરણ પામે તો, તેનો વારસ હુકમનામું બજાવી શકે છે. અને બીજો દોસ્ત બજાવી શકતો નથી. ૧૪ વી. રી. પાનું. ૧૬૨.

અમુક કામોમાં હુકમનામું બજાવવાની દરખાસ્ત લખેલી હોવાની જરૂર નથી. (કલમ ૨૫૬). જો હુકમનામું રૂ. ૫૦) કરતાં ઓછી રકમનું હોય તો, અસલ મુખ્ય દિવાની કોર્ટ શિવાયની બીજી કોર્ટમાં તે વિશેની દરખાસ્ત એક આનાના સ્ટાંપ ઉપર હોવી જોઈએ. પણ હાયકોર્ટમાં કરવાની હોય તો બે રૂપીઆના સ્ટાંપની જરૂર છે, અને પચાસ રૂપીઆ ઉપરના કામોમાં હાયકોર્ટ શિવાયની કોર્ટોમાં આઠ આનાના સ્ટાંપની જરૂર છે. કોર્ટ ફી આક્ટ (સન ૧૮૭૦ ના ૭ મા) ના પરીશીષ્ટ ૨ જાની આર્ટીકલ ૧ લી.

**મુદત**—મુદતના કાયદામાં તથા કલમ ૨૩૦ માં ઠરાવેલી મુદતમાં દરખાસ્તો કરવી જોઈએ, માટે એક દરખાસ્ત નામંજુર કરવામાં આવી હોય તો પાછળની દરખાસ્તને મુદતની હરકત થતી નથી. ઈ. લા. રી. ૬ ક. ૨૦૩; પણ લા. રી. ૮ ઈ. અ. ૧૨૩; તથા ઈ. લા. રી. ૬ મુંબાઈ. પાનું. ૫૯ જુઓ.

હાયકોર્ટની અસલ બાજુમાં ગીરોના હુકમનામામાં મુદલ તથા વ્યાજની રકમ વસુલ આપવાને છ માસની મુદત હમેશાં આપવામાં આવે છે; પરંતુ તે હુકમનામું એકદમ વસુલ આપવાને કોર્ટ પરવાનગી આપી શકે છે. ૭ ક. લા. રી. પાનું. ૨૬૭

**હુકમનામા ઉપર કાંઇ અપીલ થઈ છે કે નહી**—જો હુકમનામું હાયકોર્ટનું હોય અથવા ઉતરતા દરજ્જાની કોર્ટનું હાયકોર્ટે બાહાલ રાખેલું હોય, અને તે ઉપર પ્રીવીકાંઉસીલમાં અપીલ ચાલે તેવું હોય, અને જો તેવી અપીલ આપવામાં આવી હોય અથવા જો તે કારણસર કામ ચાલતું હોય તો, તે હકીકત હુકમનામાવાળાએ કેહેવી જોઈએ, અને જો કે અપીલ કરવામાં આવેલી છે એટલું ફક્ત કેહેવાને તે બંધાએલો છે, તોપણ જ્યારે તે અપીલના કારણસર કાંઈ કામ ચાલાવવમાં આવેલું હોય અગર કામ ચાલતું હોય તે વખતે જો તે કેહે તો, તેની શુદ્ધબુદ્ધિના હેતુમાં વધારો થાય છે. ૧૪ વી. રી. પાનું ૨૦૫

**કાંઇ ત્રોડ જોડ થયો છે કે નહી, ને શો થયો છે**—કલમ ૨૫૮ પ્રમાણે હુકમનામાનો ફેંસલો થએલો હોય તે જે કોર્ટનું તે હુકમનામું બજાવવાનું કામ છે તે કોર્ટમાં તે નોંધાવવો જોઈએ, માટે જો તે નોંધાવેલો ના હોય તો તે કબુલ કરવામાં આવતો નથી. કલમ ૨૫૮ પ્રમાણે ચાલવાને કોર્ટમાં ફેંસલો નોંધાવવામાં આવે તે વિશેની અરજી કલમ ૨૩૫ પ્રમાણેની છે. ૧૫ વી. રી. ૬૭. જો એકાદો હુકમનામાવાળો કોર્ટની બાહાર કરેલો ફેંસલો નોંધાવવાને કસુર કરે તો, દેણદાર નુકશાનીનો દાવો કરી નાણાં વસુલ કરી શકે છે. ૫ બં. લા. રી. ૨૨૩, અગર બજાવણી વિશે મનાઈ કરવાને તાકીદ હુકમ કાહાડી દાવો કરી શકે છે. ૨૨ વી. રી. ૧૯૪; પરંતુ દેવા કરતાં વધારે નાણાં વસુલ આપવામાં આવ્યાં હોય તો તે વધારાનાં નાણાં ફક્ત બજાવણીમાં વસુલ થઈ શકે છે. ૧૫ વી. રી પાનું. ૬૬૦. કલમ ૨૫૭ નીચેની ટીકા જુઓ.

**જેની સામે અમલ .કરવો હોય તેનું નામ**—અસલ દેણદાર મરણ પામ્યો હોય અને તેના જે કાયદેસર વારસ ઉપર હુકમનામું બજાવવાને માગવામાં આવેલું હોય તે વારસનું નામ અથવા દેણદારનું નામ બતાવવું જોઈએ. હુકમનામું જોયા સિવાય દરખાસ્તમાં જે નામ બતાવેલાં હોય તેમના ઉપર ફક્ત બજાવણી થઈ શકે છે. ૧૮ વી રી. ૫૬; પરંતુ આ બાબત ૨૪ વી- રી. ૩ જુઓ. આ બાબત સંબંધી મુદતના સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨ જાની આર્ટીકલ ૧૭૯ નો ખુલાસો ૧ લક્ષમાં લેવો જોઈએ, એ જરૂર છે.

**કોર્ટની મદદ કેવા પ્રકારની જોઇએ**—હુકમનામાના દેણદારની જાત તથા મીલકત ઉપર કલમ ૨૩૦ ની રકમ ૨ પ્રમાણે સાથે બજાવણી કરવાને પરવાનગી આપવાનો કોર્ટને કુલઅખત્યાર છે. ફક્ત એવી અરજ કરવામાં આવે કે હુકમનામાની રકમ વસુલ કરવી જોઈએ, પણ તેવસુલ કરવાની કેવી રીતની મદદ જોઈએ છીએ તે બતાવેલું ના હોય તો, તે યોગ્ય દરખાસ્ત નથી. ૭ અલ્હા. ૭૯ એક દરખાસ્ત રીતીપૂર્વક નથી., એવા કારણથી નામંજુર કરેલી હોય તો, બીજી દુરસ્ત કરેલી દરખાસ્ત કરવાને હરકત થતી નથી. ૧૭ વી. રી. પાનું. ૨૩૬.

હુકમનામું બજાવનારી કોર્ટને એક દેણદાર વિરૂદ્ધ કામ ચલાવવાને હુકમનામાવાળાને હુકમ કરવો એવો હક્ક નથી, માટે જો તેનું લેહેણું બીજા દેણદારોથી વસુલ થયા વગર રેહે તો તે વિશે ૫ વી. રી. પરચુરણ પાનું ૪૪ નો ઠરાવ છે. પરંતુ બીજી મીલકતની સાથે ब. ને ગીરો આપેલી મીલકત વેચાવીને अ.· વિરૂદ્ધ એકાદો સખસ પોતાનું લેહેણું વસુલ કરે તો, પછી તે વેચાણથી તે વેચાએલી મીલકત છોડી દેવામાં આવતી નથી, તોપણ બીજી મીલકતથી ગીરોરાખનાર પોતાનું લેહેણું લેવાને પ્રથમ ઈલાજ કરવાને બંધાએલો છે. વી. રી સન ૧૮૬૪ પાનું. ૩૭૪.

પ્રતીવાદીના લાભમાં શરત કરવામાં આવેલી હોય તે પ્રતીવાદીની ખાએસથી બજાવ-

ણીમાં તેનો અમલ થાય તેવું તે હુકમનામું નથી. ૫ ક. લા. રી. પાનું. ૧૭૬.

એક હુકમનામામાં પ્રતીવાદીને એક દીવાલ પાડી નાંખવાને ફરમાવેલું હોય તો, તેનો અમલ તે દેણુદારને કેદ કરીને થઈ શકે છે, અને કોર્ટની માગેલી મદદ ખોટી રીતની હોય તો તે દુરસ્ત કરવાની દરખાસ્ત જડજે પાછી આપવી જોઈએ. ઈ. લા. રી. ૮ ક. પાનું. ૧૭૪:

**મજીઆરૂં હુકમનામું**–તમામ હુકમનામાવાળાના ફાયદાને સારૂ મજીયારા હુકમનામાની બજાવણી કાયદેસર રીતે આખા હુકમનામાની થાય છે. ઈ. લા. રી. ૪ અલ્હા. ૭૩, કલમ ૨૩૧ જુઓ.

**ઘણા દેણુદારો**—જે કામમાં મજીયારૂં અથવા એકામતે એકાજુતે હુકમનામું હોય તો, હુકમનામાવાળો દેણુદારોમાંના ગમે તે એક અખસ ઉપર બજાવી શકે છે ૧૨ બં. લા. રી. ૫૦૦, ૫૦૪. ૨ વી. રી. પરચુરણ ૪૯; પછી જે દેણુદાર ઉપર બજાવેલું હોય તે એમ બતાવે કે મેં મારા હિસ્સાનું આપેલું છે, તોપણ તે બજાવણી બંધ રહેતી નથી. ૧ આગ્રા પરચુરણ પાનું. ૧૪, અગર હુકમનામાવાળાએ તેના સહદેણુદારોને ફારકતી આપેલી હોય, તોપણ તે બંધ રેહેતું નથી. ૧૬ વી. રી. ૪૯. એક કામમાં **ब**. તથા **क**. ઉપર હુકમનામું થયેલું, અને તેમાં એવી અરજ કરવામાં આવી કે **क**. ફક્ત બેનામીદાર છે, અને ખરો દેણુદાર **ब**. છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો **ब**. ની મીલકતથી હુકમનામું પુરતી રીતે વસુલ થતું ના હોય તો, **क**. જવાબદાર થાય છે. ૧ વી. રી. પરચુરણ પાનું. ૧૦.

આ કલમ પ્રમાણે હુકમનામાવાળો અથવા જે પક્ષકાર હુકમનામું બજાવવાને દરખાસ્ત કરે, તે હુકમનામું થયા પછી પક્ષકારોની વચમાં કાંઈ ફેંસલો થયેલો હોય તો, તે પોતાની દરખાસ્તમાં બતાવવાને બંધાએલો છે. પછી તે ફેંસલો પ્રથમ કોર્ટમાં નોંધાવેલો હોય કે નહી તેની ચીંતા નહી. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૨૮૮.

જે હકમનામાવાળાએ હુકમનામું થતા પેહેલાં જપ્તી કરાવી હોય તેનો આ કાયદાની કલમ ૨૯૫ મી પ્રમાણે દરખાસ્ત કરનાર તરીકેનો હકક થતો નથી. પણ જો તેણે પોતાનું હુકમનામું થયા પછી આ કલમ વિગરેના ઠરાવ પ્રમાણે બજાણીની દરખાસ્ત કરેલી હોય તો, તેવો હકક થાય છે. ઈ લા. રી. ૧૨ મું. પાનું. ૪૦૦.

ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૧૬૧ નો ઠરાવ કલમ ૨૩૭ નીચેની ટીકામાં છે, તે જુઓ.

*જંગમ મિલકત જપ્ત કરવાની દરખાસ્ત સાથે તેની યાદ આપવી.*

**૨૩૬. જ્યારે જ્યારે હુકમનામાના દેણદારની કંઇ જંગમ મિલકત જપ્ત કરવાની દરખાસ્ત કરી હોય, પરંતુ તે મિલકત તેના કબજામાં ન હોય ત્યારે ત્યારે હુકમનામાવાળાએ જપ્ત કરવાની મિલકતની જોઇએ તેટલી બરોબર વર્ણનવાળી યાદ દરખાસ્ત સાથે આપવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૧૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

હુકમનામું જપ્ત કરી વેચાવી શકાય છે. ઈ. લા. રી. ૬ ક. પાનું. ૨૧૩.

**ગેરવ્યાજબી કબજો**—હુકમનામાના દેણુદારની જે મીલકત ના હોય અને ત્રીજા પક્ષકારની હોય તે જપ્ત કરાવવાથી જે નુકશાન થાય. તે બાબતની હુકમનામાવાળાની જવાબદારી વિશે કાયદાનો સ્પષ્ટ નિયમ બતાવીને તે વિશેના પ્રથમના તમામ ફેંસલાઓ વના જગનનાથજી વિ. હોટા દીપજી ( ૧૧ મુંબાઈ. ૪૬ ) ના કામના ઠરાવમાં બતાવેલા છે.

હિંદુસ્થાનમાં અમુક મીલકત જપ્ત કરીને હુકમનામું બજાવવાને દરખાસ્ત કરવામાં આવે છે, માટે જો તે મીલકત હુકમનામાના દેણદારની ના હોય તો હુકમનામાવાળો જવાબદાર થાય છે. આ ઠરાવમાં હુકમનામાના લેહેણદારની કેટલી જવાબદારી છે તે વિશે વિચાર કરવામાં આવેલો છે, અને નાજર અથવા બીજા અમલદારો બાબત કાંઈ વિચાર કરેલો નથી. ૧૧ બં. લા. રી. ૨૫૬, ઈ. લા. રી. ૩ મું. ૭૪૯ ઈ. લા. રી. ૨ મું. ૨૫૮, ઇ. લા. રી. ૪ ક. પાનું. ૫૮૩.

સ્થાવર મિલકત જપ્ત કરવાની દરખાસ્ત હોય તો જાસ્તી વિગત લખવાની તે.

**૨૩૭. જ્યારે જ્યારે હુકમનામાના દેણદારની કંઇ સ્થાવર મીલકત જપ્ત કરવાની દરખાસ્ત કરી હોય, ત્યારે ત્યારે તે મિલકત ઓળખવાને બસ થાય એવું તેનું વર્ણન તે દરખાસ્ત નિચે આપવું, તથા હુકમનામાના દેણદારનો તે મિલકતમાં હિસ્સો અથવા હક્ક સબંધ હોય તેની તપસીલ, દરખાસ્ત કરનાર ખરેખરી રીતે માનતો હોય અને તપાસ કરતાં તેનાથી નક્કી થઈ શકી હોય, તે પ્રમાણે આપવી.**

**ફિરિયાદ અરજીના સાચાપણાના એકરારને વાસ્તે પાછળ જે રીત કહી છે તે રીતે સદરહુ પ્રત્યેક વર્ણન ઉપર અને તપસીલ ઉપર તેના સાચાપણાના એકરાર કરવા.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૧૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

આ કલમનો ઈરાદો એવો છે કે મીલકત પુક્ત રીતે ઓળખાય તે પ્રમાણે તેનું વર્ણન કરવું જોઈએ. માટે જે કામમાં સરકાર મેહેસૂલ આપનારી મીલકત હોય, તે કામમાં મેહેસુલ બતાવવાની જરૂર છે. ૧૨ વી. રી. પાનું. ૪૮૮.

**ખોટું વર્ણન**—વર્ણન બરોબર કરવામાં આવેલું નથી એવું હુકમનામાવાળો કહી શકતો નથી. ૩ બં. લા. રી. ૪૦૭, ઈ. લા. રી. ૧૦ ક. ૬૦૯. એક હુકમનામાના લેહેણદારે એકની એકજ જમીન બે જુદા જુદા નંબરમાં દાખલ કરી અને એક નંબર તેણે ખરીદ કર્યો, તો પછી બીજા ખરીદ કરનારની વિરૂદ્ધ તે પોતાના દાવાનો અમલ કરી શકતો નથી. ઇ. લા. રી. ૭ મ. પાનું. ૧૦૭.

જમીના હુકમમાં અગત્યની બાબતમાં ખોટું વર્ણન કરવામાં આવવાથી તે મીલકત વેચાણ લેનારનું રક્ષણ થાય છે, કારણ કે કલમ ૨૭૬ મી પ્રમાણે તેને જમિની વાત કેહેવામાં અને જણાવવામાં આવી હતી, માટે તે કલમ પ્રમાણે તે વેચાણ રદ થઈ શકતું નથી. ઈ. લા. રી. ૩ અ. પાનું. ૬૯૮.

પ્રથમ હુકમનામું બજાવવાની દરખાસ્ત જે મીલકત જપ્ત કરાવવાની તેની યાદ આપેલી, પરંતુ બીજી દરખાસ્ત સાથે યાદ આપેલી નહી, પણ એવું તેમાં કેહેવામાં આવેલું કે પ્રથમની દરખાસ્ત આ બીજી દરખાસ્ત સાથે સામેલ રાખવી જોઈએ. ત્યાર પછી એક વર્ષ વીતી ગયા પછી કોર્ટના હુકમથી નવી યાદ ફાઈલ કરવામાં આવી. જો કે તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણેની આ દરખાસ્ત નથી, તોપણ તે દરખાસ્ત કલમ ૨૩૫ મી મુજબની છે, માટે તે હુકમનામાની બજાવણીને કાંઈ હરકત નથી. પણ પ્રથમની દરખાસ્તમાં બતાવેલી મીલકત બાબતનીજ તે ગણવી જોઈએ. ઇ. લા. રી. ૧૨ ક. પાનુ ૧૬૧.

મીલકતનું વર્ણન કરવું સ્થાવર મીલકત જપ્ત કરવાની દરખાસ્તમાં રહી જવાથી તે વર્ણન કરીને દરખાસ્ત આપતાં મુદત જાય તો, તેને મુદતની હરકત થતી નથી. ઈ. લા. રી. ૧૪ ક. પાનું. ૧૨૪

કલેકટરના રજીષ્ટરમાંનો ઉતારો દરખાસ્ત સાથે ક્યારે આપવો.

**૨૩૮ જપ્ત કરવાની મિલકત કલેકટરની આફીસમાં નોંધાએલી જમીન હોય તો, તે જમીનના કે તેના મેહેસુલના માલીક તરીકે, અથવા વેચી શકાય એવો તેમાં હક્ક સબંધ રાખનાર તરીકે, અથવા તે જમીનનું મેહેસુલ આપવાને જવાબદાર તરીકે કયા સખસોનાં નામ નોંધ્યાં છે તે, તથા નોંધેલા માલીકોના હિસ્સા શા છે તે બતાવનારો, તે આફીસના રજીષ્ટરમાંથી ખરો કહીને સહી કરેલો, ઉતારો જમીની દરખાસ્ત સાથે આપવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૧૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૨૧૩ માં સેહેજ વધારો કરીને તથા દુરસ્ત કરીને આ કાયદાની કલમ ૨૩૭ તથા ૨૩૮ કરવામાં આવેલી છે. સન ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે એવું ઠરાવવામાં આવ્યું છે કે, જ્યારે જમીન જપ્ત કરવાની હોય અને તે જમીન કલેકટરની ઓફીસમાં રજીષ્ટર થએલી હોય તો, સ્થાવર મીલકત જપ્ત કરાવવાને જે જરૂરીઆત હકીકત જોઈએ છીએ તે તમામ હકીકત આપવાને હુકમનામાવાળો બંધાએલો છે, અને તે જમીન તે પ્રમાણે રજીષ્ટર થયેલી હોય તો ઘણું કરીને હાલ પણ તેજ નિયમ પ્રમાણે ચાલવાનું છે. ૧૧ વી. રી. ૧૭૫. એટલું બતાવવું જોઈએ કે આ કલમ ૨૩૮ હુકમનામાના દેણદારના નામ ઉપર કલેકટર આફીસના રજીષ્ટરમાં જમીન હોય તેનેજ લાગુ છે, એમ નથી, કારણ કે ખરા માલેકોને રજીષ્ટર કરવામાં આવેલા નથી હતા, એવું વારંવાર બને છે.

હુકમનામું કરનારી કોર્ટને હુકમનામાનો લેહેણદાર એવી અરજી આપે કે, કલેકટર ઓફીસમાંથી જમીનના મેહેસૂલના રજીષ્ટરની નકલ મને મળી શકે તો તે જરૂરની છે, અને તે ઉપરથી તે હુકમનામું બજાવવાનું છે, એવું સર્ટીફીકટ આપવું જોઈએ તો, તે અરજી બજાવણીમાં મદદ કરવા તરીકે એક ઈલાજ થાય છે. ઈ. લા. રી. ૫ મ. પાનું. ૧૪૧.

## क—બજાવણી બંધ રાખવા વિષે.

કોર્ટ બજાવણી ક્યારે બંધ રાખે.

**૨૩૯. આ બાબને આધારે જે કોર્ટને હુકમનામું બજાવવા સારૂ મોકલ્યું હોય તે કોર્ટને પુરતુ કારણ દેખાડવામાં આવે તો, યોગ્ય મુદત સુધી તે હુકમનામું બજાવવું બંધ રાખવું, એટલા માટે કે–જે કોર્ટે તે હુકમનામું કર્યું હોય તે કોર્ટ પાસે, અથવા તે હુકમનામા બાબત કે તેની બજાવણી બાબત જે કોર્ટને અપીલ હકુમત હોય તે કોર્ટ પાસે બજાવણી બંધ રાખવાનો હુકમ કરાવવા સારૂ, અથવા તે અવલ કે અપીલકોર્ટે બજાવણીનો હુકમ કાઢયો હોત ત્યારે કે તે કોર્ટને બજાવણીની દરખાસ્ત કરવામાં આવી હોત ત્યારે તે અવલ કે અપીલકોર્ટ હુકમનામા બાબત કે બજાવણી બાબત બીજો જે હુકમ કરી શકત તે કરાવવા સારૂ–હુકમનામાનો દેણદાર તે અવલ કે અપીલકોર્ટને અરજ કરી શકે.**

**અને બજાવવાના કામમાં જો હુકમનામાના દેણદારને પકડયો હોય**

**થવા તેની મિલકત ધરી હોય તો, સદરહુ હુકમને વાસ્તે કરેલી અરજનો નીકાલ થતાં સુધી જે કોર્ટે બજાવવાનો હુકમ કાઢયો હોય તે કોર્ટ પ્રતીવાદીને છોડવાનો અથવા મિલકત પાછી આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૯૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમમાં અપીલની હકુમતવાળી કોર્ટ એમ બતાવેલું છે, એટલે હુકમનામું કરનારી કોર્ટ ઉપર જે કોર્ટને અપીલની હકુમત હોય તે છે. માટે જે કોર્ટ તરફ હુકમનામું બજાવવાને મોકલેલું હોય તે કોર્ટે કરેલા હુકમનો આ કલમમાં સમાસ થતો નથી, કારણ કે જો તે કરેલા હુકમ ઉપર અપીલ ચાલે તેવું હોય તો, તે કોર્ટ ઉપર સામાન્ય રીતે જે કોર્ટની હકુમત હોય તે કોર્ટમાં અપીલ ચાલી શકે છે. ૩ અલ્હાબાદ પાનું. ૧૬૮.

**રીવાજ**—પ્રોસેસ કાહાડતા પેહેલાં હુકમનામું બજાવવાને મોકલનારી કોર્ટે કાયદાના ઠરાવ પ્રમાણે બરોબર કરેલું છે કે નહી તે, તે કોર્ટ જોવાને બંધાયેલા છે. તેમાં જે દસ્તાવેજો જોઈએ છીએ તે (૧) હુકમનામાની નકલ (૨) જે રકમ લેહેણી રહેલી હોય તેનું સર્ટીફિકટ, અને (૩) બજાવણીના હુકમની નકલ. ૪ મદ્રાસ ૩૩૧, અને વધારે કાંઈ મોકલવાનું નથી. ૨૧ વી. રી. પાનું. ૩૩૦.

જે સર્ટીફીકટમાં તમામ જરૂરીઆત હકીકત હોય તે જો કે રીતમાં રીતી પૂર્વક નાહોય, તોપણ તે સર્ટીફીકટ બરોબર છે. ૧૦ વી. રી. પાનું. ૧૩૭.

બીજા જીલ્લામાં હુકમનામું બજાવવાને મોકલવામાં આવે તો, જપ્ત કરેલી મીલકત ઉપરના દાવાનો નિર્ણય કરવાને અસલકોર્ટને હકુમત નથી. ૧૧ વી. રી. ૫૫૭, ૩ બં. લા. રી. ૧૮૧.

જે કોર્ટ તરફથી હુકમનામું મોકલવામાં આવેલું તે કોર્ટની રૂબરૂ એક હરકત લેનારે હરકતો રજુ કરવાને મુદત લીધી, પણ તેમ નહી કરતાં તેણે અપીલ કરી. ઠરાવવામાં આવ્યું કે તેણે તમામ ખર્ચ આપવું જોઈએ. ૧૧ ક. લા રી. ૩૪૦; ઇં. લા. રી. ૮ ક. ૯૧૦

**બજાવણી બંધ રાખવી**—જે કોર્ટ તરફ હુકમનામું બજાવવાને મોકલેલું હોય તે કોર્ટ ફક્ત થોડી મુદતને સારૂ બજાવણી બંધ રાખી શકે છે. ઈં. લા. રી. ૭ અલ્હા. ૩૩૦; પણ તે કોર્ટે બજાવણી બંધ રાખીને લીધેલી હરકતો બાબત પોતે નિર્ણય કરવો તેને બદલે હુકમનામું કરનારી કોર્ટ તરફ તે હરકત લેનારને મોકલવો એ વધારે સારો રસ્તો છે. ઈં. લા. રી. ૮ ક. પાનું. ૯૧૮.

જો દાવાની ફરીથી સૂનાવણીની અરજ કરવાને દેણદાર ઈરાદો બતાવે, એવા કારણથી કે મારા ઉપર એકતરફી હુકમનામું થએલું છે, તો કોર્ટે બજાવણી બંધ રાખવી જોઈએ. ૮ વી. રી. પાનું. ૨૦૨.

તોપણ દરેક કામમાં બજાવણી બંધ રાખવાને પુક્ત કારણ છે, અને બજાવણીને હરકત કરવાને વગર કારણે દેણદાર મેહેનત કરતો નથી એવી કોર્ટે ખાત્રી કરવી જોઈએ, અને બજાવણી અમુક ઠરાવેલી મુદત સુધી બંધ રાખવી જોઈએ, અને તે મુદત વ્યાજબી હોવી જોઈએ. વળી કલમ ૨૪૦ પ્રમાણે હુકમનામાવાળાને ઈનસાફ મળે તે પ્રમાણે જે શરતો કોર્ટને યોગ્ય લાગે તે શરતો દેણદારની બાબતમાં કરવાને કોર્ટને સંપૂર્ણ અખત્યાર છે.

**હુકમનામું બજાવનારી કોર્ટનો અખત્યાર**—હુકમનામાના દેણદારની અરજ ઉ-

પરથી અથવા હરકત ઉપરથી બજાવણી બંધ રાખવાનો ફક્ત આ કલમનો હેતુ જણાય છે. આ ઠરાવ જ્યારે હુકમનામા ઉપર અગર બજાવણીમાં કરેલા હુકમ ઉપર અપીલ ચાલતી હોય ત્યારે તરત હુકમનામું બજતાં અટકાવવાનો છે, અને વળી હુકમનામાવાળાનો હુકમનામું બજાવવાનો હક્ક છે, અથવા હુકમનામું બરોબર રીતે મોકલવામાં આવેલું છે, એવી બાબતોનો નિર્ણય કરવાને જે કોર્ટને હુકમનામું મોકલ્યું હોય તે કોર્ટને હકુમત નથી, તે કારણથી આ ઠરાવ કરેલો છે. ૨૩ વી. રી. ૧૫૫. ઈ. લા રી. ૫ ક. ૭૩૬, ૪ મું. ૮૧.

હુકમનામું બજાવનારી કોર્ટને હકુમત વિના હુકમનામું કરેલું છે, એ કારણથી બજાવણી કરવાની ના કહેવાને અખત્યાર નથી. ઈ. લા. રી. ૭ મું. ૪૮૧, અથવા જે મીલકત વેચવાને હુકમનામામાં ઠરાવેલું છે તે વેચવા લાયક નથી તે કારણથી બજાવણી કરવાને ના કહી શકતા નથી. ઇ. લા. રી. ૮ મું ૧૮૫; તેમ હુકમનામામાં ફેરફાર કરવાને અથવા વધારવાને તે કોર્ટને અખત્યાર નથી. ઈ. લા. રી. ૩ ક. ૧૬૧, લા. રી. ૨ ઈ. અ. ૨૧૯. લા. રી. ૯ ઈ. અ. ૧. તેમ ચુકો દુરસ્ત કરવાને અખત્યાર નથી. ૧ અલ્હા. ૧૬૧; ૧૩ વી. રી, ૩૩૦; તેમ હુકમનામામાં મુદત ઠરાવ્યા પછી વસુલ લેવાને અખત્યાર નથી. ઈ. લા. રી. ૭ અ. ૩૯૪, અથવા હુકમનામાના ઠરાવ વિરૂદ્ધ હફતા લેવાને અખત્યાર નથી. ૨ અ. ૫૯; તેમ હુકમનામાની રૂઇએ જે બાકી વિશે સર્ટીફીકટ આપેલું હોય તે બરોબર છે કે નહી તેની તપાસ કરવાને અખત્યાર નથી. ૯ વી. રી. ૩૬૧; તેમ હુકમનામાવાળાને બદલે આસાઈનીને દાખલ કરવાને અખત્યાર નથી. ૫ બં. લા. રી. ૪૯૭; ૧૪ વી. રી. ૬૫; તેમ હુકમનામું ચડાવી લેનારનું નામ કામમાં દાખલ થયેલું હોય અને તેણે બજાવણી કરેલી હોય તો તેના હક્કનો કોઈ સવાલ સાંભળવાને અખત્યાર નથી. ૨૧ વી. રી. ૧૪૧, અગર બજાવણી કરવાને જે સખસ માગતો હોય તે સખસના હક્ક વિશે અખત્યાર નથી, ૨૧ વી. રી. ૨૧૯; તેમ ત્રીજા જીલ્લામાં હુકમનામું બજાવવા મોકલવાને અખત્યાર નથી. ૨૧. વી. રી. ૩૩૭; તેમ હુકમનામું એક વર્ષ કરતાં વધારે મુદતનું હોય અને તે બજાવવાને જે કોર્ટ તરફ મોકલ્યું હોય તે કોર્ટ હુકમનામાના દેણદાર ઉપર એવી નોટીસ કહાડી શકતા નથી, કે તે શાવાસ્તે નહી બજાવવું તેનું કારણ બતાવવું, કારણ કે આ તમામ કામોમાં અસલકોર્ટને દરખાસ્ત કરવી જોઈએ, અને હુકમનામું બજાવનારી કોર્ટ તેવી દરખાસ્ત કરવામાં આવે ત્યાં સુધી ફક્ત બજાવણી બંધ રાખી શકે છે. ૭ મું. ૬૨. ૬ બં. લા. રી. ૬૬. ૧૩ બં. લા. રી. ૩૦; ૨૧ વી. રી. ૩૩૦; પરંતુ કલમ ૨૪૮ જુઓ. તોપણ જો હુકમનામાની તારીખથી એક વર્ષની અંદર હુકમનામું મોકલવામાં આવેલું હોય, પણ તે મુદત થઈ ગયા પછી સુધી તે બજાવ્યા વિના રહ્યું હોય તો, દેણદારના ઉપર કારણ પુછવાની તે કોર્ટ નોટીસ કાહાડી શકે છે. ૧૧ મુંબાઈ ૧૯, અથવા કલમ ૨૪૪ પ્રમાણે તે કોર્ટમાં દસ્તાવેજો ફાઈલ રહેલા હોય ત્યાં સુધી બજાવણીનું કામ કાહાડી નાંખ્યા બાબતના હુકમની તે ફરીતપાસ કરી શકે છે. ૧ બં. ૯૧; પરંતુ ૧૧ વી. રી. ૨૬૯ જુઓ; અથવા બજાવણીમાં જપ્ત કરેલી મીલકત ઉપર ત્રીજા પક્ષકારે દાવો કરેલો હોય તેનો નિર્ણય કરી શકે છે. ૧૧ વી રી. ૫૫૭; ૩ બં. લા. રી. ૧૮૧. દરખાસ્તને મુદતની હરકત છે કે નહી તેનો તે નિર્ણય કરી શકે છે. ઈ. લા. રી. ૫ ક. ૮૯૭; ૭ અ. પાનું. ૧૧૫.

કલમ ૨૨૮ નીચેની ટીકા જુઓ.

એક હુકમનામાની બજાવણીમાં તે હુકમનામાના દેણદારને એક વખત પકડીને ફ-

દમાં મોકલવામાં આવે તો, પછી તેજ હુકમનામાની બજાવણીમાં નવો હુકમ કડાવી આ કાયદા પ્રમાણે તેને ફરીથી પકડી શકાતો નથી. ઈં. લા. રી. ૧૨ ક. પાનું. ૬૫૨.

એક હુકમનામું મુર્સીદાબાદના સબાર્ડીનેટ જડજની કોર્ટમાં કરવામાં આવેલું, પછી તે હુકમનામાવાળાની અરજ ઉપરથી બીરભૂમની કોર્ટમાં તે બજાવવા સારૂ મોકલ્યું. હુકમનામાના દેણદારે આ કલમ પ્રમાણે બજાવણીનું કામ બંધ પાડવાને હુકમ મેળવ્યો અને મુર્શીદાબાદના સબાર્ડીનેટ જડજને અરજ કરી કે આ હુકમનામાને મુદતની હરકત છે, માટે તે બજાવી શકાતું નથી. તે અરજ તેમણે નામંજુર કરી, તેમાં ઠરાવવામાં આવ્યું કે મુર્સીદાબાદ કોર્ટને મુદતની તકરાર સાંભળવાનો અખત્યાર છે. ઈં. લા. રી. ૧૩ ક પાનું. ૨૫૦.

ઈં. લા. રી. ૧૧ મ. ૩૦૧ નો ઠરાવ કલમ ૩૪૪ નીચેની ટીકામાં જુઓ.

હુકમનામાના દેણદાર પાસે જામીન માગવાનો તથા તેની સાથે શરતો કરવાનો અખત્યાર.

**૨૪૦. કલમ ૨૩૯ પ્રમાણે બજાવણી બંધ રાખવાનો, અથવા મિલકત પાછી આપવાનો, અથવા હુકમનામાના દેણદારને છોડી દેવાનો હુકમ કરતાં પેહેલાં હુકમનામાના દેણદાર પાસે પોતાને યોગ્ય લાગે તેવા જામીન માગવાને, અથવા પોતાને યોગ્ય લાગે તેવી તેની સાથે શરતો કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૯૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજ કોર્ટોને લાગુ છે.

છોડી મુક્યો હોય તો હુકમનામાના દેણદારને ફરી પકડાય.

**૨૪૧. કલમ ૨૩૯ પ્રમાણે હુકમનામાના દેણદારની મિલકત પાછી આપી હોય, અથવા તેને છોડી દીધો હોય, તેથી બજાવણીને વાસ્તે મોકલેલું હુકમનામું બજાવવામાં તે મિલકત ફરી ધરવાને અથવા તે સખસને ફરી પકડવાને હરકત નથી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૯૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સાધારણ રીતે દેણદારને પકડયા પછી એક વખત છોડી દેવામાં આવે, એટલે તેના તેજ હુકમનામાની બજાવણીમાં તેને ફરીથી પકડી શકાતો નથી. કલમ ૩૪૧ જુઓ.

ઈં. લા. રી. ૧૨ ક. પાનું ૬૫૨ નો ઠરાવ છે, તે કલમ ૨૩૯ નીચેની ટીકામાં જુઓ.

હુકમનામું કરનારી કોર્ટે અથવા અપીલ કોર્ટે કરેલો હુકમ જે કોર્ટને દરખાસ્ત કરી હોય તે કોર્ટે માન્ય કરવો.

**૨૪૨. હુકમનામું કરનારી કોર્ટનો અથવા ઉપર લખેલી અપીલ કોર્ટનો તે હુકમનામું બજાવવાની બાબતમાં જે હુકમ થાય તે, જે કોર્ટને હુકમનામું બજાવવા મોકલ્યું હોય તે કોર્ટે માન્ય કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે કોર્ટ તરફ હુકમનામું બજાવવા મોકલવામાં આવ્યું હોય તે કોર્ટે કરેલા હુકમ સબંધી પણ સામાન્ય અપીલ કોર્ટને પોતાની હકુમત વાપરવાનો અખત્યાર છે. કલમ ૨૨૮.

આ કલમ પ્રમાણે અને કલમ ૨૪૪ (क.) પ્રમાણે જે કોર્ટ તરફ હુકમનામું બજાવવા મોકલવામાં આવ્યું હોય, તે કોર્ટને હુકમનામાને મુદતની હરકત છે કે નહી તેનો નિર્ણય કરવાનો અખત્યાર છે. ૬ ક. લા. રી. ૪૮૯; ઈં લા. રી ૫ ક. પાનું. ૮૯૭.

હુકમનામાવાળાની તથા હુકમનામાના દેણદારની દરમ્યાન ફરિયાદ ચાલુ હોય ત્યાં સુધી બજાવણી બંધ રાખવાનું.

**૨૪૩. કોઈ કોર્ટમાં હુકમનામું થયું હોય અને તેજ કોર્ટમાં તે હુકમનામાના માલીક ઉપર, જેની વિરૂદ્ધ તે હુકમનામું થયું હોય તેની ફરીયાદ ચાલતી હોય, તો (પોતાને યોગ્ય લાગે તો) ચાલુ ફરિયાદનો નિકાલ આવે ત્યાં સુધી પોતાને યોગ્ય લાગે તેવી શરતોથી અથવા બીનશરતે તે હુકમનામું બજાવવું બંધ રાખવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે કોર્ટ તરફ હુકમનામું બજાવવાને મોકલ્યું હોય તે કોર્ટની અંદર હુકમનામાવાળાની તથા હુકમનામાના દેણદારની વચ્ચમાં દાવો ચાલતો હોય તો, આ કલમ પ્રમાણે બજાવણી બંધ રાખી શકે છે, પણ તે હુકમનામું મોકલનારી કોર્ટમાં તેવો દાવો ચાલતો હોય તો તે બંધ રાખી શકતા નથી. ૬ અ. પાનું. ૧૮૧.

ગીરોના હુકમનામાવાળાને ગીરોઆપનારના વારસો વચ્ચે તકરાર ચાલતી હોય તે સાથે કાંઈ નિસ્બત નથી, માટે આવી તકરારો બાબતના દાવા ઉપરથી ગીરોવાળી મીલકત ઉપર ગીરોનો અમલ કરવાને બંધ રાખવાનું કાંઇ કારણ થતું નથી. ૯ ક. લા. રી. ૨૪૪, ઈં લા. રી. ૭ ક. પાનું. ૭૩૩.

**કપટ**—કપટના કારણથી હુકમનામા વિશે ત્રીજો સખસ વાંધો કાહાડતો હોય તો, તે કારણથી બજાવણી બંધ રહી શકતી નથી. તેણે તો દાવો કરીને તે કારણસર તાકીદ હુકમ મેળવવો જોઈએ. ઈં. લા. રી. ૮ મું. પાનું. ૫૩૨.

**અપીલ**—બજાવણી બંધ રાખવાના હુકમઉપર અપીલ ચાલે છે. ૯ ક. લા. રી. ૩૪૪; ઇં. લા. રી ૭ ક. ૭૩૩. હુકમ એ હુકમનામું નથી, અને તેના ઉપર અપીલ ચાલતી નથી. ૧૨ ક. લા. રી. ૫૩૧; ઈં. લા. રી. ૯ ક. પાનું. ૨૧૪.

હુકમ ન્યાયની રૂઈએ બરોબર છે કે નહી• તેનો તપાસ કરવાને હાયકોર્ટને અખત્યાર છે, માટે જો તે બરોબર ના હોય તો હાયકોર્ટ પોતાની અસાધારણ હકુમત વાપરીને તે રદ કરી શકે છે. ૧૧ મુબાઈ. પાનું. ૧૫૧.

ઈં. લા. રી. ૧૬ ક. પાનૂં ૧૯ નો ઠરાવ કલમ ૨૩૩ નીચે છે, તે જુઓ.

આ કલમ પ્રમાણે હુકમનામાની બજાવણી બંધ રાખ્યાના હુકમથી કલમ ૨૪૪ પ્ર-

માણે હુકમનામું બજાવવા સબંધીના સવાલનો નિર્ણય કરવો થાય છે, માટે આ કાયદાની કલમ ૨ પ્રમાણે તે હુકમનામું છે, સબબ તે હુકમ ઉપર અપીલ ચાલે છે. ઈ. લા રી. ૧૩ ક. ૧૧૧.

## ड—હુકમનામું બજાવનારી કોર્ટે નિકાલ કરવાની તકરારો.

હુકમનામું બજાવનારી કોર્ટે નિકાલ કરવાની તકરાર.

**૨૪૪. નીચેની તકરારોનો નિર્ણય હુકમનામું બજાવનારી કોર્ટે હુકમ લખીને કરવો. તેને વાસ્તે જુદી ફરીયાદ નહી ચાલે; તે તકરારો એ કે:—**

**(अ) દરમિયાનની ઉપજને વાસ્તે ચોકસી કરવાનું હુકમનામામાં ફરમાવ્યું હોય ત્યારે તે દરમ્યાનની ઉપજની રકમ સબંધી તકરારો,**

**(ब) ફરિયાદ થયાની તારીખથી હુકમનામું બજે ત્યાં સુધીનું અથવા હુકમનામાની તારીખથી ત્રણ વર્ષ પુરાં થાય ત્યાં સુધીનું ફરિયાદના વિષયની બાબતમાં જે દરમ્યાનનું ઉત્પન્ન અથવા વ્યાજ હુકમનામામાં આપવાનું ઠરાવ્યું હોય, તે દરમ્યાનના ઉત્પન્નની અથવા વ્યાજની રકમ સબંધી તકરારો,**

**(क) જે ફરિયાદ ઉપરથી હુકમનામું થયું હોય તે ફરિયાદના પક્ષકારો વચ્ચે અથવા તેમના વારસ વકીલો વચ્ચે, અને તે હુકમનામું બજાવવા વિશે, અથવા તેમાંથી છુટા થવા વિશે, અથવા તેની ભરપાઈ વિશે, અથવા તેની બજાવણી બંધ રાખવા વિશે, જે કોઈ બીજી તકરારો ઉત્પન્ન થાય તે.**

**આ કલમના કારણો માટે કોઇ પક્ષકારનો વારસ વકીલ કોણ છે એ વિશે તકરાર ઉત્પન્ન થાય તો, તે તકરારનો જુદી ફરિયાદથી નિર્ણય થાય નહીં ત્યાં સુધી સદરહુ હુકમનામાની બજાવણી બંધ રાખવા, અથવા આ કલમ પ્રમાણે એક હુકમ કરીને તકરારનો પોતેજ નિર્ણય કરવા કોર્ટ મુખત્યાર છે.**

**ફરિયાદ કર્યાની તારીખથી તે ફરિયાદ ઉપરથી થએલું હુકમનામું બજે તે તારીખ સુધી થાય તે દરમ્યાનની ઉપજને વાસ્તે તે હુકમનામામાં ઠરાવ ન કર્યા હોય તો, તે ઉપજને વાસ્તે જુદી ફરિયાદ કરવાને આ કલમના કોઈ ઠરાવથી હરકત છે, એમ સમજવું નહી.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આક્ટ ૨૩ માની કલમ ૧૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ બજાવણી ચાલુ હોય ત્યાં સુધી હુકમનામું કરનારી કોર્ટને તથા જે કોર્ટ તરફ હુકમનામું બજાવવા મોકલવામાં આવેલું હોય તે કોર્ટને લાગુ છે. ઈ. લા. રી. ૭ અ. ૭૩, ઈ. લા. રી. ૧૦ ક પાનું. ૫૩૮.

**વારસ વકીલો**—એટલે જે સખસો કલમ ૨૩૧, ૨૩૨ અને ૨૩૪ પ્રમાણે હુકમનામું બજાવી શકે અથવા જે સખસો ઉપર તે કલમો પ્રમાણે હુકમનામું બજી શકે તે છે. ૧૧ વી. રી. ૩૬૮. એ શબ્દમાં પાછળથી હક્ક રાખનારા જે સખસો હોય તેનો પણ સમાસ થાય છે, તે ફક્ત વારસો અથવા એક્ઝીક્યુટરોને લાગુ છે એમ નથી. પરંતુ હુકમ-

નામું થતા પેહેલાં જો તે હક્ક થએલો હોય તો તેનો માલેક તે કાંઈ વારસ વકીલ નથી. ઈ. લા. રી. ૭ ક. ૪૦૩ વાદીનો હક્ક ખરીદ કરનાર કામમાં દાખલ થએલો ના હોય તો તે વારસ વકીલ નથી. ઈ. લા. રી. ૧૧ ક. ૧૫૧ તથા ૩૯૩; પણ ઈ લા. રી. ૯ મું. ૧૪૧ જુઓ; તેમ હુકમનામાથી હરકત થાય નહીં એવી મીલકત ઉપરના હુકમનામાના દેણદારના હક્કનો આસાઈની તેમ ઓરીશીયલ આસાઈની પણ વારસ વકીલ નથી. ઈ. લા. રી. ૭ અ. ૭૫૨, ઇ. લા. રી. ૫ અ. ૪૫૨, ઈ. લા. રી. ૫ અ પાનું. ૯૪.

વારસ વકીલ તરીકે જે સખસ દાવો કરે તે આ કલમના હેતુ પ્રમાણે એક પક્ષકાર છે. ૧૧ બં. ૧૪૯; ૧૮ વી. રી. ૧૮૫, ૨૦ વી. રી. ૧૬૨, ૩ મ. ૨૬૩ અને તેમજ હુકમનામું થતા પેહેલાં હુકમનામાનો અથવા તેના ભાગનો ઘટતી રીતે અમલ કરવાને જે સખસ જામીન થયો હોય તે એક પક્ષકાર છે. ૮ વી. રી. ૨૪, ૪ મુંબાઈ, પાનું. ૧૧૯.

अ. એ ब. ઉપર દાવો કરી તેના ઉપર क. ના વારસ વકીલ તરીકે હુકમનામું મેળવ્યું, અને અમુક મીલકત क. ની હોય તે પ્રમાણે તે જપ્ત કરાવી, પણ તે મીલકત ઉપર ब. પોતાની છે એવો દાવો રાખતો હતો તેમાં એવું વિચારવામાં આવ્યું કે તે તકરારનો સમાસ આ કલમમાં થતો નથી, પણ કલમ ૨૮૪ માં થાય છે. ઈ લા રી. ૬ અ. ૧૦૯; પણ ઈ. લા. રી. ૯ મું. ૪૫૮ જુઓ; અને જે કામમાં ઘણુંકરીને દાવાનો પક્ષકાર કલમ ૨૭૮ માં બતાવ્યા પ્રકારની હરકત લેતો હોય તો, તે હરકતનો આ કલમમાં સમાસ થતો નથી. માટે દેણદારે એવી હરકત લીધી હોય કે જપ્ત કરેલી મીલકત માલેક તરીકે મ્હારી નથી, પણ તેનો હું ટ્રસ્ટી છું, તો બજાવણીમાં કરેલા ઠરાવથી તે બંધાએલો નથી. ઈ. લા. રી. ૨ અ ૭૫૩; અને એક પેહેડીના ઉપર હુકમનામું થએલું તેથી તે હુકમનામાવાળાએ અમુક મીલકત તે પેહેડીની છે એમ કહી જપ્તી કરાવેલી, તેથી તે પેહેડીના એક ભાગીયાએ એવી હરકત લીધી કે તે મીલકત મ્હારી ખાનગી છે, તેમાં ઠરાવ્યું કે હરકત નામંજુર કર્યાનો હુકમ કલમ ૨૮૧ પ્રમાણે છે. અને આ કલમ પ્રમાણે નથી. ઈ લા. રી. ૪ અ. ૧૯૦, ઈ. લા. રી. ૬ અ. ૧૦૯; પણ અમુક જમીન વેંચાવવાને अ. એ ब. ઉપર क. ના વારસ તરીકે દરખાસ્ત કરી, અને ब. એ તે જમીન મ્હારી છે એવો દાવો રાખ્યો. તેમાં ઠરાવ્યું કે તે વિશેનો કરેલો ઠરાવ આ કલમ પ્રમાણે છે. ઈ. લા રી. ૭ મ. ૨૫૪. ઈ. લા. રી. ૧૧ ક. ૩૬૨, અને કલમ ૨૪૮ ની રકમ (સી) તથા કલમ ૨૭૮, ૨૮૩ નીચેના ઠરાવો જુઓ. વળી ઈ લા. રી. ૬ ક. ૭૭૭: ૮ ક. લા. રી. ૧૭; ઈ. લા. રી ૭ અ. પાનુ. ૫૪૭ તથા ૭૩૩ જુઓ.

એક ગીરોખતની રૂઈએ એક વિધવા ઉપર अ. એ હુકમનામું મેળવી તે વિધવાના પાછળથી થનાર કાયદેસર વારસ ब. ઉપર તે હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી. ब. એ હું તેણીનો વારસ નથી એવી તકરાર કરી, તેથી જડજે તે વિશેનો નીકાલ કરવાને બદલે ब. ને કામમાં દાખલ કરચો. અને તે તકરારનો નીકાલ રેગ્યુલર દાવો કરી થવો જોઈએ એવું ફરમાવ્યું, તેમાં ઠરાવ્યું કે તે હુકમનામાથી ફક્ત વિધવાનો હક્ક બંધનમાં આવે છે, એવું ઠરાવવાને ब. દાવો કરી શકે છે ઈ. લા. રી. ૬ ક. પાનું. ૭૭૭.

**દાવાના પક્ષકારો**—દાવાના પક્ષકારોની વચ્ચમાં ઉત્પન થએલો સવાલ હોવો જોઇએ; પરંતુ જ્યાં તેવો સવાલ ઊત્પન થાય ત્યાં જરૂર વિનાના પક્ષકારો વધારીને તે સવાલનો નાશ કરી શકાતો નથી. ઈ. લા. રી. ૫ મુંબાઈ. પાનું. ૬૭૩.

હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી ખરીદ કરનાર પક્ષકાર નથી, ૨ વી. રી. ૫૦, તેમ ગીરોરાખનારે પૈસા બાબતનું હુકમનામું મેળવ્યું હોય, તેની બજાવણીમાં

હુકમનામાના દેણદારનો હક્ક સબંધ ખરીદ કર્યો હોય તે પણ પક્ષકાર નથી. ૮ વી. રી. ૩૦૪. તેમ એકાદા સખસને અસલ પ્રતીવાદી કરેલો હોય પણ હુકમનામાના અમલમાંથી તેને છોડી દીધો હોય તો તે પક્ષકાર નથી. ૨૦ વી. રી. ૧૯૧; પરંતુ જ્યારે વચ્ચમાં હરકત લેનારને પ્રતીવાદી કરવામાં આવ્યો હોય અને તેને હુકમનામાના અમલમાંથી છોડી દીધો હોય, પણ અપીલકોર્ટે તેણે ખર્ચ આપવું એવો ઠરાવ કર્યો હોય તો, તે દાવાના પક્ષકાર તરીકે જ્યારી રેહે છે. ૮ વી. રી. ૧૧૪. હુકમનામાનો વેચનાર અને ખરીદદારની વચ્ચમાં ઊત્પન થએલા સવાલની બાબતમાં ખરીદદાર તે દાવાનો પક્ષકાર નથી. ઇં. લા. રી. ૧૧ ક. ૧૫૧. તેમ એક સખસના જુદા જુદા હુકમનામાવાળાઓ એક બીજા વિરૂદ્ધ એકની એકજ મીલકત જપ્ત કરવા માગતા હોય અગર ઉપજેલી રકમની વેંહેચણી બાબત તકરાર કરતા હોય તે દાવાના પક્ષકારો નથી. માર્સ ૫૨૭; ૯ વી. રી. ૨૨૩, ઇં. લા. રી. ૮ મ. ૪૫૪; તેમ જપ્ત કરેલી મીલકતના વેચાણ બાબત ત્રીજો પક્ષકાર હરકત લેતો હોય તો, તે દાવાનો પક્ષકાર નથી. અને તે કલમ ૨૭૮ પ્રમાણે હરકત લેતો હોય તોપણ ચીંતા નહીં. ઈં. લા. રી. ૬ અ. ૨૧, ૧૨, તેમ દાવો દાખલ કરયા પછી પ્રતીવાદીએ ઊત્પન કરેલા હક્કની બાબત એકાદો સખસ દાવો રાખતો હોય તો તે દાવાનો પક્ષકાર નથી. ૧૬ વી. રી. ૩૦૭, ૩ આગ્રા. ૧૮૦; તેમ કલમ ૪૧૩ પ્રમાણે કલેક્ટર કોર્ટ ફી માગતા હોય તો તે પક્ષકાર નથી, ઇં. લા. રી. ૬ મું. ૫૯૦. તેમ લીલામમાંથી ખરીદ કરનાર પક્ષકાર નથી. વી. રી. સન ૧૮૬૪ પરચુરણ ૧૫, ૧ આગ્રા પરચુરણ ૫, પરંતુ ૧ મુંબાઈ, ૯૦ જુઓ. તેમ દાવાના પક્ષકારનો હાજર જામીન હોય તે પક્ષકાર નથી. ૨ વી. રી. પાનું. ૬૫

**દરમિયાન ઉપજને લગતા સવાલો બાબત હુકમનામાથી તપાસ કરવાને કરેલો હુકમ**—દાવો દાખલ કરતા પેહેલાં દાવાવાળી સ્થાવર મીલકતની જે દરમિયાન ઉપજ ઊત્પન થએલી હોય તેની રકમ વિશે તકરાર હોય તો, તેનો નિર્ણય હુકમનામાથી થઈ શકે છે, અથવા મીલકતનું હુકમનામું કરીને દરમિયાન ઉપજની રકમની તજવીજ કરવી એવો ઠરાવ થઈ શકે છે, અને પછી બીજો હુકમ કરીને તેનો નીકાલ થઈ શકે છે. પરંતુ જ્યારે ફક્ત દરમિયાન ઉપજ બાબતનો દાવો હોય ત્યારે હુકમનામામાં તે રકમ બતાવવી જોઈએ, અને બજાવણીમાં તે રાખી શકાતું નથી. ૨૨ વી. રી. પાનું. ૧૬૦

**હુકમનામાની તપાસ કરવાનો હુકમ**—જે હુકમનામામાં સ્પષ્ટ રીતે દરમિયાન ઉપજ અપાવેલી હોય તે હુકમનામામાંજ તે રકમ બાબતની તજવીજ થઈ શકે છે, માટે જો તે વિશે હુકમનામું કરવામાં આવ્યું હોય તો તેનો નવો દાવો ચાલતો નથી. ૬ વી. રી. પરચુરણ ૧૦૯, ૧૦ વી રી, ૬૨, ૧ બં. લા. રી ૧૩૮; ૧૩ વી. રી. ૧૧, ૪ બં. ૧૧૧, ૪ મું. ૧૮૧, ૬ મું. ૧૦૯, ૪ મ. ૨૫૭ અને ૭ મદ્રાસ. ૯૭. અને જો સ્થાવર મીલકત તથા દરમિયાન ઉપજ બાબત દાવો કર્યો હોય અને જેમ હુકમનામામાં દરમિયાન ઉપજ બાબત અકસ્માત રીતે ઠરાવ કરવો રહી જાય છે તેમ બનેલું ના હોય, પણ જો દરમિયાન ઉપજ બાબત ઠરાવ કરેલો ના હોય તો તે વિશે અપીલમાં અગર ફરીતપાસમાં દુરસ્ત થઈ શકે છે, સબબ વાદીનો દાવો તે વિશે ચાલી શકતો નથી. કલમ ૧૩ નો ખુલાસો ૩ જુઓ.

જ્યાં સુધી દરમિયાન ઉપજની રકમ અનિશ્ચીત હોય ત્યાં સુધી કલમ ૨૩૦ નીં રકમ ૩ ના ઠરાવમાં હુકમનામાનો સમાસ થતો નથી, પણ તપાસ કરીને તે નક્કી કરવામાં આવેલી હોય તો, તે હુકમનામું બજાવવાની દરખાસ્ત નાણા વસુલ લેવાની દરખાસ્ત છે, માટે સદરહુ રકમમાં બતાવેલો નિયમ તેને લાગુ થાય છે.

દરમિયાન ઉપજ અને તે ઉપરનું વ્યાજ એ જુદી જુદી બાબતો છે, માટે હુકમનામામાં વ્યાજ વિશે ઠરાવ ના હોય તો વ્યાજ અપાવી શકાતું નથી. લા. રી. ૯ ઈ. અ. પાનું. ૧.

**હુકમનામું બજાવનારી કોર્ટનો અખત્યાર**—આ કલમ પ્રમાણે બજાવણીમાં તપાસ કરવાને માટે કોર્ટને માટે જે રાખેલું છે તે હુકમનામાથી જ્યારે દરમિયાન ઉપજ અપાવેલી હોય ત્યારે તે દરમિયાન ઉપજની રકમ બાબત તપાસ કરવાનો છે. ૪ બં. લા. રી. ૧૨૫; ૧૬ વી. રી. ૩૦, અને આ તજવીજ કલમ ૩૯૨, ૩૯૩, ૩૯૭, ૪૦૦ માં બતાવ્યા પ્રમાણે કરવી જોઈએ. જે કામના હુકમનામામાં બજાવણી વખતે દરમિયાન ઉપજ બાબતની રકમ નક્કી કરવાને ઠરાવ કરેલો હોય, તે દાવાની અરજીમાં હુકમનામાવાળાએ તે રકમ બાબત કાંઈ કહેલું હોય તેથી તેને હરકત થતી નથી. ૯ વી. રી. ૨૧૭; ઈ. લા. રી. ૮ ક. ૨૯૫; પરંતુ દાવાની અરજીમાં દરમિયાન ઉપજની રકમ માગેલી હોય તેના કરતાં હુકમનામામાં વધારે અપાવેલી હોય તો જ્યાં સુધી દાવામાં જે ફી આપવી જોઈએ તે ફીની વચ્ચમાંનો ગાળો યોગ્ય અમલદારને આપવામાં આવે ત્યાં સુધી તે હુકમનામું બજી શકતું નથી. કોર્ટ ફી આક્ટ (સન ૧૮૭૭ ના ૭ મા) ની કલમ ૧૮.

બીજી દરમિયાન ઉપજ બાબત તજવીજ થાય, પરંતુ જે દરમિયાન ઉપજની રકમ નક્કી કરેલી હોય તે વિશે બજાવણી થઈ શકે છે; પરંતુ દરમીયાન ઉપજની રકમ નક્કી કરવામાં જે વ્યાજ અપાવેલું હોય તે વિશે હુકમનામામાં ફેરફાર કરવાને કોર્ટને અખત્યાર નથી. ૨૪ વી. રી. ૪૪૪. કલમ ૨૧૨ જુઓ.

આ કલમની છેલ્લી રકમમાં એવું ઠરાવેલું છે કે "દરમિયાન ઉપજના દાવામાં દાવો દાખલ કર્યાની તારીખ અને હુકમનામાની બજાવણીની તારીખની વચ્ચમાં જે દરમિયાન ઉપજ ઉત્પન્ન થાય, તે વિશે જો હુકમનામામાં ઠરાવ કરેલો ના હોય તો જુદો દાવો ચાલી શકે છે." પરંતુ તે ઠરાવ દેખીતી રીતે ફક્ત જ્યારે દાવાની અરજીમાં માગેલ ના હોય તે બાબત છે, કારણ કે કલમ ૩૩ ના ખુલાસા ૩ જાથી જો તે વિશે દાવો કરેલો હોય અને હુકમનામામાં સ્પષ્ટ રીતે તે અપાવેલી ના હોય તો, પાછળથી બીજો દાવો ચાલી શકતો નથી. ૪ બં. લા. રી. ૧૧૩; ઈ. લા. રી. ૫ ક. પાનું. ૫૬૫.

**વ્યાજ**—કલમ ૨૦૯ (૧) દાવો દાખલ કરતા પહેલાની મુદતને માટે જે મુદ્દલ રકમ આપેલી હોય તે ઉપરનું વ્યાજ (૨) દાવાની તારીખથી હુકમનામાની તારીખ સુધી જે મુદ્દલ રકમ અપાવેલી હોય તે ઉપરનું વ્યાજ (૩) હુકમનામાની તારીખથી વસુલ થતા સુધી અથવા કોર્ટની નજરમાં તે પહેલા જે તારીખ આવે તે તારીખ સુધી હુકમનામાથી કુલ રકમ અપાવેલી હોય તે ઉપરનું વ્યાજ, એ પ્રમાણે પૈસા બાબતના હુકમનામામાં જે વ્યાજ અપાવેલું હોય છે તે સબંધી છે. દાવાની તારીખથી જે વ્યાજ અપાવવાનું છે તે 'કોર્ટને વ્યાજબી લાગે' તે દરથી અપાવવાનું છે ખર્ચ ઉપર વ્યાજનો દર દર વર્ષે દરસેંકડે છ ટકા કરતાં વધારે ઠરાવી શકાતો નથી કલમ ૨૨૨.

હુકમનામાનો એક અગર બીજો પક્ષકાર દરખાસ્ત કરે તે ઉપરથી તે હુકમનામાની બજાવણી કરવાને કાયદા પ્રમાણે જે સવાલો ઉત્પન્ન થાય તે સવાલો બાબતજ આ કલમનો હેતુ છે, માટે હિસાબ લેવાને ઠરાવેલા કમીશનરે એવો રીપોર્ટ કરેલો કે પ્રતીવાદીઓને ચોપડા તપાસવાને પરવાનગી આપવાની જરૂર નથી, અને તે રીપોર્ટ જે હુકમથી જડજે મંજુર રાખેલો તે હુકમનો આ કલમમાં સમાસ થતો નથી. ઇં. લા. રી. ૮ મું. ૨૮૭. અમુક નાણાં કોર્ટના રીસીવરને એક દાવામાં જમે કરવાને આપેલાં, તેજ નાણાં એક બીજા

દાવામાં પણ તે રીસીવ્હર હતો, તેમાં જમાં કરવાને અરજ કરવામાં આવેલી, પણ તે નામંજુર કરવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ઉપર અપીલ ચાલી શકતી નથી. ઈં. લા. રી. ૯ ક. ૭૭૩. અને જે ફક્ત દરમિયાન હુકમથી પક્ષકારોના હાથને હરકત થાય નહી એવી કામ ચલાવવાની રીતી હોય તે ઉપર દેખીતી રીતે અપીલ ચાલતી નથી. ૧૨ મું. ૧૨૯, ૧૩૭. એમ કેહેવામાં આવેલું છે કે હુકમનામાની બજાવણીમાં લીલામ થયા પછી જે સવાલો ઉત્પન્ન થાય તેને આ કલમ લાગુ નથી. ઈં. લા. રી. ૭ અ. પાનું. ૬૪૧.

આ કલમમાં હુકમનામાની બજાવણી વિશે એવા શબ્દો છે તેનો હેતુ ૨૦ વી. રી. ૧૬૨ ના ફેંસલામાં બતાવેલો છે. એવી રીતે કે "દાવાના પક્ષકારો કોર્ટની રૂબરૂ હોય તો હુકમનામાની બજાવણી સબંધી તેઓની વચ્ચમાં જે સવાલો ઉત્પન્ન થાય તેનો નિર્ણય કરવો જોઈએ, તે બરોબર છે, અને તેવા સવાલોનો નિર્ણય કરવાને જુદા દાવાનું ખર્ચ થવું નહી જોઈએ. કાયદા કરનારનો ઈરાદો અમલમાં લાવવાને તે ઠરાવનો ઘણોજ બોહોળો અર્થ કરવો જોઈએ." આ પ્રમાણે મીલકતની જાતી અથવા લીલામ સબંધીના બધા સવાલો, ઇં. લા. રી. ૮ ક. ૨૮, અથવા વહિવટના દાવામાં રીસીવ્હર નીમવાને અથવા ખશેડવાને જે સવાલો હોય તે. ઇં લા. રી. ૫ મું. ૪૫. કલમ ૫૪૬ પ્રમાણે જામીન આપવાને ઈં. લા. રી. ૮ ક. ૪૭૭. બજાવણી બંધ રાખવાને, ઈં. લા. રી. ૫ અ. ૨૧૨, ઈં. લા. રી. ૭ અ. ૭૩, પણ ઈં. લા. રી. ૯ ક. પાનું ૨૧૪ જુઓ. વાદીનો ખાસ અથવા નામનો કબજો લેવાનો હક્ક હોય ૧૨ ક. લા. રી. ૫૭૧, ઈં. લા. રી ૯ ક. ૮૭૨, અથવા પ્રતીવાદીનો કબજો લેવાનો હક્ક હોય; ઈં. લા. રી. ૬ અ. ૪૪૮, અથવા જમીન ઉપરનો હક્ક વેચવા લાયક ના હોય, ઈં. લા. રી. ૬ અ. ૩૫૩; અથવા મુદત જવાના કારણથી કપટથી હુકમનામું બજાવ્યું હોય તો તે સવાલ કલમ ૨૪૪ પ્રમાણે ફેંસલ થઈ શકે છે. ૨૦ વી. રી. ૫, ૧૧ બં. લા. રી. ૪૨, ૨૩ વી. રી. ૨૫૭, અથવા કોર્ટને હકુમત હોય તે કોર્ટ, લા. રી. ૧૨. ઈં. અ. ૭. અથવા એક લેહેણદારની પાસેથી વસુલ આપેલું નહી છતાં દેણદારે બીજા લેહેણદારને ઠગવાને વસૂલ લખાવી લેવાની કોશીસ કરવી. ૧૨ ક. લા. રી. ૫૬૬, અથવા હૂકમનામું બજાવવું નહી એવા કરાર વિરૂદ્ધ કપટથી હુકમનામું બજાવવું, ઈં. લા. રી. ૧૦ ક. ૪૧૧, અથવા બીજી કોઈ કપટ ભરેલી રીતે તેણે તે પ્રમાણે કરયું હોય. ઈં. લા. રી. ૫ મ. ૨૧૭, ઈં. લા. રી. ૫. ક ૩૦૮; ઈં. લા. રી. ૨ મ. ૨૬૪; અગર કપટથી બજાવણી ખેંચી લેવાને ફોસલાવવામાં આવ્યું હોય, ઇં. લા. રી. ૬ મું. ૧૪૮, ઇં. લા. રી. ૯ મું. ૪૬૮, અને મરનાર હુકમનામાના દેણદારના વારસને મરનારની મીલકત મળેલી હોય તે કારણથી અથવા જે મીલકત ઉપર બજાવણી કરી હોય તે મીલકત મરનારની હોય તો, તે સખસ તે કામ રદ કરાવવાને અથવા મીલકત લેવાને જુદો દાવો કરી શકતો નથી; પણ તેણે બજાવણીમાં જે કામ ચાલે તેમાં પોતાનો આ જવાબ આપવો જોઈએ. ૨૦ વી રી. ૧૬૨, ૧૮ વી. રી. ૧૮૫, ૧૧ બં. લા. રી. ૧૪૯, અને મરનાર હૂકમનામાવાળાના વારસ વિરૂદ્ધ હૂકમનામાનો અમલ કરવાને રેગ્યુલર દાવો ચાલતો નથી. લા. રી. ૩. ઈં. અ. ૨૪૧, અથવા જે હુકમનામું મુદત બાહાર ગએલું હોય તેની રૂઈએ રેગ્યુલર દાવો ચાલી શકતો નથી. ઈં. લા. રી. ૬ મું. પાનું ૭ (પણ દેખીતી રીતે ખરીદદારે જે મીલકત ખરીદ કરેલી છે તે એક સખસના માલેકપણાની હોય અને દેણદારની ના હોય તો, તે મીલકત લેવાને તે ખરીદદાર ઉપર દાવો કરી શકેં

છે. ૨૦ વી. રી. ૨૩૩, અને ઈ. લા. રી. ૬ ક. ૭૭૭ જુઓ )

**કબજો પાછો લેવો**—મીલકત પાછી લેવા વિશેની તમામ બાબતોનો નિર્ણય હુકમ નામાની બજાવણીમાં થવો જોઈએ, કલમ ૫૮૩; ૯ વી. રી ૪૦૨, ૨ ક. લા. રી. ૭૫, ઈ. લા. રી. ૭ અ. ૧૯૬, પણ જે ફેંસલો થએલો હોય તે કોર્ટમાં નોંધાવેલો ના હોય તે ફેંસલા ઉપરથી જે સવાલો ઉત્પન્ન થતા હોય તે વિશે તેમ નથી. ઈ. લા. રી. ૬ ક. ૭૮૬, ઈ. લા. રી. ૩ અ. ૫૩૮, ઈ. લા. રી. ૬ મું. ૨૪૬; અથવા કબજાની મુદતની દરમિયાનમાં જે દરમિયાન ઉપજ મળેલી હોય તે બાબત બજાવણીમાં નિર્ણય થઈ શકે છે. ઈ. લા. રી. ૭અ. ૧૭૦, પણ ઈ. લા. રી. ૭અ. ૪૩૨ જુઓ. અને સામાન્ય નિયમ એવો છે કે અપીલ ઉપરથી હુકમનામું દૂરસ્ત કરવામાં આવેલું હોય અથવા ફેરવવામાં આવેલું હોય, તેમ છતાં તે હુકમનામાની રૂઈએ કરેલી બજાવણીમાં નાણા વિગરે વસુલ લીધું હોય તો, તે લેવાને નવો દાવો ચાલતો નથી; તેવી બાબતનો નિર્ણય હુકમનામું કરનારી કોર્ટે પક્ષકારો વચ્ચે બજાવણીનો સવાલ છે તે રીતે કરવો જોઈએ. ૪ બં. લા. રી. ૬૪, ૨ વી. રી. ૨૭૫, ૪ વી. રી. ૬૬; તેમજ એક હુકમનામાની રૂઈએ દેવું આપવાને માટે જે મીલકત અસાઈન કરેલી હોય તે મીલકત તથા વધારો પાછો લેવાને રેગ્યુલર દાવો ચાલતો નથી. સદર દિવાની અદાલત વાબ્યપ્રાંત સન ૧૮૬૪ પાનું ૩૧૮; તેમ સામા પક્ષકારે કબજો લીધો હોય તે તારીખ અને રેગ્યુલર હુકમનામાથી વાદીને તે કબજો પાછો અપાવેલો હોય તે તારીખની દરમિયાનમાં જે દરમિયાન ઉપજનું નુકશાન થએલું હોય તે બાબત રેગ્યુલર દાવો ચાલી શકતો નથી. ૩ આગ્રા ૧૦૮; પણ ઈ. લા. રી. ૭ અ. ૧૭૦, ૫ મું. ૭૪ જુઓ; તેમ ખર્ચ અથવા ખર્ચ ઉપર વ્યાજ અથવા પાછી અપાવેલી રકમ ઉપર વ્યાજ બાબત બીજો દાવો ચાલતો નથી. લા. રી. ૪ ઈ. અ. ૧૩૭, ઈ. લા રી. ૭ અ. ૪૩૨; અને હુકમનામાની બજાવણીમાં હુકમનામામાં અપાવેલી જમીન કરતાં વધારે જમીન હુકમનામાવાળાએ લીધી, તે વધારાની જમીન કેટલીક વાર થયા પછી બજાવણીના કામમાં છોડી દેવાને તેને ફરજ પાડવામાં આવી હતી, અને વળી તે હુકમનામાની રૂઈએ જે દરમિયાન ઉપજ લેવાનો તેનો હક હતો તે દરમિયાન ઉપજમાંથી વધારાની જમીનની દરમિયાન ઉપજ કાપી આપવાને તેને ફરજ પાડવામાં આવી હતી. ૨૦ વી. રી. ૪૧૫. જમીન તથા દરમિયાન ઉપજના હુકમનામાની રૂઈએ અથવા જમીન તથા વાવેતરની કીંમત બાબતના હુકમનામાની રૂઈએ વાદીનો કબજો થએલો હોય તો, બજાવણીમાં દરમિયાન ઉપજ વિશે અથવા વાવેતરની કીંમત બાબત તેણે અમલ કરવો જોઈએ. ૬ મ. ૧૩, અને તેવીજ રીતે એક પક્ષકારનું કબજા બાબતનું હુકમનામું થાય અને તે મુદતની અંદર બજાવે નહી તો, તે પોતાના સામાવાળા ઉપર અથવા તેના અસાઈની ઉપર તે બાબતનો નવો દાવો કરી શકતો નથી; અને તેનો હક બંધ થાય છે, કારણ કે હુકમનામાની રૂઈએ જે હક તથા જવાબદારીના સવાલ ઉત્પન્ન થાય તે વિશે નવો દાવો કરવાનો હક આ કલમથી લેઈ લેવામાં આવ્યો છે. ૧૦ મું. ૪૩૩, ૫ મદ્રાસ, પાનું. ૩૭૫.

જે હુકમનામાની રૂઈએ અથવા ફેંસલાની રૂઈએ નાણાં વસુલ કરવામાં આવેલાં હોય, તે હુકમનામું અથવા ફેંસલો જો અમલમાં હોય તો તે વિશે નવો દાવો ચાલી શકતો નથી; પરંતુ કાયદાના આ નિયમનો આધાર હુકમનામું કોઈ છેવટના પ્રોસીડીંગથી ફેરવવામાં અથવા રદ કરવામાં ન આવે ત્યાં સુધી તે ઉપર તે કાયમ અને બળવાન છે. જો તે

ફેરવવામાં અથવા રદ કરવામાં આવે તો તેની રૂઈએ વસુલ કરેલાં નાણાં નક્કી પાછાં લેવાનાં છે. માટે સંક્ષેપ હુકમથી અગર નવો દાવો કરીને તે પાછાં લેઈ શકાય છે, અને ૧૦ મુર. ૨૦૩; ૩ વી. રી. ૧૧. અને ૧ ક. લા. રી. ૫ માં આવા દાવા ચાલવાની પરવાનગી આપેલી હતી. કલકતા હાયકોર્ટના ઘણા મતથી ઠરાવેલું છે કે આવો દાવો ચાલી શકે છે, અને તેવાજ કામમાં બજાવણીમાં તે પાછા અપાવેલાં છે, અને રેગ્યુલર દાવાથી અપાવેલાં નથી. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૫૮૯.

અમસ્તા હુકમનામાથી મીલકતનો કબજો ખોટી રીતે લેઈ લેવામાં આવ્યો હોય તો-પણ બજાવણી કરયા સિવાય પક્ષકારનો કાંઈ ઈલાજ નથી. ૫ મ. ૧૮૫, ૬ મ. ૨૯૩, અને હુકમનામા ઉપર કરેલી અપીલમાં ફેંસલો થતા પેહેલાં તે હુકમનામું બજાવેલું હોય અને દેણદારની મીલકત વેચાવીને એક રકમ ઉપજેલી હોય તે રકમ અપીલકોર્ટે કમી કરેલી રકમ કરતાં વધારે હોય તો, તે હુકમનામું બજાવનારી કોર્ટ તે વિશેનો નિર્ણય કરી વધારેની રકમ પાછી આપાવી શકે છે. તે વિશેનો જુદો દાવો ચાલી શકતો નથી. માટે તે કાહાડી નાંખવામાં આવ્યો હતો. ૧૯ વી. રી. ૪૧૩, વળી ઈ. લા. રી. ૨ અ. ૬૧ જુઓ. અને વળી તેમજ હુકમનામામાં જે જમીનનો કબજો આવી ગયેલો હોય તે કબજો હુકમનામાવાળાને મળેલો છે. એવી બજાવણીના કામમાં હુકમનામાના દેણદાર ફરીયાદ કરે, અને તેની તે હરકત નામંજુર કરવામાં આવે તો, તે કબજો પાછો લેવાને હુકમનામાનો દેણદાર જુદો દાવો કરી શકતો નથી. ૧૪ વી. રી. ૩૯, ૮ વી. રી. ૩૯૮, પણ ૧૧ વી. રી. ૫૧૬ જુઓ. તે કામમાં એવું ઠરાવેલું છે કે હુકમનામાની બજાવણી કરનાર અમલદાર હુકમનામાના ઠરાવ વિરૂદ્ધ ચાલે તો તેનું તે કૃત્ય તે હુકમનામાની બજાણીમાં કરેલું છે એમ ગણી શકાતું નથી, માટે તે પ્રોસીડીંગ રદ કરાવવાને હુકમનામાના દેણદારનો જુદો દાવો ચાલી શકે છે. તો-પણ તે ફેંસલાના ખુલાસા વાસ્તે ૧૪ વી. રી. ૪૦ જુઓ. તે કામમાં એક બીજા દાવામાં એક દેણદાર તથા બીજા દેણદારોની વચ્ચમાં સમાધાનની રૂઈએ પ્રથમ હુકમનામું થયેલું તે વિશે લીલામમાં ઉપજેલી રકમનો વધારો લેવાને તે દેણદારે દાવો રાખ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે સવાલનો નિર્ણય હુકમનામું બજાવનારી કોર્ટે કરવો જોઈએ. ૨૩ વી. રી. પાનું. ૨૦૭.

હુકમનામાની રકમ કરતાં હુકમનામાવાળો કોર્ટમાંથી વધારે નાણાં લે તે પાછાં લેવાને હુકમનામાનો દેણદાર અરજ કરે તો તે હુકમનામાની બજાવણી વિશેનો સવાલ છે, અને તેને ત્રણ વર્ષની મુદત લાગુ થઈ શકે છે. ૪ ક. લા. રી. ૫૭૭, અને એક હુકમનામાની રૂઈએ એક સખસે મીલકત લીધેલી, પછી તે હુકમનામું અપીલમાં ફેરવવામાં આવ્યું. તે-માં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામાની રૂઈએ તે સખસે જેટલી મુદત સુધી કબજો રાખ્યો તેટલી મુદતની દરમિયાન ઉપજ હુકમનામું બજાવનારી કોર્ટ તે અપાવવાને બંધાએલા છે. ઈ. લા. રી. ૩ ક. ૭૨૦, ઇ. લા. રી. ૫ મું. પાનું. ૨૮૩.

હુકમનામું બજાવનારી કોર્ટના અખત્યાર સબંધી હિંદુસ્થાનની કોર્ટોના જે ઠરાવો છે તે ઉપરાંત પ્રીવીકાંઉસીલે ઠરાવ કરેલો છે. ૨૪ વી. રી. ૧૫૩, લા. રી. ૨ ઈં. અ. ૨૧૯, કારણ કે તેમાં ઠરાવેલું છે કે દાવો દાખલ કર્યા પછી જે દરમિયાન ઉપજ થએલી હોય તે ઉપજનો હિસાબ હુકમનામામાં દરમિયાન ઉપજ અપાવેલી ના હોય તોપણ કોર્ટ અપાવી શકે છે, એવા કારણથી કે પ્રીવીકૌંસિલમાં પોતાની અપીલ ચલાવી શકે અને તકરારી જમીનનો કબજો તે દરમિયાન રાખી શકે, અને તે કારણસર જે દરમિયાન ઉપજ લેહેણી થાય તે બાબત

દેણદારે જામીન આપેલા હોય છે, અને તેનો હિસાબ આપવાને તેણે માથે રાખેલું હોય છે. વળી ઈ. લા. રી. ૫ ક. પાનું ૨૭ જુઓ.

**રેગ્યુલર દાવો કરવો**—જો કે સામાન્ય નિયમ એવો છે કે બજાવણીમાં કરેલો હુકમ રદ કરવાને રેગ્યુલર દાવો ચાલતો નથી. ૧ આગ્રા ૯૩. તોપણ જો તે હુકમ હકુમત વિના કરેલો હોય તો તેમ નથી. ૨૫ વી. રી. ૧૫૬; તેમ કપટથી જે હુકમનામું મેળવ્યું હોય તે રદ કરવાનો દાવો અટકાવવાને આ કલમ દેખીતી રીતે નથી. લા. રી. ૧૧ ઈ. અ. ૨૩૪, અને એક કરાર વિશે કપટ કરીને લેહેણદારે એક હુકમનામું બજાવ્યું, તેથી લીલામ રદ કરાવવાનો દાવો ચલાવવાની પરવાનગી આપેલી હતી. ૧૨ ક. લા. રી. પાનું. ૩૯૧.

અમુક જમીનનો કબજો લેવાને દાવો કરી એક સખસે હુકમનામું મેળવ્યું, તે જમીનનો એક ભાગ સરકારે સાર્વજનીક કારણસર લીધેલો હતો અને કલેકટરની કોર્ટમાં જે કીંમત અનામત મુકવામાં આવેલી હતી તે દાવો દાખલ કર્યા પછી વાદીની અજાણતામાં હુકમનામું થતા પેહેલાં પ્રતીવાદીએ લેઈ લીધી, તો તે લેઈ લીધેલી રકમ બાબત પાછળથી દાવો ચાલી શકે છે, અને તે પ્રથમના હુકમનામાની બજાવણીનો સવાલ નથી. આવા દાવાને ૧૨ વર્ષની મુદત લાગુ છે, એમ ઠરાવેલું છે, પણ તે શકભરેલું છે. ૫ ક. લા. રી. પાનું. ૪૫.

બજાવણીમાં હુકમો થવા જોઈએ, માટે જો હુકમનામું સંપુર્ણ રીતે બજાવવામાં આવ્યું હોય; અને જો બજાવણી બંધ થઈ હોય તો, આ કલમ પ્રમાણે કાંઈ હુકમ થઈ શકતો નથી. અને રેગ્યુલર દાવો ચાલી શકે છે. માટે પ્રતીવાદીએ બજાવણીમાં મીલકત ખરીદ કરેલી, પણ વેચાણની કીંમત કોર્ટમાં ભરવાને બદલે તમામ રકમ પ્રતીવાદીએ રાખી, એવી સમજથી કે મારે માટે તથા વાદીને માટે મ્હારે કોર્ટમાં પોહોંચ આપવી જોઈએ, અને પછી વાદીને તેના ભાગની રકમ આપવી જોઈએ, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે મીલકત વેચવાથી હુકમનામું પુરૂં થઈ ગએલું છે, અને બજાવણીના કામનો અંત આવેલો છે. માટે વાદીની લેહેણી રકમ લેવાને દાવો ચાલી શકે છે, ૬ મ. ૩૦૪. જો દાવાનો પ્રકાર અથવા દાવાવાળી બાબત એવી હોય કે તેનો બજાવણીમાં નીકાલ થઈ શકે નહીં, અથવા બજાવણી ચલાવવાને તેનો સબંધ નહી હોય તો, તે વિશે દાવો ચાલી શકે છે માટે ફક્ત હક ઠરાવ્યાનું હુકમનામું હોય અને તે બજાવી શકાય તેવું ના હોય તો, તેનો અમલ રેગ્યુલર દાવો કરીને થઈ શકે છે ૧ અ. ૧૫૪. ૨ આગ્રા. ૨૩, અને એક હુકમનામાના દેણદારે નાણાની અમુક રકમ અગર સમાધાન કરીને હુકમનામાના તમામ અવેજ બદલ હુકમનામાવાળાને મીલકત આપી હોય, અને હુકમનામાવાળો તે નોંધાવે નહી અને તે હુકમનામું બજાવે તો, તે આપેલી રકમ બાબત દાવો ચાલી શકે છે. ૬ અ. ૧૨૬; ૫ બં. લા. રી. ૨૨૩, ૭ વી. રી. પાનું. ૪૫.

આ કલમમાં ઠરાવેલો સવાલ હુકમનામું બજાવનારી કોર્ટે હુકમ કરી ફેંસલો કરેલો ના હોય, પણ તેજ કોર્ટમાં રેગ્યુલર દાવો કરવાને ફરમાવેલું હોય તો, તે પ્રોસીડીંગ બરોબર નથી, પણ તે વિશેની હકુમતની ખામી બાબત સ્પેશીયલ અપીલમાં હરકત લેઈ શકાતી નથી, પણ તે અસલકોર્ટમાં લેઈ શકાય છે ૧૯ વી. રી. પાનું. ૯૦.

કોઈ કોઈ વખત કેટલીક બાબતોનો હુકમનામાની બજાણીમાં નિર્ણય કરવો રહી ગએલો હોય છે, માટે હિસાબના દાવામાં ફક્ત હિસાબ લેવો જોઇએ, એવું હુકમનામું બસ નથી, કારણું કે તે હુકમનામા પછી તમામ દાવાનો તપાસ કરવાનો છે, માટે તે તપાસ ચાલ-

તાની દરમિયાનમાં તે હિસાબ રજુ કરવો જોઈએ, અને તે તપાસ્યા પછી હુકમનામું કરવું જોઈએ, અને જો હિસાબ કરવામાં ન આવે તો કંપનસેશન અથવા નુકશાન શાબેત કરવાને વાદીને લાગ આપવો જોઇએ. ૨૨ વી. રી. ૩૮૮. હિસાબના દાવાની તપાસ કરવાની યોગ્ય રીતી (૨૪ વી. રી. ૭૦)ના ઠરાવમાં બતાવેલી છે.

**અપીલ**—આ કલમ પ્રમાણે કરેલા હુકમો ઉપર અપીલ ચાલી શકે છે. પણ જે હુકમ આખરનો ના હોય તે ઉપર અપીલ ચાલતી નથી, ઈ. લા. રી. ૯ ક. ૨૧૪; તોપણ ઈ. લા. રી. ૫ અ. ૨૧૨ જુઓ, અગર જે હુકમ સ્પષ્ટ રીતે આ કલમ પ્રમાણે ના હોય તે ઉપર અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૮ મું. ૨૮૭; અથવા અરજદાર વારસ વકીલ ના હોય, ઈ. લા રી. ૭ ક. ૪૦૩, અગર હુકમનામાવાળાઓમાંના એક હુકમનામાવાળાના હિસ્સા બાબત તકરાર હોય તો, તે વિશે અપીલ ચાલી શકતી નથી. ઈ. લા. રી. ૫ ક. ૫૯૨; ઈ. લા. રી. ૬ ક. પાનું. ૫૯.

સ્માલકાજકોર્ટને તપાસવા લાયક કામોમાં બીજી અપીલ ચાલી શકે છે કે નહી તે વિશે. ઇ. લા. રી. ૧૧ ક ૧૬૯, અને ઈ લા. રી ૭ મું. પાનું. ૨૯૨ જુઓ.

**એક વખત નિર્ણય**—હુકમનામાની બજાવણીમાં હુકમનામાનો અર્થ કરવામાં આવેલો હોય, તેથી પાછળથી કરેલા દાવાને હરકત થાય છે. ૬ ક. લા. રી. ૨૧૫, લા. રી. ૮ ઈ. અ. ૧૨૩, પણ ઈ. લા. રી. ૭ મું. પાનું. ૩૧૬ જુઓ.

**મુદત**—બજાવણીમાં જે નાણાં વધારે આપવામાં આવેલાં હોય તે પાછાં લેવાની એક દરખાસ્તને મુદતની હરકત થએલી નહી હતી. ૪ ક. લા. રી. પાનું. ૫૭૭.

આ કલમની રકમ क. તથા કલમ. ૨૫૮ પ્રમાણે હુકમનામાનું સમાધાન કરવામાં આવેલું હોય, તે જો યોગ્ય રીતે નોંધાવેલું ના હોય તો કોઈ કોર્ટ કબુલ કરી શકતા નથી, અને તે સમાધાનનો અમલ કરવાને દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૧૫૫. પરંતુ હાલના દુરસ્ત થએલા કાયદાથી તેવો દાવો ચાલી શકે છે, એમ જણાય છે.

વશિયત કરનારના એકઝીક્યુટરોએ એક સખસને મીલકત અસાઈન કરેલી, પણ તે મીલકત સબંધી એક દાવો ચાલતો હતો તેમાં તેને પક્ષકાર નહી કરતાં તે દાવાનું હુકમનામું કરવામાં આવેલું, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમની રકમ (**સી**) ના હેતુ પ્રમાણે તે અસલ હુકમનામાવાળાનો પ્રતીનીધી છે, એમ ગણી શકાય છે. ઈ. લા. રી. ૧૧ મું. પાનું. ૫૦૬.

જામીન કેટલાના લેવા તે ઠરાવવામાં મીલકતની ખરી કીમત નજરમાં રાખવી કે દાવાની અરજીમાં બતાવેલો આંક નજરમાં રાખવો, એ વિશે શક પડવાથી રેફરન્સ કરવામાં આવેલું, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે રેફરન્સ આ કાયદાની કલમ ૬૧૭ પ્રમાણે થઈ શકતું નથી, કારણ કે તે સવાલ આ કલમના હેતુ પ્રમાણે બજાવણી સબંધીનો સવાલ છે, અને તેનો નિર્ણય કરી જે હુકમ કરવામાં આવે તે ઉપર કલમ ૨ પ્રમાણે અપીલ ચાલી શકે છે, ઈ. લા. રી. ૧૨ મું. પાનું. ૩૦.

સન ૧૮૫૩ ના હુકમનામાની બજાવણીમાં પ્રતીવાદીએ વધારે જમીન લીધેલી છે, તે હુકમનામામાં આવી ગએલી છે કે નહી, એ સવાલ આ કલમના હેતુ પ્રમાણે હુકમનામાની બજાવણી સબંધીનો છે, માટે તે વિશે જુદો દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૧૨ મું. પાનું ૪૪૯.

આ કાયદાની કલમ ૫૪૫ પ્રમાણે હુકમનામાની બજાવણી બંધ રાખવાને ના કહ્યાનો હુકમ છેલ્લા જડજે કરેલો હોય, તે કલમ ૨ મુજબ હુકમનામું છે, માટે તે ઉપર અપીલ ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૨ મું. પાનું. ૨૭૯.

એક હુકમનામું છ સખસોએ મેળવેલું, તેમાંથી ત્રણ સખસોએ તે હુકમનામાનો હિસ્સો अ.ને વેચાણ આપ્યો, અને अ. એ કાયદાની કલમ ૨૩૨ પ્રમાણે દરખાસ્ત કરી તે કાહાડી નાંખવામાં આવી, એવા કારણથી કે अ. એ જે હિસ્સા વેચાણ લીધા છે તે હુકમનામાના કેટલાક દેણદારોને માટે બેનામી વેચાણ લીધા છે. પાછળથી अ. એ તથા ખરા ખરીદદાર જેઓને કેહેવામાં આવેલા છે તેમણે દાવો કર્યો. તેમાં એવી તકરાર કરવામાં આવી કે આ કલમ પ્રમાણે જુદો દાવો ચાલી શકતો નથી. ઠરાવવામાં આવ્યું કે જે દાવામાં હુકમનામું થએલું તેમાં अ. પક્ષકાર નહી હતો, તેમ તે દાવાના કોઈ પક્ષકાર તરફથી પ્રતીનીધી પણ નહી હતો, માટે આ દાવો ચાલવાને હરકત નથી. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૧૦૫.

ઇ. લા. રી. ૧૨ ક. પાનું ૬૧૦ નો ઠરાવ કલમ ૨૩૨ મી નીચેની ટીકામાં જુઓ.

કલમ ૨૪૩ નીચેની ટીકામાં ઈ. લા. રી. ૧૩ ક. પાનું ૧૧૧ નો ફેંસલો છે, તે જુઓ.

ग. એ ह. सी. અને पी. ઉપર દાવો દાખલ કર્યો, તે કાહાડી નાંખવામાં આવ્યો. પરંતુ તે ઉપર અપીલ કરવામાં આવી, તે અપીલ ચાલતાં सी. એ ખર્ચનું હુકમનામુ બજાવ્યું, અને ग. ના માલેકપણાનું ઘર વેચાવ્યું. તેમાં ह. ખરીદદાર થયો, તેથી તેણે નાણાં આપી કબજે લીધો. પછી સદરહુ અપીલમાં સદરહુ દાવો કાહાડી નાંખ્યાનો ઠરાવ ફેરવવામાં આવ્યો અને ग. નું હુકમનામું કરવામાં આવ્યું, તેથી ग. એ તે પોતાનું વેચાવેલું ઘર પોતાને કબજે પાછું લીધું. પછી ह. એ આપેલી કીંમત લેવાને ग. ઉપર દાવો કર્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમનો ઠરાવ છતાં તેનો આ દાવામાં વેચાણની કીંમત લેવાનો હક છે, અને ह. લીલામાંથી ખરીદ કરનાર તરીકે પક્ષકાર નહી હતો, માટે આ દાવાના કારણસર તેને ત્રીજો સખસ ગણવો જોઈએ. ઈ. લા. રી. ૧૩ ક. પાનું. ૩૨૬.

આ કલમનો હેતુ હુકમનામું બજાવનારી કોર્ટને જે સવાલનો નિર્ણય કરવાનો હોય તે સવાલ બાબતનો છે, માટે તે વિશે દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૮ અ. પાનું. ૧૪૬ તથા ૬૨૬.

બજાવણીના કામમાં એવો વિચાર કરવાને રાખ્યું હતું કે, તે કરજ મઠના કાયદાના કારણસર કાહાડવામાં આવેલું છે કે નહી, પણ એ સવાલ હુકમનામાની બજાવણીમાં ઉઠાવી શકાતો નથી. ઈ. લા. રી. ૯ મ. પાનું. ૮૦.

એક હુકમનામાની બજાવણીમાં અયોગ્ય રીતે રકમ વસુલ કરી છે, એવું અપીલમાં ઠરાવવામાં આવ્યું, તેથી જીતેલા અપીલવાળાને તે રકમ ઉપર વ્યાજ અપાવવાનો કોર્ટને અખત્યાર છે. ઈ. લા. રી. ૯ મ. પાનું. ૫૦૬

. એક હુકમનામાની રૂઈએ મીલકતનો કબજો લેવામાં આવેલો, તે હુકમનામું ફેરવનારી કોર્ટને તે કબજે લીધેલી મીલકત તે કબજાની દરમિયાનમાં લીધેલી દરમિયાન ઉપજ સાથે પાછી આપવાનો હુકમ કરવાને અખત્યાર છે. ઈ લા. રી. ૧૪ ક. પાનું. ૪૮૪.

ગીરોવાળા મકાનો વેચવાનું હુકમનામું કરવામાં આવ્યું છે, તેમાંથી હિસો વેચવાનો અમુક સખસનો હક છે, એવો હુકમ આ કલમ પ્રમાણે કોર્ટ કરી શકે છે. ઈ લા. રી. ૧૪ ક. પાનું ૬૪૦.

આ કલમના હેતુ પ્રમાણે હુકમનામાના પક્ષકારો અગર તેના વારસ વકીલોની વચ્ચમાં ઉત્પન્ન થતા સવાલો છે. માટે તે અરજી મન્જુર રાખ્યાનો હુકમ કલમ ૨ ની વાખ્યા પ્રમાણે હુકમનામું છે, અને તે તરીકે તેના ઉપર અપીલ થવા લાયક છે. ઇ. લા. રી. ૯ અ. પાનું. ૪૬.

આ કાયદાની કલમ ૪૧૧ પ્રમાણે એક વાદીનો નાદારીમાં દાવો હતો, તેમાં તેનું હુકમનામું થએલું, તેથી તે હુકમનામાની રૂઇએ થએલું લેહેણું જપ્ત કરવાને સરકાર તરફથી કલેકટરે અરજી કરી છે, માટે તે કલેકટરને આ કલમની રકમ (સી) ના હેતુ પ્રમાણે હુકમનામાનો પક્ષકાર ગણી શકાય છે. સબબ તેવી અરજી મંજુર કરયાના હુકમ ઉપર અપીલ ચાલે છે. ઈ. લા. રી. ૯ અ. પાનું. ૬૪

હુકમનામૂં બજાવનારી કોર્ટનો હુકમ કાયદા પ્રમાણે ભુલ ભરેલો હોય તો ફરીતપાસની અરજીમાં તેનો નીકાલ થઈ શકે છે, પણ જે દાવાનો આ કલમમાં સમાસ થતો હોય તેમાં તે પ્રમાણે થઈ શકતું નથી. ઈ. લા. રી ૯ અ. પાનું. ૨૨૯

ગીરેરાખનારનો હુકમનમાની બજાવણીમાં ફરીથી દાવાનો આંક નક્કી કરાવવાનો હક્ક છે. ઈ. લા. રી ૧૦ મ. પાનું. ૩૬૭.

જે દાવો કરવાથી હુકમનામાની બજાવણીનો અમલ કરવાની રીતીમાં હરકત થાય એવો સવાલ ઉત્પન્ન થતો ના હોય, તે દાવાનો આ કલમમાં હુકમનામાની બજાવણી સબંધી એવા શબ્દો છે, તેમાં સમાસ થતો નથી. ઈ. લા. રી. ૧૫ ક. પાનું. ૧૮૭.

હિંદુશાસ્ત્ર પ્રમાણે બાપનું દેવું વડીલોપાર્જીત મીલકતમાંના તેના હિસ્સામાંથી આપવાને દીકરાની ફરજ છે, તે વિશેનો નિર્ણય આ કલમ પ્રમાણે થઈ શકતો નથી. આ કલમનો હેતુ હુકમનામા ઉપરથી જે બંધનો ઉત્પન થતાં હોય તેનો અમલ કરવા સબંધી જે સવાલો હોય તે સવાલોનો છે, માટે વડીલોપાર્જીત મીલકતમાં દીકરાનો હિસ્સો હોય તેમાંથી બાપનું દેવું આપવાનું બંધન તે બાપના ઉપર થયેલા હુકમનામાથી ઉત્પન થતું નથી. ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૪૧૩.

ઈ. લા. રી. ૧૦ અ. પાનું ૩૫૪ નો ઠરાવ કલમ ૨૧૪ નીચે છે, તે જુઓ.

જ્યારે હુકમનામું બજાવનારી કોર્ટે નાણા કબુલ કરવાને ના કહેલી હોય, અને લીલામ કરવામાં આવે તો, અસાઈનીનો તે લીલામ રદ કરવાનો તથા કલમ ૨૯૧મી પ્રમાણે વચમાં આવવાનો હક્ક ઠરાવવાનો દાવો હોય, તેને આ કલમની હરકત થતી નથી. ઈ. લા. રી. ૧૦ અ. ૧.

જે કામમાં હુકમનામું થયા પછી જે હક્ક બાબતનું તે હુકમનામું હોય, તે હક્કનો એક ભાગ વારસાથી અથવા બીજી રીતે હુકમનામાના દેણદારને પોહોચતો હોય અથવા બળવાન રીતે ચડાવી આપવાથી તેણે મેળવેલો હોય તો, તે હુકમનામું બજાવવા લાયક નથી એમ થતુ નથી. હુકમનામાના દેણદારે હુકમનામાવાળામાંના કેટલાકોનો હક્ક ખરીદ કરવાના તથા તે ખરીદ કર્યાથી કેટલો ખરીદ કર્યાનો સવાલ હોય તે આ કલમના હેતુ પ્રમાણે છે, માટે તેનો હુકમનામું બજાવનારી કોર્ટે નિર્ણય કરવો જોઈએ. ઈ. લા. રી. ૧૦ અ. પાનું. ૫૭૦.

ત્રાહિત સખસ ઉપરના હુકમનામાની બજાવણીમાં મીલકત વેચાવવામાં આવે તો, તે મીલકત ઉપર જે સખસ પોતાનો હક્ક રાખતો હોય તે જુદો દાવો કરી શકે છે, કારણ કે તે તે હુકમનામામાં પક્ષકાર નથી હતો, અને તે સખસનો કબજો છોડાવવામાં આવે ત્યાં સુધી થોભવાને તે બંધાએલો નથી, માટે તેના દાવાને આ કલમ પ્રમાણે હરકત થતી નથી. ઈ. લા. રી. ૧૩ મું. પાનું. ૩૪.

પ્રતીવાદીના કબજામાંની બજાવણીમાં મીલકતની જવાબદારી વિશેનો સવાલ દાવાના પક્ષકારો વચ્ચે છે, અને તે આ કલમના હેતુ પ્રમાણે હુકમનામાની બજાવણી સબંધી છે, માટે તે બાબત જુદો દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૧૯ ક. પાનું ૧ અને ૯૦૩.

ઈ. લા. રી. ૧૯ ક. પાનું. ૩૩ નો ઠરાવ કલમ ૩૦૬ નીચેની ટીકામાં છે, તે જુઓ.

હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાં એક સખસ ખરીદદાર થયેલો હોય તો, આ કલમના હેતુ પ્રમાણે ગીરોઆપનારા હુકમનામાના દેણદારો તરફથી તે ખરીદદાર પ્રતીનીધી થતો નથી. પરંતુ જે સખસ ખાનગી વેચાણ લીધાની રૂઈએ હક્ક રાખતો હોય તે સખસ આ કલમના હેતુ પ્રમાણે હુકમનામાના દેણદારનો પ્રતીનીધી છે, એમ ગણવું જોઈએ. ઈ. લા. રી. ૧૯ ક પાનું. ૩૫૫.

અમુક હુકમનામું બજાવણીમાં લીધેલી હરકત નામંજુર કરવાનો હુકમ ફરીતપાસમાં મુનસફે રદ કરેલો. અને જીલ્લા જડજે અપીલમાં હાથ ઘાલવાને ના કહેલી છે, તોપણ હાયકોર્ટમાં તે ઉપર બીજી અપીલ ચાલી શકતી નથી. ઈ લા. રી. ૧૨ મ. પાનું. ૧૨૫.

ઇ. લા. રી. ૧૨ મ. પાનું. ૨૨૮ નો ઠરાવ કલમ ૪૩ નીચે છે, તે જુઓ.

એક હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાં હુકમનામાવાળાએ માગણી કરવાને પરવાનગી લીધેલી, તેથી તેણે પોતાના એજંટની મારફતે રૂ.૯૦૦૦૦) ની માગણી કરી, પણ ત્યાર પછી થોડાક વખતમાં તેણે તે માગણી ના કબુલ કરી અને અનામતનાં નાણાં ભર્યાં નહી, તેથી કલમ ૩૦૯ પ્રમાણે બીજે દીવશે ફરી લીલામ કરવામાં આવ્યું. અને યોગ્ય રીતે લીલામ કરતાં ઓછી રકમની તે મીલકત વેચવામાં આવી. હુકમનામાના દેણદારે તે ફરી લીલામ કરવાથી થએલું નુકશાન લેવાને કલમ ૨૯૦ પ્રમાણે અરજ કરી, તેમાં તે અરજી નામંજુર કરવામાં આવી. અપીલમાં ઠરાવવામાં આવ્યું કે આ કામમાં જે ઈસ્યુનો સવાલ છે તે દાવાના પક્ષકારો વચ્ચે ઉત્પન્ન થયેલો છે, માટે તે અરજી નામંજુર કર્યાના હુકમ ઉપર અપીલ ચાલી શકે છે, અને કલમ ૩૦૯ પ્રમાણે તે મીલકત ફરીથી વેચવામાં આવેલી છે. તે કલમ ૨૯૩ ના હેતુ પ્રમાણે વેચવામાં આવેલી છે. ઈ. લા. રી. ૧૨ મ. ૪૫૪.

હરકત લેનારની જાત ઉપર અગર તેના ઉપર પ્રતીનીધી તરીકે પ્રથમનો દાવો કરવામાં આવેલો નથી, પરંતું તેણીની બાબતમાં અર્થાર્થ રીતે તેણીનો સાનવાળી મીલકત ઉપર હક્ક નથી, એવો ફક્ત દાવો હતો. માટે તેમાં થયેલા હુકમનામાથી તે મીલકત ઉપર તેણીનો જે હક્ક કેહેવામાં આવેલો છે તે નથી એટલો અસર થાય છે, અને બીજી મીલકતની બાબતમાં અમલ કરવાને માગેલું છે તેમાં તે ત્રાહીત તરીકે હતી, માટે તેણીની હરકતનો નિર્ણય કલમ ૨૭૮ અને ૨૮૦ પ્રમાણે કરેલો છે, એમ સમજવું જોઈએ. સબબ આ દાવો કલમ ૨૮૩ પ્રમાણે કરેલો છે તે બરોબર છે, અને તેને આ કલમથી હરકત થતી નથી. ઈ. લા. રી. ૧૧ અ. પાનું. ૭૪.

## ૬.—હુકમનામાં બજાવવાના પ્રકાર વિશે.

હુકમનામું બજાવવાની દરંખાસ્ત લીધા પછી શું કરવું તે.

**૨૪૫ હુકમનામું બજાવવાની દરખાસ્ત મળ્યા પછી કોર્ટે નક્કી કરવું કે તે કામને લાગુ પડી શકે તેવા ૨૩૫ મી ૨૩૬ મી ૨૩૭ મી અને ૨૩૮ મી કલમના ઠરાવ પ્રમાણે જે કરવું જોઇયે તે કર્યું કે નહી; અને તે પ્રમાણે કરયું ન હોય તો, દરખાસ્ત નામંજુર કરવાને અથવા તેજ વખતે ત્યાંહાંજ અથવા કોર્ટ નીમે તે વખતની અંદર દુરસ્ત કરવા દેવાને કોર્ટ મુખત્યાર છે. આ પ્રમાણે દરખાસ્ત દુરસ્ત ન કરે તો તે રદ કરવી. આ કલમ પ્રમાણે કરેલી પ્રત્યેક દુરસ્તી ઉપર જડજે પોતાની સહી કરવી.**

દરખાસ્ત મંજુર કર્યા પછી શું કરવું તે.

દરખાસ્ત મંજુર થાય, ત્યારે કોર્ટે તે દરખાસ્ત આવ્યાનો શેરો અને જે તારીખે દરખાસ્ત કરી હોય તે તારીખ ફરિયાદના રજીસ્ટરમાં દાખલ કરવી. અને દરખાસ્તના સ્વરૂપ પ્રમાણે હુકમનામું બજાવવાનો હુકમ કરવો.

પરંતુ પૈસાનું હુકમનામું હોય ત્યારે, જે રકમનું હુકમનામું કર્યું હોય તે રકમની સાથે જપ્ત કરવાની મિલકતની કિંમત બને તેટલી મળતી આવવી જોઇએ.

પૈસાનું હુકમનામું બજાવવામાં સ્ત્રીઓને પકડવાની તથા કેદમાં રાખવાની મના.

૨૪૫ અ. તરત પાછળ ગયેલી કલમમાં અથવા આ કાયદાની બીજી કોઇ પણ કલમમાં ગમે તે મજકુર હોય તોપણ, પૈસાનું હુકમનામું બજાવવામાં સ્ત્રીને પકડવાનો અથવા કેદ કરવાનો કોર્ટે હુકમ કરવો નહિ.

કેદ શા માટે નહિ કરવામાં આવે તેનું કારણ બતાવવા ના હુકમનામાના બીજા દેણદારોને પરવાનગી આપવાનું નજરમાં આવે તો તે બાબતની સત્તા.

૨૪૫ બ. (૧) આ કાયદાની કલમ ૨૪૫ માં અથવા બીજી કોઈ પણ કલમમાં ગમે તે મજકુર હોય તોપણ, જ્યારે દરખાસ્ત, હુકમનામાના દેણદારને પકડીને તથા કેદ કરીને પૈસાના હુકમનામાની બજાવણી બાબત હોય તથા તે મુજબ સદરહુ દેણદારને પકડાવવાને પાત્ર હોય, ત્યારે સદરહુ માણસને પકડવાનું વારંટ કાઢવાને બદલે, કોર્ટ તેના ઉપર એક નોટીસ કાઢીને એમ ફરમાવવા મુખત્યાર છે કે તે નોટીસમાં નિર્દિષ્ટ કરેલી તારીખે તે કોર્ટની રૂબરૂ તેને હાજર થઇને હુકમનામાની બજાવણીમાં તેને કેદમાં શા માટે મોકલવો નહીં તેનું કારણ બતાવવું.

(૨) જો નોટીસ પ્રમાણે હાજર નહી થાય તો કોર્ટે, જો હુકમનામાવાળો તેમ કેહે તો તે હુકમનામાના દેણદારને પકડવાનું વારંટ કાઢવું.

**ટીકા**—સન ૧૮૬૧ ના આક્ટ ૨૩ માની કલમ ૯૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**દરખાસ્ત**—હુકમનામું બજાવવાની દરખાસ્તની સાથે હુકમનામાની નક્કલ રજુ કરવાને કાયદા પ્રમાણે જરૂર નથી. ૧૬ વી. રી. ૨૫. કલમ ૨૩૫ પ્રમાણે નમુનાની દરખાસ્ત કરવી ફક્ત જરૂર છે. અને તે ઉપરથી જરુર બજાવણીનો હુકમ કરી શકે છે. ૪ વી. રી. પરચુરણ ૧૬. તે દરખારત ઉપર કોર્ટ ફી આકટ (સન ૧૮૭૦ ના ૭ મા) ના પરીશીષ્ટ ૨ ની આર્ટીકલ ૧ માં ઠરાવ્યા પ્રમાણે સ્ટાંપની જરૂર છે. જો તે દરખાસ્ત હુકમનામાના ઠરાવ પ્રમાણે મળતી હોય તો તે દાખલ કરવી જોઈએ. ૮ વી. રી. ૨૭૭; અને જો તે નમુના પ્રમાણે ના હોય તો તે રદ કરવી નહી જોઈએ, પણ દુરસ્ત કરાવવી જોઈએ, અગર દુરસ્ત કરવાને પાછી આપવી જોઈએ. ૬ વી રી. પરચુરણ પાનું. ૧૫.

દુરસ્ત કરવાનો હુકમ સાત દીવશની અંદર અમલમાં લાવવામાં આવેલો નાહી, તેમ

છતાં તે દરખાસ્ત નામંજુર કરવાનો હુકમ કરવામાં આવેલો નહી હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે કોર્ટ તે દુરસ્ત કરવાને પાછળથી પરવાનગી આપી શકે છે. ઈ. લા. રી. ૮ ક. ૪૭૯.

**મુદત**—દરખાસ્ત દાખલ કરતા પેહેલાં એટલું જોવાની જરૂર છે કે પ્રથમ દર્શનિક રીતે તે યોગ્ય મુદતની અંદર કરવામાં આવેલી છે કે નહી, અને તેને મુદતની હરકત છે કે નહી. સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના બીજા પરીશીષ્ટની આર્ટીકલ ૧૭૯ તથા આ કાયદાની કલમ ૨૩૦ જુઓ. કલમ ૨૩૦ માં બતાવેલી તારીખોથી બાર વર્ષ પુરાં થયા પછી જો હુકમનામાવાળો દરખાસ્ત કરે, તો તેણે એમ બતાવવું જોઈએ કે દરખાસ્તની તારીખ પેહેલાં બાર વર્ષની અંદર અમુક વખતે હુકમનામાની બજાવણી હુકમનામાના દેણદારે કપટથી અગર જોરથી અટકાવેલી હતી, અને તે બતાવવાને તેણે તૈયાર રેહેવું જોઈએ.

કલમ ૨૩૦ પ્રમાણે કરેલો હુકમ દરખાસ્તને મુદતની હરકત નથી એ વિશે નિશ્રેકાર્ક રીતે પુરાવ છે. લા. રી. ૮ ઈ. અ. ૧૨૩; ૧ ક. લા. રી. ૪૦૮. કેટલાક દેણદારો ઉપર હુકમનામું કરવામાં આવેલું હોય અને તે હુકમનામાથી દરમિયાન ઉપજ જેવી ખાસ રકમો બાબત દરેક દેણદારને જુદો જુદો જવાબદાર ઠરાવેલો હોય તો, તેમાં મુદત દરેક દેણદાર વિરૂદ્ધ જુદી જુદી ગણવી જોઈએ, કારણ કે એક દેણદારની પાસેથી લેહેણી રકમ વસુલ કરવાને જે બજાવણી કરેલી હોય તે બીજા દેણદારની વિરૂદ્ધના કામનો ભાગ થતો નથી. પણ તે એક જુદુ હુકમનામું છે, માટે મુદત વિશે નિર્ણય કરવાને જુદો જુદો વિચાર કરવો જોઈએ. ૨૫ વી. રી. ૩૧૦. આ ઠરાવમાં ૧૯ વી. રી. ૩૦ તથા ૧૦ બં. લા. રી. ૨૫૮ માં ફુલબેંચે કરેલા ઠરાવો પ્રમાણે ચાલવામાં આવ્યું હતું, પરંતુ કેટલાક સખસો ઉપર મજીઆરૂં હુકમનામું કરવામાં આવેલું હોય તો તે હુકમનામું બીજી રીતે ગણી શકાતું નથી, અને દરેક દેણદારની જવાબદારી તેની બજાવણીમાં નક્કી કરવાને એવી રીતે કોશીસ થઈ શકતી નથી, કે જેથી હુકમનામાના ઠરાવ પ્રમાણે હુકમનામાવાળાના હક્કની હદ બંધાય. ૮ ક. લા. રી. પાનું. ૩૪.

**જ્યારે દરખાસ્ત કબુલ કરવામાં આવે, ત્યારે કોર્ટે દરખાસ્તમાં લખ્યા પ્રમાણે હુકમનામું બજાવવાનો હુકમ કરવો**—જો દરખાસ્ત દાખલ કરવામાં આવે અને કોર્ટને તે બાબતમાં સ્પષ્ટ કુલઅખત્યાર આપેલો ના હોય, જેમકે દેણદારની જાત અને મીલકત ઉપર એક વખતે બજાવણી કરવી, તો આ કલમ પ્રમાણે લખેલી દરખાસ્ત જે પ્રમાણે કરવામાં આવે તે પ્રમાણે ચાલવાને કોર્ટ બંધાએલા છે. ૮ વી. રી. ૨૮૪; ૧૭ વી. રી. ૧૬૮, અને ૮ બં. લા. રી. ૨૫૫ ના કામોમાં એવું ઠરાવવામાં આવેલું છે કે, હુકમનામું પ્રથમ દેણદારની મીલકત ઉપર બજાવેલું, પણ તે બજી શકેલું નહી, માટે તે દેણદારને હુકમનામું વસુલ આપવાને કાંઈ સાધન નથી. એવા કારણથી તેની જાત ઉપર બજાવવાની ના કેહેવાને કોર્ટ મૂખત્યાર નથી.

હુકમનામાના દેણદારની અમુક મીલકત વિશે દાવો ચાલતો હોય તે કારણથી તે હુકમનામાના દેણદારની મીલકત તરીકે તે જપ્ત થઈ શકતી નથી, એમ નથી, પણ તેનું વેચાણ કરવાનો યોગ્ય વખત કીયો છે એ વિશે કોર્ટને કુલઅખત્યાર વાપરવાનો છે. ૧૯ વી. રી. પાનું. ૧૩૨.

**બજાવણી**—કાયદા પ્રમાણે બજાવણી થવી જોઇએ, અને પક્ષકારોની કબુલતથી થઈ શકતી નથી. માટે એક હુકમનામાનો દેણદાર રેલવેમાં નોકર હતો, તેથી તેણે હુકમનામા-

વાળાની કબુલાત સાથે રેલવેના પેમાસ્તર ઉપર પોતાના માસીક પગારમાંથી અમુક રકમો કોર્ટમાં આપવાને હુકમો આપ્યા; તો તે ગોઠવણ કોર્ટે કબુલ કરવી નહીં જોઈએ; સબબ પેમાસ્તર તે કબુલ કરવાને ના કેહે તો તેનો અમલ થઈ શકતો નથી. ૧૧ વી. રી. ૬૯, પણ લા. રી. ૨ ઈ. અ ૨૧૨ જુઓ. આ કલમનો હેતુ હુકમનામાના દેણદારની મીલકત છે કે નહી, એવી તપાસ કરવાનો નથી. ૩ બં. લા. રી. પાનું. ૪૧૩.

**મજીઆરા દેણદારો**—જે હુકમનામાથી કેટલાક સખસો મજીયારે જવાબદાર હોય તે હુકમનામું તેમાંના હરકોઈ ઉપર બજી શકે છે. ૧૨ વી. રી. ૩૦૫. તે દેણદારોમાંના કેટલાકને હુકમનામાવાળાએ પોહોચ આપી હોય તો તેથી બીજાઓના ઉપર તે બજાવવાને તેને હરકત થતી નથી, અને તે બીજા દેણદારોને પોહોચ આપેલી હોય કીંવા નહી તોપણ પોતાના સહદેણદારો ઉપર તેમનો ભાગ લેવાને દાવો કરી શકે છે. ૧૬ વી. રી. ૪૯; ૧૭ વી. રી. ૪૯૬. બીજી બાજુ તરફ જે સખસની પાસે ભાગ માગેલો હોય તે સખસનો દાવો કરનાર વિરૂદ્ધ જે કાંઈ વ્યાજબી જવાબ હોય તે આપવાને તે મજીયારા હુકમનામાથી તેને પ્રતિબંધ થતો નથી. ૨ ક. લા. રી. ૪૦૬. પરંતુ જે દેણદારો મજીયારે જવાબદાર હોય તેમાંનો એકાદો તે હુકમનામું ખરીદ કરે તો તે તમામ હુકમનામું વસુલ આપ્યું થાય છે, અને તે બજાવી શકાતું નથી. ૧૫ વી. રી. ૩૭૨. વળી ફુલબેંચનો ૯ વી. રી. ૨૩૦ નો ઠરાવ જુઓ. હુકમનામાની બજાવણીની દરમિયાનમાં એવી હરકત લેઈ શકાય છે કે, સહદેણદારોમાંના એક દેણદાર તરફથી હુકમનામાવાળો બેનામીદાર છે, અથવા તે હુકમનામાનો એક ભાગ ખરીદ કરવાથી કેટલેક દરજ્જે એક સહદેણદારનું હિત થએલું છે, અને તેવી હરકત પ્રથમના પ્રોસીડીંગમાં લીધેલી ના હોય તોપણ હરકોઈ વખતે લેઈ શકાય છે. ૨૩ વી. રી. ૯૫.

હુકમનામાના ઠરાવમાં બેશીકરાઈથી બતાવેલું હોય તો તેનો અર્થ કરવાને હુકમનામું બજાવનારી કોર્ટને વારંવાર ફરજ પડે છે, પણ હરકોઈ રીતે તે કોર્ટ તે હુકમનામામાં ફેરફાર કરી શકતા નથી. માટે એક હુકમનામામાં ભાડાની અમુક રકમ આપવાને ઠરાવ કરેલો હતો, અને તે ૧૫ દીવશની અંદર ના આપે તો ભાડે લેનાર દેણદારનો કબજો છોડાવવો, એવો ઠરાવ હતો, માટે હુકમનામું બજાવનારી કોર્ટે વસુલ આપવાની જે મુદત ઠરાવેલી હતી તેમાં ફેરફાર કરી શકતા નથી, અથવા તે વધારી શકતા નથી. ૨૨ વી. રી. પાનું. ૪૬૦

જ્યારે એકાદો ગીરોરાખનાર ગીરોખતની રૂઇએ દાવો કરે અને તેના દાવાનું હુકમનામું થાય તો, તે હુકમનામું ગીરોવાળી મીલકતમાંથી વસુલ થવું જોઈએ, અને ગીરો આપનારનો જે હક્ક સબંધ રેહેલો હોય તેમાંથી વસુલ કરવાનું નથી. માટે લીલામમાંથી ખરીદ કરનારને ગીરો ઉપરથી જે હક્ક મળેલો હોય તે હક્ક તથા ગીરોઆપનારનો જે હક્ક રહેલો હોય તે હક્ક ગીરોરાખનારને મળે છે. જો બીજું ગીરો કરી આપવામાં આવ્યું હોય તો તે ગીરોરાખનારને ગીરોઆપનાર પાસેથી તેનો ગીરોથી છોડાવવાનો હક્ક મળે છે, માટે આવા ગીરોની રૂઇએ કરેલા દાવામાં પ્રથમના ગીરોરાખનારને પક્ષકાર કરી તેનું ગીરો બળવાન નથી, અથવા બીજા ગીરોનો પ્રથમ હક્ક છે, એવું બતાવવામાં આવેલું ના હોય તો તે દાવામાં કરેલા હુકમનામાથી ગીરોથી છોડાવવાનો હક્ક ફક્ત વેચાવવાને અખત્યાર આપી શકાય છે. ૨૨ વી. રી. પાનું. ૩૬૦.

ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૧૬૧ નો ઠરાવ તથા ઈ. લા. રી. ૧૪ ક. પાનું. ૧૨૪ નો ઠરાવ કલમ ૨૩૭ નીચેની ટીકામાં છે, તે જુઓ.

સામસામી હુકમનામાં. ૨૪૬. તેના તેજ પક્ષકારો વચ્ચે પૈસા આપવા બાબતનાં સામસામાં થએલાં હુકમનામાં કોર્ટમાં રજુ થયાં હોય તો, જે પક્ષકારની પાસે વધારે રકમનું હુકમનામું હોય તેજ પક્ષકારે, અને ઓછી રકમ બાદ કરતાં બાકી રેહે તેટલી રકમને સારૂ, તે હુકમનામું બજાવવાને હુકમ કરાવવો; અને ઓછી રકમના જેટલી ભરપાઈ વધારે રકમના હુકમનામામાં કરવી, તેમજ ઓછી રકમનું હુકમનામું પણ ભરપાઈ કરવું.

જો બંને રકમો બરાબર હોય તો બંને હુકમનામાં ભરપાઇ કરવાં.

ખુલાસો ૧ લો—આ કલમમાં જે હુકમનામાં કહ્યાં છે તે હુકમનામાં એકજ વખતે અને એકજ કોર્ટે બજાવવા જોગ હોય તેવાં સમજવાં.

ખુલાસો ૨ જો—સામસામાં હુકમનામાં પૈકી એક હુકમનામાની માલકી એમાંથી એક પક્ષકારને કોઇએ લખી આપી હોય ત્યારે, આ કલમ લાગુ પડશે અને માલકી લેનારે હુકમનામાની રૂઇએ આપવાના કરજની બાબતમાં, તેમજ મુળ માલકી સોંપનારે હુકમનામાની રૂઇએ આપવાના કરજની બાબતમાં પણ આ કલમ લાગુ પડે છે.

ખુલાસો ૩ જો—નિચે પ્રમાણે ન હોય તો, એટલે—

જે ફરિયાદોમાં હુકમનામાં થયાં હોય તે પૈકી એકનો હુકમનામાવાળો બીજીમાં હુકમનામાનો દેણદાર ન હોય, અને પ્રત્યેક પક્ષકારનું બંને ફરિયાદોમાં એકજ સ્વરૂપ ન હોય તો, અને

હુકમનામાને આધારે લેહેણી રકમો નક્કી ન હોય તોઃ—

આ કલમ લાગુ પડે નહી.

દૃષ્ટાંતો.

(अ) अ. ની પાસે ब. ઉપરનું રૂ.૧૦૦૦ નું હુકમનામું છે. આગળ ઉપરના કોઇ દીવશે અમુક માલ अ. સ્વાધીન ન કરે તો રૂ.૧૦૦૦ આપવા એવું अ. ઉપરનું હુકમનામું ब. પાસે છે. આ કલમ પ્રમાણે ब. થી પોતાનું હુકમનામું સામસામી હુકમનામા તરીકે ગણી શકાય નહી.

(ब) अ. ને ब. એ સહ-વાદીઓ क. ઉપર રૂ.૧૦૦૦ નું હુકમનામું મેળવે છે, અને ब. ઉપર રૂ.૧૦૦૦ નું હુકમનામું क. મેળવે છે. આ કલમ પ્રમાણે क. થી પોતાનું હુકમનામું સામસામી હુકમનામા તરીકે ગણી શકાય નહી.

(क) ब. ઉપર રૂ.૧૦૦૦ નું હુકમનામું अ. મેળવે છે. क. જે કે ब. નો એક ટ્રસ્ટી છે તે, ब. નીવતી अ. ઉપર રૂ.૧૦૦૦ નું હુકમનામું મેળવે છે. આ કલમ પ્રમાણે ब. થી क. નું હુકમનામું સામસામી હુકમનામા તરીકે ન ગણી શકાય.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**સામાં હુકમનામાં**—આ કલમ સામસામી જે હુકમનામાં થએલાં હોય તેને લાગુ છે, અને એક હુકમનામાની રૂઈએ સામસામી દાવા હોય તેને લાગુ નથી. તે વિશે કલમ ૨૪૭ માં ઠરાવેલું છે. ઈ. લા. રી. ૫ મ. પાનું. ૨૭૨.

હુકમનામું ચડાવી લેનારને હુકમનામાના દેણુદારના અસલ હુકમનામા વિરૂદ્ધ જે હક્ક હોય છે, તે હક્કની જવાબદારી સાથે હુકમનામું મળે છે. ૧૦ વી. રી. ૩૨; ૧ બં. લા. રી. ૨૩, ૬ વી. રી. પરચુરણ ૭૩. अ. નું હુકમનામું ब. ઉપર થયેલું તેની બજાવણી ब. ના સામા દાવામાં હુકમનામું થતાં સુધી બંધ રાખવામાં આવેલી, તેમાં ઠરાવવામાં આવ્યું કે ब. ના સામા દાવાનો જે હક્ક સબંધ પાછળથી ખરીદ કરવામાં આવે તે अ. નું ब. ઉપર થએલું હુકમનામું બજાવવામાં સદરહુ સામું હુકમનામું જમે કરવાને अ. નો હક્ક છે, તેમાં હરકત થતી નથી. ૭ વી રી. પાનું. ૨૧૯.

પ્રીન્સીપાલ સદરઅમીનની કોર્ટમાં એક હુકમનામું બજાવવાને દરખાસ્ત કરેલી, તેમાં જડજની કોર્ટમાં કરાવેલું હુકમનામું બજાવવાને સારૂ પ્રીન્સીપાલ સદરઅમીન તરફ મોકલવામાં આવેલું નહી, તેમ છતાં તે હુકમનામાનો સેટાફ કરવાને માગ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે સેટાફ ચાલી શકતો નથી. બં. હા. રી. ૪. એ રી. પાનું. ૫૦૩.

વધારે રકમના હુકમનામા વિરૂદ્ધ થોડી રકમનું હુકમનામું સામા દાવામાં બતાવવાને તે હુકમનામાવાળો ઈરાદો રાખતો હોય, તો તેને પોતાના હુકમનામાની મુદત જાય નહી એવી સંભાળ રાખવી જોઈએ, કારણ કે જો તે હલકા હુકમનામાની ભરપાઈ કરવાને મુદતની અંદર ઈલાજ કરે નહી, તો સામાવાળો પોતાનું તમામ હુકમનામું બજાવવાનો ફાયદો લેઈ શકે છે. ૫ વી રી. ૧૨. એક હુકમનામાનો દેણુદાર પોતાના હુકમનામાના સામો દાવો કરી કરી શકે છે, પછી તે દેણુદારના હુકમનામા ઉપર લેહેણુદાર અપીલ કરવાનો ઈરાદો રાખતો હોય કે નહી. ૫ વી. રી. પરચુરણ પાનું. ૨.

**તેજ પક્ષકારો**—એવું ઠરાવવામાં આવ્યું છે કે જ્યારે એક હુકમનામાના પક્ષકારોમાંનો એક પક્ષકાર ત્રીજા પક્ષકારનો બેનામી છે, એમ કેહેવામાં આવે, તો તે સામું હુકમનામું ગણવા લાયક છે, એમ નથી. ૨ બં. લા. રી. ૧૧૦, ૧૦ વી. રી. ૪૫૦. સામસામી હુકમનામાઓમાં પક્ષકારો તેના તે ના હોય, પરંતુ જે લેહેણા બાબતનાં હુકમનામાં થએલાં હોય તે લેહેણું તેના તે પક્ષકારોની વચ્ચે આપવાનું હોય તો તેવા હુકમનામાનો સેટાફ થઈ શકે છે. ૨ બં. લા. રી. ૮૪. માટે ધણીના દેવા બાબત તેની વિધવા ઉપર હુકમનામું કરવામાં આવ્યું હોત તો તે હુકમનામું વિધવાના ખર્ચનો સામો સેટાફ થઈ શકે છે. ૧ વી. રી. પરચુરણ ૨૩; પણ स. તથા તેના બે ભાઈઓએ अ. ઉપર ખર્ચ બાબત મજીયારૂં હુકમનામું મેળવ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે अ. નુ स. ઉપર હુકમનામું થએલું હોય તે વિશે अ. સેટાફ કરી શકતો નથી. ઈ. લા. રી. ૨ અ. ૯૧, પણ अ. નું ब. ઊપર હુકમનામું થયેલું અને क. નું ब. તથા अ. ઉપર હુકમનામું થએલું, તેમાં ઠરાવવામાં આવ્યું કે क. પોતાના દાવાનો સેટાફ ફકત अ. વિરૂદ્ધ કરી શકે છે. ૯ ક. પાનું. ૪૭૫.

**અપીલમાં હુકમનામું રદ કરવું**—પક્ષકારોના કરારથી એક બીજાના વિરૂદ્ધ હુકમનામાનો સેટાફ કરવામાં આવેલો અને ભરપાયા કરવામાં આવેલા, પછી તેમાંનો એક પોતાના ઉપરનું હુકમનામું અપીલમાં ફરવાથી પોતાનું થએલું હુકમનામૂં બજાવી શકતો નથી, કારણ કે તે હુકમનામાની ભરપાઈ થઈ ગએલી છે, અને ભૂલથી અને પક્ષકારોના ખરા ઈરાદા વિરૂદ્ધ તે હુકમનામાનામાનો ફેંસલો થએલો, એમ કેહેવામાં આવેલું નથી, અને જે પક્ષકારે અપીલ કરી હતી તેણે શુદ્ધબુદ્ધિથી અને પ્રમાણીકપણે કરી હતી, એમ કેહેવામાં આવ્યું નથી. ૩ બં. લા. રી. ૬૨, પરંતુ એક બીજા કામમાં એવું ઠરાવવામાં

આવ્યું છે કે જ્યારે હુકમનામાઓમાંના એક હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય, તોપણ આ કલમમાં ઠરાવ્યા પ્રમાણે ચાલવું જોઈએ, પછી અપીલમાં જો તે હુકમનામું ફરે તો. અપીલકોર્ટનું હુકમનામું બજી શકે છે. વી. રી. સન ૧૮૬૪ પરચુરણ પાનું ૧.

**અપીલ**—હુકમનામું ચડાવી લેનારે હુકમનામું બજાવેલું હોય, તેમાં હુકમનામાના દેણદારે લીધેલી હરકત નામંજુર કરવાના હુકમ ઉપર અપીલ ચાલી શકે છે. ઈ. લા રી ૨ અ. ૫૧.

**મનાઈ હુકમ**—એક સખસને વારસ વકીલ તરીકે કાયદા વિરૂદ્ધ દાખલ કરવામાં આવેલો હોય, પછી તે દાખલ કરતી વખતે સામી તકરાર કરવાને હાજર થએલો ના હોય, તોપણ તે હુકમનામું લેહેણદાર બજાવે તો તેને અટકાવ કરી શકે છે. ૪ ક. લા. રી. ૪૩૪, ઇ. લા. રી. ૫ ક. પાનું. ૮૬.

ઈ. લા રી. ૯ અ. પાનું ૬૪ નો ઠરાવ કલમ ૨૪૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

બજાવણી ખાતામાં અ. ની રકમ લેહેણી થાય નહી, ત્યાં સુધી બ. નો સામો દાવો બતાવવાનો હક્ક ઊત્પન થતો નથી, માટે સામા દાવાને મુદતની હરકત થતી નથી, માટે અ. ની લેહેણી રકમ બજાવણીમાં નક્કી કરવામાં આવે તે ઠરાવ તે હુકમનામું છે, અને પછી તેને આ કલમ લાગુ થાય છે. ઈ. લા. રી. ૧૦ અ. પાનું. ૧૮૮.

ઈ. લા. રી. ૧૬ ક. પાનું ૬૧૯ નો ઠરાવ કલમ ૨૩૩ નીચેની ટીકામાં જુઓ.

એકજ હુકમનામામાં અપાવેલા સામસામી દાવા.

**૨૪૭. એકજ હુકમનામામાં બંને પક્ષકારોને એકબીજા પાસેથી જુદી જુદી રકમો લેવાને હક્કદાર ઠરાવ્યા હોય, તો જે પક્ષકારને ઓછી રકમ લેવાનો હક્ક હોય તેણે સામા પક્ષકાર ઉપર બજાવણીનો હુકમ કરાવવો નહીં; પરંતુ ઓછી રકમ જેટલી ભરપાઇ હુકમનામા ઉપર કરવી.**

**ટીકા**—સામ સામી હુકમનામાં ના હોય, પણ એકજ હુકમનામાથી વાદી તથા પ્રતીવાદીનું અરસપરસ લેહેણું નીકળતું હોય તે અપાવવામાં આવેલું હોય તો, જે પક્ષકારનું થોડું લેહેણું હોય તે વધારે લેહેણાવાળા પક્ષકારના ઉપર તે હુકમનામું બજાવી શકતો નથી. ૧૩ વી. રી. ૧૦૬, ફક્ત ગાળાની બાબતમાં બજાવણી થઈ શકે છે. ૧૯ વી. રી. પાનું. ૧૮૭

**તે રકમો બરોબર હોય તો કોઈ પણ પક્ષકારે બજાવણીનો હુકમ કરાવવો નહીં. પણ પ્રત્યેક રકમની ભરપાઇ હુકમનામા ઉપર કરવી.**

**ટીકા**—આ કલમ કેટલીક નવીછે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ ૧૩ વી. રી. પાનું ૧૦૬ કે કલકત્તા હાયકોર્ટનો ઠરાવ છે, તે પ્રમાણે છે.

હુકમનામું બજાવવાને પક્ષકારો એકજ રૂપના અને એકજ હક્કના હોવા જોઈએ. માટે બ. ની બતાવેલી મીલકત ઉપર અ. નો હુકમનામું બજાવવાનો હક્ક હોય અને બ. નો અ. ની જાત તથા મીલકત ઉપર બજાવી નાણાં વસુલ કરવાનો હક્ક હોય તો, તે સામ સામી દાવાનો સેટાફ ચલાવવા દેવામાં આવતો નથી. ઈ. લા રી. ૫ અલહાબાદ ૨૭૨. અગ્રક્રિયાધિકારના હક્કવાળો વેચાણની કીંમતમાંથી પોતાનું ખર્ચ કાપી લેઈ શકે છે. ઈ. લા. રી. ૬ અ. ૩૫૧, કલમ ૨૧૪ અને ૨૨૧ નીચેની ટીકા જુઓ.

ઇ. લા. રી. ૯ અ. પાનું ૬૪ નો ઠરાવ કલમ ૨૪૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઉપરની કલમ ૨૪૬ નીચે ઈ. લા. રી. ૧૦ અ. પાનું ૧૮૮ નો ઠરાવ છે, તે જુઓ.

હુકમનામું શા માટે ન બજાવવું તેનું કારણ બતાવવાની નોટીસ.

૨૪૮. (अ) હુકમનામાની તારીખ અને તે બજાવવાને કરેલી દરખાસ્તની તારીખ એ બેની વચ્ચે એક વર્ષ કરતાં વધારે મુદત થઇ ગઇ હોય તો, અથવા

(ब) જે ફરિયાદમાં હુકમનામું થયું હોય તે ફરિયાદના કોઇ પક્ષકારના કાયદેસર વારસ વકીલો ઉપર તે હુકમનામું અમલમાં લાવવાની દરખાસ્ત, કરી હોય તો,—

જે પક્ષકાર ઉપર બજાવણીની દરખાસ્ત કરી હોય, તે પક્ષકારને કોર્ટે નોટીસ કાઢવી. તેમાં મુદત ઠરાવીને એમ લખવું કે, તમારા ઉપર હુકમનામું શા માટે ન બજાવવું તેનું કારણ તે ઠરાવેલી મુદતમાં તમારે બતાવવું.

વિશેષ ઠરાવ.

પરંતુ જે હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી હોય, તે હુકમનામા ઉપર થએલી અપીલમાં કોઈ હુકમનામું થયું હોય તે તારીખથી, અથવા જે પક્ષકાર ઉપર હુકમનામું બજાવવાની દરખાસ્ત કરી હોય તે પક્ષકાર વિરૂદ્ધ છેલ્લો હુકમ કોઇ પેહેલાંની બજાવણીની દરખાસ્ત ઉપર કર્યો હોય તે તારીખથી, એક વર્ષમાં દરખાસ્ત કરી હોય તો, હુકમનામાની તારીખ અને તે બજાવવાની દરખાસ્તની તારીખ વચ્ચે એક વર્ષ કરતા વધારે મુદત વિતી ગઈ છે તે સબબથી, અથવા.

વારસ વકીલ ઉપરની દરખાસ્તમાં, તેજ સખસના ઉપર બજાવણીની કોઇ પેહેલાંની દરખાસ્ત ઉપરથી તેના ઉપર હુકમનામું બજાવવાનો કોર્ટે હુકમ કાઢયો હોય તો, હુકમનામાના દેણદારના કાયદેસર વારસ વકીલ ઉપરની દરખાસ્ત છે એ સબબથી,

તેવી નોટીસ આપવાની જરૂર નથી.

ખુલાસો—આ કલમમાં "કોર્ટ" એ શબ્દથી જે કોર્ટે હુકમનામું કર્યું તે કોર્ટ સમજવી, પરંતુ બજાવવાને સારૂ બીજી કોર્ટને હુકમનામું મોકલ્યું હોય, ત્યારે તેનો અર્થ તે બીજી કોર્ટ એમ સમજવો.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૧૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્મોલકાજકોર્ટોને લાગુ છે.

જે તારીખે નોટીસ કાહાડવામાં આવી હોય તે તારીખથી હુકમનામૂં બજાવવાની મુદત ગણવી શરૂ થાય છે. સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના બીજા પરિશીષ્ટની આર્ટીકલ ૧૭૯ ની રકમ ૫ મી.—૨૨ વી. રી. ૪૮૪, પરંતુ ઈ. લા. રી. ૬ મ. ૧૭૨, ઈ. લા. રી. ૫ મ. ૧૪૧ જુઓ. હુકમનામાવાળાએ હુકમનામું બજાવવાને અરજ કરવી જોઈએ, અને નોટીસ કાહાડવાને અરજ કરવી નહી જોઈએ. નોટીસ કાહાડવી તે કોર્ટની ફરજ છે. ૬ વી. રી. પરચુરણ પાનું. ૫૮.

જ્યારે ઓછામાં ઓછા ત્રાહિત પક્ષકારના હકકને હરકત થએલી ના હોય, ત્યારે નોટીસ કાહાડવાની કસુરથી પાછળનું તમામ કામ રદ થાય છે. ૭ ક. લા રી. ૮૫, ઈ. લા. રી. ૬ ક. ૧૦૩. ઈ. લા. રી. ૩ અ. પાનું. ૪૨૪.

બજવણીના કામમાં હુકમનામાનો દેણદાર હાજર થયો હોય તો, તે મ્હારા ઉપર નોટીસ બજાવવામાં આવી નથી એવી હરકત લેઈ શકતો નથી. ૧૧ વી. રી. પાનું ૩૨૯.

**નોટીસની બજાવણીની શાબેતી**–આ કલમ પ્રમાણે નોટીસ કાહાડ્યા પછી હુકમનામાનો અમલ કરવાને કાંઈ વધારે ઈલાજ કરવામાં આવેલો નથી હતો, તેથી બીજી દરખાસ્ત કરવામાં આવે ત્યારે હુકમનામાનો દેણદાર મ્હારા ઉપર નોટીસ બજી નથી એમ તકારાર કરીને મુદત વિત્યાનો ફાયદો લે છે, અને નોટીસ બજાવનાર અમલદારને તે બજાવણીની બાબત યાદ રહેલી ના હોય તથા જે સખસોએ તે બજાણી જોએલી હોય, તે બાબત શાબેત કરવાને હુકમનામાવાળાને ઘણી મુસ્કેલીમાં નાંખવાને દેણદાર મેહેનત કરે છે, એવું કોઈક વખત બને છે એમ નથી, તોપણ કોર્ટોએ આ મુસ્કેલી કબુલ કરીને દુર કરેલી છે. ૨૨ વી. રી. ૫ ના ઠરાવમાં આ વિશે ફેંસલો આપવામાં આવેલો છે. તેમાં એવું ઠરાવ્યું છે કે કલમ ૨૧૬ ( હાલની આ કલમ ૨૪૮ ) પ્રમાણે નોટીસ કાહાડવામાં આવે છે, તે સમન્સ અથવા બીજી નોટીસ પક્ષકાર બજાવવાને બંધાએલો છે તેથી જુદી છે, કારણ કે તે કલમ પ્રમાણે હુકમનામાની તારીખ અને તે બજાવવાની દરખાસ્તની તારીખની વચ્ચમાં એક વર્ષની મુદત વીતી જાય એટલે જે સખસના વિરૂદ્ધ દરખાસ્ત કરેલી હોય તે સખસ ઉપર કોર્ટ નોટીસ કાહાડે છે. આવી બાબતમાં સારીપેઠે જાણીતો નિયમ એવો છે કે દરેક બાબત નિયમ પ્રમાણે કરવામાં આવેલી છે, (પુરાવ આકટની કલમ ૧૧૪) એવું અનુમાન કરવું જોઈએ, માટે આ કામમાં મૂનસફે જેમ કરેલું છે તેમ કોર્ટ પોતાના હુકમની વ્યવસ્થા કરે ત્યારે વિશેષે કરીને તે નિયમ લાગુ કરવાનો છે. અમારે એવું અનુમાન કરવાનો હક છે કે કોર્ટે નોટીસ કાહાડેલી હતી. માટે ખરી રીતે નોટીસ કાહાડવામાં આવી નથી એવો કોર્ટને શંતોષ થાય તેવી રીતે શાબેત કરવાને ખુલ્લી રીતે પ્રતીવાદીના ઉપર બોજો છે. હુકમનામું થયાને છ સાત વર્ષ વિતી જાય અને કોર્ટે જે બાબતો જોવાની છે તે બાબતો ફક્ત શાબેત કરવાને વાદીને ફરજ પાડવી એટલુંજ નહી, પણ અસલ બતાવેલું કામ ફરીથી શાબેત કરવાને વાદીને ફરજ પાડવી એ ઘણી વિચિત્ર બાબત છે. તમામ સાક્ષીઓ મરણ પામેલા હોય અને તગામ દસ્તાવેજો ગુમ થયેલા હોય, તેથી જે બાબત સેહેલાઇથી ૭ વર્ષ ઉપર તે શાબેત કરી શકત તે શાબેત કરવાને ઘણીજ મુસ્કેલી પડે, સબબ અમારી નજરમાં આવે છે કે જે વખતે હુકનામાના દેણદાર ઉપર હુકમનામું કરવામા આવ્યું તે વખતે તેના લાભમાં જે બાબતની ધારણા થઈ શકતી નહી હતી તેવી ધારણા લાંબી મુદત ગયા પછી કરવાને કોર્ટે ઘણા સાવધ રેહેવું જોઈએ. વળી ૧૯ વી. રી. ૧૦૨ જુઓ. તે ઠરાવમાં ૧૫ વી. રી. ૨૦૩ ના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યું છે. તે કામમાં આવી નોટીસની બજાવણી યોગ્ય રીતે કરવામાં આવેલી છે એવો નાજરનો રીપોર્ટ હતો, તે તેમાં કહેલી બાબતના સાચાપણા વિશે પ્રથમ દર્શનીક પુરાવ છે, એમ ઠરાવવામાં આવેલું છે. આ પાછળ કહેલા ઠરાવમાં કોર્ટે કહેલું છે કે: "એકાદી ન્યાયની કોર્ટમાં હુકમનામું બજાવવાને જ્યારે કાંઈ ઈલાજ કરવામાં આવે, ત્યારે તે ઈલાજ પ્રમાણીકપણે અને શુદ્ધબુદ્ધીથી કરવો છે એમ ધારવું જોઈએ" નોટીસ બજ્યા પછી હુકમનામું બજાવવાને કાંઈ વધારે ઇલાજ કરવામાં આવ્યો નથી, એ વિશેનો વિચાર કરવામાં તે કોર્ટે કહ્યું છે કે "આ કામમાં જે હકીકત માલમ પડે છે તે ઉપરથી એવું અનુમાન કરવાનું છે, તે એવું છે કે જે સખસના ઉપર કાંઈ વધારે ઈલાજ કરવાનો છે તે ઘણું-

કરીને છુપાઈ ગએલો છે, માટે કાંઈ વધારે ઈલાજ કરવો ઉપયોગી નથી, એવું હુકમનામાવાળાને લાગેલું હતું.

**અગાઉની દરખાસ્ત**—પ્રથમની જે દરખાસ્ત ચાલુ હોય તે જ્યાંહાં સુધી ફેંસલ કરવામાં આવે નહીં ત્યાં સુધી કામ જ્યારી છે, એમ ગણવું જોઈએ ૨૩ વી. રી. ૩૨૭. સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૪૬ ના ઠરાવ પ્રમાણે હુકમનામાના દેણદાર તથા ત્રીજા પક્ષકાર ઉપર હુકમનામાના લેહેણદારે દાવો કરી હુકમનામું મેળવેલું હોય, તે સદરહુ આક્ટની કલમ ૨૧૬ પ્રમાણે પ્રથમની દરખાસ્તમાં કરેલો હુકમ નથી. ૨૩ વી. રી. ૩૧

આ કલમ અથવા કલમ ૨૪૫ પ્રમાણે કારણ બતાવવાની નોટીસ કર્યા પછી બજાવણીનો હુકમ કરેલો હોય, તો હાયકોર્ટની અસલ બાજુમાં તે હુકમથી ફેંસલો તાજો થાય છે. ઈ. લા. રી. ૬ ક. પાનું. ૫૦૪

ઈ. લા.. રી. ૧૩ ક. પાનું ૨૫૭ મે ઠરાવ છે, તેનો મતલબ આ કાયદાની કલમ ૨૩૯ નીચેની ટીકામાં જુઓ.

બજાવણીની દરખાસ્ત ખોટી રીતે નામંજુર કરવામાં આવી હોય, પણ કલમ ૨૯૫ પ્રમાણે ફાળા પડતી વેહેચણી કરવાની અરજી નામંજુર કર્યાના હુકમનો ફરી વિચાર હાયકોર્ટ કરી શકતા નથી. ઈ. લા. રી. ૯ મ. પાનું. ૫૦૮.

નોટીસ કાઢ્યા પછી શું કરવું તે.

**૨૪૯ ગઈ છેલ્લી કલમ પ્રમાણે જેને નોટીસ કાઢી હોય તે સખસ હાજર ન થાય, અથવા હુકમનામું શા માટે ન બજાવવું તેનું કોર્ટની ખાત્રી લાયક કારણ ન બતાવે, તો કોર્ટે તે હુકમનામું બજાવવાનો હુકમ કરવો.**

**જો તે સખસ હુકમનામું અમલમાં લાવવાને કંઇ હરકત બતાવે, તો કોર્ટે તે હરકત ધ્યાનમાં લેવી, અને પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૧૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્મોલકાઝકોર્ટોને લાગુ છે.

કલમ ૨૪૮ પ્રમાણે જે સખસના ઉપર નોટીસ કાહાડીને બજાવવામાં આવેલી હોય, તે સખસને પોતાના ઉપર હુકમનામું બજાવવાને કાંઈ બળવાન હરકત હોય તો તે હાજર થઈ બતાવવાને બંધાયેલો છે. પાછળથી તે કોર્ટમાં આવી અમુક મીલકત વેચાવવા સબંધી જે કામ ચાલ્યું હોય તે સુધાંતનું તમામ કામ રદ બાતલ ઠરાવવાને માગી શકતો નથી, કારણ કે તે કૃત્યો જે કારણથી ખોટાં અને ભૂલ ભરેલાં છે, તે જેમ વધારે ખુલ્લી રીતનું હોય તેમ તેને કોર્ટની રૂબરૂ આવીને કોર્ટ પાસે તે કામ અટકાવવું એ વધારે સેહેલો રસ્તો છે. આ કારણોથી ચાર્ટર આક્ટની કલમ ૧૫ પ્રમાણે હાયકોર્ટે પોતાનો અસાધારણ અખત્યાર વાપરવાને તથા તેમાં હાથ ઘાલવાને ના કહેલી છે. ૨૩ વી. રી. ૩૧૦; ૧૪ બં. લા. રી. ૩૩૦. આ કલમ પ્રમાણે હરકતનું કારણ બતાવવાને અરજી કરવામાં આવે, તે ઉપર પ્રતિજ્ઞા કરવાની જરૂર નથી. ૮ વી. રી. પાનું. ૨૦૦.

જ્યારે આ કલમ પ્રમાણે હરકતની અરજી કરવામાં આવી હોય તો, તેનો વિચાર કરવાને એક દીવશ નીમવાને કોર્ટ બંધાયેલ છે; અને (અરજદાર જાતે અગર વકીલની મારફતે હાજર ના હોય તોપણ) તે હરકતોનો વિચાર કરવાને તથા પોતાને વાજબી અને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને એક દીવશ ઠરાવવાને કોર્ટ બંધાયેલ છે, કારણ કે જે હરકત

લેવામાં આવી હોય તે કામની હકીકત તપાસ્યા સિવાય એવી રીતની હોય કે, જડજને પ્રથમ દર્શનીક રીતે બજાવણી નહી કરવાને કારણ માલમ પડે. ૧૪ વી. રી. ૧૫૫, ૫ બ. લા. રી. અ. પાનું. ૬૫.

ઈં. લા. રી. ૧૧. મ. પાનું ૧૩૦ નો ઠરાવ કલમ ૨૨૩ નીચેની ટીકામાં જુઓ.

વારંટ કયારે કાઢવું.

**૨૫૦. પાછળના ઠરાવો પ્રમાણે પ્રથમની તજવીજો કરવાની હોય (તો) તે કર્યા પછી, કંઈ વિરૂદ્ધ કારણ ન જણાય તો, હુકમનામું બજાવવાને કોર્ટે કલમ ૨૪૫ अ. અને ૨૪૫ ब. ના ઠરાવોને પાત્ર રહીને પોતાનું વારંટ કાઢવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૨૧ જેવી આ કલમ છે આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જ્યારે હુકમનામાના લેહેણદારની પ્રથમના વારંટમાં કાંઈ કસુર ના હોય તો, દેણદારને પકડવાનું વારંટ કાહાડવાને કોર્ટે ના કેહેવી નહી જોઇએ. ૮ બં. લા. રી. પાનું. ૨૫૫.

તારીખ, સહી, શિક્કો અને સ્વાધીન કરવું.

**૨૫૧. તે વારંટ ઉપર જે તારીખે તે કાઢયું હોય તે તારીખ નાખવી, તથા જડજે કે તે કામને વાસ્તે કોર્ટ નીમે તે અમલદારે સહી કરવી, તથા કોર્ટના શિક્કાથી શિક્કો કરવો; અને તે બજાવવાને યોગ્ય અમલદારને સ્વાધીન કરવું.**

**તે વારંટમાં એક દિવશ મુકરર કરીને લખવું કે, તે દિવશે અથવા તે પેહેલાં તે વારંટ બજાવવું. અને કયે દીવશે તથા કઇ રીતે તે વારંટ બજાવ્યું એ વિશે, અથવા તે ન બજ્યું હોય તો તે શા કારણથી ન બજ્યું એ વિશે તે યોગ્ય અમલદારે વારંટ ઉપર શેરો કરવો, અને તે શેરા સહિત, જે કોર્ટમાંથી તે વારંટ નિકળ્યું હોય તે કોર્ટને, તે પાછું મોકલવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૨૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથાં જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**અમલદારની પાસે** વારંટ ના હોય તો તે પકડી શકતો નથી. ઈ. લા. રી. ૫ અ. પાનું ૩૧૮

હુકમનામું બજાવવામાં પ્રોસેસ બજાવનાર ચોકીદારની પોહોંચ હોય અગર નાજરનો રીપોર્ટ હોય તો, તે કાંઈ બરોબર પુરાવ નથી, પણ બીજા દસ્તાવેજી પુરાવની માફક તે શાબેત કરવો જોઈએ. ૩. વી. રી. પરચુરણ ૧૧, ૧૦. વી. રી. પાનું. ૩, તોપણ ૨૨ વી. રી. પાનું. ૫ જુઓ.

મૈયતના વારસ વકીલો ઉપર મૈયતની મિલકતમાંથી આપવા એવું પૈસા બાબતનું હુકમનામું.

**૨૫૨. કોઈ મૈયતના કાયદેસર વારસ વકીલ તરીકે કોઇ પક્ષકાર ઉપર પૈસા બાબતનું હુકમનામું થયું હોય, અને તે હુકમનામું મૈયતની મિલકતમાંથી પૈસા આપવા એવું હોય, તો મૈયતની કંઇ મિલકત જપ્ત કરી તથા વેચીને તે બજાવી શકાય.**

**તેવી મિલકત હુકમનામાના દેણદારના કબજામાં રહી ન હોય અને મૈયતની જે મિલકત પોતાના (હુકમનામાના દેણદારના) કબજામાં આવેલી શા-**

**બીત થાય, તે મિલકત પોતે બરાબર રીતે કામે લગાડી છે એમ તે કોર્ટની ખાત્રી ન કરે તો, જાણે તેની જાત ઉપરજ હુકમનામું થયું હોય તે રીતે, જેટલી મિલકત તેણે બરાબર રીતે કામે લગાડી ન હોય તેટલા પુરતુ, તે હુકમનામું હુકમનામાના દેણદાર ઉપર બજાવી શકાય.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૩, ૨૧૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ અને જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રથમ અસલ દેણદારની જગોએ હુકમનામું થતાં પેહેલાં જે પક્ષકારને દાખલ કર્યો હોય તે સબંધી છે, પણ તેવીજ રીતે હુકમનામાની બજાવણીમાં જે સખસને દાખલ કરેલો હોય તેની બાબતમાં પણ છે. કલમ ૬૪૭ તથા ૮ વી. રી. ૧૬૧ જુઓ. પરંતુ દાવાની અરજી ફાઈલ કરતા પેહેલાં જે સખસ મરણ પામેલો હોય તેના ઉપર દાવો કરી હુકમનામું કરાવવામાં આવે તો તેના કાયદેસર વારસ ઉપર તે હુકમનામું બજી શકતું નથી ૧૪ બં. લા. રી. ૩૩૪. જે સખસોને કાયદેસર વારસો છે તે કારણથી પ્રતીવાદી કરવામાં આવેલા ના હોય, પણ મરનારની મીલકત તેઓના કબજામાં છે એવા કારણથી તેમને પ્રતીવાદી કરવામાં આવેલા હોય, તો તેમના ઉપર હુકમનામું થતું નથી. ૧૪ વી. રી. ૪૩૧; ૬ બં. લા. રી ૧૦૦; પછી જો તે વારસ વકીલ હોય તો તેની પાસે મીલકત છે, એવું શાબેત કરવાની જરૂર નથી. ઇ. લા. રી. ૮ મુંબાઈ, પાનું. ૩૦૯

**કાયદેસર વારસ**—કાયદેસર વારસમાં વશીયત કરયા વિના જે સખસ મરણ પામેલો હોય તેના વારસનો સમાસ થાય છે. ૪ ક. લા. રી. ૨૧૦. હિંદુમાં જે સખસના ઉપર હુકમનામું કરવું હોય તેમાં મરનાર દેણદારની મીલકતનો કાયદેસર વારસે વારસો લીધો છે, એવું હોવું જોઈએ, પણ જો તે કાયદેસર વારસ બીજા સખસને વારસ તરીકે બતાવે અને તે હુકમનામા વિશે તકરાર કરી શકનો ના હોય તો, તે પ્રમાણે શકતું નથી. ઈ. લા. રી. ૯ મું. ૮૬. માટે બે જુદા થએલા ભાઈઓમાંના એક ભાઇના વારસ તરીકે બીજા ભાઈ ઉપર હુકમનામું કરવામાં આવેલું, અને તે મરનાર ભાઈએ વિધવા મૂકેલી હતી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વિધવા પાસે મરનારની મીલકત હોય તે ઉપર તે હુકમનામું બજી શકતું નથી, કારણ કે તે ભાઈ તે મરનારનો વારસ નથી, પણ તેની વિધવા કાયદેસર વારસ છે. ૮ મૂ. ૩૭. મીતાક્ષરા પ્રમાણે ચાલનારા કુંટબના એક મરનાર અંગભૂતના વારસ ઉપર તેના વારસ તરીકે હુકમનામું કરવામાં આવેલું, તેમાં ઠરાવવામાં આવ્યું કે મરનારની મીલકત ઉપર તે હુકમનામું બજી શકતું નથી, કારણ કે તે કુટંબમાં બીજા સખસો હયાત હતા, માટે તેમને તે મીલકત મળેલી છે. ૩ બં. લા. રી. ૩૧. આ કલમની પેહેલી રકમના હેતુ વિશે ઉપર બતાવેલા કામમાં સર બાર્ન્સ પીકાક સાહેબે કહેલું છે કે "જયારે હુકમનામું મરનારના વારસ ઉપર હોય, અને હુકમનામાની રકમ મરનારની મીલકતમાંથી આપવાની હોય તો, વારસની પાસે જે મરનારની મીલકત ગયેલી હોય તેમાંથી તે રકમ વસુલ આપવી જોઈએ", પરંતુ આ કલમ સાથે ઈ. લા. રી. ૫ ક. ૧૪૮ નો ઠરાવ જુઓ.

મરનાર હિંદુની મીલકતનો કબજો એક સખસે લીધો હોય અને મરનારે એક વુઈલ મુકેલું હોય, પણ તે વિશે પ્રોબેટ આપવામાં આવેલું ના હોય તો, જ્યાં સુધી પ્રોબેટ આપવામાં આવે નહીં ત્યાં સુધી તે સખસને કાયદેસર વારસ ગણવો જોઈએ. ઈ. લા. રી. ૪ ક. ૩૪૨.

એક હિંદુ મરણ પામ્યો તેને એક ખતની રૂઈએ દેવું હતું, અને તેણે એક વિધવા તથા સગીર દીકરો મુકેલો હતો, વાદીએ તે ખતની રૂઈએ તે વિધવા ઉપર હુકમનામું મેળવ્યું, એવું કહીને કે તે સગીર છોકરાની વાલી છે તેમાં તે હુકમનામાની બજાવણીમાં જે લીલામ કરવામાં આવ્યાથી "દેણદાર"નો હક્ક તથા હિત વેચાણ આપવામાં આવેલો, તેથી તે મરનારનો હક્ક તથા હિત વેચાણ આપવામાં આવ્યું થાય છે, અને તે વિધવાનો કાંઈ પણ હક્ક નહી હતો તે આપ્યો થતું નથી માર્સ ૬૧૪ પરંતુ જ્યારે હુકમનામું જાત ઉપર હોય ત્યારે ખરીદદાર તે હુકમનામા તથા વેચાણના પ્રોસીડીંગ ઉપરાંત એવું બતાવવાને જઈ શકતો નથી કે, તે વેચાણ તેણીના હક્ક બાબતજ નહી હતું. ૩ ક. લા. રી. ૫૩૦; પરંતુ જે કામમાં હુકમનામામાં બાપનું દેવું છે એવું વર્ણન કરવામાં આવેલું ના હોય, પરંતુ ફક્ત પ્રતીવાદીને તે આપવાનું છે એવું તેમાં બતાવેલું હોય, અને વિધવાને દાવાની અરજીમાં મરનારની વિધવા અને સગીરની મા છે એવું બતાવેલું હોય તો, બજાવણીમા કહેલા લીલામથી સગીરની મીલકત વેચવામાં આવતી નથી, અથવા વિધવાને તેઓના વારસ તરીકે મીલકત લેવાને પ્રતીબંધ થતો નથી. ૩ ક. લા. રી. ૪૭૩, ધણીના દેવા બાબત વિધવા ઉપર તેણીના સગીર દીકરાના વાલી તરીકે દાવો કરવામાં આવેલો હતો, તેથી તેણીના ઉપર ધણીના વારસ તરીકે હુકમનામું કરવામાં આવ્યુ, તેમાં ઠરાવવામા આવ્યું કે તે હુકમનામાની બજાવણીમાં થએલા લીલામથી મરનારનો હક્ક નામનો મળે છે, પણ મરનાર ધણીનો હક્ક સબંધ મળે છે. ૧૪ મુર્સ ૬૦૫, ૧૦ બં. લા. રી. ૨૯૪, ૧૭ વી. રી. ૪૫૯ પરંતુ એક હિંદુ પ્રતીવાદી એક વિધવા તથા સગીર દીકરો મુકી મરણ પામેલો, અને વિધવા ઉપર સગીરના વાલી તરીકે નહી પણ ફક્ત તેણીના ઉપર દાવો ચલાવવામાં આવેલો, અને તેણીના મરણ પછી મરનાર ધણીની બેહેનને દાખલ કરી ચલાવવામાં આવ્યો, પણ તેણીને સગીર છોકરાની વાલી નીમવામાં આવેલી નહી હતી, તેમ મીલકતની વાહવટદાર પણ ઠરાવેલી નહી હતી તેમા ઠરાવવામાં આવ્યું કે તેમાં થએલા હુકમનામાથી સગીર બંધનમા આવતો નથી. ઈ. લા. રી ૫ મું ૧૪.

બંગાળામા વિધવા વારસ હોય તો તેણીના ઉપર થએલા હુકમનામાથી તેણીની પાછળ થનાર વારસ બંધનમા આવે છે કે નહી તેનો નિર્ણય કરવામા એવુ જોવાનું છે કે, તે હુકમનામું તે વિધવાની જાત વિરૂદ્ધ ઉત્પન્ન થએલા દાવાના કારણથી કરવામા આવેલું છે કે, પાછળથી થનાર વારસની મીલકતને હરકત કરે તેવા દાવાના કારણની રૂઈએ તે કરવામાં આવેલું છે. ઈ લા. રી. ૭ ક. ૩૫૭, ઈ. લા રી. ૩ મુ ૨૩૭, ઈ લા. રી ૪ મ. ૩૭૫; તથા વળી ઈ. લા. રી ૬ ક. ૩૬, અને તે સવાલનો નિર્ણય હુકમનામા ઉપરથી તથા લીલામના પ્રોસીડીંગના કાગળો ઉપરથી કરવો જોઈએ. ૩ ક. લા. રી પાનું. ૫૩૦

એક મુસલમાન ધણી મરણ પામેલો તેના કરજ બાબત તેણીની વારસ વિધવા ઉપર હુકમનામું કરાવવામા આવેલુ, તેમાં લીલામના જાહેરનામામાં જે હુકમનામું બતાવેલું તેથી સદરહુ મરનારનો હક્ક સબંધ આપવામાં આવેલો છે, એમ ઠરાવવામાં આવેલું હતું. ૨૪ વી. રી. ૩. એક મરનાર હિંદુના કરજ બાબત તેના ત્રણ દીકરાઓમાંથી બે દીકરાઓના ઉપર હુકમનામું કરાવવામાં આવેલું, અને જે વેચવામાં આવેલું તે પ્રથમ દર્શનિક રીતે મરનારનો હક્ક સબંધ વેચવામાં આવેલો હતો. ૨૪ વી. રી. ૩૮૩. એક હુકમનામું થતા અગાઉ એક હિંદુ મરણ પામેલો, તેના છોકરાની વહુના ઉપર હુકમનામું કરવામાં આ.

વેલું, તેથી તે વહુનો હક્ક સબંધ વેચવામાં આવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેચાણથી તે મરનારનો હક્ક સબંધ વેચવામાં આવ્યો છે. ૨૪ વી. રી. ૧૦૯. એક મુસલમાન પોતાની વિધવા તથા સગીર દીકરી મુકી મરણ પામેલો, પછી તે મરનારના દેવાબાબત તેની વિધવા ઉપર હુકમનામું કરવામાં આવ્યું તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામાથી સદરહુ દીકરી બંધનમાં આવતી નથી. ઈ. લા. રી. ૧ અ. ૫૭. વળી ૧૪ વી. રી. ૪૪૮, અને ૧૫ બં. લા. રી. પાનું. ૧૩૪ જુઓ.

એક મુસલમાન મરણ પામેલો હોય તેના એક વારસ ઉપર કરેલા હુકમનામાથી તેના બાકીના વારસો બંધનમાં આવતા નથી. ૧૧ ક. લા. રી. ૨૬૯, તેમજ એક મુસલમાન એક વિધવા અને બે દીકરીઓ મુકી મરણ પામેલો, અને તેથી તેની એક દીકરી ઉપર તેણીના મરનાર બાપના વારસ તરીકે હુકમનામું કરવામાં આવેલું, અને તે હુકમનામું થોડુંક કરજ તે દીકરીનું અને થોડુંક તેણીના બાપનું કરજ હતું તે વિશે કરવામાં આવેલું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામાથી કરેલા લીલામથી ફક્ત તે દીકરીનો હિસ્સો વેચવામાં આવેલો થાય છે. ઈ. લા. ૨ ક. ૩૯૫. વળી જ્યાં મુસલમાનના કેટલાક વારસોની કબુલતથી તેમના ઉપર હુકમનામું મેળવવામાં આવ્યું હોય, ત્યારે તે હુકમનામું ફક્ત તેમાના પક્ષકારોને બંધનકારક છે. ઈ. લા. રી. ૪ ક. ૧૪૩; ઇ. લા. રી. ૫ મું. ૮, તોપણ ૧૦ ક. લા. રી. ૩૪૭, ઇ. લા રી. ૮ ક. પાનું, ૭૭૦ જુઓ.

જ્યારે આ કલમ પ્રમાણે મરનાર પ્રતીવાદીના વારસ ઉપર હુકમનામું કરવામાં આવે ત્યારે કલમ ૫૦ મીમા બતાવ્યા પ્રમાણે તે પ્રતીવાદીનું વર્ણન કરવું જોઈએ, અને દાવાની અરજીમાં એવું કહેલું હોવું જોઈએ કે તે મરનાર સખસનો વારસ છે, માટે તેના ઉપર દાવો કરેલો છે. સબબ દાવાની અરજીમાં લખેલી હકીકત જો શાબેત કરવામાં આવે તો, તેના ઉપર હુકમનામું થાય છે. ૨૦ વી. રી. પાનું. ૨૮૦.

વારસની પાસે જે મીલકત હોય તે ઉપર પ્રથમ હુકમનામું બજાવવું જોઈએ, અથવા બજાવવાને કોશીસ કરવી જોઈએ ૧૦ વી. રી. ૧૯૯. વારસની ખાનગી મિલકત જપ્ત થઈ શકતી નથી અને વેચાવી શકાતી નથી, પરંતુ જો એમ શાબેત કરવામાં આવે કે વારસે મરનારની મીલકત લીધી છે તેની યોગ્ય રીતે વ્યવસ્થા કેવી રીતે કરવામાં આવી છે તે બતાવી શકતો નથી, તો વારસની ખાનગી મીલકત જપ્ત કરી વેચાવી શકાય છે. ૧૮ વી. રી. ૧૮૫, ૧૪ વી. રી. ૩૬૨, ૨૦ વી. રી. ૨૮૦. પછી તે મરનારના મરણ પેહેલાં અથવા મરણ પછી. હુકમનામાવાળુ લેહેણું લેવા જોગ થએલું હોય તેની ચીંતા નહી. ૧૨ વી. રી. પાનું. ૨૩૩.

મરનાર હુકમનામાના દેણદારના કાયદેસર વારસના કબજામાં જે મીલકત આવેલી હોય તે મીલકત બાબત તે જવાબદાર નથી, પણ તે મીલકતની કીમત બાબત તે જવાબદાર છે. તે વારસ તે મીલકત વેચી શકે છે, અને જે શુદ્ધબુદ્ધિથી કીમતી અવેજ આપી ખરીદ કરનાર હોય તેની પાસેથી લેહેણદાર લેઈ શકતો નથી. માટે જેટલે દરજ્જે વારસે મીલકત લીધી હોય તેટલે દરજ્જે તે લેહેણદાર તે વારસને જાતે જવાબદાર ઠરાવી શકે છે. ૨ વી. રી. પાનું. ૨૯૬.

હુકમનામાના મરનાર દેણદારના ઉપર સામ સામી હુકમનામાં હોય તો, તે જાતીકી જવાબદારીનાં છે. ૧૨ વી. રી. પાનું. ૪૯૫.

જે મીલકત ખોટી રીતે બીજાને આપેલી હોય, તે લેહેણુદાર લેઈ શકે છે. ૪ ક. લા. રી. પાનું. ૨૧૦.

જામીન ઉપરનું હુકમનામું. **૨૫૩. અવલ ફરિયાદમાં હુકમનામું થતાં પેહેલાં, તે હુકમનામું અથવા તેનો કંઇ ભાગ પુરો કરી આપવાને કોઇ સખસ જામીન તરીકે જવાબદાર થયો હોય, તો પ્રતિવાદી ઉપર જે રીતે હુકમનામું બજાવાય તે રીતે, જેટલે દરજ્જે તે જવાબદાર થયો હોય તેટલે દરજ્જે, તે સખસના ઉપર તે હુકમનામું બજાવી શકાય.**

**પરંતુ પ્રત્યેક કામમાં કોર્ટને બસ લાગે એવી લખેલી નોટીસ જામીનદારને આપીને ઉપર પ્રમાણે કરવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કાયદાની કલમ ૪૮૩, ૪૯૦ પ્રમાણે ફેંસલો કરતા પેહેલાં જે પકડવા બાબત તથા જપ્તી બાબત નિયમો છે, તેને આ કલમ લાગુ થાય છે, તથા જે કામોમાં વાદીને જામીન આપવાની ફરજ પાડી શકાય છે તે કામોને લાગુ થાય છે. ૪ ઈં. અ. ૨૩, ઈં. લા. રી. ૨ ક. ૨૩૩, અને અલ્હાબાદ હાઈકોર્ટના ઠરાવ પ્રમાણે અપીલકોર્ટના તથા જ્યુડીસીયલ કમીટીના હુકમનામાનો યોગ્ય રીતે અમલ કરવાને જામીની હોય તેને લાગુ થાય છે. ઈં લા. રી. ૨ અલ્હા. ૬૦૪; મદ્રાસમાં એવું ઠરાવવામાં આવ્યું કે જો આ કલમ અપીલોને લાગુ થતી હોય તો હુકમનામું થતા પેહેલાં જે કામમાં જામીન આપવામાં આવે તેને લાગુ થાય છે. ઇ. લા. રી. ૭ મ. પાનું. ૨૮૫.

આ કલમ ફક્ત અસલ દાવામાં હુકમનામાં થતાં પેહેલાં જે સખસો જામીન થએલા હોય તેને લાગુ થાય છે. ઇ લા. રી. ૩ અ. પાનું. ૮૦૯ અ.

આ કલમથી જામીન વિરૂદ્ધ વધારાનો ઈલાજ ઠરાવવામાં આવેલો છે, અને જામીનખતની રૂઈએ કરેલા કરારનો અમલ કરવાને દાવો લાવવાને હુકમનામાવાળાને અટકાવ થતો નથી. ૬ અલ્હા. પાનું. ૨૬૧.

**હુકમનામું**—હુકમનામું અમલમાં લાવવાને સારૂ જામીન લીધેલો જોઇએ, માટે પક્ષકારોની વચ્ચે ખાનગી ગોઠવણીથી હુકમનામાના ઠરાવમાં ફેરફાર કરવામાં આવેલો હોય, અને તે નવી ગોઠવણનો અમલ કરવાને જામીન આપવામાં આવેલો હોય તો, સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૪ પ્રમાણે તે જામીન જવાબદાર નથી, એવું ઠરાવેલું છે. ૩ અલ્હા. ૮૮. તેમજ કલમ ૩૪૯ પ્રમાણે જામીનને આ કલમ લાગુ થતી નથી. ઈં. લા. રી. ૭ મ. પાનું ૨૭૩.

**રીવાજ**—હુકમનામું થયા પછી હું જામીન થયો હતો, એવા કારણથી જામીન હરકત લેતો હોય કે આ કલમ પ્રમાણે મ્હારી જવાબદારીનો અમલ થઈ શકતો નથી, તો તેવી હરકત કલમ ૨૭૮ પ્રમાણે લેવાની છે, અને કલમ ૩૧૨ પ્રમાણે લેવાની નથી. ઈં. લા. રી. ૭ અલ્હા. પાનું. ૩૬૫.

આ કલમ પ્રમાણે જે જમાન ઉપર હુકમનામું કરવામાં આવેલું હોય તેનો હુકમનામાની બજાવણીમાં કરેલા હુકમ ઉપર અપીલ કરવાનો હક્ક છે. ઇ. લા. રી. ૧૨ મું. ૭૧.

વાદીએ મહારાણી ઈનકાંઉસીલમાં અપીલ કરવાથી તેના જામીન માગવામાં આવ્યા. તેથી અ. એ અપીલવાળા તરફથી અપીલના પ્રતીવાદીના ખર્ચનું જામીનખત લખી આપ્યું. મહારાણી ઈનકાંઉસીલે તે અપીલ ખર્ચ સાથે કાહાડી નાંખી તે દરમિયાનમાં તે અ. મરણ પામ્યો, તેથી અપીલના પ્રતીવાદીએ અ ની મીલકત ઉપર બજાવવાને અરજ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે જામીનખતના આધારથી તે જામીનની જવાબદારી છે તેનો મહારાણી ઈનકાંઉસીલના હુકમનામાની બજાવણીમાં અમલ થઈ શકતો નથી. ઈં લા રી ૧૨ ક.૪૦૨.

પૈસા બાબત નું હુકમનામું. **૨૫૪. જે હુકમનામામાં અથવા હુકમમાં, નુકશાનીના બદલા તરીકે અથવા ખરચ તરીકે, અથવા તે હુકમનામામાં કે હુકમમાં અપાવેલી બીજી કોઇ દાદને બદલે ઠરાવેલી રકમ તરીકે, અથવા બીજી કોઇ રીતે,-કોઇ પક્ષકારને પૈસા આપવાનું ફરમાવ્યું હોય તે પ્રત્યેક હુકમનામું અથવા હુકમ, હુકમનામાના દેણદારને કેદ કરીને, અથવા આ આકટમાં હવે પછી ઠરાવ કર્યા છે તે રીતે તેની મીલકત જપ્ત કરી તથા વેચીને, અથવા તે બંને વાનાં કરીને અમલમાં લાવી શકાય.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કોર્ટે પડદા ઓરતને પકડવાને વારંટ કાહાડવું નહી જોઈએ, પણ જો હુકમનામાવાળો એવી ખાત્રી કરે કે હુકમનામૂં બજાવવાને મ્હારે બીજું કાંઈ સાધન નથી, તો તેવી ઓરત ઉપર વારંટ કાહાડી શકાય છે. ૧૦ વી. રી. ૨૧. ૧ બં. લા. રી. પાનું. ૨૧

**એક પક્ષકારને પૈસા ભરવાનો હુકમ કરવો**—દર માસે અમુક દરથી ખોરાકી પોશાકી આપવાનું હુકમનામૂં કરેલું હોય તો તે હક્તાબંધી હુકમનામા જેવું છે. માટે વખતે વખતે હક્નો લેહેણો થાય ત્યારે તે બજી શકે છે. ૧૫ વી. રી. ૧૨૮. પરતું જેવું હુકમનામું હોય તેવું બજાવવાને તથા હુકમનામામાં વ્યાજ અથવા ખર્ચ વિશે કાંઈ ઠરાવ ના હોય તો તે વિષે ઠરાવ કરવાને બંધાએલો છે. લા. રી ૪. ઈ. અ. પાનું. ૧૩૭.

**જપ્તી**—જો મીલકત યોગ્ય રીતે જપ્ત કરવામાં આવેલી ના હોય તો લીલામ રદ બાતલ છે. ઈ. લા. રી. ૫ અલહા. ૮૭. પણ લા. રી. ૧૦ ઈ. અ ૨૫ તથા ૨૯ જુઓ. જો તે વેચાણ બાબતનું હુકમનામું ના હોય તો તે રદ બાતલ છે. ઈ. લા. રી. ૪ મું ૫૧૫. ઈ. લા. રી. ૨ મ. પાનું. ૧૧૨

**કેદ કરવું**—તિરસ્કાર કરવા બાબત કમીટ કરવાને હાઈકોર્ટને અખત્યાર છે, એ વિશે ઈ. લા. રી. ૪ ક. ૬૫૫, ઈ. લા. રી ૭ મું. ૧ તથા ૯ ઈ લા. રી ૮ મું. ૩૮૭, લા. રી. ૧૦ ઈ. અ. પાનું. ૩૮૭. યોગ્ય કોર્ટના હુકમનામા પ્રમાણે પકડવાથી ઈજા થયાનું નુકશાન લેવા બાબતનો દાવો. જ્યારે અસલ દાવો છેવટે વાદીના લાભમાં ફેંસલ કરવામાં આવ્યો હોય, અને વ્યાજબી અથવા સંભવિત કારણ સિવાય પ્રતીવાદીને પકડવામાં આવેલો હોય, અને જો તેને ઈજા થયેલી હોય તેનો બદલો ખર્ચથી મળી શકે તેવું ના હોય તો, ફક્ત તે ચાલી શકે છે. ઈ. લા. રી. ૪ ક. પાનું. ૫૮૩.

દરમ્યાનની ઉપજની અથવા બીજી બા **૨૫૫. દરમિયાનની ઉપજનું અથવા બીજી કોઇ બાબતનું હુકમનામું હોય, અને તે ઉપજના અથવા બાબતના પૈસાની રકમનો આંકડો પછીથી નિર્ણય કરવાનો હોય, તો હુકમનામા**

બતનીપૈસાની રકમ પાછળથી નક્કી કરવાનું હોયતેવું હુકમનામું.

**પ્રમાણે પૈસાની કેટલી રકમ તેણે આપવી એ નક્કી થયા પેહેલાં, પૈસા બાબતના સાધારણ હુકમનામાની પેઠે હુકમનામાના દેણદારની મિલકત જપ્ત કરી શકાય.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે અને તે ૮ વી. રી. પાનું. ૯ ના ઠરાવ પ્રમાણે છે.

કેટલાક પ્રતીવાદીઓ ઉપર દરમિયાન ઉપજ બાબત નુકશાન લેવાને દાવો કરેલો હોય, અને દરેક સખસે જુદા જુદા હિસ્સાનો કબજો લીધો હોય તો, તેમની વચ્ચમાં તે નુકશાનીની વેહેંચણ થાય છે; પણ જો પ્રતીવાદીઓનો મજીયારો કબજો હોય તો તેમ થતું નથી. ૯ ક. લા. રી. પાનું. ૧.

દરમિયાન ઉપજ બાબત કબજેદારો તેમજ પટેઆપનારાઓ જવાબદાર છે. ૬ ક. લા. રી. પાનું. ૩૫૭.

એક હજાર રૂપીયાસુધીનું હુકમનામું તાત્કાળ બજાવવાનો હુકમ કરવાનો અખત્યાર.

**૨૫૬. ફક્ત પૈસા બાબતનુંજ હુકમનામું થયું હોય, અને હુકમનામું થએલી રકમનો આંકડો એક હજાર રૂપિયા કરતાં વધારે ન હોય ત્યારે, હુકમનામું કરતી વખતે હુકમનામાવાળાની મોઢાની અરજથી, હુકમનામાનો દેણદાર કોર્ટની હુકમતની સ્થાનિક હદમાં હોય તો તેની જાત ઉપર, અથવા તેજ હદમાંની તેની જંગમ મિલકત ઉપર, વારંટ કાઢીને લાગલુંજ હુકમનામું બજાવવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૧૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

નળીયાં નાંખેલાં ઝુપડાં જંગમ મીલકત નથી, માટે આ કલમ પ્રમાણે તે જપ્ત થઇ શકતાં નથી. ૧૭ વી. રી. ૩૦૯, ૮ બં. લા. રી. ૫૦૮. એકાદો દેણદાર સ્માલકાજકોર્ટમાં સાક્ષીનો સમન્સ બજવાથી કામની ઠરાવેલી મુદતે હાજર થાય તો, કોર્ટમાં જતાં તથા કોર્ટમાં તે હાજર હોય તે દરમિયાનમાં તથા કોર્ટમાંથી પાછા આવતાં તેને પકડી શકાતો નથી. પરંતુ આ કલમ પ્રમાણે જ્યારે તેની જાત ઉપર વારંટ હોય ત્યારે હરકોઈ વખતે તેને પકડી શકાય છે, અને સદરહુ પ્રકારના હક્કનો તે દાવો રાખી શકાતો નથી. ૯ વી. રી ૫૪૯.

હુકમનામા ઉપરથી પૈસા ભરવાનાપ્રકાર.

**૨૫૭. હુકમનામા ઉપરથી જે પૈસા ભરવાના તે સર્વે નીચે પ્રમાણે ભરવા, એટલે:—**

**(अ) જે કોર્ટનું કામ હુકમનામું બજાવવાનું હોય તે કોર્ટમાં; અથવા**

**(ब) કોર્ટની બાહાર હુકમનામાવાળાને; અથવા**

**(क) જે કોર્ટે હુકમનામું કર્યું હોય તે કોર્ટ ફરમાવે તેવી બીજી કોઇ રીતે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કોર્ટમાં હુકમનામા પેટે વસુલ આપેલું હોય તેથી હુકમનામું તાજું રહેતું નથી. ૧ સોમ પાનું. ૧૩

એક કામના પક્ષકારને હાયકોર્ટે એક દીવસનું ખરચ ભરવાને હુકમ કરેલો, તેથી તેના સોલીસીટરે આ કલમ પ્રમાણે કોર્ટમાં નાણાં ભરચાં તેમાં ઠરાવવામાંઆવ્યું કે તે હુકમ તે કાંઈ હુકમનામું નથી, માટે આ કલમતેને લાગુ થતી નથી. ઈ. લા રી. ૧૨ મ. પાનું. ૧૨૦

હુકમનામાના દેણદારનેમુદત આપવા બાબતનો કરાર. **૨૫૭. अ. હુકમનામાના કરજની ભરપાઈ કરવાની મુદત આપવા બાબતનો દરેક કરાર રદ બાતલ થશે; માત્ર તે મોબદલો આપીને તથા હુકમનામું કરનારી કોર્ટની મંજુરી લેઇને કર્યો હોય અને તે મોબદલો તે પ્રસંગને અનુસરીને યોગ્ય છે એવું કોર્ટને લાગે તો. રદ બાતલ થશે નહી.**

હુકમનામાના કરજની ભરપાઈ કરવા બાબતના કરાર. **જે જે કરારમાં હુકમનામા ઉપરથી લેહેણી થએલી અથવા લેહેણી થનારી રકમના કરતાં વધારે રકમ, સ્પષ્ટ અથવા પર્યાયથી આપવાને ઠરાવી હોય, એવો હુકમનામાના કરજની ભરપાઈ બાબતનો દરેક કરાર, ઉપર કહેલી મંજુરી શિવાય કર્યો હશે તો, તે રદ બાબત થશે.**

**આ કલમના ઠરાવ તોડીને આપેલી કાંઇ પણ રકમ હુકમનામાના કરજની ભરપાઈ કરવામાં વાપરવામાં આવશે; અને કાંઇ બાકી રેહેશે તો, તે હુકમનામા દેણદારને મળવાનો હક્ક છે.**

**ટીકા**—अ. એ ब. તથા क. ઉપર હુકમનામું મેળવ્યું, અને એક બીજું હુકમનામું એકલા ब. ઉપર મેળવ્યું, અને પછી કોર્ટની મંજુરી સિવાય બેઉ હુકમનામાની રકમનું ब. પાસેથી ખત લખાવી લીધું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ખત રદ બાતલ છે. ઈ. લા. રી. ૮ મું. ૫૩૮; અને હુકમનામાની રકમ તથા હુકમનામાથી અપાવેલું નહી તેવું વ્યાજ આપવાને કરાર કરેલો હોય તો, તે રદ બાતલ છે. ઈ. લા. રી. ૯ મું. પાનું. ૧૭૬.

**જામીન**—જો અસલ કરાર રદ બાતલ હોય તો જામીનો બંધાએલા નથી. ઈ. લા. રી. ૯ મું. ૧૭૭, પરંતુ ઈ. લા. રી. ૬ મ. પાનું ૧૦૧ જુઓ.

**બજાવણી**—નવો કરાર હુકમનામા તરીકે અમલમાં લાવી શકાય છે. ઈ. લા. રી. ૫ અ. પાનું. ૪૫૨ તથા ૫૯૬. વારંટથી પકડવાવાળાને હુકમનામાનો દેણદાર નાણાં આપે તો, તે નાણાં કોર્ટમાં ભર્યા બરોબર છે. ૯ લી. રી. પાનું. ૪૬૨

એક હુકમનામાનો ફેંસલો કરીને એક હવાલો પડાવેલો, અને તે હવાલાનો ફેંસલો કરીને હુકમનામાના દેણદારે એક ખત લખી આપેલું, પણ તે હવાલો કે ખત કોર્ટમાં નોંધાવેલાં નહી હતાં, માટે તે ખત આ કલમની પેહેલી રકમ પ્રમાણે રદ બાતલ છે. ઈ. લા. રી. ૧૨ મું. પાનું. ૪૯૯

એક હુકમનામાનાં નાણાં આપવાને પક્ષકારોએ અંદર અંદર સમજુત કરીને એવો કરાર કરેલો કે અમુક તારીખથી પાંચ વર્ષની અંદર તે આપવાં. પરંતુ તે બાબત કોર્ટની મંજુરી લેવામાં આવી નહી હતી, ત્યાર પછી સુમારે અઢી વર્ષે તે પક્ષકારોએ મજકુર કરાર મંજુર કરવાને અરજ કરી. તેમાં ઠરાવવમાં આવેલું છે કે તે કરાર આ કલમ પ્રમાણે કોર્ટથી મંજુર કરાવવો જોઈતો હતો, પણ તે મંજુર કરાવેલો નથી, માટે હુકમનામાના લેહેણા સબંધી રદ બાતલ છે, અને જે તારીખે તે મંજુરી મળવા અરજ કરી છે તે તારીખે મંજુરી આપી શકાતી નથી. ઈ. લા. રી. ૧૩ મું પાનું. ૫૪

હુકમનામાવાળાને પૈસા આપવા. **૨૫૮ હુકમનામા ઉપરથી ભરવાનાં કાંઈ પણ પૈસા કોર્ટની બાહાર આપ્યા હોય, અથવા હુકમનામાવાળાનું મન માને એવી બીજી રીતે હુકમનામાનો બધો અથવા થોડો ઘણો તોડ કર્યો હોય તો, અથવા ૨૫૭ अ. કલમમાં કહેલા પ્રકારના કરાર મુજબ કાંઈ રકમ ભરી હોય તો, જે કોર્ટનું કામ હુકમનામું બજાવવાનું હોય તે કોર્ટને તે ભર્યાની અથવા તોડ કર્યાની વાત હુકમનામાવાળાએ જાહેર કરવી જોઇએ.**

**હુકમનામાનો દેણદાર પણ એવું ભરણું અથવા તોડ કર્યાની ખબર કોર્ટને આપીને એવી અરજ કરી શકે કે, તે ભરણું અથવા તોડ જાહેર કર્યો એવું કયાં દાખલ ન કરવું તેનું કારણ કોર્ટ નીમે તે દીવશે બતાવવા સારૂ હુકમનામાવાળાને નોટીસ કાઢો, અને એવી નોટીસ યોગ્ય રીતે પોહોચાડયા પછી હુકમનામાવાળો નીમેલે દીવશે હાજર થવાને, અથવા હાજર થઇને ભરણું અથવા તોડ જાહેર કર્યો એવું કાં દાખલ ન કરવું તેનું કારણ બતાવવાને ચુકે તો, કોર્ટે સદરહુ ભરણું અથવા તોડ દાખલ કરવો જોઇએ.**

**એવું કાંઇ પણ ભરણું અથવા તોડ ઉપર કહ્યા પ્રમાણે જાહેર કરેલો નહીં હશે તો, તે હુકમનામું બજાવનારી કોઈ પણ કોર્ટ તે હુકમનામાના ભરણા અથવા તોડ તરીકે તે કબુલ કરવો નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એક હુકમનામાથી વેહેચણમાં જમીનનો અમુક હિસ્સો લેવાનો હુકમનામાવાળાનો હક્ક છે, એવું ઠરાવવામાં આવેલું, પછી તે હુકમનામું બજાવવામાં આવ્યું, તેમાં હુકમનામાના દેણદારે એવી હરકત લીધી કે હુકમનામાવાળાને કબજો મળી ચુકેલો છે, અને હુકમનામાવાળી જમીનનો તેને પટો કરી આપેલો છે. ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે તે હરકત સાંભળી શકાતી નથી. ૮ ક. લા. રી. પાનું. ૬૬.

**હુકમનામા મુજબ**—अ. એ ब. ઉપર દાવો કરી હુકમનામું મેળવ્યું, તે અપીલમાં ફેરવવામાં આવ્યું, પછી ब. સ્પેશીઅલ અપીલ ફાઈલ કરવાનો હતો, એટલામાં अ. એ તે કામનું સમાધાન કર્યું, અને મીલકત છોડી દીધી. તેમાં ઠરાવવામાં આવ્યું કે ब. ના લાભમાં થએલું હુકમનામું ફેરવવામાં આવ્યું ત્યાર પછી તે સમાધાન થએલું છે, માટે કોર્ટમાં તે નોંધાવવાની જરૂર નહી હતી. ૫ મુંબાઈ. પાનું. ૫૮.

**હફતાબંધી હુકમનામું**—વાદીએ એક પૈસા બાબતનું હુકમનામું હફતેથી વસુલ કરવાને મેળવ્યું, અને તેમાં એવો ઠરાવ હતો કે જો કોઈ એક હફતો પડે તો હુકમનામાની તમામ રકમ વસુલ કરવી. પેહેલો હફતો તે બજાવવાની દરખાસ્ત કરતાં અગાઉ ત્રણ વર્ષ કરતાં વધારે મુદત પેહેલાં શરૂ થએલો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પેહેલો હફતો પ્રતીવાદીએ કોર્ટની બાહાર ભરેલો છે, તે વિશે હુકમનામાવાળો જાહેર કરી તે સાબેત કરી શકે, અને તેથી તેની દરખાસ્તને હરકત નથી. ૪ બં. લા. રી. ૧૩૦, ૧૫ વી. રી. ૬૬, પણ ચાર હફતા વસુલ આપવામાં આવ્યા ના હોય તો, હુકમનામું બજી શકતું નથી. ઈ. લા. રી. ૭ અ. પાનું. ૩૨૭.

કસુર કરવાથી તમામ વસુલ કરવાને વાદીની મરજી ઉપર રાખેલું હોય તેવા હફ્તા બંદી હુકમનામાં વિશે ઇ. લા. રી. ૨ અ. ૨૯૧. ઈ. લા. રી. ૮ ક. ૮૫૭ તથા ૮૩૨ તથા ૧૨ ક. લા. રી. પાનું. ૫૬૬.

હફ્તાબંદી હુકમનામામાં હુકમનામાનો અમલ કરવાની મુદત વિશે ફેંસલા પ્રમાણે તે હુકમનામાનો અર્થ કરવો જોઈએ. ઈ. લા. રી. ૩ મું. ૧૯૩, ઈ. લા. રી. ૨ અ. ૨૯૧.

**મોઢાનો પુરાવ**—જે હફ્તા કોર્ટની બાહાર વસુલ આપવામાં આવેલા હોય અને તે નોંધાવવામાં આવેલા ના હોય તો, મુદતની તંકરાર રદ કરવાને સારૂ લેહેણદાર મુખજુબાનીનો પુરાવ આપી શકે છે. ઈ. લા. રી. ૪ અ. પાનું. ૩૧૬.

**એક હુકમનામાવાળાનું સમાધાન**—હુકમનામાવાળા ઘણા હોય તે કોર્ટની બાહાર આવેલું વસુલ તમામ હુકમનામાવાળાના ફાયદાને સારૂ ના હોય તો, તે વસુલ કોર્ટે કબુલ કરવું નહીં જોઈએ. ઈ. લા. રી. ૯ ક. પાનું. ૮૩૧.

હુકમનામાનો લેહેણદાર દેણદારની સાથે સમાધાન કરી તે સમાધાન નોંધાવ્યા શિવાય દેણદારને છોડી દેવાને અરજ કરે, અને તે ઉપરથી તેને છોડી દેવામાં આવેલો હોય તો, તે છોડી દીધાની હકીકતની તપાસ કર્યા વિના બજાવણી કરવા દેવામાં આવતી નથી. ૪ મુંબાઈ, ૧૨૦; ૭ મદ્રાસ ૩૮૭ ઈ. લા. રી. ૭ અ. પાનું. ૪૨૪

હુકમનામાવાળાને મુદતની હરકત લાગુ થતી નથી, માટે તે હરકોઈ વખતે નોંધાવી શકે છે. ૪ બં. લા. રી. ૧૩૦, ૨ બં. લા. રી. ૩૨૦, ૧૧ વી. રી. ૨૩૨. વસુલ અથવા ફેંસલો નોંધાવવાની સાધારણ રીત કોર્ટને હુકમનામાવાળો તે વિશે અરજ કરે તે છે. ૧૨ વી. રી. ૩૫૮; પણ હુકમનામું બજાવવાને દરખાસ્ત કરવા ઉપરથી પણ તે નોંધાવી શકાય છે. કલમ ૨૪૫ (ઈ) જુઓ.

**દેણદારનો ઈલાજ**—જો હુકમનામાવાળો નોંધાવે નહી તો ૨૦ દીવશની અંદર તેને તે પ્રમાણે કરવાને ફરજ પાડવાને સારૂ દેણદાર અરજ કરી શકે છે, અને કોર્ટ પક્ષકારોને તથા જે સખસો તે વિષે જાણતા હોય તેમને સાંભળી જે પોતાને યોગ્ય લાગે તેવા હુકમ કરી શકે છે. ૨ અલ્હાબાદ ૪૮, ૪ મુંબાઈ ૧૨૦. ઈ. લા. રી. ૫ ક. ૪૪૮; પરંતુ કાયદામાં ઠરાવેલી મુદતની અંદર હુકમનામાનો ફેંસલો એકકે પક્ષકારે નોંધાવેલો ના હોય તો, હુકમનામું બજાવવાને તે ફેંસલાથી હરકત થાય છે, એમ કબુલ કરી શકાતું નથી. ઈ. લા. રી. ૩ મ. ૧૧૩, અને મુંબાઈમાં કોઈ પણ કામમાં તે બંધનકાર્ક નથી, માટે જો એક દેણદાર હુકમનામાના દેવા બાબત ખત લખી આપે અને વાદી તે નોંધાવે નહી તો, તે ખતની રૂહેએ વાદી દાવો કરી શકતો નથી. ઇ. લા. રી. ૮ મું. ૩૦૦; પણ ઇ. લા. રી. ૭ અ. ૧૨૪ જુઓ; અલ્હાબાદ હાયકોર્ટે ઠરાવ્યું છે કે નોંધાવ્યા વગરનો ફેંસલો ફક્ત કોર્ટ હુકમનામું બજાવે લારે કબુલ કરી શકતા નથી. ઈ. લા રી. ૫ અ. ૨૬૯.

જો દેણદાર નિષ્ફળ જાયતો હુકમનામાના લેહેણદારને જે નાણાં અથવા બીજી મીલ્કત આપી હોય તેનો બદલો લેવાને તે દાવો કરી શકે છે. ૨૦. વી. રી. ૧૫૦, ૧૯ વી. રી. ૧૫૨; ૩ ક. લા. રી. ૪૧૪, ઈ. લા. રી. ૧૦ ક. ૩૫૪; અથવા લીલામ રદ કરવાને દાવો કરી શકે છે. ૧૨. ક. લા. રી. ૩૯૦ (મદ્રાસમાં જુદી રીતે છે. ૩ મ. ૧૮૮ ). તે કામમાં વકીલોની તકરાર વિના ફેંસલો આપેલો જણાય છે, અને ૧૩ વી. રી. ૬૯ તથા ૫ બં. લા. રી. ૨૨૩ માં કલકતા હાયકોર્ટના ફુલબેંચનો ઠરાવ છે, તે વિરૂદ્ધ છે,

અને તે હાલ કાયદો નથી. ઇ. લા. રી. ૫ મ. ૩૯૭, ઈ. લા. રી. ૬ મ. ૪૧, ઈ. લા. રી. ૮ મ. ૨૭૭; ૧ અ. ૨૩૭, ૪ મુંબાઈ, ૭૬; પણ ઈ. લા રી. ૮ મૂં. ૧૪૬ જુઓ; અથવા હુકમનાનામાના લેહેણદારને બજાવતાં અટકાવવાને તાકીદ હુકમ કાહાડવાને તે દાવો કરી શકે છે. ૨૨ વી રી. ૧૫૪; ૪ ક. લા. રી. ૪૩૪. સન ૧૮૭૭ના આકટ ૧ લાની કલમ ૫૪ અગર જો હુકમનામાવાળાએ હુકમનામું બજાવવું નહી એવો કરાર કરેલો હોય તો, તે કરારનો વિશેષ અમલ કરવાને ૨૨ વી. રી. ૨૯૮ છે, અથવા હુકમનામું વસુલ આપેલું છે એવું ઠરાવવાને દાવો કરે એ વિશે, ઈ. લા. રી. ૧૦ ક. ૩૫૪, અથવા સ્માલકાજકોર્ટમાં નુકશાન બાબત દાવો કર્યો હોય તો તે બાબત ૬ વી રી. રેફરન્સ પાનું. ૨૦ નો ઠરાવ છે.

જો સમાધાન કપટથી કરેલું હોય તો કોર્ટ તે રદ કરી શકે છે, અને જાણે તે થયું નથી તે પ્રમાણે તેની વ્યવસ્થા કરી શકે છે, ઇ. લા. રી ૭ મું. ૧૪૮ જે કોર્ટ તરફ હુકમનામું બજાવવાને મોકલ્યું હોય તે દાદ અપાવી સકે છે. ઇ. લા. રી. ૫ ક. પાનું. ૪૪૮.

**કારણ બતાવવું**—એટલે પુક્ત કારણ કહીને તે શાબેત કરવું જોઇએ, અને ગુજારેલો પુરાવ સાંભળવાને કોર્ટ બંધાએલા છે. ઈ. લા. રી. ૧૧ ક. ૧૬૬; અને જો કે દરખાસ્ત ચાલી શકે નહી અને આ કલમ પ્રમાણે દાવો થઇ શકે નહી, તોપણ મુનસફે કલમ ૬૪૩ પ્રમાણે કામ તપાસ કરવાને મોકલ્યું હોય તો, તે હુકમ રદ થઈ શકતો નથી. ઈ. લા. રી. ૪ મ. પાનું. ૩૨૫

આ કલમથી હુકમનામાના દેણદારે આપેલાં નાણાં લેવાને દાવો ચાલી શકે કે નહી, એ એક સવાલ છે. ઈ. લા. રી. ૪ મું. ૨૮૫, ઈ. લા. રી. ૩ અ. ૫૩૩ તથા ૫૩૮; પણ ઇ. લા. રી. ૬ મું. પાનું. ૧૪૬ જુઓ.

આ કલમની રકમ क તથા કલમ ૨૫૮ પ્રમાણે હુકમનામાનું સમાધાન કરવામાં આવેલું હોય, તે જો યોગ્ય રીતે નોંધાવેલું ના હોય તો, કોઈ કોર્ટ કબુલ કરી શકતા નથી, અને તે સમાધાનનો અમલ કરવાને દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી ૧૦ મું. પાનું ૧૫૫; પરંતુ હાલના દુરસ્ત થએલા કાયદાથી તેવો દાવો ચાલી શકે છે, એમ જણાય છે, અને હુકમનામાના દેણદારને હુકમનામાવાળા ઉપર ફોજદારી રાહે ઈલાજ કરવો હોય તો હરકત નથી. ઈ લા. રી. ૧૦ મું. પાનું. ૨૮૮.

હુકમનામા પેટે અપીલવાળાને વસુલ આપેલું હોય તે જો કે તેણે આ કલમ પ્રમાણે કોર્ટમાં નોંધાવેલું ના હોય, તોપણ તેથી અપીલવાળાની બજાવણીની દરખાસ્ત મુદત બાહાર થતી નથી. પણ તે અપીલવાળાએ તે વસુલ નોંધાવવાની જરૂર છે. ઈ લા. રી. ૧૧ મું. ૫૦૬

એક હુકમનામું મુદત બાહાર ગએલું તેમ છતાં તે હુકમનામાનો ફેંસલો કરીને પ્રતીવાદીએ એક સાનખત લખી આપેલું, તે મંજુર રાખવાને આ કલમ પ્રમાણે અરજ કરવામાં આવેલી તો, તે મંજુર થઈ શકે નહી. એ વિશેનો સવાલ આ કાયદાની કલમ ૬૧૭ પ્રમાણે હાયકોર્ટને પુછી શકાતો નથી, કારણ કે આ કલમ પ્રમાણે જે હુકમ કરવામાં આવે તે ઉપર કલમ ૨ પ્રમાણે અપીલ થઈ શકે છે. ઈ. લા. રી. ૧૧ મું. પાનું. ૫૭.

હુકમનામાનો ફેંસલો નોંધાવવામાં આવેલો ના હોય તે કાંઇ પણ ન્યાયના કારણસર કોઈ કોર્ટ કબુલ કરી શકતા નથી. ઈ. લા. રી. ૧૧ મું. પાનું. ૬.

એક હુકમનામું કરવામાં આવેલું, પછી થોડી મુદતે પ્રતીવાદીએ વાદીને તે પેટે

નાણાં આપ્યાં, પછી તે હુકમનામું ફેરવવામાં આવ્યું તો, તે વસુલ નોંધાવવામાં આવેલું હોય કિંવા નહી, તોપણ તે અવેજ વિના આપેલું નથી, માટે તે નાણાં પાછાં લેવાનો પ્રતીવાદીનો હક્ક છે. ઈ. લા. રી. ૧૧ મું. પાનું. ૭૨૪.

પ્રતીવાદીએ ગ. ને રૂ. ૫૦) નું એક ખત લખી આપેલું, અને તેમાં વાદી જામીન થએલો હતો. ગ. એ આ ખતની રૂઈએ હુકમનામું મેળવ્યું, તેથી વાદીએ રૂ. ૩૮) ગ. ને આપીને તમામ હુકમનામાનો ફેંસલો કરયો, પણ તે નાણાં કોર્ટ બાહાર આપેલાં હતાં, અને કોર્ટમાં નોંધાવેલાં નહી હતાં, હાલ વાદીએ ગ. ને આપેલાં નાણાં લેવાને પ્રતીવાદી ઉપર દાવો કરયો છે. ગ. ને સાક્ષી તરીકે બોલાવતાં તેણે રૂ. ૩૮) પોતાને મળ્યાની વાત કબુલ કરી છે. તેમાં ઠરાવવમાં આવ્યું કે આ કલમની છેલ્લી રકમ આવા કામને લાગુ થતી નથી; અને વાદીએ ગ. ને નાણાં આપેલાં છે તે શાબેત થઈ શકે છે. બાલાજી લક્ષ્મણ વિરૂદ્ધ દાદા જોતી. ઈ. લા. રી. ૧૨ મું. પાનું.

હુકમનામું વસુલ આપવાને જમીન ગીરો આપવામાં આવી હોય, અને તે હુકમનામાનો ફેંસલો નોંધાવેલો ના હોય તો તે ગીરો આ કલમ પ્રમાણે કબુલ થઈ શકતું નથી. ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૪૬૯.

ખાસ જંગમ મિલકતના અથવા વહુ તાબે લેવાનાં હુકમનામાં.

**૨૫૯. કાંઇ ખાસ જંગમ મિલકત વિશે, અથવા ખાસ જંગમ મિલકતના હિસ્સા વિશે, અથવા વહુ તાબે લેવા વિશે હુકમનામું હોય ત્યારે, તે હુકમનામું આ પ્રમાણે અમલમાં લાવી શકાયઃ—એટલે, બને તો તે જંગમ મિલકત કે તેનો હિસ્સો ધરીને જે પક્ષકારને તે આપવાનું ઠરાવ્યું હોય તે પક્ષકારને સ્વાધીન કરવો, અથવા તે પક્ષકાર પોતાની વતી સ્વાધીન લેવાને જે સખસને નીમે તે સખસને સ્વાધીન કરવો; અથવા હુકમનામાના દેણદારને કેદ કરવો; અથવા તેની મિલકત જપ્ત કરવી; અથવા જરૂર હોય તો કેદ તથા જપ્તી એ બંને વાનાં કરવાં.**

**આ કલમ પ્રમાણે કરેલી કોઈ જપ્તી છ મહિના સુધી અમલમાં રહેલી હોય ને જો હુકમનામાનો દેણદાર હુકમનામા પ્રમાણે ન વરત્યો હોય, અને હુકમનામાવાળાએ જપ્ત કરેલી મિલકત વેચવી એવી દરખાસ્ત કરી હોય તો, સદરહુ પ્રકારની મિલકત વેચવાનો અધિકાર છે; અને ૨૦૮ મી કલમ પ્રમાણે કાંઇ રકમ ઠરાવી હોય તેવી બાબતમાં, વેચવાથી જે ઉપજે તેમાંથી હુકમનામાવાળાને તે ઠરાવેલી રકમ અપાવવાને તથા બીજી બાબતમાં કોર્ટને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ અપાવવાને કોર્ટ મુખત્યાર છે. અને જો કાંઇ બાકી વધે તો તે બાકી હુકમનામાનો દેણદાર અરજ કરે ત્યારે તેને આપવી.**

**હુકમનામાનો દેણદાર હુકમનામું માન્ય રાખીને સદરહુ હુકમનામાની બજાવણીનો જે ખર્ચ આપવાને બંધાએલો છે તે સઘળો ખર્ચ આપે તો, અથવા જપ્તીની તારીખથી છ માસની આખરે સદરહુ મિલકત વેચવા બાબત દરખાસ્ત ન થઈ હોય તો, અથવા દરખાસ્ત થઇ હોય પણ તે નામંજુર કરી હોય તો, જપ્તીનો અમલ બંધ થશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૦ જેવી આ કલમ છે.

આ કલમ હાયકોર્ટને લાગુ થાય છે, અને અથવા ઓરત કબજે લેવાને એવા શબ્દો આ કલમમાં છે, તે શિવાય આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

ખાસ જંગમ મીલકત આપવાને કીયા કામોમાં હુકમનામું થઈ શકે છે, તે વિશેશ ન્યાયના આકટ (સન ૧૮૭૭ ના ૧ લા) ની કલમ ૧૧ મીમાં બતાવેલું છે.

દાવાની અરજી સાથે જોડાએલા પરીશીષ્ટમાં અમુક સ્થાવર તથા જંગમ મીલકત બતાવેલી હતી, તે બાબત એક હુકમનામું કરવામાં આવેલું, અને એવો હુકમ કરવામાં આવેલો હતો કે તે હુકમનામામાં બતાવેલી જંગમ મીલકત કેટલી છે તે દિવાની કોર્ટના અમીને નક્કી કરવી, અને જે તેમને માલુમ પડી શકે તેનો કબજો તેમણે આપવો, અને જે મીલકત કેવા પ્રકારની, કેટલી અને કેટલી કીમતની છે તે તેમને માલમ પડે નહી, તેની તેમણે તપાસ કરવી જોઈએ. આ હુકમ ઉપર અપીલ કરવામાં આવવાથી કલકત્તા હાયકોર્ટે ઠરાવ્યું છે કે હુકમનામું થતા પેહેલાં જંગમ મીલકત કેટલી છે અને તેની કેટલી કીમત છે એ બરોબર નક્કી કરવામાં આવી નથી, ત્યારે જે જંગમ મીલકત વાદીને આપવામાં આવી નથી તે મીલકતની કીમત કેટલી છે તે નક્કી કરવાની દેખીતી જરૂર છે, કારણ કે તે નહી આપવાના કારણથી જે પક્ષકારને કેદ રાખવાનો અથવા તેની મીલકત જપ્ત કરવાનો હુકમ કરવામાં આવે તે જોઈએ તેટલો કરવામાં આવે અને વધારે કરવામાં આવે નહી. કોર્ટે વધારે કહ્યું છે કે "નીચેની કોર્ટે કાયદેસર કારણથી તે હુકમ કરેલો છે એમ અમારે ધારવુંજ જોઈએ, અને કોર્ટને પોતાના અમલદાર તરફથી ખબર મળવા ઉપરથી પોતાને વ્યાજબી જણાય તેવો હુકમ કરવાને મુખત્યાર છે. ૧૯ વી. રી. પાનું ૮૨.

ઓરત કબજે લેવાની બાબત ૯ લા. રી. ૧ મું. પાનું. ૧૬૪ જુઓ.

કરાર વિશેષ રીતે પુરો કરવાનું અથવા લગ્નના હક્ક પુરા કરવાનું હુકમનામું.

**૨૬૦. કરાર વિશેષ રીતે પુરો કરવા બાબત, અથવા લગ્નના હક્ક પુરા કરવા સારૂ, અથવા કોઈ બીજું વિશેષ કૃત્ય કરવા બાબત અથવા ન કરવા બાબત જે પક્ષકાર ઉપર હુકમનામું થયું હોય તે પક્ષકારને તે હુકમનામા પ્રમાણે અથવા તાકીદ પ્રમાણે વર્તવાને તક મળ્યા છતાં, જાણી જોઇને તે પ્રમાણે તેન વરત્યો હોય તો, તેને કેદ કરીને અથવા તેની મિલકત જપ્ત કરીને અથવા તે બંને વાનાં કરીને તે હુકમનામું અમલમાં લાવી શકાય.**

**આ કલમ પ્રમાણે કરેલી કોઇ જપ્તી એક વર્ષ સુધી અમલમાં રહેલી હોય, ને જો હુકમનામાનો દેણદાર હુકમનામા પ્રમાણે ન વરત્યો હોય અને હુકમનામાવાળાએ જપ્ત કરેલી મિલકત વેચવી એવી દરખાસ્ત કરી હોય તો, સદરહુ પ્રકારની મિલકત વેચવાનો અધિકાર છે; અને વેચવાથી જે ઉપજે તેમાંથી કોર્ટને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ હુકમનામાવાળાને આપવાને, અને જો કાંઈ બાકી વધે તો તે બાકી હુકમનામાનો દેણદાર અરજ કરે તો તેને આપવાને, કોર્ટ મુખત્યાર છે.**

**હુકમનામાનો દેણદાર હુકમનામું માન્ય રાખીને સદરહુ હુકમનામાની બજાવણીનો જે ખરચ આપવાને તે બંધાએલો છે તે સઘળો ખરચ આપે તો, અથવા જપ્તીની તારીખથી એક વર્ષની આખરે સદરહુ મિલકત વેચવા બા-**

**ખતની દરખાસ્ત ન થઈ હોય અને તે મંજુર ન કરી હોય તો, સદરહુ જમીનો અમલ બંધ થશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

આ કલમ ૨૩ વી. રી. ૧૭૯ અને ૧૪ બં. લા. રી. ૨૯૮ ના ફેંસલાઓમાં તથા ઈ. લા. રી. ૧ મું. ૧૬૪ માં લગ્નના હક્ક પાછા મળવાને હુકમનામાનો અમલ કરવા સબંધી જે હરકતો ઉઠેલી તેનો ખુલાસો કરેલો છે.

ઓરત બાળક હોય તો જ્યાં સુધી ધણી એમ શાબેત કરે નહી કે તે સ્ત્રીના ચીન્હમાં આવેલી છે, ત્યાં સુધી તેવી બાળક ઓરતને કબજે કરવાનું હુકમનામું કરવાની ના કેહેવાને કોર્ટ મુખત્યાર છે. ૨૩ વી. રી. ૨૨. એક સ્ત્રીને હુકમનામાથી એવું ફરમાવામાં આવેલું કે તેણીએ પોતાની દીકરી પોતાના ધણીને ઘેર પાછી જાય તેમાં અટકાવ કરવો નહી, પછી તેણીએ તે દીકરીને પોતાને ઘેર રેહેવા દીધી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દીકરીને તેથી પોતાના ધણીને ઘેર જતાં એવી હરકત કરી થતી નથી કે જેથી આ કલમ પ્રમાણે કામ ચાલી શકે. ઈ. લા. રી. ૧ અ. પાનું. ૫૦૧.

એક એવું હુકમનામું કરવામાં આવ્યું કે "તે હુકમનામાના પ્રતીવાદીઓ ઉપર અમલ કરવામાં આવે ત્યારથી છ અઠવાડયાની અંદર તે હરકત દુર કરવી, અને પગ રસ્તો ખુલ્લો કરવો વિગેરે". અપીલમાં આ હુકમ કાયદા વિરૂદ્ધ છે તે કારણથી રદ કરવામાં આવ્યો, કારણ કે તેની બજાવણી ફક્ત આ કલમમાં બતાવેલી રીતી પ્રમાણે થઈ શકે છે. ૧૮ વી. રી. ૨૮૨, અને તેજ પ્રમાણે એક ઈમારત ખશેડવાનું હુકમનામું બજાવવાનું છે. ૧૬ વી. રી. ૧૪૦, ૨૫ વી. રી. ૩૦૬, ૯. ક. લા. રી. ૪૫૩, ઈ લા. રી. ૮ ક. ૧૭૪.

ખત કરી આપવાનું અથવા વેચાય એવા લેખ પાછળ શેરો કરી આપવાનું હુકમનામું.

**૨૬૧ કોઇ વેચાણખત (કન્વેયન્સ) કરી આપવા બાબત, અથવા વેચાય એવા દસ્તાવેજ પાછળ શેરો કરી આપવા બાબત હુકમનામું હોય. અને હુકમનામામાં ફરમાવ્યા પ્રમાણે કરવાને હુકમનામાનો દેણદાર ગફલત કરે અથવા ના પાડે તો, હુકમનામાવાળો હુકમનામાની શરતો પ્રમાણે ખતનો અથવા શેરાનો મુસદો તૈયાર કરીને તે કોર્ટને આપવાને મુખત્યાર છે.**

**તે ઉપરથી, પાછળ સમન પહોંચાડવાને જે રીત કહી છે તે રીતે, તે મુસદો તથા એક લખેલી નોટીસ કોર્ટે હુકમનામાના દેણદારને પોહોંચાડવવી. તે નોટીસમાં એમ લખવું કે તમારે તે મુસદા વિશે કાંઇ હરકતો લેવી હોય તો કોર્ટ તે કામને વાસ્તે ઠરાવે તે મુદતની (મુદત લખવી) દરમ્યાન લેવી.**

**કાયદા પ્રમાણે સ્ટાંપ જોઇતો હોય તો યોગ્ય સ્ટાંપ કાગળ ઉપર તે મુસદાની એક બીજી પ્રત પણ સહી થવા સારૂ હુકમનામાવાળો કોર્ટને આપવાને મુખત્યાર છે.**

**સદરહુ પ્રમાણે પોહોંચ્યાની વાત શાબીત થયા પછી, કોર્ટે અથવા તે કામને વાસ્તે કોર્ટ નીમે તે અમલદારે સદરહુ રીતે આપેલી બીજી પ્રતમાં સહી કરવી; અથવા જરૂર હોય તો, હુકમનામાની શરતો સાથે મળતી આવે એવી**

**રીતે, તેમાં ફેરફાર કરીને તે ફેરફારવાળી બીજી પ્રતમાં સહી કરી શકાય.**

**પરંતુ સદરહુ પ્રમાણે પોહોંચાડેલા મુસદામાં કોઇ પક્ષકાર હરકત લે તો તેની હરકતો સદરહુ પ્રમાણે ઠરાવેલી મુદતની દરમ્યાન લખીને જણાવવી, અને કોર્ટની રૂબરૂ તે વિશેની દલીલો કેહેવી, અને તે ઉપરથી કોર્ટે પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો, અને બીજી પ્રત ઉપર અથવા તેમાં ફેરફાર કરીને તે ઉપર સહી કરવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૨ જેવી આ કલમ છે.

વેચાણખતના મુસદા બાબત અથવા શેરાના મુસદા બાબત અપીલ ચાલી શકે છે. કલમ ૫૮૮ ની રકમ (૧૫).

સ્થાવર મીલકતનું વેચાણખત જે કામમાં રજીષ્ટર કરાવવાની જરૂર હોય તે કામમાં તે ખત યોગ્ય રીતે લખી આપેલું અને રજીષ્ટર આકટ (સન ૧૮૭૭ ના ૩ જા) પ્રમાણે યોગ્ય રીતે નોંધાએલું હોવું જોઈએ., એમ કોર્ટ માગે તે સંભવિત છે.

ઠરાવવામાં આવેલું છે કે સન ૧૮૭૯ નો આકટ ૧૭ મો, દક્ષણના ખેડુતોને બચાવવા બાબતનો છે, તેથી દેણદારની મીલકત જપ્ત કરવાને સન ૧૮૮૩ માં જે દરખાસ્ત કરેલી હતી, તે થઈ શકતી નહી હતી, માટે તે કાયદા પ્રમાણે નકી હતી. સબબ આ પ્રમાણે કરેલી દરખાસ્ત મૂદતના સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨, ની આર્ટીકલ ૧૭૯ ની રકમ ૪ પ્રમાણે ઘણી મોડી છે, ઈં. લા. રી. ૧૦ મું. પાનું. ૯૧.

કોર્ટ ખત ઉપર સહી કરે તેનો નમુનો અને તેનું પરિણામ.

**૨૬૨ ગઈ છેલ્લી કલમ પ્રમાણે વેચાણખતમાં અથવા વેચાય એવા દસ્તાવેજ ઉપરના શેરામાં કોર્ટે સહી કરી આપવી તે નીચેના નમુનાની અથવા હાઇકોર્ટ વખતે વખતે ઠરાવે તેવા બીજા નમુનાની કરી શકાય, એટલે: "अ. ब. એ इ. फ. એ કરેલી ફરિયાદમાં अ. ब. ની વતી ની (અથવા જે હોય તે પ્રમાણે) કોર્ટના જડજ क. ड." અને જે પક્ષકારને ખત કરી આપવા અથવા દસ્તાવેજ ઉપરનો શેરો કરી આપવા હુકમ કરેલો હતો; તેજ પક્ષકારે તે ખત અથવા શેરો કરી આપ્યો હોય તે પ્રમાણે તે ખત અથવા શેરો ગણાશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

એક કંપનીમાં अ. ના શેર હતા, તે શેરો તેના ઉપર ब. નું હુકમનામું થવાથી યોગ્ય રીતે જપ્ત કરી વેચાવવામાં આવ્યા. સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૬૭ પ્રમાણે જડજે ખરીદારને તે શેરો ચડાવી આપવાના દસ્તાવેજો લખી આપ્યા. અને તે કંપનીને એવો હુકમ કરવામાં આવ્યો કે તમારે તમારી બુકોમાં તે શેર ચડાવવા, પણ કંપની તે પ્રમાણે ચાલ્યા નહી, તેથી તે ખરીદદારને તે શેરનાં સર્ટીફીકેટો अ. પાસેથી મળી શક્યાં નહી. ઠરાવવામાં આવ્યું કે જો કે કંપનીના સેટલમેન્ટના દસ્તાવેજથી જે સખસ શેરહોલ્ડર થવાને ઈરાદો રાખતો હોય તેને પસંદ કરવો કિંવા નહીં, એવો ડાયરેકટરોને અખત્યાર આપેલો છે, તોપણ બજાવણીમાં જે સખસ શેર ખરીદ કરે તેને શેરહોલ્ડાર તરીકે રજીષ્ટર કરવાને તેઓની મરજી ઉપર નથી, માટે હકીકત પ્રમાણે શેરના નવા સર્ટીફીકેટો આપવાને તેઓ બંધાએલા હતા. ૧ ઇં. જ્યુ. ન્યુ. સી. પાનું. ૨૫૮.

ગીરોખતની પીઠે રૂ. ૧૦૦) કરતાં વધારે કીંમતનું વેચાણખત જડજ કરી આપે તો, તે રજીષ્ટર કરાવવાની જરૂર છે. ઈ. લા. રી. ૨ અ. પાનું. ૩૯૩.

સ્થાવર મિલકતનું હુકમનામું.

**૨૬૩. કાંઇ સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું હુકમનામું હોય તો, જે પક્ષકારને તે મિલકત આપવાનો ઠરાવ થયો હોય તે પક્ષકારને તે મિલકત સ્વાધીન કરવી, અથવા તે પક્ષકાર પોતાની વતી કબજો લેવાને જે સખસને નીમે તે સખસને તે સ્વાધીન કરવી. અને જરૂર પડે તો, જે સખસ મિલકત ખાલી કરવાને હુકમનામા પ્રમાણે બંધાએલો છતાં તેમ કરવાને ના પાડે તેને કાહાડીને કબજો આપવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૯૯, ૨૨૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

કોર્ટના હુકમનામાથી સ્થાવર મીલકતનો તરત કબજો આપવાનો હોય તે સબંધી આ કલમ છે. જે કામમાં તેવી સ્થાવર મીલકત સાંથેરાખનારના કબજામાં અથવા બીજા જે સખસને સાંથે રાખવાનો હક્ક હોય તે સખસના કબજામાં હોય તો, કલમ ૨૬૪ માં બતાવ્યા પ્રમાણે કબજો અપાવવો જોઈએ. કલમ ૩૨૮, ૩૩૧ માં કબજો મળતાં જે હરકત થાય અગર સામી તકરાર કરવામાં આવે તે વિશે હુકમનામાવાળો ફરીયાદ કરતો હોય તે બાબત ઠરાવ છે, અને કલમ ૩૨૩ હુકમનામાની બજાવણીમાં ત્રીજા પક્ષકારનો કબજો જતો હોય તેની તરફથી જે ફરીયાદ કરવામાં આવે તેનો ઠરાવ છે.

**સહુભાગીદાર સામે ખાસ કબજો**—આ દેશમાં અવિભક્ત સ્થાવર મીલકતના એક હિસ્સાના માલેકે પોતાના સહહિસ્સેદાર ઉપર તથા તેઓની પાસેથી પટેરાખનાર વિરૂદ્ધ ખાસ કબજાનું હુકમનામું મેળવલું હોય, અને તે માલેક તે પટામાં પક્ષકાર ના હોય તો તે બજાવવાને ઘણી મુસ્કેલી પડે છે. હમેશાં ઠરાવવામાં આવેલું છે કે આવો કબજો આપવો જોઈએ, અથવા ૫ વી. રી પ્રચુરણ ૬૫ ના ઠરાવમાં કહ્યા પ્રમાણે વેહેંચણ થતાં સુધી તાલુકાના સહમાલેક તરીકે સહહિસ્સેદારોના કબજામાં જે તમામ જમીન હોય, તે જમીનના મજીયારા કબજા તરીકે ભાગ લેવાનો હક્ક છે, અને આ ઠરાવ પ્રમાણે ૭ વી. રી. ૩૭૬ ના ફેંસલામાં ચાલવામાં આવ્યું છે. તે કામમાં દાવાના એક ભાગ સબધી કલમ ૨૬૩ પ્રમાણે ખાસ કબજો અપાવેલો હતો, અને જે બીજો ભાગ ખેડુતના કબજામાં હતો તેનો કબજો કલમ ૨૬૪ પ્રમાણે અપાવેલો હતો. જે જુદો પડનાર સહહિસ્સેદાર હોય તેની સાથે આવો પટેરાખનાર જો કાંઈ બંદોબસ્ત કરી શકે નહી તો, વેહેચણ કરાવ્યા સિવાય તેને કાંઈ બીજો ઈલાજ નથી, કારણ કે જો તે વેહેચણ કરાવે તોજ તેને પટે આપનારના હિસ્સા નક્કી થઈ શકે અને તેનો જુદો કબજો થાય. આવીજ મુશ્કેલી કુટંબના રેહેવાના ઘરના એક હિસ્સાનો કબજો ત્રાહીત સખસને હુકમનામાથી અપાવેલો તેમાં પડેલી હતી, પરંતુ ૨ વી. રી. ૩૧ ના ઠરાવમાં કલકત્તા હાયકોર્ટના ફુલબેંચે ઠરાવ્યું છે, તે પ્રમાણે જો અરજદારને એટલે સામા થનાર કુટંબના અંગભૂતને કાંઈ અગવડ લાગે તો, તે પોતેજ ઠપકાને પાત્ર થાય છે, કારણ કે લીલામમાંથી હુકમનામાના દેણદારનો હિસ્સો તે ખરીદ કરી શકતો હતો, અથવા ખરીદદારના દાવા સામી તકરાર કરીને કોર્ટના હુકમનામાનો તિરસ્કાર કરતો તેના બદલે તે વેંહેચણ કરાવવાનો દાવો કરી શકતો હતો. માટે તે કામમાં

હુકમનામું બજાવવાને જે અમીન નીમવામાં આવ્યો હતો તે અમીનને કોર્ટે એવો હુકમ કર્યો કે તમારે તે મીલકત એવી રીતે વેહેંચી આપવી કે દરેક પક્ષકારને ખાસ હિસ્સો મળે.

તોપણ અમુક સ્થાવર મીલકતના હિસ્સા પ્રતીવાદીઓમાંના કેટલાક પ્રતીવાદીઓની પાસે હતા, પણ તે હિસ્સા કેટલા છે તેનો નિર્ણય કર્યા સિવાય અગર બતાવ્યા સિવાય તે લેવાને કોર્ટે વાદીનું હુકમનામું કર્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હિસ્સા કેટલા છે તે વિશે હુકમનામાની બજાવણીમાં તજવીજ થઈ શકતી નથી, પણ બીજા સહહિસ્સેદારો વિ-રૂદ્ધ વાદીને જે ઈલાજ હોય તે કરી શકે છે. ૧૩ વી. રી. પાનું. ૧૨૩.

ફક્ત કલમ ૨૬૪ પ્રમાણે હુકમનામાવાળાને કબજો અપાવવામાં આવેલો હોય, પછી તે કબજો મળ્યાની તેણે પોહોચ આપી હોય અને તે ઉપરથી બજાવણીનું કામ કાહાડી નાંખ્યું હોય તોપણ ખાસ કબજો લેવાને તે અરજ કરે તેમાં હરકત થતી નથી. ૧૨ વી. રી. ૨૮૫, ૯ વી. રી. ૪૫૪. આ કારણસર બીજો દાવો થશે નહી. ૧૦ વી. રી. ૨૯૬.

જે કામમાં વિરૂદ્ધ હક્ક બતાવવામાં આવેલો હોય, પણ તે પેસ પોહોચેલો ના હોય તો કલમ ૨૬૩ પ્રમાણે વાદીને ખાસ કબજો મળવાનો હક્ક છે. ૯ વી. રી. ૬૩, અને તેણે દાવામાં ફક્ત વિરૂદ્ધ હક્ક બતાવ્યો હોય તો જ્યારે હુકમનામું બજાવવામાં આવે, ત્યારે મ્હારો સાંથેરાખનાર તરીકે કબજો છે એવી તકરાર પેહેલ વેહેલી કરવાને પ્રતીવાદીને પરવાનગી આપી શકાતી નથી. ૧૨ વી. રી. પાનું. ૨૮૫.

**ઉઘાડવું**—એક મકાનના માળા વિગરેના અવિભક્ત નીમ્મે હિસ્સાનો કબજો આપવાને હુકમ-નામું કરેલું, તેથી પ્રતીવાદીએ તે ઉપર તાળાં વાસેલાં તો તે હુકમનામું બજાવવામાં કોર્ટ તે તાળાં અથવા બારણાં તોડીને કબજો આપવા હુકમનામું કરી શકે છે. ૨૨ વી. રી. ૨૮૩; પરંતુ જ્યારે હરકત કરનાર પ્રતીવાદીને ખશેડવાથી કબજો અપાવી શકાતો હોય ત્યારે કોઇ ઉભી ઈમારત તોડી નાંખવી નહી જોઈએ. જ્યારે હુકમનામાવાળાને કબજો મળે ત્યારે તે ઈમારતની કેવી વ્યવસ્થા કરવી તેનો નિર્ણય તેને કરવાનો છે. ૧૮ વી. રી. ૫૨૭. પણ તે પ્રમાણે જો હુકમનામાનો ઠરાવ કરેલો ના હોય તો કબજો આપવો નહી જોઈએ. માટે જો એક હુકમનામામાં એમ ઠરાવેલું હોય કે વાદી વિરૂદ્ધનો અમુક હક્ક રદ બાતલ છે તો, કો-ર્ટ હુકમનામાવાળાને કબજો અપાવી શકતા નથી, કારણ કે તેણે છેવટની દાદ માગેલી નથી, તેમ તે મેળવેલી પણ નથી. ૧૬ વી. રી. પાનું. ૩૦૭

**જમીનના ઈન્તેકાબ**—બેરીકરાઈને લીધે કબજાના હુકમનામામાં જમીનનું વર્ણન બરોબર કરવામાં આવેલું નથી હતું, એવી હકીકત વારંવાર બને છે, તેથી હુકમનામામાં કઈ જમીન આવેલી છે એ વિશે બજાવણીમાં હરકતો લેવામાં આવે છે. માટે વાદીએ દા-વાની અરજીમાં ખુંટ બતાવીને અમુક માપની જમીન મને અપાવવી જોઈએ એવું માગે-લું હોય અને તે ખુંટની અંદરની જમીન બાબત તે હુકમનામું મેળવે તો, પછી વાદીએ જે માપ કહેલું હોય તે કરતાં તે માપ વધારે નીકળે તોપણ તેને કબજો અપાવવો જોઈ-એ: ૧૮ વી. રી. પાનું. ૨૫.

જે કામમાં જમીનના ખુંટ તરીકે કાંઈ માટીનું કામ દાવાની અરજીમાં બતાવેલું હોય, અને તે કામ પછી બંધ પડયું હોય તો તે જમીનનો કબજો લેવાના હુકમનામાની બજા-વણીમાં તે ખુંટવાળા માટીના કામની પ્રથમ સ્થીતી કેવી હતી એ વિશે હુકમનામું બજા-વનારી કોર્ટ પુરાવ લેઈ શકે છે, કારણ કે જો એમ કરવામાં ના આવે તો દાવાની અર-

જીમાં બતાવેલાં એવાં નીશાન પ્રતીવાદી ખશેડે અને પોતાના ઉપરનું હુકમનામું બજવા દે નહીં. ૧૨ વી. રી. ૯૯. હાલના કાયદામાં સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૨૩ નો ઠરાવ કલમ ૨૬૩ માં કરવામાં આવેલો છે, તેમાં કેટલાક શબ્દો છોડી દીધા છે.

જે મીલકત બાબત તકરાર ચાલતી હોય તે મીલકત દાવાનો એક પક્ષકાર બીજાને આપી શકતો નથી, કારણ કે જો તે આપી શકે તો દાવો ચાલી શકે નહી. ઇ. લા. રી. ૬ મું. ૧૬૯, ૧૧ મું. ૬૭ તથા ૧૧ મું. ૨૬. ૧ હાઈડ ૧૬૦. ખુશીથી મીલકત બીજાને આપવી અને હુકમનામાની બજાવણીમાં લીલામ થઈ તે વેચાય તેમાં ઘણો ભેદ છે. ૧૪ મુર. ૧૧૧, લા. રી. ૮ ઇ. અ. ૬૫, ૧૦ ક. લા. રી. ૨૮૧, ઈ. લા. રી. ૯ ક. ૨૬૫. ઈ. લા. રી. ૧૧ ક. ૧૨૧, લા. રી. ૧૧ ઈ. અપીલ્સ. ૨૨૯, ઈ. લા. રી. ૧ અ. ૫૦૮. દાવો ચાલતાની દરમિયાનમાં મીલકત બીજાને આપવામાં આવે અને દાવાની ખબર થઈને મીલકત બીજાને આપવામાં આવે તેમાં ખરી રીતે કાંઈ તફાવત નથી. ઈ. લા, રી. ૮ ક. ૭૯; પણ તે નિયમનો આધાર નોટીસ ઉપર નથી. ઇ. લા. રી. ૬ મુંબાઈ ૧૬૮; અને તે મીલકત લેનારને દાવામાં પક્ષકાર કરવાની જરૂર નથી; અને દાવો કર્યાની હકીકતની તેને ખરી રીતે ખબર હતી કે નહી તે મીલકત લેનારની બાબતમાં બેશીકરાઈની બાબત છે. ૧૧ મું. ૬૪; ૭ વી. રી. ૨૨૫, ૭ મ. ૧૦૭; પરંતુ જે પક્ષકાર ખબર વિના ખરીદદાર વિરૂદ્ધ દાદ માગતો હતો તેણે યોગ્ય મુદતમાં આવવું જોઈએ, અને તેણે મંઝાને મંઝા રહીને કામ ચાલુ રાખવું જોઈએ. ૧ હાઈડ ૧૬, ૬ મ. ૭૫. એક ઘરના માલેકે એક દાવો ચાલતાની દરમિયાનમાં ગીરોખત રજીસ્ટર કરી આપી બીજા સખસને ગીરો આપ્યું, અને સદરહુ દાવો રજીસ્ટર થયા વિનાના ગીરોરાખનારે ગીરોથી મીલકત છોડાવવાનો હક બંધ કરાવી તે વેચાવવાને કરેલો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેચાણના હુકમનામાથી ઠરેલા ખરીદદાર વિરૂદ્ધ બીજા ગીરોરાખનારનો કાંઈ હક નથી. પછી તે ખરીદદાર તે દાવાનો વાદી હોય તોપણ ચીંતા નહીં. ૧૧ મુંબાઈ ૬૪, ૫ અ. ૧૬૭, ઇ. લા. રી. ૨ અ. ૮૨૬, ઈ. લા. રી, ૪ મું. ૩૪, ૮ બં. લા. રી. ૪૭૪, ૧ ક. લા. રી. પાનું. ૨૯૬.

**અપીલ ચાલતી હોય**—૨૦ વી. રી. ૨૦૪ ના ઠરાવમાં જસ્ટીસ ગ્લોવરસાહેબે ઠરાવ્યું છે કે દાવો કાહાડી નાંખ્યા પછી, પણ અપીલ થતા પેહેલાં દાવાવાળી મિલકત બીજાને આપેલી હોય તો, દાવો ચાલતાની દરમિયાનમાં મીલકત બીજાને આપવી એ કાયદા વિરૂદ્ધ છે, તે નિયમ વિરૂદ્ધ થતું નથી, કારણ કે તે વખતે કોર્ટની રૂબરૂ કાંઈ દાવો નહી હતો; પરંતુ જસ્ટીસ દ્વારકાંનાથ મીત્તરસાહેબે તે વિરૂદ્ધ એવું ઠરાવ્યું છે કે અપીલની મુદત પુરી થતાં સુધી તે ખરીદદાર રાહા જોવાને બંધાએલો હતો. ઈ. લા. રી. ૭ મ. ૯૬ નો ઠરાવ પણ જુઓ.

સ્થાવર મિલકતભાડુતના કબજામાં હોય ત્યારે તે શી રીતે સ્વાધીન કરવી તે.

**૨૬૪. ભાડુતના કબજામાંથી અથવા જેને મિલકતનો કબજો રાખવાનો હક હોય અને તે કબજો રાખવાનો હક છોડી દેવાને હુકમનામા ઉપરથી બંધાએલો ન હોય, તેવા બીજા સખસના કબજામાંની કોઇ સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું હુકમનામું હોય ત્યારે, તે સ્વાધીન કરવાનો કોર્ટે હુકમ કરવો, તે એવી રીતે કેઃ—તે મિલકત ઉપર કોઈ પ્રસિદ્ધ ઠેકાણે વારંટની એક નકલ ચોઢવી, અને કોઈ સોઇવાર ઠેકાણે, દાંડી પી-**

**ટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે તે મિલકત સબંધી હુકમનામાનો મતલબ કબજેદારને પ્રસિદ્ધ કરવો.**

**પરંતુ કબજેદાર મળી શકે તો, સદરહુ મતલબવાળી લખેલી નોટીસ તેના ઉપર બજાવવી, અને તેવે પ્રસંગે કઇ પ્રસિદ્ધ કરવાની જરૂર નથી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૨૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

આ કલમ પ્રમાણે હુકમનામું બજાવવામાં કોર્ટે કાયદાના ઠરાવ પ્રમાણે બરોબર ચાલવું જોઈએ, અને ખેડુતે હુકમનામાવાળાને સાંથ આપવી એવો હુકમ તે હુકમનામામાં વધારવો નહી જોઈએ. ૧૭ વી. રી. પાનું. ૨૩૬

કાયદેસર કબજો શાબેત કરવાને આ કલમ પ્રમાણે તમામ રીતે ચાલવું એવી જરૂર છે. માટે વારંટની એક નકલ તકરારી ગામમાં ચોડવામાં આવી હતી એવું શાબેત ના થાય, પણ રાજાના બીજા ગામોમા ચોડવામાં આવી હોય તો તે ગામનો કબજો કાયદેસર છે, એમ થતું નથી ૧૫ વી. રી. ૯૯ પણ હુકમનામુ જ્યારે બજાવવામાં આવે ત્યારે કબજાવાળો સખસ કોર્ટની રૂબરૂ એમ કબુલ કરે કે હુકમનામાવાળાને રીતસર કબજો મળેલો છે, તો પછી તે કબજાની વાત તે નાકબુલ કરીને મુદતના કાયદા પ્રમાણે ૧૨ વર્ષ કરતાં વધારે મુદત મ્હારો વિરૂદ્ધ કબજો છે, માટે મ્હારો હક છે, એવી તે તકરાર કરી શકતો નથી. ૧૫ વી. રી ૩૦૭, ૧૭ બં. લા. રી પાનું. ૨૦

જેમ ખરી રીતે કબજો આપવામા આવ્યો હોય, અને મુદતના કારણસર ઉપયોગમાં આવે છે તેમજ રીતીસર કબજો અપાયેલો હોય, તે પણ ઉપયોગમાં આવે છે. ઈ. લા. રી. ૫ ક. ૫૮૪, ૫ ક. લા. રી ૫૪૮. ૬ ક. લા. રી ૫૩૯, ઈ. લા. રી. ૧૭ ક. ૪૧૮; અને જો તે તારીખથી બાર વર્ષની અંદર ખાસ કબજા બાબત દાવો કર્યો હોય તો, તે ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૧ ક. પાનું. ૯૩.

ઈસ્ટેટની વેહેંચણ કરવાનું અથવા હિસ્સા જુદા પાડવાનું.

**૨૬૫. સરકારને મેહેસુલ ભરનારી કંઇ અવિભક્ત ઇસ્ટેટની વેહેચણ બાબત અથવા તે ઈસ્ટેટના કોઇ હિસ્સાનો જુદો કબજો લેવા બાબત હુકમનામું હોય ત્યારે, કલેકટરે તે ઈસ્ટેટની વેહેચણ કરવી અથવા તે હિસ્સો જુદો પાડવો અને તે કામ સદરહુ પ્રકારના ઈસ્ટેટની વેંહેચણ કરવા બાબત અથવા હિસ્સાનો જુદો કબજો લેવા બાબત જે વખતે જે કાયદો અમલમાં હોય (જો હોય તો) તે કાયદા પ્રમાણે કરવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૨૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

કુટંબને રેહેવાના ઘરની વેહેંચણ કરાવવાને હિંદૂ સખસ હકથી દાવો કરી શકે છે. માર્સ. પાનું. ૩૫.

આ કલમમાં 'સરકારને મેહેસુલ આપનારી મીલકત' એવા શબ્દો છે, તેમાં મદ્રાસમાં રૈયતવારી કબજો હોય છે તેનો સમાસ થતો નથી. ઈ. લા. રી. ૭ મ. ૩૮૨; તેમ એકાદા માહાલના નક્કી કરેલા ભાગના હિસ્સાનો તેમાં સમાસ થતો નથી. ઈ. લા. રી. ૬ અ. ૪૫૨, ઈ. લા. રી. ૮ મુંબાઈ પાનું. ૫૩૯.

સરકારને મેહેસુલ આપનારી મીલકતની વેહેંચણુ બાબત હુકમનામું થઈ શકે છે, પણુ તેનો અમલ કલેક્ટરે કરવો જોઈએ. ઇં. લા. રી. ૮ ક. ૩૬૭, પણુ સરકાર મેહેસુલ આપવાની પોતાની મજીયારી જવાબદારીને હરકત કરવાને વાદી માગતો હોય તો, તેમ થઈ શકતું નથી. ઈ. લા. રી. ૭ ક. પાનું. ૧૫૩.

વેહેંચણુના હુકમનામામાં દરેક સખસનો હક્ક નક્કી કરવામાં આવેલો હોય, અને તે બજાવવાને એક પક્ષકારે દરખાસ્ત કરી હોય તો બીજો પક્ષકાર તે જારી રાખી શકે છે. ઈ. લા. રી. ૩ ક. પાનું. ૫૫૧.

હુકમનામાથી વેહેંચણુનો અમલ કરવામાં કોર્ટ જુદી રીતે અમલ કરી શકે છે કે નહી, એ વિશે ઈ. લા. રી. ૩ ક. પાનું. ૫૧૪ જુઓ.

આ કલમ પ્રમાણે વેહેંચણુ કરવાને સારૂ કલેકટર તરફ હુકમનામું મોકલવામાં આવેલું હોય તો, હુકમનામાવાળી ફક્ત જમીન વેહેચવાની તે કલેકટરની ફરજ છે, એટલુંજ નહી પણુ જે સખસોના હિસ્સા હોય તે સખસોને તેઓના હિસ્સા આપવાની પણુ ફરજ છે. ઈ. લા. રી. ૧૧ મું. પાનું. ૬૬૨.

આ કલમનો હેતુ એવો છે કે જેમાં મેહેસુલ આપનારી મીલકતની વેહેચણુ કરીને તે મીલકતના જુદા જુદા હિસ્સા કરવાના હોય તો, તે વેહેચણુ કલેકટરે કરવી જોઈએ. ઇ. લા. રી. ૧૫ ક. ૧૯૮ તથા ૧૯ ક. પાનું. ૨૦૩.

---

## फ—મિલકત જપ્ત કરવા વિશે.

હુકમનામું બજાવવામાં જપ્તી કરીને વેચવાને પાત્ર થઈ શકે તે મિલકત.

**૨૬૬. હુકમનામું બજાવવામાં નીચેની મીલકત જપ્ત કરીને વેચવાને પાત્ર છે, (તે એકે):—જમીન, ઘર અથવા બીજી ઇમારતો, માલ, પઇસા, બેંકનોટ, ચેક, બીલ આફ એકસ્ચેંજ, હુંડીઓ, વાયદા ચીઠીઓ (પ્રામેસરી નોટ), સરકારી કાગળીઆં (ગવરમેન્ટ સિક્યુરીટીઝ), ખત અથવા પૈસા સબંધી બીજા લેખ, લેહેણું, કોઇ રેલવે, બેંક, કે બીજી જાહેર કંપની કે કારપોરેશનના ભંડોળ અથવા એકઠી પુંજી માંહેના શેર, તથા, હવે પછી કહેલી છે તે શિવાયની,-હુકમનામાના દેણદારની અથવા હુકમનામાનો દેણદાર વ્યવસ્થા કરવાની જે સત્તા પોતાના ફાયદાને માટે વાપરી શકે તે સત્તા જે મિલકત ઉપર કે જેની ઉપજ ઉપર તેને હોય તેવી,-વેચાય એવી બીજી બધી સ્થાવર જંગમ મિલકત, પછી તે ગમે તો હુકમનામાના દેણદારના નામ ઉપર હોય કે તેની વતી અથવા તેના ટ્રસ્ટી દાખલ બીજા સખસની પાસે હોય.**

**પરંતુ, નીચેનાં વાનાં સદરહુ જપ્તી કે વેચાણુને પાત્ર થશે નહી (તે એકે):—**

**(अ) હુકમનામાનો દેણદાર, તેની સ્રી તથા છોકરાં, એઓનાં જરૂરીઆત પેહેરવાનાં વસ્ર તથા પથારીનું સાહીત્ય.**

**(ब) કારીગરોનાં ઓજાર, અને હુકમનામાનો દેણદાર ખેડુત હોય ત્યારે તેના ખેતીવાડીનાં હથીયાર, તથા ખેડુત તરીકે તેને પોતાની ઉપ-**

જીવીકા મેળવવા માટે જે ઢોર કોર્ટની નજરમાં જરૂર જણાય તે ઢોર તથા અનાજનાં બી.

(क) ખેડુતની માલકીનાં અને તેના તાબામાં હોય તેવો તેના ઘરનો અને બીજી ઇમારતોનો સામાન;

(ड) હિસાબના ચોપડા;

(इ) નુકશાનીને વાસ્તે ફરિયાદ કરવાનો માત્ર હક્ક;

(फ) જાતીકી નોકરીનો કંઇ હક્ક;

(ग) સરકારના લસ્કરી તથા મુલકી પેનશનરને કરી આપેલી નેમણુંક, તથા બક્ષીસ (ગ્રાજ્યુઇટી) તથા રાજકીય પેનશન;

(ह) સરકારી અમલદારનો, અથવા રેલવે કંપનીના અથવા સ્થાનિક અધિકારીના નોકરનો પગાર નિચે લખેલી હદ્દ સુધી, એટલે:—

(૧) તે દરમાસે વીસ રૂપિયાથી વધારે ન હોય તો તેટલો આખો પગાર;

(૨) તે દરમાસે વીસ રૂપિયાથી વધારે હોય અને ચાલીશ રૂપિયાથી વધારે ન હોય ત્યારે દરમાસે વીસ રૂપિયા; અને

(૩) બીજે કોઇ પણ પ્રસંગે તે પગારનો નીમ્મે ભાગ.

(आइ) જે લોકોને નેટીવ આર્ટિકલ્સ આફ વોર લાગુ પડે, તેમનો પગાર તથા અલાવન્સ:

(जे) મજુરોનો તથા ઘરના નોકરોનો મુસારો;

(के) જીવતો રેહેવાથી ઉતરાધિકાર મળવાની ઉમેદ હોય તે, અથવા બીજો કેવળ અવલંબી કે શકય હોય તેવો હક્ક અથવા સબંધ;

(ल) ભવિષ્યની ખોરાકી પોશાકીનો હક્ક;

(म) સન ૧૮૬૧ ના ઈંડિયન કૌંસિલ્સ આકટ પ્રમાણે પસાર કરેલા કોઈ પણ કાયદાથી ગવર્નર ઇન્ કૌંસિલે અથવા લેફટેનન્ટ ગવર્નર ઇન્ કૌંસિલે હુકમનામાની બજાવણીમાં જપ્ત અથવા વેચાણ થવાની પાત્રતામાંથી બાતલ કરેલું કોઇ પણ લવાજમ;

(न) હુકમનામાનો દેણદાર જમીન મેહેસુલ આપવાની પાત્રતાવાળો માણસ હોય ત્યારે, તેને લાગુ હોય એવા કોઇ પણ કાયદાની રૂયે જે કોઈ પણ જંગમ માલ મિલકત એવા મેહેસુલની ચઢી ગયેલી બાકી વસુલ કરવા માટેના વેચાણમાંથી બાતલ કરવામાં આવી હોય તે જંગમ માલ મિલકત.

ખુલાસો—(ग), [ह], (आइ), (जे), તથા (म) એ રકમોમાં કહેલાં વાનાં, તે ખરેખર આપવાને પાત્ર થાય તે પેહેલાં અથવા પછી પણ જપ્તીથી કે વેચાણમાંથી બાતલ કર્યાં છે.

પણ વળી એવું ઠરાવ્યું છે કે, આ કલમની કોઈ પણ વાતથી—

(अ) ભાડાને વાસ્તે થએલું હુકમનામું બજાવવામાં ઘર અથવા બીજી ઇમારતોનો સામાન જપ્તીથી કે વેચાણથી બાતલ છે એમ સમજવું નહી, અથવા

**(ચ) સન ૧૮૮૧ ના લસ્કરના આકટને કે જે વખતે અમલમાં હોય એવા તેને મળતા કોઈ કાયદાને બાધ આવે છે, એમ સમજવું નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

અને સ્થાવર મીલકત સબંધી આ કલમમાં જે ઠરાવ છે તે સિવાયનો આ કલમનો ઠરાવ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**બીજી વેચવા જોગ મિલકત**—કોર્ટનું હુકમનામું તે આ કલમ પ્રમાણે વેચવા લાયક મીલકત છે. ૭ બં. લા. રી. ૩૧૮, પરંતુ હિસાબના ચોપડા વેચવા લાયક નથી. ૩ મું. ૪૨; તોપણ જો લેહેણદારને ફાવવા નહી દેવાને સારૂ હુકમનામાનો દેણદાર પોતાના હિસાબના ચોપડા વગે કરે તો, કોર્ટ તે રજુ કરાવી શકે છે, અને પોતાના કબજામાં રખાવી શકે છે. ૩ અ. પાનું. ૩૩૪ તથા ૩૧૯.

એકાદિ ઈમારતની બારીઓ તથા બારણાં જુદાં જપ્ત થઈ શકતાં નથી. ઈ. લા. રી. ૧૧ ક. પાનું. ૧૬૪.

ચડેલી સાંથ વસુલ કરવાને જમીન ઉપરના હક્કનો એક ભાગ વેચાવી શકાતો નથી. ૧૨ ક. લા. રી. પાનું. ૩૯૮.

ગીરોઆપનાર ઉપર હુકમનામું કરવામાં આવેલું હોય, તો તેની બજાવણીમાં ગીરોવાળી મીલકતમાં ગીરોથી છોડાવવાનો હક્ક હોય તે જપ્ત કરી વેચાવી શકાય છે, ૨૦. વી. રી. ૨૦, ૫ બં. લા. રી. ૩૮૦; પણ જો તે દરખાસ્ત કરનાર ગીરોરાખનાર હોય તો, તે પ્રમાણે કરી શકતો નથી. ઈ. લા. રી. ૧ ક. ૩૩૭, ૫ બં. લા. રી. પાનું. ૪૫૦.

હુકમનામાવાળાની સાથે હુકમનામાના દેણદારને મજીયારો વેહેપાર હોય, અને તે વેહેપારનું કામ મજીયારી પેહેડી બંધ કરી સમેટવાને સારૂ કોર્ટના રીસીવ્હરને સોંપ્યું હોય તો, તે મજીયારા વેહેપારની મીલકતમાંનો હુકમનામાના દેણદારનો હિસ્સો જપ્ત કરાવી શકાતો નથી. ૫ બં. લા. રી. ૩૮૨, ઇ. લા. રી. ૪ મું. ૨૨૨, પણ હુકમનામાના દેણદારને એક બીજા સખસ સાથે મજીયારો વેહેપાર હોય અને જપ્તી કરતી વખતે ફક્ત તેના કબજામાં મીલકત હોય તે જપ્ત કરવામાં આવે તો, તે ફક્ત હુકમનામાના દેણદારના હિસ્સા બાબતજ થવી જોઈએ, અને તે નામની જપ્તી નહી પણ મનાઈ હુકમથી થવી જોઈએ. ૫ બં. લા. રી. ૩૮૬, ૫ મ. ૩૧૨.

વાદીએ બ. ને પોતાની જમીન ઉપર માટીની દીવાલો કરી તે ઉપર છાજ નાંખી એક ઘર બાંધવા દીધેલું અને તેમાં તેને ૪૦ વર્ષ સુધી રેહેવા દીધેલો હતો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ઘર તથા જમીન ઉપરનો બ. નો હક્ક વેચવા લાયક છે. ૧૫ વી. રી. ૨૭૪. અ. એ બ. ને માટે કેટલીક ફરસબંદી જમીન કરવાને કરાર કરેલો, તેથી એક સો રૂપૈઆની કીમતના ફરસબંદી પથ્થર તેણે ત્યાં નાંખ્યા, અને બ. પાસેથી તે રકમ અગાઉથી લીધી હતી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે સામાન બ. નો ખરીદદાર તરીકે થાય છે, માટે અ. ઉપરના હુકમનામાથી જપ્ત થઈ શકતો નથી. ૨ અલ્હાબાદ પાનું. ૩૩૭.

મીતાક્ષરા પ્રમાણે ચાલનાર હિંદુકુટંબના અવિભક્ત અંગભૂતનો હક્ક જપ્ત કરવા લાયક છે, માટે તેના ખરીદદારે વેહેચણ કરાવવાને દાવો કરવો જોઈએ. ઈ. લા. રી. ૪ ક. ૭૨૩, લા. રી. ૪ ઈ. અ. ૨૪૭, ઈ. લા. રી. ૪ ક. પાનું. ૮૦૯.

વશિયત કરી મીલકત આપવામાં આવેલી હોય, તેમાં જો એવો ઠરાવ હોય કે તે

મીલકત વેહેચવા લાયક નથી, એ પ્રમાણે તેનો કબજો હોવો જોઈએ, તો દેણદારનો હિસ્સો જપ્ત થઈ શકે છે. ઈ લા. રી. ૭ મદ્રાસ પાનું. ૩૨૫.

બ. ની તમામ સ્થાવર તથા જંગમ મીલકતનો સંપુર્ણ વહિવટ કરીને તે ઉપરની તમામ જવાબદારીઓ પતાવ્યા પછી બાકી વધેલી મીલકત ઉપર અ. નો ફક્ત હયાતી સુધીનો હક્ક હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેનો તે હક્ક બજાવણીમાં વેચી શકાતો નથી. ૬ મુર પાનું. ૫૧૦

નાદાર દેવાદારના આકટની કલમ ૭ પ્રમાણે વેસ્ટીંગ આર્ડર કાહાડયા પછી દેણદારનો પોતાની પેહેલાંની મીલકતમાં વેચાવવા લાયક હક્ક નથી. ૧૨ ક. લા. રી. પાનું. ૬૦.

કેઈ મીલકત બીજાને આપી શકાય છે, એ વિશે સન ૧૮૮૨ ના આકટ ૪ થાની કલમ ૬ જુઓ.

**ધર્માદા ટ્રસ્ટ**—ધર્માદા ટ્રસ્ટનો વહિવટ કરવાનો, ઇ. લા. રી. ૫ મ. ૮૯ અથવા ધર્માદા કામ, ઈ. લા. રી. ૬ મ. ૭૬. વેચવા લાયક નથી.

જે જાનવરો કોર્ટના અભિપ્રાયમાં વેચવા લાયક ના હોય તેની માફી છે. ૧૩ ક.લા.રી. ૨૦૦.

જરૂરીઆત પેહેરવાનાં લુગડાં વિશે આ કલમનો ઠરાવ છે, તે ૯ મું. ૨૭૨ ના ફેંસલા પ્રમાણે છે. જનાનામાં જે મીલકત હોય તે જપ્ત થઈ શકે નહીં, એવો કાયદાનો કાંઈ ઠરાવ નથી. ૧૭ વી. રી. ૮૬. વળી કલમ ૨૭૧ જુઓ. પરંતુ હિંદુ સ્ત્રીની જાત ઉપર પોતાના સ્ત્રી ધન્યમાંના દાગીના હોય તે પોતાના ધણી ઉપરના હુકમનામાની બજાવણીમાં લેઈ શકાતા નથી. અમુક પ્રસંગે હિંદુશાસ્ત્ર પ્રમાણે ધણી તે લેઈ શકે છે, પણ તે હક્ક તેનો જાતીકા છે. ૮ મુંબાઈ પાનું. ૧૨૯.

સાધારણ ઘરાણું, જેમકે ગળામાં પેહેરવાનું ઘરાણું, સ્ત્રીના દેવા બદલ પણ જપ્ત થઈ શકતું નથી. ઈ. લા. રી. ૯ મું. પાનું. ૧૦૬.

**ઘરનો સામાન**—એ શબ્દો ઉપરથી જે મીલકત ખાસ તરીકે ગીરો આપેલી હોય તે વેચવાને મનાઈ કરેલી નથી, પછી તે ખેડુતનું ઘર હોય અને તેના ઘરનો સામાન હોય, અગર ખેડુતના કબજામાં હોય તોપણ ચીંતા નહીં. ઈ. લા. રી. ૪ મું. ૨૫, જે ઘરના ભાડા બાબત દાવો કરેલો હોય તે ઘર ઉપર સાધારણ પૈસા બાબતના હુકમનામા કરતાં ભાડાના હુકમનામાનો પ્રથમ હક્ક છે. ઈ. લા. રી. ૪ મું. પાનું. ૪૨૯.

જે ઘરમાં ખેડુત રેહેતો હોય અથવા તેના મરણ પછી તેના વારસ "વકીલો" રેહેતા હોય તો, તે ઘર સબંધી માફી છે, અને વધારે નથી. ઈ. લા. રી ૭ મું. પાનું. ૫૩૦.

**નુકશાન બાબતના દાવાનો હક્ક**—એવું ઘણું કરીને ઠરાવવામાં આવેલું છે કે દાવો કરવાનો અથવા અપીલ કરવાનો હક્ક જપ્ત તથા વેચાવી શકાતો નથી. ૧૪ વી. રી. ૫૨, ૩ વી. રી. પરચુરણ ૧૬, ૭ બં. લા. રી. ૧૮૬, ૧૨ ક લા. રી. ૪૪૦. ઈ. લા. રી. ૯ ક. ૬૯૫. પરંતુ જો હુકમનામું કરવામાં આવેલું હોય તો, હુકમનામાવાળાના કરજ બદલ તે જપ્ત કરાવી વેચાવી શકાય છે. ૧૫ વી. રી. ૩૪, ૭ બં. લા. રી. ૩૧૮.

**દેવું**—વસુલ થાય તેવું લેહેણું નક્કી થએલું હોય તો, પછી તે સાબેત થએલું ના હોય તોપણ તે જપ્ત થઈ શકે છે, પણ જે વસ્તુનો આશરો થઈ શકતો ના હોય અથવા કીંમત થઈ શકતી ના હોય, જેમકે રામનાથના તમામ દેણદારો ઉપરનો તેનો તમામ દાવો જપ્ત થઈ શકતો નથી. ૭ બં. લા. રી. પાનું. ૮૬, જે દાવા ઉપર

હિંદુસ્થાન માંહેના ઇંગ્રેજી રાજ્ય માંહેની કોઈ કોર્ટની હકુમત ના હોય તો, આ કલમ પ્રમાણે જપ્ત કરવા લાયક કાંઈ લેહેણું નથી. ઈ. લા. રી. ૫ મું. પાનું. ૨૪૯.

એક રેલવેકંપનીએ અ. ને બક્ષીસ આપવાને મંજુર કરેલું, પણ તે નાણું પેમાસ્તરની પાસે હતાં. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે બક્ષીસ સંપૂર્ણ થએલું નથી, અને તે રકમ કાંઈ લેહેણી નથી, માટે તે જપ્ત થઈ શકતી નથી. ઈ. લા. રી. ૬ અ. ૬૩૪.

ઉતરક્રિયા કરાવવાનો હક્ક જપ્ત થઈ શકતો નથી, કારણ તે સમજી શકાય તેવો હક્ક નથી, તેમ ભાગ પાડી શકાય તેવો પણ નથી, અને બીજાને આપવા લાયક નથી, ૧૬ વી. રી. ૧૭૧; તેમ દેવની પુજા કરીને જે મેહેનતાણું મળતું હોય તે જપ્ત કરવા લાયક નથી. ૫ બં. લા. રી. ૬૧૭, ૧૫ વી. રી. ૩૩૯, ૨ બં. લા. રી. ૭૨૭, ૭ વી. રી. ૨૬૦, ઈ. લા. રી. ૪ મ. ૩૫૧, પણ જમીનની ઉપજમાંથી તેને તે આપવામાં આવતું હોય અને દેવની પૂજાને સારૂ જે જોઈએ તે કરતાં કાંઈ વધારે રેહેતુ હોય તો, તે હક્ક જપ્ત થઈ શકે છે. લા. રી. ૬ ઈ. અ. ૧૮૨, ઈ. લા. રી. ૬ મું. ૫૯૬; પરંતુ જમીન ઉપર પેસવાને ખરીદદારનો દેખીતી રીતે હક્ક થતો નથી. ૧ બોલ્તનોઈસ ૭૩, તથા ૨૬૯, અને બીજા પુજારી ઉપરનો કાંઈ હક્ક મળતો નથી. ઈ. લા. રી. ૭ મું. પાનું. ૧૮૮.

**પગાર**—સરકારના મીલીટરી તથા સીવીલ પેનશેનરોને તથા માઈસોરના કુટુંબના અંગભુતને સરકાર જે પોલીટીકલ રીતે પગાર આપે છે તે જપ્ત થઈ શકતો નથી. ૭ વી. રી. ૧૬૯; તેમજ સન ૧૮૪૩ ના આકટ ૧૧ મા પ્રમાણે ઠરાવેલું અલાવન્સ કલેકટર અથવા બીજા અમલદારની પાસે હોય ત્યાંસુધી તે જપ્ત થઈ શકતું નથી, પરંતુ જે વંશપરંપરાના સખસને મળતું હોય તેના હાથમાં તે આવે, એટલે સદરહુ તેનું ખાસ રક્ષણ લેઈ લેવામાં આવે છે. ૧૦ મુંબાઈ પાનું. ૪૦૦

**પેનશનર**—જે સખસનો પેનશન લેવાનો હક્ક થયો ના હોય, પણ ફક્ત બક્ષીસ લેવાનો હક્ક થયો હોય તો તે વિશે મારી છે, ઈ. લા. રી. ૬ અ. ૧૭૩, પેનશનની સાથે ઈનામ આપવામાં આવે તે જપ્ત કરવા લાયક નથી. ઈ. લા. રી. ૫ મ. પાનું. ૨૭૨

**સરકારના નોકરનો અથવા રેલવેકંપનીના નોકરનો** અડધો પગાર જપ્ત કરવાને માગવામાં આવે તો, કલમ ૨૬૮ પ્રમાણે લખેલા હુકમથી જપ્તી કરી શકાય છે. ઈ. લા. રી. ૬ મ. ૧૭૯, ૮ મું. ૧૨૯. હવે પછી લેહેણું થવાનું હોય તોપણ તે જપ્ત થઈ શકે છે. પરંતુ પગાર, મુસારો અથવા નાણાં સબંધી દાવા જપ્ત થઈ શકતા નથી. જપ્ત કરવાની રકમો નક્કી થએલી હોવી જોઈએ. ૮ બં. લા. રી. ૧૫૫, ૧૯૬, ૬ ક. લા. રી. ૧૯. માટે જે ભાગ લેહેણો થઈ ગએલો હોય તે જપ્ત થઈ શકે છે. ૭ મું. ૧૧૦, બોર્ક, ૨૫૯, કેવી રીતે જપ્ત કરવો તે વિશે ૨ બં. લા. રી. ૧૦૯, અને ૮ મું. ૧૬૯ જુઓ.

**મજુરો**—મજુરો પોતાના હાથથી મજુરી કરીને પોતાનો હમેશનો રોટલો પેદા કરે તે, અથવા જે ધંધામાં કાંઈ હુનર, અક્કલ અથવા પ્રથમની કેળવણી લગાર હોવાની જરૂર હોય છે તે મજુરો હોય છે. ઇ. લા. રી. ૫ મું. પાનું. ૧૩૨.

**વારસો મળવાની ઉમેદ**—વારસાની ઉમેદ હોય એ શબ્દોમાં જે હિંદુ સ્ત્રીનો ફકત હયાતી સુધીનો હક્ક હોય, તે સ્ત્રીના મરણ પછી જે વારસ થનાર હોય તેના હક્કનો સમાસ થાય છે. ૧૫. વી. રી. ૧૭, ૭ બં. લા. રી. ૩૪૧. પરંતુ મીતાક્ષરાના નિયમ પ્રમાણે દીક-

હવે પોતાના જન્મથી બાપની સાથે હક્ક હોય તેનો તેમાં સમાસ થતો નથી. ૭ બં. લા. રી. ૧૯૬, અને આવા વેચાણમાંથી ખરીદદાર થએલો હોય તેના હક્ક વિશે લા. રી. ૪ ઇ. અ. ૨૪૭, ૧ ક. લા. રી. પાનું. ૪૯ જુઓ.

**હવે પછી ખોરાકીપોશાકી મળવાનો હક્ક**—જો કે હવે પછી મળવાની ખોરાકીપોશાકીનો હક્ક જપ્ત થઈ શકતો નથી. ૬ વી. રી. પ્રકરણ. ૬૪, તોપણ જો તે ખોરાકીપોશાકી એક લેહેણું હોય, અને તે હવે પછી લેવા જોગ થતી હોય; તો તેની આડી નથી. ૭ બં. લા. રી. ૧૮૬, ૮ વી. રી. ૪૧. માટે એવું ઠરાવવામાં આવ્યું કે એક હુકમનામાથી ખોરાકીપોશાકીનો હક્ક ઠરાવેલો હોય અને તે હક્કનો લેહેણો થએલો ના હોય તો, તે મનાઈ હુકમથી જપ્ત થઈ શકે છે, અથવા કલમ ૨૬૮ પ્રમાણે જો જરૂર પડે તો ખોરાકીપોષાકી વસુલ કરવાને અથવા તેનો વહિવટ કરવાને ગોઠવણ થઈ શકે છે. ૧૫ વી. રી. ૧૮૮, ૬ બંગાળા લા. રી. ૬૪૬, અને તેજ પ્રમાણે વાર્ષીક રકમો બાબત છે. ૧૭ વી. રી. ૨૫૪, અને તેમજ એકજ દસ્તાવેજથી મીલકત આપનારની મીલકતમાંથી રીતીપૂર્વક ખોરાકીપોષાકી આપવાને ઠરાવ કરેલો હોય, અને તે આપવામાં નહી આવતાં કોર્ટમાં વસુલ થઈ શકતી હોય તો, તે એક મીલકત છે, માટે તે જપ્તી થઈ શકે છે. ૧૧ વી. રી. ૧૩૮, પણ માર્સ પાનું. ૨૦૦ જુઓ.

આ કલમની રકમ **એફ્.** પ્રમાણે વૃતી એ જાતે નોકરી કરવાનો હક્ક છે, માટે તે જપ્ત થઈ શકતો નથી. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૩૫૫.

વિધવાને જમીન વાપરવાને સારૂ આપેલી હોય તો, તે હક્ક તેણીને તે જમીનની વ્યવસ્થા કરવાનો હક્ક નથી. માટે તેણીના ઉપર થએલા હુકમનામાથી તે જપ્ત કરી વેચાવી શકાતી નથી. ઇ. લા. રી. ૧૦ મું. પાનું. ૩૪૨.

આ કલમની રકમ (**સી**) થી 'ગભાણ' જપ્તીમાંથી બાતલ થતું નથી, કારણ કે હુકમનામાના દેણદારના કબજામાં તે ખેડુત તરીકે નથી, તે રકમનો હેતુ ફકત ખેડુતોની બાબતમાં છે. ઈ. લા. રી. ૧૨ મું. પાનું. ૩૬૩

જોતિષ વૃતી તે જાતે નોકરી કરીને તેના બદલા તરીકે મુસારો લેવાનો હક્ક છે, માટે આ કલમની રકમ (**એફ્**) પ્રમાણે તે જપ્ત કરવા લાયક નથી. ઇ. લા. રી. ૧૨ મું. ૩૬૬.

હુકમનામાના દેણદારે એક બક્ષીસપત્રમાં કેટલીક જમીન પોતાના ઉપયોગ સારૂ રાખેલી, તે વેહેંચાવવાનો તેનો હક્ક હુકમનામાની બજાવણીમાં વેચવામાં આવ્યો. પરતું તે લીલામ બક્ષીસ લેનારના કબજામાં તે જમીન હતી, અને સદરહુ દસ્તાવેજના ઠરાવ પ્રમાણે દેણદારે કોઇ વખત ઉપયોગ કરયો નહી હતો. લીલામમાંથી ખરીદ કરનારે તે જમીનની માપણી કરી દાવો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે તે જપ્તી કરી વેચાવવા લાયક છે. ઈ. લા રી. ૧૪ ક. પાનું. ૨૪૧

ઉભું વાવેતર તે આ કાયદાના કારણસર સ્થાવર મીલકત છે. ઈ લા. રી. ૧૧ મ. ૧૯૩

જે મિલકત ધરવાને પાત્ર હોય તે વિશે કોઈને સમન કાઢી તેની જ-

**૨૬૭. પોતાને મનથી અથવા હુકમનામાવાળાની અરજ ઉપરથી પોતાને જરૂર લાગે તે સખસને સમન કરીને, હુકમનામું પુરૂં કરવામાં જે મિલકત ધરવાને પાત્ર હોય તે મિલકત સબંધી તેની જબાની લેવાને, તથા સમન કરેલા સખસના કબજામાં કે અખત્યારમાં તે મિલકત સબંધી કાંઈ દસ્તાવેજ**

બાની લેવાનો અખત્યાર. **હોય તે હાજર કરવાનું કેહેવાને કોર્ટ મુખત્યાર છે, અને પોતાને મનથી સમન કાઢ્યા પેહેલાં કોર્ટે જાહેર કરવું કે કયા સખસની વતી તે પ્રમાણે સમન કાઢેલો છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૧૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ અને જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ તજવીજ હુકમનામાનો અર્થ નક્કી કરવાના કારણસર છે. તે અર્થ હુકમનામું જોતાંજ જણાવવો જોઈએ, અને તે જો ના જણાય તો હુકમનામું બજી શકતું નથી. હુકમનામું એવું બરોબર હોવું જોઈએ કે તે કરવામાં જડજનો કેવો ઈરાદો છે તે વિશે નક્કી કરવાને બજાવનારી કોર્ટને માટે નહી રાખતાં તે બજાવવા લાયક હોવું જોઈએ. ગીરોના દસ્તાવેજમાં અથવા દાવાની અરજીમાં અથવા પુરાવમાં અનિશ્ચીતપણું હોય તો વાદીનો કેવો હક્ક છે એ વિશે જડજ નક્કી કરી શકતા નથી, માટે તેમણે વાદીનું એવી રીતનું હુકમનામું કરવું નહી જોઈએ કે જડજે શું અપાવવાને ઈરાદો રાખેલો છે તે બજાવનારી કોર્ટ સમજી શકે નહી. ૧૨ વી. રી. પાનું. ૯૯.

પરંતુ કેઈ બાબતમાં હુકમનામાનો અમલ થઈ શકે છે તે નક્કી કરવાને પુરાવ હમેશાં લેઈ શકાય છે, જેમકે હુકમનામાનો લેહેણદાર હુકમનામાવાળી મીલકત કબજે લેવાને કોર્ટ પાસે માગતો હોય. માટે જે જમીન હુકમનામાવાળો કબજે લેવાને માગતો હોય તે જમીન હુકમનામાવાળી જમીન સાથે મળતી ના હોય તો તે વિશે તપાસ કરવી જોઈએ, અને તેમાં હુકમનામાવાળી ખરી રીતે કેઈ જમીન છે, તે બતાવવાને હુકમનામાનો દેણદાર બંધાએલો છે. ૨૨ વી. રી. ૩૩૦; તેમજ હુકમનામાનો લેહેણદાર લેહેણું જપ્ત કરવાને દરખાસ્ત કરે તેમાં તે દેણદાર પાસે તેના હિસાબના ચોપડા રજુ કરાવી શકે છે. ૩ અલ્હા. ૩૩૪. વળી ૧૭ વી. રી. પાનું. ૩૭૯ જુઓ.

તોપણ જે કામમાં એક મીલકતના બે સહહિસ્સેદારો ઉપર હુકમનામું કરવામાં આવ્યું હોય તો, ફક્ત તે હિસ્સેદારો ઉપર બજી શકે છે, માટે કબજો લેઈને તે હુકમનામું બજાવવામાં તે સખસોનો બીજા સખસો સબંધી જે હિસ્સો હોય તે હિસ્સાની રકમ નક્કીકરવાને તપાસ થઈ શકતી નથી. જો જરૂર પડે તો તે જુદો દાવો કરીને નક્કી કરાવી શકાય છે. ૧૩ વી. રી. પાનું. ૧૨૩.

લેહેણાની શેરની અને હુકમનામાના દેણદારના કબજામાં ન હોય તેવી બીજી મિલકતની જપ્તી. **૨૬૮. જપ્ત કરવાની મિલકતમાં—(અ) વેચી શકાય એવા લેખ ઉપર ન હોય તેવું લેહેણું હોય, (ब) કોઈ જાહેર કંપની અથવા કારપોરેશનના ભંડોળના શેર હોય, [क] કોઇ કોર્ટમાં અથવા કોર્ટની સંભાળ તળે રાખેલી મિલકત શિવાયની, જે જંગમ મિલકત હુકમનામાના દેણદારના કબજામાં ન હોય તેવી બીજી જંગમ મિલકતની હોય—ત્યારે લખેલા હુકમથી મનાઈ કરીને જપ્તી કરવી, અને તે મનાઈ હુકમમાં નીચે પ્રમાણે લખવું, એટલે—,**

**(અ) લેહેણું હોય ત્યારે, કોર્ટનો બીજો હુકમ થતાં સુધી દેણદારે દેવું આપવું નહી તથા લેહેણદારે તે લેવું નહી**

**(ब) શેર હોય ત્યારે, જે સખસના નામ ઉપર તે શેર ચાલતો હોય તે સખસે શેર બીજાના નામ ઉપર ચઢાવી આપવો ન-**

હી, અથવા તે ઉપર નફાનો ફાળો (ડીવીડન્ડ) લેવો નહી.

(क) સદરહુ બાતલ કર્યા સિવાયની બીજી જંગમ મીલકત હોય ત્યારે, તે જેના કબજામાં હોય તે સખસે તે મિલકત હુકમનામાના દેણદારને આપવી નહી.

તે મનાઈના હુકમની એક નકલ કોર્ટના મકાનમાં કોઈ પ્રસિદ્ધ ઠેકાણે ચોઢવી, અને તેની એક બીજી નકલ, લેહેણાની બાબતમાં દેણદારને મોકલવી; શેરની બાબતમાં કંપની અથવા કારપોરેશનના યોગ્ય અમલદારને મોકલવી; અને ( સદરહુ પ્રમાણે બાતલ કરી છે તે સિવાયની ) બીજી જંગમ મિલકતની બાબતમાં, જે સખસના કબજામાં તે હોય તે સખસને મોકલવી.

આ કલમની (अ) રકમ પ્રમાણે જેને મનાઈ થઈ હોય તે દેણદાર પોતાનું દેવું કોર્ટમાં ભરી શકે; અને તે પ્રમાણે ભર્યું એટલે, તે લેવાને હક્કદાર સખસને આપવાથી તેનો જેવી રીતે છુટકો થાત, તેવો છુટકો થશે.

સરકારી અમલદારના અથવા રેલવે કંપનીના નોકરના પગારની બાબતમાં, લખેલો હુકમ કરીને જપ્તી કરવી. અને તે હુકમમાં જે અમલદારનું કામ સદરહુ પગાર આપવાનું હોય તે અમલદારને, કોર્ટ ફરમાવે તેટલો ભાગ કોર્ટ બીજો હુકમ કરે ત્યાં સુધી દર મહીને રાખી મુકવાનો હુકમ કરવો.

તે મનાઇના હુકમની એક નકલ કોર્ટના મકાનમાં કોઇ પ્રસિદ્ધ ઠેકાણે ચોઢવી, અને સદરહુ પ્રમાણે જરૂર હોય તેવા અમલદારને આપવી.

સદરહુ પ્રમાણે રાખી મુકેલી રકમ વખતે વખતે કોર્ટમાં ભરવાનો અખત્યાર સદરહુ પ્રકારના દરેક અમલદારને છે, અને તે પ્રમાણે ભરી એટલે હુકમનામાના દેણદારને આપવાથી સરકારનો અથવા રેલવે કંપનીનો ( જેમ હોય તેમ ) જે રીતે છુટકો થાત તેવો છુટકો થશે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૩૬, ૨૩૯; ૨૪૦, જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટોને તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**સ્માલકાજ કોર્ટ**—આ કોર્ટ પોતાની હકુમતની બહારનું લેહેણું જપ્ત કરી શકતા નથી. ઈ. લા. રી. ૬ અ. ૨૪૩.

આ કલમ પ્રમાણે હુકમની નકલ રેહેવાના ઘરની દીવાલ ઉપર ચોહોડવામાં આવે, તેથી યુક્ત રીતે તે બજાવેલો છે એમ થતું નથી, એવું જણાય છે. ૧૦ બં. લા. રી. ૧૨.

હુકમનામાનો લેહેણદાર કોઈ સખસની પાસે તેના દેણદારની મીલકત હોય તના ઉપર દાવો કરી શકતો નથી. લા. રી. ૩ ઈ. અ. પાનું ૨૪૧, ૨૪૫.

હુકમનામાના દેણદારની જંગમ મીલકત જે દેણદારના કબજામાં ના હોય, તે જપ્તી કરવાની દરખાસ્તમાં તે મીલકતના વર્ણનની યાદ હુકમનામાવાળાએ જોડવી જોઈએ. કલમ ૨૩૬, તેના ઉપર કલમ ૨૬૮ પ્રમાણે નોટીસ બજાવવામાં આવે નહી ત્યાં સુધી દેણદાર પોતાના લેહેણદારને દેવું આપવાને બંધાએલો છે, અને આવું વસુલ બીજાને આપવું કે નહી તે નક્કી કરવાની તેની ફરજ નથી. ૭ વી. રી. ૧૦. અમુક રકમનો ચેક આપ્યા પછી જો જપ્તી કરવામાં આવે તો, તે ચેક અટકાવી શકાતો નથી. ઈ. લા. રી. ૩ મું. ૪૯. હુકમનો અમલ થતાં સુધી તે લેહેણા ઉપર હુકમનામાના લેહેણદારનો હક્ક થતો નથી. ૧૧

ચ. ડીવ. ૧૬૦; પરંતુ છેવટ હુકમ અને કારણ પુછવાના હુકમમાં કાંઈ ભેદ નથી. ૮ ચ. ડીવ. પાનું. ૩૩૩.

એક સખસ ઉપર દેણદાર તરીકે આ કલમ પ્રમાણે હુકમનો અમલ કરવામાં આવ્યો હોય તો, તે કલમ ૨૭૮ મી પ્રમાણે જપ્તી ખશેડવા અરજ કરી શકતો નથી. ઈ. લા. રી. ૪ મું. ૩૨૩

ગીરોવાળી મીલકત ઉપરનું લેહેણું કલમ ૨૭૪ પ્રમાણે જપ્ત કરવું જોઈએ. ઈ. લા. રી. ૯ ક. પાનું. ૫૧૧.

જે લેહેણદાર પોતાના હુકમનામાના દેણદારનું લેહેણું જપ્તી કરાવે, તે પ્રથમનું અસાઈનમેંટ નોટીસ વિના કરેલું હોય તેવો કીમતી અવેજવાળો અસાઈની નથી, પરંતુ પ્રથમના અસાઈમેન્ટની બાબતમાં તેની સ્થીતી પોતાના હુકમનામાના દેણદારની સ્થીતી કરતાં વધારે સારી નથી. જેની પાસે ફંડ હોય તેને નોટીસ આપવાની તે, તે ફંડનું અસાઈમેન્ટ પુર્ણ કરવાને જરૂર નથી. ૮ મું. પાનું. ૧૬૯.

હુકમનામાના લેહેદારના હુકમનામાનું લેહેણું પતાવવાને જે તારીખે લીલામ કાયદેસર રીતે થઈ શકે, તે તારીખે કોઈ ખતની મુદત બાહાર થયેલું હોય તો તે ઉપયોગમાં આવતું નથી. ઈ. લા. રી. ૨ મું. પાનું. ૫૫૮.

સ્માલકાજકોર્ટ પોતાની હકુમતની બાહાર હુકમ કાહાડી શકતા નથી. ૩ ક. લા. રી. ૩૦.

આ કાયદાની કલમ ૨૭૪ મી પ્રમાણે જો કે કાંઈ જપ્તી કરવામાં આવી ના હોય, તોપણ ખતોથી સ્થાવર મીલકત ઉપર જે હક્ક સબંધ ઉત્પન થાય તેનો અમલ કરવાને વાદીનો હક્ક છે, માટે જે લેહેણું સ્થાવર મીલકતના ગીરો ઉપર હોય તે કાંઈ તે કલમ પ્રમાણે સ્થાવર મીલકત નથી. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૫૪૬.

બે ખતો આ કલમ પ્રમાણે જપ્ત કરવામાં આવ્યાં હતાં. તેમાં ઠરાવવામાં આવ્યું કે કલમ ૨૭૪ મી પ્રમાણે તે કાંઈ જપ્તી નથી, તોપણ તે ખતોથી સ્થાવર મીલકત ઉપરના હક્કનો અમલ કરવાનો વાદીઓનો હક્ક છે. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૫૪૬.

આ કલમ પ્રમાણે ખત લેહેણા પ્રમાણે જપ્ત કરવામાં આવ્યું નથી, માટે ખતની રૂઈએ લેહેણાં થએલાં નાણાં વસુલ કરવાને તે ખરીદદારનો હક્ક છે, તેને હરકત થતી નથી. ઈ. લા. રી. ૧૦ મ. પાનું. ૧૬૯.

ઠરાવવામાં આવ્યું કે જેને મનાઈ હુકમ આપવામાં આવ્યો હોય તે સખસે કોર્ટમાં તે લેહેણું ભરવું અગર તે શાવાસ્તે નહી ભરવું તેનું કારણ બતાવવાને આ કલમ પ્રમાણે ફરજ પાડી શકાતી નથી. તે લેહેણું છે એ વિશે કોર્ટ ખાત્રી કરવાને બંધાએલા છે. પછી તે લેહેણું વેચવું જોઈએ અને આ કાયદાની કલમ ૨૮૪ અને ૩૦૧ પ્રમાણે તે આપવું જોઈએ. ઈ. લા. રી. ૧૦ મ. પાનું. ૧૫૪.

એક પરણેલી ઓરત ઉપર તેની મીલકતથી વસુલ કરવાનું હુકમનામું મેળવવામાં આવ્યું. અમુક ટ્રસ્ટફંડ કે જેનો ઓફીશીયલ ટ્રસ્ટી હતો તે ફંડમાં તે દેણદારનો હયાતી સુધીનો હક્ક હતો. આ કાયદાની કલમ ૨૭૨ પ્રમાણે ઓફીશીયલ ટ્રસ્ટીને નોટીસ આપીને તે હયાતી સુધીના હક્ક ઉપર હુકમનામાવાળાએ પોતાનું હુકમનામું બજાવ્યું, પરંતુ આં કલમ પ્રમાણે જપ્ત કરવા લાયક ઓફીશીયલ ટ્રસ્ટીના કબજામાં કાંઈ ફંડ નહી હતું. હાલ હુકમનામાવાળો એવી અરજ કરે છે કે તે હયાતી સુધીનો હક્ક વેચાવવો જોઈએ. ઠરાવવામાં આવ્યું કે હુકમનામાવાળાનો હક્ક બળવાન રીતે જપ્ત કરવામાં આવ્યો નથી. ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૨૫૦.

હુકમનામાના દેણદારના કબજામાંની જંગમ મિલકતની જપ્તી.

**૨૬૯.** કલમ ૨૬૬ ના પહેલા વિશેષ ઠરાવમાં કહેલી છે તે સિવાયની બીજી કોઈ જંગમ મિલકત હુકમનામાના દેણદારના તાબામાં હોય ત્યારે, ખરેખર કબજો લેઇને તેની જપ્તી કરવી, અને જપ્તી કરનાર અમલદારે તે મિલકત પોતાનીજ સંભાળમાં અથવા પોતાના હાથ નીચેના કોઇ સખસની સંભાળમાં રાખવી. અને તેની યોગ્ય સંભાળને માટે તે જવાબદાર થશે.

વિશેષ ઠરાવ.

પરંતુ કબજો લીધેલી મિલકત જલદીથી અને સ્વભાવિક રીતે આપો આપ બગડી જાય એવી હોય, અથવા તેને સંભાળવાનું ખરચ તેની કીંમત કરતાં વધારે થાય તેમ હોય ત્યારે, તે એકદમ વેચી નાંખવાને તે યોગ્ય અમલદાર મુખત્યાર છે.

જપ્ત કરેલા જીવધનના ગુજરાનને વાસ્તે નિયમ કરવાનો અખત્યાર.

જાનવર તથા બીજી જંગમ મિલકત જપ્તીમાં રેહે ત્યાં સુધી તેના ગુજરાન તથા સંભાળને વાસ્તે વખતે વખતે નિયમ કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, અને આ કલમ પ્રમાણે મિલકત જપ્ત કરનાર અમલદારે. આ કલમના પેહેલા ભાગમાં ઠરાવેલુ છે તે છતાંએ, તે નિયમો પ્રમાણે વર્તવું.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૩૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જમીનથી કરસણ જુદું પાડેલું ના હોય તો, તે જંગમ મીલકત નથી. ૫ મું. ૯૦, ઈ. લા. રી. ૬ મું. ૫૯૨; વિગરે તેમ નેવાવાળાં ઝુંપડાં પણ જંગમ મીલકત નથી. ૧૦ વી. રી. ૪૧૬; તેમ ઝાડો પણ જંગમ મીલકત નથી. ઈ. લા. રી. ૫ અ. ૫૬૪. પણ કૂળ તથા પથ્થરનો ખાંડ કરવાનો સાંચો જંગમ મીલકત છે. ૪ અ. ૧૫, પરંતુ ઈ. લા. રી. ૪ ક. પાનું. ૯૪૬ જુઓ.

**વસુલનો અમલ**—કોર્ટમાં મૂકેલાં અનામત નાણું જે હુકમનામાવાળો પોતાના દેણદારના લેહેણું ગણતો હતો તે તેણે વસુલ લેઈ તે વસુલ ભરવામાં આવેલાં હતાં. જે દાવામાં તે અનામત મુકેલાં તે દાવાના વાદીએ એવું હુકમનામું મેળવ્યું કે તે નાણાં બીજા હુકમનામાના દેણદારનાં નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે વસુલ ભરવાથી ફરીથી બજાવવાને હરકત થતી નથી. ઈ. લા. રી. ૭ ગ. પાનું. ૧૬૭.

વેચાય એવા લેખની જપ્તી.

**૨૭૦.** મિલકતમાં, કોર્ટમાં અનામત મુકેલો ન હોય અથવા સરકારી અમલદારના હવાલામાં નં હોય એવો વેચાય એવો લેખ હોય ત્યારે, ખરેખર કબજો લેઇને તે જપ્ત કરવો, અને તે લેખ કોર્ટમાં આણવો તથા કોર્ટનો બીજો હુકમ થાય તે પ્રમાણે તજવીજ કરવા સારૂ તે રાખવો.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૩૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ઘરમાંની મિલકત ધરવાનું.

**૨૭૧.** આ કાયદા પ્રમાણે જે પ્રોસેસમાં જંગમ મિલકત ધરવાનું ફરમાવ્યું હોય અથવા સત્તા આપી હોય તેવા કોઇ પ્રોસેસ બજાવનાર સખસે સૂર્યાસ્ત પછી અને સૂર્યોદય પેહેલાં કોઇ પણ રહેવાના ઘરમાં પેસવું નહી, અથવા રેહેવાના ઘરનો

કોઇ બાહારનો દરવાજો ફોડવો નહી. પણ સદરહુ પ્રકારનો કોઈ સખસ કોઈ રેહેવાના ઘરમાં યોગ્ય રીતે દાખલ થયો હોય, તો પછી જે ઓરડામાં તેવી મિલકત છે એમ માનવાનું તેને કારણ હોય, તે ઓરડાના બારણાનું બંધન કાઢીને તે ઉઘાડવાને તે મુખત્યાર છે.

જનાનામાંની મિલકત ધરવાનું. પરંતુ દેશ રિવાજ પ્રમાણે લોકોમાં બાહાર ન દેખાતી હોય એવી સ્ત્રી તે ખોલીમાં ખરેખર રીતે હોય, તો પ્રોસેસ બજાવનાર સખસે તેને ખબર આપવી કે, તમને ત્યાંથી જવાની છુટ છે. અને તે સ્ત્રીને જવાને યોગ્ય વખત આપ્યા પછી તથા જતા રેહેવાને બધી યોગ્ય સુગમતા આપ્યા પછી તે મિલકત ધરવાને વાસ્તે તે ખોલીમાં જવાને તે મુખતિયાર છે, પરંતુ તેણે તે મિલકત છાનીમાની ખસે નહી એટલા માટે, આ ઠરાવોથી વિરૂદ્ધ ન આવે એવી બધી સાવચેતી રાખવી.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોટોને લાગુ છે.

એક સખસ જંગમ મીલકત જપ્ત કરવાનું વારંટ બજાવતાં એકાદા ઘરમાં પેસે, અને તેને ધારવાને એવું બ્યાજબી કારણ માલમ પડે કે તે ઘરમાં અમુક ઓરડામાં જંગમ મીલકત છે, અને તાળું વાસેલું છે, તો તે ઓરડા ઉપરનું તાળું ખશેડવાને તે સખસનો હક્ક છે. ૫ મદ્રાસ. ૧૮૯; અને જો કે રેહેવાના ઘરનું આગલ્યું બારણું તે ઉઘડાવી શકતો નથી, તોપણ દુકાન અગર વખારનું બારણું ઉઘડાવી શકે છે. ઈ. લા, રી.૩ મું. ૮૯

સન ૧૮૫૯ ના આક્ટ ૮ મા પ્રમાણે એવું ઠરાવવામાં આવેલું છે કે જંગમ મીલકત જપ્ત કરવાનું વારંટ બજાવવાને નાજરને અખત્યાર આપેલો હોય તો, વખાર વિગરે જગોમાં માલ ભરેલો હોય તેના બારણા ઉપરનાં તાળાં ખશેડવાને તથા તે મીલકત જપ્ત કરીને તેની સભાળ રાખવાને પોતાનાં તાળાં મારવાને અખત્યાર છે. ૫ બં. લા.રી. ૨૭, ૧૩. વી રી. ૩૩૯. પરતું જો બજાવણીમાં તે તાળાં તોડે અને એમ માલમ પડે કે તે મકાનમાં દેણદાર જાતે અથવા દેણદારનો માલ નથી, તો તે એક પ્રવેશ કરનાર છે. ૭ મુંબાઈ ફોજદારી ઠરાવ પાનું ૮૩. વળી તેણે તે પ્રમાણે કાંઈ હેતુ વિના અને ભૂલથી કરેલું હોય તો તે નુકશાન બાબત જવાબદાર થાય છે. ૮ મુંબાઈ ૧૭૧. દરેક સખસ જે પ્રવેશ કરવાને હુકમ કરે અથવા પ્રવેશ કરાવે, તે અપકૃત્ય કરનાર અને પ્રવેશ કરનાર તરીકે જવાબદાર થાય છે, અને જે કામમાં તે બજાવનાર અમલદારનો અખત્યાર તદ્દન નહી જેવો થતો હોય તેમાં હુકમનામાવાળાનું અથવા તેના એજંટનું હુકમનામું બજાવવામાં જે કૃત્ય હોય છે તે બાબત તેની જવાબદારી વિશેનો નિયમ નરમ નહી પાડવાને ખાસ જરૂર છે. ૧૨ વી. રી. ૩૨૯, ૩ બં. લા. રી. ૪૧૪, ઈ. લા. રી. ૩ મું ૭૪. વળી ૭ વી. રી. ૩૫૫ નો ઠરાવ જુદો છે, અને સમજાવવામાં આવ્યો છે તે જુઓ. **अ**. ની મીલકત જપ્ત કરવાને એક વારંટથી અખત્યાર આપવામાં આવ્યો હોય અને જો હુકમનામાવાળો કોર્ટના અમલદારને **ब**. નો માલ **अ**. ના માલ તરીકે બતાવી જપ્ત કરાવે તો, તે એક અપકૃત્ય કરનાર છે, અને તે વારંટની રૂઈએ બ્યાજબીરાહે કોઈ રીતે કામ ચલાવી શકતો નથી. **ब**. નો માલ જપ્ત કરીને તેની પાસેથી કબજો લેવાથી તે **ब**. ની બાબતમાં પ્રવેશ કરે છે, એમ થાય છે, જો એકાદો માણુસ પોતાના નફા તથા ફા-

પદાને સારૂ ખોટી રીતે કાયદા પ્રમાણે જરૂર સિવાય બીજાની જમીન ઉપર પ્રવેશ કરી તેનો માલ લે અગર તેનો માલ જપ્ત કરાવીને તેના કબજામાંથી લે તો, પછી તેના તે કૃત્યો પ્રમાણીકપણેથી હોય અથવા ભૂલથી થએલાં હોય તોપણ તે જવાબદાર થાય છે. દાવાના એકાદા પક્ષકારના હુકમથી જો અમલદાર જે સખસનો માલ લેવો જોઈએ નહી તેવા ત્રાહીત સખસનો બજાવણીમાં માલ લે તો, તે પક્ષકાર જવાબદાર થાય છે, અને તેજ પ્રમાણે હુકમનાંમાનો ફાયદો મેળવવાને સારૂ પક્ષકારનો અટર્ની અથવા એજંટ ગફલતથી અથવા અજાણતાથી કોર્ટના અમલદાર પાસે ત્રાહીત સખસને પકડાવે અથવા ત્રાહીત સખસની મીલકતને જપ્ત કરાવે તો, તે જવાબદાર થાય છે. ઈ. લા. રી. ૩ મુંબાઈ પાનું. ૭૪.

આ કલમ પડદાનસીન ઓરતને પકડવાને સારૂ લાગુ થતી નથી. ઇ. લા. રી. ૭ ક. ૧૯.

કોર્ટમા અથવા સરકારી અમલદાર પાસે અનામત રાખેલી મીલકતની જપ્તી.

**૨૭૨. કોઇ કોર્ટમાં અથવા સરકારી અમલદારની સંભાળમાં અનામત રાખેલી મિલકત હોય, ત્યારે તે કોર્ટ અથવા અમલદારને નોટીસ આપીને જપ્તી કરવી. તે નોટીસમાં નોટીસ કરનાર કોર્ટે એમ લખવું, કે અમારો બીજો હુકમ થાય તે પ્રમાણે તે મિલકતની અથવા તે ઉપર કાંઈ વ્યાજ કે ડીવીડન્ડ આપવાનું થાય તેની તજવીજ કરવાને તે આપની પાસે રાખશો.**

વિશેષ ઠરાવ.

**પરંતુ તે મિલકત કોઈ કોર્ટમાં અનામત હોય અથવા કોર્ટની સંભાળમાં રાખેલી હોય, અને લખી આપ્યાના સબબથી, જપ્ત કર્યાના સબબથી, અથવા બીજા કોઈ સબબથી, પ્રતિવાદી સિવાય બીજો કોઈ સખસ તે મિલકતમાં પોતાનો હક્ક સબંધ છે એમ કેહે, અને તે સખસ તથા હુકમનામાવાળો એ બેની વચ્ચે તે મિલકતની માલકીના હક્ક વિશે, અથવા પેહેલો હક્ક કોનો છે એ વિશે તકરાર ઉઠે તો, તેનો નિવેડો જે કોર્ટમાં અથવા કોર્ટની સંભાળમાં મિલકત હોય તે કોર્ટે કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૩૭ જેવી આ કલ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે જપ્તી કરવાની દરખાસ્ત નામંજુર કરવાને કોર્ટને અખત્યાર નથી. ૮ ક. લા. રી. પાનું. ૧૭.

કોર્ટમાં અનામત મુકેલા નાણાનો ઉપયોગ કરવા સબંધીના તમામ સવાલો તે કોર્ટે સાંભળવા જોઈએ, અને જપ્તીનો હુકમ કરનારી કોર્ટે સાંભળવાના નથી. ઇ. લા. રી.૭ ક. ૫૫૩; દાવેદારોને જુદો દાવો કરવાને બતાવવો નહી જોઈએ, ૨૦ વી. રી. ૭૩, ૧૬ વી. રી. ૧૧; પરંતુ અમુક નાણાં अ. ને આપવાને જડજને ફરમાવ્યાનો હુકમ કરેલો હોય, અને તે આપતા પેહેલાં ब. એ તે જપ્ત કરાવેલાં હોય તો, તે હુકમનો અસર अ. ને તે નાણાં મળે છે એવો થાય છે. માટે अ. તથા ब. વચ્ચે પ્રથમ હક્ક કોનો છે. એ બાબતના કોઈ સવાલ વિશે તે જડજ તપાસ કરી શકતા નથી. ઈ- લા. રી. ૭ ક. પાનું. ૫૫૩.

• કોર્ટ અગર સરકારી અમલદારના તાબામાં કલેકટરને ત્યાં અનામત મુકેલાં નાણાં હોય અને કોર્ટમાં મુકેલાં ના હોય અને તે જપ્ત કરવામાં આવે તો, તે જપ્તી કરનાર જડજને તે અનામત મુકેલાં નાણાં ઉપરના દાવાનો નીકાલ કરવાને અખત્યાર નથી. ૧૩ વી. રી. ૩૦૧. જો જપ્તી કરવામાં આવેલી હોય તો કોર્ટના સ્પષ્ટ હુકમ શિવાય જપ્તી કરાવનાર હુકમનામાવાળાને તે નાણાં આપી દેવાને કલેકટર મુખત્યાર નથી. ૧૩ વી. રી. પાનું. ૫૮.

જે કોર્ટમાં નાણાં અનામત મુકવામાં આવેલાં હોય તે કોર્ટ ઉપર જપ્તીની નોટીસ બજાવવામાં આવે, એટલે તે જપ્તી પુરી કરવાને બસ છે, માટે તે જપ્તી બીજી રીતે થઈ થતી હોય, તે આવી નોટીસ જડજ લેવાને ના કેહે તેથી રદ બાતલ થતી નથી. ૧૯ વી. રી. ૩૭.

અરજમાં જેટલી રકમ બતાવી હોય તેટલી રકમ સારૂ ફક્ત તે.જપ્તી છે, માટે કોર્ટનો હુકમ થતાં સુધી દેણદારને જે રકમ આપવા જોગ હોય અગર આપવા જોગ થવાની હોય તો, તે રકમ અમલદારે જપ્તીમાં રાખવી એવી ફક્ત અરજ કરવી તે બસ નથી. ૧ સોમ, પાનું. ૧૨૩.

સેરીફની પાસે જે બાકી નાણાં હોય, તે જપ્ત થઈ શકે છે. ૪ લા. રી. પાનું. ૩૨૨.

કોર્ટે આ કલમ પ્રમાણે હુકમ કરેલો હોય તે આખરનો છે કે નહીં તે એક સવાલ છે, ઈં લા. રી. ૭ ક. પાનું. ૫૫૩.

ઈં. લા. રી. ૧૨ મ. પાનું. ૨૫૦ નો ઠરાવ કલમ ૨૬૮ નીચે છે, તે જુઓ.

પૈસા બાબતના હુકમનામાની જપ્તી.

**૨૭૩. જપ્ત કરવાની મિલકતમાં પૈસાનું હુકમનામું હોય, અને જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનારી કોર્ટેજ તે જપ્ત કરવાનું હુકમનામું કર્યું હોય, તો કોર્ટે હુકમ કરીને જપ્તી કરવી. તે હુકમમાં એમ લખવું કે, તે જપ્ત કરવાના હુકમનામાથી જે ઉપજે તે બજાવવાનું હુકમનામું પુરૂં કરવામાં કામે લગાડવું.**

ટીકા—જો કે બે હુકમનામાં એકજ કોર્ટમાં થએલાં ના હોય, તોપણ તેની તેજ કોર્ટ બજાવતી હોય તો, આ કલમની ૧ લી રકમ લાગુ થાય છે.

**બીજી કોઈ કોર્ટે કરેલું પૈસા બાબતનું હુકમનામું જપ્ત કરવાનું હોય તો, જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનાર કોર્ટના જડજની સહીથી તે કોર્ટને લખેલી નોટીસ આપીને જપ્તી કરવી. તે નોટીસમાં નોટીસ મોકલનાર કોર્ટે એમ લખવું કે, અમે તે નોટીસ રદ કરીએ ત્યાં સુધી આપે કરેલા હુકમનામાની બજાવણી આપ બંધ રાખશો. આવી નોટીસ મળે તે કોર્ટે—**

**(अ) જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનારી કોર્ટ નોટીસ રદ ન કરે તો, અને તે રદ કરતાં સુધી, અથવા**

**(ब) જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તેનો માલેક, નોટીસ મળે તે કોર્ટે કરેલું હુકમનામું બજાવવાની દરખાસ્ત, નોટીસ મળે તે કોર્ટને ન કરે તે અને તે કરતાં સુધી.**

**નોટીસ પ્રમાણે બજાવણી બંધ રાખવી.**

**સદરહુ પ્રમાણે દરખાસ્ત મળે ત્યારે કોર્ટે હુકમનામું બજાવવાનું કામ ચલાવવું; અને તેથી જે ઉપજે તે. જે હુકમનામું બજાવવાનો યત્ન હોય, તે હુકમનામું પુરૂં કરવામાં કામે લગાડવું.**

બીજા હુકમનામાની જપ્તી.

**બીજાં બધાં હુકમનામાં જપ્ત કરવાની બાબતમાં, જે હુકમનામું જપ્ત કરવાનો યત્ન હોય તેના માલેકને, જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનારી કોર્ટના જડજ-**

ની સહીથી લખેલી નોટીસ આપીને જપ્તી કરવી. તે નોટીસમાં તે માલેકને એવી મનાઇ કરવી કે, તમારે કોઇ પણ રીતે તે બીજાને આપવું નહીં, અથવા તેના ઉપર કાંઈ બોજો નાંખવો નહી; અને તે હુકમનામું કોઈ બીજી કોર્ટે કર્યું હોય તો, તે કોર્ટને પણ તેવી લખેલી નોટીસ મોકલવી; ને તેમાં નોટીસ મોકલનાર કોર્ટે એમ જણાવવું કે, તે નોટીસ અમારી તરફથી રદ કરવામાં આવે ત્યાં સુધી જપ્તી કરવાનો યત્ન હોય તે હુકમનામું તમારે બજાવવું નહી, જે કોર્ટને આવી નોટીસ મળે તે પ્રત્યેક કોર્ટે તે નોટીસ સદરહુ પ્રમાણે રદ થાય ત્યાં સુધી તેને અમલમાં લાવવી.

**ટીકા**—આ કલમનો ભાગ પૈસા બાબતના હુકમનામાં હોય, તે સિવાયના હુકમનામાને લાગુ થાય છે.

હુકમનામાવાળાએ માહીતી આપવી. **આ કલમ પ્રમાણે જપ્ત થએલા કોઇ હુકમનામાનો માલેક, તે હુકમનામું બજાવનારી કોર્ટને વ્યાજબી રીતે જોઈએ તે માહિતી અને મદદ આપવાને બંધાએલો છે.**

**ટીકા**—આ કલમની છેલ્લી રકમ નવી છે. તે હાયકોર્ટને લાગુ થાય છે. અને વળી જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોનાં જંગમ મીલકત સબંધીના હુકમનામાને લાગુ થાય છે.

અલ્હાબાદ હાયકોર્ટે ઠરાવ્યું છે કે હુકમનામાની બજાવણીમાં હુકમનામું વેચવાનો આ કાયદાનો હેતુ નથી. ઇ. લા. રી. ૨ અ, ૨૯૦, અને મદ્રાસમાં પણ તેવોજ રીવાજ છે. ઈ. લા. રી. ૬ મ. ૪૧૮. બંગાળામાં આવો રીવાજ નથી. ૭ બં. લા. રી. ૩૧૮; ઇ. લા. રી. ૬ ક. પાનું ૨૧૩. અને ૨૪૩.

આ કલમ પ્રમાણે દરખાસ્ત કરવામાં આવે તે બજાવણીમાં મદદ કર્યા તરીકેનો ઈલાજ છે. ઈ. લા. રી. ૭ અ. પાનું. ૩૮૨

સ્થાવર મિલકતની જપ્તી. **૨૭૪. મિલકત સ્થાવર હોય તો મનાઈ હુકમ કરીને તે જપ્ત કરવી. તે મનાઇ હુકમમાં એવી મનાઈ કરવી કે હુકમનામાના દેણદારે કોઈ રીતે તે મિલકત બીજાને આપવી નહી અથવા તેના ઉપર કાંઇ બોજો નાંખવો નહી, અને કોઈ પણ સખસે ખરીદીથી, બક્ષીસથી, અથવા બીજી રીતે તેની પાસેથી તે મિલકત લેવી નહી.**

**તે મિલકત ઉપર અથવા તેની પાસે કોઈ ઠેકાણે, તે હુકમ દાંડી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે પ્રસિદ્ધ કરવો, અને હુકમની એક નકલ તે મિલકતના તથા કોર્ટના મકાનના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોઢવી.**

**મિલકતમાં સરકારને મેહેસુલ ભરવું પડે એવી જમીન હોય તો, જે ડિસ્ત્રિક્ટમાં જમીન હોય તે ડિસ્ત્રિક્ટના કલેક્ટરની કચેરીમાં પણ તે હુકમની એક નકલ ચોઢવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૩૫, ૨૩૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

**ગીરોની રૂઇએ વેચાણ**—ગીરોના હુકમનામામાં મીલકત વેચવાનો હુકમ કરેલો હોય તો, જપ્તીનો હુકમ કાઢવાની જરૂર નથી. ઈ. લા. રી. ૪ મું. ૫૧૫; ઈ. લા. રી. ૨ મ. પાનું. ૧૧૨.

કલમ ૨૩૭ અને ૩૩૮ માં ઠરાવેલું છે કે સ્થાવર મીલકત જપ્તી કરવાની દરખાસ્ત કેવી રીતે કરવી જોઈએ. જ્યાં સન ૧૮૭૧ ના આકટ ૬ ઠાની કલમ ૧૮ પ્રમાણે મુનસફને સ્થાનીક હકુમત જુદી રીતે આપેલી હોય, ત્યાં તે મૂનસફ બીજા મુનસફની હકુમત અંદરની મીલકત જપ્તી કરવાનો પોતે હુકમ કરી શકતા નથી. ૯ કં. લા. રી. ૩૬૧, ઈ. લા. રી. ૭ ક. ૪૧૦.

આ કલમ પ્રમાણે તેમજ કલમ ૨૬૮ પ્રમાણે ગીરો ઉપરનું દેવું જપ્ત કરવું જોઈએ. ઈ. લા. રી ૯ ક પાનું. ૫૧૧.

બંગાળામાં એક વાંસ ઠોકીને તથા ડોંડી પીટીને પ્રસિદ્ધ કરવાનો રીવાજ છે. જપ્ત કરેલી મીલકતના પ્રસિદ્ધ ભાગ ઉપર એક નકલ ચોડવી જોઈએ. ૯ ક. લા. રી. ૧૧૪. આ કલમ પ્રમાણેનો હુકમ કલમ ૨૯૦ પ્રમાણે નોટીસો ચોડતા પેહેલાં થવો જોઈએ. ઈ. લા. રી. ૭ ક. ૩૪; પરંતુ ઈ. લા. રી. ૪ અ. ૩૦૦ જુઓ.

પ્રથમના ગીરોરાખનારના કબજામાં સીપાઈ મુકીને કબજો કરી હરકત કરવાને હુકમનામાવાળાનો અખત્યાર નથી. ૧૦ મુર. પાનું. ૫૭૧.

હિસ્સો બતાવ્યા શિવાય જપ્તી કરવામાં આવે તો, દેણદારના તમામ હકની જપ્તી થાય છે. ૧૮ વી. રી. પાનું. ૧૦૬.

સન ૧૮૭૭ ના આકટ ૧૦ માની કલમ ૨૭૩ માં હુકમનામાં જપ્ત કરવાને માટે સ્પષ્ટ રીતી ઠરાવેલી છે, અને તેથી આ કલમ ૨૭૪ માં સ્થાવર મીલકત જપ્તી કરવાને જે કામ ચલાવવાની રીતી ઠરાવેલી છે તે ગીરોથી છોડાવવાના હુકમનામાની જપ્તીને લાગુ થતી નથી. ઈ. લા. રી ૧૦ મું. પાનું. ૪૪૪.

આ કલમ પ્રમાણે તથા કલમ ૨૮૯ પ્રમાણે ડોંડી પીટાવેલી ના હોય તો, હુકમનામાની બજાવણીમાં કરેલું લીલામ અગત્યની રીતે ગેરસીરસ્તે થાય છે, માટે તે રદ કરવુ જોઈએ. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૫૦૪.

મીલકતના કેટલાક લાટ કરીને વધારે કીંમત ઉપજાવવાના હેતુથી હુકમનામાની બજાવણીમાં વેચવાની હોય તો, કાયદા પ્રમાણે દરેક લાટનું જુદું જુદું જાહેરનામું કરવાની જરૂર નથી, પરંતુ જ્યારે મીલકતો એક બીજાથી એવી રીતે દુર હોય કે, તે ઉપરના સખસો અથવા તેમાં હક રાખનારા સખસોને બીજી મીલકત ઉપર જાહેરાંત રીતે શું થાય છે તેની ખબર થવાને અને નિતીપુર્વક ખાત્રી થતી ના હોય તો, દરેક મીલકત બાબત જુદુ જાહેરનામું કરવું જોઈએ, કે જેથી શું કરવાનું છે તેની સંપૂર્ણ ખબર આપી શકાય ઈ. લા. રી. ૧૨ મું. પાનું. ૩૬૮.

ઈ. લા રી. ૧૨ ક. પાનું ૫૪૬ નો ઠરાવ કલમ ૨૬૮ નીચેની ટીકામાં બતાવેલો છે, તે જુઓ.

કલમ ૨૬૮ પ્રમાણે બે ખતો જપ્ત કરાવેલાં તે આ કલમ પ્રમાણે જપ્તી નથી, તોપણ તે ખતની રૂઈએ જે સ્થાવર મીલકત ઉપરનો હક ઉત્પન્ન થતો હોય તો તેનો અમલ કરાવવાનો વાદીનો હક છે. જે લેહેણું સ્થાવર મીલકતના ગીરો ઉપર હોય તે લેહેણું કાંઈ આ કલમ પ્રમાણે સ્થાવર મીલકત નથી. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૫૪૬.

લેહેણદારનો ડીપાજીટમાંથી પોતાનું હુકમનામું વસુલ કરવાનો હક નથી, પરંતુ આ કલમની રકમ સી. પ્રમાણે રેલવેના નોકરે ખોળાધર તરીકે અનામત નાણાં મુકેલાં હોય તે અટકાવવાનો હુકમ મેળવવાનો હક છે, અને વળી તે નોકરનું રેલવે કંપની પાસે જે કાંઈ

વ્યાજ લેહેણું થયેલું હોય તો તે વ્યાજ લેવાનો પણ તે લેહેણદારનો હક્ક છે. ઈ. લા. રી. ૫ મ. પાનું. ૨૦૩.

ઇ. લા. રી. ૧૦ મ. પાનું. ૧૬૯ નો ઠરાવ કલમ ૨૬૮ નીચેની ટીકામાં છે, તે જુઓ.

હુકમનામું ભરપાઈ થયા પછીજપ્તીઉઠાવવાનો હુકમ.

**૨૭૫. ખર્ચ સુધાંત હુકમનામામાં અપાવેલી રકમ તથા કાંઈ મિલકત જપ્ત કરવાને લીધે થએલું ખર્ચ ખરાજાત કોર્ટમાં ભરવામાં આવે, અથવા કોર્ટની મારફતે બીજી રીતે હુકમનામાની ભરપાઈ થાય, અથવા હુકમનામું રહિત કરવામાં કે રદ કરવામાં આવે તો, મિલકતમાં જેનો સબંધ હોય તેવા કોઈ સખસની અરજ ઉપરથી, જપ્તી ઉઠાડવાનો હુકમ કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કોઈ મીલકત ઉપર જપ્તી થઈ હોય, ત્યારે પ્રતીવાદી કોર્ટના નામ ઉપર તે મીલકત ચડાવી આપે તો, તે ચડાવી આપવું રદ બાતલ છે. આ રદ બાતલપણું જપ્તી ખશેડયા પછી બંધ પડતું નથી, ૧૪ વી. રી. પાનું. ૨૫.

જપ્તી પછી મિલકત ખાનગીરીતે આપી દેવાનો વ્યવહાર નિરર્થક થવાનો.

**૨૭૬. ખરેખર ધરીને, અથવા ઉપર કહ્યા પ્રમાણે યોગ્ય રીતે જાણે અને પ્રસિદ્ધ કરેલા લેખી હુકમથી, જપ્તી કરી હોય ત્યારે, જપ્તી ચાલુ હોય તે દરમ્યાન-જપ્ત કરેલી મિલકત વેચાણથી, બક્ષીસથી, ઘરાણીયાથી, કે બીજી રીતે કોઈ ખાનગી આપી દેશે તે, અને હુકમનામાના દેણદારને કોઈ લેહેણું અથવા ડેવીડન્ડ, અથવા શેર સ્વાધીન કરશે તે જપ્તી ઉપરથી અમલમાં લાવી શકાય એવા બધા દાવાની સામે નિરર્થક ગણાશે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હુકમનામાના દેણદારની મીલકત બજાવણીમાં લીલામ થાય ત્યાં સુધી તે મીલકત ઉપર તે દેણદારનો હક્ક રેહે છે. ઈ. લા રી ૩ મું. ૬૧; પરંતુ ગીરોના હુકમનામાથી જપ્તીની સાથે વેચાણનો હુકમ કરવામાં આવ્યો હોય તો તે મીલકત ઉપર બળવાન જવાબદારી થાય છે. ઇ. લા. રી. ૫ ક. પાનું. ૧૪૮.

જપ્ત કરેલી મીલકત ઉપરનો ગીરોહક્ક છોડાવવાને જપ્તી કરાવનાર લેહેણદારનો તેવા લેહેણદાર તરીકે કાંઈ હક્ક નથી. ૭ ક. લા. રી. ૨૦૧, ઇ લા. રી. ૬ ક. ૬૬૩, તોપણ તે દેણદારના વુઈલના પ્રોબેટ સામી તકરાર કરી શકે છે. ઈ. લા. રી. ૪ ક. ૩૬૦, ઈ. લા. રી. ૬ ક. પાનું. ૪૨૯ તથા ૪૬૦.

**જપ્તીનું કામ ચાલતાની દરમિયાન**—જો કે પક્ષકારો એમ જાણતા હોય કે મીલકત ઉપર હુકમનામું બજાવવાનું છે, તોપણ જો શુદ્ધ બુદ્ધિથી અને કીમતી અવેજ લેઈને જપ્તી કરતા પેહેલાં તે મીલકત બીજાને આપી હોય તો, તે આપવું બરોબર છે. ૧૫ વી. રી. ૭૫, ૨૨ વી. રી. ૪૭૩, અને જો કે કોઈ દેણદારના ઉપર હુકમનામું ઉભું હોય અને તે હુકમનામું બજાવશે તેની અસરમાંથી બચાવવાના હેતુથી અમુક બીજા લેહેણદાર અથવા અમુક વર્ગના લેહેણદારોને તે મીલકતનો પ્રથમ હક્ક આપી શકે છે, અને તેથી જે બજાવણી થવાની હોય તેનો અમલ થાય નહી, તોપણ હરકત નથી. ૩

આમા. ૧૦૪, ૨ અલ્હા. ૨૨૪, ઇ. લા. રી. ૨ અ. ૧૭૩, ઇ લા રી ૪ મું. ૭૦, ઈ લા. રી. ૨ અ. ૪૭૪ જુઓ. તોપણ સન ૧૮૮૨ ના આકટ ૪ થાની કલમ ૫૩ જોવી. આ બાબતમાં મુખ્ય ફેંસલો ૨૦ વી. રી ૧૩૩ નો છે, ૧૨ બં. લા. રી. ૪૨૧ ના ઠરાવમાં પ્રીવીકૌંસીલના નામદાર સાહેબોએ કાયદાના નક્કી નિયમ તરીકે કહ્યું છે કે, એક જપ્તી કાયમ રીતે કાહાડી નાંખવામાં આવી હોય, અને નવી જપ્તી કરવાની જરૂર પડી હોય તો, તે બેઉ જપ્તીઓની વચ્ચેની મુદતમાં વેચાણખત લખી આપેલું હોય તો તે બળવાન છે. પરંતુ આથી પરીણામ તરીકે પેહેલી જપ્તી કાયમ હોય તે સબંધથી બળવાન થાય છે કે હુકમનામાના લેહેણદાર તથા તેની તરફ જે દાવો રાખતા હોય તે તમામ સખસો વિરૂદ્ધ રદ બાતલ થાય નહી એ અંદેશા ભરેલું છે. વળી તે નામદાર સાહેબોએ કહ્યું છે કે "ઘણુંકરીને જ્યારે પક્ષકાર હુકમનામું બજાવતો હોય તેને બીજી બજાવણી કરવી પડે તો, બીજી જપ્તીની તારીખથી તેના હક વિશે અનુમાન કરવું જોઈએ, અને તે નામદાર સાહેબોની મરજી એવી બોહોળી રીતે ઠરાવવાનું નથી કે જે કામોમાં ફાઈલ ઉપરથી બજાવણીનું કામ કાહાડી નાંખવામાં આવ્યું હોય તેવા તમામ કામોમાં આવો પરીણામ થવો જોઈએ. રીપોર્ટ થએલા ફેંસલાઓ છે તે ઉપરથી પુક્ત રીતે જણાય છે કે હિંદુસ્થાનમાં ફાઈલ ઉપરથી બજાવણીનું કામ કાહાડી નાંખવામાં આવે તો તે કૃત્ય જે હકીકતને લીધે કરવામાં આવેલું હોય તે હકીકત પ્રમાણે તેનો જુદો જુદો અર્થ થાય છે. માટે તેવા પ્રકારના તમામ કામોમાં કાંઈ સામાન્ય નિયમ ઠરાવવાને તે નામદાર સાહેબોની મરજી નથી; પરંતુ તેઉ સાહેબોના અભિપ્રાયમાં આવે છે કે આ કામની માફક અસલ હુકમનામાની બજાવણી તથા જે તારીખે તે કાહાડી નાંખવામાં આવે તેની વચમાં ઘણી લાંબી મુદત ગએલી હોય, અને જો હકીકત ઉપરથી બીજી રીતે ખુલાસો થતો ના હોય તો, તે બજાવણી છોડી દેવામાં આવી છે અને અમલમાં રહેલી નથી, એવું અનુમાન કરવું જોઈએ"

**સદરહુ રીતે**-ખાનગીરાહે મીલકત બીજાને આપેલી હોય તો તે આ કલમમાં બતાવેલી તમામ શરતો જે કામને લાગુ થાય છે તે પ્રમાણે ચાલવામાં આવ્યું છે, અને ખરીદદારે બજાવણીમાં થએલા લીલામમાંથી મીલકત ખરીદ કરી છે એવું તે ખાનગી આપેલી બાબત રદ કરાવવાને બતાવવાની જરૂર છે. ૧૦ ક. લા. રી. ૨૮૧, ઇ. લા. રી. ૭ ક. ૧૦૭, જ્યારે મીલકતમાં સરકારને મેહેસુલ આપનારી જમીન હોય ત્યારે એમ બતાવવું જોઈએ કે (૧) તે મીલકતની અમુક જગોએ અથવા તેની નજીકમાં લખેલો હુકમ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો, અને (૨) તે મીલકતના પ્રસિદ્ધ ભાગમાં અને કોર્ટના મકાનમાં ચોડવામાં આવેલો છે, અને (૩) કલેકટરની ઓફીસમાં ચોડવામાં આવેલો છે. ૧ બં. લા. રી. ૨૦, ઈ. લા. રી. ૨ અ. ૫૮. જે કામમાં ઠરાવેલી રીત પ્રમાણે મીલકત જપ્તી કરવામાં આવેલી ના હોય, પરંતુ મીલકતનું લીલામ કરવાના જાહેરનામામાં કરેલો હોય, અને હુકમનામાના દેણદારે તે મીલકતને બોજામાં નાંખેલી હોય, તેમાં ઠરાવ્યું કે તે બોજાની સાથે તે મીલકત વચવામાં આવી છે, એમ થાય છે, પરંતુ તે બોજો સાજસથી ઉત્પન કરેલો હોવો નહી જોઈએ. ૨ આગ્રા. ૨૦૬, ૪ બં. લા. રી. ૨૪, ઈ. લા. રી ૩ અ. ૬૯૮ જુઓ. જપ્તીને ટેકો આપવાને હુકમનામું હયાત હોવું જોઈએ. **અ. એ બ.** ઉપર એકતરફી હુકમનામું મેળવ્યું, અને તેની મીલકત જપ્તી કરાવી; તે જપ્તીની દરમિયાનમાં **બ.** એ તે મીલકત **ક.**

ને વેચી; અને પછી સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૧૫ પ્રમાણે અ. નું હુકમનામું રદ કરાવવાને તથા નવી તપાસ કરાવવાનો હુકમ કરવાને અરજ કરી, તેથી તે હુકમ કરવામાં આવ્યો. તેમાં ઠરાવ્યું કે તે હુકમનો હેતુ સદરહુ હુકમનામું નાબુદ છે તથા ક. એ લીધેલું વેચાણ રદ બાતલ નથી, એવું બતાવવાનો છે. ૧ બં. લા. રી પાનું. ૭૧.

યોગ્ય રીતે રીતીસર ચાલવામાં આવ્યું નથી, એવી હરકતો પેહેલ વેહેલી પ્રીવીકૌંસીલની રૂબરૂ લેઈ શકાતી નથી. ઈ. લા. રી. ૬ ક. પાનું. ૧૨૯.

**જપ્તીની રૂહએ અમલ થવા યોગ્ય**—અહિંયાં જે કાયદાનો નિયમ બતાવેલો છે તે પ્રથમ કલકત્તા હાયકોર્ટના ફુલબેંચે આનંદોલાલ ડોસ વિ. રાધામોહન શાહના કામમાં ઠરાવેલો હતો. ૧૧ વી. રી. ૧, ૨ બં. લા. રી ૨૯ નો ઠરાવ પ્રીવીકૌંસીલે અપીલમાં બાહાલ રાખેલો છે (૧૭ વી. રી. ૩૧૩, ૧૦ બં લા રી. ૧૩૪ જુઓ). અને તે એવો છે કે મીલકત બીજાને આપવામાં આવી હોય તે જપ્ત કરાવનાર લેહેણદારની વિરૂદ્ધ અથવા જે સબબ જપ્તીની રૂઈએ મીલકત મેળવે તેના વિરૂદ્ધ છે, અને તમામ દુનિયાં વિરૂદ્ધ નથી. વળી ૧૨ બં. લા. રી. ૪૧૧ જુઓ. અને તે હુકમનામાની બજાવણી કરવા સબંધમાં ફકત તે રદબાતલ છે. ઈ. લા. રી. ૭ ક. ૧૦૭. માટે જો હુકમનામું પાછળથી વસુલ આપવામાં આવેલું હોય તો મીલકત બીજાને આપવામાં આવી હોય તે દેણદારને બંધનકાર્ક છે. ૧૦. ક. લા. રી. ૨૦૪, સબબ લેહેણદારને વેચાણ કરી આપેલું હોય, ૬ મ. ૬૫, અથવા જપ્તીવાળી મીલકત હુકમનામું વસુલ આપવાને ગીરો અથવા વેચાણ કરેલી હોય તો તે રદ બાતલ નથી. ૧૧ મું. ૧૫૯, ૧ અ. ૧૨૫; બીજા જપ્તી કરાવનાર લેહેણદારની ખાયશથી અમુક સ્થાવર મીલકત લીલામ કરાવેલી હોય તો તે મીલકત હુકમનામાના દેણદારનો હક્ક સબંધ ખરીદ કરનારને તે બીજી જપ્તી પેહેલાં, પેહેલી જપ્તીવાળાની તે દેણદારે જે જવાબદારી ઉત્પન કરેલી હોય તે સાથે તે મીલકત મળે છે, પછી તે લીલામમાંથી ઉપજેલી રકમમાંથી તે પેહેલાં જપ્તી કરાવનારનું લેહેણું વસુલ આપેલું હોય તેની ચીંતા નહી. ૯ બં. લા. રી. ૧૮૦, અને વળી ઈ લા. રી. ૬ અ. ૩૩, અને ઈ. લા. રી. ૮ ક. ૨૭૯. જુઓ, અને વળી હુકમનામાના દેણદારે જપ્તીવાળી મીલકત પૈકી કેટલીક મીલકત વેચીને નાણાની એક રકમ કરેલી હોય અને તેમાંથી કેટલાંક નાણાં તે હુકમનામાના લેહેણદારને વસુલ આપેલાં હોય, અને તેણે બજાવણી તથા જપ્તી ખેંચી લીધી હોય તો, તે વેચાણ હુકમનામાવાળાએ કબુલ કર્યું થાય છે. માટે તે મીલકત ઉપર ખરીદદારનો પાકો હક્ક થાય છે. ૭ વી. રી. ૪૩૦. વળી ૧ અ. ૧૮, ૩૦, જુઓ. જ્યારે જપ્તી હોય ત્યારે મીલકત બીજાને આપવી તે રદ બાતલ છે, તે જપ્તી ખશેડવાથી તે મીલકત બીજાને આપવાની બાબત બળવાન થતી નથી. ૧૪ વી. રી. પાનું. ૨૫.

જો એકાદો ગીરોરાખનાર ખાનગી રીતે ખરીદ કરે તો, પાછળથી લીલામમાંથી ખરીદ કરનાર વિરૂદ્ધ તેનું ખરીદ કરવું રદ બાતલ છે, માટે તે પોતાના ગીરો ઉપર આધાર રાખી શકે છે. ઈ લા. રી. ૮ ક. પાનું. ૫૩૦.

**ખાનગી રીતે નામ બદલવું**—ખાનગી રીતે મીલકત બીજાને આપવી તે નાદાર દેવાદારની કોર્ટના હુકમથી "વેસ્ટીંગ આર્ડર" થી મીલકત આપવામાં આવે તેને લાગુ થતી નથી તેવા આર્ડરથી મીલકત આપવામ આવે છે, તે હુકમનામાના દેણદારે આપી થતી નથી, પણ કાયદાનો અમલ કરીને આપવામાં આવે છે ૧ અ ૭૨ જે કરાર હોય તે તાબે કરી આપવામાં આવે તેથી મીલકત બીજાને આપી થતી નથી. ઈ. લા રી. ૪ મ. પાનું. ૪૧૭.

ખાનગી રીતે મીલકત આપવાની બાબત, ઈ. લા. રી. ૪ અ. પાનું. ૨૧૯ જુઓ.

**બજાવણીનું કામ રદ કરવાની અસર**–હુકમનામાની બજાવણીનું કામ કાહાડી નાંખ્યાના અસર વિશે ૨ બં. લા. રી. ૮૬ મે ચીફજસ્ટીસ પીકાકસાહેબે કહેલું છે કે "ફાઈલ ઉપરથી બજાવણીનું કામ કાહાડી નાંખવામાં આવે તેથી જપ્તી રેહેતી નથી, એવું કેહેવાને સન ૧૮૫૯ ના આક્ટ ૮ મામાં કાંઈ આધાર અમારા જોવામાં આવતો નથી." પરંતુ જ્યારે બેઉ પક્ષકારને બજાવણીના કામની સુનાવણી કરી છેવટ નીકાલ કરવાનો દીવશ ઠરાવ્યો હોય તે દીવશે હાજર થવાની નોટીસ મળેલી હોય, અને તેઓની ગેરહાજરીથી તે બજાવણીનું કામ કાહાડી નાંખવામાં આવે તો, તે કામનો સંપૂર્ણ રીતે અંત આવ્યો થાય છે, અને તેવો હુકમ કરવાથી મતલબે જપ્તી ખશેડવામાં આવી છે અને બજાવણીના કામનું છેવટ આવ્યું થાય છે. ૨૧ વી. રી. ૬૬, ૧૪ બં. લા. રી. ૩૨૩; ૯ વી. રી. ૨૦૫. તોપણ જો અમુક નાણાં કોર્ટમાં અનામત હોય અને તે હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવામાં આવ્યાં હોય, અને તેની બજાવણીનું કામ કાહાડી નાંખવામાં આવ્યું હોય (હુકમનામા ઉપરના હક્ક બાબત તકરારના કજીયામાં કેટલીક વાર લાગેલી) તે કાહાડી નાંખવાનો હુકમ કરવાથી કોર્ટની ફાઈલને ફક્ત અસર થાય છે, અને જપ્તી જારી રાખવામાં હરકત થતી નથી. ૧૯ વી. રી. ૨૫૫, ૧૪ બં. લા. રી. ૪૨૫. તેમજ ૧૧ વી રી. ૫૧૭, ૩ બં. લા. રી. પાનું. ૬૮. જસ્ટીસ મેકફરસન સાહેબે કહેલું છે કે "અમે કબુલ કરીએ છીએ કે બજાવણીનું કામ ફાઈલ ઉપરથી કાહાડી નાંખવામાં આવ્યું હોય કિંવા નહી, તોપણ જે સખસની અરજ ઉપરથી જપ્તી કરવામાં આવી હોય તેની બાબતમાં કાહાડી નાંખ્યાની બાબત બંધનકાર્ક છે, તે શિવાય તે જપ્તીના બળવાનપણા તથા જારી હોવાની બાબતમાં થોડુંજ અગત્યનું છે. પરંતુ કોર્ટે પોતાની મેળે તે કાહાડી નાંખ્યું હોય ત્યારે તે કોઈ રીતે હુકમનામાના લેહેણદારને બંધનકાર્ક નથી. વળી ૧૨ વી. રી. ૧૪૨; ૩ બં. લા. રી. ૧૩૪, ૧૧ ક. લા. રી. ૧૭, ૫ અ. ૭૦ જુઓ, અને તે ૯ મુર. ૩૨૪ નો ઠરાવ પ્રીવીકાંઉસીલે અભિપ્રાય બતાવ્યો છે તે પ્રમાણે છે. વળી ૧ ક. લા. રી. ૪૭૫ જુઓ. જો હુકમનામાવાળો હુકમનામાના દેણદારને પોતાની જવાબદારી પતાવવાના ફાયદા સારૂ થોડીક મુદત એવી શરતથી બંધ રાખવાને કબુલ કરે તો જપ્તી જારી રાખવી, અને કોર્ટ પોતાની ફાઈલ ચોખી કરવાના હેતુથી તે કામ કાહાડી નાંખે તો તે હૂકમ બરોબર નથી, માટે તેથી જપ્તીને હરકત થતી નથી. ઈ. લા. રી. ૮ ક. ૫૧, ૧૩ ક. લા. રી. ૧૭૬, ૪ ક. લા. રી. ૨૯, ૯ વી. રી. ૨૦૫; વળી ૧૪ બં. લા. રી. ૩૨૩ જુઓ. અને જો જડજે અઘટીત રીતે કામ કાહાડી નાંખ્યું હોય તો તે ફરીથી દાખલ કરી શકે છે. ૧૦ વી. રી. ૩૮૦, ૩ બં. લા રી. ૮૬, ઈ. લા. રી. ૧૦ ક. પાનું. ૪૧૬.

પરંતુ એક હુકમનામું બજાવવાની દરખાસ્ત ઉપરથી જપ્તી કાહાડવામાં આવી હતી, પણ તા૦ ૩૧ ડીસંબર સન ૧૮૭૩ ના રોજ કબુલતથી એક હુકમનામું બજાવવું હાલ એક માસ માટે બંધ રાખવામાં આવ્યું. પછી તા૦ ૩૦ મીને રોજ નવી જપ્તી તથા લીલામ બાબત દરખાસ્ત કરવામાં આવી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તા૦ ૩૧ ડીસંબર સન ૧૮૭૩ અને તા૦ ૩૦ નવંબર સન ૧૮૭૪ ની વચમાં કાંઈ જપ્તી નહી હતી. ૮ ક. લા. રી. પાનું. ૧૫૭.

એક પૈસા બાબતનું હુકમનામું હફતાબંધી કરવામાં આવેલું હતું, પરંતુ એક હ-

હુકમનામું બજી શકે, અને તે મીલકત બીજાને આપવાથી તે જપ્તી નકામી થતાં અટકાવવાનો છે, અને જે નાણાં હજુ લેહેણાં થએલાં નથી તે નાણાં વસુલ થાય તે સારૂ જપ્તી જારી રાખવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર નથી. સબબ તેવા હુકમથી સદરહુ વેચાણને હરકત થતી નથી. ૧૨ વી. રી. ૪૫૭; ૪ બં. લા. રી. ૨૦. જપ્તીવાળી મીલકત વેચતા પેહેલાં હુકમનામાવાળાના જામીન (પ્રીવીકૌંસીલમાં તે ઉપર અપીલ કરેલી હતી) માગવામાં આવેલા હતા, પણ તે આપવાને તેણે કસુર કરી તેથી બજાવણીનું કામ કાહાડી નાંખવામાં આવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમથી તે વખત સુધીમાં જે કામ ચાલેલું તે તમામ હતું તેવું ને તેવુંજ રેહે તેવો અસર થાય છે. કોર્ટના કૃત્યનો હેતુ એવો હતો કે હુકમનામાવાળો જામીન આપી શકે તેવો નહી હતો, તેથી કોર્ટ આગળ કામ ચલાવી શકતા નહી હતા, માટે જે કામ ઉપર તરત લક્ષ આપવાની તથા કોર્ટને ઈલાજ કરવાની જરૂર હતી, તે કામના લીસ્ટમાંથી તે કામ દુર કરયું. ૨૪ વી. રી. પાનું. ૩૬.

**જપ્તી ઊઠાવવાની અસર જ્યારે તે ચાલતાની દરમિયાન નામે ફેરવી આપ્યું હોય તો**—એકતરફી હુકમનામાની બજાવણીમાં મીલકત જપ્તી કરવામાં આવી, પછી તે હુકમનામું રદ કરવામાં આવ્યું, માટે તે જપ્તીની દરમિયાનમાં તે મીલકત બીજાને આપેલી છે તે બરોબર છે. ૧૦ વી. રી. ૫૯, ૧૪ વી. રી ૨૫, ૧૨ બં. લા. રી. ૪૧૩, પરંતુ જ્યારે હુકમનામાને તદન હરકત થાય તેવી હરકત ના હોય અને જપ્તીની દરમિયાનમાં મીલકત બીજાને આપવામાં આવી હોય તો તે આપવું તે જપ્તી ખશેડવાથી બળવાન થતું નથી, કારણ કે તેથી પ્રથમની બાબતમાં અસર થતો નથી. ૧૫ વી. રી. ૨૨, ૧૨ બં. લા. રી. ૪૧૪, ૨૪ વી. રી. ૧૩૩; ૧૨ બં. લા. રી. પાનું ૪૪૧ હુકમનામાવાળો કોર્ટના નવી જપ્તી કરવાના હુકમ પ્રમાણે ચાલ્યો હોય, પછી તેણે જે જપ્તી કાયમ ગણી હોય તેથી અમુક મીલકત વેચવાને અરજ કરી હોય અને જો પેહેલી જપ્તી કાયમ હોય તો, તે હુકમનામાવાળો બીજી જપ્તીના હુકમ બાબત અપીલ વિગરે કરી તકરાર કરી શકે છે, અને પ્રીવીકૌંસીલે ઠરાવેલા નિયમ પ્રમાણે ચાલવામાં આવે છે ૨૫ વી. રી. પાનું. ૫૧૩.

સન ૧૮૬૨ માં હુકમનામું બજાવવામાં આવેલું તે બજાવણીનું કામ સન ૧૮૬૮ સુધી કાહાડી નાંખવામાં આવેલું નહી હતું. પરંતુ તે લેહેણદાર લાંબી મુદત અને ધૈર્યતાથી પોતાના નાણાની રાહા જોતો હતો, અને દેણદારને તે વસુલ આપવાની દરેક તક તથા ફાયદો આપતો હતો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે છોડી દીધાનું અનુમાન થતું નથી. ૨૪ વી રી. પાનું. ૫૭.

**જપ્તી મુલત્વી રાખેલી, ઊઠાવેલી, ફરી તાજી કરેલી**—એક હુકમનામાની બજાવણીમાં કરેલી જપ્તીમાંથી મીલકત છુટી કરવામાં આવી હોય, અને તે કારણસર પાછળથી કરેલા દાવામાં. પ્રથમના હુકમનામાની બજાવણીમાં તે મીલકત જપ્ત કરાવી વેચાવવા લાયક છે, એવું હુકમનામું કરવામાં આવ્યું, માટે તે હુકમનામાનો હેતુ પાછળના દાવામાં જપ્તી ખશેડ્યાનો હુકમ રદ કરવાનો થાય છે, અને આગળ જેવી હકીકત હતી તેવી ને તેવી કાયમ રેહે છે. ૩ ક. લા. રી. ૧૪૬, માટે તે દરમિયાનમાં મીલકત બીજાને આપવામાં આવી છે તે બરોબર નથી, ઈં. લા. રી. ૭ ક. ૧૦૭;

તેમજ ૨૧ વી. રી. ૪૩૫ માં ઠરાવવામાં આવ્યું છે કે તે હુકમનામાનો અસર ઉપર બતાવ્યા પ્રમાણે છે. ૮ ગ. ૯૯ જુઓ. વળી એવું ઠરાવવામાં આવ્યું છે કે પ્રોસીડીંગમાં ગેરસીરસ્તે થવાથી બજાવણીમાં કરેલું લીલામ રદ કરવામાં આવેલું, તેથી હુકમનામાવાળો તે ફરીથી વેચાવી શકે છે ૨૦ વી. રી. પાનું. ૨૦.

મુદત બાબત ઈ. લા. રી. ૫ અ. ૪૫૯, ઈ. લા. રી. ૭ મ. ૧૬૭, અને મુદતના આકટની આર્ટીકલ ૧૭૮ જુઓ.

એક જપ્તી વિરૂદ્ધ અસાઇનમેંટ રદ ઠરાવેલું હોય તો, કલમ ૨૯૫ પ્રમાણે જપ્તી બાબતના દાવાનો અમલ થઈ શકતો નથી. ઈ લા રી. ૧૫ ક. પાનું. ૭૭૧.

જપ્ત થયેલું નાણું અથવા ચલણીનોટ જે પક્ષકારને મળવાનો હક્ક હોય તેનેઆપવાનું કોર્ટ ફરમાવે.

**૨૭૭. જપ્ત કરેલી મિલકતમાં નાણું અથવા ચલણી નોટો હોય તો, જપ્તી ચાલુ હોય તે દરમ્યાન કોઇ પણ વખતે કોર્ટ એવું ફરમાવે કે, તે નાણું અથવા નોટો, અથવા હુકમનામાની ભરપાઈ થવાને બસ હોય તેટલો તેનો ભાગ, હુકમનામા પ્રમાણે તે લેવાને જે હક્કદાર હોય તે પક્ષકારને આપવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જપ્ત થએલી મિલકત ઉપર કોઇ દાવો કરે અથવા જપ્તીમાં હરકત કરે તેનીતજવીજ.

**૨૭૮. હુકમનામું બજાવવામાં જપ્ત કરેલી કોઇ મિલકત એ જપ્તીને પાત્ર નથી એમ કહીને તે મિલકત ઉપર કોઇ દાવો રાખે, અથવા તેની જપ્તીમાં કોઇ હરકત લે, તો દાવેદાર અથવા હરકત કરનારની જબાની લેવાની બાબતમાં તથા બીજી બધી બાબતમાં જાણે તે દાવેદાર અથવા હરકત કરનાર ફરિયાદનો પક્ષકાર હોય એવા અખત્યારથી તે દાવાની અથવા હરકતની કોર્ટે તજવીજ કરવી.**

**પરંતુ કોર્ટના વિચારમાં એમ આવે કે તે દાવો અથવા હરકત કરવામાં જાણી જોઇને કે વિના કારણ ઢીલ કરી છે તો, પછી તેવી તજવીજ કરવી નહી.**

વેચાણ મુલત્વી રાખવાનું.

**જે મિલકતને વાસ્તે દાવો અથવા હરકત કરી હોય તે વેચવાને જાહેરનામું પ્રગટ થયું હોય તો વેચાણનો હુકમ કરનાર કોર્ટ, તે દાવો અથવા હરકતની તજવીજ થઇ રેહે ત્યાં સુધી, તે વેચાણ મુલત્વી રાખવાને મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

આ કલમ પ્રમાણે દાવાની તપાસ થઈ શકે તે પેહેલાં હુકમનામાવાળાએ જપ્તી કર્યા પછી અથવા પેહેલાં ઉત્પન્ન થએલા હક્કના આધારથી વચમાં હરકત કરનારના દાવાનો આધાર છે કિંવા નહી તે નક્કી કરવાની જરૂર નથી. ૫ વી. રી. પરચુરણ ૨૮. યોગ્ય કામમાં જડજે આ કલમ પ્રમાણે તજવીજ કરવાને ના કેહેવી નહી જોઈએ. ૮ વી. રી. ૨૬, ૪ ક. લા. રી. પાનું. ૭૪.

**આ કલમ પ્રમાણેની અરજી**—કલમ ૨૬૮ પ્રમાણે કરેલી જપ્તીઓને આ કલમથી હરકત થતી નથી. ઈ. લા. રી. ૪ મું. ૩૨૩. તેતો જે દાવા જીતેલા હોય તેનો મીલકત જપ્તીમાંથી અસર ખશેડવાનો થાય તેને ફક્ત લાગુ થાય છે. માટે અમુક માહાલમાં **अ.** નો હક્ક સબંધ જપ્ત કરવામાં આવ્યો હોય તો, **ब.** ના અવિભક્ત હિસ્સા ઉપરનો દાવો સાંભળવો નહી જોઈએ. ૮ વી. રી. ૩૫૮. આ ઠરાવ ઉપર ૧૧ વી. રી. ૮ જુઓ; પરંતુ જ્યારે મીલકત अ. તથા **ब.** ના મજીયારા માલેકપણાની હોય અને अ. ઉપરના હુકમનામાની બજાવણીમાં अ. નો તે મીલકતમાં હક્ક સબંધ હોય તે કરતાં વધારે જપ્ત કરવામાં આવે તો, **ब.** નો તે જપ્તી ખશેડવાનો દાવો કરવાનો હક્ક છે. ૪ બં. લા રી. ૧૦૫; ૧૩ વી. રી. ૬૩, અને કોર્ટે **ब.** ના દાવાની તપાસ કરવી જોઈએ. ૧૭ વી. રી. ૭૪. પછી **ब.** નો હક્ક કેવી રીતે થએલો હોય તેની ચીંતા નહી. ૬ વી રી. ૬૪, અથવા મીલકત સ્થાવર હોય કે જંગમ હોય, ૧૪ વી. રી. ૫૨; પરંતુ તે દાવો જે મીલકતના કબજા ઉપર હુકમનામાના દેણદારનો હક્ક કેહેવામાં આવ્યો હોય તે મીલકત બાબતનો હોવો જોઈએ, પણ જેમ લેહેણું હોય તેવો હોવો નહી જોઈએ. દેણદારનું ત્રીજા સખસ પાસેનું લેહેણું જપ્ત કરાવવામાં આવ્યું હોય તો, તે ત્રીજો સખસ કોર્ટમાં આપે અથવા કોઈ કારણથી તે આપવાની હરકત કરે, તોપણ તે આપવાને તેને હુકમ થઈ શકે છે, પણ જો તે બચાવના શુદ્ધ અંતઃકર્ણના કારણથી હોય તો તે બાબત દાવો કરવાને કોર્ટ વહિવટદાર નીમી શકે છે, સબબ સાધારણ દાવામાં તે દેણદાર ગમે તે બચાવ આપે અને તે તકરારની ખોટી રીતે તપાસ કરીને કલમ ૨૭૨ મી પ્રમાણે તે રદ કરવામાં આવી હોય તો તેથી તે દાવાને હરકત થતી નથી. ૨૨ વી. રી. ૩૬, અને ગીરોરાખનારના કબજામાં ગીરોવાળી મીલકત હોય અને ગીરોઆપનાર ઉપરના હુકમનામાની બજાવણીમાં તે જપ્ત કરવામાં આવે તો, તે ગીરોરાખનાર જપ્તી ખશેડવાને દાવો કરી શકે છે. ૧૦ મું. ૧૦૦; પરંતુ આ બેઉ ઠરાવોનું ભાગેજ સમાધાન થાય છે. એક દાવામાં પરીણામે એક જથાના પ્રતીવાદીઓએ તથા બીજા જથાના પ્રતીવાદીએ ખર્ચ આપવાનો એવી રીતે બે જુદા જુદા હુકમો કરવામાં આવ્યા હોય, તે તેથી નારાજી થનાર પ્રતીવાદીની પોતાની મીલકત જપ્તીમાંથી મુક્ત કરવાની અરજી સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૬ પ્રમાણે છે, (તે કલમ હાલની કલમને મળતી છે.) ૨૨ વી. રી. ૩૯૨, અને વળી ૮ વી. રી. ૩૭૮ જુઓ. કલમ ૨૮૦ નીચેની ટીકા જુઓ.

મરનાર સખસના દેવા બાબતના હુકમનામાની બજાવણીમાં તેના વારસ પાસેની મીલકત જપ્ત કરવામાં આવી તેથી વારસે તે મીલકત મ્હારી ખાનગી છે, માટે તે જપ્તી ઉઠાવવી જોઈએ એવો દાવો કરયો, તો તેનો આ કલમમાં સમાસ થતો નથી, પણ કલમ ૨૪૮ માં સમાસ થાય છે. ૧૮ વી. રી. ૧૮૫; ૧૨ બં. લા. રી. ૬૬, ૨૦ વી. રી. ૨૮૦, ૧૦ વી. રી. ૧૯૯, ઈ. લા. રી. ૭ મદ્રાસ પાનું. ૨૫૫.

હુકમનામાનો લેહેણદાર પોતાના દેણદારની મીલકત ના હોય તેવી મીલકત જપ્ત કરાવે તો, તેથી તે પ્રવેશ કરે છે એમ થાય છે, અને જો કે તેણે દ્વેષ વિના અને ભૂલથી કરેલું હોય તોપણ તે નુકશાનનો જવાબદાર થાય છે. ૮ મુંબાઈ પાનું. ૧૭૭.

**ફેંસલાની પેહેલાં જપ્તી**—કલમ ૪૮૭ ફેંસલો થતા પેહેલાં જે જપ્તી કરવામાં આવે તેને લાગુ છે. ૨ મુંબાઇ, ૧૪૨, ૧ મુંબાઈ ૨૨૪, બર્ક ૨૪૦, ૧૦ વી. રી. ૨૧. આ છેવટના ફેંસલામાં એવું ઠરાવવામાં આવ્યું છે કે જમીનના માલેકે સાંથ બાબત ખેડુત ઉપર

દાવો કરેલો, તેથી કલમ ૧૬ પ્રમાણે ફેંસલો થતા પેહેલાં અમુક ઊભું કરશણજપ્ત કરાવેલું હોય તો, તેમાં હરકત લેનારનો દાવો જાણે સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૬ પ્રમાણે દાવો હોય તે પ્રમાણે તપાસવો જોઇએ.

**જાણે કે દાવામાં પક્ષકાર હોય**—સન ૧૮૫૯ ના આકટ ૮ મામાં "જાણે દાવેદારને દાવામાં અસલ પ્રતીવાદી કરવામાં આવ્યો હોય" એ શબ્દોનો કલકત્તા હાયકોર્ટના ફુલબેંચે એવો અર્થ કરેલો છે કે, "દાવેદાર તે દાવામાં પક્ષકાર હોય તે પ્રમાણે તપાસ કરવાને કોર્ટને અખત્યાર છે, માટે જો તે હાજર થવાને ના કેહે તો તેના ઉપર સમન્સ કરીને તેના વિરૂદ્ધ ફેંસલો કરવાને કોર્ટને અખત્યાર મળે છે." ૧૧ વી. રી. પાનું. ૮

કેટલાક જુદા જુદા સખસોએ કલમ ૨૭૮ પ્રમાણે જુદા જુદા દાવા કર્યા. તેમાં એવું માલમ પડયું કે જપ્તીવાળી મીલકતનો તેનો તે ભાગ કબજામાં રાખવાને તે દરેક સખસ દાવો રાખે છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે દાવેદાર અને હુકમનામાવાળાની વચ્ચમાં દરેક દાવો જુદો તપાસવાને વાદી બંધાએલો છે, અને તે દાવા એક બીજા વિરૂદ્ધ છે, તે કારણથી તમામ દાવા કોર્ટે કાહાડી નાંખવા નહી જોઈએ. ૧૧ વી. રી. ૨૫૫. ૨ બં. લા. રી. પાનું. ૩૩૩.

હરકત લેવામાં આવી હોય અને તે નામંજુર કરવામાં આવી હોય તો તેની તે જપ્તીમાં તેનો તે સખસ ફરીથી હરકત લેઈ શકતો નથી. ૧૪ વી. રી. ૧૪૪. જો હુકમનામાના દેણદારનો જે વારસ કેહેવામાં આવ્યો હોય તેના વિરૂદ્ધની પ્રથમની જપ્તીમાં તેની વારસ તરીકેની જવાબદારી બાબત હરકત લેવામાં આવેલી ના હોય તો, પાછળની જપ્તીમાં તે હરકત લેઈ શકતો નથી ૬ વી રી. પરચુરણ પાનું. ૬૧.

જે મીલકત બાબત દાવો ચાલુ હોય તે દરમિયાનમાં તે મીલકત ખરીદ કરેલી હોય તો તે હુકમનામાની બજાવણીમાં જપ્તી કરવા લાયક છે, માટે કલમ ૨૭૮ પ્રમાણે કાંઈ દાવો ચાલી શકતો નથી. ૨૩ વી. રી. પાનું. ૩૨૯.

**રીવાજ**—એક કામમાં દાવેદારે કલમ ૨૭૮ પ્રમાણે કામ શરૂ કરવું જોઈએ. જપ્ત કરેલી મીલકત અગર માલ મ્હારો છે અને મ્હારા કબજામાં હતો એવું શાબેત કરવાનો બોજો દાવેદાર ઉપર છે, માટે તેનો પૂરાવ તેના દાવા સબંધી હોવો જોઈએ, અને ત્રીજા પક્ષકારનો હક્ક શાબેત કરવાના હોવા નહી જોઈએ ૧૧. વી રી, ૮, ૨ બં. લા. રી. ૯૧.

**જાણી જોઇને અગર નકામી વાર લગાડી હોય**—જ્યારે ઈરાદા પૂર્વક વાર લગાડેલી હોય ત્યારે દાવો કરવાને અથવા હરકત લેવાને પરવાનગી આપવી એ કોર્ટની મરજી ઉપર છે. જે કામમાં કોર્ટે દાવાનો ઈનસાફ કરવાને ના કહેલી હોય અથવા કસુર કરેલી હોય તો, કોર્ટનો તે હુકમ દાવેદારને હરકત કરી શકતો નથી. ૧૪ વી. રી. ૩૬૪. ૧૬ વી. રી. ૨૨, ૮ બં. લા. રી. ૩૯, લા. રી. ૨ ઈ. અ. ૨૧૦, ૨૪ વી. રી. ૭૫, ૧૫ બં. લા. રી પાનું. ૨૩૮.

પૈસા બાબતના હુકમનામાની બજાવણીમાં જ્યારે મીલકત જપ્ત કરવામાં આવે ત્યારેજ ફક્ત આ કલમ પ્રમાણે દાવો કરવાની રીતી લાગુ થાય છે, અને ગીરોની રૂઈએ જે મીલકત વેચવાને ફરમાવ્યું હોય તે ઉપરના દાવાઓને લાગુ થતી નથી. ઇં. લા. રી. ૧૪ ક. પાનું. ૬૬૧.

આ કાયદાના બાબ ૧૯ મા પ્રમાણે મીલકત જપ્ત કરવામાં આવી. તેમાં હરકત લેનારે પોતાના દાવાના હક્કમાં આ કલમ પ્રમાણે તે મીલકતનો ખરો માલેક હું છું, એમ બતા-

લેલું છે; માટે હુકમનામાના દેણદારને નાદાર ઠરાવવામાં આવ્યો હોય અને બાબ ૨૦ પ્રમાણે તેની મીલકત રીસીવ્હરને સોંપી હોય, તેથી તે હરકત સાંભળવાની કોર્ટને હકુમત છે તેને હરકત થતી નથી. ઈ. લા. રી. ૯ અ. પાનું. ૨૩૨.

સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૪૬ પ્રમાણે એક હુકમનામું બજાવવામાં અમુક જમીન જપ્તી થઈ શકતી નથી, એવી અરજદારે હરકત લીધી, એવા કારણથી કે તે જમીન મ્હારી છે. તે અરજી જુલાઈ સન ૧૮૭૫ માં કાહાડી નાંખવામાં આવી. તે હરકત લેનારનો કબજો ગયાની તારીખથી ૧૨ વર્ષની અંદર એટલે સન ૧૮૭૭ ના જુલાઈ માસમાં હુકમનામાવાળો કે જેણે બજાવણીમાં થએલા લીલામમાંથી તે જમીન ખરીદ કરી હતી, અને ખરીદદાર તરીકે કબજો કરયો હતો, તેના ઉપર કબજો લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવાને મુદતની હરકત નથી. ઈ. લા. રી. ૧૨ મ. ૨૯૪.

દાવેદારે પુરાવો આપવો. **૨૭૯. જપ્તીને દિવશે જપ્ત કરેલી મિલકતમાં પોતાનો કંઈ સબંધ હતો, અથવા તે પોતાના કબજામાં હતી, એવું બતાવવાને દાવેદાર કે હરકતદારે પુરાવો આપવો જોઇએ.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૪૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

દાવેદારે કોર્ટમાં એવા કારણથી અરજ કરી છે કે મીલકત જે તારીખે જપ્તી કરવામાં આવી તે તારીખે હુકમનામાના દેણદારની તે મીલકત હોય તે પ્રમાણે જપ્ત કરવા લાયક નહી હતી. તે દાવેદારનો અરજ કરવાનો હક્ક થવાને તેણે એવું બતાવવું જોઈએ કે તે તે દેણદારની મીલકત નથી, એટલુંજ નહી પણ તે દાવેદારનો તે મીલકત ઉપર હક્ક છે. તેની સ્થીતી જેમ એક દાવામાં હુકમનામાનો લેહેણદાર પ્રતીવાદી અને વાદી હોય છે, તે વાદીની સ્થીતી જેવી થાય છે. ૧૧ વી. રી. ૮, અને તેની અરજી કાહાડી નાંખવી જોઈએ, અગર દાવાનો નંબર નાંખીને તે રજીષ્ટર કરવી જોઈએ. ૧ અલ્હા. ૨૫૫. દાવો શાબેત કરવાનો બોજો દાવેદાર ઉપર છે ૨૦ વી રી. ૩૪૫. ૪ વી. રી. ૯૯: તે કારણુસર કોઈ પ્રકારનો પૂરાવ બસ જોઈએ. ૨૨ વી. રી. ૬૯૨, અને દાવાની પુષ્ટિમાં જે પૂરાવ આપવામાં આવે તે લેવાને કોર્ટ બંધાએલા છે. ૨૮ વી રી. ૪૨૨, પણ તે દાવો યોગ્ય વખતે એટલે લીલામ કરતા પેહેલાં કરવો જોઈએ ૧૧ વી. રી પાનું. ૫૪.

મિલકત ઉપરથી જપ્તી દૂર કરવાનું. **૨૮૦. સદરહુ તજવીજ કરવાથી કોર્ટની ખાત્રી થાય કે: દાવામાં અથવા હરકતમાં જણાવેલા કારણને લીધે. જપ્તી કરી તે વખતે તે મિલકત હુકમનામાના દેણદારના કબજામાં, અથવા તેની વતી ટ્રસ્ટી દાખલ કોઈ સખસના કબજામાં, અથવા તેને ભાડુ આપનાર કુળ કે બીજા સખસના કબજામાં ન્હોતી; અથવા જપ્તી કરી તે વખતે હુકમનામાના દેણદારના કબજામાં હતી ખરી, પરંતુ તે કબજો તેને પોતાનો સારૂ અથવા પોતાની મિલકત તરીકે ન્હોતો, પણ કોઈ બીજા સખસને વાસ્તે અથવા તેના ટ્રસ્ટી દાખલ હતો; અથવા થોડોક પોતાને વાસ્તે અને થોડોક કોઈ બીજા સખસને વાસ્તે હતો; તો કોર્ટે બધી અથવા પોતાને યોગ્ય લાગે તેટલી મિલકત ઉપરથી જપ્તી દુર કરવાનો હુકમ કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૪૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે કામમાં કોર્ટના અભિપ્રાયમાં એવું આવે કે જે મિલકત જપ્ત કરવામાં આવી છે તે વેચવી નહીં જોઈએ, તો જપ્તીમાંથી તે મિલકત દૂર કરવી એવો ફક્ત કોર્ટે હુકમ કરવો યોગ્ય છે. "કોર્ટના વિચારમાં તે મિલકત દાવેદારની છે એમ શાબેત થએલું આવવાના આધારથી તે જપ્તી ખશેડવાનો હુકમ કરવામાં આવ્યો હોય, પરંતુ તે હુકમમાં હુકમનામાના દેણદાર વિરૂદ્ધ કાંઈ હક્ક ઠરાવેલો હોવા નહી જોઇએ, અને તે હક્ક ઠરાવી શકાતો પણ નથી." ૮ વી રી. ૯૩, ૧૪ વી. રી ૧૪૪. જો તે દાવેદાર એમ શાબેત કરે કે જે મિલકત જપ્ત કરવામાં આવી છે તે જપ્તીની તારીખે તમામ અથવા થોડી તે દાવેદારની હતી તો, તેટલી મિલકત ઉપરથી જપ્તી ખશેડવાને એક હુકમ કરવો જોઈએ. ૧૨ વી. રી. ૪૧, ૫ બેં. લા. રી. ૧૭૫, ૧૩ વી. રી. ૬૩; અને તેજ હુકમ ફક્ત કરવો જોઈએ, ૧૮ વી. રી. ૪૦૨, ૮ વી. રી. ૩૬૨. એક કામમાં મીતાક્ષરા પ્રમાણે ચાલનાર મજીયારા કુટુંબના બાપ તથા જેષ્ટ પૂત્ર ઉપર હુકમનામું કરવામાં આવેલું, અને તેમાં બીજા દીકરાઓ પક્ષકાર નહી હતા, તેથી તેમણે પોતાના હિસ્સા બાબત દાવો કરયો, તેથી ઠરાવવામાં આવ્યું કે તે દાવાનો આ કલમમાં સમાસ થાય છે. ૧૨ ક. લા. રી ૫૩૨, ઈ. લા. રી. ૯ ક. ૮૮૮. વળી લા. રી. ૧૧ ઈ. અ. ૫૯, ઈ. લા, રી. ૭ મ. ૨૯૫ જુઓ. માટે અ. નું વેહેચણ બાબતનું બીજા અંગભુતોને પક્ષકાર કરયા વિના "કરતા" ઉપર હુકમનામું કરવામાં આવ્યું હતું, પણ તે બીજા અંગભૂતોએ પોતાના હિસ્સાની મીલકત ઉપરથી આ કલમ પ્રમાણે જપ્તી ઉઠાવરાવી હતી. ઇ. લા. રી. ૬ મ ૨૮૪, અને કલમ ૨૪૪ તથા ૨૭૮ ઉપરની ટીકા જોવી. જયારે આ કલમ પ્રમાણે જપ્તી ખશેડવાનો હુકમ કરવામાં આવ્યો હોય તો તે દાવેદારની બાબતમાં છે, અને તે હુકમ એવો સામાન્ય ફેંસલા પ્રમાણે ગણવાનો નથી કે તે મીલકત હુકમનામાના દેણદારની નથી, કે જેથી તમામ દુનીયાં ફાયદો લેઈ શકે ૮. વી. રી. પાનું. ૨૭.

જે કામમાં હુકમનામાવાળો એમ કેહેતો હોય કે દાવેદાર ફક્ત દેણદારનો બેનામીદાર છે, તો તે મીલકત દેણદારના અથવા તેની તરફથી ટ્રસ્ટ તરીકે કોઈ બીજા સખસના કબજામાં છે કે નહી તે વિશેનો નિર્ણય કરવાને કોર્ટ બંધાએલા છે. ૨૦ વી. રી. ૨૦૨. આજ પ્રમાણે જયારે અમુક ગીરોવાળી મીલકત ઉપરના પોતાના હક્ક સબંધનો અમલ કરાવવાને હુકમનામાવાળો માગતો હતો, ત્યારે ત્રીજા પક્ષકારે વચમાં આવી એવી હરકત લીધી કે દેણદારે મને "લડાવી" લખી આપેલી છે તેથી મ્હારો કબજો છે, અને જડજના અભિપ્રાયમાં આવ્યું કે દાવેદારનો કબજો દેણદારના ટ્રસ્ટી તરીકે નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે હુકમનામાવાળાને રેગ્યુલર દાવો કરી પોતાના હક્કનો અમલ કરવાનું ફરમાવી તેમણે તે મીલકત ઉપરથી જપ્તી ખશેડવી જોઈએ. ૧૮ વી. રી. ૪૦૨; હુકમનામાના દેણદારનો અમુક મીલકતમાંનો નીમ્મે હિસ્સો હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવામાં આવ્યો, અને ત્રીજા પક્ષકારે એવી હરકત લીધી કે તે હિસ્સામાંથી $\frac{1}{2}$ મ્હારા હક્કના છે, અને ફક્ત $\frac{1}{2}$ દેણદારનો છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવાની તપાસ કરવી જોઈએ, અને જો તે શાબેત થાય તો તે હિસ્સા ઉપરથી જપ્તી ખશેડવી જોઈએ. ૧૩ વી. રી. ૬૩, ૪ બં. લા. રી. ૧૭૫, વળી ૧૭ વી. રી. પાનું ૭૪. જુઓ.

અ. એ બ. ને માટે અમુક ફરસબંદી બાંધવાને કરાર કરેલો હતો, તેથી તે જગોએ તે બાંધવાના પથ્થર રૂ.૧૦૦) ની કીમતના ગાડાં ભરી લાવવામાં આવ્યા, અને તે

રકમ अ. પાસેથી અગાઉથી લેવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે ब. ની હરકત ઉપરથી તે પથ્થર ઉપરથી જપ્તી ખશેડવી જોઈએ. ૨ અલ્હા. ૩૭૭. अ. એ હુકમનામાના દેણદાર પાસેથી અમુક મકાન ખરીદ કર્યાં, અને એવું ઠરાવ્યું કે તે રકમ વ્યાજ સાથે જો તે વસુલ આપે, અને વળી પેહેડી સાથે સામાન્ય હિસાબ નક્કી કરે તો, તે મકાન પાછાં આપવાં. अ. ને કબજો આપવામાં આવ્યો હતો. પછી તે મકાન હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવામાં આવ્યાં, પણ જપ્તી ખશેડવામાં આવી હતી, એવું ઠરાવીને કે अ. નો કબજો તે દેણદારના ટ્રસ્ટી તરીકે નથી. ૧૦ મુંબાઈ પાનું. ૧૦૦.

**કાયદેસર વારસ**—દાવાના હુકમનામાના દેણદારના વારસે કરેલા દાવાને આ કલમ લાગુ થતી નથી. હુકમનામું થયા પછી હુકમનામાનો દેણદાર મરણ પામવાથી તેના વારસના કબજામાંથી અમુક સ્થાવર મીલકત જપ્ત કરાવી તે હુકમનામું બજાવવાને માગેલું, પણ તે વારસે તે મીલકત મ્હારા કબજામાં વારસ તરીકે નથી, પણ મ્હારી પોતાની છે એવો દાવો કર્યો. ઠરાવવામાં આવ્યું કે આ તકરાર કામના પક્ષકારો વચ્ચે છે, માટે સન ૧૮૬૧ના આકટ ૨૩ માની કલમ ૧૧ પ્રમાણે તેનો નિર્ણય કરવો જોઈએ. ( તે કલમ ૨૪૪ ના જેવી હતી )—૧૨ બેં. લા. રી. પાનું. ૫૫

જપ્ત થએલી મિલકત ઉપરથી જપ્તી ખશેડવાનો દાવો નામંજુર કરવાનું.

**૨૮૧. જપ્તી કરતી વખતે તે મિલકત હુકમનામાનાદેણદારના કબજામાં બીજા કોઇ સખસની વતી નહી, પણ તેની પોતાની મિલકત તરીકે હતી, અથવા તેની વતી ટ્રસ્ટી દાખલ કોઈ બીજા સખસના કબજામાં હતી, અથવા તેને ભાડુ આપનારા કોઈ કુળ કે બીજા સખસના તાબામાં હતી એવી કોર્ટની ખાત્રી થાય તો કોર્ટે દાવો નામંજુર કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

આ કલમ પ્રમાણે દાવો અપાવવામાં આવ્યો નથી, એવો યોગ્ય રીતે હુકમ કરવાનો છે. ૧૭ વી. રી. ૪૮૦, ૧૬ વી. રી. ૫૯, અને જે કામમાં દાવેદાર પોતાના દાવાની પુષ્ટીમાં હાજર થાય નહીં, તે કામમાં આવો હુકમ કરવો બરોબર છે. ૨૪ વી. રી. ૪૧૧, ૧૩ વી. રી. ૧૨૧, અથવા કાંઈ પૂરાવ રજુ કરવાને કસુર કરે અથવા દાવેદાર ભરૂંસો રાખવા લાયક પૂરાવ રજુ કરી શકે નહી, તે કામમાં એવો હુકમ કરવો બરોબર છે. ૨૧ વી. રી. ૪૦૯, ૨૦ વી. રી. ૩૪૫. તેમજ જે મુકરદમાઓમાં દાવો કરનાર માનવા લાયક પુરાવો રજુ ન કરી શકે તેમાં. ૧૫ વી. રી ૩૧૧. આ તમામ કામોમાં દાવેદાર અથવા હરકત લેનારના વિરૂદ્ધ ઠરાવ અને હુકમ કરવામાં આવે છે; માટે તે દાવેદારે અથવા હરકત લેનારે તે રદ કરાવવાને દાવો કરવાની જરૂર છે. ૨૨ વી. રી. ૩૯. ૨૧ વી. રી. ૧૩૩. આ કલમ પ્રમાણે હુકમ કરવામાં આવેલો હોય તેથી જે સખસના લાભમાં તે કરવામાં આવ્યો હોય તેનેજ ફકત ફાયદો થાય છે, એટલે હુકમનામાના લેહેણદારને ફકત ફાયદો થાય છે. સબબ હુકમનામાનો દેણદાર અથવા તેની તરફથી દાવો રાખનારા સખસો એવી હરકત લેઈ શકતા નથી કે અમારા સામાવાળાએ તકરારી મીલકત ઉપરથી જપ્તી ખશેડવાને દાવો કરયો હતો, અને તે બજાવણીમાં જપ્તી કરાવનાર હુકમનામાના લેહેણદાર વિરૂદ્ધ કાહાડી નાંખવામાં આવ્યો છે. ૨૧ વી. રી. ૨૩૦, ૧૭ વી. રી. ૪૮૦,

૬ વી. રી. ૧૫૭. અને જે કામમાં દાવેદારનો ખરેખરો કબજો હોય તેનો દાવો નહીં અપાવ્યાના હુકમનો અસર કાંઈ હક્ક વિનાનો છે. ૨૧. વી. રી. ૧૩૩. સરકારે અમુક મેહેસુલ આપનારી જમીન ઉપરથી સેટલમેન્ટ માફ કરયું હોય, તે એવા કારણથી કે તે ધર્માદા કામમાં ઉપયોગમાં લેવામાં આવે છે, તો તેથી જે સખસના કબજામાં તે જમીન હોય તે સખસ તે પોતે તદન તે જમીનનો ઉપયોગ કરે છે એવું જો શાબેત થાય તો, તે સખસ ઉપરના હુકમનામાની બજાવણીમાં તે મીલકત જપ્ત કરી વેચાવવાને કાયમ માફી થતી નથી. ૨૧ વી. રી. પાનું. ૩૬૫

બોજાવાળાના હક્ક સુદ્ધાંત જપ્તી ચાલુ રાખવાનું.

**૨૮૨. જેનો કબજો ન હોય એવા કોઇ સખસનો ધરાણીયો હક્ક અથવા લીયન તે મિલકત ઉપર છે એવી કોર્ટની ખાત્રી થાય, અને જપ્તી ચાલુ રાખવી યોગ્ય લાગે તો, તે ધરાણીયા હક્ક અથવા લીયન કાયમ રાખીને જપ્તી ચાલુ રાખવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો મીલકત ગીરોના બોજા સાથે વેચવામાં આવે, અને તે ગીરોરાખનાર ખરીદ કરે, અને જો તે લેહેણું વસુલ થાય તેટલી તે મીલકતની યુક્ત કીમત હોય તો, તે લેહેણું વસુલ થએલું સમજાય છે. ઈ. લા. રી. ૭ ક. પાનું. ૬૪૮

જપ્તીવાળી મીલકતનું જે ગીરો હોય તે જપ્તી કરતા પેહેલાં છોડાવવાને તે જપ્તી કરાવનાર લેહેણદારનો હક્ક નથી. ઈ. લા. રી. ૬ ક. પાનું. ૬૬૪.

જપ્ત મિલકત ઉપર હક્ક ઠરાવવાની ફરીયાદો ચાલે.

**૨૮૩. જે પક્ષકાર વિરૂદ્ધ કલમ ૨૮૦, ૨૮૧ અથવા ૨૮૨ પ્રમાણે હુકમ કરયો હોય તે પક્ષકાર, ટંટાની મીલકતમાં પોતે દાવો રાખતો હોય તે હક્ક ઠરાવવાની ફરીયાદ કરવાને મુખત્યાર છે. પરંતુ આવી ફરિયાદ (જો થાય તો તે) નો નીકાલ થાય તેને અનુસરીને સદરહુ હુકમ નીરૂતર ગણાશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**આવા દાવાના પરીણામ સાથે** એવા શબ્દો આ કલમમાં છે, તેનો હેતુ એવો નથી કે હુકમનામાવાળાએ અસલકોર્ટમાં હુકમનામું મેળવ્યું હોય તો તેનો અપીલમાં ફેંસલો થતાં સુધી વેચાણ કરાવવાની હરકત છે. ઇ. લા. રી. ૬ મ. પાનું. ૯૮.

**નિશ્ચેકાર્ક**—તેનો હેતુ એવો છે કે હારનાર પક્ષકાર વાદી અગર પ્રતીવાદી થઈ પોતાનો હક્ક બતાવે નહી, તો પછી તે ઠરાવ વિરૂદ્ધ તે પોતાના હક્ક બતાવી શકતો નથી. ઇ. લા. રી. ૯ મું. ૩૫; ઇ. લા. રી. ૧ અલ્હા. ૩૮૧. અને રેગ્યુલર દાવામાં જપ્તીનો હુકમ તે રદ કરાવી શકે નહી, તોપણ તે વિરૂદ્ધ હક્ક બતાવી શકાતો નથી. ઈ. લા. રી. ૪ મ. પાનું. ૧૩૧.

કામ ચલાવવાની ખામીને લીધે કાહાડી નાંખવાનો હુકમ કરવામાં આવ્યો હોય તો, પછી તે કાહાડી નાંખ્યાનો હુકમ નિશ્ચેકાર્ક નથી, માટે હરકત લેનાર પોતાના દાવાનો હક્ક ઠરાવવાને દાવો કર્યા શિવાય ખોટી રીતની જપ્તી કર્યા બાબત નુકશાનીનો દાવો કરી શકે છે. ઈ. લા. રી. ૩ અલ્હા. પાનું. ૫૦૪.

રેગ્યુલર દાવો કર્યા સિવાય જે સખસના વિરૂદ્ધ હુકમ કરવામાં આવ્યો હોય તે ફરીતપાસનો હુકમ કરવાને અરજ કરી શકે છે. ૭ વી. રી. ૭૯; અને ફરીતપાસનો

હુકમ કરવામાં આવે તે આખરનો છે. ૨૦ વી. રી. ૪૮. જો દાવો કસુરના કારણથી કાઢી નાંખવામાં આવ્યો હોય તો, બીજો નવો દાવો કરી શકાય છે. ૧૬ વી. રી. ૫૯; પરંતુ દાવેદારની ખાએસ ઉપરથી પ્રથમનો દાવો કાહાડી નાંખવામાં આવ્યો હોય, અને પછી નવી અરજી કરવામાં આવે તે કાહાડી નાંખવામાં આવે તો, તે બરોબર છે એમ ઠરાવવામાં આવ્યું છે. ૨૦ વી. રી. ૪૫૬; અને તેવી જપ્તી વિરૂદ્ધ કલમ ૨૭૮ પ્રમાણે તેના તેજ હરકત લેનારના દાવાનો બીજી વખત તપાસ કરવાને અથવા પ્રથમની વખતે જે સવાલનો આખરે નિર્ણય કર્યો હોય તે સવાલ ફરીથી જોવાને જડજને હકુમત નથી. ૧૪ વી. રી. પાનું. ૧૪૪.

**ખરચ—**જે કામમાં ખર્ચ સાથે હુકમનામાવાળાએ આપવું એવો દરખાસ્તમાં ઠરાવ કરવામાં આવ્યો હોય, અને પાછળથી કરેલા દાવામાં હુકમનામાવાળાનો મીલકત વેચાવવાનો હક છે એવું ઠરાવવામાં આવે, પણ ખર્ચ બાબત કાંઈ દાદ માગેલી ના હોય તો તે હુકમનામું બજાવનારી કોર્ટ તે ખર્ચ પાછું અપાવી શકતા નથી. ઇ. લા. રી. ૬ અલ્હા.૨૧.

**અપીલ—**જપ્ત કરેલી મીલકત ઉપરનો દાવો કાહાડી નાંખ્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ૬ વી. રી. પ્રચુરણ ૪૬, અથવા મીલકત ઉપરથી જપ્તી ખશેડવાનો હુકમ કર્યો હોય તો તે ઉપર અપીલ ચાલતી નથી. ૧૨ વી. રી. ૩૫૪; ૧૯ વી. રી. ૯૮; ૧૦ વી. રી. ૨૧; ૧૧ વી. રી. ૨૦૪ તથા ૨૬૪. પણ જો દાવેદાર હુકમનામાના દેણદારનો હકવાળો વારસ હોય અને તે કલમ ૨૪૪ ની રકમ (ઈ) પ્રમાણે દાવો કરતો હોય તો, તેમાં અપીલ ચાલી શકે છે. ૯ ક. લા. રી. પાનું. ૭૯.

હુકમનામાના દેણદાર ઉપર કરેલા હુકમનામાની બજાવણીમાં તે દેણદાર સીબેટ હોવાથી દેવની મીલકત જપ્ત કરવામાં આવેલી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દેણદારે જપ્તી ઉઠાવવાને કરેલી અરજી રદ કર્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ૨૧ વી. રી. ૩૬૫, અને તેમજ હુકમનામાનો દેણદાર મીલકત અર્પણ કરેલી છે માટે કબજો રાખવાનો હક છે એવો દાવો રાખતો હોય, અને તે મીલકત ઉપરથી જપ્તી ઉઠાવવામાં આવે, પછી તે દેણદારની કરેલી હરકત અગત્યની નથી એવો વિચાર કરવામાં આવ્યો હોય તો, તે ઉપર અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૨ અલ્હા. ૭૫૨; પણ ૬ મું. ૨૦૫ જુઓ. તે કામમાં હુકમનામાના દેણદારે જપ્તીવાળી મીલકત દેવની છે અને હું ફક્ત વહિવટદાર છું એવું કહેલું, અને તની ખાએસ ઉપરથી જપ્તી ખશેડવાનો હુકમ કરવામાં આવેલો, તે ઉપર અપીલ મંજુર રાખવામાં આવી હતી. જે કામમાં કલમ ૨૮૦, ૨૮૧ અથવા ૨૮૨ પ્રમાણે હુકમ કરવામાં આવેલો હોય, તે કામમાં હાયકોર્ટ તે હાયકોર્ટ આકટ ૨૪ અને ૨૫ વીકટ. બાબ ૧૦૪ પ્રમાણે હાથ ઘાલી શકતા નથી. ૧૩ વી. રી. ૧૨૧ પરંતુ ૧૮ વી. રી. પાનું. ૪૦૨ જુઓ.

**હક ઠરાવવાને દાવો—**આ કલમમાં હક ઠરાવવાનો દાવો એવા શબ્દો છે, તેનો હેતું આ કલમમાં જે સ્પષ્ટ ઠરાવ કરેલો છે તે સિવાયના ઈલાજોમાંથી કલમ ૨૮૦, ૨૮૧, અથવા ૨૮૨ પ્રમાણેના પક્ષકારને બાતલ કરવાના છે. ૩ મદ્રાસ. ૨૨૦. જે પક્ષકાર વિરૂદ્ધ પ્રથમની કલમો પ્રમાણે હુકમ કરવામાં આવ્યો હોય તે પક્ષકાર જો દાવો કરે, તો તેણે બજાવણીમાં જે હક બાબત તકરાર કરી હોય તે હક વાસ્તવિક રીતે બતાવવો જોઈએ. ૨ બં. લા રી. ૨૧૨; ૧૧ વી. રી ૪૦, સબબ હુકમનામાવાળો અમુક મીલકત જપ્ત

કરી વેચાવવાનો મ્હારો હક્ક છે, એવો દાવો કરી શકે છે. ૧ સોમ ૨૦; અને જો કે જપ્તી એંચી લેવામાં આવી હોય તોપણ દાવેદાર પોતાનો હક્ક ઠરાવવાને દાવો કરી શકે છે. ૧૧ ક. લા. રી. ૧૮૧; પરંતુ હુકમ રદ કરવાને દાવો કરી શકતો નથી. ઈં. લા. રી. ૪ મ. ૧૩૧. કામમાં જે પૂરાવ આપવામાં આવેલો હોય તે ઉપરથી હકીકતનો નિર્ણય કરવાને જડજ બંધાએલા છે, અને સંક્ષેપ કામમાં આપેલા પુરાવ ઉપરથી તે પ્રમાણે બંધાયા નથી. ૧૪ વી. રી ૯૫ દરેક દાવો આ કલમ પ્રમાણે કરવામાં આવે તે, તે મીલકતની કીંમત પ્રમાણેના સ્ટાંપ ઉપર હોવો જોઈએ. ૧૯ વી. રી. ૧૮, પણ ૧૧ મુંબાઈ ૧૮૬ જુઓ. આ કલમના હેતુ વિશે ૧૧ મુંબાઈ ૧૭૪ તથા ૫ મુંબાઈ ૮૩, ૯૩ અને ૧૯ વી. રી પાનું. ૨૮૯ જુઓ.

જ્યારે વચ્ચમાં હરકત લેનારે રેગ્યુલર દાવો કરેલો હોય ત્યારે તેને પોતાનો હક્ક શાબેત કરવાનો બોજો તેના પોતાને શીર છે ૧૧ વી. રી. ૪૫૪; ૮ વી. રી. ૪૨૨, ૧૧ વી. રી. ૪૨૨, ૧૫ વી. રી. ૭, પરંતુ જપ્તીની તારીખે જપ્તી કરાવનાર લેહેણદારના કબજામાં મીલકત હોય અને વચ્ચમાં હરકત લેનારની ખાએસ ઉપરથી તે જપ્તી ખશેડવામાં આવી હોય, પણ મીલકત લેહેણદારના કબજામાં રેહેવા દીધી હોય તો, તે વચ્ચમાં હરકત કરનારે પાછળથી દાવો કરેલો હોય (તે દાવો આ કલમ પ્રમાણે નથી), તે વાદીએ પોતાનો હક્ક શાબેત કરવો જોઈએ. ૭ અલહા; ૮૫. તેણે જે દાવો કર્યો હોય અને જે બાબત હક્ક ઠરાવવાને માગતો હોય તે શાબેત કરવાને તૈયાર થવું જોઈએ, અને તે હક્ક કાયમ હોવો જોઈએ, અને તે હક્ક વિરૂદ્ધ કરેલું અને તે કંપનસેશન અગર કબજો માગતો હોય એવું હોવું જોઈએ. ૧૭ વી. રી. ૩૦૪, ૨૨ વી. રી. ૩૮૯. તેણે ખરીદી અને પાછળથી ગએલો કબજો શાબેત કરવો જોઈએ, પણ તેના દાવામાં તેવાં કારણો હોવાં જોઈએ. ૨૫ વી રી. ૭૯. હુકમનામાના દેણદારે મ્હારા લાભમાં વેચાણખત લખી આપેલું છે અને અવેજનાં નાણાં આપેલાં છે અને કબજો આપેલો છે, એવું જો તે બતાવે તો તેણે પોતાનો દાવો શીરૂમાં પુક્ત રીતે બતાવ્યો થાય છે, તોપણ જો પ્રતીવાદી એમ કેહે કે તે વેચાણ સાજસ ભરેલું છે અને બનાવટનું છે તો, તે પ્રમાણે છે એમ તેણે બતાવવાનું છે. ૧૫ વી. રી. ૧૫૫. હુકમનામાના દેણદારોની મીલકત તરીકે હુકમનામાની બજાવણીમાં મીલકત બીજી વખતે જપ્ત કરી વેચાવવામાં આવી હોય, અને સર્ટીફીકટવાળો ખરીદદાર પોતાના સર્ટીફીકેટની રૂએ પોતાનો કબજો કાયમ ઠરાવવાને તથા બીજું વેચાણ રદ કરાવવાને તથા પોતાની હરકત નામંજુર કર્યાનો હુકમ રદ કરાવવાને દાવો કરેલો હોય, અને તેમાં એવી હરકત લેવામાં આવેલી કે તેણે હુકમનામાના દેણદાર તરફથી બેનામી ખરીદ કરેલું છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે સર્ટીફીકટથી તે વેચાણ તેના પોતાનાજ ફાયદા સારૂ છે, એમ બતાવવાને નિશ્ચયકારક પુરાવ થતો નથી. ૬ અલહા. ૧૯૭. દાવો દાખલ કરતા પેહેલાં ૧૨ વર્ષ કરતાં વધારે મુદતથી મ્હારો બીનહરકતે કબજો છે, એમ શાબેત કરવામાં આવે તો બસ છે. ૧૧ વી. રી. ૪૬૭; અને તેનો દાવો દાખલ કરતી વખતે તેનો કબજો હતો એ વાત તે શાબેત કરી શક્યો નથી, એટલાં ફક્ત કારણથી દાવો કાહાડી નાંખવો નહી જોઈએ. ૩ બં. લા. રી. ૧૦૮; ૧૧ વી. રી. ૪૮૨; પછી બેશક તે કામમાં તે અગસનો સવાલ હોય તેની ચીંતા નહી. ૧૫ વી. રી. ૨૨૨; અને જો તે એમ શાબેત કરી શકે તો લેહેણદારે પોતાનો અથવા પોતાના દેણદારનો હક્ક શાબેત કરવો જોઈએ. ઈં. લા રી ૬ મું. ૨૧૫; ઈં. લા. રી. ૮ મું. ૩૭૧.

જ્યારે વચમાં હરકત લેનાર આ કલમ પ્રમાણે રેગ્યુલર દાવો કરે, અને જો બજાવણીનું કામ બંધ રાખવાને અરજ કરવામાં આવી હોય, તોપણ તે બંધ રાખવાને તાકીદ હુકમ કાહાડવો નહી જોઈએ. વચમાં હરકત લેનારે બજાવણીના કામમાં એક અરજી આપવી કે મેં દાવો કરેલો છે, માટે લીલામ બંધ રાખવું એ યોગ્ય ઈલાજ છે. ૨૦ વી. રી. ૧૧. અને આવી અરજી કબુલ કરવી જોઈએ. ૨૪ વી. રી. ૭૦ વચમાં હરકત લેનાર બજાવણીમાં વેચાએલી મીલકત મ્હારી પોતાની છે એવો દાવો રાખતો હોય તો, તેણે હુકમનામાવાળાને દાવામાં પક્ષકાર કરવો જોઈએ, કારણ કે તે દાવાનો હેતુ જપ્તી તથા લીલામ કરતા પેહેલાં તમામ પક્ષકારો જે સ્થીતીમાં હતા તે સ્થીતીમાં લાવવાનો હતો. ૫ મું. પાનું. ૮૩

હરકત લેનારે કરેલા દાવા ઉપરથી અમુક મીલકત ઉપરથી જપ્તી ઉઠાવેલી હોય, તેથી બજાવણીવાળો લેહેણદાર પોતાના હુકમનામાના દેણદારનો તે મીલકત ઉપર હક્ક ઠરાવવાને દાવો કરે તો, તે બજાવણીના કામમાં લેહેણદારના હક્કના જવાબમાં કાંઈ ગેરશીરસ્તે થએલું છે એવું બતાવવાનો તે વચમાં હરકત લેનારનો હક્ક નથી. ૨૪ વી. રી. ૩૯૪. અને જે કામમાં જપ્તી કરાવનાર લેહેણદાર દાવો કરી પોતાનો જપ્તી કરાવવાનો હક્ક શાબેત કરે તો, તે હુકમનો હેતુ જપ્તી ઉઠાવવાનો હુકમ રદ કર્યાનો તથા તેથી અસલ જે હકીકત હતી તેમાં હરકત થએલી તે પાછી હતી તેવી લાવવાનો છે. ૨૧ વી. રી. ૪૩૫; અને જે કામમાં હુકમનામું થયા પછી બજાવણીની દરખાસ્ત કરવામાં આવે, તો પછી તે ગમે તે રૂપની હોય પણ પ્રથમનું કામ જારી રાખ્યાની મતલબ હોય તો, તે સન ૧૮૭૧ ના આકટ ૯ માના પરીશીષ્ટ ૨ જાની આર્ટીકલ ૧૬૭ ના હેતુ પ્રમાણેની દરખાસ્ત નથી (સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨ ની આર્ટીકલ ૧૭૯), ૨૩ વી. રી. ૧૮૩. મદ્રાસમાં જુદી રીતે છે. ૮ મ. ૯૯. જ્યારે એક મીલકત જુદા જુદા હુકમનામાથી જપ્ત કરવામાં આવી હોય અને તમામ જપ્તીઓ ખશેડવામાં આવે તો, દરેક જપ્તી કરાવનાર લેહેણદારને જુદો દાવો કરવાની જરૂર નથી. એક સખસે કરેલા દાવામાં હુકમનામું મેળવવામાં આવે તો, તેથી તમામને ફાયદો થાય છે. ૧૨ વી. રી. પાનું. ૨૨૧.

હુકમનામાના દેણદારનો જે હક્ક વેચાવવામાં આવ્યો છે તે ફકત સાંથેરાખનાર તરીકેનો હક્ક છે; અને વાપર સાથેના ગીરોરાખનાર તરીકેનો હક્ક નથી, એવું શાબેત કરવાને આ કલમ પ્રમાણે વચમાં હરકત લેનારનો દાવો ચાલી શકતો નથી. ૯ બં. હા. ૨૮, ૧૭ વી. રી ૩૦૪ એક વચમાં હરકત લેનારનો દાવો સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૬ પ્રમાણે કાહાડી નાંખેલો તેથી તેણે તે કલમ પ્રમાણે રેગ્યુલર દાવો કરેલો, તે પણ કાહાડી નાંખવામાં આવ્યો, તે ઉપરથી તેના ઉપર હુકમનામાની બજાવણીમાંથી થએલા ખરીદદારે કબજો લેવા દાવો કર્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ છેવટ કહેલા દાવાની તારીખે તે વચમાં હરકત લેનારનો ૧૨ વર્ષ કરતાં વધારે મુદતથી કબજો હતો એ તેનો સારો બચાવ છે ૬ મુંબાઈ પાનું. ૨૨૦.

**સ્ટાંપ**—આ કલમ પ્રમાણે જે પ્રકારના દાવા કરવામાં આવ્યા હોય તે બાબતમાં કેટલી રકમનો સ્ટાંપ જોઈએ અને હુકમના કારણસર દાવાનો જે આંક બાંધવો જોઈએ, તે બાબત. ઈ. લા. રી. ૪ મું. ૫૧૫, ઈ. લા. રી. ૪ મું. ૫૨૯; ઇ. લા. રી. ૪ મ. ૧૩૧, ઇ. લા. રી. ૯ મું. ૨૦, ઈ. લા. રી. ૨ અલ્હા. ૬૩, ૭૯૯, ૭૨૦, ઈ. લા. રી. ૪ મ. પાનું. ૩૩૯ જુઓ.

**સ્માલકાજકોર્ટ**—પક્ષકારે દિવાની કોર્ટમાં કે સ્માલકાજકોર્ટમાં દાવો કરવો તેનો આધાર તેના દાવાના પ્રકાર ઊપર છે, અને જે હક્કનો અમલ કરવાને તે માગતો હોય તેના ઊપર છે. જે સખસનો માલ બજાવણીમાં કાયદા વિરૂદ્ધ વેચાવવામાં આવેલો હોય તો તે લેવાને તે સ્માલકાજકોર્ટમાં દાવો કરી શકે છે. ૯ ક. લા. રી. ૮, ઇ. લા. રી. ૭ ક. ૬૦૮; પરંતુ હુકમનામાવાળો જો એમ માગતો હોય કે મારા હુકમનામાની બજાવણીમાં અમુક મીલકત જપ્ત કરાવવા લાયક છે એવું ઠરાવી આપો, તો તેણે દિવાનીકોર્ટમાંજ દાવો કરવો જોઈએ. ઇ. લા. રી. ૭ ક. ૬૦૮, ઇ. લા. રી. ૮ ક. ૩૫૯, ઈ. લા. રી. ૪ મું. ૫૦૩. જપ્ત કરેલી જંગમ મીલકત લેવાને અથવા જપ્તી રદ કરવાને વાબ્યપ્રાંતની સ્માલકાજકોર્ટમાં દાવો ચાલતો નથી. ઈ. લા. રી. ૭ અ. ૧૫૨, ઈ. લા. રી. ૫ અ. ૪૬૨, ઇ. લા. રી. ૪ અલ્હા. ૪૧૬. મુંબાઈમાં બીજી રીતે છે. ઈ. લા. રી. ૮ મું. પાનું. ૨૫૯

**મુદત**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૪૬ મી પ્રમાણે જે સખસની વિરૂદ્ધ હુકમ કરવામાં આવ્યો હોય તેને દાવો કરવાની હાલ ૬ વર્ષની મુદત છે. ૧૧ ક. લા. રી. ૩૬૩ તથા ૪૦૯; પરંતુ જો તે હુકમ આ કાયદાની કલમ ૨૮૦, ૨૮૧ અથવા ૨૮૨ મી પ્રમાણે કરવામાં આવલો હોય તો, તેણે પોતાનો હક્ક ઠરાવવાનો દાવો કરવાની મુદત તે હુકમની તારીખથી એક વર્ષની છે. સન ૧૮૭૭ ના મુદતના એક્ટના ૨ જા પરીશીષ્ટની આર્ટીકલ ૧૧. જો તેમ કરવામાં ના આવે તો તે હુકમ આખરનો અને નીશ્ચયકારક છે, અને રેગ્યુલર દાવો કરવાને હરકત થાય છે. ઈ. લા. રી. ૭ ક. ૬૦૮; પરંતુ ઈ. લા. રી. ૮ ક. ૨૭૯ જુઓ. જો તે દાવો જપ્તી કરાવનાર લેહેણદારનો કરેલો હોય તો, ૭ વી. રી. ૪૫૬ નો ઠરાવ છે, અથવા હુકમનામાના દેણદારે કરેલો હોય તો, ૪ મ. ૪૭૨ નો ઠરાવ છે, અથવા વચમાં હરકત લેનારનો કબજો હોય કિંવા નહી પણ તેણે કરેલો હોય તો, ૨૧ વી. રી. ૧૩૩, ૫ વી. રી. ૨૧૪; અને પછી તે દાવો રદ કરતા પેહેલાં કાંઈ પુરાવ આપેલો હોય કિંવા નહી તો, ૧૫ વી. રી. ૩૧૧ નો ઠરાવ છે, ૨૦ વી. રી. ૩૪૪, ૨૨ વી. રી. ૩૯; વળી ૨૨ વી. રી. ૧૬૨, ૩ મ. ૨૨૦ જુઓ. પરંતુ ઈ. લા. રી. ૩ અલ્હા. ૫૦૪, અને ૧૨ ક. લા. રી. પાનું. ૪૩ જુઓ.

કલમ ૨૮૦, ૨૮૧ અથવા ૨૮૨ પ્રમાણે જે કામમાં તપાસ કરવામાં આવ્યો ના હોય તે કામને એક વર્ષની મુદત લાગુ થતી નથી. લા. રી. ૨ ઇ. અ. ૨૧૦, ૧૫ બે. લા રી. ૨૨૮; ૬ વી. રી. ૬૯; પછી મીલકત ઊપરથી જપ્તી ખશેડવામાં આવી હોય તેની ચીંતા નહી. ૧૬ વી. રી. ૨૨, ૮ બં. અ. ૩૯, ૫ વી. રી. ૧૨૩, ૨ વી. રી. ૨૬૩; તેમ તે કલમો પ્રમાણે જે કામમાં હુકમ કરવામાં આવ્યો ના હોય, ૭ વી. રી. ૨૫૬, ૪૪૧, ૧૨ વી. રી. ૩૩, ૧૩ વી. રી ૭૮, ૨૦ વી. રી. ૩૯૩, ૭ વી. રી. ૨૫૨; તેમ જે કામમાં યોગ્ય હુકમ કરવામાં આવ્યો ના હોય, ૪ વી. રી ૩૫, ૬ અલ્હા. ૧૮૮, ૧૪ વી. રી. ૩૬૭; તેમ દાવો કરનારના દાવાની જવાબદારી સાથે મીલકત વેચવામાં આવી હોય તો ૧૧ ક. લા. રી. ૩૫૨ નો ઠરાવ છે; તેમ હકુમત વિના હુકમ કરવામાં આવ્યો હોય તો તેમ નથી. ૭ બં. લા. રી. ૨૩૫; અને લીલામમાંથી કાંઈ મળેલું ના હોય તો, ઇ. લા. રી. ૭ મ. ૨૫૮ નો ઠરાવ છે, અને કલમ ૨૮૧ પ્રમાણેના ઠરાવો જુઓ.

સન ૧૮૭૧ નો મુદતનો આક્ટ ૯ મો હાલના આક્ટથી જુદો હતો. ઈ. લા. રી. ૪ મું. પાનું. ૬૧૧.

હુકમનામાના દેણદારે વચમાં હરકત લેનાર ઊપર દાવો કરયો હોય તેને એક વર્ષની મુદત લાગુ થતી નથી. ૨ બ. લા. રી. અ. ૪૯; તેમાં વિશેશે કરીને જ્યારે હુકમનામાના દેણદારે એવો આરોપ રાખ્યો હોય કે જે છતેલો વચમાં હરકત લેનારો છે તે મારી પાસેથી કબજા સાથે ગીરોરાખનાર છે. ૬ મ. ૪૧૬; તેમ એક જપ્તી કરાવનાર લેહેણદારનો બીજો સખસ જેણે વચમાં હરકત લેનારના ઉપર એવું હુકમનામું મેળવેલું હોય કે જે સખસના ઉપર હુકમનામું કરવામાં આવેલું છે તેની જે મીલકત ઉપરથી જપ્તી ઉઠાવવામાં આવી છે તે મીલકત છે, તે સખસના ઉપર કરેલા દાવાને એક વર્ષની મુદત લાગુ થતી નથી. ૩ બ. લા રી. અ. ૧૨૨; તેમ જે પક્ષકાર બજાવણીના કામમાં પક્ષકાર હોય તેના દાવાને તે લાગુ નથી. ઈ. લા રી. ૪ મ. ૧૭૮; અથવા કલમ ૨૮૦, ૨૮૧ અથવા કલમ ૨૮૨ મી પ્રમાણેના પ્રોસીડીંગમાં પક્ષકાર થવાને તે ઘણો મોડો આવે તો, ૧૪ વી. રી. ૩૬૪ નો ઠરાવ છે. તેમ એકસરખા દાવેદારોના દાવાને તે લાગુ નથી. ૧૧ વી. રી પાનું ૩૪.

જ્યારે દાવો અમુક મીલકત લેવાનો ના હોય, પરંતુ તેની ઉપજ લેવાનો હોય તો એક વર્ષની મુદત લાગુ થતી નથી. માટે म એ ખોટી રીતે કાટના લાકડાનો ઉપયોગ કરવાથી તે म. ની વિધવા ઉપર अ. એ હુકમનામું મેળવી म. ના ભાઈની મીલકત જપ્ત કરાવી, તે જપ્તી નામંજુર કરવામાં આવી. પછી अ. એ તે મીલકત ઉપર બજાવવાની દરખાસ્ત કરી, તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે म. ના ભાઈએ તે કાટનાં લાકડાં વેચીને તેનો ફાયદો લીધો છે, માટે તેની પાસેથી अ ઉપજ લેઈ શકે છે, અને તેથી પ્રતીવાદીને નાણાં મળ્યા તારીખથી છ વર્ષની મુદત લાગુ થાય છે. ઈ. લા. રી. ૧૧ ઈ. અ પાનું. ૫૯

સગીર એક વર્ષની મુદતથી બંધાએલો નથી. ૮ ક. લા. રી. ૩૬; તે પાકી વયનો થાય ત્યારથી એક વર્ષમાં દાવો કરી શકે છે. સન ૧૮૭૭ ના મુદતના આકટની કલમ ૭ જુઓ. ઈ. લા. રી. ૧ ક. ૨૨૬; લા. રી. ૩ ઈ. અ. પાનું. ૭

अ. એ ब. ઉપર પૈસા બાબતનું હુકમનામું મેળવેલું અને બજાવણીમાં क. ના કબજાની મીલકત જપ્ત કરી. क. એ તે મીલકત ઉપર એવો દાવો કર્યો કે સદરહુ હુકમનામાની તારીખ પેહેલાં તે મીલકત ब. પાસેથી કીંમતી અવેજ આપીને મેં ખરીદ કરેલી છે, તેથી તે જપ્તી ઉઠાવવામાં આવી. આ ઉપરથી આ કલમ પ્રમાણે अ. એ પોતાના હુકમનામાની રૂઈએ તે મીલકત જપ્ત કરાવી વેચાવવા લાયક છે, એવું ઠરાવવાને દાવો કર્યો. તેમાં क. એ તકરાર કરીકે તે હુકમનામું સાજસનું છે. ઠરાવવામાં આવ્યું કે अ. તથા ब. વચ્ચેના હુકમનામા ઉપર क. ને દોષ મુકવાને પરવાનગી આપી શકાતી નથી. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૬૫૯

સબાર્ડીનેટ જડજની કોર્ટથી સ્માલકાજકોર્ટના કામમાં હુકમનામું થએલું, તેની બજાવણીમાં અમુક જંગમ મીલકત જપ્ત કરવામાં આવી, તે ઉપર એક સખસે દાવો કરયો, તે કાહાડી નાંખવામાં આવ્યો. તેથી તેણે પોતાનો હક્ક ઠરાવવાનો મુનસફની કોર્ટમાં દાવો કર્યો, પણ તે દાવો સ્માલકાજકોર્ટ લાયક છે એવું ઠરાવીને તે કાહાડી નાંખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે મીલકત લેવાનો દાવો કરવાને તે સખસ બંધાએલો નહી હતો, માટે તે દાવો સન ૧૮૬૫ ના આકટ ૧૧ મા પ્રમાણે સ્થાપેલી સ્માલકાજકોર્ટને સાંભળવા લાયક નથી. ઈ. લા. રી. ૯ મ. પાનું. ૨૦૬

ઇ. લા. રી ૧૦ અ. પાનું ૧૧૯ નો ઠરાવ કલમ ૬૨૨ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઇ. લા. રી. ૧૧ અ. પાનું. ૭૪ નો ઠરાવ કલમ ૨૪૪ નીચે છે, તે જુઓ.

જપ્ત થએલી મિલકત વેચવાનો અને જે ઉપજે તે હક્કદારને આપવા નો હુકમ કરવા નો અખત્યાર.

**૨૮૪. જપ્ત કરેલી કોઈ મિલકત, અથવા હુકકનામાની ભરપાઈ સારૂ જરૂર જણાય તેટલો તે મિલકતનો ભાગ વેચવો, અને વેચાણથી જે ઉપજે તે અથવા તેનો પુરતો ભાગ, હુકમનામા પ્રમાણે લેવાને જે પક્ષકાર હક્કદાર હોય તે પક્ષકારને આપવો, એવો હુકમ કરવાને કોઈ પણ કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે. અને વળી જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને જંગમ મીલકત બાબતમાં લાગુ છે.

એક હુકમનામાના દેણદારે બજાવણીમાં જપ્ત થએલી મીલકત ઉત્તરોતર હિસ્સાઓથી વેચવાને અરજ કરી. તે જડજે તે અરજી નામંજુર કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દેણદાર સન ૧૮૭૭ ના આકટ ૧૦ માની કલમ ૫૮૮ (જે) પ્રમાણે અપીલ કરી શકે છે. ૪ ક. લા. રી. ૨૭, ઈ. લા. રી. ૫ ક. પાનું. ૨૫૯.

ખાસ હકીકતથી લીલામ મંજુર થતાં સુધી તે લીલામમાં ઉપજેલી રકમ આપવાની ના કેહેવાને કોર્ટ મુખત્યાર છે, પરંતુ તે વખતે તે અટકાવેલા નાણા ઉપર યોગ્ય વ્યાજ આપવાનો કોર્ટે ઠરાવ કરવા જોઈએ ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૨૫૨

ઈ. લા. રી. ૧૦ મ. પાનું ૧૯૪ નો ઠરાવ કલમ ૨૬૮ નીચે છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૨ ક. પાને ૩૧૭ મે ઠરાવ છે, તેનો મતલબ કલમ ૨૯૫ મી નીચેની ટીકામાં જુઓ.

ઘણી કોર્ટોનાં હુકમનામાં બજાવવામાં જપ્ત થએલી મિલકત.

**૨૮૫. કોઇ કોર્ટની સંભાળમાં ન હોય એવી મિલકત એક કરતાં વધારે કોર્ટોના હુકમનામાં બજાવવામાં જપ્ત થઈ હોય ત્યારે, તે કોર્ટમાં સઉથી ઊંચા દરજ્જાની કોર્ટ હોય તે કોર્ટે તે મિલકત લેવી અથવા તેના પૈસા કરવા, અને તે ઉપરના કોઇ દાવાનો તથા તેની જપ્તીમાં લીધેલી હરકતનો નિર્ણય કરવો; અથવા તે કોર્ટોના દરજ્જામાં કંઈ તફાવત ન હોય ત્યારે, જે કોર્ટના હુકમનામાથી તે મિલકત ઉપર પ્રથમ જપ્તિ થઈ હોય તે કોર્ટે તેમ કરવું.**

**ટીકા**—બીજી જપ્તીથી જે લીલામ કરવામાં આવેલું હોય તેમાં પછી ખરીદદાર તે હુકમનામાવાળો હોય, તોપણ આ કલમથી તે લીલામ નાબુદ થતું નથી. ઇ. લા. રી. ૭ ક. ૪૧૦. પરંતુ એક મકાન સબાર્ડીનેટ જડજે જપ્ત કરેલું તે દરમિયાનમાં મુનસીફે તે જપ્ત કરાવી વેચાવ્યું અને પછી સબાર્ડીનેટ જડજે વેચાવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે મુનસીફે કરાવેલું લીલામ નાબુદ છે. ઈ. લા. રી. ૭ મ. ૪૭, અને ઈ. લા. રી. ૫ અલ્હા. ૬૧૫, ઈ. લા. રી. ૩ અલ્હા. ૩૫૬, ઈ. લા. રી. ૪ અલ્હા. ૩૫૯ જુઓ. પરંતુ જે કામમાં એકી વખતે બે અથવા વધારે જપ્તીઓ ના હોય તેને આ કલમ લાગુ થતી નથી ઈ. લા. રી. ૬ અલ્હા. પાનું. ૨૫૫.

વેચાણ તથા મીલકત આપવા સબંધી આ કાયદાની કલમો છે, તે સાથે આ કલમનો સબંધ નથી. ઈ. લા. રી. ૩ અલ્હા. ૩૫૬; અને તે સ્થાવર મીલકત સબંધી લાગુ છે

કે નહી એ શક ભરેલું છે ઈ. લા. રી. ૭ ક. ૪૧૦. તે લાગુ થાય છે. ઇ. લા. રી. ૩ અલ્હા. ૩૫૬, ઈ. લા. રી. ૭ મ. પાનું. ૪૭.

આ કલમમાં જે કલમ બતાવેલી છે તેને જપ્તી બાબત હરકતોનો નિર્ણય કરવાને, મીલકત ઉપરના દાવાઓનો નિર્ણય કરવાને, તથા તેનું લીલામ અને તેની ઉપજ લેવાનો હુકમ કરવાને ફક્ત અખત્યાર છે, અને તે કલમ ૨૯૫ મી પ્રમાણે વેહેંચી આપવાનો ઠરાવ કરવાને પણ અખત્યાર છે. ઇ. લા. રી. ૪ અલ્હા. ૩૫૯. કલમ ૨૯૫ નીચેની ટીકા જુઓ.

## ગ—મિલકતના વેચાણ વિશે અને તે સ્વાધીન કરવા વિશે.

### (अ) સામાન્ય નિયમ.

વેચાણનું કામ કોણે અને શી રીતે કરવું.

**૨૮૬. હુકમનામાં બજાવવામાં વેચાણ કરવું પડે તે, કોર્ટના કોઈ અમલદારે અથવા કોર્ટ નીમે તેવા બીજા કોઇ સખસે કરવું; અને કલમ ૨૯૨ માં ઠરાવ્યું છે તે શિવાય, તે વેચાણ આ આકટમાં હવે પછી કહેલું છે તે રીતે જાહેર લીલામથી કરવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ અને જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

**હુકમનામાની બજાવણીમાં**—હકુમત વિનાના હુકમનામાથી કરેલા લીલામ પાછળથી તે કારણથી રદ કરવામાં આવેલાં હોય તો તે રદ બાતલ છે. ૬ બેં. લા. રી. અ. ૯૦; અને તેજ પ્રમાણે મુદત બાહાર ગએલા હુકમનામાની રૂહેએ થએલા લીલામ વિશે છે. ૫ બેં. લા. રી ૬૮. (પરંતુ વેચાણ વખતે હુકમનામું મુદત બાહાર હતું તે શાબેત કરવાનો જુદો દાવો ચાલતો નથી. ૧૧ બે. લા. રી. ૪૨). કલમ ૨૯૭ નીચેની ટીકા જોવી.

આ કલમમાં "કોર્ટ જેને નીમે તે" એ શબ્દો "બીજા કોઈ સખસ"ને લાગુ છે, એટલુંજ નહી પણ કોર્ટના અમલદારને પણ લાગુ છે, કારણ કે જો તેમ ના હોય તો હરકોઈ અમલદાર કાંઈ અખત્યાર વિના બજાવણીમાં મીલકત વેચવાનું કામ પોતાને માથે લે; સબબ સબાર્ડીનેટ જડજની ગેરહાજરીમાં જીલ્લાજડજ લીલામનો અમલ કરે તો વાસ્તવિક રીતનું નુકશાન થયાના પુરાવ વિના તે રદ કરવામાં આવે છે. ૧૨ વી. રી. ૨૩૮; પરંતુ જ્યારે મુનસીફ ઘણા માંદા હોવાથી પોતાના પેસકરને લીલામ ચલાવવાનો અખત્યાર આપેલો હોય તો તેનું કરેલું લીલામ મંજુર રાખવામાં આવેલું હતું. તેમાં વાસ્તવિક રીતનું નુકશાન થયાની કાંઈ શાબેતી નહી હતી. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૪૪.

એક લેહેણદારે તથા તેના અટર્નીએ શેરીફને મીલકત જપ્ત કરવાને હુકમ કરેલો હોય તો, તે શેરીફ તે લેહેણદારનો તે વેચાણ કરવાના કારણસર એજંટ છે. ઈ. લા. રી. ૩ ક. ૮૦૬, ઈ. લા. રી. પાનું. ૩૫૬.

કલમ ૨૯૬ પ્રમાણે કરેલું લીલામ પરવાનગી આપવાનું થઈ શકે છે, પરંતુ તે બંધનકાર્ક નથી. ૮ વી. રી. પાનું. ૪૧૫.

જાહેર લીલામથી કરવાના વેચાણનું જાહેરનામું.

**૨૮૭. હુકમનામું બજાવવામાં કોઈ મિલકત જાહેર લીલામથી વેચવાનો હુકમ કરયો, એટલે કરવા ધારેલા વેચાણનું જાહેરનામું તે કોર્ટની ભાષામાં કોર્ટે કાઢવું. તે જાહેરનામામાં વેચવાનો વખત તથા ઠેકાણું જણાવવું, તથા નીચેનો મજકુર બની શકે તેટલી સ્પષ્ટ રીતે અને ચોકસાઇથી તેમાં જણાવવો.—**

(अ) **વેચવાની મિલકત;**

**ટીકા**—જપ્તી કર્યા પછી લીલામનો હુકમ કરવામાં આવ્યો હોય, તેથી મીલકત ઉપર બળવાન જવાબદારી ઉત્પન થાય છે. ઈ. લા. રી. ૫ ક. ૧૪૮; ઈ. લા. રી. ૭ અલ્હા. ૭૩૧, કલમ ૨૭૯ નીચેની ટીકા જુઓ.

જમીનના કબજા બાબતનું હુકમનામું વેચવામાં આવે તેથી દેણદારની જે દરમિયાન ઉપજ લેહેણી થએલી હોય તે વેચવામાં આવેલી છે એમ થતું નથી. ઈ. લા. રી. ૬ ક. ૨૧૩, અને જે હુકમનામું થોડુંક બજેલું હોય તે વેચવામાં આવે તો, તેનો ખરીદદાર જેટલું તે બજાવવાનું બાકી રહેલું હોય તેટલું તે બજાવી શકે છે. ઈ. લા. રી. ૬ ક, ૨૪૩.

હુકમનામાથી જે મીલકતનું વેચાણ કરવાને ઠરાવેલું ના હોય તેવું વેચાણ કરવાને જો કોર્ટ ફરમાવે તો, રેગ્યુલર દાવામાં તે વેચાણ રદ થઈ શકે છે. ઈ. લા રી. ૪ ક. ૧૪૨, ઈ. લા. રી. ૩ ક. ૮૦૬. હુકમનામાના દેણદારનો જે હક્ક સબંધ હતો નથી તેવો હક્ક સબંધ લીલામના જાહેરનામામાં બતાવેલો હોય તો, શેરીફની પાસેથી અથવા બજાવણીના લેહેણદારને વેચાણની કીંમત આપવામાં આવી હોય તો તેની પાસેથી ખરીદદાર તે પાછો લઈ શકે છે. ઈ. લા. રી. ૨ મું. પાનું. ૨૫૮.

જે મીલકત વેચાવવાને માગેલું હોય તે મીલકતમાં લેહેણું હોય, અને જે દેણદાર કેહેવામાં આવેલો હોય તેની તરફથી કોર્ટને એવી નોટીસ મળે કે કાંઈ દેવું છે નહી, તો તે દેવું છે કિંવા નહીં તેની કોર્ટે ખાલી કરવી જોઈએ, અને જો કોર્ટ એવું ઠરાવે કે તે દેવું નથી તો તેનું લીલામ કોર્ટે છોડી દેવું જોઈએ. ઈ. લા. રી. ૪ મું. પાનું ૩૨૩.

ફક્ત જે કામોમાં દેખીતી રીતે હુકમનામાના દેણદાર ઉપર વારસ વકીલ તરીકે દાવો કરેલો હોય તે દાવામાં હુકમનામાના દેણદારોના હક્ક સબંધના શબ્દો પ્રમાણે કોર્ટે જે દેખીતી રીતે પક્ષકારો ના હોય તે સિવાયના સખસોનો હક્ક વેચાણ આપવાની પરવાનગી આપેલી છે, પણ જે કરજ બાબત હુકમનામું કરવામાં આવેલું હોય તે કરજ આપવાને તે લીલામ વિશે તકરાર કરનાર સખસ બંધાએલો હોય તે સિવાય તે પ્રમાણે છે. ૪ ક. લા. રી. પાનું ૪૬૫.

(ब) **વેચવાની મિલકતમાં, સરકારને મેહેસુલ ભરનારી ઇસ્ટેટમાંનો અથવા તેના કાંઇ ભાગમાંનો હક્ક સબંધ હોય તો તે ઈસ્ટેટ અથવા તેના ભાગ ઉપર ઠરાવેલો જમાબધી આકાર;**

**ટીકા**—મેહેસુલ નહી બતાવવી એ એક અનિયમીતપણું છે, પણ આ હરકત પેહેલી કોર્ટમાં જ્યારે વેચાણ રદ કરવાને માગ્યું હોય તે વખતે લેવી જોઇએ. ઈ. લા. રી. ૩ ક. પાનું. ૬૭૨.

(क) **મિલકત ઉપર કાંઈ બોજો હોય તો તે;**

ગીરોના કામમાં ગીરો ઉપરની જે રકમ વસુલ થએલી ના હોય તે બતાવવી જોઈએ. ઈ. લા. રી. ૭ ક. ૪૧. લીલામના જાહેરનામામાં ગીરોની રૂઈએ જે લેહેણું હતું તે કરતાં વધારે રકમ બતાવવામાં આવેલી, તે વિશેના અસર બાબત, ઈ. લા. રી. ૩ ક. ૬૦૨ જુઓ.

જે હુકમનામામાં તેની અંદર લખેલી મીલકત વેચવાનું ફરમાવ્યું હોય, તે હુકમનામાથી તેના ઉપર હક્ક રેહે છે. ૪ અ. ૫. ગીરોખત ઉપરના પૈસાનું હુકમનામું તેવો હક્ક આપતું નથી. ૨૧ વી. રી. પાનું. ૮૬.

(ડ) જે રકમ લેવાને વાસ્તે વેચવાનો હુકમ કરયો હોય તે; અને
(ઈ) મિલકતની કીમત તથા સ્વરૂપનો વિચાર આવવાને ખરીદદારે જે બાબતો જાણવાની જરૂર છે, એમ કોર્ટને જણાય તેવી દરેક બાબત.

સદરહુ પ્રમાણે જણાવવાની બાબતો નક્કી કરવા સારૂ, જરૂર લાગે તેવા કોઇ સખસને સમન કાઢવાને, તથા તેવી કોઇ બાબતો વિશે તેની જબાની લેવાને તથા તે બાબતો વિશે તેના કબજામાં કે અખત્યારમાં હોય તેવા દસ્તાવેજો હાજર કરવાનું તેને કેહેવાને કોર્ટ મુખત્યાર છે.

હાઇકોર્ટે કરવાના નિયમ. આ કાયદો અમલમાં આવ્યા પછી બને તેટલા જલદી, આ કલમ પ્રમાણે કોર્ટોએ કામ ચલાવવામાં શી રીતે વહિવટ કરવો તે વિશે, હાઇકોર્ટે નિયમ કરવા આ પ્રમાણે કરેલા કોઇ નિયમોમાં વખતે વખતે ફેરફાર કરવાને હાઇકોર્ટ મુખત્યાર છે. આવા બધા નિયમ સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ થશે, અને ત્યારથી તે કાયદા જેટલા બળવાન ગણાશે. આ પારેગ્રાફના અર્થ પ્રમાણે રંગુનના રીકારડર એ, પોતાની કોર્ટ તથા રંગુનની સ્માલકાજકોર્ટની બાબતમાં, હાઇકોર્ટ ગણાશે.

હુકમનામું બજાવવાનું કામ કલેકટરને ત્યાં મોકલ્યુ હોય, તે કામને આ કલમની કાંઇ વાત લાગુ પડશે નહી.

**લીલામ**—આ કલમના હેતુ પ્રમાણેના લીલામને હુકમનામાની બજાવણીમાં જે લીલામ કરવામાં આવે તે છે, અને તેમની બાબતમાં જે કામ ચલાવવાની રીતી, તથા નિયમો ઠરાવવામાં આવેલા છે તે એવી ધારણાથી ઘડવામાં આવેલા છે કે જે મીલકત વેચાવવાની છે તે જપ્ત થઈ ચુકેલી છે. ૧ હાઈડ. ૧૫૮, અને જે મીલકત જપ્ત કરેલી ના હોય અને જેના વિશે જાહેરનામાં કરેલાં ના હોય તે વેચી શકાતી નથી ૬ વી. રી. ૨૨૩, ઈં. લા. રી. ૭ અલ્હા. પાનું. ૩૮

જો ખરો માલેક પક્ષકાર ના હોય તો તે આગળ આવી કાંઈ બતાવવાને બંધાએલો નથી, માટે જે કાંઈ કૃત્યથી તે બંધનમાં આવે એવું જો તે કરે નહી તો, વેચાણથી તેને હરકત થતી નથી. ઈં. લા. રી. ૯ મું. પાનું. ૮૬ અને ૯૪

**જાહેરનામું**—જાહેરનામાં કાહાડવાનો હેતુ જે ખરીદ કરવાને ઈરાદો રાખતા હોય તેઓને ખબર આપવાનો છે, અને હુકમનામાના દેણદારને ખબર આપવાનો નથી. ૧૨ વી. રી. ૪૮૮, એટલે ખરીદ કરવાને ઈરાદો રાખતા હોય તેમને પક્ષકારોનાં નામ, કોનો હક્ક સબંધ વેચવાનો છે તેની ખબર આપવાની છે, માટે લીલામ વખતે જે પક્ષકારો હાજર હોય તે તેની પાછળની હકીકત ઉપર જવાને બંધાએલા નથી, અને તેથી હુકમનામાના મજકુરની માહેતી છે એવી રીતે તેમને બાંધી શકાતા નથી. ૧૮ વી. રી. ૫૬. તે ઠરાવમાં માર્સ ૬૧૪ ના ઠરાવથી કેટલુંક જુદા પડવામાં આવ્યું છે. પરંતુ પાછળના એક કામમાં એક બેંચે ૧૮ વી. રી. ના ઠરાવ પ્રમાણે ચાલવાની ના કહીને ઠરાવ્યું છે કે માર્શલ રીપોર્ટમાં જે ફેંસલો છે તેમાં બતાવેલો કાયદો બરોબર છે. ૨૪ વી. રી ૩, અને જે કામમાં બજાવણીના લીલામમાં શું વેચવાનું છે તેની જે શરતો જાહેરનામામાં હોય તેમાં અને સર્ટીફીકટમાં શું વેચવામાં આવેલું છે તેમાં તફાવત હોય તો, કલકત્તા હાયકોર્ટે ઠરાવ્યું છે કે જાહેરનામાની શરતો ચડતા દરજ્જાના આધાર તરીકે નીરપાધી ત્રાહીત સખસોના હક્કની બાબતમાં

ગણવી જોઈએ, કારણ કે તેથી તેઓના હક્કને હરકત થાય છે. ૧ ક. લા. રી. ૪૬૦. તોપણ ઈં. લા. રી. ૩ ક. પાનું. ૬૦૨ જુઓ.

લીલામના જાહેરનામામાં જે હક્ક બાબતનો ઠરાવ હોય તે દસ્તાવેજની અંદર મીલકતતનું વર્ણન કરેલું હોય તો તે રદ કરવાને બસ નથી. ઈં. લા. રી. ૯ ક. પાનું ૬૪૧.

જાહેરનામાં જે કોર્ટમાંથી કાહાડવામાં આવે તે કોર્ટની ભાષામાં, દેશની ચાલુ ભાષાને બદલે લખવાં જોઈએ, અને તે પ્રમાણે જુના કાયદામાં પણ હતું. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૫૬ પાનું. ૫૮૫; અને તેમાં આ કલમમાં બતાવેલી વિગત બતાવવી જોઈએ, કારણ કે તે છોડી દેવામાં આવે તો, જે કામમાં વાસ્તવિક નુકશાન થએલું હોય તે કામમાં લીલામ રદ કરવાનું કારણ થાય; પણ બીજી રીતે તેવું કારણ થતું નથી. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૦ પાનું. ૫૩૩.

**લીલામની જગા અને વખત**—લીલામ કરવાનો જે દીવશ જાહેરનામામાં ઠરાવવામાં આવેલો હોય તે કાયમ ઠરેલા તેહેવારનો દીવશ અથવા જે તારીખે કોર્ટ બંધ હોય તે તારીખ હોવી નહી જોઈએ, કારણ કે તેવી તારીખે કરેલું લીલામ કાયદા વિરૂદ્ધ છે. ૩ વી. રી. પરચુરણ ૨૪; અને તે તારીખ પેહેલાં કાંઈ વેચાણ થતું નથી. ૨૫ વી. રી ૩૨૮.

જાહેરનામું કર્યા પછી મીલકતનો ભાગ લીજ્ન પક્ષકારને છોડી દેઈ આપેલો હોય તો, ઈં. લા. રી. ૩ ક. ૫૪૪, અથવા ઠરાવેલે દીવશે લીલામ કરવામાં ના આવે અને તે બંધ રાખવાની જરૂર થાય તો નવાં જાહેરનામાં કરવાનો સામાન્ય નિયમ છે, કારણ કે પ્રથમ દર્શનીક રીતે લીલામની હકીકત જાહેર કર્યા વિના તે લીલામ દેણદારને નુકશાન કાર્ક છે. ૨ અલ્હા. ૧૪૩. જો તે અનિયમીત રીતે બંધ રાખવામાં આવેલું હોય તો, ૩ વી. રી. પરચુરણ ૧૧ છે, અથવા તે બંધ કરવાનો હુકમ કર્યા પછી અસલ ઠરાવેલે દીવશે લીલામ કરવામાં આવે તો, સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૫૬. પાનું. ૩૨૨; અગર જે તારીખને માટે તે બંધ રાખવામાં આવ્યું હોય તે તારીખ પેહેલાં કરેલું હોય તો ૨૫ વી. રી. ૩૨૮ નો ઠરાવ છે, અને દેણદાર પોતાની વર્તણુંકથી અથવા કરારથી ગેરશીરસ્તે થએલી બાબત હરકત લેવાને બંધ થએલો ના હોય તો, ૨૫ વી. રી. ૩૪, ૧૯ વી. રી. ૨૨૭. નવાં જાહેરનામાં કરવાજ જોઈએ, માટે એક માસ બંધ રાખવાના કરારથી નવાં જાહેરનામાં કર્યા વિના ત્યાર પછીના કેટલાક અઠવાડિયા સુધી તે લીલામ બ્યાજબીરાહે બંધ રાખી શકાતું નથી. તોપણ વી. રી. સન ૧૮૬૪ પાનું. ૩૫૯ જુઓ. પરંતુ જો તે લીલામ ફક્ત એક દીવશ બંધ રાખેલું હોય અને તે ખુલી કોર્ટમાં બંધ રાખેલું હોય તો. ૧૮ વી. રી. ૩૪૭ નો ઠરાવ છે. (તોપણ ઈં. લા. રી. ૫ ક. ૨૫૯ નો ઠરાવ જુઓ), માટે દેણદારને નુકશાન થએલું છે એવું તે દેણદાર શાબેત નહી કરે તો પછી જાહેરનામું કાહાડવામાં આવેલું ના હોય તોપણ તે લીલામ મંજુર રાખવામાં આવે છે. ૧૭ વી. રી. પાનું. ૨૭૮.

દરેક કામમાં જે હકીકત શાબેત થએલી હોય તે ઉપરથી તેનો નિર્ણય કરવો જોઈએ. પરંતુ જે કીમત ઉપજી હોય તે ઘણીજ કમી હોય અને લીલામ ચલાવવામાં કાંઈ મુદ્દાની રીતે ગેરશીરસ્તે થએલું હોય તો, તે એક બીજાની સાથે જોડવાને તથા પરિણામે વાસ્તવિક રીતનું નુકશાન થએલું છે એવું અનુમાન કરવાને કોર્ટોનું વલણ થાય છે. ઈં. લા. રી. ૩. ક ૫૪૨. ઈં. લા. રી. ૭ ક. પાનું. ૪૬૬.

ઈં. લા. રી. ૧૦ મ. પાનું. ૧૯૪ નો ઠરાવ કલમ ૨૬૮ નીચે છે, તે જુઓ.

જડજ વગે- રેને અભય. **૨૮૮. કલમ ૨૮૭ પ્રમાણેના કોઇ જાહેરનામામાં કાંઇ ખોટું જણાવ્યું હોય, અથવા કાંઇ મુકી દીધું હોય, અથવા કાંઇ ભુલ કરી હોય, તેને વાસ્તે કોઇ જડજ કે બીજો સરકારી અમલદાર જવાબદાર થશે નહીં, પરંતુ બદદ્યાનતથી તેમ કર્યું હશે તો જવાબદાર થશે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જાહેરનામું પ્રસિદ્ધ કરવા નો પ્રકાર. **૨૮૯. કલમ ૨૭૪ માં કહ્યું છે તે રીતે જાહેરનામું પ્રસિદ્ધ કરવું અને પછી તેની એક નકલ કોર્ટના મકાનમાં તથા, સરકારને મેહેસુલ ભરનારી જમીનની બાબતમાં કલેકટરની કચેરીમાં પણ ચોડવી.**

**સ્થાનીક સરકારી ગેજીટમાં અને કોઇ સ્થાનીક વર્તમાન પત્રમાં તે જાહેરનામું પ્રસિદ્ધ કરવાને કોર્ટ ફરમાવે તો તેમ પણ કરવું; અને તે રીતે પ્રસિદ્ધ કરવાનું ખરચ તે વેચાણનું ખરચ ગણવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

૧૦ વી. રી. ૩૫૪ ના ઠરાવમાં જે મુસ્કેલી બતાવેલી છે, તે આ કલમથી દુર કરવામાં આવેલી છે.

**તેજ જગા ઉપર**—જે કામોમાં જુદી જુદી મીલકત જપ્ત કરવામાં આવી હોય તો દરેક મીલકત બાબત જુદાં જુદાં જાહેરનામાં થવાં જોઇએ. ઈ. લા. રી. ૧૧ ક. પાનું. ૯૪

**પછી ચોડવામાં આવશે**—આ ઉપરથી જણાય છે કે જાહેરનામું તથા નકલ કોર્ટના મકાન ઉપર ચોડવામાં આવેલી હોય તે. ઇ. લા. રી. ૭ ક. ૩૪ ના ઠરાવમાં ઠરાવ્યા પ્રમાણે કલમ ૨૭૪ મુજબ કર્યા પછી કરીને ચોડવાં જોઇએ.

જો એમ સાબેત થાય કે લીલામમાંથી જે કીમત ઉપજી છે તે ઘણીજ ઓછી છે, અને લીલામ પસિદ્ધ કરવામાં અગર તે ચલાવવામાં અગત્યની રીતે ગેરસીરસ્તે થએલું છે તો, વિરૂદ્ધ અનુમાન કરવામાં આવે ત્યાં સુધી કોર્ટ એવુ અનુમાન કરે કે તે કીમત ઓછી ઉપજ્યાનું કારણ તે ગેરસીરસ્તે થયાનું છે. ઈ. લા. રી. ૭ ક. પાનું. ૪૬૬

આ કલમ તથા કલમ ૨૭૪ પ્રમાણે ડાંડી પીટાવેલી ના હોય તો, હુકમનામાની બજાવણીમાં કરેલું લીલામ અગત્યની બાબતમાં ગેરસીરસ્તે થાય છે, માટે તે રદ કરવું જોઈએ. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૫૦૪.

કીમત વધારે ઉપજાવવાના હેતુથી હુકમનામાની બજાવણીમાં જુદા જુદા લાટ કરી મીલકત વેચવાની હોય તો, કાયદા પ્રમાણે જુદાં જુદાં જાહેરનામાં કરવાની જરૂર નથી. પણ જો તે મીલકતો એક બીજાથી એવી દુર હોય કે એક મીલકત સાથે નિસ્બત રાખનારા સખસોને બીજી મીલકત ઉપર જાહેરાત રીતે શું થાય છે તેની નિતી પ્રમાણે ખબર થવાની ખાત્રી થતી ના હોય તો, દરેક મીલકત બાબત જુદાં જુદાં જાહેરનામાં કરવાં જોઈએ. ઇ. લા. રી. ૧૨ મું. પાનું. ૩૬૮.

વેચાણની મુદત. **૨૯૦. કલમ ૨૬૯ ના વિશેષ ઠરાવમાં કહેલી મિલકતના પ્રસંગ શિવાય બાકીને પ્રસંગે આ બાબ પ્રમાણેનું કોઈપણ**

**વેચાણ,—હુકમનામાનો દેણદાર લેખી સંમતી ન આપે તો,–સ્થાવર મિલકત હોય ત્યારે ઓછામાં ઓછા ત્રીસ દિવશ વીત્યા વગર ન કરવું, અને જંગમ મિલકત હોય ત્યારે ઓછામાં ઓછા પંદર દિવશ વીત્યા વિના ન કરવું. અને એ મુદત વેચાણનો હુકમ કરનાર જડજની કોર્ટના મકાનમાં જાહેરનામું ચોઢયાની તારીખથી ગણવી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા છુલા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ કોઈ રીતે તોડવામાં આવી હોય એટલે તેમાં મુદ્દાની રીતે ગેરસીરસ્તે થએલું હોય તે કરતાં વધારે છે, અને તેથી લીલામ રદ થાય છે. ઈ. લા. રી. ૭ અલહા. ૨૮૯

**કબુલત**—લીલામની તારીખે હુકમનામાના દેણદારે એવી અરજ કરી કે મારી તમામ મીલકતને બદલે તેમાંની થોડી ફક્ત વેચવી જોઈએ, તે આ કલમ પ્રમાણે કબુલત થતી તથી. ઈ લા. રી. ૫ ક. પાનું. ૨૫૯

આ કલમ પ્રમાણે કરેલો હુકમ કલમ ૬૨૨ પ્રમાણે રદ થઈ શકે છે. ઇ. લા. રી. ૫ ક પાનું. ૮૭૮

**ત્રીસ દીવશ**—લીલામ પહેલાં ત્રીસ દીવશથી કમી મૂદતમાં જાહેરનામાં પ્રસિદ્ધ કરવાં એ એક અગત્યની રીતે ગેરશીરસ્તે છે, ૧૧ ક લા. રી. ૩૦૩, ઈ. લા. રી. ૭ ક. ૩૯

લીલામના જાહેરનામામાં લીલામ કરવાની જગો લખેલી ના હોય અને વળી જાહેરનામામાં લખેલી તારીખે નહીં, પણ બીજી તારીખે આ કલમમાં બતાવેલી ૩૦ દીવશની મુદત વિત્યા પછી લીલામ કરવામાં આવ્યું હોય તો, તે ફક્ત ગેરશીરસ્તે થાય તે કરતાં વધારે છે, અને તેથી વાસ્તવિક રીતે નુકશાન થએલું હોવુંજ જોઈએ, માટે જો તે લીલામ મંજુર રાખવામાં આવ્યું હોય તો તે લીલામ રદ કરવું જોઈએ. ઈ. લા. રી. ૯ અ. પાનું. ૫૧૧

આ કલમ પ્રમાણે ૩૦ દીવશ પુરા થતા પહેલાં સ્થાવર મીલકતનું લીલામ કરવામાં આવે તો, કલમ ૩૧૧ ના હેતુ પ્રમાણે તે ફક્ત ગેરસીરસ્તે છે, એટલુંજ નહી પણ તે કાયદા વિરૂદ્ધ છે, માટે હુકમનામાના દેણદારે પોતાને ખરી રીતે નુકશાન થયું છે એવું ખરી રીતે શાબેત કર્યા વિના તે લીલામ રદ કરાવવાને અરજ કરી છે. ઇ. લા. રી. ૧૧ અ. પાનું. ૩૩૩

વેચાણ મુલત્વી રાખવાનો અખત્યાર.

**૨૯૧. કોર્ટની નજરમાં આવે તો તે આ બાબ પ્રમાણે (કલેકટરે કરવાના વેચાણ શિવાયનુ) કોઇ વેચાણ કોઇ નિર્દીષ્ટ કરેલા દિવશ તથા કલાક સુધી મુલત્વી રાખે, અને સદ્દહુ પ્રકારના વેચાણનું કામ ચલાવનાર અમલદારની નજરમાં આવે તો, વેચાણ મુલત્વી રાખવાનાં પોતાનાં કારણ લખીને તે વેચાણ મુલત્વી રાખે પરંતુ કોર્ટના મકાનમાં અથવા મકાનની હદમાં વેચાણ કરવામાં આવે તો કોર્ટની રજા વગર સદરહુ પ્રણાણે મુલત્વી રાખવું નહી. આ કલમ પ્રમાણે જ્યારે સાત દિવશ કરતાં વધારે મુદત સુધી વેચાણ મુલત્વી રાખ્યું હોય ત્યારે ૨૮૯મી કલમ પ્રમાણે નવું જાહેરનામું કાઢવું જોઇએ. પણ હુકમનામાનો દેણદાર તે પ્રમાણે ન કરવાને કબુલ હોય તો તેમ કરવું નહી. લીલામમાં ભાગ [લાટ] લણ વાર થયા પહેલાં લેહેણું તથા [વેચાણના ખરચ સુધાં] ખરચ તે અમલ-**

લેહેણું અને ખરચઆપવા માંડે અથવા આપ્યું એમ

શાબીત કરે તો વેચાણબંધ રાખવું. દારને આપવા માંડે, અથવા જે કોર્ટે વેચાણનો હુકમ કર્યો હોય તે કોર્ટમાં તે લેહેણાની અને ખરચની રકમ ભરી છે એમ તે અમલદારની ખાત્રી થાય એવી શાબિતી આપવામાં આવે, તો સદરહુ પ્રમાણેનું પ્રત્યેક વેચાણ બંધ રાખવું.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પેહેલે દીવશે લીલામ બંધ કરવાની તે લીલામ કરનાર અમલદારને ફરજ પાડી શકાય તેવો કાયદાનો નિયમ નથી. તેમની નજરમાં જે સરસમાં સરસ લાગે તે પ્રમાણે કરવાને તેમની સમજ ઉપર રાખેલું છે, અને તેમાં મીલકતના પ્રકાર તથા લીલામની બીના ઉપર ઘણો આધાર છે. બીજી બાજુ તરફ એકાદા સખસે એવી નોટીસ મોકલી હોય કે હું વધારે માગણી કરવાને તૈયાર છું તો, તે લીલામ બંધ રાખવાને ના કેહેવાને તે બંધાએલો નથી. ૪ મુંબાઈ પાનું. ૧૬૪.

**બંધ રાખવું**—લીલામ બંધ રાખવાથી હુકમનામાના દેણદારને ફાયદાકારક છે, એવું માનવાને કાંઈ કારણ ના હોય અને કોર્ટને એવી ખાત્રી ના થાય કે તે બંધ રાખવાથી જે લેહેણું છે તે પુરું થઈ શકશે અથવા તરત લીલામ કરવાથી હુકમનામાના દેણદારને પાયમાલી કરે તેવા પરીણામો અથવા અઘટીત પરીણામો થશે અને તે બંધ રાખવાથી હુકમનામાવાળાથી ભારે હરકત થશે નહી તો, તે લીલામ બંધ રાખવું નહી જોઈએ. ૨૦ વી. રી. ૧૩૦; અને સામાન્ય નિયમ એવો છે કે જે કામમાં એકાદા પક્ષકારે લીલામ બંધ રાખવાને અરજ કરી હોય તેની અરજ મંજુર રાખવાથી તેને ભારે ઈજા થએલી છે એવું જો ના હોય, અને જો તે પક્ષકાર તે અરજ કરવાને તરત આવેલો ના હોય તો, ન્યાયની રૂઈનું કામ બંધ રાખી કોર્ટ તેમાં હાથ ઘાલી શકતા નથી. ૧૦ મુંર. ૨૭. પરંતુ હુકમનામાવાળાએ લીલામની તારીખે એવી અરજી આપી હોય કે હુકમનામાના દેણદારે તે મીલકત ખાનગી રીતે વેચવાને વચન આપેલું છે પણ તે વેચેલી નથી, માટે મારો કબજો મંજુર રાખવો જોઈએ તો, તે લીલામ બંધ રાખવાને જડજ ના કેહે તે બરોબર છે. ૫ મ. ૪૧૦. નવાં જાહેરનામાં કાહાડવાં કે કેમ તે બાબત કલમ ૨૮૭ નીચેની ટીકા જોવી.

સબાર્ડીનેટ જડજની કોર્ટમાં જે કામ ચાલતું હોય તે કામમાં સબાર્ડીનેટ જડજને જીલ્લા જડજ લીલામ બંધ રાખવાનો હુકમ કરી શકતા નથી. ૫ અલ્હાબાદ પાનું. ૧૭૭

બજાવણીમાં થતું લીલામ અટકાવવાને દેણદારે અથવા મીલકત ઉપર દાવો રાખનાર ત્રીજા પક્ષકારે નાણાં આપેલાં હોય તે ખુશીથી આપ્યાં એમ થતું નથી. ૧૮ વી. રી. ૫૦૩. ૧૨ મુર. ૬૪. સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૬૫.

એક સરકારી અમલદાર કોર્ટના "પ્રોસેસ" નો અમલ કરતો હોય, તે પ્રોસેસને લીધે હુકમનામાવાળાની તથા ત્રીજા પક્ષકારની વચમાં તે બાબતમાં એક કરાર થએલો હોય, તેનો અમલ કરવાને જે કરવાને તેને અખત્યાર ના હોય તે લીલામમાં કરી શકતો નથી. ૪ લા. રી. પાનું. ૫૪.

ઈ. લા. રી. ૧૦ અલ્હા. પાનું ૧ નો ઠરાવ કલમ ૨૪૪ નીચેની ટીકામાં જુઓ.

બજાવણીના વેચાણમાં જે **૨૯૨. આ બાબ પ્રમાણેના કોઇ પણ વેચાણને લગતુ કંઈ કામ જે અમલદારને કરવાનું હોય, તે અમલદારે તે વેચાણ**

મનો સબંધ હોય તેઅમલ દારેલીલામમાં મિલકતની માગણીકરવીનહી અથવાતે ખરી દવી નહીં.

વખતે વેચાએલી કંઇ મિલકતનો કંઈ પણ હક્ક સબંધ, ઉઘાડી રીતે અથવા પરભારયો માગવો નહી કે મેળવવો નહી, કે મેળવવાનો યત્ન કરવો નહીં

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

આ ઠરાવથી હુકમનામાની બજાવણીમાં થતા લીલામ સબંધી જે પ્લીડરોને પોતાની ફરજ બજાવવાની હોય, તે પ્લીડરોને તે લીલામમાંથી મીલકત વેચાણ લેતાં અટકાવ થાય છે, પરંતુ પ્લીડર પોતાના અસીલ પાસેથી હુકમનામું ખરીદ કરે તેમાં કાંઈ હરકત નથી. ૨ અલ્હાબાદ. ૪૬. જે પ્લીડર આ કલમ પ્રમાણે મીલકત ખરીદ કરે તે સન ૧૮૬૫ના આકટ ૨૦ મા પ્રમાણે શીક્ષાને પાત્ર થાય છે, માટે દેણદાર તે વેચાણ રદ કરાવવાને અથવા તેને પોતાના એજંટ તરીકે ગણવાને પસંદ કરી શકે છે. પ્રથમના કાયદાના નિયમ બાબત ૧૪ વી. રી. ૪૦૫, ૧૩ વી રી. પાનું. ૨૦૯ જુઓ.

કસુરકરનારો ખરીદદાર ફરી લીલામ કરવાથી ખોટ આવે તેનોજવાબદાર થશે.

**૨૯૩. ખરીદદાર રૂપીઆ ન ભરે તે કારણને લીધે આ કાયદા પ્રમાણે ફરીવેચાણ કરવું પડે તેથી (જો કંઈ) ઓછી કીમત ઉપજે તો, કેટલી ઓછી ઉપજી તે, તથા તે ફરી વેચાણને લીધે થએલું ખરચ, વેચાણનું કામ ચલાવનાર અમલદારે કોર્ટને લખી જણાવવું.**

**અને હુકમનામાવાળાની અથવા હુકમનામાના દેણદારની અરજ ઉપરથી, આ બાબમાં પઇસા બાબતનું હુકમનામું બજાવવાને જે નિયમો કહ્યા છે તે પ્રમાણે, રૂપીયા ન ભરનાર પાસેથી તે રકમ વસુલ કરી શકાશે.**

ટીકા—સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૨૫૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને તમામ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટને તેનો કેટલોક ભાગ લાગુ થાય છે.

આ કલમ સ્થાવર જંગમ મીલકતના તમામ લીલામોને લાગુ છે, અને વળી જેકાયદા પ્રમાણે ફરીથી લીલામ કરવામાં આવે છે તેને લાગુ છે. પછી તે કલમ ૩૦૬ પ્રમાણે નાણા અનામત મુકવાની કસુરથી અથવા કલમ ૩૦૭ અને ૩૦૮ પ્રમાણે વેચાણની કીમત ભરવાની કસુરથી કરવામાં આવે તેની ચીંતા નહી. ઇં. લા. રી. ૫ મું. ૫૭૫ ઈં. લા. રી. ૭ ક. ૩૩૭.

**કીમત ઓછી ઉપજી હોય**—જે કીમત ઓછી ઊપજી હોય તે બાબત તથા ફરીથી લીલામ કરવાને જે ખર્ચ થયેલું હોય તે બાબત ખરીદદાર જવાબદાર થાય છે, અને તેથી વધારે જવાબદાર થતો નથી. ૩ વી. રી. ૩. તે વ્યાજ આપવાને બંધાએલો નથી. ૯ વી. રી. ૫૦૦. જે સખસ જવાબદાર છે તે મુખ્ય છે, અને તેનો એજંટ નથી, માટે લીલામમાં મુખત્યાર તરીકે સહી કરેલી હોયતો તે મુખત્યાર જવાબદાર થતો નથી, અને જો મુખ્ય પોતે મુખ્ય નથી એમ નાકબુલ કરે તોપણ તે મુખત્યાર આ કલમ પ્રમાણે સંક્ષેપ રીતે જવાબદાર થઈ શકતો નથી. પછી તેના ઉપર ખોટું સમજાવ્યા બાબત અથવા

કરાર તોડવા બાબત દિવાનીરાહે દાવો કરી તેને જવાબદાર ઠરાવી શકાય તે જુદી વાત છે. ૨૦ વી. રી. પાનું. ૮૦ અને ૩૯૭, તેમજ अ. એ પોતાના સગીર દીકરાની મા તથા વાલી તરીકે મીલકત ખરીદ કરી હોય તો, તે સગીર ખરી રીતે ખરીદ કરનાર છે. ૧૨ વી. રી. પાનું. ૨૩૬.

ब. એ કરાવેલા હુકમનામાની બજાવણીમાંથી अ. એ મીલકત ખરીદ કરી. પછી બીજે દિવશે क. એ મેળવેલા હુકમનામાથી તે મીલકત વેચાવવામાં આવી, તેનો ब. કરતાં પ્રથમ હક્ક હતો. अ. એ તે લીલામનો અમલ કરવાને ના કહી. એવું ઠરાવવામાં આવ્યું કે તે આ કલમ પ્રમાણે જવાબદાર છે. ૬ વી. રી. પરચુરણ ૧૨૬. પરંતુ अ. એ ખરીદ કર્યા પછી તેણે કસુર કરવાથી ફરીથી લીલામ કરવાને હુકમ કરેલો હોય અને તે લીલામ થતા પેહેલાં બીજા હુકમનામાના લેહેણદારે તે મીલકત ઓછી કીમતથી વેચાવી તેમાં ઠરાવવામાં આવ્યું કે આ બીજું લીલામ તે આ કાયદા પ્રમાણે ફરીથી કરેલું લીલામ નથી, સબબ પેહેલો ખરીદાર તે ગાળાનાં નાણાં આપવાને જવાબદાર નથી. ૧૬ વી. રી. પાનું. ૧૪.

**કસુર કરનાર વિરૂદ્ધ કામ ચલાવે તે**—કસુર કરનાર ઉપર હુકમનામાનો લેહેણદાર અથવા દેણદાર કામ ચલાવી શકે છે. પરંતુ હુકમનામાનો લેહેણદાર તે પ્રમાણે કામ ચલાવવાને કાંઈ બંધાએલો નથી, અને દેણદારને માટે તે ઈલાજ કરવાનું રાખીને તેની બીજી મીલકત ઉપર પોતાનું હુકમનામું તે બજાવી શકે છે. ૨૧ વી. રી. ૧૪૯, ૧૦ ક. લા. રી. ૨૩૬, ઈં. લા. રી. ૮ ક. ૨૯૧. તેમ આવા કામમાં જે રકમની પેહેલા લીલામમાં માગણી કરેલી હોય તે તે લેહેણામાંથી બાદ કરી શકાતી નથી. ઈં. લા. રી. ૨ મું. ૫૬૨; ઈં. લા. રી. ૮ ક. ૨૯૧; પરંતુ જો લેહેણદારજ કસુર કરનાર ખરીદદાર હોય તો તેમ થઈ શકતું નથી. ૭ વી. રી. ૧૧૦, તેની તેજ મીલકતનું ફક્ત ફરી લીલામ હોવું જોઈએ ૮ ક. લા. રી. પાનું. ૪૧.

તેમ દેણદાર માગણી કરનાર ઉપર કામ ચલાવવાને બંધાએલો નથી, તોપણ ગેરરીતે થવાથી તે લીલામ રદ કરાવી શકે છે ૧૨ ક. લા. રી. પાનું. ૩૧૬.

આગળ આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલતી હતી. ૭ વી. રી. ૧૧૦. હાલના કાયદાના ઠરાવની બાબત કલમ ૫૮૮ જુઓ.

ઈં. લા. રી. ૧૨ મ. પાનું. ૪૫૪ નો ઠરાવ કલમ ૨૪૪ નીચે જુઓ.

હુકમનામાવાળાએ પરવાનગી વગર મિલકતની માગણી કરવીનહી, અથવા ખરીદવી નહી

**૨૯૪. જે હુકમનામું બજાવવામાં મિલકત વેચાતી હોય તે હુકમનામાના માલીકે, કોર્ટની સ્પષ્ટ પરવાનગી લીધા વગર તે મિલકતની માગણી કરવી નહી, કે તે ખરીદવી નહી.**

હુકમનામાવાળો ખરીદે તો હુકમનામાની રકમ ખરીદીની રકમના ભરણા તરીકે ગણાય.

**સદરહુ પરવાનગીથી હુકમનામાવાળો ખરીદ કરે ત્યારે હુકમનામા ઉપરનું લેહેણું અને વેચાણની રકમ એક બીજામાં મજરે લેવાનું જો તે કેહેતો તેમ કરવું. અને હુકમનામું બજાવનારી કોર્ટે આખા હુકમનામાની અથવા તેના ભાગની તે પ્રમાણે ભરપાઇ કરવી.**

**હુકમનામાવાળો સદરહુ પ્રકારની પરવાનગી વગર પોતે અથવા બીજા સખસની મારફત ખરીદ કરે ત્યારે, કોર્ટને યોગ્ય લાગે તો હુકમનામાના દેણદારની અથવા વેચાણમાં સબંધ હોય તેવા કોઈ બીજા શખસની અરજી ઉપરથી, હુકમ કરીને સદરહુ વેચાણ રદ કરવાને કોર્ટ મુખત્યાર છે; અને એવી અરજી અને હુકમનો ખરચ, તથા ફરીથી વેચાણ કરવાથી કીમતમાં જે કાંઈ ઓછું ઉપજે તે રકમ અને તે વેચાણ સબંધી સઘળો ખરચ હુકમનામાવાળાએ આપવો પડશે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે ખરીદ કરનારે કલમ ૩૦૬ મુજબ રોકડાં નાણાં અનામત મુકવાં જોઈએ, પરંતુ જે કામમાં હિતવાળા પક્ષકારો અનામત મુકાવવાનો પેતાનો હક્ક છોડી દે, તે કસુરના કારણથી લીલામ રદ કરવું નહીં જોઈએ. ૫ ક. લા. રી. ૧૮૧ તેને તો કલમ ૨૯૫ મીમાં ઠરાવેલા નિયમોની શરત સાથે મીલકત મળે છે. ઈ.લા.રી. ૬ મું. ૫૭૦.

જીલ્લાઓની અંદર જ્યારે ખરીદદાર તે હુકમનામાવાળો હોય છે તે વેચાણની કીમતની પોંહોચ આપે છે, અને એવી અરજ કરે છે કે તેટલી રકમ વસુલ કરવી. ૧૬ વી રી. ૪૬. લીલામ સબંધીમાં ઘણીજ બાજબીરાહે ચાલવાને તે બંધાએલ છે, માટે જો તે અથવા તેનો એજંટ બીજા સખસોને આડુ સમજાવે ને કીમત ઓછી કરે તો, તે લીલામ ઘણું કરીને રદ કરવામાં આવે. ઇ. લા. રી. ૭ ક. ૩૪૬, ઇ. લા. રી. ૫ ક. પાનું. ૩૦૮.

પરવાનગી વિના હુકમનામાવાળો મીલકત ખરીદ કરે તો તે લીલામ તદન રદ બાતલ છે એમ નથી, પરંતુ આ કલમ પ્રમાણે તે રદ કરવામાં આવે ત્યાંહાં સુધી બળવાન છે. ઈ. લા. રી. ૫ મું. પાનું. ૫૭૫.

હુકમનામાવાળાનો દીકરો પોતાના બાપ સાથે મળીયારે હોય અને તે દીકરો જે નાણાં તે દીકરાનાં આગવાં છે એમ શાબેત કરવામાં આવ્યું ના હોય, તે નાણાથી મીલકત ખરીદ કરે તો, તે હુકમનામાવાળાએ પોતે ખરીદ કર્યું થાય છે. ઈ. લા. રી. ૫ મું. ૧૩૦.

જે લીલામમાંથી હુકમનામાવાળાએ મીલકત ખરીદ કરી હોય તે લીલામ રદ કરવાને તે હુકમનામાનો દેણદાર રેગ્યુલર દાવો કરી શકતો નથી. તેને કલમ ૨૪૪ પ્રમાણે રેગ્યુલર દાવો કરવાને હરકત છે. ઈ. લા. રી. ૫ મ. પાનું. ૨૧૭.

**હુકમનામાની લેહેણી રકમ**—હુકમનામાની રૂઈએ લેહેણી રકમ એટલે ઉપજેલી રકમનો જે ભાગ હુકમનામાવાળાને મળે તે છે, કારણ કે જ્યારે એક કરતાં વધારે હુકમનામાવાળાઓએ બજાવવાને દરખાસ્તો કરેલી હોય, ત્યારે આ કલમનો અર્થ કલમ ૨૯૫ મીના ઠરાવ સાથે કરવો જોઈએ. ઈ લા.રી. ૬ મું. ૫૭૦, ઈ. લા. રી. ૫ મ. પાનું. ૧૨૩.

આ કલમ પ્રમાણે પ્રતીવાદીને લીધેલા વેચાણમાંથી કાંઈ મળ્યું નથી, કારણ કે જે હુકમનામાની બજાવણીમાં તે વેચાણ કરેલું છે તે હુકમનામાવાળોજ તે પ્રતીવાદી હતો. એવી તકરાર હાલ ચાલી શકતી નથી, કારણ કે પ્રતીવાદીએ લીધેલું વેચાણ આ કારણથી રદ કરાવવાને મુદત ગએલી છે. ઈ. લા. રી. ૧૧ મું. પાનું. ૫૮૮.

આ કલમ પ્રમાણે આપેલા અખત્યાર મુજબ ખરીદીની કીમતનાં નાણાં ખરી રીતે કોર્ટમાં ભરવાને બદલે સેટાફ઼ ઈયાને સામા દાવા તરીકે ગણવા દેવામાં આવેલાં છે, તેથી તે વ્યહારનો જે વાસ્તવિક પ્રકાર છે તેમાં એવો ફેરફાર થતો નથી કે જેથી બીજા જપ્તી

કરાવનાર લેહેણદારોનું લેહેણું પતાવવામાં તે ખરીદીની કીમત કામમાં ઓછી આવે. ઈ. લા. રી. ૧૨. ક. પાનું. ૪૯૯.

હુકમનામાવાળાને પોતાના હુકમનામાની બજાવણીમાં થતા લીલામમાં માગણી કરવાની ના કહ્યાના હુકમ ઉપર આ કલમ પ્રમાણે અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૧૩ ક. પાનું. ૧૭૪.

म. તથા क. દરેકે તેના તેજ હુકમનામાના દેણદાર ઉપર હુકમનામાં મેળવેલાં,તેથી તેમણે પોતાનાં હુકમનામાં બજાવવાને દરખાસ્તો કરી. क. એ પોતાનું હુકમનામું બજાવીને અમુક સ્થાવર મીલકત જપ્ત કરાવી, અને આ કલમ પ્રમાણે કોર્ટની પરવાનગી સાથે તે મીલકત તેણે ખરીદ કરી, અને વેચાણની કીમત સામા પોતાના હુકમનામાનો દાવો રાખ્યો. म. એ क. ને આપેલા આ વેચાણમાંથી ઉપજેલી રકમ નીચેની કલમ ૨૯૫ પ્રમાણે ફાળા પડતી વેહેંચી આપવાને અને જો क. પસંદ કરે તો તે મીલકત ફરીથી વેચાવવાને અથવા પોતાનો ફાળા પડતો હિસ્સો કોર્ટમાં ભરવો જોઈએ, એવો દાવો રાખ્યો. क. એ ફરીવેચાણ કરવાને અથવા નાણાં આપવાને હરકત લીધી, તેમાં ઠરાવવામાં આવ્યું કે બજાવણીમાં સંક્ષેપ હુકમ કાહાડીને म. ની લેહેણી રકમ ફાળા પડતી આપવાને क. ને ફરજ પાડી શકાય છે. ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૩૫૬.

એક ગીરોરાખનારે ગીરોનું હુકકમનામું મેળવીને તે હુકમનામાની બજાવણીમાં થતા લીલામમાં માગણી કરવાને પરવાનગી લીધેલી અને તે ખરીદદાર થએલો, તેથી તેનો ગીરોઆપનાર તરફ કાંઈ સબંધ થતો નથી. ઈ. લા. રી. ૧૬ ક. પાનું. ૧૩૨

*બજાવણીના વેચાણમાં જે ઉપજે તે હુકમનામાવાળાઓમાં ફાળે પડતું વેહેંચી આપવું.*

**૨૯૫** હુકમનામું બજાવવામાં **વેચાણથી અથવા બીજી રીતે જે અવેજ** વસુલ થાય, અને **જે કોર્ટની પાસે તે અવેજ હોય તે કોર્ટને તે** વસુલ થતા **પેહેલાં એક** કરતાં **વધારે સખસોએ તેજ હુકમનામાના** દેણદારની **ઉપર પૈસા બાબતનાં** હુકમ**નામાં બજાવવાને** દરખાસ્તો કરી હોય. **અને તે હુકમનામાં પુરાં થયાં ન હોય તો,** વસુલ કરવાનું ખર્ચ **બાદ કરીને બાકીનો અવેજ ફાળે પડતો તે બધા સખસોને વેહેચી આપવો.**

**પરંતુ એવું ઠરાવ્યું છે કે:—**

*ધરાણીગોહક્ક કાયમ રાખીને મીલકત વેચી હોયતો તે વિશે વિશેષ ઠરાવ.*

(अ) **ધરાણીયો હક્ક અથવા બોજો કાયમ રાખીને કાંઈ મિલકત વેચાઇ હોય** ત્યારે. તે **વેચાણથી કાંઈ વધારો રેહે તેમાંથી હિસ્સો** લેવાને તે ગીરોદાર **અથવા બોજાવાળો ગીરોદાર તરીકે અથવા બોજાવાળા તરીકે હક્કદાર થશે નહી.**

(ब) **હુકમનામું બજાવવામાં વેચવાને પાત્ર જે મિલકત હોય, તેના ઉપર ધરાણીઓ હક્ક હોય અથવા બોજો હોય તો, ગીરોરાખનારની અથવા બોજાવાળાની સમતીથી, ધરાણીઓ હક્ક અથવા બોજો રાખ્યા શિવાય તે મિલકત વેચવાનો, અને વેચેલી મિલકત ઉપર ગીરોરાખનારનો અથવા બોજાવાળાનો જે હક્ક હોય તેજ હક્ક તેને વેચાણમાંથી ઉપજેલી રકમ ઉપર આપવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

વિશેષ ઠરાવ. (क) સ્થાવર મિલકત ઉપરનો બોજો પતાવી નાંખવા માટે તેનું વેચાણ જે હુકમનામામાં ફરમાવ્યું હોય તે હુકમનામાની બજાવણીમાં સદરહુ મિલકત વેચી હોય તો, વેચાણની ઉપજ હેઠળ લખેલી બાબતમાં વાપરવી:—

પેહેલી—વેચાણનો ખર્ચ આપવામાં;

બીજી—બોજા બાબત જે મુદ્દલ તથા વ્યાજ દેવું હોય તે આપવામાં;

ત્રીજી—ત્યાર પછીના કાંઇ બોજા હોય તો તે બાબત જે મુદ્દલ તથા વ્યાજ દેવું હોય તે આપવામાં, અને

ચોથી—હુકમનામાના દેણદારની વિરૂદ્ધ પૈસા બાબતના હુકમનામાના માલેકો, કે જેઓએ સદરહુ મિલકતનું વેચાણ થવાની અગાઉ પોતાનાં હુકમનામાં બજાવવા સારૂ સદરહુ વેચાણ ફરમાવનારૂં હુકમનામું કરનારી કોર્ટને દરખાસ્ત કરી હોય અને જેમના હુકમનામાની ભરપાઇ થઈ ન હોય, તેઓને ફાળા પડતી વેહેંચી દેવામાં.

તે બધો અવેજ અથવા તેનો કોઇ ભાગ લેવાને જે સખસ હક્કદાર ન હોય તેને તે આપવામાં આવે તો, કોઇ પણ હક્કદાર સખસ, અવેજ પાછો ભરવાની તે સખસને જરૂર પાડવા સારૂ ફરીયાદ કરી શકે.

આ કલમમાં કહેલી કોઇ વાતથી સરકારના હક્કને બાધ આવતો નથી.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૭૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટો તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**હુકમનો અસર**—આ કલમમાં ફક્ત કામ ચલાવવાની રીતીનો નિયમ છે, અને તેથી પક્ષકારોના દિવાનીરાહાના હક્કોને હરકત થતી નથી. ૨૨.વી રી. ૯૮. માટે તેઓના વ્યાજબી હક્કોનો નિર્ણય કરવાને દિવાની દાવા ચાલી શકે છે. ૯ વી. રી. ૫૧૪, ૩ અલ્હા. ૧૬૪; ઈ. લા. રી. ૪ ક ૨૯, ઈ લા. રી. ૭ અલ્હા. ૩૭૮. તોપણ ઈ. લા. રી. ૭ ક ૫૫૩ જુઓ. પરતું વાદીએ જે જે સખસોએ વેહેંચણીમાંથી હિસ્સો લીધો હોય તે તમામ સખસોને પ્રતીવાદી કરવા જોઈએ. ૨૩ વી. રી. ૪૩૪. બીજી બાજુ તરફ હિસ્સો લેવાને કસુર કરનારી લેહેણદારને પોતાનું હુકમનામું બીજી રીતે બજાવવાને હરકત થતી નથી. ૧૯ વી. રી. પાનું. ૨૫૫.

આ કલમ પ્રમાણે કરેલો હુકમ જમી તરીકે થતો નથી. ઈ. લા. રી. ૭ અલ્હા. ૭૦૨. તે હુકમની કલમ ૬૨૨ મી પ્રમાણે ફરીતપાસ કરી શકાય છે. ઈ. લા. રી. ૪ મ. ૩૮૩. આ કલમ જે કામમાં હુકમનામાં તેના તે દેણદાર ઉપર અથવા તે દેણદાર તથા બીજાઓના ઉપર હોય ત્યારેજ લાગુ થાય છે. ઈ. લા. રી. ૯ ક. ૯૩૦. તેઓ ચડતા દરજ્જાની કોર્ટમાં પોતાનાં હુકમનામાં મોકલાવી શકયા હોય, અને તે તમામ તેજ કોર્ટમાં તેના ઉપર પોતાના હુકમનામાની દરખાસ્ત કરેલી જોઈએ. ઈ. લા. રી. ૬ મ. ૩૫૭. ૯ ક. લા. રી. ૩૯૫. ઇ. લા. રી. ૯ ક. ૯૨૦; ઇ. લા. રી. ૫ મું. ૧૯૮ (સ્માલકાજકોર્ટ તથા સબોર્ડીનેટ જડજની કોર્ટ તે એકની એક કોર્ટ નથી, પછી તે કોર્ટનો જડજ એકનો એકજ

હોય તેની ચીંતા નહીં. ઈ. લા. રી. ૩ અલ્હા. ૭૧૦. મુંબાઈમાં તે એકની એકજ કોર્ટ છે. ઈ. લા. રી. ૯ મું ૧૭૪.) પછી તે તે બધાઓએ જપ્તી કરાવેલી ના હોય. ઇ. લા. રી. ૭ ક. ૩૪; અને દરખાસ્તો ચાલુ હોય. ઇ. લા. રી. ૪ ક. ૩૮, પણ તે નાણાં વસુલ થતા પેહેલાંની જોઈએ. ઈ. લા. રી. ૪ મ. ૩૮૩, ઈ. લા. રી. ૬ મું ૧૬, અને નાણાની રકમ ઉપજેલી હોવી જોઈએ, ૧૧ મું. ૧૬૧, ૮ વી. રી. ૫૦૧, અને તે ન્યાયની રૂઈના હુકમથી હોવી જોઈએ. ૧૭ વી. રી. ૩૧૩. અને તે બજાવણીમાં લીલામ કરાવીને અથવા બીજી રીતે ઊપજેલી હોવી જોઇએ (હુકમનામાના દેણદારને પકડવાથી હુકમનામાની રકમ ભરવામાં આવે તે બસ નથી. ઈ. લા. રી. ૬ મું. ૫૮૮), અને તે ખરી રીતે કોર્ટમાં હોવી જોઈએ. ૧૧ વી. રી. ૯; પછી લીલામ કાયમ કરેલું ના હોય, ઈ. લા. રી. ૬ મું. ૧૬, અને તે ઉપજતા પેહેલાં તેની તેજ કોર્ટમાં બજાવણી કરાવનારા સખસો હોવા જોઈએ ઈ. લા. રી. ૫ મું. ૧૯૮, અને તેના તેજ હુકમનામાથી દાવો રાખનારા હોવા નહી જોઈએ, પણ જુદા જુદા હુકમનામાઓની રૂઈએ દાવો રાખનારા હોવા જોઈએ. ૨ આગ્રા. ૧૮૩; ઈ. લા. રી. ૪ અલ્હા. ૫૬૬ (ગીરોખતની રૂઈએ પૈસા બાબતનું હુકમનામું કરેલું હોય અને ગીરોવાળી મીલકત ઊપર હક્ક ઠરાવેલો ના હોય તો, તે હુકમનામાનો તેમાં સમાસ થાય છે. ૭ અલ્હા. ૯૧). તેણે વસુલ થયા બાબત શુદ્ધ અંતઃકર્ણથી અરજી કરેલી હોવી જોઈએ. ૨૨ વી. રી. ૪૬૬, ઇ. લા. રી. ૧૧ ક. ૪૨, અને હુકમનામાઓને મુદતની હરકત થએલી છે એવું બતાવવામાં આવેલું ના હોય. ૧૫ વી. રી. ૨૧૯, અથવા તે બજાવણીમાં ચાલુ નથી એમ બતાવવામાં આવેલું ના હોય. ૨૧ વી. રી. ૬૬. નાણાં વસુલ કરવાનું ખર્ચ બાદ કરી બાકી જે વધે તે તમામ સરખે હિસ્સે વેહેંચી લેવાનું છે, અને સરકારના લેહેણા સિવાય કાંઈ પ્રથમ હક્ક નથી. ૫ મું. ૫૩; અથવા ઘરનું વેચાણ કરવાથી જે ભાડુ વસુલ કરવામાં આવ્યું હોય તે સિવાય પ્રથમ હક્ક નથી. ઈ. લા. રી. ૪ મું. પાનું. ૪૨૯.

અમદાવાદની સ્માલકાજકોર્ટમાં થએલા હુકમનામાથી કેટલીક જંગમ મીલકત જપ્ત કરવામાં આવી હતી. તે જપ્તી થયા પછી પણ લીલામ થતા પેહેલાં તે હુકમનામાના દેણદારના બીજા લેહેણદારોએ તેજ જગોના સબાર્ડીનેટ જડજની કોર્ટમાં હુકમનામાં મેળવ્યાં, અને તે કોર્ટને પોતાનાં હુકમનામાં બજાવવાની દરખાસ્તો કરી તેજ મીલકત જપ્ત કરવાને અરજ કરી. તેથી સબાર્ડીનેટ જડજે સ્માલકાજકોર્ટના જડજ ઉપર મનાઈ હુકમ કાહાડીને તે જપ્ત કરી, તે મીલકતનું લીલામ થયા પછી તે હુકમનામાવાળાઓએ સ્માલકાજકોર્ટે ઊપજાવેલી રકમમાંથી સન ૧૮૭૭ ના આકટ ૧૦ માની કલમ ૨૯૫ મી પ્રમાણે ફાળે પડતા હિસ્સા લેવાને અરજ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે સ્માલકાજકોર્ટના હુકમનામાં વસુલ થાય ત્યાંહાં સુધી સાબાર્ડીનેજ જડજની કોર્ટના હુકમનામાવાળાઓનો તેમાંથી કાંઈ હિસ્સો લેવાનો હક્ક નથી. ઈ. લા. રી. ૪ મું. ૪૭૨. આ ઠરાવ પ્રમાણે ઈ. લા. રી. ૫ મું. ૧૯૮ ના ઠરાવમાં ચાલવામાં આવ્યું છે.

નક્કી કર્યા વિનાની દરમિયાન ઊપજ બાબતના હુકમનામાવાળાએ બજાવણીની દરખાસ્ત કરેલી હોય તો, તેનો હિસ્સો લેવાનો હક્ક છે. ઇ. લા. રી. ૫ મ. પાનું. ૧૨૩.

**પૈસાનું હુકમનામું**—નાદાર દેવાદારના આકટની કલમ ૮૬ પ્રમાણે કરેલા ફેંસલાને આ કલમનો ઠરાવ લાગુ છે. ઈ. લા. રી. ૮ મું. પાનું. ૫૧૧.

જે કામમાં ગીરેરાખનાર એવું હુકમનામું મેળવે કે ગીરેવાળી મીલકત વેચાવી તે લેહેણું વસુલ કરવાનો હક્ક છે, તો તે પોતાનો જે હક્ક છે, તે છોડી દેઈ શકે છે, અને આ કલમ પ્રમાણે કામ ચલાવી શકે છે. ૧૪ વી. રી. ૨૦૯, ૨૧ વી. રી. ૮૬. પૈસા બાબતના હુકમનામા વિશે જુઓ. ૧૯ વી. રી. પાનું. ૨૮૧.

ગીરેની ખબર સાથે મીલકત વેચવામાં આવી હોય તે કામોને આ કલમ લાગુ છે, અને જે કામોમાં ગીરેની ખબર ના હોય તે ગીરેવાળી મીલકત બજાવણીમાં વેચવામાં આવી હોય તેને લાગુ નથી. ૨૧ વી. રી. ૪૩, ૧૪ વી. રી. ૨૦૯, ઈ. લા. રી. ૫ મું. પાનું ૪૭૭

જે ગીરે કેહેવામાં આવ્યું હોય તેના ગુણદોષ બાબત તપાસ કરવાને તે કોર્ટને હકુમત છે. ઈ. લા. રી. ૬ મું. ૫૮૨, ઈ. લા. રી. ૬ મું. પાનું. ૫૮૪.

પરંતુ ગીરેની જવાબદારી સાથેની મીલકત વેચાવવામાં આવી હોય તો ગીરેરાખનારનો ભાગ લેવાનો હક્ક નથી, પરંતુ એકાદો હુકમનામાવાળો તે ગીરેની વાત જાણ્યા છતાં તે હકીકત જાહેરનામામાં બતાવે નહી, અને જાણે તે મીલકત ઉપર જવાબદારી હોય નહી તે પ્રમાણે તે વેચાવે, અને ગીરે ના હોય તે પ્રમાણે તમામ કીમત લે તો તે નાણાં પાછાં વસુલ કરવાને ગીરેરાખનારનો ઘણું કરીને સારો ઈલાજ છે. ૫ મુર. ૨૯૬, અને હુકમનામાની બજાવણીમાં હુકમનામાવાળાએ પોતાના દેણદારનો અમુક મીલકત ઉપરનો હક્ક સબંધ વેચાવેલો હોય; પરંતુ તે તેના ગીરેની ખબર શિવાય વેચાવ્યો હોય તો, તે હુકમનામાવાળા વિરૂદ્ધ ખરીદદારને તે તમામ હક્ક મળે છે. માટે ગીરેના લેહેણાનો હુકમનામાવાળો કે તેનો અસાઈની તે લેહેણું તેજ મીલકત વેચાવી લેઈ શકતા નથી, કારણ કે તે વેચનારે તે જવાબદારીની હકીકત દબાવીને ખરીદદારને તે ખરીદ કરવાને લલચાવ્યો થાય છે. ૧૨ વી. રી. ૩૦૩, ૩ બેં. લા. રી. પાનું. ૪૦૭.

વળી ગીરેની બાબત આ કલમને લાગતા ૨૫ વી. રી. ૧૭૧. ૧૬ વી. રી. ૩૦૬, ૧૨ બેં. લા. રી. ૫ ૯, ૨૫ વી. રી. ૧૮૭ ના ઠરાવો જોવા.

હુકમનામાવાળાની કબુલત વિના હુકમનામાવાળાઓને ફાળા પડતું વેહેંચી આપવાને એક વહિવટદાર નીમી શકાય છે; પરંતુ હુકમનામાવાળા શિવાય બીજા સખસોના દાવા પતાવવાને તેને ફરમાવી શકાતું નથી માસ પાનું ૨૬૧.

એક સબાર્ડીનેટ જડજનું કરેલું હુકમનામું બજાવવામાં જીલ્લા જડજના નાજરે લીલામ કરેલું, તેમાં ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૭૦ સબંધી જીલ્લા જડજને કાંઈ હુકમ કરવાને અથવા મીલકતનું ફરીથી વેચાણ કરવા સબંધી કાંઈ હુકમ કરવાને હકુમત નથી. ૧ ક. લા. રી પાનું. ૩૫૪.

**વેચાણની વધેલી ઉપજ**—જ્યારે વેચાણની વધેલી ઉપજ કોર્ટમાં અનામત રાખેલી હોય તો જે સખસના નામ ઉપર તે હોય તેના શિવાય તે જડજે બીજા કોઇને આપવી નહી જોઇએ. ૧૨ વી. રી. પાનું. ૩૫૨.

अ. તથા ब. નું क. ઉપર હુકમનામું થએલું હતું, અને ड. નું એક બીજું હુકમનામું क. તથા ई. ઉપર થએલું હતું. क. તથા ई. દરેકની જુદી જુદી સ્થાવર મીલકત હતી, તેમજ બીજી પણ તેવી મીલકત હતી. પેહેલા હુકમનામાની બજાવણીમાં क. ની સ્થાવર મીલકત વેચાવવામાં આવી, અને બેઉ હુકમનામાં વસુલ થાય તેટલી પુક્ત રકમ ઉપજી. ઠરાવવામાં આવ્યું કે તેની તે મીલકત બીજી વખતે વેચી શકાતી નથી, પરંતુ આ

કલમ પ્રમાણે ઈલાજ કરવો જોઇએ. ઈ. લા. રી. ૩ અલ્હાબાદ પાનું. ૫૬૯.

હુકમનામાવાળાએ હુકમનામું થતા પેહેલાં જપ્તી કરાવી હોય તેનો આ કલમ પ્રમાણેનો હક્ક થતો નથી. પણ જો કલમ ૨૩૫ પ્રમાણે દરખાસ્ત કરવામાં આવી હોય તો તેનો તેવો હક્ક થાય છે. ઇ. લા. રી. મું. પાનું. ૪૦૦

એક હુકમનામાવાળાએ અ. તથા બ. ઉપર હુકમનામું મેળવી એક દેણદારની મીલકત જપ્ત કરી વેચાવી. એક બીજા સખસનું ફક્ત અ. ઉપર હુકમનામું થયું હતું, તેથી તેણે પણ તે હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે બીજા સખસનો લીલામમાંથી ઉપજેલી રકમનો ફાળા પડતો હિસ્સો લેવાને હક્ક થતો નથી, કારણ કે તેનું હુકમનામું તેના તે લેહેણદાર ઉપર નથી, અને હુકમનામાની બજાવણીમાં એક દેણદારોનો મીલકતમાં કેટલો કેટલો હિસ્સો છે તે નક્કી કરવાને કોર્ટને અખત્યાર નથી. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૨૯૪

જ્યારે હુકમનામાની બજાવણીમાં એક વખત મીલકત વેચવામાં આવી હોય, ત્યારે તે મીલકત બીજા હુકમનામાવાળાએ જે હુકમનામાવાળાની ખાએસથી વેચાવવામાં આવી તેણે તે મીલકત જપ્ત કરાવતા પેહેલાં જપ્ત કરાવેલી હોય, તોપણ તે બીજા હુકમનામાવાળાની ખાએસથી તે ફરીથી વેચાવવામાં આવતી નથી. માટે જ્યારે ન્યાયની રૂએ વેચાણ થાય છે ત્યારે પ્રથમની થએલી તે મીલકત ઉપરની જપ્તીઓ રેહેતી નથી. ઈ લા. રી. ૧૨ ક. પાનું. ૩૧૭, વળી તેજ વાલ્યુમને પાને ૩૩૪ નો ઠરાવ છે તે જુઓ.

લાગતા વળગતા પક્ષકારોની વચમાં ફાળાપડતી વેહેંચણી કોર્ટ નક્કી કરે ત્યાર પેહેલાં પ્રતીવાદીઓએ વાદીના ગીરોની જે રકમ આપેલી હોય તે સદરહુ ખરીદીની કીમતમાંથી બાદ થઈ શકતી નથી. પ્રશ્નએ છે કે તેમણે તે નાણું આપેલાં તે બાબતની રકમ બીજા લેહેણદારોની સાથે ફાળાપડતી વેહેચણી કરાવવામાં ગણાવવાને હક્કદાર છે કિંવા નહી. ઇ. લા. રી. ૧૨ ક. પાનું. ૪૫૯.

આ કલમમાં વેચાણ અગર બીજી રીતે હુકમનામાની બજાવણીમાં વસુલ થએલી મીલકત એવા શબ્દો છે, તેથી જે કામોમાં હુકમનામાની બજાવણીમાં કોર્ટના હુકમથી હુકમનામાવાળાઓની વચ્ચમાં વેહેચણી કરવાને મીલકત ઉપયોગમાં આવેલી હોય, તેજ કામોને માટે તે ઠરાવ કરવામાં આવેલો છે. વેચાણ અગર બીજી રીતે એવા શબ્દો છે તેનો અર્થ વેચાણ અગર બજાવણીની રીતી જે આ કાયદામાં ઠરાવેલી છે તે છે. ઈ. લા. રી. ૧૩ ક. પાનું. ૨૨૫.

હુકમનામાના દેણદારે કોર્ટમાં રકમ ભરેલી હોય તો તે આ કલમ પ્રમાણે ફાળાપડતી વેહેચી શકાતી નથી. ઈ. લા. રી. ૮ અ. પાનું. ૬૭.

હુકમનામાની બજાવણીમાં ઉપજેલી રકમ જે સખસને આપવામાં આવેલી તે સખસને તે લેવાનો હક્ક નહી હતો, માટે આ કલમ પ્રમાણે તે રકમ પાછી આપવાની ફરજપાડવાનો દાવો સન ૧૮૬૫ ના આકટ ૧૧ મા પ્રમાણે સ્માલકાજકોર્ટને સંભળવા લાયક છે. ઇ લા. રી. ૯ મ. પાનું. ૨૫૦.

ઇ. લા. રી. ૯. મ. પાનું ૫૦૮ નો ઠરાવ કલમ ૨૪૮ નીચેની ટીકામાં છે, તે જુઓ.

એક હુકમનામાવાળાએ અમુક જમીન જપ્તી કરાવેલી, પણ તેજ દેણદાર ઉપરના બીજા હુકમનામાવાળાનો આ કલમ પ્રમાણે સદરહુ જમીનની જે રકમ ઉપજે તેની ફાળાપડતી વેહેચણીમાં હિસ્સો લેવાનો હક્ક છે. ઇ. લા. રી. ૧૦ મ. પાનું. ૫૭

જો જપ્તી કરાવનાર લેહેણદારનો મીલકત ઉપર કાંઈ હક્ક સબંધ ના હોય તો,બીજા લેહેણદારોની વિરૂદ્ધ કાંઈ હક્ક થતો નથી. માટે આ કલમ પ્રમાણે દાદ અપાવવી જોઈએ. ઇ. લા. રી. ૧૫ ક. પાનું. ૨૦૨.

ઈ. લા. રી. ૧૫ ક. પાનું ૭૭૧ નો ઠરાવ કલમ ૨૭૬ નીચે છે, તે જુઓ.

ઇ. લા. રી. ૧૧ મ. પાનું. ૩૫૬ નો ઠરાવ ઉપરની કલમ ૨૯૪ નીચેની ટીકામાં જુઓ.

એકના હુકમનામામાં ત્રણ દેણદારો હોય, અને બીજાના હુકમનામામાં ચાર દેણદારો હોય, તેથી જેના હુકમનામામાં ત્રણ દેણદારો હોય તેનો ફાળા પડતો હિસ્સો આ કલમ પ્રમાણે લેવાનો હક્ક છે, તે જતો નથી. ઈ લા. રી ૧૦. અલ્હાબાદ પાનું. ૩૫

## (ब).—જંગમ મિલકત વિશે નિયમો.

વેચાય એવા લેખ તથા જાહેર કંપનીના શેરવિશેનિયમ

**૨૯૬. વેચવાની મિલકતમાં વેચાય એવો દસ્તાવેજ અથવા કોઇ જાહેર કંપનીનો કે કારપોરેશનનો શેર હોય તો, જાહેર લીલામથી વેચાણ કરવાનું ફરમાવ્યાને બદલે, તેવો દસ્તાવેજ અથવા શેર તે દિવશના બજાર ભાવ પ્રમાણે દલાલની મારફતે વેચવાનો અખત્યાર આપવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકેર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

દલાલને વેચાણ કરવાનો હુકમ કરવાને કોર્ટ બંધાએલા નથી. તે પ્રમાણે તે હુકમ કરવો કિંવા ના કરવો તે કોર્ટની મરજી ઉપર છે. જ્યારે પ્રોમીસરીનોટો લીલામથી વેચવાની હોય ત્યારે તેમાં જુદી જુદી નોટોનો નંબર તથા રકમ લીલામના જાહેરનામામાં બતાવવી જોઈએ, તે બતાવેલી નહી હતી, અને લીલામ થતા પેહેલાં કોર્ટમાં તે પ્રોમીસરીનોટો લાવવામાં આવી નહી હતી, પરંતુ કલેકટરના કબજામાં હતી, માટે જો કે તે લીલામ ગેરશીરસ્તે ગણવામાં આવલું, તોપણ તે રદ કરવામાં આવ્યું નહી હતું, કારણ કે તે ગેરશીરસ્તે થવા ઉપરથી કાંઇ નુકશાન થયું બતાવવામાં આવ્યું નહી હતું. ૮ વી રી. પાનું. ૪૧૫.

આ કલમ પ્રમાણે કેવા સખસો ફાળા પડતો હિસ્સો લેવાને હક્કદાર થાય છે તેનો એક સમજવા લાયક દાખલો ઈ લા. રી. ૧૩ મું. પાને ૧૭૧ મે ફેંસલો છે, તે જોવાથી માલમ થશે.

વેચેલી બીજી જંગમ મિલકતની કીમતનું ભરણું.

**૨૯૭. બીજી જંગમ મિલકત વેચાય ત્યારે પ્રત્યેક ભાગ [લાટ] ની કીમત વેચાણ વખતે અથવા ત્યાર પછી વેચાણ કરનાર અમલદાર ફરમાવે કે તરત આપવી, અને તે આપવામાં કસુર થાય તો તે મિલકત લાગલીજ ફરીને લીલામમાં મુકીને વેચવી.**

**વેચાણની રકમ ભરે એટલે, વેચાણ કરનાર અમલદારે તેની પોંહોચ આપવી, અને તે વેચાણ પાકું થશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**જંગમ મીલકત**—ઝુંપડાં એ જંગમ મીલકત નથી. ૨ બં. લા. રી. ૭૭, ૧૦ વી. રી ૪૧૬. સ્માલકાજકોર્ટને સ્થાવર મીલકતની વ્યવસ્થા કરવાને હકુમત નથી. માટે આવા હુકમનામાની બજાવણીમાં ઝુંપડાં ખરીદ કરનારને કાંઇ હક્ક મળતો નથી. ૧૭વી. રી. ૩૦૯. પથ્થર, શેલડીનોકોલ જંગમ મીલકત છે. ૪ અલ્હા. ૧૫, ઈ. લા.રી. ૪ ક ૯૪૬.

વેચાણની કીમત આપવામાં આવે એટલે જંગમ મીલકતનું વેચાણ કાયમ થાય છે, અને કાંઇપણ ગેરશીરસ્તે થએલું હોય તેથી.તે લીલામ રદ થતું નથી, તોપણ તે રદ કરાવવાને દાવો ચાલી શકે છે. ઇ. લા. રી. ૨ મું. ૨૫૮, ૨૬૬. બ. ના ઉપરના હુકમનામાની બજાવણીમાં અ. ની જંગમ મીલકત વેચવામા આવી હોય તો તે ખરીદદાર પાસેથી અ. તે મીલકત લેઇ શકે છે, અગર ખરીદદાર ઉપર તેની કીંમત જેટલી નુકશાનીનો દાવો કરી શકે છે, કારણ કે તે ખરીદદારને ફક્ત બ. નો હક્ક સબંધ વેચાણ મળેલો હોય છે. ૯ વી. રી. પાનું. ૧૧૮.

લીલામ કરનાર અમલદાર વેચાણની કીમત વેચાણ થયા પછી યોગ્ય મુદતે ભરવાની ખરીદદારને રજા આપી શકે છે. ૪ અલ્હાબાદ પાનું. ૩૭.

આ કાયદાની કલમ ૨૯૩ ના ઠરાવ પ્રમાણે જે કસુર કરનાર ખરીદદાર હોય તે ગએલી ખાદ બાબત જવાબદાર થાય છે, તે ઠરાવ આ કલમ પ્રમાણે ફરીથી કરેલા લીલામને લાગુ થાય છે. ઈ લા. રી. ૭ ક. પાનું. ૩૩૭

ગેરશિરસ્તપણાને લીધે જંગમ મિલકતનું વેચાણ ખોટું થશે નહીં, પણ કોઇને નુકશાન થાયતો તે ફરિયાદ કરીશકે

**૨૯૮. જંગમ મિલકતનું વેચાણ પ્રસિદ્ધ કરવામાં અથવા તેના વેચાણનું કામ ચલાવવામાં કાંઈ ગેરશિરસ્તે કામ થયું હોય તેટલા ઉપરથી તે વેચાણ ખોટું પડશે નહીં. પરંતુ તે ગેરશિરસ્તપણાને લીધે કોઈ સખસનું કોઈ બીજા સખસને હાથે નુકશાન થાય તો, તેના ઉપર નુકશાનીનો બદલો લેવાની ફરિયાદ માંડવાને તે નુકશાન થએલો સખસ મુખત્યાર છે; અથવા (તે બીજો સખસ વેચાણ લેનાર જ હોય તો) તે ખાસ મિલકત અપાવો અને તે ન આપે તો નુકશાનીનો બદલો અપાવો એવી ફરિયાદ કરવાને તે નુકશાન થએલો સંખસ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૫૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોરટોને લાગુ છે.

**ગેરસીરસ્તે**—જંગમ મીલકતના વેચાણમાં ગેરસીરસ્તે થએલુ હોય તો તે વેચાણ રદ થતું નથી, પરંતુ જે સખસને નુકશાન થએલું હોય તે તે લીલામ રદ કરવાને દાવો કરી શકે છે. ઈ. લા. રી ૨ મું. ૨૫૮, ૨૬૬, અગર તમામ કામોમાં કંપનસેશન બાબત દાવો કરી શકે છે, અને નુકશાન કરનાર સખસ વળી ખરીદદાર હોય તો ખાસ મીલકત બાબત અગર જો તે મળે નહી તો કંપનસેશન બાબત દાવો કરી શકે છે. ૯ વી. રી. ૧૧૮ ના ઠરાવમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે બ. ના ઉપરનું હુકમનામું બજાવવામાં અ. ની મીલકત વેચાવવામાં આવે તો તે આ કલમના હેતુ પ્રમાણે ગેરસીરસ્તે નથી, અને અ. તે મીલકત ખરીદદાર પાસેથી લેઈ શકે છે અથવા નુકશાન તરીકે તેની કીંમત લેઈ શકે છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો હુકમનામાના દેણનારના હક્કસબંધ વિશે તકરાર કરીને લીલામ રદ કરવાને દાવો કર્યા શિવાય મુદતની અંદર વાંધો ઉઠાવી શકે છે. ૭ અલ્હાબાદ. ૨૮૮. સદર દિવાની અદાલત વાબ્યપ્રાંત સન ૧૮૬૭ પાનું ૧૭૫. તેમ તેનો ઈલાજ ફક્ત ખરીદ કરનારના ઉપર દાવો કરવાનો છે, એમ નથી; પણ તે હુકમનામાના લેહેણુદારની પાસેથી પણ નુકશાન લેઈ શકે છે. ૧૪ વી. રી. પાનું. ૧૨૦.

**ગેરસીરસ્તે નહી**—મીલકતની કીંમત લીલામના જાહેરનામામાં બતાવવામાં આવી ના હોય તેથી તે ગેરસીરસ્તે નથી. ૨ વી. રી. ૫૦ અથવા લીલામનું જાહેરનામું હુકમનામાના દેણદારની જાત ઉપર અથવા જે ગામમાં તે રેહેતો હોય તે ગામમાં બજાવવામાં આવેલું ના હોય અથવા બાકી લેહેણું વધારે કહેલું હોય તો, તે આ કલમના હેતુ પ્રમાણે ગેરસીરસ્તે નથી. ૬ વી. રી. ૧૪, ૧ અલ્હા. પાનું. ૬૧.

ખરેખરધરેલી જંગમ મિલકત સ્વાધીન કરવાનું

**૨૯૯ વેચેલી મિલકતમાં વેચાય એવો દસ્તાવેજ અથવા બીજી જંગમ મિલકત હોય, અને તે ખરેખર ધરવામાં આવી હોય, તો તે મિલકત ખરીદદારને સ્વાધીન કરવી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હુકમનામાના દેણદારની જંગમ મિલકત ઉપર બીજાનો કબજે રાખવાનોહક(લીયન) હોય ત્યારે તે શી રીતે સ્વાધીન કરવી.

**૩૦૦. વેચેલી મીલકતમાં કોઇ એવી જંગમ મિલકત હોય કે તે ઉપર હુકમનામાના દેણદારનો માલકી હક હોય, પણ તે કબજે રાખવાનો હક બીજા કોઇનો હોવાથી તે બીજાને કબજે હોય, તો તે મિલકત ખરીદદારને સ્વાધીન કરવી તે એવી રીતે કે,—કબજાવાળા સખસને નોટીસ આપવી, ને તેમાં એવી મનાઇ કરવી કે ખરીદદાર સીવાય બીજા કોઇ સખસને તમારે મિલકતનો કબજો આપવો નહી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

લેહેણું તથા જાહેર કંપનીના શેર સ્વાધીન કરવાનું.

**૩૦૧. વેચેલી મિલકતમાં, જેને માટે વેચાય એવા લેખ ન હોય એવું લેહેણું, અથવા કોઇ જાહેર કંપનીનો શેર હોય, ત્યારે તે મિલકત સ્વાધીન કરવી તે કોર્ટના લેખી હુકમથી કરવી. તેમાં લેહેણદારને એવી મનાઇ કરવી કે તમારે તે કરજ અથવા તેનું વ્યાજ લેવું નહી; તથા દેણદારને એવી મનાઈ કરવી કે ખરીદદાર શિવાય કોઈ પણ સખસને તમારે દેવું આપવું નહી; અથવા, જેના નામ ઉપર શેર ચાલતો હોય તે સખસને એવી મનાઈ કરવી કે, તમારે ખરીદદાર શિવાય કોઇ પણ સખસને નામે કોઈ રીતે શેર ચડાવી આપવો નહી. અથવા તેના કાંઇ ડીવિડન્ડ કે વ્યાજના રૂપીઆ લેવા નહી; અને કંપનીના મ્યાનેજર, સેક્રેટરી, અથવા બીજા યોગ્ય કામદારને એવી મનાઇ કરવી કે, તમારે ખરીદદાર શિવાય કોઈ પણ સખસને નામે તેવી કોઇ રીતે શેર ચઢવા દેવો નહી અથવા ખરીદદાર શિવાય કોઇ પણ સખસને ઉપર કહેલા કાંઇ રૂપિયા આપવા નહી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ઇ. લા. રી. ૧૦ મ. પાનું. ૧૯૪ નો ઠરાવ કલમ ૨૬૮ નીચે છે, તે જુઓ.

**એક સખસના** ઈસ્ટ ઇંડિયા રેલવે કંપનીના શેરોનાં સર્ટીફીકટો લેઈ તેનો દેણદાર નાશી ગયો હતો, તોપણ હુકમનામું બજાવવામાં તે જપ્ત કરવામાં આવ્યાં. તે જડજે તે પોતાની સહીથી ચઢાવી આપ્યા. સદરહુ કંપનીના ડીડમાં નવા શેરહોલ્ડરો મંજુર નામંજુર

કરવા ડીરેકટરોની મરજી ઉપર હતું, તોપણ જેણે બજાવણીમાં શેરો વેચાણ રાખ્યા હોય તેને શેરહોલ્ડરમાં દાખલ કરવાને તેમની મરજી ચાલતી નથી. માટે તેને તે કંપનીવાળા નવાં સર્ટીફીકેટો આપવાને બંધાએલા છે. ૧ ઈ. જુ. (ન અ.) પાનું. ૨૫૮.

વેચાય એવા લેખ અને શેર ચઢાવી આપવાનું.

**૩૦૨. વેચાય એવો લેખ અથવા કોઇ જાહેર કંપનીનો શેર બીજાને નામે ચઢાવી આપવામાં જે પક્ષકારના નામ ઉપર તે લેખ અથવા શેર ચાલતો હોય તેનો શેરો અથવા વેચાણ ખત કરી આપવું જોઈતું હોય તો, તે લેખ અથવા શેરના સર્ટિફીકેટ ઉપર શેરો કરવાને અથવા જરૂર હોય તેવા બીજા દસ્તાવેજ ઉપર સહી કરવાને જડજ મુખત્યાર છે.**

**નીચેના નમુનાનો અથવા તેવી મતલબનો શેરો અથવા સહી કરવી; "अ. ब. ઉપર इ. फ. એ કરેલી ફરિયાદમાં अ. ब. ની વતી क. ड. (અથવા જે હોય તે) કોર્ટના જડજ."**

**તે લેખ અથવા શેર બીજાને નામે ચઢતા સુધી, તેનું ચઢેલું વ્યાજ કે ડિવિડન્ડ લેવા સારૂ તથા તે બદલની પાવતી ઉપર સહી કરવા સારૂ કોઇ સખસને, હુકમ કરીને, નીમવાને કોર્ટ મુખત્યાર છે અને સદરહુ પ્રમાણે કોઇ શેરો કરવામાં આવે, અથવા દસ્તાવેજ કરી આપવામાં આવે, અથવા પોહોચ ઉપર સહી કરવામાં આવે, તે કામ સર્વ પ્રકારે જાણે પક્ષકારે પોતેજ કર્યું તેમ ગણાશે.**

*ટીકા*—આ કલમ સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૬૭ ને લાગુ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

બીજીમીલકત હોય ત્યારે તેનો હક્કપ્રાપ્ત થવાનોહુકમ.

**૩૦૩. જેને વાસ્તે પાછળ ઠરાવ કરવામાં આવ્યો ન હોય એવી કોઇ જંગમ મિલકત હોય ત્યારે, ખરીદદારને અથવા તે કેહે તેને તે મિલકતનો હક્ક પ્રાપ્ત થયો છે એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે, અને તે પ્રમાણે તે મિલકતનો હક્ક પ્રાપ્ત થશે**

*ટીકા*—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે,

## (क)—સ્થાવર મિલકત વિશે નિયમો.

કઈ કોર્ટો જમીનના વેચાણનોહુકમકરી શકે.

**૩૦૪. હુકમનામું બજાવવામાં સ્થાવર મિલકતના વેચાણનો હુકમ કરવાને સ્માલકાજકોર્ટ સિવાયની, બીજી કોઈ પણ કોર્ટ મુખત્યાર છે.**

*ટીકા*—આ કલમ નવી છે, અને તે હાયકોર્ટોને લાગુ છે.

• સ્થાવર મીલકતના લીલામ વિશે આ કાયદામાં જે ઠરાવો છે, તે જે હુકમનામાથી જમીન ઉપરની જવાબદારી ઠરાવવામાં આવી હોય તે હુકમનામાને લાગુ છે. ઈ. લા રી ૧ અ. પાનું. ૩૪૮

સ્માલકાજકોર્ટના હુકમનામાની રૂઈએ સ્થાવર મીલકતના લીલામમાંથી જે ખરીદદાર થાય તેને તે મીલકત ઉપરનો કાંઈ હક્ક મળતો નથી. ૧૭. વી. રી. ૩૦૯; તેમ સામાન્ય દિવાની કોર્ટ પોતાની હકુમતની બાહાર સ્થાવર મીલકત વેચાવી શકતા નથી. ૨૩ વી. રી. ૨૩૩. તેમણે તો કલમ ૨૩૩ માં બતાવેલી રીતી પ્રમાણે ચાલવું જોઈએ.

મરનાર દેણદારનો જે જંગમ મીલકતમાં અવિભકત હક્ક સબંધ હોય અને તે પ્રતીવાદીઓને વારસામાં મળેલો હોય તો, સન ૧૮૬૫ ના આક્ટ ૧૧ માની કલમ ૬ વિરૂદ્ધ કરયા સિવાય તે પ્રતીવાદીઓના ઉપર મેળવેલા હુકમનામાની બજાવણીમાં સ્માલકાજકોર્ટ તે હક્ક સબંધ વેચાવવાને મુખત્યાર છે. ૬ અલ્હાબાદ પાનું. ૧૨૯

હમેશની રીતી પ્રમાણે જે હુકમનામામાં ખાસ મીલકત ઉપર હક્ક ઠરાવવામાં આવ્યો હોય, તે હુકમનામું બજી શકે છે. પછી જો કે તે હુકમનામામાં હુકમનામાવાળો તે વેચાવી શકે છે એવો ઠરાવ હોય નહી, તોપણ ચીંતા નહી. ૧૫ વી. રી. પાનું. ૩૩૭

ઝાડ તથા થતો પાક જંગમ મીલકત નથી. ૨૪ વી. રી. પાનું. ૩૯૪

ઘરેણે મુકેલી સ્થાવર મીલકત કોર્ટની હકુમત બાહાર હોય, તોપણ કોર્ટ વેચવાનો હુકમ કરી શકે. ૯ મું. હા. રી. પાનું. ૧૨.

*હુકમનામાની રકમપ્રતીવાદી ઉભીકરેએટલા માટે જમીનનું વેચાણ મુલત્વી રાખવાનું.*

**૩૦૫. સ્થાવર મિલકત વેચવાનો હુકમ થયો હોય ત્યારે જો હુકમનામાનો દેણદાર કોર્ટની એવી ખાત્રી કરી આપે કે,–તે મિલકત અથવા તેનો કાંઇ ભાગ અથવા તેની બીજી કોઈ સ્થાવર મિલકત ગીરો મુકવાથી કે ભાડે આપવાથી કે ખાનગી રાહે વેચવાથી હુકમનામાની રકમ જેટલા રૂપીયા ઉભા થશે એમ માનવાનું કારણ છે તો,–હુકમનામાનો દેણદાર તે રકમ મેળવી શકે એટલા સારૂ તેની અરજ ઉપરથી, કોર્ટને યોગ્ય જણાય તેટલી મુદ્દત સુધી વેચવાનો હુકમ કરેલી મિલકતનું વેચાણ મુલત્વી રાખવાને કોર્ટ મુખત્યાર છે.**

*હુકમનામાના દેણદારને સર્ટીફીકેટઆપવું.*

**આવે પ્રસંગે કોર્ટે હુકમનામાના દેણદારને એક સર્ટીફીકેટ આપવું. તેમાં મુદત નાંખીને તેને એવો અખત્યાર આપવો કે, તેમાં લખેલી મુદતની અંદર અને ૨૭૬ મી કલમમાં ગમે તે ઠરાવ હોય તે છતાં પણ કરવા ધારેલું ઘરાણીયું, ભાડાચીઠી કે વેચાણ કરવું; પરંતુ તે ગીરો, ભાડાચીઠી અને વેચાણને લીધે જે રૂપીઆ આપવાના તે બધા હુકમનામાના દેણદારને ન આપતાં કોર્ટમાં ભરવા.**

**વળી એવું ઠરાવ્યુ છે કે, આ કલમ પ્રમાણે કરેલું કોઇ પણ ગીરો, ભાડાચીઠી અથવા વેચાણ કોર્ટ કાયમ કરે ત્યાંસુધી તે પાકુ થશે નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૪૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

**બંધરાખવું**—આ કલમ પ્રમાણે ચાલતાં કોર્ટોએ પોતાનો કુલઅખત્યાર બ્યાજબીરાહે વાપરવો જોઇએ, માટે જો હુકમનામાનો દેણદાર બ્યાજબી હકીકત અને લેહેણદારને હરકત થશે એવું બતાવે નહીં તો, લીલામ બંધ રાખવું નહીં જોઈએ. ૧૫ વી. રી. ૪૭૭, અને એમ બતાવવું કે લેહેણદારને તે હરકત થતી નથી. ૧૭ વી. રી. ૧૯૩; અને તે પ્રમાણે જો તે બતાવે તોપણ ફકત જોઈતી મુદતને સારૂ તે બંધ રાખવું જોઈએ, જેમકે ત્રણ માસ અગર છ માસ તે બંધ રાખી શકાય છે; અને એક વર્ષ એ બ્યાજબી મુદત નથી. ૫ મદ્રાસ ૨૭૨, ૨૧ વી રી. ૧૪૫. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૯ પાનું. ૪૨. ૨ અ. ૧. ૧૫ વી. ૩૨૨. કોર્ટ પોતે મીલકત પટે અગર ગીરો આપી શકતા નથી. વી.

રી. સન ૧૮૬૪ પરચુરણ ૫, અને એક વખત મીલકત લીલામમાં મુકવામાં આવી અને શુદ્ધ બુદ્ધિથી માગણીઓ થઇ, એટલે ફકત દેણદાર એવું કેહે કે ખાનગી વેચાણથી હું વધારે કીમત ઉપજાવી શકું છું, તો તે ઉપરથી તે લીલામ બંધ રાખવાને અથવા તે પુરૂં કરવાની ના કેહેવાને કોઈને ખખત્યાર નથી· ગમે તેમ હોય પણ લેહેણાની રકમ તે પ્રણાણે મળી શકે એવું છે, એવા પુરાવ સિવાય તે પ્રમાણે થઈ શકતું નથી. ૨ આગ્રા પરચુરણ પાનું. ૧૧

ગીરોની રૂઈના હુકમનામામાં જયારે એવો ઠરાવ હોય કે ગીરોનું લેહેણું વસુલ આપવાને સારૂ અમુક મીલકત વેચાવવી, ત્યારે તે હુકમનામાને આ કલમ લાગુ થતી નથી. ૧ ક. લા. રી. પાનું. ૨૯૫

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૩ પ્રમાણેના હુકમ ઉપર અપીલ ચાલી શકે છે. ૧૦ વી. રી. ૫; ૧ બં. લા. રી. ૭. આ કાયદાની કલમ ૫૮૮ મી જોવી.

અમુક મીલકત વેચાણમાંથી બચવાને હુકમનામાના દેણદારે તેના કબજા માંહેની બીજી મીલકતની કીંમત તથા હાલત બતાવવી જોઈએ, અને જડજે વિચાર કરવો જોઈએ કે શી રીતે અને શી ગોઠવણથી આ મીલકતના જુદા જુદા ભાગોની વ્યવસ્થા થઈ શકે, કે તેથી એ અમુક જપ્ત કરેલી મીલકત વેચાતી બંધ રેહે. ૩ બં. લા. રી. પાનું. ૧૦૭, ૧૨ વી. રી. પાનું. ૬૬

સ્થાવરમિલકતના ખરીદદારે અનામત મુકવાનું.

**૩૦૬. આ બાબ પ્રમાણે સ્થાવર મિલકતના પ્રત્યેક વેચાણ વખત જે સખસ ખરીદદાર ઠરે તેણે તેમ ઠર્યા પછી તરતજ પોતાની ખરીદીની રકમમાંથી સેંકડે પચીસ ટકા વેચાણ ચલાવનાર અમલદારને અનામત ભરવા, અને તે રીતે રૂપીયા ન ભરે તો તે મિલકત લાગલીજ ફરી લીલામ કરીને વેચવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

બીજું લીલામ ચલાવનાર અમલદાર જે કસુર કરનાર હોય તેની નીચેની વધારેમાં વધારે માગણી હોય તે માગણીથી શરૂ કરવાને તે બંધાએલા નથી. પણ જો તે નીચેની વધારેમાં વધારે માગણી કરનાર પોતાની માગણી કાયમ રાખવાને ખુશી હોય તો તે પ્રમાણે તેઉ કરી શકે છે, પણ જો તે ખુશી ના હોય તો તેમણે ફરીથી લીલામ કરવું જોઈએ. ૧. વી. રી. પરચુરણ. ૧૧. જે તારીખે પેહેલું લીલામ કરવામાં આવ્યું હોય તે તારીખે બીજું લીલામ કરવું જોઈએ એવી જરૂર નથી, અને આ કલમ પ્રમાણે જ્યારે ફરીથી લીલામ કરવામાં આવે ત્યારે પેહેલા તથા બીજા લીલામની વચ્ચમાં જે ગાળો રેહે તે આપવાને પેહેલા ખરીદદારને ફરજ પાડવી જોઈએ. ૧૭ વી. રી. ૨૭૧. આ ઠરાવનો પેહેલો ભાગ 'તરત ફરીથી વેચવી' એ શબ્દો વિરૂદ્ધ તથા વી. રી. સન ૧૮૬૪ પરચુરણ પાનું ૨૦ ના ઠરાવ વિરૂદ્ધ છે; અને બીજો ભાગ ૩ વી, રી. ૩ ના ઠરાવ વિરૂદ્ધ છે, અને તેવો હાલ કાયદો નથી.

લીલામ ચલાવનાર અમલદાર માગણી કરતા પેહેલાં અનામતની રકમ મુકવાને આગ્રહ કરી શકતા નથી; પરંતુ જો એમ માલમ પડે કે સાધન વગરના સખસો અમસ્તી માગણીઓ કરવાને તથા લીલામનો હેતુ પાર નહી પાડવા દેવાને કપટથી આવેલા છે, તો

તે માગણી કરનારની માગણી કબુલ કરતા પેહેલાં તે ભરૂસો રાખવા લાયક છે કે નહી, એ વિશે વ્યાજબીરાહે તજવીજ કરી શકે છે. ૯ મુસે. ૩૨૪, અને તે લીલામમાં પીનલકોડની કલમ ૨૨૮ પ્રમાણે ખોટી માગણી કરનારા જવાબદાર થાય છે. વી. રી સન ૧૮૬૪ પરચુરણ પાનું. ૩

હુકનામામાવાળાને માગણી કરવાથી માગણી કરનાર તરીકે કબુલ કરયો હોય તો તે હમેશાંની રીતી પ્રમાણે અનામન મુકવાને બંધાએલો છે. વી. રી. સન ૧૮૬૪ પરચુરણ ૩૦; પરંતુ જે રકમ અનામત મુકવાની હોય તે રકમમાં તમામ હિતવાળા પક્ષકારો રોકડ અનામત મુકવાનો હક્ક છોડી દે નહી, તથા અનામત રકમ આપવામાં આવી હતી કે નહી, એ વિશે તકરાર હોય તો બીજું લીલામ શરૂ કરતાપેહેલાં જરૂરજે તેનો નીકાલ કરવો જોઈએ. ૫ ક. લા. રી. ૧૮૧, ઈ. લા. રી. ૬ મ. ૧૫૭. એવું ઠરાવવામાં આવ્યું છે કે જો અનામત મુકવામાં ના આવે તો લીલામ થયું થતું નથી. ઈ. લા. રી. ૫ અ. ૩૧૬, તોપણ ઈ. લા. રી. ૯ ક. ૯૮ જુઓ.

હુકમનામાની બજાવણીમાં અવિભકત સ્થાવર મીલકત વેચવામાં આવે તે વખતે સહહિસ્સેદારે મારો અગ્રક્રિયાધિકારનો હક્ક છે એવું કેહેવાથી તેનો તેવો હક્ક થતો નથી, પણ તે વખતે ત્રાહીત જેટલી વધારે માગણી કરે તેટલી માગણી તેણે અગ્રક્રિયાધિકારનો હક્ક મેળવતા પેહેલાં કરવી જોઈએ. ઈ. લા. રી. ૨અ. પાનું. ૮૫૦

હુકમનામાની બજાણીમાં જે સખસ ખરીદદાર થએલો હોય તેણે આ કલમમાં બતાવેલી રીતી પ્રમાણે વેચાણની કીમત ઉપર દર સેંકડે ૨૫ ટકા અનામત મુકવા, અને લીલામ ચલાવનાર અમલદારે તે લેવાની બાબતમાં કસૂર કરેલી હોય તો તે લીલામ ચલાવવમાં આગત્યની રીતે ગેરશીરસ્તે થાય છે. માટે કલમ ૩૧૧ પ્રમાણે અરજ કરવા ઉપરથી તે વિશે તજવીજ કરવી જોઈએ, અને આવા કારણથી વેચાણ નામંજુર કરવાને જુદો દાવો ચાલતો નથી. ઇ. લા. રી. ૧૬ ક. પાનું. ૩૩

ઇ. લા. રી. ૧૨ મ. પાનું ૪૫૪ નો ઠરાવ કલમ ૨૪૪ નીચેની ટીકામાં જુઓ.

પુરેપુરી રકમ ભરવાની મુદત.

**૩૦૭. મિલકતના વેચાણ પછી વેચાણનો દિવશ બાદ કરીને પંદરમે દીવશે કોર્ટ બંધ થાય તે અગાઉ ખરીદદારે ખરીદીની પુરેપુરી રકમ ભરવી, અથવા પંદરમો દીવશ રવીવાર કે બીજો રજાનો દીવશ હોય ત્યારે પંદરમા દીવશ પછી પેહેલ વેહેલી જે દીવશે રજા ખુલે તે દીવશે ભરવી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે

પંદર દીવશ ગણવવામાં લીલામનો દીવશ બાતલ કરવો જોઈએ. ૩ આગ્રા. પાનું ૨૪૦

આ કાયદાની કલમ ૨૯૩ કસુર કરનાર ખરીદદારોને લાગુ છે. ઈ. લા. રી. ૫. મું. ૫૭૫, ઈ. લા. રી. ૭ ક. પાનું. ૩૩૭

તે રકમ ન ભરે ત્યારે શી રીતે કરવું.

**૩૦૮. ગઇ છેલ્લી કલમમાં કહેલી મુદતની દરમ્યાન ભરણુ નહી થાય તો, તે અનામતમાંથી વેચાણનું ખરચ બાદ કરીને બાકી દંડ દાખલ સરકારમાં વસુલ થશે, અને મિલકત ફરી વેચવામાં આવશે. અને કસુર કરેલા ખરીદદારનો તે મિલકત ઉપર કે તે ફરી વેચવાથી ઉપજેલા રૂપીયાના કાંઇ ભાગ ઉપર કાઇ દાવા રેહેશે નહીં.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૪ પ્રમાણે કસુર કરનાર ખરીદદાર તથા હુકમવાળાને બંગાળામાં દાવાના પક્ષકાર તરીકે ગણવામાં આવેલા છે, માટે કલમ ૨૫૪ પ્રમાણે કરેલા ઠરાવ ઉપર અપીલ ચાલી શકતી હતી. ૧૬ વી. રી. ૧૪, ઇ. લા. રી. ૧ અ. ૧૮૧. કલમ ૨૯૩ નીચેની ટીકા જુઓ.

**કોર્ટ**—મદ્રાસ હાયકોર્ટના નિયમ પ્રમાણે સરકાર ટ્રેઝરીમાં નાણાં વસુલ આપવામાં આવે, એટલે આ કલમના કારણસર બસ છે. ઈ. લા. રી. ૭ મ. પાનું. ૨૧૧.

રૂપીયા ન ભરવાથી ફરીથી લીલામ કરવામાં આવે તેમાં પ્રથમના લીલામમાં ઉપજેલી કીંમતથી ઓછું ઉપજે તે બાબત પ્રથમના લીલામમાંથી ખરીદ કરનાર જવાબદાર છે. તે ઠરાવ જો તે લીલામ સ્થાવર કે જંગમ એમાંથી ગમે તે મીલકતનું હોય, પણ જો તે લીલામ કાયદાસર રીતે થએલું હોય તે લીલામને લાગુ છે. ઇ લા. રી. ૭ ક પાનું. ૩૩૭.

ઈ. લા. રી. ૧૬ ક. પાનું ૩૩ નો ઠરાવ કલમ ૩૦૬ નીચેની ટીકામાં છે, તે જુઓ.

સ્થાવર મીલકતના ફરી વેચાણનું જાહેરનામું.

**૩૦૯. ખરીદીની રકમ ભરવાને જે મુદત ઠરાવી છે તે દરમ્યાન તે રકમ ન ભરવાથી સ્થાવર મિલકતનું જે ફરી વેચાણ કરવું પડે તે નવું જાહેરનામું કાઢીને કરવું તે જાહેરનામું પેહેલા વેચાણને વાસ્તે ઠરાવી છે તેટલી મુદતનું અને તે રીતે કાઢવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

જે કામોમાં દેણદારની સુગમતાને સારૂ લીલામ બંધ રાખવામાં આવ્યું હોય તે કામો વિષે આ કલમ નથી; પરંતુ ફકત ફરીથી કરેલા લીલામ બાબત છે. ૧ વી. રી. પરચુરણ, ૩.

ફરીથી કરેલા લીલામમાં જેટલી રકમ ઓછી ઉપજે તેને સારૂ પ્રથમનો ખરીદદાર જવાબરદાર છે. ૩ વી. રી. પાનું. ૩

ઈ. લા. રી. ૧૨ મ. પાનું ૪૫૪ નો ઠરાવ કલમ ૨૪૪ નીચે જુઓ.

બજાવણીમાં અવિભકત મીલકતનોહિસ્સો વેચાયતેમાં સહ ભાગીદારનો માગણી કરવા નોહકપેહેલો છે

**૩૧૦. હુકમનામાની બજાવણીમાં વેચાએલી મીલકત, અવિભક્ત સ્થાવર મિલકતનો હિસ્સો હોય, અને વેચાણ ચાલતાં કોઈ માગણીમાં બે અથવા વધારે સખસો અનુક્રમે એકજ રકમ બોલે, ને તેમાં એક સહ-હિસ્સેદાર હોય તે માગણી તે સહહિસ્સેદારની માગણી ગણાશે.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૧૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

**રકમ અગાઊથી આપવી**—આ કલમનો ઈરાદો સહહિસ્સેદાર સામાન્ય રીતે માગણી કરે તેવો છે. તે પોતાનો અગ્રક્રિયાધિકારનો હક પસંદ કરીને વધારેમાં વધારે માગણી કરનાર જેટલી રકમ તે આપવા માંડે તો તે બસ નથી. ઈ. લા. રી. ૩ અલહા. ૮૨૭, ઈ. લા. રી. ૨ અલહા. ૮૫૦.

આ કલમથી જુના કાયદામાં ઘણો સુધારો કરેલો છે. તેથી લીલામ વખતે જે સખસ સહહિસ્સેદાર હોય અને અવિભક્ત સ્થાવર મીલકતમાં અગ્રક્રિયાધિકારનો હક્ક હોય અને તે મીલકત તેના તથા હુકમનામાના દેણદારના મજીઆરા કબજામાં હોય તો, તેથી રેગ્યુલર દાવામાં જે હક્કનો અમલ થઈ શકે તેવો ફકત હક્ક તેને મળે છે, એટલુંજ નહીં પણ બજાવણીમાં તેની સાથેનું વેચાણ પૂર્ણ કરાવવાનો હક્ક મળે છે. ૬ અલ્હા. ૨૭૨. તોપણ ૬ વી. રી. પરચુરણ ૩ જુઓ. તે કલમમાં ઠરાવેલું છે તે શિવાય હુકમનામાની બજાવણીમાં વેચેલી મીલકત ઉપર અગ્રક્રિયાધિકારનો હક્ક નથી. ૧૦ વી. રી. ૧૬૫. તથા માર્સ ૫૫૫; અને જ્યારે જે મીલકત વેચાવવામાં આવી હોય તે અવિભક્ત સ્થાવર મીલકતનો ભાગ ના હોય પણ તેવા ભાગ ઉપર ગીરોરાખનારનો ફક્ત હક્ક હોય તો, તે કલમ લાગુ થતી નથી. ઈ. લા. રી. ૩ અલ્હા. પાનું. ૧૫.

ખરીદદારે સહહિસ્સેદારના નામથી ખરીદવાને સંભાળ લેવી જોઈએ. એક કામમાં સહહિસ્સેદારે પોતાના નામથી મીલકત ખરીદ કરી નહી,પણ બ.કે જે સહહિસ્સેદાર નહી હતો તેના નામથી ખરીદ કરી, તો તેથી અગ્રક્રિયાધિકારનો હક્ક ઉત્પન્ન થતો નથી,એવું ઠરાવવામાં આવ્યું છે. ૨ અલ્હાબાદ પાનું. ૨૦૦.

બીજી માગણી કરનારના લાભમાં લીલામ મંજુર રાખ્યાના હુકમ ઉપર દાવામાં જે સહહિસ્સેદાર પક્ષકાર ના હોય તે અપીલ કરી શકતો નથી. ઇ. લા. રી ૩ અલ્હા. ૬૭૪. તોપણ ઈ. લા. રી. ૫ અલ્હાબાદ. પાનું. ૪૨ જુઓ.

ગેરશીરસ્તપણાનેલીધેજમીનનું લીલામ રદ કરવાનીઅરજ.

**૩૧૧. વેચાણ કરવાની વાત પ્રસિદ્ધ કરવામાં અથવા વેચાણ ચલાવવામાં ભારે ગેરશિરસ્ત કામ ચાલ્યું છે એ સબબથી હુકમનામાવાળો અથવા આ બાબ પ્રમાણે જેની સ્થાવર મિલકત વેચાઇ હોય તે સખસ, તે વેચાણ રદ કરવાની કોર્ટને અરજ કરી શકે.**

**પણ તે ગેરશિરસ્તે કામ ચાલ્યાથી મને ખરેખરૂ નુકશાન થયું છે, એમ અરજદારે કોર્ટની ખાત્રી થાય તે રીતે, શાબીત કર્યા વગર ગેરશિરસ્તાના સબબથી વેચાણ રદ કરવું નહીં.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

સાંથના આકટ પ્રમાણે જમીન ઉપરના પેટા હક્કનાં વેચાણોને આ કલમ લાગુ થાય છે. ઈ. લા. રી. ૭ ક. ૧૬૩, ૮ ક. લા. રી. પાનું ૪૯૮.

હુકમનામાવાળો અથવા જેની સ્થાવર મીલકત વેચાવવામાં આવી હોય, તે પછી હુકમનામાનો દેણદાર હોય કે નહી પણ તે અરજદાર હોવો જોઈએ. ઇં. લા. રી. ૫ અલ્હા. ૪૨, અને તેમાં સાંથના કાયદા પ્રમાણે જે સખસનો જમીન ઉપરનો હક્ક વેચવામાં આવેલો હોય તેનો સમાસ થાય છે. ઈ. લા. રી. ૧૦ ક ૪૯૬. હુકમનામાની રૂઇએ લીલામમાંથી ખરીદ કરનાર લીલામ મંજુર થતા પેહેલાં અરજ કરી શકતો નથી. ઈ. લા. રી. ૮ ક. પાનું. ૩૬૭.

**વેચાણ રદ બાતલ**—કલમ ૨૯૫ પ્રમાણે કરેલી જપ્તી જો ઊતરતાં દરજ્જાની કોર્ટે કરેલી હોય અને તેનું વેચાણ પણ તે કોર્ટે કરેલું હોય તો તે રદ બાતલ છે, અને

હાયકોર્ટ ફેરીતપાસમાં રદ કરી શકે છે. ઈ. લા. રી. ૪ અલ્હા. ૩૫૯, ઈ. લા. રી. ૬ અલ્હા. ૬૧૫. તેમજ જો જપ્તી કર્યા સિવાય મીલકત વેચવામાં આવી હોય અથવા કલમ ૨૪૮ પ્રમાણે નોટીસ કાહાડવામાં આવેલી ના હોય તો તે પ્રમાણે છે. ઈ. લા. રી. ૬ અ. ૬૧૫, ૭ અ. ૩૮, ઇ. લા રી. ૬ ક. ૧૦૩. તેમ જે વખત અને જગો વિશે યોગ્ય રીતે જાહેરનામું કરવામાં આવેલું હોય તે વખત અને જગોએ લીલામ કરવામાં ના આવે તો, તે પ્રમાણે છે. ઈ. લા. રી. ૭ અલ્હા. ૬૭૬, પણ ઈ. લા. રી. ૭ અલ્હા. પાનું ૭૩૧ જુઓ.

**ગેરશીરસ્તે**—જે કામોમાં કાંઈ ગેરશીરસ્તે થએલું હોય તે કામો સબંધીજ આ કલમ છે. અને ફક્ત ગેરશીરસ્તે થયા સિવાય એટલે જેમકે કપટ થયા સિવાય કોઈ બીજા કારણથી લીલામ રદ કરવાને માગવામાં આવે તો તેને આ કલમ લાગુ થતી નથી. ૮ વી. રી. ૫૦૬; અથવા ખરીદદારે હુકમનામાવાળાને જુઠા રીર્ટનો કરવાને કપટથી લલચાવ્યો હોય ૧૧ વી. રી. ૨૪૪, અથવા નાજરે ખરીદદારોની સાથે મળી જઈને થોડીક કીમતથી મીલકત વેચી હોય, ૭ મું. ૭૪, અથવા હુકમનામું હકુમત વિનાનું હોય, ૧૫ વી. રી. ૩૧૧, અથવા હુકમનામું પુરૂં કરવામાં આવ્યું હોય, ૯ વી. રી. ૧૯૬, અગર જે પક્ષકારની મીલકત વેચવામાં આવી હોય તે પક્ષકાર હુકમ નામાનો દેણદાર ના હોય તો તેવી હરકતો આ કલમ પ્રમાણે નથી. ૬ વી. રી. પરચુરણ. ૧૧૬. તે ગેરસીરસ્તપણું લીલામ પ્રસિદ્ધ કરવામાં અગર લીલામ કરવામાં થએલું હોવું જોઈએ, અને તે વધારેમાં વધારે માગણી કરનારને મીલકત આપવામાં આવે ત્યાં સુધીના કૃત્ય સબંધી હોવું જોઈએ.

લીલામની તારીખથી ૧૫ દીવશ વિત્યા પછી જડજે નાણાં લીધાં હોય તો તે ગેરસીરસ્તે થયાની બાબતમાં આ કલમમાં સમાસ થતો નથી. ૬ વી. રી. પરચુરણ. ૮૨ વાવ્યપ્રાંતમાં હુકમ અગર હુકમનામાની રૂઈએ તે હુકમ અગર હુકમનામું ફેરવ્યા પછી પણ તે ફેરવ્યાનો હુકમ વેચાણ કરનાર અમલદારને પોહોચતા પેહેલાં જો લીલામ કરવામાં આવે તો તે ગેરસીરસ્તે થાય છે, માટે લીલામ રદ કરવું જોઈએ. ૪ અલ્હા, ૧૩૫, ૬ અલ્હા. ૩૫૪. કલમ ૨૯૮ નીચેની ટીકા જુઓ.

**પ્રસિદ્ધ કરવું અથવા તે ચલાવવું**—જપ્તીની નોટીસ પ્રસિદ્ધ કરવામાં ગેરસીરસ્તે થએલું હોય તેનો સમાસ તે પ્રસિદ્ધ કરવામાં અગર ચલાવવામાં એવા શબ્દોમાં થાય છે કે નહી તે એક સવાલ છે. ઈ. લા. રી. ૯ ક. ૬૫૬ થી ૬૬૦. હુકમનામાનો દેણદાર લીલામ થયા પછી હુકમનામું બજી શકતું નથી, એવી હરકત લેઈ શકતો નથી. ઈ. લા. રી. ૬ મ. પાનું. ૨૩૭

**અગત્યનું ગેરસીરસ્તેપણું**—અગત્યની બાબતમાં ગેરસીરસ્તે થએલું હોવું જોઈએ. અસલ હુકમનામાવાળો મરી જાય ત્યાર પછી પણ તેની જગોએ કોઈ સખસ દાખલ થાય તે પેહેલાં લીલામની નોટીસ કાહાડવામાં આવે, જપ્તી તથા લીલામની નોટીસો એકઠી કાહાડવામાં આવે, લીલામ વખતે બાકીની લેહેણી રકમ વધારે કેહેવામાં આવે, અથવા જાહેરનામાનો અમલ યોગ્ય ગામમાં કરવામાં આવ્યો હોય તોપણ તે જાહેરનામામાં ખોટું પ્રગણું લખેલું હોય અથવા ઊતરતા દરજ્જાની કચેરીમાં લીલામનું જાહેરનામું પ્રસિદ્ધ કરયું હોય, અને મુખ્ય કચેરી કોર્ટની હકુમત બાહાર હોય, અથવા ખરા તેહેવારના દીવશે વેચાણ કરવામાં આવ્યું હોય અથવા જો કે મીલકતનો ઘણો ભાગ બીજા જીલ્લામાં હોય, તોપણ હકુમત અંદરનો ભાગ વેચવામાં આવ્યો હોય, અથવા જે જીલ્લામાં

હુકમનામું થએલું હોય તે જીલ્લાની અંદર હુકમનામું પુરૂં કરવાને મીલકત હોય, તોપણ તે વેચવામાં આવી હોય અથવા જે માગણી બાબત મીલકતનો ભાગ જવાબદાર હોય તે માગણી બાબત તમામ મીલકત વેચવામાં આવી હોય, અથવા મીલકતની સુમારે કીમત આપે તેવો કોઇ સખસ હાજર ના હોય, તેથી લીલામ બીજા દીવશને વાસ્તે પ્રસિદ્ધ રીતે બંધ રાખવામાં આવે અને તે કોર્ટના હુકમથી બંધ રાખવામાં આવે તો, જો બની શકે તો લીલામ રદ કરવામાં આવે છે. ૨૨ વી. રી. ૪૮૧, ૪ વી. રી. પરચુરણ. ૧૨,૧ અલ્હાબાદ. ૬૧, ૨૫ વી. રી. ૩૨૬, ૧૪ વી. રી. ૪૪, ઈ. લા રી. ૩ અલ્હા. ૩૩૩, ૨૩ વી. રી. ૧૫૪; ૧૯ વી. રી. ૪૩૪, ઈ. લા. રી. ૭ અલ્હા ૪૫૦, ૧૭ વી. રી. ૨૧૦, ૧૮ વી. રી. ૩૪૭, પણ ૪ ક. લા. રી. ૨૩ જુઓ. વળી અગત્યની બાબતમાં ગેરશીરસ્તે થવાના કારણુસર લીલામ રદ કરવું કે નહીં તે વિશે. ૪ મુંબાઈ ૧૬૪, ૨૩ વી. રી. ૧, ઈ. લા. રી. ૮ મુંબાઈ ૪૨૪,૧ સોમ, ૧૦, ૩ ઈ. અ. ૨૩૦; ૯ ક. લા. રી. ૧૩૪; ઈ. લા. રી. ૭ ક. ૭૨૩. ૫ મુંબાઇ ૬૩; ૧૧ ક. લા. રી. ૩૦૩, ૩ વી. રી. પરચુરણ ૨૪, ૪ ક. લા. રી. ૨૩; ઇ. લા. રી. ૩ ક. ૫૪૨; ઈ. લા. રી. ૩ ક. ૫૪૫, ૨૪ વી. રી. ૨૪૦. ૬ ક. લા. રી. ૨૩૭, ઇ. લા. રી. ૯ ક. ૫૧૧-૧૫ વી. રી. ૫૮, ૭ ક. લા. રી. ૮૫, ઇ. લા. રી. ૬ ક. ૧૦૩, ૯ ક. લા. રી. પાનું. ૨૬૩.

**ખરી રીતે નુકશાન**—તે ગેરશીરસ્તે થવાથી ખરી રીતે નુકશાન થયું છે એમ અરજદારે બતાવવું જોઈએ; અને તે ગેરશીરસ્તે થએલી બાબતનો નુકશાન સાથે સબંધ બતાવી શકે નહી તો તે નિષ્ફળ જવો જોઈએ. ૨૪ વી. રી. ૨૨૭, ૧૯ વી. રી. ૭૮, ૧૧ ક. લા. રી. ૪૯૪, લા. રી. ૧૦ ઇ. અ. ૨૫, ઈ લા. રી. ૧૧ ક. ૭૪, ઈ. લા. રી. ૯ ક. ૫૫૬, અને આ ફક્ત હકીકતનો સવાલ છે, ઈ. લા. રી. ૮ ક. પાનું. ૧૭૮.

કલમ ૨૮૯ પ્રમાણે લીલામનાં જાહેરનામાં બજાવવામાં આવેલાં ના હોય, અને કલમ ૨૮૭ પ્રમાણે જવાબદારીઓનો શોધ કરવાને આફીડેવીટ કરેલા ના હોય અને જાહેરનામા પ્રસિદ્ધ કર્યા તારીખથી ૩૦ દીવશ પછી લીલામ કરવામાં આવેલું હોય, પણ નુકશાનનો પુરાવ ના હોય તો, તે લીલામ મંજુર રાખવામાં આવે છે. ઈ. લા. રી. ૮ ક. ૯૩૨; પરંતુ બીજા કામોમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે જે નુકશાન બાબત ફરીયાદ કરવામાં આવી છે તે નુકશાન તે ગેરશીરસ્તે થવાથી સ્વભાવિક રીતે થાય છે, એવું બતાવવાને તે બસ છે. ૨૨ વી રી. ૫૫૦, અને બીજા કામોમાં જો ખરૂ નુકશાન થએલું હોય તો તે નુકશાન ગેરસીરસ્તે થવાથી થએલું છે, એવું અનુમાન થાય છે. ૯ ક. લા. રી. ૩૪૧, ઈ. લા. રી. ૭ ક. ૭૩૦; ઈ. લા. રી. ૭ ક. ૪૬૬.

**લીલામ રદ કરવું**—લીલામ બંધ કર્યાના હુકમનામાં જે તારીખ ઠરાવેલી હોય તે તારીખને પેહેલે દીવશે જો લીલામ કરવામાં આવે તો તે બાબત ૨૫ વી. રી. ૩૨૮ છે, અથવા તે પછી કરવામાં આવે તો ૬ વી. રી. પરચુરણ ૮૪ છે, અથવા જાહેરનામામાં જે વખત બતાવેલો ના હોય તે વખતે કરવામાં આવે તો, ૧૪ વી રી. ૩૨૦ છે; અથવા અનિયમીત મુદત સુધી લીલામ બંધ રાખવાને નવું જાહેરનામું કર્યા સિવાય કરવામાં આવે તો ૩ વી. રી. પરચુરણ ૧૧ છે; અગર જાહેરનામામાં બતાવેલો હુકમ જે જગોએ લીલામ કરવા બાબતનો હોય તે એકદમ ફેરવવામાં આવે તો ૧૨ વી. રી. ૨૮૧ છે; અથવા મીલકત લાટથી વેચવાને જાહેરનામાં કરેલાં હોય તેમ છતાં ઉચક વેચવામાં

આવે તો, ૧૮ વી. રી. ૩૪૨ છે, અથવા હક્ક સબંધની નોટીસો કારકુને વાંચીને મીલકત ઉપરનો ગીરોહક્ક કાયમ રાખ્યો હોય તો, તે વિષે ૪ મુંબાઈ ૧૬૪ છે, અને ઘણી થોડી કીમતથી મીલકત વેચવામાં આવી હોય તો તે લીલામ રદ કરવામાં આવે છે. મીલકતનો તમામ ભાગ દેણદારની મરજી વિરૂદ્ધ વેચવામાં આવે અને થોડો ભાગ વેચવાથી બસ થાય તેવું હોય તો તે લીલામ રદ કરવામાં આવે છે. ૨૩ વી. રી. પાનું. ૧.

**લીલામ રદ કરવું નહી**—લીલામના જાહેરનામામાં પ્રામીસરીનોટોના નંબર તથા રકમ બતાવેલી ના હોય તો લીલામ રદ કરવામાં આવતું નથી. ૮ વી. રી. ૪૧૫, અને જે કામોમાં લીલામ રદ કરવામાં આવ્યાં નથી તે વિશે ૧૧ વી. રી. ૨૨૬, ૪ મુંબાઈ ૧૬૪, ૧૭ વી. રી. ૨૭૮, ૬ વી. રી. ૩૧ ના ઠરાવો છે.

એક વખતે કામ પુરૂં થયું એટલે લીજા પક્ષકારની અરજી ઉપરથી લીલામ સંક્ષેપ રીતે રદ થઈ શકતું નથી; તેનો ફક્ત ઈલાજ રેગ્યુલર દાવો કરવાનો છે. ૨૪ વી. રી. ૪૫૨.

ત્રીજા પક્ષકારોના હક્કો કપટ ભરેલી રીતે વેચવામાં આવે, તે વિશે. ૧૦ મુર ૫૪૦ નો ઠરાવ જુઓ.

**કામ ચલાવવાની રીતી**—આ કાયદાની કલમ ૬૪૭ માં ઠરાવ્યું છે કે તમામ પરચુરણ કામોમાં તે કાયદો લાગુ છે, અને જ્યારે આ કલમ પ્રમાણે અરજી કરવામાં આવેલી હોય ત્યારે જડજે સુનાવણીને માટે એક દીવશ ઠરાવવો જોઈએ, અને અગલની રીતે ગેરશીરસ્તે થયું છે કે નહી અને અરજદારને નુકશાન થયું છે કે નહીં તે વિશે જે પક્ષકારો પુરાવ આપે તે જડજે લેવો જોઈએ. ૨૦ વી. રી. ૪૨૪, ૨ અલહા. ૧૪૩, ૪ વી. રી. પરચુરણ ૯, ૧૨ વી રી. ૫૧૧, અને દરેક બાબત સ્પષ્ટ ઠરાવ કરવો જોઇએ. ૬ વી. રી. પરચુરણ ૧૨૫. જો એકાદી અરજી મુદતની અંદર કરવામાં આવે તો તેની વ્યવસ્થા કરવી જોઇએ, અને તે વેહેલી કરવી જોઈતી હતી, અથવા તેમાં કહેલી હકીકત ઘણુંકરીને સાચી નથી એવા કારણથી તે સંક્ષેપ રીતે નામંજુર કરવી નહી જોઈએ. ૧૫ વી. રી. ૯૫, ૪ વી રી. ૨૧૬. નાજરનો રીપોર્ટ તે પુરાવ નથી. ૨ અલ્હાબાદ પાનું. ૧૪૨.

**અપીલ**—આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૭ અ. પાનું. ૨૫૩.

હુકમનામાની બજાવણીમાં સ્થાવર મીલકતના લીલામના જાહેરનામામાં એવું જાહેર કરવામાં આવ્યું હતું કે, હુકમનામાવાળાના બે પ્રકારના હકની બાબતમાં કુલ રૂ. ૧૦૦૦) ની જવાબદારી તે મીલકત ઉપર છે. ખરી રીતે તે એકજ હક્ક સુમારે રૂ ૮૦૦) નો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે જાહેરનામામાં તે વેચાણ અને માગણીમાં તે મીલકત મુકવાનું પ્રસિદ્ધ કરવામાં એવું ગેરસીરસ્તે થએલું છે કે, જેથી સારી રીતનું લીલામ અટકે અને કીંમતમાં હરકત થાય, માટે તે લીલામ રદ કરવું જોઈએ. ઈ લા. રી ૮ અ. ૧૧૬.

આ કલમ પ્રમાણે અરજદારને કામ ચાલતાં વાસ્તવિક નુકશાન થએલું હોય, તે વિશેના પુરાવ વિના હુકમનામાની બજાવણીમાં થએલું લીલામ રદકરવામાં આવેલું હોય તો, તે હુકમ હકુમત વિનાનો છે. ઈ. લા. રી. ૯ મ. પાનું. ૧૪૫.

આ કલમમાં "જે કોઈની સ્થાવર મીલકત વેચાએલી હોય" એવા શબ્દો છે, તે એટલા બધા બાહોળા છે કે જેમાં હુકમનામાવાળા ના હોય, હુકમનામાના દેણદાર પણ નાહોય, તેમ લીલામમાંથી ખરીદ કરનાર પણ ના હોય તેનો સમાસ થાય છે. પરંતુ જે સખસ

એમ કહેતો હોય કે તે બજાવણીમાં વેચાએલી મીલકત મ્હારી છે તેનો પણ સમાસ થાય છે. ઈ. લા. રી. ૧૪ ક. પાનું. ૨૪૦ તથા ૨૮૦ તથા ઈ. લા. રી. ૧૫ ક. ૪૮૮.

આ કલમ પ્રમાણે લીલામ રદ કરવાની અરજી જો લીલામ મંજુર થયા પછી એમ કહેવામાં આવ્યું હોય કે અરજદારને કપટ કરીને તે મંજુર રાખવામાં આવ્યું ત્યાંહાં સુધી જાણવા દેવામાં આવેલું નથી, તોપણ લીલામની તારીખથી ૩૦ દીવસ વીતી ગયા પછી તે થઈ શકતી નથી. ઈ. લા. રી. ૧૪ ક. પાનું. ૬૭૯.

આ કલમ પ્રમાણે હુકમનામાનો દેણદાર સગીર હતો તેથી તેની તરફથી અરજી કરવામાં આવેલી, પણ તે નામંજુર કરવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ કલમ ૩૧૨ ની પેહેલી રકમથી અપીલવાળાની હરકત નામંજુર કરી લીલામ મંજુર કરવાના હુકમ ઉપર આ અપીલ થાય છે. ઇ. લા. રી. ૯ અ. પાનું. ૪૧૧.

આ કલમની પેહેલી રકમના અર્થ અને બીજી રકમના હેતુ પ્રમાણે તે લીલામ ગેરશીરસ્તે થવાથી ખરી રીતે નુકશાન થએલું છે કે નહી તેનો તપાસ કર્‌યા વિના વ્યાજબીરાહે કોર્ટ તે લીલામ રદ કરી શકે છે કિંવા નહી, તે એક સવાલ છે. ઇ.લા. રી. ૯ અ. ૫૧૧.

આ કલમ પ્રમાણે મુદ્દાની બાબતમાં ગેરસીરસ્તે થયાના કારણથી તે લીલામ રદ કરવાની અરજી કરવાનો બીજા હુકમનામાવાળાનો હક્ક છે. ઈ.લા.રી. ૧૦ મ. પાનું. ૫૭

કસુરના કારણથી હુકમનામાની બજાવણીમાં થએલું લીલામ રદ કરવાની આ કલમ પ્રમાણેની અરજી કાહાડી નાંખવામાં આવેલી, તે ફરી ફાઇલમાં લેવાને કરેલી અરજી રદ કર્‌યાના હુકમ ઉપર અપીલ ચાલી શકતી નથી. ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૩૧૯.

ઇ. લા. રી. ૧૬ ક. પાનું. ૩૩ નો ઠરાવ કલમ ૩૦૬ નીચે છે, તે જુઓ.

જે કીમત ઉપજે તે કરતાં તે મીલકત વેચવાથી ઓછી કીમત ઉપજેલી છે તેવું આ કલમના હેતુ પ્રમાણે શાબેત કરવું જોઇએ. ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૧૯.

કલેકટર તરફ કલમ ૩૨૦ પ્રમાણે હુકમનામું બજાવવાને મોકલેલું હોય, અને કલેકટર તેથી લીલામ કરે તો, તે લીલામ મુદ્દાની બાબતમાં ગેરસીરસ્તે થએલું છે તેથી રદ કરવું જોઈએ એવી આ કલમના હેતુ પ્રમાણેની અરજી દિવાની કોર્ટ સાંભળી શકતા નથી. ઈ. લા. રી. ૧૧ અ. પાનું. ૯૪.

ઇ. લા. રી. ૧૧ અ. પાનું ૩૩૩ નો ઠરાવ કલમ ૨૯૦ નીચે છે, તે જુઓ.

હરકત નામંજુરકર્યાનું અને મંજુર કર્યાનું પરિણામ.

**૩૧૨. ગઇ છેલ્લી કલમમાં કહ્યા પ્રમાણે અરજ કરવામાં ન આવે, અથવા તેવી અરજ થયા છતાં હરકત નામંજુર કરવામાં આવે તો ફરિયાદના પક્ષકાર તથા ખરીદદાર પુરતુ વેચાણ કાયમ કરવાનો હુકમ કોર્ટ કરવો.**

**જો તેવી અરજ કરવામાં આવે અને હરકત મંજુર થાય તો, વેચાણ રદ કરવાનો હુકમ કોર્ટ કરવો.**

**આ કલમ પ્રમાણે જે પક્ષકારની વિરૂદ્ધ હુકમ કર્યો હોય તે પક્ષકારથી સદરહુ ગેરશિરસ્તાપણાના સબબથી, તે હુકમ રદ કરાવવાની ફરિયાદ થશે નહીં.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

ફક્ત લીલામ મંજુર કર્‌યાનું કામ તે સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની આર્ટીકલ ૧૭૯ ની રકમ ૪ પ્રમાણે બજાવણીમાં મદદ કર્‌યાની અરજી થતી નથી. ૧૦ ક.લા.રી. ૩૩૦.

**હરકત નામંજુર કરવી**—જો દરખાસ્ત નામંજુર કરવામાં આવે તો કોર્ટે લીલામ મંજુર કર્યાનો હુકમ કરવો જોઈએ, અને લીલામની તારીખથી ખરીદદારનો મીલકત લેવાનો હક્ક થાય છે. ૭ અલ્હા. ૩૧૦, અને જો તે અરજી મંજુર રાખવામાં આવે તો તે લીલામ રદ કરવું જોઈએ, અને લીલામનું ખચ કોણે આપવું તે વિશે હુકમ કરવો જોઈએ. ૬ અલ્હાબાદ ૩૦૯. કોર્ટના અમલદારની તરફથી ગેરસીરસ્તે થવાથી બજાવણી રદ કરવામાં આવેલી, તેમાં ઠરાવવામાં આવ્યું કે હુકમનામાના દેણદારના ઉપર લીલામનું ખર્ચ નાંખવું નહી જોઈએ. ૨ આગ્રા, પરચુરણ ૧. આ કલમ પ્રમાણેનું કામ તે ન્યાયની રૂઈનું કામ છે, અને જો કે અમુક હક્ક જડજને આપવામાં આવેલ છે અને તે અરજીમાં બતાવેલી હકીકત કડાવવાને તે બંધાએલા નથી, તોપણ તકરારો ઉપરથી ખરી રીતે જે હકીકત નીકળે તે ઉપર નિર્ણય થવો જોઈએ ૧૩ વી રી. પાનું. ૨૫૦.

અપીલમાં પેહેલ વેહેલી હરકત લેઇ શકાતી નથી. ઇ. લા. રી. ૯ ક. પાનું ૬૫૬.

**અપીલ**—આ કલમની પેહેલી રકમ પ્રમાણે કરેલા હુકમ ઉપર કલમ ૫૮૮ ની રકમ ૧૬ અને કલમ ૫૮૯ પ્રમાણે હાયકોર્ટમાં અપીલ ચાલે છે. ઈ. લા. રી. ૭ અલ્હા. ૨૫૩, પણ સન ૧૮૬૬ ના આકટ ૨૦ મા પ્રમાણે નોંધેલા દસ્તાવેજો અને હુકમનામાં થએલા હોય તેવા ખાસ કામમાં અપીલ ચાલતી નથી. ૨૪ વી. રી. ૨૨૫, એક હુકમનામાના દેણદારે લીલામ બંધ રાખવાને ઘણી હરકતો લીધી, પણ સબાર્ડીનેટ જડજે તે રદ કરી અને લીલામ કરવાનો હુકમ કરવામાં આવ્યો, તેથી તે હરકતો રદ કર્યાના હુકમ ઉપર હુકમનામાના દેણદારે અપીલ કરી તેમાં ઠરાવવામાં આવ્યું કે લીલામ મંજુર રાખ્યા ઉપર તે અપીલ કરવામાં આવી છે, એવી વ્યવસ્થા કરવી જોઈએ ૧૪ વી.રી. ૩૮૫. જો લીલામમાંથી ખરીદદારને કામમાં પક્ષકાર કર ામાં આવ્યો હોય અને લીલામ રદ કરવામાં આવ્યું હોય તો, તે અપીલ કરી શકે છે. ઇ લા. રી. ૨ અલ્હા. ૩૫૨ તથા ૩૦૬. જો તેને પક્ષકાર કરવામાં ના આવ્યો હોય તો, તે લીલામ રદ થઈ શકતું નથી. ઈ. લા. રી. ૬ મ. પાનું. ૨૩૭.

**મુદત**—આ કલમ પ્રમાણેની અરજી ૩૦ દીવશની અંદર કરવી જોઈએ, પરંતુ જો પુક્ત કારણ બતાવવામાં આવે તો કોર્ટ તે મુદત વીતી ગયા પછી તે અરજી દાખલ કરી શકે છે. ૧૮ વી. રી. પાનું. ૧૧.

બજાવણીમાં થએલું લીલામ રદ કરવાનો દાવો તે મંજુર કર્યાની તારીખથી એક વર્ષની અંદર કરવો જોઈએ—સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨ જાની આર્ટીકલ ૧૨; પરંતુ જે રૂપમાં તે દાવો કરતો હોય તે રૂપથી જુદા રૂપમાં બજાવણીના કામમાં આ બીજા દાવાનો વાદી પક્ષકાર હોય અથવા પ્રતીવાદીનો હક્ક સબંધ ફક્ત વેચાવવામાં આવ્યો હોય, અને તે દાવો કરતો ના હોય અથવા લીલામ કાયદા વિરૂદ્ધ હોય, અને તેથી કાંઈ વેચવામાં આવ્યું ના હોય તો, તેમ થતું નથી ૯ ક. લા. રી. ૧૮, ઈ. લા. રી. ૪ મ. ૧૭૮, ઈ. લા. રી. ૫ મ. ૫૪, પરંતુ તે મીલકતનું લીલામ હોય તો, એક વર્ષની મુદત છે. ઈ લા. રી. ૭ મ. પાનું. ૨૫૮.

**હુકમ રદ કરાવવાનો દાવો**—આ કલમ પ્રમાણેનો હુકમ રદ કરાવવાને પ્રોસીડીંગનો એક પક્ષકાર રેગ્યુલર દાવો કરી શકતો નથી ૧૧ વી. રી. ૨૯૭, ઇ. લા. રી. ૫ મ. ૨૧૭. જો બજાવણીના કામની દરમિયાનમાં ગેરસીરસ્તે થએલું હોય તો બજાવણીમાં તે બાબત ઉત્પન કરવી જાઈએ,

અને રેગ્યુલર દાવો કરી થઈ શકતી નથી. ૮ ક લા. રી. ૨૬૧, પણ દાવાનો પક્ષકાર વારસ વકીલ તરીકે ફક્ત હોવો નહી જોઈએ. ૯ ક. લા. રી. ૧૮, ઈ. લા. રી. ૫ ક. ૪૩૫, ઇ. લા. રી. ૭ અલ્હા. ૪૫૦; પરંતુ આ કલમ પ્રમાણે જે કારણો ના હોય તેવા કારણોથી હુકમ કરવામાં આવેલો હોય, જેમકે ફરીથી લીલામ કરવાથી તમામ પક્ષકારોને ફાયદાકાર્ક હોય અને તેથી લીલામ મંજુર કરવાને ના કહેવામાં આવે તો, જે માગણી કરનારના હક્કને નુકશાન થએલું હોય તેણે કરેલા દાવામાં તે વિષે તકરાર થઈ શકે છે. ૭ અલ્હાબાદ ૧૮૩, અને જો અપૂર્ણ કારણોથી લીલામ મંજુર રાખવામાં આવેલું ના હોય તો લીલામમાંથી ખરીદ કરનારનો દાવો ચાલી શકે છે. ઇ. લા. રી. ૧ અલ્હા. ૩૭૫, ઈ. લા. રી. ૩ અલ્હાબાદ પાનું ૫૫૪.

**વેચાણ રદ કરવાનો રેગ્યુલર દાવો**—લીલામ કોર્ટે જો કે મંજુર કરેલું હોય તોપણ તે ગેરસીરસ્તે ચલાવવામાં આવ્યુ હતું તે સિવાય બીજા કોઈ કારણથી તે રદ કરાવવાને રેગ્યુલર દાવો ચાલી શેકે છે ૧૨ વી. રી. ૪૧, જેમકે વેચેલી મીલકત કોર્ટની હકુમત બાહાર હોય. ૨૩ વી. રી. ૨૩૩; ૧૬ વી. રી ૨૨૭; તોપણ ૧૨ ક. લા. રી. ૪૦૪ જુઓ, અથવા ખરીદદારને હુકમનામું બેનામી તરીકે દેણદારોમાંનો એક દેણદાર બજાવે છે એવી ખબર હોય, ૧૫ વી રી. ૩૭૨; અથવા હુકુમત વિના કરેલા હુકમનામાની રૂઈએ લીલામ થએલું હોય. ૧૫ વી. રી ૩૧૧; અગર તેને મુદતની હરકત હોય, ૫ અલ્હા. ૨૪૨; અગર બીજા કોઈ કારણથી હુકમનામું સંપૂર્ણ રીતે અમલમાં ના હોય અને તેથી તે બજાવી શકાતું ના હોય, ૯ ક. લા. રી. ૫૩. ઈ. લા. રી. ૭ ક. ૯૧; અથવા હકુમત વિના કોર્ટે કરેલું હોય, ૨૧ વી. રી. ૨૯૧; અથવા જો કે હુકમનામું યોગ્ય રીતે કરવામાં આવેલું હોય તોપણ વેચેલી મીલકત લીલામ વખતે કોર્ટની હકુમતના અંદર ના હોય, ૬ મ. ૫૮, હકુમત વિના કરેલા લીલામ ફરીતપાસ કરવાથી રદ થઈ શકે છે. લા રી ઈ અ. ૭ પાનું. ૧૦.

**મુદત**—હકુમત વિના વેચેલી મીલકત લેવાના માલેકે કરેલા દાવાને મુદતના આકટનાર, જા પરીશીષ્ટના આર્ટીકલ ૧૨ લાગુ થાય છે. ઈ. લા રી. ૫. મ. ૫૪; જો લીલામ ઉપરથી મીલકત વેચવામાં આવી હોય તો તેમ નથી. ઈ. લા. રી. ૭ મ. ૨૫૮. વળી ઈ. લા. રી ૭ મ. ૫૧૨ જુઓ. જેમકે હુકમનામું બજાવનારી કોર્ટે ખોટી રીતે એવું ઠરાવેલું હોય કે લીલામ કરવાની અરજીને મુદતની હરકત નથી. ઈ. લા. રી. ૧૧ ક. ૨૮૭.

**સગીર**—જો વાલીએ કરી આપેલા ગીરોની રૂઇએ સગીરના ઉપર કરેલું હુકમનામું તે વાલી ગીરો આપવામાં અખત્યાર ઉપરાંત ગયો હોય, અને તે દાવામાં જવાબ આપવામાં આવ્યો ના હોય, અને ખરીદદારને તેની ખબર હોય તો, તે સગીરને બંધનકાર્ક નથી. ૨૫ વી. રી ૪૪૯, ૨૦ વી. રી. ૧૨૦. પરંતુ વાલીએ કપટથી ચાલીને ફેંસલો કબુલ કર્યો હોય અને ખરીદદારને તે ખબર ના હોય તો. તેણે આપેલા નાણા બાબતતેનો મીલકત ઉપરહક્ક થાય છે ૧૦ મુર, ૪૫૪, પરંતુ ૨૦ વી. રી. પાનું ૧૨૩ જુઓ.

**ઇકવીટી**—જો લીલામ ન્યાય, ઇકવીટી. અને શુદ્ધ અંતઃકરણ પ્રમાણે ના હોય તો તેને ઘણુંકરીને પુષ્ટી થતી નથી. માટે નોટીસ વિનાના ખરીદદાર વિરૂદ્ધ તે રદ કરવું જોઇએ ૯ વી. રી. ૧૯૭, ૧૧ ઈ અ. ૨૩૪, ઈ. લા. રી. ૩૧ ક. ૧૩૬; પણ કપટથી મેળવેલા હુકમનામાની રૂઇએ કરાવેલું લીલામ રદ થતું નથી, એવું ઠરાવવામાં આવ્યું છે. ૧ બં. લા. રી. ૮૪; પરંતુ તેમાં ખરીદદાર લપેટાએલો હોવો નહી

જોઈએ. ૮ વી. રી. ૫૦૬, ૨૪ વી. રી. ૨૬૦. ૨ વી. રી. ૪૯ (લેહેણદારના એજંટ અને ખરીદદારની વચ્ચમાં સાજસ વિશે, ૪ બં. લા. રી. ૧૮૧, ૨૦ વી. રી. ૩૩૩, ૨૫ વી. રી. ૩૬૪ જુઓ ) અથવા અપીલમાં પાછળથી હુકમનામું ફેરવવામાં આવ્યું હોય ૬ અલ્હા. ૨૯૧, ૮ વી. રી. ૩૦૦, ૭ વી. રી. ૩૧૨, અથવા ફરી સુનાવણીમાં ફેરવવામાં આવ્યું હોય. ૧ બં. લા. રી. ૫૭; અથવા કાયદા પ્રમાણે સમન્સ બજ્યા શિવાય એક તરફી હુકમનામું કરેલું હોય. ૧૯ વી. રી. ૨૩૪, પણ લીલામ મંજુર કરતા પેહેલાં તે રદ થયેલું હોય, ઇ લા. રી. ૨ મું. ૫૪૦; ૯ ક. લા. રી ૫૩, ઈ. લા. રી. ૭ ક. ૯૧, અથવા હુકમનામાનો લેહેણદાર ખરીદદાર હોય અને જે પરીણામ થાય તે પરીણામની શરતો સાથે તેણે ખરીદ કરેલું છે એમ કેહેવામાં આવ્યું હોય. ઈ. લા. રી. ૫ મ. પાનું. ૧૦૬.

જો બજાવણીમાં લીલામ કરતી વખતે ખાનગી ખરીદ કરનાર લીલામ બાબત હરકત લે અને પાછળથી તે હરકત ખેંચી લે તો, તે લીલામ રદ કરાવવાનો દાવો કરવાને તેને અટકાવ થતો નથી. જો તેણે રીતસર હરકત લીધી ના હોત તો તેના દાવા કરવાના હક્ક બાબત કાંઈ અંદેશો લેઈ શકાતો નહી હતો, અને હરકત લેઈને પાછળથી ખેંચી લેવામાં આવી તેથી હરકત નહી લેવાથી જે અસર થાય છે તે કરતાં વધારે અસર થતો નથી. ૭ મ. પાનું. ૩૫૯.

**સ્ટાંપ**—લીલામ રદ કરવાના દાવામાં દાવાની અરજી ઉપર જાણે મીલકત લેવાનો દાવો હેય તે પ્રમાણે સ્ટાંપ હોવો જોઈએ. ૯ ક. લા. રી. પાનું. ૨૩૧.

ઉપરની કલમ ૩૧૧ નીચેની નોટમાં ઈ. લા. રી. ૮ અ. પાનું ૧૧૬ મે ઠરાવ છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૪ ક. પાને ૬૭૯ નો ઠરાવ ઉપરની કલમ ૩૧૧ નીચેની ટીકામાં જુઓ.

ઇ. લા. રી. ૯ અ. પાનું. ૪૧૧ નો ઠરાવ ઉપરની કલમ ૩૧૧ નીચેની ટીકામાં છે, તે જુઓ.

અપીલ ચાલતાની દરમિયાનમાં લીલામ થએલું હોય અને પાછળથી હુકમનામું ફેરવવામાં આવે તો, તે ફેરવ્યા પછી હુકમનામું બજાવનારી કોર્ટ લીલામ મંજુર રાખી શકતા નથી. ઈ લા. રી. ૧૦ અ. પાનું. ૮૩.

ઇ. લા. રી. ૧૬ ક. પાનું. ૩૩ નો ઠરાવ, કલમ ૩૦૬ નીચે છે તે જુઓ.

આ કલમની બીજી રકમ પ્રમાણે સન ૧૮૮૮ નો આકટ ૭ મો અમલમાં આવતા પેહેલાં હુકમ કરવામાં આવેલો હોય, તોપણ દાવાના હુકમનામા ઉપર જે કોર્ટમાં અપીલ ચાલે તે કોર્ટમાં તે હુકમ ઉપર અપીલ ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૬ ક. ૪૨૯.

*હુકમનામાના દેણદારનો વેચવા જોગ હક્ક સબંધ નથી એ કારણથી લીલામ રદ કરવાની અરજ.*

**૩૧૩. જે સખસની કહીને મિલકત વેચવા કાઢી હતી તેનો તેમાં વેચાય એવો કાંઇ હક્ક સબંધ ન હતો, એ સબબથી વેચાણ રદ કરવા સારૂ, તેવા કોઇ વેચાણખતનો ખરીદદાર કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે, અને કોર્ટ પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને મુખત્યાર છે. પરંતુ વેચાણ રદ કરવાના હુકમ વિરૂદ્ધ હુકમનામાના દેણદારને તથા હુકમનામાવાળાને પોતાની વાત જણાવવાની તક મળ્યા વગર તેવો હુકમ કરવો નહી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે. ૫ મુંબાઈ. પાનું. ૮૩ જુઓ.

જ્યારે એમ માલમ પડતું હોય કે તમામ અવેજ નીષ્ફળ ગએલો છે, ત્યારે સંક્ષેપ રીતે ખરીદદારને કોર્ટ આ કલમ પ્રમાણે બચાવી શકે છે. ઈ. લા. રી. ૧૦ ક. ૩૬૮,

ઈ. લા રી. ૯ ક. ૬૨૬ તથા ૫૦૬. સાધારણ રીતે તેને પોતાની આપેલી કીમતનું નુકશાન થાય છે અને તે મીલકતની કીંમત બાબત અથવા તે મીલકત બાબત ખરો માલેક દિવાની દાવો કરે તેમાં જવાબદાર થાય છે. ૯ વી. રી. ૧૧૮, ૬ અલ્હા. ૨૫૨, ઈ. લા. રી. ૨ અલ્હા. ૭૮૦, ૮૨૮. તોપણ ઇ લા. રી. ૨ અલ્હા. ૧૦૭ તથા ૫ ઈ. અ. ૧૨૮ જુઓ. ખોટી રીતે બજાવણી કરવાથી નુકશાન બાબત હુકમનામાવાળો જવાબદાર થાય છે. ૯ મુંબાઈ. ૯૨; ૧૪ વી. રી. પાનું. ૧૨૦.

એક દેણદારના ઉપર હુકમનામું થવાથી તેની જમીન વેચવામાં આવેલી હોય, અને તે વેચાણ મંજુર થએલું હોય તો તે દેણદારની મીલકત તરીકે તે જમીનનું બીજું લીલામ થઇ શકતું નથી. ૭ વી. રી. પાનું. ૨૮૯

દિવાની કોર્ટનો લીલામ રદ કરવાનો સંક્ષેપ રીતે અખત્યાર છે, તે પ્રોસીડીંગમાં અથવા લીલામમાં ગેરસીરસ્તે થએલું હોય તે બાબત અને તે વેચેલી મીલકતમાં તે દેણદારનો વેચવા લાયક હક્ક ના હોય તે બાબતજ છે; પરંતુ રેગ્યુલર દાવામાં કોર્ટનો અખત્યાર છે તે ફક્ત ન્યાય અને ઇકવીટીના નિયમ પ્રમાણે છે. બં. ૬ રી. ૯૧૧, ઈ. લા. રી. ૧૦ ક. પાનું. ૩૬૮.

**કાંઇપણ વેચવા લાયક હક્ક નહી**—વેચવા લાયક હક્ક નહી તેમાં જે સખસનો હક્ક હોય પણ વેચી શકાય તેવો ના હોય, એટલે તેની પાસે કાંઈ વેચવાનું ના હોય તેનો સમાસ થાય છે. ઈ. લા. રી. ૫ અલ્હા. ૫૭૭. 'વેસ્ટીંગ ઓર્ડર' થયા પછી દેણદારનો કાંઈ હક્ક નથી. ૧૧ ક. લા. રી. ૩૮૯, ઈ. લા. રી. ૯ ક. ૨૧૭. મીલકતના એક ભાગ ઉપર વેચવા લાયક હક્ક હોય તો તે બસ છે. ઈ. લા. રી. ૯ ક. પાનું. ૬૨૬.

હુકમનામાના દેણદારનો હક્ક બીજી જપ્તીની રૂઈએ પેહેલ વેહેલું લીલામ કરવામાં આવે તો તે તમામ હક્ક વેચવામાં આવે છે. ૬ ક. લા. રી. ૮૫; ઈ. લા. રી. ૭ ક. ૪૧૦; પરંતુ ગીરોરાખનાર પોતાના હક્કનો અમલ કરવાના દાવામાં ભાડા બાબતના હુકમનામામાં જે ગીરો આવી ગએલું હોય તેમાં મીલકત જપ્તી કરતા પેહેલાં હુકમનામું મેળવે તો, ભાડાના હુકમનામાની બજાવણીમાં મીલકત મળવાને દેણદારનો તે મીલકત ઉપર વેચવા લાયક હક્ક નથી. માટે વેચાણની કીંમત પાછી આપવી જોઈએ; ૮ ક. લા. રી. ૪૬૮. આ વિશે ઈ. લા. રી. ૧૦ ક. ૩૬૮, ૩૭૩ જુઓ. અને જો કે ગીરોરાખનારનું ગીરો આપનાર ઉપર હુકમનામું થએલું હોય, તોપણ ગીરોઆપનારનો વેચવા લાયક હક્ક છે. ૧૨ ક. લા. રી. ૪૮૮; ઈ. લા. રી. ૯ ક. ૫૦૬. જો ખરીદદાર એમ જાણતો હોય કે તે દેણદારનો મીલકત ઉપર કાંઈ વેચવા લાયક હક્ક નથી, તો તે લીલામ રદ કરવું નહી જોઈએ. ઈ. લા. રી. ૩ અલ્હા. ૫૨૭. વળી ૫ ઇ. અ. ૧૨૯ જુઓ.

જીલ્લા કોર્ટનું હુકમનામું બજાવવામાં તે કોર્ટની હકુમત અંદરની મીલકતનું લીલામ કરવામાં આવે તો, તે મીલકત ઉપર ખરીદદારને સારો હક્ક મળે છે, પછી તે મીલકત શેરીફના કબજામાં હોય તોપણ હરકત નથી. ૮ ક. લા. રી. પાનું. ૪.

**રીવાજ**—હુકમનામાના દેણદારને અથવા તે મરણ પામ્યો હોય તો તેના વારસ વકીલને નોટીસ આપીને અરજી કરવાનો રીવાજ છે. ઇ. લા. રી. ૭ મું. પાનું. ૪૨૪.

કલેકટર તરફ જે હુકમનામું બજાવવા મોકલેલું હોય તે હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી થએલો ખરીદદાર આ કલમ પ્રમાણે અરજી કરે તો, તે દિવાની કોર્ટને સાંભળવા લાયક છે. ઇ. લા. રી. ૯ અ. પાનું. ૪૩.

હુકમનામાના દેણદારનો બીલકુલ હક્ક ના હોય અગર હક્ક હોય તો તે વેચાય તેવો ના હોય, અને જો તે મીલકત વેચવામાં આવતાં થોડું ઉપજે તેવું હોય અગર કાંઈ પણ ઉપજે તેવું ના હોય તો, તેથી આ કલમ પ્રમાણે કાંઈ અસર થતો નથી. ઇ. લા. રી ૯ અ. ૧૬૭.

લીલામમાં વેચવામાં આવેલી મીલકત ઉપર હુકમનામાના દેણદારનો વેચવા લાયક હક્ક નથી, એવું માલમ પડવાથી વેચાણની કીમત પાછી લેવાને ખરીદદારે કલમ ૩૧૫ પ્રમાણે દાવો કરયો, તે સન ૧૮૫૫ ના આકટ ૧૧ મા પ્રમાણેસ્મોલકાજકોર્ટને તપાસવા લાયક નથી એક હુકમનામાની બજાવણીમાં પ. એ અમુક જમીન ખરીદ કરી વેચાણની કીમત આપતા પેહેલાં પ. એ કોર્ટને એવી અરજી કરી કે તે જમીનમાં વેચવા લાયક હુકમનામાના દેણદારનો હક્ક નથી, માટે લીલામ રદ કરીને અનામત મૂકેલી રકમ મને પાછી આપવી જોઈએ. કોર્ટે તે અરજી નામંજુર કરી અને તા. ૧૫ માર્ચ સન ૧૮૮૧ ના રોજ લીલામ મંજુર કર્યું, પછી પ. તથા હુકમનામાના લેહેણદાર વ. એ કરેલા દાવામાં હુકમનામું કરવામાં આવ્યું, તેમાં તે લીલામ રદ કરવામાં આવ્યું, તેથી પ. એ હુકમનામાના લેહેણદાર ઉપર વેચાણની કીમત લેવાને દાવો કરયો. જીલ્લા જડજે તે દાવો કાહાડી નાંખ્યો, એવા કારણથી કે તા. ૧૫ માર્ચ સન ૧૮૮૧ ના રોજના હુકમથી આ દાવો ચાલવાને હરકત છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમથી પ. ને આ દાવો કરવાને હરકત થતી નથી. ઇ. લા. રી. ૧૧ મ. પાનું. ૨૬૯ તથા ૨૧૩.

ઈ. લા. રી. ૧૧ અ. પાનું. ૯૪ નો ઠરાવ, કલમ ૩૧૧ નીચે છે તે જુઓ.

વેચાણ કાયમ કરવાનું. **૩૧૪. હુકમનામાની બજાવણીમાં સ્થાવર મિલકતનું વેચાણ કોર્ટ કાયમ કરે ત્યાં સુધી તે પાકું થશે નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકાર્ટને લાગુ છે.

જે કામમાં ગેરસીરસ્તે થએલું ના હોય તેમ ખરીદદારે કાંઈ કસુર કરેલી ના હોય અને લીલામ પુરૂં થએલું હોય તો, જડજ તે લીલામ રદ કરી શકતા નથી. ૩ વી. રી. ૧૪૫; અથવા કમી કીમતથી મીલકત વેચવામાં આવી છે તે કારણથી રદ કરી શકતા નથી. ઈ. લા રી. ૮ મું. ૪૨૪ એક દિવાનાની ઓરત અને તેની મીલકતની વહિવટદારે મીલકત ખરીદ કરી, અને લીલામ મંજુર રાખવામાં આવ્યું, પણ તે દિવાનાનું રક્ષણ કરવાને સારૂ તે જામીન આપે ત્યાં સુધી તેણીને મીલકતનો કબજો આપવાને જડજે ના કહી, તેથી તે મીલકત પાછળથી ફરીથી વેચવામાં આવી પ્રીવીકોંસીલે ઠરાવ્યું કે પેહેલું લીલામ મંજુર કરયા પછી બીજું લીલામ કરવાની પરવાનગી આપવી જોઈતી નહી હતી. ૧૭ વી રી. ૨૮૯. હુકમનામાના દેણદારના વારસે અમુક મીલકતનું લીલામ થવામાં હરકત લીધી. અને તે મીલકત તેમની પોતાની છે તેવો દાવો રાખ્યો. તેઓની હરકત નામંજુર કરવામાં આવી, તેથી તેઓએ હાયકોર્ટમાં અપીલ કરી, પણ તે અપીલ સુનાવણી ઉપર આવતા પહેલાં તે લીલામ તે મીલકતના એક ભાગ બાબત મંજુર રાખવામાં આવ્યું, તેથી એવું ઠરાવવામાં આવ્યું કે લાંબી મુદતથી તે લીલામ મંજુર કરેલું છે, સબબ તે રદ થઇ શકતું નથી, પરંતુ તે વેચ્યા વગરના ભાગ ઉપર અરજદારના હક્ક વિશે તપાસ કરવી જોઈએ. ૧૨ વી રી. ૨૦૧. વળી ઈ લા. રી. ૭ ક. ૯૧, પણ અમુક સ્થાવર મીલકતનું લીલામ તે બંધ રાખવાનો હુકમ કરયા પછી પણ લીલામ અમલદાર કરવાને

પોંહોચતાં પેહેલાં કરવામાં આવ્યું, અને તે મંજુર રાખવામાં આવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે હુકમનામાવાળાની અરજ ઉપરથી કોર્ટે તે હુકમની ફરીતપાસ કરીને તે લીલામ રદ કરવું જોઈએ. ઈ. લા. રી. ૨ અલ્હા. પાનું. ૬૮૬.

એક હુકમનામામાં પેહેલી अ. ની મીલકત વેચવી અને પછી ब. ની મીલકત વેચવી એવું ઠરાવેલું હોય, પણ સામી હરકત હોવાથી હુકમનામાવાળો अ. ની મીલકત વેચાવી શકે નહી. તેથી ब વિરૂદ્ધ કામ ચલાવે, પણ તેમાંથી તે પોતાનું હુકમનામું વસુલ કરી શકે નહી તો તેનો अ. ની મીલકત ફરીથી જપ્ત કરી વેચાવવાનો હક્ક છે તે જતો નથી ૬ વી. રી. પરચુરણ પાનું. ૧૮ .

જોવેચાણ રદ થાયતોખરીદદારને કીમત પાછીઆપવી.

**૩૧૫. કલમ ૩૧૨ અથવા ૩૧૩ પ્રમાણે સ્થાવર મિલકતનું વેચાણ રદ થાય ત્યારે,**

**અથવા વેચવા કાઢેલી મિલકતમાં હુકમનામાના દેણદારનો વેચાય એવો હક્ક સબંધ ન હતો, અને તેથી કરીને ખરીદદાર પાસેથી તે મિલકત લેઈ લેવામાં આવી એમ માલમ પડે ત્યારે,**

**જે કોઇ સખસને ખરીદીની રકમ આપી હોય તેની પાસેથી (વ્યાજ સુધાં અથવા વગર વ્યાજે જેમ કોર્ટ ફરમાવે તેમ) પોતાની ખરીદીની રકમ પાછી લેવાને ખરીદદાર હક્કદાર થશે.**

**તે ખરીદીની રકમ તથા કોર્ટ (જો કાંઇ) વ્યાજ અપાવે તે રકમ વસુલ કરવાની તે, પૈસા બાબતનું હુકમનામું બજાવવાને આ કાયદામાં જે નિયમ ઠરાવ્યા છે તે પ્રમાણે, તે સખસના ઉપર બજાવણી કરીને વસુલ થઈ શકે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

કલમ ૩૧૩ પ્રમાણે ખરીદ કરનાર લીલામ મંજુર કર્યા વિરૂદ્ધ તકરાર કરી શકે છે, તેમ આ કલમ પ્રમાણે વેચાણથી મને કાંઈ મળ્યું નથી એવા કારણથી તે મંજુર થયા પછી વેચાણની કીમત પાછી લેવાને તે અરજ કરી શકે છે. ઈ. લા. રી. ૮ મ. ૯૯, અને જે દાવામાં હુકમનામાવાળો પક્ષકાર હતો તેમાં એવું ઠરાવવામાં આવેલું કે હુકમનામાના દેણદારની તે મીલકત નથી, માટે આ કલમ પ્રમાણે અરજી મંજુર રાખવામાં આવી. ૧૨ ક. લા. રી. પાનું ૩૩૧.

વ્યાજ સાથે અગર વ્યાજ વિના જેવી હકીકત હોય તે પ્રમાણે વેચાણની કીમત પાછી લેવાને ખરીદદારનો હક્ક થાય છે ઇ. લા. રી. ૮ મ. ૧૦૧. ઘણું કરીને દર સેંકડે ૭ ટકા પ્રમાણે વ્યાજ અપાવવામાં આવે છે. ૨૩ વી. રી. ૧, તેને તેના ઉપર લીલામનું ખર્ચ નાંખવું નહી જોઈએ ૬ અલ્હા. ૩૦૯; તેણે મીલકતના ફાયદા સારૂ જે નાણાં મુક્યાં હોય તે તેને મળવાની પરવાનગી આપવી જોઈએ. પરંતુ ભાડા તથા નફા બાબત તેણે હિસાબ આપવો જોઈએ. ૨૩ વી. રી. ૩૯૩; ૩ મુર. પાનું. ૪૨.

જે સખસ લીલામ કરવાને ઠરાવે, તેમને ઘણું કરીને કંપનસેશન અપાવવું જોઈએ. ૩ મુર. પાનું. ૧૦૦.

**પક્ષકાર**—ખરીદદારે પોતાની અરજીમાં હુકમનામાના દેણદારને પક્ષકાર કરવો જોઈએ. ઈ. લા. રી. ૬ મ. ૧૯૭; અથવા તેના વારસ વકીલને પક્ષકાર કરવો જોઈએ. ઈ. લા. રી. ૭ મું. ૨૨૪ તથા ૩૫૯ જુઓ.

**રેગ્યુલર દાવો**—અવેજ બીલકુલ નિષ્ફળ જવાથી ખરીદદાર તે લેવાને દાવો કરી શકે છે. ઈ. લા. રી. ૭ મ. ૫૯૫, ઈ. લા. રી. ૮ મ. ૯૯, ઈ. લા. રી. ૫ અલ્હા. ૫૭૭, અને વેચાણની કીમત પાછી આપવામાં આવી હોય પણ વ્યાજ આપેલું ના હોય તો, વ્યાજ બાબત દાવો ચાલી શકે છે. ઈ. લા. રી. ૫ અલ્હા. પાનું. ૩૬૪.

આઠમા આકટ પ્રમાણે ઠરાવેલું છે કે લીલામ રદ કરનાર કોર્ટ વેચાણની કીમત પાછી અપાવવાને હુકમ કરે નહીં, તો તે લેવાને ખરીદદાર રેગ્યુલર દાવો કરી શકે છે. ૧ વી. રી. ૫૫. ૬ વી. રી. પાનું. ૧૪૭.

જો અવેજ બીલકુલ નિષ્ફળ ગએલો ન હોય અથવા લીલામ કરનાર અમલદારની હકુમતમાં ખામી છે એવું જાણીને ખરીદદાર મીલકત ખરીદ કરે તો, વેચાણની કીમત લેવાના રેગ્યુલર દાવામાં તે ઘણુંકરીને જીતે નહી. ૫ ઇ. અ. પાનું. ૧૨૮.

જો કે કાયદામાં એવો ઠરાવ નથી કે હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી ઉપજેલી રકમ તે લીલામ મંજુર થતા પેહેલાં કોર્ટ બાહાર હુકમનામાવાળો લે, તોપણ આ કલમ પ્રમાણે ગર્ભીત રીતે એમ થાય છે કે તે પ્રમાણે તે લેઈ શકે છે. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૨૫૨.

આ કલમ પ્રમાણે એક હુકમનામાની બજાવણીમાં થએલા ખરીદદારને ખરીદીની કીંમત પાછી આપવાનો હુકમ કરવામાં આવેલો, તેમાં બીજી અપીલ હાયકોર્ટમાં થાય છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કાયદાની કલમ ૬૨૨ પ્રમાણે તે હુકમ રદ કરી શકાય છે, કારણ કે હુકમનામાના દેણદારનો તેમાં વેચાણ કરવા લાયક હક્ક છે, એવું ઠરાવેલું છે, માટે નીચેની કોર્ટને તે કીંમત પાછી આપવાનો હુકમ કરવાનો અખત્યાર હતો. ઇ. લા. રી. ૯ મ. પાનું. ૪૩૭.

ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૨૬૯ તથા ૨૧૩ નો ઠરાવ કલમ ૩૧૩ નીચેની ટીકામાં જુઓ.

સ્થાવરમીલકતના ખરીદદારનેસર્ટિફીકેટ.

**૩૧૬. ઉપર કહ્યા પ્રમાણે સ્થાવર મિલકતનું વેચાણ પાકું થયા પછી, વેચેલી મિલકત તથા વેચાણ વખતે જે સખસ ખરીદદાર ઠર્યો હોય તેનું નામ લખીને કોર્ટે સર્ટિફીકેટ આપવું. તે સર્ટિફીકેટમાં વેચાણ કાયમ કર્યાની તારીખ નાંખવી; અને ફરીયાદના પક્ષકારના તથા તેઓની મારફત કે તેઓના આધારથી દાવો રાખનારા સખસોના સબંધ પુરતો વેચેલી મિલકત ઉપર, ખરીદદારને તે સર્ટિફીકેટની તારીખથી હક્ક પ્રાપ્ત થશે તેની અગાઉ થનાર નથી; પરંતુ જે હુકમનામા ઉપરથી વેચાણ થયું તે હુકમનામું સદરહુ તારીખે કાયમ હોવું જોઇએ.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

**વેચાણ કબાલો**—મુંબાઈમાં ખરીદદારને મીલકત મળવા સબંધી ઈલાજ કરવાનો હક થતા પેહેલાં વેચાણનો કબાલો મળવો જોઇએ, એવી એક શરત છે. ઈ. લા. રી. ૪ મું. ૧૫૫, તોપણ જો ખરીદદારે કબજો લીધો હોય અને મુદત અગાઉની ના હોય તો દાવો દાખલ કર્યા પછી કબાલો ફાઈલ થઈ શકે છે. ઇ. લા. રી. ૯ મું. ૧૩૯; અને જો કોર્ટે તેને કબજો અપાવ્યો હોય તો તેનો હક પૂર્ણ થાય છે. ઇ. લા. રી. ૭ મું. ૨૫૪; તોપણ જો તેને કબાલો મળ્યો ના હોય તેમ કબજો પણ મળ્યો ના હોય, પણ પાછળથી ખરીદ કરનારને બેઠવાનાં મળ્યાં હોય તો, તેની ખરીદીને હરકત થતી નથી. ઈ. લા. રી. ૯ મું. ૧૦; પરંતુ કલકતામાં વેચાણના કબાલા શિવાય લીલામ મંજુર કરવામાં આવે, એટલે લીલામ વિશે પુક્ત કારણ થાય છે. ૭ ક. લા. રી. ૧૧૫; ૧૨ ક. લા. રી. ૪૪૮, ઈ. લા. રી. ૯ ક. ૮૪૨, ૧૪ મૂર. ૪૯૬, ૫૨૩, અને એકાદા દાવામાં લીલામ કબુલ કરેલું હોય તો કબાલાની જરૂર નથી. ઈ. લા. રી. ૭ ક. ૯૯, ૨૦૭, અને તેવોજ રીવાજ મદ્રાસમાં છે. ઈ. લા રી. ૫ મ. ૫૪, અને તેવોજ વાવ્યપ્રાંતમાં છે. ઇ. લા. રી. ૫ અલ્હા. ૩૦૫, વળી ઈ, લા. રી. ૫ અલ્હા. પાનું. ૨૯૭ જુઓ.

જો વેચાણ કબાલો યોગ્ય રીતે રજીષ્ટર કરાવવામાં આવ્યો હોય તો તેથી રજીષ્ટર કરાવ્યા વિનાની તમામ જવાબદારીઓ કરતાં પ્રથમ હક થતો નથી. ઈ, લા. રી. ૭ મ. ૪૧૯, ઈ લા. રી. ૬ મું. ૪૯૫; પણ તે અવશ્યે કરીને રજીષ્ટર કરાવવાની જરૂર નથી. ઈ. લા રી. ૫ અલ્હા. ૫૬૮. ઈ લા. રી. ૯ ક. ૮૨; ૧૨ ક. લા. રી. પાનું. ૧.

ખરીદદારે સ્ટાંપ મેળવવો જોઈએ. સ્ટાંપ નક્કી કરવાને સારૂ પક્ષકારોએ કબુલ કરેલા દાવા લક્ષમાં લેવા જોઈએ, અને તે કબાલામાં દાખલ કરવા જોઈએ ઈ. લા. રી. ૯ મું. ૪૭. તે ડયુટી બાબત ઈ. લા. રી. ૫ મ. ૧૮; ઇ. લા. રી. ૭ મ. ૪૨૧, ઈ, લા. રી. ૧૦ ક. પાનું. ૯૨ જુઓ.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૯ ની બાબતમાં ઠરાવેલું છે કે વેચાણ કબાલાનો અર્થ બાહારનો પુરાવ જોયા સિવાય કરવો જોઇએ. ૧૪ વી. રી. ૪૩૫, ૨૨ વી. રી. ૧૮૧, ૧૯ વી. રી. ૨૭૬, પણ કબાલામાં જે શબ્દો વાપરેલા હોય તેના અર્થ વિશે તપાસ કરવાની જરૂર હોય તો તેમ નથી ૧૭ વી. રી. ૪૫૯, અગર તેમાં કરેલું વર્ણન થોડું બરોબર હોય અને થોડું ખોટું હોય તો તેમ નથી. ૨૫ વી. રી. ૪૦૧, ૧૨ વી. રી. ૪૮૩, ૧૭ વી. રી ૫૧૧ ના કામમાં વેચાણના કબાલા વિરૂદ્ધ મુખજુબાનીનો પુરાવ દાખલ કરવામાં આવ્યો હતો.

મુદતના આકટના ઠરાવો વેચાણ કબાલાને લાગુ થતા નથી. ઈ. લા. રી. ૪ મ. ૧૭૨, ઈ લા. રી ૬ મું ૫૮૬; અને એક જડજે લીલામ મંજુર કર્યા તારીખથી ત્રણ વર્ષ પછી તે આપેલો હોય તો તે હુકમમાં તેમની જગોએ થનાર જડજ હાથ ઘાલી શકતા નથી. ઇ લા. રી. ૫ મું. ૫૮૬, ઇ. લા. રી. ૮ મું. ૩૭૭. દુપલીકેટ કબાલા ક્યારે આપવા જોઇએ તે વિશે. ઈ. લા. રી. ૯ મું. ૪૭૨ જુઓ. ગીરોઆપનારનો જમીન ઉપર હક હોય તેનો ખરીદ કરનારે વેચાણ કબાલો કબુલ કર્યો તેથી સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની કલમ ૧૯ ના હેતુ પ્રમાણે ગીરોઆપનારની કબુલત થતી નથી. ઈ. લા. રી. ૬ મ. પાનું. ૩૨૫.

**સ્થાવર મીલકત**—સ્થાવર મીલકત એ શબ્દોનો અર્થ તે આકટમાં નક્કી બતાવ્યો

નથી. હિંદુઓના હક્ક સબંધીના સવાલોમાં હિંદુશાસ્ત્ર પ્રમાણે જે સ્થાવર મીલકત મુંબાઈમાં ગણાય છે, જેમકે એક 'હક્ક' તેનો ઘણું કરીને સમાસ થાય છે. ૧૦ મુંબાઈ. ૨૮૧.

ગીરોવાળી મીલકત વેચાવવાનું હુકમનામું જમે કરી વેચાવવામાં આવેલું, તેમાં ઠરાવવામાં આવ્યું કે ખરીદદારને કબાલો મળવો જોઈએ, કારણ કે તેણે કાંઈ ફક્ત કાગળ ખરીદ કરયો નથી, પણ તે હુકમનામાની રૂઈએ સ્થાવર મીલકત ઉપરનો જે હક્ક મળી શકે તેવો હોય તે ખરીદ કરયો છે, માટે આ કલમ પ્રમાણે તે હક્ક સ્થાવર મીલકત તરીફ ગણવો જોઈએ. ૯ મુંબાઈ પાનું. ૬૪

**વેચાણ ક્યારે સંપુર્ણ ગણાય**—જુના કાયદા પ્રમાણે બજાવણીમાં થએલા ખરીદદારનો લીલામની તારીખ અને લીલામ મંજુર રહ્યાની તારીખની વચ્ચમાં જે મીલકત ઉપર ગુમ હક્ક રહેલો છે, તે તેની તરફથી મંજુરી માગવામાં ઘણી કસુર કરવાથી નાશ થઈ શકે છે. ૧૧ મુંબાઈ. ૧૯૩. જો તે લીલામ રદ કરવામાં આવે તો મીલકત બચાવવાને સારૂ તે મુદતની અંદર પ્રમાણીકપણેથી તેણે જે નાણાં આપ્યાં હોય તે તેને પાછાં મળવાં જોઇએ. ૧૮ વી. રી ૨૮૯; અને તે મંજુર થએ વેચાણની તારીખથી તેનો હક્ક થાય છે. ૭ અલ્હા. ૩૧૦, તેથી કરીને જો अ. ની મીલકત બજાવણીમાં બે વખત વેચાઈ હોય તો, પેહેલા વેચાણ લેનારનો હક્ક જો કે તેનું પેહેલું વેચાણ બાહાલ રહ્યું ના હોય તો પેહેલો છે.૧૧ મું. ૧૯૩, આ કલમ પ્રમાણે કબાલાની તારીખ પેહેલાં મીલકત મળતી નથી.

**હુકકની જામીનગીરી કરેલી નહી**—હુકમનામાના દેણદારનો મીલકત ઉપર જે હક્ક સબંધ હોય તે કરતાં બજાવણીમાં ખરીદદારને તે હક્ક બાબત કાંઈ વધારે જામીનગરી કરી આપવામાં આવતી નથી; એટલે હુકમનામાનો દેણદાર તે જમીન પાછી લેઇ શકતો નથી. ૪ બં. લા. રી. ૧૧; અને જો હુકમનામાનો દેણદાર અથવા તેના વારસો તે મીલકત લે તો તેના વિરૂદ્ધ તે લેઈ શકતા નથી. ૫ વી રી ૩૦, પણ જો બાર વર્ષ કરતાં વધારે મુદતના વિરૂદ્ધ કબજાનો તેઓ દાવો રાખી શકે તો તેમ તે કરી શકે છે. જે સખસ ખરીદદાર થવાને ઇરાદો રાખતો હોય તે સખસ મીલકતની કીમત અને જથા બાબત જાણે તે ખાનગી સખસ પાસેથી ખરીદ કરતો હોય તે પ્રમાણે તે ખાત્રી કરવાને બંધાએલો છે. ૧૨ વી. રી. ૪૧, ૪ બં. લા. રી. પાનુ. ૩૫

**લેહેણદાર અગર દેણદારનું ચુપ રેહેવું, કપટ**—જે કાગો કલમ ૩૧૨ અગર ૩૧૩ ની અંદરના ના હોય, અથવા હુકમનામાના દેણદારનો જે કામમાં વેચવા લાયક હક્ક ના હોય તે સિવાયના કામોમાં લેહેણદાર અથવા દેણદાર ચુપ રહેલા હોય તે વિશે નીચેના ફેંસલાઓ છે. ૩ આગ્રા ૭, ૨ આગ્રા. ૫૦, ૫ મું. ૮૩, અને વેચાણ રદ કરયુ છે, ૬ મું. ૨૫૮, અને ખરીદદાર તેની ખરીદીના નાણાનો કાંઇ ભાગ જ્યાં સુધી કપટ બતાવે નહી ત્યાં સુધી પાછો વસુલ કરી શકતો નથી. ૭ વી. રી. ૪, મુંબાઈ પાન. ૧૧૪.

**શુદ્ધ બુદ્ધિથી કીમતી અવેજ આપી ખરીદ કરનાર**—લીલામમાંથી ખરીદ કરનાર શુદ્ધ અંતઃકરણથી કીમતી અવેજ આપીને ખરીદ કરનાર નથી. ઈ. લા. રી. ૮ મું. ૪૮૯, ઈ. લા. રી. ૬ મું. ૧૯૩; તેવો ખરીદદાર છે. ૨૦ વી. રી. પાનું. ૨૨૩.

**શું મળે છે**—જે મીલકત વેચવામાં આવી હોય તે હુકમનામાના દેણદારની ના હોય તો લીલામમાંથી કાંઇ મળતું નથી. માર્સ ૬૪૭. જો દેણદારનો તે મીલકત ઉપર કાંઇ હક્ક હોય

તો તે ખરીદદારને મળે છે, તે વેચાણ વખતે જે હોય તેવો નહીં પણ 'જેવો જાહેર કરવામાં આવ્યો હોય અને લીલામના જાહેરનામામાં બતાવેલો હોય તેવો મળે છે. ૬ વી.રી.૨૨૩.

દેણદાર જે લેઈ શકતો નથી તે ખરીદદાર લેઇ શકતો નથી. ૪ આગ્રા, ૧૯૪, અને તેના વિરૂદ્ધ મર્યાદા સાથે તે છે, અને તમામ હક્ક ગીરો અને જે કાયમ પટા હોય તેની સાથે તે ખરીદ કરે છે. ઈ. લા. રી. ૬ મુંબાઇ ૧૯૩, ૧૦ વી. રી ૩૮૪. વગેરે ઠરાવો છે.

લીલામમાંથી ખરીદકરનાર પોતાના લીધેલા વેચાણના આધાર શિવાય બીજો હક્ક બતાવે તો તેને પ્રતીબંધ નથી. ૭ અલ્હાબાદ ૧૪૫. જો કે તે હુકમનામાનો લેહેણદાર હોય તોપણ કીમતી અવેજ આપી તે ખરીદદાર થએલો હોય તો તેને તેવા ખરીદદાર તરીકે ગણવામાં આવે છે ૨૦ વી રી. ૨૨૩, અને ખરીદ કરેલી મીલકત સાથે સબંધ રાખનાર હરકોઇ દાવો ચાલતો હોય તે ચલાવી શકે છે. ૧૨ વી. રી. ૧૨૨, પરંતુ ખાનગી ખરીદદાર કરતાં તે ઘણી બાબતોમાં જુદી રીતનો હોય છે. લા. રી. ૮ ઇ. અ. ૬૫; ઈ. લા. રી. ૪ ક. ૬૭૭. નોટીસ શિવાય હુકમનામાના દેણદારે કરેલા કરારથી તે બંધાએલો નથી. ઈ. લા. રી. ક. ૩૩૭, તેમજ પ્રથમના ગીરોખતમાં લીલામમાંથી ખરીદ કરનાર પક્ષકાર હોય તેમાં પ્રથમ હુકમનામાના દેણદારે જે કહેલું હોય તેથી તે બંધાએલો નથી. ૧૮ વી. રી. ૨૦૦, વળી ખરીદદારને બંધનકાર્ક જે જે બાબતો નથી તે વિશે. ઈ. લા. રી. ૯ ક. ૨૬૫ નો ઠરાવ છે.

બાર વર્ષ કબજો થયા પછી જુના કાયદા પ્રમાણે લીલામમાંથી ખરીદ કરનાર ગીરો રાખનારના તમામ દાવામાંથી છુટો હતો. ૧૪ મુર. ૧૧૧, ૧૬ વી. રી. ૧૯, ઈ. લા. રી. ૭ ક. ૩૯૪. હુકમનામાની બાબતમાં કપટ થાય તે પ્રમાણે હુકમનામાના દેણદારે કપટ ભરેલાં કૃત્યો તથા મીલકત બીજાને આપી હોય તે બાબત તે ખરીદદારને વાંધો લેવાનો હક્ક છે. ૩ આગ્રા. ૧૫, અને વાવ્યપ્રાંતમાં કેટલાક કામોમાં તેને લેહેણદારની સ્થીતીનો ગણવામાં આવ્યો છે. ૨ અલ્હા. ૩૮, ૭ અલ્હા. ૩૬૨, પરંતુ તે ભેદ બંગાળામાં સારી રીતે બતાવલો છે. ૧૮ વી. રી. ૩૯. જો દેણદાર મીતાક્ષરા પ્રમાણે અવિભક્ત કુટુંબનો અંગભૂત હોય તો, તે વેહેચણ કરાવવાને દાવો કરી શકે છે. ૧ ક. લા રી. ૪૯, અને જો હુકમનામાવાળો ગીરોરાખનાર હોય અગર મીલકત ઉપર બીજા કાંઈ હક્કવાળો હોય અને તે પૈસા બાબતના હુકમનામાથી તે મીલકત વેચાવે તો તે ખરીદદાર નોટીસ વિનાનો હોય તેને ગીરો અથવા જવાબદારી વિના મીલકત મળે છે. ઈ. લા. રી. ક ૩૫૩, ૨૪ વી. રી. ૨૬૩, પરંતુ પાછળના કબજા સાથેના ખરીદદાર વિરૂદ્ધ કબજા વિનાનો રજીસ્ટર થયા વિનાનો ગીરોરાખનાર હોય તેનો હક્ક બળવાન નથી, એવો તે કાયદાનો ફાયદો લેઈ શકતો નથી. ૪ મુંબાઈ પાનું. ૬૯

**ગીરોખતની રૂઇએ ખરીદકરનાર**—ગીરોખતની રૂઇએ ખરીદ કરનારાઓને ગીરોખત લખી આપતી વખતે જે ગીરો આપનારનો હક્ક સબંધ હોય તે મળે છે. ૭ મું. ૧૪૬, ઈ. લા. રી. ૨ મું. ૬૬૨, ઇ. લા. રી. ૮ મું. ૪૮૧, ઇ. લા. રી. ૪ મ. ૭૩, ૮૬, ૧૦૧. ઇ. લા. રી. ૪મ. પાનું. ૧.

**ગીરોની રૂઇએ પૈસા બાબતના હુકમનામાનો ખરીદકરનાર**—સન ૧૮૮૨ નો આકટ ૪ થો તા. ૧ લી જુલાઈ સન ૧૮૮૨ ના રોજ અમલમાં આવ્યો છે, તે આકટની કલમ ૯૯ થી પૈસા બાબતના હુકમનામાની રૂઈએ ગીરોવાળી

મીલકત વેચાવવાને મનાઇ કરવામાં આવી છે બંગાળામાં પાછળથી જે ઠરાવો કરવામાં આવેલા છે તેમાં સ્પષ્ટ રીતે ઠરાવ્યું છે કે ગીરોથી છોડાવવને હક્ક ગીરોરાખનારને વેચવા લાયક નથી. ઈ લા. રી. ક. ૩૫૩, અને ગીરોખતની રૂઈએ હુકમનામાનો લેહેણદાર ગીરોવાળી મીલકત વેચાવે તો ખરીદદારને તે પોતાનો હક્ક તથા પોતાના દેણદારને ગીરો છોડાવવાનો હક્ક આપે છે, અને જો તે મીલકતમાં ત્રીજા પક્ષકારનો હક્ક ના હોય તો ગીરો આપતી વખતે જેવી તે મીલકત હોય તેવી તે મીલકત ખરીદદારને સ્વતંત્ર રીતે મળે છે, અને લીલામ વખતે જેવી હોય તેવી મળતી નથી. ઇ લા. રી. ૫ મું. ૮; પરંતુ ઈ. લા. રી. ૭ ક. ૬૭૭ જુઓ, અને તે મીલકત લેવાને બીજો દાવો ચાલતો નથી. ૨૩ વી. રી. ૧૯૬; પરંતુ જો તે મીલકત ગીરો આપ્યા પછી ખુશીથી અથવા કાયદા પ્રમાણે બીજાને આપેલી હોય તો ગીરોરાખનાર તે મીલકત લેનાર ઉપર પોતાનો હક્ક ઠરાવીને તે મીલકત વેચાવવાને દાવો કરી શકે છે. ૨૩ વી. રી. ૧૮૭, ૧૪ બં. લા. રી. ૪૦૯, ૧ વી. રી. ૩૧૫, ૨૪ વી. રી. ૨૧૦, પછી તે પૈસા બાબતના હુકમનામાની રૂઈએ ખરીદદાર થયો હોય તોપણ હરકત નહી. ઈ. લા. રી. ૭ કલકત્તા. ૭૧૪, ઈ. લા. રી. ૨ મ. ૧૦૮. વાવ્યપ્રાંતમાં જો કોઈ સખસ જુદા જુદા ખતોની રૂઈએ દાવો કરે તો, પાછળના ખતની રૂઈએ પૈસા બાબતનું હુકમનામું મેળવેલું હોય તેથી આગળના ગીરોની રૂઈએ બીજો દાવો કરવાને હરકત થતી નથી. ૩ અલ્હા. પાનું. ૧૨૩.

આ ઠરાવોનો પરિણામ એવો છે કે પૈસા બાબતના હુકમનામાથી આ દેશમાં ગીરો ઉપરનો હક્ક બંધ થતો નથી; પણ ખરીદદારનું રક્ષણ કરવાને તે કાયમ રેહે છે. ૧૯ વી. રી. ૨૫૫, ૧૧ વી. રી. ૪૮૧; પછી તે ખરીદદાર તે ગીરોરાખનાર હોય તેની ચીંતા નથી. ૨૩ વી. રી. ૪૫૦ અને આવોજ નિયમ વાવ્યપ્રાંતમાં જણાય છે. ૫ અલ્હા. ૮૧. વળી મદ્રાસમાં હાયકોર્ટે ઠરાવ્યું છે કે પ્રથમનો ગીરોરાખનાર પૈસા બાબતના હુકમનામાની રૂઈએ ગીરોવાળી મીલકત ખરીદ કરે તો પાછળથી તે મીલકત ઉપર જવાબદારીઓના હક્ક રાખનાર વિરૂદ્ધ પોતાનો હક્ક બજાવવાને પોતાનું પ્રથમનું ગીરો એક રક્ષણ તરીકે વાપરી શકે છે, પણ તે વિચાર કલકત્તાની કોર્ટ જેવો નથી. ૭ મદ્રાસ. પાનું. ૨૨૯.

પૈસા બાબતના હુકમનામાની રૂઇએ થએલો ખરીદદાર ગીરોખતની રૂઈએ લેહેણદારના હક્કનો ફાયદો મેળવી શકે છે. એ વિચાર પ્રીવીકૌંસીલના ઠરાવો સાથે મળતો લાવવાને મુશ્કેલ છે. ૧૧ મુર. ૨૪૧. આ ઠરાવો ઉપરથી ખુલ્લુ જણાય છે કે એક મીલકત ઉપર અમુક રકમની જવાબદારી હોય, પણ લેહેણદાર જાતીકુ હુકમનામું મેળવવાને પસંદ કરે તો, તેણે દેણદારનો હક્ક સબંધ મળે છે, એટલે સારાંશમાં હુકમનામાનો દેણદાર તે મીલકત પાછી લેઇ શકે નહી એવો હક્ક મળે છે, અને બીજો કાંઈ તે મીલકત ઉપરનો હક્ક સબંધ મળતો નથી. ૪ બં. લા. રી. ૧૫. કાયદા પ્રમાણે જે હક્ક ઉત્પન્ન થાય અને કરાર પ્રમાણે જે હક્ક ઉત્પન્ન થાય તે વચ્ચે કાંઈ તફાવત ના હોય તો તેજ કારણ ગીરોખતની રૂઈએ પૈસા બાબતનું હુકમનામું થએલું હોય તેની રૂઈએ જે ખરીદદાર થાય તેને લાગુ થવું જોઈએ. પ્રીવીકૌંસીલ આવો કાંઈ ભેદ કબુલ કરતા હોય એમ જણાતું નથી. લા. રી. ૪ ઈ. અ. ૨૪૭, ૧ ક. લા. રી. ૪૫, માટે ખરીદદારના હક્કનો નિર્ણય કરવાને બજાવણીમાં શું જપ્તી કરવામાં આવ્યું હતું, અને શું વેચાવવામાં આવ્યું હતું તે એક અજમાશ છે, અને હુકમનામાના લેહેણદાર તરફથી તેને કાંઈ મળતું નથી. વળી હાયકો-

ટૅના ઘણાખરા ઠરાવોને પ્રતિબંધનો જે પ્રખ્યાત નિયમ છે તેથી પૂષ્ટી થઈ શકે છે, અને તેવોજ વિચાર મુંબાઈ હાયકોર્ટે કરેલો છે. ઈ. લા. રી. ૫ મું. ૮ તથા ૬૧૮, ૫ મુર. ૨૭૧, ઈ. લા. રી. ૧ અલ્હા. ૩૦૩, ૩ બં. લા. રી. ૪૦૭, અને ગીરોરાખનાર પૈસા બાબતનું હુકમનામું મેળવવાને પસંદ કરે, અને ગીરોવાળી મીલકત બોજા વિનાની છે એમ વેચાવે, અને તે ખરીદ કરે તો, તે રેગ્યુલર દાવામાં અગર બજાવણીમાં કીમતી અવેજ આપીને કબજા સાથે શુદ્ધબુદ્ધિથી જે ખરીદદાર થએલો હોય તેના વિરૂદ્ધ પોતાના હક્કનો અમલ કરી શકતો નથી. પુ. બે. રી. ૭૨.

**હિંદુશાસ્ત્ર પ્રમાણે ખરીદકરનાર**—હિંદુશાસ્ત્ર પ્રમાણે થએલા ખરીદદારની બાબતમાં સામાન્ય નિયમ તે શાસ્ત્રથી દુરસ્ત કરવામાં આવેલો છે. ગીરોનું હુકમનામું બાપના ઉપર થએલું હોય તેની રૂઇએ નહી, પણ અવિભક્ત હક્ક ખરીદ કરનાર હોય તેની બાબતમાં ઈ. લા. રી. ૮ મું. ૪૯૯; ૧૧ ક. લા. રી. ૨૬૩, ઇ લા. રી. ૮ મું. ૪૮૧; ૧૧ મ. ૨, અને ફક્ત બાપના ઉપર હુકમનામું કરવામાં આવેલું હોય તો તે બાબતમાં ઈ. લા રી. ૭ મું. ૯૧, ઇ. લા. રી. ૫ મ. ૧૩૨ ના ઠરાવો છે, પણ લા. રી. ૪ ઈ. અ ૨૫૪, ઈ. લા. રી. ૪ મ. ૧૮૧ જુઓ. દેણદારની હયાતીમાં દેણદારનો હક્ક મેળવ્યો હોય તો લા રી. ૧૧ ઈ. અ. પાનું. ૨૯, અને હિંદુસ્થાનની અંદર વેહેંચણ બાબત તે હાલ દાવો કરી શકે છે. ૧ ક. લા. રી. ૪૯, ૨૨ વી. રી ૧૧૬, ઈ. લા. રી. ૭ મ ૧૩૬, ઈ. લા. રી. ૧૦ ક. ૧, ૧૩ ક. લા. રી. ૭૪. બંગાળામાં બીજા અંગભૂતોની સાથે મજીઆરે કબજો રાખવાને દાવો કરી શકે છે. ૮ વી. રી. ૨૩૯; અને મજીઆરા કુટુંબનો એક અંગભૂત જો બીજા અંગભૂતનો બાપ ના હોય તો તેવા અંગભૂતનું દેવું આપવાને બંધાએલો નથી, માટે તેવા એક અંગભુતની ઉપર તેના કરજ બાબત હુકમનામું થએલુ હોય તો તે અંગભુતનો હક્ક ફક્ત વેચાણથી મળે છે. પછી તે કરજ ગમે તે પ્રકારનું હોય તેની ચીંતા નહી. ઈ. લા. રી. ૭ મ. ૧૩૬.

**બાપનું દેવું**—મીતાક્ષરા પ્રમાણે બાપના દેવા બાબત દીકરાના ઉપર હુકમનામું કરેલું હોય તેની રૂઈએ કરેલા લીલામથી ખરીદદારને બાપનો હક્ક મળે છે, ૨૨ વી. રી. ૫૬, ૧ ઈ. અ. ૩૨૦, ૨૫. વી. રી. ૧૪૮ તથા ૩૧૧ તથા ૨૦૩, ૭ અલ્હા. ૧૧૦, દીકરાઓના કબજામાં જમીનદારી ઉપરનો જે હક્ક હોય તે બાપના દેવા બદલ જવાબદાર છે. ઇ. લા. રી. ૬ મ. ૧, લા. રી. ૧૧ ઈ. અ. ૧૨૮, અને પછી તે હુકમનામું બાપની હયાતીમાં થયું હોય તેની ચીંતા નહી, તોપણ જો ખરીદદારને તમામ મીલકત મળે અથવા તમામ મળી નથી એવું બતાવવામાં આવે નહી તો, ઈ લા. રી ૫ મ. ૨૫૧, ઈ લા. રી. ૬ મ. ૧૫૫ ના ઠરાવો છે. જો દીકરાઓ એમ બતાવે નહી કે તે કરજ અનિતીના કારણસર કાહાડવામાં આવ્યું હતું અને તે વિશે ખરીદદારને ખબર હતી; તો તે મીલકત તેઓ લેઇ શકતા નથી. પરંતુ જો ખરીદદારો દાવાથી અંજાણ્યા હોય, અને તેવા કારણસર કરજ કાહાડવામાં આવ્યું હતું એવી તેમને ખબર ના હોય તો, પ્રોસીડીંગ જોતાં જે જણાય તે કરતાં વધારે તજવીજ કરવાને તે બંધાએલા નથી. લા રી. ૬ ઈ. અ. ૮૮, ઈ. લા. રી. ૫ મ. ૬૧, પરંતુ સાધારણ રીતે જો તે મીલકત જપ્ત કરી વેચાવવાને હુકમ કરવામાં આવેલો ના હોય તો હિસ્સેદાર મરણ પામે એટલે મજીયારી વડીલોપાર્જીત મીલકતમાંનો તેનો હિસ્સો બંધ થાય છે, માટે પૈસા બાબતનું હુકમનામું થયા પછી તે મરણ પામેલો હોય તોપણ તે હુકમનામું તેના હિસ્સા ઉપર બજી શકતું નથી. લા. રી. ૬

ઈ. અ, ૮૮, ૨૫ વી. રી. પાનું. ૪૨૧.

**પ્રતીનીધી તરીકેની સ્થીતી**—જે ફક્ત કામોમાં મજીઆરા કુટુંબના બાપે કરજ બાબત કુટુંબી મીલકત ગીરો આપી હોય, અને ગીરોવાળી મીલકત વેચાવીને તે લેહેણું વસુલ કરવું એવું હુકમનામું મેળવવામાં આવ્યું હોય તો, લા. રી. ૧૧ ઈ. અ. ૨૬. ઇ. લા. રી. ૮ મું. ૪૮૯ના ઠરાવો છે, અથવા હુકમનામાના દેણુદાર ઉપર તેમને વારસ ગણીને દાવો કર્યો હોય તો તે દેણુદારના હક્ક પ્રમાણે બીજાઓનો હક્ક વેચાણ કરવાને કોર્ટ પરવાનગી આપી શકે છે. ૪ ક. લા. રી. ૪૬૫, લા. રી ૪ ઈ અ ૨૪૭ ૩ ક લા રી ૫૬૧, ૧૧ મુર. ૨૪૧, ઇ લા રી ૧૦ ક ૧, ૧૩ ક લા રી ૭૪, ઈ. લા. રી. ૪ અલ્હા ૪૮૬, તેમજ ધણીના દેવા બાબત વિધવાના ઉપર હુકમનામું કરવામાં આવ્યું હોય તેની રૂઈએ ખરીદદારને તે મીલકત મળે છે. માર્સ ૬૧૪, ૨૫ વી. રી. ૨૮૫; પણ તે હકીકત દાવાની અરજી ઉપરથી જણાવવી જોઈએ. ઈ. લા રી. ૬ અલ્હા. ૨૩૪, અથવા ફેંસલા ઉપરથી જણાવવી જોઈએ. લા. રી. ૧ ઈ. અ ૬૬, અથવા હુકમનામા ઉપરથી જણાવવી જોઈએ ઈ લા રી. ૪ ક ૬૭૭; અગર ધણીની હયાતીમાં ભાડુ લેહેણું થએલું હોય અને વિધવાના ઉપર તેના સગીર છોકરાની વાલી તરીકે દાવો કરવામા આવ્યો હોય તો. ૧૦ બં. લા. રી. ૨૯૫નો ઠરાવ છે. અને જો કે વિધવાને દત્ત લેવાનો અખત્યાર હોય અને પાછળથી તે અખત્યાર વાપરે, તોપણ તેણીના ઉપર કેટલાક દાવાઓ થએલા હોય તેમાના કેટલાકથી મીલકત બંધનમાં હોય, તેથી તે વસુલ આપવાને વેચવામાં આવે તો ખરીદદારને તમામ મીલકત સંપૂર્ણ મળે છે. ૨૦ વી. રી. પાનું. ૩૦.

**વિધવા પ્રતીનીધી નથી**—વિધવાની હયાતીમાં કરેલા કરજ બાબત હુકમનામું મેળવેલું હોય તો, તે હુકમનામાની રૂઈએ જે ખરીદદાર થાય તેને વિધવાની હયાતી સુધીનો હક્ક મળે છે. લા. રી. ૨ ઇ. અ. ૨૭૫, ૨૪ વી. રી. ૩૦૬, ઈ. લા. રી. ૪ મ. ૩૭૩. જો હુકમનામાથી મીલકત ઉપર હક્ક ઠરાવલો હોય અને તે હક્ક કાયદેસર જરૂરીના કારણથી વ્યાજબી હોય, અને વિધવા યોગ્ય રીતે દાવાના જવાબ આપે નહી તો, ખરીદદારને તે મીલકત મળે છે. ૭ બં. લા. રી. ૨૧૩, ઈ. લા. રી. ૨ ક. ૨૨૨, અથવા તેણીનો મીલકતમાં ખોરાકી પોશાકી જેવો મર્યાદા સાથેનો હક્ક હોય તો તે બતાવી શકતી નથી. ૮ મદ્રાસ પાનુ ૧૮૬.

આવોજ નિયમ મુસલમાન વિધવાઓને લાગુ છે, માટે એવું ઠરાવવામાં આવ્યુ છે કે જ્યારે વિધવાનો હક્ક વેચવાને જાહેરનામાં કરવામાં આવેલા હોય અને મરનારનું દેવું હોય તો ખરીદદારને મરનારનો હક્ક મળે છે. ૨૪ વી. રી. ૩ આ નિયમ મુસલમાન વિધવાને લાગુ કરવમાં આવ્યો છે તે યોગ્ય છે કે નહી તે શક ભરેલું છે, કારણ કે મુસલમાન વિધવાઓને ફક્ત હયાતી સુધીનો હક્ક મળતો નથી. વળી કલમ ૨૫૨ નીચેની ટીકા જોવી.

ગીરોરાખનાર ગીરોવાળી મીલકત ખરીદ કરે તો તે ગીરોઆપનારનો ટ્રસ્ટી થાય છે ૪ બં. લા. રી. ૮૩; હુકમનામાનો દેણુદાર પોતાના તથા બીજા ઉપરનું હુકમનામું ખરીદ કરે તો તેનો ફક્ત ફાળા પડતો હિસ્સો લેવાનો ઇલાજ છે. ૯ વી. રી. ૨૩૧, ૬ અલ્હાબાદ. પાનું. ૧

**હુકમનામાવાળો**—જે કામમાં બજાવણીમાં લીલામ મંજુર રાખવામાં આવ્યું હોય તે લીલામમાં ઉપજેલી રકમ હુકમનામાવાળાને આપવાને કોર્ટ ના કેહે, અને તેને એવી ફરજ પાડે કે બીજો કોઈ દાવો રાખી શકે એવું નથી, એવી કોર્ટની ખાત્રી કરવાને તેણે ઈલાજ કરવા જોઈએ, તો તે બાબત જે કામ ચલાવવામાં આવે તે હુકમનામું બ-

જાવવાને કામ ચલાવેલું છે, એમ ગણવું જોઈએ. ૧૮ વી. રી. પાનું. ૪૬૩.

કોર્ટથી થએલા લીલામમાંથી ખરીદ કરનારનો હક્ક તે વેચાણની કીંમત આપે અને કોર્ટ લીલામ મંજુર કરે એટલે સંપુર્ણ થાય છે. જ્યારે તે વેચાણ કબુલ કરવામાં આવેલું હોય ત્યારે તે હકીકત શાબેત કરવાને વેચાણના કબાલાની જરૂર નથી. ઈ. લા. રી. ૧૦ મું. ૪૪૪

આ કલમનો ઠરાવ લક્ષમાં રાખતાં ગીરોરાખનારનો હક્ક કાયમ રહી શકે છે. ઈ. લા. રી. ૧૫ ક. પાનું. ૫૪૬

બેનામી ખરીદદાર વિરૂદ્ધ ફરીયાદનો અટકાવ.

**૩૧૭. કોઈ બીજા સખસન વતી ખરીદી કરી હતી. અથવા તે બીજો સખસ જેની મારફત દાવો રાખતો હોય તેવા કોઈ સખસની વતી ખરીદી કરી હતી એ સબબથી, સર્ટીફીકેટમાં જેનું નામ હોય તેવા ખરીદદાર ઉપર કોઇ ફરીયાદ ચાલશે નહી.**

**સર્ટીફીકેટમાં લખેલા ખરીદદારનું નામ દગાથી અથવા ખરા ખરીદદારની સમતી વગર સર્ટીફીકેટમાં ઘાલ્યું છે એવું જ્ઞાપીત કરાવવાની ફરિયાદ કરવાને આ કલમની કોઇ વાતથી પ્રતિબંધ થશે નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૬૦ જેવી આ કલમ છે. ૧૧ વી. રી. ૧૭. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

**કબાલો ખરીદનાર**—કબાલો આપેલો ખરીદદાર એ શબ્દોનો હેતુ સંપૂર્ણ રીતે નક્કી થએલો નથી એક સખસનું નામ ખરીદદારને કપટ કરીને અથવા તેની મરજી વિરૂદ્ધ કબાલામાં તે દાખલ કરેલું હોય તો તે તેવો ખરીદદાર નથી. ૧૩ વી. રી. ૮૫, પણ જે સખસે ખરીદ કરેલી હોય પણ કબાલો મેળવેલો ના હોય તો, તે કબાલાવાળો ખરીદદાર છે કે નહી તે એક સવાલ છે. ૧૯ વી. રી. ૩૫૬. આ ઉપરથી એમ જણાય છે કે કબાલો આપેલો છે એમ ધારવું જોઈએ. ૨૫ વી રી ૪૯૩. જે સખસને કબાલો આપવાનો હુકમ કરેલો હોય તેનો કબાલાવાળા ખરીદદાર તરીકે ગણાવવાનો હક્ક છે, અને તે ખરીદદારે કબાલો મેળવેલો ના હોય તેના ઉપર દાવો કરવામાં આવે તો તે પાછળથી અરજ કરીને કબાલો મેળવે તો તે આ કલમ પ્રમાણે કબાલાવાળો ખરીદદાર છે. ઇ. લા. રી. ૫ અલહા. ૪૭૮. વેચાણ મંજુર થયા પછી ૩ વર્ષ થયા પછી કબાલો આપી શકાય છે. ઈ. લા. રી. ૪ મ. ૧૭૨, ઈ. લા. રી. ૬ મું. ૫૮૬, અને દાવાની સુનાવણીની દરમિયાનમાં જો તે રજુ કરવામાં આવે તો સદરહુ કારણથી તે રદ થઇ શકતો નથી. ઈ. લા. રી. ૮ મુંબાઈ પાનુ ૩૭૭.

**કલમનો હેતુ**—આ કલમ બેનામીદાર તથા ફાયદાવાળા માલેકની વચેના દાવાઓને ફક્ત લાગુ થાય છે. ૧ વી. રી. ૩૨૯; અને ફાયદાવાળો માલેક સર્ટીફીકેટવાળા બેનામીદાર ઉપર કબજો લેવાને દાવો કરે તો, ૮ વી. રી. ૧૩૦ નો ઠરાવ છે, સર્ટીફીકેટવાળા ખરીદદારે કબજાવાળા પક્ષકાર ઉપર દાવો કરેલો હોય તો તેને આ કલમ લાગુ થતી નથી, અને જો સર્ટીફીકેટવાળો ખરીદદાર બેનામીદાર હોય અગર એજંટ હોય, અને ખરો ખરીદદાર પ્રમાણીકપણેથી મીલકતનો કબજો મેળવે, તો તેનો કબજો તે બેનામીદાર અથવા એજંટ છોડાવી શકતો નથી. ૧૪ મુર. ૪૯૭; લા. રી. ૨ ઈ. ૧૫૪, ૨૪ વી. રી. ૨૭૯, ૨૨ વી. રી. પાનું. ૨૭૦.

આ કલમ બજાવણીમાં થએલા લીલામમાંથી ખરીદ કરનાર હોય તેની તથા જે સ-

ખસ એનો દાવો રાખતો હોય કે સર્ટીફીકેટવાળા ખરીદદારે મ્હારી તરફથી બેનામી ખરીદ કરેલું છે, તેની વચેની તકરારો અટકાવવાના ઈરાદાથી કરેલી છે; પરંતુ સર્ટીફીકેટવાળો ખરીદદાર એવું કબુલ કરતો હોય કે મેં એક બીજા સખસને માટે ખરીદ કરેલું છે, તો જે સખસ સર્ટીફીકેટવાળો ખરીદદાર ના હોય તેના ઉપર અથવા તેની તરફથી દાવો રાખનાર ઉપર તે પોતાનો હક્ક શાવાસ્તે બતાવી શકે નહી તેનું કાંઈ કારણ નથી. માર્સ. ૪૨૩. વાદીના બેનામીદારે ખરીદ કરેલી મીલકતનો કબજો લેવાને જે બેનામીદારે દાવો કબુલ કર્યો હોય તેના ઉપર દાવો ચાલવાને આ કલમથી હરકત થતી નથી. ૯ ક. લા. રી. ૨૯૫. આ કલમથી મજીઆરા હિંદુ કુટુંબોના અંગભુતોના હક્કને હરકત થતી નથી. ૧૯ વી. રી. ૩૫૬, ૬ વી. રી. ૧૬૦; તેમ સર્ટીફીકેટવાળા ખરીદ કરનારનું નામ કપટથી ખરા ખરીદદારની કબુલત વિના સર્ટીફીકેટમાં દાખલ કરવામાં આવ્યું છે, એવું ઠરાવવા દાવોચાલવાને આ કલમથી હરકત થતી નથી. ૪ બં. લા. રી.૩૨. ઈ.લા.રી. ૬ મ. પાનું ૧૩૫.

હુકમનામાના દેણદારની અમુક મીલકત વેચાણ કરવામાં આવી, અને તે તેણીની બાળક દીકરીના નામથી ખરીદ કરવામા આવી, તેથી તે બાળક દીકરીના નામનું સર્ટીફીકેટ લેવામાં આવ્યું. પછી માએ તે મીલકત ગીરો મુકી અને ગીરોરાખનારે હુકમનામું મેળવ્યું, અને તે વેચાવીને પોતે તે ખરીદ કરી. તેમા દીકરીએ આ કલમ પ્રમાણે હરકત લીધી કે દાવો ચાલી શકતો નથી, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમનો ઈરાદો કપટ અટકાવવાનો છે, સબબ તે ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૨૦૪.

ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૨૬૯ તથા ૨૧૩ ના ઠરાવ કલમ ૩૧૩ નીચે છે,તે જુઓ.

એક હુકમનામાની બજાવણીમાં લીલામનો કબાલો લેઈને જો ખરીદદાર એમ કબુલ કરે કે અમે ખરીદ કરેલી મીલકત બેનામી છે, અને તે કબજો છોડી દે અથવા કાંઈ એવું કૃત્ય કરે કે જેથી ખુલ્લુ એમ માલમ પડે કે તેને પોતાનો હક્ક ખોવાનો ઈરાદો છે, અથવા ખરા માલેકને તે મીલકત પાછી આપે તો તેવા કૃત્યથી પક્ષકારોના આગળના સબંધને લીધે તે મીલકત બળવાન રીતે આપી થાય છે. કોર્ટમાં થએલા લીલામમાંથી અમુક જમીન વાદી તરફથી પ્રતીવાદીએ બેનામી ખરીદ કરેલી, અને વાદી તરફથી કીંમત પેટે કેટલાંક નાણાં આપેલાં અને વાદી પાસે કબજો રેહેવા દીધેલો, એવી સમજુતથી કે પ્રતીવાદીએ વેચાણની કીમતની બાકી પાછી વસુલ આપવામાં આવે એટલે તે મીલકત ચડાવી આપવી. પ્રતીવાદીએ વાદીનો કબજો છોડાવવાથી વાદીએ તે જમીન લેવાને દાવો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે વાદીનો આ દાવો ચાલવાને હરકત નથી. ઈ. લા. રી ૧૧ મ. પાનુ ૪૨૩.

હુકમનામાના દેણદારના તાબાની સ્થાવર મીલકત સ્વાધીન કરવાનું.

**૩૧૮. વેચાએલી મિલકત. હુકમનામાના દેણદારના કબજામાં અથવા તેની વતી બીજા કોઇ સખસના કબજામાં અથવા તે મિલકતની જપ્તી થયા પછી હુકમનામાના દેણદારે ઉત્પન્ન કરેલા હક્કથી દાવો રાખનાર કોઈ સખસના કબજામાં હોય, અને તે વિશેનું સર્ટીફીકેટ કલમ ૩૧૬ પ્રમાણે મળ્યું હોય ત્યારે, ખરીદદારની અરજ ઉપરથી, કોર્ટે તેનો કબજો અપાવવાનો હુકમ કરવો, તે એવી રીતે કે, ખરીદદારને અથવા ખરીદદાર પોતાની વતી કબજે લેવાને જે કોઇ સખસને નીમે તેને તે મિલકતનો કબજો આપવો, અને જરૂર પડે તો જે કોઇ સખસ તે મિલકત ખાલી કરવાની ના કેહે તેને કાહાડી મુકવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૬૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

વેચાણના કબાલાની તારીખથી ૩ વર્ષ વીતી ગયા પછી અરજી કરવામાં આવે તો, તે ચાલી શકતી નથી. ઈ લા. રી. ૮ મુંબાઈ પાનું. ૨૫૭

જો કે ખરીદદારે કલમ ૩૧૮ પ્રમાણે પ્રથમ કબજો લીધો હોય તોપણ તે ખાસ કબજો મેળવી શકે છે. લેટર્સપેટંટ પ્રમાણે હાયકોર્ટ તેવા હુકમમાં હાથ ઘાલી શકતા નથી. ૧૭ વી. રી. ૮૦. પરંતુ જો તેને એક વખત બરોબર કબજો અપાવેલો હોય તો તે બીજી વખત તેનો અમલ કરી શકતો નથી. ૬ વી. રી. પરચુરણ ૧૦૮, અને જો પાછળથી તેનો કબજો જાય તો તેને ફકત રેગ્યુલર દાવો કરવાનો ઇલાજ છે. ઈ. લા. રી. ૪ અલ્હાબાદ પાનું. ૧૮૪.

જે કામમાં એક પક્ષકારનો હક્ક સબંધ વેચવામાં આવેલો હોય, પણ ત્યાર પછી ૧૫ વર્ષ સુધી ખરીદદારને કબજો આપેલો ના હોય તો, જ્યાં સુધી તે પક્ષકાર પોતાનો ૧૨ વર્ષ વિરૂદ્ધનો કબજો શાબેત કરે નહી ત્યાં સુધી તે, તે મીલકત લેઈ શકતો નથી. ૧૪ વી. રી. પાનું. ૩૫૭

જો ખરીદદારને બજવણીમાં જાતે મીલકતનો કબજો લેવાનો હક્ક હોય અને તે મળે નહીં તો, ફકત નામનો કબજો મને મળેલો હતો એવા કારણથી તે બાબત તે દાવો કરી શકતો નથી. ૧૦ ક. લા. રી. ૨૫૮; પણ મુંબાઈમાં તે પ્રમાણે નથી. ઈ લા. રી. ૮ મું. ૩૧૭; અને મદ્રાસમાં પણ તે પ્રમાણે નથી. ઇ. લા. રી ૭ મ. ૫૯૩; અને એક ખરીદદારના અસાઈનીને આ કલમ પ્રમાણે કબજો આપવાને ના કહેલી તેમાં રેગ્યુલર દાવો ચલાવવાની પરવાનગી આપવામાં આવી હતી. ઈ. લા. રી. ૯ ક. ૬૦૨; તેમજ કબજા બાબત કાંઈ વધારે કૃત્ય કર્યા સિવાય ખરીદદારના કબજા વિશે ફકત રીતીસર જાહેરનામું કરેલું હોય, તોપણ ખરીદીની તારીખથી ૧૨ વર્ષની અંદર કબજા બાબત તે ખરીદદાર દાવો કરી શકે છે. ઈ. લા. રી. ૧૦ ક. પાનું. ૪૦૨

આ કલમ પ્રમાણે જ્યાંહાં સુધી ખરીદદારને ઇલાજ લેવાનો હોય ત્યાં સુધી નવો દાવો કરતાં અવલ તે પ્રમાણે ઈલાજ કરવાને તે બંધાએલો છે. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૧૬૯.

આ કલમ પ્રમાણે ખરીદ કરેલી મીલકતનો કબજો લેવાને અરજ કરવાનો ઈલાજ છે, તોપણ તેવા તે બાબત રેગ્યુલર દાવો કરવાને હરકત નથી. ઈ. લા. રી. ૧૪ ક. ૬૪૪

ભાડુતના તાબામાં હોય તેવી સ્થાવર મીલકત સ્વાધીન કરવાનું.

**૩૧૯. વેચેલી મિલકત ભાડુતના અથવા જેને તેનો કબજો રાખવાનો હક્ક હોય તેવા બીજા સખસના કબજામાં હોય, અને તે વિશેનું સર્ટીફીકેટ કલમ ૩૧૬ પ્રમાણે મળ્યું હોય, ત્યારે કોર્ટે તે અપાવવાનો હુકમ કરવો તે એવી રીતે કે, તે મિલકત ઉપર કોઈ પ્રસિદ્ધ ઠેકાણે વેચાણના સર્ટીફીકેટની નકલ ચોહોડવી, અને કોઇ સોઈવાર ઠેકાણે દાંડી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે કબજેદારને જાહેર કરવું કે હુકમનાનાના દેણદારનો હક્ક સબંધ ખરીદદારને વેચેલો છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૬૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

કોર્ટની મદદ સિવાય જો તેને કબજો મળી શકતો હોય તો, તે મેળવવાને આ કલમથી હરકત થતી નથી. ૨૨ વી. રી પાનું. ૪૦૬

દેખીતા શુદ્ધબુદ્ધિના હકથી જે સખસનો કબજો હોય તેને બજાવણીમાં લીલામના કારણસર ખરીદીને કબજો અપાવવાનો આ દેશની કોર્ટનો રીવાજ નથી. જો દેણદાર ફક્ત દાવો કરીને કબજો લેવાનો હક બતાવી શકે, તો ખરીદદારનો તે કરતાં વધારે હક નથી. ૧૦ મુર. ૪૮૩; પરંતુ આ કલમમાં ઠરાવેલી રીત પ્રમાણે હુકમનામાથી તથા બજાવણીથી તમામ મર્યાદાનો અંત આણેલો છે. ૧૯ વી. રી. ૧૦૧. જે પક્ષકારને પ્રોસીડીંગ સાથે નિસ્બત હોય તેની બાબતમાં ૪ ક. લા. રી, ૫૫, ઈ. લા રી. ૭ ક. ૪૧૮ ના ઠરાવો છે.

વેચાણનો કબાલો આપવામાં આવેલો હોય ત્યારથી ૩ વર્ષની અંદર ખરીદદારે અરજ કરવી જોઈએ. ઈ. લા. રી. ૩ મું. ૪૩૩; અથવા ખરીદીની તારીખથી ૧૨ વર્ષની અંદર કબજા બાબત તે દાવો કરી શકે છે. ઈ. લા રી. ૧૦ ક. ૪૦૨; અને જો તે એમ બતાવે કે કબજાવાળા સખસના હકના દસ્તાવેજો કપટ ભરેલા છે, તો તેનો દાવો મીલકત બાબત છે તેમાં કાંઈ કમી થતું નથી. ઈ. લા. રી. ૬ અલ્હા. ૭૫; અને તે રદ કરાવવાને માગે તો તે બાબત ઈ. લા. રી. ૬ અલ્હા. ૨૯૦ નો ઠરાવ છે.

ખરીદદારને કબજો મળ્યો ના હોય તોપણ કોઈ બીજા સખસને તે મીલકત લખી આપી શકે છે. ઈ. લા. રી. ૧ મું. પાનું. ૫૦૦.

અમુક હુકમનામાં કલેકટર તરફ બજાવવા મોકલવાના નિયમ કરવાનો અખત્યાર.

**૩૨૦.** ગવરનર જનરલ ઇન કૌંસીલની મંજુરીથી સરકારી ગેઝીટમાં જાહેર ખબર આપીને નીચે પ્રમાણે ઠરાવ કરવાને તથા તેવો કોઈ ઠરાવ રદ કરવાને કે તેમાં ફેરફાર કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે; એટલે:—કોઇ પણ સ્થાનિક હદમાં, કોર્ટ કાંઈ સ્થાવર મિલકત વેચવાનો હુકમ કરયો હોય તેવા કામોમાં, હુકમનામાની બજાવણીનું કામ, અથવા કોઇ વિશેષ જાતના તેવા હુકમનામાની બજાવણીનું કામ, અથવા કોઈ વિશેષ જાતની સ્થાવર મિલકત કે સ્થાવર મિલકતમાંનો હક સબંધ વેચવાનું જે હુકમનામામાં ફરમાવ્યું હોય તે હુકમનામાની બજાવણીનું કામ,—કલેકટરને હવાલે કરવું.

હુકમનામા મોકલવાના, બજાવવાના, અને પાછા મોકલવાના નિયમ કરવાનો અખત્યાર.

આ કાયદામાં પાછળ ગમે તેમ કહ્યું હોય તોપણ કોર્ટમાંથી કલેકટરને ત્યાં હુકમનામું મોકલવા બાબત, તથા તે બજાવવામાં કલેકટરની અને તેના તાબાના માણસોની કામ ચલાવવાની રીત નિયમસર કરવા બાબત, તથા કલેકટરની પાસેથી કોર્ટને હુકમનામું પાછું મોકલવા બાબત, વખતે વખતે નિયમો કરવાને પણ સ્થાનિક સરકાર મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે કરેલી કાનુનોમાં હેઠળ લખેલી વાતો ઠરાવી શકાય, એટલે, હુકમનામું કલેકટર તરફ બજાવવા માટે મોકલવામાં આવ્યું ન હોત તો તે બજાવવામાં કોર્ટ જે અધિકાર ચલાવી શકત તે સર્વે અથવા તેમાંના કોઇ પણ અધિકાર, કલમ ૨૯૪ તથા ૩૧૨ પ્રમાણેના કોર્ટના અધિકાર સુદ્ધાં કલેકટરને અથવા કલેકટરના તાબાના કોઇ પણ ગેઝેટેડ અમલદારને આ-

પી શકાય, તથા સદરહુ હુકમનામું કલેકટર તરફ મોકલવામાં આવ્યું ન હોત તો તે કોર્ટે કરેલા હુકમ ઉપર અથવા તેવા હુકમના સબંધમાં અપીલ કર્યા ઉપરથી થયેલા હુકમ ઉપર આ કાયદાની રૂઇયે અથવા વિદ્યમાનકાળે અમલમાં હોય એવા બીજા કાયદાની રૂઇયે જેવી રીતે અપીલકોર્ટને અપીલ થઈ શકત તથા રિવિશન કોર્ટથી તે હુકમની જેવી રીતે તપાસણી થઇ શકત તેવીજ રીતે બનતાં સુધી કલેકટરે અથવા કલેકટરના તાબાના કોઇ પણ ગેઝેટેડ અમલદારે કરેલા હુકમ ઉપર અથવા એવા હુકમના સબંધમાં અપીલ કરયાથી થયેલા હુકમ ઉપર વરિષ્ટ મુલકી અધીકારીઓને અપીલ કરવાની તથા તે અધિકારીઓથી તે હુકમોની તપાસણી થવાની સત્તા છે, એવું ઠરાવી શકાય.

સદરહુ કાનુનોથી કલેકટરને અથવા કલેકટરના તાબાના કોઇ પણ ગેઝેટેડ અમલદારને અથવા અપીલ સાંભળનાર અથવા તપાસણી કરનાર અધિકારીને આપેલો અખત્યાર સદરહુ કોર્ટથી અથવા સદરહુ કોર્ટના હુકમનામાં અથવા હુકમના સબંધમાં અપીલ સાંભળવાની કે તપાસણી કરવાની જે હુકુમત જે કોર્ટને હોય તે હુકુમત બજાવતાં તે કોર્ટથી ચલાવી શકાશે નહીં

આ કલમ પ્રમાણે કલેકટર તરફ મોકલેલું હુકમનામું બજાવવામાં કલેકટર તથા તેના તાબાના માણસો સન ૧૮૫૦ ના આકટ નંબર ૧૮ (ન્યાય ખાતાના કામગારોનાં સંરક્ષણ સારૂ કાયદા) ના અર્થ મુજબ ન્યાયખાતાનું કોઈ પણ કામ ચલાવતા હોય એમ સમજવું.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

**જાહેરનામું**—આવો ઠરાવ કરવામાં આવે એટલે હુકમનામું બજાવવાની દિવાની કોર્ટની હકુમત બંધ પડે છે. ઈ. લા. રી. ૪ અલ્હાબાદ પાનું. ૩૮૨.

જમીન અગર જમીન ઉપરનો હક્ક વેચાવવાનું હુકમનામું તે આ કલમના નિયમો પ્રમાણે પૈસા વસુલ કરવાનું હુકમનામું છે. ઈ. લા. રી ૪ અલ્હા. ૧૧૫. આ કલમ પ્રમાણેના નિયમો વિશે, ઈ. લા. રી. ૪ અલ્હા. ૧૧૬ તથા ૩૮૨ જુઓ.

**વડીલોપાર્જીત**—જો એક ગામની જમીન વડીલોપાર્જીત હોય તો, તેમાં વધેલી જમીન પણ વડીલોપાર્જીત છે. ઈ. લા. રી. ૭ અલ્હાબાદ પાનું. ૪૦૨.

ઈ. લા. રી. ૯ અ. પાનું ૪૩ નો ઠરાવ કલમ ૩૧૩ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૧ અ. પાનું ૯૪ નો ઠરાવ કલમ ૩૧૧ નીચે છે, તે જુઓ.

સદરહુપ્રમાણે મોકલેલાં હુકમનામાંબજાવવા વિશેકલેકટરનો અખત્યાર.

**૩૨૧.** સદરહુ પ્રમાણે હુકમનામાની બજાવણીનું કામ કલેકટરને હવાલે કરવામાં આવ્યું હોય ત્યારે,

[अ] કલમ ૩૦૫ પ્રમાણે કોર્ટ જે રીતે કામ ચલાવત તે તે રીતે કામ ચલાવવાને, અથવા

(ब) વેચવાનો હુકમ થએલી તમામ મિલકત કે તેનો કાંઇ ભાગ પ્રીમિયમ લેઈ હમેશને વાસ્તે કે કાંઇ મુદતને વાસ્તે ભાડે આપીને અથવા ઘરાણે મુકીને, હુકમનામાની રકમ ઉભી કરવાને, અથવા

(क) વેચવાનો હુકમ થએલી મિલકત અથવા જરૂર હોય તેટલો તેનો ભાગ વેચવાને,

કલેકટર મુખત્યાર છે.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

ગીરોની રૂઈએ મીલકત વેચાવવાનું હુકમનામું હોય તો કલેકટર આ કલમના ઠરાવ પ્રમાણે કરી શકે છે. તેમનો અખત્યાર તદન પ્રધાનિક છે. અને જો તે હુકમનામાથી જુદી રીતે ચાલે તો જે સખસને નુકશાન થાય તે બાબત તેઉ જવાબદાર થઈ શકે છે. ઈ. લા. રી. ૭ મુંબાઈ પાનું. ૩૩૨.

આ કામમાં જસ્ટીસ વેસ્ટસાહેબે ઠરાવ્યું છે કે કલેકટર તરફ મોકલેલું કામ તેઉ પાછું મંગાવી શકે છે. ઈ. લા. રી. ૫ અલ્હા. ૩૧૪ ના ઠરાવમાં અલહાબાદ હાયકોર્ટે ઠરાવ્યું છે કે અમારો કલેકટર ઉપર અખત્યાર નથી; અને ઈ. લા રી. ૮ મું. ૩૦૧ ના ઠરાવમાં તે બાબત શક ભરેલી ગણેલી છે. વળી ઇ. લા. રી ૭ અલ્હાબાદ ૪૦૭ જુઓ.

*હુકમનામાની બજાવણી સદરહુ પ્રમાણે કલેકટરને સોંપવામાંઆવેલા ર તેગણે કેમ કામ ચલાવવું તે.*

૩૨૨. સ્થાવર મિલકતને જે કરાર વિશેષ રીતે લાગુ હોય તે કરારને લીધે જે હુકમનામામાં તે મિલકત વેચવાનું ફરમાવ્યું હોય તેવું હુકમનામું નહીં પણ પૈસા બાબતનું હુકમનામું હોય, અને તે પુરૂં કરવામાં કોઈ સ્થાવર મિલકત વેચવાનો હુકમ કરયો હોય. એવું હુકમનામું બજાવવાનું કામ સદરહુ પ્રમાણે મોકલ્યું હોય ત્યારે, કલેક્ટરને જરૂર જણાય તેવી ચોકશી કરયા પછી, હુકમનામાના દેણદારની કામમાં આવે તેવી તમામ સ્થાવર મિલકત વેચ્યા વગર, તેની સઘળી જવાબદારી પતી જશે એમ માનવાનું તેને (કલેકટરને) કારણ હોય તો આ આકટમાં આગળ ઠરાવ્યા પ્રમાણે કામ ચલાવવાને કલેકટર મુખત્યાર છે.

*હુકમનામાવાળાઓને અને મિલકત ઉપર જેમનો દાવો હોય તેઓનેનોટીસ આપવી*

૩૨૨. अ. ૩૨૨ મી કલમમાં કહેલે પ્રસગે કલેકટરે નોટીસ પ્રસિદ્ધ કરવી, અને તેમાં એવું જણાવવું કે,

(अ) હુકમનામાના દેણદાર ઉપરનાં પૈસા બાબતનાં જે હુકમનામાં તેની સ્થાવર મિલકત વેચીને બજાવી શકાય એવાં હોય, અને તે પ્રમણે બજાવવાને જે હુકમનામાવાળાની મરજી હોય તેવા પ્રત્યેક હુકમનામાવાળાએ, તથા પૈસા બાબતના જે હુકમનામાની બજાવણીમાં તે મિલકત વેચવાનું કામ ચાલુ હોય તેના પ્રત્યેક હુકમનામાવાળાએ હુકમનામાની નકલ તથા તે હુકમનામા ઉપરથી વસુલ કરવા જોગ રકમ કેટલી છે તે બતાવનારૂં તે કરનારી અથવા બજાવનારી કોટનું સર્ટિફીકટ પોતાની (કલેકટરની) રૂબરૂ હાજર કરવું.

(ब) સદરહુ મિલકત ઉપર કાંઇ દાવો હોય એવા પ્રત્યેક સખસે તે દાવાની હકીકત કલેકકટરને આપવી, તથા તેના પુરાવામાં કાંઇ દસ્તાવેજ હોય તો તે હાજર કરવા.

સદરહુ નોટીસ ડિસ્ટ્રીકટની ભાષામાં કરવી. અને તે પ્રમાણે ચાલવા સારૂ તે પ્રસિદ્ધ થયાની તારીખથી ૬૦ દિવશની મુદત તે નોટીસમાં આપવી.

૩૦૪ થી કલમ પ્રમાણે જે કોર્ટે અસલ હુકમ કરયો હોય તે કોર્ટના મકાનમાં, તથા કલેકટરને યોગ્ય લાગે તેવી બીજી જગાઓએ (જો કોઈ હોય તો) ચોઢીને સદરહુ નોટીસ પ્રસિદ્ધ કરવી, એવા કોઇ હુકમનામાવાળાનું અથવા દાવો કરનારનું ઠેકાણું જાણીતુ હોય તો સદરહુ નોટીસની નકલ તેને ટપાલ રસ્તે અથવા બીજી રીતે મોકલવી

પૈસા સબંધી હુકમનામાની રકમ દરાવવી અને તે પતાવવા સારૂ કામમાં આવે એવી સ્થાવર મિલકતોનો નીર્ણય કરવો.

૩૨૨. **ब.** સદરહુ મુદત પુરી થયા પછી, હુકમનામાના દેણદારની અને હુકમનામાવાળા અથવા દાવો કરનારા (હોય તો) ની કાંઈ જાહેર કરવાની ઈચ્છા હોય તે સાંભળી લેવા સારૂ, અને સદરહુ હુકમનામા તથા દાવાનું તથા હુકમનામાના દેણદારની સ્થાવર મિલકતનું સ્વરૂપ અને મર્યાદા બાબત પોતાની માહિતી કરી લેવા સારૂ જરૂર હોય તેવી ચોકશી ચલાવવાને, કલેકટરે એક દિવશ નિમવો. અને તે સુનાવણી તથા ચોકશી વખતે વખતે મુલતવી રાખવાને તે મુખત્યાર છે.

કલેકટરને જાહેર કરેલા કોઈ હુકમનામા અથવા દાવા સબંધી હુકમનામાના દેણદારની જવાબદારીના ખરાપણા અથવા મર્યાદા બાબત તકરાર ન હોય તો, અથવા સદરહુ હુકમનામાની કે દાવાની પરસ્પર અગ્રતા બાબત અથવા સદરહુ હુકમનામું કે દાવો પુરો કરવામાં એવી કોઈ મીલકતની જવાબદારી બાબત તકરાર ન હોય તો, કલેકટરે એક યાદી તઈયાર કરવી. તે યાદીમાં-સદરહુ પ્રકારનું હુકમનામું પુરૂં કરવા બાબત વસુલ કરવાની રકમ, કયા અનુક્રમમાં તે હુકમનામાં તથા દાવા પુરા કરવાના છે તે અને તે કારણ સારૂં કામમાં આવે તેવી સ્થાવર મિલકત,-લખવી જોઇએ.

સદહુ બાબતની કાંઇ તકરાર ઉત્પન્ન થાય તો તે વિશેની યાદી તથા તે સબંધી પોતાનો અભિપ્રાય લખીને કલેકટરે તે તકરાર કલમ ૩૦૪ ને આધારે અસલ હુકમ કરનારી કોર્ટને મોકલવી, અને લખી મોકલ્યું હોય તેનો જવાબ આવતાં સુધી, તે તકરારના વિષય સબંધી કામ મુલતવી રાખવું. તકરારનો વિષય પોતાની હકુમત માંહેનો હોય તો કોર્ટે તેનો નીકાલ કરવો અથવા તકરારનો નીકાલ કરવા સારૂ તે કામ અખત્યારવાળી કોર્ટમાં મોકલવું; અને આખરનો ઠરાવ થાય તે કલેકટરને જણાવવો. પછી કલેકટરે તે ઠરાવ મુજબ ઉપર કહ્યા પ્રમાણે યાદી તઈયાર કરવી.

રીવાજ—આ કલમ પ્રમાણે કરેલા ઠરાવ ઉપરની અપીલ મદ્રાસમાં પરચુરણ અપીલ તરીકે ગણવામાં આવે છે ઈ. લા. રી ૪ મ. ૪૨૦. વાબ્યપ્રાંતમાં તે પ્રમાણે ગણવામાં આવતું નથી. ઇ. લા રી. ૭ અલ્હાબાદ પાનું ૫૬૫.

ડાસ્ત્રીકટ કોર્ટ ક્યારે નોટીસ કાઢીને ચોકશી કરે.

૩૨૨ **क.** કલમ ૩૨૨ **अ** અને ૩૨૨ **ब.** માં ફરમાવેલી નોટીસ પોતે કાહાડવાને બદલે તથા તેમાં ફરમાવેલી ચોકશી પોતે કરવાને બદલે, પોતાને ખબર હોય અથવા પોતાની ઓફીસના કાગળપત્રોમાંથી દેખાઇ આવે તેટલી હુકમનામાના દેણદારની

તથા તેની સ્થાવર મિલકતની સ્થીતી લખીને એક યાદી તઈયાર કરી તે યાદી ડિસ્ત્રીકટ કોર્ટને મોકલવાનો કલેટરને અધિકાર છે, અને પછી તે કોર્ટે કલમ ૩૨૨ અ. તથા ૩૨૨ ब. માં ફ-રમાવેલી નોટીસ કરવી, ચોકશી ચલાવવી, અને યાદી તઈયાર કરવી, અને તે યાદી કલેકટરને મોકલવી.

કલમ ૩૨૨ ब. તથા ૩૨૨ क. મુજબ ઉત્પન્ન થનારી તકરારમાં કોર્ટે કરેલા ઠરાવનું પરિણામ.

૩૨૨. ड. કલમ ૩૨૨ ब. તથા ૩૨૨ क. મુજબ ઉત્પન્ન થનારી કાંઈ તકરારનો કોર્ટે કરેલો કાંઇ ઠરાવ, તે માંહેના પક્ષ-કારોની વચમાં હુકમનામા પ્રમાણે અમલમાં આવશે, અને હુ-કમનામા પ્રમાણેજ તેની ઉપર અપીલ કરી શકાશે.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

આ કલમ પ્રમાણેની અપીલ પરચુરણ અપીલ છે, અને રેગ્યુલર દાવામાં થએલા હુકમનામા ઉપરની નથી. ઈ. લા. રી. ૪ મ. પાનું. ૪૨૦.

ઈ. લા. રી. ૧૧ અ. પાનું ૮૪ નો ઠરાવ કલમ ૩૧૧ નીચે છે, તે જુઓ.

પૈસાબાબતના હુકમનામાનો ફ઼ડચો કરવાની તજવીજ.

૩૨૩. કલમ ૩૨૨ ब. અથવા ૩૨૨ क. માં ઠરાવ્યા પ્રમાણે વસુલ કરવાની રકમ અને કામમાં આવવા જોગ મિલકતનો નિ-ર્ણય કર્યા પછી નીચે પ્રમાણે કલેકટરને અખત્યાર છે. ( એટલે )

( ૧ ) કામમાં આવવા જોગ હોય તેવી તમામ મિલકત વેચ્યા શિવાય સદરહુ રકમ વસુલ થાય એમ નથી એવું જણાય તો તે મિલકત વેચવાને કા-મે લાગવું; અથવા હુકમનામામાં કાંઇ વ્યાજ અપાવ્યું હોય તો હુકમનામા પ્રમાણે વ્યાજ સુધાં, અને હુકમનામામાં વ્યાજ અપાવ્યુ ન હોય તો તે બા-બતમાં પોતાને વ્યાજબી જણાય તે દર પ્રમાણે વ્યાજ ( જો હોય તો ) સુધાં સદરહુ રકમ સદરહુ પ્રમાણે વેચાણ કરયા વગર વસુલ કરી શકાશે, એવું જણાય તો,

( ૨ ) ( ૩૦૪ થી કલમ પ્રમાણે ગમે તે હુકમ થયો હોય તોયપણ ) સ-દરહુ રકમ અને વ્યાજ હેઠળ લખેલી રીતે ઉભું કરવાનો અખત્યાર છે.—

( अ ) સદરહુ તમામ મિલકત અથવા તેનો કાંઇ ભાગ પ્રીમીયમ લેઇ હમેશને વાસ્તે અથવા કાંઇ મુદતને વાસ્તે ભાડે આપીને; અથવા

( ब ) તે મિલકત તમામ અથવા તેનો કાંઇ ભાગ ઘરાણે મુકીને; અથવા

( क ) તે મિલકતમાંથી થોડી વેચીને; અથવા.

( ड ) વેચાણના હુકમની તારીખથી ૨૦ વર્ષ કરતાં વધારે ન હોય એટલી મુદત સુધી તે મીલકત તમામ અથવા તેનો કંઇ ભાગ ઇ-જારે ખંડી આપીને કે પોતે તેનો વહિવટ કરીને અથવા બીજા પા-સે તે કરાવીને; અથવા.

( इ ) સદરહુ પ્રકારો પઈકી એક પ્રકારે થોડી અને બીજા એક અથવા વધારે પ્રકારે થોડી તજવીજ કરીને.

(૩) તે તમામ મીલકતનો અથવા તેના કાંઈ ભાગનો આ કલમ પ્રમાણે વહિવટ કરવા સારૂ તે મિલકતના માલેકના બધા અધિકાર વાપરવાને કલેકટર મુખત્યાર છે.

(૪) કામમાં આવવા જોગ મિલકત અથવા તેનો કાંઈ ભાગ વધારે કીંમતે વેચાય એવું કરવા સારૂ અથવા ભાડે કે વહિવટમાં આપવાના કામને વધારે ગ્યાગ્ય કરવા સારૂ અથવા તે ઉપરનો બોજો પતાવવા માટે જે વેચાણ કરવાનું તે વેચાણમાંથી તેને બચાવવા સારૂ, કોઇ પણ બોજાવાળાનો દાવો જે આપવાનો થયો હોય તેનો ફડચો કરવાને અથવા રકમ દેણી થઈ હોય કે ન હોય તોયપણ કોઈ બોજાવાળાના દાવાની તોડજોડ કરવાને કલેકટર મુખત્યિાર છે. અને એવો ફડચો અથવા તોડજોડ કરવા માટે નાણાની ત્રેવડ કરવા સારૂ પોતાને બસ લાગે તેટલો તે મીલકતનો ભાગ ઘરેણે મુકવાને, ભાડે આપવાને, અથવા વેચી નાખવાને તે મુખત્યાર છે. આ પારેગ્રાફ પ્રમાણે જે બોજાની તજવીજ કલેકટર યોજશે એવા બોજા ઉપરની લેહેણી રકમ વિશે કાંઇ તકરાર ઉત્પન્ન થાય તો, પોતાના નામથી અથવા હુકમનામાના દેણદારના નામથી હિસાબ લેવાની ફરીયાદ યોગ્ય કોર્ટમાં કરવાને કલેકટર મુખત્યાર છે, અથવા સદરહુ તકરારનો નિકાલ થવા સારૂ તે દરએક પક્ષકારે નીમેલા એક એક લવાદ, એવા બે લવાદોને, અથવા એવા લવાદો નીમે તે સરપંચને સોંપવાનું કબુલ કરવાને કલેકટર મુખત્યાર છે.

આ કલમના (૨),(૩) અને (૪) પારેગ્રાફ પ્રમાણે કામ ચલાવતી વખતે મુખ્ય નિર્બંધ રાખનારો મુલકી અમલદાર આ આકટને અનુસરીને આ બાબત વખતે વખતે જે કાનુન કરે તે કાનુન પ્રમાણે કલેકટરે ચાલવું જોઇએ.

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

ભાડાનો વ્યવહાર અથવા વહિવટ પુરો થયા પછી બાકી રકમ કાંઈ (લેહેણી) રહી હોય તો તેનું વસુલ.

૩૨૪. ૩૨૩ મી કલમ પ્રમાણે ભાડાનો વ્યવહાર અથવા વહિવટ પુરો થયા પછી વસુલ કરવાની રકમ ઉત્પન્ન થઇ ન હોય તો કલેકટરે તે વાત હુકમનામાના દેણદારને અથવા જેનો હક્ક સબંધ હોય તેવા તેના વારસ વકીલને લખી જણાવવી. અને તેમાં એવું પણ જણાવવું કે, આ નોટીસની તારીખથી છ અઠવાડીયાની અંદર સદરહુ રકમ પુરી થવાને જરૂર હોય તેટલી બાકીની રકમ કલેકટરને નહી ભરો તો સદરહુ તમામ મિલકત અથવા તે રકમ પુરી થાય તેટલો તે મિલકતનો ભાગ વેચવાનું કામ કલેકટર ચલાવશે: અને સદરહુ છ અઠવાડિયાં પુરાં થઇ ગયા છતાં સદરહુ બાકીની રકમ આપી ન હોય તો, તે મિલકત અથવા તેનો ભાગ કલેકટરે સદરહુ પ્રમાણે વેચવો.

કલેકટરે દીવાની કોર્ટને હિસાબ આપવો.

૩૨૪ અ. આ બાબના ઠરાવ પ્રમાણે પોતાને આપેલો અખત્યાર ચલાવતાં તથા તેમાં કહેલા કર્તવ્ય બજાવતાં કલેકટરના હાથમાં આવેલા સઘળા પઇસાનો તથા તેને થએલા સઘળા ખરચનો હિસાબ તેણે, ૩૦૪ થી કલમ પ્રમાણે અસલ હુકમ

કરનારી કોર્ટને વખતે વખતે આપવો, અને બાકી રહેલી રકમ કોર્ટ હુકમ કરે તે પ્રમાણે વ્યવસ્થા કરવા સારૂ તેણે પોતાની પાસે રાખવી.

આ ખરચમાં, સદરહુ મિલકત અથવા તેના કાંઇ ભાગ બાબત વખતે વખતે સરકારને જે કરજ અને જવાબદારી દેણી હશે તે, સદરહુ મિલકત અથવા તેના ભાગ બાબત વરિષ્ટ ધારણ કરનારને જે ગણોત (જો હોય તો) વખતે વખતે દેણું હશે તે, અને કલેકટર તે પ્રમાણે ફરમાવે તો તેણે શાહેદોને બોલાવ્યા હશે તેઓનો ખરચ, આ સઘળું આવે છે, એમ સમજવું.

બાકીરહેલીરકમની વ્યવસ્થા. સદરહુ બાકી રહેલી રકમ હેઠળ લખ્યા પ્રમાણે કોર્ટે કામે લગાડવી:—

પેહેલું, સદરહુ મિલકતની ઉપજમાંથી હુકમનામાના દેણદારના કુટંબના જે માણસોને (જો હોય તો) પોતાના ગુજરાન સારૂ કાંઈ મળવાનો હક્ક હોય તેઓના આરેનાદરેની બાબતમાં કોર્ટને યોગ્ય લાગે તે રકમ આપીને તેઓના ગુજરાનના તજવીજ કરવામાં; અને

બીજું, કલેકટરે ૩૨૧ મી કલમ પ્રમાણે કામ ચલાવ્યું હોય તો, જે અવલ હુકમનામાના બજાવણીમાં સ્થાવર મિલકત વેચવાનો હુકમ કરયો હતો, તે હુકમનામું પુરૂં કરવામાં અથવા ૨૯૫ મી કલમ પ્રમાણે કોર્ટ હુકમ કરે તે બીજા કામમાં; અથવા

ત્રીજું, ૩૨૨ મી કલમ પ્રમાણે કલેકટરે કામ ચલાવ્યું હોય તો સદરહુ મિલકત ઉપરના બોજાનું વ્યાજ કમી કરવામાં અને [ હુકમનામાના દેણદારના ગુજરાનું બીજું પુરતું સાધન ન હોય ત્યારે ] કોર્ટને યોગ્ય લાગે તે રકમ આપીને તેના ગુજરાનમાં; અને મુળ હુકમનામાવાળાના, તથા સદરહુ નોટીસ પ્રમાણે જે ચાલ્યા હોય અને જે રકમ વસુલ કરવાનો હુકમ કરયો હોય તે રકમમાં જેઓના દાવા ગણ્યા હોય એવા બીજા કોઇ હુકમનામાવાળાના દાવા ફાળા પ્રમાણે આપવામાં;

અને સદરહુ હુકમ જે હુકમનામાવાળાઓએ મેળવ્યો હોય તેઓનું પત્યા શિવાય બીજા કોઇ પૈસા બાબતના હુકમનામાવાળાને સદરહુ મિલકતમાંથી અથવા સિલક રકમમાંથી કાંઈ પણ મળવાનો હક્ક નથી;

અને કાંઇ બાકી રહી હોય તો તે હુકમનામાના દેણદારને, અથવા સદરહુ પ્રમાણેનો બીજો સખસ હોય તો તેને, કોર્ટ ફરમાવે તે પ્રમાણે આપવી.

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

વેચાણ કેવી રીતે કરવાં. ૩૨૫. આ બાબના ઠરાવ પ્રમાણે કલેકટર કોઈ મિલકત વેચે ત્યારે, તેણે સદરહુ મિલકતના પોતાને યોગ્ય લાગે તેવા એક અથવા વધારે લોટ (ભાગ) કરીને તે જાહેર લીલામ કરીને વેચવી, તથા તેને—

(અ) દરએક લોટ ઓછામાં ઓછી કેટલી કિંમતે વેચવો તેની વ્યાજબી કિંમત ઠરાવવાનો અખત્યાર છે;

(બ) મિલકતની વ્યાજબી કિંમત મેળવવા સારૂ જયારે વેચાણ મુલતવી

રાખવાની તેને જરૂર જણાય ત્યારે તે મુલત્વી રાખવાનાં પોતાનાં કારણ દફતરમાં લખી મુકીને તે વેચાણ યોગ્ય મુદત સુધી મુલત્વી રાખવાનો અખત્યાર છે;

(क) વેચવા કાઢેલી મિલકત માંહોમાંહે ખરીદ કરી પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે તે જાહેર લિલામથી અથવા ખાનગી કરારથી ફરીને વેચવાનો અખત્યાર છે.

હુકમનામાના દેણદારે અથવા તેનાવારસ વકીલે બીજાને આપવાની અને હુકમનામાવાળાઓએ ઈલાજચલાવાની મનાઈ.

૩૨૫. अ. હુકમનામાના દેણદારની સ્થાવર મિલકતના અથવા તેના કાંઇ પણ ભાગના સબંધમાં કલમ ૩૨૨ થી ૩૨૫ (બંને કલમો સુધાંત) ઉપરથી કલેકટરને મળેલો અધિકાર તે ચલાવે ત્યાંહાં સુધી અથવા તેમાં કહેલાં કામ તે બજાવે ત્યાંહાંસુધી, કલેકટરની પરવાનગી શિવાય સદરહુ મિલકત અથવા તેનો કાંઈ ભાગ ઘરાણે મુકવાને અથવા તેની ઉપર બોજો નાખવાને અથવા તે પટે આપવાને અથવા બીજાને આપવાને હુકમનામાના દેણદારને અથવા તેના હક્ક સબંધવાળા વારસ વકીલને અધિકાર નથી, તેમજ સદરહુ મિલકત ઉપર અથવા તેના કાંઈ ભાગ ઉપર પઈસા બાબતના હુકમનામાની બજાવણીમાં કોઈ દિવાની કોર્ટે પ્રોસેસ કાઢવું નહી.

તેજ મુદતમાં, જે હુકમનામું પુરૂં કરવાની તજવીજ ૩૨૩ મી કલમ પ્રમાણે કલેકટરે કરી હોય એવા કોઈ હુકમનામાની બાબતમાં હુકમનામાના દેણદાર ઉપર અથવા તેની મિલકત ઉપર કોઈ પણ દિવાની કોર્ટે કાંઈ પણ બજાવણીનું પ્રોસેસ કાઢવું નહી.

આ કલમના ઠરાવ લાગુ હોય એવાં જે હુકમનામાને (કાયદાની) જે મુદત લાગુ હશે તે મુદત ગણતી વખતે સદરહુ ઠરાવને લીધે જે ઈલાજ થોડી મુદત સુધી હુકમનામાવાળાથી કરી શકાશે નહી, તે ઈલાજના સબંધમાં ઉપરની મુદત બાદ કરવી.

મિલકત ઘણા ડિસ્ત્રીકટોમાં હોય ત્યારે તે બાબતના ઠરાવ.

૩૨૫. ब. જે મિલકતનું વેચાણ કરવા વિશે હુકમ થયો હોય તે મિલકત એક કરતાં વધારે ડિસ્ત્રિકટમાં હોય ત્યારે, કલમ ૩૨૧ થી ૩૨૫ (બંને કલમો સુધાંત) માં કલેકટરને આપેલો અધિકાર તથા સોંપેલાં કામ, સ્થાનિક સરકાર સામાન્ય નિયમ કરીને અથવા વિશેશ હુકમ કરીને વખતે વખતે ફરમાવે તે પ્રમાણે સદરહુ ડિસ્ત્રિકટના કલેકટરો પઈકી એક કલેકટરે ચલાવવાં અને બજાવવાં.

પક્ષકાર તથા શાહેદોએહાજર થવાની તથા દસ્તાવેજહાજરકરવાની ફરજ પાડવાનોકલેકટરનો અધિકાર.

૩૨૫ क. પક્ષકાર તથા શાહેદોને હાજર થવાની તથા દસ્તાવેજ રજુ કરવાની ફરજ પાડવાનો જે અધિકાર દિવાની કોર્ટને છે તે કલમ ૩૨૨ થી ૩૨૫ (બંને કલમો સુધાંત) માં આપેલો અધિકાર ચલાવતી વખતે કલેકટરને છે.

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

જમીનનું જા હેરલીલામ બં ધ રાખવાનો અખત્યારકોર્ટ કલેકટરનેઆ પે.

૩૨૬. જે સ્થાનિક હદમાં કલમ ૩૨૦ પ્રમાણે પ્રસિદ્ધ કરેલો ઠરાવ અમલમાં ન હોય તેવી સ્થાનીક હદમાં જપ્ત કરેલી મીલકત જમીન અથવા જમીનમાંનો કંઇ હિસ્સો હોય અને કલેકટર કોર્ટને એવું જણાવે કે, તે જમીન અથવા હિસ્સાનું જાહેર વેચાણ હરકત ભરેલું છે, તથા તે જમીન કે હિસ્સો કોઇ થોડી વખત કોઇને આપવાથી, અથવા વહિવટમાં સોંપ્યાથી યોગ્ય મુદતમાં હુકમનામું પુરૂં થાય તેમ છે, તો તે જમીન અથવા હિસ્સો વેચવાનું કામ ચલાવ્યાને બદલે, કલેકટરે ભલામણ કરી હોય તે રીતે હુકમનામું પુરૂં થાય તેવો બંદોબસ્ત કરવાનો કલેકટરને અખત્યાર આપવાને કોર્ટ મુખત્યાર છે. આવે પ્રસંગે કલમ ૩૨૦ના બીજા પારેગ્રાફથી કલમ ૩૨૫ ક. (બંને સુધાંત) સુધીના ઠરાવો લાગુ પડી શકે તેટલા લાગુ પડશે.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ થાય છે.

એક કરારથી જમીન અથવા તેનો ભાગ ખાસ રીતે વેચાવવાને ઠરાવેલું હોય, તે કરારની રૂઈએ તે જમીન અથવા તેનો ભાગ વેચાવવાને હુકમનામું કરેલું હોય તેને આ કલમ લાગુ થતી નથી. ઈ. લા. રી. ૨ અ. પાનું. ૮૫૬.

**કોર્ટને અખત્યાર છે**—પક્ષકારોએ કાંઈ હરકતો ઉઠાવેલી હોય તે આખરનો હુકમ કરતા પેહેલાં સાંભળવાને કોર્ટને કુલ અખત્યાર છે. ઈ. લા. રી. ૯ ક. પાનું ૨૯૦.

હુકમનામાના દેણદારને હુકમનામું વસુલ આપવાને સારૂ થોડી મુદત પોતાનો હિસ્સો બીજાને આપવાની અથવા પોતાના હિસ્સાનો વહિવટ કરવાને કોર્ટ ફક્ત યોગ્ય મુદત આપી શકે છે. ૨ અલ્હાબાદ ૫૯; અને દેણદારે પોતાની જમીનનો કબજો પોતાને માટે અથવા પોતાના સગીર દીકરાના વાલી તરીકે રાખવાનો છે. ૨ અલ્હાબાદ ૩૪૭, અને જે કામમાં કલેકટરના વિચારમાં એવું આવે કે હુકમનામાના દેણદારની જમીનના લીલામની મારી કરવી જોઈએ, અને ૧૨ વર્ષ સુધી વસુલ આપવાના હક્તા હુકમનામાના દેણદારને ફરી આપવા જોઈએ તો, તે ગોઠવણને પુષ્ટી થઈ શકતી નથી. ૬ અલ્હાબાદ ૩૯, ઈ. લા. રી. ૯ ક. પાનું ૨૯૦.

પૈસા સબંધી હુકમનામાં બ જાવવામાં જ મીનનાવેચાણ ના સ્થાનિક નિયમ

૩૨૭. કોઇ સ્થાનિક હદમાં જમીનના કોઇ જાતના હક્ક સબંધ એવા અનિશ્ચિત અથવા અનિર્ણીત હોય કે તેમની કિંમત ઠરાવવી અશક્ય થાય, એવું સ્થાનિક સરકારની નજરમાં આવે ત્યારે, ગવરનર જનરલ ઇન કાંઉન્સીલની મંજુરીથી તેવી સ્થાનીક હદમાં પૈસા બાબતનાં હુકમનામાં બજાવવામાં તેવા હક્ક સબંધ વેચવાની બાબતમાં શરતો નાખીને વખતે વખતે ખાસ નિયમ કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

અને, આ કાયદો કોઇ સ્થાનિક હદમાં અમલમાં આવે ત્યારે, ત્યાં હુકમનામાં બજાવવામાં જમીનના વેચાણ બાબત કંઈ ખાસ નિયમો અમલમાં હોય તો તે નિયમોને અમલમાં ચાલુ રાખવાને, અથવા ગવરનર જનરલ ઇન કાંઉન્સીલની મંજુરીથી, વખતે વખતે તેમાં ફેરફાર કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

સદરહુ પ્રમાણે કરેલા અથવા ચાલુ રાખેલા બધા નિયમો તથા સદરહુ પ્રમાણે તેમાં કરેલા બધા ફેરફારો સ્થાનિક સરકારી ગેજીટમાં પ્રસિદ્ધ કરવા, અને ત્યારથી તે કાયદા જેટલા બળવાન ગણાશે.

ટીકા—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

## (ह)-બજાવણીમાં હરકત થાય તે વિશે.

હુકમનામું બજાવવામાં અટકાવ થાય ત્યારે કેમ કરવું.

૩૨૮. મિલકતનો કબજો આપવા બાબતનું હુકમનામું બજાવવામાં, વારંટ બજાવવાનું કામ જે અમલદારને સોંપ્યું હોય તેને કોઈ સખસ અટકાવ અથવા હરકત કરે તો, તે હરકત અથવા અટકાવ કરે ત્યારથી એક મહીનાની અંદર કોઇ પણ વખતે હુકમનામાવાળો કોર્ટને ફરિયાદ કરે.

તે ફરીયાદની તજવીજ કરવા સારૂ કોર્ટે એક દિવશ ઠરાવવો. અને જે સખસની સામે ફરીયાદ કરવામાં આવી હોય તેને તેનો જવાબ દેવા સારૂ સમન કરવો.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૨૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હુકમનામાવાળાએ અરજીઓ કરી હોય તો તેને આ કલમ લાગુ થાય છે. ૧૯ વી. રી ૬૨. જે તારીખે સામી હરકત કરવામાં આવેલી તે તારીખ સિવાય એક માસની અંદર તે અરજીઓ કરેલી હોવી જોઈએ. ૫ મું. ૩૯. તે અવશ્યની નથી, માટે તે કલમ પ્રમાણે ઈલાજ કરવામાં ના આવે તો, તેને રીતસર કબજો આપ્યા પછી તેનો કબજો લેઈ લેવામાં આવે તો, કબજો લેવાને ફરીથી દાવો કરવાને તેથી હરકત થતી નથી. ૩ આગ્રા, ૧૬૨, અથવા જે સખસ હરકત કરતો હોય તેના ઉપર દાવો કરવાને હરકત થતી નથી. ઈ. લા.રી.૮ મું. ૬૦૨ અને ૪૮૧.

૨૧ વી. રી. ૧૪૭ ના ઠરાવમાં જસ્ટીસ ફીયરસાહેબે ઠરાવ્યું છે કે ત્રાહીત સખસના ઉપર ૮ મા આકટની કલમ ૨૨૮ મીના હેતુ પ્રમાણે કબજો છોડાવવાનો દાવો કરવાને તે આકટની કલમ ૨૨૬ મીમાં ફક્ત એક માસની મુદત અગત્યની રીતે ઠરાવેલી છે, અને સામાન્ય રીતે જે મુદત આપેલી છે તે મુદતની અંદર બજાવણી સબંધી કોઈ બાબત દેણદારના વિરૂદ્ધ કામ ચલાવવાને લેહેણદાર કોર્ટ પાસે માગી શકે છે. આવો અર્થ કલમ ૩૨૯ મીનો કરવો મુસ્કેલ છે.

આવી સામી હરકત કરવાની મુદત હરકતની તારીખથી ૩૦ દીવશની છે. ઈ. લા. રી. ૭ અલહા. ૯૧, માટે જ્યારે લખેલું વારંટ બજાવવાને કાહાડવામાં આવ્યું હોય અને હરકતને લીધે તે પાછું આવે તો બીજું વારંટ કાહાડવામાં આવે, અને તેની બજાવણીમાં હરકત થાય તો તે બીજી હરકતની તારીખથી મુદત શીરૂ થાય છે. ઈ. લા. રી. ૫ મદ્રાસ પાનું. ૧૧૩.

હુકમનામાનો દેણદાર અથવા તેની ઉસ્કેરણીથી બીજો કોઈઅટકાવકરેત્યારેકેમકરવુ

૩૨૯. તે હરકત અથવા અટકાવ હુકમનામાના દેણદારે અથવા તેની ઉશ્કેરણીથી કોઇ સખસે કર્યો હતો એવી કોર્ટની ખાત્રી થાય તો, કોર્ટે ફરિયાદ બાબતની તપાસ કરવી અને પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૨૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની ન્માલકાજકોર્ટોને લાગુ છે.

દરેક હરકત હુકમનામાના દેણુદારે અથવા તેની ઉશ્કેરણીથી જે સખસનું મીલકતમાં ખરૂં હિત ના હોય તે સખસે અથવા ત્રાહીત સખસે કરેલી હોવી જોઈએ. માટે આ કલમ પ્રમાણે હુકમનામાથી અમુક જમીન મળેલી છે એવો દાવો હુકમનામાવાળો રાખતો હોય, અને દેણદાર એમ કેહેતો હોય કે તે જમીન તે હુકમનામામાં આવેલી નથી તો (અને બળવાન બચાવ કરવાને આ જરૂરની બાબત છે ૮ વી રી. ૩૫૮), જડજે એક દીવશ ઠરાવવો જોઈએ, અને દરેક બાજુ તરફથી ગુજારેલો પૂરાવ સાંભળવો જોઈએ. અને કામનો નિર્ણય કરવો જોઇએ. ૧૨ વી.રી. ૯૮; અને જો તેઉ એમ ઠરાવે કે તે તમામ મીલકત અથવા તેનો ભાગ આપવો જોઇએ, અને કાયદામાં બતાવેલી રીતીઓમાંની એક અથવા બીજી રીતે કબજો આપવો, એવો હુકમ કરવો જોઈએ. ૮ વી. રી પાનું. ૭૯.

આ કલમ પ્રમાણે પક્ષકારોની વચમાં કરેલા હુકમ ઉપર કલમ ૨૪૪ પ્રમાણે અપીલ ચાલી શકે છે. ઈ. લા. રી. ૩ મ. પાનું. ૮૧.

અટકાવ જા રી રેહે ત્યારે કેમ કરવું.

**૩૩૦. હુકમનામાના દેણદારે અથવા તેની ઉશ્કેરણીથી કોઈ સખસે કાંઇ વ્યાજબી કારણ વગર તે હરકત અથવા અટકાવ કરયો હતો, અને ફરિયાદ કરનારને તે મિલકતનો કબજો મળવામાં હજીએ તે દેણદાર અથવા તે સખસ હરકત અથવા અટકાવ કરે છે, એવી કોર્ટની ખાત્રી થાય તો, હુકમનામાવાળાની અરજ ઉપરથી, તે દેણદારને અથવા તે બીજા સખસને ત્રીસ દીવશ સુધી કેદમાં રાખવાને તથા મિલકતનો કબજો હુકમનામાવાળાને આપવો એવું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે. આથી તે હુકમનામાનો દેણદાર અથવા તે બીજો સખસ, તેવી હરકત અથવા અટકાવને માટે હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે અથવા બીજા કોઇ કાયદા પ્રમાણે જે શિક્ષાને પાત્ર થતો હોય તે શિક્ષા તેને કરવાને કંઈ હરકત નથી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૨૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની ન્માલકાજકોર્ટોને લાગુ છે.

આવી રીતે અટકાવ કરનારને શીક્ષા કરવા માટે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૮૩ છે, અને તેમાં છ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ. ૧૦૦૦) સુધીનો દંડ અથવા બંને ઠરાવ્યું છે.

હુકમનામાના દેણદાર શિવાય બીજો કોઈ શુદ્ધબુદ્ધિથી હક રાખનાર અટકાવ કરે ત્યારે કેમ કરવું.

**૩૩૧. મારી પોતાની વતી અથવા હુકમનામાના દેણદાર શિવાયના બીજા કોઈની વતી તે મિલકત મારા કબજામાં છે, એમ શુદ્ધબુદ્ધિથી દાવો રાખીને હુકમનામાના દેણદાર શિવાય બીજા કોઇ સખસે હરકત અથવા અટકાવ કરયો હોય તો, હુકમનામાવાળાને વાદી ગણીને તથા દાવો રાખનારને પ્રતીવાદી ગણીને તેઓની વચ્ચે ફરિયાદ હોય તેમ તે દાવા ઉપર નંબર પાડીને તે નોંધવો.**

**અને બાબ ૫ ના ઠરાવ પ્રમાણે હુકમનામાવાળાએ દાવો રાખનાર ઉ-પર તે મિલકતની બાબે ફરીયાદ માંડી હોય તે રીતે તથા તેવા અખત્યારથી કોર્ટે તે દાવાની તજવીજ કરવી. અને હુકમનામું બજાવવાનો અથવા બજા-વણી મુલત્વી રાખવાનો પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો પરંતુ આથી હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે અથવા તે હરકત કે અટકાવને વાસ્તે શિક્ષા કરવાના બીજા કોઇ કાયદા પ્રમાણે દાવો રાખનાર ઉપર કંઇ કામ ચ-લાવાય તેમ હોય તો તેવું કામ ચલાવવાને હરકત નથી.**

**આવો પ્રત્યેક હુકમ હુકમનામા પ્રમાણે ગણાશે. અને અપીલ અથવા બી-જા કામ સારૂ હુકમનામાને જે શરતો લાગુ છે તેજ શરતો તેને લાગુ થશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૨૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે સખસ હુકમનામાના દેણદારની તરફથી દાવો રાખતો ના હોય તેવો સખસ હુ-કમનામામાં હરકત કરે અને તેને કબજો મળી શકે તેવું ના હોય તો, તે આ કલમ પ્ર-માણે અરજ કરી શકે છે. ૧ અલ્હાબાદ, ૨૧૮, અને તેમાં રેગ્યુલર દાવો કરવાનું ફરમા-વવું નહી જોઈએ. ૪ વી. રી. ૮૨, માટે હક્કના દાવામાં જે રીતે કામ ચલાવવામાં આ-વે છે તે રીતે હુકમનામાવાળાના હક્કનો તપાસ થાય છે. ઈ. લા. રી. ૩ મ. પાનું. ૧૦૪.

અલ્હાબાદ હાયકોર્ટે ઠરાવ્યું છે કે એક હુકમનામાની બજાવણીમાં ત્રીજો પક્ષકાર તે હુકમનામાની બજાવણી પુરી થતાં પેહેલાં એવી હરકત લે કે તે મીલકત મ્હારા કબજામાં છે, કોર્ટે બજાવણીની દરખાસ્ત ફાઈલ ઉપરથી કાહાડી નાંખવાને બદલે આ કલમ પ્રમાણે કામ ચલાવવું જોઈએ. સ. દી. અ. વાબપ્રાંત ૧૮૬૨ પાનું. ૩૫. તોપણ ૧૯ વી. રી. ૬૨ જુઓ. પરંતુ ખુલ્લુ છે કે આવી દરખાસ્તનો આ કલમમાં સમાસ થતો નથી, કારણ કે તે ફક્ત હુકમનામાવાળાએ કરેલી દરખાસ્ત બાબત છે. ૧ બં. લા. રી. પાનું. ૨૦૬

અ એ. વ. પાસેથી અમુક જમીન લાખી રાજ તરીકે ખરીદ કરેલી, પણ તેણે વે-ચાણ દસ્તાવેજ અથવા રજીષ્ટર કરવાને અથવા કબજો છોડી દેવાને ના પાડેલી, તેથી તેણે કબજા બાબત દાવો કરી હુકમનામું મેળવ્યું. તે દરમિયાનમાં બ. એ માલની જ-મીન જમીનદાર કે જેણે બજાવણીમાં હરકત કરી તેને આપી તેમાં ઠરાવવામાં આવ્યું કે અ. નો કબજો લેવાનો હક્ક છે, અને જમીનદારે તે પાછી લેવાને દાવો કરવો.૨૦ વી રી.૫૭.

**તપાસ**—અરજી ઘણી મોડી કરવામાં આવ્યાના કારણથી તે નામંજુર કર્યાનો હુક-મ કરવાથી હારનાર પક્ષકારને રેગ્યુલર દાવો કરવાને હરકત થતી નથી. તપાસના પ્રકા-રની બાબતમાં ઈ. લા. રી ૧૦ ક. પાનું. ૫૦ જુઓ.

તેવાજ અખત્યાર બાબત ઇ. લા. રી. ૪ મ. પાનું. ૨૨૦ જુઓ.

**મુદત**—ગીરોરાખનાર અને ગીરોઆપનારની વચમાં આ કલમ પ્રમાણે હુકમ કરવામાં આવે તો, ગીરોથી છોડાવવાના દાવાને હરકત થતી નથી. ઇ લા. રી. ૬ મું.૬૪.

**અપીલ**—સામાન્ય રીતના હુકમનામા ઉપરની અપીલોમાં જે ભરસ્ટાંપ જોઈએ છીએ. તેટલો સ્ટાંપ અપીલમાં જોઈએ. ૧૧ ક. લા. રી. ૯૮૧, ઈ. લા. રી. ૮ ક. ૭૨૦.

કબજાના હુકમનામાની બજાવણીમાં સામે થનાર એવો દાવો રાખે છે કે તે મીલ-કત મ્હારી છે, તેના વિરૂદ્ધ તે બજાવણી આગળ ચલાવવાની અરજી આ કલમ પ્રમાણે છે, અને તે દાવાની અરજી પ્રમાણે ગણવી જોઈએ. ઈ. લા. રી. ૧૪ ક. પાનું. ૨૩૪.

જે સખસની પાસેથી કબજો કાઢી લીધો હોય તે સખસ હુકમનામાવાળાને કબજો મળવાના હકક માં વાંધો લે ત્યારે કેમ કરવું.

૩૩૨. હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદાર શિવાય બીજા કોઈ સખસના કબજામાંથી કંઇ મિલકત લેઇ લેવામાં આવી હોય, અને તે સખસ એવી તકરાર લે કે,—મારી વતી અથવા હુકમનામાના દેણદાર શિવાય બીજા સખસની વતી તે મિલકત શુદ્ધબુદ્ધિથી મારા કબજામાં હતી, અને તે મિલકત હુકમનામામાં આવેલી નથી, અથવા, જો હુકમનામામાં તે આવી હોય તો, હુકમનામું થયું તે ફરિયાદમાં હું પક્ષકાર ન્હોતો, માટે મારી પાસેથી તે મિલકતનો કબજો લેવાનો હુકમનામાવાળાને હુકમનામા પ્રમાણે હક્ક નથી,—તો કોર્ટને અરજ કરવાને તે મુખત્યાર છે.

અરજ કરવાનું સંભવતુ કારણ છે એમ અરજદારને તપાસ્યા પછી કોર્ટને જણાય તો, કોર્ટે તકરારના વિષયની તજવીજ ચલાવવી; અને આ કલમના પેહેલા પારેગ્રાફમાં કહેલું કારણ ખરૂં છે એવું કોર્ટને જણાય તો અરજદારને મિલકતનો કબજો મળવા વિશે કોર્ટે હુકમ કરવો, અને સદરહુ પ્રમાણે કોર્ટને ન જણાય તો કોર્ટે અરજી કાહાડી નાંખવી.

આ કલમ પ્રમાણે અરજોની સુનાવણી કરવામાં, તકરારનાં ઉપર બતાવેલાં કારણો શિવાય બીજી બાબત ઉપર કોર્ટે કાંઈ લક્ષ આપવું નહી.

આ કલમ પ્રમાણે જે પક્ષકાર વિરૂદ્ધ હુકમ થાય તે પક્ષકાર મિલકતનો તુરત કબજા લેવાના જે હક્કનો તે દાવો રાખતો હોય તે હકક ઠરાવવાની ફરિયાદ માંડવાને મુખત્યાર છે; પણ જો કોઈ તેવી ફરિયાદ કરી હોય તો તે ફરિયાદમાં જે નિકાલ થાય તેને અનુસરીને તે હુકમ આખરનો ગણાશે.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૩૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

દાવાના પક્ષકાર—એ શબ્દોમાં રીતસર પક્ષકારોનો સમાસ થાય છે, પરંતુ જે પક્ષકાર અસલ દાવામાં પક્ષકાર હોય પણ તકરારી જમીનની બાબતમાં પક્ષકાર ના હોય તે દાવાનો પક્ષકાર નથી. વી. રી. પરચુરણ સન ૧૮૬૪ પાનું. ૧૮.

જો હુકમનામાની બજાવણીમાં કબજાવાળા ત્રીજા પક્ષકારે દાવો કરેલો હોય અને તે રદ કરવામાં આવ્યો હોય તો તે રેગ્યુલર દાવો કરી શકે છે, અથવા આ કલમ પ્રમાણે તેની પાસેથી કબજો છોડાવવામાં આવે ત્યાં સુધી તે થોભી શકે છે. ૨૩ વી. રી. ૨૭૦, અને પછી તે કલમ પ્રમાણે તે ઈલાજ કરી શકે છે, અથવા સામાન્ય મુદતની અંદર રેગ્યુલર દાવો કરી શકે છે. સ. દી. અ. વાબપ્રાંત સન ૧૮૬૪ પાનું ૪૦૯, વી. રી. સન ૧૮૬૪ પાનું. ૬૧, અગર બેઉવાનાં કરી શકે છે.

આ કલમ પ્રમાણે જ્યારે અરજી ફાઈલ કરવામાં આવી હોય ત્યારે તે અરજી દાખલ કરવી જોઈએ કિંવા નહી તેનો નિર્ણય કરવાને કોર્ટે અરજદારને તપાસવો જોઇએ. ૧૬ વી. રી. ૨૮૮; અને જો એમ માલમ પડે કે એકાદો સખસ અસલ પ્રતીવાદીમાં ના હોય, પણ તપાસ ચાલતાની દરમિયાનમાં તેને પ્રતીવાદી કરવામાં આવ્યો હોય અગર હુકમનામું થયા પછીથી તેની પાસેથી ખરીદદાર થએલો હોય, અથવા તેનો હજુ કબજો

હોય તો તે અરજી રદ કરવી જોઈએ. ૧૨ વી. રી. ૪૭૫, ૮ વી. રી. ૧૧૪, ૬ વી. રી. ૧૪૭; ૧૨ વી. રી. ૨૩૧, ૨૨ વી. રી. ૧૦૩; ૧ વી. રી. ૧૪૦, ૧૧ વી. રી. ૧૯૧, ૨૧ વી. રી. ૩૯, પરંતુ જો એમ માલમ પડે કે અરજદારનો ખરી રીતે કબજો છે અગર જમીનના માલેક તરીકેનો કબજો છે, અગર ગીરોરાખનાર તરીકેનો છે, અગર ગીરોરાખનાર તરફથી ગીરોઆપનારનો કબજો છે, અને તેનો હુકમનામાથી અથવા હુકમનામાના નામથી કબજો છોડાવવામાં આવ્યો હોય તો તે અરજી રદ કરવી નહી જોઇએ. ૧૫ વી. રી. ૭૦, ૨૨ વી. રી. ૧૨૩, ૨૦ વી. રી. ૩૭૩, ૧૭ વી. રી. ૩૭૫, ૧૧ વી. રી. ૧૧૬, તેમ અરજદારે સખત રીતે કાયદા પ્રમાણે અસલ કબજો મેળવેલો ના હોય તો તે કારણથી તે અરજી રદ કરવી નહી જોઇએ. ૨૨ વી. રી. ૪૦૬; પરંતુ તે અરજી લેઇને તે ઉપર નંબર નાંખી રજીષ્ટર કરીને કબજા બાબતના દાવા તરીકે તેની વ્યવસ્થા કરવી જોઇએ. ઈ. લા. રી. ૨ અલ્હા. ૯૪. જો કેટલીક અરજીઓ હોય તો દરેક અરજીનો તપાસ એવી રીતે જુદો કરવો જોઇએ કે જેથી કેટલાક દ.વેદારોની વચ્ચમાં તકરારોનો નીકાલ કરવાને આ કલમ એક સાધન થાય નહીં. ૧૧ વી. રી. ૨૫૫. તેમાં પુરાવનો બોજો અરજદારને સીર છે. ૮ વી. રી. ૮, ૧૨ વી. રી. ૧૬. તેણે તો ફક્ત કબજો શાબેત કરવાનો છે, અને હુકમનામાવાળાને કબજો લેવાને પોતાનો હક્ક શાબેત કરવાનો છે. ૧૪ વી. રી. ૩૫૮, ૨૦ વી. રી. ૧૧૪. જો હુકમનામાની મુદત ગએલી હોય તે હુકમનામાની રૂઇએ હુકમનામાવાળાનો કબજો લેવાનો હક્ક નથી. ૯ વી. રી. ૪૮૬. સન ૧૮૫૯ ના આકટ ૮.માની કલમ ૨૩૦ પ્રમાણે ઠરાવેલું છે કે, રજીષ્ટર થએલા ખતની રૂઇએ જે ગીરોરાખનારનો કબજો લેવાનો હક્ક છે, તે કબજો ગીરોઆપનાર ઉપર એક બીજા ગીરોરાખનારનું પાછળથી રજીષ્ટર થએલું ખત હતું તે ખતની રૂઇએ મેળવેલા હુકમનામાથી તે કબજો છોડાવવામાં આવ્યો હતો, તે એવી શરતથી કે હુકમનામાવાળાનો દાવો તે પતાવે. જો તેમ ન કરે તો વાદીના ગીરોનો દાવો પતાવવામાં આવે એટલે પ્રતીવાદીને કબજો લેવાનો હક્ક છે. ૨ મુંબાઈ ૨૧૯, પણ ગીરોઆપનાર હુકમનામાનો અમલ કરવામાં 'જોતેદાર' પાસેથી કબજો લેઈ શકે નહી. કબજાવાળા ગીરોરાખનાર આ કલમના હેતુ પ્રમાણે પોતાના હિસાબે તે કબજો રાખનાર છે.ઈ.લા.રી.૨ અલ્હા. ૯૪.

આ કલમ કબજા બાબતના દાવાઓને લાગુ થાય છે. ૧૩ વી. રી. ૨૬૪; ૧૨ વી. રી ૨૫. સન ૧૮૭૭ ના આકટ ૧ લાની કલમ ૯ પ્રમાણે ઠરાવવામાં આવ્યું છે કે, તે કલમ પ્રમાણે દાખલ કરેલા હરકોઈ દાવામાં કરેલા કોઈ હુકમ અથવા હુકમનામા ઉપર અપીલ ચાલશે નહીં, તેમ તેવા કોઈ હુકમ અથવા હુકમનામાની કાંઈ ફરીતપાસ કરવામાં આવશે નહીં, તે ટાંકી રાખવા લાયક છે.

**મુદત**—૩૦ દીવશની અંદર આ અરજી ફાઈલ કરવી જોઇએ. સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨, જાની આર્ટીકલ. ૧૬૫.

ઠરાવવામાં આવ્યું છે કે જો કે કોર્ટ બંધ હોય અને અરજી ફાઈલ થઈ શકતી ના હોય, તોપણ કોર્ટ મુદત વધારી શકતા નથી. ૧૧ વી. રી. ૨૫૯; પરંતુ આ ફેંસલો હવે લાગુ થતો નથી.—સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની કલમ ૫. જો આ કલમ પ્રમાણે કામ ચાલુ હોય અને દાવાવાળી તકરારી જમીન બીજા જીલ્લામાં નાંખવાથી કોર્ટની હકુમત રેહે નહી તો, તે કામ કાહાડી નાંખવું નહી જોઇએ, પણ તે કામના કાગળો બીજા

જીલ્લામાં મોકલવા જોઇએ. ૩ વી. રી. ૫. આ ઠરાવ શક ભરેલો છે. અરજદારે ફરીથી કામ ચલાવીને સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની કલમ ૧૪ નો દાવો રાખવો એ વધારે સારૂ છે. મુદતના આકટના ૨ જા પરીશીષ્ટની આર્ટીકલ ૧૧ અથવા ૧૩ પ્રમાણે રેગ્યુલર દાવાને હરકત નથી. ઈ. લા. રી. ૮ મ. ૮૨. સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૨૩૦ પ્રમાણે દાવો કરેલો, તે રજીષ્ટર કરવામાં આવે તોપણ નવા દાવાની પરવાનગી સાથે કાઢી લેવામાં આવ્યો હોય તો, મુદતના સાધારણ નિયમો પ્રમાણે નવો દાવો કરવાને વાદીનો હક્ક છે. ૫ મદ્રાસ. પાનું ૨૯૮.

ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૨૧૧ નો ઠરાવ કલમ ૨૩૪ નીચે છે, તે જુઓ.

ફરિયાદમાંડયા પછી હુકમનામાના દેણદારે મિલકત બીજાને નામે ચઢાવી હોયતો.

**૩૩૩. જે ફરિયાદ ઉપરથી હુકમનામું થયું હોય, તે ફરિયાદ માંડયા પછી હુકમનામાના દેણદારે કોઈ સખસને નામે તે મિલકત ચઢાવી આપી હોય, તો તેવા સખસને કલમ ૩૩૧ અથવા ૩૩૨ માં કહેલી કાંઈ વાત લાગુ નથી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૩૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને જંગમ મીલકત સબંધી લાગુ થાય છે.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૨૦ (કલમ ૩૩૨ જેવી છે) પ્રમાણેની અરજી નામંજુર કર્યાના હુકમ ઉપર દેખીતી રીતે અપીલ ચાલતી નથી, માટે સાધારણ રીતે તે અરજદારનો ઈલાજ દાવો કરવાનો છે, પણ જો તે અરજી દાખલ કરવામાં આવી હોય તો આખરના ઠરાવ ઉપર અપીલ ચાલી શકે છે. ૨૧ વી. રી. ૩૯; ૫ મદ્રાસ. ૧૮૩. પછી જો કે તેમાં કામ ચલાવવાની રીતી ગેરશીરસ્તા ભરેલી હોય, જેમકે તે અરજી રજીષ્ટર કરીને તેના ઉપર નંબર પાડેલો ના હોય. ૪ મુંબાઈ ૩૫, ૧૦ વી. રી. પાનું. ૪૩૮.

ખરીદદારને સ્થાવર મિલકતનોકબજો લેતાં હરકત અથવા અટકાવ થાય તે વિશે.

**૩૩૪. હુકમનામું બજાવવામાં વેચાએલી કોઈ સ્થાવર મિલકતના ખરીદદારને તે મિલકતનો કબજો લેતાં, કે હુકમનામાનો દેણદાર અથવા તેની વતી કોઈ સખસ હરકત અટકાવ કરે ત્યારે,—હુકમનામાવાળાને જે મિલકત હુકમનામામાં અપાવવાનો ઠરાવ કરયો હોય તે મિલકતનો કબજો લેતાં હુકમનામાવાળાને હરકત અથવા અટકાવ થાય, તે બાબત આ બાબમાં જે નિયમો ઠરાવ્યા છે–તે લાગુ પડશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૬૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

આ કલમ બજાવણીમાં કરેલા લીલામમાં ફકત ખરીદદારના ફાયદા સારૂ છે, અને જે કામમાં હુકમનામાના દેણદારે અથવા તેણી તરફના કોઈ સખસે તેને કબજો લેવામાં હરકત કરી હોય તે કામોને ફક્ત તે લાગુ થાય છે. ૧૩ વી. રી. પાનું. ૪૬૭

આ અરજી હરકત કરયા તારીખથી ૩૦ દીવસની અંદર કરવી જોઈએ. સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨, જાની આર્ટીકલ ૧૬૭.

તા. ૧૫ નવંબર સન ૧૮૭૧ ના રોજ એક હુકમનામાની બજાવણીમાં વાદીઅણુના મરનાર ધણીએ એક મકાન ખરીદ કર્યું હતું, પણ તેણે પોતાનો વેચાણ કબાલો રજીષ્ટર કરાવવાને કસુર કરી હતી. કબજો લેવાને કોશીસ કરતાં પ્રતીવાદીએ તે મીલકત મ્હારી છે એવો દાવો રાખીને હરકત કરી, તે ઉપરથી સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૬૯ પ્રમાણે પ્રતીવાદી ઉપર સંક્ષેપ રીતે કામ ચલાવ્યું, અને તા૦ ૭ મી નવંબર સન ૧૮૭૨ ના રોજ પ્રતીવાદીનો દાવો મંજુર રાખવામાં આવ્યો. તે દરમિયાનમાં વાદીયણનો ધણી મરણ પામ્યો. તેથી તેણીએ તા૦ ૩૧ માર્ચ સન ૧૮૭૩ ના રોજ પોતાનો હક્ક ઠરાવવાને દાવો કરયો. તા૦ ૮ જુલાઈ સન ૧૮૭૩ ના રોજ તેણીએ બીજું સર્ટીફીકેટ મેળવી તે રજીષ્ટર કરાવ્યું. અસલકોર્ટે તેણીનો દાવો અપાવ્યો, પણ અપીલમાં નીચેની અપીલકોર્ટે તે હુકમનામું ફેરાવ્યું, એવા કારણથી કે દાવો દાખલ કરયો તે તારીખે વાદી પાસે રજીસ્ટર કરાવેલું સર્ટીફીકેટ નહી હતું. તે હુકમનામું તા૦ ૧૭ નવંબર સન ૧૮૭૯ ના રોજ બાહાલ રાખવામાં આવ્યું. તા૦ ૩૦ એપ્રીલ સન ૧૮૮૦ ના રોજ રજીષ્ટર સર્ટીફીકેટની રૂઈએ વાદીએ દાવો કર્યો, અસલકોર્ટે તેણીને તે દાવો અપાવ્યો. પ્રતીવાદીએ અપીલ કરવાથી અપીલકોર્ટે ઠરાવ્યું કે તેણીનો દાવો ચાલી શકતો નથી. હાયકોર્ટમાં અપીલ કરતાં ઠરાવવામાં આવ્યું કે નીચેની અપીલકોર્ટનું હુકમનામું મંજુર રાખવામાં આવે છે, અને વાદીનો દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૬૦૪.

હુકમનામાના દેણદાર સિવાય બીજા દાવેદારની હરકત.

**૩૩૫. સરરહુ મિલકતનો તુરત કબજો લેવાના હકક બાબત શુદ્ધબુદ્ધિથી દાવો રાખનારા હુકમનામાના દેણદાર શિવાયનો બીજો કોઇ સખસ તે મિલકતના ખરીદદારને હરકત અથવા અટકાવ કરે તો, અથવા તે મિલકતનો કબજો સોંપતાં કોઇ એવા સખસનો કબજો લેઈ લીધો હોય તો, ખરીદદારની અથવા જે સખસનો કબજો લેઈ લીધો હોય તેની ફરિયાદ ઉપરથી, પ્રસંગ પ્રમાણે, હરકત અથવા અટકાવ કરયાની અથવા કબજો લેઈ લીધાની વાતની ચોકશી કોર્ટે કરવી, તથા તે બાબત પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો.**

**જે પક્ષકારની વિરૂદ્ધ તેવો હુકમ કરવામાં આવે તે પક્ષકાર મિલકતનો તુરત કબજો લેવાના જે હક્કનો તે દાવો રાખતો હોય તે હક્ક ઠરાવવાની ફરિયાદ માંડવાને મુખત્યાર છે. પરંતુ જો કાંઈ તેવી ફરીયાદ કરી હોય તો તેમાં જે નિકાલ થાય તેને અનુસરીને તે હુકમ આખરનો ગણાશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૬૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

આ કલમનો હેતુ એવો જણાય છે કે કબજો લેવાને કોશીસ કરતાં હરકત કરવામાં આવે તેમાં, અને જેથી સુનિતી વિરૂદ્ધ ગુન્હો થાય તે અટકાવવાને કોર્ટને અખત્યાર જોઇએ તેવો છે, માટે કોર્ટે હવે પછી કજીઓ ચાલે નહી તે સારૂ પક્ષકારોના પરસ્પર હક્કોનો તપાસ કરવો જોઇએ, અને કામની હકીકત પ્રમાણે યોગ્ય લાગે તેવો હુકમ કરવો જોઈએ. ૧૯ વી. રી. ૨૧૯, ૭ વી. રી. ૮૭, ૨૪ વી. રી. ૪૬૧. કાંઈ અમુક હુકમ કરવાને કોર્ટ બંધાએલા નથી; ૧૮ વી. રી. ૮૭. હારનાર પક્ષકાર હક્ક ઠરાવવાને અથવા

તરત કબજો લેવાને તે હુકમની તારીખથી એક વર્ષની અંદર દાવો કરી શકે છે. સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨, જાની આર્ટીકલ ૧૧ અને વાદીનો તે આકટની કલમ ૫ પ્રમાણે ફાયદો લેવાનો હક્ક છે, તેથી ૨૦ વી. રી. ૧૯૭ માં ઠરાવેલું છે કે તે મુદતમાંથી કાંઇ બાદ કરવું નહી જોઇએ, પછી કોર્ટ બંધ હોય તેની હરકત નહી. ૧૧ મુંબાઇ, પાનું. ૧૭૪

એક સહહિસ્સેદારના ઉપર હુકમનામું થવાથી કોર્ટથી કરેલા લીલામમાં જે સખસ ખરીદદાર થએલો હોય તેનો તમામ અવિભક્ત જમીનનો કબજો લેવાને હક્ક થવો નહી જોઈએ. ઈ. લા. રી. ૨ મુંબાઇ, પાનું. ૬૭૬

૧ ક. લા. રી. ૫૧૭ તથા ઈ. લા. રી. ૩ ક. ૭૨૪ માં જે મુશ્કેલી બતાવેલી છે તે આ કલમમાં સુધારો કરવાથી દુર થએલી છે. જે સખસને કબજો મળ્યો હોય પણ પાછળથી તે ભાડુ વસુલ કરી શકતો ના હોય તેને આ કલમ લાગુ થતી નથી.૧૮ વી.રી.૮૭.

**ફેરીતપાસ**—આ કલમ પ્રમાણે હુકમ કરવામાં આવેલો હોય, તે કલમ ૬૨૨ પ્રમાણે ફેરીતપાસ કરવા લાયક છે. ઈ. લા. રી. ૬ અલહા. પાનું. ૧૭૨.

**રેગ્યુલર દાવો**—જે પક્ષકારનો કબજો ગએલો હોય તે પક્ષકાર સાધારણ મુદતની અંદર રેગ્યુલર દાવો કરી શકે છે. બેં. કુ. બે. રી. ૬૩૮.

જે ખરીદદારને હરકત થએલી હોય તે ખરીદદાર આ કલમ પ્રમાણે પોતાના હક્કનો દાવો રાખી શકે છે, અને તે રેગ્યુલર દાવો કરી શકે છે. ૨ અલ્હાબાદ પાનું ૪૫૦. તેમજ એવું ઠરાવવામાં આવ્યું છે કે જે કામમાં ખરીદદારે ફક્ત રીતસર કબજો મેળવેલો હોય, તે કામમાં ખરીદ કર્યા તારીખથી ૧૨ વર્ષની અંદર સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨, જાની આર્ટીકલ ૧૨૮ પ્રમાણે કબજો લેવાનો દાવો કરી શકે છે. ઈ. લા. રી. ૧૦ ક. ૪૦૨. ઈ. લા. રી. ૧૧ ક. પાનું. ૯૩.

**સ્ટાંપ**—જો કે કબજો માગવામાં આવેલો હોય તોપણ છેવટની રકમ પ્રમાણે કરેલા દાવા ઉપર ફક્ત દશ રૂપૈઆનો સ્ટાંપ જોઈએ. ઇ. લા. રી. ૯ મું. પાનું. ૨૦.

**કોની વિરૂદ્ધ હુકમ કરવાનો છે**—આ કલમના હેતુ પ્રમાણે એક અગર બીજા પક્ષકાર વિરૂદ્ધ હુકમ કરવાનો છે, અને જો અરજી ખેંચી લેવામાં આવી હોય તો તે ખેંચી લેવાની પરવાનગી આપ્યાનો હુકમ તે આ કલમ પ્રમાણેનો હુકમ નથી. ઈ. લા. રી. ૫ મું. પાનું. ૪૪૦.

આ કલમ પ્રમાણે દાવો રદ કર્યાના હુકમ ઉપર એક વર્ષની અંદર અપીલ કરવામાં આવેલી ના હોય તો, તે હુકમ હુકમનામાના જેવો બળવાન છે. ઈ.લા.રી.૧૦ મ.૩૫૭.

## ( આઇ )—પકડવા વિષે તથા કેદ કરવા વિષે.

હુકમનામાના દેણદારનેકેદમાં રાખવાનું ઠેકાણું.

**૩૩૬. હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદારને કોઇ પણ દિવસે અને કોઈ પણ વેળાએ પકડી શકાય, પકડયા પછી બને તેટલો જલદી કોર્ટની રૂબરૂ તેને આણવો અને કેદ કરવાનો હુકમ કરનારી કોર્ટ જે ડિસ્ત્રિક્ટમાં હોય તે ડિસ્ત્રિક્ટની તુરંગમાં તેને કેદ કરી શકાય; અથવા તે જેલમાં જોઈએ તેવી સગવડ ન મળે તો, તે ડિસ્ત્રિક્ટની કોર્ટ જે સખસને કેદ કર-**

વાનો હુકમ કરે તેમને કેદમાં રાખવા સારૂ સ્થાનિક સરકાર જે કોઈ બીજી જગા નીમે ત્યાં કેદ કરી શકાય.

પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે કે.

(अ). આ કલમ પ્રમાણે પકડવા સારૂ સુર્યાસ્ત પછી અને સુર્યોદય પેહેલાં કોઇ રેહેવાના ઘરમાં પેસવું નહી, અને રેહેવાના ઘરનો બાહારનો દરવાજો ફોડીને અંદર જવું નહી, પણ પકડવાનો અખત્યાર મળેલો અમલદાર કોઈ રેહેવાના ઘરમાં યોગ્ય રીતે દાખલ થયો હોય તો પછી જે ઓરડામાં હુકમનામાનો દેણદાર મળશે એવું માનવાનું તેને કારણ હોય તે ઓરડાના બારણાનું બંધન કાઢીને તે ઉઘાડવાને તે મુખત્યાર છે. પણ તે ઓરડામાં હુકમનામાની દેણદાર નહી હોય તેવી કોઈ સ્ત્રી ખરેખર રહેલી હોય અને દેશ રિવાજ પ્રમાણે લોકોમાં બાહાર ન દેખાતી હોય તો તે અમલદારે તેને ખબર આપવી કે તમને ત્યાંથી જવાની છુટ છે. અને તે સ્ત્રીને જવાને યોગ્ય વખત આપ્યા પછી તથા જતા રેહેવાને યોગ્ય સુગમતા આપ્યા પછી, પકડવા સારૂ તે ઓરડામાં જવાને તે મુખત્યાર છે.

વિશેષ ઠરાવ. જે હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદારને પકડયો હોય

(ब). તે હુકમનામું પઇસા બાબતનું હોય અને હુકમનામાનો દેણદાર, પોતાને પકડનાર અમલદારને પકડવાનું ખરચ તથા હુકનનામાની રકમ આપે, તો તે અમલદારે તેને એકદમ છોડી મુકવો.

સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને નિચે પ્રમાણે ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, એટલે:—

પઈસા બાબતનું હુકમનામું બજાવવામાં આ કલમ પ્રમાણે હુકમનામાના દેણદારને પકડીને કોર્ટની રૂબરૂ આણ્યો હોય ત્યારે કોર્ટે તેને ખબર આપવી કે, ૨૦ મા બાબ પ્રમાણે નાદાર ઠરવા સારૂ અરજ કરવાને તને અખત્યાર છે; અને જો તારી અરજીના મજકુર બાબત કપટ બુદ્ધિનું કંઇ કૃત્ય તેં નહી કર્યું હોય, અને કોર્ટે નીમેલા વસુલદાર (રીસીવ્હર) ના કબજામાં તું તારી બધી મિલકત આપીશ; તો તારો છુટકો થશે.

આવું જાહેરનામું પ્રસિદ્ધ થયા પછી, હુકમનામાનો દેણદાર તે પ્રમાણે અરજ કરવાને પોતાનો ઇરાદો જણાવે, અને બોલાવશો ત્યારે હું હાજર થઈશ, તથા કલમ ૩૪૪ પ્રમાણે નાદાર ઠરવાને એક મહીનાની અંદર અરજ કરીશ એવી પુરતી જામીનગીરી આપે તો, કોર્ટે તેને પકડવામાંથી છુટો કરવો.

પરંતુ એ રીતે અરજ કરવામાં તે કસુર કરે તો જામીનગીરીની રકમ વસુલ કરવાનું ફરમાવવાને અથવા હુકમનામું બજાવવામાં તેને જેલમાં મોકલવાને કોર્ટ મુખત્યાર છે.

જામીનની બાબતમાં કલમ ૨૫૩ માં ઠરાવ કરયો છે તે રીતે સદરહુ જામીનગીરીની રકમ વસુલ થઈ શકે.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**હાયકોર્ટની અસલ બાજુ**—એકાદા સખસને પકડીને કોર્ટની રૂબરૂ રજુ કર્યો હોય તો તે જામીન આપે અને શીડયુલ ફાઈલ કરવાનો ઈરાદો છે એમ કહે, એટલે તેને છોડી દેવો જોઇએ. ઇ. લા. રી. ૮ મ ૨૭૬, ઈ. લા. રી. ૧૧ ક. પાનું. ૪૫૧.

કલમ ૬૪૦ તથા ૬૪૧ પ્રમાણે કોર્ટમાં હાજર થવાની બારી હોય, પછી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય તોપણ તે બજાવણીમાં પકડી શકાય છે. ૧ બં. ૬ બે. રી. ૩૧. જીલ્લાની કોર્ટોમાં રવીવારને દીવશે દિવાની પ્રોસેસની રૂઈએ પકડવામાં આવે તો તે કાયદે સર છે. ૪ મ. ૬૨. જેવી ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદામાં કલમ ૧૮૦ મી છે તેવી આ કાયદામાં કલમ નથી, માટે એમ જણાય છે કે ગમે તેવી હકીકત હોય તો-પણ જે અમલદારની પાસે વારંટ હોય તે અમલદાર આગલ્યું બારણું અગર બારી પ-કડવાને સારૂ તોડી શકતા નથી, પરંતુ જો તે રેહેવાના ઘરમાં પેશી શકે તો પકડવાને સારૂ હરકોઈ ઓરડો જનાના સુધાંત તોડી શકે છે. ઈ. લા. રી. ૭ ક. પાનું. ૧૯.

જો એકાદો સખસ કોર્ટની હકુમત બાહાર હોય તેને કાયદા વિરૂદ્ધ હકૂમતની અંદર લાવવામાં આવે ને પકડવામાં આવે તો, તે પકડવું કાયદા વિરૂદ્ધ છે. ૨ ટે.એન બેલ. ૭૧.

હુકમનામાના દેણદારને પકડનાર અમલદારની કસુર બાબત તેની જવાબદારી વિશે ઈ. લા. રી. ૪ મું. ૬૫ નો ઠરાવ છે; અથવા યોગ્ય જામીન નહી લેવા બાબત ઇ. લા. રી. ૪ મું. ૪૬૫ નો ઠરાવ છે. હુકમનામા પ્રમાણે પકડવાથી નુકશાન ક્યારે લેઈ શકાય છે તે વિશે. ઈ. લા. રી ૪ ક. ૫૮૩ નો ઠરાવ છે.

જો પકડનાર અમલદારના કબજામાં પકડવાનું વારંટ ના હોય, અને તે પકડે તોતે કાયદા વિરૂદ્ધ છે. ઈ. લા. રી. ૫ અલ્હા. પાનું. ૩૧૮.

પકડવાના વારંટમાંહુકમનામાના દેણદારને હાજર કરવાનુંફરમાવવું

**૩૩૭. હુકમનામાના દેણદારને પકડવાના પ્રત્યેક વારંટમાં તે વારંટ બજાવવાને જે અમલદારને સોંપ્યું હોય તેને એવું ફ-રમાવવું કે,—જે રકમ આપવાનો હુકમનામાના દેણદારને હુકમ થયો છે તે રકમ, તથા તેનું વ્યાજ ને ખરચ (હોય તો) આપ-વાને તે જવાબદાર હોય તે રકમ જલદી ભરવામાં ન આવે તો, બની અનુકુળ પડતી ઉતાવળથી તેને કોર્ટની રૂબરૂ આણવો.**

૨૪૫ ब. કલમની રૂઇયેકાઢેલી નોટીસમુજબ હુકમનામાનો દેણદાર હાજરથાયત્યારે, અથવા પૈસાનુ હુકમ-નામાનીબજાવણીમાં પકડાયા પછી શું કરવું તેબાબત.

**૩૩૭. अ. (૧) કલમ ૨૪૫ ब. ની રૂઇયે કાઢેલી એકાદી નોટીસ મુજબ હુકમનામાનો દેણદાર કોર્ટની રૂબરૂ હાજર થાય ત્યારે અથવા પૈસાના હુકમનામાની બજાવણીમાં પકડાયા પછી કોર્ટમાં તેને આણ્યો હોય ત્યારે, અને હુકમનામાનો દેણદાર ગ-રીબાઇને લીધે અથવા બીજા પુરતા કારણને લીધે હુકમનામાની રકમ આપવાને અથવા, તે રકમ હફતે હફતે આપવાની હોય તે બાબતમાં તે હુકમનામાના કોઇ પણ હફતાની રકમ આપવા-ને અશક્ત છે એમ કોર્ટને લાગે ત્યારે, સદરહુ કોર્ટ પોતાને યોગ્ય લાગે તેવી કોઇ પણ શરતોએ, તે માણસને પકડવાની તથા કેદ-ની દરખાસ્ત નામંજુર કરવાનો, અથવા તેને છોડી મુકવાનો, જેમ હોય તેમ, હુકમ કરવા મુખત્યાર છે.**

[૨] પેટા કલમ (૧) મુજબ કોઇ હુકમ કરવાની આગમચ નિચે લખેલી બાબતોમાંની કોઇપણ બાબત સબંધી હુકમનામાવાળાની કંઇ પણ કહેલી હકીકત ધ્યાનમાં લેવાનો કોર્ટને અધિકાર છે, એટલે:—

(अ.) જે નાણાં સારૂ હુકમનામાનો દેણદાર ટ્રસ્ટી તરીકે અથવા સોંપેલું કામ ચલાવનાર બીજા કોઇ પણ જવાબદાર આશામી તરીકે હિસાબ આપવાને બંધાએલો હોય તે નાણાં માટે હુકમનામું હોય.

(ब.) જે ફરિયાદમાં હુકમનામું થયું હોય તે ફરિયાદ માંડયાની તારીખ પછીથી હુકમનામાના દેણદારે, તે હુકમનામાની બજાવણીમાં હુકમનામાવાળાને હરકત કરવાના અથવા ઢીલ કરવાના હેતુથી અથવા મતલબથી પોતાની મિલકતમાંનો કોઈ પણ ભાગ બીજાને નામે કરી આપેલો છે, અથવા છુપાવેલો છે અથવા ખશેડેલો છે. અથવા સદરહુ તારીખ પછીથી પોતાની મિલકતના સબંધમાં પોતે કુબુદ્ધિનું કંઇ પણ બીજું કૃત્ય કરેલું છે.

(क.) હુકમનામાના દેણદારે પોતાના બીજા લેહેણદારોમાંના કોઈ પણ લેહેણદારનું કરજ ફેડવા માટે કંઇ પણ અયોગ્ય અથવા ગેરવ્યાજબી લક્ષ આપ્યું છે;

(ड.) હુકમનામાની રકમ અથવા તેનો કોઇ પણ ભાગ આપવાને તેની પાસે સાધન હોય અથવા હુકમનામું થયું ત્યારથી તે આપવાને તેની પાસે સાધન મળી આવ્યાં હોય તોપણ તે આપવાને તેણે ના પાડી અથવા તે આપવામાં તેણે ગફલત કરી;

(इ.) આ પેટા કલમની રકમ (ब) માં કહેલા હેતુ અથવા મતલબથી તે નાશી જશે અથવા તે કોર્ટની હકુમત છોડી દેશે એવો સંભવ છે.

(૩) પેટા કલમ (૨) માં કહેલી બાબતોમાંની કોઈ પણ વિશે વિચાર ચાલતો હોય તે વખતે, કોર્ટ પોતાની નજરમાં આવે તો હુકમનામાના દેણદારને કેદ કરવાનો હુકમ કરવાને, અથવા કોર્ટના અમલદારના પેરામાં તેને રાખવાને અથવા તે કોર્ટ ફરમાવશે ત્યારે હાજર થઇશ એવી રીતના પુરતા જામીન તે આપે તો, તે લઇને તેને છોડવાને મુખત્યાર છે.

(૪) આ કલમ મુજબ છોડી મુકેલા હુકમનામાના દેણદારને ફરીથી પકડવાનો અધિકાર છે.

(૫) પેટા કલમ (૧) લામાં કહ્યા પ્રમાણેનો હુકમ કોર્ટ ન કરે તો, હુકમનામાના દેણદારને પ્રથમથી પકડવામાં આવ્યો ન હોય તો, તેને તે કોર્ટે પકડાવવો અને આ કાયદાના બીજા ઠરાવોને પાત્ર રહીને, તેને તુરંગમાં મોકલવો.

ટીકા—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૨૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

વારંટનો નમુનો, આ લગાયત જોડેલા ૪ થા પરીશીષ્ટમાં નંબર ૧૫૪ મે છે. બજાવનાર અમલદારને પ્રતીવાદીને કોર્ટની રૂબરૂ રજુ કરવામાં આવે અને તેને છુટવાને અરજ કરવા સારૂ લાગ મળે તેટલી વ્યાજબી વાત પકડીને રોકવાને ફક્ત અખત્યાર છે. આ-

ની યોગ્ય મુદત પછી કાયદાના બીજા અખત્યાર શિવાય પ્રતીવાદીને રોકવામાં આવે તો તે કાયદા વિરૂદ્ધ છે. બોર્ક ૫૯. તેમ શેરીફના અમલદારે પ્રેસીડેન્સી જેલના સુપ્રીન્ટેન્ડેન્ટ ઉપરના વારંટની રૂઈએ એક કેદીને પેરામાં રાખેલો અને તેને તે જેલના સુપ્રીન્ટેન્ડેન્ટને સોંપ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કેદીનો છુટવાનો હક્ક છે. ઈ. લા. રી. ૧૧ ક. પાનું ૫૨૭.

દિવાની કોર્ટના વારંટથી કોઇ સખસને હુકમનામાની બજાવણીમાં પકડવામાં આવ્યો હોય, તે સખસ તે પકડનાર અમલદારના હવાલામાંથી નાશી જાય તો તેની ઉપર પેનલકોડની કલમ ૧૭૪ નું તોહમત રાખી શકાય નહી ૧ મું. હા. કો. રી. પાનું. ૩.૮

ખોરાકીનોદર **૩૩૮. હુકમનામાના દેણદારની પદવી, જાત, તથા તેના દેશ રિવાજ પ્રમાણે ખોરાકીને સારૂ આપવાની માસિક રકમના ચઢતા ઉતરતા દર વખતે વખતે ઠરાવવાને સ્થાનીક સરકાર મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુછે.

હુકમનામાના દેણદારની ખોરાકીનાપઈસા **૩૩૯. હુકમનામાના દેણદારને પકડે ત્યારથી તેને કોર્ટની રૂબરૂ આણી શકાય ત્યાં સુધીની તેની ખોરાકી સારૂ ઉપર પ્રમાણે ઠરેલા દર લક્ષમાં રાખીને, જડજને જે રકમ બસ લાગે તે રકમ હુકમનામાવાળો કોર્ટમાં ભરે નહી તો અને ભરે નહી ત્યાં સૂધી હુકમનામાની બજાવણીમાં કોઈ હુકમનામાના દેણદારને પકડવો નહી.**

**હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદારને તુરંગમાં મોકલવામાં આવે ત્યારે, સદરહુ દર પ્રમાણે જેટલી માસીક રકમ મળવાને તે યોગ્ય હોય તેટલી માસીક રકમ તેની ખોરાકી સારૂ કોર્ટે ઠરાવવી; અથવા તેવા દર ઠરાવવામાં ન આવ્યા હોય તો, જે વર્ગમાં તે હોય તે વર્ગને વાસ્તે કોર્ટને બસ લાગે તેટલી રકમ ઠરાવવી.**

**જે પક્ષકારની દરખાસ્ત ઉપરથી હુકમનામું બજાવવામાં આવ્યું હોય, તેણે દરેક મહીનાની પેહેલી તારીખ પેહેલાં કોર્ટે ઠરાવેલી માસીક રકમ, માસીક ભરણું કરીને અગાઉથી આપવી.**

**પેહેલું ભરણું, ચાલુ મારાના જેટલા દિવશ બાકી રહ્યા હોય તેટલા દિવશને માટે, હુકમનામાના દેણદારને તુરંગમાં મોકલ્યા પેહેલાં કોર્ટના યોગ્ય અમલદારને કરવું. અને ત્યાર પછીનાં કોઇ ભરણાં (જો હોય તો) જે અમલદારને સ્વાધીન તુરંગ હોય તેને કરવાં**

**ટીકા**—સન ૧૮૫૫ ના આકટ ૮ માની કલમ ૨૭૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમની પેહેલી રકમ નવી છે. અને બાકીનો ભાગ કેટલોક સદરહુ કલમ ૨૭૬ જેવો છે. ખોરાકીનાં નાણું અગાઉથી આપવાં જોઈએ બોર્ક, ૫૧. જો તે આપવામાં ના આવે તો કોઈને પકડવો અગર કમીટ કરવો તે કાયદા વિરૂદ્ધ છે, માટે તે નાણું ભરવામાં આવ્યાં છે કે નહી તે કોર્ટના અમલદારને જોવાનું છે, અને કેદીને જોવાનું નથી. બોર્ક ૪૨૧.

તા૦ ૩૦ સપ્ટેંબરના રોજ લેહેણુદારે ૩૦ દીવશની ખોરાકી ભરી અને તે વખતે સપ્ટેંબરની ખોરાકીમાંથી જેલર પાસે ચાર આના વધેલા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું

કે જે સદરહુ રકમ ભરવામાં આવી તે તમામ અકટોબર માસને માટે બસ હતી. માટે આ કલમ પ્રમાણે જોઈતી રીતે ચાલવામાં આવ્યું છે. ૫ બં. લા. રી. ૮૦; પણ એક કામમાં કેદીને તા. ૪ અગષ્ટના રોજ પકડવામાં આવેલો, અને તેજ તારીખે સાંજરે તેને કેદમાં કમીટ કરવામાં આવ્યો, અને ફક્ત ૨૭ દીવશની ખોરાકી ભરેલી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે ૨૮ દીવશની ખોરાકી પુરી કરવાને બીજે દીવશે રકમ ભરવામાં આવી હતી,તોપણ આ કલમના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યું નથી. ૫ બં.લા.રી.અ.૭૯.

આ કલમ પ્રમાણે ખોરાકી વિશે હુકમ કરવાની જરૂર જણાય છે. દરેક ન્યાયાધિકારીના હુકમથી કોઈ દિવાની કેદીને જેલમાં રાખવામાં આવ્યો હોય અને માસીક ખોરાકીનો હફતો મહીનાના છેલ્લે દીવશે ભરેલો ના હોય તો, તે અધિકારીએ તે કેદીને છોડવા સારૂ જેલના ઈનચાર્જ આફીસર ઉપર તરત હુકમ મોકલવો જોઈએ. ક. શી. ઓ. નં. ૨ સન ૧૮૭૮.

ખોરાકીની રકમ ફરીઆદના ખરચમાં ગણવી.

**૩૪૦. તુરંગમાં હોય તેવા હુકમનામાના દેણદારની ખોરાકી સારૂ હુકમનામાવાળાએ જે રકમો આપી હોય તે ફરિયાદનું ખરચ ગણાશે.**

**પરંતુ તે આપેલી કોઈ રકમને વાસ્તે હુકમનામાના દેણદારને તુરંગમાં રખાશે નહી, અથવા પકડાશે નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૭૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હુકમનામાના દેણદારને છોડી મુકવાનું.

**૩૪૧. નીચેને પ્રસંગે હુકમનામાના દેણદારને તુરંગમાંથી છોડી મુકવો:—**

(अ.) તુરંગમાં મોકલવા વિશેના વારંટમાં કહેલી રકમ જે અમલદારને સ્વાધીન તુરંગ હોય તેને ભરે ત્યારે; અથવા

(ब) બીજી રીતે હુકમનામું પુરેપુરૂં અદા થાય ત્યારે; અથવા

(क.) જે સખસની દરખાસ્તથી તેને કેદ કરયો હોય તે સખસની અરજ ઉપરથી, અથવા

(ड.) આ કાયદામાં પાછળ ફરમાવ્યા પ્રમાણે તે સખસ ખોરાકીની રકમ ન ભરે ત્યારે, અથવા

(ई.) હુકમનામાના દેણદારને, આગળ ઠરાવ્યું છે તે પ્રમાણે, નાદાર ઠરાવવામાં આવે તો, અથવા

(फ.) કલમ ૩૪૨ માં મર્યાદા કરી છે તે પ્રમાણે તેની કેદની મુદત પુરી થાય ત્યારે.

પરંતુ આ કલમમાં કહેલા બીજા, ત્રીજા ને પાંચમા પ્રસંગોમાં કોર્ટના હુકમ વગર હુકમનામાના દેણદારને છોડી મુકવો નહી.

આ કલમ પ્રમાણે છોડી મુકેલો હુકમનામાનો દેણદાર તે છોડી મુકવા ઉપરથી રણમુક્ત (કરજમાંથી છુટો) થશે નહી. પરંતુ જે હુકમનામું બજાવવામાં તેને કેદ કરયો હોય તે હુકમનામા ઉપરથી તેને ફરી પકડી શકાશે નહી.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૭૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમમાં પકડવું અને કેદમાં રાખવું તેમાં ભેદ છે, એવું બતાવેલું છે. માટે ખરી રીતે કેદમાં રાખ્યાથી કેદનું પ્રોસેસ ફરીથી નીકળવાની મારી થાય છે, ૬ મ. ૮૪, ઓર્ક, ૧૦૯, ઈ. લા. રી. ૮ મ. ૨૧, પણ કમીટ કર્યાનું વારંટ કરયા પછી જો તરત છોડી દેવામાં આવે તો તેમ નથી. ઇ. લા. રી. ૯ મું. ૧૮૧, પણ હુકમનામાના લેહેણદારની અરજ શિવાય પ્રતીવાદીને ફરીથી પકડવાને જડજનો અખત્યાર નથી. ૧૫ વી. રી. પાનું. ૬૮.

હુકમનામાના દેણદારને બજાવણીમાં પકડવામાં આવેલો અને કેદમાં મોકલવામાં આવ્યો હોય, પછી તેને હુકમનામાનો ફેંસલો કરવાને હુકમનામાવાળા સાથે સમાધાન કર્યું, તેથી તે ફેંસલાનો ઠરાવ કોર્ટમાં નોંધાવ્યા શિવાય દેણદારને છોડી દેવાને હુકમનામાવાળાએ અરજી કરી તેથી તેને છોડી દેવામાં આવ્યો. ત્યાર પછી હુકમનામાવાળાએ ફરીથી પોતાનું હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી, તેમાં એવી હરકત લેવામાં આવી કે ફેંસલો થએલો છે, પણ તે કોર્ટ બાહાર થએલો તેથી તે વિશે તજવીજ કરવામાં આવી નહી, તોપણ હાયકોર્ટે ઠરાવ્યું છે કે દેણદારને છોડી દેવાને હુકમનામાવાળાએ શા કારણથી અરજી કરી હતી તે હુકમનામાવાળો બતાવવાને બંધાએલો છે, માટે જો તે જોઈતું કારણ બતાવે નહીં તો તેનું હુકમનામું વસુલ થએલું છે એમ સમજવું જોઈએ. તેથી તે વિશે જવાબ દેવાને હુકમનામાવાળાને લાગ આપવાને તે કામ પાછું મોકલવામાં આવ્યું હતું. ૪ મુ. પાનું. ૧૨૧.

ખેરાકીના પૈસા ભરવા કસુર કરવામાં આવે તો કેદીને છોડી મેલવો જોઈએ,અને જેના હવાલમાં હોય તેણે તેને અતીશે રાખવો એ ગેરકાયદેસર છે. ઓર્ક. રી. પાનું. ૨૮.

જેલર પાસે વારંટ ના હોય તો કોર્ટ પ્રતીવાદીને છોડી દે છે. ૧ ઈ. જુ. ન્યુ. સી. ૧૯; પરંતુ જો વારંટ ફકત રીતીસર ના હોય તો તે કારણથી છોડી દેતા નથી. ઈ. લા. રી. ૧ ક. ૭૮, ૫ બં. લા. રી. ૪૧૮.

**હફતા**—જ્યારે હુકમનામું હફ્તાબંદી હોય ત્યારે દરેક હફતો પડવાથી દેણદારને કેદ કરી શકાતો નથી. ઈ. લા. રી ૭ મું. પાનું. ૧૦૬.

એક હુકમનામાની બજાવણીમાં તે હુકમમામાના દેણદારને એક વખત પકડીને કેદમાં મોકલવામાં આવે તો, પછી તેજ હુનમનામાની બજાવણીમાં નવો હુકમ કડાવી આ કાયદા પ્રમાણે ફરીથી તેને પકડી શકાતો નથી. ઈ. લા. રી.૧૨ ક. પાનું. ૬૫૨.

કેદમાં રાખવાની મુદત ૭ માસ કરતાં વધારેનહી થાય.

**૩૪૨. હુકમનામું બજાવવામાં છ માસ કરતાં વધારે મુદત સુધી કોઈ સખસને કેદમાં રાખવામાં આવશે નહી;**

કેદમાં રાખવાની મુદત ૭ અઠવાડીયાં કરતાંવધારેકયારે ન થાય.

**અથવા પચાસ રૂપીઆ કરતાં વતી નહી એવી રકમ આપવાનું હુકમનામું હોય તો છ અઠવાડીઆં કરતાં વધારે મુદત સુધી કોઇને કેદ કરવામાં આવશે નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૭૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જ્યારે એકાદા સખસને કલમ ૪૮૧ પ્રમાણે કેદ કરવામાં આવેલો હોય, ત્યારે હુકમનામું થયા પછી જેટલી મુદત તે કેદ રહ્યો હોય તેટલી મુદત ૭ માસ ગણવામાં ગણવી જોઈએ. ઈ. લા. રી. ૭ મું. પાનું. ૪૮૧.

મુદત પુરી થયે કેદીને છુટવાનો હક્ક છે, પછી તે મુદત કેદમાં જ્યારી હોય અગર ટુંક ટુંક હોય તેની ચીંતા નહી, ૫ અલ્હા. ૨૨૦; કેદ કરવાથી હુકમનામું વસુલ થતું નથી; માટે દેણદારને નાદાર ઠરાવી શકાય છે. ૬ મુંબાઈ પાનું. ૮૬.

સન ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે જે સખસોને કેદ કરવામાં આવેલા હોય, તે સખસોને આ કલમ લાગુ થતી નથી. તેઓની બાબતમાં વધારેમાં વધારે બે વર્ષની કેદ છે. ઇ. લા. રી. ૨ મુંબાઈ, પાનું ૧૪૮.

આ કલમ અને કલમ ૩૪૧ મી કોર્ટના તિરસ્કાર સારૂ કેદ કરવાના કામોને લાગુ થતી નથી. ઈ. લા. રી. ૪ ક. પાનું. ૬૫૫.

વારંટ ઉપર શેરો. **૩૪૩ વારંટ બજાવવાને જે અમલદારને સોંપ્યું હોય તેણે તે ઉપર શેરો કરવો. તેમાં કઇ તારીખે અને કઈ રીતે તે બજાવ્યું તે લખવું; તથા વારંટ પાછું લાવવાનો મોડામાં મોડો દિવશ તેમાં લખ્યો હોય તે વીતી ગયો હોય તો ઢીલ થવાનું કારણ લખવું; અથવા વારંટ ન બજાવ્યું હોય તો તે કેમ બજાવવામાં ન આવ્યું તેનું કારણ લખવું; અને તે શેરા સહિત કોર્ટમાં વારંટ પાછું મોકલવું.**

**મ્હારાથી વારંટ બજાવી શકાય તેમ નથી એવી મતલબનો શેરો તે અમલદારે કરયો હોય તો, જે અશક્તતા જણાવવામાં આવી હોય તે બાબત કોર્ટે તેની સોગન ઉપર જબાની લેવી, અને યોગ્ય લાગે તો તે અશક્તતા વિશે સાક્ષીઓને સમન કાઢી જબાની લેઇને કોર્ટે પરિણામ દફતરમાં લખવું.**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૭૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ અને જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

નાજર વારંટ ઉપર પોતાના નામનો શેરો કરીને તે વારંટ તાબાના એક અમલદારને બજાવવા આપી શકે છે. ઈ લા. રી. ૬ અલ્હા. પાનું. ૩૮૫.

તે શેરો કાયદેસર પુરાવ નથી. ૩ વી. રી. પરચુરણ. ૧૧, ૧૦ વી. રી. ૩; પરંતુ ૧૯ વી. રી. ૧૦૨ જુઓ. જો તે શેરો ગેરશીરસ્તે હોય તો પકડવું નાબુદ થતું નથી. ઈ. લા. રી. ૬ અલ્હા. પાનું. ૩૮૫.

## બાબ ૨૦ મો.

## હુકમનામાના દેણદાર નાદાર હોય તે વિશે.

નાદાર દેવાદા રઠરાવવાનીઅ રજકરવાનોઅ ખત્યાર. **૩૪૪. પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં કોઈ હુકમનામાનો દેણદાર આ કાયદાના ઉપર કહેલા ઠરાવો પ્રમાણે કેદમાં હોય, અથવા કેદ કરયો હોય તો અથવા તેની મિલકત વિરૂધ્ધ એવાં હુકમનામાની બજાવણીમાં જપ્તીનો હુકમ આપ્યો હોય તો, તે પોતાને નાદાર દેવાદાર ઠરાવવા સારૂ લેખી અરજ કરવાને મુખત્યાર છે.**

**કોઈ પણ પઈસા બાબતના હુકમનામાવાળો, હુકમનામાના દેણદારને નાદાર દેવાદાર ઠરાવવા સારૂ લેખી અરજ કરવાને મુખત્યાર છે.**

**એવા પ્રકારની દરએક અરજ, જે ડિસ્ટ્રિકટ કોર્ટની હુકુમતની સ્થાનિક હદમાં સદરહુ હુકમનામાનો દેણદાર રેહેતો હશે અથવા કેદમાં હશે તે ડિસ્ટ્રિકટ કોર્ટને કરવી જોઇએ.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૭૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

**બજાવણી**—જે કામમાં હુકમનામાની બજાવણી એકતરફી કરેલી હોય, તે કામમાં હુકમનામું હયાત હોય તે પ્રમાણે બજાવણીનો હુકમ તે એક વખત નિર્ણય થયો છે,એમ થતો નથી. ઈ. લા. રી. ૭ મુંબાઈ પાનું. ૩૧૬.

**જીલ્લાકોર્ટ**—દરખાસ્ત હમેશાં જીલ્લાકોર્ટમાં કરવી જોઈએ, ઇ. લા. રી. ૮ મુંબાઇ ૯૬, ઈ. લા. રી. ૯ મું. ૩૬૮; પણ જો દેણદારને પકડેલો હોય ત્યારે તે દરખાસ્ત જે કોર્ટને કલમ ૩૬૦ પ્રમાણે અખત્યાર આપેલો હોય તે કોર્ટને થઇ શકે છે. ઇ લા. રી. ૭ મ. ૫૧૧. જે કામમાં અરજદારની મીલકત જપ્ત કરતાં પેહેલાં ૧૫ દીવશ અગાઉ દરખાસ્ત કરવામાં આવેલી હોય અને જપ્તી કર્યા પછી લેહેણદારે એવી હરકત કરી હોય કે કોર્ટને હકુમત નથી તો, તે હરકત લક્ષમાં લેવી નહી જોઈએ. ઈ. લા. રી ૬ અલ્હા. ૨૮૯, તોપણ ઇ. લા. રી. ૯ મું. પાનું. ૩૬૮ જુઓ.

આ કલમ જે પ્રતીવાદીઓને ફક્ત પકડવામાં આવેલા હોય અથવા કેદ કરવામાં આવ્યા હોય, અને તે પૈસા બાબતના હુકમનામાની રૂએ હોય, અને તેમણે નાદારીમાં અરજી ફાઈલ કરેલી ના હોય, પણ પોતે કોર્ટમાં અરજી કરેલી હોય તેમને લાગુ છે. ક્રીટન ૧૨૩; ૫ બં. લા. રી. ૨૧, ૧૦ બં. લા રી. ૨૭, ૨૧ વી. રી. ૧૮૫, ઈ. લા. રી. ૨ અલ્હા. ૧૭૩; ૧૭૯. જે કામોમાં દેણદારની મીલકત ઓફીશીએલ અસાઇનીને મળેલી હોય તે કામના નાદારીના કામને આ કલમ લાગુ થતી નથી. ૧ ઈ. જુ.ન્યુ. સી.૨૪૭, તોપણ ઈ. લા. રી. ૧૧ ક. પાનું. ૪૫૧ જુઓ.

આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે ઈ લા રી ૨ મું. ૬૪૧; પરંતુ સન ૧૮૬૮ ના આકટ ૭ મા પ્રમાણે કામ કરનાર કલેકટરને લાગુ થતી નથી. ૩ ક. લા. રી. પાનું. ૫૦૮.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૭૩ પ્રમાણે સ્માલકાજકોર્ટને અરજી આપતા પેહેલાં હુકમનામાની બજાવણીમાં પ્રતીવાદીને પકડવામાં આવેલો; એટલે તેની પાસે ફક્ત જમીન છે તે કોર્ટના હવાલામાં સોંપવાને તે ખુશી છે, એવી અરજી આપતા પેહેલાં તેને પકડવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૮ માં ઠરાવ્યા પ્રમાણે વાદીએ સ્થાવર મીલકત ઉપર તે હુકમનામું શાવાસ્તે બજાવવું નહીં જોઈએ તેનું કારણ બતાવવાને વાદીને હુકમ કરવો, અને એક બીજી કોર્ટના પ્રોસેસથી કામ ચલાવવાની જરૂર હોય તો અગત્યની બાબતમાં કાંઈ તફાવત થતો નથી. અને જો કે સ્માલકાજકોર્ટમાં ચાલેલા પ્રોસીડીંગને કલમ ૨૭૩ ના શક્ત શબ્દો અસર સાથે લાગુ થઈ શકતા નથી, તોપણ કાયદા કરનારનો ઈરાદો આ કારણસર સંપૂર્ણ રીતે અમલમાં લાવવાને, અટલે તે હુકમનામાની બજાવણીમાં તે અરજીમાં બતાવેલી મીલકત વ્યવસ્થા કરવા લાયક જણાવવી જોઈએ, તેને લાગુ થાય છે. ૫ મદ્રાસ પાનું. ૧૦૮.

ઈ. જીલ્લાના મુનસફની કોર્ટમાંથી એક હુકમનામું બજાવવાને બી. જીલ્લાના મુનસફની કોર્ટમાં મોકલવામાં આવ્યું, પણ આ કલમ પ્રમાણે હુકમનામાના દેણદારે પોતાને નાદાર ઠરાવવાને બી. જીલ્લાના મુનસફની કોર્ટમાં અરજ કરી, તે સાંભળવામાં આવી, અને તેમાં ઠરાવવામાં આવ્યું કે બી. જીલ્લાના મુનસફને તે અરજી સાંભળવાને હકુમત નહી હતી. ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૩૦૧.

એક દિવાની હુકમથી દેણદારને પકડવામાં આવ્યો, તેથી તેણે તે હુકમ કાહાડનાર કોર્ટને અરજ કરી કે હું દેવું આપી શકું તેવો નથી. માટે મને નાદાર ઠરાવીને છોડી દેવો જોઈએ. કોર્ટે તેજ દીવશે તેને છોડી દેવાનો હુકમ કરયો, અને તેની મીલકત ઉપર બજાવવાને લેહેણદારને ફરમાવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ હુકમ ઉપર અપીલ ચાલી શકે છે, અને નોટીસની ખામીના કારણથી તે હુકમ બરોબર નથી. ઇ. લા. રી.૧૧ મ.પાનું. ૧૩૬.

નાદારને છોડી દેવામાં આવે તેથી આ કાયદાની કલમ ૩૫૭ પ્રમાણે તે દેવામાંથી મુક્ત થતો નથી, સબબ હુકમનામાવાળો નાદારની મીલકત ઉપર હુકમનામું બજાવી શકે છે. ઇ. લા. રી. ૧૬ ક. પાનું. ૫૯૨.

અરજનો મજકુર. **૩૪૫. હુકમનામાના દેણદારે અરજ કરી હોય ત્યારે તેમાં નીચેની બાબતો લખવી.**

**(अ.) તે સખસને પકડયો અથવા કેદ કરયો હોય તે અથવા તેની મિલકતની જપ્તી બાબત હુકમ કરયો હોય તે વાત, કઇ કોર્ટના હુકમથી તેને પકડયો અથવા કેદ કરયો તે, અથવા કઇ કોર્ટે જપ્તીનો હુકમ કરયો તે કોર્ટ, અને જો તેને પકડયો અથવા કેદ કરયો હોય તો તે કયે ઠેકાણે બંધીમાં છે તે;**

**[ब] તેની મિલકત કેટલી, તે કઇ જાતની છે તે, તથા તેની વિગત, તથા પઇસા શિવાયની કોઇ મિલકત હોય તો તેની કીમત;**

**(क.) કયે એક અથવા વધારે ઠેકાણે તે મિલકત મળી આવવાની તે;**

**(ड.) કોર્ટની નજરમાં આવે તે પ્રમાણે તેની વ્યવસ્થા કરવા સારૂ તે મિલકત આપવાની તેની મરજી છે તે;**

**(इ.) તેની ઉપર બધા પઈસા સબંધી દાવા હોય તેની રકમ તથા વિગત; અને**

**(फ.) તે જાણતો હોય અથવા તેનાથી નક્કી કરાય તે પ્રમાણે તેના લેહેણદારોનાં નામ તથા ઠેકાણાં.**

**પઈસા બાબતના હુકમનામાવાળાએ અરજી કરી હોય તેમાં હુકમનામાની તારીખ, જે કોર્ટે હુકમનામું કર્યું હોય તે કોર્ટ, તે ઉપરથી લેહેણી રહેલી રકમ, તથા જે ઠેકાણે હુકમનામાનો દેણદાર રેહે છે અથવા બંધીમાં છે તે ઠેકાણું, આ મજકુર લખવો જોઇએ.**

**ટીકા—**સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૭૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

નાદારની મીલકત વેહેચવામાં આવેલી ના હોય, તે દરમિયાનમાં હરકોઇ વખતે લેહેણદાર પોતાના લેહેણાનો પુરાવ રજુ કરીને આ કાયદાની કલમ ૩૫૨ પ્રમાણે શીડયુલમાં પોતાનું નામ દાખલ કરાવવાને અરજ કરી શકે છે. ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૧.

નાદાર પોતાની તમામ મીલકત કીએ ઠેકાણેથી મળશે તે બરોબર બતાવે નહી તો, તેને કેદથી મુક્ત કરવામાં નહી આવે. ૧૪ વી. રી. પાનું. ૫૫

અરજ ઉપર સહી કરવી તથા સાચાપણા ના એકરાર કરવા.

**૩૪૬. પાછળ ફરિયાદ અરજી ઉપર સહી કરવાના તથા તેના સાચાપણાના એકરાર કરવાના નિયમો ઠરાવ્યા છે તે પ્રમાણે અરજદારે તે અરજ ઉપર સહી કરવી તથા તેના સાચાપણાના એકરાર કરવા.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૭૩, ૨૮૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

અરજની નકલ તથા નોટીસ પોહોચાડવી.

**૩૪૭. તે અરજની સુનાવણીને વાસ્તે કોર્ટે એક દિવશ ઠરાવવો, તથા કઈ જગાએ અને કઇ વખતે તેની સુનાવણી થશે એ વિશેની લખેલી નોટીસ તથા તે અરજની નકલ કોર્ટમાં ચોઢાવવી તથા અરજદારને ખરચે હેઠળ લખેલાઓને પહોંચાડવી.** હુકમનામાનો દેણદાર અરજદાર હોય ત્યારે, જે હુકમનામું બજાવવામાં તેને પકડયો અથવા કેદ કરયો હોય અથવા જમીનો હુકમ થયો હોય તે હુકમનામાવાળાને અથવા તેના પ્લીડરને, અને તે અરજમાં બીજા લેહેણદાર (જો કોઇ) લખ્યા હોય તો તેમને;

અરજદાર હુકમનામાવાળો હોય ત્યારે, હુકમનામાના દેણદારને અથવા તેના પ્લીડરને.

કોર્ટને જો વ્યાજબી જણાય તો, પોતાને યોગ્ય લાગે તે સરકારી ગેજીટમાં અને જાહેર વર્તમાન પત્રોમાં અરજદારને ખરચે તે અરજ છપાવવાને કોર્ટ મુખત્યાર છે

અરજદાર હુકમનામાનો દેણદાર હોય, અને આ કલમ પ્રમાણે ભરવાના કંઈ પઇસા આપવાને તે અશક્ત છે એમ કોર્ટની ખાત્રી થાય તો, તે પઈસા આપવાનું તેને માફ કરવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૮૧ અને સન ૧૮૬૧ ના આક્ટ ૨૩ માની કલમ ૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

બીજા લેહેણદારોનેપોહોંચાડવાનો અખત્યાર.

**૩૪૮ અરજદારનો હું લેહેણદાર છું એમ કોઈ સખસ કેહેતો હોય, અને તે અરજ ઉપર મને જાહેર કરવાની રજા આપો એવી અરજ કરતો હોય, તો તે સખસને પણ પોતાને યોગ્ય લાગે તો, તેવી નકલ તથા નોટીસ પોંહચડાવવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

પેરામાં હોય તે અરજદાર વિશેકોર્ટનાઅખત્યાર

**૩૪૯. હુકમનામાના દેણદારને પકડેલો હોય તો, કલમ ૩૫૦ પ્રમાણે સુનાવણી થાય ત્યાં સુધી એકદમ તેને તુરંગમાં મોકલવાનો હુકમ કરવાને અથવા જે અનલદારને વારંટ બજાવવા આપ્યું હોય તેના પેરામાં તેને રાખવાને અથવા ફરમાવ-**

**શે ત્યારે હાજર થઈશ એવી રીતના પુરતા જામીન તે આપે તો તે લેઇને તેને છોડવાને કોર્ટ મુખત્યાર છે.**

ટીકા—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે

આ કલમમાં પકડેલો એવો શબ્દ છે, તેનો હેતુ જે સખસને રોકવામાં આવેલો હોય અથવા પેરામાં રાખવામાં આવેલો હોય તે છે, અને જો કે તેને પકડવામાં આવેલો હોય પણ જેલમાં કમીટ કરેલો ના હોય તો તે નાદાર થવાને અરજ કરી શકે છે, અને તે હાજર જામીન આપે એટલે તે અરજી ચાલુ હોય ત્યાં સુધી કોર્ટ તેને છોડી શકે છે. ઈ. લા. રી. ૧૧ ક. ૪૫૧, વળી ઈ. લા. રી. ૮ મ. પાનું. ૨૭૯ જુઓ.

આ કલમ પ્રમાણે જામીનખત આપેલું હોય તેનો સંક્ષેપ રીતે અમલ થઈ શકતો નથી. ઈ. લા. રી ૭ મ. પાનું. ૨૭૩

આ કલમમાં પકડવું શબ્દ છે, તેમાં કેદનો સમાસ થતો નથી. માટે હુકમનામાની બજાવણીમાં દેણદારને પકડેલો હોય તે જામીન આપે, એટલે કોર્ટને છોડવાનો અખત્યાર છે, તે અખત્યાર તેને કેદમાં મોકલ્યા પછી બંધ થાય છે. ઈ. લા. રી. ૧૨ મું. પાનું. ૪૬.

ઈ. લા. રી. ૧૨ ક. પાને ૬૫૨ મે ઠરાવ છે. તે કલમ ૩૪૧ નીચેની ટીકામાં જુઓ.

સુનાવણી વખત કામ ચલાવવાનીરીત **૩૫૦. ઉપર પ્રમાણે ઠરાવેલે દિવશે અથવા ત્યાર પછી જે દિવશ ઉપર કોર્ટે સુનાવણી મુલતવી રાખી હોય તે દિવશે, જે સખસોને એ નોટીસ પોહોંચાડી હોય તેમની અથવા તેમના પ્લીડરોની સમક્ષ, હુકમનામાના દેણદારની તે વખતની હાલત વિશે તથા તે વખત પછીનાં વસૂલ આપવાનાં તેના સાધન વિશે, કોર્ટે હુકમનામાના દેણદારની જબાની લેવી; અને સદરહુ હુકમનામાવાળો, અરજમાં લખેલા બીજા લેહેણદારો, તથા લેહેણદાર છીએ એમ પોતેજ કેહેનારા બીજા (જો હોય તો) સખસો હુકમનામાના દેણદારનો છુટકો થવાની સામે જે કેહે તે સાંભળવું. અને પછી પોતાને યોગ્ય લાગે તો હુકમનામાનો દેણદાર નાદાર દેવાદાર ઠરાવવાને યોગ્ય નથી એવું બતાવવાનો પુરાવો કરવા સારૂ તે હુકમનામાવાળાને તથા બાકીના લેહેણદારોને કે સખસોને મુદત આપવાને કોર્ટ મુખત્યાર છે.**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૧ તથા સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

હુકમનામાનો લેહેણદાર પ્રતિજ્ઞા સાથેની અરજી કરીને હુકમનામાના દેણદારનો નાદાર ઠરવાનો હક્ક નથી એવી હકીકત છે, તે શાબેત કરવાનો બોજો હુકમનામાના દેણદારને સીર નાંખી શકતો નથી. દેણદારે પોતાની અરજીમાં જે હકીકત કહેલી હોય તથા તેને તપાસતાં જે હકીકત કહેલી હોય તે સાચી છે એવી કોર્ટની ફક્ત ખાત્રી થાય, ત્યારે કારણ બતાવવાને સારૂ લેહેણદારોને બતાવવા જોઇએ. ૨૫ વી. રી. ૯૫, ૧૨ વી. રી. ૧૨૫, ૧૭ વી. રી. ૧૬૫, ૮ બં. લા. રી. ૨૫૫. જે કામોમાં લેહેણદાર પુરાવ રજુ કરે નહી તેમાં કેટલા પુરાવની જરૂર છે. એ વિશે, ૨૫ વી. રી. પાનું. ૧૮૨ નો ઠરાવ છે.

જે કામમાં કેદીને આ કલમ પ્રમાણે તપાસવામાં આવેલો હોય, તેમાં જો કાંઈ ફી માગવા લાયક હોય તો, તે લેહેણદાર પાસેથી માગવા લાયક છે. ૧૬ વી. રી. પાનું. ૮૪

ઈ. લા. રી. ૧૬ ક. પાનું. ૫૯૨ નો ઠરાવ કલમ ૩૪૪ તથા ૩૫૨ નીચે છે, તે જુઓ.

નાદાર ઠરાવવાનું તથા વસુલદાર નિમવાનું.

**૩૫૧. જો કોર્ટની ખાત્રી થાય કે:—**

(अ.) અરજમાં લખેલી હકીકતો વસ્તુત: ખરી છે;

(ब.) જે હુકમનામાની બજાવણીમાં પોતાને પકડયો અથવા કેદ કરયો હોય, અથવા જપ્તીનો હુકમ કરયો હોય તે હુકમનામું જે ફરીયાદ ઉપરથી થયું હોય તે ફરીયાદ માંડી ત્યારથી અથવા ત્યાર પછી કોઈ વખતે હુકમનામાના દેણદારે, પોતાના લેહેણદારોને દગો દેવાના ઈરાદાથી, પોતાની કંઈ મિલકત છુપાવી નથી, અથવા બીજાને નામે ચઢાવી નથી અથવા લંબાવી નથી;

(क.) પોતાનું કરજ પુરેપુરૂં અદા કરવાને પોતે શક્તિવાન નથી એમ જાણીને, તેણે બેદરકાર થઇને કરજ કાઢયું નથી; અથવા પોતાના લેહેણદારોમાંથી કોઇને અઘટીત રીતે પસંદ કરીને કાંઇ રૂપીયા અથવા મિલકત આપી દીધી નથી;

(ड.) અરજીના મજકુર બાબત તેણે કપટ બુદ્ધિનું બીજું કાંઈ કૃત્ય કર્યું નથી.

તો તે નાદાર છે એમ કોર્ટ ઠરાવે; તથા પોતાને યોગ્ય લાગે તો તેની મિલકતનો વસુલદાર નિમવાનો હુકમ કરવાને પણ કોર્ટ મુખત્યાર છે; અથવા તે વસુલદાર ન નીમે તો, તે નાદારનો છુટકો કરવાને કોર્ટ મુખત્યાર છે.

જો સદરહુ પ્રમાણે કોર્ટની ખાત્રી ન થાય તો કોર્ટે અરજ નામંજુર કરવાનો હુકમ કરવો.

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૮ તથા સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે

નાદાર ઠરાવવાથી ગીરોનો નાશ થતો નથી. ઈ. લા. રી. ૭ મુંબાઈ પાનું. ૪૫૭.

પુરાવનો બોજો દેણુદારને સીર છે. તેણે આ કલમ પ્રમાણે પોતાની હકીકત રજુ કરવી જોઈએ. ૧૭ વી. રી. ૧૬૫; ૮ બં. લા. રી. ૨૫૫, ઈ. લા. રી. ૪ ક. ૮૮૮. નાદાર ઠરાવવાની અરજી રદ કરવાનો હુકમ હોય તોપણ તે ઉપર અપીલ થઈ શકે છે. ઈ. લા. રી. ૨ મ. ૨૧૯. તેમજ ઈ. લા. રી. ૬ ક. ૧૬૮ નો ફેંસલો જુઓ.

જે સખસ કોર્ટની મદદ માગતો હોય તેણે સંપુર્ણ રીતે હકીકત જાહેર કરવી જોઈએ. જો પ્રથમ દર્શનિક એમ બતાવવામાં આવે કે અરજદારે પોતાની મીલકત સંપુર્ણ રીતે બતાવી નથી, પણ તેમાંની કેટલીક જાણીજોઈને છુપાવી છે, તો તે હકીકતની સરસમાં સરસ માહીતી હોય તે પ્રમાણે સોગન ઉપર તે પુરાવ રદ કરવાને તે બંધાએલો છે. ૧૨ વી. રી. ૪૨૨. જો એમ માલમ પડે કે દેણુદારે પોતાની યાદમાં પોતાના કબજાની મીલકત દાખલ કરેલી નથી તો તેને છોડી શકાતો નથી, પણ કલમ ૩૫૯ પ્રમાણે તેની વ્યવસ્થા કરવી જોઇએ. ૧૪ વી. રી. પાનું. ૫૪.

અરજદારે પોતાનો પગાર અથવા વાર્ષિક આમદાની કોર્ટના હવાલામાં સોંપવી જોઈએ. માટે જો કે તેણે તે પ્રમાણે કરેલું ના હોય તોપણ તેને નાણાં તરત આપવાને સાધન ના હોય અને પોતાની જે મીલકત હોય તે લેવાને પોતાના લેહેણદારોને પોતાના અખત્યારમાં જે સુગમતા હોય તે આપેલી હોય તો, દેખીતી રીતે તેને છોડવાને ના કહી શકાતી નથી. ૧૫ વી. રી. ૨૦૪, ૧૩ બં. લા. રી. ૨૬૮, ઓર્ક. પાનું. ૧૦૧

જો ચોકસપણામાં કાંઈ ખામી હોય તો તે ઉપયોગી હોવી જોઈએ. ઇ. લા રી. ૭ અલ્હા. પાનું. ૨૯૫.

જો તે અરજીમાં કહેલી હકીકત વાસ્તવિક રીતે સાચી હોય પણ હુકમનામાનો દેણદાર પોતાની હકીકત આ કલમની ब. क. અથવા ड. રકમો પ્રમાણે બતાવતો ના હોય તો કોર્ટ તે અરજી મંજુર કરવાને બંધાએલા છે. ઈ. લા. રી. ૪ અલ્હા. પાનું ૩૬૭. રકમ ब. પ્રમાણે હકીકત બતાવવાને હુકમનામાની તારીખ પછી ખરી રીતે છુપાવ્યા વિગેરે થવું જોઈએ. ઇ. લા. રી. ૭ અલ્હા. પાનું. ૪૪૫.

**બદદ્યાનત**—अ. એ ब. નું વાંહાણુ દુરસ્ત કરયું, તે એવું કેહેવાથી કે માલેકો એ ભળામણનો કાગળ મોકલેલો છે, તે કાગળથી તે મરામતનાં નાણાં આપવામાં આવશે. ब. એ તે ફંડ બીજા લેહેણદારોને આપવામાં વાપરયું. अ. એ તેના ઉપર દાવો કરીને હુકમનામું મેળવ્યું, અને તેની બજાવણીમાં ब. ને કેદ કરાવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ब. અઘટીત રીતે તે નાણાં બીજા લેહેણદારોને આપીને બદદ્યાનતનો ગુન્હેગાર થયો છે. ઓર્ક. ૭૪. ત્યાર પછી સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૭૫ પ્રમાણે તે અરજી સબંધીજ તે બદદ્યાનત હોવી જોઈએ, અને જવાબદારી ઉત્પન કરવામાં કરેલાં કૃત્યો સબંધી હોવી નહી જોઈએ. ૧૨ બં. લા રી. ૧૨, અને જયાં અસલ દેવું તે હુકમનામાનું દેવું કરવામાં આવ્યું હોય તો તે અસલ દેવું કેવી રીતે કાહાડવામાં આવ્યું હતું તે જોવાને જડજે તે હુકમનામા ઉપરાંત જવું નહીં જોઈએ. બીજી બાજુ તરફ એવું ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે અરજદાર નાદારી વિશે જે વખતે વિચાર કરતો હતો તે વખતે લેહેણદારો તરફના બદદ્યાનતનાં તમામ કૃત્યો જોવાને આ કલમ પ્રમાણે જડજનો હક છે. ઇ. લા. રી. ૨ મ. પાનું. ૨૧૯

**છોડી દેવો**—હુકમનામાના દેણદારને આ કલમ પ્રમાણે છોડી દેવાને ઠરાવ કરવામાં આવેલો હોય, પણ તેમાં ઠરાવેલી કામ ચલાવવાની રીતી પ્રમાણે ચાલવામાં આવ્યું ના હોય તો, તે હુકમ રદ બાતલ ગણવો જોઈએ, અને તેથી પાછળથી પકડવાની દરખાસ્ત કરવામાં આવે તેને હરકત થતી નથી. ૨ આગ્રા પરચુરણ. પાનું. ૪.

**અપીલ**—આ કલમની છેલ્લી રકમ નવી છે. ઈ. લા. રી. ૬ ક. પાનું. ૧૬૮

નાદાર ઠરાવવાને કરેલી અરજી જીલ્લા જડજ મંજુર રાખવાને બંધાએલા છે. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૬૯૧

ઇ. લા. રી. ૯ મુ. પાનું. ૨૩૨ નો ઠરાવ કલમ ૨૭૮ નીચેની ટીકામાં છે, તે જુઓ.

લેહેણદારોએ પોતાનાંલેહેણાં શાબીતકરવાં.

**૩૫૨. અરજમાં કહેલા લેહેણદારોએ તથા નાદારના લેહેણદાર છીએ એમ પોતેજ કેહેનારા બીજા ( હોય તો ) સખસોએ પછી નાદાર ઉપરના પોત પોતાના પઈસા સબંધી દાવાની વીગતોનો તથા રકમનો પુરાવો હાજર કરવો; અને કોણે પો-**

તાને નાદારના લેહેણદાર શાબીત કરયા છે તથા તેમનું પોતપોતાનું લેહેણું શું છે તેનો કોર્ટે હુકમ કરીને નિર્ણય કરવો. અને તે સખસોનું તથા લેહેણાનું એક પત્રક તઇયાર કરવું; અને કલમ ૩૫૧ પ્રમાણે થએલો ઠરાવ તે દરેક લેહેણદારનું પોતાના લેહેણાનું હુકમનામું હોય તેમ ગણાશે.

(પત્રક તઈયાર કરવું.)

આવા પ્રત્યેક પત્રકની નકલ કોર્ટના મકાનમાં ચોડવી.

કરજ પતાવવાને જે પેઢી નાદાર થઈ હોય તે પેઢીના ભાગીદારને, અથવા નાદારી પેહેલાં તે મરી ગયો હોય તો તેના કાયદેસર વારસ વકીલોને, પેઢીના લેહેણદારોની સાથે લેહેણું શાબીત કરવાનો હક્ક છે, એમ આ કલમની કોઇ વાતથી સમજવું નહી.

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

હુકમનામું—આ કલમમાં ઠરાવેલી રીતી પ્રમાણે ચાલવામાં આવેલું ના હોય, અને સીડયુલ ઘડવામાં આવ્યું હોય તો, કલમ ૩૫૧ પ્રમાણેનો ઠરાવ તે હુકમનામું નથી. ઈ. લા રી. ૭ મ. પાનું ૩૧૮.

અ. ને કલમ ૩૫૧ પ્રમાણે નાદાર ઠરાવવામાં આવ્યો; અને લેહેણદારોને હાજર થવાને ફરમાવવામાં આવ્યું, પણ કોઈ હાજર થયું નહી, તેથી શીડયુલ તઇયાર કરવામાં આવ્યું નહીં, માટે કામ કાહાડી નાંખવામાં આવ્યું. ઠરાવવામાં આવ્યું કે કલમ ૩૫૧ પ્રમાણે કરેલા હુકમની તારીખથી ૯૦ દીવશની અંદર કોઇ પણ લેહેણદાર હાજર થઈ શકે છે, અને ત્યાર પછી હાજર થઈ શકતો નથી. ઈ. લા. રી. ૫ અલ્હા. ૨૬૮, ઈ. લા. રી. ૬ અલ્હા. પાનું ૧૪૨.

જો એકાદો લેહેણદાર અરજદારને તપાસે તો કામમાં પૂરાવ દાખલ થયાનું ખર્ચ તે લેહેણદારે આપવું જોઈએ. ૧૬ વી. રી. પાનું. ૮૪.

ઈ. લા. રી. ૧૧ મ પાનું ૧ નો ઠરાવ કલમ ૩૪૫ નીચેની ટીકામાં છે, તે જુઓ.

હુકમનામું શીડયુલમાં દાખલ કરવાથી તે હુકમનામાનો અમલ રદ થતો નથી. ઈ. લા. રી. ૧૦ અ. પાનું. ૧૯૪

જે લેહેણદાર હાજર થઈને પોતાનું લેહેણું શાબેત કરે નહી તે લેહેણદાર પણ આ કલમ પ્રમાણે હાજર થઈ પોતાનું લેહેણું શાબેત કરી શકે છે, એવું જો ના હોય તે હાજર થઈને શાબેત કરે નહી તો, આ કલમનો હેતુ નાદારને જે દાદ મેળવવાનો છે, તે ગળતાં તેને અટકે છે. ઈ. લા. રી. ૧૬ ક. પાનું. ૫૯૨.

(પત્રકમાં લખ્યા ન હોય એવા લેહેણદારોએ કરવાની અરજ.)

૩૫૩. તે પત્રકમાં જેનું નામ લખ્યું ન હોય તેવો નાદારનો કોઈ લેહેણદાર, કોર્ટને એવી અરજ કરે કે, નાદાર ઉપરના મ્હારા પઇસા સબંધી દાવાની વીગત તથા રકમનો પુરાવો આણવાની મને રજા આપો, અને હું નાદારનો લેહેણદાર છું એમ શાબીત કરૂં તો, તે શાબીત થએલા લેહેણાને વાસ્તે લેહેણદાર તરીકે મ્હારૂં નામ પત્રકમાં દાખલ કરવું એવો હુકમ કરો.

પત્રકમાં કહેલો કોઈ લેહેણદાર કોર્ટને એવી અરજ કરે કે, મ્હારા પોતાના લેહેણાની રકમ, સ્વરૂપ અથવા વિગતો પુરતો પત્રકમાં ફેરફાર કરવાનો

**હુકમ કરે, અથવા બીજા લેહેણદારનું નામ કાઢી નાંખે, અથવા બીજા લેહેણદારના લેહેણાની રકમ, સ્વરૂપ કે વીગતો પુરતો તે પત્રકમાં ફેરફાર કરે.**

**આ કલમ પ્રમાણે કોઇ અરજ થાય ત્યારે, નાદાર અને બીજા લેહેણદારો ઉપર જે નોટીસો બજાવવી કોર્ટને યોગ્ય લાગે તે અરજદારને ખરચે બજાવ્યા પછી, તથા તેમની હરકતો જો કાંઇ હોય તો સાંભળ્યા પછી, કોર્ટ તે અરજ માન્ય કરવાને અથવા નામંજુર કરવાને મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ, ૨, જાની આર્ટીકલ ૧૭૪ માં ૯૦ દીવશની મુદત ઠરાવેલી છે.

આ કલમ પ્રમાણે થએલા હુકમ ઉપર અપીલ થઈ શકે છે.

વસુલદાર ની મત્તાના હુકમ નું ફળ.

**૩૫૪. કલમ ૩૫૨ પ્રમાણે કરેલો પ્રત્યેક હુકમ સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવો; અને વસુલદાર નીમવા બાબત સદરહુ કલમ પ્રમાણે કરેલા દરેક હુકમથી [કલમ ૨૬૬ ના પેહેલા વિશેષ ઠરાવમાં બતાવેલા વાના શિવાયની] નાદારની બધી મિલકતનો હક્ક વસુલદારને પ્રાપ્ત થશે. પછી અરજીમાં ગમે તો તે મિલકત બતાવી હોય કે નહી તેની ચીંતા નહી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

તા. ૯ જુલાઈ સન ૧૮૭૯ ના રોજ અ. ને આ કાયદાની કલમ ૩૫૧ પ્રમાણે નાદાર ઠરાવેલો, અને તેની મીલકત રીસીવ્હરને આપી તેનાં નાણાં કરવાનો તેને હુકમ કરવામાં આવ્યો હતો. અ. ની મીલકત પૈકી નવ ખેતરો હતાં તે વાદીને ગીરો આપ્યાં. તેથી તેણે હાજર થઈને પોતાનું લેહેણું શાબેત કરવાને તેને બોલાવવામાં આવ્યો હતો, પણ તે હાજર થયો નહી; તેથી અ. ના લેહેણદારોના શીડ્યુલમાં તેને દાખલ કરવામાં આવ્યો નહી. રીસીવ્હરે તે ખેતરોમાંનું એક ખેતર વેચ્યું, અને તે અ. ના અવિભક્ત છોકરા ગ. એ ખરીદ કર્યું. તે વેચાણ વખતે વાદીએ ગીરોરાખનાર તરીકે પોતાના દાવાની નોટીસ આપી શીડ્યુલમાં દાખલ થનારા લેહેણદારોનું લેહેણું આપ્યા પછી વેચાણની કીમતમાંથી વધેલી રકમ તથા વેચ્યા વગરનાં આઠ ખેતરો અ. ને આપ્યાં. સન ૧૮૮૧ માં વાદીએ અ. ઉપર ગીરોવાળી મીલકતનો કબજો લેવાને દાવો કરયો, અને અપીલમાં તેનું હુકમનામું થયું. તે દાવો ચાલતો હતો તે દરમિયાનમાં ગ. એ જે ખેતર ખરીદ કર્યું હતું તે પ્રતીવાદીને વેચાણ આપ્યું. વાદીએ પોતાના હુકમનામાની બજાવણીમાં આઠ ખેતરોનો કબજો લીધો, પણ નવમા ખેતરનો કબજો લેતાં પ્રતીવાદીના કબજામાં તે હતું અને પ્રતીવાદીએ હરકત કરી. તેથી તે ખેતર લેવાને તેણે દાવો કરયો. ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદી પાસેથી તે ખેતર લેવાનો વાદીનો હક્ક છે. તે ગીરોવાળા ખેતરો ઉપર તે નાદારનો ફક્ત ગીરોથી છોડાવવાનો હક્ક હતો, અને તે હક્ક આ કલમ પ્રમાણે રીસીવ્હરને મળેલો છે, અને કલમ ૩૫૬ પ્રમાણે તેનાં નાણાં ઉપજાવવાને તેમને હુકમ કરેલો છે, માટે તે વેચાણમાંથી ગ. એ તે એક ખેતર ઉપરનો ગીરોથી છોડાવવાનો હક્ક ફક્ત ખરીદ કરેલો છે, અને વાદીના દાવાની ખબર સાથે ગ. ની જગોએ તે પ્રતીવાદી છે. માટે જો કે તે નવે ગીરોવાળાં ખેતરો ગીરોથી છોડાવવાનો તેનો હક્ક થઈ શકતો હોય, પણ જ્યાં

સુધી તે છોડાવવામાં આવે નહી ત્યાં સુધી તે વાદીને કબજો આપવાને બંધાએલો છે. વાદી (ગીરોરાખનાર) ની કબુલત શિવાય અગર તેનું લેહેણું આપ્યા શિવાય ગીરોવાળી મીલકત રીસીવ્હર વેચી શકતા નથી, માટે આ કાયદાની કલમ ૩૫૬ નો હેતુ બીજા લેહેણદારો કરતાં મીલકતમાંથી ઉપજેલા નાણામાંથી ગીરો ઉપરનું લેહેણું પ્રથમ આપવું જોઈએ, એવો બેશક છે, પરંતુ તે કલમ આ કલમ સાથે લેતાં એમ સમજવું જોઈએ કે ગીરોરાખનારની સાથે સમજુત કરીને ગીરોવાળી મીલકત વેચેલી છે, અને તે સબંધી તે કલમો છે. ઈ. લા. રી. ૧૨ મું. પાનું. ૨૭૨.

ઈ. લા. રી.૯ અલ્હા.પાનું. ૨૩૨ નો ઠરાવ કલમ ૨૭૮ નીચેની ટીકામાં છે, તે જુઓ.

વસુલદારે જામીન આપવા અને માલમતાવસુલકરવી

**૩૫૫. આ પ્રમાણે નીમાએલા વસુલદારે કોર્ટ ફરમાવે તેવા જામીન આપવા, અને ઉપર બાતલ કરી છે તે શિવાયની તે બધી મિલકત પોતાના કબજામાં લેવી;**

નાદાર દેણદારને છોડીમુકવો.

**અને, નાદારે મને કબજો આપ્યો છે અથવા કબજો આપવા સારૂ તેનું ચાલે તેટલું તેણે કર્યું છે એમ વસુલદાર કોર્ટને સર્ટીફીકેટ લખી મોકલે ત્યારે, પોતાને યોગ્ય લાગે તેવી [જો કરવી હોય તો] શરતો કરીને, નાદારને છોડી મુકવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૧ તથા સન ૧૮૬૧ ના આક્ટ ૨૩ માની કલમ ૮ જેવી આ કલમ છે. આ કલમ. હાયકોર્ટને લાગુ છે.

अ. ને નાદાર ઠરાવવામાં આવ્યો, અને ब. નવ ખેતરોનો ગીરોરાખનાર હતો તેને નોટીસ આપવામાં આવી, પણ તે હાજર થયો નહી. તેથી આ લેહેણાનું શીડયુલ કરવામાં આવ્યું નહી. એક રીસીવ્હર નીમવામાં આવેલો તેણે નવ ખેતરોમાંથી એક ખેતર વેચ્યું, અને બીજાં ૮ ખેતરો જે નાદારને છોડી દેવામાં આવેલો તેને પાછાં આપવામાં આવેલાં. ઠરાવવામાં આવ્યું કે તે ગીરોરાખનારે સદરહુ આઠ ખેતરોનો કબજો લેવાને દાવો કર્યો છે, તેમાં તે છોડી દીધાની હકીકત તે કાંઈ જવાબ થતી નથી. ઇ. લા. રી. ૭ મું.૪૫૫.

શ્રીધર નારાયણ વિ. ક્રીશ્નાજી વીઠલજીના કામનો ફેંસલો ઈ. લા. રી. ૧૨ મું. પાને ૨૭૨ મે છે, તેનો મતલબ આ કાયદાની કલમ ૩૫૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

વસુલદારનુંકામ.

**૩૫૬. કોર્ટ ફરમાવે તે મુજબ વસુલદારે નીચે લખેલાં કામ કરવાં એટલે—**

**(अ.) મિલકતના પઈસા કરવા.**

**(ब.) કરજ, દંડ, અને ગુન્હેગારી બદલ નાદાર પાસે સરકારનું [જો કંઇ] લેહેણું હોય તો તે તેમાંથી આપવું.**

**(क.) તે હુકમનામાવાળાનું ખરચ આપવું.**

**(ड.) જે કરજોની નિર્ભયતાને વાસ્તે નાદાર દેણદારની મિલકત ગીરો હોય તેવાં બધાં કરજ અનુક્રમે તેમની અગ્રતા પ્રમાણે વાળવાં;**

**(इ.) બાકી રેહે તે, પલકમાં નામ હોય તે લેહેણદારોમાં તે બધાને એક સરખા ગણીને તેમનાં પોતપોતાના લેહેણાની રકમ પ્રમાણે ફાળે પડતું વેહેંચી આપવું:**

મેહેનતાણા-નો હક. અને તે વેહેંચી આપેલી બાકી ઉપર સેંકડે પાંચ ટકા કરતાં વધારે નહી એવું કોર્ટ ઠરાવે તે કમીશન પોતાના કામના મેહેનતાણા તરીકે રાખવાને તે વસુલદાર મુખત્યાર છે. (આ રાખેલી કમિશનની રકમ એ વેહેંચી આપવાની રકમ તરીકે ગણવી) અને પછી જો કંઇ વધે તો તે નાદારને અથવા તેના કાયદેસર વારસ વકીલને આપવું. વધારો આપી દેવો.

પણ એવું ઠરાવ્યું છે કે, જે સ્થાનિક પ્રદેશમાં, ૩૨૦ મી કલમ પ્રમાણે ઠરાવ જાહેર કરેલો હોય ને તે ઠરાવ અમલમાં હોય તેવા સ્થાનીક પ્રદેશમાં, ખેતીવાડીના કામ સારૂ ધારણ કરી હોય અથવા ગણોતે આપી હોય, અથવા સરકારને મેહેસુલ ભરતી હોય એવી સ્થાવર મિલકતનાં વેચાણ વસુલદારે કરવાં નહી; પણ તેણે નાદારની બીજી મિલકત વેચ્યા પછી, કોર્ટે—(अ) પત્રકમાં લખેલા લેહેણદારોના લેહેણાનો ફડચો કરવાને મળી ચુકેલી રકમ બાદ કરતાં બાકી જે રકમ જોઈતી હોય તે રકમ, (ब) નાદારની વેચવાની રહેલી સ્થાવર મિલકત, તથા (क) તેની ઉપર કાંઇ બોજો હોય તો તે,—નક્કી કરવા; અને ઉપર લખેલી તપસીલની યાદી કલેકટરને મોકલવી; ત્યાર પછી કલમ ૩૨૨ થી ૩૨૫ [બંને સુધાંત] ઉપરથી કલેકટરને મળેલા અધિકાર પઈકી તેને યોગ્ય લાગે તે અધિકાર ચલાવીને તથા તે કલમના ઠરાવ લાગુ હશે તેટલે સુધી તેઓને અનુસરીને, તેણે એ પ્રમાણે જોઈતી હોય તે રકમ ઉભી કરવા માંડવું; અને આ પ્રમાણે અધિકાર ચલાવ્યાથી તેના હાથમાં જે રકમો આવે તે સઘળી રકમો, કોર્ટનો હુકમ આવે તે પ્રમાણે વ્યવસ્થા થવા સારૂ કલેકટરે પોતાની પાસે રાખવી.

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

શ્રીધર નારાયણ વિરૂદ્ધ કીસ્નાજી વીઠલજીના કામનો ફેંસલો ઈ. લા. રી. ૧૨ મું. પાને ૨૭૨ મે છે, તેનો મતલબ આ કાયદાની કલમ ૩૫૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

છોડી મુકવાનું ફળ. ૩૫૭. કલમ ૩૫૧ તથા ૩૫૫ પ્રમાણે જે નાદારને છોડી મુકયો હશે તેને પત્રકમાં દાખલ કરેલા કોઈ કરજને વાસ્તે પકડવામાં અથવા કેદ કરવામાં આવશે નહી. પરંતુ (કલમ ૩૫૮ ના ઠરાવને અનુસરીને) પત્રકમાં લખેલા લેહેણદારોના લેહેણાની એક તત્યાંશ સુધીની ભરપાઈ થાય ત્યાંહાં સુધી, અથવા ૩૫૧ મી અથવા ૩૫૫ મી કલમ પ્રમાણે છુટકો કરવા બાબત થયેલા હુકમની તારીખથી બાર વર્ષ થઇ જાય ત્યાંહાં સુધી, પેહેલાં અથવા પછીથી મેળવેલી (કલમ ૨૬૬ ના પેહેલા વિશેષ ઠરાવમાં બતાવેલાં વાનાં શિવાયની તથા વસુલદારને જે મિલકતનો હક્ક પ્રાપ્ત થયો હોય તે શિવાયની) તેની મિલકત કોર્ટના હુકમથી જપ્ત કરીને વેચવાને પાત્ર થશે.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

શીડયુલવાળા દેવા બાબત નાદારને પકડી શકાતો નથી, પરંતુ તેની મીલકત જપ્ત કરી વેચાવી શકાય છે. ઈ. લા. રી. ૬ મ. પાનું. ૧૭૦. જો પ્રતીવાદીને નાદાર ઠરાવેલો ના હો-

ય તો તેને આ કલમ પ્રમાણે છોડી શકાતો નથી, પણ કલમ ૩૪૧ પ્રમાણે છોડી શકાય છે.

ઈ. લા. રી. ૧૨ ક. પાનું ૬૫૨ નો ઠરાવ કલમ ૩૪૧ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૬ ક. પાનું. ૫૯૨ નો ઠરાવ કલમ ૩૪૪ તથા ૩૫૨ નીચે છે, તે જુઓ.

નાદાર જવાબદારીમાંથીમુક્ત થયો એવો ઠરાવ કરવો

**૩૫૮. પત્રકમાં દાખલ કરેલા કરજની કુલ રકમ બસેં રૂપીયા અથવા તે કરતાં ઓછી હોય તો, તે કરજોની બાબતની જાસ્તી જવાબદારીમાંથી સદરહુ પ્રમાણે છોડી મુકેલા નાદારને મુકત કરવાનો ઠરાવ કરવાને કોર્ટ મુખત્યાર છે, પણ પત્રકમાં લખેલા કરજના એક ત્રત્યાંશ સુધીની ભરપાઇ થઈ હોય, અથવા છુટકો કરવા બાબતના હુકમની તારીખથી બાર વર્ષ થઈ ગયાં હોય એવી કોઇ પણ બાબતમાં સદરહુ નાદાર સદરહુ પ્રમાણે મુકત થયો એવું કોર્ટે ઠરાવવું જોઇએ.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે

જ્યારે સામી તકરાર ખેંચી લેવામાં આવે અને અરજદારને પક્ષકારોની કબુલાતથી નાદાર ઠરાવવામાં આવે, પણ તે સામી તકરાર એવી શરતથી છોડી દેવામાં આવે કે અરજદારે દર માસે રૂ. ૮૦) રીસીવ્હરને આપવા, તેમાં ઠરાવ્યું કે $\frac{૧}{૩}$ આપીને તે છુટવાનો દાવો રાખી શકતો નથી. ઈ. લા. રી. ૫ અલહા. પાનું.૨૫૮.

ઈ. લા. રી. ૧૬ ક. પાનું ૫૯૨ નો ઠરાવ કલમ ૩૪૪ તથા ૩૫૨ નીચે છે, તે જુઓ.

અરજદાર દગાભરેલો હોય ત્યારે કામ ચલાવવાનીરીત.

**૩૫૯. કલમ ૩૫૦ પ્રમાણે ચાલેલી સુનાવણી વખતે એવું શાબીત થાય કે, અરજદારે—**

**(अ.) પોતાની અરજમાં પોતાના દેવા વિશે, અથવા પોતાના કબજામાંની, કે પોતાને મળવાને ઉમેદ હોય તેવી, કે પોતાની વતી ટ્રસ્ટી દાખલ બીજાની પાસે હોય તેવી પોતાની મિલકત વિશે, કાંઈ છુપાવવાનો કે જાણી જોઈને કંઈ ખોટી બીના લખવાનો ગુન્હો કરયો છે; અથવા**

**(ब.) કંઇ મિલકત દગાબાજીથી છુપાવી છે, કે બીજાને નામે ચઢાવી આપી છે, કે લખાવી છે; અથવા**

**(क.) અરજીના મજકુર બાબત બીજું કંઇ કપટ બુદ્ધિનું કૃત્ય કરયું છે,**

**તો, તેના કોઈ લેહેણદારની અરજ ઉપરથી, લખેલો હુકમ કરીને તેને કોર્ટે કેદની શિક્ષા કરવી. તે શિક્ષા કેદમાં મોકલ્યાની તારીખથી એક વર્ષ સુધીની કરી શકાય.**

**અથવા, પોતાને યોગ્ય લાગે તો, કાયદા પ્રમાણે તેના ઉપર કામ ચલાવવાને તેને માજીસ્ત્રેટને ત્યાં મોકલવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૮૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

જે હુકમનામાનો દેણદાર તેની પાસે જે કાંઈ મીલકત હોય તે કોર્ટની નજરમાં આવે તે પ્રમાણે તેની વ્યવસ્થા કરવા કોર્ટને સોંપવા ના પાડે તો, તે તેનો છુટકારો માગી શકે નહીં. ૧૫ વી. રી. પાનુ. ૨૦૫

બીજીકોર્ટોને ડીસ્ત્રીકટ કોર્ટના અખત્યાર આપવાનું. બીજીકોર્ટમાં મુકદમો મોકલવાનું.

**૩૬૦. સરકારી ગેઝીટમાં જાહેરખબર આપીને કલમ ૩૪૪ થી ૩૫૯ સૂધીમાં (બંને સૂધાંત) ડીસ્ત્રીકટ કોર્ટને આપેલા અખત્યાર ડીસ્ત્રીકટ કોર્ટ શિવાયની બીજી કોઈ કોર્ટને આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે; અને સદરહુ પ્રમાણે અધિકાર મળેલી પોતાની ડીસ્ત્રીકટમાં જે કોર્ટ હોય તેને, કલમ ૩૪૪ પ્રમાણે આવેલા મુકદમા મોકલવાને ડીસ્ત્રીકટ જડજ મુખત્યાર છે.**

**સદરહુ પ્રમાણે અધિકાર મળેલી કોઈ કોર્ટે પઈસા બાબતનું હુકમનામું કર્યું હોય તે બજાવતાં જે માણસને પકડયો હોય અથવા કેદ કરયો હોય અથવા જેની મિલકત જપ્ત કરવાનો હુકમ કરયો હોય, તે માણસની કલમ ૩૪૪ મુજબ આપેલી અરજ લેવાને તે કોર્ટ મુખત્યાર છે.**

**હુકમનામાના દેણદારની મિલકત અઢી હજાર રૂપીયા કરતાં વધારે હોય, અથવા તેની ઉપરના પઈસા સબંધી દાવા પાંચ હજાર રૂપીઆ કરતાં વધારે હોય, અથવા સદરહુ મિલકત અથવા તેનો કાંઈ ભાગ બ્રહ્મદેશમાંના બ્રિટિશ સરકારના મુલક બાહાર હોય ત્યારે આ બાબના કોઇ પણ ઠરાવ, રંગુન, મુલમેન, અકયાબ અને બસઈ શેહેરમાંની હકુમતવાળી કોઈ પણ કોર્ટને લાગુ નથી.**

આ બાબ ઇલાકાના મુખ્ય શેહેરોને લાગુ પડતો નથી તે બાબત.

**એ બાબનો કોઇ પણ ઠરાવ કલકત્તા, મદ્રાસ, અથવા મુંબઇ શેહેરની હદ માંહે હકુમત ધારણ કરનારી કોઇ પણ કોર્ટને લાગુ નથી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

આ બાબ પ્રમાણે સ્થાનિક સરકાર પ્રેશીડેન્સી સ્માલકાજકોર્ટને આ કલમના આધારથી અખત્યાર આપી શકતા નથી.. ઈ. લા. રી. ૬ મ. ૪૩૦. જ્યાં એકાદી કોર્ટને તેવો અખત્યાર આપેલો હોય ત્યાં અસલ અરજી જીલ્લાકોર્ટને કરવી જોઇએ. ઈ. લા. રી. ૮ મું ૧૯૬, પણ જો તે અરજદાર પેરામાં ના હોય તો તેમ થતું નથી. ઈ. લા. રી. ૭ મ. પાનું. ૫૧૦.

આ કલમ પ્રમાણે જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટને સ્થાનિક સરકાર હકુમત આપી શકતા નથી. ઈ. લા. રી. ૯ મ. પાનું. ૧૧૨.

ઈ. લા. રી· ૧૧ મ. પાનું ૩૦૧ નો ઠરાવ કલમ ૩૪૪નીચેની ટીકામાં છે, તે જુઓ.

# ભાગ ૨ જો.

## પ્રસંગોપાત ઉત્પન થનારાં કામો વિશે.

## બાબ ૨૧ મો.

### પક્ષકારોનાં મરણ, લગ્ન, અને તેમની નાદારી વિશે.

પક્ષકારનામરણ પછી જો ફરીયાદ કરવાનોહક્કપોંચતો હોયતોફરીયાદ બંધ નહી પડે.

૩૬૧. વાદીના અથવા પ્રતીવાદીના મરણ પછી જો ફરીયાદ કરવાનો હક્ક પોહોચતો હોય તો, તે મરણથી ફરિયાદ બંધ પડશે નહી.

દૃષ્ટાંતો

(अ). क. હયાત હોય ત્યાં સુધી ब. ને વર્ષાસન આપવું એવો च અને क. ની સાથે अ. કરાર કરે છે. તે આપવાની જરૂર પાડવા સારૂ अ. ના ઉપર ब. ને क. ફરિયાદ કરે છે. હુકમનામા પેહેલાં ब. ગુજરી જાય છે. આમાં क. ને ફરિયાદ કરવાનો હક્ક પોંહોંચે છે, માટે ફરિયાદ બંધ પડતી નથી.

(ब) સદરહુ દ્રશ્ટાંતમાં બધા પક્ષકારો હુકમનામા પેહેલાં ગુજરી જાય છે. ब. ને क. એ બેમાં છેલ્લો મધ્યત થયો હોય તેના વારસ વકીલને ફરિયાદ કરવાનો હકક પોંહોચે છે, એટલે તે अ. ના વારસ વકીલ ઉપર તે ફરિયાદ ચલાવી શકે.

(क). આબરૂ લીધા (લાઇબલ) બદલ ब. ઉપર अ. ફરિયાદ કરે છે. अ. ગુજરી જાય છે. આમાં ફરિયાદ કરવાનો હકક પોંહોચતો નથી. માટે ફરિયાદ બંધ પડે છે.

(ड). મિતાક્ષરાના નિયમ લાગુ પડે તેવા અવિભક્ત હિંદુ કુટંબનો એક अ. માણસ કુટંબની મીલકતની વેંહેચણ કરવાની ફરિયાદ કરે છે, ન્હાની વયના છોકરા ब. નેં પોતાનો વારસ મુકીને अ. ગુજરી જાય છે. આમાં ફરિયાદ કરવાનો હકક ब. ને પોંહોચે છે, અને ફરિયાદ બંધ પડતી નથી.

**ટીકા**—(ड). દ્રષ્ટાંતની બાબતમાં ઈ. લા. રી. ૪ અલ્હા. પાનું. ૨૩૫ જુઓ.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૯૯ તથા સી. લા. પ્રો. આકટની કલમ ૧૩૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

દાવાના કારણનો હેતુ દાવો કરવાનો હક્ક છે. ૧ બેં. લા. રી. ૪૨. સન ૧૮૭૨ ના આકટ ૯ માની કલમ ૩૭ મીમાં ઠરાવેલું છે કે "વચનનો અમલ કરતા પેહેલાં વચન આપનાર મરણ પામે અને કરાર ઉપરથી વિરૂદ્ધ ઈરાદો માલુમ પડતો ના હોય તો, વચન આપનારના વારસોને તે બંધનકાર્ક છે," અને તેવા તમામ કામોમાં દાવાનું કારણ તે વારસને પોંહોચે છે.

સન ૧૮૬૫ ના આકટ ૧૦ માની કલમ ૨૬૮ માં કહ્યું છે કે "કોઈ માણસ મરી ગયો હોય, ત્યારે તેનું બીજા પાસે માગણું હોય અથવા બીજાનું તેની પાસે માગણું હોય તે લેવાનો તથા વાદી થઈને દાવો કરવાનો, અથવા કોર્ટમાં વિશેષ કામ ચલાવવાનો અથવા પ્રતીવાદી થઈને ફરિયાદીનો અથવા વિશેષ કામનો જવાબ દેવાનો અધિકાર તેનું મૃત્યુપત્ર ચલાવનારની અથવા વહિવટ ચલાવનારી પાસે કાયમ રેહેશે આબરૂ લેવા બાબત તથા હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં કહેલી રીતે કોઈના ઉપર હુમલો કરવા બાબત તથા ઈજા કરવાથી પક્ષકાર મરણ પામે નહી તેવી ઇજા કરવા બાબત ફરીયાદી કરવાનાં કારણો કાયમ રેહેશે નહી. અને પક્ષકાર મરી ગયો માટે જે વાતની દાદ માગી છે તેનો ઉપભોગ થઇ શકશે નહી. અથવા જે વાતની દાદ આપવાથી કાંઇ ફાયદો થશે નહી તે વાતો બાબત ફરીયાદ કરવાનાં કારણો કાયમ રેહેશે નહી. દૃષ્ટાંત अ. રેલવે ખાતાના કામદારે ગફલત અથવા ચુક કરી તેથી ગાડીનો હડશેલો લાગીને કોઈ વટેમારગુને ઘણી ઈજા થઇ, પણ જીવ ગયો નહી, તે બાબતની ફરીયાદી કર્યા વગર તે આગળ મરી ગયો, માટે ફરીયાદી કરવાનું કારણ કાયમ રહ્યું નહી. (ब). अ. તલાક મેળવવાની ફરીયાદી કરે છે. अ. આગળ મરી ગયો. ફરીયાદનું કારણ તેના વારસ વકીલને મળતું નથી.

એક હિંદુ વિધવાએ કાયદા વિરૂદ્ધ કરેલાં કૃત્યો રદ કરવાને તેણીના ઉપર પાછળથી થનાર વારસ अ. એ દાવો કર્યો. ब. એ હરકત લીધી અને પાછળથી વારસ થનાર તરીકે દાવો રાખ્યો. આ દાવો ચાલતાની દરમિયાનમાં તે વિધવા મરણ પામી, ઠરાવવામાં આવ્યું કે તે દાવો બંધ પડે છે. માટે अ. તથા ब. વચ્ચેના નવા દાવાનો નિર્ણય કરવો જોઈએ. ૧ આગ્રા, ૪૯; પરંતુ એક પ્રતીવાદી મરણ પામેલો ત્યાર પેહેલાં તેનો દાવામાંનો જે કાંઈ હક્ક હતો તે બંધ પડ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે બીજા પ્રતીવાદીઓ ઉપરનો દાવો તે મરનારના વારસો શિવાય ચાલી શકે છે. ૯ વી.રી. રેફ્રન્સ, ૨.

જમીન તથા દરમિયાન ઉપજનો દાવો જમીન ધોવાઈ જવાથી બંધ પડતો નથી. અગર પ્રતીવાદી મરણ પામવાથી બંધ પડતો નથી. ૫ વી. રી. ૨૨૭. વી. રી. સન ૧૮૬૪ પરચુરણ પાનું ૧.

*ઘણાવાદીઓ અથવાપ્રતીવાદીઓપૈકીએક મરણપામે અનેફરીયાદકરવાનો હક્ક પોંહોચતો હોયત્યારે શીરીતે કરવું.*

**૩૬૨. એક કરતાં વધારે વાદીઓ અથવા પ્રતિવાદીઓ હોય, અને તેઓમાંનો કોઇ મરી જાય, અને એકલા બાકી રહેલા વાદી અથવા વાદીઓને વાસ્તેજ અથવા એકલા બાકી રહેલા પ્રતીવાદી કે પ્રતિવાદીઓની ઉપરજ ફરિયાદ કરવાનો હકક પોંહોચતો હોય તો, દફતરમાં તેવા મતલબનું લખાણ કોર્ટે કરાવવું અને બાકી રહેલા વાદી અથવા વાદીઓની અરજ ઉપરથી અથવા બાકી રહેલા પ્રતિવાદી કે પ્રતિવાદીઓની ઉપર, તે ફરિયાદનું કામ આગળ ચાલશે.**

**ટીકા—**સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૦૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

દાવાનું કારણ એટલે "દાવો કરવાનો હક્ક" છે. अ. અને ब. એ મજીયારા માલેકો તરીકે પ્રવેશથી થએલા નુકશાન બાબત દાવો કર્યો, પછી ब. મરણ પામ્યો, તો તે દાવાનું કારણ अ. તથા ब. ના વારસોને પોહોચતું નથી, પણ ફક્ત अ. ને પોહોચે છે. ૧ બં. લા. રી. પાનું. ૪૨.

કાટનાં લાકડાં કબજે લેવાના દાવામાં એક કરાર પ્રમાણે એક પ્રતીવાદીએ બીજો સહપ્રતીવાદી મરણ પામેલો તેના કબજામાં તે લાકડાં આપેલાં હતાં. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે પ્રતીવાદી મરણ પામ્યો ત્યાર પેહેલાં તે લાકડાઓ ઉપર તેનો જે કાંઇ હક્ક હતો તે બંધ પડેલો હતો, માટે તેના વારસ વકીલોને પક્ષકાર કરવા નહી જોઈએ. સબબ ફક્ત હયાત પ્રતીવાદીઓ ઉપર તે દાવો ચાલી શકે છે. ૬ વી. રી. પાનું. ૨

અપકૃત માટે ફરીયાદ કરી હોય, તે ફરીયાદ કરનાર માંહેનો એક અથવા વધારે ગુજરી જાય તો, બાકી રહેલા વાદીઓને દાવાનો હક્ક પોહોચે છે. બ્રાઉટન. પાનું. ૧૧૮

ઘણાવાદીઓ પૈકીએકમરણ પામેઅને ફરી યાદ કરવાનો હક્ક માત્ર બાકીનાવાદીઓ નેપહોંચતો ન હોય તો શી રીતે કરવું.

**૩૬૩. એક કરતાં વધારે વાદીઓ હોય અને તેમાંનો કોઇ પણ મરી જાય અને એકલા બાકી રહેલા વાદી અથવા વાદીઓને વાસ્તેજ ફરીયાદ કરવાનો હક્ક પોંહોચતો ન હોય, પણ તેને અથવા તેમને તથા મરનાર વાદીના કાયદેસર વારસ વકીલને મળીને ફરિયાદ કરવાનો હક્ક પોંહોચતો હોય ત્યારે, જો તે મરનાર વાદીનો કોઇકાયદેસર વારસવકીલ હોય તો તેને કોર્ટે પક્ષકાર કરાવવો, અને પછી દફતરમાં તેવી મતલબનું લખાણ કરાવીને ફરીયાદનું કામ આગળ ચલાવવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૦૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ હુકમનામાની બજાવણીના કામોને લાગુ થતી નથી. ઈ. લા. રી. ૩ મું ૨૨૧, ઈ. લા. રી. ૩ અલ્હા. પાનું. ૭૫૯.

વારસ વકીલ તરીકેની અરજ વાદીના મરણની તારીખથી ૬૦ દીવસમાં કરવી જોઈએ. જુઓ મુદતના આકટના પરીશીષ્ટ ૨, જાની આર્ટીકલ ૧૭૧. પણ આ મુદત જે વાદી હુકનામું થયા પછી ગુજરી જાય તેના વારસોને પક્ષકારમાં દાખલ થવાની બાબતમાં લાગુ નથી, પણ તેમને તો વાદીને અપીલ કરવાને જેટલી મુદત મળે તેટલી મુદત મળી શકે છે.

એકાદા કામમાં પક્ષકારને પ્રતીવાદીમાં દાખલ કરવાને કોર્ટના અખત્યાર બાબતમાં મુદતનો સવાલ ઉત્પન થતો નથી. ઈ. લા. રી. ૧૨ ક. પાનું ૬૪૨.

સન ૧૮૬૦ ના આકટ ૨૭ મા પ્રમાણે લેહેણું વસુલ કરવાનું જેને સાર્ટીફીકટ મળ્યું હોય તે સખસ મરનારનો કાયદેસર વારસ વકીલ થતો નથી. એ સર્ટીફીકેટથી ફક્ત તેને લેહેણું વસુલ કરવાનોજ હક્ક મળે છે. મરનારની સ્થાવર અગર જંગમ મીલકત બીજાના કબજામાં હોય તે પાછી મેળવાનો દાવો બાંધવાને તેથી અધિકાર મળતો નથી. ૮ વી. રી. ૧.

**કલમ ૩૬૪**—આ કલમના સન ૧૮૮૮ના આકટ ૭ માથી સદરહુ કલમ ૩૬૩ માં સમાસ કરેલો છે.

એકના એક વાદી અથવા બાકીરહેલોએ કનો એક વાદી ગુજરી જાય ત્યારે શી રીતે કરવું.

**૩૬૫. એકનો એક વાદી હોય તે અથવા બીજા મુઆ પછી બાકી રહેલો એકનો એક વાદી હોય તે ગુજરી જાય ત્યારે, ફરીયાદ કરવાનો હક્ક પોંહોચતો હોય તો, મૈયત વાદીના કાયદેસર વારસ વકીલને મૈયત વાદીની જગાએ પોતાનું નામ દફતરમાં દાખલ કરવાની અરજી કરવાનો અધિકાર છે, અને તે ઉપરથી કોર્ટે તેનું નામ દાખલ કરવું અને ફરીયાદનું કામઆગળ ચલાવવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૦૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**બજાવણી**—જે દાવામાં હુકમનામું કરેલું હોય તે દાવામાં આ કલમ લાગુ થતી નથી. ૫ ક. લા. રી. ૧૦૮; તેમ હુકમનામાની બજાવણીના કામને લાગુ થતી નથી. ઇ. લા. રી. ૩ મું. ૨૨૧, ઈ. લા. રી. ૩ અલ્હા. ૭૫૯, ઈ. લા. રી. ૬ અલ્હા. પાનું. ૨૫૯.

**કાયદેસર વારસ વકીલ**—સન ૧૮૮૧ ના આકટ ૫ મા પ્રમાણે જે એકઝીકયુટર હોય તે પ્રોબેટ મળતાં પેહેલાં મરનારનો વારસ વકીલ છે, પણ જો કેટલાક એકઝીકયુટરો હોય તો તેમાંનો એક વુઈલ શાબેત કરયા શિવાય મુકરદમો ચલાવી શકતો નથી. ઈ. લા. રી. ૮ મું. પાનું. ૨૪૧.

ब. એ દ્વેષ ભરેલી તથા ખોટી વર્તણુંક ચલાવેલી, તેથી ब. ના ઉપર अ. એ દાવો કરીને હુકમનામું મેળવ્યું ब. એ અપીલ કરી, અને अ. ના હુકમનામાની બજાવણીમાં મીલકતનો જે ચારઆની ભાગ જપ્ત કરાવવા લાયક હતો તે ब. એ क. ને વેચ્યો, અને પછી તે મરણ પામ્યો. ઠરાવવામાં આવ્યું કે क. કોઈ રીતે તે અપીલ ચલાવવાને તેનો વારસ વકીલ નથી, કારણ કે અસલ દાવાના કારણ સાથે क. ને કોઈ રીતે સબંધ નહી હતો, અને જે મીલકત તેણે ખરીદ કરી હતી તે સાથે દાવાના આંકનો કાંઈ સબંધ નહી હતો. ૯ વી. રી. પાનું. ૨૭૧.

अ. એ અપીલ કરી, અને દાવા સાથે સબંધ રાખનારી મીલકત બક્ષીસનામું લખી આપી ब. ને આપી, અને પછી તે મરણ પામ્યો. તેમાં ब. ને મજીઆરા વારસો વિરૂદ્ધ વારસ તરીકે અપીલ ચલાવવાને પરવાનગી આપેલી હતી, પણ બક્ષીસ લેનાર તરીકે પરવાનગી આપેલી નહી હતી. ૮ વી. રી. પાનું. ૮૪.

**મુદત**—જો ૬૦ દીવશની અંદર અરજી કરવામાં ના આવે તો દાવો બંધ પડયો છે એમ ગણવામાં આવે છે સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨, જાની આર્ટીકલ ૧૭૧. ૧૧ વી. રી. ૫૪૩. પરંતુ કલમ ૩૭૧ પ્રમાણે કોર્ટ દાવો તાજો કરી શકે છે. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૧૩૯.

આ કલમ તથા કલમ ૫૮૭ પ્રમાણે અપીલવાળાના કાયદેસર વારસને દાખલ કરવાની અરજીને મુદતના આકટની આર્ટીકલ ૧૭૧ થી હરકત થતી નથી, ૩ ક. લા. રી. ૪૧૦; પણ કલમ ૫૮૨ માં જે સુધારો કરવામાં આવ્યો છે તે જુઓ. વળી કલમ ૩૬૮ નીચેની ટીકા જુઓ.

ઈ. લા. રી. ૯ અ. પાનું ૪૪૭ નો ઠરાવ કલમ ૩૨ નીચે છે તે જુઓ.

ફુલબેંચે ઠરાવ્યું છે કે આ કાયદાની કલમ ૫૮૨ મીના અમુક શબ્દો લક્ષમાં રાખતાં આ કલમ, તથા કલમ ૩૬૬ અને ૩૬૭ મી કામને એવી રીતે લાગુ થઈ શકે છે કે, મરનાર વાદી અપીલના પ્રતીવાદીનો ખરો કાયદેસર વારસ વકીલ નક્કી થઈ શકે અને કામમાં દાખલ કરવામાં આવે. ઇ. લા. રી. ૧૦ અલ્હા. પાનું. ૨૨૩.

મઈયત વાદીનાવારસ વકીલ અરજ ન કરે તો ફરીયાદ

**૩૬૬. મઇયત વાદીના કાયદેસર વારસ વકીલપણાનો દાવો રાખનાર કોઈ સખસ કોર્ટને તેવી અરજ, કાયદામાં જે મુદત ઠરાવી હોય તે મુદતમાં નહી કરે તો, ફરિયાદ બંધ પાડવી એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે, તથા તે ફરિયાદનો જ-**

બંધ પડે. વાબ કરવામાં પ્રતિવાદીને જે ખરચ થયું હોય તે, પ્રતિવાદી અરજ કરે તો, મઇયત વાદીની માલ મિલકતમાંથી તેણે વસૂલ કરી લેવાનો હુકમ કોર્ટે કરવો.

**અથવા, પ્રતિવાદીની અરજ ઉપરથી, કોર્ટની નજરમાં યોગ્ય જણાય તો, ખરચ અથવા બીજી રીતની કરવી ઘટે તેવી શરતોથી, મઇયત વાદીના કાયદેસર વારસ વકીલને બોલાવવાનો, અથવા તકરારી બાબતોનો આખર નિકાલ કરવા સારૂ ફરિયાદનું કામ ચલાવવાનો, અથવા તેબંનેનો, વ્યાજબી લાગે તેવો બીજો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ખુલાસો:—કોઇ સખસ પાસે વારસાનું સર્ટીફીકેટ અથવા લેહેણું વસુલ કરવાનું સર્ટીફીકેટ હોય તો, તેટલાજ ઉપરથી તે સખસ મૈયતનો કાયદેસર વારસ વકીલ થતો નથી, પરંતુ તેવું કોઇ સર્ટીફીકેટ જેની પાસે હોય તે સખસને તે ઉપરથી મૈયતની કંઈ મિલકત મળે, ત્યારે તે મિલકતની બાબતમાં કાયદેસર વારસ વકીલ તરીકે તે જવાબદાર ગણાય.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૦૨ જેવી આ કલમ છે આ ક-કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે કામમાં હુકમનામું કરવામાં આવ્યું હોય તે કામમાં આ કલમ લાગુ થતી નથી. ૪ ક. લા. રી. ૧૦૮. હુકમનામાની બજાવણીનું કામ ચલાવવામાં પણ લાગુ થતી નથી. ઈ. લા. રી. ૩ અલ્હા. ૭૫૯, ઈ. લા. રી. ૬ અલ્હા. પાનું. ૨૫૯.

સન ૧૮૬૦ ના આકટ ૨૭ મા પ્રમાણે લેહેણું વસુલ કરવાના સર્ટીફીકટથી તે સર્ટીફીકટ લેનારો સખસ કોઈ સખસે ખોટી રીતે કબજો કરયો હોય તેની પાસેથી મીલકત લેઈ શકતો નથી. ૮ વી. રી. ૧; તેમ સન ૧૮૨૭ ના કાયદા ૮ મા પ્રમાણે વારસાનું સર્ટીફીકટ જેને આપવામાં આવ્યું હોય તે પણ તેવા કબજાવાળી મીલકત લેઈ શકતો નથી. ૪ મુંબાઇ ૧૭૮, પરંતુ તે સર્ટીફીકટવાળાઓ પોતાની પાસે જે મીલકત હોય તે વિશે વારસ વકીલો તરીકે ગણાય છે.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૪૮ પ્રમાણે અપીલના પ્રતીવાદીએ લીધેલી હરકતો ઉપરથી નીચેની કોર્ટ તરફ હાયકોર્ટે તપાસ કરવાને સારૂ એક ઇસ્યુ મોકલ્યો, ત્યાર પછી સ્પેશીયલ અપીલવાળો મરણ પામ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે અપીલનો પ્રતીવાદી તે અપીલ ચલાવવી જોઈએ એવો આગ્રહ કરી શકતો નથી. ૩ મુંબાઇ, પાનું. ૮૧.

વાદીમાં અપીલવાળાનો સમાસ થાય છે. ઈ. લા. રી. ૮ ક પાનું. ૪૪૦. કલમ ૩૬૮ નીચેની ટીકા જુઓ.

**રીવાજ**—એકના એક વાદીના મરણ પછી ૬૦ દીવશની અંદર અરજી કરવામ ના આવે તો, દાવો બંધ પડે છે; પરંતુ તે અરજી કરવાનો હક્ક ઉત્પન્ન થયા તારીખથી ત્રણ વર્ષની અંદર કાયદેસર વારસ અરજ કરે તો તે દાવો તાજો થઇ શકે છે. ૪ ક. લા. રી. પાનું. ૩૭૪.

**અપીલ**—આ કલમની પેહેલી રકમ પ્રમાણે દાવો બંધ પડ્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ઇ. લા. રી, ૩ અલ્હા. પાનું. ૮૪૪.

એક સગીરે કાયદામાં ઠરાવેલી મુદતની અંદર પોતાના બાપની જગોએ

પોતાનું નામ દાખલ કરાવવાને અરજ કરેલી,તેમ છતાં જડજે તે કામ બંધ પાડવાનો હુકમ કરેલો છે તે બરોબર નથી. જો કે તે સગીર અને તેના બે ભાઈઓ સંપૂર્ણ રીતેકાયદેસર વારસ થવાને હક્કદાર છે, તોપણ કામ બંધ પાડવાનો હુકમ થતો અટકાવવાને આ કલમ પ્રમાણે જે સખસ કાયદેસર વારસ થવાને હક રાખતો હોય તેણે અરજી કરવી જોઈએ. માટે જો તે ભાઇઓમાંનો કોઇ ભાઇ પોતાનું નામ દાખલ કરાવવાને ખુશી ના હોય તો અપીલના પ્રતીવાદીઓનો તે હુકમનામાથી તેઓને બંધનમાં લાવવાને તેઓને પ્રતીવાદી કરી શકે છે, અને તે સગીર છોકરો એકલો તે અપીલ ચલાવી શકે છે. ઈ. લા. રી.૧૦ મું. પાનું. ૨૨૦.

ઉપરની કલમ ૩૬૫ નીચેની ટીકામાં ઈ. લા. રી. ૧૦ અ. પાનું. ૨૨૩ નો ફેંસલો છે તે જુઓ.

જે દાહાડે અપીલ કરવાની મુદત પુરી થતી હતી તે દાહાડે વાદી મરણ પામ્યો, અને વાદીના મુવા પછી બે દાહાડે વાદીના દીકરાએ અપીલ દાખલ કરવાની રજા મળવા સારૂ ડીસ્ટ્રીક્ટ જડજને અરજ કરી, તે અરજી નામંજુર કરવામાં આવી. તે ઉપર હાયકોર્ટને અપીલ કરતાં તે કોર્ટે જણાવ્યું કે વ્યાજબી મુદતમાં અરજી કરવામાં આવી હતી, પણ આ બાબત કેવળ ડીસ્ટ્રીક્ટ જડજની હકુમતની છે, માટે તે ઉપર અપીલ થઈ શકતી નથી. ૧૮ વી. રી. પાનું ૨૯૩.

વાદી કે જે અપેલેન્ટ હતો તેના મુવા પછી તેની જગ્યાએ તેના વારસ વ-કીલે પોતાનું નામ દાખલ કરાવવાની અરજી કરી, પણ તે મુદત બાહાર છે એમ ગણી અપેલેન્ટ કોર્ટે તે રદ કરી અને દાવો કાઢી નાંખ્યો. તેમાં એમ ઠર્યું છે કે નીચલી અપેલેન્ટ કોર્ટના હુકમ ઉપર અપીલ થઇ શકે નહી, ઈ. લા. રી. ૩ અ. પાનું. ૮૪

*મઇયત વાદીના વારસ વકીલ વિશે તકરાર ઊઠે તો શી રીતે કરવું.*

**૩૬૭. મૈયત વાદીનો કાયદેસર વારસ વકીલ કોણ એ વિશે કંઇ તકરાર ઉઠે તો, તે વાતનો બીજી ફરીયાદમાં નિર્ણય થાય ત્યાં સૂધી ફરિયાદ બંધ રાખવાને, અથવા ચાલુ ફરિયાદનું કામ ચલાવવા સારૂ કોને કાયદેસર વારસ વકીલ તરીકે ગણવો એ વાતનો તે ફરિયાદની સુનાવણી વખતે અથવા તે પેહેલાં નિકાલ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૦૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને તથા જીલ્લા અંદરની રમાલકાજકોર્ટોને લાગુ છે

જયારે એકાદો સખસ મરનાર હુકમનામાવાળાનો વારસ થવાને દાવો રાખીને હુકમનામું બજાવવા માગતો હોય, ત્યારે તે દરખાસ્ત સક્ષેપ રીતે નામંજુર કરવી નહી જોઈએ. પરંતુ મરનારના વારસ થવાનો તે દરખાસ્ત કરનારનો હક્ક છે, એવું શાબેત કરવાને તેને ફરજ પાડવી જોઈએ. ૧ વી. રી. પરચુરણ પાનું. ૧૦.

હુકમનામાં બજાવવાની દરખાસ્તોને આ કલમ લાગુ છે કે નહી, તે એક સવાલ છે. લા. રી. ૪ ઈ. અ. પાનું. ૬૬, ૭૫

એક હિંદુ વિધવાએ ધણીની મીલકતનો કબજો લેવાને દાવો કરયો, અને તે મરણ પામી. પછી તે મીલકત ઉપર બે વિરૂદ્ધ દાવો રાખનારા હાજર થયા, અને તે મને સહવાદી કરવામાં આવ્યા. એવું ઠરાવાવમાં આવ્યું કે જો કે તે કામ ચલાવવાની રીતી ગેરશીરસ્તે છે, તોપણ તે કારણથી તે ફેંસલો રદ કરવો નહી જોઇએ, કારણ કે તે વખતે તે પ્રતીવાદીઓએ કાંઈ હરકત લીધી નથી. ૧૭ વી. રી. પાનું. ૪૭૫

એક દાવો બંધ પડતાં અટકાવવાને જો એકાદો પક્ષકાર એક સખસને મરનારના વારસ તરીકે ગણે, અને કામમાં તેનું નામ દાખલ કરાવે, અને તે કામનો ફેંસલો તે સખસોની રૂબરૂ કરવામાં આવે, તો પછી તે પક્ષકાર પાછળથી એમ બતાવી શકતો નથી કે તે કામમાં દાખલ કરેલો સખસ કાયદેસર વારસ નથી. ૨ સેવ પાનું ૨૨

**રીવાજ**—તે અરજી દાવાની તપાસ કરનાર કોર્ટને કરવી જોઈએ. માટે જો મુકરદમો સબાર્ડીનેટ જડજની રૂબરૂ હોય અને અરજીની તારીખે તે સબાર્ડીનેટ જડજ કોર્ટમાં ના હોય, તોપણ આ કલમ પ્રમાણે કામ ચલાવવાને જીલ્લા જડજને અખત્યાર નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૧૨૧.

ઈ. લા. રી. ૯ મું. પાનું. ૪૪૭ નો ઠરાવ કલમ ૩૨ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૦ મું. પાનું ૨૨૩ નો ફેંસલો કલમ ૩૬૫ નીચે છે, તે જુઓ.

ઘણા પ્રતીવાદીઓ પૈકીએક મઇયત થાય, અથવા એકનો એક પ્રતીવાદી કે બાકી રહેલો એકનો એક પ્રતીવાદી મઈયતથાય તો શી રીતે કરવું.

**૩૬૮. એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય અને તેમાનો કોઈ હુકમનામાં પેહેલાં ગુજરી જાય, અને એકલા બાકી રહેલા પ્રતિવાદી અથવા પ્રતિવાદીઓ ઉપરજ ફરિયાદ કરવાનો હક્ક પોહોંચતો ન હોય તો,**

**તથા એકનો એક પ્રતિવાદી અથવા બીજા મરતાં બાકી રહેલો એકનો એક પ્રતિવાદી ગુજરી જાય, તોએ ફરિયાદ કરવાનો હક્ક પોહોંચતો હોય તો,**

**વાદી જે કોઈ સખસને મઇયત પ્રતિવાદીનો કાયદેસર વારસ વકીલ કેહેતો હોય, અને જેને મઇયતને ઠેકાણે પ્રતીવાદી કરવાની તેની મરજી હોય, તેનું નામ, વર્ણન, તથા રેહેવાનું ઠેકાણું લખીને કોર્ટને અરજ કરવાને તે મુખત્યાર છે.**

**તે અરજ ઉપરથી મઇયત પ્રતિવાદીને ઠેકાણે તે વારસ વકીલનું નામ કોર્ટ દફતરમાં દાખલ કરવું;**

**અને સમનમાં એક દિવશ લખીને તે દિવશે ફરીયાદનો જવાબ કરવા સારૂ હાજર થવાને તે વારસ વકીલ ઉપર સમન કાઢવો;**

**અને ત્યાર પછી, તે વારસ વકીલને જાણે અસલથીજ પ્રતિવાદી કરયો હોય અને ફરિયાદમાં પ્રથમ ચાલી ગએલા કામમાં જાણે તે પક્ષકાર હોય તે રીતે, તે મુકદમાનું કામ આગળ ચાલશે.**

**પરંતુ એ રીતે પ્રતિવાદી કરેલો સખસ, મઇયત પ્રતિવાદીનો હું કાયદેસર વારસ વકીલ નથી એવી હરકત લેવાને, અથવા તેના વારસ વકીલ તરીકે પોતાને ઘટતો હોય તેવો જવાબ કરવાને મુખત્યાર છે.**

**સદરહુ પ્રકારની અરજ કરવાને કાયદામાં જે મુદત ઠરાવી હોય તે મુદતમાં વાદી તેવી અરજ ન કરે અને તે મુદતમાં અરજ ન કરવાનું પુરતુ કારણ હતું એવી કોર્ટની ખાત્રી ન કરે તો, ફરિયાદ બંધ પડશે.**

**મૈયત પ્રતિવાદીનો કાયદેસર વારસ વકીલ મૈયત પ્રતિવાદીની જગાએ પોતાને પ્રતીવાદી કરવાની અરજી કરવા મુખત્યાર છે, અને આ કલમના ઠરાવો સદરહુ અરજીને તથા તે ઉપરથી ચાલેલાં કામોને અને થયેલા પરિણામો ને બને તેટલા લાગુ પડશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૦૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એક દાવો કાહાડી નાંખવાથી વાદીએ અપીલ કરી. પ્રતીવાદી મરી જવાથી તેના મોતની કોર્ટને ખબર આપવામાં આવી, પણ મરનારના વારસોને પક્ષકાર કરવાને વાદીએ કોશીસ કરી નહી, અને અ. ની મીલકત ઉપર હુકમનામું કરવામાં આવ્યું. ઠરાવ્યું કે આ ફેંસલો રદ કરવો જોઈએ, અને આ કલમ પ્રમાણે કામ ચલાવવું જોઈએ. ૧૪ વી. રી. ૩૩૭; અને એક કામમાં ફક્ત એક પ્રતીવાદી હતો તે હુકમનામું થતાં પેહેલાં મરણ પામ્યો હોય, અને તેના ઉપર તે હયાત છે એવું ધારીને હુકમનામું કરવામાં આવ્યું હોય તો, તે બજી શકતું નથી. ૩ ક. લા. રી. પાનું. ૧૯૨.

વારસને જાણે અસલથી પ્રતીવાદી કરેલો હોય તે પ્રમાણે કામ ચલાવી શકાય છે, સબબ અરજી કર્યા પછી વાદી ઈલાજ કરે નહી, તો તેણે તમામ ખર્ચ આપવું જોઈએ. ૨૩ લા. જ. શી. પી. પાનું. ૧૮૨.

અપીલ ચાલતાં તેનો પ્રતીવાદી મરણ પામે તો આ કલમમાં ઠરાવેલી રીતી પ્રમાણે અપેલેન્ટે કોશીસ કરી એક અગર વધારે માણસોને રેસ્પાન્ડેન્ટની જગાએ દાખલ કરાવી કામ ચલાવવું જાઈએ. ઈ. લા. રી. ૪ મું. ૬૫૪, ૧૦ ક. લા. રી. ૪૩૭; કલમ ૫૮૨. પરંતુ કલમ કલમ ૫૮૨ નો હેતુ એવો નથી કે મુદતના અકટની આર્ટીકલ ૧૭૧ બ. વાદી—અપીલવાળાને લાગુ થાય છે, અને પ્રતીવાદી અપીલવાળો હોય તેને મરનાર અપીલના પ્રતીવાદીના વારસોને શોધવાને ફરજ પાડે છે, અથવા અપીલ બંધ પડે છે. ઈ. લા. રી. ૭ અલ્હા. ૬૯૩. તોપણ ઈ. લા, રી. ૭ અલ્હા. ૭૩૪ નો ઠરાવ જુઓ.

**અરજી**—આ કલમ પ્રમાણે વાદી અથવા અપીલવાળાની અરજી સિવાય કોર્ટ કામ ચલાવી શકતા નથી. ઈ. લા. રી. ૪ મું ૬૫૪. જો તેમ ના હોય તો તે કામનો કલમ ૩૭૨ માં સમાસ થાય છે. ઈ. લા. રી. ૮ મું. ૧૫૧; અને જો કે આ કલમ પ્રમાણે કામ ચલાવનારી કોર્ટ અરજદારે બતાવેલા સખસને કામમાં દાખલ કરવાને બંધાએલા છે, તોપણ કલમ ૩૨ પ્રમાણે કોઈ સખસ પ્રથમ દર્શનિક રીતે મરનારનો કાયદેસર વારસ થવાને દાવો રાખતો હોય તેનું નામ કોર્ટ વધારી શકે છે. ઈ. લા. રી. ૮ મ. ૩૦૦, ઈ રી. ૭ અલ્હા. પાનું. ૬૮૧

**બજાવણી**—હુકમનામાનો દેણદાર મરણ પામ્યો હોય તે કામને આ કલમ લાગુ થતી નથી. ઈ. લા. રી. ૬ અ. ૨૫૫, અને બજાવણીમાં પણ તે લાગુ થતી નથી. ઈ. લા. રી. ૬ ક. ૨૫૯, ઈ. લા. રી. ૭ અલ્હાબાદ. પાનું. ૭૩૧.

કલમ ૪૦૭ પ્રમાણે નાદારીમાં દાવો કરવાની તપાસ કરવામાં આવે તેને આ કલમ લાગુ થતી નથી. ઈ. લા. રી. ૭ મુંબાઈ, પાનું. ૩૭૩.

ઈ. લા. રી. ૯ અ. પાનું ૪૪૭ નો ઠરાવ કલમ ૩૨ નીચેની ટીકામાં છે, તે જુઓ.

કલમ ૫૮૨ ના છેવટના ભાગના શબ્દોથી તે કલમના શીરૂ ભાગના શબ્દો ઉપર મર્યાદા રાખવામાં આવી નથી, કે જેથી તેજ ફકત લાગુ થાય. ઈ. લા. રી. ૧૦ અ. ૨૨૩.

સ્ત્રી પક્ષકારના લગ્નથી ફરિયાદ બંધ પડશે નહી

૩૬૯. સ્ત્રી વાદી અથવા પ્રતિવાદી હોય તેનું લગ્ન થવાથી ફરીયાદ બંધ પડશે નહી, પરંતુ લગ્ન થયા છતાં એ ફરીયાદનું કામ ચાલીને ફેંસલો થાય; અને સ્ત્રી પ્રતિવાદી ઉપર હુકમનામું હોય તો તે ઉપરથી તે એકલીના ઉપર તે બજી શકે.

પોતાની સ્ત્રીએ કરેલા કરજનો કાયદા પ્રમાણે ધણી જવાબદાર થાય એવી તરેહનું કામ હોય તો,—કોર્ટની રજાથી ધણીના ઉપર પણ હુકમનામું બજી શકે અને સ્ત્રીની તરફનો ફેંસલો થાય તો,-તે હુકમનામાના વિષયમાં ધણીને કાયદા પ્રમાણે હક્ક પોહોંચતો હોય તો કોર્ટની રજાથી ધણીની દરખાસ્ત ઉપરથી પણ હુકમનામું બજાવવાનો હુકમ થઈ શકે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૦૫ તથા સન ૧૮૫૨ ના સીવીલ લા પ્રોસીજર આકટની કલમ ૧૪૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

'ફેંસલો' એ શબ્દમાં અપીલમાં કરેલા ફેંસલાનો સમાસ થતો નથી. દાવો ચાલતાની દરમિયાનમાં એક સખસ મરણ પામેલો, તેથી તેની ઓરતને કામમાં દાખલ કરવામાં આવી, અને તેના વિરૂદ્ધ ફેંસલો કરવામાં આવ્યો, તે અપીલમાં બાહાલ રાખવામાં આવ્યો. અસલ ફેંસલાની અને આખરના ફેંસલાની વચ્ચમાં તેણીએ ફરીથી લગ્ન કર્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હુકમનામું બીજા ધણી ઉપર બજી શકતું નથી. ૫ વી.રી. ૪૪૨.

વાદીના દેવાળાને લીધે અથવા દેવું વાળવાની તેની નાદારીને લીધે ફરીયાદને કયા રેહરકત થાય.

૩૭૦. વાદીના લેહેણદારના લાભને માટે જે ફરીયાદ, કલમ ૩૫૧ પ્રમાણે નીમેલો તેનો અસાઇની અથવા વસૂલદાર ચલાવી શકે તેવી ફરીયાદમાં વાદી દેવાળું કાઢે, અથવા દેવું વાળવામાં નાદાર ઠરે તો, તેથી તે ફરિયાદને હરકત થશે નહી; પરંતુ તે ફરિયાદ ચલાવવાને તથા કોર્ટ હુકમ કરે તે મુદતમાં તેના ખરચનો જાનીન આપવાને તે અસાઈની અથવા વસુલદાર ના પાડે તો હરકત થશે.

અસાઈની ફરીયાદ ચલાવવામાં અથવા જામીન આપવામાં કસુરકરે ત્યારે શું કરવું

સદરહુ પ્રમાણે હુકમમાં કહી હોય તેટલી મુદતમાં તે અસાઇની અથવા વસૂલદાર ફરીયાદ ચલાવવાને તથા જામીન આપવાને કસૂર કરે અથવા ના પાડે તો, વાદીએ દેવાળું કાઢયું છે અથવા તે નાદાર થયો છે એ સબબથી ફરીયાદ કાઢી નાખવાની અરજ કરવાને પ્રતિવાદી મુખત્યાર છે; અને કોર્ટ ફરીયાદ કાઢી નાંખવાને, તથા તેનો જવાબ કરવામાં પ્રતીવાદીને થએલું ખરચ તેને અપાવવાને મુખત્યાર છે. તે ખરચ વાદીની માલમિલકત ઉપર લેહેણા તરીકે શાબીત કરવું.

**ટીકા**—સન ૧૮૫૯ નો આકટ ૮ મો તથા સન ૧૮૫૨ ના સીવીલ લા પ્રોસીજર આકટની કલમ ૧૪૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જ્યારે દેવાળું કાહાડવામાં આવે અથવા નાદારી કરવામાં આવે ત્યારે તે વખતે જે કામો ચાલુ હોય તેને ફક્ત આ કલમ લાગુ થાય છે. ૨૩ લા. જ. ક્વી બેંચ. ૧૧૬. તે આકટમાં જેમ મરનાર પક્ષકારના વારસની બાબતમાં ઠરાવ કરેલો છે તેમ અસાઈનીને

દાવામાં પક્ષકાર કરવાની બાબત ઠરાવવામાં આવ્યું નથી હિંદુસ્થાનમાં અસાઈનીનું નામ પક્ષકારમાં વધારવાનો અથવા પક્ષકારોની જગોએ દાખલ કરવાનો રીવાજ છે, માટે અપીલનું ખર્ચ અનામત મુકવાને તેને હુકમ થઈ શકે છે. ૧૩ વી.રી.૪૩૧, ૧૨ મુંબાઈ પાનું.૨૫૭.

દાવો ચલાવવાનો લાગ ઓફીસીઅલ અસાઈનીને આપ્યા સિવાય દાવો બંધ પડ્યા વિશે પ્રતીવાદી તકરાર કરી શકતો નથી. ૧૨ મુંબાઈ પાનું. ૨૫૭.

બંધ પડવાથીઅથવાકાઢી નાખવાથી થવાનું ફળ.

**૩૭૧. આ બાબ પ્રમાણે ફરીયાદ બંધ પડે અથવા કાઢી નાંખવામાં આવે તો તેના તેજ દાવાના કારણ ઉપરથી નવી ફરીયાદ ચાલશે નહી.**

બંધ પડયાનો અથવા કાઢી નાંખ્યાનો હુકમ રદ કરવાની અરજ.

**પરંતુ દેવાળીયા અથવા નાદાર અથવા મહુમ વાદીના કાયદેસર વારસ વકીલપણાનો દાવો રાખનાર સખસ બંધ થયાનો અથવા કાઢી નાંખ્યાનો હુકમ રદ કરાવવા સારૂ અરજ કરવાને મુખત્યાર છે. અને કોઇ પુરતા કારણને લીધે તેનાથી ફરીયાદ ચલાવાઈ ન્હોતી એમ શાબીત થાય તો, ખરચ અને બીજી રીતની પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને બંધ પાડયાનો અથવા કાઢી નાંખ્યાનો હુકમ કોર્ટે રદ કરવો**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે કામમાં વાદી મરણ પામેલો હોય અને તેણે દેવાળું કાહાડયું હોય અથવા નાદાર થએલો હોય, તે કામોને ફક્ત આ કલમ લાગુ થાય છે. ખર્ચ આપવામાં આવે અને હુકમનામાની રકમ અનામત મુકવામાં એટલે ઘણું કરીને ફેંસલો રદ થાય છે. ડબલ્યુ. એન. ૧૮૭૫ પાનું. ૨૩૦.

જ્યારે વાદી વશીયત કરીને મરણ પામે અને તેના વુઈલનું પ્રોબેટ મળવાને મુશ્કેલી હોય, તો થોડા વહિવટ બાબત અરજ કરવાની ફક્ત કસુર કરવાથી આ કલમ પ્રમાણે હુકમ કરવાને હરકત થતી નથી. ૪ ક. લા. રી. પાનું. ૩૭૪.

**નવો દાવો**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૦૨ પ્રમાણે પ્રથમનો દાવો બંધ પડ્યા પછી નવો દાવો કરવાનો વાદીનો હક્ક આ કલમના ઠરાવથી લેઈ લેવામાં આવ્યો નથી. ઈ. લા. રી. ૩ મ. ૩૧, ઈ. લા. રી. ૮ ક. પાનું. ૩૫૭.

પ્રતીવાદી અથવા અપીલનો પતીવાદી મરણ પામેલો હોય અથવા નાદાર થએલો હોય, તેને આ કલમ લાગુ થતી નથી. ઇ. લા. રી. ૭ મ. પાનું. ૧૯૫.

વાદી એકજ હતો તે મરી ગયો હતો તેના મોતની તારીખથી ૬૦ દીવશમાં જો દાવો ચાલુ રાખવાની અરજી કરવામાં ના આવે, તો તે દાવો બંધ પડે છે. પરંતું અરજી કરવાનો હક્ક થયો ત્યારથી ત્રણ વર્ષની મુદતમાં કાયદેસર વારસ વકીલની અરજી ઉપરથી દાવો ફરીથી ચાલુ કરી શકાય, પણ તેણે એમ બતાવી આપવું જોઈએ કે દાવો આગળ ચલાવતાં યોગ્ય કારણોથી તેને અટકાવ થયો હતો. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૧૩૯.

ફરીયાદ ચાલતાંહક્ક સબંધીજાને લ

**૩૭૨ ફરિયાદ ચાલતાં તેમાંનો કંઇ હક્ક સબંધ બીજાને લખી આપવામાં આવ્યો હોય, ઉત્પન કરવામાં આવ્યો હોય કે મળ્યો હોય, તેવે પ્રસંગે તે હક્ક સબંધ જે સખસની પાસે**

બીઆપવામાં આવે તો શી રીતે કરવું.

આવ્યો હોય તે સખસથી અથવા તે સખસના ઉપર, કોર્ટની રજાથી ફરિયાદ ચાલી શકે. અને તે સખસનું નામ જેનો પાસેથી તે હક્ક સબંધ ગયો હોય તેની સાથે સામેલ કરીને અથવા તેને બદલે દાખલ કરીને, જેવી જરૂર હોય તે પ્રમાણે કરીને, ફરિયાદ ચલાવવી. કોર્ટે રજા આપવી તે બધા પક્ષકારોની સમતીથી આપવી અથવા તેમને લેખી નોટીસ પોહોચાડીને તથા તેમની કંઈ હરકતો હોય તો તે સાંભળીને આપવી

કેટલીક અરજીઓની બાબતમાં મુકરરકરેલીમુદતનો વખત વધારવાનીકોર્ટનીસત્તા.

૩૭૨. અ. સન ૧૮૭૭ ના હિંદુસ્થાનના મુદત બાબતના કાયદાની ૫ મી કલમના જે ઠરાવો અપીલને લાગુ છે, તે ઠરાવો કલમ ૩૬૫, ૩૬૬, ૩૬૮ તથા ૩૭૧ પ્રમાણે કરેલી અરજોને લાગુ પડશે.

**ટીકા**—આ કલમ જુડીકેચર આકટ, હુકમ ૫૦, રૂલ ૩ ને મળતી છે તે હાઇકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**બીજાં કામો**—આ કામો છે તે ઉપરની કલમોમાં બતાવેલા કામો સિવાયનાં છે. ઈ લા. રી. ૮ ક. ૮૩૭; જેમકે પાછળથી મરણ પામેલા અપીલના પ્રતીવાદીએ અસાઈનમેન્ટ કરેલું હોય, ઈ લા. રી. ૯ મું. ૧૫૧; અને દાવામાં અસાઈન કરનાર તરફ અસાઈની હોય, ઇ. લા. રી. ૫ અલ્હા. પાનું. ૨૦૯.

તમામ પક્ષકારો જેમકે ખરીદદારો અથવા અસાઈનીઓ કે જેમનો હક્ક જમ થઈ શકે એવો હોય, તેમને પક્ષકારોમાં વધારવા જોઈએ. ઇ. લા રી ૮ મું. પાનું. ૩૨૩

**દાવો ચાલતો હોય**—વેહેચણના દાવામાં હુકમનામુ થયા પછી પ્રતીવાદીઓમાંનો એક પ્રતીવાદી મરણ પામે તે કામને આ કલમ લાગુ છે, એવું ઠરાવેલું છે. ૫ ક. લા. રી. ૧૦૯, અને એક વુઈલ સબંધીના દાવામાં અમુક રીત પ્રમાણે ચાલવું તે નક્કી કરવાને હુકમનામું કરવામા આવ્યું હતું, પણ તે હુકમનામા પ્રમાણે ચાલવામાં આવ્યું નહી, અને કાંઈ રીત નક્કી કરવામાં આવી નહીં, તેથી તે દાવો ચાલુ છે એમ ગણવામાં આવેલું હતું. ૫ ક. લા રી. ૫૬૯, ઈ. લા રી ૬ ક. પાનું. ૬૦.

જ્યારે પક્ષકારોએ કબુલત આપવી જોઇએ અગર તેમને નોટીસ મળવી જોઇએ એવું હોય અને તે મરણ પામેલા હોય તો, કબુલત અગર નોટીસ સિવાય કોર્ટ દાવો તાજો કરી શકે છે. ૫ ક. લા. રી. પાનું. ૫૬૯

કલમ ૨૩૨, ૨૩૩ જોતાં એમ જણાય છે કે, જાણે આ કલમ હુકમનામાવાળાએ જે હુકમનામાં અસાઈન કરેલાં હોય, તે હુકમનામાની બજાવણીને લાગુ થતી નથી. હુકમનામાના અસાઈનીને તે બજાવવા સારૂ ફરીથી દાખલ કરવાને આ કોર્ટ બંધાએલા નથી. ૧૩ વી. રી. ૨૦૭; પણ જ્યારે હુકમનામું વેચવામાં આવ્યું હોય અને તે વેચાણ કબુલ કરવામાં આવ્યું હોય તો, તે ખરીદદારનો બજાવવાનો હક્ક છે. તે વિશે હુકમનામાનો દેણદાર તકરાર કરી શકતો નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૩૧૩.

હુકમનામાનો અસાઈની અથવા ખરીદ કરનાર સામા દાવાના હક્કની જવાબદારી સાથે હુકમનામું લે છે. ૧૯ વી. રી. ૮૫, ૧૦ વી. રી. ૫ બે. પાનું. ૩૨

એક દાવામાં એક હિંદુ વિધવાનો હક હતો, તેનો એક ભાગ તે વિધવાએ अ. ને વેચ્યો, અને હુકમનામું થયા પછી તે મરણ પામી. ઠરાવ્યું કે अ. એ તેણીનો ફક્ત હયાતી સુધીનો હક ખરીદ કરયો છે, માટે તે હુકમનામું તે બજાવી શકતો નથી. ૧૭ વી. રી. ૨૦

સન ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે આ વિશે કેવો કાયદો હતો, તે બાબત ઈ. લા. રી. ૨ મું. પાનું. ૨૪૮ જુઓ.

**અપીલો**—આ કલમ અપીલોને લાગુ છે. ઈ. લા. રી. ૯ મું. પાનું. ૧૫૧.

હુકમનામું થયા પછી જે અસાઇનમેન્ટ અગર હક ઉત્પન્ન કરેલો હોય તેને આ કલમ લાગુ થતી નથી. માટે હુકમનામાની બજાવણીમાં ચાલેલા કામને આ કલમ લાગતી નથી, અને આ કલમ તે કલમ ૬૪૭ સાથે વાંચતાં હુકમનામું થયા પછી બજાવણીના કારણસર એકલા પક્ષકારને હુકમનામાનો દેણદાર કરી શકાતો નથી. ઈ. લા. રી ૧૦ અ. ૯૭

## બાબ ૨૨ મો.

### ફરિયાદો કાઢી લેવા તથા માંડી વાળવા વિશે.

નવી ફરીયાદ આણવાનીપરવાનગી સાથે વાદીને ફરિયાદ કાઢી લેવા દેવાનોઅખત્યાર.

**૩૭૩. ફરીયાદ કર્યા પછી કોઈ પણ વખતે વાદીની અરજ ઉપરથી કોર્ટની ખાત્રી થાય કે –(अ) રીતીસર કરવામાં કાંઇ ખામી હોવાને લીધે ફરીયાદ નિષ્ફળ થવી જોઇએ અથવા (ब) વાદીને ફરિયાદ કાઢી લેવાની અથવા પોતાના દાવાનો કંઇ ભાગ છોડી દેવાની રજા આપીને તે ફરિયાદના વિષયની અથવા તે પ્રમાણે છોડી દીધેલા ભાગ સબંધી નવી ફરીયાદ આણવાની છુટ આપવાનાં પુરતાં કારણ છે,–તો ખરચ અથવા બીજી રીતની પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને તેની રજા આપવાને કોર્ટ મુખત્યાર છે.**

**તેવી રજા શિવાય વાદી ફરિયાદ કાઢી લે અથવા પોતાના દાવાનો કંઈ ભાગ છોડી દે તો, કોર્ટ ઠરાવે તે ખરચના તે જવાબદાર થશે, અને તેજ બાબતની અથવા તેજ ભાગ સબધી નવી ફરિયાદ આણવાનો તેને પ્રતિબંધ થશે.**

**ઘણા વાદીઓ પઈકી એકને બાકીનાઓની સમતી શિવાય ફરિયાદ કાઢી લેવાની રજા આપવાનો આ કલમની કોઇ વાતથી કોર્ટને અખત્યાર મળે છે, એમ સમજવું નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૯૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

'દાવો દાખલ કર્યા પછી હરકોઈ વખતે' એવા શબ્દો આ કલમમાં છે, તે ઉપરથી એમ જણાય છે કે અસલ અથવા અપીલકોર્ટ દાવો ખેંચી લેવાની પરવાનગી આપી શકે છે. ૧૩ મુર, ૧૬૦. અલ્હાબાદકોર્ટે પણ પ્રથમ તેવોજ ઠરાવ કરયો હતો. સ. દિ. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૪ પાનું. ૩૮૯, પરંતુ બીજા કામોમાં કોર્ટે રેગ્યુલર અપીલમાં દાવો ખેંચી લેવાની પરવાનગી આપેલી છે. ૨૦ વી. રી. ૧૬૩, ૧૪ વી. રી ૧૭, અને સ્પેશીઅલ અપીલમાં પણ આપેલી છે, ૧૭ વી. રી ૧૬૪, અને તે પ્રમાણે મદ્રાસમાં પણ ચાલવામાં આવે છે. ૩ મ પાનું ૩૬૮.

**પરવાનગી આપવી**—જે કામોમાં જે દસ્તાવેજની રૂઇએ દાવો હોય તે દસ્તાવેજ નોંધાવવાને વાદીની મરજી હોય અથવા કોર્ટે ઠરાવેલી મુદતની અંદર વાદી પુરાવ રજુ કરી શકતો ના હોય તો પરવાનગી આપી શકાય છે. ૬ અલ્હા. ૧૧૬, અગર સુનાવણી સારૂ કોર્ટે ઠરાવેલી મુદતમાં પુરાવ ગુજારવાને અશક્ત હોય. ૧૬ વી. રી. ૧૦૦. અસલ કોર્ટે ખોટી રીતે અગત્યનો પુરાવ દાખલ કરયો હોય, ૧૪ વી. રી. ૧૭; જે કામમાં ફાળા પડતો હિસ્સો લેવાને વાદીનો દાવો બરોબર હોય અને તેની રકમ નક્કી કરવાને સરસમાં સરસ પુરાવ આપવામાં આવેલો ના હોય, તે કામોમાં પરવાનગી આપી શકાય છે. ૨૦ વી. રી. ૧૬૩, અથવા જે કામમાં દાવાનું રૂપ બરોબર ના હોય તેમાં પણ પરવાનગી આપી શકાય છે. ૧૭ વી. રી. ૧૬૪, ઈ. લા. રી. ૩ અલ્હા. પાનું. ૩૨૫.

આખરનો હુકમ થતા પેહેલાં દાવો ખેંચી લેવાની અરજી હરકોઈ વખતે વાદી પાછો માગી શકે છે. ૬ અલ્હા. પાનું. ૬૬, પણ ૩ આગ્રા. પાનું. ૧૫૮ જુઓ.

જો કે બીજા સહવાદીઓ કબુલ કરતા ના હોય, તોપણ એક સહવાદીને બીજો દાવો કરવાનો અખત્યાર આપ્યા સિવાય દાવો ખેંચી લેવાની કોર્ટ પરવાનગી આપી શકે છે. ૯ ક લા. રી. પાનું ૩૩૨.

**પરવાનગી નહી આપવી**—મદ્રાસમાં મંજુરી સિવાય પક્ષકાર દાવો ખેંચી લેઈ શકતો નથી. ૩ મદ્રાસ ૩૬૪; બંગાળામાં જો વાદી નવો દાવો કરવાની સ્પષ્ટ પરવાનગી મળ્યા સિવાય દાવો ખેંચી લે, તો તેજ બાબત બીજો દાવો તે કરી શકતો નથી. બોર્ડ. ૨૫૦, ૨૦ વી. રી. ૪૧૫; અને જો કામના કાગળો ઉપરથી પણ પરવાનગી આપેલી છે એમ જણાતું ના હોય તો, અરજદાર ફરીતપાસની અરજી કરી શકે છે.૨૦ વી. રી ૪૦૧

જ્યારે પ્રતીવાદીના ઉપર સમન્સ કરવામાં આવ્યો હોય ત્યારે તેની ગેરહાજરીમાં પરવાનગી આપવી એ ગેરશીસ્તે છે. ૫ અલ્હાબાદ, ૧૧૬. એક રીવાજ તરીકે સુનાવણીનો દીવશ ઠરાવ્યાની નોટીસ કાહાડ્યા પછી જ્યારે પરવાનગી મળવાને અરજ કરવામાં આવી હોય, ત્યારે તે બાબતની ઘટતી નોટીસ સામા પક્ષકાર ઉપર બજાવવી જોઇએ. ૩ મદ્રાસ. ૩૬૮. પરંતુ આવા હુકમ ઉપર અપીલ નથી, તેમ તે હુકમ યોગ્ય છે કે નહી એ વિશે બીજા દાવામાં સવાલ ઉઠાવી શકાતો નથી. ૨૩ વી. રી. પાનું. ૩૪૫.

મંજુરી સિવાય એક સખસ દાવો ખેંચી લે તો, તે હાલ ખર્ચ બાબત જવાબદાર થાય છે. આ ઉપરથી ૧ મદ્રાસ ૨૪૭ નો ઠરાવ રદ કરવામાં આવ્યો છે. ૩ મદ્રાસ, ૩૬૩ નો ઠરાવ જુઓ.

પંચ તરફ કામ મોકલ્યા પછી વાદી વિરૂદ્ધ થોડીક હકીકત સિવાય તમામ હકીકત છે એવું પંચે ઠરાવ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીને દાવો ખેંચી લેવાની પરવાનગી આપવી નહી જોઇએ. ૪ કલી. એ. ડી. પાનું. ૨૧૭.

**આ કલમ લાગુ થતી નથી**—જે કામોમાં પ્રતીવાદીની કબુલત શિવાય વાદી પોતાનો દાવો ખેંચી લે તે કામોનેજ આ કલમ લાગુ છે, માટે લવાદને તકરારી બાબત સોંપવાના કરાર પ્રમાણે વાદીએ કોર્ટની પરવાનગી સિવાય દાવો ખેંચી લીધો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમથી નવો દાવો ચાલવાને હરકત થતી નથી. બોર્ડ, ૧૬૩. વળી તે કરારનો અમલ કરવાને દાવો કરી શકતો હતો. ૩ આગ્રા, પાનું. ૧૩૫.

તેના તેજ પક્ષકારો ઉપર જો દાવો ના હોય તો, આ કલમ લાગુ થતી નથી. ૧૧ ક. લા. રી. પાનું. ૧૯૪.

**સગીરની** બાબતમાં કલમ ૪૬૨ જોવી.

**હુકમનું ફારમ**—કાહાડી નાંખવાનો યોગ્ય રીતે લખવાનો નથી; પણ કોર્ટની નજરમાં આવે તો ખર્ચ આપવું કિંવા નહી એવો ઠરાવ કરીને નવો દાવો કરવાની પરવાનગી સાથે અરજદારને પોતાનો દાવો ખેંચી લેવાની પરવાનગી આપવી, એવો હુકમ કરવાનો છે. ૧ વી. રી. પાનું. ૩૨૨.

અપીલકોર્ટ અપીલમાં ફેંસલો કરવાને બદલે અપીલવાળાને નવો દાવો કરવાને ફરમાવે, તો પછી તે હુકમ બરોબર હોય કિંવા નહી તોપણ જો તે પક્ષકારોએ કબુલકરયો હોય તો, તે પક્ષકારોને બંધનકાર્ક છે. ૨૦ વી. રી. પાનું. ૪૪

જે કામમાં અપીલના પ્રતીવાદીએ હરકતો ફાઇલ કરયા પછી અપીલ ખેંચી લેવાને પરવાનગી આપેલી હોય, તેથી અપીલનો પ્રતીવાદી અપીલ કરવાની મરજી રાખતો હોય, તો તેના લાભમાં અપીલની મુદત વધારવાને આ ઉપરથી પુક્ત કારણ થતું નથી. ૧૨, ક. લા. રી. ૩૯૫. કલમ ૫૬૧ નીચેની ટીકા જુઓ.

**હુકમનો અમલ**—નવા દાવામાં દાવાના કારણથી ઉત્પન થએલા દાવાનો જે ભાગ ખેંચી લીધેલા દાવામાં ના હોય, તે ભાગ દાખલ થાય તે સારૂ દાવો ખેંચી લેવામાં આવ્યો હતો, તેમાં ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭ પ્રમાણે તે વધારાના ભાગનો દાવો ચાલવાને હરકત થતી નથી. ઇ. લા. રી. ૧ અલ્હા. ૩૨૪, વળી ઈ. લા. રી. ૯ મું. પાનું. ૩૪૬ જુઓ.

**રીવાજ**—સામા પક્ષકારને નોટીસ આપ્યા શિવાય કાંઈ હુકમ કરવો નહી જોઈએ. ઈ. લા. રી. ૬ અલ્હા. પાનું. ૨૧૧.

**અપીલ**—આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૬ અલ્હા. પાનું. ૨૧૧.

આ કલમના ઠરાવનો ઉપયોગ કલમ ૫૮૨ મી પ્રમાણે અપીલકોર્ટને કરવાનો અખત્યાર છે, માટે તે કોર્ટ દાવો ખેંચી લેવા તથા ફરીથી તે કરવાની પરવાનગી આપવાને મુખત્યાર છે. ઈ. લા. રી. ૮ અ. પાનું. ૮૨.

ઈ. લા. રી. ૯ અ. પાનું. ૧૬૮ નો ઠરાવ કલમ ૫૦૬ નીચેની ટીકામાં છે, તે જુઓ.

હાયકોર્ટે ઠરાવ્યું છે કે જો દાવો એવો ના હોય કે જે દુરસ્ત કરવાથી પ્રગણાના મુનસફની પૈસા બાબતની હકુમતમાં તે દાવાનો સમાસ થાય તો, તે પ્રમાણે દુરસ્ત કરવાથી તેની હકુમત થતી નથી. ઈ. લા રી. ૧૦ ગ. પાનું. ૧૫૨.

જીલ્લાના મુનસફે એક દાવો કાહાડી નાંખેલો તેથી વાદીએ જીલ્લાકોર્ટમાં અપીલ કરી, અને તેની સાથે કોર્ટને એવી અરજ કરી કે નવો દાવો કરવાની પરવાનગી સાથે મને આ દાવો કાહાડી લેવાની પરવાનગી આપવી જોઈએ. જીલ્લાકોર્ટે કાંઈ કારણ નહી બતાવતાં તે અરજ મંજુર કરી. તેમાં કલમ ૬૨૨ પ્રમાણે ઠરાવ્યું છે કે જીલ્લાકોર્ટે અગત્યની બાબતમાં ગેરસીરસ્તે કરેલું છે. ઈ લા. રી. ૧૧ મ. પાનું. ૩૨૨.

આ કલમ ૬૪૭ સાથે વાંચતાં હુકમનામાવાળાને બજાવવાની દરખાસ્ત કરવાને હરકત થાય છે. પરતું એમ ધારીએ કે ફરીથી દરખાસ્ત કરવાને દરખાસ્ત પાછી આપવા ઉપરથી પરવાનગી આપ્યાનું અનુમાન થઈ શકે તેવું હોય તો, કલમ ૩૭૪ પાછળની દરખાસ્તને લાગુ થાય છે. ઈ. લા. રી. ૧૦ અ. પાનું. ૭૧

ઈ. લા. રી. ૧૧ અ. પાનું ૧૮૭ નો ઠરાવ કલમ ૧૩ નીચે છે, તે જુઓ.

પેહેલી ફરી-યાદથી મુદત નાકાયદાને અસરથતીનથી.

**૩૭૪. ગઈ છેલ્લી કલમ પ્રમાણે રજા મળ્યાથી, કોઇ નવી ફરિયાદ કરવામાં આવે તેમાં જાણે પ્રથમની ફરિયાદ આણીજ ન્હોતી, તે રીતે મુદતનો કાયદો વાદીને લાગુ પડશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૯૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ બજાવણીના કામોને લાગુ છે. ઈ. લા. રી. ૬ મુ. ૬૮૪, ઇ. લા. રી. ૭ અલ્હા. પાનું. ૩૫૯.

એક દાવાના પક્ષકારોએ લખેલો કરાર કરી તે યોગ્ય રીતે રજીષ્ટર કરાવ્યો હતો. તે કરારથી વાદીએ દાવાના ફેંસલામાં, કરારમાં બતાવેલી પ્રતીવાદીની મીલકત ખરીદ કરવા તરીકે કબુલ કરવી, એવું કબુલ કર્યું હતું. તે કરાર આ કલમ પ્રમાણે દાખલ કરવામાં આવ્યો નહી હતો વાદીએ પોતાનો દાવો ચલાવી હુકમનામું મેળવ્યું, અને તે મીલકત બજાવણીમાં વધારે વેચાવી. પ્રતીવાદીએ અપીલ કરી, પણ તેની અપીલ કાહાડી નાંખવામાં આવી, એવા કારણથી કે જે કરાર કરવામાં આવેલો હતો તેથી દાવાનો આખરે એવો ફડચો કરવામાં આવ્યો નહી હતો કે જેથી દાવો કરવાને હરકત થાય. પછી પ્રતીવાદીએ તે કરારનો વિશેશ રીતે અમલ કરવાને દાવો કરયો, પણ તેનો દાવો ૮ મા આક્ટની કલમ, ૨, જી પ્રમાણે કાહાડી નાંખવામાં આવ્યો. છેવટે તે કરારમાં જે મીલકત બતાવેલી ના હોય તે વેચાવવાથી થએલા નુકશાન બાબત તેણે દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેનો નુકશાન લેવાનો હક્ક છે. ૮ મદ્રાસ પાનું. ૧

સમાધાનનું રૂપ ગમે તેવું હોય તોપણ અપીલ ખેંચી લીધાનો અસર તકરારી બાબતો વિશે નીચેની કોર્ટના ફેંસલાથી એક વખત નિર્ણય થઈ ગયા જેવો થાય છે. ઈ. લા. રી. ૬ મદ્રાસ, પાનું ૪૩.

આ કલમ પ્રમાણે નવો દાવો કરવાની પરવાનગી સાથે દાવો કાહાડી લેવામાં આવ્યો હોય તો, જાણે પેહેલો દાવો કરેલો ના હોય તે પ્રમાણે વાદીને મુદતનો કાયદો બંધનકાર્ક છે. એ ઠરાવ બજાવણીમાંની દરખાસ્તોને લાગુ નથી. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૬૨

ઈ. લા. રી. ૧૦ અ. પાનું ૭૧ નો ઠરાવ કલમ ૩૭૩ નીચે છે, તે જુઓ.

ફરીયાદો માં ડી વાળવાનું.

**૩૭૫ કોઈ પણ કાયદેસર કરારનામું અથવા ખાનગી સમજુત કરીને કોઇ ફરિયાદનો તમામ અથવા થોડો ઘણો તોડજોડ થાય, અથવા પ્રતિવાદી ફરિયાદના તમામ કે થોડા ઘણા વિષય સબંધી વાદીનું મન મનાવે, તો તે કરારનામું, સમજુત અથવા મન મનાવવું દફતરમાં દાખલ કરવું. અને ફરિયાદને લાગુ પડે તેટલું તેમાં જે હોય તે પ્રમાણે કોર્ટે હુકમનામું કરવું. અને તે કરારનામામાં સમજુતમાં અથવા મન મનાવવામાં ફરિયાદનો જેટલો વિષય આવી ગયો હશે તેટલા પુરતુ તે હુકમનામું આખરનું થશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૯૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કોર્ટના મુકરદમાના લીષ્ટમાં કામ દાખલ કરવામાં આવેલું ન હોય તો, સમાધાન પ્રમાણે કબુલતથી હુકમનામું થતું નથી. ૫ ક. લા. રી. પાનું. ૪૬૪.

**કેવી રીતે અમલ કરવો**—જ્યારે દાવાનું સમાધાન કરવામાં આવ્યું હોય ત્યારે તેનો અમલ કરવાને વિશેષે કરીને જ્યારે સગીર સખશોનો સબંધ હોય, ત્યારે યોગ્ય દસ્તાવેજો કરી તે વખતે કોર્ટની કબુલત લેવાને તે દસ્તાવેજ કોર્ટમાં ફાઈલ કરવા જોઈએ. ૧૬ વી. રી. પી. સી. ૨૨. પછી કોર્ટ તે પ્રમાણે દાવામાં હુકમનામું કરે, અને તે હુકમનામું આખરનું છે, માટે અસલ દાવાના કારણની રૂઈએ દાવો કરતા પેહેલાં તે હુકમનામું રદ થવું જોઈએ. કોર્ટની બાહાર થએલા સમાધાન ઉપરથી દાવો કરવાના તમામ પ્રથમના હકો રદ થાય છે, એમ ગણવું જોઈએ, અને સમાધાનનો દસ્તાવેજ શાબીત કરવાથી ફક્ત હવે પછીના હક્કનો આધાર થાય છે, ૧ આય. ૧, ૨ વી. રી ૨૦૯. હુકમનામામાં એક વખત ઠરાવ દાખલ કરવામાં આવ્યો, એટલે તે બજાવવાનો ઈલાજ છે, અને તે નવો દાવો કરવાનો નથી, પણ તે હુકમનામું સમાધાનના ઠરાવ પ્રમાણે હોવું જોઈએ. ૧૩ વી. રી. ૧૫૧, ક. લા. રી. ૨૫૪, લા. રી. ઈ. અ ૧૪૪.

**કોણ સમાધાન કરી શકે**—જે વકીલને સમાધાન કરવાને ખાસ અખત્યાર આપેલો ના હોય તો તેઓ જે કામ ચલાવતા હોય તે કામનું સમાધાન કરવાને મુખત્યાર નથી. ૨ અલ્હા. ૧૪૯; તેમ તે સમાધાન સગીરના ફાયદા સારૂ ના હોય તો સગીર તરફથી વાલી સમાધાન કરી શકતો નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૮૩. વળી ઈ. લા. રી. ૬ ક. પાનું. ૬૮૭ જુઓ.

હિંદુ વીધવાએ કરેલું સમાધાન પાછળથી થનાર વારસને કેટલું બંધનકાર્ક છે, તે વિશે ૬ ક. લા. રી. ૮૧ તથા ૧૦ ક. લા. રી. પાનું ૩૩૬ ના ઠરાવો જુઓ.

કોરપોરેશન દાવાનું સમાધાન કરી શકે છે. ૮ ચ. ડી. પાનું. ૩૩૪.

પક્ષકારોએ સોગન લેવાને કરાર કર્યો હોય તો તે આ કલમના હેતુ પ્રમાણે ફેંસલો નથી. ૪ મ. ૪૨૨, ઈ. લા. રી ૨ મ. ૩૫૬, સન ૧૮૭૩ ના આકટ ૧૦ માની કલમ ૮–૯–૧૦ જુઓ. એક કામનાં ફેંસલો લખીને સહી કરયા પછી પણ તે આપતા પેહેલાં કરારનામું ફાઈલ કરવાનાં આવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કરારનામા પ્રમાણે હુકમનામું કરવાને કોર્ટ બંધાએલા હતા. ૧ સોમ, પાનું. ૧૧૨.

**હુકમનામું કેવી રીતે રદ કરવું**—રેગ્યુલર દાવામાં કપટના કારણથી ફક્ત સમાધાન રદ થઇ શકે છે. ઈ. લા. રી. ૫ ક. ૨૭. અપીલ ફેંસલાની ફરીતપાસ કરાવીને રદ થઈ શકે છે. ઈ. લા. રી. ૧૦ ક. પાનું. ૬૧૨.

સમાધાનનો અર્થ કરવા બાબત લા. રી. ૨ ઈ. અ. ૨૭૩ નો ઠરાવ છે.

આ કલમ પ્રમાણે સમાધાનનો અમલ કરવાને કોર્ટ જે કામમાં બંધાઇ શકે છે, તે જે દાવાનું થોડું અગર તમામ સમાધાન થએલું હોય તેમાંજ ફક્ત બંધાઈ શકે છે, પણ દાવા ઉપરાંતની બાબત તે સમાધાનમાં આવેલી હોય તો તે પ્રમાણે તેનો અમલ થઇ શકતો નથી. ઈ. લા. રી. ૧૩ ક. પાનું. ૧૭૦.

એક અપીલમાં ઈસ્યુ તપાસ થવા નીચેની કોર્ટમાં મોકલવામાં આવેલા, તે અપીલના પક્ષકારોએ નીચેની કોર્ટને એવી અરજી આપી કે દાવાનું સમાધાન કરવામાં આવેલું છે, માટે તેના ઠરાવ પ્રમાણે હુકમનામું કરી આપો, પણ તે હુકમનામું થતા પેહેલાં તે સમાધાનનો ઠરાવ કબુલ કરવાને હરકત લીધી, તેમાં ઠરાવ્યું છે કે આવી હરકત લીધી છે તોપણ તે કરાર પ્રમાણે હુકમનામું કરવાને કોર્ટ મુખત્યાર છે. ઈ.લા.રી.૯ મ.પાનું.૧૦૩.

આ કલમ તે કલમ ૬૪૭ સાથે વાંચતાં હુકમનામાની બજાવણીમાં જે કામ ચાલે તે એક જુદા મુકરદમા જેવું થાય છે, અને તેમાં રેગ્યુલર દાવાની માફક પક્ષકારો સમાધાન કરી શકે છે, અને તે સમાધાનથી હુકમનામું રદ જતું નથી. માટે આ કલમમાં જે શરતો ઠરાવી છે તે શરતોની સાથે તે સમાધાનનો અમલ કરવાને હુમનામું બજાવનારી કોર્ટ બંધાએલા છે. બજાવણીના કામમાં આ કલમમાં દાવો એ શબ્દ છે, તે કલમ ૬૪૭ ના સબંધમાં હુકમનામાની બજાવણી એવો અર્થ થાય છે, એમ વાંચવો જોઈએ. ઇ. લા. રી. ૧૧ મ. પાનું. ૨૨૮.

## બાબ ૨૩ મો.

## કોર્ટમાં ભરણું કરવા વિષે.

દાવો પતવા સારૂ પ્રતિવાદી એ રકમ અનામત મુકવાનું

**૩૭૬. લેહેણું અથવા નુકશાન લેવાની કોઈ ફરિયાદમાં ફરિયાદ ચાલતાં કોઇ પણ વખતે, જે રકમથી દાવો પુરેપુરો પતી રેહેશે, એમ પ્રતિવાદીને લાગતું હોય, તે રકમ કોર્ટમાં અનામત મુકવાને પ્રતિવાદી મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે તે હાયકોર્ટને તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

દાવાનું કારણ ઈનકાર કર્યા બાબત તથા કોર્ટમા નાણું વસુલ આપ્યા બાબત તકરાર કરવા સબંધીમાં ૩ એકસચેકર ડી. પાનું. ૨૫૧ જુઓ

હિસાબના દાવામાં નાણું કોર્ટમાં ભરવાને કોર્ટ કયારે ઠરાવ કરે છે તે વિશે, ૮ ચ. ડી. ૮૪.

**કોર્ટમાં વસુલ ભરવું**—આવા નાણું શાથી વસુલ થાય છે તે વિશે, ઈ લા. રી. ૮ ક. ૫૨૮ નો ઠરાવ, તથા ઈ. લા રી ૭ મદ્રાસ પાનું. ૨૧૧ નો ઠરાવ જુઓ

લેહેણું અથવા નુકશાનીના દાવામાં કોર્ટમાં રૂપીયા ભરવાની છુટ છે, પણ પ્રતીવાદીએ કબજે રાખેલી મીલકત પાછી મેળવવાનો અગર તેની કીંમત લેવાનો દાવો હોય તો, આવો દાવો લેહેણાનો અને નુકશાનીનો કેહેવાય નહી, કેમકે ખાસ મીલકત પાછી આપવાનું પણ કોર્ટ હુકમનામું કરે, અને તેથી કોર્ટમાં રૂપીયા ભરવામાં આવ્યા હોય તો તે મીલકત કબજે લેવાનો જે વાદીનો પોતાની મરજી મુજબ ખાસ હક્ક છે તે જાય, પણ જો વાદી મીલકત અગર તેની કીમત અને નુકશાન માગતો હોય તો, તે નુકશાન બાબતના પૈસા તે કોર્ટમાં ભરી શકે છે, તે રૂપીયા ભર્યા એટલે દાવાનું કારણ અને દેવું અથવા નુકશાનીનો આંકડો ભર્યો હોય તેટલો કબુલ કરયો એમ ગણાય સાધારણ રીતે પૈસા કોર્ટમાં ભર્યા ન હોય પણ દાવામાં કોઈ ભાગના પૈસા ભર્યા હોય તો, તેથી આખો દાવો કબુલ કરયો ગણાય નહી.

અનામત મૂકયાની નોટીસ.

**૩૭૭. અનામત મુકયાની લેખી નોટીસ કોર્ટની મારફત પ્રતિવાદીએ વાદીને આપવી, અને મુકેલી રકમ (કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો) વાદીને તેની અરજ ઉપરથી આપવી.**

**ટીકા**—આ કલમ નવી છે તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કલમ ૩૬ જુઓ. એમ જણાશે કે જેમ જો વાદીને કોર્ટમાં જાતે હાજર થવાની કોર્ટે જરૂર રાખેલી ના હોય તો, વાદીના એજંટ અથવા વકીલને નાણું આપવાં જોઈએ.

નોટીસમળ્યા પછી અનામત મુકેલીરકમ ઉપર વાદીને વ્યાજ અપાવવું નહી.

**૩૭૮. પ્રતિવાદીએ અનામત મુકેલી કોઈ રકમથી દાવો પુરેપુરો પતતો હોય કે કંઇ ઓછું પતતું હોય તોપણ, તે મુકયાની નોટીસ મળે તે તારીખથી તે મુકેલી રકમ ઉપર વાદીને કંઇ વ્યાજ અપાવવામાં નહી આવે.**

**ટીકા**—આ કલમ નવી છે.તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

લેહેણદારની જે રકમ લેહેણી હોય તે કરતાં ઓછી રકમ તેને આપવા માંડવામાં આવે તો તે કબુલ કરવાને બંધાએલો નથી. તેનો મુદલ તથા વ્યાજનાં તમામ નાણાં મળવાનો હક્ક છે, માટે તેનું જે લેહેણું નીકળતુ હોય તે પેટે તેને આપવામાં આવે તે નહી લેવાથી તેનો વ્યાજ લેવાનો હક્ક જતો નથી ૭ વી રી. ૨૦; ઈ. લા. રી. ૩ ક. ૧૬. આ નિયમ પ્રમાણે કોર્ટોમાં સંપૂર્ણ રીતે ચાલવામાં આવતું નથી, અને હુકમનામાના દેણદારોને અનામત મુકેલી રકમ બાબત વ્યાજ અનામતની તારીખથી અપાવવાનો અનામતનો ફાયદો આપવામાં આવે છે ૧૨ વી. રી. ૫૦, ૧૬ વી. રી. ૩૦૪. જે કામોમાં નાણાં પરભાર્યાં લેહેણદારને આપવા માડેલાં હોય, તે કામમાં તે લાગુ છે કે નહી એ અંદેશા ભરેલું છે. ૧ ક. લા રી. પાનું. ૪૭૦.

શરત વિના નાણાં આપવા માંડવાં કયારે થાય છે તે વિશે, ઈ લા. રી. ૩ ક. ૪૬૮ જુઓ.

અનામત મુકેલીરકમ વાદી પોતાના દાવાનો કાંઈ ભાગ પત્યાતરીકે સ્વીકારે ત્યારે શીરીતેકરવું.

**૩૭૯. પોતાના દાવાનો માત્ર કંઈ ભાગ પત્યા દાખલ તે રકમ વાદી સ્વીકારે તો, બાકીને વાસ્તે પોતાની ફરીયાદ ચલાવવાને તે મુખત્યાર છે. અને પ્રતિવાદીએ મુકેલી રકમથી વાદીનો દાવો પુરેપુરો પત્યો છે, એમ કોર્ટ ઠરાવ કરે તો, અનામત મુકયા પછી થએલું ફરિયાદનું ખરચ તથા તે પેહેલાંનું વાદીના દાવાની વધારાની રકમથી થએલું જેટલું ખરચ હોય તે વાદીએ આપવું.**

જ્યારે વાદી દાવો પુરેપુરો પત્યા તરીકે તે રકમ સ્વીકારે ત્યારે શી રીતે કરવું.

**પોતાનો દાવો પુરેપુરો પત્યા દાખલ તે રકમ વાદી સ્વીકારે તો તે મતલબનું તેણે કોર્ટને લખીને આપવું; અને તે લખેલું દાખલ કરીને તે પ્રમાણે કોર્ટે ફેંસલો આપવો; અને દરેક પક્ષકારનું ખરચ કોણે આપવું એ ફરમાવવામાં. તે કજીઆમાં કયો પક્ષકાર વધારે ઠપકો આપવા જેવો છે એ વાત કોર્ટે વિચારમાં લેવી.**

**દ્રષ્ટાંતો.**

**(अ.) अ. ને ब. ના ૩૧૦૦) દેવા છે. રૂપીયાની ઉઘરાણી ન કરતાં તથા ઉઘરાણી કરવાથી જે ઢીલ થશે તેથી પોતાને કંઇ ગેરફાયદો થશે એમ માનવાનું કારણ ન છતાં તે રકમને વાસ્તે अ. ના ઉપર ब. ફરિયાદ કરે છે. ફરિયાદ દાખલ થયા પછી अ. તે રૂપીયા કોર્ટમાં ભરે છે. ब. તે રકમ પોતાનો દાવો પુરેપુરો પત્યા તરીકે સ્વીકારે છે, તોએ કોર્ટે તેને કંઇ ખરચ અપાવવું ન જોઇએ, કેમકે તેની તરફનો વાદ વિના કારણ હતો, એમ અનુમાન થાય છે.**

(ब). દ્રષ્ટાંત (अ) માં કહેલી હકીકતો છતાં (अ) ના ઉપર (ब). ફરિયાદ કરે છે ફરિયાદ દાખલ થયા પછી अ. દાવામાં વાંધો લે છે. ત્યાર પછી अ. કોર્ટમાં તે રકમ ભરે છે. ब. તે રકમ પોતાનો દાવો પુરેપુરો પત્યા તરીકે સ્વીકારે છે. આમાં કોર્ટે ब. નું ખરચ અપાવવું જોઈએ. કેમકે વાદ ચલાવવો જરૂર હતો એમ अ. ની વર્તણુંક બતાવે છે.

(क). अ. ને ब. ના રૂ. ૧૦૦) દેવા છે, અને તે રકમ ફરિયાદ થયા શિવાય આપવાને તે ખુશી છે ब રૂ. ૧૫૦) માગે છે. અને તેટલી રકમની अ. ઉપર ફરિયાદ કરે છે ફરિયાદ દાખલ થયા પછી अ. રૂ. ૧૦૦) કોર્ટમાં ભરે છે, અને બાકીના રૂ ૫૦) આપવાની તેની જવાબદારી બદલ માત્ર તે વાંધો લે છે. ब. તે સો રૂપીયાની રકમ પોતાનો દાવો પુરેપુરો પત્યા તરીકે સ્વીકારે છે. કોર્ટે તેને अ. નું ખરચ આપવાનો હુકમ કરવો.

**ટીકા**—આ કલમ નવી છે. તે હા. કોર્ટ તથા ઝીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. રૂ ૨૫૩૭૮) લેવાના દાવામાં પ્રતીવાદીઓ રૂ ૧૪૬૯૦) આપવા માંડેલા, અને ઈસ્યુ કાહાડયા પછી કોર્ટની પરવાનગીથી રૂ. ૧૭ ૨૫૦) ભરવામાં આવ્યા તે કોર્ટે કબુલ કરયા. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ઈસ્યુ મુકરર કરતા સુધીનું ખર્ચ મળવાનો વાદીનો હક છે. ૧ મુંબાઇ. પાનું. ૭૦.

---

## બાબ ૨૪ મો.

### ખરચને વાસ્તે જામીન માગવા વિષે.

---

ફરીયાદનું કામ ચાલતાં ખરચ ને સારૂ વાદી પાસેથી જામીન ક્યારે મંગાય.

૩૮૦. એકલો એક વાદી અથવા (એક કરતાં વધારે વાદીઓ હોય ત્યારે બધા વાદીઓ બ્રીટીશ ઈંડિયાની બાહાર રેહેનારા છે, અને તે વાદી પાસે અથવા તે વાદીઓ પઇકી કોઈની પાસે ફરિયાદની મીલકત શિવાય પુરતી સ્થાવર મીલકત બ્રીટીશ ઈંડિયામાં નથી એમ કોઇ ફરિયાદ કરતી વખતે અથવા ત્યાર પછી ફરીયાદનું કામ ચાલતાં કોઈ વખતે કોર્ટને જણાય તો, પોતાને મનથી અથવા કોઇ પ્રતીવાદીની અરજ ઉપરથી, કોઈ પ્રતીવાદીનું થએલું તથા હવે પછી થવાનો સંભવ હોય તે બધું ખર્ચ આપવાના જામીન, હુકમમાં મુદત ઠરાવીને તે ઠરાવેલી મુદતની અંદર આપો, એમ વાદી અથવા વાદીઓને હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

પૈસા સારૂ જે દાવામાં સ્ત્રી વાદી હોય તે દાવામાં કોઈ પણ પ્રતીવાદીની અરજ ઉપરથી જો કોર્ટની એમ ખાત્રી થાય કે સદરહુ વાદી પાસે ફરિયાદની મીલકત શિવાય પુરતી સ્થાવર મિલકત બ્રિટિશ ઈંડિયામાં નથી તો તે કોર્ટ,ફરિયાદનું કામ ચાલતાં કોઈ પણ વખતે તેવોજ હુકમ કરવા મુખત્યાર છે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૪, ૩૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લાઅંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

બજાવણી બંધ રાખવા બાબતમાં જામીન વિશે કલમ ૫૪૫–૭ અને ૬૦૮ જુઓ, તથા અપીલ ફાઈલ કરવામાં આવી હોય તેમાં ખર્ચ બાબત કલમ ૫૪૯ જુઓ.

કાઠીયાવાડમાં વઢવાણુ તે ઈંગ્રેજ સરકારના મુલકની અંદર છે.ઈ.લા.રી.૯ મું. ૨૪૪.

પરરાજ્યના રેહેવાશીએ જામીન આપવા જોઈએ. પછી પ્રતીવાદી પરરાજ્યનો રેહેવાશી હોય તોપણુ ચિંતા નહી. ૧૨ વી. રી. પાનું. ૪૬૫

અથવા તે વાદી તરીકે સાર્વજનિક હક બતાવનાર હોય; ઓર્ક. ૪૦; પણુ ઇંગ્રેજી રાજ્યની અંદર રેહેનાર વાદી હોય તે બીજા પ્રાંતની અંદરનો હોય તોપણુ તે પ્રમાણે બંધાએલો નથી. કોરીંટન પાનું. ૧૧.

કોર્ટમાં જામીનોએ જાતે હાજર થવું એવી કાયદા પ્રમાણે ફરજ ના હોય, પછી તેમ હાજર થવાનો રીવાજ હોય; સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૫૪ પાનું ૩૫૮. જો જામીન આપવામાં આવ્યા હોય અને જો એમ બતાવવામાં આવે નહી કે તે હકુમતને તાબે નથી અથવા તેમની હકુમતની અંદર મીલકત નથી તો, નવા જામીન માગવામાં આવશે નહીં. ફુલટન પાનું ૪૮૦.

અપીલવાળાએ નાદારીમાં ખરચના જામીન આપવાની કસુર કરી, અને અપીલવાળાના સોલીશીટરને પ્રથમ લખ્યા શિવાય અપીલના પ્રતીવાદીએ અપીલ કાહાડી નાંખવાની અરજીની નોટીસ આપેલી, અને ત્યાર પછી જામીન આપ્યા. તેમાં ઠરાવ્યું કે તે અરજીનું ખર્ચ આપવાને અપીલવાળો જવાબદાર છે. ૧૦ ચ. ડીવ. અને ૧૯ ચ. ડીવ. પાનું. ૪૫૭.

દાવો કરતી વખતે ફક્ત હિંદુસ્થાનમાં ઈંગ્રેજ સરકારના રાજ્યની અંદર હોવાથી જામીન આપવાની જવાબદારી દુર થતી નથી. અને એક કામમાં ચાર માસથી ત્યાંહાં રેહેવામાં આવેલું અને એમ કેહેવામાં આવેલું કે કાયમ રેહેવાનો ઈરાદો છે, તોપણુ તે પુક્ત નથી એમ ગણુવામાં આવેલું છે. ઇ. લા. રી. ૩ મુંબાઈ, પાનું. ૨૨૭.

આ કાયદા પ્રમાણે એવું જણાય છે કે સાજસથી અથવા ત્રીજા પક્ષકારની ઉશ્કેરણીથી દાવો કરેલો હોય તો, વાદી પાસેથી જામીન માગી શકાતા નથી. પ્રથમ તેની પાસે તે પ્રમાણે કરવા માગી શકાતા હતા. ફુલટન. પાનું. ૧૫૭.

વશીયત કરનારે ધર્મનો ટ્રસ્ટ ઉત્પન્ન કરેલો, તે ટ્રસ્ટના ટ્રસ્ટીઓ ઉપર તે હિંદુ વશીયત કરનારના વારસે દાવો કર્યો, પણુ વારસોનો તેમાં કાંઇ હક નહી હતો, માટે ખર્ચના જામીન તેમણે આપવા જોઈએ. ૬ ક. લા. રી. પાનું. ૫૮.

જામીનખતની રૂઇએ કામ ચલાવવાની યોગ્ય રીતી બાબત, ઈ.લા.રી. ૫ ક.૪૩૭ જુઓ.

જામીનઆપવામાં કસુરથાયતોતેનું ફળ. **૩૮૧. આ પ્રમાણે ઠરાવેલી મુદતમાં તેવા જામીન આપવામાં ન આવે, અને કલમ ૩૭૩ ના ઠરાવ પ્રમાણે વાદી અથવા વાદીઓને ફરિયાદ કાઢી લેવાની રજા આપવામાં ન આવે, તો કોર્ટે તે ફરિયાદ કાઢી નાંખવી.**

**અથવા સદરહુ મુદત શાવાસ્તે વધારવી તેનું વાદી અથવા વાદીઓ સબળ કારણુ દેખાડે તો, કોર્ટને વધારવાનો અધિકાર છે.**

**જ્યારે આ કલમ પ્રમાણે ફરિયાદ કાહાડી નાંખવામાં આવે ત્યારે વાદી તે કાહાડી નાંખ્યાનો હુકમ રદ કરવાનો હુકમ મેળવવા અરજી કરવા મુખ-**

ત્યાર છે, અને જો કોર્ટની ખાત્રી મુજીક શાબિતી થાય કે ઠરાવેલી મુદતની અંદર જામીન આપવામાં કાંઈ પુરતા કારણથી તેને અટકાવ થયો હતો તો, સદરહુ કોર્ટે સદરહુ કાહાડી નાંખ્યાનો હુકમ, જામીન, ખર્ચ અથવા બીજી રીતની પોતાને યોગ્ય લાગે તે શરતો કરીને રદ કરવો, અને ફરિયાદનું કામ આગળ ચલાવવાને દિવસ નિમવો.

સદરહુ કાહાડી નાંખ્યાનો હુકમ, વાદીએ પોતાની અરજી વિષેની લેખી નોટીસ પ્રતિવાદીને પોંહોચાડી ન હોય તો, રદ કરવો નહી.

કલમ ૧૦૩ મુજબની અરજીના સબંધમાં સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદતના કાયદાના ઠરાવો, તથા એવી અરજી કહાડી નાંખવાના હુકમ ઉપર કરેલી અપીલના સબંધમાં આ કાયદાના ઠરાવો, ફરિયાદ કાહાડી નાંખ્યાનો હુકમ રદ કરવાના હુકમ માટે આ કલમ પ્રમાણે કરેલી અરજીને, તથા એવી અરજી કહાડી નાંખવાના હુકમ ઉપર કરેલી અપીલને, બની શકશે તેટલે સુધી અનુક્રમે લાગુ પડશે.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે દાવો કાઢી નાખતાં પેહેલાં કોર્ટે જોવું જોઈએ કે જામીન આપવાના હુકમની નોટીસ અપીલવાળાની ઉપર અથવા તેના વકીલ ઉપર બજાવવામાં આવી છે. ઈ. લા. રી. ૫ મ. પાનું. ૨૬૫.

એવી ઠરાવેલી મુદતની બાબતમાં ઈ. લા. રી ૨ ક. ૨૭૨, ઈ. લા. રી. ૧૦ ક. ૫૫૭.

આ કલમ પ્રમાણે જે સખસનો દાવો કાહાડી નાખવામાં આવેલો હોય, અને પ્રતીવાદી તેજ બાબત ઉપર આધાર રાખતો હોય તો તે પ્રથમના દાવામાં તે હકીકત બતાવી શકે છે, જો પાછળના દાવામાં તે વાદી હોત તો, તે તેમ કરી શકે કે નહી એ એક સવાલ છે. ઈ. લા. રી. ૬ મું. પાનું. ૪૮૨.

આ કલમ પ્રમાણેનો હુકમ તે હુકમનામું છે, માટે તે ઉપર અપીલ ચાલી શકે છે, સબબ કલમ ૬૨૨ પ્રમાણે હાયકોર્ટ તેની ફરીતપાસ કરી શકતા નથી. ઈ. લા. રી. ૮ અ. પાનું. ૧૦૮.

બ્રિટીશ ઇંડિયાની બાહાર રેહેવાનું.

૩૮૨. કોઈ સખસ એવે પ્રસંગે બ્રિટીશ ઇંડિયા છોડીને જાય કે તે ઉપરથી, ખર્ચ આપવાનું તેને કહેવામાં આવે ત્યારે તે મળવાનો નહી, એવો વ્યાજબી સંભવ જણાય; તો તે કલમ ૩૮૦ ના અર્થ પ્રમાણે બ્રિટીશ ઈંડિયાની બાહાર રેહેનારો ગણાશે.

ટીકા—આ કલમ નવી છે તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કામનો ફેંસલો થતા પેહેલાં જો વાદી હિંદુસ્તાન માંહેનું ઈંગ્રેજી રાજ્ય છોડે તો, આ કલમ પ્રમાણે જામીન લેવાને પ્રતીવાદીએ અરજ કરવી જોઈએ. ૮ વી. રી. ૨૦૫ માટે જો યોગ્ય સંભવિતપણું ના હોય કે જ્યારે ખર્ચ આપવાને તેને હુકમ કરવામાં આવશે એટલે તે તરત આવશે, અથવા હિંદુસ્તાન માંહેના ઈંગ્રેજી રાજ્યની અંદર તેની જોઈતી સ્થાવર મીલકત છે તો, તેણે જામીન આપવા જોઈએ.

અપીલમાં ખર્ચ બાબત કલમ ૫૪૯ જુઓ.

# બાબ ૨૫ મો.
## કમિશન વિષે.
### અ.—સાક્ષિઓની જબાની લેવાનું કમિશન.

સાક્ષીઓની જબાની લેવા સારૂ કોર્ટ જે પ્રસંગે કમિશનકાઢી શકે તે

**૩૮૩. કોર્ટની હકુમતની સ્થાનીક હદમાં રેહેનારા જે શખસોને કોર્ટમાં હાજર રેહેવાની આ કાયદા પ્રમાણે માફી મળી હોય, અથવા મંદવાડ કે નબળાઇને લીધે જેઓ કોર્ટમાં હાજર રહી શકે એવા ન હોય, તેમની સવાલનામાથી અથવા બીજી રીતે જબાની લેવા સારૂ કોઈ પણ કોર્ટ કોઇ પણ ફરિયાદમાં કમિશન કાઢવાને મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કમીશન કાહાડવું કે નહી તે કોર્ટના કુલઅખત્યાર ઉપર છે, માટે જોઈતી હકીકત બતાવવામાં આવી છે કે નહી તે સવાલ છે ૧ હાઈડ, ૧૮; પરતું સાક્ષીઓ તપાસવાથી ઉપયોગી હેતુ પાર પડશે એવું જડજના સમજવામાં બરોબર આવતું ના હોય તેથી તે કાહાડવાની ના કેહેવામાં આવવાથી તે કુલઅખત્યાર યોગ્ય રીતે વાપરેલો છે, એમ પતું નથી. ૧૫ વી. રી. પાનું. ૪૪૭.

જો કોઈ સાક્ષી ઘણો માંદો અથવા નબળો હોય તો, અલબતે ઘણુંકરીને કમીશન કાહાડવામાં આવશે. ૧૫ વી. રી. ૪૪૭; જો કામ તે દીવસના તરતના પાટીયામાં નાંખેલું હોય, અને જો કમીશન કાહાડવાથી પ્રતીવાદીને હરકત થાય તેવું ના હોય, અથવા તેને નુકશાન અથવા અગવડ થએલી ના હોય તો, ૧ હાઈડ, ૨૬૯. અને તે કામમાં ખર્ચ ઘણું કરીને ખર્ચ છે. કારીંટન. ૧૧. પરંતુ એકાદો પક્ષકાર પોતે ઘણો માંદો છે, વિગરે કારણુ બતાવે નહી તો, તેની પોતાની ખાયસથી તેને તપાસવાનું કમીશન કાહાડવામાં આવશે નહી. ૧ ઈં. જુ. ન્યુ સી. ૩૫૭, તેમ આ કાયદા પ્રમાણે જે સ્રીને તેની પાલખીમાં તપાસવાની મારી ના હોય તે સ્રીને તપાસવાને કમીશન કાહાડવામાં આવશે નહી. ૧૮ વી. રી. ૨૩૦; તેમ ન્હાની વયના બાળકને તપાસવાને તે કાહાડવામાં આવશે નહી. ૨ હાઈડ, ૧૫૨, તેમ સામા પક્ષકારને નોટીસ આપ્યા વગર જુબાની લેવાનું કમીશન કાઢવું તે હરકત ભરેલું છે. ૩ વી. રી. ૧૪૭. તેમ જે કારણુ આ કલમમાં બતાવેલું નથી તેવા કોઈ કારણુથી તે કાહાડવામાં આવશે નહી. ૨, ટેલર અને બેલ. પાનું. ૧૯૪.

આ કલમમાં કહેલી હકીકત શિવાય કેદી ફકત હાજર થઈ શકતો ના હોય, તેથી તેની શાહેદી લેવાને માજીસ્રેટ ઉપર કમીશન કાહાડી શકાતું નથી. ૭ વી. રી. પાનું. ૩૪૯

કેદીઓની બાબતમાં સન ૧૮૬૯ ના આકટ ૧૫ માનો ભાગ ૩ જુઓ.

કમિશન કાઢવાનો હુકમ.

**૩૮૪. પોતાની મેળે કે ફરિયાદનો કોઇ પક્ષકાર, અથવા જેની શાહેદી લેવી હોય તે સાક્ષી સોગનનામાને આધારે અથવા બીજી રીતે અરજ કરે ત્યારે, તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સામા પક્ષકારને નોટીસ કાહાડ્યા વિના કમીશન કાહાડવું નહી જોઇએ. ૩ વી. રી. ૧૪૭

કોર્ટની હકુમતમાં સાક્ષી રેહેતો હોયત્યારે

**૩૮૫. કમિશન કાઢનારી કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં રેહેનારા કોઇ સખસની જબાની લેવાનું કમિશન, તે બજાવવાને કોર્ટને જે કોઈ સખસ યોગ્ય લાગે તેના ઉપર, મોકલીશકાય.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે સખસના ઉપર કમીશન મોકલ્યું હોય તેણે શાક્ષીઓને હાજર કરવા યોગ્ય ઈલાજો લેવા જોઈએ. નો. વે. પ્રા. હા. રી વા. ૨ પાનું. ૨૧૦.

કોઈ પક્ષકાર પોતાની જુબાની કમીશનથી લેવરાવવા અરજ કરે, ત્યારે તે ઘણોજ કાયલી હોવો જોઇએ. તે સિવાય કમીશન કાઢવામાં નહી આવે. ૧ ઈ. જુ. ન્યુ. સી. પાનું.૩૫૭

કયા સખસોની જબાનીમાટે કમીશન નીકળે તે.

**૩૮૬. કોઈ પણ કોર્ટ કોઈ પણ ફરિયાદીમાં નીચેના સખસોની જબાની લેવાનું કમીશન કાઢી શકે:—**

**(अ.) પોતાની હકુમતની સ્થાનિક હદની બાહાર રેહેનારા કોઈ સખસની,-**

**(ब.) જે તારીખે તેમની જબાની કોર્ટમાં લેવાની હોય તે પેહેલાં તે હદ છોડી જવાના હોય તે સખસોની; અને**

**(क.) સરકારના જે લશ્કરી ને મુલકી અમલદારો જડજના અભિપ્રાય પ્રમાણે સરકારી કામમાં ખલેલ પોહોંચ્યા શિવાય હાજર થઇ શકે નહી, તેમની.**

**હાઈકોર્ટ અથવા રંગુનની રીકાર્ડર કોર્ટ શિવાયની બીજી જે કોઈ કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે સખસ રેહેતો હોય તે કોર્ટ ઉપર અથવા કમિશન કાઢનારી કોર્ટને જે પ્લીડર અથવા બીજા સખસને, આ બાબતમાં હાયકોર્ટની હરકોઇ કાનુનોને અનુસરીને, નિમવાનું યોગ્ય લાગે તે પ્લીડર અથવા સખસ ઉપર તે કમીશન મોકલવાનો અખત્યાર છે.**

**આ કલમ પ્રમાણે કોઇ કમીશન કાઢતી વખતે કોર્ટે ફરમાવવું કે, તે કમીશન પોતાને ત્યાંજ પાછું મોકલવાનું છે કે કોઇ તાબાની કોર્ટમાં પાછું મોકલવાનું છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા ઈલાકાની તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સ્થાનિક હકુમતની બાહાર એકાદા સખસને તપાસવાનું કમીશન કાહાડવાની ના કેહેવાને અથવા કમીશન કાહાડવાને કોર્ટને કુલઅખત્યાર છે, પરંતુ તે કુલઅખત્યાર ન્યાયની રૂઈએ વાપરવો જોઈએ. ૧૫ વી. રી. ૪૪૭; અને સાક્ષીને રેહેવાની જગો દૂર હોય તે કરતાં બીજા કોઇ કારણથી તે બાબતની દરખાસ્તને પુષ્ટી થવી જોઈએ. જો સાક્ષી ગ્રાહીત સખસ હોય તો કમીશન કાહાડવું બરોબર અને વ્યાજબી છે, પરંતુ જો તે દરખાસ્ત કરનારનો નોકર હોય તો, તે પ્રમાણે નથી. ૨૦ વી. રી. ૨૫૩; ખર્ચ તે મુકરદમાનું ખર્ચ સમજવાનું છે. કોરીંટન, પાનું. ૧૧.

અગત્યનો સાક્ષી તપાસવાને તે અલબત કાહાડવું, પણ જો ઘણું મજબુત કારણ બતાવવામાં ના આવે તો, પક્ષકારના ઉપર તેની પોતાની અરજ ઉપરથી કાહાડવું નહી જોઇએ. ૧ ઇ જ્યુ ન્યુ. સી. ૩૫૭. સામા પક્ષકારને નોટીસ આપવી જોઇએ. ૩ વી.રી ૧૪૭.

**રેહેવાસી**—સ્માલકાજકોર્ટની સ્થાનિક હકુમત બાહાર ફોજદારી ગુન્હા સબંધી अ. ને કેદમાં રાખવામાં આવ્યો હતો, તેથી જડજે તેને તપાસવાનું માજીસ્ટ્રેટ ઉપર કમીશન કાહાડયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે अ. નું કુટુંબ હકુમતની અંદર રેહે છે, માટે अ. પાછો આવવાને ઇરાદો રાખે છે, એવું વ્યાજબીરાહે અનુમાન થાય છે, સબબ કમીશન કાહાડવું નહી જોઇએ. ૭ વી. રી. પાનું ૩૪૯.

બ્રિટીશ ઇંડિયામાં ન હોય તેવા શાક્ષીની જબાનીલેવાનું કમિશન.

**૩૮૭. બ્રિટીશ ઇંડિયાની બાહાર કોઈ ઠેકાણે રેહેનારા કોઇ સખસની જબાની લેવા સારૂ કમિશન કાહાડવાની જે કોર્ટને અરજ કરવામાં આવી હોય તે કોર્ટની ખાત્રી થાય કે, તે સાક્ષીની સાહેદી જરૂરની છે,તો, તે કમિશન કાઢવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭૭, ૧૭૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ ૮ મા આકટની કલમ ૧૭૭ મી કરતાં ઘણી ગોહોળી છે. કમીશન પ્રમાણે સાક્ષીઓની તપાસ સોગન અથવા પ્રતિજ્ઞા ઉપર કરવામાં આવી હોય તો તે જુબાનીઓ પુરાવમાં વાંચવા લાયક થવાને કલમ ૩૯૦ પ્રમાણેની હકીકત શાબેત કરવાથી પક્ષકારોની કબુલત વિના તે પુરાવ દાખલ કરવા લાયક છે. ૨ બં. લા. રી. પાનું. ૭૩.

ઇંગ્લંડમાં શાક્ષીઓ તપાસવાની છ માસની કમીશનની મુદત ઘણી લાંબી છે, એમ ગણવામાં આવેલું નથી. ફુલટન. પાનું. ૧૬.

ઈ લા. રી. ૯ મ. પાનું. ૨૫૬ નો ઠરાવ કલમ ૧૩૦ ની ટીકામાં છે, તે જુઓ.

કમીશનને અનુસરીને કોર્ટે સાક્ષીની જબાની લેવી.

**૩૮૮. કોઈ સખસની જુબાની લેવાનું કમીશન જે કોર્ટને મળ્યું હોય, તે પ્રત્યેક કોર્ટે કમીશનને અનુસરીને તે સખસની જુબાની લેવી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સન ૧૮૭૩ ના આકટ ૧૦ માની કલમ ૪ પ્રમાણે સોગન અથવા પ્રતિજ્ઞા આપવાનો કોર્ટને અગર કમીશનને અખત્યાર છે, અને કલમ ૫ પ્રમાણે શાક્ષીઓની જુબાની પુરાવના કાયદાને અનુસરીને લેવી જોઇએ. શાક્ષી મુખજુબાનીથી લેવાની છે કે પ્રશ્નો ઉપરથી તપાસ કરવાની છે, તે વાત કમીશનમાં લખવી જોઇએ.

કમીશનથી લીધેલા શાક્ષીની જુબાની પ્રતિજ્ઞા ઉપર લીધી હોય તો, તે જુબાની પુરાવામાં દાખલ કરવા માટે પક્ષકારોની મંજુરીની જરૂર નથી. ૨ બે. લા. રી. પાનું ૭૩

શાક્ષીઓની જબાની સુધાંત કમિશન પાછું મોકલવું.

**૩૮૯. કમીશન બરાબર રીતે બજાવ્યા પછી તે કમીશન મુજબ લીધેલા પુરાવા સુધાંત તે, જે કોર્ટમાંથી નીકળ્યું હોય તે કોર્ટમાં પાછું મોકલવું. પરંતુ કમિશન કાડવાના હુકમમાં બીજી રીતે ફરમાવ્યું હોય ત્યારે તે ફરમાવ્યા મુજબ તે પાછું**

**મોકલવું, અને તે કમીશન તથા તે ઉપર કરેલો રીપોર્ટ, તથા કમીશન પ્રમાણે લીધેલો પુરાવો (નીચેની પેહેલી કલમને બાધ ન આવે એ રીતે) તે ફરિયાદના દફતરનો ભાગ ગણવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કમીશનરની રૂબરૂ સાક્ષીઓ હાજર કરવા સારૂ તેમને તપાસતા પેહેલાં જે ઈલાજો કરવાની જરૂર છે તે તમામ ઈલાજો કરવાની કમીશન તે કડાવનાર સખસની ફરજ છે. ૨ અલ્હા. ૨૧૦. તેઓને કોનસલે તપાસવા જોઈએ, અને આટર્નીએ તપાસવા નહી જોઈએ. કોરીંટન ૭. જે પક્ષકાર કમીશનમાં સામેલ થએલો હોય નહી તેનો તે કમીશનથી સાક્ષીની ઉલટ તપાસ કરવાનો હક છે. ૧૪ વી. રી. પાનું. ૧૭.

તેના રીટર્ન ઉપરથી એમ માલમ પડવું જોઈએ કે કમીશનરે તેને તથા જો ઇંટરપ્રીટર હોય તો તેને સોગન આપેલા હતા. ૮ બં. લા. રી. અ. ૧૦૧; અને કાયદા પ્રમાણે સાક્ષી લેવામાં આવી હતી. ૧૪ વી. રી. ૨૬૯; અને ઠરાવેલી મુદતમાં તે સાક્ષી લેવામાં આવી હતી. કમીશનનો અમલ ગમે ત્યારે થાય એવું હોય, અથવા અમુક તારીખે અથવા તે પેહેલાં કરવો એવું હોય. કમીશન પાછું મોકલવાનો છેલ્લો દીવશ વીતી ગયા પછી કમીશનરે સાક્ષીની જુબાની લીધી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે પુરાવમાં લેવાઇ શકાય નહીં. ૧૪ વી. રી. પાનું. ૧૭.

કમીશનના રીટર્ન સાથે જોડેલા અને પુરાવમાં બતાવેલા દસ્તાવેજોથી ઓળખાય તેવા દસ્તાવેજો બાબત જો કમીશનની રૂબરૂ પુરાવમાં આપતી વખતે હરકત લેવામાં આવી ના હોય તો, જે કામમાં તે કમીશન કાહાડવામાં આવ્યું હોય તે કામની સુનાવણી વખતે વાંચી શકાય છે. ૬ ક લા. રી. પાનું. ૧૦૯.

જે કામમાં રીપોર્ટ કરવામાં આવ્યો હોય તે કામમાં તે શાબેત થઈ શકે છે. ૧૨ ક. લા. રી. પાનું ૫૦.

જુબાનીઓ પુરાવમાંક્યારે વંચાય.

**૩૯૦. કમીશન ઉપરથી લીધેલો પુરાવો જે પક્ષકારની વિરૂદ્ધ તે આણ્યો હોય તેની સમતી શિવાય ફરિયાદમાં પુરાવા દાખલ વાંચવો નહી, પરંતુ:—**

**(अ). શાહેદી આપનાર સખસ કોર્ટની હુકુમત બહાર હોય, અથવા મરી ગયો હોય, અથવા મંદવાડ કે નબળાઈને લીધે જાતે શાહેદી આપવાને હાજર રહી શકતો ન હોય, અથવા કોર્ટમાં જાતે હાજર થવાની માફી મળી હોય તો, અથવા**

**(ब). ગઈ છેલ્લી રકમમાં કહેલી બાબતો પઈકી કોઈની શાબીતી ન લેવી એમ કોર્ટની નજરમાં આવે. અને-જે કારણને લીધે કમિશનથી શાહેદી લેવામાં આવી હોય તે કારણ બંધ થયું છે એવી શાબીતી છતાંએ કોઈ સખસની શાહેદી ફરિયાદમાં પુરાવા દાખલ વાંચવાને કોર્ટ અખત્યાર આપે તો, તેવી સમતીની જરૂર નથી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭૯ જેવી આ કલમ છે. ૧ આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

જે પક્ષકારે કમીશન કઢાવેલું હોય તે પક્ષકારે રીનર્ટ પુરાવામાં રજુ કરવું, એ તેની ફરજ છે.

પ્રતીવાદીઅણને કમીશનથી તેની પોતાની અરજ ઉપરથી તપાસવામાં આવેલી હતી. અને વાદીએ તેણીની સાક્ષીનો ભાગ વાંચવાને દરખાસ્ત કરી, એવી તકરારથી કે પ્રતીવાદીએ કમીશનરનું રીટર્ન જો રીતસર રજુ કર્યું નથી, તોપણ તે કામના કાગળોનો ભાગ છે, (કલમ ૩૯૩ જુઓ), અને તેને જવાબ દેવાનો હક્ક મળેલો છે, તેથી તેની તકરાર કાયમ રાખવામાં આવી. ૮ બં. લા. રી. અ. પાનું. ૧૦૨.

શાક્ષી હકુમતની બાહાર છે, મરણ પામેલો છે, અથવા તે તપાસ વખતે હાજર થઈ શકે તેવો નથી વિગરે બાબત શાબેત કરવામાં ના આવે તો, કમીશનથી લીધેલી શાક્ષી સાંભળવાને કોર્ટ ના કહી શકે છે. ૨૨ વી. રી. ૩૩૧; પરંતુ તે જુબાની જોતાંજ એમ માલુમ પડતું હોય કે તે સખસને હકુમતની બાહાર તપાસવામાં આવેલા છે તો, તે બસ છે. ૧૧ મુંબાઈ, પાનું. ૧૩૨.

કમિશનબજાવવાનાતથાપાછામોકલવાના ઠરાવો, પરરાજ્યની કોર્ટોએ કાઢેલાકમિશનને લાગુ પડેછે.

**૩૯૧. કમિશન બજાવવાના તથા પાછા મોકલવાના પાછળ જે નિયમો કહ્યા તેજ નિચે કહેલી કોર્ટોએ કાઢેલા કમિશનને લાગુ પડશે.**

**(अ) જે કોર્ટો બ્રિટીશ ઈંડિયાની હદની બાહાર હોય, અને જે મલીકામાઆઝમાના અથવા ગવરનર જનરલ ઈનકાંઉન્સિલના હુકમથી સ્થાપેલી હોય તે, અથવા**

**(ब). બ્રિટીશ ઈંડિયા શિવાયના બ્રિટિશ રાજ્યના કોઈ ભાગમાંની કોર્ટો, અથવા,**

**(क). જે તે વખતે મલીકામાઆઝમાની સાથે દોસ્તીમાં હોય તેવા કોઈ પરરાજ્યની કોર્ટો.**

**ટીકા**—આ કલમનો કેટલોક ભાગ નવો છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

## ब—સ્થાનિક તજવીજ કરવા સારૂ કમિશન.

સ્થાનિક તજવીજ કરવાનું કમિશન.

**૩૯૨. કોઈ ફરીયાદમાં અથવા કામમાં ટંટાની કોઈ બાબતની સફાઈ કરવા સારૂ અથવા કોઈ મિલકતની બજાર કીંમત કે કોઈ દરમ્યાનની ઉપજ કે નુકશાન કે વાર્ષિક ચોખો નફો નક્કી કરવા સારૂ સ્થાનીક તજવીજ કરવી કોર્ટને જરૂરની અથવા યોગ્ય લાગતી હોય, અને તે જડજ જાતે સુગમતાથી કરી શકતો ન હોય. તો પોતાને યોગ્ય લાગે તેવા સખસ ઉપર કમિશન મોકલવાને કોર્ટ મુખત્યાર છે. અને તેમાં એવું ફરમાવવું કે તમારે તે તજવીજ કરીને તેનો કોર્ટને રિપોર્ટ કરવો.**

**પરંતુ, આવું કમિશન કયા સખસોને આપવું એ વિશે સ્થાનીક સરકારે કંઈ નિયમ કર્યા હોય ત્યારે તે નિયમો પ્રમાણે કોર્ટે ચાલવું પડશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૦, ૩૦૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**જડજ જાતે**—જે કામમાં જડજ સ્થાનિક તપાસ કરે તે કામમાં તેમણે પરીણામ દફતરમાં લખવો જોઈએ, કે જેથી જડજના વિચારમાં તે શાબેત થએલી છે એમ પક્ષકારોના સમજવામાં આવી શકે. ૧૨ ક. લા. રી. પાનું. ૪૯૦.

**કમિશન કાઢવું**—સ્થાનિક તપાસ કરવાને કમીશન કાઢવું કે નહી એ વિશે જડજને ઘણોજ બોહોળો કુલઅખત્યાર આપેલો છે. ઈ લા. રી. ૪ ક. ૭૧૮, ૩ ક લા. રી. ૨૩૫. તેમના હુકમ ઉપર અપીલ ચાલતી નથી, અને જો કે તે બરાબર છે કે નહી તે વિશે રેગ્યુલર અપીલમાં સવાલ ઉઠાવી શકાય છે. (કલમ ૫૮૮), તોપણ તે સ્પેશીયલ અપીલ કરવાનો આધાર થઈ શકતું નથી. ૧ વી. રી. ૧૪૧, ૧૯૬, ૨૪૯, ૨૨ વી. રી ૧૮૩; પરંતુ ૧૨ વી. રી. ૭૬ જુઓ. તેમની પોતાની ખાયસથી કમીશન કાઢવાને તે બંધાએલા નથી. ૩ વી. રી. આક્ટ ૧૦ પાનું ૧૫૩. સાક્ષીઓને તપાસવા જેવી બાબતની પોતે વ્યવસ્થા કરી શકે તેવું હોય તો, તેમણે તે બાબત ના કેહેવી જોઈએ. ૯ વી. રી. ૮૩. ૧૪ વી. રી. ૧૯૦, પણ ૨૨ વી. રી. ૧૮૩ જુઓ; અને જો તેરૂ મંજુર કરે તો તેમણે પોતાનું કામ અમીનને નહી આપવાને સંભાળ રાખવી જોઇએ. કામમાં જે અગત્યના ઇસ્યુ હોય તેમાંના એક કરતાં વધારે ઇસ્યુની તપાસ તેવી હોય છે. ૨૩ વી. રી. ૨૮૭, અને જે કામમાં કોર્ટની નજરમાં અમુક જંગમ મીલકતની કીમતની તપાસ કરવાની જરૂર જણાય તે કામમાં હુકમનામું થયા પછી તે તપાસ રાખી શકાતી નથી. ૨૩ વી. રી. ૪૨૩. જે કામમાં દાવાની તારીખ પેહેલાં વિશેષે કરીને તકરારી બાબતનો કબજા ઉપર આધાર હોય તેવા તકરારી હદના કામમાં અમીન નીમવો નહી જોઇએ. ૧૭ વી રી. પાનું ૪૭૨.

જે કામમાં જડજે સ્થાનિક તપાસ કરવાને હુકમ કરયો હોય, તે કમીશન કાઢનાર જડજની બદલી થઇ હોય તો તેમની જગોએ આવનાર જડજે કમીશનની તજવીજ પુરી થયા અવલ હાથ નહી ઘાલતાં કામનો ફેંસલો કરતા પેહેલાં તેનો અમલ કરવો જોઇએ. ૧ વી. રી. ૧૦૨. તેમ એક તપાસ ચાલતી હોય તો તે રદ કરયા શિવાય તેજ કારણસર બીજી તપાસ કરવી નહી જોઇએ. ૨૩ વી રી. પાનું. ૯૩.

જ્યારે સ્થાનિક તપાસ કરવાની હોય ત્યારે તે કેવી વખતે કરવાની છે, તે વિશે પક્ષકારોને નોટીસ આપવી જોઇએ. ૧૨ વી. રી. ૧૩૯; ૧૭ વી. રી. પાનું. ૨૩૦.

અપીલકોર્ટે સ્થાનિક તપાસ કરવાને અસલકોર્ટના જડજને નીમવા નહી જોઇએ. ૧૭ વી. રી. પાનું. ૩૦૦.

જીલ્લાજડજ મુનસફને કમીશનર નીમી શકે છે. ૧૧ ક. લા. રી. પાનું. ૫૩૩.

**પાછું મોકલવું**—અપીલમાં જીલ્લા જડજે સબાર્ડીનેટ જડજનો ફેંસલો ફેરાવ્યો, અને કામ પાછું મોકલીને મુનસફે સ્થાનીક તપાસ કરવી એવો હુકમ કરયો, પણ તે તપાસ કરવા જઇ શકે તેવું નહી હતું, તેથી જડજે પોતાના સીરસ્તેદારને નીમ્યો સબાર્ડીનેટ જડજ તેના રીપોર્ટ પ્રમાણે ચાલ્યા. જડજને અપીલ કરતાં વાદીએ તે રીપોર્ટ બાબત પક્ષપાત કરયાના કારણથી હરકત લીધી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જડજને તે કામ પાછું મોકલવાનો અખત્યાર નહી હતો, એવા કારણથી કે તે રીપોર્ટ વિશે પાછળથી તે હરકત લેઇ શકતો નથી. ૧૬ વી. રી. પાનું. ૬૨. કલમ ૫૬૨ જુઓ.

કમિશનરે કામ કરવાની રીત — **૩૯૩. પોતાને જરૂર જણાય તેવી સ્થાનિક તપાસ કરયા પછી તથા પોતે લીધેલો પુરાવો લખી લીધા પછી કમિશનરે**

ત. **તે પુરાવો તથા તેની સાથે પોતાનો લખેલો રિપોર્ટ પોતાની સહી કરીને કોર્ટમાં મોકલવો.**

રિપોર્ટ અને જબાનીઓ એ ફરિયાદમાં પુરાવો ગણાશે. ખુદ કમિશનરની જબાની લેઈ શકાય.

**કમિશનરનો રિપોર્ટ તથા તેણે લીધેલો પુરાવો [પણ રિપોર્ટ શિવાયનો પુરાવો નહી] એ ફરિયાદમાં પુરાવો ગણાશે, તથા તે દફતરનો ભાગ ગણાશે. પરંતુ કમિશનરને સોંપેલી અથવા તેના રિપોર્ટમાં કહેલી કોઈ બાબત વિશે, અથવા તેની તજવીજ કરવાની રીત વિશે કોર્ટ અથવા કોર્ટની રજાથી ફરિયાદનો કોઈ પક્ષકાર ખુલ્લી કોર્ટમાં ખુદ કમિશનરની જબાની લેવાને મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૦ જેવી આ કલમ છે. ૫ બં. લા. રી. ૭૦. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

અમીનનો રીપોર્ટ રીટર્ન કરવાને એક દીવશ નીમવો જોઈએ. ૨૧ વી. રી. પાનું ૨.

**પુરાવ**—જો તપાસ પુરી થએલી હોય તો અમીનનો રીપોર્ટ ગમે તે હકીકતના આધારથી હોય, તોપણ તે પૂરાવ છે. ૧૯ વી. રી. ૨૧૩, ૧૩ વી. રી. ૪૧૨, ૮ વી. રી. ૨૮૭, પણ જે કામમાં તે રીપોર્ટ કરેલો હોય તે કામમાં તે પુરાવ છે. ૧૨ ક. લા. રી. ૫૦, પછી જો કે તે સાથે જુબાનીઓ જોડવામાં આવેલી ના હોય અથવા જો જોડવામાં આવેલી હોય તો થોડીક સોગન ઉપર નહી લેવાથી રદ કરેલી હોય, અથવા પુક્ત કારણ સિવાય કમીશન કાહાડેલું હોય અથવા ગેરશીરસ્તે કાહાડેલું હોય તો. ૭ વી રી. ૪૩. પણ જો અમીને કોર્ટની સ્થાનિક હકુમત બાહાર તપાસ કરવી એવો હુકમ કરેલો હોય તો, તે જુદી રીતે છે. ૧૦ વી. રી. પાનું. ૧૫૩.

**કામના કાગળોનો ભાગ**—રીપોર્ટ અને જુબાનીઓ કામમાં પુરાવ તરીકે સમજવાનાં છે, પણ તે નિશ્ચેકાર્ક પુરાવ નથી, અને તે કામના કાગળોનો ભાગ છે. ૧૭ વી. રી. ૨૭૦, માટે અપીલકોર્ટે તે વિચારમાં લેવાં જોઈએ, ૧૨ વી. રી. ૧૩૬; અને અસલકોર્ટમાં અથવા અપીલના કારણોમાં તે રીપોર્ટ વિશે કાંઈ હરકત લેવામાં આવેલી ના હોય તો, તે વિશેની હરકત સાંભળવી નહી જોઈએ. લા. રી. ૨ ઈ. અપીલ. ૩૪, પણ ૧૨ વી રી. પાનું. ૧૩૮ જુઓ.

જે પુરાવના આધારથી તે રીપોર્ટ કરવામાં આવેલો હોય તે ઉપર તે રીપોર્ટની બુજ છે. ૨૧ વી. રી. ૨૮૧. કોર્ટ તેનો એક ભાગ રદ કરે અને બીજો ભાગ કબુલ કરી શકે છે. ૧ વી. રી. પાનું. ૯૩

**અપીલ**—ફેંસલામાં સ્પષ્ટ રીતે પુક્ત કારણો બતાવેલાં હોય તે શિવાય સ્થાનિક તપાસના પરીણામમાં જો તે વિશેશે કરીને અસલકોર્ટે કબુલ કરયાં હોય તો, અપીલકોર્ટે હાથ ઘાલવો નહી જોઈએ, ૧૫ વી. રી. ૨૦; ૧૩ મુર. ૫૦૭; પણ ૧૯ વી. રી. ૩૬૧ જુઓ. તેમ રીપોર્ટ સાથે જે નુકશો જોડેલો હોય તે વિશે એકે પક્ષકારે હરકત લીધી ના હોય તો તે નુકશાનના સાચાપણા વિશે અસલકોર્ટે સવાલ ઉઠાવવો નહી જોઈએ, ૧૪ વી. રી. ૩૯૧, પણ ૧૭ વી. રી. ૫૨૨ જુઓ જો કોર્ટના અભિપ્રાયમાં એમ આવે કે તે રીપોર્ટ કોઈ બાબત ખામી ભરેલો છે, તો કોર્ટે કમીશનરને બોલાવીને તે તપાસવો જોઈએ. ૨૪ વી. રી. ૩૪૨; બીજી બાજુ તરફ કામમાં જે બીજો પુરાવ

હોય તે બીલકુલ નહી ગણુગારતાં તે રીપોર્ટના આધારથી ફેંસલો થવો નહી જોઈએ. ૨૪ વી. રી. પાનું. ૩૩૮.

**રીવાજ**—કમીશનરનો રીપોર્ટ પાછો આવે એટલે હરકતો સાંભળવાને એક દીવશ નીમવો જોઈએ, અને પક્ષકારોને નોટીસ આપવી જોઈએ. ૨૧ વી. રી. પાનું. ૨

## क.—હિસાબ તપાસવાનાં કમિશન.

હિસાબ નક્કી કરવાતથાતપાસવાનું કમિશન.

**૩૯૪. કોઈ ફરિયાદમાં હિસાબ તપાસવાની કે નક્કી કરવાની જરૂર હોય તો, પોતાને યોગ્ય લાગે તેવા સખસને તે તપાસ અથવા નક્કી કરવાનું ફરમાવીને તેના ઉપર કમિશન મોકલવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે

કલકતા હાયકોર્ટે ઠરાવ્યું છે કે જ્યારે ચોપડા કોર્ટમાં હોય અને તે વિશે હરકત લેવામાં આવેલી ના હોય તો કમીશન કાહાડવું નહી જોઇએ, અને જો કાહાડવામાં આવે તો કમીશનરે સાક્ષીઓ તપાસવા નહી જોઇએ. ૧૯ વી. રી. ૧૪. પણ આ ઠરાવ હાલ કાયદાનો સારો નિયમ થઈ શકતો નથી. કલમ ૩૯૮ જુઓ

હિસાબ લેઇને મીલકત વેચવા સારૂ કામ કમીશનરની ઓફીસ તરફ મોકલવાને હુકમનામું કરેલું હોય, તોપણ દાવામાં પક્ષકાર વધારવાને કોર્ટને અખત્યાર છે. ૮ મુંબાઈ. ૯૬.

હિસાબ લેવાની રીતી વિશે. ઈ. લા. રી. ૭ ક ૬૫૪ અને ઈ લા રી. ૬ ક. ૭૫૪ જુઓ.

હિસાબની જે રકમ ઉપર નીચેની કોર્ટમાં કાંઈ તકરાર લીધી ન હોય, તો પછી અપીલકોર્ટમાં તેવી તકરાર લેવાય નહી, પણ જે ધોરણ ઉપર હિસાબ કરચો હોય તે ધોરણમા ભુલ હોય તો તે અપીલકોર્ટ સુધારી શકે છે, પણ તે ભુલ નીચેની કોર્ટમાં તેનો વાધો લીધો હોય તો સુધારી શકે. ૧ મ. હા. રી. પાનું. ૪૧૮.

કમીશન નીમનારી કોર્ટમાં હિસાબ બાબત કાંઇ વાધો લેવામાં આવ્યો ના હોય, તો પણ તે વાધો અપીલમાં બતાવી શકાય છે. ૬ મું. હા રી. પાનું. ૧૪૯.

કમીશનના રીપોર્ટ ઉપર જો કે ઘણું વજન રાખવું જોઇએ, તોપણ અપીલકોર્ટ ઉપર તે છેક બંધનકાર્ક નથી. ૬ મ. હા. રી. પાનું. ૩૬.

કોર્ટે કમિશનરને જરૂરના હુકમોઆપવા.

**૩૯૫ જરૂર જણાય તેવા કામના કાગળ તથા જરૂર જણાય તેવા તપસીલવાર હુકમો કોર્ટે કમિશનરને આપવા,**

**અને તપાસ કરવામાં કમિશનર જે કામ ચલાવે તેજ માલ તેણે મોકલવું, કે તપાસને વાસ્તે તેને સોંપેલી બાબત ઉપર તેણે પોતાનો અભિપ્રાય પણ લખી મોકલવો, એ વિશે હુકમોમાં સ્પષ્ટ રીતે જણાવવું.**

કમિશનરઆગળ ચાલેલું કામ કોર્ટે પુરાવામાં લેવું અથવા જાસ્તી તપાસ કરવાને ફરમાવવું.

**કમિશનર આગળ ચાલેલું કામ ફરિયાદમાં પુરાવામાં લેવાશે. પરંતુ તે કામથી કોર્ટને નારાજી થવાનું કારણ હોય તો, જરૂર હોય તેવી જાસ્તી તપાસ કરવાનું કોર્ટે ફરમાવવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કમીશનરે સર્ટીફીકટ આપેલું હોય અથવા રીપોર્ટ કરેલો હોય તેના પ્રકાર વિશે તેમાં શું હોવું જોઈએ તથા અરજ કરવા ઉપરથી તેમની રૂબરૂની હકીકત વિશે કોર્ટ કેટલે દરજ્જે વ્યવસ્થા કરી શકે છે તે વિશે. ઈં લા. રી. ૩ મું. પાનું. ૧૬૧ જુઓ.

આ કલમ પ્રમાણે કમીશનરોને સોગન અથવા પ્રતિજ્ઞા આપવાની જરૂર નથી. ૩ અલ્હા ૨૧૭.

**હિસાબ**—મદ્રાસમાં અપીલકોર્ટો કમીશનરે લીધેલો હિસાબ જેનો અસલકોર્ટનો વિચાર થએલો હોય અને વિશેશે કરીને અમુક રકમો બાબત હરકત લીધેલી ના હોય તો, તેની વિગતમાં પેસતા નથી. કેવા નિયમથી તે હિસાબ લેવો જોઈએ તે વિશે તેઓ નિર્ણય કરે છે. ૧ મદ્રાસ. ૪૧૮, મુંબઈમાં જુદો અભિપ્રાય છે, માટે કાંઈ કારણથી અપીલકોર્ટોને ખાત્રી ના થાય તો વધારે તપાસ કરવાને ફરમાવી શકે છે. ૬ મુંબાઈ. ૧૪૮.

કોર્ટના હુકમથી અમીનને હિસાબ નક્કી કરવાનો હતો, અને વાદીની રૂબરૂ તે હિસાબ લેવામાં આવ્યો હતો, પણ તેમના પ્રોસીડીંગ વિશે વાદીએ કાંઈ હરકત લીધી નહી હતી; તેમાં ઠરાવ્યું કે અપીલકોર્ટે તેમાં હાથ ઘાલવો નહી જોઈએ. ૧૧ વી. રી. પાનું. ૩

**કબુલત**—હિસાબ લેવાના દાવામાં પક્ષકારોની કબુલતથી એવો હુકમ કરવામાં આવ્યો હતો કે હિસાબ લેવાને કામ કમીશનર તરફ મોકલવું જોઈએ, અને તેમણે કાયદાના સવાલો કોર્ટને માટે રાખી તે હિસાબ લેવામાં હકીકતના તમામ સવાલોનો નિર્ણય કરવાનો હતો તેમાં ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૧ પ્રમાણેના સાધારણ રેફરન્સથી આ રેફરન્સ જુદુ છે; અને કમીશનરે ઠરાવેલા હિસાબ સબંધી હકીકતના સવાલ વિશે કોર્ટ ફરીથી તપાસ કરી શકે છે કે નહી તે એક શક ભરેલું છે. લા રી. ૧ ઇ. અ પાનું. ૩૮૬.

**ખરચ**—કમીશનરનું ખર્ચ પ્રથમથી ભરવામાં આવેલું ના હોય તો, પછી હુકમનામામાં દાવાનું ખર્ચ આપવાને પ્રતિવાદીને હુકમ કરવામાં આવેલો, તોપણ તે રકમ તેમાં દાખલ કરવામાં આવી નહી હતી. ઠરાવવામાં આવ્યું કે જે પક્ષકારે પોતાના માટે કામ કરવાને કોર્ટને અરજ કરી હોય તે પક્ષકાર ઉપર કમીશનર દાવો કરી શકે છે, પરંતુ પક્ષકારને ખર્ચ બાબત જવાબદાર ઠરાવી શકતા નથી ઈં. લા. રી. ૪ મ. પાનું. ૩૫૯.

મુખ્યે મુનીમ ઉપર દાવો કરયો હોય, તેમાં હિસાબ લેવામાં આવે ત્યારે કેટલી રકમ લેહેણી છે તે કોર્ટે નક્કી કરવી જોઈએ, અને તે રકમ આપવાનું છેવટ હુકમનામું કરવું જોઇએ, અને વળી તે એજંટ હોય તે દરમિયાનમાં જે કાગળો, વોચરો વિગરે દસ્તાવેજો તેના કબજામાં હોય તે આપવાનું જરૂર હોય તો હુકમનામું કરવું જોઈએ, વિગરે. ઈં લા. રી. ૭ ક. પાનું. ૬૫૪.

## ૬. ભાગ પાડવાનાં કમિશન.

સરકારને મેહેસુલ ન ભરતી હોય તેવી સ્થાવર મીલકતના ભાગ પાડવાનું કમિશન

**૩૯૬. સરકારને મેહેસુલ ભરનારી ન હોય તેવી સ્થાવર મિલકતની કોઇ ફરિયાદમાં ભાગ પાડવાની કોર્ટને જરૂર જણાય તો, તે મિલકતની સાથે કયા કયા સખસો સબંધ રાખે છે અને તેમાં તેમના શા શા હક્ક છે એ નક્કી કર્યા પછી, તે હક્ક પ્રમાણે ભાગ પાડવા સારૂ પોતાને યોગ્ય જણાય તે સખસો ઉપર કમિશન મોકલવાને કોર્ટ મુખત્યાર છે.**

કમીશનરેકામ શી રીતે કરવું તે.

કમિશનરોએ મિલકત તપાશીને નક્કી કરવી, અને કમિશન કાઢવાના હુકમમાં ફરમાવ્યા હોય તેટલા તે મિલકતના હિસ્સા પાડવા, અને તે હિસ્સા પક્ષકારોને વેંહેંચી આપવા, અને જો હિસ્સાની કીમત બરોબર કરવા સારૂ એક બીજાને આપવાની રકમ ઠરાવવાનો સદરહુ હુકમમાં અખત્યાર આપ્યો હોય તો, તેમ કરવાને તે મુખત્યાર છે.

પછી કમિશનરોએ રીપોર્ટ તઇયાર કરીને તે ઉપર સહી કરવી, અથવા (તે એકમત ન થઈ શકે તો) જુદા જુદા રિપોર્ટ કરવા. તેમાં દરેક પક્ષકારનો હિસ્સો ઠરાવવો અને દરેક હિસ્સો (જો સદરહુ હુકમમાં તે રીતે ફરમાવ્યું હોય તો) માપણી તથા ચતુ:સીમાથી ઓળખાવવો. તે રિપોર્ટ અથવા રિપોર્ટો કમિશનની સાથે જોડીને કોર્ટને મોકલવા, અને તે રિપોર્ટ અથવા રિપોર્ટો વિશે પક્ષકારો જે કંઇ હરકત લે તે સાંભળ્યા પછી કોર્ટે તે રદ કરી નવું કમિશન નિમવું, અથવા (કમિશનરો પોતાના રિપોર્ટમાં એકમત થતા હોય તો, તે પ્રમાણે હુકમનામું કરવું.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લાઆંદરની સ્માલકોઝકોર્ટોને લાગુ છે.

એક કરતાં વધારે કમીશનરો નીમવાને કોર્ટ બંધાએલા નથી ૮ ક. લા. રી. ૪૧૫, ઈ. લા રી. ૭ ક. પાનું. ૩૧૩.

**મેહેસુલ આપનારી નહી**—જે સ્થાવર મીલકત સરકારને મેહેસુલ આપતી હોય, તેના ભાગ કલેક્ટર પાડી શકે છે. મેહેસુલ આપનારી જમીનનો વેહેંચણ કરવાનો દાવો દિવાનીકોર્ટમાં ચાલવા લાયક નથી, તોપણુ વાદીનો હિસ્સો નક્કી કરી વેહેંચણ કરાવવાને કલેક્ટર તરફ મોકલવા સારૂ કરેલો દાવો હકુમતની અંદર છે. ૨૨ વી. રી. ૧૧, ૨ ક. લા. રી. ૧૩૪, ઇ. લા. રી. ૭ ક. પાનું. ૧૫૩.

કમીશનમાં કમીશનરોએ ઘણા મતથી કામ કરવું એવો ઠરાવ કરેલો ના હોય, તોપણ તેઓને કોર્ટના અમલદાર તરીકે ગણવામાં આવે છે. ૧ બં. લા. રી. ૩; હવે પછી વેહેંચણ કરવાને કમીશનરો નીમવામાં આવે તેમના વિશે જુદું છે. કમીશનરોનો પોતાની ફી બાબત રીટર્ન ઉપર હક્ક નથી, માટે તે આપવામાં આવે ત્યાં સુધી તે રીટર્ન મોકલવાને તે ના કહી શકતા નથી.ઓર્ક.૨૪.૧૭ વી.રી ૮૭૦ નો ઠરાવ નવા કાયદા પ્રમાણેના કામોને લાગુ નથી.

જમીન ઉપર મીલકતની વેહેંચણ કરી તે હિસ્સા દાવાના પક્ષકારોને આપવા એવું કમીશન કાહાડવાનો હુકમ તે જો કે કલમ ૨ પ્રમાણે હુકમનામું છે, તોપણ કલમ ૩૯૬ ના શબ્દો પ્રમાણે એક હુકમ થાય છે. ઈ. લા. રી. ૧૨ ક પાનું. ૨૦૯.

ઈ. લા. રી. ૧૨ ક. પાને ૨૭૩ મે ઠરાવ છે, તેનો મતલબ આ કાયદાની કલમ ૨ નીચેની ટીકામાં છે, તે જુઓ.

વેહેંચણીના દાવામાં કોર્ટ આ કલમ પ્રમાણે પોતાને યોગ્ય લાગે તેવો કમીશનર, વેહેંચણી કરી આપવા સારૂ નીમી શકે છે. ઈ. લા. રી. ૭ ક. પાનું. ૩૧૮.

મીલકતની વેહેંચણ તેની ખરી કીમત બોલ્યા વિના થઈ શકતી ના હોય તો, તેના બદલામાં નાણાનું કંપનસેશન અપાવવું જોઈએ. ઈ. લા. રી. ૧૦ ક. પાનું. ૬૭૫.

## ङ. સમાન્ય ઠરાવ

કમિશનનું ખરચ કોર્ટમાં ભરવું. **૩૯૭. જે પક્ષકારની અરજ ઉપરથી અથવા જેના લાભને માટે કમિશન કાઢવું હોય તેણે કમિશનના ખર્ચને વાસ્તે કોર્ટને વ્યાજબી લાગે તે (જો કોઈ હોય તો) રકમ કોર્ટ નીમે તે વખતની અંદર કોર્ટમાં ભરવી, એવો આ બાબ પ્રમાણે કોઈ કમિશન કાઢયા પેહેલાં હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**--સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

તેહેનાના દાવામાં એક ઓરતની અરજ ઉપરથી તેણીને તપાસવાના કમીશનનું ખર્ચ દાવાનું ખર્ચ છે, એમ ગણવામાં આવેલું હતું. ઈ. લા રી ૫ ક. પાનું. ૮૬૬.

કમીશનરોના અખત્યાર **૩૯૮. કમિશનર નીમવાના હુકમમાં બીજી રીતે ફરમાવ્યું ન હોય તો, આ બાબ પ્રમાણે નીમેલો કોઇ કમિશનર નીચે પ્રમાણે કરવાને મુખત્યાર છે, એટલે:—**

(अ) **પક્ષકારોની પોતાની, તથા તેઓ અથવા તેઓમાંનો કોઈ જે સાક્ષીને હાજર કરે તેની, તથા પોતાને સોંપેલી બાબતમાં જે કોઈ બીજા સખસને બોલાવીને તેની શાહેદી લેવી કમિશનરની નજરમાં યોગ્ય જણાય તે સખસની શાહેદી લેવાને;**

(ब) **તજવીજ કરવાની બાબતને લાગુ પડે તેવા દસ્તાવેજો અને બીજી વસ્તુઓ મંગાવીને તપાસવાને;—**

(क) **હુકમમાં કહેલી કોઈ જમીન અથવા ઈમારતમાં કોઈ પણ વ્યાજબી વખતે દાખલ થવાને.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**અધિકાર**—કમીશનરને જે હુકમ કરવામાં આવે તે પક્ષકારની રૂબરૂ કરવા જોઈએ, અને જો તેઓ તે વિષે હરકત ન લે તો તે હુકમનો અમલ કર્યા બાબત પાછળથી તેઓ હરકત લેઈ શકતા નથી. ૧૧ વી રી. ૧૫૫. કમીશનના શબ્દથી હદ રાખવામાં આવેલી ના હોય તો તેમને જે તપાસ કરવાની બાબત સોંપેલી હોય તે બાબત તપાસ કરવાને તેમને પોતાની મરજી પ્રમાણેનો ઘણોજ ઓહોળો અખત્યાર છે. ૧૭ વી. રી. ૪૬૯; ૯ વી. રી. ૫૬૬; પણ તે પોતાના હુકમ ઉપરાંત જઈ શકતા નથી. ૨૧ વી. રી. ૨૮૦, ૨૪ વી. રી. ૩૮૮, અગર પોતાનો અખત્યાર બીજાને આપી શકતા નથી. ૧ સોમ. પાનું. ૧૫;

મુબાઈમાં અસલ બાજુમાં કમીશનરે હિસાબ લેવામાં કરેલો હુકમ માન્ય કરવાને સારૂ પક્ષકારને ફરજ પાડવાને જો કમીશનરે તેવો હુકમ કરયો હતો અને તે માન્ય કરેલો નથી એવું સર્ટીફીકટ આપે તો, પ્રથમ કોર્ટે તેવો હુકમ કર્યા સિવાય જપ્તી કાહાડી શકાય છે. ૧૦ મુંબાઇ, પાનું. ૪.

કમિશનરની રૂબરૂ સાક્ષીઓએ હાજર રેહે **૩૯૯. સાક્ષીઓને સમન કાઢવા બાબત, તેમના હાજર રેહેવા બાબત, તેમની જબાની બાબત તથા તેમના ભથા બાબત, અને તેમને શિક્ષા કરવા બાબત આ કાયદામાં જે ઠરાવો**

વા વિશે, જ બાની આપવા વિશે તથા તે મને શિક્ષા ક રવા વિશે.

છે તે, આ બાબ પ્રમાણે શાહેદી આપવાનું અથવા દસ્તાવેજ હાજર કરવાનું જે સખસોને કહ્યું હોય તેમને લાગુ પડશે. પછી જે કમિશનની બજાવણીમાં તેમને એ રીતે કહ્યું હોય તે કમિશન બ્રિટીશ ઇન્ડિયાની હદની અંદરની કે તે હદની બાહારની કોઈ કોર્ટે કાઢયું હોય તેની ચીંતા નહી.

આ કલમના કારણ સારૂ કમીશનર એ દિવાની ન્યાયાધિકારની કોર્ટ ગણવામાં આવશે.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કોર્ટના હુકમથી નીમાએલા લવાદની રૂબરૂ એક સખસ હાજર થાય તો, તેને પકડી શકાતો નથી. ૫ ક. લા. રી. પાનું. ૧૭૦.

કમિશનરની રૂબરૂ હાજરથ વાનેકોર્ટેપક્ષકા રોનેફરમાવવું.

**૪૦૦.** આ બાબ પ્રમાણે કમિશન કાઢવામાં આવે ત્યારે કોર્ટે ફરમાવવું કે પક્ષકારોએ પોતે અથવા પોત પોતાના મુખત્યારો કે પ્લીડરોની મારફતે કમીશનરની રૂબરૂ હાજર થવું.

એકતરફી કા મચલાવવાનું.

પક્ષકારો તે પ્રમાણે હાજર ન થાય તો કમિશનર એકતરફી કામ ચલાવે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે પક્ષકાર અમીનની રૂબરૂ હાજર થવાને ના પાડે, તે પક્ષકાર અમીનના રીપોર્ટ બાબત પાછળથી હરકત લેઈ શકતો નથી. ૬ વી. રી. પાનું. ૧૩૦.

એવું ઠરાવવામાં આવ્યું છે કે જે કામમાં વાદી કમીશનરની રૂબરૂ હાજર થવાને કસૂર કરે અને પ્રતિવાદી હાજર થાય તો વાદીનો દાવો ખરચ સાથે કાઢી નાંખવા લાયક છે. માર્સ ૧૩૯. એવું ઠરાવેલું છે કે જે કામમાં વાદી કમીશનરની રૂબરૂ હાજર થવાને કસૂર કરે અને પ્રતિવાદી હાજર થાય તો, વાદી પોતાનો દાવો ખરચ સાથે કાઢી નંખાવવાને જવાબદાર થાય છે.

અમીનો ઉપરના આરોપો વિશે જલદીથી તજવીજ કરવી જોઈએ. ૮ વી. રી. ૧૭૨.

# ભાગ ૩ જો.

## ખાસ પ્રસંગની ફરિયાદો વિશે.

# બાબ ૨૬ મો.

## નાદારોની ફરીયાદો.

નાદારીમાં ફરિયાદો આણી શકાય.

**૪૦૧.** નીચેના નિયમોને અનુસરીને નાદારીમાં કોઈ ફરિયાદ આણી શકાય.

**ખુલાસો**—આવી ફરિયાદ કરવામાં ફરિયાદ અરજીને વાસ્તે કાયદામાં ઠરાવેલી ફી ભરવા જેટલાં કોઈ સખસ પાસે પુરતાં સાધન ન હોય, અથવા

**જ્યાં તેવી ફી ન ઠરાવી હોય ત્યાં, ફરિયાદના વિષય તથા તેનાં જરૂરીયાત પેહેરવાનાં વસ્ત્ર શિવાય તેની માલકીની સો રૂપીયાની મિલકત ન હોય, ત્યારે તે સખસ ફરિયાદ કરવાને નાદાર કેહેવાય.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૯૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

નાદારીમાં અપીલો કરવા બાબત આ કાયદાની કલમ ૫૯૨ જોવી.

**વાદી**—વાદીએ સામાન્ય રીતે દાખલ કરેલા દાવાને નાદારીમાં ચલાવવાની પરવાનગી આપી શકાય છે. ઈ. લા. રી. ૨ ક. ૧૩૦, ઈ. લા. રી. ૮ મું. ૬૧૫. એક છોકરાએ નાદારીમાં પોતાનું દત્તવિધાન શાબેત કરવાને દાવો કરેલો હોય તો, તેને તેના બાપની પાસે દોલત હોવાથી હરકત થતી નથી, તેમજ ઓરત પોતાના ધણી પાસેથી પોતાનો દાવો ચલાવવાનું ખર્ચ મળવાને દાવો રાખી શકતી ના હોય તો, તેને નાદાર તરીકે દાવો કરવાને પોતાના ધણીની પાસે દોલત હોવાથી હરકત થતી નથી. ફુલટન, ૪૯૦.

**સગીર**—સગીરની તરફથી તેનો નાદાર ઇષ્ટમીત્ર દાવો કરી શકે છે. ૧૧ બં. લા. રી. ૩૭૩; સગીર નાદાર હોય તેને પોતાના ઇષ્ટમીત્રની મારફતે દાવો કરવાને હરકત છે, પણ જો તે સગીર નાદાર છે એટલુંજ નહી પણ તેનો ઇષ્ટમીત્ર પણ નાદાર છે એવો પુરાવ આપે તો હરકત નથી. ઈ. લા. રી.૩ મ. ૩ સગીર નાદારનો ઇરાદો નિષ્ફળ જવાથી ઇષ્ટમીત્ર ઉપર તેનું ખર્ચ નાંખવાને કાંઇ કારણ થતું નથી. ૨૫ વી. રી. પાનું ૩૧૬.

**વારસ વકીલ**—નાદારનો વારસ વકીલ નાદાર છે કે નહી તે વિશેની તપાસ કરવાની જરૂર નથી. જો કોર્ટની ખાત્રી થાય કે તે કાયદેસર વારસ વકીલ છે તો, તે દાવો ચલાવવાની તેને પરવાનગી આપવી જોઈએ. ૩ વી. રી. પરચુરણ પાનું. ૨૦.

એક્ઝીક્યુટર અથવા વહિવટદાર નાદારીમાં દાવો કરી શકે છે, ઈ. લા. રી.૭.મ. ૩૯૦.

પ્રતીવાદીને નાદારીમાં પોતાનો બચાવ કરવાની પરવાનગી આપી શકાય છે. ૬ ક. લા. રી પાનું. ૧૨૦

નાદારીમાં દાવો દાખલ કરવાની પરવાનગીની અરજી આપી હોય તે તારીખથી તે દાવો દાખલ કરયો ગણાશે. તે અરજી મંજુર કરી તે તારીખથી ગણવી નહી.૪ મુ.હા.રી.૩૯.

નાદારીમાં ફરીયાદ કરવાની નાખુશી બતાવી સ્ટાંપ ભરી ફરીયાદ કરે તો, જે તારીખે સ્ટાંપ ભરી ફરીયાદ કરે તે દિવશે ફરીયાદ શરૂ થઇ ગણાય. ઈ. લા. રી. ૧ અ ૨૩૦.

કઇ ફરિયાદો વિશે અપવાદ છે તે.

**૪૦૨. નાત બાહાર કાઢયા બાબત, આબરૂ લીધા (લાઇબલ) બાબત, આળ ચઢાવ્યા બાબત, ગાળ દીધા બાબત, અથવા હુમલો કરયા બાબત નુકશાનીનો બદલો મળવા સારૂ નાદારીમાં કોઇ ફરિયાદ ચાલશે નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૯૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમમાં જે અપવાદો કરવામાં આવ્યા છે તે શિવાય નાદારીમાં દાવો કરવાનો હક્ક નુકશાની બાબતના દાવાઓમાં લાગુ છે. ફુલટન. પાનું. ૩૮૬.

અરજ લેખી કરવી.

**૪૦૩. નાદાર તરીકે ફરિયાદ કરવાની પરવાનગીની અરજ લખેલી કરવી. અને ફરિયાદ અરજીઓમાં કલમ ૫૦ પ્રમાણે જે વિગતો લખવાની કહી છે તે તેમાં લખવી. અરજદારની સ્થાવર**

અરજમાં લખવાનો ગજકુર. **અથવા જંગમ જે કંઇ મિલકત હોય તેનું, તેની આશરે કિંમત સુધાંતનું એક પત્રક તેની સાથે જોડવું, અને ફરિયાદ અરજી ઉપર સહી કરવા વિશે તથા તેના સાચાણાના એકરાર કરવા વિશે પાછળ જે રીત કહી છે તે રીતે તે ઉપર સહી તથા સાચાપણાના એકરાર કરવા**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૯૯, ૩૦૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ઓરતે નાદારીમાં મેહેર લેવાનો દાવો કરવાની અરજી કરેલી, તેમાં તેણીના ધણીએ સામી અરજી આપી તે બાબતની જવાબદારી ઇનકાર કરેલી, તેથી તેની અરજી ચાલી શકેલી નહી, માટે મેહેર બાબત માગણી કરવામાં આવી હતી અને તે આપવાને ના કેહેવામાં આવી હતી, એ હકીકતથી દાવાનું કારણ બનતું નથી. તે અરજી ઉપરથી તો જો અમુક રીતે માગવા દેવામાં આવે તો મહેર માગવાનો ફકત ઇરાદો બતાવવામાં આવે છે. લા. રી. ઈ. અ. પાનું. ૨૩૫.

એકાદી અરજી નાદારીમાં દાવો કરવાની પરવાનગી મળવા કરેલી હોય, ત્યારે કોર્ટે દાવાના ગુણદોષ બાબત તપાસ કરવી નહી જોઇએ. ઇ. લા. રી. ૪ મ. પાનું. ૨૨૩.

અરજ આપવાનું. **૪૦૪. કલમ ૩૬ માં ગમે તેમ કહેલું હોય તે છતાંએ, અરજદારે પોતે જાતે કોર્ટને અરજ આપવી. પરંતુ કલમ ૬૪૦ અથવા ૬૪૧ પ્રમાણે કોર્ટમાં હાજર થવાની તેને માફી મળી હોય તો, તે અરજ બાબત બધા અગત્યના સવાલોના જવાબ દેઈ શકે તેવો યોગ્ય રીતે અખત્યાર મળેલો મુખત્યાર તે અરજ આપી શકે અને જે ધણીનો તે મુખત્યાર હોય તે ધણી જાતે હાજર થયો હોત ત્યારે તે ધણીની જે રીતે જબાની લેઇ શકાય તે રીતે તે મુખત્યારની જબાની લેવાય**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માંની કલમ ૩૦૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ અવશ્યની છે, માટે નાદારીમાં દાવો કરવાની અરજી જે નાદારને કલમ ૬૪૦-૬૪૧ મી પ્રમાણે કોર્ટમાં હાજર થવાની માફી ના હોય તો, જાતે આપવી જોઇએ, નાદાર જેલમાં હોય તો તેનો મુખત્યાર અરજી આપી શકે છે. ૪ મું. હા. રી. ૯૧. યોગ્ય રીતે અખત્યાર પામેલો એજંટ નાદાર હોવો જોઇએ, એવી જરૂર નથી. ૩ વી. રી. પરચુરણ. ૨૦. પણ આવો એજંટ વકીલ હોઇ શકે. ૧૫ વી. રી. ૧૯૮; પરંતુ તેને તે નાદારના અટર્ની તરીકેનો ખાસ અખત્યાર હોવો જોઇએ. સામાન્ય રીતનું વકીલાતનામું બસ નથી. ૨૧ વી રી. પાનું. ૩૦૮.

જો અરજદાર જાતે હાજર ના થાય તો, તેને કમીશનથી તપાશી શકાય છે. કલમ ૪૦૬ જુઓ.

કેટલાક સખસો નાદારીમાં દાવો કરવાને પરવાનગી મળવાની મરજીઆરી અરજી આપે તો, જે અરજદારો જાતે હાજર થાય નહી તેમની તરફથી તે અરજી લેવાને કોર્ટને અખત્યાર નથી. ઈ. લા. રી. ૧૦ મ. પાનું. ૧૯૩.

અરજ નામંજુર કરવાનું. **૪૦૫. કલમ ૪૦૩ અને ૪૦૪ માં કહ્યા પ્રમાણે અરજ તઇયાર કરી ન હોય અથવા આપી ન હોય તો, કોર્ટે તે નામંજુર કરવી.**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૦૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

અરજદારની જબાની.

**૪૦૬. અરજ રીતસર લખીને બરાબર રીતે આપી હોય ત્યારે, પોતાને યોગ્ય લાગે તો, દાવાના ગુણદોષ વિશે તથા અરજદારની મિલકત વિશે, અરજદારની અથવા અરજદારને મુખત્યાર મારફતે હાજર થવાને રજા આપી હોય ત્યારે,–તેના મુખત્યારની જબાની લેવાને જડજ મુખત્યાર છે.**

જો મુખત્યારે અરજ આપી હોય તો, કમીશનથી અરજદારની જબાની લેવાનું કોર્ટ ફરમાવે.

**મુખત્યારે અરજ આપી હોય ત્યારે, પોતાને યોગ્ય લાગે તો, આ કાયદાના ઠરાવ પ્રમાણે ગેરહાજર હોય તેવા સાક્ષીની જબાની જે રીતે લેવાય છે તે રીતે, કમીશન મારફત અરજદારની જબાની લેવી, એમ હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૦૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પેહેલી રકમ પ્રમાણે જડજે તપાસ ચલાવવી જોઈએ. તે કામ જડજ બીજા કોઈને સોંપી શકતા નથી. ૧ મું. હા. રી. પાનું. ૧૦૦

ઈ. લા રી. ૧૦ મ. પાનું ૧૯૩ નો ઠરાવ કલમ ૪૦૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

અરજ નામંજુર કરવાનું.

**૪૦૭ કોર્ટને એવું માલમ પડે કેઃ—**

**(अ.) અરજદાર નાદાર નથી, અથવા.**

**(ब.) અરજ આપ્યા પેહેલાંના લાગલાજ બે માસની અંદર અરજદારે દગાબાજીથી અથવા આ બાબનો ફાયદો મેળવવાના વિચારથી કાંઈ મિલકત આપી કે વેચી દીધી છે, અથવા**

**(क.) અરજદારે લખેલી બાબતો ઉપરથી તેનો તે કોર્ટમાં ફરિયાદ કરવાનો હક્ક જણાતો નથી, અથવા**

**(ड.) કરવા ધારેલી ફરિયાદના વિષયના સબંધમાં તેણે કોઈ એવો કરાર કરયો છે કે તેથી તે વિષયમાં બીજા કોઇ સખસનું કાંઈ લાગતુ વળગતુ થાય છે,**

**તો કોર્ટે તે અરજ નામંજુર કરવી.**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૦૪ જેવી આ કલમ છે. ૧૪ વી. રી ૨૮૧. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમમાં જે તપાસ બતાવવામાં આવી છે તે અરજદારની અથવા તેના એજંટની છે, અને આ વખતે કોર્ટને શાક્ષી તપાસવાનો અખત્યાર નથી. ૨૫ વી. રી. પાનું. ૭૪

જો એમ જણાય કે ગુણદોષ જોતાં દાવો બરોબર નથી. કોરીંટન ૮, એ બાબત ઈ. લા. રી. ૪ મ ૩૨૨, અથવા મુદતની હરકત છે તે વિશે, ૨૫ વી. રી. ૭૪, ઈ. લા. રી. ૭ અ. ૬૬૧, અથવા કોર્ટને હકુમત નથી. ૧૪ વી. રી. ૨૮૧: અથવા પ્રથમની અરજી

નામંજુર કરવામાં આવી હોય તો સ. દી. અ. વાબ્યપ્રાંત સન ૧૮૬૪ પાનું. ૧૮૯. અથવા તે કલમમાં કહેલી હકીકતોમાંની કાંઈ બીજી હકીકત હોય તો જડજે તે અરજી નામંજુર કરવી જોઇએ.

**કાંઈ કરાર**—એક ગામ ગીરોથી છોડાવવાને વાદી દાવો કરવાનો હતો, તેથી તેણે પોતાના વકીલને ઊચક રૂ. ૧૫૦૦) આપવા, અને જો તે ના આપે તો તે મીલકતની ઊપજમાંથી વસુલ કરવા, એવો કરાર કરયો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદી નાદારીમાં દાવો કરી શકતો નથી. ઈ. લા. રી. ૯ મું. પાનું. ૩૭૧

**અપીલ**—આ કલમ પ્રમાણે અરજી નામંજુર કર્યાના હુકમ ઊપર અપીલ ચાલતી નથી, કલમ ૫૮૮. ચાર્ટર આકટ પ્રમાણે તે રદ થઈ શકતી નથી. ૨૪ વી. રી. ૬૨, ૭ વી. રી. પાનું. ૪૮૬.

**મુદત**—તજવીજ કરતાની દરમિયાનમાં જો એકાદો પ્રતીવાદી મરણ પામે તો, કલમ ૩૬૮ મી પ્રમાણેની ખાસ મુદત લાગુ થતી નથી. ઈ. લા. રી. ૭ મું. પાનું. ૩૭૩.

આ કલમ પ્રમાણે કરેલા હુકમો કલમ ૬૨૨ પ્રમાણે હાયકોર્ટ ફરીતપાસના અખ્ત્યાર પ્રમાણે જોઈ શકે છે. ઇ. લા. રી. ૧૦ અ. પાનું ૪૬૭.

અરજદારની નાદારીનો પુરાવો લેવા સારૂ ઠરાવેલા દિવશની નોટીસ

**૪૦૮. કલમ ૪૦૭ માં કહેલા કોઈ સબબથી અરજ નામંજુર કરવાનું કાંઈ કારણ કોર્ટને જણાય નહી તો, પોતાની નાદારી શાબીત કરવામાં અરજદાર જે પુરાવો આપે તે લેવાને તથા તેની ગેરશાબીતીમાં જે પુરાવો આપવામાં આવે તે સાંભળવાને કોર્ટે એક દિવશ ઠરાવવો. (તે દીવશ બાબતની ઓછામાં ઓછા દસ દીવશ પેહેલાં સામા પક્ષકારને તથા સરકારી પ્લીડરને નોટીસ આપવી).**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ નાની કલમ ૩૦૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સુનાવણી વખતે કામ ચલાવવાનીરીત

**૪૦૯. તે પ્રમાણે ઠરાવેલે દીવશે અથવા ત્યાર પછી અનુકુળ પડે તેમ જલદી બેમાંથી ગમે તે પક્ષકારે હાજર કરેલા (જો કોઈ હોય તો) સાક્ષી કોર્ટે તપાસવા. અને અરજદારની અથવા તેના મુખત્યારની ઉલટ-તપાસણી કરવાને કોર્ટ મુખત્યાર છે. અને તેમની શાહેદીના મતલબનું એક ટીપણ કોર્ટે કરવું.**

**આ ઠેકાણે ઠરાવ્યા પ્રમાણે કોર્ટે લીધેલો (કોઈ હોય તો) પુરાવો તથા અરજ વાંચવાથીજ કલમ ૪૦૭ માં કહેલી કોઈ હરકતો અરજદારને લાગે છે કે નહી એ વિશે પક્ષકારો જે દલીલો કેહે તે કોર્ટે સાંભળવી.**

**પછી અરજદારની નાદાર તરીકે ફરિયાદ કરવાની અરજ કોર્ટે મંજુર રાખવી કે મંજુર કરવાને ના પાડવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૦૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને ઈઆદદાસ્ત કરવાની જરૂર છે તે શિવાય અને જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કોર્ટે અરજદાર નાદાર છે કે નહી તેજ બાબત નક્કી કરવી જોઈએ. બીજી કાંઈ બાબત નક્કી કરવી નહી. ૫ મું. હા. રી. પાનું. ૫૯

નાદરીમાં દાવો કરવાની અરજીમાં જે પ્રતીવાદીઓ બતાવેલા હોય, તેમાં નાદાર પ્રતીવાદીનો વધારો કરે તો, તે નવા પ્રતીવાદીઓની રૂબરૂમાં તેના કબજાની મીલકત વિગરેની તજવીજ થવી જોઈએ. ઓ. સી. પ્રો. પાનું. ૪૩૨

તે તપાસ જડજે જાતે કરવી જોઈએ. ૧ મુંબાઈ; ૧૦૨; અને તે નાદારીના સવાલ બાબતજ કરવાની છે એમ નથી, પણ કલમ ૪૦૭ માં બતાવેલી તમામ બાબતો વિશે કરવી જોઈએ. ૧૪ વી. રી. ૨૮૧; ૧૧ બં. લા. રી. ૨૩. આ બાબતના આગળના ઠરાવો છે, અને વળી તે હાલના કાયદા પ્રમાણે છે, એમ ગણવું નહી જોઈએ. ૨૫ વી. રી. પાનું. ૭૪

દીવશ મુકરર કરવામાં આવેલો નહી હતો, તેમ છતાં ગેરહાજરીના કારણથી તે અરજી કાહાડી નાંખી, તેમાં ઠરાવવામાં આવ્યું કે અરજદારને નાદારીમાં દાવો કરવાને ના કેહેવામાં આવી નથી, માટે અરજદાર પોતાની અરજી તાજી કરી શકે છે. ૩ આગ્રા પરચુરણ ૧. તેમજ તે કામ ચલાવવાની ખામીને લીધે તે અરજી કાહાડી નાંખવામાં આવેલી હોય તો, તે ફરીથી દાખલ કરી શકે છે. ૫ બં લા. રી. પાનું. ૨૯

દાવાનો આંક વધારે બાંધવામાં આવેલો છે એવા કારણથી સબાર્ડીનેટ જડજની કોર્ટમાં નાદારીમાં દાવો કરવાની અરજી વિરૂદ્ધ તકરાર કરવામાં આવી હતી, અને તે તકરાર મંજુર રહેલી હોય તો પછી પાછળથી મૂનસફની હકુમત વિશે તે તકરાર કરી શકતો નથી. ૨૨ વી. રી. પાનું. ૧૨૦.

अ. ને દીલ્લીની કોર્ટમાં નાદારીમાં દાવો કરવાની પરવાનગી આપેલી હતી. પછી હકુમત નહી હોવાના કારણથી મીરતની કોર્ટમાં તે આપવાને પાછી આપેલી હતી. ઠરાવવામાં આવ્યું કે પ્રથમના હુકમથી મીરતની કોર્ટ બંધાએલા નથી, પણ તે કોર્ટે ફરીથી કામ ચલાવવું જોઈએ. વળી ઠરાવ્યું છે કે દીલ્લીની કોર્ટમાં દાવો ચલાવવામાં જે મુદત ગએલી તે બાદ કરવી જોઈએ. ૬ અલહા. ૨૨૫, ઈં લા. રી. ૧ અલહા. ૨૩૦ પરંતુ ૬ ક. લા. રી. ૨૨૩ જુઓ, તેમાં હાયકોર્ટે કલમ ૬૨૨ પ્રમાણે હાથ ઘાલવાને ના કહેલી હતી.

નાદારીમાં દાવો કરવાની પરવાનગી નહી આપવાના આ કલમ પ્રમાણેના હુકમની ફરીતપાસ થઈ શકે છે. ઇ. લા. રી. ૪ મું. પાનું. ૪૧૪

આ કલમ અથવા કલમ ૪૧૨ પ્રમાણે જે સખસની નાદારી બાબત તપાસ કરી હુકમ કરવામાં આવેલો ના હોય તો, તેની બાબતમાં કલેકટરને ખર્ચ મળવાનો હક્ક થતો નથી. ઈં લા. રી. ૧૩ મું. પાનું. ૨૩૪

જો અરજમંજુર કરવામાં આવે તો શી રીતે કરવું.

**૪૧૦ અરજ મંજુર કરવામાં આવે તો તેના ઉપર નંબર પાડીને તે નોંધવી, અને ફરિયાદમાં તે ફરિયાદ અરજી તરીકે ગણવી. અને ૫ મા બાબ પ્રમાણે માંડેલી ફરિયાદ તરીકે બધી રીતે તે ફરિયાદનું કામ આગળ ચાલશે, પરંતુ કોઈ અરજી બાબત કે વકીલની નિમણુંક બાબત કે ફરિયાદને લગતા બીજા કામ બાબત (પ્રોસેસ બજાવવાને જે ફી આપવી પડે તે શિવાય) કંઇ કોર્ટ ફી વાદીને આપવી પડશે નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૦૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જ્યારે નાદારની અરજી મંજુર કરવામાં આવે, ત્યારે અપીલ કરવા ઉપરથી અથવા અરજ કરવા ઉપરથી ઉપરીકોર્ટ તે રદ કરી શકતા નથી. તે પરવાનગી આપ્યા પછી જો એમ જણાય કે તે હુકમ અઘટીત રીતે કરાવેલો છે, તો જે કોર્ટે તે હુકમ કરેલો હોય તે કોર્ટને અરજ કરવી જોઇએ. ૭ વી. રી. ૪૮૯. પરંતુ તે હુકમની યોગ્યતા બાબત કામમાં અપીલ કરવામાં આવે તો તકરાર થઇ શકે છે, માટે જે કામમાં નાદારીમાં દાવો કરવાને કોર્ટે પરવાનગી આપેલી હોય પણ પ્રથમની અરજી નામંજુર કરવામાં આવી હોય તો, અપીલમાં તે દાવો કાહાડી નાંખવામાં આવે છે. સ. દિ. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૪ પાનું ૧૮૯

નાદાર બ્રીટીશ ઈંડિયાની બાહાર રેહેતો હોય તો તેની પાસેથી ખરચના જામીન લેવા જોઇએ. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૧ પાનું. ૮૧

અરજીની તારીખ ઉપર મુદતનો આધાર છે, અને જે તારીખે અરજી મંજુર રાખવામાં આવી હોય અને રજીષ્ટર કરવામાં આવી હોય, તે ઉપર મુદતનો આધાર નથી. ૪ મુંબાઇ ૩૯, માર્સ ૧૭૪, ૯ મુર. ૯૪. ઈ. લા. રી. ૧ અલ્હા. ૨૩૦, ઈ. લા. રી. ૪ અલ્હા. ૩૭.

સ્ટાંપ આપવાની જવાબદારીની બારી ફક્ત આ કલમમાં કહેલા કામોને લાગુ છે. નાદાર જો કોઇ દસ્તાવેજ ઉપર આધાર રાખતો હોય તે સ્ટાંપની ખામીને લીધે પુરાવામાં લેવાઇ શકે તેવો ના હોય તો, તેણે યોગ્ય સ્ટાંપ તથા પેનલટી આપવી જોઇએ. ૧૦ વી. રી. ૩૫૭

નાદાર જીતે ત્યારે ખરચ. / કોર્ટ ફીવસુલ કરવાનું.

**૪૧૧. ફરિયાદમાં વાદી જીતે તો, નાદાર તરીકે ફરીયાદ કરવા ન દીધી હોત ત્યારે તેને કેટલી કોર્ટ ફી ભરવી પડત તેનો કોર્ટે હિસાબ ગણવો, અને તે રકમ દાવાના વિષય ઉપરનો પેહેલો બોજો ગણાશે અને હુકમનામામાં જે પક્ષકારને તે રકમ આપવાનું ફરમાવ્યું હશે તેની પાસેથી પણ, ફરિયાદનો ખરચ આ આકટ પ્રમાણે જે રીતે વસુલ કરવામાં આવે તે રીતે સરકાર વસુલ કરશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૦૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સ્ટાંપ બાબત સરકારના હુકમનામા ઉપર કાંઇ હક્ક નથી. રોકડ નાણાની રીતી પ્રમાણે સ્ટાંપની કીમત સરકાર વસુલ કરી શકે છે; પરંતુ હુકમનામાના સાધારણ લેહેણદારની સ્થીતી કરતાં સરકારની કાંઇ વધારે સારી સ્થીતી નથી. માટે સરકારે વાદીનું હુકમનામું જપ્ત કરીને નાદાર ઉપરના હુકમનામાની બજાવણીમાં તે વેચાવવાની કબુલત આપી, અને તે વેચાણમાંથી જે કાંઈ વધારો રેહે તે સરકારને મળે એવો તેમણે હુકમ મેળવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે જ્યારે કાંઈ વધારો રેહેતો નથી ત્યારે ખરીદદારને તે મળી શકતો નથી. ૧૫ વી. રી. પાનું. ૨૦૫.

નાદારીના દાવામાં કબજા બાબતનું હુકમનામું કરવામાં આવ્યું, એવા ઠરાવની સાથે કે દરમીયાન ઉપજ બજાવણીમાં નક્કી કરવી, અને જ્યારે વસુલાતની રકમ નક્કી થાય ત્યારે વાદી પ્રતીવાદીના છેવટે જે હિસ્સા હોય તેના પ્રમાણમાં સરકારને રકમ આપવી. તે પક્ષકારોએ દરમિયાન ઉપજની તપાસ કરાવી નહી, તેથી સરકારની અરજ ઉપરથી કોર્ટે પક્ષકારોને હાજર થ-

વાનો હુકમ કરયો, પણ તેઓ હાજર નહી થવાથી કોર્ટે પોતાનો હુકમ ફેરવીને એવું ઠરાવ્યું કે તે ફી એક પાસેથી વસુલ કરવી જોઈએ. ઠરાવવામાં આવ્યું કે પેહેલો હુકમ શરતી હતો માટે તે બરોબર નથી, પરંતુ હુકમનામું થયા પછી તે હુકમ કોર્ટ ફેરવી શકતા નથી, કારણ કે કાંઈ કરવાનું રહેલું નહી હતું. ૧૩ વી. રી. પાનું. ૧૫૫.

**પ્રથમ**—મુંબઈમાં નાદારીમાં કરેલા દાવામાં કોર્ટ ફીની રકમ જેટલો સરકારનો ઉપજેલી રકમ ઉપર પેહેલો દાવો છે. ઈ. લા. રી ૧ મું. ૭. અને આ ફેંસલો વાવ્યપ્રાંતની હાયકોર્ટે પસંદ રાખેલો છે. ઈ. લા. રી. ૨ અ પાનું. ૧૯૬.

**મુદત**—બજાવણીને માટે સાધારણ રીતે મુદતના આકટની આર્ટીકલ ૧૭૮ માં બતાવેલી મુદત છે, તે સરકારને પણ આપવામાં આવે છે. ૨૨ વી. રી. ૫૧૨, ઇ. લા. રી. ૪ મ. ૧૫૫, ઇ. લા. રી. ૭ મું. પાનું. ૫૫૨.

ઈ. લા. રી. ૯ અ. પાનું. ૬૪ નો ઠરાવ કલમ ૨૪૪ નીચે છે, તે જુઓ.

નાદારહારેત્યારે કેમ કરવું

**૪૧૨. વાદી ફરિયાદમાં હારે અથવા તે નાદાર નથી એમ ઠરે અથવા ૯૭ મી કે ૯૮ મી કલમ પ્રમાણે ફરિયાદ કહાડી નાંખવામાં આવે તો, નાદાર તરીકે ફરીયાદ કરવાની રજા ન મળી હોત ત્યારે જે કોર્ટ ફી વાદીને ભરવી પડત તે ભરવાને સારૂ, વાદીને અથવા કલમ ૩૨ પ્રમાણે ફરિયાદમાં સહુ–વાદી કરયો હોય તેને કોર્ટે હુકમ કરવો;**

**અને ફરિયાદ નજીવી હતી અથવા હેરાન હેરાન કરવા સારૂ કરેલી હતી એમ કોર્ટને માલમ પડે તો, વાદીને સો રૂપીયા સુધીના દંડની, અથવા એક મહીનાની મુદત સુધીની કેદની, અથવા તે બંનેની શિક્ષા કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

નાદારીમાં કરેલા દાવાની અરજી દાખલ કરવામાં આવેલી હોય, પણ જડજ અમને હકુમત નથી એમ કહી તે અરજી વાદીને પાછી આપે તો, વાદીએ કોર્ટ ફી આપવી એવો હુકમ કરવાને પણ જડજને હકુમત નથી. ઈ. લા. રી. ૬ મું. પાનું ૫૯૧.

નાદારીમાં દાવો કરવાની પરવાનગી મળવાની અરજી ફાઈલ કરવામાં આવી હોય અને તે ચાલુ હોય, અને અરજદાર જરૂરીઆત સ્ટાંપની ફી આપે તો તે અરજી ફાઈલ કરવામાં આવી હોય તે તારીખથી મુદતના કારણસર દાવાની અરજી તરીકે ગણવી જોઈએ, અને જે તારીખે તે ફી ભરેલી હોય તે તારીખથી ગણવી નહી જોઈએ. ૪ ક. લા. રી. પાનું. ૩૩૧

જે કામમાં કોર્ટે કીયા પક્ષકારે સ્ટાંપની ફી આપવી તે વિશે હુકમ કરેલો ના હોય, તેમાં ઠરાવ્યું કે સરકારની અરજ ઉપરથી તે ભૂલ દુરસ્ત થઈ શકતી નથી. ૧ સોમ. ૨૬૬.

**પ્રતિવાદી**—નાદારી દાવામાં જીતેલા પ્રતીવાદીના ખર્ચને આ કલમ લાગુ થતી નથી. ઇ. લા. રી. ૮ મું. પાનું. ૫૭૭.

આ કલમ અથવા કલમ ૪૦૯ ના હેતુ પ્રમાણે નાદારીની તપાસ કરી કાંઈ હુકમ કરેલો ના હોય તો, કલેકટરને ખર્ચ મળવાનો હક્ક થતો નથી. ઈ. લા. રી. ૧૩ મું. પાનું. ૨૩૪

અરજદારને નાદારીમાં ફરીયાદ કરવા

**૪૧૩. અરજદારને નાદાર તરીકે ફરિયાદ કરવાની રજા ન આપવાનો હુકમ ૪૦૯ મી કલમ પ્રમાણે કરયો હોય તો, ત્યાર પછી ફરિયાદ કરવાના તેના તેજ હક્ક ઉપરથી તેવી જાતની**

ની રજા આ-પવાની નાપા-ડીહોયતોપછી બીજીતેવીઅર જ્યાલશેનહી

**ફરી અરજી તેનાથી થશે નહી. પરંતુ નાદારીમાં ફરીયાદ કરવાની રજા મળવા સારૂ તેણે જે અરજ કરી હોય તેની સામે થવામાં સરકારને ખરચ થયું હોય (તો) તે એ અરજદાર પ્રથમ આપે તો તેને તેજ હક્કથી હમેશની રીતે ફરીયાદ કરવાને છુટ મળશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૧૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જ્યારે કોર્ટે અરજી નામંજુર કરવાનો હુકમ કરેલો ના હોય, જેમકે નાદારીના સવાલ બાબત એકસરખી હકુમતની કોર્ટે તપાસ કરવા સારૂ તે અરજી પાછી આપી હોય તો, આ કલમ લાગુ થતી નથી ૬ અલહા. ૨૨૫; અથવા ગેરહાજરીના કારણથી હાલ તે અરજી કાહાડી નાંખવામાં આવે છે એવો હુકમ કરયો હોય, તો તેને આ કલમ લાગુ થતી નથી. ૩ આગ્રા, પરચુરણ. ૧. અથવા કામ ચલાવવાને કસુર કરવાથી તે કાહાડી નાંખવામાં આવે છે તોપણ આ કલમ લાગુ થતી નથી, ૫ બં. લા. રી. ૨૯. આવી હકીકત હોય તો તે અરજી ફરીથી તાજી થઈ શકે છે.

જે સખસ નાદારી દાવાની ફરીતપાસ કરાવવાની અરજ કરે તેણે જે હુકમની ફરીતપાસ કરાવવી હોય તે હુકમની નકલ ફાઈલ કરવી જોઈએ, અને તેની સાથે હરકતની યાદદાસ્ત પણ ફાઈલ કરવી જોઇએ. ઈ. લા. રી. ૧ મું. પાનું. ૪૧૪.

વાદી નાદાર નથી એવું ક્યારે ઠરાવવું.

**૪૧૪. પ્રતીવાદીની અથવા સરકારી પ્લીડરની અરજ ઉપરથી, તે બાબતની એક અઠવાડિયાની લખેલી નોટીસ વાદીને આપીને નીચે લખેલે પ્રસંગે, વાદી નાદાર નથી એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છેઃ તે પ્રસંગ એ કે—**

**(अ.) ફરીયાદ ચાલતાં તેની વર્તણુંક અઘટીત અથવા સંતાપકારક છે, એવો તેના ઉપર દોષ આવે તો;**

**(ब) નાદાર તરીકે તેણે ફરિયાદ ચાલુ ન રાખવી જોઇએ એવાં સાધન તેની પાસે છે એમ જણાય તો, અથવા**

**(क.) ફરીયાદના વિષયના સબંધમાં તેણે કોઈ એવો કરાર કરયો છે કે તેથી તે વિષયમાં બીજા કોઇ સખસનું કાંઇ લાગતું વળગતું થયું છે તો.**

**ટીકા**—આ કલમ નવી છે. તે કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

નાદારીમાં દાવો ચલાવવાની પરવાનગી આપ્યા પછી માલમ પડેલી હકીકત ઉપરથી જો એમ જણાય કે, અરજદારને નાદારીમાં દાવો ચલાવવા દેવો નહી જોઇએ, તો આ કલમ પ્રમાણે અરજ કરવાનો ઈલાજ છે, અને ઉપરી કોર્ટોમાં અપીલ અથવા ઈલાજ નથી. ૭ વી. રી. પાનું. ૪૮૬.

ખરચ.

**૪૧૫. નાદારીમાં ફરિયાદ કરવાની રજાને વાસ્તે કરેલી અરજનું અને નાદારીની તપાસનું ખરચ તે ફરિયાદનું ખરચ ગણાશે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

# બાબ ૨૭ મો.

## સરકાર અથવા સરકારી અમલદારો કરે તે અથવા તેમના ઉપર થાય તે ફરિયાદો વિશે.

સ્ટેટ સેક્રેટરીઈન કાંઉસિલે અથવા તેમના ઉપર કરવાની ફરીયાદો.

**૪૧૬. સરકારની તરફે કરવાની ફરિયાદો હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇનકાંઉસીલના નામથી કરવી, અને સરકાર ઉપરની ફરિયાદો હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઈનકાંઉસીલ ઉપર કરવી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**દાવાનું સ્વરૂપ**—સરકાર ઉપરના તમામ દાવામાં કોર્ટે જોવું જોઈએ કે પ્રતીવાદીનું યોગ્ય રીતે વર્ણન કરવામાં આવ્યું છે, અને કાયદામાં વર્ણન ઠરાવેલું છે તે સિવાયનું કાંઈ વર્ણન ઠરાવેલું નથી. જે દાવાની અરજીઓ અપૂર્ણ હોય તે દુરસ્ત કરવાને હમેશાં પાછી આપવી જોઈએ. સન ૧૮૭૫ ના ક. સ. આર્ડર. નંબર. ૫

સેક્રેટરી આફ સ્ટેટના ઉપર દાવો ચાલી શકતો નથી, પણ તે દાવો હિંદુસ્તાનના સેક્રેટરી આફ સ્ટેટ ઈન કૌંસીલના ઉપર કરવો જોઇએ. ૫ મુંબાઇ, ૧, ઓર્ક. ૧૬૭, ઈં. લા. રી. ૧ ક. ૧૪, ૨૧ અને ૨૨ વીકટ. બાબ ૧૦૬ કલમ ૬૫. આ ભૂલ સીધી રીતે છોડી દેઈ શકાય છે. માટે અ. ઉપર સરકાર તરફથી ગવરનર જનરલના એજંટ તરીકે દાવો કરવામાં આવેલો, તેથી સરકાર તરફથી સરકારના વકીલની મારફતે જવાબ આપવામાં આવેલો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવો વાસ્તવિક રીતે સરકાર ઉપર છે. ૧૦ વી. રી. ૧૪૨, ઈં. લા. રી. ૧ અલ્હા. પાનું ૨૬૯.

દાવાનું કારણ ઊત્પન થએલું હોય તો સેક્રેટરી આફ સ્ટેટ ઉપર દાવો કરવો જોઈએ. ૧ મદ્રાસ, ૨૮૬, ૧ હાઈડ. ૩૯. વળી ૬ અલ્હા. ૪૬ જુઓ. ન્યાય ખાતાના અમલદારોના રક્ષણ બાબત સન ૧૮૫૦ નો આકટ ૧૮ મો છે, તેનો ફાયદો લેવાને તે દાવો રાખી શકતો નથી. ઇ. લા. રી. ૭ મ. પાનું. ૪૬૬.

એકાદા માજીસ્ટ્રેટ ઉપર ખોટી રીતે દાવો કરવામાં આવેલો, તેથી મુંબાઈની હાયકોર્ટે રેગ્યુલર અપીલમાં તે માજીસ્ટ્રેટનું નામ કાહાડી નાંખીને હિંદુસ્થાનના સેક્રેટરી આફ સ્ટેટ ઈન કૌંસીલ એવું નામ દાખલ કરવાની પરવાનગી આપેલી હતી. ઈં. લા. રી. ૬ મું. પાનું. ૬૭૦ તથા ૬૭૩.

**દાવો ચાલશે નહીં**—હક્કના પુરાવ સિવાય સ્થાવર મીલકતનો કબજો લેવાનો સરકાર ઉપર દાવો ચાલતો નથી. સન ૧૮૭૭ ના આકટ ૧ લાની કલમ ૯ અગર પરરાજ્યની સાથે થએલા વ્યવહાર બાબત સરકાર ઉપર દાવો ચાલતો નથી. ૭ મુર. ૪૭૭, અથવા જે અખત્યાર સરકારનો હમેશાં કેહેવામાં આવે છે અને જે કાયદેસર રીતે સરકાર સિવાય અગર સરકારે આપેલા અખત્યારવાળા સખસ સિવાય વાપરી શકાય નહીં, તે અખત્યાર વાપરીને જે કાંઈ કૃત્ય કરવામાં આવ્યું હોય અથવા કરાર કરેલો હોય, જેમકે એક દેશનું રાજ લેવું અને જાગીર પાછી લેવી, તો તે બાબત સરકાર ઉપર દાવો ચાલતો નથી. ઓર્ક, ૧૬૭, ૫ મું. ૧. ૭ મુર. ૫૫૫, લા. રી. ૨ ઈં. અ. પાનું. ૩૮.

**દાવો ચાલશે**—પરંતુ ઇંગ્રેજ સરકારની કોર્ટોમાં પોલીટીકાલ ખાતાના અમલદારોના કૃત્ય બાબત ૧ વી. રી. ૧૬ પ્રમાણે વાંધો લેઈ શકાય છે; અને સેટલમેન્ટની બાબતમાં અમલદારોએ કરેલા કૃત્ય બાબત સેક્રેટરી આફ સ્ટેટને જવાબદાર ઠરાવવામાં આવે છે. ૩ બં. લા. રી. ૩૭; કસ્ટમના કલેકટર અમુક જગોની અંદર માલ લાવ્યા બાબત ગેરકાયદે જકાત લે તો તે બાબત દાવો ચાલે છે. ઈ. લા. રી. ૪ મ. ૧૪૪, અને પડતર જમીન વેચાવવાને પણ દાવો ચાલે છે. ૧ હાઈડ. ૩૭. સરકારી નોકરોએ જે કામ સરકારના અખત્યાર સિવાય ખાનગી સખસો કરી શકતા હોય તે માંથે રાખેલું હોય, તેમાં કરેલાં કૃત્યો બાબત સેક્રેટરી આફ સ્ટેટ જવાબદાર છે. ૫ મું. ૧. વળી સરકાર ઉપર જે દાવા ચાલી શકે છે તે બાબતમાં ૮ મુર. ૫૨૯, ૨ વી. રી. ૬૧, ઈ લા. રી. ૨ અલ્હા. ૭૫૬. પરંતુ પબ્લીક વર્ક્સ ખાતાના અમલદારે પોતાના અખત્યાર કરતાં વધારે કરાર કરેલો હોય તે વિશે સરકાર બંધાએલા નથી. ૧૭ વી. રી. પાનું. ૪૯૭.

**સરકારનું કૃત્ય નથી**—સ્વતંત્ર સરકાર તરફથી જાગીરમાં જમીન મળેલી હતી, અને ઈસ્ટ ઈંડિયા કંપનીએ તે મુલક જીત્યો ત્યારે તે જાગીરદારની સ્થીતી તે કંપની તરફ જેવી હતી તેવીને તેવી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે જમીન ઉપરનો હક્ક તથા જાગીરદારના મરણ પછી તે સબંધી હથીયારો તથા ખજાનો જપ્ત કરવામાં આવ્યો, તે સરકારનું કૃત્ય નથી.

સેંટલમેન્ટ રદ કરવાને સરકાર ઉપર દાવો ચાલે છે. ૨૧ વી. રી. ૩૨૭, ૨૨ વી. રી. ૫૨, પણ ૮ બં લા. રી. ૫૩૨ જુઓ. ચડતા દરથી મેહેસુલ આપવાના હુકમ વિશે તકરાર કરવાને દાવો ચાલી શકે છે. ૫ વી. રી. ૪૭, પણ માજીસ્ત્રેટે સરકારી હોડી લેવાથી થએલા નુકશાન બાબત દાવો ચાલતો નથી. ૭ વી, રી. ૧૯૧, તેમ પેનશન બાબત પણ દાવો ચાલતો નથી. સન ૧૮૭૧ ના આકટ ૨૩ માની કલમ ૪.

પરંતુ જે જમીન ઉપર આકાર ઠરાવેલો છે તે જમીન કાયમ ઠરાવેલા આકારવાળી જમીન પૈકીની છે, એવુ ઠરાવવાનો દાવો ચાલી શકે છે. ઈ. લા. રી. ૭ અલ્હા. પાનું. ૧૪૦

**રીવાજ**—જે કામમાં દાવાવાળી જમીન ચોકીદારી અગર ઘાટવાળી કેહેવામાં આવી હોય તેમાં સરકારને પક્ષકાર કરવા જોઈએ. ૧૧ મુર. ૫૫૦, ૧૦ વી રી. ૨૫. તેમજ ચરની જમીન પ્રતીવાદીને પટે આપેલી હોય તો તેનો કબજો લેવાના દાવામાં સરકારને અવસ્ય કરીને પક્ષકાર કરવા જોઈએ. ૫ ક. લા. રી. પાનું. ૧૫૪

સરકારની વતી કામકરવાનો અખત્યાર મળેલાસખસો

**૪૧૭. કોઇ ન્યાયના કામ બાબત સરકારની વતી કામ કરવાને જેમને નોકરીને લીધે અથવા બીજી રીતે અખત્યાર મળ્યો હોય તેવા સખસો, કબુલ કરેલા મુખત્યારો ગણાશે; અને સરકારની વતી આ કાયદા પ્રમાણે હાજર થવાનું, કામ કરવાનું અને અરજો કરવાની, તે તેઓ કરશે**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭ ની રકમ ૩ તથા કલમ ૨૬ ની રકમ ૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સ્ટેટ સેક્રેટરી ઇન કાંઉસીલે કરવાનીફરિયાદમાં ફરિયાદ અરજી.

**૪૧૮. હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઈન કાંઉસીલે કરવાની ફરિયાદમાં, વાદીનું નામ, વર્ણન અને રેહેવાનું ઠેકાણું ફરિયાદ અરજીમાં ઘાલવાને બદલે "હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કાઉંસીલ" એ શબ્દ લખ્યા, એટલે બસ થશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. કલમ ૪૧૬ નીચેની ટીકા જોવી.

પ્રોસેસ લેવા સારૂસરકારનો મુખત્યાર.

**૪૧૯. કોઈ કોર્ટનો સરકારી પ્લીડર અથવા આ કામ માટે કોઈ કોર્ટને સારૂ સ્થાનીક સરકાર જે કોઈ બીજા સખસને નીમે તે કોર્ટમાંથી સદરહુ સ્ટેટ સેક્રેટેરી ઈન કાંઉસીલ ઉપર નિકળેલી પ્રોસેસો લેવા સારૂ, સરકારનો મુખત્યાર ગણાશે**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૫૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સ્ટેટસેક્રેટેરી ઇન કાંઉસીલે હાજરથઇનેજ વાબઆપવાનું

**૪૨૦. સદરહુ સ્ટેટ સેક્રેટેરી ઇન કાંઉસીલને ફરીયાદ અરજીનો જવાબ દેવા સારૂ કોર્ટે દીવશ ઠરાવવો તેમાં, યોગ્ય અમલદારોની મારફતે સરકારને જરૂરનું લખાણ કરવા સારૂ તથા તે સ્ટેટ સેક્રેટેરી ઈન કાંઉસીલની અથવા સરકારની વતી હાજર થઈને જવાબ દેવા સારૂ સરકારી પ્લીડર ઉપર લખાઈ આવવાને જોઇએ તેટલી વ્યાજબી મુદત આપવી, અને કોર્ટની નજરમાં આવે તો તે મુદત વધારવાને તે મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૬૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એક દાવો કલેકટર અને બીજા સખસ ઉપર કરવામાં આવ્યો. કલેકટરસાહેબ અપીલ કરતા નથી. દાવો દાખલ કરવો કે નહી તે પ્રશ્ન બે જજમેન્ટમાંના દરેક પક્ષકારને સામાન્ય છે, તેથી સામાવાળો એમ તકરાર ઉઠાવી શકે કે દાવામાં કલેકટરના વિરૂદ્ધ કાંઈ પણ દાવાનું કારણ જણાતું નથી, અને તેથી દીસ્ત્રીકટકોર્ટને હકુમત નથી. ૧૦ મું. હા. રી. ૧૯૪.

કલેકટરે એક ભાગદારનું નામ રજીસ્ટરમાં સ્થાવર મીલકતના માલેક અગર કબજેદાર તરીકે દાખલ કર્યું હોય, તેથી કલેકટર વિરૂદ્ધ દાવાનું કારણ ઉત્પન્ન થતું નથી, કેમકે કલેકટરની બુકો રેવન્યુના કામ સારૂ રાખવામાં આવે છે, પણ હક્ક શાબેત કરવા સારૂ રાખવામાં આવતી નથી, પણ જો કલેકટર વાદીને ભાડાનો અગર નફાનો હિસ્સો લેવાની મનાઈ કરે, અગર બીજા કોઈ સખસોને તેને આપવાની ના પાડે તો, કલેકટર ઉપર દાવો ચાલી શકે. ૧૦ મું હા. રી. પાનું. ૧૬૨.

સરકાર ઉપરની ફરિયાદ સબંધી સવાલના જવાબ દેઇ શકે એવા સખસોને હાજરરાખવાનું

**૪૨૧. ફરિયાદ સબંધી જરૂરિયાત સવાલોના જવાબ દેઇ શકે એવો સખસ કોઇ કામમાં સદરહુ સ્ટેટ સેક્રેટેરી ઈન કાંઉસીલ તરફથી સરકારી પ્લીડરની સાથે આવ્યો ન હોય તો, તે સખસને હાજર રેહેવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૬૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સરકારી અમલદારને પ્રો·

**૪૨૨. સરકારી અમલદાર પ્રતિવાદી હોય, અને જે આફીસમાં તે નોકર હોય તે આફીસના મુખ્ય અમલદારને તે સ·**

સેસ પોહોચા ડવાનું. મનની એક નકલ પ્રતિવાદીને પોહોચાડવા સારૂ મોકલવાથી ઘણી અનુકુળતાથી સમન પોંહોચશે, એમ કોર્ટને જણાય તો, તે રીતે પોંહોચાડવા સારૂ સમનની એક નકલ તે અમલદારને મોકલવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૬૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સન ૧૮૭૭ ના રજીષ્ટર આકટ ૩, જાની કલમ ૭૯ પ્રમાણે રજીસ્ટ્રારને દાવામાં પક્ષકાર કરવાની જરૂર નથી. ૫ ક. લા. રી. પાનું. ૧૭૨.

**રીવાજ**—સરકારી હોદ્દાની રૂઇએ એકાદા અમલદાર ઉપર દાવો કરવામાં આવે તો, તેમાં તેનો સરકારી હોદ્દો બતાવવો જોઈએ. જો દાવાની અરજીમાં કાયદા પ્રમાણે વર્ણન કરેલું ના હોય તો તે અરજી પાછી આપવી જોઈએ. સન ૧૮૭૫ ના કલકતા સરક્યુલર આર્ડર નંબર.૫

જો સમન્સ હેડઆપીસમાં મોકવવામાં આવેલો ના હોય તો હમેશની રીતી પ્રમાણે તે બજાવવો જોઈએ. સરકાર તરફથી બજાવણી કબુલ કરવાને જેમ સરકારી વકીલ એજંટ છે તેમ દરેક સરકારી અમલદાર તરફથી તે એજંટ નથી.

**ન્યાયાધિકારી**—સન ૧૮૫૦ ના આકટ ૧૮ મા પ્રમાણે કોઈ સખસ ન્યાયની રૂઈએ કામ કરતો હોય તેણે કરેલા કાંઇ કૃત્ય બાબત અથવા પોતાની ન્યાયની રૂઈની ફરજ બજાવતાં કોઈ કૃત્ય કરવાનો હુકમ કરેલો હોય તે બાબત તેના ઉપર દિવાની કોર્ટમાં દાવો ચાલતો નથી. પછી તે પોતાની હકુમતની અંદર કરેલું હોય કે નહી તેની ચીંતા નહીં, પણ તે કૃત્ય કરવાને અથવા તે વિશે હુકમ કરવાને પોતાને હકુમત છે, એવું શુદ્ધબુદ્ધીથી તેમણે તે વખતે માનેલું જોઈએ. ન્યાયાધિકારી ઉપર પોતાની હકુમતનો અમલ કરતાં જે કાંઇ કૃત્ય કરે તે બાબત દાવો ચાલતો નથી. ૧૦ મું. ૩૪૮; પરંતુ એકાદા જડજને હકુમત ના હોય અને તે હકુમતની ખામીની તેમને ખબર હોય અગર તે જાણવાને તેમને સાધન હોય તો તે જવાબદાર છે. ૨ મુર. ૨૯૩; ૧ ટે. અને બેલ. ૨૧૯; ઈ. લા. રી. ૧ મ. ૮૯, પરંતુ જો એમ જણાય કે જો તે પ્રમાણીકપણેથી એમ માનતા હતા કે અમે અમારા અખત્યાર પ્રમાણે કરીએ છીએ, અને તેથી તપાસ કરીને વિચાર કરેલો હોય તો તે જવાબદાર નથી. ૬ મ. ૪૨૩, ૪ બં. લા. રી. ૩૭, ૩ મું, ૩૬, ૩ મું. ૧ આ માફી ફક્ત કોર્ટમાં કરેલા કામોને લાગુ છે, એટલુંજ નહી પણ તમામ ન્યાયના પ્રકારના કરેલા કૃત્યોને લાગુ છે. જેમકે પકડવાનું વારંટ કાહાડવું વિગરે. ૨ મુર. ૨૯૫. સન ૧૮૬૩ ના આકટ ૬ ઠાની કલમ ૨૪, ઈ. લા. રી. ૧ મ. ૮૯; ઈ. લા. રી. ૧ અ. ૨૮૪, પણ જો તે કૃત્ય પોતાની હકુમતની અંદર હોય તો તેમનું તદન રક્ષણ થાય છે; અને શુદ્ધ અંતઃકરણનો સવાલ ઉત્પન થતો નથી. ઈ. લા. રી. ૧ અ. પાનું. ૨૮૦.

એક દાવાની અરજીમાં એવું કેહેવામાં આવ્યું હતું કે જડજે જાણીબુજીને દ્વેષબુદ્ધિથી કાયદા વિરૂદ્ધ હુકમ કરેલો છે, તો તે ઉપરથી દાવાનું કારણ માલમ પડતું નથી. તેમ જડજે દ્વેષબુદ્ધિથી અખત્યાર વિના કરેલું છે, એવું કેહેવામાં આવ્યું હોય તે બસ નથી. ૧૦ મુંબાઇ, ૧૮૩. દાવાની અરજીમાં તેમને હકુમત નહી હતી એમ બતાવવું જોઇએ, એટલુંજ નહી પણ તેમને હકુમત હતી એવું ધારવાને તેમને કાંઇ વ્યાજબી અને સંભવિત કારણ નહી હતું, એમ પણ બતાવવું જોઇએ. ૧૦ મુંબાઇ, પાનું. ૩૪૬.

મ્યુનીશીપલ કમીશનરો જ્યારે માજીસ્ટ્રેટ તરીકે કામ કરતા હોય ત્યારે તેમને આજ રક્ષણ મળવાનો હક્ક છે. ૧૩ વી. રી. ૩૪૦; મુંબાઇમાં મ્યુનીસીપાલીટી ઉપરનો આવો દાવો ફક્ત જીલ્લા જડજ સાંભળી શકે છે. ઈ લા. રી. ૩ અલ્હા. પાનું. ૧૪૬.

**અમલમાં લાવનાર અમલદાર**—કારોબારી ખાતાના અમલદારનું સામાન્ય રીતે આવું રક્ષણ થતું નથી, માટે તેઓના કૃત્ય વિશે સવાલ ઉઠાવી શકાય છે. લા. રી. ૯ ઈ. અ. ૧૫૨. પણ ખાસ કામોમાં તેઓને માફી છે. સન ૧૮૫૦ ના આકટ ૧૮ માની કલમ ૧, સન ૧૮૬૧ ના આકટ ૫ માની કલમ ૪૩.

અમલદારસરકારમાંલખાણકરી શકે એટલામાટે મુદત વધારવાનું.

**૪૨૩. સમન મળ્યા પછી સરકારી અમલદારની નજરમાં એમ આવે કે, ફરિયાદ અરજીનો જવાબ આપતાં અગાઉ મારે સરકારમાં લખાણ કરવું જોઇએ, તો તે પ્રમાણે સરકારને લખવાને તથા યોગ્ય અમલદારોની મારફતે હુકમ થઈ આવવાને જેટલી મુદત જરૂર હોય તેટલી સમનમાં ઠરાવેલી મુદત વધારી આપવા સારૂ કોર્ટને અરજ કરવાને તે મુખત્યાર છે.**

**અને એવી અરજ કરવામાં આવે ત્યારે કોર્ટની નજરમાં જરૂર જણાય તેટલી મુદત વધારી આપવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૬૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ અરજી અમલદારે પોતાની તરફથી કરવી જોઈએ, અને સરકારના નામથી કરવી નહી જોઈએ.

સ્ટેટ સેક્રેટરી ઇન કાંઉસિલ ઉપર અથવા સરકારી અમલદાર ઉપર ફરીયાદ કરતાં પેહેલાં કરવાની નોટીસ

**૪૨૪. સદરહુ સ્ટેટ સેક્રેટરી ઈન કાંઉસિલ ઉપર અથવા કોઈ સરકારી અમલદાર ઉપર તેણે પોતાના હોદ્દાની રૂઇએ કંઇ કૃત કર્યું હોય, તે સબંધી લખેલી નોટીસ આપ્યા પછી લાગલા બે માસ વીતે ત્યાં સુધી ફરીયાદ માંડી શકાશે નહી. તે નોટીસમાં દાવાનું કારણ તથા વાદી થવા ધારતો હોય તેનું નામ તથા જે દાદ તે માગતો હોય તે અને રેહેવાનું ઠેકાણું જણાવવું. અને તે નોટીસ આપવાની તે, જો સ્ટેટ સેક્રેટરી ઇન કાંઉસિલ ઉપરની હોય તો સ્થાનીક સરકારના સેક્રેટરીને સ્વાધીન કરવી, અથવા તેની આફીસમાં મુકી આવવી; કે તે ડીસ્ટ્રીકટના કલેકટરને સ્વાધીન કરવી અથવા તેની આફીસમાં મુકી આવવી, અને જો તે સરકારી અમલદાર ઉપરની હોય તો તે અમલદારને સ્વાધીન કરવી અથવા તેની આફીસમાં મુકી આવવી; અને તેવી નોટીસ સદરહુ પ્રમાણે સ્વાધીન કરી છે અથવા મુકેલી છે એ મજકુર ફરીયાદ અરજીમાં લખવો જોઇએ.**

**ટીકા**—સન ૧૮૭૩ ના આકટ ૧૫ માની કલમ ૪૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**પક્ષકાર વધારવા**—એવું ઠરાવવામાં આવ્યું છે કે કલમ ૩૨ પ્રમાણે સેક્રેટરી આફ સ્ટેટને પક્ષકારો તરીકે વધારવાને આ કલમથી હરકત નથી. ઈ. લા.રી. ૯ ક.૨૭૧.

સરકારી અમલદાર ઉપર તેનું કામ બજાવતાં ગફલતથી કરેલાં ખોટાં કૃત્ય બાબત થએલા નુકશાનનો દાવો કરવામાં આવે તોજ તેમને નોટીસ મળવાનો હક્ક છે. ઇ. લા.

રી. ૭ મું. ૪૯૯, ઇ. લા. રી. ૬ ક. ૮. વળી ઈ. લા. રી. ૭ મું. ૩૯૮, ૫ ચ. ડીવ. ૩૪૭. ઈ. લા. રી. ૪ અ. ૧૦૨, ઈ. લા. રી. ૮ મું. ૪૨૧ જુઓ.

**રૂપ**—તે નોટીસના રૂપમાં હોવી જોઈએ, અને કાગળના રૂપમાં ફક્ત હોવી નહી જોઈએ. એક અટર્નીએ પત્ર લખી એમ કહ્યું હોય કે કાયદેસર કામ ચલાવીને અમને કેહેવામાં આવેલું છે, તો તે રીતીપૂર્વક નથી. લા. રી. ૨ પી. અને ડી. ૩૫૩, તેમ જે હુકમ બાબત ફરીયાદ કરેલી હોય તે વિશે વાંધો લેઈને તેનો ફરીથી વિચાર કરવાને માગેલું હોય તો, તે નોટીસ પણ બસ નથી. ૭ વી. રી. પાનું. ૯૨.

તે નોટીસમાં દાવાનું કારણ બતાવવું જોઈએ, પણ દાવાનું રૂપ બતાવવાની જરૂર નથી. ૨ કેમ્પ ૧૯૬, અને તપાસ વખતે દાવાનું બીજું કારણ બતાવી શકાતું નથી. ૮ બં. લા. રી. પાનું ૨૬૫.

**બજાવવી**—નોટીસ સરકારી અમલદારની બાબતમાં તેમની જાત ઉપર અથવા તેમની ઓફીસમાં મુકી બજાવવી જોઈએ, ૨ માસ ગણવામાં નોટીસ બજાવ્યાની તારીખ અને દાવો કરયાની તારીખ બાતલ કરવી જોઈએ ૬ એમ. અને ડબલ્યુ. પાનું. ૪૯

**સરકારી અમલદાર**—સગીરની મીલકતનો વહિવટ કરવાને કલેકટરને નીમેલા હોય તો, આ કલમ પ્રમાણે તે સરકારી અમલદાર છે. ઈ. લા. રી. ૧ મું. ૨૧૮; નાજરને વાલી તરીકે નીમવામાં આવેલો હોય તો તે સરકારી અમલદાર નથી. ઇ. લા. રી. ૪ મું. ૬૩૮, ઈ. લા. રી. ૫ મું. પાનું. ૩૬૦.

**સ્પેશીયલ અપીલ**—સ્પેશીઅલ અપીલમાં પેહેલ વેહેલી નોટીસની ખામીની હરકત લેઈ શકાતી નથી. ઈ. લા. રી. ૧ અલ્હાબાદ પાનું. ૨૬૯.

કલેકટરને અમુક મુકરદમાના કારણસર એક સગીરનો વાલી નીમ્યો હોય તો, તેમને નોટીસ આપવા બાબત આ કલમ લાગુ થતી નથી ઈ. લા રી ૧૧ મ. ૩૧૭ તથા ૪૨૮.

કાંઇ કાયદા વિરૂદ્ધ કૃત્ય કરયા બાબત કલેકટરને પક્ષકાર કરવામાં આવેલા ના હોય, પરંતુ સગીરની જાતના વાલીની અરજી ઉપરથી સગીરનો હક્ક સાચવવાને તેમને પક્ષકાર કરવામાં આવેલા તેથી આ કલમ પ્રમાણે તેમને નોટીસ આપવાની જરૂર નથી. ઈ. લા. રી ૧૩ મું. પાનું. ૩૪૩.

આવા દાવા માં પકડવાનું.

**૪૨૫. ડિસ્ટ્રીકટ જડજની લખેલી સમતી શિવાય આવી ફરીયાદમાં પકડવાનું વારંટ કાઢવું નહી.**

**ટીકા**—આ કલમ નવી છે તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે

જવાબ કરવાનું સરકાર માથે લે તો અરજ કરવાની તે.

**૪૨૬. સરકારી અમલદાર ઉપરની ફરિયાદનો જવાબ કરવાનું કામ સરકાર માથે લે તો, સરકારી પ્લીડરે, ફરિયાદ અરજીનો હાજર થઇને જવાબ દેવા સારૂ પોતાને અખત્યાર મળ્યા પછી, કોર્ટને અરજ કરવી, અને તે અરજ થાય એટલે કોર્ટે તેના અખતિયાર વિશેની ટીપ રજીષ્ટરમાં નોંધાવવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જ્યારે સરકારે બચાવ પોતાને સીર રાખેલો હોય તો, સરકારી વકીલ વકીલાતનામાને બદલે સ્ટાંપ વિનાના કાગળ ઉપર એક મેમોરેનડમ ફાઈલ કરી શકે છે. સન ૧૮૭૧ ના કલકત્તા સરક્યુલર સીવીલ આર્ડર નંબર. ૨૩.

આ ઉપરથી દાવાના પ્રકારમાં ફેરફાર થતો નથી, અને તે આગળની માફક જારી રેહે છે. આ દાવો તે અમલદાર ઉપર છે, અને તેના ઉપર જો હુકમનામું થાય તો તે કરવું જોઈએ.

આવી અરજ ન થાય ત્યારે શી રીતે કરવુ. ફેંસલાપેહેલાં પ્રતીવાદીને પકડીશકાયનહી

**૪૨૭. પ્રતિવાદીને ફરિયાદ અરજીનો હાજર થઇને જવાબ આપવા સારૂ નોટીસમાં જે દીવશ ઠરાવ્યો હોય, તે દીવશે અથવા તે પેહેલાં સરકારી પ્લીડર તેવી અરજ ન કરે તો, ખાનગી પક્ષકારો વચ્ચે ફરિયાદ હોય તે રીતે કામ ચલાવવું. પરંતુ હુકમનામું બજાવવામાં પ્રતિવાદીને પકડવામાં આવે અથવા તેની મીલકત જપ્ત થાય તે શિવાય. બીજી રીતે તેને પકડવો નહીં, અથવા તેની મીલકત જપ્ત કરવી નહીં.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

કલમ ૪૨૨ અથવા કલમ ૪૨૩ મીમાં જે નોટીસ આવી અને જવાબ આપવા બાબતની છે, તે નોટીસમાં ઠરાવેલા દીવશ પેહેલાં જો તે અરજી કરવામાં ના આવે તો, રજીસ્ટરમાં કાંઈ નોટ કરવાની નથી, અને દાવો ખાનગી દાવાની માફક ચાલશે

સરકારી અમલદારોને જાતે હાજર થવાની માફી.

**૪૨૮. સરકારી અમલદાર ઉપરની સદરહુ પ્રકારના કૃત્ય સબંધી ફરિયાદમાં, પ્રતિવાદી કોર્ટની એવી ખાત્રી કરે કે, સરકારી કામને હરકત થયા વગર હું મ્હારી નોકરી ઉપરથી ગેરહાજર રહી શકતો નથી તો, જાતે હાજર થવાનું કોર્ટે તેને માફ કરવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આંકટ ૮ નાની કલમ ૭૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પ્રતીવાદીને હાજર થવાની ફરજ પાડવી કે નહી તે કોર્ટના કુલ અખત્યાર ઉપર છે.

સરકાર અથવા સરકારી અમલદાર ઉપર હુકમનામું હોય ત્યારેકેમ કરવુ.

**૪૨૯. સદરહુ સ્ટેટ સેક્રેટરી ઇન કાંઉસિલ ઉપર અથવા સરકારી અમલદાર ઉપર સદરહુ પ્રકારના કૃત્ય સબંધી હુકમનામું થાય તો, કઈ મુદતમાં તે હુકમનામું પુરૂં કરવું એ વાત તે હુકમનામામાં દર્શાવવી; અને તે દર્શાવેલી મુદતમાં હુકમનામુ પુરૂં કરવામાં ન આવે તો, સ્થાનિક સરકારનો હુકમ મળવા સારૂ તે બાબતનો કોર્ટે રીપોર્ટ કરવો.**

**આવું કોઇ હુકમનામું બજાવવાનો હુકમ કરવો નહી, પરંતુ તે રીપોર્ટની તારીખથી ત્રણ માસની મુદત સુધીમાં હુકમનામું પુરૂં ન થાય તો, પછી તે બજાવવાનો હુકમ કરવો.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે

ત્રણ માસ પેહેલાં અને હુકમનામામાં બતાવેલી મુદત પુરી થતા પેહેલાં બજાવણી કાહાડવી નહી જોઈએ.

---

## બાબ ૨૮ મો.

## પરરાજ્યના લોકો કરે તે ફરિયાદો, તથા પરદેશી અને દેશી રાજ્ય કર્તાઓ કરે અથવા તેમના ઉપર થાય તે ફરિયાદો.

---

પરરાજ્યના

**૪૩૦. અંગ્રેજ સરકાર સાથે દુશ્મનીમાં હોય, એવા કોઈ**

લોકો કયારે ફ-રીયાદ કરે. પરરાજ્યમાંના માણસો ગવરનર જનરલ ઈન કાંઉસિલની રજાથી બ્રીટીશ ઇંડિયામાં રેહેતા હોય તો તે, તથા અંગ્રેજ સરકાર સાથે મિત્રાચારીમાં હોય એવા કોઈ પરરાજ્યનાં માણસો જાણે તે મલીકામાઆઝમાની રઈયત હોય તે પ્રમાણે, બ્રિટશિ ઈંડિયાની કોર્ટોમાં ફરિયાદ કરવાને મુખત્યાર છે.

અંગ્રેજ સરકાર સાથે દુશ્મનીમાં હોય એવા પરરાજ્યનો કોઈ માણસ સદરહુ રજા વગર બ્રિટિશ ઈંડિયામાં રેહેતો હોય, અથવા પરરાજ્યના મુલકમાં રેહેતો હોય, તો તેનાથી તેવી કોઇ કોર્ટમાં ફરિયાદ થશે નહી.

ખુલાસો—ગ્રેટબ્રિટન અને આયરલંડના સંયુક્ત રાજ્ય સાથે જે પરરાજ્ય લઢાઈ ચલાવતુ હોય તેના મુલકમાં રેહેનારો, અને તે મુલકમાં વેહેપાર ધંધો ચલાવવા સારૂ મલીકામાઆઝમાના એક સ્ટેટ સેક્રેટેરીની સહીનો અથવો હિંદુસ્તાનની સરકારના એક સેક્રેટેરીની સહીનો પરવાનો લીધા વગર તે દેશમાં વેહેપાર ધંધો ચલાવનારો દરેક સખસ આ કલમના બીજા પારેગ્રાફના કામ સારૂ દુશ્મનીવાળા પરરાજ્યના મુલકમાં રેહેનાર પરદેશી ગણાશે.

પરદેશીરાજ્ય કયારે ફરિયાદ કરી શકે. ૪૩૨. પરદેશી સંસ્થાન નીચે પ્રમાણે હોય ત્યારે, બ્રિટિશ ઈંડિયાની કોર્ટોમાં ફરિયાદ કરવાને મુખત્યાર છે:—

(अ.) મલીકામાઆઝમાએ અથવા ગવરનર જનરલ ઈન કાંઉસીલે તે રાજ્ય કબુલ કરયું હોય તો, અને

(ब.) તે પરદેશી સંસ્થાનના ઉપરીના અથવા તે સંસ્થાનની રઇયતના ખાનગી હક્કો અમલમાં લાવવાના હેતુથી ફરિયાદ કરી હોય તો,

મલીકામાઆઝમાએ અથવા ગવરનર જનરલ ઈન કાંઉસિલે પરદેશી સંસ્થાન કબુલ કર્યું નથી, એ વાત ન્યાયાધિકારની રૂઇએ કોર્ટે ધ્યાનમાં રાખવી જોઇએ

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે

જો પરરાજ્ય કબુલ કરવામાં આવેલું હોય તો, દાવો કરવાના હક્ક બાબત તે કબુલ કરવાની બાબત નિશ્ચયકાર્ક છે. તે વાક્યમાં જે હેતુ બતાવેલો છે તે બાબતમાંજ પરરાજ્ય છે, અને તે કાંઇ બીજી બાબત દાવો કરી શકતા નથી. તેમનો રાજ્ય હક્ક ટુટવાથી દાવો કરવાનું કારણ બનતું નથી ૨ ગીફ. પાનું. ૬૨૮.

**વર્ણન**—તે સરકાર જે નામથી ઓળખાતા હોય તે નામથી તેમણે દાવો કરવો જોઈએ. રાજ્યને તમામ સાર્વજનીક હક્કો તથા લોકોના હક્કો મળેલા હોય છે, અને તેમની તરફથી રાજા હોય છે પ્રજાસ્તાક રાજ્યમાં તે રાજ્યની મીલકત છે. માટે પેહેલી બાબતના દાવામાં આસ્ત્રીયાના બાદશાહ વિ. अ, અને પાછળના જેવા દાવામાં સ્પેનના રાજા વિ. ब. એવાં તે સરકારનાં નામ વાપરવાં જોઇએ, અને દાવાની અરજીમાં યુનાઈટેડ સ્ટેટ આફ અમેરીકા વિ. अ, એમ વર્ણન કરવું જોઇએ લા રી. ૨ ચાન્સરી. પાનું. ૫૨૨

**રીવાજ**—કોર્ટના નિયમની જવાબદારી સાથે પરરાજ્યના સરકાર ફક્ત દાદ મેળવી શકે છે, અને રીવાજના નિયમ પ્રમાણે તથા તેની શરતોમાંની એક શરત પ્રમાણે ખાનગી

સખસની માફક તેઓ શોધ કરવા દે છે. જ્યારે પરરાજ્યના સરકાર વાદી હોય ત્યારે પ્રતીવાદી તેમને એવી અરજ કરી શકે છે શોધ કરવા દે એવા સખસનું નામ બતાવવું, અને જો તે ના પાડે તો જેમ ખાનગી સખસની બાબત શોધની ના કેહેવામાં આવે અને વ્યવસ્થા થાય તે પ્રમાણે વ્યવસ્થા કરવી. લા રી. ૨ ચાન્સરી. પાનું ૫૯૦.

રાજા અથવા રજવાડાતરફથી ફરીયાદ ચલાવવા અથવા તેનો જવાબ કરવાને સરકારે મુદ્દામ નીમેલા સખસો.

**૪૩૨ કોઇ સત્તાધિકારી રાજાના અથવા રાજ્ય ચલાવનાર સરદારના કેહેવાથી અથવા એવા રાજા અથવા સરદાર તરફથી કામ કરવાને સરકારની નજરમાં યોગ્ય આવે એવા કોઇ પણ સખસના કેહેવાથી તેની વતી કોઈ ફરિયાદ ચલાવવા સારૂ અથવા તેનો જવાબ કરવા સારૂ સરકારના હુકમથી મુદ્દામ નીમેલા સખસો કબુલ કરેલા મુખત્યારો ગણાશે, અને આ કાયદા પ્રમાણે હાજર થવાનું, કામ કરવાનું, અને અરજો કરવાનું કામ તે રાજાની અથવા સરદારની વતી તેઓ કરશે; પછી તે રાજા અથવા સરદાર બ્રિટિશ સરકાર સાથે ગમે તો તાબેદારીની અથવા બીજી રીતની દોસ્તીમાં હોય, અને તે ગમે તો બ્રિટિશ ઈંડિયામાં અથવા તેની બાહાર રેહેતા હોય.**

**આ કલમ પ્રમાણે કરવાની નીમણુંક કોઇ એક દર્શાવેલી ફરિયાદને માટે અથવા કેટલાક દર્શાવેલી ફરિયાદોને માટે અથવા વખતે વખત સદરહુ રાજા અથવા સરદાર તરફથી જે ફરિયાદો કરવી પડે અથવા જે ફરિયાદો સામુ બચાવ કરવો પડે તે સર્વ ફરિયાદોને માટે કરવાનો અધિકાર છે**

**આ કલમ પ્રમાણે નિમાયલો કોઈ સખસ જાણે સદરહુ પ્રકારની ફરીયાદ અથવા ફરિયાદોમાં પોતેજ એક પક્ષકાર હોય તેમ, સદરહુ ફરિયાદ અથવા ફરિયાદોમાં હાજર થવા માટે, અરજો કરવા માટે, તથા કામ કરવા માટે, બીજા સખસોને અખત્યાર આપવા અથવા નિમવા મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**ખાનગી હક્ક**—પોલીટીકલ હક્કોથી જુદા પાડી શકાય તેવા હક્કોના ઈનસાફની કોર્ટની મારફતે અમલ થઈ શકે, તે એક રાજ્યના ખાનગી હક્ક છે. ઇ. લા રી ૧૧ ક ૧૭.

હિંદુસ્તાનમાં ઈંગ્રેજી રાજ્ય માંહેની કોર્ટમાં સ્વતંત્ર રાજાને પોતાના નામથી અને તે કલમ પ્રમાણે નીમાએલા મુખત્યાર શિવાયના કબુલ કરેલા મુખત્યારની મારફતે દાવો કરવાને અટકાવ થતો નથી. ઈ. લા. રી. ૧૦ ક પાનું. ૧૩૬.

રાજા, સરદારો, એલચીઓ તથા વકીલો ઉપરની ફરીયાદ.

**૪૩૩. (૧) સદરહુ પ્રકારના કોઈ રાજા અથવા સરદાર ઉપર અને પરદેશી સંસ્થાનના કોઈ એલચી અથવા વકીલ ઉપર કોઈ પણ યોગ્ય હુકુમતવાળી કોર્ટમાં હિંદુસ્થાન સરકારના એક સેક્રેટેરીની સહીથી ગવરનર જનરલ ઇન કાંઉસિલની સમત્તિનો દાખલો આણીને ફરિયાદ કરી શકાય. માત્ર એવી સમત્તીનો દાખલો લાવવોજ જોઇએ.**

**(૨) સદરહુ સમત્તિ કોઈ દર્શાવેલી ફરિયાદ માટે અથવા કેટલીક દર્શાવેલી ફરિયાદો માટે અથવા કોઈ દર્શાવેલા વર્ગ અથવા વર્ગોની સઘળી**

ફરિયાદો માટે આપી શકાય, અને તે સમત્તિમાં, કોઈ ફરિયાદ અથવા કોઈ વર્ગની ફરિયાદોના સબંધમાં સદરહુ રાજા, સરદાર, એલચી અથવા વકીલ ઉપર કઇ કોર્ટમાં ફરિયાદ ચલાવાય તે નિર્દિષ્ટ કરવામાં આવે; પણ નીચે પ્રમાણે હકીકત હોય તોજ તે સમત્તિ આપવી, એટલેઃ—

(अ.) તે રાજા, સરદાર, એલચી, અથવા વકીલ ઉપર ફરીયાદ કરવા ઈચ્છનાર સખસ ઉપર તે રાજા, સરદાર, એલચી અથવા વકીલે તે કોર્ટમાં ફરિયાદ માંડી હોય તો અથવા

(ब.) તે કોર્ટની હકુમતની સ્થાનીક હદમાં તે રાજા, સરકાર, એલચી અથવા વકીલ પોતે અથવા બીજાની મારફતે વેહેપાર કરતો હોય તો, અથવા

(क.) તે રાજા, સરદાર, એલચી, અથવા વકીલના કબજામાં સદરહુ હદની અંદર આવેલી કોઈ સ્થાવર મિલકત હોય અને એવા કબજા સબંધી અથવા તે મિલકત ઉપર જે નાણાનો ચાર્જ હોય તે નાણા માટે તેના ઉપર ફરિયાદ કરવાની હોય તો.

(૩) તેવા કોઇ રાજા, સરદાર, એલચી, અથવા વકીલને આ કાયદા પ્રમાણે પકડવામાં આવશે નહી, અને સદરહુ કહ્યા પ્રમાણે દાખલા, સુધ્ધાંની ગવરનર જનરલ ઈન કોંસિલની સમત્તિ શિવાય તેવા કોઈ પણ રાજાની સરદારની, એલચીની, અથવા વકીલની મિલકત ઉપર કોઈ હુકમનામું બજાવવામાં આવશે નહી.

(૪) ગવરનર જનરલ ઈન કોંસિલ, હિંદુસ્થાનના ગેઝેટમાં જાહેરખબર આપીને તે જાહેર ખબરમાં કહેલા રાજા, સરદાર, એલચી અથવા વકીલના સબંધી જે જે કામો ઉપરની પેટા કલમો પ્રમાણે અનુક્રમે ગવરનર જનરલ ઈન કોંસિલને તથા હિંદુસ્થાન સરકારના એક સેક્રેટરીને સોંપવામાં આવ્યાં છે તે, તે કામો કોઈ સ્થાનિક સરકારને તથા તે સરકારના કોઈ પણ સેક્રેટરીને કરવાનો અધિકાર આપવાને મુખત્યાર છે.

(૫) સ્થાવર મિલકતના ભાડુત તરીકે કોઈ પણ સખસ, સદરહુ મિલકત જે રાજા, સરદાર, એલચી અથવા વકીલ પાસેથી તે ધારણ કરતો હશે અથવા ધારણ કરવાનો દાવો કરતો હશે તે રાજા, સરદાર, એલચી અથવા વકીલ ઉપર, આ કલમમાં કહેલી છે એવી સમત્તિ શિવાય, ફરિયાદ કરવાને મુખત્યાર છે.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સન ૧૮૫૮ ના આકટ ૧૩ માની કલમ ૨ નો ૧૧ વી. રી. ૬૧૬ સાથે મુકાબલો કરવો.

હિંદુસ્થાનમાં ઇંગ્રેજી રાજ્યની અંદર ટીપરાના રાજાની જે જમીન હોય તે બાબતમાં ત્યાંનો રાજા તે રાજ્ય અંદરની કોર્ટને તાબે છે. ૩ ક. લા. રી. ૪૧૭, અને તે પોતાના કબુલ કરેલા મુખત્યારની મારફતે પોતાના નામથી દાવો કરી શકે છે. ઈ. લા. રી. ૧૦ ક ૧૩૬

ચેરાપોનજીના રાજાની બાબતમાં ઇ. લા. રી. ૧૧ ક. પાનું ૧૭ જુઓ.

પાટડીના દેશાઈ તે આ કલમ પ્રમાણે રાજ્ય કરનાર ચીફ છે. ઈ. લા. રી. ૮ મું. ૪૧૫

**સ્થાવર મીલકત**—એક મીલકત ઉપર ખોરાકી પોશાકીનો હક્ક ઠરાવવાનો દાવો તે સ્થાવર મીલકત સબંધીનો દાવો નથી. ઈ. લા. રી. ૯ ક. ૫૩૫, પરંતુ ૧૨ ક. લા. રી. ૪૬૫ જુઓ.

કોઈ પણ રાજાએ પોતાના રાજકય અધિકારની રૂઇએ જે કૃત્ય કરયું હોય તે બાબત મ્યુનીસીપલ કોર્ટમાં દાવા ચાલી શકે નહી. કોઈ પણ સ્વતંત્ર રાજ્યના વારસાના હક્કની તકરાર દિવાની કોર્ટમાં ચાલી શકે નહી. પણ જ્યારે રાજાએ હકુમત કબુલ કરી હોય તો બ્રીટીશ મુલકમાં જે મીલકત હોય તેને સારૂ તેના ઉપર દાવા થઈ શકે. ૨૫ વી. રી. પાનું. ૪૦૪

રાજા તથા સરદારોને ફરીયાદના પક્ષકારો તરીકે શું નામઆપવું.

**૪૩૪ કોઇ સત્તાધિકારી રાજા અથવા રાજ્ય ચલાવનાર સરદાર પોતાના સંસ્થાનના નામથી ફરિયાદ કરવાને મુખત્યાર છે, અને તેના ઉપર ફરીયાદ તે નામથી કરવી.**

**પરંતુ ઉપરની છેલ્લી કલમમાં કહેલી સમતી આપતી વખતે સદરહુ કોઈ પણ રાજા અથવા સરદાર ઉપર કોઈ એજંટના નામથી અથવા બીજા કોઈ નામથી ફરીયાદ કરવી એમ હુકમ કરવા પ્રસંગ પ્રમાણે ગવરનર જનરલ ઈન કાંઉસીલ અથવા સ્થાનીક સરકાર મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હિંદુસ્થાન માંહેના ઈંગ્રેજી રાજ્ય અંદરની કોર્ટથી મેળવેલા હુકમનામાની રૂઇએ પરરાજ્યની કોર્ટનો ફેંસલો થએલો હોય, તેથી અસલ હુકમનામું બજાવવાને હરકત થતી નથી. ઈ. લા રી. ૭ ક. પાનું. ૮૨.

મુંબાઇમાં દેશી સ્વસ્થાનની. કોર્ટના ફેંસલાની રૂઈએ દાવો ચાલતો નથી. આવા ફેંસલાનો જો અમલ થઈ શકતો હોય તો તે ફક્ત આ કલમમાં ઠરાવેલી રીતી પ્રમાણે થઇ શકે છે. ઈ. લા. રી. ૬ મું. ૨૯૨, ઈ. લા. રી. ૮ મું. ૫૯૩. પણ મદ્રાસમાં તે પ્રમાણે નથી, ઈ. લા. રી. ૭ મ ૧૦૫ તથા ૧૬૪, અને જે કોર્ટ સ્માલકાજકોર્ટ નથી ત્યાં તે પ્રમાણે નથી. ઈ. લા. રી. ૬ મ. પાનું. ૧૯૧.

## બાબ ૨૯ મો.

### કારપોરેશન તથા કંપનીઓ તરફની અને તેમના ઉપરની ફરિયાદો.

ફરીયાદઅરજી ઉપરસહી અને સાચાપણાના એકરાર.

**૪૩૫. પોતાના અમલદારના અથવા ટ્રસ્ટીના નામથી ફરિયાદમાં વાદી પ્રતીવાદી થવાનો અખત્યાર મળ્યો હોય, એવી કંપનીએ અથવા કારપોરેશને કરેલી ફરિયાદોમાં, તે કંપનીની અથવા કારપોરેશનની તરફથી તેના કોઇ ડિરેકટરે અથવા સેક્રેટરીએ અથવા બીજો જે અમલદાર મુકદમાની હકીકત બાબત જબાની આપવાને શક્તિવાન હોય, તેણે ફરિયાદ અરજી ઉપર સહી તથા સાચાપણાના એકરાર કરવા.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**અરજી**—કોરપોરેશન દાવો કરે અથવા તેમના ઉપર દાવો થાય, અથવા જે કંપનીને આફીસર અથવા ટ્રસ્ટીના નામથી દાવો કરવાને અખત્યાર હોય, અથવા તે નામથી

તેના ઉપર દાવો થતો હોય તો, વાદી અગર પ્રતીવાદી તરીકે દાવાની અરજીમાં તેમનાં નામ લખવાં જોઈએ. પણ જે કારપોરેશન ના હોય અથવા રજીષ્ટર થયા વિનાની કંપની હોય તો, જે સખસો તેમાં હોય તેમનાં નામ જો જાણવામાં હોય તો તે બતાવવાં જોઈએ. અને જો તે જાણવામાં ના હોય તો અમે વધારે સારૂ વર્ણન કરી શકતા નથી, એમ કહીને જે નામથી તે કંપની ધંધો કરતા હોય તે નામથી કંપની ઉપર વાદીએ દાવો કરવો જોઈએ. ૮ વી. રી. પાનું ૪૫.

આ બાબતમાં ફુલટન ૩૮૮ નો ઠરાવ છે.

**દાદ**—કારપોરેશન ઉપરના દાવામાં દાદ માગવાના ઈલાજ બાબત. ૧૨ ચ. ડી. ૧૦૨ અને ઈ. લા. રી. ૩ મ. ૨૦ નો ઠરાવ છે.

**અરજી**—જ્યારે કારપોરેશને અથવા રજીષ્ટર થએલી કંપનીએ દાવો કરેલો હોય, ત્યારે દાવાની અરજી ઉપર તે કામની હકીકત સાથે જે મુખ્ય અધિકારી માહિત હોય તેમણે પ્રતિજ્ઞા કરવી જોઈએ. કારપોરેશન ઉપરના દાવામાં કોર્ટની પરવાનગી સાથે તેના હરકોઈ અમલદારને સવાલો આપી શકે છે. ૯ ચ. ડીવ. પાનું ૫૫૨.

કારપોરેશન અથવા કંપનીને સમન પોંહોચાડવાનું.

**૪૩૬. પોતાના અમલદારના અથવા ટ્રસ્ટીના નામથી ફરિયાદમાં વાદી પ્રતિવાદી થવાનો અખત્યાર મળ્યો હોય તેવી કંપની અથવા કારપોરેશન ઉપર ફરિયાદ હોય ત્યારે નીચે પ્રમાણે સમન પોહોંચાડી શકાય.**

**(अ.) તે કારપોરેશનની અથવા કંપનીની રજીષ્ટર કરાવેલી (જો કોઇ હોય તો) આફીસમાં સમન મુકી આવવો, અથવા**

**(ब.) તે કારપોરેશનની કે કંપનીની આફીસના (અથવા એક કરતાં વધારે આફીસો હોય તો બ્રિટીશ ઈંડિયામાંની મુખ્ય આફીસના) પત્તાથી તે અમલદારને કે ટ્રસ્ટીને પત્ર લખીને તે પત્રમાં ટપાલ મારફતે તે સમન મોકલવો, અથવા**

**(क.) તે કારપોરેશનના કે કંપનીના કોઈ ડીરેકટર, સેક્રેટરી, અથવા બીજા મુખ્ય અમલદારને આપવો.**

**ફરીયાદ સબંધી જરૂરના સવાલોનો જવાબ દેઈ શકે એવા તે કારપોરેશનના અથવા કંપનીના કોઈ ડીરેકટરને, સેક્રેટરીને કે બીજા મુખ્ય અમલદારને જાતે હાજર થવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૪૫, ૬૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

રેલવે કંપનીનો એકઝીક્યુટીવ ઈંજીનીયર આ કલમની क. રકમ પ્રમાણે બજાવણી થઈ શકે તેવો તે કંપનીનો અમલદાર નથી. ૧ હાઈડ, પાનું. ૧૯૭.

કોઈ કારપોરેશને અથવા તે કારપોરેશન ઉપર તે કારપોરેશનના નામથી ફરીયાદ કરવી જોઇએ. ૧૦ વી. રી. પાનું. ૩૬૬.

## બાબ ૩૦ મો.

## ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનાર અને મૈયતની મિલકતનો વહિવટ કરનાર કરે તે તથા તેમના ઉપર થાય તે ફરિયાદો.

ટ્રસ્ટી વગેરેને જે મિલકતનો હક્ક પ્રાપ્ત થાય તે મિલકત વિશેની ફરીયાદોમાં હિત સબંધ હોય તેવા સખસોના વારસ વકીલ થવાનું.

**૪૩૭. ટ્રસ્ટીને, મૃત્યુપત્ર ચલાવનારને, અથવા મઈયતની મિલકતના વહિવટ કરનારને જે મિલકતનો હક્ક પ્રાપ્ત થયો હોય તે મિલકત સબંધી બધી ફરિયાદોમાં, તે મિલકતમાં હિત સબંધવાળા સખસોની તથા ત્રાહિતની વચે ટંટો હોય ત્યારે, તે હિત સબંધવાળા સખસોની વતી તે ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનાર અથવા મઈયતની મિલકતનો વહિવટ કરનાર વારસ વકીલ તરીકે હાજર થએલા ગણાશે, અને સાધારણ રીતે તેમને ફરિયાદના પક્ષકાર કરવાની જરૂર નથી, પરંતુ કોર્ટને યોગ્ય લાગે તો તેમને અથવા તેમાંના કોઇને તેવા પક્ષકાર થવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—૧૫ અને ૧૬ વીકટ. બાબ ૮૬ કલમ ૮૨ તથા જ્યુડીકેચર આક્ટ આર્ડર ૧૬ રૂલ ૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ઇંગ્લાંડમાં નાલાયક માણસોને વાસ્તે જે ટ્રસ્ટી નીમાય છે, તે સિવાયનો ફક્ત ટ્રસ્ટી દેણદારની સામે નાદારીના ચુકાદા માટેની અરજી લાવી શકે નહીં. ટ્રસ્ટી ઉપરના ગીરોથી છોડાવવાનો હક્ક બંધ કરવાના દાવામાં ફાયદા મળે તેવો પાકી વયનો માલેક હોય તેને પક્ષકાર કરવો જોઇએ, ૧૩ ચ. ડીવ. ૬૩૯, ૬૪૯; તોપણ ઈ. લા. રી. ૮ મું. ૪૭૪ જુઓ. પરંતુ જે ટ્રસ્ટી ગીરોથી છોડાવવાને માગતો હોય તે ટ્રસ્ટી ફાયદા ભરેલી રીતે જે સખસનો હક્ક હોય તેની તરફથી છે; અને તેજ પ્રમાણે વેહેંચણના દાવામાં અથવા વેચાણ અને વેહેંચણ કરવાના દાવામાં ટ્રસ્ટી બસ છે. ૮ ચ. ડીવ. ૪૭૯, ૪૮૯; ૧૦ ચ. ડીવ. પાનું ૨૮.

હિંદૂ વીલ આક્ટ થતા પેહેલાં હિંદુના એકઝીક્યુટરોની સ્થિતિ કેવી હતી, તે વિશે. ઈ. લા. રી. ૨ મું. પાનું ૩૮૮ જુઓ.

જ્યારે એકઝીક્યુટરો અથવા ટ્રસ્ટીઓનો કામમાં બીલકુલ હક્ક સબંધ ના હોય, ત્યારે હમેશાં જે સખસોને ફાયદો મળે તેવું હિત હોય તેમને પક્ષકાર કરવા જોઇએ. લા. રી. ૩ ઇકવી. ૩૭૩; અથવા તેવા હિતવાળા સખસો વિરૂદ્ધના કોઈ કારણથી જે સખસોનું હિત હોય તેમને પક્ષકાર કરવા જોઈએ. લા. રી. ૧ ચાન્સરી. અ ૩૨૭; માટે જો કે એકાદા હિંદુના વારસોનો ટ્રસ્ટમાં કાંઈ સબંધ ના હોય તોપણ તે ધર્માદા ટ્રસ્ટ તોડ્યા સબંધી ટ્રસ્ટીઓ ઉપર તે વારસો દાવો કરી શકે છે. ૬ ક. લા. રી. પાનું. ૫૯.

ફાયદો મળે તેવા માલેકના ટ્રસ્ટીએ હુકમનામું મેળવ્યું હોય તો, તે હુકમનામાનો ફાયદો લેવાને તે માલેક દાવો કરી શકે છે. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૧૯૦.

બેનામી વ્યવહારમાં ફાયદો મળે એવા હકકવાળા સખસે દાવો કરવો જોઈએ. ફુલટન, ૩૮૩, ૫ ક. લા. રી. પાનું. ૧૭૯

મઇયત હિંદુના વારસ પાસે વારસાનું સર્ટીફીકટ હોવાથી તે મઈતનું જેની પાસે લેહેણું હોય તેના ઉપરની ફરીયાદમાં તે પ્રતીવાદીને એમ બતાવવાની છુટ છે કે, મૈયતનું મારે જે દેવું

હતું તે મેં આ વારસાનું સર્ટીફીકટ મળતા પેહેલાં તે મૈયતના ખરેખરા વારસને આપેલું છે. પરંતુ તે પ્રતીવાદી એમ બતાવે કે હું જેને શુદ્ધબુદ્ધિથી આવો વારસ માનતો હતો તેને મેં મારૂં દેવું આપ્યું છે તો, તે બસ થશે નહી. ૮ મું. હા રી. પાનું. ૧૫૨.

મૃત્યુપત્ર ચલાવનાર તથા મઈયતની મિલકતનાવહીવટકરનારનેસામીલકરવાનું.

**૪૩૮. મૃત્યુપત્ર ચલાવનારા અથવા મઈયતની મિલકતનો વહિવટ કરનારા ઘણા હોય ત્યારે, તેમાંના એક અથવા વધારે ઉપરની ફરિયાદમાં તે બધાને પક્ષકાર કરવા.**

**પરંતુ જે મૃત્યુપત્ર ચલાવનારાઓએ મૃતલેખ કરનારનું મૃત્યુપત્ર શાબીત કર્યું ન હોય તેમને, તથા કોર્ટની હકુમતની સ્થાનિક હદની બાહાર જે મૃત્યુપત્ર ચલાવનારા અને મઇયતની મિલકતના વહીવટ કરનારા હોય તેમને પક્ષકાર કરવાની જરૂર નથી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે એકઝીકયુટરોએ પોતાને વશિયત કરનારનાં વુઈલ શાબેત કરેલાં ના હોય, અને જેઓ કોર્ટની હકુમતની બાહાર હોય તેમને પક્ષકાર કરવાની જરૂર નથી. જો કોઈ એકઝીકયુટરે ખરી રીતે વહિવટ કરયો હોય, પછી તેણે પોતાનો હક્ક છોડી દીધો હોય, તોપણ તેને પક્ષકાર કરવો જોઈએ. ૧ વર્ન, પાનું. ૩૧

વહિવટના દાવામાં મુકરદમાને વાસ્તે જે વહિવટદાર હોય તેની સ્થીતીમાં અને જનરલ વહિવટદારની સ્થીતીમાં ભેદ છે. ૯ ચ. ડીવ. પાનું. ૨૯૪.

મૃત્યુપત્રચલાવનારીપરણેલી સ્ત્રીનો ધણીસામીલકરવોનહી.

**૪૩૯. મૃત્યુપત્ર ચલાવનારી અથવા મઈયતની મિલકતનો વહિવટ કરનારી પરણેલી સ્ત્રી ફરિયાદ કરે તેમાં અથવા તેના ઉપર ફરિયાદ થાય તેમાં, કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, તેના ધણીએ પક્ષકાર થવું નહી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

## બાબ ૩૧ મો.

### સગીર તથા દીવાના એઓની તરફની અને તેમના ઉપરની ફરિયાદો.

સગીરની ફરિયાદઇષ્ટમીત્રે કરવી.

**૪૪૦. સગીરે કરવાની પ્રત્યેક ફરિયાદ તેના નામથી પાકી ઉમરના સખસે કરવી, તે પાકી ઉમરના માણસને તે ફરિયાદમાં સગીરનો ઇષ્ટમિત્ર કેહેવો, અને જાણે તે વાદી હોય તે**

ખરચ.

**રીતે ફરિયાદનું કાંઈપણ ખરચ ભરવાને તેના ઉપર હુકમ થઈ શકશે.**

**ટીકા**—કલમ ૪૩૫ થી તે ૪૬૨ સુધી સન ૧૮૭૪ ના કલકતા હાયકોર્ટના જે નિયમો છે તે વાસ્તવિક રીતે છે. આ કલમ હાયકોર્ટને તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સગીરના સવાલનો નિર્ણય કરવામાં જે સગીર કેહેવામાં આવેલો હોય તેનો દેખાવ ધ્યાનમાં લેઈ શકાય છે. વી. રી. સન ૧૮૬૪ પાનું ૩૦૪; પણ તે ઉંચા વર્ગનો પુરાવ નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૩૬૬.

જેમ સગીર પાકી વયનો હોય અને ફેંસલાથી બંધાય તેમ તે પોતાના કરેલા કૃત્ય બાબત થએલા ફેંસલાથી બંધાએલો છે. ૧૬ વી. રી. ૨૩૧, ૩ ક. લા. રી. ૧૭. જો ફેંસલો સગીરને હરકતકાર્ક હોય તે ફેંસલો રદ કરાવવાને સગીર પાકી વયનો થાય એટલે તેણે કેવો ઈલાજ કરવો જોઈએ તે વિશે, ૨૫ વી. રી. ૪૪૯, તથા ઈં. લા. રી. ૧૦ ક. ૩૫૭ નો ઠરાવ છે. સમાધાન બાબત કલમ ૩૭૫ અને ૪૬૨ જુઓ.

મીતાક્ષરા પ્રમાણે ચાલનારા હિંદુએ આપેલા ગીરોની રૂઈએ દાવામાં ગીરોની તારીખ પછી જે દીકરા જન્મેલા હોય, તે અવશ્યે કરીને પક્ષકાર નથી. ૭ ક.લા.રી.૪૨૯, પણ ૬ ક. લા. રી. પાનું. ૪૨૯ જુઓ.

**ઈષ્ટમીત્ર**—સગીર એકલો દાવો કરી શકતો નથી. ૨ અ. ૧૮૯, પરંતુ તેનો ઇષ્ટમીત્ર જે એક પ્રકારનો અટર્ની છે તેની ફરજ તે સગીરના હક્ક બાબત ફરીયાદ કરવાની છે. ૩ વી. રી. ૧૩૮, અને આવો દાવો નાદારીમાં ચાલી શકે છે. ફુલટન, ૪૯૦. પરંતુ જો તે દાવો શરૂ થયો હોય અને પ્રતીવાદી હાજર થઈ કાંઈ હરકત લે નહીં તો, ફેંસલો કર્યા પછી કાંઈ ગેરસીરસ્તે થએલી બાબત હરકત લેઈ શકાતી નથી. ૨૦ વી. રી. પાનું. ૪૮.

એકાદા સખસની સ્પષ્ટ કબુલત સિવાય તેને વાદીનો ઈષ્ટમીત્ર કરી શકાતો નથી. કલમ ૩૨ જુઓ. ઇં. લા. રી. ૭ ક. ૨૪૨. તે દાવામાં પક્ષકાર નથી તેમ તે પોતાના નામથી અપીલ કરી શકતો નથી. ઇં. લા. રી. ૯ ક. ૬૨૯; અને તેની ફરજ આખરના ફેંસલા સાથે પુરી થાય છે. તેને નીમવાનો હેતુ ખર્ચ બાબત જવાબદાર ઠરાવવાને કોર્ટની રૂબરૂ કોઈ સખસ હોવો જોઇએ, પણ તેથી તે કાંઇ વધારે જવાબદારીઓ ઉત્પન કરતો નથી. તેની જાત ઉપર હુકમનામું થઇ શકતું નથી, ૧૫ વી. રી. ૧૯૨; તેમ સગીરના મરણ પછી તે હુકમનામું બજાવી શકતો નથી. ૧૪ વી. રી. પાનું. ૬૨.

સન ૧૮૫૮ ના આકટ ૪૦ મા પ્રમાણે કોઇ સખસે સગીરની મીલકત સબંધી સર્ટીફીકટ લીધેલું ના હોય, અથવા જે કોર્ટમાં દાવો હોય તે કોર્ટની પરવાનગી લીધી ના હોય તો તે સખસ દાવો દાખલ કરી શકતો નથી, અથવા દાવાનો જવાબ આપી શકતો નથી. પણ જે કામમાં સગીર મીતાક્ષરા પ્રમાણે મજીયારા કુટંબનો અંગભૂત હોય તે કામમાં પરવાનગી સિવાય સગીરના નામથી વેહેચણ કરાવવાનો દાવો કરવાનો ઈષ્ટમીત્રનો હક્ક છે, અને ૧૮૫૮ નો આકટ ૪૦ મો લાગુ થતો નથી. ૪ ક. લા. રી. ૩૯૮; ઈં લા. રી. ૫ ક. ૨૧૯, તોપણ લા. રી. ૯ ઈં. અ. ૨૭૮ તથા તે બાબત ઈં. લા. રી. ૮ મું. ૩૯૫ માં બતાવેલા વિચારો તથા ઈં લા. રી. ૬ મું. ૫૯૫ જુઓ. મુંબાઈમાં આવો સન ૧૮૬૪ નો આકટ ૨૦ મો છે, તેથી ઠરાવવામાં આવ્યું છે કે જો વિધવા પોતાના બાળકની રૂ.૨૫૦) કરતાં વધારે કીમતની મીલકતના ટ્રસ્ટનો કબજો લેવાને દાવો કરતી હોય તો, તે સન ૧૮૬૪ ના આકટ ૨૦ માની કલમ ૨ પ્રમાણે સર્ટીફીકટ લીધા સિવાય ઈષ્ટમીત્ર તરીકે દાવો કરી શકતી નથી. ઈં. લા. રી. ૩ મું. ૧૪૯. પરંતુ સર્ટીફીકટ સિવાય સગીર તરફથી એકાદો સખસ ઈષ્ટમીત્ર તરીકે દાવો ચલાવતો હોય, અને જો સન ૧૮૬૪ ના આકટ ૨૦ મા પ્રમાણે કોઈ વાલી નીમેલો ના હોય તો, તે દાવો ચલાવવાને તે આકટથી અટકાવ થતો નથી. ઈં. લા. રી. ૮ મું. ૨૩૯, ઈં. લા. રી. ૫ મું. ૩૦૬, વાલીપણાનું પરરાજ્યનું સર્ટીફીકટ હોય તો તે બસ નથી. ૭ મુંબાઇ, ૭, અને યોગ્ય સર્ટીફી-

કટ સિવાય સ્વભાવિક વાલીને પણ સાંભળવાને કોર્ટ ના કહી શકે છે. ૪ વી. રી. ૭૧, ૩ આગ્રા. ૮૨૭; પરંતુ કોર્ટને કુલઅખત્યાર છે. માટે સર્ટીફીકટ વિના પણ સગીરના ઈષ્ટમીત્ર તરીકે હરકોઈ સખસને હાજર થવાને કોર્ટ પરવાનગી આપી શકે છે. ૮ વી. રી. ૧૯૭; ૧ વી. રી. ૧૨૧, ઇ. લા. રી. ૯ ક. ૧૭૬; પરંતુ તે પરવાનગી ન્યાયની રૂઈએ કુલઅખત્યારની છે, તેથી તે ઉપર અપીલ ચાલી શકે છે, સબબ તે રીતસર દાવો દાખલ કરતા પહેલાંની લખેલી હોવી જોઇએ. ઈ. લા. રી. ૫ ક. ૪૫૦, ૫ ક. લા. રી. પાનું. ૩૬૧ વિગરે.

જે કામમાં પ્રતીવાદીએ એવી તકરાર કરી હોય કે વાદી સગીર છે, માટે વાલી શિવાય દાવો ચાલી શકતો નથી, અને વાદી પોતાની પાકી વય શાબેત કરી શકે નહી તો તે દાવો કહાડી નાંખવો જોઈએ. તેમાં ઠરાવવામાં આવ્યું કે કોર્ટે ઈષ્ટમીત્ર ઠરાવવો જોઈતો હતો. ૨૫ વી. રી. પાનું. ૧૮૪.

ઇષ્ટમીત્રની મારફતે દાવો કરવાનો રીવાજ ઘણુંકરીને લોકોના જાણવામાં નથી. અને ઘણુંકરીને ઊંચામાં ઊંચા દરજ્જાની કોર્ટોના ઠરાવો એકસરખા નથી. એવું ઠરાવવામાં આવ્યું છે કે માએ પોતાના સગીર દીકરાની મીલકત બાબત પોતે વાલી છે, એમ કહેલું નહી, અને પોતાના નામથી દાવો કરેલો, અને અસલકોર્ટે તે દાવો અપાવેલો, પણ તે વિશે સ્પષ્ટ રીતે મંજુરી આપેલી નહી, તેથી તે કારણથી અપીલકોર્ટ તે ઠરાવ ફેરવી શકતા નથી. આવી હરકતથી કામના ગુણદોષને હરકત થતી નથી, ૧૭ વી. રી. ૧૪૪, અને જો કે સગીર તથા તેની મીલકત તે ફેંસલાથી બંધનમાં આવે છે તોપણ ચીંતા નહી. ૧૭ વી. રી. ૪૯૨, અને તે પકડવાને પાત્ર થતો હોય તોપણ ચીંતા નહી. ૧૭ વી. રી. ૩૭૪, અને નહી હાજર થવાના કારણથી હુકમનામું બજાવનારી કોર્ટ તેને સાંભળી શકતા નથી, પણ તેણે ફરીતપાસ કરવાને અરજી આપવી જોઇએ. અથવા બજાવણી બંધ રાખવાને તાકીદ હુકમ કહડાવવાને રેગ્યુલર દાવો ફાઇલ કરવો જોઇએ, ૬ અલ્હાબાદ. ૯૮. સગીરને ઘણા ભારે પરીણામો થાય છે તે લક્ષમાં રાખીને કોર્ટોએ વધારે સખત નિયમો પ્રમાણે ચાલી દાવાની અરજીઓ પાછી આપેલી છે. ઈ. લા. રી. ૧૦ ક ૧૦૨. સગીર ઉપર જો યોગ્ય રીતે દાવો કર્યો ના હોય તો સ્પેશીયલ અપીલમાં પણ તેવા ફેંસલા રદ કરેલા છે, ૨ અ.ગ્રા. ૩૪૩, ૩ આગ્રા ૩૦૦; અને આ આકટમાં જે ફારમ બતાવ્યું છે તેમાં નહી, ૧૧ મુંબાઇ ૧૮૨, ૨૦ વી. રી ૪૫૩; અને ઠરાવ્યું. છે કે બીજી હકીકતથી કરેલું હુકમનામું તેને બંધનકારક નથી. ઈ. લા. રી ૫ ક. ૪૫૦, ૫ ક. લા. રી. ૩૬૧, ૭ ક. લા. રી. ૪૦૭, અને આવોજ વિચાર પ્રીવીકાંઉસીલની જુડીશીયલ કમેટીએ કરેલો છે. જેઓએ એવો ચુકાદો કર્યો છે કે બાપની સામે તેના પોતાના હક્કનો અને તેના ન્હાની ઉમરના વાલી તરીકેનો દાવો તે ન્હાની ઉમરના સમેનો દાવો નથી.૧૧ બં. લા. રી- ૧૭૧, ૧૯૧, ૧૧ ક. લા. રી. ૧૫; અને મીલકતનો વહિવટદાર તે બાળક સહમાલેકનો એવો વાલી નથી કે જેથી તે હુકમનામાથી બંધનમાં આવે, લા. રી ૯ ઈ. અ. ૨૭, વળી ઈ. લા. રી. ૨ ક. ૨૮૩ જુઓ; અને ખરીદદારને ખબર હોય તો તેને કબજો છોડી દેવાની ફરજ પાડી શકાય છે, પછી કાંઈ કપટ થએલું ના હોય તો ચીંતા નહી. ૨૦ વી. રી. ૧૨૦, ૧ આગ્રા. ૧૭૫. બજાવણીમાં સગીરની મીલકત વેચવાની પરવાનગી આપવાને ઘણી સંભાળ રાખવાની છે, ૧૮ વી. રી. ૫૬. પરંતુ એકાદા સગીર ઉપર દાવો કરવામાં આવ્યો હોય તો ફક્ત

ખોટું વર્ણન કરવાના કારણથી તે રદ થતો નથી. ઈ. લા. રી. ૧૧ ક ૫૦૯; અને વળી સગીર વાદીના લાભમાં એક વધારે મર્યાદા છે, કારણ કે જો તેને દાવાનું કારણ ઉત્પન્ન થયું હોય તો અપીલમાં તેના ઇષ્ટમીત્રના અખત્યાર વિશે કાંઈ હરકત કબુલ કરવામાં આવતી નથી. લા. રી. ૧૧ ઇ. અ. પાનું ૨૬.

**ખરચ**—બાળકની તરફથી ઇષ્ટમીત્ર અટર્ની રાખે તો તે બાળક અને અટર્નીની વચમાં એવો કરાર ઉત્પન્ન થતો નથી કે જેથી અટર્ની તે બાળક ઉપર દાવો કરી શકે, ૨ ઈ. જ્યુ. ન્યુ. સી. ૨૬૯; તોપણ ઈ. લા. રી. ૭ ક. પાનું. ૧૪૦ જુઓ.

ખર્ચ આપવાને ઇષ્ટમીત્રને હુકમ થઇ શકે છે, અને તે સગીરની મીલકતમાંથી વસુલ કરી શકતો નથી; પણ જો તેણે તે દાવો યોગ્ય વિચાર વિના કર્યો ના હોય તો તેમ થતું નથી; અગર વાદી સગીર નથી એમ શાબેત કરેલું હોય તો તેમ થતું નથી; અને જો બની શકે તો બાળકના ફાયદા સારૂ જે કામ ચલાવેલું હોય તેમાં પછી હારવામાં આવ્યું હોય તોપણ બાળકની મીલકતમાંથી કોર્ટ ખર્ચ અપાવે છે, પણ તે ઇષ્ટમીત્ર શુદ્ધબુદ્ધિથી ચાલેલો હોવો જોઇએ, અને જો વાલીને જાતે ખર્ચ બાબત જવાબદાર ઠરાવેલો હોય તો તે વિશે હુકમનામામાં અથવા હુકમમાં બતાવવું જોઇએ, કારણ કે સાધારણ રીતે તે એક પ્રતીનીધી તરીકે જવાબદાર છે. ૨૧ વી. રી. ૨૯૮, ૨૪ વી. રી. પાનું. ૨૬૪.

**મુદત**—સગીર તરફથી ઇષ્ટમીત્ર દાવો કરે તેને સગીરને જે મુદતનો કાયદો લાગુ છે તે લાગુ થાય છે. ઈ. લા. રી. ૭ ક. ૧૩૭. તેથી અશક્તી ખરીડી શકાતી નથી. ઈ. લા. રી. ૪ મ. ૧૧૯. તે કેવળ જાતીકી છે. ૧૨ ક. લા. રી. ૨૬૯, આ પ્રમાણે જો કે સગીરપણામાં અરજીઓ કરવાની વચ્ચે ગમે તેટલો લાંબો વખત ગયો હોય તોપણ વાલી બજાવણી માટે બે અથવા તેથી વધારે અરજીઓ કરે. ૧૧ કલકત્તા. લા. રી. પાનું. ૩૪.

દાવાની અરજીનો અને તકરારનો અર્થ કરતાં જ્યાંહાં એવું માલમ પડે કે તે સગીર ખરેખરો વાદી છે તો, તેનું આ કલમ પ્રમાણે યોગ્ય રીતે નિર્ણય કરવામાં આવેલું ના હોય તો, તેથી દાવામાં કરેલું હુકમનામું રદ કરવાનું કારણ થતું નથી. ઈ લા. રી. ૧૪ ક. પાનું. ૧૫૯.

ઈષ્ટમીત્રે અથવા તે ફરીયાદ પુરતાનીમેલા વાલીએ અરજો કરવી.

**૪૪૧. સગીરની વતી [કલમ ૪૪૯ પ્રમાણેની અરજ શિવાયની] પ્રત્યેક અરજ કોર્ટને કરવી તે તેના ઇષ્ટમિત્રે કરવી, અથવા તે ફરીયાદ પુરતા નીમેલા તેના વાલીએ કરવી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. ઈ. લા. રી. ૧૩ મું. પાને ૨૩૪ નો ઠરાવ કલમ ૪૪૪ નીચે છે, તે જુઓ.

ઈષ્ટમીત્રશિવાય ફરીઆદઅરજી દાખલ કરી હોય તો તે ફાઈલથી દુર

**૪૪૨. ઇષ્ટમિત્ર વગર સગીરે અથવા તેની વતી કોઇએ ફરિયાદ અરજી દાખલ કરી હોય તો, જે પ્લીડરે અથવા બીજા સખસે ફરિયાદ અરજી આપી હોય તેની પાસેથી ખરચ અપાવીને ફરિયાદ અરજી ફાઇલમાંથી કાઢી નાંખો એવી અરજ પ્રતિવાદી કરવાને મુખત્યાર છે, તે અરજની નોટીસ તે સખસને પ્ર-**

કરવી. ખરચ. **તિવાદીએ આપવી. અને તેની કાંઇ હરકતો હોય તો તે સાંભળ્યા પછી, તે કામમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાઝકોર્ટોને લાગુ છે.

ફાઇલ ઉપરથી દુર કરયા બાબત ૫ મ. ૪૩૫. ૧૧ વી. રી. પાનું. ૩૦૦

ઈષ્ટમીત્ર સિવાય સગીરે ફાઇલ કરેલી દાવાની અરજી જે સખસ રજુ કરે, તે સખસ ખર્ચનો જવાબદાર છે.

આ કલમ તથા તે નીચેની કલમો કલમ ૪૬૪ સુધીની છે, તે જે સગીરની જાત અથવા મીલકત બાબત કોર્ટ આફ વાર્ડસે અથવા દિવાનીકોર્ટે કોઇ સ્થાનિક કાયદા પ્રમાણે વાલી અથવા વહીવટદાર નીમેલો હોય તેને લાગુ થતી નથી. ( કલમ ૪૬૪ )

દાવાની અરજી જોતાંજ એમ માલમ પડે કે તે સગીર સખસે ફાઈલ કરેલી છે, તો તેને આ કલમ લાગુ થાય છે. આ કલમ પ્રમાણે જે હુકમ કરવામાં આવેલો હોય તે આ કાયદાની કલમ ૨ ના હેતુ પ્રમાણે હુકમનામું છે, માટે તે પ્રમાણે અપીલ ચાલી શકે છે. ઈ. લા. રી. ક. ૧૩ પાનું. ૧૮૯

ઇ. લા. રી. ૧૩ મું. પાને ૨૩૪ નો ઠરાવ કલમ ૪૪૪ નીચે છે, તે જુઓ.

ફરીયાદ પુરતો વાલી કોર્ટે નીમવો. **૪૪૩. ફરિયાદનો પ્રતિવાદી સગીર હોય તો, તેના સગીરપણાની ખાત્રી થયા પછી, તે સગીરને વાસ્તે જવાબ દાખલ કરવાને અને મુકદમો ચલાવવામાં તેની વતી સામાન્ય રીતે કામ કરવાને કોર્ટે કોઇ લાયક સખસને તે સગીરનો તે ફરીયાદ પુરતો વાલી નીમવો.**

**ફરિયાદ પુરતો વાલી,એ સન ૧૮૭૫ ના હિંદુસ્તાનનાપાકી ઉમર વિશેના આકટની કલમ ૩ જીના અર્થ પ્રમાણે, જાતનો અથવા મિલકતનો વાલી થતો નથી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાઝકોર્ટોને લાગુ છે.

આ કલમની બાબતમાં ઈ. લા. રી. ૭ અ. પાનું. ૮૫૦ જુઓ.

બાપના ઉપરનો દાવો પોતાના હકથી અને સગીરના વાલી તરીકે કરેલો હોય તો, તે દાવો સગીરના ઉપર નથી. ૧૧ બં. લા. રી. પાનું. ૧૭૧, ૧૯૧.

સન ૧૮૫૮ ના આકટ ૪૦ મા પ્રમાણે મીલકતના વહિવટદારે જો સર્ટીફીકટ લીધેલું ના હોય તો, દાવાનો બચાવ કરવાને તે મીલકતનો તે બાળક માલેક તરફથી વાલી નથી. લા. રી. ૯ ઇ. અ. પાનું. ૨૭.

મુકરદમાને વાસ્તે વાલી હમેશાં કોર્ટે નીમવો જોઈએ. ૫ મ. અ. ૮. જો તેમ ના થાય તો કામમાંથી સગીરનું નામ કાહાડી નાંખવું જોઈએ. ૧૧ વી. રી. ૩૦૧; પણ ૬ અ. ડીવ. ૩૫૮ જુઓ; સ્વભાવિક વાલીથી જુદો સખસ પણ વાલી હોય. ૧૩ વી. રી. ૨૩૧. વાલી નીમવામાં આવે તે પેહેલાં દાવો થઈ શકે છે, અને મુદત દાવાની અરજીની તારીખથી ગણી શકાય છે, અને વાલી નીમવાની તારીખથી ગણી શકાતી નથી. ઇ. લા. રી. ૪ અ. ૩૭; પરંતુ વાલી નીમવાને વાદીએ જલદીથી અરજી કરવી જોઈએ, અને જડજે વાલીને નીમવો જોઈએ, ૧૧ મું. ૨૧; પરંતુ જે સખસને નીમવામાં આવેલો હોય તેની કબુલત વિના નીમનોકનો હુકમ કરવો નહી જોઈએ, અને સગીરના આકટ પ્રમાણે કોઈ

સગો કે મીત્ર સર્ટીફીકટ લેવાને તથા વાલી તરીકે હાજર થવાને ખુશી જણાતો ના હોય તો, જડજે કોર્ટના એક અમલદારને અથવા જે આબરૂદાર સખસ સગીર બતાવે તેને વાલી નીમવો જોઈએ. ૧૧ મું. ૧૮૫, ૬ મું ૨૧૯, ૭ ક. લા. રી. ૪૦૭, ઈ. લા. રી. ૫ મું. ૩૦૬, ૬ ચ. ડીવ. ૧૯, કારણ કે સગીરનું હિત યોગ્ય રીતે બતાવવામાં આવેલું છે તે જોવાની ફરજ કોર્ટની છે. ૨ સેવ. ૬૯૯; અને જો કોઈનો અમલદાર નીમવામાં આવે તો તેને તેની મેહનત બદલ કાંઈ આપવું નહિ જોઈએ, ૩ મુર, ૩૨૯, મુકરદમાને માટે નાજરને વાલી નીમવામાં આવે તે બાબત, ઈ લા. રી. ૪ મું. ૬૩૮ જુઓ.

अ. ના ઉપર તથા ब. ના વાલી તરીકે તેના ઉપર એક દાવો કરવામાં આવેલો, તેમાં બેઉના ઉપર હુકમનામું કરેલું. પછી क. એ અરજી કરી, એવું કહીને કે अ. વાલી નથી, પણ હું વાલીછું. માટે ब. ની બાબતમાં તે હુકમનામું રદ કરવું જોઈએ. આ અરજી નામંજુર કરવામાં આવી. તેથી क. એ અપીલ કરી, અને જો કે અપીલના પ્રતીવાદીએ क. ના ઈષ્ટમીત્ર તરીકે નીમીને કામ પાછું મોકલવાને માગેલું, તેમ છતાં અપીલકોર્ટે ब. ઉપરનું હુકમનામું રદ કર્યું. ઠરાવવામાં આવ્યું કે તે જડજે અપીલના પ્રતીવાદીની અરજી કબુલ કરવી જોઈતી હતી. ૧૩ વી. રી. પાનું. ૨૦૨.

વાદીને વેચાણ કરી આપ્યું તે વખતે વેચાણ કરી આપનાર સગીર હતી, એ વાતની શાબીતી ન્હોતી; તેથી તેણે કરેલું વેચાણ મંજુર રાખવામાં આવ્યું હતું. સગીર હતી તે શાબેત કરવાના પુરાવનો બોજો પ્રતીવાદીને સીર છે. ૮ વી. રી. પાનું. ૩૭૧.

સગીરના ફાયદાની વાત વાદી કરી શકે નહી તો, તે બાબત તેણે કોર્ટના હાથમાં રેહેવા દેવી જોઇએ. ૧૬ વી. રી. પાનું. ૧૪૩.

ઈષ્ટમિત્ર અથવા વાલીવગર મેળવેલોહુકમ દુર કરાય.

**૪૪૪. કોઈ સગીરની વતી કોઇ ઇષ્ટમિત્ર અથવા ફરિયાદ પુરતો વાલી (જે હોય તે) હાજર થયા વગર કોઈ ફરિયાદમાં અથવા કોર્ટને કરેલી કોઈ અરજ ઉપરથી કાંઇ હુકમ થયો હોય, અને તે હુકમમાં અથવા તે હુકમ ઉપરથી તે સગીરનો કોઇ રીતે સબંધ હોય અથવા તેનું લાગતું વળગતું હોય તો, તે હુકમ રદ થઈ શકે; અને જે પક્ષકારની અરજથી તેવો હુકમ કરવામાં આવ્યો હોય તેના પ્લીડરને તે સગીરપણાની વાત માલમ હોય અથવા વ્યાજબી રીતે માલમ પડી હોત એમ હોય તો,તે પ્લીડર પાસેથી ખરચ અપાવીને તે હુકમ રદ થઇ શકે.**

ખરચ.

**ટીકા**—આ કલમ નવી છે તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે કામમાં સગીરની તરફથી ઇષ્ટમીત્ર અથવા મુકરદમાને માટે તેનો વાલી હાજર ના હોય, તે કામમાં તે સગીરને અસર થાય તેવા ખર્ચ બાબત હુકમ કરવામાં આવે તો, તે આ કલમના ઠરાવ વિરૂદ્ધ ખુલ્લી રીતે છે, માટે તે કાયદા વિરૂદ્ધ છે. ઈ. લા. રી. ૧૩ મું. પાનું. ૨૩૪

ઈષ્ટમીત્રકોણ થઈ શકે.

**૪૪૫. ઉમરે પોંહોચેલો અને પાકી સમજનો હોય એવો કોઇ સખસ સગીરના ઈષ્ટમીત્ર તરીકે કામ કરી શકે, પરંતુ તે સગીરના લાભથી તેનો લાભ ઉલટો ન હોવો જોઇએ, અને તે ફરિયાદમાં તે પ્રતીવાદી ન હોવો જોઈએ.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ઇષ્ટમીત્રને દુર કરવાનું.

**૪૪૬. સગીરના ઇષ્ટમિત્રનું હિત તે સગીરના હિતથી વીરૂદ્ધ હોય ત્યારે, અથવા સગીરથી ઉલટો જેનો લાભ હોય તેવા પ્રતિવાદી સાથે તે ઇષ્ટમીત્રને એટલું લાગતું વળગતું હોય કે તે ઉપરથી સગીરનો લાભ તેનાથી બરોબર સચવાશે એવો સંભવ ન હોય ત્યારે, અથવા તે પોતાનું કામ બજાવે નહી ત્યારે, અથવા ફરિયાદ ચાલતી હોય તેવામાં તે બ્રિટીશ ઇંડિયામાં રેહેતો બંધ થાય ત્યારે, અથવા બીજા કોઈ પુરતા કારણને લીધે, તેને દુર કરવા સારૂ કોઇ પ્રતિવાદી અથવા સગીરની વતી કોઈ સખસ અરજ કરવાને મુખત્યાર છે. અને (બતાવેલું કારણ બસ છે એ વિશે કોર્ટની ખાત્રી થાય તો) ઇષ્ટમિત્રને તે પ્રમાણે દુર કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

વાલીના કબજામાં સોંપેલાં કામો સગીરના વિરૂદ્ધ જણાય, તે છતાં પણ તે પૂર્ણ શુદ્ધબુદ્ધિથી કરેલાં હોઈ શકે. ૬ વી. રી. પરચુરણ પાનું. ૧૮

ઇષ્ટમિત્રે નીકળી જવાનું.

**૪૪૭. કોર્ટ બીજી રીતે હુકમ ન કરે તો, પોતાની જગાએ દાખલ કરવા સારૂ કોઈ લાયક સખસ પ્રથમ મેળવ્યા વગર, અને થઈ ગએલા ખરચને વાસ્તે જામીન આપ્યા વગર કોઈ ઇષ્ટમિત્ર પોતાનીજ અરજ ઉપરથી નિકળી શકશે નહી.**

નવો ઇષ્ટમિત્ર નીમવાની અરજ.

**નવો ઇષ્ટમિત્ર નીમવા સારૂ કરેલી અરજીને સોગનનામાથી પુષ્ટી આપવી; અને જે સખસનું નામ સુચવ્યું હોય તે લાયક છે તથા સગીરથી ઉલટો તેનો લાભ નથી, એવું તે સોગનનામામાં બતાવવું.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પ્રતીવાદીને નોટીસ આપીને ઇષ્ટમીત્ર દાખલ કરવાની અરજી થાય છે, એવી ઈંગ્રેજી કામ ચલાવવાની રીતી છે.

જો કે તે અરજી વિરૂદ્ધ પ્રતીવાદીએ તકરાર કરી ના હોય, તોપણ આફીડેવીટ કરવાની જરૂર છે. ૫ બીવ. પાનું. ૩૧.

ઇષ્ટમિત્ર ગુજરી જાય અથવા તે દુર થાય ત્યારે કામ બંધ રાખવું.

**૪૪૮. સગરીનો ઇષ્ટમિત્ર ગુજરી જાય અથવા તેને દુર કરવામાં આવે ત્યારે તેની જગાએ ઇષ્ટમિત્ર નીમવામાં આવે ત્યાં સુધી આગળ કામ ચલાવવું બંધ રાખવું.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એક ઈષ્ટમીત્ર મરણ પામે અથવા તેને ખશેડવામાં આવે, એટલે વાદીના સોલીસીટરે અથવા વકીલે તે ઈષ્ટમીત્રની જગોએ નવો ઈષ્ટમીત્ર નીમવાનો હુકમ કરવાને કોર્ટને અરજ કરવી જોઈએ. ૨ કુપ. ટેમપ. કાટ. પાનું. ૨૧૧.

ઈંગ્લાંડમાં જ્યારે ઈષ્ટમીત્ર મરણ પામે છે ત્યારે તેની જગોએ કોને નીમવો તે બાબત સગીરના બાપની તરફના સગાઓને પુછવામાં આવે છે. લા. રી. ૧૭ ઈક્વી. ૩૪૭; ૬ ચાન્સ. ડીવ. ૧૯. લાયકાઈ બાબત આ કલમ પ્રમાણે આફીડેવીટની જરૂર નથી.

કોઈ સખસની કબુલત વિના તેને ઈષ્ટમીત્ર નીમી શકાતો નથી, માટે આવી નીમનોક કરતા પેહેલાં તેની તે કામ કરવાની ખુશી છે એવી જરૂર ખાત્રી કરવી જોઈએ. ઓ. સી. પ્રો. પાનું. ૪૫૫.

નવો ઈષ્ટમીત્ર નીમવાની અરજ. **૪૪૯ તે સગીરનો પ્લીડર યોગ્ય મુદતમાં નવો ઇષ્ટમીત્ર નીમાવવાની તજવીજ ન કરે તો, સગીર સાથે અથવા તકરારી બાબત સાથે સબંધ હોય તેવો કોઈ સખસ ઇષ્ટમીત્ર નીમવા સારૂ કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે. અને પોતાને યોગ્ય લાગે તે સખસને ઇષ્ટમીત્ર નીમવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો ઈષ્ટમીત્ર નીમવામાં આવ્યો ના હોય, અને દાવો કાહાડી નાંખવામાં આવે તો, સગીર પાસેથી પ્રતીવાદીને ખર્ચ મળી શકતું નથી. ૨ સ્ટ્રે. પાનું ૭૦૮.

સગીર વાદી અથવા અરજદાર ઉમરે પોંહચે ત્યારે તેણે શું કરવું. **૪૫૦. સગીર વાદીએ અથવા જે સગીર ફરિયાદનો પક્ષકાર ન હોય તેની વતી કાંઇ અરજ ચાલુ હોય તેણે, ઉમરે પોંહચે એટલે, ફરીયાદનું અથવા અરજનું કામ પોતે ચલાવશે કે નહી એ વાત પસંદ કરવી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સગીર પુક્ત ઉંમરનો થાય ત્યાં સુધીમાં વાલીએ કોઈ દાવા અજાણપણાથી કે ગફલતથી કર્યા ન હોય તે, તેને પોતાના નામથી ચલાવવાને હરકત નથી. ૩ વી. રી. પાનું. ૪૩.

જો તે કામ ચલાવવાનું પસંદ કરે તો. **૪૫૧. તે કામ ચલાવવાનું પોતે પસંદ કરે તો, ઇષ્ટમીત્રને કાઢી નાંખીને પોતાના નામથી કામ ચલાવવાની રજા મળવાનો હુકમ કરાવવા સારૂ તેણે અરજ કરવી.**

**આવે પ્રસંગે ફરિયાદનું અથવા અરજનું મથાળું, ત્યારથી નિચે પ્રમાણે વંચાય એવી રીતે સુધારવું—**

**अ. ब. માજી સગીર તેની વતી તેનો ઇષ્ટમિત્ર क. ड. હતો, પરંતુ હમણાં તે ઉમરમાં આવેલો;**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કામ છોડીદેવાનું તે પસંદ કરે તો. ખરચ. **૪૫૨ ફરિયાદનું અથવા અરજનું કામ છોડી દેવાનું તે પસંદ કરે, અને તે એકલોજ વાદી અથવા એકલોજ અરજ કરનાર હોય તો, પ્રતિવાદીએ અથવા રીસ્પાન્ડેન્ટે કરેલું ખરચ અથવા તેના ઇષ્ટમીત્રે આપેલું હોય તે ખરચ આપીને તે ફરિયાદ અથવા અરજ કાઢી નાંખવાનો હુકમ કરાવવા સારૂ તેણે અરજ કરવી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો તે દાવો અથવા અરજી ગેરવ્યાજબી અથવા અઘટીત છે એવા કારણથી દાવો અથવા અરજી છોડી દે તો, તે બાબત કલમ ૪૫૫ જોવી.

કલમ ૪૫૧, ૪૫૨ પ્રમાણે અરજો કરવા તથા તે શાબીત કરવાનું.

૪૫૩. કલમ ૪૫૧ અથવા ૪૫૨ પ્રમાણે કરવાની કોઈ અરજ એકતરફી થઈ શકે, અને માજી સગીર ઊંમરે પોહોંચ્યો છે, એ વાત સોગનનામાથી શાબીત કરવી જોઇએ.

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સગીર સહ-વાદી ઉંમરે પહોંચ્યા પછી ફરીયાદ ચલાવવાની ના કહે ત્યારે.

૪૫૪. સગીર સહ-વાદી ઊંમરે પોહોંચ્યા પછી ફરીયાદ નાકબુલ કરવાની ઇચ્છા રાખે તો, સહ-વાદી તરીકે પોતાનું નામ કાઢી નાંખવાને તેણે અરજ કરવી. અને તે જરૂરનો પક્ષકાર નથી એમ કોર્ટને જણાય તો, ખરચ અને બીજી બાબતને વાસ્તે પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને ફરીયાદમાંથી તેનું નામ કોર્ટ કાઢી નાંખવું.

તે અરજની નોટીસ પ્રતિવાદી ઉપર તેમજ ઇષ્ટમિત્ર ઉપર બજાવવી. અને માજી સગીર ઊંમરે પોહોંચ્યો છે એ વાત સોગનનામાથી શાબીત કરવી. આ અરજનું બધા પક્ષકારોનું ખરચ અને ત્યાં સુધીમાં ફરિયાદમાં ચાલેલા બધા અથવા કંઇ કામનું ખરચ કોર્ટ ફરમાવે તે સખસોએ આપવું. (ખરચ.)

માજી સગીર ફરિયાદમાં જરૂરનો પક્ષકાર હોય તો, તેને પ્રતિવાદી કરવાને કોર્ટ ફરમાવે.

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો સગીર એકલો વાદી હોય અને તે દાવો છોડી દેવાને પસંદ કરતો હોય તો, તેણે દાવો કાહાડી નાંખવાને અરજી કરવી જોઈએ, અને જો સહવાદી તરીકે તે દાવો કરવાને ના કબુલ કરતો હોય તો તેણે દાવો કાહાડી નાંખવાને અરજી કરવી નહી જોઈએ, પણ સહવાદી તરીકે પોતાનું નામ દાવામાંથી કાહાડી નાંખવાને અરજી કરવી જોઈએ.

ઈંગ્લાંડમાં એવો ધારો છે કે જો ઈષ્ટમીત્રની મરજી હોય તો ન્હાની ઉમરનાને પ્રતીવાદી તરીકે દાખલ કરી શકાય છે. ૩૨ બીવ પાનું. ૩૮૧.

ફરિયાદ ગેરવ્યાજબી અથવા અયોગ્ય હોય તો.

૪૫૫ કોઈ સગીર ઉમ્મરે પોહોંચ્યા પછી, પોતાને નામે ઇષ્ટમીત્રે કરેલી ફરિયાદ ગેરવ્યાજબી અથવા અયોગ્ય હતી. એમ કોર્ટની ખાત્રી થાય એ રીતે શાબીત કરે, અને તે એકલોજ વાદી હોય તો, ફરિયાદ કાઢી નાંખવાને તે અરજ કરે.

તે અરજની નોટીસ લાગતા વળગતા બધા પક્ષકારો ઉપર બજાવવી. અને તે ગેરવ્યાજબીપણા અથવા અયોગ્યપણા વિશે કોર્ટની ખાત્રી થયા પછી, તે અરજ મંજુર કરવાને, તથા ફરિયાદમાં કાંઇ કામ ચાલ્યું હોય તેનું અને તે અરજ સબંધી બધા પક્ષકારોનું ખરચ આપવાનો તે ઇષ્ટમીત્રને હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. (ખરચ.)

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એક સગીર પાકી વયનો થાય અને તે કોર્ટની એવી ખાત્રી કરી આપે નહીં કે દાવો ગેરવાજબી કે અયરીત છે તો તેનો ઈષ્ટમીત્ર ખર્ચ આપે, એવા ઠરાવ સાથે તે સગીરની તરફથી કરેલો દાવો તે સગીર કાહાડી નંખાવી શકતો નથી, અને તેણે તમામ ખર્ચ આપવું જોઈએ. ૪ મ ૪૬૧. બ ના ઈષ્ટમીત્ર તરીકે અ. એ એક દાવો ફાઈલ કર્યો એવું કહીને કે બ. ચીત્રભ્રમ છે. બ. ડાહ્યો છે એવું શાબીત થયું. બ. એ તે દાવો ફાઈલ ઉપરથી કાહાડી નંખાવવાને અરજ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેના નામથી દાખલ કરેલા દાવાના તમામ પરીણામો બાબત તેને નુકશાની મળવાનો હક છે, અને જેમ સોલીસીટર અને અસીલ વચેનું ખર્ચ અપાવાય છે તેમ અ. એ બ. ની અરજીનું તથા દાવાના પ્રતીવાદીનું ખર્ચ નીચેની કોર્ટ તથા અપીલનું ખર્ચ મળી તમામ આપવું જોઈએ. લા. રી. ૩ ચે. અ. પાનું. ૭૩૨.

ફરિયાદ પુરતોવાલીનીમવાની અરજ. **૪૫૬. સગીરને નામે અને સગીરની વતી, અથવા વાદીએ, અરજ કરવાથી ફરિયાદ પુરતો તેનો વાલી નીમવાનો હુકમ મળી શકે આવી ફરિયાદમાંની તકરારી બાબતોમાં સગીરથી ઉલટો લાભ સુચવેલા વાલીનો નથી, તથા તે વાલી તરીકે નીમવાને લાયક છે એ વાત ખરી કરી બતાવનારા સોગનનામાથી તે અરજને પુસ્ટી આપવી.**

**ફરિયાદ પુરતા વાલી તરીકે કામ કરવાને યોગ્ય તથા ખુશી હોય એવો કોઈ સખસ ન હોય તો, કોર્ટને પોતાના કામદારો પઈકી કોઈને એવા વાલી તરીકે નીમવાનો અધિકાર છે. પણ સગીરથી ઉલટો તેને લાભ ન હોવો જોઈએ.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો કે વાદી આ અરજીની વિરૂદ્ધ તકરાર કરતો ના હોય, તોપણ આરીડેવીટ કરવાની જરૂર છે. કલમ ૪૪૦ નીચેની ટીકા જુઓ.

જ્યારે સ્વભાવિક વાલીનું વિરૂદ્ધ હિત ના હોય અને તેની જાત ઉપર કાંઈ આરોપ રાખવામાં આવેલો ના હોય તો, તે સ્વભાવિક વાલીને છોડી દેવો નહી જોઈએ. અમુક એકઝીક્યુટરોએ નીમેલા એક સખસે તે એકઝીક્યુટરો ઉપર અમુક ન્હાની વયના છોકરાના ઈષ્ટમીત્ર તરીકે વહિવટનો દાવો શરૂ કર્યો. તે છોકરાના બાપને તે દાવામાં હુકમનામું કરવામાં આવ્યું ત્યાં સુધી તે છોકરા વાદીઓ છે એવી ખબર નહી હતી, તેથી બાપે ઈષ્ટમીત્ર તરીકે દાખલ થવાને અરજ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે સગીરોના વિરૂદ્ધ તેનું કાંઈ હિત નથી, અને તે બીજી રીતે લાયક છે, માટે તેનું નામ ઈષ્ટમીત્ર તરીકે દાખલ કરવું જોઈએ. ૬ ચ. ડીવ. પાનું. ૧૯.

કોઈ સખસને તેની મરજી વિરૂદ્ધ મુકરદમાને માટે વાલી નીમી શકાતો નથી. ઇ. લા. રી. ૫ મું. પાનું. ૩૦૬.

ફરિયાદ પુરતો વાલી કોણ થઈ શકે. **૪૫૭. પાકી સમજનો અને ઉંમરે પોહોંચેલો સહ-પ્રતિવાદી, સગીરથી ઉલટો તેનો લાભ ન હોય તો, ફરિયાદ પુરતો વાલી નીમી શકાય, પરંતુ વાદીને અથવા પરણેલી સ્ત્રીને તે રીતે નીમી શકાય નહી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જુના કામ ચલાવવાની રીતીના કાયદા પ્રમાણે સ્ત્રીને વાલી નીમી શકાતી હતી. ૧ મું. ૧૩૪, અને હજુ વિધવા વાલી નીમાવવાને લાયક છે.

વાલી પોતાના કામમાં કસુર કરેતો તેને દુર કરી શકાય ખરચ.

**૪૫૮. સગીર પ્રતિવાદીનો ફરિયાદ પુરતો નીમેલો વાલી પોતાનું કામ ન કરે, અથવા બીજું પુરતુ કારણ જણાવવામાં આવે તો, તેને દુર કરવાને તથા તેણે કામ કરવામાં કસુર કર્યા થી કોઇ પક્ષકારને થએલું ખરચ આપવાનો તેને હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો વાલી અઘટીત રીતે કામ ચલાવે તો તેની જાતથી ખર્ચ વસુલ થઈ શકે છે. ઇ. લા. રી. ૫ મું. ૩૯૧, પણ જો તેની કબુલત વિના તેને નીમેલો હોય તો તેમ થઈ શકતું નથી. ઇ. લા. રી. ૫ મું. પાનું. ૩૦૬.

આ કલમમાં બતાવેલી હકીકત શિવાય વાલી ઉપર ખર્ચનું હુકમનામું કરવાને આ કાયદામાં ઠરાવ નથી. ઈ લા. રી. ૩ મ. પાનું. ૨૬૩.

ફરીઆદ ચાલતાં વાલી મૈયત થાય તોન વો વાલી નીમવો.

**૪૫૯ ફરિયાદ પુરતો નીમેલો વાલી ફરિયાદ ચાલતાં ગુજરી જાય અથવા કોર્ટ તેને દુર કરે તો, કોર્ટે તેની જગાએ નવો વાલી નીમવો.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જ્યારે એકાદા સગીરનો ઇષ્ટમીત્ર મરણ પામે ત્યારે તે સગીરના બાપની તરફના નજીકમાં નજીકના સગાઓને નવો ઈષ્ટમીત્ર નીમવાનો હક્ક છે. લા.રી ૧૭ ઈકવી.પાનું. ૩૪૭.

મૈયત હુકમનામાના દેણદારના સગીર વારસ વકીલનો ફરીયાદ પુરતો વાલી.

**૪૬૦. મઈયત પક્ષકારનો વારસ અથવા વારસ વકીલ સગીર હોય અને તેના ઉપર હુકમનામું અમલમાં લાવવાની દરખાસ્ત થાય ત્યારે, કોર્ટે ફરીયાદ પુરતો તે સગીરનો વાલી નીમવો, અને તે દરખાસ્તની નોટીસ હુકમનામાવાળાએ તે વાલી ઉપર બજાવવી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ઈષ્ટમીત્રે અથવા ફરિયાદ પુરતા વાલીએ હુકમનામા પેહેલાં કોર્ટની રજા વગર તથા જામીન આપ્યા વગર પઇશા લેવા નહી.

**૪૬૧. ફરીયાદ પુરતા કોઈ પણ વાલીએ અથવા ઇષ્ટમિત્રે, હુકમનામાની અથવા હુકમની પેહેલાં કોઈ પણ વખતે સગીરની વતી પઈસાની કાંઇ રકમ અથવા બીજી વસ્તુ સ્વીકારવી કે લેવી નહી પરંતુ તેણે પ્રથમ કોર્ટની રજા મેળવી હોય, અને તે પઈસા કે બીજી વસ્તુ તે સગીરના ફાયદાને વાસ્તે હું રાખીશ અને તે સગીરને તેનો બરાબર હિસાબ આપીશ એ વાતના કોર્ટની ખાત્રી લાયક જામીન આપ્યા હોય, તો સદરહુ પઇસા અથવા વસ્તુ તે સ્વીકારી શકશે, અથવા લેઈ શકશે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

રીસીવ્હરને દાબમાં રાખવો તથા નાણાં યોગ્ય રીતે વાપરવામાં આવે છે કે નહી તે જોવું, એવી દાવામાં ઈષ્ટમીત્રની અથવા વાલીની ફરજ છે, અને તેનો સગીર સાથે જે સબંધ હોય છે તે વિરૂદ્ધ તે પોતાની નીમનોક રાખી શકતો નથી. ૨ વેસ પાનું. ૧૩૭

ઈષ્ટમીત્રે અથવા ફરીયાદ પુરતા વાલીએ કોર્ટનીપરવાનગી વગર તોડજોડકરવીનહી

**૪૬૨. જે ફરીયાદમાં કોઈ ઇષ્ટમિત્ર તરીકે કે વાલી તરીકે કામ કરતો હોય તે ફરિયાદની બાબતમાં તે ઇષ્ટમિત્રે અથવા ફરિયાદ પુરતા વાલીએ કોર્ટની રજા શિવાય સગીરની વતી કંઈ કબુલાયત અથવા તોડજોડ કરવી નહી.**

પરવાનગી વગરની તોડજોડ નિરર્થક થઈ શકે તેવી છે.

**કોર્ટની રજા શિવાય કરેલી કોઈ તેવી કબુલાયત અથવા તોડજોડ, સગીર શિવાયના બીજા બધા પક્ષકારો વિરૂદ્ધ નિરર્થક થઈ શકે એવી ગણાશે.**

**ટીકા**—આ કલમ નવી છે તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૮૩ નો ઠરાવ જુઓ.

મંજુરી સ્પષ્ટ હોવી જોઈએ અને ગર્ભીત હોવી નહી જોઈએ, ઈ. લા. રી. ૩ મ. ૧૦૩, ૧૨ ક. લા. રી. ૪૫૩, ઇ. લા. રી. ૯ ક. ૮૧૦, અને કપટ અથવા ગુન્હા ભરેલી અને જાણીબુજીને અજાણતાને લીધે મુદ્દાની હકીકત ખોટી સમજાવવાથી તે મંજુરી આપેલી હોય તો તે બંધનકાર્ક નથી. ઇ. લા. રી. ૬ ક. પાનું. ૬૮૭.

સગીરના ફાયદા સારૂ જો વાલી કાંઈ કરી શકે નહી તો, તેણે તે બાબત કોર્ટને માટે રાખવી જોઈએ. ૧૬ વી. રી. ૧૪૩. જે પક્ષકારો ઇષ્ટમીત્રની સાથે સમાધાન કરે તે પક્ષકારોએ તે સમાધાનનો અમલ કોર્ટમાં યોગ્ય દસ્તાવેજો ફાઈલ કરીને કરવો જોઈએ, અને તે વ્યવહાર છુપાવવાને બદલે કોર્ટની કબુલત લેવી જોઈએ. જો તેમ ન થાય તો પોતે છુટા થવાને તેઓએ એમ બતાવવું જોઇએ કે તે નાણાં સગીરને આપેલાં છે, અથવા જ્યારે તે ઊંમર લાયક થયો ત્યારે તેને તે પોહોંચેલાં છે. ૧૬ વી. રી. પાનું ૨૨.

સગીરના ઉપર કબુલતથી હુકમનામું કરતા પેહેલાં તે હુકમનામું કરવાથી સગીરને ફાયદો છે, એવી ખાત્રી કરવી જોઈએ. ૧૬ વી. રી. ૨૩૨, અને જો દાવો સ્થાવર મીલકત સબંધી હોય અને ઈષ્ટમીત્રને સન ૧૮૫૮ ના આકટ ૪૦ મા પ્રમાણે સર્ટીફીકટ મળેલું હોય તો, તે સર્ટીફીકટ આપનારી કોર્ટની પણ કબુલત હોવાની જરૂર છે. ૬ અ. ૧૭૯.

સમાધાન રદ કરવાને સગીર પોતાના ઈષ્ટમીત્રની મારફતે દાવો કરી શકે છે. ઈ લા. રી. ૬ ક. ૬૮૭, અથવા તે ઊંમર લાયક થાય ત્યારે ફરીતપાસ કરાવીને અથવા રેગ્યુલર દાવો કરીને તેમાં ઈષ્ટમીત્રને અથવા વાલીને સહપ્રતીવાદી કરીને તે કામ ચલાવી શકે છે. ૨૫ વી. રી. ૪૪૯, ઇ. લા. રી. ૧૦ ક. પાનું ૩૫૭.

સગીરના નીમાએલા વાલીએ દાવાનું સમાધાન કરેલું, તેમાં આ કલમના ઠરાવ પ્રમાણે તે સમાધાન મુજબ હુકમનામું કરનારી કોર્ટ ચાલેલા ના હોય તો, તે હુકમનામું રદ કરવું જોઈએ. ઈ. લા. રી. ૩ મ. પાનું. ૧૦૩.

૪૪૦થી૪૬૨ સુધીના કલમો દીવાનાઓકોને લાગુ છે.

**૪૬૩ સન ૧૮૫૮ ના આકટ નંબર ૩૫ પ્રમાણે અથવા જે તે વખતે અમલમાં હોય તેવા બીજા કોઈ કાયદા પ્રમાણે, જે દિવાનાઓ દિવાના ઠરેલા હોય તેમનાં બાબતમાં કલમ ૪૪૦ થી ૪૬૨ (બંને સુધાંત) સૂધીમાં કહેલા ઠરાવો, પ્રસંગ પ્રમાણે જરૂરનો ફેરફાર કરીને, લાગુ પાડવામાં આવશે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એકાદા સખસને દિવાનો કેહેવામાં આવ્યો હોય, પણ સન ૮૫૮ ના આકટ ૩૫ મા પ્રમાણે તેને દિવાનો ઠરાવવામાં આવેલો ના હોય તો, તે જાતે અથવા વકીલની મારફતે હાજર થઈ શકે છે. ઈ. લા. રી.૭ ક. ૨૪૨; અને ૧૦ ચ. ડીવ ૧૮૩ નો ઠરાવ જુઓ. તોપણ વી.રી.સન ૧૮૬૪ પાનું ૨૫૮, ઈલા.રી.૬ ક.૫૩૯ અને ઈલા.રી ૬ મ.૩૮૦ જુઓ.

હિંદુસ્થાનના દેશી દિવાના સખસો સબંધી ચાર્ટરની કલમ ૧૨ પ્રમાણે વાવ્યપ્રાંતની હાયકોર્ટને કાંઇ અસલ હકુમત નથી. ઈ. લા. રી. ૪ અલ્હા. પાનું. ૧૫૯

સદરહુ કાયદા પ્રમાણે ગાડાંની મીલકતનો વહિવટ લેવા સારૂ નીમાએલો કલેકટર પોતેજ ગાડાંની તરફથી દાવા બાંધી શકે નહી, પણ તે કામ સારૂ તેણે વહિવટદાર નીમવો જોઈએ. ૭ વી. રી. પાનું. ૫

રાજા તથાસરદારો અને કોર્ટનાવાલીપણામાં હોય એવા સગીર.

**૪૬૪. કોઇ સત્તાધિકારી રાજાએ અથવા રાજ્ય ચલાવનાર સરદારે પોતાના સંસ્થાનના નામથી ફરિયાદ કરી હોય અથવા તેના ઉપર તેના સંસ્થાનના નામથી ફરીયાદ થઇ હોય, અથવા ગવરનર જનરલ ઈન કોંસીલના અથવા કોઇ સ્થાનીક સરકારના હુકમથી કોઇ એજંટના નામથી અથવા બીજા કોઈ સખસના નામથી તેના ઉપર ફરિયાદ થઈ હોય તેને આ બાબમાં કહેલી કાંઇ વાત લાગુ પડતી નથી. તથા**

કોર્ટનીસંભાળમાં હોય તે.

**કોર્ટ આફ વાડસે અથવા દિવાનીકોર્ટે કોઈ સ્થાનીક કાયદા પ્રમાણે જે સગીરની અથવા દિવાનાની જાતનો વાલી અથવા મિલકતનો વહીવટ કરનાર નીમ્યો હોય, તે સગીરને અથવા દિવાનાને કલમ ૪૪૨ થી ૪૬૨ સૂધીમાં કહેલી કંઇ વાત લાગુ પડતી નથી**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુછે.

કોર્ટ આફ વાડસની તરફથી બાળકના ફાયદા સારૂ વહિવટદારે દાવો કરેલો હતો, તેમાં એવી હરકત લેવામાં આવી હતી કે તે વહિવટદારને દાવો કરવાનો અખિકાર નથી, તેમાં પ્રીવીકૌંસીલના વિચારમાં આવ્યું કે આ હરકત ફકત રીતની છે, માટે તે સાબળવાની ના કહી લા. રી. ૧૧ ઈ. અપીલ્પ. પાનું. ૨૬

સન ૧૮૫૦ ના આકટ ૪૦ માની કલમ ૩ પ્રમાણે વાલી નીમવાનો હુકમ કરેલો હોય તો, ૨૧ વર્ષ સુધીની ન્હાની વય છે. ૧૧ ક. લા. રી. પાનું. ૩૬૫

સ્થાનિક કાયદા વિશે કલમ ૪૪૦ નીચેની ટીકા જુઓ.

## બાબ ૩૨ મો.

### લશ્કરી માણસોએ તથા તે માણસો ઉપર કરવાની ફરિયાદો.

જે અમલદાર અથવા સોલજરને રજા ન મળે તે પોતાની વતી ફરીયાદ અથવા જવાબ કરવા સારૂ કોઈપણ સખસને અખત્યાર આપે.

૪૬૫. લશ્કરી ઓદ્દાથી સરકારની ખરેખર નોકરી બજાવતો હોય તેવો કોઇ અમલદાર અથવા સોલજર ફરિયાદનો પક્ષકાર હોય, અને જાતે ફરિયાદ ચલાવવા સારૂ અથવા તેનો જવાબ કરવા સારૂ તેને ગેરહાજર રેહેવાની રજા મળી શકતી ન હોય, તો પોતાની વતી ફરીયાદ કરવા અથવા તેનો જવાબ કરવા સારૂ કોઇ પણ સખસને અખત્યાર આપવાને તે મુખત્યાર છે.

તે અખત્યાર આપવો તે લખીને આપવો, અને તે લેખ ઉપર તે અમલદારે અથવા સોલજરે,—[अ] પોતાના કમાંડિંગ આફીસરની સમક્ષ સહી કરવી; અથવા તે પક્ષકાર પોતેજ કમાંડીંગ આફીસર હોય તો તેના હાથ નિચેના પેહેલા અમલદારની સમક્ષ સહી કરવી; અથવા (ब) તે અમલદાર કે સોલજર લશ્કરી સ્ટાફની નોકરીમાં કામ કરતો હોય તો, જે આફીસમાં તે નોકર હોય તેના મુખ્યની અથવા બીજા ઉપરી અમલદારની સમક્ષ સહી કરવી. પછી તે કમાંડિંગ આફીસરે અથવા બીજા અમલદારે તે અખત્યારપત્ર ઉપર સહી કરવી, અને તે પછી તે અખત્યારપત્ર કોર્ટમાં દાખલ કરવું.

તે લેખ કોર્ટમાં ઉપર પ્રમાણે દાખલ થયો એટલે,—તે અખત્યારનામું બરોબર રીતે લખી આપ્યું છે, તથા તે લખી આપનાર અમલદારને કે સોલજરને જાતે ફરિયાદ ચલાવવાને કે તેમાં જવાબ કરવાને ગેરહાજર રેહેવાની રજા મળી નહી,—એ વાતનો તે કમાંડિંગ આફીસરની અથવા બીજા અમલદારની સહી એ પુરતો પુરાવો ગણવો.

ખુલાસો:—આ બાબમાં "કમાંડિંગ આફીસર" એટલે, તે અમલદાર અથવા સોલજર જે કોઈ રેજીમેન્ટમાં, કોરમાં, ડીટાચમેન્ટમાં, અથવા ડીપોમાં હોય, તે રેજીમેન્ટ, કોર, ડીટાચમેન્ટ, અથવા ડીપો ઉપર જે તે વખતે ખરેખર હુકમ ચલાવનાર અમલદાર સમજવો

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જ્યાં કોર્ટ આફ રીકવેસ્ટ સ્થાપવામાં આવેલી હોય ત્યાં સ્માલકાજકોર્ટને લશ્કરી અમલદાર ઉપર દાવો કરવાને હકુમત નથી. ૨ મ. ૪૩૯, અથવા જે જગોએ મહારાણી સરકારની ફોજ નોકરી કરતી હોય તે જગોએ કોઈની જાત સબંધી દાવો સાંભળવાને સ્માલકાજકોર્ટને હકુમત નથી. ૨ બં. લા. રી. પાનું ૪.

એક યુરોપીઅન પલટણમાં દેશી નોકર હોય તે બળવાના આકટ પ્રમાણે જવાબદાર

છે, અને કોઈ દિવાની કોર્ટમાં જવાબદાર થતો નથી ૧૦ વી રી. ૩૮૬; પરંતુ કમીશન વિનાનો અમલદાર અથવા સોલજર સીવીલ નોકરીમા હોય અને ક્યાંપની બાહાર હોય તો, તે સામાન્ય કોર્ટોને તાબે છે. ૧૪ વી. રી. પાનું. ૨૩૧.

લખેલો અખત્યારપત્ર દાવામાં ફાઈલ કરવો જોઈએ; માટે રેગ્યુલર અને સ્પેશીયલ અપીલમાં તે હરકત લેવામાં આવે તો તે ખામી દુરસ્ત થઈ શકતી નથી, અને દાવો કાહાડી નાંખવામાં આવે છે. ૬ મુંબાઈ. પાનું ૨૦.

આ પ્રમાણે અખત્યારમળેલો સખસ જાતે કામ ચલાવે અથવા પ્લીડર નીમે.

૪૬૬. પોતાની તરફથી ફરિયાદ ચલાવવાને અથવા જવાબ કરવાને કોઈ અમલદારે અથવા સોલજરે જેને અખત્યાર આપ્યો હોય તે સખસ, અખત્યાર આપનાર અમલદાર અથવા સોલજર હાજર હોય અને કામ કરી શકે તે રીતે, જાતે તે ફરિયાદ ચલાવવાને કે જવાબ કરવાને મુખત્યાર છે; અથવા તે અમલદારની કે સોલજરની વતી ફરિયાદ ચલાવવા સારૂ કે જવાબ કરવા સારૂ પ્લીડર નીમવાને મુખત્યાર છે.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦ જેવી આ કલમ છે આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ પ્રમાણે અખત્યારમળેલા સખસ ઉપર અથવા તેના પ્લીડર ઉપર પ્રોસેસ પોહોચાડવામાં આવે તેબરોબર પોંહોચેલી ગણવી.

૪૬૭ કલમ ૪૬૫ પ્રમાણે કોઇ અમલદારે અથવા સોલજરે અખત્યાર આપેલા કોઈ સખસને, અથવા ઉપર કહ્યા પ્રમાણે તે સખસે તે અમલદારને કે સોલજરને બદલે અથવા તેમની વતી કામ કરવાને નીમેલા પ્લીડરને પોંહોચાડેલી પ્રોસેસો જાણે તે પક્ષકારને હાથો હાથ અથવા તેના પ્લીડરને પોંહોચાડી હોય એમ સમજવું

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૦ જેવી આ કલમ છે આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

અમલદારને સોલજરને સમનપોહોચાડવાનું.

૪૬૮. જ્યારે પ્રતિવાદી કોઇ અમલદાર અથવા સોલજર હોય ત્યારે, તેને સમન પોંહોચાડવા સારૂ સમનની એક નકલ કોર્ટે તેના કમાંડિંગ આફીસર ઉપર મોકલવી.

જે અમલદારને એ નકલ મોકલી હોય તેણે, જેના નામની તે હોય તેને, બની શકે તો ખુદ પોંહોચાડવ્યા પછી તેના ઉપર તે પોંહોચ્યા વિશેનો તે સખસનો લખેલો શેરો લેઇને તે પાછી મોકલવી.

કોઇ કારણને લીધે નકલ તે પ્રમાણે ન પોંહોચાડાય તો, જે કારણને લીધે સમન પોંહોચાડવાનુ બન્યું ન હોય તે કારણ લખી જણાવીને, જે કોર્ટે તે મોકલ્યો હોય તે કોર્ટને તે સમન પાછો મોકલવો.

ટીકા—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૬૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સમન્સની એક નકલ પ્રતીવાદી સીકંદ્રાબાદના સ્ટેશનમાં હતો, તેથી ત્યાં કમાન્ડીંગ ઓફીસર ઉપર ટપાલથી મોકલવામાં આવી હતી, અને તે પોહોંચ્યાનો પ્રતીવાદીએ તે ઉપર શેરો લખીને તેના ઉપર તે યોગ્ય રીતે બજાવી છે એવા સર્ટિફીકટ સાથે તે નકલ પાછી આવી, પણ તે બજાવણી બાબત કાંઈ આફીડેવીટ કરેલાં નહી હતાં. ઠરાવવામાં આવ્યું કે આ બજાવણી પુકત રીતે શાબેત થઇ છે. ૧૧ બં. લા. રી પાનું. ૪૩.

કમાન્ડીંગ આફીસર સ્માલકાજકોર્ટોનો સમન્સ તે પ્રતીવાદી ઉપર બજાવવાને બંધાએલા છે. ઈ. લા. રી ૧૦ મ. પાનું. ૩૧૯

ઈ. લા. રી. ૧૧ મ. પાનું ૩૧૭ તથા ૪૨૮ નો ઠરાવ કલમ ૪૨૪ નીચે છે, તે જુઓ.

પકડવાનું વારંટ છાવણી વગેરેમાં શી રીતે બજાવવું.

**૪૬૯. હુકમનામું બજાવવામાં પકડવાનું વારંટ અથવા બીજું પ્રોસેસ છાવણીની, ગ્યારીસનની, લશ્કરી થાણાની અથવા લશ્કરી બજારની હદમાં બજાવવાનું હોય ત્યારે, તે વારંટ અથવા બીજું પ્રોસેસ બજાવવાનું કામ જે અમલદારને સોંપ્યું હોય તેણે તે વારંટ અથવા બીજું પ્રોસેસ કમાંડિંગ આફીસરને આપવું.**

**કમાંડિંગ આફીસરે તે વારંટ અથવા બીજા પ્રોસેસ ઉપર સહી કરીને તે ચલાવવું, અને પકડવાનું વારંટ હોય ત્યારે વારંટમાં જે સખસનું નામ લખ્યું હોય તે પોતાની હકુમતની હદમાં હોય તો તેને પકડાવીને, જે દિવાની અમલદારને તે બજાવવાનું કામ સોંપ્યું હોય તેને સ્વાધીન કરવો.**

ટીકા—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૨૫૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કમીશન વિનાનો અમલદાર સીવીલ નોકરીમાં હોય તો, તેનો સીવીલ પગાર બજાવણીના ઉપયોગમાં આવે છે. ૧૪ બી. રી. પાનું. ૪૪૧

---

## બાબ ૩૩ મો.

## ઇન્ટરપ્લીડર (વિરૂદ્ધ હક્કોનો નિર્ણય કરવાની ત્રાહિત કરે તે ફરિયાદ).

---

ઈન્ટરપ્લીડર ફરીયાદ કયારે થઈ શકે.

**૪૭૦. માત્ર તિરાહિત (સ્ટેકહોલ્ડર) તરીકે જે સખસના કબજામાં રૂપીયા અથવા મિલકત હોય, અને તે રૂપીયા અથવા મિલકત ખરા માલેકને આપવાને જે તઇયાર હોય, તેની પાસેથી તે મિલકત અથવા રૂપીયા લેવાનો બે અથવા વધારે સખસો એક બીજાને વિરોધ આવે એવી રીતે હક્ક કરતા હોય ત્યારે, તે મિલકત અથવા પઇસા કોને આપવા એ બાબત અને પોતાને નુકશાન થાય તે લેવા બાબત બધા હક્કદાર ઉપર ઇન્ટરપ્લીડરની ફરિયાદ કરવાને તે તિરાહિત મુખત્યાર છે.**

**પરંતુ, જે ફરિયાદમાં બધા પક્ષકારોના હક્કોનો બરોબર**

**રીતે નિર્ણય થઈ શકે તેવી કોઈ ફરિયાદ ચાલુ હોય તો, તે તિ-રાહિતે ઈન્ટરપ્લીડરની ફરિયાદ કરવી નહી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હક્ક સબંધ હોવાથી મીલકતમાં કાંઈ હિત થતું નથી. ૩ સી. પી. ડીવ. પાનું. ૪૫૦

જ્યારે બે અથવા વધારે સખસો શુદ્ધબુદ્ધિથી દાવો રાખતા હોય અને તે તેની તેજ મીલકત સબંધી હોય, અને બેઉ સરખો દાવો રાખતા હોય તો, ઈન્ટરપ્લીડરનો દાવો થઈ શકે છે. ૧ મ. ૩૬૧. વળી જે સખસનો કબજો હોય પણ કાંઈ હક્ક રાખતો ના હોય અને ફક્ત અનામત તરીકે કબજો રાખનાર હોય, કે જેથી તેની તથા દાવેદારોની વચ્ચમાં કાંઈ સવાલ ઊત્પન થતો ના હોય, અને તે ખરા માલેકને આપવાને તૈયાર હોય, અથવા તેઓના દાવાનો વાસ્તવિક આધાર હોય કિંવાનહીં, તો તે બાબત તે દાવો ચાલી શકે છે. ડ્રૃ. લા. રી. એકસ. ૨૬૧. ફક્ત અનામત તરીકે રાખનાર હોય તેના ઊપર દાવો કરવો જોઈએ, એવી જરૂર નથી. ડબલ્યુ.એન. ૧૮૭૬ પાનું.૨૩૯;અને જ્યારે ઈન્ટરપ્લીડરનો દાવો દાખલ કરતા પેહેલાં એક સખસ ઊપર દાવો કરેલો હોય તો તેણે તમામ દાવેદારોને કલમ ૩૨ પ્રમાણે પક્ષકાર કરવાને કોસીસ કરવી જોઈએ, કે જેથી તમામ સવાલનો એક દાવામાં નીકાલ થાય, પણ ઈ. લા. રી. ૪ ક. ૩૫૫, ઈ લા. રી. ૨ અ. ૭૩૮ જુઓ.

ब. ઊપરના હુકમનામાની બજાવણીમાં अ. એર્લાફે અમુક મીલકત જપ્ત કરી, પણ क. એ વારંટમાં બતાવેલી રકમ તકરાર સાથે ભરવાથી તે જપ્તી ખશેડવામાં આવી. ઠરાવવામાં આવ્યું કે क. નો ઈન્ટરપ્લીડરનો દાવો કરવાનો ઇલાજ નથી, પરંતુ તે નાણા બાબત દાવો કરવાનો ઈલાજ છે. ૧ બ્યારપર પાનું. ૧૩૯.

આવી ફરીયાદમાં ફરીયાદ અરજી.

**૪૭૧.** ઈન્ટરપ્લીડરની પ્રત્યેક ફરિયાદમાં, જે જે બીના ફરિયાદ અરજીમાં લખવાની જરૂર છે તે શિવાય નિચે પ્રમાણે બીજી વધારે બીનાઓ લખવી:—

(अ.) હક્ક રાખેલી વસ્તુમાં વાદીને ફકત તિરાહિત (સ્ટેકહોલ્ડર) શિવાય બીજી રીતનો કાંઈ સબંધ નથી;

(ब.) પ્રતિવાદીઓ જે જુદા જુદા હક્ક કરતા હોય તે; અને

(क.) વાદી અને કોઈ પ્રતિવાદી વચ્ચે મિલાફીપણું નથી.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો વાદી મીલકત ઉપર હક્ક રાખતો હોય અથવા રકમ વિશે તકરાર કરતો હોય, અથવા નુકશાની ભરવાની શરતથી તે મીલકત એક દાવેદારને તેણે આપી હોય તો દાવો ચાલતો નથી, ૧ મર. ૪૦૫. જો બની શકે તો કાંઇ હુકમ થતા પેહેલાં વાદીએ તકરારી બાબત કોર્ટની રૂબરૂ લાવવી જોઇએ.

દાવો કરેલી વસ્તુ કોર્ટમાં મુકવાનું.

**૪૭૨. દાવો કરેલી વસ્તુ કોર્ટમાં ભરાય એવી અથવા કોર્ટની સંભાળમાં રખાય એવી હોય ત્યારે, વાદીએ તે કોર્ટમાં ભરવી અથવા કોર્ટની સંભાળમાં રાખવી; તેમ કર્‍યા પેહેલાં ફરિયાદમાં કાંઈ હુકમ મેળવવાનો વાદીને હક્ક થશે નહી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પેહેલી સુનાવણી વખતેકામચલાવવાની રીત.

૪૭૩. પેહેલી સુનાવણી વખતે કોર્ટ નિચે પ્રમાણે કરી શકે: એટલે—

(अ.) દાવો કરેલી વસ્તુની બાબતમાં પ્રતિવાદીઓ પ્રત્યે વાદીની બધી જવાબદારીમાંથી તેને દુર કરીને તેનું ખરચ અપાવવાનો, તથા ફરિયાદમાંથી તેનું નામ કાઢી નાંખવાનો ઠરાવ કરે;

અથવા ઈનસાફ કે સુગમતાને સારૂ નિચે પ્રમાણે કરવાની જરૂર,છે એમ કોર્ટને લાગે તો;

(ब.) ફરિયાદનો આખર નીકાલ થતાં સુધી બધા પક્ષકારોને રેહેવા દે; અને, દાવો રાખેલી વસ્તુના હક્કનો નિર્ણય કરી શકાય તેવી રીતની પક્ષકારોની કબુલત અથવા બીજો પુરાવો છે,એમ કોર્ટને જણાય તો,

(क.) દાવો રાખેલી વસ્તુ ઉપરનો હકક નિર્ણય કરે;નહી તો પછી,

(ड.) કોર્ટની રૂબરૂ પોત પોતાના હકક આણવા સારૂ કેફિયત દાખલ કરીને તથા પુરાવો આપીને એક બીજા ઉપર વાદ ચલાવવાને પ્રતિવાદીઓને ફરમાવે, અને પછી એવા હકકનો નિર્ણય કોર્ટે કરવો.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. કોર્ટમાંના ફંડમાંથી વાદીને એકદમ પોતાનું ખર્ચ લેવાનો હક્ક છે. ૩ ડી. એન્ડ. વાર. ૧૧, ૨૪; અગર તે ફંડ ઉપરં તેના ખર્ચનો બોજો રેહેવાનો હક્ક છે. ( કલમ ૪૭૫ ); અને જે પ્રતીવાદીને નુકશાન થાય તેણે તે રકમ ભરીલેવી જોઈએ. લા.રી.૯ ચ. અ. ૭૩૮

મુખત્યાર અને ભાડુત ઈન્ટરપ્લીડર ફરીયાદ ક્યારેકરી શકે.

૪૭૪. મુખ્યની અથવા જમીનના માલેકની મારફત દાવો રાખતા ન હોય એવા બીજા સખસોની સામે, તે મુખ્યને અથવા જમીનના માલકને વાદ કરવાની જરૂર પાડવા સારૂ, લે મુખત્યાર પોતાના મુખ્ય ઉપર અથવા ભાડુત પોતાના માલક ઉપર ફરિયાદ કરી શકે, એમ આ બાબની કોઇ વાતથી સમજવું નહી.

દ્રષ્ટાંતો.

(अ) अ. એક ઝવેરાતની પેટી પોતાના મુખત્યાર તરીકે ब. પાસે અનામત મુકે છે. अ. એ મ્હારી પાસેથી એ ઝવેરાત ગેરવ્યાજબી રીતે લીધું છે એમ કહીને क.તે ब. પાસેથી માગે છે. अ ને क. ના ઉપર ब. ઈન્ટરપ્લીડરની ફરીયાદ માંડી શકે નહી.

(ब) अ, એક ઝવેરાતની પેટી પોતાના મુખત્યાર તરીકે ब. પાસે અનામત મુકે છે. પછી क. ને अ. લખે છે કે મ્હારી પાસે તમારૂં લેહેણું છે તેમાં તે ઝવેરાત તારણ કરી આપું છું. ત્યાર પછી अ. એવું કેહે છે કે क. નું કરજ અદા કરેલું છે. અને क. તે વાત ના પાડે છે. તે બંને ब. ની પાસેથી ઝવેરાત માગે છે. આમાં अ. ને क. ની ઉપર ઈન્ટરપ્લીડરની ફરિયાદ કરવાને ब. મુખત્યાર છે.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. એજંટ અથવા સાંથેરાખનાર પોતાના મુખ્ય અથવા જમીનના માલેકના હક્ક બાબત

આધારણ રીતે તકરાર કરી શકતો નથી, માટે તેને ઇન્ટરપ્લીડરનો દાવો દાખલ કરવાને પરવાનગી આપવામાં આવતી નથી. પરંતુ જો જમીનના માલેકે પાછળથી જમીન ઉપરનો તરતનો હક કબૂલ કરેલો હોય, અથવા એજંટને પોતાનો મુખ્ય કોણ છે એ વિશે નક્કી ના હોય તો દાવો ચાલે છે. ૧૩ વેસે પાનું. ૭૮૩, ૪ મેન અને ક્રેગ્સ. રી. પાનું. ૩૦૫

વાદીના ખર્ચનો બોજો. **૪૭૫. ખરેખર રીતે ફરિયાદ કરી હોય તો, દાવો રાખેલી વસ્તુ ઉપર બોજો રાખીને,અથવા બીજી કોઈ અમલમાં આવે એવી રીતે,વાદીને તેનું ખરચ અપાવવાનો ઠરાવ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. ઈ. લા રી.૧૧ મ. પાનું ૩૧૭તથા ૪૨૮ નો ઠરાવ કલમ ૪૨૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

તીરાહિત(સ્ટેકહોલ્ડર)ઉપર પ્રતીવાદીફરીયાદ કરે ત્યારે કામ ચલાવવાની રીત. **૪૭૬. ઇન્ટરપ્લીડરની ફરિયાદમાંના પ્રતીવાદીઓ પઈકી કોઈ પ્રતિવાદી તે ફરિયાદના વિષયની બાબતમાં તિરાહીત ઉપર ખરેખર ફરિયાદ કરે તો, જે કોર્ટમાં તિરાહિત ઉપરની ફરિયાદ ચાલતી હોય તે કોર્ટને ઇન્ટરપ્લીડરની ફરિયાદમાં તિરાહિતની તરફમાં હુકમનામું કરનારી કોર્ટે તે હુકમનામું થયાની વાત યોગ્ય રીતે જણાવવી. એ લખી જણાવવામાં આવે એટલે તે કોર્ટે તે તિરાહિત ઉપરનું કામ બંધ રાખવું. અને તે બંધ રહેલી ફરિયાદમાં થએલા તેના ખરચનો તે ફરિયાદમાં ઠરાવ કરવાને કોર્ટ મુખત્યાર છે. પરંતુ તે ફરિયાદમાં ખરચનો ઠરાવ ન કરયો હોય તો જેટલા**

ખરચ. **ભાગનો ઠરાવ ન કરયો હોય તેટલું ખરચ ઇન્ટરપ્લીડરની ફરીયાદમાં થએલા તેના ખરચમાં ઉમેરી શકાય.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. ૩૦ અને ૩૧ વીકટ. બાબ ૧૪૨ ની કલમ ૩૧ પ્રમાણે જપ્ત કરેલી મીલકત ઉપર દાવો રાખનારને બજાવણીમાં ખાસ નુકશાન થએલું હોય, તે વિશે ઇન્ટરપ્લીડરના દાવામાં ઈનસાફ કરવાને જડજને અખત્યાર છે, માટે જુદો દાવો ચાલતો નથી. ૬ લા. રી. એક્સચેકર ૧૫. આવો નિયમ હિંદુસ્થાનમાં નથી. ૧ આરપર પાનું. ૧૭૦. જુઓ.

---

# ભાગ ૪ થો.

## ચાલુ ગરજપુરતા ઇલાજ.

---

## બાબ ૩૪ મો.

## ફેંસલો થતા પેહેલાં પકડવા તથા જપ્તી કરવા વિશે.

---

### અ—ફેંસલો થતા પેહેલાં પકડવાનું.

જામીન લેવા સારૂ વાદી ક્યારે અરજ કરે. **૪૭૭. સ્થાવર મિલકતનો કબજો લેવાની ફરિયાદ શિવાયની બીજી કોઇ ફરિયાદમાં કામ ચાલતાં કોઈ પણ વખતે વાદી સોગનનામાથી અથવા બીજી રીતે કોર્ટની ખાત્રી કરી આપે કે—**

**વાદીનું ન ચાલે અથવા તેને ઢીલ થાય એ હેતુથી, અથવા કોર્ટની કોઇ**

**પ્રોસેસ ટાળવાના હેતુથી, અથવા પોતાના ઉપર જે હુકમનામું થાય તે બજતાં હરકત પડે કે ઢીલ થાય એ હેતુથી;**

**(अ). પ્રતિવાદી સંતાઈ પેઠો છે અથવા તેણે કોર્ટની હકુમત છોડી છે, અથવા**

**(ब). પ્રતિવાદી સંતાઈ પેસવાનો છે કે કોર્ટની હકુમત છોડવાનો છે, અથવા**

**(क). પ્રતિવાદીએ પોતાની બધી કે થોડી ઘણી મિલકત કોઈને વેચી કે આપી દીધી છે અથવા કોર્ટની હકુમતમાંથી લઈ ખાવી છે; અથવા**

**એવી ખાત્રી કરી આપે કે,—પ્રતિવાદી એવે પ્રસંગે બ્રિટિશ ઈંડિયા છોડવાનો છે કે તેઉપરથી ફરિયાદમાં પ્રતિવાદીના ઉપર જે હુકમનામું થાય તે બજાવવામાં વાદીને હરકત કે ઢીલ પડશે અથવા પડે એવો વ્યાજબી સંભવ રેહે છે.**

**તો ફરિયાદમાં તેના ઉપર જે હુકમનામું થાય તે પ્રમાણે જવાબ દેવા સારૂ હાજર થવાને પ્રતિવાદીનો જામીન લ્યો, એવી અરજ કરવાને વાદી મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

લેહેણદારનું દેણદાર પાસે ઘણું લેહેણું હોય એટલા ફકત કારણથી ફેંસલો થતા પેહેલાં દેણદારને પકડાવવાનો લેહેણદારનો હક્ક નથી, આ કલમ પ્રમાણે કામ ચલાવવાની રીતીનો ઈરાદો જ્યારે એમ માનવાને કારણ હોય કે દેણદાર કોર્ટની હકુમતમાંથી પોતાની મીલકત તફરકે કરે તે પ્રમાણે જવાનો છે, તોજ લેહેણદારને પોતાનો હક્ક સાચવવાને માટે રાખેલો છે, અને જો લેહેણદાર યોગ્ય અગર સંભવિત કારણ શિવાય દેણદારને પકડાવે તો, કંપનસેશન બાબત રેગ્યુલર દાવામાં અથવા કલમ ૪૯૧ માં બતાવેલી સંક્ષેપ રીતે જવાબદાર થાય છે. ૧ અલ્હાબાદ પાનું. ૯૧.

પ્રતીવાદી હકુમત છોડી જવાનો છે, અને આ કલમના ઠરાવમાં જે ઈરાદા બતાવ્યા છે તે ઈરાદાથી જવાનો છે, તો રકમ अ. ब. અથવા क. પ્રમાણે હુકમ કરવો નહી જોઈએ ૨ હાઈડ, ૧૮૧; પરંતુ પ્રતીવાદી હિંદુસ્થાન માંહેનું ઈંગ્રેજી રાજ્ય છોડી જવાનો હોય અને તેથી હુકમનામું બજાવવામાં હરકત અથવા વાર લાગે એવું સંભવિતપણું હોય તો બસ છે. ૧ ઈં. જ્યુ. ન્યુ. સી. ૨૬૫; ૨ બ. ૩૫૮; તોપણ જે સખસ હિંદુસ્થાનનો રેહેવાસી થએલો હોય અને તે જતો હોય તેમાં અને હિંદુસ્થાન બાહાર રેહેનાર હોય, અને હિંદુસ્થાનને રસ્તે થઈને જતો હોય અને તે હકુમતની બાહાર જાય, તેમાં તફાવત છે. ૧ બોલનોઇસ, ૩૩. હુકમનામું સેહેલાઈથી બજે તે સારૂ ફેંસલો થતા પેહેલાં પકડવાને લેહેણદાર આ કલમ પ્રમાણે અરજ કરી શકતો નથી. ૧૩ વી. રી. પાનું. ૨૭૮.

જે કામનો આ કલમમાં સમાસ થાય તે કામમાં દાવો ચાલતા સુધીના તેણે કલમ ૪૭૯ મીના ઠરાવના આધારથી એક અઠવડયાની અંદર જામીન આપવા જોઈએ. તે જામીન દાવાની રકમના લેવા જોઈએ. ઈં. લા. રી. ૧૪ ક. પાનું. ૬૯૫.

પ્રતીવાદીએ જામીન શામાટે ન આપવા તેનું કારણ બતાવવા સારૂ તેને હાજર કરવાનો હુકમ.

**૪૭૮. અરજદારને તપાસ્યા પછી તથા પોતાને યોગ્ય લાગે તેવી બીજી તજવીજ કર્યા પછી કોર્ટની ખાત્રી થાય કે—**

ઉપર કહ્યા પ્રમાણેના કોઈ ઈરાદાથી પ્રતિવાદી,
(अ.) સંતાઈ પેઠો છે. અથવા કોર્ટની હુકુમત છોડી છે, અથવા
(ब.) સંતાઇ જવાનો છે, અથવા કોર્ટની હુકુમત છોડવાનો છે, અથવા
(क.) પોતાની બધી કે થોડી ઘણી મીલકત વેચી કે આપી દીધી છે, કે કોર્ટની હકુમતમાંથી લંબાવી છે, અથવા

ઉપરની કલમમાં જે પ્રસંગ કહ્યા છે તેવે પ્રસંગ પ્રતિવાદી બ્રિટીશ ઇંડિયા છોડવાનો છે.

તો પોતાને હાજર થવાના જામીન પ્રતિવાદીએ શા માટે ન આપવા તેનું કારણ બતાવવા સારૂ પ્રતિવાદીને પકડવાનું તથા તેને કોર્ટની રૂબરૂ આણવાનું વારંટ કાઢવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

અરજદારને તપાસવામાં આવે અને બીજી જરૂરીઆત તપાસ કરવામાં આવે ત્યાં સુધી કાંઈ હુકમ થઈ શકતો નથી. ૧૩ વી. રી. પાનું. ૨૭૮.

જો પ્રતિવાદી કારણ ન બતાવે તોઅનામત મુકવાનો અથવા જામીન આપવાનો કોર્ટ તેને હુકમ કરે.

**૪૭૯.** તે કારણ ન બતાવે તો કોર્ટે તેને એવો હુકમ કરવો કે, તમારા ઉપરનો દાવો અદા થવાને બસ થાય તેટલા પઈસા અથવા બીજી મિલકત તમે કોર્ટમાં અનામત રાખો, અથવા ફરિઆદ ચાલે છે ત્યાં સુધી, અને ફરિઆદમાં તમારા ઉપર જે હુકમનામું થાય તે બજી રેહે અથવા પતી રેહે ત્યાંસુધી, કોઈ પણ વખતે તમને બોલાવવામાં આવે ત્યારે હાજર થવાના તમે જામીન આપો.

જામીને એવી રીતે લખી આપવું કે,જો પ્રતિવાદી તે રીતે હાજર થાય નહી તો, ફરિયાદમાં જે રકમ આપવાનો પ્રતિવાદીને હુકમ થશે તે રકમ હું આપીશ.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**જામીન**—ફેંસલો થતા પેહેલાં જે પ્રતીવાદીને પકડેલો હોય તેને જે જામીન આપવાના છે, તેમાં ખર્ચના જામીનનો સમાસ થતો નથી. આ કલમમાં ' દાવો ' એવો શબ્દ છે. તે દાવાવાળી રકમ છે, અને કલમ ૫૦ માં તે શબ્દનો અર્થ થાય છે તેવોજ અર્થ છે.

**કારણો**—જે સખસના ઉપર હિંદુસ્તાન છોડી જવાનો આરોપ રાખવામાં આવેલો હોય તે લાંબી મુદત હિંદુસ્થાન છોડી જવાનો નથી, કે જેથી વાદીને જીતવાને હરકત થાય અથવા હરકત થવાનો સંભવ થાય, અથવા તે હિંદુસ્તાન છોડી જવાનો નથી, અથવા દાવો શુદ્ધબુદ્ધિનો નથી, અગર જોતે શુદ્ધબુદ્ધિનો હોય તો પ્રતીવાદીને હરકતમાં નાંખવાને અથવા તેના ઉપર જબરાઈ વાપરવાને તેને હિંદુસ્તાન છોડી જવાનું થાય ત્યાં સુધી હેરાન કરવા લાયક રીતીએ તે દાખલ કરવાને વાર લગાડી છે એ સારાં કારણો છે. ૧૪ી જયુ. ન્યુ.સી. પાનું ૨૯૪.

જો પ્રતીવાદી પાકું કારણ બતાવે નહી અથવા પોતાની પાસેનું લેહેણું આપવાને જોઈતી રકમ અનામત મુકે નહી, અથવા પોતાની હાજરીમાટે જામીન આપે નહીં, તોજ તેને કેદમાં મોકલવો જોઈએ. ૧૩ વી. રી. ૨૭૮.

ઇ. લા. રી. ૧૪ ક. પાને ૬૬૫ નો ઠરાવ કલમ ૪૭૭ નીચેની ટીકામાં છે, તે જુઓ.

જામીન પોતાની જવાબદારી કાઢી નાંખવાનીઅરજ કરે ત્યારે શી રીતે કરવું.

**૪૮૦. પ્રિતવાદીને હાજર કરવાને થયેલો જામીન, જે કોર્ટમાં પોતે જામીન થયો હોય તે કોર્ટને કોઇ પણ વખતે પોતાની જવાબદારી રદ કરવાની અરજ કરી શકે.**

**આવી અરજ થાય ત્યારે, કોર્ટે પ્રતિવાદીને હાજર થવાનો સમન કરવો, અથવા પોતાને યોગ્ય લાગે તો, પેહેલેથીજ તેને પકડવાનું વારંટ કાઢવાને કોર્ટ મુખત્યાર છે.**

**સમન અથવા વારંટ પ્રમાણે પ્રતિવાદી હાજર થાય એટલે અથવા પોતે પોતાની ખુશીથી આવીને હાજર થાય ત્યારે, કોર્ટે જામીનને ફરમાવવું કે તમે જામીનીમાંથી છુટા થયા છો, અને નવો જામીન લાવવાને પ્રતિવાદીને કેહેવું.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૨૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જેલર ઉપર વારંટ મોકલીને કોર્ટ પ્રતીવાદીને હાજર કરી શકે છે. ૧૩ વી. રી. પાનું.૨૭૮

પ્રતિવાદી જામીન ન આપે અથવા તેને નવો જામીન નં મળે તો કેમ કરવું.

**૪૮૧. કલમ ૪૭૯ અથવા ૪૮૦ પ્રમાણેનો કોઈ હુકમ પ્રતિવાદી માન્ય ન કરે તો, ફરિયાદનો ફેંસલો થતાં સુધી અથવા પ્રતિવાદી વિરૂદ્ધ ફેંસલો આપવામાં આવે તો, હુકમનામું બજે ત્યાં સુધી પ્રતિવાદીને કેદમાં મોકલવાને કોર્ટ મુખત્યાર છે. પરંતુ આ કલમ પ્રમાણે કોઈ સખસને ગમે તેમ હોય તોએ છ માસ કરતાં જાસ્તી મુદત કેદ કરવો નહી, અથવા ફરિયાદના વિષયની રકમ કે કીંમત પચાસ રૂપીયા કરતાં વધારે ન હોય તો, છ અઠવાડીયા કરતાં વધારે મુદત કેદ કરવો નહી.**

**પણ એવું ઠરાવ્યું છે કે, કોઈ સખસને સદરહુ પ્રમાણે ચાલ્યા પછી આ કલમ પ્રમાણે તુરંગમાં અટકાવી રાખવો નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

પ્રતીવાદી જ્યારે જામીન ના આપે તેમ જોઇતી રકમ અનામત મુકે નહી, ત્યારે તેને પેહેરામાં રાખી શકાય છે ૧૩ વી. રી. પાનું. ૨૭૮.

જ્યારે એકાદા સખસને પકડવામાં આવ્યો હોય અને તેને દાવાનો જવાબ આપવાને જામીન આપવાને ફરમાવેલું હોય, અને તે દાવો પતાવે તો ખર્ચ બાબત તેની પાસે જામીન માગી શકાતા નથી. ઓ. સી. પ્રો. કોડ. પાનું. ૪૬૭

આ કલમ પ્રમાણે જ્યારે એક સખસને પકડવામાં આવેલો હોય, અને પછી તેના ઉપર હુકમનામું મેળવવામાં આવે તો, જો પ્રતીવાદીને કેદમાં મોકલવાની તે હુકમનામાવાળાની મરજી હોય તો, તેને કોર્ટની રૂબરૂ હુકમનામાવાળાએ રજુ કરાવવો જોઈએ, અને જાણે તેને હુકમનામાની બજાવણીમાં પકડવામાં આવ્યો હોય તે પ્રમાણે ખોરાકીની રકમ ઠરાવવી જોઈએ, અને જો તે તેમ કરવાને કસુર કરે તો પ્રતીવાદીને છુટવાનો હક્ક છે. બોર્ક, ૪૨૫;

અને કલમ ૩૪૨ પ્રમાણે ૭ માસ ગણવામાં હુકમનામું થયા પછી જે મુદત તે કેદમાં રહ્યો હોય તે ગણવી જોઈએ. ઈ. લા. રી. ૭ મું. પાનું. ૪૩૧.

હુકમનામું બજાવવામાં પ્રતીવાદીને કાંઈ હુકમ માનવાનો તક આપ્યો ન હોય ત્યાં સુધી, અથવા હઠીલાઈથી તે માનવાની ના પાડે ત્યાં સુધી તેને કદી કેદમાં મોકલવો ન જોઈએ. ૭ મું. હા. રી. પાનું. ૧૨૨.

પકડેલા પ્રતીવાદીની ખોરાકી.

**૪૮૨. હુકમનામાના દેણદારની ખોરાકી આપવા વિશે કલમ ૩૩૯ માં જે ઠરાવ કરયા છે, તે આ બાબ પ્રમાણે પકડેલા બધા પ્રતિવાદીને લાગુ પડશે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. કલમ ૩૩૯ મી નીચેની ટીકા જુઓ.

## ब—ફેંસલો થતા પેહેલાં જપ્તી કરવાનું.

હુકમનામું પુરૂં કરવાના પ્રતીવાદી પાસેથી જામીન માગવાની અને તે જામીન ન આપે તો મિલકત જપ્તકરવાની ફેંસલોથતા પેહેલાંઅરજ.

**૪૮૩. કોઈ પણ ફરિયાદ ચાલતાં કોઈ પણ વખતે સોગનનામું કરીને અથવા બીજી રીતે વાદી કોર્ટની ખાત્રી કરે કે, પોતાના ઉપર જે હુકમનામું થાય તે બજાવવામાં હરકત અથવા ઢીલ થાય એ ઈરાદાથી પ્રતીવાદી—**

**(अ) પોતાની બધી અથવા થોડી ઘણી મીલકત કોઇને વેચી કે આપી દેવાનો છે, અથવા જે કોર્ટમાં ફરિયાદ ચાલતી હોય તેની હકુમતમાંથી લંબાવાનો છે, અથવા**

**(ब) પોતાની મિલકત કોર્ટની હકુમતમાં રેહેવા દઈને કોર્ટની હકુમત છોડી ગયો છે.**

**તો, એ ફરિયાદમાં તેના ઉપર જે હુકમનામું થાય તે અદા કરવાનો જામીન પ્રતીવાદી પાસે માગો, અને જો તે જામીન ન આપે તો કોર્ટનો બીજો હુકમ થતાં સુધી કોર્ટની હકુમતમાંની તેની કંઈ મિલકત જપ્ત કરવાનું ફરમાવો, એવી કોર્ટને અરજ કરવાને વાદી મુખત્યાર છે.**

અરજનો મજકુર.

**કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જપ્ત કરાવવાની મિલકત અને તેની અટકળેલી કીંમત અરજમાં જણાવવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૮૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**મીલકતની વ્યવસ્થા કરવી**—આ કલમ પ્રમાણે પ્રોસેસ કાહાડતા પેહેલાં જડજની એવી ખાત્રી થવી જોઈએ કે, અમુક કામમાં પ્રતીવાદી જે એમ ધારતો હોય કે વાદી મ્હારા ઉપર હુકમનામું મેળવવાનો છે તે હુકમનામું બજે નહી, અથવા બજવામાં

વાર લાગે મીલકત વેચવાની છે અથવા ખશેડવાની છે, તે ખશેડતી વખતે દાવો ખરી રીતે શરૂ થએલો હોવો જોઈએ, એવી જરૂર નથી. પરંતુ તે દાખલ કરવાની ધારણાઉપરથી પ્રતીવાદીએ તે કામ કરવું જોઈએ. ૨ હાઈડ, પાનું. ૧૩૮.

જે કામમાં પ્રતીવાદીએ મીલકત ખરી રીતે આપેલી હોય તે કામને આ કલમ લાગુ થતી નથી. ૧ બોર્ક. ૨૪૩, અથવા જે કોર્ટમાં દાવો ચાલુ હોય તે કોર્ટની હકુમતની બાહાર મીલકત હોય, ૮ મું. ૨૯; ૮ બે. લા. રી. ૩૩૫; ઈ. લા. રી. ૮ મ. ૨૦, ૧ ક.લા.રી.૩૩૬ ના ઠરાવો, ૬મું.૧૭૦ થી જુદા છે,અથવા દાવાવાળી મીલકત તે મીલકત હોય તો તે કલમ ૪૯૨ પ્રમાણે લેવી જોઈએ. સ. દી. અ. વાબ્યપ્રાંત સન ૧૮૬૩ પાનું ૩૦૧, ૬ વી. રી. પરચુરણ. પાનું. ૧.

જો કે જુના કાયદા પ્રમાણે વેસ્ટીંગ ઓર્ડર કરયાની તારીખ પેહેલાં હુકમનામાની બજાવણીમાં કરેલી જપ્તીથી આરીશીઅલ અસાઈની કરતાં હુકમનામાના લેહેણદારને પ્રથમ હક્ક મળે છે, તોપણ ફેંસલા પેહેલાંનો કાયદો જુદી રીતનો છે. ૫ બં. લા. રી. ૬૯૧, ૭ બં. લા. રી. ૫૦. ૧ ઈ. જુ ન્યુ. સી. ૩૨૭, ૩૨૫, ૨૭૩, ૨ મું. ૧૪૯, ૧૨ બં. લા. રી. ૧૭ ૧ અ. ૧૭૨, અને હાલની કલમ પ્રમાણે જપ્તી કરાવનાર સખસને આ કલમથી પ્રથમ હક્ક મળતો નથી. ઈ. લા. રી. ૧૦ ક. ૧૫૦, ૮ ક. લા. રી ૨૧૩, મીલકત જપ્તી કરવાથી મીલકતનો નફો તેમાં આવી જાય છે. ૧૨ વી. રી. પાનું. ૩૯૧.

વાદીએ જપ્તી કરવાને અરજ કરી, પરંતુ ત્રીજા પક્ષકારે વચમાં આવી તેણે પોતાની મીલકત તરીકે દાવો કરયો. ઠરાવવામાં આવ્યું કે તેને પક્ષકાર કરવો જોઈતો નહી હતો, પણ તેના દાવાનો સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૮૬ પ્રમાણે નીકાલ કરવો જોઈતો હતો. ૨ આગ્રા પાનું. ૧૪૧

સન ૧૮૫૯ ના આકટ ૮માની કલમ ૮૧ પ્રમાણે સ્માલકાજકોર્ટ સ્થાવર મીલકત જપ્ત કરી શકતા નથી. ૬ મદ્રાસ, પાનું. ૭૧

જામીનઆપવાનું કે કારણ બતાવવાનું કોર્ટ પ્રતિવાદીને ફરમાવે.

**૪૮૪. અરજદારને તપાસ્યા પછી તથા પોતાને યોગ્ય લાગે તેવી બીજી કંઇ તજવીજ કરયા પછી જો કોર્ટની ખાત્રી થાય કે તે ફરીયાદમાં પોતાના ઉપર જે હુકમનામું થાય તે બજાવવામાં હરકત અથવા ઢીલ થાય એ ઈરાદાથી પ્રતિવાદી પોતાની મિલકત વેચી કે આપી દેવાનો છે, અથવા લંબાવવાનો છે અથવા એવા ઇરાદાથી પોતાની મિલકત કોર્ટની હકુમતમાં રેહેવા દેઇને કોર્ટની હુકુમત છોડી ગયો છે તો;—માગવામાં આવે ત્યારે તે મિલકત અથવા તેની કિંમત અથવા હુકમનામું પુરૂં કરવા જેટલો તેનો ભાગ હાજર કરીને, કોર્ટ હુકમ કરે તે પ્રમાણે વ્યવસ્થા થવા સારૂ કોર્ટમાં આપવા માટે, હુકમમાં લખેલી રકમના જામીન કોર્ટ ઠરાવે તે મુદતની દરમીયાન આપવા, કે નહી તો જામીન શા સારૂ ન આપવા તેનું હાજર થઇને કારણ બતાવવું–એમ પ્રતિવાદીને ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.**

**આ અરજમાં લખેલી મિલકત પઇકી તમામ મીલકત અથવા તેનો કાંઈ ભાગ શરતથી જપ્ત કરવાનું હુકમમાં ફરમાવવાને પણ કોર્ટ મુખત્યાર છે.**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૮૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ થાય છે.

મીલકત તકરારી હોય તો તે અથવા હકુમત બાહારની મીલકત આ કલમ પ્રમાણે જપ્ત થઈ શકતી નથી. ઉપરની છેલ્લી કલમ ઉપરની ટીકા જોવી.

જામીન આપ્યા પછી કારણ બતાવી શકાય છે. ઈં લા. રી. ૫ મું. પાનું. ૬૪૩.

આ કલમ પ્રમાણે થએલા હુકમ ઉપર દેખીતી રીતે કાંઇ અપીલ નથી. કલમ ૫૮૮, ૭ વી. રી. પાનું. ૫૦૮.

આ કલમ પ્રમાણેના જામીનોને કલમ ૨૫૩ લાગુ થાય છે. ૭ વી. રી. ૩૨૯, આ કલમ પ્રમાણે હુકમનામું કરતા પેહેલાં મીલકત રજુ કરવાને બે સખસો જમાન થએલા હતા. અસલકોર્ટે વાદીના લાભમાં રૂ. ૮૨૯–૧૪–૦ નું હુકમનામું કર્યું. આ હુકમનામા ઉપર બે પક્ષકારોએ જીલ્લાકોર્ટને અપીલ કરી, તેમાં અસલકોર્ટનું હુકમનામું કલમ ૫૪૫ પ્રમાણે જામીન આપી બજાવવું બંધ રાખવાને હુકમ કરાવ્યો, તેથી તેણે નવા જામીન આપ્યા. અપીલકોર્ટે વાદીના લાભમાં રૂ. ૮૦૦ ) તથા ખર્ચનું હુકમનામું કર્યું. તેથી હુકનામાવાળાએ સદરહુ બેઉ સખસો ઉપર તે હુકમનામું બજાવવાને માગ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે અસલકોર્ટે જે હુકમનામું કરેલું હતું તે હુકમનામાની રકમ ખર્ચ સુધાંત તે આપવાને બંધાએલા છે, અને તેથી વધારે આપવાને તેમની જવાબદારી થતી નથી, કારણ કે અસલકોર્ટનું હુકમનામું પુરૂં કરવાને તેઓ તે કોર્ટમાં જામીન થએલા હતા. ઈં. લા. રી. ૧૨ મું. પાનું. ૭૧

જો કારણ ન બતાવે અથવા જામીન ન આપે તો જપ્તી કરવી.

**૪૮૫. કોર્ટે ઠરાવેલી મુદતમાં જો પ્રતીવાદી ફરમાવેલા જામીન ન આપે, અથવા પોતે જામીન શા સારૂ ન આપવા તેનું તે કારણ ન બતાવે, તો અરજમાં બતાવેલી મિલકત અથવા ફરિયાદમાં જે હુકમનામું થાય તે પુરૂં કરવાને બસ જણાય તેટલો તે મિલકતનો ભાગ જપ્ત કરવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યારછે.**

જપ્તીઉઠાડવાનું

**જો પ્રતીવાદી તેવું કારણ બતાવે અથવા ફરમાવેલા જામીન આપે, અને અરજમાં બતાવેલી મીલકત અથવા તેનો કંઈ ભાગ જપ્ત થયો હોય, તો તે જપ્તી ઉઠાડવાનો કોર્ટે હુકમ કરવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૮૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જામીન માગવામાં આવેલા ના હોય અને કલમ ૪૮૩ માં બતાવેલું એક અથવા બીજું કારણ કેહેવામાં આવેલું ના હોય, તો જપ્તીનો હુકમ થઈ શકતો નથી. સ. દિ અ. તા. ૨૭ સપ્ટેંબર સન ૧૮૪૭ નો ઠરાવ.

મીલકત જપ્તી કરવામાં તેની ઉપજ પણ જપ્ત થાય છે, પણ જો હુકમનામાવાળો જપ્તી કરતી વેળાએ એ ઉપજ અસલ માલેકના કબજામાં રેહેવા દે, અને તેને તેનો ભોગવટો કરવા દે તો, એ ઉપજ એ અસલ માલેકને મળે, તે એ જપ્તીની રૂઈએ કોઇ પણ હુકમનામાના દેવા સારૂ જવાબદાર થતી નથી. ૧૨ વી. રી. પાનું. ૩૮૧.

જપ્તી કરવાની રીત.

**૪૮૬. જપ્તી કરવી તે પઈશા બાબતનું હુકમનામું બજાવવામાં મિલકત જપ્ત કરવાની જે રીત આ કાયદામાં કહેલી છે તે રીતે કરવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૮૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જપ્ત થએલી મીલકતના જે ભાગ ઉપર વચે આવનાર હકક રાખે છે, તે ભાગ તેના કબજામાં છે કે નહી, અગર ઈંટરપ્લીડરના કેહેવામાં જે ભાગ હુકમનામાના દેણદારના કબજામાં છે તેજ ભાગ તેના કબજામાં છે કે નહી, એ બાબતની તજવીજ કરવાની ના-પાડવી એ અનિયમિત છે. ૭ વી. રી. પાનું. ૭૪.

ફેંસલા પેહેલાં જપ્ત કરેલી મીલકત ઉપરના દાવાની તજવીજ.

**૪૮૭. ફેંસલો થતા પેહેલાં જપ્ત થએલી મીલકત ઉપર કંઈ દાવો કરવામાં આવે તો તેની તજવીજ, પૈશા બાબતનું હુકમનામું બજાવવામાં જપ્ત થએલી મિલકત ઉપરના દાવાની તજવીજને વાસ્તે આ આકટમાં પાછળ જે રીત ફરમાવી છે તે રીતે કરવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૮૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જપ્તી થએલી મીલકત ઉપરના સઘળા દાવાનો નીકાલ આ કલમ પ્રમાણે કરવો. સ. દી. અ. ૧૮૬૭ પાનું. ૧૪૧, અને દાવાની નોટીસ આપીને હરકત લેવી જોઈએ, અને અરજ કરી લેવી નહી જોઇએ. તે અરજી બીજા બધા કરતાં કોર્ટે પ્રથમ સાંભળવી જોઈએ. ૨ હાઈડ, પાનું. ૨૨.

ફેંસલો થતા પેહેલાં અમુક મીલકત જપ્ત કરવાને વાદીએ અરજ કરી. પ્રતીવાદીની ઓરતે સામી તકરાર કરી તે મીલકત ઉપર હક્કનો દાવો રાખ્યો, અને કોર્ટે તેણીને તે દાવામાં પક્ષકાર કરી વાદીના દાવાનું હુકમનામું કરી જપ્તીમાંથી મીલકત મોકળી કરી. જો કે તે મીલકત ઉપરથી જપ્તી ખશેડવાનો હુકમ ગેરશીરસ્તે છે, તોપણ તે આ કલમ પ્રમાણે કરવો જોઈતો હતો. સ. દી અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૮ પાનું. ૨૭૨.

જામીન આપે અથવા ફરીયાદ કાઢી નાંખવામાં આવે એટલે જપ્તી દુર કરવી.

**૪૮૮. ફેંસલો થતાં પેહેલાં જપ્તી કરવાનો હુકમ કરયો હોય તો, ફરમાવેલા જામીન તથા જપ્તીના ખરચનો જામીન પ્રતીવાદી આપે ત્યારે, અથવા ફરિયાદ કાઢી નાખવામાં આવે ત્યારે; જે કોર્ટે હુકમ કરયો હોય તે કોર્ટે જપ્તી દુર કરવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૮૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જપ્તીથીપરાયાના હક્કને હરકત થશે નહી અથવાહુકમનામાવાળાને વેચાણુની દરખાસ્ત કરવાને પ્રતીબંધ થશે નહી.

**૪૮૯. ફેંસલો થતા પેહેલાંની જપ્તીથી, ફરિયાદમાં પક્ષકાર ન હોય તે સખસોના જપ્તી પેહેલાંના જે હકક હોય તેને હરકત થશે નહી, તથા પ્રતીવાદી ઉપર કોઇનું હુકમનામું હોય તો તે સખસને તે હુકમનામું બજાવવામાં તે જપ્તીમાંની મિલકત વેચવાની દરખાસ્ત કરવાને પણ પ્રતિબંધ થશે નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૮૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

...વામાં જે સખસો પક્ષકાર ના હોય તે સખસોના હકને આ જપ્તીથી હરકત થતી નથી. ૬ અલ્હા. ૧૮૫, અથવા એક બીજું હુકમનામું તે જપ્તી પેહેલાં કે પછી થએલું હોય, પણ તેની બજાવણીમાં તે મીલકત વેચાવવાને હરકત થતી નથી. ૬ મ. ૧૩૫. હુકમનામું થયા પછી નવી જપ્તી કરવાને જરૂર નથી. ૧ અલ્હા. ૧૭૨; કલમ ૪૯૦, અને ફેંસલો થતા પેહેલાં કરેલી જપ્તી થયા બાદ ખાનગી રીતે મીલકત બીજા કોઈને આપવામાં આવી હોય તો, તે રદ બાતલ છે. બોર્કે, ૧૪૧, ૨ મુંબાઈ પાનું. ૧૪૨.

આ બાબ પ્રમાણે જપ્ત થએલી મિલકત હુકમનામું બજાવવામાં ફરી જપ્ત કરવી નહી

૪૯૦. આ બાબના ઠરાવોને આધારે મિલકત જપ્તીમાં હોય, અને વાદીની તરફમાં હુકમનામું થાય, તો તે હુકમનામું બજાવવામાં તે મિલકત ફરી જપ્ત કરવાની જરૂર નથી.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે

આ કાયદાની કલમ ૨૩૦ પ્રમાણે તમામ જે હુકમનામાવાળાઓ પોતાના હુકમનામાં બજાવવાને મરજી રાખતા હોય, તેમણે બજાવવાની દરખાસ્ત કરવાની છે. આ કલમ પ્રમાણે જે કામો ઉત્પન થાય તેનો કાંઈ અપવાદ નથી. ઈં. લા. રી. ૧૨ મું. પાનું. ૪૦૦.

---

## क—પકડવાનું અથવા જપ્તી કરવાનું કામ કર્યું તે અયોગ્ય હોય ત્યારે નુકશાનીનો બદલો.

અપુરતા કારણથી કોઈને પકડાવ્યો હોય અથવા જપ્તી કરાવી હોયતો તેની નુકશાનીનો બદલો.

૪૯૧. જે ફરિયાદમાં કોઇને પકડયો હોય અથવા જપ્તી કરી હોય તે ફરિયાદમાં કોર્ટને એવું જણાય કે, તે પકડવાની અથવા જપ્તીની અરજ અપુરતા કારણ ઉપરથી કરવામાં આવી હતી.

અથવા વાદીની ફરિયાદ નિષ્ફળ જાય અને કોર્ટને એવું જણાય કે, ફરિયાદ કરવાનું સંભવિત કારણ ન્હોતું.

તો તે પકડવાથી અથવા જપ્તીથી પ્રતિવાદીને જે ખરચ અથવા નુકશાન થયું હોય તેના બદલામાં પોતાને યોગ્ય જણાય તેટલી એક હજાર રૂપીયા સુધીની રકમ કોઈ વાદી પાસેથી પ્રતિવાદીને અપાવવાનો, પ્રતિવાદીની અરજ ઉપરથી, પોતાના હુકમનામામાં ઠરાવ કરવાને કોર્ટ મુખત્યાર છે.

વિશેષઠરાવ.

પરંતુ નુકશાનીના બદલાની ફરિયાદમાં જેટલી રકમનું હુકમનામું કોર્ટ કરી આપે તે કરતાં વધારે રકમ આ કલમ ઉપરથી કોર્ટે અપાવવી નહી.

આ કલમ પ્રમાણે રકમ અપાવવાનો ઠરાવ થયા પછી તે પકડવા અથવા જપ્તી બાબત નુકશાનીનો બદલો લેવાની કોઇ ફરિયાદ ચાલશે નહી.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૮૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલતી નથી, કલમ ૫૮૮ જુઓ. વળી. ૮ વી. રી. પાનું. ૨૩૨ જુઓ.

જે કોર્ટ કામનો ફેંસલો કરે તેજ કોર્ટ ફકત આ કલમ પ્રમાણે કંપનસેશન અપાવી શકે છે. ૩ વી. રી. પરચુરણ ૨૮, અને પ્રતીવાદીની લખેલી અરજી ઉપરથી અપાવી શકે છે, અને કોર્ટ પોતાની મેળે અપાવી શકતા નથી, સ. દિ. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૩ પાનું. ૧૩૬. દાદ મળવાને સારૂ અરજ કરવાને પ્રતીવાદી બંધાએલો નથી ૧ અલ્હા. ૧, અને જો તે પ્રમાણે કરવાને ચુકે તો તેથી તેનો રેગ્યુલર દાવો કરવાનો હકક છે તે જતો નથી. ૧ આગ્રા, ૧૦૪; પરતું જો તે કંપનસેશન બાબત અરજ કરે અને કાંઈ અપાવવામાં આવે તો રેગ્યુલર દાવો ચાલતો નથી. ૨૧ વી. રી. ૩૭૫. જો રેગ્યુલર દાવો કરવામાં આવેલો હોય તો તે પ્રોસેસ કાહાડવાને દ્વેષ બુદ્ધિથી અને બ્યાજબી અને સંભવિત કારણ શિવાય અરજ કરવામાં આવી હતી, એવું વાદીએ શાબેત કરવું જોઈએ. ૨ અલ્હા. ૩૫૩, ૪ અલ્હા. ૪૨, અને જો કે અસલ દાવો કાહાડી નાંખવામાં આવે તોપણ તે પ્રોસેસ રીત સર કાહાડવામાં આવ્યુ હતું, એવું અનુમાન થાય છે. ૧૮ વી. રી. પાનું. ૪૪૦

જો કે વાદી જીતેલો હોય તોપણ વધારે જપ્તી કરાવવાથી કંપનસેશન અપાવી શકાય છે. ૬ વી. રી. પરચુરણ પાનું. ૨૪

મીલકત જપ્ત કરવામાં આવી હોય પણ વાદીએ કોર્ટના સીપાઈ સાથે મળી જઈને ઉડાવી હોય તો, પ્રથમ ફોજદારી ફરીયાદ કરયા સિવાય તે મીલકત બાબત દિવાની દાવો ચાલી શકે છે. ૧૮ વી. રી. પાનું. ૨૭.

વાદીના લાભમાં થોડી રકમનું હુકમનામું થાય, તોપણ જો ગેરવ્યાજબી જપ્તી થઈ હોય તો પ્રતીવાદીને નુકશાન મળી શકે છે. ૨ વીમ્સ. રી. પાનું. ૮.

નુકશાન અપાવવાની ના કહી હોય તોપણ તે માટે ફરીયાદ થઈ શકે છે. ૫. બં.હા. રી. અ. પાનું. ૫

---

## બાબ ૩૫ મો..

### કામ ચલાઉ તાકીદ અને દરમ્યાનના હુકમો વિશે.

---

### અ—કામ ચલાઉ તાકીદ.

જે પ્રસંગેકામ ચલાઉ તાકીદ આપી શકાય તેપ્રસંગ

**૪૯૨. કોઈ પણ ફરિયાદમાં સોગનનામાથી અથવા બીજી રીતે એવું શાબીત થાય કેઃ—**

**[અ.] ફરિયાદનો કોઈ પક્ષકાર ફરિયાદમાંની કોઈ પણ તકરારી મિલકતનો નાશ કરશે, અથવા તેને કંઇ નુકશાન કરશે અથવા તે કોઇને આપી દેશે અથવા એકાદા હુકમનામાની બજાવણીમાં તે ગેરવ્યાજબી રીતે વેચાશે એવી દેહેસત છે, અથવા**

[ખ.] પોતાના લેહેણદારોને દગો દેવાને ઈરાદે પ્રતિવાદીએ પોતાની મિલકત લંબાવવાની અથવા તે વેચી કે આપી દેવાની બીક બતાવી છે, અથવા તેમ કરવાની તે તઈયારીમાં છે.

તો હુકમ કરીને કોર્ટ એવી કામ ચલાઉ તાકીદ આપે, કે તારે તે કૃત્ય કરવું નહીં; અથવા તે મિલકતનો નાશ થતો હોય તે, તેને નુકશાન થતું હોય તે, તે બીજાને આપી દેવાતી હોય તે, વેચાતી હોય તે, લંબાવાતી હોય તે, અથવા તેની વ્યવસ્થા થતી હોય તે બંધ રાખવાને તથા અટકાવવાને સારૂ પોતાને યોગ્ય લાગે તેવો બીજો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે, અથવા તે તાકીદ કે બીજો હુકમ નહી કરવામાં આવે એમ કેહેવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૯૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે તે ફક્ત થોડી મુદતના તાકીદ હુકમો સબંધી છે, અને હમેશાંના તાકીદ હુકમો બાબત વિશેશન્યાયના આકટ પ્રમાણે ચાલવાનું છે. ઈ. લા. રી. ૬ મું. પાનું. ૨૬૬, ૨૭૯.

જ્યારે વાદીના દાવાનો હેતુ વાસ્તવિક રીતે તાકીદ હુકમ લેવાનો હોય, ત્યારે તે બાબતનો દાવો દાવાની અરજીમાં બતાવવો જોઈએ. ૧. ચ. ડીવ પાનું ૬૯૦.

જો કે ઈકવીટીકોર્ટો મ્યુનીનીપાલીટીના અમલદારો ઉપર જકાત લેવા સબંધી તાકીદ હુકમ કાહાડે છે, તોપણ સરકારના અમલદારો કર લેવાનો હક્ક વાપરતા હોય તેમના ઉપર તાકીદ હુકમ કાહાડતા નથી. ૧૨ મું. ૧૯૯, ૨૦૩, કલમ ૪૯૫ જુઓ.

દરમીયાન તાકીદ હુકમ આપવામાં કોર્ટે પ્રથમ એવું જોવું જોઈએ કે પક્ષકારોની વચ્ચે શુદ્ધબુદ્ધિની તકરાર છે, અને પછી જે બાજુ જીતે તે બાજુને જો તાકીદ હુકમ કાહાડવામાં ના આવે તો કેટલી અગવડ છે ૩ અ કે ૭૦૯, લા. રી. ૬ મું. ૨૬૬, લા. રી. ૪ કવી. બેં. ડી. ૩૧૨. દાવાનો નીકાલ કરવામાં આવે ત્યાં સુધી સ્થાવર મીલકત જો બની શકે તેવીને તેવી હમેશાં રાખવી જોઈએ. ૧ ઈ જ્યુ. ન્યુ. સી ૪૧૧. ઠરાવવામાં આવ્યું છે કે દાવાનો નીકાલ થતાંસુધી કબજો છોડાવવાનું હુકમનામું નહી બજાવવાને તાકીદ હુકમ કડાવવાનો વાદીઓનો હક્ક છે. ૧૪ બં. લા. રી. પાનું ૩૫૨.

**કરાર**—ચાર્ટરપાર્ટી આપવાના કરારથી તાકીદ હુકમને પુષ્ટી થતી નથી ઇ. લા. રી. ૬ મું. પાનું. ૫.

**પુરાવ**—તકરારી મીલકતનો બીગાડ થવાનો ભય છે, અથવા આ કલમમાં બતાવેલી એક અગર બીજી રીતીએ વ્યવસ્થા થવાનો પણ ભય છે, એવું શાબેત કરવું જોઇએ, એ શાબેત કર્યા વગર કામ ચાલતાં મનાઈ હુકમ આપી શકાય નહી ૨૩ વી. રી. ૬. પ્રતીવાદી કોર્ટમાં દાવા બાંધી દેવું વસુલ કરવા માગે છે એ મનાઈ હુકમને માટે પુરતુ કારણ નથી. ૧૪ વી. રી. ૪૮૯. જે પૈસા માજીસ્ટ્રેટ જમે કર્યા હતા અને જે પાછા મેળવવાના દાવામાં જો પ્રતીવાદી પોતાનો એવો ઈરાદો બતાવે કે મ્હારે તે વેહેપારમાં વાપરવા છે, તો તાકીદ હુકમ કાહાડવો જોઈએ. ૧૩ વી. રી. ૯૫; પણ જે કામમાં સ્થાવર મીલકત બાબત દાવો હોય અગર કલમ ૨૪૬ પ્રમાણે દાવો કાહાડી નાંખ્યા પછી બજાવણીનું કામ બંધ રાખવાનો દાવો હોય, ૨૦ વી. રી. ૧૧; અને પ્રતીવાદીનો તે મીલકતમાં નીમ્મે હિસ્સો છે એવું કબુલ થએલું હોય અથવા તાકીદ હુકમવાળી મીલકત તે તકરારી મીલકત ના હોય, અથવા જે સખસ ઉપર તે

હુકમ માગેલો હોય તે સખસ દાવામાં પક્ષકાર ના હોય તો, તાકીદ હુકમ કાહાડવો નહી જોઇએ. ૧૩. વી. રી. ૬૦, અને ૬ વી. રી. પાનું. ૧.

દાવાની તપાસ કરનારી કોર્ટેજ ફકત તાકીદ હુકમ કાહાડવો જોઈએ. નીચલી કોર્ટમાં કોઈ કેસ ચાલતો હોય તો તે બાબત ઉપલી કોર્ટથી તાકીદ હુકમ આપી શકાય નહી. ૨ મું. ૫૮. દાવાનું છેવટ આવે એટલે તાકીદ હુકમ બંધ પાડે છે, અને અપીલ ચાલતાની દરમિયાનમાં તે ચાલુ રેહેતો નથી. ૧૪ વી. રી. ૩૮૪, ઈ. લા રી. ૧૧ ક. પાનું. ૧૪૬.

આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલે છે. કલમ ૫૮૮ જુઓ.

નાદાર દેવાદારના લેહેણાં નાણાં કોર્ટમાં અનામત મુકેલાં હોય, અને તે આશીશીયલ આસાઈનીને આપવાને બદલે કોર્ટે લેહેણદારોને આપવાનો હુકમ કરચો હોય તો, તે આસાઈનીનો લેહેણદારોને અટકાવવાને તાકીદ હુકમ કાહાડીને દરમિયાન તાકીદ હુકમ કહાડાવો એવો દાવો કરવાનો ઈલાજ છે. ૧૨ વી રી. ૧૦૩. જ્યારે अ. એ ब. ઉપર રેહેવાના ઘરનો કબજો લેવાને દાવો કર્યો, તેમાં क. નો સહહિસ્સેદાર તરીકે હક હતો, તેથી क. એ એવું ઠરાવવાને દાવો કર્યો કે अ. એ તે મીલકત ઉપર કાંઈ હક મેળવ્યો નથી. માટે अ. ને તે હુકમનામું બજાવતાં અટકાવવાને તાકીદ હુકમ કાહાડવામાં આવ્યો હતો. ૬ બં. લા. રી. ૫૭૧, ૪ ક. લા. રી. ૪૩૪, ઇં લા. રી. ૫ ક. ૮૬. વાદીના વેહેપારને હરકત થાય તેવું લાયબલ પ્રસિદ્ધ કરતાં અટકાવવાને તાકીદ હુકમ કાહાડવામાં આવ્યો હતો ૧૪ ચ. ડીવ. પનું. ૭૬૩.

હવા તથા અજવાળાને હરકત થયા સબંધીમાં તાકીદ હુકમ કાહાડવા વિશે, ઈ. લા. રી. ૭ ક. ૪૫૩ નો ઠરાવ જુઓ

આ કલમ ઘણી સભાળથી લાગુ કરવી જોઇએ, અને તે કરવાનો કાયદા કરનારનો ઇરાદો ઘણા દાવા થતાં અટકાવવાનો છે. ઈ. લા. રી. ૧૦ અ પાનું. ૮૦.

*કરાર ફરીતોડવો નહીઅથવાતોડેલોજારી રાખવોનહીએ વિશે મનાઈની તાકીદ.*

**૪૯૩. કરાર તોડવાથી અથવા બીજી નુકશાની કરવાથી પ્રતિવાદીને અટકાવવાની ફરિયાદ હોય, તેમાં નુકશાનીનો બદલો માગ્યો હોય કે નહી તો એ, ફરિયાદ કર્યા પછી કોઈ પણ વખતે ફેંસલો થતાં પેહેલાં કે ફેંસલો થયા પછી,—પ્રતિવાદીએ તે કરાર તોડવો નહી અથવા જે નુકશાનની ફરિયાદ કરી હોય તે નુકશાન કરવું નહી, અથવા તેજ કરારમાંથી ઉત્પન્ન થતું અથવા તેજ મીલકત કે હક સબંધી તેવી જાતનું કાંઈ નુકશાન કરવું નહીં કે કંઈ કરાર તોડવો નહીં,—એવી પ્રતીવાદીને અટકાવવાની કામ ચલાઉ તાકીદ કરવા સારૂ કોર્ટને અરજ કરવાને વાદી મુખત્યાર છે.**

**તે તાકીદ કેટલી મુદત સુધી અમલમાં રાખવી તે વિશે, હિસાબ રાખવા વિશે, જામીન આપવા વિશે અને બીજી બાબત વિશે પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને તે તાકીદ હુકમ કરી આપવાને, અથવા તે નહી આપવામાં આવે એમ કેહેવાને કોર્ટ મુખત્યાર છે.**

**આ કલમ પ્રમાણે અથવા કલમ ૪૯૨ પ્રમાણે આપેલી તાકીદ ન માનવામાં આવે તો, ૬ મહીનાથી વધારે નહી એવી કોઈ મુદત સુધી પ્રતિવા-**

**દીને કેદમાં રાખીને અથવા તેની મીલકત જપ્ત કરીને અથવા બંને વાનાં કરીને તે અમલમાં લાવી શકાશે.**

**આ કલમ પ્રમાણે કરેલી કોઈ જપ્તી એક વર્ષ કરતાં વધારે મુદત અમલમાં રેહેશે નહી. એક વર્ષની આખરે પ્રતીવાદીએ તાકીદ નહી માની હોય તો, જપ્ત કરેલી મીલકત વેચી શકાશે અને જે ઉપજે તેમાંથી પોતાને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ વાદીને અપાવવાને કોર્ટ મુખત્યાર છે, અને જો કંઈ બાકી રેહે તો તે પ્રતીવાદીને આપવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૯૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

**કરાર તોડતાં અટકાવવાની બાબતમાં** વિશેશ ન્યાયના આકટના સામાન્ય નિયમો શોધવાના છે. ઈ. લા. રી ૬ મું. પાનું. ૨૬૬.

તિરસ્કાર કર્યા બાબત જે સખસો કેદમાં હોય તેમને આ કલમ લાગુ થતી નથી. ઈ. લા. રી. ૪ ક. પાનું. ૬૫૫.

પ્રતિવાદીયણની દીકરીને વાદીના દીકરા સાથે પરણાવવી એવો કરેલો કરાર તેણીએ તોડયો હોય તો, તે કરારનો વિશેશ રીતે અમલ કરવાનો દાવો ચુકતાની દરમિયાનમાં ત્રીજા પક્ષકારને તે પોતાની દીકરી પરણાવે નહીં એવો તાકીદ હુકમ આપી શકાતો નથી. એવી બાબતમાં વાદીનો કરાર ત્રોડવાથી જે નુકશાન થયું હોય તેજ લેવા વાદીનો હક્ક છે. ૨૪ વી. રી. પાનું. ૨૦૭.

વાદી તેના બાપના હિત અર્થે કાંઇ ક્રિયા અથવા શ્રાધ કરતો હોય, તેમાં પ્રતીવાદી વચ્ચે આવે તો તેને અટકાવવા માટે વાદી મનાઇ હુકમ મેળવી શકે છે. ઈ. લા. રી. ૧ મુ. ૨૫૨.

તાકીદઆપ્યા પેહેલાં વિરૂદ્ધપક્ષકારને નોટીસ આપવાનું કોર્ટેફરમાવવું.

**૪૯૪. તાકીદનો હુકમ આપ્યા પેહેલાં હમેશાં તાકીદની અરજ વિશેની નોટીસ વિરૂદ્ધ પક્ષકારને આપવાનું કોર્ટે ફરમાવવું. પરંતુ ઢીલ થવાથી તાકીદ આપવાનો હેતુ ધુળ મળશે એમ જણાય તો, તેવી નોટીસ આપવાની જરૂર નથી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૯૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

**એકતરફી**—આવો તાકીદ હુકમ કાહાડવો તે ઇનસાફની સામાન્ય રીતી વિરૂદ્ધ છે, અને જો વાર લાગે તો અટકાવી શકાય નહી તેવો મ્હોટો અને ભારે ભય ઉત્પન્ન થયા વિના રેહે નહી, માટે વ્યાજબીરાહે તે કોઇ રીતે કાહાડી શકાતો નથી ૨ ટે. અને બેલ ૨૫.

અને જો કે જે હકીકત મુદ્દાની હોય તે જુઠી હોય તો તે ઉપરથી લીધેલો એકતરફી તાકીદ હુકમ કાયમ રેહેતો નથી, તોપણ જે વખતે તે કાયમ નહી રાખવાને અરજ કરવામાં આવે તે વખતે ફાઇલ કરેલા આફીડેવીટથી તે નહી આપવાને પુક્ત કારણો જણાય છે. ૨ ટે. અને બેલ. પાનું. ૧૦.

એક દાવામાં વાદીએ થોડી મુદતને સારૂ તાકીદ હુકમ કાહાડવાની અરજી સબાર્ડીનેટ કોર્ટમાં આપી, તે ઉપર પ્રતીવાદીને સાંભળ્યા સિવાય હુકમ કરવાને જડજે ના કહી, અને પ્રતિવાદી ઉપર નોટીસ કાહાડવાનો હુકમ કર્યો જીલ્લા જડજને અપીલ કરી,

તેમાં તેમણે માગ્યા પ્રમાણે તાકીદ હુકમ આપ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સબાર્ડીનેટ કોર્ટના હુકમ ઉપર અપીલ ચાલતી નથી, અને જીલ્લા જડજને કાયદા પ્રમાણે જે હકુમત નહી હતી તે તેમણે વાપરેલી છે. ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૧૮૬.

કારપોરેશનને આપેલી તાકીદ તેના મેંબરને તથા અમલદારોને બંધનકારક છે.

**૪૯૫. કારપોરેશનને અથવા ઝાહેર કંપનીને આપેલી તાકીદ તે કારપોરેશનને અથવા કંપનીને પોતાને બંધનકારક છે, એટલુંજ નહી પણ તે કારપોરેશનના કે કંપનીના જે મેંબરોનાં અને અમલદારોનાં જાતીકાં કામ અટકાવવાનું તે તાકીદમાં માગ્યું હોય, તે બધા મેંબરોને તથા અમલદારોને પણ તે બંધનકારક છે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

કલમ ૪૯૨ નીચેની ટીકા જુઓ

તાકીદનો હુકમ કોર્ટ કાઢી લે, ફેરફાર કરે અથવા રદ કરે.

**૪૯૬. તાકીદના હુકમથી જે કોઈ પક્ષકાર નારાજી હોય, તેની તે વિશેની અરજ ઉપરથી તાકીદનો કોઈ પણ હુકમ કાઢી લેવાને, તેમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૯૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

અપુરતા કારણઉપરથી તાકીદ કઢાવીહોય તો પ્રતીવાદીને નુકશાનીનો બદલો.

**૪૯૭. પોતે જે તાકીદ આપી છે તે આપવા બાબતની અરજ અપુરતા સબબથી કરી હતી, એમ કોર્ટને જણાય, અથવા**

**જો, તાકીદ કાઢયા પછી ફરિયાદ કાઢી નાંખવામાં આવે, અથવા ગેરહાજરીના સબબથી કે બીજી કોઈ રીતે વાદી વિરૂદ્ધ ફેંસલો આપવામાં આવે અને ફરિયાદ કરવાનું સંભવિત કારણ નહતું એમ કોર્ટને જણાય,**

**તો તે તાકીદથી જે ખરચ અથવા નુકશાન થયું હોય તેના બદલામાં પોતાને વ્યાજબી જણાય તેટલી એક હજાર રૂપીયા સુધીની કોઈ રકમ વાદી પાસેથી પ્રતિવાદીને અપાવવાનો, પ્રતિવાદીની અરજ ઉપરથી, પોતાના હુકમનામામાં ઠરાવ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

વીશેષ ઠરાવ.

**પરંતુ નુકશાનીના બદલાની ફરિયાદમાં જેટલી રકમનું હુકમનામું કોર્ટ કરી આપે, તે કરતાં વધારે રકમ આ કલમ ઉપરથી કોર્ટે અપાવવી નહી.**

**આ કલમ પ્રમાણે રકમ અપાવવાનો ઠરાવ થયા પછી તે તાકીદ બાબત નુકશાનીનો બદલો લેવાની કોઇ ફરિયાદ ચાલશે નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૯૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

આ કલમ પ્રમાણે જે ઈલાજ છે તેનો ફાયદો લેવાને કોઈ સખસ મરજી રાખે નહીં તો, તે રેગ્યુલર દાવો કરી શકે છે. ૧૧ વી. રી. પાનું. ૧૪૩

**અપાવવું**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૯૬ માં 'કંપનસેશન અપાવવું' એવા શબ્દો છે, તેથી કંપનસેશન આપવાની ના કહેવામાં આવી હોય તો, રેગ્યુલર દાવો ચાલવાને હરકત થતી નથી. ૧૩ વી રી. ૩૦૫, અને આ કલમ પ્રમાણે કંપનસેશન અપાવવાની ના કહી હોય તો, દેખીતી રીતે તે 'અપાવ્યું થતુ' નથી.

## ब—દરમ્યાનના હુકમ.

નાશથાયએવી વસ્તુઓદરમ્યાન વેચવાનોહુકમકરવાનોઅખત્યાર.

**૪૯૮. કોઇ ફરિયાદના વિષયની કોઈ પણ જંગમ મિલકત જલદી અને સ્વભાવિક રીતે પોતાની મેળે બગડી જાય એવી હોય તો, ફરિયાદના કોઇ પક્ષકારની અરજ ઉપરથી તે વેચવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. અને તે હુકમમાં જે સખસનું નામ લખ્યું હોય તે સખસે કોર્ટને યોગ્ય લાગે તે રીતે અને તેવી શરતોથી તે વેચવી.**

**ટીકા**—જ્યુડીકેચર આકટ, હુકમ પર રૂલ ર જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

કોઇપણ મુકરદમો કોર્ટની રૂબરૂ ચાલતો હોય તેના સબંધમાં જે જે અરજીઓ યોગ્ય રીતે કરવામાં આવે, તે બધી ઉપર કોર્ટે સ્પષ્ટ હુકમ લખવો જોઇએ. જે સખસનું દાવાના પરીણામમાં હિત છે તે સખસે યોગ્ય મુદતમાં કલમ ૩૨ પ્રમાણે પક્ષકારમાં સામેલ થવાને સારૂ અરજી આપી હોય તો, તે મંજુર કરવી જોઇએ. ૫ વી.રી. પાનું.૧૦૯.

ફરિયાદનોવિષય અટકાવી રાખવા વગેરે નોહુકમ કરવાનો અખત્યાર તથા પ્રવેશકરવાની, નમુના લેવાનીઅનેપ્રયોગ કરવાની સત્તા આપવાનો અખત્યાર.

**૪૯૯. ફરિયાદના કોઇ પણ પક્ષકારની અરજ ઉપરથી અને પોતાને યોગ્ય લાગે તો શરતોથી નીચે પ્રમાણે કરવાને એટલે-**

**(अ). તે ફરિયાદના વિષયમાંની કોઈ મિલકત અટકાવી રાખવાનો સાચવી રાખવાનો, અથવા નજરે જોવાનો હુકમ કરવાને,**

**(ब). તે ફરિયાદના બીજા કોઈ પક્ષકારના કબજામાં કાંઈ જમીન અથવા ઈમારત હોય તે જમીન ઉપર અથવા ઈમારતમાં સદરહુ તમામ કારણ સારૂ અથવા તે પઈકી કોઈ કારણ સારૂ કોઈ સખસને જવાનો અખત્યાર આપવાને, અને**

**(क). સદરહુ તમામ કારણ સારૂ અથવા તે પૈકી કોઇ કારણ સારૂ પુરણ માહીતી અથવા પુરાવો મળે એટલા માટે જરૂર અથવા યોગ્ય**

જણાય તેવા કાંઇ નમુના લેવાનો, અથવા કાંઇ અવલોકન કરવાનો અથવા પ્રયોગ કરવાનો અખત્યાર આપવાને કોર્ટ મુખત્યાર છે.

પ્રોસેસ બજાવવા વિશે આ આકટમાં પાછળ કહેલા છે તે ઠરાવો, પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને, આ કલમ પ્રમાણે જવાનો અખત્યાર આપેલા સખસોને લાગુ પડશે.

ટીકા—જુડીકેચર આકટ, હુકમ ૫૨ રૂલ ૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

આ કલમ પ્રમાણે કરેલો હુકમ સમન્સ બજ્યા પછી તથા લખેલી નોટીસ આપ્યા પછી ફકત થઇ શકે છે. ઇં લા. રી. ૭ મ. પાનું. ૨૪૧.

આવા હુકમ કરવાની અરજ નોટીસ આપ્યા પછી કરી શકાય

૫૦૦. સમન પોહોચ્યા પછી કોઈ પણ વખતે પ્રતિવાદીને લેખી નોટીસ આપીને કલમ ૪૯૮ અથવા ૪૯૯ પ્રમાણે હુકમ કરાવવાની અરજ કરવાને વાદી મુખત્યાર છે.

તેવો હુકમ મેળવવાને વાસ્તે પ્રતિવાદીએ અરજ કરવાની હોય તો, અરજદાર હાજર થયા પછી કોઇ પણ વખતે વાદીને લેખી નોટીસ આપીને તે અરજ કરવાને પ્રતિવાદી મુખત્યાર છે.

ટીકા—જુડીકેચર આકટ, હુકમ ૫૨ રૂલ ૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

નોટીસ કર્યા પછી તે હુકમ કરવાને દરેક પક્ષકાર અરજ કરી શકે છે. વાદી સમન્સ બજ્યાં પછી કરી શકે છે, અને પ્રતીવાદી હાજર થયા પછી કરી શકે છે. જો બેઉ અરજ કરે તો તે બેઉ અરજીઓ ઉપર ફકત એક હુકમ થવો જોઇએ. ૧ ચ. ડીવ. પાનું. ૬૦૦.

વાદીએ પોતાના દાવાની અરજીમાં જો તાકીદ હુકમ મેળવવાનો દાવો કરવાનો વાસ્તવિક હેતુ હોય તો, તે બાબતનો દાવો કરવો જોઇએ. ૧ ચ. ડીવ. પાનું. ૬૯૦.

જે જમીન વિષે ફરિયાદ હોય તે જમીન પક્ષકારના કબજામાં લાગલીજ કયારે અપાવાય.

૫૦૧. સરકારમાં મેહેસુલ ભરનારી જમીન વિષે અથવા વેચાય એવા જમીન ઉપરના સત્તાપ્રકાર વિશે ફરિયાદ હોય, અને જેના કબજામાં તે જમીન અથવા સત્તાપ્રકાર હોય તે સખસ સરકારનું મેહેસુલ અથવા સત્તાપ્રકારના માલેકની ચડેલી સાંથ, જે હોય તે આપવાને ચુકે, અને તેને લીધે તે જમીન અથવા સત્તાપ્રકાર વેચવાનો હુકમ થાય તો, તે જમીનમાંના અથવા સત્તાપ્રકારમાંના હક્ક સબંધનો દાવો રાખતો હોય એવો ફરિયાદનો બીજો કોઇ પણ પક્ષકાર વેચાણ પેહેલાંનું ચડેલું મેહેસુલ અથવા સાંથ આપે એટલે (કોર્ટની નજરમાં આવે તો જામીન લેઇને અથવા વગર જામીને) તે જમીનનો અથવા સત્તાપ્રકારનો કબજો તેને લાગલોજ આપી શકાય.

અને આ કલમ પ્રમાણે ભરેલી રકમ કોર્ટને યોગ્ય લાગે તે દરના વ્યાજ સુધાંત કસુર કરનારે આપવી એમ પોતાના હુકમનામામાં ઠરાવવાને, અથવા ફરિયાદમાં હુકમનામું થાય તેમાં કંઇ હિસાબ નક્કી કરવાનું ફરમાવવામાં આવે તો, હિસાબમાં આ પ્રમાણે ભરેલી રકમ કોર્ટ ફરમાવે તે દરથી વ્યાજ સુધાં મજરે ધરવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કમમ ૯૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પૈસા વગેરે કોર્ટમાં અનામત મુકવાનું.

**૫૦૨. પઈશા વિશે અથવા સ્વાધીન કરી શકાય એવી બીજી કોઈ વસ્તુ વિશે ફરિયાદ હોય, અને ફરિયાદનો કોઇ પક્ષકાર કબુલ કરે કે,—કોઈ બીજા સખસની વતી ટ્રસ્ટી દાખલ મારી પાસે તે પઇશા અથવા વસ્તુ છે, અથવા તે કોઇ બીજા સખસની છે કે તે બીજા સખસની લેહેણી છે તો,—કોર્ટ બીજો હુકમ કરે તે પ્રમાણે કરવા સારૂ તે કોર્ટમાં અનામત મુકવાનો અથવા જામીન લેઇને કે વગર જામીને છેવટ કહેલા સખસને આપવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જ્યારે દેવાં નાણાં અનામત મુકવાને પ્રતીવાદીને હુકમ કરેલો હોય, પણ તે પ્રમાણે કરવાને તે ના કેહેતો, તે હુકમની તારીખથી તે નાણા ઉપર વ્યાજ આપવાને તે જવાબદાર છે. ૧૬ વી. રી. પાનું. ૨૯૭.

---

## બાબ ૩૬ મો.

## વસુલદારની નીમનુક.

---

વસુલદાર નીમવાનો કોર્ટનો અખત્યાર

**૫૦૩.** કોઈ સ્થાવર કે જંગમ મિલકત વિશે ફરિયાદ હોય અથવા તે જપ્તીમાં હોય, અને તેના પઇસા કરવાની, તે સાચવી રાખવાની, અથવા તેની સારી રખવાળી કરવાની, કે વહિવટ કરવાની જરૂર છે, એમ કોર્ટને જણાય ત્યારે, હુકમ કરીનેઃ-

**(अ). તે મિલકતનો વસુલદાર નીમવાને કોર્ટ મુખત્યાર છે. અને જરૂર હોય તો,**

**(ब). જે સખસના કબજામાં અથવા હવાલામાં તે મિલકત હોય તેની પાસેથી તે કબજો અથવા હવાલો લેઇ લેવાને કોર્ટ મુખત્યાર છે.**

**(क). તે વસુલદારના હવાલામાં અથવા વહિવટમાં સોંપવાને, કોર્ટ મુખત્યાર છે; અને**

**(ड). તે મિલકતના ભાડા તથા ઉત્પન્ન ઉપર કોર્ટને યોગ્ય જણાય તેટલી ફી અથવા કમીશન તે વસુલદારને મેહેનતાણા બદલ આપવાને,—તથા ફરિયાદ આણવા વિશે, ફરિયાદનો જવાબ કરવા વિશે, તથા મિલકતના પઈસા કરવા વિશે, વહિવટ વિશે, રક્ષણ કરવા વિશે, સાચવી રાખવા વિશે, અને સુધારવા વિશે તથા તે મિલકતનું ભાડુ અને ઉત્પન્ન વસુલ કરવા વિશે તથા તે ભાડુ અને ઉત્પન્ન કામે લગાડવા તથા ખરચવા વિશે, તથા લખેલા દસ્તાવેજો કરી આપવા વિશે માલેકને પોતાને જે અખત્યાર હોય તે અથવા**

તે પઈકી કોર્ટને યોગ્ય લાગે તે અખત્યાર તે વસુલદારને આપવાને કોર્ટ મુખત્યાર છે.

વસુલદારની જવાબદારી. એ પ્રમાણે નીમેલા પ્રત્યેક વસુલદારે:—

(ई). તે મિલકતન બાબત તેને જે મળે તેનો બરોબર હિસાબ આપવા સારૂ (કોર્ટ જામીન લે તો) કોર્ટને યોગ્ય લાગે તેવા જામીન આપવા,

(फ) કોર્ટ ફરમાવે તે તે મુદતે અને તેવા નમુનામાં પોતાનો હિસાબ હાજર કરવો.

(ग). તેની પાસે જે બાકી લેહેણી નિકળે તે કોર્ટ ફરમાવે તે રીતે તેણે આપવી, અને.

(ह). પોતાની મ્હોટી ગફલતને લીધે અથવા જાણી જોઈને કસુર કરવાથી મિલકતને જે નુકશાન થાય તેનો જવાબદાર તે થશે.

જપ્તીમાંની મિલકત જેના કબજામાં અથવા હુવાલામાં હોય તેનો કબજો અથવા હુવાલો લેઇ લેવાનો ફરિયાદના પક્ષકારોને, અથવા તેમાંના કોઇ એકને કે કેટલા એકને હાલ હક્ક ન હોય તો, તે કબજો અથવા હુવાલો લેઈ લેવાને આ કલમની કોઈ વાતથી કોર્ટને અખત્યાર મળતો નથી.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૯૨ તથા ૨૪૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને અને જે દાવા સન ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે હોય તેને લાગુ છે. ઇં. લા. રી. ૧૧ ક. પાનું. ૪૯૬.

**નીમવો નહી**—જે કામમાં નાણું આપવાની વાર લગાડવાની અરજ કરવામાં આવી હોય, તે કામમાં કોર્ટે કલમ ૨૪૩ પ્રમાણે રીસીવ્હર નીમવાનો નથી. ૨૩ વી. રી. ૨૮૭, તેમ જપ્ત કરેલી મીલકતનો નફો લેઈને દેણુદારોને આપવાને ૨૦ વર્ષ થાય તો, ૧૫ વી. રી. ૩૨૨, અથવા ૧૫ વર્ષ થાય, ૫ મ. ૨૭૨, અથવા એક વર્ષ થાય તો રીસીવ્હર નીમવાનો નથી, ૨ અ. ૧; તોપણ ૭ માસની મુદત એ કાંઈ ગેરવ્યાજબી ગણાતી નથી. ૧૫ વી. રી. ૩૨૨; એક કામમાં રીસીવ્હર મરણ પામવાથી જડજને એમ માલમ પડે કે વહિવટથી હુકમનામું પુરૂં થવાને લાંબી મુદત જશે, તેથી નવો રીસીવ્હર નીમવાને ના કહી, અનેબજાવણીકરવાનોહુકમ કરયો, તે હુકમ બાહાલ રાખવામાં આવ્યો. ૨૫ વી. રી. ૩૩.

એક રેલવેના ભાગ બાબત રીસીવ્હર નીમવો નહી જોઈએ. ૯ ચ. ડીવ. પાનું. ૩૮૫.

જે મીલકતનો વહિવટ કરવાનો હોય તે દાવાવાળી મીલકત ના હોય તો તે જપ્તી કરતા પેહેલાં વહિવટદાર નીમી શકાતો નથી. ૧૬ વી. રી. ૨૭૩, બીજી બાજુ તરફ વહિવટદાર નીમવાથી મીલકત જપ્તીમાંથી મોકળી થતી નથી. લા. રી. ૧ ઇં. અ. ૯૫; ૧૩ વી. રી. પાનું ૪૨૩.

**નીમવો**—રીસીવ્હર નીમવામાં આવેલા તે બાબત ૩ બં. લા. રી. ૧૦૭. માર્સ ૨૬૧, ૧૩ વી. રી. ૪૫૩; ૧૯ વી. રી. ૬૬ ના ઠરાવો છે. પરંતુ ખરા આખરના કામોમાં સામા પક્ષકારની કબુલત સિવાય પક્ષકાર અથવા તેના આટર્નીને રીસીવ્હર નીમાતો નથી ૧૨ ચ. ડીવ. પાનું. ૪૪૭.

**રીસીવ્હરની ફરજો**—તેની ફરજો કોર્ટના અમલદાર તરીકે છે, અને મીલકત વસુલ કરવામાં, તેનો બચાવ કરવામાં તથા તે એકઠી કરીને દેણદારના નફાનાં નાણાં વસુલ કરી વહિવટ કરવામાં પણ તેમની ફરજ છે, માટે જો તે ઉપરાંત કાંઈ કરે તો તેને કોર્ટના અમલદાર તરીકે ગણવો નહી જોઈએ; પણ હુકમનામાના દેણદારના એજંટ તરીકે ગણવો જોઇએ. ૧૯ વી રી. ૩૭ દાવાનો નીકાલ કરતી વખતે દાવાના પક્ષકારોનો જે અખત્યાર હોય છે તે કરતાં તેમનો કાંઈ વધારે નથી. પરંતુ પોતાના હોદ્દાની રૂએ જો તે મીલકતનો કબજો લે તો, તે આ વર્તણુંક માટે જપ્તી ઉઠાવવાની અરજી કરીને વાંધો લેઇ શકે નહી. ૧૫ વી. રી. ૩૪૭. બજાવણીમાં રીસીવ્હર નીમેલો હોય તો તે જપ્ત કરેલા લેહેણા બાબત દાવો કરી શકે છે, ૨૨ વી. રી. ૩૬, પણ ૨૧ વી.રી. ૪૧૯ જુઓ, અગર હુકમનામાના દેણદારની મીલકત બાબત દાવો કરી શકે છે, લા. રી. ૩ ઇ. અપીલ્સ. ૨૪૫, અને જપ્તી થયા પછી લેહેણદારો વિરૂદ્ધ દેણદારનું કાંઈ કૃત્ય હોય તો તે તેને બંધનકારક નથી. ઈં. લા રી. ૮ મ. ૮૧૩, વળી રીસીવ્હરની ફરજો બાબત ઇ. લા. રી. ૭ ક. ૬૧ નો ઠરાવ પણ છે.

**હુકમનો અમલ**—અમુક હુકમનામાં પતાવવાને સારૂ નફો વસુલ કરવાને રીસીવ્હર નીમવામાં આવ્યો હોય તો, બીજા લેહેણદારની અરજ ઉપરથી જો હુકમનામાની રકમ યોગ્ય મુદતમાં આપવાને સારૂ ઉપજ બસ ના હોય તો, તે મીલકત વેચવાનો હુકમ કરવાને કોર્ટને હરકત નથી. ૧૬ વી. રી ૪૬, ૨ ક. લા રી. પાનુ. ૧૮૫

**રીવાજ**—રીસીવ્હર પોતાના નામથી દાવો કરી શકે કે નહી એ વીશે. ઈં. લા. રી. ૮ ક. ૭૧૯ તથા ઈં. લા. રી ૮ મ. ૨૨૯ તથા ૪૧૮ જુઓ.

આ કલમ પ્રમાણે આફીડેવીટથી અરજ કરવામાં આવે તેમાં હકીકત બતાવવી જોઈએ, અને ફકત આકટના શબ્દો બતાવવા નહી જોઇએ. ફુલટન ૯૦, અને નીમનોક કરવાને ખાસ કારણો બતાવવાં જોઈએ ૬ ક. લા. રી ૪૬૭ ઈં. લા રી. ૫ અ. પાનું. ૫૮૬

**વહિવટદારનું ખરચ**—રીસીવ્હર તરફથી વહિવટદાર નીમવામાં આવેલો હોય તો, વહિવટનું કામ ચલાવવામાં જે ખરચ થાય તે બાબત જપ્તી કરાવનાર લેહેણદારો કરતાં પ્રથમ હકક છે. ઉપરચોટીયા તપાસમાં કામ કાઢી નાખવામાં આવ્યું હોય તેને માટે રીસીવ્હર પાસે ઈનામ તથા લેહેણા પગારનો હક છે, પણ તે પેહેલાંના લેહેણા પગારને માટે તેનો હક નથી. ઈ. લા. રી. ૬ મ. પાનુ. ૧૩૮.

**અપીલ**—હુકમનામું થયા પછી રીસીવ્હર નીમી શકાય છે. ઈં. લા. રી. ૮ મ. ૨૨૯

આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અથવા જ્યારે અરજી નામંજુર કરવામાં આવી હોય ત્યારે અપીલ ચાલી શકે છે. ઈં. લા. રી. ૭ ક ૭૧૯; કલમ ૫૮૮. ૬ ક. લા. રી. ૪૬૭, પણ ઈ. લા. રી. ૬ મ. ૩૫૫ અને કલમ ૫૮૮ ની રકમ ૨૪ જુઓ. ખોટી રીતનો વહિવટ કરવાના કારણથી રીસીવ્હરને પોતાના કામ ઉપરથી ખસેડવાને એક પ્રતીવાદીએ અરજી કરેલી તે નામંજુર કરવામાં આવેલી, તે ઉપર અપીલ ચાલવાની પરવાનગી આપવામાં આવી હતી, એવા કારણથી કે તે સવાલ હુકમનામાની બજાવણીમાં ઉત્પન્ન થએલો છે. ઇ. લા. રી. ૫ મુંબઇ, પાનું. ૪૫.

કલેકટરને વસુલદાર ક્યારે નીમવો. **૫૦૪. તે મિલકત સરકારને મેહેસુલ ભરનારી જમીન હોય, અથવા જે જમીનનું મેહેસુલ આપી દીધેલું કે છોડી**

મી શકાય. દીધેલું હોય એવી જમીન હોય, અને કોર્ટની નજરમાં એમ આવે કે કલેક્ટરે વહિવટ કરવાથી લાગતા વળગતા લોકોને ફાયદો થશે તો, કલેક્ટરને તેની સમતીથી તે મિલકતનો વસુલદાર નીમવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૯૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

મીલકત જપ્ત કરી ઉપજ વસુલ કરનાર નીમવાની સત્તા જે મીલકત બાબતની તકરાર હોય તેના કબજાની બાબતનેજ લાગુ પડે છે, અને દાવો પુરો થયો એટલે તે સત્તા બંધ પડે છે. ૧૪ વી. રી. પાનું. ૩૮૪.

આ બાબપ્રમાણેકર્ઈકોર્ટને અખત્યાર છે તે. **૫૦૫. આ બાબમાં આપેલો અખત્યાર ફકત હાઇકોર્ટોએ અને ડીસ્ટ્રીક્ટ કોર્ટોએ વાપરવો, પરંતુ ડીસ્ટ્રીક્ટ કોર્ટના તાબાની કોર્ટના જડજની નજરમાં એમ આવે કે પોતાની રૂબરૂની કોઈ ફરિયાદમાં વસુલદાર નીમવાની જરૂર છે તો, તે નીમણુકને વાસ્તે પોતાને લાયક જણાય તે સખસનું નામ તેણે બતાવવું, અને તે સખસનું નામ તથા તેને નીમવાનાં કારણ ડિસ્ટ્રિક્ટ કોર્ટને મોકલવાં, અને ડિસ્ટ્રિક્ટ કોર્ટે તે પ્રમાણે નામ આપેલા સખસની નીમણુક કરવાને તે જડજને અખત્યાર આપવો, અથવા પોતાને યોગ્ય જણાય તેવો બીજો હુકમ કરવો.**

**ટીકા**—જડજની મંજુરી મેળવ્યા પછી આ કલમ પ્રમાણે રીસીવ્હર નીમવાને કરેલી અરજી સબાર્ડીનેટ જડજે કાહાડી નાંખવાનો હુકમ કરેલો, તે કલમ ૫૦૩ પ્રમાણેનો હુકમ છે, અને આ કલમ પ્રમાણેનો હુકમ નથી. ૬ ક. લા. રી. પાનું. ૪૬૭

સબાર્ડીનેટ જડજે પ્રથમ રીસીવ્હરના કામ સબંધી જેને પસંદ કરેલો હોય તેને નીમવાનો છે, અને તેનું નામ જીલ્લા જડજ તરફ મોકલવાનું છે, અને તે પ્રોસીડીંગમાં અપીલ ચાલી શકતી નથી. પછી જડજ તે મંજુર કરીને નીમનોક કાયમ રાખે તે હુકમ ઉપર અપીલ ચાલતી નથી. પછી સબાર્ડીનેટ જડજ રીસીવ્હરને નીમે છે, અને તે હુકમ ઉપર પણ અપીલ ચાલતી નથી. ૯ ક. લા. રી. પાનું. ૨૦૩.

જીલ્લા જડજ પોતાની નજરમાં આવે તેવો વ્યાજબી હુકમ સબાર્ડીનેટ જડજને આપી શકે છે. ૯ ક. લા. રી. પાનું. ૨૦૩.

---

# ભાગ ૫ મો.

## વિશેષ કામો વિશે.

---

## બાબ ૩૭ મો.

## લવાદીપર સોંપવાનું.

---

લવાદને સોંપવાનો હુકમ કર **૫૦૬. પક્ષકારોની દરમ્યાન ફરિયાદમાંની વાંધાની કોઈ વાત લવાદીપર સોંપવાની ફરિયાદના બધા પક્ષકારોની ખુશી**

વાસ્તેફરિયાદ નાપક્ષકારોઅ રજ કરે.

**હોય તો, ફેંસલો કહી સંભળાવતાં પેહેલાં કોઇ પણ વખતે લવાદીપર સોંપવાનો હુકમ થવા સારૂ પક્ષકારો પોતે જાતે અથવા એ કામને વાસ્તે લખીને મુદામ અખત્યાર આપેલા પોત પોતાના વકીલોની મારફતે, કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે.**

**આવી પ્રત્યેક અરજ લખેલી જોઈએ, અને જે ખાસ બાબત લવાદને સોંપવાની હોય તે તેમાં જણાવવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૧૨, ૩૧૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાઝકોર્ટોને લાગુ છે.

આ કલમ અને ૫૨૨ મી કલમ અધિકાર આપનારી કલમો છે, અને તે કલમો દાબ અગર અટકાવ કરતી કલમો નથી. દાવાના પક્ષકારો હુકમનામા પેહેલાં દાવાનો નીકાલ લાવવા માટે કાંઈ પણ કરાર કરવાને મુખત્યાર છે. ૨૪ વી. રી. પાનું. ૪૧.

**તમામ પક્ષકારો**—જે પક્ષકારોનું હિત છે તે તમામ પક્ષકારોએ રેફરન્સ કરવાને મળતા આવવું જોઇએ. ૧૦ વી. રી. ૧૭૧, અને જે બાબતનો ઇસ્યુ હોય તેનો નિર્ણય કરવાનો છે. ૧૦ મુર. ૪૨૭. તેઓ હરકત લેતા ના હોય તે બસ નથી. માર્સ, ૫૧૭. પણ જો કે લવાદનો ઠરાવ તમામ પક્ષકારે લવાદનામું લખી આપવાથી કરેલો ના હોય તો, તે આ બાબમાં ઠરાવેલી રીતીએ આખરનું હુકમનામું થતું નથી, તોપણ તે કારણોથી તે રદ બાતલ નથી, પણ જે નિસ્બત રાખનારા પક્ષકારો હોય તેમના વિરૂદ્ધ પુરાવ છે, ૧૫ વી.રી. ૪૨૭

એવું ઠરાવવામાં આવ્યું હતું કે જે પ્રતીવાદી લવાદથી ફેંસલો થવાની ના પાડતો હતો તે શિવાયના બધા પ્રતીવાદીઓ સામે વાદી ૪૪ વીધામાં પોતાનો હિસ્સો લેવાને હક્કદાર હતો, ૧૦ વી. રી. ૪૬૩, અને વળી ૬ વી. રી. ૨૫ જુઓ; અને દાવો લવાદની રૂબરૂ ચાલતાની દરમિયાનમાં એક સખસને વાદીમાં સામેલ કરવામાં આવ્યો, અને તેણે લવાદ બાબત કાંઇ વાંધો લીધો નહી, પરંતુ લવાદોને પોતાનો ઠરાવ કરવા દીધો, તેથી તેણે તે કામ લવાદને સોંપવાને કબુલ કર્યું હતું, એમ ગણવામાં આવ્યું. માટે તેથી તે બંધાએલો હતો. ૫ વી. રી. ૧૩૦, પરંતુ જે સખસ લવાદ પત્રમાં પક્ષકાર ના હોય તે લવાદના ફેંસલાથી બંધાએલો નથી. લા. રી. ૧૧ ઈ. અ ૨૦, ૫ વી. રી. ૨૧. ઈંગ્લંડમાં એવું ઠરાવેલું છે કે લવાદને કામ સોંપવાના કરાર પ્રમાણે ચાલવાથી તે ઠરાવ કપટ ભરેલો છે, એવા કારણથી રદ કરાવવાને વાદીને અટકાવ થાય છે. ૬ ઈ. જ્યુ. ન્યુ. સી. પાનું. ૧૧૦૩

**લખીત**—પક્ષકારોએ અથવા તેઓના ખાસ નીમેલા વકીલે તે અરજી લખીત કરવી જોઇએ. ૧૬ વી. રી. ૧૬૦; ૧ વી. રી. ૮૦; વી. રી. ૧૮૬૪ આકટ ૧૦; અને વકીલો પોતાના અસીલો તરફથી રેફરન્સ કરવાને કબુલત આપી શકતા નથી, તેમ વાદી પોતાના સહવાદી તરફથી ખાસ અખત્યાર વિના કબુલત આપી શકતો નથી. ૧૬ વી. રી. ૧૬૦; ૧ વી. રી. ૮૦. પરંતુ આ નિયમને જેમકે જ્યાંહાં તમામ પક્ષકારો કોર્ટમાં હાજર હોય તેનો અપવાદ જારી રેહે કે નહી એ શક ભરેલું છે. ૨ અ. ૪૧૯; ૧ મ. ૧૦૬; કારણ કે દરેક અરજી લખેલી હોવી જોઈએ, અને તેમાં જે બાબત લવાદને સોંપવાની હોય તે તેમાં બતાવવીજ જોઈએ, અને જો આ કલમના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવેલું ના હોય તો, હકુમત થતી નથી. ૬ મુર. ૧૫૫, ૪૮૫, સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૪ પાનું. ૨૧૫.

**રદબાતલ કરવું**—જો સારૂ કારણ ના હોય તો લવાદનામાનો કરાર રદ બાતલ થઈ શકતો નથી, સ્વચ્છંદી રીતે તે રદ બાતલ કરવાની પરવાનગી આપી શકાતી નથી. ૧૨ મુર. ૧૩૦, ૧૫ વી. રી. ૩૩૧, ૮ મ. ૪૬, ઈ. લા. રી. ૪ અ. ૫૪૬. પરંતુ જે કામમાં આ કલમ પ્રમાણે કોર્ટના હુકમથી લવાદનામું કરેલું હોય, તેમાં બેમાંથી એકે પક્ષકાર તે રદ કરી શકતા નથી. ૧૭ વી. રી. પાનું. ૫૧૬.

**કરારનો અસર**—લવાદને સોંપ્યા પછી પક્ષકારોની કબુલત સાથે મુદતની તકરાર ચાલવા લાયક નથી. સ. દી. અ વાબ્યપ્રાંત સન ૧૮૬૪ પાનું. ૪૭૨.

કબજાના દાવામાં હક્કના સવાલ પક્ષકારો લવાદને સોંપવાને કબુલ કરે, અને કબજાની માગણી વાદી છોડી દે તો, તે કરારથી ગર્ભિત રીતે પ્રતીવાદી તરફથી એવું કબુલ કર્યું થાય છે કે, જો ફેંસલો પ્રતિવાદી વિરૂદ્ધ થાય તો તે પ્રતિવાદીએ તે કબજો આપવાનો છે. ૨૦ વી. રી. ૧૯, અને કપટ અથવા ભૂલના કારણથી લવાદોનો ઠરાવ રદ કરવામાં આવે નહી તો, તકરારી તમામ બાબતો મોઘમ રીતે લવાદને સોંપવાનો કરાર છે તે બંધનકાર્ક છે. ઈ. લા. રી. ૧૧ ક. પાનું ૩૮૬.

**અપીલકોર્ટ**—અપીલકોર્ટ આ કલમ પ્રમાણે કામ ચલાવે છે. ૭ અ ૨૪૩, ઈ. લા. રી. ૩ મ. ૭૮, પરંતુ કલમ ૫૬૬ પ્રમાણે તપાસ કરવાને જે કોર્ટને અમુક ઈશ્યુ સોંપેલા હોય તે આ કલમ પ્રમાણે ચાલી શકતા નથી. ઇ. લા. રી. ૭ અ. પાનું. ૫૨૩.

એક કામ અપીલ સુધી ગયું તેમાં જડજે અસલકોર્ટ તરફ તે કામ મોકલ્યું, એવા કારણથી કે દાવાના પક્ષકારોને કેટલાક ઇશ્યુઓ લવાદને સોંપવાને કેહેવું, અથવા જો તે પ્રમાણે તેઓ ના કરે તો કોર્ટે લવાદ નીમવા. ઠરાવવામાં આવ્યું કે આ હુકમ હકુમત વિનાનો નથી, પણ તે કામ ગેરસીરસ્તે છે, તે પક્ષકારોની કબુલતથી દુરસ્ત થઈ શકે છે. ૨૨ વી. રી. પાનુ. ૩૯૬.

અસલકોર્ટ તરફ કામ પાછું મોકલવાનો હુકમ અપીલકોર્ટે કર્યો, એવા હુકમની સાથે કે લવાદના ફેસલા પ્રમાણે રીતસર હુકમનામું કરવું. તેમાં ઠરાવવામાં આવ્યું કે કલમ ૨ પ્રમાણે આ હુકમનામું છે, માટે તે ઉપર અપીલ ચાલી શકે છે. વળી લવાદે મુદત વીત્યા પછી ફેંસલો કરેલો છે, અને કાંઈ મુદત વધારવામાં આવેલ એમ જણાતું નથી, માટે અપીલકોર્ટનો તે હુકમ બરોબર નથી. ઈ. લા. રી. ૧૨ ક. પાનું ૧૭૩.

જો કે આ કલમ પ્રમાણે લવાદ તરફ કામ મોકલવામાં આવેલું હોય તે કલમ ૫૧૦ ના ઠરાવ સિવાય તેમાં ફેંસલો થતા પેહેલાં લવાદ તરફ મોકલ્યાનો હુકમ રદ કરવાને કોર્ટને અખત્યાર નથી. માટે કલમ ૩૭૩ પ્રમાણેના હુકમથી તે હુકમ રદ કરવામાં આવ્યો હોય તો, તે કાયદા વિરૂદ્ધ છે. ઈ. લા. રી. ૯ અ. પાનું. ૧૬૮.

લવાદની નેમણુંક. **૫૦૭. પક્ષકારોએ એક મત થઇને લવાદની નીમણુંક કરવી.**

કોર્ટ ક્યારે લવાદ નીમે. **તે નીમણુંક બાબત પક્ષકારો એકમત ન થઈ શકે, અથવા જે સખસને તેઓ નીમે તે લવાદી કબુલ કરવાની ના કેહે, અને કોર્ટ લવાદ નીમે એવી પક્ષકારોની ખુશી હોય, તો કોર્ટે લવાદ નીમવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૧૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

પક્ષકારોએ લવાદોનાં નામ આપવાં જોઈએ અગર કોર્ટને નીમવાને કબુલત આપવી જોઈએ. ૧૦ મુર. ૪૨૫. કોઈ સખસ લવાદનું કામ કરવાને કબુલ છે કે નહી એ વિશે નક્કી કરતાં સુધી કોર્ટે તેને લવાદ નીમવો નહીં જોઈએ. વી. રી. સન ૧૮૭૪ પાનું. ૩૮૮. લવાદો પોતાની સત્તા બીજાને સોંપી શકે નહી, અને કેટલાક લવાદો ગેરહાજર હોય તો, હાજર લવાદો તેની જગ્યાએ બીજો નીમી શકે નહી. ૭ બી. રી. પાનું. ૨૬૯. એક પક્ષકારે લવાદનું નામ આપવાને મળતા આવે નહી. અને જડજ આ કલમ પ્રમાણે એક સખસને નીમે, અને છ અઠવાડયા પછી પ્રતિવાદીએ વાંધો ઉઠાવ્યો કે મેં તે લવાદને નીમ્યો નથી, અને અપીલમાં એમ બતાવી શકયા નહી કે મેં તો જડજ પાસે બીજા લવાદનું નામ રજુ કર્યું હતું, તો પુરાવ જોતાં જડજે લવાદને નીમવો જોઈએ એમ પ્રતીવાદીએ મરજી રાખેલી હતી, એવું ગણવાનું છે, સબબ તે નીમનોક તેને બંધનકાર્ક છે. ૭ વી. રી. ૧૩.

લવાદે આપેલું રાજીનામું કબુલ થતા પેહેલાં તે પાછું ખેંચી લેવાને લવાદને સંપૂર્ણ અખત્યાર છે. ૧૫ વી. રી. ૩૮, ૨૩ વી. રી. પાનું. ૪૨૯

જે બાબતનો કોર્ટ નિર્ણય કરી ચુકી છે તે બાબત લવાદને કોર્ટ સોંપી શકે નહી, અને તેમજ જો અપીલકોર્ટ કોઈ મુદ્દા ઉપર પુરાવો લેવાને કામ પાછું મોકલે તો, તે બધી બાબત લવાદને સોંપી શકાય નહી. ૨૨ વી. રી. પાનું. ૨૦૭.

કલકત્તા—હાયકોર્ટે ઠરાવ્યું છે કે અપીલમાં જે તકરારી બાબત પોતાની કબજે આવી હોય તે લવાદને સોંપી શકે નહી. ૨૧ વી. રી. પાનું. ૨૧૦

લવાદોને સોંપણુનો હુકમ.

**૫૦૮. વાંધાની જે બાબતનો લવાદ પાસે નિર્ણય કરાવવો હોય તે બાબત કોર્ટે હુકમ કરીને લવાદને સોંપવી, અને નિવાડો કરી આપવાને પોતાને વ્યાજબી લાગે તેટલી મુદત કોર્ટે ઠરાવવી, તથા તે મુદત હુકમમાં લખવી.**

**એક વખત કોઈ બાબત લવાદીપર સોંપ્યા પછી આ આકટમાં હવે પછી જે ઠરાવો કરેલા છે તે શિવાય, તેજ ફરિયાદમાં કોર્ટે તેમાં કંઇ હાથ ઘાલવો નહીં.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૨૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**આવો વખત**—જો કોર્ટના હુકમમાં મુદત ઠરાવેલી ના હોય તો, લવાદનો ફેંસલો રદ થાય છે. ૧૦ વી. રી. ૨૦૬, ૧ બં. લા. રી. ૧૪, ૧૧ વી. રી ૪૩૩, ૬ મુર. ૧૩૪. આવો નિયમ કલકત્તામાં છે; પણ અલહાબાદમાં તેથી લવાદનો ફેંસલો રદ થતો નથી, અને જો પક્ષકારો લવાદનામું કરી આપ્યા પછી ફેંસલો આપવામાં આવે ત્યાં સુધી કોઈ હરકત લીધા વિના કામ ચલાવવા દે તો, આવી હરકત સાંભળી શકાતી નથી. ૭ અ. ૩૫૧, પણ પેહેલો ઠરાવ આ આકટના હેતુ પ્રમાણે વધારે છે, કારણ કે કલમ ૫૨૧ માં ઠરાવ્યું છે કે, કોર્ટે ઠરાવેલી મુદતની અંદર જો લવાદ ફેંસલો કરે નહી તો તે ફેંસલો નાબુદ છે.

**વાંધાની બાબતો**—રેફરન્સમાં લવાદને સોંપેલી તમામ બાબતો બતાવવી જોઈએ. આ પ્રમાણે સંભાળથી કરવું જોઈએ એ અગત્યની બાબત છે, કારણ કે લવાદને એક વખત કામ સોંપવામાં આવ્યું એટલે આ બાબ પ્રમાણે તેની વ્યવસ્થા કરવાની છે, માટે જો રેફરન્સ નિષ્ફળ જાય નહીં તો તે કામની તપાસ થઈ શકતી નથી. ૧૦ વી. રી. ૩૯૮. આ કલમના શબ્દો જોતાં મોઘમ રેફરન્સ ચાલી શકે છે કે નહીં એ શંકા ભરેલું

છે. આક્ટ ૮ મા પ્રમાણે 'દાવામાં વાંધાની તમામ બાબતો' એવું એક મોઘમ રેફ્રન્સ કરવામાં આવેલું, તેમાં કાંઈ નક્કી ઈસ્યુ બતાવવામાં આવેલા નહી હતા, છતાં તેમાં ઠરાવ્યું કે ઈસ્યુવાળી બાબતો નક્કી કરવાને તથા તે ઉપર ઠરાવ કરવાને લવાદો બંધાએલા છે. ૨ અ. ૧૫૦, અને આવા મોઘમ રેફ્રન્સથી દાવાના ખરચની વ્યવસ્થા કરવાને લવાદોને સ્વતંત્ર હકુમત મળે છે. ૨ ઇ. જ્યુ. ન્યુ. સી. ૧૨, અને રેફ્રન્સ તથા ફેંસલાના ખર્ચ સંબંધી તથા રેફ્રન્સ કરયા પછી વ્યાજ સબંધી તેમને સ્વતંત્ર હકુમત મળે છે ૧ બં. લા. રી. ૧૪૪, અને કોર્ટ લવાદનો ઠરાવ દુરસ્ત કરી શકતા નથી. કોરીંટન ૧૫૦, પણ હાલ ખરચ બાબતનો ઠરાવ દુરસ્ત કરી શકે છે, કલમ ૫૧૯. જે કામમાં લવાદને તકરારી બાબતો સોંપેલી હોય; અને એમ માલમ પડે કે ઈસ્યુવાળો એક સવાલ રેફ્રન્સમાં બતાવવો રહી ગએલો છે, તેથી લવાદના ફેંસલામાં તે વિશે ઠરાવ કરવામાં આવ્યો નથી, તો જે સખસ તે રહી ગએલી બાબતમાં હિત રાખતો હોય તેણે તે બાબત કોર્ટની નજરે લાવવી જોઈએ. જો તે ન લાવે તો તે વિશે કોર્ટ કાંઈ હુકમ કરે નહીં, એ કાંઈ ખોટું નથી. ૧૪ વી રી પાનું. ૨૪૭.

પક્ષકારોની વચ્ચે જે બાબત વાંધો ના હોય અને તે બાબત લવાદને નહી સોંપતા તેઓ ઠરાવ કરે તો તે રદ બાતલ છે. ૧૫ વી. રી. ૧૭૨. જડજે અમુક બાબતો લવાદને સોંપેલી હોય અને બીજી પક્ષકારોએ સોંપેલી હોય તો, તે જુદી જુદી રાખવાની અને તે બેઉ એકઠી થાય નહી તેવી સંભાળ રાખવી જોઈએ. ૩ વી. રી. પરચુરણ ૨૭. લવાદો પોતાનો અખત્યાર બીજાને આપી શકતા નથી. ૭ વી. રી. પાનું. ૨૬૯.

લવાદોને જે બાબત સોંપેલી હોય તે બાબતજ કામ ચલાવવું જોઈએ, અને તેનો ફક્ત નિર્ણય કરવાને જરૂરીઆત કાયદેસર પુરાવ લેવો જોઈએ. ૨ બં. લા. રી. અ. ૨૫. એક લવાદે પ્રથમની તપાસમાં ચાલેલું પ્રોસીડીંગ અમે ચલાવેલું હતું એમ કહીને તે ઊપર આધાર રાખ્યો, એવી રીતે કે તે કામમાં કબુલતો આપેલી છે, તો તે ફેંસલો બરોબર નથી, એમ ઠરાવવામાં આવ્યું. ૨૪ વી. રી પાનું ૮૧

જ્યારે લવાદને તકરાર સોંપેલી હોય ત્યારે કોર્ટ કામનો ગુણદોષ જોઈ શકતા નથી, ઈ. લા. રી. ૪ અ. ૫૪૭, અથવા આ બાબ પ્રમાણે કોર્ટે જે નીકાલ કરવાનો છે તે શિવાય બીજી રીતે નીકાલ કરી શકતા નથી. ૧૦ વી. રી. ૩૯૮; તેમ રેફ્રન્સની સુનાવણી કરતા પેહેલાં લવાદો પોતાની ફી આપવાને એક શરત પ્રમાણે હુકમ કરે તે હુકમ કોર્ટ મંજુર રાખી શકતા નથી. ઇ. લા. રી. ૬ ક. પાનું. ૮૦૯.

લવાદનો ફેંસલો કાયદેસર ના હોય તો અસલકોર્ટના હુકમનામા ઊપર અપીલ ચાલે છે, એવું ઠરાવેલું છે. ઈ. લા. રી. ૮ અ. પાનું. ૬૪

તા૦ ૨૧ જાન્યુએરીના રોજ લવાદ તરફ કામ મોકલવાનો હુકમ કરીને તે મોકલવાની છ અઠવાડયાની મુદત આપવામાં આવી હતી, બાદ તે મુદત વધારવાને અરજ કરવાગાં આવી નહી હતી. તેમ છતાં તા૦ ૮ મી માર્ચના રોજ ઠરાવ કરવામાં આવ્યો, પણ તે પ્રમાણે કોર્ટે ફેંસલો આપવાને આ કાયદાની કલમ ૫૨૨ મી પ્રમાણે ના કહી. પછી કલમ ૬૨૨ પ્રમાણે વાદીઓએ હાયકોર્ટમાં અરજી કરી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ઠરાવ નાબુદ છે, અને આ કલમ પ્રમાણે હકુમતનો અમલ કરવાને કોર્ટે કાંઈ ચુક કરી નથી. ઈ. લા. રી. ૯ મ. પાનું. ૪૭૫.

બે અથવાવ ધારે લવાદોને સોંપણહોયત્યા ૨ે મતભેદ પડે તો શું કરવું તે નોહુકમકરવો

**૫૦૯. બે અથવા વધારે લવાદોને સોંપણ હોય તો, લવાદોમાં મતભેદ થાય તેને માટે હુકમમાં બંદોબસ્ત કરવો, તે એવી રીતે કેઃ—**

**(अ). સરપંચ નીમવો, અથવા**

**(ब). લવાદો પઇકી વધારે જણ એકમત થાય તો વધારે મત પ્રમાણે ચુકાદો કરવો એમ ઠરાવવું, અથવા.**

**(क). સરપંચ નીમવાનો લવાદોને અખત્યાર આપવો, અથવા**

**(ड). પક્ષકારો એકમત થઈને કહે તે પ્રમાણે કે તેઓ એકમત ન થાય તો કોર્ટ ઠરાવે તે પ્રમાણે બીજી રીતે બંદોબસ્ત કરવો.**

**સરપંચ નીમવામાં આવે ત્યારે, જો તે સરપંચને કામ કરવાનો પ્રસંગ આવે તો, તેણે નીવાડો ક્યારે કરી આપવો એને માટે કોર્ટને વ્યાજબી જણાય તેટલી મુદત કોર્ટે ઠરાવવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૧૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**અભિપ્રાયમાં વાંધો**—જ્યારે દાવો લવાદ તરફ મોકલવામાં આવેલો હોય, ત્યારે રેફરન્સના હુકમમાં એવો ઠરાવ કરવો જોઈએ કે, જો લવાદોનો મત એક બીજા વિરૂદ્ધ થાય તો સરપંચ નીમવો, અને ઘણા મતથી ઠરાવ કરવો. ૧૦ વી. રી. ૩૯૮; પણ જો તેમ ન થાય તો લવાદોએ ફેંસલો કરીને તે ફેંસલા ઉપર તે તમામે સહીઓ કરવી જોઈએ. ૧૯ વી. રી. ૪૭, ૭ વી. રી. ૨૬૯, ૨૨ વી. રી. ૧૨૯ રેફરન્સના હુકમમાં લવાદોનો અભિપ્રાય એક બીજા વિરૂદ્ધ થાય અને કેવી રીતે વર્તવું એ વિશે ફરમાવેલું ના હોય અને પછી વિરૂદ્ધ અભિપ્રાય થએલો ના હોય તો, સદરહુ બાબત નહી ફરમાવવાના કારણથી લવાદનો ફેંસલો રદ થઈ શકતો નથી. ૧૭ વી. રી. ૯૦. સ્પેશીયલ અપીલમાં વિરૂદ્ધ અભિપ્રાયને માટે ઠરાવ કરીને લવાદોએ જુદા જુદા ફેંસલા આપવાથી લવાદો તરફ કામ પાછું મોકલી શકાતું નથી, માટે અસલકોર્ટે તે કામની તપાસ કરીને ફેંસલો કરેલો તે અપીલમાં બાહાલ રાખવામાં આવ્યો હતો. ૧૪ વી. રી. ૧૫૦. ૨ બં.લા. રી. ૧૪ જુઓ.

જો ઘણા મતથી ઠરાવ કરવાનો હોય અને થોડા મત ના હોય તો, તેઓનો ઠરાવ કાયદેસર છે, પણ તેઓને તે બાબતની ખબર હોવી જોઈએ, અને કલમ ૫૧૦ માં બતાવેલા કારણોમાંનું એક અગર બીજું કારણ હોવાથી તે ગેરહાજર હોવા નહીં જોઈએ. સ. દી. અ. વાબ્યપ્રાંત સન ૧૮૬૧ પાનું. ૫૪૧. માટે ત્રણ લવાદોમાંના બે લવાદોએ ફેંસલા ઉપર સહીઓ કરેલી હોય તો તે ફેંસલો બરોબર છે એમ ઠરાવેલું છે, અને ત્રીજાએ તે કામમાં પ્રથમ ભાગ લેઈને પછી તે હાજર રહયો નથી, અને છેવટે તે કામ કરવાને ના કહેલી હોય તેની ચીંતા નહી, અને ત્રીજે લવાદ આખી તપાસમાં બીજાઓ સાથે બેઠા છતાં છેલ્લે દિવશે પોતાનો અભિપ્રાય લખ્યો નહી, તેમ છતાં તે લવાદના ફેંસલાને મંજુર રાખવામાં આવ્યો હતો. સદરહુ રીપોર્ટનું પાનું ૮૯૫. (પણ ૩ આગ્રા. ૯૩ જુઓ.) બે લ-

વાદોનો અભિપ્રાય થોડોક મળતો આવતો ના હોય તો, તેઓનો ફેંસલો તમામ રદ થતો નથી. ૨ વી. રી. પાનુ. ૩૨.

આ કલમ પ્રમાણે તથા તે ઉપરની બીજી કલમો લવાદો જુદા પડે તો શું કરવું તે બાબત કોર્ટને અખત્યાર આપ્યા સબંધી છે, અને સદરહુ કલમ મુજબ જે કરાર ફાઈલ કરવામાં આવ્યો હોય તે કરાર સાથે તે કલમોના જેટલા ઠરાવો અનુસરતા હોય તેટલે સુધી કલમ ૫૨૩ માં સમાસ થતા કામોને લાગુ થાય છે. ઈ. લા. રી. ૮ અ. પાનું. ૬૪.

લવાદઅથવા સરપંચનુંમૃત્યુ અશક્તતા વગેરે.

**૫૧૦. લવાદ, અથવા એક કરતાં વધારે લવાદો હોય ત્યારે, તે લવાદોમાંનો કોઈ અથવા સરપંચ ગુજરી જાય, અથવા ના કેહે, અથવા ગફ્લત કરે, અથવા કામ કરવાને અશક્ત થાય, અથવા એવે પ્રસંગે બ્રિટિશ ઈંડિયા છોડે કે તે ઉપરથી તે ઘણુંકરીને વેહેલો પાછો નહી આવે એમ જણાય, તો તે મરનાર, અથવા ના કેહેનાર અથવા ગફ્લત કરનાર,અથવા કામ કરવાને અશક્ત થયો હોય તે, અથવા બ્રિટિશ ઈંડિયા છોડે તે સખસને બદલે કોર્ટની નજરમાં આવે તો નવો લવાદ અથવા સરપંચ નીમવાને અગર લવાદી રદ કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે, અને લવાદી રદ કરવાનો હુકમ કોર્ટ કરે તો કોર્ટે ફરિયાદનું કામ આગળ ચલાવવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૧૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની• સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**જો લવાદો ના કેહે**—એનો અર્થ જો કે લવાદો કામ કરવાને કબુલ કરે અને પછી ના કેહે તે છે, અને જે કામમાં પેહેલાં નીમેલા લવાદોએ પ્રથમથી ના કહેલી હોય તે કામમાં પક્ષકારોમાંના એક પક્ષકારની મરજી વિરૂદ્ધ કોર્ટ બ્યાજબીરાહે નવા લવાદો નીમી શકતા નથી. ઈ. લા. રી. ૬ મ. પાનું. ૪૧૪.

જ્યારે અસલ નીમેલા લવાદોમાંના કેટલાક લવાદો કામ કરવાને ના કેહે, અને બેઉ પક્ષકારો કબુલ કરતા ના હોય તો નવા લવાદો નીમવાને જડજને ફરજ નથી. ૧ આગ્રા, ૧૦૯; પણ લવાદ ના કેહે તો તે કબુલ કરવાને જડજ ના પાડી શકતા નથી, અને તેમને ફેંસલો કરવાને પણ ફરજ પાડી શકતા નથી. ઈ. લા. રી. ૭ અ. ૨૦, અને જો સામાન્ય રીતે લવાદોમાંનો કોઈ લવાદ ના કેહે અને બાકીના ઠરાવ કરે તો તે નાબુદ છે, માટે કોર્ટે નવા લવાદો નીમવા જોઈએ. અથવા કામની તપાસ કરવી જોઈએ. ઈ. લા. રી. ૭ અ. ૫૨૩. તે નીમવાનો કોર્ટનો અખત્યાર હદ સાથેનો છે, અને તેના ઉપર કરારનો દાબ છે. ब. તથા क. એ લવાદ તરફ કામ એવી શરતથી સોંપ્યું કે સાત સખસો જે બતાવવામાં આવેલા છે તેમાંથી સરપંચ પસંદ કરવો જોઈએ. પેહેલો જેને સરપંચ તરીકે પસંદ કરવામાં આવ્યો તેણે તે કામ કરવાની ના કહી, તેથી કોર્ટે નવો સરપંચ નીમ્યો, પણ તે સદરહુ સાત સખસોમાંનો સરપંચ નહી હતો, માટે ઠરાવ્યું કે તે સરપંચ સાત સખસોમાંનો નહી હતો તેથી તેમનો કરેલો ઠરાવ નાબુદ છે. ૭ મ. ૭૩. જે લવાદોએ કામ કરવાને ના કહી હોય તેમની જગોએ નવા લવાદોને નીમવાને જડજને અખત્યાર છે. વી. રી. સન ૧૮૬૪ પાનું ૩૩૮, અને કેટલાક જુના લવાદોની જગોએ એક નવા લવાદને નીમવાને જડજ મુખત્યાર છે. ૬ ક. લા. રી. પાનું. ૧

જ્યારે લવાદ નિષ્ફળ જાય અને કામ પાછું મોકલવામાં આવે તો, કોર્ટ તે દાવો કાહાડી નાંખી શકતા નથી; પણ સુનાવણીનો દીવશ ઠરાવીને પક્ષકારોને નોટીસ આપવી જોઈએ. ૨૩ વી. રી. પાનું. ૨૧.

**કબુલત**—આ કલમ પ્રમાણે હુકમ મેળવવાને તમામ પક્ષકારોની કબુલતની જ-રૂર નથી. ૬ ક. લા. રી. પાનું. ૧.

લવાદે મોકલેલું રાજીનામું મંજુર થાય ત્યાર પેહેલાં તે પાછું ખેંચી લેવાની તેને કુલ મુખત્યારી છે. ૧૫ વી. રી. ૩૭. પણ જો લવાદે પેહેલું રાજીનામું મોકલ્યું હોય, પણ તે તેણે પાછળથી પાછું ખેંચી લીધું હોય તો પછી તે લવાદ કાયમ રેહે છે; અને લવાદના ફેંસલા ઉપર તેણે સહી કરી તે વખતે તેમ કરવાને તેને અધિકાર ન્હોતો એમ ગણવું ના જોઈએ. ૨૩ વી. રી. પાનું. ૪૨૫.

ઈ. લા. રી. ૯ અ. પાનું. ૧૬૮ નો ઠરાવ કલમ ૫૦૬ નીચેની ટીકામાં છે, તે જુઓ.

સરપંચનીની મણુંક કોર્ટેક્યા રે કરવી.

**૫૧૧. સોંપણના હુકમમાં સરપંચ નીમવાનો અખત્યાર લવાદોને આપ્યો હોય, અને તેમ કરવામાં તેઓ કસુર કરે તો કોઇ પણ પક્ષકાર લવાદોને એવી લેખી નોટીસ આપે કે, તમે સરપંચ નીમો; અને તે નોટીસ પોહોંચ્યા પછી સાત દિવશમાં અથવા પ્રત્યેક કામમાં કોર્ટ પરવાનગી આપે તેટલી જાસ્તી મુદતમાં સરપંચ નીમવામાં નહી આવે તો, સદરહુ પ્રમાણે જે પક્ષકારે નોટીસ આપી હોય તે પક્ષકારની અરજ ઉપરથી કોર્ટ સરપંચ નીમવાને મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૧૯ જેવી આ કલમ છે. આ ક-લમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ઈ. લા. રી. ૮ અ. પાને ૬૪ મે કલમ ૫૦૯ નીચેની ટીકામાં ઠરાવ છે, તે જુઓ.

**ब.** એ તેની તકરાર એવી શરતોથી લવાદીપર સોંપી કે હું જે ૭ સખસોનાં નામ આ-પું તેમાંથી એક સરપંચ પસંદ કરવો, પંચો પસંદ કરવામાં આવ્યા, અને र. ને સરપં-ચ પસંદ કરયો. र. અને કેટલાક લવાદોએ તે પંચાત કરવાની ના પાડી, તેથી નવા લ-વાદો પસંદ કરવામાં આવ્યા, પણ કોઈને સરપંચ ઠરાવ્યો નહી. અર્ધા અર્ધ લવાદોમાં મ-તભેદ પડયો, અને કોર્ટે પોતાની મેળે એ ૭ માંથી નહી, એવો એક સરપંચ પસંદ કર્યો. **ब.** એ એ સરપંચની નીમણુક બાબત વાંધો લીધો, પણ કોર્ટે તે વાંધો રદ કરયો. અપી-લમાં ઠરાવવામાં આવ્યું કે લવાદને ફેંસલો કરવા સારૂ સોંપતા પેહેલાં એવી શરત હતી કે, સરપંચ ૭ જણમાંથી એક જણ નીમાવો જોઈએ, તેથી સરપંચ નીમવા કોર્ટનો અધિકા-ર મર્યાદામાં હતો, અને નીમેલો સરપંચ એ ૭ માંથી ન્હોતો, તેથી લવાદનો ફેંસલો કા-યદેસર નથી. ૭ મ. હા. રી. પાનું. ૭૨.

જ્યારે બે અથવા વધારે લવાદો નીમવામાં આવે ત્યારે મતભેદ પડે તેટલા સારૂ સ-રપંચ નીમવાની જરૂર છે. પણ જ્યારે કોર્ટની મંજુરીથી એકજ લવાદ નીમાય ત્યારે સ-રપંચ નીમવાની જરૂર નથી. ૨૫ વી. રી. પાનું. ૧૧.

કલમ ૫૦૯, ૫૧૦ અથવા

**૫૧૨. સોંપણના હુકમમાં દાખલ કરેલા લવાદને અથવા સરપંચને જે અખત્યાર મળે છે તેજ કલમ ૫૦૯, ૫૧૦, ૫૧૧**

૫૧૧ પ્રમાણે નીમેલા લવાદ કે સરપંચના અખત્યાર.

**પ્રમાણે નીમેલા પ્રત્યેક લવાદને અથવા સરપંચને છે, એમ સમજવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૧૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સાક્ષીઓને સમન કરવાનું.

**૫૧૩. પોતાની રૂબરૂ ચોકસી થતી હોય તે ફરિયાદોમાં પક્ષકારો તથા સાક્ષીઓને જે પ્રોસેસો કાઢવાનો કોર્ટને અખત્યાર છે તેજ, જે પક્ષકારો અથવા સાક્ષિયોની જબાની લેવાની લવાદોની અથવા સરપંચની મરજી હોય તે પક્ષકારો તથા સાક્ષિઓને પણ કોર્ટે કાઢવી.**

કસુર વગેરેને વાસ્તે શીક્ષા.

**તે પ્રોસેસ પ્રમાણે જે સખસો હાજર ન થાય, અથવા બોજી કંઈ કસુર કરે અથવા શાહેદી આપવાની ના કેહે અથવા સોંપેલી બાબતોની તજવીજ ચાલતાં લવાદનું કે સરપંચનું કંઈ અપમાન કરે તે સખસોને, કોર્ટની રૂબરૂ ચોકસી થતી હોય તેવી ફરિયાદોમાં તેવીજ તકશીરોને માટે જે નુકશાન, દંડ અથવા શિક્ષા થાય, તેવુંજ નકશાન, દંડ અથવા શિક્ષા લવાદ કે સરપંચ કોર્ટને લખી મોકલે ત્યારે કોર્ટના હુકમથી કરવામાં આવશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૧૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જો પ્રતિવાદી હાજર ના થાય તો લવાદ એકતરફી કામ ચલાવી શકે છે. સ. દિ. અ. વાબ્યપ્રાંત સન ૧૮૬૬ પાનું. ૮૩.

લવાદોને જે બાબતનો ફેંસલો કરવાની સોંપણ થઈ હોય તે બાબતને લગતોજ તેમણે પુરાવો લેવો જોઈએ. ૨ બં. લા. રી. પાનું. ૨૫.

લવાદને કોર્ટે સોંપેલા દસ્તાવેજો કોઈને લેઈ જવા દેવાનો તેને કાંઈ પણ હક્ક નથી, અને નીવેડાની સાથે તેને લગતી બધી ચોપડીઓ, દસ્તાવેજો વગેરે જે હોય તે પાછા મોકલવા જોઈએ. ૧૨ વી. રી. પાનું. ૩૯૮.

નીવાડો કરવા સારૂ મુદત વધારવી.

**૫૧૪. જરૂરનો પુરાવો ન મળવાથી અથવા ખબર ન મળવાથી અથવા બીજા કોઈ કારણને લીધે હુકમમાં લખેલી મુદતમાં લવાદો નીવાડો પુરો ન કરી શકે તો, યોગ્ય જણાએથી, જાસ્તી મુદત આપવાને તથા નીવાડો કરી આપવા સારૂ વખતે વખતે તે મુદત વધારવાને અથવા લવાદી રદ કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. અને લવાદી રદ કરવાનો હુકમ કરે તો કોર્ટે ફરિયાદનું કામ આગળ ચલાવવું.**

લવાદી રદ કરવાનું.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૧૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

લવાદને ફેંસલો આપવાની મુદત પક્ષકારોની કબુલત સિવાય, અને તે હરકત લેતા હોય તોપણ કોર્ટ વધારવાને મુખત્યાર છે. ૨ વી. રી. ૨૯૭. ને મુદત વધારવાની અરજી

લખેલી હોવી જોઈએ, અને તેજ પ્રમાણે તે ઉપર હુકમ હોવો જોઈએ. ઈ. લા. રી. ૩ મ. ૫૯. સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૦ પ્રમાણે લવાદનો ફેંસલો પૂર્ણ થવાને કલમ ૩૧૮ ના હેતુ પ્રમાણે તે કોર્ટમાં આપવાની જરૂર છે, એમ ઠરાવ્યું નથી. ૫. મું. હા. રી. પાનું. ૩૫૭.

લવાદોમાંનો એક લવાદ ઘણો માંદો હોવાથી ફેંસલો કરયા વગર મુદત વીતી ગઈ, તેથી કોર્ટે તે રદ કરીને કામ પાછું મંગાવ્યું હતું. બોર્ડ. પાનું. ૩૫૯

કલમ ૫૦૬ નીચેની ટીકામાં ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૧૭૩ ના ઠરાવની મતલબ છે, તે જુઓ.

લવાદનો ફેંસલો રજુ કરવાની મુદત વધારવાની અરજી અને તે ઉપરનો હુકમ લેખી હોવો જોઈએ, અને તે દફતરે રાખવો જોઈએ. લવાદના ફેસલા વિરૂદ્ધ હરકત લેવાને જે મુદત આપવામાં આવી હતી તે ટુંકી કરી નાંખવાથી એક પક્ષકારના હક્કને હરકત થવા જેવું હોય, તોપણ તેવા હુકમ ઉપર અપીલ નથી, પણ તે હુકમની ફરીતપાસની અરજી આપવી જોઈએ. ઈ. લા. રી. ૩ મ. પાનું. ૫૯

આ કાયદાની કલમ ૫૨૨ ના ઠરાવ પ્રમાણે લવાદના ફેંસલા પ્રમાણે હુકમનામું કરવામાં આવ્યું હોય, અને તે ફેંસલો હકીકત અથવા કાયદાની બાબતમાં ના હોય તો તે ઉપર અપીલ ચાલી શકે છે. આપેલી મુદતની અંદર મુદત વધારવાને અરજ કરવા ઉપરથી મુદત વીતી ગયા પછી મુદત વધારવાનો હુકમ કર્યો હોય તો, તે કાયદા પ્રમાણે ખોટો નથી. પુરાવના નિયમ પ્રમાણે બરોબર રીતે લવાદો ચાલેલા ના હોય તો, લવાદના ફેંસલાની બાબતમાં તે હરકત બળવાન નથી. ઈ. લા રી. ૧૧ મ. પાનું. ૮૫

લવાદોને બદલે સરપંચ કયારે લવાદીનું કામ કરે.

**૫૧૫. સરપંચ ઠરાવ્યો હોય ત્યારે—**

**(अ) નીવાડો કરયા વિના ઠરાવેલી મુદત લવાદોએ વીતી જવા દીધીહોય તો, અથવા**

**(ब) કોર્ટને કે સરપંચને લવાદોએ એવી લેખી નોટીસ આપી હોય કે, અમે એકમત થઇ શકતા નથી તો,**

**લવાદોને બદલે સરપંચ લવાદીનું કામ કરવાને મુખત્યાર છે.**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૧૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સરપંચની રૂબરૂ વાદીએ હાજર થઈને છ માસ સુધી કામ ચલાવવાની રીતી બાબત કાંઈ હરકત લીધી નથી, માટે એકલા સરપંચનો ઠરાવ બળવાન નથી એવી હરકત લેવાને વાદીને પ્રતિબંધ છે. માટે આ કાયદાની કલમ ૫૦૯ મુજબ સરપંચને આપેલી મુદત કોર્ટ વધારી શકે છે. ઈ. લા. રી. ૪ મ. પાનું. ૩૧૧.

નીવાડા ઉપર સહી કરવી અને તે દાખલ કરવો.

**૫૧૬. કોઇ ફરિયાદમાં લવાદો નીવાડો કરે ત્યારે તે કરનાર સખસોએ તેના ઊપર સહી કરવી, તથા તેમની રૂબરૂ જે જબાનીઓ લીધી હોય અને જે દસ્તાવેજો શાબીત થયા હોય તે સુધાંત તે નીવાડો કોર્ટમાં દાખલ કરાવવો, અને પક્ષકારોને દાખલ કરયાની નોટીસ આપવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૬૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સરપંચને જે મુદતમાં ફેંસલો આપવાનો હોય તે મુદત કોર્ટ વધારી શકે છે. ઈ. લા. રી. ૪ મ. પાનું. ૩૧૧.

**ફેંસલો**—લવાદ ફેંસલો કરે તે ન્યાયની રૂઈનું કામ છે, માટે તે એક બીજા લવાદોની રૂબરૂમાં થવું જોઈએ અને તે એકજ વખતે થવું જોઈએ. ૧૨ વી. રી. ૩૯૭, ૨૩ વી. રી ૪૨૯; પણ જે કામમાં લવાદોએ એકઠા બેશીને રીતસર સુનાવણી કરી હોય અને ફેંસલો લખીને તે ઉપર સહીઓ કરી હોય, તો પછી એક બીજાની રૂબરૂ એકજ વખતે તે ફેંસલા ઉપર સહીઓ કરવામાં આવી ના હોય તો તેથી તે ફેંસલો નાબુદ થતો નથી. ૮ બં. લા. રી. ૧૨૮. જ્યારે છેવટ ઠરાવ કરવામાં આવે ત્યારે લવાદોની ફરજોનો ન્યાયની રૂઈનો ભાગ સાધારણ રીતે પુરો થાય છે, માટે જો તમામ લવાદોએ ફેંસલાનો મુસદો લખી સહીઓ કરી હોય તો તે મુસદાના બળવાનપણા વિશે તેઓએ સાફ નકલ કરવાથી હરકત લેઈ શકાતી નથી. તે મુસદોજ તે ફેંસલો છે. ૧ મ. ૧૭૮. લવાદો પોતાનો અખત્યાર બીજાને આપી શકતા નથી. ૭ વી રી ૨૬૯. આ કલમ પ્રમાણે લવાદનો ઠરાવ એક સંપૂર્ણ કાગળમાં હોવો જોઈએ, અને જુદી જુદી તારીખોના બે કાગળોમાં હોવો નહી જાઈએ. ૧૨ વી. રી. પાનું. ૭૯૭.

કોર્ટે જે દસ્તાવેજો લવાદને સોંપેલા હોય તે કામમાંથી ખશેડવાને લવાદે પરવાનગી આપવી નહી જોઈએ. ૧૨ વી. રી. પાનું. ૩૯૭.

એક કામ લવાદ તરફ સોંપવામાં આવેલું, તેમાં વાદીએ કબુલ કર્યું કે પ્રતીવાદી સોગન લે તો તેમને બંધનકાર્ક છે, અને તે પ્રમાણે લવાદોએ ફેંસલો કરયો, તો તે લવાદનો ફેંસલો બરોબર છે, એમ ઠરાવવામાં આવ્યું. ઈં. લા. રી. ૪ અ. ૨૮૩, વળી ઈં. લા. રી. ૪ અ. પાનું. ૩૦૨ જુઓ.

**આપવું**—કોર્ટના યોગ્ય અમલદારને કોર્ટમાં ફાઈલ કરવાને લવાદ ફેંસલો આપે તે મુદતના આકટ પ્રમાણે અરજી નથી. ૯ ક. લા. રી. ૨૦૯. તેઓ ત્રીજા સખસને તે ફેંસલો ફાઈલ કરવાને આપી શકે છે. ૫ બં. લા. રી. ૩૫૭; અને જો તેઓ એક પક્ષકારને આપે તો, તેમણે તેની સાથે દાવામાંનું પ્રોસીડીંગ, જુબાનીઓ તથા કાગળો આપવા નહી જોઇએ, તેતો તેમણે કોર્ટનેજ આપવા જોઈએ. તે ફેંસલો તથા કામના કાગળો પરભારયા પાછા મોકલવા એ કામ ચલાવવાની બરોબર રીતી છે ૧૨ વી. રી. ૩૯૭. જો લવાદનો ફેંસલો ફાઈલ કરવામાં આવેલો ના હોય તો હુકમનામું થઈ શકે કે નહી એ શક ભરેલું છે. ૧૩ વી. રી. ૬૨; પરંતુ લવાદનો ફેંસલો ફાઈલ કરવામાં આવેલો નથી એવા કારણથી અસલકોર્ટનું હુકમનામું રદ કરવામાં આવેલું હોય તો તે અપીલકોર્ટની ચુક છે, કારણ કે તે ફેંસલો રૂસ્વત લેઈને અથવા પક્ષપાતપણે કરવામાં આવેલો છે, એવી હરકત લેવામાં આવી નથી. સ. દિ. અ. વાબ્યપ્રાંત સન ૧૮૬૧ પાનું. ૨૨૧.

લવાદે કામ ચલાવ્યું તે વખતે એક પક્ષકાર હાજર હતો, પણ ફેંસલો વંચાવતા પેહેલાં ગાંડો થયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેથી લવાદના ફેંસલાને હરકત થતી નથી. ૭ વી.રી. ૫

લવાદ પાસે કામ ચાલતાં દરમિયાન કોઈને સહવાદી કરવામાં આવે, અને તે તે લવાદી બાબત કાંઈ વાંધો ઉઠાવે નહી તો તે, તે લવાદોના ફેંસલાથી બંધાએલો છે. ૫ વી.રી. પાનું. ૧૩૦

ફેંસલો કોર્ટમાં મોકલી દેવાની મુદત કોર્ટે લવાદો ઉપરના હુકમમાં નક્કી કરી ના હોય તો, તે ફેંસલો રદ થાય છે. ૧૦ વી. રી પાનું. ૨૦૬.

દાવા કરતાં વધારે રકમનો ફેંસલો કરવો તે ગેરકાયદે છે. ૧ વી. રી. પાનું. ૩૭૩

બીજા લવાદે હાજર થવા ના પાડી હોય ને તેમની ગેરહાજરીમાં એક લવાદ અને સરપંચે કરેલો ફેંસલો ગેરકાયદેસર છે. ૩ આથા. પાનું ૯૩.

કોર્ટે લવાદે ચલાવેલું બધું કામ જોવું, અને તેમાં ગેરવર્તણુંકનું અનુમાન થતું હોય તો, કોર્ટ તે ફેંસલો રદ કરે. ૧૨ વી. રી ૯૩, ૨૨ વી. રી પાનું. ૪૪૭

આ કલમ પ્રમાણે લવાદનો ફેંસલો ફાઈલ કરવાની નોટીસ આપ્યા શિવાય લવાદના ફેંસલા પ્રમાણે જીલ્લા મુનસફે હુકમનામું કરેલું, તેમાં કલમ ૬૨૨ પ્રમાણે ઠરાવવામાં આવ્યું કે તે મુનસફ મુદ્દાની બાબતમાં ગેરશીરસ્તે વર્તેલા છે. ઈ. લા. રી. ૧૧ મ પાનુ. ૧૪૪ તથા ૧૯૭

લવાદ અથવા સરપંચ ખાસ હકીકત લખી આપે.

**૫૧૭. કોર્ટના હુકમથી કોઈ બાબત લવાદોને સોંપવામાં આવી હોય ત્યારે, લવાદો અથવા સરપંચ કોર્ટની સમતી લેઇને, કોર્ટનો અભિપ્રાય લેવા સારૂ સઘળો નીવાડો અથવા તેનો કંઇ ભાગ ખાસ હકીકત (સ્પેશીયલ કેસ) તરીકે લખી આપે; અને કોર્ટે તે ઉપર પોતાનો અભિપ્રાય આપવો, અને તે અભિપ્રાય નીવાડામાં ઉમેરીને નીવાડાનો ભાગ ગણવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

રેફરન્સની સુનાવણી કરતા પેહેલાં લવાદોએ પોતાની ફી આપવાને એક શરત તરીકે હુકમ કરેલો હોય તો, તે મંજુર રાખવાને કોર્ટને અખત્યાર નથી. ૮ ક. લા. રી. ૪૩૯.

કેટલેક પ્રસંગે અરજઉપરથી કોર્ટનીવાડામાં ઓછુંવતુંઅથવાસુધારોકરે.

**૫૧૮. (અ) નીવાડાનો કંઈ ભાગ લવાદોને ન સોંપેલી બાબત ઉપર છે, અને તે ભાગ બીજા ભાગથી જુદો પાડી શકાય છે, તથા સોંપેલી બાબત ઉપર કરેલા ચુકાદાને તે કંઇ અસર કરતો નથી એમ જણાય ત્યારે, અથવા**

**(બ) તે નીવાડો કંઇ પદ્ધતીમાં અપુર્ણ હોય અથવા તેમાં એવી કંઇ દેખાઈતી ભુલ હોય કે તે ચુકાદામાં કંઇ ફેરફાર ન કરતાં દુરસ્ત થઇ શકે તો,**

**હુકમ કરીને તે નીવાડામાં ઓછું વત્તું કરવાને કે તે સુધારવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ બાબ પ્રમાણેના કામોમાં કોર્ટ લવાદ તરીકે જે ઇસ્યુ પોતાની રૂબરૂ ના હોય તેમાં કામ કરી શકે છે, અથવા લવાદના ફેંસલા તરીકે ફેંસલો કરી શકે છે. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૪૫ પાનું. ૨૨૯.

લવાદને જે બાબત સોંપેલી હોય તે બાબતજ લવાદોએ પુરાવ લેઇ તજવીજ કરવી જોઈએ. ૨ બં. લા. રી. ૨૫; માટે જે બાબત તેમને સોંપેલી ના હોય તે ઉપર તેમનો કરેલો ઠરાવ રદ બાતલ છે. ૧૫ વી. રી. ૧૭૨; અને કાંઈ વધારાની બાબત કરવામાં

આવી હોય અને તે ફેંસલો પક્ષકારો કબુલ કરતા ના હોય તો, તે ગેરશીરસ્તે થયાની વ્યવસ્થા કોર્ટ આ કલમ પ્રમાણે અથવા કલમ ૫૨૦ પ્રમાણે તે ફેંસલો પાછો મોકલીને કરી શકે છે. સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧ ૬૧ પાનું ૬૮. જડજે સોંપેલી બાબત અને પક્ષકારોએ સોંપેલી બાબત જુદી જુદી રાખીને એક સામાન્ય ઠરાવ કરવો જોઈએ ૩ વી.રી. પરચુરણ પાનું. ૨૭

આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલે છે. કલમ ૫૮૮ જુઓ. ભૂલ દુરસ્ત નહી કરવાના અસર વિશે. ૭ ક. લા. રી. પાનું. ૨૦૬. જુઓ.

કોર્ટે લવાદોને જે બાબત સોપી હોય તે શિવાય પક્ષકારોએ પણ કાંઈ બાબત પોતા તરફથી સોંપી હોય તો, તે બંને બાબતના ફેંસલા લવાદોએ જુદા જુદા કરવા જોઈએ ૩ વી.રી. ૭.

લવાદીના ખર્ચ વિશેનો હુકમ.

**૫૧૯. લવાદીના ખર્ચ બાબત કંઇ તકરાર નિકળે અને તે વિશે નિવાડામાં પુરતો બંદોબસ્ત કર્યો ન હોય તો, તે ખર્ચ બાબત પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને પણ કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલતી નથી, તોપણ કલમ ૫૧૮ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલે છે. જાણે ખર્ચનો સવાલ કોર્ટના તદન અખત્યાર ઉપર છે, એમ જણાય છે. દાવાના પક્ષકારોની વચેના વાંધાની બાબત કોર્ટના હુકમથી લવાદને સોંપવામાં આવી હતી, તેમાં ઠરાવવામાં આવ્યું કે લવાદનો ફેંસલો મોકલ્યાની તારીખ પછી વ્યાજ અપાવવાનો તથા રેફરન્સ તથા લવાદના ઠરાવ વિશે વ્યવસ્થા કરવાનો અખત્યાર છે. ૧ બં. લા. રી. પાનું. ૧૪૪.

નીવાડો અથવા લવાદોને સોંપેલી બાબત પાછી કયારે મોકલાય.

**૫૨૦. પોતાને યોગ્ય લાગે તેવી શરતોથી, તેજ લવાદોને અથવા સરપંચને ફરી વિચાર કરવા સારૂ તે નિવાડો અથવા લવાદીપર સોંપેલી કોઇ બાબત નીચે લખેલે પ્રસંગે પાછી મોકલવાને કોર્ટ મુખત્યાર છે.—**

**(अ) લવાદોને સોંપેલી કોઇ બાબત નીવાડામાં વગર નિકાલ કરે રેહેવા દીધી હોય અથવા લવાદોને ન સોંપેલી કોઇ બાબતનો તેમાં ચુકાદો કર્યો હોય ત્યારે;**

**(ब) નીવાડો એટલો મોઘમ હોય કે તે બજી શકે નહી તો;**

**(क) નીવાડો કાયદાસર નથી એવી હરકત નીવાડો જોતાંજ જણાઈ આવતી હોય તો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કોર્ટને કામ મોકલવાને અખત્યાર ના હોય તો, લવાદના ફેંસલાની પેહેલાંની બાબત કોર્ટ જોઈ શકતા નથી, માટે તે ફેંસલાથી જે અપાવવામાં આવેલું ના હોય તે અપાવવાનો અખત્યાર નથી. ૪. લા. રી. ૫ અ. ૫૦૦, ૫ ક. લા. રી. ૩૩૮; અને લવાદના ઠરાવના શબ્દો પ્રમાણે તે ફેંસલાનો અર્થ કરવો જોઇએ, અને લવાદની મુખજુબાનીથી તેનો અર્થ કરવો નહી જોઇએ. ૩ અ. પાનું. ૧૧૭.

લવાદનો ઠરાવ તથા કામના કાગળો ઉપરથી જો કોર્ટને એમ માલુમ પડે કે તે લવાદોને એવી બાબત કરવી રહી ગએલી છે, અથવા તેમની એવી ભુલ થએલી છે. જેમ છેલ્લી કલમ પ્રમાણે તે દુરસ્ત થઈ શકે તેવું નથી તો, તે ફેંસલો ફરીથી વિચાર કરવા સારૂ કોર્ટે પાછો મોકલવો જોઈએ. સ. દિ. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૪ પાનું ૨૧૨, ૨ અ. ૧૫૦. બીજી બાજુ તરફ કોર્ટે એવી સંભાળ રાખવી જોઈએ કે તે કામ જરૂર વિના પાછું મોકલવું નહી જોઈએ. ૧૪ વી. રી. પાનું ૪૬૯.

એક મુકરદમો લવાદ તરફ મોકલવામાં આવેલો, તેથી લવાદોએ કસુરના કારણથી દાવો કાહાડી નાખ્યો. તે ઉપરથી તે લવાદના ઠરાવ બાબત વાદીએ હરકત લીધી અને લવાદના ઉપર સાજસનો આરોપ મુકયો. જડજના અભિપ્રાયમાં આવ્યું કે તે આરોપ શાબેત થએલો નથી; તેથી તે બાબત યોગ્ય ફેંસલો કરવાને લવાદ તરફ પાછી મોકલી. ઠરાવવામાં આવ્યું કે વાદીએ તે રેફરન્સ બાબત પોતાની કબુલત રદ કરવાથી લવાદનો અખત્યાર બંધ થએલો નથી. ૧૫ વી. રી. પાનુ ૩૩૧.

જો સામાન્ય રીતે રેફરન્સ કરવાથી લવાદો ખર્ચ અપાવે, પરંતુ તે કેવી રીતે અપાવવું તે બતાવેલું ના હોય, કોરીંટન, ૧૫૦, અથવા વ્યાજ અપાવેલું ના હોય તો તે લવાદનો ફેંસલો પાછો મોકલવો જોઈએ. ૭ અ. પાનું. ૩૬૭.

લવાદનો ફેંસલો જોતાં તે કાયદા વિરૂદ્ધની વાતો ના હોય તો, આ કલમ પ્રમાણે લવાદનો ઠરાવ પાછો મોકલી શકાતો નથી ૨ અ. ૧૮૧; અને જો કે તે જોતાંજ દેખીતો વિરૂદ્ધ હોય, પણ પક્ષકારો કબુલ કરે તો તે પ્રમાણે હુકમનામું કરવું જોઈએ. સ. દિ. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૧ પાનું. ૨૨૪; પરંતુ જો તે જોતાંજ કાયદા વિરૂદ્ધ અથવા ખામી ભરેલો હોય તો, તે એકદમ પાછો મોકલવો જોઈએ. ૨ અ. પાનું. ૧૫૦.

વાદી તથા ત્રણ પ્રતીવાદીમાંના એક પ્રતીવાદીએ પોતાની તકરારની બાબત લવાદને સોંપી હોય, તેમાં ઠરાવ્યું કે બીજા પ્રતીવાદીઓ તે કામ લવાદ તરફ મોકલવામાં સામેલ નહી હોવાથી તેઓની વચ્ચે લવાદે જે ફેંસલો કરેલો હોય તે રદબાતલ થતો નથી. ૪ ક. લા. રી. ૬૫.

એક કામમાં રેફરન્સ કરેલું, તેમાં પ્રતીવાદી સોગન લે તે ઉપર વાદીએ બંધાવવાને કબુલ કરેલું, તેથી તે પ્રમાણે લવાદે ફેંસલો કરયો. ઠરાવવામાં આવ્યું કે તે ફેંસલો બરોબર છે. ઈ. લા. રી. ૪ અ. ૨૮૭, પરંતુ તમામ પક્ષકારોએ તે કરારમાં સામેલ થવું જોઇએ. ઈ. લા. રી. ૪ અ. પાનું. ૩૦૨.

**મુદત**—એક અરજી કરવામાં આવી હોય કે પ્રોસીડીંગ, જુબાનીઓ અને કામના કાગળો જે લવાદના ઠરાવ સાથે કોર્ટમાં મોકલવામાં આવે તે સારૂ તે ફેંસલો લવાદ તરફ પાછો મોકલવો જોઇએ તો, તે લવાદનો ફેંસલો ફાઇલ કરયા પછી ૧૦ દીવસની અંદર તેવી અરજી કરવી જોઇએ. ૨ ઇ. જ્યુ. ન્યુ. સી. પાનું. ૧૬

નીવાડો રદ કરવાનુંકારણ.

**૫૨૧. કલમ ૫૨૦ પ્રમાણે ફરી વિચાર કરવા સારૂ પાછા મોકલેલા નિવાડાને ફરી વિચારમાં લેવાની લવાદો અથવા સરપંચ ના પાડશે તો, તે નિવાડો રદ થશે. પરંતુ નિચેના કોઈ કારણ શિવાય કોઈ નીવાડો રદ કરવો નહી, તે એ કે:—**

**(અ.) લવાદે અથવા સરપંચે રૂસ્વત લીધી હોય અથવા બદચાલ ચલાવી હોય તો;**

(बे.) કોઈપણ પક્ષકારે પોતે જે વાત ખુલ્લી કરવી જોઇએ તે દગાથી છુપાવી હોય, અથવા જાણી જોઇને લવાદને કે સરપંચને ઊંધુ સમજાવ્યું હોય કે ઠગ્યા હોય તો;

(क.) લવાદી રદ કરીને ફરીયાદ પાછી ચલાવવાનો કોર્ટે હુકમ કાઢયા પછી નિવાડો કરયો હોય તો;

અને કોર્ટે આપેલી મુદતમાં નિવાડો નહી કરયો હોય તો, તે કાયદેસર ગણાશે નહી.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

રૂસ્વત અથવા બદચાલની કાંઇ શાબેતી વિના લવાદ અથવા સરપંચ તે ફેંસલાનો વિચાર કરવાને ના કેહે તો, તે પાછો મોકલેલો ફેંસલો રદ થાય છે. ૭ વી રી. ૪૦૬, અને ૩ વી. રી. પાનું. ૧૬૮.

**રૂસ્વત**—લવાદ અગર સરપંચની રૂસ્વત અથવા બદચાલ હોવાની જરૂર છે, માટે જ્યારે આવો કાંઈ આરોપ રાખવામાં આવ્યો હોય ત્યારે કોર્ટે તે કામના કાગળો સંભાળથી જોવા જોઈએ ૧૨ વી. રી. ૯૩, અને તજવીજ સંપુર્ણ કરવી જોઈએ ૨ અ. ૨૪૧. એક બાજુ લવાદોમાનો એક લવાદ સગો હોય તેથી દેખીતું પક્ષપાતપણું જણાતું હોય, ૨૨ વી. રી. ૪૪૭, સ. દી. અ વાબ્યપ્રાંત સન ૧૮૬૪ પાનું. ૧૫, સ દી. અ. વાબ્યપ્રાંત સન ૧૮૫૧. પાનું ૨૦૧ (પણ ૧૨ વી. રી. ૯૩ જુઓ); તેઓએ રાજીનામું આપેલું હોય, પણ તે કબુલ રાખતા પેહેલાં તેઓએ તે ખેંચી લીધું હોય, ૨૩ વી. રી. ૪૨૯; જોઈતી તપાસ કરયા વિના તેઓએ ઠરાવ કરયો હોય, સ. દિ. અ. વાબ્યપ્રાંત સન ૧૮૬૧ પાનું. ૧૫૯, તેઓનો તપાસ ખામી ભરેલો હોય, સ. દિ. અ વાબ્યપ્રાંત સન ૧૮૬૪ પાનું. ૩૯૯, બેમાંથી એકે પક્ષકારે રજુ કરેલા સાક્ષીઓ સાંભળવાને તેઓએ ના કહેલી હોય તે શિવાય, ૧૨ ક. લા રી. ૫૬૪, અથવા જો કે વાદીને નુકશાન અપાવ્યા છતાં તેઓએ તેને ખર્ચ આપવાનો હુકમ કરેલો હોય, ૧ ઈ. જ્યુ. ન્યુ સી. પાનું ૨૨૪; અથવા તેઓનો ઠરાવ ભુલ ભરેલો હોય, ૬ વી રી ૯૫, અથવા પ્રતીવાદીની લખેલી હકીકત વિરૂદ્ધ કામનો ફેંસલો તેઓએ કરેલો હોય, ૭ વી રી. ૨૮, અને જે કાયદેસર પુરાવ ના હોય તે ઉપરથી તેઓએ ફેંસલો કરેલો ના હોય, ૧ વી. રી. ૧૨; ઇ. લા. રી. ૪ ક. ૨૩૧ અથવા તે પંચો વાદીને નુકશાની અપાવે, અને વળી તમામ ખરચનો બોજો પણ તેને માથે નાંખે, ૧ ઈ. જ્યુ. ન્યુ. સી. ૨૨૪, અથવા દાવાવાળી બાબતમાં લવાદોનું ફક્ત હિત હોય, ૨ અલ્હાબાદ ૨૪૧, અથવા એક પક્ષકારને પોતાના એજંટની કસુરથી પ્રોસીડીંગની ખબર ના હોય, તો લવાદનો ફેંસાલે રદ કરવાને બસ નથી. ૧ ટેલર અને બેલ ૪૧. પરંતુ લવાદોમાંના એક લવાદે પ્રોસીડીંગ વખતે કોઈ દીવશ હાજર નહી થતાં અથવા તેમાં કાંઈપણ ભાગ લીધેલો નહી, તેમ છતાં લવાદના ઠરાવ ઉપર સહી કરી હોય, ૨૨ વી. રી. ૪૧૮, ૮ વી. રી. ૧૭૧, અને લવાદોએ પોતાની સાથે એક બીજાને અઘટીત રીતે વધારેલો હોય તો, લવાદના ફેંસલા રદ કરવામાં આવે છે, ૭ અ. ૩૬૭. દરેક મીટીંગ થાય તેમાં તમામ લવાદોએ હાજર રેહેવું તે તેઓની ફરજ છે, અને તે તમામ લવાદોએ તે પ્રોસીડીંગની દરેક વખતે સાથે કામ કરવું જોઈએ. ૮ વી.રી.૧૭૧.

जो लवादोनी रुबरु काम पुरुं थाय त्यांहां सुधी एक सखस पोतानी बाबत वहि-वट करवाने लायक स्थीतीमां होय तो ते प्रसिद्ध करता पेहेलां ते दीवानो थाय तेथी ते फेंसलो नाबुद थतो नथी. ७ वी. री. पानुं. ५.

लवादनो ठराव रद करवाने न्यायनी रुईनो हुकम होय त्यांहां सुधी ते ठरावनो कांई असर थतो नथी. २१ वी. री पानुं. २६१

**अपील**—लवादनो ठराव रद करवाना हुकम उपर कलम ५८८ मी प्रमाणे कांई अपील चालती नथी. परंतु लवादना ठरावनी रुईए जडजे फेंसलो आपवानी ना कही होय तो, ते ना कह्यानो हुकम दावानी बाबतमां फेंसलो छे, माटे ते उपर अपील चाली शके छे. ई. ला. री. ४ क. २३१, आ ठराव इ. ला. री. ११ क. १७१ ना ठरावथी जुदो छे; अने जो कोर्टे लवादनो ठराव रद करीने कामना गुणदोष उपर सुनावणी करी होय तो, हु-कमनामा उपर अपील करनार हरकोई पक्षकार ते हुकम बाबत वांधो लेई शके छे.१४ वी.री.३२७.

जो लवादो पोताना फेंसलानो फरीतपास करवाने ना केहे तो, तेणे ते काम पाछुं मोकलेलुं ते बरोबर छे किंवा नही ते अपीलमां बताली शकाय छे ई.ला.री.३ अ. ६३६.

**फरीतपास**—लवादोमांना एक लवादनी खोटी वर्तणुंकना कारणथी लवादनो ठराव रद करवाना हुकमनी फरीतपास थई शकती नथी. ५ अ. पानुं. २५३.

जो लवादोए ठरावेली मुदतनी अंदर फेंसला उपर सहीओ करेली, पण त्रीजा ल-वादे त्यारपछी करेली हती. तेमां ठरावेलुं छे के ते ठराव आ कलम प्रमाणे ठरावेली मु-दतनी अंदर करवामां आव्यो नथी. ई. ला. री. ८ अ. पानुं. ५४३.

ठरावेली मुदतनी अंदर जे ठराव करेलो ना होय, ते ठरावनी रुईए करेलुं हुकमना-मुं होय ते उपर अपील चाली शके छे. इ. ला. री. ८ अ पानुं. ५४८

इ. ला. री ८ म. पानुं. ४७५ नो ठराव कलम ५०८ नीचेनी टीकामां छे, ते जुओ.

आ कलमना हेतु प्रमाणे लवाद विरुद्ध रुस्वतनी बाबत शरु थएली ना होय, तो-पण अमुक हकीकतथी बदचाल थाय छे, माटे कायदा प्रमाणे लवादनो फेंसलो बरोबर न-थी, सबब ते रद थई शके छे. ई ला. री. ९ अ. पानुं. २५३

ई. ला. री. ११ म. पानुं. ८५ नो ठराव कलम ५१४ नीचेनी टीकामां छे, ते जुओ.

आ कायदानी कलम ५८२ ना ठरावथी जे काममां असलकोर्टे लवादनो फेंसलो खोटी रीते रद करीने ते फेंसलाना ठराव विरुद्ध हुकमनामुं करे, अने अपीलकोर्ट एम ठरावे के आ कलममां बतावेला कारणोनी हरकत लेवा लायक ते लवादनो फेंसलो नथी; अने ते-थी लवादना फेंसला प्रमाणे बरोबर हुकमनामुं करे तो कलम ५२२ नी छेल्ली रकम प्र-माणे असलकोर्टना हुकमनामानी माफक अपीलकोर्टनुं ते हुकमनामुं आखरनुं थाय छे. इ. ला. री. १० अ. पानुं. ३

एक दावो लवाद तरफ मोकलवामां आवेलो तेमां लवादना फेंसला विशे एवी हरक-त लेवामां आवी के जे वखते साक्षीओ तपासवामां आव्या ते वखते लवादोमांनो एक लवाद हाजर नही हतो. तेमां ठराववामां आव्युं के आ कलमना हेतु प्रमाणे लवादो त-रफनी खोटी वर्तणुंकने लीधे ते फेंसलो बळवान नथी. इ. ला. री. १२ म. पानुं ११३

निवाडा प्रमाणे फेंसलो आपवो.

**५२२. उपर कह्या प्रमाणे निवाडो अथवा लवादीपर सों-पेली बाबतो पईकी कोई बाबत फरीथी विचार करवा सारु पाछी मोकलवानुं कारण कोर्टने जणाय, अने निवाडो रद करवा**

**સારૂ કંઈ અરજ કરવામાં આવી ન હોય, અથવા કોર્ટે તે અરજ નાકબુલ કરી હોય તો,**

**તે અરજ કરવાની મુદત વીત્યા પછી નીવાડા પ્રમાણે કોર્ટે ફેંસલો આપવો,**

**અથવા, ખાસ હકીકત (સ્પેશીયલ કેસ) ના રૂપમાં તે નિવાડો કોર્ટમાં મોકલ્યો હોય તો, તે ખાસ હકીકત ઉપર પોતાનો અભિપ્રાય હોય તે મુજબ ફેંસલો આપવો.**

ફેંસલા પછી હુકમનામું કરવું. **આ પ્રમાણે ફેંસલો આપવામાં આવે એટલે તે ઉપરથી હુકમનામું કરવું, અને હુકમનામાં બજાવવાને આ કાયદામાં જે ઠરાવો કરેલા છે તે રીતે તે હુકમનામું બજાવવું, અને તે હુકમનામા ઉપર અપીલ ચાલશે નહી. પરંતુ જેટલું હુકમનામું નિવાડા પ્રમાણે નહી હોય અથવા નિવાડા કરતાં વધારે હશે તેટલાને વાસ્તે અપીલ ચાલવાને હરકત નથી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આગલ્યા દાવામાં વાદીએ જે કહેલું તે લવાદના ફેંસલામાં રદ કરવામાં આવ્યું હોય તો, તે લવાદોના ફેંસલાથી વાદીને નવો દાવો લાવતાં બાધ આવતી નથી. ૬ વી. રી. પાનું. ૬૮ લવાદનો ફેંસલો રદ કરવાનો મુનસફનો હુકમ જ્યાં સુધી કાયમ હોય, ત્યાં સુધી તે ફેંસલો પક્ષકારોને બંધનકાર્ક છે એમ કેહેવાય નહી. ૨૧ વી રી. પાનું. ૨૬૧.

**મુદત**—આ કલમ પ્રમાણે અરજી કરવાની મુદત ૧૦ દીવશની છે. સન ૧૮૭૧ ના આકટ ૧૫ માના ૨ જા પરીશીષ્ટની આર્ટીકલ ૧૫૮;માટે ૧૦ દીવશ પુરા થતાં સુધી ફેંસલો નહી આપવો જોઈએ. સ. દી. અ. વાચ્યપ્રાંત સન ૧૮૬૪ પાનું. ૨૫૦, ૨૦ વી. રી. ૩૧૧, પણ જો પક્ષકારો કબુલત આપે તો તે આપી શકાય છે સ. દી. અ. વાવ્યપ્રાંત સન ૧૮૬૩ પાનું ૪૨. આકટ ૮ મા પ્રમાણે આવા ફેંસલા ઉપર અપીલ થઈ શકે છે. સ. દી. અ. વાચ્યપ્રાંત ૧૮૬૪ પાનું. ૨૫૦. ૩ આગ્રા, ૧૯૯, ૭ અ. ૩૯૭; પરંતુ કદાપીને ૧૦ દીવશની મુદત કોર્ટની સત્તા ચલાવવા પેહેલાંની શરત તરીકે ગણવાની હોય, એટલે ચાર્ટર આકટ પ્રમાણે જડજનું કામ બંધ રખાય. ૧૨ વી. રી. પાનું ૨૯૭.

**વાંધાવાળો ફેંસલો**—જે પક્ષકાર લવાદના ફેંસલા વિશે વાંધો લેતો હોય, અને તે રદ કરાવવાને માગતો હોય તે ડગલે ડગલે તે પ્રોસીડીંગ વાંધો લેવા લાયક છે એમ બતાવવાને બંધાએલો નથી. લવાદનો ફેંસલો આપવામાં આવે એટલે તે પોતાની હરકતો બતાવી શકે છે. ૫ વી. રી. ૨૧. પણ જે હરકત લેવાની હોય તે હરકત અથવા જે ખામી જોવામાં આવે તે ખામી તે ૧૦ દીવશની અંદર કોર્ટની નજરે લાવવાને તેણે સંભાળ રાખવી જોઈએ. ૨ ઈ. જ્યુ. ન્યુ. સી. ૧૬: જો તેમ કરવામાંના આવે તો લવાદના ઠરાવ પ્રમાણે કોર્ટ ફેંસલો આપે, અને તે પછી તે આખરનો છે. ૮ બં. લા. રી. ૩૧૫, ૧૫ વી. રી. ૯, ૨૩ વી. રી. ૪૨૯, ૨૪ વી. રી. ૧૮૮; પછી ગમે તો લવાદો ખોટી વર્તણુંકના તકસીરવાન હોય તોપણ ચીંતા નહી. ૭ વી. રી ૨૦૫, ૮ વી. રી. ૧૭૧; અથવા લવાદનો ઠરાવ ખુલ્લી રીતે ખામી ભરેલો તથા કાયદા વિરૂદ્ધ હોય, ૫ બં. લા. રી. ૭૧, અથવા તે ફેંસલામાં એક વધારા તરીકે ઘણા મતથી લવાદોએ ક-

રેલી સુચના ના હોય, ૨૦ વી. રી. ૨૨૬, અને તે કામ લવાદો તરફ પાછું મોકલી શકાતું ના હોય તોપણ તે આખરનો છે. ૨ અલ્હાબાદ પાનું. ૨૩૫.

**અપીલ**—લવાદનો ઠરાવ થયા પછી તે આખરનો થાય છે, માટે તે બળવાન ઠરાવ હોવો જોઈએ, ઈ. લા. રી. ૧૧ ક. ૩૭, ઈ. લા. રી. ૯ ક. ૯૭૫; પછી ગુજર વધારાથી હુકમનામાને હરકત થતી નથી, ૧૭ વી. રી. ૩૫૨. સામાન્ય નિયમ એવો છે કે જે હુકમનામું બરોબર લવાદના ઠરાવ પ્રમાણે કરેલું ના હોય તે ઉપર અપીલ ચાલે છે. આ અપીલ ચાલી શકે છે તે બાબતમાં ઈ. લા. રી. ૩ ક. ૩૭૫, ઈ. લા. રી. ૬ અ. પાનું. ૧૭૪, વિગરે ઠરાવો છે.

**અસલકોર્ટ**—એવું ઠરાવવામાં આવ્યું છે કે જે હુકમનામું આકટ ૮ મા પ્રમાણે આખરનું ઠરાવેલું છે, તે અમલકોર્ટની બાબતમાં છે. ૧૨ વી રી. ૯૬, ૧૨ ક. લા. રી. ૫૨૫, ૧૨ ક. લા. રી. ૫૬૪. લવાદનામાને અનુસરતો હુકમ આપ્યો હોય અથવા આપ્યો ના હોય, અને જડજ જો તે હુકમ ઉપર ભુલથી અપીલ દાખલ કરે તો, હાયકોર્ટમાં ખાસ અપીલ કરી શકાય. અને જો કે લવાદના ઠરાવ પ્રમાણે કરેલા ફેંસલા ઉપર અપીલ ચાલતી નથી, તોપણ બજાવણીમાં કરેલા હુકમ ઉપર અપીલ ચાલે છે. ૧૩ વી. રી. પાનું. ૬૨.

**ફ્રીતપાસ**—હકુમત વિના કોર્ટે લવાદ નીમ્યા હોય તો, લવાદના ઠરાવની રૂઈએ કરેલું હુકમનામું ફ્રીતપાસ કરવા લાયક છે. ઈ. લા. રી. ૬ મ. પાનું. ૪૧૪.

**ખાનગી આપવું**—આ કલમ પ્રમાણે આપેલું હુકમનામું તે ખાનગી રીતે બીજાને આપ્યું થતું નથી. ઈ. લા. રી. ૪ અ. પાનું. ૨૨૫.

ઈ લા. રી. ૯ મ. પાનું. ૪૭૫ નો ઠરાવ કલમ ૫૦૮ નીચેની ટીકામાં છે,તે જુઓ.

ઈ. લા. રી. ૧૧ મ. પાનું ૮૫ નો ઠરાવ કલમ ૫૧૪ નીચેની ટીકામાં છે,તે જુઓ.

ઈ. લા. રી. ૧૦ અ.પાનું.૩ નો ઠરાવ ઉપરની કલમ ૫૨૧ નીચેની ટીકામાં છે, તે જુઓ.

*લવાદ ઉપર સોંપવાનું કરારનામું કોર્ટમાં દાખલ કરાય.*

**૫૨૩. જ્યારે કોઇ સખસો એવું લખેલું કરારનામું કરે કે, તેમની વચેનો કાંઈ વાંધો તે કરારનામામાં લખેલા સખસને, અથવા કરારનામામાં લખેલી બાબત ઉપર જે કોર્ટની હુકુમત હોય તે કોર્ટ ઠરાવે તે સખસને, લવાદી સારૂ સોંપવો, તો તે કરારના પક્ષકારો અથવા તેમાંનો કોઈ કોર્ટમાં તે કરારનામું નોંધાવવાને અરજ કરી શકે.**

*અરજ ઉપર નંબર પાડીને તે નોંધવી.*

**તે અરજ લખેલી હોવી જોઇએ તે અરજ કરારનામું કરનારા બધા સખસોએ આપી હોય તો, જેમનો હક્ક હોય અથવા જેઓ હક્કનો દાવો રાખતા હોય તે પઈકી એક અથવા અનેકને વાદી કે વાદીઓ ગણીને તથા બીજાઓ કેબીજાને પ્રતિવાદીઓ કે પ્રતિવાદી ગણીને—અને બધાએ અરજ ન આપી હોય તો અરજદારને વાદી ગણીને તથા બીજાઓને પ્રતિવાદી ગણીને, તેઓની વચ્ચે ફરિયાદ હોય તે પ્રમાણે તે ઉપર નંબર પાડી લે નોંધવી.**

*તે ન દાખલ કરવાનું કારણ*

**આ પ્રમાણે અરજ થયા પછી અરજદાર શિવાયના કરારનામું કરનારા સઘળા પક્ષકારોને તે બાબતની નોટીસ આપ-**

બતાવવાનીનોટીસ. વાનું કોર્ટે ફરમાવવું. તે નોટીસમાં એમ લખવું કે કરારનામું શા માટે નોંધવું નહી તેનું કારણ તમારે નોટીસમાં લખેલી મુદતની દરમ્યાન બતાવવું.

**પુરંતુ કારણ બતાવવામાં ના આવે તો કોર્ટ તે કરારનામું દાખલ કરાવવાને મુખત્યાર છે, અને તે ઉપરથી લવાદીપર સોંપવાનો હુકમ કરવો તથા કરારનામામાં લવાદનું નામ ન લખ્યું હોય અને લવાદ નીમવામાં પક્ષકાર એકમત ન થાય તો, લવાદ નીમવાને પણ કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

જે તકરાર હોય તે લવાદને સોંપવાનો કરાર બીજા કાયદેસર કરારોની માફક પક્ષકારોને બંધનકાર્ક છે અને તે અમલમાં લાવવા લાયક છે. ઇ. લા. રી. ૬ અ. ૩૨૨. એક વખત કામ મોકલવામાં આવ્યું એટલે વ્યાજબી કારણ શિવાય તે રદ કરવા લાયક નથી. ૮ મ. ૪૬, ૩ મ. ૧૮૩, ૧૨ મુર. ૧૧૨, ૨૧ વી. રી. ૩૯૫, અને ૩ મ. પાનું. ૮૨

એક પંચાતનામાથી લવાદોને વેહેંચણ કરવાનો અખત્યાર આપેલો હતો, પણ મીલકત વેચવાનો આપેલો નહી હતો. તેમાં ઠરાવ્યું કે તે ફેંસલો કોર્ટના હુકમ તરીકે કર્યા પછી, જે મીલકત વિશે લવાદો નિર્ણય કરી શકતા નહી હતા અને વેચવાને બળામણ કરી છે તે મીલકત વેચવાનો હુકમ કરવાને કોર્ટને અખત્યાર નથી. ૩ ક. લા. રી. ૩૫૭.

પક્ષકારોએ પોતાની તમામ તકરારી બાબતો ત્રણ પંચોને સોંપવાને દસ્તાવેજ કર્યો, પણ એક પંચે કામ કરવાની ના પાડવાથી બીજા પંચોએ પણ કામ કરવાની ના પાડી, ત્યારે કોર્ટે દસ્તાવેજ ફાઈલ કરવા દીધો નહી ૧૨ બં. લા. રી. અ. ૧૩; પણ જ્યારે દાવાના પક્ષકારો કજીયાને લગતા નહી એવા પોતાના તમામ કજીયા લવાદને સોંપવાને ઈચ્છતા હોય તો, કામ ચાલતુ હોય તે દરમિયાનમાં પણ લવાદનામું દાખલ કરવું જોઈએ. ઈ. લા. રી. ૪ મુંબાઈ. પાનું. ૧.

આવો કરાર ફાઈલ કરવાને કોર્ટ ક્યારે હુકમ કરે નહી તે બાબતમાં ૧૨ બં. લા. રી. ૧૩ અને ઈ. લા. રી ૪ મું. પાનું. ૧ ના ઠરાવો છે.

હવે પછીની તકરાર લવાદને સોંપવાના કરાર બાબત લા. રી. ૧ સી. પી. પાનું. ૬૭૧ નો ઠરાવ છે.

કલમ ૫૬૬ પ્રમાણે તપાસ કરવાને જે કોર્ટ તરફ કામ મોકલેલું હોય તે કોર્ટ આ કલમ પ્રમાણે તે કામ ચલાવી શકતા નથી. ૭ અલ્હા. ૫૨૩. કલમ ૫૦૮ નીચેની ટીકા જુઓ.

આ કલમ અને કલમ ૫૨૫ પ્રમાણે દાવાના પક્ષકારો તેમજ જેઓની વચ્ચે દાવા ચાલતા ના હોય તેઓ પોતાની વચમાંના વાંધાની બાબત કોર્ટમાં વચમાં રાખ્યા વગર ખાનગી લવાદને સોંપવાને કરાર કરી શકે છે, અને ફક્ત દાવો ચાલતો હોય તેથી તે કરાર ફાઈલ કરવાને કોર્ટને પુરતુ કારણ થતું નથી. ઈં. લા લા. રી. ૬ ક. પાનું. ૨૫૧. ઈ. લા. રી. ૮ અ. પાનું. ૬૪ નો ઠરાવ કલમ ૫૦૫ નીચે છે, તે જુઓ.

લવાદીપર સોંપવાના હુકમ ઉપરથી ચાલ **૫૨૪ કલમ ૫૨૩ પ્રમાણે કોર્ટે લવાદીપર સોંપવાને જે હુકમ કર્યો હોય તે ઉપરથી ચાલતા બધા કામમાં, તથા લવાદના નીવાડાને, તથા તે ઉપરથી થએલા હુકમનામાની બ-**

તા કામને આ બાબના ઠરાવ લાગુ પડશે. જાણીને, આ બાબના પાછળ કહેલા ઠરાવ, સદરહુ પ્રમાણે દાખલ કરેલા કોઈ કરારનામાથી વિરૂદ્ધ ન હોય, તેટલા પુરતા લાગુ પડશે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

કોઈ કરાર સાથે અનુસરતા હોય એવા શબ્દો આ કલમમાં છે, તેથી લવાદોની ખોટી વર્તણુંકના કારણથી લવાદનો ફેંસલો રદ કરવાને કોર્ટને હરકત થતી નથી. પછીતે ઠરાવ આખરના તરીકે કબુલ કરવાને તે મોકલવાનો ઠરાવ હોય તો તેની ચીંતા નહી. ઈં. લા. રી. ૬ મ. પાનું. ૩૫૮.

કોર્ટનીમારફત વગરજેબાબત લવાદી પર સોંપી હોય તેનો નિવાડો દાખલ કરવા વિશે.

**૫૨૫.** **કોઈ ઈનસાફની કોર્ટની મારફત વગર કાંઈ બાબત લવાદીપર સોંપવામાં આવી હોય, અને તે ઉપરથી લવાદે નીવાડો કરયો હોય તો, નીવાડો જે બાબતનો હોય તે બાબત વિશે છેક નીચા દરજ્જાની જે કોર્ટને હકુમત હોય તેને, નીવાડામાં જેનું હિત હોય તે સખસ તે નીવાડો કોર્ટમાં દાખલ કરવા સારૂ અરજ કરવાને મુખત્યાર છે.**

અરજ ઉપર નંબર પાડીને તે નોંધવી.

**તે અરજ લખેલી હોવી જોઈએ,અને અરજદારને વાદી ગણીને તથા બીજા પક્ષકારોને પ્રતિવાદીઓ ગણીને તેમની દરમ્યાન ફરિયાદ હોય તે પ્રમાણે તે અરજ ઉપર નંબર પાડીને તે નોંધવી.**

લવાદીનાપક્ષકારોને નોટીસ આપવી.

**અરજદાર શિવાય લવાદીના બીજા જે પક્ષકારો હોય તેમને નોટીસ આપવાનું કોર્ટે ફરમાવવું. તે નોટીસમાં એમ લખવું કે,—નિવાડો શા માટે દાખલ ન કરવો તેનું કારણ નોટીસમાં કહેલી મુદતમાં તમારે બતાવવું.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

તકરારી બાબતનો ખુલાસો કરવાને જે કાગળથી બળામણુ કરવામાં આવી હોય તે લવાદનો ફેંસલો નથી. ઈં. લા. રી. ૧૧ ક. પાનું. ૩૫૬.

જે સબાર્ડીનેટ જડજને સ્માલકાજકોર્ટની હકુમત હોય તે લવાદનો ફેંસલો ફાઈલ કરી શકે છે. ઇ. લા. રી. ૩ મું. પાનું. ૨૧૯.

જે સખસ લવાદનાફેંસલાનો અમલ કરવાને માગનો હોય તેને દાવો કરવાની આ કલમ પ્રમાણે અગત્ય છે, એમ નથી, તે રેગ્યુલર દાવામાં પણ તે પ્રમાણે કરી શકે છે. ૪ મ. ૧૧૯.

લવાદને કરેલું રેફરન્સ તથા લવાદે કરેલો ફેંસલો કોર્ટને મદદ આપવાને હોવો જોઈએ ૧૫ વી. રી. ૯; અને જ્યારે આ પ્રમાણે હોય ત્યારે (ફેંસલાની તારીખથી ૬ માસની મુદતમાં) ફકત તે ફેંસલાનો પક્ષકાર પ્રતિજ્ઞાવાળી અરજીથી અરજ કરી શકે છે, એટલુંજ નહી, પણ તે ફેંસલામાં હિત રાખનારો સખસ પણ તે અરજ કરી શકે છે. ૨૧ વી. રી પાનું. ૨૪૮.

લવાદનો ફેંસલો અરજીની સાથે ફાઈલ કરવો જોઈએ. ૧૩ વી. રી. ૬૧; અને જો લવાદને સોંપવાના કરારમાં દરેક બાબત ફેંસલો આપવો જોઈએ એવો ઠરાવ હોય તો, દરેક નિર્ણય કરેલા ભાગની આ કલમ પ્રમાણે જુદા જુદા ફેંસલા તરીકે વ્યવસ્થા ગઈ શકે

છે. ૪ ક. લા. રી. ૯૨; અને તે અરજી દાવાનો આંક બાંધ્યા શિવાય થઈ શકે છે. ૧૪ વી. રી. ૨૫૫. જે કોર્ટમાં તે અરજી કરવામાં આવે તે ફેંસલાવાળી તમામ બાબતની હુકુમતવાળી કોર્ટ હોવી જોઈએ, માટે દાવાવાળી બાબતની કીંમત કોર્ટની નાણાં સબંધીની હકુમત કરતાં વધારે હોય અથવા કોર્ટ જે પ્રકારના દાવાની તપાસ કરી શકતા હોય તેથી જુદી હોય તો તે અરજી પાછી આપવી જોઈએ. ૨ મું. ૯૧, ૫ મ. ૧૨૮, અથવા દાવાનો પ્રકાર એવો હોય કે કોર્ટમાં તે ચાલી શકે નહી તેવી અરજી પાછી આપવી જોઈએ. ૧૫ વી. રી. ૫૫૬, ૧૦ વી. રી. ૮૩, ૫ વી. રી. ૧૩, વળી આ બાબતમાં ઈ. લા. રી. ૨ ક. ૪૪૫ નો ઠરાવ છે.

બીજી બાબતોની સાથે દાવો ચાલતાની દરમિયાનમાં દાવાવાળી બાબત પણ લવાદને નિર્ણય કરવાને સોંપી શકે છે. ૫ વી. રી. સ. ૧૮૬૪ પરચુરણ ૨૧, ઈ. લા. રી. ૪ મું. ૧.

**કારણ બતાવવું**—કોર્ટે આફીડેવીટ ઉપરથી કામ ચલાવવું જોઈએ. ઈ. લા. રી. ૯ ક. ૭૨૫, અને કલમ ૫૨૦ અને ૫૨૧ પ્રમાણે મર્યાદાની અંદર તજવીજ ચલાવવી જોઈએ. લા. રી. ૧૦ ક. ૧૧, ઈ. લા. રી. ૧૦ ક. ૭૪. વળી કારણ બતાવવાની બાબતમાં ૯ ક. લા. રી. ૧૪૭, ઇ. લા. રી ૬ મું. ૬૬૩, ઇ લા. રી. ૯ ક. ૫૭૫, ઈ. લા. રી. ૧૧ ક. ૧૬૬, ઇ. લા. રી ૪ મ. ૩૮૫ ના ઠરાવો છે.

જો સારૂ કારણ બતાવવામાં આવે તો હારેલા પક્ષકારને રેગ્યુલર દાવો કરવાનું રાખી તે અરજી કાહાડી નાંખવી જોઈએ. ૧૩ ક. લા. રી. ૧૭૧; પરંતુ બેઉ પક્ષકારો તે અરજી ઉપરથી રેગ્યુલર દાવા પ્રમાણે લવાદના ફેંસલાનો અમલ કરવા બાબતની તપાસ કરાવવાને કબુલત આપે તો, પાછળથી તેમાંનો એકે પક્ષકાર કોર્ટની હકુમત વિશે વાંધો લેઈ શકતો નથી. ૧૨ ક. લા. રી. પાનું. ૧૪.

એક માજીસ્ત્રેટે એક ફોજદારી કામમાં તકરારી બાબત લવાદને સોંપવાને પક્ષકારોને હુકમ કરયો, તેથી તેમણે તે પ્રમાણે કર્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કરવું બળાત્કારણ તરીકે છે, અને ન્યાયની રૂઈએ નથી, માટે તે લવાદનો ફેંસલો આ કલમ પ્રમાણે અમલમાં લાવી શકે છે. ૨ આગ્રા, પાનું. ૪૫.

લવાદનો ઠરાવ અમલમાં લાવવા બાબત સ. દિ. અ. વાબ્યપ્રાંત સન ૧૮૫૬ પાનું. ૫૧૯; ૫ વી. રી. પાનું. ૧૩ ના ઠરાવો છે.

**સ્ટાંપ**—આ કલમ પ્રમાણે અરજી ઉપર જે સ્ટાંપ જોઈએ તે દાવા ઉપરનો સ્ટાંપ નથી. પણ એક અરજી તરીકેનો સ્ટાંપ જોઈએ છીએ. ૧૩ ક. લા. રી પાનું. ૧૭૧.

જ્યારે લવાદનો ઠરાવ ખોવઈ ગએલો હોય ત્યારે આ કલમ પ્રમાણે કોર્ટ કામ ચલાવતાં તે ઠરાવનો બીજા દરજ્જાનો પુરાવ લેઈ તે પ્રમાણે હુકમનામું કરી શકતા નથી. ઇ. લા. રી. ૧૨ મ. પાનું ૬૩૧.

તે નિવાડો દાખલ કરીને અમલમાં લાવવાનું.

**૫૨૬. કલમ ૫૨૦ માં અથવા કલમ ૫૨૧ માં કહેલું અથવા હવાલો આપેલું કંઇ કારણ નિવાડા વિરૂદ્ધ બતાવવામાં ન આવે તો, કોર્ટે તે દાખલ કરવાનો હુકમ કરવો, અને ત્યારથી તે નિવાડો આ બાબના ઠરાવ પ્રમાણે કરેલા નિવાડા મુજબ ગણવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

કલમ ૫૨૦, ૫૨૧ માં બતાવેલું કાંઈ કારણ ના હોય તો, લવાદનો ફેંસલો ફાઈલ કરવાની ના કેહેવાને હવે કોર્ટને અખત્યાર નથી.

વ્યાજબી અને યુક્ત કારણ શિવાય લવાદને સોંપ્યાની બાબત કોઈ સખસ રદ કરી શકતું નથી. ૮ મદ્રાસ, ૪૬. ફક્ત રદ કરવાથી લવાદનો ઠરાવ ફાઈલ કરવાને હરકત થતી નથી. ૭ મદ્રાસ ૨૫૭; પરંતુ જો તમામ લવાદનો ઠરાવ રજુ કરવામાં આવેલો ના હોય અગર લવાદો ખોટી વર્તણુંકના ગુન્હેગાર હોય, અથવા લવાદનામા કરતાં લવાદો વધારે ચાલેલા હોય તો, લવાદનો ઠરાવ ફાઈલ કરવો નહી જોઈએ. ૨૧ વી. રી. ૧૮૨. તથા ૩૭૭, ઈ. લા. રી. ૯ મુંબાઈ. ૮૨. જો લવાદનો ઠરાવ ફાઈલ કરવામાં આવે તો કોર્ટે તે પ્રમાણે ફેંસલો કરીને હુકમનામું કરવું જોઈએ. ૧૩ વી. રી. ૬૨; પરંતુ તે જો નામંજુર કરવામાં આવે તો તે રદ બાતલ નથી, અને અરજદાર રેગ્યુલર દાવો કરી તેનો અમલ કરવાને દાવો કરી શકે છે. ૮ મદ્રાસ ૮૧, ૨૦ વી. રી. પાનું. ૪૨૦,

**મુદત**—લવાદના ઠરાવ પ્રમાણે ફેંસલો કરવાને અરજ કરેલી હોય, તેનો સમાસ મુદતના કાયદામાં થતો નથી. ઈ લા. રી. ૭ મું. પાનું. ૩૧૬.

**અપીલ કરી શકાતી નથી**—લવાદનો ફેંસલો ફાઈલ કરવાની ના કેહેવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી, પછી તે રેગ્યુલર દાવામાં કરવામાં આવેલો ના હોય અને તે હુકમથી ખર્ચ અપાવેલું હોય તોપણ અપીલ ચાલતી નથી. ૯ ક. લા. રી. ૧૪૭, ઈ. લા. રી. ૭ ક. ૪૫૦, ઈ. લા. રી ૬ ક. ૧૮૬, ઈ. લા. રી. ૪ ક. ૨૩૧, ૧૧ વી.રી. ૧૦૪; પણ ૨૧ વી રી. ૧૮૨ જુઓ, અને લવાદનો ફેંસલો ફાઈલ કરવાને હુકમ કરવામાં આવેલો હોય તે ઉપર અપીલ ચાલે, એવો આ કાયદામાં ઠરાવ નથી. કલમ ૫૮૮. સ. દિ. અ વાબપ્રાંત સન ૧૮૬૮ પાનું. ૧૧૭૮, ઈ. લા. રી. ૨ અ ૪૭૧, ઇ. લા. રી. ૧૦ ક ૧૧; તોપણ પક્ષકારે લવાદના ઠરાવ પ્રમાણે ફેંસલો કરવાને તથા તે પ્રમાણે હુકમનામું કરવાને કોર્ટ પાસે માગવું જોઈએ. ઈ. લા. રી. ૪ અ. ૨૩૯. અને તે હુકમનામું આખરનું છે. કલમ ૫૨૨, ૨૧ વી. રી. ૨૪૮, ઈ. લા. રી. ૭ ક. ૧૬૬, ઇ. લા. રી. ૩ મું. ૧૮, ૮ ક લા. રી. ૫૦૫, મુંબાઈમાં જુદી રીતે છે. ૮ મુબાઇ, પાનું.૧૧

**અપીલ કરી શકે**—લવાદના ફેંસલા કરતાં વધારે હુકમનામું કરેલું છે અથવા તે ફેંસલા પ્રમાણે કરેલું નથી તે કારણથી પક્ષકાર અપીલ કરી શકે છે. કલમ ૫૨૨; અથવા લવાદે ફેંસલો કર્યો નથી અગર લવાદનો ઠરાવ પંચાતનામાના ઠરાવ કરતાં થોડોક વધારે છે એ કારણોથી પણ અપીલ ચાલી શકે છે. ૮ બં. લા. રી. ૩૧૫, ૧ ક. લા. રી. ૪૫૫, ઈ. લા. રી. ૩ મ. ૧૮, ઈ. લા. રી. ૩ અ. ૩૮૪; પરંતુ ખુલ્લી રીતે આધાર નથી કે લવાદ તરફ કામ સોંપવામાં આવ્યું નથી. ઇ લા. રી. ૪ મ. ૩૧૯, અગર પ્રોસીડીંગ એવું ગેરરીસ્તે ચાલ્યું હતું કે જેથી આ કલમ પ્રમાણે ફેંસલો થઈ શકે નહી; ઈ. લા. રી. ૩ ક. ૩૭૬, ઈ. લા. રી. ૭ ક. ૧૬૬; અથવા આધાર કે લવાદે જે હકીકતના સવાલ બાબત ઠરાવ કરેલો નથી તે સવાલ વિશે ફેંસલો કરવામાં આવ્યો છે, અને ૨ બં. લા. રી. ૨૬૦, ૧૧ વી. રી. ૧૪૦. જો કોઈ કારણથી ફેંસલો આખરનો પતો ના હોય, અને જો અપીલ ચાલતી હોય તો કામના ગુણદોષ ઉપર ફેંસલો કરવાને તમામ અપીલકોર્ટો કામ પાછું મોકલી શકે છે, અને સદરહુ કારણોથી અપીલ ચાલે છે. ઈ લા. રી. ૭ ક. ૧૬૬, પણ પક્ષકારોમાંના એક પક્ષકારે લવાદના ફેંસલા વિરૂદ્ધ કારણ બ-

તાવવાને વખત નહી હતો, તે કારણ ફક્ત અપીલને પુષ્ટી કરવાને બસ નથી. ઈ. લા. રી. ૩ મ. ૫૯, તોપણ હાયકોર્ટ કલમ ૬૨૨ પ્રમાણે હાથ ઘાલી શકે છે. ઈ. લા. રી. ૩ મ. પાનું. ૬૮

હુકમનામાની બજાવણીમાં કરેલા ઠરાવો ઉપર હમેશાંની રીતી પ્રમાણે અપીલો ચાલે છે. ૫ મુંબાઇ, ૧૨૯, ૧૩ વી. રી ૬૨ અને તે બરસ્ટાંપ ઉપર ચાલે છે. ૧૨ વી. રી. ૫૦. આકટ ૮ મા પ્રમાણે જે કામમાં કબુલતની ખામી કેહેવામાં આવી હોય તે કામમાં આગળ અપીલ ચાલતી હતી. ૬ વી. રી. ૬૦, અને ખરચના સવાલ વિશે અપીલ ચાલતી હતી. ૧૪ વી. રી. પાનું. ૨૫૫

## બાબ ૩૮ મો.

### પક્ષકારોના કરારનામા ઉપરથી ચલાવવાના કામ વિશે.

કોર્ટના અભીપ્રાય સારૂ હકીકત (કેસ) લખીઆપવાનો અખત્યાર.

**૫૨૭. હકીકતની અથવા કાયદાની કોઈ તકરારનો ચુકાદો થવામાં પોતાનું લાગતુ વળગતુ છે, એમ જે પક્ષકારો દાવો રાખતા હોય તે લેખી કરારનામું કરવાને મુખત્યાર છે; તે કરારનામામાં તેમણે તે તકરાર હકીકત (કેસ) તરીકે કોર્ટના અભિપ્રાય સારૂ લખવી, તથા તેમાં એવો ઠરાવ કરવો કે તે તકરાર વિશે કોર્ટનો નિર્ણય થએથી:—**

**(अ.) પક્ષકારોએ ઠરાવેલા અથવા કોર્ટ ઠરાવે તેટલા રૂપીયા તેઓમાંના એક જણે બીજાને આપવા; અથવા**

**(ब.) કરારનામામાં લખેલી કાંઈ સ્થાવર કે જંગમ મિલકત તેઓમાંના એક જણે બીજાને આપવી; અથવા**

**(क.) કરારનામામાં દર્શાવેલું બીજું કાંઈ વિશેષ કામ તેઓમાંથી એક અથવા વધારે જણે કરવું, અથવા ન કરવું.**

**આ કલમ પ્રમાણે કોર્ટને લખી આપેલી પ્રત્યેક હકીકતના (કેસના) અનુક્રમે નંબર પાડીને પારેગ્રાફ કરવા, અને તેમાં કાઢેલી તકરારનો નિર્ણય કરવા સારૂ કોર્ટને જે હકીકતોની તથા દસ્તાવેજોની જરૂર પડે તે હકીકતો અને દસ્તાવેજો તેમાં સંક્ષેપમાં જણાવવા.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાઝકોર્ટોને લાગુ છે.

વિષયની કીમત ક્યારે લખવી.

**૫૨૮. કંઈ મિલકત આપવા બાબત અથવા કંઇ વિશેષ કામ કરવા કે ન કરવા બાબત કરારનામું હોય તો, જે મિલકત આપવાની હોય તેની અથવા જે મિલકત સાથે કરારનામામાં દર્શાવેલું કામ નિસ્બત રાખતું હોય તેની કીંમતનો અટકળેલો આંકડો કરારનામામાં લખવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાઝકોર્ટોને લાગુ છે.

કરારનામાઉપર ફરીયાદતરીકે નંબર પાડીને તે દાખલ કરવું.

પ૨૯. ઉપર કહેલા નિયમો પ્રમાણે કરારનામું તઇયાર કર્યું હોય તો, તે કરારનામાના વિષયની જે રકમ અથવા કીમત હોય તેટલીજ રકમ અથવા કીમતવાળા વિષયની ફરિયાદ સાંભળવાની જે કોર્ટને હકુમત હોય તે કોર્ટમાં તે કરારનામું દાખલ થઈ શકે.

એ પ્રમાણે કરારનામું દાખલ થાય એટલે જે સખસો લાગતા વળગતાપણાનો દાવો રાખતા હોય તે પઈકી એક અથવા વધારેને વાદી અથવા વાદીઓ ગણીને તથા બીજા કે બીજાઓને પ્રતિવાદી અથવા પ્રતિવાદીઓ ગણીને, તેમની દરમ્યાન ફરીયાદ હોય તે પ્રમાણે તે કરારનામા ઉપર નંબર પાડીને, તે નોંધવું, અને જે સખસે અથવા સખસોએ તે કોર્ટમાં આપ્યું હોય તે શિવાયના તે કરારનામું કરનારા બીજા સઘળા સખસોને નોટીસ આપવી.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૨૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કરારનામું કરનારા સખસો ઉપર કોર્ટની હકુમત ચાલશે

પ૩૦. કરારનામું દાખલ થયા પછી તે કરારનામું કરનારા સઘળા સખસો ઉપર કોર્ટની હકુમત ચાલશે, અને તે કરારનામામાં લખી આપેલી વાત તેમને બંધનકારક થશે.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૩૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

અરસપરસની મરજી સિવાય કાંઈ નવી બાબતો નીકળી શકે, અગર કાંઈ પણ બાબતમાં ફેરફાર કે વધારો થતો હોય એવો સુધારો થઇ શકે નહી. ૨૫ લા. જ. સી. પી. ૨૨૫.

મુકદમો સાંભળીને નીકાલ કરવાનું.

પ૩૧. પાંચમા બાબ પ્રમાણે કરેલી ફરિયાદ માફક તે મુકદમો સુનાવણીને વાસ્તે રાખવો, અને તે બાબના ઠરાવો આ ફરિયાદને લાગુ પડે તેટલા લાગુ પાડવા.

પક્ષકારોની જબાની લીધા પછી અથવા પોતાને યોગ્ય લાગે તેવો બીજો પુરાવો લીધા પછી, કોર્ટની ખાત્રી થાય કેઃ—

(अ.) તે પક્ષકારોએ બરોબર રીતે કરારનામું કરેલું છે, અને

(ब.) તે કરારનામામાં લખેલી તકરારમાં તેઓ શુદ્ધબુદ્ધિથી હક્ક સબંધ ધરાવનારા છે, અને

(क.) તે નિર્ણય કરવા લાયક છે,

તો સાધારણ ફરિયાદ માફક તે ઉપર કોર્ટે ફેંસલો કહી સંભળાવવો. તે પ્રમાણે ફેંસલો આપ્યા પછી હુકમનામું કરવું, અને આ કાયદામાં હુકમનામાં બજાવવાને જે નિયમો ઠરાવ્યા છે તે રીતે તે હુકમનામું બજાવવું.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૩૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે

જો પક્ષકારોની વચે તકરારી કાંઇ બાબત ખરી નથી એમ કોર્ટને જણાય તો, કોર્ટ આગળ કામ ચલાવશે નહી. ૬ સી બી. પાનું. ૧૦૦.

## બાબ ૩૯ મો.

### વેચાય એવા લેખ ઉપરથી સંક્ષિપ્ત કામ ચલાવવાની રીત વિષે.

બીલ્સ આફ એકસચેન્જ વગેરેઉપરથી સંક્ષિપ્ત ફરીયાદો કરવાનીતે.

૫૩૨. આ બાબ પ્રમાણે કામ ચલાવવાની વાદીની ખુશી હોય તો, આ કલમ જે કોર્ટને લાગુ પડે તેવી કોઈ કોર્ટમાં બીલ્સ આફ એકસચેંજની, હુંડીઓની, અથવા વાયદાચીઠીઓ (પ્રામીસરી નોટ)ની બધી ફરિયાદો, આ કાયદામાં કહેલા નમુના પ્રમાણે ફરિયાદ અરજી આપીને માંડી શકાય. પરંતુ સમન કાઢવો તે આ આકટને જોડેલા ચોથા પરીશીષ્ટમાં નંબર ૧૭ માં કહેલા નમુના પ્રમાણે, અથવા હાયકોર્ટ વખતે વખત ઠરાવે તેવા બીજા નમુના પ્રમાણે કાઢવો.

જે મુકદ્દમામાં ફરિયાદ અરજી અને સમન અનુક્રમે ઉપર કહેલા નમુના પ્રમાણે કરેલા હોય તેમાં, હાજર થઇને જવાબ કરવા સારૂ આ આકટમાં હવે પછી કહયું છે તે રીતે પ્રતિવાદીએ જડજની રજા લીધા વગર, તેણે હાજર થવું નહી, અથવા ફરિયાદનો જવાબ કરવો નહી.

અને તે પ્રમાણે રજા લેવામાં તે કસૂર કરે અથવા રજા પ્રમાણે હાજર થઇને જવાબ કરવામાં કસુર કરે તો, સમનમાં લખેલી રકમથી વધારે ન હોય એવી કોઈ રકમનું, તથા ( કંઈ દર લખ્યો હોય તો ) લખેલા દર પ્રમાણે હુકમનામાની તારીખ સૂધીના વ્યાજનું, તથા હાયકોર્ટે કરેલા નિયમ પ્રમાણે ખરચને બદલે જે રકમ ઠરાવવામાં આવે તે સુધાંતનું હુકમનામું મેળવવાને વાદી હક્કદાર થશે. પરંતુ ખરચને વાસ્તે તે ઠરાવેલી રકમ કરતાં વાદી વધારે માગે તો બીજા કામમાં થાય છે તે રીતે ખરચનો આંકડો નક્કી કરીને તે સુધાંતનું હુકમનામું મેળવવાને વાદી હક્કદાર થશે, અને તે હુકમનામું લાગલુજ અમલમાં આણી શકાશે.

સમનમાં કહેલી રકમ કોર્ટમાંભરવાનીતે.

પ્રતિવાદીનો જવાબ પ્રથમ દર્શનીક ચાલે એવો નથી એમ કોર્ટને જણાયા વગર અથવા તેની શુદ્ધબુદ્ધિ વિશે વ્યાજબી સંશય આવ્યા વગર, સમનમાં લખેલી રકમ કોર્ટમાં ભરવાનું અથવા તેને વાસ્તે જામીન આપવાનું પ્રતિવાદીને કેહેવું નહી.

ખુલાસો:—જે બીલ, હુંડી, અથવા ચીઠી ઉપરથી ફરિયાદ કરી હોય તે બીલ, હુંડી, અથવા ચીઠી, ફક્ત મુદત પાકી એટલે પઈશા મળવાનો પ્રથમ દર્શનીક હક્ક સ્થાપન કરવાને બસ થાય તેવા પ્રસંગેજ આ કલમ લાગુ પડે છે, એમ સમજવું નહી.

**ટીકા**—સન ૧૮૬૬ ના આકટ ૫ માની કલમ ૨ જેવી આ કલમ છે. આ કલમ, કલમ ૫૩૮ માં બતાવેલી કોર્ટોને લાગુ છે.

આ બાબ પ્રમાણેના દાવા, દાવાવાળા દસ્તાવેજનાં નાણાં લેહેણાં થાય ત્યારથી છ માસની અંદર કરવા જોઇએ. સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨, જાની આર્ટીકલ. ૩૬

જે પ્રતીવાદીઓ હકુમતની અંદર રેહેતા ના હોય તેમને તે લાગુ છે. ૩ બં. લા. રી. ૮૩. કલકતામાં સ્માલકાજકોર્ટની હકુમતની ઉપરાંત તે રકમો હોવી જોઈએ. ( કલમ ૫૩૮), ૮ બં. લા. રી. પાનું. ૧૦ જુઓ.

નંબર. ૧૭૨ ના નમુના પ્રમાણે અથવા હાયકોર્ટ ઠરાવે તેવા નમુના પ્રમાણે સમન્સ કરવાનો છે. નંબર. ૧૭૨ ના નમુનાથી ૧૦ દીવશની અંદર કારણ બતાવવાને પ્રતીવાદીઓને ફરજ પાડેલી છે. એવું ઠરાવેલું છે કે આ મુદત હાયકોર્ટ વધારી શકે છે, અને પેશાવરમાં બજાવવાને સારૂ સમન્સ કાહાડેલો હતો તેમાં ૨૮ દીવશની મુદત આપેલી હતી. ઈ. લા. રી. ૩ ક. ૫૩૯. જો પ્રતીવાદી એવો દુર હોય કે તે ૧૦ દીવશની અંદર હાજર થઈ શકે નહી તો, કલમ ૫૩૪ પ્રમાણે તે હાજર થવાને બસ થાય તેટલી લાંબી મુદત કોર્ટ બજાવણી બંધ રાખી શકે છે. ૩ બં. લા. રી. ૮૩, પણ ૧ ઈ. જ્યુ. ન્યુ. સી. ૩૯૫

વાદીનો પોતાના સમન્સથી દાવો કરી હુકમનામું મેળવીને દસ્તાવેજની રૂઈએ કાયદેસર માગવા લાયક મુદલ તથા બ્યાજની રકમ લેવાનો હક્ક છે. ૬ મ. ૨૫૭. આકટ ૫ મા પ્રમાણે જો સ્પષ્ટ રીતે આકટમાં સમાસ થાય તેવો દાવો ના હોય તો, સંક્ષેપ રીતે દાવો નહી દાખલ કરવાને કામ ચલાવવાની રીતી મુજબ સંભાળ રાખવામાં આવી છે. ૩ બં. લા. રી. ૧૪૬. વળી ઈ. લા. રી. ૧ ક. ૧૩૦ જુઓ. આવો પુરાવ હવે દાખલ થઈ શકે છે. કલમનો ખુલાસો જુઓ.

પુક્ત અવેજથી લખેલી હુંડી જેના ઉપર લખવામાં આવી હોય તેણે તે કબુલ કરી હોય તો, તેનો તે આકટમાં સમાસ થાય છે. ૧ ઈ. જ્યુ. ન્યુ. રી. પાનું. ૨૪૭.

ગુણદોષ ઉપર જવાબ કરવાનું પ્રતીવાદી બતાવે તો તેને હાજર થવાની રજા આપવી.

**૫૩૩. પ્રતિવાદી અરજ કરે એટલે અને સમનમાં કહેલી રકમ પ્રતિવાદી કોર્ટમાં ભરે અથવા કોર્ટની ખાત્રી લાયક એવું સોગનનામું કરે કે તે ઉપરથી–કાંઈ જવાબ જણાઇ આવે, અથવા તે બીલના, હુંડીના કે વાયદાચોઠીના માલેકને મ્હોબદલો શાબીત કરવાની ફરજ પડે એવી કાંઇ હકીકતો જણાઈ આવે અથવા અરજની પુષ્ટીમાં કોર્ટને બસ લાગે એવી બીજી હકીકતો જણાઇ આવે તો,–જામીન વિશે, મુદ્દા તઇયાર કરીને નોંધવા વિશે અથવા બીજી રીતની કોર્ટને યોગ્ય લાગે તે શરતો કરીને, હાજર થઇને ફરીયાદનો જવાબ કરવાની કોર્ટે રજા આપવી.**

**ટીકા**—સન ૧૮૬૬ ના આકટ ૫ ગાની કલમ ૩ જેવી આ કલમ છે. આ કલમ, કલમ ૫૩૮ માં બતાવેલી કોર્ટોને લાગુ થાય છે.

સમન્સની બજાવણીનું હમેશની રીત પ્રમાણે રીટર્ન થયા પછી અને સમન્સમાં બતાવેલી મુદત પુરી થયા પછી હુકમનામું કરાવવાનો કોર્ટનો હુકમ મેળવવો જોઈએ. ૧ ઈ. જ્યુ. ન્યુ. સી. પાનું. ૨૮૩.

જો પ્રતીવાદી હાજર થાય અને કાંઈ કાયદેસર અગર બ્યાજબી જવાબ આપે તો, તેને હાજર થઈને બચાવ કરવાની પરવાનગી અપાય છે. લા. રી. ૮ સી. પી. ૧૦૦; પણ તે વિશેના ખરાપણા બાબત શક રાખવાને કારણ હોય તો કોર્ટમાં નાણાં અનામત મુકવાને અથવા જામીન આપવાને શરત કરવામાં આવે છે. લા. રી. ૨ એકસચેકર ૫૬, ૩

બં. લા. રી. ૧૩૦, અને જે કામમાં શરતી હુકમ કરેલો હોય, પણ શરતનો અમલ કરવામાં આવેલો ના હોય તો તે હુકમ રદ બાતલ છે, અને તે રદ કરવાને પાછળથી ઈલાજ કરવામાં આવે તે જરૂરના નથી. ફુલટન પાનું. ૧૮. હાજર થવાની પરવાનગી એક તરફી આપી શકાય છે, પણ આફીડેવીટ કરીને વાદી જો એમ બતાવી શકે કે તે પરવાનગી આપવી જોઈતી નહી હતી, અગર જો તે આપવામાં આવે તો વધારે સખત ઠરાવોથી આપવી જોઈએ. ૬ બં. લા. રી. અ. પાનું. ૬૪.

જ્યારે બચાવના ખરાપણા વીશે કાંઈ શક હોય ત્યારેજ નહી, પણ દાખલ થઇ શકે એવો પણ બીનજરૂરી જણાય તેવા બચાવના ખરચને માટે રજા આપતી વખતે જામીન લેવા કે નહી તે કોર્ટની મરજી ઉપર છે. ૬ બં. લા. રી. અ. પાનું. ૬૪

હુકમનામું રદ કરવાનો અખત્યાર.

**૫૩૪. હુકમનામું થયા પછી વિશેષ પ્રસંગ હોય તો, હુકમનામું રદ કરવાને અને જરૂર પડે તો બજાવવાનું કામ બંધ રાખવાને અથવા રદ કરવાને કોર્ટ મુખત્યાર છે. અને સમન પ્રમાણે હાજર થઇને ફરિયાદનો જવાબ કરવાની રજા આપવાનું કોર્ટને વ્યાજબી લાગે તો, કોર્ટને યોગ્ય લાગે તે શરતોથી, તે રજા આપવાને કોર્ટને મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૬૬ ના આકટ ૫ માની કલમ ૪ જેવી આ કલમ છે. આ કલમ, કલમ ૫૩૮ માં બતાવેલી કોર્ટોને લાગુ છે.

મજીઆરી પ્રામીસરી નોટની રૂઈએ કરેલા દાવાના ૩ પ્રતીવાદીઓમાંથી બે પ્રતીવાદીઓ ઉપર સમન્સ રીતીપૂર્વક બજેલો ના હોય, તેથી જે પ્રતીવાદી ઉપર યોગ્ય રીતે સમન્સ બજેલો હોય તે પ્રતીવાદીને પોતાના ઉપરના કરેલા હુકમનામા વિષે વાંધો લેવાને કાંઈ કારણ થતું નથી. ૩ બં. લાં. રી. પાનું. ૭.

**અપીલ**—એકતરફી હુકમનામું રદ કરવાને ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે. ઈં. લા. રી. ૨ મું. ૫૪૪, તોપણ ઈં. લા. રી. ૪ અ. પાનું. ૩૮૭ જુઓ.

એકતરફી હુકમનામું રદ કરવાની અરજી નામંજુર કર્યાના હુકમ ઉપર સન ૧૮૭૭ ના આકટ ૧૦ મા પ્રમાણે અપીલ ચાલતી નથી. ઈં. લા. રી. ૧ અ. પાનું. ૭૪૮.

કોર્ટના અમલદાર પાસેબીલ વગેરે રાખવાનો હુકમ કરવાનો અખત્યાર.

**૫૩૫. આ બાબ પ્રમાણે ચાલતાં કોઈ કામમાં જે બીલ, હુંડી અથવા ચીઠી ઉપર ફરિયાદનો આધાર હોય, તે લાગલીજ કોર્ટના કોઈ અમલદારની પાસે રાખવાનો હુકમ કરવાને તથા તે કામના ખરચને વાસ્તે વાદી જામીન આપે ત્યાં સુધી બધુ કામ બંધ રાખવાનો હુકમ કરવાને, કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૬૬ ના આકટ ૫ માની કલમ ૫ જેવી આ કકમ છે. આ કલમ, કલમ ૫૩૮ માં કહેલી કોર્ટોને લાગુ છે.

ન શીકારેલા બીલ કે ચીઠી નાનકરામણનો દાખલો મેળવ

**૫૩૬. બીલ આફ એકસચેંજ અથવા વાયદાચીઠી નકારવાથી તેના માલેકનો તે બીલ અથવા ચીઠીની રકમ લેવા સંરૂ આ બાબ પ્રમાણે જે ઈલાજ ચાલે તેજ, તે નકારવાને લીધે તે નકારયા બદલ અથવા ભરણું ન કરયા બદલ નોંધ કરાવવા-**

વાનું ખરચ લેવાનું. માં અથવા બીજી રીતે તેને જે ખરચ લાગ્યું હોય તે ખરચ લેવાને ચાલશે.

ટીકા—સન ૧૮૬૬ના આકટ ૫ માની કલમ ૬ જેવી આ કલમ છે. આ કલમ, કલમ ૫૩૮ માં બતાવેલી કોર્ટોને લાગુ છે.

હુંડી અગર બીજા વિગેરે શીકારાયે કે ના શીકારાય તે વખતે લખનારે જે મીનીટ કરી હોય તે 'નોટ' કરી કેહેવાય, તેમાં લખનારની સહી, મહીનો, તારીખ, વર્ષ અને મીનીટ કરવાના ખરચનો સમાસ થાય છે. લશ. પ્રાકટીસ. પાનું. ૧૦૩૧

આ બાબ પ્રમાણે કરેલી ફરીયાદોમાં કામ ચલાવવાની રીત. **૫૩૭. ૫૩૨ થી ૫૩૬ સુધીની પાંચ કલમોમાં જે ઠરાવ કરેલા છે તે શિવાય, બાબ ૫ મા પ્રમાણે કરેલી ફરિયાદોમાં કામ ચલાવવાની જે રીત છે તેજ આ બાબ પ્રમાણે કરેલી ફરિયાદોમાં કામ ચલાવવાની રીત સમજવી.**

આ બાબલાગુ કરવાનું. **૫૩૮. ૫૩૨ થી ૫૩૭ (બંને સુધાંત) સુધીની કલમો ફક્ત નીચે કહેલી કોર્ટોને લાગુ પડે છે, એટલે:—**

**(अ.) ફોર્ટ વુલીયમ, મદ્રાસ, અને મુંબાઈની ન્યાયાધિકારી હાયકોર્ટોને;**

**(ब.) રંગુનના રીકારડરની કોર્ટને;**

**(क) કલકત્તા, મદ્રાસ, અને મુંબાઈ એ શેહેરોમાંની સ્માલકાજકોર્ટોને,**

**(ड). કરાંચીના જડજની કોર્ટને; તથા**

**(ई) સરકારી ગેઝીટમાં જાહેરખબર આપીને સ્થાનીક સરકાર સાધારણ અવલ દીવાની હકુમતવાળી જે બીજી કોર્ટોને તે કલમો લાગુ કરે તે કોર્ટોને.**

**આ પ્રમાણે લાગુ કરવામાં આવે ત્યારે તે લાગુ કરેલા ઠરાવોને લગતા અખત્યાર કોણે ચલાવવા ને તેને લગતુ કામ કોણે કરવું તે ફરમાવવાને, તથા તે લાગુ કરેલા ઠરાવો અમલમાં લાવવાને જરૂર લાગે તેવા નિયમો કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.**

**સદરહુ જાહેરખબર છપાયા પછી એક માસમાં તે ઠરાવો તે પ્રમાણે લાગુ પડશે, અને સદરહુ પ્રમાણે કરેલા નિયમો કાયદા જેટલા બળવાન ગણાશે.**

**આવી કોઈ જાહેરખબરમાં વખતે વખતે ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.**

ટીકા—સન ૧૮૬૬ ના આકટ ૫ માની કલમ ૮ જેવી આ કલમ છે.

## બાબ ૪૦ મો.

## સાર્વજનિક ધર્માદા બાબતની ફરિયાદો વિશે.

સાર્વજનીકધર્માદા બાબતની ફરીયાદો ક્યારે થઈશકે. **૫૩૯. સાર્વજનિક ધર્માદા, અથવા ધર્મ સબંધી કામ સારૂ સ્પષ્ટ અથવા ગર્ભિત રીતે ઉત્પન્ન થએલો કાંઈ જુમ્મો (ટ્રસ્ટ) તોડયો છે, એમ કેહેવામાં આવતું હોય ત્યારે, અથવા તેવા જુમ્માને, (ટ્રસ્ટને) વહિવટ કરવા સારૂ કોર્ટના હુકમની જરૂર જણાય ત્યારે, પોતાના હોદાના સમ્બંધથી, આડવોકેટ જ-**

નરલ અથવા ટ્રસ્ટમાં જેમનો સબંધ હોય, અને જેમણે આડવોકેટ જનરલની લખેલી સમતી મેળવી હોય તેવા બે અથવા વધારે સખસો,—ટ્રસ્ટનો વિષય બધો અથવા થોડો ઘણો જે ડીસ્ટ્રીકટની દીવાની હકુમતની સ્થાનિક હદમાં હોય તે ડીસ્ટ્રીકટ કોર્ટમાં અથવા હાયકોર્ટમાં—નીચે પ્રમાણે હુકમનામું મેળવવા સારૂ ફરિયાદ કરવાને મુખત્યાર છે:—એટલે,

(अ) ટ્રસ્ટ અન્વયે નવા ટ્રસ્ટી નીમવાનું;

(ब) ટ્રસ્ટ અન્વયે કંઈ મિલકતનો હક્ક ટ્રસ્ટીઓને પ્રાપ્ત કરવાનું;

(क) જે જે બાબતોને માટે ટ્રસ્ટ હોય તે તે બાબતોમાં તે શા પ્રમાણમાં આપવું એ ઠરાવવાનું;

(ड) ટ્રસ્ટની બધી અથવા થોડી ઘણી મિલકત ભાડે આપવાનો, વેચવાનો, ઘરાણે મુકવાનો, અથવા બદલવાનો અખત્યાર આપવાનું.

(इ) તેની વ્યવસ્થા કરવા સારૂ કંઈ યોજના મુકરર કરવાનું, અથવા કામના સ્વરૂપ પ્રમાણે જોઈએ તેવી જાસ્તી અથવા બીજી કાંઈ દાદ અપાવવાનું.

આડવોકેટ જનરલને આ કલમમાં જે અખત્યાર આપેલો છે તે ઈલાકાના મુખ્ય શેહેર બાહાર સ્થાનિક સરકારની મંજુરી અગાઉથી લેઇને કલેકટર પણ ચલાવે, અથવા સ્થાનીક સરકાર આ કામને વાસ્તે નીમે તેવો કોઈ અમલદાર ચલાવે.

સન ૧૮૪૦ ના આકટ નંબર ૧૦ ની કલમ ૨ આ ઉપરથી રદ કરી છે.

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

પ્રતક્ષ રીતે હિત રાખનારા સખસોની બાબતમાં ૯ ક. લા. રી. ૪૩૩ જુઓ.

સન ૧૮૭૭ ના આકટ ૧૦ માની કલમ ૩૩૯ અને આ કલમની વચમાં જે તફાવત છે, તે બાબત ઈ. લા. રી. ૫. મ. પાનું. ૩૮૩ નો ઠરાવ છે.

આ કલમથી થઈ શકે અથવા બતાવવામાં આવે તેવી છે, અને હુકમ તરીકે નથી. ઈ. લા. રી. ૮ મું. ૪૩૩; તોપણ ઈ. લા. રી. ૮ ક. ૩૨, ઇ. લા. રી ૧૧ ક. ૩૩ જુઓ; અને કાયદાથી ખાનગી સખસોના દાવા કરવાના હક્ક ધર્માદા ઉપયોગી કામો સબંધી રદ કરવામાં આવ્યા નથી, તેવા કામોને આ કલમથી હરકત થતી નથી, અને ધર્માદા બક્ષીસ બરોબર ચાલે તેમાં કોઈ હિત રાખનાર સખસ જેમકે દેવના પૂજારીઓ અથવા શેવકો પોતાના હક્કથી દાવો કરી શકે છે, તેમને આ કલમથી હરકત થતી નથી. ઇ. લા. રી. ૮ મું. ૪૩૩, ઈ લા. રી. ૫ અ. ૪૯૭; પણ ઈ. લા. રી. ૮ ક. ૩૨, ૧૧ ક. ૩૩ જુઓ, અથવા જે સખસ પોતાની તરફથી અથવા બીજા હિતવાળા સખસો તરફથી ટ્રસ્ટવાળી મીલકતનો વહિવટ કરવાનો હક્ક રાખતો હોય અગર વિસ્વાસ તોડવામાં આવેલો હોય, અને તે દુરસ્ત કરાવવાને હક્ક રાખતો હોય તેને આ કલમથી હરકત થતી નથી. ઈ. લા રી. ૮ મું. ૪૩૩; ૨ ક. લા. રી. ૧૨૯: ઈ લા. રી. ૫ અ. ૪૯૭, ૩ ક. લા. રી. ૧૧૩, ઈ. લા. રી. ૩ મું. ૨૭, ઈ. લા. રી ૩ ક ૫૬૩, અને ધર્માદા બક્ષીસ આપનાર સખસનો વારસ તે પ્રમાણે દાવો કરી શકે છે. ઈ. લા. રી. ૫ ક. ૭૦૦, અને એડવોકેટ જનરલને પક્ષકાર કરવાની જરૂર નથી. ઈ. લા. રી. ૮ મું. ૩૬૫. તેમજ એક બંદગી કરનાર બંદગીના કારણસર મશીદનો ઉપયોગ કરવાને પોતાનો હક્ક ઠરાવવાનો દાવો કરી શકે છે. ઈ. લા. રી. ૭ અ. પાનું ૧૭૮.

સુપ્રીમકોર્ટની હકુમતની અંદર ધર્માદા સબંધીના દાવાઓમાં મુંબાઈમાં પ્રથમ રીવાજ હતો. તે વિશે પેરીજ. ઓ. કે. ૩૩૮, ૪ મુર. ૧૯૦ અને મદ્રાસ તથા કલકતાના રીવાજ બાબત પણ ઠરાવો છે

સન ૧૮૬૩ ના આક્ટ ૨૦ માની કલમ ૧૪–૧૫–૧૮ પ્રમાણે ધર્માદા કારખાના સાથે હિત રાખનાર કોઈ સખસ મંજુરી લેઈને વિસ્વાસ તોડ્યા બાબત તે સાથે સબંધ રાખનારા અમલદારો ઉપર દાવો કરી શકે છે. ઇ. લા. રી. ૧૧ ક. ૩૩. વળી ઈ. લા. રી ૬ અ. ૧, લા. રી. ૧૦ ઈ. અ. ૯૦ ના ઠરાવો જુઓ. પણ તે આકટ ફક્ત ખાસ અમલદારો પોતાના હોદ્દા ઉપર હોય ત્યારે તેમને લાગુ થાય છે. ઈ, લા. રી. ૨ મ. ૫૮, અને મેનેજીંગ કમેટીએ વહિવટદાર ઉપર દાવો કર્યો હોય તેને લાગુ થતા નથી. ૧૧ ક. લા. રી. ૩૩૩, વળી આ બાબતમાં ૨ ક. લા. રી. ૧૨૧, ૪ મ. ૧૧૨, ઇ. લા. રી. ૬ મ. ૫૪, ૩ મ ૧૯૮, ઈ. લા. રી. ૪ મ. ૧૫૧, ઈ, લા. રી. ૨ ક. પાનું. ૩૩ ના ઠરાવો છે.

'સાર્વજનિક ધર્માદા કારણસર' એવા શબ્દો આ કલમમાં છે, તે દેવસ્થાનને અથવા દેવને લાગુ છે કે નહી એ એક સવાલ છે. ઈ. લા. રી. ૩ મુ. પાનું. ૧૯.

ખર્ચ—આડવોકેટ જનરલનું ખરચ એક નિયમ તરીકે ટ્રસ્ટ ફંડમાંથી મળે છે. ઈ. લા. રી. ૭ મું. પાનું. ૧૯.

આ કલમ પ્રમાણે પરવાનગી આપવામાં આવેલી ના હોય તો સન ૧૮૬૩ ના આક્ટ ૨૦ મા પ્રમાણે દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૮ અ. પાનું. ૩૧

એક મંદીરના વહિવટદારો તે મંદીરનું કેટલુંક ધર્માદા કામ વિગરે બરોબર કરે છે કે શી રીતે એ જોવાનો વાદીઓનો હક્ક હતો, તેથી આ કલમ પ્રમાણે પ્રતીવાદીને કપટ ભરેલો ખોટો વહિવટ કરવાના કારણથી ધર્માદાના ટ્રસ્ટીપણામાંથી ખશેડવાને દાવો કરેલો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે વાદીઓનો જે હક્ક છે તેથી આ દાવો કરવાને પુષ્ટી થતી નથી, અને આ કલમ પ્રમાણે ટ્રસ્ટીને ખશેડવાને દાવો ચાલી શકે કે નહી તે એક સવાલ છે. ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૧૫૭

જે કામમાં સાર્વજનિક ધર્માદાના કારણસર કરેલા ટ્રસ્ટીનો વહિવટ કરવાને કોર્ટ પાસે વાદી માગતો હોય તો, આ કલમ પ્રમાણે પરવાનગી વિના તે દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૧૧ અ. પાનું. ૧૮

# ભાગ ૬ ઠો.

## અપીલો વિશે.

# બાબ ૪૧ મો.

## અવલ હુકમનામા ઉપરની અપીલો વિશે.

મુદામ મના કરી હોય તે સીવાયનાતમા

૫૪૦. આ કાયદામાં અથવા જે તે વખતે અમલમાં હોય તેવા બીજા કોઈ કાયદામાં બીજી રીતે સ્પષ્ટપણે ઠરાવ્યું ન હોય તો, અવલ કોર્ટોના ઠરાવો ઉપર અપીલો સાંભળવાને જે કોર્ટોને

મ અવલ હુક મનામા ઉપર અપીલચાલશે

**અખત્યાર છે તે કોર્ટોમાં, અવલ હકુમત ચલાવનારી કોર્ટોના હુકમ ઉપર અથવા હુમનામાના કંઇ ભાગ ઉપર અપીલ ચાલશે.**

**અસલ એકતરફી થએલા હુકમનામા ઉપર આ કલમ પ્રમાણે અપીલ ચાલી શકશે.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૨૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

ફકત હુકમનામાઓ અથવા તેના ભાગ ઉપર અપીલ કરવામાં આવે છે. ઈ. લા. રી. ૬ ક. ૨૦૬, અને જો એક પક્ષકાર અમુક ઈસ્યુ ઉપર અપીલ કરવા માગે તો હુકમનામામાં તે બાબત તેણે લવરાવવી જોઈએ. ઈ. લા. રી. ૬ ક. ૩૧૯, તે કલમ ૨૦૬ પ્રમાણે અરજી કરીને લવરાવવી જોઈએ, ઈ. લા. રી. ૭ અ. ૬૦૬, તોપણ ઇ. લા. રી. ૨ અ. ૪૯૭ જુઓ. જરીપેશગી પટો રદ કરીને અમુક જમીનનો કબજો લેવાને દાવો કર્યો, તેમાં જો કે તે પટાના અંતનો એક ભાગ જરૂરીયાત કારણસર કરજે લેવામાં આવ્યો હતો, તોપણ જડજે તે દાવો કાહાડી નાંખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ઠરાવ ઉપર પ્રતીવાદી અપીલ કરી શકતો નથી. ૬ અ. ૧૯, તેથી ૪ અ. ૧૨૦ નો ઠરાવ રદ કરવામાં આવ્યો છે, તેમજ વાદીએ ચડતા દરથી એક કબુલત બાબત દાવો કરેલો હતો, તેમાં અસલકોર્ટે ઠરાવ્યું હતું કે પ્રતીવાદીઓ તે ચડતા દરમાંથી બચતા નથી, પણ પ્રતીવાદીઓને ચડતા દરના સવાલ બાબત અપીલ કરવાની પરવાનગી આપવામાં આવી નહી હતી. ૧૩ વી. રી. ૧, પણ ૧ વી. રી. ૭૨ જુઓ. म. એ ब. જે તેનો સાંથેરાખનાર હતો તેના ઉપર કબજા બાબત દાવો કર્યો. ब. એ કબજો રાખવાના હક્કની તકરાર કરી. न. તથા र. એ વચમાં હરકત લીધી, અને म. તથા ब. એઉના વિરૂદ્ધ દાવો રાખ્યો, અને તેઓને દાવાના પક્ષકાર કરવામાં આવ્યા છે. કોર્ટે દાવો કહાડી નાંખ્યો, કારણ તે વચમાં હરકત લેનારાઓનો હક્ક કોર્ટે કબુલ કરેલો છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે ब. અપીલ કરી શકતો નથી ૬ અ. ૪૧૩.

**હુકમનામું**—હુકમનામું એ શબ્દમાં અસલકોર્ટે અથવા અપીલકોર્ટે મુકરદમો ચાલતાની દરમિયાનમાં જે હુકમો કરેલા હોય તેનો સમાસ થતો નથી, અને જો વિરૂદ્ધ સ્પષ્ટ ઠરાવેલું ના હોય તો દરેક હુકમનામા ઉપર અપીલ ચાલે છે. ઇ. લા રી ૮ મું. ૨૬૯. એકતરફી હુકમનામા ઉપર તથા તે રદ કરવાને ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલી શકે છે. ઇ. લા. રી. ૨ મું. ૬૪૪, ઇ. લા. રી. ૮ ક. ૨૭૨, ઇ. લા. રી. ૨ મ. ૭૫; ૪ ક. લા. રી. ૧૮, તોપણ ઇ. લા. રી. ૪ અ. ૩૮૭ જુઓ; તેમજ સન ૧૮૬૦ ના આકટ ૨૭ મા પ્રમાણે આપેલું સર્ટીફીકેટ રદ કર્યાનો જડજે હુકમ કર્યો હોય તે ઉપર અપીલ ચાલી શકે છે. ઇ. લા રી. ૭ મ. ૫૫૫. કલમ ૨૦૬ ની ટીકા જુઓ.

**જડજની ચાલ**—જો પક્ષકારની મરજી જડજની વર્તણુંક બાબત અપીલમાં એક કારણ તરીકે બતાવવાની હોય તો, તે બાબત તે પક્ષકારે અરજી કરીને અથવા બીજી રીતે જડજનું લક્ષ ખેંચવું જોઈએ. ૩ ક. લા રી. ૨૩, પરંતુ ૮ બં. લા. રી. ૪૪ જુઓ.

જે તકરાર ઉપરથી અસલ કામમાં દાવાનો આંક બાંધેલો હોય તે ઉપર ખરી રીતે અપીલ કેઈ કોર્ટમાં ચાલે તે વિશેનો આધાર છે. ૯ બં. લા. રી. ૧૯૦–૧૮ વી. રી. ૨૬૧–૫ અલહા. ૧૭૫, સન ૧૮૭૧ ના આકટ ૬ ઠાની કલમ ૨૨, ૯ મું. ૨૮૬, ૪ ક. લા. રી. ૪૯૧, તેજ પ્રમાણે મદ્રાસમાં પણ છે. ૭ મ. ૩૫૬. સન ૧૮૭૩ ના આકટ ૩ ની કલમ ૧૩

દાવાના આંક વિશે હકુમતનો નિર્ણય કરવાને અસલકોર્ટે ઠરાવ કરેલો હોય, તે આ ખરનો નથી. ૩ ક. લા. રી. પાનું ૭૯

વેહેંચણના દાવામાં દાવાના આંક વિશે. ૪ ક. લા. રી. ૪૧૭ જુઓ.

કોણ અપીલ કરી શકે છે અને કોણ કરી શકતું નથી તે વિશે, કલમ ૫૮૪ જુઓ.

જો કોઇ સખસ દાવાનો પક્ષકાર ના હોય ને હુકમનામું થયું હોય તો અપીલ કરી શકતો નથી. ૧ મ. ૮; અને તેના ઉપર હુકમનામું કરવામાં આવ્યું હોય અને તે હુકમનામાથી તેને હરકત થએલી હોય, તોપણ તે અપીલ કરી શકતો નથી. ૨૪ વી. રી. ૨૫૯, તોપણ ૧૬ ચ. ડીવ. ૧ અને ૨૩ વી. રી. ૮૬, ઈ. લા રી. ૬ મ ૧૮૫, ૧૧ ચ. ડીવ. ૫૬ જુઓ, અને જો અ. એ પોતાના તરફથી તથા બીજા સખસોની તરફથી દાવો કરેલો હોય તો તે વર્ગમાંનો એક સખસ અપીલ કરી શકતો નથી. ૧૭ ચ. ડીવ. પાનું. ૧૯.

એકાદા પક્ષકારનો પ્રતીનીધી દાવાના રજીષ્ટરમાં પોતાનું નામ દાખલ કરાવ્યા વિના અપીલ કરી શકતો નથી, ૫ વી. રી. ૧૩૩, અને જો તે ખરીદદાર હોય તો તેણે વેચાણ આપનારાઓને સામેલ કરવા જોઈએ, ૧૫ વી. રી. ૧૦૬, ૯ વી. રી. ૩૦૯; પરંતુ જો કામ ની શરૂઆતમાં તે મીલકતનો ફેરફાર થએલો હોય અને ખરીદદારે સામાવાળાની હરકત શિવાય પોતાનું નામ દાખલ કરાવેલું હોય તો તેમ થતું નથી, ૧૫ વી. રી. ૧૨૧. એવું ઠરાવવામાં આવ્યું છે કે એક દાવાના પ્રતીવાદીનો હક્ક સબંધ ખરીદ કરનાર હોય, તેના ખરીદદાર તરીકે તેના પ્રતીવાદી ઉપર કરેલા હુકમનામા વિરૂદ્ધ અપીલ કરવાનો હક્ક નથી. ૧૫ વી. રી. ૪૮૫; ૭ બં. લા. રી. પાનું. ૧૪૯.

જુદા જુદા પક્ષકારોની વચ્ચેના સબંધથી અપીલ કરવાના અખત્યારની મર્યાદા રાખેલી છે. માટે એક પ્રતીવાદી પોતાના સહપ્રતીવાદી વિરૂદ્ધ અપીલ કરી શકતો નથી. ૭ વી. રી. ૩૮૬, પણ જો તે પ્રમાણે કરતાં ઠરાવ વિરૂદ્ધ જાય તો, બીજી અપીલ કરવાને તેને બાધ છે. ૧૧ વી. રી. પાનું. ૪૧૦.

જો અપીલવાળાએ અપીલ કરવી નહીં એવું કબુલ કર્યું હોય તો અપીલ ચાલતી નથી. ૧૪ મુર. ૨૧૩. ૧૦ ક. લા. રી. ૪૪૩, ઈ. લા. રી. ૮ ક. ૪૫૫; અને જો કરાર વિરૂદ્ધ તે અપીલ ચલાવતો હોય તો નુકશાનીનો દાવો ચાલે છે. ૩ ક. લા. રી. ૫૭૪, વળી પુલટન ૧૪૬ જુઓ.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭૩ પ્રમાણે એક સખસને ખોટી રીતે પક્ષકાર કરેલો, તેણે હુકમનામા ઉપર અપીલ કરી. પછી તેનું નામ કાહાડી નાંખીને તે કામ તપાસ થવા સારૂ પાછું મોકલ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે પેહેલી અપીલ વચ્ચમાં હરકત લેનારને માટે રાખેલી હતી, તોપણ તે કામ પાછું મોકલ્યા પછી કરેલા હુકમનામા ઉપર અપીલ કરવાને પ્રતીવાદીને હરકત થતી નથી ૧૫ વી. રી. ૫૭૨. તોપણ અ. વગેરે સખસો ઉપર હુકમનામું કરવામાં આવેલું, અને અ. એ અપીલ કરેલી નહી. પણ તે હુકમનામું રદ કરવામાં આવેલું, અને સહપ્રતીવાદીઓની અપીલ ઉપરથી કામ પાછું મોકલવામાં આવેલું, પણ અસલકોર્ટે તે હુકમનામું બાહાલ રાખ્યું તેમાં ઠરાવ્યું કે આ છેવટના હુકમનામા ઉપર અ. અપીલ કરી શકતો નથી. ૧ સોમ. પાનું. ૧૨.

**સ્ટાંપ**—નીચેની કોર્ટમાં યોગ્ય સ્ટાંપ તથા પેનલટી જો આપવા માંડેલ ના હોય તો, તે સ્ટાંપ તથા પેનલટી આપવાથી દસ્તાવેજ લેવાને અપીલકોર્ટને અખત્યાર નથી. ઈ. લા. રી.

૪ ક. ૨૧૩. अ. હુકમનામાની રૂઈએ ब. ને અપીલનો પ્રતીવાદી કરયા સિવાય ब. ના હક્કને હરકત થાય તે પ્રમાણે અપીલ કરી શકતો નથી. ૨૦ વી રી. પાનું. ૧૪૯.

**મુદત**—જીલ્લા જડજને હુકમનામાની તારીખથી ૩૦ દીવશની અંદર અપીલ થઈ શકે છે. સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨, જાની આર્ટીકલ ૧૫૨, પરંતુ તે મુદતની અંદર અપીલ નહી કરવાને જો યોગ્ય કારણ બતાવી અપીલવાળો કોર્ટની ખાત્રી કરે તો તે મુદત પછી પણ અપીલ દાખલ થઈ શકે છે. સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની કલમ ૫, ૧ આગ્રા, ૧૦૦; પણ જો કોર્ટની નજરમાં તે કારણ બસ ના આવે તો તે નામંજુર કરયાનો હુકમ આખરનો છે. ૭ વી. રી. ૩૩૭, ૧૮ વી. રી. ૨૯૩; પણ જો બીજી બાજુ તરફ કોર્ટ તે અપીલ દાખલ કરે તો, હુકમનામા ઉપર કરેલી અપીલમાં ફેંસલા વિશે તકરાર થઈ શકે છે. ૧૦ વી. રી. ૧૭૮, ૧૦ મું. પાનું. ૩૯૭.

**પુક્ત કારણ નથી**—મુદત ખોટી રીતે ગણવામાં આવી હોય તો તે પુક્ત કારણ નથી. ઈ. લા. રી. ૧ અ. ૨૫૧; અને અપીલવાળાએ પોતાની અપીલ ખેંચી લેઈને અપીલના પ્રતીવાદીને સામી અપીલ કરતાં અટકાવેલો હોય તો તે અપીલના પ્રતીવાદીને મુદત ગયા પછી અપીલ દાખલ કરવાને તેથી પુક્ત કારણ થતું નથી. ૧૦ મું. ૩૯૭, વળી ઈ. લા. રી. ૯ ક. ૭૩૯, ઇ. લા. રી. ૭ ક. ૬૮૪ જુઓ. તેમજ વળી એક સખસે ઘણી મંદગી થએલી હતી એવી ફક્ત તકરાર કરી, તેમાં તેની અરજી નામંજુર કરવામાં આવી હતી. ૯ વી. રી. પરચુરણ પાનું. ૨૯.

પુક્ત. કારણ—મુખત્યાર ઘણોજ માંદો હોય, ૯ સુર. ૨૬, અથવા ફરીતપાસ ચાલતી હોય, ૨૨ વી. રી. ૭૯, ઈ. લા. રી. ૮ મું. ૨૬૦, અગર અરજદારને ફેંસલાની નકલ મળી શકેલી ના હોય, ૧૫ બં. લા. રી. ૨૭૨, અગર હુકમનામાની નકલ લેવાને જે મુદત ગએલી હોય તે બાદ કરવાને કોર્ટના રીવાજથી અરજદાર આડો દોરવાએલો હોય તો, તે પુક્ત સબબ છે. ૧૨ ક. લા. રી. ૫૪૧, ૨૧ વી. રી. ૩૦૮.

ઈ. લા. રી. ૮ અ. પાને ૨૦ નો ઠરાવ આ કાયદાની કલમ ૫૮૮ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૯ મ. પાનું. ૪૪૫ નો ઠરાવ કલમ ૧૦૦ નીચેની ટીકામાં છે, તે જુઓ.

અપીલનો નમુનો.

**૫૪૧. અપીલ કરવી તે યાદીના રૂપમાં લખીને કરવી; અને તે અપેલેન્ટે આપવી; અને જે હુકમનામા ઉપર અપીલ કરી હોય તે હુકમનામાની નકલ તથા (અપીલકોર્ટ ચલાવી ન લે તો) જે ફેંસલા ઉપર તે હુકમનામું આધાર રાખતું હોય તે ફેંસલાની નકલ તેની સાથે જોડવી.**

યાદીની સાથે શું સામીલ રાખવું.

યાદનો મજકૂર.

**તે યાદમાં, જે હુકમનામા ઉપર અપીલ કરવાની હોય તે હુકમનામા ઉપર હરકત લેવાનાં કારણો, સંક્ષેપમાં કલમવાર લખવાં, તેમાં કંઈ દલીલ અથવા હકીકત લખવી નહી, અને તે કારણો ઉપર અનુક્રમે નંબર પાડવા.**

**ટીકા**—૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૩૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

જ્યારે કામમાં થએલો ફેંસલો બીજા કામોને લાગુ હોય, તે ફેંસલો ફાઈલ કરવામાં આવે ત્યારે આ કલમ પ્રમાણે તે વાસ્તવિક રીતે કરવામાં આવેલો થાય છે. વી. રી. પરચુરણ સન ૧૮૬૪ પાનું. ૯ તથા ૨૮

અપીલની યાદદાસ્ત જડજને આપવી જોઈએ, અને મૂનસેરીમને આપવી નહી જોઈએ. જડજ હાજર ના હોય તે વખતે તે ટેબલ ઉપર મુકવામાં આવે તો તે જડજને આપી થતી નથી. ૩ અલ્હાબાદ પાનું. ૩૪૧.

**સ્ટાંપ**—ચાલુ કાયદા પ્રમાણે અપીલની યાદદાસ્ત ઉપર સ્ટાંપ હોવો જોઈએ. ૫ મદ્રાસ ૪૪. સ્ટાંપની કીંમત જુદા જુદા સ્ટાંપથી પુરી થઈ શકે છે. પછી તે અરજી એક તાર ઉપર લખવામાં આવી હોય તેની ચીંતા નહી. ૧૨ વી. રી. ૪૪૯. જો સ્ટાંપ વધારે ફાઈલ કરેલો હોય તો તે વધારો પાછો આપવો જોઈએ. ૧૪ વી. રી. ૪૭, અને જો સ્ટાંપ જોઈએ તેટલો ના હોય તો અપીલ નામંજુર કરતા પેહેલાં ખુટતો સ્ટાંપ પુરો પાડવાને અપીલવાળાને કોર્ટે લાગ આપવો જોઈએ. ૧૧ વી. રી. ૫૪૧, પણ દાવાની કીમતથી હકુમતને હરકત થતી હોય તેમ નથી. ૨૪ વી. રી. ૨૨૫; અને જે કામમાં અપીલની તપાસ કરેલી હોય તેમાં જેટલા ભાગનો સ્ટાંપમાં સમાસ થતો હોય, તેટલા ભાગનીજ દાદ અપાવી શકાતી નથી. ૧૦ વી. રી. પાનું. ૨૪૨

**મુદત**—મુદત વીતી ગયા પછી બીજા અપીલના પ્રતીવાદીઓનાં નામ અપીલવાળો વધારી શકતો નથી. ઓ. સી. પ્રો. પાનું. ૫૦૮.

અસલકોર્ટના ફેંસલા ઉપર હુકમનામાની નકલ સિવાય અપીલ ફાઇલ કરેલી; પછી અપીલ કરવાને આપેલી મુદતની અંદર અપીલવાળાએ તે હુકમનામું ફાઈલ કર્યું. અને જડજે તે કબુલ કર્યું. તેમાં ઠરાવ્યું કે તે ગેરસીરસ્તે થએલી બાબત દુરસ્ત થએલી છે; માટે અપીલની સુનાવણી કરવી જોઈતી હતી. ૨ આગ્રા પાનું. ૩૫

**ફેંસલાની નકલ**—લેટર્સપેટંટની કલમ ૧૦ પ્રમાણે ફેંસલાની નકલો અપીલમાં જોઈતી નથી એવો અલ્હાબાદ હાયકોર્ટે રીવાજનો નિયમ કરેલો છે, માટે અપીલ કરવાની મુદત જે ઠરાવેલી છે તેમાંથી ફેંસલાની નકલો મળવાને જરૂરીઆત મુદત બાતલ થઈ શકતી નથી. ઈ. લા. રી. ૨ અ. પાનું. ૧૯૨.

**બીજી અપીલ**—બીજી અપીલમાં અસલકોર્ટના હુકમનામાની નકલ અપીલ સાથે ફાઈલ કરવાની જરૂર નથી. ઈ. લા. રી. ૪ મ. પાનું. ૪૧૯.

*જે કારણ લખ્યાં હોય તે કારણોનેજ અપીલ કરનારે વળગી રેહેવું*

**૫૪૨.** **લખી આપ્યા સિવાયનું હરકત લેવાનું બીજું કોઇ કારણ કોર્ટની રજા વગર અપીલ કરનારે કાઢવું નહી, અથવા બીજા કોઈ હરકત લેવાના કારણની પુષ્ટીમાં તેનું કંઈ સાંભળવું નહીં, પરંતુ અપીલનો નીકાલ કરવામાં અપીલ કરનારે લખ્યાં હોય તે શિવાયના બીજા કારણનો વિચાર કરવાની કોર્ટને મનાઈ નથી.**

**પણ એવું ઠરાવવામાં આવે છે કે અપીલ કરનારે જે કારણ લખ્યું ન હોય તે કારણ ઉપર મુકદમો લડવાની રેસ્પાન્ડેન્ટને પુરતી તક ન મળી હોય તો, કોર્ટે તે ન લખેલા કારણ ઉપર પોતાના ફેંસલાનો આધાર રાખવો નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૩૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

એડવોકેટ અથવા વકીલને સાંભળતા પેહેલાં અપીલના સર્ટીફીટક સાથેનું કારણ અથવા કારણો ફાઇલ કરેલાં જોઈએ. અપીલવાળાએ અપીલનાં કારણો પોતે ફાઈલ કરેલાં, પણ તે પોતે જાતે હાજર નહી છતાં વકીલની મારફતે હાજર થયો, અને તે વકીલે અપીલના સદરહુ કારણો વિશે સર્ટીફીકટ આપવાને ના કહી, તેથી અપીલ કાહાડી નાંખવામાં આવી હતી. ૩ વી. રી. ૨૧૬; પણ જો કાંઈ કારણ યોગ્ય રીતે ફાઈલ કરવામાં આવેલું હોય તો તેજ ફકત કોર્ટને જોવાનું છે એમ નથી, પણ નીચેની કોર્ટમાં રીતીસર કામ ચલાવવામાં કોઇ બાબતથી હરકત થએલી હોય તે અથવા જે બાબત ગુણદોષ ઉપરથી ફેંસલાના ખરાપણાને લગતી હોય તેજ કોર્ટ જોઇ શકે છે. ઇ. લા. રી. ૪ અ. ૬૯; જો હુકમનામું જોતાંજ કાયદા વિરૂદ્ધ માલમ પડે તો તે વિશે એક નિયમ તરીકે તકરાર વખતે વાંધો લેઇ શકાય છે. ઈ. લા. રી. ૩ ક. ૬૧૨, ઈ. લા. રી. ૨ અ ૮૮૪; પણ તે કારણ વિશે જવાબ આપવાને અપીલના પ્રતીવાદીને પુકત લાગ હોવો જોઇએ, અને કોર્ટની રૂબરૂ જે અપીલની બાબત રજુ કરવામાં આવી હોય તે ઉપરાંત કોર્ટ લેઈ શકતા નથી. अ. એ क. ની મીલકત લેવાને ब. ઉપર દાવો કર્યો, તેમાં क. ની મીલકતમાંથી અર્ધ ભાગ क्ष. નો જતાં અર્ધનું હુંકમનામું કર્યું. अ. એ ફકત क्ष. ને માટે અપીલ કરી. તેમાં ઠરાવામાં આવ્યું કે અર્ધને બદલે क. ની આખી મીલકત અપાવવાને જડજને અખત્યાર નથી. ૨૪ વી. રી. પાનું. ૧૭૯

ભાડાના દાવામાં પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીએ એક ભાગ બાબત અપીલ કરી, પણ કોર્ટની પરવાનગી સાથે તુમામ હુકમનામા વિરૂદ્ધ તકરાર કરી, એવા કારણથી કે સહમાલેકને પ્રતીવાદી કરેલો નથી, તેથી તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. હાયકોર્ટે તે ફેંસલો રદ કર્યો, એવા કારણથી કે તે પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીએ હુકમનામાના થોડા ભાગ બાબત અપીલ કરવાથી તે અપીલમાં જડજ આવી હરકત સાંભળી શકતા નથી. ૨૪ વી. રી. પાનું. ૩૮૯.

કાનસલની નોટ અપીલમાં જોઈ શકાય છે. ૧૯ ચ. ડીવ. પાનું. ૮૦

એક બાબત ઉપર ચોખો નિર્ણય થઈ ગયો હોય તે બદલી હકીકતને નવું રૂપ આપવા દેવું એ ઘણું હાનીકારક છે. ૨ મુર્સ. ઈ. અ. પાનું. ૪૭૦.

ખરચની બાબતમાંજ અપેલેન્ટ અપીલ કરતો હોય તો, તેજ મુદ્દાની અપીલકોર્ટે તજવીજ કરવી. ૧૮ વી. રી. પાનું ૫૦૭

યાદ નામંજુર કરવાનું અથવા દુરસ્ત કરવાનું.

**૫૪૩. પાછળ બતાવી તે રીતે અપીલની યાદ લખી ન હોય તો તે નામંજુર થઇ શકે, અથવા કોર્ટ ઠરાવે તે મુદતમાં દુરસ્ત કરવા સારૂ અપીલ કરનારને તે પાછી અપાય, અથવા ત્યાંને ત્યાં તેજ વખતે દુરસ્ત થઇ શકે.**

**આ કલમ પ્રમાણે કોઈ યાદ કોર્ટ નામંજુર કરે તો તે નામંજુર કરવાના સબબ કોર્ટે લખવા.**

**આ કલમ પ્રમાણે અપીલની યાદ દુરસ્ત કરવામાં આવે તો જડજે અથવા આ કામ સારૂ જડજ નીમે તે અમલદારે તે દુરસ્તી ઉપર પોતાની સહી કરવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૩૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

**અપીલની યાદદાસ્ત**—અપીલનાં કારણો લખવામાં એટલું યાદ રાખવું જોઈએ કે જે વખતે ફેંસલો આપવામાં આવ્યો, તે વખતે તકરારી બાબતનો જે ઠરાવ કરવામાં આવ્યો છે તેને પાછળની કાંઈ બનેલી હકીકતથી અથવા હક્ક મળવાથી હરકત થએલી નથી. સબબ તે વિશેનો અમલ કરવાને કાંઈક પૂરવણી કામ ચલાવવું જોઈએ, અને અપીલ કરવાની જરૂર નથી. ૨ વી. રી ૧૯. એક પક્ષકારની પોતાની ખાએસથી અથવા પોતાની કબુલતથી ગેરસીરસ્તે થએલું હોય તો, તે કારણથી તે પક્ષકાર અપીલ કરી શકતો નથી. ૮ મુર. ૧૯૯; અને અપીલનાં કારણો એવાં હોવાં જોઈએ કે તે તકરારો તથા પૂરાવ ઉપરથી ઉત્પન થાય, અને કામમાં ફેંસલો કરવાને જરૂરના હોય ૧૦ મુર. ૫૫૩

અપીલની અરજીમાં નીચેની કોર્ટનું પ્રોસીડીંગ ગેરસીરસ્તે તથા કાયદા વિરૂદ્ધ છે એવું કહેવામાં આવે તો, તે ઘણું સાધારણ અને મોઘમ છે. ૧૧ મુર, પાનું. ૧.

જ્યારે અપીલ પાછી આપવામાં આવે ત્યારે અપીલવાળાએ તે પાછી આપવાને કોર્ટે મુદત ઠરાવવી જોઈએ. ઇ. લા. રી. ૨ અ. પાનું. ૮૭૫

જો અપીલમાં તકરાર તથા હકીકત લખેલી હોય તો તે અપીલ નામંજુર કરવી જોઇએ, પણ અપીલવાળો નવા સ્ટાંપ ઉપર ફરીથી અપીલ કરી શકે છે. વી રી. સન ૧૮૬૪ પાનું ૩૮૬, પણ જોઈતો સ્ટાંપ ના હોય તો વધારાનો સ્ટાંપ પૂરો પાડવાને અપીલવાળા પાસે માગ્યા સિવાય અપીલ રદ કરવી નહી જોઈએ. વી રી. પરચુરણ સન ૧૮૬૪ પાનું. ૩.

**અપીલ**—આ કલમ પ્રમાણે અપીલ નામજુર કરવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. કલમ ૫૮૮.

**મુદત**—અપીલની યાદદાસ્ત નામંજુર કરવાને અથવા દુરસ્ત કરવાને કાંઈ મૂદત નથી. ઈ. લા. રી. ૭ અ. પાનું. ૮૫.

ઘણાવાદીઓને અથવા પ્રતીવાદીઓનેબધાને લાગુ પડે એવા કારણ ઉપરથી હુકમનામુંકરયું હોય તો, તે વાદીઓ અથવા પ્રતીવાદીઓમાંથી એક જણ આખું હુકમનામું ફેરવાવી શકે.

**૫૪૪. કોઈ ફરિયાદમાં એક કરતાં વધારે, વાદીઓ અથવા પ્રતિવાદીઓ હોય, અને જે હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તે હુકમનામું બધા વાદીઓને અથવા બધા પ્રતિવાદીઓને લાગુ પડે એવા કોઇ કારણ ઉપરથી આપ્યું હોય તો, વાદીઓમાંથી અથવા પ્રતિવાદીઓમાંથી ગમે તે એક જણ આખા હુકમનામા ઉપર અપીલ કરવાને મુખત્યાર છે. અને પછી બધા વાદીઓના કે પ્રતિવાદીઓના, જેના હોય તેના, લાભમાં તે હુકમનામું ફેરવવાને અથવા તેમાં ઓછું વત્તુ કરવાને અપીલકોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૩૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

સામાન્ય નિયમ એવો છે કે જ્યારે અસલકોર્ટમાં જુદો જુદો ફેંસલો થઈ શકે એવું હોય, ત્યારે જે પક્ષકારોએ અપીલ કરેલી ના હોય તે પક્ષકારોની બાબતમાં ફેંસલાને

હરકત થયા સિવાય અપીલવાળાની બાબતમાંજ તે ફેંસલો ફેરાવવો જોઈએ. ૧૭ વી. રી. ૭૫૩. આ કલમમાં ઠરાવેલું છે કે જ્યારે અપીલવાળો તમામ હુકમનામા ઉપર અપીલ કરે. ૧૮ વી. રી. ૨૬, અને નીચેની કોર્ટનું હુકમનામું એકતરફી હોય કે નહી, ૧૩ વી. રી. ૧૧૪, અને તે અપીલવાળાએ તમામ પક્ષકારોને લગતા કારણથી અપીલ કરેલી હોય, ૬ વી. રી. ૮૨, ૧૪ વી. રી. ૧૩૯, પછી તે પક્ષકારોમાંના એક પક્ષકારે અપીલ કરી હોય, તોપણ અપીલકોર્ટ તમામ હુકમનામું અપીલમાં ફેરાવી શકે છે. ૨ વી. રી. પાનું. ૨૨૭.

આ કલમમાં જે કામોનો સમાસ થાય છે તે વિશેના ઠરાવો નીચે પ્રમાણે છેઃ—૧૮ વી. રી. ૩૩૨, ૧૨ વી. રી. ૨૧૧, ૬ વી. રી. ૩૨૩, ૯ વી. રી. ૪૯૯. ઈ લા. રી. ૩ ક. ૭૩૮. ૧૬ વી. રી. ૨૩૫, ૨૫ વી. રી. ૨૯. ૧૨ વી. રી. ૩૭૬, ૨૦ વી. રી. ૭૭. ૪ વી. રી. ૬૮, ૭ બં. લા. રી. ૨૮, ૧૦ વી. રી. ૨૮૬. ૪ મદ્રાસ. ૨૬, ૨૧ વી. રી. ૧૧૨, ૧૪ વી. રી. ૧૨૧, ૬ વી. રી. ૧૦૪. માર્શ, પાનું. ૧૧૩.

જે કામોનો આ કલમમાં સમાસ થતો નથી તે વિશે. ૨ વી. રી. ૨૨૭, ૧૧ વી. રી. ૨૩૮ ના ઠરાવો છે.

**ફરીતપાસ**—જ્યારે પક્ષકારે અસલકોર્ટને અપીલ કરેલી ના હોય અને જડજે તમામને લગતા એકસરખા કારણથી કામનો ફેંસલો કરેલો હોય, પણ જે પક્ષકારે અપીલ કરેલી ના હોય તેની બાબતમાં હુકમનામામાં હાથ ઘાલવાને ના કહેલી હોય, એવા કારણથી કે તે પ્રમાણે તેમને હાથ ઘાલવાને અખત્યાર નથી. તેમાં ઠરાવ્યું કે તે હુકમનામાની ફરીતપાસ થઈ શકે છે. ઈં. લા. રી. ૮ મદ્રાસ. પાનું. ૧૯૨.

કેટલાક પક્ષકારોએ અપીલ કરી ન હોય, તોપણ દાવાના પક્ષકારો વચ્ચે વ્યાજબી રીતે જે હુકમનામું થાય તે કરી આપવાની અપીલકોર્ટને સત્તા છે. ઈ. લા. રી. ૩ ક. ૩૭૮.

એક પ્રતીવાદીએ હુકમનામાના થોડાક ભાગ વિરૂદ્ધ અપીલ કરી હોય, તેથી આખા હુકમનામા વિરૂદ્ધ અપીલકોર્ટ તકરાર સાંભળી દાવો રદ કરી શકતા નથી, ૨૪ વી. રી. ૩૮૯

अ. તથા क. એ ब. ઉપર દાવો કરયો, અને તે દાવાના એક ભાગનું તેમને હુકમનામું મેળવ્યું. ब. એ અપીલ કરી, તેમાં તે હુકમનામું ફેરવવામાં આવ્યું. અને વાદીનો તમામ દાવો રદ કરયો ત્યાર પછી अ. તે અપીલમાં સામેલ નહી હતો તેથી તેણે અસલ હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે अ. તે અપીલમાં પક્ષકાર નહી હતો તોપણ તે અપીલકોર્ટના ફેંસલાથી બંધાએલો છે, અને તેનો બજાવણી કરવાનો હક નથી. ઈ. લા. રી. ૧૧ મું. પાનું. ૫૯૬.

ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૧૪૪ તથા ૧૯૭ નીચેનો ઠરાવ કલમ ૫૧૬ નીચે છે, તે જુઓ.

એક બાજુ તરફ ઘણા પક્ષકારો હોય અને તેમાંનો એક અગર વધારે બધાઓને લગતા એકસરખા કારણથી અપીલ કરે તેને આ કલમ લાગુ છે, અને જે સામ સામી પક્ષકારોમાંનો એક તમામ હુકમનામા ઉપર અપીલ થાય તેટલી કોર્ટ ફી આપીને હુકમનામાના એક ભાગ ઉપર અપીલ કરે તેને આ કલમ લાગુ પડતી નથી. ઈ. લા. રી ૧૧ અ. ૩૫.

---

## જે હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે હુકમનામાં બજાવવા તથા તેમની બજાવણીનું કામ બંધ રાખવા બાબત.

અપીલ થઇહો યએટલાજકાર **૫૪૫. હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તે ટલાજ કારણ ઉપરથી તે હુકમનામું બજાવવાનું કામ બંધ થ-**

ણુ ઉપરથી હુકમનામાની બજાવણી બંધ રાખવી નહી.

શે નહી; પરંતુ પુરતુ કારણ હોય તો બજાવણીનું કામ બંધ રાખવાનો હુકમ કરવાને અપીલકોર્ટ મુખત્યાર છે.

અપીલ થઇ શકે એવું હુકમનામું અપીલની મુદત વીત્યા પેહેલાં બજાવણું બંધ રખાય.

જેના ઉપર અપીલ થઇ શકે તેવા હુકમનામાની, તેના ઉપર અપીલ કરવાની ઠરાવેલી મુદત વીત્યા અગાઉ, બજાવણી બંધ રાખવાની અરજ કરવામાં આવે, તો હુકમનામું કરનારી કોર્ટ પુરતા કારણ ઉપરથી બજાવવાનું કામ બંધ રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

પરંતુ, હુકમ કરનારી કોર્ટની નીચે પ્રમાણે ખાત્રી થયા વગર: એટલે—

(अ.) હુકમ નહી કરવામાં આવે તો બજાવવાનું કામ બંધ રાખવાની અરજ કરનાર પક્ષકારને ખરેખરૂં નુકશાન થાય તેમ છે;

(ब) અરજ કરવામાં ગેરવ્યાજબી ઢીલ કરેલી નથી; અને

(क.) જે હુકમનામું અથવા હુકમ અરજ કરનારને આખરે બંધનકારક થાય તે હુકમનામું અથવા હુકમ બરાબર રીતે પુરો કરી આપવાના તે અરજદારે જામીન આપેલા છે;

એવી ખાત્રી થયા વગર આ કલમ પ્રમાણે કોઈ હુકમ કરવો નહી.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૩૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

જે કામમાં હુકમનામું બજેલું હોય તે કામને આ કલમ લાગુ થતી નથી. ૧૨ ક.લા.રી.૫૩૨

આ કલમ સ્થાવર તથા જંગમ મીલકતના હુકમનામાને લાગુ થાય છે. ૯ વી. રી. ૪૮૮, પણ તે પ્રીવીકૌંસીલની રૂબરૂ ચાલતી અપીલ હોવી નહી જોઈએ. ૫ મ. પાનું. ૯૮

દિવાનીકોર્ટે પક્ષકારો અથવા સાક્ષીઓ વિરૂદ્ધ ફોજદારી કામ ચલાવવાને હુકમ કરેલો હોય તે હુકમનામું નથી, અને તે દાવાનો ફેંસલો હુકમનામામાં લખવો નહી જોઈએ, અને તે હુકમ બજાવણીમાં બંધ રાખી શકાતો નથી. સ. દિ અ. વાગ્યપ્રાંત સન ૧૮૬૩ પાનું. ૩૬૭

આ કલમ પ્રમાણે અરજી કરતા પેહેલાં વકીલે એવી પ્રતિજ્ઞા કરવી જોઈએ કે મને જે હકીકત કહેલી છે તે યોગ્ય પક્ષકારોએ કહેલી છે. ૧૭ વી. રી. પાનું. ૪૦૫;

**અરજીના કારણ**—અપીલની મુદત પુરી થએલી ના હોય તે કારણથી જીતનાર પક્ષકારને હુકમનામું બજાવવાને મનાઇ કરેલી નથી. ૫ વી. રી. પરચુરણ ૫૩, પણ અપીલકોર્ટ અપીલ કર્યા પછી અથવા અપીલની મુદત પુરી થતા પેહેલાં અને અપીલ ચાલવા લાયક હોય અને અરજ કરવામાં આવે તો, અસલકોર્ટ પોતાની ખુશીમાં આવે તો પુકત કારણ બતાવવા ઉપરથી બજાવણી બંધ રાખી શકે છે. પણ એવી શરતથી કે અરજદારે જામીન આપવા અને પક્ષકારે ઘણીવાર કરેલી હોવી નહી જોઈએ, અને જો અરજ મંજુર રાખવામાં ના આવે ને ભારે નુકશાન થાય તેવું હોય તો બજાવણી બંધ રાખી શકે છે, પણ બીજી કોઈ કોર્ટ તે બંધ રાખી શકતા નથી. ૧૭ વી. રી. ૭૪૧; ૯ વી. રી. ૪૮૮, માર્સ ૪૭૮, બોર્ક ૧૦૩, ૧૭ વી. રી. ૧૬૦, ૧ ઈ. જ્યુ. ન્યુ. સી, ૧૮૫

૧૨ ચ. ડીવ. ૪૫૪; કબજો છોડાવવાનું હુકમનામું બજાવવું બંધ રાખવાને પ્રતીવાદીએ પોતાના કબજા ઉપર હક ઠરાવવાને દાવો કરેલો હોય તો તે પુક્ત કારણ નથી. ૨૦ વી. રી. ૩૯૩; તેમ બજાવણીમાં લીલામ બાબત ઠરાવેલો દીવશ તે મેહેસુલ આપવાને જે મોકામાં મોડો દીવશ હોય તેની નજીકનો છે, અને તેથી અરજદારને ભારે નુકશાન થાય તેવું છે તો તે પુકત કારણ નથી. ૧૩ વી. રી. પાનું. ૨૮૧

**જામીન આપીને તપાસ**—જામીન આપીને કામ બંધ રાખવાનો હુકમ કરેલો હોય તો તે જામીન આપવામાં આવે છે તે બસ છે, એવું બતાવવાને હુકમનામાના દેણદારને વ્યાજબી લાગ આપવો જોઈએ. ૨૦ વી. રી ૫૨. જ્યારે પ્રતીવાદીએ આ કલમ પ્રમાણે દરમિયાન ઉપજનો જવાબ દેવાને જામીનખત લખી આપેલું હોય, અને બજાવણી બંધ રાખવામાં આવી હોય તો, પાછળથી દરમિયાન ઉપજ બાબત બજાવણી થઈ શકતી નથી. વાદીએ રેગ્યુલર દાવો કરી પોતાનો ઇલાજ કરવો જોઈએ એવું કેહેવાને તેને પ્રતિબંધ થાય છે. લા. રી. ૨ ઈ. અ. પાનું ૨૧૯

**જામીનખત**—જો હુકમનામું અપીલમાં ફેરવવામાં આવે તો જામીન ખત પાછું આપવું જોઈએ. એક દાવામાં જામીન અપાયા હતા, અને ડીવીજન બેંચથી અપીલમાં હુકમનામું રદ કરવામાં આવ્યું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે જામીનની જવાબદારી રેહેતી નથી, તોપણ ફુલબેંચને અપીલ કરી હતી. ૧૩ વી. રી ૪૦૩, ઈ. લા. રી. ૨ મું. ૬૫૪, તોપણ ઈ. લા. રી. ૩ મું. પાનું. ૨૦૭ જુઓ.

જો હુકમનામું કાયમ રાખવામાં આવે તો બજાવણીમાં ચલાવેલા કામની તારીખથી ત્રણ વર્ષ થઇ ગયા પછી પણ લેહેણદાર પોતાની લેંહેણી રકમ લેઈ શકે છે. ઈ. લા. રી. ૪ ક. પાનું. ૬

આ કલમ પ્રમાણે કરેલો હુકમ કોર્ટ રદ કરી શકે છે, અથવા હરકોઈ વખત દુરસ્ત કરી શકે છે. ૧૩ વી. રી. પાનું. ૪૦૩

જે કામમાં હાયકોર્ટના હુકમનામા ઉપર પ્રીવીકૌંસીલમાં અપીલ કરેલી હોય તે કામમાં દિવાનીકોર્ટ બજાવણી બંધ રાખી શકતા નથી. ૫ મદ્રાસ ૯૮; તેમ હાયકોર્ટે હુકમનામાવાળો પોતાનું હુકમનામું બજી શકે તે સારૂ જામીન લીધા હોય તો, જામીન છુટો થતો નથી. ૧૭ વી. રી. પાનું. ૪૬૪;

વાદીએ હુકમનામું મેળવેલું તે અપીલમાં રદ કરવામાં આવેલું, અને સ્પેશીયલ અપીલ ચાલતાં સુધી જડજે પોતાનું હુકમનામું બજાવવું બંધ રાખવાનો હુકમ કર્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ હુકમ બરોબર નથી, માટે તે રદ કરવામાં આવે છે. ૧૦ મું. પાનું. ૪૧૧

કલમ ૨૮૩ પ્રમાણે કરેલા હુકમ બાબત વાંધો લેવાને રેગ્યુલર દાવો કરવામાં આવ્યો હોય, અને દાવાવાળી મીલકત વેચાવવા લાયક છે એવું હુકમનામું મેળવેલું હોય. જો આ કલમ પ્રમાણે બજાવણી બંધ રાખવામાં આવે નહી તો તે હુકમનામાથી અપીલ ચાલતાની દરમિયાનમાં મીલકત વેચાવી શકાય છે. ઈ. લા. રી. ૬ મદ્રાસ પાનું. ૯૮

**અપીલ**—કલમ ૨૪૪ પ્રમાણે બજાવણી બંધ રાખવાના હુકમ ઉપર અપીલ ચાલી શકે છે. ઈ. લા. રી. ૭ અ. પાનું. ૭૩

ઈ. લા. રી. ૧૨ મું. પાનું. ૭૧ ના ઠરાવનો મતલબ આ કાયદાની કલમ ૪૮૪ નીચેની ટીકામાં છે, તે જોવો.

આ કલમ પ્રમાણે જીલ્લા જડજે કલમ ૨ માં વાખ્યા કરેલી છે તે પ્રમાણેનું હુકમનામું બજાવવું બંધ રાખવા તેના કહ્યાનો હુકમ કર્યો હોય તે છે, અને તેથી તે ઉપર અપીલ ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૨ મું. પાનું. ૨૭૯.

હુકમનામું કરનારી કોર્ટે હુકમ કર્યો કે આ કલમ પ્રમાણેના ઠરાવ મુજબ રૂ. ૭૦૦૦૦ ના જામીન દેણદાર આપે તો હુકમનામું અપીલ ચાલતાની દરમિયાનમાં બંધ રાખવું. આ હુકમ ઉપર અપીલ ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૬૨૪.

એક હુકમનામું જીલ્લા કોર્ટમાં બાહાલ રહેલું તે હુકમનામાવાળાને જે ખર્ચ અપાવવામાં આવેલું તે ખરચ બાબત બજાવણી કરી. હુકમનામાના દેણદારે ખરચ અનામત મુકેલું તે હુકમનામાવાળાને અપાવવામાં આવ્યું, અને એક જામીને એક ખત લખી આપ્યું, અને પોતાને માથે એવું રાખેલું કે જો હુકમનામાનો દેણદાર હાયકોર્ટમાં અપીલમાં જીતે, અને તે રકમ હુકમનામાવાળો આપવાની કસુર કરે તો, તે રકમ હું આપીશ. હુકમનામાના દેણદારે ત્યાર પછી હાયકોર્ટમાં અપીલ કરી, અને તેમાં તે જીત્યો. પછી તેણે બજાવણી ખાતામાં તે જામીન પાસેથી તે રકમ વસુલ કરવાને અરજ કરી. ઠરાવવામાં આવ્યું કે હાયકોર્ટનું હુકમનામું બજાવનારી કોર્ટને તે જામીન વિરૂદ્ધ બજાવવાની હકુમત નથી. ઇ. લા. રી. ૮ અ. પાનું. ૬૩૯

આ કાયદાની કલમ ૬૪૭ માં ઠરાવ્યા માણે અસલ મુકરદમા અને અપીલો સિવાય પરચુરણ કામોમાં કેવી રીતે કામ ચલાવવું તે આ કલમ તથા નીચેની કલમ ૫૪૬ સાથે વાંચતાં અપીલ નહી કરવા લાયકનું આખરનું હુકમનામું કર્યા પછી અને ફરીતપાસની અરજી મંજુર રાખતા પેહેલાં હુકમનામાની બજાવણી બંધ રાખવાને તે કોર્ટ અગર જડજને કાંઈ અખત્યાર આપવામાં આવ્યો નથી, અને તેમાં કાયદા પ્રમાણે આવો અખત્યાર પણ નથી. ઈ. લા. રી. ૯ અ. પાનું. ૩૬

જેના ઉપરઅપીલ થઈ હોય તે હુકમનામું બજાવવાનો હુકમ કરવામાં આવે તો જામીન લેવાના તે

**૫૪૬.** **જે હુકમનામા ઉપર અપીલ ચાલુ હોય તે હુકમનામું બજાવવાનો હુકમ કરવામાં આવે ત્યારે, હુકમનામું કરનારી કોર્ટને અપેલેન્ટ પુરતુ કારણ બતાવે તો, હુકમનામું બજાવવામાં જે મિલકત લેવામાં આવે તે પાછી આપવાના, અથવા તે મિલકતની કીમત આપવાના, અને અપીલકોર્ટનું હુકમનામું અથવા હુકમ થાય તે બરોબર રીતે પુરો કરવાના, જામીન આપવાનું હુકમનામું કરનારી કોર્ટે ફરમાવવું.**

**અથવા તેવા કારણ ઉપરથી હુકમનામું કરનારી કોર્ટને તેવા જામીન લેવાનું ફરમાવવાને અપીલકોર્ટ મુખત્યાર છે.**

**અને પઇસા બાબતનું હુકમનામું બજાવવામાં સ્થાવર મિલકત વેચવાનો હુકમ કરયો હોય, અને તે હુકમનામા ઉપર અપીલ ચાલુ હોય તો, હુકમનામાના દેણદારે અરજ કરવાથી, જામીન આપવા વિશેની અથવા બીજી રીતની હુકમનામું કરનારી કોર્ટને યોગ્ય લાગે તેવી શરતો કરીને અપીલનો નીકાલ થતાં સુધી વેચાણ બંધ રાખવું.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આક્ટ ૨૩ માની કલમ ૩૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

અપીલ ચાલુ ના હોય તો આ કલમ પ્રમાણે કાંઈ ઈલાજ લેઈ શકાતો નથી. ૬ વી. રી. પરચુરણ ૧૫, ૧૬ વી. રી. પાનું. ૨૮૯.

જો બજાવણી પેહેલાં અરજ કરવામાં આવેલી હોય તો, તે અરજદારે પ્રથમ એવું બતાવવું જોઈએ કે, જો હુકમનામાવાળાને તે મીલકત મળશે તો તે મીલકત અથવા તેની કીમત હું પાછી લેઈ શકીશ નહી એવો સંભવ છે, ૧૭ વી. રી. ૬૯. જો હુકમનામું અપીલ ફાઈલ કરતા પેહેલાં બજાવવામાં આવેલું હોય તો, જામીન માગવાનું ફક્ત કારણ અપીલકોર્ટ જે હુકમનામું અથવા હુકમ કરે તેનો અમલ કરવાને વાસ્તે છે, ૧૦ મુર, ૭૯૬; ૭ મું. ૧૨૨; અને આ ખાસ કારણ બાબત એવું બતાવવું જોઈએ કે, મીલકત તફરકે કરવામાં આવે છે અથવા તેની અઘટીત રીતે વ્યવસ્થા કરવામાં આવે છે. ૧૭ વી.રી.૫૨૧.

આ કલમ પ્રમાણે લીધેલા જામીનનો અમલ ફક્ત પેહેલી અપીલકોર્ટની બાબતમાં છે, એમ નથી; અને તેમાં પેહેલી અપીલકોર્ટ અથવા હાયકોર્ટ સ્પેશીયલ અપીલમાં જે હુકમ કરે તેનો સમાસ થાય છે. ૧૦ મુંબાઈ પાનું. ૧.

**પાછી આપવી**—જ્યારે હુકમનામું ફેરવવામાં આવે ત્યારે નીચેની કોર્ટ પ્રતીવાદીને તે મીલકત પાછી અપાવવાને બંધાએલા છે, પછી અપીલકોર્ટના હુકમનામામાં તે વિશે સ્પષ્ટ રીતે ફરમાવેલું હોય કિંવા નહી. બં. લા. રી. ૬૦૭; ૬ વી. રી. પરચુરણ ૧૧૧, ૨ ક. લા. રી. ૭૫: અને જે કામમાં બજાવણીમાં ભરેલી રકમ વસુલ કરવાને જડજ ના કેહે અને રેગ્યુલર દાવો કરવાને પ્રતીવાદીને ફરમાવે તો, તે પાછી આપવાની ફરજ હાયકોર્ટ પાડી શકે છે, અને અપીલકોર્ટના હુકમનામાથી અપાવેલું ખર્ચ બજાવી શકે છે. બં. લા. રી. ૪. બેં. રી. ૭૧૪, પૈસા પાછા આપ્યા હોય તેની ઉપર વ્યાજ ગણાય છે. ૧૫ વી. રી. ૭૪, પણ ખર્ચ ઉપર વ્યાજ અપાવી શકતા નથી. લા. રી. ૩ પી. સી. ૬૬૫, પણ આવું વ્યાજ આપવું કે નહી તે કોર્ટની મરજી ઉપર સોંપ્યું હોય તોજ નહી. લા. રી. ૪ ઈ. અ. પાનું. ૧૩૭.

અરજદારે બજાવણીની દરખાસ્ત કરી હતી, અને હુકમનામાના દેણદારોએ દીસ્ટ્રીકટ કોર્ટને અપીલ કરી, તેથી અપીલકોર્ટનું જે હુકમનામું અગર હુકમ થાય તે યોગ્ય રીતે બજાવી આપે એવા તેના બે જામીન લેઈ બજાવણી બંધ રાખવામાં આવી. તેમાં એમ ઠર્યું કે અપીલકોર્ટનું જે હુકમનામું થાય તે પુરૂં કરી આપવાની જામીનની જવાબદારી છે, તે ફક્ત તે કોર્ટના પેહેલા હુકમનામાને માટે છે એમ નથી, પણ હાયકોર્ટે કામ પાછું મોકલ્યું હોય અને તે પછી જે હુકમનામું થાય તેને માટે પણ છે. ઈ. લા.રી.૨ મું. ૬૫૪.

ઈ. લા. રી. ૯ અ. પાનું. ૩૬ નો ઠરાવ ઉપરની કલમ ૫૪૫ નીચેની ટીકામાં છે,તે જુઓ.

સરકાર અથવા સરકારી અમલદાર પાસેથી તેવા જામીન માગવા નહી.

**૫૪૭. કલમ ૫૪૫ અને ૫૪૬ માં કહેલા છે તેવા જામીન હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌંસીલ પાસેથી, અથવા કોઈ સરકારી અમલદારે કંઈ કામ પોતાના હોદ્દાને લીધે કર્યું છે એમ કહીને તે કામ બદલ તેના ઉપર ફરિયાદ કરી હોય, ત્યારે ( ફરિયાદનો જવાબ કરવાનું સરકારે માથે લીધુ હોય તો ) તે અમલદાર પાસેથી માગવા નહી.**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૪૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

## હુકમનામા ઉપર થયેલી અપીલોમાં કામ ચલાવવાની રીત.

અપીલની યાદ નોંધવાનું. ૫૪૮. અપીલની યાદ મંજુર કરવામાં આવે એટલે, અપીલકોર્ટે અથવા તે કોર્ટના યોગ્ય અમલદારે તેના ઉપર અપીલ આપ્યાની તારીખનો શેરો કરવો, અને અપીલ નોંધવા સારૂ એક ચોપડી રાખીને તે ચોપડીમાં તે અપીલ નોંધવી.

અપીલનું રજીસ્ટર. તે ચોપડીને અપીલનું રજીસ્ટર કેહેવું.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૪૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

સામાન્ય રીતે અપીલ નામંજુર કરવાનો વખત તો તે આપતી વખતે છે, અને તે દાખલ કરયા પછીનો નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું ૧૩૫, પરંતુ જો કે અપીલ દાખલ કરેલી હોય તોપણ તે ઠરાવેલી મુદતની અંદર કરવામાં આવેલી નથી, તે કારણથી નામંજુર કરવીજ જોઈએ. સન ૧૮૭૭ ના આક્ટ ૧૫ માની કલમ ૪ થીના દૃષ્ટાંતનો ઠરાવ ૮ વી. રી. પાનું. ૧૪૧ ના ઠરાવ વિરૂદ્ધ છે. પણ પુક્ત કારણ બતાવવામાં આવે તો તે દાખલ કરવામાં આવે છે, અને જો એમ બતાવવામાં આવે કે હકીકત ખોટી સમજવામાં આવવાથી અથવા દબાવી રાખવાથી તે દાખલ કરવાની અપીલવાળાએ પરવાનગી મેળવેલી છે, અથવા અપીલનો પ્રતીવાદી જો એમ બતાવી શકે કે તેવી કોઈ જાતનું પુક્ત કારણ નથી, અથવા અપીલકોર્ટે અપીલ દાખલ કરવામાં ચુક કરેલી છે, તોપણ અપીલવાળાએ કાંઈ કપટ કરેલું નથી તો, કોર્ટ પોતાનો હુકમ રદ કરીને તે કામ ફાઈલ ઉપરથી દુર કરે છે. ૪ બં. લા. રી. ૮૫; ૧૩ વી. રી. ૨૪૫, ૪ બં. લા. રી. ૧૦૩. ગમે તેમ હોય પણ સ્પેશીયલ અપીલમાં તે હુકમની ફરીતપાસ થઈ શકે છે. ૨ બં. લા. રી ૧૮૪. કલમ ૫૪૩ ની ટીકા જુઓ.

કોર્ટની પરવાનગી વિના રીતસર રજીસ્ટર કરેલી અપીલ ખેંચી લેવાને અપીલવાળાને અખત્યાર નથી. ૩ મ. પાનું. ૩૬૮.

અપીલકોર્ટ અપેલેન્ટ પાસેથી ખર્ચના જામીન માગે. ૫૪૯. રેસ્પાન્ડેન્ટને હાજર થઇને જવાબ આપવાનું ફરમાવતાં પેહેલાં, અથવા ત્યાર પછી રેસ્પાન્ડેન્ટની અરજ ઉપરથી, અપીલકોર્ટની નજરમાં આવે તો, અપીલના ખર્ચના અથવા અવલ ફરિયાદના ખર્ચના અથવા તે બંનેના ખર્ચના અપેલેન્ટ પાસેથી જામીન માગવાને અપીલકોર્ટ મુખત્યાર છે.

અપેલેન્ટ બ્રિટીશ ઇંડિયાની બહાર રેહતો હોય તો. પરંતુ કોઈ કામમાં અપેલેન્ટ બ્રિટિશ ઇંડિયાની બાહાર રેહેતો હોય, અને જે મિલકત (જો કંઇ હોય તો તે) બાબત અપીલ હોય, તે શિવાય તેની કંઈ પુરતી સ્થાવર મિલકત બ્રિટિશ ઇંડિયામાં ન હોય, તો તે કામમાં હમેશ કોર્ટે ખર્ચના જામીન માગવા.

કોર્ટ હુકમ કરે તેટલી મુદતમાં તે જામીન આપવામાં ન આવે તો, કોર્ટે તે અપીલ નામંજુર કરવી.

જો તે જામીન આપવામાં આવે તો, જે ખર્ચ આપવાને જામીન પોતે પાત્ર થયો હશે તે ખર્ચ જાણે તે જામીન અપેલે-

**ન્ટ હોય તેજ પ્રમાણે તેની પાસેથી તે અપીલકોર્ટનું હુકમના-મું બજાવીને વસુલ કરવાનો અધિકાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૪૨ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

નાદાર દેવાદારની કોર્ટના કમીશનર તરીકે બીરાજનાર જડજના હુકમો ઉપર કરેલી અપીલોને આ કલમ લાગુ થતી નથી. ૫ બં. લા. રી. પાનું. ૧૭૯.

**રીવાજ**—ફક્ત અપીલના પ્રતીવાદીની અરજ ઉપરથી આ કલમ પ્રમાણે હુકમ કરી શકે છે, અને તે કારણસર એક વખત અરજી ફાઈલ કરવામાં આવેલી તેમાં હાયકોર્ટના એક જ-ડજે પેહેલી રકમ પ્રમાણે જામીન માગેલા અને બીજી રકમ પ્રમાણે તેમ કરવાને તેઓ બંધાએલા છે ૧૮ વી. રી. ૧૦૨. આ ઠરાવથી ૮ વી. રી ૨૧૭ નો ઠરાવ રદ કરેલો છે. તેની સાથે અપીલની સામી તકરાર કરવાને અપીલનો પ્રતીવાદી હાજર થાય તે વ-ખતે જો જામીન આપવામાં આવેલા ના હોય તો, તે વિશે હરકત લેવાને તેમણે સંભાળ રાખવી જોઈએ. જો એમ ના કરે તો તેણે પોતાનો હક્ક ખોયો છે એમ બતાવી શકાય છે. ૭ મુર, ૪૩૧. તે દાવો કાહાડી નાંખવાને જુદી અરજી કરવાની જરૂર નથી. ૩ મું. ૬૪. હકીકત બતાવનારને જામીન આપવાની ફરજ પાડી શકાય છે, બોર્ક ૪૦. હકીકતની બાબતમાં આર્શીડેવીટનું કારણ પુછવાનો હુકમ મેળવવાનો અપીલના પ્રતીવાદીનો રીવાજ છે. સુનાવણીના ઠરાવેલા દીવશે અપીલવાળો કારણ બતાવે છે, અને પછી અપીલનો પ્ર-તીવાદી જવાબ આપે છે. ૭ બં. લા. રી. અ. પાનું ૫૯.

**અપીલ**—પેહેલી રકમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ૬ અલ્હાબાદ પાનું. ૧૭૩.

આ કલમ પ્રમાણે દાવો કાહાડી નાંખ્યાનો હુકમ તે હુકમનામું છે. ૧ ઈં. લા. રી. ૫ અ. પાનું. ૩૮૦.

જો અપીલવાળાએ નાદારીમાં અપીલ કરેલી હોય તો આ કલમ લાગુ થતી નથી, ૧૭ વી. રી. ૬૮. તોપણ ઈ. લા. રી. ૩ મ. ૬૬ જુઓ: પરંતુ જો કે અપીલવાળો નાદાર હોય તે કબુલ થએલું હોય, તોપણ જે બીજા સખસો જામીન આપી શકે તેવા હોય તેમના હાથમાં તે ફક્ત હથીયાર તરીકે હોય છે, ૧૮ વી. રી. ૧૦૨, ઈં. લા. રી. ૩ મ. ૬૬, ઈં. લા. રી. ૭ અ ૫૪૨, અથવા કામના ગુણ દોષ ઉપરથી કામ અપીલના પ્રતીવાદીના લાભમાં જણાતુ હોય, અગર નાદાર દેણદારનો અપીલવાળો અસાઈની હોય, અથવા પક્ષકારોએ તે પ્રમાણે કબુલ કરેલું હોય તો, જામીન માગવા જોઈએ. બોર્ક, ૧૧૯ ૧૦ વ. ડીવ. ૪૧૬, અગર અપીલવાળો નાદાર દેવાદારનો અસાઈની હોય, ૧૩ વી રી. ૪૩૧, અગર પક્ષકારોએ એ પ્રમાણે કબુલ કર્યું હોય, ૧ ઈ જયુ ન્યુ સી. ૨૩૩, પરંતુ જે કામમાં અપીલનો પ્રતીવાદી વારસ છે એમ કબુલ કરવામાં આવેલું હોય તેમાં તેના જામીન માગવા જોઈએ. ૧૬ વી. રી. પાનું. ૩૧૧.

જામીનખત લખી આપવામાં આવ્યું હોય તે કબુલ કરવામાં આવે નહી ત્યાંહાં સુધી તે રજીસ્ટર કરાવવાની જરૂર નથી.૧૩ વી. રી. ૪૧. કલમ ૫૪૫ નીચેની ટીકા જુઓ.

**અ.** એ **બ.** ઉપર દાવો કરયો, અને ખર્ચ બાબત અનામતના જામીન આપવાની તેને ફરજ પાડવામાં આવી, અને તે ઇંગ્રેજ સરકારના મુલકની બાહાર રેહેનાર હતો.તેણે

હુકમનામું મેળવ્યું, તેથી બ. એ અપીલ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે અપીલનું ખર્ચ આપવાને કોર્ટમાં અનામત મુકવું જોઈએ, એમ બ. માગી શકતો નથી.૪ મું. લા રી ૯૩.

ખર્ચના જામીન તરીકે લખી આપેલું ખત હોય તેનો બજાવણીમાં હુકમ કરી સંક્ષેપ રીતે અમલ થઈ શકે છે ઈ. લા. રી ૩ ક. ૩૫૮, ઈ લા. રી. ૨ અ ૬૦૪.

તે મુદત પુરી થતા પેહેલાં કોર્ટ મુદત વધારી શકે છે, પણ પાછળથી વધારી શકતા નથી. ઈ. લા. રી. ૧ અ ૫૮૭, ઈ. લા. રી. ૧૧ ક ૭૧૬ તથા ઈ. લા. રી. ૧૧ ગ. પાનું. ૧૯૦

બીજી બાજુ ઉપર નોટીસ કાહાડયા વિના જામીન આપવાનો હુકમ કરેલો હોય તો અપીલ નામંજુર થઈ શકતી નથી. ઈ. લા. રી. ૫ અ. ૩૮૦. કારણ પુછવાના હુકમની નોટીસ બસ નથી. ઈ. લા. રી. ૫ મ. ૨૬૫. વળી ઈ. લા. રી.૨ ક. પાનું ૨૭૨ જુઓ.

આ કલમ પ્રમાણે જામીન આપવાની કસુર ના કારણથી જો કે અપીલ નામંજુર કરવામાં આવી હોય તોપણ યુક્ત કારણ હોય તો કોર્ટ પોતાનો કુલઅખત્યાર વાપરી તે અપીલ ફરીથી ફાઈલ ઉપર લઈ શકે છે. ઈ. લા રી. ૮ અ. પાનું ૩૧૫

અસલ સુનાવણીનું ખર્ચ આપવાને હકુમતની અંદર રેહેનાર અપીવાળાને હૂકમ કરવામાં આવેલો હોય, અને તેણે તે ખર્ચભરેલું ના હોય, તોપણ જો તેની વર્તણુંક ઉપરથી એમ માલમ પડતું ના હોય કે તેણે કોર્ટનો હુકમ નહી માનવાને જાણી બુઝીને નિશ્ચે કર્યો છે, તો તેને અપીલ ચલાવવાની પરવાનગી આપતા પેહેલા તેની પાસેથી જામીન માગી શકાતા નથી. તેણે પોતાનું સાધન નહી હોવાથી તે ખર્ચ ભરેલુ ના હોય તો તે હેરાન કરવાને કરેલું છે એમ નથી. ઇ. લા. રી. ૧૩ મું. પાનું. ૪૫૮.

*જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટને અપીલકોર્ટ નોટીસ આપવી.*

**૫૫૦. અપીલની યાદ નોંધાય એટલે, જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટને, તે અપીલ વિશેની નોટીસ અપીલકોર્ટે મોકલવી.**

*અપીલકોર્ટને કાગળ મોકલી દેવા.*

**જે કોર્ટના દફતર અપીલ કોર્ટમાં રખાતાં નથી તે કોટ ઉપર અપીલ હોય તો, જે કોર્ટને તે નોટીસ મળે તે કોર્ટે, બની શકે તેટલી જલદી કરીને તે ફિર્યાદમાંના બધા જરૂરીઆત કાગળો અથવા અપીલકોર્ટે નામ લેઈને મંગાવેલા કાગળો મોકલી દેવા.**

*જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટમાં દાખલ થએલા દસ્તાવેજોની નકલો રાખવાનું.*

**જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટમાં કોઈ કાગળોની નકલ કરી રાખવા બેમાંથી કોઇ પક્ષકાર માગતો હોય તો, જે કાગળોની નકલ કરી રાખવા માગતો હોય તે કાગળોનાં નામ સુધાંત તે કોર્ટને લખેલી અરજ કરવાને તે મુખત્યાર છે; અને તેવા કાગળોની નકલો તે અરજદારને ખર્ચે કરીને તે પ્રમાણે રાખવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૪૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

અપીલકોર્ટની રૂબરૂ કામના કાગળોનો જે ભાગ મંગાવવાને અપીલવાળો મરજી રાખતો હોય, તે જો મોકલવામાં આવેલો ના હોય તો, તપાસના દીવશ પેહેલાં તે કાગળો મંગાવવાને કોર્ટને અરજ કરવી એ તેની ફરજ છે. ૧૧ વી. રી. પાનું. ૨૪૮.

નીચલી કોર્ટને નોટીસ મોકલ્યાવગરઅપીલકાહાડીનાંખવાનીસત્તા.

**૫૫૧. (૧) અપેલેન્ટ અથવા તેનો પ્લીડર કેહે તે સાંભળવાનો દિવશ ઠરાવ્યા પછી અને તે ઠરાવેલે દિવશે તે હાજર થાય તો, તેનું કેહેવું સાંભળ્યા પછી, અપીલકોર્ટને યોગ્ય લાગે તો, જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટને તે અપીલ વિશેની સુચના મોકલ્યા વગર, અને રેસ્પાન્ડેન્ટને અથવા તેના પ્લીડરને નોટીસ પોંહોચાડયા વગર,તે અપીલ કાહાડી નાંખવાને અપીલકોર્ટ મુખત્યાર છે.**

**(૨) પેટાકલમ (૧) પ્રમાણે ઠરાવેલે દિવશે અથવા બીજા જે કોઈ દિવશ ઉપર સુનાવણી મુલત્વી રાખવામાં આવે તે દિવશે અપેલેન્ટ જાતે અથવા પોતાના પ્લીડર મારફતે હાજર ન થાય તો,કસુરને લીધે અપીલ કાઢી નાંખવી.**

**(૩) જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય, તે કોર્ટને આ કલમની રૂયે અપીલ કાઢી નાંખ્યાની વાત જણાવવી.**

**ટીકા**—સન ૧૮૭૩ ના આકટ ૧૦ માની કલમ ૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

આ કલમ નવી છે. તે ફોજદારી અપીલોની વ્યવસ્થા કરવાની રીતી જેવી કાંઈક છે. સન ૧૮૭૨ ના આકટ ૧૦ માની કલમ ૨૮૦ જુઓ.

આ કલમ પ્રમાણેનું પ્રોસીડીંગ તમામ ઈરાદા અને કારણસર એક તપાસ છે.ઈ. લા. રી. ૨ અ. ૮૧૯; અને હમેશાંની રીત પ્રમાણે ફેસલો તથા હુકમનામું લખવું જોઈએ. ઈ. લા. રી. ૩ મ. પાનું. ૧.

અપીલકોર્ટ પોતાની રૂબરૂ પુરાવ આવ્યા સિવાય અસલકોર્ટનો ઠરાવ ફેરવી શકતા નથી. સ. દી. અ. વાવ્યપ્રાંત. સન ૧૮૬૧ પાનું. ૨૧૯.

અપીલ સાંભળવાનોદિવશ.

૫૫૨. ઉપરની છેલ્લી કલમ **પ્રમાણે અપીલકોર્ટ અપીલ કાહાડી ન નાખે તો તે અપીલકોર્ટે તે અપીલ સાંભળવાનો એક દિવશ મુકરર કરવો.**

**કોર્ટમાં ચાલુ કામ કેટલું છે, રેસ્પાન્ડેન્ટને રેહેવાનું ઠેકાણું કેટલું દુર છે, અને અપીલની નોટીસ પોહોચાડવાને કેટલી મુદત લાગશે તે ઉપર વિચાર કરીને તે દિવશ એવી રીતે ઠરાવવો કે જેથી તે દિવશે હાજર થઇને અપીલનો જવાબ આપવાને રેસ્પાન્ડેન્ટને પુરતો વખત મળે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૪૪ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

અપીલ સાંભળવાના દિવશની નોટીસ પ્રસિદ્ધ કરવા-

**૫૫૩. આ પ્રમાણે ઠરાવેલા દિવશની નોટીસ અપીલકોર્ટના મકાનમાં ચોઢવી, અને તેવી એક નોટીસ અપીલકોર્ટે, જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટને મોકલવી; અને હાજર થઇને જવાબ દેવા સારૂ પ્રતિવાદીને સમન પોહો-**

નું તથા તે પોંહોચાડવાનું. ચાડવા વિશે જે રીત ૬ ઠા ભાગમાં કહી છે તે રીતે તે નોટીસ રેસ્પાન્ડેન્ટને અથવા અપીલકોર્ટમાંના તેના પ્લીડરને પોંહોચાડવી; અને તે સમનને તથા તે પોંહોચાડવા સબંધી કામને લાગુ પડે તેવા બધા નિયમો આ નોટીસ પોંહોચાડવા સબંધી કામને લાગુ પડશે.

અપીલ કોર્ટ પોતે નોટીસ પોંહોચડાવે. જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટને નોટીસ મોકલ્યાને બદલે, ઉપર કહેલા નિયમ પ્રમાણે અપીલકોર્ટ પોતે રેસ્પાન્ડેન્ટને અથવા તેના પ્લીડરને તે નોટીસ પોંહોચડાવવાને મુખત્યાર છે.

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૪૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

આ કલમ પ્રમાણે અપીલના પ્રતીવાદી ઉપર નોટીસ કાહાડવાને અપીલવાળો "તલુબાના" ભરવાને બંધાએલો નથી. અપીલના પ્રતીવાદીના વકીલના ઉપર કામ ચલાવવાની નોટીસ બજાવવામાં આવે તો તે બસ છે. સ દિ. અ. વાબ્યપ્રાંત સન ૧૮૬૧ પાનું. ૧૪૦, ૧૫ વી. રી. પાનું. ૨૯૦

ઈંગ્રેજ સરકારના મુલુક બાહાર ચંદરનગરમાં અપીલનો પ્રતીવાદી રેહેતો હોય તો, રજીસ્ટર પોસ્ટથી તેના ઉપર નોટીસ મોકલવી જોઈએ, અને જો તે હાજર ના થાય તો પ્રતિજ્ઞા ઉપર એવી હકીકત કેહેવી જોઈએ કે તે હાલ ત્યાંહાં છે અથવા થોડી મુદતથી ત્યાંહાં રેહે છે. ૧૫ વી. રી. ૩૧. ટપાલથી રજીસ્ટર કરાવેલો કાગળ જે સખ્સ લેવાને ના પાડે તો તે પછી તેને તે કાગળના મજકુરની માહેતી નથી, એવી તકરાર કરી શકતો નથી. ૧૬ વી. રી. પાનું. ૨૨૩.

જો અપીલના પ્રતીવાદીના ઉપર યોગ્ય રીતે નોટીસ બજી શકતી ના હોય તો તે નોટીસ કોર્ટ તરફ પાછી આવવી જોઈએ, અને બીજી રીતે બજાવણી કરવાને અપીલવાળાએ કોર્ટમાં અરજ કરવી જોઈએ. ૬ વી. રી. ૧૩. ૧૧ વી. રી. પાનું. ૪૯૬.

જ્યારે નીચેની અપીલકોર્ટ તરફ નોટીસ બજાવવાને સારૂ મોકલી હોય, એવા હુકમની સાથે કે ઠરાવેલી મુદતની અંદર તે પાછી મોકલવી, તો તમામ આપેલી મુદત મળવાને અપીલવાળાનો હક્ક છે. માટે તે આપેલી મુદતની અંદર ગમે તે વખતે 'તલુબાના' ભરી તે બજાવવાને માગી શકે છે. ૧૧ વી. રી પાનું ૧૩૮.

હાયકોર્ટે કોઈ કામ મંગાવવાને કરેલો હુકમ પોંહોચે તો અપીલના પ્રતીવાદી ઉપરની નોટીસ પાછી આવતા પેહેલાં જલદીથી તે કાગળો એકદમ મોકલી દેવા જોઈએ, અથવા તે મોકલી સકતા નથી તેનો તેમણે રીપોર્ટ કરવો જોઈએ, અને તેની સાથે રીકાર્ડકીપરની સહીનો રીપોર્ટ તથા જડજની સહીનું સર્ટીફીકટ કે તે કાગળો યાદ સાથે મળતા છે એ જોડવા જોઈએ. ઓ સી. પ્રો. કોડ પાનું. ૫૨૦.

નોટીસનો મજકુર. **૫૫૪. રેસ્પાન્ડેન્ટની નોટીસમાં એવું જણાવવું કે જો તમે સદરહુ પ્રમાણે ઠરાવેલે દિવશે અપીલ કોર્ટમાં હાજર નહી થાઓ તો અપીલ એકતરફી સાંભળવામાં આવશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૪૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

## સુનાવણી વખતે કામ ચલાવવાની રીત.

શરૂવાત કરવાનો હક્ક **૫૫૫. સદરહુ પ્રમાણે ઠરાવેલે દિવશે અથવા બીજા જે દિવશ ઉપર સુનાવણી મુલત્વી રાખી હોય તે દિવશે અપીલની તરફેણમાં અપેલેન્ટ જે કેહે તે સાંભળવું. પછી કોર્ટ એકદમ અપીલ કાઢી ન નાખે તો, અપીલની વિરૂદ્ધ રેસ્પાન્ડેન્ટ જે કેહે તે સાંભળવું જોઇએ, અને એવી બાબતમાં અપેલેન્ટને જવાબ આપવાનો હક્ક પ્રાપ્ત થશે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

નીમેલા દીવશ પેહેલાં અપીલનો નિર્ણય કરવાને ગેરશીરસ્તે થએલું હોય, પણ જો વકીલો હાજર હોય અને કામમાં તકરારો કરી વિચાર થએલો હોય તો, સેશીયલ અપીલમાં હાથ ઘાલવામાં આવતો નથી. ૧ વી. રી. પાનું. ૨૪૬.

જો એમ જણાય કે અપીલ બાબત કોર્ટના નિયમો પ્રમાણે ચાલવામાં આવેલું નથી, અને વ્યાજબી કારણ બતાવેલું નથી, તો અપીલ કાહાડી નાંખવી જોઈએ. ૩ મું. પાનું. ૬૩.

અપેલેન્ટની કસુરને લીધે અપીલ કાઢી નાખવી. **૫૫૬. સદરહુ પ્રમાણે ઠરાવેલે દીવશે અથવા બીજા જે દીવશ ઉપર સુનાવણી મુલત્વી રાખી હોય તે દીવશે અપેલેન્ટ જાતે અથવા પોતાના પ્લીડર મારફતે હાજર ન થાય તો, કસુરને લીધે અપીલ કાઢી નાખવી.**

એકતરફી અપીલ સાંભળવી **જો અપેલેન્ટ હાજર થાય અને રીસ્પાનડેન્ટ હાજર ન થાય તો, તેની ગેરહાજરીમાં અપીલ એકતરફી સાંભળવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૪૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

અપીલવાળાની ગેરહાજરીમાં કામ કાહાડી નાંખવું જોઈએ. માર્સ, ૫. પણ જે દીવશને માટે બંધ રાખવામાં આવેલું તે દીવશે તે કામની તપાસ થએલી હોવી જોઈએ, અથવા અપીલવાળાને જે દીવશની નોટીસ હોય તે દીવશે તેની તપાસ થએલી હોવી જોઈએ. ૫ વી રી. પરરચુરણ પાનું ૨૨.

અને આ બાબત હુકમમાં જણાવવી જોઈએ. ૨ વી. રી. ૨૫૪; અને જો જડજ કસુરના કારણથી દાવો કાહાડી નાંખવાને બદલે કામના ગુણ દોષની તપાસ કરી અપીલ વાળા વિરૂદ્ધ ફેંસલો આપે તો, કસુરના કારણથી અપીલ કાહાડી નાંખવામાં આવી છે એમ ગણવું જોઈએ, અને તે અપીલ ફરીથી દાખલ કરવાને અથવા તેની ફરીથી સુનાવણી કરવાને અરજી કરવામાં આવેલી હોય તે ફરી તપાસની અરજી તરીકે ગણી શકાતી નથી, પણ કલમ ૫૫૮ પ્રમાણે તે સાંભળવી જોઈએ. ૨૦ વી. રી. પાનું ૪૨૫.

**કસુર**—જો વકીલે અપીલ ઉપર સહી કરેલી હોય અને તે કામમાં હું તકરાર કરી શકતો નથી અને હું તૈયાર થએલો નથી એવા કારણથી તકરાર કરવાને ના કેહે, ૧૫ વી. રી. ૧૪૩, અથવા જો અપીલવાળાએ જાતે અપીલ ફાઈલ કરેલી હોય અને પાછળથી તે વકીલની મારફતે હાજર થાય, તે વકીલ અપીલ બાબત સર્ટીફીકટ આપવાને ના કેહે તો તે કામ કસુરના કારણથી કાહાડી નાંખવું જોઈએ. ૩ વી રી. પાનું. ૨૧૬.

જ્યારે હુકમનામું થોડુંક વાદીના લાભમાં થએલું હોય અને થોડુંક વાદી વિરૂદ્ધ થએલું હોય, અને પ્રતીવાદીઓમાંનો એક પ્રતીવાદી અપીલના પ્રતીવાદી તરીકે સહપ્રતીવાદીને દાખલ કરીને અપીલ કરે તો, તે સહપ્રતીવાદીને હાજર થવાને અથવા તેના પરિણામમાં હિત રાખવાને કાંઈ જરૂર નથી. ૧૦ વી. રી. પાનું. ૩૨૬.

જ્યારે ૧૧ માસ વાર થવા પછી અપીલનો ફેંસલો કરવાને દીવશ નીમ્યા શિવાય કસુરના કારણથી અપીલ કાહાડી નાંખવામાં આવી હોય, તે હુકમ હાયકોર્ટે ભુલ ભરેલો ઠરાવી રદ કરેલો છે, એવા કારણથી કે જે કામમાં કોર્ટના હુકમ પ્રમાણે ચાલવાને બુદ્ધિ પુર્વક કસુર કરવામાં આવી હોય તેજ કામને ફકત તે કાયદાનો ઠરાવ લાગુ છે. વી. રી. સન ૧૮૬૪ પાનું ૧૭૫; તેમજ જ્યારે એક કેસ દુરગાપુજાના તેહેવારની અગાઉ સાંભળવાને ઠરાવેલું, પણ સાંભળો નહી, અને તે તેહેવાર પછી સાંભળવાનો દીવશ ઠરાવ્યા વગર કામ મુકવ્યું, તે કામ ફરી સાંભળવાને પાછું મોકલ્યું. ૩ વી. રી. પાનું. ૧૬૪.

આ કલમ પ્રમાણે વાબપ્રાંત સિવાયના તમામ પ્રાંતોમાં હુકમનામા ઉપર અપીલ ચાલે છે. ઈ. લા. રી. ૪ અ. ૩૮૭. કલમ ૫૫૮ નીચેની ટીકા જુઓ.

જે પક્ષકારના વિરૂદ્ધ એકતરફી ફેંસલો કરવામાં આવ્યો હોય, તે ફેંસલા ઉપર અપીલ કરી શકે નહી. તેણે કલમ ૧૦૮ પ્રમાણે અરજ કરવી જોઈએ, ૩ મ. હા. રી. ૧૦૯–વાદીના વકીલની ગેરહાજરીમાં કામનો એકતરફી ચુકાદો થયો હોય તો, તેણે સ્પેશીયલ અપીલ ન કરતાં ફરીતપાસની અરજી કરવી જોઈએ. ૧૦ વી. રી. ૩૪૮–અપીલવાળાના કસુરથી અપીલ કાઢી નાંખવામાં આવી હોય તો તે કાઢી નાંખવાના હુકમ ઉપર અપીલ થઈ શકતી નથી. ઈ. લા. રી. ૨ અ ૬૧૬, ઈ. લા. રી. ૩ અ. પાનું. ૩૮૨. અપીલ ફરી દાખલ કરાવવાની અરજી રદ કરવામાં આવે તો તે હુકમ ઉપર અપીલ થઈ શકે છે. ઈ. લા. રી. ૪ ક. પાનું ૮૨૫.

અપીલકોર્ટની રૂબરૂની અપીલમાં અપીલવાળો જાતે અથવા વકીલની મારફતે હાજર થયો નહી, તેથી કસુરના કારણથી અપીલ કાહાડી નહી નાંખતાં તેના ગુણ દોષ ઉપર તપાસ કરી તે કાહાડી નાંખી. પછી અપીલવાળાએ કલમ ૫૫૮ મી પ્રમાણે પોતાની ગેરહાજરી અપીલની સુનાવણી વખતે શા વાસ્તે થએલી તેનું કારણ બતાવીને તે અપીલ ફરી દાખલ કરવાને અરજ કરી. કોર્ટે તે અરજી નામંજુર કરી, એવા કારણથી કે તે અપીલનો ફેંસલો ગુણદોષ ઉપર કરવામાં આવ્યો છે, અને તે કાહાડી નાંખ્યાનાં કારણો બતાવવામાં આવેલા છે. માટે તે રદ કરવાનાં દેખીતા કારણો નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે કોર્ટે તે અપીલ કસુરના કારણથી કાહાડી નાંખવી જોઈતી હતી, અને તેના ગુણદોષ ઉપર તપાસ કરવો તે કાયદેસર નથી. માટે તે ફેંસલો રદ બાતલ છે, સબબ તે ફેંસલો કરવાથી તે અપીલ ફરી દાખલ કરવાને હરકત થતી નથી. ઈ.લા. રી. ૮ અ. ૨૭૭

અપેલેન્ટ નોટીસનું ખરચ ભરવાનેચુકયો તેથીનોટીસન પોહોંચી હોય તોઅપીલ કાઢી નાંખવામાં આવે.

**૫૫૭. સદરહુ પ્રમાણે ઠરાવેલે દીવશે અથવા બીજા જે દીવશ ઉપર સુનાવણી મુલતવી રાખી હોય તે દિવશે એવું માલમ પડે કે, કોર્ટે ઠરાવેલી મુદતમાં નોટીસ કાઢવાને જોઇએ તે ખરચની રકમ અપેલેન્ટે ભરી નહી, એટલા માટે રેસ્પાન્ડંટને નોટીસ પોહોંચી નથી, તો અપીલ કાઢી નાંખવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

વિશેષ ઠરાવ. **પરંતુ સદરહુ પ્રમાણે અપીલની સુનાવણીને વાસ્તે ઠરાવેલે દીવશે જો રેસ્પાન્ડેન્ટ જાતે અથવા પ્લીડરની મારફતે અથવા યોગ્ય રીતે અખત્યાર આપેલા મુખત્યારની મારફતે હાજર થાય તો, રીસ્પાનડેન્ટને નોટીસ ન પોંહોંચાડી હોય તોએ, ઉપર પ્રમાણે હુકમ કરવો નહી.**

**ટીકા**—સન ૧૮૯૧ ના આક્ટ ૨૩ માની કલમ ૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

સન ૧૮૯૧ ના આકટ ૨૩ માની કલમ ૨ માં આવા શબ્દો હતા, તેથી ઠરાવવામાં આવેલું હતું કે પ્રોસેસ ફી કોર્ટમાં ભરવાને મુદત ઠરાવેલી ના હોય તો, તે ભરવાની કસુર કરયાના કારણથી દાવો કાહાડી નાંખી શકાતો નથી. ૧૧ વી. રી. પાનું. ૨૫૦.

અપીલ કાહાડી નાખવી એવા હુકમ ઉપર અપીલ ચાલતી નથી–કલમ ૫૮૮; પ્રથમ તે વિશેના રીવાજ બાબત ૧૦ વી. રી. ૧૬૦, ૭ વી. રી. ૩૩૮, ૬ વી. રી. પરચુરણ ૧૫૦, ૩ વી. રી. પરચુરણ પાનું. ૨૩ જુઓ.

**પાછાં મોકલેલાં કામ**—એક પાછા મોકલેલા કામમાં કામ ચલાવવાને અપીલવાળાએ કાંઈ ઈલાજ લીધો નથી, અને જડજ ફેંસલો લખતા હતા તે દરમિયાનમાં તેના વકીલે હાજર થઈને કહ્યું કે મને કાંઈ હકીકત મળી નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે કસુરના કારણથી તે કામ કાહાડી નાંખવામાં આવ્યું છે તે બરોબર છે. ૨૧ વી. રી. ૬૫. અપીલમાં કામ પાછું મોકલ્યા પછી પક્ષકારો ગેરહાજર હોવાથી દાવો કાહાડી નાંખ્યો હોય તેને મુદ્દતની હરકત જો ના હોય તો, તે દાવો પાછો દાખલ થઈ શકે છે, કારણ કે અસલ કામોને તેમજ પાછા મોકલેલા કામોને કલમ ૯૬ મી શાવાસ્તે લાગુ થવી નહી જોઈએ તેનું કાંઈ કારણ નથી. ૧૪ વી. રી. ૮૧, ૫ બં. લા. રી. પાનું. ૬૪.

કસુરને લીધે કાઢી નાખેલી અપીલ ફરી ફાઈલ ઉપર લેવાય. **૫૫૮. કલમ ૫૫૨ પેટા કલમ (૨), કલમ ૫૫૬ અથવા ૫૫૭ પ્રમાણે કોઇ અપીલ કાઢી નાંખવામાં આવે તો, તે અપીલ ફરી ફાઇલ ઉપર લેવા સારૂ અપીલકોર્ટને અરજ કરવાને અપેલેન્ટ મુખત્યાર છે, અને જો એવું શાબીત કરવામાં આવે કે,—અપીલ સુનાવણીને વાસ્તે નીકળી તે વખતે કોઈ પુરતા સબબને લીધે મ્હારાથી હાજર રેહેવાયું નહી અથવા સદરહુ પ્રમાણે જોઇએ તે રકમ ભરાઈ નહી. તો ખર્ચ અથવા બીજી રીતની જે શરતો તેના ઉપર નાંખવી કોર્ટને યોગ્ય લાગે તે શરતોથી અપીલ ફરી ફાઇલ ઉપર લેવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૪૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

અપીલ કાહાડી નાખનારી કોર્ટને અરજી કરવી જોઈએ, અને જે કામનો ફેંસલો સબાર્ડીનેટ જડજે કરેલો હોય તે કામ ફાઈલ ઉપર દાખલ કરવાને જીલ્લા જડજને અખત્યાર નથી. વી. રી. સન ૧૮૬૪ પાનું. ૩૧૫.

આ કલમ પ્રમાણેના કામમાં સુનાવણી થયા સિવાય અપીલ કાહાડી નાંખેલી હોવી જોઈએ. ૧૭ વી. રી. ૧૮૦; પણ ૨૧ વી. રી. ૬૫ જુઓ. એકતરફી ફેંસલાઓ કે જેની અપીલનો પ્રતિવાદી ફરીથી સુનાવણી કરવાને મરજી રાખતો હોય તેને આ કલમ લાગુ થવ

તી નથી. તે બાબત કલમ ૫૬૦ પ્રમાણે અથવા સ્પેશીયલ અપીલ કરવાનો ઈલાજ છે. ૧૦ વી. રી. પાનું. ૪૫૦.

**ફરીતપાસ**—આ કલમ પ્રમાણે ફરીતપાસની અરજી, અરજી તરીકે છે કે નહી તે એક સવાલ છે. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૭૧૧.

**કાંઇ યુક્ત કારણ**—એક જડજની ફાઇલ ઉપરથી બીજા જડજની ફાઈલ ઉપર કામ ગએલું છે, એ વાત જાણવામાં ના હોય. ૮ ક લા. રી. પાનું. ૩૫૦.

એક અપીલ કાહાડી નાંખવામાં આવેલી, પણ જડજે આ કલમ પ્રમાણે અરજી નામંજુર કરેલી, કારણ કે અપીલવાળાઓ કોર્ટનો જે એવો નિયમ છે કે દરેક અપીલમાં બે વકીલો રાખવા જોઇએ, તે નિયમ પ્રમાણે ચાલેલા નથી. ઠરાવવામાં આવ્યું કે તે અરજીમાં બતાવેલાં કારણો વ્યાજબી છે કે નહી તે જોવાને જડજ બંધાએલા છે. ૧૫ વી. રી. ૮૦. જો અરજી નામંજુર કરવામાં આવી હોય તો તે નામંજુર કરયાનાં કારણો તે હુકમમાં બતાવવાં જોઇએ. ૨ વી. રી. પાનું ૨૫૪.

તલુબાના યોગ્ય કોર્ટમાં ભરવામાં આવેલું ના હોય તો કસુરના કારણથી કાહાડી નાંખેલી અપીલ તાજી થવાને કારણ બનતું નથી, કારણ કે અપીલવાળાએ તલુબાના ભરયું નહી હતું, અને અપીલના પ્રતીવાદી ઉપર નોટીસ બજેલી નહી હતી. ૩ વી. રી. પરચુરણ. ૨૯.

**મુદત**—સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨, જાની આર્ટીકલ ૧૬૮ પ્રમાણે કાહાડી નાંખ્યા તારીખથી એક માસની મુદત છે. મુંબાઇ તરફ એવું ઠરાવવામાં આવ્યું છે કે સન ૧૮૨૭ ના કાયદા ૨ જાની કલમ ૫૪ ની રકમ ૨ પ્રમાણે અપીલવાળાને આવવાને લાગ આપેલો ના હોય ત્યાં સુધી ૮ મા આકટ પ્રમાણે મુદત શરૂ થતી નથી. ૪ મુંબાઈ, પાનું. ૯૨.

**અપીલ**—અપીલ ફરીથી દાખલ કરવાને ના કહયાના હુકમ ઊપર અપીલ ચાલે છે. કલમ ૫૮૮—પણ ફરીથી દાખલ કર્યાના હુકમ ઉપર દેખીતી રીતે તે ચાલતી નથી. માટે અપીલકોર્ટના હુકમનામા ઉપર કરેલી અપીલમાં તે હુકમ વિશે ફક્ત તકરાર થઈ શકે. છે. ઇ. લા. રી. ૮ મુંબાઈ પાનું. ૨૮.

સન ૧૮૫૯ ના આકટ ૮ મા પ્રમાણે કસુરના કારણથી દાવો કાહાડી નાંખવામાં આવ્યો હોય, પણ કલમ ૩૪૭ પ્રમાણે ચાલવામાં આવેલું હતું તો તે હુકમ ઉપર અપીલ ચાલતી નથી, ૧૭ વી. રી ૧૮૦; પણ ૨૧ વી. રી. ૬૫, ૬ મદ્રાસ. ૧, ૩ મ. ૧૦૯ જુઓ; પણ એકતરફી કરેલા ફેંસલા ઉપર અપીલ ચાલે છે. ૨૧ વી. રી. ૪૦૨; ૧૦ વી. રી. ૪૦૫; અને વાવ્યપ્રાંત સિવાય હજુ તે ચાલે છે. ઈ. લા. રી. ૪ અ. પાનું. ૩૮૭,

ઇ. લા. રી. ૮ અ. પાનું. ૨૭૭ નો ઠરાવ કલમ ૫૫૬ નીચેની ટીકામાં છે, તે જુઓ.

સુનાવણી મુલત્વી રાખીને જેસખસોનુંલાગતુંવળગતુંજણાયતેમનેરેસ્પાન્ડેન્ટકરવાનું ફરમાવવાનો અખત્યાર.

**૫૫૯. સુનાવણી વખતે કોર્ટને એવું જણાય કે, જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ છે તે કોર્ટમાં કોઈ સખસ ફરિયાદનો પક્ષકાર હતો પણ અપીલમાં તેને પક્ષકાર કરયો નથી, અને અપીલના નીવેડામાં તેનો સબંધ છે, તો આગળનો એક દિવશ ઠરાવીને તે દિવશ ઉપર સુનાવણી મુલત્વી રાખવાને અને તે સખસને રેસ્પાન્ડેન્ટ કરવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૭૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

એકાદો સખસ જો કબુલ કરતો હોય તોપણ તેને અપીલવાળો થવાને આ કલમ પ્રમાણે પરવાનગી આપી શકાતી નથી; પરંતુ સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની કલમ ૫ પ્રમાણે કોઈ સખસના વિરૂદ્ધ મુદત ગએલી હોય તોપણ તેને અપીલના પ્રતીવાદી તરીકે દાખલ કરી શકાય છે. ૧૧ ક. લા. રી. ૪૩૦; પણ ઈ. લા. રી. ૫ અ. ૨૬૬ જુઓ.

અપીલના પ્રતીવાદીમાં કોઈ સખસને દાખલ કર્યો હોય તો, તે દાખલ કરવાનો અપીલકોર્ટને આ કાયદાની કલમ ૫૫૯ પ્રમાણે કુલઅખત્યાર છે. તેની મુદતના આકટથી મર્યાદા બાંધવામાં આવતી નથી. ઇ. લા. રી. ૯ ક. પાનું. ૩૫૫.

જે રેસ્પાન્ડેન્ટનાઉપર એકતરફી હુકમનામું થયું હોય તેની અરજ ઉપરથી અપીલ ફરી સાંભળી શકાય.

**૫૬૦. રેસ્પાન્ડેન્ટની ગેરહાજરીમાં એકતરફી અપીલ સાંભળીને તેની વિરૂદ્ધ ફેંસલો આપ્યો હોય તો, તે અપીલ ફરી સાંભળવા સારૂ અપીલકોર્ટને અરજ કરવાને રેસ્પાન્ડેન્ટ મુખત્યાર છે. અને નોટીસ યોગ્ય રીતે બજાવી ન્હોતી અથવા અપીલ સુનાવણીને વાસ્તે નિકળી તે વખતે કોઈ પુરતા સબબને લીધે પોતાથી હાજર રેહેવાયું નહી, એમ કોર્ટની ખાત્રી રેસ્પાન્ડેન્ટ કરી આપે તો, ખર્ચ અથવા બીજી રીતની જે શરતો તેના ઉપર નાંખવી કોર્ટને યોગ્ય લાગે તે શરતોથી, અપીલ ફરી સાંભળવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ નવી છે તે હાયકોર્ટને લાગુ છે.

જો કે એક પ્રતીવાદીનું હિત વાદીઓના જેવું હતું, તોપણ તે પેહેલી અપીલકોર્ટમાં હાજર થયો નહી હતો, તેથી તેના સહપ્રતીવાદીઓના લાભમાં ફેંસલો કરવામાં આવેલો, તે ફેંસલા ઉપર તે પ્રતીવાદી સ્પેશીયલ અપીલ કરી શકતો નથી. ૬ વી. રી. ૩૬.

આ કલમ અપીલનો પ્રતીવાદી હાજર થએલો હોય કે નહી, તોપણ તેને લાગુ થાય છે. ૪ ક. લા. રી. ૧૬૪, ૧૧ ક. લા. રી. પાનું. ૫૩૭.

આ કલમ પ્રમાણે કરેલી અરજીના સાચાપણા વિશે કોર્ટ તપાસ કરવાને બંધાએલા છે, અને જે કેહેવા ઉપર તે અરજીનો આધાર હોય તે કેહેવાની પુષ્ટીમાં તે અરજી સાથે પુરાવ હોવો જોઈએ. ૬ વી. રી. પરચુરણ ૪૩, ૮ ક લા. રી.૧૧૨, ઇ.લા.રી.૬ ક.૫૪૮.

**અપીલ**—આ કલમ પ્રમાણે અપીલની ફરીસુનાવણી કરવાને ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે.—કલમ ૫૮૮.

રેસ્પાન્ડેન્ટે જાણે જુદી અપીલ કરી હોયતે પ્રમાણે તે સુનાવણી વખતેહુકમનામાંમાંહરકતલે.

**૫૬૧. કોઇ રેસ્પાન્ડેન્ટે હુકમનામાના કોઈ ભાગ ઉપર અપીલ કરી ન હોય તોએ, સુનાવણી વખતે, નિચલી કોર્ટમાં તેના વિરૂદ્ધ ઠરાવ કરયો હોય તેવા કોઇ પણ કારણ ઉપર હુકમનામાનું તે પ્રતિપાદન કરે એટલું જ નહી પણ, અપીલ કરીને હુકમનામામાં જે હરકત તે લે, તે હરકત લેવાને તે મુખત્યાર છે. પરંતુ અપીલની સુનાવણી માટે ઠરાવેલા દિવશની નોટીસ ૫૫૩ મી કલમ પ્રમાણે તેને અથવા તેના વકીલને પોહોચાડયાની તારીખથી એક મહિનાની અંદર, અથવા તે અપીલકોર્ટ જે**

**વધારે મુદત આપવાનું યોગ્ય ધારે તે મુદતની અંદર તેણે તે હરકત તે અપીલકોર્ટમાં દાખલ કરવી જોઇયે.**

નોટીસનો નમુનો તથા તેને જે ઠરાવ લાગુ પડે તે.

**તે હરકત લેવી તે યાદીના રૂપમાં લેવી, અને કલમ ૫૪૧ માં અપીલની યાદીના નમુના તથા મજકુર વિશે જે ઠરાવો છે તે તેને લાગુ પડશે.**

**સદરહુ હરકતની એક નકલ મળ્યા બાબતની અપેલેન્ટ અથવા તેના પ્લીડરની લેખી પોહોચ રેસ્પાન્ડેન્ટ તે હરકત સાથે દાખલ ન કરે તો, તે અપીલકોર્ટ સદરહુ હરકત દાખલ થયા પછી જેમ બનશે તેમ જલદીથી તેની એક નકલ રેસ્પાન્ડેન્ટને ખર્ચે અપેલેન્ટ અથવા તેના પ્લીડરને પોહોચડાવશે.**

**આ કલમ મુજબની હરકતને બાબ ૪૪ ના ઠરાવો જેટલે લગી લાગુ પાડી શકાશે, તેટલે લગી તે લાગુ પડશે.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માંની કલમ ૩૪૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

જો સામો પક્ષકાર અપીલ કરવાને જરૂર ધારતો ના હોય તો તે ફેંસલો કાયમ રેહે એવી એક પક્ષકારની ખુશી હોય, પણ તે ફેંસલો દુરસ્ત થાય અથવા અપીલમાં તમામ હુકમનામું રદ કરાવ્યા સિવાય સામાવાળાના લાભમાં ફેરફાર થાય એવી તેની ખુશી ના હોય તેવો સામી અપીલ કરવાનો હેતુ છે, અને તે સામી અપીલ કરવાના હેતુ વિશે માર્સ ૧૫૩, ઈ. લા. રી. ૮ મું. ૩૬૮, બં. લા. રી. ૪૩૧, માર્સ ૧૫૧, ઈ. લા. રી. ૪ અ. ૪૯૧, સ. દી. અ. વાબ્યપ્રાંત ૧૮૬૧ પાનું ૫૪૭, અને માર્સ ૩૩૨ ના ઠરાવો છે.

આ નિયમમાં અપીલના સહપ્રતીવાદીઓની વચ્ચમાં જે સવાલોનો નિર્ણય થએલો હોય તેનો સમાસ થતો નથી, અને તે નિયમ ફકત અપીલના પ્રતીવાદી અને અપીલવાળા કે જેણે અપીલના પ્રતીવાદીને કોર્ટમાં આવવાની ફરજ પાડી હોય તેની વચેની તકરારોને લાગુ છે. સ. દી. અ. વાબ્યપ્રાંત સન ૧૮૬૩ પાનું. ૩૬૧. જો તે હુકમનામું કલમ ૫૪૪ માં બતાવેલા પ્રકારમાં એકસરખા કારણથી થએલું ના હોય તો તે પ્રમાણે નથી, ૧ વી. રી. ૨૨૯, ૨૪ વી. રી. પાનું. ૧૮૧ વિગરે ઠરાવો છે.

જે કામમાં પ્રતીવાદી અપીલ કરતો ના હોય તેમ હરકતો ફાઈલ કરતો ના હોય તો, અસલકોર્ટે ઠરાવેલી રકમ કમી કરવાને અપીલકોર્ટને અખત્યાર નથી. ઈ. લા. રી. ૪. મૂં. ૨૯૩

**મુદત**—સમન્સમાં ઠરાવેલી સૂનાવણીની મુદત પેહેલાં ૭ દીવશની અંદર સામી હરકત ફાઈલ કરવામાં આવેલી ના હોય તો તે સાંભળી શકાતી નથી. ઇ. લા. રી. ૭ ક. ૬૫૪, ઈ. લા. રી. ૪ અ. ૨૪૮, ઈ. લા. રી ૯ ક. ૬૩૧; તે પ્રમાણે મુંબાઈમાં નથી. ઈ. લા. રી. ૮ મું. ૫૫૯; પણ જો છેવટને દીવશે કોર્ટ બંધ હોય તો જે પેહેલે દીવશે કોર્ટ ઉઘડે તેજ દીવશે ફાઈલ થઈ શકે છે. ઈ. લા. રી. ૪ અ. પાનું. ૪૩૦

જ્યારે અપીલ કસુરના કારણથી કાહાડી નાંખવામાં આવે ત્યારે અપીલનો પ્રતીવાદી પોતાની હરકતો સાંભળવાને આગ્રહ કરી શકતો નથી. ૨૩ વી. રી. ૫૭, અથવા અપીલવાળો સુનાવણી પેહેલાં અપીલ ખેંચી લે તો તેવો આગ્રહ કરી શકતો નથી. ૨ આગ્રા. ૨૩, ૨૩ વી. રી. ૨૨૯, ૧૪ વી. રી. ૨૧૦, ઈ. લા. રી. ૯ મૂં. ૧૨૮; તોપણ તેને

જો બોલાવવામાં આવેલો હોય તો તેને તેનું ખર્ચ મળે છે. ૯ વી. રી. ૨૨૮; અને અપીલવાળાએ પોતાની અપીલ ખેંચી લેઈને અપીલના પ્રતીવાદીને પોતાની હરકત સાંભળવાને બાતલ કરેલો હોય, તેથી અપીલનો પ્રતીવાદી મુદત ગયા પછી પોતાની અપીલ દાખલ કરે એવું કારણ થતું નથી. ૧૦ મુંબાઈ, પાનું. ૮૯૭

જો સુનાવણી એક વખત શરૂ થઈ એટલે અપીલનો પ્રતીવાદી પોતાની હરકત સાંભળીને તેનો નિર્ણય કરાવવાને આગ્રહ કરી શકે છે. ૩ મદ્રાસ. ૨૦૨; ૨૩ વી. રી.૨૨૯. ઈ. લા. રી. ૯ મું. ૧૨૮, જો તે અપીલના પ્રતીવાદીએ પોતાનું કામ પુરૂં કરતા પેહેલાં કરેલી હોય તો તે આગ્રહ કરી શકે છે. ૧૫ વી. રી. ૧૮. પછી છેવટે અપીલ ચાલે નહી એવો ઠરાવ થાય તોપણ ચીંતા નહી. ઈ. લા, રી. ૮ મું. ૭૬૮

બંગાળામાં આ કલમ સ્પેશીયલ અપીલોને લાગુ છે. માર્સ ૧૫૩, બં. લા. રી. ૪૨૯. મદ્રાસમાં એ પ્રમાણે નથી. ૧ મ. પાનું. ૧૦૨

સામી અપીલમાં લીધેલી હરકતો નાદારીમાં લેઈ શકાતી નથી. ઈ. લા. રી. ૮ મ. ૨૧૪; તે અપીલના રૂપમાં હોવી જોઈએ, અને તેના ઉપર યોગ્ય સ્ટાંપ હોવો જોઈએ, અને જ્યાં સૂધી સ્ટાંપ ભરવામાં આવે નહી ત્યાં સુધી તે સાંભળી શકાતી નથી. ૨૪ વી. રી. ૧૭૯, ઈ. લા. રી. ૧૧ ક. ૭૩૫. કલમ ૫૫૨ પ્રમાણે સુનાવણીનો દીવશ ઠરવ્યાની તારીખ પેહેલાં ૭ દીવશ અગાઉ નોટીસ આપવી જોઈએ. ઈ. લા. રી. ૪ અ. ૨૪૮. જુના રીવાજ બાબત ૯ ક. લા. રી. પાનું. ૨૮૧ જુઓ.

આ કલમમાં સુનાવણી સારૂં ઠરાવેલો દીવશ એવા શબ્દો છે, તેનો અર્થ જે દીવશે ખરી રીતે સુનાવણી શરૂ થાય અને જે દીવશે તે બંધ રાખવામાં આવે તે બેઉ દીવશો નો તેમાં સમાસ થાય છે, આ કલમનો હેતુ જે હરકતો લેવાને ખાસ બતાવવામાં આવી હોય તે હરકતોની વખતસર અપીલવાળાને ખબર આપવાનો છે. ઇ.લા.રી.૧૧ મું.પાનું.૬૯૮

અપીલવાળાની પોતાની અરજી ઉપરથી અપીલ કહાડી નાંખવામાં આવી હોય, તોપણ આ કલમ પ્રમાણે અપીલના પ્રતીવાદીએ ફાઈલ કરેલી હરકતોની સુનાવણી કરાવવાનો તે અપીલના પ્રતીવાદીનો હક્ક નથી. ઇ. લા. રી. ૮ અ. પાનું. ૫૫૧.

આ કલમ પ્રમાણે અપીલવાળાએ જે હરકતો ફાઈલ કરેલી તે સબજડજના હુકમનામાથી જેટલી નામંજુર કરવામાં આવી છે તેટલા હુકમનામા ઉપર અપીલ ચાલતી નથી, એવી અપીલના પ્રતીવાદીએ આરંભમાં તકરાર કરેલી છે તે વજન વિનાની છે. ઇ. લા. રી. મ. પાનું. ૨૯૨.

આ કલમ પ્રમાણે જે હરકતો સાંભળવાની છે તે અપીલની સુનાવણી થાય તોજ સાંભળવાની છે, માટે જ્યારે અપીલ નિષ્ફળ જાય અથવા કામના ગુણ દોષની તપાસ કર્યા વિના નામંજુર કરવામાં આવે અથવા કાહાડી નાંખવામાં આવે તો, તે હરકતો સાંભળી શકાતી નથી. ઇ. લા. રી. ૧૦ અ. પાનું. ૫૮૭

ઈ. લા. રી. ૧૧ અ. પાનું. ૩૫ નો ઠરાવ કલમ ૫૬૨ નીચે છે, તે જુઓ.

અપીલકોર્ટે મુકદમો પાછો મોકલવાનો.

**૫૬૨. જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટે કંઇ પ્રારંભની બાબત ઉપરથી ફરિયાદનો નિકાલ કરયો હોય, અને તે પ્રારંભની બાબત ઉપરનું હુકમનામું અપીલમાં રદ થાય તો, અપીલકોર્ટને યોગ્ય જણાએથી હુકમ કરીને, તે**

**કામ અપીલમાં થયેલા હુકમની નકલ સાથે, જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટને પાછું મોકલવાને અપીલ કોર્ટ મુખત્યાર છે. અને અપીલકોર્ટે એવું ફરમાવવું કે રજીષ્ટરમાં તે ફરિયાદનો જે મુળ નંબર પાડયો હોય તે નંબર ઉપર તેને પાછી દાખલ કરીને તેના ગુણદોષ ઉપર નિર્ણય કરવો.**

**જો અપીલકોર્ટને યોગ્ય લાગે તો, આ પ્રમાણે પાછા મોકલેલા કોઈ કામમાં, અમુક એક અથવા વધારે મુદ્દાની ચોકશી કરવી એમ ફરમાવવાને અપીલકોર્ટ મુખત્યાર છે.**

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૫૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

જ્યારે આરંભની બાબત ઉપર કામનો ફેંસલો કરવામાં આવ્યો હોય અને અવસ્ય પુરાવ બાતલ કરયો હોય, અને પછી અપીલમાં હુકમનામું ફેરવવામાં આવે તો અપીલકોર્ટને તે કામ પાછું મોકલવાને કુલઅખત્યાર છે. ૫ મ. ૩૧૩. પરંતુ સામાન્ય નિયમ પ્રમાણે ફેંસલામાં કાંઈ ભુલ, ખામી થએલી હોય અથવા કામ ચલાવવાની રીતીમાં ગેરશીરસ્તે થએલું હોય, તોપણ જો તેથી કામના ગુણદોષને હરકત થએલી ના હોય અથવા કોર્ટની હકુમતને હરકત થએલી ના હોય એવી કોઈ હકીકતના કારણથી કામ પાછું મોકલી શકાતું નથી. કલમ ૫૭૮, ૧૭ વી. રી. ૪૬૫, અને પછી તે અપીલ રેગ્યુલર હોય કે સામી અપીલ હોય તેની ચીંતા નહી. ૧ વી. રી. પાનું. ૬૯.

જો અસલકોર્ટના ફેંસલાનો ઘણો ભાગ બાહાલ રાખવામાં આવે તો, કામ પાછું મોકલવાની પરવાનગી આપવી નહી જોઈએ ૮ વી. રી. ૩૦૩, કારણ કે પ્રથમનો ફેંસલો તેથી ફેરવવામાં આવ્યો છે એમ ગર્ભિત રીતે થાય છે ૭ વી રી. ૩૨૬, વળી કામ પાછું મોકલવામાં આવેલું નહી તે બાબત ૬ મ. ૨૩૯. ૨૧ વી. રી ૪૧૩, ઈ. લા. રી. ૭ અ. ૧૬૭, ઈ. લા. રી. ૮ ક. ૯૨૩, ૨૫ વી રી. ૨૮૪, ૧ વી. રી. ૨૫૮ ૧૦ વી. રી. ૩૭૮, ૨૦ વી. રી. ૧૪૮, ૨૫ વી. રી. ૩૮૯, ૨૫ વી. રી. ૩૫, ૧૨ ક. લા. રી. ૧૩૬, ૨૨ વી. રી. ૨૨૪, ૨૧ વી. રી. ૪૧૩, ૨૫ વી. રી. ૧૩૧, ૧૦ વી. રી. ૩૭૪, ૪૬૯ ૫ વી. રી. ૬૩, ૧૩ વી. રી. ૫૮૫, ૧૪ વી. રી. ૬૯ ઈ લા. રી. ૨ અ. ૬૯. ૧૩ વી. રી. ૮૫, ૧૪ વી. રી. ૩૮૦, ૭ વી. રી. ૩૧૩, ૧૦ વી. રી. ૨૦૭, ૧૦ વી. રી. ૪૧૧, ૯ વી. રી. ૧૦૬, ૧૭ વી રી ૪૪૬; ૪૧૦, ૧૦ વી. રી. ૨૩૬, અને ૧૧ વી. રી. પાનું. ૩૫ ના ઠરાવો છે.

કામ પાછું મોકલવાનો અઘટીત હુકમ તે રદ બાતલ નથી, પણ ગેરશીરસ્તે છે. ૮ વી. રી. ૨૦૭; તેના ઉપર અપીલ ચાલી શકે છે. ક. ૫૮૮, ઈ લા. રી ૫ ક. ૧૪૪, પ્રથમ એવો વિચાર કરવામાં આવ્યો હતો કે જે પક્ષકાર કામ પાછું મોકલે તે કામ બાબત તકરાર કરેલી ના હોય તો પાછળથી તે વિશે વાંધો લેઈ શકાતો નથી. ૩ વી. રી. ૧૫૧, પરંતુ આ વિચાર છોડી દેવામાં આવ્યો છે, અને એવું ઠરાવવામાં આવ્યું છે કે આખરના હુકમનામા ઉપર કરેલી અપીલમાં કામ પાછું મોકલ્યાના હુકમ બાબત પક્ષકાર વાંધો લેઈ શકે છે. ૧ અ. ૨૭૭, ૧ વી. રી. ૫૧, પણ જો તેથી કામના ગુણદોષને હરકત થએલી હોય અથવા કોર્ટની હકુમતને હરકત થએલી હોય તો તે રદ કરવામાં આવે છે. ૨ વી. રી. ૧૮૧; ૧૩ વી. રી.૨૩૪, કામ પાછું મોકલ્યા પછીને માટે કલમ ૪૯૨ જુઓ.

**અપીલ**—કામ પાછું મોકલ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે. કલમ ૫૮૮, અને આ હકની કલમ ૫૮૯ થી મર્યાદા રાખવામાં આવી નથી. ઇ. લા. રી. ૭ મું. ૨૯૨, ઈ. લા. રી. ૮ મું. ૨૬૦, ઈ. લા. રી. ૧૦ ક ૩૨૫, આવી અપીલમાં હાયકોર્ટ કામના ગુણદોષ બાબત જોઈ શકે છે, અને જો કોર્ટના અભિપ્રાયમાં તે હુકમ ખામી ભરેલો જણાય તો, જે પક્ષકાર અસલકોર્ટમાં જીતેલો હોય તે પક્ષકાર પોતાના હુકમનામાનો ફાયદો રાખી શકે છે. ૧ ઈ. લા. રી. ૫ ક. ૧૪૪, ઈ. લા. રી. ૩ અ. ૬૭૫, તેવો ફાયદો રાખવાને કોર્ટ પરવાનગી આપી શકતા નથી. ઈ. લા. રી. ૭ અ. પાનું. ૧૩૬

ઠરાવવામાં આવ્યું છે કે આસીસ્ટંટ જડજે કામ પાછું મોકલ્યાનો હુકમ કરેલો છે તે આ કલમ પ્રમાણે છે. હાયકોર્ટે કામના ગુણદોષ ઉપર તપાસ થવાને કામ પાછું મોકલેલું હોય તો, તેથી તમામ કામ આસીસ્ટંટ જડજની રૂબરૂ ફરીથી શરૂ થાય છે. માટે સબાર્ડીનેટ જડજનું હુકમનામું ફેરવતા પેહેલાં મુદતના સવાલનો નિર્ણય કરવાને તે બંધાએલા છે. ઈ. લા. રી. ૧૧ મું. પાનું. ૬૬૩

એક દાવામાંના ઈશ્યુ ઉપર જે પુરાવ ગુજારવામાં આવ્યો તે તમામ દીસ્ત્રીકટ મુનસફે લીધો, પછી તેમણે તે ઈસ્યુમાંના એક ઈસ્યુ ઉપર બીજા ઈસ્યુનો ઠરાવ કરયા વિના તે દાવાનો નીકાલ કરયો. અપીલમાં જીલ્લા જડજે તે હુકમનામું ફેરાવ્યું, અને જે ઈસ્યુની તપાસ કરવામાં આવેલી નહી તેની તપાસ કરવાને તે કામ પાછું મોકલ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે તે કામ પાછું મોકલ્યાનો હુકમ કાયદેસર નથી. ઈ. લા. રી. ૯ મ. પાનું. ૩૫૫ .

વારસાની રૂઈએ મીલકત કબજે લેવાને દાવો કરેલો તેમાં કોર્ટે છ ઈસ્યુ કાહાડી તેમાંથી ચારનો તપાસ કરી ફેંસલો કરયો. તેમાં તે ઈસ્યુમાંનો મુખ્ય ઈસ્યુ વાદીના ઔરસપણા બાબત હતો, તે ઉપર ઠરાવ કરીને કોર્ટે દાવો કાહાડી નાંખ્યો, એવું કહીને કે કોર્ટના વિચારમાં જે હકીકત આવે છે તે પ્રમાણે બાકીના ઈસ્યુઓનો નિર્ણય કરવાની જરૂર નથી. કેટલાક પ્રતીવાદીઓએ લખેલો જવાબ આપેલો તે વિશે કાંઈ ઈસ્યુ નહી કાહાડતાં કાંઈ પુરાવ લેવામાં આવેલો નહીં, અને કોઈ બાબત પુરાવ નહિ લેવાને રીતસર હુકમ કરવામાં આવેલો નથી. તેથી અપીલમાં હાયકોર્ટે અસલકોર્ટે જે ઈસ્યુ બાબત ઠરાવ કરીને દાવો કહાડી નાંખેલો તે ઠરાવ રદ કરીને બાકીના ઈસ્યુઓની તપાસ કરવાને કામ પાછું મોકલ્યું. ઇ. લા. રી. ૧૦ અ. પાનું ૨૮૨.

અસલકોર્ટની રૂબરૂ પાછળથી વાદી હાજર થાય અથવા કામ પાછું મોકલવાથી અસલકોર્ટના હુકમનામા ઉપર તે અપીલ કરે, તેથી તે પાછું મોકયાનો હુકમ બળવાન થતો નથી, અને તેનો કલમ ૫૭૮ માં સમાસ થતો નથી. ઈ. લા. રી. ૧૧ અ. ૩૫.

**આ ૫૬૩ મી કલમ, સન ૧૮૮૮ ના આકટ ૭ માની કલમ ૫૦ થી રદ કરી છે.**

પાછું મોકલવાની મર્યાદા. **૫૬૪. કલમ ૫૬૨ માં ઠરાવ્યું છે તે શિવાય બીજો ફેંસલો કરવા સારૂ કોઈ કામ અપીલકોર્ટે પાછું મોકલવું નહી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

બીજા ફેંસલા ઉપરથી અપીલકોર્ટને કામ પાછું મોકલવાને તથા દાવાની અરજી પાછી મોકલવાને હરકત થતી નથી. ઈ. લા. રી. ૬ મ. પાનું. ૨૩૯.

નીચેની અપીલકોર્ટના ફેંસલામાં દાવો, જવાબ, અસલકોર્ટનું હુકમનામું કેવી રીતનું

છે તે, અને અપીલની તકરારોનો હેતુ બતાવીને નીચે પ્રમાણે લખાણ કરી તે પુરૂં કરવામાં આવ્યું છે:—અપીલનો જે બાબતમાં નિર્ણય કરવાનો છે તે કામના ગુણદોષને અનુસરતો ફેંસલો છે કિંવા નહી તે છે. કામમાં જે પુરાવ છે તે તથા મુનસફનો ફેંસલો સ્પષ્ટ છે તેનો વિચાર કરી નીચેની કોર્ટ સાથે આ કોર્ટ મળતા આવે છે. માટે મુનસફે જે ઠરાવ કરેલો છે કે વાદીનો દાવો શાબેત થએલો છે તે બરોબર ને પુરાવ સાથે અનુસરતો છે. સબબ અપીલમાં જે તકરારો કરવામાં આવી છે તે વિચારમાં લેવા લાયક નથી. ઠરાવવામાં આવ્યું કે કાયદા પ્રમાણે બીલકુલ ફેંસલો નથી, કારણ કે આ કલમ પ્રમાણે ચાલવામાં આવ્યું નથી, માટે નીચેની અપીલકોર્ટનું હુકમનામું રદ કરવું જોઈએ, સબબ તે કલમના ઠરાવો પ્રમાણે કામના કાગળો યોગ્ય રીતે નીકાલ થવા પાછા મોકલવા જોઈએ. ઈ. લા. રી. ૯ અ. પાનું. ૨૬, ઈ. લા. રી. ૧૦ મ. પાનું. ૨૮૨ નો ઠરાવ કલમ ૫૬૨ નીચે છે તે જુઓ.

દફતર ઉપરનો પુરાવો બસ હોયતો અપીલકોર્ટે આખર નીકાલ કરવો.

**૫૬૫. અપીલકોર્ટને ફેંસલો કહી સંભળાવવાને વાસ્તે દફતરમાં પડેલો પુરાવો બસ હોય તો, જરૂર હોય તો, મુદ્દા ફરી ઠરાવીને અપીલકોર્ટ તે કામનો આખરનો નિર્ણય કરવા મુખત્યાર છે. પછી જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ કરી હોય તે કોર્ટે, અપીલકોર્ટ જે કારણ ઉપરથી ફેંસલો કરે તે કરતાં જુદા કારણ ઉપરથી બધો ફેંસલો આપ્યો હોય તેની ચિંતા નથી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

જો કામના કાગળોમાં જોઈએ તેટલો બસ પુરાવ હોય તો, તે કામનો કોર્ટે ફેંસલો કરવો જોઈએ. જો પુરાવ બસ ના હોય તો, કોર્ટે નીચેની કલમ પ્રમાણે કામ ચલાવવુ જોઈએ. ઈ. લા. રી. ૩ મ. પાનું. ૫૬.

**સ્પેશીઅલ અપીલ**—સ્પેશીયલ અપીલમાં હકીકતના સવાલની તપાસ કરવાને આ કલમ ઉપરથી હાયકોર્ટને અખત્યાર નથી. ઈ. લા. રી. ૪ અ. પાનું. ૧૪.

કામ પાછું મોકલવાનો હુકમ છેવટનો છે, અને તે પછી આવનાર અમલદારથી તે હુકમ રદ કરાય નહી. ૧૪ વી. રી. પાનું. ૨૮૫.

નવી તજવીજ થવા માટે કામ પાછું મોકલવાથી આગળનો ફેંસલો તદન રદ થાય છે, અને આખો કેસ ફરીથી ચલાવવો જોઈએ. ૧૨ વી. રી. પાનું. ૧૧૨.

ઈ. લા. રી. ૮ મ. પાનું. ૩૫૫ નો ઠરાવ આ કાયદાની કલમ ૫૬૨ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૯ અ. પાનું. ૨૬ નો ઠરાવ કલમ ૫૬૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

આ કલમ તથા કલમ ૫૬૬ તથા ૫૬૭ બીજી અપીલોને એવી રીતે લાગુ થતી નથી કે, જેથી નીચેની અપીલકોર્ટને કાંઈ ઈશ્યુ કાહાડવાને અથવા તપાસ કરવાને લાગુ થઈ શકે. ઈ. લા. રી. ૯ અ. પાનું. ૧૪૭.

મુદ્દા કાઢીને ચોકશી સારૂ જે કોર્ટના હુકમનામા ઉપર

**૫૬૬. જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટે કોઈ મુદ્દો કાહાડવો, અથવા તેનો તપાસ કરવો, અથવા હકીકતની કોઈ તકરારનો નિર્ણય કરવો છોડી દીધો હોય, અને ગુણદોષ ઉપરથી ફરિયાદનો ખરો નિકાલ કરવા સારૂ તે મુદ્દો કાઢવો**

અપીલ થઈ હોય તે કોર્ટ તરફ અપીલ કોર્ટ ક્યારે મોકલે.

**અથવા તેનો તપાસ કરવો, અથવા હકીકતની તકરારનો નિર્ણય કરવો અગત્યનો છે એમ કોર્ટને લાગે, ત્યારે જરૂર હોય તો ચોકશીને વાસ્તે મુદ્દા કાઢવાને તથા જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટ તરફ ચોકશી સારૂ તે મુદ્દા મોકલવાને અપીલકોર્ટ મુખત્યાર છે. અને આવે પ્રસંગે જરૂર હોય તે જાસ્તી પુરાવો લેવાને તે કોર્ટને ફરમાવવું.**

**અને તે કોર્ટે તે મુદ્દાની ચોકશી કરવી. અને તે મુદ્દા ઉપરનો પોતાનો ઠરાવ તથા પુરાવો અપીલકોર્ટને મોકલવો.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે

જો અસલકોર્ટે કામના ગુણદોષ બાબત જોવાને યોગ્ય ઇસ્યુ કાહાડીને પુરાવ લીધેલો હોય (કલમ ૫૬૫), અથવા યોગ્ય ઈસ્યુ નહી કાહાડતાં જોઈતો પુરાવ લીધો હોય (કલમ ૫૬૫), તો અપીલકોર્ટે કાંઈ વાર નહી લગાડતાં અપીલનો નિર્ણય કરવો જોઈએ. નીચેની કોર્ટે કામમાં ખરી રીતે ફેંસલો કરવાને અવશ્યનો ઈસ્યુ તપાસેલો ના હોય અથવા તેનહી તપાસ્યા બાબત કોર્ટની કસુર હોય, અને અધુરા પુરાવ ઉપરથી કામનો નીકાલ કર્યો હોય તો, તે બે હકીકતો રેહે છે. તેમાં પાછલી હકીકતનો કલમ ૫૬૮ માં અને પેહેલી હકીકતનો આ કલમમાં સમાસ થાય છે ૧૧ વી. રી. ૧૦૬, ૨૪ વી. રી. ૧૨૧, અપીલકોર્ટ પોતાની મેળે કુલઅખત્યારથી જે ઈસ્યુ અવશ્યનો હોય તે કાહાડીને તપાસ થવા સારૂ નીચેની કોર્ટ તરફ કામ મોકલે, પણ તે કામ પાછું મોકલીને તે ઈસ્યુ કાહાડવાને તેમણે નીચેની કોર્ટને હુકમ કરવો નહી જોઈએ. ૩ ક. લા. રી. ૪૬૮, ૧ વી. રી. ૬૯. કોર્ટની રૂબરૂ જે અગત્યનો મુદ્દો ઉત્પન્ન થએલો હોય તે વિષે જો કોર્ટે રીતસર ઈસ્યુ કાહાડેલો ના હોય, અને સંતોષકારક ફેંસલો પણ આપેલો ના હોય તો, આ રીતી પ્રમાણે ચાલવું જોઈએ. ૧૩ મુર. ૪૨૬, ૫૭૩, ૧૭ વી. રી. ૪૦૭, અગર જો તપાસ તદ્દન ગેરરસ્તે અને અધુરી હોય તો, ૨૩ વી. રી. ૩૪૭ નો ઠરાવ છે. પરંતુ જીલ્લા અંદરની અપીલકોર્ટે પક્ષકારોને તદ્દન નવી હકીકત બતાવવાને પરવાનગી આપે તો તે ભયંકર છે. લા. રી. ૩ ઇ. અ. ૨૭૫; અને માગ્યા વગરના ઈસ્યુ કાહાડવાને કોર્ટે સાવધ રેહેવું જોઈએ. ૧૧ મુર. ૪૮, ૨૪ વી. રી. ૨૬૮, અને દાવાની અરજી અથવા તકરારમાં જે બાબત જણાતી ના હોય અથવા અસલકોર્ટમાં કોઈ રીતે તે જણાવેલી ના હોય તો તે વિષે ઈસ્યુ કાહાડવાને કોર્ટે પરવાનગી આપવી નહી જોઈએ ૨૩ વી. રી. ૧૬૯, ૨૧ વી. રી. ૩૩૮, ૨૧ વી. રી. ૩૩૩, ૧૭ વી. રી પાનું. ૪૦૭.

કસુરના કારણથી નુકશાની લેવાના દાવામાં કોર્ટ નુકશાનના યોગ્ય માપ બાબત બે અથવા વધારે જુદા જુદા વિચાર કરી શકે એવું હોય તો, કોર્ટ જે વિચાર પસંદ કરે તે પ્રમાણે નુકશાનીની યોગ્ય રકમ બાબત પુરાવ સાથે તૈયાર થઈને વાદીએ આવવું જોઈએ; અને જો તે પ્રમાણે ચાલવાને તે કસુર કરે તો અપીલકોર્ટ પોતાની મેળે વધારે પુરાવ લેવાને અથવા ફરીતપાસ સારૂ કામ પાછું મોકલવાને બંધાએલા નથી. ૪ ક. લા. રી. પાનું. ૪૭૩

જ્યારે એકાદો જડજ આ કલમ પ્રમાણે કામ ચલાવે, ત્યારે તેમણે નીચેની કોર્ટનું હુકમનામું રદ કરી કામ પાછું મોકલવું નહી જોઈએ, ૨૪ વી. રી. ૧૩૭ (૧૧ વી. રી. ૩૫ જુઓ), તોપણ જો તે પ્રમાણે તે કરે અને કામના ગુણદોષને અથવા કોર્ટની હકુમ-

તને તેથી હરકત થતી ના હોય તો, સ્પેશીયલ અપીલ ચાલતી નથી. ૧૭ વી. રી. ૪૬૫ (પણ ૨૫ વી. રી. ૧૦૭ જુઓ). પરંતુ તેમણે જરૂરીયાત ઈશ્યુ કાહાડીને તપાસ થવા સારૂ તે મોકલવા જોઈએ, ૨ મું. ૬૧, અને તે તપાસના કાગળો તે ઈશ્યુ ઉપર અસલ કોર્ટના અભિપ્રાય સાથે પાછા આવે ત્યાં સુધી તે કામ ચાલુ રાખવું જોઈએ. ૧૪ વી. રી. ૩૮૦

**હુકમનો અસર**—આવા હુકમનો અસર ફરી સુનાવણી તરીકે થતો નથી, અને જે ઈશ્યુ મોકલેલા હોય તે શિવાય કામની વ્યવસ્થા કરવાને અસલકોર્ટને અખત્યાર નથી. ૨૨ વી. રી. ૨૦૭. જે જડજે ઈશ્યુ કાહાડીને તપાસ થવા સારૂ કામ મોકલેલાં હોય, તે જડજની જગોએ ઠરેલા જડજ તે હુકમની પાછળ જોઈ શકતા નથી, ૧૪ વી. રી. ૩૮૦, ૨૪ વી. રી. ૨૦. પક્ષકારોને પોતાનો પુરાવ રજુ કરવાને ઘણોજ સંપુર્ણ લાગ મળવો જોઈએ. ૧૭ વી. રી. પાનું. ૩૬૧.

જે કોર્ટ તરફ ઈશ્યુઓની ફરીતપાસ કરવાને બીજા ઈશ્યુઓની સાથે કામ પાછું મોકલેલું હોય તે ઈશ્યુ છોડી દેઈને બીજા ઈશ્યુ વિશે કામની તપાસ ચલાવવાને તે કોર્ટ-પરવાનગી આપી શકતા નથી. ૭ ક. લા. રી. ૧૦૩, તેમ કોર્ટ લવાદ તરફ કામ મોકલી શકતા નથી. ઇ. લા રી. ૭ અ. પાનું. ૫૨૬.

સન ૧૮૫૯ ના આકટ ૮ માની આવીજ કલમ સ્પેશીયલ અપીલને લાગુ છે કે નહી એ વિશે શક રાખવામાં આવ્યો હતો. ૨૪ વી. રી ૨૦. વળી સ્પેશીયલ અપીલના કામમાં એક જડજ બીરાજેલા હોય તો તપાસ થવાને ઈશ્યુઓ મોકલવાનો અખત્યાર તેમને છે કે નહી એ વિશે શક બતાવવામાં આવ્યો હતો. ૯ ક. લા રી. પાનું. ૪૪૭.

**અપીલ**—તપાસ થવાને ઈશ્યુ મોકલવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ૮ ક. લા. રી. ૪૬૧; પણ દેખીતી રીતે તે ફરીતપાસ કરવા લાયક છે. ઈ. લા. રી. ૬ અ. ૬૫, ૧૩ ક. લા. રી. પાનું ૨૫૪.

ઇ. લા. રી. ૯ મ. પાનું ૩૫૫ નો ઠરાવ કલમ ૫૬૨ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૯ અ. પાનું ૧૪૭ નો ઠરાવ કલમ ૫૬૫ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૦ અ. પાનું ૨૮૨ નો ઠરાવ કલમ ૫૬૨ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઠરાવ તથા પુરાવો દફતરમાં દાખલ કરવો. ઠરાવ ઉપરલેવાની હરકતો.

**૫૬૭. તે ઠરાવ તથા પુરાવો ફરિયાદના દફતરમાં સામાલ કરવો; અને અપીલકોર્ટ ઠરાવે તે મુદતમાં, તે ઠરાવ ઉપરની પોતાની હરકતોની યાદ આપવાને અપેલેન્ટ કે રેસ્પાન્ડેન્ટ મુખત્યાર છે.**

અપીલનો નિર્ણય.

**તે યાદ આપવાને વાસ્તે જે મુદત ઠરાવી હોય તે વીત્યા પછી અપીલકોર્ટે અપીલનો નિર્ણય કરવો.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

અભિપ્રાય તથા પુરાવ પાછો આવે એટલે પક્ષકારોને પોતાની હરકતો ફાઈલ કરવાને યોગ્ય મુદત નીમવી જોઈએ, અને તે બાબત એક દીવસ બસ નથી. ૧૫ વી. રી. ૩૪૬, ૩ આગ્રા, ૯૬. તે મુદત પુરી થયા પછી કોર્ટ પોતાની મરજીમાં આવે તો કાંઈ લખેલી હકીકત લેવાને અથવા નહી લેવાને મુખત્યાર છે, ઇ. લા. રી. ૭ અ. ૬૯૨, પણ ગમે તેમ થાય પણ કોર્ટ અપીલનો નિર્ણય કરે છે, અને કામના ગુણદોષ ઉપર નીચેની કોર્ટનો અ-

ભિપ્રાય વિચારમાં લેવાને તે બંધાએલા છે, અને અપીલની સુનાવણી વખતે તે અભિપ્રાયના લાભની અથવા તે અભિપ્રાય વિરૂદ્ધ તકરારો સાંભળવાને કોર્ટને અટકાવ થતો નથી. ૧૩ ક. લા. રી. ૪૬૮, ઈં. લા. રી. ૬ અ. ૩૮૩, ૧૫ વી. રી. ૨૩૫, ૪ અ. ૭૨, ૫ અ. ૧૧૪, ઈં. લા. રી. ૨ અ. ૯૦૮, ઇ. લા. રી. ૬ અ. ૩૮૩ (પણ ૯ વી. રી.૪૩૮ જુઓ); પરંતુ આપેલી મુદતની અંદર અથવા સુનાવણી વખતે જો કાંઈ હરકત બતાવેલી ના હોય તો, તે અભિપ્રાય દુરસ્ત કરવાને અપીલકોર્ટ બંધાએલા નથી, ઈં. લા. રી. ૧ અ. ૧૬૫; ઈં. લા રી.૨ અ. ૯૦૮; ૧૬ વી. રી. ૩૦૦; પરંતુ કશો વિચાર નહી કરતાં તે અભિપ્રાય તેમણે કબુલ કરવો નહી જોઈએ. ઈં. લા. રી. ૬ અ. ૩૫૧. વળી ઈં. લા. રી. ૪ ક. પાનું. ૯૪૪ જુઓ.

**હરકત**—જ્યારે સ્પેશીયલ અપીલમાં ઈસ્યુ વિશે તપાસ કરવાને ફરમાવેલું હોય તે અભિપ્રાય તથા પુરાવ પાછો આવે, ત્યારે સ્પેશીયલ અપીલવાળો તે અભિપ્રાય પુરાવ વિરૂદ્ધ છે એવી કામના ગુણદોષ બાબત હરકત લેઈ શકતો નથી. પણ સ્પેશીયલ અપીલ કરવાનું કારણ થાય તેવી તે હરકત હોવી જોઈએ. ૧ મ. ૨૫૦, ઈં. લા. રી. ૭ મ. પાનું. ૫૨.

ઈં. લા. રી. ૯ અ. પાનું. ૧૪૭ નો ઠરાવ કલમ ૫૬૫ નીચે છે, તે જુઓ.

અપીલકોર્ટમાં જાસ્તી પુરાવો હાજર કરવાનું.

**૫૬૮. અપીલના પક્ષકારોને અપીલકોર્ટમાં મોઢાનો કે દસ્તાવેજી જાસ્તી પુરાવો હાજર કરવાનો હક્ક નથી. પરંતુ—**

**(अ) જે પુરાવો લેવો જોઇએ તે લેવાને, જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટે ના કહી હોય, અથવા**

**(ब) ફેંસલો પોતાથી આપી શકાય તેટલા માટે અથવા બીજા કોઈ પાકા કારણને લીધે કોઈ દસ્તાવેજ હાજર કરાવવાની અથવા કોઇ સાક્ષી તપાસવાની અપીલકોર્ટને જરૂર લાગે,**

**તો તે પુરાવો હાજર કરવા દેવાને અથવા તે દસ્તાવેજ લેવા દેવાને અથવા સાક્ષીની જબાની લેવા દેવાને અપીલકોર્ટ મુખત્યાર છે.**

**અપીલકોર્ટ જાસ્તી પુરાવો લે ત્યારે તે લેવાનાં કારણ તે કોર્ટે પોતાના દફતરમાં લખવાં.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

અસલ જે ઈસ્યુ વિશે પુરાવ આપીને પક્ષકારો નિષ્ફળ ગએલા હોય તે ઈસ્યુ વિશે નવો પુરાવ આપીને નવી હકીકત બતાવવાને પક્ષકારોને પરવાનગી આપવામાં આવે તો તે હમેશાં ભયંકર છે, અને વિશેશે કરીને હીંદુસ્થાનની જીલ્લા કોર્ટોમાં તે વધારે ભયંકર છે, લા. રી. ૩ ઈં. અ. ૨૫૭; અને આ કલમ પ્રમાણે આપેલો અખત્યાર પક્ષકારની ખાએસ સિવાય કોર્ટોએ કવચીત વાપરવાનો છે. ૧૧ મુર. ૪૮, ૬ વી. રી. ૨૬૫, ૧૫ વી. રી. ૫૦૭ સ્પેશીયલ અપીલમાં કામ પાછું મોકલ્યા પછી પણ તે અખત્યાર વાપરી શકાય છે. ૨૪ વી. રી. ૨૦, ૧૭ વી રી. પાનું. ૪૭.

**દસ્તાવેજો**—નવા દસ્તાવેજો દાખલ કરવાની અરજી તે કામનું ઘણું દબાણ થયા પછી નવો મુખજુબાનીનો પુરાવ દાખલ કરવાની અરજી કરતાં વધારે સારા પાયા ઉપર છે. લા. રી. ૩ ચ. અ. ૪૪૯; પરંતુ નીચેની કોર્ટમાં તે દાખલ કરવાને અરજ-

દારને લાગ મળેલો હોય તો તે દસ્તાવેજને દાખલ કરવા નહી જોઈએ, અગર અસલકોર્ટે તપાસેલા ઈસ્યુને તે લાગના ના હોય તો તે દાખલ થઈ શકતા નથી માટે કામ ચલાવવામાં અપીલવાળાની વર્તણુંક બાબત ખુલાસા તરીકે આરીડેવીટ હોય તે દાખલ કરવા લાયક નથી. લા. રી. ૬ ચ. અ. ૫૮, ૧૬ વી. રી. ૨૧૧, અગર અસલકોર્ટે તપાશેલા ઈ-શ્યુ ઉપર તે લાગુ થતો ના હોય તો, અપીલવાળાની કામ ચલાવવામાં જે વર્તણુંક જણાય તેના ખુલાસા તરીકે આરીડેવીટ દાખલ કરવા લાયક નથી. ૧૭ વી. રી. પાનું. ૩૫૦

વાદીની દરખાસ્ત તેના પાંચ સાક્ષીઓ ઉપર સમન્સ કરવાને કામ બંધ રાખવાની હતી, તે અસલકોર્ટે નામંજુર કરી, પણ ૧૫ સાક્ષીઓ હાજર હતા માટે તે કામ ૧૦ દીવશ બંધ રાખવામાં આવ્યું, તેમાં તે નવા પુરાવ આપવાની પરવાનગી આપવામાં આવેલી હતી. ૨૨ વી. રી. પાનું. ૨૬૮

આ કલમ પ્રમાણે સ્થાનિક તપાસ કરવાનો હુકમ થઈ શકે છે. ૧૭ વી. રી. પાનું. ૩૦૦

આ કલમ પ્રમાણે અઘટીત રીતે પુરાવ દાખલ કરવો તે પુરાવ સિવાય જો કામમાં ફેંસલો કરવાને બીજો પુરાવ બસ હોય, તે કારણથી તે ફેંસલો ફેરવવાને પુક્ત સબબ થતો નથી. ૫ બં. લા. રી. ૫૪, ૧૪ વી. રી. પાનું. ૧૯

ફરીતપાસ દાખલ કર્યા પછી આ કલમ પ્રમાણે નવા પુરાવ લેઈ શકાય છે. ૧૨ વી. રી. ૧૩, ૧૪ વી. રી. પાનું. ૨૩૬

**રીવાજ**—કોર્ટ આ કલમ પ્રમાણે આપેલો અખત્યાર વાપરે તે વિશેના રીવાજ બાબત ૧૧ મુર. ૪૮, ૨૧ વી. રી. ૪૧૬, ૧૧ મુર, ૩૬૮, ૧૩ વી. રી. ૩૦૩, ૧૧ વી. રી. ૬, ૧૦ વી. રી. ૩૭૮, ઈ. લા. રી. ૧૧ ક. ૧૩૯, અને વળી ૧૨ વી. રી. ૨૨૩ ના ઠરાવો છે.

**અપીલ**—વધારાનો પુરાવ દાખલ કરવાને ના કહયાના હુકમ ઉપર અથવા તે દાખલ કર્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ૧૫ વી. રી. ૪૨૯, ૭ વી. રી. ૪૮૫, ૧૭ વી. રી. ૪૦૭, ૬ વી. રી. ૧૯૬, પણ જો અપીલવાળાએ તે હુકમનો ફાયદો લીધેલો ના હોય, અને તે અપીલમાં તે પાછળથી વાંધો લેઈ શકતો ના હોય તો, આખરના હુકમનામા ઉપર કરેલી અપીલમાં તે બેઉ હુકમોનો ફરી વિચાર થઈ શકે છે. ૨૪ વી. રી. ૩૨૫. જો એમ માલમ પડે કે તે પુરાવ અઘટીત રીતે દાખલ કરેલો છે તો અપીલકોર્ટ દેખીતી રીતે તે નામંજુર કરી શકે છે. ૧૩ વી. રી. ૮૫, ૧૪ વી. રી. પાનું. ૧૯ ના ઠરાવો છે.

પેહેલી અપીલકોર્ટે પુરાવ લીધેલો હોય તો રેગ્યુલર અપીલ તરીકે પુરાવ જોઈને કામની વ્યવસ્થા સ્પેશીયલ અપીલમાં હાયકોર્ટ બ્યાજબીરાહે કરી શકતા નથી. ૨૨ વી. રી. ૩૬૯, ૨૩ વી. રી. પાનું. ૫૧

સ્પેશીયલ અપીલને આ કલમ લાગુ છે કે નહીં એ વિશે આખરનો નિર્ણય કરવામાં આવ્યો નથી. ૨૪ વી. રી. ૨૦, પણ ૨ વી. રી. પાનું. ૨૨૮ જુઓ.

કેવી હકીકતથી આ કલમ પ્રમાણે અપીલની સુનાવણી કરતી વખતે કોર્ટ વધારાનો પુરાવ રજુ કરવાને પરવાનગી આપતા નથી તે વિશે. ઈ. લા. રી. ૧૫ ક. પાનું. ૭૬૫ જુઓ.

જાસ્તી પુરાવો લેવાનો પ્રકાર.

**૫૬૯. જ્યારે નવો પુરાવો લેવાની રજા આપવામાં આવે ત્યારે અપીલકોર્ટ પોતે તે પુરાવો લે; અથવા જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટને કે બીજી કોઇ તાબાની કોર્ટને એવું ફરમાવે કે તમારે પુરાવો લેવો, અને તે લેવાય એટલે અપીલકોર્ટને મોકલવો.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૫૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

નીચેની કોર્ટ આ કલમ પ્રમાણે પુરાવ લે તે એક પ્રધાનિક કામ છે, અને હરકત વિના પુરાવ દાખલ કરવામાં આવેલો હોય, અને જ્યારે તે અપીલકોર્ટના વિચાર સારૂ રજુ કરેલો હોય ત્યારે તે દાખલ કરવા બાબત પક્ષકાર હરકત લેઈ શકે છે. ૨ વી. રી. પાનું ૮૦

**હુકમનો અસર**—જો તે હુકમ અમુક પુરાવ લેવાને હોય તો તે ઉપરાંત નીચેની કોર્ટ લેઇ શકતા નથી. માટે જો अ. ને તપાસવાને હુકમ કરવામાં આવેલો હોય તો નીચેની કોર્ટ अ. તથા ब. ને તપાસી શકતા નથી. ૧ વી રી. ૩૫૭. પણ જે કામમાં अ. ને તપાસવાનો હુકમ કરવામાં આવેલો હોય અને તે ઘણો માંદો હતો તેથી તેની જગોએ તેના એજંટને તપાસવામાં આવ્યો હતો. ૧ વી. રી. પાનું ૩૩૦.

જાસ્તી દસ્તાવેજો દાખલ કરાવવા આ કલમ મુજબ અરજ કરી હોય તે મંજુર કરવા નીચલી કોર્ટ ના પાડે, તેમાં હાયકોર્ટ દરમિયાન આવી શકે નહી. ૬ મું. હા. રી. ૧૯૬.

બાબતો જણાવીને નોંધવી **૫૭૦. જાસ્તી પુરાવો લેવાને ફરમાવવામાં આવે અથવા રજા આપવામાં આવે તેવા બધા કામોમાં, જે બાબતો વિશે પુરાવો લેવાનો હોય તે બાબતો સ્પષ્ટ રીતે અપીલકોર્ટે જણાવવી, અને તે જણાવેલી બાબતો પોતાના દફતરમાં નોંધવી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

આ કલમ પ્રમાણે હુકમ કેવી રીતે કરવો તેનો નમુનો ઓ. સી. પ્રો કોડને પાને ૫૩૫ મે બતાવેલો છે.

---

## અપીલના ફેંસલા વિશે.

ફેંસલો ક્યારે અને ક્યાં સંભળાવવો. **૫૭૧. પક્ષકારોનાં અથવા તેમના પ્લીડરોનાં ભાષણ સાંભળીને, તથા અપીલમાંના કે જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટમાંના કામમાં હોય તે કોઇ કાગળ જોવાની જરૂર જણાય તો તે જોઇને, અપીલકોર્ટે ખુલ્લી કોર્ટમાં તેજ વખતે અથવા કોઈ આગળને દિવશે ફેંસલો કહી સંભળાવવો. કોઇ આગળને દિવશે ફેંસલો કહી સંભળાવે તો તે દિવશની નોટીસ પક્ષકારોને અથવા તેમના પ્લીડરોને આપવી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

**સુનાવણી**—રેગ્યુલર અપીલમાં કામ સુનાવણી ઉપર લેવામાં આવે તો, કોર્ટે પક્ષકારોને તથા તેઓના વકીલોને કામ અંદરનો પુરાવ બતાવીને તે ઉપર ટીકા કરવાની પરવાનગી આપવી જોઈએ. ૧૫ વી. રી. ૫૪. અપીલમાં સીનીયર વકીલનો કુલઅખત્યાર છે. ૧૨ વી. રી. ૩૭૫. અપીલમાં જે લખેલાં કારણો હોય તેજ કારણો સાધારણ રીતે અપીલવાળો બતાવી શકે છે. ૩ વી. રી. ૧૨૩ જ્યારે અપીલ થાય છે ત્યારે કોર્ટે નોટીસ આપવાની જરૂર નથી. ૧૫ વી. રી. પાનું. ૨૯૬

જે બાબતો બતાવેલી ના હોય તે અપીલમાં પેહેલ વેહેલી બતાવવામાં આવે તો તે અપીલમાં સાંભળી શકાતી નથી, તે વિશે ૩ મુર. ૨૪૨, ઈ. લા. રી. ૨ મ. ૩૪૬, ૧૭ વી. રી. ૪૦૭, ૭ વી. રી. ૬૧, લા. રી. ૧૧ ઇ. અ. ૧૦૯, ઈ. લા. રી. ૨ મું. ૬૨૫

ના ઠરાવો છે. પણ જ્યારે ઈસ્યુ ઉત્પન્ન થએલો હોય ત્યારે તે વિશે પુરાવા રજુ કરવાનો પક્ષકારોને ઘણો સંપૂર્ણ લાગ આપવો એવી સંભાળ રાખવી જોઈએ. ૧૭ વી. રી. ૩૬૧

જે ઠરાવ ઉપર અપીલ કરેલી ના હોય તેમાં કોર્ટે હાથ ઘાલવો નહી જોઇએ. તે વિશે ૧૬ વી. રી. ૩૦૫, ૧૫ વી. રી. ૨૨૭, ૩ અ. ૪૪, ૧૪ વી. રી. ૧૯, ૬ ક. લા. રી. ૨૬૭, ઈ. લા રી. ૯ ક. ૬૩૫ ના ઠરાવો છે. માટે ફક્ત ખરચ બાબત અપીલ કરેલી હોય તો કામના ગુણદોષ બાબત તપાસ થવાને કામ પાછું મોકલી શકાતું નથી. ૫ અલ્હાબાદ પાનું. ૨૦

નીચેની કોર્ટમાં દાખલ કરેલો પુરાવ અપીલકોર્ટે રદ કરવો નહી જોઈએ. તેમ પુરાવ ઉપરથી નહી પણ દાવાની અરજીમાં કહેલી હકીકત ઉપરથી ફેંસલો કરવો નહી જોઈએ. ૧ વી. રી. ૧૨, ૧૯૯, તેમ ફક્ત ભાડાના દાવા તરીકે દાવો કરેલો હોય તે કારણથી અથવા ઘણો વધારે દાવો કરેલો હોય તેથી દાવો કાહાડી નાંખવો નહી જોઈએ. ૨૫ વી. રી. ૪૧૭, ૧૫ વી. રી. ૪૬૫, તેમ સ્થાનિક તપાસના પરીણામમાં હાથ ઘાલવો નહી જોઈએ, અને તેમાં વિશેષે કરીને જડજે પોતે જગો તપાસેલી હોય તેમાં હાથ ઘાલવો નહી જોઈએ. ૧૫ વી. રી. ૪૨૩, ૧૮ વી. રી. પાનું. ૪૫૨.

અપીલમાં જે બાબતો પેહેલવેહેલી ઉત્પન્ન કરેલી હોય તે વિશે, લા. રી. ૧૨ ઇ. અ. ૪૭, લા. રી. ૧૧ ઈ. અ. ૧૮૬, ૨ વી. રી. ૨, ૧ વી. રી. ૨૫૯, ૪ ક. લા. રી. ૫૩, ૨ વી. રી. ૪૫, માર્સ ૨૭૬, ઈ લા. રી. ૪ અ ૬૯, ઈ. લા. રી. ૩ મ. ૧૧૬, ૩ મ. ૨૫૮, ૯ ચ. ડીવ. પાનું. ૨૬૬ ના ઠરાવો છે.

દાવાના પક્ષકારોનો હકીકત તથા કાયદાના સવાલો ઉપર અપીલકોર્ટનો ફેંસલો માગવાનો હક્ક છે. આ વિશે ૧૦ મુંર, ૪૩૬, ૮ ક. લા. રી. ૫૯૭, ઈ. લા. રી. ૮ મું. ૨૮, ઈ. લા. રી. ૬ અ. ૩૮૩ તથા ૩૯૧, ૨૫ વી. રી. ૩૬૩, ૧૪ વી. રી. ૫૮, ૨૫ વી. રી. ૫૦, ૨૫ વી. રી. ૨૬ ના ઠરાવો છે.

જો કે અપીલકોર્ટે પોતાનોજ અભિપ્રાય બાંધવો જોઈએ, તોપણ એટલું લક્ષમાં રાખવું જોઈએ કે અસલકોર્ટના જડજોને સાક્ષીઓને માનવા બાબત અભિપ્રાય બાંધવાનો ફાયદો છે, માટે તેઓએ કરેલા ઠરાવો બરોબર છે. એવું મજબુત અનુમાન થાય છે. આ વિશે ૮ મુર, ૪૮૯, ૬ મુર, ૪૯, ૪ મુર. ૪૩૧. ૧ હાઈડ ૧૦૫, તથા ૨૨૩, ૮ મુર, ૧૧૦ ના ઠરાવો છે. પણ ૨ વી. રી. ૪૩૭, તથા ૨૮૪ જુઓ.

નીચેની કોર્ટના ફેંસલાના લાભમાં અનુમાન થાય છે, માટે તે ખોટું છે એમ બતાવવામાં આવે નહી ત્યાં સુધી તેમાં અપીલકોર્ટે હાથ ઘાલવો નહી જોઈએ. ૧૫ વી. રી. ૨૮૯, ૨૫ વી. રી. ૩૦, ૧૧ મુર, ૧૮૧, અને અપીલકોર્ટે જો વિરૂદ્ધ ઠરાવ કરયો હોય તો કારણો બતાવવાં જોઈએ. ૧૭ વી. રી. પાનું. ૩૫૮.

અસલકોર્ટમાં જે મુદ્દો નીકળ્યો ન્હોતો તે અપીલકોર્ટ કાઢી શકતી નથી. અપીલકોર્ટનું કામ ફક્ત નમુનાના પોઈંટ ઉપરજ વચ્ચે પડવાનું નથી, પણ કાયદો ખોટી રીતે લાગુ કરવાથી અગર ખોટી રીતે હકીકત સમજવાથી કામના ગુણદોષના સબંધમાંજ જો ભૂલ થઈ હોય તો, તે ફેંસલો સુધારવાનું કામ છે. ૧૧ વી. રી. પાનું. ૪૦૭.

ફેંસલાની ભાષા.

**૫૭૨. અંગ્રેજી ભાષામાં ફેંસલો લખવો; પરંતુ જડજની સ્વભાષા અંગ્રેજી ન હોય, અને અંગ્રેજીમાં સમજાય તેવો ફેં-**

સલો તે લખી ન શકે, તો તેની સ્વભાષામાં અથવા કોર્ટની ભાષામાં ફેંસલો લખવો.

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

કલમ ૨૦૦ નીચેની ટીકા જુઓ.

ફેંસલાનો તરજુમો. **૫૭૩ જે ભાષામાં ફેંસલો લખ્યો હોય તે કોર્ટની ભાષા ન હોય અને કોઇ પક્ષકાર કોર્ટની ભાષામાં તેનો તરજુમો માગે, તો ફેંસલાનો તે ભાષામાં તરજુમો કરવો, અને તરજુમો ખરો છે એ વિશે નક્કી કર્યા પછી તે તરજુમા ઉપર જડજે અથવા જડજ એ કામને વાસ્તે જેને નીમે તે અમલદારે એના ઉપર સહી કરવી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

ફેંસલાનો મજકુર. **૫૭૪. અપીલકોર્ટના ફેંસલામાં નિચેની વિગતો લખવી:—**

(अ) **નિર્ણય કરવાની બાબતો;**

(ब) **તે ઉપરનો ઠરાવ;**

(क) **તે ઠરાવનાં કારણો; અને**

(ड) **જે હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે હુકમનામું રદ કર્યું હોય અથવા તેમાં ફેરફાર કરયો હોય તો અપેલેન્ટને શી દાદ મળવાનો હક્ક છે તે,**

તારીખ અને સહી. **અને ફેંસલો કહી સંભળાવતી વખતે જે તારીખે તે કહી સંભળાવ્યો હોય તે તારીખ નાંખીને તેના ઉપર જડજે અથવા તે ફેંસલા સાથે મળતા આવતા હોય તે જડજોએ સહી કરવી.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે

**કારણ**—હકીકતનો નિશ્ચે કરવાને જે કારણો હોય તે નહી, પણ હકીકતની અથવા કાયદાની કંઈ બાબત ઉપર તે ફેંસલો છે તેનાં કારણો બતાવવાનાં છે. ૧૨ વી રી. ૨૭૨.

આ કલમમાં કહેલી જુદી જુદી બાબતો ફેંસલામાં બતાવવાની અપીલકોર્ટને ફરજ છે. ૧૫ વી. રી. ૧૩૦, પછી તે નીચેની કોર્ટના ફેંસલો મોઘમ રીતે કાયમ રાખે, ૮ વી. રી ૩૪૦, ૭ વી. રી. ૧૩૭, ૩ વી. રી. ૧૨૬, ૩ વી. રી. ૧૯૨, ૪ વી. રી. ૪ અને ફેંસલો ખર્ચ સાથે અપીલ કાહાડી નાંખ્યાનો હોય તોપણ તે ફેંસલો રદ કરવામાં આવે છે) ૧૧ ક. લા. રી. ૧૩૧; પરંતુ જે કામમાં હકીકતના ઈસ્યુનો વિશેષે કરીને ફેંસલો આપેલો હોય, અને અસલકોર્ટે પુરાવ સંભાળથી જોએલો હોય, અને જો તે કોર્ટ નીચેની કોર્ટ સાથે મળતા આવે તો, પ્રથમ જે કારણો બતાવવામાં આવેલાં હોય અને જે સાથે તે મળતા હોય તે વિગતવાર બતાવવાને તે બંધાએલા નથી. ૧૫ વી. રી. ૫૪, ૨૫ વી. રી. ૧૨. જ્યારે અસલકોર્ટનો ફેંસલો ફેરવવામાં આવ્યો હોય ત્યારે તે નિયમ પ્રમાણે સખતાઈથી ચાલવું જોઈએ. ૨ વી. રી. ૭૭, ૧૭ વી. રી ૩૫૮, ૪ વી. રી. ૧૦૦; તોપણ અસલકોર્ટે જે તકરારો બતાવેલી હોય તે દરેકનો ખુલાસો આપવાને જરૂર નથી. ૧૬ વી. રી. ૧૫ અથવા ફરી વિચાર બતાવવાની અથવા તમામ પુરાવ બતાવવાની જરૂર નથી. ૧૧ વી.રી. ૩૪. નિર્ણય કરવાને જે સવાલ અપીલકોર્ટે નક્કી કરે તે ઉપર અપીલકોર્ટે પોતાના હુકમનામામાં છેવટ ઠરાવ આપવો જોઈએ. ૨ મું. હા. પાનું. ૧૭૬.

તેજ નિયમ અપીલમાં હાયકોર્ટે કરેલા ફેંસલાઓને લાગુ થાય છે. ૧૨ મુર. ૫૦૨, અને ઈસ્યુની તપાસ સારૂ મોકલેલા કામોને લાગુ થાય. છે. ઈ. લા. રી. ૬ ક. પાનું. ૩૮૩.

જ્યારે અપીલકોર્ટે ફેંસલો બરોબર લખેલો ના હોય, ત્યારે જો તે જડજ તેના તેજ હોય તો હાયકોર્ટ કામ પાછું મોકલી યોગ્ય ફેંસલો લખવાને તેમને ફરમાવી શકે છે. ૧૨ વી. રી. ૧૫૨, ૧૧ વી. રી. ૩૧૨, અથવા જો તે માલુમ પડી શકે નહી તો ફરી તપાસ કરવાનો હુકમ કરી શકે છે. ૨૦ વી. રી. ૪૦૩, અથવા જો બની શકે તો જેવો ફેંસલો હોય તેવાને તેવો ફેંસલો કરી શકે છે. ૨૧ વી. રી. ૨૬૦, ૧૮ વી. રી. ૪૭૩.

ઈ. લા. રી. ૮ અ. પાનું. ૨૬ નો ઠરાવ આ કાયદાની કલમ ૫૬૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

બે અથવા વધારે જડજો એ અપીલ સાંભળીહોય ત્યારે ફેંસલોકરવોતે.

**૫૭૫. બે અથવા વધારે જડજોની સભાએ અપીલ સાંભળી હોય, તો તે જડજોના અભિપ્રાય પ્રમાણે અથવા તે જડજો પૈકી વધારે જણના બહુ મત થાય તો તે બહુમત પ્રમાણે અપીલનો નિકાલ કરવો.**

**જે હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે હુકમનામામાં ફેરફાર કરવાના અથવા તે રદ કરવાના ફેંસલા સાથે તેવા બહુ મત મળતા ન આવે, તો તે હુકમનામું કાયમ રાખવું.**

**પરંતુ જે કોર્ટમાં બે કરતાં વધારે જડજો હોય તે કોર્ટના બે જડજોની અપીલ સાંભળનારી સભા મળેલી હોય, અને સભામાં બેઠેલાં જડજોનો કાયદાની બાબતમાં જુદો જુદો અભિપ્રાય થાય, તો તેજ કોર્ટના બીજા એક અથવા વધારે જડજોને તે અપીલ મોકલી શકાય, અને જેમણે પેહેલી અપીલ સાંભળી હોય તે સુધાંતના જે બધા જડજોએ અપીલ સાંભળી હોય તેમાં બહુ મત થાય તો બહુ મત પ્રમાણે તે અપીલનો નિકાલ કરવો.**

**જે હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે હુકમનામામાં ફેરફાર કરવાના અથવા તે રદ કરવાના ફેંસલા સાથે તેવા બહુ મત મળતા ન આવે, તો તે હુકમનામું કાયમ રાખવું.**

**આ કલમ પ્રમાણે અપીલ મોકલવાનું કામ નિયમસર કરવા સારૂ આ કાયદાને અનુસરતી રીતે વખતે વખતે નિયમ કરવાને હાઇકોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

જે જડજોનો અભિપ્રાય જુદો થએલો હોય તે જડજો તથા એક ત્રીજા જડજનું ફક્ત બેંચ કામની સુનાવણી કરી શકે છે. ઈ લા. રી. ૬ અ. પાનું. ૪૬૮.

આ કલમના ઠરાવો પરચુરણ કામોને લાગુ છે, અને જ્યારે બે જડજોનો અભિપ્રાય જુદો હોય ત્યારે સીનીયર જડજના અભીપ્રાય પ્રમાણે ફેંસલો આપવો. એવો ઠરાવ લેટર્સપેટંટની કલમ ૩૬ થી રદ થાય છે. ઈ. લા. રી. ૩ મું. ૨૦૪, અને તે બજાવણીના કામોને લાગુ થાય છે. ઈ.લા. રી. ૫ મું. ૬૮૦, પરંતુ ફરીતપાસને લાગુ થતા નથી. ઈ લા. રી. ૧૦ ક. પાનું. ૧૦૮.

જુદો મત પડે તેલખવો.

**૫૭૬. એક કરતાં વધારે જડજોએ અપીલ સાંભળી હોય ત્યારે, કોર્ટના ફેંસલાથી કોઈ જડજનો મત જુદો પડે તો, અ-**

**પીલમાં શો હુકમ અથવા નિકાલ કરવાનો તેના મનમાં આવે છે, એ તેણે લખવું; અને તે બાબતનાં કારણ લખવાને તે મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

ફેસલામાં કેવો હુકમ થઈ શકે.

**૫૭૭. જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટનું હુકમનામું કાયમ રાખવાનો, તેમાં ફેરફાર કરવાનો, અથવા તે રદ કરવાનો ફેંસલો થઈ શકે; અથવા અપીલમાં કેવા નમુનાનું હુકમનામું કરવું, કે અપીલમાં કેવી પ્રકારનો હુકમ કરવો એ વિશે અપીલના પક્ષકારો એકમત થાય તો, તે પ્રમાણે હુકમનામું અથવા હુકમ કરવાને અપીલકોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

નીચલી કોર્ટે જે ઠરાવ કર્યો છે તે ભુલ ભરેલો છે, એવી પુર્ણ ખાત્રીથાય ત્યાંહાં સુધી અપીલકોર્ટે નીચેની કોર્ટના ફેંસલામાં હાથ ઘાલવો નહી. કાયદાનું અનુમાન એવું છે કે જે ફેંસલા ઉપર અપીલ કરવામાં આવી છે, તેમાં ફેંસલો ખોટો છે એમ સાફ બતાવી આપવામાં આવે નહી, ત્યાંહાં સુધી તે ખરો ગણવો, અને જ્યારે તે બાબતમાં શક હોય ત્યારે શકનો લાભ અપીલના પ્રતીવાદીને આપવો જોઈએ. ૭ બં. લા. રી. પાનું. ૬૨૧.

અપીલકોર્ટ અપીલનો ચુકાદો ન કરતાં અપીલવાળાને નવો દાવો કરવાનું ફરમાવે તો, પછી તે હુકમ ખરો હોય કે ખોટો હોય, તોપણ જો પક્ષકારો કબુલ કરે તો તે બંધનકાર્ક છે. ૨૦ વી. રી. પાનું. ૪૪.

ઘણું સ્પષ્ટ રીતે બ્યાન કરેલા અને પુરતા કારણો શિવાય અપીલકોર્ટે સ્થાનિક તજવીજના પરીણામની દરમિયાન આવવું ન જોઈએ. ૧૫ વી. રી. પાનું. ૧૩૦.

નીચલી કોર્ટે જે પુરાવ લેવાની ના કહી હોય તે પુરાવ જો લેવામાં આવેલો હોત, તેથી ઠરાવ જુદો થાત એવો અપીલકોર્ટનો નિશ્ચય થાય નહી તો, તે પુરાવ બાતલ કરવાથી નીચેની કોર્ટનું હુકમનામું ફેરાવવાને યુક્ત કારણ થતું નથી. ઈ. લા. રી. ૮ મું પાનું ૪૦૮.

ગુણદોષનેઅથવા હકુમતને બાધ ન આવે એવી ભુલ અથવા ગેરસીરસ્તપણાને લીધે કોઇ હુકમનામું રદ કરવું નહી અથવા તેમાં ફેરફાર કરવો નહી.

**૫૭૮. ચુકાદો કરવામાં અથવા ફરિયાદમાં કંઇ હુકમ કરયો હોય તેમાં અથવા બીજી બાબતમાં કંઈ ભુલ અથવા ખામી હોય, અથવા તેમાં કંઈ ગેરશીરસ્ત કામ થયું હોય, પણ તેથી મુકદ્દમાના ગુણદોષને અથવા કોર્ટની હકુમતને કંઇ લાગતું વળગતું ન હોય તો, તે સબબ ઉપરથી કોઈ હુકમનામું રદ કરવું નહી અથવા તેમાં કાંઈ મ્હોટો ફેરફાર કરવો નહી, અથવા અપીલનું કોઈ કામ પાછું મોકલવું નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૫૦ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

ગેરશીરસ્તે થયાની બાબત અને હકુમતની વચ્ચેના ભેદ બાબત, ૩ પ્રોબ. ડીવ. ૧૨૮ જુઓ.

કાંઈ ગેરશીરસ્તે, ભુલ અથવા ખામી થવાથી કામના ગુણદોષને અથવા કોર્ટની હકુમતને

હરકત થએલી ના હોય, એટલે જેમકે ૧૦ દાવાની એકઠી તપાસ કરવામાં આવી હોય તો, તે હુકમનામું ફેરવવામાં આવતું નથી, અથવા કામ પાછું મોકલવામાં આવતું નથી. માસં, ૪૫૫, ઈ. લા. રી. ૪ અ. ૨૮૯, તેમ ખોટી રીતે દાવાનાં કારણો એકઠાં કરેલાં હોય, ઇં. લા. રી. ૪ અ. ૧૬૩, તેમ દાવો બાંધવામાં ચુક થઈ હોય તો હુકમનામું ફેરવવામાં આવતું નથી. ૧૩ વી. રી. ૩૨૫, ઇં. લા. રી. ૪ અ. ૨૮૯, વળી જે કામોમાં હુકમનામાં ફેરવેલાં નહી અથવા કામ પાછાં મોકલ્યાં નહી તે વિશે. ૧૧ વી. રી. ૨૫૭, ૧૨ બં. લા. રી. ૬૭૦, ૧ વી. રી. ૨૭૯, ૧૧ મું. ૧૩૫, ૨૫ વી. રી. ૮૦, ઈ. લા. રી ૨ અ. ૫૫૯, ૬૮૨, ૧૧ વી. રી. ૩૪, ઈ. લા. રી ૮ મું. ૪૦૮, ૧૨ મુર, ૫૦૨, ૨ વી. રી. ૨૩૭, ૨૪ વી. રી. ૧૬૭, ઇ લા. રી. ૩ અ. ૮૨૪, ૧૪ વી. રી. ૧૪૧, ૧૧ મુ. ૧૩૫, ઈ. લા. રી ૭ ક. ૨૯૩, અને ૪ મું. ૯૮ ના ઠરાવો છે.

જે કામોમાં હુકમનામાં ફેરવવામાં આવેલાં તે વિશે. ૧૫ વી. રી. ૫૩૫, ૬ મું. ૨૯. લા. રી. ૧૧ ઈ. અ. ૨૬, ઈ. લા. રી. ૨ અ. પાનું. ૫૫૪ ના ઠરાવો છે.

અસલકોર્ટની હકુમત ઉપરાંતના આંકનો દાવો હોવાથી, જ્યારે તે દાવો રદ કરવામાં આવે ત્યારે યોગ્ય કોર્ટમાં તે આપવાને સારૂ દાવાની અરજી પાછી આપવી જોઈએ. ૧૩ વી. રી. ૩૫૮

અપીલકોર્ટે દાવાની અરજી ઉપરનો ખુટતો સ્ટાંપ વાદી જે અપીલનો પ્રતીવાદી હતો તેને પુરો કરી આપવાનું કહ્યું, પણ તેણે તે આપવાની ના કહ્યાથી પેહેલી કોર્ટનું હુકમનામું ફેરવે અને દાવો રદ કરે તેવું કારણ થતું નથી. ઇ. લા. રી. ૨ અ. ૮૮૯, વળી ઈ. લા. રી. ૭ ક. પાનું. ૩૪૮ જુઓ.

ઘણાજ સ્પષ્ટ અને નિશ્ચીત કારણો ના હોય તો સ્થાનીક તપાસનું જે પરીણામ નીચેની કોર્ટે ઠરાવ્યું હોય, તેમાં અપીલકોર્ટે હાથ ઘાલવો નહી. ૧૫ વી. રી. પાનું. ૧૩૦.

દાવાની અરજીનો તથા તકરારનો નિર્ણય કરતાં એવું માલુમ પડે કે સગીર ખરેખરો વાદી છે, તો આ કાયદાની કલમ ૪૪૦ પ્રમાણે યોગ્ય રીતે નિર્ણય નહી કરવાથ. વામાં કરેલું હુકમનામું રદ થતું નથી. ઈ. લા. રી. ૧૪ ક. પાનું. ૫૫૯

ઈ. લા. રી. ૯ અ. પાનું. ૨૬ નો ઠરાવ આ કાયદાની કલમ ૫૬૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

કામના ગુણદોષ ઉપર તપાસ કરવાને કામ પાછું મોકલવાનો હુકમ કરવામાં આવે તો, તે હુકમ કામના ગુણદોષની બાબતનો અથવા કોર્ટની હકુમત બાબતમાં નથી. ઈ. લા. રી. ૧૩ મું. પાનું. ૪૪૯.

ઈ. લા. રી. ૧૧ અ. પાનું ૩૫ નો ઠરાવ કલમ ૫૬૨ નીચેની ટીકામાં છે, તે જુઓ.

## અપીલના હુકમનામા વિશે.

હુકમનામાની તારીખ અનેમજકુર **૫૭૯. જે તારીખે ફેંસલો કહી સંભળાવ્યો હોય તે તારીખ અપીલના હુકમનામામાં લખવી.**

**અપીલનો નંબર, અને અપેલેન્ટ તથા રેસ્પાનડેન્ટના નામ ને વર્ણન સુધાંત અપીલની યાદ હુકમનામામાં લખવી, અને જે દાદ અપાવી હોય તે અથવા અપીલનો જે બીજો નિર્ણય કરયો હોય તે તેમાં સ્પષ્ટ રીતે લખવો.**

**વળી અપીલમાં કેટલું ખરચ થએલું છે તે, તથા તે ખરચ અને ફરિયાદનું ખરચ કયા પક્ષકારે શા પ્રમાણમાં આપવું તે પણ હુકમનામામાં લખવું.**

જે જડજ અથવા જડજોએ હુકમનામું કર્યું હોય તે જડજ અથવા જડજોએ તેના ઉપર સહી કરીને તારીખ નાંખવી.

ફેંસલાથી જે જડજનો અભિપ્રાય જુદો પડે તેણે હુકમનામા ઉપર સહી કરવાની જરૂર નથી.

પરંતુ એક કરતાં વધારે જડજો હોય, અને તેમનામાં મતભેદ પડે, તો કોર્ટના ફેંસલાથી જે જડજનો અભિપ્રાય જુદો હોય તેણે હુકમનામા ઉપર સહી કરવાની કંઈ જરૂર નથી.

**ટીકા**—અપીલકોર્ટની હકુમત હાયકોર્ટ વાપરે તેમાં આ કલમ લાગુ થતી નથી.

અપીલકોર્ટનું હુકમનામું બજાવવાનું છે, અને જે તારીખે તે કરેલું હોય ત્યારથી મુદત શરૂ થાય છે. કલમ ૫૮૩.

અપીલનાં હુકમનામાં તથા સામાન્ય રીતના હુકમનામાં બાબત કલમ ૨૦૬ નીચેની ટીકા જુઓ.

ખરચ કોણે આપવું અને કેટલું આપવું તે હુકમનામામાં બતાવવું જોઈએ; ૧૮ વી. રી. ૨૮૬. નીચેની કોર્ટે જે કારણો ઉપર આધાર રાખેલો હોય તે કારણોથી તદ્દન જુદા કારણો ઉપરથી હુકમનામું બાહાલ રાખવામાં આવેલું હોય તો, અપીલ ખરચ સાથે કાઢી નાંખવી જોઈએ. ૮ મુર. પાનું. ૧૭૦.

અપીલકોર્ટે ફરમાવવું જોઈએ કે પોતાના હુકમનામાનો કેવી રીતે અમલ કરવો જોઈએ. ૧૪ વી. રી. પાનું. ૧૪૫.

એક કામમાં 'અપીલના ખર્ચ સાથે હુકમનામું કરવામાં આવ્યું છે' એવા મોઘમ શબ્દો અપીલકોર્ટના હુકમનામામાં હતા, પણ ફેંસલા ઉપરથી જુદો ઈરાદો માલુમ પડતો હતો. તેમાં ઠરાવવામાં આવેલું છે કે તમામ દાવાની બજાવણી કરવાને પરવાનગી આપવી નહી જોઈએ; પરંતુ કોર્ટનો જે દેખીતો ઈરાદો છે તેટલુંજ તે બજાવવું જોઈએ. બીજી રીતે કહીએ તો તે હુકમનામાનો અર્થ ફેંસલાથી કરવો જોઈએ, ૧૫ વી. રી. પાનું ૫૩૦

આ કલમનો હેતુ એવો છે કે અપીલકોર્ટના હુકમનામાથી અસલકોર્ટનું હુકમનામું ફક્ત બાહાલ રાખવામાં આવ્યું હોય, તોપણ તેથી અસલકોર્ટનું હુકમનામું રદ થાય છે. ઈ. લા. રી. ૧૧ અ. પાનું. ૨૬૭

ફેંસલાની અને હુકમનામાની નકલો પક્ષકારોને આપવી.

**૫૮૦.** પક્ષકારો કોર્ટને અરજ કરે તો તેમને ખર્ચે અપીલમાં થયેલા ફેંસલાની અને હુકમનામાની સહી સુધાંતની નકલો તેમને આપવી.

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ થાય છે.

ફેંસલો ઇગ્રેજીમાં હોય તો તેના તરજુમાની નકલ આપવી. જોઈએ, વળી જુઓ કલમ ૨૨૭ ની ટીકા.

જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે

**૫૮૧.** ફેંસલાની અને હુકમનામાની એક નકલ ઉપર અપીલ કોર્ટની અથવા તે કોર્ટ આ કામને વાસ્તે નીમે તે અમલદારની સહી લેઇને તે નકલ, જે હુકમનામા ઉપર અપીલ થઈ હોય, તેહુ કમનામું કરનારી કોર્ટને મોકલવી. અને તે ફરિયાદના

કોર્ટને હુકમનામાની સહી સુધાંતની નકલ મોકલવી. અસલ કામ સાથે દાખલ કરવી, અને દિવાની ફરિયાદના રજીષ્ટરમાં અપીલ કોર્ટનો ફેંસલો નોંધવો.

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ થાય છે.

અવલ હુકમતવાળી કોર્ટને જે અખત્યાર છે તેજ અપીલ કોર્ટને છે. **૫૮૨. બાબ ૫ પ્રમાણે કરેલી ફરિયાદો સબંધી અવલ હુકુમતવાળી કોર્ટોને આ કાયદા ઉપરથી જે અખત્યાર આપ્યા છે તથા તે કોર્ટોને જે કામ સોંપ્યાં છે તેજ અખત્યાર, આ બાબ પ્રમાણે કરેલી અપીલોમાં અપીલ કોર્ટોને છે, અને તેઓને બનશે તેટલે સુધી તેજ કામો કરવાં પડશે; અને કોઈ અપીલના પક્ષકારના મરણથી, લગ્નથી, અથવા તેની નાદારીથી ઉત્પન્ન થતા કામને પ્રસંગે ૨૧ મા બાબમાં, 'વાદી' એ શબ્દમાં 'વાદી અપેલેન્ટ,' અથવા 'પ્રતિવાદી અપેલેન્ટ,' 'પ્રતિવાદી' એ શબ્દમાં 'વાદી રેસ્પાનડેન્ટ' અથવા 'પ્રતિવાદી રેસ્પાનડેન્ટ,' તથા 'ફરિયાદ' એ શબ્દમાં 'અપીલ' એનો બની શકે તેટલો સમાસ થાય છે, એમ ગણવું.**

**આ કાયદામાં પાછળ કહેલા ઠરાવો કલમ ૬૭૨ અ. ના ઠરાવો સુદ્ધાં આ બાબ પ્રમાણે કરેલી અપીલોને લાગુ પડે તેટલા લાગુ પાડવા.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

"અખત્યાર" શબ્દ હુકુમતના હેતુથી વાપરવામાં આવેલો નથી. તેનો અર્થ સુનાવણી બંધ રાખવાની, પક્ષકારો તથા વકીલોને તપાસવાની, ખર્ચ વિગરે અપાવવાની મુદત આપવાનો છે, ૧ બં. લા. રી. ૧૬૩. કામ ખેંચી લેવાની પરવાનગી આપવાનો પણ તે છે. ૧૪ વી. રી. ૧૭. દાવા ખોટી રીતે એકઠા કરેલા તે જુદા કરી જુદા તપાસવાનો છે. ૪ વી. રી. પાનું. ૧૦૯. વળી કમીશનરનો હિસાબ પણ તપાસી શકે. ૬ મું. હા. રી. ૧૪૯.

બાબ ૨૧ માના હેતુ પ્રમાણેના ઈલાજોનો અમલ કરવાને જરૂર હોય તે છે. તેનો એવો હેતુ નથી કે પ્રતીવાદીના મરણ બાબત તે બાબનો જે ઠરાવ છે તે જે વાદી સહઅપીલનો પ્રતીવાદી હોય તેને લાગુ છે. ઈ.લા.રી.૭ અ.૭૩૪, ઈ.લા.રી.૧૧ ક. પાનું. ૬૫૪.

પક્ષકારોની કબુલત સાથે અપીલકોર્ટ લવાદ તરફ કામ મોકલી શકે છે. ઈ. લા. રી. ૩ મ. ૭૮; તે કોર્ટ સ્થાનિક તપાસ કરવાને હુકમ કરી શકે છે, પરંતુ જે જડજના હુકમનામા ઉપર અપીલ કરેલી હોય તે જડજ તે હુકમ કરી શકતા નથી. ૧૭ વી. રી. ૩૦૦, અથવા અમીનને બોલાવી તેને તપાસી શકે છે. ૨૪ વી. રી. ૩૪૨, અથવા કામમાં અપીલના પ્રતીવાદી વધારી શકે છે. ૮ વી. રી. ૩૬૭, તોપણ ઈ. લા. રી. ૨ અ. ૪૮૭ જુઓ. (હક્ક તરીકે જે સખસ દાખલ થવાને દાવો રાખતો હોય તેની બાબતમાં ૯ વી. રી. ૨૫૯ નો ઠરાવ છે); અથવા ખોટી રીતે એકઠા કરેલા દાવા જુદા કરી તપાસી શકે છે, ૪ વી. રી. ૧૦૯; અથવા કામનો ફેંસલો કરયા પછી અપીલ ઉપરનો સ્ટાંપ લેઈ શકે છે. ઈ. લા. રી. ૭ અ. પાનું. ૫૨૮.

અપીલકોર્ટ નવી અપીલ લાવવાની પરવાનગી આપીને વાદીને અપીલ કાઢી લેવાની રજા આપી શકે. ૧૪ વી. રી. પાનું. ૧૭.

અપીલમાં જે હકીકત બતાવેલી હોય તથા કામ શીરૂ કરવામાં બતાવેલી હોય તે ઉપરાંત એકતરફી અપીલની સુનાવણીમાં જડજ જઈ શકતા નથી.ઈ.લા.રી. ૧ અ. ૫૪૫.

જ્યારે અપીલ બંધ પડે ત્યારે અપીલકોર્ટ કલમ ૩૬૬ પ્રમાણે અપીલના પ્રતીવાદીને ખર્ચ અપાવી શકે છે. ઈ. લા. રી. ૪ મું. ૬૫૪, ઈ. લા. રી. ૮ ક. પાનું. ૪૪૦.

આ કલમ પ્રમાણે તથા કલમ ૩૨ પ્રમાણે અપીલકોર્ટને પક્ષકારનું નામ કાહાડી નાંખવાને કિંવા વાદી અથવા પ્રતીવાદી તરીકે દાવામાં પક્ષકાર વધારવાનો હુકમ કરવાનો ફક્ત અખત્યાર છે. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૨૨૭.

આ કલમ પ્રમાણે પક્ષકારોની ખાયસથી અપીલકોર્ટને લવાદ તરફ કામ મોકલવાનો અખત્યાર છે. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૧૭૩.

આ કલમ ફક્ત આ કાયદા પ્રમાણે ચાલેલા કામને અસરકાર્ક છે,અને મુદતના કાયદાનો કોઈ ભાગ અમલમાં લાવવાને લાગુ થતી નથી ઈ. લા. રી. ૧૨ ક પાનું. ૫૯૦.

આ કલમ પ્રમાણે અપીલકોર્ટને કલમ ૩૭૩ ના ઠરાવ પ્રમાણે દાવો ખેંચી લેવાની તથા ફરીથી કરવાને પરવાનગી આપવાનો કુલઅખત્યાર છે. ઇ. લા. રી. ૮ અ પાનું. ૮૨.

ઈ. લા. રી. ૯ અ. પાનું. ૪૪૭ નો ઠરાવ કલમ ૩૨ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી ૧૦ અ.પાનું.૨૨૩ નો ઠરાવ કલમ ૩૬૫ તથા કલમ ૩૬૮ નીચે છે, તે જુઓ.

અપીલકોર્ટના હુકમનામાની બજાવણી.

**૫૮૩. આ બાબ પ્રમાણે અપીલમાં થએલા હુકમનામાથી (પુર્વ સ્થિતિ પ્રાપ્ત કરવાનો અથવા બીજી રીતનો) કંઇ લાભ મળવાનો જે પક્ષકારને હક્ક હોય, તે પક્ષકારની તે હુકમનામું બજાવવાનો હુકમ મેળવવાની મરજી હોય તો, જે હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું કરનારી કોર્ટને તેણે દરખાસ્ત કરવી; અને ફરિયાદમાં થએલા હુકમનામાં બજાવવા વિશે પાછળ જે નિયમો કહેલા છે તે પ્રમાણે અપીલમાં થએલું હુકમનામું બજાવવાનું કામ તે કોર્ટે ચલાવવું.**

ટીકા—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

મીલકત પાછી લેવાનો જે પક્ષકારનો હક્ક છે તે તેણે જે જે ખોએલું હોય તે તમામ લેવાનો હક્ક નથી, પરંતુ જે સામાવાળાના કબજામાં હોય તે લેઈ શકે છે. પણ બીજું કાંઈ લેઈ શકતો નથી. બજાવણીમાં જમીન વેચવામાં આવેલી હોય અને ત્રીજા પક્ષકારે ખરીદ કરેલી હોય તો, તે પાછી લેઈ શકતો નથી. કલમ ૫૭૨, ૫૭૮ નીચેની ટીકા જોવી.

કબજા બાબતના દાવામાં નીચેની કોર્ટનું હુકમનામું અપીલકોર્ટે રદ કરયું, અને દાવો પણ રદ કરયો. તેમાં ઠરવવામાં આવ્યું કે પ્રતીવાદી આ કલમ પ્રમાણે મીલકત પાછી લેઈ શકે છે; પરંતુ વાદીનો જેટલી મુદત કબજો હોય છે તેટલી મુદતની દરમિયાન ઉપજ તે લેઈ શકતો નથી. ઈ. લા. રી. ૭ અ. પાનું. ૧૭૦ તથા ૧૯૭

જીલ્લાકોર્ટે પોતે પોતાના હુકમનામાની બજાવણી કરવી જોઈએ. તે કોર્ટને બજાવણીની દરખાસ્ત બીજી કોર્ટે લેઈ તેની વ્યવસ્થા કરવી એવો હુકમ કરવાનો અખત્યાર નથી. ૬ વી. રી. પરચુરણ ૫૧, પણ સન ૧૮૬૮ ના આકટ ૧૬ માની કલમ ૧૯ પ્રમાણે અખત્યાર આપેલો હોય તો, તેમ કરી શકે છે. ૧ અલ્હાબાદ ૨૦૦; પણ લા. રી. ૮ ઈ. અ. ૭૧ જુઓ; અને કલમ ૨૫ નીચેની ટીકા જુઓ. પરંતુ જે કોર્ટે હુકમનામું કરેલું હોય તે

કોર્ટ કાહાડી નાંખવામાં આવી હોય, અને તે કોર્ટનું કામ બીજી કોર્ટ તરફ મોકલ્યું હોય તો તે કાહાડી નાંખેલી કોર્ટના જેવી નવી કોર્ટ સ્થાપ્યા પછી પણ તે હુકમનામું બજાવવાની હકુમત તે કોર્ટની છે. ૭ વી. રી. પાનું. ૧૨૪

જ્યાંહાં હુકમનામું અપીલકોર્ટે ફક્ત કાયમ રાખ્યું હોય ત્યાંહાં અપીલકોર્ટનું હુકમનામું બજાવવાનું છે. ૨૨ વી. રી. પાનું. ૧૦૨

અપીલ કરનાર રજા વગર અપીલ કાઢી લેઈ શકે નહી. ૩ મ. હા. રી. પાનું ૩૬૮.

જે હુકમનામું બજાવેલું છે તે હુકમનામું તે અપીલમાં કરેલું હુકમનામું છે. ૧૪ મુર. પાનું. ૪૮૯, ૪૯૦.

ઇ. લા. રી. ૯ મ. પાનું. ૫૦૬ નો ઠરાવ કલમ ૨૪૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

સ્થાવર મીલકત કબજે લેવાનું હુકમનામું બજાવવામાં આવેલું તે અપીલમાં ફેરવવામાં આવેલું, તેથી વાદીએ લીધેલી દરમિયાન ઉપજ પાછી લેવાને આ કલમ પ્રમાણે પ્રતિવાદીએ અરજ કરી તો, તે દાદ મળવાનો પ્રતીવાદીનો હક્ક છે. ઇ. લા. રી ૧૧ મ. પાનું. ૨૬૧, ૩૨૨

બજાવણીમાં કોર્ટની નાણા સબંધી હકુમત કરતાં તકરારી મીલકતની કીમત વધારે હોય, તેથી બજાવણીમાં તે કામની ખરી રીતે વ્યવસ્થા કરવાને કોર્ટની હકુમત જતી નથી. ઈ. લા. રી. ૧૩ મું. પાનું. ૪૮૫

---

## બાબ ૪૨ મો.

### અપીલનાં હુકમનામાં ઉપરની અપીલો વિશે.

*બીજી અપીલ હાઇકોર્ટને થાય.*

**૫૮૪.** **આ કાયદામાં અથવા બીજા કોઈ કાયદામાં બીજી રીતે ઠરાવ્યું ન હોય તો, હાઇકોર્ટના તાબાની કોઇ કોર્ટે અપીલમાં કરેલાં સઘળાં હુકમનામાં ઉપર નિચેનાં કારણો પૈકી કોઈ કારણને લીધે હાઇકોર્ટને અપીલ ચાલશે, તે કારણ એ કે—**

*બીજી અપીલનાં કારણ.*

(अ) **કોઈ સ્પષ્ટ કહેલા કાયદાથી અથવા જે રીવાજ કાયદા જેટલો બળવાન હોય તે રીવાજથી ફેંસલો ઉલટો હોય;**

(ब) **કાયદાના અથવા જે રિવાજ કાયદા જેટલો બળવાન હોય તે રિવાજના કોઇ અગત્યના મુદ્દાનો ફેંસલામાં નિર્ણય કરયો ન હોય તો;**

(क) **આ કાયદામાં અથવા બીજા કોઈ કાયદામાં કામ ચલાવવાની જે રીત કહેલી છે તે રીતમાં એવી મ્હોટી ભુલ અથવા ખામી રહી હોય, કે જેથી ગુણદોષ ઉપર મુકદ્દમાનો ફેંસલો આપવામાં વખતે ભુલ અથવા ખામી રહી હોય.**

**અપીલમાં એકતરફી થયેલાં હુકમનામા ઉપર આ કલમ પ્રમાણે અપીલ ચાલી શકે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટને લાગુ છે.

હકીકતના ઠરાવમાં અને હકીકત ઉપરથી કાયદાનો નિશ્ચે કરવામાં જે ભેદ છે તે બાબત, ૭ અ. કે. ૬૪, ૮૫ તથા ૧૦ મુર. પાનું. ૧૫૧ જુઓ.

જમીન મેળવવાના આકટની કલમ ૩૯ મી પ્રમાણે કરેલા હુકમનામા ઉપર સ્પેશીયલ અપીલ ચાલી શકે છે. ૧૨ ક. લા. રી. પાનું. ૪૦૯

**હકુમત**—સ્પેશીયલ અપીલમાં જે કાયદાની બાબત ઉત્પન્ન થાય તેનો નિર્ણય કરવાનેજ તે કોર્ટોની હકુમત છે. ૧૧ મુર. ૧૯, પણ તે હકીકતનો નિર્ણય પક્ષકારોની કબુલત સાથે કરી શકતા નથી. માર્સ, ૪, તેમ કામમાંના પુરાવ ઉપરથી તે હકીકત બાબત અનુમાન કરી શકતા નથી. ૩ મું. ૬; તેમ પુરાવનું કેટલું વજન કરવું તે બાબત કાંઈ નિયમ ઠરાવી શકતા નથી. ૧૩ વી. રી. ૫૦, અથવા સાક્ષીઓને માનવા બાબત કાંઈ ઠરાવી શકતા નથી. ૨૪ વી રી. ૬૧; તોપણ નીચેની કોર્ટે બે દસ્તાવેજો ઉપરની સહીઓનો મુકાબલો કરેલો અને તે ઉપર આધાર રાખેલો, અને સ્પેશીયલ અપીલમાં હાયકોર્ટને માલુમ પડયું કે તે સહીઓ મળતી નથી, તેથી તે કામ પાછું મોકલવામાં આવ્યું. ૨૨ વી. રી. ૨૭૩. માટે પેહેલી અપીલકોર્ટે બતાવેલાં કારણો એવાં હોય કે તે બરોબર રીતે બતાવી શકતા હોય તથા કાયદેસર રીતે અનુમાન થઈ શકે તેવું અનુમાન કરેલું હોય તો, સ્પેશીયલ અપીલમાં કોર્ટ હાથ ઘાલી શકતા નથી. ૧૫ વી. રી. ૩૦૩, ૧૬ વી. રી. ૩૧૧, ૨ અ. ૨૦૭, ૨૫ વી. રી. ૩૨૫. પણ કાયદાની ચુકથી ઠરાવ કરવામાં આવેલો હોય તો તે ઠરાવ ફેરવવાને સ્પેશીયલ અપીલકોર્ટને અખત્યાર છે. ૧૭ વી. રી. ૧૬૧; ૮ બં. લા. રી. ૨૬, અને એક પક્ષકારના કામને પુષ્ટી કરવાને જો કામમાં કાયદેસર પુરાવ ના હોય તો, તેનો નિર્ણય કરવાને અખત્યાર છે. ૬ વી. રી ૨૬૨, ૧૨ વી. રી. ૪૩૧, અગર બાકીની હકીકત નીચેની કોર્ટને તેનો નીકાલ કરવા બસ માલમ પડેલી હોય, ૬ વી. રી. ૯૭; મું. ૯૪, માર્સ. ૩૮૧, ૧૨ વી. રી, ૪૩૧. પરંતુ કાયદાની કે કામ ચલાવવાની રીતીમાં મુદ્દાની જે ભુલો હોય તેથી કોર્ટ હકીકતનો ફેંસલો કરી શકતા ના હોય તો, તે ભૂલ દુરસ્ત કરવાને અથવા ફ્રીતપાસ કરવાને કામ પાછું મોકલી શકે છે. ૨૦ વી. રી. ૪૭૪. જો ઈસ્યુ ખોટા કાહાડવામાં આવ્યા હોય તો તે યોગ્ય ઈસ્યુ કાહાડી તપાસ કરવાને મોકલી શકે છે. ૧ અ. ૨૪૭, ૨૫ વી. રી. ૩૮, અને જો તપાસ જોઈતી કરવામાં આવી ના હોય તો, પુરી તપાસ કરવાને નીચેની કોર્ટને ફ્રમાવી શકે છે. ૨૫ વી. રી. ૨૫, અથવા ફ્રીતપાસ કરવાનો પણ હુકમ કરી શકે છે. ૨૩ વી. રી. ૧૬૬; અને છેવટના ઠરાવ પ્રમાણે જે કામમાં નીચેની કોર્ટે કાયદામાં મુદ્દાની ભુલ કરેલી હોય, તે કામમાં કામ ચલાવવું બરોબર છે. ૨૫ વી. રી. ૫૪, ૨૩ વી રી. પાનું. ૨૬૬

હાયકોર્ટે કામ મંગાવીને રેગ્યુલર અપીલમાં તેનો ફેંસલો કરેલો હોય તેથી તે હુકમનામાની બજાવણીમાં અપીલ કરવાની જે સામાન્ય રીતી છે તેને હરકત થતી નથી, અને જ્યારે પક્ષકારનો ફકત સ્પેશીયલ અપીલ કરવાનો હક હોય ત્યારે રેગ્યુલર અપીલ કરવાનો દાવો તે રાખી શકતો નથી. ૧૫ વી. રી. પાનું. ૧૬૪

મુદતની બાબતમાં કલમ ૫૪૦ જુઓ.

અપીલ બાજુમાં હુકમનામાની તારીખથી હુકમનામા ઉપર અપીલ કરવાને ૯૦ દીવશની મુદત છે, અને અસલ બાજુમાં હુકમનામાની તારીખથી ૨૦ દીવશની મુદત છે. સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨,જાની આર્ટીકલ ૧૫૬, ૧૫૭. પુક્ત કારણ હોય તો કોર્ટ મુદત વધારી શકે છે. ૧ આગ્રા, ૧૦૦. સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની કલમ, ૫.

નીચેની અપીલકોર્ટે મુદત વીત્યા પછી જે કારણથી અપીલ દાખલ કરેલી હોય તે કા-

રશે હાયકોર્ટ સ્પેશીયલ અપીલમાં જોઈ શકે છે. ૧૧ ક. લા. રી. ૧૭૭; પણ જો તે કોર્ટે મજબુત અને વ્યાજબી રીતે પોતાનો કુલઅખત્યાર વાપરયો હોય તો હાયકોર્ટ તેમાં હાથ ઘાલી શકતા નથી. ઈ. લા. રી. ૬ મું. પાનું. ૩૦૪.

જ્યારે કાયદામાં બીજી રીતે ઠરાવવામાં આવેલું ના હોય, ત્યારે દરેક હુકમનામા ઉપર અપીલ ચાલે છે, અને એકતરફી ચુકાવેલી રેગ્યુલર અપીલો સબધી આવી કોઈ મનાઈ નથી, માટે તેવા કામોમાં મુંબાઈમાં સ્પેશીયલ અપીલ ચાલે છે ૬ મું. ૧૬૪; ઇ. લા. રી. ૨ મું. ૬૪૪, અને બંગાળામાં પણ ચાલે છે. ૨૦ વી રી. ૪૦૨, ૭ વી રી. ૪૨૫, ૧૦ વી. રી. ૪૫૦, ઈ લા. રી. ૩ ક. ૨૨૮, અને મદ્રાસમાં પણ ચાલે છે. ઈ. લા.રી. ૨ મ. ૭૫, પરંતુ વાયપ્રાંતમાં ચાલતી નથી. ઈ. લા. રી. ૪ અ પાનુ. ૩૮૭

જે સખસનું દાવામાં હિત ના હોય તે સખસ સ્પેશીયલ અપીલ ફાઈલ કરી શકતો નથી. ૧૫ વી રી. ૫૩૬, ૧૭ વી. રી. ૨૧૯, ૩૭૩, ૫ વી. રી. ૧૬૦, ૮ વી.રી.પાનું. ૩૫૬.

આ કાયદા પ્રમાણે ફક્ત હુકમનામા ઉપર અપીલ ચાલે છે. ઈ. લા. રી ૬ ક. ૨૦૬, અને તમામ અગત્યના ઠરાવો તેમાં દાખલ કરવા જોઈએ. ઈ લા. રી.૬ ક.પાનું. ૩૧૯.

એક સગીરે દાવો કરેલો તેની તરફથી તેનો ઈષ્ટમીત્ર હાજર થઈને હુકમનામું મેળવ્યું. પ્રતીવાદીએ અપીલ કરી, તેમાં અપીલના પ્રતીવાદીમાં એકલા ઈષ્ટમીત્રને દાખલ કર્યો, અને હુકમનામું મેળવ્યું. બીજી અપીલમાં નીચેની કોર્ટનું હુકમનામું રદ કરીને અસલકોર્ટનું કાયમ રાખવામાં આવ્યું. ઇ. લા. રી. ૯ ક. પાનુ ૬૨૯.

કાયદાની ચુક હોવી જોઈએ, અને હકીકતની હોવી નહીં જોઈએ. પછી હકીકતનો ઠરાવ દેખીતી રીતે ભૂલ ભરેલા કાયદાના અનુમાનનો હોય. ૧૯ વી. રી. ૪૩૦, લા. રી. ૨ ઈ. અ. ૧, ૧૦ મુર. ૧૫૧. સામાન્ય કારણોથી સાક્ષીઓને માનવામાં આવેલા ના હોય તથા તે કારણોથી અમુક સાક્ષીઓને માનવાને હરકત થતી ના હોય તો અપીલ ચાલે છે. ૨૪ વી. રી. ૨૫૧, ૨૫ વી. રી. ૧૩૭, ૮ ક. લા રી. ૪૫૯, ૫ ક. લા. રી. ૯૪, અથવા જે અનુમાન અવશ્ય કરીને ઉત્પન થતું ના હોય તે ફક્ત અનુમાનના આધારથી ફેંસલો કરવામાં આવેલો હોય તો અપીલ ચાલે છે. ૧૯ વી. રી. ૨૮૭, ૧૪ વી. રી. ૨૩, અથવા પુરાવ વિના હકીકતનો ઠરાવ કરેલો હોય તો અપીલ ચાલે છે. માર્સ, ૩૮૧. ૨૪ વી. રી. ૨૦૯, ૧૭ વી. રી. ૨૧૩, અગર જે પુરાવ અગત્યનો ના હોય તે અગત્યનો ગણેલો હોય. ૨૧ વી. રી ૨૫૭, ૨૪ વી. રી. ૪૩૧, અથવા રજીષ્ટર થયા વિનાનો દસ્તાવેજ દાખલ કરેલો હોય, ઈ. લા. રી. ૨ મું. ૪૮૯; અથવા દાવાની અરજી સાથે જે દસ્તાવેજ ફાઈલ કરેલો હોય, પણ શાબેત કરેલો ના હોય અથવા કબુલ કરેલા દસ્તાવેજોની યાદમાં તે દાખલ કરેલો ના હોય, ૨૫ વી. રી ૧૦૧, અથવા કામમાં પુરાવ હોવા છતાં તે પુરાવ નથી એવી ધારણા કરેલી હોય, ૨૪ વી. રી. ૧૪૬, અથવા પુરાવ વિના ધારણા કરેલી હોય, અને પુરાવનો ખોટો અર્થ કરવા બાબત, ૨૦ વી. રી. ૧૫૯, અથવા હકીકતનો કેટલીક ભુલોના આધારથી ફેંસલો કરેલો હોય, ૨૪ વી. રી. ૧૭૧, ૩૪૩; અથવા પુરાવનો અપૂર્ણ અથવા થોડો વિચાર કરેલો હોય, ૨૪ વી. રી. ૨૯૩, ઈ. લા. રી. ૯ ક. ૩૦૯, ઈ લા. રી. ૧૧ ક. ૪૯૬, ઈ. લા. રી. ૭ અ. ૬૪૯, અગર ફક્ત એક બાજુનો પુરાવ જોવામાં આવેલો હોય, ઇ લા. રી. ૭ અ. ૩૦૦, અથવા હકીકતનું અનુમાન લક્ષમાં લેવાનું રહી ગએલું હોય, ૨ ઈ. જ્યુ. ઓ. સી ૧૩, અથવા મુખત્યારીનો

કે દસ્તાવેજી પુરાવ જોયો ના હોય અથવા લક્ષમાં લીધો ના હોય, અથવા તેનો ખોટો અર્થ કરયો હોય અથવા પક્ષકારોની કાયદેસર સ્થિતીનો ખોટો વિચાર કર્યો હોય તો, એવી ભૂલોના કારણથી અપીલ ચાલે છે. ૨૩ વી. રી. ૬૫, ૧૬૦, ૨૪ વી. રી. ૩૩૮, ૨૦ વી. રી. ૪૮૧, ૧૮ વી. રી. ૫૩, ૨૧ વી. રી. ૨૧૭, ૨૨ વી. રી. ૧૭૮, ૫૧૯, ૧૪ વી. રી. ૪૩૫. ૨૪ વી. રી. ૧૧૫, ૧૯૩, ૧ આગ્રા ૫૨, (તોપણ ૨૩ વી. રી. ૨૫૦ જુઓ.)

**અપીલ ચાલે**—ખામીના કારણથી અપીલ ચાલી શકે છે. ઇં. લા. રી. ૨ ક. ૧૧૪, માર્સ, ૬, ૧૧ મુર. ૨૭, ૨૨ વી. રી. ૩૧, ૨૩ વી. રી. ૧૬૬, ૧૩ મુર. ૫૮૩, ૨૩ વી. રી. ૪૫૭, ઈ. લા રી. ૪ ક. ૪૬ પાનું. ના ઠરાવો છે.

**અપીલ ચાલે નહી**—કાયદેસર અખત્યાર વાપરવામાં આવેલો હોય અથવા કુલ અખત્યાર વાપરવામાં આવેલો હોય તો અપીલ ચાલતી નથી. ૬ અ. ૧૭૩. વળી જે કામોમાં અપીલ ચાલતી નથી તે વિશે, ૧૧ વી. રી. ૩૧૮, ૧ ઇં. જ્યુ. ઓ. સી. ૧૦૨, ૧૨ વી. રી. ૩૭૬, ૧૭ વી. રી. ૩૧૪, ૧૧ વી. રી. ૨૭૮, ૧૪ વી. રી. ૪૨૫, ૧૧ વી. રી. ૨૬૩, ૬ વી. રી. ૨૯૨, ૮ વી. રી. ૩૫૬, ૪ મું. ૧૦૫, ૧૦ વી. રી. ૧૬૪, ૨૨ વી. રી. ૨૮૮, ૧૯ વી. રી. ૨૪૭, ૧ મ. ૧૮૯. ૧૭ વી. રી. ૪૬૫ ૭ અ. ૧૨૪, ૨૩ વી. રી. ૧૭૦, ૩ વી. રી. ૧૫૮, ૨૨ ક. લા. રી. ૮૧, ઇં. લા. રી. ૬ મું. ૫૨૪, ૧૦ વી. રી. ૩૨, ૧૧ વી. રી. ૨૪૮, ૨૪ વી. રી. ૭૧, ૨૨ વી. રી. ૩૧૦, ૧ વી. રી. ૨૦૬, ૯ અ. ૧૬૧, ૨૪ વી. રી. પાનું. ૩૯૨ ના ઠરાવો છે.

સ્પેશીયલ અપીલનાં કારણો સંપૂર્ણ હોવાં જોઈએ. ૧૧ વી. રી. ૨૪૬ અને તે ઉપરથી સ્પષ્ટ રીતે કાયદાની અથવા કાયદાની ખામીની વાસ્તવિક ચુક અથવા કામ ચલાવવાની રીતીની અથવા તપાસની ચુક માલુમ પડવી જોઈએ. ૧૫ વી. રી. ૮, ૨૫ વી. રી. ૧૪૦, ૧ વી. રી. ૨૪૬; સામાન્ય નિયમ એવો છે કે તકરારમાં જે હકીકત અથવા દસ્તાવેજો બતાવેલા અથવા કહેલા ના હોય તે ઉપરથી દાદ મળવાને પક્ષકારનો હક્ક નથી. ૧૧ મુર, ૪૭૫, ૨૦ વી. રી. ૪૪૨, ૪૦૪. વળી સ્પેશીયલ અપીલના કારણથી ૧૨ મુર. ૪૭૫, ૨૨ વી. રી. ૨૧૬, ૧૭ વી. રી ૨૧૪, ૧૫ બં. લા. રી. ૧૫૫, ૨ મું. ૨૮, ૧ વી. રી. ૧૩૬, ૧૩ વી. રી. ૯૪, ૧૧ વી રી. ૨૪૮, ઇં. લા. રી. ૨ અ. ૮૮૪, ૧૧ વી. રી. ૧૩૪, ૮ મું. ૨૪૫, ૨ બં. લા. રી. ૪૨, ઈ. લા. રી. ૪ ક. પાનું. ૪૯૧ ના ઠરાવો છે.

સ્પેશીયલ અપીલમાં પક્ષકારોને નવી હકીકત બતાવવાની પરવાનગી આપવી નહી જોઈએ. ઈ. લા. રી. ૬ અ. ૪૨૮. પણ ખાસ હકીકત હોય તો આપી શકાય છે. ઈ. લા. રી. ૭ મું. ૧૦૭ એક વખત નિર્ણય થઈ ગયા બાબત, રજીસ્ટર નહી કરાવ્યા બાબત અથવા વાદીના દાવા વિશે અસલ કાંઈ કાયદાની બાબત હોય તો તે વિશે સ્પેશીયલ અપીલમાં પેહેલ વેહેલી તકરાર થઈ શકે છે. ઈ. લા. રી. ૪ અ. ૬૯, ઇં. લા. રી. ૨ મું. ૪૮૯, ઈ. લા. રી. ૬ મ. પાનું. ૭૦.

વાદીએ જીલ્લાકોર્ટમાં અપીલ કરેલી તેમાં યોગ્ય મુદત ગયા પછી નીચેની કોર્ટે એકતરફી હુકમનામું તાજું કરેલું છે, એવું કારણ બતાવેલું નહી હતું, માટે તેને તે કારણથી સ્પેશીયલ અપીલ કરવાને પરવાનગી આપી શકાતી નથી. ૮ બં. લા. રી. ૭૮; પણ તે બાબત કુલઅખત્યારની છે, માટે તે વિશે તકરાર કરવાને કોર્ટ પરવાનગી આપી શકે છે. લા. રી. ૧૧ ઈ. અ. પાનું. ૧૮૬.

નીચેની કોર્ટમાં જે તકરાર પ્રતક્ષ રીતે કપટથી નાકબુલ કરી હોય તે તકરાર કરવાને અપીલવાળાને પરવાનગી આપવી નહી જોઇએ. ઇ. લા. રી. ૬ ક. ૫૫; તેમ જે તકરાર નીચેની કોર્ટમાં ઉત્પન્ન કરેલી ના હોય તે તકરાર ઉત્પન્ન કરી શકાતી નથી, પછી તેની પુષ્ટીમાં કાંઈ પુરાવ હોય તેની ચીંતા નહીં. ૧૯ ચ. ડીવ. ૪૧૯. તેમ નવી હકીકત બતાવી શકતા નથી ઈ. લા. રી. ૬ અ. ૪૨૮, ઇ લા. રી. ૫ મ. ૧૬૩; તેમ સ્પેશીયલ અપીલમાં દાવાનું રૂપ ફેરફાર થતું નથી. ઇ. લા. રી ૬ મું. ૧૦૭. વળી આ બાબતમાં ૯ વી. રી. ૫૦૩, ૧૨ વી રી. ૮૧, ૫ વી. રી. ૧૯૭, ૧ વી. રી. ૨૮૩, ૨ બં. લા. રી. ૧૫, ૧૧ વી. રી. ૧૩૩. ઇ. લા. રી. ૪ ક. ૪૬, ઈ. લા રી. ૭ ક. ૫૬૦, ઈ. લા. રી. ૫ ક. ૨૪૬, ઈ. લા. રી. ૭ મું. ૧૪૬, ૮ વી. રી. ૫, ૨૨ વી રી. ૩૫૨ તથા ૫૫૨, ૨૦ વી. રી. ૧૭૪, ૧૦૨; ૬ વી. રી. પાનું. ૧૫૭ વગેરે ઠરાવો છે.

**રીવાજ**—જ્યારે કામના ગુણદોષની તપાસ કરવાને કામ પાછું મોકલ્યું હોય ત્યારે મુદતનો સવાલ સાંભળી શકાતો નથી. ૧૪ વી. રી. ૩૭૧, અને ફક્ત એક ઈશ્યુનો તપાસ કરવાને કામ પાછું મોકલ્યું હોય તો તમામ કામ પાછું શરૂ થઈ શકતું નથી. માર્સ, ૬૦૩, ૯ વી. રી. ૩૮૦, ૧૦ વી. રી. પાનું. ૩૮૯.

જો કે પ્રતીવાદી અપીલકોર્ટના હુકમનામા વિશે મુદતના સવાલ ઉપર અપીલ કરી શકતો હોય, તોપણ વાદીએ સ્પેશીયલ અપીલ કરવાથી સાગી અપીલમાં તે વિશેની હરકત લેઈ શકે છે. બં. લા. રી. ફુ. બેં. પાનું. ૪૨૯.

સ્પેશીયલ અપીલમાં ફેંસલો મોઘમ રીતે બાહાલ રાખવામાં આવેલો છે એવો ઠરાવ કરેલો હોય તો, તે ફક્ત અપીલવાળાએ જે બાબતો વિશે તકરાર કરી હોય તેજ સબંધી છે, અને અપીલ નામંજુર કરવાથી નીચેની કોર્ટે જે લગતી હકીકત અથવા કાયદા વિશે બીજા ઠરાવ કરેલા હોય તે અવસ્યની રીતે બાહાલ રાખવામાં આવ્યા છે એમ થતું નથી. ૧૫ વી. રી. ૯૧. જે કામમાં નીચેની કોર્ટે મુદતના ઈશ્યુ વિશે પ્રતિવાદીના વિરૂદ્ધ અને બીજા ઈશ્યુ વિશે તેના લાભમાં ઠરાવ કરેલો હોય, અને મુદતના ઈશ્યુ વિશે કાંઈ ફેંસલો નહીં આપતાં હાયકોર્ટ કામ પાછું મોકલે તો, જ્યારે સ્પેશીયલ અપીલમાં તે કામ પાછું આવે ત્યારે કોર્ટ મુદતના સવાલ વિશે વિચાર કરી શકે છે. ૭ વી રી ૬૭, ૧૯ વી. રી. ૨૧૦

સ્પેશીયલ અપીલમાં જ્યારે એમ કેહેવામાં આવ્યું હોય કે નીચેની કોર્ટે સાક્ષીઓ તપાસવાને ના કહી હતી તો, વકીલે મુખજુબાનીથી સાક્ષીઓ તપાસવાને અરજ કરેલી તે નામંજુર કરવામાં આવી હતી, એવી મતલબના આરીઝેનીટ બસ નથી. સાક્ષીઓ તપાસવાને વકીલો એક અરજી આપે છે એવો સામાન્ય રીવાજ છે. ૧૪ વી. રી. ૪૧૯, કલમ ૧૮૦ નીચેની ટીકા જુઓ. ૧૩ મુર્સ. પાનું. ૨૨૫, ૨૨૬.

જ્યારે જડજે એમ કહ્યું હોય કે દાવાના પક્ષકારોમાંના એક પક્ષકારે મ્હારી રૂબરૂ કબુલત આપેલી છે, તો જડજનું તે કેહેવું ખરૂં છે કે નહી એ વિશે સ્પેશીયલ અપીલમાં હાયકોર્ટ તપાસ કરી શકતા નથી. ૫ વી. રી. પાનું. ૧૯૬

તમામ દાવાઓ કે જે રૂ. ૧૦૦૦) ઉપરાંતના છે તેમાં સ્પેશીયલ અપીલ થઈ શકે છે. ઇ. લા. રી. ૯ અ. પાનું. ૨૬ નો ઠરાવ કલમ ૫૬૪ નીચેની ટીકામાં છે તે જુઓ.

ફરીતપાસની અરજી મંજુર રાખ્યાના હુકમ ઉપર કલમ ૬૨૯ પ્રમાણે કરેલી અપીલ કાહાડી નાંખવાથી આ કલમ પ્રમાણે તે ઉપર બીજી અપીલ ચાલી શકતી નથી. ઇ. લા. રી. ૧૧ અ. પાનું. ૩૮૩.

બીજા કોઈ કારણ ઉપરથી બીજી અપીલ ચાલે નહી.

**૫૮૫. કલમ ૫૮૪ માં જે કારણ કહેલાં છે તે શિવાયના કોઈ કારણ ઉપરથી બીજી અપીલ ચાલશે નહી.**

**ટીકા**—આ કલમ નવી છે. અને તે હાયકોર્ટને લાગુ છે.

જમીનની ઉપજ લેઈ જવા બદલ નુકશાનનો દાવો સ્માલકાજકોર્ટમાં ન કરતાં મુનસફની કોર્ટમાં કરવામાં આવ્યો હતો, તેમાં હક્કના સવાલનો નિર્ણય કરવામાં આવ્યો હતો, તોપણ આ કાયદાની કલમ ૫૮૬ પ્રમાણે બીજી અપીલ ચાલી શકતી નથી. ઈં લા. રી. ૩ મ. ૧૯૨

જમીનદારે સાંથેરાખનાર ઉપર તેના તાબા મધેના આંબાના ઝાડના ફળની કીમતના નીમ્મે ભાગના રૂ. ૧૩૦) લેવાનો દાવો કર્યો. તે દાવો કરાર પ્રમાણે કીમત ગણી કરેલો હતો, કાંઈ રીવાજ કે હક્ક પ્રમાણેનો નથી, માટે તે રેવન્યુ કોર્ટમાં તપાસવા લાયક નથી, પણ સ્માલકાજકોર્ટને સાંભળવા લાયક છે, સબબ તેમાં બીજી અપીલ ચાલતી નથી ઇ લા. રી. ૩ અ. ૩૭

અમુકફરિયાદો માં બીજીઅપીલચાલશેનહી.

**૫૮૬. સ્માલકાજકોર્ટ સાંભળી શકે તેવી જાતની કોઇ ફરિયાદમાં જો અસલ ફરિયાદના વિષયની રકમ અથવા કીંમત ૫૦૦ રૂપીઆ કરતાં વધારે ન હોય તો, તેવી ફરીયાદ ઉપર બીજી અપીલ ચાલશે નહી.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૨૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

જે કામમાં અપીલવાળાની અપીલ કરવાના હક્ક વિશે તકરાર હોય તે કામમાં પણ અપીલવાળો કામ શરૂ કરી શકે છે. ઈં. લા. રી. ૮ મું. પાનું ૨૮૭, ૨૮૯

મુંબાઈમાં જ્યારે દાવો સ્માલકાજકોર્ટ લાયક હોય, પરંતુ હક્કના સવાલનો તપાસ કરીને પેહેલી અપીલકોર્ટે નિર્ણય કર્યો હોય ત્યારે સ્પેશીઅલ અપીલ ચાલી શકે છે. ૨ મું. ૪; અને આવો રીવાજ બંગાળામાં થોડી મુદત ઉપર સુધી હતો. ૧૫ વી. રી. ૫૫૭; પણ હાલ સ્પેશીયલ અપીલ ચાલતી નથી. ૭ વી. રી. ૭૩, ઈં. લા. રી. ૨ ક. પાનું. ૪૭૦

આ કલમ ફક્ત અપીલના હુકમનામા ઉપર કરેલી અપીલોને લાગુ થાય છે, અને હુકમો ઉપર કરેલી અપીલોને લાગુ થતી નથી, અને ફરીતપાસને સારૂ કામ પાછું મોકલ્યાનો હુકમ હોય તે ઉપર અપીલ ચાલવાને હરકત થતી નથી. ઈં લા. રી. ૩ અ. ૧૮, તેમજ સ્માલકાજકોર્ટ લાયક દાવામાં આ કાયદાની કલમ ૫૮૮ ૫૮૯, પ્રમાણે જે હુકમો કરેલા હોય તે હુકમો ઉપર અપીલ ચાલવાને હરકત થતી નથી. ઈં. લા. રી. ૭ મું. ૨૯૨, ઇં. લા રી. ૮ મું. ૨૬૦; ઈં લા. રી. ૩ અ. પાનું. ૨૯૨

**નુકશાન**--સ્થાવર અગર જંગમ મીલકતના રૂ ૫૦૦) ની અંદરના કોઈ દાવામાં નુકશાની માગેલી હોય તો તે ઊપર સ્પેશીયલ અપીલ ચાલતી નથી. ૧૧ વી. રી. ૩૬૯, ૬ વી. રી. ૭, ૧વી. રી ૩૫; પણ ખેતરની સાંથની પોહોચ કબજે કરવાથી થએલી નુકશાની બાબતના દાવામાં સ્પેશીયલ અપીલ ચાલે છે. ૨૩વી. રી. ૩૦૪, તેમ રૂ. ૫૦૦) કરતાં ઓછી રકમનું ખત સન ૧૮૬૬ ના આકટ ૨૦ માની કલમ ૫૩ પ્રમાણે ખાસ રજીસ્ટર કરાવવાની બાબતમાં ઈં. લા. રી. ૧૧ ક. ૧૬૯, તેમ રૂ. ૨૦૦) ની કીમતની જંગમ મીલકત વારસે લેવાને દાવો કર્યો હોય, એવું કહીને કે મ્હારા વડીલ પાસેથી તે લી-

ધેલી છે, તો તેમાં સ્પેશીયલ અપીલ ચાલતી નથી. ૧૧ વી. રી. ૯૩; તેમજ ફળનો ખોટો ઉપયોગ કરવામાં આવેલો હોય તેથી તેની કીમત લેવાના દાવામાં પણ તે ચાલતી નથી. ૪ આગ્રા ૨૯૦; તેમ નાણા લેવાના દાવામાં પણ ચાલતી નથી. ઈ. લા. રી. ૫ અ. ૫૩૧, ઈ. લા. રી. ૬ અ. પાનું. ૧૦

આ કલમ આ કાયદાની કલમ ૫૨૫ પ્રમાણે તપાસ કરવા લાયક દાવાઓને લાગુ છે, ૧૩ વી. રી. ૨૩૩; અને તે બજાવણીના કામોને લાગુ છે, ૧૨ વી. રી. ૮૬. વળી સ્માલકાજકોર્ટ લાયક દાવો જો કે સ્માલકાજકોર્ટને તપાસવા લાયક ના હોય તોપણ તેને આ કલમ લાગુ છે. ઈ. લા. રી. ૭ મું. પાનું. ૧૦૦

રૂ. ૫૦૦) અંદરની મીલકત ગીરોખતની રૂઈએ જવાબદાર હોય તો તે રૂઈએ થએલા હુકમનામા ઉપર સ્પેશીયલ અપીલ ચાલે છે. ૧૫ વી. રી. ૨૮૫; પણ એક ખતની રૂઈએ અ. એ રૂ. ૫૦૦) નો દાવો કર્યો, અને કબુલતથી દાવાનું હુકમનામું કરાવ્યું, અને તે નાણાને બદલે તે હુકમનામાવાળાએ દોઢ વીંઘો જમીન લીધી, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ઉપરથી દાવાનું રૂપ એવી રીતે ફરતું નથી કે જેથી અપીલ થાય. ૧૫ વી. રી. ૬૫. રૂ. ૫૦૦) ની કીમતના છ હુકમનામાનો કબજો લેવાને હુકમનામું કરવામાં આવેલું, એવા ઠરાવની સાથે કે તે બજાવવાનો તેમને અખત્યાર છે, તો તે ઉપર સ્પેશીયલ અપીલ ચાલી શકે છે. ૭ અ. ૮૮; અને સ્માલકાજકોર્ટ લાયક દાવો ખોટી રીતે સામાન્ય કોર્ટમાં કરવામાં આવેલો હોય તો, તેમાં થએલા હુકમનામા ઉપર પણ સ્પેશીયલ અપીલ ચાલી શકે છે. ૨૪ વી. રી. પાનું. ૪૭૮.

ઇ. લા. રી.૧૧ મ. ૨૬૯ તથા ૨૧૩ નો ઠરાવ કલમ ૩૧૩ નીચેની ટીકામાં છે, તે જુઓ.

એક હિંદુએ ખત લખી આપેલું તેની રૂઈએ વાદીએ તે હીંદુના છોકરાઓને પણ તેની સાથે પ્રતીવાદીમાં સામેલ કરવામાં આવેલા, અને તેથી તે બાપ દીકરાઓના ઉપર હુકમનામું કરવામાં આવેલું, તેમાં ફુલબેંચે ઠરાવ્યું છે કે આ કલમના હેતુ પ્રમાણે દીકરા ઉપરનો દાવો સ્માલકાજકોર્ટને તપાસવા લાયક નથી. વળી ડીવીઝનબેંચે ઠરાવ્યું છે કે તે દીકરા ઉપર હુકમનામું કરેલું છે તે બરોબર નથી. ઇ. લા.રી ૧૨ મ. પાનું. ૧૩૯.

સ્માલકાજકોર્ટને તપાસવા લાયક દાવામાં જો દાવો રૂ ૫૦૦) કરતા વધારે ના હોય તો તેમાં કરેલા હુકમનામાની બજાવણીમાં જે હુકમ કરવામાં આવે, તે ઉપર બીજી અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૧૧૬.

અમુક જમીનનો કેટલોક ભાગ વાદીનો છે અને કેટલોક ભાગ પ્રતીવાદીનો છે, અને તે તમામ જમીનનો પટો વાદી વિગરેના નામનો છે. આકારનો પ્રતીવાદીનો હિસ્સો ભરવો બાકી રહેલો તેથી વાદી પાસેથી વસુલ કરવામાં આવ્યો, તેથી તે ભરેલી રૂ. ૨૦૦) ની રકમ બ્યાજ સાથે લેવાને વાદીઓએ હાલ દાવો કર્યો છે. ઠરાવવામાં આવ્યું કે આ દાવો સ્માલકાજકોર્ટ લાયક છે, માટે તેમાં બીજી અપીલ ચાલી શકતી નથી. ઈ. લા. રી.૧૨ મ.૩૪૯.

બીજી અપીલ ચાલે અથવા આ કલમ પ્રમાણે મનાઈ કરેલી છે તેનો નિર્ણય કરવાને અસલ જે રૂપમાં અસલકોર્ટમાં દાવો દાખલ કરેલો હોય તે જોવાનું છે અને હાયકોર્ટની રૂબરૂ જે રૂપમાં કામ આવે તે રૂપ જોવાનું નથી. ઈ. લા. રી. ૧૧ અ. પાનું. ૧૩.

હિંદુ વિધવાનો ખોરાકીપોશાકીનો દાવો જો તેનો આંક સ્માલકાજકોર્ટની હકુમતમાં હોય તો તે, તે કોર્ટમાં ચાલી શકે છે. ૪ મું. હા. રી. પાનું. ૭૩. પણ કલકત્તા હાય-

કોર્ટનો મત તેથી ઉલટો છે. ૬ વી. રી. ૨૮૬, ૯ વી. રી. ૨૧૪ અને ૨૪ વી. રી. ૪૭૪.

સ્માલકાજકોર્ટમાં ચાલી શકે તેવા દાવા ઉપર અપીલમાં કામ પાછું મોકલવાનો હુકમ થયો હોય, તે ઉપર અપીલ થઈ શકે છે. ઇ. લા. રી. ૩ અ. પાનું. ૧૮.

બીજી અપીલ વિશે ઠરાવ **૫૮૭. આ બાબ પ્રમાણે કરેલી અપીલોને તથા તે અપીલોમાં થએલા હુકમનામાની બજાવણીને બાબ ૪૧ માં કહેલા ઠરાવો લાગુ પડે તેટલા લાગુ પાડવા.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૩૭ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

**જેટલા લાગુ થઈ શકે તેટલા**—એ શબ્દોનો અર્થ "જે નિયમથી અપીલના હુકમનામા ઉપર અપીલો દાખલ કરીને નિર્ણય કરવામાં આવે તે નિયમને અનુસરતો છે." ઇ. લા. રી. ૭ મ. પાનું. ૫૨.

સ્પેશીયલ અપીલમાં અપીલકોર્ટ ફરીતપાસ સારૂ કામ પાછું મોકલી શકે છે. ૧૧ વી. રી. ૨૨૮, અને એક ઈસ્યુ ઉપર ઠરાવ કરવાને પાછું મોકલી શકે છે. ૨૧ વી. રી. ૫૨, અને બંગાળામાં જે બાબત રેગ્યુલર અપીલ થઈ શકતી હોય તે બાબત સામી અપીલમાં તકરાર થઈ શકે છે. માર્સ, ૧૫૧; પણ મદ્રાસમાં તેમ નથી. ૧ મદ્રાસ ૧૩૨, પણ રેગ્યુલર અપીલ તરીકે તે ઈસ્યુનો તપાસ કરી શકતો નથી. ઈ. લા. રી. ૭ મ. ૫૨.

ઈ. લા. રી. ૯ અ. પાનું. ૨૬ નો ઠરાવ કલમ ૫૬૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

વાદી અથવા પ્રતીવાદી જેના લાભમાં મુળ કોર્ટે હુકમનામું કર્યું હોય, તે રેગ્યુલર અપીલનું કામ ચાલતી વખતે હાજર થયો ન હોય તો, તે નહી હાજર થયાના સબબથી સ્પેશીયલ અપીલ કરવાની તેને હરકત નથી. ૬ મું. હા. રી. પાનું. ૧૬૧.

---

## બાબ ૪૩ મો.

## હુકમો ઉપરની અપીલો વિશે.

અપીલ થઈ શકે એવા હુકમ **૫૮૮. આ કાયદા પ્રમાણે કરેલા નીચેના હુકમો ઉપર અપીલ ચાલશે, તેવા બીજા હુકમો ઉપર અપીલ ચાલશે નહી;—**

**(૧) ફરિયાદનું કામ બંધ કરાવવા વિશે, કલમ ૨૦ પ્રમાણે કરેલા હુકમો;**

**(૨) વાદી અથવા પ્રતિવાદી તરીકે કોઈ સખસનું નામ કાઢી નાંખવા વિશે અથવા સામીલ કરવા વિશે, કલમ ૩૨ પ્રમાણે કરેલા હુકમો,**

**(૩) કોઈ પક્ષકારે જાતે હાજર થવું જોઇએ એવા, કલમ ૩૬ અથવા કલમ ૬૬ પ્રમાણે કરેલા હુકમો;**

**(૪) દાવાનું કારણ સામીલ કરવા બાબત, કલમ ૪૪ પ્રમાણે કરેલા હુકમો;**

**(૫) દાવાનું કારણ બાતલ કરવા વિશે કલમ ૪૭ પ્રમાણે કરેલા હુકમો;**

**(૬) દુરસ્ત કરવા સારૂ અથવા યોગ્ય કોર્ટમાં આપવા સારૂ ફરિયાદ અરજી પાછી આપવા વિશેના હુકમો;**

**(૭) એક કરજ બીજા કરજમાં મજરે અપાવવાના, અથવા મજરે અપાવવાની ના કેહેવાના કલમ ૧૧૧ પ્રમાણે કરેલા હુકમો;**

(૮) (અપીલ થાય એવા કામોમાં) ફરિયાદ કાઢી નાંખી હોય તે રદ કરવાનો હુકમ ફરમાવવા સારૂ, કલમ ૧૦૩ પ્રમાણે કરેલી અરજી નામંજુર કર્યાના હુકમો;

(૯) એકતરફી હુકમનામું રદ કરવાનો હુકમ મેળવવા કલમ ૧૦૮ પ્રમાણેની અરજી નામંજુર કર્યાના હુકમો.

(૧૦) કલમ ૧૧૩, ૧૨૦, અને ૧૭૭ પ્રમાણે કરેલા હુકમો;

(૧૧) લેખી કેફીયત અથવા હુકમનામું બજાવવાની દરખાસ્ત નામંજુર કર્યા બાબતના અથવા દુરસ્ત કરવા સારૂ પાછી આપ્યા બાબતના કલમ ૧૧૬ અથવા કલમ ૨૪૫ પ્રમાણે કરેલા હુકમો;

(૧૨) કાંઈ પણ વસ્તુ અટકાવી રાખવાના કલમ ૧૪૩ તથા ૧૪૫ પ્રમાણે કરેલા હુકમો;

(૧૩) જંગમ મિલકત જપ્ત કરી વેચવા બાબતના કલમ ૧૬૨ પ્રમાણે કરેલા હુકમો;

(૧૪) મિલકત જપ્ત કરવા બાબતના ૧૬૮ મી કલમ પ્રમાણે કરેલા હુકમો, અને જપ્તી કરેલી મિલકતના વેચાણ બાબતના ૧૭૦ મી કલમ પ્રમાણે કરેલા હુકમો;

(૧૫) ખતના (કન્વેયન્સના) અથવા શેરાના ખરડામાં લીધેલી હરકતો વિશે કલમ ૨૬૧ પ્રમાણે કરેલા હુકમો;

(૧૬) સ્થાવર મિલકતનાં વેચાણ કાયમ રાખવા બાબતના, રદ કરવા બાબતના અથવા રદ કરવાની ના કેહેવા બાબતના કલમ ૨૯૪ પ્રમાણે, ૩૧૨ મી કલમ પ્રમાણે અથવા કલમ ૩૧૩ પ્રમાણે કરેલા હુકમો;

(૧૭) નાદારીની બાબતમાં, કલમ ૩૫૧, કલમ ૩૫૨, કલમ ૩૫૩ અથવા કલમ ૩૫૭ પ્રમાણે કરેલા હુકમો;

(૧૮) ૩૬૬ મી કલમના બીજા પારેગ્રાફ પ્રમાણે, ૩૬૭ મી કલમ પ્રમાણે અથવા ૩૬૮ મી કલમ પ્રમાણે કરેલા હુકમો;

(૧૯) ફરિયાદ કાઢી નાંખવા બાબત ૩૭૦ મી કલમ પ્રમાણે કરેલી અરજી નામંજુર કર્યાના હુકમો;

(૨૦) દાવો બંધ પાડ્યાનો અથવા કાઢી નાંખ્યાનો હુકમ રદ કરવાની ના કેહેવા બાબત કલમ ૩૭૧ પ્રમાણે કરેલા હુકમો;

(૨૧) કલમ ૩૭૨ પ્રમાણે હરકતો નામંજુર કરવાના હુકમો;

(૨૨) ઇષ્ટમિત્રને અથવા ફરિયાદ પુરતા વાલીને ખર્ચ ભરી આપવા બાબતના કલમ ૪૫૪, કલમ ૪૫૫ અથવા કલમ ૪૫૮ પ્રમાણે કરેલા હુકમો;

(૨૩) ઈંટર પ્લીડરની ફરિયાદોમાં ૪૭૩ મી કલમની (अ), (ब) અથવા (क).૨કમ પ્રમાણે, ૪૭૫ કલમ પ્રમાણે અથવા ૪૭૬ કલમ પ્રમાણે કરેલા હુકમો.

(૨૪) ૪૭૯ મી, ૪૮૦ મી, ૪૮૫ મી, ૪૯૨ મી, ૪૯૩ મી, ૪૯૬ મી, ૪૯૭ મી, ૫૦૨ જી તથા ૫૦૩ જી કલમ પ્રમાણે કરેલા હુકમો;

(૨૫) લવાદી રદ કરવા વિશે કલમ ૫૧૪ પ્રમાણે કરેલા હુકમો;

**(૨૬) લવાદના નિવાડામાં ફેરફાર કરવા વિશે કલમ ૫૧૮ પ્રમાણે કરેલા હુકમો;**

**(૨૭) કલમ ૫૫૮ પ્રમાણે અપીલ ફરી ફાઇલ ઉપર લેવાની અથવા કલમ ૫૬૦ પ્રમાણે અપીલ ફરી સાંભળવાની ના કેહેવાના હુકમો;**

**(૨૮) મુકદ્દમો પાછો મોકલવા વિશે કલમ ૫૬૨ પ્રમાણે કરેલા હુકમો;**

**(૨૯) હુકમનામું બજાવવામાં કેદ કરવામાં આવે તે શિવાય બીજે કોઈ પ્રસંગે, કોઇ સખસને દંડ કરવાના અથવા પકડવાના અથવા કેદ કરવાના આ કાયદાના કોઈ પણ ઠરાવ પ્રમાણે કરેલા હુકમો;**

**આ કલમ પ્રમાણે અપીલોમાં થએલા હુકમો આખરના સમજવા.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૬, ૫૪, ૩૬૩ અને ૩૬૫ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

હાયકોર્ટના એક જડજના ઠરાવો ઉપર ફુલબેંચને અપીલ કરવાને આ કલમથી અટકાવ થતો નથી, અથવા તેવા ઠરાવો ઉપર કરેલી અપીલોને તે લાગુ થતી નથી. ઈ. લા. રી. ૯ ક ૪૮૨. તિરસ્કાર બાબત કમીટ કરયાના હુકમ ઉપર અપીલ ચાલે છે. ઈ. લા. રી. ૭ મું. પાનું. ૭.

આ બાબથી જે અપીલો ચાલે છે તે નવા કાયદા પ્રમાણે અસલકોર્ટમાં અથવા અપીલકોર્ટમાં દાવો ચાલતાની દરમિયાનમાં અથવા હુકમનામાની બજાવણીમાં કરેલા હુકમો ઉપર ફક્ત છે.

આ કાયદાના ઠરાવ તે પેહેલાંની બાબતોને લાગુ નથી. ઇ. લા. રી. ૩ ક. પાનું. ૬૬૨.

સન ૧૮૬૦ ના આકટ ૨૭ મા પ્રમાણે આપેલું સર્ટીફીકેટ રદ કરવાને ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ૬ ક. લા. રી. ૩૮૮, અને જે હુકમો ઉપર અપીલ ચાલતી નથી તે વિશે, ઈ. લા. રી. ૨ મું. ૧૪૫ તથા ૨૧૯, ૬ અ. ૧૨૪. ઇ. લા. રી. ૫ ક. ૩૧, ૨૪ વી. રી. ૧૭, ૧૯ વી. રી. ૧૨૨, ૭ વી. રી. ૪૬૦, ૪૮૯, ૧૫ વી. રી. ૪૨, ૧૭ વી. રી. ૫૫૮–૧ વી. રી. ૬૧, ૩ બં. લા. રી. ૧૧૫, ૬ વી. રી. ૨૪, ૧૩ વી. રી. ૧૬૭, ૧૨ વી. રી. ૪૫૫, ૧ વી. રી. ૧૬૯; ૨૪૯, ૭ વી. રી. ૨૯૬, ૪ આગ્રા, ૩૦૧, ૬ વી. રી. પરચુરણ ૧૦૬ ના ઠરાવો છે. સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૫૪ પ્રમાણે ફરી વેચાણ કરવાથી ગએલી ખોટ બાબત કસુર કરનાર ખરીદદારને જવાબદાર ઠરાવ્યાના હુકમ ઉપર અપીલ ચાલી શકે છે. ૧ અ. ૧૧૭.

अ. એ ब. ઉપર દાવો કરયો, અને તે દાવો ફરીથી કરવાની પરવાનગી સાથે કાહાડી લેવામાં આવ્યો, અને ખર્ચ આપવાને તેને હુકમ કરવામાં આવ્યો. अ. એ નવો દાવો કરયો, તેમાં કોર્ટે ઠરાવ્યું કે આ નવો દાવો ચાલતાં પેહેલાં સદરહુ ખર્ચ આપવું જોઇએ એવી કાંઈ શરત નથી, માટે ખર્ચ આપતાં સુધી તે દાવો બંધ રાખી શકાતો નથી. ૨ હાઈડ. પાનું. ૨૧૨.

ફરીતપાસને સારૂ હાયકોર્ટે કામ પાછું મોકલ્યું હોય, તેમાં જો કે પક્ષકારોએ એવી અરજી કરી હોય કે અમારૂં સમાધાન થયું છે, તોપણ જડજ પોતે તે હુકમનો અમલ કરવાને બંધએલા છે, એવું ગણેલું હોય તો તેમાં અપીલ ચાલતી નથી. ૧૧ વી. રી. ૫૦૫

કલમ ૬૪૭ આ કલમની રકમ ૮ સાથે વાંચતાં આ કાયદાની કલમ ૧૦૨ તથા ૧૦૩ પ્રમાણે હુકમનામાના દેણદારની જે અરજીઓ કાહાડી નાંખેલી હોય તે ઉપર તે દે-

લેણદારનો અપીલ કરવાનો હક થતો નથી. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૪૩૩

હુકમનામાની બજાવણી બંધ રાખવાનો હુકમ કરવાને જીલ્લા જડજે ના કહી હોય, તો તે ના કહ્યાનો હુકમ કલમ ૨ મુજબ હુકમનામું છે, માટે તે ઉપર અપીલ ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૨ મું. પાનું. ૨૭૯.

કલમ ૫૪૫ પ્રમાણે જામીન આપે તો હુકમનામું અપીલ ચાલતાં સુધી બજાવવું બંધ રાખવાના હુકમ ઉપર અપીલ ચાલી શકે છે ઇ. લા. રી. ૧૨ ક ૬૨૪.

આ કાયદાની કલમ ૩૨ મી પ્રમાણે પક્ષકાર થવાની અરજી નામંજુર કર્યાના હુકમ ઉ- ઉપર આ કલમની રકમ ૨ પ્રમાણે અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૧૩ ક. પાનું. ૧૦૦.

અમુક તારીખે વાદીએ જાતે હાજર થવાને આ કાયદાની કલમ ૬૬ પ્રમાણે હુકમ કર્યા છતાં તે તારીખે તે હાજર નહી થયાથી આ કાયદાની કલમ ૧૦૭ તે કલમ ૧૦૨ સાથે વાંચતાં વાદીનો દાવો કાહાડી નાંખ્યો, તેથી કલમ ૧૦૩ પ્રમાણે તે હુકમ રદ કરવાને અરજી કરવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દાવો કાહાડી નાંખ્યાના હુકમ ઉપર અપીલ કરવાનો વાદીનો હક નથી, અને તેને તો આ કલમની રકમ ૮ પ્રમાણે દાવાની અરજી કાહાડી નાંખ્યાનો હુકમ રદ કરવાને કરેલી અરજી નામંજુર કરવામાં આવેલી તે નામંજુરીના હુકમ ઉપર અપીલ કરવાની છે. ઈ. લા. રી. ૮ અ. પાનું. ૨૦.

ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૩૧૯ નો ઠરાવ કલમ ૩૧૧ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૧૩૬ નો ઠરાવ કલમ ૩૪૪ નીએની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૧૨૫ નો ઠરાવ કલમ ૨૪૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઇ. લા. રી. ૧૨ મ. પાનુ. ૧૮૬ નો ઠરાવ કલમ ૪૯૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઇ. લા. રી. ૧૨ મ. પાનું. ૨૧૧ નો ઠરાવ કલમ ૨૩૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૪૫૪ નો ઠરાવ કલમ ૨૪૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

કઈ કોર્ટ અપીલ સાંભળવી તે.

**૫૮૯. કોઈ હુકમ ઉપર અપીલ ચાલે એમ આ બાબમાં કહયું હોય તો, જે ફરિયાદના સબંધમાં તે હુકમ થયો હોય તે ફરિયાદના હુકમનામા ઉપર જે કોર્ટને અપીલ ચાલે તે કોર્ટને તે હુકમ ઉપર અપીલ ચાલશે, અથવા [હાયકોર્ટ શિવાયની] કોઈ કોર્ટે અપીલ હકુમત ચલાવતાં તેવો હુકમ કરયો હોય તો તે ઉપર હાયકોર્ટને અપીલ ચાલશે.**

**પરંતુ એવું ઠરાવ્યું છે કે કલમ ૫૮૮, રકમ (૧૭) માં કહેલા કોઇ પણ હુકમ ઉપરની અપીલ.**

**(અ) જયારે સદરહુ હુકમ ડિસ્ટ્રિકટ કોર્ટના તાબાની કોર્ટે કરયો હોય ત્યારે તે ડિસ્ટ્રિકટ કોર્ટમાં ચાલશે, તથા**

**(બ) બીજી કોઈ પણ બાબતમાં હાયકોર્ટમાં ચાલશે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

અપીલની હકુમત બાબત ઈ. લા. રી. ૧૦ ક ૩૨૫ જુઓ.

મદ્રાસની સ્માલકાજકોર્ટે એક હુકમનામું કરેલું તે બજાવવા સારૂ દક્ષણ મલબારની સબાર્ડીનેટ કોર્ટ તરફ મોકલવામાં આવેલું, તેથી તેની બજાવણીમાં હુકમનામાના દેણદારને પકડવામાં આવ્યો, તે ઉપરથી તેણે નાદાર ઠરવાને જીલ્લાકોર્ટમાં અરજ કરી.

જીલ્લાકોર્ટે તે અરજી ફેંસલ કરવાને સબાર્ડીનેટ કોર્ટ તરફ મોકલી દીધી, અને તા. ૨૫ જુલાઈ સન ૧૮૮૮ ના રોજ તે અરજી મંજુર કરવામાં આવી. તા૦ ૫ નવેંબર સન ૧૮૮૮ ના રોજ સામા થનારા લેહેણદારોમાંના એક લેહેણદારે હાયકોર્ટમાં અપીલ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે અપીલ ચાલી શકતી નથી. ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૪૭૨

હુકમો ઉપરની અપીલોમાં કામ ચલાવવાની રીત.

**૫૯૦. આ કાયદા પ્રમાણે અથવા કોઈ વિશેષ કે સ્થાનિક કાયદામાં જુદી રીતે કામ ચલાવવાની રીત કહી ન હોય તે વિશેષ કે સ્થાનિક કાયદા પ્રમાણે, કરેલા હુકમો ઉપરની અપીલોને બાબ ૪૧ માં કહેલી કામ ચલાવવાની રીત લાગુ પડે તેટલી લાગુ પાડવી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૩૬૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

ફરિયાદ ચાલતાં કરેલા હુકમ ઉપર અપીલ થાય નહી પરંતુ હુકમનામા ઉપર અપીલ કરવામાં આવે તો તે હુકમમાં થએલી ભુલ બતાવી શકાય.

**૫૯૧. આ બાબમાં ઠરાવ્યું છે તે શિવાય, કોઈ કોર્ટે અવલ હકુમત કિંવા અપીલ હકુમત ચલાવતાં કરેલા કોઈ હુકમ ઉપર અપીલ ચાલશે નહી; પરંતુ કોઈ હુકમનામા ઉપર અપીલ થઇ હોય ત્યારે, તેવા કોઈ હુકમમાં કંઈ ભુલ, ખામી, કે ગેરશીરસ્તપણું હોવાને લીધે મુકદ્દમાના ફેંસલામાં કંઈ કમી જાસ્તી થતું હોય તો, અપીલની યાદમાં હરકત લેવાના એક કારણ તરીકે તે ભુલ, ખામી કે ગેરશીરસ્તપણું લખવાને હરકત નથી.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આક્ટ ૨૩ માની કલમ ૨૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

હિંદુસ્થાનમાં કાયદાનો એવો કોઈ ઠરાવ નથી કે દરેક દરમિયાન હુકમ ઉપર પક્ષકારને અપીલ કરવાની ફરજ છે, અને જો તે ન કરે તો અપીલકોર્ટના વિચારનો ફાયદો તે ખુએ છે એવો કોઈ ઠરાવ નથી. ૭ મુર. ૩૦૨, ૭ મું. ૧૪૯. અને તે હુકમ ઉપર અપીલ ચાલતી હોય કે નહી, પણ હુકમનામા ઉપર કરેલી અપીલમાં તેથી નારાજી થએલો પક્ષકાર તે વિશે હરકત લેઈ શકે છે. ઈ લા. રી. ૭ ક. ૧૪૮, ૧૨ મુર, ૧૮૫, ૧૦ મુર. ૩૬૦; ૪૨૩, ૧૦ વી. રી. ૧૭૧, ૨૩ વી રી. ૧૮૩, ૨૦ વી. રી. ૮૪, ઈ. લા. રી. ૨ મું. ૬૪૪

ફરીથી સુનાવણી કરવાની ના કહયા પછી ફરીતપાસ દાખલ કરવાના હુકમથી કામ ચલાવવાની ખામી બાબત તે કામ કાહાડી નાંખવામાં આવ્યું હતું, તે ઉપર બીજી અપીલ ચાલી શકતી નથી. ઈ. લા રી. ૫ ક પાનું. ૭.

હાયકોર્ટની અસલબાજુમાં તિરસ્કાર બાબત જમીનો હુકમ કરેલો હોય તેનો આ કલમમાં સમાસ થતો નથી, અને તે ઉપર અપીલ ચાલી શકે છે. ઇ. લા. રી. ૭ મું. ૭.

કોર્ટની ફાઈલ ઉપર દાવો લેઈ તે રજીસ્ટર કરવો એવો નીચેની કોર્ટ ઉપર હુકમ કરેલો હોય તો, તે ઉપર અપીલ નથી. ઈ લા. રી. ૫ ક. ૭૧૧

ઇ. લા. રી. ૯ મ. પાનું. ૨૫૬ નો ઠરાવ કલમ ૧૩૦ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૯ અ. પાનું ૪૪૭ નો ઠરાવ કલમ ૩૨ નીચેની ટીકા માં છે, તે જુઓ.

## બાબ ૪૪ મો.
## નાદારીમાં અપીલ કરવા વિષે.

નાદાર તરીકે કોણ અપીલક રી શકે.

૫૯૨. આ કાયદા પ્રમાણે અથવા બીજા કોઈ કાયદા પ્રમાણે અપીલ કરવાનો કોઇ સખસને હક્ક હોય, અને અપીલની અરજીને વાસ્તે જે ફી જોઇએ તે આપવાની તેને તાકાત ન હોય તો, અપીલની યાદી સાથે અરજ આપવાથી, બાબ ૨૬, ૪૧, ૪૨, અને ૪૩ માં કહેલા નિયમ લાગુ પડી શકે તેટલા પુરતા તે નિયમોને અનુસરીને નાદારીમાં અપીલ કરવાની તેને રજા આપી શકાય.

અપીલ દાખલ કરવાની અરજ ઉપરથી કામ ચલાવવાની રીત.

પરંતુ તે અરજ અને જે હુકમનામા તથા ફેંસલા ઉપર અપીલ કરી હોય તે હુકમનામું અને ફેંસલો વાંચવાથી જો કોર્ટની નજરમાં એમ આવે કે,—જે હુકમનામા ઉપર અપીલ કરી છે તે હુકમનામું કાયદાથી ઉલટું કે કાયદા જેટલો બળવાન હોય એવા રીવાજથી ઉલટું અથવા બીજી રીતે ભુલ ભરેલું કે ગેરવ્યાજબી છે એમ ધારવાનું કાંઇ કારણ જણાતું નથી, તો કોર્ટે તે અરજ નામંજુર કરવી.

**ટીકા**—સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૩૬૭, ૩૭૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટને લાગુ છે.

નાદારીમાં અપીલ કરવાની પરવાનગી મળવાની અરજી કરતાં પેહેલાં અરજદારની નાદારી બાબત તપાસ કરવાને રીતસર જુદી અરજી કરવાની જરૂર નથી. ૧ અ. ૨૪૬, જો અપીલવાળો નાદાર માલમ પડે અને અપીલ દાખલ કરવામાં આવે તો, તેની પાસેથી ખરચના જામીન માગી શકાતા નથી ૧૭ વી. રી. ૬૮, (તોપણ ૧૯ વી. રી. ૧૦૨ જુઓ); પણ જો તે અપીલવાળો ના હોય પણ અપીલનો પ્રતીવાદી હોય અને તે સામી અપીલ ફાઈલ કરવાને મરજી રાખતો હોય તો તે સાંભળતા પેહેલાં તેણે ફી ભરવી જોઈએ. ૯ વી. રી. પાનું. ૩૫૬.

નાદારીમાં અપીલ કરવાની પરવાનગી નહીં આપ્યાના હુકમ ઉપર અપીલ ચાલે એવો કાયદામાં ઠરાવ નથી. ઈ. લા. રી. ૧ અ. ૭૪૫ એક કામમાં આવા હુકમ ઉપર અરજી કરવા ઉપરથી હાયકોર્ટે તે કામ પોતાનો અભિપ્રાય બતાવીને અપીલકોર્ટ તરફ ફરીથી વિચાર કરવા સારૂ મોકલ્યું હતું. ૧૪ વી. રી. ૪૪૫, તોપણ ઈ. લા. રી. ૪ અ. ૯૧ જુઓ.

નાદાર તરફથી એક વકીલે અપીલ આપી હોય અને તેને સાધારણ રીતે નીમવામાં આવ્યો હોય, અને એજંટ તરીકે સહી કરવાને નીમેલો ના હોય તો તે અપીલ નામંજુર કરવી જોઈએ. ૨૧ વી. રી. ૩૦૮ તે પક્ષકારે જાતે કરવી જોઈએ. ઇ.લા.રી. ૮ મ ૫૦૪.

સગીર તરફથી નાદારીમાં દાવો કરવાની પરવાનગી સગીરે મેળવેલી હોય તે દાવો કાહાડી નાંખવામાં આવે તો, તેટલા ખર્ચથી દાવાનું ખર્ચ વાલી ઉપર નાંખવાને કાંઈ કારણ બનતું નથી. ૨૫ વી. રી. પાનું. ૩૧૬

નાદારી વિશેની તજવીજ. ૫૯૩. અરજદારની નાદારી વિશેની તજવીજ અપીલકોર્ટ કરે અથવા જે કોર્ટના ઠરાવ ઉપર અપીલ થઈ હોય તે કોર્ટ અપીલ કોર્ટના હુકમ ઉપરથી કરે.

વિશેષ ઠરાવ. પરંતુ જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટમાં અરજદારને નાદાર તરીકે ફરિયાદ અથવા અપીલ કરવા દીધી હોય તો, અપીલકોર્ટને નાદારી વિશેની તજવીજ કરવાનું ફરમાવવા સારૂ વિશેષ કારણ જણાયા વિના, તેની નાદારી બાબતની ફરી તજવીજ કરવાની કંઈ જરૂર નથી.

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે.

## બાબ ૪૫ મો.

## મલીકામાઆઝમા ઇન કૌંસીલને કરવાની અપીલો વિશે.

"હુકમનામું" એ શબ્દનીવ્યાખ્યા. ૫૯૪. આ બાબમાં, વિષયમાં અથવા પુર્વાપર સબંધમાં કંઇ વિરૂદ્ધ ન હોય તો, 'હુકમનામું' એ શબ્દમાં ફેંસલાનો અને હુકમનો પણ સમાવેશ થાય છે.

ટીકા—સન ૧૮૭૪ ના આકટ ૬ ઠાની કલમ ૩ જેવી આ કલમ છે.

હાયકોર્ટે હકીકત બાબતનો ફેંસલો કર્યો હોય, તેમાં પ્રીવીકૌંસીલ વચે પડશે નહી. ૧૯ વી. રી પાનું. ૨૭૬

મલીકામાઆઝમા ઇન કૌંસીલનેઅપીલ ક્યારે ચાલે. ૫૯૫. બ્રિટિશ ઈંડિયાની કોર્ટો ઉપર અપીલ કરવા બાબત મલીકામાઆઝમા ઇન કોંસીલ વખતે વખતે જે નિયમો કરે તેને અનુસરીને તથા આ આકટના આગળ લખેલા ઠરાવોને અનુસરીને, નિચે લખેલા હુકમનામા ઉપર, એટલે—

(अ) હાઇકોર્ટે અથવા અપીલ લેવાની આખરની હકુમતવાળી બીજી કોઈ કોર્ટે અપીલમાં કરેલા કોઇ આખરના હુકમનામા ઉપર,

(ब) હાયકોર્ટે અવલ દિવાની હકુમત ચલાવીને કરેલા કોઈ આખરના હુકમનામા ઉપર, અને

(क) મલીકામાઆઝમા ઇન કૌંસીલને અપીલ કરવા લાયક કામ છે એવું સર્ટીફીકેટ, આ આકટમાં હવે પછી ઠરાવ કરયો છે તે પ્રમાણે મળ્યું હોય, ત્યારે તે કામના હુકમનામા ઉપર

મલીકામાઆઝમા ઇન કૌંસીલમાં અપીલ ચાલશે.

ટીકા—સન ૧૮૭૪ ના આકટ ૬ ઠાની કલમ ૪ જેવી આ કલમ છે.

પ્રીવીકૌંસીલને કરેલી અપીલનો પરીણામ થતાં સુધી તે અપીલની જવાબદારી જે સખસને પોહોચતી હોય તે તે, મીલકતનો માલેક છે, અને તે માલેક તરીકે ત્રાહીત પક્ષકારો ઉપર દાવો કરી શકે છે. ૧૨ વી. રી પાનું. ૬

પ્રીવીકૌંસીલમાં ખર્ચ બાબત અપીલ ચાલતી નથી. ૫ વી. રી. ૫૯; તેમ ફોજદારી

કામમાં ચાલતી નથી. ૧ વી. રી ૩૦, તેમ સન ૧૮૫૮ ના આકટ ૪૦ મા પ્રમાણે સગીરનો વાલી તથા વહિવટદાર નીમેલો હોય તે હુકમ ઉપર પણ અપીલ ચાલતી નથી. ૧૪ વી. રી. ૨૮૦, તેમ કલમ ૫૬૨ પ્રમાણે કામ પાછું મોકલ્યાના હુકમ ઊપર અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૮ મું, ૫૪૮; તેમ અમુક રીતે હિસાબ લેવાને હુકમ કરેલો હોય તે ઊપર અપીલ ચાલતી નથી. ૬ મુંબાઈ, ૨૯૦ (ઈ. લા. રી. ૮ મુંબાઈ ૨૯૦ તથા ૫૪૯ જુઓ); તેમ વકીલને નીમ્યાની જાહેરખબર ભૂલના કારણથી રદ કરવામાં આવી હોય તો, તે હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ઇ. લા. રી. ૬ અ. ૧૬૩, તેમ કબુલતથી કરેલું હુકમનામું દેખીતું હોય તે ઉપર પણ અપીલ ચાલતી નથી. ફુલટન, ૧૪૬.

દરમિયાન હુકમ ઉપર અપીલ ચાલતી નથી, પણ ફકત આખરના હુકમનામા ઉપર અપીલ ચાલે છે. આખરનું હુકમનામું કીયું છે અને કીયું નથી એ વિશે ઈ. લા. રી. ૨ અ. ૬૫, ઈ. લા રી. ૬ મું. ૨૬૦. ૧ સોમ ૮૦, ઇ. લા. રી. ૪ અ. ૨૮૩ જુઓ.

રૂ. ૧૦૦૦૦) કરતાં વધારે રકમનું પ્રીવીકૌંસીલનું હુકમનામું હોય તે બજાવવા બાબત હાયકોર્ટના એક જડજે હુકમ કરયો હોય તો, તે હુકમ ઉપર અપીલ ચાલે છે. ૧૪ વી. રી. ૨૩. ફરીતપાસ નામંજુર કરયાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ૬ વી. રી. પરચુરણ ૧૦૨, પણ જો ફરીતપાસ કરીને નવો ફેંસલો કર્યો હોય તો તેમ નથી. ૧૮ વી. રી. ૪૯૪. હાયકોર્ટ આકટની કલમ ૧૫ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલે છે. ૨૧ વી. રી. પાનું. ૨૬૩

લેટર્સપેટંટની કલમ ૩૯ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલે છે ૮. વી. રી. ૧૪૭, પણ ૧ ક. લા. રી. ૩૫૪, તથા ૧૪ વી રી. પાનું. ૨૩ જુઓ.

દાવાના વિષયની કિંમત. **૫૯૬. કલમ ૫૯૫ ની રકમ (अ) તથા (ब) માં કહેલા પ્રત્યેક મુકદ્દમામાં:—**

**અવલ કોર્ટમાં કરેલી ફરિયાદના વિષયની રકમ અથવા કીંમત દસ હજાર રૂપીઆ અથવા તે કરતાં વધારે જોઇએ, અને મલીકામાઆઝમા ઈન કૌંસીલમાં કરવાની અપીલમાં જે તકરારી બાબત હોય તેની રકમ અથવા કીંમત પણ તેજ રકમ જેટલી અથવા તેથી વધારે જોઇએ.**

**અથવા તેટલી રકમની કે કીંમતની મિલકતનો અથવા મિલકત સબંધી કંઈ દાવો અથવા તકરાર સ્પષ્ટ રીતે કે ગર્ભીત રીતે, હુકમનામામાં આવવી જોઇએ.**

**અને જે હુકમનામા ઉપર અપીલ કરવામાં આવે તે હુકમનામામાં, તે હુકમનામું કરનારી કોર્ટની પાસેની નીચલી કોર્ટનો ઠરાવ બાહાલ રાખ્યો હોય તો, અપીલ કરવામાં કાયદાની કાંઈ સંગીન તકરાર આવવી જોઇએ.**

**ટીકા**—સન ૧૮૭૪ ના આકટ ૬ ઠાની કલમ ૫ જેવી આ કલમ છે.

**કીમત**—મીલકતની કીમત તે વેચવાની અથવા બજાર કીમત છે. ૮ મુર. ૧૯૩, ૭ મુર. ૪૨૮, ૧ ઈ. અ. ૩૧૯. તોપણ જો. પ્રતીવાદીને દાવાનો ખરો આંક શાબેત કરવાને સાધન છતાં વાદી ઓછો આંક બાંધે તેમાં તે હરકત લે નહી અને સ્પેશીયલ અપીલમાં ઓછી કીમત બાંધે તો, પ્રીવીકૌંસીલમાં અપીલ કરવાના કારણસર તે મીલકતની ખરી કીમત કરવાને તેને પરવાનગી આપી શકાતી નથી. ૧૪ વી. રી. ૬૨, પરંતુ ૧૮ વી. રી ૪૭૪, ૧૯ વી. રી. પાનું. ૧૯૧ જુઓ.

જો દાવાવાળી જમીન તથા વસુલાત રૂ. ૧૦૦૦૦) ની હોય તો,તે બસ છે. માર્સ. ૨૪.

હુકમનામાની બજાવણીમાં વેચાણના દસ્તાવેજની રૂઈએ જુદા જુદા સખસોના કબજામાંથી જમીનદારી લેવાને એક દાવો કરવામાં આવ્યો તે મીલકતની કીમત દાવાની અરજીમાં રૂ. ૧૪૩૨૫) બતાવેલા છે તે પ્રમાણેની છે. પ્રતીવાદીઓમાંના કેટલાક પ્રતીવાદીઓની બાબતમાં તે વેચાણ સદરકોર્ટે મંજુર રાખ્યું. બીજા પ્રતીવાદીઓએ અપીલ કરવાની પરવાનગી મળવાને અરજ કરી, પરંતુ તે એવા કારણથી આપવામાં આવી નહી કે અમારા ભાગની મીલકત રૂ. ૮૨૧૫) ની કીમતની છે, પરંતુ પ્રીવીકૌંસીલે એમ ઠરાવેલું જણાય છે કે જુના હુકમના શબ્દો એવા છે કે, "હરકોઈ આવી અપીલ મહારાણી ઈન કૌંસીલને કરવામાં આવેલી હોય તેમાં "તકરારી બાબતની કીમત" કોર્ટોના જે દાવા બાબત ન્યાયની રૂઈની તપાસ ચાલતી હોય તે દાવાવાળી તમામ મીલકત સબંધી છે, અને તેથી અપીલ મંજુર રાખવામાં આવે છે. ૭ મુર. ૨૬૧, ૬ વી. રી પરચુરણ ૪, પણ ૧૯ વી. રી. ૧૯૧ જુઓ. દાવાનું હુકમનામું કરવામાં આવ્યું, અને હુકમનામાની રકમ વ્યાજ સાથે હુકમનામાની તારીખ સુધીમાં રૂ. ૧૦૦૦૦) કરતાં વધારે થએલી હતી. ઠરાવ્યું કે અપીલમાં તકરારી બાબત એ હતી કે તે રૂ. ૧૦૦૦૦) ની કીમત કરતાં વધારે કીમતનું છે કે નહી. ૩ વી. રી. ૧૪, અને તેજ પ્રમાણે જમીનના દાવામાં તેની કીમત રૂ. ૧૦૦૦૦)કરતાં ઓછી બતાવવામાં આવેલી, પરંતુ વસુલાત ઉમેરતાં તે રકમ રૂ. ૧૦૦૦૦) કરતાં વધારેની થઈ હતી, તેમાં ઠરાવવામાં આવ્યું કે અપીલ ચાલી શકે છે. ૧ માર્સ. ૨૫, પરંતુ દાવાનું ખર્ચ તેમાં ગણી શકાતું નથી, ૮ મુર. ૨૬૨, ૧૩ મુર. ૧૦૩, તેમ હુકમનામું થયા પછીનું વ્યાજ ગણી શકાતું નથી. ૩ વી. રી. પાનું. ૧૪.

જો બે કરતાં વધારે દાવા કરવામાં આવેલા હોય, અને દરેક દાવો રૂ. ૧૦૦૦૦) કરતાં ઓછી રકમનો હોય અને જુદા જુદા ફેંસલા આપવામાં આવ્યા હોય તો, તેઓ એકઠા ગણી શકાતા નથી. જ્યારે દરેક ફેંસલો આપવામાં આવે ત્યારે તે આખરનો અને નિશ્ચયકારક છે. ૫ વી. રી. ૩૪; પરંતુ જો કેટલાક દાવાની કુલ રકમ રૂ. ૧૦૦૦૦) કરતાં વધારે હોય, અને એક દાવાનો ફેંસલો તમામ દાવાને લાગુ હોય તો અપીલ ચાલી શકે છે. ૪ ક. લા. રી. પાનું. ૧૨૫.

કાયદા અને હકીકતના સવાલોના ઈસ્યુ ઉપર સબાર્ડીનેટ જડજે ઠરાવ કરેલો હોય અને તે બાબત હાયકોર્ટે વાદીના લાભમાં ઠરાવ કરેલો હોય તો, પછી હાયકોર્ટે નીચેની કોર્ટનો ફેંસલો બાહાલ રાખ્યો હોય, પણ તેમાં ખરો વાસ્તવિક રીતે કાયદાનો સવાલ હોય તો વાદીનો પ્રીવીકૌંસીલમાં અપીલ કરવાનો હક્ક છે. ઈ. લા. રી. ૧૬ ક. પાનું. ૨૮૭.

કેટલીએકઅપીલોવિશે મનાઈ. **૫૯૭. કલમ ૫૯૫ માં કહેલું છે તે છતાંએ:—**

**વિકટોરીયા રાણીના રાજ્યના ૨૪ મા તથા ૨૫ મા વર્ષમાં થયેલા ચાપ્ટર ૧૦૪ પ્રમાણે સ્થપાએલી હાઇકોર્ટના એક જડજે કરેલા ફેંસલા ઉપર, અથવા ડિવીઝન કોર્ટના એક જડજના ફેંસલા ઉપર, અથવા,—તે હાઇકોર્ટના બે કે વધારે જડજોએ ફેંસલો કરયો હોય અથવા તે હાઇકોર્ટના બે કે વધારે જડજો મળીને થએલી ડિવીઝન કોર્ટના બે કે વધારે જડજોએ ફેંસલો કરયો હોય, અને તે જડજોની સરખી સંખ્યાના બે પક્ષ થયા હોય**

તથા ઉભય પક્ષમાં જુદા મત પડયા હોય, અને તે સંખ્યા હાઇકોર્ટના તે વખતના જડજોની સઘળી સંખ્યાના અડધ કરતાં વત્તી ન હોય ત્યારે બે અથવા વધારે જડજોએ કરેલા ફેંસલા ઉપર,—મલીકામાઆઝમા ઇનકૈંાસીલમાં અપીલ ચાલશે નહી.

અને કલમ ૫૮૬ પ્રમાણે જે હુકમનામું આખરનું હોય તેના ઉપર મલીકામાઆઝમા ઈન કૈંાસીલમાં અપીલ ચાલશે નહી

ટીકા—સન ૧૮૭૪ ના આકટ ૬ હાની કલમ ૬ જેવી આ કલમ છે.

જે કોર્ટના હુકમનામા ઉપર તકરાર હોય તે કોર્ટને અરજ.

૫૯૮ આ બાબ પ્રમાણે મલીકામાઆઝમા ઈનકૌંસીલમાં અપીલ કરવાની જેની ઈચ્છા હોય તેણે, જે કોર્ટના હુકમનામા ઉપર તે નાખુશી બતાવતો હોય તે કોર્ટને અરજી આપીને અરજ કરવી.

ટીકા—સન ૧૮૭૪ ના આકટ ૬ હાની કલમ ૭ જેવી આ કલમ છે.

પ્રીવીકૌંસીલની અપીલમાં ત્રણ અરજો કરવાની જરૂર છે. (૧) તે અરજી લેઈ વાંચીને ફાઈલ કરવી જોઈએ. (૨) મુચરકા લેવા જોઈએ, અગર અનામત રકમ મુકવી જોઈએ. (૩) તે અરજી મંજુર રાખવી જોઈએ. ફુલટન પાનું. ૧૦.

કોર્ટ જામીનખત યોગ્ય રીતે નોંધાવ્યા વિના કોઈ અપીલ લેઈ શકતા નથી. ૭ વી. રી. ૩૩૮. પ્રીવીકૌંસીલમાં નાદારીમાં અપીલ કરવાની અરજી હાયકોર્ટમાં સાદા કાગળ ઉપર કરવી જોઈએ, અને તેની સાથે કૌનસલનું એવું સર્ટીફીકટ હોવું જોઈએ કે, અપીલ કરવાનું વ્યાજબી કારણ છે. ખર્ચના જામીન તથા તરજુમાનું ખર્ચ હમેશાંની રીતી પ્રમાણે આપવું જોઈએ. ૮ વી રી. ૪૮. વળી પ્રીવીકૌંસીલને જુદી અરજી કરવી જોઈએ. ૪ મુર. પાનું. ૧૧૪.

અપીલ ચાલતાની દરમિયાનમાં અપીલવાળો મરણ પામ્યો, અને સદર દિવાની અદાલતે જીલ્લા કોર્ટને પુરાવ લેવાને તથા વારસાના હક્કનો નિર્ણય કરવો જોઈએ એવું ફરમાવ્યું. પુરાવ લેઈને અ. નું નામ સદર દિવાની અદાલતે દાખલ કરયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ નામ દાખલ કરવાના સવાલના બળવાનપણા બાબત અપીલમાં હરકત લેઈ શકાતી નથી, માટે તે હુકમની ફરીતપાસ કરાવવાનો ફક્ત ઈલાજ છે.૫. મુર પાનું. ૧૬૩.

આ ૫૯૮ મી કલમ સન ૧૮૮૮ ના આકટ ૭ માની કલમ ૫૭ થી રદ થઇ છે.

કિંમત બદલ અથવા લાયકી બદલનું સર્ટીફીકટ.

૬૦૦. કલમ ૫૯૮ પ્રમાણે કરવાની પ્રત્યેક અરજીમાં અપીલનાં કારણો લખવાં; તથા કલમ ૫૯૬ માં જોઇએ તે પ્રમાણે મુકદ્દમાની રકમ, કીંમત કે પ્રકાર છે એવું: અથવા બીજી રીતે તે મુકદ્દમો મલીકામાઆઝમા ઈન કૌંસીલમાં અપીલ કરવા લાયક છે એવું સર્ટીફીકેટ માગવું.

આવી અરજી મળે એટલે, સદરહુ પ્રમાણે સર્ટીફીકેટ શા માટે ન આપવું તેનું કારણ બતાવવા સારૂ સામા પક્ષકાર ઉપર નોટીસ પોહોચાડવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

ટીકા—દાવાવાળી મીલકત રૂ. ૧૦૦૦૦) ઉપરની છે એવું સર્ટીફીકટ આપવાનો અથવા નહી આપવાનો હાયકોર્ટના જડજે હુકમ કરેલો હોય તો, તે ઉપર અપીલ ચાલતી નથી. ૨૫વી. રી. ૫૨૯, ૨૪ વી. રી. ૧૪૮, ૯ ક. લા. રી. ૧૬૬, ઈ. લા. રી. ૭ ક. ૩૩૫

જો અપીલનો પ્રતીવાદી હાજર થઈને હરકત લે નહી તો, તેનું ખર્ચ અપાવવામાં આવશે નહીં, પણ જો તે હરકત લે અને તેની હરકત ઉપરથી તે અરજી દુરસ્ત કરવી પડે તો, તેને ખર્ચ મળે છે. પુલટન પાનું. ૪૦૦

સર્ટીફીકેટ આપવાની ના કેહેવામાંઆવે તેનું ફળ.

૬૦૧. જો તેવું સર્ટીફીકેટ આપવાની ના કેહેવામાં આવે તો તે અરજી કાઢી નાખવી.

પરંતુ જે હુકમનામા ઉપર નાખુશી બતાવવામાં આવી હોય તે, હાઇકોર્ટ શિવાય બીજી કોઇ કોર્ટે કરેલું આખરનું હુકમનામું હોય તો, સર્ટીફીકેટ આપવાની ના કેહેવાના હુકમ ઉપર, તે કોર્ટ જે હાઇકોર્ટના તાબાની હોય તે હાઇકોર્ટમાં અપીલ ચાલી શકશે.

સર્ટીફીકેટ આપ્યા પછી જામીન આપવો અને (રકમ) અનામત મુકવીજરૂરછે.

૬૦૨. જો સર્ટીફીકેટ આપવામાં આવે તો, જે હુકમનામા ઉપર ના ખુશી બતાવવામાં આવી હોય તે હુકમનામાની તારીખથી છ માસમાં અથવા સર્ટીફીકેટ આપવામાં આવે ત્યારથી છ અઠવાડીયામાં, એ બેમાંથી જેની તારીખ છેલ્લી આવે તેની દરમ્યાન, અરજદારે:—

(અ) રેસ્પાન્ડેન્ટના ખર્ચને વાસ્તે જામીન આપવા, તથા
(બ) નીચેના ચાર પ્રકારના કાગળો શિવાય એટલે:—
(૧) મલીકામાઆઝમા ઇનકૌંસીલના જે તે વખતે અમલમાં હોય એવા કોઈ હુકમમાં નમુના પ્રમાણેના જે દસ્તાવેજો બાતલ કરવાનું ફરમાવ્યું હોય તે દસ્તાવેજો;
(૨) જે કાગળો બાતલ કરવાને પક્ષકારો એક મત થાય તે કાગળો;
(૩) કોર્ટે તે કામને સારૂ અખત્યાર આપેલા અમલદારને જે હીસાબ અને હીસાબના ભાગો જરૂર વગરના લાગે, અને પક્ષકારોએ જે મુદામ સામીલ કરવાને માગ્યા ન હોય તે હિસાબ તથા હિસાબના ભાગો.
(૪) હાઇકોર્ટ બાતલ કરવાને ફરમાવે તેવા બીજા દસ્તાવેજો.

એ શિવાય ફરિયાદના બધા દફતરનો તરજુમો કરવા સારૂ, તેની નકલ ઉતારી લેવા સારૂ, અનુક્રમણીકા કરવા સારૂ, અને એક ખરી નકલ મલીકામાઆઝમા ઈનકૌંસીલમાં મોકલવા સારૂ, ખરચવાને જે રકમ જોઇએ તે અનામત મુકવી.

અને ઉપર બાતલ કરવા છે તે શિવાયના દફતરના કાગળોની નકલ હિંદુસ્તાનમાં છપાવવાનું અરજદાર પસંદ કરે તો, આ કલમની પેહેલી રકમમાં કહેલી મુદતની દરમ્યાન, તે નકલ છાપવાનું ખરચ આપવા સારૂ જે રકમ જોઇએ તે પણ તેણે અનામત મુકવી.

ટીકા—તમામ કામોમાં અપીલ દાખલ કરતા પેહેલાં ખર્ચના જામીન બાબત અરજ કરવી જોઈએ. પુલટન પાનું. ૮૯

મુદત વધારવાનો કોર્ટને અખત્યાર છે. ઈ. લા. રી. ૬ અ ૨૫૦, લા. રી. ૧૧ ઈ. અ. ૭; ઈ. લા. રી. ૧૦ ક. ૫૫૭, ઇ. લા. રી. ૨ ક. પાનું. ૧૨૮.

અપીલના પ્રતીવાદીને નોટીસ કાહાડયા પછી અપીલવાળા પાસે કોર્ટ જામીન માગી શકે કે નહી, એ અંદેશા ભરેલું છે ૬ વી. રી. પરચુરણ. ૧૨૩. ૭ મુ૨. પાનું. ૪૩૧.

જામીનખતો ઉપર સ્ટાંપની જરૂર છે, ૫ વી. રી. પરચુરણ પાનું. ૧૪૭

સર્ટીફીકેટ આપવાનો કલકત્તામાં એક જડજે હુકમ કરેલો તે ઉપર અપીલ કરવાની પરવાનગી આપવામાં આવી નથી. ૨૫ વી. રી. ૫૨૯, ઈ. લા. રી. ૭ ક. ૩૩૯. જુડીશીઅલ કમીટીએ તા૦ ૧૬ નવેંબર સન ૧૮૮૨ ના રોજ એક કામમાં વિચાર કરેલો છે તેથી આ ઠરાવોનાં કારણો કેટલાંક મળતાં નથી.

મહારાણી ઇનકૌંસીલમાં અપીલ કરવાથી અપીલના પ્રતીવાદીના ખર્ચના અપીલવાળાના જામીન લીધા હોય, અને જમાનીખત લખાવ્યું હોય તો, તે ખતની રૂઈએ જામીનની જવાબદારીનો મહારાણી ઈનકૌંસીલના હુકમનામાની બજાવણીમાં અમલ થઈ શકતો નથી. ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૪૦૨

અપીલની મંજુરી અને તે ઉપરથીકામચલાવવાનીરીત.

૬૦૩. કોર્ટની ખાત્રી લાયક સદરહુ જામીન આપવાનું કામ પુરૂં થાય, અને રકમ અનામત મુકાઈ રેહે ત્યારે, કોર્ટ નીચે પ્રમાણે કરવાને મુખત્યાર છે, એટલે—

(अ) અપીલ મંજુર કરી છે એમ ઠરાવે, અને

(ब) તે બાબતની નોટીસ રેસ્પાનન્ડેન્ટને આપે, અને ત્યાર પછી

(क) ઉપર બાતલ કર્યા છે તે શિવાયના દફતરની ખરી નકલ, કોર્ટનો શિક્કો કરીને મલીકામાઆઝમાઈનકૌંનસીલને કોર્ટે મોકલવી, અને

(ड) ફરિયાદના કોઇ કાગળોની ખરાપણાની સહી સુધાંતની એક અથવા વધારે નકલોને વાસ્તે ગમે તે પક્ષકાર અરજ કરે, અને તે તઇયાર કરવાનું વ્યાજબી ખરચ આપે તો તે નકલો તેને આપવી.

**ટીકા**—સન ૧૮૭૪ ના આકટ ૬ હાની કલમ ૧૨ જેવી આ કલમ છે.

અરજી દાખલ કરી મંજુર રાખવામાં આવી હોય ત્યાંહાં સુધી પ્રીવીકૌંસીલમાં અપીલ કરવાનો કાંઈ હક્ક નથી. જો તે અરજી યોગ્ય મુદતમાં ચલાવવામાં આવે નહી તો, તે ફાઈલ ઉપરથી દુર કરવાને કોર્ટને અખત્યાર છે. ૩ બં. લા. રી ૧૨૬. પરંતુજો અપીલ ફાઈલ કરવામાં આવેલી હોય તો હાયકોર્ટ પોતાના હુકમની ફરીતપાસ કરીને તે હુકમ નામંજુર કરી શકતા નથી. ૬ વી. રી. પરચુરણ પાનું. ૯૭.

જો તે અપીલ દાખલ કરવાનો હુકમ તે કરવાને આપેલી મુદત પછી કરવાથી રદ બાતલ હોય તો, તે હરકત પ્રીવીકૌંસીસલમાં જેમ બને તેમ જલદીથી લેવી જોઈએ; કારણ કે જો દાવો લેવામાં આવે અને તકરારો ચાલતાં પાકું કારણ હોય તો અપીલવાળાને નામદાર સાહેબો અપીલ કરવાને ખાસ પરવાનગી આપી શકે છે. ૧૫ બં. લા. રી. ૨૨૧.

કલમ ૬૦૬ નીચેની ટીકા જુઓ.

ઉપરની કલમ ૬૦૨ નીચે ઈ. લા. રી. ૧૨ ક. પાનું ૪૦૨ નો ઠરાવ છે, તે જુઓ.

જામીન કબુલ કરયા હોય તે રદકરવાનું.

**૬૭૪. અપીલ મંજુર કરયા પેહેલાં કોઈ પણ વખતે, કારણ દેખાડવામાં આવે તો ઉપર પ્રમાણે કોઈ જામીનને કબુલ કરયો હોય તે રદ કરવાને તથા તે વિશે વધારે હુકમો ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.**

બીજાજામીન આપવાનેઅથવા રૂપીયાભરવાનેહુકમકરવાનો અખત્યાર.

**૬૦૫. અપીલ મંજુર કરયા પછી પરંતુ સદરહુ બાતલ કરયા શિવાયની દફતરની નકલ મલીકામાઆઝમા ઇનકૌંસીલને મોકલ્યા પેહેલાં તે જામીન અપુર્ણ માલમ પડે,**

**અથવા સદરહુ બાતલ કરયા શિવાયના દફતરનો તરજુમો કરવા સારૂ, તે ઉતારી લેવા સારૂ, છાપવા સારૂ, તેની અનુક્રમણીકા કરવા સારૂ, અથવા નકલ મોકલવા સારૂ, જાસ્તી રકમ ભરવી જોઈતી હોય,**

**તો કોર્ટ ઠરાવે તે મુદતમાં બીજો અને પુરતો જામીન આપો અથવા તે મુદતમાં જોઈતી રકમ ભરો એવો અપેલેન્ટને હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—લખેલા કાગળોમાં જરૂર વિનાના દસ્તાવેજો દાખલ કરવા નહી જોઈએ, અને તે દાખલ કરવાને જે ખર્ચ થાય તે તમામ અપાવવામાં આવે છે. ૧૦ મુર, ૪૭૬; અને એક કામમાં અમુક ચોપડા તથા હિસાબો કામના અગત્યના તથા લગતા છે કે નહીં તેનો હાયકોર્ટ નિર્ણય કરી શક્યા નહી હતા, તેથી હાયકોર્ટે તે છપાવવાનું ખર્ચ કરવાને અપીલવાળાને ના કહી હતી, પણ કામના કાગળો સાથે ઈંગ્લાંડ મોકલવાને અપીલના પ્રતીવાદીને તે છપાવીને તરજુમા કરાવવા અને તેણે તેનું ખર્ચ આપવું એમ તેની મરજી ઉપર રાખેલું હતું. ૭ વી. રી. પાનું. ૯૦.

રાજીનામાઓ, સરીનામાઓ, તથા અપીલ સબંધી જામીનો જો અપીલ મોકલતાં પેહેલાં આપવામાં આવેલા હોય તો, ઈંગ્રેજીમાં તેનો તરજુમો કરાવવાની જરૂર નથી. ૭ વી. રી પાનું. ૨૯૧.

જ્યારે ફરીતપાસમાં હાયકોર્ટના હુકમ ઉપર અપીલ ફાઈલ કરવામાં આવેલી હોય અને અરજી નામંજુર કરવામાં આવી હોય તો, ફરીતપાસની અરજી બાબતના કાગળો કામના કાગળો સાથે પ્રીવીકૌંસીલમાં મોકલવાની જરૂર નથી. ૧૧ વી. રી. પાનું. ૧૪૫.

મદ્રાસ હાયકોર્ટના લેટર્સપેટંટમાં ઠરાવ્યું છે કે, અપીલમાં જડજોએ બતાવેલાં કારણો સુનાવણી વખતે પ્રીવીકૌંસીલને ખબર થવા સારૂ કામના કાગળો સાથે મોકલવાં જોઈએ. ૧૦ વી. રી. ફુ. બે. પાનું. ૧.

તે હુકમ પ્રમાણે ન આલે તેનું ફળ.

**૬૦૬. જો તે હુકમ માન્ય કરવામાં અપેલેંટ કસુર કરશે તો, કામ ચાલતું બંધ થશે.**

**અને તે બાબતમાં મલીકામાઆઝમા ઇનકાંઉનસિલનો હુકમ થયા વગર અપીલનું કામ આગળ ચાલશે નહીં.**

**અને તેની દરમિયાન જે હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હશે, તેની બજાવણી બંધ રાખવી નહી.**

ટીકા—ધણીની મીલકતમાં વિધવાનો જે હક્ક હોય, તે જામીન તરીકે સમજવો નહી જોઈએ. ૧૨ વી. રી. પાનું. ૧૮૭.

કલમ ૬૦૨ માં ઠરાવેલી મુદતમાં જામીન આપેલા ના હોય તે કામ બંધ પડે છે, અને અપીલ કાહાડી નાંખવામાં આવે છે. ઈ. લા. રી. ૧ ક. ૧૪૨. તેમજ અરજદારે આગ્રહરેથી અનામત રકમ છ માસને છેલ્લે દીવશે મુકેલી, પણ લખામણીના ખરચ જેટલી રકમ ન્હોતી, તેથી તેની અરજી બંધ પાડવામાં આવી હતી. ૧૫ વી. રી. પાનું. ૩૦૫.

કસુરથી કાહાડી નાંખેલી અપીલ અથવા બીજા કોઈ કારણથી ફાઈલ ઉપરથી દુર કરેલી અપીલ, ૭ માસ પુરા થયા પછી પાછી લેવાને હયકોર્ટને અખત્યાર છે. બં. લા. રી. ૪. બેં. રી. પાનું. ૭૩૦.

અનામત મુકેલી રકમની બાકી પાછી આપવાની.

**૬૦૭.** ઉપર બાતલ કરેલી છે તે શિવાયની તહ્‌ફતરની નકલ મલીકામાઆઝમા ઇનકૌંસીલને મોકલી ચુકયા પછી, અપેલેન્ટે કલમ ૬૦૨ પ્રમાણે અનામત મુકેલી રકમમાંથી કંઇ બાકી રહી હોય તો, તે અપેલેન્ટ પાછી લેવાને મુખત્યાર છે.

અપીલ ચલાવતાં કોર્ટના અખત્યાર.

**૬૦૮.** આ બાબ પ્રમાણે કોઈ અપીલ મંજુર કરી હોય તે છતાં એ, અપીલ મંજુર કરનારી કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જે હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું બીન શરતે અમલમાં લાવવું.

પરંતુ, ફરિયાદમાં જેનો હક્ક સબંધ હોય તે પક્ષકાર કંઈ વિશેષ કારણ બતાવે અથવા બીજી રીતે કોર્ટને કંઇ કારણ જણાય ત્યારે, જો પોતાને યોગ્ય લાગે તો, નીચે પ્રમાણે કરવાને, એટલે—

(अ) કોઇ તકરારી જંગમ મિલકત અથવા તેનો કંઈ ભાગ અટકાવી રાખવાને, અથવા

(ब) અપીલમાં મલીકામાઆઝમા ઈનકૌંસીલ જે હુકમ કરે તે પ્રમાણે બરોબર રીતે વર્તવા સારૂ કોર્ટને યોગ્ય લાગે તેવા રેસ્પાન્ડેન્ટની પાસેથી જામીન લેઇને, જે હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે હુકમનામું અમલમાં લાવવાની રજા આપવાને, અથવા

(क) જેના ઉપર અપીલ થઈ હોય તે હુકમનામા પ્રમાણે અથવા અપીલમાં મલીકામાઆઝમા ઈનકૌંસીલ જે હુકમ કરે તે પ્રમાણે, બરોબર રીતે વર્તવા સારૂ કોર્ટને યોગ્ય લાગે તેવા અપેલેન્ટ પાસેથી જામીન લેઇને, અપીલમાં થએલું હુકમનામું બજાવવું બંધ રાખવાને, અથવા

(ड) કોર્ટની મદત માગનાર કોઈ પક્ષકાર ઉપર પોતાને યોગ્ય લાગે તેવી શરતો ઠરાવવાને અથવા અપીલના વિષય સંબંધી બીજા હુકમો ફરમાવવાને, કોર્ટ મુખત્યાર છે

ટીકા—અરજીનો વિચાર કરીને અને અપીલ દાખલ કરવામાં આવે તે પેહેલાં જામીન માગી શકાતા નથી. ૧૬ વી રી. પાનું. ૨૮૯.

બજાવણી બંધ રાખવાને કરેલી અરજીને પુષ્ટી કરવાને જો વાર લગાડવામાં નહી આવે તો, પરીણામે એવું નુકશાન થાય કે તે ફરીથી દુરસ્ત થઈ શકે નહી એવું હોવું

જોઈએ; અને બીજું કે તે અરજી તાડબતોબ તરત કરેલી હોવી જોઈએ. ૧ ઈ. જ્યુ.ન્યુ. સી. ૧૮૫. અરજદારે એવી ખાસ હકીકત શાબેત કરવી જોઈએ કે જે ઉપરથી એમ જણાય કે, જો અપીલમાં જીતવામાં આવશે તો તે નહી જેવી થશે. ૧૨ ચ. ડીવ. ૪૫૪, ૧૩ ચ. ડીવ. ૪૧૧. નોટીસ ઉપરથી અરજી કરવી જોઈએ. ૨૪ વી. રી. ૨૫૭; અને અરજદારે ખાસ હકીકત જણાય એવાં જો આફીડેવીટ કરેલાં ના હોય તો તેની અરજી કાહાડી નાંખવી જોઈએ, અને બીજા આફીડેવીટો રજુ કરવાને તેને મુદત આપવી નહીં જોઈએ, ૧૪ કવી. બેંચ. ડીવ. પાનું. ૭૬૯

હકુમતનો આ પ્રમાણે અમલ કરવો તે હક્ક તરીકે નથી, પણ એક કુલઅખત્યાર છે, અને જો એમ બતાવવામાં ના આવે કે કબજાવાળો પક્ષકાર મીલકત તફરક કરે છે અથવા તેને એટલું બધું દેવું છે કે લેહેણદારો પોતાના દાવા વસુલ કરવાને તે જપ્ત કરાવશે એવો સંભવ છે, અથવા તેવું કાંઈ પાકું કારણ છે તો, જામીન માગવા નહી જોઈએ. ૧૨ વી. રી. ૨૯૬, ૧૦ મુર, ૧૯૬, પણ ૧૬ વી. રી. પાનું. ૨૮૯ જુઓ.

अ. એ પોતા ઉપર થએલા હુકમનામા વિરૂદ્ધ પ્રીવીકૌંસીલમાં અપીલ કરી. બીજા દાવામાં તેણે હુકમનામું મેળવ્યું, તેથી 'બીજો હુકમ થતાં સુધી' તે બજાવવું નહી એવો તેના ઉપર હુકમ કાહાડવામાં આવ્યો. ઠરાવવામાં આવ્યું કે જે હુકમનામા ઉપર अ. એ પ્રીવીકૌંસીલમાં અપીલ કરેલી તે હુકમનામું મેળવનાર પક્ષકારે બજાવવાને કોશીસ કરી હોય તો, अ. ને અટકાવ કરવાનો હુકમ દુરસ્ત થઈ શકે છે, અને તે હરકત પાછી ખેંચી લેઈ શકાય છે. ૧૪ વી. રી. પાનું. ૩૨૯

પ્રીવીકૌંસીલમાં અપીલ ચાલતાની દરમિયાનમાં બજાવણી બંધ રાખવાનો હુકમ જ્યારે ફેંસલો આપવામાં આવે ત્યારે બંધ પડે છે, અને મુદત શરૂ થાય છે. ૧૯ વી. રી. ૧૮૬

હુકમનામાવાળાએ હુકમનામું બજાવવાને મરજી રાખીને જામીન આપેલા, પણ કોઈક કારણથી તે હુકમનામું બજાવેલું નહી, અને પ્રીવીકૌંસીલમાં તે હુકમનામું ખરચ સાથે રદ કરવામાં આવ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે જામીનખતના ઠરાવથી પ્રીવીકૌંસીલે અપાવેલું ખર્ચ વિગેરે બાબત તે જામીન જવાબદાર થતો નથી. ૧૪ વી. રી. ૪૧૦ અને ૩ વી. રી. પાનું. ૩૬, જમાનીખતના ઠરાવો આ કામમાં બતાવેલા નથી, અને ઘણું કરીને બજાવણીમાં જે મીલકત લેવામાં આવે તે તેઓએ પાછી આપવાની હતી.

રીવાજ પ્રમાણે તમામ જમીનની ત્રણ વર્ષની દરમિયાન ઉપજ એટલે હુકમનામાવાળાને જે જમીનનો કબજો લેવાનો હોય તેની ત્રણ વર્ષની દરમિયાન ઉપજ પ્રમાણે જામીની ગણવામાં આવે છે. ૧૪ વી. રી. પાનું. ૩૬૧

જામીની કબુલ કરવામાં આવે ત્યાં સુધી જામીનખત રજીષ્ટર કરવાની જરૂર નથી. ૧૩ વી. રી. પાનું. ૪૧

જામીન ઉપરથી રીપોર્ટ કરતાં જડજે જે પક્ષકારો જામીન આપતા હોય તે પક્ષકારોનો હક્ક શાબેત કરવાને ઉપયોગમાં લીધેલા તમામ દસ્તાવેજો હાયકોર્ટમાં મોકલવા જોઈએ નહીં, પરંતુ જે દસ્તાવેજો તેમની રૂબરૂ રજુ થઈને શાબેત થએલા હોય, અને જે ઉપરથી જામીનનો હક્ક શાબેત થએલો હોય, તે દસ્તાવેજોની વિગત ફક્ત તેમણે બતાવવી. જોઈએ. ૧૪ વી. રી. પાનું. ૯૪

પ્રીવીકૌંસીલના કામમાં હાયકોર્ટે જામીન લીધો હોય તો, તે જામીનીમાંથી જમાનને છુટો કરવાને જીલ્લા જડજને અખત્યાર નથી, અને આવા હુકમ ઉપર અપીલ ચાલતી નથી, અને તે રદ બાતલ છે. ૧૭ વી. રી. પાનું. ૪૬૪

જામીનીનો અમલ કરવા સબંધી, ઈ. લા. રી. ૨ અ. પાનું. ૬૦૪ જુઓ.

પ્રીવીકૌંસીલમાં અપીલ ચાલતાની દરમિયાનમાં હુકમનામાની બજાવણીમાં જે મીલકત લેવામાં આવેલી હોય, તે પાછી અપાવવાનો કોર્ટનો અખત્યાર છે કે નહી, તે એક સવાલ છે. ૪ ક. લા. રી. પાનું ૧૨૫

હુકમનામાની બજાવણી બંધ રાખવાને જુડીશીઅલકમીટીને અખત્યાર નથી, પરંતુ અરજદાર નીચેની કોર્ટને એવી અરજી કરી શકે છે કે, ટ્રેઝરીમાં હુકમનામા પ્રમાણે નાણાં ભરેલાં છે તે વિશે ઘટતા જામીન લેવા જોઈએ. ઈ. લા. રી. ૧૪ ક. પાનું. ૨૯૦

જામીન પુરતો નથી એમ જણાય તો તે વધારવાનું — **૬૦૯. અપીલ ચાલુ હોય તેવામાં કોઈ પણ વખતે એમાંથી કોઇ પણ પક્ષકારે ઉપર પ્રમાણે આપેલા જામીન અપુરતા માલમ પડે તો, વિરૂદ્ધ પક્ષકારની અરજ ઉપરથી, જાસ્તી જામીન માગવાને કોર્ટ મુખત્યાર છે.**

કોર્ટ માગે તેવા જાસ્તી જામીન આપવામાં કસુર થાય ત્યારે:—જો મુળ જામીન અપેલેન્ટે આપેલો હોય તો, અપેલેન્ટે જાણે તે જામીન આપ્યો ન હોય એ રીતે રેસ્પાન્ડેન્ટની અરજ ઉપરથી અપીલ થએલું હુકમનામું બજાવવાનો હુકમ કાઢવાને કોર્ટ મુખત્યાર છે.

અને જો મુળ જામીન રેસ્પાન્ડેન્ટે આપેલા હોય તો, હુકમનામાની બધી આગળની બજાવણી બની શકે તેટલી અટકાવવી. અને જે જામીન અપુરતો માલમ પડે તે આપતી વખતે પક્ષકારો પોત પોતે જે સ્થિતિમાં હતા તે સ્થીતિમાં તેમને લાવવા, અથવા અપીલના વિષય સબંધી પોતાને યોગ્ય લાગે તેવી રીતે ફરમાવવું.

મલીકા માઆઝમા ઈન કૌંસીલના હુકમ અમલમાં આણવાની રીત. — **૬૧૦. મલીકામાઆઝમા ઇનકૌંસીલનો કોઈ હુકમ અમલમાં લાવવાની અથવા બજાવવાની જેની ઈચ્છા હોય તેણે, જે કોર્ટની મારફત મલીકામાઆઝમાને અપીલ કરી હોય તે કોર્ટને અરજી આપીને દરખાસ્ત કરવી, અને તે અરજીની સાથે અપીલમાં જે હુકમનામું અથવા હુકમ કરેલો હોય અને જે અમલમાં લાવવાનો અથવા બજાવવાનો હોય તેની સહી સુધાંતની નકલ સામીલ કરવી.**

**તે કોર્ટે મલીકામાઆઝમાનો હુકમ, જે પેહેલા હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું કરનારી કોર્ટને મોકલવો, અથવા મલીકામાઆઝમા પોતાના તે હુકમમાં ફરમાવે તેવી બીજી કોર્ટને મોકલવો, અને (એમાંથી ગમે તે પક્ષકારની અરજ ઉપરથી) તે હુકમ બજાવવા અથવા અમલમાં લાવવાની જરૂર હોય તેવા હુકમો કરવા, અને જે કોર્ટને સદરહુ હુકમ ઉપર કહ્યા પ્રમાણે મોકલ્યો હોય, તેણે પોતે કરેલાં અસલ હુકમનામાં બજાવવામાં જે રીત અને નિયમો લાગુ પડે છે તે રીતે અને તે નિયમો પ્રમાણે તે હુકમ અમલમાં લાવવો અથવા બજાવવો.**

**તે હુકમમાં રેસ્પાન્ડેન્ટને ખર્ચ આપવા વિશે જેટલે સુધી ઠરાવ્યું હશે તેટલે સુધી તે હુકમ, જે રીતે અપેલેન્ટ ઉપર બજાવવાનો અખત્યાર છે તેજ**

રીતે તે ખર્ચ માટેના જામીન ઉપર જેટલે લગી ખર્ચ આપવાને તે પોતાની જાતે પાત્ર થયો હશે, તેટલે લગી બજાવવાનો અધિકાર છે.

પરંતુ દરેક પ્રસંગે કોર્ટને પુરતી લાગે એવી લેખી નોટીસ જામીનને આપવી જોઇએ.

તે હુકમમાં બ્રિટિશ ચલણી નાણામાં આપવાને ઠરાવેલી કંઈ રકમ હિંદુસ્તાનમાં આપવાની હોય તો, વિલાયત સરકારની નાણા સબંધી લેહેણુ દેણુ પતાવવા સારૂ મલીકામાયાઝમાની તીજોરીના લાર્ડસ કમિશનરોના અનુમતથી હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઈનકોંસીલે તે વખતે વટાવનો જે દર ઠરાવ્યો હોય, તે પ્રમાણે તે આપવાની રકમની ગણત્રી કરવી.

**ટીકા**—સન ૧૮૭૪ ના આકટ ૬ ઠાની કલમ ૧૯ જેવી આ કલમ છે.

**મુદત**—ફેંસલાનો અમલ કરવાનો હક્ક ઉત્પન થાય ત્યારથી ૧૨ વર્ષની મુદત છે. સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના પરીશીષ્ટ ૨, જાની આર્ટીકલ ૧૮૦, ઇ. લા. રી. ૮ ક. ૨૧૮, ૧૭ વી. રી. પાનું. ૨૯૨.

**બજાવણી**—જે કોર્ટના ફેંસલા ઉપર અપીલ કરવામાં આવી હોય, તે કોર્ટને બજાવણીની દરખાસ્ત કરવી જોઈએ, એટલે હાયકોર્ટમાં કરવી જોઈએ, અને બીજી કોઈ કોર્ટમાં તે કામ શરૂ કર્યું હોય તો તે નાબુદ છે. ૨૨ વી.રી.૧૦૨,૧૯ વી.રી. પાનું. ૩૦૧.

પ્રીવીકોંસીલમાં થએલું અસલ હુકમનામું જીતનારા પક્ષકારને આપેલું, માટે હાયકોર્ટમાં બજાવવાને સારૂ તે અસલ હુકમનામું ફાઈલ કરવાને તેની ફરજ છે, પરંતુ આ કલમથી દાખલાવાળી નકલનોજ પુરાવ બની શકે એમ રાખેલું નથી, અને કેટલીક વખત દાખલા સિવાયની નકલ પણ દાખલ કરવા લાયક છે. લા. રી. ૬ ક. ૫૮૪, ૧૨ ક. લા. રી. ૩૧૧, લા. રી. ૧૦ ઈ. અ. ૪, ઇ. લા રી. ૮ ક. ૪૮૨; પરંતુ એક નિયમ તરીકે રીતસર હુકમની દાખલાવાળી નકલ હુકમનામાવાળાએ રજુ કરવી જોઈએ. ઈ. લા. રી. ૫ ક. ૩૨૯; ૪ ક. લા. રી. ૩૮૭; અને ફેંસલાની છાપેલી નકલ હુકમનામા તરીકે ગણી શકાતી નથી, અને તેની બજાવણી થઈ શકતી નથી, ૨૦ વી. રી. ૪૪૪; પણ જ્યારે પ્રીવીકોંસીલે એક કામ પાછું મોકલ્યું હોય એવો હુકમ કરીને કે અમુક તજવીજ કરીને જીલ્લાકોર્ટે અમુક પરીણામ ઉપર આવવું, તો તે તપાસનો હેતુ તથા કારણો તે ફેંસલામાં બતાવ્યા પ્રમાણે તે કામના કાગળોનો ભાગ છે, માટે હુકમનામાની સાથે તે જીલ્લા કોર્ટ તરફ મોકલવાં જોઈએ. ૫ વી. રી. પાનું. ૨૧૭ જ્યારે હુકમનામું ફાઈલ કરવામાં આવ્યું હોય, ત્યારે એક નિયમ તરીકે હાયકોર્ટ અસલકોર્ટને તે મોકલે છે, અને અસલકોર્ટ જાણે તે પોતાનું હુકમનામું હોય તે પ્રમાણે બજાવવાને બંધાએલા છે. ૨૦ વી. રી. પાનું. ૪૧૯

**વ્યાજ**—સ્પષ્ટ હુકમ સિવાય વ્યાજ અપાવવામાં આવતું નથી. ૨૧ વી. રી. ૧૪૭, ૧૯૫; લા. રી. ૪ ઈ. અ. ૧૮૭; અને તે વ્યાજ બાબતમાં ૧૮ વી. રી. ૧૦૩, ૧૬ વી. રી. ૩૦૩, ૨૧ વી. રી. પાનું.. ૪૧૧ ના ઠરાવો છે.

**ખરચ**—પ્રીવીકોંસીલના હુકમનામામાં ખર્ચ એ શબ્દનો અર્થ ફક્ત ઈંગ્લાંડમાં થએલું ખર્ચ છે, ૧૫ વી. રી. ૩૬૫. હિંદુસ્તાનમાં પ્રીવીકોંસીલ ખરચ અપાવતી નથી. ૧૮ વી. રી. ૮૯. તેમાં તરજુમો કરવાનું અને છાપવાના સાધારણ ખરચનો સમાસ થાય છે. ઈ. લા. રી. ૧૦ ક. ૧૦૬, લા. રી. ૭ ઈ. અ. ૭, ૩ ક. લા. રી. ૩૫૮, ઇ. લા. રી. ૪ ક. ૨૨૯ ના ઠરાવો છે.

**દરમિયાન ઉપજ**—જ્યારે પ્રીવીકૌંસીલે અપીલ કાહાડી નાંખેલી હોય અને દરમિયાન ઉપજ બાબત હુકમ કરેલો ના હોય, તોપણ હુકમનામાની તારીખથી દરમિયાન ઉપજ મળવાને અપીલના પ્રતીવાદીનો હક છે. ૫ ક. લા. રી. પાનું. ૧૮૯.

મીલકત પાછી આપવામાં સ્પષ્ટ હુકમ સિવાય દરમિયાન ઉપજ આવી જાય છે. ૨૧ વી. રી. ૧૮૫, ૧૪ વી. રી. ૨૩, અને જે કામમાં અમુક રકમ હુકમનામાની રૂઈએ આપેલી હોય તે કામમાં તે પાછી અપાવવામાં તે ઉપરનું વ્યાજ આવી જાય છે. લા. રી. ૩ પી. સી. પાનું. ૪૬૫.

વળી પ્રીવીકૌંસીલના ફેંસલા સબંધી ખાસ હુકમો કરવામાં આવેલા તે વિશે ૨૨ વી. રી. ૧૦૪, ૧૭ વી. રી. ૩૪૦, લા. રી. ૧ ઈ. અ. ૩૪૫, ૧૩ મુર્સ, ૬૦૨ ના ઠરાવો છે.

**અપીલ**—એક જડજે બજાવણી કરવાની ના કહેલી તે ઠરાવ ઉપર ફુલકોર્ટમાં અપીલ ચાલવાની પરવાનગી આપેલી હતી. ઈ. લા. રી. ૯ ક. પાનું. ૪૮૨.

પ્રીવીકૌંસીલે હુકમનામું બાહાલ રાખેલું હોય તે હુકમનામાની બજાવણી ડીસ્ટ્રીકટ કોર્ટમાં હુકમનામાવાળો મેળવી શકે તેટલા સારૂ પ્રીવીકૌંસીલે જે હુકમ કરયો હોય, તેની સહીવાળી નકલ રજુ કરવી જોઈએ. ઈ. લા. રી. ૫ ક. પાનું. ૩૨૯.

અપીલમાં હાયકોર્ટે જે છેવટ હુકમનામું કરયું હતું તે ઉપર પ્રીવીકૌંસીલમાં અપીલ થઈ, અને રેસ્પાન્ડેન્ટના ખરચને સારૂ બ. અને બીજા સખસો જામીન થયા. પ્રીવીકૌંસીલે અપીલ રદ કરી અને રેસ્પાનડેન્ટનું ખર્ચ આપવાનો હુકમ કરયો. રેસ્પાન્ડેન્ટે તે હુકમ બ. અને બીજા સખસો ઉપર બજાવવાને અરજ કરી. તેમાં એમ ઠરયું કે આ કલમ અને કલમ ૨૫૩ પ્રમાણે તે હુકમ જામીન ઉપર બજાવી શકાય. ઈ.લા.રી.૨ અ. ૬૦૪.

ઈ. લા. રી. ૧૨ ક. પાનું. ૪૦૨ નો કલમ ૬૦૨ નીચે ઠરાવ છે, તે જુઓ.

આ કલમ પ્રમાણે મહારાણી ઈનકૌંસીલમાં એક હુકમનામું થએલું, તેની રૂઈએ તે હુકમનામાવાળાએ ૧૧૯ પૌંડ ૧૧ સીલીંગ બાબત તે બજાવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે વટાવનો દર, દર વર્ષે હિંદુસ્થાનના સેક્રેટરી આફ સ્ટેટ ઈનકૌંસીલ ઠરાવે છે, તેથી બજાવણીની દરખાસ્તની તારીખે વટાવનો જે દર હોય તે દર બરોબર છે, માટે તે મળવાનો તે હુકમનામાવાળાનો હક છે. ઈ. લા રી. ૮ અ પાનું. ૬૫૦.

બજાવણી સબંધી કરેલા હુકમો ઉપર અપીલો. **૬૧૧. મલીકામાયાઝમા ઈનકૌંસીલનો હુકમ જે કોર્ટ અમલમાં લાવે અથવા બજાવે તે કોર્ટે તે અમલ અથવા બજાવણી સબંધી કરેલા હુકમો ઉપર, તે કોર્ટ પોતાનાં હુકમનામાં અમલમાં લાવવા અથવા બજાવવા બાબત જે હુકમો કરે તેના ઉપર જે રીતે અપીલ ચાલે અને તેને જે નિયમો લાગુ પડે તેજ રીતે અને તેજ નિયમો પ્રમાણે અપીલ ચાલશે.**

**ટીકા**—સન ૧૮૭૪ ના આકટ ૬ ઠાની કલમ ૨૦ જેવી આ કલમ છે.

નિયમ કરવા નો અખત્યાર. **૬૧૨. નિચેની બાબતો રીતસર કરવા સારૂ આ આકટને અનુસરીને વખતે વખતે નિયમ કરવાને હાયકોર્ટ મુખત્યાર છે.**

**(અ) કલમ ૬૦૦ પ્રમાણે નોટીસો પોંહોચાડવા બાબત,**

**(બ) હાઇકોર્ટના તાબાની અપીલ લેવાની આખર હકુમતવાળી કોર્ટે કલમ ૬૦૧ અને ૬૦૨ પ્રમાણે સર્ટીફીકેટ આપવા અથવા આપવાનું ના કેહેવા બાબત,**

(क) કલમ ૬૦૨, ૬૦૫ અને ૬૦૯ પ્રમાણે જે જામીન આપવા જોઇએ તેના પ્રકાર અને રકમ બાબત,

(ड) તે જામીનની પરીક્ષા કરવા બાબત,

(ई) દફતર ઉતારી લેવાનું ખરચ અટકળવા બાબત,

(फ) તે ઉતારો તઇયાર કરવા બાબત, તપાસવા બાબત, અને તેના ઉપર સહી કરવા બાબત,

(ग) તરજુમો ફરીતપાસવા તથા ખરા તરીકે સહી કરવા બાબત,

(ह) દફતરના ઉતારાની અનુક્રમણીકા તઇયાર કરવા વિષે તથા દફતરમાં ન હોય તેવા કાગળોની યાદી કરવા બાબત,

(आइ) મલીકામાઆઝમા ઇનકાંઉસીલને કરવાની અપીલ સબંધી બ્રિટિશ ઈંડિયામાં થએલું ખરચ લેવા બાબત,

તથા આ બાબ અમલમાં લાવવા સબંધી બીજી બધી બાબતો.

નિયમ પ્રસિદ્ધ કરવા. એ બધા નિયમો સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવા. અને તે પ્રસિદ્ધ થાય ત્યાર પછી હાઇકોર્ટમાં તથા તેના તાબાની અપીલ લેવાની આખર હકુમતવાળી કોર્ટોમાં તે કાયદા પ્રમાણે બળવાન ગણાશે.

ટીકા—સન ૧૮૭૪ ના આક્ટ ૬ ઠાની કલમ ૨૨ જેવી આ કલમ છે.

મુદ્દલ રકમ ઉપર ફક્ત હુકમનામામાં બ્યાજ અપાવ્યું હોય, પણ ખરચ ઉપર અપાવ્યું ના હોય તો, વાદીને ખરચ ઉપરનું બ્યાજ મળવાનો હક્ક નથી. ૧૮ વી. રી. ૧૦૪.

ચાલુ નિયમો કાયદેસરછે એમ ગણવું. **૬૧૩.** મલીકામાઆઝમા ઇનકાંઉસીલમાં અપીલ કરવા વિશે કોઈ હાઇકોર્ટે પેહેલાં જે નિયમો કરીને પ્રસિદ્ધ કર્યા હશે અને જે આ આકટ પાસ થતી વખતે અમલમાં હશે તે બધા નિયમો આ આકટની સાથે અનુસરતા હોય તેટલે સુધી આ આકટ પ્રમાણે કરેલા છે તથા પ્રસિદ્ધ કર્યા છે, એમ સમજવું.

ટીકા—સન ૧૮૭૪ ના આક્ટ ૬ ઠાની કલમ ૨૨ જેવી આ કલમ છે.

રંગુનના રિકાર્ડર. **૬૧૪.** કલમ ૫૯૫ તથા ૬૧૨ માં "હાઇકોર્ટ" એમાં રંગુનના રિકાર્ડરનો પણ સમાવેશ થાય છે, એમ સમજવું. પરંતુ તેથી તેની પોતાની કોર્ટ સિવાય બીજી કોર્ટોને લાગુ પડે તેવા નિયમ કરવાનો તેને અખત્યાર મળતો નથી.

ટીકા—સન ૧૮૭૪ ના આક્ટ ૬ ઠાની કલમ ૨૩ જેવી આ કલમ છે.

સન ૧૮૨૮ ના બંગાળાના ૩ જાકાયદાની ૪ થીકલમની ૫ મીરકમનો અર્થ. **૬૧૫.** સન ૧૮૨૮ ના બંગાળાના રેગ્યુલેશન ૩ કલમ ૪ રકમ પાંચમાં જે નિયમો તથા મર્યાદાઓનો હવાલો આપેલો છે, તેજ નિયમો તથા મર્યાદાઓ, બંગાળાની ફોર્ટ વીલીયમની ન્યાયાધિકારી હાઈકોર્ટના ઠરાવ ઉપર આ આકટ પ્રમાણે થએલી અપીલોને લાગુ પડે છે, એમ ગણવું.

ટીકા—સન ૧૮૭૪ ના આક્ટ ૬ ઠાની કલમ ૨૪ જેવી આ કલમ છે.

મલીકામાઆઝમાની મરજીમાં આવે તે પ્રમાણે કરવાનો અખત્યાર કાયમ રાખવો.

૬૨૬. આ બાબમાં કહેલી કોઇ વાતથી—

(अ.) પ્રીવીકાંઉસીલની જ્યુડિશિયલ કમીટીએ જે કાંઈ નિયમો કર્યા હશે, અને મલીકામાયાઝમા ઈન કાંઉન્સીલમાં કરેલી અપીલો આપવા વિશે અથવા સદરહુ જ્યુડિશિયલ કમીટીમાં તેમનું કામ ચલાવવા વિશે જે તે વખતે જે નિયમો અમલમાં હશે તેને હરકત થાય છે એમ સમજવું નહી, અથવા

તથા જ્યુડીશીયલ કમીટી આગળકામચલાવવાના નિયમ કાયમ રાખવા.

(ब.) મલીકામાઆઝમા ઈન કાંઉન્સિલમાં અપીલો આપવા વિશે, અથવા પ્રીવીકાંઉન્સિલની જુડીશિયલ કમીટીની રૂબરૂ તે અપીલો ચલાવવા વિશે, જે તે વખતની જુડિશિયલ કમીટીએ જે કંઈ નિયમો કર્યા હશે તેમાં કંઈ કમી જાસ્તી થાય છે, એમ સમજવું નહી.

આ બાબની કંઈ વાત કંઇ ફોજદારી અથવા આડમીરલ્ટી, અથવા વાઇસ આડમીરલ્ટીની હકુમતની કંઈ બાબતને લાગુ પડતી નથી, તેમજ પ્રાઇઝ કોર્ટના કંઈ હુકમો અથવા હુકમનામા ઉપર અપીલો થાય તેને લાગુ પડતી નથી.

**ટીકા**—સન ૧૮૭૪ ના આકટ ૬ ઠાની કલમ ૧ તથા ૨૫ જેવી આ કલમ છે.

કામ ચલાવવાની રીતીના કાયદાથી પ્રીવીકૌંસીલ બંધાએલા નથી. ૧૪ વી. રી. ૨૮૦.

પ્રીવીકૌંસીલ અપીલ કરવાની ખાસ પરવાનગી આપી શકે છે. પણ રૂ. ૧૦૦૦૦) કરતાં ઓછી રકમના દાવામાં હાયકોર્ટના હુકમનામા ઉપર તેઓ અપીલ સાંભળતા નથી. ૮ મુર. ૪૭૦ તથા ૪૯૨, પણ જો અપીલવાળાએ હાયકોર્ટને સર્ટીફીકટ સારૂ અરજ કરી હોય, અને તે નામંજુર કરી હોય તો તેમ નથી. ૧૩ મુર્સ ૪૩૩; અને જો પરવાનગી મળવાની અરજીમાં હકીકત ખોટી રીતે કહેલી હોય તો, તે રદ્દ કરવી જોઈએ લા. રી ૯ ઇ. અ. ૭૦. તોપણ લા રી. ૧ પી. સી. ૧ જુઓ. જે કામમાં તે અરજી કરવાને ઘણી વાર લાગી હોય તેમાં અપીલવાળાને પોતાનું ખર્ચ મળતું નથી. ૧૫ વી. રી. ૩૫. જો કોઈ કારણથી અપીલ કરવાની પરવાનગી આપવાનો હુકમ બરોબર ના હોય, અને અપીલ ચલાવવામાં આવી હોય અને તકરારો શરૂ થઈ હોય તો, અપીલવાળાને સારૂ પાકું કારણ હોય તો, પ્રીવીકૌંસીલ અપીલ ચલાવવાને ખાસ પરવાનગી આપી શકે છે. ૧૮ વી. રી. ૨૫૫, ૧ ન્યાય પાનું. ૩૩૧.

# ભાગ ૭ મો.

## બાબ ૪૬ મો.

### હાયકોર્ટમાં હકીકત લખી મોકલવા વિશે તથા હાયકોર્ટે તપાસણી કરવા વિશે.

શંકાની હકીકત હાયકોર્ટને મોકલવાનું.

**૬૧૭. જે ફરિયાદમાં અથવા અપીલમાં હુકમનામું આખરનું થાય તે ફરિયાદની અથવા અપીલની સુનાવણી વખતે અથવા તે પેહેલાં, અથવા તેવું કોઈ હુકમનામું બજાવતી વખતે કાયદા સબંધી અથવા કાયદા પ્રમાણે અમલ થતા રીવાજ સબંધી અથવા જે દસ્તાવેજ મુકદ્દમાને લાગુ હોય તે દસ્તાવેજના અર્થ સબંધી કાંઇ તકરાર નિકળે, અને તે બાબત ફરિયાદની અથવા અપીલની ચોકશી કરનારી કોર્ટને અથવા હુકમનામું બજાવનારી કોર્ટને વ્યાજબી શંકા ઉત્પન્ન થાય તો, પોતાની મેળે અથવા કોઈ પક્ષકારની અરજ ઉપરથી તે મુકદ્દમાની હકીકત તથા જે બાબત શંકા ઉત્પન્ન થઇ હોય તે બાબત લખી કાઢીને, તે બાબત ઉપરના પોતાના અભિપ્રાય સુદ્ધાંત હાયકોર્ટનો ઠરાવ થવા સારૂ તે મોકલવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૨૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**આખર હુકમનામાં**—આ કલમ જે દાવા અથવા અપીલોમાં આખરના હુકમનામાં અથવા હુકમ કરવામાં આવે તેને ફક્ત લાગુ છે. દાવાની અરજી પાછી આપવી એ આખરનું હુકમનામું નથી. ઇ. લા. રી. ૭ અ. પાનું. ૮૧૫.

ફરીતપાસને આ કલમ લાગુ છે કે નહી એ શક ભરેલું જણાય છે. ૧૭ વી. રી. ૯૫; પણ નવી સુનાવણીની અરજીને લાગુ થાય છે. ૧૧ વી. રી. પાનું. ૫૨૧.

જે બાબત કોર્ટને વ્યાજબી શક ના હોય તે બાબત ફક્ત પક્ષકારોની અરજ ઉપરથી કોર્ટ રેફરન્સ કરી શકતા નથી. ૧૪ વી. રી. પાનું. ૨૪૮.

વારસાના આકટની કલમ ૨૬૪ પ્રમાણે જો કે મોકલેલા કામની હાયકોર્ટ વ્યવસ્થા કરી શકે છે, તોપણ પ્રોબેટની બાબતમાં રેફરન્સ કરવાને આ કલમથી અખત્યાર આપેલો નથી. ૬ ક. લા. રી. પાનું. ૨૨૮.

એવું ઠરાવવામાં આવ્યું છે કે જે કામો અપીલમાં હાયકોર્ટની રૂબરૂ આવી શકતાં ના હોય, તે કામોનેજ ફક્ત આ કલમ લાગુ છે. ૭ ક. લા. રી. પાનું. ૧૪૪.

સ્માલકાજકોર્ટના અખત્યાર સાથેના સબાર્ડીનેટ જડજે રેફરન્સ કરેલું હોય, તે ઉપરથી હાયકોર્ટે જે ફેંસલો કરેલો હોય તેની ફરીતપાસ હાયકોર્ટ કરી શકતા નથી. આ કાયદાની કલમ ૬૨૩ ની રકમ સી. પ્રમાણે ફક્ત સ્માલકાજકોર્ટે રેફરન્સ કરેલું હોય તો તે ઉપરથી જે ફેંસલો કરેલો હોય તેની ફરીતપાસ થઈ શકે છે. હાયકોર્ટનો આવા કામમાં જે ફેંસલો થાય તે તે કલમની બ. રકમ પ્રમાણે હુકમનામું અગર હુકમ નથી,

પરંતુ ફક્ત કારણો બતાવવામાં આવેલાં હોય છે, અને કલમ ૬૧૯ પ્રમાણે નીચેની કોર્ટને તે કારણો પ્રમાણે કામનો ફેંસલો કરવાનો છે. ઇં લા. રી. ૧૦ મું. પાનું. ૬૮.

કલમ ૨૫૮ પ્રમાણે હુકમનામાનો ફેંસલો કરીને ખત લખી આપવામાં આવે તો, તે મંજુર કરવું કે નહી એ વિશેના હુકમ ઉપર કલમ ૨ મુજબ અપીલ ચાલી શકે છે, માટે આ કલમ પ્રમાણે તે વિશે હાયકોર્ટમાં રેફરન્સ થઈ શકતું નથી. ઈં. લા. રી. ૧૧ મું. ૫૭.

જમાન કેટલાના લેવાના તે સવાલ હુકમનામાની બજાવણી સબંધીનો આ કલમના હેતુ પ્રમાણે છે. માટે તે સવાલના નિર્ણય કરવા બાબતના હુકમ ઉપર આ કાયદાની કલમ ૨ પ્રમાણે અપીલ ચાલી શકે છે, સબબ તે સવાલ વિશે આ કાયદાની કલમ ૬૧૭ પ્રમાણે રેફરન્સ થઈ શકતું નથી. ઈં. લા. રી. ૧૨ મું. પાનુ. ૩૦.

આ કલમથી પક્ષકારો વચ્ચેના દાવામાં, અથવા અપીલમાં અથવા જે બાબત કોર્ટને નિર્ણય કરવાનો હોય તેમાં જે બાબત ઉત્પન્ન થાય તે સિવાય રેફરન્સ કરવાને અખત્યાર નથી. ઈં. લા. રી. ૧૨ મું. પાનું. ૭૮.

રેફરન્સના ખર્ચ બાબત ઈં. લા. રી. ૧૫ ક. પાનું. ૫૦૭ નો ઠરાવ કલમ ૨૨૦ નીચે છે, તે જુઓ.

હાયકોર્ટનો અભિપ્રાયઆવે તે પ્રમાણે હુકમનામું ફરે એવી શરતથી કોર્ટહુકમનામું કરી શકે.

**૬૧૮. સદરહુ પ્રમાણે હાઇકોર્ટને લખી મોકલ્યું હોય તે છતાં એ, મુકદ્દમાનું કામ બંધ રાખવાને અથવા આગળ ચલાવવાને કોર્ટ મુખત્યાર છે. અને જે બાબત હાઇકોર્ટને લખી મોકલી છે તે બાબત હાઇકોર્ટનો અભિપ્રાય લખાઇ આવશે તે પ્રમાણે હુકમનામું અથવા હુકમ કરશે એવી શરતથી કોઇ હુકમનામું અથવા હુકમ કરવાને પણ કોર્ટ મુખત્યાર છે.**

**પરંતુ જે મુકદ્દમામાં સદરહુ પ્રમાણે લખી મોકલ્યું હોય, તેમાં લખી મોકલેલી બાબત હાઇકોર્ટના ફેંસલાની નકલ આવે નહી ત્યાં સુધી, બજાવવાનો હુકમ કાઢવો નહી અથવા મિલકત વેચવી નહી, અથવા કોઇ સખસને કેદ કરવો નહી.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૨૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હાઇકોર્ટનો ફેંસલોમોકલવો અને તે પ્રમાણેમુકદ્દમાનો નિકાલ કરવો.

**૬૧૯ ઠરાવ સારૂ મોકલેલા મુકદ્દમાના પક્ષકારો જાતે, અથવા તેમના પોત પોતાના પ્લીડરો કેહે તે સાંભળીને હાઇકોર્ટે સદરહુ પ્રમાણે પુછેલી વાતનો ઠરાવ કરવો. અને લખી મોકલનાર કોર્ટને પોતાના ફેંસલાની એક નક્કલ રજીસ્ટ્રારની સહીથી મોકલવી. અને તે કોર્ટે તે નક્કલ મળે એટલે હાઇકોર્ટના ઠરાવને અનુસરીને તે કામનો નિકાલ કરવો.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૩૨, ૩૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ પ્રમાણે હાયકોર્ટે જે ઠરાવ કરેલો હોય તે રકમ ૨. પ્રમાણે હુકમનામું અગર હુકમ નથી, પણ ફક્ત તેથી કારણો બતાવવામાં આવે છે, અને તે પ્રમાણે નીચેની કોર્ટને કામનો ફેંસલો કરવાનો છે. ઈં લા. રી. ૧૦ મું. પાનું. ૬૮

હાઇકોર્ટને હકીકતમોકલવામાંખર્ચથાયતે. **૬૨૦. હાઇકોર્ટના અભિપ્રાય સારૂ મુકદ્દમો મોકલવાને લીધે જો કંઇ ખર્ચ થાય તો, તે મુકદ્દમાનું ખર્ચ ગણાશે.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૩૪ જેવી આ કલમ છે. આ કલમ જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

રેફરેન્સના ખર્ચ બાબત ઈ. લા. રી. ૧૫ ક. પાનું. ૫૦૭ નો ઠરાવ કલમ ૨૨૦ નીચે છે, તે જુઓ.

લખી મોકલનારી કોર્ટના હુકમનામામાં ફેરફાર વગેરે કરવાનો અખત્યાર. **૬૨૧. આ બાબ પ્રમાણે હાઇકોર્ટને કોઇ મુકદ્દમો મોકલ્યો હોય તો, તે મુકદ્દમો દુરસ્ત કરવા સારૂ પાછો મોકલવાને હાઇકોર્ટ મુખત્યાર છે, અને જે મુકદ્દમામાંથી હાઇકોર્ટને લખી મોકલવાની બાબત નિકળી તે મુકદ્દમામાં લખી મોકલનારી કોર્ટે કંઈ હુકમનામું અથવા હુકમ કર્યો હોય તેમાં ફેરફાર કરવાને, તે રદ્દ કરવાને અથવા રહિત કરવાને તથા પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને હાઇકોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હાઇકોર્ટમાં અપીલ ચાલી શકે નહી એવા મુકદ્દમાના કાગળ મંગાવવાનો અખત્યાર. **૬૨૨ જે કામમાં હાઇકોર્ટને અપીલ ચાલતી નથી તેવા કોઈ કામમાં,—ફેંસલો કરનારી કોર્ટે પોતાને કાયદા પ્રમાણે જે હકુમત મળી નથી તે વાપરી છે, અથવા કાયદા પ્રમાણે જે હકુમત મળી હોય તે વાપરવાને કસુર કરી છે અથવા પોતાની હકુમત વાપરવામાં ગેરકાયદે કે ભારે ગેરશીરસ્તે કામ ચલાવ્યું છે, એમ જણાય તો તેવા કોઇ કામના કાગળો મંગાવવાને તથા તે કામમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને હાઇકોર્ટ મુખત્યારછે.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૩૫ જેવી આ કલમ છે.

આ કલમ મુંબાઈમાં મામલતદારની કોર્ટોને લાગુ છે. ઈ. લા. રી. ૯ મું. ૯૭ અને હરકોઈ દિવાની અથવા રેવીન્યુકોર્ટને લાગુ છે. ૩ અ. પાનું. ૬૦

જે કામમાં જડજને હકુમત હોય, પણ કામનો ફેંસલો ખોટી રીતે કરે તેને આ કલમ લાગુ થતી નથી. લા. રી ૭ ઈ અ. ૨૩૭, ઈ. લા. રી. ૧૧ ક. ૬. ઇ. લા. રી. ૯ મું. ૪૩૨, જે સામાન્ય નિયમ ઉપરથી આ કલમ પ્રમાણે હાયકોર્ટ કામ કરી શકે છે તે વિશે ઈ. લા. રી. ૭ મું. ૩૪૧, ઇ. લા. રી. ૬ અ. ૧૭૨, ઈ. લા. રી. ૯ મું. ૮૨ જુઓ. હકુમતની ખામીથી અસલકોર્ટ દાવો કાહાડી નાંખે તે અપીલકોર્ટ બાહાલ રાખે તે બાબત, ઇ. લા. રી. ૭ અ. પાનું ૨૨૭, ૫૩૭ તથા ૪૦૭ ના ઠરાવો છે.

આ કલમમાં જે હુકમનો સમાસ થાય છે તે વિશે ઈ. લા. રી. ૮ મું. ૫૫૩, ઈ. લા. રી. ૬ અ. ૧૭૨, ઇ. લા. રી. ૮ મું. ૩૯૫, ઈ. લા. રી. ૧૧ ક. ૧૪૬, ઈ. લા. રી. ૯ મું. ૮૨, ઈ. લા. રી. ૭ અ. ૩૪૫, અને ઈ. લા. રી. ૪ મ. પાનું. ૩૮૩ ના ઠરાવો છે.

હકુમતની બાબતમાં જડજે કરેલા કામ સબંધી ૧૪ વી. રી. ૨૫૪, ૬ ક. લા. રી. ૨૩૪, ૯ ક. લા. રી. ૮૬, ઇ. લા. રી. ૭ ક. ૩૩૦, ૬ વી. રી. ૫૬, ૩ વી. રી. ૨૪ અને ૬ મ. પાનું. ૩૬૦ ના ઠરાવો છે.

જે હુકમોનો આ કલમમાં સમાસ થતો નથી તે વિશે, ઈ. લા. રી. ૫ અ. ૨૫૩, ઈ. લા. રી. ૭ મ. ૫૩૫, ઇ. લા. રી. ૮ મ. ૨, ઇ. લા. રી. ૭ મ ૫૮૪, ઇ. લા. રી. ૭ અ. ૬૬૧, ઈ. લા. રી. ૬ અ. ૨૩૩, ઇ. લા. રી. ૭ અ. ૨૭૬, ઈ. લા. રી. ૪ અ. ૬૧, ઈ. લા. રી. ૫ અ. પાનું. ૫૦૮ ના ઠરાવો છે.

આ કલમ પ્રમાણે અરજીઓ વાર નહી લગાડતાં કરવી જોઈએ. ૧૫ વી. રી. ૫૧૮, ઇ. લા. રી. ૪ અ. ૧૫૫, ૬ વી. રી. પરચુરણ ૯૬, ૧૦ વી. રી. પાનું. ૬

હિતવાળા પક્ષકારોની અરજ ઉપરથી કોર્ટ કામ ચલાવી શકે છે. ૭ ક. લા. રી. ૧૦૧, પછી જો કે તેને નીચેની કોર્ટે સાંભળવો જોઈતો ના હોય ઇ. લા. રી. ૫ અ.૪૨, અથવા જીલ્લા જડજે કરેલા રેફરન્સ ઉપરથી પણ કોર્ટ કામ ચલાવી શકે છે, ઈ. લા.રી. ૪ મ.૨૧૭

જે કામમાં અપીલ ચાલતી હોય તે કામમાં કોર્ટ કામ ચલાવી શકતા નથી. ૫ અ. ૧૫, ૧૩૭, ૧૨ ક. લા. રી. ૪૪૯, અગર જે કામમાં કામની હકીકત લખી મોકલવાને અખત્યાર હોય તે કામમાં પણ ચલાવી શકતા નથી. ૬ વી. રી. પરચુરણ ૧૭, પણ જે કામમાં અપીલ ચાલતી ના હોય તે કામમાં અપીલ કરેલી હોય તો સુનાવણી વખતે કોર્ટ આ કલમ પ્રમાણે કામ ચલાવી શકે છે. ઇ. લા. રી ૭ મ. ૫૫૫, ૬ ક. લા. રી. ૨૩૪ ના ઠરાવો છે, અને ઈ. લા. રી. ૭ ક. ૩૩૦ તથા ૯ ક. લા. રી ૮૬ ના ઠરાવ જુદી રીતના છે.

આ કલમ દરમિયાન હુકમોને લાગુ થતી નથી, અને આખરના હુકમનામા ઉપર અપીલ ચાલે છે, ઈ. લા. રી. ૬ અ. ૨૩૩, ૧૨ ક. લા. રી. ૧૪૮, ઈ. લા. રી. ૫ અ. ૨૫૩, અને ઇ. લા. રી. ૪ અ. પાનું. ૯૧.

દિવાની કોર્ટ આગળ જે ગુન્હો કરવામાં આવ્યો હોય તેને વાસ્તે ફોજદારી કાયદા પ્રમાણે કામ ચલાવવાની પરવાનગી આપવી કે નહી તે કોર્ટની મરજી ઉપર છે. તે બાબતમાં હાયકોર્ટ વચમાં પડી શકતા નથી. ઈ. લા. રી. ૩ અ. પાનું. ૬૦૮.

વિશેષ ન્યાયના આકટની કલમ ૯ થી, દિવાની કાયદાની કલમ ૧૦૫ પ્રમાણે ફરી સુનાવણી કરવાને મનાઈ નથી. ફરી તજવીજ અને સુનાવણીમાં ઘણો ફરક છે. દાવાના પક્ષકારની અરજ વગર હાયકોર્ટ વચે પડી શકે છે. ઈ. લા. રી. ૪ મ. પાનું. ૨૧૭.

હુકમનામાની બજાવણીમાં સ્થાવર મીલકતનું વેચાણ રદ કરવાનો દિવાનીકોર્ટે હુકમ કર્યો હતો, તે હુકમ રદ કરાવવાને હરાજીમાંથી ખરીદ કરનારે હાયકોર્ટને અરજ કરી. પછી આ અરજી ૧૭ મહીના પછી કરવામાં આવી હતી, તેથી હાયકોર્ટે વચે પડવાની ના કહી. ઇ. લા. રી. ૪ અ. પાનું. ૧૫૪.

લવાદનો ફેંસલો નોંધવાની કોર્ટ ના પાડે તો તે હુકમ છે અને હુકમનામું નથી, તેથી તે ઉપર અપીલ થઈ શકે નહી. પણ આ કલમ પ્રમાણે હાયકોર્ટ વચે પડી શકે છે. ઇ. લા. રી. ૩ મ. પાનું. ૬૮.

એક બીજા વર્ગના સબાર્ડીનેટ જડજે રૂ. ૫૦૦૦) કરતાં ઓછી રકમનું તથા ચડતા વ્યાજનું હુકમનામું કરેલું, તેથી પાછળથી તે રકમ રૂ. ૫૦૦૦) કરતાં વધારે થઈ, તે કુલ રકમ વસુલ કરવાને હુકમનામાવાળાએ દરખાસ્ત કરી. તેમાં તે સબાર્ડીનેટ જડજે સન ૧૮૬૯ ના આકટ ૧૪ માની કલમ ૨૪ પ્રમાણે હકુમત નહી હોવાના કારણથી તે દરખાસ્ત નામંજુર કરી. અપીલમાં જીલ્લા જડજે તે હુકમ બાહાલ રાખ્યો. વાદીએ હાયકોર્ટમાં બીજી અપીલ કરી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે અપીલ ચાલી શકતી નથી, પ-

ણુ આ કલમ પ્રમાણે હાયકોર્ટ પોતાની અસાધારણ હકુમતની રૂઈએ દાદ અપાવી શકે છે, અને તે વ્યાજ ચડવાથી તે રકમ રૂ. ૫૦૦૦) ઉપર થએલી છે, તેથી તે સબાર્ડીનેટ જડ્જની હકુમતને હરકત થતી નથી. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૨૦૦

જો કે ફેંસલો એક વખત નિર્ણય થઈ ગયાના સવાલ બાબત ખોટો હોય, તોપણ હાયકોર્ટ આ કલમ પ્રમાણે હાથ ઘાલી શકતા નથી. ઇ. લા. રી. ૧૧ મું. પાનું. ૪૮૮.

આ કલમ પ્રમાણે અરજી કરતાં ઠરાવેલું છે કે તકરારી ખતો પ્રતીવાદીઓએ કબુલ કરેલાં છે, તોપણ નીચેની કોર્ટે તે ખતો લખી આપ્યા બાબત સવાલ ઉત્પન્ન કરયો છે તે ગેરકાયદે હકુમત વાપરી થાય છે, માટે તે ફેંસલો ફેરવવામાં આવ્યો છે. ઇ. લા રી. ૧૧ મું. ૪૩૫.

અમુક હુકમ આ કાયદાની કલમ ૩૨ મીનો ભૂલ ભરેલો અર્થ કરવાથી કરવામાં આવેલો હોય, તોપણ આ કલમના કારણમાં તેનો સમાસ થતો નથી, પણ તે પ્રસંગે તે ભુલ કરનાર જડજે પોતાની હકુમત વાપરવામાં કસુર કરેલી જોઈએ. ઈ. લા. રી. ૧૩ ક પાનું. ૯૦.

આ કલમમાં અગત્યની બાબતમાં ગેરસીરસ્તે એવા શબ્દો છે, તેમાં કામ ચલાવવાની રીતીમાં જે ગેરસીરસ્તે થવાથી કામના ગુણદોષમાં હરકત થયેલી હોય તેનો સમાસ થાય છે. માટે જે કામને આ કાયદાની અમુક કલમ લાગુ થતી ના હોય તેમ છતાં તે લાગુ કરવામાં આવી હોય તો, તે આ કલમના હેતુ પ્રમાણે અગત્યની બાબતમાં ગેરસીરસ્તે છે. ઈ. લા. રી. ૧૩ ક. પાનું. ૨૨૫.

કલમ ૩૮૧ પ્રમાણેનો હુકમ તે હુકમનામું છે, માટે તે ઉપર અપીલ ચાલે છે. સબબ આ. કલમ પ્રમાણે હાયકોર્ટ તેની ફરીતપાસ કરી શકતા નથી. ઈ. લા. રી. ૮ અ. ૧૦૮

ફુલબેંચે ઠરાવ્યું છે કે મુનસફે ભૂલ ભરેલો વિચાર કરેલો છે, કારણ કે દાવાવાળી બાબત રૂ. ૪૯) ની છે. માટે તેમને જે હકુમત હતી તે વાપરવાને તેમણે કસુર કરેલી છે. સબબ આ કલગ પ્રમાણે તેમના હુકમની ફરીતપાસ કરવાને કોર્ટ મુખત્યાર છે. ઈ. લા. રી. ૮ અ. પાનું. ૧૧૧.

ઇ. લા. રી. ૯ મ. પાનું ૨૫૬ નો ઠરાવ કલમ ૧૩૦ નીચેની ટીકામાં છે, તે જુઓ.

એક વકીલે પોતાના અસીલ ઉપર ફી લેવાને દાવો કર્યો તે સ્માલકાજકોર્ટે કાહાડી નાંખ્યો, એવા કારણથી કે તે મુખજુબાનીના કરારની રૂઈએ કરવામાં આવ્યો છે, માટે લીગલ પ્રાકટીસનરના ઠરાવ પ્રમાણે ચાલી શકતો નથી, પણ હાયકોર્ટે આ કલમ માણે તે હુકમનામું ફેરાવ્યું છે. ઈ. લા. રી. ૯ મ. પાનું. ૩૭૫.

ઈ. લા. રી. ૯ મ. પાનું. ૪૩૭ નો ઠરાવ કલમ ૩૧૫ નીચેની ટીકામાં છે, તે જુઓ.

એક સખસ દાવાનો પક્ષકાર હતો તેણે તે દાવો ચલાવવાને એક એજંટને અખત્યાર આપેલો, તે એજંટે તે દાવો લવાદને સોંપવાને કબુલત આપી, અને તે લવાદીનું કામ જે સખસ પક્ષકાર હતો તેની માહેતી અને કબુલતથી ચાલ્યું, પછી તેણે આ કલમ પ્રમાણે એવી અરજ કરી કે મ્હારા વકીલને આ કાયદાની કલમ ૫૦૬ પ્રમાણે લવાદ બાબત અરજ કરવાને લખેલો અખત્યાર આપ્યો નથી, અને તે કામ લવાદ તરફ મોકલવાને મેં કબુલ કરયું નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે હકીકત છે તે પ્રમાણે તે પક્ષકારને દાદ મળવાનો હક્ક નથી. ઈ. લા. રી. ૯ મ. પાનું. ૪૫૧.

ઈ. લા. રી. ૯ મ. પાનું ૪૭૫ નો ઠરાવ કલમ ૫૦૮ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૯ મ. પાનું ૫૦૮ નો ઠરાવ કલમ ૨૪૮ નીચેની ટીકામાં છે, તે જુઓ.

દરમિયાન હુકમ જો હકુમત વિના કરેલો હોય તો તે રદ કરવાને હાયકોર્ટને અટકાવ થાય તેવું આ કલમમાં કાંઈ નથી. તેમાં મુકરદમો શબ્દ છે તે દરમિયાન હુકમનો સમાસ થાય તેવો જોઈએ તેટલો ગોહોળો છે, અને તેમાં મુકરદમાના કાગળો એવા શબ્દો છે તેમાં કોઈ પણ કામમાં દરમિયાન હુકમ સબંધી જે કામ ચાલેલું હોય તેનો સમાસ થાય છે. ઈ. લા. રી. ૫૪ ક. પાનું. ૭૬૮.

૨૪ અને ૨૫ વીકટ. બાબ ૧૦૪ ની કલમ ૧૫ પ્રમાણે હાયકોર્ટ પોતાની નીગેબાનીનો અખત્યાર વાપરે, તેમાં તાબાની કોર્ટ પોતાની ફરજ બજાવવાને અથવા તેની હકુમત ના હોય તો કાંઈ ઈલાજ લેવો નહીં એવો હુકમ કરવાને મુખત્યાર છે, પણ તાબાની કોર્ટે કાયદાની અગર હકીકતની ચુકથી હુકમ કરેલો છે તે અખત્યાર હાયકોર્ટને વાપરતાં તેમાં હાથ ઘાલવાને અગર તે હુકમ દુરસ્ત કરવાને અખત્યાર નથી. સબાર્ડીનેટ જડજ પોતાની હકુમતની અંદરના દાવા અગર અરજીની સુનાવણી કરી નિર્ણય કરવાને ના પાડે તો, તેમાંજ તેમને પોતાની ફરજ બજાવવાનો હુકમ કરવાને હાયકોર્ટને અખત્યાર છે, એમ નથી. ઇ. લા. રી. ૮ અ. પાનું. ૧૦૪.

હુકમનામાની પુષ્ટીમાં કાંઈ પુરાવ નથી એટલુંજ નહી, પણ કામમાં જે પુરાવ દાખલ કરવામાં આવેલો છે તે પણ વિરૂદ્ધ છે. માટે આ કલમના હેતુ પ્રમાણે જે હકુમત વાપરેલી છે તે કાયદેસર નથી. ઇ. લા. રી. ૯ અ. પાનું. ૩૭૮.

એક સખસ એકલાનો કાયદેસર રીતે દાવો કરવાનો હક્ક હોય, તેમ છતાં જડજ કામના ગુણદોષ ઉપર તપાસ કરવાને ના પાડે તો, આ કલમના હેતુ પ્રમાણે અગત્યની બાબતમાં ગેરસીરસ્તે થાય છે. ઇ. લા. રી. ૯ અ. પાનું. ૪૮૬.

કલમ ૨૦૬ પ્રમાણે કરેલી અરજી સ્માલકાજકોર્ટે રદ કરેલી તે ઉપર આ કલમ પ્રમાણે હાયકોર્ટમાં અરજ કરતાં ઠરાવેલું છે કે હાયકોર્ટ તેમાં હાથ ઘાલી શકતા નથી. ઇ. લા. રી. ૧૦ મ પાનું. ૫૧.

સન ૧૮૪૧ ના આકટ ૧૯ માની કલમ ૩ પ્રમાણે ચાલ્યા વિના જીલ્લાકોર્ટે તે આકટની કલમ ૪ પ્રમાણે ચાલી મરનાર સખસની મીલકતની યાદ કરવાને ફરમાવેલું, તે હુકમ હકુમત વિના કરેલો છે, માટે હાયકોર્ટે આ કલમ પ્રમાણે તે રદ કરેલો છે. ઈ. લા. રી. ૧૦ મ. પાનું. ૬૮.

સન ૧૮૬૩ ના આકટ ૨૦ માની કલમ ૧૮ પ્રમાણે દાવો કરવાની ના પાડવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી, એમ જડજે કુલઅખત્યાર વાપર્યો હોય તો, આ કલમ પ્રમાણે તે હુકમની ફરીતપાસ થતી નથી. ઇ. લા. રી. ૧૦ મ. પાનું. ૯૮.

આ કલમ ઘણી હદની સાથે અમલ કરવા બાબતની છે, માટે નીચેની કોર્ટે કાયદા અથવા હકીકતના સવાલનો નિર્ણય કરવાનો હોય તો તે સવાલો બાબત કરેલા ફેંસલામાં ફરીતપાસમાં હાથ ઘાલવાનો હાયકોર્ટને અખત્યાર નથી. ઈ. લા. રી. ૧૫ ક. પાનું. ૪૪૬.

ઈ. લા. રી. ૧૧ મ. પાનું ૧૩૦ નીચેનો ઠરાવ કલમ ૨૨૩ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૧ મ. પાનું ૩૨૨ નો ઠરાવ કલમ ૭૭૩ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૧ મ. પાનું ૯૪૪ તથા ૧૯૭ ના ઠરાવો કલમ ૫૧૩ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૨૬૧ તથા ૩૨૨ ના ઠરાવ કલમ ૫૮૩ નીચેની ટીકામાં છે, તે જુઓ.

સ્માલકાજકોર્ટે કરેલું હુકમનામું હાયકોર્ટ આ કલમ પ્રમાણે ફેરાવી શકે છે. ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૨૨૦.

એક હિંદુ કુટંબમાં મરનાર બાપે કરેલું દેવું આપવાને દાવો કરવામાં આવેલો. જીલ્લા જડજે તે દેણદારના દીકરાઓની જાત ઉપર હુકમનામું કરયું, તેમાં બે દીકરાઓ સગીર હતા. તેમાં આ કલમ પ્રમાણે ઠરાવવામાં આવ્યું કે તે સગીર ઉપરનું હુકમનામું ફેરાવવું જોઈએ, પણ બીજા પ્રતીવાદીઓ ઉપરના હુકમનામાની ફરીતપાસ કરવાને કોર્ટને અખત્યાર નથી. ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૩૦૩.

ઇ. લા. રી. ૧૦ અ પાનું. ૪૬૭ નો ઠરાવ કલમ ૪૦૭ નીચેની ટીકામાં છે, તે જુઓ.

હાયકોર્ટ ફરીતપાસનો અખત્યાર વાપરે તેમાં તે કોર્ટે એવું અનુમાન કરવું નહી જોઈએ કે સબાર્ડીનેટ જડજે હકુમત વિના કામની સુનાવણી કરી છે, અને જે કામમાં કલમ ૬૪૭ સાથે કલમ ૧૦૩ વાંચતાં અરજદારને ઈલાજ કરવાનો હોય, અથવા કલમ ૨૮૩ પ્રમાણે દાવો કરવાનો હોય તો, હાયકોર્ટે તેમાં હાથ ઘાલવો નહી જોઈએ. ઈ. લા. રી. ૧૦ અ. પાનું. ૧૧૯.

ઈ. લા. રી. ૧૬ ક. પાનું ૫૯૬ નો ઠરાવ કલમ ૧૦૮ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૨ મ. પાનું ૧૮૬ નો ઠરાવ કલમ ૪૯૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

કોર્ટ આફ વાડર્સના એજંટે એક અરજ કરવા ઉપરથી જીલ્લાકોર્ટે સન ૧૮૪૧ ના આકટ ૧૯ માની કલમ ૫ પ્રમાણે હુકમ કરેલો હતો. કલમ ૩ તથા ૪ માં જે શરતો ઠરાવેલી છે તે શરતો છે, એમ બતાવવામાં આવ્યું નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જીલ્લાકોર્ટનો તે હુકમ કાયદેસર નથી, અને આ કલમ પ્રમાણે તેની ફરીતપાસ ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૩૪૧.

હાયકોર્ટ આ કલમ પ્રમાણે ફરીતપાસનો અખત્યાર વાપરે તો, કલમ ૬૨૯ પ્રમાણે કરેલા હુકમ ઉપર કરેલી અપીલ કાહાડી નાંખવાના હુકમમાં હાથ ઘાલતા નથી, કારણ કે ફરીસુનાવણી વખતે આખરના હુકમનામા ઉપર અપીલ કરવાનો ઈલાજ છે. ઈ. લા. રી. ૧૧ અ. પાનું. ૩૮૩.

# ભાગ ૮ મો.

## બાબ ૪૭ મો.

## ફેંસલાની ફરીતપાસ વિશે.

ફેંસલાની ફરી તપાસની અરજ. **૬૨૩.** કોઈ સખસની નજરમાં એમ આવે કે:—

**(અ) જે હુકમનામા અથવા હુકમ ઉપર અપીલ કરવાની આ આકટમાં છુટ આપી હોય, પણ તેવી અપીલ ન કરી હોય તે હુકમ અથવા હુકમનામાથી;**

(ख) જેના ઉપર અપીલ કરવાને આ આટમાં છુટ ન આપી હોય તેવા હુકમનામા અથવા હુકમથી;
(क) સ્માલકાજકોર્ટે અભિપ્રાય સારૂ મોકલ્યા ઉપરથી કરેલા ફેંસલાથી; મને ખરેખર ઈનસાફ મળ્યો નથી,

તથા હુકમનામું કે હુકમ કરતી વખતે યોગ્ય ઉદ્યોગ કર્યા છતાં એ મ્હારા જાણવામાં ન્હોતો તે, અથવા મ્હારાથી હાજર ન થઈ શકે તે નવો અને અગત્યનો પુરાવો અથવા મજકુર જડી આવ્યો છે તે કારણથી, અથવા કાગળો જોતાંજ કંઈ ભુલ કે ચુક ઉઘાડી મળી આવે છે એ કારણથી, અથવા બીજા કોઈ પુરતા કારણથી પોતાના ઉપર હુકમનામું કે હુકમ થએલો હોય તેની ફરીતપાસ કરાવવાની જેની ઈચ્છા હોય તે,—

હુકમનામું અથવા હુકમ કરનારી કોર્ટને અથવા તે કોર્ટનું કામ જો કોઇ બીજી કોર્ટને સોંપ્યું હોય તો, તે કોર્ટને ફેંસલાની ફરીતપાસને વાસ્તે અરજ કરવાને મુખત્યાર છે.

કોઇ એક પક્ષકારે હુકમનામા ઉપર કરેલી અપીલ ચાલુ હોય તે છતાં એ, તે હુકમનામા ઉપર અપીલ કરી ન હોય તેવો બીજો કોઈ પક્ષકાર ફેંસલાની ફરીતપાસ સારૂ અરજ કરવાને મુખત્યાર છે. પરંતુ તે અપીલનાં કારણ અપીલ કરનારને તથા ફરીતપાસની અરજ કરનારને સામાન્ય હોય, અથવા ફરીતપાસની અરજ કરનાર રેસ્પાન્ડેન્ટ હોય અને જે મજકુરને લીધે તે ફરી તપાસની અરજ કરે છે તે અપીલકોર્ટને તે બતાવી શકે એમ હોય, તો તે પ્રમાણે ફરીતપાસની અરજ ન થઈ શકે.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૭૬ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હુકમનામું દુરસ્ત કરવાની અરજી તે ફરીતપાસ છે. ૧૩ વી. રી. પાનું. ૩૩.

જુનો કાયદો ફક્ત હુકમનામા સબંધી હતો. ૩ ઈ. આ. પાનું. ૨૩૬, ૨૨૭.

કલમ ૪૦૯ પ્રમાણેના હુકમથી નાદારીમાં દાવો કરવાની પરવાનગી આપવાને ના કહેલી હોય તો, તે હુકમની ફરીતપાસ થઈ શકે છે. ઇ. લા. રી. ૪ મું. પાનું. ૪૧૪.

જો કે અરજ કરવા ઉપરથી કલમ ૧૦૮, ૧૦૯ પ્રમાણે કામની સૂનાવણી થઈ શકે છે, તોપણ બીજા હુકમનામાઓની માફક એકતરફી હુકમનામાની પણ ફરીતપાસ થઈ શકે છે. ઈ. લા. રી. ૬ આ. પાનું. ૬૫. તફાવત માત્ર એટલોજ છે કે જો અરજદાર પોતાના ઉપર સમન્સ બજ્યો નથી અથવા કાંઈ યુક્ત કારણને લીધે હું હાજર થઈ શકયો નહી હતો, તેથી કામના ગુણદોષ વિશે તપાસ થઇ શકેલી નથી, એમ શાબેત કરી શકે નહી તો, અરજદારે પ્રથમની કલમો પ્રમાણે નિષ્ફળ થવું જોઈએ, પણ આ કલમ પ્રમાણે તેમ નથી. ૨૦ વી. રી. પાનું. ૨૮૪.

અપીલ કરયા પછી પણ તે દાખલ થયા પછી નહી એવી રીતે ફરીતપાસની અરજી દાખલ કરી શકાતી નથી. ૨ આગ્રા, ૧૩૩, ૧૧ વી. રી. ૫૧૧, ૧ અ. ૯૭. પણ યોગ્ય મુદતમાં અપીલ કરતા પેહેલાં જો ફરીતપાસની અરજી કરેલી હોય તો, પાછળથી અપીલ કરવાથી તે ફરીતપાસની અરજીનું કામ ચલાવવાને જડજને અટકાવ થતો નથી,

પણ તે ઉપરથી ફેંસલો કરવાને તે બંધાએલા છે. ૧૨ ક. લા. રી. પાનું. ૬૪. આ કલમની છેલ્લી રકમ ફક્ત જે કામમાં અરજી કરતી વખતે અપીલ ચાલુ હોય તેને લાગુ થાય છે.

અપીલકોર્ટે ફેંસલો કર્યા પછી અસલકોર્ટ ફરીતપાસ કરી શકતા નથી. ૧૭ વી રી. ૧૩૦, અને હકીકત ઉપરથી ફરીતપાસ કરવાને સ્પેશીયલ અપીલમાં કરેલા ઠરાવથી હરકત થાય છે. ૧૪ વી. રી. પાનું. ૪૩૮.

અપીલ ઉપરથી જો દાવો ખેંચી લેવામાં આવે તો બેમાંથી એક પક્ષકાર નીચેની કોર્ટમાં ફરીતપાસની અરજી કરી શકે છે. ઈ. લા. રી. ૭ મું પાનું. ૨૮૭.

**સ્માલકાજકોર્ટ**—જીલ્લાની સ્માલકાજકોર્ટ પોતાના ફેંસલાની ફરીતપાસ કરી શકે છે, ઈ લા. રી ૫ ક. ૬૯૯; ૫ ક. લા. રી. ૫૫૯; તે મુદત ગયા પછી પણ નવી તપાસ કરી શકે છે. ૧૦ ક. ૨૭૫, ઇ લા. રી. ૮ ક પાનું. ૨૮૭.

સ્માલકાજકોર્ટમાંથી કરેલા રેફરન્સ ઉપરથી હાયકોર્ટે ફેંસલો કરેલો હોય, તેની પ્રથમ ફરીતપાસ ચાલી શકતી નહી હતી ૩ વી. રી. પાનું. ૮.

જે કોર્ટે ફેંસલો કરેલો હોય તે કોર્ટે ફરીતપાસ કરવી જોઈએ. હાયકોર્ટમાં ડીવીઝન બેંચનો એકનો એક જડજ દાવાનો ફેંસલો કરનાર રહેલો હોય તે ફરીતપાસ કરી શકે છે. ૧૩ વી. રી. ૮૨, કલમ ૬૨૭ જુઓ. સબાર્ડીનેટ જડજે કરેલા ફેંસલાની ફરીતપાસની અરજી જડજની કોર્ટમાં ફાઈલ કરવામાં આવી તે તેમણે લેઈને સબાર્ડીનેટ જડજ તરફ મોકલી દીધી, અને તેઓએ તે અરજી નામંજુર કરી. ત્યાર પછી બીજી અરજી સબાર્ડીનેટ જડજને કરવામાં આવી, તે તેમણે મંજુર રાખી, પછી જીલ્લા જડજે તે કામ પોતાની ફાઈલ ઉપર લેઈને તેનો ફેંસલો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સબાર્ડીનેટ જડજે તે ફેંસલો કરવો જોઇતો હતો. ૨ અ. પાનું. ૨૩૦.

સન ૧૮૫૯ ના આકટ ૮ માં 'બીજુ કોઇ સારૂ અને પુક્ત કારણ' એવા શબ્દો હતા, તેથી ઘણા ફેંસલા થએલા છે. પાછળથી કાયદા અથવા હકીકત બાબત પ્રીવીકૌંસીલે ફેંસલો કરેલો હોય તો તે પુક્ત કારણ ગણવામાં આવેલું નથી. ૧૯ વી. રી ૧૮૯, ૧૭ વી. રી. ૧૬૩; પરંતુ એક કામમાં પ્રીવીકૌંસીલે તે પુક્ત કારણ છે એવું ઠરાવેલું છે. ૮ બં, ૫૬૬, ૧૨ વી. રી ૧૫૪, પણ તે પ્રમાણે ચાલવામાં આવ્યું નથી. ૧૮ વી. રી. ૩૧૭. ઘણુંકરીને ખરો નિયમ એવો છે કે મુદતની અંદર કોર્ટ બ્યાજબીરાહે ફરીતપાસ લે અને પોતાને જે ફેંસલો બંધનકાર્ક હોય તે ફેંસલા પ્રમાણે ઠરાવ કરે, અથવા તે ફેંસલો તે બાબત થાય ત્યાં સુધી તે કાયમ રાખે, પરંતુ જો અરજી મોડી કરવામાં આવેલી હોય તો ઉપરી કોર્ટે વિરૂદ્ધ ઠરાવ કરેલો હોય તે બસ નથી. ૨૪ વી. રી. પાનું. ૩૮૨.

સદરહૂ શબ્દોના અર્થ વિશે પ્રીવીકૌંસીલમાં થોડી મુદત ઉપર વિચાર થએલો હતો. ૩ ઈ. અ. ૨૨૧, તે કામમાં એક દસ્તાવેજ નોંધવાને કરેલી અરજી ગયાના જડજે નામંજુર કરેલી, પછી તેમની જગોએ આવનારા જડજે ૯૦ દીવશની અંદર ફરીતપાસનો હુકમ કરયો. તે હાયકોર્ટે રદ કરયો, તેમાં પ્રીવીકૌંસીલના નામદાર સાહેબોએ ઠરાવ્યુ છે કે જ્યારે પક્ષકારો એમ બતાવવાને ચુકે કે કાંઇ નક્કી કાયદાની ચુક થએલી છે, અગર જે નવો પુરાવ રજુ કરવામાં આવે છે તે પેહેલી સુનાવણીએ રજુ થઈ શકે તેવો નહી હતો તો, કંઈ હકુમતમાં તદન ખામી છે એમ કહેવાને અમે તૈયાર થયા નથી. આ ઠરાવથી ફરીતપાસની બાબતનો વિચાર કરવાની રીતીમાં ઘણો ફેરફાર થએલો છે. મુદતની

અંદર ફરીતપાસ દાખલ કરવી તે ફક્ત કુલઅખત્યાર ઉપર છે, અને તે હુકમ કોર્ટની ઉપરી કોર્ટ રદ કરી શકે છે, એટલે તમામ કામોમાં પેહેલી અપીલકોર્ટ રદ કરી શકે છે ૨ વી. રી. ૮૪, ઈ. લા. રી. ૨ અ. ૨૮૭; અને જ્યારે તે કુલઅખત્યાર કાયદા વિરૂદ્ધ વાપરવામાં આવેલો હોય અથવા કામના ગુણદોષને ભુલથી હરકત થએલી હોય ત્યારે સ્પેશીયલ અપીલમાં કોર્ટો તે પ્રમાણે કરી શકે છે. ૨૩ વી. રી. ૪૩૮; અને જો કાયદેસર પુરાવ ઉપરથી હુકમ કરી શકાતો હોય તો સ્પેશીયલ અપીલમાં કોર્ટ હાથ ઘાલતા નથી. ૨૨ વી. રી. પાનું. ૨૮૯

એક જડજે ફરીતપાસની અરજી મંજુર કરેલી એવા કારણથી કે બીજી વખત પુરાવ તપાસવાથી તેઉ જુદી રીતે ઠરાવ કરી શકે છે, ૨૫ વી. રી. ૩૩૪, અથવા પોતાના પુર્વાધિકારીએ જે ઠરાવ કરેલો છે તેથી જુદો થઈ શકે છે. ઈ. લા. રી. ૧ ક. ૧૯૭, ઈ. લા. રી. ૧ ક. ૧૮૪, ૬ ક. લા. રી ૫૫૦, પણ ઈ. લા. રી. ૧ અ. ૩૬૩, અગર ફરીથી તકરાર કરવામાં આવે તે સાંભળવાની છે, તો તે હુકમ સ્પેશીયલ અપીલમાં અને ફરીતપાસમાં પણ રદ થઈ શકે છે. ૨૪ વી. રી. ૧૮૬, ઇ લા. રી. ૨ મ. ૧૧, પરંતુ અગત્યના દસ્તાવેજી પુરાવના અસર વિશે વિચાર કરવાને જડજને રહી ગએલું હોય, અને તેથી કામને મુદ્દાની બાબતમાં હરકત થતી હોય તો તે પાકું કારણ છે. ઈ. લા. રી. ૨ મ. ૩૯૬. વાવ્યપ્રાંતમાં જે કારણોથી અપીલ થાય તે કારણોથી ફરીતપાસ કરવામાં આવતી નથી. ઈ. લા. રી. ૪ અ. પાનું. ૧૪.

નાદારીમાં દાવો કરવાની પરવાનગી નહી આપ્યાના હુકમની ફરીતપાસ કરવાને એક પક્ષકાર અરજ કરે તો, તે હુકમની નકલ સાથે હકીકતોની યાદ ફાઈલ કરવી જોઈએ. ઈ. લા. રી. ૪ મું. પાનું. ૪૧૪.

**મુદત**—જે મુદતની અંદર હુકમનામા ઉપર અપીલ ચાલૂ હોય તે ખાસ કારણો સિવાય બાદ કરી શકાતી નથી. ઇ. લા. રી. ૮ મું. ૨૬૦; કલમ ૬૨૯ નીચેની ટીકા જુઓ.

તેના તેજ પક્ષકારો વચ્ચે ફુલબેંચે ફેંસલો કરેલો હોય તો ફરીતપાસ કરવાને સારૂ તે પુક્ત કારણ થાય છે, પરંતુ બીજાઓની વચ્ચે થએલા ફેંસલાથી તેમ થતું નથી. ઈ. લા. રી. ૮ ક. ૭૦૦, વળી ઈ લા. રી. ૭ મ. ૩૦૧ જુઓ; પણ જો પક્ષકારોને અપીલ કરવાનો અખત્યાર હોય અને તે વાપરેલો ના હોય તો તેમ થાય છે. ઈ. લા. રી. ૬ અ. પાનું ૨૯૨.

કોર્ટે ઈશ્યુ કાહાડી બીનહરકતે તપાસ થવા સારૂ મોકલેલા તેની ફરીતપાસ કરવાને ના કેહેવામાં આવેલી છે, ૧૨ વી. રી. ૪૦૯. જે કામમાં નવો પુરાવ એટલે દસ્તાવેજોની દાખલાવાળી નકલો મેળવેલી છે, તે એવા કારણથી કે અરજદાર અરજ કરતો હોય, તોપણ તે દસ્તાવેજો પ્રથમ ક્યાંહાં ફાઈલ થએલા હતા તે જાણતો હોય તો તે અરજી નામંજુર થઈ શકે છે, અને તેવાજ કારણો નામંજુર કરવાનાં છે. ૧૯ વી. રી. પાનું ૧૨૦

લવાદનો ફેંસલો રજુ કરવાની મુદત વધારવાની અરજી અને તે ઉપરના હુકમો લેખી હોવા જોઈએ અને તે દફતરે રાખવા જોઈએ. હરકત લેવાની જે મુદત ઠરાવવામાં આવી હોય તે ટુંકી કરવાથી કોઈ પક્ષકારને હરકત આવી હોય તો તે ઉપર અપીલ નથી, પણ તેની ફરીતપાસ અસલકોર્ટે કરવી જોઈએ ઈ. લા. રી. ૩ મ. પાનું. ૫૯.

ઈ. લા. રી. ૧૧ અ. પાનું ૨૬૭ નો ઠરાવ કલમ ૨૦૬ નીચેની ટીકામાં છે, તે જુઓ.

આ કલમની રકમ (સી) પ્રમાણે ફક્ત સ્માલકાજકોર્ટે રેફરન્સ કરવા ઉપરથી જે ફેંસલો આપવામાં આવ્યો હોય તેની ફરીતપાસ થઈ શકે છે, પણ સ્માલકાજકોર્ટના અખત્યાર સાથે સબાર્ડીનેટ જડજે રેફરન્સ કરેલું હોય તે ઉપરથી કરેલા ફેંસલાની ફરીતપાસ કરવાને હાયકોર્ટને અખત્યાર નથી. ઈ. લા. રી. ૧૦ મું. પાનું. ૬૮.

યોગ્ય તત્પરતા વાપરતાં જે બાબત માલુમ પડી શકત તે બાબત માલુમ પડેલી ના હોય તો, ફરીતપાસ કરવાનું કાંઈ કારણ નથી. ઇ. લા. રી. ૧૩ ક. પાનું. ૬૨.

જ્યાંહાં ફેંસલો જોતાંજ કાયદાની ભુલ હોય, અગર કાયદાના ભુલ ભરેલા વિચારથી કરવામાં આવેલો હોય, ત્યાંહાં તેની ફરીતપાસ મંજુર થઈ શકે છે. ઇ. લા. રી. ૧૪ ક. ૬૨૭.

જે હુકમ હકુમત વિના કરવામાં આવેલો હોય તે હુકમની ફરીતપાસ આ કલમ પ્રમાણે કરવી જોઈએ. ઇ. લા. રી. ૮ અ. પાનું. ૩૬.

રેફરન્સની નોટીસ આપેલી ના હોય તો તેથી આ કલમ પ્રમાણે પુક્ત કારણ થાય છે, માટે ફરીતપાસની અરજી મંજુર રાખવી જોઈએ, અને ફરીતપાસની અરજીની સુનાવણીમાં સામા પક્ષકાર ઉપર એવો હુકમ કરવામાં આવ્યો હોય કે તે અરજી શા કારણથી મંજુર રાખવી નહી જોઇએ, તો તે કારણ બતાવવામાં સામા પક્ષકારે તકરાર શરૂ કરવી જોઈએ. ઈ. લા. રી. ૯ અ. પાનું. ૬૧.

ફરીતપાસની પેહેલી અરજી નામંજુર કરવામાં આવેલી હોય તો, બીજી ફરીતપાસની અરજી સાંભળવાને આ કાયદામાં કાંઈ મનાઈ કરેલી નથી. ઈ. લા. રી. ૧૫ ક ૪૩૨.

હાયકોર્ટે પ્રથમના દાવામાં કરેલું હુકમનામું બીજા દાવામાં હુકમનામું કરયા પછી પ્રીવીકૌંસિલે ફેરવ્યું, અને તે બીજા દાવાનો આધાર હાયકોર્ટને ફેરવેલા હુકમનામા ઉપર હતો. પ્રીવીકૌંસીલનો ઠરાવ આ કલમ તથા નીચેની કલમ ૬૨૪ ના ઠરાવ પ્રમાણે અગત્યની બાબત છે. ઈ. લા. રી. ૧૩ મું પાનું. ૩૩૦.

ફરી તપાસની અરજ કોને કરી શકાય. **૬૨૪. ઉપર કહ્યા પ્રમાણે નવો તથા અગત્યનો મજકુર કે પુરાવો જડયાના સબબ શિવાય, અથવા હુકમનામું જોતાંજ કંઇ હસ્તદોષની દેખાઇતી ભુલ જણાયાના સબબ સિવાય બીજા કોઇ સબબથી, જો હાઇકોર્ટનો ફેંસલો ના હોય તો, જે જડજે ફેંસલો આપ્યો હોય તે વગર બીજા કોઈ જડજની પાસે તે ફરીતપાસ કરવાની અરજ ચાલશે નહી.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે. કલમ ૬૨૩ તથા ૬૨૯ જુઓ

ફરીતપાસ થતાં અપીલમાં જે ભેદ છે તે પ્રીવીકૌંસીલે નીચે પ્રમાણે બતાવેલો છે;—એટલું યાદ રાખવું જોઈએ કે અપીલથી ફરીતપાસ બીલકુલ જુદી છે; કાયદાઓ ઉપરથી કેવળ ખુલ્લુ છે કે ફરીતપાસ મંજુર કરવાનો અસલ હેતુ તેના તે જડજે તેની તે બાબતનો ફરીથી વિચાર કરવાનો છે, પણ અપીલ તો એક બીજા કામમાં ચાલવાની છે. અમે એમ કેહેતા નથી કે ફરીતપાસ એક બીજા અને જુદા જડજની રૂબરૂ થઈ શકે નહી, કારણ કે જે જડજે ફેંસલો કરેલો હોય તે જડજના મરણથી અથવા બીજા અકસ્માત અથવા દુર થઈ શકે નહી તેવા કારણથી તેના તે જડજ ફરીતપાસ કરી શકે નહીં, પણ અમે કહીએ છીએ કે આવા અપવાદો ફક્ત અવશ્યના કારણથી છે. અમે કહીએ

છીએ કે બની શકે તેવા તમામ કામોમાં તેના તે જડજે ફરીતપાસ કરવી જોઈએ. ૭ મુર, ૩૦૪. પ્રીવીકૌંસીલના આ ફેંસલાનો હેતુ આ કલમમાં છે. ૨૩ વી. રી. ૪૩૮, પછી જે કોર્ટે ફેંસલો કરેલો હોય તે કોર્ટના તે જડજ હોય કે તે કોર્ટની જગોએ થનારી કોર્ટના જડજ હોય. ઈ. લા. રી. ૮ મ. ૫૬૭. પૂરાવના વજન બાબત તે પ્રમાણે તે કરી શકતા નથી. ૨૫ વી. રી. ૪૮, અથવા હકીકત ઉપરથી તે જુદો ઠરાવ કરી શકે તે કારણથી કરી શકતા નથી, અથવા અમારા પુર્વાધિકારીએ કામની મુદ્દાની હકીકતનો ખોટો વિચાર કરેલો છે તે કારણથી તે કરી શકતા નથી, અથવા સુનાવણી વખતે કામમાં આધાર રજુ કરવામાં આવેલો નહી હતો તે કારણથી તે કરી શકતા નથી. ૨૫ વી. રી. ૪૮, ૨૪ વી. રી. ૨૮૭, ૨૦ વી. રી. ૩૧૩, ૨૪ વી. રી. ૪૧૦, ઈ. લા. રી. ૧ ક. ૧૮૩, ૧૯૭, ઈ. લા. રી. ૨ મ. ૧૧, ઇ. લા. રી. ૫ ક ૧૧૦, પરંતુ જો તે એક વખત દાખલ કરવામાં આવે તો બંગાળામાં તેમની જગોએ થનારા જડજ સાંભળી શકે છે. ૧૩ ક. લા. રી. ૨૬૧, ઈ. લા. રી. ૧૦. ક. ૮૦, પણ વાવ્યપ્રાંતમાં જુદી રીતે છે. ઈ. લા. રી. ૪ અ. ૨૬૧

**કરવામાં આવશે**—તેનો અર્થ સાંભળવામાં આવશે અથવા નિર્ણય કરવામાં આવશે એવો છે, અને આપવામાં આવશે એમ ફકત નથી, ઈ. લા. રી. ૪ અ. ૨૬૧, તે પ્રમાણે નથી. ૧૩ ક. લા. રી. ૨૬૧, ઇ. લા. રી. ૯ ક. પાનું. ૮૦.

જે જડજે હુકમનામું કરેલું તેમને તે હુકમનામાની ફરીતપાસની અરજી કરવામાં આવી હોય, તેથી તેમને સામી બાજુ ઉપર નોટીસ કહાડી હોય તો આ કલમ પ્રમાણે તે અરજી તે જડજને કરવામાં આવેલી થાય છે, માટે તેમની જગોએ જે જડજ આવે તે જડજ તે અરજી સાંભળીને તેનો નિકાલ કરી શકે છે. ઈ. લા. રી. ૧૩ ક. ૨૩૧. ઉપરની કલમ ૬૨૩ નીચેની ટીકામાં ઈ. લા. રી. ૧૩ મું. પાનું ૩૩૦ નો ઠરાવ છે, તે જુઓ.

ઈ. લા. રી. ૧૧ અ. પાનું ૨૬૭ નો ઠરાવ કલમ ૨૦૯ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ફરીતપાસની અરજનો નમુનો. **૬૨૫. અપીલ તેયાર કરવાના નમુના વિશે પાછળ કહેલા નિયમો પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને, ફરીતપાસની અરજોને લાગુ પડશે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

ફરીતપાસની અરજી અપીલની યાદદાસ્તના રૂપની થવી જોઈએ. ૪ મું. ૪૧૪, કલમ ૫૪૧ જુઓ.

ફરીતપાસની અરજીની મુદત ૯૦ દીવશની છે, હાયકોર્ટને ફરીતપાસની અરજી કરવાની મુદત ૨૦ દીવશની છે.

કોર્ટની સ્પષ્ટ રજા શિવાય ફરીતપાસની અરજી મુદત ગયા પછી દાખલ કરવી નહી. ૩ વી. રી. ૧૧૩. ઢીલ થવાનું સારૂ કારણ બતાવ્યા શિવાય મુદત ગયા પછી ફરીતપાસની અરજી દાખલ કરવામાં આવી હોય તો તે દાખલ કરયા પછીનું બધું ચાલેલું કામ રદ છે. મુ. પ્રી. હ. પાનું. ૨૮૩.

ફરીતપાસની અરજી મંજુર કરવામાં આવે તો તેનાં કારણો હુકમમાં બતાવવાં જોઈએ, નહી તો તે હુકમ અને તે પછી ચાલેલુ કામ રદ કરવામાં આવશે. ૮ વી રી. ૧૮૮, ૧૧ વી. રી. પાનું. ૧૯૭.

દાવો ચુકયા પછી કાયદાનો અર્થ બીજી રીતે કરવામાં આવ્યો છે. તે મુદત ગયા પછી ફરીતપાસની અરજી દાખલ કરવાનું કારણ નથી. ૭ મુસં. ઈ. અ. ૩૦૫, ૯ વી. રી. ૧૮૧, ૬ મું. હા. રી. ૧૪૬. વળી ૧૦ મુસં ઈ. અ. ૧૮૩ જુઓ.

અરજ ક્યારે નામંજુરકરવી. ૬૨૬. ફરીતપાસ કરવાનું પુરતુ કારણ નથી એમ કોર્ટની નજરમાં આવે તો, કોર્ટે તે અરજ નામંજુર કરવી.

અરજ ક્યારે મંજુર કરવી. જો કોર્ટના અભિપ્રાયમાં એમ આવે કે ફરીતપાસની અરજ મંજુર કરવી જોઇએ, તો કોર્ટે તે મંજુર કરવી અને જડજે તે અભિપ્રાયનાં પોતાનાં કારણ પોતાને હાથે દફતરમાં લખવાં.

વિશેષ ઠરાવ. પરંતુ:—

(अ) જે હુકમનામાની ફરીતપાસ સારૂ અરજ થઇ હોય તે હુકમનામાના મજબુતીમાં સામા પક્ષકારને જે કેહેવાનું હોય તે હાજર થઇને કેહેવા સારૂ તે સામા પક્ષકારને પ્રથમ નોટીસ આપ્યા વગર તે અરજ મંજુર કરવી નહી, તથા

(ब) હુકમનામું અથવા હુકમ કરતી વખતે મ્હારા જાણવામાં ન્હોતો અથવા હું આપી શકું તેમ ન્હોતું તેવો નવો પુરાવો અથવા મજકુર જડી આવ્યો છે એવો સબબ લગાડીને ફરીતપાસની અરજ કરી હોય તો, તે સબબની ખરેખરી શાબીતી વગર તે અરજ મંજુર કરવી નહી. અને,

(क) ફેંસલો આપનાર જડજને કલમ ૬૨૪ પ્રમાણે કરેલી અરજનો નિકાલ, જો તે જડજે આ કલમના વિશેષ ઠરાવ (अ) મુજબ નોટીસ કાહાડવાનું ફરમાવ્યું હોય તો, તેની પછી આવનાર જડજ કરવા મુખત્યાર છે.

ટીકા—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૭૮ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમ ફરીતપાસમાં થએલા ફેંસલાને લાગુ નથી, પરંતુ ફક્ત ફરીતપાસ દાખલ કરવાના અથવા ના મંજુર કરવાના હુકમોને લાગુ છે. ૧ ઈ. જયુ ન્યુ. સી. ૨૭૭. જે કામમાં તે અરજી નામંજુર કરવામાં આવે તે કામમાં તે નામંજુર કરવાના ફેંસલાથી પ્રથમના હુકમનામાને હરકત થતી નથી. ૨૦ વી. રી. પાનું. ૪૫૦.

જડજે ફરીતપાસ દાખલ કરવાનાં કારણો લખવાં જોઈએ; પણ જો તેમણે લખેલાં ના હોય તો હકુમત વિના તેમણે કરેલું છે એમ તે રદ થતું નથી. ૧૩ વી. રી. ૪૨૫, ૧૪ વી. રી. ૨૩૬; માટે તે વિશે યોગ્ય કામ ચલાવવાની રીતી એવી છે કે ફેંસલો લખ્યા શિવાય આપેલો હોય તેની જેમ વ્યવસ્થા કરવામાં આવે છે તેમ વ્યવસ્થા કરવી; અને કાગ એવા હુકમની સાથે પાછું મોકલવું કે જડજે પોતાનાં કારણો લખવાં જોઈએ.

દાવાની ફરીતપાસ કરતા પેહેલાં અસલ હુકમનામાની પુષ્ટીમાં સામા પક્ષકારે હાજર થવાને એક દીવશ નીમીને તેને પ્રથમ નોટીસ આપવી જોઈએ ૧૬ વી. રી. ૧૩૫; અને કારણ બતાવવામાં આવે નહી અને ફરીતપાસ મંજુર રાખવામાં આવે નહી ત્યાં સુધી કામની ફરીસુનાવણી કરવી નહી જોઈએ. ૧૪ વી. રી. પાનું. ૧૯૫.

પરંતુ જે કામમાં સ્પેશીયલ અપીલ નામંજુર કરવાના હુકમની ફરીતપાસ કરવાને અરજ કરવામાં આવેલી હોય, અને તેમાં સામી તકરાર એવા કારણથી કરવામાં આવી હોય કે નોટીસ આપવામાં આવી નથી, તો તે અપીલ કરવાની અરજી એકતરફી છે માટે નોટીસ કરવાની જરૂર નથી. ૧૮ વી. રી. પાનું ૪૭૫.

નવી બાબત વિશે જે આ કલમનો હેતુ છે તે વિશે ૧૨ વી. રી. ૫૬ નો ઠરાવ છે.

સ્પેશીયલ અપીલમાં નવો પુરાવ માલમ પડવાથી ફરીતપાસ કરવાને હાયકોર્ટને અખત્યાર નથી ૯ મું. ૮૯ વળી ૫ મ. ૪૬૪, ૪ બં. ૩૧૩ અને ૧૬ વી. રી. ૧૧૨ જુઓ.

જો સામી બાજુ તરફથી હરકત લેવામાં ના આવે તો સબળ પુરાવથી અરજદારે કોર્ટની એવી ખાત્રી કરવી જોઈએ કે, ફેસલો થતા પેહેલાં નવો પુરાવ મહારા જાણવામાં નહી હતો, અથવા અસલ તપાસ વખતે હું તે મેળવી શક્યો નહી હતો. ૨૨ વી. રી. ૩૯૯, ૧૬ વી. રી. ૭, ૧૦ વી. રી ૪૩૨, ૧૮ વી. રી. ૪૧૩, ૨૨ વી. રી. ૪૪૬, અને નવો પુરાવ ફક્ત માલમ પડવાથી જો તે અરજી કરવામાં આવેલી હોય અને કોર્ટે શાબેતી સીવાય તે દાખલ કરેલી હોય તો, પુક્ત કારણથી તે અરજી જડજે દાખલ કરેલી છે એમ તે હુકમને પુષ્ટી થઈ શકતી નથી. ૧૫ વી. રી. ૯, ૧૨ વી. રી. ૪૬૧, ૧૬ વી. રી. ૭

પ્રતિજ્ઞા વિનાની અરજી તે બસ પુરાવ નથી, પછી આફીડેવીટ એ બસ છે કે નહી એવો શક રાખવામાં આવેલો છે. ૧૭ વી. રી. ૪૫૮; પરંતુ નવો પુરાવ છે એવું અરજદાર જાણતો નહી હતો એવા કોઈ કામમાં આફીડેવીટ કરવામાં આવ્યાં હોય, પણ તેમાં એમ કહેલું ના હોય કે મેં યોગ્ય તજવીજ વાપરી છે, અને તજવીજ કરી હતી તો, તે બસ નથી. ૧૪ વી. રી. ૨૬. કોર્ટે તે બાબત કેવી રીતે ખાત્રી કરવી જોઈએ તે વિશે લા. રી. ૫, મ. ૭૬૮ અને ૧૪ વી. રી. ૨૩૬ ના ઠરાવ છે

નવી બાબત અગત્યની અને લાગતી હોય, અને જુદો નિશ્ચે થાય એવું સંભવિત હોય તેવી બાબતનો નવો પુરાવ હોવો જોઈએ ૨૩ વી. રી. ૩૨૩. વળી આ બાબતમાં ૧૮ વી. રી. ૧૫, ૮ વી રી. ૧૮૪, ૨ ઈં અ પાનું. ૨૬૮ ના ઠરાવો છે.

મુંબાઈમાં ફરીતપાસ મંજુર રાખવામાં આવે એટલે તમામ કામ ફરીથી શરૂ થાય છે. ૧૦ મું. ૩૬૦, બંગાળામાં જે બાબત ફરીતપાસ મંજુર કરેલી હોય તે બાબત ફક્ત ફરીથી શરૂ થાય છે. ઈં લા રી. ૫ ક. ૮૯, પણ સુબજુબાનીની અરજી ઉપરથી કોર્ટ તેમાં વધારો કરી શકે છે. ૧૧ મુર. પાનું. ૪૮૭.

સામા પક્ષકારને નોટીસ આપ્યા વગર ફરીતપાસની અરજ મંજુર કરી હોય તો, સામા પક્ષકારને તે બંધનકારક નથી. ૮ વી. રી. પાનું. ૩૭૪

*જે કોર્ટમાં બે અથવા વધારે જડજો હોય તે કોર્ટમાં ફરીતપાસની અરજ.*

**૬૨૭. જે હુકમનામાની અથવા હુકમની ફરીતપાસ કરવાની અરજ કરી હોય, તે હુકમનામું અથવા હુકમ કરનાર જડજ, અથવા જડજો, અથવા તેમાંનો કોઈ જડજ ફરીતપાસની અરજ કોર્ટમાં આપતી વખતે કોર્ટમાં કામ ઉપર હોય, અને તે અરજ આપ્યા પછીના લાગલાજ છ માસની મુદત સુધીમાં, ગેરહાજરી અથવા બીજા કારણથી, અરજીમાં બતાવેલા હુકમનામા અથવા હુકમ ઉપર વિચાર કરવાને તેને અથવા તેમને અડચણ ન હોય તો,—તે જડજે અથવા જડજોએ અથવા તેમાંના કોઇ એકે તે અરજ સાંભળવી, અને કોર્ટના બીજા કોઈ જડજે અથવા જડજોએ તે સાંભળવી નહી.**

ટીકા—આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

અરજ ક્યારે નામંજુર કરવી ૬૨૮. એક કરતાં વધારે જડજો ફરીતપાસની અરજ સાંભળે અને કોર્ટના મત સરખા પડે તો, તે અરજ નામંજુર કરવી. જો એક તરફ વધારે મત પડે તો વધારે મત પ્રમાણે ઠરાવ કરવો.

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૩૭૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્મालકાજકોર્ટોને લાગુ છે.

નામંજુરીનો હુકમ આખર નો મંજુરીમાં લેવાની હરકતો ૬૨૯. ફરીતપાસની અરજ નામંજુર કરવાનો કોર્ટનો હુકમ આખરનો ગણાશે, પરંતુ તે અરજ મંજુર કરવામાં આવે ત્યારે તે મંજુરીમાં નીચેના કારણોથી હરકત લેઇ શકાશે તે એ કે:—

(अ) તે અરજ કલમ ૬૨૪ ના ઠરાવથી ઉલટી છે એમ કહીને,

(ब) તે કલમ ૬૨૬ ના ઠરાવથી ઉલટી છે એમ કહીને, અથવા

(क) ફરીતપાસની અરજ કરવાને વાસ્તે ઠરાવેલી મુદત વીતી ગયા પછી, અને પુરતા કારણ વગર તે કરી છે.

એ અરજ મંજુર કરવાના હુકમ ઉપર એકદમ અપીલ કરીને સદરહુ હરકત લેઈ શકાય, અથવા તે ફરિયાદમાં થએલા આખરના હુકમનામાં કે હુકમ ઉપર કરેલી કોઇ અપીલમાં તે લેઈ શકાય.

અરજદારે હાજર થવામાં કસુર કરવાને લીધે અરજ નામંજુર કરી હોય ત્યારે, નામંજુર કરેલી અરજ પાછી ફાઇલ ઉપર લેવાનો હુકમ કરાવવા સારૂ અરજ કરવાને તે અરજદાર મુખત્યાર છે, અને તે અરજ સુનાવણીને વાસ્તે નિકળી તે વખતે કોઇ પુરતા કારણને લીધે હાજર થઇ શકાયું નહી એમ કોર્ટની ખાત્રી લાયક શાબીત થાય તો—ખર્ચ અને બીજી બાબતને વાસ્તે પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને તે અરજી પાછી ફાઇલ ઉપર લેવાને હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. એ હુકમ કરવામાં આવે તો તે અરજની સુનાવણીનો એક દિવશ નીમવો.

આ બીજી અરજની લેખી નોટીસ ફરીતપાસની અરજ કરનારે સામા પક્ષકારને પોહોચાડયા વગર આ કલમ પ્રમાણે કોઈ હુકમ કરવો નહી.

ફરીતપાસ ઉપરથી કરેલા હુકમની અથવા ફરીતપાસની અરજ ઉપરથી કરેલા કોઇ હુકમની ફરીતપાસ કરવાની અરજ ચાલશે નહી.

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

**અપીલ**—આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર બીજી અપીલ ચાલતી નથી. ઈ. લા. રી. ૧૧ ક. પાનું. ૨૯૬.

**છેવટ**—ફરીતપાસ નામંજુર કર્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ૧૧ વી. રી. ૧૮૪; તેમ તેની ફરીતપાસ થતી નથી. કલમ ૬૨૯-અને તેથી કાંઈ પાછળથી હુકમનામું થતું નથી કે અપીલ થાય.૧૩ વી. રી. ૧૬૭. પરંતુ જો કે તે હુકમ છેવટનો છે તોપણ જુદા કારણથી પાછળથી ફરીતપાસ કરવાને મનાઈ કરવામાં આવેલી જણાતી નથી. બંગાળામાં તે પ્રમાણે ચાલે છે. મદ્રાસમાં ફરીતપાસની બીજી અરજી ચાલતી નથી. ૫ મદ્રાસ પાનું. ૩૨૯.

ગેરહાજરીના કારણથી જે અરજો નામંજુર કરવામાં આવેલી હોય તે વિશે બં. ૬. બેં. રી પાનું. ૩૬૯ નો ઠરાવ જુઓ.

મુદત વીતી જતા પેહેલાં અને મુદત વીતી ગયા પછી ફરીતપાસની જે અરજીઓ મંજુર રાખવામાં આવી હોય તેમાં ઘણો તફાવત છે. ૩ ઈ અ. ૨૨૧, ૧૧ વી. રી. ૧૯૭. હાયકોર્ટના જડજોએ અઘટીત રીતે ફરીતપાસની અરજી દાખલ કરેલી તેમાં પ્રીવીકોંસીએ ઠરાવ્યું છે કે હાયકોર્ટ પુરાવ પોતાના વિચારમાં લે નહી તે બરોબર નથી. ૧૩ મુર. ૨૨૬. પરંતુ જે કામમાં મુદત વીત્યા પછી અરજી મંજુર કરવામાં આવી હોય, પણ કોર્ટની ખાત્રી કરવાને પુરાવ આપેલો ના હોય તો તે મુદતની અંદર અરજી કરેલી નથી તે પુક્ત કારણ છે, માટે પાછળનું તમામ પ્રોસીડીંગ ભુલ ભરેલું તથા નાબુદ ગણી રદ થવું જોઈએ. ૨ ઈ. અ. ૬૯, ૮ વી. રી. ૧૮૪, ૯ વી. રી ૧૮૮. અને હકુમત વિનાનું ગણવું જોઈએ. ૧૧ વી. રી. ૨૬૮, ૧૪ વી. રી. ૨૯૪; ૨૦ વી. રી. ૧૮૦, અને અરજ કરવા ઉપરથી તે રદ થઈ શકે છે. ૧૮ વી. રી. ૨૮૬, અને કામના કાગળો ઉપરથી એમ જણાતું હોય કે પુક્ત કારણ વિશે નીચેની કોર્ટની ખાત્રી થએલી છે, તોપણ તે ઠરાવ રેગ્યુલર અથવા સ્પેશીયલ અપીલમાં રદ થઈ શકે છે. ૯ વી. રી. ૧૮૧. વાદીએ ફક્ત પુરવણી હકીકત બતાવવાને મુદત વિત્યા પછી ફરીતપાસ દાખલ કરેલી હોય તો, તે સ્પેશીયલ અપીલમાં રદ થાય છે. ૧૭ વી. રી. ૨૩૦, અને તેવાજ કારણથી પાછળનાં પ્રોસીડીંગ પણ સ્પેશીયલ અપીલમાં રદ થાય છે. ૧૩ વી રી. ૧૨૦, પણ ૯૦ દીવસ વિત્યા પછી ફક્ત લખનારની ચુક હુકમનામામાં દુરસ્ત કરવાને અરજ કરેલી હોય, પણ વાર થયાનું કારણ બતાવવામાં આવ્યું ના હોય તોપણ તે અરજી મંજુર થઈ શકે છે. ૧૧ વી. રી. ૧૪૨, ૧૨ વી. રી. ૬૩, ૪ મુંબાઈ પાનું. ૭૯.

આ કલમ પ્રમાણે ફરીતપાસ મંજુર કરવાના હુકમ ઉપર નહી, પણ ફરીતપાસની અરજી ઉપરથી અસલકોર્ટે અસલ હુકમનામાનો ઠરાવ દુરસ્ત કરેલો હોય, તે ઉપર નીચેની અપીલકોર્ટમાં અપીલ કરવામાં આવી હોય તો, તે કોર્ટના આ કલમના ઠરાવ પ્રમાણે બીજી અપીલ ચાલી શકે છે. ઇં. લા, રી. ૧૩ મું. પાનું. ૪૯૬.

ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૧૨૫ નો ઠરાવ કલમ ૨૪૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

ઇ. લા. રી. ૧૧ અ. પાનું. ૩૮૩ નો ઠરાવ કલમ ૫૮૪ નીચેની ટીકામાં છે, તે જુઓ.

મંજુર થએલી અરજનોં ધવી અને ફરી સાંભળવાનોહુકમકરવો.

**૬૩૦. ફરીતપાસની અરજ મંજુર કરવામાં આવે એટલે તે બાબતની ટીપ રજીસ્ટરમાં લખવી. અને પછી મુકદમાની લાગલીજ ફરી ચોકશી કરવાને અથવા ફરી ચોકશી કરવા વિશે પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા જીલા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

જે કોર્ટે ફરીતપાસ દાખલ કરવાનો હુકમ કરેલો હોય તે કોર્ટ તમામ કામની સુનાવણી કરી શકે છે, અગર ફકત અમુક બાબતજ ફરીતપાસ કરી શકે છે. ૧૨ ક. લા. રી ૬૪, ૧૩ ક. લા. રી. ૨૮૫, ઇં લા. રી. ૯ ક. ૨૦૯, અને મુખજુબાનીની અરજ ઉપરથી જો કોર્ટની ખાત્રી થાય તો અરજદારને પોતાના કારણોમાં વધારો કરવાને કોર્ટ પરવાનગી આપી શકે છે. ૧૧ મુર. ૪૯૮, (પણ ૨૪ વી. રી ૪૨૭ જુઓ). સારાંશમાં કેટલે

દરજ્જે ફરીતપાસ કરવી તે કોર્ટના કુલઅખત્યાર ઉપર છે. ૧૫ વી. રી. ૧, કલમ ૬૨૬ જોવી. ૧૭ વી. રી. ૪૭૯, ફરીતપાસમાં કામ ફરીથી શરૂ થાય છે, માટે અપીલ ચાલે છે, અને ફરીતપાસમાં આખરના હુકમથી મુદત શરૂ થાય છે. ૨૦ વી. રી. ૧૦૧, ૧૩ વી. રી. ૧૩૯. ૨૩ વી. રી. ૪૩૩, પરંતુ જો તે અરજી નામંજુર કરવામાં આવી હોય અને તે દાખલ કરવામાં આવી ના હોય તો, અસલ હુકમનામાથી મુદત શરૂ થાય છે.

જે કામમાં પક્ષકારે એવા કારણથી ફરીતપાસ કરાવેલી હોય કે કામના કાગળો ઉપરથી જે દાદ મેં માગેલી છે તે સંપુર્ણ રીતે મને મળવી જોઈએ, તો સામી બાજુને નવો પુરાવ ગુજારવાને પરવાનગી આપી શકાતી નથી. ૨૦ વી રી. પાનું. ૨૨૫.

એક ચીઠી દાખલ કરવી જોઈએ કે નહીં તે જોવાને સારૂ ફરીતપાસ મંજુર રાખવામાં આવેલી, અને કામ ફરીસુનાવણી કરવા સારૂ પાછું મોકલવામાં આવ્યુ. તેમાં ઠરાવવામાં આવ્યું કે ફરીસુનાવણીમાં કરલા ફેંસલા ઉપર કરેલી અપીલમાં તે ચીઠી દાખલ કરવા બાબત હરકત લેવી તે ઘણી મોડી છે. ૧૪ વી. રી. પાનું. ૨૨

જો ફરીતપાસમાં અસલ હુકમ જડજ દુરસ્ત કરે અથવા ફેરવે ને લખનારની ભુલ દુરસ્ત કરવામાં આવી હોય, તોપણ તે હુકમ આખરનો છે, અને ત્યારથી મુદત શરૂ થાય છે. માટે કલમ ૨૦૬ પ્રમાણે અરજ કરવાની પરવાનગી સાથે લખનારની ભુલ દુરસ્ત કરવાને કરેલી ફરીતપાસ કાહાડી નાંખવી જોઈએ. ઈં. લા. રી. ૬ ક. પાનું ૨૨.

ફરીતપાસની અરજ ઉપરથી કાયદાની કોઈ શક ભરેલી તકરારનો ફુલબેંચથી ઠરાવ થાય, ત્યાં સુધી તેમનો આખરનો ઠરાવ મોકૂફ રાખવાને હાયકોર્ટને અખત્યાર છે. ૨૦ વી. રી. પાનું.૪૫૯

---

# ભાગ ૯ મો.

## બાબ ૪૮ મો.

### સનંદી હાયકોર્ટો વિશે વિશેષ નિયમ,

આ બાબ ફક્ત અમુક હાઈકોર્ટોનેજ લાગુ પડે છે.

**૬૩૧. વિક્ટોરીયા રાણીની કારકીર્દિના ૨૪ મા તથા ૨૫ મા વર્ષમાં પાસ થએલો ચાપ્ટર ૧૦૪ (હિંદુસ્તાનમાં ન્યાયાધિકારી હાયકોર્ટો સ્થાપવાનો આકટ) છે તે પ્રમાણે જે હાયકોર્ટો સ્થપઇ હોય અને જે હવે પછી સ્થપાય તેનેજ માત્ર આ બાબ લાગુ પડે છે.**

**ટીકા**—આ કલમ નવી છે.

આ કાયદો હાઈકોર્ટોને લાગુ પડે છે.

**૬૩૨. આ બાબમાં ઠરાવ્યું છે તે શિવાયના આ કાયદાના ઠરાવો સદરહુ હાયકોર્ટોને લાગુ પડે છે.**

હાઇકોર્ટે પોતાના નિયમપ્રમાણે ફેંસલા લખવા.

**૬૩૩. હાયકોર્ટ પોતે નિયમ કરીને વખતે વખતે ફરમાવે તે પ્રમાણે તે હાયકોર્ટે પુરાવો લેવો તથા ફેંસલા અને હુકમો દફતરમાં લખવા.**

**ટીકા**—આ કલમ નવી છે.

ખરચનક્કીથ વા પેહેલાં હુકમનામું બજાવવું અને ખર્ચ ને વાસ્તે પછીથી બજાવવું એવો હુકમકરવાનો અખત્યાર.

૬૩૪. કોઈ ફરિયાદમાં હાયકોર્ટે પોતાની સાધારણ અવલ દિવાની હુકુમત ચલાવીને કરેલું હુકમનામું, ફરીયાદમાં થએલા ખરચની આકારણી કરીને આંકડો નક્કી કર્‍યા પેહેલાં, બજાવવું જરૂર છે એમ હાયકોર્ટની નજરમાં આવે તો, ખરચ શિવાયનું બાકીનું હુકમનામું લાગલુંજ બજાવવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

અને ખર્ચ પુરતુ હુકમનામું, ખર્ચનો આંકડો આકાર કરીને નક્કી થતાંજ બજાવવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

ટીકા—આ કલમ નવી છે.

અખત્યાર વગર અટર્નીએ કોર્ટને ભાષણ કરવું નહી.

૬૩૫. હાઇકોર્ટે પોતાની સનદથી મળેલો અધિકાર ચલાવીને જે સખસને, પોતાની સાધારણ અવલ દીવાની હકુમત ચલાવતી વખતે બીજા સખસની વતી કોર્ટને ભાષણ કરવાનો અથવા સાક્ષી તપાસવાનો અખત્યાર આપ્યો હોય. તે શિવાયના કોઇ સખસને બીજા સખસની વતી કોર્ટને ભાષણ કરવાનો અથવા સાક્ષી તપાસવાનો અખત્યાર મળે છે એમ, અથવા આડવોકેટ, વકીલ અને અટર્ની વિશે નિયમ કરવાની હાઇકોર્ટને જે સત્તા છે તે સત્તામાં ઓછું વત્તુ થાય છે, એમ આ કાયદામાં કહેલી કોઈ વાતથી સમજવું નહી.

ટીકા—આ કલમ નવી છે.

હાયકોર્ટના વકીલોની બાબતમાં, ઈ. લા. રી ૮ મું. ૧૦૫ જુઓ.

ઈ. લા. રી. ૯ અ. પાનું ૬૧૭ નો ઠરાવ કલમ ૨ નીચેની ટીકામાં છે, તે જુઓ.

હાઇકોર્ટની પ્રોસેસ કોણ બજાવી શકે.

૬૩૬. પોતાની સાધારણ અથવા અસાધારણ અવલ દીવાની હકુમત ચલાવતાં, અને લગ્ન સબંધી, પ્રત્યુપત્ર સબંધી અને પ્રત્યુપત્ર ન કરનારા મૈયત સબંધી હકુમત ચલાવતાં, હાઇકોર્ટે કાઢેલી કલમ ૬૪ પ્રમાણે પ્રતિવાદીઓ ઉપરના સમન, બજાવણીનાં વારંટ (રીટ) અને કલમ ૫૫૩ પ્રમાણેની નોટીસો શિવાયની દસ્તાવેજ હાજર કરવાની નોટીસો, સાક્ષી સમન અને બીજી હરેક ન્યાયના કામની પ્રોસેસ પોહોચાડવાની તે, ફરિયાદનો અટર્ની અથવા તેણે રાખેલા સખસો અથવા હાઇકોર્ટ કંઈ નિયમ કે હુકમ કરીને વખતે વખતે ફરમાવે તેવા બીજા સખસો પોહોચાડવાને મુખત્યાર છે.

ટીકા—આ કલમ નવી છે.

ઇનસાફ વગરનાં કામ રજીસ્ટ્રાર કરે.

૬૩૭. ઇનસાફ વગરનું અથવા ઈનસાફના જેવું જણાતું હોય તેવું જે કામ જડજે કરવું જોઇએ એમ આ કાયદામાં કહ્યું હોય તે, તથા કલમ ૩૯૪ પ્રમાણે હિસાબ તપાસવા સારૂ તથા હિસાબ નક્કી કરવા સારૂ નીમેલા કમીશનરે કરવાનું હોય, તે કામ કરવાનો અખત્યાર હાયકોર્ટના રજીસ્ટ્રારને, અથવા

તે કામ કરવાને કોર્ટના જે બીજા અમલદારને હાયકોર્ટ ફરમાવે તે અમલદારને છે.

આ કલમના અર્થ પ્રમાણે ઇનસાફ વગરનાં કામ અને ઈનસાફના કામ જેવાં જણાતાં હોય તેવાં કામ કયાં તે વખતે વખતે નિયમ કરીને ઠરાવવાનો અખત્યાર હાઇકોર્ટને છે.

ટીકા—આ કલમ નવી છે.

અવલદિવાની હકુમતમાં હાઇકોર્ટને જે કલમો લાગુ પડતી નથી તે.

૬૩૮ હાઇકોર્ટને પોતાની સાધારણ અથવા અસાધારણ અવલ દીવાની હકુમત ચલાવતાં આ કાયદાની નિચેની કલમો લાગુ પડશે નહી. તે એ કે—કલમ ૧૬, ૧૭ તથા ૧૯ કલમ ૫૪ ની રકમ (अ) તથા (ब), કલમ ૫૭, ૧૧૯, ૧૬૦, ૧૮૨ થી ૧૮૫ (બંને સુધાંત), ૧૮૭, ૧૮૯, ૧૯૦, ૧૯૧, ૧૯૨, (શાહેદી લેવાની રીત વિશે કહેલું છે તેટલા પુરતી), ૧૯૮ થી ૨૦૬ (બંને સુધાંત), અને ટીપણ કરવા સબંધી જેટલું કહેલું છે તેટલા પુરતી કલમ ૪૦૯.

અને પોતાની અપીલ હકુમત ચલાવતાં કલમ ૫૭૯ હાઇકોર્ટને લાગુ પડશે નહી.

નાદાર દેવાદારો વિશેની હકુમત ચલાવવામાં હાઈકોર્ટને આ કાયદો લાગુ નથી.

નાદાર દેવાદારોની કોર્ટ તરીકે હકુમત ચલાવતાં કોઇ પણ હાઇકોર્ટના જડજને આ કાયદાની કંઇ વાત લાગનાર નહી, અથવા લાગુ પડનાર નહી.

ટીકા—આ કલમ નવી છે.

નમુના ઘડવાનો અખત્યાર.

૬૩૯. હાઇકોર્ટના કોઇ પણ કામ બદલ વખતે વખતે નમુના ઠરાવવાને તથા હાઇકોર્ટના અમલદારોએ બુકો, નોંધ, હિસાબ કેમ રાખવા એ વિશે નિયમ કરવાને હાઇકોર્ટ મુખત્યાર છે.

ટીકા—આ કલમ નવી છે.

---

# ભાગ ૧૦ મો.

## બાબ ૪૯ મો.

## પરચુરણ.

---

અમુક સ્ત્રીઓને જાતે હાજર થવાને માફી કરી છે.

૬૪૦. દેશના રીવાજ અને રીતભાત પ્રમાણે જે સ્ત્રીઓને લોકોમાં હાજર થવાની જરૂર પાડવી ન જોઇએ, તેઓને કોર્ટમાં જાતે હાજર થવાની માફી કરી છે.

**પરંતુ દિવાની પ્રોસેસ બજાવવામાં તેવી સ્ત્રીઓને પકડવાની, જે કોઈ પણ બાબતમાં સ્ત્રીઓને પકડવાની આ કાયદાથી મના કરી ન હોય તેવી બાબતમાં માફી કરી છે, એમ આ ઠેકાણે કહેલી કોઈ વાતથી સમજવું નહી.**

**ટીકા**—સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૧ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

૧૨ વર્ષની કુંવારી છોકરી તે એક સ્ત્રી છે. ૨૪ વી. રી. ૩૭૫. આ કલમમાં જે વર્ગના સખસો બતાવેલા છે, એટલે દેશના રીવાજ તથા રીત પ્રમાણે ઓરતોને જાહેરાંતમાં હાજર થવાને ફરજ પાડવી નહી જોઇએ. તેમને આ કલમમાં બતાવેલો હક લાગુ છે, પણ એવો દાવો તમામ વર્ગની ઓરતો રાખી શકતી નથી, ૮ વી. રી. ૨૮૨; પરંતુ દેશના રીવાજને માન્ય આપતાં હમેશાં એવો રીવાજ છે કે જે આબરૂદાર સ્ત્રીઓ ઘણુંકરીને બાહાર ફરતી નથી તેમને તેઓની પાલખીમાં તપાસવી જોઇએ ૨ હાઇડ. ૮૮, ૧ બં. લા. રી. ૫, ૧૫ વી. રી પાનું. ૧૨૫.

આ કલમ પ્રમાણે એકાદા સખસ ઉપર સમન્સ કરવાની ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. વી. રી. સન ૧૮૬૪ પરચુરણ પાનું. ૨૩.

પ્રધાનની છોકરી અથવા બઈરી અથવા જે પડદાવાળી સ્ત્રીઓ છે, જેને કોર્ટમાં હાજર થવાની મનાઈ છે તોપણ તેની ઉપર હુકમનામું બજવવાસારૂ તેને પકડવાને કાંઈ પણ હરકત નથી. ૩ બં. લા. રી. ૬ એ. પાનું. ૩૧. મુંબાઈ હાઈકોર્ટની અસલ બાજુમાં એવું ઠરાવ્યું છે કે પારસીના બઈરાને કોર્ટમાં શાહેદી આપવા હાજર થવાને કાંઈ હરકત નથી.

પડદાનસીન સ્ત્રી જે ઘરના જનાનામાં રેહેતી હોય ત્યાંથી પકડવાને કોર્ટનો ખાસ હુકમ પકડનાર અધિકારીને આપવાની જરૂર નથી ઈ. લા. રી. ૭ ક. પાનું. ૧૯

*સ્થાનિક સરકાર અમુક સખસોનેજાતે હાજર રેહેવાની માફી કરે.*

**૬૪૧.** કોઇ સખસનો દરજ્જો એવો હોય કે તેને કોર્ટમાં હાજર થવાની માફી કરવી જોઇએ એમ સ્થાનીક સરકારની નજરમાં આવે તો, સરકારી ગેઝીટમાં જાહેર ખબર આપીને તે સખસને કોર્ટમાં જાતે હાજર થવાની માફી કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે. અને તેવીજ રીતે જાહેર ખબર આપીને તે હક લેઇ લેવાને પણ મુખત્યાર છે.

*માફી મળેલી હોય તે સખસોના નામની યાદી કોર્ટોમાં રાખવી.*

આ પ્રમાણે માફી મળેલા સખસોનાં નામ અને તેમને રેહેવાનાં ઠેકાણા વખતે વખતે સ્થાનિક સરકારે હાઇકોર્ટને મોકલવાં; અને તેવા સખસોની એક યાદ તે કોર્ટમાં રાખવી, તથા હાઇકોર્ટના તાબાની પ્રત્યેક કોર્ટની હુકુમતની સ્થાનિક હદમાં તેવા જે સખસો રેહેતા હોય તેમની યાદી તે તાબાની કોર્ટમાં રાખવી.

*મને હાજર રેહેવાની માફી છે એમ કેહેવાથી કમીશન કાઢવાનું જે ખર્ચ થાય તે.*

આ પ્રમાણે માફી મળેલો કોઇ સખસ, મને કોર્ટમાં હાજર થવાની માફી મળી છે એમ કેહે, અને તેટલા માટે કમિશનથી તેની શાહેદી લેવાની જરૂર પડે તો, તે કમીશનનું ખર્ચ તેણે આપવું, પણ તેની શાહેદી લ્યો એમ કેહેનાર તે ખર્ચ ભરે તો તેમ ન કરવું.

ટીકા—સન ૧૮૫૯ના આકટ ૮ માની કલમ ૨૨, ૨૩ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

એક રાજાને આ કલમ પ્રમાણે માંફી મળેલી હતી, તે રાજાના તરફથી તેના એજંટે એક દાવો દાખલ કર્યો હતો. તેમાં દીપુટી કલેકટરે તેને શાક્ષી આપવાને સમન કરયો, તેથી રાજાએ પોતે હાજર નહી થવાને બદલે તેનો એજંટ હાજર થશે એવી અરજી મોકલી, તે અરજી નામંજુર કરી, અને દાવો કાહાડી નાંખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે રાજા હાજર થવાને બંધાએલા નહી હતા, અને દાવો ખોટી રીતે કાહાડી નાંખવામાં આવ્યો છે. માસં. ૬૨૭

દિવાની પ્રોસેસથી જે સખસને પકડવાથી બાતલ કર્યા છે તે.

**૬૪૨. જડજ, માજીસ્ટ્રેટ, અથવા ન્યાયના કામ બાબતનો બીજો કોઈ અમલદાર પોતાની કોર્ટમાં જતો હોય ત્યારે, અથવા કોર્ટમાં કામ ચલાવતો હોય ત્યારે, અથવા કોર્ટમાંથી પાછો આવતો હોય ત્યારે, તેને દિવાની પ્રોસેસથી પકડી શકાય નહી.**

**અને કલમ ૩૩૭ અ. પેટા કલમ (૫) તથા ૨૫૬ મી તથા ૬૪૩ મી કલમમાં જે ઠરાવ કર્યા છે તે શિવાય, કોઈ ઈનસાફદારની રૂબરૂ કોઈ વિષય ચાલુ હોય, અને તે વિષયમાં તે ઇનસાફદારની હકુમત હોય અથવા પોતાને હકુમત છે એમ તે શુધબુદ્ધિથી માનતો હોય ત્યારે, તે શિવાયના પક્ષકારોને, તેઓના પ્લીડરોને, મુખત્યારોને, રેવન્યુ એજંટોને, કબુલ કરેલા મુખત્યારોને અને સમનમાં કહ્યા પ્રમાણે વર્તનારા તેઓના શાહેદોને તે વિષયના કામ સારૂ તે ઈનસાફ સ્થળમાં જતાં, અથવા ઇનસાફ સ્થળમાં હાજર રહ્યા હોય તે વખતે, અને ત્યાંથી પાછા આવતાં દિવાની પ્રોસેસથી પકડવાનું બાતલ કર્યું છે.**

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

શાક્ષીઆને જે હક્ક આપવામાં આવે છે તે સખસોના જાતીકા ફાયદાને માટે નથી, પરંતુ સાર્વજનિક હિત તથા ન્યાયનો કારભાર વધારે સારો ચાલે તે સારૂ છે, અને જો શદ્ધબુદ્ધિથી એમ માનવામાં આવતું હોય કે તેને હાજર રેહેવાની જરૂર હતી તો, તેનો હક્ક નથી. ૧૪ બેન. અ. પાનું. ૧૩.

પ્રતીવાદી કાર્ટર પોતાનું કામ સાંભળવાને કોર્ટમાં જતો હતો, તે વખતે એક દાવામાં તિરસ્કારના કારણથી તેને પકડવામાં આવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તેને માફીનો હક્ક નથી. ૪ બેન. ઓ. પાનું. ૫૧.

બાબ ૩૯ પ્રમાણે કોર્ટની પરવાનગી સિવાય પ્રતીવાદીને જવાબ આપવાને રજા આપેલી ના હોય, અને પ્રતીવાદી કોર્ટમાં તે કારણસર હાજર થાય તો તેને માફી છે. ઇ. લા. રી. ૫ ક. ૧૦૬; અને જ્યાં બંગાળાનો રેહેવાસી એક કામમાં તા. ૨૪ મી અકટોંબરને રોજ મદ્રાસ આવ્યો, તેમાં તે વાદી હતો, તે કામ તા. ૨૭ અકટોંબરના રોજ ૭ અઠવાડ્યા સુધી બંધ રાખવામાં આવ્યું, તેથી તે દાવાના કારણસર તે મદ્રાસમાં રહ્યો, તેથી તેને તા. ૧૦ નવેમ્બરને રોજ પકડવામાં આવ્યો. તેમાં ઠરાવ્યું કે આ કલમ પ્રમાણે તેને માફી છે. ઈ. લા. રી. ૪ મ. પાનું. ૩૧૭

કલકત્તાની સ્માલકાજકોર્ટ ઉત્તરતા દરજ્જાની કોર્ટ છે. પકડવાના હુકમથી કેદીને હાયકોર્ટમાં રજુ કરવામાં આવ્યો હોય, અને જેલરે કરેલી રીટર્નમાં એમ કેહેવામાં આવ્યું હોય કે

સ્માલકાજકોર્ટના વારંટથી કેદીને રાખવામાં આવ્યો હતો તો, તે કેદીનો તે રીટને પેહેલાંની બાબત ઉપર જઈને એમ બતાવવાનો હક્ક હતો કે જે વખતે મને પેરામાં રાખવામાં આવ્યો, તે વખતે પકડવાની મને માફી હતી. ઈ. લા રી. ૧૬ ૭૮, ૫, ક. લા. રી. પાનું. ૧૭૦.

કેટલાક ગુન્હાઓની બાબતમાં કામ ચલાવવાનીરીત.

**૬૪૩. કોઇ કોર્ટની રૂબરૂ કામ ચાલતું હોય તેમાં, હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૯૩, કલમ ૧૯૬, કલમ ૧૯૯, કલમ ૨૦૦, કલમ ૨૦૫, કલમ ૨૦૬, કલમ ૨૦૭, કલમ ૨૦૮, કલમ ૨૦૯, કલમ ૨૧૦, કલમ ૪૬૩, કલમ ૪૭૧, કલમ ૪૭૪, કલમ ૪૭૫, કલમ ૪૭૬, અથવા કલમ ૪૭૭ માં કહેલા કોઈ ગુન્હાનો આરોપ, માજીસ્ટ્રેટને ત્યાં તપાસ કરવા સારૂ મોકલવાનું પાકું કારણ છે એમ કોર્ટને જણાય, અને તે આરોપ બીજી કોઇ ફરિયાદમાં કે કામ ચાલતાં અથવા તે કામમાં પુરાવામાં આપેલા કોઇ દસ્તાવેજની બાબતમાં રાખી શકાય એમ હોય તો, કોર્ટ ઉઠે ત્યાં સુધી આરોપીને અટકાવી રાખવાને કોર્ટ મુખત્યાર છે. અને પછી તેને પેરા સાથે માજીસ્ટ્રેટને ત્યાં મોકલવાને અથવા માજીસ્ટ્રેટની રૂબરૂ તેને હાજર થવાના પુરતા જામીન લેવાને કોર્ટ મુખત્યાર છે.**

**તોહમતને લાગુ હોય તેવા દસ્તાવેજો અને પુરાવો કોર્ટે માજીસ્ટ્રેટને મોકલવો; અને તે માજીસ્ટ્રેટની રૂબરૂ હાજર થઈને સાક્ષી પુરવો સારૂ કોઈ સખસના જાત મુચલકા લેવાને કોર્ટ મુખત્યાર છે.**

**માજીસ્ટ્રેટે તે તોહમતના કાગળ લેવા, અને તે ઉપરથી કાયદા પ્રમાણે કામ ચલાવવું.**

**ટીકા**—સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૧૯ જેવી આ કલમ છે. આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

દેખીતી રીતે કામ ચાલુ હોવું જોઈએ. જો તેનો ફેંસલો કરવામાં આવ્યો હોય તો આ કલમ પ્રમાણે કાંઈ ઈલાજ થઈ શકતો નથી—અને તે વખતે પણ કોર્ટનો જ્યારે પક્ષકારોની તકસીર બાબત અથવા દસ્તાવેજના સાચાપણા બાબત કોઈ નિશ્ચે થયો હોય, ત્યારે કોર્ટો ફક્ત જોઈ શકે છે. ૭ વી. રી. ૮૨૪.

આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ નથી

ચોથા પરિશિષ્ટમાં આપેલા નમુનાનો ઉપયોગ.

**૬૪૪. કલમ ૬૩૯ ઉપરથી તથા વિકટોરીયા રાણીના કારકીર્દીના ૨૪ મા તથા ૨૫ મા વર્ષમાં મંજુર થએલા ચાર્ટર ૧૦૪ ની કલમ ૧૫ ઉપરથી હાયકોર્ટને જે અખત્યાર મળ્યો હોય તે અખત્યારને અનુસરીને આ કાયદાને જોડેલા ચોથા પરિશિષ્ટમાં આપેલા નમુના પ્રત્યેક મુકદ્દમાની હકીકત પ્રમાણે જોઇએ તેવો ફેરફાર કરીને જે કામમાં ઉપયોગ કરવાનું તેમાં કહેલું છે તે તે કામમાં ઉપયોગ કરવા.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

તાબાની કોર્ટની ભાષા.

**૬૪૫. આ કાયદો અમલમાં આવે તે વખતે હાઈકોર્ટના તાબાની કોઈ પણ કોર્ટની જે ભાષા હોય તેજ ભાષા સ્થાનિક સરકાર બીજી રીતનો હુકમ કરે ત્યાં સુધી તે તાબાની કોર્ટમાં ચાલુ રેહેશે,**

પરંતુ આવી પ્રત્યેક કોર્ટની કઈ ભાષા ગણવી એ વખતે વખતે ઠરાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

ટીકા—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

સાલ્વેજવી ગરેનાદાવામાં આસેસર. ૬૪૫. अ. આડમીરાલ્ટી (દરીઆઈ), અથવા વાઈસ આડમીરાલ્ટી સબંધી સાલ્વેજ (વાંહાણ અથવા તેમાંનો માલ જોખમમાંથી બચાવવાની જે મુદત કરે તેનું મેહેનતાણું અથવા વાંહાણનો નાશ થતાં ઉગરેલો માલ) ટાવેજ (પાગડ બાંધીને લાવવા બાબતનું મેહેનતાણું) અથવા કોલીશન (વાંહાણનું અરસ્પરસ અથડાવવું) એમના દાવામાં કોર્ટ, ગમે તો અવલ કે અપીલ હકુમત ચલાવતાં, વખતે વખતે નિયમ ઠરાવીને કોર્ટ ફરમાવે તે રીતે પોતાને મદદ કરવા સારૂ પોતાને યોગ્ય લાગે તો, તે દાવાના કોઈ પક્ષકારની અરજ ઉપરથી બે લાયક આસેસરોને સમન કરવા, અને તે આસેસરોએ હાજર રહી તે પ્રમાણે મદદ કરવી.

હાજર રેહેવા બદલ કોર્ટ નિયમ કરીને ઠરાવે તેટલી ફી સદરહુ પ્રમાણેના પ્રત્યેક આસેસરને મળશે. અને પ્રત્યેક કામમાં કોર્ટ ફરમાવે તે પક્ષકારે તે ફી આપવી પડશે.

ટીકા—આ કલમ નવી છે.

સ્માલકાજકોર્ટના રજીસ્ટ્રારનો મુકદ્દમા સખીમોકલવાનો અખત્યાર. ૬૪૬. કોઈ કાયદાની બાબત વિશે અથવા કાયદા જેટલો બળવાન હોય એવા રીવાજ વિશે અથવા ઠરાવના ગુણદોષને લાગુ પડે એવા કોઈ દસ્તાવેજના અર્થ વિષે, સ્માલકાજકોર્ટના રજીસ્ટ્રારને કંઈ સંસય આવે તો, જડજના અભિપ્રાય સારૂ હકીકત લખી મોકલવાને તે મુખત્યાર છે, અને જડજે હકીકત લખી મોકલવા વિષે આ કાયદામાં જે ઠરાવો કહેલા છે તે બધા પ્રસંગ પ્રમાણે જરૂરનો ફેરફાર કરીને રજીસ્ટ્રાર હકીકત લખી મોકલે તેને લાગુ પડશે.

ન્હાનાદાવામાં હકુમત સબંધી તકરારોહાયકોર્ટને લખી મોકલવાની સત્તા. ૬૪૬ अ. (૧) જે કોર્ટમાં ફરિયાદ કરી હોય તે કોર્ટને, તે ફરિયાદ કોઈ સ્માલકાજકોર્ટથી સાંભળી શકાય એવી છે કે નહીં એ વિશે ફેંસલો આપ્યાની અગાઉ કોઈ પણ વખતે શંકા ઉત્પન્ન થાય તો, તે કોર્ટ તે ફરિયાદના સ્વરૂપ સબંધી શંકાના પોતાનાં કારણોની વિગત સાથે તે કામનું દફતર હાયકોર્ટને મોકલવાને મુખત્યાર છે.

(૨) સદરહુ દફતર તથા કારણોની વિગત આવેથી હાયકોર્ટ તે કોર્ટને હુકમ કરી એમ ફરમાવવા મુખત્યાર છે કે તેણે તે ફરિયાદનું કામ આગળ ચલાવવું અથવા બીજી ફલાણી કોર્ટ તે ફરિયાદ સાંભળવાને યોગ્ય છે, તેવું પોતાના હુકમમાં જાહેર કરે તે કોર્ટમાં સદરહુ ફરિયાદ અરજી રજુ કરવા સારૂ પાછી આપવી.

ન્હાનાદાવામાં હકુમત સબં- ૬૪૬ ब. (૧) અમુક ફરિયાદ સ્માલકાજકોર્ટથી સાંભળી શકાય એવી છે અથવા એવી રીતે સાંભળી શકાય એવી નથી,

ધી ભુલથયાને લીધે ચલાવેલાં કામો ફરીતપાસવામાટેલખી મોકલવાની ડિસ્ટ્રિક્ટ કોર્ટની સત્તા.

એમ પોતાના તાબામાંની કોઈ કોર્ટે ભુલથી ઠરાવ્યાને લીધે તેને કાયદા પ્રમાણે સોંપવામાં આવેલી હકુમત ચલાવી નથી અથવા એવી રીતે સોંપવામાં ન આવેલી હકુમત ચલાવી છે એવું ડિસ્ટ્રિક્ટમ કોર્ટને માલમ પડે તો. તે ડિસ્ટ્રિક્ટ કોર્ટ તે ફરિયાદના સ્વરૂપ સબંધી સદરહુ તાબાની કોર્ટનો વિચાર ભુલ ભરેલો ગણવાના પોતાનાં કારણોની વિગત સાથે તે કામનું દફતર હાયકોર્ટને મોકલવા મુખત્યાર છે, અને કોઇ પક્ષકાર માગે તો તેણે તેમ કરવું જોઇએ.

(૨) સદરહુ દફતર તથા કારણોની વિગત આવેથી હાયકોર્ટ તે મુકદ્દમા સબંધી પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવા મુખત્યાર છે.

(૩) આ કલમ પ્રમાણે હાયકોર્ટને લખી મોકલેલા હરકોઈ મુકદ્દમામાં હુકમનામાં પછી ચલાવેલાં કોઈ પણ કામના સબંધમાં હકીકત જોતાં પોતાને યોગ્ય અને વ્યાજબી લાગે તેવો હુકમ કરવા હાયકોર્ટ મુખત્યાર છે.

(૪) આ કલમના કારણો માટે ડિસ્ટ્રીકટ કોર્ટ પોતાના તાબાની કોર્ટ પાસે જે દફતર અથવા ખબર માગે તે તેણે આપવી જોઇએ.

ટીકા—સન ૧૮૬૫ ના આકટ ૧૧ માની કલમ ૪૨ જેવી આ કલમ છે, આ કલમ હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કલમની ૧ રકમ પ્રમાણે જીલ્લાકોર્ટ રેફરન્સ કરે તે પેહેલાં તેમનો એવો અભિપ્રાય થવો જોઈએ કે, તાબાની કોર્ટે પોતાની રૂબરૂના અમુક કામમાં હકુમતની બાબતમાં ભૂલ ભરેલો ઠરાવ કરેલો છે, માટે હાયકોર્ટને હાથ ઘાલવા લાયક તે બાબત છે. ઈ. લા. રી. ૧૧ અ. પાનું. ૩૦૦.

પરચુરણ કામ.

૬૪૭. કોઇ દિવાની હકુમતવાળી કોર્ટમાં ફરિયાદો અને અપીલો શિવાયનાં બીજાં બધાં કામોમાં, આ કાયદામાં કહેલી કામ ચલાવવાની રીત જેટલી લાગુ પડે તેટલી લાગુ પાડવી.

ટીકા—આ કાયદો છેડા છુટકાના આકટ પ્રમાણેના પ્રોસીડીંગોને લાગુ છે. ઈ. લા. રી. ૬ મું. પાનું. ૪૧૬, અને તે વાવ્યપ્રાંતની રેવીન્યુકોર્ટોની કામ ચલાવવાની રીતીનાં જે તમામ કામો બાબત ખાસ ઠરાવ કરવામાં આવ્યો હોય તેને પણ લાગુ છે. ઈ. લા. રી. ૫ અ. ૪૦૬; ઈ. લા. રી. ૬ અ. પાનું ૧૭૦.

પુરાવાતરીકે સોગનનામાં લેવાનું.

આવાં કામોમાં, જે જે બાબત સોગનનામામાં લખેલી હોય તે બાબતના પુરાવા તરીકે તે સોગનનામાં લેવાને વાસ્તે વખતે વખતે નિયમ કરવાને હાયકોર્ટ મુખત્યાર છે, અને તે નિયમો સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવામાં આવે એટલે કાયદા જેટલા બળવાન ગણાશે.

ટીકા—આ કલમની બીજી રકમ સન ૧૮૬૧ ના આકટ ૨૩ માની કલમ ૩૮ જેવી છે. અને તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હુકમનામા થતા પેહેલાં કોર્ટનાં પ્રોસીડીંગ તથા અખત્યાર છે તે હુકમનામા થયા પછીના દાવાને લાગુ છે, એવો આ કલમનો હેતુ નથી. પરંતુ દાવા સિવાયના કામોમાં તે આકટને મળતી આવે તેવી કામ ચલાવવાની રીતી ઠરાવવાનો છે. ૧૧ વી. રી. પાનું. ૪૫૪.

તેમજ બજાવણીમાં જે કામ ચાલે તેને બની શકે ત્યાં સુધી ફેંસલો કરતા પેહેલાં જે પ્રોશીજર લાગુ છે તેજ લાગુ થાય છે. ૧૦ વી. રી. ૪૫૦; તેમજ પ્રોબેટના કામમાં રેગ્યુલર દાવા પ્રમાણે પુરાવ દાખલ કરવા જોઇએ. ૨૪ વી. રી. પાનું. ૧૬૨.

પરંતુ પરચુરણ કામોમાં પક્ષકારને શાક્ષી તરીકે હાજર થવાને ફરજ પાડવાને કાયદામા ઠરાવેલી રીતે કોર્ટ મુખત્યાર છે. ૮ વી. રી. પાનું. ૬૪.

આ કાયદાની કલમ ૧૦૨ તથા ૧૦૩ પ્રમાણે હુકમનામાના દેણદારની જે અરજીઓ કાહાડી નાંખેલી હોય તે ઉપર તે દેણદારને અપીલ કરવાનો હક, આ કલમ તે કલમ ૫૮૮ ની રકમ ૮ સાથે વાચતાં થતો નથી. આ કાયદાથી બીજી કોઈ જગોએ અપીલ કરવાનો સ્પષ્ટ રીતે અખત્યાર આપેલો ના હોય તેવો હક આપવાનો આ કલમનો ઈરાદો નથી. ઈ. લા. રી. ૧૦ મું. પાનું ૪૩૩.

ઈ. લા. રી. ૧૦ અ. પાનું. ૩૬ નો ઠરાવ કલમ ૫૪૫ નીચેની ટીકામાં છે, તે જુઓ.

જે સખસને પકડવાનો અથવા જે મિલકત જપ્ત કરવાની હોય તે સખસ અથવા મિલકત ડિસ્ત્રિકટની બાહાર હોય ત્યારે કામ ચલાવવાની રીત.

**૬૪૮. હુકમનામાની બજાવણી સબંધી ન હોય એવા આ કાયદાના કોઈ પણ ઠરાવ પ્રમાણે કોઈ સખસને પકડવો અથવા કાંઇ પણ મિલકત જપ્ત કરવી એમ કોઈ કોર્ટની મરજી હોય અને તે કોર્ટની હકુમતની સ્થાનિક હદ બાહાર તે સખસ રેહેતો હોય અથવા તે મિલકત હોય ત્યારે પોતાની નજરમાં આવે તો, પકડવાનું વારંટ કાઢીને અથવા જપ્તીનો હુકમ કરીને જે ડિસ્ત્રિકટ કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં સદરહુ સખસ રેહેતો હોય, અથવા સદરહુ મિલકત હોય તે ડિસ્ત્રિકટ કોર્ટને તે વારંટની અથવા હુકમની નકલ, તથા પકડવાના કે જપ્ત કરવાના ખરચનો સંભવિત આંકડો મોકલવાને તે કોર્ટ મુખત્યાર છે.**

**તે નકલ અને આંકડો મળે એટલે તે ડિસ્ત્રિકટ કોર્ટે પોતાના અમલદાર મારફતે, અથવા પોતાના તાબાની કોર્ટ મારફતે તે સખસને પકડાવવો અથવા જપ્તી કરાવવી, અને જે કોર્ટે તે સખસને પકડવા બાબત અથવા તે મીલકત જપ્ત કરવા બાબત વારંટ અથવા હુકમ કાહાડયો હોય તે કોર્ટને તે પકડયાની અથવા જપ્ત કર્યાની ખબર કરવી.**

**અને આ કલમ પ્રમાણે જે કોર્ટે કોઇને પકડયો હોય તે કોર્ટે તે પકડેલા સખસને પકડવાનું વારંટ કાહાડનારી કોર્ટમાં મોકલવો જોઇએ, પણ તેને વારંટ કહાડનારી કોર્ટમાં શા માટે નહીં મોકલવો જોઈએ તે વિશેનાં પકડનારી કોર્ટની ખાત્રી થાય એવાં કારણો તે બતાવે, અથવા વારંટ કહાડનારી કોર્ટમાં હાજર થવા બાબત અથવા (૩૪ મા બાબ પ્રમાણે મુકદમો હોય ત્યારે) સદરહુ કોર્ટ તેની વિરૂદ્ધ જે હુકમનામું કરે તે ભરપાઇ કરવા બાબત પુરતો જામીન તે આપે તો, પકડનારી કોર્ટે તેને છોડી દેવો.**

**જ્યારે આ કલમ પ્રમાણે પકડવાનો સખસ અથવા જપ્ત કરવાની મિલકત બંગાળાના ફોર્ટ વિલિયમની, અથવા મદ્રાસની, અથવા મુંબઇની હાયકોર્ટની; અથવા રેકોર્ડર ઓફ રંગુનની કોર્ટની સાધારણ અવલ દિવાની હકુમતની સ્થાનિક હદમાં હોય ત્યારે, પકડવાના વારંટની અથવા જપ્ત કર-**

**વાના હુકમની નકલ તથા પકડવાના અથવા જપ્ત કરવાના સંભવિત ખરચની રકમ, કલકત્તા, મદ્રાસ, મુંબઈ અથવા રંગુન જે હોય ત્યાંની સ્માલકાજકોર્ટને મોકલવી. અને તે કોર્ટ સદરહુ નકલ અને રકમ પોંહોંચેથી પોતે ડિસ્ત્રિકટકોર્ટ હોય એમ અમલ કરશે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટને લાગુ છે, તથા પકડવા સબંધી જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

બરમામાં એક ઓફીસરની રેજીમેન્ટ હતી, અને તે રજા ઉપર ઈંગ્લાંડ જતો હતો. મદ્રાસમાં તે થોડા દીવશ રહયો તેથી આ કલમ પ્રમાણે તેને પકડવાને લાયક છે એમ ઠરાવેલું છે. ઇ. લા. રી. ૮ મ. પાનું. ૨૫૫.

એક દીસ્ત્રીકટમાં કરેલું હુકમનામું બીજા દીસ્ત્રીકટમાં બજાવવાનું હોય ત્યારે આ કલમ લાગુ પડે છે. ઇ. લા. રી. ૪ ક. પાનું. ૮૨૩

બીજા દીસ્ત્રીકટમાં રેહેતો હોય તે પ્રતીવાદીને પકડવા સારૂ સ્માલકાજકોર્ટ વારંટ કાહાડી શકે છે, પણ પોતાની હકુમતની બાહાર અને તેજ દીસ્ત્રીકટમાં રેહેતો હોય તો, તે કોર્ટ વારંટ કાઢી શકતી નથી. ઈ. લા. રી. ૨ મું. પાનું. ૫૬૯.

જીલ્લા જડજને બજાવણીનું કામ તાબાની કોર્ટમાં ટ્રાન્સફર કરવાનો અખત્યાર નથી. ઇ. લા. રી. ૧૫ ક. પાનું. ૧૭૭

ઇ. લા. રી. ૯ અ. પાનું. ૧૮૦ નો ઠરાવ કલમ ૨૫ નીચેની ટીકામાં છે, તે જુઓ.
ઇ. લા. રી. ૧૦ અ. પાનું. ૯૭ નો ઠરાવ આ કાયદાની કલમ ૩૭૨ નીચેની ટીકામાંછે, તે જુઓ.
ઇ. લા. રી. ૧૦ અ. પાનું. ૭૧ નો ઠરાવ કલમ ૩૭૩ નીચેની ટીકામાં છે, તે જુઓ.
ઇ. લા. રી. ૧૦ અ. પાનું. ૧૧૯ નો ઠરાવ કલમ ૨૨૨ નીચેની ટીકામાં છે, તે જુઓ.
ઇ. લા. રી. ૧૧ અ. પાનું. ૨૨૮ નો ઠરાવ કલમ ૩૭૫ નીચેની ટીકામાં છે, તે જુઓ.

...દિવાની પ્રોસેસને લાગુ પડે તે નિયમો.

**૬૪૯. કોઈ સખસને પકડવા સારૂ અથવા મિલકતના વેચાણ સારૂ અથવા પઈશા ભરવા સારૂ કોઈ દિવાની કોર્ટ કોઈ દિવાની કામમાં મરજી બતાવે અથવા હુકમ કરે, તે પકડવા સબંધી વેચવા સબંધી અથવા રૂપીયા ભરવા સબંધી ઈનસાફની કોઈ પ્રોસેસ બજાવવામાં, બાબ ૧૯ માં જે નિયમ કહેલા છે તે લાગુ પડશે.**

**એજ બાબમાં 'હુકમનામું કરનારી કોર્ટ' આ અથવા એવાજ અર્થના (બીજા) શબ્દોમાં (આગલા પાછલા સબંધથી બાધ આવતો ન હોય તો) ...હુકમનામું અપીલમાં થયું હોય ત્યારે જે હુકમનામા ઉપર અ... થઈ તે હુકમનામું કરનારી કોર્ટ, આનો સમાવેશ થાય છે; અને બ...નું હુકમનામું કરનારી કોર્ટનું અસ્તીત્વ બંધ થયું હોય, અથવા તે ...બજાવવાની તે કોર્ટની હકુમત બંધ થઈ હોય ત્યારે, જે ફરીયાદમાં હુ...થયેલું તે ફરિયાદ, એ હુકમનામું બજાવવાની દરખાસ્ત કરતી વ... થઈ હોત તો. તેની ચોકશી કરવાની હકુમત જે કોર્ટને હોત તે કોર્ટ, આનો સમાવેશ થાય છે, એમ સમજવું.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

હાયકોર્ટ પોતાનાં અપીલ બાજુનાં હુકમનામાં પોતે સાધારણ રીતે બજાવતા નથી, તોપણ ...આમાં આ હકીકતથી કોઈ રીતે તે કોર્ટને હકુમત છે તેના સબળપણામાં હરકત થતી નથી. ૭ ક. લા. રી. ૭૯ તથા ઈ. લા. રી. ૬ ક. ૨૦૧ જુઓ.

ગીરોની રૂઈએ હુકમનામું કરવામાં આવેલું પણ તે બજાવવાને દરખાસ્ત કરતા પેહેલાં તે મીલકત એક બીજી મુનસફી તરફ મોકલવામાં આવેલી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દરખાસ્ત ગમે તે કોર્ટમાં થઈ શકે છે. ૭ ક. લા. રી. પાનું. ૫૨૧, ઈ. લા. રી. ૬ ક. ૫૧૩.

ઈ. લા. રી. ૧૧ મું. પાનું ૧૫૩ મે વીશ્નુ સખારામ નાગરકર વિ. ક્રીશ્નરાવ મલ્હારના કામનો ઠરાવ છે, તેની મતલબ આ કાયદાની કલમ ૨૩૨ નીચેની ટીકામાં બતાવેલી છે, તે જુઓ.

સાક્ષીઓવિશે લાગુ પાડવાના નિયમ.

**૬૫૦. આ કાયદા પ્રમાણે કોઈ કામમાં જે સખસોને સાહેદી પુરવાનું અથવા દસ્તાવેજો હાજર કરવાનું કેહેવામાં આવે તે તમામ સખસોને બાબ ૧૪ અને ૧૫ માં સાક્ષીઓ વિશે જે ઠરાવો છે, તે લાગુ પડશે.**

**ટીકા**—આ કલમ નવી છે.

પરરાજ્યના સમન બજાવવાનું.

**૬૫૦. अ. બ્રિટિશ ઈંડિયાની હદ બહારની કોઈ પણ દિવાની કે મુલકી કોર્ટે કાઢેલા સમન, બ્રિટિશ ઈંડિયામાંની કોર્ટમાં મોકલવાનો અને બ્રિટીશ ઈંડિયાની કોર્ટે કાઢેલા સમન પ્રમાણે તે સમન બજાવવાનો અખત્યાર છે, પણ એવું ઠરાવ્યું છે કે, એવા સમન કાઢનારી કોર્ટો ગવરનર જનરલ ઈન કાઉન્સીલના હુકમથી સ્થાપેલી અથવા ચાલુ રાખેલી હોવી જોઈએ, અથવા ગવરનર જનરલ ઇન કાંઉન્સીલે ઈંડીયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ કલમના ઠરાવ સદરહુ પ્રકારની કોર્ટોને લાગુ છે, એમ જણાવવું જોઇએ.**

**આ કલમ પ્રમાણે કરેલું કોઈ જાહેરનામું તેવાજ બીજા જાહેરનામાથી રદ કરવાને ગવરનર જનરલ ઈનકાંઉસીલ મુખત્યાર છે. પરંતુ તે રદ કર્યા ઉપરથી રદ કર્યા અગાઉ બજેલા કોઇ સમનની બજાવણી ગેરકાયદેસર ગણાશે નહીં.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

આ કાયદા પ્રમાણે અથવા દિવાની પ્રોસેસની રૂઈએ પકડવામાંસામો થાય અથવાપેરામાંથી નાશી જાયતોશીક્ષા.

**૬૫૧. આ કાયદા ઉપરથી અથવા કોઈ પણ દિવાની કે મુલકી કોર્ટના વારંટ ઉપરથી કાયદાસર રીતે પોતાને પકડવા દેવામાં કોઈ સખસ સામો થાય અથવા ગેરકાયદેસર રીતે અટકાવ કરે, અથવા આ કાયદા પ્રમાણે કે તે વારંટ પ્રમાણે કાયદાસર રીતે તેને જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી તે નાશી જાય અથવા નાશી જવાનો પ્રયત્ન કરે તો, માજીસ્ટ્રેટની રૂબરૂ ગુન્હેગાર ઠરે એટલે, તેને છ મહિનાની મુદત પર્યંત કેદની શિક્ષા અથવા ૧૦૦૦ રૂપીયા સુધી દંડની શિક્ષા અથવા તે બંને શિક્ષા કરવામાં આવશે.**

**ટીકા**—આ કલમ નવી છે. તે હાયકોર્ટ તથા જીલ્લા અંદરની સ્માલકાજકોર્ટોને લાગુ છે.

કાયદેસર પેરામાંથી નાશી ગયા બાબત આ કલમ પ્રમાણે જે સખસ ગુન્હેગાર ઠરેલો હોય તેને એક માસ કરતાં વધારે શીક્ષા કરવામાં આવેલી ના હોય તો, અપીલ કરી શકે કે નહી એ એક સવાલ છે. ઈ લા. રી. ૬ અ. પાનું. ૩૧૮.

ઈ. લા. રી. ૪ અ. પાનું. ૨૭ નો ફેંસલો જુઓ.

આ કલમ સન ૧૮૮૬ ના આકટ ૧૦ માની કલમ ૨૪ થી રદ કરેલી છે, અને

તે સન ૧૮૮૬ ના આક્ટ ૧૦ માં હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૨૫ બ. ઠરાવેલી છે, તેમાં શીક્ષા ઠરાવેલી છે.

કામ ચલાવવાની રીતનાપેટા નિયમ કરવાનો અખત્યાર.

૬૫૨. હાયકોર્ટનું પોતાનું કામ ચલાવવાની રીતને લગતી અથવા હાયકોર્ટની દેખરેખ નીચેની દિવાની ન્યાયાધિકારી કોર્ટોમાં કામ ચલાવવાની રીતને લગતી કોઈ બાબત નિયમસર કરવા સારૂ આ કાયદાને અનુસરતા નિયમ વખતે વખતે કરવાને હાયકોર્ટ મુખત્યાર છે, અને તે નિયમ સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવા, અને તે પ્રસિદ્ધ થાય એટલે કાયદા જેટલા તે બળવાન ગણવા.

વિકટોરિયા રાણીની કારકિર્દીના ૨૪ મા તથા ૨૫ મા વર્ષમા મંજુર કરેલા કાયદાના ચાપ્ટર ૧૦૪ (હિંદુસ્તાનમાં હાયકોર્ટ આફ જયુડિકેચરો સ્થાપવા બાબતના આકટ) મુજબ નહિ સ્થપાયલી હાયકોર્ટ, સ્થાનિક સરકારની પ્રથમ મંજુરી મેળવીને વખતે વખતે, કામ ચલાવવાની રીત શિવાય બીજી હરકોઇ બાબતના સબંધમાં હેઠળ લખેલા નિયમ એટલે, તે કાયદાની કલમ ૧૫ પ્રમાણે સદરહુ પ્રમાણે સ્થપાયેલી કોઇ હાયકોર્ટ સદરહુ પ્રકારની કોઇ બાબતમાં ઇલાકાના મુખ્ય શેહેરની હદમાં નહી હોય એવા પોતાની હકુમત નિચેના મુલકના કોઈ ભાગને સારૂ કરી શકે, તેવા કોઈ પણ નિયમ કરવા મુખત્યાર છે. કામ ચલાવવાની રીતને લગતી બાબતોનું નિયમન કરવા સારૂ આ કલમ પ્રમાણે કરેલા તથા પ્રસિદ્ધ થયેલા નિયમ પ્રમાણેજ સદરહુ નિયમ પ્રસિદ્ધ કરવા, અને તે ઉપરથી તેમને એજ નિયમ જેટલા બળવાન ગણવા.

હુકમનામાના દેણદારને મંદવાડના સબબથી છોડી મુકવો તે.

૬૫૩. (૧) આ કાયદા મુજબ પકડવાનું વારંટ કાઢયું હોય ત્યાર પછી કોઈ પણ વખતે, જે માણસ ઉપર સદરહુ વારંટ નિકળ્યું હોય તે માણસની ભારે મંદવાડના સબબથી કોર્ટ તે રદ કરવાને મુખત્યાર છે.

(૨) આ કાયદા મુજબ હુકમનામાનો દેણદાર પકડવામાં આવ્યો હોય, ત્યારે કેદ ભોગવવા સારૂ તે સારી તંદુરસ્તીવાળો નથી એમ કોર્ટનો અભિપ્રાય થાય તો, સદરહુ કોર્ટ તેને છોડી મુકવા મુખત્યાર છે.

(૩) જ્યારે હુકમનામાના દેણદારને તુરંગમાં મોકલવામાં આવ્યો હોય ત્યારે તેને—

(અ). ઉડતો અથવા ચેપીરોગ થયો છે એ સબબથી સ્થાનીક સરકારને, અથવા

(બ). કંઇ પણ ભારે મંદવાડ હોવાના સબબથી કેદમાં મોકલનાર કોર્ટને અથવા જે કોઈ પણ કોર્ટના તાબામાં સદરહુ કોર્ટ હોય, તે કોર્ટને તુરંગમાંથી છોડી દેવાનો અધિકાર છે.

(૪) આ કલમ પ્રમાણે છોડી મુકેલા હુકમનામાના દેણદારને ફરીથી પકડવાનો અધિકાર છે, પરંતુ તેને કેદમાં રાખવાની એકંદર મુદત કલમ ૩૪૨ અથવા ૪૮૧ માં, જેમ હોય તેમ ઠરાવેલી છે, તે કરતાં વધી જવી નહી જોઈએ.

ટીકા—આ કલમ નવી છે.

# પરીશીષ્ટ પેહેલું.

(કલમ ૩ જુઓ.)

## આકટો રદ્દ કર્‍યા તે.

| નંબર તથા વર્ષ. | વિષય અથવા સરનામું. | કેટલો રદ્દ કર્યો તે. |
|---|---|---|
| સન ૧૮૭૭ નો ૧૦ મો. | દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો. | પેહેલાં રદ્દ થયો ન હોય તેટલો. |
| સન ૧૮૭૯ નો ૧૨ મો. | સન ૧૮૭૭ નો આકટ ૧૦ મો, વગેરે આકટ સુધારવાનો આકટ. | ૧ થી ૧૦૩ (બંને સુધાંતની) કલમો. |
| સન ૧૮૮૦ નો ૭ મો. | મરચંટ શિપિંગ (વ્યાપારીઓના વાંહાણ સબંધી) | પંચાશીમી કલમ. |

# પરિશિષ્ટ બીજું.

(કલમ ૫ જુઓ.)

## મુફસીલની સ્મોલકાજકોર્ટોને આ કાયદાના બાબો અને કલમો લાગુપડે છે તે.

પ્રારંભનો વિષય: કલમ ૧, ૨, ૩ અને ૫.

બાબ ૧ લો—કોર્ટોની હકુમત અને નિર્ણીત વાત વિશે, કલમ ૧૧ તથા ૧૪ મી કલમના છેલ્લા પારેગ્રાફ શિવાયનો.

બાબ ૨ જો.—ફરિયાદ કરવાના ઠેકાણા વિશે, પણ કલમ ૨૦ પારેગ્રાફ ૪ તથા કલમ ૨૨ થી ૨૪ સુધી (બને સુધાંત) એ શિવાયનો.

બાબ ૩ જો—પક્ષકાર અને તેમનું હાજર થવું, તેમની અરજો, અને તેમણે કરવાનાં કામ, એ વિશે.

બાબ ૪ થો.—ફરિયાદ તઈયાર કરવા વિશે, કલમ ૪૨ અને કલમ ૪૪, નિયમ अ. એ શિવાયનો.

બાબ ૫ મો.—ફરિયાદો માંડવા વિશે.

બાબ ૬ ઠો.—સમન કાઢવા વિશે તથા પોંહોચાડવા વિશે, કલમ ૭૭ શિવાય.

બાબ ૭ મો.—પક્ષકારોએ હાજર થવા વિશે અને ન હાજર થવાના પરીણામ વિશે.

બાબ ૮ મો.—લેખી કેફિયતો તથા સામા દાવા વિશે.

બાબ ૯ મો.—કોર્ટે પક્ષકારોની જબાની લેવા વિશે, કલમ ૧૧૯ શિવાય.

બાબ ૧૦ મો.—દસ્તાવેજોની શોધ લગાડવા, તે કબુલ કરવા, વિગેરે વિશે.

બાબ ૧૨ મો.—કલમ ૧૫૫ નો પારેગ્રાફ ૧ લો, બેમાંથી એક પક્ષકાર પોતાનો પુરાવો હાજર ન કરે તો, ફેંસલો કરવો.

બાબ ૧૩ મો.—મુલત્વી રાખવા વિશે.

બાબ ૧૪ મો.—સાક્ષીઓને સમન કરવા વિશે તથા તેમને હાજર રેહેવા વિશે.

બાબ ૧૫ મો.—ફરીયાદની સુનાવણી તથા સાક્ષીઓની જબાની લેવા વિશે, ૧૮૨ થી ૧૮૮ (બંને સુધાંત) સુધીની કલમો શિવાય.

બાબ ૧૬ મો.—સોગનનામા (આફીડેવીટ) વિશે.

બાબ ૧૭ મો.—ફેંસલા તથા હુકમનામા વિશે. ૨૦૪, ૨૦૭, ૨૧૧, ૨૧૨, ૨૧૩, ૨૧૪, અને ૨૧૫ એ કલમો શિવાય.

બાબ ૧૮ મો.—ખરચ વિશે કલમો ૨૨૦, ૨૨૧, તથા ૨૨૨.

બાબ ૧૯ મો.—હુકમનામા બજાવવા વિશે, કલમ ૨૨૩ થી ૨૩૬ સુધી (બને સુધાંત). ૨૩૯ થી ૨૫૮ (બને સુધાંત), ૨૫૯, (વહુ તાબે લેવા વિશે જે કહેલું છે તે શિવાયનો બાકીનો ભાગ), ૨૬૬ (સ્થાવર મિલકત સબંધી જેટલું છે તે શિવાયનો બાકીનો ભાગ) ૨૬૭ થી ૨૭૨ સુધી (બને સુધાંત), ૨૭૩ (જંગમ મિલકતના હુકમનામા વિશે કહેલું છે તેટલા પુરતો ભાગ), ૨૭૫ થી ૨૮૩ સુધી (બને સુધાંત), ૨૮૪, (જંગમ મિલકત વિશે કહેલું છે તેટલા પુરતો ભાગ,)૨૮૫, ૨૮૬ ૨૮૭, ૨૮૮, ૨૮૯, ૨૯૦ (જંગમ મિલકત વિશે કહેલું છે તેટલા પુરતો ભાગ) ૨૯૧, ૨૯૨, ૨૯૩(કલમ ૨૯૭ પ્રમાણે ફરી વેચાણ વિશે કહેલું છે તેટલા પુરતો ભાગ), ૨૯૪, ૩૦૩ સુધી (બને સુધાંત) ૩૧૮ થી ૩૩૩ સુધી (બને સુધાંત, જંગમ મિલકત સબંધી જેટલું કહેલું છે તેટલા પુરતો ભાગ),૩૩૬ થી ૩૪૩ સુધી(બને સુધાંત )

બાબ ૨૦ મો.—કલમ ૩૬૦, નાદારી બાબતની હકુમત કેટલીક કોર્ટને આપવાનો અખત્યાર.

બાબ ૨૧ મો.—પક્ષકારોનાં મરણ, લગ્ન અને તેમની નાદારી વિશે.

બાબ ૨૨ મો.—ફરીયાદો કાઢી લેવા તથા માંડી વાળવા વિશે.

બાબ ૨૩ મો.—કોર્ટમાં ભરણું કરવા વિશે.

બાબ ૨૪ મો.—ખરચને વાસ્તે જામીન માગવા વિશે.

બાબ ૨૫ મો.—કમીશન વિશે, કલમ ૩૯૬ શીવાય.

બાબ ૨૬ મો.—નાદારોએ કરવાની ફરીયાદો વિશે.

બાબ ૨૭ મો.—સરકાર અથવા સરકારી નોકરો કરે તે તથા તેમના ઉપર થાય તે ફરીયાદો.

બાબ ૨૮ મો.—પરરાજ્યના લોકો કરે તે ફરીયાદો, તથા દેશી અને પરદેશી રાજકર્ત્તાઓ કરે તે અને તેમના ઉપર કરવામાં આવે તે ફરીયાદો.

બાબ ૨૯ મો.—કારપોરેશન અને કંપનીઓ કરે તે તથા તેમના ઉપર કરવામાં આવે તે ફરીયાદો.

બાબ ૩૦ મો.—ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનાર તથા મૈયતની મિલકતના વહિવટ કરનાર કરે તે તથા તેમના ઉપર કરવામાં આવે તે ફરીયાદો.

બાબ ૩૧ મો.—સગીર અને દિવાના એઓની તરફથી અને તેમના ઉપરની ફરીયાદો.

બાબ ૩૨ મો.—લશ્કરી માણસોએ તથા તે માણસો ઉપર કરવાની ફરીયાદો.

બાબ ૩૩ મો.—ઈન્ટરપ્લીડર.

બાબ ૩૪ મો.—ફેંસલો થતાં પેહેલાં પકડવા તથા જપ્તી કરવા વિશે, સ્થાવર મિલકત સબંધી ન હોય તેટલો ભાગ.

બાબ ૩૬ મો.—વસુલદારની નિમણુંક.

બાબ ૩૭ મો.—લવાદીપર સોંપવા વિશે.

બાબ ૩૮ મો.—પક્ષકારોના કરારનામા ઉપરથી ચલાવવાના કામ વિશે.

બાબ ૪૬ મો.—હાઈકોર્ટને હકીકત લખી મોકલવા વિશે તથા હાઈકોર્ટે તપાસણી કરવા વિશે.

બાબ ૪૭ મો.—ફેંસલાની ફરીતપાસ વિશે, કલમો ૬૨૩, ૬૨૬ તથા ૬૩૦.

બાબ ૪૯ મો.—પરચુરણ.

# પરિશિષ્ટ ૩ જું.

( કલમ ૭ જુઓ. )

મુંબાઈના આક્ટ અને કાયદાઓ.

મુંબાઈનો સન ૧૮૨૭ નો રેગ્યુલેશન ૨૯ મો.

" ૧૮૩૦ નો " ૭ મો.

" ૧૮૩૧ નો " ૧ લો.

" ૧૮૩૧ નો " ૧૬ મો.

સન ૧૮૩૫ નો. આક્ટ ૧૯ મો.

સન ૧૮૪૨ નો. આક્ટ ૧૩ મો.

# પરિશિષ્ટ ૪ થું.

( કલમ ૬૪૪ જુઓ. )

## ફરીયાદઅરજી, ફેરીયત, સમન, વગેરે મુદ્દા પહેલાંના કાગળ ( પ્લીડીંગ્સ )ના તથા હુકમનામાના નમુના.

અ.—ભાગ ૧ લો.—ફરીયાદ અરજીઓ.

**નંબર. ૧.**

ધીરેલા પઈસા વિશે.

ના ની કોર્ટમાં

દિવાની ફરિયાદ નંબર.

. अ. ब. રહેનાર

વિરૂદ્ધ.

क. ड. રહેનાર

હું, अ. ब. ઉપર કહેલો વાદી જાણાવું છું કે:—

૧ માં, તારીખ માહે સન ૧૮

રોજ મેં રૂ. પ્રતીવાદીને ધીર્યા તે માગુ ત્યારે (અથવા તારીખ સન

રોજ) પાછા આપવાના હતા.

૨. પ્રતીવાદીએ તારીખ માહે સન રોજ રૂ. આપ્યા છે

ને શિવાય તેણે કાંઈ આપ્યું નથી.

(મુદતનો કોઈ કાયદો લાગુ કરવાની માફી વાદી માગતો હોય તો લખવું કે:

૩. તારીખ સન થી તારીખ માહે સન સુધી હું વાદી ન્હાની ઉમરનો (અથવા દિવાનો) હતો.)

૪. તારીખ માહે સન થી દર શેંકડે ટકા પ્રમાણે વ્યાજ સહિત રૂ. નો ફૈસલો મળવા વિષે મારી અરજ છે.

(ટીપ. કરજ ક્યારે પાછું આપવાનું હતું તે લખવાનો હેતુ એ છે કે તેથી વ્યાજ ગણવાની તારીખ મુકરરે થાય. માટે જો વ્યાજ ન માગ્યું હોય તો,તે મજકુર કમી કરી શકાય.)

---

## નંબર. ૨.

વાદીને વાસ્તે મળેલા પૈસા વિશે.

( મથાળુ: )

અમે, **अ, व.** અને **ग. ह.** ઉપર કહેલા વાદીઓ જણાવીએ છીએ કે:—

૧. માં, તારીખ માહે સન રોજ એક **फ. इ.** પાસેથી અમારે માટે રૂ. (અથવા બ્યાંક ઉપરનો રૂ. નો ચેક) પ્રતિવાદીએ લીધા.

૨. પ્રતિવાદીએ તે પ્રમાણે તે રૂપીયા આપ્યા નથી (અથવા ચેક આપ્યો નથી.)

૩. તારીખ માહે સન થી દર સેંકડે ટકા પ્રમાણે વ્યાજ સહિત રૂ. નો ફૈસલો મળવા વિશે અમારી અરજ છે.

---

## નંબર. ૩.

આડતિયાએ વેચેલા માલની કીમત બદલ.

( મથાળું. )

હું, **अ. व.** ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મેં અને ભાગ્યત **इ. फ.** એ પ્રતિવાદીને કમીશનથી વેચવા સારૂ (લોટનાં એક હજાર પીપ, પાંચસે મણ ચોખા અથવા જે હોય તે) આપ્યું.

૨. તારીખ માહે સન ૧૮ રોજ (અથવા તારીખ માહે સન ૧૮ પહેલાં જે દિવસ હું જાણતો નથી તેવે કોઈ દિવસે) પ્રતિવાદીએ તે માલ રૂ. માટે વેચ્યો.

૩. તે વેચવાનું પ્રતિવાદીનું ખરચ અને કમીશન મળીને રૂ. થાય છે.

૪. સદરહુ માલનું જે ઉપજ્યું હોય તે તારીખ માહે સન ૧૮ રોજ મેં પ્રતિવાદી પાસે માગ્યું.

૫. પ્રતિવાદીએ તે આપ્યું નથી.

( ફૈસલો માગવો. )

## નંબર. ૪.

### વાદીની હકીકતની ચુકને લીધે પ્રતીવાદીને મળેલા પૈસા વિશે.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ આને તોલા પ્રમાણે શુધ્ધ રૂપાના પાસલા મેં ખરીદ કરવાનો અને પ્રતીવાદીએ વેચવાનો કરાર કર્યો.

૨. મેં એક इ. फ. પાસે તે પાસલાની પરીક્ષા કરાવી, તે પરીક્ષા બદલ પ્રતીવાદીએ તેને પઈશા આપ્યા; અને સદરહુ इ. फ. એ એવું કહ્યું કે તે પાસલામાંનો દરેક ૧૫૦૦ તોલા શુધ્ધ રૂપાનો છે, અને તેથી કરીને મેં આનાના દર પ્રમાણે રૂ. પ્રતીવાદીને આપ્યા.

૩. તે પાસલામાંના દરેક પાસલામાં માત્ર ૧૨૦૦ તોલા શુધ્ધ રૂપુ હતું.

૪. આ રીતે વધારે અપાએલી કીમતની રકમ પ્રતીવાદીએ પાછી આપી નથી.

( ફેંસલો માગવો. )

(ટીપ:—પૈસા પાછા લેવાની માગણીની જરૂર નથી, પરંતુ તે ન માગે તો તેથી વ્યાજ અથવા ખરચની બાબતમાં અડચણ પડે)

---

## નંબર. ૫.

### પ્રતીવાદીના કહેવાથી ત્રીજા સખસને આપેલા પઈશા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતીવાદીના કહેવાથી (અથવા તેના હુકમથી) મેં એક इ. फ. ને રૂ. આપ્યા.

૨. તેને માટે પ્રતીવાદીએ હું માગું ત્યારે (અથવા જે હોય તે) તે રકમ મને પાછી આપવાનું વચન આપ્યું છે (અથવા તે બંધાયો છે.)

૩. (તારીખ સન ૧૮ રોજ મેં તે રકમ પ્રતીવાદી પાસે માગી પણ) તેણે તે આપી નથી.

( ફેંસલો માગવો. )

(ટીપ:—પ્રતીવાદીનું કહેવું અથવા તેનો હુકમ ગર્ભિત હોય તો જે હકીકતોથી તે પ્રમાણે ગર્ભિત નિકળતું હોય તે હકીકતો ફરીયાદ અરજીમાં લખવી.)

---

## નંબર. ૬.

### મુકરર કીમતે માલ વેચીને સ્વાધીન કર્યો હોય તે બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧ માં, તારીખ માહે સન ૧૮ રોજ ના રહેનાર મેં પત ड. फ. એ પ્રતિવાદીને ( જો પીપ લોટનાં, અથવા આ સાથે જોડેલી યાદમાં કહેલો સામાન, અથવા પરચુરણ સામાન) વેચીને સ્વાધીન કરયો.

૨. તે માલ બદલ તે સ્વાધીન કરવામાં આવે એટલે ( અથવા તારીખ માહે સન રોજ ફરિયાદ દાખલ કરવા પહેલાંનો કોઈ દિવશ) રૂ. આ પવાનું પ્રતિવાદીએ વચન આપ્યું.

૩. તેણે તે રકમ આપી નથી.

૪. સદરહુ ड. फ. એ પોતાની હયાતીમાં પોતાનું મ્રુત્યુપત્ર કરયુ છે તેમાં તેણે મને તે મ્રુત્યુપત્ર ચલાવનાર નિમ્યો છે.

૫. તારીખ સન ૧૮૭ રોજ સદરહુ ड. फ. મરણ પામ્યો.

૬. તારીખ સન ૧૮ રોજ ની કોર્ટે તે મ્રુત્યુ પત્રનું પ્રોબેટ મને આપેલું છે.

૭. તે પ્રમાણે મ્રુત્યુપત્ર ચલાવનાર તરીકે હું વાદી

( ફેંસલો માગવો. )

(ટીપઃ—પઇસા આપવાની તારીખ મુકરર કરી હોય તો, વ્યાજ કેઈ તારીખથી જાણવું તે જણાવવા માટે તે તારીખ લખવી.)

---

## નંબર. ૭.

વ્યાજબી કિમતે માલ વેચીને સ્વાધીન કરયો હોય તે બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ(ઘર શાણગારનો પરચુરણ સામાન) મેં પ્રતિવાદીને વેચ્યો અને સ્વાધીન કરયો પણ કિમત વિશે કાંઈ સ્પષ્ટ કરાર કરવામાં આવેલો નથી.

૨. તે સામાનની વ્યાજબી કીમત રૂ. હતી.

૩. પ્રતિવાદીએ તે આપી નથી.

( ફેંસલો માગવો. )

(ટીપઃ—માલની વ્યાજબી કિમત હોય તે આપવાનું કાયદામાં ગર્ભિત વચન માનેલું છે.)

---

## નંબર. ૮.

પ્રતિવાદીના કહેવાથી મુકરર કિમતે ત્રીજા સખસને સ્વાધીન કરેલા માલ વિશે.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મેં

પ્રતિવાદીને (લોટના સો પીપ) વેચ્યા અને પ્રતિવાદીના કેહેવાથી તે કાઈ इ. फ. ને સ્વાધિન કર્યાં.

૨. તે બદ્દલ રૂ. આપવાને પ્રતિવાદીએ મને વચન આપ્યું છે.

૩. તેણે તે રકમ આપી નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૯.

પ્રતિવાદી જેનું મ્રત્યુપત્ર ચલાવનાર છે તેના કુટંબને તેના મુદ્દામ કહ્યા વગર વ્યાજબી કિમતે જરૂરીયાત વસ્તુઓ આપી હોય તે બદ્દલ.

( મથાળું. )

હું, अ. व. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મૈયત જેમ્સ જોન્સની સ્ત્રીને (મેરી જોન્સને) તે સ્ત્રીના કેહેવાથી (અન્ન વસ્ત્રને) પરચુરણ સામાન પુરો પાડ્યો છે, પણ કિમત વિશે સ્પષ્ટ કરાર થયો નથી.

૨. તે સામાન તેને વાસ્તે જરૂરીયાત હતો.

૩. તેની વ્યાજબી કિમત રૂ. હતી.

૪. સદરહુ જેમ્સ જોન્સે તે આપવાની ના કહી.

૫. તે જેમ્સ જોન્સના છેલ્લા મ્રત્યુપત્રનો ચલાવનાર પ્રતિવાદી છે.

(ફેંસલો માગવો. )

---

## નંબર. ૧૦.

મુકરર કિમતે વેચેલા માલ વિશે.

( મથાળું. )

હું, अ. व. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ ના રેહેનાર મર્હુમ इ. फ. ને ( માંના મારા ખેતરનો તે વખતે ઉગેલો તમામ પાક) મેં વેચ્યો છે.

૨. તે બદ્દલ મને રૂ. આપવાનું સદરહુ इ. फ. એ વચન આપ્યું છે.

૩. તેણે તે રૂપીયા આપ્યા નહી.

૪. પ્રતિવાદી સદરહુ इ. फ. ની ઈસ્ટેટનો વહિવટ કરનારો છે.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૧૧.

વ્યાજબી કિમતે વેચેલા માલ વિશે.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ ના રહેનાર इ. फ. એ પ્રતિવાદીને ( માંના પોતાના બાગમાં ઉગેલાં બધાં ફળ) વેચ્યાં, પણ કિંમત વિશે સ્પષ્ટ કરાર થયો નથી.

૨. તે ફળની વ્યાજબી કીંમત રૂ. હતી.

૩. પ્રતિવાદીએ તે રૂપીયા આપ્યા નથી.

૪. કોર્ટ મુલ્કમની ન્યાયાધિકારી હાઈકોર્ટે તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ इ. फ. દિવાનો છે એવો યોગ્ય રીતે ઠરાવ કર્યો છે, અને તેની ઈસ્ટેટનો વહિવટ કરવાનો સાધારણ અધિકાર આપીને મને તે ઈસ્ટેટનો રક્ષક નિમ્યો છે.

૫. તે પ્રમાણે રક્ષક તરીકે હું.

( ફેસલો માગવો. )

(ટીપઃ—દિવાનાની ઈસ્ટેટ હાઈકોર્ટની અમલ સાધારણ હકુમતમાં ન હોય તો ૪ થા તથા ૫ મા પારેગ્રાફને બદલે નીચેના લખવા.)

૪. ની દિવાની કોર્ટે તારીખ માહે સન ૧૮ રોજ, સદરહુ इ. फ. દિવાનો છે અને પોતાનું કામ કાજ ચલાવી શકે તેવો નથી, એવો યોગ્ય રીતે ઠરાવ કરીને મને તેની ઈસ્ટેટનો વહિવટદાર નિમ્યો છે.

૫. તે પ્રમાણે વહિવટદાર તરીકે હું.

( ફેસલો માગવો. )

---

## નંબર. ૧૨.

પ્રતિવાદીના કહેવાથી સામાન બનાવ્યો હોય અને તે કબુલ ન કરે તે વિશે.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ ના રહેનાર इ. फ. એ મારી સાથે એવો કરાર કર્યો કે, મારે તેને સારૂ ( છ ટેબલ અને પચાસ ખુરશીઓ) બનાવવી, અને તે સ્વાધિન કરૂં એટલે તેની કીમતના રૂ. સદરહુ इ. फ. એ આપવા.

૨. સદરહુ સામાન મેં બનાવ્યો અને તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ इ. फ. ને કહ્યું કે તું તે સ્વાધિન લે, અને ત્યારથી તે સામાન સ્વાધિન કરવાને હું તૈયાર અને ખુશી છું.

૩. સદરહુ इ. फ. એ તે સામાન કબુલ કર્યો નથી અથવા તેની કીમત આપી નથી.

૪. કોર્ટ મુલ્કમની ન્યાયાધિકારી હાઈકોર્ટે તારીખ માહે સન ૧૮

શન સદરહુ इ. फ. દિવાનો છે એવો યોગ્ય રીતે ઠરાવ કરીને તેની ઈસ્ટેટનો રક્ષક પ્રતીવાદીને નિમ્યો છે.

૫. મારી અરજ એ છે કે, રૂ. તથા તારીખ માહે સન થી દર વર્ષે દર સેંકડે ટકા પ્રમાણે વ્યાજ, પ્રતિવાદીના હાથમા સદરહુ इ. फ. ની ઈસ્ટેટ છે તેમાંથી આપવાનો ફેસલો કરવો.

---

## નંબર. ૧૩.

લીલામમાં વેચેલો માલ ફરી વેચવાથી જે કમી ઉપજે તે બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ મેં પરચુરણ વેપારની વસ્તુઓ લીલામમાં મુકી, એવી શરતથી કે જે જે માલ ખરીદવામાં આવે તે તેનો ખરીદદાર વેચાણ પછી (દસ) દિવશમા તેની કિમત આપીને લેઈ નહી જાય તો, તે ખરીદદારની વતી તે માલ લીલામમાંથી ફરી વેચવામાં આવશે. આ શરતની પ્રતિવાદીને ખબર હતી.

૨. સદરહુ લીલામમાં પ્રતિવાદીએ (એક ટોપલો માટીનાં વાસણ) રૂ. માટે ખરીદ કરયાં.

૩. તે દિવશે અને ત્યાર પછી (દસ) દિવશ સુધી તે સ્વાધિન કરવાને હું તઈયાર અને ખુશી હતો, અને એ વાતની પ્રતિવાદીને ખબર હતી.

૪. પોતે ખરીદ કરેલો સદરહુ માલ પ્રતિવાદી લેઈ ગયો નહી અને વેચાણ પછી (દસ) દિવશમાં અથવા ત્યાર પછી તેની કિમત આપી નથી.

૫. માં તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ (ટોપલો માટીનાં વાસણ) પ્રતિવાદીની વતી જાહેર લીલામથી રૂ. માટે મેં ફરી વેચ્યાં.

૬. તે ફરી વેચવાને લીધે થએલા ખરચનો આંકડો રૂ. થાય છે.

૭. આ રીતે રૂ. કમી આવ્યા તે પ્રતિવાદીએ આપ્યાં નથી.

(ફેસલો માગવો.)

રકમ ૪ થીની ટીપ:—વેચનારે સ્વાધિન કરવાની કબુલત ન આપી હોય તો, ખરીદદારે તે સામાન જઈને લેઈ આવવો જોઈએ. સન ૧૮૭૨ નો આટક ૯ કલમ ૯૩ જુઓ.

---

## નંબર. ૧૪.

જમીન વેચી હોય તેની ખરીદીની રકમ વિશે.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ

મેં પ્રતિવાદીને (                શેહેરમાંનું નંબર           નું ઘર અને તેને લગતોભાગ અથવા        માં        નામથી ઓળખાતું ખેતર અથવા        ઠેકાણાની વગેરે જમીન) વેચી (અને તેનું ખત લખી આપ્યું.

૨. સદરહુ (ઘર અને તેને લગતો ભાગ અથવા ખેતર અથવા જમીન) બદલ મને રૂ.              આપવાને પ્રતિવાદીએ વચન આપ્યું

૩. તેણે તે રકમ આપી નથી.

( ફેંસલો માગવો. )

(ટીપ—ખરેખરૂં ખરીદી ખત ન કર્યું હોય તો, રકમ ૧ લીમાં એમ લખવું કે "ઘર વગેરે પ્રતિવાદીને વેચ્યું અને તેનો તેને કબજો આપ્યો."

---

## નંબર. ૧૫.

સ્થાવર મિલકત વેચવાનો કરાર કર્યો હોય પણ ખરીદી ખત લખી આપ્યું ન હોય ત્યારે તે ખરીદીની રકમ લેવા વિશે.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧.              માં, તારીખ        માહે              સન ૧૮        રોજ મેં અને પ્રતિવાદીએ અરસપરસ એવી કબુલાયત કરી કે (          ગામમાંનું ઘર નંબર.              અથવા        માં ૧૦૦ વીઘાં જમીન જેની ચતુઃસીમામાં ઈસ્ટ ઈન્ડીયન રેલનો રસ્તો તથા મારી બીજી જમીનો આવેલી છે તે) રૂ.              માટે મારે પ્રતિવાદીને વેચવી અને પ્રતિવાદીએ મારી પાસેથી ખરીદ કરવી.

૨.              માં, તારીખ        માહે              સન ૧૮ રોજ સદરહુ મિલકતનું જોઈએ તેવું ખરીદી ખત (કન્વેયન્સ) સદરહુ રકમ આપીને લે એમ મેં પ્રતિવાદીને કહ્યું (અથવા તે ખત કરી આપવાને હું તઈયાર અને ખુશી હતો અને તે કરી લે એમ મેં કહ્યું) અને હજી પણ તે કરી આપવાને હું તઈયાર અને ખુશી છું.

૩. પ્રતિવાદીએ તે રકમ આપી નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૧૬.

મુકરર કીમતે કામ કરયા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧              માં, તારીખ        માહે              સન ૧૮ રોજ પ્રતિવાદીએ (મને દરસાલ રૂ.        નો પગાર કરીને કલાર્ક તરીકે નોકર રાખ્યો.)

૨. (સદરહુ) તારીખથી તારીખ        માહે              સન ૧૮

સુધી મેં પ્રતિવાદીના કલાર્ક તરીકે તેની નોકરી કરી છે.

૩. પ્રતિવાદીએ સદરહું પગાર આપ્યો નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૧૭.

બ્યાજબી કીમતે કામ કર્યા બદલ.

( મથાળું. )

હું, अ. व. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ અને તારીખ માહે સન ૧૮ ની દરમિયાન, મેં પ્રતિવાદીના કહેવાથી પ્રતિવાદીને સારૂ (ન્હાના પ્રકારનાં ચિત્ર (ડ્રાઇંગ્સ), આકૃતિયો, અને નકસા (ડીઝાઇન) તઇયાર કર્યાં છે) પરંતુ તે કામને વાસ્તે આપવાની રકમ વિશેનો કાંઇ સ્પષ્ટ કરાર થયો નથી.

૨. તે કામ કરવાની બ્યાજબી કિંમત રૂ. હતી.

૩. પ્રતિવાદીએ તે આપેલી નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૧૮.

મુકરર કિમતે સામાન આપીને કામ કર્યું હોય તે બદલ.

( મથાળું. )

હું, अ. व. ઉપર કહેલો વાદી જણાવું છુ કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મેં પ્રતિવાદીને વાસ્તે પ્રતિવાદીના કહ્યાથી ( નામની ચોપડીને સારૂ કાગળ પુરા પાડીને તે ચોપડીને સારૂ કાગળ પુરા પાડીને તે ચોપડીની એક હજાર નકલો છાપીને તે તેને સ્વાધિન કરી.)

૨. પ્રતિવાદીએ તેને માટે રૂ. આપવાનું વચન આપેલું છે.

૩. તેણે તે રકમ આપેલી નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૧૯.

બ્યાજબી કીમતે સામાન આપીને કામ કર્યું હોય તે વિશે.

( મથાળું. )

હું, अ. व. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મેં પ્રતિવાદીને સારૂ પ્રતિવાદીના કહેવાથી ( માં નંબર થી ઓળખાય છે તે ) ઘર બાંધ્યું અને તેને વાસ્તે સામાન પુરો પાડયો, પણ તે સામાન અને કામને વાસ્તે આપવાની મત વિશેનો કાંઈ સ્પષ્ટ કરાર થયો નથી.

૨. તે સામાન અને કામની વ્યાજબી કીમત રૂ. હતી.

૩. પ્રતિવાદીએ તે આપી નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૨૦.

પટામાં મુકરર કરેલા ભાડા વિશે.

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ મારી સાથે કરાર કરયો તે ઉપર અમારી બન્નેની સહીઓ છે. તેની એક નકલ આ સાથે જોડી છે.

( અથવા તે કરારનો મતલબ લખવો. )

૨. તારીખ માહે સન ૧૮ રોજ પુરા થતા (મહિના) નું ભાડું રૂ. થાય તે પ્રતિવાદીએ આપ્યું નથી.

( ફેંસલો માગવો. )

---

## બીજો નમુનો.

૧. ચોરંગીમાનું ઘર નંબર ૨૭ મેં પ્રતિવાદીને તારીખ માહે સન ૧૮ થી સાત વર્ષની બોલીએ ભાડે આપ્યું. ભાડું દર વર્ષે રૂ. ઠરાવ્યું હતું, અને તે દર ત્રણ માસે ચુકવી આપવાનું હતું.

૨. ત્રિમાસનું ભાડું એટલું છે અને તે આપ્યું નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૨૧.

ભાડું મુકરર ઠરાવીને કબજો તથા ઉપભોગ લીધા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ ( મોહોલ્લાનું ઘર નંબર ( પ્રતીવાદીએ મારી પાસેથી રૂ. ભાડું કરીને ભાડે રાખ્યું, અને ભાડાના રૂપીયા ની પેહેલી તારીખે આપવાના હતા.

૨. તારીખ માહે સન ૧૮ થી તારીખ માહે સન ૧૮ સુધી તે ઘરનો ભાગવટો પ્રતિવાદીએ કરયો.

૩. તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ ભાડું ચઢયું તે પૈકી રૂ. પ્રતિવાદીએ આપ્યા નથી.

( ફેંસલો માગવો. )

## નંબર. ૨૨.

વ્યાજબી ભાડાથી કબજે તથા ઉપભોગ લીધા બદલ.

( મથાળું. )

મઈયત क्ष. य. નું મૃત્યુપત્ર ચલાવનાર હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. પ્રતિવાદીએ સદરહુ क्ष. य. ની રજાથી તારીખ માહે સન ૧૮ થી તારીખ માહે સન ૧૮ પર્યંત ( મેહુલ્લામાંનું ઘર નંબર ) ઉપભોગમાં લીધું અને સદરહુ મકાનના ઉપભોગને બદલે શું આપવું તેનો કંઈ કરાર થયો નથી.

૨. સદરહુ મકાનની સદરહુ મુદત પર્યંત ઉપભોગ કરવાની વ્યાજબી કીમત રૂ. થાય છે.

૩. પ્રતિવાદીએ તે આપ્યા નથી.

૪. હું વાદી ઉપર કહ્યા પ્રમાણે મૃત્યુપત્ર ચલાવનાર તરીકે રૂ. મળવાનો ફેંસલો થવાની અરજ કરૂં છું.

## નંબર. ૨૩.

ખાનપાન કરાવ્યાના તથા ઉતારો આપ્યાના પૈસા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સન ૧૮ થી તારીખ માહે સન ૧૮ પર્યંત પ્રતિવાદીએ મારી રજાથી ( મેહુલ્લાના નંબરવાળા) ઘરની કેટલીક ઓરડીઓનો ભોગવટો કર્યો અને તેના કહેવાથી મેં તેને ખાવાનું, પીવાનું, ખીજમતદાર તથા બીજી જરૂરીયાત વસ્તુઓ પુરી પાડી છે.

૨. તેને બદલે પ્રતિવાદીએ રૂ. ની રકમ આપવાનું વચન આપ્યું છે (અથવા તે ખાનપાન, ખીજમતદારી અને જરૂરીયાત વસ્તુઓને બદલે શું આપવું તેનો કરાર થયો નથી પણ તેની વ્યાજબી કીમત રૂ. હતી. )

૩. પ્રતિવાદીએ તે આપી નથી.

( ફેંસલો માગવો. )

## નંબર. ૨૪.

### માલના નોર (ભાડા) બદલ.

( મથાળું. )

હું, **अ. व.** ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીના કહેવાથી મેં ( પોતાની હોડીથી અથવા બીજા કશાથી ) થી સુધી ( લોટના હજાર પીપ અથવા કેટલોક સામાન) પોંહોચાડયો છે.

૨. પ્રતિવાદીએ તેના નોર બદલ મને (દર પીપે એક રૂપીયા પ્રમાણે ) રૂ. આપવાનું વચન આપ્યું છે (અથવા તે પ્રમાણે પોંહોચાડવાનું શું આપવું તેનો કાંઈ કરાર થયો નથી પણ તે પોંહોચાડવાનું વ્યાજબી નોર રૂ. થાય છે.)

૩. પ્રતિવાદીએ તે આપ્યા નથી.

(ફેંસલો માગવો. )

---

## નંબર. ૨૫.

### મુસાફરીનું ભાડું લેવા બદલ.

( મથાળું. )

હું, **अ. व.** ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સન ૧૮ રોજ, પ્રતિવાદીના કહેવાથી પ્રતિવાદીને હું થી સુધી ( નામના મારા વહાણમાં ) લેઈ ગયો.

૨. પ્રતિવાદીએ તેને બદલે મને રૂ. આપવાનું વચન આપ્યું ( અથવા તે મુસાફરીના ભાડાનું શું આપવું એનો કરાર થયો નથી પણ તે મુસાફરીનું વ્યાજબી ભાડું રૂ. થાય છે. )

૩. પ્રતિવાદીએ તે આપ્યા નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૨૬.

### લવાદના ફેંસલા ઉપરથી.

( મથાળું. )

હું, **अ. व.** ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. મારી અને પ્રતિવાદી વચે ( તેલનાં ૧૦ પીપની કીમત બદલ મારી માગણી હતી તે પ્રતિવાદી આપવાને ના કહેતો હતો ) તે વિશે તકરાર પડવાથી, માં તારીખ માહે સન રોજ મેં અને પ્રતિવાદીએ તે તકરાર **इ. फ.** અને **ग. ह.** ની લવાદી ઉપર સોંપવાનો કરાર કરયો. (અથવા કરાર કરયો તેની એક નકલ આ સાથે જોડી છે. )

૨. સદરહુ લવાદોએ માં તારીખ માહે સન ૧૮ રોજ

એવો નીવાડો કરયો છે કે પ્રતિવાદીએ (મને રૂ. આપવા.)

૩. પ્રતિવાદીએ તે આપ્યા નથી.

(ફેંસલો માગવો.)

( ટીપઃ—લવાદોપર સોંપવાનો કરાર કોર્ટમાં દાખલ થયો ન હોય ત્યાંહાં આ નમુનો લાગુ પડશે. )

---

## નંબર. ૨૭.

પરરાજ્યના ફેંસલા ઉપરથી.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. ના સંસ્થાનમાં ( અથવા રાજ્યમાં ), માં તારીખ માહે સન ૧૮ રોજ તે સંસ્થાનની ( અથવા રાજ્યની ) કોર્ટમાં મારી અને પ્રતિવાદીની વચ્ચે ફરિયાદ ચાલતી હતી તેમાં તે કોર્ટે યોગ્ય રીતે એવો ઠરાવ કરયો છે કે પ્રતિવાદીએ મને રૂ. તથા સદરહુ તારીખથી વ્યાજ આપવું.

૨. પ્રતિવાદીએ તે આપ્યું નથી.

( ફેંસલો માગવો. )

---

## માત્ર પઈસા આપવાના દસ્તાવેજો ઉપરની ફરિયાદઅરજીઓ,

---

## નંબર. ૨૮.

વર્ષાસનના લેખ ઉપરથી.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવુ છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ ખત લખી આપીને મને રૂ. આપવાનો કરાર કર્યો, એવી શરતે કે, જો મારી હયાતી પર્યંત પ્રત્યેક વર્ષમાં તારીખ અને તારીખ એમ છ છ મહીને મને પ્રતિવાદી રૂ. આપે તો તે કરાર રદ સમજવો.

૨. પછીથી, સદરહુ સાલીયાણાના સદરહુ છ માહી હપતા પઈકી હપતાના રૂ. ની રકમ તારીખ માહે સન૧૮૭ રોજ મારી લેહેણી થઈ પણ તે હજી આપી નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૨૯.

લેખ કરી આપનાર ઉપર જેને પઈસા મળવાના હોય તેની ફરિયાદ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન૧૮ રોજ પ્રતિવાદીએ વાયદાચીઠી (પ્રામીશરીનોટ) લખી આપીને તે તારીખથી (દિવસ) પછી રૂ. આપવાનું મને વચન આપ્યું, તે ચીઠીની હાલ મુદત પાકી ચુકી છે.

૨. (તારીખ માહે સન૧૮ રોજ તેણે રૂ. આપ્યા છે તે શિવાય) તેણે તે રકમ આપી નથી.

( ફેંસલો માગવો. )

(ટીપ:—નોટીસ આપ્યા પછી ચીઠીનો અવેજ આપવા જોગ થાય એમ હોય તો, પારેગ્રાફ ૧, ૨, ને બદલે નીચે પ્રમાણે લખવું.)

૧. માં, તારીખ માહે સન૧૮ રોજ પ્રતીવાદીએ વાયદાચીઠી લખી આપીને એવું વચન આપ્યું છે કે, નોટીસ આપ્યા પછી મહીને રૂ. તેણે મને આપવા.

૨. પછીથી મેં પ્રતિવાદીને એવી નોટીસ આપી કે, તે નોટીસ પોંહોંચ્યા પછી મહિનામાં તારે તે રકમ મને આપવી.

૩. રૂપીયા આપવાની સદરહુ મુદત વીતી ગઈ છે પણ પ્રતિવાદીએ તે રકમ આપી નથી.

( કોઇ વિશેષ ઠેકાણે ચીઠીનાં નાણાં આપવાં એમ હોય તો લખવું કે–)

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ વાયદાચીઠી લખી આપીને એવું વચન આપ્યું છે કે, તે તારીખ પછી મહિને રૂ. તેણે મને (મદ્રાસમાં अ. અને કંપનીની આફીસમાં) આપવા, તે મુદત હાલ પાકી ચુકી છે.

૨. સદરહુ ચીઠી ઉપર કહ્યા પ્રમાણે નાણાં લેવાને વાસ્તે (अ. અને કંપનાને ત્યાંહાં) યોગ્ય રીતે બતાવી પણ તેનું ભરણું થયું નથી.

પ્રતિવાદીની લેખી કેફીયત.

ની કોર્ટમાં વિગરે.

હું, क. ड. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. જે ચીઠી ઉપરથી ફરિયાદ કરી છે તે મેં લખી આપી છે, પણ તે વિષે હકીકત એવી છે કે:—હું અને વાદી કેટલાંક વર્ષ સુધી ગળી બનાવવાના કારખાનાના માલીક તરીકે ભાગીદાર હતા; અને અમારી વચ્ચે એવો કરાર થયો હતો કે, પંત્યાળું તોડવું, વાદીએ તે ધંધામાંથી દુર થવું, પંત્યાળાની બધી પુંજી અને જવાબદારી મારે લેવી, અને જવાબદારી બાદ કર્યા પછી જે પુંજી રહે તેમાંના વાદીના ભાગની કિંમત મારે વાદીને આપવી.

૨. આ પ્રમાણે કરાર થવાથી વાદીએ ભાગદારીના ચોપડા જોઈને ભાગદારીની પુંજી અને જવાબદારી કેટલી છે એ તપાસવાનું પોતાને માથે લીધું; અને તે પ્રમાણે તેણે તે ચોપડા જોઈને તપાસ કર્યો, અને તે ઉપરથી વાદીએ મને એમ જણાવ્યું કે, પેઢીની પુંજી રૂ ૧૦૦૦૦ ઉપરાંત છે, અને પેઢીની જવાબદારી રૂ ૩૦૦૦૦ થી ઓછી

છે, પરંતુ ખરી હકીકત જોતાં પેઢીની પુંજી રૂ.૫૦૦૦૦) થી ઓછી અને પેઢીની જવાબદારી તે પુંજીથી ઘણી વધારે છે.

૩. આ કેફીયતના બીજા પારેગ્રાફમાં કહેલી ગેરસમજુતીને લીધે, જેના ઉપરથી હાલ ફરિયાદ કરી છે તે ચીઠી મેં લખી આપી છે, અને તે ચીઠી લખી આપવાનો બીજો કાંઈ મ્હોબદલો ન્હોતો.

---

## નંબર. ૩૦.

પેહેલા શેરાવાળાએ (ઈન્ડારસીએ) લખી આપનાર ઉપર કરવાની ફરિયાદ.

( મથાળું. )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ વાયદાચીઠી લખી આપીને इ. फ. કેહે તેને ( અથવા इ. फ. ને કે તે કેહે તેને ) રૂ. ( તે તારીખ પછી દિવશે ) આપવાનું વચન આપવું તે ચીઠી હાલ પાકી છે.

૨. સદરહુ इ. फ. એ તે ચીઠી મારે નામે શેરા કરી આપી છે.

૩. પ્રતિવાદીએ તેનાં નાણાં આપ્યાં નથી.

( ફેંસલો માગવો.)

---

## નંબર. ૩૧.

પછીના શેરાવાળાએ (ઈન્ડારસીએ) લખી આપનાર ઉપર કરવાની.

( મથાળું. )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. (પાછળના નમુના પ્રમાણે.)

૨. તે ચીઠી इ. फ. એ, ग. ह. એ, અને ए. ज. એ ( અથવા બીજાઓએ ) શેરા કરીને મારે નામે ચઢાવી આપી છે.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૩૨.

પેહેલા શેરાવાળાએ પેહેલો શેરો કરી આપનાર ઉપર કરવાની.

( મથાળું. )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ इ. फ. એ વાયદાચીઠી લખી આપીને પ્રતિવાદીને અથવા તે કેહે તેને તે તારીખ પછી મહિને રૂ. આપવાનું વચન આપ્યું છે, તે ચીઠી હાલ પાકી છે.

૨. પ્રતિવાદીએ તે ચીઠી મને શેરો કરી આપી છે.

૩. તે ચીઠી તારીખ માહે સન ૧૮ રોજ ભરણા સારૂ યોગ્ય રીતે દેખાડવામાં આવી, પણ તેનાં નાણાં મળ્યાં નહી.

( અથવા ન દેખાડી હોય તો દેખાડવાનું માફ થાય એવી હકીકતો લખવી. )

૪. પ્રતીવાદીને તે બાબતની ખબર હતી.

૫. તેણે તેનું ભરણું કરયું નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૩૩.

વિશેષ નામના પાછળના શેરાવાળાએ પેહેલો શેરો કરી આપનાર ઉપર કરવાની

( મથાળું. )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ એક ग. ह. એ, પ્રતિવાદી કેહે તેને ( તે તારીખ પછી દિવસે આપવા એવી), રૂ. ની વાયદાચીઠી લખી આપી છે (અથવા તેણે લખી આપી છે એમ તેના ઉપરથી જણાય છે.) તે વાયદાચીઠી, પ્રતિવાદીએ શેરો કરીને એક इ. फ. ને આપી; અને તે ચીઠી હાલ પાકી ગઈ છે.

૨. તે ચીઠી સદરહુ इ. फ. એ (અને બીજાઓએ) શેરો કરીને મારે નામે ચડાવી આપી છે. (અથવા સદરહુ इ. फ. એ તે મારે નામે કરી આપી છે.)

૩, ૪, ૫. ( પાછળના નમુનામાં ૩, ૪, ૫, છે તે પ્રમાણે.)

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૩૪.

પછીના શેરાવાળાએ તેને પોતાને શેરો કરી આપનાર ઉપર કરવાની.

( મથાળું. )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ એક इ. फ. એ ग. ह. કેહે તેને ( તે તારીખ પછી દિવશે આપવા એવી ) રૂ. ની વાયદાચીઠી લખી આપી છે ( અથવા તેણે લખી આપી છે એમ તેના ઉપરથી જણાય છે. તે વાયદાચીઠી ग. ह. એ શેરો કરીને પ્રતિવાદીને આપી, અને પ્રતિવાદીએ તે શેરો કરીને મને આપી તે હાલ પાકી ગઈ છે.

૨, ૩, ૪, ( નંબર ૩૩ માં છે તે પ્રમાણે.)

( ફેંસલો માગવો. )

## નંબર. ૩૫.

પછીના શેરાવાળાએ દરમ્યાનનો શેરો કરી આપનાર ઉપર કરવાની.

(મથાળું.)

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ એક इ. फ. એ ग. ह. કહે તેને (તે તારીખ પછી દિવશે આપવા એવી રૂ. ની વાયદાચીઠી લખી આપી છે (અથવા તેણે લખી આપી છે એમ તેના ઉપરથી જણાય છે,) તે વાયદાચીઠી સદરહુ ग. ह. એ શેરો કરીને પ્રતિવાદીને આપી, તે પ્રતિવાદીએ (અને બીજાઓએ) શેરો કરીને મારે નામે કરી આપી છે. અને તે ચીઠી હાલ પાકી ગઈ છે.

૨, ૩, ૪ (નંબર ૩૩ માં છે તે પ્રમાણે.)

(ફેંસલો માગવો.)

---

## નંબર. ૩૬.

પછીના શેરાવાળાએ લખી આપનાર અને પેહેલો તથા બીજો શેરો કરી આપનાર ઉપર કરવાની.

ના ની કોર્ટમાં.

દિવાની ફરિયાદ નંબર.

अ. ब. રેહેનાર વિરૂદ્ધ. क. ड. રેહેનાર.

इ. फ. રેહેનાર અને ग. ह. રેહેનાર.

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદી क. ड. એ વાયદાચીઠી લખી આપીને પ્રતિવાદી इ. फ. કહે તેને (તે તારીખ પછી મહિને) રૂ. આપવાનું વચન આપ્યું, તે ચીઠી હાલ પાકી ગઈ છે.

૨. સદરહુ इ. फ. એ તે ચીઠી શેરો કરીને પ્રતિવાદી ग. ह. ને આપી, અને તેણે શેરો કરીને તે મને આપી.

૩. તારીખ માહે સન ૧૮ રોજ તે ચીઠી ભરણું થવા સારૂ સદરહુ क. ड. ને દેખાડી, પરંતુ નાણાં મળ્યાં નહી (અથવા ન દેખાડી હોય તો તે દેખાડવાનું માફ થાય એવી હકીકતો લખવી.)

૪. સદરહુ इ. फ. અને ग. ह. ને તે વિશે ખબર હતી.

૫. તેમણે તેનું ભરણું કરયું નથી.

(ફેંસલો માગવો.)

## નંબર. ૩૭.

લખનારે સિકારનાર ઉપર કરવાની.

( મથાળું. )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મેં બીલ આફ એકસચેંજ લખીને પ્રતિવાદીને કહ્યું કે (તે બીલની તારીખ અથવા દેખાડ પછી દિવસે) રૂ. મને આપવા. તે બીલ હાલ પાકેલું છે.

૨. પ્રતિવાદીએ સદરહુ બીલ શિકારયું. (દેખાડ પછી અમુક મુદતે બીલનાં નાણાં આપવા જેવાં થતાં હોય તો સિકારયાની તારીખ લખવી, નહી તો તેની જરૂર નથી).

૩. તેણે તે નાણાં આપ્યાં નથી.

૪. તેથી કરીને મને તે બીલનો દેખાડ કરવામાં તથા દેખાડ કરવા વિશે, અને નકરામણી નોંધાવવામાં તથા તે નોંધાવવા વિશે, અને તે બીલ પાછું ફરવાને લીધે ખર્ચ થયું છે.

( ફેંસલો માગવો.)

(ટીપ:—બીલનો અવેજ ત્રીજા સખસને આપવાનો હોય તો પારેગ્રાફ ૧, ૨, ૩ ને બદલે એવું લખવું કે–)

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મેં પ્રતિવાદી ઉપર બીલ આફ એકસચેંજ લખીને તેને એવું કહ્યું કે, તે બીલની તારીખ પછી મહિને इ. फ. ને અથવા इ. फ. કહે તેને તમારે રૂ. આપવા. તે બીલ હાલ પાકેલું છે.

૨. મેં સદરહુ બીલ સદરહુ इ. फ. ને તારીખ રોજ આપ્યું.

૩. પ્રતિવાદીએ તે બીલ સિકારયું પણ તેનો અવેજ આપ્યો નથી, તેથી તે મને પાછું મોકલાવ્યું છે.

---

## નંબર. ૩૮.

નાણાધિકારીએ સિકારનાર ઉપર કરવાની.

( મથાળું. )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. इ. फ. એ માં, તારીખ માહે સન ૧૮ રોજ લખેલી (અથવા તેણે લખી છે એમ જેના ઉપરથી જણાય તેવી) હુંડી (બીલ આફ એકસચેંજ) તેના દેખાડ પછી રૂ. પ્રતિવાદીએ મને આપવા એવી હતી. તે હુંડી ( બીલ આફ એકસચેંજ) પ્રતિવાદીએ તારીખ માહે

સન ૧૮     રોજ સિકારી તે હમણાં પાકી છે.

૨. પ્રતિવાદીએ તેનો અવેજ આપ્યો નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૩૯.

પેહેલા શેરાવાળાએ સિકારનાર ઉપર કરવાની.

(મથાળું.)

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. એક इ. फ. એ     માં, તારીખ     માહે     સન ૧૮ રોજ લખેલી ( અથવા તેણે લખી છે એમ જેના ઉપરથી જણાય તેવી ) હુંડી ( બીલ આફ એકસચેન્જ ) તેના દેખાડ પછી રૂ.     ग. ह. કેહે તેને આપવાની હતી, તે હુંડી (બીલ) પ્રતિવાદી તા૦ માહે     સન ૧૮ રોજ શીકારી તે હાલ પાકી છે.

૨. સદરહુ ग. ह. એ તેના ઉપર શેરો કરીને તે મને આપી છે.

૩. પ્રતિવાદીએ તેનો અવેજ ભરયો નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૪૦.

પછીના અપીલવાળાએ શીકારનાર ઉપર કરવાની.

(મથાળું.)

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. (ગયા નમુનામાં કલમ ૧ ના છેડા સુધી છે તે પ્રમાણે).

૨. સદરહુ ग. ह. એ (અને બીજાઓએ) શેરા મારીને તે મારે નામે કરી આપી છે.

૩. પ્રતિવાદીએ તેનો અવેજ આપ્યો નથી.

(ફેંસલો માગવો.)

---

## નંબર. ૪૧.

નકાર્યા બદલ નાણાધિકારીએ લખનાર ઉપર કરવાની.

(મથાળું.)

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧.     માં, તારીખ     માહે     સન ૧૮ રોજ પ્રતિવાદીએ इ. फ. ઉપર હુંડી (બીલ આફ એકસચેન્જ) લખી, તેમાં સદરહુ इ. फ. એ મને (દેખાડ પછી     દિવશે) રૂ.     આપવા એમ હતું.

૨. તારીખ માહે સન ૧૮ રોજ તે હુંડી ( બીલ ) શીકારવા સારૂ સદરહુ इ. फ. ને યોગ્ય રીતે બતાવવામાં આવી.

૩. પ્રતીવાદીને તે વિશે યોગ્ય ખબર હતી.

૪. તેણે તેનો અવેજ આપ્યો નથી.

( ફેંસલો માગવો. )

( ટીપઃ—શીકાર ન કરીને હુંડી ( બીલ ) પાછી કાહાડી હોય તો, તે વિષેની નોટીસ એકદમ આપવી.

---

## નંબર. ૪૨

પેહેલા શેરાવાળાએ પેહેલો શેરો કરી આપનાર ઉપર કરવાની.

( મથાળું. )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. એક इ. फ. એ માં, તારીખ માહે સન ૧૮ રોજ લખેલી ( અથવા તેણે લખી છે એમ જેના ઉપરથી જણાય તેવી ) હુંડી ( બીલ આફ્ એકસચેન્જ ) હતી. તેમાં એમ હતું કે પ્રતીવાદી કેહે તેને તેના દેખાડ પછી ( અથવા તારીખ પછી દિવશે અથવા દર્શની ) રૂ. એક ग, ह. એ આપવા. ( અને સદરહુ ग. ह. એ તારીખ માહે સન ૧૮ રોજ તે શીકારી હતી ) તે હુંડી ( બીલ ) પ્રતિવાદીએ શેરો કરી મને આપી, તે હાલ પાકી ગઈ છે.

૨. તારીખ માહે સન ૧૮ રોજ તે સદરહુ ग. ह. ને અવેજ આપવા સારૂ બતાવી, અને તેણે તે પાછી કાહાડી.

૩. પ્રતિવાદીને તેની યોગ્ય ખબર હતી.

૪. તેણે તેનો અવેજ આપ્યો નથી.

(ફેંસલો માગવો).

---

## નંબર. ૪૩.

વિશેષ નામનીપછીના શેરાવાળાએ પેહેલો શેરો કરી આપનાર ઉપર કરવાની.

(મથાળું)

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે;—

૧. એક ग. ह. એ માં, તારીખ માહે સન ૧૮ રોજ લખેલી ( અથવા તેણે લખી છે એમ જેના ઉપરથી જણાય તેવી હુંડી ( બીલ આફ્ એકસચેન્જ ) હતી, તેમાં એમ હતું કે તે દેખાડયા પછી દિવશે ( અથવા બીજી રીતે જે હોય તે ) રૂ. પ્રતીવાદી કેહે તેને ए. ज. એ આપવા, અને તે સદરહુ ए. ज. એ તારીખ માહે સન ૧૮ રોજ શીકારી ( હકીકત આ

પ્રમાણે ન બની હોય તો આ વાક્ય છોડી દેવું.) પ્રતીવાદીએ તે હુંડી (બીલ) એક इ. फ. ને શેરો કરી આપી, તે હાલ પાકી ચુકી છે.

૨. તે હુંડી ( બીલ ) સદરહુ इ. फ. એ ( અને બીજાઓએ ) શેરો મારીને મને આપી છે.

૩. તારીખ માહે સન ૧૮ રોજ તે સદરહુ ए. ज. ને અવેજ આપવા સારૂ બતાવી, અને તેણે તે પાછી કાઢી.

૩. પ્રતીવાદીને તેની યોગ્ય ખબર હતી.

૪. તેણે તેનો અવેજ આપ્યો નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૪૪.

પછીના શેરાવાળાએ તેને પોતાનો શેરો કરી આપનાર ઉપર કરવાની.

(મથાળું)

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. એક इ. फ. એ માં, તારીખ માહે સન ૧૮ રોજ લખેલી (અથવા તેણે લખી છે એમ જેના ઉપરથી જણાય તેવી ) હુંડી ( બીલ આફ એકસચેંજ ) હતી, તેમાં એમ હતું કે તે દેખાડ્યા પછી દીવશે (અથવા બીજી રીતે જે હોય તે ) રૂ. ए. ज. કહે તેને એક ग. ह. એ આપવા. (તે સદરહુ ग. ह. એ સિકારી ) અને સદરહુ ए. ज. એ શેરો કરીને પ્રતિવાદીને આપી, પ્રતિવાદીએ તે હુંડી ( બીલ ) શેરો કરી મને આપી તે હાલ પાકી ચુકી છે.

૨. તારીખ માહે સન ૧૮ રોજ તે સદરહુ ग. ह. ને અવેજ અપવા સારૂ બતાવી, પણ તેણે પાછી કાઢી.

૩. પ્રતીવાદીને તે વિશે યોગ્ય ખબર હતી.

૪. તેણે તેનો અવેજ આપ્યો નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૪૫.

પછીના શેરાવાળાએ દરમ્યાનનો શેરો કરી આપનાર ઉપર કરવાના.

( મથાળું. )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છુ કેઃ—

૧. એક इ. फ. એ માં, તારીખ માહે સન ૧૮ રોજ લખેલી ( અથવા તેણે લખી છે એમ જેના ઉપરથી જણાય તેવી ) હુંડી ( બીલ આફ એકસચેન્જ ) હતી. તેમાં એમ હતું કે તે દેખાડ્યા પછી દીવશે ( અથવા બીજી રીતે હોય તે ) રૂ. ए. ज. કહે તેને એક ग.,

ह. એ આપવા, ( તે ग. ह. એ સિકારી ) અને સદરહુ ए. ज. એ શેરા કરીને પ્ર-તીવાદીને આપી અને પ્રતીવાદીએ ( તથા બીજાઓએ ) શેરા કરીને તે મને આપી, તે હાલ પાકી ચુકી છે.

૨. તારીખ માહે સન ૧૮ રોજ તે સદરહુ ग. ह. ને અવેજ આપવા સારૂ બતાવી પણ તેણે પાછી કાઢી.

૩. પ્રતીવાદીને તેની યોગ્ય ખબર હતી.

૪. તેણે તે અવેજ આપ્યો નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૪૬.

શેરાવાળાએ લખનાર, સિકારનાર અને શેરા કરીઆપનાર ઉપર કરવા

( મથાળું. )

ના ની કોર્ટમાં.

દિવાની રેગ્યુલર નંબર.

अ. ब. રેહેનાર વિરૂદ્ધ. क. ड. રેહેનાર.

इ. फ. રેહેનાર. અને ग. ह. રેહેનાર.

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતીવાદી क. ड. એ પ્રતીવાદી इ. फ. ઉપર હુંડી ( બીલ આફ એકસચેન્જ ) લખી આપી. તેમાં એમ હતું કે ( તે દેખાડયા પછી દિવશે ) रु. પ્રતીવાદી ग. ह. કહે તેને સદરહુ इ. फ. એ આપવા.

૨. તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ इ. फ. એ તે સિકારી.

૩. સદરહુ ग. ह. એ તે શેરા કરીને મને આપી.

૪. તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ इ. फ. ને તેનો અવેજ આપવા સારૂ તે બતાવી પણ તેણે તે પાછી કાઢી.

૫. બીજા પ્રતીવાદીઓને તે વિશે યોગ્ય ખબર હતી.

૬. તેમણે તે અવેજ આપ્યો નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૪૭.

પરદેશનું બીલ ન સિકાર્યું હોય તેટલા માટે લખનાર ઉપર નાણાધિકારીએ કરવાની.

( મથાળું. )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ હુંડી (બીલ એકસચેન્જ) કલકત્તામાં લખી, તેમાં એમ હતું કે તે દેખાડયા પછી (સાઠ દિવશે) એક इ. फ. એ મને (લંડનમાં) પૌંડ નાણું આપવું.

૨. તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ इ. फ. ને તે સિકારવા સારૂ બતાવી. તે પાછી કાઢી. અને તેથી તે વિશે યોગ્ય રીતે અસમત્તી પ્રોટેસ્ટ દર્શાવી છે.

૩. પ્રતિવાદીને તેની યોગ્ય ખબર હતી.

૪. તેણે તે અવેજ આપ્યો નથી.

(૫. પ્રતિવાદીને અસમત્તી લેખની (પ્રોટેસ્ટની) નોટીસ પોહોંચાડી તે વખતે પૌંડ નાણાની કિંમત રૂ. આના હતી.)

માટે રૂ. તથા તારીખ માહે સન ૧૮ થી વ્યાજ અને બદલાનો (શેંકડે દશ ટકા પ્રમાણે) ફેંસલો પ્રતિવાદી ઉપર કરી આપો એવી મ્હારી અરજ છે.

---

## નંબર. ૪૮.

નાણાધિકારીએ સિકારનાર ઉપર કરવાની.

(મથાળું)

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ એક इ. फ. એ પ્રતિવાદી ઉપર હુંડી (બીલ આફ એકસચેંજ) લખી, તેમાં એમ હતું કે તેની તારીખ પછી (અથવા દેખાડથી દિવશે) રૂ. પ્રતિવાદીએ મને આપવા.

૨. તારીખ સન ૧૮ રોજ પ્રતિવાદીએ તે હુંડી (બીલ) સિકારી

૩. તેણે અવેજ આપ્યો નથી.

(ફેંસલો માગવો.)

---

## નંબર. ૪૯.

સમુદ્રોભદવ સંકટો વિગરેને લીધે વાંહાણને કજા રજા થઈ હોય, ત્યારે દરીયાઈ (મોધમ) વિમાચીઠી ઉપરથી.

( મથાળું. )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. નામના વાંહાણનો નીચે કહ્યા પ્રમાણે નાશ થયો તે વખતે તે વાંહાણનો હું માલેક હતો (અથવા તેમાં મ્હારો હક્ક સંબંધ હતો.)

૨. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીઓને રૂ. આપ્યા (અથવા તે રૂપીયા આપવાનું મેં તે વખતે વચન આપ્યું) તેના બદલામાં પ્રતિવાદીઓએ મને સદરહુ વાંહાણના વીમાની વીમાચીઠી કરી આપી, તેની એક નકલ આ સાથે જોડી છે; (અથવા તે કરારમાં તેમણે એવું વચન આપ્યું છે કે, થી સુધી સદરહુ વાંહાણની આવતી સફરમાં સમુદ્રોદ્ભવ સંકટો નથી. અથવા આગથી અથવા વીમાચીઠીમાં લખેલાં બીજાં કારણોથી તે વાંહાણનો નાશ થાય અથવા તેને ઈજા થાય તો રૂ. પર્યંત મને જે ટોટો અથવા નુકશાન થાય તે બધું નાશ અને હક્ક સબંધ શાબીત થયા પછી દિવશે તેમણે ભરી આપવું.)

૩. સદરહુ વીમાચીઠીમાં કહેલી સફર કરતાં સદરહુ વાંહાણ તારીખ માહે સન ૧૮ રોજ સમુદ્રોદ્ભવ સંકટોથી (અથવા બીજા કારણથી) બીલકુલ નાશ થયું.

૪. તેથી કરીને મને રૂ. નુકશાન થયું.

૫. તારીખ માહે સન ૧૮ રોજ નાશ અને હક્ક સબંધની મેં પ્રતિવાદીઓને શાબીતી આપી, અને સદરહુ વીમાચીઠીમાં મ્હારી તરફની બીજી બધી શરતો યોગ્ય રીતે પાળી છે.

૬. પ્રતિવાદીઓએ સદરહુ નુકશાન આપ્યું નથી.

(ફેંસલો માગવો.)

---

## નંબર. ૫૦.

આગથી નાશ થએલા માલ બદલ:—કિંમત ઠરાવેલી વીમાચીઠી.

(મથાળું.)

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. નામનું વાંહાણ નીચે કહ્યા પ્રમાણે નાશ થયું તે વખતે તે વાંહાણ ઉપર (સો ગાંસડી રૂ હતું.) તેનો માલેક હું હતો (અથવા તેમાં મ્હારો હક્ક સબંધ હતો.)

૨. માં, તારીખ માહે સન ૧૮ રોજ મેં રૂ. આપ્યા (અથવા આપવાનું વચન આપ્યું તેના બદલામાં પ્રતિવાદીએ તે વખતે સદરહુ માલના વીમાની વીમાચીઠી મને કરી આપી. તેની એક નકલ આ સાથે જોડી છે (અથવા તે કરારમાં તેણે એવું વચન આપ્યું છે કે, એ ઠેકાણે સદરહુ માલ કનારે ઉતરયા પેહેલાં આગથી અથવા વીમાચીઠીમાં કહેલાં બીજાં કારણોથી તેનો બીલકુલ નાશ થાય તો તેણે મને રૂ. આપવા; અથવા થોડો ઘણો નાશ થાય તો તેથી મને જે નુકશાન થાય તે આપવું; પરંતુ તે નુકશાન માલની કુલ કીમત ઉપર સેંકડે ટકાથી વધારે હોય તો આપવું.)

૩. સદરહુ વીમાચીઠીમાં કહેલી સફર કરતાં ઠેકાણે તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ માલ આગથી બીલકુલ નાશ થયો અથવા જેવી રીતે હોય તે.

૪ ૫ (ગયા છેલ્લા નમુનાના ૪ થા અને ૫ મા પારેગ્રાફ પ્રમાણે).

(ફેંસલો માગવો.)

## નંબર. ૫૧.

નોર બદલ; વીમાચીઠીમાં કીમત ઠરાવેલી હોય ત્યારે.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. ( ) વહાણને થી સુધી સફર કરવામાં જે નોર મળે તે નોરમાં, તે વહાણ નીચે લખ્યા પ્રમાણે નાશ થયું તે વખતે, મારો હક સબંધ હતો, અને તે વખતે તે વહાણમાં નોરથી પુષ્કળ માલ ચઢાવેલો હતો.

૨. પ્રતિવાદીને રૂ. આપ્યા તેના બદલામાં તેણે માં, તારીખ માહે સન ૧૮ શેને સદરહુ નોર વિશે મને વીમાચીઠી લખી આપી છે. તેની એક નકલ આ સાથે જોડેલી છે (અથવા પ્રથમ પ્રમાણે તેનો ભાવાર્થ લખવો.)

૩. સદરહુ વીમાચીઠીમાં કહેલી સફર કરતાં તારીખ માહે સન ૧૮ રોજ (સમુદ્રની કજા રજા) થી સદરહુ વહાણનો બીલકુલ નાશ થયો.

૪. સદરહુ પ્રમાણે વહાણ નાશ થયું તેથી સદરહુ વહાણ બદલ મને કાંઈ નોર મળયું નથી, તેમ તે સફરમાં વહાણને કાંઈ નોરની પ્રાપ્તી પણ નથી.

૫, ૬. (નમુના ૫૦ માં છે તે પ્રમાણે.)

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૫૨.

વરાડ પ્રમાણે સાધારણ નુકશાન બાબત.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. य. ज्ञ. એ નામના વહાણ ઉપર થી લેઈ જવાને (રૂની સો ગાંસડી) માલ ચઢાવ્યો હતો તેનો, નીચે લખ્યા પ્રમાણે તે નાશ થયો તે વખતે, હું માલેક હતો (અથવા તેમાં મારો હક્ક સંબંધ હતો.)

૨. તારીખ માહે સન ૧૮ રોજ રૂ. (આપવાનું મેં વચન આપ્યું) તેના બદલામાં તે વખતે માં પ્રતીવાદીએ સદરહુ માલની વીમાચીઠી મને લખી આપી. તેની એક નકલ આ સાથે જોડેલી છે (અથવા પ્રથમ પ્રમાણે તેનો ભાવાર્થ લખવો.)

૩. સદરહુ વીમાચીઠીમાં કહેલી સફર કરતાં તારીખ માહે સન ૧૮ રોજ શ્રી. રત્નાગરની કજારજાથી સદરહુ વહાણ એટલું જોખમમાં આવ્યું હતું કે તેથી તેના માસ્તર તથા ખલાસીઓને વહાણનાં દોરડાંઓ અને સામાનનો ઘણો ભાગ દરીયામાં નાંખી દેવાની જરૂર પડી અને તેમણે તે નાંખી દીધો.

૪. તેને લીધે સાધારણ વરાડ પ્રમાણે નુકશાન ( જનરલ આવરેજ લાસ ) ના રૂ. આપવાની મને જરૂર પડી અને મેં તે આપ્યા.

૫. તારીખ માહે સન ૧૮ રોજ મેં થએલા નુકશાનની તથા તેમાં મારા હક સંબંધની શાબીતી પ્રતીવાદીને આપી તથા સદરહુ વીમાચીઠીની મારે પાળવાની બધી શરતો બીજી રીતે બરાબર પાળી.

૬. પ્રતીવાદીએ સદરહુ નુકશાન ભરી આપ્યું નથી.

(ફેંસલો માગવો.)

---

## નંબર. ૫૩.

વરાડ પ્રમાણે ખાસ નુકશાન બાબત.

( મથાળું. )

હું, **अ. व.** ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧, ૨. (પાછળના નમુના પ્રમાણે.)

૩. તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ વહાણ ભર દરીએ હતું તેવામાં સામદ્રનું પાણી તો વહાણમાં પેઠું અને તેથી સદરહુ ( રૂ )ને રૂ. સુધી નુકશાન થયું.

૪, ૫. (ગયા નમુનાના ૫ મા તથા ૬ ઠા પારેગ્રાફ પ્રમાણે..)

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૫૪.

આગની વીમાચીઠી ઉપરથી.

( મથાળું. )

હું, **अ. व.** ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. ( શેહેરમાં મેહેલ્લામાં નંબર થી ઓળખાતું રેહેવાનું ઘર ) નીચે કહ્યા પ્રમાણે આગથી નાશ થયું (અથવા તેને નુકશાન થયું) તે વખતે તેમાં મારો હક સંબંધ હતો (અથવા તેનો હું માલેક હતો.)

૨. પ્રતિવાદીને રૂ. આપ્યા તેના બદલામાં તેણે માં, તારીખ માહે સન ૧૮ રોજ મને સદરહુ (ઘર તથા તેના અંગના ભાગ) બાબત વીમાચીઠી લખી આપી છે. તેની એક નકલ આ સાથે જોડી છે. (અથવા તેનો ભાવાર્થ લખવો.)

૩. તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ (રેહેવાનું ઘર) આગથી બીલકુલ નાશ થયું ( અથવા તેને ઘણું નુકશાન લાગ્યું.)

૪. મને તેથી રૂ. નું નુકશાન થયું.

૫. તારીખ માહે સન ૧૮ રોજ મેં પ્રતિવાદીને મારા સદરહુ નુકશાનની તથા હક સંબંધની શાબીતી આપી અને સદરહુ વીમાચીઠીની મારે પાળવાની બધી શરતો બીજી રીતે બરાબર પાળી.

૬. પ્રતિવાદીએ સદરહુ નુકશાન આપ્યું નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૫૫.

ભાડુ લેવા વિશે જામીન ઉપરની.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ દર વ૫ રૂ. ભાડુ ઠરાવીને અને તે ભાડું (દર મહિને) આપવું એવો કરાર કરીને વર્ષની બોલીએ ( મેહેલામાં નંબરનું ઘર) મારી પાસેથી એક इ. फ. એ ભાડે રાખ્યું.

૨. સદરહુ ઘર તેની હદ સુધાંત સદરહુ इ. फ. ને ભાડે આપ્યું, તેના બદલામાં ( તેજ વખતે અને તેજ ઠેકાણે) પ્રતિવાદીએ એવો કરાર કરયો કે, સદરહુ ભાડું બરોબર વખતે વખત મળશે એ બાબતનો હું જામીન થાઉ છું.

૩. સન ૧૮ ના માસનું સદરહુ ભાડું રૂ. થયું તે આપ્યું નથી.

( કરારનામાની શરત પ્રમાણે જામીનને નોટીસ આપવાની હોય તો, ધારવું કેઃ—)

૪. સદરહુ ભાડું મને પોંહોચ્યું નથી એ બાબતની તારીખ માહે સન ૧૮ રોજ મેં પ્રતિવાદીને નોટીસ આપી અને ભાડું માગ્યું.

૫. તેણે તે આપ્યું નથી.

( ફેંસલો માગવો. )

---

## ब—કરાર તોડવાને લીધે બદલો લેવાની ફરિયાદ અરજીયો

## નંબર. ૫૬.

જમીન વેચવાનો કરાર તોડ્યા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧ માં, તારીખ માહે સન ૧૮ રોજ મેં અને પ્રતિવાદીએ બન્નેએ સહીઓ કરીને એક કરારનામું કરયુ તેની નકલ આ સાથે જોડી છે.

( અથવા તારીખ વગેરે રોજ પ્રતિવાદીએ મારી સાથે એવો કરાર કરયો કે, હાલ રૂ. અનામત આપેલા છે અને બીજા દસ હજાર રૂપીયા નીચે કહ્યા પ્રમાણે આપવાના તેના બદલામાં તેણે મને તારીખ માહે સન ૧૮ રોજ ( શેહેરમા મેહેલામાં ઘર નંબર નું બધો બોજો દુર કરીને પુરતુ વેચાણ ખત ( કનવેયન્સ) કરી આપવું; અને તે સ્વાધિન આપે એટલે તે બદલ રૂ. ૧૦૦૦૦ આપવાની મેં તેને કબુલાયત આપી છે.)

૨. તારીખ માહે સન ૧૮ રોજ મેં પ્રતિવાદી પાસેથી સદરહુ મિલકતનું વેચાણ ખત (કનવેયન્સ) માગ્યું અને પ્રતિવાદીને રૂ. આપવા માં-

થા. (અથવા પ્રતિવાદીના ભાગનો કરાર તેની પાસેથી પુરો કરી લેવાનો મારો હક થવા સારૂ જે શરતો પુરી પડવી જોઈએ તે પુરી પાડી છે, અને જે વાતો બનવી જોઈએ તે બની છે તથા જે વખત ગુજરવા જોઈએ તે વીતી ગયા છે.)

૩. સદરહુ મિલકતનું પ્રતિવાદીએ મને કાંઈ વેચાણ ખત (કનવેયન્સ) કરી આપ્યું નથી (અથવા તે મિલકત ઉપર એ ને રૂ. નો ઘરાણીયા હક કરી આપ્યો છે અને તે ની આશીસમાં તારીખ માહે સન ૧૮ શાજ રજીશ્ટર થયો છે તે હજી છોડવ્યો નથી; અથવા હકમાં બીજી કંઈ ખામી હોય તે.)

૪. અને તેથી કરીને સદરહુ પ્રમાણે અનામત તરીકે મેં જે રકમ આપી તેનો તથા સદરહુ ખરીદીનું કામ પુરૂં થવા સારૂં જે બીજી રકમ આગળથી એકઠી કરી રાખેલી તેનો ઉપયોગ મારાથી થયો નહી, તથા પ્રતિવાદીના હકની તપાસ કરવામાં તથા મારા ભાગનો કરાર પુરો કરવાની તઈયારી કરવામાં મને જે ખરચ થયું તે નકામું ગયું છે, અને પ્રતિવાદી પાસે તે કરાર પુરો કરાવવાનો પ્રયત્ન કરવામાં મને ખરચ થયું છે.

મારી અરજ એ છે કે રૂ. નો બદલો મળવાનો ફેસલો કરી આપો.

---

## નંબર. ૫૭.

જમીન ખરીદ કરવાનો કરાર તોડ્યા બદલ.

( મથાળું. )

હું, **अ. ब.** ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મેં અને પ્રતીવાદીએ પોતાની સહીયો સુધાંત એક કરારનામું કરયું તેની એક નકલ આ સાથે જોડી છે.

(અથવા માં તારીખ માહે સન ૧૮ રોજ મેં અને પ્રતિવાદીએ આરસ્પરસ એવી કબુલાયત કરી કે ગામમાં ચાળીસ વીઘા જમીન રૂ. માટે મારે પ્રતિવાદીને વેચવી અને પ્રતિવાદીએ તે મારી પાસેથી ખરીદ કરવી.

૨. માં, તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ મિલકતનો હું કુલ માલેક હોવાથી (અને તે મિલકત ઉપર કાંઈ બોજો નથી એમ પ્રતિવાદીને જણાવ્યું હતુ તે પ્રમાણે તે ઉપર કાંઈ બોજો ન હોવાથી) સદરહુ રકમ આપે એટલે જોઈએ તેવું તે મિલકતનું ખરીદીપત્ર (કનવેયન્સ) કરી આપું છું એમ તે વખતે પ્રતિવાદીને કહયું (અથવા પુરતો દસ્તાવેજ કરી આપીને તે મિલકત પ્રતિવાદીને આપવાને હું તઈયાર તથા ખુશી હતો. અને ખરીદી લે એમ મેં તેને કહયું.)

૩. પ્રતિવાદીએ તે રકમ આપી નથી.

( ફેંસલો માગવો. )

## નંબર. ૫૮.

### બીજો નમુનો.

### સ્થાવર મિલકતની ખરીદી પુરી ન કરયા બદલ.

( મથાળું. )

હું, अ. व. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સન ૧૮ રોજ લખેલા કરારપત્રથી મેં અને પ્રતિવાદીએ પોતપોતાની વચે એવો ઠરાવ કરયો હતો કે, નીચેની શરતોથી તથા બોલીથી રૂ. માટે એક ઘર અને જમીન મારે પ્રતિવાદીને વેચવાં અને પ્રતિવાદીએ તે મારી પાસેથી ખરીદ કરવાં તે શરતો એ કેઃ—

(अ). સદરહુ કરારનામા ઉપર સહી થાય એટલે તે ખરીદીની રકમ પઈકી રૂ. પ્રતિવાદીએ મને અનામત આપવા, અને બાકીના તારીખ માહે સન ૧૮ રોજ આપવા ને તે તારીખે ખરીદી પુરી કરવી.

(व) તારીખ માહે સન ૧૮ રોજ અથવા તે પેહેલાં સદરહુ ઘર અને જમીન ઉપર મારો મજબુત હક મારે સ્થાપિત કરવો, તથા સદરહુ પ્રમાણે તે ખરીદીની રકમ પઈકી બાકી રહેલી રકમ આપવામાં આવે એટલે સદરહુ મિલકતનું યોગ્ય ખરીદીપત્ર (કનવેયન્સ) પ્રતિવાદીને ખરચે તઈયાર કરીને પ્રતિવાદીને કરી આપવું.

૨. પ્રતિવાદી પાસે તેના ભાગનો સદરહુ કરાર પુરો કરાવવાનો અને હક્ક મળવાને જરૂર હોય તેવી બધી શરતો પુરી પાડી, તેવી બધી વાતો બની, અને તેવી બધી વખત વીતી ગઈ, તોએ પ્રતિવાદીએ સદરહુ પ્રમાણે સદરહુ ખરીદીની રકમની બાકી આપવી જોઈએ તે મને આપી નથી.

૩. તેથી કરીને મારા ભાગનો સદરહુ કરાર પુરો કરવાની તઈયારી કરવામાં થએલું ખરચ વ્યર્થ ગયું છે. અને પ્રતિવાદીના ભાગનો તે કરાર પુરો કરી લેવાનો પ્રયત્ન કરવામાં મને ખરચ થયું છે.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૫૯.

### વેચેલો સામાન સ્વાધિન કરયા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મેં અને પ્રતિવાદીએ આરસપરસ એવો ઠરાવ કરયો કે પ્રતિવાદીએ ( આટાનાં ૧૦૦ પીપ તારીખ માહે સન ૧૮ રોજ) મારે સ્વાધિન કરવાં, અને તે સ્વાધિન થાય એટલે તેની કીમતના મારે રૂ. પ્રતિવાદીને આપવા.

૨. (સદરહુ) તારીખે સદરહુ સામાન સ્વાધિન કર અને સદરહુ કિંમત લે એમ મેં પ્રતિવાદીને કહ્યું. અને તે પ્રમાણે સ્વાધિન કરેથી તેને સદરહુ રકમ આપવાને હું તઈયાર અને ખુશી હતો.

૩. પ્રતિવાદીએ તે માલ સ્વાધિન કર્યો નહી તેથી કરીને, તે સ્વાધિન થવાથી મને જે નફો મળત તે મારો ગયો.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૬૦.

નોકરીમાં રાખવાનો કરાર તોડ્યા બદલ.

( મથાળું. )

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મારી અને પ્રતિવાદી વચ્ચે અરસપરસ એવો કરાર થયો કે, મારે ( હિસાબ રાખનાર તરીકે અથવા ગુ-કાદમ તરીકે અથવા જે હોય તે) તરીકે પ્રતિવાદીની નોકરી કરવી અને પ્રતિવાદીએ મને તે તરીકે ( એક વર્ષ ) ની મુદત સુધી નોકર રાખવો અને મારી નોકરી બદલ મને (મહીને) રૂ. આપવા.

૨. તારીખ માહે સન ૧૮ રોજ હું સદરહુ પ્રમાણે પ્રતિવાદીની નોકરીમાં દાખલ થયો, અને સદરહુ વર્ષની બાકીની મુદતમાં તે નોકરી કરી રાખવાને હું ત્યારથીજ અને હાલ પણ તઈયાર તથા રાજી છું, અને તેની પ્રતિવાદીને હમેશાં ખબર છે.

૩. તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ ગેર-વ્યાજબી રીતે મને નોકરીમાંથી રજા આપી, અને સદરહુ તરીકે મને નોકરી કરવા દીધી નહી, અથવા મારી નોકરી બદલ પગાર આપવાની ના કહી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૬૧.

નોકરીમાં રાખવાનો કરાર તોડ્યા બદલ, નોકરીનું કામ કદી કરવું ન હોય ત્યારે.

( મથાળું. )

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. (ગયા છેલ્લા નમુના પ્રમાણે.)

૨. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીની નોકરીમાં દાખલ થવાને મેં કહ્યું અને ત્યારથી તે પ્રમાણે કરવાને હું તઈયાર તથા રાજી છું.

૩. તે નોકરીમાં પ્રતિવાદીએ મને દાખલ થવા દીધો નહી, અથવા મારી નોકરીને

અને પગાર આપવાની ના કહી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૬૨.

નોકરી કરાવવાનો કરાર તોડ્યા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મારી અને પ્રતિવાદી વચ્ચે બારસ્પરસ એવો કરાર થયો કે મારે પ્રતિવાદીને (વ.) રૂ. મેહેનતાણું આપીને નોકરીમાં રાખવો, અને પ્રતિવાદીએ મારી ( કારીગર ) તરીકે (એક વર્ષ) ની મુદત સુધી નોકરી કરવી.

૨. સદરહુ કરારનો પોતાનો ભાગ પુરો કરવાને હું હમેશ તઈયાર અને રાજી છું (અને તારીખ માહે સન ૧૮ રોજ તે પ્રમાણે કરવાને મેં કહ્યું.)

૩. પ્રતીવાદી (ઉપર કહેલી તારીખે મારી નોકરીમાં દાખલ થયો પણ પછીથી તારીખ માહે સન ૧૮ રોજ તેણે) સદરહુ પ્રમાણે મારી નોકરી કરવાને ના કહ્યું.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૬૩.

ખામી ભરેલા કસબને માટે ઘર બાંધનાર ઉપર.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મારી અને પ્રતીવાદી વચ્ચે એક કરાર થયો તેની એક નકલ આ સાથે જોડી છે.

( અથવા કરારનો ભાવાર્થ લખવો. )

(૨. સદરહુ કરારની મારા ભાગની બધી શરતો મેં યોગ્ય રીતે પુરી કરી છે.)

૩. પ્રતીવાદીએ (સદરહુ કરારમાં બતાવેલું ઘર ખરાબ અને કારીગર ન બાંધે તે રીતે બાંધ્યું છે.)

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૬૪.

કરારથી શિખવા રહેલા સખસના બાપ અથવા વાલી ઉપર દાવો કરવાની.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતીવાદીએ

એ પોતાની સહી તથા શિક્કાથી* એક કરાર કરયો તેની એક નકલ આ સાથે જોડી છે.
(અથવા તે કરારનો આશરો લખવો.)

૨. સદરહુ કરાર કરયા પછી મેં સદરહુ (કરારથી શિખવા રહેનારને) સદરહુ મુદત સુધી કરારથી શિખવા રહેનાર તરીકે મારી નોકરીમાં દાખલ કરયો. અને સદરહુ કરારમાં મારે જે જે કરવાનું છે તે મેં હમેશાં કરેલું છે અને તે કરવાને હું હમેશ તઈયાર તથા રાજી છું.

૩. તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ (કરારથી શિખવા રેહેનાર) જાણી જોઇને મારી નોકરીમાથી ગેરહાજર રહ્યો અને હજી તે ગેરહાજર રહે જાય છે.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૬૫.

કરારથી શિખવા રેહેનારે શેઠ ઉપર કરવાની.

(મથાળું.)

હું, **अ. ब.** ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મારી અને મારા બાપ **इ. फ.** ની સાથે પ્રતિવાદીએ કરાર કરયો, ને તે ઉપર અમારી સહીયો ત. શિક્કા કરયા તેની એક નકલ આ સાથે જોડી છે.

૨. સદરહુ કરાર કર્યા પછી સદરહુ કબુલાયતમાં કહેલી મુદત સુધી કરારથી શીખવા રેહેનાર તરીકે પ્રતિવાદીની નોકરી કરવા સારૂ તેની નોકરીમાં દાખલ થયો, અને સદરહુ કબુલાયતમાં મારે પુરી કરવાની જે જે વાતો કહી છે તે મેં હમેશાં પુરી કરી છે.

૩. પ્રતિવાદીએ ( નો ધંધો મને શીખવ્યો નહી, અથવા બીજી કોઈ રીતે કરાર તોડયો હોય તે લખવું. જેમ કે, ઘાતકીપણું ખુરાક અન્ન આપ્યું ન હોય તે, અથવા બીજી કોઈ ગેરવર્તણુંક કરી હોય તે.)

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૬૬.

કારકુનના પ્રમાણીકપણા બાબતના દસ્તાવેજ ઉપરથી.

(મથાળું.)

હું, **अ. ब.** ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મેં એક **इ. फ.** ને કારકુન તરીકે નિમ્યો.

૨. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ

---

* સન ૧૮૫૦ના આક્ટ ૧૯માં આપેલા નમુનામાં બાપનો અથવાવાલીનો શિક્કો જોઈએ છીએ.

મારી સાથે એવી કબુલત કરી કે, જો સદરહુ इ. फ. મારા કારકુન તરીકે પ્રમાણિક-કપણાથી પોતાનું કામ ન કરે અથવા મારે વાસ્તે તેને મળેલા બધા પઈસા, કરજ બ-દલ પુરાવાના લેખ, અથવા બીજી મીલકતનો મને હિસાબ ન આપે તો તેથી રૂ. સુધી મને જે નુકશાન આવે તે પ્રતિવાદીએ ભરી આપવું.

( અથવા ૨. તેજ વખતે અને તેજ ઠેકાણે પોતાની સહીથી લેખ કરી આપીને રૂ. ની રકમ ગુન્હેગારી તરીકે મને આપવાને પ્રતિવાદી પોતે મારી સાથે બંધાયો છે, એવી શરતથી કે, જો મારા કારકુન અને હિસાબદાર તરીકે સદરહુ इ. फ. પોતાનું કામ પ્રમાણીકપણે ચલાવે અને જે જે પઈસા, કરજ બદલ પુરાવાના લેખ, અને બીજી મિલકત કોઈ પણ વખતે મારી વતી તેની પાસે હોય તે બધાનો ખરેખરો હિસાબ તે મને આપે તો તે કરાર રદ થાય, નહીતો ન થાય.)

(અથવા ૨. તેજ વખતે અને તેજ ઠેકાણે પ્રતીવાદીએ મને દસ્તાવેજ લખી આ-પ્યો તેની એક નકલ જોડી છે.)

૩. તારીખ માહે સન ૧૮ અને તારીખ માહે સન ૧૮ ની દરમ્યાન સદરહુ इ. फ. એ પઈસા અને બીજી મિલકત મળીને રૂ. ની કીમતની રકમ મારે માટે લીધી, તેનો એણે મને હિસાબ આપ્યો નથી. અને તે હજી લેહેણી તથા આપ્યા વગરની છે.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૬૭.

ભાડુતે માલેક ઉપર કરવાની, વિશેષ નુકશાન થયુ હોય તે સુધાંત.

( મથાળું. )

હુ, अ. ब. ઉપર કહેલો વાદી જણાવુ છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતીવાદીએ લખી દસ્તાવેજથી મને ( મોહેલ્લામાં નંબર નું ઘર) વર્ષની મુદત સુધી ભાડે આપ્યું. તેમાં મારી સાથે એવો કરાર હતો કે, મારે અને મારા કાયદેસર વારસવકીલોએ તે ઘરનો સદરહુ મુદત સુધી સ્વસ્થપણે કબજો ભોગવવો.

૨. આ ફરિયાદ ચલાવવાનો મારો હક્ક થવા માટે જે જે શરતો પુરી પડવાની અને જે જે વાતો બનવાની જરૂર છે તે બધી પુરી પડી છે તથા બની છે.

૩. સદરહુ મુદતમાં તારીખ માહે રોજ એક इ. फ. જે સદરહુ ઘરનો કાયદેસર માલેક હતો, તેણે મને તે ઘરમાંથી કાયદેસર રીતે કાઢ્યો, અને હજીએ તે મને તે ઘરનો કબજો આપતો નથી.

૪. તેથી કરીને મને (સદરહુ જગાએ દરજીનો ધંધો જારી રાખવામાં હરકત પડી, ત્યાંહાથી નિકળવામાં રૂ. ખરચ લાગ્યું અને તે નિકળવાથી ग. ह. તથા ए. ज. ની મારી ઘરાકી ગઈ.)

( ફેંસલો માગવો. )

## નંબર. ૬૮.

### ખાત્રી આપ્યા છતાં જંગમ માલ ઉતર્યો નહી તે વિષે.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ, એક વરાળયંત્ર ચાલવા જેવી સારી સ્થિતિમાં છે એવી પ્રતીવાદીએ ખાત્રી આપી, અને તે ઉપરથી તેની પાસેથી, તેની કીમતના રૂ. આપીને, તે ખરીદ કરવાને મારૂં મન વળાયું.

૨. સદરહુ યંત્ર તે વખતે ચાલે એવી સારી સ્થિતિમાં નહોતું, તેથી તે યંત્રને દુરસ્ત કરાવવામાં મને ખરચ લાગ્યું અને તે યંત્ર દુરસ્ત થતું હતું તે દરમ્યાનનું, તે ચાલે એવી સારી સ્થિતિમાં હોત તો, મને જે ઉત્પન્ન થાત તે મારૂં ગયું.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૬૯.

### હામી ખાપ ના કરાર ઉપરથી.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ अ. ब. ને क. ड. ની પેઢીના નામથી થતા વ્યાપારમાં હું અને પ્રતીવાદી પાંતીદાર હોવાથી સદરહુ પત્યાળું તોડ્યું, અને અરસપરસ એવો કરાર કર્યો કે પ્રતીવાદીએ પંત્યાળાની બધી મિલકત લેવી અને રાખવી, પેઢીનું બધુ કરજ આપવું, અને સદરહુ પેઢીને કાંઈ કરજ હોવાને લીધે મારા ઉપર જે જે દાવા કરવામાં આવે તે બધાનું નુકશાન ભરી આપવું.

૨. સદરહુ કરારની મારા ભાગની બધી શરતો મેં બરાબર રીતે પુરી કરી છે.

૩. તારીખ માહે સન ૧૮ રોજ (એક इ. फ. નું સદરહુ પેઢી પાસે લેહેણું હતું તે બદલ સદરહુ इ. फ. એ ની ન્યાયાધિકારીની કોર્ટમાં મારા અને પ્રતિવાદીના ઉપર એક ફેંસલો મેળવ્યો અને તારીખ માહે સન ૧૮ રોજ) મેં રૂ. (તે હુકમનામાની ભરપાઈ કરવા સારૂ) આપ્યા.

૪. તે પ્રતિવાદીએ મને આપ્યા નથી.

(ફેંસલો માગવો. )

---

## નંબર. ૭૦

### વાહાણના માલેકે નોર બદલ અથવા માલ ન ચઢાવ્યા બદલ કરવાની.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ

મારી અને પ્રતિવાદી વચ્ચે એક કબુલત થઈ તેની એક નકલ આ સાથે જોડી છે.

(અથવા ૧.  માં તારીખ  માહે  સન ૧૮  રોજ દસ્તાવેજ કરીને મેં અને પ્રતિવાદીએ એવી કબુલાયત કરી કે,  માં તારીખ  માહે  સન ૧૮  રોજ મારા  નામે વાહાણ ઉપર પ્રતિવાદીએ પાંસસેં ટન માલ ચઢાવવો. તે માલ તે વાહાણ  (ઠેકાણે) લેઈ જવો, અને ત્યાંહાં  નોર આપેથી તે સ્વાધિન કરવો; અને પ્રતિવાદીને માલ ચઢાવવા સારૂ  દિવસ, માલ ઉતારવાના  દિવસ, તથા જરૂર પડે તો દર રોજ રૂ.  દર પ્રમાણે ખોટી થવાના  દિવશ આપવા.)

૨. સદરહુ કબુલાયતમાં ઠરાવેલી વખતે (સદરહુ માલ અથવા સદરહુ કબુલાયતમાં લખેલો માલ) પ્રતિવાદી પાસેથી હું લેવા તઇયાર અને રાજી હતો. તથા તું આપ હું લેઉ છું એમ મેં કહ્યું.

૩. માલ ચઢાવવાની અને ખોટી થવાની મુદત આપી હતી તે પુરી થઈ ગઈ છે પરંતુ પ્રતિવાદીએ સદરહુ વાહાણ ઉપર સદરહું માલ ચઢાવ્યો નથી.

તેથી કરીને ખોટી કરી રાખ્યા (ડીમરેજ) બદલ રૂ.  તથા નુકશાન ભરી લેવા બદલ બીજા રૂ.  નો હું ફેંસલો માગુ છું.

---

## क—નુકશાની કરયાનો બદલો લેવાની ફરિયાદઅરજીઓ.

### નંબર. ૭૧.

જમીન ઉપર પ્રવેશ કરયા (ટ્રેસપાસ) બદલ.

(મથાળું.)

હું, अ. व. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧.  માં, તારીખ  માહે  સન ૧૮ રોજ મારી  નામથી ઓળખાતી કાંઈ જમીન ઉપર પ્રતિવાદીએ પ્રવેશ કર્યો (અને તે ઉપર ઢોર ચરાવ્યાં, ઘાસ પગ તળે ચગદી નાંખ્યું, ઇમારતી લાકડાં કાપ્યાં, અને બીજી રીતે તેમાં નુકશાન કર્યું.)

( ફેંસલો માગવો. )

---

### નંબર. ૭૨.

રેહેવાના ઘરમાં આવીને પ્રવેશ ( ટ્રેસપાસ ) કર્યા વિશે.

(મથાળું.)

હું, अ. व. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. મારૂં  નામનું રેહેવાનું ઘર છે તેમાં પ્રતિવાદીએ આવીને ઘણી વાર સુધી ધુંધાટ તથા દંગો કર્યો, અને સદરહુ રેહેવાના ઘરનાં બારણાં તોડ્યાં, અને તે ઘરમાંનો મારો જડીત તથા બીજો સામાન કાહાડ્યો, ને ઉપાડી લેઈ ગયો, અને તેના

પોતાના ઉપયોગમાં તેની તેણે વ્યવસ્થા કરી. તથા સદરહુ રેહેવાના ઘરમાંથી મારા અને મારા કુટંબનો કબજો લેઈને અમને કાઢી મુક્યા અને ઘણી વાર સુધી તે રીતે અમને બાહાર રાખ્યા.

૨. તેથી કરીને મારો ધંધો ચલાવવામાં મને હરકત પડી, અને મારે તથા મારા કુટંબને વાસ્તે રહેવાનું બીજું ઘર મેળવવામાં મને ખરચ લાગ્યું.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૭૩.

### જંગમ માલ ઉપર પ્રવેસ કર્યા બદલ.

( મથાળું. )

હું, **अ. ब.** ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ વાદીનાં રમ નામે દારૂનાં દસ પીપ પ્રતિવાદીએ ફોડ્યાં, અને તેમાંનો દારૂ મેહેલામાં ઢોળી નાંખ્યો. (અથવા લોહૂં, ચોખા, ઘરશણગારનો સામાન અથવા જે હોય તે, વાદીનો સામાન કબજે કરી લીધો) અને તે લેઈ ગયો તથા તેના પોતાના ઉપયોગમાં તેની વ્યવસ્થા કરી.

(અથવા મારી ગાયો અને બળદ પકડીને લેઈ ગયો અને તેમને અટકાવ્યાં ને લાંબી મુદત સુધી તેમને અટકાવેલાં રાખ્યાં.)

૨. તેથી કરીને તે મુદતની દરમ્યાન તે ગાયોનો તથા બળદનો મારાથી ઉપયોગ થયો નહીં, તથા તેમના ચારાને વાસ્તે અને તે પાછાં મેળવવાને વાસ્તે ખરચ લાગ્યું, તથા જો તે મારી પાસે હોત તો બજારમાં હું તેમને વેચત તે વેચવામાં પણ અટકાવ થયો, તથા સદરહુ ગાય અને બળદ માર કમી ઉપયોગનાં થયાં (એમ ન હોય તો જેવી હકીકત હોય તે પ્રમાણે નુકશાન લખવું.)

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૭૪.

### જંગમ મિલકત બીજાએ પોતાના ઉપયોગમાં આણ્યા બદલ.

( મથાળું. )

હું, **अ. ब.** ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. આ સાથે જોડેલા પત્રકમાં વર્ણન કરેલો કંઈ સામાન (અથવા સોટનાં ૧૦૦૦ પીપ) તારીખ માહે સન ૧૮ રોજ મારા કબજામાં હતો.

૨. તે દિવસે (ઠેકાણે) પ્રતિવાદીએ તે માલ પોતાના ઉપયોગમાં આણ્યો અને ગેરવ્યાજબી રીતે મારી પાસેથી તેનો કબજો ભોગવટો લેઈ લીધો.

( ફેંસલો માગવો. )

## નંબર. ૭૫.

માલ સ્વાધિન કરવાનું ના કહ્યા બદલ વખારવાળા ઉપર.

( મથાળું. )

હું. अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતીવાદીને રૂ. (અથવા દર પીપે દર માસે રૂ. વગેરે) આપવાના બોધ-લામાં તેણે (લોટનાં ૧૦૦ પીપ) પોતાની વખારમાં રાખવાનો અને સદરહુ રકમ આપવામાં આવે એટલે તે માલ મારે સ્વાધિન કરવાનો કરાર કરયો.

૨. તેથી કરીને મેં પ્રતિવાદી પાસે સદરહુ (લોટનાં ૧૦૦ પીપ) અનામત મુકયાં.

૩ તારીખ માહે સન ૧૮ રોજ મેં પ્રતિવાદીને રૂ. (અથવા તે સામાન વખારમાં રાખી મુકવાનું ભાડું ચઢયું તેની પુરી રકમ) આપવા માંડી ને કહ્યું કે તું સદરહુ સામાન મારે સ્વાધિન કર, પણ પ્રતિવાદીએ તે સ્વાધિન કરવાની ના કહી.

૪. તેથી કરીને સદરહુ સામાન इ. फ. ને વેચવામાં મને હરકત પડી અને તેનું મને નુકશાન થયું.

( ફેસલો માગવો. )

---

## નંબર. ૭૬.

દગાથી મિલકત મેળવ્યા બદલ.

( મથાળું. )

હું. अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીને કાંઈ સામાન વેચવાનું મને મન થાય એટલા માટે તેણે મને એમ સમજાવ્યું કે હું—એટલે પ્રતિવાદી-દાર છું અને મારી બધી જવાબદારી જતાં રૂ. નો આસામી છું.

૨. તે ઉપરથી રૂ. ની કીંમતનો (સુકો માલ) પ્રતિવાદીને વેચવાનું (તથા સ્વાધિન કરવાનું) મને મન થયું.

૩. સદરહુ સમજાવેલી વાતો ખોટી હતી (અથવા ખોટાપણાની વિશેષ વાતો હોય તે લખવી) અને તે ખોટી છે એમ પ્રતીવાદીને તે વખતે માલમ હતું.

૪. સદરહુ માલની કીંમત પ્રતિવાદીએ આપી નથી (અથવા જો માલ સ્વાધિન ન કર્યો હોય તો) સદરહુ માલ તઈયાર કરીને વહાણમાં ચઢાવતાં અને તે પાછો આણતાં મને રૂ. ખરચ લાગ્યું છે.

( ફેસલો માગવો. )

---

## નંબર. ૭૭.

દગાબાજીથી બીજા સખસને ઉધાર અપાવ્યા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ મને એમ સમજાવ્યું કે, એક इ. फ. દાર છે, અને તેની સાખ સારી છે, તથા તેની બધી જવાબદારી જતાં તે રૂ. ની આસામી છે, (અથવા इ. फ. તે વખતે જવાબદારીવાળી નોકરીમાં છે તથા તે સારી હાલતમાં છે, અને નિર્ભયપણે તેની સાખ ઉપર તેને માલ ધીરી શકાય તેવો છે.)

૨. તે ઉપરથી સદરહુ इ. फ. ને રૂ. કીંમતના (ચોખા) ( મહિના ઉધારે) વેચવાને મારૂં મન વળયું.

૩. સદરહુ સમજાવેલી વાતો ખોટી હતી અને તે ખોટી છે, એમ પ્રતિવાદીને તે વખતે માહિત હતું, અને મને ઠગવાના તથા દગો કરવાના હેતુથી (અથવા મને ઠગવાને અને નુકશાન કરવાને) તેણે એ વાતો સમજાવી હતી.

૪. સદરહુ इ. फ. એ (સદરહુ માલની કીંમત સદરહુ ઉધારની મુદત વીતી તોએ આપી નહી, અથવા) સદરહુ ચોખાની કીમત આપી નથી, અને તે કારણોને લીધે મને તેનું નુકશાન થયું.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૭૯.

વાદીની જમીનમાંનું પાણી ગંદુ કરયા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, નામની એક જમીનનો તથા તે જમીનમાંના કુવાનો તથા તે કુવામાંના પાણીનો કબજો ભોગવટો હાલ મારો છે તથા હેઠળ કહેલી બધી વખતે હતો, તથા સદરહુ કુવાનો અને કુવામાંના સદરહુ પાણીનો ઉપયોગ અને લાભ લેવાનો હક્ક મારો હતો, તથા તે કુવામાં પાણીની આવક થવાને જે કાંઈ પાણીના ઝરા અને વેહેળા વહીને કુવામાં આવતા હતા તે ઝરા તથા વેહેળાનું પાણી ગંદુ ન કરતાં અથવા ન બગાડતાં વેહેવા દેવાનો હક્ક મારો હતો.

૨. તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ સદરહુ કુવો તથા (તેમાંનું સદરહુ પાણી તથા) તે કુવામાં વહી આવતા સદરહુ પાણીના ઝરા અને વહેળા ગેરવાજબી રીતે ગંદા કરયા તથા બગાડ્યા.

૩. સદરહુ કારણને લીધે સદરહુ કુવાનું તે પાણી મેલું થયું તથા ઘરસંસારના અને બીજા જરૂરીયાત કામને સારૂ અનુપયોગી થયું, તથા સદરહુ કુવાનો અને પાણીનો ઉપયોગ અને લાભ હું અને મારૂં કુટંબ લેતાં તે જતો રહ્યો.

( ફેંસલો માગવો. )

## નંબર. ૭૯.

અપકારક કારખાનું ચલાવ્યા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માંની નામની કાંઈ જમીન મારા કબજામાં છે અને હેઠળ કહેલી બધી વખતે મારા કબજામાં હતી.

૨. તારીખ માહે સન ૧૮ થી આજ સુધી ધાતુનો કચરો ગાળવાનું કાંઈ કારખાનું પ્રતિવાદીએ ચલાવ્યું છે, તેમાંથી ખરાબ અને રોગકારક ધુમાડો અને બીજી વરાળો તથા અપકારક પદાર્થ પુષ્કળ નિકળવાનું પ્રતિવાદી ગેરવ્યાજબી રીતે કારણ થયો. તે ધુમાડો, વરાળ અને પદાર્થ સદરહુ જમીન ઉપર અને તે જમીનભર પસરચાં અને હવા બગાડી તથા સદરહુ જમીનની સપાટી ઉપર ઠરચાં.

૩. તેથી કરીને સદરહુ જમીન ઉપર મારાં ઝાડ, વાડ, ચાર અને પાક ઉગતો, તેને નુકશાન થયું; અને કીંમતમાં તે ઉતરી ગયાં, તથા તે જમીનમાં મારાં જે ઢોર અને જીવધન હતું તે રોગી થઈને તેમાંથી કેટલાંક તો ઝેર લાગીને મરી ગયાં.

૪. તે કારણને લીધે, સદરહુ જમીનમાં એમ ન હોત તો હું જે રીતે મારાં ઢોર અને મેંઢરાં ચરાવત તે રીતે, મારાથી ચરાવી શકાયું નહી. તથા ત્યાંહાંથી મારાં ઢોર, મેંઢરાં અને ખેતીનાં જનાવર મારે કાઢવાં પડ્યાં, તથા તેવી જમીન ન હોત ત્યારે તેનો જેવો લાભકારક અને આરોગ્યકારક ઉપયોગ ને ઉપભોગ હું લેત તેવો લેઈ શકયો નહી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૮૦.

રસ્તો અટકાવ્યા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. ( શેહેરમાંનું એક ઘર) મારા કબજામાં છે, અને હેઠળ કહેલે વખતે તેમાં મારો કબજો હતો.

૨. મ્હારે પોતાને તથા મ્હારા નોકરોને (વાહન સહિત અથવા પગે) વર્ષના કોઈ પણ વખતે સદરહુ ઘરમાંથી અમૂક ખેતરમાં થઈને સાર્વજનિક રાજમારગ ઉપર જવાના, તથા તે રાજમારગમાંથી સદરહુ ખેતરમાં થઈ સદરહુ ઘરમાં પાછા આવવાના રસ્તાનો મ્હારો હક્ક હતો.

૩. તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ સદરહુ ગેરવ્યાજબી રીતે રસ્તો અટકાવ્યો, તેથી કરીને તે રસ્તે (વાહન સુદ્ધાંત અથવા પગે અથવા કોઇ પણ રીતે) હું જઈ શકયો નહીં (અને ત્યારથી આજ સુધી તે રસ્તો ગેરવ્યાજબી રીતે અટકાવ્યો છે.)

૪. (કાંઇ વિશેષ નુકશાન હોય તો તે લખવું.)

(ફેંસલો માગવો.)

## બીજો નમુનો.

( મથાળું. )

૧. થી સુધી જતા સાર્વજનિક ધોરી રસ્તામાં અટકાવ થાય એવી રીતે તે રસ્તામાં પ્રતિવાદીએ ગેરવ્યાજબી રીતે ખાઈ ખોદીને માટી તથા પથરાનો ઢગલો કરયો.

૨. તેથી કરીને સદરહુ ધોરી રસ્તે કાયદેસર રીતે જતાં હું સદરહુ માટી ને પથરા ઉપર (અથવા સદરહુ ખાઈમાં) પડ્યો અને મારો હાથ ભાગ્યો અને ઘણું દુઃખ ભોગવ્યું તથા લાંબી મુદત સુધી મારો ધંધો ચલાવ્યો નહી અને વઈદને બોલાવીને ઓષધોપચાર કરવામાં ખરચ થયું.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૮૧.

પાણીનો પ્રવાહ બીજી તરફ વાળયા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છુ કેઃ—

૧. ડિસ્ત્રિકટમાં ગામમાં નામથી ઓળખાતા (વેહેળા) ઉપર ચક્કી (મીલ)છે તે મારા કબજામાં છે અને હેઠળ કહેલે વખતે તે મારા કબજામાં હતી.

૨. તે કબજો હોવાને લીધે સદરહુ ચક્કી ચલાવવા સારૂ સદરહુ વેહેળાના પ્રવાહ ઉપર મારો હક્ક છે.

૩. તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ સદરહુ વેહેળાનો કાંઠો તોડીને તેનું પાણી બીજી તરફ વાળયુ તેને લીધે મારી ચક્કીમાં થોડું પાણી આવ્યું.

૪. તેથી કરીને, પાણી તે રીત વાળયા પેહેલા દર રોજ ગુણો દળી શકતો, તેને ઠેકાણે હવે દર રોજ ગુણથી વધારે દળી શકતો નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૮૨.

નીકથી જમીનને પાણી પાવા સારૂ પાણી લેવાના હક્કનો અટકાવ કરયા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. ઠેકાણાની વગેરે કાંઈ જમીન મારા કબજામાં છે અને હેઠળ કહેલી વખતે તે મારા કબજામાં હતી. અને તે જમીનને નીકથી પાણી પાવા સારૂ અમુક વહેળામાથી કાંઈ પાણી લઈને તે ઉપયોગમા લેવાનો મારો હક્ક છે.

૨. તારીખ માહે રોજ પ્રતિવાદીએ સદરહુ વેહેળાનું પાણી અટકાવીને તથા તે બીજી તરફ વાળીને, સદરહુ લખ્યા પ્રમાણે સદરહુ વેહેળામાંથી પાણી

લઈને તેનો મને ઉપયોગ કરવા દીધો નથી.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૮૩.

ભાડુઆતે બગાડો કરયા બદલ.

(મથાળું.)

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સન ૧૮ રોજ પ્રતીવાદીએ મારી પાસેથી મોહલ્લામાં નંબર નું ઘર) ની મુદતને માટે ભાડે રાખ્યું.

૨. તે પ્રમાણે પ્રતિવાદી તેમાં રહ્યો.

૩. આ રીતે તે રહ્યો એટલી મુદતમાં તેણે તે મકાનની ઘણી ખરાબી કરી (લીંપો કદરૂપી કરી, ભાંય ઉજડી, બારણાં ભાગી નાંખ્યાં, અથવા બીજું જે નુકશાન થયું હોય તે બને તેટલું બતાવવું. )

વાદીની અરજ એ છે કે રૂ. ________ બદલો મળવાનો ફેંસલો કરી આપો.

---

## નંબર. ૮૪

હલ્લો કરયા બદલ તથા કાયદા વિરૂદ્ધ મારયા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સન ૧૮ રોજ માં પ્રતિવાદીએ મારા ઉપર હલ્લો કરીને મને મારયો.

૨. મારી અરજ એ છે કે રૂ. બદલો મળવાનો ફેંસલો કરી આપો.

---

## નંબર. ૮૫.

હલ્લો કર્યા બદલ તથા કાયદા વિરૂદ્ધ મારયા બદલ; વિશેષ નુકશાન થયું હોય તે સુધાંત.

(મથાળું.)

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ મારા ઉપર હલ્લો કર્યો અને હું બેભાન થયો ત્યાંહાં સુધી મને મારયો.

૨. તેથી કરીને હું (ત્યારથી છ અઠવાડીયાં) સુધી મારો ધંધો ચલાવી શકયો નહી, અને વઈદને બોલાવીને ઔષધોપચાર કરવામાં રૂ. આપવાની મને જરૂર પડી, તથા ત્યારથી આજ સુધી મારાથી (મારો જમણો હાથ ઉપયોગમાં) લેઈ શકાતો નથી. (અથવા બીજી રીતનું નુકશાન જે હોય તે લખવું.)

(ફેંસલો માગવો. )

## નંબર. ૮૬.

હલ્લો કરયા બદલ તથા ખોટી રીતે કેદ કરયા બદલ.

( મથાળું. )

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. મો, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ મારા ઉપર હલ્લો કરયો અને દિવસ (અથવા અવર) સુધી મને કેદ કર્યો. (વિશેષ નુકશાન, જો કાંઈ હોય તો તે, આ પ્રમાણે લખવું.)

૨. તેથી કરીને મેં શારીરિક અને માનસિક ઘણી બ્યથા ભોગવી, મારી ફજેતી થઈ, અને મારી સાખને તથા સ્થિતિને ધક્કો પોહોંચ્યો, તથા મારો કામ ધંધો ચલાવાયો નહી, અને મારી જાતીકી સંભાળથી તથા લક્ષથી મારા કુટંબની સોઈ કરાઈ નહી, તથા સદરહુ કેદખાનામાંથી મારો છુટકારો કરાવવામાં મને ખરચ થયું.(અથવા બીજી રીતે જે હોય તે.)

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૮૭.

આગ ગાડીના રસ્તા ઉપર ગફલતથી પચેલી ઈજા બદલ.

( મથાળું. )

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીઓ, જે ભાડું આપે તે બધા મુસાફરોને, તથા એ બે ઠેકાણા વચ્ચે રેલવેથી લેઈ જનાર હતા.

૨. તે દિવસે સદરહુ રસ્તા ઉપરની પ્રતિવાદીઓની ગાડીઓમાંની એક ગાડીમાં હું ઉતારૂ હતો.

૩. હું તે પ્રમાણે ઉતારૂ હતો તેવામાં સદરહુ રસ્તા ઉપર આગળ (અથવા સ્ટેશન પાસે, અગવા અને એ બે સ્ટેશનની વચ્ચે) પ્રતિવાદીઓના નોકરોની ગફલત અને અપ્રવિણતાને લીધે ગાડીઓ સામસામી અથડાઈ તેથી કરીને મને ઘણી ઈજા થઈ (મારો પગ ભાગી ગયો, માથું ફુટયું, વગેરે, અને કાંઈ વિશેષ નુકશાન થયું હોય તો તે લખવું, જેમકે,—) અને વઇદને બોલાવીને ઔષધોપચાર કરવામાં ખરચ થયું તથા વેચનાર તરીકે મારો પેહેલાનો ધંધો ચલાવવાને હું નિરંતરનો અશકત થયો.

( ફેંસલો માગવો. )

(અથવા આ રીતેઃ—૨. તે દિવશે પ્રતિવાદીઓના આગ ગાડીના રસ્તા ઉપર કાયદેસર રીતે ચાલીને હું બીજી તરફ જતો હતો તે વખતે તે રસ્તા ઉપર અને તે રસ્તે તેમણે પોતાના નોકરોને હાથે એક એન્જીન (વરાળયંત્ર) અને તેને જોડેલી ગાડીયોની હાર એવી ગફલતથી અને અપ્રવિણતાથી ચલાવી અને હાથમાં રાખી કે તે એન્જીન અને હાર મારા ઉપર આવી પડીને અથડાઈ, તેથી કરીને, વગેરે, પારેગ્રાફ ૩ માં લખ્યા પ્રમાણે.)

---

## નંબર. ૮૮.

ગફલતથી હાંકવાને લીધે થએલી ઈજા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. હું વાદી મોચી છું અને           ઠેકાણે ધંધો કરૂં છું, પ્રતિવાદી       નો વેપારી છે.

૨. (તા૦ ૨૩ મી મે સન ૧૮૭૫) રોજ સાંજના ત્રણ વાગ્યાના સુમારે કલકત્તા શેહેરમાં ચઉરંગીને રસ્તે પુર્વ તરફ હું ચાલતો હતો. હારીંગટન નામની ગલી વટાવીને પેલી તરફ જવાની મને જરૂર પડી. તે ગલી ચઉરંગીને કાટખુણે કરીને મળે છે. આ ગલી હું વટાવતો હતો તેવામાં અને તેની પેલી તરફ ફરસબંધી પગ રસ્તા ઉપર જઈ પોહોંચું તેટલામાં પ્રતિવાદીની બે ઘોડા જોડેલી ગાડી જે નોકરોના હાથમાં અને હવાલામાં હતી તે હારીંગટન ગલીમાંથી ચઉરંગી ઉપર ગફલતથી, એકા એક, ચેતાવ્યા વગર ઉતાવળા અને ભયંકર વેગથી ફરી. તે ગાડીનો દાંડો (પોલ) મને લાગ્યો અને તેથી હું નીચે પડ્યો અને ઘોડાઓના પગ તળે હું ઘણો છુંદાયો.

૩. ધક્કો લાગવાથી, પડવાથી અને પગ તળે ચગદાવાથી મારો ડાબો હાથ ભાગ્યો, અને મારે પડખે, બપડે, તેમજ અંદર હું જખમી થયો અને મને ઈજા થઈ અને તેથી કરીને હું ચાર માસ માંદો અને વેદનામાં રહ્યો, તથા મારો ધંધો ચલાવી શક્યો નહી, અને ઓષધોપચારનું તથા બીજું ખરચ થયું અને મારો ઘણો ધંધો તથા નફો ખુટ્યો.

હું રૂ.              નુકશાન માગું છું.

---

( મથાળું. )

પ્રતિવાદીની લેખી જબાનીપત.

૧. ફરિયાદ અરજીમાં જે ગાડી કહેલી છે તે મારી હતી અથવા તે મારા નોકરોના હવાલામાં અને હાથમાં હતી એ વાત હું પ્રતિવાદી નાકબુલ કરૂં છું. તે ગાડી રાજશ્રી इ. फ. ને ग. ह. ) નામે કલકત્તામાં         મોહોલ્લામાં રહે છે અને ભાડે આપવા સારૂ પોશાકવાળા હાંકનાર સુદ્ધાંત ગાડી ઘોડા રાખે છે તેમની હતી. મને ગાડી ઘોડા પુરા પાડવા સારૂ મેં તેમને નિમ્યા છે. અને જે સખસના હવાલામાં તથા હાથમાં સદરહુ ગાડી હતી તે સખસ સદરહુ રાજશ્રી इ. फ. અને ग. ह. નો નોકર હતો.

૨. ગફલતથી, એકા એક, અથવા ચેતાવ્યા વગર અથવા ઉતાવળા અને ભયંકર વેગથી સદરહુ ગાડી હારીંગટન ગલીમાંથી ફેરવી એ વાત હું કબુલ કરતો નથી.

૩. મારૂં કહેવું એમ છે કે યોગ્ય ખબરદારી અને કાળજી રાખી હોત તો સદરહુ ગાડી પોતાની તરફ આવે છે એ વાદીની નજરે પડત અને તે જોઈ શક્યો હોત, તથા ગાડી સાથે કોઈ રીતે અથડાવાનું તે ટાળત અને ટાળી શક્યો હોત.

૪. ફરીયાદ અરજીના ત્રીજા પારેગ્રાફમાં જે હકીકત લખી છે તે હું કબુલ કરતો નથી.

---

## નંબર. ૮૯.

આબરૂ લીધા બદલ, શબ્દમાંજ આબરૂ લેવાનું રહયું હોય ત્યારે.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ નામના વરતમાન પત્રમાં (અથવા, इ. फ. ને લખેલા કાગળ માં) પ્રતિવાદીએ મારે વિશે નિચેના શબ્દો પ્રસિદ્ધ કરયા.

(જે શબ્દો વાપરયા હોય તે લખવા.)

૨. તે પ્રસિધ્ધી ખોટી અને અદાવત ભરેલી છે.

( ફેંસલો માગવો. )

(ટીપ.—કોર્ટની ભાષા શિવાય બીજી ભાષામાં આબરૂ લેવાનો મજકુર લખ્યો હોય તો, જે પરભાષામાં તે પ્રસિદ્ધ કરયો હોય તે ભાષામાં તે શબ્દે શબ્દ લખવો. અને પછી આ પ્રમાણે લખવું કેઃ—" સદરહુ શબ્દોનો ભાષામા તરજુમો કરવાથી તેનો અર્થ અને બોધ નિચે પ્રમાણે થાય છે, અને જે સખસોને તે રીતે પ્રસિદ્ધ કરયો તેઓ આ પ્રમાણે સમજ્યા. તે એ કે (આ ઠેકાણે તે આબરૂ જાય એવા મજકુર નો અક્ષરશઃ તરજુમો કોર્ટની ભાષામાં લખવો.)

---

## નંબર. ૯૦.

આબરૂ લીધા બદલ, શબ્દમાંજ આબરૂ લેવાપણું ન રહયું હોય ત્યારે.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧ હું શેહેરમાં ધંધો કરનારો વેપારી (છું અને) તારીખ માહે સન ૧૮ રોજ અને તે પેહેલાં હતો.

૨. માં, તારીખ માહે સન ૧૮ રોજ નામના વરતમાનપત્રમાં (અથવા इ. फ.ને લખેલા કાગળમાં અથવા બીજી કોઈ રીતે પ્રસિદ્ધ કરયો છે તે બતાવવું) પ્રતિવાદીએ મારે વિશે નીચેના શબ્દો પ્રસિદ્ધ કરયાઃ—

("આ શેહેરનો રેહેનાર अ. ब. ધામધુમ કરયા વગર પરદેશ જતો રહ્યો છે. એવું કેહેવાય છે કે રૂ. ની રકમના લેહેણદાર આતુરતાથી તેનો પત્તો શોધે છે.)

૩. આમ લખવામાં પ્રતિવાદીનો ભાવ એવો હતો કે (મારા લેહેણદારોને ન મળું એટલા માટે અને તેમને દગો દેવાના ઈરાદાથી હું નાશી ગયો હતો. )

૪. સદરહુ પ્રસિધ્ધ કરેલો મજકુર ખોટો અને અદાવત ભરેલો હતો.

( ફેંસલો માગવો. )

## નંબર. ૯૧.

આળ ચઢાવ્યા બદલ, શબ્દોજ દાવો ચાલી શકે એવા હોય ત્યારે.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧.                    માં, તારીખ      માહે                    સન ૧૮

રોજ પ્રતિવાદીએ ખોટી રીતે અને અદાવતથી મારે વિશે નીચેના શબ્દો. इ. फ. (અથવા કેટલાક માણસો) ના સાંભળતાં બોલ્યો, તે એ કે ('તે ચોર છે.')

૨. તે શબ્દોને લીધે મારે          તરીકે          ની નોકરી હતી તે ગઈ.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૯૨.

આળ ચઢાવ્યા બદલ; શબ્દોમાંજ દાવો કરવા જેવું ન હોય ત્યારે.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧.                    માં, તારીખ      માહે                    સન

૧૮      રોજ પ્રતિવાદીએ મારા વિશે એક इ. फ. ને ખોટી રીતે અને અદાવતથી કહ્યું કેઃ ("તે અજાયબ જેવા ચંચળ અંતઃકરણનો જુવાન માણસ છે.")

૨. હું તે વખતે કારકુનની જગા મેળવવાની શોધમાં હતો, અને સદરહુ શબ્દોથી પ્રતિવાદીના મનનો ભાવ એ હતો કે કારકુન તરીકે હું વિશ્વાસ રાખવા લાયક નથી.

૩. તે શબ્દોને લીધે (સદરહુ इ. फ. એ મને કારકુન તરીકે નોકર રાખવાની ના કહી.)

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૯૩.

અદાવતથી ફોજદારી કામ ચલાવ્યા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧.                    માં, તારીખ      માહે                    સન ૧૮

રોજ                    ( સદરહુ શેહેરના માજીસ્ટ્રેટ, અથવા, જે હોય તે ) પાસેથી

ના આરોપનું પકડવાનું વારંટ પ્રતિવાદીએ કઢાવ્યું, અને તે ઉપરથી મને પકડ્યો, અને          (દિવસ અથવા અવર ) કેદમાં રાખ્યો, (અને છુટો થવા સારૂ રૂ.          ના મેં જામીન આપ્યા.)

૨. પ્રતિવાદીએ તે કામ અદાવતથી અનેબ્યાજબી અથવા સંભવિત કારણ વગર કરેલું છે.

૩. તારીખ      માહે              સન ૧૮          રોજ સદરહુ          માજીસ્ટ્રેટે પ્રતિવાદીની ફરિયાદ કાઢી નાંખી અને મને દોષમુક્ત કરેલો.

૪. જેમનાં નામ મને માહિત નથી એવા ઘણા માણસો, સદરહુ પકડ્યાની વાત સાંભળીને તથા હું ગુન્હેગાર છું એમ ધારીને, મારી સાથે ધંધો કરતાં બંધ થયા છે; અથવા, સદરહુ પકડવાને લીધે, એક **इ. फ.** ના કારકુન તરીકેની મારી જગા ગઈ; અથવા, તે કારણને લીધે મેં શારીરિક અને માનસિક વેદના ભોગવી, અને મારા કામ ધંધો થઈ શક્યો નહી તથા મારી સાખને ધક્કો પોહોચ્યો, તથા સદરહુ આરોપની ફરિયાદ સામે મારા બચાવ કરવામાં અને સદરહુ કેદખાનામાંથી છુટા થવામાં મને ખરચ લાગ્યું.

( ફેસલો માગવો. )

---

## ડ.—વિશેષ મિલકતની ફરિયાદની ફરિયાદ અરજીઓ.

### નંબર. ૯૪.

સ્થાવર મિલકતનો કબજો લેવા માટે પુર્ણ માલેક કરવાની.

( મથાળું.)

હું, **अ. ब.** ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. ( ડિસ્ટ્રિક્ટમાંની નામે સરકારી ઈસ્ટેટ અથવા તે ઈસ્ટેટનો ભાગ, જેનું મેહેસુલ રૂ. છે અને જેની અનમાસે કિંમત રૂ. છે તેનો; અથવા કલકત્તામાં મેહેલ્લામાં ઘર નમ્બર જેની અનમાસે કિંમત રૂ. છે) તેનો **क्ष. य.** પુર્ણ માલેક હતો.

૨. તારીખ માહે સન ૧૮ રોજ **ज्ञ.** એ સદરહુ ઈસ્ટેટને (અથવા ભાગનો કે ઘરનો) કબજો સદરહુ **क्ष. य.** પાસેથી ગેરકાયદે લીધો.

૩. ત્યાર પછી સદરહુ **क्ष. य.** મ્રૃત્યુપત્ર કરયા વગર તેની પાછળ મને તેનો વારસ મુકીને મરી ગયો.

૪. સદરહુ ઈસ્ટેટનો (અથવા ભાગનો કે ઘરનો) કબજો મને ન આપતા પ્રતિવાદીએ પોતાની પાસે રાખ્યો છે.

વાદીની અરજ એ છે કે:—

૧. સદરહુ મિલકતનો કબજો મને મળવા બદલ

૨. તે કબજો દબાવી પડ્યાથી નુકશાનીના રૂ. બદલ.

ફેસલો કરી આપો.

### બીજો નમુનો.

હું, **अ. ब.** ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સન ૧૮ રોજ લેખી દસ્તાવેજથી માંનું રસલ મેહેલ્લામાંનું નમ્બર. ૫૨ નું ઘર અને તેના અંગનો ભાગ મેં પ્રતિવાદીને તારીખ થી પાંચ વર્ષની બાલીએ દર માસે રૂ ૩૦૦ ભાડું ઠરાવીને ભાડે આપ્યો.

૨. સદરહુ ઘર અને તેના અંગનો ભાગ ભાડે આપવા જેવી અને સારી મરામત

મા રાખવાનો સદરહુ દસ્તાવેજમાં પ્રતિવાદીએ કરાર કર્યો.

૩. સદરહુ દસ્તાવેજમાં કબજો પાછો લેવાની પણ એક કલમ હતી. તેમાં એમ હતું કે, દસ્તાવેજમાં ઠરાવેલું ભાડું માગવામાં આવે કે ન આવે તોએ, તે જો ૨૧ દિવસ સુધી બાકી રહે, અથવા પ્રતિવાદીના ભાગનો જે કરાર પુરો કરવાનો તે પુરો કરવામાં તે કસુર કરે તો, તે ઘર તથા તેના અંગના ભાગનો કબજો પાછો લેવાનો બાદી હક્ક છે.

૪. તારીખ માહે સન ૧૮૭ રોજ એક માસનું ભાડું ચડયું અને તારીખ માહે સન ૧૮૭ રોજ બીજા મહીનાનું ભાડું ચડયું; તારીખ માહે સન ૧૮૭ રોજ બંને ભાડાં ૨૧ દિવસ સુધી બાકી રહ્યાં હતાં, અને બંને હજી લેહેણાં છે.

૫. તેજ તારીખ માહે સન ૧૮૭ રોજ ઘર અને તેના અંગનો ભાગ ભાડે આપવા લાયક અથવા સારી મરામતમાં ન્હોતો અને હાલ નથી, અને તેને ભાડે આપવા લાયક સારી મરામતમાં આણવાને પઈસાની મોટી રકમ ખરચ લાગશે, અને વાદીની ઉતરાધિકારની કિંમત ઘણી ઘટી ગઈ છે. વાદીની માગણી નીચે પ્રમાણે છેઃ—

૧. સદરહુ ઘર અને તેના અંગના ભાગનો કબજો અપાવો.

૨. રૂ. ચઢેલા ભાડા બદલ અપાવો.

૩. પ્રતિવાદીએ પોતાનો મરામત કરવાનો કરાર તોડયો તેના નુકશાનીના રૂ. અપાવો.

૪. તારીખ માહે સન ૧૮૭ થી કબજો પાછો મળયા સુધી તે ઘર અને તેના અંગના ભાગનો ઉપભોગ કર્યો તે બદલ રૂ. અપાવો.

---

## નંબર. ૯૫.

### ભાડું આતે કરવાની.

( મથાળું. )

હું, अ. व. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. (કલકત્તા શેહેરમાં એક જમીનનો ટુકડો છે તેની ચતુઃસીમા છે) તેનો એક इ. फ. પુર્ણ માલેક છે, તેની અંદાજાસે કીંમત રૂ. છે.

૨. તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ इ. फ. એ સદરહુ જમીન તારીખ થી વર્ષની બોલીએ મને ભાડે આપી.

૩. પ્રતિવાદી મને કબજો ન આપતાં પોતે દબાવી પડયો છે.

( ફેંસલો માગવો. )

---

## નંબર. ૯૬.

### જંગમ માલ ગેરવ્યાજબી રીતે લીધા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સન ૧૮ રોજ લોટનાં ૧૦૦ પીપ મારી માલકીનાં હતાં ( અથવા મારા કબજામાં હતાં ) તેની અજમાસે કીંમત રૂ. હતી.

૨. તે દિવસે માં પ્રતિવાદીએ તે પીપ લીધાં.

૩. વાદીની અરજ એ છે કેઃ—

(૧) સદરહુ માલ કબજામાં અપાવવાનો અથવા તે કબજો ન મળી શકે તો રૂ. અપાવવાનો,

(૨) તે માલ અટકાવી રાખ્યા બદલ નુકશાનીના રૂ. અપાવવાનો ફેંસલો કરી આપો.

---

## નંબર. ૯૭.

જંગમ માલ ગેરવ્યાજબી રીતે અટકાવી રાખ્યા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે . સન ૧૮ રોજ આ સાથે જોડેલા પત્રકમાં કહેલો માલ (અથવા માલનું વર્ણન લખવું) મારી માલકીનો હતો (અથવા કબજો લેવાનો હક્ક બતાવનારી હકીકતો જણાવવી.) તેની અજમાસે કિંમત રૂ. હતી.

૨. તે તારીખથી ફરિયાદ શરૂ થઈ ત્યાંહાં સુધી પ્રતિવાદીએ તે માલ મને ન આપતાં અટકાવી રાખ્યો છે.

૩. આ ફરિયાદ શરૂ થયા પહેલાં એટલે તારીખ માહે સન ૧૮ રોજ મેં પ્રતિવાદી પાસેથી તે માલ માગ્યો પણ તેણે તે સ્વાધિન કરવાની ના કહી.

વાદીની અરજ એ છે કેઃ—

( ૧ ) સદરહુ માલનો કબજો અપાવવાનો અથવા તે કબજો ન મળે તો રૂ. અપાવવાનો,

( ૨ ) તે માલ અટકાવી રાખ્યા માટે નુકશાનીનો બદલો રૂ. અપાવવાનો, ફેંસલો કરી આપો.

પત્રક.

---

## નંબર. ૯૮.

કપટથી ખરીદ લેનારની તથા તેની પાસેથી માહિત છતાં લેનારની ઉપર કરવાની.

(મથાળું.)

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ, પ્રતિવાદી ( क. ड. ) ને અમુક માલ વેચવાનું મને મન થાય એટલા માટે તે પ્રતિવાદી (क.

ड.) એ મને એમ સમજાવ્યું કે ( તે કાર ી અને તેની બધી જવાબદારી જતી તે રૂ. નો આશામી છે. )

૨ તેથી કરીને અનમાશે રૂ. ની (ચાહાની ૧૦૦ કુપીચા) સદરહુ क. ड. ને વેચવાનું તથા સ્વાધિન કરવાનું મને મન થયું.

૩. સદરહુ સમજાવેલી વાતો ખોટી હતી અને તે ખોટી છે એમ તે વખતે સદરહુ क ड.ને માહિત હતું(અથવા સદરહુ વાતો સમજાવવી વખતે સદરહુ क. ड. નાદાર હતો અને પોતે નાદાર છે એમ તેને માહિત હતું.)

૪. સદરહુ क. ड. એ પછીથી તે માલ પ્રતિવાદી इ. फ. ને કાંઈ મોબદલા શિવાય , (અથવા તે સમજાવેલો મજકુર ખોટો છે એ વાતની તે इ. फ. નેખબર હતી.)

વાદીની અરજ એ છે કેઃ—

(૧.) સદરહુ માલનો કબજો મળવા બદલ, અથવા તે કબજો ન મળી શકે તો રૂ. બદલ,

(૨.) તે માલ અટકાવી રાખ્યો માટે નુકશાનીના રૂ. બદલ.

ફેસલો કરી આપો.

---

## इ.—વિશેષ ન્યાય માગવાની ફરિયાદોની ફરિયાદઅરજીઓ.

### નંબર. ૯૯.

ચુકના સબબથી કરાર રદ કરવા બાબત.

(મથાળું.)

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સન ૧૮ રોજ પ્રતીવાદીએ મને એમ જણાવ્યું કે, માં મારી (પ્રતિવાદીની) માલકીનો એક જમીનનો ટુકડો છે તે (દશ વિઘા)છે.

૨. તે ઉપરથી સદરહુ કહેલું ખરૂં માનીને સદરહુ ટુકડો રૂ. માટે ખરીદ કરવાનું મને મન થયું, અને કરારનામા ઉપર સહી કરી, તેની એક નકલ આ સાથે જોડી છે. પરંતુ તેનું ખરીદીપત્ર (કનવેયન્સ ) મને કરી આપ્યું નથી.

૩. તારીખ માહે સન ૧૮ રોજ તે ખરીદી રકમને પેટે રૂ. મેં પ્રતિવાદીને આપ્યા.

૪. સદરહુ જમીનનો ટુકડો ખરેખર ફકત ( પાંચ વીઘા છે.

વાદીની અરજ એ છે કે—

(૧.) રૂ. તથા તારીખ માહે સન ૧૮ થી વ્યાજ અપાવો.

(૨.) સદરહુ ખરીદીનો કરાર પાછો મંગાવીને તે રદ કરો.

---

### નંબર. ૧૦૦.

ખરાબી કરતાં અટકાવવાની તાકીદ બદલ.

( મથાળું. )

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. (મિલકતનું વર્ણન કરવું) નો હું પુર્ણ માલેક છું.

૨. મારી પાસેથી લીધેલા પટાને આધારે તેનો કબજો પ્રતિવાદી પાસે છે.

૩. મારી સમતી વગર પ્રતિવાદીએ ( વેચવા સારૂ ઘણાં કિંમતી ઝાડ કાપી નાખ્યાં છે અને બીજા વધારે કાપવાની દેહાત આપે છે. )

પ્રતિવાદીને તાકીદ આપીને સદરહુ મિલકત ઉપર કાંઈ વધારે ખરાબી કરતાં અથવા કરવા દેતાં તેને અટકાવવાનો ફેંસલો મળવાની મારી અરજ છે.

( પઈસા સંબંધી બદલો પણ માગી શકાય. )

---

## નંબર. ૧૦૧.

અપકારક કૃત્ય દુર કરવા બદલ.

( મથાળું. )

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. (કલકત્તામા મોહોલ્લામાં નંબર ના ઘરનો) હું પુર્ણ માલેક છું અને નીચે લખેલે બધે વખતે હતો.

૨. (તેજ મોહોલ્લામાંની જમીનના એક તુકડા) નો પુર્ણ માલેક પ્રતિવાદી છે અને નીચે લખેલે બધે વખતે હતો.

૩. તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ પોતાના સદરહુ તુકડા ઉપર કસાઈખાનું બાંધ્યું અને હજી તે ચાલુ રાખે છે. અને તે દિવસથી હાલ સુધી ત્યાંહાં હમેશાં ઢોર આણાવીને મરાવેલાં છે (અને લોહી તથા નાંખી દેવાનું અને કોહેલું માંસ તે મોહોલ્લામા મારા સદરહુ ઘરની સામે નંખાવેલું છે.)

૪. (સદરહુ કારણને લીધે સદરહુ ઘર છોડવાની મને જરૂર પડી છે અને તે બાડે અપાતુ નથી. )

સદરહુ અપકારક કૃત્ય દુર કરવા બદલ ફેંસલો કરો એવી મારી અરજ છે,

---

## નંબર. ૧૦૨.

પાણીનો પ્રવાહ વાળીને બીજી તરફ ન લેઈ જવાની તાકીદ બદલ.

( મથાળું. )

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

(નંબર ૮૧ પ્રમાણે. )

સદરહુ પ્રમાણે પાણી વાળીને બીજી તરફ લેઈ જતાં પ્રતિવાદીને અટકાવવાની તાકીદ થાય એવો ફેંસલો મળવાની મારી અરજ છે.

---

## જંગમ માલ નાશ કરવાની દેહશત આપી હોય તે પાછી લેવા બદલ તેમજ [illegible] તાકીદ આપવા બદલ.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧ ( એક નામાંકિત ચિતારાએ કાઢેલી મારા વડાવાની તસવીર) મારી માલકીની છે અને નિચે કહેલે બધે વખતે હતી. અને તેવી બીજી તસવીર છતમાં નથી. (અથવા પઈસા ખરચીને તેની જગાએ બીજી તેવી વસ્તુ મુકી શકાય એવી જાતની તે મિલકત નથી એમ બતાવનારી જે હકીકતો હોય તે લખવી.)

૨. તારીખ માહે સન ૧૮ રોજ તે સુરક્ષિત રાખવા સારૂ મેં પ્રતિવાદીને આપી.

૩. તારીખ માહે સન ૧૮ રોજ મેં તે પ્રતિવાદી પાસેથી માગી, અને તે રાખી મુકવા સારૂ જે વ્યાજબી ખરચ થયું હોય તે લે એમ કહ્યું.

૪. પ્રતિવાદી તે મારે સ્વાધિન કરવાને ના પાડે છે. અને મને એવી દેહશત આપે છે કે, જો સ્વાધિન કરવાનુ કહીશ તો તે હું છુપાવીશ, કોઈને આપી દેઈશ, કડકા કરી નાંખીશ, અથવા તેને નુકશાન કરીશ.

૫. સદરહુ ( તસવીર ) જાય તો પઈસાની રકમ અપાવવાથી મને પુરો બદલો મળવાનો નહી.

હું એવો ફેસલો માગુ છું કેઃ—

૧. પ્રતિવાદીને તાકીદ આપીને તેને સદરહુ (તસવીર) કોઈને આપી દેતાં, નુકશાન કરતાં, અથવા છુપાવતાં અટકાવવો.

૨. તેણે મને તે પાછી આપવી.

---

## નંબર. ૧૦૪.

### ઈન્ટરપ્લીડર.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. નીચે કહેલા હક્ક જે તારીખે જણાવવામાં આવ્યા તે પહેલાં એક ग. ह. એ (મિલકતનું વર્ણન કરવું )મારી પાસે (સુરક્ષિત રાખવા સારૂ ) મુકી.

૨. (સદરહુ ग. ह. એ તે મને લખી આપી છે એમ કહીને તે આધારે) પ્રતિવાદી क. ड. તેના ઉપર હક્ક જણાવે છે.

૩. (પ્રતિવાદી इ. फ. ને તે માલ આપવો એવો સદરહુ ग. ह. નો હુકમ છે તે ઉપરથી ) પ્રતિવાદી इ. फ. પણ તે ઉપર હક્ક જણાવે છે.

૪. પ્રતિવાદીઓના પોત પોતાના હક્કો વિષે મને કાંઈ માલમ નથી.

૫. સદરહુ મિલકત ઉપર મારો કાંઈ હક નથી, અને કોરટ ફરમાવશે તે સખસને તે આપવાને હું તઈઆર અને રાજી છું.

૬. એમાંથી કોઈ પ્રતિવાદી સાથે મિલાપી થઈને આ ફરિયાદ આણી નથી.

મારી અરજ નીચે પ્રમાણે ફેંસલો મળવાની છે:—

(૧.) પ્રતિવાદીઓને તાકીદ આપીને તે મિલકત વિશે મારા ઉપર કાંઈ કામ ચલાવતાં અટકાવવા.

(૨.) સદરહુ મિલકત ઉપરના તેમના દાવા વિશે માંહોમાંહે વાદ ચલાવવાનું તેમને કહેવું.

(( ૩ ) તે વાદ ચાલે ત્યાંહાં સુધી સદરહુ મિલકત લેવાનો કોઈ સખસને અખત્યાર આપવો.)

( ૪. ) તે ( સખસને ) તે મિલકત સ્વાધિન કરયા પછી તે સંબંધી બંન્ને પ્રતિવાદીઓની બધી જવાબદારીમાંથી મને મોકળો કરવો.

---

## નંબર. ૧૦૫.

મેયતની મિલકતનો વહિવટ થવા સારૂ લેહેણદારે કરવાની.

( મથાળું. )

હું, अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. મેયત इ. फ. રેહેનાર નો મરી ગયો તે વખતે તેની પાસે મારી (અહીં લેહેણાનું સ્વરૂપ લખવું તથા કાંઈ જામીનગીરી હોય તો તે લખવી ) રકમ લેહેણી હતી, અને હજી તેની ઇસ્ટેટ ઉપર તે લેહેણી છે.

૨. સદરહુ इ. फ. એ તારીખ માહે સન ૧૮ રોજ પોતાનું મૃત્યુપત્ર કરીને क. ड.ને તે મૃત્યુપત્ર ચલાવનાર નિમ્યો (અથવા પોતાની ઇસ્ટેટ જુમ્મા (ટ્રસ્ટ) માં મુકીને તેની મૃત્યુપત્રથી વ્યવસ્થા કરી વગેરે, અથવા મૃત્યુપત્ર કરયા વગર મુઓ, જે પ્રમાણે હોય તે પ્રમાણે લખવું.)

૩. સદરહુ क. ड. એ તે મૃત્યુપત્ર શાબીત કરયું (અથવા વહિવટપત્ર તેને મળ્યું વગેરે. )

૪. સદરહુ इ. फ.ની જંગમ મિલકત (અને સ્થાવર મિલકત અથવા સ્થાવર મિલકતની ઉપજ) પ્રતિવાદીએ પોતે કબજે કરી છે, અને મારૂં સદરહુ લેહેણું મને આપ્યું નથી.

૫. સદરહુ इ. फ. તારીખ માહે સન અથવા તે સુમારમાં મરી ગયો.

૬. મારી અરજ એ છે કે સદરહુ મેયત इ. फ. ની જંગમ (અને સ્થાવર ) મિલકતનો હિસાબ લેવો, અને કોર્ટના હુકમનામા પ્રમાણે તેનો વહિવટ કરવો.

---

## નંબર. ૧૦૬.

વિશેષ મૃતલેખાર્પિતદાન લેનારે મેયતની મિલકતના વહિવટ બદલ કરવાની.

( મથાળું. )

(નમુના ૧૦૫ માં આ પ્રમાણે ફેરફાર કરવો):—

(પેહેલો પારેગ્રાફ છોડી દેવો અને બીજો પારેગ્રાફ શરૂ કરવો) ના રેહેનાર મર્ઈયત इ. फ. એ પોતાનું છેલ્લું મૃત્યુપત્ર તારીખ માહે સન ને રોજ યોગ્ય રીતે કરીને क. ड. ને તે મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યો, અને તે મૃત્યુપત્રથી મને (આ ઠેકાણે વિશેષ મૃતલેખાર્પીતદાન હોય તે લખવું) આપ્યું.

પારેગ્રાફ ૪ ને ઠેકાણે લખવું કેઃ—

સદરહુ इ. फ. ની જંગમ મિલકત પ્રતીવાદીના કબજામાં છે અને બીજી વસ્તુઓની સાથે સદરહુ (આ ઠેકાણે મૃત્યુપત્રથી જે વિશેષ વસ્તુ આપી હોય તેનું નામ લખવું) પણ તેના કબજામાં છે.

પારેગ્રાફ ૬ ની શરૂવાતમાં જે લખ્યું છે તેને ઠેકાણે લખવું કેઃ—

મ્હારી અરજ એ છે કે, સદરહુ (આ ઠેકાણે મૃત્યુપત્રથી જે વિશેશ વસ્તુ આપી હોય તેનું નામ લખવું), અથવા ફલાણું વગેરે. મને આપવાનો પ્રતીવાદીનો હુકમ કરો.

---

## નંબર ૧૦૭.

મૃત્યુપત્રમાં જેને પૈસાની દેણગી આપવાનું લખ્યું હોય તેણે મૈયતની મિલકત ના વહિવટ બદલ કરવાની.

(મથાળું).

(નમુના ૧૦૫ માં આ પ્રમાણે ફેરફાર કરવો):—

(પારેગ્રાફ ૧ છોડી દેવો અને પારેગ્રાફ ૨ ને બદલે લખવું કે) ના રેહેનાર મર્ઈયત इ. फ. એ પોતાનું છેલ્લું મૃત્યુપત્ર તારીખ માહે સન ને રોજ યોગ્ય રીતે કરીને क. ड. ને તે મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યો, અને મૃત્યુપત્રમાં મને રૂ. આપવા ઠરાવ્યા છે.

પારેગ્રાફ ૪ માં "લેહેણા" ને બદલે "મૃતલેખાર્પીતદાન" એમ લખવું.

**બીજો નમુનો.**

इ. फ. વાદી.

અને

ग. ह. પ્રતીવાદી એઓની દરમ્યાન.

હું इ. फ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. अ. ब. રેહેનાર क. એ તારીખ (૧ લી માર્ચ ૧૮૭૩)રોજ પોતાનું લેહેણું મૃત્યુપત્ર યોગ્ય રીતે કરીને પ્રતીવાદીને તથા म. न. (જે મૃત્યુપત્ર કરનારની હયાતીમાંજ મરણ પામ્યો તે) ને મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યા, અને પોતાની સ્થાવર અથવા જંગમ મિલકત પોતાના મૃત્યુપત્ર ચલાવનારાઓ પાસે ટ્રસ્ટી દાખલ રાખવાનું મૃત્યુપત્રમાં લખ્યું, એવી રીતે કે તેનું ભાડું અને ઉત્પન્ન મારી હયાતી સુધી મને આપવું; અને મારા ગુજર્યા પછી મ્હારો કોઈ છોકરો ૨૧ વર્ષની ઉમરે ન પોંહોચે અથવા છોકરી તેટલી ઉમરે ન પોંહોચે કે તેનું લગન ન થાય એમ બને તો,—ઉપર કહ્યું તે પ્રમાણે મારી સંતતી વગર હું મરણ પામું તે વખતે તે મૃત્યુપત્ર કરનાર મૃત્યુપત્ર કર્યા વગર ગુજરી ગયો હોય તો, મૃત્યુપત્ર કરનારનો કાયદેસર વારસ જે કોઈ થાત તેને પોતાની સ્થાવર મિલકત આપવા

સારૂ, અને મૃત્યુપત્ર કરનારનો છેક નજીકનો સગો જે કોઈ થાત તેને પોતાની જંગમ મિલકત આપવા સારૂ તે ટ્રસ્ટીઓના જુમ્માામાં છે, એમ સમજવું.

૨. ( તારીખ પેહેલી જુલાઈ ૧૮૭૮ ) રોજ મૃત્યુપત્ર કરનાર મઈયત થયો, અને તેનું મૃત્યુપત્ર પ્રતીવાદીએ ( તારીખ ચોથી અકટોબર ૧૮૭૮ ) રોજ શાબિત કર્યું. મ્હારૂં લગ્ન થયું નથી.

૩. મ્રત્યુપત્ર કરનાર પોતાના મરણ વખતે સ્થાવર જંગમ મીલકતનો માલેક હતો; પ્રતીવાદીએ સ્થાવર મિલકતનું ભાડુ લેવા માંડયું, અને જંગમ મિલકત પોતાના કબજામાં લીધી. તેણે સ્થાવર મિલકતનો કાંઇ ભાગ વેચ્યો છે.

વાદીનો દાવો એ છે કે,

(૧) अ. ब. ની સ્થાવર જંગમ મીલકતનો વહીવટ આ કોર્ટ મારફતે કરવો અને તેમ કરવા સારૂ બધા યોગ્ય હુકમો કરવા અને હીસાબ લેવો.

(૨) મુકદમાના સ્વરૂપ પ્રમાણે જે બીજી અથવા વધારે દાદ જોઈએ તે.

इ. फ. વાદી

અને

ग. ह. પ્રતીવાદી એઓની દરમિયાન.

પ્રતીવાદીની લેખી ફેરીઅત.

૧. अ. ब. ના મ્રત્યુપત્રમાં કરજનો બોજો લખેલો હતો તે મરતી વખતે નાદાર હતો. મરતી વખતે તેની કાંઈ સ્થાવર મીલકત હતી તે મીલકત મેં વેચી તેની નકી રકમ. રૂ. ઉપજી અને મ્રત્યુપત્ર કરનારની કાંઈ જંગમ મીલકત હતી તે મેં એકઠી કરી અને તેની નકી રકમ રૂ. ઉપજી

૨. સદરહુ તમામ રકમો તથા સ્થાવર મીલકતના ભાડામાંથી મને મળેલા રૂ. ની રકમ એ મઈઅતને પ્રેતસંસ્કાર કરવામાં મ્રત્યુપત્ર સબંધી ખરચ કરવામાં અને મૃત્યુપત્ર કરનારનું કાંઈ કરજ આપવામાં મેં કામે લગાડી.

૩. મેં મ્હારો હીસાબ પુરો કરીને તેની એક નકલ (તારીખ દસમી જાનેવારી ૧૮૭૫) રોજ વાદીને મોકલી અને તે હિસાબ ખરો છે એમ દેખાડનારી પાવતીઓ જોવાની તમને પુરણ પરવાનગી છે એમ મેં તેમને કહ્યું, પણ મારા કહેવાનો લાભ લેવાની તેણે નાપાડી.

૪. મ્હારી અરજ એ છે કે આ ફરીયાદનું ખરચ વાદીએ આપવું જોઈએ.

---

## નંબર. ૧૦૮.

જુમ્મા ( ટ્રસ્ટ ) નું કામ કરવા બદલ.

ના ની કોર્ટમાં.

દિવાની રેગ્યુલર નંબર.

अ. ब. રેહેનાર વાદી

વિરૂદ્ધ

क. ड. રેહેનાર (હિતાધિકારી અથવા હિતાધિકારી પઇકી એક) પ્રતિવાદી.

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. પ્રતીવાદીના બાપ અને મા સદરહુ इ. फ. તથા ग. ह. એમનું લગ્ન થયું તે વખતે તારીખ માહે સન રોજ અથવા તે સુમારમાં ઠરાવ

પત્ર (સેટલમેન્ટ) કર્યું તેમાં (અથવા પ્રતિવાદી क. ड. અને इ. फ. ના બીજા લેહેણદારોના હિત સારૂ इ फ. ની ઇસ્ટેટ અને માલમતા લખી આપવાનો (આસાઇન્મેન્ટ) દસ્તાવેજ કર્યો, તેમાં નીમેલા ટ્રસ્ટીઓ પઈકી હું એક ટ્રસ્ટી છું.

૨. સદરહુ ટ્રસ્ટીના કામનો બોજો મેં अ. ब. એ પોતાના ઉપર લીધો છે, અને ઉપર કહેલા દસ્તાવેજથી જે સ્થાવર જંગમ મીલકત આપી ( કન્વેડ ) ( અથવા લખી આપી ) ( આસાઈન્ડ ) તેનો ( અથવા તેનો ઉત્પન્નનો) કબજો મ્હારી પાસે છે.

૩. ઉપર કહેલા દસ્તાવેજને આધારે મ્હારો હિત સબંધ છે, એમ સદરહુ क. ड. કેહે છે.

૪. સદરહુ સ્થાવર મિલકતના તમામ ભાડાનો તથા ઉપજનો (અને સદરહુ સ્થાવર મિલકતના કે તે પઈકી કાંઈ ભાગના વેચાણના ઉત્પનનો અથવા જંગમ માલનો, અથવા તે જંગમ માલના કે તેના ભાગના વેચાણના ઉત્પનો, અથવા સદરહુ ટ્રસ્ટનું કામ કરવામાં ટ્રસ્ટી તરીકે મને જે ઉત્પન્ન મળયું તેનો) હિસાબ આપવાની મ્હારી ઈચ્છા છે; અને મ્હારી અરજ એ છે કે સદરહુ क. ड. ની સમક્ષ અને સદરહુ ટ્રસ્ટીના સબંધમાં સોંપેલી ઇસ્ટેટના વહિવટમાં જેમનું હિત છે એમ કોર્ટ ફરમાવે તે બધા સખસોની સમક્ષ સદરહુ કામનો કોર્ટે હિસાબ લેવો, અને સદરહુ क. ड. પ્રતીવાદીના હિત સારૂ અને સદરહુ પ્રમાણે જેમનું હિત હોય તે બીજા સખસોના હિત સારૂ સદરહુ ઇસ્ટેટનો વહિવટ કોર્ટ મારફતે થવો જોઇએ; અથવા સદરહુ क. ड. એ તે વિરૂદ્ધ સારૂ કારણ બતાવવું.

તાજા કલમ—હિતાધિકારીની ફરીયાદ હોય ત્યારે મૃતલેખાર્પીતદાન લેનારે કરવાની ફરિયાદમાં પ્રસંગ પ્રમાણે જરૂરનો ફેરફાર કરીને તે નમુના પ્રમાણે ફરિયાદ અરજી તઇયાર કરવી.

---

## નંબર. ૧૦૯.

ઘરાણીયું છોડાવવાનો હક્ક બંધ કરવાની અથવા વેચવાની.

(મથાળું.)

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સન ૧૮ રોજના એક ઘરાણીયા ખતથી આ કોર્ટની હકુમતમાંનું એક ઘર તથા તેની સાથેનો બાગ અને તેના અંગની વસ્તુઓ મને, મ્હારા વારસને (અથવા મૃત્યુપત્ર ચલાવનાર, મિલકતના વહિવટ કરનાર) અને અસાઈનોને મુદલ રૂ. અને તે ઉપર દર વર્ષે દર સેંકડે રૂ.

પ્રમાણે વ્યાજની જામીનગી તરીકે પ્રતીવાદીએ મને આપી, અને સદરહુ પ્રતીવાદી સદરહુ મુદલ ને વ્યાજ અમુક દીવશે આપે તો તે ઘરાણીયું છોડવું એવી બોલી હતી, તે દીવશ ક્યારનોએ વીતી ગયો છે.

૨. હાલ પ્રતીવાદી પાસે મ્હારા સદરહુ ઘરાણીયા ઉપરથી વ્યાજ મુદલ મળીને રૂ. લેહેણા છે.

૩. વાદીની અરજ એ છે કે-— (અ) સદરહુ રૂ. તથા ફરિયાદ દાખલ કર્યાની તારીખથી વસુલ થાય તે તારીખ સુધીનું જે વ્યાજ ચઢે તે તથા આ ફરિયાદનું ખરચ, કોર્ટ ઠરાવે તે દીવશે પ્રતીવાદીએ મને આપવું, અને ન આપે તો સદરહુ ઘરાણીયા મિલકત છોડવવાનો તેનો હક્ક બંધ થાય, અને તે મિલકતનો કબજો મને મળે; અથવા

(ब) સદરહુ મિલકત વેચવી અને જે ઉપજે તે સદરહુ મુદ્દલ, વ્યાજ અને ખર્ચની રકમ આપવામાં તથા તે આપવાને વાસ્તે કામે લગાડવી; અને (क) જો તે ઉત્પન્ન તે તમામ રકમ અદા કરવાને બસ ન થાય તો ખુટતી રકમ. અને તે અદા થાય ત્યાં સુધીનું તેનું દર વર્ષે દર સેંકડે ૬ ટકા પ્રમાણે વ્યાજ પ્રતીવાદીએ મને આપવું, અને (ड.) તેટલા માટે કોર્ટ યોગ્ય હોય તેવા બધા હુકમો કરવા અને હિસાબ લેવો.

---

## નંબર. ૧૧૦.

ધરાણીયું છોડવવાનો.

(મથાળું)

(નમુના ૧૦૯ માં આ પ્રમાણે ફેરફાર કરવો).

પેહેલા પારેગ્રાફમાં પક્ષકારોનાં નામ અને તેમજ હકીકતો પણ ઉલટપાલટ કરવી.

બીજા પારેગ્રાફને ઠેકાણે નીચે પ્રમાણે લખવું:—

૨. સદરહુ ધરાણીયા ઉપરથી મ્હારે પ્રતીવાદીનું રૂ.            દેવું નિકળે છે. તે હું પ્રતિવાદીને આપવાને તઈયાર તથા રાજી છું, અને આ ફરિયાદ અરજી દાખલ કર્યા પેહેલાં પ્રતિવાદીને તેની ખબર હતી.

ત્રીજા પારેગ્રાફને માટે એમ લખવું કે:—

મ્હારી અરજ એ છે કે, સદરહુ મિલકત ધરાણીયામાંથી હું છોડવું અને પ્રતિવાદીને રૂ.            તથા વ્યાજ અને કોર્ટ ખર્ચ આપવાનો હુકમ કરે (તો) તેટલું ખર્ચ કોર્ટ ઠરાવે તે દિવશે હું આપું, એટલે પ્રતિવાદીએ તે મિલકત મને પાછી આપવી એવો તેને હુકમ કરો, અને તે પાછી આપવાનો દસ્તાવેજ તઇયાર કરી આપવાના કોર્ટે યોગ્ય હોય તે બધા હુકમો કરવા, અને સદરહુ ધરાણીયામાંથી મોકળી કરીને સદરહુ મિલકતનો કબજો મને મળવા સારૂ જરૂર હોય તેવાં બીજાં કલ્મ કરવાનો હુકમ કરવો.

---

## નંબર. ૧૧૧.

કરાર વિશેષ રીતે પુરો કરવા વિશે (નંબર ૧)

( મથાળું )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ            માહે            સન ૧૮            રોજના અને સદરહુ क. ड. પ્રતિવાદીએ સહી કરેલા કરારનામામાં સદરહુ क. ड. એ એવો કરાર કર્યો કે, તે કરારનામામાં વર્ણન કરેલી અને હવાલો આપેલી કાંઈ સ્થાવર મિલકત તેણે રૂ.            માટે મ્હારી પાસેથી ખરીદ કરવી (અથવા મને વેચવી).

૨. સદરહુ क. ड. ને સદરહુ કરારમાં તેના ભાગનું જે કરવાનું છે તે પુરૂં કરી આપવા મેં કહ્યું, પણ તે પ્રમાણે તેણે કર્યું નહીં.

૩. હું अ. ब. તે કરારનામાનો મ્હારો ભાગ પુરો કરવાને પ્રથમથી અને હજીએ તૈયાર તથા રાજી છું, અને તે વાતની સદરહુ क. ड. ને ખબર થએલી છે.

૪. વાદીની અરજ એ છે કે, સદરહુ क. ड. ને સદરહુ કરાર પુરો કરવાનો, અને

સદરહુ મિલકતનો મને (अ. ब. ને) પણ કબજો આપવાને જરૂર હોય તે બધાં કૃત્ય કરવાનો, (અથવા સદરહુ મિલકતનો કબજો અને ખરીદી ખત (કન્વેયન્સ કબુલ કરવાનો) અને ફરિયાદનું ખરચ આપવાનો હુકમ કરો.

(તાજા કલમ:—કાંઈ કરારનામું પાછું અણાવીને રદ કરવાની ફરિયાદ હોય તો પારેગ્રાફ ૨ અને ૩ છોડી દેવા અને તેમને ઠેકાણે એક પારેગ્રાફ ઘાલવો, તેમાં જે કારણોને લીધે તે કરારનામું પાછું મંગાવી રદ કરવું જોઈએ તે કારણો દર્શાવવાં; જેવાં કે મેં તે ઉપર ચુકથી, કબજે પડવાથી, વિપત્તિમાં પડવાથી, અથવા પ્રતિવાદીના કપટથી સહી કરી, અને માગવાની દાદ હોય તે પ્રમાણે અરજ માગવામાં ફેરફાર કરવો).

---

## નંબર. ૧૧૨.

કરાર વિશેષ રીતે પુરો કરવા વિશે (નંબર. ૨)

(મથાળું)

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છે કે:—

૧. આ સાથે જોડેલા કરારનામામાં વર્ણન કરેલી અમુક સ્થાવર મિલકતનો તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદી પુરણ રીતે હક્કદાર હતો.

૨. તેજ દિવશે મેં અને પ્રતિવાદીએ પોત પોતાની સહીઓ કરીને એક કરારનામું કર્યું, તેની એક નકલ આ સાથે જોડી છે.

૩. તારીખ માહે સન ૧૮ રોજ મેં પ્રતિવાદીને રૂ. આપવા માંડયા અને સદરહુ મિલકતનું ખરીદીપત્ર (કન્વેયન્સ) માગ્યું.

૪. તારીખે માહે સન ૧૮ રોજ મેં ફરીને તે ખરીદીપત્ર માગ્યું, (અથવા તે મિલકત મને ખરીદ કરી આપવાને પ્રતિવાદીએ ના કહી.)

૫. પ્રતિવાદીએ તે ખરીદીપત્ર (કન્વેયન્સ) કરી આપ્યું નથી.

૬. પ્રતિવાદીને સદરહુ મિલકતની ખરીદીની રકમ આપવાને હજીએ હું તઈયાર અને રાજી છું.

મ્હારી અરજ એવો ફેંસલો માગવાની છે કે:—

(૧) સદરહુ મિલકતનું જોઈએ તેવું ખરીદી ખત ( કન્વેયન્સ ) પ્રતિવાદીએ મને કરી આપવું, ( કરારનામાની શરતો પ્રમાણે ).

(૨) તે ન કરી આપ્યા બદલ નુકશાનીના રૂ. તેણે મને આપવા.

---

## નંબર. ૧૧૩.

પંચાળું.

( મથાળું. )

હું अ. ब. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. આ કોર્ટની હકુમતમાં ઠેકાણે હું અને સદરહુ क. ड. ગયા વર્ષથી ( અથવા મહિનાથી ) અમારી પોત પોતાની સહીઓ કરીને પંચાળાની કાંઈ કલમો લખેલી છે તે પ્રમાણે ( અથવા અમે પોત પોતે સહી કરીને શિક્કો મારેલા અમુક દસ્તાવેજ (ડીડ) પ્રમાણે, અથવા મ્હારી અને સદરહુ પ્રતિવાદીની વચ્ચે મોઢાની કબુલાયત થઈ તે પ્રમાણે) એકઠો ધંધો ચલાવીએ છીએ.

૨. આ પ્રમાણે પાંતીદાર તરીકે મ્હારી અને પ્રતિવાદીની વચ્ચે ઘણી તરેહના ટંટા અને વાંધા ઉત્પન્ન થયા છે, તેથી કરીને પાંતીદારોને ફાયદો થાય એવી રીતે પંત્યાળામાં સદરહુ ધંધો ચલાવવાનું અશક્ય થયું છે.

૩. સદરહુ પંત્યાળું તોડી નાંખવું એવી મ્હારી ઈચ્છા છે, અને સદરહુ કલમો (અ-થવા ડીડ, અથવા કબુલાયત)ની શરતો પ્રમાણે પંત્યાળાના કરજમાં અને જવાબદારીઓમાં મ્હારો ભાગ આપવાને હું તૈયાર અને રાજી છું.

૪. કોર્ટને મ્હારી એવી અરજ છે કે, સદરહુ પંત્યાળું તોડવાનું હુકમનામું કરવું, અને સદરહુ પંત્યાળાના વ્યાપારનો હિસાબ કોર્ટે લેવા અને તેની માલમતા વસુલ કરવી. અને આ પ્રમાણે પંત્યાળાનો હિસાબ કરતાં હરેક પક્ષકાર પાસે જે બાકી નિકળે તે કો-ર્ટમાં ભરવાનો તેને હુકમ કરવો, અને સદરહુ પંત્યાળાનું કરજ અને જવાબદારીઓ અદા કરવી અને વાળવી, અને પંત્યાળાની માલમતામાંથી ફરિયાદનું ખરચ આપવું, તથા આ પ્રમાણે આપીને મુક્ત થયા પછી અને સદરહુ ખરચ આપ્યા પછી તે માલમતા પૈકી કાંઈ બાકી રેહે તો તે મ્હારી અને પ્રતિવાદી વચ્ચે સદરહુ કલમોની (ડીડની અથવા કબુ-લાયતની) શરતો પ્રમાણે વેંહેચી આપવું; અથવા સદરહુ માલમતા તે કરજ, જવાબદારીઓ અને ખર્ચ અદા કરવાને બસ ન થાય તો તે અદા કરીને તેમાંથી મુક્ત થવા સારૂ એક ભંડોળ એકઠું કરવાને વ્યાજબી હોય તે પ્રમાણમાં મને અને સદરહુ પ્રતિવાદીને હિસ્સો ભરવાનો હુકમ કરવો, અને કોર્ટને યોગ્ય લાગે તેવી બીજી દાદ આપવી.

આ ફરિયાદ અરજી આપનાર રેહેનાર

વાદીનો પ્લીડર અથવા

(તાજા કલમઃ—કોઈ પંત્યાળું સંકેલીને બંધ કરાવવાની ફરિયાદમાં પંત્યાળું તોડી નાખ-વાની અરજ ન લખવી, પણ તેને બદલે એક પારેગ્રાફ મુકીને તેમાં તે પંત્યાળું તુટયાની હકીકત જણાવવી).

---

## નંબર. ૧૧૪.

### ટુંકી હકીકતોના નમુના.

(દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો, કલમ ૫૮.)

| | |
|---|---|
| ધીરેલા પૈસા. | ધીરેલા પૈસા (અને વ્યાજ) બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| ઘણા દાવા. | રૂ. વિશે વાદીનો દાવો છે. તે પૈકી માલ વેચ્યાની કીમતના રૂ. કરજે આપેલા પઈસા રૂ. અને વ્યાજના રૂ. છે. |
| ભાડું. | ચહેલા ભાડાની બાકી બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| પગાર વગેરે. | કારકુન (અથવા જે હોય તે) તરીકે પગારની બાકી બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| વ્યાજ. | ધીરેલા પૈસાના વ્યાજ બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| સાધારણ વરાડ | સાધારણ વરાડનો હિસ્સો લેવા બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| નોર વગેરે. | નોર અને ખોટી થયા બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| સરાફ પાસેની બાકી. | સરાફ તરીકે પ્રતીવાદીની પાસે પૈસા અનામત મુક્યા. તે બદલ રૂ. લેવાનો વાદીનો દાવો છે. |

| | |
|---|---|
| પ્લીડર તરીકેની ફી વગેરે. | પ્લીડર તરીકે કામ કર્યું (અને પ્લીડર તરીકે રૂ. ખરચ્યા) તે વિશે રૂ. લેવાનો વાદીનો દાવો છે. |
| કમીશન. | (હરાજી કરનાર રૂઈના દલાલ, વગેરે જે સ્વરૂપ હોય તે લખવું) તરીકે મેળવેલા કમીશનના રૂ. લેવાનો વાદીનો દાવો છે. |
| વઈદ તરીકે હાજર રેહેવું. | વઈદ તરીકે હાજર રેહેવાના રૂ. નો વાદીનો દાવો છે. |
| પ્રીમીઅમ પાછું લેવા બદલ. | વીમાચીઠી ઉપરથી આપેલા પ્રીમીઅમના રૂ. પાછા લેવાનો વાદીનો દાવો છે. |
| વખારનું ભાડું. | માલ વખારમાં રાખ્યો તેના ભાડાના રૂ. લેવાનો વાદીનો દાવે; છે. |
| માલ પોંહોચાડ્યા બદલ. | આગગાડીથી માલ પોહોચાડયો તેના રૂ. લેવાનો વાદીનો દાવો છે. |
| ઘરનો ઉપયોગ ને ઉપભોગકર્યા બદલ. | ઘરમાં રહ્યા અને ઉપભોગ કર્યા બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| સામાનનું ભાડું. | (ઘર શણગારના સામાન) ના ભાડા બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| કામ કર્યા બદલ. | (સરવેઅર) તરીકે કામ કર્યા બદલ રૂ નો વાદીનો દાવો છે. |
| ઉતારાનો તથા ખાધાનો ખરચ. | ઉતારાના તથા ખાધા પીધાના ખરચ બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| ભણાવવા બદલ. | क्ष. य. ને (ઉતારો આપીને ખવડાવી પીવડાવીને) ભણાવ્યો તે બદલ રૂ. લેવાનો વાદીનો દાવો છે. |
| પોંહોચેલા પઈસા. | વાદીના પ્લીડર (અથવા આડતીયા, અથવા ઉઘરાણી વસુલ કરનાર, અથવા વગેરે) તરીકે પ્રતિવાદીને પોંહોચેલા પઈસા બદલ રૂ. નો વાદીનો દાવો છે |
| કામની ફી. | નું કામ કામ કરનાર કહીને પ્રતિવાદીએ ફી લીધી, તે બદલ રૂ. લેવાનો વાદીનો દાવો છે. |
| વધારે પૈસા આપ્યા બદલ. | રેલવે મારફતે માલ લઈ ગયા બદલ વધારે પૈસા અપાયા તે પાછા લેવાને રૂ. નો વાદીનો દાવો છે. |
| ત્રાહિત પાસેથી પૈસા પાછા લેવા બદલ. | ત્રાહિત તરીકે પ્રતિવાદી પાસે અનામત રાખેલા પૈસા પાછા લેવા બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| ત્રાહિત પાસેથી જીતેલા પૈસા લેવા બદલ. | ત્રાહિત તરીકે પ્રતિવાદીના જુમ્મામાં આપેલા, અને વાદીને આપવા જેવા થએલા પૈસા બદલ રૂ. લેવાનો વાદીનો દાવો છે. |
| મુનીમની પાસે આપેલા પૈસા લેવા બદલ. | વાદીના મુનીમ તરીકે પ્રતિવાદીને આપેલા પૈશા લેવા બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| દગાથી લીધેલા પૈ | વાદી પાસેથી દગાથી પૈસા લીધા તે પાછા લેવા બદલ |

સા. — રૂ. નો વાદીનો દાવો છે.

**ભુલથી આપેલા પૈસા બદલ.** — ભુલથી પ્રતિવાદીને પૈસા આપ્યા તે પાછા લેવા બદલ રૂ. નો વાદીનો દાવો છે.

**પૈસા આપ્યા તેનો બદલો ન મળ્યો તેથી તે પાછા લેવા બદલ.** — (જે કામ કરવાનું છે અથવા કર્યા વગર રહ્યું છે તે બદલ, અથવા બીજાની જવાબદારી લેવા સારૂ કે, તે ન લીધા બદલ અથવા વગેરે) પ્રતિવાદીને પૈસા આપ્યા તે પાછા લેવા બદલ રૂ. નો વાદીનો દાવો છે.

(કંપનીના શેર મને મળે એટલા માટે અનામત તરીકે આપેલા પૈસા પાછા લેવા બદલ રૂ. નો વાદીનો દાવો છે.

**પ્રતિવાદીને સારૂ જામીનદારે આપેલા પૈસા બદલ.** — જામીનદાર તરીકે પ્રતિવાદીને સારૂ પૈસા આપ્યા તે બદલ રૂ. નો વાદીનો દાવો છે.

**ભાડુ આપ્યા બદલ** — પ્રતિવાદીએ ભાડુ આપવાનું તે ભાડાના (વાદીએ) પૈસા આપ્યા બદલ રૂ. નો વાદીનો દાવો છે.

**એકોમોડેશન બીલ ઉપરથી આપેલા પૈસા.** — પ્રતિવાદીની સગવડને વાસ્તે બીલ આફ્ એકસચેંજ સ્વિકાર્યું (અથવા તેનાપર શેરો લખી આપ્યો) તે બદલ રૂ. નો વાદીનો દાવો છે.

**જામીનનોહિસ્સો.** — જામીન તરીકે વાદીએ પૈસા આપ્યા તેનો ફાળો લેવા બદલ રૂ. લેવાની વાદીની ફરિયાદ છે.

**સહ-દેણદારનો.** — વાદી પ્રતીવાદીનું સમાઈક કરજ વાદીએ આપ્યું તેનો હિસ્સો લેવા બદલ રૂ. નો વાદીનો દાવો છે.

**કાલના પૈસા આપ્યા બદલ.** — વાદીને શેરો બલદ જે નુકશાની થાય તે ભરી આપવાને પ્રતિવાદી બંધાયલો હતો; તે શેરના કાલના પૈસા ભર્યા બદલ રૂ. લેવાનો વાદીનો દાવો છે.

**લવાદના નિવાડાને આધારે આપવાના પૈસા.** — લવાદના નિવાડા ઉપરથી આપવાના રૂ. લેવાનો વાદીનો દાવો છે.

**હયાતીના વીમા બદલ.** — મર્હુમ क्ष. य. ની હયાતીના વીમાની ચીઠી ઉપરથી રૂ. નો વાદીનો દાવો છે.

**કરજાઉ ખત.** — રૂ. તથા વ્યાજ આપવાનું લખી આપેલા ખતની રૂઈએ રૂ. લેવાનો વાદીનો દાવો છે.

**પરરાજ્યનો ફેંસલો.** — (રશીઆના રાજ્ય)માં ની કોર્ટના ફેંસલા ઉપરથી રૂ. નો વાદીનો દાવો છે.

**બીલ આફ્ એકસચેંજ વગેરે.** — પ્રતિવાદીએ લખેલા ચેક ઉપરથી રૂ. નો વાદીનો દાવો છે.

પ્રતીવાદીએ બીલ આફ્ એકશચેંજ સ્વિકાર્યુ (અથવા લખ્યું અથવા તેપર શેરો કર્યો તે બદલ રૂ. નો વાદીનો દાવો છે.

પ્રતીવાદીએ વાયદાચીઠી લખી આપી (અથવા તેનાપર શેરે કરી આપ્યો) તે બદલ રૂ.            નો વાદીનો દાવો છે.

બીલ આફ્ એકસચેંજ સ્વિકારનાર તરીકે પ્રતીવાદી अ. ब. ઉપર અને લખનાર (અથવા શેરે કરી આપનાર) તરીકે પ્રતિવાદી क. ड. ઉપર રૂ.            લેવાનો વાદીનો દાવો છે.

જામીનગીરી. માલ વેચ્યો તેની કીમતનો પ્રતિવાદી જામીન થયો તે બદલ તેના ઉપર રૂ.            નો વાદીનો દાવો છે.

માલ વેચ્યો તેની કીમત બદલ (અથવા ભાડાની બાકી બદલ અથવા ધીરેલા પઈસા બદલ અથવા વાદીને વાસ્તે ફેરીઆ તરીકે પ્રતિવાદી अ. ब. ને મળેલા પઈસા બદલ અથવા વગેરે) પ્રતિવાદી अ. ब. ઉપર મુખ્ય તરીકે અને પ્રતિવાદી क. ड. ઉપર જામીન તરીકે રૂ.            નો વાદીનો દાવો છે.

કાલ. શેરોના કાલ બદલ રૂ.            નો વાદીનો દાવો છે.

## ખરચ વગેરે બદલ શેરો.

(ઉપરના નમુનાઓમાં વધારવું કે) અને ખરચ બદલ રૂ.            અને આ સમન પોંહોચે ત્યારથી            દિવશમાં (અથવા કોર્ટ હકુમત બાહાર સમન પોંહોચાડવાનો હોય તો હાજર થવાની મૂદત હુકમમાં ઠરાવી હોય તે લખવી) વાદીને અથવા તેના પ્લીડરને દાવાની રકમ આપશો તો ફરિયાદનું આગળ કામ ચાલતું બંધ થશે.

## નુકશાની અને બીજા દાવા.

મુખત્યાર વગેરે. ફેરીઆ તરીકે વાદીને નોકર રાખવાનો કરાર તોડચા બદલ નુકશાનીનો વાદીનો દાવો છે.

પ્રતીવાદીની નોકરીમાંથી ફેરીઆ તરીકે ગેરવ્યાજબી રીતે વાદીને કાઢી મુકયા બદલ નુકશાન લેવાનો (અને ચઢેલા મુસારાના રૂ.            બદલ) વાદીનો દાવો છે.

વાદીના ઘરની વ્યવસ્થા કરનાર તરીકે વાદીની નોકરી પ્રતિવાદીએ ગેરવ્યાજબી રીતે છોડી તે બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

વાદીના ગુમાસ્તા (અથવા વગેરે) તરીકે પોતાનું કરતવ્ય કરવામાં કસુર કરી તેના નુકશાન બદલ (અને ગુમાસ્તા અથવા વગેરે તરીકે પઈસા મળ્યા તે બદલ રૂ.            નો) વાદીનો દાવો છે.

કરારથી શિખવા રેહેનાર. પ્રતિવાદીની સાથે (અથવા વાદીની સાથે) क्ष. य. એ કરારથી શીખવા રેહેવા વિશેના દસ્તાવેજની શરતો તોડી તેથી થએલું નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

લવાદી. क्ष. य. ના નિવાડા પ્રમાણે ન વર્તવાથી થએલું નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

હુમલો વગેરે હુમલો કરયા બદલ (અને ખોટી રીતે કેદ કરયા બદલ અને અદાવતથી ફોજદારી કામ ચલાવ્યા બદલ) નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

| | |
|---|---|
| ધણી ધણીઆણી એ કરવાનો. | વાદી ક. ડ. ના ઉપર હુમલો કરીને તેને ખોટી રીતે કેદમાં રાખ્યા બદલ થએલી નુકશાની લેવાનો વાદીનો દાવો છે. |
| ધણી ધણીઆણી ઉપરની ફરિયાદ. | પ્રતિવાદી ક. ડ. એ હુમલો કર્યા બદલ નુકશાની લેવાનો વાદીનો દાવો છે. |
| પ્લીડર. | વાદીના પ્લીડર તરીકે પ્રતિવાદીએ ગફલત કરવાથી નુકશાન થયું તે ભરી લેવાનો વાદીનો દાવો છે. |
| નિક્ષેપ. | માલ સંભાળવામાં ગફલત કર્યા બદલ (અને ગેરવ્યાજબી રીતે તે અટકાવી રાખ્યા બદલ) નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે. |
| ધરાણીયું. | ધરાણે મુકેલો સામાન રાખવામાં ગફલત કરયા બદલ (અને ગેરવ્યાજબી રીતે તે અટકાવી રાખ્યા બદલ) નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે. |
| ભાડું. | ઘર સણુગારનો સામાન (અથવા ગાડી) ભાડે આપી તે સંભાળી રાખવામાં ગફલત કર્યા (અને ગેરવ્યાજબી રીતે વગેરે) બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે. |
| સરાફ. | વાદીના ચેકના પઈસા આપવાને ગેરવ્યાજબી ગફલત કર્યા બદલ (અથવા ના કહ્યા બદલ) નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે. |
| બીલ. | વાદીની હુંડીઓ સિકારવાનો કરાર તોડયા બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે. |
| ખત. | નો ધંધો કરનાર નહી એવી શરતના ખત ઉપરથી વાદીનો દાવો છે. |
| અધોવાઈઓ. | આગગાડીમાં વાદીનો માલ લઈ જવાની ના કહ્યા બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે. |
| | આગગાડીમાં વાદીને લેઈ જવાની ના કહ્યા બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે. |
| | આગગાડી મારફતે કોલસા લેઈ જવામાં અને સ્વાધિન કરવામાં તથા તે વિશે પોતાના કરતવ્ય કર્મમાં કસુર કર્યા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે. |
| | જળમાર્ગે યંત્ર લઈને હવાલે કરવામાં અને તે સબંધી કર્તવ્ય કર્મ કરવામાં કસુર કર્યા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે. |
| વાંહાણ નોરે માંડવાનો કરાર. | (મેરી એ નામનું) વાંહાણ નોરે માંડવાનો કરાર તોડ્યા બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે. |
| માલ પાછો મળવા બદલ તથા નુકશાની બદલ દાવો. | ઘર શણુગારનો સામાન (અથવા વગેરે) પાછો લેવા બદલ, અથવા તેની કીમત બદલ, અને તે અટકાવી રાખ્યા બદલ નુકશાની લેવાનો વાદીનો દાવો છે. |
| માલ લેઈ લીધા બદલ નુકશાની. | માલ, ઘર શણુગારનો સામાન વગેરે વાદી પાસેથી ગેરવ્યાજબી રીતે લેઈ લીધો તે બદલ વાદીનો દાવો છે. |
| આબરૂલીધાબદલ | આબરૂ લીધા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે. આળ મુકયા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે. |

ગેરવ્યાજબી રીતે મિલકતધરવાબાબત — અયોગ્ય રીતે કરજમાં મિલકત ધરચા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

(જે ધરવા વિશે ફરિયાદ હોય તે ધરવાનું ગેરવ્યાજબી હોય અથવા હદ ઉપરાંત હોય અથવા ગેરશીરસ્ત હોય તોએ આ નમુનો બસ છે.)

કબજે કઢાવા બાબત. — મેહેલ્લામાં ઘર નંબર નો અથવા ના માં ના માંની બ્લાક એકર નામની ખેતીની જમીનનો કબજો લેવા બદલ વાદીનો દાવો છે.

હક્ક ઠરાવીને ભાડું વસુલ કરવા બદલ. — (અહિંયાં મિલકતનું વર્ણન લખવું)એ ઊપરનો પોતાનો હક્ક ઠરાવીને તેનું ભાડું વસુલ કરવાનો વાદીનો દાવો છે.

(પાછળના બે નમુના એકઠા થઇ શકે).

માંછલાં મારવાનો હક્ક. — માંછલાં મારવાના વાદીના હક્કમાં હરકત કર્યા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

દગો. — ઘોડા(અથવા ધંધો અથવા શેર અથવા વગેરે)ના વેચાણ વખતે દગાથી ખોટું સમજાવ્યા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

अ. ब. ના પતિઆર વિશે દગાથી ખોટું સમજાવ્યા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

હામી. — अ. ब. ની હામીનો કરાર તોડયો તે બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

પ્રતિવાદીના મુખતિયાર તરીકે મિલકત ધરવામાં વાદીને નુકશાન થાય તે ભરી આપવા બાબતનો કરાર તોડયો તે બાબત નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

વીમો. — (રાયલ ચાર્ટર) એ નામના વાંહાણની વીમાચીઠી ઉપરથી થએલું નુકશાન અને માલનું નોર (અથવા પ્રીમીઅમો પાછા) લેવાનો વાદીનો દાવો છે.

(માગેલું નુકશાન પુરેપુરૂ કે થોડું ઘણું થયું હોય તોએ આ નમુનો બસ છે.)

આગનો વિમો. — ઘર અને સામાનની આગની વીમાચીઠીને આધારે થએલું નુકશાન ભરી લેવા બદલ વાદીનો દાવો છે.

ઘરનો વીમો ઉતરાવવાનો કરાર તોડચા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે

જમીનનો માલક અને ભાડુત. — ઘર મરામતમાં રાખવાનો કરાર તોડચા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

જમીનનો માલક અને ભાડુત. — ખેતીની જમીનના પટામાં કરેલા કરાર તોડચા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

વૈદ. — વૈદ તરીકે પ્રતિવાદીની ગફલતને લીધે વાદીને ઇજા થઇ તે બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

ઉપદ્રવી જનાવર. — પ્રતિવાદીના કુતરાએ ઇજા કરી તે બદલ નુકશાની ભરી લે-

વાનો વાદીનો દાવો છે.

ગફલત. પ્રતિવાદીએ અથવા તેના નોકરે ગાડી હાંકવામાં ગફલત કરી તેથી વાદીને ઈજા થઈ તે બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

પ્રતીવાદીની આગગાડીમાં વાદી ઉતારૂ હતો, તે વખતે પ્રતીવાદીના નોકરોએ ગફલત કરી તેથી તેને ઈજા થઈ તે બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

પ્રતીવાદીના રેલવે સ્ટેશનની સ્થિતિમાં કંઇ ખામી હોવાથી તે સ્ટેશન ઉપર વાદીને ઇજા થઇ તે બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

સન ૧૮૫૫ નો આકટ નંબર ૧૩. પ્રતીવાદીની આગગાડીમાં મઇયત अ. ब. ઉતારૂ હતો, તે વખતે પ્રતિવાદીના નોકરોની ગફલતને લીધે તેને ઇજા થઈ, અને તેથી તે મઇયત થયો; તે બદલ નુકશાન ભરી લેવા સારૂ સદરહુ अ. ब. મઇયતના મૃત્યુપત્ર ચલાવનાર તરીકે વાદીનો દાવો છે.

લગ્નનું વચન. લગ્નનું વચન તોડયા બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

માલનું વેચાણ. માલ કબુલ કરી તેની કીમત આપવાનો કરાર તોડયો તે બદલ નુકશાની લેવાનો વાદીનો દાવો છે.

રૂ (અથવા વગેરે) સ્વાધીન કર્યું નહીં (અથવા થોડું સ્વાધીન કર્યું અથવા તે હલકી જાતનું હતું અથવા વેચાણનો કરાર બીજી રીતે તોડયો હોય તે) તે બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

માલનું વેચાણ. ઘોડા વીશેની ખાત્રી આપી હતી તે તુટી તે બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

જમીનનું વેચાણ. જમીન વેચવાનો (અથવા ખરીદવાનો) કરાર તોડયા બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

ઘર ભાડે આપવા વિષે (અથવા લેવા વિશે) કરાર તોડયા બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે

કોઈ પોંચખાનાનો પટો, ગુડવીલ, જડેલો સામાન, અને વેહેપારની પુંજી વેચવાનો (અથવા ખરીદવાનો) કરાર તોડયા બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

જમીનના વેચાણમાં તેના ઉપરનો હક્ક પુરો કરી આપીશ (અથવા ભોગવટામાં હેલો હરકત થવા દેઈશ નહી અથવા વગેરે) એવો કરાર તોડયા બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

જમીન ઉપર પ્રવેશ. પ્રતીવાદી ગેરવાજબી રીતે વાદીની જમીનમાં આવ્યો, અને તેના કુવામાંથી પાણી કાહાડયું (અથવા તેનું ઘાસ કાપ્યું અથવા તેનાં ઈમારતનાં લાકડાં તોડયાં અથવા તેની વાડ ભાગી, અથવા તેનો ઝાંપો ખશેડયો, અથવા તેનો રસ્તો કે મારગ વાપર્યો, અથવા તેના ખેતરમાં થઇને પેલી તરફ ગયો, અથવા ત્યાં રેતી લાવીને નાંખી, અથવા ત્યાંથી કાંકરી લેઈ ગયો, અથવા તેની નદીમાંથી પથરા લેઇ ગયો) તે બદલ નુકશાની લેવાનો વાદીનો દાવો છે.

આધાર. વાદીની જમીનનો (અથવા ઘરનો અથવા ખાણનો) આધાર ગેરવ્યાજબી રીતે કાઢી લીધા બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

મારગ. (જાહેર રાજમારગમાં અથવા ખાનગી રસ્તામાં) ગેરવ્યાજબી રીતે અટકાવ કર્યા બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

પાણીનો પ્રવાહ વગેરે. ગેરવ્યાજબી રીતે પાણીનો પ્રવાહ વાળ્યો (અથવા તે અટકાવ્યો અથવા તે પાણી ગંદુ કર્યું અથવા તેમાંનું પાણી બીજી તરફ વાળ્યું) તે બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

વાદીની જમીન ઉપર (અથવા વાદીની ખાણમાં) ગેરવ્યાજબી રીતે પાણી કાઢયું તે બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

વાદીને કુવાનું પાણી લેતાં ગેરવ્યાજબી રીતે અટકાવ કર્યો, તે બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

ચરાઈ. વાદીના ચરાવવાના હક્કનો ભંગ કર્યા બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

( ચરાવવાના હક્કનું સ્વરૂપ ગમે તેવું હોય તોપણ આ નમુનો બસ છે.)

અજવાળું. વાદીના ઘરમાં અજવાળું પડવામાં અટકાવ કર્યા બદલ નુકશાની લેવાનો વાદીનો દાવો છે.

કારીગરીનો પટો. વાદીના કારીગરીના પટામાં ભંગ કર્યા બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

ગ્રંથસ્વામીત્વ વાદીના ગ્રંથસ્વામીત્વના હક્કનું ઉલ્લંઘન કર્યા બદલ નુકશાની લેવાનો વાદીનો દાવો છે.

વેપારની નીશાની. વાદીના વેહેપારની નીશાની ગેરવ્યાજબી રીતે વાપર્યા બદલ (અથવા તેની નક્લ કર્યા બદલ) નુકશાની લેવાનો વાદીનો દાવો છે.

કામ. વાંહાણુ બાંધવાનો ( અથવા ઘરની મરામત કરવાનો વગેરે ), કરાર તોડ્યા બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

વાંહાણુ બાંધવા વગેરેમાં વાદીને નોકર રાખવાનો કરાર તોડયા બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

ઉપદ્રવ. પ્રતીવાદીના કારખાનામાંથી (અથવા વગેરે) નઠારી વાસ મારતી વરાળ નીકળે છે તેને લીધે વાદીના ઘર, ઝાડ, પાક વગેરેને થએલું નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

પ્રતિવાદીના કારખાનામાંથી ( અથવા તબેલામાંથી અથવા વગેરે) સોરબકોર થાય છે, તે ઉપદ્રવથી થએલું નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

તાકીદ. (શેરામાં એવું ઉમેરવું કે):—અને તાકીદ બદલ.

(જમીનનો અથવા હક્ક ઠરાવવાનો અથવા તે બંનેનો દાવો હોય ત્યારે શેરામાં એવું ઉમેરવું કે):—

દરમ્યાનની ઉપજ. અને દરમ્યાનની ઉપજ બદલ.

ચઢેલું ભાડું. અને ભાડાનો હિસાબ લેવા બદલ અથવા ચઢેલા ભાડા બદલ.

કરાર તોડ્યા બદલ. (મરામતનો કરાર તોડયા બદલ.)

